# સમર્પણ

## મારા પ. પૂ. પિતાશ્રી, ગૌર મોહન દે (૧૮૪૯-૧૯૩૦)ને

જે કૃષ્ણના પરમ ભક્ત હતા, અને જેમણે મારા જીવનના પ્રારંભથી જ, કૃષ્ણભાવના-ભર્યા શિશુ તરીકે મારું સંવર્ધન કર્યું. મારી કિશોરાવસ્થામાં તેમણે મને મૃદંગ વગાડતાં શીખવ્યું. પૂજા કરવા માટે રાધા-કૃષ્ણની મૂર્તિ મને આપી, અને મારી બાલ્યાવસ્થાની રમતમાં ઉત્સવ ઉજવવા, જગન્નાથજીનો રથ પણ, તેમણે મને આપ્યો. એ મારા પ્રત્યે ખૂબ વત્સલ હતા, અને એમની પાસેથી મળેલા વિચારો, મેં મારા જીવનમાં ઉતાર્યા, જે મારા સનાતન પિતા એવા પૂજ્ય સદ્ગુરુદેવની પ્રેરણાથી પછીનાં વર્ષોમાં દૃઢીભૂત બન્યા.

# કૃષ્ણ

## પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર

મહર્ષિ વેદ-વ્યાસની વિખ્યાત રચના
શ્રીમદ્ ભાગવતમ્, દશમ સ્કંધનું
સંક્ષિપ્ત અધ્યયન



લેખક

ૐ વિષ્ણુપાદ પરમહંસ પરિવ્રાજકાચાર્ય ૧૦૮
શ્રી શ્રીમદ્ એ. સી. ભક્તિવેદાંત સ્વામી પ્રભુપાદ



પ્રકાશક

ભક્તિવેદાંત બૂક-ટ્રસ્ટ
હરે કૃષ્ણ લેન્ડ, જુહુ રોડ, જુહુ, મુંબઈ. ૪૦૦૦૪૯
શાખાઓ: ન્યૂયોર્ક, લોસ એન્જલિસ, લંડન, પેરિસ, ફ્રેંકફર્ટ, ટોકિયો

અહમદાવાદ, ગુજરાત : સેવાશ્રમ વસાહત સામે અમદાવાદ ૩૮૨૪૧૦ ટે. ૮૮ ૫૩ ૮૨
બેંગલોર, કર્નાટક : ઇસ્કાન ૨૧૦ બેલરી રોડ સદાશિવનગર, બેંગલોર ૫૬૦૦૮૦ ટે. ૩૬ ૧૫ ૩૯
બરોડા, ગુજરાત : ૧૮ સુજાતા સોસાયટી, ગોત્રી રોડ ૩૯૦૦૧૫ ટે. ૫૫૪૯૯
ભુવનેશ્વર, ઓરિસ્સા : ઇસ્કાન, પો. બો. ન ૧૭૩ નેશનલ હાય વે ન ૫ નાયપલ્લી ૭૫૧૦૦૧ ટે. ૫૩૧૨૫
મુંબઈ મહારાષ્ટ્ર : ઇસ્કાન, હરેકૃષ્ણ લેન્ડ જુહુ, ૪૦૦૦૪૯ ટે. ૬૨૬૮૬૦ /૭૦
કલકત્તા, પ. બંગાલ : ઇસ્કાન ૩ અલ્બેર્ટ રોડ ૭૦૦ ૦૧૭. ટે. ૪૪૩૭૫૭
ચંડીગઢ, પંજાબ : ઇસ્કાન હરેકૃષ્ણ લેન્ડ દક્ષિણ માર્ગ, સેક્ટર, ૩૬-બી ૧૬૦ ૦૩૬ ટે. ૨૬૬૭૪
છાયગરિયા (હરિદાસપુર) પ. બંગાલ : શ્રી પટ્વારી સેવાશ્રમ પો. છાયગરિયા તા. વનગાવ, જિલ્લા ૨૪ પરગના
ગૌહાટી, આસામ : પો. બો. ન ૧૨૭, ૭૮૧ ૦૦૧
ગોવા : ઇસ્કાન હરે કૃષ્ણ કેન્દ્ર ફ્લેટ ન એ. /૧ /૧ સેલ્બિન અપાર્ટ. કલગુટ મર્કેટ કલગુટ બર્ડિઝ ૪૦ ૩૫ ૧૬
હૈદ્રાબાદ આં. પ્ર. : હરે કૃષ્ણ લેન્ડ નામપલ્લી સ્ટેશન રોડ ૫૦૦ ૦૦૧
ઇમ્ફાલ, મણિપુર : હરે કૃષ્ણ લન્ડ સગલપુર તીલીમ રોડ ૭૯૫ ૦૦૧
મદ્રાસ, તમિલનાડુ : ૨૩૨ કીલ્પુક ગાર્ડન રોડ કીલ્પુક મદ્રાસ ૬૦૦૦ ૧૦
માયાપુર, પ. બંગાલ : ચંદ્રોદય મંદિર, શ્રી માયાપુર ધામ, જિલ્લા નદિયા -
નવી દિલ્લી : મ. /૧૧૯ ગ્રેટર કૈલાસ ૧-૧૧૦૦ ૪૮ ટે. ૬૪૨૦૫૮
પંઢરપુર, મહારાષ્ટ્ર : હરે કૃષ્ણ આશ્રમ, ચંદ્રભાગાની સામેની બાજુ જિલ્લા સોલાપુર - ૪૧૩૩૦૪
પુના, મહારાષ્ટ્ર : ૪ તારાપુર રોડ કૅમ્પ પુના - ૪૧૧ ૦૦૧
રાજકોટ, ગુજરાત : ૩૨ અનંત નગર, કાલાવાડ રોડ રાજકોટ - ૩૬૦ ૦૦૩
સીલચર, આસામ : હરે કૃષ્ણ લેન્ડ અમ્બિકાપટ્ટી ૭૮૮ ૦૦૪ જિલ્લા કચાર
સુરત, ગુજરાત : શ્રીરાધા કૃષ્ણ મંદિર, જહાંગીરપુરા રાંદેર રોડ ૩૯૫ ૦૦૫ ટે. ૮૪૨૧૫
ત્રિપુરા : હરે કૃષ્ણ લેન્ડ એ. એ. રોડ મારુપ કાર્યાલય, બનમાલીપુર, અગરતલા - ૭૯૯ ૦૦૧
તિરુપતિ, આ. પ્ર. : ન ૩૭ બી ટાઇપ ટી. ટી. ડી. ક્વાર્ટર્સ, વિનાયક નગર કે ટી રોડ ૫૧૭ ૫૧૦ ટે. ૨૨૮૫
ત્રિવેન્દ્રમ, કેરલા : ટી. સી. ૨૪/ ૧૪૮૫ ડબ્લયૂ. સી. હાસ્પિટલ રોડ તાયકાડ ૬૯૫ ૦૧૪/ ૬૪૧૯૭
વૃંદાવન, યુ. પી. : કૃષ્ણ બલરામ મંદિર, ભક્તિવેદાન્ત સ્વામી માર્ગ રમણ રેતી, મથુરા/ ૧૭૮
વેમનબાર, સૌરાષ્ટ્ર : ઇસ્કોન હરે કૃષ્ણ આશ્રમ નેશનલ હાય વે નં ૮૮ સુરેન્દ્ર નગર ટે. ૯૭

ઇસ્કોનના નીચેના સરનામે સંપર્ક સાધો.
સેક્રેટરી : હરે કૃષ્ણ ધામ, જુહુ, મુંબઈ - ૪૦૦ ૦૪૯

પ્રથમ આવૃત્તિ ૧૯૮૧ ૧૦ ૦૦૦ પ્રતી
બીજી આવૃતિ ૧૯૮૩ ૧૨ ૫૦૦ પ્રતી
ત્રીજી આવૃતિ ૧૯૮૫ ૫૦૦૦ પ્રતી
ચતુર્થ આવૃત્તિ ૧૯૮૬ ૫,૦૦૦ પ્રતી
પાંચમી આવૃત્તિ ૧૯૮૮ ૫૦૦૦ પ્રતી

મુદ્રક : પ્રભાત પ્રિન્ટર્સ એન્ડ સ્ટેશનર્સ, એસ વી. પી. રોડ, મુંબઇ-૪.

# અનુક્રમણિકા


૧. પુરોવચન

૨. બે બોલ

૩. પ્રસ્તાવના

| અધ્યાય | પૃષ્ઠ |
|---|---|
| ૧. કૃષ્ણાવતાર | ૧ |
| ૨. દેવતાઓએ ગર્ભમાં રહેલા શ્રીકૃષ્ણ ભગવાનની કરેલી સ્તુતિ | ૧૦ |
| ૩. ભગવાન કૃષ્ણનો જન્મ | ૨૪ |
| ૪. કંસ તેનો ઉપદ્રવ શરૂ કરે છે | ૩૩ |
| ૫. નંદ અને વસુદેવજીનું મિલન | ૩૮ |
| ૬. પૂતનાવધ | ૪૫ |
| ૭. તૃણાવર્તનો મોક્ષ | ૫૩ |
| ૮. વિરાટરૂપ-દર્શન | ૫૯ |
| ૯. માતા જશોદા કૃષ્ણને બાંધે છે | ૬૭ |
| ૧૦. નલકૂવર અને મણીગ્રીવનો ઉદ્ધાર | ૭૦ |
| ૧૧. વત્સાસુર અને બકાસુરનો વધ | ૭૭ |
| ૧૨. અઘાસુર વધ | ૮૪ |
| ૧૩. શ્રી બ્રહ્માજીએ કરેલું ગોપબાલો તથા વાછરડાનું અપહરણ | ૯૧ |
| ૧૪. શ્રી બ્રહ્માજી દ્વારા ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ | ૧૦૨ |
| ૧૫. ધેનુકાસુર વધ | ૧૨૦ |
| ૧૬. કાલીય મર્દન | ૧૨૬ |
| ૧૭. દાવાનલ-શમન | ૧૩૫ |
| ૧૮. પ્રલંબાસુરનો વધ | ૧૩૮ |
| ૧૯. દાવાનલ-પાન | ૧૪૧ |
| ૨૦. શરદનું વર્ણન | ૧૪૩ |
| ૨૧. ગોપીઓને બંસરીનું આકર્ષણ | ૧૫૪ |
| ૨૨. ગોપકન્યાઓનું વસ્ત્રાહરણ | ૧૫૯ |
| ૨૩. યાજ્ઞિક બ્રાહ્મણોની પત્નીઓની મુક્તિ | ૧૬૪ |
| ૨૪. ગિરિ-ગોવર્ધન-પૂજા | ૧૭૩ |
| ૨૫. વૃંદાવનમાં ભીષણ વર્ષા | ૧૮૦ |

૨૬. અદ્દ્ભુત કૃષ્ણ ૧૮૪
૨૭. સ્વર્ગના રાજા ઈંદ્રે કરેલી સ્તુતિ ૧૮૭
૨૮. વરૂણના બંધનમાંથી નંદ મહારાજની સ્તુતિ ૧૯૨
૨૯. રાસલીલા: પ્રસ્તાવના ૧૯૬
૩૦. ગોપીઓ પાસેથી કૃષ્ણનું અંતર્ધાન થવું ૨૧૨
૩૧. ગોપીઓના ગીતો ૨૧૭
૩૨. રાસલીલાનું વર્ણન ૨૨૪
૩૩. વિદ્યાધરની મુક્તિ અને શંખાસુરનો સંહાર ૨૩૫
૩૪. ગોપીઓની વિરહવેદના ૨૪૧
૩૫. કંસ કૃષ્ણને બોલાવવા અક્રૂરને મોકલે છે. ૨૪૬
૩૬. કેશી દાનવ અને વ્યોમાસુરનો વધ ૨૫૧
૩૭. વૃંદાવનમાં અક્રૂરનું આગમન ૨૫૫
૩૮. અક્રૂરની વળતી મુસાફરી અને યમુના નદીમાં વિષ્ણુલોકની મુલાકાત ૨૬૨
૩૯. અક્રૂરની સ્તુતિ ૨૬૮
૪૦. કૃષ્ણ મથુરામાં પ્રવેશે છે ૨૭૨
૪૧. યજ્ઞ મંડપમાં ધનુષ્યભંગ ૨૭૮
૪૨. કુલયાપીડ હાથીનો વધ ૨૮૩
૪૩. કંસનો વધ ૨૮૭
૪૪. કૃષ્ણ પોતાના ગુરુપુત્રને પાછો મેળવે છે ૨૯૩
૪૫. ઉદ્ધવ વૃંદાવનની મુલાકાત લે છે ૩૦૩
૪૬. કૃષ્ણે ગોપીઓને મોકલેલો સંદેશો ૩૧૧
૪૭. શ્રીકૃષ્ણ પોતાના ભક્તોને પ્રસન્ન કરે છે ૩૨૯
૪૮. પ્રપંચી ધૃતરાષ્ટ્ર ૩૩૬
૪૯. કૃષ્ણ દ્વારકાનો કિલ્લો બંધાવે છે ૩૪૨
૫૦. મુચુકુન્દની મુક્તિ ૩૫૨
૫૧. રણછોડ–કૃષ્ણ ૩૬૨
૫૨. કૃષ્ણ રુક્મિણીનું હરણ કરે છે ૩૭૦
૫૩. કૃષ્ણ સર્વ રાજકુમારોને હરાવે છે અને રુક્મિણીને દ્વારકામાં પોતાને ઘેર લઈ જાય છે ૩૭૮
૫૪. કૃષ્ણ અને રુક્મિણીને ત્યાં પ્રદ્યુમ્નનો જન્મ ૩૮૭
૫૫. સ્યામંતક મણિની વાર્તા ૩૯૨
૫૬. સત્રાજિત તથા શતધન્વાનો વધ ૪૦૦
૫૭. શ્રીકૃષ્ણ પાંચ રાણીઓને પરણ્યા ૪૦૬

૫૮. ભૌમાસુર દાનવની મુક્તિ ૪૧૭
૫૯. કૃષ્ણ અને રુકિમણી વચ્ચેનો વાર્તાલાપ ૪૨૫
૬૦. કૃષ્ણ-કુટુંબની વંશાવળી ૪૪૧
૬૧. ઉષા અને અનિરુદ્ધનું મિલન ૪૪૬
૬૨. કૃષ્ણભગવાન બાણાસુર સાથે યુધ્ધ કરે છે ૪૫૨
૬૩. નૃગ રાજાની વાર્તા ૪૬૨
૬૪. બલરામ ભગવાન વૃંદાવનની મુલાકાત લે છે ૪૬૯
૬૫. પૌન્ડ્રક અને કાશીના રાજાની મુક્તિ ૪૭૪
૬૬. વાનર દ્વિવિદની મુક્તિ ૪૮૦
૬૭. સાંબનું લગ્ન ૪૮૪
૬૮. મહર્ષિ નારદ કૃષ્ણ ભગવાનના વિવિધ નિવાસીઓની મુલાકાત લે છે ૪૯૩
૬૯. શ્રીકૃષ્ણ ભગવાનની દૈનિક પ્રવૃત્તિઓ ૫૦૧
૭૦. ઈન્દ્રપ્રસ્થ નગરમાં ભગવાન કૃષ્ણ ૫૧૨
૭૧. રાજા જરાસંધની મુક્તિ ૫૧૯
૭૨. કૃષ્ણ ભગવાન હસ્તિનાપુર નગરમાં પાછા ફરે છે. ૫૨૮
૭૩. શિશુપાલની મુક્તિ ૫૩૫
૭૪. રાજસૂય યજ્ઞને અંતે દુર્યોધનને શા માટે અપમાન લાગ્યું ? ૫૪૪
૭૫. શાલ્વ અને યાદવો વચ્ચેનું યુધ્ધ ૫૫૦
૭૬. શાલ્વની મુક્તિ ૫૫૫
૭૭. દંતવક્ર, વિદુરથ અને રોમહર્ષણનો વધ ૫૬૦
૭૮. બલ્વલની મુક્તિ અને બલરામ પ્રભુની તીર્થયાત્રાઓ ૫૬૮
૭૯. વિપ્ર સુદામા સાથે કૃષ્ણ ભગવાનનું મિલન ૫૭૪
૮૦. કૃષ્ણ ભગવાને સુદામા બ્રાહ્મણને આપેલું વરદાન ૫૮૪
૮૧. કૃષ્ણ ભગવાન અને બલરામ વૃંદાવનવાસીઓને મળે છે ૫૯૨
૮૨. દ્રૌપદી કૃષ્ણની રાણીઓને મળે છે ૬૦૩
૮૩. વસુદેવે કરેલી યજ્ઞવિધિ ૬૧૧
૮૪. કૃષ્ણ ભગવાને વસુદેવને કરેલો દિવ્ય ઉપદેશ અને દેવકીના મૃત્યુ પામેલા છ પુત્રોનું પુનરાગમન ૬૨૨
૮૫. સુભદ્રાહરણ અને શ્રૃતદેવ તથા બહુલાશ્વની કૃષ્ણે લીધેલી મુલાકાત ૬૩૩
૮૬. મૂર્તિમાન વેદોએ કરેલી સ્તુતિ ૬૪૪
૮૭. શંકર ભગવાનની મુક્તિ ૭૧૬
૮૮. કૃષ્ણની અપ્રતીમ ઐશ્વર્યશક્તિ ૭૩૩
૮૯. કૃષ્ણ ભગવાનનાં લીલાચરિત્રોનું સંક્ષિપ્ત વર્ણન ૭૫૨

# પુરોવચન

निवृत्त तर्षैरुपगीयमानाद्
भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात्।
क उत्तमश्लोक गुणानुवादात्
पुमान् विरज्येत् विना पशुघ्नात्॥

(श्रीमद् भागवत–१०-१-४)

આ 'કૃષ્ણ' ગ્રંથના મુખપૃષ્ઠ ઉપરની છબિ જોઈને, પાશ્ચાત્ય દેશોની રહેવાસી વ્યક્તિ પૂછે છે કે, આ કૃષ્ણ કોણ છે? એમની બાજુમાં ઊભેલી આ બાળા કોણ છે?

એનો તત્કાળ ઉત્તર અપાય : એ કૃષ્ણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, અને એમનાં સનાતન સહચરી, રાધારાણી પડખે ઊભાં છે.

બીજો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ કરાય કે, એ કૃષ્ણને સર્વોચ્ચ પરમેશ્વર કેવી રીતે કહેવાય? એનો ઉત્તર એ છે કે સર્વોત્કૃષ્ટ પરમેશ્વરનાં જે સ્વરૂપ-લક્ષણો વર્ણવાય છે, તે બધાં જ કૃષ્ણમાં વિદ્યમાન છે. બીજી રીતે કહીએ તો કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, કારણ કે તે સર્વ-આકર્ષક છે. જેને સર્વાકર્ષકનો સિદ્ધાંત લાગુ પડે, તે જ પરમેશ્વર હોઈ શકે.

કોઈ સર્વાકર્ષક હોઈ શકે ખરું? વ્યવહારુ અનુભવમાં આપણે નિહાળીએ છીએ કે, લક્ષ્મી, શક્તિ, કીર્તિ, સૌંદર્ય, શાણપણ અને ત્યાગ, એ છ બાબતોને કારણે વ્યક્તિ આકર્ષક બને છે.

આ છએ પ્રકારનાં ઐશ્વર્યો એકત્ર અને અમર્યાદ રીતે જેનામાં હોય તેને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર માની શકાય. વેદપ્રમાણ મુનિ પરાશરે, પરમેશ્વરનાં એ છ ઐશ્વર્ય આલેખ્યાં છે.

આપણે અસંખ્ય શ્રીમંત લોકોને જોયા છે. અનેક શક્તિશાળી વ્યક્તિઓને દીઠી છે, ઘણી વિખ્યાત વ્યક્તિઓ જોઈ છે. કેટલીયે સૌંદર્યવાન વ્યક્તિઓ નિહાળી છે, અનેક વિદ્વાન તથા પંડિત માનવીઓને મળ્યા છીએ, તેમ સંસારનાં ત્યાગી, લૌકિક બાબતોમાં વિરક્ત માનવીઓ જોયાં છે, પરંતુ સમગ્ર માનવ-ઈતિહાસમાં પૂર્ણ પુરુષોત્તમ, કૃષ્ણ જેવી સર્વ

ઐશ્વર્યોથી અમર્યાદ રીતે સંપન્ન, લક્ષ્મીવાન, શક્તિશાળી, વિખ્યાત, સૌંદર્યવાન, ડહાપણભરી તથા અનાસક્ત હોય તેવી કોઈ જ વ્યક્તિ ક્યારેય જોવા મળી નથી. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ, ૫૦૦૦ વર્ષ પહેલાં, આ પૃથ્વી પર પ્રગટેલા એક ઐતિહાસિક અવતાર હતા. સવાસો વર્ષ સુધી આ પૃથ્વી ઉપર વસીને, તેમણે એક માનવીની-માફક કાર્યો કર્યાં, છતાં એમનાં એ લીલા-ચરિત્રો અનન્ય હતાં. એમના પ્રાગટ્યની પળથી એમના દેહોત્સર્ગની ક્ષણ સુધીના એમના જીવનના હરેક લીલા-ચરિત્રનો જોટો જગતભરના ઈતિહાસમાં જડે એમ નથી. તેથી જ, પરમેશ્વર શબ્દનો ભાવાર્થ સમજનારી દરેક વ્યક્તિ, કૃષ્ણને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે સ્વીકારશે જ. પરમેશ્વરનો કોઈ સમોવડીઓ નથી, કે કોઈ એમનાથી વધારે મહાન પણ નથી. "ઈશ્વર મહાન છે" —— એ જાણીતી ઉક્તિનો તત્ત્વાર્થ પણ એ જ છે.

જગતમાં વિવિધ વર્ગના લોકો, જુદી જુદી રીતે, ઈશ્વર વિશે સમજાવે છે; પણ વૈદિક સાહિત્ય અનુસાર, તથા કૃષ્ણ વિજ્ઞાનના પ્રમાણભૂત જાણકાર શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, વિષ્ણુસ્વામી, શ્રી ચૈતન્ય મહાપ્રભુજી જેવા સર્વકાલીન મહાન આચાર્યો અને તેમની શિષ્યપરંપરાના અનુયાયીઓ — સૌની એક સરખી માન્યતા છે કે, કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. વૈદિક સંસ્કૃતિના અનુયાયી આપણા જેવા સર્વ લોકો, વેદમાં આપેલા ઈતિહાસને સ્વીકારે છે કે, સમગ્ર બ્રહ્માંડમાં અથવા ઉચ્ચ કક્ષાના ગ્રહમંડળમાં ઊર્ધ્વલોક, મર્ત્યલોક અથવા મધ્યવર્તી ગ્રહમંડળ અને પાતાળલોક અથવા અધઃલોકના ગ્રહો આવેલા છે. આ પૃથ્વીલોકમાં ૫૦૦૦ વર્ષ પહેલાં બનેલા બનાવો વિશે અર્વાચીન ઈતિહાસકારો ઐતિહાસિક પુરાવા આપી શકતા નથી, અને માનવવંશશાસ્ત્રીઓ કહે છે કે, ૪૦,૦૦૦ વર્ષ પહેલાં આ ગ્રહ - પૃથ્વી - ઉપર આદિમાનવો અસ્તિત્વ ધરાવતા ન હતા; કારણ કે ઉત્ક્રાન્તિ તે કક્ષાએ પહોંચી ન હતી; પરંતુ વૈદિક ઈતિહાસ, પુરાણો તથા મહાભારતમાં, તે ભૂતકાળનાં લાખો અને કરોડો વર્ષો સુધી પહોંચતો, માનવ-ઈતિહાસ વર્ણવાયો છે.

એ વૈદિક સાહિત્યમાં નિરૂપિત લાખો અને કરોડો વર્ષો પહેલાંના સમયનો, કૃષ્ણના અવતાર તથા દેહોત્સર્ગનો ઈતિહાસ એનું ઉદાહરણ છે. ભગવદ્ ગીતાના ચોથા અધ્યાયમાં કૃષ્ણ અર્જુનને કહે છે કે, પોતાના એ અવતાર પહેલાં પણ, પોતે અને અર્જુને અનેક અવતાર લીધેલા, એનું (કૃષ્ણને) પોતાને સ્મરણ હતું, પણ અર્જુનને એની જાણ ન હતી. આ બાબત, કૃષ્ણના જ્ઞાન અને અર્જુનના જ્ઞાન વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરે છે. અર્જુન પોતે એક ખૂબ મહાન યોદ્ધો તથા કુરુવંશનો ખૂબ સંસ્કૃત સભ્ય ભલે હોય, પણ આખરે તો એક સામાન્ય માનવી હતો. જ્યારે પૂર્ણ પુરુષોત્તમ, પરમેશ્વર કૃષ્ણ તો અસીમ જ્ઞાનના સ્વામી છે. એમનામાં અમર્યાદ જ્ઞાન છે, તેથી કૃષ્ણની સ્મરણશક્તિ અનંત છે. કૃષ્ણનું જ્ઞાન એટલું બધું સંપૂર્ણ છે કે, લાખો અને કરોડો વર્ષો પહેલાંના પોતાના અવતારોનું તથા

પવિત્ર છે. અને તેથી જ જેઓ કામનાથી મુક્ત છે, જેવાં કે વેદ-વ્યાસ, નારદજી શુકદેવ ગોસ્વામી, તેઓ આ લીલાઓ પ્રત્યે આકર્ષિત થાય છે, અને સામાન્ય જન પણ વેદવ્યાસની પરંપરાના અનુયાયી અને પ્રતિનિધિ એવા સંતપુરુષ પાસેથી જો કૃષ્ણની કથા સાંભળે તો પવિત્ર થઈને કૃષ્ણભક્ત બને છે. માટે પરમપૂજ્ય સ્વામી પ્રભુપાદજીએ આપેલ આ અગત્યની સૂચનાને ધ્યાનમાં રાખી આ 'કૃષ્ણ-પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર' ગ્રંથને માણવા માટે હું વાચકને અનુરોધ કરું છું.

સનાતન ધર્મના મૂળ ગ્રંથોને ભાવાર્થો સહિત રજૂ કરવાની ભક્તિવેદાંત બુક ટ્રસ્ટની પ્રણાલીને હું બિરદાવું છું અને અત્યંત કિફાયત દરે જાહેર જનતામાં આ ગ્રંથોનું વિતરણ કરવા માટે તેમને ખૂબ ખૂબ અભિનંદન આપું છું. આશા છે કે, આ કૃષ્ણ ગ્રંથ લોકોમા ખૂબ જ લોકપ્રિય થશે, અને આખી દુનિયામાં કૃષ્ણ-ભાવનાનું મોજું પ્રસરાવનાર દિવંગત સ્વામી પ્રભુપાદજીના ભક્તિભર્યા આશીર્વાદો તેમને સાંપડશે.

અંતમાં આપણે યાદ રાખીએ કે,

એકં શાસ્ત્રં દેવકિપુત્રગીતં
એકો દેવો દેવકિપુત્ર એવ ।
એકો મંત્ર સ્તસ્ય નામાનિ યાનિ
કર્માપ્યેકં તસ્ય દેવસ્ય સેવા ॥

"ભગવાન શ્રીકૃષ્ણનું ગીત ( ભગવદ્ ગીતા ) એક-માત્ર શાસ્ત્ર હો, શ્રીકૃષ્ણ જ એક-માત્ર પૂજનીય દેવ હો, તેમના દિવ્ય નામનું રટણ તે જ એક માત્ર મંત્ર હો અને તે પરમેશ્વરની સેવા એ જ જીવ-માત્રનું એક-માત્ર કાર્ય હો"

કરશનભાઈ કે. પટેલ
નિરમા કેમિકલ વર્ક્સ, વટવા, અમદાવાદ.

# ગ્રંથકર્તા

શ્રી શ્રીમદ્ એ. સી. ભક્તિવેદાંત સ્વામી પ્રભુપાદ ૧૮૯૬માં આ જગતમાં—ભારતમાં, કલકત્તામાં પ્રગટ થયા. તેઓ કલકત્તામાં ૧૯૨૨માં પોતાના આધ્યાત્મિક ગુરુ, શ્રીલ ભક્તિસિદ્ધાંત સરસ્વતી ગોસ્વામીને પહેલી વાર મળ્યા.ભક્તિસિદ્ધાંત સરસ્વતી અગ્રગણ્ય ભક્ત, વિદ્વાન અને ચોસઠ ગૌડીય મઠો (વૈદિક સંસ્થાઓ)નો પાયો નાખનાર મહાપુરુષ હતા. તેમને આ સુશિક્ષિત નવજવાન ગમ્યો, અને તેને વૈદિક જ્ઞાનના શિક્ષણ માટે પોતાનું જીવન અર્પવા ખાતરી કરાવી. શ્રીલ પ્રભુપાદ તેમના શિષ્ય બન્યા, અને ૧૯૩૩માં અગિયાર વર્ષ પછી અલ્લાહાબાદમાં તેમણે શિષ્ય તરીકે ઔપચારિક દીક્ષા લીધી.

૧૯૨૨માં તેમના પ્રથમ મિલન વખતે શ્રીલ ભક્તિસિદ્ધાંત સરસ્વતીએ શ્રીલ પ્રભુપાદને અંગ્રેજી ભાષામાં વૈદિક જ્ઞાન પ્રસરાવવા વિનંતી કરી. પાછળથી શ્રીલ પ્રભુપાદે ભગવદ્ ગીતા પર ટીકા લખી અને ગૌડીય મઠને તેના કાર્યમાં મદદ કરી. સને ૧૯૪૪માં કોઈ પણ જાતની મદદ વિના અંગ્રેજી પાક્ષિક શરૂ કર્યું. તેઓ તેનું સંપાદન કરતા, હસ્તલિખિત પત્રો ટાઈપ કરતા અને પ્રૂફરીડિંગ સંભાળતા. વળી તેઓ છૂટક નકલો વેચતા અને પ્રસિદ્ધિ જાળવી રાખવા માટે મહેનત કરતા. એક વાર શરૂ થયેલું એ સામયિક કદી બંધ પડયું નથી, અને હવે તેમના શિષ્યો પશ્ચિમમાં તેને ચલાવી રહ્યા છે.

શ્રીલ પ્રભુપાદના તત્ત્વજ્ઞાન અને ભક્તિની કદર કરીને ગૌડીય વૈષ્ણવ સમાજે ૧૯૪૭માં "ભક્તિવેદાંત" પદવી આપી તેમનું બહુમાન કર્યું. ૧૯૫૦માં ત્રેપન વર્ષની ઉંમરે શ્રીલ પ્રભુપાદ પરિણીત જીવનમાંથી મુક્ત થયા, અને ચાર વર્ષ પછી પોતાનો વધારે સમય પોતાનાં અધ્યયન અને લખાણો માટે આપવા તેમણે વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો. ત્યાર બાદ શ્રીલ પ્રભુપાદે પવિત્ર વૃંદાવનધામમાં નિવાસ કર્યો. ત્યાં ખૂબ જ સામાન્ય સંજોગોમાં તેઓ રહ્યા, અને કેટલાંક વર્ષ ગહન અધ્યયન અને લખાણમાં વિતાવ્યાં. તેમણે ૧૯૫૯માં સંન્યાસ સ્વીકાર્યો. રાધા-દામોદર મંદિરમાં શ્રીલ પ્રભુપાદે પોતાના જીવનની સર્વોત્તમ કૃતિ શ્રીમદ્ ભાગવતમ્ (ભાગવત પુરાણ)ના અઢાર હજાર શ્લોકોનું ઘણા ગ્રંથોમાં કરેલું ભાષાંતર અને ભાષ્ય રચવાનું કામ શરૂ કર્યું. તેમણે 'અન્ય ગ્રહોની સરળ યાત્રા' પણ લખ્યું.

ભાગવતમ્‌ના ત્રણ ગ્રંથો પ્રસિદ્ધ થયા પછી, શ્રીલ પ્રભુપાદ પોતાના આધ્યાત્મિક ગુરુએ આપેલા આદેશને પરિપૂર્ણ કરવા માટે ૧૯૬૫માં અમેરિકા ગયા. તે સમયથી માંડીને, શ્રી ગુરુદેવે ભારતીય તત્ત્વજ્ઞાન અને શાસ્ત્રો પર એંશીથી વધારે ગ્રંથોમાં પ્રમાણભૂત ભાષાંતરો, ટીકાઓ અને સંક્ષેપમાં અધ્યયન રજૂ કર્યાં છે.

કહેવાય છે કે, કોઈ પોતાના જીવનમાં કઠોર વ્રત, તપ અને બલિદાન કરે, તેમ છતાં જો તે કૃષ્ણ પ્રત્યેના સુષુપ્ત ભક્તિભાવને જાગૃત ન કરે, તો 'તેનાં બધાં જ તપ નકામાં ગણાય છે. એથી ઊલટું, જો કોઈએ કૃષ્ણ માટેની પોતાની સુષુપ્ત ભક્તિભાવના જાગૃત કરી હોય, તો પછી નિરર્થક વ્રત અને તપ કરવાની શી જરૂર?

કૃષ્ણભાવના આંદોલન તો આ (કળિ)યુગના પતિત આત્માઓને શ્રી ચૈતન્ય મહાપ્રભુએ અર્પેલી અજોડ બક્ષિસ છે. એની રીત ખૂબ સરળ છે, તેને છેલ્લાં બારેક વર્ષથી, પાશ્ચાત્ય દેશોમાં વાસ્તવિક જીવનમાં અપનાવી લેવામાં આવી છે. કૃષ્ણભાવનાનું આ આંદોલન, માનવજાતની સુષુપ્ત ભક્તિભાવનાને સંતોષે એમાં જરાય શંકા નથી. આ 'કૃષ્ણ' ગ્રંથ પશ્ચિમની દુનિયામાં કૃષ્ણભાવનાના આંદોલનને અન્ય રીતે સહાય કરે છે. તે ઘણાં ચિત્રો સાથે ૩ વિભાગમાં પ્રગટ થયો છે. વિવિધ પ્રકારની કાલ્પનિક કથાઓથી સભર સાહિત્ય વાંચવામાં પોતાનાં સમય અને શક્તિ ખર્ચવાનું લોકોને ગમે છે. એમની એ મનોવૃત્તિને કૃષ્ણ તરફ વાળી શકાય તો, એને પરિણામે, લોકોને વ્યક્તિગત તથા સામૂહિક રીતે, અનંત આત્મસંતોષ મળશે.

ભગવદ્ ગીતામાં કહ્યું છે કે, કૃષ્ણભાવનાને માર્ગે ચાલવાનો થોડોક પણ પ્રયત્ન કરવામાં આવે તો, વ્યક્તિની સૌથી મોટી આપત્તિ પણ ટળી જશે. કૃષ્ણભાવનામાં સહેજ પણ પ્રગતિ કરનાર લોકો, મોટામાં મોટા ભયોમાંથી બચી ગયા હોય, એવાં હજારો અને લાખો ઉદાહરણો મળે છે. તેથી આ આધ્યાત્મિક સાહિત્યનો લાભ લેવા અમે દરેકને આગ્રહપૂર્વક જણાવીએ છીએ. દરેક વ્યક્તિ જોઈ શકશે કે, એક પછી બીજું પાનું વાંચતાં કળા, વિજ્ઞાન, સાહિત્ય, તત્ત્વજ્ઞાન અને ધર્મના જ્ઞાનનો અખૂટ ખજાનો ખૂલી જશે અને છેવટે આ એક 'કૃષ્ણ' ગ્રંથ વાંચવાથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પ્રત્યે ભક્તિભાવ જાગૃત થશે.

હરે કૃષ્ણ !

શ્રીલ ભક્તિસિદ્ધાંત સરસ્વતીનો પ્રાકટ્યદિન — સહી. એ. સી. ભક્તિવેદાંતસ્વામી

ફેબ્રુઆરી ૨૬, ૧૯૭૦

ઈસ્કોનનું મુખ્ય કેન્દ્ર

૩૭૬૪, વત્સેક એવન્યૂ

લૉસ એન્જિલિસ, કૅલિફોર્નિયા

# આવકાર

કૃષ્ણ એટલે જે સૌથી વધુ આકર્ષક છે, જે સૌથી વધુ આનંદ આપે છે તે. અને તેથી હજારો વર્ષોથી મહાન ભક્તો. સંતપુરુષો અને સામાન્ય લોકો પણ અત્યંત રસપૂર્વક તેમની કથા, તેમની દિવ્ય લીલાઓ વિશે સાંભળતા તૃપ્ત થતા નથી. આ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ અલગ અલગ લોકોને તેમના ભગવાન પ્રત્યેના ભાવ પ્રમાણે અલગ અલગ જણાય છે. શ્રીમદ્ ભાગવત કહે છે કે જ્યારે ભગવાન કૃષ્ણ કંસના અખાડામાં દાખલ થયા ત્યારે ત્યાં હાજર રહેલા મલ્લોને કૃષ્ણ વજ્ર જેવા, જનમેદનીને અત્યંત સુંદર મહાપુરુષ રૂપે, સ્ત્રીઓને મૂર્તિમાન કામદેવ રૂપે, ગોવાળિયાઓને તેમના નિકટતમ સ્નેહી તરીકે, હાજર રહેલા ક્ષત્રિય રાજાઓને શાસનકર્તા મહારાજા રૂપે, તેમના માત-પિતાને તેમના પ્રિય બાળક રૂપે, કંસને સાક્ષાત્ મૃત્યુ રૂપે, અજ્ઞાનીઓને તેઓ કોઈ નિર્બળ વ્યક્તિ રૂપે, હાજર રહેલા યોગીઓને પરમાત્મા રૂપે અને યાદવોને તેમના કુળના દીપક રૂપે દેખાયા. આમ કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હોવા છતાં બહુ ભાગ્યશાળી લોકો હોય તે જ તેમના તત્ત્વને સારી રીતે સમજી શકે છે. "બહુનામ્ જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે" ઘણા જન્મોને અંતે જ્યારે મનુષ્યને સાચું જ્ઞાન થાય ત્યારે જ તે સમજે છે કે 'વાસુદેવ: સર્વમિતિ,' વાસુદેવ સર્વસ્વ છે,' સમહાત્મા સુદુર્લભ:' એવો મહાત્મા અત્યંત દુર્લભ છે. આજના આધુનિક કાળમાં લોકો ભગવાનની લીલાઓને દંતકથા અથવા કાલ્પનિક વાર્તાઓ તરીકે મનાવવામાં ફેશન માને છે, ત્યારે અહીં આ 'કૃષ્ણ-પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર' ગ્રંથમાં તેના લખનાર પ. પૂ. સ્વામી પ્રભુપાદજી આ કથાઓને સંપૂર્ણ સત્ય રૂપે રજૂ કરે છે અને દરેક કથા પાછળ રહેલા તત્ત્વાર્થને શુદ્ધ ભક્તની લાગણીથી રજૂ કરે છે, તેથી આ ગ્રંથ અત્યંત હૃદયસ્પર્શી છે અને ભક્તિભાવને પ્રેરણા આપે તેમ છે.

સામાન્ય રીતે આધ્યાત્મિક ગ્રંથો અટપટા તત્ત્વજ્ઞાનથી પૂર્ણ અને સામાન્ય માનવીની સમજથી પર હોય છે, પરંતુ કૃષ્ણની અનેક રસપૂર્ણ લીલાઓને વર્ણવતું આ પુસ્તક પ્રારંભથી અંત સુધી હાથમાંથી નીચે મૂકવાનું મન ન થાય તેવું છે, અને છતાં આ પુસ્તક વાંચી લેવાથી સંપૂર્ણ આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન સરળતાથી સમજાઈ શકે છે.

ખાસ કરીને લોકોમાં ગોપીઓના કૃષ્ણ સાથેના વ્યવહાર વિશે કે રાધા-કૃષ્ણના પ્રણયસંબંધ વિશે અનેક ગેરસમજો વ્યાપ્ત છે. પૂ. શ્રીલ પ્રભુપાદ સમજાવે છે કે આ સંબંધોમાં કોઈ દુન્યવી મૈથુન સંબંધી કામવાસના નથી, પરંતુ સંપૂર્ણ શરણાગત ભક્ત જે રીતે પ્રભુને ચાહે છે, તે જ રીતે પ્રભુ પણ તેમને અપનાવે છે. જેમનું હૃદય કામ-વાસનાથી સંપૂર્ણપણે મુક્ત હોય તે જ વ્યક્તિઓ ગોપી બની શકે છે. આમ રાધા-કૃષ્ણનો પ્રણયસંબંધ આધ્યાત્મિક સંબંધોમાં સૌથી વધુ ઉત્કૃષ્ટ અને

લીલાઓનું એમને સંપૂર્ણ સ્મરણ છે; પરંતુ અર્જુન પોતે એક સામાન્ય માનવી છે, તથા અર્જુનનાં જ્ઞાન તથા સ્મરણશક્તિને દેશ તથા કાળની મર્યાદા છે. ચોથા અધ્યાયમાં કૃષ્ણ જણાવે છે કે, કરોડો વર્ષ પહેલાં પોતે ભગવદ્ ગીતાનો ઉપદેશ સૂર્યદેવ-વિવસ્વાનને આપેલો, તેનું પોતાને સ્મરણ હતું.

આજકાલ નાસ્તિક વર્ગના લોકોમાં એવી ફેશન થઈ પડી છે કે, કોઈ યૌગિક ક્રિયાને અનુસરીને પોતે ભગવાન બનવાનો પ્રયત્ન કરે. સામાન્ય રીતે તો આ નાસ્તિકો પોતાની કલ્પનાશક્તિથી અથવા ઉપજાવી કાઢેલી ધ્યાનપ્રક્રિયાના બળે પોતે ભગવાન હોવાનો દાવો કરે છે. કૃષ્ણ એમના જેવા ભગવાન નથી. ધ્યાનની કોઈ યૌગિક પ્રક્રિયાનું સર્જન કરીને એ ભગવાન બનતા નથી; અથવા તો રહસ્યભરી યૌગિક ક્રિયાઓની કઠોર સાધના કરીને એ ભગવાન બનતા નથી. ખરેખર તો એમને કદી ભગવાન બનવું પડતું નથી, કારણ કે તે સર્વદા પરમેશ્વર છે.

મામા કંસના કારાગૃહમાં પોતાનાં માતાપિતા કેદ હતાં, ત્યાં કૃષ્ણે પોતાનાં માતાજીને ચતુર્ભુજ વિષ્ણુ-સ્વરૂપે દર્શન દીધાં. ત્યાર પછી એક બાળકનું સ્વરૂપ ધારણ કરીને, તેમણે પોતાના પિતાજીને જણાવ્યું કે નંદ મહારાજ અને તેમનાં પત્ની યશોદાને ઘેર પોતાને લઈ જાય. જ્યારે કૃષ્ણ તદ્દન નાના બાળક હતા, ત્યારે તેમને વિકરાળ રાક્ષસી પૂતનાએ મારી નાખવાનો પ્રયત્ન કર્યો, પણ એનું સ્તન-પાન કરતાંની સાથે જ કૃષ્ણે એના પ્રાણ હરી લીધા. ખરેખરા પરમેશ્વર અને યૌગિક કારખાનાઓમાં તૈયાર થયેલા (બનાવટી) ભગવાન વચ્ચે એ જ તફાવત છે. કૃષ્ણે રહસ્યભરી યોગની પ્રક્રિયા કરી ન હતી, તેમ છતાં બાળપણથી નવયૌવન સુધીમાં પગલે પગલે તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર રૂપે જણાયા. આ 'કૃષ્ણ' ગ્રંથમાં તેમનાં સર્વ માનવીય લીલા-ચરિત્રોનું વર્ણન કર્યું છે. તેમાં જો કે કૃષ્ણ એક માનવ તરીકે ભાગ ભજવતા દેખાય છે, તેમ છતાં તેઓ હંમેશાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકેનું વ્યક્તિત્વ પણ જાળવી રાખે છે.

કૃષ્ણ સર્વ-આકર્ષક છે, તેથી દરેક વ્યક્તિએ પોતાની સર્વ ઈચ્છાઓ કૃષ્ણમાં કેન્દ્રિત કરવાનું સમજવું જોઈએ. ભગવદ્ ગીતામાં કહ્યું છે કે, દરેક વ્યક્તિ પોતાના દેહની માલિક અથવા સ્વામી છે, પણ દરેકના અંતરમાં વસતા પરમાત્મા કૃષ્ણ દરેક વ્યક્તિના શરીરના, સર્વોચ્ચ માલિક અથવા સર્વોચ્ચ સ્વામી છે. તેથી જો આપણે આપણી ભક્તિભાવના કૃષ્ણમાં જ કેન્દ્રિત કરીએ, તો તરત જ વિશ્વપ્રેમ, સંપ અને શાન્તિ આપમેળે જ આપણને પ્રાપ્ત થાય. કોઈ માણસ વૃક્ષના મૂળમાં જ જળસિંચન કરે, તો એની મેળે જ ડાળીઓ, ડાંખળાં, પાંદડાં અને ફૂલોને પણ પાણી પહોંચાડે છે. જો કોઈ વ્યક્તિ જઠરને ખોરાક પહોંચાડે, તો તે શરીરના સર્વ અવયવોને પણ પોષણ આપે છે.

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પ્રત્યે પોતાનું ધ્યાન કેન્દ્રિત કરવાની કળા અને પોતાનો ભક્તિભાવ સમર્પિત કરવાની કળાને કૃષ્ણભાવના કહે છે. અમે કૃષ્ણભાવનામૃત આંદોલનનો પ્રારંભ કર્યો છે, તેથી દરેક વ્યક્તિ ફક્ત પોતાની ભાવના કૃષ્ણ તરફ વાળીને, અન્ય સર્વ પ્રત્યે પ્રેમ વહાવવાની મનોવૃત્તિને સંતોષી શકે. બીજાઓને ચાહવાની સુપ્રુપ્ત મનોવૃત્તિને સંતોષવા માટે આખું જગત આતુર હોય છે, પરંતુ સમાજવાદ, સામ્યવાદ, બંધુત્વવાદ, માનવતાવાદ, રાષ્ટ્રવાદ અને વિશ્વશાન્તિ તથા સમૃદ્ધિ માટે ઉપજાવી કાઢેલી અન્ય કોઈ પણ વિચારસરણી નિરર્થક તથા નિરાશાજનક છે, અને તે નિષ્ફળ જવાની જ છે; કારણ કે કૃષ્ણની ભક્તિ કરવાની કળા વિષેનું ઘોર અજ્ઞાન આપણામાં છે. સામાન્ય રીતે લોકો ધારે છે કે, નૈતિક સિદ્ધાંતોના ધ્યેયને આગળ વધારવાથી અને ધાર્મિક ક્રિયાઓમાં પ્રગતિ સાધવાથી તેઓ સુખી થશે. બીજા વિચારે છે કે, આર્થિક પ્રગતિ કરીને સુખ પ્રાપ્ત કરી શકાય; વળી બીજા માને છે કે, ફક્ત ઈન્દ્રિયોનો ઉપભોગ કરીને તેઓ સુખી થશે; પરંતુ ખરેખર વાસ્તવિકતા તો એ છે કે, કૃષ્ણ પ્રત્યેના ભક્તિભાવથી જ લોકો સુખી થઈ શકે. કૃષ્ણ કોઈ પણ વ્યક્તિની ભક્તિભાવનાનો પ્રતિભાવ માધુર્ય અથવા 'રસ'ભર્યા સંબંધથી આપે છે. મૂળભૂત રીતે તો ૧૨ (બાર) પ્રેમસંબંધો છે. દરેક વ્યક્તિ કૃષ્ણને પરમ અગમ્ય પરમેશ્વર, સર્વોત્કૃષ્ટ સ્વામી, પરમ સખા, શ્રેષ્ઠ સંતાન અને સર્વોત્તમ પ્રિયતમ રૂપે ચાહી શકે. આ પાંચ પ્રાથમિક પ્રેમરસ ગણાય છે. એ પાંચ મૂળભૂત સંબંધોથી બાહ્ય રીતે જુદા જણાતા અન્ય સાત સંબંધોથી પણ પરોક્ષ રીતે કૃષ્ણ પ્રત્યે પ્રેમભક્તિ વહાવી શકાય. ગમે તે રીતે પણ વ્યક્તિ પોતાની સુપ્રુપ્ત પ્રેમભાવના કૃષ્ણમાં જ કેન્દ્રિત કરી દે, તો તેનું જીવન સફળ બને છે. આ માત્ર કલ્પના નથી, પણ નક્કર સત્ય છે. જેનો વાસ્તવિક અમલ કરવાથી એને સિદ્ધ કરી શકાય. એમ કરનાર વ્યક્તિ તેનું પરિણામ પ્રત્યક્ષ રીતે જોઈ શકે છે કે, કૃષ્ણ માટેની તેની ભક્તિભાવના તેના જીવન ઉપર છવાઈ ગઈ છે.

ભગવદ્ ગીતાના નવમા અધ્યાયમાં કહ્યું છે કે, આ કૃષ્ણભાવનાનું વિજ્ઞાન (રાજવિદ્યા) સર્વ વિદ્યાઓમાં રાજા, સર્વ રહસ્યોનો પણ રાજા, અને આધ્યાત્મિક સાક્ષાત્કારનું સર્વોત્તમ વિજ્ઞાન છે. તેમ છતાં, આ કૃષ્ણભાવનાના વિજ્ઞાનનાં પરિણામ, આપણે સીધે સીધાં અનુભવી શકીએ છીએ, કારણ કે એને વ્યવહારમાં ઉતારવાં સરળ છે. વળી એ ઘણાં આનંદદાયક પણ છે.

જેટલા પ્રમાણમાં આપણે કૃષ્ણભાવના જીવનમાં ઉતારીએ, તેટલા પ્રમાણમાં તે આપણા જીવનની અસ્કયામત-સંપત્તિ બની રહે છે, કારણ કે તે સર્વ સંજોગોમાં અવિનાશી છે. હવે તો એ ખરેખર સાબિત થઈ ચૂક્યું છે કે, પાશ્ચાત્ય દેશોનાં મૂંઝાયેલાં તથા હતાશ થયેલાં આજનાં યુવક-યુવતીઓ, માત્ર કૃષ્ણ પ્રત્યે જ પ્રેમની લાગણી વાળવાનાં પરિણામ, પ્રત્યક્ષ રીતે નિહાળી શકે છે.

૧૯૬૫માં પોતે જ્યારે પ્રથમ વાર ન્યૂયોર્ક શહેરમાં સ્ટીમરમાંથી ઊતર્યા ત્યારે શ્રીલ પ્રભુપાદ પાસે સાથેસાથ એક પેની સરખી ન હતી. લગભગ એક વર્ષ મહાન મુશ્કેલીમાં પસાર થયા પછી તેમણે ૧૯૬૬ના જુલાઇમાં આંતરરાષ્ટ્રીય કૃષ્ણભાવનામૃત સંઘ નામની સંસ્થા સ્થાપી એમના સંભાળપૂર્વકના માર્ગદર્શન નીચે, આ સંસ્થા દશ વર્ષના ગાળામાં સો સો આશ્રમો, શાળાઓ, મંદિરો સંસ્થાઓ અને ખેતીવાડી ફાર્મોનો વિશ્વવ્યાપી સંઘ બની ગયો.

૧૯૬૮માં શ્રીલ પ્રભુપાદે પશ્ચિમ વર્જિનિયાની ટેકરીઓમાં પ્રાયોગિક ધોરણે વૈદિક પદ્ધતિ પ્રમાણે નવું વૃંદાવન ઊભું કર્યું. એક હજાર એકરથી વધારે વિસ્તાર ધરાવતી પ્રવૃત્તિથી ધમધમતી ઊઠેલ આ વસાહત નવવૃંદાવનની સિદ્ધિથી પ્રેરાઇને ત્યાંના વિદ્યાર્થીઓએ અમેરિકા અને દૂર દૂર એવી વસાહતો ઊભી કરી. તેમજ મુંબઈમાં જૂહુના દરિયાકાંઠે બે કરોડના ખર્ચે ભવ્ય મંદિર અને અતિથિગૃહ તૈયાર થયાં છે.

૧૯૭૨માં પૂજ્ય ગુરુદેવે ટેક્સાસ, ડલાસ, ગુરુકુળની સ્થાપના કરીને પશ્ચિમમાં પ્રાથમિક અને માધ્યમિક કક્ષાના શિક્ષણવાળી વૈદિક પધ્ધતિનું શિક્ષણ દાખલ કર્યું. ૧૯૭૨માં ફકત ત્રણ જ બાળકોથી શરૂ થયેલી આ શાળામાં ૧૯૭૭ની શરૂઆતમાં તો આ સંખ્યામાં એકસો પચાસ સુધી વધારો થયો.

શ્રીલ પ્રભુપાદે ભારતમાં પશ્ચિમ બંગાળમાં શ્રીધામ માયાપુર મુકામે મોટા આંતરરાષ્ટ્રિય કેન્દ્રના બાંધકામ માટે પણ યોજના શરૂ કરી છે. અહીં વૈદિક અધ્યયન અંગે સંસ્થા ઊભી કરવા માટેની યોજના માટે જગા પણ છે. ભારતમાં વૃંદાવનમાં ભવ્ય કૃષ્ણ-બલરામ મંદિર અને આંતરરાષ્ટ્રિય અતિથિગૃહ સાઠ લાખ રૂપિયાના ખર્ચે તૈયાર થયાં છે. વળી ત્યાં બીજા ત્રીસ લાખના ખર્ચે ભવ્ય ગુરુકુલ પણ તૈયાર થયું છે. આ કેન્દ્રોમાં રહીને પશ્ચિમના લોકો ઉચ્ચ કક્ષાની વૈદિક સંસ્કૃતિ વિશે અભ્યાસ કરી શકશે. ગુજરાતમાં અમદાવાદ નજીક કઠવાડા ગામ પાસે પણ સો એકરના ફાર્મની એક વસાહત તૈયાર થઈ રહી છે, જ્યાં ગૌશાળા, કૃષિ-સંકુલ વગેરે વિકસે છે. તેમજ અન્યત્ર નવી વિશાળ જમીન-સંપાદન કરવાની તૈયારી છે જ્યાં આધ્યાત્મિક શિક્ષણ માટે ગુરુકુળ, હસ્ત ઉદ્યોગની સગવડ તથા મંદિર પણ તૈયાર થશે.

પરંતુ શ્રીલ પ્રભુપાદનો સૌથી વધારે મહત્ત્વપૂર્ણ ફાળો તેમના ગ્રંથો છે. વિશ્વની તમામ મોટી મોટી યુનિવર્સિટીઓના પ્રોફેસરો તથા સાક્ષરોને એ ગ્રંથોમાં રહેલી પ્રમાણભૂતતા, ઊંડાણ અને સ્પષ્ટતા પ્રત્યે માન હોવાને લીધે, તેમના ગ્રંથોનો ઘણી કૉલેજોના અભ્યાસક્રમમાં આધારભૂત પાઠ્યપુસ્તકો તરીકે ઉપયોગ કરાય છે. તેમનાં લખાણોનું બેવીસ ભાષાઓમાં ભાષાંતર થયું છે. ફકત શ્રીલ પ્રભુપાદનાં જ પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે ભક્તિવેદાંત બૂક-ટ્રસ્ટની ૧૯૭૨માં સ્થાપના થઈ અને એ આજે ભારતીય ધર્મ

અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં દુનિયામાં સૌથી વધારે પુસ્તકો પ્રગટ કરનાર સંસ્થા છે. તેમાં શ્રીલ પ્રભુપાદનાં છેલ્લામાં છેલ્લાં તૈયાર થયેલાં લખાણો પ્રગટ કરવાની સંપૂર્ણ યોજના છે. શ્રી ચૈતન્યચરિતામૃત નામે સર્વશ્રેષ્ઠ બંગાળી ધાર્મિક કલાકૃતિનું શ્રીલ પ્રભુપાદે ફક્ત અઢાર મહિનામાં સત્તર ગ્રંથોમાં ભાષાંતર અને ટીકા પૂર્ણ કર્યાં હતાં.

છેલ્લાં દશ વર્ષમાં તેમની વયોવૃદ્ધ અવસ્થા હોવા છતાં, શ્રીલ પ્રભુપાદે છ ખંડમાં પૃથ્વી ફરતે સોળ વખત પ્રવચન-યાત્રાઓ પૂરી કરી હતી. શ્રીલ પ્રભુપાદનો આવો ભરચક કાર્યક્રમ હોવા છતાં, તેમણે પોતાનું વિશાળ લેખન-કાર્ય ચાલુ રાખ્યું હતું. તેમનાં લખાણો એટલે વૈદિક તત્ત્વજ્ઞાન, ધર્મસાહિત્ય અને સંસ્કૃતિનું સૌથી વિશાળ પુસ્તકાલય. શ્રીલ પ્રભુપાદે શ્રીમદ્ ભાગવતનું ભાષાંતર પૂરું કરવા માટે નાદુરસ્ત તબિયત હોવા છતાં ભગીરથ પ્રયત્નો કર્યા, અને પ્રથમ ૯ સ્કંધના ત્રીસ ભાગો તેમણે લખ્યા. દુનિયાભરમાં કૃષ્ણભાવનાના પ્રચાર દ્વારા તેમણે આધ્યાત્મિક ક્રાંતિ કરી. ટૂંકા ગાળામાં તેમણે વિશ્વનાં તમામ મુખ્ય શહેરોમાં એકસો વીસ જેટલાં મંદિરો સ્થાપ્યાં. દશ હજારથી વધુ યુવક-યુવતીઓ તેમની છત્રછાયા હેઠળ શ્રી કૃષ્ણ ભગવાનની શુદ્ધ ભક્તિમાં પ્રવૃત્ત થયાં છે. શ્રી ચૈતન્યચરિતામૃતમાં જણાવાયું છે કે 'કૃષ્ણશક્તિ વિના તાર નહીં પ્રવર્તન'—સાક્ષાત્ શ્રી કૃષ્ણની શક્તિ વિના કૃષ્ણનો પ્રચાર કોઈ કરી શકે નહીં, માટે શ્રીલ પ્રભુપાદ શ્રીકૃષ્ણની શક્તિનું મૂર્તિમંત સ્વરૂપ અને જગતમાં ભગવાન કૃષ્ણના પ્રતિનિધિ તરીકે પતિત માનવજાતિના ઉદ્ધાર અર્થે જ પધાર્યા હતા. દરેક બુદ્ધિશાળી મનુષ્ય એવા પરમહંસ આચાર્ય શ્રીલ પ્રભુપાદનું શરણ સ્વીકારી ભગવાનના પ્રીતિપાત્ર બને એવી પ્રાર્થના.

બ્યાસી વર્ષ સુધી ભગવાનના સંદેશને વિશ્વભરમાં પ્રસરાવવા માટેના અથાગ પ્રયત્નો બાદ શ્રીલ પ્રભુપાદે શ્રીધામ વૃંદાવનમાં તા. ૧૪મી નવેમ્બર, ૧૯૭૭ના રોજ નશ્વર દેહનો ત્યાગ કર્યો. શ્રીલ પ્રભુપાદ સદેહે હયાત નથી, પરંતુ તેઓ તેમના ઉપદેશથી અને તેમના નિષ્ઠાવાન શિષ્યોથી જીવિત છે. તેમણે સ્થાપેલ આંતરરાષ્ટ્રીય કૃષ્ણભાવનામૃત સંઘ તેમનું અધૂરું કાર્ય આગળ ધપાવી રહ્યો છે.

નનાં દુ:ખો ભોગવતા દુન્યવી જીવો જો કૃષ્ણ-કથાનો આશરો લે તો તેમની મુક્તિનો માર્ગ ખુલશે અને સરળ બનશે. આ ગ્રંથની રજૂઆત કરવાનો મુખ્ય હેતુ, લોકોને કૃષ્ણ અને કૃષ્ણ-કથા સમજાવવાનો છે, કે જેથી તેઓ ભૌતિક બંધનોમાંથી મુક્તિ મેળવે.

આ કૃષ્ણ-કથા ઘણાખરા ભૌતિકવાદીઓને માટે પણ અસરકારક બનશે, કારણ કે તેમાં ગોપીઓ (ગોવાળની કન્યાઓ) સાથેની લીલાઓ આવે છે, તે યુવકો અને યુવતીઓના આ ભૌતિક જગતના પ્રેમ-પ્રસંગો જેવી જ છે. ખરેખર તો માનવસમાજમાં દેખાતી આ જાતીય વૃત્તિ અસ્વાભાવિક નથી, કારણ કે તે જાતીય વૃત્તિ મૂળ પરમાત્મા-સ્વરૂપમાં પણ છે. આનંદદાયક શક્તિને શ્રીમતી રાધારાણી કહે છે. જાતીય વૃત્તિ અનુસાર પ્રેમ-પ્રસંગોનું આકર્ષણ તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની મૂળભૂત લાક્ષણિકતા છે. આપણે — સૌ ભૌતિક જીવો એ પરમાત્માના અંશ અને અંગ હોવાથી આપણને પણ એવી લાગણી થાય છે, પણ તે વિકૃત રીતે અલ્પ પ્રમાણમાં થાય છે. તેથી આ જગતની જાતીય વૃત્તિમાં ડૂબેલા એ લોકો જયારે ગોપીઓ સાથેની કૃષ્ણની લીલાઓનું શ્રવણ કરે ત્યારે, જો કે તે ભૌતિક આનંદ જેવો દેખાય તેમ છતાં, આધ્યાત્મિક આનંદ અનુભવશે. એથી એવા લાભ થશે કે તેઓ ધીમે ધીમે આધ્યાત્મિક કક્ષાએ ઊર્ધ્વગામી બનશે. ભાગવતમ્‌માં જણાવ્યું છે કે જો કોઈ વ્યક્તિ શરણાગત ભાવે કૃષ્ણ ભગવાનની ગોપીઓ સાથેની લીલા યોગ્ય પાત્ર પાસેથી સાંભળશે તો તે ભગવાનની પ્રેમ-ભક્તિની આધ્યાત્મિક કક્ષાએ ઉન્નતિ કરશે અને એના હૃદયમાં રહેલી ભૌતિક વાસનાનો રોગ પૂરે પૂરો જીતાઈ જશે. અર્થાત્ એથી ભૌતિક જાતીય વાસનાનો મુકાબલો થશે.

મુક્ત થયેલા આત્માઓ અને મુક્તિ માટે પ્રયત્ન કરતી વ્યક્તિઓ તેમજ તદ્દન ભૌતિક-વાદી જીવોને કૃષ્ણ અસર કરશે. શુકદેવ ગોસ્વામી પાસેથી કૃષ્ણ-કથા સાંભળનાર મહારાજા પરીક્ષિતના કથન અનુસાર, જીવનમાં દરેક વ્યક્તિ એ કૃષ્ણ-કથાની સૌથી વધારે પ્રશંસા કરશે; તેમ છતાં મહારાજા પરીક્ષિતે ચેતવણી પણ ઉચ્ચારી છે કે જે માણસો પશુહત્યા અને આત્મ-હત્યાની પ્રવૃત્તિઓમાં જ પડયા છે, તેઓ કૃષ્ણ-કથા પ્રત્યે કદાચ ન પણ આકર્ષાય. અર્થાત્ વેદ-શાસ્ત્રોક્ત નૈતિક સિદ્ધાંતોને અનુસરનારા સામાન્ય લોકો પણ ભલે તે પરિસ્થિતિમાં પડેલા દેખાય, છતાંય તેઓ અવશ્ય આકર્ષાશે. પરંતુ પોતાની જાતની હત્યા કરનાર આક-ર્ષાશે નહિ. 'પશુઘ્ન' એવો ચોકકસ શબ્દ શ્રીમદ્ ભાગવતમ્‌માં વપરાયો છે. એનો અર્થ એવો થાય છે કે પશુઓનો ઘાત અથવા આપઘાત. જે માણસોએ આત્મસાક્ષાત્કાર કર્યો નથી અને જે આધ્યાત્મિક સાક્ષાત્કારમાં રસ લેતા નથી તે આપઘાત જ કરે છે — આત્મહત્યા કરે છે; કારણ કે આ માનવદેહ આત્મસાક્ષાત્કાર માટે હોય છે. એની એ માટેની મહત્ત્વની પ્રવૃત્તિઓની ઉપેક્ષા કરનાર વ્યક્તિ પશુઓની માફક પોતાનો સમય વેડફી નાંખે છે. તેથી તે 'પશુઘ્ન' છે. 'પશુઘ્ન' શબ્દનો બીજો અર્થ ખરેખર પશુઓની કતલ કરનાર લોકો એવો થાય છે. એટલે કે પશુનું માંસભક્ષણ કરનાર (કૂતરાનું માંસ ખાનાર પણ) થાય. અને એ લોકો અનેક રીતે પ્રાણીઓનો ઘાત કરતી પ્રવૃત્તિઓમાં પડયા હોય છે, જેમ કે શિકાર કરવો કતલખાનાં શરૂ કરવાં વગેરે. એવા લોકોને કૃષ્ણ-કથામાં રસ હોઈ શકે નહિ.

રાજા પરીક્ષિતને ખાસ કરીને કૃષ્ણ-કથામાં રસ પડયો, કારણ કે એમને ખબર હતી કે પોતાના પૂર્વજો અને ખાસ કરીને પોતાના દાદા અર્જુન, કૃષ્ણને કારણે જ કુરુક્ષેત્રના મહાન યુદ્ધમાં વિજયી બન્યા હતા. આપણે આ જગતને કુરુક્ષેત્રની રણભૂમિ માની શકીએ. એ યુદ્ધભૂમિમાં દરેક વ્યક્તિ જીવિત રહેવા સખત મથામણ કરે છે અને એમાં ડગલે ને પગલે આપત્તિ આવે છે. મહારાજ પરીક્ષિતના કહેવા અનુસાર કુરુક્ષેત્રની રણભૂમિ તો ભયંકર પ્રાણીઓથી ભરપૂર મહાસાગર જેવી હતી. એમના દાદા અર્જુનને ભીષ્મ, દ્રોણ, કર્ણ અને બીજા ઘણા અજોડ યોદ્ધાઓ અને મહાશૂરવીરો સાથે યુદ્ધ કરવાનું હતું. એ યોદ્ધાઓને મહાસાગરમાંની તિમિંગલ માછલી સાથે સરખાવ્યા છે. એ તિમિંગલ માછલી ઘણી જ સહેલાઈથી મોટી વહેલ માછલીઓને પણ ગળી જઈ શકે છે. પેલા મહાન યોદ્ધાઓ કુરુક્ષેત્રના મેદાનમાં ઘણા ઘણા અર્જુનોને ખાઈ જાય તેવા હતા, પરંતુ ફક્ત કૃષ્ણની કૃપાને કારણે જ, અર્જુન એ બધાનો સંહાર કરી શકયો. જેવી રીતે ગાયના વાછરડાના પગની ખરીથી પડેલા નાનકડા ખાડામાં ભરેલા પાણીને હરકોઈ વ્યક્તિ જરાય પરિશ્રમ વગર ઓળંગી શકે, તેવી જ રીતે કૃષ્ણની કૃપાથી અર્જુન કુરુક્ષેત્રના મહાસાગરને ખૂબ સરળતાથી પાર કરી શકયા.

મહારાજા પરીક્ષિતે કૃષ્ણની પ્રવૃત્તિની પ્રશંસા કરી, એનાં બીજાં પણ ઘણાં કારણો હતાં. એમના દાદાને કૃષ્ણે બચાવેલા એટલું જ નહિ, પણ એમને પોતાને પણ બચાવેલા. કુરુક્ષેત્રના યુદ્ધને અંતે કુરુવંશના બધા જ સભ્યો, ધૃતરાષ્ટ્રના પક્ષના સર્વ પુત્રો તથા પૌત્રો તેમજ પાંડવપક્ષના પણ સર્વ સભ્યો એ બધા જ યુદ્ધમાં માર્યા ગયા. પાંચ પાંડવ ભાઈઓ સિવાયના સર્વ સભ્યોનો કુરુક્ષેત્રની રણભૂમિમાં સંહાર થયો. તે સમયે મહારાજા પરીક્ષિત, તેમની માતાના ગર્ભમાં હતા. એમના પિતા, અર્જુનના પુત્ર અભિમન્યુ, પણ કુરુક્ષેત્રની યુદ્ધભૂમિમાં માર્યા ગયા. અને તેથી પરીક્ષિત મહારાજ પિતાના મૃત્યુ પછી જન્મેલા બાળક હતા. એ જયારે ગર્ભમાં હતા ત્યારે અશ્વત્થામાએ એ બાળકને મારી નાંખવા બ્રહ્માસ્ત્ર નામનું એક શસ્ત્ર છોડયું હતું, તેથી પરીક્ષિત મહારાજનાં માતા ઉત્તરા કૃષ્ણ પાસે ગયાં. આથી ગર્ભપાતનો ભય જોઈને કૃષ્ણ પોતે પરમાત્મા સ્વરૂપે ઉત્તરાના ગર્ભમાં પ્રવેશ્યા અને પરીક્ષિત મહારાજને બચાવ્યા. મહારાજ પરીક્ષિતનું બીજું નામ વિષ્ણુરાત પણ છે, કારણ કે એ જયારે ગર્ભમાં હતા ત્યારે વિષ્ણુ ભગવાને જાતે એમને બચાવેલા.

આમ હરેક વ્યક્તિએ, જીવનની કોઈ પણ પરિસ્થિતિમાં કૃષ્ણ અને એમની લીલાઓના શ્રવણમાં રસ લેવો જોઈએ; કારણ કે તેઓ સર્વોચ્ચ પરમ સત્ય છે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. તે વિભુ-સર્વવ્યાપી છે. તે દરેકના હૃદયમાં વસે છે અને વળી તે વિશ્વસ્વરૂપ પણ છે. અને તેમ છતાં, ભગવદ્ ગીતામાં વર્ણવ્યું છે તે પ્રમાણે તેઓ દરેકને પોતાના આધ્યાત્મિક ધામમાં, સ્વધામમાં, પરમેશ્વર પાસે પાછા નિમંત્રવા, આ માનવ-સમાજમાં પણ પ્રગટ થાય છે. દરેકે કૃષ્ણ વિશે જાણવામાં રસ લેવો જોઈએ. આ ગ્રંથ પણ એ હેતુસર પ્રસ્તુત કરાય છે, કે જેથી લોકો કૃષ્ણ વિશે જાણે, અને આ માનવદેહમાં એનો સંપૂર્ણ લાભ પામે.

ભરપૂર છે. ત્યાંનાં વૃક્ષો કલ્પવૃક્ષ કહેવાય છે અને ગાયો સુરભિ-કામધેનુ કહેવાય છે. ત્યાં સેંકડો અને હજારો ભાગ્યલક્ષ્મીઓ ભગવાનની સેવા કરે છે. એમનું નામ ગોવિંદ, આદિ-ભગવાન છે અને તે સર્વ કારણોનું કારણ છે. ત્યાં ભગવાન એમની બંસરી બજાવે છે. તેમની આંખો કમળ-દળ જેવી છે અને તેમનો વર્ણ સુંદર વાદળ જેવો છે. એમના મસ્તકે મયૂર-પિચ્છ છે. એ હજારો કામદેવો કરતાંયે વધારે મનોહર છે. કૃષ્ણ ભગવાને આધ્યાત્મિક જગતમાં, સર્વોચ્ચ ગ્રહ-લોકમાં આવેલા પોતાના નિવાસસ્થાન વિશે ગીતામાં આછું સૂચન કર્યું છે; પરંતુ શ્રીમદ્ ભાગવતમ્‌માં તો કૃષ્ણ પોતાના સર્વ ઐશ્વર્ય સાથે સાક્ષાત્ પ્રકટ થાય છે અને વૃંદાવનમાં, પછી મથુરામાં અને છેવટે દ્વારકામાં લીલા કરે છે તે વર્ણવાય છે. આ ગ્રંથનાં કથાવસ્તુમાં એ લીલાઓની ક્રમશઃ અભિવ્યક્તિ છે.

જે કુટુંબમાં કૃષ્ણ પ્રગટયા તે યદુવંશ કહેવાય છે. આ યદુવંશનાં કુટુંબો સોમ, એટલે કે ચંદ્રદેવના વંશમાંથી ઊતરી આવ્યાં છે. રાજવંશી ક્ષત્રિયોમાં બે મુખ્ય વિભાગ છેઃ એક ચંદ્રવંશમાંથી ઊતરી આવેલા અને બીજા સૂર્યવંશી. જ્યારે જ્યારે પરમેશ્વર પ્રગટ થાય છે ત્યારે તે સામાન્ય રીતે ક્ષત્રિયકુળમાં અવતરે છે, કારણ કે તેમને ધર્મના સિદ્ધાંતો અથવા ધાર્મિક જીવનની સ્થાપના કરવાની હોય છે. વૈદિક પદ્ધતિ અનુસાર ક્ષત્રિય કુટુંબો માનવ-જાતનું રક્ષણ કરનાર છે. જ્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન રામચંદ્ર રૂપે પ્રગટયા ત્યારે તે રઘુવંશ નામે પ્રખ્યાત સૂર્યવંશમાં અવતર્યા હતા અને જ્યારે તે કૃષ્ણ ભગવાન સ્વરૂપે પ્રગટયા ત્યારે તે યદુવંશમાં અવતર્યા. આ યદુવંશના ઘણા રાજાઓની (વંશાવળી) યાદી શ્રીમદ્ ભાગવતમ્‌ના નવમા સ્કંધના ૨૪મા અધ્યાયમાં આવે છે. એ બધા જ ખૂબ સમર્થ અને મહાન રાજવીઓ હતા. ખરેખર તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર આ ભૌતિક જગતના કોઈ વંશના હોતા નથી, પણ જે કુટુંબમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પ્રગટે છે તે ભગવાનની કૃપાને કારણે વિખ્યાત બને છે. દા.ત., ચંદન મલય રાજ્યમાં ઉત્પન્ન થાય છે. રો ચંદનના કેટલાક વિશિષ્ટ ગુણો મલય કરતાં જુદા હોય છે, પરંતુ સંજોગવશાત્ આ ચંદન મુખ્યત્વે મલયરાજ્યમાં પેદા થતું હોવાથી તે મલય-ચંદન કહે-વાય છે. તેવી જ રીતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો સંબંધ દરેક વ્યક્તિ સાથે છે. સૂર્ય કોઈ પણ દિશામાંથી ઊગી શકે છતાં પૂર્વ દિશામાં જ ઊગે છે, તેમ પોતાની સ્વેચ્છાથી ભગવાન કોઈ ખાસ વંશમાં પ્રગટે છે અને તે વંશ વિખ્યાત બની જાય છે.

જ્યારે કૃષ્ણ પ્રગટે છે ત્યારે તેમના સર્વ પૂર્ણાવતારો પણ એમની સાથે પ્રગટે છે. કૃષ્ણ બલરામ (બલદેવ) સાથે પ્રગટ થયા એ બલરામ એમના મોટાભાઈ તરીકે જાણીતા છે. બલરામ ચતુર્વિધ સ્વરૂપ સંકર્ષણનું પ્રભવસ્થાન છે. તે કૃષ્ણના પૂર્ણાવતાર છે. કૃષ્ણ યદુવંશમાં કેવી રીતે પ્રગટ થયા અને એમણે એમની આધ્યાત્મિક લીલાઓ કેવી રીતે પ્રદર્શિત કરી એનું નિરૂપણ કરવાનો પ્રયત્ન આ ગ્રંથમાં કરવામાં આવશે. એ બધી લીલાઓનું તાદૃશ વર્ણન શ્રીમદ્ ભાગવતમ્‌માં ખાસ કરીને દશમ સ્કંધમાં કરવામાં આવ્યું છે. આ ગ્રંથ શ્રીમદ્ ભાગવતમ્‌ના આધારે રચાશે.

ભગવાનની લીલાઓનું શ્રવણ સામાન્ય રીતે તો મુકત-આત્માઓ વડે કરાય છે. જે બદ્ધ-આત્માઓ છે, તેઓ તો કોઈ સામાન્ય માનવીની ભૌતિક પ્રવૃત્તિઓ વિશેની કાલ્પનિક વાર્તાઓ વાંચવાનો રસ ધરાવે છે. ભગવાનની આધ્યાત્મિક લીલાઓનું વર્ણન શ્રીમદ્ ભાગવતમ્ અને અન્ય પુરાણોમાં મળે છે. કૃષ્ણ ભગવાનની લીલાઓનાં વર્ણન ખૂબ જ રસ ભર્યા નથી, તેમ છતાં કૃષ્ણ ભગવાનની લીલાઓ એટલી બધી આકર્ષક છે કે દરેક વર્ગના લોકો એનો આસ્વાદ માણે છે. આ જગતમાં ત્રણ પ્રકારના લોકો છે. એક વર્ગ મુકત-આત્માઓનો છે, મુકત બનવાનો પ્રયત્ન કરનારા લોકોનો બીજો વર્ગ છે, અને ત્રીજો વર્ગ ભૌતિકવાદી લોકોનો છે. કોઈ પણ વ્યકિત મુકત-આત્મા હોય કે મુકત બનવાનો પ્રયત્ન કરતી હોય કે તદ્દન ભૌતિકવાદી હોય તો પણ તેણે કૃષ્ણ ભગવાનની લીલાઓનો અભ્યાસ કરવા જેવો છે.

મુકત આત્માઓ ભૌતિક પ્રવૃત્તિઓમાં રસ ધરાવતા નથી. મુકિત પછી વ્યકિત નિષ્ક્રિય બને છે અને તેણે કાંઈ શ્રવણ કરવાનું રહેતું નથી—એવો માયાવાદીઓનો સિદ્ધાંત એવું સાબિત કરતો નથી કે મુકત-આત્મા ખરેખર નિષ્ક્રિય હોય છે. સજીવ આત્મા નિષ્ક્રિય હોઈ શકે નહિ. એ કાં તો જીવન-દશામાં અથવા જીવન-મુકત દશામાં સક્રિય હોય છે. જેમ કે એક રોગી માણસ પણ ક્રિયાશીલ હોય છે, પણ એની બધી પ્રવૃત્તિઓ દુ:ખમય હોય છે. તે જ વ્યકિત રોગમાંથી મુકત બને ત્યારે પણ ક્રિયાશીલ હોય છે, પણ એ નિરોગી દશામાં એની પ્રવૃત્તિઓ આનંદપ્રદ હોય છે. તેવી જ રીતે માયાવાદીઓ રોગિષ્ઠ ભૌતિક પ્રવૃત્તિઓમાંથી મુકત બનવાની વ્યવસ્થા કરે છે, પણ નિરોગી અવસ્થાની પ્રવૃત્તિઓનો તેમને ખ્યાલ નથી. જેઓ ખરેખર મુકત છે, અને સંપૂર્ણ રીતે જ્ઞાની છે, તેઓ કૃષ્ણની લીલાઓનું શ્રવણ કરવામાં લીન રહે છે. એવી તલ્લીનતા શુદ્ધ આધ્યાત્મિક પ્રવૃત્તિ છે.

જેમની મુકિત થઈ ગઈ છે, તેવી વ્યકિતઓએ પણ કૃષ્ણની લીલાઓનું શ્રવણ કરવું જોઈએ. એ મુકત દશામાં તે સૌથી વધારે આસ્વાદદાયક કથાવસ્તુ છે. વળી મુકત બનવાનો પ્રયત્ન કરતી કોઈ વ્યકિત ભગવદ્ ગીતા અને શ્રીમદ્ ભાગવતમ્‌નાં કથિતવ્યો સાંભળે તો તેમની મુકિતનો માર્ગ વધારે સરળ બને છે. ભગવદ્ ગીતા શ્રીમદ્ ભાગવતમ્‌નો પ્રારંભિક અભ્યાસ છે. ગીતાનો અભ્યાસ કરવાથી કૃષ્ણ ભગવાનની સર્વોચ્ચ સ્થિતિનું સંપૂર્ણ ભાન થાય છે. અને જ્યારે તે કૃષ્ણનાં ચરણકમળોમાં વાસ કરે છે ત્યારે શ્રીમદ્ ભાગવતમ્‌માં કરેલાં વર્ણનોને તે સમજી શકે છે. તેથી શ્રી ચૈતન્ય મહાપ્રભુજીએ સલાહ આપી છે કે પોતાના અનુયાયીઓનું કર્તવ્ય કૃષ્ણ-કથા કરવાનું છે.

કૃષ્ણ-કથા એટલે કૃષ્ણ વિશેનાં વર્ણનો. કૃષ્ણ-કથા બે પ્રકારની છે. એક તો કૃષ્ણે જાતે કરેલાં કથિતવ્યો અને બીજાં કૃષ્ણ વિશે કરેલાં વર્ણનો. ભગવદ્ ગીતા કૃષ્ણે જાતે વર્ણવેલું પરમેશ્વર વિશેનું તત્ત્વજ્ઞાન છે, જ્યારે શ્રીમદ્ ભાગવતમ્‌માં કૃષ્ણની પ્રવૃત્તિઓ અને એમની આધ્યાત્મિક લીલાઓનું કથન છે. એ બંને કૃષ્ણ-કથા છે. શ્રી ચૈતન્ય મહાપ્રભુજીનો આદેશ છે કે કૃષ્ણકથાનો આખા જગતમાં પ્રસાર કરવો જોઈએ, કારણ કે ભૌતિક જીવ-

# પ્રસ્તાવના

કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! હે !
કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! હે !
કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! રક્ષ મામ્ !
કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! કૃષ્ણ ! પાહિ મામ્ !
રામ ! રાઘવ ! રામ ! રાઘવ ! રામ ! રાઘવ ! રક્ષ મામ્ !
કૃષ્ણ ! કેશવ ! કૃષ્ણ ! કેશવ ! કૃષ્ણ ! કેશવ ! પાહિ મામ્ !

ચૈતન્યચરિતામૃત (મધ્ય ૭.૯૬)

આ 'કૃષ્ણ' ગ્રંથ લખવાનો પ્રયત્ન કરતાં, મારા આધ્યાત્મિક ગુરુદેવ, ૐ વિષ્ણુપાદ ૧૦૮ શ્રી શ્રીમદ્ ભક્તિસિદ્ધાંત સરસ્વતી ગોસ્વામી મહારાજ પ્રભુપાદને હું સાદર પ્રણામ કરું છું. ત્યાર પછી દયાના મહાસાગર ભગવાન શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુને વિનમ્રભાવે પ્રણામ કરું છું. તેઓશ્રી સ્વયં પરમેશ્વર શ્રી કૃષ્ણ ભગવાન પોતે છે, અને સેવા-ભક્તિના સર્વશ્રેષ્ઠ સિદ્ધાંતોનો લાભ આપવા ભક્તસ્વરૂપે પ્રગટયા હતા. શ્રી ચૈતન્ય મહાપ્રભુજીએ (પશ્ચિમ બંગાળ) ગૌડદેશ નામે જાણીતા પ્રદેશમાંથી તેમના ઉપદેશનો પ્રારંભ કર્યો. અને હું માધ્વ-ગૌડીય સંપ્રદાયનો અનુયાયી હોવાથી મારી શિષ્ય-પરંપરાને પણ પ્રણામ કરું છું. આ માધ્વ-ગૌડીય સંપ્રદાય, બ્રહ્મ સંપ્રદાય તરીકે પણ ઓળખાય છે; કારણ કે તે ગુરુ-પરંપરા બ્રહ્માજીથી પ્રાપ્ત થઈ છે. બ્રહ્માજીએ નારદ મુનિને ઉપદેશ આપ્યો. નારદજીએ વ્યાસદેવને ઉપદેશ કર્યો અને વ્યાસદેવે માધ્વ મુનિ કે મધ્વાચાર્ય એ પ્રબોધ્યો. માધ્વ-ગૌડીય સંપ્રદાયના સંસ્થાપક માધવેન્દ્રપુરી, મધ્વાચાર્ય શિષ્ય-પરંપરામાં હતા; સંન્યાસી (ત્યાગી) અને ગૃહસ્થ—એ બંને આશ્રમના ઘણા વિખ્યાત શિષ્યો, જેવા કે નિત્યાનંદ પ્રભુ, અદ્વૈત પ્રભુ અને ઈશ્વરપુરી જેવા ઘણા શિષ્યો એમને હતા. ઈશ્વરીપુરી ભગવાન શ્રી ચૈતન્ય મહાપ્રભુના આધ્યાત્મિક ગુરુદેવ હતા. તેથી શ્રી ઈશ્વરપુરી, નિત્યાનંદ પ્રભુ, શ્રી અદ્વૈતાચાર્ય પ્રભુ, શ્રીવાસ પંડિત અને શ્રી ગદાધર પંડિતને આપણા આદર સહિત પ્રણામ. ત્યાર પછી શ્રી ચૈતન્ય મહાપ્રભુના રહસ્યમંત્રી તરીકે કાર્ય કરનાર શ્રી સ્વરૂપ દામોદરને વંદન કરીએ; શ્રી વાસુદેવદત્તને તેમજ શ્રી ચૈતન્ય મહાપ્રભુજીના સનાતન સેવક શ્રી ગોવિંદ અને ભગવાન ચૈતન્યના સદાના સખા મુકુન્દ તથા મુરારિ ગુપ્તને પણ પ્રણામ. વળી શ્રી રૂપ ગોસ્વામી, શ્રી સનાતન ગોસ્વામી, શ્રી રઘુનાથ ભટ્ટ ગોસ્વામી, શ્રી ગોપાળ ભટ્ટ ગોસ્વામી, શ્રી જીવ ગોસ્વામી તથા શ્રી રઘુનાથદાસ ગોસ્વામી એ વૃંદાવનના છ ગોસ્વામીઓને પણ અમારા આદરસહિત પ્રણામ.

કૃષ્ણ ભગવાને ભગવદ્ ગીતામાં સ્વયં સમજાવ્યું છે કે તે પોતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. જ્યારે જ્યારે ધાર્મિક સિદ્ધાંતોમાં ગ્લાનિ થાય છે અને અધાર્મિક પ્રવૃત્તિઓનો અભ્યુદય થાય છે, ત્યારે તેઓ આ પૃથ્વીલોકમાં અવતાર ધારણ કરે છે. અર્થાત્ જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ અવતર્યા ત્યારે આ પૃથ્વી અને વિશ્વમાં એકત્ર થયેલા પાપી-પ્રવૃત્તિઓના ભારને ઓછો કરવાની જરૂર હતી; કારણ કે ભૌતિક સૃષ્ટિનું સંચાલન કૃષ્ણ ભગવાનના અંશાવતાર ભગવાન મહાવિષ્ણુને આધીન છે.

ભગવાનનું એ અવતાર-સ્વરૂપ વિષ્ણુમાંથી પ્રગટે છે. આ ભૌતિક સૃષ્ટિનું આદિ કારણ મહાવિષ્ણુ છે અને તેમનામાંથી ગર્ભોદકશાયી વિષ્ણુ અને પછી ક્ષીરોદકશાયી વિષ્ણુ વિસ્તરે છે. સામાન્ય રીતે તો આ ભૌતિક વિશ્વમાં જે બધા અવતારો પ્રગટે છે, તે ક્ષિરોદકશાયી વિષ્ણુના પૂર્ણ અવતાર છે. તેથી પાપી-પ્રવૃત્તિઓના ભારને ઓછો કરવાની જવાબદારી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણની પોતાની નથી; પરંતુ જ્યારે સ્વયં કૃષ્ણ પ્રગટે છે ત્યારે સર્વ વિષ્ણુ-વિસ્તારો પણ ભગવાન સાથે જોડાય છે. કૃષ્ણના વિવિધ અંશ-વિસ્તારો, જેવા કે નારાયણ અને વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરુદ્ધ એ ચતુર્વિધ અંગ વિસ્તાર તેમજ મત્સ્યાવતાર જેવા અંશાવતાર તથા અન્ય યુગાવતાર (તે યુગમાં થયેલા અવતાર) અને મન્વંતર અવતારો—અર્થાત્ મનુના અવતારો, એ સર્વ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણના દેહ સાથે પ્રગટે છે. કૃષ્ણ પરિપૂર્ણ અખિલ તત્ત્વ છે અને સર્વ પૂર્ણાવતારો તથા અવતારો હંમેશાં એમની સાથે જ રહે છે.

જ્યારે કૃષ્ણ પ્રગટ્યા ત્યારે ભગવાન વિષ્ણુ પણ સર્વદા એમની સાથે જ હતા. ખરેખર તો કૃષ્ણે એમની વૃંદાવનની લીલાઓનાં દર્શન કરાવવા તથા સદ્ભાગી જીવાત્માઓને આકર્ષીને, તેમને પરમેશ્વરના ધામ પ્રત્યે બોલાવવા અવતાર લીધો. કૃષ્ણની વૃંદાવન-લીલાની પ્રવૃત્તિઓની સાથોસાથ રાક્ષસોનો સંહાર થયો અને તે સંહાર શ્રીકૃષ્ણના વિષ્ણુ-અંશે કરેલો.

ભગવદ્ ગીતાના આઠમા અધ્યાયના ૨૦મા શ્લોકમાં જણાવ્યું છે કે આધ્યાત્મિક આકાશની એક બીજી સનાતન પ્રકૃતિ છે. તે આ વ્યક્ત (દૃશ્ય) જગત અને અવ્યક્ત (અદૃશ્ય) જગત કરતાં આધ્યાત્મિક છે. આ વ્યક્ત (દૃશ્ય) જગત સૂર્ય, ચંદ્ર વગેરે તારા તથા ગ્રહમંડળોના સ્વરૂપે દેખાય છે, પરંતુ એથીયે પેલે પાર એવા અવ્યક્ત (અદૃશ્ય) વિસ્તારો પણ છે કે જ્યાં આ દેહધારી જઈ શકતા નથી. અને તે અવ્યક્ત તત્ત્વનીયે પેલે પાર આધ્યાત્મિક જગત છે. એ જગતને ગીતામાં સર્વોપરિ અને અનંત કહ્યું છે. તેનો કદી વિનાશ થતો નથી. આ ભૌતિક જગતનું વારંવાર સર્જન તથા વિસર્જન થાય છે, પરંતુ આધ્યાત્મિક પ્રકૃતિનો એ ભાગ સનાતન રીતે એવો જ રહે છે.

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને બ્રહ્મસંહિતામાં ચિંતામણિનું નિવાસસ્થાન કહ્યા છે. ગોલોક-વૃંદાવન નામે ઓળખાતું કૃષ્ણનું નિવાસસ્થાન પારસમણિથી બનેલા મહેલોથી

શ્રીમદ્ ભાગવતમ્‌ના નવમા સર્ગમાં બળદેવને વસુદેવનાં પત્ની રોહિણીના પુત્ર તરીકે વર્ણવ્યા છે. કૃષ્ણના પિતા વસુદેવને સોળ પત્નીઓ હતી અને એમાંની એક બળદેવની માતા રોહિણી હતી. બલરામ દેવકીના પુત્ર તરીકે પણ વર્ણવાય છે. તો તે દેવકી તથા રોહિણી એમ બંનેના પુત્ર કેવી રીતે હોઈ શકે? એવો એક પ્રશ્ન પરીક્ષિત મહારાજે શુકદેવ ગોસ્વામીને પૂછેલો. એનો જવાબ આગળ યથાયોગ્ય અપાશે. મહારાજ પરીક્ષિતે શુકદેવ ગોસ્વામીને એમ પણ પૂછેલું કે વસુદેવના પુત્ર સ્વરૂપે કૃષ્ણ પ્રગટ થયા ત્યાર પછી તરત જ એમને ગોકુળ-વૃંદાવનમાં નંદ મહારાજને ત્યાં શા માટે લઈ જવાયાં આવેલા? એમને એ પણ જાણવું હતું કે કૃષ્ણ ભગવાન વૃંદાવનમાં અને મથુરામાં હતા ત્યારે કઈ લીલાઓ કરી? તે ઉપરાંત ખાસ કરીને તો તે એ જાણવા આતુર હતા કે કૃષ્ણે પોતાના મામા કંસને શા માટે મારી નાંખ્યો? વધુમાં એમણે એ પણ પૂછ્યું કે કૃષ્ણ ભગવાન આ માનવ-સમાજમાં કેટલાં વર્ષ રહ્યા? એમણે દ્વારકામાં કેટલાં વર્ષ રાજ્ય કર્યું? અને ત્યાં એમણે કેટલી પત્નીઓનો સ્વીકાર કર્યો? ક્ષત્રિય રાજાની એ પ્રણાલિકા છે કે તે એક કરતાં વધારે પત્નીઓનો સ્વીકાર કરી શકે છે, તેથી મહારાજ પરીક્ષિતે કૃષ્ણની પત્નીઓની સંખ્યા વિશે પણ પૂછ્યું. મહારાજ પરીક્ષિતે પૂછેલા આવા અને બીજા પ્રશ્નોના જે ઉત્તરો શુકદેવજી ગોસ્વામીએ આપ્યા એ આ ગ્રંથનું કથાવસ્તુ છે.

મહારાજ પરીક્ષિત અને શુકદેવ ગોસ્વામીનું સ્થાન અજોડ છે. મહારાજ પરીક્ષિત કૃષ્ણની આધ્યાત્મિક લીલાઓનું શ્રવણ કરવા માટે સુયોગ્ય પાત્ર છે અને શુકદેવ ગોસ્વામી એનું નિરૂપણ કરવા માટે સુયોગ્ય વ્યક્તિ છે. જો આવી સુયોગ્ય સંગત રચાય તો તરત જ કૃષ્ણ-કથાનું નિદર્શન થાય અને એવી વાતચિતથી લોકોને સૌથી વધારે પ્રમાણમાં લાભ મળે.

ગંગાના કિનારે ઉપવાસ કરીને મહારાજા પરીક્ષિત પોતાનો દેહત્યાગ કરવા તત્પર બન્યા ત્યારે શુકદેવ ગોસ્વામીએ આ વર્ણન કરેલું. કૃષ્ણ-કથાનું શ્રવણ કરતાં પોતે કંટાળી જશે નહિ, એમ શુકદેવજીને ખાત્રી કરાવતા પરીક્ષિત મહારાજે ખૂબ નિખાલસતાથી કહેલું, "ભૂખ અને તરસ સામાન્ય માણસોને કે મને પીડા કરે, પણ કૃષ્ણ સંબંધી વિષયો એટલા સરસ છે કે દરેક વ્યક્તિ થાકયા વિના એનું શ્રવણ કર્યા જ કરે, કારણ કે એવા શ્રવણને કારણે દરેક જણ આધ્યાત્મિક સ્થિતિને પ્રાપ્ત કરે છે." પરીક્ષિત મહારાજની માફક કૃષ્ણકથાનું શ્રવણ કરનાર વ્યક્તિ ખૂબ સદ્‌ભાગી હોય, તે સ્વાભાવિક રીતે જ સમજી શકાય છે. તેઓ કથાના શ્રવણ માટે કૃતનિશ્ચયી હતા, કારણ કે તેઓ કોઈ પણ ક્ષણે પોતાનું મૃત્યુ થશે એવી અપેક્ષા રાખતા હતા. આપણે દરેક જણે પણ કોઈ પણ ક્ષણે મૃત્યુ થાય તે માટે સભાન રહેવું જોઈએ. આ જીવનની જરાય ખાત્રી નથી, કોઈ પણ સમયે દરેકનું મૃત્યુ થાય. કોઈ યુવાન હોય કે વૃદ્ધ હોય એનું કોઈ મહત્ત્વ નથી. તેથી મૃત્યુ આવે તે પહેલાં આપણે પૂરેપૂરા કૃષ્ણ-ભાવનામય બનવું જોઈએ.

પરીક્ષિત મહારાજ પોતાના મૃત્યુ સમયે શુકદેવ ગોસ્વામી પાસેથી શ્રીમદ્ ભાગવતમ્‌નું શ્રવણ કરતા હતા. જ્યારે રાજા પરીક્ષિતે કૃષ્ણ વિશે શ્રવણ કરવાની પોતાની અથાક ઈચ્છા

વ્યકત કરી ત્યારે શુકદેવ ગોસ્વામી ખૂબ ખુશ થયા. ભાગવતના સર્વ આખ્યાતાઓમાં શુકદેવ સર્વોત્તમ હતા અને એમણે આ કળિયુગમાં સર્વ અશુભનો નાશ કરનાર કૃષ્ણની લીલાઓ કહેવાનો પ્રારંભ કર્યો. શુકદેવ ગોસ્વામીએ કૃષ્ણકથાના શ્રવણ માટેની પરીક્ષિત રાજાની ઉત્કંઠા માટે આભાર માનતાં કહ્યું, "મારા વહાલા રાજા ! તમારી બુદ્ધિ ખૂબ જ તીક્ષ્ણ છે, કારણ કે તમે કૃષ્ણની લીલાઓનું શ્રવણ કરવા આતુર છો." તેમણે મહારાજ પરીક્ષિતને જણાવ્યું કે કૃષ્ણની લીલાઓનું શ્રવણ તથા કીર્તન એટલું બધું શુભકારી છે કે એ પ્રક્રિયામાં ભાગ લેનાર, કૃષ્ણના આધ્યાત્મિક જીવનપ્રસંગોનું કીર્તન કરનાર, એ પ્રસંગોનું શ્રવણ કરનાર તથા એના વિશે ઈચ્છા કરનાર—એ ત્રણે પ્રકારની વ્યકિતઓને શુદ્ધ બનાવે છે. આ લીલા-પ્રવૃત્તિઓ વિષ્ણુ ભગવાનના ચરણાગ્રમાંથી વહેતા ગંગા-જળ જેવી છે, તે ઉચ્ચ (સ્વર્ગ) લોક, મધ્ય (પૃથ્વી) લોક અને નિમ્ન (પાતાળ) લોક એ ત્રણે લોકને પવિત્ર બનાવે છે.

---

# સંપાદકીય

ईश्वरः परमः कृष्णः सच्चिदानंद-विग्रहः ।
अनादिरादिर्गोविन्दः सर्व कारण-कारणम् ॥

આ બ્રહ્માંડના સર્જન માટે શક્તિસંચારિત દેવતા શ્રી બ્રહ્માજી બ્રહ્મ સંહિતામાં શ્રીકૃષ્ણ માટે ઉપરોક્ત ઉદ્ગાર કાઢે છે, "કૃષ્ણ પરમેશ્વર છે. તે સચ્ચિદાનંદ વિગ્રહ(સ્વરૂપ) છે. તે ગોવિંદ સ્વયં અનાદિ છે, અને સર્વના આદિ છે. તેઓ સર્વ કારણોના કારણ છે."-તમામ મહાન આચાર્યો જેવા કે માધ્વાચાર્ય, રામાનુજાચાર્ય, વિષ્ણુસ્વામી, નિમ્બાર્ક તથા વલ્લભાચાર્ય જેવા વૈષ્ણવાચાર્યો અને માયાવાદી તત્ત્વજ્ઞાનોના પ્રણેતા શ્રીપાદ શંકરાચાર્ય સુધ્ધાં ભગવાન શ્રીકૃષ્ણની પરમેશ્વરતાનો સ્વીકાર કરે છે. સામાન્ય રીતે વેદાંત અને અન્ય ન્યાય શાસ્ત્રોના ગૂઢ અસ્પષ્ટ અર્થો પામવામાં રત રહેલા અને શબ્દજંજાળ તથા વ્યાકરણમાં રચ્યાપચ્યા રહેતા પોતાના શિષ્યોને શ્રીપાદ શંકરાચાર્યે અંતે કહ્યું, "भज गोविंदम्, भज गोविंदम्, गोविंदम् भज मूढमते । संप्राप्ते सन्निहिते काले न हि न हि रक्षति डुकृञ्करणे ॥ "હે મૂઢો! ગોવિંદને ભજો, ગોવિંદને ભજો, ગોવિંદને ભજો. જીવનને અંતે "ડુકૃણ" (સંસ્કૃત વ્યાકરણના અટપટા નિયમો) અને શબ્દોની જંજાળ તમને નહીં બચાવી શકે." ભગવદ્ ગીતામાં સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે, अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते । इति मत्वा भजन्ते मां बुधा भाव समन्विताः । "હું સર્વની ઉત્પત્તિનું કારણ છું અને મારાથી સર્વ પ્રવર્તે છે, એમ સમજી બુદ્ધિમાન મનુષ્યો ભાવનાપૂર્વક મને ભજે છે." વળી તેઓ કહે છે,

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

"હે ધનંજય ! મારાથી અધિક શ્રેષ્ઠ બીજું કાંઈ નથી; દોરામાં મણકાઓના સમૂહની જેમ આ સર્વ મારામાં પરોવાયેલું છે."

આમ તમામ સત્શાસ્ત્રો તથા આચાર્યોના અભિપ્રાય પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ પરમેશ્વર છે. છતાં આ સામાન્ય વાત કળિયુગી મનુષ્યના મગજમાં એકદમ ઉતરતી નથી. તેઓ પ્રશ્ન કરે છે: "આવી સંકુચિતતા શા માટે ? માત્ર કૃષ્ણ જ શું કામ ? બધા દેવો એક જ છે. દરેકે પોત-પોતાના ઈષ્ટદેવને ભજવા જોઈએ." વગેરે, વગેરે. પરંતુ આ પામર જીવો સમજતા નથી કે સત્યને યથાવત્ સ્વીકારવું એ જ મનની વિશાળતા છે. જેમ ભારતના વડા પ્રધાન એક જ વ્યક્તિ છે. કોઈ એમ ન કહી શકે કે બધાં જ ભારતીયો વડા પ્રધાન છે.

તે જ રીતે પરમેશ્વર પણ એક જ છે. ભગવદ્ ગીતા કહે છે કે, कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः । "જેમનાં ચિત્ત કામનાઓ વડે હરાયેલાં હોય છે, તેઓ અન્ય દેવતાઓને શરણે જાય છે...........દેવતાઓ જે ફળો આપે છે, તે મારા વડે જ અપાયેલાં છે. પરંતુ અલ્પબુદ્ધિવાળાઓનાં તે ફળો નાશવંત હોય છે. દેવતાઓના ભક્તો દેવતાઓ પાસે જાય છે; અને મારા ભક્તો મારી પાસે આવે છે." ટૂંકમાં એ અત્યંત જરૂરી છે કે આધ્યાત્મિક માર્ગનો પ્રવાસી કૃષ્ણના સ્થાનને બરાબર સમજે, અને એમને કોઈ સામાન્ય દેવતા, સામાન્ય તત્ત્વચિંતક કે કોઈ દુન્યવી મહાપુરુષ ન સમજે. ભગવાન કહે છે, "बहूनाम् जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते।" "ઘણા ઘણા જન્મોને અંતે સાચો જ્ઞાનવાન મારા શરણે આવે છે." દુન્યવી તર્ક-વિતર્કથી કે પંડિતાઈથી, તપસ્યાથી કે વેદાભ્યાસથી પણ કૃષ્ણને પામવા અત્યંત મુશ્કેલ છે. न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः । "મને દેવતાઓના ગણો કે મહર્ષિઓ પણ જાણતા નથી." આવા દેવોને દુર્લભ, ઋષિમુનિઓને પણ અલભ્ય ભગવાન શ્રીકૃષ્ણ, ગાયોની કતલ કરનારા, વ્યભિચારી અને વ્યસની પાશ્ચાત્ય યુવક યુવતીઓના પ્રાણાધાર શી રીતે બની શક્યા ?

તમામ વૈષ્ણવાચાર્યોમાં અગ્રણી, સાક્ષાત્ શ્રીકૃષ્ણના પોતાના જ ભક્તરૂપ અવતાર એવા શ્રી ચૈતન્ય મહાપ્રભુ કહે છે, "સાધુ-શાસ્ત્ર-કૃપાય યદિ કૃષ્ણોન્મુખ હોય, સેઈ જીવ નિસ્તરે માયા તાહારે છાડય." અનાદિકાળથી બહિર્મુખ જીવ શ્રીકૃષ્ણના શુદ્ધ ભક્તની કૃપાથી કૃષ્ણોન્મુખ થઈ શકે છે. એક શ્રી શ્રીમદ્ ભક્તિવેદાંત સ્વામી પ્રભુપાદજીની કૃપાથી સંસારભરના લાખો લોકો કૃષ્ણોન્મુખ થયા છે, તેમને સુદુર્લભા કૃષ્ણભક્તિ સાંપડી છે. શ્રીલ પ્રભુપાદે સર્વ પ્રથમ વાર ભગવાન શ્રીકૃષ્ણને યથારૂપ રજૂ કર્યા, અને તેથી તરત જ સદ્‌ભાગી જીવો કૃષ્ણ તરફ આકર્ષાયા. દરેક જીવમાં કૃષ્ણ પ્રત્યેનું આકર્ષણ સુષુપ્ત અવસ્થામાં હોય છે. કૃષ્ણની ભક્તિ કરવી એ દરેક જીવનું મૂળ સ્વરૂપ છે. કૃષ્ણભક્તિ ઉપજાવી કાઢવાનો પ્રશ્ન નથી. શ્રી ચૈતન્ય મહાપ્રભુ કહે છે,

નિત્ય સિદ્ધ કૃષ્ણપ્રેમ સાધ્ય કભુ નય,
શ્રવણાદિ શુદ્ધ ચિત્તે કરયે ઉદય.

"કૃષ્ણપ્રેમ નિત્ય સિદ્ધ છે. દરેકદ્ધ જીવમાં શાશ્વત સ્થાપિત છે, એ કોઈ બહારથી સાધ્ય કરવાની વસ્તુ નથી. માત્ર શ્રવણ અને કીર્તન કરવાથી જ્યારેં હૃદય શુદ્ધ થાય છે, ત્યારે એ પ્રેમનો ઉદય થાય છે." આ શ્રવણ અને કીર્તન કૃષ્ણના શુદ્ધ ભક્ત પાસેથી જ્યારે થાય છે, ત્યારે એ અત્યંત અસરકારક નીવડે છે. શ્રીમદ્ ભાગવતમ્‌ના રચયિતા શ્રીલ વ્યાસદેવ તમામ વેદો, ઈતિહાસો, પુરાણો, વેદાંત સુધ્ધાં રચવા છતાં સંતુષ્ટ થયા ન હતા. હૃદયમાં કંઈક ઉણપ અનુભવી રહ્યા હતા, ત્યારે તેમના ગુરુ શ્રી નારદજી તેમની સમક્ષ ઉપસ્થિત થયા અને તેમને જણાવ્યું કે તમે અત્યાર સુધી ઘણાં શાસ્ત્રો રચ્યા, પરંતુ એકેયમાં પરમેશ્વર ભગવાન શ્રીકૃષ્ણની શુદ્ધ ભક્તિનું નિરૂપણ કર્યું નથી. તેથી તમે સંપૂર્ણ સંતુષ્ટ નથી. ત્યાર બાદ

વ્યાસદેવે નારદજીની પ્રેરણાથી શ્રીમદ્ ભાગવતમ્ રચ્યું, જેને શ્રી ગૌરાંગ મહાપ્રભુએ અમલં પુરાણં 'કોઈ પણ જાતની મલિનતારહિત પુરાણ' તરીકે વર્ણવ્યું છે. પ્રસ્તુત ગ્રંથ આ શ્રીમદ્ ભાગવતમ્ રૂપી વૈદિક વૃક્ષના પરિપક્વ ફળના હૃદયસમા દશમ સ્કંધની શ્રીકૃષ્ણની અદ્ભુત, દિવ્ય, પથ્થરને પણ પીગળાવે તેવી લીલાઓ વર્ણવે છે તે પણ ભગવાનના પ્રતિનિધિ કળિયુગના અભાગી જીવોના ઉદ્ધારક શ્રીલ પ્રભુપાદજીની અનુભૂતિ-પ્રાપ્ત હસ્તે લખાયેલ છે. શ્રીલ પ્રભુપાદજી કહેતા, "આ પુસ્તકો હું સ્વયં જ્યારે વાંચું છું, ત્યારે મને આશ્ચર્ય થાય છે કે આ બધું મેં શી રીતે લખ્યું! સ્વયં કૃષ્ણ પોતે જ મારા માધ્યમ દ્વારા આ બધું લખી રહ્યા છે."

ગુજરાતી ભાષામાં આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં અમને કૃતાર્થતાની લાગણી થાય છે. આ કાર્ય સફળતાપૂર્વક પાર પાડવા માટે શ્રી. પ્રદ્યુમ્ન ત્રિવેદી, શ્રી. રમણિકલાલ દલાલ તથા ડૉ. ઈન્દુભાઈ ભટ્ટ તેમજ સંજીવ પ્રિન્ટરીના શ્રી. ગોવિંદભાઈ પટેલનો ખૂબ ખૂબ આભાર માનું છું, અને કૃષ્ણને પ્રાર્થું છું કે કૃષ્ણ-ગ્રંથની ત્રિપુટીના બાકીના બે ગ્રંથો પણ બહુ જલદીથી બહાર પડી જશે. હરે કૃષ્ણ !

— જશોમતીનંદન દાસ, સંપાદક.

તા. ૧૩-૬-'૮૧

પ્રમુખ, ઈસ્કોન — ગુજરાત.



# ૧. કૃષ્ણાવતાર

એક સમયે, પૃથ્વી જુદા જુદા રાજાઓ-જેઓ વાસ્તવમાં અસુરો હતા છતાં રાજ-કુળનો દાવો કરતા હતા તેઓ-ના અતિશય એવાં સૈન્યોના ભારથી દબાઈ ગઈ હતી. તે સમયે, સમગ્ર જગતમાં ખળભળાટ વ્યાપ્યો અને આ પૃથ્વીની અધિષ્ઠાત્રી દેવી ભૂમિ, અસુર રાજાઓને લીધે તેને સહવા પડતા ઉપદ્રવોની ફરિયાદ કરવા માટે, ભગવાન બ્રહ્માજી પાસે ગઈ. ભૂમિએ ગાયનું સ્વરૂપ ધારણ કર્યું અને પોતાની આંખમાં આંસુ સાથે ભગવાન બ્રહ્મા સામે ઉપસ્થિત થઈ. તે દુઃખથી વ્યથિત હતી અને ભગવાનની અનુકંપા મેળવવા રડતી હતી. પૃથ્વીએ પોતાના પર પડી રહેલી આપત્તિનું વર્ણન કર્યું. આ સાંભળીને ભગવાન બ્રહ્માને ખૂબ જ દુઃખ થયું અને ક્ષીરસાગરનિવાસી ભગવાન વિષ્ણુ પાસે જવા માટે તરત જ નીકળી પડયા. ભગવાન બ્રહ્માજીની સાથે સર્વ દેવતાઓ પણ ભગવાન શિવજીની આગેવાની સાથે ગયા. ભૂમિ પણ પાછળ પાછળ આવતી હતી. ક્ષીરસાગરને કિનારે પહોંચતાં જ બ્રહ્માએ વિષ્ણુ ભગવાન કે જેમણે વરાહનું દિવ્ય સ્વરૂપ ધારણ કરીને પહેલાં પૃથ્વીનું રક્ષણ કર્યું હતું તેમને પ્રાર્થના કરી.

વૈદિક મંત્રોમાં પુરુષસૂકત નામે વિશિષ્ટ પ્રકારની પ્રાર્થના છે. સામાન્ય રીતે દેવતાઓ પુરુષસૂકતનો મંત્રોચ્ચાર કરીને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન વિષ્ણુને પોતાના નમસ્કાર કરે છે. અહીં એમ સમજી શકાય છે કે દરેક ગ્રહનો અધિષ્ઠાતા દેવ પોતાના ગ્રહમાં કંઈક મુશ્કેલી ઊભી થાય કે તરત જ આ બ્રહ્માંડના પરમ નિયંતા ભગવાન બ્રહ્માજીને મળી શકે છે અને બ્રહ્માજી પ્રત્યક્ષ રીતે નહીં પણ ક્ષીરસાગરના કિનારે ઊભા રહીને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન વિષ્ણુને મળી શકે છે. આ વિશ્વમાં શ્વેતદ્વીપ નામે જાણીતો ગ્રહ છે અને એ ગ્રહમાં ક્ષીરસાગર છે. જુદા જુદા વૈદિક સાહિત્યમાંથી એમ જાણવા મળે છે કે જેમ આ ગ્રહમાં ખારા જળનો સમુદ્ર છે તેમ, બીજા ગ્રહોમાં જુદા જુદા પ્રકારના સમુદ્રો છે. કેટલીક જગ્યાએ ક્ષીરસાગર, બીજે કોઈ ઠેકાણે તેલસાગર તો વળી બીજી કોઈક જગ્યાએ મદિરાનો સાગર છે. આમ બીજા ઘણા પ્રકારના સાગરો છે. પુરુષસૂકત એ એવી પ્રમાણભૂત પ્રાર્થના

છે, જેને દેવતાઓ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન ક્ષીરોદકશાયી વિષ્ણુને તૃપ્ત કરવા માટે ગાય છે. ભગવાન ક્ષીરસાગર પર શયન કરે છે તેથી તેઓ ક્ષીરોદકશાયી વિષ્ણુ તરીકે ઓળખાય છે. ભગવાન વિષ્ણુ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છે કે જેમનામાંથી સર્વ અવતારો આ વિશ્વમાં પ્રગટ થાય છે.

સર્વ દેવતાઓએ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની પુરુષસૂક્તથી પ્રાર્થના કરી છતાં તેમને સ્પષ્ટ રીતે જવાબ ન મળ્યો. ત્યાર પછી જ્યારે ભગવાન બ્રહ્માજી ધ્યાનાવસ્થામાં બેઠા ત્યારે ભગવાન વિષ્ણુ પાસેથી તેમની પાસે સંદેશો આવ્યો, જે તેમણે દેવતાઓને જણાવ્યો. વૈદિક જ્ઞાન મેળવવાની આ પદ્ધતિ છે. સર્વ પ્રથમ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન પાસેથી બ્રહ્માજીને હૃદયના માધ્યમ દ્વારા જ્ઞાન પ્રાપ્ત થયેલું છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે તે પ્રમાણે 'તેને બ્રહ્મહૃદા'— એટલે કે ભગવાન પાસેથી બ્રહ્માજીને હૃદય દ્વારા પ્રાપ્ત થયેલું વેદોનું દિવ્ય જ્ઞાન. અહીંયાં પણ, તે જ રીતે ફક્ત બ્રહ્માજી જ ભગવાન વિષ્ણુએ પ્રસારિત કરેલો સંદેશો સમજી શકયા અને તેમણે ઝડપી કાર્યવાહી માટે આ વાયુ-સંદેશો દેવતાઓને સંભળાવ્યો. સંદેશો આ પ્રમાણે હતો, 'પૂર્ણ પુરુષોત્તમ ભગવાન ટૂંક સમયમાં, પોતાની સર્વોચ્ચ સમર્થ શકિતઓ સહિત પૃથ્વી પર પ્રગટ થશે અને જ્યાં સુધી તેઓ અસુરોનો વધ કરવાનો અને ભકતજનોની પ્રતિષ્ઠા કરવાનો પોતાનો હેતુ સિદ્ધ કરવા પૃથ્વીલોકમાં રહે ત્યાં સુધી દેવતાઓએ પણ તેમને મદદ કરવા ત્યાં રહેવાનું છે. તે સૌએ યદુવંશના કુટુંબમાં, કે જ્યાં ભગવાન પણ યોગ્ય સમયે પ્રગટ થવાના છે એમાં, જ જન્મ લેવાનો છે.'

સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં વસુદેવના પુત્ર તરીકે પ્રગટ થયા. તેમના પ્રાગટ્ય પહેલાં સર્વ દેવતાઓ, તેમની પત્નીઓ સાથે, ભગવાનના ધર્મકાર્યમાં મદદ કરવા માટે જ દુનિયાનાં જુદાં જુદાં પુણ્યશાળી કુટુંબોમાં પ્રગટ થયા. અહીંયાં 'તત્પ્રિયાર્થમ્' જેવો યોગ્ય શબ્દ મૂકયો છે એનો અર્થ એ કે, દેવતાઓએ ભગવાનને પ્રસન્ન કરવા માટે પૃથ્વી પર પ્રગટ થવું જોઈએ. બીજા શબ્દોમાં, જે કોઈ જીવાત્મા ભગવાનને પ્રસન્ન કરવા માટે જીવન જીવે છે તે દેવતા છે. દેવતાઓને વળી પાછી માહિતી મળી કે ભગવાન શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ થાય તે પહેલાં, ભગવાન શ્રીકૃષ્ણની અમર્યાદિત શકિત ધારણ કરનાર શ્રી અનંત શેષનાગદેવ જે પોતાની લાખો ફેણો વિસ્તારીને બ્રહ્માંડનું પોષણ કરી રહ્યા છે તે પણ પૃથ્વી પર પ્રગટ થશે. તેમને એવી પણ માહિતી મળી કે ભગવાન વિષ્ણુની બહિરંગ શકિત (માયા) જેના લીધે સર્વ બુદ્ધિજીવો મુગ્ધ થાય છે તે પણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો હેતુ સફળ થાય એટલા માટે તાત્કાલિક પ્રગટ થશે.

આમ, પ્રજાપતિઓના પિતા અથવા વિશ્વની સર્વ પ્રજાઓના આદિ પુરુષ ભગવાન બ્રહ્માજી, ભૂમિ સહિત સર્વ દેવોને મધુર શબ્દો વડે બોધ આપીને અને તેમને શાંત પાડીને, ભૌતિકલોકમાં સર્વોચ્ચ સ્વધામ — બ્રહ્મલોકમાં — જવા નીકળ્યા.

યદુવંશી રાજા સૂરસેન મથુરાદેશ અને સુરસેન તરીકે જાણીતા પ્રદેશોમાં રાજ્ય કરતા હતા. સુરસેન રાજાના રાજ્યને લીધે મથુરા યદુવંશના સર્વ રાજાઓની રાજધાની બની હતી. યદુવંશના રાજાઓની રાજધાની મથુરા બનવાનું બીજું પણ એક કારણ હતું – યદુવંશીઓ ખૂબ જ ભાવિક હતા અને એમને ખબર હતી કે જેમ ભગવાન શ્રીકૃષ્ણ દ્વારિકામાં નિરંતર વસે છે તેમ મથુરામાં પણ નિરંતર વસે છે.

એક સમયે, સુરસેનના દીકરા વસુદેવ, દેવકીની સાથે લગ્ન કર્યા પછી, પોતાની નવપરિણીત પત્ની સાથે રથમાં બેસીને ઘેર જઈ રહ્યા હતા. દેવક નામે જાણીતા દેવકીના પિતાએ પોતાની દીકરી પ્રત્યે ખૂબ જ ગાઢ સ્નેહ હોવાને લીધે પૂરતા પ્રમાણમાં દહેજ આપ્યું હતું. તેમણે સુવર્ણથી જડેલા સંપૂર્ણ રીતે શોભાયમાન સેંકડો રથો આપ્યા હતા. તે વખતે, ઉગ્રસેનનો દીકરો કંસ પોતાની બહેન દેવકીને પ્રસન્ન રાખવા વસુદેવના રથના ઘોડાની લગામ સ્વેચ્છાપૂર્વક પોતાના હાથમાં લઈને રથ હાંકી રહ્યો હતો. વૈદિક સંસ્કૃતિના રિવાજ પ્રમાણે જ્યારે કન્યાનું લગ્ન થાય છે ત્યારે તેનો ભાઈ, બહેન અને બનેવીને, તેમના ઘેર મૂકવા જાય છે. નવપરિણીત કન્યાના મનમાં પોતાના પિતાના કુટુંબનો વિયોગ ખૂબ જ વ્યથા ઉપજાવે છે. તેથી ભાઈ બહેનની સાથે તેના સસરાના ઘર સુધી વળાવવા જાય છે. દેવકે આપેલું પૂરેપૂરું દહેજ આ પ્રમાણે હતું: સુવર્ણની માળાઓથી પૂરેપૂરા શણગારાયેલા ચારસો હાથીઓ, પંદર હજાર સુશોભિત ઘોડાઓ અને અઢાર સો રથ. સુંદર દીકરીની સાથે જવા બસો સુંદર કન્યાઓને પણ મોકલવાનો પ્રબંધ કરેલો. હાલના સમયમાં પણ ભારતમાં આવી ક્ષત્રિયપ્રથા જોવા મળે છે. આ પ્રથા અનુસાર જ્યારે ક્ષત્રિયનુ લગ્ન થાય છે ત્યારે પરણેતરની સાથે થોડીક સંખ્યામાં તેની સખીઓ પણ રાજાના ઘેર જાય છે. રાણીની સેવામાં રહેતી સ્ત્રીઓને દાસીઓ કહે છે, પણ હકીકતમાં તેઓ રાણીની સખીઓ તરીકે કામ કરે છે. પાંચ હજાર વર્ષ પહેલાં શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ થયો તે પહેલાં, અનંત સમય પૂર્વેથી આ પ્રથા ચાલી આવેલી છે. એટલે વસુદેવ પોતાની પત્નીની સાથે બીજી બસો દેખાવડી કન્યાઓને ઘેર લાવ્યા.

જ્યારે વરકન્યા રથમાં બેસી પસાર થઈ રહ્યાં હતાં ત્યારે શુભ શુકન દર્શાવતાં વિવિધ પ્રકારનાં વાદ્યો વાગતાં હતાં. શંખ, રણશીંગાં, નગારાં, ઢોલ વગેરેનો અવાજ એક સાથે થતો હોવાથી મધુર સંગીત ઉત્પન્ન થતું હતું. કંસ રથ હાંકી રહ્યો હતો, એટલામાં ખાસ કરીને કંસને ઉદ્દેશીને આકાશમાંથી અદ્‌ભુત વાણી સંભળાઈ, "કંસ તું કેવો મૂર્ખ છે! તું તારી બહેન અને બનેવીનો રથ હાંકી રહ્યો છે પણ તને ખબર નથી કે આ બહેનનું આઠમું બાળક તારી હત્યા કરશે."

કંસ ભોજ વંશના ઉગ્રસેનનો દીકરો હતો. એમ કહેવાય છે કે ભોજ રાજાઓના વંશમાં કંસ સૌથી વધુ આસુરી પ્રકૃતિનો હતો. આકાશવાણી સાંભળતાંની સાથે જ તેણે દેવકીનો ચોટલો પકડ્યો અને પોતાની તલવાર વડે તેની હત્યા કરવા તૈયાર થયો. કંસના વર્તનથી

વસુદેવને આશ્ચર્ય થયું અને આવા ઘાતકી બેશરમ સાળાને શાંત પાડવા માટે તેમણે યુકિત-પૂર્વક યોગ્ય શિખામણ આપવાની શરૂઆત કરી. તેમણે કહ્યું, "હે મારા વહાલા સાળા કંસ, ભોજવંશમાં તમે અત્યંત ખ્યાતનામ રાજવી છો અને લોકો તમને સર્વશ્રેષ્ઠ યોદ્ધા અને બહાદુર રાજા તરીકે ઓળખે છે. છતાં તમે તમારી પોતાની બહેનના લગ્નના શુભ પ્રસંગે તેની, એક સ્રીની, હત્યા કરવા જેટલા આવેશમાં એકદમ કેમ આવી ગયા છો? તમારે મરણની આટલી બધી બીક શા માટે રાખવી જોઈએ? તમારા જન્મની સાથે મૃત્યુ તો નિશ્ચિત થઈ ચૂકેલું છે જ. તમારા જન્મના દિવસથી જ તમારા મરણની શરૂઆત થયેલી છે. ધારો કે તમને પચ્ચીસ વર્ષ થયાં છે. એનો અર્થ એટલો કે તમે પચ્ચીસ વર્ષ જેટલા મૃત્યુ પામ્યા છો. ક્ષણે ક્ષણે તમારું મરણ થઈ રહ્યું છે. તો તમારે શા માટે મરણથી આટલું બધું બીવું જોઈએ? અંતે મૃત્યુ નિશ્ચિત છે. તમારું મરણ આજે થશે કે સો વર્ષ પછી થશે, તમે મૃત્યુમાંથી છટકી શકવાના નથી. તમારે આટલું બધું શા માટે ડરવું જોઈએ? વાસ્તવિક રીતે મૃત્યુ એટલે આ શરીરનો નાશ. જે ક્ષણે વર્તમાન શરીર કામ કરતું બંધ પડે છે અને ભૌતિક પ્રકૃતિનાં પંચ મહાભૂતોમાં ભળી જાય છે તે ક્ષણે શરીરમાં રહેલો જીવાત્મા પોતાનાં વર્તમાન કૃત્યો અને તેના પ્રત્યાઘાતો પ્રમાણે બીજું શરીર ધારણ કરે છે. જેમ માણસ ચાલતાં પહેલાં પોતાનો એક પગ આગળ મૂકે છે અને જ્યારે તે પગ જમીન પર બરાબર ગોઠવાયો છે એવી ખાત્રી એને થાય છે ત્યારે જ તે બીજો પગ ઉપાડે છે. એમ એક પછી એક શરીર બદલાતાં રહે છે; અને આત્મા દેહાન્તર કર્યા કરે છે. વનસ્પતિના કીટક પણ એક ડાળી પરથી બીજી ડાળી પર કેટલી સંભાળપૂર્વક ખસે છે? તે જ પ્રમાણે જે ક્ષણે નિર્ણાયક દેવો આ પછીના બીજા શરીર વિષે નિર્ણય કરે છે, તે જ ક્ષણે જીવાત્મા પોતાનું શરીર બદલે છે. જયાં સુધી જીવાત્મા આ ભૌતિક જગતમાં બદ્ધ છે ત્યાં સુધી તેને એક પછી એક ભૌતિક શરીરો બદલવાનાં રહે છે. મનુષ્ય આ જીવનનાં કર્મો અને તેના પ્રત્યાઘાતો પ્રમાણે જ પ્રકૃતિના નિયમાનુસાર બીજું વિશિષ્ટ શરીર પ્રાપ્ત કરે છે.

આપણે હંમેશાં સ્વપ્નમાં જુદાં જુદાં શરીરો જોઈએ છીએ. આ શરીર પણ બરાબર તેવું જ છે. નિદ્રા દરમ્યાન આપણે સ્વપ્નમાં માનસિક સર્જનથી ઘણી જાતનાં શરીરો ઉત્પન્ન કરીએ છીએ. આપણે સોનું જોયેલું છે અને પર્વત પણ જોયેલો છે. એટલે સ્વપ્નમાં આપણે બંને વિચારોના સંયોજનવાળો સુવર્ણ-પર્વત જોઈએ છીએ. ઘણીવાર સ્વપ્નમાં આપણને આકાશમાં ઊડતું શરીર પ્રાપ્ત થયું છે એવું દેખાય છે અને એ વખતે આપણે આપણું વર્તમાન શરીર સંપૂર્ણપણે ભૂલી જઈએ છીએ. તે જ પ્રમાણે આ શરીરોમાં પરિવર્તન થાય છે. જયારે તમને નવું શરીર મળે છે ત્યારે ભૂતકાળનું શરીર ભૂલી જાઓ છો. સ્વપ્નમાં આપણને ઘણા ઘણા પ્રકારનાં નવાં નવાં શરીરો સાથે સંબંધ થાય છે, પણ જયારે જાગી જઈએ છીએ ત્યારે એ સર્વને ભૂલી જઈએ છીએ. હકીકતમાં આ ભૌતિક શરીરો આપણી માનસિક પ્રવૃત્તિઓનાં સર્જનો છે, પરંતુ આ ક્ષણે આપણને આપણા ભૂતકાળના શરીરનું સ્મરણ રહેતું નથી.



કૃષ્ણકૃપા શ્રીમૂર્તિ

શ્રી શ્રીમદ અભયચરણારવિન્દ ભક્તિવેદાંત સ્વામીપ્રભુપાદ



ભગવાન શ્રીકૃષ્ણ વસુદેવ અને દેવકી સમક્ષ ચતુર્ભુજ વિષ્ણુ રૂપમાં પ્રકટ થયા, પરન્તુ એમની પ્રાર્થના સાંભળ્યા પશ્ચાત તેમણે સામાન્ય બાળ સ્વરૂપ ધારણ કરી લીધું.



જ્યારે વસુદેવજી બાળકૃષ્ણને મથુરાથી ગોકુળ લઈ જઈ રહ્યા હતા, તે સમયે શેષ નાગે તેમના પર પોતાની ફેણની છત્રછાયા બનાવી તથા પૂરથી ધમધમસતા યમુનાજીએ એમને માર્ગ કરી આપ્યો.





અસુર તૃણાવર્ત બાળક શ્રીકૃષ્ણને ખભે નાંખી આકાશમાં ખૂબ ઉપર ચાલ્યા ગયા, કિન્તુ તેમણે સ્વયંને એટલા વજનદાર બનાવ્યા કે અસુર નીચે બેસવા લાગ્યો



ગર્ગમુનિએ નંદ મહારાજને કહ્યું કે તેઓ નારાયણના પરમ ભક્ત છે, માટે ભગવાને તમને એમના સમાન પુત્ર આપ્યો છે.



ગોપાલકોના પિતા એમના પુત્રો પ્રતિ પ્રેમ પ્રદર્શન કરવા લાગ્યા ત્યારે તેઓએ અત્યન્ત સ્નેહથી એમને પોતાના ખોળામાં લઇ આલિંગન આપ્યુ.



બાળ શ્રીકૃષ્ણે માટી ખાધી તે પશ્ચાત મા યશોદાના આદેશાનુસાર જ્યારે તેમણે પોતાનું મુખ ખોલ્યું ત્યારે માતા યશોદાએ એમના મુખના ભીતરમાં સંપૂર્ણ બ્રહ્માંડ ઐશ્વર્યનાં દર્શન થયા.



ચારે તરફ શોધ્યા પછી માતા યશોદાએ બાળ શ્રીકૃષ્ણને લાકડાના ઉંધા ઉખલ પર ઉભેલા જોયા તેઓ એક છીકામાંથી માખણ કાઢી-કાઢીને વાંદરાને ખવડાવતા હતા.



બ્રહ્માજીને બતાવ્યા કે આ બધી ગાય, વાછરડાં તથા ગોપાલકો જે શ્રીકૃષ્ણ સાથે રમી રહ્યા છે. મૌલીક નથી, તે બધાં બાળકો ચતુર્ભુજ વિષ્ણુ-રૂપમાં રૂપાન્તરીત થઈ ગયા



કાલીય નાગ દમન



યમલાર્જુન વૃક્ષની વચ્ચે ફસાયેલ ઉખલ જેવું બાળ શ્રીકૃષ્ણને બળ કરી ખેચ્યો ત્યાંજ બન્ને વૃક્ષ ધમાકા સાથે ધરાશયી થયા તેમાંથી બે મહાપુરૂષ નળકૂવર અને મણિગ્રીવ પ્રકટ થઇને ભગવાનની સ્તુતી કરવા લાગ્યા.



ગોપી પ્રત્યે અત્યન્ત પ્રેમપૂર્ણ હોવાને લીધે શ્રીકૃષ્ણ વૃન્દાવન છોડીને અન્યત્ર ક્યાંય નથી જતા



અસુર કેશીએ અનુભવ્યુ કે શ્રીકૃષ્ણનો હાથ તપાવેલ લોઢા સમાન છે.



એક વાર મહારાજ નન્દે પ્રાતઃકાલથી પહેલાં અનુચિત સમય પર, યમુનાજીમાં સ્નાન કરવા પ્રવેશ્યા, તેથી તેઓને વરુણે બન્દી બનાવી લીધા.



હે કૃષ્ણ, જે વ્યક્તિ આપની સાથે આપના સનાતન સંબંધ સ્થાપશે તે શાશ્વત આનંદ પ્રાપ્ત કરશે.



તે દેવપુરુષને ગરોળીનો દેહ સ્વીકાર કરવો પડ્યો.



દ્વારકાના એક મહેલમા દેવર્ષિ નારદે જોયુ કે ભગવાન શ્રીકૃષ્ણ પોતાના નાના બાળક પર વ્હાલ વરસાવી રહ્યા હતા.



એક સાથે ૫૦૦ ધનુષ્યો દ્વારા ૨૦૦૦ બાણ ચલાવતો બાણાસુર શ્રીકૃષ્ણ તરફ લપક્યો.



શ્રીકૃષ્ણે મુર અસુરના ત્રીશુળને ક્રમશઃ પોતાના વાહન ગરૂડજી તરફ આવતો જોયો.



દ્વારકા નગર નું દ્રશ્ય, જ્યાં આજથી ૫૦૦૦ વર્ષ પહેલા ભગવાન શ્રી કૃષ્ણએ દીવ્યલીલાઓ પ્રદર્શીત કરી હતી.



જેવી રીતે બાળક લાકડાનાં રમકડાના બળદને ખેંચી લે તેમ શ્રીકૃષ્ણે એમને બળપૂર્વક ખેંચી લીધા.



ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા વિપ્ર સુદામાના પાદ-પ્રક્ષાલન



ભગવાન શ્રીકૃષ્ણ રાણીયોના અ ગ પર પીચકારીથી રંગ ઉડાડે છે.



શ્રી બલરામે કેવલ એક તણખલાનાં પ્રહારથી રોમહર્ષણના પ્રાણ હરી લીધા



શિશુપાલ શ્રીકૃષ્ણનુ અપમાન કરતો રહયો, તથા શ્રીકૃષ્ણ વિના વિરોધ કરે, ધૈર્યથી તેને સાંભળતા રહયા



શ્રીકૃષ્ણે શાલ્વનું માથું કાપ્યું અને મુકુટ અને કુંડલો સહીત એ માથું જમીન પર પડ્યું.



શ્રી ભીમસેને જરાસંધના દેહને બે ભાગમાં ચીરી નાખ્યો.

મન સ્વભાવે ચંચળ છે ઘણીવાર એ કંઈક વસ્તુ સ્વીકારે છે અને તરત વળી એ જ વસ્તુને નકારે છે સંકલ્પ અને વિકલ્પ કરી ઈન્દ્રિયભોગના પાંચ વિષયો — રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શ-ના સંપર્કમાં મનની પ્રક્રિયા થાય છે. રૂપ, રસ, ગંધ વગેરે હમેશાં તર્ક-વિતર્ક કરનારા હોઈ મન ઈન્દ્રિયભોગના વિષયોના સંસર્ગમાં આવે છે અને જ્યારે જીવાત્મા અમુક પ્રકારના શરીરની ઈચ્છા કરે છે ત્યારે તેને તે મળે છે એટલે કે શરીર એ ભૌતિક પ્રકૃતિના નિયમોની દેણ છે જીવાત્મા દેહ ધારણ કરે છે અને શરીરના આધારણ પ્રમાણે સુખ કે દુ:ખ ભોગવવા ફરીથી ભૌતિક જગતમાં આવે છે. જ્યાં સુધી આપણી પાસે અમુક પ્રકારનું શરીર ન હોય ત્યાં સુધી આગલા જીવનના મળેલા આપણા માનસિક સંસ્કારો પ્રમાણે આપણે સુખદુઃખ ભોગવી શકતા નથી. મરણ સમયે આપણા મનમાં જે વિચારો હોય છે તે પ્રમાણે ખરેખર કોઈ વિશિષ્ઠ પ્રકારનું શરીર આપણને મળે છે.

જળ, તેલ, ઘી,-વગેરેનાં જુદાં જુદાં પાત્રોમાં સૂર્ય, ચંદ્ર અને તારાઓ જેવા ઘણા તેજસ્વી ગ્રહોનાં પ્રતિબિંબ પડે છે. સરોવરની ગતિ પ્રમાણે પ્રતિબિંબ પણ ગતિ કરે છે. જળમાં ચંદ્રનું પ્રતિબિંબ પડે છે અને વહેતું જળ ચંદ્રને પણ ગતિ કરતું બતાવે છે, પણ હકીકતમાં ચંદ્ર ગતિ કરતો નથી. તે જ પ્રમાણે માનસિક મોહને કારણે, જીવાત્માને આવાં શરીરો સાથે વાસ્તવિક રીતે સંબંધ ન હોવા છતાં, વિવિધ પ્રકારનાં શરીરો પ્રાપ્ત કરવાં પડે છે મોહને લીધે અને માયાની અસર નીચે મુગ્ધ થવાથી જીવાત્મા વિચારે છે કે અમુક પ્રકારનું શરીર તેની માલિકીનું છે! બદ્ધ જીવનનો એ ગ્રહ છે. તે વિચારે છે કે તે પોતે અમુક માનવસમાજ અથવા અમુક રાષ્ટ્ર, અમુક જગ્યાનો વતની છે અને એ રીતે તે પોતાની જાતને ઓળખાવી, કારણ વગર, જેની જરૂર નથી તેવું બીજું શરીર મેળવવાની તૈયારી કરે છે. આવી ઈચ્છાઓ અને મોહક વૃત્તિઓ આના માટે કારણભૂત છે. ભૌતિક પ્રકૃતિની અસરનું આવરણ એટલું બધું દૃઢ હોય છે કે જીવાત્માને જે કોઈ શરીર મળે છે તેનાથી તેને સંતોષ મળે છે અને તે અત્યંત પ્રસન્નતાપૂર્વક એ શરીર સાથે એકાત્મભાવે જોડાય છે. એટલે, મારી તમને વિનંતી છે કે તમે તમારા મન અને દેહની ગુલામીના કારણે ભાન ન ગુમાવો.”

આમ વસુદેવે કંસને પોતાની નવપરિણીત બેન વિષે ઈર્ષાળુ ન થવા વિનંતી કરી. કોઈએ કોઈ પણ માણસની ઈર્ષા નહિ કરવી જોઈએ. કારણ કે જ્યારે ઈર્ષાળુ માણસ મરણ પછી દંડ દેનાર યમ રાજાની સામે ઉપસ્થિત થાય છે ત્યારે ઈર્ષા ભયનું કારણ બને છે. વસુદેવે દેવકી તરફથી કંસને અરજ કરી કે દેવકી તેની નાની બહેન હતી, વળી તે ઘડી તેના લગ્નની શુભ ઘડી હતી. દરેક મનુષ્યે પોતાના નાના ભાઈ કે બહેનની પોતાનાં બાળકો જેટલી સંભાળ રાખવી જોઈએ. વસુદેવે બુદ્ધિપૂર્વક વિચાર કરતાં કહ્યું, “પરિસ્થિતિ એટલી બધી નાજુક છે કે જો તમે તેની હત્યા કરશો તો તેનાથી તમારી ઉચ્ચ કીર્તિને કલંક લાગશે.”

વસુદેવે સરસ બોધ અને તાત્ત્વિક વિવેક દ્વારા કંસને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો, પણ કંસ આસુરી સ્વભાવવાળો હોવાને લીધે શાંત ન થયો. તેના આસુરી સંબંધોના કારણે તે ખૂબ જ ખાનદાન રાજવી કુટુંબમાં જન્મેલો હોવા છતાં હંમેશાં અસુરની જેમ વર્તતો હતો. અસુરને કદી કોઈની સારી શિખામણની દરકાર હોતી નથી. તે રીઢા થઈ ગયેલા ચોર જેવા હોય છે. માણસ તેને નૈતિક શિખામણ આપે પણ તે અસરકારક થશે નહિ. તે જ પ્રમાણે જે લોકો સ્વભાવે નાસ્તિક અથવા આસુરી પ્રકૃતિવાળા હોય છે તેમને ગમે તેવી અધિકૃત સારી શિખામણ આપવામાં આવે તો પણ ભાગ્યે જ તેમના ગળે ઊતરે છે. દેવ અને દાનવ વચ્ચે આ ભેદ છે. જે લોકો સારી શિખામણ સ્વીકારે છે અને એ રીતે પોતાનું જીવન જીવવા પ્રયત્ન કરે છે તેઓ દેવતાઓ કહેવાય છે. જેમને આવી શિખામણ અસ્વીકાર્ય હોય છે તેઓ રાક્ષસો કહેવાય છે. કંસને શાંત પાડવાના પોતાના પ્રયત્નો નિષ્ફળ જતાં વસુદેવ પોતાની પત્ની દેવકીજીનું કેવી રીતે રક્ષણ કરવું એના વિચારમાં પડયા. જયારે તાત્કાલિક ભય ઊભો થાય ત્યારે બુદ્ધિશાળી માણસે જેમ બને તેમ ભયજનક પરિસ્થિતિમાંથી છટકવાનો પ્રયત્ન કરવો જોઈએ અને જો સર્વ પ્રકારે બુદ્ધિનો ઉપયોગ કરવા છતાં ભયજનક પરિસ્થિતિ દૂર કરવામાં નિષ્ફળતા મળે તો તે દોષપાત્ર બનતો નથી. દરેક જણે પોતાના કર્તવ્યપાલનમાં બને એટલો શ્રેષ્ઠ પ્રયત્ન કરવો જોઈએ અને છતાંય જો પ્રયત્ન નિષ્ફળ જાય તો તેમાં તેનો દોષ નથી

વસુદેવે પોતાની પત્ની માટે આ પ્રમાણે વિચાર કર્યો, "હાલમાં તો હું દેવકીનું જીવન બચાવી લઉં અને પાછળથી જો બાળકો થશે તો તેમને કેવી રીતે બચાવવાં તેનો વિચાર કરીશ!" વળી તેમણે વિચાર્યું, "જો ભવિષ્યમાં કંસ વિચારી રહ્યો છે તે મુજબ તેને ખતમ કરી શકે તેવો બાળક મને થશે તો પ્રભુનો કાનૂન અકળ હોવાથી દેવકી અને બાળક બન્ને બચી જશે. અત્યારે તો કોઈ પણ રીતે દેવકીનું જીવન બચાવવું જોઈએ."

જેમ જંગલમાં સળગતો અગ્નિ અમુક પ્રકારનાં લાકડાં સાથે કેવી રીતે સંસર્ગમાં આવે છે એની ખાત્રી હોતી નથી તેમ જીવાત્મા અમુક પ્રકારનું શરીર કેવી રીતે ધારણ કરે છે એ વિશે કશું નિશ્ચિત હોતું નથી. જયારે જંગલમાં દવ લાગે છે ત્યારે આપણે જાણીએ છીએ કે સળગતો અગ્નિ પવનના ઝપાટાથી એક વૃક્ષ ઉપરથી બીજા પર પ્રસરે છે અને આખા જંગલને સળગાવી મૂકે છે, તેમ જીવાત્મા પોતાના કર્તવ્યપાલન વિશે ખૂબ જ સાવચેતી રાખે છતાં પછીના જીવનમાં એને કયા પ્રકારનું જીવન પ્રાપ્ત થશે એ સમજવું ખૂબ જ મુશ્કેલ હોય છે. રાજા ભરત આત્મસાક્ષાત્કાર કરવા માટે ખૂબ જ શ્રધ્ધાપૂર્વક ધર્મનું પાલન કરી રહ્યા હતા, પણ ભાગ્યવશાત્ તેમને મૃગ સાથે ક્ષણજીવી સ્નેહ થયો અને પછીના જીવનમાં તેમને મૃગલાના શરીરનો સ્વીકાર કરવો પડયો.

પોતાની પત્નીને કેવી રીતે બચાવવી એ વિશે મનોમંથન કર્યા પછી વસુદેવ કંસને, તે અત્યંત પાપાચારી માણસ હોવા છતાં, ખૂબ જ સન્માનપૂર્વક સંબોધવા લાગ્યા. ઘણીવાર.

એવું બને છે કે વસુદેવજી જેવા અત્યંત સદ્‌ગુણી માણસને કંસ જેવા અત્યંત દુરાચારી માણસની ખુશામત કરવી પડે છે. બધા મુત્સદ્દીગીરીપૂર્વકના સોદા એ પ્રમાણે જ થાય છે. વસુદેવજી પોતે અત્યંત દુ:ખી હોવા છતાં તેમણે બાહ્ય દૃષ્ટિએ ઉલ્લાસમાં હોવાનો ડોળ કર્યો અને કંસ અત્યંત ઘાતકી હોવા છતાં તેમણે શરમ વગરના કંસને કહ્યું, "હે કંસ! કૃપા કરી તમે વિચાર કરો કે તમારી બહેન તરફથી તો તમને કોઈ ભય નથી. આકાશમાંથી તમે દૈવી વાણી સાંભળી છે એટલે તમને ભય લાગ્યા કરે છે. પણ એ ભય તો તમારી બહેનના દીકરાઓ કે જેમનું હાલમાં અસ્તિત્વ નથી તેમના તરફથી આવવાનો છે. કોને ખબર છે કે ભવિષ્યમાં દીકરા થાય કે ન થાય? આ બધો વિચાર કરતાં હાલપૂરતા તમે સલામત છો. વળી ભવિષ્યમાં પણ તમારી બહેન તરફથી તમને ભય ન રહે તે માટે જ્યારે તેને પુત્રો જન્મે ત્યારે તે પુત્રો, યોગ્ય પગલાં માટે હું તમારી સમક્ષ હાજર કરીશ, એવું હું વચન આપું છું."

કંસને વસુદેવના વચનપાલનમાં વિશ્વાસ હતો એટલે તેમની દલીલથી તેને વિશ્વાસ આવ્યો. તેણે પોતાની બહેન દેવકીની હત્યા કરવાનો વિચાર તત્પૂરતો માંડી વાળ્યો. આમ વસુદેવજી કંસના નિર્ણયથી પ્રસન્ન થયા અને તેની પ્રશંસા કરી પોતાના ઘેર પાછા ફર્યા.

સમય જતાં દેવકીએ એક પછી એક એમ આઠ પુત્રો અને એક પુત્રીને જન્મ આપ્યો. જ્યારે પ્રથમ બાળક જન્મ્યું ત્યારે વસુદેવે પોતાનાં વચનનું પાલન કર્યું અને તરત જ એ બાળકને કંસની સામે લાવ્યા. એમ કહેવાય છે કે વસુદેવજી પોતાના વચનનું પાલન કરવા માટે સુપ્રસિદ્ધ હતા અને તેઓ તેમની એ નામના જાળવી રાખવા ઈચ્છતા હતા. વસુદેવજી માટે નવજાત બાળકને સોંપી દેવું ખૂબ જ દુ:ખદાયક હતું. બાળકને મેળવીને કંસ ખૂબ જ રાજી થયો. વસુદેવના વર્તનથી તેનામાં કંઈક અનુકંપા પણ જાગી. આ પ્રસંગ ખૂબ જ નોંધપાત્ર છે. વસુદેવજી જેવા મહાત્મા માટે પોતાનું કર્તવ્યપાલન કોઈ પણ રીતે દુ:ખદ ગણાતું નથી. વસુદેવજી જેવી વિદ્વાન વ્યકિત જરા પણ અચકાયા સિવાય પોતાનું કર્તવ્યપાલન કરે છે. બીજી બાજુ, કંસ જેવો અસુર કોઈ પણ જાતનું ઘાતકી કૃત્ય કરતાં કદી અચકાતો નથી. એટલે કહેવાય છે કે સંત પુરુષો જીવનમાં સર્વ પ્રકારની દુ:ખદ પરિસ્થિતિ સહન કરે છે. વિદ્વાન માણસ અનુકૂળ સંજોગોની રાહ જોયા વિના પોતાનું કર્તવ્યપાલન કરી શકે છે, કંસ જેવો આસુરી વૃત્તિવાળો માણસ ગમે તેવું પાપી કૃત્ય કરી શકે છે અને ભકત પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને તૃપ્ત કરવા માટે સર્વસ્વનું બલિદાન આપી શકે છે.

કંસને વસુદેવજીના કૃત્યથી સંતોષ થયો. વસુદેવજીએ પોતાનું વચન પાળ્યું તેથી તેને આશ્ચર્ય થયું અને આમ રાજી થવાથી તેમના બાળક પર તેને દયા આવી. આથી તેણે કહ્યું, "વસુદેવ, તમારે મને આ બાળક આપવાની જરૂર નથી. મને આ બાળકથી કોઈ ભય નથી. મેં સાંભળ્યા પ્રમાણે તમારું અને દેવકીનું આઠમું બાળક મારી હત્યા કરશે. માટે મારે આ બાળકને જરૂર વિના શા માટે મારવું જોઈએ? તમે તેને લઈ જઈ શકો છો."

જ્યારે વસુદેવજી નવજાત શિશુ સાથે ઘેર પાછા ફરી રહ્યા હતા ત્યારે, કંસના વર્તનથી તેઓ રાજી થયા પરંતુ તેઓ જાણતા હતા કે કંસ સંયમ વિનાનો માણસ છે અને તેથી તેમને એનામાં જરાય વિશ્વાસ ન હતો. નાસ્તિક માણસ પોતાના વચનમાં દૃઢ હોઈ શકે નહિ. જે વ્યકિતનો ઈન્દ્રિયો પર સંયમ નથી તે પોતાના નિર્ણયમાં સ્થિર હોઈ શકે નહિ. મહાન મુત્સદ્દી રાજપુરુષ ચાણક્ય પંડિતે કહ્યું છે, "રાજવીકુળની વ્યકિત અને સ્ત્રીમાં નમાન વિશ્વાસ મૂકશો નહિ." જે લોકો નિરંકુશ ઈન્દ્રિયભોગોના વ્યસની હોય છે તેઓ કદી સત્યવાદી હોતા નથી અને તેમનામાં કોઈ પણ પ્રકારનો વિશ્વાસ મૂકી શકાય નહિ.

એ વખતે મહાન સંત નારદજી કંસ પાસે આવ્યા. કંસે વસુદેવજી પર દયા આણીને તેમનું પ્રથમ નવજાત બાળક પાછું સોંપ્યું એવી માહિતી તેમને મળી. નારદજી શક્ય એટલી ઝડપથી ભગવાન શ્રીકૃષ્ણનો અવતાર થાય તે જોવા ખૂબ જ આતુર હતા એટલે તેમણે કંસને માહિતી આપી કે એક તરફ નંદમહારાજ, સર્વ ગોવાળો અને તેમની પત્નીઓ તથા ગોપિકાઓ વગેરે વૃંદાવનવાસીઓ અને બીજી બાજુ વસુદેવજી, તેમના પિતા સુરસેન તથા યદુવંશના વૃષ્ણિ કુટુંબમાં જન્મેલાં તેમનાં સગાંવહાલાં એ સૌ ભગવાનના પ્રાગટય માટે તૈયારી કરી રહ્યાં હતાં. નારદજીએ એ કુટુંબોમાં જન્મેલા મિત્રો, હિતેચ્છુઓ અને દેવતાઓ વિષે કંસને સાવચેત રહેવા સલાહ આપી. કંસ, તેના મિત્રો અને સલાહકારો અસુરો હતા. દાનવોને હંમેશાં દેવતાઓનો ડર રહે છે. નારદજીએ જુદાં જુદાં કુટુંબોમાં દેવતાઓના પ્રાગટય વિષે માહિતી આપ્યા પછી કંસ ખૂબ જ સાવધ થયો. તે સમજી ગયો કે દેવતાઓ ક્યારનાયે પ્રગટી ચૂકયા છે. એટલે વિષ્ણુ ભગવાન પણ હવે આવવા જોઈએ. તરત જ તેણે તેના બનેવી વસુદેવજી અને દેવકી બંનેને કેદ કર્યાં અને જેલના સળિયા પાછળ રાખ્યાં.

વસુદેવ અને દેવકીજીએ લોખંડની સાંકળોવાળી બદ્ધ અવસ્થામાં કેદખાનામાં જ્યારે જ્યારે પુત્રોને જન્મ આપ્યા ત્યારે ત્યારે નવજાત બાળકને વિષ્ણુનો અવતાર સમજીને કંસે તેમને એક પછી એક મારી નાંખ્યા. ખાસ કરીને તેને આઠમા બાળકની બીક હતી, પણ નારદજીની મુલાકાત પછી તે એવા નિર્ણય પર આવ્યો કે કોઈ પણ બાળક કૃષ્ણ હોઈ શકે! એટલે દેવકી અને વસુદેવનાં તાજાં જન્મેલાં સર્વ બાળકોને ખતમ કરી નાંખ્યાં હોય તો વધુ સારું.

કંસનું કૃત્ય સમજવું ખાસ મુશ્કેલ નથી. દુનિયાના ઈતિહાસમાં એવા ઘણા દાખલાઓ જોવા મળે છે કે જેમાં રાજવંશી માણસોએ પોતાની મહત્ત્વાકાંક્ષા સંતોષવા માટે પોતાના પિતા, ભાઈ, આખું કુટુંબ અને મિત્રોને ખતમ કરી નાંખ્યા હોય. આમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી, કારણ કે આસુરી પ્રકૃતિવાળો માણસ પોતાની અતિ દુષ્ટ, મહત્ત્વાકાંક્ષાઓ પૂરી કરવા કોઈ પણ વ્યકિતની હત્યા કરી શકે છે

નારદજીની કૃપાથી કંસ પોતાના આગલા જન્મ વિષે માહિતગાર બન્યો હતો. તેણે જાણ્યું હતું કે આગલા જન્મમાં તે કાળનેમિ નામે રાક્ષસ હતો અને વિષ્ણુએ તેને મારી નાંખેલો. આથી ભોજ કુટુંબમાં જન્મેલો તેણે યદુવંશના કુટુંબનો કટ્ટો દુશ્મન થવાનો નિર્ણય કર્યો. શ્રીકૃષ્ણ એ કુટુંબમાં જન્મનાર હતા અને કંસને મનમાં ખૂબ જ ભય હતો કે તેના આગલા જન્મની જેમ આ જન્મમાં પણ શ્રીકૃષ્ણ તેને ખતમ કરી નાંખશે.

તેણે સર્વ પ્રથમ તેના પિતા ઉગ્રસેનને કેદ કર્યા, કારણ કે તે યદુ, ભોજ અને અંધક રાજવંશોના મુખ્ય રાજા હતા અને પછી તેણે આવા સર્વ મુલકોના રાજા તરીકે પોતાની જાતને જાહેર કરી.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'કૃષ્ણાવતાર' નામના
પ્રથમ અધ્યાયનાં શ્રી ભક્તિવેદાંત રચિત
ભાવાર્થો સમાપ્ત થયાં.



# ૨. દેવતાઓએ ગર્ભમાં રહેલા શ્રીકૃષ્ણ ભગવાનની કરેલી સ્તુતિ

કંસ રાજાએ યદુ, ભોજ, અંધક વગેરે રાજવંશોનાં તથા સુરસેનનાં રાજ્યો પડાવી લીધાં એટલું જ નહિ, પરંતુ પ્રલંબાસુર, દ્વિવિદાસુર, પૂતના, કેશી અને ધેનુકાસુર, બકાસુર, ચાણુરાસુર, તૃણાવર્ત અસુર, અઘાસુર, મુષ્ટિકાસુર, અરિષ્ટાસુર વગેરે અસુર રાજાઓ સાથે ગાઢ મૈત્રી સંબંધો બાંધ્યા. તે વખતે આજે જેને બિહાર રાજ્ય તરીકે ઓળખીએ છીએ તે મગધ દેશનો રાજા જરાસંધ હતો. કંસે પોતાની મુત્સદ્દીગીરીભરી રાજનીતિનો ઉપયોગ કરીને જરાસંધની છત્રછાયા નીચે તે સમયનું સૌથી વધુ બળવાન રાજ્ય જમાવ્યું. વળી બાણાસુર અને ભૌમાસુર જેવા રાજાઓ સાથે પણ મૈત્રીસંબંધ સ્થાપ્યો અને છેવટે પોતે સૌથી વધુ બળવાન બનીને જ જંપ્યો. ત્યાર પછી જે વંશમાં શ્રીકૃષ્ણ જન્મ ધારણ કરનાર હતા તે યદુવંશ પ્રત્યે અત્યંત કિન્નાખોરીપૂર્વક વર્તવા લાગ્યો.

કંસથી ત્રાસી જઈને યદુ, ભોજ અને અંધક રાજવંશીઓ, કુરુ, પંચાલ, કેકય, શાલ્વ, વિદર્ભ, નિષધ, વિદેહ અને કૌશલ વગેરે જુદાં જુદાં રાજ્યોમાં આશ્રય લેવા માંડયા. કંસે યદુ, ભોજ અને અંધક રાજ્યોની એકતા છિન્નભિન્ન કરી નાંખી. એ સમયે ભારતવર્ષ તરીકે જાણીતા વિશાળ મુલક પર તેણે પોતાની આણ જમાવી.

કંસે દેવકી અને વસુદેવનાં છ બાળકોની એક પછી એક હત્યા કરી ત્યારે તેના ઘણા મિત્રો અને સગાંવહાલાંઓએ તેને આ અત્યંત નીચ પ્રવૃત્તિ ન કરવા માટે વિનંતી કરી હતી, પણ આખરે આ સૌ ઊલટાનાં કંસનાં જ અનુયાયીઓ બની ગયાં હતાં.

જ્યારે દેવકીજી સાતમી વખત સગર્ભા થયાં ત્યારે શ્રીકૃષ્ણની કળારૂપ અનંતે તેમના ગર્ભમાં પ્રવેશ કર્યો. દેવકીજી એક સાથે હર્ષ અને શોક બંનેથી ઊભરાઈ ગયાં. વિષ્ણુ ભગવાને તેમના ગર્ભમાં આશ્રય લીધો એ વસ્તુ તેમની સમજમાં આવી ગઈ. તેથી તેઓ

રાજી થયાં, પણ પોતાના બાળકનો જન્મ થતાં જ કંસ તેની હત્યા કરશે તે વિચારે તેઓ શોકમાં ડૂબી ગયાં. એ વખતે, કંસના અત્યાચારોથી ત્રાસી ગયેલા યદુઓની ભયજનક પરિસ્થિતિ પર અનુકંપા થવાથી પૂર્ણ પુરુષોત્તમ ભગવાને પોતાની અંતરંગ શક્તિ યોગમાયાને પ્રગટ થવા માટે હુકમ કર્યો. કૃષ્ણ તમામ બ્રહ્માંડના સ્વામી છે, પણ ખાસ કરીને યદુવંશના તો તેઓ પ્રભુ છે.

યોગમાયા પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની મુખ્ય શક્તિ છે. વેદોમાં કહ્યું છે કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન અનંત પ્રકારની શક્તિઓ ધરાવે છે. 'પરાસ્ય શક્તિર્વિવિધૈવ શ્રૂયતે' વિવિધ પ્રકારની સર્વ શક્તિઓ આંતરિક રીતે અને બાહ્ય રીતે કામ કરે છે અને યોગમાયા આ સર્વ શક્તિઓમાં મુખ્ય છે. સુંદર ગાયોથી હંમેશાં ભરપૂર રીતે સુશોભિત વૃંદાવનની વ્રજભૂમિની ધરતી પર પ્રભુએ યોગમાયાને પ્રગટ થવા હુકમ કર્યો. વૃંદાવનમાં નંદરાજ અને યશોદારાણીની સાથે રોહિણી નામે વસુદેવની પત્ની રહેતી હતી. કંસના અત્યાચારોના ભયથી રોહિણી ઉપરાંત યદુવંશના જે ઘણા-લોકો દેશમાં ચારેબાજુ ચાલ્યા ગયા હતા તેમાંનાં કેટલાક પર્વતોની ગુફાઓમાં રહેતા હતા.

ભગવાને યોગમાયાને આ પ્રમાણે સૂચના આપી, "કંસના કેદખાનામાં દેવકી અને વસુદેવ છે. આ ઘડીએ મારો અંશ શેષ, દેવકીના ગર્ભમાં છે. શેષને દેવકીના ગર્ભમાંથી રોહિણીના ગર્ભમાં સ્થાનાંતર કરાવવાનો તું પ્રબંધ કર. આ વ્યવસ્થા થયા બાદ હું મારી સર્વ શક્તિઓ સહિત દેવકીના ગર્ભમાં પ્રગટ થનાર છું. ત્યાર પછી દેવકી અને વસુદેવના દીકરા તરીકે હું પ્રગટીશ અને તારે વૃંદાવનમાં નંદ અને યશોદાની દીકરી તરીકે પ્રગટ થવું."

તું મારી સમકાલીન બહેન તરીકે પ્રગટ થઈશ એટલે સંસારભરના લોકો સર્વ પ્રકારની કિમતી ભેટો, અત્તર, દીપક, પુષ્પો, બલિની સામગ્રી વગેરેથી તારું પૂજન કરશે. તું તેમની ઈન્દ્રિયોને તૃપ્ત કરવાની લાલસાઓને ઝડપથી પૂરી કરીશ. ભૌતિક સ્નેહસંબંધોથી ઊભરાતા લોકો તારા જુદા જુદા વિસ્તારો તથા સ્વરૂપો દ્વારા તારું પૂજન કરશે. આ સ્વરૂપો દુર્ગા, ભદ્રકાળી, વિજયા, વૈષ્ણવી, કુમુદા, ચંડિકા, કૃષ્ણા, માધવી, કન્યકા, માયા, નારાયણી, ઈશાની, શારદા અને અંબિકા તરીકે ઓળખાશે.

કૃષ્ણ અને યોગમાયા સર્વોચ્ચ શક્તિમાન ભાઈ અને બહેન તરીકે પ્રગટ થયાં. શક્તિમાન અને શક્તિ વચ્ચે સ્પષ્ટ ભેદ નથી, પરંતુ શક્તિ હંમેશાં શક્તિમાનને આધીન રહે છે. ભૌતિકવાદીઓ શક્તિના પૂજારીઓ છે, પણ અધ્યાત્મવાદીઓ શક્તિમાનના ભક્તો છે. ભૌતિક જગતમાં શ્રીકૃષ્ણ સર્વશ્રેષ્ઠ શક્તિમાન છે અને દુર્ગા સર્વોચ્ચ શક્તિ છે. હકીકતમાં વૈદિક સંસ્કૃતિમાં લોકો શક્તિમાન અને શક્તિને પૂજે છે. વિષ્ણુ ભગવાન અને દેવીનાં લાખો મંદિરો છે અને કેટલીક વાર તો તેઓનું એકસાથે પૂજન થાય છે. શ્રીકૃષ્ણની

બહિરંગ શક્તિરૂપ દુર્ગાદેવીના પૂજારીઓ સહેલાઈથી સર્વ પ્રકારની ભૌતિક સિદ્ધિઓ પ્રાપ્ત કરે છે, પણ જે કોઈ દિવ્ય ભૂમિકા પર સ્થિર થવા માગતા હોય તેમણે તો કૃષ્ણભાવનામાં રહીને સર્વશક્તિમાનની પૂજાવિધિમાં જ રોકાવું જોઈએ.

ભગવાને યોગમાયાને જણાવ્યું કે તેમના અંશાવતાર, અનંતશેષ, દેવકીના ગર્ભમાં હતા. રોહિણીના ગર્ભમાં તેમનું બળપૂર્વક આકર્ષણ થવાથી તેઓ સંકર્ષણ તરીકે જાણીતા થશે અને તેઓ સર્વ પ્રકારની આધ્યાત્મિક શક્તિ અથવા બળનું ઉદ્‌ભવસ્થાન રહેશે, જેના વડે વ્યક્તિ રમણ તરીકે જાણીતો જીવનનો સર્વોચ્ચ આનંદ ભોગવવાને શક્તિમાન થશે. પરિણામે તેમના પ્રાગટ્ય પછી આ અંશાવતાર સંકર્ષણ અથવા બલરામ તરીકે જાણીતા થશે.

ઉપનિષદોમાં કહ્યું છે, 'નાયમ્ આત્મા બલહીનેન લભ્ય.' તે કહેવાનો આશય એ છે કે બલરામની પૂરી કૃપા વિના માણસને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અથવા તો કોઈ પણ પ્રકારનો આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત થઈ શકતો નથી. 'બલ'નો અર્થ અહીં 'ભૌતિક બળ' એવો નથી. કોઈ પણ વ્યક્તિ ભૌતિક બળ દ્વારા આધ્યાત્મિક પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકે નહીં. વ્યક્તિમાં બલરામ કે સંકર્ષણે રહેલી આધ્યાત્મિક શક્તિ હોવી જોઈએ. અનંત અથવા શેષ એવી શક્તિ છે જે સર્વ ગ્રહોને તેમના જુદા જુદા સ્થાનમાં નિશ્ચિત રાખે છે. ભૌતિક દૃષ્ટિએ આ ધારણશક્તિ ગુરુત્વાકર્ષણના નિયમ તરીકે જાણીતી છે, પણ હકીકતમાં તે સંકર્ષણની પ્રગટ શક્તિ છે. બલરામ અથવા સંકર્ષણ આધ્યાત્મિક બળ અથવા મૂળ આધ્યાત્મિક ગુરુ છે. એટલે નિત્યાનંદ પ્રભુ કે જેઓ બલરામના અવતાર છે તેઓ મૂળ આધ્યાત્મિક ગુરુ છે. આધ્યાત્મિક ગુરુ એ આધ્યાત્મિક બળ દેનાર પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર બલરામના પ્રતિનિધિ છે. ચૈતન્ય-ચરિતામૃતમાં એ વસ્તુનું સમર્થન થાય છે કે આધ્યાત્મિક ગુરુ શ્રીકૃષ્ણની કૃપાનું પ્રગટ સ્વરૂપ છે.

જ્યારે પૂર્ણ પુરુષોત્તમ ભગવાને યોગમાયાને આ રીતે હુકમ કર્યો ત્યારે તેણે ભગવાનની પ્રદક્ષિણા કરી અને તેમની આજ્ઞાનુસાર આ ભૌતિક જગતમાં જન્મ ધારણ કર્યો. જ્યારે પૂર્ણ પુરુષોત્તમ ભગવાને શેષને દેવકીના ગર્ભમાંથી રોહિણીના ગર્ભમાં સ્થાનાંતર કરાવ્યું ત્યારે તે બંને માતાઓ યોગનિદ્રા તરીકે જાણીતા યોગમાયાના આવરણ નીચે હતી અને જ્યારે આ બન્યું ત્યારે લોકો સમજ્યા કે દેવકીજીને સાતમો ગર્ભપાત કસુવાવડ થઈ ગઈ. બલરામ દેવકીના પુત્ર તરીકે પ્રગટ થયા છતાં 'રોહિણીસુત' તરીકે ઓળખાવા માટે તેમનું રોહિણીના ગર્ભમાં સ્થાનાંતર કર્યું. આ વ્યવસ્થા થયા બાદ પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભગવાન કે જેઓ પોતાના શુદ્ધ ભક્તોમાં પોતાની સર્વ શક્તિઓ પ્રદાન કરવા હંમેશા તત્પર છે તેમણે વસુદેવજીના મનમાં સમગ્ર જગતના નાથ તરીકે પ્રવેશ કર્યો. આ રીતે શ્રીકૃષ્ણ ભગવાને સર્વ પ્રથમ દેવકીજીના અતિશુદ્ધ હૃદયમાં પોતાનું સ્થાન ગ્રહણ કર્યું. દેવકીજીના ગર્ભમાં વીર્યસ્ખલન દ્વારા પ્રવેશ કર્યો ન હતો. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાની અચિંત્ય શક્તિથી કોઈ પણ રીતે પ્રગટ થઈ શકે છે. તેમના માટે સામાન્ય માનવની જેમ કોઈના ગર્ભમાં વીર્યસ્ખલન દ્વારા પ્રગટ થવું જરૂરી નથી.

જ્યારે વસુદેવજીએ પોતાના હૃદયમાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાનનું સ્વરૂપ ધારણ કર્યું ત્યારે તેઓ ભગવાનનાં તેજસ્વી કિરણો કે જે સાધારણ માણસ માટે હંમેશાં અસહ્ય અને દુ:ખદાયક હોય છે તેનાથી બરાબર તેજસ્વી સૂર્ય જેવા જણાયા. વસુદેવજીના અવિશુદ્ધ પવિત્ર હૃદયમાં રહેલા ભગવાનનું સ્વરૂપ અને આદિપુરુષ ભગવાન શ્રીકૃષ્ણના સ્વરૂપ વચ્ચે ભેદ નથી. શ્રી કૃષ્ણનું સ્વરૂપ કે જે કોઈ પણ જગ્યાએ અને ખાસ કરીને હૃદયમાં પ્રગટ થાય છે ત્યારે તે ધામ કહેવાય છે. ધામ માત્ર શ્રીકૃષ્ણનું સ્વરૂપ જ નહીં, બલ્કે તેમનું નામ, તેમનું સ્વરૂપ, તેમના ગુણ અને તેમના સાજ-સરંજામ એ બધું સૂચવે છે. આ બધી વસ્તુઓ એક સાથે પ્રગટ થાય છે.

જે રીતે આથમતા સૂર્યનાં કિરણોનું પૂર્વમાં ઉદય થતા પૂર્ણ ચંદ્રમાં સ્થાનાંતર થાય છે તે જ રીતે વસુદેવજીના મનમાંથી સર્વશકિતમાન પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના સનાતન સ્વરૂપનું દેવકીજીના મનમાં સ્થાનાંતર થયું.

પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણે વસુદેવજીના શરીરમાંથી દેવકીજીના શરીરમાં પ્રવેશ કર્યો સાધારણ જીવાત્માની પરિસ્થિતિ કરતાં તેઓ અલૌકિક હતા. જ્યાં શ્રી કૃષ્ણ છે ત્યાં નિશ્ચયપૂર્વક માનવું કે તેમની નારાયણ આદિ સર્વ અંશકળાઓ અને નરસિંહ ભગવાન, વરાહ ભગવાન વગેરે સર્વ અવતારો પણ સાથે જ હોય છે, અને તેઓ સર્વ ભૌતિક સૃષ્ટિના નિયમોથી બંધાયેલા હોતા નથી આ રીતે દેવકીજી અદ્વિતીય અને સર્વ કારણોના કારણરૂપ આદિપુરુષ ભગવાનના નિવાસનું સ્થાન બન્યાં દેવકીજી પરમ સત્યનુ સ્થાન થવા છતા પણ તે કંસના ઘરમાં રહેતાં હતાં તેથી તે આવરણ પામેલા અગ્નિ જેવાં કે દુરુપયોગ થયેલા શિક્ષણ જેવા લાગતાં હતાં જ્યારે ઘડામાં અથવા કોઈ પાત્રની દીવાલોમાં અગ્નિ ઢકાયેલો હોય છે ત્યારે તેનાં પ્રકાશમય કિરણોનો તાગ કોઈ પામી શકતું નથી. તે જ રીતે સાધારણ જનસમાજને જે જ્ઞાનનો લાભ ન મળતો હોય તે જ્ઞાન નિરર્થક બની જાય છે. દેવકીજી કંસના રાજમહેલની જેલની દીવાલોમાં રહેતાં હતાં તેથી તેમના ગર્ભમાં રહેલા પૂર્ણ પુરુષોત્તમ ભગવાનને લીધે નિષ્પન્ન થતા તેમના દૈવી સૌંદર્યનું કોઈ દર્શન કરી શક્યું નહીં

પરંતુ, કંસે પોતાની બહેન દેવકીનું દિવ્ય સૌંદર્ય નિહાળ્યું અને તરત જ તેને સમજાયું કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાને તેના ગર્ભમાં પ્રવેશ કર્યો છે. દેવકીજી ક્યારેય પણ, આટલાં સુંદર લાગતાં ન હતાં તેને સ્પષ્ટ રીતે સમજાઈ ગયું કે દેવકીના ગર્ભમાં કશુંક આશ્ચર્યજનક છે આ રીતે કંસ અસ્વસ્થ થયો. તેને ખાત્રી હતી કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના હાથે ભવિષ્યમા તેની હત્યા થશે અને એ હવે આવી ચૂકયા હતા. કંસ વિચારવા લાગ્યો, "હવે દેવકીનું શું કરવું ? ખરેખર તેના ગર્ભમાં વિષ્ણુ અથવા કૃષ્ણ છે. અટલે એ પણ ચોક્કસ છે કે કૃષ્ણ દેવતાઓની સહાય કરવા આવી ચૂકયા છે અને જો હું દેવકીને તત્કાળ ખતમ કરી નાંખીશ તો પણ તેમનું કાર્ય નિષ્ફળ થઈ શકશે નહીં." કંસ

બરાબર જાણતો હતો કે વિષ્ણુના કાર્યને જોઈ નિષ્ફળ કરી શકે તેમ નથી. કોઈ પણ બુદ્ધિવાળો માણસ સમજી શકે છે કે પરમેશ્વરના કાનૂનનું ઉલ્લંઘન થઈ શકે તેમ નથી. અસુરો ગમે તેવા અવરોધો ઊભા કરે છતાં પ્રભુનો હેતુ જરૂર સફળ થશે. કંસે વિચાર્યું, "જો હું દેવકીને અત્યારે મારી નાંખીશ તો વિષ્ણુ પોતાની સર્વોચ્ચ ઈચ્છા વધારે ઉગ્રતાથી પૂરી કરશે અને હમણાં દેવકીને મારી નાંખવી એ અત્યંત ઘૃણાસ્પદ દુરાચરણ ગણાશે." માણસ ગમે તેવી વિચિત્ર પરિસ્થિતિમાં મુકાય તો પણ તે પોતાની આબરૂ ગુમાવવા ઈચ્છતો નથી, "જો હું હમણાં દેવકીને મારી નાંખું તો મારી આબરૂ ખરાબ થશે. દેવકી સ્ત્રી છે અને તે મારા આશ્રય નીચે છે. વળી તે સગર્ભા પણ છે અને જો હું તેને મારી નાંખું તો મારી બધી આબરૂ, મારાં પુણ્યોનું બળ અને આયુષ્યકાળ તરત જ ખતમ થઈ જશે."

વળી આગળ વિચારતાં તેને જણાયું કે, "જે માણસ અતિશય ઘાતકી છે તે આ જીવન દરમિયાન જ મરેલા જેવો છે. કોઈ પણ માણસને પોતાના સમગ્ર જીવન દરમિયાન ઘાતકી માણસ ગમતો નથી અને તેના મરણ પછી પણ લોકો તેને ભાંડે છે. આવો માણસ પોતાના દેહને જ આત્મા સમજતો હોવાથી તેનું નિશ્ચય પતન થાય છે અને નરકના સૌથી વધુ અંધારિયા ખૂણામાં તે ધકેલાઈ જાય છે." કંસે આ રીતે એ વખતે દેવકીની હત્યા કરવી કે કેમ એના તમામ લાભો અને ગેરલાભો પર ઊંડો વિચાર કર્યો.

છેવટે કંસે દેવકીની હાલ તુરત હત્યા કરવાનો વિચાર માંડી વાળ્યો અને અનિવાર્ય ભાવિની રાહ જોવાનો નિર્ણય કર્યો પરંતુ, તેનું મન પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પ્રત્યે વેર-ભાવનાથી ભરાઈ ગયું હતું. દેવકીનાં અત્યાર સુધીનાં બાળકોની તેણે જે રીતે હત્યા કરી હતી તે જ રીતે નવા બાળકનો પણ જન્મ થશે કે તરત જ તેનો વધ કરીશ, એવો મનસૂબો કરી બાળકના જન્મની રાહ જોવાનું તેણે નક્કી કર્યું. આમ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન સાથે વેરના સમુદ્રમાં ડૂબેલા એવા કંસને બેસતાં, ઊંઘતાં, ચાલતાં, જમતાં, કામ કરતાં—તેના જીવનની સર્વ અવસ્થામાં—કૃષ્ણ અને વિષ્ણુના જ વિચારો આવવા લાગ્યા. તેનું મન પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના વિચારમાં એટલું બધું ડૂબી ગયું કે તે પરોક્ષ રીતે પોતાની આજુબાજુ કેવળ કૃષ્ણ અને વિષ્ણુને જ જોઈ શકતો હતો. વિષ્ણુના વિચારમાં તેનું મન આટલું બધું ડૂબેલું રહેવા છતાં પોતાના દુર્ભાગ્યને લઈને પોતે ભક્ત તરીકે ઓળખાતો નથી, કારણ કે તે શ્રીકૃષ્ણને પોતાના દુશ્મન તરીકે જ જોતો હતો. મહાન ભક્તના મનની અવસ્થા પણ શ્રીકૃષ્ણ ભગવાનમાં હંમેશાં તરબોળ રહે છે અને ભક્ત પણ પ્રભુને અનુકૂળ રીતે વિચારે છે—પ્રતિકૂળ રીતે નહિ. શ્રીકૃષ્ણ ભગવાનનો અનુકૂળ રીતે વિચાર કરવો એ કૃષ્ણભાવના છે, જ્યારે શ્રીકૃષ્ણ વિશે પ્રતિકૂળ વિચાર કરવો એ કૃષ્ણભાવના નથી.

આ વખતે ભગવાન બ્રહ્મા અને ભગવાન શંકર, નારદજી જેવા મહાન સંતોને સાથે લઈને કંસના ઘરમાં અદૃશ્ય રીતે પ્રગટ થયા. આ સમયે સર્વ દેવતાઓ ઉત્તમ શ્લોકો

દ્વારા ભક્તોના તારણહાર અને રક્ષક એવા પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની સ્તુતિ ગાવા લાગ્યા અને સ્તુતિના પ્રથમ શબ્દોમાં જ, ભગવાન પોતાના વચનનું યથાર્થ રીતે પાલન કરે છે તેનુ વર્ણન કર્યું ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન શુદ્ધ ભક્તોનું રક્ષણ કરવા અને અધમ લોકોનો વિનાશ કરવા આ ભૌતિક જગતમાં અવતરે છે—આ એમની પ્રતિજ્ઞા છે. દેવતાઓ સમજી શક્યા કે ભગવાને દેવકીજીના ગર્ભમાં, આ પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે, પોતાનું સ્થાન લીધું હતું. ભગવાન પોતાનું કાર્ય પૂરું કરવા માટે પ્રગટ થઈ રહ્યા હતા એ જોઈ દેવતાઓ ખૂબ જ રાજી થયા અને તેમણે પ્રભુને 'સત્યમ્ પરમ્' અથવા સર્વોચ્ચ સંપૂર્ણ સત્ય કહી સંબોધ્યા.

દરેક વ્યકિત સત્યને શોધે છે. એ દાર્શનિક જીવનનો માર્ગ છે. દેવતાઓ સૂચવે છે કે શ્રીકૃષ્ણ સર્વોચ્ચ પરમ સત્ય છે. જે વ્યકિત સંપૂર્ણ રીતે કૃષ્ણભાવનામય બને છે, તે પરમ સત્ય મેળવી શકે છે શ્રીકૃષ્ણ સંપૂર્ણ સત્ય છે. સાપેક્ષ સત્ય, સનાતન સમયના ત્રણ પ્રકારના સર્વ તબક્કાઓમાં, સત્ય હોતુ નથી ભૂત, વર્તમાન અને ભવિષ્ય દરમિયાન સર્વોચ્ચ સમય દરેક વસ્તુનું નિયમન કરે છે. શ્રીકૃષ્ણ સૃષ્ટિના સર્જન પહેલાં પણ વિદ્યમાન હતા અને સૃષ્ટિનુ સર્જન થાય છે ત્યારે પણ દરેક વસ્તુ તેમના પર જ અવલંબે છે આ સૃષ્ટિનો વિનાશ થયા બાદ પણ શ્રીકૃષ્ણ જ રહેશે એટલે તેઓ સર્વ સંજોગોમાં પરમ સત્ય છે આ ભૌતિક જગતમા જે કાંઈ સત્ય હોય તે સર્વોચ્ચ સત્ય કૃષ્ણમાંથી પ્રગટે છે જો આ ભૌતિક જગતમાં કાંઈ સમૃદ્ધિ હોય તો તેનું કારણ કૃષ્ણની સમૃદ્ધિ છે આ ભૌતિક જગતમાં જો કોઈ પ્રતિષ્ઠા હોય તો તેનું કારણ કૃષ્ણની પ્રતિષ્ઠા છે. આ ભૌતિક જગતમાં જો કોઈ શકિત હોય તો આવી શકિતનું કારણ કૃષ્ણ છે. આ ભૌતિક જગતમાં કાંઈ શાણપણ કે જ્ઞાન છે તો તેનુ કારણ પણ કૃષ્ણ છે. એટલે કૃષ્ણ સર્વ સાપેક્ષ સત્યનું મૂળ છે.

આ ભૌતિક જગત પાંચ મુખ્ય તત્ત્વોનું બનેલું છે: પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ આ બધાં તત્ત્વો કૃષ્ણમાથી પ્રગટે છે. ભૌતિક વૈજ્ઞાનિકો પણ ભૌતિક સૃષ્ટિના કારણ તરીકે આ પાંચ મૂળભૂત તત્ત્વોને સ્વીકારે છે. સ્થૂળ અને સૂક્ષ્મ અવસ્થામાં રહેલાં આ તમામ તત્ત્વો શ્રીકૃષ્ણમાંથી ઉત્પન્ન થયાં છે આ ભૌતિક જગતમાં કામ કરી રહેલા જીવાત્માઓ ભગવાનની તટસ્થ શકિતને આભારી છે. ભગવદ્ ગીતાના સાતમા અધ્યાયમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે સમગ્ર સૃષ્ટિ કૃષ્ણની ઉત્કૃષ્ટ (પરા) અને નિકૃષ્ટ (અપરા) એમ બે પ્રકારની શકિતઓનુ સંયોજન છે જીવાત્મા પરા શકિત છે અને જડ ભૌતિક તત્ત્વો તેમની અપરા શકિત છે સુષુપ્તાવસ્થામા દરેક વસ્તુ કૃષ્ણમાં જ સ્થિત રહે છે.

દેવતાઓએ ભૌતિક સૃષ્ટિનો પૃથક્કરણીય અભ્યાસ કરતાં કરતાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના સર્વોચ્ચ સ્વરૂપ પ્રત્યે તેમની ભાવભાની સ્તુતિઓ ચાલુ રાખી છે. આ ભૌતિક સૃષ્ટિ શુ છે ? તે વૃક્ષના જેવી છે વૃક્ષ જે રીતે જમીન પર ઊભું હોય છે તે જ રીતે

ભૌતિક સૃષ્ટિનું વૃક્ષ ભૌતિક પ્રકૃતિની ધરતી પર ઊભું છે. આ ભૌતિક જગતને વૃક્ષ સાથે સરખાવાયું છે, કારણ કે સમય જતાં વૃક્ષને છેવટે કાપી નાંખવામાં આવે છે. 'વૃક્ષ' એટલે એ વસ્તુ કે જેને અંતે કાપી નાંખવામાં આવે છે. એટલે ભૌતિક સ્વરૂપ દર્શાવતા આ વૃક્ષને અંતિમ સત્ય તરીકે સ્વીકારી ન શકાય. ભૌતિક સૃષ્ટિ પર સમયની અસર રહે છે, પણ શ્રીકૃષ્ણનું શરીર સનાતન છે. ભૌતિક જગતના પ્રાગટ્ય પહેલાં તેઓ વિદ્યમાન હતા. ભૌતિક વિશ્વની હયાતિ દરમ્યાન પણ તેઓ વિદ્યમાન છે અને જયારે 'સૃષ્ટિ'નો (પૃથ્વીનો) વિલય થશે ત્યારે પણ તેમનુ અસ્તિત્વ રહેવાનું જ છે.

કઠ ઉપનિષદ્‌માં ભૌતિક ગુણ વાળી ધરતી પર ઊભા રહેલા ભૌતિક સૃષ્ટિના વૃક્ષનુ ઉદાહરણ આ રીતે આપ્યું છે: આ વૃક્ષને સુખ અને દુ:ખ એમ બે પ્રકારનાં ફળ છે. જેઓ આ શરીરરૂપી વૃક્ષ પર રહે છે તેઓ બે પંખીઓ જેવાં છે. એક પંખી પરમાત્મા તરીકે જાણીતું કૃષ્ણનું અંતર્યામી સ્વરૂપ છે અને બીજું પંખી જીવાત્મા છે. જીવાત્મા આ ભૌતિક સૃષ્ટિનાં ફળ આરોગે છે. કયારેક તે સુખનું અને કયારેક દુ:ખનું ફળ ખાય છે. પણ બીજા પંખીને સુખ કે દુ:ખનાં ફળ ખાવામાં રસ નથી. કારણ કે તે આત્મારામ છે. કઠ ઉપનિષદ્‌મા કહ્યું છે કે દેહરૂપી વૃક્ષ પર રહેલું એક પંખી ફળો ખાય છે અને બીજું પંખી કેવળ નિરીક્ષણ કરે છે. આ વૃક્ષનાં મૂળ ત્રણ દિશાઓમાં પ્રસર્યા છે. એનો અર્થ એ કે વૃક્ષનું મૂળ સત્ત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રણ ગુણોવાળી ભૌતિક પ્રકૃતિ છે. જેમ વૃક્ષનું મૂળ વિસ્તાર પામે છે તેમ સત્ત્વ, રજસ્ અને તમસ્‌થી બનેલી ભૌતિક પ્રકૃતિના સંસર્ગથી વ્યકિત પોતાના ભૌતિક અસ્તિત્વનો વિસ્તાર કરે છે. ફળના સ્વાદ ચાર પ્રકારના છે — ધર્મ, અર્થ, કામ અને અંતે મોક્ષ. ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિના જુદા જુદા પ્રકારના સંસર્ગને લીધે જીવાત્માઓ વિવિધ પ્રકારની ધાર્મિક, આર્થિક, ઈન્દ્રિયતૃપ્તિ અને મુકિત માટેની પ્રવૃત્તિઓ કરે છે. વાસ્તવમાં, લગભગ સર્વ પ્રકારનું ભૌતિક કાર્ય તમોગુણમાં આવી જાય છે, પણ ગુણો ત્રણ પ્રકારના હોવાથી ઘણીવાર તમોગુણમાં સત્ત્વગુણ કે રજોગુણ ભળે છે. પાંચ ઈન્દ્રિયો દ્વારા આવાં ભૌતિક ફળ ચખાય છે. જ્ઞાન પ્રાપ્ત કરવામાં સહાયક થતી પાંચ જ્ઞાનેન્દ્રિયો, છ પ્રકારની યાતનાઓ — શોક, મોહ, અનિશ્ચિતતા, મૃત્યુ, ક્ષુધા અને તૃષાને આધીન છે. આ ભૌતિક શરીર અથવા ભૌતિક સૃષ્ટિ સાત આવરણો — ત્વચા, સ્નાયુઓ, માંસ-મજ્જા, હાડકાં, મેદ અને વીર્યની બનેલી છે. વૃક્ષની ડાળીઓ આઠ પ્રકારની છે — પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર. આ શરીરના નવ દરવાજા છે — બે આંખ, બે નસકોરાં, બે કાન, એક મુખ, એક ગુહ્યેન્દ્રિય અને એક ગુદા. શરીરમાં દસ પ્રકારના આંતરિક વાયુઓની ગતિ થાય છે — પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન, સમાન વગેરે. ઉપર જણાવ્યા પ્રમાણે આ વૃક્ષમાં બેઠેલાં બે પંખીઓમાંથી એક જીવાત્મા અને બીજું અંતર્યામી પરમાત્મા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે.

અહીં વર્ણવાયેલ ભૌતિક સૃષ્ટિનું મૂળ કારણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અંશરૂપે પોતાનો વિસ્તાર કરે છે અને આ ભૌતિક જગતના ત્રણેય

ગુણોના અધિષ્ઠાતા બને છે. વિષ્ણુ સત્ત્વ ગુણ, બ્રહ્માજી રજોગુણ અને શંકર ભગવાન તમોગુણનો કબજો લે છે. રજોગુણ વડે બ્રહ્માજી આ વિશ્વનું સર્જન કરે છે, સત્ત્વગુણ વડે વિષ્ણુ ભગવાન આ વિશ્વનું પોષણ કરે છે અને શંકર ભગવાન તમોગુણ વડે તેનો વિનાશ કરે છે. છેવટે સમગ્ર સૃષ્ટિ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનમાં વિરામ પામે છે. વાસ્તવમાં સમગ્ર સર્જન, પોષણ અને વિનાશનું કારણ તેઓ સ્વયં છે અને જ્યારે સમગ્ર જગતનો વિનાશ થાય છે ત્યારે તે ભગવાનની શકિત તરીકે સૂક્ષ્મ સ્વરૂપે પરમેશ્વર પ્રભુના શરીરમાં વિરમે છે.

દેવતાઓ સ્તુતિ કરવા લાગ્યા, "વર્તમાન સમયમાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ આ વિશ્વના પોષણ માટે જ અવતાર ધારણ કરી રહ્યા છે." હકીકતમાં સર્વોચ્ચ કારણ એક છે પણ ત્રણ ગુણોવાળી ભૌતિક પ્રકૃતિની ઝાકઝમાળથી અંધ થયેલા મંદબુદ્ધિવાળા લોકોને ભૌતિક જગતની ઉત્પત્તિ જુદાં જુદાં કારણોસર થયેલી જણાય છે. જે લોકો બુદ્ધિશાળી છે તેઓ જોઈ શકે છે કે એક શ્રીકૃષ્ણ જ આ બધાનું કારણ છે. બ્રહ્મસંહિતામાં જણાવ્યા પ્રમાણે 'સર્વ કારણ કારણં' — પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણ સર્વ કારણોના કારણ છે. બ્રહ્માજી સર્જન માટે અધિકૃત પ્રતિનિધિ છે. કૃષ્ણના અંશરૂપ વિષ્ણુ પોષક છે અને શંકર ભગવાન સર્વનાશ કરનાર કૃષ્ણના અંશાવતાર છે.

દેવતાઓએ ચાલુ રાખ્યું, "અમારા પ્રિય પ્રભુ, આપનું સનાતન વ્યકિતગત સ્વરૂપ સમજવું અમારા માટે ખૂબ જ મુશ્કેલ છે. સાધારણ જનસમાજ આપનું સાચું સ્વરૂપ સમજવાને અશકિતમાન છે; એટલે આપ વ્યકિતગત રીતે આપના મૂળ સનાતન સ્વરૂપનું દર્શન કરાવવા પ્રગટ થાઓ છો. ઘણી વાર લોકો આપના જુદા જુદા અવતારોને સમજી શકે છે, પરંતુ મનુષ્યોમાં તેમનામાંના એક હોય એવા મનુષ્યાકૃતિવાળા દ્વિભુજ કૃષ્ણના સનાતન રૂપને સમજવામાં મુંઝાઈ જાય છે. આપનું આ સનાતન સ્વરૂપ ભકતોના દિવ્યાનંદમાં ઉત્તરોત્તર વધારો કરનારું છે, પણ નાસ્તિકો માટે ખૂબ ભયજનક છે. ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે કૃષ્ણ સાધુઓને માટે ખૂબ જ આનંદદાયક છે. કહ્યું છે, 'પરિત્રાણાય સાધૂનામ્,' પરંતુ આ સ્વરૂપ અસુરો માટે ખૂબ જ ભયજનક છે, કારણ કે કૃષ્ણ અસુરોની હત્યા કરવા માટે પણ અવતરે છે. એટલે તેઓ ભકતો માટે સુખદાયક અને તે સાથે અસુરો માટે ભયજનક છે.

"અમારા વહાલા કમળનયન પ્રભુ, આપ શુદ્ધ સત્ત્વગુણનું કારણ છો એવા ઘણા મોટા મોટા ઋષિમુનિઓ છે કે જેમણે કેવળ સમાધિથી અથવા આપના ચરણકમળનું દિવ્ય ધ્યાન ધરીને અને આપના વિચારોમાં તલ્લીન બનીને આ અજ્ઞાનથી ભરેલા ભૌતિક ગુણોવાળા મહાન ભવસિંધુને વાછરડાની ખરીથી બનેલા ખાબોચિયામાં ફેરવી નાંખ્યો છે." ભગવાનના ચરણકમળથી શરૂઆત કરીને પૂર્ણ પુરુષોત્તમ ભગવાનમાં મન સ્થિર કરવું એ ધ્યાનનો હેતુ છે. ભગવાનના ચરણકમળનું ધ્યાન કરવાથી મોટા મોટા ઋષિમુનિઓ જરા પણ મુશ્કેલી વિના આ ભૌકિત ગુણોવાળા વિશાળ મહાસાગરને પણ પાર કરે છે.

"હે સ્વયં પ્રકાશિત પ્રભુ, જે મહાન ઋષિમુનિઓ આપના ચરણકમળરૂપી દિવ્ય નૌકાની મદદથી અજ્ઞાનરૂપી મહાસાગર તરી ગયા છે તેઓ હોડીને સાથે લઈ ગયા નથી. એ તો હજી આ બાજુ જ પડી રહી છે." દેવતાઓ અહીં સુંદર ઉપમાનો ઉપયોગ કરે છે. સામાન્ય રીતે કોઈ માણસ નદી પાર કરવા માટે હોડીમાં બેસે તો હોડીએ પણ તેની સાથે સાથે નદીની સામે પાર પહોંચવું જ પડે છે. એટલે જ્યારે માણસ સામે પાર પહોંચે ત્યારે એની એ જ નૌકા સામા કાંઠે રહી ગયેલા મુસાફરોના કામમાં શી રીતે આવી શકે? આ મુંઝવણના જવાબમાં દેવતાઓ તેમની પ્રાર્થનામાં કહે છે કે નૌકા સાથે લઈ જવામાં આવતી નથી. બીજી બાજુએ રહેલા ભક્તો હજી પણ ભૌતિક સંસારનો સાગર પાર કરી શકે છે, કારણ કે શુદ્ધ ભક્તો નદી પાર કરવા માટે તેમની સાથે નૌકા લઈ જતા નથી. માણસ જેવો નૌકા પાસે જાય છે કે તરત જ ભૌતિક અવિદ્યાનો સમુદ્ર વાછરડાની ખરી જેટલો નાનો બની જાય છે. એટલે નાવને બીજી બાજુએ લઇ જવાની ભક્તોને જરૂર રહેતી નથી; તેઓ સરળતાથી તાત્કાલિક આ ભવસાગરને પાર કરી જાય છે. મહાન સંતપુરુષો સર્વ જીવો પ્રતિ અત્યંત કૃપાળુ હોય છે, તેથી નૌકા હંમેશા પ્રભુના ચરણકમળ પાસે પડી રહે છે. માણસ ગમે ત્યારે તેમના ચરણનું ધ્યાન ધરી શકે છે અને એમ એ ભવસિંધુને તરી શકે છે.

ધ્યાનનો અર્થ છે ભગવાનના ચરણકમળમાં મનની એકાગ્રતા. ચરણકમળો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના વ્યક્તિત્વનો નિર્દેશ કરે છે. નિર્વિશેષવાદીઓ ભગવાનના ચરણકમળનો સ્વીકાર કરતા નથી. એટલે તેમના ધ્યાનનો વિષય કોઈ નિર્વિશેષ વસ્તુ છે. દેવતાઓ તેમનો પરિપકવ નિર્ણય વ્યક્ત કરે છે કે જે લોકોને કોઈ શૂન્ય વસ્તુ અથવા નિર્ગુણ સ્વરૂપમાં ધ્યાન કરવામાં રસ છે તેઓ અજ્ઞાનરૂપી સાગરને ઓળંગી શકતા નથી. આવા માણસો માત્ર કલ્પના કરે છે કે તેઓ જીવનમુક્ત થઈ શકયા છે. "હે કમલાક્ષ પ્રભુ! તેમની બુદ્ધિ અવિશુદ્ધ છે, કારણ કે તેઓ આપનાં ચરણકમળોનું ધ્યાન ધરવામાં નિષ્ફળ નીવડે છે."

આવી ઉપેક્ષામૂલક પ્રવૃત્તિઓથી નિર્વિશેષવાદી મનુષ્યો, પુનઃ મર્યાદિત જીવનની ભૌતિકવાદી ઘરેડમાં નીચે પડે છે : ભલે પછી તેઓ ઉચ્ચતર નિર્વિશેષ સાક્ષાત્કાર અનુભવવાની કક્ષા પર પહોંચ્યા હોય. ભારે તપશ્ચર્યા કર્યા પછી નિર્વિશેષવાદીઓ બ્રહ્માના વિરાટ સ્વરૂપમાં ઓગળી જાય છે અથવા નિર્વિશેષ બ્રહ્મમાં વિલીન થાય છે, પરંતુ એમનાં હૃદયો ભૌતિક અસરોથી મુકત હોતાં નથી. એમણે તો કેવળ વિચારણાની ભૌતિક રીતોને જ ઈન્કારવા પ્રયાસ કર્યો હોય છે. એનો અર્થ એ નથી કે તેઓ મુકિતપદ પામ્યા છે. આમ અંતે તો તેમનું પતન જ થાય છે. ભગવદ્ ગીતામાં કહેવામાં આવ્યું છે કે નિર્વિશેષવાદી મનુષ્યોને અંતિમ ધ્યેય સાધ્ય કરવા ભારે સંઘર્ષમાંથી પસાર થવું પડે છે. શ્રીમદ્ ભાગવતમ્‌ના આરંભમાં પણ કહેવામાં આવ્યું છે કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન પ્રતિ ભકિતભાવપૂર્ણ સેવા વિના આ સાંસારિક સકામ કર્મોમાંથી માણસ મુકિત મેળવી શકતો નથી. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં મહામુનિ નારદજીનું વચન છે અને અહીં પણ દેવો એ જ વચનને સમર્થન

આપે છે : "જે મનુષ્યો ભકિતમાર્ગને વર્યા નથી, તેઓ જ્ઞાનનો અંતિમ હેતુ, સાધ્ય કરવા ભાગ્યશાળી થતા નથી." નિર્વિશેષવાદીઓની કેવળ માન્યતા જ એવી હોય છે કે પોતે મુકત છે, પરંતુ હકીકતમાં તેમને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો ખ્યાલ હોતો નથી જયારે ભગવાન શ્રીકૃષ્ણ આ પૃથ્વીપર અવતાર ધારણ કરે છે, ત્યારે ભૌતિક દેહ ધારણ કરે છે, એવું તેઓ માને છે. એટલે તેઓ ભગવાન શ્રીકૃષ્ણના અલૌકિક સ્વરૂપની અવજ્ઞા કરે છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ આ હકીકતને સમર્થન આપવામાં આવ્યું છે કે—"અવજાનન્તિ મામ્ મૂઢા:" ભૌતિક વાસનાઓ પર વિજય મેળવ્યા છતાં અને છેક મુકિતકક્ષાને આરે પહોચ્યા છતાં નિર્વિશેષવાદીઓનું પતન થાય છે જ. કેવળ જ્ઞાન માટે જ તેઓ વસ્તુઓની માહિતી મેળવવા માગતા હોય અને ભગવાનની ભકિતનો માર્ગ અપનાવતા ન હોય, તો તેઓ ઈપ્સિત પરિણામ પામી શકતા નથી. માત્ર નિરર્થક શ્રમ જ એમના પ્રયત્નોનુ પરિણામ છે. તે સિવાય વધુ કશું જ નથી. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે બ્રહ્મન્‌નો સાક્ષાત્કાર કરવો એ પૂરતું નથી. બ્રહ્મભૂત થવાથી ભૌતિક રાગ કે દ્વેષ અનુભવ્યા સિવાય મનુષ્યને દિવ્ય આનંદપ્રાપ્તિમાં સહાય થાય છે, અને સમાનતાના સ્તરે પહોંચી શકાય છે, પરતુ આ કક્ષાએ પહોંચ્યા પછી મનુષ્યે ભકિત-માર્ગ ગ્રહણ કરવો જ પડે છે. બ્રહ્મન્‌ના સાક્ષાત્કારના સ્તર પર પહોંચ્યા પછી જયારે મનુષ્ય ભકિતમાર્ગ અપનાવે છે ત્યારે તે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન સાથે એમના આધ્યાત્મિક સામ્રાજયમાં કાયમી વાસ કરવા લાયક બને છે. ભકિતસેવાનું આ પરિણામ છે. પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના જે ભકતો છે એ નિર્વિશેષવાદી મનુષ્યોની જેમ પતન પામતા નથી. આ ભકત-જનોનું કદી પતન થાય તો પણ તેઓ ભગવાન સાથે પ્રેમબંધનથી બંધાયલા જ રહે છે. ભકિતમાર્ગે ચાલતાં તેઓ સર્વ પ્રકારના અંતરાયોનો સામનો કરી શકે છે અને સ્વતંત્ર રીતે કોઈ પણ પ્રકારના ભય સિવાય એ લોકો એવા અંતરાયો પાર કરી શકે છે. એમણે સપૂર્ણ શરણાગતિ સ્વીકારી હોય છે. એટલે એમને સંપૂર્ણ વિશ્વાસ હોય છે કે ભગવાન શ્રીકૃષ્ણ હંમેશાં એમનું રક્ષણ કરશે જ. શ્રીમદ્ ભગવદ ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણનું વચન છે : "મારા ભકતોનો કદી નાશ થતો નથી."

ઓ વહાલા પ્રભુ ! આપ આપના અસલ મૂળ સ્વરૂપે—અનંત કલ્યાણકારી સ્વરૂપે—આ ભૌતિક જગતમાં, સર્વ ચેતન જીવાત્માઓ માટે પ્રગટ થયા છો આપના પ્રાગટયના પરિણામે હવે એ બધા પૂર્ણ પુરુષોત્તમ ભગવાનને અને પ્રકૃતિને સરળતાથી સમજી શકે છે. સમાજના ચારે વિભાગો—બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થી અને સંન્યાસી—આપના આ પ્રાગટયનો લાભ લઈ શકે છે.

"વહાલા પ્રભુ, માધવ, આપની સેવામા સંકળાયેલા ભકતોનું માયાવાદીઓની જેમ ઉચ્ચ સ્થિતિમાંથી પતન થતું નથી. આપનાથી રક્ષિત હોવાથી, આપના તે ભકતો મુકિતમાર્ગમાં હમેશાં અડચણરૂપ થતા માયાના ઘણા મુખ્ય પ્રતિનિધિઓના મસ્તક પરથી પસાર થવા:

ભક્તિમાન થાય છે. મારા વહાલા પ્રભુ, આપ જીવાત્માઓના લાભ માટે આપના દિવ્ય સ્વરૂપમાં એટલા માટે પ્રગટ થાવ છો કે જેથી તેઓ આપનાં પ્રત્યક્ષ દર્શન કરી શકે અને વૈદિક વિધિઓ મુજબ આપને યજ્ઞો વડે ઉપાસી શકે તથા અષ્ટાંગ યોગ અને શાસ્ત્રોક્ત ભક્તિયોગ દ્વારા પણ આપને પામી શકે. વહાલા પ્રભુ, અગર આપ તમામ પ્રકારના તર્ક-વિતર્કરૂપ અજ્ઞાનને દૂર કરતા, આપના સચ્ચિદાનંદ સનાતન દિવ્ય સ્વરૂપમાં પ્રગટ ન થાત તો બધા લોકો પોતપોતાની ભૌતિક પ્રકૃતિ અનુસાર આપના સ્વરૂપ વિષે કેવળ તર્કવિતર્ક કર્યા કરત."

કૃષ્ણનું પ્રાગટ્ય પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિષેની તમામ કપોલકલ્પિત ધારણાઓનો જવાબ છે. દરેક વ્યક્તિ પોતપોતાના ભૌતિક ગુણ પ્રમાણે પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના સ્વરૂપ વિષે કલ્પના કરે છે. બ્રહ્મસંહિતામાં કહ્યું છે કે, ભગવાન આદિ પુરુષ છે, એટલે ધર્મ-પરાયણ લોકોનો એક વર્ગ એવી કલ્પના કરે છે કે પરમેશ્વર અતિ વૃદ્ધ છે અને પરિણામે તેઓ ભગવાનને એક વૃદ્ધ માણસ તરીકે ચીતરે છે; પરંતુ એ જ બ્રહ્મસંહિતામાં તેનો વિરોધ કરવામાં આવ્યો છે. સર્વ જીવોમાં પરમેશ્વર સૌથી વૃદ્ધ છે છતાં તેઓ સનાતન નવયૌવનરૂપ છે. શ્રીમદ્ ભાગવતમાં આ બાબતમાં જે મૂળ શબ્દો વપરાયા છે તે આ મુજબ છે: "વિજ્ઞાનમ્ અજ્ઞાનભિદ્ આપમાર્જનમ્.' 'વિજ્ઞાનમ્' એટલે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન વિષે દિવ્ય જ્ઞાન. વિજ્ઞાનમ્ એટલે અનુભવજન્ય જ્ઞાન પણ કહેવાય. જે રીતે બ્રહ્માજીએ બ્રહ્મસંહિતામાં કૃષ્ણ વિષે જ્ઞાન આપ્યું છે તે રીતે શિષ્ય-પરંપરામાં અવરોહ-પદ્ધતિ દ્વારા દિવ્ય જ્ઞાનનો સ્વીકાર થવો જોઈએ. બ્રહ્મસંહિતા એ બ્રહ્માજીએ દિવ્ય અનુભવ દ્વારા પ્રાપ્ત કરેલું 'વિજ્ઞાનમ્' છે અને તેમણે એ રીતે કૃષ્ણના દિવ્ય ધામનું રૂપ અને લીલા પ્રગટ કર્યાં છે. 'અજ્ઞાનભિદ્' એટલે જે સર્વ પ્રકારના તર્કવિતર્કનો સામનો કરી શકે છે તે. અજ્ઞાની લોકો પરમેશ્વરનું કાલ્પનિક રૂપ ઉપજાવી કાઢે છે. તેમની વિવિધ કલ્પનાઓ મુજબ ક્યારેક પરમેશ્વરને રૂપ છે અને ક્યારેક નથી, પણ બ્રહ્મસંહિતામાં રજૂ થયેલું કૃષ્ણનું જ્ઞાન વૈજ્ઞાનિક છે, કેમકે ભગવાન બ્રહ્માએ તે જ્ઞાન અનુભવ્યું છે અને શ્રી ચૈતન્ય મહા-પ્રભુએ તે સ્વીકાર્યું છે. આ વાત નિ:શંક છે. શ્રીકૃષ્ણનું સ્વરૂપ, શ્રીકૃષ્ણની બંસી, શ્રી-કૃષ્ણનો રંગ—દરેક વસ્તુ વાસ્તવિક છે. અહીં કહ્યું છે કે, આ 'વિજ્ઞાનમ્' હંમેશાં સર્વ પ્રકારના તર્કવિતર્કોને હરાવે છે. તેથી આપના મૂળ કૃષ્ણસ્વરૂપે પ્રગટ થયા વિના 'અજ્ઞાન-ભિદ્' (તર્કવિતર્કરૂપ અજ્ઞાનને ભેદનાર) કે 'વિજ્ઞાનમ્'ની અનુભૂતિ થઈ શકતી નથી. 'અજ્ઞાનભિદ્ આપમાર્જનમ્'—આપના પ્રાગટ્યથી અજ્ઞાનમય તર્કવિતર્કનો નાશ થશે અને ભગવાન બ્રહ્માજી જેવી આધારભૂત વ્યક્તિઓએ આપેલા અનુભવજન્ય જ્ઞાનની પ્રતિષ્ઠા થશે. ત્રિગુણાત્મક પ્રકૃતિની અસર નીચે રહેલાં મનુષ્યો પોતપોતાના ગુણો પ્રમાણે તેમના પોતાના પરમેશ્વર ઉપજાવી કાઢે છે. આમ પરમેશ્વર વિષે જાતજાતની રજૂઆત થાય છે, પરંતુ આપનું પ્રાગટ્ય ભગવાનનું સાચું સ્વરૂપ શું છે તે પ્રતિષ્ઠિત કરશે."

નિર્વિશેષવાદીઓ જે સૌથી મોટી ભૂલ કરે છે તે એ છે કે તેઓ માને છે કે જ્યારે પરમેશ્વર અવતાર ધારણ કરે છે ત્યારે તેઓ સત્ત્વગુણમય ભૌતિકરૂપ ધારણ કરે છે. હકીકતમાં કૃષ્ણ અથવા નારાયણનું સ્વરૂપ કોઈ પણ પ્રકારના ભૌતિક વિચારથી પર છે. શંકરાચાર્ય જેવા સૌથી મહાન નિર્વિશેષવાદીએ પણ સ્વીકાર કર્યો છે કે, 'નારાયણ: પરોऽવ્યક્તાત્' —એટલે કે નિર્વિશેષ પદાર્થના પ્રાગટ્ય દ્વારા અથવા મહત્ત્વ દ્વારા ભૌતિક સર્જન ઉદ્ભવે છે અને કૃષ્ણ તે ભૌતિક સર્જનથી પર એટલે દિવ્ય છે. એ જ વસ્તુ શ્રીમદ્ ભાગવતમાં શુદ્ધ સત્ત્વ અથવા પર સત્ત્વ તરીકે સમજાવી છે. પ્રભુ ભૌતિક અથવા પ્રાકૃતિક સત્ત્વગુણમય નથી અને તેઓ ભૌતિક સત્ત્વગુણની સ્થિતિથી પર છે. તેમનું સ્થાન સચ્ચિદાનંદમય, સનાતન, દિવ્ય તથા આનંદમય છે.

"વહાલા પ્રભુ, જ્યારે તમે તમારા જુદા જુદાઅવતારોમાં પ્રગટ થાવ છો ત્યારે જુદી જુદી પરિસ્થિતિ પ્રમાણે તમે જુદાં જુદાં નામ અને સ્વરૂપો ધારણ કરો છો. તમારું નામ ભગવાન શ્રીકૃષ્ણ છે, કારણ કે તમે સર્વાકર્ષક છો. તમારા દિવ્ય સૌંદર્યને કારણે તમે શ્યામ-સુંદર તરીકે ઓળખાવ છો. 'શ્યામ' એટલે કાળા. કાળા હોવા છતાં કહેવાય છે કે તમે હજારો કામદેવો કરતાં વધારે સુંદર —'કંદર્પ કોટિ કમનીય' છો. તમે કાળા વાદળ જેવા રંગમાં પ્રગટ થાવ છો, છતાં તમે સંપૂર્ણ રીતે દિવ્ય હોવાને લીધે તમારું સૌંદર્ય કામદેવના સુંદર શરીર કરતાં પણ ઘણા ઘણા પ્રમાણમાં વધુ આકર્ષક છે. ક્યારેક તમે ગિરિધારી તરીકે ઓળખાવ છો, કારણ કે તમે ગોવર્ધન—પર્વત ધારણ કર્યો હતો ક્યારેક તમે 'નંદનંદન,' 'વાસુદેવ' અથવા 'દેવકીનંદન' તરીકે સંબોધાવ છો, કારણ કે તમે મહારાજ નંદ અથવા વસુદેવ કે દેવકીના પુત્ર તરીકે પ્રગટો છો. નિર્વિશેષવાદીઓ અથવા માયાવાદીઓ વિચારે છે કે, તમારાં ઘણાં ઘણાં નામ અને સ્વરૂપો વિશિષ્ટ પ્રકારનાં ભૌતિક કાર્યો કે ગુણો પ્રમાણે પાડવામાં આવ્યાં છે, કારણ કે તેઓ આપને ભૌતિક દૃષ્ટિથી નિહાળે છે"

"પ્રિય નાથ, આપની પરમ પ્રકૃતિ, સ્વરૂપ અને પ્રવૃત્તિઓનો અભ્યાસ, માનસિક તર્કવિતર્ક દ્વારા કરવો તે આપને સમજવાનો માર્ગ નથી. મનુષ્ય પોતે ભક્તિમય સેવા સ્વીકારે તો જ તે આપની પરમ દિવ્ય પ્રકૃતિ, સ્વરૂપ, નામ અને ગુણ સમજી શકે છે. હકીકતમાં જેને આપના ચરણકમળની સેવામાં થોડો ઘણો પણ રસ હોય તે પણ આપની, દિવ્ય પ્રકૃતિ, સ્વરૂપ અને ગુણને સમજી શકે છે. બીજાઓ ભલેને લાખો વર્ષો સુધી તર્કવિતર્ક કરે પણ તેઓ આપના સત્ય સ્વરૂપને આંશિક રીતે પણ ઓળખી શકશે નહિ" બીજા શબ્દોમાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણને અભક્તો સમજી શકે તેમ નથી, કારણ કે કૃષ્ણનું સાચું સ્વરૂપ યોગમાયાના પડદા વડે ઢંકાયેલું છે ભગવદ્ ગીતામાં જણાવ્યું છે તે પ્રમાણે, 'નાહં પ્રકાશ: સર્વસ્ય' ભગવાન કહે છે, "હું દરેકે દરેક વ્યક્તિ સમક્ષ પ્રકાશિત થતો નથી" જ્યારે કૃષ્ણ આવ્યા ત્યારે કુરુક્ષેત્રના યુદ્ધ મેદાનમાં હાજર હતા તેમણે દરેક જણે તેમને જોયા, પરંતુ દરેક જણ ન સમજી શક્યા કે તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સ્વયં હતા

આમ છતાં જે કોઈ તેમના સાન્નિધ્યમાં મરણ પામ્યા તેમનો સૌનો ભૌતિક બંધનમાંથી સંપૂર્ણ મોક્ષ થયો અને તે વૈકુંઠલોકને પામ્યા.

"હે પ્રભુ, માયાવાદીઓ અથવા અભક્તો સમજી શકતા નથી કે આપનું નામ અને આપનું સ્વરૂપ બંને અભિન્ન છે." ભગવાન સંપૂર્ણ છે એટલે તેમના નામ અને તેમના સ્વરૂપ વચ્ચે ભેદ નથી. ભૌતિક જગતમાં નામ અને સ્વરૂપ વચ્ચે ભેદ છે. કેરીનું ફળ કેરીના નામ કરતાં જુદું છે. "કેરી, કેરી, કેરી," એમ ખાલી રટણ કરવાથી કોઈ કેરીનો સ્વાદ માણી શકતું નથી. પરંતુ જે ભકત ભગવાનના નામ અને સ્વરૂપ વચ્ચે ભેદ નથી એમ જાણે છે તે 'હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે; હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે' એ મહામંત્રનું રટણ કરે છે અને હંમેશાં શ્રીકૃષ્ણના સાન્નિધ્યનો અનુભવ કરે છે.

જે લોકો પરમ સત્યના સંપૂર્ણ જ્ઞાન સુધી વિકાસ પામ્યા નથી, તેમને માટે કૃષ્ણ ભગવાન પોતાની દિવ્ય લીલાઓ પ્રગટ કરે છે. તેઓ કૃષ્ણની દિવ્ય લીલાઓનું સ્મરણ કરીને પરમ ગતિને પામે છે. ભગવાનના નામ અને તેમના રૂપમાં કોઈ ભેદ નથી એટલે તેમની લીલાઓ અને તેમના નામમાં પણ કોઈ ભેદ નથી. સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્રો જેવા અલ્પ બુદ્ધિવાળા લોકો માટે મહાન સંત વ્યાસદેવે મહાભારત લખ્યું. મહાભારતમાં કૃષ્ણ પોતાની વિવિધ પ્રવૃત્તિઓ રૂપે હાજર છે. મહાભારત ઈતિહાસ છે અને શ્રીકૃષ્ણની દિવ્ય લીલાઓનું શ્રવણ, સ્મરણ અને અધ્યયન કરીને મંદબુદ્ધિ—માણસ પણ ધીરે ધીરે શુદ્ધ ભકતોની કક્ષામાં પહોંચી જાય છે.

જે શુદ્ધ ભકતો શ્રીકૃષ્ણના દિવ્ય ચરણકમળના ધ્યાનમાં હંમેશાં લીન બનીને તથા સંપૂર્ણ રીતે શ્રી કૃષ્ણભાવનામાં મગ્ન રહીને હંમેશાં ભકિતરત બની રહે છે તેમને કદી ભૌતિક જગતના બદ્ધ જીવો સમજવા નહીં. શ્રીરૂપ ગોસ્વામીએ સમજાવ્યું છે કે, જે લોકો શરીર, મન અને કર્મથી કૃષ્ણ ભાવનામાં રહેલા છે તેઓ આ દેહે જ મુકત છે એમ જાણવું. ભગવદ્ ગીતામાં પણ આ વસ્તુને સમર્થન મળે છે. જે લોકો ભગવાનની ભકિતમાં લીન છે તેઓ ભૌતિક સ્થિતિને અવશ્ય પાર કરી ચૂકયા છે.

કૃષ્ણ, ભકતો તથા અભકતો એમ બંનેને જીવનના અંતિમ લક્ષ્યને પામવા માટે તક પૂરી પાડવા અવતરે છે. ભકતોને તેમનાં દર્શન અને પૂજન કરવાની પ્રત્યક્ષ તક મળે છે. જેઓ એ ભૂમિકા પર નથી તેમને પ્રભુની દિવ્ય પ્રવૃત્તિઓ સાથે પરિચય સાધવાની તક મળે છે અને આમ ભકતના જેવી જ ઉન્નતિ પામવાની તક સાંપડે છે.

દેવતાઓએ આગળ ચાલતાં જણાવ્યું, "હે વહાલા પ્રભુ, આપ અજન્મા છો એટલે આપની આનંદપ્રદા દિવ્ય લીલા સિવાય આપના પ્રાગટ્યનું અમને કોઈ કારણ જોવા મળતું નથી. ભગવદ્ ગીતામાં કહ્યું છે કે, ભકતોના રક્ષણ માટે તથા અસુરોના નાશ માટે પ્રભુ અવતાર ધરે છે; પરંતુ હકીકતમાં તેઓ અસુરોના નાશ માટે ખાસ નહિ પણ ભકતો સાથે

આનંદપ્રદ મેળાપ કરવા માટે અવતરે છે. અસુરોનો નાશ તો ભૌતિક પ્રકૃતિ દ્વારા જ થઈ શકે છે સર્જન, પોષણ અને વિનાશરૂપી પ્રકૃતિની ક્રિયાઓ અને પ્રતિક્રિયાઓ તો આપોઆપ ચાલતી રહે, પણ આપનાથી અભિન્ન એવા આપના પવિત્ર નામનો આશ્રય લેવાથી ભક્તોની બરાબર રક્ષા થાય છે."

પૂર્ણ પુરુષોત્તમ ભગવાન જ્યારે અવતાર ધારણ કરે છે ત્યારે તેનો હેતુ માત્ર ભક્તોની રક્ષા અને અસુરોનો વિનાશ હોય છે એવું નથી. ભક્તોના દિવ્યાનંદ માટે લીલાઓ કરવા સિવાય તેમના પ્રાગટ્ય માટે બીજું કોઈ કારણ નથી.

"અમારા વહાલા પ્રભુ, આપ યદુશ્રેષ્ઠ તરીકે પ્રગટ થઈ રહ્યા છો અને અમે આપનાં ચરણકમળોમાં નમ્રપણે સન્માનપૂર્વક દંડવત્ પ્રણામ કરીએ છીએ. આ અવતાર પહેલાં આપ મત્સ્યાવતાર, હયગ્રીવાવતાર, કૂર્માવતાર, હંસાવતાર, રામચંદ્ર ભગવાન, પરશુરામ અને એવા બીજા ઘણા અવતારો રૂપે પ્રગટ્યા હતા આ બધા અવતારોમાં આપ ભક્તોના રક્ષણ કાજે જ અવતર્યા હતા. અમે આપના વર્તમાન સ્વયં પૂર્ણ પુરુષોત્તમ ભગવાન રૂપને પણ એ જ રીતે ત્રણેય લોકનું રક્ષણ કરવા માટે અને અમારા જીવનનાં સર્વ વિઘ્નો દૂર કરવા માટે અને શાંતિમય જીવન જીવી શકીએ એ માટે પ્રાર્થના કરીએ છીએ."

"પ્રિય દેવકી માતા, આપના ગર્ભમા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તેમના તમામ અંશાવતારો સહિત પ્રગટ થઈ રહ્યા છે. આપણા ઉદ્ધાર અર્થે પ્રગટ થયેલા તેઓ આદિપુરુષ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છે. એટલે તમારે તમારા ભાઈ, ભોજ દેશના રાજાની બીક રાખવાની જરૂર નથી. તમારા પુત્ર પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ પવિત્ર યદુવંશનું રક્ષણ કરવા માટે પ્રગટ થશે. ભગવાન એકલા નહિ, પણ તેઓ તેમના સર્વપ્રથમ અંશાવતાર એવા બલરામ સહિત પ્રગટ થઈ રહ્યા છે."

દેવકીજીને તેમના ભાઈ કંસનો બહુ જ ભય લાગતો હતો, કારણ કે તેણે તેમનાં ઘણાં નિર્દોષ બાળકોને મારી નાંખ્યાં હતાં. તેમને શ્રીકૃષ્ણ માટે ખૂબ ચિંતા થવા લાગી. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે, સર્વ દેવતાઓ તેમની પત્નીઓ સહિત દેવકીજીને ત્યાં તેમને શાંત પાડવા તથા તેમના દીકરાને કંસ મારી નાંખશે એવો લેશમાત્ર પણ ડર નહિ રાખવા અંગે હિંમત આપવા માટે આવવા લાગ્યા. તેમના ગર્ભમાં રહેલા શ્રી કૃષ્ણ કેવળ જગતનો ભાર ઓછો કરવા માટે જ નહિ, પણ યદુવંશના હિતનું રક્ષણ કરવા અને દેવકીજી અને વસુદેવનું ખાસ રક્ષણ કરવા પ્રગટ થનાર હતા

આ પ્રમાણે "કૃષ્ણ" ગ્રંથના "ગર્ભમાં રહેલા ભગવાન શ્રી કૃષ્ણની દેવતાઓ વડે સ્તુતિ" એ નામના બીજા અધ્યાયના ભક્તિવેદાંતના ભાવાર્થો પૂરા થયા.



# ૩. ભગવાન કૃષ્ણનો જન્મ

ભગવદ્ ગીતામાં જણાવ્યા મુજબ ભગવાન કહે છે કે તેમનો અવતાર, તેમનો જન્મ અને તેમની પ્રવૃત્તિઓ સર્વ દિવ્ય છે અને જે લોકો આ બરાબર સમજે છે તેઓ આધ્યાત્મિક જગતના પ્રવેશ માટે તરત જ અધિકારી થાય છે. જેવી રીતે સામાન્ય માણસને પોતાના ભૂતકાળનાં કાર્યો પ્રમાણે ભૌતિક શરીર ધારણ કરવાની ફરજ પડે છે, તેવી રીતે ભગવાનનો અવતાર કે જન્મ થતો નથી. બીજા પ્રકરણમાં ભગવાનના અવતાર વિષે સમજૂતી આપી છે. તેઓ પોતાની સ્વેચ્છાથી નિજાનંદ માટે પ્રગટ થાય છે. ભગવાનના પ્રાગટ્ય માટેનો સમય જ્યારે આવી પહોંચ્યો ત્યારે નક્ષત્રમંડળો ખૂબ શુકનવંતાં હતાં. આ સમયે રોહિણી નામે જાણીતા નક્ષત્રની અસર જ્યોતિષશાસ્ત્રીની દૃષ્ટિએ ખૂબ જ પ્રબળ હતી, કારણ કે આ નક્ષત્ર અત્યંત શુકનવંતું ગણાય છે. રોહિણી નક્ષત્ર બ્રહ્માજીના સીધા અધિકારમાં રહેલું છે જ્યોતિષશાસ્ત્રના મંતવ્ય પ્રમાણે, જુદા જુદા તારાઓનાં જુદા જુદા પ્રકારની સ્થિતિ ઉપરાંત જુદા જુદા ગ્રહોની સ્થિતિ અને સમય પ્રમાણે શુભઅશુભ નિર્દેશ પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણના જન્મ વખતે ગ્રહમંડળો સ્વાભાવિક જ એ રીતે ગોઠવાઈ ગયાં કે સર્વ વસ્તુ શુકનવંતી બની ગઈ.

તે વખતે પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર સર્વ જગાએ, સર્વ દિશાઓમાં શાંતિ અને સમૃદ્ધિનું વાતાવરણ હતું. આકાશમાં શુકનવંતાં નક્ષત્રો દેખાતાં હતાં અને સર્વ નગરો, ગામો, ગોચર અને દરેક જણના મનમાં પણ શુભ શુકનનાં ચિહ્નો જણાતાં હતાં. નદીઓમાં ભરપૂર જળ વહેતાં હતાં અને સુંદર સરોવરો કમળપુષ્પોથી શોભાયમાન થયાં હતાં. વનવગડા સુંદર પંખીઓ અને મોરોથી ભરપૂર હતા વનનાં પંખીઓ મધુર ગીતો ગાવા લાગ્યાં અને મોરલા પોતાની પ્રિયતમા ઢેલડીઓ સાથે નર્તન કરવા લાગ્યા વિવિધ પ્રકારનાં ફૂલોની સુગંધ પ્રસરાવતો મધુર પવન વાતો હતો, જેના સ્પર્શ માત્રથી અકલ્પ્ય આનંદ થતો હતો. અગ્નિ-માં બલિ આપવા ટેવાયેલા યાજ્ઞિક બ્રાહ્મણોને ઘરમાં યજ્ઞ માટે ઘણું અનુકૂળ વાતાવરણ

જણાવા લાગ્યુ. અસુર રાજાઓના ઉપદ્રવને લીધે બ્રાહ્મણોની, અગ્નિમાં આહુતિ આપવાની પ્રવૃત્તિઓ લગભગ અટકી પડી હતી, પણ હવે તેમને શાંતિથી યજ્ઞો કરવાની તક સાપડવા લાગી યજ્ઞોની મનાઈ થવાથી બ્રાહ્મણોનાં મન, બુદ્ધિ અને પ્રવૃત્તિઓમા હતાશા વ્યાપી હતી, પણ શ્રી કૃષ્ણના પ્રાગટ્ય વખતે તેમને પ્રભુના અવતારને જાહેર કરતી પ્રચંડ ધ્વનિવાળી દિવ્ય આકાશવાણીઓ સંભળાવા લાગી તેથી તેમનાં મન સ્વાભાવિક રીતે અત્યંત ઉલ્લાસમાં આવી ગયાં.

ગંધર્વ અને કિન્નર લોકના નિવાસીઓ ગીતો ગાવા લાગ્યા સિદ્ધલોક અને ચારણ-લોકના નિવાસીઓ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની સેવામાં પ્રાર્થનાઓ કરવા લાગ્યા સ્વર્ગ-લોકમાં દેવદૂતો અને તેમની પત્નીઓ, અપ્સરાઓ સહિત, નૃત્ય કરવા લાગ્યાં

મોટા મોટા સંતપુરુષો અને દેવતાઓએ આનંદિત થઈને પુષ્પો વરસાવ્યાં દરિયાકિનારે મૃદુ મોજાંઓનો અવાજ સંભળાતો હતો અને ઉપર આકાશમાં રહેલાં વાદળાંઓ ખૂબ જ મધુર ગર્જનાઓ કરતાં હતાં.

જ્યારે સર્વત્ર આ રીતે સાનુકૂળતા પ્રવર્તતી હતી ત્યારે, સર્વ જીવાત્માઓના હૃદયમાં રહેલા પરમાત્મા ભગવાન વિષ્ણુએ અંધકારમય મધ્ય રાત્રીએ, દેવકીજી જે સ્વયં દેવી હતાં તેમના પેટે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન તરીકે અવતાર ધારણ કર્યો ભગવાન વિષ્ણુના આ પ્રાગટ્યને આકાશમાં પૂર્વ ક્ષિતિજમાં ઊગતા પૂર્ણ ચંદ્ર સાથે સરખાવાય છે. આ બાબતમાં કોઈ એવી શંકા કરે કે કૃષ્ણપક્ષની આઠમના દિવસે શ્રીકૃષ્ણ ભગવાન જન્મ્યા હતા અને તે વખતે પૂર્ણ ચંદ્રનો ઉદય તો હોય નહીં, તો આના જવાબમાં એમ કહી શકાય કે શ્રીકૃષ્ણ ભગવાન ચંદ્રવંશીઓના વંશમાં પ્રગટ થયા, એટલે તે રાત્રીએ ચંદ્ર અપૂર્ણ હતો તેમ છતાં જે વંશમાં ચંદ્ર આદિપુરુષ છે એ જ વંશમાં ભગવાનનુ પ્રાગટ્ય થવાથી ચંદ્ર અત્યંત ઉલ્લાસમાં આવી ગયો અને શ્રીકૃષ્ણની કૃપાથી તે પૂર્ણ ચંદ્ર તરીકે પ્રકાશી શક્યો.

ખમાણિક્ય નામે જ્યોતિષશાસ્ત્રના ગ્રંથમાં શ્રીકૃષ્ણ ભગવાનના જન્મ વખતે ગોઠવાયેલાં નક્ષત્રમંડળોનું બહુ સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. એમાં એ વસ્તુ સ્વીકારાયેલી છે કે એ શુભ ઘડીમાં જન્મેલું બાળક પરમ બ્રહ્મ અથવા પરમ સત્ય જ હોય.

વસુદેવજીએ જોયું કે આ નવજાત અદ્ભુત બાળકે પોતાના ચાર હાથમાં શંખ, ગદા, ચક્ર, પદ્મ ધારણ કર્યાં હતાં. શરીર શ્રીવત્સના ચિહ્નથી શોભતું હતું. તેમણે કૌસ્તુભમણિ-ઓની રત્નજડિત માળા પહેરી હતી. પીળું રેશમી વસ્ત્ર ધારણ કર્યું હતું. પોતે તેજસ્વી શ્યામ મેઘ સમાન પ્રકાશિત હતા મસ્તકે વૈદુર્ય મણિવાળો મુગટ પહેર્યો હતો અને સારાયે શરીર પર કિમતી કંકણો, હેમકુંડળો અને બીજાં એવાં આભૂષણો શોભતાં હતાં તેમના મસ્તક પર વાળનો વિપુલ જથ્થો હતો. બાળકનાં આ અસામાન્ય લક્ષણોને લીધે વસુદેવજી આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયા.

નવજાત બાળકને આવો શણગાર શી રીતે હોય? આથી એ એટલું સમજી શક્યા કે હવે શ્રીકૃષ્ણ ભગવાન પ્રગટ થયા છે તેઓ આ પ્રસંગથી ગદ્ગદ્ બની ગયા. વસુદેવજીને ખૂબ આશ્ચર્ય થયું કે પોતે ભૌતિક પ્રકૃતિથી બદ્ધ સાધારણ જીવાત્મા હતા, વળી બાહ્ય દૃષ્ટિએ કંસે તેમને કેદ કર્યા હતા, છતાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાન વિષ્ણુ અથવા કૃષ્ણે તેમના મૂળ સ્વરૂપે તેમના ઘરમાં બાળક તરીકે અવતાર ધારણ કર્યો હતો. દુન્યવી બાળક કદી ચતુર્ભુજ સ્વરૂપે અલંકારોથી વિભૂષિત થઈ, સુંદર પીતાંબર પરિધાન કરી પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના સર્વ લક્ષણોથી સંપૂર્ણ રીતે યુક્ત થઈ જન્મ ધારણ કરી શકતું નથી. ફરી ફરીને વસુદેવ તેમના બાળકને નીરખવા લાગ્યા અને આ શુકનવંતી ઘડી કેમ કરીને ઉજવવી એનો વિચાર કર્યો. "સાધારણ રીતે જ્યારે પુત્રનો જન્મ થાય છે ત્યારે લોકો અદમ્ય ઉત્સાહપૂર્વક પ્રસંગ ઉજવે છે, પણ હું મારા જ ઘરમાં કેદી છું છતાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાને જન્મ ધારણ કર્યો છે એટલે મારે તો આ શુભ ઉત્સવ ઉજવવા માટે લાખો-કરોડો ગણી તૈયારીઓ કરવી જોઈએ"

આમ વસુદેવજી, જે આનક દુંદુભી તરીકે પણ ઓળખાય છે તે, નવજાતશિશુને નીરખી રહ્યા ત્યારે તેમને એટલો બધો હર્ષ થયો કે બ્રાહ્મણોને હજારો ગાયોનું દાન કરવાની તેમને ઈચ્છા થઈ. વૈદિક પદ્ધતિ પ્રમાણે ક્ષત્રિય રાજાના મહેલમાં જ્યારે જ્યારે શુભ પ્રસંગ આવે છે, ત્યારે રાજા ઘણી વસ્તુઓનું દાન કરે છે. બ્રાહ્મણો અને સંતોને સુવર્ણનાં ઘરેણાંથી શણગારેલી ગાયોનું દાન આપવામાં આવે છે. વસુદેવજી શ્રીકૃષ્ણના પ્રાગટયનો ઉત્સવ દાનવિધિથી ઉજવવા માગતા હતા, પરંતુ તેઓ તો કંસના કેદખાનાની દીવાલોમાં બેડીના બંધનમા હતા તેથી આ શકય ન હતું તેથી તેમણે માનસિક સંકલ્પ કરી બ્રાહ્મણોને હજારો ગાયોનુ દાન આપ્યું

જ્યારે વસુદેવજીને ખાતરી થઈ કે નવજાત શિશુ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન સ્વયં છે ત્યારે તેઓ બે હાથ જોડી નમન કરી પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. તે વખતે વસુદેવજીએ દિવ્ય સ્થિતિ પ્રાપ્ત કરી અને તેઓ કંસના સર્વ પ્રકારના ભયથી સંપૂર્ણ મુક્ત થયા. નવજાત શિશુએ પણ જે ઓરડામાં જન્મ ધારણ કર્યો હતો તેને પોતાના દેહની જાજવલ્યમાન જ્યોતિ વડે ચમકાવી દીધો હતો

ત્યાર પછી વસુદેવજીએ પ્રાર્થના કરવા માંડી, "મારા વહાલા પ્રભુ, આપ કોણ છો એ હું સમજી શકું છું, આપ જ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન, સર્વ જીવાત્માઓમાં રહેલા પરમાત્મા અને પરમ સત્ય છો. આપ આપના પોતાના સનાતન સ્વરૂપે પ્રકટ થયા છો, જેનું અમે પ્રત્યક્ષ દર્શન કરી રહ્યાં છીએ. મને કંસનો ડર છે, એટલે એ ભયમાંથી મને મુક્ત કરવા માટે જ આપ પ્રગટ થયા છો તેની મને જાણ છે આપ આ ભૌતિક જગતના પરિણામરૂપ નથી. આપ એ જ આદિપુરુષ છો અને ભૌતિક પ્રકૃતિ પર કેવળ દૃષ્ટિપાત કરીને સમગ્ર બ્રહ્માંડનુ સર્જન કરો છો

કોઈ એવી દલીલ કરે કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કે જે કેવળ પોતાના દૃષ્ટિપાતથી સમગ્ર બ્રહ્માંડનું સર્જન કરે છે, તે વસુદેવની પત્ની દેવકીના ગર્ભમા નિવાસ કરી શકે નહિ. આ દલીલ નિર્મૂળ કરવા માટે વસુદેવજી બોલ્યા, "મારા વહાલા પ્રભુ, આપ દેવકીના પેટે ગર્ભ ધારણ કરો તે આશ્ચર્યજનક વસ્તુ નથી, કારણ કે સમગ્ર સર્જન પણ એ જ રીતે થયું હતું. આપ મહાવિષ્ણુ તરીકે શેષનાગ ઉપર સમુદ્રમાં શયન કરી રહ્યા હતા ત્યારે આપની શ્વાસોચ્છ્વાસની ક્રિયા વડે, અસંખ્ય બ્રહ્માંડો અસ્તિત્વમાં આવ્યાં હતાં. ત્યાર પછી દરેક વિશ્વમા આપ ગર્ભોદકશાયી વિષ્ણુ તરીકે પ્રવેશ્યા. ત્યાર પછી આપે ક્ષીરોદકશાયી વિષ્ણુ તરીકે આપની જાતનો વિસ્તાર કર્યો અને સર્વ જીવાત્માઓના હૃદયમાં અને અણુપરમાણુઓમાં પણ પ્રવેશ્યા. એટલે દેવકીજીના ગર્ભમાં આપનો પ્રવેશ એ રીતે સમજી શકાય તેમ છે. આપે આમ પ્રવેશ કર્યો હોય તેમ જણાય છે, પરંતુ આપ એક સાથે સર્વત્ર વ્યાપી રહ્યા છો. ભૌતિક ઉદાહરણોથી પણ આપનું પ્રવેશવું અથવા નહિ પ્રવેશવું તે અમે સમજી શકીએ છીએ સમગ્ર ભૌતિક શકિતનું સોળ તત્ત્વોમાં વિભાજન થયા પછી પણ એ એટલી અને એટલી જ રહે છે. ભૌતિક શરીર એટલે પાંચ સ્થૂળ તત્ત્વો—પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ—ના સંયોજન સિવાય બીજું કાંઈ નથી જ્યારે ભૌતિક શરીર અસ્તિત્વમાં આવે છે ત્યારે એમ લાગે છે કે આવાં તત્ત્વો નવેસરથી ઉત્પન્ન થયાં છે, પણ હકીકતમા આવાં તત્ત્વો શરીરની બહાર હંમેશાં વિદ્યમાન હોય છે. એટલે આપ દેવકીજીના ગર્ભમાં બાળક તરીકે પ્રગટ થયા હોવા છતાં આપ બહાર પણ રહો છો આપ આપના ધામમાં હમેશાં રહો છો, છતાં આપ એક સાથે લાખો સ્વરૂપોમાં આપનો વિસ્તાર કરી શકો છો.

દરેક વ્યકિતએ આપના પ્રાગટય વિષે ખૂબ બુદ્ધિપૂર્વક વિચાર કરવો જોઈએ, કારણ કે ભૌતિક શકિત પણ આપનામાંથી જ પ્રગટ થાય છે. જેમ સૂર્ય, સૂર્યપ્રકાશનું મૂળ છે તેમ આપ ભૌતિક શકિતનુ આદિ મૂળ છો. જેમ સૂર્યપ્રકાશ સૂર્યના ગોળાને આવરી શકતો નથી તેમ આપનામાંથી પ્રસરી રહેલી ભૌતિક શકિત આપને આવરી શકતી નથી. આપ ત્રિગુણાત્મક ભૌતિક શકિતની અંદર રહેલા દેખાવ છો પણ હકીકતમાં ત્રિગુણાત્મક ભૌતિક શકિત આપને આવરી શકતી નથી આ વસ્તુ અતિશય બુદ્ધિશાળી તત્ત્વજ્ઞાનીઓ બરાબર સમજે છે. બીજા શબ્દોમાં એમ કહી શકાય કે આપ ભૌતિક શકિતની અંદર હો તેમ દેખાય છે, છતાં આપ એનાથી કદી લિપ્ત નથી."

વૈદિક દૃષ્ટિબિંદુ પ્રમાણે આપણને જાણવા મળે છે કે સર્વોચ્ચ બ્રહ્મ પોતાની જ્યોતિ પ્રગટ કરે છે અને તેના પરિણામે દરેક વસ્તુ પ્રકાશિત થાય છે બ્રહ્મજ્યોતિ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના શરીરમાંથી પ્રગટ થાય છે અને આ બ્રહ્મજ્યોતિમાંથી સર્વ વસ્તુઓનું સર્જન થાય છે. આ ઉપરાંત ભગવદ્ ગીતામા એમ જણાવ્યું છે કે ભગવાન બ્રહ્મજ્યોતિના પણ આધાર છે. મૂળભૂત રીતે તેઓ દરેક વસ્તુના આદિ કારણ છે, પણ

મંદબુદ્ધિવાળા લોકો એમ વિચાર કરે છે કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર આ ભૌતિક જગતમાં આવ્યા પછી, ભૌતિક ગુણોનો સ્વીકાર કરે છે. આવા નિર્ણયો બરાબર પરિપક્વ નથી, પરંતુ મંદબુદ્ધિવાળા લોકો આવા નિર્ણયો તારવે છે.

પૂર્ણ પુરુષોત્તમ ભગવાન પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે સર્વ સ્થળે વિદ્યમાન છે. તેઓ આ ભૌતિક સૃષ્ટિની બહાર રહેલા છે અને અંદર પણ રહેલા છે. તેઓ ભૌતિક સૃષ્ટિમાં ગર્ભોદકશાયી વિષ્ણુ તરીકે રહેલા છે, એટલું જ નહિ પરંતુ તેઓ અણુમાં પણ રહેલા છે. તેમના અસ્તિત્વમાંથી કંઈ પણ જુદું પાડી શકાય તેમ નથી. વૈદિક આદેશ પ્રમાણે આપણને જાણવા મળે છે કે પરમાત્મા અથવા દરેક વસ્તુના મૂળકારણને શોધી કાઢવું જોઈએ, કારણ કે પરમાત્માથી સ્વતંત્ર કશું જ નથી આથી ભૌતિક પ્રાગટ્ય પણ એમની શક્તિનું જ રૂપાંતર છે. અચેતન પદાર્થ અને સચેતન શક્તિ અથવા જીવાત્મા આ બંને એમાંથી જ પ્રગટે છે. ખાલી મૂર્ખાઓ જ એવો નિર્ણય કરે છે કે સર્વોચ્ચ પ્રભુ પ્રગટ થાય છે ત્યારે જડ પદાર્થનું બંધન સ્વીકારે છે. તેમણે ભૌતિક શરીર ધારણ કર્યું હોય એમ દેખાય તો પણ તેઓ કોઈ પણ પ્રકારની ભૌતિક સ્થિતિના બંધનને વશ થતા નથી. એટલે શ્રીકૃષ્ણે પ્રગટ થઈને પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના પ્રાગટ્ય અને અંતર્ધાન વિષેના સર્વ અપૂર્ણ નિર્ણયોને નિર્મૂળ કરી નાખ્યા

"મારા પ્રભુ, આપનું પ્રાગટ્ય, અસ્તિત્વ અને અંતર્ધાન થવું એ ભૌતિક ગુણોની અસરથી પર છે. આપ દરેક વસ્તુના નિયામક અને પરમ બ્રહ્મનું આશ્રયસ્થાન છો. આથી આપનામાં કશું જ અગમ્ય અથવા વિરોધાભાસી નથી આપે કહ્યું છે તેમ ભૌતિક પ્રકૃતિ આપને આધીન છે અને તે આપના આદેશ પ્રમાણે જ કામ કરે છે. નીચલી કક્ષાની પ્રવૃત્તિઓ આપને અસર કરી શકતી નથી. સર્વોચ્ચ બ્રહ્મ અને સમગ્ર સૃષ્ટિ આપનામાં રહેલાં છે અને જડ પ્રકૃતિની સર્વ પ્રવૃત્તિઓનું નિયમન આપ દ્વારા જ થતું હોય છે.

"આપને 'શુક્લમ્' કહેવામાં આવે છે. શુક્લમ્ અથવા શ્વેતપણું એ પરમ સત્યના પ્રતીક રૂપે આપનું પ્રતિનિધિત્વ સૂચવે છે. ભૌતિક ગુણોની એના પર અસર થતી નથી. ભગવાન બ્રહ્મા રક્ત અથવા રાતા કહેવાય છે, કારણ કે બ્રહ્માજી સર્જન કરનાર રજોગુણના પ્રતિનિધિ છે. ભગવાન શિવજી તમોગુણના પ્રતિનિધિ છે, કારણ કે તેઓ વિશ્વનો વિનાશ કરે છે. આપની શક્તિઓ દ્વારા આ સમગ્ર પ્રગટ વિશ્વનું સર્જન, વિનાશ અને પોષણ થાય છે, છતાં આ ગુણોની આપના પર ક્યારેય અને કોઈ પણ રીતે અસર થતી નથી. વેદોમાં પણ એ હકીકતનું સમર્થન કરવામાં આવ્યું છે. 'હરિર્હિ નિર્ગુણઃ સાક્ષાત્'— તે પ્રમાણે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હંમેશાં સર્વ ભૌતિક ગુણોથી મુક્ત હોય છે. આ ઉપરાંત એમ પણ કહેવાય છે કે, પૂર્ણ પુરુષોત્તમના સ્વરૂપમાં રજોગુણ અને તમોગુણને સ્થાન નથી."

"મારા પ્રભુ, પુરુષોત્તમ ભગવાન, સર્વમાં શ્રેષ્ઠ એવા આપ સર્વોચ્ચ નિયામક તરીકે સમગ્ર સૃષ્ટિની વ્યવસ્થાનું નિયમન કરો છો. સર્વોચ્ચ નિયામક હોવા છતા આપ કૃપા કરીને મારા ઘરમા પ્રગટ થયા છો. જગતના અસુર રાજાઓના અનુયાયીઓ કે જેઓ રાજકુમારોનો વેશ ધારણ કરેલા જણાય છે, પણ હકીકતમાં અસુરો છે, તેમનો વિનાશ કરવો એ આપના અવતારનો હેતુ છે. મને ખાતરી છે કે આપ એ સર્વનો, તેમના અનુયાયીઓ અને સૈનિકો સહિત, વિનાશ કરશો.

હું એ સમજુ છુ કે દુષ્ટ કંસ અને તેના અનુયાયીઓનો વિનાશ કરવા માટે આપ પ્રગટ થયા છો આપ તેને અને તેના અનુયાયીઓને મારી નાંખવા માટે પ્રગટ થનાર છો તેમ જાણીને તેણે તમારી પૂર્વે જન્મેલા તમારા જ્યેષ્ઠ ભાઈઓની ક્યારનીયે હત્યા કરી છે. હવે એ ફક્ત આપના જન્મના સમાચારની રાહ જોઈ રહ્યો છે. જે ક્ષણે તેને આ ખબર પડશે તે જ ક્ષણે તે આપની હત્યા કરવા માટે સર્વ પ્રકારનાં શસ્ત્રો લઈને હાજર થશે"

વસુદેવજીએ આ પ્રમાણે પ્રાર્થના કર્યા બાદ શ્રીકૃષ્ણની માતા દેવકીએ પણ પ્રાર્થના કરી. પોતાના ભાઈના અત્યાચારોને લીધે તેઓ ભયભીત હતાં. દેવકીએ કહ્યું, "મારા વહાલા પ્રભુ, ભગવાન નારાયણ, ભગવાન રામ, શેષ, વરાહ, નૃસિંહ, વામન, બળદેવ અને વિષ્ણુમાંથી પ્રગટ થયેલા આપના લાખો અવતારો! આવાં આપનાં સનાતન સ્વરૂપો વૈદિક સાહિત્યમાં મૂળરૂપે વર્ણવવામાં આવેલાં છે. આપ આદિ પુરુષ છો, કારણ કે અવતાર તરીકેનાં આપનાં સર્વ સ્વરૂપો ભૌતિક સર્જનથી પર છે. આ ભૌતિક જગત પ્રગટ થયું તે પહેલા આપનું સ્વરૂપ વિદ્યમાન હતું આપનાં સ્વરૂપો સનાતન અને સર્વવ્યાપક છે. તેઓ સ્વપ્રકાશિત, અપરિવર્તનશીલ અને ભૌતિક ગુણોથી દૂષિત થયા વગરનાં છે. આ સનાતન સ્વરૂપો નિત્ય જ્ઞાનસ્વરૂપ અને આનંદમય છે. તેઓ વિશુદ્ધ સત્ત્વગુણમાં સ્થિત હોય છે અને હંમેશાં વિવિધ પ્રકારની લીલા-ચરિત્રો કરે છે. આપ અમુક સ્વરૂપમા જ સ્થિત નથી. આપનાં સર્વ દિવ્ય સનાતન સ્વરૂપો આત્મનિર્ભર છે. હું સમજી શકું છું કે આપ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન વિષ્ણુ છો.

"ઘણાં કરોડો વર્ષો પછી, ભગવાન બ્રહ્માજીના જીવનનો અંત આવે છે ત્યારે સમગ્ર પ્રગટ સૃષ્ટિનો સંપૂર્ણ વિનાશ થાય છે. તે વખતે પંચમહાભૂત — પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ આપનામાં પ્રવેશ કરે છે કાળના બળથી મહત્‌તત્ત્વ અવ્યક્ત સમગ્ર ભૌતિક શક્તિમાં વળી પાછું પ્રવેશ કરે છે. સમગ્ર ભૌતિક પ્રકૃતિ શક્તિમય' પ્રધાનમાં પ્રવેશે છે અને પ્રધાન આપનામાં પ્રવેશે છે. એટલે સમગ્ર સૃષ્ટિના પ્રલય પછી માત્ર આપ જ આપના દિવ્ય નામ, સ્વરૂપ, ગુણ અને ઐશ્વર્ય સહિત હયાત રહો છો

"મારા પ્રભુ, હું આપને માન સહિત પ્રણામ પાઠવું છું; કારણ, આપ અવ્યક્ત સમગ્ર શક્તિના સૂત્રધાર અને ભૌતિક પ્રકૃતિના અંતિમ આશ્રયસ્થાન છો. મારા પ્રભુ, સમગ્ર પ્રગટ વિશ્વ, ક્ષણથી શરૂ કરીને વર્ષ સુધી હંમેશા સમયના અસર નીચે હોય છે, પરંતુ એ આપના જ માર્ગદર્શન નીચે પોતપોતાનાં કાર્ય કરે છે આપ દરેક વસ્તુના મૂળ સૂત્રધાર અનેસર્વ મહાશક્તિઓના ભંડાર છો.

"એટલે, મારા પ્રભુ, ઉગ્રસેનના દીકરા કંસના નિર્દય પંજામાંથી મને બચાવો. આપ આપના સેવકોની રક્ષા કરવા હંમેશાં તત્પર રહો છો તેથી આપને પ્રાર્થના કરું છું કે આ ભયજનક પરિસ્થિતિમાંથી મારું રક્ષણ કરો." ભગવાને ભગવદ્ ગીતામાં અર્જુનને વચન આપીને આ વિધાનનું સમર્થન કર્યું છે, "હે અર્જુન, તું જાહેર કરી દે કે મારા ભક્તનો કદી વિનાશ થતો નથી." આ પ્રમાણે રક્ષણ માટે ભગવાનને પ્રાર્થના કરતા કરતાં દેવકી-માતાનો વાત્સલ્યભાવ ઊભરાઈ આવ્યો, "હું સમજું છું કે, સામાન્ય રીતે આ દિવ્ય સ્વરૂપ મોટા મોટા સંત પુરુષોને ધ્યાનાવસ્થ દશામાં જ જોવા મળે છે, પણ છતાં મને ડર લાગે છે કે કંસને જેવી ખબર પડશે કે આપ પ્રગટ થયા છો કે તરત જ તે આપને હાનિ કરશે એટલે આપને વિનંતિ કરું છું કે થોડા સમય માટે આપ અમારી ભૌતિક આંખોથી અદૃશ્ય થાવ." બીજા શબ્દોમાં, દેવકીજીએ ભગવાનને સાધારણ બાળકનું સ્વરૂપ ધારણ કર-વાની વિનંતિ કરી, "આપ આ રીતે પ્રગટ થાવ છો તેથી જ મારા ભાઈ કંસ તરફથી મને ભય થાય છે. મારા પ્રભુ મધુસૂદન, કંસને હમણાં જ ખબર પડશે કે આપનો જન્મ થઈ ચૂક્યો છે. માટે આપને વિનવું છું કે શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરેલું વિષ્ણુનું આપનું ચતુર્ભુજ સ્વરૂપ આપ સંતાડી દો. મારા વહાલા પ્રભુ, સમગ્ર સૃષ્ટિના વિનાશના અંતે આપ તેને આપના ઉદરમાં રાખો છો, આમ છતાં આપની અહૈતુકી કૃપાથી આપ મારા ગર્ભમાં પ્રગટ થયા છો. મને આશ્ચર્ય થાય છે કે આપ કેવળ આપના ભક્તને પ્રસન્ન કરવા માટે જ સાધારણ માણસોનાં કર્મોનું અનુકરણ કરો છો."

દેવકીજીની પ્રાર્થનાઓ સાંભળીને ભગવાને જવાબ આપ્યો, "મારી વહાલી માતા સ્વયંભૂ મનુના યુગમાં મારા પિતા વસુદેવજી એક પ્રજાપતિ હતા. તે વખતે તેમનું નામ સુતપા હતું અને તમે તેમનાં પત્ની હતાં. તમારું નામ પૃશ્ની હતું. ને જ્યારે ભગવાન બ્રહ્માજીને પ્રજા વધારવાની ઈચ્છા થઈ તેથી તમારું તમને પ્રજોત્પત્તિ કરવા વિનંતી કરી. તમે તમારી ઈન્દ્રિયોને નિયમમાં રાખી કઠોર તપશ્ચર્યા કરી યોગાભ્યાસ દ્વારા શ્વાસોચ્છ્વાસ પર નિયમન કરી, તમે અને તમારા પતિ બંને, ભૌતિક પ્રકૃતિના નિયમાધીન કષ્ટો, જેવા કે મૂશળધાર વર્ષા, ઝંઝાવાતી પવનો, ઉનાળાના ઉગ્ર તાપ વગેરે સહન કરવાને શક્તિમાન થયાં. સર્વ પ્રકારના ધાર્મિક સિદ્ધાંતોનું તમે પાલન કર્યું. આ રીતે તમે તમારું હૃદય શુદ્ધ કરવા અને ભૌતિક નિયમોની અસર પર નિયમન કરવાને શક્તિમાન થયાં. તમારી કઠોર તપસ્યા દરમ્યાન તમે જમીન પર ખરી પડેલા વૃક્ષનાં પાંદડાં ખાઈને જીવન નિભાવ્યું. ત્યાર પછી સ્થિર ચિત્ત થવાથી અને કામવાસના પર વિજય મેળવીને મારી પાસેથી કોઈક અદ્ભુત વરદાન મેળવવાની ભાવનાથી તમે મારું પૂજન કર્યું. તમે બંને જણાંએ દેવોની ગણતરીએ બાર હજાર વર્ષ સુધી કઠોર તપ કર્યું. તે સમય દરમ્યાન તમારું મન હમેશાં મારામાં ડૂબેલું રહેતું. હમેશાં મારી ભક્તિમય સેવામાં જોડાયેલા અને હૃદયમાં હમેશાં મારો વિચાર કરી રહેલા તમારા ઉપર ત્યારે હું બહુ પ્રસન્ન થયો. હે નિર્દોષ માતા, એ રીતે તમારું હૃદય હમેશાં શુદ્ધ છે. તે સમયે પણ હું તમારી સમક્ષ કેવળ તમારી ભાવનાઓને પરિપૂર્ણ કરવા

આ જ સ્વરૂપે પ્રગટ થયેલો અને મેં તમને તમારી ઈચ્છા પ્રમાણે વરદાન માગવા જણાવેલું. તે સમયે તમે મારી પાસે તમારા બાળક તરીકે હું અવતરું એવી ઈચ્છા વ્યક્ત કરી હતી. તમે મારાં સાક્ષાત્ દર્શન કર્યાં છતાં, ભૌતિક બંધનમાંથી તમારી સંપૂર્ણ મુક્તિ માગવાને બદલે, મારી યોગમાયાના પ્રભાવથી, તમે મારી પાસે તમારો પુત્ર થાઉં એવી માગણી કરી"

બીજા શબ્દોમાં ભગવાને ભૌતિક જગતમાં પ્રગટ થવા માટે ખાસ તેમનાં માતા અને પિતા એટલે પૃશ્ણી અને સુતપાને પસંદ કર્યાં. જ્યારે ભગવાન મનુષ્ય રૂપે પ્રગટ થાય છે ત્યારે તેમને નિમિત્તરૂપે કોઈક ને કોઈક માતાપિતા તો હોવાં જ જોઈએ. એટલે તેમણે પૃશ્ણી અને સુતપાને સદાને માટે પોતાનાં માતા અને પિતા તરીકે પસંદ કર્યાં. વળી, ભગવાનની આવી યોજના હોવાથી પૃશ્ણી અને સુતપા ભગવાન પાસે મુક્તિ ન માગી શક્યાં. ભગવાનની દિવ્ય પ્રેમસભર સેવા આગળ મુક્તિનું કોઈ મહત્ત્વ નથી. ભગવાન પૃશ્ણી અને સુતપાને તત્કાળ મુક્તિ આપી શક્યા હોત, પણ હવે પછી સમજાવવામાં આવ્યું છે તે પ્રમાણે તેમણે તેમને પોતાના જુદા જુદા અવતારો માટે આ ભૌતિક જગતમાં રાખવાનું પસંદ કર્યું. ભગવાન પાસેથી તેમનાં માતાપિતા થવાનું વરદાન મેળવીને પૃશ્ણી અને સુતપા બંને જણાંએ તપસ્યા પૂર્ણ કરી અને પૂર્ણ પુરુષોત્તમ ભગવાનરૂપી બાળકને જન્મ દેવા માટે પતિપત્ની તરીકે જીવન જીવવા લાગ્યાં.

સમય જતાં પૃશ્ણી ગર્ભવતી બન્યાં અને બાળકને જન્મ આપ્યો. ભગવાને દેવકી અને વસુદેવને કહ્યું, "મારું નામ તે વખતે પૃશ્ણીગર્ભ હતું. બીજા યુગમાં તમે અદીતિ અને કશ્યપ તરીકે જન્મ ધારણ કર્યો અને ઉપેન્દ્ર નામે હું તમારો પુત્ર થયો. તે સમયે મારું સ્વરૂપ વામન જેવું હતું અને આ જ કારણે હું વામનદેવ તરીકે પ્રસિદ્ધ થયો. મેં તમને વરદાન આપ્યું હતું કે હું તમારે ત્યાં ત્રણ વખત પુત્ર રૂપે જન્મ ધારણ કરીશ પહેલી વખતે પૃશ્ણી અને સુતપાના બાળક પૃશ્ણીગર્ભ તરીકે પ્રસિદ્ધ થયો, પછીના જન્મે હું અદીતિ અને કશ્યપને ત્યાં ઉપેન્દ્ર તરીકે જન્મ્યો, અને ત્રીજી વખત હું તમારે ત્યાં દેવકી અને વસુદેવના બાળક શ્રીકૃષ્ણ તરીકે જન્મું છું. હું એ જ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન ફરીથી જન્મધારણ કરી રહ્યો છું એની ખાતરી કરાવવા માટે જ હું આ વિષ્ણુ સ્વરૂપે પ્રગટ થયો છું. હું માત્ર સાધારણ બાળક તરીકે પ્રગટ થઈ શકતો હતો, પણ એ રીતે તમે માનત નહિ કે મેં—પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે તમારા પેટે જન્મ ધારણ કર્યો છે. મારાં વહાલાં, માતા અને પિતા, તમે મને તમારા બાળક તરીકે ઘણીવાર સ્નેહથી ઉછેર્યો છે, એટલે હું તમારા પર ખૂબ જ પ્રસન્ન છું અને તમારા ઉપકાર નીચે છું. હું તમને ખાતરી આપું છું કે હવે તમારું જીવનકાર્ય પરિપૂર્ણ થાય છે અને આ જીવનને અંતે તમે નિશ્ચયપૂર્વક મારા શાશ્વત ભગવત્ધામમાં પાછાં ફરી શકશો. હું એ પણ જાણું છું કે તમે મારા વિષે ખૂબ ચિંતાતુર છો અને કંસથી ડરો છો એટલે હું આજ્ઞા કરું છું કે તમે મને તત્કાળ ગોકુળ લઈ જાઓ અને યશોદાને પેટે જન્મેલી દીકરીની જગાએ મને મૂકી તેને અહીં લઈ આવો."

તેમનાં માતા અને પિતાની હાજરીમાં આ પ્રમાણે બોલ્યા પછી ભગવાન એક સામાન્ય બાળક બની ગયા અને શાંત થઈ ગયા.

પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની આજ્ઞા થવાથી વસુદેવજી શ્રીકૃષ્ણને પ્રસૂતિખંડમાંથી લઈ ગયા. બરાબર એ જ સમયે નંદ અને યશોદાને ઘેર દીકરીનો જન્મ થયો, જે ભગવાનની અંતરંગ શકિત—યોગમાયા હતી. આ અંતરંગ શકિતના પ્રભાવથી કંસના રાજમહેલના સર્વ રહેવાસીઓ, ખાસ કરીને દ્વારપાળો, ગાઢ નિદ્રામાં સૂતા રહ્યા. તે વખતે મોટા કમાડોવાળા અને ખીલાઓવાળા રાજમહેલના દરવાજાઓ લોખંડની સાંકળથી મજબૂત રીતે બંધ કરવામાં આવ્યા હતા છતાં આપોઆપ ખૂલી ગયા. રાત્રિનો ગાઢ અંધકાર વ્યાપ્યો હતો, પરંતુ જેવા વસુદેવજી શ્રીકૃષ્ણને પોતાની ગોદમાં રાખી જેલમાંથી બહાર નીકળ્યા કે તરત જ, સૂર્યના પ્રકાશમાં જેમ દરેક વસ્તુ સ્પષ્ટ દેખાય છે તેમ, એમને બધું સ્પષ્ટ દેખાવા લાગ્યું.

ચૈતન્ય ચરિતામૃતમાં કહ્યું છે કે શ્રીકૃષ્ણ સૂર્ય પ્રકાશ જેવા છે અને માયા અંધકાર છે. માટે જ્યાં જ્યાં શ્રીકૃષ્ણ હોય ત્યાં ત્યાં અંધકારરૂપ માયા રહી શકે નહીં. જ્યારે વસુદેવજી શ્રીકૃષ્ણને લઈ જઈ રહ્યા હતા ત્યારે રાત્રિનો અંધકાર અદૃશ્ય થયો, કેદખાનાનાં બધાં બારણાં આપોઆપ ખૂલી ગયાં. આકાશમાં એ જ વખતે મેઘગર્જનાઓ થઈ અને મુશળધાર વરસાદ વરસવા લાગ્યો. પોતાના પુત્ર શ્રીકૃષ્ણને તેડીને લઈ જઈ રહેલા વસુદેવને વરસતા વરસાદમાં અડચણ ન પડે તે માટે શેષ ભગવાને પોતાની ફેણ વસુદેવજીના માથા પર છત્રીની જેમ ધરી રાખી. વસુદેવજી યમુનાજીને કાંઠે આવી પહોંચ્યા અને જોયું કે યમુનાજીના જળમાં ભારે પૂર ઉમટયાં હતાં અને આખાય પટ પર ફીણ ઊભરાતાં હતાં. આવી વિકરાળ પરિસ્થિતિમાં જેમ મહાન હિન્દી મહાસાગરે રામચંદ્ર ભગવાનને સમુદ્ર ઉપર પુલ બાંધવા માટે માર્ગ કરી આપ્યો હતો તેમ યમુના નદીએ વસુદેવજીને સામે પાર જવા માટે માર્ગ કરી આપ્યો. આ રીતે વસુદેવજી યમુના પાર કરી ગયા. સામે પાર જઈ તેઓ ગોકુળમાં આવેલ નંદ મહારાજાના મહેલમાં ગયા. ત્યાં તેમણે જોયું કે સર્વ ગોવાળિયાઓ ગાઢ નિદ્રામાં સૂતા હતા. યશોદાજીના ઘરમાં તેઓ શાંતિથી પ્રવેશ્યા અને વગર મુશ્કેલીએ પોતાનો પુત્ર યશોદાની ગોદમાં મૂકયો અને નવજાત પુત્રીને ઉપાડી ચાલી નીકળ્યા. આમ ખૂબ જ શાંતિથી ઘરમાં પ્રવેશી દીકરાના બદલામાં દીકરીને ઉપાડી વસુદેવજી વળી પાછા કંસના કેદખાનામાં પાછા આવ્યા અને શાંતિથી દીકરીને દેવકીજીના ખોળામાં મૂકી અને યથાવત્ બેડીઓ પહેરી લીધી, જેથી કંસને શું બન્યું છે તેનો ખ્યાલ ના આવે.

યશોદા માતાને ખબર હતી કે તેમને બાળક જન્મ્યું હતું, પરંતુ પ્રસૂતિની પીડાથી તેઓ ખૂબ થાકી ગયાં હતાં. આથી પ્રસવ થતાં જ તેઓ ગાઢ નિદ્રામાં ગરકાવ થઈ ગયાં અને જ્યારે જાગ્યાં ત્યારે તેમને પુત્ર જન્મ્યો કે પુત્રી તેનું કોઈ સ્મરણ રહ્યું ન હતું.

આમ 'કૃષ્ણ' ગ્રંથના "ભગવાન કૃષ્ણનો જન્મ"
એ નામે ત્રીજા પ્રકરણના ભકિત-વેદાંત-
ભાવાર્થો પૂર્ણ થયા.



# ૪. કંસ તેનો ઉપદ્રવ શરૂ કરે છે

વસુદેવજી બધાં બારીબારણાં વ્યવસ્થિત કરી રહ્યા ત્યારબાદ દ્વારપાળો જાગ્યા અને નવજાત બાળકનું રુદન સંભળાયું. કંસ બાળકજન્મના સમાચાર સાંભળવાની રાહ જોઈ રહ્યો હતો એટલે દ્વારપાળો તરત જ તેની પાસે દોડી ગયા અને બાળજન્મના સમાચાર આપ્યા. એ સાંભળતાં જ કંસ એકદમ ઝડપથી પલંગમાંથી કૂદયો અને બોલી ઊઠયો, "મારા જીવનનું ઘાતકી મૃત્યુ હવે જન્મી ચૂકયું છે!" પોતાનું મૃત્યુ નજીક આવતું લાગવાથી કંસ મૂંઝાઈ ગયો. અને તેનાં રુંવાડાં ઊભાં થઈ ગયાં. તરત જ તે બાળકના જન્મસ્થળે જવા નીકળ્યો.

દેવકીજીએ કંસને નજીક આવતો જોતાં, ખૂબ જ દીનતાથી કંસને પ્રાર્થના કરી, "મારા વહાલા ભાઈ, આ બાળકન્યાની હત્યા ના કરીશ. હું તને વચન આપું છું કે એને તારા પુત્રની પત્ની બનાવીશ, એટલે તેને ન મારી નાંખીશ. તને કોઈ કન્યા મારી શકવાની નથી. આકાશવાણી તો તને કોઈ નર બાળક મારી નાંખશે એમ હતી, એટલે કૃપા કરી તેની હત્યા ન કરીશ. મારા વહાલા ભાઈ, તેં સૂર્યની જેમ ઝળહળતાં મારાં તાજાં જન્મેલાં ઘણાં બાળકોની હત્યા કરી છે તેમાં તારો દોષ નથી. તારા અસુર મિત્રોએ તને મારાં બાળકોને મારી નાંખવાની સલાહ આપી છે, પણ હવે હું આ પુત્રીને ક્ષમા આપવાની ભિક્ષા માગું છું. એને મારી દીકરી તરીકે જીવવા દે."

કંસ એટલો બધો ઘાતકી હતો કે તેણે પોતાની બહેન દેવકીની સુંદર પ્રાર્થનાઓને સાંભળી નહીં. ઊલટો બહેનને સજા કરતો હોય તેમ નવજાત શિશુને બળજબરીથી ખૂંચવી લીધું અને ઘાતકી રીતે પથ્થર પર પછાડવા ગયો. ઘાતકી ભાઈ પોતાની વ્યકિતગત વાસનાઓને સંતોષવા માટે સર્વ સંબંધોને કેવા ભૂલી જાય છે એનું આ સચોટ દૃષ્ટાંત છે; પણ જેવો તે બાળકીને પછાડવા ગયો કે તરત જ બાળકી તેના હાથમાંથી છટકીને ઊંચે આકાશમાં ઊડી અને વિષ્ણુની નાની બહેન તરીકે આઠ ભુજાઓ સાથે પ્રગટ થઈ. સુંદર વસ્ત્રો, ફૂલોની માળા અને આભૂષણોથી તે શોભતી હતી. તેના આઠ હાથોમાં ધનુષ્ય, બાણ, ભાલો, ઘંટ, શંખ, ચક્ર, ગદા અને ઢાલ હતાં.

આ બાળકી કે જે હકીકતમાં સાક્ષાત્ દુર્ગાદેવી હતી તેનું સ્વરૂપ જોઈને સિદ્ધલોક, ચારણલોક, ગાંધર્વલોક, અપ્સરાલોક, કિન્નરલોક અને ઉચ્ચલોક જેવા જુદા જુદા ગ્રહોના દેવતાઓ તેમને ભેટસોગાદો આપી સન્માનપૂર્વક પ્રાર્થનાઓ કરવા લાગ્યા. આકાશમાંથી દેવીએ કંસને સંબોધન કર્યું, "અરે નીચ, તું મારી હત્યા શું કરીશ? તને મારનાર બાળક તો આ દુનિયામાં ક્યારનોય ક્યાંક જન્મી ચૂક્યો છે. તારી ગરીબ બિચારી બહેન પ્રત્યે ક્રૂર ન બન." આ રીતે પ્રગટ થયા પછી દુર્ગાદેવી દુનિયાના જુદા જુદા ભાગોમાં જુદાં જુદાં નામે પ્રગટ થયાં.

આ શબ્દો સાંભળીને કંસ ભયથી ખૂબ જ થથરી ગયો. દયાને લીધે, વસુદેવ અને દેવકીજીને પોતાના બંધનમાંથી તરત જ મુક્ત કર્યાં અને નમ્રતાપૂર્વક તેમને કહેવા લાગ્યો, "મારાં વહાલી બહેન અને બનેવી, મારા પોતાના ભાણેજોની હત્યા કરી મેં રાક્ષસના જેવું જ વર્તન કર્યું છે. મેં આપણા આટલા નિકટના સંબંધની પણ સંપૂર્ણ ઉપેક્ષા કરી છે. મારાં આવાં કૃત્યોનું શું પરિણામ આવશે તેની મને ખબર નથી. ઘણું કરીને મારે બ્રહ્મહત્યા કરનારાઓના નરકમાં જવું પડશે. જો કે મને આશ્ચર્ય થાય છે કે આકાશવાણી સાચી નીવડી નથી. અસત્ય—પ્રચાર ખાલી માનવસમાજમાં જ નજરે પડે છે એમ નથી, હવે મને લાગે છે કે સ્વર્ગના દેવતાઓ પણ અસત્ય બોલે છે. મને સ્વર્ગના દેવતાઓના શબ્દોમાં શ્રદ્ધા હતી અને એથી મારી સગી બેનનાં બાળકોની હત્યા કરવા જેવાં ઘણાં પાપો મેં કર્યાં. મારા વહાલા વસુદેવ અને દેવકી, તમે બંને જ્ઞાની મહાત્માઓ છો. માટે તમને ઉપદેશ આપવાનો હોય નહિ. છતાં આપને વિનંતી કરું છું કે તમારાં બાળકોના મૃત્યુ માટે તમે દિલગીર ન થાવ. આપણામાંનો દરેક જણ સર્વોચ્ચ શકિતના નિયમન નીચે છે અને એ સર્વોચ્ચ શકિત આપણને સાથે રહેવા દેતી નથી. સમય પ્રમાણે આપણને આપણા મિત્રો અને સગાંવહાલાંથી વિખૂટા થવું જ પડે છે. આપે નિશ્ચયપૂર્વક જાણવું જોઈએ કે જુદાં જુદાં ભૌતિક શરીરો અદૃશ્ય થઈ ગયા પછી પણ આત્મા જે તે સ્વરૂપે અખંડ રહે છે. દાખલા તરીકે પૃથ્વી પરની માટીમાંથી ઘણા ઘડા બને છે, જે તૈયાર થાય છે અને ભાગી પણ જાય છે. આમ થવા છતાંય પૃથ્વી જે તે સ્થિતિમાં અખંડ રહે છે. તે જ પ્રમાણે જુદી જુદી સ્થિતિ પ્રમાણે આત્માનાં શરીરો બંધાય છે અને નાશ પામે છે. પણ આધ્યાત્મિક આત્મા શાશ્વતકાળ સુધી રહે છે. એટલે એમાં શોક કરવા જેવું કશું નથી. દરેકે સમજવું જોઈએ કે આધ્યાત્મિક આત્મા કરતાં આ ભૌતિક શરીર જુદું છે અને જ્યાં સુધી વ્યકિતને એ સમજ આવતી નથી ત્યાં સુધી તેણે નિશ્ચિત રીતે એક શરીર છોડી બીજામાં પ્રવેશ કરવાની પ્રક્રિયા સ્વીકારવી પડે છે. મારી વહાલી બહેન દેવકી, તું ખૂબ જ નમ્ર અને ભલી છે. કૃપા કરી મને ક્ષમા કર. મેં હત્યા કરેલાં તારાં બાળકોના મૃત્યુથી તું દુઃખી ન થઈશ. ખરું જોતાં આ વસ્તુઓ મેં કરી નથી, કારણ આ બધી વસ્તુઓ પહેલેથી જ નિશ્ચિત થઈ ચૂકેલી પ્રવૃત્તિઓ છે. વ્યકિતને અનિચ્છાએ પણ પૂર્વનિર્ધારિત યોજના પ્રમાણે કામ કરવું પડે છે. લોકોમાં એવી ગેરસમજ પ્રવર્તે છે કે શરીરના અંતે આત્મા મરણ પામે છે, અથવા તેઓ

ધારે છે કે કોઈ જીવાત્માની હત્યા કરી શકે છે. આ ગેરસમજ વ્યક્તિને ભૌતિક અસ્તિત્વની પરિસ્થિતિ સ્વીકારવાની ફરજ પાડે છે. બીજા શબ્દોમાં કહીએ તો વ્યક્તિને જ્યાં સુધી આત્માની શાશ્વતતામાં સંપૂર્ણ વિશ્વાસ ન હોય ત્યાં સુધી હત્યારા અથવા હણાયેલા તરીકેનું દુઃખ સહન કરવું પડે છે. મારી વહાલી બહેન દેવકી અને બનેવી વસુદેવ, મેં આપની સામે કરેલા અત્યાચારો વિષે કૃપા કરી ક્ષમા આપો. હું ખૂબ જ કૃપણ હૃદયનો છું અને તમે અત્યંત વિશાળહૃદયી છો, માટે મારા પર દયા આણી મને ક્ષમા કરો."

પોતાના બનેવી અને બહેનની ક્ષમાયાચના કરતાં કરતાં કંસની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં અને કંસ તેમનાં ચરણોમાં ઢળી પડયો. જે દુર્ગાદેવીની હત્યા કરવાનો તેણે પ્રયત્ન કર્યો હતો તેના શબ્દોમાં શ્રદ્ધા રાખી કંસે તરત જ પોતાનાં બહેન અને બનેવીને મુક્ત કર્યાં. તેણે સ્વયં તેમની લોખંડની બેડીઓ છોડી નાંખી અને કુટુંબના સભ્યને છાજે તેમ ખૂબ સહાનુભૂતિપૂર્વક પોતાનો મૈત્રીભાવ દર્શાવ્યો.

જયારે દેવકીજીએ પોતાના ભાઈને આમ પશ્ચાત્તાપ કરતો જોયો ત્યારે તેઓ પણ શાંત થઈ ગયાં અને પોતાનાં બાળકોને મારવાના સર્વ અત્યાચારોને ભૂલી ગયાં. વસુદેવજીએ પણ ભૂતકાળના સર્વ પ્રસંગો ભૂલી જઈને પોતાના સાળા સાથે હસીને વાત કરી. વસુદેવજીએ કંસને કહ્યું, "મારા વહાલા ભાગ્યવાન સાળા, તમે ભૌતિક શરીર અને આત્મા વિષે જે કહો છો તે સાચું છે. દરેક જીવાત્મા અજ્ઞાનમાં જન્મે છે અને આ ભૌતિક શરીરને પોતાનો આત્મા સમજે છે. અજ્ઞાનને લીધે જીવન પરત્વે આવો ખ્યાલ બંધાય છે. આ અજ્ઞાનને લીધે જ આપણે વૈમનસ્ય કે મૈત્રી સર્જીએ છીએ. શોક, હર્ષ, ભય, ઈર્ષા, લોભ, મોહ અને પ્રમાદ એ આપણા ભૌતિક જીવનનાં જુદાં જુદાં લક્ષણો છે. આવા વિચારથી પ્રેરાયેલો માણસ કેવળ ભૌતિક શરીરને લીધે દુશ્મનાવટમાં સંડોવાય છે. આવી પ્રવૃત્તિઓમાં રોકાયેલા રહેવાને લીધે આપણે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન સાથેનો આપણો સનાતન સંબંધ ભૂલી જઈએ છીએ."

વસુદેવજીએ કંસમાં આવેલું પરિવર્તન જોઈ તક ઝડપી લીધી અને તેને જણાવ્યુ કે તેણે કરેલાં નાસ્તિક કૃત્યો શરીરને આત્મા સમજવા રૂપ જીવન પ્રત્યેની તેની ગેરસમજને લીધે જ થયાં હતાં. વસુદેવજીને પોતાની સાથે આમ જ્ઞાનપૂર્ણ વાતચીત કરતા જોઈને કંસ ખૂબ રાજી થયો અને તેનાં ભાણેજોની હત્યાના અપરાધનો બોજ ઓછો થયો. પોતાની બહેન દેવકી અને બનેવી વસુદેવની રજા લઈ હળવા થઈ ગયેલા મન સાથે કંસ પોતાને ઘેર પાછો ફર્યો

પણ બીજે દિવસે કંસે પોતાના સલાહકારોને બોલાવીને એકઠા કર્યા અને તેમની સમક્ષ આગલી રાત્રે બનેલા સર્વ પ્રસંગોનું વર્ણન કર્યું. કંસના સર્વ સલાહકારો અસુરો અને દેવતાઓના સદાકાળના દુશ્મનો હતા, એટલે તેમના સ્વામીએ રાત્રિના પ્રસંગની જે વાત કરી તે સાંભળીને તેઓ નિરાશ થયા. તે લોકો બહુ અનુભવી કે વિદ્વાન ન હતા, છતાં કંસને આ પ્રમાણે બોધ આપવા લાગ્યા, "પ્રિય સ્વામી, હવે આપણે છેલ્લા દસ દિવસમા

બધાં ગામો, ખેતરો કે ગોચરોમાં જે જે બાળકો જન્મ્યાં હોય એ સર્વને મારી નાંખવાની તૈયારીઓ કરીએ. આપણે આ યોજના નિષ્ઠુર રીતે અમલમાં મૂકીએ. અમારું માનવું છે કે આપણે આ અત્યાચારો કરીશું તો પણ દેવતાઓ આપની સામે કાંઈ કરી શકે તેમ નથી. તેઓ હંમેશાં આપણી સાથે લડતાં ડરે છે. આમ કરતાં આપણને એ લોકો અટકાવવા ઈચ્છે તો પણ એમ કરવાની તેઓ હિંમત નહીં કરી શકે. તમારા ધનુષ્યની અમાપ શક્તિને લીધે તેઓ તમારાથી ડરે છે. અમે સાચેસાચ વ્યવહારમાં અનુભવ્યું છે કે જ્યારે જ્યારે તમે એમની સામે યુધ્ધે ચડવા છો અને એમના પર તમારાં બાણોનો વરસાદ વરસાવવો શરૂ કર્યો છે ત્યારે તરત જ તેઓ પોતાનો જાન બચાવવા સર્વ દિશાઓમાં ભાગંભાગ કરી મૂકતા. ઘણા દેવતાઓ તમારી સાથે લડવાને અશક્ત હતા અને પોતાના મસ્તક પરથી તેમની પાઘડી અને વાવટો ઉતારી લઈ પોતાની જાતને આપના શરણે કરી દેતા. તેઓ હાથ જોડીને તેમને છોડી મૂકવા તમારી યાચના કરતા અને બોલતા, "હે નાથ, અમે તમારા અમાપ બળથી ડરીએ છીએ. કૃપા કરી આ ભયાનક યુદ્ધમાંથી અમને રજા આપો". અમે ઘણીવાર જોયું છે કે શરણે આવેલા યોદ્ધાઓ જ્યારે ખૂબ જ ભયભીત બન્યા હોય, તેમનાં ધનુષ્યબાણ અને રથ ભાંગી ગયાં હોય, પોતાનું લડાઈ વિષયક કળાકૌશલ પણ ભૂલી ગયા હોય અને તમારી સામે લડવાને અશક્ત હોય ત્યારે તમે આવા લોકોને કદી માર્યા નથી. એટલે હકીકતમાં આપણે આવા દેવતાઓથી ડરવાનું કોઈ કારણ નથી. લડાઈના મેદાનની બહાર શાંતિ હોય ત્યારે તેઓ મહાન લડવૈયાઓ હોવાનો ખૂબ જ ગર્વ રાખે છે, પણ યુદ્ધમેદાનમાં તેઓ કોઈ પણ પ્રકારની શક્તિ કે ખમીર બતાવી શકતા નથી. ભગવાન વિષ્ણુ, ભગવાન શંકર અને ભગવાન બ્રહ્માજી ઈન્દ્રની નેતાગીરી નીચે કામ કરતા દેવતાઓને મદદ કરવા હંમેશાં તૈયાર હોય છે, છતાં આપણે તેમનાથી પણ ડરવાની કોઈ જરૂર નથી. વિષ્ણુ ભગવાનની બાબતમાં એમ છે કે, તેઓ તો સર્વ જીવાત્માઓનાં હૃદયમાં ક્યારનાય સંતાઈ ગયા છે અને તે બહાર આવી શકતા નથી. શંકર ભગવાન તેમની સર્વ પ્રવૃત્તિઓ ત્યાગીને જંગલમાં પ્રવેશ કરી ગયા છે અને ભગવાન બ્રહ્માજી પણ હંમેશાં જુદા જુદા પ્રકારની તપશ્ચર્યાઓ અને ધ્યાન-ધારણા કરવામાં જ રોકાયેલા હોય છે. ઈન્દ્રનું તો કહેવું જ શું?— તમારી શક્તિ સામે એ તણખલા જેવો છે. એટલે આ બધા દેવતાઓથી આપણે ડરવાનું કોઈ કારણ નથી, પણ આપણાથી એમના પ્રત્યે બેદરકાર ન રહેવાય; કારણ કે દેવતાઓ આપણા કટ્ટર દુશ્મનો છે. આપણે સ્વરક્ષણ માટે હંમેશાં સાવચેત રહેવું જોઈએ. એમનું અસ્તિત્વમાત્ર મિટાવી દેવા માટે અમારે પણ તમારી સેવામાં લાગી જવું જોઈએ અને તમારી આજ્ઞાનું પાલન કરવા હંમેશાં તૈયાર રહેવું જોઈએ."

અસુરોએ આગળ જણાવ્યું કે, "શરીરમાં કોઈ રોગ થાય અને એની દરકાર ન કરીએ તો એ અસાધ્ય નીવડે છે. તે જ પ્રમાણે મનુષ્ય પ્રારંભમાં ઈન્દ્રિયનિગ્રહ વિષે સાવચેત ન રહે અને તેમને સ્વેચ્છાપૂર્વક ભટકવા દે તો પાછળથી એમને કાબૂમાં રાખવાનું કામ ખૂબ જ મુશ્કેલ બની જાય છે. એટલે દેવતાઓ વધુ પડતા બળવાન બને તે પહેલાં આપણે

હંમેશાં એ લોકોથી ખૂબ સાવચેત બની જવું જોઈએ. દેવતાઓના બળનો આધાર વિષ્ણુ ભગવાન છે, કારણ કે ધર્મના સર્વ સિદ્ધાંતોનું છેવટનું ધ્યેય તેમને સંતુષ્ટ કરવામાં રહેલું છે. વૈદિક આદેશો, બ્રાહ્મણો, ગાયો, તપશ્ચર્યાઓ, યજ્ઞો, દાનપરાયણ પ્રવૃત્તિઓ અને ધનનું વિતરણ એ સૌ વિષ્ણુ ભગવાનના સંતોષ માટે છે. એટલે આપણે વૈદિક જ્ઞાન ધરાવતા બ્રાહ્મણો અને યજ્ઞયાગાદિ તથા મહાન તપશ્ચર્યા કરનાર સંત પુરુષોની હત્યાથી આપણું કાર્ય શરૂ કરીએ. યજ્ઞો કરવામાં ઘી ખૂબ જ જરૂરી હોવાને લીધે તેના મૂળ કારણસમી ગાયોની પણ આપણે હત્યા કરીએ. કૃપા કરીને આ બધાં પશુઓનો વધ કરવાની અમને રજા આપો.

હકીકતમાં બ્રાહ્મણો, ગાયો, વૈદિક જ્ઞાન, તપ, સત્ય, દમ, શમ, શ્રદ્ધા, ધન, સહનશીલતા અને યજ્ઞો એ વિષ્ણુ ભગવાનના દિવ્ય શરીરનાં અંગો છે. વિષ્ણુ ભગવાન દરેક વ્યકિતના હૃદયમાં વિરાજે છે; અને ભગવાન શંકર અને ભગવાન બ્રહ્મા સહિત સર્વ દેવતાઓના તે નેતા છે. એટલે કંસના મંત્રીઓએ કહ્યું, "અમે માનીએ છીએ કે વિષ્ણુ ભગવાનને મારવા અને મોટા મોટા સંત પુરુષો અને બ્રાહ્મણો પર જુલમ ગુજારવો એ એક જ બાબત છે."

આ પ્રમાણે અસુર મંત્રીઓની સલાહથી જન્મથી જ નીચ એવો કંસ કે જે સર્વભક્ષક અને શાશ્વત એવા કાળની બેડીઓના બંધનમાં ફસાયેલો છે, તેણે બ્રાહ્મણો અને વૈષ્ણવો પર જુલ્મ ગુજારવાનો નિર્ણય કર્યો. તેણે સર્વ પ્રકારના સંત પુરુષોને હેરાન કરવાનું અસુરોને ફરમાન કર્યું અને પોતાના નિવાસે પાછો ફર્યો. કંસના અનુયાયીઓ રજોગુણ અને અજ્ઞાનમય તમોગુણથી મોહિત થયેલા આ અસુરોએ સંતપુરુષો સાથે દુશ્મનાવટ કરવાનો એક માત્ર ધંધો સ્વીકાર્યો હતો. આવી પ્રવૃત્તિઓથી કેવળ આયુષ્ય ઘટી જાય છે. અસુરોએ આ પ્રક્રિયાને વેગ આપ્યો, અને શક્ય એટલી ઝડપથી પોતાનાં મરણ નોતર્યાં. સંતપુરુષો પર જુલમ ગુજારવાના પરિણામે કસમયે મરણ આવે છે, એટલું જ નહિ પણ એથી એટલો મોટો અપરાધ થાય છે કે આવું કર્મ કરનાર પોતાનું સૌંદર્ય, કીર્તિ અને ધાર્મિક સિદ્ધાંતો ધીરે ધીરે ગુમાવે છે અને તે સ્વર્ગલોકને પણ પામી શકતો નથી. આમ વિવિધ પ્રકારના માનસિક તરંગોથી અસુરો તેમના સર્વ પ્રકારના કલ્યાણનો નાશ કરે છે. પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના ચરણકમળમાં જે અપરાધ થાય તેના કરતાં પણ ભકતો અને બ્રાહ્મણોના ચરણકમળમાં થતો અપરાધ વધુ ગંભીર છે. આમ ભગવત્વંચિત હીન સંસ્કૃતિ સર્વ આપત્તિઓનું કારણ બને છે.

આમ, 'કૃષ્ણ' ગ્રંથના "કંસના અત્યાચારોનો પ્રારંભ"
એ નામે ચતુર્થ પ્રકરણના ભકિતવેદાંત—
ભાવાર્થો સમાપ્ત થયા.



# ૫. નંદ અને વસુદેવજીનું મિલન

શ્રીકૃષ્ણ વસુદેવ અને દેવકીના પુત્ર હતા છતાં કંસની અત્યાચારી પ્રવૃત્તિઓથી વસુદેવ પોતાના પુત્રનો જન્મોત્સવ ઉજવી શકયા નહોતા. પરંતુ શ્રી કૃષ્ણના પાલકપિતા શ્રી નંદ મહારાજે તો શ્રીકૃષ્ણ જન્મોત્સવની ખુશાલી ખૂબ જ ધામધૂમથી માણી. બીજે જ દિવસે સવારે ઘોષણા કરવામાં આવી કે યશોદાજીએ પુત્રને જન્મ આપ્યો છે. વૈદિક રિવાજ મુજબ શ્રી નંદમહારાજે જ્યોતિષીઓ તથા બ્રાહ્મણોને જન્મમહોત્સવવિધિ કરવા આમંત્ર્યા. બાળકનો જન્મ થયા પછી જન્મની ક્ષણ ઉપરથી જ્યોતિષીઓએ ગણત્રી કરી બાળકના ભાવિ-જીવનની આગાહી કરતા જન્માક્ષર બનાવ્યા. બાળકના જન્મ પછી બીજી વિધિ પણ કર-વાની હોય છે. કુટુંબનાં બધાં જ માણસો સ્નાન કરી પવિત્ર થાય છે, વસ્ત્રાલંકાર સજે છે, પુષ્પમાળાઓ ધારણ કરે છે, અને પછી બધાં બાળકને રમાડવા આવે છે. જ્યોતિષી તેમને બાળકની જન્મકુંડળી વાંચી સંભળાવે છે. નંદમહારાજ અને બીજાં કુટુંબીજનો સ્નાન કરી શુદ્ધ થઈ નવા વસ્ત્રાલંકાર સજી જન્મસ્થાન આગળ કુંડાળું વળી બેસી ગયાં. ત્યાં એકઠા મળેલા બધા જ બ્રાહ્મણોએ પવિત્ર મંત્રોચ્ચાર કર્યા અને યોગ્ય વિધિ પતાવી. જ્યોતિષીઓએ જન્મસંસ્કાર કરાવ્યા. બધા જ દેવતાઓ અને કુટુંબના પૂર્વજોની આ ટાણે પૂજા કરવામાં આવી. નંદમહારાજે એકઠા મળેલા બ્રાહ્મણોને વસ્ત્રાલંકારથી સજાવેલી બે લાખ ગાયો દાનમાં આપી, એટલું જ નહિ પણ સોનેરી કિનારનાં વસ્ત્રોમાં બાંધી ધાન્યના ઢગલા ને અલંકારો પણ આપ્યા.

ભૌતિક જગતમાં આપણે ભાતભાતની સંપત્તિ ધરાવતા હોઈએ છીએ. પરંતુ કેટલીક વાર એ બધી જ પ્રામાણિક ને પવિત્ર રીતે પ્રાપ્ત થયેલી હોતી નથી. એકઠા થતા ધનની એ પ્રકૃતિ જ છે. તેથી વૈદિક આદેશ પ્રમાણે બ્રાહ્મણોને ગાયો અને ધન આપી, એવી સંપત્તિ પવિત્ર બનાવવી જોઈએ. નવજાત શિશુ પણ બ્રાહ્મણોને ગાયો અને સુવર્ણ દાનમાં આપવાથી પવિત્ર બને છે. નવજાત શિશુ બ્રાહ્મણોને ધાન્ય આપવાથી પણ પવિત્ર થાય છે. આ ભૌતિક જગતમાં આપણે એક વાત સમજી જ લેવાની છે કે આપણે હંમેશાં પાપી જીવન

જ જીવી રહ્યા છીએ; એટલે આપણે આપણા જીવનને, આપણી સંપત્તિને અને આપણી જાતને હંમેશાં પવિત્ર બનાવતા જ રહેવાનું છે. આપણું જીવન હંમેશાં સ્નાન કરવાથી—આપણા દેહને અંદર અને બહારથી સાફ કરવાથી અને એવી દસ પ્રકારની પવિત્ર કરનારી પ્રક્રિયાઓ કરવાથી પવિત્ર બને છે. આમ તપશ્ચર્યાથી, ભગવાનના ભજનથી અને દાન-ધર્મથી આપણે આપણા કબજાની સંપત્તિને પવિત્ર બનાવીએ છીએ. વેદનો અભ્યાસ કરી, આત્મસાક્ષાત્કાર માટે પ્રયાસો આદરી અને સર્વોત્કૃષ્ટ સત્યને બરાબર સમજી આપણે આપણી જાતને પવિત્ર બનાવી શકીએ છીએ. તેથી જ વૈદિક સાહિત્યમાં કહેવામાં આવ્યું છે કે પ્રત્યેક વ્યકિત જન્મથી શૂદ્ર છે અને પવિત્ર બનવાની પ્રક્રિયા અજમાવી એ દ્વિજ બને છે. વેદોનો અભ્યાસ કરી મનુષ્ય વિપ્ર બની શકે છે. બ્રાહ્મણ બનવાનું આ પહેલું સોપાન છે. જ્યારે મનુષ્ય સંપૂર્ણપણે સર્વોત્કૃષ્ટ સત્ય સમજે છે ત્યારે એને બ્રાહ્મણ કહેવામાં આવે છે. પછી જ્યારે બ્રાહ્મણ સંપૂર્ણતાની પરાકાષ્ટાએ પહોંચે છે ત્યારે એને વૈષ્ણવ કે ભકત કહેવામાં આવે છે.

આ સમારંભવિધિમાં બધા જ પ્રકારના બ્રાહ્મણો એકઠા મળીને, બાળકના ભાવિ કલ્યાણ માટે વિવિધ પ્રકારના મંત્રોચ્ચાર કરવા લાગ્યા. મંત્રોચ્ચારના પણ વિવિધ પ્રકારો છે: સૂત, માગધ, વન્દી અને વિરુદાવલી. આ મંત્રોચ્ચાર અને ગીતગાન સાથે નિવાસ-સ્થાનની બહાર રણશિંગાના ને મૃદંગના નાદ પણ ગાજી રહ્યા. આ પ્રસંગે સઘળી હરિયાળી ભૂમિમાં અને સર્વ વાસમાં ઉલ્લાસના પડછંદા પડી રહ્યા. મકાનની અંદર અને બહાર અક્ષત-ચૂર્ણથી ચીતરેલી વિવિધ ચિત્રાકૃતિઓ દોરવામાં આવી હતી અને સર્વત્ર સુગંધિત જળનો છંટકાવ કરવામાં આવ્યો હતો. માર્ગો અને શેરીઓમાં પણ સુવાસિત દ્રવ્યોનો છંટકાવ થયો હતો. મકાનોની છતો ને છાપરાં ઉપર વિવિધ પ્રકારના ધ્વજો ને તોરણો લટકાવી દેવામાં આવ્યાં હતાં, એમાં લીલાં પર્ણોનાં તોરણો પણ હતાં. આસોપાલવનાં પાન અને પુષ્પોથી કમાનો ઊભી કરવામાં આવી હતી. તમામ ગાયો, બળદો ને વાછરડાંને તેલમર્દન કરવામાં આવ્યું હતું, એટલું જ નહિ પણ તેમના દેહ લાલ-પીળા રંગોની ચિત્રાકૃતિઓથી શણગારવામાં આવ્યા હતા. પુરુષોએ મયૂરપિચ્છના મુગટો ધારણ કર્યા હતા અને સ્ત્રીઓએ સુંદર વસ્ત્રાલંકાર ધારણ કર્યા હતા.

શ્રી કૃષ્ણના પિતા નંદમહારાજ પુત્રજન્મનો ઉત્સવ ઉજવી રહ્યા છે એવું જ્યારે તમામ ગોપમંડળે જાણ્યું ત્યારે તેમના ઉલ્લાસનો પાર રહ્યો નહિ. એમણે પોતાના દેહ પર સુંદર મૂલ્યવાન વસ્ત્રો ધારણ કર્યાં. દહને વિવિધ પ્રકારનાં કુંડળો ને માળાઓથી શણગાર્યા અને માથે મોટી મોટી પાઘડીઓ પહેરી. આમ વિવિધ શૃંગાર સજી જાતજાતની ભેટ સોગાદો લઈ ગોપજનો નંદમહારાજને આંગણે ઊભરાઈ રહ્યા.

યશોદા માતાએ પુત્રને જન્મ આપ્યો છે, એ વાત સાંભળતાં જ સર્વ ગોપીઓ ઉલ્લાસથી ઘેલી બની અને ગળે સુંદર મૂલ્યવાન વસ્ત્રાલંકારો ધારણ કરી પોતાના દેહ પર સુગંધિત દ્રવ્યોનું સંમાર્જન કર્યું.

કમલદલમાં જેમ પુલિન પુષ્પનું સૌંદર્ય અલૌકિક રીતે શોભી ઊઠે છે તેવી જ રીતે તમામ ગોપકન્યાઓએ પોતાના મુખકમલ પર કુંકુમની અરચાઓ કરી. આ સુંદર ગોપીવૃંદ વિવિધ પ્રકારની ભેટસોગાદો લઈ નંદમહારાજના ગૃહઆંગણે ઊમટી પડ્યું. ભારે જઘા અને પ્રફુલ્લિત સ્તનભારથી ગોપીઓ નંદમહારાજને ત્યાં પહોંચવા ઝડપ વધારી શકી નહિ, પરંતુ શ્રીકૃષ્ણ પ્રત્યેના અલૌકિક પ્રેમને લીધે તેઓએ જેમ બને તેમ વધારે ઝડપથી ચાલવા માંડયું. એમના કાને મોતીનાં કુંડળના શણગાર સજેલા હતા. એમના કઠે હીરાના હાર હતા. એમનાં નેત્રોમાં કાજળ આંજેલાં હતાં. એમના અધરદ્વય પર પણ લેપ કરવામાં આવ્યો હતો, એમના હાથે સુંદર સુવર્ણની બંગડીઓ શોભા આપી રહી હતી. ઝડપથી તેઓ ખડકાળ માર્ગ પર ગતિ કરી રહી હતી, તેથી તેમનાં અંગો પર ધારણ કરેલા પુષ્પોના શણગારમાંથી પુષ્પપાંદડીઓ નીચે જમીન પર ખરી રહી હતી. આથી જાણે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ રહી હોય એમ લાગતું હતું. એમનાં અંગો પરના વિવિધ શૃંગારોના હલનચલનથી તેઓ વધારે સુંદર લાગતી હતી. આમ તેઓ બધાં નંદમહારાજને ઘેર પહોંચ્યાં અને બાળકને આશીર્વાદ આપ્યા: 'બેટા! જુગ જુગ જીવો ને અમારું રક્ષણ કરો.' આ પ્રમાણે તેઓ બાલકૃષ્ણને આશીર્વાદ આપી રહ્યા હતાં ત્યારે તેમણે સુગંધિત તેલ, ચંદન, દહીં, દૂધ ને જલનો અભિષેક કર્યો. કેવળ બાલકૃષ્ણ પર અભિષેક કર્યો એટલું જ નહિ પણ ત્યાં હાજર રહેલાં સર્વ જનો પર પણ છંટકાવ કર્યો. આ મંગલ પ્રસંગને અનુરૂપ વિવિધ વાજિંત્રોની સૂરાવલિ ગુંજી રહી.

આમ ગોપબાલોએ ગોપકન્યાઓની ઉમંગભરી પ્રક્રિયાઓ નિહાળી એટલે તે બધા પણ ઉલ્લસિત થઈ ગયા. તેમનું અનુકરણ કરી તેમણે પણ ઘી, દૂધ, દહીં ને જલનો એકબીજાનાં શરીરો પર છંટકાવ કરવા માંડયો. નંદમહારાજ પણ ગોપીઓની આ ઉલ્લાસલીલા જોઈ ખૂબ જ પ્રસન્ન થયા અને ત્યાં આવેલાં વિવિધ ગાયક-વૃંદોને પણ તેમણે ઉદાર દિલે પુરસ્કાર આપ્યા. કેટલાક ગાયકો ઉપનિષદ્ ને પુરાણોમાંથી શ્લોકો લલકારી રહ્યા હતા. કેટલાક કુટુંબના પૂર્વજોનાં ગુણગાન કરતા હતા. કેટલાક મધુર ગીતો ગાઈ રહ્યા હતા. ઘણા વિદ્વાન બ્રાહ્મણો પણ ત્યાં હાજર થઈ ગયા હતા. નંદમહારાજે આ પ્રસંગથી ખૂબ જ તુષ્યમાન થઈ તેઓને વિવિધ વસ્ત્રો, અલંકારો ને ગાયો દાનમાં આપી.

અત્ર ખાસ નોંધ લેવી ઘટે છે કે કેવળ પશુપાલનથી જ વૃંદાવનવાસીઓ કેટલા બધા સમૃદ્ધ હતા! આ બધા જ ગોપબાલો વૈશ્ય કોમના હતા. એમનો વ્યવસાય ગોરક્ષા અને ખેતીનો હતો. એમના પોષાક, અલંકારો ને વર્તનથી એ બધા જ ગ્રામ્યજનો લાગતા હતા, છતાં ભૌતિક રીતે તેઓ ખૂબ જ સમૃદ્ધ હતા. દૂધની વિવિધ વાનગીઓ એટલી બધી વિપુલ પ્રમાણમાં હતી કે તેઓ વિના સંકોચે એક બીજા પર માખણની વૃષ્ટિ કરી શકતા. એમની સંપત્તિ જ દૂધ, દહીં, માખણ ને અન્ય વિવિધ પ્રકારની દૂધની વાનગીઓમાં અને તેમની

ખેતીની પેદાશોના વિનિમયમાં હતી. એમની પાસે જરઝવેરાત, અલંકારો ને મૂલ્યવાન વસ્ત્રોના વિપુલ ભંડારો હતા. આ બધી જ વસ્તુઓના તેઓ માલિક હતા એટલું જ નહિ, પણ નંદ-મહારાજ પેઠે તેઓ પણ એ સંપત્તિ વિપુલ પ્રમાણમાં દાન-ધર્મમાં વાપરતા હતા.

આ પ્રમાણે ત્યાં એકઠાં મળેલાં તમામ નરનારીઓની ઈચ્છા શ્રીકૃષ્ણના પાલક પિતા નંદમહારાજ પૂરી રહ્યા. એક પછી એક બધાંનો આદર-સત્કાર કર્યો અને તેમને માગ્યા મુજબ દાન આપી તૃપ્ત કર્યા. વિદ્વાન બ્રાહ્મણોને તો આવકનું અન્ય કોઈ સાધન જ નહોતું. તેઓ પોતાના નિર્વાહ માટે વૈશ્ય ને ક્ષત્રિય કોમ પર જ સંપૂર્ણ આધાર રાખતા, એટલે જન્મોત્સવ કે લગ્નોત્સવ જેવા મંગલ પ્રસંગોએ–તેઓ વિવિધ પ્રકારનાં દાન પામતા.

આ પ્રસંગે નંદમહારાજ ભગવાન વિષ્ણુની પૂજા કરી રહ્યા હતા અને ત્યાં એકઠા મળેલા તમામ નગરવાસીઓને તૃપ્ત કરી રહ્યા હતા, ત્યારે નવજાત શિશુ બાળકૃષ્ણનું સર્વ રીતે કલ્યાણ થાય એટલી જ તેમની મનોકામના હતી. આ બાળક શ્રી વિષ્ણુ ભગવાનનો જ અવતાર છે એ વાતની નંદમહારાજને બિલકુલ ઝાંખી નહોતી, એટલે તેઓ બાળકનું સર્વ વાતે રક્ષણ કરવા ભગવાન વિષ્ણુને પ્રાર્થના કરી રહ્યા હતા.

બલરામનાં માતાજી શ્રીમતી રોહિણી દેવી વસુદેવનાં સૌથી વધારે નસીબદાર પત્ની હતાં. પોતાના પતિથી એ ઘણાં દૂર રહેતાં, છતાં પોતાના પુત્ર કૃષ્ણના જન્મોત્સવ પ્રસંગે નંદમહારાજને અભિનંદન આપવા તેઓ પણ સુંદર વસ્ત્રાલંકાર સજી સજ્જ થયાં. એમણે પુષ્પમાળા, ગળાનો હાર ને અન્ય વિવિધ આભૂષણો પોતાના અંગ પર ધારણ કર્યાં અને સમારંભસ્થળે આવી પહોંચી, ત્યાંની વિવિધ પ્રવૃત્તિઓમાં સામેલ થઈ ગયાં. વૈદિક પ્રણાલિકા મુજબ જે નારીનો પતિ પરદેશ હોય એ મૂલ્યવાન વસ્ત્રાલંકારો ધારણ કરતી નથી. શ્રી રોહિણીના પતિ ઘેર નહોતા છતાંય તેમણે આ મંગલ પ્રસંગે સુંદર વસ્ત્રાલંકારો પરિધાન કર્યાં.

ભગવાન શ્રીકૃષ્ણના જન્મોત્સવના વૈભવથી એક વાત સ્પષ્ટ થાય છે કે એ ગાળામાં વૃંદાવન ઘણું જ સમૃદ્ધ હતું અને તે દરેક વાતે સુખી હતું. મહારાજ નંદ– યશોદાજીના ગૃહે ભગવાન શ્રીકૃષ્ણે જન્મ ધારણ કર્યો તેથી પણ વિધાત્રીદેવી વૃંદાવન પર વૈભવ વરસા-વવાની કૃપા દૃષ્ટિ કરવા પ્રેરાયાં અને વૃંદાવન જાણે વૈભવની દેવી લક્ષ્મીજીનું લીલા-સ્થળ થઈ ગયું!

આમ જન્મોત્સવ પતી ગયો એટલે નંદમહારાજે કંસરાજને ખંડણી ભરવા મથુરા જવા નિર્ણય લીધો. વિદાય થતાં પહેલાં તેમણે વૃંદાવનના મુખ્ય મુખ્ય ગોપાલોને બોલાવ્યા ને પોતાની ગેરહાજરીમાં વૃંદાવનનું રક્ષણ કરવાની જવાબદારી તેમના માથે નાંખી. નંદમહારાજ મથુરામાં આવ્યા છે એ વાતની શ્રી વસુદેવને માહિતી મળતાં જ તેમને અભિનંદન આપવા એ આતુર બની રહ્યા. તુરત જ તેઓ નંદમહારાજના ઉતારે ગયા. શ્રી વસુદેવે નંદને જોયા કે જાણે એમના જીવમાં જીવ આવ્યો. નંદ પણ આનંદવિભોર બની એકદમ

ઊભા થઈ ગયા ને વસુદેવને ગાઢ આલિંગન આપ્યું. શ્રી વસુદેવને ઉષ્માભર્યો આવકાર આપી નંદે એમને સુંદર આસન પર બિરાજવા કહ્યું. નંદની જાણ બહાર એમના બે પુત્રોને નંદના આશ્રય નીચે મૂકવામાં આવ્યા હતા, તેથી એમની ભાળ મેળવવા શ્રી વસુદેવ અધીરા બન્યા હતા અને ખૂબ જ આતુરતાથી એમણે બન્ને બાળકોના ખબર-અંતર પૂછયા.

બલરામ અને કૃષ્ણ બન્ને શ્રી વસુદેવના પુત્રો હતા. બલરામનો ગર્ભ શ્રી વસુદેવજીનાં પોતાનાં જ પત્ની શ્રી રોહિણીજીના ઉદરમાં સ્થાનાંતર કરવામાં આવ્યો હતો અને શ્રી રોહિણીજીને નંદમહારાજના રક્ષણ નીચે મૂકવામાં આવ્યાં હતાં. શ્રી વસુદેવજીએ રૂબરૂ આવી શ્રીકૃષ્ણને યશોદાજીની સોડમાં એમની પુત્રીના સ્થાને પધરાવ્યા હતા. બલરામ શ્રી વસુદેવજીના પુત્ર છે એ વાત શ્રી નંદમહારાજ જાણતા હતા પરંતુ શ્રીકૃષ્ણ પણ શ્રી વસુદેવજીના પુત્ર હતા એ વાતની એમને માહિતી નહોતી. પરંતુ, શ્રી વસુદેવ તો આ બધી વાત જાણતા હતા એટલે એમણે બલરામ અને શ્રીકૃષ્ણના ખબર-અંતર પૂછયા.

શ્રી વસુદેવે નંદમહારાજને કહ્યું, 'ભાઈ! આપ વૃદ્ધ થયા હતા. પુત્રપ્રાપ્તિ માટે આપને ઊંડી ઝંખના હતી છતાં આપને પુત્ર નહોતો. હવે ઈશ્વરકૃપાથી આપને સુંદર પુત્ર પ્રાપ્ત થયો છે. આ પ્રસંગ આપના જીવનમાં ઘણો જ મંગલકારી છે. વહાલા મિત્ર! હું કંસનો બંદીવાન હતો અને હવે હું બંધનમુક્ત થયો છું, એટલે મારે મન આ બીજા અવતાર જેવો પ્રસંગ છે. આપને પુન: મળવાની મને બિલકુલ આશા નહોતી છતાં ઈશ્વરકૃપાથી હું આપને મળવા સદ્‌ભાગી થયો છું.' પછી શ્રી વસુદેવે શ્રીકૃષ્ણની ખબર-અંતર પૂછી.

કૃષ્ણને અજ્ઞાતપણે યશોદાજીની ગોદમાં મૂકવામાં આવ્યા હતા ને ખૂબ ધામધૂમથી જન્મોત્સવ પતાવી નંદમહારાજ મથુરા આવ્યા હતા, તેથી વસુદેવ ખૂબ જ પ્રસન્ન થયા. તેમણે કહ્યું: 'મારે મન મારો આ પુનર્જન્મ છે.' શ્રીકૃષ્ણ જીવતા રહેવા પામશે એવી શ્રી વસુદેવને આશા જ નહોતી, કારણ કે કંસે એમનાં બધાં જ બાળકોની હત્યા કરી હતી.

'વહાલા મિત્ર! આપણે બન્ને એક બીજાની પડખે રહીએ એ ઘણી મુશ્કેલ વાત છે. આપણાં કુટુંબો, સગાંવહાલાં, પુત્ર-પુત્રીઓ, એમ બધું જ હોવા છતાં પણ કુદરતની કરામતથી આપણે એક બીજાથી વિખૂટા પડી ગયા છીએ એનું એક જ કારણ છે. પ્રત્યેક જીવ કર્મના બંધન અનુસાર આ ધરતી પર જન્મ ધારણ કરે છે. બધાં ભેગાં મળે છે, છતાં કાયમ માટે તેઓ એક-બીજા સાથે રહેશે એ વાત નક્કી નથી. પોતપોતાના કર્માનુસાર દરેકને જુદાં જુદાં કામ કરવાનાં હોય છે ને તેથી કાળ તેમને વિખૂટાં પાડે છે. સાગરની સપાટી પર ઘણાય છોડ ને વેલા તરતા હોય છે. કોઈકવાર તેઓ એક બીજાની સાથે થઈ જાય છે, અને કોઈક વાર તેઓ હંમેશાં માટે છૂટા પડી જાય છે. એક છોડ એક દિશામાં તણાઈ જાય છે, જ્યારે બીજો છોડ ઊલટી જ દિશામાં ઘસડાઈ જાય છે. તેવી જ રીતે આપણે એક

બીજાની પડખે રહેતાં હોઈએ ત્યારે આપણું કૌટુંબિક જીવન ઉલ્લાસભર્યું હોય છે, પરંતુ કાલાન્તરે આપણે પણ છૂટા પડવાનું આવે છે. સમયતરંગો આપણને એકબીજાથી વિખૂટા પાડી દે છે.' વસુદેવે કહ્યું.

શ્રી વસુદેવના આ કથનનો ભાવાર્થ એવો છે કે શ્રી દેવકીજીથી એમને આઠ પુત્રો થયા હતા, છતાં કમનસીબે એ બધા જ એમનાથી દૂર થયા હતા. પોતાના એક પુત્ર શ્રીકૃષ્ણને પણ એ પોતાની પાસે રાખી શક્યા નહોતા. શ્રી વસુદેવજીને એનો વિરહ સાલતો હતો, પરંતુ એ દિલ ખોલી શકતા નહોતા, સત્ય હકીકત જાહેર કરી શકતા નહોતા. 'કૃપા કરી મને વૃંદાવનના શુભ સમાચારો કહો,' તેમણે કહ્યું, 'આપે ઘણાં પશુઓ ઉછેર્યાં છે. એ બધાં જ સુખી છે ને? એ બધાંને પૂરતો ઘાસચારો ને પાણી મળે છે ને? આપ હાલ જે સ્થળે રહો છો એ સ્થળ વિઘ્નવિહોણું ને શાંતિમય છે કે કેમ એ પણ મને કહો.' શ્રીકૃષ્ણની સલામતી માટે શ્રી વસુદેવ ખૂબ જ વ્યાકુળ હતા તેથી તેમણે આ બધી માહિતી જાણવા માગી. વિવિધ પ્રકારના રાક્ષસો મોકલી કંસ શ્રીકૃષ્ણનો વધ કરવાના પ્રયાસો કરી રહ્યો હતો એ તેઓ જાણતા હતા. શ્રીકૃષ્ણના જન્મના ગાળાના દસ દિવસોમાં જે બાળકો જન્મ્યાં હતાં એ સર્વની હત્યા કરી નાખવાનો એણે નિર્ણય લીધો હતો. શ્રીકૃષ્ણની સલામતી માટે શ્રી વસુદેવ ખૂબ જ ચિન્તિત હતા, તેથી તેમણે તેમના નિવાસસ્થાનની સલામતીની વાત જાણવા માગી. વળી તેમણે બલરામ અને તેની માતા રોહિણીના પણ ખબર-અંતર પૂછ્યા. એ બન્નેને પણ તેમણે જ શ્રી નંદમહારાજના રક્ષણ નીચે મૂક્યાં હતાં. શ્રી બલરામને પોતાના પિતા કોણ છે, એની માહિતી નથી એ વાત પણ શ્રી વસુદેવે નંદમહારાજને યાદ કરાવી, 'એ તો આપને જ પોતાના પિતા માને છે ને હવે આપને બીજો પુત્ર શ્રીકૃષ્ણ પણ મળ્યો છે. આપ એ બન્નેની ખૂબ ખૂબ કાળજી રાખો છો એવો મને પૂરો વિશ્વાસ છે!' શ્રી નંદમહારાજના પશુધનના કલ્યાણની વાત શ્રી વસુદેવે પૂછી એ પણ મહત્ત્વની વસ્તુ છે. પશુઓનું, ખાસ કરીને ગાયોનું, એ જમાનામાં પોતાનાં સંતાનો પેઠે જ રક્ષણ કરવામાં આવતું. શ્રી વસુદેવ ક્ષત્રિય હતા. શ્રી નંદમહારાજ વૈશ્ય હતા. માનવજાતના નાગરિકોને રક્ષણ આપવું એ ક્ષત્રિયોનો ધર્મ છે, અને ગાયોનું રક્ષણ કરવું એ વૈશ્યોનો ધર્મ છે. ગાયોનું નાગરિકોના જેટલું જ મહત્ત્વ છે. જેવી રીતે માનવ-નાગરિકોને સર્વ પ્રકારે રક્ષણ આપવાની જરૂર છે તેવી જ રીતે ગાયોને પણ સંપૂર્ણપણે રક્ષણ આપવું જોઈએ જ.

ધાર્મિક સિદ્ધાંતોનું પાલન, આર્થિક વિકાસ ને ઈન્દ્રિયોની માગણીઓની સંતોષકારક તૃપ્તિ, સગાંવહાલાં, ગાયો અને સઘળું માનવતા અને સહકાર ઉપર નભે છે એવી વાતો પણ શ્રી વસુદેવે કરી. માટે પોતાના સહવાસી નાગરિકો તથા ગાયોને કોઈ પણ પ્રકારની મુશ્કેલીમાં મુકાવું ન પડે એ જોવાની પ્રત્યેક માનવીની ફરજ છે. પોતાના દેશબન્ધુઓ અને પશુઓ શાન્તિ ને સગવડથી જીવે એ પ્રત્યે દરેકે ધ્યાન આપવું જોઈએ. ધાર્મિક સંસ્કારોનો વિકાસ, આર્થિક વિકાસ ને ઈન્દ્રિયતૃપ્તિ ત્યારે જ અંતરાય વિના પ્રાપ્ત કરી શકાય છે

શ્રી દેવકીજીની કૂખે જન્મ પામેલા પોતાના જ પુત્રોને પોતે રક્ષણ આપી શક્યા નહિ તેવી શ્રી વસુદેવે અનોખન ખેદ વ્યકત કર્યો. ધાર્મિક સિદ્ધાંતો, આર્થિક વિકાસ ને ઈન્દ્રિય-સુખ એ તમામ પોતે ગુમાવી બેઠા હતા એમ તેમને લાગતું હતું.

શ્રી વસુદેવની વાત સાંભળી શ્રી નંદમહારાજે કહ્યું: 'પ્રિય વસુદેવજી! શ્રી દેવકીજીની કૂખે અવતાર પામેલાં પ્રત્યેક સંતાનની ક્રૂર કંસે હત્યા કરી છે એ વાત હું જાણું છું. આપનું છેલ્લું સંતાન પુત્રી હતી. કંસે એનો વધ કરવો જોઈતો નહોતો; અને તે તેની હત્યા કરી પણ શક્યો નહિ ને એ છટકીને ગ્રહમંડળમાં વિલીન થઈ ગઈ. પ્રિય મિત્ર! હવે એ વાતનો શોક કરશો નહિ. આપણે બધાં જ આપણાં પૂર્વજન્મનાં કર્મોનાં ફળ ભોગવી રહ્યાં છીએ. દરેક માનવીને પોતે કરેલાં કર્મોનાં ફળ ભોગવવાં જ પડે છે. કર્મનું તત્ત્વજ્ઞાન ને તેના પ્રત્યાઘાતોથી જે માનવી માહિતગાર છે તે પુરુષ જ જ્ઞાની છે. સુખદુ:ખના કોઈ પણ પ્રસંગથી આવો જ્ઞાની પુરુષ કદી વિચલિત થતો નથી.'

'પ્રિય નંદ! આપે જો સરકારી ભરણું ભરી દીધું હોય તો આપ વેળાસર આપના ધામ તરફ પાછા વળો. ગોકુળમાં કાંઈ ઉત્પાત મચે એવી મને ફિકર થાય છે,' શ્રી વસુદેવે છેવટે કહ્યું.

નંદમહારાજ અને શ્રી વસુદેવજી વચ્ચે થયેલા આવા મૈત્રીભર્યા વાર્તાલાપને અંતે શ્રી વસુદેવ પોતાના આવાસે પાછા ફર્યા. નંદમહારાજની સાથે આવેલા ગોપાલકો પણ સરકારી ભરણું ભરી ગોકુળ પાછા વળ્યા.

આ સાથે 'કૃષ્ણ' ગ્રંથના "નંદ અને વસુદેવનું મિલન"
નામના પાંચમા પ્રકરણના ભકિતવેદાંત ભાવાર્થો
પૂરા થયા.



# ૬ પૂતનાવધ

શ્રી નંદ મહારાજ ઘેર પાછા વળી રહ્યા હતા ત્યારે, ગોકુલમાં કોઈ ઉત્પાત મચ્યો હોય એવા શ્રી વસુદેવના સાવધાનીના સૂરનો વિચાર કરવા લાગ્યા. આ સલાહ એક મૈત્રીના દાવે હતી, જે કોઈ પણ રીતે અનુચિત નહોતી. એટલે નંદે વિચાર્યું, "આમાં જરૂર કાંઈક તથ્ય છે." એટલે ભયથી એમણે પૂર્ણપુરુષોત્તમ પરમેશ્વરનું શરણ લેવા માંડયું. ભયમાં આવી પડેલા ભકત શ્રીકૃષ્ણને જ સંભારે એ બિલકુલ સ્વાભાવિક છે, કારણ કે એને કોઈ આશ્રય નથી. એક બાળક જયારે ભય પામે છે, ત્યારે તે પોતાની માતા કે પિતાનો આશ્રય લે છે. તેવી જ રીતે ભકત હંમેશાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના જ આશ્રયે રહે છે; પરંતુ જયારે એ ભયનું કાંઈ ખાસ કારણ નિહાળે છે ત્યારે એ ત્વરાથી પ્રભુને યાદ કરે છે.

પોતાના આસુરી મંત્રીમંડળ સાથે મંત્રણા કર્યા પછી કંસે એક પૂતના નામની રાક્ષસીને તમામ શહેરો, ગામો અને ગૌચરોમાં જન્મેલાં તમામ બાળકોની હત્યા કરવા સૂચના આપી પૂતના નાનાં બાળકોની હત્યા કરવાની ક્રૂર અને પાપી કાળી વિદ્યા જાણતી હતી. ભગવાન શ્રીકૃષ્ણના નામનો જાપ થતો ન હોય ત્યાં જ આવી ડાકણો પોતાની મેલી વિદ્યા કામે લગાડી શકે છે. એમ કહેવાય છે કે બેધ્યાનપણે પણ જયાં જયાં શ્રીકૃષ્ણના નામનો જાપ થતો હોય છે ત્યાં સર્વ અનિષ્ટ તત્ત્વો - ડાકણો, ભૂતો અને અન્ય અનિષ્ટ આપત્તિઓ એકદમ ત્વરાથી અદૃશ્ય થઈ જાય છે અને જયાં શ્રીકૃષ્ણનું નામ ગંભીરપણે લેવામાં આવે છે એવાં સ્થળોએ તો એ નક્કર સત્ય બની જાય છે. ખાસ કરીને વૃંદાવનમાં તો પૂર્ણ પુરુષોત્તમ ભગવાન સ્વયં વિરાજે છે, ત્યાં તો એ હકીકત સત્ય જ છે. એટલે નંદ મહારાજની ચિન્તાઓ કેવળ શ્રીકૃષ્ણ પ્રતિના પ્રેમભાવથી જ ઉત્પન્ન થયેલી હતી. હકીકતમાં તો પૂતના ગમે તેટલી શકિતશાળી હોય તો પણ તેનાથી વૃંદાવનમાં કોઈ પણ પ્રકારનો ભય નહોતો. આવી ડાકણો ખેચરી કહેવાય છે. અર્થાત્ તે આકાશમાં વિહાર કરી શકે છે. આ મેલી વિદ્યા આજે પણ ઉત્તર-પશ્ચિમ ભારતના દૂર દૂરના પ્રદેશમાં અપનાવવામાં આવતી જણાય છે. મૂળમાંથી ઊખડી ગયેલાં વૃક્ષોની ડાળીઓનો આધાર લઈ, આ ડાકણો એક સ્થળેથી બીજે સ્થળે

વિહાર કરે છે. પૂતનાને આ સઘળી વિદ્યાઓ સાધ્ય હતી ને તેથી જ ભાગવતમાં એનું એક ખેચરી તરીકે વર્ણન કરવામાં આવ્યું છે.

પૂતનાએ વગર પરવાનગીએ ગોકુલના ઈલાકામાં શ્રી નંદ મહારાજના નિવાસસ્થાનમાં પ્રવેશ કર્યો. તેણે એક અતિ સ્વરૂપવાન મહિલાનું રૂપ ધારણ કર્યું અને યશોદા માતાજીના નિવાસસ્થાનમાં પ્રવેશ કર્યો. એનાં ઉન્નત નિતંબ, સુંદર રીતે વિકસેલાં સ્તનો, કાનનાં કુંડળો ને કેશકલાપમાં સજાવેલી પુષ્પવેણીઓથી તે અતિસુંદર લાગતી હતી. એની પાતળી કમરને લીધે એ અતિશય સ્વરૂપવાન લાગતી હતી. હસતા વદને આકર્ષક રીતે એ બધાં તરફ નજર નાખતી હતી. બધાં જ વૃંદાવનવાસીઓનાં દિલ એણે હરી લીધાં. ભોળી ગોપીઓ તો જાણે હાથમાં કમલ ધારણ કરી સાક્ષાત્ લક્ષ્મીજી વૃંદાવનમાં પધાર્યાં હોય એમ માનવા લાગી. તેમને થયું, "લક્ષ્મીજી સ્વયં, કૃષ્ણ કે જે તેમના પતિ છે તેમનાં દર્શન કરવા માટે આવ્યાં હતાં." એના અપ્રતિમ સૌંદર્યથી અંજાઈ કોઈએ એની હિલચાલ પર પ્રતિબંધ મૂકયો નહિ. એટલે વિના રોકટોક એણે નંદ મહારાજના મહાલયમાં પ્રવેશ કર્યો. ઘણાં ઘણાં બાળકોની હત્યા કરનાર પૂતનાએ બાળકૃષ્ણને એક પારણામાં પોઢેલા જોયા. આ બાળકમાં અગાધ છૂપીં શકિતઓ છે, એવું તે તરત જ કળી ગઈ. તે વિચારવા લાગી, "આ બાળક એટલું તો શકિતશાળી છે કે એ ધારે તો ક્ષણવારમાં આખા વિશ્વનો વિનાશ કરી શકે."

પૂતનાની સમજ ખૂબ જ સૂચક છે. પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યેક વ્યકિતના હૃદયમાં વિરાજે છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ કહેવામાં આવ્યું છે કે પરમાત્મા જ આવશ્યક બુદ્ધિ આપે છે, ને પ્રત્યેક વાતની વિસ્મૃતિ પણ એ જ કરાવે છે. પોતે નંદ મહારાજના ઘરમાં જે બાળકનાં દર્શન કરી રહી છે, તે સ્વયં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર જ છે, એવો પૂતનાને તરત જ ખ્યાલ આવી ગયો. એક બાળકસ્વરૂપે એ ત્યાં પોઢી રહ્યા હતા, પરંતુ એનો અર્થ એવો નહોતો કે તેઓ પૂર્ણ શકિતમાન ન હતા. ઈશ્વરની પૂજા મનુષ્યની પૂજા કરવા બરાબર છે, એવો ભૌતિકવાદી સિદ્ધાંત સાચો નથી. ધ્યાન ધરવાથી કે તપશ્ચર્યા કરવાથી કોઈ પણ માનવી ઈશ્વર બની શકતો નથી. ઈશ્વર જ ઈશ્વર છે. બાળસ્વરૂપ શ્રીકૃષ્ણ પૂર્ણ શકિત ધરાવતા નવયુવાન કૃષ્ણ જેટલા જ સંપૂર્ણ છે. આ જીવંત વ્યકિત અગાઉ ઈશ્વર હતી પરંતુ અત્યારે એ માયાનાં બંધનોમાં બંધાઈ ગયેલી છે, માયાવાદી સિદ્ધાંત એવું પ્રતિપાદન કરે છે. તેથી જ તેઓ કહે છે કે અત્યારે એ ઈશ્વર નથી. પરંતુ જ્યારે માયાનાં આવરણ દૂર કરવામાં આવે છે, ત્યારે એ પુનઃ પરમાત્મા-સ્વરૂપનેપામે છે. આ સિદ્ધાંત સૂક્ષ્મ જીવાત્માઓને લાગુ પાડી શકાય તેમ નથી. જીવાત્માઓ પરમેશ્વરના અંશમાત્ર છે, પરમ મહાનલની ચિનગારીઓ જ છે; પરંતુ એ મૂળ મહાનલ કૃષ્ણ નથી. વસુદેવ અને દેવકીના ગૃહમાં અવતાર થયો તે ક્ષણથી જ કૃષ્ણ તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે.

કૃષ્ણે બાળસ્વભાવ વ્યકત કર્યો. પૂતનાના મુખનું જાણે દર્શન ન કરવું હોય એમ એમણે પોતાની આંખો મીંચી દીધી. આમ નયનો બંધ કરવાની હકીકતને ભકતજનોએ વિવિધ અર્થોમાં ઘટાવી છે. અત્યાર સુધીમાં જે સંખ્યાબંધ બાળકોની હત્યા કરી ચૂકી હતી અને હવે

પોતાની હત્યા કરવા આવી હતી એવી પૂતનાનું મુખ પોતે જોવા માગતા નહોતા, એ દાખવવા શ્રીકૃષ્ણે પોતાનાં નયન બંધ કર્યાં એમ કેટલાક ભકતોનું કહેવું છે. પૂતનામાં કોઈ અસામાન્ય પ્રક્રિયા ચાલી રહી હતી, તેથી એને સાંત્વન આપવા શ્રીકૃષ્ણે આંખો મીંચી દીધી, જેથી એને ભય લાગે નહિ, એવો બીજા કેટલાક ભકતો અર્થ તારવે છે. વળી, અન્ય કેટલાક ભકતો એવો ત્રીજો જ અર્થ કરે છે કે શ્રીકૃષ્ણે રાક્ષસોનો વિનાશ કરવા અને ભકતોનું રક્ષણ કરવા અવતાર ધારણ કર્યો હતો, એમ ભગવદ્ગીતામાં કહેવામાં આવ્યું છે: (परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ). આમ સંહાર પામનાર પહેલી રાક્ષસી એક સ્ત્રી હતી. વેદના આદેશ મુજબ સ્ત્રીહત્યા, બ્રહ્મહત્યા, ગૌહત્યા અને બાળહત્યાનો નિષેધ કરવામાં આવ્યો છે. કૃષ્ણને પૂતનાનો વધ કરવાની ફરજ પડી હતી અને વેદોના આદેશ પ્રમાણે સ્ત્રીહત્યાની મનાઈ કરવામાં આવી છે તેથી આંખો મીંચી દીધા વિના તેમને છૂટકો નહોતો. બીજું એક એવું પણ અર્થઘટન છે કે કૃષ્ણ પૂતનાને પોતાની ધાત્રી સમજ્યા, તેથી તેમણે આંખો મીંચી દીધી. પૂતના અહીં કેવળ ભગવાનને ધવરાવવા જ આવી હતી. શ્રીકૃષ્ણ પોતે જાણતા હતા કે પૂતના તેમનો વધ કરવા જ આવી છે, છતાં એને પોતાની ધાત્રી કે માતા તરીકે એમણે આવકારી એ જ એમનો દયાભાવ સિદ્ધ કરે છે.

વેદોકિત પ્રમાણે માતા સાત પ્રકારની હોય છે: જન્મ આપનાર માતા, ગુરુપત્ની, રાજરાણી, બ્રાહ્મણપત્ની, ગાય, ધવરાવનારી ધાવ અને ધરતી. પૂતના શ્રીકૃષ્ણને પોતાના ખોળામાં લેવા આવી હતી, એને પયપાન કરાવવા આવી હતી, એટલે ભગવાન શ્રીકૃષ્ણે એને ધાત્રી—ધાવ—માતા તરીકે સ્વીકારી લીધી. એમણે આંખો મીંચી દીધી તેનું આ પણ એક કારણ જણાવવામાં આવે છે. એક ધાત્રી—એક માતાનો એમણે સંહાર કરવાનો હતો, પરંતુ આ ધાત્રી યા માતાનો સંહાર અને એમની જન્મદાતા કે પાલકમાતા યશોદાજી પ્રત્યેના તેમના પ્રેમમાં કોઈ તફાવત નથી. માહિતી પરથી પણ આપણે સમજી શકીએ છીએ કે પૂતનાને પણ માતા સમાન જ ગણવામાં આવી હતી અને તેને યશોદાજી જેવી જ ગતિ આપવામાં આવી હતી. યશોદાજીને જેમ આ ભૌતિક જગતમાંથી મુકિત મળી હતી તેમ પૂતનાને પણ મુકિત મળી જ હતી. બાલકૃષ્ણે જ્યારે પોતાનાં નયન બંધ કર્યાં ત્યારે પૂતનાએ એમને ગોદમાં લીધા. સાક્ષાત્ કાળ એની સામે આવી ઊભો છે એવો એને ખ્યાલ નહોતો. બુદ્ધિહીન મનુષ્ય સાપને દોરડું સમજવાની ભૂલ કરે તો એનું મૃત્યુ થાય. એવી જ રીતે શ્રીકૃષ્ણ પાસે આવી તે પહેલાં પૂતનાએ સંખ્યાબંધ બાળકોની હત્યા કરી હતી, પરંતુ હવે એ નાગને પકડી રહી હતી, એટલે એનું મૃત્યુ ચોકકસ જ હતું. એ નાગ એને ડંખ દીધા વિના રહેવાનો જ નહોતો.

જ્યારે પૂતનાએ કૃષ્ણને ખોળે લીધા ત્યારે શ્રી યશોદાજી અને શ્રી રોહિણીજી, બન્ને ત્યાં હાજર હતાં. પરંતુ પૂતના એટલા બધા તો સુંદર શણગાર સજીને આવી હતી અને શ્રીકૃષ્ણ પ્રતિ એણે એટલો બધો માતૃભાવ દાખવ્યો હતો, કે તેઓ તેને મના કરી શકયાં નહિ.

શૃંગારિત મ્યાનમાં તલવાર હોય એવી એ હતી તે વાત તેઓ સમજી શક્યાં નહિ. પૂતનાએ પોતાનાં સ્તન પર ભયંકર વિષનો લેપ કરેલો હતો. એણે બાળકને ખોળામાં લીધું કે તરત એણે પોતાનું સ્તનાગ્ર બાળકના મોંમાં ખોસી દીધું. એ સ્તનને બાળક જેવું ચૂસશે કે તરત એ અવસાન પામશે એવી તેને આશા હતી. પરંતુ બાળકૃષ્ણે રોષપૂર્વક એનું સ્તનાગ્ર મોંમાં લીધું. એમણે વિષયુક્ત ધાવણ સાથે રાક્ષસીના પ્રાણ પણ ચૂસી લીધા. અર્થાત્ શ્રીકૃષ્ણ એનું ધાવણ ધાવ્યા તે સાથે એના પ્રાણ પણ હરી લીધા. શ્રીકૃષ્ણ એટલા બધા દયાળુ છે કે પૂતના પોતાને ધવરાવવા આવી હતી, તેથી એની મનોકામના પૂર્ણ કરી અને તેની બધી જ ચેષ્ટાઓને માતૃવત્ ગણી લીધી, પરંતુ એની વિનાશક પ્રવૃત્તિઓને હવે આગળ વેગ ન મળે તે હેતુથી તરત જ એના પ્રાણ હરી લીધા. ભગવાન શ્રીકૃષ્ણના હસ્તે આ રાક્ષસીનો સંહાર થયો તેથી તેને મુક્તિ મળી. જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે એના પ્રાણ ચૂસી લીધા ત્યારે પૂતના ધરતી પર ઢળી પડી. એના હાથપગ પહોળા થઈ ગયા. એ કલ્પાંત કરી રહી, "હે બાળક! મને મુક્ત કર, મને છોડી દે." એ જોરથી રુદન કરી ઊઠી. આખા શરીરે એને પ્રસ્વેદ છૂટયો. અને એનું આખુંય શરીર ભીનું થઈ ગયું.

ચીસો પાડતી પાડતી પૂતના યમશરણ થઈ, ત્યારે પૃથ્વી પર અને ગગનમંડળમાં ભારે ઉત્પાત મચી ગયો. ચારે દિશામાં એવું તો વાતાવરણ ફેલાઈ ગયું કે લોકોને વજ્રપાતની ઝાંખી થઈ. આમ, ડાકણ પૂતનાનું દુઃસ્વપ્ન પૂરું થયું, એનો દેહ અસલ મહારાક્ષસીના સ્વરૂપમાં ફેરવાઈ ગયો, એનું વિશાળ મુખ પહોળું થઈ ગયું અને એના હાથપગ ચારેતરફ ફેલાઈ ગયા. ઇન્દ્રના વજ્રપાતથી વૃત્રાસુરની જે દશા થઈ હતી, બરાબર એવી જ દશા પૂતનાની થઈ. એનો લાંબો કેશકલાપ એના સમગ્ર શરીર પર પથરાઈ ગયો. એના મૃતદેહે બાર માઈલનું વિરાટ સ્વરૂપ ધારણ કર્યું, ને વચમાં આવતાં અનેક વૃક્ષો તોડી પાડી ધરાશાયી કરી દીધાં. આ રાક્ષસી-સ્વરૂપ જોઈ એકે એક વ્યક્તિ ચકિત થઈ ગઈ. એની દાઢો હળના ચાસ જેવી, એનાં નસકોરાં પર્વતની ગુફાઓ જેવાં અને એનાં સ્તન નાનીશી ટેકરીઓ જેવાં નજરે પડયાં. એનો કેશકલાપ રાતા છોડ પેઠે વિસ્તરી રહ્યો. એની આંખોના ખાડા ઊંડા કૂવા જેવા નજરે પડયા. એની બે જંઘાઓ નદીના ઊંચા કિનારા સમોવડી ભાસી. એના બે હાથ જાણે મજબૂત બાંધેલા બે સેતુ હોય એવા દૃષ્ટિગોચર થયા. એનું પેટ સુકાઈ ગયેલા કોઈ સરોવર સમું નજરે પડયું. આ જોઈ સર્વ ગોપગોપીઓ આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયાં. એના પ્રપાતથી ઊઠેલા ભયંકર અવાજથી એમના કાન અને મગજ બહેર મારી ગયાં. એમનાં હૈયાં ધમણની પેઠે ધબકી રહ્યાં.

ગોપીવૃંદે ભગવાન શ્રીકૃષ્ણને પૂતનાની છાતી પર નિર્ભયપણે રમતા દીઠા કે તરત જ તેઓ નજીક દોડી આવી અને તેમને પોતાના હાથમાં ઉપાડી લીધા. યશોદામાતા, રોહિણીજી અને અન્ય મોટી વયની ગોપીઓએ ફેરવીને પ્રદક્ષિણા કરી. બાળકને ગૌમૂત્રથી સંપૂર્ણ સ્નાન કરાવવામાં આવ્યું. એના શરીર પર ગોધૂલિનો લેપ કરવામાં આવ્યો. ભાવિ અમંગલ બનાવોથી બાળકૃષ્ણનું રક્ષણ કરવા આ બધા ઉપાયો યોજવામાં આવ્યા. કુટુંબ, સમાજ અને

સામાન્ય જનતામાં ગાયનું કેટલું બધું મહત્ત્વ છે, તેનું આ પ્રસંગ ઉદાહરણ પૂરું પાડે છે. ભગવાન શ્રીકૃષ્ણના દિવ્ય શરીરને આવા કોઈ જ રક્ષણની જરૂર નહોતી, છતાં આપણને બધાંને ગાયનું મહત્ત્વ સમજાવવા ભગવાનના દેહ પર ગાયના છાણનો પણ લેપ કરવામાં આવ્યો. ગૌમૂત્રથી સમગ્ર દેહ ધોઈ નાખવામાં આવ્યો, અને ગૌધૂલિથી આખુંય અંગ આવરી લેવામાં આવ્યું.

દેહને પવિત્ર કરવાની આ બધી ક્રિયાઓ પતી ગઈ, ત્યાર બાદ શ્રી યશોદાજી અને શ્રી રોહિણીજીએ ગોપીઓ પાસે વિષ્ણુનાં દ્વાદશ નામનો પાઠ કરાવ્યો. તમામ અનિષ્ટોથી ભગવાન શ્રીકૃષ્ણને રક્ષણ મળે તે માટે આ વિધિ કરવામાં આવી. તમામ ગોપીઓએ પોતાના હાથપગ ધોઈ પવિત્ર કર્યા, પછી ગંગાજલનાં ત્રણત્રણ આચમન લીધાં અને રિવાજ મુજબની આ બધી વિધિ પતાવી પવિત્ર મંત્રોચ્ચાર કર્યા: "વહાલા કૃષ્ણ! ભગવાન મણિમાન તારી જંઘાઓનું રક્ષણ કરો. યજ્ઞ નામે ઓળખાતા ભગવાન વિષ્ણુ તારા ચરણનું રક્ષણ કરો. ભગવાન અચ્યુત તારા હસ્તકમલોને સાબૂત રાખો. ભગવાન હયગ્રીવ તારા ઉદરનું રક્ષણ કરો. ભગવાન કેશવ તારા હૃદયનું રક્ષણ કરો. ભગવાન વિષ્ણુ તારા હાથનું રક્ષણ કરો. ભગવાન ઉરુક્રમ તારા વદનનું રક્ષણ કરો. ભગવાન ઈશ્વર તારા મસ્તકનું રક્ષણ કરો. ભગવાન ચક્રધર તારા દેહના અગ્ર ભાગનું રક્ષણ કરો. ભગવાન ગદાધર તારી પીઠનું રક્ષણ કરો. ધનુર્ધારી ભગવાન મધુસૂદન તારાં નયનોનું રક્ષણ કરો. શંખધારી ભગવાન વિષ્ણુ તારા અંગનું રક્ષણ કરો. પૂર્ણપુરુષોત્તમ પરમેશ્વર ઉપેન્દ્ર ઉપરથી તારું રક્ષણ કરો. ભગવાન તાર્ક્ષ્ય પૃથ્વી નીચે છેક પાતાળથી તારું રક્ષણ કરો. ભગવાન હલધર તારું સર્વ દિશાઓથી રક્ષણ કરો. પૂર્ણપુરુષોત્તમ ભગવાન હૃષિકેશ તારી ઇન્દ્રિયોનું રક્ષણ કરો. ભગવાન નારાયણ તારા શ્વાસોચ્છ્વાસનું નિયમન કરો. શ્વેતદ્વીપના સ્વામી ભગવાન નારાયણ તારા હૃદયનું રક્ષણ કરો. ભગવાન યોગેશ્વર તારા માનસને સતેજ રાખો. ભગવાન પૃશ્નીગર્ભ તારી બુદ્ધિને સતેજ રાખો. પૂર્ણપુરુષોત્તમ ભગવાન તારા આત્માનું રક્ષણ કરો. તું ક્રીડા કરે ત્યારે ભગવાન ગોવિન્દ ચારે દિશાઓથી તારું રક્ષણ કરો. તું નિદ્રાવશ હોય ત્યારે ભગવાન માધવ સર્વ આપત્તિઓથી તારું રક્ષણ કરો. જ્યારે તું પ્રવૃત્તિ કરે, ત્યારે ભગવાન વૈકુંઠનાથ તારો વિનિપાત નિવારો. તું બેઠો હોય ત્યારે તારું સર્વ વાતે રક્ષણ થાવ. તું આહાર કરે ત્યારે યજ્ઞપતિ પ્રભુ તારું સર્વાંશે રક્ષણ કરો."

આમ ભગવાન શ્રીકૃષ્ણના દેહનાં અંગોપાંગના રક્ષણ માટે યશોદા માતાજીએ વિષ્ણુનાં વિવિધ નામોનો જપ કર્યો. ડાકિણી, યાતુધાની, કુષ્માંડ, યક્ષ, રાક્ષસ, વિનાયક, કોટરા, રેવતી, જ્યેષ્ઠા, પૂતના, માતૃકા, ઉન્માદ અને બીજાં અનિષ્ટો મનુષ્યને પોતાનું અસ્તિત્વ ભુલાવી દે છે અને પ્રાણવાયુ તથા ઈન્દ્રિયોને હાનિ પહોંચાડે છે. એ બધાંથી પોતાના બાળકનું રક્ષણ થાય એવી માતા યશોદાની તીવ્ર ઈચ્છા હતી. કેટલીકવાર આ બધાં સ્વપ્નમાં ઉપસ્થિત થઈ મનને વિહ્વળ બનાવી મૂકે છે. કેટલીકવાર તેઓ વૃદ્ધ સ્ત્રી-સ્વરૂપે ઉપસ્થિત થઈ નાનાં બાળકોનું લોહી ચૂસી લે છે, પરંતુ જે સ્થળે સતત હરિનામ-કીર્તન થતું રહે છે, ત્યાં આવાં

ભૂતપલિતો વાસ કરી શકતાં નથી. ગાયો ને વિષ્ણુના પવિત્ર નામના મહત્ત્વ વિષેના વૈદિક આદેશોમાં માતા યશોદાજીને સંપૂર્ણ શ્રદ્ધા હતી. તેથી પોતાના બાળકૃષ્ણના રક્ષણ માટે તેમણે ગાયો અને વિષ્ણુના નામનો આશ્રય લીધો હતો. બાળકૃષ્ણનું સર્વદા રક્ષણ થાય તે માટે, તેમણે વિષ્ણુના દિવ્ય નામનો જાપ ચાલુ રાખ્યો હતો. ઈતિહાસના છેક આરંભકાળથી વૈદિક આદર્શોમાં ગાયો રાખવાનું ને ભગવાન વિષ્ણુના નામનો જપ કરવાનું મહત્ત્વ સ્વીકારેલું જ છે, અને આજે પણ જે લોકો વૈદિક પ્રણાલી અનુસરી રહ્યા છે તેવા ગૃહસ્થાશ્રમીઓ પોતાને આંગણે બાર-બાર ગાયો બાંધે છે અને પોતાના આવાસમાં ભગવાન વિષ્ણુનું સ્થાપન કરી તેનું સદૈવ પૂજન-અર્ચન કરે છે.

વૃંદાવનની વૃદ્ધ ગોપીઓના હૈયે બાળક કૃષ્ણ માટે એટલું બધું વહાલ હતુ, કે ભગવાન શ્રીકૃષ્ણે સ્વયં પોતાનું રક્ષણ કરી લીધું હતું અને કોઈ પણ પ્રકારના રક્ષણની એમને જરૂર નહોતી, છતાં એમનું સતત રક્ષણ થતું રહે તે માટે તેઓ અધીરી બની હતી. શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે ને અહીં એ બાલક્રીડા કરી રહ્યા છે એ વાત તેમના ધ્યાનમાં ઉતરતી નહોતી. આ પ્રમાણે બાલકૃષ્ણના રક્ષણની તમામ વિધિ પતી ગઈ, એટલે માતા યશોદાજીએ કૃષ્ણને ધવરાવવા ગોદમાં લીધા. બાલકનું વિષ્ણુમંત્રથી સંપૂર્ણ રક્ષણ થયું હતું, એટલે તે સંપૂર્ણ સલામત છે એની માતા યશોદાજીને ખાતરી થઈ હતી. ત્યાં મથુરા ભરણું ભરવા ગયેલા તમામ ગોપાલકો ગોકુલમાં પાછા આવી ગયા. અને પૂતનાનેં રાક્ષસી દેહ જોઈ અચંબો પામ્યા.

નંદ મહારાજને શ્રી વસુદેવની આગાહી યાદ આવી ગઈ. તેમને વસુદેવ એક મહાન સંત અને યોગી જેવા લાગ્યા. નહીં તો વૃંદાવનમાં એ ગેરહાજર હતા, તે દરમ્યાન આવો પ્રસંગ બનશે એવી આગાહી એ ક્યાંથી કરી શકયા હોત? પછી વ્રજવાસીઓએ પૂતનાના રાક્ષસી દેહના નાના નાના ટૂકડા કર્યા, અને કાષ્ઠ-ચિતા રચાવી તેના પર બાળી નાખવા ગોઠવ્યા. જ્યારે પૂતનાનાં અંગો આગ બળી રહ્યાં હતાં ત્યારે એમાંથી નીકળતી ધૂમ્રસેરમાંથી ચોમેર મીઠી સુવાસ પ્રસરી રહી. ભગવાન શ્રીકૃષ્ણે એનો સંહાર કર્યો હતો તેથી આ મીઠી સુગંધ ચોમેર પ્રસરી રહી હતી. આનો અર્થ એ થયો કે રાક્ષસી પૂતનાનાં બધાં જ પાપ આમ ધોવાઈ ગયાં અને એણે દૈવીદેહ ધારણ કર્યો. પૂર્ણ પુરુષોત્તમ ભગવાન આમ સદૈવ સર્વદા કલ્યાણકારી છે, એ દાખવતું આ એક ઉત્તમ ઉદાહરણ છે. પૂતના કૃષ્ણની હત્યા કરવા આવી હતી, પરંતુ ભગવાન શ્રીકૃષ્ણે એનું પયપાન કર્યું, તેથી તેનો દેહ એકદમ પવિત્ર બની ગયો અને એના મૃતદેહે એકદમ અલૌકિક ગુણો પ્રાપ્ત કર્યા. નાનાં નાનાં બાળકોની હત્યા કરવી એ એક જ એનું કામ હતું. એ કેવળ લોહી-તરસી હતી. ભગવાન શ્રીકૃષ્ણ પ્રતિ એને ભારે રોષ હતો, છતાં ભગવાન શ્રીકૃષ્ણને એણે સ્તનપાન કરાવ્યું તેથી એને મુક્તિ મળી. ત્યારે ભગવાન શ્રીકૃષ્ણના માતાપિતા જેવો સંબંધ ધરાવતાં હોય એવાં જનો માટે તો કહેવાનું જ શું હોય?

શુદ્ધ ભક્તજનો ભગવાન શ્રીકૃષ્ણની ભારે પ્રેમ ને આદરથી પૂજા કરે છે, કેમકે તેઓ તેમને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર માને છે. પ્રત્યેક જીવાત્મામાં તેઓ સર્વોપરી પરમાત્મા છે. આ ઉપરથી એવું તારણ કાઢી શકાય કે ભગવાનની સેવા માટે અલ્પમાં અલ્પ શક્તિ પણ જો વપરાય તો એનો પણ વિરાટ અલૌકિક લાભ પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહેવામાં આવ્યું છે : स्वल्पमपि अस्य धर्मस्य । ભગવાન શ્રીકૃષ્ણની ભક્તિમય સેવા એટલી તો દિવ્ય છે કે આ સેવા અત્યંત અલ્પ પ્રમાણમાં હોય અને જાણે-અજાણે કરવામાં આવી હોય તેમ છતાં એ મહાન લાભ આપે છે. વૃક્ષોનાં ફળ અને પુષ્પ વીણીને ભગવાન શ્રીકૃષ્ણને ચઢાવી તેમની પૂજા કરવામાં આવે, તો એ વૃક્ષોના જીવાત્માઓને પણ ખૂબ જ લાભ મળે છે. આમ, આડકતરી રીતે એમનું પણ ભલું થાય છે. તેથી અર્ચનાની પ્રક્રિયા સર્વ માટે લાભદાયી છે. બ્રહ્મા ને મહેશ્વર જેવા મહાદેવો પણ ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરે છે. એટલે પૂતના કેટલી ભાગ્યશાળી હતી કે ભગવાન શ્રીકૃષ્ણ બાલસ્વરૂપે એના ખોળે રમ્યા. મહાન સંતો ને ભક્તજનો ભગવાન શ્રીકૃષ્ણનાં જે ચરણકમળની પૂજા કરે છે એ ચરણોનો પૂતનાના દેહને સ્પર્શ થયો હતો. લોકો ભગવાન શ્રીકૃષ્ણની પ્રાર્થના કરે છે ને એમને પ્રસાદ ધરાવે છે, પરંતુ અહીં તો ભગવાન શ્રીકૃષ્ણે આપમેળે પૂતનાના સ્તનનું પાન કર્યું હતું. તેથી કૃષ્ણના ભક્તો પ્રાર્થના કરે છે કે, "શત્રુભાવે પૂતનાએ ભગવાન શ્રીકૃષ્ણને કંઈક અર્પણ કર્યું હતું, છતાં તેને આટલો બધો લાભ મળ્યો હતો. પ્રેમભાવે ને ભક્તિભાવે ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરવામાં આવે તો જે લાભ થાય, એનું કોઈ માપ કાઢી શકે એમ છે?"

બીજા કોઈ કારણસર નહીં તો પ્રભુના પૂજકને અવશ્ય તેની ભક્તિમય પૂજાનો લાભ મળવાનો જ છે. એટલા માટે પણ પ્રત્યેક મનુષ્યે ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરવી જોઈએ. પૂતના એક દુષ્ટ જીવ હતો, છતાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની જન્મદાતા માતા પેઠે એ પણ મોક્ષ પામી, તેથી એક વાત સ્પષ્ટ થાય છે કે વ્રજની ગાયો, ને વયવતી મહિલાઓ જે ભગવાન શ્રીકૃષ્ણને દૂધ આપતી હતી, તેમને પણ સ્વાભાવિક રીતે જ દિવ્ય ગતિ પ્રાપ્ત થઈ હતી. ભગવાન શ્રીકૃષ્ણ ગમે તેને ગમે તે વસ્તુ, એટલે કે મુક્તિથી માંડીને મન-વાંછિત કોઈ પણ ફળ આપે છે, એટલે ભગવાન શ્રીકૃષ્ણે આટલા લાંબા સમય સુધી સ્તનપાન કર્યું હતું. એ પૂતનાની મુક્તિ માટે તો કોઈ પ્રકારની શંકા જ હોઈ શકે નહિ. વળી, ભગવાન કૃષ્ણ પાછળ આટલી બધી ઘેલી બનેલી ગોપીઓની મુક્તિ માટે તો કેવી રીતે શંકા કરી શકાય ? વૃંદાવનમાં ભગવાન શ્રીકૃષ્ણની ભક્તિભાવે જેમણે સેવા કરી એ બધાં જ ગોપ-ગોપીઓ ને ગાયો આ ભૌતિક અસ્તિત્વની દુઃખદ પરિસ્થિતિમાંથી મોક્ષ પામ્યાં, એ વાતમાં કોઈ શંકા નથી.

અગ્નિદાહ દેવાયેલા પૂતનાના શરીરમાંથી પ્રસરતી મીઠી સુગંધનો બધા જ વ્રજવાસીઓએ લ્હાવો માણ્યો ત્યારે તેઓ એ મીઠી સુગંધના ઉદ્ભવ વિષે પૂછપરછ કરવા લાગ્યા: "આ મીઠી સુવાસ ક્યાંથી પ્રસરી રહી છે?" ને વાતવાતમાં તેમને માહિતી મળી કે પૂતનાના મૃતદેહને અગ્નિદાહ દેવાઈ રહ્યો છે તેમાંથી આ મધુર સુવાસ પ્રસરી રહી છે. તેઓ બધા

ભગવાન શ્રીકૃષ્ણ પ્રતિ ખૂબ જ પ્રેમભાવ રાખતા હતા અને જ્યારે પૂતનાનો ભગવાન શ્રીકૃષ્ણે વધ કર્યો હતો, એવું તેમણે સાંભળ્યું ત્યારે ઉભરાતા વહાલભર્યા દિલે તેમણે બાલ-કૃષ્ણને આશીર્વાદ આપ્યા. પૂતનાના અગ્નિસંસ્કાર પતાવી નંદ મહારાજ ઘેર પાછા ફર્યા અને તુરત જ તેમણે બાળકૃષ્ણને ખોળામાં લીધા અને એમનું મસ્તક સૂંઘવા લાગ્યા. આમ એક ભયંકર આપત્તિમાંથી આ નાનકડું બાળક તદ્દન સહીસલામત રીતે બચી જવા પામ્યું હતું એ વાતની એમને ખાતરી થઈ ગઈ. ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા પૂતનાના આ વધની કથા જે કોઈ સાંભળે છે, એ સર્વને શુકદેવે ગોસ્વામી પોતાના આશીર્વાદ આપે છે. એ સર્વ પર નિ:શંક ગોવિંદની કૃપા થશે.

આ સાથે 'કૃષ્ણ' ગ્રંથના છઠ્ઠા અધ્યાય 'પૂતના-વધ'ના
ભક્તિવેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૭. તૃણાવર્તનો મોક્ષ

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ હંમેશાં છ વિભૂતિથી વિભૂષિત થયેલા છે: સંપૂર્ણ સંપત્તિ, સંપૂર્ણ શક્તિ, સંપૂર્ણ કીર્તિ, સંપૂર્ણ જ્ઞાન, સંપૂર્ણ સૌંદર્ય અને સંપૂર્ણ ત્યાગ. ભગવાન જુદાં જુદાં સંપૂર્ણ અને શાશ્વત અવતાર-સ્વરૂપોમાં પ્રગટ થાય છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહેવામાં આવ્યું છે : जन्म कर्म च मे दिव्यम् । ભગવાનની રીતિ-નીતિ ને લીલાઓ ભૌતિક નથી, — ભૌતિક ખ્યાલથી એ બિલકુલ પર છે; પરંતુ બદ્ધ જીવાત્મા આવી અલૌકિક લીલાઓ સાંભળીને ભગવાનનો સંપર્ક સાધવાનો લાભ મેળવી શકે છે. એમની દિવ્ય લીલાઓનું શ્રવણ કરવું, એટલે ભૌતિક સ્તર પરથી અલૌકિક સ્તર પર પ્રયાણ કરવું. કેવળ શ્રવણ માત્રથી દિવ્ય ભૂમિકા પ્રાપ્ત થાય છે. એક બદ્ધ જીવાત્માને બીજા બદ્ધ જીવાત્માની વિગતો અંગે કોઈ ને કોઈ કથા, નાટક કે નવલકથારૂપે શ્રવણ કરવાનું મન થાય છે. અન્ય સંબંધી શ્રવણ કરવાનું આ વલણ ભગવાનની લીલાઓનું શ્રવણ કરવાના ઉપયોગમાં લઈ શકાય. એમ કરવાથી મનુષ્ય તાત્કાલિક અલૌકિક પ્રકૃતિને પામી શકે છે. ભગવાન શ્રીકૃષ્ણની પ્રવૃત્તિઓ કેવળ સુંદર જ નથી પણ હૃદયને પ્રસન્ન કરનારી પણ છે.

ભગવાનની પ્રવૃત્તિઓ શ્રવણ કરવાનો લાભ જો કોઈ મેળવે તો, ભૌતિક પ્રકૃતિ સાથે લાંબા સમય સુધી સંકળાયેલા હોવાને કારણે હૈયામાં એકઠી થયેલી ભૌતિક રજ તરત જ સાફ થઈ જાય છે. શ્રી ચૈતન્ય મહાપ્રભુએ પણ કહ્યું છે, કે કેવળ ભગવાન શ્રીકૃષ્ણનું અલૌકિક નામ શ્રવણ કરવાથી જ મનુષ્ય પોતાના હૃદયની તમામ મલિનતા સાફ કરી શકે છે. આત્મસાક્ષાત્કાર માટે જુદી જુદી પદ્ધતિઓ છે. પરંતુ કોઈ પણ બદ્ધ આત્મા, શ્રવણ જેનું સૌથી મહત્ત્વનું અંગ છે એવી, સેવાભક્તિની પ્રક્રિયા અપનાવે તો આપોઆપ એની ભૌતિક મલિનતા સાફ થઈ જાય છે, અને તે પોતાનું સાચું સ્વરૂપ સમજી શકે છે. મનુષ્યનું બંધનગ્રસ્ત જીવન આ મલિનતાને જ આભારી છે, અને તે મલિનતા જેવી દૂર થઈ જાય કે સ્વાભાવિક રીતે જ જીવાત્માની સુષુપ્ત ભગવદ્ ભક્તિ આપોઆપ જાગૃત થાય છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાથે શાશ્વત સંબંધ સ્થાપવામાં વિકાસ સાધી, મનુષ્ય ભક્તજનો સાથે

મૈત્રી બાંધવા શક્તિમાન બને છે. મહારાજ પરીક્ષિતે પોતાના સ્વાનુભવથી ભલામણ કરી છે કે પ્રત્યેક માનવીએ ભગવાનની અલૌકિક લીલાઓનું શ્રવણ કરવા હંમેશાં પ્રયાસ કરવો. ભગવાન શ્રીકૃષ્ણ અંગેનો આ ગ્રંથ પણ એ જ હેતુથી લખાયો છે અને માનવજીવનનું અંતિમ ધ્યેય સાધ્ય કરવા મનુષ્ય તેનો લાભ ઉઠાવી શકે છે.

પોતાની અનન્ત અહૈતુકી કૃપાથી પ્રભુ આ ભૌતિક જગતમાં અવતાર ધારણ કરે છે, અને સામાન્ય માનવી પેઠે પોતાની લીલાઓ કરે છે. કમનસીબે પાપી અથવા નાસ્તિક મનુષ્યો, ભગવાન શ્રીકૃષ્ણને પોતાના જેવા જ એક સામાન્ય માનવી માની લે છે અને તેમની અવજ્ઞા કરે છે. ભગવાને પોતે જ શ્રીમદ્ ભગવદ્ગીતામાં આ વાતને ધિક્કારી કાઢી છે: अवजानन्ति मां मूढाः । માનવીઓ ભગવાન શ્રીકૃષ્ણને એક સામાન્ય માનવી સમજે છે અથવા તો સામાન્ય માનવીથી કંઈક ચડિયાતા છે એમ સ્વીકારે છે; પરંતુ કમનસીબે તેઓ ભગવાન શ્રીકૃષ્ણને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે સ્વીકારી શકતા નથી. કેટલીક વાર આવા કમનસીબ માનવીઓ, શાસ્ત્રોના કોઈ પણ આધાર સિવાય જ તે જાતે જ ભગવાન શ્રીકૃષ્ણના અવતાર છે એવી ઘોષણા પણ કરે છે.

ભગવાન શ્રીકૃષ્ણની વય થોડી વધી, એટલે તેઓ ધરતી પર ગબડવા લાગ્યા. કેવળ ચત્તા સૂઈ રહેવાને બદલે ઊંધા પણ પડવા લાગ્યા. ભગવાન શ્રીકૃષ્ણની પહેલી વર્ષગાંઠે શ્રી યશોદાજી અને નંદ મહારાજે પુન: મહોત્સવ ઉજવ્યો. તેમણે ભગવાન શ્રીકૃષ્ણની પ્રથમ વર્ષગાંઠની ઉજવણી કરી. વૈદિક સિદ્ધાંતોમાં માનનાર પ્રત્યેક વ્યક્તિ આ પ્રસંગને અદ્યાપિ પણ ઉજવે છે. વિવિધ સાંપ્રદાયિક ભેદભાવો વિસારી મૂકી ભારતમાં આજે પણ તમામ હિંદુઓ કૃષ્ણજન્મોત્સવનું પર્વ ઉજવવામાં એકસમાન ભાગ લે છે. બધાં જ ગોપ ગોપીજનોને કૃષ્ણજન્મોત્સવમાં ભાગ લેવા આમંત્રણ આપવામાં આવ્યાં ને બધાંએ આ પ્રસંગે ઉલ્લાસભેર હાજરી પણ આપી, વાદ્યવૃંદ સુંદર સૂરાવલિ પ્રસારી રહ્યું. લોકોએ પણ સંગીતની અલૌકિક મોજ માણી. દેશના તમામ વિદ્વાન બ્રાહ્મણોને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું. ભગવાન શ્રીકૃષ્ણના કલ્યાણ માટે તેમણે મંત્રોચ્ચાર કર્યા. આ મંત્રોચ્ચાર ચાલુ હતા અને વાદ્યવૃંદ સુરાવલિ રેલાવી રહ્યું હતું, ત્યારે શ્રી યશોદા માતાએ ભગવાન શ્રીકૃષ્ણને સ્નાન કરાવ્યું. આ સ્નાનક્રિયાને અભિષેક કહેવામાં આવે છે. આ ક્રિયા આજે પણ ભગવાન શ્રીકૃષ્ણના જન્મ દિવસે જન્માષ્ટમી તરીકે વૃંદાવનનાં તમામ મંદિરોમાં કરવામાં આવે છે.

આ પ્રસંગે શ્રી યશોદા માતાજીએ અન્નનો મોટો જથ્થો, સુવર્ણાલંકારોથી વિભૂષિત કરાવેલી ઉત્તમ ગાયો આદિ પૂજનીય બ્રાહ્મણ વિદ્વાનોને દાનમાં આપવા માટે તૈયાર રાખ્યાં હતાં. શ્રી યશોદા માતાએ પોતે પણ સ્નાન કરી લીધું અને સુંદર વસ્ત્રાભૂષણો પરિધાન કર્યાં. ભગવાન બાલકૃષ્ણને પણ સ્નાન કરાવી સુંદર વસ્ત્રાભૂષણો પહેરાવી સ્તનપાન કરાવ્યું અને બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરી રહ્યા હતા, તેનું શ્રવણ કરવા સજ્જ થઈને બેઠા. આ મંત્રોચ્ચાર ચાલુ હતા, ત્યારે બાલક નિદ્રાવશ થયેલું જણાયું, તેથી યશોદા માતાએ ધીમેથી એને જમીન પર

પથારીમાં સુવાડયું. આ પવિત્ર પ્રસંગે મિત્રો, સગાંવહાલાં ને વૃંદાવનના વાસીઓનું સ્વાગત કરવામાં તેઓ રોકાયાં એટલે બાલકને દૂધ પાવાનું વિસરી ગયાં. બાલકને ભૂખ લાગી એટલે તે રડવા લાગ્યું. પરંતુ ત્યાં વિવિધ પ્રકારનો કોલાહલ થઈ રહ્યો હતો, એટલે એનું રુદન શ્રી યશોદા માતાના કાને પડયું નહિ. આ બાજુ બાલકને ભૂખ લાગી હતી એટલે તે રોષે ભરાયુ હતું અને એની માતા એના પ્રતિ ધ્યાન આપતી નહોતી તેથી ખીજાઈને સામાન્ય બાલક પેઠે બાલકૃષ્ણે પણ પદપ્રહાર કરવા માંડયો બાલકૃષ્ણને બળદગાડી નીચે સુવરાવવામાં આવ્યા હતા. એટલે લાત લગાવતાં લગાવતાં તેમના પગ પેલી ગાડીના પૈડાને વાગ્યા ને સ્વાભાવિક રીતે જ તે ઉથલી પડી. ગાડીમાં વિવિધ પ્રકારનાં વાસણો ને ત્રાંબાપિત્તળની થાળીઓ મૂકવામાં આવી હતી મોટા અવાજ સાથે બધાં જ વાસણો જમીન પર ઢગલો થઈ ગયા. ગાડીનું પૈડું અચાનક ધરીથી જુદું પડી ગયું. પૈડાના બધા જ આરા ભાગી ગયા અને આમ-તેમ વેરાઈ ગયા. આ ગાડી આપોઆપ પોતાની મેળે શી રીતે ભાંગી પડી, એમ માતા યશોદાજી તમામ ગોપીજનો, શ્રી નંદમહારાજ અને ગોપાલો આશ્ચર્યચકિત થઈ ગયા. આ પવિત્ર પ્રસંગે એકઠાં મળેલાં સૌ નરનારી ત્યાં એકઠાં થઈ ગયાં. દરેક જણ આ ગાડી આપો-આપ શી રીતે ભાંગી પડી, તેની કલ્પનાઓ કરવા લાગ્યું, પરંતુ કોઈ એનુ સાચું કારણ શોધી શકયુ નહિ પરતુ કેટલાક નાના ગોપબાલો કે જે બાલકૃષ્ણને સાચવવા બેઠા હતા, તેમણે એ ટોળાને જણાવ્યું કે શ્રીકૃષ્ણે પોતાના લાતપ્રહારથી જ ગાડાને ઊંધું વાળ્યું હતુ. એ બધાંએ પોતાની સગી આંખે બાલકૃષ્ણને ગાડાને લાતો મારતા ને એને તોડી પાડતા જોયા હતા, એની ખાતરી આપીને પોતાની વાતનું મજબૂત સમર્થન કર્યું. આ બાલકોની વાત કેટલાક સાભળી રહ્યા હતા, પરંતુ બીજા લોકો કહેવા લાગ્યા, "આ બાલકની વાત તમે શી રીતે સાચી માની શકો?" ગોપાલો અને ગોપીવૃંદ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાક્ષાત્ ત્યાં બાલસ્વરૂપે ઉપસ્થિત હતા એ વાત, બિલકુલ સમજી શકયાં નહિ આટલુ નાનુ બાળક આમ કરી શકે એવુ તેમના માન્યામા જ આવ્યુ નહિ પરંતુ શકય ને અશકય તમામ તેમની શકિતને આધીન હતુ. આમ ચર્ચા ચાલી રહી હતી ત્યા બાલકૃષ્ણે રુદન આરંભ્યુ જરા પણ રોષ લાવ્યા સિવાય માતા યશોદાજીએ બાલકૃષ્ણને પોતાના ખોળે લીધા અને અનિષ્ટ વિદારવા વિદ્વાન બ્રાહ્મણોને નજીક બોલાવી મંત્રોચ્ચાર કરવા કહ્યું. સાથે સાથે બાલકૃષ્ણને સ્તનપાન પણ કરાવવા માંડયું બાળક જો સ્વસ્થતાથી સ્તનપાન કરે તો જાણવું કે એના પર ઝઝૂમતી તમામ આફતો ટળી ગઈ છે. પછી શકિતશાળી ગોપાલોએ પેલું ગાડું તૈયાર કર્યું અને વેરાઈ ગયેલી બધી જ વસ્તુઓ જેમ હતી તેમ પાછી ગોઠવી દીધી. પછી બ્રાહ્મણોએ ઘી, દર્ભ, ને જળની આહુતિઓ આપવા માંડી અને બાળકના કલ્યાણ માટે એમણે પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની પ્રાર્થના કરી.

ત્યાં એકઠા મળેલા તમામ બ્રાહ્મણો સર્વગુણસંપન્ન હતા. એમને કોઈનો ઈર્ષા નહોતી તેઓ કદી અસત્યભાષી કે અભિમાની નહોતા. બધા જ અહિંસક હતા અને ખોટી પ્રસિદ્ધિના સેવના કરે તેવા નહોતા. બધા જ શુદ્ધ બ્રાહ્મણો હતા અને તેમના આશીર્વાદ મિથ્યા જશે

એમ માનવાનું કોઈ જ કારણ નહોતું. આવા સર્વગુણસંપન્ન બ્રાહ્મણોમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી નંદ મહારાજે બાલકૃષ્ણને પોતાના ખોળામાં લીધા, ને વિવિધ વનસ્પતિના મિશ્રણવાળા જલથી તેમના પર અભિષેક કર્યો. બ્રાહ્મણો ઋગ્વેદ, યજુર્વેદ ને સામવેદમાંથી મંત્રોચ્ચાર કરી રહ્યા.

સર્વગુણસંપન્ન બ્રાહ્મણ સિવાય કોઈએ વેદના મંત્રોચ્ચાર કરવા જોઈએ નહિ, એમ શાસ્ત્રોમાં કહ્યું છે. અત્રે એકઠા મળેલા બ્રાહ્મણો સર્વ શાસ્ત્રોમાં પારંગત હતા, એવા સર્વ પુરાવા મોજૂદ હોવાથી નંદ મહારાજને પણ એમનામાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. તેથી જ તેમને વૈદિક મંત્રોચ્ચાર કરી ધાર્મિક વિધિ પતાવવાનો અનુરોધ કરવામાં આવ્યો હતો. વિવિધ પ્રસંગો માટે વિવિધ પ્રકારના યજ્ઞો સૂચવવામાં આવેલા છે, પરંતુ એ તમામ વિધિ-મંત્રોનો ઉચ્ચાર શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોએ જ કરવાનો હોય છે. આ કલિયુગમાં એવા શાસ્ત્રનિપુણ બ્રાહ્મણો મળવા દુર્લભ છે. તેથી જ તમામ વૈદિક યજ્ઞો કરવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો છે. ભગવાન શ્રી ચૈતન્ય મહાપ્રભુએ તેથી આ કલિયુગમાં એક જ પ્રકારનો યજ્ઞ કરવા ભલામણ કરી છે. એ છે સંકીર્તન-યજ્ઞ એટલે કે કેવળ મહામંત્રનું જ રટણ કરવું:

હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, હરે હરે;
હરે રામ, હરે રામ, રામ રામ, હરે હરે.

આમ બ્રાહ્મણો વેદના મંત્રોનું ઉચ્ચારણ કરી રહ્યા હતા અને યજ્ઞવિધિનું પુનરાવર્તન ચાલતું હતું, ત્યાં નંદ મહારાજે પુનઃ ધનધાન્ય અને ગાયોનાં દાન કર્યાં. આ દાનમાં આપવામાં આવેલી તમામ ગાયોને સુવર્ણ-ભરતવાળાં વસ્ત્રોથી આચ્છાદિત કરવામાં આવી હતી. એમનાં શિંગડાં પર સુવર્ણનાં કડલાં પહેરાવવામાં આવ્યાં હતાં. એમની ખરીઓ ચાંદીથી મઢી લેવામાં આવી હતી. એમનાં અંગો પર પુષ્પમાળાઓ આરોપવામાં આવી હતી. પોતાના અદ્ભુત બાલકના કલ્યાણ માટે નંદ મહારાજે મન મૂકીને દાન કર્યું અને બ્રાહ્મણોએ પણ બાલકૃષ્ણને ખરા અંતઃકરણથી પોતાના આશીર્વાદ આપ્યા. આમ શક્તિશાળી બ્રાહ્મણો તરફથી મળેલા આશીર્વાદ કદી નિષ્ફળ જતા નથી.

જન્મોત્સવ-વિધિની રંગેચંગે પૂર્ણાહુતિ થઈ. બીજે દિવસે માતા યશોદાજી બાલ-કૃષ્ણને પોતાના ખોળામાં લઈ થાબડી રહ્યાં હતાં, ત્યાં બાલકનું વજન એકદમ વધી ગયું હોય એમ જણાયું. માતા યશોદાજી એનો ભાર ઝીલી શક્યાં નહિ. એમણે પરાણે બાલકને ધરતી પર સુવાડ્યું. પછી એ ઘરકામમાં પ્રવૃત્ત થયાં. તેવામાં કંસનો એક તૃણાવર્ત નામનો અનુચર કંસના આદેશથી ત્યાં ઉપસ્થિત થયો. એણે ભયાનક વંટોળનું સ્વરૂપ ધારણ કર્યું. બાલક કૃષ્ણને એણે પોતાના ખભા પર ઉપાડી લીધા અને સમગ્ર વૃંદાવનમાં ભયાનક વંટો-ળિયો પેદા કર્યો. આ વંટોળને પરિણામે થોડીક ક્ષણો સુધી તો બધાની આંખો ધૂળથી પુરાઈ ગઈ. સમગ્ર વૃંદાવનનો પ્રદેશ ઘોર અંધકારથી છવાઈ ગયો. કોઈ પણ વ્યક્તિ પોતાને કે બીજાઓને જોવા અસમર્થ બની ગઈ. આ ભયાનક આપત્તિમાં માતા યશોદાજી પણ પોતાના બાલકને જોઈ શક્યાં નહિ. ભયંકર વંટોળિયો એમના બાલકને ઉપાડી ગયો હતો, તેઓ કરુણ આક્રંદ કરી રહ્યાં. કોઈ ગાય પોતાનું વાછરડું ગુમાવી બેસતાં રોઈને જમીન પર આળોટે, તેમ

માતા યશોદાજી પણ ધરણી પર ઢળી પડયાં. આમ માતા યશોદા ભારે કરુણ કલ્પાંત કરી રહ્યાં હતાં ત્યારે, બધાં જ ગોપીજનો એકદમ તેમને વીંટળાઈ વળ્યાં ને બધાં જ બાલકૃષ્ણની શોધમાં લાગી ગયાં. પરંતુ સર્વે જણ નિષ્ફળ ગયાં. કોઈને બાલકૃષ્ણનો પત્તો લાગ્યો નહિ. તૃણાવર્ત રાક્ષસે બાલકૃષ્ણને પોતાના ખભા પર બેસાડી દીધા હતા અને ઊંચે ગગનમંડળમાં પ્રયાણ કર્યું હતું. પરંતુ બાલકૃષ્ણે પોતાનું વજન એટલું તો વધારી મૂક્યું કે અચાનક તૃણાવર્ત બિલકુલ આગળ વધી શક્યો નહિ. એટલે એને પોતાની વંટોળપ્રવૃત્તિ બંધ રાખવાની ફરજ પડી. બાલકૃષ્ણે પોતાનું વજન વધાર્યે જ રાખ્યું ને રાક્ષસને પોતાના ભાર નીચે દબાવવા માંડયો. ભગવાને એની બોચી પકડી—તૃણાવર્તને આ બાલક મહાગિરિરાજ જેટલો ભારે લાગ્યો. એની પકડમાંથી મુક્ત થવા એ ફાંફાં મારવા લાગ્યો, પરંતુ એ મુક્ત થઈ શક્યો નહિ. એના ડોળા બહાર નીકળી આવ્યા. ભયાનક રાડ નાખી એ વૃંદાવનની ધરતી પર તૂટી પડયો ને મૃત્યુ પામ્યો. જેમ ભગવાન શંકરના બાણથી મહારાક્ષસ ત્રિપુરાસુર હણાયો હતો એવી જ દશા તૃણાવર્તની પણ થઈ. એ ખડકાળ ભૂમિ પર પછડાયો. એનાં અંગોપાંગોના ચૂરેચૂરા થઈ ગયા. એનો મૃતદેહ બધા જ વૃંદાવનવાસીઓની નજરે પડયો. આમ, ગોપીજનોએ રાક્ષસને હણાયેલો જોયો, અને એના અંગ પર બાલકૃષ્ણને નિરાંતે હસી રહેલા જોયા, એટલે તેમણે કૃષ્ણને ખૂબ ખૂબ વહાલપૂર્વક રાક્ષસના મૃતદેહ પરથી ઉપાડી લીધા. વહાલો બાલકૃષ્ણ પુનઃપ્રાપ્ત થયો તેથી ગોપાલો ને ગોપીજનો ખૂબ જ ઉલ્લાસમાં આવી ગયાં. બાલકની હત્યા કરવા આ રાક્ષસ એને ઉપાડી ગયો હતો, પરંતુ એ તેનો ભક્ષ કરી શક્યો નહીં, બલ્કે ઊલટો પોતે જ મૃત્યુ પામી જમીન પર પછડાયો—એ અદ્‌ભુત કથા બધાં જ ચર્ચી રહ્યાં. કેટલાકે એ પરિસ્થિતિનું સમર્થન કર્યું: "જે વ્યક્તિઓ ખૂબ જ પાપી હોય છે, એ પોતાના પાપના કારણે જ મૃત્યુશરણ થાય છે એ યોગ્ય જ છે. બાલકૃષ્ણ તો પવિત્ર હતા જ. તેથી સર્વ પ્રકારની ભયાનક પરિસ્થિતિમાં એમનું રક્ષણ થતું હતું. આપણે પણ આપણા પૂર્વ-જન્મમાં પુણ્યદાન કર્યાં હશે, પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની પૂજા કરી હશે, ખૂબ ખૂબ દ્રવ્ય દાનમાં આપ્યું હશે અને જનકલ્યાણ માટે ઉદારતા દાખવી હશે, તેથી એ પવિત્ર કર્મોના પરિણામે જ બાલકૃષ્ણ આ ભયંકર આપત્તિમાંથી પણ બચી જવા પામ્યા છે!"

ગોપીવૃંદ પણ એકઠું મળી અંદરો–અંદર ચર્ચા કરવા લાગ્યું: 'આપણા પૂર્વ જન્મમાં આપણે કેવાં કેવાં પુણ્યદાન કર્યાં હશે, કેવી કેવી તપશ્ચર્યા કરી હશે, પુરુષોત્તમ ભગવાનની આપણે પૂજા કરી હશે, યજ્ઞ કરી એમને વિવિધ આહુતિઓ આપી હશે, ને આમ-જનતા માટે વિવિધ પ્રકારનાં કલ્યાણ-કાર્યો આદર્યાં હશે, વટવૃક્ષો વાવ્યાં હશે, કૂવા ખોદાવ્યા હશે—એ બધી પવિત્ર પ્રવૃત્તિઓના પરિણામે જ આજે આપણને આપણા બાલકૃષ્ણ પાછા મળ્યા છે. એ મૃત્યુ પામ્યા હશે એમ જ આપણે તો માનતા હતા, પરંતુ સગાંવહાલાંને ઉલ્લાસિત કરવા તેઓ પાછા આવ્યા છે.' આવા અદ્‌ભુત બનાવો જોઈ જોઈને નંદ મહારાજને વસુદેવના બોલ વારંવાર યાદ આવવા લાગ્યા.

આ બનાવ પછી એકવાર માતા યશોદાજી બાલકને રમાડતાં હતાં ને ખૂબ જ વહાલ-પૂર્વક એને થાબડી રહ્યાં હતાં, ત્યારે પોતાની આંગળીઓથી બાળકનું મોં ઉઘાડયું, ત્યાં અચાનક એમને એના મુખમાં બ્રહ્માંડદર્શન થયું. બાલકૃષ્ણના મુખમાં એમને સમગ્ર ગગનમંડળ, સૂર્ય, તારાઓ, અગ્નિ, વાયુ, સાગર, દ્વીપો, પર્વતો, સરિતાઓ, જંગલો ને એની તમામ સ્થાવર-જંગમ સૃષ્ટિ દૃષ્ટિગોચર થઈ. આ જોઈ માતા યશોદાજીનું દિલ ધડકવા લાગ્યું. "કેવું અદ્‌ભુત!!" તેઓ એક હરફ પણ ઉચ્ચારી શકયાં નહિ. એમણે પોતાનાં ચક્ષુઓ બંધ કરી દીધાં. કોઈ અગમ્ય વિચારસૃષ્ટિમાં એ ખોવાઈ ગયાં. માના ખોળે રમતાં રમતાં પણ બાલકૃષ્ણ દ્વારા પૂર્ણપુરુષોત્તમ પરમેશ્વરના આ વિશ્વરૂપના દર્શનથી સિદ્ધ થાય છે કે, માના ખોળામાં રમતા હોય કે કુરુક્ષેત્રના મેદાનમાં સારથિ તરીકે લીલા કરતા હોય, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર જ છે. ધ્યાન દ્વારા કે અન્ય બનાવટી ભૌતિક પ્રક્રિયાથી મનુષ્ય ઈશ્વર બની શકે છે, એવી નિર્વિશેષવાદીઓની માન્યતા આથી ખોટી ઠરે છે. ગમે તે સ્થિતિમાં પણ ઈશ્વર હંમેશાં ઈશ્વર જ છે; અને જીવાત્માઓ હંમેશાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના અંશો જ રહે છે. તેઓ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની અચિન્ત્ય દિવ્ય શકિતની તોલે કદી આવી શકે નહિ.

આ સાથે 'કૃષ્ણ' ગ્રંથના "તૃણાવર્ત નો ઉદ્ધાર" નામના સાતમા અધ્યાયના
ભકિતવેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૮. વિરાટ-રૂપ-દર્શન

આ બનાવ પછી શ્રી વસુદેવે પોતાના કૌટુંબિક પુરોહિત ગર્ગમુનિને, નંદ મહારાજને ઘેર જઈ, કૃષ્ણના ભાવિ-જીવનની જ્યોતિષની દૃષ્ટિએ ગણત્રી કરવા જણાવ્યું. ગર્ગમુનિ મહાન ઋષિ હતા. એમણે ઘણી ઘણી તપશ્ચર્યા કરી હતી. તેથી તેઓ યદુકુલના મુખ્ય પુરોહિત નિમાયા હતા. ગર્ગમુનિ જ્યારે નંદ મહારાજના આવાસે પધાર્યા, ત્યારે નંદ મહારાજ એમના દર્શનથી ઘણા જ પ્રસન્ન થયા—બન્ને હાથ જોડી ઊભા થઈ ગયા અને પુષ્કળ આદર-સત્કાર કર્યો. પરમેશ્વર અથવા પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની જાણે પૂજા કરતા હોય તેવી ભાવનાથી શ્રી નંદજીએ ગર્ગાચાર્યનું સ્વાગત કર્યું. એમને સુંદર આસન પર બેસવા વિનંતિ કરી. ગર્ગમુનિએ આસન લીધું. નંદ મહારાજે તેમનો એવો ભાવભર્યો સત્કાર કરતાં વિવેકપૂર્ણ વાણીમાં કહ્યું: "પ્રિય બ્રાહ્મણવર્ય! એક ગૃહસ્થને ત્યાં આપનું આગમન તેના આધ્યાત્મિક કલ્યાણ માટે જ હોય છે. અમે ગૃહસ્થ લોકો હંમેશાં સંસારની માયામાં રચ્યાં-પચ્યાં રહીએ છીએ અને આત્મસાક્ષાત્કારનું સાચું કર્તવ્ય વિસરી જઈએ છીએ. અમારા આવાસમાં આપનું આગમન અમને આધ્યાત્મિક જીવન પ્રતિ વાળનાર બને છે. બાકી અમારા જેવાને ત્યાં આપના આગમનનું અન્ય કોઈ જ પ્રયોજન હોઈ શકે નહીં. એક સાધુ-પુરુષ યા બ્રાહ્મણ, હંમેશાં દ્રવ્યમાં રચ્યા-પચ્યા રહેતા ગૃહસ્થને ત્યાં ખાસ કારણ સિવાય કદી જતા નથી. એમ પૂછવામાં આવે છે કે ગૃહસ્થ લોકો જ્ઞાન-પ્રકાશ પામવા સાધુપુરુષ યા બ્રાહ્મણો પાસે કેમ જતા નથી? તો એનો એક જ ઉત્તર છે કે, ગૃહસ્થનાં દિલ ઘણાં જ કૃપણ હોય છે. સામાન્ય રીતે ગૃહસ્થ માને છે કે કૌટુંબિક પ્રશ્નોમાં ધ્યાન આપવું એ જ તેમનું પ્રથમ કર્તવ્ય છે અને ત્યારબાદ અવકાશ મળે તો જ આત્મસાક્ષાત્કાર અગત્યની બાબત છે. એટલે તેમના પ્રતિ કૃપાભાવ રાખીને જ સાધુપુરુષો યા બ્રાહ્મણો તેમના આવાસની મુલાકાત લે છે.

ગર્ગમુનિ જ્યોતિષશાસ્ત્રમાં ખૂબ જ અધિકૃત નિષ્ણાત લેખાતા, એટલે નંદ મહારાજે તેમને આ પ્રમાણે સંબોધન કર્યું. જ્યોતિષ વિજ્ઞાનની આગાહીઓ—સૂર્યગ્રહણ કે ચંદ્રગ્રહણની ગણતરીઓ અદ્‌ભુત હોય છે. આ વિજ્ઞાનશાસ્ત્રી મનુષ્યના ભાવિ વિષે સ્પષ્ટ સૂઝ

ધરાવી શકે છે. ગર્ગમુનિ આ વિષયમાં કુશળ હતા. આ પ્રકારના ધ્યાનથી મનુષ્ય પોતાની અગાઉની પ્રવૃત્તિઓ કેવી હતી, એ સમજી શકે છે અને તેના પરિણામ રૂપે આ જીવનમાં સુખદુ:ખ પ્રાપ્ત કરતો હોય છે.

નંદ મહારાજે ગર્ગમુનિને બ્રાહ્મણ-શ્રેષ્ઠ તરીકે પણ સંબોધન કર્યું. બ્રાહ્મણ તેને કહેવાય છે કે જે પરમેશ્વર અંગેના જ્ઞાનમાં નિષ્ણાત હોય છે. સંપૂર્ણ જ્ઞાન સિવાય મનુષ્ય બ્રાહ્મણ તરીકે સ્વીકારાતો નથી. એવી વ્યકિત માટે 'બ્રહ્મ-વિદ' શબ્દ વપરાય છે. પરમેશ્વર વિષે જેને સંપૂર્ણ જ્ઞાન છે એવી વ્યકિત નિમ્ન વર્ણોને શુદ્ધિ સંસ્કાર - યજ્ઞોપવીત આપી શકે છે. શૂદ્રો યજ્ઞોપવીત પ્રાપ્ત કરતા નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, ને વૈશ્યના આધ્યાત્મિક ગુરુ યા પુરોહિત મનાય છે. નંદ મહારાજ એક વૈશ્ય હતા. એમણે ગર્ગમુનિનું એક પ્રથમ પંકિતના બ્રાહ્મણ તરીકે અભિવાદન કર્યું અને પોતાના બે પાલક પુત્રો - કૃષ્ણ તથા બલરામને એમના આશીર્વાદ લેવા બોલાવ્યા. તેમણે સૂચવ્યું કે કેવળ આજ બાળકો નહિ પરંતુ તમામ માનવીઓએ જન્મ પછી તરત જ કોઈ જ્ઞાની બ્રાહ્મણનો આધ્યાત્મિક ગુરુ તરીકે સ્વીકાર કરવો જોઈએ.

નંદ મહારાજે આમ વિનંતિ કરવાથી ગર્ગમુનિએ ઉત્તર દીધો: 'શ્રી વસુદેવજીએ આ બાળકોની પ્રગતિની આગાહી કરવા અને તે અંગે સુયોગ્ય માર્ગદર્શન આપવા, મને અહીં મોકલ્યો છે. ખાસ કરીને કૃષ્ણના જીવનવિકાસની આગાહી કરવાની છે. હું એમનો કૌટુંબિક પુરોહિત છું અને સાચું પૂછો તો મને લાગે છે કે કૃષ્ણ દેવકીનો પુત્ર છે.' ગર્ગમુનિ જ્યોતિષની ગણત્રીએ કળી શકયા હતા કે કૃષ્ણ દેવકીનો પુત્ર હતો અને તેને નંદ મહારાજની સંભાળ નીચે રાખવામાં આવ્યો હતો; પરંતુ નંદ મહારાજને આ વાતની ખબર નહોતી. એટલે આડકતરી રીતે તેમણે કહ્યું કે કૃષ્ણ અને બલરામ બન્ને વસુદેવના પુત્રો છે. બલરામ તો વસુદેવના પુત્ર તરીકે જાણીતા હતા જ, કારણ કે માતા રોહિણી ત્યાં મોજૂદ હતી, પરંતુ નંદ મહારાજને કૃષ્ણ અંગેની માહિતી નહોતી. ગર્ગમુનિએ આડકતરી રીતે જાહેર કર્યું કે કૃષ્ણ દેવકીના પુત્ર હતા. ગર્ગમુનિએ વળી એમ પણ ચેતવણી આપી કે નંદ મહારાજ જો યજ્ઞોપવીત-વિધિ ધામધૂમથી કરશે, તો સ્વાભાવિક રીતે જ પાપી માનસવાળો કંસ સમજી જશે કે કૃષ્ણ વસુદેવ ને દેવકીના પુત્ર છે. જ્યોતિષશાસ્ત્રની ગણત્રીના આધારે દેવકીને બાલિકાનો જન્મ સંભવિત જ ન હતો, છતાં દરેક જણ એમ માનતું હતું કે દેવકીનુ આ છેલ્લું સંતાન એક બાલિકા હતી. આ રીતે ગર્ગમુનિએ શ્રી નંદ મહારાજને આડકતરી રીતે જણાવ્યું કે યશોદાજીની કૂખે બાલિકા જન્મી હતી, કૃષ્ણ દેવકીજીની કૂખે જન્મ પામ્યા હતા અને તેમની અદલાબદલી કરવામાં આવી હતી. બાલિકા દુર્ગાએ કંસને જાણ કરી દીધી હતી કે એને મારનાર બાલક તો બીજે કયાંક ક્યારનુંય અવતરી ચૂકયું છે. તેથી ગર્ગમુનિએ નંદ મહારાજને કહ્યું: "જો હુ તમારા બાલકની નામકરણવિધિ કરું અને પેલી બાલિકાએ કંસને કહેલી ભવિષ્યવાણી એ સત્ય ઠરાવે, તો એવો સંભવ છે કે એ પાપી રાક્ષસ અહીં આવી નામકરણવિધિ થયા પછી કૃષ્ણને મારી પણ નાખે! આ બધી ભાવિ આપત્તિઓ માટે જવાબદાર બનવા હું તૈયાર નથી."

ગર્ગમુનિના આવા બોલ સાંભળી નંદ મ હારાજે કહ્યું : "એવો ભય હોય તો નામકરણ-વિધિ અંગે કોઈ ભવ્ય જલસા કરવાની જરૂર નથી. આપ કેવળ વેદોના મંત્ર ભણશો અને પવિત્ર વિધિ પતાવશો તો પણ ચાલશે. અમે પણ દ્વિજ છીએ અને આપના થયેલા આગમનનો અમે લાભ ઉઠાવવા ચાહીએ છીએ. એટલે કશી જ ભારે ધામધૂમ સિવાય આપ નામકરણ-વિધિ પતાવો." નંદ મહારાજ આ નામકરણવિધિને આમ છૂપી રાખવા માગતા હતા છતાં તેઓ ગર્ગમુનિના આગમનનો અને એમને હાથે વિધિ પતાવવાનો લાભ જતો કરવા માગતા નહોતા.

એટલે જ્યારે નંદ મહારાજે ગર્ગમુનિને આમ આગ્રહપૂર્વક વિનંતિ કરી, ત્યારે તેમણે નંદ મહારાજની ગૌશાળામાં છૂપી રીતે નામકરણ-વિધિ પતાવી. એમણે નંદ મહારાજને જાણ કરી કે રોહિણીપુત્ર બલરામ કુટુંબ તથા સગાંસંબંધીઓને આનંદદાતા નીવડશે ને તેથી ભવિષ્યમાં રામ તરીકે ઓળખાશે. વળી ભવિષ્યમાં એ અસામાન્ય શકિત ધારણ કરશે, તેથી એ બલરામ તરીકે પણ ઓળખાશે. ગર્ગ મહારાજે વળી ઉમેર્યું : 'આપ અને યદુ કુટુંબ એક-બીજા સાથે એટલા બધા નિકટતાથી સંકળાયેલા ને આકર્ષાયેલા છો કે એને લોકો સંકર્ષણ પણ કહેશે.' આમ ગર્ગમુનિએ રોહિણીકુમાર બલભદ્રને ત્રણ નામ આપ્યાં : બલરામ, સંકર્ષણ તથા બલદેવ. પરંતુ એમણે એ વાત જાહેર ન કરી કે બલરામે પ્રથમ તો શ્રી દેવકીજીના ઉદરમાં જ ગર્ભ તરીકે પ્રવેશ કર્યો હતો અને પછી શ્રી રોહિણીજીના ઉદરમાં સ્થાનફેર પામ્યા હતા. આમ કૃષ્ણ અને બલરામ અસલ દેવકીના પુત્રો હોઈ સગા ભાઈઓ જ હતા.

પછી ગર્ગમુનિએ નંદ મહારાજને કહ્યું, "બીજા બાળકની વાત કરીએ તો એ બાલકે વિવિધ યુગોમાં વિવિધ સ્વરૂપો લીધેલાં છે. પ્રથમ એનો રંગ શ્વેત હતો, પછી એ બિલકુલ રકતવર્ણો બની ગયો. પછી એનો રંગ પીળો થયો ને હવે છેવટે તેણે શ્યામ વર્ણ ધારણ કર્યો છે. વળી ભૂતકાળમાં એ વસુદેવનો પુત્ર હતો. એટલે તે 'વાસુદેવ' કહેવાશે અને કૃષ્ણ પણ કહેવાશે. કેટલાક લોકો એને કૃષ્ણ કહીને બોલાવશે. કેટલાક લોકો એને વાસુદેવના નામે ઓળખશે, પરંતુ એક વાત તમારે ખાસ યાદ રાખવી કે આ બાળકનાં, તેની લીલાઓ પ્રમાણે, ઘણાં ઘણાં નામો અને પ્રવૃત્તિઓ થશે.

ગર્ગમુનિએ વળી નંદ મહારાજને એક બીજી પણ સૂચના આપી — સમગ્ર ગોવર્ધન પર્વતને ઉપાડી લેવાની એની અસામાન્ય પ્રવૃત્તિને લીધે તે 'ગિરિધારી' પણ કહેવાશે. વળી એમણે કહ્યું : એના નામની લીલા વિષે મને બધું જ જ્ઞાન છે, પણ બીજા માણસોને એની કશી ખબર નથી. આ બાળક ગોપબાલોને તથા ગાયોને ખૂબ ખૂબ પ્રિય થઈ પડશે. વૃંદાવનમાં એ ખૂબ જ લોકપ્રિય થવાથી આપને માટે એ પરમ સદ્‌ભાગ્યનો દાતા નીવડશે. એની હાજરીને લીધે ગમે તેવાં વિરોધી તત્ત્વોનો આપ પ્રતિકાર કરી શકશો અને તમામ ભૌતિક આપત્તિઓ તરી જશો. આપનો આ પુત્ર એટલો તો શકિતશાળી નીવડશે કે આપના પુત્રના ભકત બનનાર કોઈ પણ માનવીને શત્રુઓ સતાવી શકશે નહિ. ભગવાન

વિષ્ણુ સર્વ દેવતાઓનું રક્ષણ કરે છે, તેમ આપના આ બાલકના ભક્તો હંમેશાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાન — શ્રીનારાયણથી રક્ષાયેલા જ રહેશે. આ બાલકની શક્તિ, શૌર્ય અને આકર્ષણ દિન-પ્રતિદિન વધતાં જશે. દરેક વાતે એ પરમેશ્વર - પુરુષોત્તમ નારાયણની કક્ષાએ પહોંચી જશે. માટે મારી આપને સલાહ છે કે એનું ખૂબ જ ભાવપૂર્વક જતન કરજો — પરિણામે એ વિઘ્ન વિના સુંદર ઉછેર પામતો રહેશે.'

વળી ગર્ગમુનિએ નંદ મહારાજને કહ્યું : 'આપ ભગવાન નારાયણના પરમ ભક્ત છો તેથી ભગવાન નારાયણે આપને પોતાની જ કક્ષાનો પુત્ર આપ્યો છે.' સાથે સાથે એમણે એવી સૂચના પણ કરી : 'આપના પુત્રને અનેક રાક્ષસો ને દાનવો સતાવવા પ્રયાસ કરશે, માટે આપ હંમેશાં સજાગ રહેજો ને એનું રક્ષણ કરજો.' આમ નારાયણ પોતે જ એમના પુત્ર તરીકે પ્રગટ થયા છે, એવી ગર્ગમુનિએ નંદ મહારાજને ખાત્રી આપી એમના પુત્રના ગુણોનું એમણે વિવિધ રીતે વર્ણન કર્યું. આમ બાલક વિષે પૂરી માહિતી આપી ગર્ગમુનિ પોતાના નિવાસસ્થાને પાછા વળ્યા. નંદ મહારાજ પોતાની જાતને અતિ ભાગ્યશાળી માનવા લાગ્યા. આ પ્રમાણે એમના પર ઈશ્વરના આશીર્વાદ ઊતર્યા છે એ જોઈ પ્રસન્ન પણ થયા.

આ પ્રસંગ પછી બલરામ ને કૃષ્ણ ઘૂંટણિયાં ભરતા થયા. આમ એમને ઘૂટણિયે ખસતા જોઈ, એમની માતા ઉલ્લાસવિભોર બની જતી. એમની કમરે ને પગે બાંધેલી ઘૂઘરીઓ મધુર રણકાર કરતી. તેઓનું હલનચલન જયારે સામાન્ય બાળકો જેવું રહેતું, ત્યારે તેઓ અન્ય લોકોથી ડરી પણ જતા અને ભયના માર્યા પોતાની માતાઓ પાસે રક્ષણાર્થે દોડી જતા. કેટલીક વાર તો વૃંદાવનની માટી અને કાદવથી ખરડાયેલા તેઓ માતા પાસે જતા. એમની માતા હમેશા એમને કેસર-ચંદનનો લેપ કરતી, પરંતુ કાદવમાં રગદોળાયેલાં એમનાં શરીર તેઓ માટીથી પાછ ખરડતા. આમ, ઘૂંટણિયાં ભરતા તે જયારે પોતાની માતા પાસે આવતા, ત્યારે શ્રી યશોદાજી અને રોહિણીજી એમને ખોળામાં લઈ લેતી અને પોતાની સાડી ઢાંકી તેમને સ્તનપાન કરાવતી બાલકો સ્તનપાન કરતાં ત્યારે માતાઓ તેમના મુખમાંના નાના દાંત ફુટતા જોતી આમ, બાળકોને મોટાં થતાં જોઈ તેમનો હર્ષ બમણો ઊભરાતો કેટલીક વાર આ તોફાની બાળકો ગૌશાળામાં ઘૂસી જતાં અને વાછરડાંનાં પૂછડાં પકડી ઊભાં થતાં. આમ હેરાન થવાથી વાછરડાં આમતેમ દોડાદોડી કરી મૂકતાં અને બાળકો છાણ-માટીથી ખરડાઈ જતા આ તોફાન જોવા શ્રી યશોદાજી અને રોહિણી પડોશી મિત્ર ગોપીઓને બોલાવતી અને બધા જ અલૌકિક આનંદમાં ડૂબી જતાં — ઉલ્લાસસભર બની તેઓ ખડખડાટ હસી પડતા

કૃષ્ણ તથા બલરામ એટલા તો ચંચળ હતા કે ગાયો, બાળકો, વાનરો, જલ, અગ્નિ ને પંખીઓથી તેમનું રક્ષણ કરવાનું કામ ઘરકામમાં ગૂંથાયેલી તેમની માતાઓને મુશ્કેલ લાગતુ. આ બાળકોને સાચવવાની તેમને હંમેશાં ફિકર રહેતી. તેઓ કદી શાંતિ પ્રાપ્ત કરી શકતી નહિ. ટૂંક સમયમાં જ કૃષ્ણ ને બલરામ ઊભા થતાં તથા થોડું થોડું ચાલતાં પણ શીખ્યાં ગયા

આમ જ્યારે શ્રીકૃષ્ણ અને બલરામ ચાલતાં શીખી ગયા ત્યારે એમની વયનાં બીજાં બાળકો પણ એમની સાથે રમવા આવવા લાગ્યાં. એ જોઈ ગોપીઓ અને ખાસ કરીને શ્રી યશોદા માતા ને શ્રી રોહિણીજી અલૌકિક આનંદસાગરમાં ડૂબી જતાં.

શ્રી યશોદાજી અને રોહિણીજીની તમામ ગોપી-બહેનપણીઓ વૃંદાવનમાં કૃષ્ણ તથા બલદેવની આવી બાલક્રીડાઓ જોઈ આનંદઘેલી બની રહેતી વધારે અલૌકિક આનંદ મેળવવા ગોપીજનો શ્રી યશોદાજી ને રોહિણીજી પાસે જઈ બાળકો વિરુદ્ધ ફરિયાદો પણ કરવા લાગતી. જ્યારે બાલકૃષ્ણ શ્રી યશોદાજીની પડખે બેઠા હોય, ત્યારે પ્રૌઢ ગોપમહિલાઓ યશોદાજી પાસે ફરિયાદ કરવા આવતી અને કૃષ્ણ સાંભળે એમ તેનાં તોફાનો અંગે ફરિયાદો કરતી. તેઓ કહેતી, 'ઓ યશોદા માતા' તમે તમારા આ તોફાની કનૈયાને કેમ વારતાં નથી? સવાર—સાંજ હંમેશાં બલરામ સાથે એ અમારે આંગણે આવે છે. ખાસ કરીને ગાયો દોહવાનો સમય થાય ત્યારે આવીને વાછરડાંને છોડી મૂકે છે, ને વાછરડાં ગાયોને ધાવી જાય છે એટલે અમે જ્યારે ગાયો દોહવા બેસીએ છીએ ત્યારે બિલકુલ દૂધ રહેતું નથી અને અમારે દૂધનાં ખાલી બોઘરણાં લઈ પાછાં વળવું પડે છે. કૃષ્ણ ને બલરામને અમે ટોકીએ છીએ, તો તેઓ કેવળ પોતાનું મોહક હાસ્ય જ રેલાવે છે ને અમે એમને કશું જ કરી શકતાં નથી. વળી કૃષ્ણ-બલરામને અમે શીંકે મૂકેલાં દહીં-માખણ ચોરવાની ઘણી મજા પડે છે આમ દહીં-માખણ ચોરતા કૃષ્ણ ને બલરામ જ્યારે પકડાઈ જાય છે ત્યારે ઊલટા સામે બોલી નાખે છે કે અમને ચોર શાના કહો છો? કેટલીકવાર એ દહીં-માખણ ચોરીને માકડાંને ખવરાવી દે છે. જ્યારે માંકડાં ધરાઈ જાય છે ત્યારે અમારી પાસે આવી ઊલટા ફરિયાદ કરે છે કે તમારાં દૂધ-દહીં અને માખણ નકામાં છે—વૃંદાવનનાં વાંદરાં સુદ્ધાં એ ખાવા તૈયાર નથી. પછી એ મટુકીઓ ફોડી નાખે છે ને તેના ટૂકડા આમતેમ ફેંકે છે. અમે દહીં, માખણનાં પાત્રો છુપાવી રાખીએ તોય તમારા કૃષ્ણ તથા બલરામ અંધકારમાં પણ પોતાના અલંકારોના ઓજસ્‌થી સહેલાઈથી શોધી કાઢે છે. કદાચ સંતાડેલાં દહીં-માખણ એમને હાથ ન ચઢે તો તેઓ અમારાં બાળકો પાસે જઈ તેમને ચૂંટીઓ ખણે છે. તેમને રડાવીને ભાગી જાય છે દહીં-માખણ જો શીંકે ચડાવી દઈએ છીએ તો તેઓ ખાંડણિયા પર બીજો સામાન એક પર એક ગોઠવીને તેને પહોંચવા પ્રયત્ન કરે છે, છતાંય તે પહોંચી ન શકે તો મટુકીઓને કાંકરા મારી કાણાં પાડે છે. માટે અમારું માનીને એમનાં અંગો પરના બધા જ અલંકારો ઊતારી લો તો સારું.

આવી ફરિયાદો સાંભળી યશોદા માતા કહેતાં: 'ભલે, ભલે, હું કૃષ્ણના અલંકારો ઉતારી લઈશ, એટલે અંધારા ઓરડામાં મૂકેલાં દહીં-માખણ એ જોઈ શકશે નહિ.' ત્યારે વળી ગોપીઓ કહેતી: 'ના રે ના માતાજી એવું ન કરશો. અલંકારો ઉતારી લીધાથી શો લાભ થશે? કોણ જાણે આ કઈ જાતનાં બાળકો છે? એમના પર અલંકારો ન હોય તો પણ એ સ્વયં પ્રકાશ ફેલાવે છે ને અંધકારમાં પણ બધું જ જોઈ શકે છે એટલે યશોદામાતા એમને જ અનુરોધ કરે છે, 'તમારાં દહીં-માખણ સુરક્ષિત સ્થળે રાખજો એટલે એમને હાથ જ ન

રડે!' જરાકમાં ગોપીઓ કહેતી, 'અમે દહીં-માખણ છુપાવવા અમારાથી બનતા પ્રયાસો તો કરીએ છીએ, પરંતુ અમે ઘરકામમાં રોકાયેલાં હોઈએ ત્યારે ગમે તેમ કરી આ તોફાની છોકરાઓ અમારા ઘરમાં ઘૂસી આવે છે, અને અમારી બધી જ બાજી બગાડી નાખે છે. કેટલીક વાર અમારું દહીં-માખણ ચોરવામાં એ લોકો ફાવતા નથી, ત્યારે ગુસ્સે થઈને તેઓ અમારા ખંડમાં પેશાબ કરે છે તથા થૂંકીને ગંદવાડ કરે છે. અત્યાર જ જુઓ ને! તમારો દીકરો અમારી ફરિયાદ સાંભળી રહ્યો છે. આખો દિવસ એ લોકો દહીં-માખણ ચોરવાની યોજનાઓ કરતા જ રહે છે છતાં અત્યારે કેવા ડાહ્યા-ડમરા થઈ આપના પડખે બેસી ગયા છે? એમનું મોઢું તો જુઓ!' આ બધી ફરિયાદો સાંભળી યશોદા માતાએ તેમને શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો, પરંતુ તેનું દયામણું હસતું મોઢું જોઈ એ કશી જ શિક્ષા કરી શક્યાં નહિ.

બીજે દિવસે કૃષ્ણ ને બલરામ એમના મિત્રો સાથે રમતા હતા, ત્યારે બલરામને આગળ કરી બધા જ ગોપબાળકોએ યશોદાજીને ફરિયાદ કરી કે કૃષ્ણે માટી ખાધી છે. એ સાંભળી યશોદા માતાએ શ્રીકૃષ્ણના હાથ પકડ્યા ને બોલ્યાં, "વહાલા કૃષ્ણ, એકલા બેસી તેં માટી કેમ ખાધી? જો આ તારા બધા જ સખા ને બલરામ પણ તારા વિરુદ્ધ ફરિયાદ લાવ્યા છે,' માતાનો ભય લાગવાથી કૃષ્ણે ઉત્તર દીધો: 'ઓ વહાલી મા! આ બધા જ મિત્રો અને મોટાભાઈ બલરામ પણ મારી વિરુદ્ધ જૂઠાણું હાંકે છે. મેં માટી ખાધી જ નથી. મોટા-ભાઈ બલરામ આજે રમતાં રમતાં મારા પર ગુસ્સે થઈ ગયા તેથી બીજા છોકરાઓને એકઠા કરી મારી વિરુદ્ધ અહીં ફરિયાદ કરવા આવ્યા છે. આ બધા સંપ કરીને મારી વિરુદ્ધ ફરિયાદ કરે છે, જેથી તું મને શિક્ષા કરે! એ બધા સાચું કહેતા હોય તો જો મારું મોઢું. મેં માટી ખાધી છે કે કેમ તેની ખાત્રી કરી લે. માતાએ કહ્યું, "ભલે, ભલે, જો તેં માટી ન ખાધી હોય તો ઉઘાડ જોઉં તારું મોઢું?"

આમ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણને તેમનાં માતાજીએ આજ્ઞા કરી એટલે કૃષ્ણે તુરત જ પોતાનું મોં પહોળું કર્યું. સામાન્ય બાળકની પેઠે તેઓ આજ્ઞાને આધીન થયા. શ્રી યશોદા માતાએ કૃષ્ણના ખુલ્લા મોઢામાં દૃષ્ટિપાત કર્યો તો તેમને સકળ બ્રહ્માંડનાં દર્શન થયાં. સમગ્ર વિશ્વ એમની નજરે પડ્યું. દશે દિશાઓ, પર્વતો, ટાપુઓ, સાગરો, સમુદ્રો, ગ્રહો, અગ્નિ, વાયુ, ચંદ્ર અને તારલાઓ તેમની નજરે પડ્યા. આ ચંદ્ર અને તારામંડળ સાથે બધાં જ તત્ત્વો પણ એમની નજરે પડ્યાં. સમગ્ર આકાશ સાથે અહંકાર, ઈન્દ્રિયગ્રાહ્ય વસ્તુઓ, ઈન્દ્રિયોનું સંચાલન કરનાર દેવતાઓ, શબ્દ, રૂપ, રસ, ગંધ ઈત્યાદિ અને ભૌતિક પ્રકૃતિના ત્રણેય ગુણોનાં પણ ત્યાં દર્શન થયાં. એમના વદનમાં એમણે સઘળી જીવંત સૃષ્ટિ, અનંતકાળ, ભૌતિક પ્રકૃતિ, આધ્યાત્મિક પ્રકૃતિ, કર્મ, સભાનતા અને સૃષ્ટિનાં વિવિધ સ્વરૂપો નિહાળ્યાં. યશોદાજીએ પોતાના બાળકના વદનમાં બ્રહ્માંડની સમગ્ર આવશ્યક વસ્તુ-ઓનાં દર્શન કર્યાં. એમના મોંમાં પોતાને પણ બાળકૃષ્ણને ખોળામાં લઈ બેઠેલાં જોયાં. કૃષ્ણ ભગવાન ત્યાં પણ સ્તનપાન કરી રહ્યા હતા. આ બધું જોઈ યશોદાજી તો સ્તબ્ધ જ

બની ગયાં. પોતે ખરેખર સ્વપ્નમાં છે કે આ બધું ખરેખર નિહાળી રહ્યાં છે, એ વાતનું તેમને આશ્ચર્ય થયું. કોઈ અલૌકિક દૃશ્ય એમની નજરે પડી રહ્યું હતું. તેમને લાગ્યું કે નક્કી પોતે કોઈ સ્વપ્ન જોઈ રહ્યાં છે, યા તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની માયાના મોહમાં ફસાઈને આ બધું નિહાળી રહ્યાં છે. પોતે મગજની સમતુલા ગુમાવી બેઠાં છે, એટલે આ બધું જોઈ રહ્યાં છે એવું તેમને લાગ્યું. એણે યૌગિક સિદ્ધિ પ્રાપ્ત કરી હશે તેથી જ એના મોંમાં આવી માયા જોઈ હું મૂંઝાઈ ગઈ છું. હું પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ચરણે પ્રાર્થના કરું છું, જેમની અચિન્ત્ય માયાના પ્રભાવથી જ દુન્યવી 'મમાહમ્'-'હું અને મારું'ના મોહમાં દરેક જણ ફસાય છે. પછી તે બોલ્યાં, "હે પરમ દયાળુ પરમેશ્વર! હું આપને પૂજ્ય ભાવથી પ્રણામ કરું છું. આપની જ માયાથી હું નંદ મહારાજને મારા સ્વામી સમજું છું, કૃષ્ણને મારો દીકરો માનું છું, નંદ મહારાજની બધી જ સમૃદ્ધિને હું મારી લેખું છું ને આ બધા જ ગોપાલો અને ગોપીજનો મારી પ્રજા છે, એમ માનું છું. પરમેશ્વરની જ આ બધી માયા છે. એથી હું એમને પ્રાર્થના કરું છું કે એ સદૈવ મારું રક્ષણ કરો." આમ તત્ત્વજ્ઞાનીય વિચારોમાં જ્યારે યશોદા માતાજી ડૂબી ગયાં હતાં, ત્યારે કૃષ્ણે પુનઃ પોતાની આંતરિક શક્તિ પ્રગટાવી એમને માતૃવત્સલતાપૂર્ણ બનાવી દીધાં. તુરત જ યશોદા માતા બધા જ તત્ત્વજ્ઞાનીય વિચારો વિસરી ગયાં—કૃષ્ણને પોતાના દીકરા તરીકે સ્વીકારી લીધો. એને પોતાના ખોળે લઈ લીધો ને માતૃવત્સલતામાં ખોવાઈ ગયાં. એ વિચારી રહ્યાં: કે જ્ઞાનની અટપટી ક્રિયા દ્વારા આમજનતા કૃષ્ણને સમજી શકે એમ નથી, પરંતુ ઉપનિષદો, વેદાન્ત તથા યોગપદ્ધતિ કે સાંખ્ય-તત્ત્વજ્ઞાનથી જ એમને પામી શકાય એમ છે. પછી એ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો પોતાના જ સંતાન તરીકે વિચાર કરવા લાગ્યાં.

યશોદા માતાએ ખરેખર ઘણાં ઘણાં પુણ્યકાર્યો કર્યાં હતાં, જેને પરિણામે પરમ સત્ય-પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, સાક્ષાત્ તેમના પુત્ર રૂપે અવતર્યા હતા અને તેમનું સ્તનપાન કરી રહ્યા હતા. તેવી જ રીતે નંદ મહારાજે પણ ઘણાઘણા યજ્ઞયાગાદિ કર્યા હશે, ને પુણ્ય-શાળી પ્રવૃત્તિઓ આદરી હશે કે જેના પરિણામે ભગવાન કૃષ્ણને પુત્ર તરીકે પામી તેમની પાસેથી 'પિતાજી!' એવું સંબોધન સાંભળી શક્યા હતા. કૃષ્ણ, વસુદેવ-દેવકીનું પોતાનું સંતાન હતા છતાં, વસુદેવ અને દેવકી તેમની આ બાળલીલાઓનું સુખ પ્રાપ્ત કરી શક્યાં નહીં, એ એક આશ્ચર્યની જ વાત છે. આજે પણ ઘણા સંતો કૃષ્ણલીલાની પ્રશસ્તિ કરી રહ્યા છે, પરંતુ વસુદેવ-દેવકી જાતે શ્રી કૃષ્ણની બાળલીલાનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરી શક્યાં નહિ. એનું કારણ શ્રી શુકદેવજી ગોસ્વામીએ પરીક્ષિત રાજાને નીચે પ્રમાણે સમજાવ્યું હતું:

ભગવાન બ્રહ્માએ વસુશ્રેષ્ઠ દ્રોણ અને એમનાં પત્ની ધરાને પ્રજોત્પત્તિ કરવાનો આદેશ આપ્યો ત્યારે એમણે કહ્યું: 'પરમ પિતા! અમે આપ પાસેથી વરદાન માગીએ છીએ'. આમ દ્રોણ અને ધરાએ બ્રહ્માજી પાસેથી વરદાન મેળવ્યું—ભવિષ્યમાં જ્યારે તેઓ આ પૃથ્વી પર અવતાર ધારણ કરશે ત્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ તેમના સૌથી વધુ આકર્ષક બાલસ્વરૂપે એમનું સમગ્ર ધ્યાન કેન્દ્રિત કરશે. કૃષ્ણ સાથેનો એમનો સંપર્ક એટલો

ના દિવ્ય હશે કે તેમની સાથેની કૃષ્ણની બાળલીલાનું કેવળ શ્રવણ કરવાથી, કોઈ પણ વ્યકિત આ ભવાટવિના જન્મ-મરણના ફેરા ટાળી શકશે ભગવાન બ્રહ્મા એવા આશીર્વાદ આપવા રાજી થયા, અને તેથી દ્રોણ નંદ મહારાજ તરીકે અને એમનાં પત્ની ધરામાતા યશોદાજી તરીકે વૃંદાવનમાં અવતર્યા.

આ રીતે નંદ મહારાજ અને તેમનાં પત્ની યશોદા માતા, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પ્રત્યે અતૂટ ભકિતભાવના કેળવીને, પોતાના પુત્ર તરીકે કૃષ્ણને પામ્યાં. કૃષ્ણના સખા, બધા ગોપ અને ગોપીઓએ પણ, કૃષ્ણ પ્રતિ વિવિધ સ્નેહની લાગણીઓ કેળવી.

આમ ભગવાન બ્રહ્માના આશીર્વાદને મૂર્તસ્વરૂપ આપવા જ ભગવાન કૃષ્ણે પોતાના અંશાવતાર શ્રી બલરામ સાથે જન્મ ધારણ કર્યો ને વૃંદાવનવાસીઓનો અલૌકિક આનંદ વધારવામાં પોતાની બાળલીલા દ્વારા કારણભૂત બન્યા.

આ રીતે 'કૃષ્ણ' ગ્રંથના 'વિરાટ-રૂપ-દર્શન' નામના
આઠમા અધ્યાયના, ભકિત-વેદાંત ભાવાર્થ પૂરા થયા.



# ૯. માતા યશોદા કૃષ્ણ ભગવાનને બાંધે છે.

એક વાર દાસી બીજા ઘરકામમાં રોકાયેલી હતી, તેથી માતા યશોદાજીએ વલોણું વલોવવાનું કામ પોતે ઉપાડી લીધું. વલોણું વલોવતાં વલોવતાં તેઓ કૃષ્ણલીલાનું ગાન કરવા લાગ્યાં ને પોતાના પુત્રના વિચારમાં આનંદ માણી રહ્યાં.

વલોણું વલોવતાં એમણે પોતાની સાડીનો પાલવ બરાબર ખોસેલો હતો. પુત્ર માટેના એમના ઉત્કટ પ્રેમના પરિણામે, બન્ને હાથથી વલોવતાં અતિ પરિશ્રમ પડવાથી હાલતા એમના બન્ને સ્તનોમાં દૂધ ઊભરાઈ આવ્યું ને ધરણી પર ટપકવા લાગ્યું એમના હાથનાં કંકણો એક બીજા સાથે અથડાઈ મધુર રણકાર કરી રહ્યાં એમના કાનનાં કુંડળો તથા સ્તનો હાલવા લાગ્યા. એમના ભાલ પ્રદેશ પરથી પ્રસ્વેદ બિન્દુઓ પણ ટપકી રહ્યા એમના કેશકલાપમાં ધારણ કરેલી વેણી પણ વેરવિખેર થઈ ગઈ. આ મનોરંજક દૃશ્ય સામે બાળક કૃષ્ણ આવીને ઉપસ્થિત થયા. એમને ભૂખ લાગી માતૃપ્રેમને લીધે એ વલોણું બંધ રાખે એમ ઈચ્છી રહ્યા. પોતાની માતાનું પહેલું કર્તવ્ય બાળકને ધવરાવવાનું હતું ને પછી જ વલોણું વલોવવાનું એમ તેઓ દર્શાવવા માગતા હતા

માતા યશોદાએ બાલકૃષ્ણને ખોળામાં લીધા અને તેમને ધવરાવવા લાગ્યા જ્યારે કૃષ્ણ આમ સ્તનપાન કરી રહ્યા હતા, ત્યારે માતા યશોદાજી હસી રહ્યાં હતાં બાલકૃષ્ણના વદનનું સૌંદર્ય જોઈ ખુશ થતાં હતાં. અચાનક ચૂલે મૂકેલું દૂધ ઊભરાયું. દૂધ ઢોળાય નહિ તે માટે ધાવતા કૃષ્ણને ધરતી પર મૂકી માતા યશોદાજી ઊભા થયા અને રસોડામાં ગયાં માતાએ આમ તરછોડયા એટલે કૃષ્ણને ખૂબ રોષ ચડયો ક્રોધથી એમનાં નયનો અને અધરો લાલચોળ બની ગયાં એમણે દાંત પીસ્યા, હોઠ ભીડયા અને એક પથ્થર લઈ માખણના મટુકીને માર્યો. મટુકી તૂટી ગઈ આંખોમાં ખોટાં ખોટાં અશ્રુ આણી એ માખણ ખાવા લાગ્યા અને એક ખૂણે જઈ બેઠા

ઊભરાતા દૂધના ઠામને વ્યવસ્થિત કરી માતા યશોદાજી વલોણા આગળ આવ્યાં વલોવવાનું દહીં ભર્યું હતું એ મટુકી એમણે તૂટેલી જોઈ અને પોતાનો દીકરો ત્યાં જણાયો નહિ, એટલે માની લીધું કે એ કામ એનું જ હોવું જોઈએ. એણે જ મટુકી ફોડી હોવી જોઈએ એ

વિચાર આવતાં જ એ મનમાં હસી રહ્યાં. 'બાળક ખૂબ જ ચકોર છે. મટુકી ફોડી એટલે માતા શિક્ષા કરશે એવો એને ભય લાગ્યો હશે.' એમણે ચોમેર તપાસ કરી. એક મોટો ખાંડણિયો ત્યાં પડયો હતો અને દીકરો એના પર ચઢી બેઠો હતો તથા છતમાં લટકાવેલા શીંકામાંથી નિરાંતે માખણ કાઢી વાંદરાંને ખવરાવતો હતો. કૃષ્ણે પોતે અપરાધ કર્યો છે એ વાત એ જાણતા હતા અને માતાના ડરથી ચોતરફ નજર રાખી રહ્યા હતા. દીકરાની આ દશા જોઈ માતા યશોદાજી પાછળથી ધીમે પગલે નજીક આવ્યાં, પરંતુ હાથમાં લાકડી લઈ આવતાં માતાજીને કૃષ્ણે એકદમ જોયાં અને ખાંડણિયા ઉપરથી તે ઝટપટ નીચે ઊતર્યા ને ભય પામી ભાગવા લાગ્યા.

માતા યશોદાજી બધે એમની પૂંઠે દોડવા લાગ્યાં અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કે જે મોટા મોટા યોગીઓના ધ્યાનથી પણ હાથમાં આવતા નથી, તેમને પકડવા મથી રહ્યાં. પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણ જે યોગીઓ તથા જ્ઞાનીઓથી ઝડપાતા નથી, તેઓ યશોદામાતા જેવા મહાન ભક્ત આગળ દીકરા સ્વરૂપ રમી રહ્યા હતા. પોતાની પાતળી કમર અને ભારે શરીરને લીધે યશોદા માતા ઝડપથી દોડતા બાળકને સહેલાઈથી પકડી શક્યાં નહિ. છતાં એની પાછળ ઝપાટાથી એમણે પ્રયાસ આરંભ્યો. એમની વેણી છૂટી ગઈ. પુષ્પો ધરતી પર વેરાયાં. એ થાકી જવા આવ્યાં છતાં ગમે તેમ કરી પોતાના તોફાની બાળક પાસે જઈ પહોંચ્યાં ને એને પકડી લીધો. આમ પકડાઈ ગયા એટલે કૃષ્ણ રડવા જેવા થઈ ગયા અને પોતાના હાથ વડે કાળા કાજળથી આંજેલી આંખો ચોળવા લાગ્યા. એમણે પોતાની સમક્ષ ઊભી રહેલી માનો ચહેરો જોયો અને ભયથી એમનાં નયન ચંચલ બની ગયાં. કૃષ્ણ ખોટો ભય પામી રહ્યો છે એ વાત યશોદા માતા જાણતાં હતાં, એટલે એના ભલા માટે એનો ભય તેઓ ટાળવા માગતાં હતાં.

પોતાના બાળકનાં સર્વશ્રેષ્ઠ શુભેચ્છક હોઈ માતા યશોદાએ મનમાં વિચાર કર્યો, 'આ બાળકને મારો બહુ ભય લાગે તો કોણ જાણે શું નું શું થઈ જાય!' એટલે યશોદાજીએ પોતાના હાથમાંની લાકડી દૂર ફેંકી દીધી અને શિક્ષા કરવા કોઈ દોરડાથી એનો હાથ બાંધવા વિચાર કર્યો. યશોદા માતાને એ વાતની ખબર નહોતી કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને તેઓ કદી બાંધી શકશે નહિ. તેમના મનમાં તો એમ જ હતું કે કૃષ્ણ પોતાનું નાનકડું બાળક છે; પરંતુ એ બાળક અનંત અને શાશ્વત છે એનો એમને ખ્યાલ ન હતો. આમ જે અંદર નથી, બહાર નથી, જેનો આરંભ નથી, અંત નથી, જે અસીમ છે, તેને માતા યશોદા ખાંડણિયા સાથે બાંધવા પ્રયાસ કરી રહ્યાં. જે દોરડાથી એ કૃષ્ણને બાંધવા માગતાં હતાં, એ બે ઈંચ ટૂંકું પડતું જણાયું. આથી યશોદા માતા ઘરમાંથી બીજું દોરડું લઈ આવ્યાં અને એનો સાંધો કર્યો, પરંતુ છેડો આવ્યો ત્યારે એ પણ બે ઈંચ ટૂંકું પડયું. આમ ઘરમાં હતાં એટલાં બધાં જ દોરડાં તેઓ શોધી લાવ્યાં, પરંતુ દરેકનો છેડો આવતાં જં તે બે ઈંચ ટૂંકું પડતું જણાયું. શ્રી યશોદા માતાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એ હસી રહ્યાં હતાં, પરંતુ દોરડાં કેમ ટૂંકાં પડતાં હતાં એ વાત એમને સમજાતી નહોતી.

આમ, પોતાના પુત્રને બાંધવાની મથામણ કરતાં કરતાં તેઓ ખૂબ જ થાકી ગયાં, એમનાં અંગોપાંગમાંથી પ્રસ્વેદબિન્દુઓ ફૂટી નીકળ્યાં, કેશકલાપમાંથી એમની વેણી છૂટી પડી ધરતી પર વિખરાઈ ગઈ; ત્યારે ભગવાન શ્રીકૃષ્ણને પોતાની માતાના સખત પરિશ્રમની દયા આવી છેવટે દયા લાવી એ યશોદા માતાના બંધનમાં બંધાઈ ગયા. આમ, ભગવાન કૃષ્ણ યશોદા માતાના ઘરમાં બાળક તરીકે વાસ કરી પોતાની સ્વેચ્છાથી સ્વતન્ત્ર વિવિધ લીલાઓ બતાવી રહ્યા હતા અલબત્ત પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને કોઈ જ બંધનમાં બાંધી શકતું નથી. શુદ્ધ ભકતો હમેશાં ભગવાનના ચરણારવિંદનું શરણું સ્વીકારે છે, પછી ભગવાન ભલે ભકતને તારે કે મારે તેવી જ રીતે ભકત આશરો લે ત્યારે ભગવાન પોતે પણ એક પ્રકારનો અલૌકિક ઉલ્લાસ અનુભવે છે. આ વાત, માતા યશોદા પ્રતિ શરણે જઈ, ભગવાન શ્રીકૃષ્ણે સિદ્ધ કરી.

ભગવાન શ્રીકૃષ્ણ પોતાના ભકતોના સર્વશ્રેષ્ઠ મુકિતદાતા છે, પરંતુ યશોદા માતા પર એમણે જે કૃપા વરસાવી એવી કૃપા તો ભગવાન બ્રહ્મા, ભગવાન શિવ કે સાક્ષાત્ લક્ષ્મીજી પણ પામ્યાં ન હતાં.

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, જેઓ શ્રી નંદ મહારાજ અને યશોદા માતાના પુત્ર તરીકે પ્રસિદ્ધ છે, તેમને યોગીઓ અને ચિન્તકો પણ પૂર્ણ સ્વરૂપે પામી શકયા નથી; પરંતુ પોતાના ભકતોને એ સરળતાથી ઉપલબ્ધ છે. યોગીઓ ને જ્ઞાનીઓ એમને તમામ આનંદના સરોવર તરીકે જાણી શકતા નથી

પોતાના પુત્રને ખાંડણિયા સાથે બાંધી માતા યશોદા ઘરકામમાં પ્રવૃત્ત થયાં. આમ ખાંડણિયા સાથે બંધાયેલા કૃષ્ણે પોતાની સામે બે વૃક્ષો જોયાં. એ 'જોડિયાં અર્જુનવૃક્ષ' કહેવાતાં. આનંદકંદ ભગવાન કૃષ્ણે પોતાના મનમાં વિચાર્યું, 'માતા યશોદાજીએ પ્રથમ મને પૂરો ધવરાવ્યા સિવાય રઝળતો મૂકયો હતો તેથી મેં દહીંની મટુકી ફોડીને માખણ માંકડાંને વહેંચી માર્યું, હવે એમણે મને આ ખાંડણિયા સાથે બાંધ્યો છે તો હું અગાઉ કરતાં કંઈક વધારે જબરું તોફાન કરું' આમ ત્યાં ઊગેલાં વિરાટ અર્જુનવૃક્ષોને તોડી પાડવાનો વિચાર તેમણે કર્યો.

આ અર્જુનવૃક્ષોની પાછળ એક ઈતિહાસ છે પૂર્વજન્મમા આ બન્ને અર્જુનવૃક્ષો કુબેરના પુત્રો હતા. એમનાં નામ હતાં, નળકૂવર ને મણિગ્રીવ સદ્ભાગ્યે તેઓ ભગવાનની દૃષ્ટિએ પડયા. પૂર્વજન્મમાં મહાન ઋષિ નારદે તેમને શાપ આપ્યો હતો, જેથી તેમને પ્રભુનાં દર્શન કરવાનો અનુપમ અવસર પ્રાપ્ત થઈ શકે નશો કરવાથી એ પોતાની જાત વિસરી ગયા હતા, તેથી મહર્ષિ નારદે તેમને આવો શાપ આપ્યો હતો. આની વાર્તા આગળના અધ્યાયમાં વર્ણવવામાં આવશે

આમ 'કૃષ્ણ' ગ્રંથના "માતા યશોદા કૃષ્ણને બાંધે છે' એ નામના
નવમા અધ્યાયના ભકિતવેદાંત—ભાવાર્થો પૂરા થયા.



# ૧૦. નળકૂવર ને મણિગ્રીવનો ઉદ્ધાર

મહાન સંતપુરુષ નારદજીની દિવ્ય મરજીથી નળકૂવર અને મણિગ્રીવને અપાયેલા શાપ અને તેમના કૃષ્ણ ભગવાન દ્વારા ઉદ્ધારની વાત અહીં વર્ણવાય છે.

પેલા બે મહાન દેવતાઓ નળકૂવર અને મણિગ્રીવ, દેવતાઓના ભંડારી અને મહાન શિવ-ભક્ત શ્રી કુબેરના પુત્રો હતા. ભગવાન શિવની કૃપાથી કુબેરની ભૌતિક સંપત્તિનો કોઈ સુમાર નહોતો. શ્રીમંતોના પુત્રો ઘણીવાર મદિરા ને મહિલાની લતે ચઢી જાય છે, એમ કુબેરના આ બે પુત્રો પણ મદિરા ને મહિલાના પાશમાં ફસાયા હતા. એક વાર આ બન્ને દેવતાઓ આનંદ-પ્રમોદ માટે કૈલાસ પર્વત પર મંદાકિની—ગંગાના કિનારે આવેલા ભગવાન શિવના ઉદ્યાનમાં પ્રવેશ્યા. ત્યાં તેમણે પુષ્કળ મદિરાપાન કર્યું. પછી પેલા સુવાસિત પુષ્પોવાળા ઉદ્યાનમાં પોતાની સાથે ગયેલી સુંદરીઓનાં મધુર ગાન સાંભળવા બેઠા. પૂરો નશો કરેલી દશામાં તેમણે ગંગાના પ્રવાહમાં પ્રવેશ કર્યો કે જ્યાં સુંદર કમલનાં પુષ્પો ખીલી રહ્યાં હતાં. જલપ્રવાહમાં હાથી જેમ અનેક હાથણીઓ સાથે ક્રીડા કરે છે, તેમ આ બન્ને દેવતાઓ પોતાની સાથે આવેલી સુંદરીઓ સાથે ક્રીડા કરવા લાગ્યા.

આ પ્રમાણે તેઓ જલક્રીડા કરી રહ્યા હતા, ત્યારે મહાન સંત નારદજી અચાનક એ માર્ગે જતાં ત્યાં આવી ચઢયા. નળકૂવર ને મણિગ્રીવ એ બન્ને દેવતાઓ મદિરાપાનથી ચકચૂર હતા, એ વાત દેવર્ષિ નારદ સમજી ગયા. મહર્ષિ નારદ ત્યાંથી પસાર થઈ રહ્યા છે એ વાતનું એમને ભાન ન હતું, પરંતુ પેલી યુવાન સુંદરીઓએ ઝાઝું મદિરાપાન કર્યું નહોતું, તેથી પોતાની નગ્નદશામાં મહર્ષિ નારદને જોઈ ખૂબ જ શરમાઈ ગઈ અને ઝપાટાબંધ અંગો ઢાંકવાની વેતરણમાં પડી ગઈ, પરંતુ પેલા બે દેવતાપુત્રો એટલા બધા તો નશાગ્રસ્ત હતા કે તેમને મહર્ષિની હાજરીની કશી જ અસર થઈ નહિ અને એમણે પોતાનાં અંગો આચ્છાદિત કરવા કશો જ પ્રયાસ કર્યો નહિ. આટલી બધી હીન દશાએ વિનિપાત પામેલા આ દેવતા-ઓને જોઈ નારદજીને એ બન્ને દારૂડિયાઓનું કલ્યાણ કરવાની ભાવના જાગી. તેથી તેમણે પોતાની નિર્લેપ દયાદૃષ્ટિથી બન્નેને શાપ આપ્યો.

મહર્ષિને આ બન્ને દેવતાઓ પર દયા આવી એટલે તેમને મદિરાપાન અને યુવાન સ્ત્રીઓના સુંવાળા સંબંધના મિથ્યા આનંદમાંથી મુક્ત કરી શ્રીકૃષ્ણનાં સાક્ષાત્ નજરોનજર દર્શન કરે એવી ભાવના નારદજીના દિલમાં ઉત્પન્ન થઈ. તેથી તેમણે, નીચે પ્રમાણે, એ બન્ને દેવતાઓને શાપ આપ્યો. તેમણે કહ્યું : કે ભૌતિક ઉપભોગ કરવાની લાલસા વાસનાઓની વૃદ્ધિનું પરિણામ છે આ ભૌતિક જગતમાં માનવીને જ્યારે સંપત્તિની ભૌતિક સમૃદ્ધિ સાંપડે છે, ત્યારે એ ત્રણ વસ્તુઓ – મદિરા, મહિલા ને જુગારની લતમાં ફસાય છે ભૌતિક સમૃદ્ધિ પામેલા જીવો સંપત્તિના ભરાવાથી ફુલાઈ જાય છે. તે એટલા બધા નિર્દય બની જાય છે કે પશુહત્યા માટે કસાઈખાનાં ખોલે છે પોતે કદી મૃત્યુનો ભોગ બનનાર નથી એવું એ માની બેસે છે આવા મૂર્ખ માણસો કુદરતના કાનૂનો વિસરી જાય છે ને મનુષ્ય-દેહમાં અતિશય મોહાંધ બને છે. આ ભૌતિક દેહ આગળ વધી દેવતાપદ પામ્યો હોય, છતા અંતે તો એ અગ્નિમાં ભસ્મ થઈ જવાનો છે એ સત્ય તે વિસરી જાય છે મનુષ્યના જીવનાં દેહની ગમે તેવી સુંદર બાહ્ય સ્થિતિ હોય, પરંતુ અંદરથી તો એ મળ-મૂત્ર અને અનેક જંતુઓથી જ ખદબદતો હોય છે. આમ, અન્ય દેહો પ્રતિ ઈર્ષા ને હિંસા દાખવવાથી આ ભૌતિકવાદીઓ જીવનનુ અંતિમ ધ્યેય સમજી શકતા નથી અને જીવનનુ અંતિમ ધ્યેય સમજ્યા વિના તેઓ સામાન્ય રીતે નરકયાતનામાં સપડાય છે. એમના બીજા જન્મમાં આ ક્ષણભંગુર દેહના પ્રતાપે દરેક પ્રકારના પાપ કરે છે. આ માનવદેહ ખરેખર પોતાનો છે કે નહિ એ પણ તેઓ પૂરુ સમજી શકતા નથી. સામાન્ય રીતે એમ મનાય છે કે જે વ્યક્તિઓ મનુષ્ય-દેહને પોષે છે તે જ એ દેહના માલિક છે એટલે મનુષ્યે વિચાર કરવો જોઈએ કે આ માનવશરીર ખરેખર પોતાનુ છે, કે પછી પોતે જેની સેવા કરે છે એ શેઠના માલિકીનું છે? ગુલામોનો માલિક ગુલામોના દેહ પર સંપૂર્ણ માલિકી હક્ક ધરાવે છે, કારણ કે તેમનો માલિક જ તેમનું પોષણ કરતા હોય છે તેથી એવુ હોઈ શકે કે માનવદેહ એનુ બીજ નાખનાર પિતાનો છે, કે એનો વિકાસ સાધનાર માતાની માલિકીનો છે

ભૌતિક શરીર અને આત્મા એક છે એવી ભૂલ કરનાર મૂર્ખ માનવીઓ અનેક પ્રકારના પાપાચારમા રચ્યા પચ્યા રહે છે પરંતુ આ દેહ કોનો છે એ સમજવા દરેકે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ કોઈ મૂર્ખ માણસ પોતાનુ શરીર ટકાવવા અન્ય પશુઓનો સંહાર કરવામા મોજ માણે છે, પરંતુ આ શરીર એનુ પોતાનુ છે, કે એના પિતા, માતા કે પિતા મહનુ છે એનો વિચાર કરતો નથી. કેટલીક વાર પિતા અથવા પ્રપિતા પોતાની દીકરી કોઈ વ્યક્તિને પરણાવે છે અને દીકરીના દીકરાને પોતાના પુત્ર તરીકે પુનઃ પ્રાપ્ત કરવાની આશા રાખે છે શરીર પાસે જે બળજબરીથી કામ કરાવે છે, એવો શક્તિશાળી મનુષ્ય પણ શરીરના માલિકી ધરાવી શકે છે કેટલીક વાર ગુલામનુ શરીર એના માલિકને વેચવામાં આવે છે આ શરીર એને વેચાણ લેનારની માલિકીનું બની જાય છે જીવનના અંત પછીનો માનવદેહ અગ્નિને જ સ્વાધીન થાય છે. આમ, માનવશરીર અગ્નિને સ્વાધીન કરવામા આવે છે, તો અગ્નિ જ માનવ દેહનો માલિક લેખી શકાય, કારણ કે એ જ તેને આખરે ભસ્મ કરે

નાખે છે. કેટલીક વાર માનવદેહને શેરીમાં રઝળતો મૂકી દેવામાં આવે છે ને ત્યારે એ કૂતરાં તથા ગીધોનો ખોરાક બને છે.

તેથી આ દેહના પોષણ માટે વિવિધ પ્રકારનાં પાપ કરતાં પહેલા, આ દેહ કોની માલિકીનો છે એ વાત મનુષ્યે પ્રથમ સમજી લેવી જોઈએ છેવટે એવા નિર્ણય પર અવાય છે કે આ દેહ ભૌતિક પદ્ધતિની પેદાશ છે અને અંતે એ ભૌતિક પદ્ધતિમા જ ભળી જાય છે તેથી આ દેહ આપણો પોતાનો છે એવુ માનવીએ માનવુ જોઈએ નહિ ખોટો માલિકી-હક સાબિત કરવા મનુષ્યે શા માટે હત્યામાં નાચવુ જોઈએ? દેહના પોષણ માટે મનુષ્યે નિર્દોષ પશુઓની શા માટે હત્યા કરવી જોઈએ ?

વૈભવની ખોટી પ્રતિષ્ઠામાં મનુષ્ય અંધ બન્યો હોય છે ત્યારે એ કોઈ પણ પ્રકારના નીતિ-બોધ પર લક્ષ્ય આપતો નથી, પરન્તુ મદિરા, મહિલા ને પશુવધમા રાચે છે આ સંજોગોમા એક ગરીબ માણસ વધારે સારી દશામા મુકાયેલો નજરે પડે છે એક ગરીબ માણસ અન્ય માનવશરીરોને ધ્યાનમાં લઈને પછી જ પોતાની જાતનો વિચાર કરે છે તે અન્યના દેહને ઈજા પહોંચાડવામાં આનંદ માણતો નથી, કારણ કે પોતાને જ્યારે ઈજા કરવામાં આવે છે, ત્યારે પોતાને દુઃખ થાય છે, એ હકીકત એ સરળતાથી સમજી શકે છે એટલે મહર્ષિ નારદે વિચાર્યું. નળકૂવર અને મણિગ્રીવ જેવા આ દેવતાઓ ખોટી પ્રતિષ્ઠાથી એટલા બધા તો મોહાંધ બની ગયા છે કે તેમને વૈભવવિહોણાં જ જીવન જીવતા કરી દેવા ઘટે .

કોઈ મનુષ્યના દેહમા સોય ભોંકાય છે તો એ બીજાને સોય ભોંકાય એવું ઈચ્છતો નથી. ગરીબીમાં જીવન જીવતો માણસ ગરીબાઈ શું ચીજ છે એ બરાબર સમજે છે, ને તેથી બીજા ગરીબાઈમા હડસેલાઈ જાય એવુ તે ઈચ્છતો નથી સામાન્ય રીતે એવું જોવામાં આવે છે, કે જે માનવો ગરીબાઈમાંથી ઊંચો આવ્યો હોય છે અને સંપત્તિ પ્રાપ્ત કરી હોય છે તે માનવી પોતાના જીવનમાં ધર્માદા—સંસ્થાઓ સ્થાપે છે, જેથી ગરીબાઈમા સબડતા બીજા માનવી-ઓને લાભ થાય. ટૂંકમાં, એક દયાળુ, ગરીબ માનવી અન્યનાં સુખ-દુઃખને સહાનુભૂતિની દૃષ્ટિથી નિહાળી શકે છે. ગરીબ માનવી ભાગ્યે જ અભિમાનથી ફુલાઈ જાય છે બધી મોહક વસ્તુઓમાંથી પણ એ અલગ રહી શકે છે. પ્રભુની કૃપાથી પોતાના નિર્વાહ માટે જે કાંઈ મળે તેમાં જ એ સંતોષ માણે છે

ગરીબાઈમાં જીવન જીવવુ એ એક પ્રકારની તપશ્ચર્યા છે વૈદિક સંસ્કૃતિ પ્રમાણે બ્રાહ્મણો રાજીખુશીથી? ગરીબ દશામાં રહેવાનુ પસંદ કરતા. ભૌતિક વૈભવનુ ગુમાન પોતાના દિલમાં ઘર કરી ન જાય તેની તેઓ તકેદારી રાખતા ભૌતિક આબાદીને કારણે જે ખોટી પ્રતિષ્ઠાની ભાવના જાગે છે, એ આધ્યાત્મિક મુક્તિના માર્ગમા ભારે અંતરાય રૂપ બને છે એક ગરીબ માણસ વધારે ને વધારે ખાઈ સ્થૂલકાય બની શકતો નથી વધારે ખાઈ શકે એવી એની પરિસ્થિતિ ન હોવાને કારણે એની ઈન્દ્રિયો પણ ખૂબ તોફાની બનતી નથી. જેની ઈન્દ્રિયો તોફાની ન હોય એ ક્રોધી પણ બની શકતો નથી

ગરીબાઈનો બીજો લાભ એ છે કે સાધુપુરુષ સરળતાથી ગરીબના આંગણામાં પ્રવેશ કરી શકે છે. આમ, એક ગરીબ મનુષ્યને સંતસમાગમનો સહેલાઈથી લાભ મળી શકે છે. વૈભવશાળી મનુષ્ય કોઈને પણ પોતાના આવાસમાં આવવા દેતા નથી, તેથી સાધુપુરુષો એના આંગણે ચઢતા નથી વૈદિક પદ્ધતિ પ્રમાણે સાધુપુરુષ હમેશાં એક ભિક્ષુકનો વેષ ધારણ કરે છે, એટલે ગૃહસ્થ પાસેથી કંઈક ભિક્ષા મેળવવાના હેતુથી એ કોઈ પણ ગૃહમાં પ્રવેશ કરી શકે છે. ગૃહસ્થ સામાન્ય રીતે આધ્યાત્મિક પ્રગતિનો માર્ગ વિસારી બેઠેલો હોય છે. પોતાની કુટુંબજંજાળ સંભાળવામાંથી જ એ ઊંચો આવી શકતો નથી, જ્યારે સંત-સમાગમ કરવાથી ગરીબ માનવીને મુક્તિ પામવાની ઘણી તક રહે છે ભૌતિક વૈભવથી છકી ગયા હોય એવા માનવી શા ઉપયોગના? સાધુસમાગમથી એ વંચિત હોય અને પરમાત્માના સર્વોત્કૃષ્ટ સ્વરૂપના ભક્તોથી જે દૂર હોય એવા પ્રતિષ્ઠિત પુરુષો શા કામના?

એટલે મહર્ષિ નારદજીએ વિચાર કર્યો કે આ બન્ને દેવતાઓને એવી પરિસ્થિતિમાં, મૂકવા કે ભૌતિક વૈભવનું એમનામાં ખોટું અભિમાન જાગે નહિ અને ખોટી પ્રતિષ્ઠાનો હાઉ ઊભો થાય નહિ. નારદમુનિ દયાળુ હતા અને તે બન્ને દેવોનો પતિત જીવનમાંથી ઉદ્ધાર કરવાનું ચાહતા હતા. તેઓ અંધકારમય તમોગુણમાં ફસાયલા હતા, એટલે પોતાની ઈન્દ્રિયો પર સંયમ રાખી શકતા નહોતા. જાતીય સંભોગના જીવનમાં તેઓ આસક્ત હતા અને આવી ધિક્કારપાત્ર દશામાંથી એમનો ઉદ્ધાર કરવો એ નારદમુનિ જેવા સાધુપુરુષોનું ધર્મ-કર્તવ્ય હતું. પશુજીવનમાં પશુ પોતે નગ્ન છે એવું એને ભાન હોતું નથી, પરંતુ કુબેર તો દેવતાઓના ભંડારી હતા, ખૂબખૂબ આદરણીય પુરુષ હતા. નલકૂવર ને મણિગ્રીવ એ બે એમના પુત્રો હતા, છતાં તેઓ આવું પાશવી જીવન જીવતા થઈ ગયા હતા. મદ્યપાનના નશામાં તેઓ સમજી શક્યા નહિ કે પોતે નગ્ન દશામાં છે—એટલા બધા એ બેજવાબદાર બની ગયા. પોતાના દેહનો નિમ્નપ્રદેશ આચ્છાદિત રાખવો એ માનવ સંસ્કૃતિનો મુખ્ય સિદ્ધાંત છે એટલે નર કે નારી જ્યારે આ સિદ્ધાંત વિસરી જાય છે ત્યારે તેમનો વિનિપાત થાય છે. માટે એમને જડ જીવન જીવતાં એકમો બનાવવા એ જ એમને માટે સારામાં સારી સજા હતી. તેથી તેમને વૃક્ષોનું સ્વરૂપ આપવું જ યોગ્ય હતું. વૃક્ષો કુદરતી કાનૂનથી સ્થાવર છે. અજ્ઞાન-મય તમોગુણથી વૃક્ષો આમ આચ્છાદિત થયેલાં હોય છે; છતાં તેઓ કોઈને નુકસાન પહોંચાડી શકતાં નથી. આ બન્ને ભાઈઓ નારદજીની દયાથી વૃક્ષો બની પોતાની સજા ભોગવશે, છતાં પોતે શા માટે સજા પામ્યા છે એ જ્ઞાન એમના સ્મરણમાં કાયમ રહેશે. દેહ છોડયા પછી સ્વાભાવિક રીતે આત્મા પોતાનું પૂર્વજીવન વિસરી જાય છે, પરંતુ આવા ખાસ કિસ્સાઓમાં ઈશ્વરકૃપાથી આ નલકૂવર ને મણિગ્રીવ પેઠે તેમની સ્મરણશક્તિ કાયમ રહે છે.

એટલે નારદમુનિએ વિચાર્યું કે આ દેવતાઓ, દેવતાઓનાં એક સો વર્ષ સુધી, વૃક્ષ રૂપે રહેશે અને તે સમય પૂરો થતાં તેમને પૂર્ણ પુરુષોત્તમના રૂપનાં સાક્ષાત્ દર્શન થશે. એમની અપ્રતિમ કરુણાથી તેઓ તેમનાં પ્રત્યક્ષ દર્શન કરવા શક્તિમાન થશે ને પુનઃ તેઓનો ઉદ્ધાર થશે અને દેવતાઈ જીવન પામશે તથા પ્રભુના પરમ ભક્તો નીવડશે.

ત્યાર પછી મહર્ષિ નારદ પોતાના નિવાસસ્થાન, નારાયણ આશ્રમમાં, પાછા ફર્યા ને બન્ને દેવતાઓ વૃક્ષનું સ્વરૂપ પામ્યા અને જોડિયાં અર્જુન વૃક્ષો તરીકે એક સાથે ઊગ્યા. નારદમુનિની અસીમ કૃપાથી આ બન્ને દેવતાઓ નંદના આંગણામાં ઊગવા ને ભગવાન શ્રીકૃષ્ણને નજરોનજર નિહાળવા ભાગ્યશાળી બન્યા.

બાલકૃષ્ણને ખાંડણિયા સાથે બાંધવામાં આવ્યા હતા, છતાં પોતાના પરમ ભક્ત નારદના વચનનું પાલન કરવા એ ધીમે ધીમે વૃક્ષો તરફ આગળ વધ્યા. નારદમુનિ પોતાના પરમ-ભક્ત હતા. ભગવાન શ્રીકૃષ્ણ સારી રીતે જાણતા હતા કે એ જોડિયાં અર્જુન વૃક્ષોના રૂપમાં તેમની સામે ઊભેલાં વૃક્ષો, ખરેખર શ્રી કુબેર ભંડારીના બે પુત્રો હતા. "મારા પરમ ભક્ત નારદનો બોલ હવે મારે સત્ય કરવો જોઈએ," તેમણે વિચાર્યું અને એ બે વૃક્ષો વચ્ચેની જગ્યામા થઈ આગળ વધ્યા. પોતે તો બે વૃક્ષો વચ્ચેની ખુલ્લી જગ્યામાંથી પાર નીકળી ગયા, પરંતુ પેલો ખાંડણિયો આડો પડી ગયો ને તે બે વૃક્ષો વચ્ચેની ખુલ્લી જગ્યામાંથી પસાર થઈ શક્યો નહિ. આ પરિસ્થિતિનો લાભ લઈ ભગવાન શ્રીકૃષ્ણે જોરથી દોરડું ખેંચવા માંડ્યું. ખાંડણિયો બાંધેલા આ દોરડાને જ્યાં જોરથી ખેંચવામાં આવ્યું કે બન્ને વૃક્ષો એમની શાખા પ્રશાખાઓ સાથે ભારે અવાજ સાથે ધરતી ઉપર ઢળી પડ્યાં, અને આ બન્ને તૂટી પડેલાં વૃક્ષોમાંથી જ્વલંત અગ્નિની જેમ ચમકતી બે મહાન વ્યક્તિઓ બહાર આવી. એમના પ્રાગટ્યથી સર્વત્ર પ્રકાશ ફેલાઈ રહ્યો ને સર્વત્ર છવાઈ ગયો. આમ પાવન થયેલ આ બન્ને દેહ તુરત જ બાલકૃષ્ણ પાસે આવ્યા. એમને પૂજ્યભાવથી વંદન કર્યા ને નીચેના શબ્દોમાં તેમની સ્તુતિ કરી રહ્યા:

'વહાલા ભગવાન શ્રીકૃષ્ણ ! આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને મહાન યોગેશ્વર છો. વિદ્વાન બ્રાહ્મણો ઘણી સારી રીતે જાણે છે કે આ ભૌતિક સૃષ્ટિ આપની જ શક્તિઓના વિસ્તાર છે. આપની એ શક્તિઓ કેટલીકવાર વ્યક્ત બને છે ને કેટલીકવાર અવ્યક્ત રહે છે. તમામ જીવાત્માઓને પ્રાણ, દેહ અને ઈન્દ્રિયો આપનાર આપ જ આદિ શક્તિ છો. આપ જ શાશ્વત પરમેશ્વર, સર્વવ્યાપી ભગવાન વિષ્ણુ છો, જેઓ સર્વના મુખ્ય નિયંતા છે. આપ આ ભૌતિક સૃષ્ટિના મૂળ સર્જનહાર છો. સાધુતા, વાસના અને અજ્ઞાન, આ ત્રણ પ્રકારના જાદુ નીચે એનું સંચાલન થાય છે: પ્રત્યેક જીવંત એકમોમાં આપ જ પરમાત્મા તરીકે બિરાજો છો અને એમના દેહ તથા માનસમાં શું ચાલી રહ્યું છે તે આપ જાણો છો. તેથી જ આપ સર્વજનો, સર્વ પ્રવૃત્તિઓના સર્વોત્તમ સંચાલક છો. આમ, આપ સર્વ વસ્તુ-ઓની મધ્યે બિરાજો છો, છતાં આપ એમના કોઈ ગુણોથી બાધા અનુભવતા નથી. બધું જ પ્રકૃતિના ભૌતિક જાદુના આવરણ નીચે આવરી લેવામાં આવ્યું છે. આ ભૌતિક સૃષ્ટિમાં વિહરનાર કોઈ પણ, આપના એ ગુણોને આ સૃષ્ટિના સર્જન પહેલાંના છે તેવું જાણે છે અને આપને પરમ બ્રહ્મ કહે છે. આપ હંમેશાં પોતાની દિવ્ય અંતરંગ શક્તિઓથી જ શોભાયમાન છો: આ ભૌતિક સૃષ્ટિમાં તો આપ આમ વિવિધ અવતારોથી જ જાણીતા છો. આપ આમ વિવિધ સ્વરૂપો ધારણ કરો છો, છતાં આપનાં એ સ્વરૂપો ભૌતિક સૃષ્ટિનાં કોઈ અંગ નથી.

અનંત ઐશ્વર્યમય અલૌકિક શક્તિઓથી આપનાં એ વિવિધ સ્વરૂપો ભરપૂર છે. શક્તિ, સૌંદર્ય, કીર્તિ, શાણપણ તથા ત્યાગ એ સર્વનો એમાં વાસ છે. ભૌતિક અસ્તિત્વમાં શરીર ને શરીરના સ્વામીમાં ભેદ છે, પરંતુ આપ તો આપનો અસલ અલૌકિક દેહ જ ધારણ કરી રહ્યા છો એટલે આપનામાં એવો કોઈ ફરક જણાતો નથી. આપ જ્યારે પ્રગટ થાઓ છો, ત્યારે આપની અસામાન્ય પ્રવૃત્તિઓ, આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો એ વાતની પ્રતીતિ કરાવે છે. આ ભૌતિક સંસારમાં આવી સામાન્ય પ્રવૃત્તિઓ ચલાવવી અન્ય કોઈ માટે શક્ય નથી. આપ જ એ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. જીવંત સૃષ્ટિના જન્મ, મૃત્યુ ને મુક્તિના આપ જ કારણભૂત છો. આપ આપના વિરાટ સ્વરૂપમાં સંપૂર્ણ છો. આપ સર્વ વ્યક્તિ પર સર્વ પ્રકારના આશીર્વાદ વરસાવી શકો છો. ઓ ભગવાન! સર્વ સદ્ભાગ્ય અને કલ્યાણના મૂળ આપને અમે સવિનય પ્રણામ કરીએ છીએ. આપ જ સર્વવ્યાપી પરમાત્માનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ છો, શાન્તિનું મૂળ છો, યદુરાયના કુલમાં આપ સર્વશ્રેષ્ઠ વ્યક્તિ છો. અને હે ભગવાન! અમારા પિતા કુબેર નામે જગપ્રસિદ્ધ છે છતાં, એક દેવતારૂપે આપના સેવક પણ છે. એમની કૃપાથી જ અમે આપનાં પ્રત્યક્ષ દર્શન કરી શક્યા છીએ. તેથી, હમેશાં આપના જ કીર્તિગાન કરી અને આપની અલૌકિક પ્રવૃત્તિઓનું હમેશાં શ્રવણ કરી, આપની અલૌકિક ભાવપૂર્ણ સેવામાં અમે હંમેશાં પ્રવૃત્ત રહીએ એવી આપને પ્રાર્થના કરીએ છીએ. અમારાં અંગોપાંગો હંમેશાં આપની સેવામાં જ પ્રવૃત્ત રહો, અમારાં ચિત્ત હમેશાં આપના ચરણકમળમાં સ્થાપિત રહો અને આપના સર્વવ્યાપી વિશ્વરૂપને અમારાં મસ્તક હમેશાં વંદી રહો!"

જ્યારે નલકૂવર ને મણિગ્રીવ એ બન્ને દેવતાઓએ પોતાની સ્તુતિ પૂરી કરી, એટલે બાલસ્વરૂપ ભગવાન શ્રીકૃષ્ણ, ગોકુલના સ્વામી, માતા યશોદાજી દ્વારા ખાંડણિયા સાથે બંધનથી બંધાયેલા બાલક, હસવા લાગ્યા અને હસતાં હસતાં જ તે બોલ્યા: 'દેવતાઓના કુલમાં અઢળક સંપત્તિ અને અપ્રતિમ સૌંદર્ય પામી, આપ અભિમાનની ગર્તામાં ડૂબી ગયા હતા. તેમાંથી મારા મહાન ભક્ત નારદમુનિએ પોતાની અપ્રતિમ દયાથી આપનો ઉદ્ધાર કર્યો હતો એ વાત હું જાણતો હતો. એમણે આપને હીનતમ વિનિપાતને આરે પહોંચી નરકાગારમાં પડતા બચાવ્યા. આ બધી જ વાતો હું જાણતો હતો. આપને નારદ મુનિનો શાપ મળ્યો, એટલું જ નહિ પણ આપને એમનાં સાક્ષાત્ દર્શન થયાં એ આપનું પરમ સૌભાગ્ય હતું. કોઈ વ્યક્તિ અણધારી રીતે પણ નારદજી જેવા મહર્ષિનાં દર્શન પામે તો તે બંધનમાં પડેલો જીવ તત્કાળ મુક્તિ પામે છે. એવા એ સર્વ પ્રતિ ગંભીર ને દયાવાન છે. સૂર્યના સંપૂર્ણ પ્રકાશમાં આપણે ઊભા હોઈએ એવું આ છે. આપણી વચ્ચે પછી કોઈ જ કાલ્પનિક અંતરાય રહેતો નથી. માટે ઓ નલકૂવર! ઓ મણિગ્રીવ! હવે આપનું જીવન ધન્ય બની ચૂક્યું છે, કારણ કે આપનામાં મારા પ્રતિ અનન્ય ભક્તિભાવ જાગ્રત થયો છે. આ ભૌતિક સૃષ્ટિમાં આપનો આ છેલ્લો જ અવતાર છે. હવે આપ સૃષ્ટિમાંથી

સ્વર્ગમાં આપના પિતાજીના આવાસમાં જઈ શકો છો. ત્યાં ભક્તિમય જીવન ગાળવાથી આ ભવમાં જ આપ મોક્ષ પામશો.'

પછી બન્ને દેવતાઓએ ભગવાન શ્રીકૃષ્ણની અનેકવાર પ્રદક્ષિણા કરી વારંવાર એમને વંદન કર્યાં અને છેવટે વિદાય થયા. ભગવાન શ્રીકૃષ્ણ તો ખાંડણિયા સાથે દોરડાથી બંધાયેલા જ રહ્યા!

આ સાથે 'કૃષ્ણ' ગ્રંથના 'નલકૂબર અને મણિગ્રીવનો ઉદ્ધાર' નામના
દસમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૧૧. વત્સાસુર અને બકાસુરનો વધ

જ્યારે બન્ને અર્જુનવૃક્ષો જમીન પર તૂટી પડયાં અને જાણે વજ્રપાત થયો હોય એવો ભયંકર અવાજ થયો, ત્યારે નંદ મહારાજ અને ગોકુલના બધા જ વાસીઓ, એ તમામ ત્યાં દોડી આવ્યા. આ બે વિશાળ વૃક્ષો શી રીતે તૂટી પડયાં, એ વાતથી બધા જ આશ્ચર્યચકિત બની ગયા. એ વૃક્ષોનું તૂટી પડવાનું કોઈ જ કારણ તેઓ શોધી શક્યા નહિ. તેથી એ મૂંઝવણમાં પડયા. બાલકૃષ્ણને યશોદામાતાના દોરડાથી બંધાયેલો તેમણે જોયો. એટલે કોઈ રાક્ષસે તેમ કર્યું હશે એવો તેમને વિચાર આવ્યો એમ ન હોય તો આમ બને શી રીતે? બધા જ અકળાઈ ગયા, કારણ કે બાલકૃષ્ણ માટે આવા અસામાન્ય બનાવો રોજબરોજ બની રહ્યા હતા. પ્રૌઢ ગોપાલો આવા આવા વિચારો કરી રહ્યા હતા, ત્યાં નજીક રમતાં બાળકોએ તેમને કહ્યું કે બંધનમાં બંધાયેલો બાલકૃષ્ણ પોતાને ખાંડણિયા સાથે જે દોરડાથી બાંધવામાં આવ્યો હતો તેને ખેંચતો હતો, તેથી આ વિશાળ વૃક્ષો તૂટી પડયાં બાળકોએ કહ્યું કે કૃષ્ણ આ બે વૃક્ષોની વચ્ચેથી નીકળી ગયો પણ ખાંડણિયો આડો પડી ગયો હતો તેથી બે વૃક્ષો વચ્ચેની જગ્યામાંથી બહાર નીકળી શક્યો નહીં કૃષ્ણે દોરડું ખેંચ્યું એટલે બન્ને વૃક્ષો તૂટી પડયાં. જ્યારે આ બે વિશાળ વૃક્ષો તૂટી પડયાં ત્યારે તેમાંથી બે તેજસ્વી પુરુષો બહાર નીકળ્યા અને કૃષ્ણ સાથે વાતો કરવા લાગ્યા.

ત્યા એકઠા મળેલા લોકોએ બાળકોની વાત સાચી માની નહિ. આવું બનવુ શક્ય હતું એ હકીકત જ તેઓ માની શક્યા નહિ. પરંતુ કેટલાક ગોપાલોને બાળકોની વાતમાં તથ્ય જણાયું. તેમણે નંદ મહારાજને કહ્યું, 'આપનો દીકરો બીજા બાળકો કરતાં સાવ જુદા જ પ્રકારનો છે, એટલે સંભવ છે કે એણે આ પરાક્રમ કર્યું હોય!' પોતાના પુત્રની આવી અસામાન્ય શકિતની વાતો સાંભળી નંદ મહારાજ હસવા લાગ્યા. તેઓ આગળ આવ્યા અને પોતાના છોકરાને બંધનમુકત કરવા એમણે દોરડાની ગાંઠો છોડી નાખી નંદ મહારાજે આમ કૃષ્ણને બંધનમુકત કર્યા, એટલે વડીલ ગોપીજનોએ કૃષ્ણને ખોળે લીધા તેઓ તેને લઈ નંદ મહારાજના આવાસના ચોકમાં ગયાં અને તાલીઓના તાલ સાથે કૃષ્ણની દિવ્ય લીલાઓનાં ગુણગાન, સામાન્ય બાળકની પેઠે કરવા લાગ્યાં કૃષ્ણ પણ એમની સાથે

તાળીઓમાં તાલ દેવામાં સામેલ થયા — સૌના આનંદમાં પૂર્ણ પુરુષોત્તમ ભળી ગયા. શ્રીકૃષ્ણ પરમેશ્વર આમ ગોપીજનો સાથે તાનમાં આવી જઈ ગાવા અને નાચવા લાગ્યા.

કેટલીક વાર યશોદામાતા કૃષ્ણને બેસવાનો પાટલો લાવવા માટે આજ્ઞા કરતાં. નાના બાળક માટે પાટલો ઊંચકી ન શકાય એવો ભારે હોવા છતાં કૃષ્ણ એને ગમે તેમ કરી ઊંચકી લાવતા. નંદ મહારાજ તેને લાકડાની પાદુકા લાવવા કહેતા, તો પણ તેઓ માથા પર ઉપાડી પિતા પાસે લઈ આવતા. જ્યારે કૃષ્ણને કોઈ ભારે વજનદાર વસ્તુ ઊંચકવા કહેવામાં આવતું અને તેઓ વસ્તુ ઊંચકી શકતા નહિ ત્યારે એ કેવળ હાથ જ હલાવતા. આમ હંમેશાં પ્રત્યેક ક્ષણે તે માબાપને આનંદવિભોર કરતા. વૃંદાવનનાં વાસીઓ આગળ ભગવાન આવી બાળલીલાઓ એટલા માટે કરી રહ્યા હતા, કે તેઓ સંપૂર્ણ સત્યને શોધવા મથી રહેલા મહાન સંતો અને તત્ત્વજ્ઞાનીઓને બતાવવા માગતા હતા, કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન ભક્તોની મનોકામનાને શી રીતે આધીન છે.

એક દિવસ એક ફૂલ વેચનાર નંદ મહારાજના આવાસે આવ્યો. "ફૂલ લ્યો રે કોઈ ફૂલ!" ફૂલ વેચનારનો પુકાર સાંભળી બાલકૃષ્ણ થોડુંક ધાન્ય હાથમાં લઈ તેના બદલામાં ફૂલ લેવા ગયા. એ જમાનામાં વિનિમયથી વ્યવહાર ચાલતો. કૃષ્ણે એમના વડીલોને ધાન્યના બદલામાં આમ ફૂલ ખરીદતા જોયા હશે. એમણે એમનું અનુકરણ કર્યું. પરંતુ બાલકૃષ્ણનો ખોબો તો ઘણો નાનો હતો, વળી ખોબામાં ધાન્ય લાવતાં પણ એમને બરાબર આવડતું નહિ, એટલે અનાજના કણ ધરતી પર વેરાતા હતા. ફૂલ વેચનારે ધાન્યકણ આમ વેરાતા જોયા ને કૃષ્ણના સૌંદર્યથી એ ખૂબ જ મોહવશ બની ગયો. એટલે એમના ખોબામાં જે કંઈ થોડા દાણા હતા તે તેણે સ્વીકારી લીધા અને બાલકૃષ્ણના હાથ ફૂલથી છલોછલ ભરી દીધા. દરમ્યાન ફૂલ વેચનારે જોયું તો પોતાની ફૂલ ભરેલી આખી હથેલી રત્નોથી ઉભરાઈ ગઈ. આમ ભગવાન ધારે તે આપી ભક્તોને ન્યાલ કરી દે છે. મનુષ્ય ભગવાનને કંઈ આપે છે, તો એ ખોટનો ધંધો કરતો નથી - એને સહસ્રગણો લાભ થાય છે.

બંને વિરાટ અર્જુનવૃક્ષના ઉદ્ધારક ભગવાન શ્રીકૃષ્ણ એક દિવસ યમુના-કિનારે શ્રી બલરામ અને બીજા ગોપબાલો સાથે રમી રહ્યા હતા. બપોર થયા ત્યાં સુધી છોકરાઓ પાછા વળ્યા નહિ, એટલે શ્રી બલરામનાં માતાજી શ્રી રોહિણીજી છોકરાને ઘેર લઈ આવવા નીકળ્યાં. પરંતુ શ્રી બલરામ ને કૃષ્ણને અન્ય ગોપબાલો સાથે રમવામાં એટલો બધો રસ પડયો હતો કે તેઓ ઘેર પાછા વળવા તૈયાર થયા નહિ. તેઓ રમતમાં વધારે ને વધારે તલ્લીન બન્યા. જ્યારે શ્રી રોહિણીજી બાળકોને ઘેર પાછાં વાળી શક્યાં નહિ, ત્યારે એમણે યશોદા-માતાને બાળકોને ઘેર પાછા લાવવા મોકલ્યાં. માતા યશોદાને પુત્ર પર એટલું બધું વહાલ હતું કે જેવાં એ ઘેર પાછાં વાળવા નીકળ્યાં કે એમનાં સ્તનમાં દૂધ ઉભરાયું. એમણે જોરથી બૂમ મારી, "બેટા ઘેર પાછા વળો; જમવાનો વખત થઈ ગયો છે!" પછી તેમણે ઉમેર્યું, "બેટા કૃષ્ણ! ઓ કમલનયન! દીકરા! જલદી ઘેર પાછો વળ, ધાવવા માંડ, ઘણું રમ્યો દીકરા, તું ભૂખ્યો થયો હોઈશ! બેટા, આટલી વાર રમી રમીને તું થાકી ગયો હોઈશ!"

બલરામને પણ તેમણે હાંક મારી, "બેટા બલરામ, મારા કુલ-દીપક! ઘેર પાછો વળ! તારા નાનાભાઈ કૃષ્ણને લઈને ઝટપટ ઘેર આવી જા! સવારથી તમે બહાર રમ્યા કરો છો! તમે બધા ખૂબ થાકી ગયા હશો! ચાલો જલદી પાછા ફરો! જમવાનું પતાવી નાંખો! તમારા પિતા નંદ મહારાજ તમારી વાટ જોઈ બેસી રહ્યા છે. હજી એમણે ભોજન લીધું નથી. તમે બધાં જમી લો પછી જ એ જમશેને!"

નંદ મહારાજ પોતાની વાટ જોઈ બેસી રહ્યા, છે એવી વાત જેવી કૃષ્ણ અને બલરામે સાંભળી અને એમના જમ્યા વિના એ જમવા બેસશે નહિ, એવી તેમને ખાતરી થઈ એટલે બન્ને જણ તુરત પાછા વળ્યા. બીજા ગોપાલો ફરિયાદ કરવા લાગ્યા, "રમતનો ખરો રંગ જામ્યો છે ત્યારે કૃષ્ણ રમત છોડી ચાલ્યા જાય છે. ફરી કોઈ વાર હવે એને અધવચ્ચે જવા દઈશું નહીં."

વળી ફરીથી પોતે કૃષ્ણ સાથે રમશે નહિ એવી ધમકી આપી. કૃષ્ણને ભય લાગ્યો, એટલે ઘેર જવાને બદલે એ મિત્રમંડળી તરફ પાછા વળ્યા અને રમતમાં ભળી ગયા. એટલે જશોદામાતાજીએ ગોપબાળોને ધમકી આપી ને કૃષ્ણને કહ્યું, "બેટા કૃષ્ણ! તું કંઈ રઝળતો છોકરો છે? તારે ઘરબાર નથી? ચાલ ઘેર પાછો વળ. સવારના પહોરથી રમવામાં ભળ્યો છે, એટલે તારું શરીર કેટલું ગંદું થઇ ગયું છે? ચાલ જલદી ઘેર ચાલ. સ્નાન કરી લે. વળી આજે તો તારી વર્ષગાંઠ છે. તારે જન્મોત્સવ ઉજવવાનો છે. તારે વહેલા ઘેર આવી જવું જોઈએ. તારા ગોઠિયાઓને એમની માતાઓએ કેવાં સુંદર વસ્ત્રાલંકારો પહેરાવ્યાં છે? જોતો નથી? તારે પણ વેળાસર નાહી ધોઇ વસ્ત્રાલંકાર ધારણ કરવાં જોઈએ. ચાલ જલદી કર, ઘેર ચાલ. સ્નાન કરી લે, વસ્ત્રાલંકાર ધારણ કર, પછી ફરીથી તારે રમવા જવું હોય તો જજે."

આ પ્રમાણે જશોદામાતાજી કૃષ્ણ અને બલરામને ઘેર પાછા વળવા બૂમો પાડી રહ્યાં. આ બાળકો તો ભગવાન બ્રહ્મા ને ભગવાન શિવ જેવાને પૂજાપાત્ર હતાં, તેમને પોતાનાં સંતાન માની શ્રી યશોદાજી આમ પુકારી રહ્યાં.

આમ જ્યારે કૃષ્ણ અને બલરામ ઘેર આવ્યા ત્યારે માતા જશોદાએ એમને નવરાવ્યા અને સુંદર વસ્ત્રાલંકારોથી સજાવ્યા. પછી માતા જશોદાજીએ બ્રાહ્મણોને બોલાવ્યા. કૃષ્ણ-જન્મોત્સવ નિમિત્તે તેમણે આ બાળકોને હાથે ઘણી ગાયો દાનમાં આપી. આમ ઘર-આંગણે કૃષ્ણનો જન્મોત્સવ ઉજવવામાં આવ્યો.

આ પ્રસંગ પછી બધા જ ગોપાલો એકઠા મળ્યા. નંદ મહારાજ પ્રમુખ સ્થાને બિરાજ્યા. મહાવનમાં રાક્ષસોનો ઉપદ્રવ વધી રહ્યો હતો. તે શી રીતે અટકાવવો તેની ચર્ચા કરી. આ સંમેલનમાં નંદ મહારાજના ભાઈ ઉપનંદ પણ ઉપસ્થિત થયા હતા. એ ખૂબ જ વિદ્વાન અને અનુભવી લેખાતા. કૃષ્ણ અને બલરામના પણ તે એક મુરબ્બી શુભેચ્છક હતા. એ ગોપાલોના પણ અગ્રણી હતા. એટલે સભાજનોને ઉદ્દેશી તે કહેવા લાગ્યા, 'મિત્રો! હવે આ સ્થાન આપણે છોડી જવાનો સમય પાકી ગયો છે. આ સ્થળના શાંત વાતાવરણમાં વિક્ષેપ પાડવા મોટા મોટા રાક્ષસો અહીં આવી રહ્યા છે, એ આપણા અનુભવની વાત છે.

ધારણ કરીને તેઓ નાનાં બાળકોની હત્યાનો પ્રયાસ કરે છે. કૃષ્ણ અને પૂતનાનો જ પ્રસંગ લઈએ તો આવી વિશાળ રાક્ષસીના પંજામાંથી કૃષ્ણ બચી ગયા એ પ્રભુની એક કૃપા જ સમજો! વળી, પેલો તૃણાવર્ત વંટોળિયાનું રૂપ લઈને આવ્યો અને કૃષ્ણને છેક ગગનમંડળમાં ઉપાડી ગયો. એમ કહોને કે ભગવાન હરિની કૃપાથી આ વખતે પણ કૃષ્ણ બચી ગયો. રાક્ષસ એક પથ્થરની શિલા સાથે અથડાયો અને મૃત્યુ પામ્યો. તાજેતરમાં જ આ બાળક બે ઊંચાં વૃક્ષો વચ્ચે રમતો હતો ને ધડાકા સાથે બે વૃક્ષો તૂટી પડયાં, છતાં બાળકને કશી જ ઈજા થઈ નહિ. આમ ભગવાન શ્રી હરિએ આ બાળકને એકવાર ફરીથી બચાવ્યો. આ બાળક કે એની સાથે બીજું કોઈ બાળક રમતું હોત અને વૃક્ષો પડવાથી યમશરણ થયું હોત, તો કેવી મોટી આપત્તિ સરજાત એની કલ્પના કરો. આ બધા બનાવોનો વિચાર કરીએ તો જણાય કે આ સ્થળે ઝાઝો વખત રહેવું એ સલામત નથી, માટે આપણે આ સ્થળનો ત્યાગ જ કરવો જોઈએ. ભગવાન હરિની કૃપાથી વિવિધ પ્રસંગોએ આપણે આપત્તિમાંથી બચી ગયા છીએ, પરંતુ હવે આપણે સાવધાન બની જવું જોઈએ. જ્યાં આપણે શાંતિથી રહી શકીએ એવું બીજું કોઈ સ્થળ શોધી કાઢવું જોઈએ. મારી ધારણા પ્રમાણે તો આપણે વૃંદાવનમાં જઈ વાસ કરવો જોઈએ. તાજેતરમાં જ ત્યાં સુંદર હરિયાળી ખીલી ઊઠી છે. ત્યાં આપણી ગાયો માટે ગોચર ઘણાં છે, એટલે આપણે આપણાં કુટુંબો, ગોપીજનો અને તેમનાં બાલગોપાલ સૌ ત્યાં સુખેથી વાસ કરી શકીશું. વૃંદાવનની ખૂબ જ નજીક ગિરિરાજ ગોવર્ધન પર્વત આવેલો છે. એ ઘણું જ રમણીય સ્થાન છે. ગાયો માટે ત્યાં ઘાસ-ચારો પણ પુષ્કળ છે. ત્યાં વાસ કરવામાં આપણને બિલકુલ અંતરાય નડે તેમ નથી એટલે મારું સૂચન છે, કે એ સુંદર સ્થળમાં વાસ કરવા આપણે આ સ્થળ છોડી તરત જ ઉપડી જવું જોઈએ. તમને પણ યોગ્ય લાગે તો સમય ગુમાવવાની બિલકુલ જરૂર નથી તાબડતોબ આપણે આપણાં ગાડાં માલસામાન ભરી તૈયાર કરી નાખીએ અને આપણા ગોધનને આગળ કરી વેળાસર ઉપડી જઈએ.'

ઉપનંદનાં આવાં વચનો સાંભળી બધા જ ગોપાલો એકદમ સંમત થઈ ગયા. ચાલો આપણે તાબડતોબ વૃંદાવનમાં વાસ કરવા ઉપડી જઈએ! પછી દરેક જણે પોતાની ઘરવખરી, રાચરચીલુ, સરસામાન, વાસણ-કુસણ પોતપોતાનાં ગાડાંમાં ભરી દીધાં અને સૌ વૃંદાવન જવા તૈયાર થઈ ગયાં. ગામના બધા જ વૃદ્ધો ને સ્ત્રી-બાળકોને ગાડાંમાં બેસવાની વ્યવસ્થા કરવામાં આવી અને ગોપાળો ધનુષ્યબાણથી સજ્જ થઈ ગાડાંની પાછળ ચાલવા લાગ્યા. તમામ બાળકો તથા ગાયોને તેમનાં વાછરડાં સહિત સાથે લીધાં અને તેમની આસપાસ શસ્ત્રસજ્જ ગોવાળો ગોઠવાઈ ગયા. તેઓ રણશિંગાં ફૂંકવા લાગ્યા અને આમ આનંદોલ્લાસથી તુમુલ શોર મચાવતાં સૌ વૃંદાવન જવા ઉપડયાં.

આ વખતે વ્રજાંગનાઓનું વર્ણન કરવા કોણ સમર્થ હતું? બધાં જ ગેનસર ગાડાંમાં ગોઠવાઈ ગયાં હતાં. સૌએ સુંદર વસ્ત્રાલંકારો ધારણ કર્યાં હતાં, મૂલ્યવાન સાડીઓ પરિધાન કરી હતી ને રાબેતા મુજબ તેઓ અત્યારે કૃષ્ણની દિવ્ય બાળલીલાનાં મધુર ગીતો ગાઈ રહી

હતી. માતા યશોદાજી અને માતા રોહિણીજીનું એક આગવું ગાડું હતું. કૃષ્ણ અને બલરામ એમના ખોળે વિરાજ્યા હતા. માતા યશોદા અને માતા રોહિણી આમ કૃષ્ણ-બલરામ સાથે ગાડામાં ગોઠવાઈ વાર્તાલાપમાં મશગૂલ હતાં અને તેમનું અનુપમ સૌંદર્ય વિલસી રહ્યું હતું.

આ રીતે બધાં કલ્લોલ કરતાં શાશ્વત ધામ વૃંદાવન પહોંચ્યા, જ્યાં દરેક જણ કાયમ સુખ અને શાંતિમાં રહે છે. ગાડાંની એક હાર વૃંદાવનની સીમમાં પહોંચી ગઈ. યમુના-નદીના કિનારે ઊભેલા ગોવર્ધન પર્વતની અપરંપાર શોભાની તેમણે ઝાંખી કરી. પછી દરેક કુટુંબે પોતપોતાના આવાસો બાંધવાનું શરૂ કર્યું. સૌ સરખેસરખાં સાથે મળી ઘૂમતાં. બાળકો પોતાનાં વડીલો સાથે વાતોમાં રાચતાં. આમ વૃંદાવનનાં તમામ વાસીઓ સુખસાગરમાં વિહાર કરી રહ્યાં.

આ ટાણે કૃષ્ણ તથા બલરામને વાછરડાં સાચવવાનું કામ સોંપવામાં આવ્યું. નાનાં નાનાં વાછરડાંની સારસંભાળ રાખવી એ ગોપબાલોનું મહત્ત્વનું કર્તવ્ય હતું. છેક બાળપણથી બાળકોને આ કાર્ય ઉપાડી લેવાનું શીખવવામાં આવતું. એટલે બીજાં ગોપબાળો સાથે કૃષ્ણ અને બલરામ ચરામાં વાછરડાં ચરાવવા જવા લાગ્યા. તેઓ નાનકડાં વાછરડાંને સંભાળતા ને ગોપબાલો સાથે વિવિધ પ્રકારની રમતો રમતા. વાછરડાંની રખવાળી કરતાં ક્યારેક બન્ને ભાઈઓ પોતપોતાની વેણુ બજાવતા. કેટલીકવાર તેઓ આમલી-પીપળી રમતા. નાના છોકરા દડાથી ખેલે એમ એ ફૂલોથી રમતાં રમતાં નૃત્ય કરતા અને એમનાં ઝાંઝર ઝમકી ઊઠતાં. કેટલીકવાર તેઓ પછેડીઓ ઓઢીને ગાય ને બળદના સ્વાંગ સજતા. આમ કૃષ્ણ-બલરામ રમતગમતમાં મસ્ત રહેતા. બન્ને ભાઈઓ બળદ અને ગાયોનાં ભાંભરવાનાં પણ અનુકરણ કરતા. કેટલીકવાર તેઓ સાંઢની કુસ્તીઓ પણ યોજતા. કેટલીકવાર તેઓ પશુપંખીઓની વિવિધ બોલીઓનું અનુકરણ કરતા. આમ સામાન્ય બાળકો પેઠે તેઓ બાળક્રીડામાંથી ઉલ્લાસ મેળવતા.

એકવાર કૃષ્ણ અને બલરામ આમ યમુના-કિનારે રમતા હતા ત્યારે વત્સાસુર નામના એક રાક્ષસે ગાયના વાછરડાનું રૂપ ધારણ કર્યું અને બન્ને ભાઈઓની હત્યા કરવાના ઈરાદે વાછરડાંના વૃંદમાં ભળી ગયો. આ રાક્ષસે વાછરડાનું રૂપ લીધેલું હોવાથી બીજાં વાછરડાંથી તે જુદો તરી આવે એમ નહોતો. પરંતુ એની આ કરામત કૃષ્ણ પારખી ગયા. કૃષ્ણે આ રાક્ષસના આગમનની વાત તુરત જ બલરામને કરી, એટલે બન્ને ભાઈઓએ રાક્ષસ વત્સાસુરનો પીછો પકડ્યો ને ઓચિંતો એના પર હુમલો કર્યો. કૃષ્ણે આ વાછરડારૂપી રાક્ષસના પાછળના બે પગ અને પૂંછડું પકડ્યાં—જોરથી એને ચક્કર ચક્કર ફેરવ્યો અને એક વૃક્ષ તરફ ઉછાળ્યો. આથી એ રાક્ષસના પ્રાણ ઊડી ગયા અને વૃક્ષની ટોચ પરથી એ મૃતદશામાં જમીન પર પટકાયો. આમ જ્યારે રાક્ષસના મૃતદેહને બાળકોએ જોયો ત્યારે બધાએ ભેગા મળી કૃષ્ણને અભિનંદન આપ્યા, 'ધન્ય હો! કૃષ્ણ, ધન્ય હો!' આકાશમાંથી દેવતાઓએ પણ પુષ્પવૃષ્ટિ કરી ભારે સંતોષ દાખવ્યો. આમ સૃષ્ટિનું પાલન કરનાર કૃષ્ણ તથા બલરામ દરરોજ સવારે વાછરડાંની સંભાળ લેતા ને વૃંદાવનમાં ગોપબાળો તરીકે વિહાર કરી પોતાની બાળલીલા માણી રહ્યા.

બધા જ ગોપાળો ગાયોને પાણી પાવા હંમેશાં યમુના-કિનારે જતા. સામાન્ય રીતે જ્યારે ગાયો જલપાન કરતી ત્યારે ગોપબાળો પણ પાણી પીતા. એક દિવસ ગાય જલપાન કરી બધા જ ગોપબાળો નદી-કિનારે બેઠા હતા, ત્યારે તેમણે બગલા જેવું એક વિરાટ પંખી જોયું. કદમાં એ એક મોટી ટેકરી જેવું લાગતું હતું. એનું મસ્તક વજ્ર જેવું શક્તિશાળી હતું. આવું અસામાન્ય પંખી જ્યારે ગોપબાલોની નજરે પડ્યું, ત્યારે સ્વાભાવિક રીતે જ તેઓ ભય પામ્યા. આ પંખી બકાસુર નામે રાક્ષસ હતો. કંસનો એ પરમ મિત્ર હતો. આમ અચાનક એ ત્યાં ઉપસ્થિત થયો અને પોતાની તીક્ષ્ણ ચાંચ વડે એણે કૃષ્ણ પર આક્રમણ કર્યું — પોતાની મોટી ચાંચ પહોળી કરી એ કૃષ્ણને ગળવા લાગ્યો. આમ બકાસુર કૃષ્ણને ગળવા માંડ્યો ત્યારે બલરામ સુદ્ધાં બધા જ ગોપબાળો ભયથી સ્તબ્ધ બની ગયા. જાણે તેમના પ્રાણ જ ઊડી ગયા! પરંતુ બકાસુર જ્યારે કૃષ્ણને ગળી રહ્યો હતો, ત્યારે એના ગળામાં એકદમ ભયંકર બળતરા થવા માંડી. કૃષ્ણની તેજસ્વી પ્રભાને લીધે જ આમ બન્યું. રાક્ષસે કૃષ્ણને ઓકી નાખ્યા અને પોતાની ચાંચથી તેમને ઈજા પહોંચાડવા લાગ્યો. આમ નંદ મહારાજના પુત્રનો સ્વાંગ કૃષ્ણ સજી રહ્યા હતા, પરંતુ હકીકતમાં એ ભગવાન બ્રહ્માજીના પણ પિતા હતા, એનો બકાસુરને ખ્યાલ નહોતો. કૃષ્ણ વિશ્વના સર્જક હતા એ વાતની એને જાણ નહોતી. માતા યશોદાના આ પુત્ર દેવતાઓના પણ આનંદસાગર હતા. સાધુપુરુષોના એ તારણહાર હતા. એમણે આ વિરાટકાય બકાસુરની ચાંચ પકડી, અને એક બાળક, જેમ તૃણના સહેલાઈથી ટૂકડા કરી નાખે, તેમ કૃષ્ણે ચાંચનાં બે પાંખીયાં પકડી બકાસુરને સીધો જ ચીરી નાખ્યો. ગ્રહમંડળમાંથી દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરી રહ્યા અને અભિનંદન પાઠવતાં અતિસુંદર સુગંધીદાર ચમેલીપુષ્પો વરસાવી રહ્યા. સાથે આકાશમાં શંખધ્વનિ અને દુંદુભિનાદ થઈ રહ્યો.

ગોપબાળોએ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થતી નિહાળી અને દુંદુભિનાદ સાંભળ્યો, ત્યારે બધા જ આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગયા. કૃષ્ણને જોતાં જ બલરામ અને બધા જ ગોપબાળો એટલા બધા તો આનંદમાં આવી ગયા કે જાણે એમના જીવમાં જીવ આવ્યો. બધા ગોપબાળોએ એક પછી એક તેમને ગાઢ આલિંગન આપ્યું, નંદના લાલને કોટે વળગાડ્યા, પછી ગાયોને એકઠી કરી બધા જ ઘર તરફ પાછા વળ્યા.

બધા ઘેર પાછા ફર્યા ત્યારે ગોપબાળો કૃષ્ણના અસાધારણ પરાક્રમની વાતો કરવા લાગ્યા. ગોપીજનો અને ગોપાળોએ નંદપુત્રની વાત ગોપબાળો પાસેથી સાંભળી ત્યારે તેઓ ઉલ્લાસમાં ડૂબી ગયાં. બધાં જ કૃષ્ણ પ્રતિ ખૂબ જ વહાલ ધરાવતાં હતાં, એટલે એમના પરાક્રમની કીર્તિગાથાની વિગતો સાંભળી તેમનું વહાલ અનંતગણું વધી ગયું. કાળના મુખમાંથી બાલકૃષ્ણ બચી ગયા છે, એ જાણી તેઓ ખૂબ વહાલથી એમના વદન પ્રતિ નિહાળી રહ્યાં. એમના દિલમાં એટલો બધો ચિન્તાભાર હતો, કે કૃષ્ણના વદન પરથી તેઓ દૃષ્ટિ હટાવી શક્યાં નહિ. બાલકૃષ્ણ પર કેવાં કેવાં વિવિધ આક્રમણો થયાં હતાં? કેટકેટલા ભયાનક રાક્ષસોએ એમને ઈજા પહોંચાડવા પ્રયાસો કર્યા હતા? છતાં હરિની

કૃપાથી રાક્ષસો યમશરણ થયા હતા અને કૃષ્ણને બિલકુલ ઈજા થઈ નહોતી. એ બધા પ્રસંગો સંભારી સંભારી ગોપાલો અને ગોપીજનો વાતે વળગ્યાં. અગ્નિમાં પતંગિયાં બળી મરે, એમ બધા જ આક્રમકોનો નાશ થયો હતો. પોતાના અગાધ જ્ઞાનના પરિણામે ગર્ગમુનિએ જે આગાહીઓ કરી હતી, એ વેદવાક્ય ને જ્યોતિષવાણી બધાં સંભારી રહ્યાં. આ બાળક પર ઘણા રાક્ષસો હુમલો કરશે, એવી આગાહી તેમણે કરેલી જ હતી હવે એ આગાહી સાચી પડી હતી, એ વૃંદાવનવાસીઓએ નજરોનજર નિહાળ્યું.

નંદ મહારાજ અને અન્ય વડીલ ગોપાલો, કૃષ્ણ તથા બલરામની અદ્ભુત પ્રવૃત્તિઓની વાતો કરી રહ્યા હતા. આ વાતોમાં તેઓ એટલા બધા રસલીન થઈ જતા, કે જેથી ભૌતિક અસર અને ત્રિવિધ તાપ વિસરાઈ જતાં. આ કૃષ્ણભાવનાની અસર છે. કૃષ્ણ અને એમના સાથીઓની અલૌકિક લીલાઓની વાતો કરી નંદ મહારાજ જે કૃષ્ણભાવનામય દિવ્યાનંદ પાંચ હજાર વર્ષ પૂર્વે અનુભવી રહ્યા હતા તે, આજે પણ કૃષ્ણભાવનામય ભક્તો, કૃષ્ણ અને તેમના ભક્તોની કથાઓ કરી, અનુભવી શકે છે.

આમ શ્રી રામચંદ્રજીના વાનરોએ સેતુ બાંધી, જે લીલાઓ કરી હતી, અને હનુમાનજી, જેઓ કૂદકો મારીને લંકા પહોંચ્યા હતા, તેમની લીલાઓનું અનુકરણ કરતા કૃષ્ણ અને બલરામ તેમની બાળલીલાઓ માણી રહ્યા હતા.

આ સાથે "કૃષ્ણ" ગ્રંથના "વત્સાસુર અને બકાસુરનો વધ" એ નામના અગિયારમા અધ્યાયના ભક્તિ-વેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૧૨. અઘાસુર-વધ

એક દિવસ ભગવાન્ શ્રીકૃષ્ણે વહેલી સવારે ગોપબાળો સાથે વનમાં ઉજાણીએ જવાનો નિર્ણય લીધો. સવારમાં ઊઠતાં વેંત જ એમણે રણશિંગું ફૂંક્યું અને પોતાના તમામ મિત્રોને એકત્ર કર્યા. ગાયો અને વાછરડાંને આગળ કરી તેઓ જંગલ ભણી ઉપડયા. આમ એમણે હજારો મિત્રો એકઠા કર્યા. દરેકના હાથમાં લાઠી, બંસરી, રણશિંગું ને નાસ્તાની થેલી હતાં અને દરેક જણ હજારો ગાયવાછરડાંની સંભાળ લેતા હતા. આ પર્યટનમાં બધા જ મિત્રો ખુશ-ખુશાલ હતા. દરેક જણ પોતપોતાનાં વાછરડાંની સંભાળ રાખતા હતા. આ ગોપબાળોએ વિવિધ સુવર્ણાલંકારો ધારણ કર્યા હતા. બધા રમતા રમતા માર્ગમાં પુષ્પો, પર્ણો, પાંદડીઓ ને મયૂરપિચ્છો એકઠાં કરવા માંડયા. જંગલની રાતી માટી પણ એકઠી ક... વળી તેઓ જુદા જુદા પ્રકારનાં વસ્ત્રપરિધાન કરવા માંડયા. માર્ગમાં આગળ વધતાં વધતાં કોઈ ગોપબાળ, બીજા ગોપબાળની નાસ્તાની થેલી સરકાવી લેતો અને ત્રીજા હાથમાં પસાર કરી દેતો. જ્યારે પેલા ગોપબાળને પોતાના નાસ્તાની થેલી ગુમ થવાની ખબર પડતી, ત્યારે તે પાછી મેળવવા પ્રયાસ કરતો, પરંતુ એક ગોપબાળ બીજા ગોપબાળ તરફ ફેંકતો ને બીજો ગોપબાળ તેને ત્રીજા ગોપબાળ તરફ ફેંકતો. આમ નાસ્તાની થેલીની ફેંકાફેંક ચાલ્યા જ કરતી ને બાળકો મોજ લૂંટતાં.

માર્ગમાં કોઈ સુંદર દૃશ્ય જોવા કૃષ્ણ આગળ વધી ગયા તો બીજા ગોપબાળો તેમને પકડી પાડવા દોડયા. બીજા કોણ એમને પહેલા આંબી શકે છે એવી શરત લાગી. દોડાદોડ થઈ રહી એક ગોપબાળ બૂમ પાડે, "હું કૃષ્ણને પકડી પાડીશ" તો બીજો કહે, "તું શું જવાનો, પહેલો હું કૃષ્ણને પકડી પાડીશ," આમ હરીફાઈ ચાલી રહી. કેટલાક બંસરી બજાવવા લાગ્યા તો કેટલાક રણશિંગાં ફૂંકવા માંડયા. કેટલાક મયૂરોનો પીછો કરી રહ્યા, તો કેટલાક કોકિલ-કંઠનું અનુકરણ કરી રહ્યા. પંખીઓ આકાશમાં ઊડાઊડ કરી રહ્યાં હતાં, તો ગોપબાળો એમના પડછાયાની પાછળ દોડી જેમ પડછાયો જાય તેમ દોડવા લાગ્યા. કેટલાક માંકડાં પાસે જઈ શાંતિથી તેમની પાસે બેસી ગયા. કેટલાક મયૂરનૃત્યનું અનુકરણ કરી રહ્યા. કેટલાક માંકડાંની પૂછડી પકડી તેમને સતાવવા લાગ્યા. માંકડાં વૃક્ષ પર કૂદાકૂદ કરતાં, તો

ગોપબાલો પણ તેમને અનુસરતા. માંકડાં દાંતિયાં કરતાં તો ગોપબાલો પણ દાંતિયા કરી તેમના ચાળા પાડતા. કેટલાક યમુના-કિનારે દેડકાં સાથે રમત કરવામાં મશગૂલ હતા. ભયથી દેડકાં ગંગાના પ્રવાહમાં કૂદી પડતાં, તો ગોપબાલો તુરત જ એમની પાછળ જલ-પ્રવાહમાં ઝંપલાવતા, પાણી બહાર આવી જળમાં પોતાનાં પ્રતિબિંબ નિહાળતા, જુદા જુદા ચાળા કરી હાસ્યવિનોદ કરતા. કેટલાક ઊંડા કૂવા આગળ જઈ બૂમો પાડી પડઘા પાડતા ને પડઘા સાંભળી હસતા.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાને સ્વમુખે કહ્યું છે, કે આધ્યાત્મિક વ્યક્તિઓ એમને બ્રહ્મન્, પરમાત્મા અને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન તરીકે પીછાને છે. અત્રે પણ એ જ વાતનું સમર્થન કરી ભગવાન કૃષ્ણ, માયાવાદીઓને પોતાના દેહની જાજવલ્યમાન કાંતિરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવે છે, અને પોતાના ભકતોને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે આનંદ આપે છે. પ્રભુની બહિરંગ શકિત—માયાની જાળમાં ફસાયેલા લોકો એમને એક સુંદર બાળક જ માને છે, છતાં જે ગોપબાલો એમની સાથે ક્રીડા કરતા એમને તે અલૌકિક આનંદ આપતા. અનેક પુણ્ય-કાર્યોનો સંચય કર્યા પછી આ ગોપબાલો પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના સાથી તરીકેનું સ્થાન પામ્યા હતા. વૃંદાવનના વાસીઓનું આ અલૌકિક સદ્ભાગ્ય કોણ કળી શકે? તેઓ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનનાં સ્વયં દર્શન કરતા. માનવમાત્રના હૈયામાં એમનો વાસ છે, તો પણ યોગીઓ ભારે તપશ્ચર્યા કર્યા છતાં એમનો સાક્ષાત્કાર કરી શકતા નથી. આ હકીકતનું બ્રહ્મસંહિતામાં પણ સમર્થન કરવામાં આવ્યું છે. વેદ અને ઉપનિષદોનાં પાનાં ઉથલાવી, મનુષ્ય પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણની શોધ ચલાવી શકે છે, પરંતુ જો કોઈને ભકતજનોનો સંગ પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય સાંપડી જાય છે, તો એ પૂર્ણ પુરુષોત્તમનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરી શકે છે. અનેક પૂર્વજન્મના પુણ્યસંચયના પરિણામે ગોપબાલો કૃષ્ણનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરી શક્યા હતા અને મિત્રો તરીકે એમની સાથે ક્રીડા પણ કરી શકયા હતા. ભગવાન કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, એ વાતનો આ ગોપબાલોને ખ્યાલ નહોતો, સમજ પણ નહોતી; છતાં ભગવાન કૃષ્ણ સાથે તેઓ પરમ પ્રેમથી ગાઢ મિત્રો તરીકે ખેલી રહ્યા હતા.

ભગવાન કૃષ્ણ પોતાના બાલમિત્રો સાથે બાલક્રીડા કરી રહ્યા હતા, ત્યારે અઘાસુર નામનો એક રાક્ષસ ખૂબ જ અધીરો બની ગયો. ભગવાન કૃષ્ણને આમ મોજથી ખેલતા જોવાનું એનાથી સહન થયું નહીં, એટલે તે ગોપબાલો સમક્ષ ઉપસ્થિત થયો. એની ઈચ્છા બધા જ ગોપબાલોની હત્યા કરવાની હતી. આ અઘાસુર એટલો બધો તો ભયંકર હતો, કે સ્વર્ગના વાસીઓ પણ એનાથી ડરતા. સ્વર્ગના વાસીઓ પોતાનું જીવન લંબાવવા હંમેશાં અમૃતપાન કરતા હતા, તેમ છતાં એમને આ અઘાસુરનો ભય લાગતો હતો. 'કૃષ્ણ કોણ જાણે આ રાક્ષસને ક્યારે મારશે?' તેઓ આશ્ચર્યથી વિમાસતા. અમરપદ પામવા આ દેવતાઓ હંમેશાં અમૃતપાન કરતા હતા, છતાં તેઓને પોતાના અમરત્વમાં વિશ્વાસ નહોતો; પરંતુ જે ગોપબાલો ભગવાન કૃષ્ણ સાથે ખેલી રહ્યા હતા તેમને આવા રાક્ષસોનો બિલકુલ ભય

નહોતો. એમને કોઈ વાતનો ભય નહોતો. મૃત્યુથી બચવા કોઈ પણ પ્રકારની ભૌતિક વ્યવસ્થા કરવામાં આવે, એ કદી નિશ્ચિત હોતી નથી, પરંતુ જો કોઈ વ્યક્તિ સદૈવ કૃષ્ણ ભગવાનમાં શ્રદ્ધા રાખી જીવતી હોય, તો એને માટે શાશ્વત દિવ્ય જીવન નિશ્ચિત છે.

આમ અઘાસુર, ભગવાન કૃષ્ણ અને ગોપબાલો સમક્ષ ઉપસ્થિત થયો. આ રાક્ષસ અઘાસુર, રાક્ષસી પૂતના અને બકાસુરનો નાનો ભાઈ હતો. 'આ કૃષ્ણે મારાં ભાઈ-બહેનને મારી નાંખ્યાં છે, માટે હું એની અને એના ગોપમિત્રોની હત્યા કરીશ,' તે મનમાં વિચારી રહ્યો હતો, 'એનાં વાછરડાં અને ગાયોનો પણ વધ કરીશ.' અઘાસુરને એની કુટિલ નેમ પાર પાડવા કંસે પ્રેર્યો હતો. એ પોતાનો નિશ્ચય પાર પાડવા મનમાં ગાંઠ વાળીને જ ત્યાં આવ્યો હતો. અઘાસુર એમ પણ વિચારતો હતો, કે પોતાના ભાઈને જયારે ધાન્ય અને જલની અંજલિ આપશે અને એના આત્માની શાંતિ અર્થે ભગવાન કૃષ્ણ અને તેમના સખા ગોપબાલોની હત્યા કરશે, ત્યારે વૃંદાવનવાસીઓ પણ આપોઆપ મૃત્યુ પામશે. સામાન્ય રીતે સંસારીઓને મન પોતાનાં સંતાનો તેમના જીવન અને પ્રાણ સમાન હોય છે. એટલે જયારે બધા જ સંતાનોનો વધ થશે, ત્યારે એમનાં વડીલો પણ એમના વિરહમાં ઝૂરી ઝૂરીને અવસાન પામશે

વૃંદાવનના બધા જ વાસીઓની હત્યા કરવાનો નિશ્ચય કરી, અઘાસુરે 'મહિમા' નામની યૌગિક સિદ્ધિ દ્વારા પોતાની જાતને વિસ્તારવા માંડી આ રાક્ષસો આવી ભેદી શક્તિને પ્રાપ્ત કરવામા સામાન્ય રીતે નિપુણ હોય છે. યોગક્ષેત્રની અંદર મહિમા સિદ્ધિ સંપૂર્ણ રીતે સાધ્ય કરવામાં આવે, તો મનુષ્ય પોતાની જાતને ચાહે એટલી વિસ્તારી શકે છે અઘા-સુરે પોતાના દેહને આઠ માઈલ જેટલો વિસ્તાર્યો અને એક વિરાટકાય અજગરનું સ્વરૂપ ધારણ કર્યું આવું અદ્‌ભુત અજગરનું સ્વરૂપ ધારણ કરી એણે પોતાનું મોં વકાસ્યું એટલે જાણે એક ઊંડી ગિરિકંદરા હોય એવો ભાસ થયો કૃષ્ણ, બલરામ અને એમના બધા જ સાથી ગોપબાલોની એક સામટી હત્યા કરવાની ઈચ્છા રાખી, તે માર્ગ વચ્ચે આડો લંબાયો

આવું વિરાટ સ્વરૂપ ધારણ કરેલા આ અજગરસ્વરૂપ રાક્ષસે પોતાના જડબા, નીચે ધરતીને અને ઉપર વાદળને સ્પર્શે એટલાં પહોળાં કર્યાં આમ એનું મુખ એક પર્વતની વિશાળ ગુફા જેવું દેખાવા લાગ્યું — જાણે એ ગુફાનો કોઈ અંત જ નહોતો. એના મુખરૂપી ગુફામાં એના દાંત નાની નાની ટેકરીઓ સમાન લાગતા હતા એની જીભ કોઈ વિશાળ રાજમાર્ગ સરખી ભાસી એનો શ્વાસોચ્છ્વાસ કોઈ ભાર વંટોળિયાના સપાટા જેવો લાગ્યો એનાં નયનોમાંથી અંગારા ઝરતા હતા. પ્રથમ તો ગોપબાલોને લાગ્યું કે આ કોઈ કંડારેલું પૂતળું છે, પરંતુ બારીકાઈથી તપાસ કરતાં જણાયું કે તે માર્ગમાં આડો પડેલો અજગર છે. તે પોતાનું મોઢું વકાસી પડયો છે તેથી ગોપબાલો અંદરોઅંદર વાત કરવા લાગ્યા 'આ કોઈ મોટો અજગર હોય એવું લાગે છે. આપણને બધાને જાણે એક સામટા ગળી જવા માગતો હોય એમ મોઢું વકાસી રસ્તા વચ્ચે પડેલો જણાય છે જુઓ, જુઓ, આપણને બધાને પોતાના મોમા ગળી જવા બેઠો હોય એવો એ અજગર નથી લાગતો!"

એક જણ બોલ્યો, 'હા તું કહે છે એ સાચું જણાય છે. આ અજગરનો ઉપરનો હોઠ સૂર્યના પ્રકાશ જેવો લાગે છે અને નીચેનો હોઠ ધરતી પર જાણે સૂર્યનું પ્રતિબિંબ પડી રહ્યું હોય એવો જણાય છે. હે સખાઓ! વળી આ પ્રાણીની જમણી અને ડાબી બાજુએ તપાસ કરો. એનું મોં એક પર્વતની વિશાળ ગુફા જેવું લાગે છે. એની ઊંચાઈ તો આંબી શકાય એવી નથી. એની હડપચી પણ એક પર્વતની ટેકરી સમી ઊંચી ઉપસી આવી છે. ને એની જીભ આ પહોળો પહોળો રાજમાર્ગ હોય એવી જણાય છે. એના મુખની અંદર પર્વતની ઊંડી ગુફામાં હોય એવો અંધકાર પ્રવર્તે છે. વંટોળ પેઠે ગરમ વંટોળના જે સપાટા આવી રહ્યા છે, તે તેની શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયા ચાલી રહી હોય એવું લાગે છે; અને માછલીના જેવી દુર્ગંધ મારે છે, તે એનાં આંતરડાંની જ દુર્ગંધ છે'

વળી તેમણે અંદર અંદર વધારે ચર્ચા ચલાવી: 'આપણે બધા જ એક સાથે આ અજગરના મુખમાં પ્રવેશ કરીએ. આપણને બધાને એ એકદમ એક સાથે શી રીતે ગળી શકશે? ધારો કે આપણને બધાને તે એક સામટા ગળી જાય છતાંય એ કૃષ્ણને તો ગળી શકશે જ નહિ. કૃષ્ણ તુરત એનો વધ કરશે. જેમ બકાસુરને માર્યો એમ જ એને પણ મારશે.' આ પ્રમાણે ચર્ચા કરતા કરતા બધા જ ગોપબાલો કૃષ્ણચંદ્રના કમલવદન તરફ મીટ માંડી રહ્યા. તેઓ હસવા ને તાલીઓ પાડવા લાગ્યા. આમ નાચતા કૂદતા આગળ વધ્યા અને સર્વેએ એ રાક્ષસના મુખમાં પ્રવેશ કર્યો.

ભગવાન કૃષ્ણ તો પ્રત્યેક હૈયામાં અંતર્યામી પરમાત્મા રૂપે બિરાજે છે, તેથી, આ શિલ્પ જેવી લાગતી આકૃતિ એક મહાન રાક્ષસ છે, એવું તેઓ તરત જ સમજી ગયા. પોતાના પ્રાણપ્રિય મિત્રોના જીવ કેવી રીતે બચાવવા એ અંગે તેઓ વિચાર કરી રહ્યા હતા, ત્યાં બધા જ ગોપબાલો, તેમની ગાયો અને વાછરડાં સહિત, એ અજગરના મુખમાં પ્રવેશ કરી ચૂક્યા હતા. પરંતુ કૃષ્ણ ભગવાને એના મુખમાં પ્રવેશ કર્યો નહિ. ભગવાન કૃષ્ણ પોતાના મુખમાં પ્રવેશ કરે તેની જ એ અજગરસ્વરૂપ દાનવ રાહ જોઈ રહ્યો હતો કે કૃષ્ણ કે જે મારા ભાઈ તથા બહેનનો હત્યારો છે તે સિવાય બધા જ મારા મુખમાં પ્રવેશી ચૂક્યા છે.

બધાને પોતાની સલામતી માટે ભગવાન શ્રીકૃષ્ણમાં તો વિશ્વાસ છે જ, પરંતુ જ્યારે ભગવાન કૃષ્ણે જોયું કે એમના બાલમિત્રો એમના રક્ષણથી દૂર ગયા છે, તથા એક મહાન અજગરના પેટમાં ભરાઈ ચૂક્યા છે, ત્યારે ઘડીભર એ અતિશય ચિંતાતુર બની ગયા. પોતાની માયાશક્તિ કેવું અદ્ભુત કામ કરી રહી છે, એ જોઈ એમને અચંબો થયો. એટલે આ રાક્ષસનો સંહાર કેવી રીતે કરવો અને આ ગોપબાલો તથા ગાય-વાછરડાંને શી રીતે બચાવવાં, એનો ઉપાય તેઓ શોધી રહ્યા. આમ હકીકતમાં તો કૃષ્ણને કશી જ વિમાસણ ન હતી છતાં તેઓ આમ વિચાર કરી રહ્યા. છેવટે થોડોક વિચાર કર્યા પછી તેમણે પણ એ રાક્ષસના મુખમાં પ્રવેશ કર્યો. કૃષ્ણને આ રીતે અસુરના મુખમાં પ્રવેશ કરતા જોઈને, આ લીલા નિહાળતા ગગનમંડળમાં એકઠા થયેલા દેવતાઓ, કે જેઓ વાદળોના આચ્છાદનની આડે છુપાઈ રહ્યા હતા, તેઓ ભાવવિવશ બની 'અરે! અરે!' એમ બોલી ઊઠયા. જ્યારે

માંસ—લોહી ખાવાને ટેવાયેલા, કંસ જેવા અઘાસુરના મિત્રો, ભગવાન કૃષ્ણે રાક્ષસના મુખમાં પ્રવેશ કર્યો છે એ જોઈ પોતાનો ઉલ્લાસ વ્યક્ત કરી રહ્યા.

રાક્ષસ અઘાસુર ભગવાન શ્રીકૃષ્ણને તથા તેમના ગોપમિત્રોને પ્રહાર કરવા મથી રહ્યો હતો, ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે 'અરે! અરે!' એવો દેવતાઓનો ચિત્કાર સાંભળ્યો કે તુરત જ, એમણે રાક્ષસના કંઠમાં પોતાનો દેહ વિસ્તારવા માંડ્યો. આમ તો અઘાસુરની કાયા પડછંદ હતી, છતાં ભગવાન શ્રીકૃષ્ણનો વિસ્તાર એટલો તો વધવા પામ્યો કે એ ગૂંગળાવા લાગ્યો. એનાં વિશાળ નયનો ચકળવકળ થવા લાગ્યાં. ટૂંક સમયમાં એ ગૂંગળાઈ ગયો અને એનો પ્રાણ કોઈ દિશાએથી બહાર નીકળી શક્યો નહિ. છેવટે એના મસ્તકના બ્રહ્મરંધ્રમાં કાણું પાડી તે બહાર નીકળી ગયો. આમ દેહમાંથી પ્રાણ ઊડી ગયો એટલે અજગરનો મૃતદેહ ધરણી પર ઢળી પડ્યો. ભગવાન શ્રીકૃષ્ણે કેવળ પોતાની અલૌકિક દૃષ્ટિથી જ બધા ગોપબાલો તથા ગાય-વાછરડાંને ચેતનમુક્ત કર્યાં, અને અજગરના મુખમાંથી બધાંને લઈ બહાર નીકળ્યા. કૃષ્ણ જ્યારે અઘાસુરના મુખમાં હતા, ત્યારે અજગરના પ્રાણ ઊડી ગયા, એનો આત્મા એક દિવ્ય જ્યોત તરીકે બહાર નીકળી આવ્યો. તથા ચારે દિશામાં તેજ તેજ થઈ રહ્યું અને ગગનમંડળમાં વિલસી રહ્યું. રાક્ષસના મુખમાંથી ગાયો-વાછરડાં અને ગોપબાલો સાથે ભગવાન શ્રીકૃષ્ણ જેવા બહાર નીકળ્યા, કે તરત જ ત્યાં એકઠા મળેલા દેવતાઓની નજર સમક્ષ જ, અઘાસુરના આત્માની દિવ્ય જ્યોત ભગવાન શ્રીકૃષ્ણના અંગમાં સમાઈ ગઈ.

સર્વ દેવતામંડળના ઉલ્લાસનો પાર રહ્યો નહિ અને બધા એકઠા મળી પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણ પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. આમ તેઓ ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરી રહ્યા. સ્વર્ગના સર્વ વાસીઓ આનંદવિભોર બની નૃત્ય કરવા લાગ્યા. ગાંધર્વ લોકનાં વાસીઓ વિવિધ પ્રકારની પ્રાર્થના કરી રહ્યાં. આનંદ અને ઉલ્લાસથી દુંદુભિનાદ પણ ચાલુ થઈ ગયો. બ્રાહ્મણો વેદમંત્રોના ઉચ્ચાર કરવા લાગ્યા; અને ભગવાનના ભક્તો 'જય જય' પોકારી રહ્યા—પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની જય હો! એમ શરીર-સ્વરૂપના નામે જય ઘોષ કરી રહ્યા.

આમ, જ્યારે સ્વર્ગમંડળમાં દુંદુભિનાદ સંભળાઈ રહ્યો, ત્યારે તેના પડછંદા ભગવાન શ્રી બ્રહ્માના કાને પણ પડ્યા. તુરત જ શું બની રહ્યું હતું તેની ભાળ મેળવવા, તેઓ પોતાના નિવાસસ્થાનની બહાર આવ્યા. મહારાક્ષસની હત્યા થયેલી તેમણે નજરોનજર નિહાળી, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની પરાક્રમગાથા સાંભળી અને તેમની અસાધારણ લીલા જોઈ આશ્ચર્યચકિત બની ગયા. પેલા રાક્ષસનું વિરાટ મુખ ઘણા દિવસ સુધી વિકસેલું જ રહ્યું અને ધીમે ધીમે ત્યાં જ સુકાઈ ગયું. પરિણામે તે ગોપબાલોનું ક્રીડાસ્થાન બની રહ્યું.

અઘાસુરના વધના સમયે ભગવાન કૃષ્ણ અને તેમના બાલમિત્રોની વય પાંચ વર્ષની આસપાસ હતી. પાંચ વર્ષની અંદરનાં બાળકો કૌમારાવસ્થામાં છે એમ કહેવાય છે. પાંચ વર્ષથી દશ વર્ષનાં થાય ત્યાં સુધી 'પૌગંડ' કહેવાય છે; અને દશ વર્ષથી પંદર વર્ષનાં થાય

ત્યાં સુધી તેઓ કિશોર કહેવાય છે. પંદર વર્ષની વય વટાવી જાય પછી મનુષ્ય યુવાન લેખાય છે. એટલે એક વર્ષ સુધી વ્રજમાં કોઈએ અઘાસુરવધની વાત કરી નહિ, પરંતુ જ્યારે તેઓ છઠ્ઠા વર્ષમાં પ્રવેશ્યા ત્યારે તેમણે પોતાનાં માબાપને કૃષ્ણે કરેલા અઘાસુરવધની વાત કરી અને બધાં જ આશ્ચર્યચકિત બની ગયાં. એનું કારણ આગલા પ્રકરણમાં સ્પષ્ટ થશે.

ભગવાન કૃષ્ણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે અને ભગવાન બ્રહ્મા સહિત તમામ દેવતાઓ કરતાં પણ ક્યાંય મહાન છે. તેથી, પોતાના દિવ્ય દેહમાં વિલીન થઈ-જવારૂપ મુક્તિ આપવાનું તેમને માટે બિલકુલ અશક્ય નથી. તેથી જ અઘાસુરનો આત્મા દિવ્ય જ્યોતિસ્વરૂપે ભગવાન કૃષ્ણના અંગમાં સમાઈ ગયો હતો. અઘાસુર જેવો પાપી આત્મા આ ધરતી પર કોઈ પાક્યો નહોતો અને એવા પાપી આત્માનું સંપૂર્ણ સત્યના અસ્તિત્વમાં ભળી જવું શક્ય નથી; પરંતુ આ પ્રસંગમાં ભગવાન કૃષ્ણ પોતે અઘાસુરના દેહમાં પ્રવેશ્યા હતા, તેથી એ રાક્ષસનો દેહ પાપમુક્ત થઈ સંપૂર્ણ પવિત્ર બની જવા પામ્યો હતો અને પાપના બધા જ પ્રત્યાઘાતો ટળી ગયા હતા. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના દિવ્ય સ્વરૂપનું જે વ્યક્તિઓ મૂર્તિ સ્વરૂપે કે મનોકલ્પનાથી સદૈવ સ્મરણ કરતા હોય છે, તેમને ભગવાનના સામ્રાજ્યમાં પ્રવેશ કરવાનું, પૂર્ણ પુરુષોત્તમના પાર્ષદ થવાનું અલૌકિક સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. એટલે પરમાત્માના સર્વોત્કૃષ્ટ સ્વરૂપ જેવા ભગવાન શ્રીકૃષ્ણ જેના દેહમાં પ્રવેશ્યા, એવા અઘાસુર જેવી વ્યક્તિના ઉન્નત સ્થાનની આપણે કલ્પના જ કરવી રહી. મહાન ઋષિમુનિઓ, ધ્યાનમગ્ન યોગીઓ અને ભક્તજનો પોતાના હૈયામાં ભગવાનના સ્વરૂપને કાયમ જડી રાખે છે. ભગવાનને મૂર્તિ-સ્વરૂપે મંદિરોમાં નિહાળે છે અને એ રીતે તેઓ તમામ પ્રકારની ભૌતિક માયાથી મુક્ત થાય છે તથા દેહનો વિલય થતાં તેમનો આત્મા ભગવાનના સામ્રાજ્યમાં પ્રવેશ કરે છે. માનસની અંદર પ્રભુના સ્વરૂપને કાયમ પધરાવવાથી આ જાતની પૂર્ણતા પામી શકાય છે, પરંતુ અઘાસુરના કિસ્સામાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે સ્વયં એના દેહમાં પ્રવેશ કર્યો હતો, એટલે સામાન્ય ભક્ત કે મહાન યોગી કરતાં પણ અઘાસુરનું સ્થાન ઊંચું બની જવા પામ્યું હતું.

મહારાજ પરીક્ષિત આમ ભગવાન કૃષ્ણની અલૌકિક બાળલીલાની વાતો સાંભળી રહ્યા હતા. એ જ ભગવાન કૃષ્ણે, મહારાજ પરીક્ષિત જ્યારે એમની માતાના ઉદરમાં ગર્ભસ્વરૂપે હતા ત્યારે તેમનું રક્ષણ કર્યું હતું. તે એમની વધારે ને વધારે વાતો સાંભળવા ઉત્કંઠિત બની રહ્યા, તેથી તેમણે પોતાની સમક્ષ શ્રીમદ્ ભાગવતમ્‌ની કથા કરી રહેલ શુકદેવજી ગોસ્વામીને પ્રશ્ન કર્યો.

ગોપબાળો પૌગંડ વયે પહોંચ્યા નહિ ત્યાં સુધી, એક વર્ષ દરમિયાન અઘાસુરવધની વાતની બિલકુલ ચર્ચા કરવામાં આવી નહિ, એનું કારણ મહારાજ પરીક્ષિત સમજી શક્યા નહોતા અને તેથી તેમનું કુતૂહલ વધી ગયું હતું. એટલે, એ પ્રશ્નનો ખુલાસો જાણવા તેઓ ઘણા જ જિજ્ઞાસુ બની રહ્યા હતા. આવા પ્રસંગો ભગવાન કૃષ્ણની વિધવિધ શક્તિઓનું પરિણામ હતું, એવી તેમને ખાતરી જ હતી.

સામાન્ય રીતે ક્ષત્રિયો અર્થાત્ રાજપુરુષો હંમેશાં પોતાના રાજકારણમાં જ વ્યસ્ત રહેતા હોય છે. એટલે ભગવાન કૃષ્ણની અલૌકિક બાળલીલાઓના વૃત્તાંત સાંભળવાની તેમને કદી ફુરસદ મળતી નહોતી. પરંતુ મહારાજા પરીક્ષિત કૃષ્ણલીલાનું આ વર્ણન સાંભળી રહ્યા હતા ત્યારે શ્રીમદ્ ભાગવતમ્‌ના અધિકૃત જ્ઞાતા શ્રી શુકદેવજી ગોસ્વામી પાસે પોતે આ કથા-પ્રસંગ સાંભળી રહ્યા હતા. તેથી એ પોતાને ઘણા જ સદ્‌ભાગી લેખતા હતા. એટલે મહારાજા પરીક્ષિતે આમ વિનંતી કરી, ત્યારે શ્રી શુકદેવજી ગોસ્વામીએ ભગવાન શ્રીકૃષ્ણનો આ અવતાર, તેમના ગુણો, તેમની કીર્તિ વગેરેના કથન દ્વારા કૃષ્ણની અલૌકિક લીલાઓનું વર્ણન કરવા માંડ્યું.

આ સાથે "કૃષ્ણ" ગ્રંથના "અઘાસુર-વધ" એ નામના
બારમા અધ્યાયના ભક્તિ-વેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૧૩. શ્રી બ્રહ્માજીએ કરેલું ગોપબાળો તથા વાછરડાંનું અપહરણ

રાક્ષસ અઘાસુરના વધ અંગે એક વર્ષ સુધી ગોપબાળોએ કેમ ચર્ચા ન કરી, એ પ્રશ્ન શ્રી પરીક્ષિત રાજાએ પૂછયો, ત્યારે શ્રી શુકદેવજી ગોસ્વામીજી ખૂબ જ પ્રોત્સાહિત થયા. એમણે વિવરણ કરતાં કહ્યું: 'હે રાજા, આપ આપની જિજ્ઞાસા દ્વારા, ભગવાન શ્રીકૃષ્ણની અલૌકિક લીલાઓને વધુ ને વધુ શ્રવણીય બનાવી રહ્યા છો!'

કહેવાય છે કે ભકતજન પોતાનું મન, શકિત, વાણી, ધ્યાન ઈત્યાદિ, ભગવાન શ્રીકૃષ્ણ અંગે શ્રવણ અને કીર્તન કરવામાં જ હંમેશાં પરોવે છે. આ પ્રક્રિયાને કૃષ્ણભાવના કહેવાયાં આવે છે. અને જે વ્યકિત કૃષ્ણલીલાનાં વર્ણન સાંભળવા અને કીર્તન કરવામાં તલ્લીન હોય, તેને એ વિષય કદી જૂનો-પુરાણો અને કંટાળાજનક બનતો નથી. ભૌતિક વિષય અને આધ્યાત્મિક વિષય એ બે વચ્ચે મહત્ત્વનો ફરક છે. ભૌતિક વિષય વાસી થઈ જાય છે અને લાંબા સમય માટે તેને ફરીફરી સાંભળવા દિલ થતું નથી, પરન્તુ આધ્યાત્મિક વિષય તો નિત્યનવનવાયમાન કહેવાય છે. અર્થાત, મનુષ્ય ઈશ્વરની ગાથાનું શ્રવણ કરે કે કીર્તન કર્યા કરે તો તે કદી પણ કંટાળતો નથી. બલકે, એ શ્રાવણ-કીર્તન તાજગીભર્યું લાગ્યા કરે છે ને તે વારંવાર સાંભળવા મન થાય છે.

જિજ્ઞાસુ અને નિષ્ઠાવાન શિષ્યને તમામ ગુહ્ય વાતો સ્પષ્ટ રીતે સમજાવવાની આધ્યાત્મિક ગુરુની ફરજ છે. એટલે જ અઘાસુરની હત્યાની વાત એક વર્ષ સુધી કેમ ચર્ચવામાં નહોતી આવી, તેનો ખુલાસો શુકદેવ ગોસ્વામીએ કરવા માંડયો. શુકદેવ ગોસ્વામીએ મહારાજા પરીક્ષિતને કહ્યું : 'હે રાજન! હવે આ રહસ્ય ધ્યાનથી સાંભળો. પોતાના મિત્રોને અઘાસુરના મુખમાંથી બચાવ્યા પછી, અને રાક્ષસનો વધ કર્યા પછી ભગવાન શ્રી કૃષ્ણ પોતાના મિત્રોને યમુનાકિનારે લઈ આવ્યા. પછી તેમણે આ પ્રમાણે સંબોધન કર્યું: "મિત્રો! આ સ્થળ ભોજન લેવા માટે ઘણું જ સુંદર છે. યમુનાકિનારાની સુંવાળી રેતીમાં રમવાની પણ મજા આવશે. જુઓ આ જલ-સમૂહમાં ખીલેલાં કમળો કેટલાં સુંદર લાગે

છે ! કેવાં ચોમેર પોતાની મધુર સુગંધ રેલાવી રહ્યાં છે ! પંખીઓ મધુર ગીતો ગાય છે. મયૂરો મીઠી કેકા કરે છે. વૃક્ષોનાં પર્ણો મીઠો નિનાદ કરી રહ્યાં છે. આ બધા મધુર સ્વરોના પડછંદા પણ કેટલા આહ્‌લાદક લાગે છે! અત્રે ઊગેલાં વૃક્ષોથી સજાયેલી સૃષ્ટિ, સૌંદર્યમાં કોઈ અનેરો વધારો કરી રહી છે. ઘણું મોડું થઈ ગયું છે. આપણને ભૂખ પણ લાગી છે—એટલે આપણે અહીં જ ભોજન લેવાનો પ્રબંધ કરીએ. વાછરડાં ભલે આસપાસ ચર્યા કરતાં. એમને તરસ લાગશે તો તેઓ યમુનાજલનું પણ સહેલાઈથી પાન કરી શકશે. આપણે ભોજન લઈએ તે દરમિયાન વાછરડાં પણ આ હરિયાળી ધરતી પર ઊગેલો લીલો ચારો ચરશે."

ભગવાન કૃષ્ણની આ દરખાસ્ત સાંભળી બધા જ ગોપબાલો આનંદમાં આવી ગયા અને બોલ્યા: "જરૂર જરૂર આપણે બધા અહીં જ ભોજન લેવા બેસીએ." પછી તેમણે પોતપોતાનાં વાછરડાંને ચરવા છૂટાં મૂકી દીધાં. બધા જ ગોપબાલો જમીન પર બેસી ગયા. કૃષ્ણને સૌની મધ્યમાં બેસાડયા. બધા જ ગોપબાલોએ પોતાનાં વદન કૃષ્ણ પ્રતિ રાખ્યાં. બધા ભોજન લેતા ગયા અને સાક્ષાત્ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરતા ગયા. શ્રીકૃષ્ણ કમલપુષ્પની મધ્યમાં આવેલ ગોટા જેવા લાગતા હતા. ચોમેર ફરતા બેઠેલા ગોપબાલો જાણે કમલની પાંખડીઓ હોય તેમ શોભી રહ્યા હતા. ગોપબાલોએ વનઘટામાંથી પુષ્પો, પુષ્પોનાં પાંદડાં તથા વૃક્ષોની છાલ એકઠી કરી અને તેમની ઉપર પોતપોતાનાં ભોજનપાત્રો ગોઠવી દીધાં અને બધાએ ભોજન લેવાનું આરંભી દીધું. ભગવાન શ્રીકૃષ્ણ સદૈવ એમની સંગતમાં જ હતા. જમતાં જમતાં ગોપબાલો કૃષ્ણ સાથેના પોતપોતાના સંબંધનો ઉલ્લેખ કરી રહ્યા. ગાય પોતાના મિત્રો સાથે આનંદવિહાર કરતી વખતે કૃષ્ણે પોતાની બંસરી ભેટમાં ખોસી રાખી હતી. એમનું રણશિંગું ને વેત્ર (લાકડી) ડાબી બાજુએ લટકતી ઝોળી સાથે મૂકેલાં હતાં. દહીં, માખણ, ભાત અને ફળોના કકડાનો બનેલો એમનો કોળિયો એમણે પોતાના ડાબા હાથમાં ઝાલી રાખ્યો હતો. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, જેઓ તમામ પ્રકારના યજ્ઞયાગોની આહુતિ સ્વીકારે છે, તેઓ અત્યારે આમ વૃંદાવનમાં પોતાની મિત્રમંડળી સાથે હાસ્યવિનોદ કરી રહ્યા હતા. ગગનમંડળમાંથી આ મનોહર દૃશ્ય દેવતાઓ નિહાળી રહ્યા હતા. ગોપબાલો તો પૂર્ણ પુરુષોત્તમ ભગવાન સાથે આ અલૌકિક આનંદ માણી રહ્યા હતા.

તે વખતે પેલાં ગાયવાછરડાંએ ચરતાં ચરતાં ગાઢ વનમાં પ્રવેશ કર્યો. લીલા તાજા ઘાસથી આકર્ષાઈ તેઓ આગળ ને આગળ વધી રહ્યાં, પછી છેવટે દૃષ્ટિ-મર્યાદાની બહાર પણ નીકળી ગયાં. ગોપબાલોએ ઊંચી નજર કરી તો ગાયવાછરડાં ક્યાંય નજીકમાં નજરે પડયાં નહિ, એટલે તેમને એમની સલામતીનો ભય લાગ્યો. તેમણે તુરત જ હાક મારી: 'કૃષ્ણ!' કૃષ્ણ પોતે જ ભયવિદારક છે. પ્રત્યેક માનવી ભયનો સાક્ષાત્કાર થવાથી ડરી જાય છે. પરન્તુ એ ભય પોતે કૃષ્ણથી ડરતો હોય છે. એટલે 'કૃષ્ણ'નું નામ લેતાં જ ગોપબાલોનો ભય દૂર થઈ ગયો. ભયજનક પરિસ્થિતિમાંથી તે બહાર આવ્યા અને

કૃષ્ણ પ્રત્યેના તેમના નિ:સીમ પ્રેમ દ્વારા પોતાનું ભોજનકાર્ય માણી રહ્યા. ભોજન અધૂરું મૂકી, ગાય વાછરડાંને શોધવા જવાની વાત કૃષ્ણને સ્વીકાર્ય નહોતી. એટલે તેમણે કહ્યું : 'પ્રિય મિત્રો ! તમારે ભોજનકાર્ય અધૂરું મૂકવાની જરૂર નથી. તમે તમારે મોજથી ભોજન માણો. હું એકલો જ ગાયવાછરડાંની શોધમાં જાઉં છું. આમ, કૃષ્ણ જંગલ અને ગુફાઓમાં ગાય-વાછરડાંની શોધ કરવા ચાલી નીકળ્યા. એમણે જંગલની ઝાડી-ઓમાં અને ગિરિકંદરાઓમાં તપાસ કરી પણ ગાયવાછરડાં ક્યાંય તેમની નજરે પડયાં નહિ.

જ્યારે અઘાસુરનો વધ કરવામાં આવ્યો, અને દેવમંડળી આશ્ચર્યચકિત થઈ એ બનાવ નિહાળી રહી હતી, ત્યારે ભગવાન વિષ્ણુના નાભિકમળમાંથી પ્રગટ થયેલા શ્રી બ્રહ્માજી પણ એ પ્રસંગ નિહાળવા ત્યાં ઉપસ્થિત થયા હતા. કૃષ્ણ જેવો નાનો બાળક આવું મોટું પરાક્રમ શી રીતે કરી શકે, એ વાતનું એમને આશ્ચર્ય થયું. આ ગોપબાળક કૃષ્ણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાક્ષાત્ છે, એ વાતની એમને માહિતી હતી છતાં ભગવાનની વધુ યશસ્વી લીલાઓ જોવાનું એમને મન થયું. એટલે, એ બધાં જ વાછરડાં તથા ગોપ-બાળોનું અપહરણ કરી, કોઈ અજ્ઞાત સ્થળે ઉપડી ગયા. ભગવાન કૃષ્ણ વાછરડાંની શોધમાં નીકળ્યા તો ખરા, પણ એમને એમનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. પોતે પાછા ફર્યા તો યમુનાકિનારે ગોપબાલો પણ જોવા મળ્યા નહિ. ભોજન લીધું હતું એ સ્થળ પર કોઈ જ નહોતું. એક ગોપાલક તરીકે બ્રહ્માજી આગળ કૃષ્ણની શી વિસાત હોય? પરન્તુ તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા, એટલે તુરત જ સમજી ગયા કે બ્રહ્માજી જ આ ગોપબાલો તથા વાછરડાંનું અપહરણ કરી ગયા છે. કૃષ્ણ વિચારી રહ્યા : 'બ્રહ્માજી ગોપબાલો અને વાછરડાંનું અપહરણ કરી ગયા છે, એ પરિસ્થિતિમાં હું એકલો શી રીતે વૃંદાવન પાછો ફરી શકું ? ગોપબાલોની માતાઓ મને એકલાને જોઈ દુ:ખી દુ:ખી થઈ જશે'!

એટલે પોતાના મિત્રોની માતાઓને ચિન્તા ન થાય, અને પોતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે એની બ્રહ્માજીને ખાતરી થાય, એટલા માટે એમણે તરત જ વિવિધ ગોપબાલો અને વાછરડાંનાં સ્વરૂપ ધારણ કરી લીધાં. વેદોમાં ઉલ્લેખ છે કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, પોતાની શક્તિના પ્રતાપે અસંખ્ય જીવાત્માઓમાં પોતાનો વિસ્તાર કરી શકે છે. એટલે કૃષ્ણ માટે વિવિધ ગોપબાલો તથા વાછરડાંઓનું રૂપ ધારણ કરવાનું મુશ્કેલ નહોતું. જુદાં જુદાં મુખારવિંદો, તથા દેહના બાંધાવાળા જુદા જુદા ગોપબાલો, જેમણે જુદાં જુદાં વસ્ત્રો અને અલંકારો પહેર્યાં હતાં, તેઓના સ્વરૂપે તેમણે તાત્કાલિક પોતાને પ્રગટ કર્યા. મુખનાં અને શરીરનાં બરાબર એ જ અંગો, એ જ વસ્ત્રો, એ જ અલંકારો અને તેમની વિવિધતા તથા હિલચાલ અને વર્તન દૃષ્ટિગોચર થયાં. આત્મા વ્યક્તિગત હોવાથી પ્રત્યેક માનવીના શોખ જુદા જુદા હોય છે. દરેક માનવીની પ્રવૃત્તિ અને વર્તણૂક પણ વિવિધતાભરી હોય છે. છતાં, કૃષ્ણે દરેક ગોપબાલ પેઠે જ વિવિધ સ્વરૂપો ધારણ કરી લીધાં. વળી નાના-મોટા પ્રકારનાં જુદાં જુદાં વાછરડાંઓનાં સ્વરૂપો પણ ધારણ કર્યાં. સૃષ્ટિની પ્રત્યેક વસ્તુ

કૃષ્ણની જ શક્તિનો વિસ્તાર છે. એટલે જ આ વાત શક્ય બની. 'વિષ્ણુપુરાણ'માં કહ્યું છે : પરસ્ય બ્રહ્મણ: શક્તિ: લૌકિક સૃષ્ટિમાં જે કાંઈ આપણે જોઈએ છીએ, પછી એ જડ સૃષ્ટિ હોય કે ચેતન જીવાત્માની પ્રવૃત્તિઓ હોય—તે બધું જ, જેમ ગરમી અને પ્રકાશ અગ્નિનાં જ વિવિધ સ્વરૂપો છે, તે જ રીતે, ભગવાનની શક્તિઓનો જ વિસ્તાર છે.

આમ ગોપબાળો, ગાયવાછરડાં વગેરેનાં વ્યક્તિગત વિવિધ સ્વરૂપો ધારણ કરી, અને એ બધાંથી પોતે જ વિંટળાઈ, કૃષ્ણે વૃંદાવન ગ્રામમાં પ્રવેશ કર્યો. એટલે અરણ્યમાં શું બન્યું હતું, તેની નગરજનોને કશી જ ખબર પડી નહિ. વૃંદાવનમાં પ્રવેશ કર્યા પછી બધાં જ વાછરડાં પણ પોતપોતાની કોઠમાં જઈ ઊભાં રહ્યાં અને ગોપબાલો પણ પોતપોતાના ઘરમાં ગયા અને માતાઓને જઈ મળ્યા.

બધાના આગમનની આગાહી આ ગોપબાલોની બંસીના વિવિધ સુરોએ ક્યારનીયે કરી દીધી હતી, એટલે બધી જ મહિલાઓ ઘર બહાર નીકળી આવી અને પોત-પોતાનાં સંતાનોને વહાલ કરી રહી. એમણે ગાઢ આલિંગનો આપ્યાં. માતૃવાત્સલ્યના અતિરેકને લીધે તેમનાં સ્તનોમાંથી દૂધધારાઓ છૂટવા લાગી. એમણે બાળકોને ધાવવા પણ દીધાં. હકીકતમાં આ સ્તનપાન તેઓ પોતાનાં સંતાનોને કરાવતી ન હતી, પરન્તુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, જેમણે પોતાના અંશથી તેમનાં બાળકોનું રૂપ ધારણ કર્યું હતું, તેમને કરાવી રહી હતી. આમ, વૃંદાવનની તમામ માતાઓને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણને બીજી વાર સ્તનપાન કરાવવાની તક મળી. પોતાને સ્તનપાન કરાવવાની તક એકલાં યશોદા માતાને જ નહીં પણ વૃંદાવનની તમામ પ્રૌઢ મહિલાઓનેય આપી હતી.

બધાં જ ગોપબાલો રાબેતા મુજબ જ પોતપોતાની માતાઓ સાથે વર્તવા લાગ્યાં અને માતાઓ પણ પોતાનાં સંતાનો સાથે એ જ રીતે વર્તી રહી. સંધ્યા ઢળતાં જ એમણે પોતપોતાનાં સંતાનોને સ્નાન કરાવ્યું, વસ્ત્રાલંકારો સજાવ્યા, ભાલપ્રદેશે તિલક કર્યું અને આખા દિવસના પરિશ્રમ પછી વાળુ કરાવ્યું. ગાયો પણ રાબેતા મુજબ ગોચરોમાં આખો દિવસ નિરાંતે ચરીને, સંધ્યા ઢળતાં પાછી વળી ને પોતપોતાનાં વાછરડાં સંભાળી રહી. વાછરડાં પણ પોતપોતાની માતાઓ પાસે દોડી આવ્યાં ને ગાયો પણ પોતપોતાનાં વાછરડાંનાં અંગો ચાટવા લાગી. આમ અસલ ગોપબાલો તથા વાછરડાં વૃંદાવનમાં નહોતાં, છતાંય તેમનો નિત્યક્રમ વૃંદાવનમાં ચાલુ રહ્યો—એમાં રજમાત્ર ફરક પડયો નહિ. ગાયોનો પોતાનાં વાછરડાં પ્રત્યેનો પ્રેમ અને ગોપીજનોનું પોતાનાં સંતાનો પ્રતિનું વહાલ વિના અંતરાય વૃદ્ધિ પામ્યું. આ ગોપબાલો અને વાછરડાં તેમની કૂખે જન્મ્યાં નહોતાં, છતાં કુદરતી રીતે જ તેમનો સ્નેહ વધી ગયો. વૃંદાવનની નારીઓને તથા ગાયોને પોતાનાં સંતાનો કરતાં કૃષ્ણ પ્રતિ વધારે હેત હતું, છતાં આ પ્રસંગ પછી પોતાનાં સંતાનો અને કૃષ્ણ પ્રતિ એકસમાન વાત્સલ્ય થઈ ગયું. આમ સતત એક વર્ષ સુધી કૃષ્ણે પોતે ગોપબાળો તથા ગાયવાછરડાંઓનું રૂપ ધારણ કર્યું અને નિયમિત વૃંદાવનની સીમમાં વાછરડાં ચરાવ્યાં.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ કહ્યું છે કે, કૃષ્ણનો અંશ દરેક જીવના હૃદયમાં સ્થિત પરમાત્મા તરીકે વિરાજે છે. તેવી જ રીતે પરમાત્માને બદલે ભગવાન કૃષ્ણે આ પરિસ્થિતિમાં ગોપબાળો તથા વાછરડાં તરીકે અંશાવતાર કર્યો અને સતત એક વર્ષ સુધી એ પરિસ્થિતિ જાળવી રાખી.

એક દિવસ કૃષ્ણ બલરામ સાથે ગાયવાછરડાંને જંગલમાં ચરાવતા હતા, ત્યારે તેમણે ગોવર્ધન પર્વતના શૃંગ પર કેટલીક ગાયોને ચરતી જોઈ. નીચે તળેટીમાં ગોપબાલો વાછરડાંની જ્યાં સંભાળ લઈ રહ્યા હતા તે જગ્યા, ગાયોએ પર્વતની ટોચ ઉપરથી જોઈ અને એકદમ પોતાના આગલા અને પાછલા પગો ભેગા કરી, ઊભી પૂંછડીએ તેઓ કૂદકા મારતી નીચે આવી ગઈ. આ ગાયો પોતાનાં વાછરડાંને જોઈ એટલી તો ઘેલી બની ગઈ હતી, કે ગોવર્ધન પર્વતના શૃંગ પરથી છેક નીચે તળેટી સુધી આવતા વચ્ચેના ખાડાટેકરા ને ખરબચડા રસ્તાની બિલકુલ પરવા કરી નહિ અને છેક ગોચરમાં દોડી આવી. પોતાનાં આંચળ દૂધથી પૂર્ણ ભરી, પૂછડાં ઊંચાં કરી, તેઓ પોતપોતાનાં વાછરડાં પાસે આવી. ટેકરી પરથી આ ગાયો જ્યારે નીચે ઊતરી આવી રહી હતી, ત્યારે પણ એમનાં આંચળમાંથી દૂધ માર્ગમાં રેલાતું હતું. આ વાછરડાં એમનાં પોતાનાં નહોતાં, છતાં જાણે માતૃવાત્સલ્યથી એમનું દૂધ ઊભરાઈ રહ્યું હતું. આ ગાયોને પોતાનાં વાછરડાં તો હતાં જ અને નીચે ક્ષેત્રમાં ચરતાં આ વાછરડાં વયમાં મોટાં હતાં, એટલે તેમને ધાવવાની ટેવ છૂટી ગઈ હતી અને ઘાસ ચરીને જ સંતોષ અનુભવતાં હતાં, છતાં બધી જ ગાયો તેમની પડખે આવી ગઈ અને તેમનાં શરીર ચાટવા લાગી. આ વાછરડાં પણ તેમને ધાવવા લાગ્યાં. આમ ગાયો તથા વાછરડાં વચ્ચે ભારે સ્નેહભાવનું પ્રદર્શન થઈ રહ્યું.

ગોવર્ધન પર્વતના શૃંગ પર ચરતી ગાયો જ્યારે આમ તળેટી તરફ દોડી રહી હતી, ત્યારે એમના રક્ષક ગોપબાલોએ એમને આંતરવા ભારે પ્રયાસો કર્યા. મોટી ગાયોની સંભાળ ગોપાલકો રાખે છે, અને બને ત્યાં સુધી તેઓ ગાયોને તેમનાં વાછરડાંથી અલગ રાખે છે, જેથી કરીને વાછરડાં બધું જ દૂધ ધાવી ન જાય. એટલે ગોવર્ધન પર્વતના શૃંગ પર જે ગોપાલકો ગાયોની સંભાળ લઈ તેમને ચરાવી રહ્યા હતા તેમણે ગાયોને રોકવા પ્રયાસ કર્યો, પરન્તુ તેઓ સફળ થઈ શક્યા નહિ. આમ નિષ્ફળ જવાથી તેઓ હતાશ થયા અને રોષે પણ ભરાયા. તેઓ દુઃખી તો હતા જ, પરન્તુ જ્યારે તેઓ નીચે આવ્યા ત્યારે તેમણે પોતાનાં સંતાનોને વાછરડાંની સંભાળ લેતાં જોયાં. તેમને પોતાનાં સંતાનો પ્રતિ એકદમ વહાલ ઊભરાઈ આવ્યું. એમણે પોતાનાં સંતાનોને ઉંચકી લીધાં ને તેમને ગાઢ આલિંગન આપ્યાં. તેમનાં મસ્તક સૂંઘી રહ્યા તથા તેમને મળ્યાનો આનંદ માણી રહ્યા. પછી તેઓ ગાયો લઈ પુનઃ ગોવર્ધન પર્વતની ટોચ પર ચાલ્યા ગયા. માર્ગમાં તેમને પોતાનાં સંતાનોની યાદ આવતી રહી અને એમના કપોલપ્રદેશ પર અશ્રુધારાઓ વહી રહી.

એવો કોઈ ખાસ અવસર ન હતો કે જેથી આ ગોવાળો તથા ગાયોનું હેત ઊભરાઈ જવું જોઈએ, છતાં ગોવાળ પિતા અને તેમનાં સંતાનો તથા ગાયો અને વાછરડાં વચ્ચે જ્યારે

ત્યારે સ્નેહનું આ આદાન-પ્રદાન શ્રી બલરામે નિહાળ્યું, ત્યારે આ અસાધારણ ઘટના શી રીતે બનવા પામી તેનો એ વિચાર કરવા લાગ્યા. વૃંદાવનના વાસીઓમાં એકાએક આટલું બધું વહાલ ઊભરાઈ આવ્યું, એ જોઈ તેમને આશ્ચર્ય થયું. કૃષ્ણ પ્રતિ તેઓ જેવું વહાલ દાખવતા હતા તેવું જ વહાલ અત્યારે તેઓએ દાખવ્યું હતું. તેવી જ રીતે ગાયો પણ પોતાનાં વાછરડાં પ્રતિ કૃષ્ણ પ્રત્યેના અગાધ વાત્સલ્ય જેટલું જ વહાલ દાખવી રહી હતી. બલરામને આ અસામાન્ય ભાવ-પ્રદર્શનમાં કાંઈક રહસ્ય લાગ્યું : કોઈ દેવતા કે કોઈ સમર્થ વ્યક્તિનો એ પ્રભાવ હોય એમ તેમને જણાયું. નહિ તો એકાએક આવો પલટો શી રીતે આવી જાય? બલરામ કૃષ્ણને પોતાના પૂજ્ય પુરુષોત્તમ પરમેશ્વર માનતા હતા એટલે આ રહસ્યમય પલટો તેમણે જ આણ્યો હશે એવું તેમણે તારણ કાઢી લીધું. તે વિચારવા લાગ્યા : 'કદાચ કૃષ્ણે આ ભાવપ્રદર્શન યોજ્યું હશે; અને પોતે પણ તેનું રહસ્ય પામી શક્યા નથી. આ બધાં ગોપબાળો અને વાછરડાં કૃષ્ણના જ અંશાવતારો છે એમ બલરામ સમજી ગયા.

એટલે એમણે સત્ય પરિસ્થિતિ જાણવા કૃષ્ણને પૂછપરછ કરી. તે બોલ્યા : 'ભાઈ કૃષ્ણ ! આરંભમાં તો મને લાગ્યું કે આ વાછરડાં અને ગોપબાલો મહાન સંતો, સાધુપુરુષો કે દેવતાઓ હશે, પરન્તુ અત્યારે મને લાગે છે કે આ બધાં તમારા સ્વયં અંશાવતારો છે. આ બધાં, સ્વયં તમે પોતે જ છો. બધાં વાછરડાં અને ગોપબાલોનો વેષ તમે પોતે જ ભજવી રહ્યા છો. આ બધી પરિસ્થિતિનું સાચું રહસ્ય શું છે? પેલાં બીજાં ગોપાલકો અને વાછરડાં ક્યાં ગયાં ? કૃપા કરીને મને સમજાવશો? આ બધાંનું રહસ્ય મને કહેશો ? તમે સ્વયં આ વાછરડાં અને ગોપબાલો તરીકે શા માટે અંશવિસ્તાર કરી રહ્યા છો ? કૃપા કરી મને આ બધાંનું રહસ્ય સમજાવશો ? બલરામે આમ વિનંતી' કરી એટલે કૃષ્ણે સર્વ પરિસ્થિતિ ટૂંકમાં સમજાવી. વાછરડાં અને ગોપબાલોનું બ્રહ્માજીએ કેવી રીતે અપહરણ કર્યું હતું અને અસલ વાછરડાં તથા ગોપબાલોની ખોટ નગરજનોને ન પડે તેથી જ પોતે અંશવિસ્તાર કર્યો હતો.

કૃષ્ણ તથા બલરામ આમ વાતો કરી રહ્યા હતા, ત્યાં પોતાની એક ક્ષણ વીતી એટલે બ્રહ્માજી પ્રગટ થયા. ભગવાન બ્રહ્માના જીવનકાળની કાંઈક ઝાંખી આપણને શ્રીમદ્ ભગવદ્ ગીતામાં મળે છે. ચાર યુગના કુલ સમયથી એક હજાર ગણો સમય એટલે કે ૪૩,૦૦,૦૦૦ x ૧૦૦૦ પૃથ્વી પરનાં વર્ષો બરાબર શ્રી બ્રહ્માજીના માત્ર બાર કલાક થાય છે. અને બ્રહ્માજીની એક ક્ષણ એટલે આપણી પૃથ્વીનું એક વર્ષ. આમ બ્રહ્માની ગણત્રીએ એક ક્ષણ પછી એટલે—આપણા એક વર્ષ પછી પોતે વાછરડાં અને ગોપબાલકોનું અપહરણ કરી જે ઉત્પાત મચાવ્યો હતો તેનું પરિણામ જોવા પાછા આવ્યા. પરન્તુ પોતે પોતાના સ્વામી શ્રીકૃષ્ણ સામે રમત કરી હતી, અને એમનાં વાછરડાં તથા ગોપબાળકોનું અપહરણ કર્યું હતું, એટલે પોતે અગ્નિ સાથે ખેલ ખેલી રહ્યા હતા એવો ભય તેમને હતો જ. આમ, એમના દિલમાં ખરેખર ચિંતા થવા લાગી. એટલે ઝાઝો વિલંબ કર્યા સિવાય પોતાની

એક ક્ષણમાં જ પાછા ફર્યા. પોતે વાછરડાં તથા ગોપબાળકોનું અપહરણ કર્યું હતું-અને બધાંને પોતાની યૌગિક શક્તિથી નિદ્રાવશ કરી દીધાં હતાં એવી બ્રહ્માજીને પૂરી ખાતરી હતી, છતાં જ્યારે તે યમુનાકિનારે પુનઃ પ્રગટ થયા ત્યારે બધા જ ગોપબાલો તથા વાછરડાં પહેલાંની જેમ વિહાર કરી રહ્યાં હતાં. તેમને વિહાર કરતાં જોયાં, ત્યારે બ્રહ્માજીને વિચાર આવ્યો : 'બધા જ ગોપબાલો, ગાયો તથા વાછરડાંનું તો મેં અપહરણ કર્યું છે, અને એ બધાંને હું મોહનિદ્રામાં નાખીને આવ્યો છું એની મને પાકી ખાતરી છે, છતાં અહીં એ જ પ્રકારનું, ગોપબાલો ને વાછરડાંનું વૃંદ કૃષ્ણ સાથે વિહાર કરતું જણાય છે ! એમ બને શી રીતે ? મારા યોગબળની તેમના પર કોઈ વાતે અસર ન થઈ હોય એવું તો નહિ હોય ? આખો સમય એ બધાં કૃષ્ણની પડખે જ વિહાર કરી રહ્યાં હશે ? બ્રહ્માજીને આ બધું સમજાયું નહિ. આ બધાં કોણ હતાં કે જેમના પર પોતાના યૌગિક પ્રભાવની કશી અસર થઈ નહોતી, એ તેમને સમજાયું નહિ, કે પછી પોતે જ પોતાની મોહનિદ્રામાં ફસાઈ ગયા હતા? એમની યૌગિક શક્તિ અંધકારમાં બરફના જથ્થા જેવી, યા દિવસે આગિયો થોડોક પ્રકાશ પાથરી શકે છે તે પ્રમાણે, ગિરિશૃંગ પર છવાયેલા હિમપટ જેવી—એટલે કે જમીન પર પથરાયેલો બરફ દિવસે જ તેજ મારે છે, પરન્તુ રાત્રે એ હિમસપાટી રૂપેરી ઝલક ધારણ કરી શકતી નથી, તેવી જ રીતે આગિયો પણ દિવસના પ્રકાશમાં ઝગારા મારી શકતો નથી એવી ભાસી. બ્રહ્માજીએ પ્રસરાવેલી યૌગિક પ્રભા, કૃષ્ણની યૌગિક પ્રભા આગળ, હિમસપાટી કે આગિયાના પ્રકાશ જેવી નજીવી હતી. મહાન યોગીની હાજરીમાં એક નાનકડો મનુષ્ય પોતાની મર્યાદિત યોગશક્તિ દાખવવા જાય, તો એની પોતાની જ શક્તિ ક્ષીણ થઈ જાય એની યોગશક્તિ વૃદ્ધિ પામતી નથી. એટલે કૃષ્ણ સન્મુખ શ્રી બ્રહ્માજી જેવી મહાન વ્યક્તિએ પણ પોતાની યોગશક્તિ દાખવવા પ્રયાસ કર્યો ત્યારે હાસ્યાસ્પદ બનવાવારો આવ્યો. શ્રી બ્રહ્માજી પોતે જ પોતાનાં યૌગિક શક્તિઓ અંગે જ ભ્રમમાં પડ્યા.

જે ગોપબાલો તથા વાછરડાં કૃષ્ણ સાથે વિહાર કરી રહ્યાં હતાં એ બધાં અસલ ગોપબાલો કે વાછરડાં ન હતાં, એ હકીકતની શ્રી બ્રહ્માજીને પ્રતીતિ કરાવવા કૃષ્ણે પોતાની સાથે ખેલતા એ ગોપબાલો તથા વાછરડાંને વિષ્ણુસ્વરૂપ આપી દીધું. ખરેખર તો અસલ ગોપબાલો તથા વાછરડાં, શ્રી બ્રહ્માજીના યોગબળથી મોહનિદ્રામાં જ પડ્યાં હતાં પરન્તુ અત્યારે શ્રી બ્રહ્માજી જે ગોપબાલો તથા વાછરડાં નિહાળી રહ્યા હતા એ તો સ્વયં કૃષ્ણના અંશાવતારો વિષ્ણુરૂપ હતાં. વિષ્ણુ પણ કૃષ્ણના અંશાવતારોમાંનું એક સ્વરૂપ જ છે, એટલે બ્રહ્માજી આગળ સર્વત્ર શ્રી વિષ્ણુસ્વરૂપો — શ્યામ રંગવાળાં અને પીતામ્બરો ધારણ કરેલાં — હતાં. પ્રત્યેક સ્વરૂપને ચાર ભૂજાઓ હતી અને પ્રત્યેક સ્વરૂપે શંખ, ચક્ર, ગદા, અને પદ્મ ધારણ કરેલાં હતાં. મસ્તક પર એમણે સુવર્ણમુકુટો ધારણ કર્યા હતા, કાને કુંડળ તથા કંઠે મોતીની માળાઓ હતી. પુષ્પોના સુંદર હારથી એમના દેહ અલંકૃત હતા. એમનાં વક્ષસ્થલ પર શ્રી વત્સ-ચિહ્ન હતું એમના હાથ હીરા-જડિત કંકણોથી શોભી રહ્યા હતા, એમની ડોક શંખ જેવી સુંવાળી હતી, એમના ચરણો

ઝાંઝરથી અલંકૃત હતા, એમની કમરે સુવર્ણ-કટિમેખલાઓ હતી. એમના હાથ પર સુવર્ણની વીંટીઓ ચમકચમ ચમકી રહી હતી. વળી બ્રહ્માજીએ જોયું કે ભગવાન વિષ્ણુના સમગ્ર શરીર પર છેક ચરણકમળથી માંડી મસ્તક સુધી, તુલસીદલની મંજરીઓ વરસાવવામાં આવી રહી હતી. આ વિષ્ણુસ્વરૂપોનું બીજું મહત્ત્વનું અંગ એ હતું, કે પ્રત્યેક સ્વરૂપ અલૌકિક સૌંદર્ય દાખવી રહ્યું હતું. એમનું સ્મિત ચાંદની સમાન શોભતું હતું અને એમનાં નયન સૂર્યોદયની ઝાંખી કરાવતાં હતાં. એમના દૃષ્ટિ-સંચાર માત્રથી તેઓ આ જગતના રજોગુણ અને તમોગુણના સર્જક અને પોષક લાગતા હતા. ભગવાન વિષ્ણુ સત્ત્વગુણસ્વરૂપ છે. શ્રી બ્રહ્માજી રજોગુણના નિયંતા છે અને ભગવાન શિવ તમોગુણના અધિષ્ઠાતા લેખાય છે. આમ આ ભૌતિક સૃષ્ટિમાં સર્વ વસ્તુના પાલનહાર હોઈ, ભગવાન વિષ્ણુ શ્રી બ્રહ્માજી અને શિવના પણ સર્જક ને પાલક છે.

આ પ્રમાણે બ્રહ્માજીએ વિષ્ણુનાં વિવિધ સ્વરૂપોનાં દર્શન કર્યાં એટલું જ નહિ, પણ અન્ય બ્રહ્મા, શંકર તથા દેવતાઓથી માંડીને તુચ્છ કીડી તથા તણખલા જેવી તમામ જડ અને ચેતન વસ્તુઓ ભગવાન વિષ્ણુની આસપાસ નાચી રહેલી જોઈ. આ નૃત્યને વિવિધ પ્રકારના સંગીતનો પણ સાથ મળ્યો હતો અને સૌ કોઈ ભગવાન વિષ્ણુનાં ગુણગાન કરી રહ્યાં હતાં — બધાં જ ભગવાન વિષ્ણુની પૂજામાં મગ્ન હતાં. આ બધાં વિષ્ણુસ્વરૂપો સંપૂર્ણ હતાં; અણુ જેવાં નાનાં બનવાની અણિમા-સિદ્ધિથી માંડીને ભૌતિક વિરાટ સૃષ્ટિ-સમોવડું વિરાટરૂપ ધરવાની ક્ષમતા ધરાવતાં હતાં. બ્રહ્મા, શંકર તથા તમામ દેવતાઓ અને મહત્ત્વનાં ચોવીસે તત્ત્વોનું, ભગવાન વિષ્ણુના આ સ્વરૂપમાં સંપૂર્ણ પ્રતિનિધિત્વ દૃષ્ટિ-ગોચર થતું હતું. ભગવાન વિષ્ણુના પ્રભાવથી તમામ નિમ્ન કક્ષાની યૌગિક પ્રક્રિયાઓ તેમની પૂજામાં જ પરોવાઈ ગઈ હતી સમય, અવકાશ, ભૌતિક સૃષ્ટિ, રૂપાંતર, તૃષ્ણા પ્રવૃત્તિ અને ભૌતિક પ્રકૃતિના સત્ત્વ, રજસ્ તથા તમસ્ એ ત્રણેય ગુણો શ્રી ભગવાન વિષ્ણુની પૂજામાં લાગી ગયાં હતાં. ભગવાન વિષ્ણુ તમામ સત્ય, જ્ઞાન અને આનંદના ભંડાર છે, એ વાતનો પણ બ્રહ્માજીએ સાક્ષાત્કાર કર્યો. ભગવાન વિષ્ણુ સત્ (શાશ્વતતા), ચિત્ (જ્ઞાન) અને આનંદ એ ત્રણેય તત્ત્વોના મિશ્રણરૂપ છે અને ઉપનિષદ્‌ના અનુયાયીઓ એમની પૂજા કરે છે, એ વાતની પણ બ્રહ્માજીને પ્રતીતિ થઈ. વળી આ ગોપબાળો, ગાયો તથા વાછરડાં અને ગોપબાળોનું વિષ્ણુ-સ્વરૂપમાં જે રૂપાંતર થયું હતું — તે કાંઈ યોગી કે દેવતાની શક્તિમાં રહેલી સિદ્ધિથી થઈ શકે તેમ ન હતું, એ હકીકતની પણ બ્રહ્માજીને પ્રતીતિ થઈ. વળી આ ગોપબાળો, ગાયો અને વાછરડાં, જે વિષ્ણુની મૂર્તિઓ કે વિષ્ણુસ્વરૂપમાં રૂપાંતર પામ્યાં હતાં, એ કોઈ વિષ્ણુ-માયા અથવા બહિરંગ શક્તિથી થયું ન હતું, પરંતુ એ સ્વયં વિષ્ણુ પોતે જ હતા. વિષ્ણુ અને વિષ્ણુ-માયાના સ્વરૂપનાં મૂળતત્ત્વો અગ્નિ અને ગરમી જેવાં છે. ગરમીમાં અગ્નિના ગુણ હોય છે, છતાં ગરમી એ અગ્નિ નથી. તેવી જ રીતે ગાયો, વાછરડાં અને ગોપબાળોનાં વિષ્ણુ-સ્વરૂપ, ગરમી જેવાં નથી, બલકે અગ્નિ જેવાં છે — સ્વયં વિષ્ણુ છે. હકીકતમાં વિષ્ણુના ગુણો સંપૂર્ણ

સત્ય, સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ આનંદ છે. અનેકવિધ સ્વરૂપોમાં દૃષ્ટિગોચર થતા ભૌતિક પદાર્થોનાં અન્ય ઉદાહરણો પણ આપી શકાય. ઘણાં જળપાત્રોમાં સૂર્ય પ્રતિબિમ્બિત થાય છે, પરંતુ એ બધાં જ પાત્રોમાંનાં સૂર્યનાં પ્રતિબિમ્બો કાંઈ સૂર્ય નથી. પાત્રોમાં સૂર્યની ગરમી અને પ્રકાશ નથી, છતાં એ સૂર્યસમાન જણાય છે; પરંતુ શ્રીકૃષ્ણે જે સ્વરૂપો પ્રગટ કર્યાં, તે તો પ્રત્યેક સ્વયં વિષ્ણુ હતાં. सत्यम्, ज्ञानम् અને आनन्दम्નાં સ્વરૂપો હતાં.

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં પોતાનાં દિવ્ય રૂપો એટલાં મહાન છે, કે ઉપનિષદ્‌ના માયાવાદી અનુયાયીઓ એમને સમજવાની કક્ષાના સ્તર સુધી પહોંચી શકતા નથી. ખાસ કરીને ભગવાનનાં અલૌકિક સ્વરૂપો, આ નિર્વિશેષવાદીઓ (Impersonalists)ની શક્તિ-મર્યાદાથી પર છે. તેઓ તો ઉપનિષદોના અભ્યાસથી કેવળ એટલું જ સમજી શકે છે, કે પરમ સત્ય ભૌતિક વસ્તુ નથી, તથા તે મર્યાદિત શક્તિથી ભૌતિક રીતે બંધાયેલું પણ નથી. ભગવાન બ્રહ્મા, આમ, કૃષ્ણને અને કૃષ્ણના વિષ્ણુ-સ્વરૂપ અંશાવતારોને સમજી શક્યા, કે પ્રભુની શક્તિના વિસ્તારથી જ પ્રત્યેક જડ તથા ચેતન વસ્તુ આ સૃષ્ટિમાં અસ્તિત્વ ધરાવે છે.

જ્યારે પોતાની મર્યાદિત શક્તિમાં દિગ્મૂઢ બનીને બ્રહ્માજી ઊભા રહ્યા, અને જાણ્યું કે માત્ર અગિયાર ઈન્દ્રિયોમાં જ પોતાની તમામ શક્તિઓનું કાર્યક્ષેત્ર આવી જાય છે, અને પોતે પણ એક કઠપૂતળીની જેમ પ્રભુની ભૌતિક શક્તિનું સર્જન માત્ર છે. આટલું તો તેઓ અવશ્ય સમજી શક્યા. જે રીતે કઠપૂતળી પાસે કોઈ સ્વતંત્ર શક્તિ નથી, પણ માલિક જેમ નચાવે તેમ જ તે નાચે છે; તે જ રીતે તમામ દેવી-દેવતાઓ તથા અન્ય જીવો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની ઈચ્છાને આધીન છે. શ્રી ચૈતન્ય ચરિતામૃતમાં કહ્યું છે, તે પ્રમાણે, ભગવાન કૃષ્ણ જ એકલા સ્વામી છે; જ્યારે બીજા બધા જ તેમના દાસ છે. આખું વિશ્વ ભૌતિક તરંગોથી આવરી લેવામાં આવેલું છે, અને જીવો એમાં જલ-સપાટી પર તૃણ તરતાં હોય એમ તરે છે. આમ, અસ્તિત્વ માટે તેમનો સંઘર્ષ ચાલુ રહે છે, પરંતુ જેવો માણસ સમજે છે, કે પોતે પૂર્ણ પુરુષોત્તમ ભગવાનનો સનાતન સેવક છે, કે તરત જ આ માયા અથવા અસ્તિત્વ માટેનો મોહમય સંઘર્ષ અટકી જાય છે.

બ્રહ્માજી કે જેઓ સરસ્વતીદેવી પર સંપૂર્ણ પ્રભુત્વ ધરાવે છે, તથા જે પોતે વૈદિક જ્ઞાનમાં સર્વશ્રેષ્ઠ અધિકૃત નિષ્ણાત લેખાય છે, તેઓ પણ આ પળે એકદમ ગૂંચવાઈને ઊભા રહી ગયા; કેમ કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરમાં વ્યક્ત થયેલ અસાધારણ શક્તિ-ઓનો તાગ પોતે પામી શક્યા નહિ. આ ક્ષણભંગુર વિશ્વમાં શ્રી બ્રહ્માજી જેવી પરમ શક્તિશાળી વ્યક્તિ પણ, સર્વશક્તિમાન પરમેશ્વરની રહસ્યમય શક્તિઓનો પાર પામી શકતી નથી. શ્રી બ્રહ્માજી આ સમજવા શક્તિમાન થયા નહિ એટલું જ નહિ, પણ તેમની દૃષ્ટિ સન્મુખ કૃષ્ણ જે કાંઈ દાખવી રહ્યા હતા તે જોઈ ગૂંચવાઈ ગયા.

ગાયો, વાછરડાંઓ અને ગોપબાળોનું વિષ્ણુસ્વરૂપોમાં પોતાની જાતનું રૂપાંતર કરવાની પોતાની શક્તિનું કૃષ્ણે જે પ્રદર્શન કર્યું, એ શ્રી બ્રહ્માજી સમજી શક્યા નહિ. તેથી

પ્રભુને તેમના પર અતીવ દયા આવી અને આ વિષ્ણુરૂપોમાં વિહરી રહેલા કૃષ્ણે, આ બ્રહ્મા દૃશ્ય પર યોગમાયાનો પડદો પાડી દીધો. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણ, યોગમાયાના આવરણને લીધે દૃષ્ટિગોચર થતા નથી. જે સત્યને સંપૂર્ણપણે આવરી લે છે તે શક્તિને બહિરંગ શક્તિ અથવા મહામાયા કહેવાય છે, જે બદ્ધ જીવાત્માને ભૌતિક સૃષ્ટિની પાર જઈ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનને સમજવા દેતી નથી. પરંતુ જે શક્તિ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના સ્વરૂપને આંશિક રીતે આવરી લે છે, તે આંશિક દર્શન કરાવે છે અને તે યોગમાયા કહેવાય છે. શ્રી બ્રહ્માજી કોઈ સામાન્ય બદ્ધ જીવ નથી. અન્ય દેવતાઓ કરતાં પણ તેઓ સર્વથા ચડિયાતા છે. તેમ છતાં પોતે પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની શક્તિના પ્રાગટ્યને સમજી શક્યા નહિ. તેથી ભગવાન કૃષ્ણે સ્વયં સ્વેચ્છાથી પોતાની શક્તિનું પ્રાગટ્ય સંકેલી લીધું. બદ્ધ જીવ સ્તબ્ધ બની જાય છે એટલું જ નહિ પણ તે આમાંનું કશું જ સમજી શકતો નથી. આમ પ્રભુએ યોગમાયાનો પડદો પાડી દેતાં બ્રહ્માજી વધુ ને વધુ ફેલાતી મૂંઝવણમાંથી મુક્ત થયા.

આમ બ્રહ્માજી જ્યારે યોગની વિદ્યામાંથી મુક્ત થયા, ત્યારે પોતે જાણે મૃત:પ્રાય દશામાંથી જાગૃત થયા હોય એવું લાગ્યું અને મહામુશ્કેલીએ એમણે પોતાનાં નયનો ખોલ્યાં, તથા પોતાની સામાન્ય દૃષ્ટિથી અનંત ભૌતિક સૃષ્ટિ તરફ જોયું, તો એમણે પોતાની ચોમેર વૃંદાવનનું અલૌકિક સૃષ્ટિસૌંદર્ય વિલસી રહેલું નિહાળ્યું. તમામ જીવંત સૃષ્ટિને જીવન બક્ષનાર વૃક્ષોની ઘેરી ઘટા નિહાળી. સામાન્ય પ્રકૃતિથી પર છે એવી, આ અલૌકિક વૃંદાવનની અલૌકિક ભૂમિને તેઓ માણી રહ્યા. 'વૃંદાવનના એ મહાવનમાં વાઘ જેવાં ભયંકર પ્રાણીઓ પણ હરણ કે માનવીઓ જેવાં નિર્દોષ પ્રાણીઓ સાથે શાન્તિથી રહેતાં હતાં. સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણની હાજરી હોવાથી, અન્ય સ્થળો કરતાં વૃંદાવનની ભૂમિ અલૌકિક છે એ વાતનો શ્રી બ્રહ્માજીને પૂરો ખ્યાલ આવી ગયો. વૃંદાવનમાં લોભ કે મોહને કોઈ સ્થાન નથી. બ્રહ્માજીએ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણને વૃંદાવનમાં એક નાનકડા ગોપબાલ તરીકે વિહરતા જોયા. એ નાનકડા બાળકને હાથમાં અન્નના કોળિયા સાથે પોતાના મિત્રો, ગાયો અને વાછરડાં જે રીતે એક વર્ષ પહેલાં શોધી રહ્યાં હતાં, તે જ રીતે શોધવા નીકળ્યાં હોય એમ બ્રહ્માજીએ નિહાળ્યું.

તુરત જ પોતાના વિરાટ હંસવાહનમાંથી શ્રી બ્રહ્માજી નીચે ઊતરી પડયા, અને સુવર્ણના દંડની પેઠે શ્રી ભગવાનને ચરણે પડયા. વૈષ્ણવો આ રીતના પ્રણામને દંડવત્ પ્રણામ કહે છે. દરેક જણે દંડની જેમ શરીરને સીધું રાખી ભોંય પર પડી પોતાનાથી ઉચ્ચ કક્ષાના વૈષ્ણવ ભક્તને પ્રણામ કરવા જોઈએ. આમ બ્રહ્માજી દંડની પેઠે ભગવાનને ચરણે પડયા અને તેમનો દેહ સુવર્ણકાંતિમય હોવાથી 'સુવર્ણના દંડ'ની પેઠે એવો શબ્દ વપરાયો છે. બ્રહ્માજીના ચારેય સુવર્ણમુકુટો, ભગવાન શ્રીકૃષ્ણના ચરણકમલોનો સ્પર્શ કરી રહ્યા. એમનાં નયનોમાં હર્ષાશ્રુ ઊભરાયાં. એ અશ્રુબિન્દુ ભગવાનનાં ચરણકમલોનું પ્રક્ષાલન કરી રહ્યાં. ભગવાન શ્રીકૃષ્ણની અદ્ભુત લીલાઓનું સ્મરણ કરતાં વારંવાર તેઓ ઊભા

થઈ જમીન પર દંડવત્ પ્રણામ કરી રહ્યા. આમ લાંબા સમય સુધી વારંવાર દંડવત્ પ્રણામ કરી શ્રી બ્રહ્માજી ઊભા થયા. હાથ વડે પોતાનાં નયનો લૂછ્યાં. પ્રભુને પોતાની સન્મુખ ઊભેલા જોઈ ખૂબ જ આદરથી, વિનમ્રતાથી અને ધ્યાનપૂર્વક ધ્રૂજતા ધ્રૂજતા એમની સ્તુતિ કરવા લાગ્યા.

આમ "કૃષ્ણ" ગ્રંથના "શ્રી બ્રહ્માજીએ કરેલું ગોપબાલો તથા વાછરડાંનું અપહરણ" નામના ૧૩મા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૧૪. શ્રી બ્રહ્માજી દ્વારા, ભગવાન કૃષ્ણની સ્તુતિ

બ્રહ્માજીએ કહ્યું : "મારા પ્રિય નાથ! આપ એક જ પૂજનીય પરમેશ્વર, પુરુષોત્તમ ભગવાન છો. તેથી આપને પ્રસન્ન કરવા હું આપને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરું છું ને આ સ્તુતિ કરું છું. આપનાં અંગોપાંગો ઘનશ્યામ રંગ ધરાવે છે. આપનાં પીતાંબરોમાંથી સ્ફુરતી રૂપેરી વિદ્યુત આભાથી આપ ઝળહળી રહ્યા છો."

"મસ્તક પર મયૂરપિચ્છ ધારણ કરી, કાને કુંડળ તથા હાથમાં શંખ ધારણ કરી મારી સન્મુખ ઊભેલા નંદકુમારને હું વારંવાર આદરભાવથી વંદન કરું છું. એમનું વદન સોહામણું છે. એમણે મસ્તક પર મુકુટ ધારણ કર્યો છે. વનમાળાઓથી એમનાં અંગોપાંગો શોભી રહ્યાં છે. એમના હાથમાં ધાન્યનો કોળિયો છે. બીજા હાથમાં લાઠી અને રણશિંગાં ધારણ કર્યાં છે. ત્યાં ભેરી તથા બંસરી પણ છે. એમનાં નાનાં કોમળ ચરણકમળોથી તેઓ મારી સન્મુખ ઊભા રહ્યા છે."

"હે પ્રભુ! લોકો કહે છે કે બ્રહ્મા તમામ વૈદિક જ્ઞાનનો નિષ્ણાત છે અને આ વિશ્વનો સર્જનહાર પણ લેખાય છે, છતાં બાળસ્વરૂપમાં મારી સમક્ષ ઊભેલા આપના વ્યક્તિત્વને હું પારખી શક્યો નથી, એ વાત અત્યારે સિદ્ધ થઈ ચૂકી છે. આપ આપના બાળમિત્રો, ગોપો અને વાછરડાં સાથે ખેલી રહ્યા છો, એટલે જાણે આપને પૂરું શિક્ષણ પણ મળ્યું નથી એમ લેખાય! હાથમાં કોળિયો લઈને વાછરડાંને શોધી રહેલા આપ, લાગો છો તો એક ગ્રામ્ય બાળક જેવા, પરંતુ તેમ છતાં આપના દેહ અને મારા દેહમાં આભધરતી જેટલો તફાવત છે, કેમકે હું આપના શરીરની શક્તિ માપી શકતો નથી. મેં બ્રહ્મસંહિતામાં કહ્યું છે, તે પ્રમાણે આપનો દેહ ભૌતિક નથી."

બ્રહ્મસંહિતામાં જણાવ્યું છે, કે શ્રી ભગવાનનું શરીર સંપૂર્ણ રીતે દિવ્ય અને આધ્યાત્મિક છે. ઈશ્વરના દેહ અને ઈશ્વરના સ્વરૂપમાં કશો જ ભેદ નથી. એમના દેહનું પ્રત્યેક અંગ સમગ્ર શરીરના તમામ અંગોનું કાર્ય પાર પાડી શકે છે. ઈશ્વર પોતાના હાથથી જોઈ શકે છે, આંખથી સાંભળી શકે છે, પગથી ભોગ ગ્રહણ કરી શકે છે અને મોંથી સર્જન કરી શકે છે.

“આપનું આ ગોપબાલ સ્વરૂપ ભક્તજનોના કલ્યાણાર્થે જ છે. આપની ગાયો, વાછરડાં અને ગોપમિત્રોનું અપહરણ કરીને મેં આપના ચરણોમાં અક્ષમ્ય અપરાધ કર્યો છે, છતાં આપે મારા પર કૃપા વરસાવી છે. એ વાત હું સમજી શકું છું. આપનો એ દિવ્ય ગુણ છે. આપ આપના ભક્તજનો પ્રત્યે ખૂબ જ દયાળુ છો. આપનો મારા પ્રતિ પણ પૂરો સદ્ભાવ છે, છતાં હું આપની શારીરિક શક્તિઓનું માપ કાઢી શકતો નથી. 'હું ભગવાન બ્રહ્મા—જે આ બ્રહ્માંડનો સર્વોચ્ચ ઈશ્વર છું, તે પણ આમ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના બાળ-સ્વરૂપને ઓળખી શકતો નથી, તો બીજાની તો શી વાત કરવી? અને હું અગર આપના દિવ્ય બાલસ્વરૂપની આધ્યાત્મિક શક્તિઓને પિછાની ન શકું, તો પછી આપની અલૌકિક લીલા-ઓને તો ક્યાંથી જ સમજી શકું? માટે જ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે, કે જે માણસ પરમેશ્વરની દિવ્ય લીલાઓ, એમના આવિર્ભાવ (જન્મ) અને તિરોભાવ વિશે થોડું ઘણું પણ સમજે છે, તે તુરત જ આ ભૌતિક દેહ છોડયા પછી, ભગવાનના દિવ્યધામ - વૈકુંઠલોકમાં વાસ કરવાપાત્ર બની જાય છે. વેદમાં પણ આ હકીકતનું સમર્થન કરવામાં આવ્યું છે. એમાં કેવળ એટલું જ કહેવામાં આવ્યું છે: પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને સમજવાથી માનવી જન્મ-જન્માન્તરના ફેરામાંથી છૂટી જાય છે. એટલે હું તો સૂચવું છું કે માનવીઓએ પોતાના પરિ-મિત જ્ઞાનથી આપને સમજવાનો પ્રયાસ જ માંડી વાળવો”.

“આપને સમજવાની શ્રેષ્ઠ રીત તો એ છે, કે માણસે તર્કવિતર્કની બધી જ પ્રક્રિયાઓનો ત્યાગ કરી, ભગવદ્ ગીતામાં તથા અન્ય વૈદિક શાસ્ત્રોમાં સ્વયં જે ઉપદેશ આપે આપ્યો છે તેનું, અથવા આપનો સાક્ષાત્કાર કરી ચૂકેલા આપના ચરણકમળોનાં આશ્રિત મહાન ભક્ત-જનોના ઉપદેશનું નમ્રતાપૂર્વક શ્રવણ કરવું જોઈએ. મનુષ્યે કોઈ પણ પ્રકારના તર્કવિતર્ક કર્યા વિના, ભગવદ્ભક્ત પાસેથી શ્રવણ કરવું જોઈએ. પોતાની સાંસારિક પરિસ્થિતિમાં એણે કોઈ પણ જાતનો ફેરફાર કરવાની જરૂર પણ નથી. એણે ફક્ત આપનો સંદેશ સાંભળવાની જ જરૂર છે. આમ તો ભૌતિક ઈન્દ્રિયો દ્વારા આપનો પાર પામી શકાય તેમ જ નથી, છતાં કેવળ આપના વિશે શ્રવણ કરવાથી, માણસ અજ્ઞાનના અંધકાર પર પ્રભુત્વ મેળવી શકે છે. કેવળ આપની કૃપાથી જ આપ ભક્તજનો આગળ પ્રગટ થાઓ છો. બીજા કોઈ પણ પ્રકારે આપ અજિત છો. ભક્તિના સ્પર્શ સિવાયના તાર્કિક જ્ઞાન વડે આપને શોધવાનો પ્રયત્ન કરવો, એ નાહક સમયની બરબાદી કર્યા સમાન છે. ભક્તિસેવા એટલી બધી મહત્ત્વની છે, કે ભક્તિ માટે થોડો પણ પ્રયાસ કરવાથી ઉચ્ચતમ સંપૂર્ણતાના સ્તર પર પહોંચી શકાય છે. માટે મનુષ્યોએ આ ભક્તિમય સેવાની શુભ પ્રક્રિયાની બિલકુલ ઉપેક્ષા કરવી જોઈએ નહિ. માણસ તર્કવિતર્કની પદ્ધતિથી ભૌતિક સૃષ્ટિનું આંશિક જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, પરંતુ તેથી આપને સર્વ વસ્તુઓના ઉદ્ગમ-સ્થાન તરીકે ઓળખવાનું શક્ય નથી. કેવળ તાર્કિક જ્ઞાનમાં જ જેને રસ છે, એવા મનુષ્યોના પ્રયાસો ચોખાની ખાલી કુશકીને ઝૂડવાના નાહક પરિશ્રમ કરનારની જેમ વ્યર્થ પરિશ્રમ છે. ડાંગરના થોડાક દાણા હોય તો તેને ખાંડી તેમાંથી ચોખા મેળવી શકાય, પરંતુ ડાંગર ખાંડીને ચોખા કાઢી લીધા પછી જે કુશકી રહે તેને ખાંડવાથી શું મળે? એ કેવળ ખાલી પરિશ્રમ જ લેખાય.”

"મારા પ્રિય પ્રભુ! માનવસમાજના ઈતિહાસમાં એવાં અનેક ઉદાહરણો મળી આવે છે, કે મનુષ્ય આધ્યાત્મિક કક્ષાએ પહોંચવામાં નિષ્ફળ ગયા પછી મન, વચન અને કર્મથી ભક્તિમાર્ગે વળીને આપના ધામ વૈકુંઠમાં વાસ કરવા જેટલી સર્વોચ્ચ લાયકાત મેળવી શકે છે. તર્કથી કે યાંત્રિક ધ્યાનથી આપને સમજવાની તમામ પ્રક્રિયાઓ ભક્તિસેવા વિના સાવ નિરર્થક છે. માટે મનુષ્યે પોતાના સાંસારિક વ્યવહારમાં રહીને પણ, આપની ભક્તિમાં ચિત્ત પરોવવું જોઈએ અને આપની દિવ્ય કથાઓનું શ્રવણ અને કીર્તન કરીને પોતાના મનને હંમેશાં આપના સાન્નિધ્યમાં રાખવું જોઈએ. આપની યશગાથાઓના શ્રવણ અને કીર્તનમાં આસક્તિ રાખવાથી, મનુષ્ય સર્વોત્તમ કક્ષા પ્રાપ્ત કરી શકે છે અને આપના સામ્રાજ્યમાં પ્રવેશ મેળવે છે. એટલે આપની કથાઓનું હંમેશાં શ્રવણકીર્તન કરી, જો મનુષ્ય આપની સાથે સંપર્ક ચાલુ રાખે અને પોતાનાં તમામ કર્મોનાં ફળ આપને પ્રસન્ન કરવામાં જ નિયોજે, તો તે ઘણી જ સહેલાઈથી અને સુખથી આપના ધામ-વૈકુંઠમાં વાસ મેળવી શકે છે. જેમણે પોતાનાં હૃદયમાંથી સર્વ અશુભ વસ્તુઓ દૂર કરી છે, એવા માનવીઓ જ આપનો સાક્ષાત્કાર કરી શકે છે. હૃદયની આ સ્વચ્છતા આપની યશગાથાઓના શ્રવણ અને કીર્તનથી જ શક્ય બને છે."

ઈશ્વર સર્વવ્યાપી છે. ભગવાન કૃષ્ણે ભગવદ્ ગીતામાં કહ્યું છે, "બધું જ મારા પર અવલંબે છે. છતાં બધાંમાં મારો વાસ નથી" ઈશ્વર સર્વવ્યાપી છે એટલે એમની જાણમાં ન હોય એવું કશું જ અસ્તિત્વ ધરાવી શકતું નથી. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો આ સર્વવ્યાપી પ્રભાવ જ, જીવાત્માના મર્યાદિત જ્ઞાનમાં આવી શકે તેમ નથી. તેથી જ જે મનુષ્યે ઈશ્વરના ચરણકમલમાં મનને જોડીને, મનની એકાગ્રતા સાધી હોય, તે જ પરમેશ્વરને કંઈક અંશે પણ ઓળખી શકે છે. ઇન્દ્રિયસુખ માટે વિવિધ વિષયોમાં ભ્રમણ કરવા માનવમન ટેવાયેલું છે. તેથી જ જે વ્યક્તિ હંમેશાં પોતાની ઈન્દ્રિયોને ભગવદ્ ભક્તિમાં જ પરોવે છે, તે જ પોતાના મન પર સંયમ મેળવી શકે છે અને ઈશ્વરના ચરણકમલમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરી શકે છે. ઈશ્વરના ચરણકમલમાં એકચિત્ત થવાની એ પ્રક્રિયાને સમાધિ કહેવામાં આવે છે. જ્યાં સુધી મનુષ્ય સમાધિની કક્ષાએ પહોંચતો નથી, ત્યાં સુધી તે પૂર્ણ પુરુષોત્તમ ભગવાનનું તત્ત્વ સંપૂર્ણ રીતે સમજી શકતો નથી. કેટલાક તત્ત્વજ્ઞાનીઓ કે વૈજ્ઞાનિકો, કદાચ પ્રત્યેક અણુ દ્વારા ભૌતિક પદ્ધતિનો સંપૂર્ણ અભ્યાસ કરી શકે, અને તેઓ સમગ્ર ભૌતિક વાતાવરણના તમામ અણુમૂલક બંધારણને કદાચ ગણત્રીથી માપી શકે, અથવા ગગનમંડળના તમામ ગ્રહમંડળનું તથા તમામ તેજસ્વિતાઓનું જ્ઞાન પણ કદાચ પ્રાપ્ત કરી શકે, પરંતુ એવા વૈજ્ઞાનિકો માટે પણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ગુણો જાણવાનું શક્ય નથી.

વેદાંતસૂત્રના આરંભમાં જ કહ્યું છે તેમ સર્વોચ્ચ પુરુષ જ સર્વ શક્તિઓનું મૂળ છે. સામાન્ય રીતે એમને નિર્ગુણ કહેવામાં આવે છે. નિર્ગુણ એટલે ગુણ વિનાના. ગુણ એટલે પ્રકૃતિના ગુણો. નિર્ એટલે વિના. પરંતુ માયાવાદીઓ (Impersonalists)

આ નિર્ગુણ શબ્દનો અર્થ કોઈ પણ પ્રકારના ગુણ વિહોણા એમ કરે છે. આધ્યાત્મિક સાક્ષાત્કારના સ્તર પર રહેલ પ્રભુના ગુણોનુ અનુમાન કરવા માટે તેઓ શકિતમાન નથી, એટલે પરમેશ્વરના કોઈ ગુણો નથી, એવા નિર્ણય પર તેઓ આવે છે, પરંતુ સાચી પરિ-સ્થિતિ એવી નથી સાચી પરિસ્થિતિ એ છે કે તમામ ગુણોનું મૂળ જ ઈશ્વર છે. તમામ ગુણો સતત એમનામાંથી જ પ્રગટ થતા રહે છે મર્યાદિત શકિતવાળો માનવી ભગવાનના ગુણોની ગણતરી કયાંથી કરી શકે? ક્ષણભર કદાચ માનો કે મનુષ્ય ઈશ્વરના ગુણોનો કયાસ કાઢી શકે, પરંતુ બીજી જ પળે એ તત્ત્વો વૃદ્ધિ પામતાં હોય છે, એટલે ઈશ્વરનાં આધ્યાત્મિક તત્ત્વોની ગણતરી કરવી શક્ય નથી તેથી જ ઈશ્વરને નિર્ગુણ કહેવામાં આવ્યા છે એ ગુણ વિહોણા નથી, પરંતુ એમના ગુણોની ગણતરી થઈ શકે એમ નથી

પ્રભુના ગુણોનો અંદાજ આંકવા માટે કોઈએ તર્કના ઘોડા દોડાવવાનો વ્યર્થ પરિશ્રમ કરવાની જરૂર નથી આવી કાલ્પનિક પદ્ધતિ અખત્યાર કરવાની બિલકુલ જરૂર નથી, કે હઠકસરતો કરી યૌગિક સિદ્ધિ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરવાનો પણ કશો અર્થ નથી મનુષ્યે ફકત એક જ વાત સમજી લેવી જોઈએ, કે શરીરનાં સુખ-દુઃખ પૂર્વનિર્મિત જ છે આ શારીરિક અસ્તિત્વમાં દુઃખો નિવારવાની માથાકૂટમાં પડવાની બિલકુલ જરૂર નથી કે જુદા જુદાં આસનો કરી, સુખ પ્રાપ્તિ માટે મથવાની પણ કોઈ જ જરૂર નથી સૌથી શ્રેષ્ઠ માર્ગ તો મન, વચન અને કર્મથી પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના શરણે જઈ, તેમની સેવા-ભકિતમાં રત થવાનો છે આવો આધ્યાત્મિક પરિશ્રમ ફળદાયી નીવડશે બાકી સંપૂર્ણ સત્યને સમજવાના બીજા બધા જ પ્રયાસો નિષ્ફળ જવા જ સર્જાયા છે. તેથી જ બુદ્ધિશાળી મનુષ્ય, પરમેશ્વર યા પરમ સત્યને સમજવા માટે તર્ક-વિતર્ક કે અષ્ટાંગ યોગની ક્રિયા અપનાવતો નથી, પરંતુ એ ભકિતમય સેવામાં નિમગ્ન થઈ જાય છે, અને પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના આશ્રયે જ રહે છે એ સમજે છે કે શરીરને જે કાંઈ વેઠવું પડે છે, એ તો પૂર્વજન્મની પ્રક્રિયાઓનું જ પરિણામ છે મનુષ્ય ભકિતભાવપૂર્ણ સાદું જીવન જીવે તો આપોઆપ એ પ્રભુના વૈકુંઠધામને પ્રાપ્ત કરી શકે છે હકીકતમા પ્રત્યેક ચેતન જીવ પરમેશ્વરનો અંશ છે અને ભગવાનનો પુત્ર છે દરેકને ભગવાનનાં દિવ્ય સુખોનો વારસો મેળવવાનો અને સદભાગી બનવાનો નૈસર્ગિક અધિકાર છે, પરંતુ ભૌતિક પદાર્થ સાથે સંપર્કમાં આવવાથી, બદ્ધ જીવાત્માઓ આ વારસા હકમાંથી રદ-બાતલ થઈ જાય છે. જો મનુષ્ય ભકિતમય સેવામા પોતાની જાતને પરોવવાની સાદી પદ્ધતિ અપનાવે, તો તે આપોઆપ માયાનાં ભૌતિક બંધનોથી મુકત થઈ જવાને લાયક બને છે અને પરમેશ્વર સાથે વાસ કરવાનો આધ્યાત્મિક અધિકાર પ્રાપ્ત કરવાની ઉન્નત કક્ષાએ પહોંચે છે.

બ્રહ્માજીએ પ્રભુની સમક્ષ એક અત્યંત ક્ષુદ્ર જીવ તરીકે પોતાની જાતને પ્રસ્તુત કરી, કેમકે તેમણે કૃષ્ણની ભકિતજન શકિતઓની કસોટી કરવાની ધૃષ્ટતા દાખવી હતી ભગવાન પોતાના ગોપમિત્રો અને વાછરડાને કઈ રીતે પાછા મેળવે છે, તે જોવા માટે બ્રહ્માજીએ પ્રભુના ગોપમિત્રો અને વાછરડાનું અપહરણ કર્યું આ કાર્ય કરી બ્રહ્માજી કરવા તો કરી બેઠા,

પણ પાછળથી પોતાનું એ અપકૃત્ય ખૂબ જ ધૃષ્ટતાભર્યું હતું, એ હકીકત એમણે કબૂલ કરી, કારણ કે તેઓ શકિતના મૂળ સ્રોત સામે પોતાની શકિત ચકાસી રહ્યા હતા; પરંતુ જ્યારે એમની સાન ઠેકાણે આવી ત્યારે એમને ભાન થયું, કે આ ભૌતિક જગતમાં અન્ય જીવાત્માઓ કરતાં, પોતે ભલે ઘણા જ શકિતશાળી પુરુષ હતા, પરંતુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સર્વોચ્ચ શકિતની સરખામણીમાં પોતાની શકિત કશી જ વિસાતમાં ન હતી. ભૌતિક જગતના વૈજ્ઞાનિકોએ આણુશસ્ત્રો જેવી અદ્‌ભુત વસ્તુઓ શોધી કાઢી છે એ વાત સાચી, અને આ પૃથ્વીના કોઈ શહેર કે બિનમહત્ત્વના સ્થળ પર તેની અજમાયશ કરી તેઓ ભારે ઉલ્કાપાત મચાવી શકે તેમ છે, એ વાત કબૂલ; પરંતુ આ આણુશસ્ત્રોની સૂર્ય પર અજમાયશ કરવા જઈએ, તો ત્યાં એમનું શું ગજું? સૂર્ય આગળ તો એ કશી જ વિસાતમાં નથી. તેવી જ રીતે શ્રી બ્રહ્માજીએ ભગવાન કૃષ્ણ પાસેથી તેમના સખા અને વાછરડાં ચોરી લેવાનો પ્રયાસ તો કર્યો અને અદ્‌ભુત યૌગિક શકિત પણ દાખવી, પરંતુ જ્યારે ભગવાન કૃષ્ણે પોતાની દિવ્ય શકિતથી અંશવિસ્તાર કરી ગોપબાલો તથા વાછરડાંનું આબેહૂબ સર્જન કરી સહેલાઈથી એમનું પોષણ કર્યું, ત્યારે બ્રહ્માજીને સમજાયું કે એમની પોતાની શકિતઓ ગમે તેટલી વિરાટ ભાસતી હોય, છતાં ભગવાન કૃષ્ણની અગાધ શકિત આગળ કોઈ જ વિસાતમાં નહોતી.

બ્રહ્માજીએ ભગવાન કૃષ્ણને અચ્યુત કહીને સંબોધ્યા, કારણ કે ભકતજનની નજીવી સેવા પણ ભગવાન વિસારતા નથી. પોતાના ભકતો પ્રતિ એ એટલા બધા દયાળુ અને સ્નેહાળ છે કે એમની નાનકડી સેવાને પણ પોતે મહાન ગણી સ્વીકારી લે છે. શ્રી બ્રહ્માજીએ ખરેખર તો ભગવાનની ભારે સેવા બજાવી છે. આ ચોક્કસ બ્રહ્માંડનો હવાલો સંભાળનાર સર્વશ્રેષ્ઠ વ્યકિત તરીકે, નિઃશંક તેઓ ભગવાન શ્રીકૃષ્ણના અત્યંત વફાદાર સેવક છે જ, અને એટલે તેઓ ભગવાન શ્રીકૃષ્ણને ઘણી જ સરળતાથી પ્રસન્ન કરી શકે એમ છે. તેમણે ભગવાન કૃષ્ણને વિનંતી કરી કે પોતાને એક સન્નિષ્ઠ સેવક તરીકે સ્વીકારે અને પોતાની નાનકડી ભૂલ તથા અવિવેકને ક્ષમા કરે. ભગવાન બ્રહ્મા તરીકેની અતિ શકિતશાળી પદવીથી પોતાને મદ થયો હતો, એ વાત એમણે કબૂલ કરી લીધી. આ ભૌતિક જગતમાં રજોગુણના અધિષ્ઠાતાનો અવતાર હોઈ, ક્યારેક આવું બની જાય તે સ્વાભાવિક હતું. તેથી અજાણતાં એમનાથી આ ભૂલ થઈ ગઈ, પરંતુ આખરે ભગવાન શ્રીકૃષ્ણ પોતાના સેવક પર કૃપાદૃષ્ટિ કરશે જ, અને પોતાની ગંભીર ભૂલની પણ ક્ષમા આપશે, એમ બ્રહ્માજીને આશા હતી.

ભગવાન બ્રહ્માને પોતાનું સાચું સ્થાન શું છે, તેનો પૂરો ખ્યાલ આવી ગયો. તેઓ અવશ્ય આ વિશ્વના સર્વોત્તમ શિક્ષાગુરુ છે, અને તમામ અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ ને પૃથ્વી આદિ સંપૂર્ણ ભૌતિક તત્ત્વોની બનેલી ભૌતિક સૃષ્ટિના પોતે સર્જનહાર પણ છે. આવું વિશ્વ ભલે ગમે તેટલું વિરાટ હશે, પરંતુ જેમ આપણે આપણું શરીર સાત વેંતનું છે એમ માપી શકીએ છીએ, તેમ આ વિરાટ વિશ્વ પણ માપી શકાય એવું છે.

સામાન્ય રીતે પ્રત્યેક માનવીના વ્યક્તિગત શરીરની લંબાઈ એની સાત વેંત જેટલી ગણાય છે. આ વિશ્વ ભલે આપણને અત્યંત વિરાટકાય લાગે, પરંતુ બ્રહ્માજીને માટે તો પોતાના કદથી વિરાટ બીજું કાંઈ નથી. આ એક બ્રહ્માંડ સિવાય પણ બીજાં અસંખ્ય બ્રહ્માંડો છે, જે આ ચોક્કસ બ્રહ્માજીની હકૂમતની બહાર છે. જેવી રીતે અસંખ્ય સૂક્ષ્મ અણુઓ બારીના પોલાણમાંથી પ્રવેશ કરે છે, તેવી જ રીતે આ લાખો અને કરોડો બ્રહ્માંડો, બીજ સ્વરૂપે મહાવિષ્ણુના શરીરનાં છિદ્રોમાંથી પ્રકટ થાય છે; અને એ મહાવિષ્ણુ પોતે, શ્રીકૃષ્ણના અંશના પણ અંશ ભાગ છે. આ પરિસ્થિતિમાં શ્રી બ્રહ્માજી આ વિશ્વમાં સર્વશ્રેષ્ઠ વ્યક્તિ છે એ વાત સાચી હોવા છતાં, ભગવાન શ્રીકૃષ્ણ સન્મુખ એમનું શું મહત્ત્વ છે? એટલે શ્રી બ્રહ્માજીએ, માતાના ગર્ભમાં રહેલા બાળક સાથે, પોતાની સરખામણી કરી. ગર્ભમાં રહેલું બાળક પોતાના હાથ પગ ઉછાળીને રમે, અને એમ કરતાં માતાના ઉદરને સ્પર્શે તો માતા બાળક પર છેડાય છે? અલબત્ત, એ નથી છેડાતી. શ્રી બ્રહ્માજી એક મહાન વિભૂતિ હોવા છતાં, પણ તેઓ—શ્રી બ્રહ્માજી સમગ્ર બ્રહ્માંડરૂપી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ઉદરમાં જ વાસ કરે છે. પરમેશ્વરની શક્તિ સર્વત્ર છે. બ્રહ્માંડમાં કોઈ પણ એવું સ્થળ નથી, જે પૂર્ણ પુરુષોત્તમ ભગવાનને દૃષ્ટિગોચર થતું ન હોય. અસ્તિત્વ ધરાવતી દરેક વસ્તુ ભગવાનની શક્તિના વર્તુલમાં જ સમાઈ જાય છે. તેવી જ રીતે આ બ્રહ્માંડનો બ્રહ્મા, અન્ય કરોડો બ્રહ્માંડોના બ્રહ્માઓ પણ પ્રભુની શક્તિમાં સમાયેલા છે. તેથી જ પ્રભુને માતારૂપ લેખવામાં આવે છે, અને એ માતાના ઉદરમાં જે કાંઈ વાસ કરે છે તે બાળક સમાન છે. બાળક લાતો મારી માતાના ઉદરને સ્પર્શે તો પણ, સારી માતા કદી અકળાતી નથી.

ત્યાર બાદ બ્રહ્માજીએ કબૂલ્યું કે ત્રિભુવનની, અર્થાત્ ભૂલોક, ભુવર્લોક અને સ્વર્લોક - એ ત્રણે લોકોનો નાશ થયા પછી, ભગવાન શ્રી નારાયણની નાભિમાંથી ઉત્પન્ન થયેલા કમળમાંથી શ્રી બ્રહ્માજીનો જન્મ થયો હતો. બ્રહ્માંડના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે: સ્વર્ગલોક, મૃત્યુલોક અને પાતાળલોક. પ્રલય સમયે આ ત્રણેય લોકો જળમાં સમાઈ જાય છે. આ સમયે ભગવાન શ્રીકૃષ્ણના અંશઅવતાર શ્રી નારાયણ એ વિરાટસાગર (ગર્ભોદક) પર શયન કરે છે, અને સમય જતાં એમના નાભિપ્રદેશમાંથી દાંડી ફૂટી નીકળે છે ને એની ટોચ પર રહેલા કમળ-પુષ્પમાંથી શ્રી બ્રહ્માજી પ્રગટ થાય છે. એટલે સ્વાભાવિક રીતે જ શ્રી નારાયણ, શ્રી બ્રહ્માજીનાં માતાજીનું સ્થાન ધરાવે છે. બ્રહ્માંડના પ્રલય પછી એક-માત્ર ભગવાન જ સર્વ ચેતનાઓના આશ્રય છે, અને એટલે જ એમને નારાયણ કહેવામાં આવે છે. 'નાર' શબ્દનો અર્થ 'તમામ ચેતન સૃષ્ટિનો સમૂહ,' અને 'અયન' એટલે 'વિરામસ્થાન.' ગર્ભોદકશાયી શ્રી વિષ્ણુના સ્વરૂપને નારાયણ કહેવામાં આવે છે, કારણ કે તેઓ જ જળ પર બિરાજે છે. વળી તેઓ જ સમગ્ર ચેતનસૃષ્ટિના આશ્રયસ્થાન પણ છે. તદુપરાંત દરેકના હૃદયમાં પણ નારાયણનો વાસ છે, એવું શ્રી ભગવદ્ ગીતામાં પણ સમર્થન કરેલું છે. એ રીતે જોઈએ તો પણ પ્રભુને નારાયણ કહી શકાય, કારણ કે 'અયન'નો અર્થ જ્ઞાનનું ઉદ્‌ગમસ્થાન તથા આશ્રયસ્થાન થાય છે. ભગવદ્ ગીતામાં એમ પણ કહ્યું છે, કે

દરેક જીવમાં રહેલી 'સ્મૃતિ' તેના હૃદયમાં વસતા પરમાત્મામાંથી આવે છે. પોતાનો દેહ ત્યજી દીધા પછી, જીવાત્મા ગત જીવનની તમામ હકીકત વિસરી જાય છે. પરંતુ હૃદયમાં પરમાત્મા નારાયણનું અસ્તિત્વ હોવાથી પૂર્વજન્મની કામના પ્રમાણે એને વર્તવાની પ્રેરણા મળે છે. ભગવાન શ્રીકૃષ્ણ જ અસલ નારાયણ છે અને વળી નારાયણનું પણ મૂળ છે. નારાયણ બહિરંગ માયાશક્તિનું પ્રદર્શન નથી, પરંતુ એ આધ્યાત્મિક શક્તિનો અંશ-વિસ્તાર છે. બ્રહ્મશક્તિ અર્થાત્ માયાની પ્રવૃત્તિઓનું દર્શન ભૌતિક સૃષ્ટિની રચના પછી થાય છે, જ્યારે શ્રી નારાયણની અસલ આધ્યાત્મિક શક્તિ તો, સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં પણ અસરકારક હતી. શ્રીકૃષ્ણમાંથી ગર્ભોદકશાયી વિષ્ણુ, અને ગર્ભોદકશાયી વિષ્ણુમાંથી ક્ષીરોદકશાયી વિષ્ણુ, અને ક્ષીરોદકશાયી વિષ્ણુમાંથી પ્રત્યેક હૈયામાં આ આધ્યાત્મિક શક્તિ પ્રગટ થાય છે એનુ સંચાલન ભૌતિક શક્તિથી થતું નથી, તેથી તે ક્ષણભંગુર પણ નથી. ભૌતિક શક્તિ જેનું સંચાલન કરે છે, એ તમામ વસ્તુઓ નાશવંત છે; પરંતુ આધ્યાત્મિક શક્તિથી જેનું સંચાલન થાય છે, તે દરેક વસ્તુ સનાતન છે

ભગવાન શ્રીકૃષ્ણ જ મૂળ નારાયણ છે, એ હકીકત શ્રી બ્રહ્માજીએ પુનઃ ઉચ્ચારી અને કહ્યુ કે, "ગર્ભોદકશાયી વિષ્ણુનો વિરાટ દેહ તો હજી પણ જલરાશિ પર વિરામ કરી રહ્યો છે તેમનું આ વિરાટ રૂપ, આપની શક્તિનું બીજું પ્રાગટ્ય છે. વિરાટ સાગર પર વિરામ કરતું આ વિરાટરૂપ પણ નારાયણ જ છે, અને બધું જ સચરાચર આ નારાયણ-સ્વરૂપના ગર્ભમાં છે આપનાં વિવિધ નારાયણસ્વરૂપો હું સર્વત્ર નિહાળુ છું. જલ-સપાટી પર હું આપનાં દર્શન કરું છું. મારા હૃદયમાં આપનો વાસ અનુભવું છું, અને અત્યારે હું આપને મારી સામે પ્રત્યક્ષપણે જોઉં છું. આપ જ મૂળ નારાયણ છો."

"હે મારા પ્રભુ! આ અવતારમાં આપે સિદ્ધ કરી બતાવ્યું છે, કે આપ માયાના સર્વોત્તમ નિયંતા છો. આપ ભૌતિક સૃષ્ટિમાં રહો છો, છતાં સમગ્ર સૃષ્ટિ આપનામાં વિરાજે છે. આપનાં માતાજી યશોદાને જ્યારે આપે આપના મુખમાં બ્રહ્માંડદર્શન કરાવ્યુ, ત્યારે પણ આપ આ હકીકત સિદ્ધ કરી ચૂક્યા છો યોગમાયાની અમોઘ શક્તિથી કોઈ પણ પ્રકારની બાહ્ય સહાય વિના, આપ આવી અચિન્ત્ય વસ્તુઓ પણ કરી શકો છો."

"હે પ્રિય ભગવાન કૃષ્ણ અત્યારે અમારી દૃષ્ટિ સમક્ષ જે ભૌતિક સર્જન નિહાળીએ છીએ એ બધું જ આપની કાયામાં સમાયેલું છે, છતાં હુ આપને બહાર ઊભેલા જોઈ શકું છું, અને આપ પણ મને આમ બહાર ઊભેલો જુઓ છો. આપની અચિન્ત્ય શક્તિ વિના આ શી રીતે સંભવી શકે?" શ્રી બ્રહ્માજીએ ભારપૂર્વક જણાવ્યું કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના સર્વોત્તમ વ્યક્તિત્વની અચિન્ત્ય શક્તિનો સ્વીકાર કર્યા વિના, દરેક વસ્તુ શી રીતે ચાલે છે તે સમજાવી શકાય તેમ નથી. વળી, વધુમાં જણાવ્યું કે, "હે મારા ભગવાન! બીજી બધી જ વાતો બાજુ પર મૂકીએ, તો મેં જાતે જે જોયું છે, તે બધુ શુ આપની અગમ્ય શક્તિનું પરિણામ નથી? પ્રથમ મે આપને એકલાને જ જોયા. આપે આપના મિત્રો, વાછરડાં અને વૃંદાવનના અસ્તિત્વમાં આપના અંશનો વિસ્તાર કર્યો પછી મેં

આપને તથા બધા જે ગોપબાલોને ચતુર્ભુજ વિષ્ણુસ્વરૂપે નિહાળ્યા, તેમજ સૃષ્ટિનાં બધાં જ તત્ત્વો અને મારા સહિત સર્વે દેવતાઓ પણ તેમનું પૂજન કરી રહ્યા હોય એવું દૃશ્ય જોયું. ત્યાર પછી તેઓ બધા ફરીથી ગોપબાલો બની ગયા અને એકલા આપ જ પહેલાં હતા તેવા મૂળ સ્વરૂપે રહ્યા. આ બધા પરથી આપ જ સર્વોત્તમ નારાયણ છો. આપ જ સર્વ વસ્તુનું ઉદ્‌ભવસ્થાન છો અને આપનામાંથી જ સર્વ વસ્તુ પ્રગટ થાય છે, તથા પુન: બધું જ આપનામાં વિલીન થાય છે; અને આપ તો અસલ પહેલાં હતા તે સ્વરૂપે જ રહો છો, એ વાત સિદ્ધ થતી નથી શું?"

"જે લોકો આપની અગમ્ય અગાધ શક્તિઓથી અજ્ઞાત હોય છે, તેઓ આપ એકલા સર્જનહાર શ્રી બ્રહ્માજી તરીકે, વિશ્વપાલક શ્રી વિષ્ણુ તરીકે તથા સંહારક શ્રી શિવ તરીકે અંશવિસ્તાર કરો છો, એ વાત સમજી શકતા નથી. જે લોકો સાચી પરિસ્થિતિનો કયાસ કાઢી શકતા નથી તેઓ જ એમ માને છે કે, હું બ્રહ્મા—સર્જક છું, વિષ્ણુ વિશ્વના પાલનહાર છે અને ભગવાન શંકર બ્રહ્માંડના સંહારક છે. હકીકતમાં તો આપ એકલા જ સર્જક, પાલક અને વિનાશક એવા સર્વસ્વ છો. તેવી જ રીતે આપ અનેક અવતારોમાં આપનો અંશવિસ્તાર કરો છો. દેવતાઓમાં આપ વામનસ્વરૂપે પ્રગટ થાવ છો. મહર્ષિઓમાં આપ પરશુરામ તરીકે અવતરો છો. માનવમાં આપ આપના અસલ સ્વરૂપે ભગવાન શ્રીકૃષ્ણ કે ભગવાન શ્રી રામ તરીકે દર્શન આપો છો. પશુઓમાં આપ વરાહાવતાર ધારણ કરો છો, અને જલચરોમાં આપ મત્સ્યાવતારમાં નજરે પડો છો. આમ છતાંય આપનો કોઈ આવિર્ભાવ નથી. આપ હરહંમેશ માટે સનાતન છો. આપના સન્નિષ્ઠ ભક્તોનું રક્ષણ કરવા અને અસુરોનો સંહાર કરવા આપની અગમ્ય શક્તિ દ્વારા આપ પ્રગટ થાવ છો અને અપ્રગટ થાવ છો. હે ભગવાન! ઓ સર્વવ્યાપી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર! ઓ પરમાત્મા! સર્વ યૌગિક શક્તિઓના સંચાલક! આ ત્રિલોકમાં આપની દિવ્ય લીલાઓને કોઈ જ સમજી શકે એમ નથી. આપ આપની યોગમાયા તથા અવતારોનો કેવી રીતે વિસ્તાર કરો છો, તેમજ આપ આપની અલૌકિક શક્તિથી કેવી રીતે કામ કરો છો, એ કોઈ જ કળી શકે તેમ નથી. મારા વહાલા પ્રભુ! આ સમગ્ર સૃષ્ટિ જાણે એક સરી જતું સ્વપ્ન છે અને એનું અસ્થાયી અસ્તિત્વ મગજને વિહ્વળમાત્ર કરે છે. પરિણામે આ જન્મમાં આપણે ચિન્તાના ભાર નીચે દબાયેલા છીએ. આ ભૌતિક જગતમાં જીવવું એ કેવળ કષ્ટદાયક છે, અને તેનાં દુ:ખોનો કોઈ પાર નથી. તેમ છતાં આ ભૌતિક નાશવંત જગતનું અસ્તિત્વ આપના સચ્ચિદાનંદ સ્વરૂપમાંથી પ્રગટ થયેલું હોવાથી પ્રિય અને આનંદદાયી જણાય છે."

"તેથી હું એ નિર્ણય પર આવ્યો છું કે, આપ જ પરમાત્મા છો, સંપૂર્ણ સત્ય છો અને સર્વોચ્ચ આદિ પુરુષ છો. આપે આમ સંખ્યાબંધ વિષ્ણુસ્વરૂપોમાં, તેમજ જીવાત્માઓમાં અને શક્તિઓમાં આપનો અંશવિસ્તાર કર્યો હોવા છતાં, આપની અચિન્ત્ય દિવ્ય શક્તિઓના પ્રભાવથી, આપ અદ્વિતીય પરમેશ્વર પરમાત્મા રહો છો. અસંખ્ય જીવો તો

મૂળ અગ્નિના માત્ર તણખા જેવા જ છે. પરમાત્મા નિર્વિશેષ નિરાકાર છે, એવું જે લોકો વિચારે છે તે ખોટું છે, કારણ કે આપ પરમેશ્વર મૂળ પુરુષ છો, એમ હું અહીં પ્રત્યક્ષ નિહાળું છું. આપ મહારાજ નંદના પુત્ર છો અને આપે અન્ય માનવીઓ પેઠે જ જન્મ ધારણ કર્યો છે, તેથી આપ આદિ પુરુષ નથી એવું તો અલ્પબુદ્ધિ લોકો જ માને. આ તેમની મહાન ભૂલ છે. આપ જ મૂળ આદિ પુરુષ છો, એ મારો અંતિમ નિર્ણય છે. આપ નંદ મહારાજના પુત્ર છો, તેમ છતાં પણ આપ આદિ પુરુષ છો એ વાતમાં કોઈ જ શંકા નથી. આપ જ સંપૂર્ણ સત્ય છો. આપ આ ભૌતિક અંધકારમાંથી ઉત્પન્ન થયા નથી. આપ અસલ બ્રહ્મજ્યોતિ તથા ભૌતિક પ્રકાશમય ગ્રહમંડળોનું ઉદ્‌ભવ સ્થાન છો. આપના અંગની દિવ્ય કાન્તિ તે જ બ્રહ્મજ્યોતિ છે. બ્રહ્મસંહિતામાં વર્ણન છે તે પ્રમાણે, બ્રહ્મજ્યોતિ આપના વ્યક્તિગત અંગના પ્રકાશ સિવાય અન્ય કશું જ નથી. ઘણા બધા વિષ્ણુ-અવતારો તથા આપના વિવિધ ગુણાવતારો થાય છે, પરંતુ આ બધા અવતારો એક જ કક્ષાના નથી. આપ જ મૂળ દીપક છો, અને બીજા અવતારો કદાચ અસલ દીપક જેટલું તેજ ધરાવે તો પણ, મૂળ દીપક જ સર્વ પ્રકાશનું ઉદ્‌ભવસ્થાન છે. આપ આ ભૌતિક સૃષ્ટિનું કોઈ સર્જન નથી. એટલે જ આ વિશ્વના સંહાર પછી પણ, આપનું અસ્તિત્વ જેવું છે, તેવું જ કાયમ રહેવાનું છે."

"આપ જ આદિ પુરુષ છો, એટલે જ ગોપાલ-તાપનીમાં (વૈદિક ઉપનિષદ્) અને બ્રહ્મસંહિતામાં પણ 'गोविन्दम् आदिपुरुषम्' તરીકે આપને વર્ણવવામાં આવ્યા છે. કહ્યું છે કે, આપ બ્રહ્મન્‌નું પણ મૂળ છો. આપનો દેહ કોઈ સામાન્ય ભૌતિક દેહ જેવો છે એવું કદી કોઈએ માનવું જોઈએ નહિ. આપનો દેહ અક્ષર છે, અવિનાશી છે. ભૌતિક દેહ હંમેશાં વિવિધ તાપથી ઘેરાયેલો હોય છે, પરંતુ આપનાં અંગોપાંગો તો સચ્ચિદાનંદ, વિગ્રહ એટલે કે શાશ્વત જ્ઞાન અને આનંદમય છે. આપ નિરંજન પણ છો, કારણ કે શ્રી યશોદા માતાજીના પુત્ર તરીકે કે ગોપીજનવલ્લભ તરીકે આપની લીલાઓ ભૌતિક ગુણોથી કદી અભડાતી નથી. આપ આટલા બધા ગોપબાલો અને ગાય-વાછરડાંના સ્વરૂપમાં પ્રગટ થયા, છતાં આપની મૂળ શક્તિમાં લેશ માત્ર પણ ક્ષતિ આવી નથી. આપ સદૈવ સંપૂર્ણ છો. વૈદિક સાહિત્યમાં કહ્યું છે તેમ, સંપૂર્ણમાંથી સંપૂર્ણ લઈ લેવામાં આવે તો પણ, સર્વોત્તમ સંપૂર્ણ સત્ય તો એવું ને એવું જ સંપૂર્ણ સર્વોત્તમ સત્ય જ રહે છે. એ સંપૂર્ણ માંથી સંખ્યાબંધ અંશવિસ્તારો જોવા મળે, છતાં સંપૂર્ણ एकमेव अद्वितीयम् સંપૂર્ણ [illegible] છે. આપની બધી જ લીલાઓ આધ્યાત્મિક છે, તેથી પ્રકૃતિના ભૌતિક ગુણોથી એ [illegible] સંભવ જ નથી. જ્યારે આપ આપનાં માતાપિતા, શ્રી નંદ મહારાજ તથા યશોદાજીના આશ્રિત પુત્ર તરીકે વિહાર કરો છો, ત્યારે પણ આપની કોઈ જ શક્તિઓનો હ્રાસ થતો નથી, એ તો આપના ભક્તજનો પ્રતિના આપના પ્રેમપૂર્ણ વલણનું જ પ્રાગટ્ય છે. આપનો કોઈ હરીફ નથી. આપના જેવું સ્વરૂપ કોઈ ધારણ કરી શકે તેમ નથી. કેવળ અલ્પ બુદ્ધિવાળો માનવી જ આપની લીલાઓને તથા આપના જન્મને ભૌતિક ઉપાધિ

સમજે છે. વિદ્યા અને અવિદ્યા બન્નેથી આપ પર છે. ગોપાલ-તાપનીમાં આ હકીકતનું સમર્થન કરવામાં આવ્યું છે. આપ જ મૂળ અવિનાશી અમૃત રસ છો."

"વેદમાં સમર્થન કરવામાં આવ્યું છે એમ અમૃતમ્ શાશ્વતમ્ બ્રહ્મ, બ્રહ્મ અમર અનંત છે, સર્વ સૃષ્ટિનું સર્વોત્તમ મૂળ છે, જેને કોઈ જન્મ કે મરણ નથી."

"ઉપનિષદોમાં કહેવામાં આવ્યું છે, કે સર્વોત્તમ બ્રહ્મન્ સૂર્ય સમાન તેજસ્વી છે અને સર્વ વસ્તુનું ઉદ્‌ગમસ્થાન છે. જે કોઈ વ્યક્તિ એ અસલ આદિ પુરુષને પીછાને છે, તે આ ભૌતિક જીવનમાંથી મુક્તિ પામે છે. કેવળ ભક્તિમય સેવાથી જ જે મનુષ્ય આપની સાથે બંધાયેલો છે, તે જ આપની સત્ય પરિસ્થિતિનો, આપના જન્મનો, પ્રગટ અને અપ્રગટ લીલાઓનો પાર પામી શકે છે. શ્રીમદ્‌ભગવદ્ ગીતામાં સમર્થન કરવામાં આવ્યું છે તે પ્રમાણે આપનું તત્ત્વ, જન્મ અને કર્મ (લીલાઓ)ને, જે સાચી રીતે સમજે છે, તે જ આ મનુષ્યદેહનો ત્યાગ કરીને, તાત્કાલિક આપના આધ્યાત્મિક સામ્રાજ્યમાં પ્રવેશને પાત્ર બને છે. તેથી આ ભૌતિક અગાધ ભવસાગર તરી જવા માટે, બુદ્ધિશાળી મનુષ્ય તો આપના ચરણકમળનું જ શરણ શોધે છે, અને એ રીતે તરત જ આધ્યાત્મિક જગતમાં સ્થાન મેળવવાપાત્ર બને છે. એવા ઘણા કહેવાતા ધ્યાનમાર્ગીઓ છે, જે જાણતા નથી કે આપ જ સર્વોચ્ચ પરમાત્મા છો."

"શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે તે પ્રમાણે પ્રત્યેક હૃદયમાં વાસ કરી રહેલા આપ, પરમાત્મા છો. એટલે આપનાથી પર એવી બીજી કોઈ વ્યક્તિનું ધ્યાન ધરવાની આવશ્યકતા નથી. ભગવાન શ્રીકૃષ્ણરૂપ, આપના મૂળ સ્વરૂપનું જે ધ્યાન ધરે, છે તે સહેલાઈથી ભૌતિક સૃષ્ટિના સાગરને તરી જાય છે, પરંતુ આપ જ સર્વોત્તમ પરમાત્મા છો એ વાત જે લોકો જાણતા નથી એ ગમે તેટલું ધ્યાન ધરતા હોય છે, છતાં આ ભૌતિક દુનિયામાં જ રહે છે. આપના ભકતજનોના ક્વચિત્ સંપર્કમાં આવવાથી કોઈ વ્યક્તિને ખ્યાલ આવે કે ભગવાન શ્રીકૃષ્ણ જસર્વોત્તમપરમાત્મા છે, તો ભૌતિક અજ્ઞાનના સાગરને તરી પાર કરવાનું એને માટે શક્ય બને છે. ઉદાહરણ તરીકે, જ્યારે માણસને ભાન થાય છે કે દોરડું સર્પ નથી, ત્યારે તે વ્યક્તિ દોરડાને સર્પ માની બેસવાના ભ્રમથી પર થાય છે અને ભયમુક્ત બને છે. માટે, આ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં દાખવેલી સ્વયં આપની વાણીથી, અગર તો શ્રીમદ્ ભાગવતમ્ તથા તમામ વૈદિક સાહિત્યમાં જણાવ્યા મુજબ, આપના શુદ્ધ ભકતજનો મારફત જે આપને સમજે છે કે તમામ જ્ઞાનના અંતિમ લક્ષ્ય આપ જ છો, તે મનુષ્યે આ ભૌતિક સંસારથી ડરવાનું રહેતું નથી."

"જેવી રીતે એક વ્યક્તિ, દોરડું એ સર્પ નથી એવું ચોકસ જાણવાને લીધે ભયરહિત હોય છે, તેવી જ રીતે આપની ભક્તિમય સેવામાં જે પરોવાયેલો છે, તેને મન બંધન કે મુક્તિનો કશો જ અર્થ નથી. ભકતજન જાણે છે કે, આ ભૌતિક સૃષ્ટિ આપની જ છે. તેથી એ આપની અલૌકિક ભક્તિમય સેવામાં જ પોતાનું બધું ધ્યાન પરોવે છે. આમ એને માટે કોઈ બંધન નથી. સૂર્યમંડળમાં પ્રથમથી જ વાસ કરતી હોય એવી વ્યક્તિને

સૂર્યોદય કે સૂર્યાસ્ત, દિવસ કે રાત એવા શબ્દોનો કોઈ જ અર્થ નથી. એમ કહેવાયું છે, કે આપ ભગવાન કૃષ્ણ સૂર્ય સમાન છો અને માયા અંધકારસ્વરૂપ છે. એટલે જ્યારે સૂર્યની હાજરી હોય છે, ત્યારે અંધકારનો પ્રશ્ન જ રહેતો નથી. તેથી જ રીતે જે લોકો હંમેશાં આપના સાંનિધ્યમાં જ છે એમને મન બંધન કે મુક્તિનો પ્રશ્ન જ નથી. એ તો પૂર્વથી જ મુક્ત છે. ઊલટું આપના ચરણકમળનો આશ્રય લીધા વિના જે માની બેસે છે કે પોતે મુક્ત છે, તેમનું પતન થાય છે, કારણ કે તેમની બુદ્ધિ શુદ્ધ નથી."

"એટલે, કોઈ વ્યક્તિ એમ માને કે પરમાત્મા આપના વ્યક્તિત્વથી કોઈ અલગ વસ્તુ છે, અને પરમાત્માને બીજે કોઈ સ્થળે શોધવા મથે છે, જંગલમાં કે હિમાલયની ગુફાઓમાં તપાસ કરે છે, એની સ્થિતિ ઘણી જ કરુણ થાય છે."

"શ્રીમદ્ ભગવદ્ ગીતામાં આપે આદેશ આપેલો છે કે, મનુષ્યે આત્મ-સાક્ષાત્કારની અન્ય સર્વ પ્રક્રિયાઓનો ત્યાગ કરવો જોઈએ, અને આપની શરણાગતિ સ્વીકારવી જોઈએ, કેમ કે એ સંપૂર્ણ માર્ગ છે. આપ સર્વ વસ્તુમાં સર્વોપરિ છો. એટલે જે લોકો બ્રહ્મજ્યોતિની શોધ કરી રહ્યા છે, તેઓ પણ આપની જ શોધ કરી રહ્યા છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં આપે કહ્યું છે તે પ્રમાણે, આપ સ્વયં આપના અંશ દ્વારા પરમાત્મા તરીકે આ ભૌતિક સૃષ્ટિમાં સર્વત્ર વ્યાપી રહ્યા છો. આપ પ્રત્યેક જીવના હૃદયમાં વાસ કરો છો, એટલે પરમાત્માને બીજે ક્યાંય શોધવાની જરૂર નથી. કોઈ એની શોધ કરવા મથતા હોય તો તેઓ અજ્ઞાનમાં જ સબડે છે. આવી પરિસ્થિતિથી જે પર છે તે સમજે છે કે આપ અનંત છો, આપ અંદર તેમજ બહાર સર્વત્ર છો. પરમાત્મા માટેની શોધ બીજે ક્યાંય પણ કરવાને બદલે, ભક્તજન પોતાના હૃદયમાં જ આપ રહેલા છો એમ જાણી, ત્યાં જ પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે છે. જે વ્યક્તિ ખરેખર ભૌતિક પ્રભાવથી મુક્ત છે, તે જ આપને શોધી શકે છે. અન્ય કોઈ આપને શોધી શકતું નથી. આપનાથી જે લોકો હજી અજ્ઞાન છે તેમને જ સર્પ અને દોરડાનું ઉદાહરણ લાગુ પડે છે. હકીકતમાં દોરડાની જગાએ સર્પ પડેલો છે એ મનનો ભ્રમ છે. તેવી જ રીતે માયાનો વાસ પણ મનની અંદર જ છે. આપના વ્યક્તિત્વ વિષેનું અજ્ઞાન એ જ માયા—તે સિવાય અન્ય કશું જ નહિ. મનુષ્ય જ્યારે આપનું વ્યક્તિત્વ વિસરી જાય છે, ત્યારે માયાવી પરિસ્થિતિ સર્જાય છે. એટલે જેનું ધ્યાન બાહ્ય તથા આંતરિક રીતે આપનામાં જ લાગેલું છે એ ભ્રમિત દશા ભોગવતો નથી."

"થોડો ઘણો ભક્તિભાવ જેણે કેળવ્યો હશે, એ આપની મહાનતા સમજી શકશે. બ્રહ્મ-સાક્ષાત્કાર યા પરમાત્માનો સાક્ષાત્કાર કરવા મથનાર પણ, પ્રણાલિકાગત ભક્તિમાર્ગને અનુસરતો નથી, તો તે આપના વ્યક્તિત્વનાં જુદાં જુદાં પાસાં સમજી શકતો નથી. કોઈ વ્યક્તિ ઘણા ઘણા માયાવાદીઓનો આધ્યાત્મિક ગુરુ હોય, અથવા કોઈએ જંગલ, પર્વત યા ગુફામાં ઘણાં ઘણાં વર્ષો સુધી એકાંતવાસ કરી આપનું ધ્યાન ધર્યું હોય, પરંતુ ભક્તિમય સેવાનો એને સ્પર્શ ન હોય, ત્યાં સુધી આપની યશગાથાઓ તે સમજી શકતો નથી. ભક્તિમય સેવાની અદ્ભુત અસરનો જ્યાં સુધી સ્પર્શ થતો નથી, ત્યાં સુધી ઘણાં ઘણાં વર્ષો સુધી સંશોધન કર્યાં છતાંય, માનવી બ્રહ્મસાક્ષાત્કાર કે પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકતો નથી."

"ઓ મારા ભગવાન! આ જન્મમાં કે આવતા જન્મમાં, હું ગમે તે સ્થાન પર જન્મ ધારણ કરું, છતાં હું આપનો ભક્ત તો હોઉં જ એવું સદ્‌ભાગ્ય હું પ્રાર્થું છું. હું ગમે તે હોઉં પરંતુ આપની ભક્તિમય સેવામાં જ ગૂંથાયેલો રહું, એવી પ્રાર્થના કરું છું. ભવિષ્યમાં મને કેવા પ્રકારનું જીવન મળશે એ વાતની મને પરવા નથી, કારણ કે હું જોઉં છું કે ગાય, વાછરડાં કે ગોપબાલ પોતપોતાનાં સ્વરૂપોમાં હોવા છતાં તેમને આપની પ્રેમમય દિવ્ય ભક્તિ અને સંગમાં હંમેશાં ગૂંથાયેલા રહેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે તેથી જ હું મારી વર્તમાન ઉચ્ચ કક્ષા ઈચ્છતો નથી, કારણ કે હું અજ્ઞાનથી ભરપૂર છું. એટલે, હું તેઓમાંનો એક બનવા ઈચ્છું છું. વૃંદાવનની ગાયો અને ગોપીઓ એટલી મહાન ભાગ્યશાળી છે, કે તેમનાં સ્તનોનું દૂધપાન આપને કરાવી શકી છે. જે વ્યક્તિઓ મોટા મોટા યજ્ઞો કરે છે, અને ઘણી જ મૂલ્યવાન આહુતિઓ આપે છે, તેઓ પણ આપને સમજવાની સંપૂર્ણ દશાએ પહોંચી શકતી નથી, પરંતુ કેવળ ભક્તિમય સેવાથી જ આ નિર્દોષ ગ્રામ-મહિલાઓ અને ગાયો આપને સ્તનપાન કરાવી, સંતોષ આપી શકી છે. આપે ધરાઈ ધરાઈને એમનું પયપાન કર્યું છે. યજ્ઞ કરવામાં પરોવાયેલી છે એવી વ્યક્તિઓથી આપને સંતોષ થયો નથી, એ જોઈ મને ભારે આશ્ચર્ય થાય છે. તેથી જ નંદ મહારાજ, યશોદા માતાજી તથા ગોપબાલો ઇ.ને ગોપીઓ ભાગ્યશાળી જીવન ગુજારી રહ્યાં છે, કારણ કે આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, પરમ સત્ય, એમના સૌથી નિકટના પરમ પ્રિય સાથી તરીકે તેમની વચ્ચે વિરાજી રહ્યા છો. ઓ મારા પ્રભુ! આ વૃંદાવનવાસીઓના સદ્‌ભાગ્યનો તાગ કોઈ કાઢી શકે એમ નથી તમામ જીવાત્માઓની વિવિધ ઈન્દ્રિયોના સંચાલક હોવાનું બધા દેવતાઓને ગુમાન છે, પરંતુ હકીકતમાં અમારી પરિસ્થિતિ અને વૃંદાવનના ભાગ્ય-શાળી વાસીઓની પરિસ્થિતિ વચ્ચે કોઈ પણ પ્રકારે સરખામણી થઈ શકે તેમ નથી, કારણ કે તેઓ આપની હાજરી ખરેખર માણે છે, અને તેમના પુણ્યકર્મને લીધે આપનો રાંગ માણે છે. અમે ઈન્દ્રિયોના સંચાલકો છીએ, એનું અમે ભલે અભિમાન કરીએ, પરંતુ આ વૃંદાવનમાં જન્મ લેવાનું સદ્‌ભાગ્ય સાંપડશે તો હું મારી જાતને ધન્ય માનીશ"

"ઓ મારા પ્રભુ! તેથી જ હું ભૌતિક વૈભવ કે મુક્તિમાં બિલકુલ રસ ધરાવતો નથી. આપના ચરણારવિંદનો સ્પર્શ કરી, હું વિનમ્રભાવે આપને પ્રાર્થના કરું છું, કે મને આ વૃંદાવનમાં કોઈ પણ પ્રકારનો જન્મ આપો, જેથી વૃંદાવનના વાસીઓની ચરણરજ માથે ચઢાવવા ભાગ્યશાળી નીવડું આ ભૂમિમાં ઘાસના તણખલા તરીકે જન્મ મળશે તો પણ મારી જાતને ધન્ય માનીશ. પરંતુ આ વૃંદાવનમાં અવતાર લેવાનું મારું સદ્‌ભાગ્ય ન હોય, તો હવે વૃંદાવનની સીમમાં પણ જન્મ ધારણ કરવાની તક આપો, જેથી કરીને આપના ભક્તજનો વૃંદાવન બહાર વિહાર કરે, ત્યારે તેઓ મારી ઉપર ચાલી શકે. એને હું મારા ધન્યભાગ્ય લેખીશ. આપના ભક્તની ચરણરજથી હું પાવન થાઉં એવો જન્મ મેળવવાની મને ભારે હોંશ છે"

"અહીંની પ્રત્યેક વ્યક્તિ કૃષ્ણભાવનામય છે, એ હું જોઈ શકું છું. તેઓ મુકુન્દ સિવાય અન્ય કોઈને ઓળખાતાં નથી. ખરેખર સર્વ વેદ પણ કૃષ્ણચરણારવિંદની ઝંખના કરી રહ્યા છે."

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં એ વાતને સમર્થન આપવામાં આવ્યું છે, કે વેદાન્તના જ્ઞાનનો અંતિમ હેતુ કૃષ્ણને પ્રાપ્ત કરવાનો જ છે. શ્રી બ્રહ્મસંહિતામાં કહ્યું છે, કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણને માત્ર વૈદિક સાહિત્યના નિયમિત અભ્યાસથી પામવા એ ઘણું જ દુષ્કર છે, પરંતુ શુદ્ધ ભક્તોની કૃપાથી પ્રભુને પામવું સરળ બની જાય છે. વૃંદાવનના શુદ્ધ ભક્તો સદ્‌ભાગી છે, કે તેઓ મુકુન્દને સર્વકાળે જોઈ શકે છે. 'મુકુન્દ' શબ્દ બે રીતે સમજી શકાય છે: 'મુક્' એટલે મુક્તિ. ભગવાન શ્રીકૃષ્ણ મુક્તિ, અને એ રીતે અલૌકિક દિવ્ય આનંદ આપી શકે છે. એ શબ્દ એમના હસતા વદનને પણ લાગુ પડે છે, કારણ કે 'મુક્' એટલે મુખ પણ થાય. એમનું હસતું વદન 'કુંદ' પુષ્પ જેવું છે. કુંદ પુષ્પ ઘણું જ સુંદર હોય છે. હંમેશાં એ હસતું જ દેખાય છે.

વૃંદાવનના શુદ્ધ ભક્તો અને અન્ય ભક્તો વચ્ચે એટલો જ ફરક છે, કે વૃંદાવનના વાસીઓને કૃષ્ણના સાનિધ્યમાં રહેવા સિવાય બીજી કોઈ ઈચ્છા હોતી નથી, કૃષ્ણ પણ એમના પ્રત્યે અત્યંત પ્રેમાળ છે—તેથી એમની બધી ઈચ્છાઓ પૂરી કરે છે. એ લોકો હંમેશાં ભગવાન શ્રીકૃષ્ણનો સાથ વાંચ્છે છે. કૃષ્ણ હંમેશાં પોતાનો સાથ તેમને આપવા તત્પર પણ છે. વૃંદાવનના વાસીઓને આમ કૃષ્ણ પ્રત્યે સ્વાભાવિક પ્રેમ છે. તેઓ કોઈ નિયમબદ્ધ સિદ્ધાંતો અનુસરતા નથી. તેમને કોઈ નિયામક સિદ્ધાંતો અનુસરવાની જરૂર પણ નથી, કારણ કે તેમણે સ્વાભાવિક કૃષ્ણપ્રેમ સંપાદન કરેલો છે. જેઓ કૃષ્ણ માટે દિવ્ય પ્રેમની ભૂમિકાએ ન પહોંચ્યા હોય, તેમને માટે નિયામક સિદ્ધાંતોની આવશ્યકતા છે. બ્રહ્માજી પણ ભગવાનના ભક્ત છે, પરંતુ તેઓ પણ નિયામક સિદ્ધાંતોનું પાલન કરવા બંધાયેલા છે. અંતસ્ફુરિત સ્વાભાવિક પ્રેમના સ્તર સુધી પોતે પહોંચે તે માટે, શ્રી બ્રહ્માજી વૃંદાવનમાં જન્મ ધારણ કરવા દેવા ભગવાન કૃષ્ણને પ્રાર્થના કરે છે.

"હે પ્રભુ! વૃંદાવનના આ વાસીઓની ભક્તિમય સેવાનું આપ કેવી રીતે વળતર વાળશો? એ પ્રશ્ન પણ ક્યારેક ગૂંચવે છે. આપ તમામ વરદાનોના પરમ સ્રોત છો, એ હું જાણું છું; છતાં આ વૃંદાવનનાં વાસીઓ આપની જે ભક્તિમય સેવા કરી રહ્યાં છે, તેનો આપ શી રીતે બદલો આપશો, એ પ્રશ્ન મને મૂંઝવી રહ્યો છે. આપ કેટલા બધા ઉદાર છો? અને કેટલા મહાન દયાળુ છો? એક વાત્સલ્યભરી માતાનો સ્વાંગ સજી, પૂતના આપને ઠગવા આવી હતી, છતાં એને એક માતાના સ્થાને સ્વીકારીને એને મુક્તિ આપી, એ હકીકતનો હું વિચાર કરું છું. અઘાસુર અને બકાસુર જેવા એના જ કુટુંબના બીજા અસુરોને પણ આપે મુક્તિ આપી, તેમનું જીવન ધન્ય બનાવ્યું છે. આ બધું વિચારતાં હું ભારે મૂઝવણમાં મુકાઈ જાઉં છું. વૃંદાવનના આ વાસીઓએ આપને માટે સર્વસ્વ ન્યોછાવર કર્યું છે. એમના દેહ, મન, એમનો પ્રેમ અને એમનાં નિવાસસ્થાન સહિત સર્વસ્વ આપને

ચરણે ધર્યું છે. પ્રત્યેક વસ્તુ આપના આનંદ માટે જ અહીં વપરાય છે. આ બધું એમનું ઋણ આપ શી રીતે અદા કરશો? આપે જ્યારે આપની જાતને પૂતનાને સોંપી દીધી છે! વૃંદાવનવાસીઓની વહાલભરી સેવાનો આપ બદલો વાળી શકો તેમ નથી, તેથી આપ હંમેશાં તેમના ઋણી જ રહેશો, એવું મને લાગે છે. હે પ્રભુ! વૃંદાવનવાસીઓની પોતાની સર્વ કામનાઓ આપની સેવામાં જ પરોવી દેવાનું પરિણામ જ અત્યુત્તમ ભક્તિ છે, એ હકીકત હું જાણું છું. એમ કહેવાય છે કે ભૌતિક વસ્તુઓ અને પરિવાર પ્રતિની મમતા, એ જ મોહ છે, જે જીવોને માયાના બંધનમાં બાંધી દે છે; પરંતુ આ વાત તો કેવળ કૃષ્ણ—ભાવનામય જે નથી, એવી વ્યક્તિઓની થઈ. વૃંદાવનનાં વાસીઓની બાબતમાં તો ઘર-પરિવારની માયા જેવી વાતોનું અસ્તિત્વ જ નથી. એમનો પ્રેમ આપની તરફ જ વળેલો છે અને એમનાં ઘર આપનાં મંદિરો બની ગયેલાં છે, કારણ કે આપ હંમેશાં ત્યાં હાજરાહજૂર છો. આપને માટે તેઓ સર્વસ્વ ભૂલી ગયાં છે, તેથી તેમને કોઈ વાતનો અંતરાય નડતો નથી. કોઈ પણ કૃષ્ણ-ભક્તજન માટે ઘર-પરિવાર જેવા અંતરાયો હોતા જ નથી અને એમને કોઈ વાતનો મોહ પણ હોતો નથી."

"એક નાનકડા ગોપબાલ તરીકેનો આપનો અવતાર, એક ગોપાલકનાં પુત્ર તરીકેનો જન્મ, એ કોઈ જાતની ભૌતિક પ્રવૃત્તિ નથી. એમના પ્રેમથી આપ એટલા બધા ઋણી છો, કે આપે આપની અલૌકિક હાજરીથી એમનામાં ભક્તિભાવ પ્રેરવા જ અવતાર લીધો છે. વૃંદાવનમાં ભૌતિક કે આધ્યાત્મિક એવા કોઈ જ ભેદ નથી, કારણ કે આપની ભક્તિમય સેવામાં જ સર્વસ્વ અર્પણ કરવામાં આવેલું છે. અમારા વહાલા પ્રભુ! આપની વૃંદાવન-લીલાઓ તો કેવળ આપના ભક્તોને પ્રેરણા આપવા માટે જ છે. આપની વૃંદાવન લીલા-ઓને કોઈ ભૌતિક માનશે, તો એ ગેરરસ્તે દોરવાઈ જશે."

"ઓ મારા વહાલા ભગવાન કૃષ્ણ! આપ સામાન્ય માનવી જેવો પાર્થિવ દેહ ધરાવો છો, એમ કહી જે માનવીઓ આપને ઉતારી પાડવા પ્રયાસ કરે છે, તેમને શ્રીમદ્ ભગવદ્ ગીતામાં આસુરી વૃત્તિના અને અલ્પ બુદ્ધિના લેખવામાં આવ્યા છે. આપ હંમેશાં અલૌકિક જ છો. ભક્તિહીણા માનવીઓ જ ઠગાય છે, કારણ કે તેઓ આપને ભૌતિક સર્જન સમજે છે. હકીકતમાં તો આપનો દિવ્ય દેહ, જે એક સામાન્ય ગોપબાલ જેવો દેખાય છે, એ એમના આધ્યાત્મિક આનંદમાં વધારો કરવા માટે જ ધારણ કરાયો છે."

"હે મારા પ્રભુ! પોતે ભગવાનનો સાક્ષાત્કાર કર્યો છે, અથવા ઈશ્વરસાક્ષાત્કારથી પોતે સ્વયં ઈશ્વર બની ગયા છે, એવી ઘોષણા કરનાર વ્યક્તિઓ માટે તો મારે કશું જ કહેવાનું નથી, પરંતુ જ્યાં સુધી મારી જાતને લાગેવળગે છે ત્યાં સુધી હું નિખાલસ હૃદયથી કબૂલ કરું છું, કે મારા પોતાના મનથી, વાચાથી કે કર્મથી હું આપનો સાક્ષાત્કાર કરવા સમર્થ નથી. હું આપને માટે શું કહી શકું? મારી ઈન્દ્રિયોથી આપનો સાક્ષાત્કાર શી રીતે કરી શકું? મન તમામ ઈન્દ્રિયોમાં મુખ્ય હોવા છતાં, એ મનથી આપનો વિચાર સુદ્ધાં પણ હું બરાબર કરી શકતો નથી, છતાં આપના ગુણો, આપની પ્રવૃત્તિઓ અને આપના દેહને

આ લૌકિક જગતમાં કોઈ જ વ્યક્તિ કલ્પી શકે તેમ નથી. આપ શું છો, તે કેવળ આપની કૃપાથી જ કોઈક મનુષ્ય કળી શકે એમ છે. મારા વહાલા પ્રભુ! આપ આ બ્રહ્માંડના સર્વોત્તમ સ્વામી છો. ઘણીવખત હું ભૂલથી માની બેસું છું કે, આ બ્રહ્માંડનો સ્વામી હું છું. આ વિશ્વનો કદાચ હું સ્વામી હોઉં, પરંતુ આવાં તો બીજાં અસંખ્ય વિશ્વો છે, અને એ વિશ્વોના અધિષ્ઠાતા એવા અનેક બ્રહ્માઓ પણ છે, પરંતુ આપ તો એ બધાના જ સ્વામી છો. પ્રત્યેક માનવીના હૈયામાં વાસ કરી રહેલા પરમાત્મા તરીકે આપ બધું જ જાણો છો. તેથી, મને આપને શરણે આવેલા એક સેવક તરીકે સ્વીકારવા કૃપા કરો. આપના મિત્રો તથા વાછરડાં સાથેની આપની લીલાઓમાં મેં વિક્ષેપ પાડયો છે, તે બદલ મને ક્ષમા કરશો, એવી હું આશા રાખું છું. હવે આપ મને રજા આપો, તો હું તત્કાલ વિદાય થાઉં, અને આપ આપના મિત્રો અને વાછરડાંઓનો સંગ, મારા વિક્ષેપ વિના માણી શકો."

"ઓ મારા વહાલા ભગવાન કૃષ્ણ!-આપનું પોતાનું નામ જ સૂચવે છે કે, આપ અત્યંત આકર્ષક છો. સૂર્ય અને ચંદ્રનાં આકર્ષણ આપના પ્રતાપને લીધે જ છે. સૂર્યના આકર્ષણથી તો આપ સમગ્ર યદુવંશના અસ્તિત્વને સૌંદર્યપૂર્ણ બનાવી રહ્યા છો. ચંદ્રના આકર્ષણથી આપ આ ભૂમિની શક્તિ વધારી રહ્યા છો. દેવતાઓ, બ્રાહ્મણો, ગાયો અને સમુદ્રની શક્તિ પણ આપ વધારી રહ્યા છો. આપના પરમ આકર્ષણના પ્રતાપે જ કંસ આદિ રાક્ષસોનો સંહાર થાય છે. તેથી, મારો એ ચોક્કસ નિર્ણય છે કે આ સૃષ્ટિમાં આપ એકલા જ સેવવાયોગ્ય દેવ છો. આ ભૌતિક સૃષ્ટિના પ્રલય પર્યંત આપ મારા પ્રણામ સ્વીકારતા રહો. આ વિશ્વમાં જયાં સુધી સૂર્યપ્રકાશ રહેશે, ત્યાં સુધી મારાં અભિવાદન અર્પણ કરતો રહીશ."

આ પ્રમાણે આ બ્રહ્માંડના નાયક શ્રી બ્રહ્માજીએ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણને આદરપૂર્વક વિનમ્ર વંદન કર્યા પછી તેમની ત્રણ પ્રદક્ષિણા કરી, અને પોતાના બ્રહ્મલોકમાં પાછા વળવા તૈયાર થયા. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે પણ ઈશારાથી એમને પોતાના સ્વસ્થાને પાછા વળવા સંમતિ આપી. શ્રી બ્રહ્માજી આમ વિદાય થયા એટલે, જે દિવસે ગાયો તથા ગોપાલકોનું અપહરણ કરવામાં આવ્યું હતું ત્યારે જે પરિસ્થિતિ હતી, તે જ પરિસ્થિતિમાં ભગવાન કૃષ્ણ ઉપસ્થિત થયા.

પોતાના મિત્રો યમુના-કિનારે ભોજન લઈ રહ્યા હતા, ત્યારે ભગવાન કૃષ્ણ, ગાય-વાછરડાંની શોધમાં નીકળ્યા હતા અને આજે એક વર્ષ પછી એ પાછા ફર્યા, છતાંય ગોપ-બાળોને લાગ્યું કે એક ક્ષણમાં જ એ પાછા ફર્યા છે. ભગવાન કૃષ્ણની વિવિધ શક્તિઓ તથા લીલાઓનો આવો પ્રભાવ છે. ભગવદ્ ગીતામાં કહ્યું છે કે ભગવાન શ્રીકૃષ્ણ સ્વયં પ્રત્યેક હૃદયમાં વસે છે. સ્મરણ અને વિસ્મરણ પણ એમનાથી થાય છે. પરમેશ્વરની સર્વોત્તમ શક્તિ જ આ તમામ જીવસૃષ્ટિનું સંચાલન કરે છે. તેથી કેટલીકવાર લોકો પોતાનું સ્વરૂપજ્ઞાન ધરાવે છે, તો કેટલીકવાર તેઓ તે જ્ઞાન ગુમાવે છે. એમના મિત્રો પણ આ જ રીતે નિયંત્રિત હતા, તેથી આખું એક વર્ષ પોતે યમુના-કિનારે હાજર નહોતા અને

બ્રહ્માજીની મોહનિદ્રાના આવરણ નીચે હતા, એ વાત તેઓ સમજી શક્યા નહિ. જ્યારે ભગવાન કૃષ્ણ આ ગોપબાલો સમક્ષ પુનઃ ઉપસ્થિત થયા, ત્યારે તેમણે ધાર્યું કે કૃષ્ણ તો એક ક્ષણમાં જ પાછા ફર્યા છે. ભોજન—સમયનો તેમનો સંગ છોડવા કૃષ્ણ તૈયાર નહોતા, એ જોઈ તેઓ હસવા લાગ્યા. બધા ખૂબ જ ઉલ્લાસમાં આવી ગયા અને કૃષ્ણને આમંત્રણ આપવા લાગ્યા: "અરે! ભાઈ કૃષ્ણ! તું આટલીવારમાં પાછો ફર્યો! ભલે, ભલે, અમે હજુ જમવાનો આરંભ કર્યો નથી. હજી મોમાં એક કોળિયો પણ મૂક્યો નથી. ચાલ, આવી જા. આપણે બધા સાથે જ ભોજનનો પ્રારંભ કરીએ." ભગવાન કૃષ્ણ હસ્યા. એમના આમંત્રણનો સ્વીકાર કર્યો અને પોતાના મિત્રો સાથે ઉજાણીમાં ઉલ્લાસભેર ભાગ લેવા લાગ્યા. ભોજન લેતાં લેતાં ભગવાન કૃષ્ણ વિચારી રહ્યા: આ ગોપબાલો માને છે કે હું એક જ ક્ષણમાં પાછો ફર્યો છું, પરંતુ એ લોકો જાણતા નથી કે છેલ્લા એક વર્ષથી હું બ્રહ્માજીની યૌગિક પ્રવૃત્તિઓનો પ્રતિકાર કરી રહ્યો હતો.

બધા જમી રહ્યા. ભગવાન કૃષ્ણ, એમના મિત્રો અને વાછરડાં પોતપોતાના વ્રજભૂમિના વાસ પ્રતિ જવા લાગ્યાં. માર્ગમાં જતાં એમણે મૃત અઘાસુરનો રાક્ષસી દેહ જોયો. જાણે એક મોટો અજગર મરણ પામેલી હાલતમાં જમીન પર પડયો ન હોય !

ભગવાન કૃષ્ણ વ્રજભૂમિમાં પાછા ફર્યા. એમણે પોતાના મુકુટમાં મયૂરપિચ્છ ખોસેલું હતું. એમાં વન-પુષ્પો પણ ગૂંથેલાં હતાં. ભગવાન કૃષ્ણ પુષ્પોથી શૃંગારિત હતા એટલું જ નહિ, પણ શ્રી ગોવર્ધન પર્વતની ગુફાઓમાંથી વીણી આણેલી અન્ય રંગ-બેરંગી ધાતુઓથી પણ એમનો દેહ વિવિધ રીતે રંગાયેલો હતો.

ગોવર્ધન પર્વત આવા લાલ રંગો પૂરા પાડવા માટે સદાય જગજાહેર છે. એટલે, કૃષ્ણ તથા તેમના મિત્રો આ રંગોથી પોતાના દેહને શણગારતા. દરેક ગોપબાલના હાથમાં ભેંશના શિંગડામાંથી બનાવેલું રણશિંગું હતું. હાથમાં લાકડી અને બંસરી પણ હતી. દરેક પોતપોતાનાં વાછરડાંને, પોતે પાડેલા નામથી બોલાવતા હતા. કૃષ્ણની પ્રવૃત્તિઓથી તેમને એટલો બધો ગર્વ હતો, કે ગામમાં પ્રવેશ કરતાં એનાં ગીતો બનાવી ગાતા ગાતા ચાલતા હતા. વૃંદાવનની સર્વ ગોપીઓએ વ્રજભૂમિમાં પ્રવેશ કરતા શ્યામ સુંદર કૃષ્ણનાં દર્શન કર્યાં. એક વિરાટ અજગરના મુખમા ફસાઈ જતાં પોતાને કૃષ્ણે કેવી રીતે બચાવ્યા અને તે અજગરનો છેવટે કેવી રીતે વધ કર્યો, એનું વર્ણન કરતાં સુંદર કાવ્યો ગોપબાલોએ રચી કાઢયાં. કેટલાકે ભગવાન કૃષ્ણને યશોદાનંદન કહ્યા, તો કેટલાકે એમને નંદનંદન કહી બિરદાવ્યા પેલા વિરાટ અજગરના મુખમાંથી અમને બચાવ્યા એટલું જ નહિ, પણ એને પૂરો કર્યો એમ તેઓ કહેવા લાગ્યા આમ, અઘાસુરને માર્યે તો એક વર્ષનો ગાળો વીતી ગયો હતો, એ વાતની તેમને બિલકુલ ખબર નહોતી.

ભગવાન કૃષ્ણ વૃંદાવનવાસીઓના કોઈ કુટુંબીજન નહોતા, છતાં એમના માટે એક-એક આટલો બધો પ્રેમ વ્રજવાસીઓના હૃદયમાં ક્યાંથી ઊભરાઈ આવ્યો, તે અંગે મહારાજા પરીક્ષિતે શુકદેવ ગોસ્વામીને પ્રશ્ન કર્યો અસલ ગોપબાલોની ગેરહાજરીમાં જ્યારે તમામ

ગોપબાલોમાં પોતાનો લીલાવિસ્તાર કર્યો, ત્યારે પોતાનાં સંતાનો કરતાં કૃષ્ણનાં આ વિવિધ સ્વરૂપો પ્રતિ તેમનાં વડીલો કેમ વધારે વહાલ દાખવતાં હતાં? વળી ગાયો પણ પોતાનાં વાછરડાં કરતાં આ વાછરડાં પ્રતિ કેમ વધારે ભાવ દાખવતી હતી?

શુકદેવ ગોસ્વામીએ મહારાજ પરીક્ષિતને કહ્યું, કે પ્રત્યેક જીવ હકીકતમાં પોતાની જાત માટે સૌથી વધુ પ્રેમ ધરાવે છે. ઘર, કુટુંબ, મિત્રો, દેશ, સમાજ, સંપત્તિ, વૈભવ, પ્રતિષ્ઠા ઈત્યાદિ બધું જ જીવાત્માને આનંદ આપવામાં ગૌણ છે. આ બધું જીવાત્માને આનંદ આપે છે, એટલા માટે જ તે આનંદપ્રદ છે. દરેક જણ સ્વ-અર્થી અથવા સ્વકેન્દ્રિત ગણાય છે. પોતાની જાતને કોઈ તાત્કાલિક ભય હોય તો, માનવી પ્રથમ પોતાની જાતની સંભાળ લે છે. પછી બીજા પ્રતિ લક્ષ્ય આપે છે. એ કેવળ સ્વાભાવિક જ છે. અર્થાત્ બીજી કોઈ પણ વસ્તુ કરતાં, માનવી પોતાની જાતને જ વધારે ચાહે છે. પોતાની જાત પછી માનવીને સૌથી વધુ પ્રિય પોતાનો ભૌતિક દેહ છે. જે વ્યકિતને આત્માનો ખ્યાલ હોતો નથી, તેને પોતાના ભૌતિક દેહ પ્રત્યે બહુ પ્રેમ હોય છે—એટલે સુધી કે વૃદ્ધાવસ્થામાં પણ પોતાના દેહને ટકાવી રાખવા માનવી વિવિધ ઉપાયો અજમાવે છે અને દેહને ટકાવી રાખવા પ્રયાસો કરે છે. જાણે એવા બાહ્યોપચારથી જર્જરિત દેહ ટકી રહેવાનો ન હોય! પોતાના આત્માને સુખ આપવા માનવી દિવસરાત મથ્યા કરે છે. પછી ભલે કયારેક દૈહિક ખ્યાલથી આનંદ આપવા કોશીશ કરે, કે કયારેક આધ્યાત્મિક ખ્યાલથી આનંદ આપે. આપણે આપણી ભૌતિક સંપત્તિ પ્રત્યે ખૂબ વહાલ રાખીએ છીએ, કારણ કે તે આપણા શરીર તથા ઈન્દ્રિયોને વધારે સુખ આપે છે. દેહ પ્રત્યે આટલી બધી માયા હોવાનું કારણ 'હું' અર્થાત્ આત્મા છે, જે દેહમાં વસે છે. તેવી જ રીતે જયારે માનવી વધારે પ્રગતિ કરે છે, ત્યારે એને ખ્યાલ આવે છે કે, આત્મા આપણને વહાલો લાગે છે, કારણ કે ભગવાન કૃષ્ણ જ આપણે માટે આનંદદાયક અને આકર્ષક છે. સર્વ સૃષ્ટિના એ પરમાત્મા છે. આપણને આ હકીકતનું ભાન કરાવવા જ ભગવાન કૃષ્ણ અવતાર ધારણ કરે છે, અને કહે છે કે બધા જ આકર્ષણનું મધ્ય-કેન્દ્ર એ પોતે જ છે. કૃષ્ણનો અંશવિસ્તાર ન હોય, એવું કશું જ આકર્ષક નથી.

આ સૃષ્ટિમાં જે કાંઈ આકર્ષક છે, તે ભગવાન કૃષ્ણને લીધે જ છે. તેથી જ કૃષ્ણને આનંદના સાગર કહેવામાં આવે છે. સર્વ વાતના સક્રિય સિદ્ધાંત કૃષ્ણ જ છે. ઉચ્ચતમ આધ્યાત્મવાદીઓ પણ સર્વસ્વને કૃષ્ણમાં જ નિહાળે છે. શ્રી ચૈતન્ય ચરિતામૃતમાં કહ્યું છે કે, મહા ભાગવત યા પૂર્ણતાને પામેલ ભકત, તમામ જડ કે ચેતન સૃષ્ટિમાં ભગવાન કૃષ્ણને નિહાળે છે. તેથી, આ ભૌતિક સૃષ્ટિમાંની સર્વ વસ્તુઓને કૃષ્ણના સંબંધમાં જ નિહાળે છે. જે સદ્‌ભાગી પુરુષે કૃષ્ણને જ સર્વસ્વ માન્યા છે, તેને મુકિત વરેલી જ છે, અને તે આ ભૌતિક જગતમાં રહેતો નથી. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ આનું સમર્થન મળે છે. કૃષ્ણની ભકિતમય સેવામાં જે કોઈ પ્રવૃત્ત છે, એ કયારનોય બ્રહ્મભૂત યાને આધ્યાત્મિક સ્તર પર પહોંચી ચૂકેલો છે. ભગવાન કૃષ્ણનું નામ જ પવિત્રતા અને મુકિતનું સૂચક છે. કૃષ્ણના ચરણકમલનું શરણું જે સ્વીકારે છે, તે આ

ભવ-સિંધુ તરી જવાની નૌકામાં સ્થાન લે છે. એના માટે ભૌતિક સૃષ્ટિનો આ મહાવિસ્તાર ઘોડાની નાળ જેટલો નાનકડો બની જાય છે. કૃષ્ણ તમામ મહાત્માઓના કેન્દ્રરૂપ છે અને ભૌતિક સૃષ્ટિના આશ્રયસ્થાન છે.

જે વ્યક્તિ કૃષ્ણભાવનાના સ્તર પર છે, તેને માટે વૈકુંઠ કે આધ્યાત્મિક જગત ઝાઝું દૂર નથી. પગલે પગલે જ્યાં ભય નજરે પડે છે, એવી ભૌતિક સૃષ્ટિમાં એ વિહરતો નથી. આ રીતે શુકદેવજી ગોસ્વામીએ મહારાજ પરીક્ષિતને કૃષ્ણભાવના વિશે પૂર્ણ રીતે સમજાવ્યું. શ્રી શુકદેવજી ગોસ્વામીએ ભગવાન શ્રી બ્રહ્માજીની સ્તુતિ અને પ્રાર્થના પણ મહારાજ પરીક્ષિતને ગાઈ સંભળાવી. ગોપબાળકો સાથેની કૃષ્ણની લીલાઓનું આ વર્ણન, યમુનાકિનારે એમણે ગોપબાળકો સાથે માણેલી ઉજાણીનું વર્ણન અને શ્રી બ્રહ્માજીએ કરેલી ભગવાન કૃષ્ણની સ્તુતિ—આ બધા જ દિવ્ય આધ્યાત્મિક વિષયો છે. જે કોઈ એ ગાય છે, એનું શ્રવણ કરે છે, કે એનું કીર્તન કરે છે, તેની સર્વ આધ્યાત્મિક કામનાઓ પરિપૂર્ણ થાય છે. આમ ભગવાન શ્રીકૃષ્ણની શ્રી બલરામ સાથે વૃંદાવનમાં કરેલી બાળ-લીલાનું વર્ણન કરવામાં આવ્યું છે.

આ સાથે 'કૃષ્ણ' ગ્રંથના 'શ્રી બ્રહ્માજી દ્વારા ભગવાન કૃષ્ણની સ્તુતિ' નામના ચૌદમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૧૫. ધેનુકાસુરવધ

આ પ્રમાણે કૃષ્ણ અને તેમના ભાઈ બલરામે પોતાનું કૌમાર્ય પસાર કર્યું અને પૌગંડ વય (છ વર્ષથી દશ વર્ષની વય સુધી)ના ગાળામાં પ્રવેશ કર્યો. આ તબક્કે બધા જ ગોપબાળકોએ અંદરઅંદર મંત્રણા કરી નક્કી કર્યું, કે પાંચ વર્ષની વય વટાવી ગયા હોય તેવા ગોપબાળોને ગોચરમાં ચરતી ગાયોની સંભાળ રાખવાનું વ્રત સોંપવું. આમ ગાયો સંભાળવાની કામગીરી મળવાથી કૃષ્ણ અને બલરામ સમગ્ર વૃંદાવનની ભૂમિ પર પગલાં પાડી તેને પવિત્ર બનાવવા લાગ્યા.

ગોપબાળો ને બલરામ સાથે કૃષ્ણ વૃંદાવનમાં ગાયો ચારવા લઈ જતા અને પોતાની બંસરી બજાવતા. આ ગાળામાં વૃંદાવન પુષ્પો, શાકભાજી અને હરિયાળીથી ભરપૂર હતું. વૃંદાવન ભક્તજનના સ્વચ્છ હૃદયના જેવું પવિત્ર હતું. મધમાખીઓ ત્યાં ગુંજારવ કરી રહી હતી. ફૂલફળનો ત્યાં સુમાર નહોતો. પંખીઓ મીઠો કલરવ કરી રહ્યાં હતાં. સરોવરોનું નિર્મલ જલ તમામ પ્રકારનો થાક ઉતારી નાખતું હતું. હૃદય તથા મનને તર કરી દે એવા સુગંધિત વાયુના સપાટા વહ્યા કરતા હતા. કૃષ્ણ એમના મિત્રો તથા બલરામ સાથે આવા વૃંદાવનમાં પ્રવેશ્યા અને અનુકૂળ પરિસ્થિતિ જોતાં પૂરી મોજથી વાતાવરણ માણી રહ્યા. કૃષ્ણે બધાં જ વૃક્ષોને ફળભારથી અને નવી કુંપળોથી લચી રહેલાં જોયાં. આ વૃક્ષો જાણે કૃષ્ણના ચરણકમળને ચૂમવા છેક ધરતી સુધી ઝૂકી રહ્યાં હતાં. આમ ફળફૂલ અને વૃક્ષોને ખીલી ઊઠેલાં જોઈ કૃષ્ણ પ્રસન્ન થયા અને તેમની મનોકામના ફળી જઈ હસવા લાગ્યા.

પછી કૃષ્ણે પોતાના મોટા ભાઈ બલરામને કહ્યું, “મોટાભાઈ ! તમે અમારા બધામાં વડીલ છો. દેવતાઓ પણ આપના ચરણને પૂજે છે. જુઓ, આ વૃક્ષો પણ પોતાના ફળભારથી લચી કેવાં આપનાં ચરણ ચૂમી રહ્યાં છે ? આ વૃક્ષનું સ્વરૂપ સ્વીકારીને જે અંધકારમાં સબડી રહ્યાં છે, તેમાંથી જાણે બહાર નીકળવા બધાં મથી રહ્યાં છે ! ખરેખર તો વૃંદાવનમાં ઊગેલાં આ વૃક્ષો કોઈ સામાન્ય જીવો નથી. પૂર્વ જન્મમાં તેમણે સ્થાવર માયાવાદી તત્ત્વજ્ઞાન

ધારણ કરેલું તેથી તેમને આ વૃક્ષયોનિ પ્રાપ્ત થઈ છે, પરંતુ હવે વૃંદાવનમાં તેમને આપનાં દર્શનની તક મળી છે, એટલે આપના વ્યકિતગત સંગનો લાભ લઈ આધ્યાત્મિક જીવનમાં પોતે વધુ પ્રગતિ કરી શકે તે માટે આપને પ્રાર્થના કરી રહ્યાં છે. સામાન્ય રીતે આ વૃક્ષો તમોગુણી જીવો છે. માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ અંધકારમાં જ સબડતા હોય છે, પરંતુ આપની હાજરીનો પૂરો લાભ ઉઠાવી તે પોતાના અજ્ઞાનને ભૂંસી નાખવા મથી રહ્યાં છે. આપની આજુબાજુ ગણગણાટ કરી રહેલી મધમાખીઓ ગયા જન્મમાં આપની ભકતો હોવી જોઈએ. એ આપનો સંગ છોડી શકતી નથી, કારણ કે આપના કરતાં વધારે સારો સાથી મેળવવો એમને માટે શકય નથી. આપના સિવાય એમને બીજો વધુ પ્રેમાળ સ્વામી રાખી શકે તેમ નથી. આપ આદિપુરુષ, પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છો, અને આ મધમાખીઓ સતત ગણગણાટ દ્વારા આપની કીર્તિગાથા પ્રસારિત કરી રહી છે. મને લાગે છે કે એમાંની કેટલીક ખરેખર મહાન સંત હશે. આપની પરમ ભકતજન હશે; અને આપનો સાથ એક ક્ષણ પણ છોડવા તૈયાર ન હોવાથી મધમાખીઓનું રૂપ ધારણ કરી સતત આપની ચોમેર ગુંજારવ કરી રહી છે. મારા વહાલા ભાઈ! આપ સર્વોત્તમ પૂજય પરમેશ્વર છો. જુઓ, જુઓ, આ મયૂરો પણ આપને જોઈ હર્ષઘેલા બની કેવા નૃત્ય કરી રહ્યા છે! અને આ હરણો, એમનું વર્તન તો જાણે ગોપીજન જેવું છે. ગોપીઓ જેવા ભાવથી જ તેઓ આપનું સ્વાગત કરી રહ્યાં છે. આ વનમાં રહેતી કોયલો પણ આપને પૂરા ઉલ્લાસથી આવકારી રહી છે. એમના ગૃહમાં થતા આપના આ આગમનને તેઓ ઘણું જ માંગલ્યકારી લેખે છે. આ વૃંદાવનનાં વાસી વૃક્ષો અને પશુઓ છે, છતાં આપનાં ગુણગાન કરી રહ્યાં છે. પોતાની સર્વ શકિતથી તેઓ આપનું સ્વાગત કરવા મથી રહ્યાં છે. જેમ મહાત્માઓ અન્ય મહાત્માઓને પૂરા ભાવથી આવકારવાને ટેવાયેલા હોય છે તેમ આ વૃંદાવનની ભૂમિ તો એના દેહ પર આપની પાદપંકિતઓ અંકાવાથી ખૂબ જ પવિત્ર અને સદ્ભાગી બની છે."

"આપના જેવી મહાન વ્યકિતનું આવા ભવ્ય સ્વાગત કરવું તે આ વૃંદાવનવાસીઓ માટે બિલકુલ સ્વાભાવિક છે. વનસ્પતિ, વેલીઓ અને છોડવાઓ પણ આપના ચરણસ્પર્શથી ધન્ય બની રહ્યાં છે. આપ આપના હાથે આ કૂંપળોને સ્પર્શ કરો છો, ત્યારે તે પણ ધન્યતા અનુભવી રહ્યાં છે. અને આ ગિરિશૃંગો અને સરિતાઓ પણ આપની કૃપા-દૃષ્ટિ થવાથી કૃતકૃત્યતા અનુભવી રહ્યાં છે. વધારામાં વ્રજાંગનાઓ અને ગોપીજનો આપના સૌંદર્યથી આકર્ષાઈ ખૂબ જ ખુશ છે, કારણ કે આપ આપના બળવાન બાહુપાશથી એમને આલિંગન આપો છો."

આ પ્રમાણે કૃષ્ણ અને બલરામ ગાયો તથા વાછરડાં સાથે પૂર્ણ સંતોષથી વ્રજવાસીઓ સાથે યમુના કિનારે આનંદ માણી રહ્યા છે. કૃષ્ણ અને બલરામ તેમના મિત્રો સાથે કેટલેક સ્થળે ફરતા. આમ ગોપબાલો મધમાખીઓના ગણગણાટને અનુસરી ગીતો ગાતા અને વનમાળાઓથી શોભતા કૃષ્ણ-બલરામ સાથે મોજ માણતા. કેટલીક વાર ચાલતાં ચાલતાં આ ગોપબાલો સરોવરમાં વિહાર કરતા હંસની બોલીનું અનુકરણ કરતા, અથવા તો જયારે મયૂરોને નૃત્ય કરતા નિહાળતા ત્યારે તેઓ કૃષ્ણ આગળ તેમનું અનુકરણ કરી, પોતાની ડોક હલાવી મિત્રોને હસાવતા.

કૃષ્ણ જે ગાયોની સંભાળ રાખતા તેમને જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં હતાં. કૃષ્ણ વહાલથી દરેકને તેમનાં નામ લઈ બોલાવતા અને ગાયો પણ પોતાનાં નામ સાંભળી તુરત જ તેમની પાસે દોડી આવતી. ગોપબાલો બધા પ્રકારની હિલચાલ જોઈ, પેટ ભરીને આનંદ અનુભવતા. વિવિધ પ્રકારનાં પંખીઓ જે કલરવ કરી રહ્યાં હતાં તેનું તેઓ અનુકરણ કરતા. ખાસ કરી કોયલો, ચકોર, મયૂરો અને ભારદ્વાજની બોલી બોલતા. વળી કેટલીકવાર વાઘ અને સિંહની ગર્જનાઓનું અનુકરણ કરી નિર્બલ પશુઓને બિવરાવતા. કૃષ્ણ, બલરામ અને ગોપબાલો પશુઓને આમ દોડાવતા અને પોતે પણ સાથે દોડતા. જ્યારે દોડી દોડીને થાક લાગતો ત્યારે તેઓ એક સ્થળે બેસતા. બલરામ એકાદ ગોપબાલના ખોળામાં મસ્તક મૂકી આરામ કરતા અને કૃષ્ણ તુરત જ ત્યાં દોડી આવતા અને બલરામની પગચંપી કરવા મંડી પડતા. કેટલીક વાર તેઓ તાડપત્રનો પંખો બનાવી શ્રી બલરામને વાયુ ઢોળતા, મધુર પવન રેલાવી એમનો થાક ઉતારતા. આમ બલરામ જ્યારે વિરામ કરતા ત્યારે બીજા ગોપબાલો ગીતો ગાતા કે નૃત્ય કરતા. કેટલીક વાર તેઓ કુસ્તી કરતા કે કૂદકા મારતા. જ્યારે ગોપબાલો આમ રમતે ચઢતા ત્યારે કૃષ્ણ પણ તુરત જ એમની સાથે ભળતા અને એમનો હાથ પકડી એમનો સંગ માણતા, હસતા અને એમની પ્રવૃત્તિઓને બિરદાવતા. જ્યારે કૃષ્ણને થાક વરતાતો ત્યારે એ કોઈ વિરાટ વૃક્ષના મૂળનો આશ્રય લેતા કે કોઈ ગોપબાલના ખોળામાં મસ્તક મૂકી વિરામ કરતા. આમ કોઈ વૃક્ષના મૂળનું કે ગોપબાલના ખોળાનું ઓશીકું કરી તે આડા પડતા, ત્યારે કેટલાક ગોપબાલો આવી તેમની પગચંપી કરતા. એટલું જ નહિ પણ કેટલાક પર્ણોના પંખા બનાવી તેમને વાયુ ઢોળતા. કેટલાક વધુ બુદ્ધિશાળી ગોપબાલો એમને ખુશ કરવા મધુર કંઠથી ગીતો ગાતા. તેથી એમનો થાક ઝટપટ ઊતરી જતો. આમ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન કૃષ્ણ જેનાં ચરણો લક્ષ્મીજી વડે આદરપૂર્વક સેવાય છે તેઓ ગોપબાલો જોડે ભળી જઈ પોતાની અંતરંગ શક્તિ યોગમાયા દ્વારા બરાબર ગ્રામ્ય બાલક જેવા દેખાતા. આમ ગોપબાલોને પોતાના દિવ્યાનંદની લહાણી કરાવી, આ રીતે પોતે બિલકુલ ગ્રામ્ય બાળક દેખાતા હોવા છતાં તેમણે પૂરવાર કર્યું છે કે તેઓ સ્વયં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. કેટલીક વાર મનુષ્ય પોતે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હોવાનો ઢોંગ કરે છે અને નિર્દોષ માનવીઓને ઠગે પણ છે. આવા લોકો જનતાને માત્ર ઠગી જ જાણે છે, ઈશ્વરની શક્તિઓ દાખવી શકતા નથી.

પોતાના અતિ ભાગ્યશાળી મિત્રો સાથે શ્રીકૃષ્ણ પોતાની આંતરિક શક્તિઓનું પ્રદર્શન કરી રહ્યા હતા ત્યારે પરમેશ્વર તરીકે પોતાની અલૌકિક શક્તિઓનો પરિચય કરાવવાનો એમને બીજો પ્રસંગ પણ પ્રાપ્ત થયો. એમના પરમ મિત્રો શ્રીદામા, સુબલ અને સ્તોકકૃષ્ણ શ્રીકૃષ્ણ તથા બલરામને ખૂબ જ ભારપૂર્વક કહેવા લાગ્યા: 'ભાઈ બલરામ! આપ ઘણા જ શક્તિશાળી છો. આપના બાહુમાં પુષ્કળ બળ છે. ભાઈ કૃષ્ણ! ઉત્પાત મચાવનાર રાક્ષસોનો વધ કરવામાં આપ પ્રવિણ છો, પરંતુ આપે કૃપા કરી એક વાતની નોંધ લેવી ઘટે છે. વૃંદાવનની ખૂબ જ નજીક તાલવન નામનું બીજું એક સુંદર અરણ્ય આવેલું છે

એમાં પુષ્કળ તાડવૃક્ષો ઊગેલાં છે. ફલભારથી તે એટલાં બધાં લચી રહ્યાં છે કે કેટલાંક તો છેક ધરતી સુધી ઝૂકી રહ્યાં છે. એમનાં ફૂલ વૃક્ષ પર જ પાકી ગયાં છે. આ સ્થાન ઘણું જ સુંદર છે, પરંતુ એક રાક્ષસ ધેનુકાસુરને કારણે કોઈ ત્યાં જઈ શકતું નથી. તેથી એ ફૂલ વીણવા કોઈ જઈ શકતું નથી. ફળ ભેગાં કરવા પણ વૃક્ષો સુધી કોઈ જઈ શકતું નથી. વહાલા ભાઈ કૃષ્ણ! મોટા ભાઈ બલરામ! આ રાક્ષસ ગર્દભ–સ્વરૂપે વિહાર કરે છે. બીજા રાક્ષસો પણ ગર્દભ સ્વરૂપ ધારણ કરી એની ટોળીમાં ભળે છે. આ બધા ખૂબ જ જબરા છે. એટલે તાલવનમાં પ્રવેશ કરવો ઘણો જ મુશ્કેલ છે. વહાલા ભાઈઓ આપ એકલા જ આ અસુરોનો સંહાર કરવા સમર્થ છો. આપના સિવાય અન્ય કોઈ પણ વ્યક્તિ ત્યાં જઈ શકે એમ જ નથી. પશુઓ પણ એ જંગલમાં પ્રવેશ કરી શકે એમ નથી. પંખીઓ પણ એ વનમાં કલરવ કરતાં નથી. બધાંએ એ સ્થાનનો ત્યાગ કર્યો છે. એ સ્થળેથી પ્રસરતી સુગંધ અને સૃષ્ટિસૌંદર્યને કોઈ જ માણી શકતું નથી. ત્યાંનાં મીઠાં ફળ ઝાડ પરથી ઉતારીને કે જમીન પરથી ઉપાડીને કોઈએ ચાખ્યાં હોય એવું જણાતું નથી. ભાઈ કૃષ્ણ! સાચું કહીએ તો અમને એ ફળ ચાખવાનું ઘણું જ મન છે. અમે ત્યાંના સૃષ્ટિ-સૌંદર્યથી ખૂબ જ પ્રભાવિત થયા છીએ. ભાઈ બલરામ! આપણે બધા જ ત્યાં જઈએ અને આ મીઠાં ફળોની મોજ માણીએ. અત્યારે જ્યાં જ્યાં નજર કરો, ત્યાં ત્યાં આ ફળસૃષ્ટિનું સૌંદર્ય જ નજરે પડે છે. અહીં બેઠાં બેઠાં પણ આપને એની સુવાસ નથી આવતી?"

એમના હસમુખા પરમ મિત્રોએ કૃષ્ણ અને બળરામને જ્યારે આવી વિનંતિ કરી ત્યારે તેઓ તેમને ખુશ કરવા તૈયાર થયા. બધા જ મિત્રોએ ટોળે વળી તાલવન પ્રતિ પ્રયાણ કર્યું. તાલવનમાં પ્રવેશ કરતાં જ બળરામે પોતાના સ્વહસ્તે એક હાથી જેટલી તાકાતથી વૃક્ષોને હલાવવા માંડયાં. આમ વૃક્ષો હલાવવાથી તેમનાં ફળ, પાંદડાં અને ફૂલો જમીન પર ખરી પડયાં. ફળ પડવાનો અવાજ સાંભળી ત્યાં વાસ કરી રહેલો ધેનુકાસુર એકદમ દોડી આવ્યો. તેના દોડવાથી ખેતરો ધમધમી ઊઠયાં, જાણે કે કારમો ધરતીકંપ ન થયો હોય! રાક્ષસ ધેનકાસુર પ્રથમ શ્રી બળરામ આગળ આવીને ઊભો અને પોતાના પાછલા પગથી તેમને લાતો મારવા લાગ્યો. છાતી પર લાતપ્રહાર થયો છતાં પ્રથમ તો શ્રી બળરામ કશું જ બોલ્યા નહિ, પરંતુ એમના આ મૌનથી વધારે રોષે ભરાઈ એ રાક્ષસ જોરજોરથી એમને વધારે ને વધારે લાતો મારવા લાગ્યો. આ વખતે શ્રી બળરામે પોતાના હાથથી રાક્ષસના પગ પકડી લીધા અને એને હવામાં હાથથી ગોળગોળ ફેરવી, વૃક્ષોની ટોચ પર ફેંકી દીધો. આમ બળરામે અસુરને ચક્કર-ચક્કર ઘુમાવ્યો ત્યાં જ આ મહારાક્ષસના પ્રાણ ચાલ્યા ગયા. શ્રી બળરામે એને ઊંચકીને ઊંચા તાલવૃક્ષો પર ફેંક્યો હતો, અને એ મહારાક્ષસના દેહમાં એટલું બધું વજન હતું કે એ વિરાટ તાલવૃક્ષ એના ભારથી તૂટી પડયું. એ વૃક્ષ બીજાં વૃક્ષો પર પડયું, એટલે બીજાં વૃક્ષો પણ તૂટી પડયાં. જાણે કોઈ વાવંટોળ ફૂંકી નીકળ્યો હોય તેવો દેખાવ એ તાલવનમાં થઈ રહ્યો. એક પછી એક બધાં જ તાલવૃક્ષો જમીન પર તૂટી પડવા માંડયાં. શ્રી બળરામ પણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનસ્વરૂપ હરિ અનંત શેષ નાગ

છે અને પોતાની સહસ્ર ફેણ પર સકલ બ્રહ્માંડને ધારણ કરે છે. સમગ્ર ભૌતિક વિશ્વનું એ સંચાલન કરે છે. એટલે આ અસામાન્ય શક્તિનું પ્રદર્શન જોવા મળ્યું. એમાં કંઈ નવાઈ જેવું હતું નહીં.

આમ એ મહાઅસુરને જંગલની ઝાડીમાં ફેંકી દેવામાં આવ્યો. ત્યાર પછી ધેનુકાસુરના સાથીઓ અને મિત્રો, બધા ભેગા મળ્યા અને તેમણે ભારે તાકાતથી કૃષ્ણ અને બલરામ પર આક્રમણ કર્યું. પોતાના મિત્રની હત્યાનું વેર લેવા તેઓ પૂરેપૂરા કટિબદ્ધ થયા હતા, પરંતુ કૃષ્ણ અને બલરામ એક પછી એક બધા ગર્દભોને ધેનુકાસુરની જેમ પાછલા બે પગ પકડી ચક્કર-ચક્કર ફેરવી પછાડવા લાગ્યા. આમ બધાને તાલવૃક્ષો પર ફેંકી ફેંકી મારી નાખ્યા. તેથી ગર્દભોના મૃતદેહોનો એક મોટો ઢગલો થયો—જાણે કે વૃક્ષોમાં વિવિધ પ્રકારનાં વાદળો એકઠાં ન થયાં હોય! આ મહાન બનાવના સમાચાર સાંભળી ગગનમંડળમાંથી દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને બધા દુંદુભિનાદ કરી કૃષ્ણ-બલરામની સ્તુતિ કરવા લગ્યા.

ધેનુકાસુરના વધ પછી લોકો તાલવનમાં ફૂલ વીણવા આવવા લાગ્યા અને ત્યાં ઊગતા લીલા ઘાસમાં પશુઓને ચરવા માટે પ્રવેશ કરાવવા લાગ્યા. કૃષ્ણ તથા બલરામની આવી અલૌકિક અને દિવ્ય લીલાઓનું કીર્તન અને શ્રવણ માત્ર કરતાં મનુષ્ય પુણ્યશાળી બની જાય છે. કૃષ્ણ, બલરામ અને એમના મિત્રોએ વૃંદાવનમાં બંસરી વગાડતાં વગાડતાં પ્રવેશ કર્યો. ગોપબાળો કૃષ્ણ તથા બલરામનાં અપૂર્વ પરાક્રમોની ગાથા ગાતા હતા. એમના ભાલપ્રદેશ પર તિલક શોભતાં હતાં અને એમનાં અંગો ગોધૂલિથી ખરડાયેલાં હતાં. કૃષ્ણનું મસ્તક મયૂરપિચ્છથી શોભાયમાન હતું. કૃષ્ણ અને બલરામ બંને બંસરી વગાડી રહ્યા હતા. કૃષ્ણને ઘેર પાછા ફરેલા જોઈ, ગોપાંગનાઓ આનંદ વિભોર બની ગઈ હતી. કૃષ્ણ હાજર નહોતા ત્યારે બધી જ ગોપીજનો ઉદાસ હતી. કૃષ્ણ વનમાં ગયા છે એનો જ વિચાર કર્યા કરતી હતી. ગોચરમાં ગાયોને ચરાવતાં કૃષ્ણનું જ તેઓ રાતદિવસ સ્મરણ કર્યા કરતી. એટલે જ્યારે તેમણે કૃષ્ણને પાછા ફરતા જોયા ત્યારે એકદમ તેમની બધી જ ચિંતાઓ ઓસરી ગઈ. કમલ-પુષ્પ પર મધમાખીઓ ગણગણે તેમ ગોપીજનો કૃષ્ણવદનને નીરખી રહી. જ્યારે કૃષ્ણે ગામમાં પ્રવેશ કર્યો ત્યારે ગોપીઓ હાસ્યથી પ્રફુલ્લિત બની રહી. કૃષ્ણ બંસી બજાવતાં બજાવતાં ગોપીજનોનાં હસતાં મુખ નિહાળી રહ્યા.

પછી કૃષ્ણ અને બલરામને તેમની માતાઓએ વધાવી લીધા. યશોદાજી અને રોહિણીજી પોતાના વહાલા પુત્રોની ઈચ્છા પૂરી કરવા લાગી ગયાં. સાથે સાથે માતાઓ તેમના અલૌકિક પુત્રો પર આશીર્વાદ વરસાવી રહી. એમને સ્નાન કરાવ્યું, નવાં વસ્ત્રાલંકારોથી સજાવ્યા. કૃષ્ણને ભૂરાં વસ્ત્રો પહેરાવ્યાં. બલરામને પીતાંબર સજાવ્યાં. બધી જ જાતના અલંકારો અને પુષ્પમાળાઓથી તેમને મઢી લેવામાં આવ્યા. ગોચરમાં રખડવાથી લાગેલો થાક આમ ઊતરી ગયો એટલે તેઓ તાજગીભર્યા અને આકર્ષક દેખાવા લાગ્યા.

પછી એમની માતાઓએ એમને સ્વાદિષ્ટ ભોજન આપ્યાં અને તેમણે શાંતિથી તે આરોગ્યાં. ભોજન કરી રહ્યા પછી તેઓને સુંદર પથારીઓ પર બેસાડવામાં આવ્યા. પછી

માતાઓ તેમની લીલાઓનાં મધુરગાન કરી રહી. બન્ને જણ સુંદર શય્યા પર બેઠા કે તુરત જ ઘસઘસાટ ઊંઘી ગયા. આમ કૃષ્ણ તથા બલરામ વૃંદાવનમાં વિહાર કરી રહ્યા

કેટલીક વાર કૃષ્ણ બલરામ તથા એમના ગોપમિત્રો સાથે યમુનાકિનારે જતા, તો કેટલીક વાર કૃષ્ણ એકલા મિત્રમંડળી સાથે યમુનાવિહાર કરતા અને ગાયો ચરાવતા. ધીમે ધીમે ગ્રીષ્મ ઋતુનું આગમન થયું. એક દિવસ, જયારે ગાયો ગોચરમાં ચરી રહી હતી, ત્યારે ખૂબ તરસી થઈ અને યમુનાકિનારે જઈ જળપાન કરવા લાગી પરંતુ કાલીય નામના મહાનાગના ઝેરથી યમુનાનાં જળ ઝેરી બની ગયાં હતાં

યમુનાજલ ઝેરી બનેલાં હોવાથી ગોપબાલો તથા ગાયો જળપાન કરતાં તરત જ ઝેરી અસરનો ભોગ બન્યાં. બધાં જ મૃતવત્ સ્થિતિમાં ધરણી પર ઢળી પડયાં; પરંતુ કૃષ્ણ કે જેઓ તમામ જીવોના જીવનરૂપ છે, એમણે બધાં પ્રતિ દયાદૃષ્ટિ કરી અને સૌ ગોપબાલો તથા ગાયોને તરત જ ભાન આવ્યુ ભારે આશ્ચર્યથી બધાં એકબીજા તરફ જોઈ રહ્યાં એ વાતનો એમને ખ્યાલ હતો કે યમુનાજળનુ પાન કરવાથી તેઓ બેભાન બની ગયાં હતાં અને કૃષ્ણની દયાદૃષ્ટિથી એમની મૂર્છા વળી હતી આમ યોગેશ્વર શ્રીકૃષ્ણની શક્તિઓને આ ગોપબાલો પ્રશંસી રહ્યાં

આ સાથે 'કૃષ્ણ' ગ્રંથના 'ધેનુકાસુરવધ' નામના પંદરમા અધ્યાયના ભક્તિવેદાન્ત ભાવાર્થો સમાપ્ત થયા

* * *



# ૧૬. કાલીયમર્દન

કાળા નાગ–કાલીય દ્વારા યમુનાનું જળ વિષયુક્ત બનાવવામાં આવી રહ્યું છે, એવું જ્યારે ભગવાન કૃષ્ણે જાણ્યું ત્યારે એમણે તુરત જ એની સામે પગલાં લીધાં, અને યમુના છોડી બીજે વાસ કરવા જવાની ફરજ પાડી યમુનાજળને શુદ્ધ કર્યું.

જ્યારે શુકદેવ ગોસ્વામી આ કથા કહી રહ્યા હતા ત્યારે મહારાજા પરીક્ષિત શ્રીકૃષ્ણની બાળલીલાઓનું વર્ણન વધારે વિસ્તારથી સાંભળવા આતુર બન્યા. શ્રીકૃષ્ણે કાલીયમર્દન કેવી રીતે કર્યું, એ વિસ્તારથી જાણવા ઈચ્છા વ્યક્ત કરી. એ તો ઘણાં વર્ષોથી યમુનાજળમાં વાસ કરી રહ્યો હતો. હકીકતમાં મહારાજા પરીક્ષિત કૃષ્ણની અલૌકિક લીલાઓનું વર્ણન વધારે વિસ્તારપૂર્વક સાંભળવા અધીરા બની રહ્યા હતા, અને તેમણે ખૂબ જ રસથી પોતાની જિજ્ઞાસા રજૂ કરી હતી.

શ્રી શુકદેવ ગોસ્વામીએ નીચે પ્રમાણે કથા કહી :

'યમુના નદીની વચ્ચે એક મોટો ધરો હતો. ત્યાં કાલીય નામનો એક કાળો નાગ રહેતો હતો. એના ઝેરથી આખોય જળસમૂહ એટલો બધો ઝેરી બની ગયો હતો કે તેમાંથી ચોવીસ કલાક ઝેરી હવા બહાર પ્રસર્યા કરતી હતી. એ પ્રદેશમાંથી કોઈ પક્ષી પણ પસાર થાય, તો તુરત જ એ તરફડીને જળસમૂહમાં તૂટી પડતું અને મૃત્યુ પામતું.

આમ યમુના-જળની ઝેરી હવાથી યમુનાકિનારે આવેલાં વૃક્ષો અને હરિયાળી પણ સુકાઈ ગયાં હતાં. આ મહાનાગના ઝેરની અસર ભગવાને, નિહાળી, કે આ મહાનાગના ઝેરથી વૃંદાવન નજીકનો સઘળો યમુનાપ્રવાહ ઝેરી બની ગયો હતો.

આ જગતમાં જેટલાં જેટલાં અનિચ્છનીય તત્ત્વો હતાં એ બધાંનો નાશ કરવા જ ભગવાન શ્રીકૃષ્ણે અવતાર ધારણ કર્યો હતો. એટલે તેઓ યમુના-કિનારે આવેલા એક મોટા કદંબવૃક્ષ પર ચઢી ગયા. કદંબ-પુષ્પ એક જાતનું પીળું ફૂલ છે અને વૃંદાવન પ્રદેશમાં જ તે નજરે પડે છે. વૃક્ષની ટોચ પર ચઢી ગયા પછી ભગવાન શ્રીકૃષ્ણે પોતાનો કમરબંધ સખ્ત રીતે બાંધ્યો અને કોઈ કુસ્તીબાજની પેઠે પોતાના હાથ લાંબા પહોળા કરી, એમણે પેલા ધરાની મધ્યમાં ભૂસકો માર્યો. જે વૃક્ષ ઉપરથી ભગવાન શ્રીકૃષ્ણે એ ઝેરી ધરામાં

ભૂસકો માર્યો હતો એ એકલું જ વૃક્ષ લીલું રહેવા પામ્યું હતું. એ અંગે કેટલાકનું કહેવું એવું પણ છે, કે કૃષ્ણના ચરણકમળના સ્પર્શથી કદમ્બ-વૃક્ષ સજીવન થવા પામ્યું હતું. કેટલાંક પુરાણોમાં એમ કહેવામાં આવ્યું છે કે ભગવાન વિષ્ણુના વાહન ગરુડને ખબર હતી કે ભગવાન શ્રીકૃષ્ણ ભવિષ્યમાં આ ઝાડ પર ચઢી યમુનાના ઝેરી ધરામાં કૂદકો મારવાના છે, તેથી તેમણે આ વૃક્ષને જીવતું રાખવા અમૃત રસ લગાડયો હતો. જયારે કૃષ્ણ યમુના પ્રવાહમાં કૂદી પડયા ત્યારે પેલા ઝેરી ધરાનુ જલ કિનારે ઉભરાઈ ગયું, જાણે કોઈ વજનદાર વસ્તુ જલસમૂહમાં પડી ન હોય! ભગવાન કૃષ્ણ તમામ શકિતનું મૂળ છે, એટલે એમનું આવું શકિતપ્રદર્શન અસામાન્ય નહોતું.

જયારે કૃષ્ણ એક ગંજાવર હસ્તિની પેઠે જલસમૂહમાં તરી રહ્યા હતા ત્યારે એમણે મોટો અવાજ કર્યો, જેથી કાલીય નાગ એ સાંભળી શકે. આ અવાજ કાલીય નાગથી સહન થયો નહિ. એના ગૃહ પર કોઈએ આક્રમણ કર્યું છે એવો એને તરત જ ખ્યાલ આવ્યો. તેથી તુરત જ એ કૃષ્ણ સમક્ષ ઉપસ્થિત થયો. કૃષ્ણ કાલીય નાગને પણ અત્યંત આકર્ષક લાગ્યા. એમનો દેહ અત્યંત સુંદર તથા કોમળ હતો. એમના દેહનો રંગ ઘનશ્યામ હતો, એમના ચરણો કમલની દાંડી જેવા હતા. તેઓ શ્રીવત્સ તથા આભૂષણોથી શણગારાએલા હતા. સુંદર વદનથી એ મધુર હાસ્ય વેરી રહ્યા હતા. ખૂબ જ જોશપૂર્વક તેઓ યમુનાજલમાં ક્રીડા કરી રહ્યા હતા. કૃષ્ણનાં આવાં મનોહર અંગોપાંગો જોવા છતાં કાલીય નાગના દિલમાં ભારે રોષ પેદા થયો. એટલે એણે પોતાની પૂંછડીથી કૃષ્ણના દેહને ભારે ભરડો લીધો. આમ કૃષ્ણને કાલીય નાગના વિચિત્ર ભરડામાં ફસાયેલા જોઈ એમના મિત્ર ગોપબાલો તથા વૃંદાવનવાસીઓ ભયથી બિલકુલ સ્તબ્ધ બની ગયા. એમણે તો કૃષ્ણ પાછળ પોતાનાં જીવન, સંપત્તિ, વહાલ, પ્રવૃત્તિ, સર્વસ્વ ન્યોચ્છાવર કર્યું હતું. એટલે કૃષ્ણને વિષમ પરિસ્થિતિમાં ફસાયેલા જોઈ તેઓ ભયથી વિહ્વલ બની ગયા અને મૂર્છાવશ થઈ ધરતી પર ઢળી પડયા વૃષભો, ગાયો અને વાછરડાં પણ શોકાતુર બની ગયાં. ભારે ચિન્તાતુર નજરે સૌ કૃષ્ણ પ્રતિ દૃષ્ટિપાત કરી રહ્યાં. ભયગ્રસ્ત થવાથી તેઓ કેવળ ઉંહકાર કરી રહ્યાં હતાં અને પોતાના વહાલા કૃષ્ણને સહાયરૂપ ન થઈ શકવાથી બહાવરાં બની યમુનાકિનારે ઊભાં હતાં.

યમુના-કિનારે આ ઘટના બની રહી હતી, ત્યારે ચોમેર અમંગળ ચિહ્નો નજરે પડવા લાગ્યાં. ધરા ધ્રૂજી ઊઠી. ગગનમંડળમાં તારકો ખરવા લાગ્યા. મનુષ્યોનાં શરીરો અણધાર્યો કંપ અનુભવી રહ્યાં. આ અમંગળ ચિહ્નો નિહાળી નંદ મહારાજ અને ગોપાલકો ભયથી વિહ્વલ બની ગયા. વળી મોટા ભાઈ બલરામને સાથે લીધા સિવાય કૃષ્ણ ગાયો ચરાવવા ગયા છે, એવી વાત એમના કાને આવી. શ્રી નંદ મહારાજ, શ્રી યશોદા માતાજી અને ગોપાલકોને કાને આ વાત આવી ત્યારે તો તેમની ચિન્તાનો પાર રહ્યો નહિ. કૃષ્ણ પ્રત્યેના અતિશય વહાલને લીધે ભગવાન કૃષ્ણની અપ્રતિમ શકિતઓનો એમને ખ્યાલ નહોતો, એટલે તેઓ સંતાપ અને ચિંતાથી અકળાઈ ગયાં. કૃષ્ણ કરતાં આ વિશ્વમાં એમને કશું જ વધારે

જુદું નહોતું. પોતાનું જીવન, સંપત્તિ, પ્રેમ, મન અને ક્રિયાઓ સઘળું જ કૃષ્ણ પાછળ ન્યોછાવર કર્યું હતું. કૃષ્ણ પ્રતિની આવી આવી ભાવભરી લાગણી તેઓ દિલમાં વારંવાર અનુભવી રહ્યાં : 'આજે કૃષ્ણનું જરૂર આવી બન્યું છે!'

બધાં જ વૃંદાવનવાસીઓ કૃષ્ણદર્શન માટે ઘર બહાર નીકળી આવ્યાં. ટોળામાં બાળકો હતાં, વૃદ્ધો તથા યુવાનો હતા, નારીવૃંદ અને પશુઓ પણ હતાં. તમામ જીવાત્માઓ ત્યાં એકત્ર થયા હતા. ભગવાન શ્રીકૃષ્ણ એકલા જ એમના એકમાત્ર આધાર હતા, એવું આ બધાંના દિલમાં વસી ગયું હતું. આ ઘટનાઓ બની રહી હતી ત્યારે શ્રી બલરામને આ બધી વાતની માહિતી મળી, છતાં તે હસતા હસતા ઊભા હતા. પોતાના નાના ભાઈ કૃષ્ણ કેટલા શક્તિશાળી હતા તેનો એમને પૂરો ખ્યાલ હતો. એટલે, આ ભૌતિક જગતના એક સામાન્ય સર્પ જોડે ભગવાન શ્રીકૃષ્ણ લડતા હતા એમાં ચિન્તાનું કોઈ જ કારણ નહોતું. આથી આ બધાંની અકળામણમાં તેઓ લેશમાત્ર ભાગીદાર બન્યા નહિ. બીજી બાજુ વૃંદાવનનાં બધાં વાસીઓ, ભારે અકળામણ અનુભવવાથી, જમીન પર કૃષ્ણનાં પદ-ચિહ્નો શોધતાં શોધતાં યમુનાકિનારા તરફ જવા લાગ્યાં. છેવટે ધ્વજ, ધનુષ્ય અને શંખનાં ચિહ્નોવાળાં પગલાંને અનુસરતાં વૃંદાવનવાસીઓ યમુનાકિનારે આવી ઊભાં, અને જોયું કે કાલીય નાગના ભરડામાં કૃષ્ણ ફસાયેલા છે અને બધાં જ ગોપબાળો આક્રંદ કરી રહ્યાં છે. આ જોતાં તેઓ ઘણાં દુ:ખી થયાં. એમની અકળામણ જોઈ બલરામ હસી રહ્યા હતા. વૃંદાવનના વાસીઓને કૃષ્ણ સંબંધી ઝાઝી માહિતી નહોતી, પણ એમના પ્રતિનો એમનો પ્રેમ અદ્વિતીય હતો. કૃષ્ણને કાલીય નાગના ભરડામાં સપડાયેલા જોઈને તથા યમુના-કિનારે બધાં જ ગોપબાળો તથા ગાયોને આક્રંદ કરી રહેલાં જોઈને, એમને શ્રીકૃષ્ણનું વહાલ યાદ આવવા લાગ્યું. એમનું હસતું વદન, એમના મીઠા બોલ અને એમના પ્રતિનો સઘળો વહાલભર્યો વર્તાવ યાદ આવી ગયાં. આ બધું સંભારી-સંભારીને ભગવાન કૃષ્ણ હવે કાલીય નાગના ભરડામાં ફસાઈ ચૂકયા છે એમ જોયું ત્યારે એમને સમગ્ર ત્રિલોક શૂન્યવત્ લાગવા માંડયું. કૃષ્ણ વિના એમને દશે દિશાઓ ખાલી ભાસવા લાગી. આ પરિસ્થિતિને જ કૃષ્ણભાવના કહેવામાં આવે છે. વૃંદાવનના લગભગ પ્રત્યેક વાસીને કૃષ્ણ માટે આવી ઉચ્ચતમ ભાવના હતી.

યશોદા માતાજી યમુના-કિનારે આવી પહોંચ્યાં કે તુરત જ તેઓ યમુનાપ્રવાહમાં કૂદી પડવા તૈયાર થઈ ગયાં. એમને રોકવામાં આવ્યાં કે તુરત જ એ મૂર્છાવશ થઈ ગયાં. અન્ય મિત્રો પણ એટલા જ વ્યાકુળ હતા. તેઓનાં અશ્રુનો વરસાદ વરસી રહ્યો હતો, પરંતુ યશોદા માતાજી ભાનમાં આવે તે માટે તેઓ જોરજોરથી કૃષ્ણલીલાનું કીર્તન કરવા લાગ્યા. પરંતુ યશોદા માતાજી ભાનમાં આવ્યાં નહીં. એમનું બધું જ ધ્યાન કૃષ્ણના વદન પર અંકાઈ રહ્યું હતું, જ્યારે એમનો આખો દેહ મૃતવત્ જમીન પર ઢળેલો હતો. નંદ અને અન્ય સર્વ, જેમણે પોતાનાં જીવન સુદ્ધાં અને સર્વસ્વ ભગવાન કૃષ્ણને ન્યોછાવર કર્યું હતું, તેઓ યમુનાજળમાં કૂદી પડવા તૈયાર થઈ ગયાં. પરંતુ શ્રી બલરામે બધાંને રોક્યાં. એ સારી રીતે જાણતા હતા કે કૃષ્ણને કોઈ જ વાતનો ભય નહોતો.

બે કલાક સુધી કૃષ્ણ એક સામાન્ય બાળક પેઠે કાલીય નાગની ફેણોમાં ફસાયેલા પડી રહ્યા, પરંતુ જ્યારે તેમણે જોયું કે ગોકુળનાં સર્વ વાસીઓ, પોતાનાં માતા, પિતા, ગોપબાળો, ગાયો વગેરે સર્વ મરણતોલ દશામાં આવી પડયાં હતાં અને મૃત્યુ સિવાય તેમનો બીજો કોઈ આરો નહોતો, ત્યારે કૃષ્ણે એકદમ પોતાને કાલીય નાગના ભયંકર ભરડામાંથી છૂટા કરવા પોતાના દેહને વિસ્તારવા માંડયો. જ્યારે કાલીય નાગે એમને ભરડામાં સપડાવી રાખવા પ્રયાસ કર્યો, ત્યારે એને ભારે પરિશ્રમ કરવો પડયો. આ પરિશ્રમના પરિણામે એની પકડ ઢીલી પડતી ગઈ અને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણને પોતાની પકડમાંથી છૂટા કર્યા વિના એનો છૂટકો થયો નહિ. પછી તો કાલીય ઘણો જ રોષે ભરાયો અને એની વિશાળ ફણાઓ ફુલાવવા લાગ્યો. પોતાની નાસિકામાંથી એ ઝેરી ધુમાડાઓ ઓકી રહ્યો. એનાં નયનોમાંથી તણખા ઝરવા લાગ્યા. એના મુખમાંથી અગ્નિજ્વાળાઓ નીકળવા માંડી. આ વિશાળ નાગ કૃષ્ણ સામે મીટ માંડી, એની બે ભાગવાળી જીભને ચાટતો થોડો સમય સ્થિર રહ્યો. એની આંખોમાં ઝેર વ્યાપ્યું. જેમ ગરુડ એક સર્પ પર તરાપ મારે એમ કૃષ્ણે એકદમ કાલીય નાગ પર તરાપ મારી. આમ આક્રમણ થવાથી કાલીય નાગ એમને દંશ દેવાની તક શોધી રહ્યો, પરંતુ કૃષ્ણ એની ચોમેર ફરવા લાગ્યા. કૃષ્ણ અને કાલીય નાગ, વર્તુલાકારે ફરી રહ્યા. પરિણામે ધીમે ધીમે કાલીય નાગ થાક અનુભવવા લાગ્યો. ધીમે ધીમે એની શક્તિ ઓસરવા લાગી. કૃષ્ણે તુરત જ નાગની ફણાઓ દાબી દીધી અને એમના પર કૂદકો મારી ચઢી ગયા. નાગના માથાના લાલ મણિથી કૃષ્ણનાં ચરણો રક્ત-રંગી જણાયાં. પછી કૃષ્ણ જે નટોના પણ નટવર લેખાય છે અને નૃત્યકલામાં તો ખૂબ જ પાવરધા છે, તે કાલીય નાગની ફણાઓ પર નૃત્ય કરવા લાગ્યા આમ કાલીય નાગની ફણાઓ બિલકુલ સ્થિર નહોતી, છતાં કૃષ્ણના નૃત્યને તેથી જરાય આંચ આવી નહિ. આ જોઈ આકાશમાંથી દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી. દુંદુભિનાદ શરૂ થઈ ગયા અને અનેક પ્રકારનાં વાદ્યો વિવિધ સૂરો રેલાવી રહ્યાં આ રીતે સિદ્ધો, ગાંધર્વો અને દેવતાઓ ઘણાં જ ખુશ થયા.

કૃષ્ણ કાલીય નાગની ફણાઓ ઉપર નૃત્ય કરી રહ્યા હતા, ત્યારે કાલીય નાગે પોતાની બીજી ફણાઓથી એમને ધક્કો મારી નીચે પાડી નાખવા પ્રયાસ કર્યો. કાલીય નાગને સો ફણાઓ હતી, પરતુ ભગવાન કૃષ્ણે એ બધી પર કાબૂ મેળવી લીધો. એમણે પોતાનાં ચરણકમલથી કાલીય નાગને લાતપ્રહાર કરવા માંડયો. કાલીય નાગ એ પ્રહારો સહન કરી શક્યો નહિ ધીમે ધીમે કાલીય નાગ પોતાના પ્રાણ બચાવવાની વેતરણમાં પડયો. એણે વિવિધ પ્રકારનો કચરો ઓકવા માંડયો, અગ્નિ ઓકવા માંડયો. આમ શરીરમાંથી ઝેરી પદાર્થો બહાર ફેંકવાથી કાલીય નાગ પાપી પરિસ્થિતિમાં મુકાઈ ગયો. ખૂબ જ રોષ લાવી એ પોતાના પ્રાણ બચાવવા મથી રહ્યો. ભગવાનની હત્યા કરવા તેણે એકાદ ફણા પણ ઊંચી કરી, પરંતુ ભગવાને તુરત જ તેના પર કૂદકો મારી કાબૂ મેળવી લીધો. એને લાતપ્રહારથી મહાત કરીને તેના પર નૃત્ય કરવા માંડયું. પૂર્ણ પુરુષોત્તમ ભગવાન વિષ્ણુની જાણે પૂજા કરવામાં આવી રહી હોય એમ જણાયું. નાગના મુખમાંથી ઉભરાઈ આવતા ઝેરના ગોટા જાણે

પુષ્પોના અર્ધ્ય હોય એમ જણાયું. પછી તો કાલીય નાગે ઝેરને બદલે લોહીની પિચકારીઓ કરવા માંડી. એ તદ્દન થાકી ગયો. ભગવાનના લાતપ્રહારથી જાણે એનો આખો દેહ ભાંગી પડયો. હવે થોડે થોડે એને દિલમાં ખ્યાલ આવવા માંડયો કે કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સ્વયં છે. એટલે તે એમને શરણે જવા માંડયો. ભગવાન કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સર્વ વસ્તુના સ્વામી છે, એવી એને પ્રતીતિ થઈ.

સમગ્ર બ્રહ્માંડ જેના ઉદરમાં વસેલું છે એવા ભગવાનની લાતોથી પોતાના પતિ મહાત થઈ રહ્યા છે એવું નાગપત્નીઓએ નિહાળ્યું. એમણે ભગવાન શ્રીકૃષ્ણની પ્રાર્થના કરવાની તૈયાર કરી. ઉતાવળમાં એમનાં વસ્ત્રો, કેશકલાપ, આભૂષણો વગેરે વેરવિખેર થઈ ગયાં. ભગવાનને શરણે જઈ તેઓ પ્રાર્થના કરવા લાગી. ભગવાન સમક્ષ ઉપસ્થિત થઈ તેઓએ પોતાનાં સંતાનો આગળ ધર્યાં અને આતુરતાથી ભાવભર્યાં વંદન કરી યમુનાકિનારે નતમસ્તકે પડી રહ્યાં. નાગપત્નીઓ જાણતી હતી કે શરણે આવનાર પ્રત્યેક આત્માના ભગવાન શ્રીકૃષ્ણ આશ્રયસ્થાન છે. એટલે ભગવાનની પ્રાર્થના કરી તેઓ પોતાના પતિને મુકત કરાવવા ઈચ્છી રહી.

નાગ-પત્નીઓ ભગવાન કૃષ્ણને પ્રાર્થના કરવા લાગી: 'ઓ વહાલા પ્રભુ! આપ સમદૃષ્ટિ છો. આપને મન આપનાં સંતાન, મિત્રો કે શત્રુઓમાં ભેદભાવ નથી. આપે કાલીય નાગને જે શિક્ષા કરી છે તે યોગ્ય જ છે. ઓ ભગવાન! આ જગતમાં અંતરાયભૂત થતાં તમામ તત્ત્વોનો સંહાર કરવા આપે અવતાર ધારણ કર્યો છે. આપ સંપૂર્ણ સત્ય છો, એટલે આપની દયા અને સજા વચ્ચે પણ કશો જ ફરક નથી. એટલે દેખીતી રીતે કાલીય નાગને આપ સજા કરતા જણાવ છો, પરંતુ તે એક રીતે આશીર્વાદસમાન જ છે. આપ જ્યારે કોઈને સજા કરો છો ત્યારે એમ સમજવાનું હોય છે, કે એની પાપી પ્રવૃત્તિઓના પ્રત્યાઘાતો નાબૂદ કરવામાં આવી રહ્યા છે. એટલે આપની સજા અમારા ઉપર એક આશીર્વાદસમાન જ છે. એ દેખીતી જ વાત છે કે આ નાગના દેહમાં રહેલા જીવના પાપનો ઘડો ભરાઈ જ ચૂકયો હશે, નહિ તો એને નાગનો અવતાર જ કયાંથી મળે? માટે આપ રોષે ભરાયા અને એમને સજા કરી, એ ઘણું જ મંગલકારી છે. આ નાગે પૂર્વજન્મમાં દેખીતી રીતે જ વિવિધ ધાર્મિક પ્રવૃત્તિઓ આદરી હશે, નહિ તો આપ એના પર આટલા બધા પ્રસન્ન થાઓ જ કયાંથી? અમને એ વાતનું જ આશ્ચર્ય છે. દરેક પ્રકારની તપશ્ચર્યા કરવાથી બધા જ એમના પર પ્રસન્ન થયા હશે, એટલું જ નહિ પણ એમણે જીવસૃષ્ટિ માટે ઘણાં કલ્યાણકારી કાર્યો કર્યાં હશે.'

પૂર્વજન્મમાં ભકિતમય સેવા જેવી પવિત્ર પ્રવૃત્તિઓ કર્યાં સિવાય કોઈ વ્યકિત ભગવાન કૃષ્ણના સંપર્કમાં આવી શકે જ નહિ, એ વાતનું નાગપત્નીઓ સમર્થન કરે છે. ભગવાન ચૈતન્યે એમના શિક્ષાષ્ટકમાં સલાહ આપી છે, કે પોતાની જાત માટે સન્માનની કોઈ પણ પ્રકારની ભાવના રાખ્યા સિવાય, અન્ય પ્રતિ તમામ પ્રકારની સન્માનભાવના દાખવી, પોતાની જાતને રોડના એક તૃણ રૂપ લેખી, વિનમ્રભાવે 'હરે કૃષ્ણ' મંત્રનો જાપ

કરી મનુષ્યે ભક્તિસેવા કરવી જોઈએ. પૂર્વજન્મની કોઈ મહાપાપી પ્રવૃત્તિઓના પરિણામે કાલીય નાગને નાગનો દેહ પ્રાપ્ત થયો હતો, છતાં સાથે સાથે એ ભગવાન સાથે એટલા બધા ગાઢ સંપર્કમાં આવી રહ્યો હતો કે ભગવાનનાં ચરણકમલ એની ફેણાઓને સ્પર્શ કરી રહ્યાં હતાં. એ જોઈ નાગપત્નીઓને આશ્ચર્ય થયું. કેવળ પવિત્ર પ્રવૃત્તિઓનું આ સામાન્ય પરિણામ ખરેખર નહોતું જ. આ બે વિરોધાભાસી પરિસ્થિતિઓ નાગપત્નીઓને અચંબો પમાડી રહી. એટલે તેમણે પોતાની પ્રાર્થના આમ ચાલુ રાખી: "ઓ અમારા પ્રભુ! કાલીય નાગ આપની પદરજ પોતાના મસ્તક પર ચઢાવવા ભાગ્યશાળી થયા છે તે જોઈ અમને આશ્ચર્ય થાય છે. મહાન સંતપુરુષો પણ આવા સદ્‌ભાગ્યની આશા રાખી રહેલા છે. આપના ચરણકમલની રજ માથે ચઢાવવા લક્ષ્મીદેવીને પણ ભારે તપશ્ચર્યા કરવી પડી હતી. એ પરિસ્થિતિમાં કાલીયને આટલી સહેલાઈથી એ ચરણરજ પ્રાપ્ત થાય છે, એવું બન્યું જ શી રીતે? આપના ચરણકમલની રજ પ્રાપ્ત કરવા જે ભાગ્યશાળી નીવડયા છે, તે લોકો વિશ્વની સર્વોત્તમ પદવી અર્થાત્ શ્રી બ્રહ્માજીનું સ્થાન પ્રાપ્ત કરવાની પણ પરવા કરતા નથી, એવું અમે' અધિકૃત સ્થળોએથી સાંભળ્યું છે. સ્વર્ગનું રાજ્ય મેળવવાની કે બ્રહ્માંડનું સામ્રાજ્ય પ્રાપ્ત કરવાની પણ એમને પડી હોતી નથી. આવા લોકો સિદ્ધલોક જેવાં પૃથ્વી પરનાં ગૃહ-મંડળો ઉપર પણ આધિપત્ય ભોગવવા ચાહતા નથી. વળી, યોગ-પ્રક્રિયાથી પ્રાપ્ત થતી યૌગિક શક્તિઓ ધારણ કરવાની મહત્ત્વાકાંક્ષા પણ તેઓ ધરાવતા નથી. વળી, આપની સાથે તાદાત્મ્ય સાધી, તેઓ મુક્તિ મેળવવાની પણ આશા રાખતા નથી. ભૌતિક પ્રકૃતિના ખૂબ જ ધૃણાસ્પદ પ્રકારના જીવનથી પોષાયેલી યોનિમાં જન્મ પામી તમોગુણી નાગનું જીવન ધારણ કરવા છતાં, આ નાગરાજે ઘણી જ વિરલ સિદ્ધિ પ્રાપ્ત કરી છે. આ બ્રહ્માંડમાં ઘૂમી રહેલા અસંખ્ય જીવાત્માઓ વિવિધ પ્રકારનાં જીવનોના અનુભવ મેળવી કેવળ આપની દયાથી જ મહાન સદ્‌ભાગ્ય મેળવી શકે છે."

શ્રી ચૈતન્ય ચરિતામૃતમાં પણ એનું સમર્થન કરવામાં આવ્યું છે કે: 'અસંખ્ય જીવો વિવિધ પ્રકારનું જીવન જીવતા આ બ્રહ્માડમાં ઘૂમી રહ્યા હોય છે; પરંતુ ભગવાન કૃષ્ણ અને આધ્યાત્મિક ગુરુની કૃપાથી જ એમને ભક્તિસેવાનું બીજ પ્રાપ્ત થાય છે, અને તેમનો મુક્તિમાર્ગ સરળ બને છે.'

"તેથી અમે આપને ભાવપૂર્વક પ્રણામ કરીએ છીએ." નાગપત્નીઓએ પોતાની પ્રાર્થના ચાલુ રાખી, "અમારા વહાલા પ્રભુ! આપ જ સર્વોત્તમ પુરુષ છો. આપ જીવમાત્રના પરમાત્મા છો. ભૌતિક સૃષ્ટિથી આપ અલૌકિક રીતે પર છો, છતાં દરેક વસ્તુ આપનામાં વિરામ પામે છે. આપ જ અપરાજિત, અનંત કાળનું મૂર્તિમંત રૂપ છો. સમગ્ર સમય-શક્તિ આપનામાં જ વાસ કરે છે: માટે જ આપ દ્રષ્ટા મનાય છો. ભૂતકાળ, ભવિષ્યકાળ, વર્તમાનકાળ, મહિનો, દિવસ, ઘડી, ક્ષણ, તમામ સમયના સરવાળાના પ્રતીક છો. અર્થાત્ હે ભગવાન પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક ઘડીએ, પ્રત્યેક દિવસે, પ્રત્યેક વર્ષે, ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં બનતી પ્રત્યેક ક્રિયા આપ નિહાળી શકો છો. આપ સ્વયં વિશ્વરૂપ છો, છતાં

આપ આ વિશ્વથી જુદા છો. તેથી અમે આપને આદરભાવથી પ્રણામ કરીએ છીએ. આપ સ્વયં સકળ બ્રહ્માંડ છો, છતાં આપ સકળ બ્રહ્માંડના સર્જનહાર, રક્ષણહાર અને પાલનહાર પણ છો. આપ જ તેનું આદિ કારણ છો, આપ આપના ત્રણ ગુણાવતારો: બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સ્વરૂપે બ્રહ્માંડમાં હાજરાહજુર છો, છતાં આપ ભૌતિક સર્જનથી અલૌકિક રીતે પર છો. વિવિધ પ્રકારના જીવોના પ્રાગટ્યના; એમની ઈન્દ્રિયો, એમનાં જીવન, એમનાં દેહ, એમની બુદ્ધિના આપ કારણભૂત છો, છતાં આપનો આપની આંતરિક શક્તિ દ્વારા જ સાક્ષાત્કાર કરવાનો રહે છે. આપ અનંત છો, સૂક્ષ્માતિસૂક્ષ્મ છો, સર્વ સર્જનના મધ્યબિન્દુ છો અને સર્વ વાતોના જાણકાર છો. તેથી અમે આપને ખૂબ જ ભાવપૂર્વક પ્રણામ કરીએ છીએ. વિવિધ પ્રકારના તત્ત્વજ્ઞાનીઓ તર્કવિતર્ક કરનારાઓ આપને પામવા મથી રહ્યા છે. તમામ તત્ત્વજ્ઞાનીય પ્રવૃત્તિના આપ અંતિમ આદર્શ છો. બધા જ તત્ત્વજ્ઞાનીઓ દ્વારા વિવિધ પ્રકારના સિદ્ધાંતોથી આપનું જ હકીકતમાં વર્ણન કરવામાં આવી રહ્યું છે. માટે, આપને અમારાં આદરપૂર્વક વંદન હો! સર્વ શાસ્ત્રોનું આપ ઉદ્‌ગમસ્થાન છો. સર્વ જ્ઞાનના આપ મૂળ છો. સર્વ પુરાવાના આપ સચોટ પુરાવો છો. આપ જ એક એવા સર્વોત્તમ પુરુષ છો, કે જે અમને સર્વોત્તમ જ્ઞાન આપી શકે એમ છે. આપ તમામ પ્રકારની કામનાઓના કારણભૂત છો. સર્વ પ્રકારની તૃપ્તિના પણ આપ જ કારણભૂત છો. આપ સાક્ષાત્ વેદસ્વરૂપ છો. તેથી અમે આપને પ્રેમપૂર્વક પ્રણામ કરીએ છીએ."

"અમારા વહાલા ભગવાન! આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન શ્રીકૃષ્ણ છો. આપ જ સંપૂર્ણ ભોક્તા છો અને હવે આપે શ્રી વસુદેવના પુત્ર તરીકે અવતાર ધારણ કર્યો છે. આ વાસુદેવસ્વરૂપ શુદ્ધ સત્ત્વગુણનું રૂપ છે. મન અને બુદ્ધિના અધિષ્ઠાતા દેવતા આપ પ્રદ્યુમ્ન છો. આપ અનિરુદ્ધ છો. આપ સર્વ વૈષ્ણવોના સ્વામી છો. વાસુદેવ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને અનિરુદ્ધ એમ આપના ચતુર્વ્યૂહ અંશવિસ્તાર દ્વારા, માનસ ને બુદ્ધિના વિકાસના આપ કારણભૂત છો. કેવળ આપની પ્રવૃત્તિ માત્રથી જ જીવાત્માઓ વિસ્મૃતિના આવરણમાં ઘેરાઈ જાય છે, અથવા પોતાના અસલ સ્વરૂપને પીછાને છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાના પંદરમા અધ્યાયમાં પણ આ હકીકતનું સમર્થન કરવામાં આવ્યું છે. પ્રત્યેક હૈયામાં [illegible] તરીકે ભગવાનનો વાસ છે અને એમની હાજરીથી જ જીવાત્મા કાં તો પોતાને વિસરી જાય છે અથવા તો એને પોતાના અસલ સ્વરૂપનું ભાન થાય છે. અમારાં બધાં જ કર્મોના સાક્ષીરૂપ આપ અમારા હૈયામાં જ બિરાજો છો, એ અમે આંશિક રીતે સમજી શકીએ તેમ છીએ; પરંતુ આપની એ હાજરીનો અનુભવ કરવાનું ઘણું જ દુષ્કર છે. જો કે કાંઈક અંશે આપણે પ્રત્યેક એવો અનુભવ કરી શકીએ છીએ. આપ ભૌતિક અને આધ્યાત્મિક, બન્ને પ્રકારની શક્તિઓના સર્વોત્તમ સંચાલક છો, તેથી ભૌતિક સૃષ્ટિથી પર હોવા છતાં આપ સર્વોત્તમ નાયક છો. આપ આ ભૌતિક સૃષ્ટિના સાક્ષી, સર્જક તથા અંગભૂત પદાર્થ છો, તેથી અમે પૂર્ણ આદરભાવથી આપને વંદન કરીએ છીએ. અમારા વહાલા ભગવાન! આ સૃષ્ટિના સર્જનની બાબતમાં અંગત રીતે આપને કશો જ પરિશ્રમ વેઠવો

પડતો નથી. આપની વિવિધ પ્રકારની શક્તિઓ જેવી કે સાત્ત્વિક, રાજસિક તથા તામસિક વગેરેના વિસ્તારથી આપ આ સમગ્ર બ્રહ્માંડનું સર્જન, પાલન તથા સંહાર કરો છો. તમામ શક્તિના સંચાલક તરીકે, આપ કેવળ ભૌતિક સૃષ્ટિ પર દૃષ્ટિપાત જ કરો, સૃષ્ટિનું સર્જન કરો, એમાં વિવિધ પ્રકારનાં ભૌતિક પ્રકૃતિનાં બળોમાં શક્તિસંચાર કરીને વિવિધ પ્રાણીઓ વિવિધ રીતે વર્તે, એવી પણ આપ યોજના કરી શકો છો. તેથી જ આ જગતમાં આપની પ્રવૃત્તિઓ કેવી રીતે કામ કરી રહી છે તેનો કોઈ તાગ કાઢી શકે એમ નથી. સર્જન, પાલન તથા સંહારના હેતુથી ત્રણે વિવિધ મુખ્ય સ્વરૂપે : ભગવાન બ્રહ્મા, ભગવાન વિષ્ણુ ને ભગવાન શિવ તરીકે આપે વિસ્તાર કર્યો છે.' છતાં આપનો વિષ્ણુ અવતાર જ જીવાત્માઓના અંતિમ કલ્યાણાર્થે થાય છે. માટે જે લોકો સત્ય તથા શાન્તિપ્રિય છે અને સર્વોત્તમ શાંતિ માટે જે બંધનો રાખે છે, તેમને માટે આપનું શાંતિપ્રિય સ્વરૂપ શ્રી વિષ્ણુ ભગવાન જ પૂજ્ય છે. હે ભગવાન, અમે આપની પ્રાર્થના કરીએ છીએ. આ બિચારા નાગનો પ્રાણ જવા બેઠો છે, એ આપના ખ્યાલમાં આવી શકે એમ છે. અમો નારીજન માટે તો અમારા પતિ જ અમારું સર્વસ્વ છે, તે આપ સમજી શકો એમ છો. માટે જ અમે આપને વિનંતિ કરીએ છીએ, કે આપ કૃપા કરી અમારા પતિ, કાલીય નાગને ક્ષમા કરો, કેમ કે આ નાગ-રાજનું અવસાન થશે તો અમે ઘણી જ મુશ્કેલીઓમાં મુકાઈ જઈશું. તેથી કેવળ અમારા પર કૃપાદૃષ્ટિ કરી આપના આ મહાઅપરાધીને ક્ષમા કરો. અમારા વહાલા ભગવાન! પ્રત્યેક જીવાત્મા આપનું સંતાન છે અને આપ જ સર્વનું પાલન કરો છો. આ નાગ પણ આપનું જ સંતાન છે. નિઃશંક આપની શક્તિનો ખ્યાલ કર્યા વિના, એણે આપનો અપરાધ કર્યો છે. તેથી આટલી વખત એમને ક્ષમા કરો, એવી અમારી વિનંતિ છે. અમારા વહાલા ભગવાન! અમે આપને ભક્તિપૂર્ણ સેવા અર્પણ કરીએ છીએ, કારણ કે અમે સર્વ આપના સનાતન સેવકો છીએ. આપની ઈચ્છામાં આવે એ કામ કરવા આપ આજ્ઞા કરી શકો છો. આપનો આદેશ ઉઠાવવા જે તૈયાર થાય છે, તે દરેક પ્રકારની હતાશામાંથી છૂટકારો મેળવી શકે છે!"

નાગપત્નીઓ આ પ્રમાણે વિનવણી કરી રહી, એટલે ભગવાન કૃષ્ણે કાલીય નાગને શિક્ષામાંથી મુક્ત કર્યો. ભગવાનના પ્રહારથી કાલીય નાગ મરણતોલ અને બેભાન બની ગયો હતો, હવે ભાન આવતાં અને બંધનમાંથી મુક્ત થતાં એનામાં ચેતન આવ્યું. એની ઈન્દ્રિયો કામ કરવા લાગી. એણે બન્ને હાથ જોડયા. પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણને એ પ્રાર્થના કરવા લાગ્યો: "હે મારા નાથ! મને એવી યોનિમાં જન્મ મળ્યો છે કે સ્વભાવથી જ હું ક્રોધ તથા ઈર્ષાનો ગુલામ છું. અજ્ઞાનના સૌથી ગાઢ અંધારા ખૂણે જ હું અટવાઈ રહ્યો છું. આપ તો સારી રીતે સમજો છો કે આ જન્મજાત સ્વભાવના પરિણામે જ જન્મજન્માંતરના દેહ ફરવા પડે છે." ભગવદ્ ગીતામાં પણ સમર્થન કરવામાં આવ્યું છે, કે ભૌતિક પ્રકૃતિની પકડમાંથી છૂટવું ઘણું જ મુશ્કેલ છે; પરંતુ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણને શરણે જે કોઈ જાય છે તેને ભૌતિક પ્રકૃતિના ગુણો અસર કરી શકતા નથી. "મારા વહાલા ભગવાન! જે મૂળ પ્રકૃતિના ગુણોથી આ બ્રહ્માંડનું સર્જન થયું છે તેના મૂળ સર્જક આપ

છો અને જે પ્રકારની વિવિધ ભાવનાઓથી જીવાત્માઓ વિધવિધ પ્રકારનાં શરીરો પ્રાપ્ત કરે છે, તે ભાવનાઓનું મૂળ કારણ પણ આપ છો. ઓ મારા ભગવાન! હું સર્પયોનિમાં જન્મ પામ્યો છું. તેથી સ્વભાવથી જ હું ખૂબ ક્રોધી છું. આપની કૃપા વિના મારો એ મૂળગત સ્વભાવ હું વિસરી જાઉં એ શી રીતે સંભવી શકે? આપની માયાના બંધનમાંથી છૂટવું એ મહામુશ્કેલ વાત છે. આપની માયાથી અમે ભૌતિક બંધનમાં ફસાઈ રહ્યા છીએ. માટે, હે મારા નાથ! મારી આ અનિવાર્ય સ્વાભાવિક વૃત્તિઓ માટે મને ક્ષમા કરો. હવે આપની ઈચ્છામાં આવે તેમ આપ મને મારી શકો છો, યા ઉગારી શકો છો."

નાગરાજ કાલીયની આ પ્રાર્થના સાંભળી, નાનકડા માનવબાળના રૂપે લીલા કરી રહેલા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે આદેશ આપ્યો: "આ સ્થળનો એકદમ ત્યાગ કરી તારે સમુદ્રમાં વાસ કરવો. આ આદેશનો તાત્કાલિક અમલ કરવો. તારા કુટુંબ-કબીલાને પણ સાથે લેતા જવું. તારી પત્નીઓ, તારાં સંતાનો, તારું કશું જ અહીં રહેવું ન જોઈએ. યમુનાના જળને હવે કદી ઝેરી બનાવીશ નહિ. ગાયો તથા ગોપબાલો કોઈ પણ જાતના અંતરાય કે મુશ્કેલી વિના તેનું પાન કરી શકે એવો પ્રબંધ કર." કાલીયને આપવામાં આવેલા આ આદેશની સર્વ કોઈને જાણ કરવામાં આવી, એટલે કાલીય નાગનો હવે કોઈ પણ જાતનો ભય રહ્યો નહિ.

કાલીયદમનની આ કથા સાંભળનાર, નાગમાત્રની કોઈ પણ દ્વેષી પ્રવૃત્તિથી ભય પામશે નહીં. ભગવાન કૃષ્ણે એવી પણ ઘોષણા કરી કે: 'આ કાલીય નાગના જે ધરામાં મેં અને મારા ગોપમિત્રોએ સ્નાન કર્યું છે, એમાં જે કોઈ સ્નાન કરશે અથવા એક દિવસનો ઉપવાસ કરી કોઈ પોતાના પિતૃઓને અર્ઘ્ય આપશે, તે તમામ પ્રકારના પાપના પ્રત્યાઘાતોથી મુક્ત થશે.' ભગવાને કાલીય નાગને પણ આશ્વાસન આપ્યું: 'તું ગરુડના ભયથી અહીં ભાગી આવ્યો હતો. સાગરકિનારાના સુંદર સ્થળે એ શિકાર કરવા આવતા હતા, પરંતુ હવે તારા મસ્તક પર ઠેર ઠેર પડેલાં મારા ચરણ-સ્પર્શનાં નિશાનો જોઈ ગરુડ તને કદી સતાવશે નહિ.

કાલીય નાગ તથા તેની પત્નીઓ પર આમ ભગવાન શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા. ભગવાનની આજ્ઞા માથે ચઢાવી નાગપત્નીઓ તુરત જ સુંદર ઉપહારો સહિત ભગવાનની પૂજા કરવા લાગી. સુંદર વસ્ત્રો, પુષ્પો, ફૂલમાલાઓ, ઝવેરાત, આભૂષણો ચંદનલેપ, કમળપુષ્પો તથા ફૂલહારથી તેમનું સ્વાગત કર્યું. આ પ્રમાણે તેમણે, જેનાથી પોતે અત્યંત ડરતા હતા તે ગરુડના સ્વામીને પ્રસન્ન કર્યા. આમ, ભગવાન શ્રીકૃષ્ણની આજ્ઞા મસ્તક પર ચઢાવી, તે બધાં જ યમુનાજળના ધરાને છોડી ગયાં.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'કાલીયમર્દન' નામના સોળમા અધ્યાયના
ભક્તિવેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૧૭. દાવાનલશમન

કાલીય દમનની કથા સાંભળ્યા પછી મહારાજ પરીક્ષિતે, કાલીય નાગે પોતાની મનોહર જગ્યા શા માટે છોડી હતી, અને ગરુડ એની પ્રતિ શા માટે શત્રુભાવ દાખવતા હતા, તે જાણવા ઈચ્છા કરી. તેથી શુકદેવ ગોસ્વામીએ મહારાજ પરીક્ષિતને જણાવ્યું કે નાગાલય નામના એક ટાપુ પર સર્પોનો વાસ હતો, અને કાલીય નાગ તેમાંનો એક મુખ્ય સર્પ હતો. ગરુડરાજ સર્પો ખાવા ટેવાયેલા હોઈ આ ટાપુ પર અવારનવાર આવતા અને પોતાની ઈચ્છા મુજબ સર્પોનો સંહાર કરતા. કેટલાકનું તો એ ખરેખર ભક્ષણ કરતા, પરંતુ કેટલાકની તો એ નાહક હત્યા કરતા આથી સર્પ પ્રજા એટલી તો અકળાઈ ગઈ કે તેમના અગ્રેસર વાસુકિએ શ્રી બ્રહ્માજીને રક્ષા માટે પ્રાર્થના કરી. ગરુડ વધારે નુકસાન ન કરી શકે તે માટે શ્રી બ્રહ્માજીએ વ્યવસ્થા કરી કે પ્રત્યેક અર્ધચંદ્રદિને નાગજાતિએ એક સર્પ ભક્ષ્ય માટે ગરુડ-રાજને મોકલવો. ગરુડના બલિદાન તરીકે એ સર્પને એક વૃક્ષ નીચે રાખવાનો હતો. ગરુડને આ વ્યવસ્થા અનુકૂળ આવી અને ત્યાર પછી તેણે સર્પોનો આડેધડે સંહાર કરવાનું માંડી વાળ્યું.

પરંતુ, આ પરિસ્થિતિનો કાલીયે ધીમે ધીમે લાભ ઉઠાવવા માંડયો. પોતાના ઝેરનો જથ્થો ઠીક ઠીક એકઠો થયેલો હતો અને એની ભૌતિક શક્તિ પણ વધવા પામી હતી. તેથી તેને નાહકનો મદ ચડયો હતો. આથી તેણે વિચાર્યું: 'ગરુડને આ પ્રમાણે ભક્ષ્ય શા માટે આપવું જોઈએ?' અને તેણે સર્પનો ભક્ષ્ય આપવાનું બંધ કર્યું, બલ્કે ગરુડ માટે નિર્માયેલા ભક્ષ્યનો પોતે જ આહાર કરી જવા લાગ્યો. વિષ્ણુ ભગવાનના વાહન પરમ ભક્ત ગરુડને માહિતી મળી કે કાલીય તેમનો ભક્ષ્ય ખાઈ જતો હતો, તેથી તે ઘણા જ ક્રોધે ભરાયા અને અપરાધી નાગને દંડ દેવા પેલા દ્વીપ તરફ ધસી ગયા. કાલીયે ગરુડને યુદ્ધ આપવા પ્રયાસ કર્યો. પોતાની અનેક ફણાઓથી તેણે ગરુડનો સામનો કર્યો, પોતાના તીવ્ર ઝેરી દાંતથી ગરુડને બચકાં ભરવા મથ્યો, પરંતુ તાર્ક્ષ્યના પુત્ર ગરુડે ખૂબ જ ક્રોધમાં આવી જઈ, ભગવાન વિષ્ણુના વાહકને છાજે તેવા સામર્થ્યથી પોતાની તેજસ્વી પાંખો વડે કાલીય નાગ પર ભયંકર પ્રહારો કર્યા. આથી કદ્રૂ સૂત તરીકે ઓળખાતા કાલીય નાગે ગરુડ પહોંચી ન શકે એવા યમુનાનદી નીચે આવેલા કાલીયદહ નામના ધરામાં આશ્રય લીધો.

કાલીયે યમુનાના જલ નીચે નીચેનાં કારણો સર આશ્રય લીધો : કાલીય નાગના દ્વીપ પર જેમ ગરુડ પહોંચતા, તેમ કાલીય નાગ પણ યમુનાજળમાં માછલીઓનો ભક્ષ કરવા જતો. પરંતુ ત્યાં સૌભરિમુનિ નામના એક મહામુનિ રહેતા હતા. તેઓ યમુનાના જળમાં ઊંડા ઉતરીને ધ્યાન ધરતા, તેથી માછલીઓ પ્રતિ એમની અમીદૃષ્ટિ હતી. આથી ત્યાં આવી માછલીઓને ન સતાવવા તેમણે ગરુડને વિનંતિ કરી હતી. ગરુડ તો ભગવાન વિષ્ણુનું વાહન હતા — ગમે તે વ્યકિતના આવા આદેશ પાળવા બંધાયેલા નહોતા. છતાં એમણે આ મહાયોગીની આજ્ઞાનો અનાદર કર્યો નહિ અને ત્યાં રોકાઈ અનેક માછલીઓનો ભક્ષ કરવાને બદલે, તેમના અગ્રણી એક મોટા મત્સ્યને ખેંચી ગયા. આ પ્રમાણે માછલીઓના એક મુખીને ગરુડ તાણી ગયા, તે જોઈ સૌભરિમુનિ ઘણા જ દિલગીર થયા અને મત્સ્યોનું રક્ષણ કરવાના ઈરાદે તેમણે ગરુડને શાપ આપ્યો: 'હવે પછી જો ગરુડ આ સ્થળે માછલીનો શિકાર કરવા આવશે તો તેનો નાશ થશે, એવું હું મારા તપોબળથી નિર્માણ કરું છું.'

આ શાપની હકીકતની એકલા કાલીયને જ માહિતી હતી, એટલે ગરુડ એ સ્થળે આવી શકશે નહિ એવી તેને ખાતરી હતી. તેથી એણે યમુનાજળમાં આવેલા ધરામાં આશ્રય લેવા નિર્ણય લીધો હતો. આમ કાલીય નાગે સૌભરિમુનિનો આશ્રય લીધો, પરંતુ તેમાં એ ફાવ્યો નહિ અને ગરુડના સ્વામી શ્રીકૃષ્ણે એને ત્યાંથી પણ હાંકી કાઢયો. ગરુડ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાથે સંકળાયેલા છે ને એટલા તો શકિતશાળી છે, કે કોઈના ય આદેશ કે શાપની તેમના પર અસર થતી નથી. શ્રીમદ્ ભાગવતમ્‌માં ગરુડને પણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન જેટલા જ મહાન લેખવામાં આવ્યા છે, એવા ગરુડજીને સૌભરિમુનિએ જે શાપ આપ્યો હતો તે એક પ્રકારનો મુનિનો અપરાધ જ હતો. ગરુડે તો આ શાપનો પ્રતિકાર ન કર્યો, પરંતુ એક મહાન વૈષ્ણવ વિભૂતિ વિરુદ્ધના આ અપરાધના દોષમાંથી સૌભરિમુનિ બચવા પામ્યા નહિ. આ અપરાધના પરિણામે સૌભરિમુનિનું ઉન્નત યૌગિક દશામાંથી પતન થયું, અને આ ભૌતિક જગતમાં ઈન્દ્રિયસુખ ભોગવનાર ગૃહસ્થ બની ગયા. ધ્યાનમગ્ન દશામાં રહેનાર આધ્યાત્મિક સુખ ભોગવી રહેલા સૌભરિમુનિ, વૈષ્ણવોના અપરાધી તરીકેનું એક જ્વલંત ઉદાહરણ છે.

ભગવાન કૃષ્ણ, અંતે કાલીય નાગના ધરામાંથી બહાર આવ્યા, ત્યારે યમુનાકિનારે એકઠાં મળેલાં એમનાં તમામ સગાંવહાલાં તથા મિત્રોએ તેમને જોયા. એમણે સુંદર શણગાર સજેલા હતા. એમનાં અંગોપાંગ પર ચંદનનો લેપ કરવામાં આવ્યો હતો. મૂલ્યવાન આભૂષણોથી એમનો દેહ મઢેલો હતો. એમનું આખું શરીર પણ સુવર્ણથી મઢેલું હતું. વૃંદાવનનાં વાસીઓ, ગોપબાલો તથા ગોપાલકો, માતા યશોદાજી, મહારાજ નંદ તથા બધાં જ ગાય-વાછરડાંઓએ ભગવાન કૃષ્ણને યમુનાજળમાંથી બહાર નીકળતા જોયા અને જાણે બધાંના જીવમાં જીવ આવ્યો. જ્યારે મનુષ્યના જીવમાં જીવ આવે છે, ત્યારે એ આનંદવિભોર બની જાય છે. એક પછી એક બધાંએ કૃષ્ણને આલિંગન આપ્યાં અને નિરાંત અનુભવી. યશોદા માતાજી, શ્રી રોહિણીજી, મહારાજ નંદ અને સૌ ગોપાલકો તો

એટલા બધા ઉલ્લસિત થઈ ગયા કે ભગવાન કૃષ્ણને ગાઢ આલિંગન આપી, પોતાના જીવનનો આદર્શ પાર પાડયો હોય એટલો આનંદ તેઓ અનુભવી રહ્યા.

બલરામે પણ કૃષ્ણને ગાઢ આલિંગન આપ્યું. બધાં જ્યારે ઘેરી ચિંતામાં ડૂબી ગયાં હતાં, ત્યારે બલરામજી તો પરિણામને પહેલેથી જાણતા હોવાથી હસતા હસતા જ ઊભા હતા. યમુનાકિનારાનાં બધાં જ વૃક્ષો, ગાયો, બળદો અને વાછરડાં, બધાં જ કૃષ્ણના આગમનથી આનંદમગ્ન થઈ ગયાં. વૃંદાવનના બ્રાહ્મણો તથા તેમની પત્નીઓ પણ કૃષ્ણને વધાવવા ત્યાં આવી પહોંચ્યાં અને કૃષ્ણ તથા તેમનાં કુટુંબીજનોને અભિનંદન આપ્યાં. બ્રાહ્મણો સમાજના આધ્યાત્મિક સ્તંભ લેખાય છે. કૃષ્ણને મુકત થયેલા જોઈ, એમણે કૃષ્ણ તથા એમનાં કુટુંબીજનોને આશીર્વાદ આપ્યા. મહારાજા નંદ પાસે એમણે આ પ્રસંગે દાનની પણ અપેક્ષા રાખી. કૃષ્ણના પુનરાગમનથી ખુશ થયેલા નંદ મહારાજે આ બ્રાહ્મણોને દાનદક્ષિણા આપી સંતુષ્ટ કર્યા મહારાજા નંદ આ બધી કારવાઈમાં પડયા હતા, ત્યારે યશોદા માતાજી તો કૃષ્ણને આલિંગન દઈને જ બેસી રહ્યાં હતાં. કૃષ્ણને ઉછંગે બેસાડીને તેઓ તો હર્ષનાં અશ્રુ વહાવી રહ્યાં હતાં.

રાત્રિનો સમય થયો હતો એટલે વૃંદાવનનાં તમામ વાસીઓ, ગાયો અને વાછરડાં ખૂબ ખૂબ થાક અનુભવી રહ્યાં હતાં. એટલે તેમણે નદીકિનારે જ આરામ કરવાનો નિર્ણય લીધો આમ તેઓ રાત્રિ-વિરામ લઈ રહ્યાં હતાં, ત્યાં જંગલમાં એકાએક દાવાનલે દેખા દીધી. આ દાવાનલ એટલી તો ઝડપથી ફેલાયો, કે જાણે જોતજોતાંમાં બધાં જ વૃંદાવન-વાસીઓને હડપ કરી જશે. દાવાનલની ગરમીનો સ્પર્શ થતાં તે બધાંએ તાત્કાલિક પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ, કે જેઓ એક બાળક તરીકે વિહાર કરી રહ્યા હતા, તેમનો આશ્રય લીધો. તેઓ તેમને કહેવા લાગ્યાં: 'હે પ્રિય કૃષ્ણ! પૂર્ણ પુરુષોત્તમ ભગવાન, ઓ બલરામ, બલના સાગર! અમને આ ભયંકર દાવાનલ કોળિયો કરી જાય તે પહેલાં બચાવી લો આપના સિવાય અમારે બીજો કોઈ જ આશ્રય નથી આ દાવાનલ જોતજોતામાં અમને સર્વને હડપ કરી જશે.' આમ તેમણે કૃષ્ણની પ્રાર્થના કરી. કૃષ્ણનાં ચરણકમલ સિવાય તેમને કયાંય આશ્રય મળે તેમ જણાતું નહોતું. ભગવાન કૃષ્ણને પોતાનાં નગરજનો પ્રતિ સહાનુભૂતિ ઉત્પન્ન થઈ. સમગ્ર દાવાનલનું એમણે પાન કર્યું અને બધાંને બચાવી લીધાં. ભગવાન શ્રીકૃષ્ણ માટે આ આશ્ચર્ય નહોતું એમની શકિત અમર્યાદ હતી, પોતાની ઈચ્છામાં આવે એ કામ પાર પાડવા તેઓ શકિતશાળી હતા.

આ સાથે 'કૃષ્ણ' ગ્રંથના 'દાવાનલશમન' નામના સત્તરમા અધ્યાયના ભકિતવેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૧૮. પ્રલંબાસુરનો વધ

દાવાનલ બુઝાવી નાખ્યા પછી કૃષ્ણે પોતાનાં સગાંવહાલાં, મિત્રો, ગાયો, વાછરડાં અને બળદોથી વીંટળાઈને, તેમનાં કીર્તિગાનોથી પ્રશંસા પામતાં, ગાયોથી ભરપૂર એવા વૃન્દાવનમાં પુનઃ પ્રવેશ કર્યો. આમ કૃષ્ણ તથા બલરામ ગોપબાલો અને ગોપ-કન્યાઓ વચ્ચે જીવનની મોજ માણી રહ્યા હતા ત્યાં ધીમે ધીમે ઋતુએ પલટો લીધો. ગ્રીષ્મનું આગમન થયું. અતિશય ગરમીને લીધે ભારતમાં ગ્રીષ્મ ઋતુને ભારે આવકાર મળતો નથી, પરંતુ વૃંદાવનમાં તો ગ્રીષ્મ ઋતુ પણ વસંત જેવી લાગતી હતી, તેથી બધાં જ પ્રસન્ન હતાં. ભગવાન કૃષ્ણ તથા બલરામ, ભગવાન બ્રહ્મા અને ભગવાન શિવના પણ નિયંતા છે, અને તેઓ વૃંદાવનમાં વસતા હતા તેથી આ સંભવિત હતું. વૃંદાવનમાં ઘણા જલધોધ છે. એમાંથી હંમેશાં જલશીકરો ઊડયા જ કરે છે. એમનો નિનાદ એવો તો મધુર છે, કે તમરાંનો અવાજ, એ અવાજ આગળ ઢંકાઈ જાય છે. આ જલપ્રવાહ સમગ્ર જંગલમાં વહેતો હોવાથી આખોય પ્રદેશ નીલવર્ણો અને મનોહર લાગે છે.

એટલા ઉનાળાની ભારે ગરમીના દિવસોમાં પણ, વૃંદાવનનાં વાસીઓ ગરમીનો ઉકળાટ કદી અનુભવતાં નહોતાં. વૃંદાવનનાં સરોવરોને ફરતી લીલોતરી સારા પ્રમાણમાં ઊગી નીકળતી હતી. વિવિધ પ્રકારનાં કમલપુષ્પો સર્વત્ર ખીલી રહ્યાં હતાં. એ કમલપુષ્પો કલ્હાર કંજોત્પલ કહેવાતાં. આ કમલદળની રજથી વૃંદાવનની હવા સુવાસિત બની રહેતી. યમુના, સરોવરો તથા જલધોધનાં શીકરો જ્યારે વૃંદાવનના વાસીઓના દેહ પર છંટાતાં, ત્યારે તેઓ આપોઆપ શાન્તિ અનુભવતાં. એટલે ગ્રીષ્મ ઋતુમાં પણ તેમને કોઈ જ પ્રકારની બાધા નડતી નહિ.

વૃંદાવન એક સુંદર સ્થળ છે. ત્યાં હંમેશાં પુષ્પો ખીલી રહે છે. ત્યાં વિવિધ પ્રકારે શણગારેલાં હરણો પણ નજરે પડે છે. પંખીઓ મધુર કલરવ કરે છે. મયૂરો નૃત્ય કરે છે. મધુમક્ષિકાઓ ગણગણાટ કરી મૂકે છે. કોયલો પંચમસૂરમાં મધુર ગીતો ગાય છે.

ભગવાન કૃષ્ણ આનંદના સાગર છે. એ બંસરી બજાવે છે. મોટા ભાઈ બલરામ સાથે આમતેમ ઘૂમે છે. એક વાર તેઓએ ગોપબાલો તથા વાછરડાંને લઈને વૃંદાવનમાં પ્રવેશ

કર્યો અને ત્યાંના વાતાવરણની મોજ માણી રહ્યા. મયૂરપિચ્છ જેવાં પુષ્પો ધારણ કરેલાં તાજાં વૃક્ષો વચ્ચે તેઓ આગળ વધ્યા. માર્ગમાં તેઓ પુષ્પોથી શૃંગારિત થયા અને ચંદનથી અર્ચિત બન્યા. કેટલીક વાર તેઓ ગાતા અને નાચતા. કેટલીક વાર તેઓ પરસ્પર કુસ્તી કરતા. જ્યારે કૃષ્ણ નૃત્ય કરતા ત્યારે કેટલાક ગોપબાલો ગીત ગાઈ સાથ આપતા. કેટલાક બંસરી બજાવતા, તો કેટલાક રણશીંગાં ફૂંકતા અને બીજા તાલીઓથી તાલ આપતા. બધા જ કૃષ્ણની પ્રશંસા કરતા: "અરે વહાલા ભાઈ! તું કેવું સુંદર નૃત્ય કરે છે!" હકીકતમાં આ બધા દેવતાઓ જ હતા. શ્રીકૃષ્ણની લીલાઓમાં સહાયક બનવા સ્વર્ગમંડળમાંથી પૃથ્વી પર અવતર્યા હતા. આમ આ દેવતાઓ ગોપબાલોના વેશમાં વિભૂષિત થઈ, ભગવાન કૃષ્ણના નૃત્યમાં સાથ આપતા હતા. એક કલાકાર બીજા કલાકારને વખાણ કરી બિરદાવે તેમ આ બધા કૃષ્ણને સાથ આપી રહ્યા હતા. આ દરમ્યાન ભગવાન કૃષ્ણ તથા બલરામે બાબરી ઉતરાવવાની વિધિ પતાવી નહોતી, એટલે એમનો કેશકલાપ કાગડાનાં પીછાં પેઠે વેરવિખેર જ રહેતો. તેઓ બાલમિત્રો સાથે સંતાકૂકડીની રમત રમતા, કૂદકા મારતા કે એકબીજા સાથે કુસ્તી કરતા. કેટલીક વાર ગોપમિત્રો ગાતા હોય કે કીર્તન કરતા હોય તો કૃષ્ણ તેમનાં વખાણ કરતા, "વહાલા મિત્રો! તમે ઘણું જ સુંદર ગાવ છો. તમારું કીર્તન મનમોહક છે." આ છોકરાઓ આમલી-પીપળીની રમતો રમતા, આંધળા-પટ્ટી રમતા, એકબીજા સાથે પકડદાવ ખેલતા. કેટલીક વાર તેઓ હરણોનું અનુકરણ કરતા, પંખીઓની બોલી બોલતા. એક-બીજાની ઠઠ્ઠા-મશ્કરી કરતા, દેડકાં બોલાવતા કે હીંચકા પર દોરડાં બાંધી હીંચકા ખાતા. કેટલીક વાર તેઓ રાજા અને પ્રજાની રમત રમતા. આમ બલરામ તથા કૃષ્ણ અને તેમના તમામ ગોપમિત્રો હરેક પ્રકારની રમતો રમતા અને નદીઓ, સરોવરો, ઝરણાંઓ, સુંદર વૃક્ષો તથા ઉત્તમ ફળ-ફળાદિથી સુશોભિત વૃંદાવનના મધુર વાતાવરણમાં વિહાર કરતા.

એક વખતે જ્યારે તેઓ પોતાની અલૌકિક લીલાઓ કરવામાં આમ ગૂંથાયેલા હતા ત્યારે પ્રલંબાસુર નામનો એક મહારાક્ષસ તેમની મંડળીમાં ભળી ગયો. બલરામ અને કૃષ્ણનું અપહરણ કરી જવાનો એનો ઈરાદો હતો. આમ તો કૃષ્ણ ગોપબાલનું જ જીવન જીવી રહ્યા હતા, છતાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે તેઓ ભૂત, ભવિષ્ય અને વર્તમાન બધું જ કળી શકતા હતા. એટલે, જ્યારે પ્રલંબાસુરે એમની મંડળીમાં પ્રવેશ કર્યો ત્યારે આ રાક્ષસનો કેવી રીતે સંહાર કરવો એનો કૃષ્ણ વિચાર કરવા લાગ્યા, પરંતુ બાહ્ય વર્તનમાં તો તેને એક મિત્ર તરીકે જ આવકાર આપ્યો, "પરમ મિત્ર! તમે અમારી મંડળીમાં રમવા આવ્યા તે ઘણું જ સારું કર્યું. ચાલો આપણે યુગલ-દાવ રમીએ — એક જોડી બીજી જોડીને પડકાર કરે." આ દરખાસ્ત સાંભળી બધા જ ગોપબાલો એકઠા થઈ ગયા. કેટલાક કૃષ્ણના પક્ષમાં રહ્યા, તો બીજા બધા બલરામના પક્ષમાં જોડાયા. પછી બધાએ દ્વંદ્વ-યુદ્ધ ખેલવા માંડયું. જે જોડી પરાજિત થાય એણે વિજયી જોડીને ઊંચકી વિહાર કરાવવાની રમતનો એમણે આરંભ કર્યો. ગાયોની સંભાળ રાખતા તેઓ ભાંડિરવનમાં આગળ

કૃષ્ણ. બલરામની મંડળીમાં શ્રીદામા તથા વૃષભ હતા. એ લોકો વિજયી થયા, એટલે કૃષ્ણ અને તેમની મંડળીએ તેમને ઊંચકીને ભાંડિરવનમાં આગળ વધવાનું હતું. પૂર્ણ પુરુષોત્તમસ્વરૂપ ભગવાન કૃષ્ણ પરાજિત થયા હતા એટલે એમણે શ્રીદામાને સ્કંધ પર ઉપાડવાના હતા. ભદ્રસેને વૃષભને ખભે ઊંચકી લીધો. એમનું અનુકરણ કરતાં ગોપબાળના વેશમાં છુપાયેલા પ્રલંબાસુરે બલરામને સ્કંધ પર ઉપાડયા. પ્રલંબાસુર રાક્ષસોમાં સૌથી મોટો હતો. ગોપબાળોમાં કૃષ્ણ સૌથી અતિ બળવાન છે, એમ એ જાણી ગયો.

ભગવાન કૃષ્ણના સાથથી અલગ પડયા પછી પ્રલંબાસુર બલરામને દૂર દૂર લઈ ગયો. આ રાક્ષસ, ખરેખર, મહાબળવાન હતો. એણે બલરામને સ્કંધ પર ઉપાડયા હતા, પરંતુ જેને પર્વતની ઉપમા આપવામાં આવે છે એવા પ્રલંબાસુરને એમનો ખૂબ ભાર લાગવા માંડયો. એટલે એણે પોતાનું અસલ સ્વરૂપ ધારણ કર્યું. જ્યારે એ પોતાના અસલ સ્વરૂપમાં પ્રત્યક્ષ થયો ત્યારે એના મસ્તક પર સોનાનો મુકુટ હતો, કાનમાં સુવર્ણ-કુંડળો હતાં. ચંદ્રનું વહન કરતી વિદ્યુલ્લેખાથી શોભાયમાન વાદળ જેવો એ દેખાતો હતો. આ રાક્ષસને પોતાના દેહને છેક ગગનમંડળ સુધી વિસ્તારતો બલરામે નિહાળ્યો. એનાં નયનો ભભૂકતા અગ્નિ પેઠે ચમકારા મારી રહ્યાં હતાં. એના મુખમાં એના દાંત ચમકી રહ્યા હતા. પ્રથમ તો બલરામ રાક્ષસના આવા સ્વરૂપથી આશ્ચર્ય પામ્યા (કે આ મારા વાહકનું સ્વરૂપ એકાએક આમ કયાંથી પલટાઈ ગયું ?), પરંતુ સ્પષ્ટ મનથી તેઓ તરત જ સમજી ગયા કે કોઈ રાક્ષસ એમને પોતાના મિત્રોથી દૂર લઈ જાય છે, અને એનો ઈરાદો પોતાને મારી નાખવાનો છે. એટલે તરત જ એમણે એ રાક્ષસના મસ્તક પર પોતાની વજ્ર-મુષ્ટિનો પ્રહાર કર્યો. જાણે ભગવાન ઈન્દ્રે ગિરિરાજ પર વજ્રપાત કર્યો! આમ બલરામના મુષ્ટિ-પ્રહારથી રાક્ષસના પ્રાણ ઊડી ગયા અને એ ધરતી પર ઢળી પડયો, જાણે કોઈ ફણીધરની ફેણ છુંદાઈ ગઈ ન હોય ! એના મુખમાંથી એ લોહી ઓકી રહ્યો. આમ આ રાક્ષસ જ્યારે જમીન પર પછડાયો ત્યારે ભયંકર અવાજ થયો. જાણે મહારાજ ઈન્દ્રના વજ્રાઘાતથી કોઈ ગિરિશૃંગ તૂટી પડયું હોય એવો ભાસ થયો ! બધા જ ગોપબાલો એ સ્થળ પર દોડી આવ્યા. ભયંકર દૃશ્ય જોઈ એક વાર તો સૌ કોઈ સ્તબ્ધ થઈ ગયા, પછી બધા બલરામની પ્રશંસા કરવા લાગ્યા : 'શાબાશ બલરામ ! શાબાશ.' એમ બધા એક પછી એક બલરામને અભિનંદન આપી રહ્યા. જાણે બલરામ મૃત્યુના મુખમાંથી પાછા ફર્યા હોય એમ એમને લાગ્યું અને તેથી તેમના પર ખૂબ ખૂબ વહાલ ઉભરાઈ આવ્યું. બધાઓ તેમને અભિનંદન અને આશીર્વાદ આપ્યા. સ્વર્ગમંડળમાં વસતા બધા જ દેવતાઓને ખૂબ જ સંતોષ થયો, તેઓ બલરામના અલૌકિક દેહ પર પુષ્પ-વૃષ્ટિ કરી રહ્યા. મહારાક્ષસ પ્રલંબાસુરનો વધ કર્યા બદલ બધા બલરામને અભિનંદન આપી રહ્યા, એટલું જ નહીં પણ આશીર્વાદ પણ આપ્યા.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'પ્રલંબાસુરનો વધ' નામના અઢારમા અધ્યાયના
ભક્તિવેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૧૯. દાવાનલપાન

કૃષ્ણ, બલરામ તથા તેમના મિત્રો આમ રમતગમતમાં રોકાયેલા હતા, ત્યારે ગાયોની સંભાળ રાખનાર કોઈ ન હોવાથી પોતાની ઈચ્છામાં આવે તેમ તે ઘૂમવા લાગી અને અરણ્યના ઊંડા ઊંડા વિસ્તારોમાં ઊતરી ગઈ. આગળ ને આગળ તાજું ઘાસ તેમને લલચાવી રહ્યું હતું. બકરાં, ગાયો અને ભેંસો એક વનથી બીજા વનમાં પ્રવેશી રહ્યાં. છેવટે 'ઈશિકાટવિ' નામે ઓળખાતા જંગલમાં જઈ પહોંચ્યાં. આ જંગલમાં પુષ્કળ પ્રમાણમાં લીલુંછમ ઘાસ ઊગ્યું હતું, એટલે તેઓ ત્યાં લલચાઈ ખેંચાઈ આવ્યાં હતાં, પરંતુ જંગલમાં પ્રવેશ કર્યા પછી તેમને ખ્યાલ આવ્યો કે ત્યાં દાવાનલ પ્રગટ થઈ ચૂક્યો હતો. એટલે તેઓ ભાંભરવા લાગ્યાં. કૃષ્ણ, બલરામ અને તેમના મિત્રોની નજરે પોતાનાં પશુ પડ્યાં નહિ, એટલે તેઓ ખૂબ જ ચિન્તાતુર બની ગયા. એમનાં પગલાં જોતા જોતા તેઓ તેમની શોધમાં આગળ વધ્યા. ચરેલા ઘાસ પરથી ધણની નિશાનીઓ મળતી હતી. પોતાના નિર્વાહનું એકમાત્ર સાધન આ ગાયો હતી. એટલે બધા જ ગોપબાલોને લાગ્યું કે આ અમારું એકમાત્ર સાધન ઝૂંટવાઈ તો નહીં જાય ? પરંતુ થોડી જ વારમાં ગાયો ભાંભરવાનો અવાજ તેમના કાને પડ્યો. કૃષ્ણે ગાયોને તેમનાં વિવિધ નામોથી બોલાવવા માંડી. કૃષ્ણને જોર જોરથી બૂમો પાડતા સાંભળી એકદમ આનંદવિભોર બની ગાયોએ પ્રત્યુત્તર આપ્યો. પરંતુ એટલી વારમાં તો દાવાનલે બધી જ ગાયોને ચોમેરથી ઘેરી લીધી. પરિસ્થિતિ ઘણી જ ભયંકર બની ગઈ. પવનના ઝડપી સપાટા આવતા હતા, એટલે અગ્નિજ્વાળાઓ પણ ઝડપભેર પ્રસરી રહી હતી. બધી જ જડચેતન સૃષ્ટિ આ દાવાનલમાં ભરખાઈ જશે એમ ઘડીભર તો લાગ્યું. ગોપબાલો તથા ગાયો ખૂબ જ ભયભીત બની ગયાં. મૃત્યુને આરે ઊભેલો માનવી પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના ચિત્ર સામે જોઈ રહે છે, તેમ એ બધાં નિઃસહાય વદને કૃષ્ણ-બલરામ સામે દૃષ્ટિપાત કરી રહ્યાં. તે કહેવા લાગ્યા, "વહાલા કૃષ્ણ અને બલરામ ! આ દાવાનલના પ્રખર તાપથી અમે સળગી રહ્યાં છીએ. આપના ચરણારવિંદમાં અમને આશ્રય આપો. આ મહાન સંકટમાંથી આપ જ અમને બચાવી શકો તેમ છો, એ અમે જાણીએ છીએ. વહાલા કૃષ્ણ ! અમે આપના પરમ મિત્રો છીએ. અમે આમ

દુ:ખી થઈએ તે બિલકુલ યોગ્ય નથી. અમે સંપૂર્ણ રીતે તમારા આશ્રયે જ ઊભા છીએ. આપ સર્વ ધાર્મિક જીવનના દાતા છો. આપના સિવાય અમે અન્ય કોઈનેય ઓળખતા નથી."

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે પોતાના પરમ મિત્રોના આજીજીભર્યા આ બોલ સાંભળ્યા. પોતાના પર એમની વિનવણી-ભરી દૃષ્ટિ મંડાયેલી જોઈ, એમણે ઉત્તર વાળવા માંડ્યો — ભય માટે કોઈ જ કારણ નથી — એમ સૌ કોઈને એમણે આંખના ઈશારે સમજાવી દીધું. પછી સર્વોત્તમ યોગી, સર્વશક્તિમાન પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણે, દાવાનળની બધી જ જ્વાલાઓનું પાન કરી લીધું. આમ ઝઝૂમી રહેલા ભયથી ગાયો તથા ગોપબાલોનું રક્ષણ થયું. ભયના પરિણામે ગોપબાલો લગભગ મૂર્છિત થઈ ગયા હતા, પરંતુ એમની મૂર્છા વળી અને એમનાં ચક્ષુ ઊઘડ્યાં ત્યારે પોતે કૃષ્ણ, બલરામ તથા ગાયોની સામે જ છે, એવી તેમને ખાત્રી થઈ. ભભૂકતા અગ્નિની જ્વાલાઓથી પોતે સંપૂર્ણ સલામત છે અને સઘળી ગાયો પણ બચી ગઈ છે, એ જોઈ તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. કૃષ્ણ સામાન્ય બાલક નથી, પણ કોઈ દેવતા છે, એવું પોતાના દિલથી એ માની રહ્યા.

સંધ્યાટાણે કૃષ્ણ, બલરામ, ગોપબાલો અને ગાયો વૃંદાવનની વાટે વળ્યાં. તે બંસરી બજાવી રહ્યા હતા. જેમ જેમ તેઓ બધા ગામ નજીક આવી પહોંચ્યાં, તેમ તેમ બધી જ ગોપીઓ આનંદવિભોર બની ગઈ. આખો દિવસ ગોપીઓ ભગવાન કૃષ્ણનું સ્મરણ કરતી હતી. જ્યારે તે વૃંદાવનમાં ગાયો ચરાવવા જતા ત્યારે કૃષ્ણની ગેરહાજરીમાં એમને એક એક ક્ષણ બાર બાર વર્ષ જેવડી લાંબી લાગતી હતી.

આ સાથે 'કૃષ્ણ' ગ્રંથના 'દાવાનલપાન' નામના ઓગણીસમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો પૂરા થાય છે.



# ૨૦. શરદનું વર્ણન

પ્રલંબાસુરનો વધ અને કૃષ્ણે કરેલું દાવાનલપાન, વૃંદાવનમાં ઘર ઘરની વાતનો વિષય બની રહ્યાં. ગોપાલકોએ આ અદ્‌ભુત કામગીરીની વાત પોતાની પત્નીઓ અને અન્ય સર્વને કરી એથી બધાં જ આશ્ચર્યથી ચકિત થઈ ગયાં. કૃષ્ણ તથા બલરામ દેવતાઓ છે, અને વૃંદાવનમાં બાળક તરીકે અવતરવાની તેમણે કૃપા કરી છે, એવા નિર્ણય પર સૌ કોઈ આવ્યાં. આમ ને આમ વર્ષાઋતુ આવી પહોંચી. ભારતમાં ગ્રીષ્મની સખત ગરમી પછી વર્ષાઋતુને હંમેશાં આવકાર મળે છે. આકાશમાં વાદળો ઘેરાય છે, સૂર્ય તથા ચંદ્ર વાદળોથી ઢંકાઈ જાય છે અને રમણીય લાગે છે. પ્રત્યેક પળે લોકો વરસાદનાં અમીછાંટણાંની વાટ જોઈ રહે છે. ગ્રીષ્મ પછી વર્ષાઋતુનું આગમન પ્રત્યેક વ્યકિત માટે જીવનદાતા ઘડી લેખાય છે. મેઘગર્જના અને કવચિત્ ચમકતી વીજળી પણ, લોકોને આહ્‌લાદ આપે છે.

ભૌતિક પ્રકૃતિના ત્રણ ગુણોથી આવરિત જીવાત્માઓનાં ચિહ્‌નો સાથે, વર્ષાઋતુનાં આ ચિહ્‌નોને સરખાવી શકાય. અનંત આકાશ જાણે સર્વોત્તમ બ્રહ્મન્ છે અને સૂક્ષ્મ જીવાત્મા જાણે આચ્છાદિત આકાશ છે, અથવા ભૌતિક પ્રકૃતિના આવરણ નીચે ઢંકાયેલા બ્રહ્મન્ સમાન છે. મૂળમાં તો દરેક વસ્તુ બ્રહ્મન્‌નો અંશ છે. સર્વોત્તમ બ્રહ્મન્ કે અનંત આકાશ કદી વાદળના આવરણથી ઢંકાતાં નથી, કેવળ તેનો અંશ જ ઢંકાતો હોય છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે તેમ, જીવાત્મા પૂર્ણ પુરુષોત્તમ ભગવાનનો અવિભાજ્ય અંશ છે, પરંતુ તેઓ પરમેશ્વરના એક એક તુચ્છ અંશમાત્ર છે. આ ક્ષુલ્લક અંશ ભૌતિક પ્રકૃતિના ત્રણ ગુણોથી ઢંકાયેલો છે, તેથી જ જીવાત્માઓ ભૌતિક બ્રહ્માંડમાં વસે છે. બ્રહ્મજ્યોતિ અથવા આધ્યાત્મિક પ્રકાશ, એ સૂર્ય-પ્રકાશ જેવો છે. સૂર્ય-પ્રકાશમાં જેમ અનેક તેજસ્વી અણુઓ છે, તેમ બ્રહ્મજ્યોતિમાં પણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના અનેક સૂક્ષ્મ અંશો રહ્યા છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના અનંત અંશોમાંથી કેટલાક ભૌતિક પ્રકૃતિના પ્રભાવથી ઢંકાયેલા છે, જયારે કેટલાક મુકત રહે છે.

વાદળો એ સૂર્યપ્રકાશ દ્વારા જમીન પરથી બાષ્પીભવન થયેલા પાણીનો જથ્થો છે. સતત આઠ મહિના સુધી સૂર્ય પૃથ્વીની સપાટી પરથી ભેજ ચૂસતો રહે છે. તેથી વાદળ-રૂપ જળસમૂહ એકઠો થાય છે, અને જ્યારે જરૂર ઊભી થાય છે, ત્યારે તેનું વિતરણ કરવામાં આવે છે. એવી જ રીતે એક રાજ્યતંત્ર નાગરિકો પાસે કરવેરા ઉઘરાવે છે. પોતાની વિવિધ ભૌતિક પ્રવૃત્તિઓ જેવી કે ખેતી, વેપાર, ઉદ્યોગ દ્વારા નાગરિકો આ વેરા ભરે છે, તેમજ આવકવેરા તથા વેચાણવેરા દ્વારા પણ સરકાર વેરા ઉઘરાવે છે. ધરતીમાંથી સૂર્ય જળ ચૂસે છે, એ પ્રક્રિયાને પણ આ સરકારી પ્રક્રિયા સાથે સરખાવી છે. પૃથ્વી પર જ્યારે પાણીની પુનઃ જરૂર પડે છે, ત્યારે એ જ સૂર્યપ્રકાશ જળનાં વાદળાં બાંધે છે અને પૃથ્વી પર વરસાદ વરસાવે છે. તેવી જ રીતે સરકાર જે કરવેરા એકઠા કરે છે, તે પુનઃ પ્રજામાં જ વહેંચવામાં આવે છે: શિક્ષણકાર્યમાં, જાહેર હિતનાં કામોમાં, આરોગ્ય સાચવવાનાં કાર્યોમાં એ કરવેરાનાં નાણાં વપરાય છે. એક સારા રાજતંત્ર માટે આ પ્રક્રિયા આવશ્યક છે. નાહક વેડફી મારવા માટે સરકારે કરવેરા દ્વારા નાણાં એકઠાં કરવાનાં હોતાં નથી. રાજ્યના કલ્યાણ માટે જ કરવેરા ઉઘરાવીને વાપરવાના હોય છે.

વર્ષાઋતુમાં દેશભરમાં ભારે પવન ફૂંકાય છે અને વરસાદ માટે વાદળોને એક સ્થળેથી બીજે સ્થળે તાણી જાય છે. ગ્રીષ્મઋતુ પછી પાણીની ખાસ જરૂર હોય છે ત્યારે વાદળો શ્રીમંત શ્રેષ્ઠીની ગરજ સારે છે. જરૂરના વખતે એ પોતાનાં નાણાં વહેંચે છે. સમય આવ્યે આખી તિજોરી પણ ખાલી કરી નાખે છે; વાદળો પણ એવી જ રીતે પોતે એકઠું કરેલું જળ પૂરેપૂરું વરસાવી, સમગ્ર પૃથ્વીને તરબતર કરી નાખે છે.

કહેવાય છે કે ભગવાન શ્રી રામચંદ્રના પિતા મહારાજા દશરથ પોતાના શત્રુઓ સાથે લડી શકતા ત્યારે, જેમ ખેડૂત પોતાના ખેતરમાંથી નકામા છોડ અને વૃક્ષોને ઉખાડી નાંખે તેમ, શત્રુઓને ઉખેડી નાખતા અને જ્યારે દાન કરવાની જરૂર પડતી ત્યારે, વાદળો જેમ વર્ષાની લહાણી કરે છે એમ, તેઓ નાણાં વહેંચતા. વાદળો દ્વારા જલવૃષ્ટિ એટલા તો ભરપૂર પ્રમાણમાં થાય છે, કે તે કોઈ મહાન શ્રેષ્ઠી પોતાની સંપત્તિ વહેંચી રહ્યા હોય એની સાથે સરખાવવામાં આવે છે. વાદળોમાંથી પડતો વરસાદ એટલો વિપુલ પ્રમાણમાં હોય છે, કે તે ખડકો, ગિરિશૃંગો અને સમુદ્રો તથા મહાસાગરોમાં પણ પડે છે. જ્યાં પાણીની બિલકુલ જરૂર નથી ત્યાં પણ એમનું વર્તન કોઈ દાનવીર જેવું છે, જે પોતાની તિજોરી ખુલ્લી મૂકે છે, પછી દાનની જરૂર છે કે નહિ એનો તે વિચાર કરતા રહેતા નથી. ખુલ્લા હાથે એ દાન કર્યે જ જાય છે.

'વર્ષા પહેલાં પૃથ્વીની સમગ્ર સપાટીનું દરેક પ્રકારનું સત્ત્વ હણાઈ ગયું હોય એમ જણાય છે અને તે ખૂબ જ સુકાઈ ગયેલી લાગે છે. વર્ષા પછી પૃથ્વીની સમગ્ર સપાટી વનસ્પતિ વડે હરિયાળી બની જાય છે .તે ખૂબ જ તંદુરસ્ત તથા શક્તિશાળી જણાય છે. પોતાની ભૌતિક ઈચ્છાઓ પૂરી પાડવા કોઈ વ્યક્તિ તપશ્ચર્યા કરતી હોય તેની સાથે સરખામણી કરવામાં આવી છે. વર્ષા ઋતુ પછી પૃથ્વીની સમૃદ્ધ પરિસ્થિતિ ભૌતિક કામનાઓની સિદ્ધિ

સાથે સરખાવવામાં આવી છે. કેટલીક વાર દેશમાં અનિચ્છનીય સરકાર આવી જાય છે, ત્યારે લોકોને તથા પક્ષોને સત્તા હાથમાં લેવા આકરાં તપ કરવાં પડે છે. પછી જ્યારે તેઓ સત્તા હસ્તગત કરે છે, ત્યારે લોકોને ઉદાર પગારો આપી ખુશ કરે છે. આ પણ વર્ષાઋતુમાં પૃથ્વીના સમૃદ્ધ થવા જેવું છે. ખરી રીતે તો મનુષ્યે આધ્યાત્મિક સુખની પ્રાપ્તિ માટે આકરાં તપ તથા કષ્ટો વેઠવાં જોઈએ. શ્રીમદ્ ભાગવત્માં કહેવામાં આવ્યું છે કે પરમેશ્વરને પામવા માટે આકરાં તપ કરવાની જરૂર છે. ભક્તિમય સેવામાં તપસ્યા કરવાથી મનુષ્ય પુનઃ આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરે છે, અને એ રીતે આધ્યાત્મિક જીવન પ્રાપ્ત થતાં જ મનુષ્ય અનંત આધ્યાત્મિક આનંદ ભોગવી શકે છે, ભૌતિક લાભ માટે પણ કેટલાક લોકો સંયમ અને તપશ્ચર્યા આદરે છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે તેમ એનાં પરિણામ અસ્થાયી છે, અને નિમ્નકક્ષાની બુદ્ધિ ધરાવનારે વ્યક્તિઓ જ એવા સુખની કામના રાખે છે.

વર્ષાઋતુમાં સંધ્યાકાળે વૃક્ષોનાં શૃંગ પર, આમતેમ ઘણા આગીયા દેખા દે છે. તે દીપકના પ્રકાશની જેમ ચમકે છે, પરંતુ ગગનમંડળના તેજસ્વી તારાઓ, ચંદ્ર વગેરેની જેમ દૃશ્યમાન થતા નથી. તેવી જ રીતે આ કળિયુગમાં નાસ્તિક અને દુર્જન મનુષ્યો જ આગળ તરી આવે છે, આધ્યાત્મિક મુક્તિ માટે જે મનુષ્યો વેદના સિદ્ધાંતોને ચોક્કસ અનુસરતા હોય છે, તેઓ દેખીતી રીતે છુપાયેલા જ રહે છે. આ કળિયુગના જીવાત્માઓને વર્ષાઋતુ સાથે સરખાવવામાં આવ્યા છે. આ યુગમાં સાચું જ્ઞાન સમાજની ભૌતિક પ્રગતિની આડે છુપાઈ ગયું છે. સસ્તા, ભૌતિક માનસિક તર્ક-વિતર્ક કરનારા નાસ્તિકો અને કહેવાતા ધર્મપ્રચારકો, આગીયા પેઠે આગળ તરી આવે છે. જ્યારે જે મનુષ્યો વૈદિક સિદ્ધાંતોનું કડક રીતે પાલન કરી રહ્યા છે અને શાસ્ત્રીય સિદ્ધાંતો અપનાવે છે, તેઓ આ યુગનાં વાદળોમાં ઢંકાઈ જાય છે. લોકોએ આગિયાના પ્રકાશ ઝીલવાને બદલે ગગનમંડળના સાચા સિતારા, સૂર્ય, ચંદ્ર તથા તારકોનો લાભ લેતાં શીખવું જોઈએ, રાત્રિના અંધકારમાં આગિયા સાચો પ્રકાશ આપી શકતા નથી. વર્ષા ઋતુમાં પણ કેટલીક વાર વાદળો વિખેરાઈ જાય છે, અને સૂર્ય-ચંદ્ર તથા તારા ગગનમંડળમાં નજરે પડે છે. તેવી જ રીતે આ કળિયુગમાં આપણને કેટલીક વાર સાચા સંતપુરુષોનો લાભ મળે છે. ચૈતન્ય મહાપ્રભુના 'હરે-કૃષ્ણ' મહામંત્રના કીર્તનના પ્રચારનું વૈદિક આંદોલન આ રીતે સંભળાય છે. સાચું જીવન જીવવા ઈચ્છતાં મનુષ્યોએ જ્ઞાન મેળવવા તાર્કિકો અને નાસ્તિકો તરફ મીટ માંડવાને બદલે, આવાં આધ્યાત્મિક આંદોલનોનો લાભ લેવો જોઈએ.

પ્રથમ વર્ષા પછી, જ્યારે વાદળમાં મેઘગર્જના થાય છે, ત્યારે દેડકાંઓ બોલવા માંડે છે, જાણે અભ્યાસમાં મગ્ન વિદ્યાર્થીઓ ન હોય! વિદ્યાર્થીઓ સામાન્ય રીતે સવારે વહેલા ઊઠે, એવી આશા રાખવામાં આવે છે. પોતાની જાતે એ વહેલી સવારે જાગી જતા નથી, છતાં જ્યારે મંદિરોમાં આરતીની ઝાલર કે સાંસ્કૃતિક સંસ્થાઓમાં ઘંટ વાગે છે, ત્યારે તેઓ જાગ્રત થાય છે. આધ્યાત્મિક ગુરુના આદેશથી તે તુરત જાગ્રત થઈ જાય છે અને પ્રાતઃવિધિથી પરવારી, તેઓ વેદનો અભ્યાસ કરવા કે વેદમંત્રોનો જપ કરવા બેસી જાય

છે. આ કળિયુગના અંધકારમાં બધા જ નિદ્રાધીન છે, પરંતુ કોઈ મહાન આચાર્ય પ્રગટ થાય છે ત્યારે તેમના આદેશથી સાચું જ્ઞાન મેળવવા, બધા જ વેદના અભ્યાસમાં લાગી જાય છે. વર્ષા ઋતુમાં ઘણાં નાનાં તળાવો, સરોવરો અને ઝરણાંઓ જલપ્રવાહથી ઊભરાય છે. બાકી વર્ષના અન્ય સમયે તે સાવ સુકાઈ જાય છે. તેવી જ રીતે દુન્યવી માણસો પણ સામાન્ય રીતે શુષ્ક હોય છે, પરંતુ જ્યારે તેઓ કહેવાતા વૈભવમાં રાચતા હોય છે: ઘર, બાળકો હોય અને થોડી મૂડી બેન્કમાં જમા કરાવેલી હોય ત્યારે તેઓ સમૃદ્ધ જણાય છે, પરંતુ થોડા સમય પછી વળી પાછા તે શુષ્ક બની જાય છે. નાનકડાં ઝરણાં તથા તળાવોની પેઠે સુકાઈ જાય છે. કવિ વિદ્યાપતિએ કહ્યું છે, "મિત્રો, કુટુંબીજનો, સંતાનો, પત્ની આદિની સંગતિમાં અવશ્ય કિંચિત્ સુખ પ્રાપ્ત થાય છે, પરંતુ એ સુખ તો રણ-વિસ્તારમાં પાણીના એક ટીંપા સમાન છે. બધા જ સુખ માટે વલખાં મારે છે. રણપ્રદેશમાં પ્રત્યેક જીવ જલબિન્દુ માટે તરફડે છે. રણપ્રદેશમાં જો જલબિન્દુ સાંપડે, તો એ જલબિન્દુ અવશ્ય મળ્યું હોય છતાં એનો લાભ નહિવત્ જ હોય છે. આપણા આ જડવાદી જીવનમાં આપણે આનંદસાગરમાં મહાલવા મથીએ છીએ, પરંતુ સમાજ, મિત્રો અને સાંસારિક પ્રેમમાં આપણે પાણીના એક જલબિન્દુ કરતાં વધારે સુખ મેળવી શકતા નથી. આપણને પૂર્ણ સંતોષ થતો નથી—જેમ નાનકડાં ઝરણાં, તળાવો અને સરોવરો ઉનાળામાં કદી છલકાતાં નથી તેમ.

વરસાદ વરસતાં જ ઘાસ, વૃક્ષો તથા વનસ્પતિ ખૂબ જ લીલાંછમ જણાય છે. કેટલીક વાર ઘાસ પર લાલ જીવડાં પથરાઈ જાય છે. આમ જ્યારે લાલ અને લીલો રંગ ભેગા મળે છે ત્યારે છત્રસમા બિલાડીના ટોપ સમગ્ર દૃશ્યને પલટી નાખે છે, જાણે કોઈ મનુષ્ય અણધાર્યો શ્રીમંત બની ગયો ન હોય! ખેડૂત પોતાના ખેતરને અન્નભારથી લચી ગયેલું જોઈ ઘણો જ ખુશી થાય છે, પરંતુ મૂડીવાદીઓ દૈવી શક્તિઓની પ્રવૃત્તિઓથી હંમેશાં અજાણ હોય છે. તેઓ દુ:ખી થાય છે, કારણ કે બજારમાં વધુ અનાજ આવશે તો ભાવ તૂટી જશે, એવો ભય તેમના દિલમાં ઊભો થાય છે. કેટલેક સ્થળે સરકારમાં રહેલા મૂડીવાદીઓ, ખેડૂતને વધારે અન્ન ઉત્પન્ન કરવા સામે પ્રતિબંધ મૂકે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર જ બધું અન્ન પૂરું પાડે છે, એ તેમના ખ્યાલમાં હોતું નથી. વૈદિક આદેશ પ્રમાણે : एको बहूनाम् विदधाति कामान् પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સ્વયં આ સર્જનને સંભાળે છે. તેથી તમામ જીવો માટે જે કાંઈ આવશ્યક હોય તે સઘળું તેઓ પૂરું પાડે છે. જ્યારે વસ્તીવધારો થાય છે ત્યારે સર્વને ખોરાક પૂરો પાડવાની જવાબદારી પરમેશ્વરની છે, પરંતુ જે વ્યક્તિઓ નાસ્તિક ને સાધારણ મનુષ્યો છે, તેઓ અનાજ પુષ્કળ પ્રમાણમાં ઉત્પાદન થાય એ પસંદ કરતા નથી, કારણ કે તેથી એમના ધંધાને ધોકો પહોંચે તેમ હોય છે.

વર્ષા ઋતુમાં તમામ જીવાત્માઓ આકાશ, પૃથ્વી અને જલસપાટી પર તાજગી અનુભવે છે. જેમ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની ભક્તિમાં રહેનાર વ્યક્તિ તાજગી અનુભવે છે તેમ અમારા આંતરરાષ્ટ્રીય કૃષ્ણભાવનામૃત સંઘમાં આ વાતનો અમને અંગત અનુભવ થાય છે. આ

સંસ્થામાં જોડાનાં પહેલાં વિદ્યાર્થીઓ મેલાઘેલા હોય છે. નૈસર્ગિક રીતે સુંદર દેહ ધરાવતા હોવા છતાં, તેઓ કૃષ્ણભાવનાના અભાવે મેલાઘેલા અને દરિદ્ર લાગે છે, પરંતુ કૃષ્ણભાવનાના સંપર્કમાં આવતાં જ તેમનું આરોગ્ય સુધરી જાય છે, અને સંઘના સંપૂર્ણ નિયમોનું પાલન કરવાથી તેમનું દૈહિક તેજ ચમકી ઊઠે છે. જ્યારે તેઓ ભગવાં વસ્ત્રો ધારણ કરે છે, ભાલ પ્રદેશમાં કુંકુમ-તિલક કરે છે, ત્યારે જાણે સીધા વૈકુંઠથી ઉતરી આવ્યા હોય, તેવા લાગે છે.

વર્ષા ઋતુમાં સરિતાઓ ઊભરાઈને સાગરના મિલન માટે ધસે છે ત્યારે સમુદ્ર પણ ખળભળી ઊઠતો જણાય છે. તેવી જ રીતે યૌગિક પ્રક્રિયાઓમાં જોડાયેલી વ્યકિત, વધુ આધ્યાત્મિક પ્રગતિ સાધી ચૂકી ન હોય ત્યારે તે જાતીય આવેગથી ખળભળી ઊઠે છે. મોટા મોટા ગિરિરાજોને ગમે તેવા વર્ષાના આકરા સપાટા લાગે છે, તેમ છતાં તે અડગ રહે છે. તેવી જ રીતે કૃષ્ણભાવનામાં પ્રગતિ કરી ચૂકેલા મનુષ્યો મુશ્કેલીમાં મુકાય છે છતાં મુંઝાતા નથી, કારણ કે જે મનુષ્યે આધ્યાત્મિક પ્રગતિ સાધી હોય છે, તે જીવનના આકરા પ્રસંગોનો સામનો કરી શકે છે, અને આમ પ્રભુકૃપાથી એ આધ્યાત્મિક સામ્રાજ્યમાં પ્રવેશ મેળવવા અધિકારી બને છે.

વર્ષાઋતુમાં કેટલાક રસ્તાઓ વપરાશમાં આવતા નથી, એમાં ઘણું ઊંચું ઘાસ ઊગી નીકળે છે. વેદની વિધિઓનો અભ્યાસ કરવા અને તેને વ્યવહારમાં મૂકવા ટેવાયેલો ન હોય તેવા બ્રાહ્મણની દશા જેવું આ છે. એ માયારૂપી મોટા ઘાસથી છવાઈ જાય છે. એ પરિસ્થિતિમાં એ પોતાની સ્વરૂપ-સ્થિતિ વિસરી જાય છે. પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની સતત ભક્તિમય સેવા કરવાની વૃત્તિ એ ભૂલી જાય છે. માયાના પ્રતાપે ઊગી નીકળેલા લાંબા ઘાસના પરિણામે, એવો મનુષ્ય સ્થાનભ્રષ્ટ થાય છે. એવો પુરુષ પોતાને માયાના બંધનમાં બંધાયેલો માનવી માને છે અને પોતાનું આધ્યાત્મિક જીવન વિસરી જઈ ભ્રમજાળમાં ફસાય છે.

વર્ષા ઋતુમાં વાદળોના એક વૃંદમાં વીજળીના ચમકારા થાય છે, પછી તુરત જ વાદળના બીજા વૃંદમાં વિદ્યુતના એ ચમકાર નજરે પડે છે. આ પરિસ્થિતિને એક કામી સ્ત્રી સાથે સરખાવવામાં આવી છે—કોઈ એક પુરુષ પ્રતિ એનું દિલ સ્થિર રહેતું નથી. વાદળને એક સજ્જન મનુષ્ય સાથે સરખાવવામાં આવ્યું છે, કારણ કે એ વરસાદ વરસાવે છે અને ઘણાં માણસોનું પોષણ કરે છે. તેવી જ રીતે એક સજ્જન માણસ પણ ઘણા મનુષ્યોનો નિભાવ કરે છે, પોતાના કુટુંબનાં જ માણસોનું નહિ પરંતુ ધંધામાં પડેલાં માણસોનું પણ એ પોષણ કરે છે. કમનસીબે જો એની પત્ની એનાથી છૂટાછેડા લે, તો એનું સમગ્ર જીવન ખારું બની જાય છે. જ્યારે પતિનું દિલ ખારું બની જાય છે, ત્યારે સમગ્ર કુટુંબનો વિનિપાત થાય છે, બાળકો વેરવિખેર થઈ જાય છે, ધંધા બંધ પડી જાય છે અને પ્રત્યેક રીતે પાયમાલી થાય છે. તેથી જ એવો આગ્રહ રાખવામાં આવે છે, કે કૃષ્ણભાવનામાં પ્રગતિ સાધવા ઈચ્છનાર સ્ત્રીએ પોતાના પતિ સાથે હંમેશાં શાન્તિથી રહેવું જોઈએ અને દંપતીએ કદી પણ છૂટા પડવું જોઈએ નહિ. પતિ-પત્નીએ જાતીય આવેગ પર સંયમ રાખવો જોઈએ

અને પોતાના માનસને કૃષ્ણભાવનામાં લગાડવું જોઈએ, પરિણામે એમનું જીવન સફળ થશે. ઈશ્વરે તો આ ભૌતિક સંસારમાં પુરુષને સ્ત્રી વિના ચાલતું નથી અને સ્ત્રીને પુરુષ વિના ચાલતું નથી. જ્યારે બન્ને એક થાય છે, ત્યારે તેમણે કૃષ્ણભાવનામાં શાન્તિથી જીવન પસાર કરવું જોઈએ અને એક વાદળવૃંદથી બીજા વાદળવૃંદ પર કૂદતી વીજળી પેઠે અસ્થિર ન બનવું જોઈએ.'

કેટલીક વાર ભયંકર ગર્જના કરતાં વાદળો સાથે ઈન્દ્રધનુષ્ય દેખા દે છે. એ મેઘધનુષ્યને ચાપ હોતી નથી. વાસ્તવિક ધનુષ્ય કમાનની સ્થિતિમાં વળેલું હોય છે, ત્યારે એના બે છેડા દોરીથી બાંધેલા હોય છે, પરંતુ મેઘધનુષ્યમાં એવી કોઈ દોરી હોતી નથી, છતાં એ ગગનમંડળમાં આટલી સુંદર રીતે ઝૂલી રહે છે, તેવી જ રીતે જ્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર આ ભૌતિક જગતમાં અવતાર ધારણ કરે છે, ત્યારે સામાન્ય મનુષ્ય જેવા દેખાય છે, છતાં પણ તેઓ કોઈ પણ ભૌતિક પરિસ્થિતિ પર આધાર રાખતા નથી. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રી ભગવાન કહે છે, કે પોતે પોતાની આંતરિક યોગમાયાથી આ ધરતી પર અવતાર ધારણ કરે છે. એને કોઈ પણ જાતની બાહ્યશક્તિનું બંધન નથી. સામાન્ય પ્રાણી માટે જે બન્ધન છે, એ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન માટે મુક્તિ છે. વર્ષા ઋતુમાં ચંદ્ર પર વાદળોનું આવરણ છવાઈ જાય છે, પરંતુ અવારનવાર ચંદ્રદર્શન થયા કરે છે. કેટલીક વાર એમ લાગે છે કે વાદળીની ગતિ સાથે ચંદ્ર પણ ગતિ કરે છે, પરંતુ હકીકતમાં ચંદ્ર સ્થિર છે. કેવળ વાદળોની ગતિને લીધે જ એ ગતિ કરતો જણાય છે. તેવી જ રીતે જે મનુષ્ય ગતિ કરતા ભૌતિક જગત સાથે પોતાને ગતિ કરતો માને છે, એનો આધ્યાત્મિક આત્મા મોહથી છવાઈ ગયેલો છે. અને ભૌતિક ગતિની હિલચાલથી એ જીવનના વિભિન્ન તબક્કામાં પોતે ગતિ કરી રહ્યો છે એમ મનુષ્ય માને છે, પરંતુ આ અહંકારનું જ પરિણામ છે. આ અહંકાર જ આધ્યાત્મિક, તથા ભૌતિક અસ્તિત્વ વચ્ચે ભેદરેખા સમાન છે. ચંદ્રમા અને અંધકાર વચ્ચે સરકતું વાદળ ભેદરેખાની ગરજ સારે છે. વર્ષાઋતુમાં જ્યારે વાદળ પહેલી જ વાર નજરે પડે છે, ત્યારે એના દર્શનથી મયૂરો આનંદથી નૃત્ય કરવા મંડી પડે છે. આ પરિસ્થિતિને ભૌતિક જીવનમાં દરેક રીતે આક્રમણ અનુભવી રહ્યા હોય, એવી વ્યક્તિઓ સાથે સરખાવી શકાય. ભગવાનની પ્રેમમયી ભક્તિમય સેવામાં લીન એવી કોઈ વ્યક્તિનો એમને સંપર્ક થઈ જાય છે, ત્યારે તેઓ નૃત્ય કરતા મયૂરોની જેમ આનંદવિભોર બની જાય છે. અમને આનો પ્રત્યક્ષ અનુભવ છે, કારણ કે કૃષ્ણભાવનામાં આવતાં પહેલાં, અમારા મોટા ભાગના શિષ્યો શુષ્ક તથા ઉદાસ હતા, પરંતુ ભક્તજનોના સંપર્કમાં આવ્યા પછી તેઓ આનંદવિભોર બનેલા મયૂરો પેઠે નૃત્ય કરી રહ્યા છે.

ધરતીમાંથી જળપાન કરી લતાઓ અને વેલાઓ વિકાસ સાધે છે. તેવી જ રીતે તપશ્ચર્યા કરનાર વ્યક્તિ શુષ્ક બની જાય છે અને જ્યારે તપશ્ચર્યા પૂર્ણ થાય છે, ત્યારે તેનું પરિણામ પામે છે; અને પોતાના પરિવાર, સમાજ, પ્રેમ અને મિત્રના ધરાવનાર, તથા અન્ય સાંસારિક વસ્તુઓ આનંદથી ભોગવે છે. કેટલીક વાર સારસ અને બતકો, સરોવર કે

સરિતા-કિનારે ટહેલતાં જણાય છે. કિનારા પર કાદવકિચડ જામેલો હોય છે, તેમાં કંટકો ઊગેલા હોય છે, છતાં તેઓ ત્યાં વિહાર કરવાનું પસંદ કરે છે. તેવી જ રીતે કૃષ્ણભાવના વિનાનાં સંસારી મનુષ્યો ભૌતિક જીવનમાં સતત સબડયા કરે છે, અનેક પ્રકારની અગવડો વેઠે છે. કૌટુમ્બિક જીવનમાં કે અન્ય પ્રકારના કોઈ પણ જીવનમાં કૃષ્ણભાવનામય બન્યા વિના, કોઈ પણ વ્યકિત સંપૂર્ણ રીતે સુખી થઈ શકતી નથી. તેથી જ શ્રી નરોત્તમદાસ ઠાકુર કહે છે કે: પોતે ગમે તે વ્યકિતની સંગતિ પસંદ કરશે, ભલે પછી એ ગૃહસ્થ હોય કે સંન્યાસી જીવનમાં વિહરતો હોય, પરંતુ તે ભગવાનની અલૌકિક ભકિતમય સેવામાં રોકાયેલો હોવો જોઈએ. હંમેશાં ભગવાન ચૈતન્યનું નામ-સ્મરણ કરતો હોવો જોઈએ. દુન્યવી માનવીને મન દુન્યવી વસ્તુઓ વધુ ને વધુ બોજારૂપ બને છે, પરંતુ જે વ્યકિત કૃષ્ણ-ભાવનામાં સ્થિર છે તે પ્રત્યેક પરિસ્થિતિમાં સુખ અનુભવે છે.

પોતાનાં ખેતરોની આજુબાજુ બાંધેલા બંધો કેટલીક વાર ભારે વર્ષાથી તૂટી જાય છે. તેવી જ રીતે આ કળિયુગમાં બીજાં અધિકૃત નાસ્તિક પ્રચારકાર્ય કેટલીક વાર વૈદિક આદેશોની મર્યાદા તોડી નાખે છે. આમ લોકો ધીમે ધીમે નિરીશ્વરવાદ પ્રતિ ઢળતા જાય છે. વર્ષા ઋતુમાં પવનના સપાટાથી અથડાતાં વાદળો કેટલીક વાર વરસી જાય છે અને લોકો એને અમૃતધારા પેઠે વધાવી લે છે. જ્યારે વેદના અનુયાયી બ્રાહ્મણો રાજા—મહારાજાઓ જેવા શ્રીમંત વર્ગને, મહાન યજ્ઞો કરી દાનધર્મ કરવા પ્રેરણા આપે છે ત્યારે એવું સંપત્તિ-વિતરણ પણ અમૃતતુલ્ય લાગે છે. માનવ-સમાજના ચાર વર્ગો: બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સહકાર-પૂર્વક શાન્તિથી જીવન જીવે, એવી અપેક્ષા રાખવામાં આવે છે. નિષ્ણાત વૈદિક બ્રાહ્મણો, જેઓ મહાન યજ્ઞો કરી શકે છે, અને સંપત્તિનું વ્યવહારુ વિતરણ કરે છે, તેમના માર્ગદર્શન હેઠળ જ્યારે સમાજ ચાલે છે, ત્યારે જ આ શકય બને છે.

વર્ષાથી વૃંદાવન સમૃધ્ધ બન્યું હતું અને ખજૂર, કેરી, અંજીર, બોર અને અન્ય ફળોથી ભરપૂર હતું. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ ભગવાન, બલરામ અને તેમના ગોપમિત્રો, ઋતુનું આ નવું વાતાવરણ માણવા બહાર નીકળ્યા. નવું ઘાસ ચરી ચરી ગાયો પણ ખૂબ જ તંદુરસ્ત બની હતી અને તેમના આંચળ દૂધથી ભરેલા હતા. જ્યારે ભગવાન કૃષ્ણ એમને નામ દઈ બોલાવતા ત્યારે તેઓ ખૂબ ઉમળકાભેર એકદમ દોડી આવતી અને આનંદવિભોર દશામાં દૂધની ધારાઓ વછૂટતી. ગોવર્ધન પર્વતની બાજુમાં આવેલા વૃંદા-વનમાં ફરતાં ફરતાં ભગવાન કૃષ્ણ ખૂબ જ ખુશ થતા હતા. યમુનાકિનારે એમણે બધાં જ વૃક્ષો પર મધઝરતા મધપૂડા બંધાયેલા જોયા. ગોવર્ધન પર્વત પર ઘણા જળધોધ નીતરી રહ્યા હતા અને એમના પ્રપાતનો મનોહર મધુર ધ્વનિ કાને પડતો હતો. કૃષ્ણે પર્વતની ગિરિકંદરાઓ પ્રતિ દૃષ્ટિ કરી આ મધુર ધ્વનિ સાંભળ્યો. વર્ષા ઋતુ હજી પૂરી થઈ નહોતી, પરંતુ ધીમે ધીમે શરદ ઋતુમાં પલટાઈ રહી હતી. કેટલીક વાર હજી જંગલમાં વર્ષાનાં ઝાપટાં પણ પડી જતાં, ત્યારે ભગવાન કૃષ્ણ અને તેમના મિત્રો કોઈ વૃક્ષ નીચે બેસતા કે ગોવર્ધન પર્વતની કોઈ ગુફામાં આશ્રય લેતા, વનમાંથી પાકાં ફળો વીણી લાવી ખાતા

અને વાર્તાવિનોદમાં સમય પસાર કરતા. કૃષ્ણ તથા બલરામ આખો દિવસ વનવિહાર કરતા ત્યારે માતા યશોદા તેમને ફળો, દહીં અને મીઠાઈઓ મિશ્રિત ભાત નાસ્તા માટે મોકલતાં. યમુનાકિનારે શિલાતલ પર બેસી કૃષ્ણ એ આરોગતા. કૃષ્ણ, બલરામ અને તેમના મિત્રો આમ નાસ્તો કરતા તો પણ તેમની ગાયો અને વાછરડાંઓ પર નજર રાખતા. દૂધના ભારે વાવલી ગાયો ઊભાં ઊભાં થોડી શ્રમિત લાગતી, પરંતુ જ્યારે તે બેસીને ખાધેલું ઘાસ વાગોળતી ત્યારે ખૂબ જ આનંદિત દેખાતી. એમને આમ પ્રફુલ્લિત જોઈ કૃષ્ણ પણ ઘણા ખુશ થતા. આ વનરાજી પણ પોતાની જ શક્તિનું પ્રદર્શન હતું, એટલે વનશ્રીને જોઈને પણ કૃષ્ણ આનંદ પામતા.

કૃષ્ણ આવા પ્રસંગોએ વર્ષા ઋતુની ખાસ પ્રક્રિયાઓનાં ગુણગાન કરતા. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે, કે પ્રકૃતિ યા ભૌતિક શક્તિ પોતાની રુચિથી સ્વતંત્ર નથી. પ્રકૃતિ પણ ભગવાન કૃષ્ણની દેખરેખ નીચે કાર્યરત બને છે. શ્રી બ્રહ્મસંહિતામાં પણ કહ્યું છે કે ભૌતિક પ્રકૃતિ યા દુર્ગા ભગવાન કૃષ્ણની છાયારૂપ છે. ભગવાન કૃષ્ણ જે આદેશ આપે છે, પ્રકૃતિ તે માથે ચઢાવે છે. એટલે વર્ષા ઋતુએ જે પ્રકૃતિ-સૌંદર્ય સરજ્યું હતું, તે કૃષ્ણની પ્રેરણાથી જ અસ્તિત્વમાં આવ્યું હતું. જોતજોતામાં બધાં જ સરોવરો નિર્મલ જલથી ઊભરાઈ રહ્યાં હતાં. ચોમેર તાજગીભર્યો વાયુ વાઈ રહ્યો હતો, કેમ કે શરદ ઋતુનું આગમન થઈ ચૂક્યું હતું. ગગનમંડળમાંથી વાદળવૃંદો સાવ અદૃશ્ય થઈ ગયાં હતાં અને આકાશે પોતાનો નૈસર્ગિક વાદળી રંગ ધારણ કર્યો હતો. જંગલમાંના નિર્મલ જલમાં કમળપુષ્પો ખીલી રહ્યાં હતાં, જાણે કોઈ વ્યક્તિ યોગભ્રષ્ટ થઈ વિનિપાત અનુભવ્યા પછી આધ્યાત્મિક જીવન પુનઃ પ્રાપ્ત કરી પ્રફુલ્લિત થઈ ન હોય !

શરદ ઋતુનું આગમન થતાં જ નૈસર્ગિક રીતે બધું સુંદર જણાય છે. તેવી જ રીતે, જ્યારે એક દુન્યવી મનુષ્ય કૃષ્ણભાવનામય ભક્ત બને છે અને આધ્યાત્મિક જીવન જીવવા માંડે છે ત્યારે એ પણ આ શરદના આકાશ અને જલસમૂહ જેવો નિર્મલ લાગે છે. શરદ ઋતુ આકાશમાં ઘૂમતાં શ્યામ વાદળોને વિદારે છે. એટલું જ નહિ પણ ગંદા પાણીનેય સાફ કરે છે — જમીન પરનો બધો ગંદવાડ પણ સાફ થઈ જાય છે. તેવી જ રીતે જે મનુષ્ય કૃષ્ણભાવનામય બને છે, તે એકદમ બધા જ ગંદવાડથી મુક્ત થઈ જાય છે — અંદર અને બહાર નિર્મલ બને છે. ભગવાન કૃષ્ણ તેથી જ હરિ કહેવાય છે. હરિ અર્થાત્ જે બધું હરી લે છે તે જેમ માણસ કૃષ્ણભાવનામય ભક્ત બને છે, તેની તમામ કુટેવો ભગવાન કૃષ્ણ છોડાવી દે છે. શરદનાં વાદળો શ્વેતરંગી હોય છે, પણ એમાં જલ હોતું નથી. તેવી જ રીતે એક વૃદ્ધ માનવી પોતાનું ઘર, પત્ની અને બાળકોના નિભાવની બધી જ જવાબદારીઓમાંથી મુક્ત થઈ જ્યારે કૃષ્ણભાવનામય બને છે, ત્યારે તેની બધી જ ચિન્તાઓ દૂર થઈ જાય છે અને શરદનાં વાદળો જેવો એ શ્વેત જણાય છે. કેટલીક વાર શરદ ઋતુમાં ટેકરીઓ પરથી જલધોધ પડતા હોય છે, જે નિર્મલ જલ પૂરું પાડે છે. કેટલીક વાર ને પડતાં થંભી પણ જાય છે. તેવી જ રીતે કેટલીક વાર મહાન સંતપુરુષો નિર્મલ જ્ઞાનનો

વિનિમય કરે છે અને કેટલીકવાર તેઓ મૌન ધારણ કરે છે. વર્ષાઋતુને લીધે જે નાનાં નાનાં તળાવો પાણીથી ભરાઈ ગયાં હતાં, તે શરદમાં ધીમે ધીમે સુકાઈ જાય છે. આ તળાવોમાં વસતાં નાનાં-નાનાં જલચરોની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે, એ વાતનો ખ્યાલ આવતો નથી. તેવી જ રીતે ભૌતિકવાદી મનુષ્યોને પણ દિનપ્રતિદિન એમનું જીવન ઘટી રહ્યું છે એનો ખ્યાલ આવતો નથી. આવા લોકો ગાયો ઊછેરવામાં, મિલકત, બૈરાં-છોકરાં, સમાજ તથા મૈત્રી નિભાવવામાં રચ્યા-પચ્યા રહે છે. શરદ ઋતુમાં જલસમૂહ ઘટે છે અને ઉકળાટ વધે છે. તેથી નાનાં નાનાં તળાવડાંમાં રહેતા નાના નાના જીવો, ખૂબ જ અકળામણ અનુભવે છે. એ બધા અસંયમી માનવી જેવા છે. પોતે પોતાનું જીવન સારી રીતે ભોગવી શકતા નથી અને પોતાનાં કુટુંબીજનોનો બરાબર નિર્વાહ કરી શકતા નથી, એમ માની તેઓ હંમેશાં દુ:ખી રહે છે. કાદવ-કીચડવાળી ધરતી ધીમે ધીમે સુકાતી જાય છે. નવી ઊગેલી તાજી વનસ્પતિ પણ કરમાવા માંડે છે. તેવી જ રીતે જે વ્યકિત કૃષ્ણભાવનામય બને છે, તેની કૌટુમ્બિક સુખ માણવાની ભાવના પણ ધીમે ધીમે ક્ષીણ થતી જાય છે.

શરદઋતુના આગમનને લીધે સિન્ધુજલ પણ શાન્ત બને છે. તેવી જ રીતે આત્મસાક્ષાત્કાર અનુભવી ચૂકેલી વ્યકિત ભૌતિક જગતના વિવિધ તાપથી પીડા પામતી નથી. શરદ ઋતુમાં ખેડૂતો પાળો બનાવી પાણીનો સંગ્રહ કરે છે, જેથી ખેતરમાં એકઠું થયેલું પાણી સુકાઈ ન જાય. નવા વરસાદની તો હવે આશા હોતી નથી, તેથી ક્ષેત્રમાં જે પાણી એકઠું થયું હોય એ સંગ્રહી રાખવાની કામના તેઓ સેવે છે. તેવી જ રીતે, આત્મ-સાક્ષાત્કારની દિશામાં જે વ્યકિતએ પ્રગતિ સાધી હોય છે, તે પોતાની ઈન્દ્રિયોનો નિગ્રહ કરી પોતાની શકિત જાળવી રાખે છે. પચાસ વર્ષની વય થાય એટલે માનવીએ જીવનમાંથી નિવૃત્તિ લેવી જોઈએ એવો શાસ્ત્રોનો આદેશ છે. કુટુંબજીવનની જંજાળમાંથી મુકત બની, કૃષ્ણભાવનામય બનવાની દિશામાં પ્રગતિ સાધવા, પોતાની શકિતઓનો ઉપયોગ કરવો જોઈએ. મનુષ્ય પોતાની ઈન્દ્રિઓનો નિગ્રહ કરે અને તેમને ભગવાન મુકુંદની ભાવભરી અલૌકિક ભકિતમય સેવામાં વાળે, તે સિવાય મુકિત પામવાની કોઈ જ સંભાવના નથી.

શરદઋતુમાં દિવસ દરમ્યાન સૂર્યની ગરમી ખૂબ જ ઉકળાટ પ્રગટાવે છે, પરંતુ રાત્રે ચાંદનીના નિર્મલ પ્રકાશમાં માનવીઓનો દિવસભરનો થાક ઊતરી જાય છે. તે જ રીતે ભગવાન કૃષ્ણ યા મુકુન્દનો જે મનુષ્ય આશ્રય લે છે, તે મનુષ્યદેહને આત્મા સાથે સરખાવવાની ભૂલ કરવાના થાકમાંથી બચી શકે છે. મુકુન્દ યા કૃષ્ણ વૃંદાવનની ગોપાંગનાઓ માટે હંમેશાં સાન્ત્વનરૂપ છે. વ્રજાંગનાઓ હંમેશાં દુ:ખી રહે છે—કૃષ્ણના વિરહની એમના દિલને જંપ વળતો નથી, પરંતુ ચાંદનીવાળી શરદની રાત્રિએ, જ્યારે તેઓ કૃષ્ણદર્શન પામે છે ત્યારે, એમની વિરહવેદના બિલકુલ શમી જાય છે. જ્યારે આકાશ સર્વ વાદળોથી સ્વચ્છ હોય છે ત્યારે ચાંદનીનો નિર્મળ પ્રકાશ સર્વત્ર રેલાઈ રહે છે. તારલાઓ પણ રાત્રિએ સુંદર રીતે ચમકી રહે છે. તેવી જ રીતે, જ્યારે કોઈ મનુષ્ય બિલકુલ,

કૃષ્ણભાવનામય બની જાય છે ત્યારે, એના દિલમાં રહેતી બધી જ મલિનતાઓનો નાશ થાય છે અને શરદના આકાશમાં વિરાજતા તારલાઓ જેવો નિર્મળ એ બને છે. વેદોમાં યજ્ઞરૂપી કર્મ કરવાનું સૂચન થયેલું છે. ભગવદ્ ગીતામાં વેદોનો અંતિમ અર્થ સમજાવ્યો છે તે મુજબ: "વેદોનો અર્થ પૂરેપૂરો સમજયા બાદ, મનુષ્યે અંતમાં તો કૃષ્ણભાવનામય બનવું જ પડશે." માટે કૃષ્ણભાવનામય ભક્તના નિર્મળ હૃદયને શરદના નિર્મળ આકાશ સાથે સરખાવવામાં આવે છે. શરદ ઋતુ દરમ્યાન નિર્મળ આકાશમાં ચંદ્ર તારાઓ સહિત ઘણો જ તેજસ્વી દેખાય છે. ભગવાન કૃષ્ણ પોતે યદુવંશરૂપી આકાશમાં પ્રગટ થયા હતા. તેઓ બરાબર ચંદ્ર સમાન છે અને યદુકુળના સભ્યોરૂપી તારલાથી વીંટળાયેલા છે. જ્યારે અરણ્યમાં જોઈએ એટલાં મનોરમ પુષ્પો ખીલેલાં હોય છે ત્યારે વર્ષા ઋતુ અને ગ્રીષ્મ ઋતુઓમાં અકળાયેલા માનવીને તાજી સુગંધીદાર વાયુલહેરીથી ઘણી જ રાહત મળે છે. ગોપીજનોનું હૈયું કૃષ્ણમાં લાગેલું હતું તેથી કમનસીબે તેમને એવું સાન્ત્વન મળતું નહોતું. સામાન્ય જનતાએ એ મનોહર શરદની મનોરમ વાયુ લહેરીઓથી સાન્ત્વન મેળવ્યું હશે, પરંતુ ગોપીજનોને તો કૃષ્ણના આલિંગન સિવાય સંતોષ મળતો જ નહોતો.

શરદના આગમન પછી બધી જ ગાયો, હરણ, પંખીઓ અને સામાન્ય રીતે સર્વ નારીજાતિ ગર્ભવતી થાય છે, કારણ કે એ ઋતુમાં જ બધા જ નર જાતીય કામનાથી મુક્ત બને છે. બરાબર આ જ રીતે અધ્યાત્મવાદીઓ પણ પરમેશ્વરની કૃપાથી એમના જીવનના ધ્યેયને પામે છે. શ્રી રૂપ ગોસ્વામીએ એમના ઉપદેશામૃતમાં અનુરોધ કર્યો છે કે મનુષ્યે ભક્તિમય સેવા ખૂબ જ ઉત્સાહપૂર્વક, ધીરજપૂર્વક તથા શ્રદ્ધા રાખી કરવી જોઈએ અને સર્વ વિધિ તથા નિયમોનું પાલન કરવું જોઈએ. ભૌતિક દૂષણોથી પોતાની જાતને દૂર રાખવી જોઈએ અને ભક્તજનોના સહવાસમાં જ દિવસો પસાર કરવા જોઈએ. આ સિદ્ધાંતોનું પાલન કરવાથી મનુષ્ય અવશ્ય ભક્તિમય સેવાનું ઈપ્સિત ફલ પ્રાપ્ત કરી શકે છે, કારણ કે જે કોઈ ભક્તિમય સેવાના વિધિ-નિયમોનું નિયમિત રીતે પાલન કરે છે તે, ગૃહિણીઓ જેમ ગર્ભવતી બની ફળ પ્રાપ્તિનો સંતોષ અનુભવે છે તેમ, મનવાંછિત ફળ અવશ્ય પ્રાપ્ત કરે જ છે.

શરદ ઋતુમાં સરોવરોમાં કમળપુષ્પો પુષ્કળ પ્રમાણમાં ખીલે છે, ત્યારે પોયણાં હોતાં નથી. કમળપુષ્પ અને પોયણાં સૂર્યપ્રકાશમાં ખીલે છે, પણ શરદ ઋતુનો ઉકળાટ એકલાં કમળપુષ્પોને જ માફક આવે છે. આ ઉદાહરણ જે દેશમાં રાજા યા રાજ્ય સરકાર મજબૂત હોય તેને લાગુ પડે છે. એવા રાજ્યમાં ચોર-લુટારુ જેવાં અનિચ્છનીય તત્ત્વો ફૂલતાં-ફાલતાં નથી. નાગરિકોને લાગે કે તેઓ ચોર-લુટારુના ભયથી મુક્ત છે અને તેમના આક્રમણનો તેમને બિલકુલ ભય જ નથી, ત્યારે તેઓ સંતોષકારક વિકાસ સાધે છે. મજબૂત સરકારને શરદના સખત ઉકળાટ સાથે સરખાવવામાં આવી છે, પોયણાંને ચોર-લુંટારુ જેવાં અનિચ્છનીય તત્ત્વો સાથે સરખાવવામાં આવ્યાં છે, અને કમલપુષ્પોને રાજ્યતંત્રના સંતોષી નગરજનો સાથે સરખાવવામાં આવ્યાં છે. શરદ ઋતુમાં ખેતરો ધાન્ય-પાકથી

લચી રહેલાં હોય છે. તે દિવસોમાં લોકો નવા પાકથી આનંદવિભોર બન્યા હોય છે અને અનેક પ્રકારના ઉત્સવો ઉજવે છે. 'નવાન્ન' ઉત્સવમાં તેઓ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનને નવું અન્ન ભોગરૂપે ધરાવે છે. વિવિધ મંદિરોમાં નવું ધાન્ય પ્રથમ શ્રીમૂર્તિને ભોગરૂપે ધરવામાં આવે છે. બધાંને આ નવા ધાન્ય સાથે રાંધેલો દૂધપાક જમવા આમંત્રવામાં આવે છે. ધાર્મિક વિધિ તથા પૂજનના અન્ય પણ અનેક પ્રકારો છે. ખાસ કરીને બંગાળમાં દુર્ગાપૂજાનો મહોત્સવ ખૂબ જ ધામધૂમથી ઉજવાય છે.

વૃંદાવનમાં શરદ ઋતુ ઘણી જ રળિયામણી બનવા પામી હતી, કારણ કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ અને બળરામ ત્યાં વિરાજી રહ્યા હતા. વેપારીવર્ગ, રાજ-પરિવારના સભ્યો અને સંત મહાત્માઓ પોતાનું મનવાંછિત ફળ મેળવવા માટે સર્વત્ર મુકત રીતે ઘૂમી શકતા હતા. તેવી જ રીતે ભૌતિક દેહની માયામાંથી છૂટેલા અધ્યાત્મવાદીઓ પણ પોતાનો હેતુ સિદ્ધ કરી શકયા હતા. વર્ષા ઋતુમાં વ્યાપારીવર્ગ એક સ્થળેથી બીજે સ્થળે વિહાર કરી શકતો નથી, તેથી તેમને ધાર્યો નફો મળતો નથી. લોકો પાસેથી કરવેરા ઉઘરાવવા રાજ્ય-કર્મચારીઓ પણ છૂટથી પ્રવાસ કરી શકતા નથી. સંત મહાત્માઓ અધ્યાત્મજ્ઞાનનો પ્રસાર કરવા માટે પ્રવાસ કરે છે, પરંતુ તેઓ પણ વર્ષાઋતુમાં અવરોધ અનુભવે છે. શરદ ઋતુમાં આ બધા જ એવાં બંધનોથી મુકત થાય છે. અધ્યાત્મવાદી પછી ભલે તે જ્ઞાની હોય, યોગી હોય કે ભકતજન હોય, ભૌતિક શરીરનાં બંધનોને લીધે, પૂર્ણ આધ્યાત્મિક આનંદ ભોગવી શકતો નથી. પરંતુ જયારે એ આ નશ્વર દેહનો ત્યાગ કરે છે ત્યારે (મૃત્યુ બાદ) પરમાત્માના તેજસ્વી સ્વરૂપમાં ભળી જાય છે. યોગી બ્રહ્માંડના ઉચ્ચ લોકોમાં સ્થાનાંતર કરે છે અને ભકતજન વૈકુંઠવાસ પામે છે—ગોલોક વૃંદાવનમાં વિહાર કરી, આધ્યાત્મિક જીવન ગુજારે છે.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'શરદનું વર્ણન' નામના વીસમા અધ્યાયના
ભકિતવેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૨૧. ગોપીઓને બંસરીનું આકર્ષણ

અરણ્યના વાતાવરણથી કૃષ્ણ ખૂબ જ પ્રસન્ન થયા. પુષ્પો ખીલી રહ્યાં હતાં, મધમાખો અને ભ્રમરો ગુંજારવ કરી રહ્યાં હતાં, પંખીઓ આનંદથી કલરવ કરી રહ્યાં હતાં, વૃક્ષો તથા શાખાઓ સુખી જણાતાં હતાં. ત્યારે બલરામ અને ગોપમિત્રો સાથે ગાયો ચરાવતા કૃષ્ણે પોતાની અલૌકિક બંસરી બજાવવી શરૂ કરી. કૃષ્ણની બંસરીના સૂર કાને પડતાં જ વૃંદાવનની ગોપીઓને કૃષ્ણની યાદ સતાવી રહી. કૃષ્ણ કેટલી અજાની બંસી બજાવતા હતા તેની તેઓ અંદર અંદર વાતો કરવા લાગી કૃષ્ણ સાથે પોતે કરેલી લીલાઓ પણ તેમને યાદ આવી ગઈ. એમનાં હૃદયમાં વ્યાકુળતા થવા લાગી. બંસરીના સુંદર આલાપોની બરાબર ચર્ચા પણ તેઓ કરી શકી નહિ. બંસીની અલૌકિક સુરાવલિની ચર્ચા કરતાં કરતાં, એમને કૃષ્ણના વસ્ત્રાલંકાર યાદ આવ્યાં. નૃત્ય કરી રહેલા નટ જેવું તેમનું શરીર હતું, મસ્તક પર મયૂરપિચ્છ શોભતું હતું, બન્ને કાન ઉપર પુષ્પોની કલગીઓ ખોસેલી હતી, તે યાદ આવ્યું. એમનાં પીતાંબર ચમકી રહ્યાં હતાં, કંઠે વૈજયંતીમાલા ધારણ કરી હતી. આવી મોહક રીતે સજ્જ થઈ, એ આબાદ નૃત્ય કલાકારના સ્વાંગમાં શોભી રહ્યા હતા. બંસીનાં છિદ્રો દ્વારા એમનું અધરામૃત રેલાઈ રહ્યું હતું. કૃષ્ણને આમ વૃંદાવનમાં પ્રવેશ કરતા ગોપીજનો જોઈ રહી. વૃંદાવન હંમેશાં કૃષ્ણ તથા તેમના મિત્રોની પદાવલિથી શોભી ઊઠે છે તેના વિચારમાં ગોપીઓ લીન બની ગઈ.

કૃષ્ણ બંસી બજાવવામાં નિપુણ હતા. એની સુરાવલિથી ગોપીઓ મોહવશ બની જતી. આ બંસીનાદ એકલી ગોપીજનો માટે જ આકર્ષક નહોતો, પરંતુ એ સાંભળનાર દરેક જીવાત્માના હૃદયને તે હરી લેતો હતો. એક ગોપી એની સખીને કહેવા લાગી: 'વૃંદાવનમાં પ્રવેશ કરતા કૃષ્ણ અને બલરામને, તેમના ગોપમિત્રો સાથે ગાયો સંભાળતા અને બંસરી બજાવતા જોતાં જ નયનો ધન્ય બની જાય છે!'

ભગવાન કૃષ્ણને આંતરિક તથા બાહ્ય દૃષ્ટિથી દિવ્ય ધ્યાનાવસ્થામાં સ્થિત નિહાળી રહેલી વ્યક્તિઓ, એમને બંસરી બજાવતા વૃંદાવનમાં પ્રવેશ કરતા નીરખે છે. આને જ સાચી સમાધિસ્થદશા કહેવાય છે. એક જ વિષય પર સમગ્ર ઈન્દ્રિયોનું ધ્યાન કેન્દ્રિત થઈ જાય

ત્યારે તેને સમાધિ કહેવાય છે. ગોપીઓ અહીં નિર્દેશ આપે છે કે, કૃષ્ણની લીલાનું સ્મરણ, સંપૂર્ણ ધ્યાનાવસ્થા તથા સમાધિસ્થ અવસ્થાની પૂર્ણતા છે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ કહ્યુ છે કે જે વ્યકિત કૃષ્ણના વિચારોમાં લીન છે એ સર્વ યોગીઓમાં શ્રેષ્ઠ છે.

બીજી એક ગોપી કહેતી હતી, કે કૃષ્ણ અને બલરામ રંગમંચ પર નાટક કરવા જઈ રહેલા કોઈ કલાકારો જેવા ભાસતા હતા કૃષ્ણે ઝળકતુ પીતાંબર ધારણ કર્યું હતું, ત્યારે બલરામ નીલવર્ણા વસ્ત્રોમાં શોભી રહ્યા હતા. તેમના હાથમાં આંબાની મંજરી, મયૂરપિચ્છ અને પુષ્પગુચ્છ હતા. કમળપુષ્પોના હાર કંઠે ધારણ કરી, કેટલીક વાર, બન્ને પોતાની મિત્રમંડળીમાં મધુર ગીતોની લહાણી કરતા, ત્યારે કોઈ ગોપી એની સખીને પૂછતી, 'આ કૃષ્ણ અને બલરામ આટલા બધા સુંદર શાથી લાગે છે?' બીજી ગોપી કહેતી. 'હે પ્રિય સખી! મને તો એ વાત જ સમજાતી નથી કે આ વાંસના ટુકડાએ પૂર્વજન્મમાં એવાં તે શાં પુણ્ય કર્યાં હશે કે આ જન્મમાં તે મોરલી બનીને સતત કૃષ્ણના અધરામૃતનું પાન કરી રહ્યો છે?'

કૃષ્ણ કેટલીક વાર ગોપીજનોને પણ ચુંબન કરે છે, એટલે એમનાં અધર-દ્રવ્ય ઉપર એમની માલિકી સ્થાપિત થયેલી હતી. તેથી ગોપીઓ પૂછતી: 'આ બંસરી તો કેવળ વાંસનો ટુકડો છે, છતાં એને સતત કૃષ્ણના અધરામૃતનું પાન કરવાનો લ્હાવો ક્યાંથી મળ્યો હશે? આ બંસરી ભગવાન પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સેવામાં પરોવાઈ ગઈ છે, એટલે તેનાં માતા-પિતા પણ ધન્યતા અનુભવી રહ્યાં હશે.'

સરિતાઓ અને સરોવરો, વૃક્ષોનાં માતા લેખાય છે, કારણ કે વૃક્ષો જલપાન કરીને જ જીવે છે. એ કારણે આ જલસમૂહ વિચારે છે: 'અમારો પુત્ર — વાંસનો ટુકડો કેવો મહાન ભાગ્યશાળી છે કે કૃષ્ણના અધરામૃતનું પાન કરી રહ્યો છે?'. આનંદથી વૃંદાવનની સરિતાઓ અને સરોવરો, કમલદલથી ભરપૂર રહે છે જ્ઞાની અને વૃદ્ધ વ્યકિતઓ જેમ પોતાનાં સંતાનોને ભગવાનની ભક્તિમાં લીન થતાં જોઈ ખુશ થાય છે, તેવી જ રીતે આ સરિતાઓ તથા સરોવરો અને કિનારે ઊભેલાં વાંસનાં વૃક્ષો પોતાના સંતાનને પ્રભુ-સેવામાં લીન જોઈ ધન્યતા અનુભવે છે. વૃક્ષો આનંદવિભોર બની રહ્યાં હતાં અને એમની શાખાઓ ઉપર બંધાયેલા મધપૂડામાંથી મધ કાયમ નીતરી રહેલું જણાતું હતું.

કેટલીક વાર ગોપીઓ પોતાની સખીઓને કહેતી: 'પ્રિય સખીઓ, આપણું વૃંદાવન વિશ્વ-સમસ્ત પૃથ્વીને ધન્ય બનાવી રહ્યું છે, કેમ કે દેવકીજીના પનોતા પુત્રનાં ચરણકમલો એની ભૂમિ પર વિહાર કરી રહ્યાં છે. વળી ગોવિંદ બંસરી છેડે છે, ત્યારે મયૂરો પ્રમત્ત બની નૃત્ય કરવા લાગે છે અને શ્રી ગોવર્ધન પર્વત તથા તળેટીના પ્રદેશમાં ઊગેલાં વૃક્ષો, છોડવા અને પશુઓ આ મયૂરનૃત્ય જોઈ એકાગ્રચિત્ત બની અલૌકિક બંસરીગાન સાંભળવામાં લીન બની જાય છે. આવું ધન્યભાગ્ય અન્ય કોઈ પણ લોકને સાંપડયું નહિ હોય!' ગોપીજનો ગ્રામ્ય નારીઓ અને કન્યાઓ હતી, છતાં એમને કૃષ્ણનો પૂરો પરિચય હતો. તેવી જ રીતે મનુષ્ય અધિકૃત વ્યકિતઓ પાસેથી વેદશ્રવણ કરી ઉચ્ચતમ સત્યોને પામી શકે છે.

વળી, બીજી ગોપી કહેવા લાગી : 'હે પ્રિય સખીઓ ! જુઓ, જુઓ, આ હરણોના વૃંદને તો નિહાળો ! એ મૂંગાં પશુ છે, છતાં મહારાજ નંદના કુમાર કૃષ્ણનું સાન્નિધ્ય પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બન્યાં છે. કૃષ્ણ તથા બલરામના કેવળ વસ્ત્રાલંકારોથી જ તેઓ આકર્ષાયાં નથી, પરંતુ જેવાં એ બંસરીના સૂર સાંભળે છે કે તુરત જ કૃષ્ણ પ્રતિ ખૂબ જ વહાલભર્યો દૃષ્ટિપાત કરી, પોતાનો આદરપૂર્ણ અહોભાવ દાખવે છે.' ગોપીજનોને આ હરણોની પણ અદેખાઈ આવતી, કારણ કે જ્યારે તેઓ સજોડે કૃષ્ણનું સ્વાગત કરતી અને તેમના સાન્નિધ્યમાં જવા ઈચ્છા કરતી, ત્યારે એમના પતિઓ એમને સાથ આપવા તૈયાર થતા નહિ, તેથી તેઓ પોતાને આ હરણો જેટલી સદ્ભાગી માનતી નહિ.

વળી બીજી ગોપી કહેતી : 'અરે ! મારી બહેનો ! આ કૃષ્ણના વસ્ત્રાલંકારો એટલા બધા તો મોહક છે, કે એમાંથી નારીજનોને વિવિધ વિધિઓ પતાવવામાં પ્રોત્સાહન મળે છે. એની બંસરીનો નાદ સાંભળી સ્વર્ગની અપ્સરાઓ પણ એની મોહિનીથી અંજાઈ જાય છે.' આ સ્વર્ગની સુંદરીઓ પોતપોતાનાં વિમાનોમાં, પોતપોતાના પતિઓ સાથે વિહાર કરી રહી છે, તેમ છતાં કૃષ્ણની બંસરીનો સૂર સાંભળી, તેઓ એકદમ મુગ્ધ બની જાય છે. એમની વેણીઓ વિખરાઈ જાય છે અને વસ્ત્રો ઢીલાં પડી જાય છે. આથી એવું ફલિત થાય છે કે કૃષ્ણનો બંસરીનાદ સમગ્ર બ્રહ્માંડમાં રેલાઈ રહ્યો છે, પરિણામે ગોપીજનો આકાશમાં વિહાર કરતાં વિમાનોના ખ્યાલમાં પણ રાચી શકે છે.

વળી, બીજી ગોપી પોતાની સહેલીઓને કહેતી: 'અરે સખીઓ ! આ ગાયો પણ કૃષ્ણની મોરલીનો મધુર નિનાદ સાંભળી વિવશ બની જાય છે. અમૃતની વર્ષા થઈ રહી હોય એવો તેમને અનુભવ થાય છે. મોરલીનું મધુર ગાન સાંભળવા, તેઓ પોતાના કાન લાંબા કરે છે અને આ વાછરડાં તો તેમની માતાઓનું પયપાન કરતાં અધવચ્ચે જ થંભી જાય છે તથા ધાવવાનું પણ વિસરી જાય છે. ભક્તિમાં તેઓ એટલાં બધાં મગ્ન થઈ જાય છે, કે તેમના નયનમાંથી અશ્રુધારા વહી નીકળે છે.' કૃષ્ણ સાથે તેમનાં હૈયા કેવાં હળી ગયાં છે, એ વાતનું આ બાબત સંપૂર્ણ પ્રતિપાદન કરે છે. આથી સિદ્ધ થાય છે કે વૃંદાવનની ગાયો તેમજ વાછરડાં પણ કૃષ્ણને જોઈ હર્ષાશ્રુ સારતાં, અને કૃષ્ણ સાથે હૃદયમિલનનું સુખ અનુભવતાં. હકીકતમાં કૃષ્ણ પ્રત્યેની સંનિષ્ઠા જ્યારે સંપૂર્ણ બને છે, ત્યારે એ વહાલનો ઊભરો નયનાશ્રુ દ્વારા રેલાઈ રહે છે.

એક નાની વયની ગોપી પોતાની માતાને કહેવા લાગી : 'બા ! બા ! જો તો ખરી. આ પંખીઓ પણ, કૃષ્ણને બંસરી બજાવતા નિહાળી રહ્યાં છે. તે વિવિધ વૃક્ષોની ડાળીઓ ઉપર સ્થિર થઈ કેવાં બેસી ગયાં છે? એમનાં અંગો પરથી એવી પ્રતીતિ થાય છે, કે જાણે તેઓ સઘળું વિસરી ગયાં છે, અને કેવળ કૃષ્ણના બંસીગાનમાં જ લીન બની ગયાં છે આ કોઈ સામાન્ય પંખી જણાતાં નથી, પણ કોઈ મોટા સંતપુરુષો કે ઋષિમુનિઓ હોવા જોઈએ. આ ભક્તજનોએ કૃષ્ણનું બંસીગાન સાંભળવા જ જાણે વૃંદાવનમાં પંખીસ્વરૂપે અવતાર લીધો જણાય છે.' મહાન ઋષિ-મુનિઓ તથા વિદ્વાનોને વૈદિક જ્ઞાન પામવામાં રસ

હોય છે. આ વૈદિક જ્ઞાનનું તત્ત્વ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં આલેખવામાં આવ્યું છે:

વેદૈશ્ચ સર્વૈરહમેવ વેદ્યઃ। વેદોના જ્ઞાન દ્વારા કૃષ્ણને જ ઓળખવાના છે. આ પંખીઓના વર્તનથી એવું જણાય છે, કે તેઓ વૈદિક જ્ઞાનમાં મહાવિદ્વાન છે. તેથી તેઓ કૃષ્ણની બંસરીની સુરાવલીમાં લીન બની ગયાં છે અને અલૌકિક જ્ઞાનમાં મસ્ત બની, વેદોની વિવિધ શાખાઓ વિસરી ગયાં છે. બંસરીનું અલૌકિક વાદન સાંભળીને યમુના નદી પણ કૃષ્ણના ચરણકમલનો સ્પર્શ કરવા માટે પોતાનાં ભયાનક મોજાં તોડી નાંખીને ખૂબ જ ભાવનાવશ થઈ, હાથમાં કમળપુષ્પો લઈને મુકુન્દને અર્પણ કરવા સૌમ્ય રીતે વહી રહી છે.

પાનખરનો સખત ઉકળાટ કેટલીક વાર સહન થતો નહિ, ત્યારે કૃષ્ણ તથા બલરામ પ્રતિ સહાનુભૂતિ દાખવી આકાશમાં વાદળવૃંદો દોડી આવતાં, અને વેણુનાદમાં લીન સમગ્ર મંડળી પર છત્રછાયા કરી જતાં. કૃષ્ણની કૃપા સંપાદન કરવા, આ વાદળો આમ તેમના મસ્તક પર છત્ર ધરી રહેતાં. તોફાની આદિવાસી કન્યાઓ પણ કૃષ્ણના ચરણકમલના સ્પર્શથી રતુમડી બનેલી વૃંદાવનની રજ પોતાની છાતીએ લગાડી સંતોષ અનુભવતી. આ આદિવાસી કન્યાઓનાં અંગોપાંગો પૂર્ણ ખીલેલાં હતાં અને કામનાથી પણ પરિપૂર્ણ હતાં, છતાં તેમના પ્રણયીઓના સ્પર્શથી તેમને સંતોષ થતો નહોતો; પરંતુ જ્યારે તેઓ વનવિહાર કરવા નીકળતી, અને વેલા–પાંદડાંઓ પર કૃષ્ણના ચરણકમળસ્પર્શથી પડેલા કુંકુમનો તેમને સ્પર્શ થતો ત્યારે જ તેમને સંતોષ થતો. આ ચરણકમળો ગોપીજનોને સ્પર્શ કરતાં, ત્યારે તેમનાં અંગો પણ કુંકુમવર્ણાં બની જતાં. જ્યારે કૃષ્ણ-બલરામ પોતાની મિત્રમંડળી સાથે વૃંદાવનવિહાર કરવા નીકળતા ત્યારે, એ કુંકુમ વૃંદાવનની ધરતી પર પણ પથરાતું, એટલે વિલાસી આદિવાસી કન્યાઓ, કૃષ્ણની બંસરી સાંભળતાં સાંભળતાં આ કુંકુમ તુરત જ હાથમાં ઉપાડી લઈ પોતાનાં અંગોપાંગો પર લેપ કરતી. આમ કરવાથી તેમને સંપૂર્ણ સંતોષ થતો. પોતાના પતિના સહવાસમાં પોતાને ઘેર જેટલું સુખ નહોતું લાગતું, એટલું સુખ આથી એમને પ્રાપ્ત થતું. આમ, કૃષ્ણ પ્રત્યે સંનિષ્ઠ બનવાથી, બધી જ ભૌતિક વિલાસી કામનાઓ તૃપ્ત થઈ જાય છે.

બીજી એક ગોપી ગિરિરાજ ગોવર્ધનના અનોખા સ્થાનનું વર્ણન કરવા લાગી : 'આ ગોવર્ધન પર્વત કેટલો ભાગ્યશાળી છે, કે કૃષ્ણ તથા બલરામ હંમેશાં તેની પગથીઓ પર વિહાર કરે છે. ભગવાનનાં ચરણકમળોનો ગોવર્ધનપર્વતને હંમેશાં સ્પર્શ થતો હોય છે. તેથી પરિતૃપ્ત થઈને ગોવર્ધન પર્વત તેમને ફળફૂલ, વનસ્પતિ તેમજ નિર્મલ જલ પૂરું પાડે છે. ગોવર્ધન પર્વતનું સૌથી વિશિષ્ટ પ્રદાન પોતાનું તાજું ઘાસ છે, જે ચરીને ગાયો તથા વાછરડાં તૃપ્ત થાય છે. ગોપબાલો તથા ગાય-વાછરડાંને તૃપ્ત કરી, કૃષ્ણને પ્રસન્ન કરવાનો ગોવર્ધન પર્વતે સુંદર કીમિયો શોધી કાઢયો છે.'

વળી બીજી ગોપી બોલી : 'કૃષ્ણ તથા બલરામ બંસરી બજાવતા વૃંદાવનમાં વિહાર કરે છે ત્યારે બધું જ અદ્‌ભુત લાગે છે. કૃષ્ણ અને બલરામ ત્યાંની સર્વ ચેતન સૃષ્ટિ સાથે

સંપર્ક સાધે છે. કૃષ્ણ તેમજ બલરામ જ્યારે પોતાની અલૌકિક બંસરી બજાવે છે, ત્યારે સજીવ સૃષ્ટિ મુગ્ધ બની જાય છે અને પોતાની તમામ પ્રવૃત્તિઓ થંભાવી દે છે. વૃક્ષ તથા છોડવા જેવી જડ સૃષ્ટિ ભારે તાનમાં આવી જઈ ડોલવા લાગે છે.'

કૃષ્ણ તથા બલરામ સામાન્ય ગોપબાલો પેઠે, પોતાના હાથમાં અને સ્કંધ પર, દોરડાં પણ રાખતા. ગાયો દોહતી વખતે આ ગોપબાલો ગાયોના પાછલા પગ આ દોરડાંથી બાંધતા. આ નાનકડાં દોરડાં હંમેશાં ગોપબાલોના સ્કંધ પર લટકતાં રહેતાં. કૃષ્ણ તથા બલરામના સ્કંધ પર પણ એવું દોરડું રહેતું. કૃષ્ણ અને બલરામ પરમાત્માનાં સર્વોત્કૃષ્ટ સ્વરૂપો હતાં, છતાં તેઓ સામાન્ય ગોપબાલો જેવું જ વર્તન રાખતા. તેથી બધું જ અદ્ભુત અને આકર્ષક બની જતું. વૃંદાવનનાં જંગલોમાં કે ગોવર્ધન પર્વતના ઢોળાવ પર, કૃષ્ણ ગાયો ચારતા ત્યારે ગામમાં રહેલી ગોપીઓ એમના જ સ્મરણમાં કાયમ રાચતી અને એમની વિવિધ લીલાઓનાં જ વર્ણન કર્યા કરતી. કૃષ્ણ પ્રત્યેની સંનિષ્ઠાનું આ અત્યુત્તમ ઉદાહરણ છે. કૃષ્ણના વિચારોમાં હંમેશાં મગ્ન રહેવાનું આ અત્યુત્તમ ઉદાહરણ ગોપીઓના વર્ણનમાં હંમેશાં જોવા મળે છે. તેથી જ ચૈતન્ય મહાપ્રભુજીએ કહ્યું છે, કે પરમેશ્વરને પ્રસન્ન કરવાની ગોપીઓની રીત કરતાં બીજી એક પણ રીત શ્રેષ્ઠ નથી. આ ગોપીજનો બ્રાહ્મણ, ક્ષત્રિય કે ઉચ્ચ કુળોમાં જન્મ પામી નહોતી, પણ વૈશ્ય કુટુંબોમાં જન્મેલી હતી. તેઓ વ્યાપારી વર્ણની નહોતી — ગોપાલક હતી. એ લોકો અતિશિક્ષિત પણ નહોતાં. બ્રાહ્મણો પાસેથી હરેક પ્રકારની કથા-વાર્તાઓનું તેઓ અવશ્ય શ્રવણ કરતાં, છતાં એમનું એક જ જીવનધ્યેય હતું — કૃષ્ણના વિચારોમાં જ અહર્નિશ મગ્ન રહેવાનું.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'ગોપીઓને બંસરીનું આકર્ષણ' નામના
એકવીસમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૨૨. ગોપકન્યાઓનું વસ્ત્રાહરણ

વૈદિક સંસ્કૃતિ પ્રમાણે દશ વર્ષથી ચૌદ વર્ષની ઉંમરની કુંવારિકાઓ સુંદર પતિ મેળવવા માટે, શંકર ભગવાન અથવા દુર્ગામાતાની પૂજા કરતી જોવામાં આવે છે. પરંતુ, વૃંદાવનની કન્યાઓ તો કૃષ્ણના સૌંદર્યથી જ હંમેશાં આકર્ષિલી હતી. તેઓ શિયાળાની ઋતુ બેસે તે પહેલાં, એટલે કે હેમંત ઋતુની શરૂઆતથી જ દુર્ગામાતાની પૂજનવિધિ શરૂ કરી, હેમંતના પ્રથમ માસ (ઓક્ટોબર-નવેમ્બર) માં અગ્રહાયણ કરતી. તે સમયે, વૃંદાવનની સર્વ ગોપકુમારિકાઓ પણ વ્રત કરી દુર્ગામાતાનું પૂજન કરતી અને શરૂઆતમાં હવિષ્યાન્ન-પાણી, એટલે મરીમસાલા અગર હળદર વિના, મગની દાળ અને ચોખાને રાંધીને બનાવેલો એક પ્રકારનો ખોરાક લેતી. વૈદિક આદેશાનુસાર ક્રિયાકાંડાત્મક વિધિ શરૂ કરતાં પહેલાં, મનુષ્યે શરીર-શુદ્ધિ માટે હવિષ્યાન્ન લેવું જોઈએ. વૃંદાવનની સર્વ ગોપકુમારિકાઓ યમુના નદીમાં સ્નાન કર્યા પછી, વહેલી સવારે હંમેશાં કાત્યાયની દેવીની પૂજા કરતી. કાત્યાયની એ દુર્ગામાતાનું બીજું નામ છે. યમુના કાંઠેથી માટી અને રેતી ભેગાં કરી, તેના મિશ્રણમાંથી તૈયાર કરવામાં આવેલી દેવીની પ્રતિમાનું પૂજન કરવામાં આવે છે. વૈદિકશાસ્ત્રમાં એવી ભલામણ કરવામાં આવી છે, કે વિવિધ પ્રકારનાં ભૌતિક તત્ત્વોમાંથી દેવની મૂર્તિ બનાવી શકાય. વળી ધાતુ, રત્નો, લાકડું, માટી, પથ્થર વગેરેમાંથી તૈયાર કરી તેને રંગી શકાય, અથવા પૂજન કરનાર પોતાના હૃદયમાં પણ તેનું સ્મરણ કરી શકે. માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ દેવોનાં આવાં સર્વ સ્વરૂપોને કાલ્પનિક સમજે છે, પરંતુ હકીકતમાં વૈદિક સાહિત્યમાં આ પ્રતિમાઓનો પરમેશ્વર કે અન્ય દેવતાઓનાં રૂપો તરીકે સ્વીકાર થયો છે.

ગોપકુમારિકાઓ દુર્ગામાતાની પ્રતિમા બનાવીને ચંદનનો લેપ, હાર, સુગંધીદાર ધૂપ તથા દીવા અને સર્વ પ્રકારનાં ફળ, અનાજ, તેમજ વનસ્પતિકૂંપળો વગેરેના અર્ઘ્યથી પૂજા કરતી. પૂજા કર્યા બાદ, સામાન્ય રીતે કાંઈક વરદાનની આશાથી પ્રાર્થના કરવાનો રિવાજ છે. કુંવારી ગોપીઓ, ભક્તિપૂર્વક પૂજા કરતી વખતે, કાત્યાયની માતાને આ પ્રમાણે સંબોધન કરતી: "હે પરમેશ્વરની સર્વોચ્ચ સનાતન શક્તિ, હે પરમ અચિન્ત્ય શક્તિ! હે ભૌતિક જગતની સર્વોચ્ચ નિયામક! અમારા ઉપર કૃપા કરો અને નંદ મહારાજના પુત્ર કૃષ્ણ સાથે અમારાં લગ્ન ગોઠવી આપો." સામાન્ય રીતે વૈષ્ણવો કોઈ દેવતાનું પૂજન કરતા નથી. શ્રીલ

નરોત્તમદાસ ઠાકુરે શુદ્ધ ભકિતના માર્ગમાં ઉન્નતિની ઈચ્છા કરનાર દરેક મનુષ્યને કોઈ પણ દેવતાઓનું પૂજન કરવા માટે સર્વથા મનાઈ ફરમાવી છે; છતાં કૃષ્ણ પ્રત્યેના પ્રેમમાં જેમની સાથે કોઈની પણ સરખામણી થઈ શકે તેમ નથી, તે ગોપીઓ દુર્ગાનું પૂજન કરી રહેલી જોવામાં આવે છે. દેવતાઓને પૂજનારા ઘણી વાર કહે છે, કે ગોપીઓ પણ દુર્ગાદેવીની પૂજા કરતી હતી; પરંતુ આ અંગે ગોપીઓનો હેતુ આપણે સમજવો જોઈએ. સામાન્ય રીતે લોકો કંઈક ભૌતિક લાભ મેળવવાની આશાથી દુર્ગામાતાનું પૂજન કરે છે. અહીંયાં ગોપીઓ કૃષ્ણ ભગવાનની પત્ની બનવાની પ્રાર્થના કરતી હતી. કહેવાનું તાત્પર્ય એ છે કે, સમગ્ર પ્રવૃત્તિનું મધ્યબિંદુ કૃષ્ણ છે, અને એ ધ્યેય પ્રાપ્ત કરવા માટે ભકત કોઈ પણ સાધન અજમાવી શકે છે. કૃષ્ણની સેવા કરવા અથવા તેમને સંતોષવા માટે ગોપીઓ કોઈ પણ સાધન અજમાવવા તૈયાર હતી. તેમનું એ સર્વોત્તમ લક્ષણ હતું. આમ, ગોપકન્યાઓ, કૃષ્ણ તેમના પતિ થાય એટલા માટે, આખો મહિનો દુર્ગામાતાની સંપૂર્ણ રીતે પૂજા કરતી. નંદ મહારાજનો પુત્ર કૃષ્ણ તેમનો પતિ થાય એટલા માટે તેઓ દરરોજ પ્રાર્થના કરતી.

વહેલી સવારે, ગોપીઓ યમુનાના કાંઠે સ્નાન કરવા જતી. તે એકબીજાનો હાથ પકડી ભેગી થતી અને કૃષ્ણની અદ્‌ભુત લીલાઓનું મોટે સાદે ગાન ગાતી. ભારતમાં પુરાણકાળથી સ્ત્રીઓ અને કન્યાઓમાં એવી પ્રથા છે, કે જ્યારે તેઓ નદીમાં સ્નાન કરવા ઊતરે છે, ત્યારે પોતાનાં વસ્ત્રો ઉતારી કાંઠા પર મૂકી સંપૂર્ણ નગ્ન થઈ જળમાં ડૂબકી મારે છે. નદીના જે ભાગમાં કન્યાઓ અને સ્ત્રીઓ સ્નાન કરતી હોય, ત્યાં કોઈ પણ પુરુષને પ્રવેશવા માટે સખ્ત મનાઈ હોય છે અને હજી પણ એ પ્રથા ચાલુ છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ, ગોપકુમારિકાઓનું મન સમજી ગયા હતા, તેથી તેમણે તેમની મનવાંછિત ઈચ્છા પૂર્ણ કરવાની કૃપા કરી. કૃષ્ણ તેમના પતિ થાય એવી ગોપીઓએ પ્રાર્થના કરી હતી અને કૃષ્ણ તેમની ઈચ્છા પૂર્ણ કરવા ઈચ્છતા હતા.

મહિનાને અંતે કૃષ્ણ તેમના સખાઓ સહિત તે સ્થળે દેખાયા. કૃષ્ણનું બીજું નામ યોગેશ્વર છે, એટલે કે સર્વ યૌગિક શકિતઓના તે સ્વામી છે. ધ્યાનના અભ્યાસ વડે યોગી સામા માણસના મનમાં ચાલતી પ્રક્રિયાનો અભ્યાસ કરી શકે છે. કૃષ્ણ પણ ગોપીઓની ઈચ્છા બરાબર સમજી શકતા હતા, તેથી તે સ્થળે પ્રગટ થઈને તેમણે ગોપીઓનાં સર્વ વસ્ત્રો એકઠાં કર્યાં અને નજીકના વૃક્ષ પર ચઢી ગયા. વળી, હસતે મુખે તેઓને કહેવા લાગ્યા: "હે પ્રિય કન્યાઓ! કૃપા કરી તમે બધી, એક પછી એક, અહીં આવો અને તમારાં વસ્ત્રો માટે પ્રાર્થના કરી પાછાં લઈ જાવ. હું તમારી મજાક નથી કરતો—તમને સત્ય કહું છું. તમારી મજાક કરવાની મારી કોઈ ઈચ્છા નથી; કારણ કે તમે એક મહિના સુધી કાત્યાયની દેવીનું બરાબર પૂજન કરી, તેના નિયામક સિદ્ધાંતોનું પાલન કર્યું છે. કૃપા કરી તમે સૌ એક સાથે ન આવશો—દરેકે એકલાં જ આવવાનું છે. તમે સૌ પાતળી કમરવાળી છો, તેથી તમારામાંના દરેક જણના સંપૂર્ણ સૌંદર્યને જોવાની મારી ઈચ્છા છે. હું તમને એકલી આવવાની વિનંતી કરું છું. હવે કૃપા કરીને એનું પાલન કરો."

જ્યારે જળમાં રહેલી કન્યાઓએ કૃષ્ણના આવા મજાકભર્યા શબ્દો સાંભળ્યા, ત્યારે તેઓ એકબીજા સામે જોઈ જોઈને હસવા લાગી. કૃષ્ણ પાસેથી આવી વિનંતી સાંભળીને તેઓ ખૂબ જ આનંદિત બની, કેમકે તેઓ તો કૃષ્ણના પ્રેમમાં ક્યારનીયે ડૂબેલી હતી. શરમને લીધે તેઓ એકબીજી સામે જોવા લાગી, પણ નગ્ન હોવાને કારણે જળમાંથી બહાર ન આવી શકી. મોડે સુધી જળમાં રહેવાથી તેઓ થરથર કંપવા અને ધ્રૂજવા લાગી, પરંતુ ગોવિંદના આનંદદાયક અને મજાકયુક્ત શબ્દો સાંભળીને તેમનાં મન અત્યંત હર્ષપૂર્વક અસ્વસ્થ થયાં. તેઓ કૃષ્ણને કહેવા લાગી, "વહાલા નંદનંદન! કૃપા કરી આવી રીતે અમારી મશ્કરી ન કરો. આવો ઘોર અન્યાય ન કરો. તમે નંદ મહારાજના પુત્ર હોવાથી ખૂબ જ ખાનદાન છો અને અમને અત્યંત પ્રિય પણ છો, પરંતુ અમે સર્વે ઠંડા જળમાં થરથર કંપી રહ્યાં છીએ તે સમયે તમારે આમ અમારી મજાક કરવી ન જોઈએ. કૃપા કરી અમારાં વસ્ત્રો તરત જ પાછાં આપો, નહિ તો અમને ખૂબ કષ્ટ પડશે" આમ તેઓ અત્યંત દીન બની કૃષ્ણને ફરી-ફરી અરજ કરવા લાગી. તેમણે કહ્યું, "વહાલા શ્યામ સુંદર! અમે સૌ તમારી સનાતન દાસીઓ છીએ. આપ જે કંઈ હુકમ કરો તેનું પાલન કરવું, એને અમે અમારું ધાર્મિક કર્તવ્ય સમજીએ છીએ; તેથી ખચકાયા સિવાય, અમારે તે બજાવવું જોઈએ. પરંતુ, જો આપ જેનું પાલન અશક્ય છે એવી, આ માગણીનો આગ્રહ રાખશો તો પછી અમારે ખરેખર નંદ મહારાજ પાસે જઈને આપની વિરુદ્ધ ફરિયાદ કરવી પડશે. જો નંદ-મહારાજ પગલાં નહિ લે તો, તમારી ગેરવર્તણૂક માટે, અમારે કંસ રાજાને જણાવવું પડશે."

ગોપકુમારિકાઓની આવી વિનંતી સાંભળીને કૃષ્ણે જવાબ આપ્યો, "પ્રિય ગોપ-કન્યાઓ! જો તમે એમ માનતાં હો કે તમે મારી સનાતન દાસીઓ છો, અને હંમેશાં મારા હુકમનું પાલન કરવા માટે તૈયાર રહો છો, તો હું તમને વિનંતી કરુ છું કે કૃપા કરી તમે હસતે વદને, એક પછી એક, અહીં આવો અને તમારાં વસ્ત્રો લઈ જાઓ; પરંતુ જો તમે અહીં નહીં આવો અને મારા પિતાને ફરિયાદ કરશો, તો હું પણ એની કોઈ દરકાર કરવાનો નથી. હું જાણું છું કે, મારા પિતા વૃદ્ધ છે અને અતિ પ્રેમને લઈ મારી સામે કોઈ પણ પગલાં લેશે નહીં." જ્યારે ગોપીઓએ જોયું કે કૃષ્ણનો નિશ્ચય અફર હતો, ત્યારે તેમના હુકમનું પાલન કર્યા સિવાય, બીજો કોઈ વિકલ્પ તેમને માટે ન હતો તેથી તે એક પછી એક જળની બહાર આવી, પરંતુ તેઓ સંપૂર્ણ નગ્ન હોવાથી, પોતાનો ડાબો હાથ ગુહ્યાંગ પર મૂકી, પોતાની નગ્નાવસ્થા ઢાંકવાનો પ્રયત્ન કરવા લાગી. એ પ્રસંગે તેઓ સર્વે ધ્રૂજતી હતી. તેમની સરળ અભિવ્યક્તિ એટલી બધી પવિત્ર હતી કે, કૃષ્ણ ભગવાન તેમના ઉપર તરત જ રાજી થયા. સર્વ ગોપ કુમારિકાઓએ કૃષ્ણ તેમના પતિ થાય તેવી ગૌરીમાતાને પ્રાર્થના કરેલી, તે આમ સફળ થઈ. સ્ત્રી પોતાના પતિ સિવાય કોઈ પણ પુરુષની સામે નગ્ન ન થઈ શકે. ગોપકુમારિકાઓ કૃષ્ણ તેમના પતિ થાય એવું ઈચ્છતી હતી, એટલે તેમણે તેમની ઈચ્છા એ રીતે સંપૂર્ણ કરી. તેમનાથી રાજી થયેલા કૃષ્ણ, તેમનાં વસ્ત્રો ખભા-પર રાખી, બોલવા લાગ્યા, "પ્રિય કન્યાઓ! નગ્ન થઈને યમુના-નદીમાં જવાથી તમે મોટો

અપરાધ કર્યો છે, તેથી યમુનાના અધિષ્ઠાતા દેવ વરુણ તમારા પર નારાજ થયા છે. એટલે કૃપા કરી બે હાથ જોડી તમારા મસ્તકે સ્પર્શ કરી, આ અપરાધમાંથી બચવા માટે વરુણ દેવને નમસ્કાર કરો." સર્વ ગોપીઓ અત્યંત સરળ આત્માઓ હતી, અને જે કાંઈ કૃષ્ણે કહ્યું, તેને તેમણે સત્ય માની લીધું. વરુણ દેવના ગુસ્સામાંથી મુકત થવા અને પોતાના વ્રતનું ઈચ્છિત ધ્યેય પૂરું કરવા, સાથે સાથે તેમના પૂજ્ય ભગવાન કૃષ્ણને પ્રસન્ન કરવા, તેમણે આ હુકમનું તરત જ પાલન કર્યું, આમ તેઓ કૃષ્ણની સર્વશ્રેષ્ઠ પ્રેમિકાઓ અને સૌથી વધુ વફાદાર દાસીઓ બની.

ગોપીઓની કૃષ્ણભાવનાની તોલે કોઈ આવી શકે તેમ નથી. હકીકતમાં ગોપીઓને વરુણ કે બીજા કોઈ દેવતાની પડી ન હતી. તેઓ કેવળ કૃષ્ણને રીઝવવા માગતી હતી. કૃષ્ણ ગોપીઓના સરળ વહેવારથી, ખૂબ જ કૃતાર્થ અને સંતુષ્ટ થયા, અને તરત જ તેમણે સૌ સૌનાં વસ્ત્રો, એક પછી એક સોંપી દીધાં. કૃષ્ણે જુવાન ગોપકુમારિકાઓને છેતરી, પોતાની સમક્ષ નગ્નાવસ્થામાં ઊભી રાખી, તેમની ઠઠ્ઠા-મશ્કરી કરી, તેમને કેવળ ઢીંગલીઓની જેમ રમાડી, તેમનાં વસ્ત્રો હરી લીધાં; તેમ છતાંય, તેઓ હજુ પણ, પ્રભુથી પ્રસન્ન હતી. તેમણે તેમની વિરુદ્ધ ફરિયાદ નોંધાવી નહિ. ચૈતન્ય મહાપ્રભુએ પોતાની પ્રાર્થનામાં ગોપીઓના આવા સ્વભાવનું વર્ણન કર્યું છે: "મારા વહાલા કૃષ્ણ ભગવાન તમે મને આલિંગન દો, કે તમારા ચરણ નીચે કચડી નાખો, કે પછી મારી સમક્ષ કદી પ્રગટ ન થઈ મારું હૃદય ભાંગી નાખો, અથવા તમને જેમ યોગ્ય લાગે તેમ કરો; કારણ કે તમે સંપૂર્ણ રીતે સ્વતંત્ર પરમેશ્વર છો, તમારા સર્વ વ્યવહારો આવા હોવા છતાં, તમે જ મારા જન્મોજન્મના સ્વામી છો મારા માટે બીજું કોઈ પૂજનીય નથી." કૃષ્ણ પ્રત્યે ગોપીઓનું વર્તન પણ આવું જ હતું.

કૃષ્ણ ભગવાન ગોપીઓ પ્રત્યે રાજી થયા. અને સૌ ગોપીઓ તેમને પતિ તરીકે મેળવવા ઈચ્છતી હતી, તેથી કૃષ્ણે તેમને કહ્યું, "પ્રિય સુકન્યાઓ! તમારા મનમાં રહેલી ભાવનાને, જે ઈચ્છાથી તમે કાત્યાયની દેવીની પૂજા કરતી હતી, તેને હું જાણું છું. તમારી આ પ્રવૃત્તિ સાથે હું સંપૂર્ણ સહમત થાઉં છું. જે કોઈ મનુષ્ય મારામય બની ભાવનાઓ સેવે છે, પછી ભલે તે કામી ભાવનાઓ હોય, તો પણ તેની ઉન્નતિ જ થાય છે. જેમ તળેલું બીજ ફળતું નથી, તેમ મારી સ્નેહાળ સેવા સાથે સંકળાયેલી કોઈ પણ ભાવના કદી પણ સામાન્ય કર્મની જેમ, ભૌતિક કર્મોનાં પરિણામો ઉત્પન્ન કરતી નથી."

બ્રહ્મસંહિતામાં એક વિધાન છે: कर्माणि निर्दहति किंतु च भक्तिभाजाम्। દરેક મનુષ્ય પોતાનાં સકામ કર્મોથી બંધાયેલો છે, પરંતુ ભકતોનાં કર્મો હંમેશાં ભગવાનના સંપૂર્ણ સંતોષ માટે હોય છે તેથી તેઓ કર્મોના પ્રત્યાઘાતો ભોગવતા નથી. કૃષ્ણ પ્રત્યેનું ગોપીઓનું વલણ, બાહ્ય દૃષ્ટિએ કદાચ કામાસકત લાગે, પણ તેને સાધારણ સ્ત્રીઓની કામવાસના સાથે કદી ન સરખાવવી જોઈએ. આનું કારણ શ્રીકૃષ્ણે સ્વયં સમજાવ્યું છે: 'કૃષ્ણ-ભકિતમય પ્રવૃત્તિઓ, કોઈ પણ પ્રકારનાં કર્મોના આઘાત-પ્રત્યાઘાતોથી પર અને દિવ્ય છે.'

કૃષ્ણે આગળ જણાવ્યું, "મારી વહાલી ગોપીઓ! હું તમારો પતિ થાઉં એવી ભાવનાથી તમે કાત્યાયની દેવીનું પૂજન કરેલું, એ ભાવના પરિપૂર્ણ થશે. હું તમને વચન આપું છું, કે આવતી શરદ-ઋતુમાં તમે મને મળી શકશો, અને મને તમારા પતિ તરીકે પામશો"

વૃક્ષોની છાયાનો આશ્રય લેતાં કૃષ્ણ બહુ આનંદિત થયા. ચાલતાં ચાલતાં તેઓ વૃંદાવન-વાસીઓને સંબોધન કરવા લાગ્યા: "મારા વહાલા સ્તોકકૃષ્ણ, મારા વહાલા વરૂથપ, હે પ્રિય ભદ્રસેન, પ્રિય સુદામા, વહાલા સુબલ, મારા વહાલા અર્જુન, મારા પ્રિય વિશાલ, મારા વહાલા ઋષભ, વૃંદાવનનાં આ અત્યંત ભાગ્યશાળી વૃક્ષોને જુઓ. તેમણે પરોપકાર માટે પોતાનું જીવન સમર્પ્યું છે. તેઓ સ્વયં તો સર્વપ્રકારની કુદરતી આપત્તિઓ, જેવી કે વાવાઝોડાં મુશળધાર વરસાદ, પ્રખર તાપ અને કડકડતી ઠંડી સહન કરી રહ્યાં છે; પરંતુ આપણો થાક ઉતારવા માટે અને આપણને આશ્રય આપવા માટે તેઓ ખૂબ કાળજી રાખે છે. મારા વહાલા મિત્રો! હું ધારું છું કે તેઓ આ જન્મમાં વૃક્ષો તરીકે યશ પામ્યાં છે. તેઓ બીજાને રક્ષણ આપવામાં એટલી બધી કાળજી રાખે છે કે, કોઈને પણ દાન માટે કદી ના ન પાડનાર ઉચ્ચ કક્ષાના દાનવીરો જેટલાં જ આ વૃક્ષો અત્યંત ખાનદાન છે. આ વૃક્ષો જે કોઈ રક્ષણ માટે આવે તેને ના કહેતાં નથી. તેઓ પાદડાં, ફળ, ફૂલ, છાયા, કંદમૂળ, છાલ, લહેજત-દાર રસ અને અગ્નિ વગેરે, વિવિધ પ્રકારની સગવડો માનવજાતિને આપે છે. તેઓ ઉદારતાનાં સંપૂર્ણ પ્રતીકો છે. ઉદાર મનુષ્ય પોતાનું શરીર, મન, પ્રવૃત્તિઓ, બુદ્ધિ અને શબ્દો દ્વારા શકય એવી દરેક વસ્તુનું, સર્વ જીવાત્માઓની સુખાકારી માટે બલિદાન આપે છે—એમના જેવાં જ આ વૃક્ષો છે.

આમ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણ વૃક્ષોનાં પાદડાં, ફળ, ફૂલ અને નાની નાની ડાળીઓને સ્પર્શ કરતા, અને તેમની યશસ્વી કલ્યાણકારી પ્રવૃત્તિઓની પ્રશંસા કરતા કરતા યમુનાના તટ પર ચાલ્યા. જુદાં જુદાં માણસો પોતપોતાનાં દૃષ્ટિબિંદુ પ્રમાણે માનવ-સમાજ માટે લાભકારક એવી અમુક અમુક કલ્યાણકારી પ્રવૃત્તિઓ અપનાવે છે; પરંતુ બહુજન-સમાજને ચિરકાળને માટે લાભ આપવો હોય, તો કૃષ્ણભાવનામય પ્રવૃત્તિનો પ્રચાર કરવો જોઈએ. દરેક મનુષ્યે, આ પ્રવૃત્તિનો પ્રચાર કરવા માટે તૈયારી રાખવી જોઈએ. ચૈતન્ય મહાપ્રભુએ સૂચવ્યા પ્રમાણે, મનુષ્યે ઘાસનાં તણખલાં કરતાં વધુ નમ્ર અને વૃક્ષ કરતાં વધારે સહિષ્ણુ બનવું જોઈએ. કૃષ્ણ ભગવાને સ્વયં વૃક્ષોની સહિષ્ણુતા સમજાવી છે. કૃષ્ણ ભાવનામય પ્રચારમાં જોડાયેલા લોકોએ અતૂટ શિષ્યપરંપરા દ્વારા શ્રી ચૈતન્ય મહાપ્રભુ અને કૃષ્ણ ભગવાનનો બોધ શીખવવો જોઈએ.

યમુના-તટે આવેલા વૃંદાવનના જંગલમાંથી પસાર થતી વખતે કૃષ્ણ સુંદર જગ્યાએ બેઠા અને ગાયોને યમુનાજીમાંથી શીતળ અને સ્વચ્છ જળ પીવા દીધું. થાકેલા ગોપ-બાળકોએ પણ કૃષ્ણ અને બલરામ સહિત પાણી પીધું. યમુનાજીમાં ગોપીઓને સ્નાન કરતી નિહાળી કૃષ્ણે બાકીની સવાર ગોપબાળકો સાથે પસાર કરી.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'ગોપકન્યાઓનું વસ્ત્રાહરણ' નામના બાવીસમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૨૩. યાજ્ઞિક બ્રાહ્મણોની પત્નીઓની મુક્તિ

સવાર વીતી ગઈ. ગોપબાળકોએ સવારે શિરામણ (નાસ્તો) નહિ કરેલ હોવાથી, તેઓ ખૂબ ભૂખ્યા થયા હતા. તેઓ તુરત કૃષ્ણ અને બલરામ પાસે ગયા અને કહ્યું, "વહાલા કૃષ્ણ અને બલરામ, તમે બંને સર્વશક્તિમાન છો. તમે અનેક અસુરોને હણી શકો છો, પરંતુ આજે અમે ભૂખથી બહુ વ્યાકુળ છીએ અને તેથી ખૂબ બેચેન છીએ. અમારી ભૂખ શમે એવી કંઈક ગોઠવણ કૃપા કરીને કરો." પોતાના સખાઓની આ રીતની વિનંતિથી, ભગવાન કૃષ્ણ અને બલરામ, યજ્ઞ કરતા બ્રાહ્મણોની પત્નીઓ પ્રતિ દયાવાન થયા. આ પત્નીઓ ભગવાનની ભક્ત હતી, તેથી તેમના ઉપર કૃપા કરવા ભગવાને આ તક ઝડપી લીધી. તેઓ બોલ્યા, "મારા વહાલા સખાઓ! નજીકમાં રહેલા બ્રાહ્મણોના ઘેર જાવ. સ્વર્ગાદિ ઉત્તમ લોકની પ્રાપ્તિના હેતુથી તેઓ આંગિરસ નામે જાણીતા વૈદિક યજ્ઞ-કાર્યમાં રોકાયેલા છે. તમે સૌ તેઓની પાસે જાવ." ભગવાન કૃષ્ણે મિત્રોને સાવધ કરતાં કહ્યું "આ બ્રાહ્મણો વૈષ્ણવો નથી. તેઓ તમારા કૃષ્ણ અને બલરામ એ નામોનું સ્તવન પણ કરી શકતા નથી. તેઓ વૈદિક ઋચાઓનું ગાન કરવામાં રોકાયેલા છે, પરંતુ વૈદિક જ્ઞાનથી મને પ્રાપ્ત કરવો કઠિન છે. તેઓને કૃષ્ણ અને બલરામ એ નામોનું હજી આકર્ષણ થયું નથી, તેથી મારા નામથી તેઓની પાસે કંઈ યાચના ન કરો, તે વધારે સારું છે. બલરામનું નામ લઈ તેઓની પાસે કાંઈ યાચના કરો, તે વધારે ઠીક રહેશે."

સાધારણ રીતે દાન, ઉચ્ચવર્ણના બ્રાહ્મણોને અપાય છે, પરંતુ કૃષ્ણ અને બલરામ બ્રાહ્મણકુળમાં પ્રગટ થયા ન હતા. બલરામ ક્ષત્રિય વસુદેવના પુત્ર તરીકે તથા કૃષ્ણ વૃંદાવનમાં નંદ મહારાજ, જેઓ વૈશ્ય હતા તેમના પુત્ર તરીકે જાણીતા હતા. આમ બંનેમાંથી એકેય બ્રાહ્મણકુળના ન હતા. એટલે કૃષ્ણે વિચાર કર્યો કે, યજ્ઞ કરવામાં રોકાયેલા બ્રાહ્મણો ક્ષત્રિય અને વૈશ્યોને દાન આપવા તત્પર થાય નહિ, એવો સંભવ છે. તેથી તેમણે કહ્યું, "જો તમે બલરામનું નામ લઈ માગશો, તો તે બ્રાહ્મણો મારા જેવા વૈશ્યને બદલે, ક્ષત્રિયને દાન આપવાનું પસંદ કરશે."

આમ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની આજ્ઞા થતાં, બધા ગોપબાલકો બ્રાહ્મણો પાસે ગયા અને કંઈક દાન આપવા યાચના કરી. તેઓ તેમની પાસે હાથ જોડીને ગયા અને પૂજ્યભાવ દર્શાવવા (ભૂમિ પર પડીને) સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તેઓએ કહ્યું, "હે ભૂદેવો! કૃષ્ણ ભગવાન અને બલરામની આજ્ઞાથી અહીં આવેલા અમારી વિનતિ કૃપા કરીને સાંભળો. તમે તે બંનેને સારી રીતે ઓળખો છો, એવું અમે ધારીએ છીએ, અને સર્વ રીતે તમારું સૌભાગ્ય ઈચ્છીએ છીએ. કૃષ્ણ અને બલરામ અહીં નજીકમાં ગાયો ચરાવે છે, અમે તેમની સાથે છીએ. તમારી પાસે ભોજનની આશાએ આવ્યા છીએ. તમે સૌ બ્રાહ્મણો ધર્મના સિદ્ધાંતોને જાણનારા છો. તમે જો અમને કાંઈ પણ દાનને પાત્ર માનતા હો તો અમને કંઈક ભોજન આપો. અમે કૃષ્ણ તથા બલરામની સાથે બેસી સૌ જમીશું. તમે માનવસમાજમાં અત્યંત આદરણીય બ્રાહ્મણો છો અને ધાર્મિક વિધિને લગતા સર્વ સિદ્ધાંતો વિષેનું જ્ઞાન ધરાવો છો."

એ બધાં ગ્રામીણ બાળકો હતાં અને એમને ધાર્મિક વિધિના વૈદિક સિદ્ધાંતોનું જ્ઞાન હોય, એવી અપેક્ષા ન રખાય. પરંતુ તેમણે સૂચવ્યું કે કૃષ્ણ અને બલરામ સાથેના તેમના સંબંધને લીધે, તેમને એ સર્વ સિદ્ધાંતોની ખબર હતી. જ્યારે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણ અને બલરામ ભોજન માગતા, ત્યારે છોકરાઓ તરત જ અચકાયા સિવાય તે આપી દેતા; કારણ, ભગવદ્ ગીતામાં કહ્યું છે તેમ સર્વ યજ્ઞો વિષ્ણુ ભગવાનના સંતોષ માટે કરવામાં આવે છે. ગોપબાલોઓ આગળ જણાવ્યું કે, "કૃષ્ણ અને બલરામ તરીકે વિષ્ણુ ભગવાન રાહ જોઈ રહ્યા છે, તેથી તમારી પાસે જે ભોજનસામગ્રીનો જથ્થો હોય તે તરત જ અર્પણ કરી દેવો જોઈએ." તેમણે બ્રાહ્મણોને એ પણ સમજાવ્યું કે ભોજન કેવી રીતે સ્વીકારાય. સામાન્ય રીતે વૈષ્ણવો અથવા ભગવાનના શુદ્ધ ભક્તો સાધારણ યજ્ઞોની પ્રવૃત્તિઓમાં ભાગ લેતા નથી, પણ તેઓ दीक्षा पशुसंथ सौत्रामण्य । તરીકે જાણીતી યજ્ઞવિધિઓ સારી રીતે જાણે છે. દીક્ષાવિધિ પતી ગયા પછી અને પશુની આહુતિ આપવામાં આવે એ વિધિ પહેલાં, અને સૌત્રામણિ અથવા જેમાં મદ્ય અર્પણ કરાતો હોય તેવી વિધિ પહેલાં, ભોજન લેવાની છૂટ આપવામાં આવે છે. છોકરાઓ બોલ્યા, "આપની વિધિના આ તબક્કામાં અમે તમારુ ભોજન લઈ શકીએ છીએ, કારણ હજુ સુધી તે નિષિદ્ધ બન્યું નથી. એટલે તમે અમને ભોજન આપી શકો છો."

કૃષ્ણ અને બલરામના સાથીઓ સરળ સ્વભાવના ગોપબાલો હતા, છતાં તેઓ વૈદિક યજ્ઞ વિધિઓમાં રોકાયેલા ઉચ્ચ કક્ષાના બ્રાહ્મણોને પણ માર્ગદર્શન આપી શકે તેવા હતા; પરંતુ કેવળ યજ્ઞવિધિ-પરાયણ સ્માર્ત બ્રાહ્મણો, ભગવાનના દિવ્ય ભક્તોનું માર્ગદર્શન સમજી શક્યા નહિ. તેઓ ભગવાન કૃષ્ણ અને બલરામની આ યાચનાની પણ કદર કરી શક્યા નહિ તેમણે કૃષ્ણ અને બલરામની તરફેણમાં બધી દલીલો સાંભળી, પરંતુ તેમણે તેમની દરકાર ન કરી, અને ગોપબાલો સાથે વાત કરવાની ના પાડી. વૈદિક યજ્ઞવિધિ વિષેના જ્ઞાનમાં અત્યંત પારંગત હોવા છતાં, આવા ભક્તિહીન બ્રાહ્મણો ગર્વને લીધે પોતાની જાતને

સર્વોચ્ચ માને છે. તેઓ ખરી રીતે અજ્ઞાની અને મૂર્ખ છે. ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે, ભગવાન કૃષ્ણને ઓળખવા અંગેનો વેદોનો હેતુ તેઓ સમજતા નથી. તેથી તેઓની સર્વ પ્રવૃત્તિઓ નિરુપયોગી છે. વૈદિક જ્ઞાન અને વિધિઓમાં તેમણે પ્રગતિ કરી છે, છતાં તેઓ કૃષ્ણને સમજતા નથી. એટલે તેમનું વૈદિક જ્ઞાન ઉપરછલ્લું છે. ચૈતન્ય મહાપ્રભુએ એવો કીમતી અભિપ્રાય દર્શાવ્યો છે કે, મનુષ્યે બ્રાહ્મણ કુળમાં જન્મ લેવાની જરૂર નથી. જો તે કૃષ્ણને અથવા કૃષ્ણ ભગવાનને સમજે, તો તે 'બ્રાહ્મણથીયે વિશેષ' છે અને આધ્યાત્મિક ગુરુ થવાને સંપૂર્ણ રીતે યોગ્ય છે.

યજ્ઞની પ્રવૃત્તિઓ દરમ્યાન વિવિધ પ્રકારની વિગતોનું પાલન કરવું પડે છે, અને તેઓ સામૂહિક રીતે દેશ તરીકે જાણીતી છે. તે આ પ્રમાણે છે: काल એટલે સમય, पृथक् द्रव्य એટલે વિવિધ પ્રકારની પૂરેપૂરી સાધનસામગ્રી, मंत्र એટલે ઋચા, तंत्र એટલે શાસ્ત્રો, अग्नि એટલે દેવતા, ऋत्विज એટલે વિધિ કરાવનારા વિદ્વાન બ્રાહ્મણો, क्रतु એટલે સ્વયં યજ્ઞ, यजमान એટલે યજ્ઞ કરનાર અને धर्म એટલે વિધિ. આ સર્વે કૃષ્ણના સંતોષ માટે છે. એ નિશ્ચિત છે કે તેઓ સર્વ યજ્ઞોના ખરેખરા ભોક્તા છે, કારણ કે તેઓ પૂર્ણ પુરુષોત્તમ છે. તેઓ પરમ-સત્ય છે, કે જ્યાં મન, ઈન્દ્રિયો પહોંચી શકતાં નથી. તેઓ સાધારણ બાળમાનવ-દેહમાં પ્રગટ થયા જણાય છે; પરંતુ જે લોકોને પોતાના શરીર સાથે તાદાત્મ્ય છે, તેઓને આ બાલ-સ્વરૂપમાં દેખાતા ભગવાનને સમજવા અત્યંત મુશ્કેલ છે. ભૌતિક શરીરની સગવડો અને સ્વર્ગ તરીકે જાણીતા ઉચ્ચ લોકની પ્રાપ્તિમાં બ્રાહ્મણોને ખૂબ રસ હતો, એટલે તેઓ કૃષ્ણની સ્થિતિને સંપૂર્ણ રીતે સમજવા માટે અશક્તિમાન હતા.

જ્યારે ગોપબાળોએ જોયું કે, બ્રાહ્મણોએ તેમની સાથે બોલવું બંધ કર્યું, ત્યારે તેઓ ખૂબ હતાશ થયા. ત્યાર પછી તેમણે કૃષ્ણ ભગવાન અને બલરામ પાસે જઈને, જે બન્યું હતું તે જણાવ્યું. તે સાંભળી પૂર્ણ પુરુષોત્તમ હસવા લાગ્યા. તેમણે કહ્યું કે બ્રાહ્મણોએ ના પાડી તેથી તેઓએ ઉદાસ થવું ન જોઈએ, કારણ ભિક્ષા એ રીતે જ મગાય છે. તેમ તેમણે તેઓને ખાત્રી કરાવી, કે જ્યારે મનુષ્ય વસ્તુઓ એકઠી કરવામાં કે ભિક્ષાવૃત્તિમાં જોડાયેલો હોય, ત્યારે તે દરેક જગ્યાએ સફળ થશે એમ ન ધારવું જોઈએ. સંભવ છે કે તેને કેટલીક જગાએ નિષ્ફળતા પણ મળે, પરંતુ તેથી હતાશ ન થવું જોઈએ. ત્યાર પછી કૃષ્ણ ભગવાને બધા છોકરાઓને ફરીથી જવાનું જણાવ્યું; પરંતુ આ વખતે યજ્ઞમાં રોકાયેલા બ્રાહ્મણોની પત્નીઓ પાસે જવાનું કહ્યું. તેમણે તેમને એવી પણ માહિતી આપી, કે બ્રાહ્મણ-પત્નીઓ મહાન ભક્તો હતી. "તેઓ હંમેશાં અમારા જ વિચારમાં તલ્લીન રહે છે, ત્યાં જાવ, અને મારા તથા બલરામના નામે કંઈક ભોજન માગો. મને ખાત્રી છે કે તેઓ તમારી ઈચ્છા પ્રમાણે જેટલી જોઈએ એટલી ભોજનસામગ્રી તમને આપશે.

કૃષ્ણ ભગવાનનો આ હુકમ લઈને છોકરાઓ તરત જ બ્રાહ્મણોની પત્નીઓ પાસે ગયા. તેઓને ઘરમાં ઘરેણાંનો સુંદર શણગાર સજીને બેઠેલી જોઈ. સર્વ રીતે આદરથી વંદન કરી છોકરાઓ બોલ્યા, "વહાલી માતાઓ, કૃપા કરી અમારાં નમ્ર વંદન સ્વીકારો

અને અમારી વિનંતિ સાંભળો. આપને જણાવવાની અમે રજા લઈએ છીએ, કે ભગવાન કૃષ્ણ અને બલરામ નજીકમાં છે. તેઓ ગાયોને લઈ અહીં આવ્યા છે અને અમે તેમના આદેશથી અહીં આવ્યા છીએ. અમે બધા ખૂબ ભૂખ્યા થયા છીએ, એટલે આપની પાસે કાંઈક ભોજનની આશાએ આવ્યા છીએ. કૃપા કરી કૃષ્ણ-બલરામ અને અમારા માટે કંઈક ખાવાનું આપો."

આ સાંભળ્યા પછી તરત જ, બ્રાહ્મણ-પત્નીઓ કૃષ્ણ અને બલરામને મળવા આતુર બની. આ બધું સ્વાભાવિક હતું. કૃષ્ણ અને બલરામના મહત્ત્વ વિષે તેમને ખાત્રી કરાવવાની જરૂર ન હતી. તેઓનાં નામ સાંભળતાંની સાથે જ તેઓ તેમના દર્શનાર્થે અધીરી બની. કૃષ્ણ સંબંધી સતત ચિંતનમાં તેઓ એટલી બધી આગળ વધી હતી કે, તેઓ સર્વ શ્રેષ્ઠ ચમત્કારિક ધ્યાનમાં મગ્ન રહેતી હતી. પછી બધી સ્ત્રીઓ, જુદાં જુદાં પાત્રોમાં સુંદર સુંદર પકવાન ભરવા લાગી ગઈ. યજ્ઞ ઉજવવાને લીધે, વિવિધ પ્રકારનાં પકવાનો ખૂબ જ સ્વાદિષ્ટ હતાં. ભોજનનાં પાત્રો તૈયાર કરી, તેઓ તેમના અત્યંત પ્રિય પાત્ર કૃષ્ણ પાસે, નદીઓ જેમ સાગર તરફ વળે તે રીતે, જવા તૈયાર થઈ.

લાંબા સમયથી એ સ્ત્રીઓ કૃષ્ણદર્શનાભિલાષી હતી. પરંતુ, જ્યારે તેઓ તેમના દર્શને જવા માટે ઘેરથી નીકળવા તૈયાર થઈ, ત્યારે તેમના પતિદેવો, પિતા, પુત્રો અને સગાંઓએ તેમને જવાની ના કહી; પણ તે સ્ત્રીઓ માની નહિ. જ્યારે ભક્તને કૃષ્ણના આકર્ષણ દ્વારા આવાહન થાય છે, ત્યારે તે દેહના બંધનની પરવા કરતો નથી. સર્વત્ર વનસ્પતિ, નવ-વિકસિત વેલોના માંડવા અને પુષ્પોને લીધે સમૃદ્ધ બનેલા યમુનાના કાંઠે આવેલા વૃંદાવનના વનપ્રદેશમાં એ સ્ત્રીઓએ પ્રવેશ કર્યો. એ વનમાં તેમણે કૃષ્ણ અને બલરામને તેમના વહાલા બાળ-સખાઓ સાથે ગાયો ચરાવતા જોયા.

બ્રાહ્મણપત્નીઓએ જોયું કે કૃષ્ણે સુવર્ણની જેમ ચળકતાં પીતાંબર ધારણ કર્યાં હતાં. ગળે વૈજયંતી માળા અને મસ્તક પર મોરપિચ્છ ધારણ કર્યાં હતાં. વૃંદાવનની ગેરુ વગેરે માટીના લેપથી શોભતા હતા, તથા તેઓ નાટકના મંચ પર નૃત્ય કરી રહેલા નટવર જેવા બરાબર લાગતા હતા. તે સ્ત્રીઓએ તેમને એક હાથમાં કમળપુષ્પ ધારણ કરેલા અને બીજો હાથ પોતાના મિત્રના ખભા પર રાખેલા જોયા. તેમના કાનમાં પોયણીનો શણગાર હતો. તેમણે તિલક કર્યું હતું અને તે મંદ મધુર સ્મિત કરી રહ્યા હતા. બ્રાહ્મણપત્નીઓએ જેમના વિષે પોતે આટલું બધું સાંભળ્યું હતું, જેઓ તેમને આટલા બધા વહાલા હતા અને જેમનામાં તેઓનાં મન ક્યારનાંયે ડૂબી ગયાં હતાં, એવા પૂર્ણ પુરુષોત્તમ ભગવાનનાં દર્શન સાક્ષાત્ રીતે કર્યાં. હવે તેમણે પોતાની આંખો વડે, સન્મુખ આવીને, તેમનાં દર્શન કર્યાં. કૃષ્ણ તેઓની આંખો દ્વારા તેઓનાં હૃદયમાં પ્રવેશ્યા. તેઓ કૃષ્ણને હૃદયમાં ધ્યાઈને આલિંગન કરવા લાગી, અને તરત જ તેમની વિરહવેદના શમી ગઈ. જાણે મોટા મોટા ઋષિઓ પોતાની જ્ઞાનવૃદ્ધિને લીધે પ્રભુના અસ્તિત્વમાં વિલીન થઈ રહ્યા હોય, તેવું આ દૃશ્ય હતું. દરેક વ્યક્તિના હૃદયમાં વસતા પરમાત્મા તરીકે કૃષ્ણ ભગવાન

તેમનાં મન સમજી શકયા. તેઓ તેમનાં સગાંસંબંધીઓ, પિતાઓ, પતિદેવો, ભાઈઓ વગેરેનો સર્વ રીતે વિરોધ હોવા છતાં, પોતાના ઘરનું તમામ કામકાજ છોડી દઈને, તેમની પાસે આવી પહોંચી હતી. જે તેમનું જીવન અને પ્રાણ હતા, તે કૃષ્ણનાં જ દર્શને તેઓ આવી હતી. હકીકતમાં તેઓ ભગવદ્ ગીતામાં કૃષ્ણે આપેલા બોધનું પાલન કરી રહી હતી, કે મનુષ્યે પોતાની સર્વ પ્રકારની વ્યાવહારિક અને ધાર્મિક ફરજો છોડી દઈને ભગવાનને શરણે જવું જોઈએ. બ્રાહ્મણપત્નીઓ હકીકતમાં ભગવદ્ ગીતાના એ બોધનું અક્ષરશ: પાલન કરી રહી હતી. એટલે કૃષ્ણ, અત્યંત ઉદાર હાસ્ય કરતાં કરતાં, તેમને કહેવા લાગ્યા. આ બાબતમાં એક વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે, કે જ્યારે કૃષ્ણ સ્ત્રીઓના હૃદયમાં પ્રવેશ્યા અને જ્યારે તેમણે તેઓને આલિંગન દીધું અને તેમનામાં એકરાગ થવાનો દિવ્યાનંદ પ્રેર્યો, ત્યારે કૃષ્ણ ભગવાને અથવા વ્યકિતગત રીતે તે બ્રાહ્મણપત્નીઓએ પોતાનું અલગ અસ્તિત્વ ગુમાવ્યું ન હતું. પ્રભુ અને સ્ત્રીઓ, દરેકનું શરીર જુદું હોવા છતાં, તેઓએ જીવનમાં હૃદયનું એકત્વ અનુભવ્યું હતું. જ્યારે કોઈ પ્રિયજન પોતાની જરા સરખી અંતર્ગત જુદાઈની લાગણીઓ પણ વિસારીને, પોતાના પ્રિયતમને આધીન થાય છે ત્યારે, એકતા સર્જાય છે. ચૈતન્ય મહાપ્રભુએ પોતાના શિક્ષાષ્ટકમાં આપણને ભગવાન સાથે એકત્વ સાધવાની આ રીત શીખવી છે. ભગવાન કૃષ્ણ ભલે પોતાને યોગ્ય લાગે તે રીતે કાર્ય કરે, પરંતુ ભકતજને ભગવાનની સર્વ ઈચ્છામાં હંમેશાં એકતા અને એકમતિ રાખવી જોઈએ. બ્રાહ્મણપત્નીઓએ ભગવાન કૃષ્ણ પ્રતિના પ્રેમમાં આ રીતની એકતા પ્રગટ કરી.

કૃષ્ણે તેઓનું આ શબ્દોથી સ્વાગત કર્યું : "મારી વહાલી બ્રાહ્મણપત્નીઓ ! તમે સર્વ અત્યંત ભાગ્યશાળી છો; તમે સૌ ભલે આવ્યાં. કૃપા કરીને મને જણાવો કે હું તમારે માટે શું કરું ? મારા દર્શનાર્થે સગાં સંબંધીઓ, પિતાઓ, ભાઈઓ, અને પતિદેવોનાં સર્વ નિયંત્રણો અને હેરાનગતિની પરવા કર્યા સિવાય, તમારું અહીં આવવું તદ્દન યોગ્ય છે. જે આ પ્રમાણે કરે છે, તે જ ખરેખર પોતાનું હિત સમજે છે, કારણ કે નિર્હેતુક અથવા અવરોધને ન ગણકારી, મારી દિવ્ય સ્નેહાળ સેવામાં જોડાવું, એ જીવાત્માઓ માટે ખરેખર મંગલમય છે.

અહીં કૃષ્ણ એમ પૂરવાર કરે છે કે બદ્ધાત્માની પરિપૂર્ણ ભૂમિકા તેમની શરણાગતિ છે. મનુષ્યે બીજી સર્વ પ્રકારની જવાબદારીઓ ત્યજી દેવી જોઈએ. પૂર્ણ પુરુષોત્તમ ભગવાનને સંપૂર્ણ રીતે સમર્પણ, એ બદ્ધાત્મા માટે સર્વોચ્ચ મંગળમય માર્ગ છે; કારણ, સર્વોચ્ચ પ્રભુ, સર્વોચ્ચ સ્નેહનો વિષય છે. દરેક વ્યકિત છેવટે તો કૃષ્ણને ચાહે છે, પરંતુ પોતાના જ્ઞાનના વિકાસ પ્રમાણે એને સાક્ષાત્કાર થાય છે, વ્યકિતને એવું ભાન થાય છે, કે તેનું સાચું સ્વરૂપ દૈવી આત્મા છે. અને દૈવી આત્મા બીજું કંઈ જ નહિ, પરંતુ સર્વોચ્ચ પ્રભુનો અવિભાજ્ય અંશ છે. એટલે સર્વોચ્ચ પ્રભુ જ સ્નેહનું અંતિમ ધ્યેય છે અને આ પ્રમાણે, મનુષ્યે તેમના શરણે જવું જોઈએ. બદ્ધાત્મા માટે શરણાગતિ પરમ મંગલમય ગણાય છે. આપણું જીવન, મિલકત, ઘર, પત્ની, બાળકો, મકાન, દેશ, સમાજ અને સર્વ સાધન-

સામગ્રી પૂર્ણ પુરુષોત્તમ ભગવાનનો વિસ્તાર હોવાથી આપણને ખૂબ પ્રિય લાગે છે. ભગવાન જ સ્નેહનું કેન્દ્રબિંદુ છે, કારણ કે તે આપણી વિવિધ સ્થિતિ પ્રમાણે—એટલે કે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સ્થિતિ પ્રમાણે પોતાની જાતનો વિસ્તાર કરી, સૌને સર્વાનંદ આપે છે.

"મારી વહાલી બ્રાહ્મણપત્નીઓ!" કૃષ્ણ બોલ્યા, "તમે તમારા ઘેર પાછાં જઈ શકો છો. તમે તમારી જાતે યજ્ઞની પ્રવૃત્તિઓમાં ભાગ લો, અને તમારા પતિદેવોની સેવા અને ઘરના કામકાજમાં જોડાઈ જાવ. એટલે તમારા પતિદેવો તમારાથી રાજી થશે, અને તેમણે શરૂ કરેલો યજ્ઞ પણ સારી રીતે પૂરો થશે. છેવટે તો, તમારા પતિ દેવો જ ગૃહસ્વામીઓ છે, તમારી મદદ વિના તેઓ તેમના નિશ્ચિત ધર્મનું પાલન કેવી રીતે કરી શકશે?"

બ્રાહ્મણોની પત્નીઓએ જવાબ દીધો, "વહાલા સ્વામી! આવી સલાહ આપને શોભતી નથી. તમારું સર્વ કાળને માટે વચન છે, કે તમે તમારા ભક્તોનું હંમેશને માટે રક્ષણ કરશો, અને હવે તમારે આ વચન પાળવું જોઈએ. જે કોઈ મનુષ્ય આવીને આપનું શરણું સ્વીકારે છે, તે કોઈ દિવસ ભૌતિક અસ્તિત્વની બદ્ધાવસ્થામાં પાછો જતો નથી. અમે આશા રાખીએ છીએ, કે તમે હવે તમારું વચન પાળશો. અમે તુલસીપત્રથી આચ્છાદિત થયેલા તમારા ચરણકમળનું શરણું સ્વીકાર્યું છે, એટલે હવે અમારાં કહેવાતાં સગાંવહાલાં, મિત્રો અને સમાજમાં પાછા ફરવાની અને આપના ચરણકમળનું શરણું છોડી દેવાની અમને જરાયે ઈચ્છા નથી. વળી ઘેર પાછા ફરીને અમે શું કરીએ? અમારા પતિદેવો, ભાઈઓ પિતાઓ, માતાઓ અને અમારા મિત્રો, સૌનો અમે ક્યારનોયે ત્યાગ કર્યો છે, તેથી તેઓ અમારી રાહ જોતા નથી. એટલે અમારે હવે પાછા ફરવાનું કોઈ આશ્રયસ્થાન નથી. તેથી કૃપા કરીને, ઘેર પાછા ફરવાનું અમને ન જણાવશો. અમને આપના ચરણકમળમાં જ સ્થાન આપો, જેથી અમે સદૈવ તમારા રક્ષણ નીચે રહી શકીએ."

પૂર્ણ પુરુષોત્તમ ભગવાને જવાબ આપ્યો, "મારી વહાલી સન્નારીઓ! તમે એટલી ખાત્રી રાખજો, કે તમે પાછાં ફરશો તો તમારા પતિદેવો તમારા પ્રત્યે બેદરકાર નહિ રહે. વળી તમારા ભાઈઓ, દીકરાઓ અને પિતાઓ તમને સ્વીકારવાંની ના નહિ પાડે. તમે મારાં શુદ્ધ ભક્તો છો તેથી તમારાં સગાં-સંબંધીઓ અને સાધારણ જનસમાજ એકલાને જ નહિ, પરંતુ સર્વ દેવતાઓને પણ તમારાથી સંતોષ થશે." દરેક વ્યક્તિના હૃદયમાં કૃષ્ણ, પરમાત્મા તરીકે રહેલા છે. જ્યારે કોઈ મનુષ્ય કૃષ્ણ ભગવાનનો શુદ્ધ ભક્ત થાય છે, ત્યારે તરત જ તે દરેક જણને પ્રસન્નકારી નીવડે છે. કૃષ્ણ ભગવાનનો શુદ્ધ ભક્ત કોઈ પણ મનુષ્યને કોઈ દિવસ નુકસાનકર્તા હોતો નથી. ડાહ્યો માણસ શુદ્ધ ભક્તોનો દુશ્મન હોઈ શકે નહિ. "મારા પ્રત્યેનો દિવ્ય સ્નેહ શારીરિક સંબંધ પર આધાર રાખતો નથી," કૃષ્ણે આગળ જણાવ્યું, "પરંતુ જે કોઈ મનુષ્ય કે જેનું મન હંમેશને માટે મારામાં પરોવાયેલું છે, તે ટૂંક સમયમાં મારી પાસે મારા સનાતન સહવાસ માટે આવશે."

પૂર્ણ પુરુષોત્તમ ભગવાને આ પ્રમાણે શિખામણ આપ્યા પછી, સર્વ બ્રાહ્મણપત્નીઓ પોતપોતાના પતિદેવોના ઘેર પાછી ફરી. પોતાની પત્નીઓને ઘેર પાછી ફરેલી જોઈ, ગદ્ગદ થયેલા બ્રાહ્મણોએ, શાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણે સાથે બેસીને યજ્ઞો પરિપૂર્ણ કર્યા. વૈદિક સિદ્ધાંત પ્રમાણે પતિ અને પત્નીએ સાથે બેસીને ધાર્મિક વિધિ કરવાની હોય છે. જ્યારે બ્રાહ્મણ-પત્નીઓ પાછી ફરી, ત્યારે વિધિ બરાબર અને સુંદર રીતે ઉજવાઈ. પરંતુ એક બ્રાહ્મણપત્ની કે જે બળજબરીના કારણે કૃષ્ણના દર્શને જઈ શકી ન હતી, તેણે ભગવાનનાં સાંભળેલાં શારીરિક લક્ષણોનું સ્મરણ કર્યું અને તેમના ચિંતનમાં સંપૂર્ણપણે તલ્લીન થઈ કુદરતના કાયદા પ્રમાણે બંધાયેલા પોતાના ભૌતિક દેહનો ત્યાગ કર્યો.

આનંદઘન પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રી ગોવિંદે સાધારણ મનુષ્ય-સ્વરૂપે પોતાનાં દિવ્ય લીલા-ચરિત્રો પ્રગટ કર્યાં અને બ્રાહ્મણ-પત્નીઓએ અર્પણ કરેલું ભોજન ધરાઈને સ્વીકાર્યું. આ રીતે તેમણે સાધારણ માણસોને કૃષ્ણભાવનામાં આકર્ષ્યા. વળી પોતાના શબ્દો અને સૌંદર્યથી વૃંદાવનમાં સર્વ ગાયો, ગોપબાળકો અને ગોપીઓને પણ આકર્ષ્યાં.

કૃષ્ણ પાસેથી બ્રાહ્મણસ્ત્રીઓ પાછી ફર્યા બાદ, યજ્ઞપ્રવૃત્તિઓમાં કામ કરી રહેલા બ્રાહ્મણોને ભોજન માટે પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની અવગણના કરવા બદલ ભારે પસ્તાવો થયો, અને તેના કારણે તેઓ શોક કરવા લાગ્યા. તેઓ છેવટે પોતાની ભૂલ સમજી શકયા કે વૈદિક વિધિવાળી પ્રવૃત્તિઓમાં રોકાયેલા તેઓ, પૂર્ણ પુરુષોત્તમ ભગવાની થોડાક ભોજનની માગણી પ્રત્યે, બેદરકાર રહ્યા હતા. તેઓ પોતાની પત્નીઓની શ્રદ્ધા અને ભક્તિ જોઈ, પોતાની જાતને ધિક્કારવા લાગ્યા. તેમને ખૂબ પસ્તાવો થયો કે તેમની પત્નીઓએ શુદ્ધ ભક્તિમય સેવાની ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરી હતી, જ્યારે તેઓ પોતે થોડું ઘણું પણ સમજી શકયા નહિ કે કેવી રીતે પ્રભુપ્રેમ કેળવવો અને ભગવાનની દિવ્ય પ્રેમમય સેવા કરવી! તેઓ અંદરો-અંદર વાતો કરવા લાગ્યા, "બ્રાહ્મણો તરીકેના આ જન્મને ધિક્કાર હજો! આપણા સર્વ વૈદિક સાહિત્યના શિક્ષણને ધિક્કાર! મોટા મોટા યજ્ઞો ઉજવવા અને બધા નીતિ-નિયમોનું પાલન કરવું, એનો લાભ શો? આપણા કુળને ધિક્કાર છે. શાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણે સર્વ વિધિ-વિધાનનું આપણે અત્યંત ઝીણવટથી પાલન કરી શકીએ તેથી શું? આ બધું ચૂલામાં પડો! કારણ, હજુ સુધી મન, શરીર અને ઈન્દ્રિયોના તર્કવિતર્કથી પર એવી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની દિવ્ય પ્રેમમય સેવા આપણા હૃદયમાં આપણે વિકસાવી શકયા નથી."

વૈદિક વિધિ-વિધાનોમાં નિષ્ણાત એવા બ્રાહ્મણો સાચી રીતે દિલગીર થયા હતા, કારણ કે, કૃષ્ણભાવના વિકસાવ્યા સિવાય, ધાર્મિક કર્તવ્યોનું સર્વ પ્રકારે પાલન થાય તો, તેથી કેવળ સમય અને શક્તિ નિરર્થક જાય છે. તેઓ અંદરોઅંદર વાત કરવા લાગ્યા: "કૃષ્ણની બહિરંગ માયા એટલી બધી બળવાન છે, કે તેનાથી ઉત્પન્ન થતી ભ્રમણા મોટામાં મોટા ચમત્કારિક યોગીને પણ મુશ્કેલીમાં મૂકી દે છે. માનવ-સમાજના બીજા સર્વ વિભાગોના ગુરુઓ તરીકે ગણાનાર અમારા જેવા નિષ્ણાત બ્રાહ્મણો પણ, બહિરંગ શક્તિવાળી માયાથી ભ્રમિતચિત્ત બન્યા છીએ, પરંતુ જુઓ તો ખરા! આ ભાગ્યશાળી સ્ત્રીઓ, જેમણે પૂર્ણ

પુરુષોત્તમ ભગવાન કૃષ્ણને પોતાનું સમગ્ર જીવન પૂર્ણ ભક્તિભાવે અર્પણ કર્યું છે, તેઓ કેટલી બધી ભાગ્યશાળી છે? કૌટુંબિક ગૃહજીવન, એ ભૌતિક દુઃખોમાં સતત સબડતા રહેવાનો ખરેખર અંધારો કૂવો છે."

સામાન્ય રીતે, સ્ત્રીઓ સરળ હૃદયવાળી હોવાથી સહેલાઈથી કૃષ્ણભાવના અપનાવે છે અને જ્યારે તેઓને કૃષ્ણ પ્રત્યે સ્નેહ જાગે છે, ત્યારે તેઓ સહેલાઈથી માયાની પકડમાંથી મુક્તિ મેળવે છે. આ પકડમાંથી કહેવાતા બુદ્ધિશાળી અને વિદ્વાન માણસો પણ છૂટી શકતા નથી. વૈદિક આદેશો પ્રમાણે, સ્ત્રીઓને દેહના શુદ્ધિકરણ માટે ઉપનયન સંસ્કારની દીક્ષા લેવાની, અથવા આધ્યાત્મિક ગુરુના આશ્રમમાં જઈ બ્રહ્મચારિણી તરીકે રહેવાની છૂટ આપવામાં આવતી નથી. તેમને શિષ્યપરંપરાનું ચુસ્તપણે પાલન કરવાનું રહેતું નથી; વળી તેઓ આત્મસાક્ષાત્કાર, અથવા તાત્ત્વિક ચર્ચા-વિચારણા માટે અત્યંત નિષ્ણાત હોતી નથી, અને સ્વભાવથી પણ તેઓ શુદ્ધ નથી. વળી તેઓ શુભ, મંગલમય પ્રવૃત્તિઓમાં ખૂબ જ આસક્ત હોતી નથી. "પરંતુ, કેવી આશ્ચર્યની વાત છે કે તેમણે યોગેશ્વર કૃષ્ણ ભગવાન માટે દિવ્ય પ્રેમ વિકસાવ્યો છે," બ્રાહ્મણોએ ઉદ્‌ગાર કાઢ્યા, "તેઓ કૃષ્ણ પ્રત્યેની દૃઢ શ્રદ્ધા અને ભક્તિમાં આપણા સૌથી આગળ વધી ગઈ છે. જીવનના ભૌતિક માર્ગમાં વધુ પડતી આસક્તિને લીધે, અમે સર્વ શુદ્ધિકરણ-ક્રિયાઓમાં નિષ્ણાત ગણાઈએ છીએ છતાં, અમને અમારા ધ્યેય વિષે, ખરેખર કાંઈ ખબર ન હતી. જો કે ગોપબાળકોએ અમને કૃષ્ણ અને બલરામનું સ્મરણ કરાવ્યું હતું, છતાં અમે તેમને ન ગણકાર્યા. હવે અમે એમ ધારીએ છીએ કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાને, પોતાના મિત્રોને મોકલીને અમારી પાસે ભોજન માગવાના બહાને, અમારા ઉપર અનુગ્રહ કરવાની યુક્તિ કરી હતી. તેમની ભૂખ તો તે જ વખતે તેઓ સ્વેચ્છાએ સંતોષી શકયા હોત."

જો કોઈ વ્યક્તિ કૃષ્ણના સર્વશક્તિમાનપણાનો અસ્વીકાર કરતાં એમ કહે, કે તેઓ જીવનનિર્વાહ માટે ગાયો ચરાવતા હતા અથવા તો તેઓ ખરેખર ભૂખ્યા થયા હતા, તો તે તર્ક બરાબર નથી. જેમના ચરણારવિંદનું સેવન સ્વયં લક્ષ્મીજી નિત્ય કરે છે, તેમની પાસે કોઈ વસ્તુના અભાવનો પ્રશ્ન જ ઊભો થતો નથી. આવા વખતે તો સ્વયં લક્ષ્મીજી પોતાના ચંચલ સ્વભાવને દૂર કરી, સત્વર સઘળી જરૂરિયાતો હાજર કરે. બ્રહ્મસંહિતા જેવા વૈદિક સાહિત્યમાં એમ કહ્યું છે કે, એક નહિ પરંતુ અસંખ્ય ભાગ્યલક્ષ્મીઓ કૃષ્ણના પોતાના ધામમાં રહી, પ્રભુની ખૂબ જ માનપૂર્વક સેવા કરી રહી છે. એટલે કૃષ્ણે બ્રાહ્મણો પાસે ભોજનની યાચના કરી, એમ વિચારવું એ નર્યો ભ્રામક વિચાર છે. હકીકતમાં શુદ્ધ ભક્તિમય સેવા સ્વીકારીને, તેઓને પોતાની કૃતજ્ઞતા દર્શાવવાની તક આપી હતી. વૈદિક વિધિમાં વપરાતી સાધનસામગ્રી, યોગ્ય જગ્યા, યોગ્ય સમય, ક્રિયા-કાંડાત્મક વિધિ કરવા માટે વપરાતી વિવિધ વસ્તુઓ, વૈદિક ઋચાઓ, આવી યજ્ઞવિધિ કરાવવાને શક્તિમાન ઋત્વિજ, અગ્નિ દેવતાઓ, યજ્ઞ કરનાર યજમાન અને ધાર્મિક સિદ્ધાંતો, એ સર્વ કૃષ્ણને ઓળખવા માટે છે, કારણ કે કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છે. તે સર્વોચ્ચ ભગવાન વિષ્ણુ છે અને

સર્વ યોગીઓના યોગેશ્વર છે. બ્રાહ્મણોએ કહ્યું, "તેઓ યદુવંશમાં બાળ-સ્વરૂપે પ્રગટ થયા છે, એટલે આપણે મૂર્ખાઈને લીધે તેઓને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન રૂપે ઓળખી શક્યા નહીં. પણ બીજી રીતે અમને ગૌરવ છે, કે અમારી રૂઢિચૂસ્ત સ્થિતિના બંધનમાં ન જકડાતાં, અમારી આવી સર્વશ્રેષ્ઠ ગુણિયલ પત્નીઓ ભગવાનની વિશુદ્ધ દિવ્ય સેવામાં રત છે. જેમની માયાના આવરણ નીચે અમે સકામ પ્રવૃત્તિઓમાં રચ્યા-પચ્યા રહીએ છીએ, તેવા ભગવાન-કૃષ્ણના ચરણકમળમાં અમારાં આદરપૂર્વક વંદન હો ! અમને સંપૂર્ણ રીતે ક્ષમા કરવા જેટલા દયાળુ થવા પ્રભુને પ્રાર્થના કરીએ છીએ, કારણ કે અમે તેમની બહિરંગ માયાશક્તિમાં જકડાયેલા છીએ. અમે તેમના દિવ્ય મહિમાને ન જાણતાં તેમની આજ્ઞાનો અનાદર કર્યો છે."

બ્રાહ્મણોએ પોતાની પાપી પ્રવૃત્તિ બદલ પશ્ચાત્તાપ કર્યો. તેઓ કૃષ્ણની પાસે જાતે જઈ તેમને પ્રણામ કરવા ઈચ્છતા હતા પરંતુ, કંસના ભયને લીધે, તેઓ જઈ ન શક્યા. બીજા શબ્દોમાં, ભક્તિમય સેવા દ્વારા શુદ્ધ થયા વિના, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને સંપૂર્ણ રીતે શરણે જવું ઘણું મુશ્કેલ છે. વિદ્વાન બ્રાહ્મણો અને તેમની પત્નીઓનું દૃષ્ટાંત સ્પષ્ટ છે. બ્રાહ્મણ સ્ત્રીઓ શુદ્ધ, પૂરેપૂરી ભક્તિમય સેવાપરાયણ હતી, એટલે તેમને કોઈ પણ પ્રકારના વિરોધની પરવા ન હતી. તેથી તરત જ તે કૃષ્ણ પાસે ગઈ, પરંતુ બ્રાહ્મણો ભગવાનનું સર્વોચ્ચપણું જાણવા છતાં, અને પશ્ચાત્તાપ કરવા છતાં, કંસ રાજાથી હજુ પણ ડરતા હતા; કારણ કે તેઓ હજુ પણ સકામ પ્રવૃત્તિઓમાં અત્યંત આસક્ત હતા.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'યાજ્ઞિક બ્રાહ્મણોની પત્નીઓની મુક્તિ' નામના તેવીસમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૨૪. ગિરિ-ગોવર્ધનપૂજા

જ્યારે બ્રાહ્મણો વૈદિક યજ્ઞો ઉજવવામાં સારી રીતે રોકાયેલા હતા, ત્યારે કૃષ્ણ અને બલરામે એ પણ જોયું કે, ગોવાળિયાઓ જળવર્ષા માટે જવાબદાર સ્વર્ગના રાજા ઈન્દ્રને શાંત કરવા, એવા જ યજ્ઞની તૈયારી કરી રહ્યા હતા. ચૈતન્ય ચરિતામૃતમાં કહ્યું છે તે પ્રમાણે, કૃષ્ણના ભકતમાં એવી દૃઢ પ્રબળ શ્રદ્ધા હોય છે, કે જો પોતે કૃષ્ણની દિવ્ય પ્રેમમયી સેવા અને કૃષ્ણભાવનામાં જ જોડાયેલો રહે, તો તે બીજાં બધાં કર્તવ્યોમાંથી મુકત રહે છે. કૃષ્ણના શુદ્ધ ભકતને, વેદોમાં જણાવ્યા પ્રમાણે, ક્રિયાકાંડાત્મક પ્રવૃત્તિઓ કરવાની જરૂર રહેતી નથી; વળી તેને કોઈ દેવતાઓનું પૂજન કરવાની પણ જરૂર નથી. કૃષ્ણ ભગવાનનો ભકત હોવાથી, તેણે સર્વ પ્રકારની વૈદિક વિધિઓ અને દેવતાઓનાં પૂજન કર્યાં છે, એમ માની લેવાય. કેવળ વૈદિક ક્રિયા-કાંડાત્મક પ્રસંગો ઉજવવાથી અથવા દેવતાઓનું પૂજન કરવાથી, મનુષ્ય કૃષ્ણની ભકિતમય સેવાનો વિકાસ કરતો નથી; પરંતુ જે મનુષ્ય ભગવાનની સેવામાં સંપૂર્ણપણે જોડાયેલો છે, તેણે સર્વ વૈદિક આદેશોનું કયારનુંયે પાલન કરેલું ગણાય છે.

કૃષ્ણે પોતાના ભકતોને આવી સર્વ પ્રવૃત્તિઓ અટકાવવા ફરમાવ્યું; કારણ કે તેઓ વૃંદાવનમાં પોતાની હાજરી દરમ્યાન, કેવળ ભકિતમય સેવાની દૃઢપણે પ્રતિષ્ઠા કરવા માગતા હતા. કૃષ્ણે પોતે સર્વજ્ઞ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હોવાથી જોયું કે, ગોવાળિયાઓ ઈન્દ્ર માટે યજ્ઞ કરવાની તૈયારી કરી રહ્યા હતા, પરંતુ બાહ્યવિધિ પ્રમાણે તેઓ નંદ મહારાજ અને બીજાઓ જેવા મોટામોટા વડિલોને ખૂબ આદરપૂર્વક નમ્રભાવે જિજ્ઞાસાપૂર્વક પૂછવા લાગ્યા.

કૃષ્ણે તેમના પિતાને પૂછ્યું, "મારા વહાલા પિતાજી, મોટો યજ્ઞ કરવા માટેની આ શાની તૈયારીઓ કરાય છે? આવા યજ્ઞનું ફલ શું? અને કોના માટે એ કરાય છે? એ કેવી રીતે ઉજવાય છે? કૃપા કરી તમે મને તે જણાવશો? આ વિધિ જાણવા માટે હું બહુ આતુર છું. એટલે કૃપા કરી, આ યજ્ઞનો હેતુ મને સમજાવો." આ રીતે જિજ્ઞાસુભાવે પૂછવા છતાં, તેમના પિતાજી નંદ મહારાજ મૌન રહ્યા. તેમને વિચાર આવ્યો કે તેમનો નાની વયનો પુત્ર આ યજ્ઞ ઉજવવામાં રહેલી આંટીઘૂંટી સમજી શકશે નહિ, પરંતુ કૃષ્ણે જીદ પકડી: "મારા વહાલા પિતાજી, જેઓ ઉદાર અને શાંત સ્વભાવના છે, તેમના માટે કશું ગુપ્ત

હોતું નથી. તેઓ દરેક જણ પ્રત્યે હંમેશાં ખુલ્લા હૃદયવાળા હોય છે, કારણ કે તેઓ કોઈ પણ મનુષ્યને મિત્ર કે શત્રુ તરીકે માનતા નથી. જે લોકો ઉદાર નથી હોતા, તેઓને પણ, કુટુંબીજનો અને મિત્રોમાં કશું છૂપું રાખવાપણું હોવું ન જોઈએ; પરંતુ જે લોકો નુકસાન-કર્તા હોય એમનાથી વસ્તુ છૂપી રાખવી જોઈએ. એટલે તમે મારી પાસે કશું છુપાવી શકો નહિ. સર્વ મનુષ્યો સકામ પ્રવૃત્તિઓમાં જોડાયેલાં હોય છે, કેટલાંકને આ સકામ પ્રવૃત્તિઓ શી છે અને તેનાં પરિણામ શું છે, તેની ખબર હોય છે અને કેટલાંક હેતુ કે પરિણામ જાણ્યા સિવાય પ્રવૃત્તિઓ કરે છે. જે મનુષ્ય સંપૂર્ણ જ્ઞાન સહિત કામ કરે છે, તેને પૂરેપૂરું ફળ મળે છે. જે મનુષ્ય જ્ઞાન વગર કામ કરે છે, તેને આવું સંપૂર્ણ ફળ મળતું નથી. એટલે કૃપા કરીને તમે જે યજ્ઞ કરી રહ્યા છો, તેનો હેતુ મને જણાવો. તે વૈદિક આદેશ પ્રમાણે છે? અથવા એ કેવળ સાદો લોકપ્રિય ઉત્સવ છે? કૃપા કરી મને આ યજ્ઞ વિષે વિગતવાર જણાવો." કૃષ્ણ પાસેથી આ પ્રશ્ન સાંભળીને નંદ મહારાજે જવાબ આપ્યો, "મારા વહાલા પુત્ર! આ ઉત્સવ વત્તાઓછા પ્રમાણમાં પ્રણાલિકા મુજબ ચાલ્યો આવે છે. ઈન્દ્ર રાજાની કૃપાથી વરસાદ વરસે છે, વાદળાં તેમનાં પ્રતિનિધિ છે, અને જળ આપણા જીવન માટે એટલું બધું અગત્યનું છે કે આપણે વરસાદના નિયંતા ઈન્દ્ર મહારાજ પ્રત્યે કંઈક આભાર દર્શાવવો જોઈએ. એટલે ઈન્દ્રરાજને સંતોષવા આપણે આ તૈયારીઓ કરી રહ્યા છીએ; કારણ કે, ઉત્તરોત્તર ખેતીના વિકાસ માટે, પૂરતા પ્રમાણમાં વરસાદ વરસાવવા, કૃપા કરી તેમણે આપણા માટે વાદળો મોકલ્યાં છે. જળ ખૂબ જ આવશ્યક છે. વર્ષા વિના આપણે ખેતી કરી શકતા નથી, કે ધાન્ય પકવી શકતા નથી. વરસાદ ન હોય તો આપણે જીવી ન શકીએ. એટલે ધાર્મિક વિધિઓમાં સફળ થવા, આર્થિક વિકાસ માટે, અને છેવટે મુક્તિ માટે એ જરૂરી છે. એટલે આપણે પરાપૂર્વથી ચાલી આવેલા, આવા વિધિઓના સમારંભોનો ત્યાગ ન કરવો જોઈએ. જો કોઈ મોહ, લોભ અથવા ભયને વશ થઈ તે ત્યજી દે તો તે તેને માટે સારું ન કહેવાય."

આ પ્રમાણે સાંભળ્યા પછી પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણ તેમના પિતા અને વૃંદાવનના ગોવાળિયાઓની હાજરીમાં એવી રીતે બોલ્યા કે જેથી સ્વર્ગના રાજા ઈન્દ્ર ખૂબ ગુસ્સે થાય. તેમણે સૂચના કરી કે આ યજ્ઞ કરવો નહિ. ઈન્દ્રને રીઝવવા માટે કરાતા યજ્ઞને પ્રોત્સાહન નહિ આપવાનાં બે કારણો હતાં. પ્રથમ તો ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે, કોઈ પણ પ્રકારનો ભૌતિક લાભ મેળવવા માટે દેવતાઓનું પૂજન કરવાની જરૂર નથી; દેવતાઓનું પૂજન કરવાથી મળેલા સર્વ લાભો કેવળ થોડા સમય માટે હોય છે, અને કેવળ મંદબુદ્ધિવાળા લોકોને જ એવા થોડા સમય માટે મળતા લાભમાં રસ હોય છે. બીજું, દેવતાઓનું પૂજન કરીને મનુષ્યને જે કાંઈ આવા થોડા સમય માટે લાભ મળે છે, તે તો હકીકતમાં પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની અનુમતિથી જ મળતા હોય છે. ભગવદ્ ગીતામાં એમ સ્પષ્ટ કહ્યું છે, मयैव विहितान् हि तान्। જે કાંઈ લાભ દેવતાઓ દ્વારા મળે છે એમ માનીએ છીએ, એ હકીકતમાં તો પૂર્ણ પુરુષોત્તમ દ્વારા જ મળે છે. પૂર્ણ પુરુષોત્તમ

ભગવાનની મંજૂરી વિના, દેવતાઓ કોઈ પણ વ્યકિતને કોઈ લાભ આપી શકતા નથી; પરંતુ કેટલીક વાર દેવતાઓ ભૌતિક પ્રકૃતિની અસરને લીધે અભિમાની બને છે અને પોતે જ સર્વશકિતમાન છે, એમ વિચારી તેઓ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનને ભૂલી જાય છે. શ્રીમદ્ ભાગવત્‌માં એમ સ્પષ્ટ રીતે કહ્યું છે, કે કૃષ્ણ આ પ્રસંગે ઈન્દ્ર રાજાને ગુસ્સે કરવા માગતા હતા. કૃષ્ણનો અવતાર ખાસ કરીને અસુરોનો વિનાશ કરવા માટે અને ભકતોની રક્ષા કરવા માટે હતો. ઈન્દ્રરાજા અસુર નહિ, પરંતુ ખરેખર ભકત હતા, છતાં તે અભિમાની બન્યા હતા. તેથી, કૃષ્ણ તેમને પાઠ ભણાવવા માગતા હતા. વૃંદાવનમાં ગોવાળિયાઓ ઈન્દ્રપૂજાની તૈયારીઓ કરી રહ્યા હતા, તે પૂજા અટકાવીને તેમણે ઈન્દ્રને ગુસ્સે કરવાનો પ્રયત્ન કર્યો.

મનમાં આવો હેતુ હોવાથી કૃષ્ણે, જાણે પોતે કર્મમીમાંસાના તત્ત્વજ્ઞાનના સમર્થક, નાસ્તિક હોય તે રીતે, વાત કરવા માંડી. આવા પ્રકારના તત્ત્વજ્ઞાનના સમર્થકો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સર્વોચ્ચ સત્તાને સ્વીકારતા નથી. તેઓ એવી દલીલ કરે છે, કે જો કોઈ મનુષ્ય સુંદર રીતે કામ કરે તો પરિણામ અવશ્ય આવવાનું જ છે. તેઓનો અભિપ્રાય એવો છે, કે જો માણસને તેનાં સકામ કર્મોનાં ફલ આપનાર ભગવાન હોય, તો તેમને ભજવાની જરૂર નથી; કારણ, માણસ કામ ન કરે તો તેઓ કોઈ સારું ફળ આપી શકતા નથી. તેઓ એમ કહે છે કે દેવતા અથવા ભગવાનનું પૂજન કરવાને બદલે લોકોએ તેમના પોતાના કર્તવ્ય તરફ બરાબર ધ્યાન આપવું જોઈએ, અને આમ કરવાથી સારાં ફળ અવશ્ય મળશે જ. કૃષ્ણ ભગવાન, તેમના પિતાશ્રીને કર્મમીમાંસાના તત્ત્વજ્ઞાનના આવા સિદ્ધાંતો કહેવા લાગ્યા. તેમણે કહ્યું, "મારા વહાલા પિતાજી! હું નથી ધારતો કે તમારે તમારી ખેતીવાડીની પ્રવૃત્તિ સફળ થાય એટલા માટે કોઈ દેવતાનું પૂજન કરવું જોઈએ. દરેક જીવાત્મા પોતાના પૂર્વજન્મના કર્મ પ્રમાણે જન્મે છે, અને પોતાના વર્તમાન કર્મનાં ફળ સાથે લઈ આ જીવન ત્યજે છે. દરેક મનુષ્ય પોતાના પૂર્વજન્મની પ્રવૃત્તિ પ્રમાણે, આ જીવનની વિવિધ પ્રકારની યોનિઓમાં જન્મે છે, અને તેને આ જીવનની પ્રવૃત્તિઓ પ્રમાણે, પછીનો જન્મ મળે છે. ભૂત અથવા વર્તમાન જીવનમાં કરેલાં વિવિધ પ્રકારનાં કાર્યોનાં વિવિધ ફળના આધારે, વિવિધ કક્ષાનાં ભૌતિક સુખ અને દુ:ખ, જીવનની સગવડો અને અગવડો મળે છે."

નંદ મહારાજ અને બીજા વડીલોએ દલીલ કરી કે અધિષ્ઠાતા દેવને સંતોષ આપ્યા વિના, મનુષ્ય કેવળ ભૌતિક પ્રવૃત્તિઓ દ્વારા શુભ ફળ નીપજાવી શકતો નથી. ખરેખર આ હકીકત છે. દા.ત., ઘણી વાર એમ જોવા મળે છે કે પ્રથમ વર્ગના દાકતર દ્વારા વ્યાધિ-ગ્રસ્ત માણસને પ્રથમ કક્ષાની વૈદ્યકીય સહાય અને સારવાર મળવા છતાં, તે રોગીનું મરણ થાય છે. એટલે, એવા નિર્ણય ઉપર આવીએ છીએ, કે પ્રથમ વર્ગના દાકતરના ઉપાય અને પ્રથમ કક્ષાની વૈદ્યકીય સારવાર રોગીને સુધારવા માટે કારણભૂત નથી. એમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો હાથ હોવો જોઈએ. તે પ્રમાણે, માતા અને પિતા દ્વારા લેવાતી તેમનાં બાળકોની સંભાળ માત્ર બાળકોના સુખનું કારણ નથી. કેટલીક વાર એમ જોવા મળે છે, કે માતાપિતાની સર્વ પ્રકારે સાવચેતી હોવા છતાં, બાળકોની તબિયત કથળે છે, અથવા તે મરણને શરણ

પણ છે. એટલે, ભૌતિક કારણો માત્ર શુભ ફળ નીપજાવવા માટે પૂરતાં નથી. એમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની અનુમતિ હોવી જોઈએ. એટલે, નંદ મહારાજે એવી દલીલ કરી કે ખેતીવિષયક પ્રવૃત્તિઓનાં સારાં પરિણામો નિપજાવવા માટે તેમણે અગાઉની જેમ વરસાદ વરસાવનાર અધિષ્ઠાતા દેવ ઈન્દ્રને સંતોષ આપવો જ જોઈએ. દેવતાઓ એવા જ માણસોને સારાં પરિણામો આપે છે કે જેમણે પોતાનાં નિર્ધારિત કર્તવ્યોનું બરાબર પાલન કર્યું હોય, એમ કહી કૃષ્ણ ભગવાને, આ દલીલનું ખંડન કર્યું. જે લોકો નિર્ધારિત કર્તવ્ય ન બજાવતા હોય, તેમને દેવતાઓ કોઈ સારાં ફળ આપતા નથી, એટલે કે દેવતાઓ કર્તવ્યપાલન ઉપર આધાર રાખે છે. કોઈ પણ મનુષ્યને શુભ ફળ આપવા માટે તેઓ પૂર્ણ સ્વતંત્ર નથી.

કૃષ્ણ ભગવાને કહ્યું, "મારા વહાલા પિતાજી! ઈન્દ્ર દેવને પૂજવાની જરૂર નથી. દરેક મનુષ્યને તેનાં પોતાનાં કર્મનું ફળ પ્રાપ્ત કરવાનું હોય છે. ખરેખર આપણે જોઈ શકીએ છીએ કે મનુષ્ય પોતાના કર્મ પ્રમાણે મળેલી કુદરતી મનોવૃત્તિ પ્રમાણે કામમાં રોકાયેલા હોય છે, અને એવી કુદરતી મનોવૃત્તિ પ્રમાણે સર્વ જીવાત્માઓ, પછી મનુષ્યો હોય કે દેવતાઓ, પોત પોતાનાં કર્મોનું ફળ ભોગવે છે. તેમનાં વિવિધ પ્રકારનાં કર્મોને કારણે સર્વ જીવાત્માઓને ઊંચી અથવા નીચલી કક્ષાનાં શરીરો મળે છે, અને તેમાં તે શત્રુઓના, મિત્રોના અગર તટસ્થ સંબંધો ઊભા કરે છે. તેથી મનુષ્યે પોતાની કુદરતી મનોવૃત્તિ પ્રમાણે, કર્તવ્યપાલન માટે સાવચેત રહેવું જોઈએ, અને વિવિધ દેવતાઓના પૂજન માટે, ચિત્તને આડે માર્ગે જવા દેવું ન જોઈએ. સર્વ કર્તવ્યનું બરાબર પાલન કરવાથી, દેવતાઓને સંતોષ થશે. એટલે તેમનું પૂજન કરવાની જરૂર નથી. ચાલો ત્યારે, એના કરતાં તો આપણાં નિર્ધારિત કર્તવ્યો સારી રીતે બજાવીએ. હકીકતમાં મનુષ્ય પોતાનાં યોગ્ય નિર્ધારિત કર્તવ્યો બજાવ્યા સિવાય, સુખી થઈ શકતો નથી. એટલે જે મનુષ્ય પોતાનાં નિર્ધારિત કર્તવ્યોનું બરાબર પાલન કરતો નથી, તેને ચારિત્ર્યહીન સ્ત્રી સાથે સરખાવાય છે. વેદોનું અધ્યયન, એ બ્રાહ્મણો માટે યોગ્ય નિર્ધારિત કર્તવ્ય છે. ક્ષત્રિયો માટે નાગરિકોના રક્ષણ માટે તૈયાર રહેવાનું યોગ્ય કર્તવ્ય છે. વૈશ્ય લોકો માટે ખેતીવાડી, વેપાર, અને ગૌરક્ષા યોગ્ય કર્તવ્ય છે. અને ઉપલા વર્ગોની સેવા એ શૂદ્રોનું યોગ્ય કર્તવ્ય છે. ઉપલા વર્ગો એટલે બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો. આપણે વૈશ્ય વર્ણના હોવાથી ખેતીવાડી કરવી, ખેતીના ઉત્પાદનનો વેપાર કરવો, ગાયોનું રક્ષણ કરવું, અથવા નાણાવટું કરવું એ આપણા વૈશ્ય લોકોનો ધર્મ છે"

કૃષ્ણે પોતાની જાતને વૈશ્ય-વર્ણની વ્યક્તિ તરીકે દર્શાવી. કારણ, નંદ મહારાજ ગાયોનું પાલન કરતા હતા અને કૃષ્ણ એ ગાયોની સંભાળ રાખતા હતા. તેમણે વૈશ્ય-વર્ણ માટે પ્રવૃત્તિના ચાર પ્રકાર ગણાવ્યા: ખેતીવાડી, વેપાર, ગોપાલન અને નાણાવટું. વૈશ્યો આમાંનો કોઈ પણ વ્યવસાય સ્વીકારી શકે, પરંતુ વૃંદાવનના લોકો સામાન્ય રીતે ગોપાલનમાં રોકાયેલા હતા.

આગળ વધીને કૃષ્ણે તેમના પિતાજીને સમજાવ્યું "આ પ્રગટ વિશ્વ સત્ત્વ, રજસ્ અને તમસ્ નામની ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિની અસર નીચે કામ કર્યા કરે છે. સર્જન, પોષણ અને વિનાશ માટે આ ત્રણ ગુણો કારણભૂત છે. રજોગુણના કારણે વાદળ બને છે. એટલે

વરસાદનું કારણ રજોમય પ્રવૃત્તિ છે, અને વરસાદ વરસ્યા પછી, જીવાત્માઓ ફળ મેળવે છે —ખેતીવાડીમાં સફળ થાય છે. એટલે આ પ્રવૃત્તિ સાથે ઈન્દ્રને શું લેવા દેવા? તમે ઈન્દ્રને રાજી ન કરો, તો પણ તે શું કરી શકે તેમ છે? આપણને ઈન્દ્ર પાસેથી કોઈ ખાસ લાભ મળતો નથી. એ છે તો પણ, જ્યાં જળની જરૂર નથી એવા સાગર પર પણ જળ વરસાવે છે. એટલે કે તે સાગર અથવા ધરતી પર જળ વરસાવે છે, તેને આપણી પૂજા સાથે કોઈ સંબંધ નથી. આપણી બાબતમાં એમ છે, કે આપણે બીજા શહેર, ગામ અથવા પરદેશમાં જવાની જરૂર નથી. શહેરોમાં મોટાં મોટાં વિશાળ મકાનો છે, પણ આપણને વૃંદાવનના જંગલમાં રહેવામાં જ સંતોષ છે. આપણને તો ગોવર્ધન-ગિરિ, વૃંદાવનનાં જંગલ સાથેજ વિશેષ સંબંધ છે, અને બીજી કોઈ પણ વસ્તુ સાથે નથી. એટલે મારા વહાલા પિતાજી, હું આપને વિનંતી કરું છું કે આપણે સ્થાનિક બ્રાહ્મણો અને ગોવર્ધન-ગિરિના સંતોષ માટે યજ્ઞ કરીએ. આપણી સાથે ઈન્દ્રને કોઈ જાતની લેવા-દેવા નથી."

કૃષ્ણનું આવું વિધાન સાંભળીને, નંદ મહારાજે જવાબ આપ્યો, "મારા વહાલા પુત્ર, હું તારા કહેવા પ્રમાણે, સ્થાનિક બ્રાહ્મણો અને ગોવર્ધન-ગિરિ માટે જુદો યજ્ઞ કરવા માટે તૈયારી કરીશ, પરંતુ હાલ પૂરતો ઈન્દ્રયજ્ઞ તરીકે જાણીતો વિધિ કરવા દે."

પરંતુ કૃષ્ણે જવાબ આપ્યો, "મારા વહાલા પિતાજી, મોડું ન કરશો. તમે જે રીતે કહો છો, તે રીતે ગોવર્ધન-યજ્ઞ અને સ્થાનિક બ્રાહ્મણોની પૂજામાં ઘણો સમય જશે. એટલે ઈન્દ્રયજ્ઞ કરવા માટે તમે કરેલી તૈયારીઓ અને સાધનસામગ્રીઓનો ઉપયોગ ગોવર્ધન-ગિરિ અને સ્થાનિક બ્રાહ્મણોના સંતોષ માટે તરત જ શરૂ કરીએ તો વધારે સારું."

છેવટે નંદ મહારાજ અચકાતાં અચકાતાં કબૂલ થયા. પછી ગોવાળિયાઓએ કૃષ્ણને જિજ્ઞાસા પૂર્વક પૂછ્યું કે તેઓ યજ્ઞ કેવી રીતે કરવા માગતા હતા, તેથી કૃષ્ણે તેમને નીચે પ્રમાણે માર્ગદર્શન આપ્યું: "યજ્ઞ માટે ભેગાં કરેલાં અનાજ અને ઘીમાંથી સર્વ પ્રકારનાં સુંદર સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરો. દહીં, ભાત, હલવો, ભજિયાં, પૂરી, ખીરંજ, લાડવા, સંદેશ, રસગુલ્લાં, મીઠાઈ જેવી સર્વ પ્રકારની દૂધની વાનગીઓ બનાવો, અને વૈદિક ઋચાઓનો મંત્રોચ્ચાર કરી શકે, અને અગ્નિમાં આહુતિ આપી શકે તેવા વિદ્વાન બ્રાહ્મણોને આમંત્રણ આપો. બ્રાહ્મણોને સર્વ પ્રકારનું અનાજ દાનમાં આપવું જોઈએ. ત્યાર પછી સર્વ ગાયોને શણગારો, અને સારી રીતે ખવડાવો. આ પ્રમાણે તૈયારી કર્યા પછી, બ્રાહ્મણોને સંપત્તિનું દાન કરો. નાનાં નાનાં પશુઓ જેવાં કે કૂતરાં, અને ચાંડાળ, અથવા અંત્યજ જેવા અસ્પૃશ્ય જાતિના, નીચલી કક્ષાના મનાતા લોકોને પણ, વિપુલ પ્રમાણમાં મિષ્ટ પ્રસાદ આપો. ગાયોને સુંદર ઘાસ આપ્યા પછી, ગોવર્ધનપૂજા નામે જાણીતા યજ્ઞની તરત જ તૈયારી કરો. આ યજ્ઞથી મને ખૂબ જ સંતોષ થશે."

આ વિધાનમાં કૃષ્ણ ભગવાને વ્યાવહારિક દૃષ્ટિએ વૈશ્ય કોમની સમગ્ર અર્થવ્યવસ્થાનું વર્ણન કર્યું છે. માનવસમાજની સર્વ વર્ણોમાં અને પશુ જાતિમાં ગાયો, કૂતરાં, બકરાં વગેરે દરેકે પોતાનો ભાગ ભજવવાનો છે. દરેક વ્યક્તિએ સારાયે સમાજના સાર્વત્રિક લાભ માટે,

સહકારથી કામ કરવાનું છે, અને એમાં કેવળ જંગમ વસ્તુઓનો જ નહિ, પરંતુ ટેકરાઓ અને જમીન જેવી સ્થાવર વસ્તુઓનો પણ સમાવેશ થાય છે. અનાજ ઉત્પન્ન કરીને, ગાયોનું પાલન કરીને, જ્યાં જ્યાં જરૂર ઊભી થાય ત્યાં ત્યાં ખોરાક પહોંચાડીને, અને નાણાંથી તથા નાણાવટી કામકાજ કરીને, સમાજ-સુધારા માટે આર્થિક પ્રવૃત્તિ કરવાની વૈશ્ય-વર્ણની ખાસ જવાબદારી છે.

આ વિધાન પરથી, આપણે શીખીએ છીએ કે કૂતરાં અને બિલાડાં એટલાં અગત્યનાં ન હોવા છતાં, તેમના પ્રત્યે બેદરકાર ન રહેવાય. કૂતરાં અને બિલાડાંના પાલન કરતાં ગૌ-પાલન ખરેખર વધારે અગત્યનું છે. આ વિધાનમાંથી આપણને બીજું સૂચન શીખવાનું મળે છે, કે ઉચ્ચ કક્ષાના વર્ગોએ ચાંડાળ અથવા અસ્પૃશ્ય ગણાતા લોકો પ્રત્યે પણ બેદરકારી રાખવી ન જોઈએ. દરેક વ્યક્તિ અગત્યની છે, પરંતુ કેટલાક લોકો માનવ-સમાજના વિકાસ માટે પ્રત્યક્ષ રીતે જવાબદાર છે, અને કેટલાક કેવળ પરોક્ષ રીતે જવાબદાર છે. ખરેખર જ્યારે જ્યારે કૃષ્ણભાવના હોય છે ત્યારે ત્યારે, દરેક વ્યક્તિના સાર્વત્રિક લાભની સંભાળ રાખવામાં આવે છે.

કૃષ્ણભાવનાની પ્રવૃત્તિમાં ગોવર્ધનપૂજા નામે જાણીતો યજ્ઞ ઉજવાય છે. ચૈતન્ય મહાપ્રભુએ એવી ભલામણ કરી છે કે કૃષ્ણ પૂજનીય હોવાથી, તેમની લીલાભૂમિ વૃંદાવન અને ગિરિ ગોવર્ધન પણ પૂજનીય છે. આ વિધાનના સમર્થનમાં કૃષ્ણ ભગવાને કહ્યું કે, ગોવર્ધનપૂજા તેમની પોતાની પૂજા બરાબર છે. તે દિવસથી ગોવર્ધનપૂજા અત્યાર સુધી ચાલી આવી છે અને તે 'અન્નકૂટ' તરીકે જાણીતી છે. વૃંદાવનનાં સર્વ મંદિરોમાં અને વૃંદાવન બહાર, આ ઉત્સવમાં વિપુલ પ્રમાણમાં વાનગીઓ રંધાય છે, અને સામાન્ય જનસમાજમાં પ્રસાદ તરીકે અત્યંત વિપુલ પ્રમાણમાં વહેંચાય છે. ઘણી વાર ખાદ્ય વાન-ગીઓ ટોળા તરફ ઉછાળવામાં આવે છે, અને લોકો ધરતી પરથી તેને એકઠી કરવામાં આનંદ માને છે. આ દૃષ્ટાંતો પરથી આપણે સમજી શકીએ છીએ કે કૃષ્ણને ધરાવેલો પ્રસાદ જમીન પર પડે, તો પણ અશુદ્ધ કે ચેપી બનતો નથી. એટલે લોકો તેને એકઠો કરીને ખૂબ સંતોષપૂર્વક આરોગે છે.

પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણે આથી ગોવાળિયાઓને ઈન્દ્રયજ્ઞ બંધ કરવાની, અને સ્વર્ગલોકના સર્વોચ્ચ નિયંતા તરીકે અત્યંત મદાન્ધ થયેલા ઈન્દ્રને શિક્ષા કરવા માટે, ગોવર્ધન-પૂજા શરૂ કરવાની પ્રેરણા આપી. નંદ મહારાજના નેતૃત્વ નીચે, પ્રામાણિક અને સરળ હૃદયના ગોવાળિયાઓએ કૃષ્ણની સલાહ સ્વીકારી અને તેમણે જણાવેલી વિગત પ્રમાણે દરેક બાબતનો ઝીણવટથી અમલ કર્યો. તેમણે ગોવર્ધનપૂજા કર્યા પછી, એ પર્વતની પ્રદક્ષિણા કરી. (ગોવર્ધનપૂજા શરૂ થયા પછી, આજે પણ વૃંદાવનના લોકો સુંદર વસ્ત્રો પહેરે છે, ગોવર્ધન-ગિરિ પાસે પૂજા કરવા માટે એકઠા થાય છે, અને પોતાની સર્વ ગાયોને આગળ કરી પ્રદક્ષિણા કરે છે.) કૃષ્ણની સૂચના પ્રમાણે, નંદ મહારાજ અને ગોવાળિયાઓએ વિદ્વાન બ્રાહ્મણોને બોલા-વ્યા, અને વૈદિક ઋચાઓના મંત્રોચ્ચાર કરીને, પ્રસાદ ધરાવીને ગોવર્ધન ગિરિની પૂજા શરૂ કરી.

વૃંદાવનવાસીઓ એકઠાં થયાં. તેમણે પોતાની ગાયોને શણગારી અને ઘાસ નીર્યું. ગાયોને આગળ રાખીને, તેમણે ગિરિ ગોવર્ધનની પ્રદક્ષિણા શરૂ કરી. ગોપીઓએ પણ અત્યંત કીમતી વસ્ત્રો પહેર્યાં અને કૃષ્ણનાં યશસ્વી ચરિત્રોનાં ગીતો ગાતી ગાતી બળદગાડાંમાં બેઠી. ગોવર્ધન-પૂજામાં ઋત્વિજો તરીકે કામ કરવા માટે એકઠા થયેલા બ્રાહ્મણોએ, ગોવાળિયાઓ અને તેમની પત્નીઓ-ગોપીઓને આશીર્વાદ આપ્યા. જ્યારે દરેક વસ્તુ પૂરી થઈ ત્યારે કૃષ્ણે મહાન દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું અને વૃંદાવનવાસીઓમાં જાહેર કર્યું કે તેઓ સ્વયં ગોવર્ધન-ગિરિ હતા. જેથી ગોવર્ધન પર્વતના ભક્તોને ખાત્રી થઈ કે ગિરિ ગોવર્ધન અને કૃષ્ણ સ્વયં બંને એક જ છે. પછી કૃષ્ણે તેમને અર્પણ કરવા માટે લાવવામાં આવેલી સર્વ વાનગીઓ જમવાની શરૂઆત કરી. કૃષ્ણ અને ગિરિ ગોવર્ધનના એકાત્મ સ્વરૂપનો આજે પણ વધુ આદર થાય છે અને મોટા મોટા ભક્તો ગોવર્ધન ગિરિમાંથી પત્થરો લઈ, કૃષ્ણ ભગવાનના મંદિરમાં કૃષ્ણની પૂજા કરતા હોય તે જ રીતે, તેની પૂજા કરે છે. આમ ભક્તો ગોવર્ધન પર્વતમાંથી નાના નાના ખડક અથવા પથ્થરો એકઠા કરી, પોતાને ઘેર લઈ જઈ પૂજે છે, કારણ કે આ પૂજા દેવપૂજા જેવી જ ગણાય છે. જે સ્વરૂપે કૃષ્ણે અર્પણ કરેલો ભોગ જમવાની શરૂઆત કરી તે સ્વરૂપ જુદું હતું. સૌ વૃંદાવનવાસીઓ સાથે સ્વયં કૃષ્ણે તે દેવ અને ગોવર્ધનગિરિની પૂજા કરી. કૃષ્ણના વિશાળ સ્વરૂપની અને ગોવર્ધન પર્વતની પૂજા કરતી વખતે પોતે સ્વયં જાહેર કર્યું, "જુઓ, ગોવર્ધન પર્વતે આવું વિશાળ સ્વરૂપ ધારણ કર્યું છે, અને સર્વ પ્રસાદ સ્વીકારીને આપણા પર કૃપા કરી રહ્યા છે." વળી કૃષ્ણે એ સભામાં જાહેર કર્યું, "જે રીતે હું ગોવર્ધનપૂજા કરી રહ્યો છું, તે રીતે પૂજા કરવામાં જો કોઈ બેદરકારી કરશે, તો વ્યક્તિગત રીતે તે સુખી નહિ થાય ગોવર્ધન પર્વત પર ઘણા સર્પો છે, અને નિર્ધારિત કરેલા ગોવર્ધન-પૂજાના કર્તવ્યની જે લોકો બેદરકારીથી અવગણના કરશે, તેમનું આ સર્પો કરડવાથી મૃત્યુ થશે. ગાયોનું અને પોતાનું કલ્યાણ નિશ્ચિત થાય તે માટે, ગોવર્ધન–ગિરિ પાસેના સર્વ વૃંદાવન-વાસીઓએ મારા જણાવ્યા પ્રમાણે, ગોવર્ધન પર્વતની પૂજા કરવી જોઈએ."

આમ ગોવર્ધન પૂજાનો યજ્ઞ પૂરો કર્યા પછી, સર્વ વૃંદાવન વાસીઓ વસુદેવજીના પુત્ર કૃષ્ણની આજ્ઞાને અનુસર્યા, અને ત્યાર બાદ સૌ પોતપોતાને ઘેર પાછા ફર્યા.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'ગિરિ ગોવર્ધનપૂજા' નામના ચોવીસમા
અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૨૫. વૃંદાવનમાં ભીષણ વર્ષા

ઈન્દ્રે જ્યારે જાણ્યું, કે વૃંદાવનના ગોવાળિયાઓ જે યજ્ઞ કરતા હતા તેને કૃષ્ણે અટકાવ્યો, ત્યારે તેને ગુસ્સો ચઢ્યો, અને સ્વયં કૃષ્ણ જેમનું રક્ષણ કરી રહ્યા હતા તે નંદ મહારાજના નેતૃત્વવાળા વૃંદાવનવાસીઓ પર તે ગુસ્સો ઠાલવ્યો. વિવિધ પ્રકારનાં વાદળોના સૂત્રધાર એવા ઈન્દ્રે સાંવર્તક મેઘને બોલાવ્યો. જ્યારે સમગ્ર વિશ્વનો પ્રલય કરવાની જરૂરિયાત ઊભી થાય છે ત્યારે આ મેઘને બોલાવવામાં આવે છે. ઈન્દ્રે સાંવર્તકને વૃંદાવન પર જવા અને આખાયે વિસ્તાર પર ભયંકર રેલ રેલાવી દેવા આજ્ઞા કરી. ઈન્દ્રે પોતે સર્વ શક્તિમાન સર્વોચ્ચ પ્રભુ છે એવો આસુરી વિચાર કર્યો. જ્યારે અસુરો અત્યંત બળવાન બને છે, ત્યારે સર્વોચ્ચ નિયંતા ભગવાનનો વિરોધ કરે છે. ઈન્દ્ર અસુર ન હતો છતાં પોતાની ભૌતિક સ્થિતિને લીધે ગર્વિષ્ઠ બન્યો હતો, અને તે સર્વોચ્ચ નિયંતાને પડકાર કરવા માગતો હતો. તેણે થોડાઘણા સમય માટે પણ, પોતે કૃષ્ણ જેટલો બળવાન છે, એવો વિચાર કર્યો. ઈન્દ્રે કહ્યું, "વૃંદાવનવાસીઓની ઉદ્ધતાઈ તો જુઓ! તેઓ ખાલી વનવગડામાં વસનારાઓ છે, પરંતુ કૃષ્ણની મૈત્રીને લીધે તે ગર્વિષ્ઠ બન્યા છે. કૃષ્ણ એક સાધારણ મનુષ્ય છે — એ સિવાય બીજું કંઈ નથી, છતાં તેમણે દેવતાઓનો સામનો કરવાની હિંમત કરી છે."

કૃષ્ણે ભગવદ્ ગીતામાં જાહેર કર્યું છે કે દેવતાઓના પૂજારીઓ બહુ બુદ્ધિશાળી હોતા નથી. ઉપરાંત તેમણે જાહેર કર્યું છે કે મનુષ્યે સર્વ પ્રકારની પૂજા ત્યજી દઈને, કેવળ કૃષ્ણ-ભાવના પર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. ઈન્દ્ર પર કૃષ્ણને ગુસ્સો ઉપજ્યો અને પાછળથી તેને શિક્ષા કરી, એ સ્પષ્ટ દર્શાવે છે કે કૃષ્ણભાવનામાં જોડાયેલા તેમના ભક્તોએ કોઈ પણ દેવતાની, કદાચ એમ લાગે કે દેવતા તેનું પૂજન ન થવાને લીધે ગુસ્સે થશે તો પણ, પૂજા કરવાની જરૂર નથી. કૃષ્ણ પોતાના ભક્તોને સર્વ પ્રકારે રક્ષણ આપે છે. તેઓએ તેમની કૃપા પર સંપૂર્ણપણે આધાર રાખવો જોઈએ. ઈન્દ્રે વૃંદાવનવાસીઓના કર્મને શાપ આપ્યો અને બોલ્યો, "દેવતાઓની સત્તાનો વિરોધ કરવા માટે વૃંદાવનવાસીઓને ભૌતિક જગતમાં સહન કરવું પડશે. દેવતાઓને રીઝવવા માટે કરવામાં આવતા યજ્ઞ પ્રત્યે બેદરકારી રાખવાથી, તેઓ ભૌતિક યાતનાઓરૂપી સમુદ્રના અવરોધો ઓળંગી શકશે નહિ." ઈન્દ્રે

આગળ જાહેર કર્યું, "વૃંદાવનના ગોવાળિયાઓએ કૃષ્ણ નામના આવા વાચાળ છોકરાની સલાહ માનીને મારી સત્તાની અવગણના કરી છે. તે તો એક નાનું છોકરું છે અને આવા છોકરાની વાતના કારણે તેમણે મને ગુસ્સે કર્યો છે." આમ તેણે સાંવર્તક વાદળને વૃંદાવન જઈ, તેમની સમૃદ્ધિનો નાશ કરવા આજ્ઞા કરી. ઈન્દ્ર બોલ્યો, "પોતાની ભૌતિક સમૃદ્ધિને લીધે અને કૃષ્ણ નામના તેમના નાનકડા મિત્રની હાજરીમાં શ્રદ્ધા હોવાને લીધે, વૃંદાવનવાસીઓ અતિશય મદાન્ધ બન્યા છે. તે સ્વયં જ્ઞાનમાં ખૂબ જ આગળ વધેલો છે, એવું માને છે, પરંતુ એ તો ખાલી બડાઈખોર અને બાલીશ વિચાર છે. તેને આખા વિશ્વની પરિસ્થિતિ વિષે જ્ઞાન નથી. વૃંદાવનવાસીઓએ કૃષ્ણનું શરણું ગંભીરપણે સ્વીકાર્યું છે, તેથી તેમને શિક્ષા થવી જોઈએ. એટલે મેં સાંવર્તક મેઘને ત્યાં જઈને એ ભૂમિ પર રેલ રેલાવવાની આજ્ઞા કરી છે — તેમની ગાયો સહિત તેમનો નાશ થવો જોઈએ."

અહીં એમ કહ્યું છે કે ગામડાંના તથા નગરે બહાર રહેનારા લોકોએ પોતાની સમૃદ્ધિ માટ ગાયો પર આધાર રાખવો જોઈએ. જ્યારે ગાયો નાશ પામે છે, ત્યારે લોકો સર્વ પ્રકારની સમૃદ્ધિ વગરના બની જાય છે. જ્યારે ઈન્દ્ર રાજાએ સાંવર્તક અને તેનાં સાથીદાર વાદળો ને વૃંદાવન જવાનો હુકમ કર્યો, ત્યારે વાદળો આવી જવાબદારીથી ડરી ગયાં, પરંતુ ઈન્દ્ર રાજાએ તેમને ખાત્રીપૂર્વક કહ્યું, "તમે આગળ ધપો, વળી હું પણ મારા હાથી પર બેસીને મોટાં મોટાં તોફાની તત્ત્વો સાથે નીકળી પડું છું. વૃંદાવનવાસીઓને શિક્ષા કરવા માટે હું મારી સર્વ શક્તિઓનો ઉપયોગ કરવાનો છું."

ઈન્દ્ર રાજાની આજ્ઞા થવાથી બધાં ભયંકર વાદળો વૃંદાવન પર ઘેરાયાં અને પોતાની સર્વ શક્તિ તથા સામર્થ્ય વડે અસ્ખલિતપણે વરસાદ વરસાવવા લાગ્યાં. વીજળી સતત ચમકતી હતી. મેઘગર્જનાઓ થતી હતી. શરીર વિંધાઈ જાય એવો સૂસવતો પવન ફૂંકાતો હતો અને મુશળધાર વરસાદ વરસતો હતો. વરસતા વરસાદને લીધે, જાણે તીર ભોંકાતાં હોય તેમ થતું હતું. અટક્યા સિવાય મોટા મોટા સ્તંભ જેવા વિપુલ જથ્થામાં જળ વરસાવીને, વાદળોએ ધીરે ધીરે આખાયે વૃંદાવનની સમગ્ર ધરતીને જળથી ભરી દીધી, અને ઊંચી તથા નીચી જગ્યા વચ્ચેનો ભેદ ભૂંસી નાંખ્યો. ખાસ કરીને પશુઓ માટે પરિસ્થિતિ અત્યંત ભયજનક હતી. વરસાદની સાથે સાથે વાવાઝોડાં ફૂંકાતાં હતાં અને દરેક વૃંદાવનવાસી કડકડતી ઠંડીને લીધે ધ્રૂજતો હતો. બીજું કોઈ સહીસલામત સ્થાન નહિ લાગવાથી, તેમણે ગોવિંદના ચરણકમળમાં શરણું લીધું. ખાસ કરીને મુશળધાર વરસાદને લીધે અત્યંત દુઃખી થયેલી ગાયો, પોતાનાં માથાં નીચાં રાખી, અને પોતાનાં વાછરડાંને શરીર નીચે સંતાડી, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ચરણકમળમાં શરણું લેવા ગઈ. તેઓએ પ્રાર્થના કરી, "વહાલા કૃષ્ણ, તમે સર્વશક્તિમાન છો અને તમારા ભક્તો પ્રત્યે અત્યંત દયાળુ છો. કોપાયમાન થયેલા ઈન્દ્રના અત્યંત ત્રાસથી ત્રાસી ગયેલાં એવાં અમારાં સૌની કૃપા કરીને રક્ષા કરો."

તેમની પ્રાર્થના સાંભળીને કૃષ્ણ પણ સમજી શક્યા કે, ઈંદ્ર યજ્ઞની આહુતિ નહિ મળવાથી, કસમયે તોફાની પવનો અને બરફના ભારે કરા સાથે મુશળધાર વરસાદ વરસાવી રહ્યો હતો.

કૃષ્ણ સમજ્યા કે આ રીતે ઈન્દ્ર પોતાનો ક્રોધ ઈરાદાપૂર્વક દર્શાવી રહ્યો હતો એટલે તેમણે નિર્ણય કર્યો, "આ દેવે, પોતે સર્વોચ્ચ છે એમ માની, પોતાની મહાન શક્તિ દર્શાવી છે, પરંતુ હું મારી કળા પ્રમાણે તેને જવાબ આપીશ, અને તેને એવો પાઠ ભણાવીશ કે તે આ વિશ્વ-પ્રવૃત્તિઓના સંચાલનમાં સાર્વભૌમ નથી. હું સર્વનો સર્વોચ્ચ પ્રભુ છું, અને તેની શક્તિને લીધે ઉત્પન્ન થયેલું તેનું મિથ્યાભિમાન દૂર કરીશ. દેવો મારા ભક્તો છે, એટલે તેઓ મારું વર્ચસ્વ ભૂલી જાય તે શક્ય નથી, પરંતુ ગમે તે કારણે ઈંદ્ર પોતાની ભૌતિક શક્તિને લીધે ગર્વિષ્ઠ અને મદોન્મત્ત બન્યો છે. હું એવી રીતે કામ કરીશ કે આ મિથ્યા-ભિમાન નાશ પામે. મારા વૃંદાવનના શુદ્ધ ભક્તો, હાલમાં સંપૂર્ણ રીતે મારે શરણે આવ્યા છે, અને તેમને મેં સંપૂર્ણ રીતે મારા રક્ષણ નીચે લીધા છે — તેમનું હું રક્ષણ કરીશ. મારી યોગશક્તિથી હું તેમને બચાવીશ."

આ પ્રમાણે વિચાર કરીને કૃષ્ણે, જેમ જમીન પરથી બાળક બિલાડીનો ટોપ પકડી ઊંચકી લે તે જ પ્રમાણે, તરત જ એક જ હાથે ગોવર્ધન-ગિરિ ઊંચકી લીધો. આમ તેમણે ગોવર્ધનગિરિ ઊંચકવાની દિવ્ય લીલા પ્રગટ કરી, ત્યાર પછી કૃષ્ણ ભગવાન પોતાના ભક્તોને સંબોધન કરવા લાગ્યા, "મારા વહાલા બંધુઓ, મારા વહાલા પિતાજી, મારાં વહાલાં વૃંદાવનવાસીઓ, હમણાં જ મેં ઊંચકેલી ગોવર્ધનગિરિ રૂપી છત્રી નીચે તમે સહી-સલામત પણે આવી જાઓ. તમે એવો ડર ન રાખતા કે મારા હાથમાંથી પહાડ નીચે પડી જશે. મુશળધાર વરસાદ અને તોફાની પવનને લીધે તમે ખૂબ ત્રાસી ગયાં છો, એટલે મેં ઊંચકેલો આ પર્વત, વિશાળ છત્રીની જેમ તમારું બરાબર રક્ષણ કરશે. હું માનું છું કે તમને તાત્કાલિક આપત્તિમાંથી બચાવવા માટે આ તૈયારી યોગ્ય છે. આ વિશાળ છત્રીની નીચે રહી, તમારાં પશુઓ સહિત તમે સુખી થાઓ." કૃષ્ણ ભગવાને તેમને ખાત્રી આપવા-થી, સર્વ વૃંદાવનવાસીઓ મોટા પર્વત નીચે પ્રવેશ્યાં અને તેમનાં માલમિલકત તથા પશુઓ સાથે સહી-સલામત જણાયાં. ત્યાં આગળ વૃંદાવનવાસીઓ ભૂખ-તરસ અથવા બીજી કોઈ પણ અગવડને લીધે ત્રાસ્યા વિના આખું અઠવાડિયું રહ્યાં.

કૃષ્ણે તેમના ડાબા હાથની ટચલી આંગળી વડે કેવી રીતે પહાડ પકડી રાખ્યો હતો, તેનું તેમને ભારે આશ્ચર્ય થયું. કૃષ્ણની અસામાન્ય યોગશક્તિ જોઈને સ્વર્ગના રાજા ઈન્દ્ર આશ્ચર્યમાં સ્તબ્ધ બની ગયા અને પોતાના નિર્ણયમાં હતાશ થઈ ગયા. તેમણે તરત જ બધા મેઘોને બોલાવીને અટકી જવા જણાવ્યું. જ્યારે આકાશ તદ્દન વાદળવિહોણું બન્યું અને ફરીથી સૂર્યોદય થયો, ત્યારે તોફાની પવનો અટકી ગયા હતા. તે સમયે, હવે ગોવર્ધનધારી તરીકે જાણીતા થયેલા ગિરિધારી કૃષ્ણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર બોલ્યા, "મારા વહાલા ગોવાળિયાઓ, હવે તમારી સ્ત્રીઓ, બાળકો, ગાયો અને કીમતી વસ્તુઓ લઈને તમે જઈ શકો છો, કારણ કે તોફાન અટકી ગયું છે અને ઉભરાતી નદીઓમાં પાણીનાં પૂર ઊતરી ગયાં છે."

સૌએ પોતાની કીમતી વસ્તુઓ ગાડામાં ભરી, અને તેઓ ગાયો તથા બીજી સાધનસામગ્રી સાથે ધીરે ધીરે ચાલી નીકળ્યાં. તેમણે દરેક વસ્તુ લઈ લીધી એટલે કૃષ્ણ ભગવાને ગોવર્ધન પર્વતને, પહેલાં જે જગાએ હતો તે જ જગાએ, બરાબર એ જ સ્થિતિમાં ખૂબ ધીરે રહીને મૂકી દીધો. જ્યારે દરેક વસ્તુ પતી ગઈ, ત્યારે સર્વ વૃંદાવન-વાસીઓ કૃષ્ણ પાસે ગયાં અને ખૂબ દિવ્યાનંદના આવેગપૂર્વક તેમને ભેટયાં. સ્વાભાવિક રીતે કૃષ્ણ પ્રત્યે અત્યંત સ્નેહ ધરાવતી ગોપીઓ, તેમને આંસુમિશ્રિત દહીં ધરાવવા લાગી અને તેમની પર અસ્ખલિત ભાવે આશીર્વાદ વરસાવ્યા. યશોદા માતા, રોહિણી માતા, નંદ અને બળવાનોમાં અત્યંત બળવાન એવા બલરામ, કૃષ્ણને એક પછી એક ભેટયા, અને સ્વાભાવિક રીતે ઉદ્‌ભવેલી લાગણીઓને લીધે તેમને ફરી ફરીને આશીર્વાદ આપ્યા. જુદાં જુદાં ગ્રહમંડળો જેવાં કે સિદ્ધલોક, ગાંધર્વલોક અને ચારણલોક વગેરેમાં રહેતા વિવિધ દેવતાઓ પણ તેમનો સંપૂર્ણ સંતોષ વ્યકત કરવા લાગ્યા. તેમણે પૃથ્વીના પટ પર પુષ્પ-વર્ષા કરી, અને તે વિવિધ શંખો વગાડવા લાગ્યા. નગારાં વાગતાં હતાં ત્યારે દૈવી લાગણી-ઓની પ્રેરણા થવાથી, ગાંધર્વલોકના રહેવાસીઓ ભગવાનને પ્રસન્ન કરવા, પોતાનાં વાદ્યો વગાડવા લાગ્યા. આ પ્રસંગ પછી, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાના વહાલા મિત્રો અને પશુઓથી વીંટળાઈને પોતાને ઘેર પાછા ફર્યા. હંમેશની જેમ ગોપીઓએ કૃષ્ણની યશસ્વી લીલાઓનું ગાન અત્યંત લાગણીપૂર્વક શરૂ કર્યું. તેઓ આ ગીત હૃદયપૂર્વક ગાઈ રહી હતી.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'વૃંદાવનમાં ભીષણ વર્ષા' નામના પચીસમા અધ્યાયના ભકિત વેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૨૬. અદ્ભુત કૃષ્ણ

પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણનું રહસ્ય સમજ્યા વિના, અને તેમના અસાધારણ આધ્યાત્મિક સૌન્દર્યની ઝાંખી, એવાં વૃંદાવનનાં નિર્દોષ ગોપબાળકો અને પુરુષો કૃષ્ણની આશ્ચર્યજનક પ્રવૃત્તિઓ, કે મનુષ્ય માત્રની પ્રવૃત્તિઓ કરતાં ઘણી પર છે, તેની ચર્ચા કરવા લાગ્યા.

તેઓમાંના એક જણે કહ્યું, "મારા વહાલા મિત્રો! કૃષ્ણની આશ્ચર્યજનક પ્રવૃત્તિઓનો વિચાર કરતાં એમ લાગે છે, કે આવું અસાધારણ બાળક વૃંદાવનમાં આવીને આપણી સાથે રહે એ કેવી રીતે શક્ય બન્યું? ખરેખર એ શક્ય જ નથી. કલ્પના તો કરો! હજી તો તે સાત જ વર્ષનું છે. જેમ ગજરાજ કમળપુષ્પને પકડે તેમ તેમણે ગોવર્ધન પર્વતને એક જ હાથે ઊંચો કર્યો, એ કેવી રીતે શક્ય બન્યું? કમળપુષ્પને ઊંચકવું એ હાથી માટે અત્યંત ક્ષુલ્લક વસ્તુ છે, અને એ જ રીતે કૃષ્ણે વિનાપરિશ્રમે ગોવર્ધન પર્વતને ઊંચો કર્યો. જ્યારે તે અત્યંત નાનું બાળક હતા અને બરાબર જોઈ શકતા પણ નહિ, ત્યારે તેમણે પૂતના જેવી ભયંકર રાક્ષસીને મારી નાંખી. તેનાં સ્તન ધાવતાં ધાવતાં તેમણે તેના પ્રાણ પણ ચૂસી લીધા. જેમ અનંત કાળ જીવાત્માનો સમય પૂરો થયે તેને ખતમ કરે છે, તેમ કૃષ્ણે પૂતનાને મારી નાંખી. જ્યારે ત્રણ જ મહિનાની તેમની ઉંમર હતી ત્યારે, તે હાથગાડા નીચે સૂઈ રહ્યા હતા. માતાનું દૂધ નહિ પી શકવાને લીધે ભૂખ લાગવાથી, તેઓ રડીને પોતાના પગ અધ્ધર ઉછાળવા લાગ્યા. તેમના નાના પગની લાત વાગવાથી ગાડું તરત જ ભાંગીને છૂટું પડી ગયું અને તેના ટુકડે ટુકડા થઈ ગયા. જ્યારે તેઓ એક વર્ષના હતા, ત્યારે તેમને તૃણાવર્ત અસુર વંટોળિયાના વેશમાં આવી ઉપાડીને ખૂબ જ ઊંચે આકાશમાં લઈ ગયો હતો, છતાં તેઓ ફક્ત અસુરની ડોક પકડીને લટકી રહ્યા અને તેને આકાશમાંથી નીચે પડવાની ફરજ પાડી. આથી તરત જ તે અસુર મૃત્યુ પામ્યો. એક વાર તેમણે માખણ ચોર્યું હોવાથી, ગુસ્સે થઈને તેમની માતાએ તેમને લાકડાના ખાંડણિયા સાથે બાંધ્યા. એને 'યમલાર્જુન' નામનાં બે જોડકાં વૃક્ષો તરફ બાળકૃષ્ણ ખસી ગયા અને તેમને ઉખાડી પાડ્યાં. એક વાર તે મોટા ભાઈ બલરામ સાથે જંગલમાં વાછરડાં ચરાવી રહ્યા હતા, ત્યારે બકાસુર નામે અસુર

દેખાયો અને કૃષ્ણે તરત જ એ અસુરને ચાંચ વચ્ચેથી ચીરી નાંખ્યો. જ્યારે વત્સાસુર નામે અસુર, જ્યાં કૃષ્ણ વાછરડાંને ચરાવી રહ્યા હતા ત્યાં, તેમની હત્યા કરવા દાખલ થયો, ત્યારે તેમણે તરત જ અસુરને શોધી ખતમ કર્યો, અને વૃક્ષ પર ફેંકી દીધો. જ્યારે કૃષ્ણ તેમના ભાઈ બલરામ સહિત તાલવનમાં દાખલ થયા, ત્યારે ધેનુકાસુર નામના અસુરે ગધેડાનું રૂપ લઈ તેમની પર હુમલો કર્યો, અને બલરામે તેના પાછલા પગ પકડી તેને તાડવૃક્ષમાં ફેંક્યો. ધેનુકાસુર રાક્ષસના બીજા સાથીઓ, જેઓ પણ ગધેડાનું રૂપ લઈ તેને મદદ કરી રહ્યા હતા, તે સૌને મારી નાંખવામાં આવ્યા. આમ તાલવનનું જંગલ વૃંદાવનવાસીઓ અને પશુઓના ઉપયોગ માટે ખુલ્લું થયું. જ્યારે પ્રલંબાસુર કૃષ્ણના ગોપબાલ મિત્રોમાં દાખલ થયો, ત્યારે બલરામે તેની હત્યા કરી. ત્યાર પછી કૃષ્ણે તેમના મિત્રો અને ગાયોને, જંગલમાં લાગેલા ભયાનક દવમાંથી બચાવ્યાં અને તેમણે યમુનાના ધરામાં રહેલા કાલિય નાગને શિક્ષા કરી, તથા યમુના નદીની નજીકમાંથી ચાલ્યા જવાની ફરજ પાડી. આમ કરી તેમણે યમુનાનાં જળને વિષમુક્ત બનાવ્યાં."

નંદ મહારાજના મિત્રોમાંથી એક જણ બોલ્યું, "મારા વહાલા નંદ, અમને સમજાતું નથી કે અમને તમારા દીકરા કૃષ્ણ પ્રતિ આટલું બધું આકર્ષણ શા માટે રહે છે? અમારે તેમને ભૂલવા છે, પણ એ અશક્ય છે. અમને તેમની પ્રત્યે આટલો બધો કુદરતી પ્રેમ શાથી થતો હશે? કલ્પના તો કરો, એ કેટલા બધા અદ્‌ભુત છે! એક બાજુ પોતે સાત વર્ષના બાળક છે, અને બીજી બાજુ ગોવર્ધન પર્વત જેવો મોટો પહાડ છે, જેને તેમણે સહેલાઈથી ઉપાડયો! ઓ નંદ મહારાજ! અમને મોટી શંકા થાય છે કે તમારા પુત્ર કૃષ્ણ, દેવતાઓમાંના જ એક હોવા જોઈએ. તેઓ કોઈ પણ રીતે સાધારણ બાળક નથી. સંભવ છે કે તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હોય."

વૃંદાવનવાસી ગોવાળિયાઓની પ્રશંસા સાંભળીને, નંદ મહારાજ બોલ્યા, "મારા વહાલા મિત્રો! તમારા જવાબમાં મારે તમારી સમક્ષ કેવળ ગર્ગ મુનિનું વિધાન જ જણાવવાનું છે, જેથી તમારી શંકાઓ નાશ પામશે. જ્યારે તેઓ નામકરણવિધિ ઉજવવા માટે આવ્યા હતા, ત્યારે તેમણે કહેલું કે આ બાળક જુદા જુદા યુગોમાં જુદા જુદા રંગે અવતરે છે. આ સમયે તેઓ વૃંદાવનમાં શ્યામ રંગે અવતર્યા છે અને કૃષ્ણ તરીકે જાણીતા છે. પહેલાં એમને શ્વેતરંગ, ત્યાર પછી રાતો રંગ અને ત્યાર પછી પીળો રંગ મળ્યા હતા. તેમણે એમ પણ કહ્યું કે આ બાળક એક સમયે વસુદેવનો દીકરો હતો. તેથી જે કોઈ મનુષ્ય તેમના આગલા જન્મ વિષે જાણે છે, તે તેમને વાસુદેવ કહીને બોલાવે છે. તેમણે કહ્યું કે ખરેખર તો મારા પુત્રના વિવિધ ગુણો, અને પ્રવૃત્તિઓ પ્રમાણે તેનાં ઘણાં નામો છે. ગર્ગાચાર્યે મને ખાત્રી આપી કે આ બાળક મારા કુટુંબ માટે, સર્વ રીતે મંગળમય નીવડશે. અને વૃંદાવનના સર્વ ગોવાળિયા તથા ગાયોને દિવ્ય સુખનો આનંદ આપવાને શક્તિમાન થશે. જો કે, અમે વિવિધ પ્રકારની મુશ્કેલીઓમાં મુકાઈશું, પરંતુ આ બાળકની કૃપાથી, અમે ખૂબ જ સહેલાઈથી તેમનાથી મુક્ત થઈશું. તેમણે એમ પણ જણાવ્યું કે,

પહેલાં આ બાળકે જગતને અનિયંત્રિત સ્થિતિમાંથી બચાવેલું, અને અપ્રામાણિક માણસોના હાથમાંથી સર્વે પ્રામાણિક માણસોને બચાવેલા. વળી તેમણે જણાવેલું કે જે કોઈ ભાગ્યશાળી માણસ આ બાળક કૃષ્ણ પ્રત્યે અનુરાગ રાખશે, તે કદી તેના દુશ્મન દ્વારા હાર નહિ પામે. સમગ્ર રીતે, તે હંમેશાં દેવતાઓનો પક્ષ લેનાર બરાબર વિષ્ણુ ભગવાન જેવો છે. તેથી દેવતાઓ અસુરો દ્વારા કદી હારતા નથી. આમ ગર્ગાચાર્ય એવા નિર્ણય પર આવ્યા, કે મારો બાળક મોટો થશે ત્યારે તેનામાં બરાબર વિષ્ણુ ભગવાનના જેવાં જ દિવ્ય સૌંદર્ય, ગુણ, પ્રવૃત્તિઓ, પ્રભાવ અને ઐશ્વર્ય દેખાશે, અને તેથી આપણે તેમની અદ્ભુત પ્રવૃત્તિઓથી આશ્ચર્ય પામવું ન જોઈએ. મને આ પ્રમાણે કહ્યા પછી, ગર્ગાચાર્ય ઘેર પાછા ફર્યા અને ત્યારથી માંડીને અમે આ બાળકની અદ્ભુત પ્રવૃત્તિઓ સતત જોઈ રહ્યા છીએ. ગર્ગાચાર્યે કરેલા ભાવિદર્શન ઉપરથી હું ધારું છું કે, તેઓ સ્વયં નારાયણ અથવા નારાયણના અમર્યાદિત વિસ્તારનો અંશ હોવા જોઈએ."

જ્યારે સર્વ ગોવાળિયાઓએ નંદ મહારાજ પાસેથી ગર્ગાચાર્યનાં વિધાન ધ્યાનપૂર્વક સાંભળ્યાં, ત્યારે તેમણે કૃષ્ણની આશ્ચર્યજનક પ્રવૃત્તિઓની વધારે સારી રીતે કદર કરી. તેઓ ખૂબ આનંદમાં આવી ગયા, અને સંતોષ પામ્યા. તેઓ નંદ મહારાજનાં વખાણ કરવા લાગ્યા. કારણ, તેમની સાથે ચર્ચાવિચારણા કરવાથી, કૃષ્ણ વિષેની તેમની શંકાઓ નિર્મૂળ થઈ. તેઓ બોલ્યા, "આવા કૃપાળુ, સુંદર અને દયાળુ કૃષ્ણ અમારું રક્ષણ કરો. જ્યારે ઇંદ્રે ગુસ્સે થઈ બરફના કરા અને તોફાની પવનો સહિત મુશળધાર વરસાદ વરસાવ્યો ત્યારે, તેમને અમારી ઉપર તરત જ દયા આવી અને અમને, અમારાં કુટુંબોને, ગાયોને તથા કીમતી વસ્તુઓને, બાળક જેમ બિલાડીનો ટોપ ઉપાડે તેમ ગોવર્ધન પર્વત ધારણ કરી, બચાવ્યા. અમે ઇચ્છીએ કે અમારા પર અને અમારી ગાયો પર તેઓ કરુણાથી સતત દૃષ્ટિપાત કરતા રહે. અદ્ભુત કૃષ્ણના રક્ષણ નીચે અમે શાંતિપૂર્વક રહીએ."

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'અદ્ભુત કૃષ્ણ' નામના છવ્વીસમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૨૭. સ્વર્ગના રાજા ઈન્દ્રે કરેલી સ્તુતિ

જ્યારે કૃષ્ણે ગોવર્ધનગિરિને ઉપાડી, વૃંદાવનવાસીઓને ઈન્દ્રના રોષમાંથી બચાવ્યા ત્યારે ગોલોક વૃંદાવનની સુરભિ ગાય અને ઈન્દ્ર રાજા સ્વર્ગલોકમાંથી આવી, તેમની સમક્ષ પ્રગટ થયાં. સ્વર્ગરાજ ઈન્દ્ર, કૃષ્ણ પ્રત્યે કરેલા પોતાના અપરાધ વિષે સભાન હતા, એટલે તેઓ છાનામાના તેમની સમક્ષ એકાંત જગાએથી આવી પ્રગટ થયા. તેમનો મુગટ સૂર્યના પ્રકાશની જેમ ઝળહળતો હતો, છતાં તે કૃષ્ણના ચરણકમળમાં તરત જ ઢળી પડયા. ઈન્દ્રને કૃષ્ણની સર્વોત્તમ સ્થિતિ વિષે જ્ઞાન હતું, કારણ કે કૃષ્ણ ઈન્દ્રના માલિક છે; પરંતુ ઈન્દ્ર એ વસ્તુ માની શકેલા નહિ કે કૃષ્ણ અવતાર ધારણ કરી વૃંદાવનમાં ગોવાળિયાઓની વચમાં વસી રહ્યા છે. કૃષ્ણે ઈન્દ્રની સત્તાનો વિરોધ કર્યો એટલે તે ગુસ્સે થયો; કારણ કે તે એમ ધારતો હતો કે સારાયે વિશ્વમાં તે સર્વેસર્વા હતો અને તેના જેટલું કોઈ સમર્થ ન હતું. પરંતુ આ અકસ્માત પછી પ્રતિષ્ઠાનો તેનો ખોટો અહંકાર નાશ પામ્યો. પોતાની ઉતરતી સ્થિતિ વિષે ભાન થવાથી કૃષ્ણ સમક્ષ બે હાથ જોડીને ઊભા રહી તેણે નીચે પ્રમાણે સ્તુતિ કરી.

ઈન્દ્રે કહ્યું, "મારા વહાલા પ્રભુ ! પ્રતિષ્ઠા વિષેના મારા ખોટા ખ્યાલથી ગર્વિષ્ઠ થયેલા મેં એવો વિચાર કરેલો, કે ગોવાળિયાઓને ઈન્દ્રયજ્ઞ ન કરવાની છૂટ આપીને તમે મારો અપરાધ કર્યો છે. વળી, મેં વિચારેલું કે યજ્ઞ માટે તૈયાર કરેલી સામગ્રી આપ ભોગવવા માગતા હતા. મને થયું કે, ગોવર્ધનયજ્ઞના નામે આપ મારા ભાગનો હિસ્સો પડાવી રહ્યા હતા. એટલે આપની સ્થિતિ વિષે મેં ગેરસમજ કરી. હવે આપની કૃપાથી હું સમજી શકું છું કે આપ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છો, અને આપ સર્વ ભૌતિક ગુણોથી પર છો. આપની દિવ્ય સ્થિતિ 'વિશુદ્ધ સત્ત્વમ્' એ સત્ત્વગુણની ભૂમિકા કરતાં ઉચ્ચ છે. આપનું દિવ્ય સ્થાન ભૌતિક ગુણોના ખળભળાટથી પર છે. આપનાં નામ, કીર્તિ, સ્વરૂપ, ગુણ, લીલા અને ચરિત્રો, આ ભૌતિક પ્રકૃતિ કરતાં પર છે, અને તે ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિથી કોઈ દિવસ ચલિત થતાં નથી. જે મનુષ્ય કઠોર, સાદું જીવન જીવે છે અને તપશ્ચર્યા કરે છે, તેમજ રજોગુણ તથા તમોગુણના ભૌતિક હુમલાથી સદંતર મુક્ત

રહે છે, તેને માટે આપનું ધામ સુલભ છે. જો કોઈ મનુષ્ય એમ વિચારે કે જ્યારે તમે આ ભૌતિક જગતમાં આવો છો, ત્યારે આપ ભૌતિક પ્રકૃતિના ગુણો ધારણ કરો છો,' તો તેમાં તેની ભૂલ થાય છે. ભૌતિક ગુણોની માયાજાળ, આપને કદાપિ સ્પર્શી શકતી નથી. વળી આપ ભૌતિક પ્રકૃતિના નિયમોથી કદી બંધાતા નથી, એ વાતનો આપ જ્યારે જગતમાં વિદ્યમાન હો છો, ત્યારે લોકો સ્વીકાર કરતા નથી. તમારું દૈવત્વ ભૌતિક પ્રકૃતિના નિયમોથી બંધાયેલું નથી."

"મારા વહાલા પ્રભુ! આપ પ્રગટ વિશ્વના આદિ પિતા છો. આપ આ પ્રગટ વિશ્વના સર્વોચ્ચ, આધ્યાત્મિક ગુરુ છો. આપ દરેક વસ્તુના મૂળ સ્વામી છો. આપ અનંત કાળ-સ્વરૂપ હોવાથી, અપરાધીઓને સજા કરવાના અધિકારી છો. આ ભૌતિક જગતમાં મારા જેવા ઘણા મૂર્ખાઓ પોતાની જાતને સર્વોચ્ચ પ્રભુ અથવા આખાયે વિશ્વમાં એકમાત્ર સર્વ સત્તાધીશ તરીકે ગણે છે. આપ એટલા બધા કૃપાળુ છો, કે તેમના અપરાધોની શિક્ષા કર્યા વિના, એવાં સાધન અપનાવો છો, કે જુઠ્ઠી પ્રતિષ્ઠાનો તેમનો ખ્યાલ નીચો પડે અને તેઓ જાણી શકે કે, આપ પોતે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો, અને બીજું કોઈ નહિ."

"મારા વહાલા પ્રભુ! આપ સર્વોચ્ચ પિતા, સર્વોચ્ચ આધ્યાત્મિક ગુરુ અને સર્વોચ્ચ પરમેશ્વર છો. એટલે જ્યારે જ્યારે જીવાત્માઓમાં, તેમના વર્તનમાં કોઈ પ્રકારની ઉચ્છૃંખલતા જાગે, ત્યારે તેમને શિક્ષા કરવાનો આપનો અધિકાર છે. પિતા, આધ્યાત્મિક ગુરુ, રાષ્ટ્રના સર્વોચ્ચ વહિવટી અધિકારીઓ, તેમના પુત્રોના, વિદ્યાર્થીઓના અને નગરજનોના હંમેશના હિતેચ્છુ હોય છે. આ હિતેચ્છુઓને, તેમના હાથ નીચેના માણસોને શિક્ષા કરવાનો અધિકાર છે. આપની પોતાની ઈચ્છાથી આપ આ ધરતી પર આપના સનાતન વિવિધ સ્વરૂપો દ્વારા મંગળમય રીતે પ્રગટ થાવ છો. આપ પૃથ્વીના ગ્રહને યશસ્વી બનાવવા, અને ખાસ કરીને જે લોકો પોતાની જાતને પ્રપંચી રીતે ભગવાન હોવાનો દાવો કરે છે, તેમને શિક્ષા કરવા આવો છો. ભૌતિક જગતમાં વિવિધ પ્રકારના જીવાત્માઓમાં, સમાજના સર્વોચ્ચ નેતાઓ બનવા માટે, નિયમિત હરીફાઈ ચાલ્યા કરે છે. અને સર્વોચ્ચ નેતાગીરી પ્રાપ્ત કરવામાં હતાશ થયેલા મૂર્ખ લોકો, પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હોવાનો દાવો કરે છે. મારા જેવા આ દુનિયામાં ઘણા મૂર્ખ માણસો છે, પણ યોગ્ય સમયે તેમને ભાન થાય છે ત્યારે તેઓ આપના શરણે આવે છે, અને ફરીથી પોતાની જાતને આપની સેવામાં યોગ્ય રીતે કામે લગાડે છે. આપના પ્રત્યે દ્વેષ રાખનારા એ લોકોને શિક્ષા કરવાનો આપનો હેતુ છે."

"મારા વહાલા પ્રભુ! આપની અમર્યાદિત શક્તિ ન જાણવાને લીધે, મારી ભૌતિક સમૃદ્ધિમાં મદોન્મત થયેલા મેં આપના ચરણકમળમાં મોટો અપરાધ કર્યો છે. એટલે, મારા પ્રભુ! મને કૃપા કરી ક્ષમા કરો. કારણ, હું સૌથી મોટો મૂર્ખ છું. કૃપા કરી મને તમારા આશીર્વાદ આપો, જેથી ફરીથી હું આવી મૂર્ખાઈભરી રીતે વર્તન કરું નહિ. હે મારા પ્રભુ! જો આપને લાગતું હોય કે મારો અપરાધ ખૂબ મોટો છે અને તે માફ કરી શકાય તેમ નથી, તો મારે આપને એટલી જ અરજ કરવાની કે હું આપનો સનાતન સેવક

છું. આપ આ જગતમાં આપના સનાતન સેવકોનું રક્ષણ કરવા માટે, અને જે અસુરો પોતાની લશ્કરી શક્તિના જોરે પૃથ્વીના ખરેખરા અસ્તિત્વ પર ભારરૂપ થઈ રહ્યા છે, તેમનો નાશ કરવા માટે પ્રગટ થાવ છો. હું આપનો સનાતન સેવક હોવાથી કૃપા કરી મને માફ કરો.'

"મારા વહાલા પ્રભુ! આપ પૂર્ણ પુરુષોત્તમ છો. આપ સર્વોચ્ચ વ્યક્તિ અને સર્વોચ્ચ આત્મા છો, તેથી હું આપને સન્માનપૂર્વક મારાં પ્રણામ કરું છું. આપ વસુદેવજીના પુત્ર, સર્વોચ્ચ પ્રભુ કૃષ્ણ, અને સર્વ શુદ્ધ ભક્તોના માલિક છો. કૃપા કરી મારા દંડવત્ પ્રણામ સ્વીકારો. આપ સર્વોચ્ચ જ્ઞાનનું જીવંત સ્વરૂપ છો. આપ કોઈ પણ જગાએ આપની ઈચ્છા પ્રમાણે, આપના કોઈ પણ સનાતન સ્વરૂપે પ્રગટ થઈ શકો છો. આપ સર્વ સર્જનનું મૂળ છો, અને સર્વ જીવાત્માઓમાં રહેલા પરમાત્મા છો. મારા સ્થૂળ અજ્ઞાનને લીધે, મેં મુશળધાર વરસાદ વરસાવી, અને ભયંકર કરાનાં તોફાન મોકલી વૃંદાવનમાં ભારે ખળભળાટ મચાવ્યો. મારા સંતોષ માટે કરવામાં આવતો યજ્ઞ આપે અટકાવ્યો, તેથી ભયંકર આવેશમાં આવી મેં આ કામ કર્યું; પરંતુ મારા વહાલા પ્રભુ! આપ મારા પ્રત્યે એટલા બધા દયાળુ છો કે મારા સર્વ પ્રકારના જૂઠા અહંકારનો નાશ કરી, આપે મારા પર કૃપા કરી છે. એટલે હું આપનાં ચરણકમળના શરણે જાઉં છું. મારા વહાલા પ્રભુ! આપ સર્વ જીવાત્માઓના ફક્ત સર્વોચ્ચ નિયંતા જ નથી પણ આધ્યાત્મિક ગુરુ પણ છો."

આમ ઈન્દ્ર વડે પ્રશંસા કરાયેલા શ્રીકૃષ્ણ ભગવાન, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, સુંદર હાસ્ય હસીને બોલ્યા, "મારા વહાલા ઈન્દ્ર! મેં તમારો યજ્ઞ એટલા માટે અટકાવ્યો, કે હું તમારો સનાતન કાળજો માલિક છું, એવું સ્મરણ ફરીથી તમને કરાવીને મારે મારી નિષ્કારણ કૃપા દર્શાવવી હતી. હું તમારો તેમજ બીજા સર્વ દેવતાઓનો માલિક છું. તમારે હંમેશાં એટલું યાદ રાખવું જોઈએ કે તમારી સર્વ ભૌતિક સમૃદ્ધિ મારી કૃપાનું પરિણામ છે. દરેક વ્યક્તિએ એટલું યાદ રાખવું જોઈએ કે હું સર્વોચ્ચ પ્રભુ છું, અને હું કોઈ પણ મનુષ્ય પ્રત્યે મારી કૃપા દર્શાવી શકું છું, અથવા તેને શિક્ષા પણ કરી શકું છું; કારણ, કોઈ પણ વ્યક્તિ મારાથી ચડિયાતી નથી. જો કોઈ પણ મનુષ્યને જૂઠા ગર્વથી ફુલાઈ ગયેલો જોઉં, તો મારી નિષ્કારણ કૃપા દર્શાવવા હું તેની સર્વ સમૃદ્ધિ પાછી લઈ લઉં છું."

એ વસ્તુ નોંધપાત્ર છે કે ઘણીવાર કૃષ્ણ શ્રીમંત માણસને પોતાની શરણાગતિ સ્વીકારવામાં સગવડ કરી આપવા માટે, સર્વ સમૃદ્ધિ પાછી ખેંચે છે. ભગવાનની આ વિશિષ્ટ કૃપા છે. ઘણી વાર એમ દેખાય છે કે મનુષ્ય ભૌતિક દૃષ્ટિએ ખૂબ જ સમૃદ્ધ હોઈ શકે, પરંતુ ભગવાન પ્રત્યેની તેની ભક્તિમય સેવાને લીધે, સંભવ છે કે, તે ગરીબ બને! એટલે મનુષ્યે એવો વિચાર નહિ કરવો જોઈએ કે, સર્વોચ્ચ પ્રભુની ભક્તિ કરી, તેથી તે ગરીબ બન્યો. કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે જ્યારે મનુષ્ય શુદ્ધ ભક્ત હોય, પણ તે જ સમયે આવળી સમજણથી તે ભૌતિક પ્રકૃતિ પર આધિપત્ય જમાવવાનો વિચાર કરે, એટલે જ્યાં સુધી તે સર્વોચ્ચ પ્રભુને શરણે ન જાય ત્યાં સુધી, પરમેશ્વર પોતાની વિશિષ્ટ કૃપાથી સર્વ ભૌતિક સમૃદ્ધિ પાછી ખેંચી લે છે.

ઈન્દ્રને સૂચના આપ્યા પછી શ્રીકૃષ્ણ ભગવાને તેને પોતાના સ્વર્ગીય ગ્રહમાં પાછા ફરવા જણાવ્યું અને હંમેશને માટે એટલું યાદ રાખવા કહ્યું, કે તે કોઈ દિવસ સર્વોચ્ચ નથી, પરંતુ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનને આધીન છે. તેમણે તેને સ્વર્ગના રાજા તરીકે રહેવાની સલાહ આપી, પરંતુ સાથે સાથે એમ પણ કહ્યું, કે તેણે મિથ્યાભિમાન વિષે સાવચેત રહેવું.

આ પછી ઈન્દ્ર સાથે કૃષ્ણના દર્શને આવેલી સુરભિ ગાયે પ્રભુને સન્માનપૂર્વક વંદન કરી પૂજન કર્યું. સુરભિએ આ પ્રમાણે પ્રાર્થના કરી, "મારા વહાલા શ્રીકૃષ્ણ ભગવાન! તમે સર્વ રહસ્યવિદ્યા જાણનાર યોગીઓમાં સર્વશ્રેષ્ઠ યોગી છો, કારણ આપ સમગ્ર વિશ્વના આત્મા છો, અને આપનામાંથી જ આ સમગ્ર વિશ્વ પ્રગટયું છે. એટલે, ઈન્દ્રે મારી વંશ-વારસ ગાયોની હત્યા કરવાનો ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ તે આપના શરણે હતી, તેથી આપે તેઓનું સારી રીતે રક્ષણ કર્યું. અમે કોઈનેય સર્વોચ્ચ તરીકે જાણતાં નથી, અથવા અમે કોઈ બીજા દેવ કે દેવતાઓની રક્ષા યાચતાં નથી. એટલે આપ જ અમારા ઈન્દ્ર છો અને સમગ્ર પ્રગટ વિશ્વના સર્વોચ્ચ પિતા છો. વળી આપ ગાયો, બ્રાહ્મણો, દેવતાઓ અને બીજા આપના શુદ્ધ ભક્તોના ત્રાતા અને તેમને ઊર્ધ્વસ્થાન પર ગતિ કરાવનાર છો. હે વિશ્વવાસી પરમાત્મા! આપ અમારા ઈન્દ્ર છો, એટલે આપને અમારા દૂધથી સ્નાન કરાવીએ. હે પ્રભુ! પૃથ્વી પર રહેલ અશુદ્ધ પ્રવૃત્તિઓનો બોજો નષ્ટ કરવા માટે આપ પ્રગટ થાવ છો."

આ રીતે કૃષ્ણને સુરભિ ગાયોના દૂધ વડે, અને ઈન્દ્ર રાજાને તેમના વાહન હાથીની સૂંઢવી સ્વર્ગીય ગંગાના જળ વડે, સ્નાન કરાવવામાં આવ્યું. આ પછી સ્વર્ગના રાજા ઈન્દ્ર, સુરભિ ગાયો, સર્વ દેવતાઓ તથા તેમની માતાઓએ ભગવાન શ્રીકૃષ્ણને ગંગાજળ અને સુરભિ ગાયોના દૂધ વડે અભિષેક કર્યો. આથી ગોવિંદ — કૃષ્ણ સૌ પ્રત્યે રાજી થયા. ગાંધર્વ-લોક, પિતૃલોક, સિદ્ધલોક, ચારણલોક વગેરે સર્વ ઉચ્ચ કક્ષાનાં ગ્રહમંડળોના રહેવાસીઓ, સર્વે એકઠા થયા અને ભગવાનના પવિત્ર નામનું કીર્તન કરી, તેમનો યશ ગાવા લાગ્યા. તેમની સ્ત્રીઓ અને દેવકન્યાઓ હર્ષોલ્લાસમાં નૃત્ય કરવા લાગી. આકાશમાંથી અસ્ખલિત ભાવે પુષ્પવૃષ્ટિ કરીને તે સૌએ પ્રભુને સંતોષ આપ્યો. જ્યારે દરેક વસ્તુ ખૂબ જ આનંદ અને ઉત્સાહપૂર્વક સમાપ્ત થઈ, ત્યારે ગાયોએ પૃથ્વીની સપાટીને પોતાના દૂધથી ભરી દીધી. નદીઓનાં જળ વહીને વૃક્ષોનું પોષણ કરવા લાગ્યાં. તેનાથી વિવિધ પ્રકારના રંગ અને સ્વાદવાળાં ફળ અને ફૂલ ઉત્પન્ન થવા લાગ્યાં. વૃક્ષોએ મધની ધારા શરૂ કરી. પહાડો અને ટેકરીઓ શક્તિશાળી ઔષધીય છોડો અને કીમતી રત્નો ઉત્પન્ન કરવા લાગ્યાં. કૃષ્ણની હાજરીને લીધે આ બધી વસ્તુઓ ખૂબ જ સુંદર રીતે બની રહી અને હલકી કોટિનાં પશુઓ, સામાન્ય રીતે તેજોદ્વેષી હોવા છતાં, દ્વેષ ભૂલી ગયાં.

વૃંદાવનની સર્વ ગાયોના નાથ, જે ગોવિંદ તરીકે જાણીતા છે, એવા કૃષ્ણને સંતોષ્યા પછી, ઈન્દ્ર રાજાએ પોતાના સ્વર્ગલોકમાં પાછા ફરવાની તેમની પાસે રજા લીધી અને સર્વ પ્રકારના દેવતાઓથી ઘેરાયેલા અવકાશમાંથી તેઓ પસાર થયા. કૃષ્ણભાવનાથી જગતને

કેટલો લાભ થાય છે, એનુ આ મહાન પ્રસગ એક સમર્થ ઉદાહરણ છે તે એટલે સુધી વ્યાપક છે કે હલકી કોટિનાં પશુઓ પણ, પોતાનો તેજેદ્રૂપી સ્વભાવ, ભૂલી જાય છે અને દેવતાઓના ઉચ્ચ ગુણો પ્રાપ્ત કરે છે

આમ 'કૃષ્ણ' ગ્રથના 'સ્વર્ગના રાજા ઈન્દ્રે કરેલી સ્તુતિ' નામના
સત્તાવીસમા અધ્યાયના ભકિતવેદાંત ભાવાર્થો પૂરા થયા



# ૨૮. વરુણના બંધનમાંથી નંદ મહારાજની મુક્તિ

સુદ પડવાના દિવસે ગોવર્ધન-મહોત્સવ ઊજવાયો હતો. આ પછી, સાત દિવસ સુધી ઈન્દ્ર રાજાએ મુશળધાર વરસાદ વરસાવ્યો હતો અને કરાનું તોફાન મચાવ્યું હતું. કૃષ્ણ-પક્ષના નવ દિવસો પૂરા થયા પછી દશમા દિવસે, ઈન્દ્ર રાજાએ કૃષ્ણ ભગવાનની પૂજા કરી અને આ બાબતનો સંતોષકારક નિકાલ થયો. ત્યાર પછી, શુકલપક્ષની એકાદશીના દિવસે નંદ મહારાજે આખો દિવસ ઉપવાસ કર્યો અને અગિયારસ પછીના દિવસે, એટલે કે બારસની વહેલી સવારે, તેઓ યમુનાજીમાં સ્નાન કરવા ગયા. તેઓ નદીના ઊંડા જળમાં પ્રવેશ્યા એટલામાં જ વરુણના એક સેવકે તેમને પકડી લીધા. આ સેવકો નંદ મહારાજને વરુણ દેવની પાસે લાવ્યા અને કસમયે નદીમાં સ્નાન કરવાનો તેમના પર આરોપ મૂકયો. તેમણે જે સમયે સ્નાન કરેલું તે ખગોળશાસ્ત્રની ગણતરી પ્રમાણે આસુરી સમય ગણાતો હતો. હકીકત એમ બનેલી કે નંદ મહારાજ સૂર્યોદય પહેલાં વહેલી સવારે યમુના-નદીમાં સ્નાન કરવા ઈચ્છતા હતા, પરંતુ ગમે તે કોઈ કારણે, જરાક વધારે વહેલા આવીને અપશુકનિયાળ સમયમાં તેમણે સ્નાન કર્યું. પરિણામે તેઓ કેદ કરાયા.

જ્યારે નંદ મહારાજને વરુણના સેવકો પકડી જતા હતા, ત્યારે તેમના સાથીઓ કૃષ્ણ તથા બલરામને બૂમો પાડવા લાગ્યા. તરત જ કૃષ્ણ અને બલરામ સમજી ગયા કે નંદ મહા-રાજને વરુણ પાસે લઈ જવાતા હતા. તેઓ રક્ષણ આપવા માટે વચનબદ્ધ હતા, તેથી તેઓ વરુણના સ્થાન તરફ ગયા. ભગવાનના નિર્મળ ભક્તો — વૃંદાવનવાસીઓને, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સિવાય બીજા કોઈનું શરણું ન હોવાથી, સ્વાભાવિક રીતે જેમ બાળકો પોતાનાં માતા-પિતાના રક્ષણ સિવાય બીજો કોઈ આશ્રય જાણતાં હોતાં નથી, તે જ પ્રમાણે તેમણે પ્રભુને મદદ માટે બૂમો પાડી હતી. વરુણ દેવે કૃષ્ણ ભગવાન અને બલરામનું સન્માનપૂર્વક સ્વાગત કર્યું અને કહ્યું, "આપ હાજર થતાં જ, ખરેખર આ જ ક્ષણે ભૌતિક દૃષ્ટિએ મારી હાર થઈ છે. હું જળમાં રહેલા સર્વ ખજાનાનો માલિક છું અને હું સમજું છું કે, જીવનમાં સફળ થવા માટે આવી મિલકત જરૂરી નથી, પરંતુ આપનાં દર્શન થતાં આ ઘડીએ મારું જીવન સંપૂર્ણ રીતે સફળ થાય છે, કારણ, આપનાં દર્શન થયાં તેથી મારે હવે ભૌતિક

શરીરં ધારણ કરવાનું રહેતું નથી. એટલે, હે પ્રભુ! પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, સર્વોચ્ચ બ્રહ્મન્ અને દરેક વસ્તુમાં રહેલા પરમાત્મા! હું આપને સન્માનપૂર્વક વંદન કરું છું. આપ સર્વોચ્ચ દિવ્ય પુરુષ છો. આપની ઉપર ભૌતિક પ્રકૃતિની અસર થઈ શકે તેમ નથી. હું ખૂબ જ દિલગીર છું કે મૂર્ખાઈને લીધે શું કરવું અને શું ન કરવું, એ ન સમજવાથી મેં ભૂલથી આપના પિતાશ્રી નંદ મહારાજને કેદ કર્યા છે. મારા સેવકોએ કરેલા અપરાધ માટે હું આપની ક્ષમા માગું છું. હું ધારું છું કે, આપની એવી યોજના હતી કે આપ અહીં વ્યક્તિગત રીતે પધારી મને આપનાં દર્શન કરાવો. મારા વહાલા શ્રીકૃષ્ણ ભગવાન! ગોવિંદ, મારા પર કૃપા કરો. આપના પિતાશ્રી અહિંયાં છે. આપ તેમને હમણાં જ પાછા લઈ જઈ શકો તેમ છો."

આ રીતે પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણ ભગવાને તેમના પિતાશ્રીને છોડાવ્યા અને તેમના મિત્રોની સમક્ષ હાજર કર્યા. નંદ મહારાજને એ જોઈને આશ્ચર્ય થયું કે વરુણ દેવ આટલા બધા સમૃદ્ધ હોવા છતાં તેમણે કૃષ્ણનું આવું બહુમાન કર્યું! તે વસ્તુ નંદજી માટે અત્યંત આશ્ચર્યજનક હતી. તેથી તેઓ આ પ્રસંગનું, પોતાના મિત્રો અને સગાં-સંબંધીઓ વચ્ચે, આશ્ચર્યપૂર્વક વર્ણન કરવા લાગ્યા.

કૃષ્ણ ભગવાન, આમ હકીકતમાં અદ્‌ભુત રીતે કામ કરી રહ્યા હતા છતાં, નંદ મહારાજ અને યશોદામાતા, તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમાત્મા છે, એવો વિચાર ન કરી શક્યાં. આમ નંદ મહારાજે એ હકીકતનો સ્વીકાર ન કર્યો, કે કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હોવાથી વરુણે તેમની પૂજા કરી હતી ઊલટું તેમણે એવો અર્થ ધરાવ્યો કે કૃષ્ણ આવું ચમત્કારિક બાળક હોવાથી, વરુણ જેવાએ પણ તેમનું સન્માન કર્યું. નંદ મહારાજના મિત્રો, સર્વ ગોવાળિયાઓ એવું જાણવા આતુર હતા કે કૃષ્ણ ખરેખર પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હતા કે કેમ, અને તેઓ તે સર્વને મુક્તિ આપશે કે કેમ? જ્યારે તેઓ અંદરો-અંદર આ પ્રમાણે ચર્ચા-વિચારણા કરતા હતા, ત્યારે કૃષ્ણ તેમના મનની વાત સમજી ગયા, અને તેમના આધ્યાત્મિક રાજ્યમાં તેઓના નિશ્ચિત સ્થાન વિષે ખાત્રી કરાવવા માટે તેમણે તેઓને આધ્યાત્મિક અવકાશનાં દર્શન કરાવ્યાં. સામાન્ય રીતે, સામાન્ય માણસો કેવળ ભૌતિક જગતમાં સખત પરિશ્રમ કરવામાં રોકાયેલા હોય છે, અને આધ્યાત્મિક અવકાશ કે જ્યાં જીવન સચ્ચિદાનંદ—સત્, ચિત્ અને આનંદમય છે, એવા બીજા આકાશ અથવા રાજ્ય વિષે તેઓને માહિતી હોતી નથી. ભગવદ્ ગીતામાં કહ્યું છે તે પ્રમાણે, પેલા આધ્યાત્મિક આકાશમાં પાછો ફરતો મનુષ્ય, કોઈ દિવસ મૃત્યુ અને યાતનામાં સબડતા આ ભૌતક જગતમાં પાછો ફરતો નથી.

પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણ બદ્ધાત્માને એવી માહિતી આપવા માટે હંમેશાં આતુર હોય છે કે, ભગવાનની સામૂહિક બહિરંગ શક્તિમાં ઉત્પન્ન થયેલ અસંખ્ય વિશ્વ કરતાંય, ભૌતિક આકાશને પેલે પાર, દિવ્ય આધ્યાત્મિક આકાશ છે. કૃષ્ણ દરેક બદ્ધાત્મા પ્રત્યે કૃપાળુ હોય છે, પણ ભગવદ્ ગીતામાં કહ્યું છે તે પ્રમાણે, ખાસ કરીને, ભક્તો પ્રત્યે હંમેશાં ખાસ

પક્ષપાત ધરાવે છે. આવી જિજ્ઞાસાપૂર્વકની પૃચ્છા સાંભળીને કૃષ્ણે તરત જ વિચાર કર્યો, કે વૃંદાવનના ભક્તોને આધ્યાત્મિક આકાશ અને તેમાં રહેલા વૈકુંઠ-ગ્રહો વિષે માહિતી આપવી જોઈએ. ભૌતિક જગતમાં દરેક બદ્ધાત્મા, અજ્ઞાનના અંધારામાં છે. આનો અર્થ એ છે કે સર્વ બદ્ધાત્માઓ આ ભૌતિક જીવન વિષે જ ખ્યાલ સેવે છે. દરેક મનુષ્યમાં એવો ખ્યાલ રહેલો છે કે તે આ ભૌતિક જગતમાં છે, અને જીવનપર્યંતના આવા ખ્યાલથી દરેક જીવ જુદાં જુદાં સ્વરૂપે અજ્ઞાનમાં જ કામ કરે છે. અમુક પ્રકારના શરીરથી થયેલી પ્રવૃત્તિઓને કર્મ અથવા સકામ કર્મ કહે છે. સર્વ બદ્ધાત્માઓ, ભૌતિક વિચારણાની અસરને લીધે, પોતાના અમુક પ્રકારના શરીરને અનુરૂપ કામ કરે છે. આ પ્રવૃત્તિઓ, તેમના ભાવિ બદ્ધ જીવનને સર્જે છે. તેમને આધ્યાત્મિક જીવન અંગે ઘણી ઓછી માહિતી હોવાને લીધે, સામાન્ય રીતે ભક્તિયોગ તરીકે ઓળખાતી, આધ્યાત્મિક પ્રવૃત્તિઓ તેઓ કરતા નથી. જેઓ ભક્તિયોગનું બરાબર પાલન કરે છે, તેઓ આ વર્તમાન શરીર ત્યજી દીધા પછી, સીધે સીધા આધ્યાત્મિક લોકમાં જાય છે અને કોઈ એક વૈકુંઠ-ગ્રહમાં સ્થિર થાય છે. સર્વ વૃંદાવનવાસીઓ શુદ્ધ ભક્તો છે. તેમનું દેહ ત્યજ્યા પછીનું, અંતિમ સ્થાન કૃષ્ણલોક છે. તેઓ વૈકુંઠ-લોકને પણ પાર કરી જાય છે. હકીકત એમ છે, કે જેઓ હંમેશાં કૃષ્ણભાવનામાં રહેલા અને પરિપક્વ છે તેમને, મૃત્યુ પછી, ભૌતિક જગતના વિશ્વમાં કૃષ્ણનો સંસર્ગરૂપી લાભ થાય તેટલા માટે, શુદ્ધ ભક્તિમય સેવાની તક આપવામાં આવે છે. આ કે બીજા વિશ્વમાં કૃષ્ણનાં દિવ્ય લીલા-ચરિત્રો ચાલતાં હોય છે. જેવી રીતે સૂર્યનો ગોળો પૃથ્વીના ગ્રહની ઉપર થઈને, ઘણી જગાઓથી પસાર થાય છે, તે પ્રમાણે કૃષ્ણ-લીલા અથવા કૃષ્ણનો દિવ્ય અવતાર અને ચરિત્રો આ કે બીજા વિશ્વમાં સતત ચાલ્યા કરે છે. કૃષ્ણ-ભાવનામાં રહી, જેણે બરાબર કામ કર્યું છે, એવા પરિપક્વ ભક્તોને, જે વિશ્વમાં કૃષ્ણ પ્રગટ થઈ રહ્યા હોય ત્યાં મોકલવામાં આવે છે. એ વિશ્વમાં ભક્તોને અંગત અને પ્રત્યક્ષ રીતે કૃષ્ણને મળવાની પ્રથમ તક મળે છે. જેમ આ ગ્રહમાં આપણે વૃંદાવનમાં કૃષ્ણલીલાનાં દર્શન કરીએ છીએ, તેમ આ તાલીમ ચાલ્યા કરે છે. એટલે કૃષ્ણે વૃંદાવન-વાસીઓને તેમના આખરી સ્થાન વિષે ખ્યાલ આવે એટલા માટે, એમની સમક્ષ વૈકુંઠ-ગ્રહોનાં સત્ય લક્ષણો પ્રગટ કર્યાં.

આમ, કૃષ્ણે તેમને અમર્યાદિત અને જ્ઞાનમય સનાતન આધ્યાત્મિક આકાશ બતાવ્યું. આ ભૌતિક જગતમાં સ્વરૂપોની વિવિધ કક્ષાઓ છે, અને એ કક્ષાઓ, પ્રમાણે, જ્ઞાન એના પ્રમાણમાં પ્રગટ થાય છે. દા. ત., બાળ-શરીરમાં રહેલું જ્ઞાન પુખ્ત વયના માણસના શરીરમાં રહેલા જ્ઞાન જેટલું સંપૂર્ણ હોતું નથી. દરેક જગાએ વિવિધ પ્રકારની કક્ષાઓ છે. પછી તે જળચરો હોય, છોડવા કે વૃક્ષો હોય, સર્પો કે જીવ જંતુઓ હોય, પંખીઓ કે પશુઓ હોય, અથવા તો માનવસ્વરૂપમાં રહેલા સંસ્કારી કે અસંસ્કારી જીવો હોય. જગતના માનવ-સ્વરૂપોની ઉપર બ્રહ્મલોક સુધી દેવતાઓ, ચારણો અને સિદ્ધો વસે છે. એની ઉપર બ્રહ્મલોકમાં બ્રહ્માજી વસે છે.

આ દેવતાઓમાં વિવિધ પ્રકારના જ્ઞાનની કક્ષાઓ છે. આ ભૌતિક જગત પસાર થઈ ગયા પછી, વૈકુંઠ આકાશમાં, દરેક વ્યક્તિ સંપૂર્ણ જ્ઞાનવાળી હોય છે. વૈકુંઠ-ગ્રહો અથવા કૃષ્ણલોકમાં સર્વ જીવાત્માઓ, ત્યાં રહીને, ભગવાનની ભક્તિમય સેવા કરે છે.

ભગવદ્ ગીતામાં ખાત્રી અપાય છે તે પ્રમાણે, કૃષ્ણ ભગવાનને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે જાણવા એ પૂર્ણ જ્ઞાન કહેવાય. વેદો અને ભગવદ્ ગીતામાં એમ પણ કહ્યું છે કે બ્રહ્મજ્યોતિ અથવા આધ્યાત્મિક આકાશમાં સૂર્ય, ચંદ્ર કે વીજળીના પ્રકાશની જરૂર નથી. આ સર્વ ગ્રહો સ્વપ્રકાશિત છે, અને તે સર્વ સનાતન છે. આધ્યાત્મિક આકાશ અથવા બ્રહ્મજ્યોતિમાં સર્જન કે વિનાશનો પ્રશ્ન નથી. ભગવદ્ ગીતા એટલું પણ સ્વીકારે છે કે ભૌતિક આકાશની ઉપર એવું બીજું સનાતન આધ્યાત્મિક આકાશ છે, જ્યાં દરેક વસ્તુ સનાતન કાળ સુધી વિદ્યમાન છે. કેવળ મોટા મોટા સંતો અને સાધુપુરુષો જ આ ત્રિગુણાત્મક ભૌતિક-પ્રકૃતિની અસરને વટાવી શક્યા છે. કેવળ તેમની પાસેથી જ આધ્યાત્મિક આકાશ વિષે માહિતી મળી શકે. જ્યાં સુધી મનુષ્ય દિવ્ય ભૂમિકા સુધી સતત સ્થિર થતો નથી, ત્યાં સુધી તેના માટે આધ્યાત્મિક પ્રકૃતિ સમજવી સહેલી નથી.

એટલે, એની ભલામણ કરવામાં આવે છે કે મનુષ્યે ભક્તિયોગ સ્વીકારવો જોઈએ, અને જે કૃષ્ણભાવના તેને ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિની પેલે પાર લઈ જાય છે તેમાં પોતાની જાતને ચોવીસે કલાક જોડવી જોઈએ. કૃષ્ણ-ભાવનામાં રહેલો મનુષ્ય વૈકુંઠલોક અને આધ્યાત્મિક આકાશનું લક્ષણ સમજી શકે છે. એટલે વૃંદાવનવાસીઓ હંમેશાં કૃષ્ણ-ભાવનામાં જોડાયેલા રહેવાથી વૈકુંઠ-લોકની દિવ્ય પ્રકૃતિને સહેલાઈથી સમજી શક્યા.

આમ, કૃષ્ણ, નંદ મહારાજના નેતૃત્વ નીચે સર્વ ગોવાળિયાઓને, જે સરોવરમાં અક્રૂરજીને પાછળથી વૈકુંઠ-ગ્રહમંડળ-યોજનાનાં દર્શન કરાવ્યાં હતાં ત્યાં, લઈ ગયા. નંદ-મહારાજના નેતૃત્વ નીચે, આધ્યાત્મિક આકાશ અને વૈકુંઠલોકનાં દર્શન કરીને, સર્વ માણસોને અદ્‌ભુત આનંદ થયો; અને જ્યારે તેઓ નદીમાંથી બહાર આવ્યા ત્યારે, જેમનું સર્વોત્તમ પ્રાર્થનાઓ દ્વારા પૂજન થઈ રહ્યું છે એવા કૃષ્ણને તેમણે જોયા.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'વરુણના બંધનમાંથી નંદ મહારાજની મુક્તિ' નામના અઠ્ઠાવીસમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૨૯. રાસલીલા : પ્રસ્તાવના

શ્રીમદ્ ભાગવતમ્‌માં એમ કહ્યું છે, કે શરદ ઋતુની પૂર્ણિમાની રાત્રિએ રાસનૃત્ય થયેલું. આગળનાં પ્રકરણોના વિધાન પરથી એમ લાગે છે. કે, કાર્તિક માસના કૃષ્ણપક્ષ પછી ગોવર્ધન-પૂજાનો ઉત્સવ થયેલો, અને ત્યાર પછી (ભ્રાતૃ-દ્વિતીયા) ભાઈબીજનો ઉત્સવ ઊજવાયો. ત્યાર પછી ઈન્દ્રનો ગુસ્સો મુશળધાર વર્ષા તથા કરાના તોફાનરૂપે પ્રકટયો અને કૃષ્ણ ભગવાને, સાત દિવસ સુધી, એટલે કે શુક્લપક્ષની નવમી સુધી, ગોવર્ધન પર્વત ધારણ કર્યો. ત્યાર પછી, દશમા દિવસે, વૃંદાવનવાસીઓ કૃષ્ણની અદ્‌ભુત પ્રવૃત્તિઓ વિષે અંદરો-અંદર વાતો કરતાં હતાં. તેના બીજા દિવસે, નંદ મહારાજે એકાદશી કરી. પછીના દિવસે. એટલે કે દ્વાદશીના દિવસે નંદ મહારાજ યમુનાજીમાં સ્નાન કરવા ગયા, તેમને વરુણના માણસોએ કેદ કર્યા; પછી કૃષ્ણ ભગવાને તેમને છોડાવ્યા. ત્યાર બાદ નંદ મહારાજ સહિત ગોવાળિયાઓને કૃષ્ણે આધ્યાત્મિક આકાશનાં દર્શન કરાવ્યાં.

આ રીતે શરદઋતુની પૂનમની રાત્રિ પૂરી થઈ. આશ્વિનની પૂનમને શરદ પૂર્ણિમા કહે છે. શ્રીમદ્ ભાગવતમ્‌ના વિધાન ઉપરથી એમ લાગે છે કે કૃષ્ણને ગોપીઓ સાથે રાસોત્સવનો આનંદ માણતાં પહેલાં, બીજા એક વર્ષ સુધી રાહ જોવી પડી હતી. સાત વર્ષની ઉંમરે તેમણે ગોવર્ધન પર્વત ઉંચકયો. આમ, તેમના આઠમા વર્ષે રાસલીલા શરૂ થયેલી.

વૈદિક સાહિત્ય ઉપરથી એમ લાગે છે, કે નાટકનો નટ ઘણી નર્તકીઓ સાથે નૃત્ય કરે છે ત્યારે, સમૂહ-નૃત્યને રાસ (નૃત્ય) કહે છે. જ્યારે કૃષ્ણે શરદ ઋતુની પૂર્ણિમાની રાત્રિ જોઈ ત્યારે તેમણે તે ઋતુનાં વિવિધ પ્રકારનાં પુષ્પોનો, ખાસ કરીને અત્યંત સુવાસિત મલ્લિકા પુષ્પોનો, શણગાર સજ્યો. ગોપીઓએ કાત્યાયની દેવીને પ્રાર્થનાઓ કરેલી કે કૃષ્ણ તેમના પતિ થાય, તે તેમના સ્મરણમાં હતું. તેમને થયું કે શરદ ઋતુની પૂર્ણિમાએ સુંદર નૃત્ય થાય એ પૂરેપૂરું યોગ્ય હતું, જેથી કૃષ્ણ પોતાના પતિ થાય, એવી ગોપીઓની ભાવના ફળે.

શ્રીમદ્ ભાગવતમ્‌માં આ બાબતમાં એવા શબ્દો છે : भगवान् अपि । આનો અર્થ એવો છે કે કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છે, અને તેઓ હંમેશાં છ પ્રકારના ઐશ્વર્યયુક્ત હતા, તેથી તેમને કોઈ પણ અપૂર્ણ ઈચ્છા પૂરી કરવાની રહેતી નહોતી. પરંતુ તેમને ગોપીઓની

ઈચ્છા પરિપૂર્ણ કરવાની હતી. *ભગવાન્ અપિ*। એ શબ્દ સૂચવે છે કે યુવાનો અને યુવતીઓ જેવું આ સાધારણ નૃત્ય ન હતું. શ્રીમદ્ ભાગવતમ્‌માં *યોગમાયામ્ ઉપાશ્રિતઃ*। એવો વિશિષ્ટ શબ્દ વપરાયો છે. તેનો અર્થ એ કે ગોપીઓ સાથેનું આ નૃત્ય મહામાયાની નહિ, પણ યોગમાયાની ભૂમિકા પર થયું છે. આ ભૌતિક જગતમાં યુવાનો અને યુવતીઓનું નૃત્ય મહામાયાના રાજ્યમાં, એટલે કે બહિરંગ શક્તિને લીધે થાય છે. ગોપીઓ સાથેની કૃષ્ણની રાસલીલા યોગમાયાની ભૂમિકા પર થઈ છે. ચૈતન્ય ચરિતામૃતમાં યોગમાયા અને મહામાયાની ભૂમિકા વચ્ચેના ભેદની સરખામણી, સુવર્ણ અને લોખંડના ભેદ સાથે કરવામાં આવી છે. ધાતુશાસ્ત્રની દૃષ્ટિએ સુવર્ણ અને લોખંડ બંને ધાતુઓ છે, પરંતુ એમના ગુણ તદ્દન જુદા છે. એ જ પ્રમાણે રાસ લીલા અને કૃષ્ણનો ગોપીઓ સાથેનો સંબંધ, યુવકો તથા યુવતીઓના મિલન જેવો લાગે છે, પણ ગુણ મૂળભૂત રીતે જુદા છે. મહાન વૈષ્ણવો એ ભેદ ખૂબ સારી રીતે સમજે છે; કારણ કે તેઓ કૃષ્ણનો પ્રેમ અને કામાસક્તિ વચ્ચેનો ભેદ સમજી શકે છે.

મહામાયાની ભૂમિકા પર, ઈન્દ્રિયોની તૃપ્તિને અનુલક્ષીને નૃત્ય થાય છે, પરંતુ જ્યારે કૃષ્ણે પોતાના બંસીવાદનથી ગોપીઓને બોલાવી ત્યારે ગોપીઓ અત્યંત ઉતાવળથી કૃષ્ણને સંતોષવાની દૈવી ભાવનાથી રાસલીલાના સ્થાન પર પહોંચી ગઈ. ચૈતન્ય-ચરિતામૃતના ગ્રંથકર્તા કૃષ્ણદાસ કવિરાજ ગોસ્વામીએ એવી સમજૂતી આપી છે કે કામાસક્તિ એટલે ઈન્દ્રિયોની તૃપ્તિ, અને સ્નેહ એટલે પણ, જો કૃષ્ણને અનુલક્ષીને ન હોય તો, ઈન્દ્રિય-તૃપ્તિ. બીજા શબ્દોમાં કહીએ તો જ્યારે પ્રવૃત્તિઓ વ્યક્તિગત ઈન્દ્રિયતૃપ્તિની ભૂમિકા પર ચાલે છે ત્યારે, તે ભૌતિક પ્રવૃત્તિઓ કહેવાય છે; પરંતુ જ્યારે તે કૃષ્ણના સંતોષ માટે કરાય છે ત્યારે, તે આધ્યાત્મિક પ્રવૃત્તિઓ કહેવાય છે. પ્રવૃત્તિઓની કોઈ પણ ભૂમિકા પર ઈન્દ્રિય-તૃપ્તિનો સિદ્ધાંત રહેલો છે. આધ્યાત્મિક ભૂમિકા પર થતી ઈન્દ્રિયતૃપ્તિ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણને અનુલક્ષીને થાય છે, પરંતુ ભૌતિક ભૂમિકા પર થતી ઈન્દ્રિયતૃપ્તિ કર્તા માટે હોય છે. દા.ત., ભૌતિક ભૂમિકા પર, સેવક જ્યારે માલિકની સેવા કરે છે ત્યારે, તે માલિકની ઈન્દ્રિયોને સંતોષવાનો પ્રયત્ન કરતો નથી, પરંતુ પોતાની ઈન્દ્રિયોને સંતોષવાનો પ્રયત્ન કરે છે. જો પગાર અટકી પડે, તો સેવક માલિકની સેવા ના કરે. એનો અર્થ એ કે સેવક પોતાની ઈન્દ્રિયોને સંતોષવા માટે જ માલિકની સેવામાં જાતે જોડાય છે. આધ્યાત્મિક ભૂમિકા પર પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના સેવક, વગર પગારે, કૃષ્ણની સેવા કરે છે, અને તે કોઈ પણ સ્થિતિમાં પોતાની સેવા ચાલુ રાખે છે. કૃષ્ણભાવના અને ભૌતિકભાવના વચ્ચે આ ભેદ છે.

એમ લાગે છે કે કૃષ્ણે ગોપીઓ સાથે રાસલીલા કરી ત્યારે તેમની ઉંમર આઠ વર્ષની હતી. તે સમયે મોટા ભાગની ગોપીઓ પરણેલી હતી, કારણ કે એ સમયે છોકરીઓને ઘણી નાની ઉંમરે પરણાવી દેતા. ત્યારે છોકરીએ બાર વર્ષની ઉંમરે બાળકને જન્મ આપ્યો હોય એવા પણ કેટલાક દાખલા છે. આવી પરિસ્થિતિમાં જે ગોપીઓ કૃષ્ણને પોતાના પતિ

તરીકે મેળવવા વરદાન માગતી હતી, તે ક્યારનીયે પરણેલી હતી. તે સમયે તેમણે એવું ઈચ્છેલું કે કૃષ્ણ તેમના પતિ થાય. કૃષ્ણ પ્રત્યેનું તેમનું વલણ પ્રેમી પ્રત્યેના સ્નેહ જેવું હતું. એટલે કૃષ્ણનો ગોપીઓ સાથેનો પ્રણયવ્યવહાર પરકીયા રસ કહેવાય છે. પરિણીત પુરુષ અથવા સ્ત્રી અન્ય સ્ત્રી અથવા પુરુષને ઝંખે છે, તેને પરકીય-પરકીયા રસ કહે છે.

હકીકતમાં, કૃષ્ણ દરેક મનુષ્યના પતિ છે, કારણ કે તે સર્વોચ્ચ ભોકતા છે. ગોપીઓ કૃષ્ણને પોતાના પતિ તરીકે ઈચ્છતી હતી, પરંતુ હકીકતમાં કૃષ્ણ સર્વ ગોપીઓને પરણી શકે તે શક્ય ન હતું. આમ, કૃષ્ણને સર્વોચ્ચ પતિ તરીકે પ્રાપ્ત કરવાની તેમની કુદરતી વૃત્તિને લીધે, ગોપીઓ અને કૃષ્ણ વચ્ચેનો સંબંધ પરકીયા-રસ ગણાય છે. આવો પરકીયા-રસ, આધ્યાત્મિક આકાશમાં ગોલોક વૃંદાવનમાં સનાતન સમયને માટે અસ્તિત્વમાં છે. ત્યાં આગળ ભૌતિક જગતમાં જણાતા પરકીયા-રસ જેવો નશો હોતો નથી. ભૌતિક જગતમાં, પરકીયા-રસ નિંદનીય છે. જ્યારે આધ્યાત્મિક જગતમાં, કૃષ્ણ અને ગોપીઓ વચ્ચેનો રસ અભૂતપૂર્વ ઉત્તમોત્તમ સંબંધ તરીકે વિદ્યમાન છે. કૃષ્ણ સાથે બીજા ઘણા પ્રકારના સંબંધો હોઈ શકે; સ્વામી-સેવક ભાવ, મિત્ર અને મિત્ર વચ્ચેનો સખા ભાવ, માતા-પિતા અને પુત્ર વચ્ચેનો ભાવ, અથવા પ્રિયતમ અને પ્રિયતમા વચ્ચે જણાતો ભાવ. આ સર્વ રસોમાં પરકીયા-રસ સર્વોચ્ચ કક્ષાનો ગણાય છે.

ભૌતિક જગત આધ્યાત્મિક જગતનું વિકૃત પ્રતિબિંબ છે — જળાશયમાં કાંઠેથી પડતા વૃક્ષના પ્રતિબિંબ જેવું જ એ છે. તેમાં વૃક્ષની ટોચ, સૌથી નીચેનો ભાગ હોય એમ જણાય છે. તે જ પ્રમાણે આ ભૌતિક જગતમાં જેનું વિકૃત પ્રતિબિંબ પડી રહ્યું છે, તે પરકીયા-રસ નિંદનીય છે. આથી, લોકો જ્યારે કૃષ્ણની ગોપીઓ સાથેની રાસ-લીલાની નકલ કરે છે ત્યારે, તેઓ દિવ્ય પરકીયા-રસનું વિકૃત નિંદ્ય પ્રતિબિંબ જ ધરાવે છે. ભૌતિક જગતમાં આવો દિવ્ય પરકીયા-રસ ભોગવવાની કોઈ શક્યતા નથી. શ્રીમદ્ ભાગવતમ્‌માં એમ કહ્યું છે કે મનુષ્યે સ્વપ્ન કે કલ્પનામાં પણ આવા પરકીયા-રસની નકલ કરવી ન જોઈએ. જેઓ એમ કરે છે, તેઓ અત્યંત હળાહળ ઝેર પીએ છે.

જ્યારે સર્વોચ્ચ ભોકતા કૃષ્ણને, શરદ ઋતુની પૂર્ણિમાની રાત્રિએ, ગોપીઓ સાથે આનંદ ભોગવવાની ઈચ્છા થઈ, ત્યારે બરાબર એ જ ઘડીએ, આકાશમાં પ્રગટ થયેલા તારકનાથ ચંદ્રે પોતાની સર્વશ્રેષ્ઠ સુંદર કળાઓ પ્રગટ કરી. શરદ-પૂર્ણિમાની ચાંદની રાત વર્ષની સર્વોત્તમ સુંદર રાત્રિ હોય છે. ભારતમાં ઉત્તર પ્રદેશના આગ્રા શહેરમાં તાજ મહેલ નામે જાણીતું મોટું સ્મારક-મકબરો છે. શ્રેષ્ઠ પ્રકારના આરસના પથ્થરોથી, આ મકબરો બનાવવામાં આવ્યો છે. શરદ ઋતુની પૂર્ણિમાની રાત્રિએ ઘણા પરદેશીઓ મકબરા પર પડતાં ચંદ્રનાં સુંદર પ્રતિબિંબ જોવા જાય છે. આ રીતે આજે પણ આ પૂર્ણિમાની રાત્રિ, તેના સૌંદર્યના કારણે ઉજવાય છે.

જ્યારે પૂર્ણ ચંદ્ર પૂર્વમાં ઊગ્યો, ત્યારે દરેક વસ્તુ ઉપર લાલાશ છવાઈ ગઈ અને ચંદ્રોદય સાથે સમગ્ર આકાશ જાણે કુમકુમથી રંગાયેલું લાગ્યું. જ્યારે પતિ પોતાની પત્નીના

લાંબા વિયોગ બાદ ઘેર પાછો ફરે છે, ત્યારે પોતાની પત્નીનું મુખ રાતા કુમકુમથી શણગારે છે. લાંબા વખતથી જેની રાહ જોવાઈ રહી હતી, તે શરદ ઋતુનો ચંદ્રોદય આ પ્રમાણે પૂર્વાકાશને રંગી રહ્યો હતો. ગોપીઓ સાથે રાસ ખેલવાની કૃષ્ણની ભાવના ચંદ્રના પ્રગટ થવાથી ઉત્તેજીત બની. જંગલો સુગંધીદાર પુષ્પોથી છવાઈ ગયાં. વાતાવરણ ઠંડું અને ઉલ્લાસપૂર્ણ હતું. કૃષ્ણ ભગવાન પોતાની બંસરી વગાડવા લાગ્યા ત્યારે સકળ વૃંદાવનની સર્વ ગોપીઓ મુગ્ધ બની. ચંદ્રોદય, રાતું ક્ષિતિજ, શાંત અને શીતળ વાતાવરણ અને ખીલતાં પુષ્પોને લીધે, બંસીનાદ પ્રત્યેનું તેમનું આકર્ષણ સહસ્રગણું વધી ગયું. આમેય આ સર્વ ગોપીઓ સ્વભાવથી જ કૃષ્ણના સૌંદર્ય પ્રત્યે ખૂબ આસક્ત હતી અને જ્યારે તેમણે તેમનો બંસીનાદ સાંભળ્યો, ત્યારે દેખીતી રીતે જ તેઓ કૃષ્ણની વૃત્તિઓને સંતોષ આપવા કામાતુર દેખાઈ.

બંસીવાદન સાંભળતાંની સાથે જ, તેમણે પોતપોતાની સર્વ પ્રવૃત્તિઓ છોડી દીધી અને જ્યાં કૃષ્ણ ઊભા હતા, એ જગા પર ચાલી નીકળી. જ્યારે તેઓ ખૂબ ઝડપથી દોડતી હતી ત્યારે, તેમનાં લોળિયાં (ઝૂમણાં)-કુંડલ આમતેમ હિલોળા લેતાં હતાં. તે સર્વ 'બંસીવટ' તરીકે ઓળખાતી જગા પર દોડી ગઈ. તેમાંની કેટલીક ગાયો દોહતી હતી, તેઓ પણ પોતાની દોહવાની પ્રવૃત્તિ અધૂરી મૂકી તરત જ કૃષ્ણ પાસે ગઈ. તેમાંની એક ગોપીએ દૂધ એકઠું કરીને તામડીમાં ભરી, ચૂલા પર ઉકળવા મૂક્યું હતું. આ ઉકળી રહેલા દૂધનું શું થશે તેની પરવા કર્યા વગર, તે પણ કૃષ્ણના દર્શને જવા નીકળી પડી. તેમાંની કેટલીક પોતાનાં નાનાં નાનાં બાળકોને ધવરાવી રહી હતી, કેટલીક પોતાના કુટુંબનાં માણસોને ભોજન પીરસવામાં રોકાયેલી હતી, પરંતુ આ બધી પ્રવૃત્તિઓ છોડી દઈને, તરત જ કૃષ્ણ જ્યાં પોતાની બંસરી વગાડી રહ્યા હતા, તે જગાએ દોડી ગઈ. કેટલીક પોતાના પતિદેવોની સેવામાં રોકાયેલી હતી, અને કેટલીક પોતે જમવા બેઠેલી હતી, પરંતુ પોતાના પતિની સેવા કરવાની કે જમવાની પરવા કર્યા સિવાય, તેઓ તરત જ ચાલી નીકળી. તેમાંની કેટલીક સૌંદર્યપ્રસાધનો વડે પોતાનાં મુખ શણગારીને અને ખૂબ જ સુંદર વસ્રો ધારણ કરીને કૃષ્ણ પાસે જવા માગતી હતી, પરંતુ દુર્ભાગ્યે તેઓ ન તો પોતાનાં શણગારનાં પ્રસાધનોનો પૂરો ઉપયોગ કરી શકી કે પોતાનાં વસ્રો સારી રીતે પહેરી શકી; કારણ કે તેઓ કૃષ્ણને જોવા એકાએક અધીરી બની ગઈ હતી. તેમણે ઉતાવળે-ઉતાવળે પોતાના મુખ પર શણગાર સજ્યો, પરંતુ એ બરાબર પૂરો ન કરી શકી તેમાંની કેટલીકે, પોતાના શરીરના ઉપલા ભાગનાં વસ્રો શરીરની નીચલી બાજુએ, અને નીચેના ભાગમાં પહેરવાનાં વસ્રો, શરીરના ઉપરના ભાગ પર પહેર્યાં.

જ્યારે બધી ગોપીઓ ઉતાવળે-ઉતાવળે પોતપોતાની જગાઓ છોડીને જઈ રહી હતી, ત્યારે તેમના પતિદેવો, ભાઈઓ અને પિતાઓ, તેઓ ક્યાં જઈ રહી હતી તે જોઈને આશ્ચર્યમાં સ્તબ્ધ બની ગયા. તેઓ યુવાન સ્રીઓ હોવાથી તેમના પતિ, મોટાભાઈઓ અને પિતાઓના આશ્રય નીચે હતી. તેમના સર્વ વડિલોએ તેમને કૃષ્ણ પાસે

જવાની મના કરી, પરંતુ તેમણે તે ન ગણકારી. જ્યારે મનુષ્યને કૃષ્ણનું આકર્ષણ થાય છે, અને પૂરે પૂરો કૃષ્ણભાવનામય બને છે, ત્યારે તે કોઈ પણ જાતની દુન્વયી ફરજો, પછી તે ગમે તેટલી અગત્યની કેમ ના હોય, તો પણ તેની પરવા કરતો નથી. કૃષ્ણભાવના એટલી સમર્થ છે કે, તે દરેક મનુષ્યને સર્વ ભૌતિક પ્રવૃત્તિઓમાં શાંતિ અર્પે છે. શ્રીલરૂપ ગોસ્વામીએ એક સુંદર કાવ્ય રચ્યું છે, જેમાં એક ગોપી બીજીને સલાહ આપે છે, "મારી વહાલી સખી, જો તમારે ભૌતિક સમાજનાં મૈત્રી અને સ્નેહના આનંદ ભોગવવા હોય, તો કૃપા કરીને આ હસમુખા છોકરા ગોવિંદ પાસે જશો નહિ. તે યમુનાના કિનારે ઊભો રહી, પોતાની બંસરી વગાડે છે, અને તેના હોઠ પૂર્ણિમાની ચાંદનીના પ્રકાશથી ચમકે છે." શ્રીલ રૂપ ગોસ્વામી પરોક્ષ રીતે એવી સૂચના આપે છે કે, જે મનુષ્ય કૃષ્ણના સ્મિત કરતા સુંદર મુખથી પરવશ બને છે, તેનું ભૌતિક ભોગ ભોગવવાનું સર્વ આકર્ષણ નાશ પામે છે. આમ કૃષ્ણભાવનામાં સર્વ આકર્ષણ નાશ પામે છે — કૃષ્ણભાવનાના વિકાસની આ કસોટી છે. કૃષ્ણભાવનામાં વિકાસ કરી રહેલા મનુષ્યે ભૌતિક પ્રવૃત્તિઓ અને વ્યકિતગત ઈન્દ્રિયોમાંથી રસ ત્યજી દેવો જ જોઈએ.

કૃષ્ણ પાસે જઈ રહેલી કેટલીક ગોપીઓને તેમના પતિદેવોએ ખરેખર રોકી અને બળ-જબરીથી ઓરડામાં ઘસડી જઈ તાળાં વાસી દીધાં. આમ, કૃષ્ણને જોવા માટે અશક્ત તેઓ પોતાનાં નેત્રો બંધ કરીને, તેમના દિવ્ય સ્વરૂપનું ધ્યાન ધરવા લાગી. તેમના મનમાં તો કૃષ્ણનું સ્વરૂપ હંમેશાં વિરાજમાન હતું. મોટામાં મોટી યોગિનીઓ તરીકેનો તેમણે પુરાવો આપ્યો છે. ભગવદ્ ગીતામાં કહ્યા પ્રમાણે, જે મનુષ્ય શ્રદ્ધા અને સ્નેહ સહિત પોતાના હૃદયમાં કૃષ્ણનું સતત સ્મરણ કરે છે, એ યોગીઓમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે. હકીકતમાં યોગી પોતાનું મન ભગવાન વિષ્ણુના સ્વરૂપમાં કેન્દ્રિત કરે છે — આ સાચો યોગ છે. કૃષ્ણ સર્વ વિષ્ણુતત્ત્વનું મૂળ સ્વરૂપ છે. ગોપીઓ કૃષ્ણ પાસે વ્યકિતગત રીતે જઈ ન શકી, તેથી તેમણે પૂર્ણ યોગીઓની જેમ તેમનું ધ્યાન શરૂ કર્યું.

જીવાત્માઓની બદ્ધાવસ્થામાં સકામ પ્રવૃત્તિઓનાં બે પ્રકારનાં પરિણામો હોય છે: જે બદ્ધ જીવાત્મા સતત પાપમય પ્રવૃત્તિમાં રોકાય છે, તે તેના પરિણામે યાતના ભોગવે છે અને જે શુદ્ધ કર્મોમાં જોડાય છે, તે પરિણામે ભૌતિક આનંદ ભોગવે છે. બંને બાબતોમાં, ભૌતિક યાતના અથવા ભૌતિક ભોગનો ભોકતા અથવા સહન કરનાર, ભૌતિક પ્રકૃતિથી બંધાય છે.

જે જગાએ કૃષ્ણ પ્રગટ થતા હોય, ત્યાં એકઠી થનાર કૃષ્ણની ગોપસખીઓ જુદા જુદા વર્ગોમાંથી આવે છે. મોટા ભાગની ગોપીઓ કૃષ્ણની સનાતન સખીઓ છે. બ્રહ્મ–સંહિતામાં જણાવ્યા પ્રમાણે आनन्द-चिन्-मय-रस-प्रतिभाविताभिः । આધ્યાત્મિક જગતમાં ખાસ કરીને કૃષ્ણની ગોપીઓ, કૃષ્ણ ભગવાનની અંતરંગ શકિતનું પ્રગટ રૂપ છે. તેઓ શ્રી રાધારાણીનો વિસ્તાર છે; પરંતુ જ્યારે કૃષ્ણ કોઈક વિશ્વના ભૌતિક જગતમાં દિવ્ય લીલા-ચરિત્ર પ્રગટ કરે છે, ત્યારે કૃષ્ણની સનાતન સખીઓ આવે છે, એટલું જ નહિ, પરંતુ આ ભૌતિક જગતમાં જેમને એ સ્થાન સુધી ચડાવવામાં

આવ્યાં છે, તે સો આવે છે. જે ગોપીઓ આ ભૌતિક જગતમાં થઈ રહેલાં, કૃષ્ણનાં લીલા-ચરિત્રોમાં સામેલ થયેલી, તેઓ સાધારણ કક્ષાના જન-સમુદાયમાંથી આવેલી હતી. જો સકામ પ્રવૃત્તિઓને લીધે, તેઓ બંધાયેલી હોત, તો પણ કૃષ્ણ વિષેના તેમના સતત ધ્યાનને લીધે, કર્મફળમાંથી સંપૂર્ણ રીતે મુકત બની જાત. કૃષ્ણનાં દર્શન કરવાને શકિતમાન ન થવાથી, તીવ્ર વિરહ-વેદનાને લીધે, તેઓ સર્વ પાપના પ્રત્યાઘાતોમાંથી મુકત બની. કૃષ્ણની ગેરહાજરીમાં પણ તેમનામાં રહેલા દિવ્ય સ્નેહનો દિવ્યાનંદ પવિત્ર ભૌતિક પ્રવૃત્તિઓના સર્વ પ્રત્યાઘાતો કરતાં ઊંચો હતો. પવિત્ર અથવા પાપી પ્રવૃત્તિઓને લીધે બદ્ધ જીવાત્મા જન્મ અને મરણને આધીન રહે છે, પરંતુ ગોપીઓ કૃષ્ણનું ધ્યાન ધરવાથી શરૂઆતની બંને સ્થિતિઓને વટાવી ગઈ અને શુદ્ધ બની. આ પ્રમાણે ભગવાનની અંતરંગ શકિતના વિસ્તારને લીધે, ગોપીઓને ક્યારનુંય ઊર્ધ્વસ્થાન મળી ચૂકયું હતું. સર્વ ગોપીઓએ પોતાનું મન પર-પુરુષના સ્નેહમાં કેન્દ્રિત કર્યું હતું, છતાં ભૌતિક પ્રકૃતિના સર્વ પ્રકારના સકામ પ્રત્યાઘાતોની અસરથી તેઓ સંપૂર્ણપણે મુકત બની, અને તેમાંની કેટલીકે તો ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિને લીધે વિકાસ પામેલું પોતાનું ભૌતિક શરીર ત્યજી દીધું.

પરીક્ષિત મહારાજે રાસલીલામાં કૃષ્ણની પાસે એકઠી થયેલી ગોપીઓની પરિસ્થિતિ વિષે શુકદેવ ગોસ્વામીને વર્ણન કરતા સાંભળ્યા. જ્યારે તેમણે સાંભળ્યું કે, કેટલીક ગોપીઓ, કૃષ્ણ પોતાના પ્રિયતમ છે એમ સમજી, તેમને વિષે કેવળ ધ્યાન ધરવાથી, ભૌતિક જન્મ અને મરણની સર્વ વાસનાઓમાંથી મુકત થઈ; ત્યારે તેમણે કહ્યું, "કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છે, તેમ ગોપીઓને ખબર ન હતી, તેમણે તેમને સુંદર યુવક તરીકે, અને પોતાના પ્રિયતમ તરીકે સ્વીકારેલા; એટલે તેમના માટે કેવળ પ્રિયતમ તરીકે વિચાર કરીને જ ભૌતિક પરિસ્થિતિમાંથી મુકત થવું કેવી રીતે શકય બને ?" અહીં દરેકે એટલો વિચાર કરવો જોઈએ કે કૃષ્ણ અને સાધારણ જીવો ગુણાત્મક દૃષ્ટિએ એક છે. સાધારણ જીવો કૃષ્ણના અવિભાજ્ય અંશ હોવાને લીધે, બ્રહ્મ પણ છે; પરંતુ શ્રીકૃષ્ણ સર્વોચ્ચ પરબ્રહ્મ છે. એટલે પ્રશ્ન એ છે કે ભકત જો કૃષ્ણનો ફકત વિચાર કરીને ભૌતિક વાસના-ઓમાંથી મુકત થઈ શકતો હોય, તો બીજાઓ પણ કોઈક અન્ય વ્યકિતનો વિચાર કરીને કેમ મુકત ન થઈ શકે? જો કોઈ મનુષ્ય પતિ અથવા પુત્રનો વિચાર કરે, અથવા કોઈ પણ વ્યકિત બીજા કોઈ જીવાત્માનો સહેજ પણ વિચાર કરે, તો સર્વ જીવાત્માઓ પોતે બ્રહ્મ છે, છતાં ભૌતિક પ્રકૃતિની વાસનામય ભૂમિકામાંથી તેઓ કેમ મુકત થતા નથી ? નાસ્તિકો કૃષ્ણની હંમેશાં નકલ કરતા હોય છે, તેથી આ ખૂબ જ બુદ્ધિપૂર્વકનો પ્રશ્ન છે. આ કલિ-કાળમાં ઘણા પાખંડી લોકો પોતાની જાતને કૃષ્ણ જેવી મહાન માને છે, અને કૃષ્ણ ભગવાનની જેમ જ પોતાને વિષે વિચારવાનું જણાવી લોકોને છેતરે છે. પરીક્ષિત મહારાજને આવા પાખંડી નકલી માણસોના અંધ અનુયાયીઓની ભયભરી સ્થિતિનો ખ્યાલ આવેલો. તેથી તેમણે આ પ્રશ્ન પૂછયો; અને નિર્દોષ લોકો, સાધારણ માણસ અને કૃષ્ણ એક જ ભૂમિકા પર છે એવો વિચાર ન કરે, તે માટે સદ્‌ભાગ્યે શ્રીમદ્ ભાગવતમ્‌માં તે નોંધવામાં આવ્યો છે.

હકીકતમાં, દેવતાઓ વિષેની વિચારણા અને કૃષ્ણ સંબંધી વિચારણા ખરેખર કોઈ પણ રીતે સરખાવી ન શકાય. વૈષ્ણવતંત્રમાં એવી ચેતવણી આપવામાં આવી છે કે જે મનુષ્ય વિષ્ણુ, નારાયણ અથવા કૃષ્ણને સમાન ભૂમિકા પર મૂકે છે, તે પાખંડી અથવા લુચ્ચો છે. પરીક્ષિત મહારાજનો આવો પ્રશ્ન સાંભળીને શુકદેવ ગોસ્વામીએ જવાબ આપ્યો, "મારા વહાલા રાજન્! આ પ્રસંગ બન્યો તે પહેલાં પણ તમારા પ્રશ્નનો જવાબ ક્યારનોય આપી દીધો છે."

પરીક્ષિત મહારાજ પરિસ્થિતિની ચોખવટ કરવા માગતા હતા, તેથી તેમના આધ્યાત્મિક ગુરુએ તેમને અત્યંત બુદ્ધિપૂર્વક જવાબ આપ્યો, "જે વિષય-વસ્તુ તમને ક્યારનીય સમજાવવામાં આવી છે, એ જ વસ્તુ તમે ફરીથી શા માટે પૂછો છો? તમે આટલા બધા ભૂલકણા કેમ છો?" આધ્યાત્મિક ગુરુ હંમેશાં ઉચ્ચ સ્થિતિમાં રહેલા હોવાથી, તેમને પોતાના શિષ્યને આ રીતે ઠપકો આપવાનો અધિકાર છે. શુકદેવ ગોસ્વામીને ખબર હતી કે પરીક્ષિત મહારાજે પોતાની પ્રતીતિ માટે આ પ્રશ્ન પૂછયો નથી, પરંતુ નિર્દોષ ભાવિક પ્રજા, ભવિષ્યમાં બીજાઓને કૃષ્ણની સમાન ક્યાના ના ગણે, એટલા માટેની એ ચેતવણી હતી.

ત્યાર પછી શુકદેવ ગોસ્વામીએ, પરીક્ષિત મહારાજને શિશુપાલની મુક્તિની યાદ આપી. શિશુપાલ હંમેશાં કૃષ્ણનો દ્વેષ કરતો. તેથી કૃષ્ણે તેના તેજોદ્વેષને કારણે તેને મારી નાંખ્યો, પરંતુ કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હોવાથી, શિશુપાલને ફક્ત દર્શન કરવાથી જ મુક્તિ મળી. જો ઈર્ષાળુ માણસને કૃષ્ણમાં પોતાનું મન કેન્દ્રિત કરવાથી મુક્તિ મળતી હોય, તો જે ગોપીઓ કૃષ્ણને આટલી બધી વહાલી છે અને જે સ્નેહથી સતત સ્મરણ કરે છે, તેમને માટે તો શું કહેવાનું હોય? મિત્રો અને દુશ્મનો વચ્ચે કાંઈક ને કાંઈક ભેદ હોવો જ જોઈએ. જો કૃષ્ણના દુશ્મનો ભૌતિક અસરમાંથી મુક્ત થઈને સર્વોચ્ચ પ્રભુ સાથે એક થઈ શકતા હોય તો, એટલું અવશ્ય કહી શકીએ કે, ગોપીઓ જેવી તેમની વહાલી સખીઓ મુક્ત બનીને તેમની સાથે એક થઈ છે.

ઉપરાંત ભગવદ્ ગીતામાં કૃષ્ણને હૃષિકેશ કહ્યા છે. શુકદેવ ગોસ્વામીએ એમ પણ કહ્યું છે કે કૃષ્ણ હૃષિકેશ અથવા પરમાત્મા છે, અને સાધારણ માણસ ભૌતિક શરીરમાં જકડાયેલો બદ્ધ જીવ છે. કૃષ્ણ હૃષિકેશ છે, એટલે તે અને તેમનું શરીર એક જ છે. જે કોઈ મનુષ્ય કૃષ્ણ અને તેમના શરીર વચ્ચે ભેદ સમજે છે, એ સૌથી મોટો મૂર્ખ છે. કૃષ્ણ હૃષિકેશ અને 'અધોક્ષજ' છે. આ પ્રસંગે પરીક્ષિત મહારાજે બે વિશિષ્ટ શબ્દોનો ઉપયોગ કર્યો છે: હૃષિકેશ પરમાત્મા છે, અને અધોક્ષજ ભૌતિક પ્રકૃતિ કરતાં ઉચ્ચ કક્ષાવાળા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. કેવળ સાધારણ જીવાત્માઓને અનુકૂળતા કરી આપવા, પોતાની નિષ્કારણ કૃપાથી તેઓ જે તે સ્થિતિમાં પ્રગટ થાય છે. દુર્ભાગ્યે મૂર્ખ માણસો તેમને બીજા કોઈ સાધારણ મનુષ્ય માનવાની ગેરસમજ કરે છે—તેથી તેઓ નરકમાં જવાના અધિકારી છે. શુકદેવ ગોસ્વામીએ એવો સ્વીકાર કર્યો કે, કૃષ્ણ ભૌતિક વાસનાઓથી મુક્ત, અવિનાશી, અમાપ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે.

શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત મહારાજને માહિતી આપવી ચાલુ રાખી, કે કૃષ્ણ સાધારણ મનુષ્ય નથી. તેઓ સર્વ આધ્યાત્મિક ગુણોથી એશ્વર્યવાન પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. તેઓ પોતાની અહૈતુકી કૃપાથી આ ભૌતિક જગતમાં પ્રગટે છે, અને જ્યારે જ્યારે તેઓ પ્રગટ થાય છે, ત્યારે તેઓ અપરિવર્તનશીલ જણાય છે. આ વસ્તુ ભગવદ્ ગીતામાં સ્વીકારાયેલી છે. ભગવાન કૃષ્ણ એમાં જણાવે છે કે પોતે પોતાની અંતરંગ શકિતમાં પ્રગટે છે. તેઓનું પ્રાગટય બહિરંગ શકિતના નિયમન નીચે નથી—બહિરંગ શકિત તેમના નિયમન નીચે છે. ભગવદ્ ગીતામાં એમ કહ્યું છે, કે બહિરંગ શકિત તેમના નિયંત્રણ નીચે કામ કરી રહી છે. બ્રહ્મ-સંહિતામાં એટલી વસ્તુનો પણ સ્વીકાર થયેલો છે કે દુર્ગા તરીકે જાણીતી બહિરંગ શકિત, છાયા જેમ પદાર્થની ગતિ સાથે સાથે ગતિ કરે તેમ, ગતિ કરી રહી છે. ઉપસંહારમાં એટલું જ કહેવાનું કે, જો કોઈ પણ મનુષ્ય સૌંદર્ય, ગુણ, એશ્વર્ય, કીર્તિ, સત્તા, ત્યાગ અથવા જ્ઞાન, અરે એટલું જ નહિ પરંતુ કામ, ક્રોધ, ભય, સ્નેહ અથવા મૈત્રીને લીધે, કૃષ્ણમાં આસકત થાય, કે તેમના પ્રત્યે આકર્ષાય તો-તેને મુકિત મળે છે અને ભૌતિક વાસનાઓમાંથી તેનો છૂટકારો નિશ્ચિત બને છે.

ભગવદ્ ગીતાના અઢારમા અધ્યાયમાં ભગવાન કહે છે, કે જે મનુષ્ય કૃષ્ણભાવનાના પ્રચારમાં જોડાયેલો છે, તે તેમને ખૂબ જ પ્રિય છે. શુદ્ધ કૃષ્ણભાવનાનો પ્રચાર કરતી વખતે ધર્મ-પ્રચારકને ઘણી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. ઘણી વાર તેને શારીરિક ઈજાઓ પણ સહન કરવી પડે છે, અને કેટલીકવાર તો એનું મૃત્યુ પણ થાય છે. આ સર્વ વસ્તુઓ કૃષ્ણ-નિમિત્તે થતી હોવાથી મહાન તપશ્ચર્યા ગણાય છે. એટલે ભગવાને જણાવ્યું કે આવો પ્રચારક તેમને ખૂબ ખૂબ પ્રિય છે. જો કૃષ્ણના દુશ્મનો, પોતાનાં મન તેમનામાં એકાગ્ર કરીને, મુકિત મેળવી શકતા હોય, તો કૃષ્ણની વહાલી વ્યકિતઓ વિષે તો વાત જ શી કરવી? એટલે ઉપસંહારમાં કહેવાનું કે, જેઓ આ જગતમાં કૃષ્ણભાવનાના પ્રચારમાં જોડાયેલા છે, તેમને સર્વ સંજોગોમાં મુકિત મળવાની છે, છતાં આવા પ્રચારકોને કોઈ દિવસ મુકિતની પરવા હોતી નથી. હકીકતમાં તો જે કોઈ મનુષ્ય કૃષ્ણભાવના અથવા ભકિત-મય સેવામાં જોડાયેલો છે, તેને મુકિત તો ક્યારનીય મળી ચૂકી છે. એટલે શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત રાજાને ખાત્રી આપી, કે જે કોઈ મનુષ્યને કૃષ્ણ પ્રત્યે આકર્ષણ થયું છે, તેને ભૌતિક બંધનમાંથી મુકિત મળે છે. કારણ, કૃષ્ણ સર્વ રહસ્યપૂર્ણ શકિતઓના દિવ્ય સ્વામી છે.

જ્યારે સર્વ ગોપીઓ, વર્ણવ્યા પ્રમાણે કૃષ્ણની સન્મુખ એકઠી થઈ, ત્યારે તે તેમનું સ્વાગત કરતા હોય, અને સાથે સાથે નિરુત્સાહી કરતા હોય તેમ કટાક્ષ કરવા લાગ્યા. તેઓ તત્ત્વજ્ઞાન, રાજકારણ, અર્થશાસ્ત્ર જેવા અત્યંત ગહન વિષયો વિષે, તેમજ દરેક વસ્તુ વિષે વાત કરી શકે છે. વળી ગોપીઓ તેમને અત્યંત વહાલી હોવાથી, તેઓ આ પ્રમાણે બોલ્યા. તેઓ શબ્દોના જાદુથી તેમને મુગ્ધ કરવા માગતા હતા. તેથી તેમણે નીચે પ્રમાણે બોલવાની શરૂઆત કરી.

કૃષ્ણ બોલ્યા, "હે વૃંદાવનવાસી સ્ત્રીઓ! તમે ખૂબ ભાગ્યશાળી છો અને તમે મને ખૂબ જ વહાલી છો. તમે અહિયાં આવ્યાં તેથી હું ખૂબ રાજી થયો છું, અને મને આશા છે કે વૃંદાવનમાં દરેક ક્ષેમકુશળ છે. હવે કૃપા કરી મને આજ્ઞા કરો કે હું તમારા માટે શું કરું? આવી પાછલી રાત્રિએ અહિયાં આવવાનો તમારો શો હેતુ છે? તમે સૌ પોત-પોતાની જગાએ કૃપા કરીને બેસો, અને તમારા માટે હું શું કરી શકું તે મને સમજાવો."

ગોપીઓ કૃષ્ણનો સંગ માણવા, તેમની સાથે રાસ ખેલવા, તેમને ચુંબન અને આલિંગન આપવા આવી હતી, અને સર્વ પ્રકારના શિષ્ટાચાર સાથે જ્યારે કૃષ્ણે તેમને અત્યંત વિધિસર રીતે મળવાની શરૂઆત કરી, અને દરેક પ્રકારનું દાક્ષિણ્ય બતાવ્યું, ત્યારે તેમને આશ્ચર્ય થયું. જાણે સાધારણ દુન્યવી સ્ત્રીઓને મળતા હોય, તેવી રીતે તે વર્તતા હતા, એટલે ગોપીઓ અંદરોઅંદર હસવા લાગી, અને તેમણે આમ વાત કરતા કૃષ્ણને, અત્યંત આતુર બની સાંભળ્યા. જ્યારે કૃષ્ણે જોયું કે તેઓ પોતાના પ્રત્યે હસી રહી હતી, ત્યારે તે બોલ્યા, "મારી વહાલી સખીઓ! તમારે હવે જાણવું જ જોઈએ કે રાત્રિ પૂરી થવા આવી છે અને જંગલ અત્યંત બિહામણું છે. આ સમયે જંગલનાં સર્વ વિકરાળ પશુઓ વાઘ, રીંછ, શિયાળ, વરુ વગેરે જંગલમાં લપાતાં ફરતાં હોય છે, એટલે તમારા માટે અહીં ખૂબ જ જોખમ છે. તમે હાલમાં કોઈ સહિસલામત જગા શોધી શકશો નહિ. જે જે જગાએ તમે જશો, ત્યાં બધાં પશુઓ પોતાના શિકારની શોધમાં આમ તેમ ભટકતાં તમને માલુમ પડશે. એટલે હું ધારું છું કે, આવી મધરાતે અહીં આવવામાં તમે મોટું જોખમ ખેડી રહ્યાં છો. કૃપા કરીને સમય બગાડ્યા સિવાય જલદી જલદી પાછાં ફરો."

જ્યારે કૃષ્ણે જોયું કે તેઓ હસ્યા કરતી હતી ત્યારે તેઓ બોલ્યા, "હું તમારાં શારીરિક લક્ષણોની ખૂબ કદર કરું છું. તમારા સૌની કમર સુંદર અને ખૂબ પાતળી છે." સર્વ ગોપીઓ અદ્‌ભુત રીતે સુંદર હતી. તેમના માટે 'સુમધ્યમા' શબ્દ વર્ણવ્યો છે. જેના શરીરનો મધ્યભાગ — કેડ નાજુક હોય, એવી સ્ત્રીના સૌંદર્યને સમજવા સુમધ્યમા (સુંદર કમરવાળી) શબ્દ આદર્શ તરીકે વપરાયો છે.

કૃષ્ણ તેમના પર એવી અસર કરવા માગતા હતા, કે તેઓ તેમની જવાબદારી સંભાળવા જેટલી પુખ્ત વયની ન હતી. હકીકતમાં તેમને રક્ષાની જરૂર હતી. તેમને માટે કૃષ્ણ પાસે મધરાતે જવું, એ બિલકુલ ડહાપણભરેલું ન હતું. કૃષ્ણે એ પણ જણાવ્યું કે પોતે અને તે કન્યાઓ બધાં જુવાન હતાં. "મધ્ય રાત્રિએ જુવાન સ્ત્રી પુરુષો સાથે રહે, એ બરાબર ન કહેવાય," આ સલાહ સાંભળીને ગોપીઓને આનંદ ન થયો, એટલે કૃષ્ણે, આ મુદ્દા પર બીજી રીતે ભાર મૂકવો શરૂ કર્યો, "મારી વહાલી સખીઓ! હું સમજી શકું છું કે, તમે તમારા વડિલોની રજા સિવાય, તમારાં ઘર ત્યજી દીધાં છે. એટલે હું ધારું છું કે, 'તમારી માતાઓ, પિતાઓ, મોટા ભાઈઓ. તમારાં બાળકો અને તમારા પતિદેવોની તો વાત જ ન કરાય. એ સૌ તમને જોવા માટે અત્યંત ચિંતિત થતા હશે. તમે જ્યાં સુધી અહિયાં રહેશો, ત્યાં સુધી તેઓ અત્યંત ઉદ્વિગ્ન મન સાથે જુદી જુદી જગાઓએ તમારી શોધાશોધ કરતાં હશે. એટલે તમે મોડું ન કરશો. કૃપા કરી પાછાં જાવ, અને તેમને શાંતિ આપો."

ત્યારે ગોપીઓ કંઈક અસ્વસ્થ બની અને કૃષ્ણની સ્પષ્ટ સલાહથી ગુસ્સે થઈ હોય તેમ, તેમણે પોતાનું ધ્યાન બદલીને જંગલના સૌંદર્ય પ્રતિ અન્યત્ર જોવા માંડયું. તે સમયે સમગ્ર વન, ચંદ્રના તેજસ્વી પ્રકાશથી ઊભરાઈ રહ્યું હતું. ખીલી રહેલાં પુષ્પો ઉપરથી પવન મંદ મંદ વાતો હતો, અને વૃક્ષોનાં લીલાં પાંદડાં પવનથી હિલોળા લેતાં હતાં. તેઓ જંગલ તરફ જોઈ રહી હતી, એ તકનો લાભ લઈને કૃષ્ણે સલાહ આપી, "હું ધારું છું કે તમે આજ રાતે વૃંદાવનના સુંદર જંગલને જોવા આવ્યાં છો." વળી તેમણે કહ્યું, "પરંતુ હવે તમને સંતોષ થયો હોવો જોઈએ. એટલે વિલંબ કર્યા સિવાય, તમારા ઘેર પાછાં જાવ. હું માનું છું કે તમે સૌ અત્યંત ચારિત્ર્યશીલ સ્ત્રીઓ છો. હવે તમે વૃંદાવનના સુંદર વાતાવરણને નિહાળી લીધું હશે, એટલે હવે કૃપા કરી ઘેર પાછાં ફરો અને પોત-પોતાના પતિ દેવોની સેવામાં શ્રાદ્ધાપૂર્વક જોડાવ. હજુ ઉંમરમાં તમે ઘણાં યુવાન છો, વળી તમને બાળકો પણ હોવાં જોઈએ; અને તમે તેમને ઘેર મૂકીને આવ્યાં હશો, તેથી તેઓ રડતાં હશે. કૃપા કરી જલદીથી ઘેર જાવ અને તેમને સ્તનપાન કરાવો. હું એ પણ સમજી શકુ છું કે તમને મારા પ્રત્યે ગાઢ સ્નેહ છે અને એ દિવ્ય સ્નેહને લીધે, મારું બંસરીવાદન સાંભળીને, તમે અહીં આવ્યાં છો. મારા માટે, તમારો લાગણીપૂર્વકનો સ્નેહ સંપૂર્ણ રીતે યોગ્ય છે; કારણ કે હું પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છું. સર્વ જીવાત્માઓ મારા અવિભાજય અંશ છે અને સ્વાભાવિક રીતે જ તેઓ મારા પ્રત્યે સ્નેહભાવ દાખવે છે. એટલે, મારા પ્રત્યેનો તમારો આવો સ્નેહ પ્રશંસનીય છે, અને હું તમને એ બદલ ધન્યવાદ આપું છું. હવે તમે તમારે ઘેર પાછાં જઈ શકો છો. મારે તમને બીજી વસ્તુ એ જણાવવાની છે કે ચારિત્ર્યશીલ સ્ત્રી માટે નિષ્કામભાવે કરેલી પતિસેવા એ સર્વોત્તમ ધર્મ છે. સ્ત્રીએ પોતાના પતિ પ્રત્યે શ્રાદ્ધાળુ તેમજ ચારિત્ર્યશીલ, પોતાના પતિના મિત્રો પ્રત્યે સ્નેહાળ, સાસુ અને સસરા પ્રત્યે આજ્ઞાંકિત અને દિયર સાથે વાત્સલ્યપૂર્ણ રહેવું ઘટે. વળી સૌથી અગત્યની વસ્તુ એ છે કે સ્ત્રીએ પોતાનાં બાળકોની સંભાળ રાખવી જ જોઈએ."

આ રીતે કૃષ્ણે સ્ત્રી-ધર્મ સમજાવ્યો. તેમણે પતિ-સેવાના મુદ્દા પર ભાર પણ મૂકયો, "જો પતિનું ચારિત્ર્ય સારું ન હોય, અથવા તે ખૂબ શ્રીમંત કે ભાગ્યશાળી ન હોય, અથવા તે વૃદ્ધત્વ કે રાજરોગને લીધે અશકત બની ગયો હોય, અથવા તેની સ્થિતિ ગમે તેટલી કથળી ગઈ હોય, તો પણ, જો આ શરીર ત્યજી દીધા પછી ઉચ્ચ ગ્રહ-મંડળમાં જવાની સ્ત્રીની ખરેખર ઈચ્છા હોય તો, તેણે પોતાના પતિથી છૂટાછેડા લેવા ન જોઈએ. તે ઉપરાંત જો સ્ત્રી બેવફા બને અને પરપુરુષની શોધમાં ભટકતી રહે, તો તેનું કૃત્ય સમાજમાં અધમ ગણાય. આથી સ્વર્ગલોકમાં જવાને બદલે તેનું પતન થશે. આવી કુટેવોના પરિણામે ખૂબ જ અધોગતિ થાય છે. પરિણીત સ્ત્રીએ અન્ય પ્રેમીની શોધમાં ભટકવું ન જોઈએ. કારણ, આ વસ્તુ જીવન પરત્વેના વૈદિક સિદ્ધાંતોને માન્ય નથી. તમને એમ લાગતું હોય કે તમે મારામાં ખૂબ આસકત છો અને તમારે મારો સહચાર જોઈએ છે, તો મારે તમને સલાહ આપવાની કે વ્યકિતગત રીતે તમારે મને ભોગવવાનો પ્રયત્ન કરવો

નહિ. તેથી, તમે ઘેર જાવ તે જ વધારે સારું છે. કેવળ મારી વાતો કરો, મારો વિચાર કરો. મારા સતત સ્મરણ અને કીર્તનને લીધે, તમે આધ્યાત્મિક ભૂમિકા સુધી પહોંચી જશો હવે મારી સમક્ષ ઊભાં રહેવાની જરૂર નથી. કૃપા કરી ઘેર પાછાં ફરો."

પૂર્ણ પુરુષોત્તમ ભગવાને ગોપીઓને આપેલી સલાહ બિલકુલ કટાક્ષયુકત ન હતી. સર્વ પ્રામાણિક સ્ત્રીઓએ આવી સૂચના વિશે ખૂબ જ ગંભીર બની વિચારવું જોઈએ સ્ત્રીઓના ચારિત્ર્ય વિષે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે વિશિષ્ટ રીતે અહીંયાં ભાર મૂકયો છે. એટલે, જે કોઈ ગંભીર સ્ત્રી જીવનમાં ઊર્ધ્વ સ્થિતિ પ્રાપ્ત કરવા માગતી હોય, તેણે આ સિદ્ધાંતનું પાલન કરવું જોઈએ. કૃષ્ણ સર્વ જીવાત્માઓના સર્વ સ્નેહનું મધ્યબિંદુ છે. કૃષ્ણમાં આવો સ્નેહ વિકસે છે; ત્યારે મનુષ્ય સર્વ વૈદિક આદેશોને વટાવી દિવ્ય સ્થાન પ્રાપ્ત કરે છે. ગોપીઓએ કૃષ્ણને પ્રત્યક્ષપણે જોયા હતા, એટલે આ શક્ય બન્યું હતું. બદ્ધાવસ્થામાં રહેલી કોઈ પણ સ્ત્રી માટે આ શકય નથી. દુર્ભાગ્યે કૃષ્ણના ગોપીઓ સાથેના વર્તનની નકલ કરીને, કેટલીકવાર અદ્વૈતવાદ અથવા એકાત્મવાદના તત્ત્વજ્ઞાનથી પ્રેરાઈને, પાખંડી માણસ કૃષ્ણનું સ્થાન લેવા જાય છે અને ઘણી નિર્દોષ સ્ત્રીઓને આવી રાસ-લીલામાં ફસાવી, બેજવાબદાર રીતે ગેરલાભ લે છે, અને આધ્યાત્મિક સાક્ષાત્કાર કરાવવાને બહાને તેમને ગેરરસ્તે દોરે છે. એટલે ચેતવણી તરીકે અહીં કૃષ્ણ ભગવાને એવો ઈશારો કર્યો. કે ગોપીઓ માટે જે વસ્તુ શકય છે, એ સાધારણ સ્ત્રીઓ માટે અશકય છે. સ્ત્રી, વિકસિત કૃષ્ણભાવનાને લીધે, ખરેખર ઊર્ધ્વસ્થાન પર પહોંચી શકે છે. એટલે, તેણે વેશધારી ધૂર્તની જાળમાં, તે પોતે કૃષ્ણ છે એમ કહે તેથી, ફસાવું ન જોઈએ. અહીં સલાહ આપવામાં આવી છે તે પ્રમાણે, તેણે પોતાની ભક્તિમય સેવા દરમ્યાન કૃષ્ણના કીર્તન અને સ્મરણમાં ધ્યાન રાખવું જોઈએ. તેણે 'સહજિયા' નામે ઓળખાતા અને દરેક વસ્તુને સહજ ભાવે સ્વીકારતા ભકતોની જાળમાં ફસાવું જોઈએ નહિ.

ગોપીઓ હતોત્સાહ બને એવી રીતે કૃષ્ણે વાત કરી, તેથી તેઓ ખૂબ ઉદાસ બની ગઈ. તેમને થયું કે કૃષ્ણ સાથે રાસ રમવાની તેમની ઈચ્છા ભાંગી પડશે! આથી તેઓ અત્યંત ચિંતાતુર બની ગઈ અને દીર્ઘ શ્વાસ લેવા-મૂકવા લાગી. કૃષ્ણ પ્રતિ મુખ રાખીને જોવાને બદલે, તેઓ પોતાનાં મસ્તક નીચાં નમાવીને ધરતી તરફ જોવા લાગી, અને પગના અંગૂઠાથી જમીન પર જાતજાતની વાંકીચૂંકી રેખાઓ ખોતરવા લાગી. તેમની આંખમાંથી ભારે આંસુ વરસતાં હતાં અને તેમના મુખ પર કરેલો પ્રસાધનોનો શણગાર ધોવાઈ રહ્યો હતો. આંખમાંનાં આંસુ સ્તન પર રહેલા કુમકુમ સાથે ભળી જઈ જમીન પર પડતાં હતાં. તેઓ કૃષ્ણને કંઈ કહી ન શકી, પરંતુ ત્યાં મૌન ઊભી રહી. તેમણે મૌન સેવીને પોતાના હૃદયમાં થયેલા ગંભીર આઘાતને વ્યકત કર્યો. ગોપીઓ સાધારણ સ્ત્રીઓ ન હતી. એનું તાત્પર્ય વિચારીએ તો, તેઓ કૃષ્ણ સાથે સમાન ભૂમિકા પર હતી. તેઓ કૃષ્ણની સનાતન સેવિકાઓ છે. બ્રહ્મસંહિતામાં કરવામાં આવેલા સ્વીકાર પ્રમાણે, તેઓ કૃષ્ણની અંતરંગ શકતિનો વિસ્તાર છે, અને તેમની શકિત તેમના કરતાં જુદી નથી

કૃષ્ણના શબ્દોથી અત્યંત વ્યથિત થવા છતાં, તેમણે તેમની સામે કઠોર શબ્દો ન વાપર્યા; પરંતુ કૃષ્ણે સંભળાવેલા કઠોર શબ્દો બદલ તેઓ ઠપકો દેવા જરૂર માગતી હતી. એટલે તેમણે રૂંધાયેલા કંઠે બોલવાની શરૂઆત કરી. કૃષ્ણ તેમના અંતરંગ સ્નેહપાત્ર, તેમનું હૃદય અને આત્મા હતા. એટલે તે તેમની સામે કઠોર શબ્દ બોલવા નહોતી માગતી. ગોપીઓના પોતાના હૃદયમાં કેવળ કૃષ્ણ જ હતા. તેમણે સંપૂર્ણપણે શરણાગતિ સ્વીકારીને જીવન-સમર્પણ કર્યું હતું. એટલે જ્યારે તેમણે આવા કઠોર શબ્દો સાંભળ્યા, ત્યારે સ્વાભાવિક રીતે તેમણે જવાબ દેવાનો પ્રયત્ન કર્યો; પરંતુ આવો પ્રયત્ન કરતાંની સાથે જ, તેમની આંખોમાંથી શ્રાવણ — ભાદરવો વરસવા લાગ્યો.

તેમણે કહ્યું, "હે કૃષ્ણ! તમે ખૂબ નિર્દય છો. તમારે આવી વાત ન કરવી જોઈએ. અમે સંપૂર્ણપણે આપને શરણે આવેલ આત્માઓ છીએ. કૃપા કરી અમારો સ્વીકાર કરો અને અમારી સાથે વાતચીતમાં આવા ક્રૂર ન બનો. એ ખરું છે કે આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો અને આપ સ્વેચ્છાપૂર્વક કામ કરી શકો છો, પરંતુ આવી કઠોર રીતે અમારા પ્રત્યે વર્તન કરવું, આપની પદવીને શોભાસ્પદ નથી. અમે દરેકે દરેક વસ્તુ પાછળ મૂકીને આપના ચરણકમળમાં શરણે આવ્યાં છીએ. અમને ખબર છે કે આપ સંપૂર્ણ રીતે સ્વતંત્ર છો અને આપને જે ગમે તે કરી શકો છો, પરંતુ આપ અમારો અસ્વીકાર ન કરો, એટલી જ અમારી વિનંતી છે. અમે આપની ભક્તો છીએ. જેમ નારાયણ પ્રભુ પોતાના ભક્તોને અપનાવે, તેમ આપે અમારો સ્વીકાર કરવો જોઈએ. નારાયણ પ્રભુના ઘણા ભક્તો, મુક્તિ માટે તેમની પૂજા કરે છે, અને તે તેઓને મુક્તિ આપે છે. તે જ પ્રમાણે આપના ચરણકમળ સિવાય અમારે બીજું શરણું ન હોય, ત્યારે આપ અમારો અસ્વીકાર કેવી રીતે કરી શકો?"

તેમણે આગળ જણાવ્યું, "હે વહાલા કૃષ્ણ ! આપ સર્વોચ્ચ ગુરુ છો તેમાં શંકા નથી. સ્ત્રીઓ પોતાના પતિદેવો પ્રત્યે વિશ્વાસુ રહે, પોતાનાં બાળકો પ્રત્યે વહાલ રાખે, ઘરના કામકાજની દરકાર કરે અને કુટુંબનાં વડીલો પ્રત્યે આજ્ઞાંકિત રહે, એવી, શાસ્ત્રોના સિદ્ધાંત પ્રમાણે જ, આપે સૂચનાઓ આપી છે; પરંતુ અમે એ પણ જાણીએ છીએ કે મનુષ્ય આપના ચરણકમળની છત્રછાયા નીચે રહેવાથી જ શાસ્ત્રોના આવા સર્વ સિદ્ધાંતોનું પાલન કરી શકે છે. અમારા પતિદેવો, મિત્રો, કુટુંબીજનો અને બાળકો — એ સૌ આપની હાજરીને લીધે જ અમને વહાલાં અને પ્રસન્નકર્તા લાગે છે. કારણ, આપ સર્વ જીવાત્માઓમાં વસેલા પરમાત્મા છો — આપની હાજરી વિના મનુષ્યદેહ નકામો છે. જ્યારે આપ શરીરને ત્યજી દો છો, ત્યારે શરીર તરત જ મરણ પામે છે અને શાસ્ત્રના આદેશ પ્રમાણે મડદાને તરત જ નદીમાં પધરાવી દેવું પડે છે કે બાળી મૂકવું પડે છે. એટલે, છેવટે આ દુનિયામાં આપ સર્વશ્રેષ્ઠ પ્રિય વ્યક્તિ છો. આપના વ્યક્તિત્વમાં અમારી શ્રદ્ધા અને સ્નેહનું સમર્પણ કરતાં અમે પતિ, મિત્રો, પુત્રો અને દીકરાઓથી વિમુખ બનતાં નથી. જો સ્ત્રી આપને સર્વોચ્ચ પતિ તરીકે અપનાવે, તો જીવનમાં શારીરિક દૃષ્ટિએ બને છે તેમ, કોઈ દિવસ પોતાના પતિ-વિહોણી બનશે નહિ. જો અમે આપને અમારા સર્વોચ્ચ સ્વામી તરીકે સ્વીકારીએ, તો વિરહ

છોડવાનો, છૂટાછેડા લેવાનો કે વિધવા બનવાનો પ્રશ્ન જ રહેતો નથી. આપ સનાતન પતિ, સનાતન પુત્ર, સનાતન મિત્ર અને સનાતન સ્વામી છો. વળી, જે મનુષ્ય આપની સાથે સંબંધ બાંધે છે, તે સતત સુખી થાય છે. આપ સર્વ ધાર્મિક સિદ્ધાંતોના ગુરુ છો, એટલે પ્રથમ આપના ચરણકમળનું પૂજન થવું જોઈએ. શાસ્ત્રોમાં કહ્યું છે તે પ્રમાણે, આચાર્ય-ઉપાસના—આપના ચરણકમળનું પૂજન, એ પ્રથમ કર્તવ્ય છે. આ ઉપરાંત ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે, આપ એકમાત્ર ભોક્તા, સ્વામી અને મિત્ર છો. એટલે, અમે, કહેવાતા સઘળા મિત્રો સમાજ અને સ્નેહ—એ સર્વને બાજુએ રાખી, આપની પાસે આવ્યાં છીએ. એટલે કે હવે આપ અમારા ભોક્તા બન્યા છો. આપ અમને અનંતપણે ભોગવો. આપ અમારા સ્વામી બનો, કારણ કે એ આપનો કુદરતી હક છે; આપ અમારા સર્વોચ્ચ મિત્ર બનો કારણ કે સ્વાભાવિક રીતે જ આપ એ રીતે વર્તો છો. ચાલો ત્યારે, સર્વોચ્ચ પ્રિયતમ તરીકે, અમને આપનું આલિંગન કરવા દો."

પછી ગોપીઓએ કમલનયન કૃષ્ણને કહ્યું : "કૃપા કરીને અમારા પતિ તરીકે આપને અપનાવવાની અમારી દીર્ઘ સમયની ઈચ્છા હતી, તેથી અમને નિરાશ ન કરશો. જેને પોતાના અંગત સ્વાર્થની જ પરવા છે તે બુદ્ધિશાળી માણસ પોતાની સ્નેહાળ શક્તિ આપનામાં જ મૂકે છે. કેવળ બહિરંગ શક્તિને લીધે, ગેરરસ્તે દોરવાયેલા અને અસત્ય ખ્યાલોને લીધે સંતુષ્ટ થવા માગતા લોકો, પોતાની જાતને આપનાથી જુદી રાખી, આનંદ ભોગવવા પ્રયત્ન કરે છે. કહેવાતા પતિ, મિત્ર, પુત્રી, પિતા અને માતા—એ સર્વ કેવળ ભૌતિક દુ:ખનું કારણ છે. કહેવાતા પિતા, માતા, પતિ, પુત્ર, પુત્રી કે મિત્રથી આ ભૌતિક જગતમાં કોઈ સુખી થતું નથી. માતા અને પિતા બાળકોની સંભાળ રાખે એવી આશા રાખવામાં આવે છે; છતાં ઘણાં બાળકો ખોરાક અને રક્ષણની અછતને લીધે યાતનાઓ સહન કરી રહ્યાં છે. સારા સારા દાકતરો તો ઘણા છે, પરંતુ જ્યારે દર્દી મરણ પામે છે, ત્યારે કોઈ દાકતર એને પુનર્જીવન આપી શકતો નથી. રક્ષણ માટેના ઘણા ઘણા ઉપાયો છે, પરંતુ જ્યારે મનુષ્ય મૃત્યુ પામતો હોય ત્યારે, કોઈ પણ જાતનાં રક્ષણાત્મક સાધનો તેને સહાય કરી શકતાં નથી; અને આપનું રક્ષણ ન હોય તો કહેવાતાં સંરક્ષણાત્મક સાધનો કેવળ અખંડ વ્યાધિનાં કારણ બને છે. એટલે, હે પ્રિયતમ! સર્વ સ્વામીઓના સ્વામી, કૃપા કરીને, આપ અમારા સર્વોચ્ચ સ્વામી થાવ એવી અમારી દીર્ઘ સમયની ભાવનાઓનો ભંગ ન કરતા."

"વહાલા કૃષ્ણ! અમે સ્ત્રીઓ જ્યારે જ્યારે કૌટુંબિક કામકાજની પ્રવૃત્તિઓમાં જોડાઈએ છીએ ત્યારે, ખરેખર અમને સંતોષ થાય છે, પરંતુ આપે અમારા હૃદયને હરી લીધું છે અને હવે ચિત્ત કૌટુંબિક કામકાજમાં લાગી શકે તેમ નથી. તે ઉપરાંત, આપ અમને ફરી ફરીને ઘેર પાછા ફરવાનું જણાવો છો, એ સૂચના તદ્દન યોગ્ય છે; પરંતુ દુર્ભાગ્યે અમે સૌ સ્તબ્ધ બની ગયાં છીએ. અમારા પગ આપનાં ચરણકમળ છોડીને એક ડગલું પણ ચાલવાની શક્તિ ગુમાવી બેઠા છે. એટલે, આપની વિનંતીને માન આપી, ઘેર પાછાં ફરીને પણ અમે ત્યાં રહીને શું કરીશું? આપના વિના અમે કામ કરવાની સર્વ શક્તિ

ગુમાવી છે. કૌટુંબિક કામકાજમાં સ્ત્રીઓ તરીકે અમારાં હૃદય જોડવાને બદલે વિશિષ્ટ પ્રકારની આસક્તિનો અગ્નિ અમારા હૃદયમાં સતત ભડકે બળી રહ્યો છે. એટલે, વહાલા કૃષ્ણ! આપના સુંદર હાસ્ય અને આપના હોઠોમાંથી ઝરતા દિવ્ય કંપનયુક્ત શબ્દો દ્વારા અમારા અગ્નિને બુઝાવો. જો અમારા ઉપર આટલી કૃપા કરવા આપ સંમત નહિ થાવ, તો ખરેખર અમે વિરહાગ્નિમાં બળી મરીશું. એ સ્થિતિમાં અમે કેવળ આપનાં સુંદર લક્ષણોનું જ ધ્યાન ધરીશું અને તરત જ અમારું શરીર ત્યજી દઈશું. અમે ધારીએ છીએ કે એ રીતે આવતા જન્મે આપના ચરણકમળમાં અમારો નિવાસ થશે. વહાલા કૃષ્ણ! જો તમે એમ કહેતા હો કે અમે પોતપોતાના ઘેર જઈશું ત્યારે અમારા પોતપોતાના પતિદેવો અમારી ઈચ્છિત કામતમ જવાળાઓને શમાવશે, તો અમારે એટલું જ કહેવાનું છે કે હવે એ શક્ય નથી. જંગલમાં ભોગ ભોગવવાની આપે અમને તક આપી છે અને ભૂતકાળમાં એક વાર અમારાં સ્તનયુગલોનો આપે સ્પર્શ કર્યો છે, એને અમે, વૈકુંઠ-લોકમાં આપે ભોગવેલી ભાગ્યલક્ષ્મી સમાન, આશીર્વાદરૂપ સ્વીકારીએ છીએ. અમે એ દિવ્યાનંદનો સ્વાદ માણ્યો છે, એટલે અમને બીજા કોઈ પુરુષ પાસે જવામાં રસ નથી; પરંતુ અમારી કામના આપ સંતોષો એમાં જ અમને રસ છે. વહાલા કૃષ્ણ! દેવતાઓ તથા ભાગ્યલક્ષ્મી વૈકુંઠ-લોકમાં આપના વક્ષસ્થળમાં હંમેશાં આરામ કરી રહ્યાં છે, છતાં દેવતાઓ સદાય આપનાં ચરણકમળનું પૂજન કરે છે. તુલસી-પત્રોથી હંમેશાં આચ્છાદિત રહેતા આપના ચરણકમળનું કંઈક શરણું લેવા માટે તેમણે ભારે તપશ્ચર્યા અને પ્રાયશ્ચિત્ત કરેલાં છે. આપના સેવકો માટે આપનાં ચરણકમળ યોગ્ય આશ્રય-સ્થાન છે. ભાગ્યદેવી આપના વક્ષસ્થળમાં રહેવાને બદલે, નીચે આવીને આપનાં ચરણ-કમળનું પૂજન કરે છે. હવે અમે આપના ચરણની રજ અમારા મસ્તકે ચઢાવીએ છીએ. અમે આપના પૂરેપૂરા શરણાગત આત્માઓ છીએ, તેથી અમારો અસ્વીકાર ન કરતા."

"વહાલા કૃષ્ણ! આપ હરિ તરીકે જાણીતા છો. સર્વ જીવાત્માઓના, અને ખાસ કરીને જેમણે પોતાનાં ઘર અને કૌટુંબિક આસક્તિ ત્યજીને આપને સંપૂર્ણપણે અપનાવ્યા હોય, એવા સર્વ જીવાત્માઓનાં સર્વ દુઃખોનો આપ નાશ કરો છો. અમે અમારુ ઘર એ આશાએ તજ્યું છે, કે અમે આપનું બરાબર ભજન કરીશું, અને આપની સેવામાં અમારું જીવન સમર્પીશું. અમે કેવળ આપના સેવકો હોવાથી ભિક્ષા યાચી રહ્યાં છીએ. આપ આપની પત્નીઓ તરીકે અમારો સ્વીકાર કરો, એવું અમે કહેવા માગતાં નથી. ફક્ત આપની સેવિકાઓ તરીકે અમારો સ્વીકાર કરો. આપ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છો, આપને પરકીયા-રસ ભોગવવો ગમે છે, અને સ્ત્રીઓના દિવ્ય ચિત્તચોર તરીકે આપ જાણીતા છો, એટલે અમે આપની દિવ્ય ભાવનાઓના સંતોષ માટે આવ્યાં છીએ. અમે પોતે પણ અમારા સંતોષ માટે ભમીએ છીએ. આપનું આકર્ષક હાસ્ય જોતાં જ અમે ખૂબ જ કામાતુર બનીએ છીએ. અમે સર્વ ઘરેણાં અને વસ્ત્રોનો શણગાર સજી આપની સન્મુખ આવ્યાં છીએ; પરંતુ આપ જ્યાં સુધી અમને આલિંગન આપો નહિ, ત્યાં સુધી અમારાં સર્વ વસ્ત્રો અને સૌંદર્ય-લક્ષણો અપૂર્ણ રહે છે. આપ સર્વોચ્ચ પુરુષ છો અને પુરુષભૂષણ તરીકે, વસ્ત્રો ધારણ કરવાના

અમારા પ્રયત્નો આપ પૂરા કરો તો, અમારી સર્વ ઈચ્છાઓ અને શારીરિક શણગારો સંપૂર્ણ બને."

"વહાલા કૃષ્ણ, તિલક તથા કુંડળવાળું અને વિખરાયેલા કેશ તેમજ અસામાન્ય હાસ્યવાળું આપનું સુંદર મુખ જોઈ, અમે કેવળ પરવશ બન્યાં છીએ એટલું જ નહિ, પરંતુ આપના શરણે આવેલા આત્માઓને નિશ્ચિંત રહેવાની હંમેશાં ખાત્રી કરાવતા આપના હાથ પ્રતિ અમને આકર્ષણ થાય છે. ભાગ્યલક્ષ્મી જેને હંમેશાં આલિંગી રહ્યાં છે, એવા આપના વક્ષસ્થળ પ્રતિ પણ અમને આકર્ષણ થાય છે, છતાં અમે ભાગ્યલક્ષ્મીનું પદ લેવા માગતાં નથી. અમને તો કેવળ આપની સેવિકાઓ તરીકે રહેવામાં જ સંતોષ થશે. કદાચ આપ અમારા પર વેશ્યાવૃત્તિને ઉત્તેજન આપવાનો આક્ષેપ કરતા હો તો અમારે એટલું જ પૂછવાનું, કે આપના સૌંદર્ય અને દિવ્ય બંસરીના કંપનયુક્ત મધુર નાદથી પરવશ ન બની હોય એવી કઈ સ્ત્રી છે? આ ત્રણે લોકમાં આપના સંબંધ માટે સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે ભેદ નથી. કારણ, સ્ત્રીઓ અને પુરુષો, પ્રકૃતિ અથવા તટસ્થ શક્તિને આધીન છે. હકીકતમાં કોઈ પણ મનુષ્ય ભોક્તા અથવા પુરુષ નથી. દરેક વ્યક્તિ આપના ભોગ માટે સરજાયેલી છે. આ ત્રણેય લોકમાં એવી કોઈ સ્ત્રી નથી, કે જે આપનું આકર્ષણ થતાં પતિવ્રતમાંથી ચલિત ન થઈ હોય! કારણ, આપનું સૌંદર્ય એટલું બધું ઊર્ધ્વ કક્ષાનું છે કે પુરુષો, સ્ત્રીઓ, ગાયો, પંખીઓ, પશુઓ, વૃક્ષો, ફળફળાદિ, પુષ્પો, પ્રત્યેક મનુષ્ય અને પ્રત્યેક વસ્તુ મુગ્ધ બને છે, એટલે અમારા વિષે તો શું કહેવાનું હોય? પરંતુ એક વસ્તુ નિશ્ચિત રીતે પૂરવાર થયેલી છે, કે વિષ્ણુ ભગવાન હંમેશાં અસુરોના હુમલાથી જે રીતે દેવતાઓનું રક્ષણ કરે છે, તે રીતે આપે પણ વૃંદાવનવાસીઓને સર્વ પ્રકારની આપત્તિઓમાં રક્ષણ આપવા અવતાર ધારણ કર્યો છે. હે દીનબંધુ! આપનો હાથ અમારા મસ્તકે, અમારાં ભડકે બળતાં સ્તનયુગલો પર અને અમારા મસ્તક ઉપર સ્થાપો; કારણ કે અમે આપની અખંડ સેવિકાઓ તરીકે શરણાગતિ સ્વીકારી છે. પરંતુ આપને એમ લાગતું હોય, કે અમારાં બળી રહેલાં સ્તન પર આપના હસ્તકમલ મૂકવાથી એ દાઝી જશે, તો અમે એટલી ખાત્રી આપી એ છીએ, કે કમળપુષ્પ અત્યંત નાજુક અને મૃદુ હોવા છતાં સૂર્યનો પ્રખર તાપ સહન કરે છે, તેમ આપના હાથને દુ:ખને બદલે આનંદ થશે."

ગોપીઓએ અધીરી બનીને કરેલી વિનંતી સાંભળીને, પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હસવા લાગ્યા અને ગોપીઓ પ્રત્યે ખૂબ દયાળુ હોવાને લીધે, પોતે પરિપૂર્ણ હોવા છતાં, તેમની ભાવના પ્રમાણે ગોપીઓને ચુંબન તથા આલિંગન કરવા લાગ્યા. જ્યારે કૃષ્ણે હસતાં હસતાં ગોપીઓના મુખ તરફ જોયું, ત્યારે ગોપીઓના મુખનું સૌંદર્ય સેંકડોગ વધી ગયું. ભગવાન કૃષ્ણ તેમની મધ્યમાં રહી આનંદ ભોગવતા હતા ત્યારે, લાખો ઝળહળતા તારાઓથી ઘેરાયેલો પૂનમનો ચંદ્ર જેમ શોભે, બરાબર એ જ રીતે તેઓ શોભતા હતા. આમ સેંકડો ગોપીઓથી ઘેરાયેલા અને ઘણા રંગોની પુષ્પમાળાઓથી શણગારાયેલા, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ક્યારેક સ્વગત ગાન કરતા, અને કેટલીક વાર ગોપીઓ સાથે ગાતા ગાતા, વૃંદા-

વનના જંગલમાં ભ્રમણ કરતા. આ રીતે, ભગવાન અને ગોપીઓ જ્યાં કમળપુષ્પો અને પોયણાં હતાં એવા યમુનાજીના શીતળ રેતાળ કિનારે ગયાં. આવા દિવ્ય વાતાવરણમાં કૃષ્ણ અને ગોપીઓ એક બીજા સાથે વિહાર કરવા લાગ્યાં. જ્યારે તેઓ યમુના-કાંઠે વિહરતાં હતાં ત્યારે, ઘણી વાર કૃષ્ણ પોતાના હાથ ગોપીના મસ્તકે, સ્તનયુગલ પર કે કમરે મૂકતા. એક બીજાને ચૂંટી ભરતાં ભરતાં, ઉપહાસ કરતાં કરતાં, અને એક બીજાને નિહાળતાં તે સર્વે સાથે તેમણે ભોગ ભોગવ્યો. જ્યારે કૃષ્ણ ગોપીઓના દેહને સ્પર્શ કરતા, ત્યારે તેમની સાથે આલિંગન કરવાની ગોપીઓની કામના વધી જતી. તેમણે સૌએ આવી લીલાનો આનંદ માણ્યો. આમ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સર્વપ્રકારની કૃપા વડે ગોપીઓ ધન્ય બની; કારણ કે તેમણે દુન્યવી વાસનામય જીવનની જરા પણ અસર વિના પ્રભુનો સંગ માણ્યો.

તેમ છતાં, કૃષ્ણ ભગવાને કૃપા દર્શાવી તેથી ગોપીઓ વિશ્વમાં પોતાની જાતને સર્વશ્રેષ્ઠ ભાગ્યશાળી સ્ત્રીઓ માનીને અત્યંત ગર્વિષ્ટ બની. કેશવ તરીકે જાણીતા કૃષ્ણ ભગવાન તરત જ સમજી ગયા, કે વ્યક્તિગત રીતે આનંદ ભોગવવાનું મહાન પ્રારબ્ધ મળવાથી ગોપીઓને ગર્વ થયો હતો. આથી, તેમના પ્રત્યે પોતાની નિષ્કારણ કૃપા દર્શાવવા અને તેમનામાંથી જૂઠો ગર્વ દૂર કરવા, તેઓ પોતાનું ત્યાગરૂપી સામર્થ્ય પ્રગટ કરીને તરત જ ત્યાંથી અંતર્ધાન થયા. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હંમેશાં છ પ્રકારના ઐશ્વર્યથી યુક્ત છે, અને આ ત્યાગના મહિમાનું દૃષ્ટાંત છે. આવો ત્યાગ કૃષ્ણની સંપૂર્ણ અનાસક્તિ સિદ્ધ કરે છે. તેઓ હંમેશાં સ્વયંસંપૂર્ણ છે અને કોઈ વસ્તુને આધીન નથી. આવી ભૂમિકા, એ દિવ્ય લીલા-ચરિત્રો લેખાય છે.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'રાસ-લીલા : પ્રસ્તાવના' નામના ઓગણત્રીસમા અધ્યાયના ભક્તિવેદાંત-ભાવાર્થો સમાપ્ત થયા.



# ૩૦. ગોપીઓ પાસેથી કૃષ્ણનું અંતર્ધાન થવું

જ્યારે કૃષ્ણ ગોપીઓના સાનિધ્યમાંથી એકાએક અંતર્ધાન થયા ત્યારે તેઓ દરેક જગ્યાએ કૃષ્ણને શોધવા લાગી. કોઈ જગ્યાએ કૃષ્ણ જડયા નહિ ત્યારે એમને ડર લાગ્યો અને તેમની પાછળ લગભગ ગાંડા જેવી બની ગઈ. તેઓ કેવળ સ્નેહ અને ઉલ્લાસના આવેગમાં કૃષ્ણની લીલાઓનો વિચાર કરવા લાગી. વિચારમાં અત્યંત ડૂબી જવાથી તેમની સ્મરણ-શક્તિ લુપ્ત થઈ ગઈ અને તેઓ અશ્રુ—પૂર્ણ આંખોએ, કૃષ્ણની ખરેખરી લીલાઓ, તેમની સાથે કરેલી સુંદર વાતો, તેમનાં ચુંબન, આલિંગન અને બીજી પ્રવૃત્તિઓ વગેરે જોવા લાગી. કૃષ્ણ પ્રત્યે આકર્ષણ થવાથી, પોતે સ્વયં કૃષ્ણ હોય તેમ, તેમનાં નૃત્ય, ભ્રમણ, હાસ્ય વગેરેની નકલ કરવા લાગી. કૃષ્ણના વિયોગમાં એ સૌ ઘેલી બની. તેમાંની દરેક બીજી સખીઓને કહેવા લાગી કે પોતે સ્વયં કૃષ્ણ હતી. તે સૌએ ભેગાં મળીને, કૃષ્ણના નામનું મોટે સાદે કીર્તન કરવા માંડયું અને જંગલના એક ખૂણેથી બીજે ખૂણે ભટકતી કૃષ્ણને શોધવા લાગી. હકીકતમાં કૃષ્ણ સર્વવ્યાપક છે અને આકાશમાં, જંગલમાં, હૃદયમાં અને સર્વ સ્થળે હંમેશાં વિદ્યમાન હોય છે.

એટલે ગોપીઓ વૃક્ષો અને છોડવાને કૃષ્ણ વિષે પ્રશ્નો પૂછવા લાગી. જંગલમાં વિવિધ પ્રકારનાં મોટાં વૃક્ષો અને નાના નાના છોડવા હતા. ગોપીઓ તેમને સંબોધીને કહેવા લાગી. "વહાલા વટ-વૃક્ષ! તેં નંદ મહારાજના પુત્રને આ રસ્તે થઈ, હસતાં હસતાં પસાર થતા અને બંસરી વગાડતા જોયા છે? તે અમારાં હૃદય હરી જઈ દૂર જતા રહ્યા છે. તમે જો તેમને જોયા હોય તો, કૃપા કરી તેઓ ક્યાં ગયા છે, તે અમને જણાવો. વહાલા અશોક વૃક્ષ! નાગપુષ્પ-વૃક્ષ! ચંપકપુષ્પ-વૃક્ષ! તમારામાંથી કોઈએ બલરામના નાના ભાઈને આ રસ્તે પસાર થતા જોયા છે? અમારા ગર્વને લીધે તે અદૃશ્ય થઈ ગયા છે." કૃષ્ણના એકાએક અદૃશ્ય થઈ જવાનું કારણ ગોપીઓ જાણતી હતી. તેઓ સમજી શકી હતી કે કૃષ્ણ સાથે તેઓ આનંદ કરી રહી હતી, ત્યારે તેઓને થયું કે વિશ્વમાં તેઓ સૌથી વધારે ભાગ્યશાળી સ્ત્રીઓ છે; અને તેમને એવો ગર્વ થવાથી, તેમનાં એ અભિમાન દૂર કરવા, તરત જ કૃષ્ણ

અદૃશ્ય થઈ ગયા. પોતાના ભક્તોને સેવાનો ગર્વ થાય એ કૃષ્ણને ગમતું નથી. તે દરેક જણની સેવા સ્વીકારે છે, પરંતુ એક ભક્ત ગર્વિષ્ટ બને તે કૃષ્ણ સહન કરી શકતા નથી. જો કોઈ વખત તેનામાં આવી લાગણીઓ ઉદ્ભવે, તો ભક્ત પ્રત્યે પોતાનું વલણ બદલીને કૃષ્ણ તેનો અંત લાવે છે.

ગોપીઓ તુલસીના છોડને આ પ્રમાણે સંબોધન કરવા લાગી: "વહાલાં તુલસી! તમે હંમેશાં કૃષ્ણ ભગવાનનાં ચરણ-કમળમાં રહો છો એટલે તેઓ તમને ખૂબ જ પ્યાર કરે છે. વહાલાં માલતી પુષ્પ, મલ્લિકા પુષ્પ, ચમેલી, જ્યારે કૃષ્ણ અમને દિવ્યાનંદનો લાભ આપી આ રસ્તે પસાર થઈ રહ્યા હતા, ત્યારે તમને સૌને તેમનો સ્પર્શ થયો હશે! તમે માધવને આ રસ્તે પસાર થતા જોયા છે? હે આમ્ર વૃક્ષો! હે ફણસ વૃક્ષો! હે જામફળી! હે આસન વૃક્ષો! હે જાંબુ વૃક્ષો! હે નારપતિ વૃક્ષો! હે કદમ વૃક્ષો! તમે સૌ યમુના-તટનાં રહેવાસી અને અત્યંત પવિત્ર વૃક્ષો છો—કૃષ્ણ આ રસ્તે થઈને જ ગયા હોવા જોઈએ, તમે કૃપા કરી અમને જણાવશો, કે તેઓ કયા રસ્તે ગયા છે?"

જે જગાએથી કૃષ્ણ પસાર થયા હતા એ જમીન સરસી દૃષ્ટિ રાખીને, તેમણે પૃથ્વીને સંબોધન કરવા માંડયું, "વહાલી પૃથ્વી, આપના પર કૃષ્ણના ચરણની છાપ પડે એટલા માટે, તમે કેટલી બધી તપશ્ચર્યાઓ અને વ્રત કર્યાં હશે, એ અમે જાણી શકતાં નથી. તમે અત્યંત ઉલ્લાસમાં છો, આ બધાં, અત્યંત પ્રફુલ્લ વૃક્ષો અને છોડવા, તમારા શરીરના કેશ છે. કૃષ્ણ તમારાથી ખૂબ રાજી થયા હશે, નહિ તો વરાહ-સ્વરૂપે આવીને, તેમણે તમને કેમ આલિંગન કર્યું હશે? તમે જ્યારે જળમાં ડૂબી ગયેલાં, ત્યારે તેમણે પોતાના દાંત પર તમારો આખોય બોજો ઉપાડીને તમારો ઉદ્ધાર કરેલો!"

અસંખ્ય વૃક્ષો અને છોડવાઓને સંબોધન કર્યા પછી, તેમણે પોતાનાં મુખ તેમની પ્રત્યે ખુશમિજાજમાં જોઈ રહેલાં સુંદર હરણાં પ્રત્યે ફેરવ્યાં. તેમણે હરણાંઓને સંબોધન કર્યું, "એમ લાગે છે કે સર્વોચ્ચ પ્રભુ-નારાયણ, એમની સહચરી ભાગ્યદેવી લક્ષ્મીને લઈ, આ રસ્તેથી પસાર થયા હશે, નહિ તો લક્ષ્મીદેવીના સ્તનયુગલ ઉપરથી ખરી પડેલા રક્ત કુમકુમથી મિશ્રિત, પ્રભુના પુષ્પહારની સુગંધવાળો, મંદ મંદ પવન અહીં કેવી રીતે વહી રહ્યો હોય? એમ લાગે છે કે અહિંયાં થઈને પસાર થતી વખતે, તેમણે તમારા શરીરને સ્પર્શ કર્યો હશે, એટલે જ તમે આટલાં પ્રસન્ન છો અને અમારી પ્રત્યે સહાનુભૂતિપૂર્વક જોઈ રહ્યાં છો, એટલે તમે કૃપા કરી, અમને જણાવો કે કૃષ્ણ કયા રસ્તે ગયા છે? કૃષ્ણ વૃંદાવનના શુભેચ્છક છે. તેઓ અમારી જેમ જ, તમારી પ્રત્યે સ્નેહ રાખે છે. એટલે અમને ત્યજી દીધા પછી, તેઓ તમારા સંસર્ગમાં હાજર રહ્યા હશે. હે ભાગ્યશાળી વૃક્ષો! અમે બલરામના નાનાભાઈ કૃષ્ણનો વિચાર કરી રહ્યાં છીએ. પોતાનો એક હાથ ભાગ્યદેવીના ખભે મૂકી અને બીજા હાથે કમળપુષ્પને ગોળ ગોળ ફેરવતા તેઓ અહિંયાંથી પસાર થતા હશે, ત્યારે ચોક્કસ તમારી ભાવભીની અંજલીથી રાજી થયા હશે; અને અત્યંત પ્રસન્ન ચિત્તે તેમણે તમારી તરફ દૃષ્ટિપાત કર્યો હશે."

ત્યાર પછી કેટલીક ગોપીઓએ, તેમની બીજી સખીઓને સંબોધન કરવાની શરૂઆત કરી, "વહાલી સખીઓ! જુઓ તો ખરાં, આ બધી લતાઓ મોટાં મોટાં વૃક્ષોને, તેઓ જાણે પોતાના પતિદેવો હોય તેમ, અત્યંત ઉત્સાહમાં આલિંગન કરી રહી છે, તેમને કેમ પ્રશ્ન પૂછતાં નથી? એમ લાગે છે કે કૃષ્ણના નખનો લતા-પુષ્પોને સ્પર્શ થયો હોવો જોઈએ, નહિ તો તેઓ આટલાં બધાં ઉલ્લાસમાં કેવી રીતે દેખાય?"

કૃષ્ણને અહીં-તહીં શોધ્યા પછી ગોપીઓ જ્યારે થાકી ગઈ, ત્યારે તેમણે પાગલ સ્ત્રીઓની જેમ વાત શરૂ કરી. કૃષ્ણનાં વિવિધ લીલા-ચરિત્રોની નકલ કરીને જ, તેઓ પોતાની જાતને સંતોષ આપી શકી. તેઓમાંની એકે પૂતના રાક્ષસીની અને બીજીએ કૃષ્ણની નકલ કરી પૂતનાનાં સ્તન ધાવવા લાગી. એક ગોપી હાથગાડી બની અને બીજી તેના નીચે લપાઈ. ગાડાના પૈંડાને સ્પર્શ થાય એમ, જેમ કૃષ્ણે શકટાસુર રાક્ષસને ખતમ કરતી વખતે કર્યું હતું તેમ, તે કરવા લાગી. એક ગોપી જમીન પર કૃષ્ણ બની લાંબી થઈ આડી પડી અને એક ગોપી તૃણાવર્ત રાક્ષસ બની નાનકડા બાળ-કૃષ્ણને પકડી આકાશમાં બળ-જબરીથી લઈ જવા લાગી. એક ગોપીએ બાળ-કૃષ્ણ ચાલતાં શીખવાનો પ્રયત્ન કરતા હોય અને એમના પગનાં ઝાંઝર રણકતાં હોય એવી નકલ શરૂ કરી. બે ગોપીઓ કૃષ્ણ અને બલરામ બની અને બીજી તેમના બાળ ગોપમિત્રો બની. એક ગોપીએ બકાસુરનું રૂપ લીધું, તો બીજીએ બકાસુરને જાણે મારી નાંખતી હોય એવું બળ કરી, તેને જમીન પર પાડી નાંખી. તે જ પ્રમાણે બીજી ગોપીએ વત્સાસુરને હરાવ્યો. જેમ કૃષ્ણ પોતાની ગાયોને જુદાં જુદાં નામો દઈ બોલાવતા, તેમ ગોપીઓએ ગાયોને તેમનાં નામ દઈ બોલાવવા માંડી. એક ગોપીએ બંસરી બજાવવી શરૂ કરી અને બીજી ગોપીએ કૃષ્ણના બાળમિત્રો જાણે તેમનું બંસરીવાદન સાંભળી, તેમની પ્રશંસા કરતા હોય, તેમ પ્રશંસા કરી. જેમ કૃષ્ણ પોતાના બાળમિત્રોને ખભા પર ઉપાડી લેતા તેમ એક ગોપીએ બીજીને ઉપાડી લીધી. કૃષ્ણના વિચારોમાં તલ્લીન થયેલી ગોપી, પોતાના મિત્રને ઉપાડીને લઈ જતી વખતે, જાણે પોતે સ્વયં કૃષ્ણ હોય એમ બડાઈ કરતી હતી: "તમે બધાં મારી ચાલવાની રીત જુઓ!" એમ કહી ગોપીએ પોતાનાં પહેરવાનાં વસ્ત્ર હાથથી ઊંચાં લીધાં અને બોલી, "હવે ધોધમાર વરસાદ કે તોફાની પવનથી પણ ડરશો નહિ. હું તમને બચાવીશ!" આમ કહી, તેણે ગોવર્ધનગિરિ ઊંચો કરવાનો અભિનય કર્યો. એક ગોપીએ બીજી ગોપીના મસ્તક પર પોતાના પગ બળપૂર્વક મૂક્યા અને બોલી, "અરે દુષ્ટ કાલિય! હું તને સખત શિક્ષા કરીશ. તું આ જગા છોડીને જતો રહે. મેં સર્વ પ્રકારના દુષ્ટોને શિક્ષા કરવા માટે આ પૃથ્વી પર અવતાર લીધો છે!" બીજી ગોપીએ તેની બહેનપણીઓને કહ્યું, "જુઓ તો ખરાં! જંગલના દવની જ્વાળાઓ આપણને ભરખી જવા આવી રહી છે. કૃપા કરી તમારી આંખો બંધ કરો અને હું તમને આ મહાન ભયમાંથી તરત જ બચાવી લઈશ."

આ રીતે સર્વ ગોપીઓ કૃષ્ણના વિરહની વેદનામાં અત્યંત ઘેલી બની ગઈ હતી. તેમણે વૃક્ષો અને લતાઓમાં તપાસ કરવા માંડી. કેટલીક જગાએ તેમને પ્રભુનાં ચરણોનાં

નિશાન મળ્યાં અને તેના ઉપરનાં ચિહ્નો, દા.ત., ધ્વજ, કમળપુષ્પ, ત્રિશૂળ, વજ્ર વગેરેની છાપો જોઈ તેઓ બોલી ઊઠી, "જુઓ, જુઓ, અહિયાં – કૃષ્ણના ચરણના તળિયાનાં ચિહ્નોની છાપ છે. જુઓ, અહિયાં ધ્વજ, કમળપુષ્પો ત્રિશૂળ અને વજ્ર એ બધી નિશાનીઓ સ્પષ્ટ રીતે જણાય છે." તેઓ પ્રભુનાં પગલાંને અનુસરવા લાગી અને થોડી જ વારમાં કૃષ્ણનાં પગલાં સાથે બીજાનાં પગલાંની છાપ જોઈ તેઓ અત્યંત ઉદાસ બની ગઈ. "વહાલી સખીઓ, જુઓ તો ખરાં! આ બીજાં પગલાં કોનાં છે? નંદ મહારાજના પુત્રનાં પગલાંની સાથે જ એ દેખાય છે. ખરેખર એમ લાગે છે કે કૃષ્ણ પોતાનો હાથ બીજી કોઈ ગોપીના ગળા પર મૂકી, જાણે હાથી પોતાની પ્રિયતમા હાથણીને પોતાની સાથે રાખીને ચાલતો હોય તે જ રીતે, પસાર થઈ રહ્યા હશે. એટલે આપણે એમ સમજવું જોઈએ કે આ માનીતી ગોપી, આપણા કરતાંય વધારે સ્નેહ વહાવીને કૃષ્ણની સેવા કરી રહેલી હોવી જોઈએ. એટલે જ કૃષ્ણે આપણને ત્યજી દીધા છતાં, તેનો સંગ ત્યજી ન શક્યા! તેમણે તેને પોતાની જોડે જ રાખી છે. વહાલી સખીઓ જરા કલ્પના તો કરો, આ ધરતીની રજ કેટલી બધી દૈવી અને યશસ્વી છે! કૃષ્ણના ચરણકમળની રજને તો ભગવાન બ્રહ્મા, શંકર અને ભાગ્યદેવી લક્ષ્મી જેવાં પણ પૂજે છે; પણ સાથે સાથે અમને ખૂબ શોક થાય છે કે આ માનીતી ગોપી, કૃષ્ણ સાથે ફરતાં ફરતાં અમને વિલાપ કરતાં બાજુએ મૂકીને, કૃષ્ણના અધરામૃતનું પાન કરી રહી છે! હે સખીઓ, જુઓ તો ખરાં! આ ખાસ જગાએ તો પેલી ગોપીના ચરણની છાપ આપણને દેખાતી નથી. તેથી એમ લાગે કે છે, કે સુકાઈ ગયેલા ઘાસમાં ફરતી વખતે તેને કાંટો વાગ્યો હશે, તેથી કૃષ્ણે રાધારાણીને પોતાના ખભા ઉપર ઉપાડી લીધી હશે. અહાહા, તે તેમને ખૂબજ વહાલી છે! રાધારાણીને સંતોષ આપવા કૃષ્ણે અહીંથી કેટલાં પુષ્પ ચૂંટયાં હશે? એમ લાગે છે કે અહિયાં સીધા ઊભા રહીને તેમણે વૃક્ષની ઊંચી ડાળીઓ પરથી પુષ્પો ચૂંટયાં હશે. અહીં તો એમના ચરણની આછી પાતળી છાપ જ જોવા મળે છે. વહાલી સખીઓ, જુઓ તો ખરાં. અહીં કૃષ્ણ રાધારાણીને પાસે રાખીને બેઠા હશે, અને તેમના વાળમાં વ્યવસ્થિત રીતે પુષ્પો ગોઠવવાનો પ્રયત્ન કર્યો હશે. તમે વિશ્વાસ રાખો, બંને જણાં અહિયાં જ બેઠાં હોવાં જોઈએ. કૃષ્ણ પરિપૂર્ણ છે, એમને બીજાં કોઈ સાધનો વડે ભોગ ભોગવવાનો હોતો નથી. એ તો કેવળ પોતાના ભક્તને રીઝવવા, જેમ કામી છોકરો પોતાની સખી સાથે જેવું વર્તન કરે, બરાબર એ જ રીતે તેઓ રાધારાણી સાથે વર્ત્યા છે. કૃષ્ણ એટલા ભલા છે, કે તેઓ પોતાની સખીઓએ કરેલાં તોફાન સહન કરે છે."

આ રીતે સર્વ ગોપીઓએ, જે ગોપીને કૃષ્ણ સાથે એકલી લઈ જવામાં આવેલી તેની ખોડ-ખાંપણો કાઢવી શરૂ કરી. તેઓ એમ કહેવા લાગી કે માનીતી ગોપી રાધારાણીને જ પસંદ કરીને કૃષ્ણ લઈ ગયા, તેથી પોતે ગોપીઓમાં સૌથી શ્રેષ્ઠ છે એમ સમજી, પોતાની જાત વિષે ખૂબ અભિમાની બની ગયાં હશે. "તેમનામાં અપ્રતિમ ગુણ અને સૌંદર્ય ન હોય, તો આપણને સૌને બાજુએ મૂકી કૃષ્ણ તેમને એકલાંને લઈ જાય ખરા? જરૂર તેમણે

કૃષ્ણને ખૂબ દૂર સુધી જંગલમાં લઈ જઈને કહ્યું હોવું જોઈએ, 'વ્હાલા કૃષ્ણ! હવે હું ખૂબ થાકી ગઈ છું—આગળ હવે આગળ ચલાતું નથી. મહેરબાની કરી, તમે ત્યાં મને ઊંચકીને લઈ જાવ તો સારું.' જ્યારે કૃષ્ણને આ પ્રમાણે કહ્યું હશે ત્યારે તરત તેમણે રાધારાણીને જણાવ્યું હશે, કે 'સારું ત્યારે, મારા ખભે બેસી જા.' બસ જ સમય.' પરંતુ તરત જ શ્રીકૃષ્ણ તો અલોપ થઈ ગયા હશે અને હવે રાધારાણી તેમના માટે તરત વિલાપ કરતાં હોવાં જોઈએ, 'મારા વ્હાલા પ્રિયતમ! મારા વ્હાલા, તમે ઘણા સુંદર અને ઘણા બળવાન છો. તમે ક્યાં ચાલ્યા ગયા છો? હું ફક્ત તમારી આજ્ઞાંકિત દાસી છું. મને ઘણી વેદના થાય છે. કૃપા કરી ખરેખર પાછા ફરીથી આવો.' તેમ છતાં પણ કૃષ્ણ આવતા નથી. આમ તે દૂર દૂરથી રાધાની વેદના જોઈ ખુશ થતા હશે."

પછી સર્વ ગોપીઓ કૃષ્ણની શોધમાં, જંગલમાં આગે ને આગે નીકળી ગઈ, પરંતુ જ્યારે તેમને ખબર પડી કે ખરેખર તો રાધારાણીને પણ કૃષ્ણે તરછોડી મૂક્યાં છે, ત્યારે ગોપીઓ અત્યંત ઉદાસ થઈ ગઈ, કૃષ્ણપ્રેમની આ કસોટી છે. શરૂઆતમાં ગોપીઓને રાધારાણીની થોડી ઈર્ષા હતી, કે બીજી બધી ગોપીઓને છોડીને કૃષ્ણ એકલાં રાધારાણીને લઈ ગયા છે! પરંતુ જે ક્ષણે તેમણે જાણ્યું કે કૃષ્ણે તો રાધારાણીને પણ ત્યજી દીધાં છે, અને તે પણ તેમને માટે વિલાપ કરી રહ્યાં છે, ત્યારે ગોપીઓને રાધારાણી તરફ સહાનુભૂતિ થઈ. ગોપીઓએ રાધારાણીને શોધી કાઢ્યાં અને તેમની પાસેથી બધી જ વાત સાંભળી કે તેમણે ગર્વથી કૃષ્ણ પ્રત્યે કેવી રીતે અવિવેક કર્યો, અને તેમના ગર્વ બદલ કૃષ્ણે તેમની કેવી અવગણના કરી. આ બધું સાંભળીને ગોપીઓને ખરેખર અત્યંત સહાનુભૂતિ જાગી. પછી રાધારાણી સહિત સર્વ ગોપીઓ, જંગલમાં જ્યાં સુધી ચંદ્રપ્રકાશ દેખાતો બંધ થયો, ત્યાં સુધી આગળ ને આગળ ગઈ.

જ્યારે તેમણે જોયું કે અંધારું વધારે ને વધારે ગાઢ થઈ રહ્યું હતું, ત્યારે તેઓ અટક્યાં, તેમનાં મન અને બુદ્ધિ કૃષ્ણના વિચારમાં લીન બન્યાં. તે સૌએ કૃષ્ણની પ્રવૃત્તિઓ અને તેમના વક્તવ્યની નકલ કરી. પોતાનાં હૃદય અને આત્માનું સંપૂર્ણપણે કૃષ્ણને સમર્પણ કરવાથી, તેઓ પોતાનાં કૌટુંબિક હેત સદંતર ભૂલી ગઈ, અને તેમનાં યશોગાન શરૂ કર્યાં. આ રીતે યમુનાકાંઠે એકઠી થયેલી સર્વ ગોપીઓ, જ્યારે કૃષ્ણ તેમની પાસે પાછા ફરશે એવી અપેક્ષા રાખી રહી હતી ત્યારે, 'હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, હરે હરે હરે રામ, હરે રામ, રામ રામ, હરે હરે.' એ મહામંત્રનો જાપ જપવામાં ચેકાઈ રહી.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'ગોપીઓ પાસેથી કૃષ્ણનું અંતર્ધાન થવું' નામના ત્રીસમા અધ્યાયના ભક્તિવેદાંત-ભાવાર્થો સમાપ્ત થયા.



# ૩૧. ગોપીઓનાં ગીતો

એક ગોપી બોલી, "મારા વહાલા કૃષ્ણ! જ્યારથી આપે વ્રજભૂમિમાં જન્મ ધર્યો છે, ત્યારથી દરેક વસ્તુ યશસ્વી બની છે. વૃંદાવન-ભૂમિ ધન્ય બની છે અને એમ લાગે છે, કે જાણે સ્વયં ભાગ્યલક્ષ્મી અહિયાં ક્યારનાંયે વસી રહ્યાં છે. કેવળ અમે એકલાં જ ખૂબ દુઃખી છીએ, કારણ કે અમે આપને શોધી રહ્યાં છીએ, અને અત્યંત પ્રયત્નો કર્યા, છતાં આપને જોઈ શકતાં નથી. અમારું જીવન સંપૂર્ણપણે આપને આધીન છે; એટલે અમે વિનંતી કરીએ છીએ, કે આપ અમારી સન્મુખ ફરીથી આવો."

બીજી ગોપી બોલી, 'વહાલા કૃષ્ણ! શરદ ઋતુનાં સ્વચ્છ જળથી ઊભરાતાં, પારદર્શક જળાશયોમાં ખીલી રહેલાં કમળ-પુષ્પોના આપ જીવન અને આત્મા છો. આપના દૃષ્ટિપાત વિના, આટલાં બધાં સુંદર દેખાતાં કમળ પણ ખરી પડે છે; એ જ રીતે, આપના વિના, અમે મરણ પામીએ છીએ. હકીકતમાં અમે આપની પત્નીઓ કે દાસીઓ નથી. આપે અમારે ખાતર એક પૈસો પણ ખર્ચ્યો નથી, પરંતુ અમે કેવળ આપના દૃષ્ટિપાતથી જ આકર્ષાયાં છીએ હવે આપની કૃપાદૃષ્ટિ પામ્યા સિવાય અમારું મરણ થાય, તો પણ અમારા મૃત્યુ માટે આપ જવાબદાર રહેશો. સ્ત્રીઓની હત્યા એ ખરેખર મોટું પાપ છે. આપ અમને જોવા નહિ આવો, અને અમારું મરણ થશે, તો એ પાપનાં પરિણામો આપને સહન કરવાં પડશે. એટલે કૃપા કરીને અમને મળવા આવો. એવું ન માનતા કે મનુષ્યની હત્યા અમુક હથિયારો વડે જ થઈ શકે છે. આપના વિરહથી અમારું મરણ થઈ રહ્યું છે. આપે એ વિચારવું જોઈએ કે આપ સ્ત્રીહત્યા માટે કેવા જવાબદાર છો! અમે આપનાં હંમેશનાં ઋણી છીએ, કારણ કે આપે ઘણીવાર અમને બચાવ્યાં છે. દા.ત., યમુનાના ઝેરી જળથી, કાલિનાગથી, બકાસુરથી, ઈન્દ્રના ગુસ્સાથી; મુશળધાર વરસાદ, જંગલનો દવ, અને એવા ઘણા બીજા પ્રસંગોએ આપે અમારું ઘણીવાર રક્ષણ કર્યું છે. આપ સર્વશ્રેષ્ઠ અને સર્વ-શક્તિમાન છો. એ વસ્તુ ખૂબ જ આશ્ચર્યજનક છે, કે આપે અમારું અનેક વખત રક્ષણ કર્યું છે, પરંતુ આ ઘડીએ આપ અમારા પ્રત્યે બેદરકાર છો. વહાલા કૃષ્ણ! વહાલા સખા' અમે સારી રીતે જાણીએ છીએ કે આપ ખરેખર યશોદાનંદન કે ગોપનંદન નથી આપ

સર્વ જીવાત્માઓમાં રહેલ: પરમાત્મા—પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. જગતનું રક્ષણ કરવા માટેની ભગવાન બ્રહ્માજીની વિનંતીથી આપની નિષ્કારણ કૃપા દર્શાવવા, આપ આ જગતમાં પ્રગટ થયા છો. યદુવંશમાં આપ પ્રગટ થયા છો, એનું કારણ કેવળ આપની કૃપા છે. હે યદુશ્રેષ્ઠ! જે કોઈ પણ મનુષ્ય જીવનના ભૌતિક માર્ગથી ડરીને આપના ચરણ-કમળનું શરણું સ્વીકારે, તો આપ તેની રક્ષાનો ભાર હંમેશાં સ્વીકારો છો. આપની ગતિ નિરાળી છે. આપ સ્વાયત્ત છો. આપનો એક હાથ ભાગ્યલક્ષ્મીને અને બીજો હાથ કમળ-પુષ્પને ધારણ કરી રહ્યો છે—એ આપનું અસામાન્ય લક્ષણ છે. એટલે કૃપા કરી, અમારી સન્મુખ આવો અને આપના હાથમાં રહેલા કમળપુષ્પથી અમને આશીર્વાદ આપો."

"વહાલા પ્રિય કૃષ્ણ! વૃંદાવનવાસીઓના સર્વ પ્રકારના ભયને આપ નિર્મૂળ કરનાર છો. આપ સર્વોચ્ચ શકિતશાળી પરમેશ્વર છો; અને અમે જાણીએ છીએ કે આપના ભકતના અથવા અમારા જેવી સ્ત્રીઓના બિનજરૂરી ગર્વનો નાશ, કેવળ મોહક હાસ્ય વડે કરો છો. અમે માત્ર આપની સેવિકાઓ અને દાસીઓ છીએ. એટલે કૃપા કરીને, આપનાં સુંદર કમળવદનનાં અમને દર્શન કરાવો."

"વહાલા કૃષ્ણ! હકીકતમાં તો આપના ચરણકમળનો સ્પર્શ થવાથી, અમે અત્યંત આસકત બન્યાં છીએ. જે ભકતોએ આપના ચરણકમળનું શરણું લીધું હોય છે, તેમની સર્વ-પ્રકારની પાપી પ્રવૃત્તિઓ ખરેખર નાશ પામે છે. આપ એટલા બધા કૃપાળુ છો કે સાધારણ પશુઓ સુદ્ધાં આપના ચરણકમળનું શરણું સ્વીકારે છે. આપના ચરણકમળમાં ભાગ્યલક્ષ્મીનો પણ વાસ છે, છતાં આપ એનાથી કાલિયનાગના મસ્તક પર નૃત્ય કરો છો. હવે આપને અમારી વિનંતી છે, કે આપ કૃપા કરી આપનાં ચરણકમળ અમારાં સ્તન-યુગલો પર મૂકી આપનો સ્પર્શ કરાવી અમારી કામના શાંત કરો."

"હે પ્રભુ! આપનાં આકર્ષક કમળનયન, અત્યંત સુંદર અને સુખદાયક છે. આપના મધુર શબ્દોમાં એટલી બધી શકિત ભરી છે, કે મોટા મોટા વિદ્વાનો પણ પ્રસન્ન થાય છે અને આપના પ્રત્યે આકર્ષાય છે. એટલે કૃપા કરી આપનું અધરામૃત વરસાવી, અમને સંતુષ્ટ કરો. વહાલા પ્રભુ, આપનાં વચનો અથવા આપનાં લીલા-ચરિત્રોનાં વર્ણન અમૃતમય છે; અને કેવળ આપના શબ્દોનું શ્રવણ કે કીર્તન કરી, મનુષ્ય ભૌતિક જગતની ભડભડતી જ્વાળામાંથી મુકત થઈ શકે છે. ભગવાન બ્રહ્મા અને શિવજી જેવા મોટા મોટા દેવતાઓ, આપના શબ્દોનાં યશોગાનમાં હંમેશાં રોકાયેલા રહે છે, જેથી કરીને ભૌતિક જગતમાં સર્વ જીવાત્માઓની પાપી પ્રવૃત્તિઓ નિર્મળ બને. જો કોઈ મનુષ્ય, આપનાં દિવ્ય વચનોનું શ્રવણ કરે, તો તે શુદ્ધ પ્રવૃત્તિઓની ભૂમિકા સુધી, ખૂબ ઝડપથી પહોંચી શકે છે. વૈષ્ણવો માટે આપના શબ્દો દિવ્યાનંદ અર્પનાર છે; અને જે સંતપુરુષો સમગ્ર વિશ્વમાં આપના દિવ્ય સંદેશાની લહાણી કરવા ભ્રમણ કરી રહ્યા છે, તેઓ પ્રથમ કક્ષાના દાનવીરો છે." રૂપ ગોસ્વામીએ, શ્રી ચૈતન્ય મહાપ્રભુને સર્વશ્રેષ્ઠ ઉદાર અવતાર તરીકે સંબોધ્યા છે, કારણ કે શ્રી ચૈતન્ય મહાપ્રભુએ સારાયે જગતમાં, કૃષ્ણનાં વચન અને સ્નેહની વિના-મૂલ્યે લહાણી કરેલી.

ગોપીઓએ આગળ ચાલતાં જણાવ્યું, "વહાલા કૃષ્ણ! આપ અત્યંત ચતુર છો. આપ એટલી કલ્પના કરી શકો છો કે, જયારે અમને આપનાં દાક્ષિણ્યભર્યાં હાસ્ય, આપના મનોહર દૃષ્ટિપાત, વૃંદાવનમાં અમારી સાથે થતા આપના વિહાર અને આપના મંગળમય ધ્યાનનું સ્મરણ થાય છે, કે તરત જ અમને ઘણી વેદના થાય છે. નિર્જન જગાઓમાં આપે કરેલો અમારી સાથેનો વાર્તાલાપ હૃદયમાં ઉષ્મા જન્માવીને આપના વર્તનનું સ્મરણ કરાવે છે. અમે સૌ અત્યંત અસ્વસ્થ બની રહ્યાં છીએ. કૃપા કરી અમને બચાવો. વહાલા કૃષ્ણ! વૃંદાવન ગામની બહાર આપ ગાયો ચરાવવા જંગલમાં નીકળો છો, ત્યારે ખરેખર તમને ખબર તો છે, કે અમે કેવાં ઉદાસ થઈએ છીએ! જંગલના નાના નાના પથ્થરના ટુકડાઓ અને સૂકાં ઝાંખરાંના કાંટા આપના મૃદુ ચરણકમળમાં વાગે છે, ત્યારે એનો વિચાર સરખો કરતાં જ અમને આઘાત થાય છે! અમને આપનામાં એટલી બધી આસક્તિ છે, કે અમે કેવળ આપના ચરણકમળનું જ હંમેશાં ધ્યાન ધરીએ છીએ."

"હે કૃષ્ણ! જ્યારે આપ ગોચરમાંથી પશુઓને લઈ પાછાં ફરો છો, ત્યારે આપના વાંકડિયા વાળ, અને ગાયોની ખરીથી ઊડતી રજથી છવાયેલા આપના મુખનું અમે દર્શન કરીએ છીએ. અમે આપના મુખનું મૃદુ હાસ્ય જોઈએ છીએ ત્યારે આપને ભોગવવાની તીવ્ર આતુરતા વધે છે. હે વહાલા કૃષ્ણ! આપ સર્વોચ્ચ પ્રેમી છો, અને આપ હંમેશાં શરણાગતોને રક્ષણ આપો છો. આપ દરેક મનુષ્યની ઈચ્છા પૂરી કરો છો. વિશ્વના સર્જનહાર ભગવાન બ્રહ્માજી પણ આપના ચરણકમળને પૂજે છે. જે કોઈ મનુષ્ય આપના ચરણકમળને પૂજે છે, તેને આપ હંમેશાં નિઃશંક રીતે આપના આશીર્વાદ આપો છો. એટલે કૃપા કરી અમારા પ્રત્યે પ્રસન્ન થઈ આપનાં ચરણકમળ અમારાં સ્તનયુગલો પર મૂકો અને અમારી વર્તમાન વ્યથામાંથી અમને મુક્ત કરો. વહાલા કૃષ્ણ! જે સ્નેહ-ચુંબનનો લાભ આપની બંસરીને મળે છે, તે જ લાભ અમે ઝંખી રહ્યાં છીએ. આપની બંસરીનો નાદ, સમગ્ર જગત અને અમારા હૃદયને પણ મુગ્ધ કરે છે. એટલે કૃપા કરી, પુનઃ પધારો અને અમને આપના અધરામૃતનું પાન કરાવો."

જ્યારે કૃષ્ણ ભગવાન છેવટે ફરીથી પ્રગટ થયા, અને ગોપીઓને મળ્યા, ત્યારે સર્વ પ્રકારના આશ્ચર્યયુક્ત મનુષ્યની જેમ જ, અત્યંત સુંદર દેખાયા. બ્રહ્મ-સંહિતામાં એમ કહ્યું છે કે, आनन्द-चिन्-मय-रस-प्रतिमाविताभिः । કૃષ્ણ એકલા જ ખાસ કરીને સુંદર છે, એમ નહિ; પરંતુ જ્યારે તેમની શક્તિ-ખાસ કરીને તેમની અંતરંગ શક્તિ-રાધારાણી દ્વારા વિસ્તાર પામે છે, ત્યારે તે અત્યંત ઉદાર લાગે છે. અપૂર્ણ જ્ઞાનને લીધે માયાવાદીઓનો ખ્યાલ – પરમસત્યમાં પૂર્ણતા છે, પરંતુ શક્તિ નથી. હકીકતમાં, પોતાની વિવિધ શક્તિઓના પ્રાગટ્યની બહાર પરમ સત્યની પૂર્ણતા નથી. आनन्द-चिन्-मय-रस એનો અર્થ એટલો જ કે તેમનું શરીર અખંડ આનંદ અને જ્ઞાનમય દિવ્ય સ્વરૂપવાળું છે. કૃષ્ણ હંમેશાં વિવિધ પ્રકારની શક્તિઓથી વીંટળાયેલા હોય છે, એટલે તેઓ સંપૂર્ણ અને સુંદર

છે. બ્રહ્મ-સંહિતા અને સ્કંધ-પુરાણમાંથી આપણે સમજીએ છીએ કે કૃષ્ણ હંમેશાં હજારો લાખો લક્ષ્મીઓથી વીંટળાયેલા હોય છે. સર્વ ગોપીઓ ભાગ્યલક્ષ્મીઓ છે અને કૃષ્ણે યમુનાતટ પર તેમનો હાથ પોતાના હાથમાં પકડ્યો હતો.

સ્કંધ-પુરાણમાં એમ કહ્યું છે, કે હજારો ગોપીઓમાં ૧૬૦૦૦ ગોપીઓ અગ્રગણ્ય છે; અને ૧૬૦૦૦ ગોપીઓમાંથી ખાસ કરીને ૧૦૮ ગોપીઓ વધારે અગ્રગણ્ય છે; અને ૧૦૮ ગોપીઓમાંથી આઠ ગોપીઓ એથી પણ વધારે માનીતી છે. આ આઠ ગોપીઓમાંથી રાધારાણી અને ચંદ્રાવલિ અગ્રેસર છે; અને આ બે ગોપીઓમાંથી રાધારાણી તો સૌથી વધારે માનીતાં છે.

જ્યારે યમુનાના કિનારે આવેલા વનમાં કૃષ્ણ પ્રવેશ્યા, ત્યારે ચાંદનીને લીધે સર્વત્ર પ્રસરેલો અંધકાર નાશ પામ્યો હતો. ઋતુની અનુકૂળતાને લીધે કુંદ અને કદમ્બ પુષ્પો ખીલી રહ્યાં હતાં અને મંદ મંદ લહેરાતો પવન સુગંધી પ્રસરાવતો હતો. સુગંધીને લીધે, મધમાખીઓ સુગંધીને મધ માનીને પવનમાં ઊડતી હતી. ગોપીઓએ રેતીને બરાબર સરખી અને સપાટ કરીને, તેના ઉપર કપડું પાથરી કૃષ્ણ માટે બેઠક બનાવી આપી.

ત્યાં એકઠી થયેલી સર્વ ગોપીઓ વેદની ઉપાસકો હતી. તેમના પૂર્વ-જન્મમાં, રામચંદ્રજીના અવતાર સમયે, તેઓ વૈદિક વિદ્વાનો હતી અને તેમને રામચંદ્ર ભગવાન સાથે પ્રણય ભાવે જોડાવાની ભાવના જાગેલી. ત્યારે રામચંદ્રજીએ તેમને એવું વરદાન આપેલું કે તેઓ કૃષ્ણ ભગવાનના અવતાર સમયે વિદ્યમાન હશે; અને પોતે તેમની ભાવનાઓ પરિપૂર્ણ કરશે. તેથી તેમણે કૃષ્ણાવતાર દરમ્યાન વૃંદાવનમાં ગોપીઓ તરીકે અવતાર ધારણ કર્યો. તેમના આગલા જન્મની ભાવના પૂર્ણ કરવા માટે જુવાન ગોપીઓ તરીકે તેમને કૃષ્ણનો સહકાર સાંપડ્યો અને તેમની તિવ્ર ઈચ્છાનું અંતિમ ધ્યેય સિદ્ધ થયું; તેથી તેઓ એટલી બધી હર્ષમાં આવી ગઈ, કે તેમને આગળ બીજી કોઈ ભાવના રહી નહીં. આ વસ્તુને ભગવદ્ ગીતામાં અનુમોદન અપાય છે, કે જો કોઈ મનુષ્યને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો સાક્ષાત્કાર થાય, તો પછી તેને અન્ય કોઈ પણ વસ્તુની કામના રહેતી નથી. જ્યારે કૃષ્ણનો ગોપીઓને સંગ થયો, ત્યારે તેમની સર્વ પ્રકારની વ્યથા અને કૃષ્ણવિરહને લીધે થતું તેમનું રુદન, એ સર્વ ઓછાં થયાં. તેમને લાગ્યું કે, તેમની કોઈ કામના અપૂર્ણ રહી નથી. કૃષ્ણના સંગથી સંપૂર્ણ રીતે સંતુષ્ટ થવાથી તેમણે તેમનાં વસ્ત્રો જમીન પર પાથર્યાં. એ વસ્ત્રો સુંદર રેશમમાંથી બનેલાં હતાં અને તેમનાં સ્તનયુગલોને શોભાવતા કુમકુમથી રાતાં બનેલાં હતાં. ખૂબ સંભાળપૂર્વક તેમણે કૃષ્ણ માટે આ વસ્ત્રો પાથરીને બેસવાની બેઠક બનાવી આપી. કૃષ્ણ તેમના પ્રાણ અને જીવન હતા, તેથી તેમણે તેમના માટે અત્યંત સગવડવાળી બેઠક બનાવી. ગોપીઓની વચ્ચેની બેઠક પર બેઠેલા તે અધિક શોભાયમાન લાગ્યા. ભગવાન શંકર, બ્રહ્મા અને શેષનારાયણ સહિત બીજાઓ, હંમેશાં કૃષ્ણને પોતાના હૃદયમાં રાખી, પોતાની વૃત્તિઓ સ્થિર કરે છે; પરંતુ અહિંયાં તો સાક્ષાત્ ગોપીઓએ કૃષ્ણને તેમનાં વસ્ત્રો પર બેઠેલા જોયા. ગોપીઓના સાથમાં કૃષ્ણ અત્યંત સુંદર દેખાયા. તેઓ ત્રિભુવનમાં સર્વ શ્રેષ્ઠ સુંદર ગોપીઓ હતી, અને તે સૌ કૃષ્ણને વીંટળાઈને બેઠી હતી.

અહીં એમ પૂછી શકાય કે, કૃષ્ણ સ્વયં આટલી બધી ગોપીઓની નજીક અને છતાં એકલવાયા કેવી રીતે બેઠા હશે ? એ શ્લોકમાં 'ઈશ્વર' એવો શબ્દ છે. ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે, ईश्वरः सर्व भूतानाम् – એમાં 'ઈશ્વર' શબ્દ, દરેક મનુષ્યના હૃદયમાં બેઠેલા પરમાત્મા તરીકે સર્વોચ્ચ પ્રભુનો ઉલ્લેખ કરે છે. અહીં પણ કૃષ્ણે ગોપીઓની આ બેઠકમાં પરમાત્મા તરીકે પોતાની વિસ્તારશકિત પ્રગટ કરી. તેથી બીજાઓ જોઈ ન શકે એ રીતે દરેકે દરેક ગોપીની બાજુમાં કૃષ્ણ બેઠા હતા. આમ તો, યૌગિક ધ્યાનમાં ડૂબેલા ધ્યાનીના હૃદયમાં બેઠેલા પરમાત્મા તરીકે કૃષ્ણનું મૂલ્યાંકન થાય છે, પરંતુ અહીં તેમણે ગોપીઓ પ્રત્યે આવી વિશિષ્ટ કૃપા દાખવી હતી. પોતાની જાતને બાહ્ય રીતે બેસાડીને સમગ્ર વિશ્વમાં સર્વોત્તમ સુંદરીઓ તરીકે પસંદ કરાયેલી ગોપીઓ પર તેમણે વિશિષ્ટ કૃપા કરી હતી. ગોપીઓ પણ પોતાના સર્વશ્રેષ્ઠ પ્રિયતમને પ્રાપ્ત કરીને પરસ્પર પોતાની ભ્રમરભંગી, કટાક્ષ અને હાસ્ય દ્વારા પ્રભુને પ્રસન્ન કરવા લાગી. તેમાંની કેટલીકે પ્રભુનાં ચરણકમળ પોતાના ખોળામાં લીધાં અને તેમની ચંપી શરૂ કરી. પોતાનો દબાવી રાખેલો ગુસ્સો ખાનગીમાં વ્યકત કરતાં હસતાં હસતાં તેઓ બોલી, "વહાલા કૃષ્ણ! અમે તો વૃંદાવનની સાધારણ સ્ત્રીઓ છીએ અને વૈદિક જ્ઞાન કે સાચું શું અને ખોટું શું – એની અમને ખબર નથી. એટલે અમે આપને પ્રશ્ન પૂછીએ છીએ. આપ તો ખૂબ વિદ્વાન છો. એટલે આપ યોગ્ય રીતે જવાબ આપી શકશો. પ્રણયીજનોના વ્યવહારમાં અમે જોઈએ છીએ કે પુરુષોમાં ત્રણ વર્ગો છે. એક વર્ગ ફકત લીધા કરે છે, બીજો વર્ગ એવો છે કે જો પ્રેમીજન અત્યંત વિરુદ્ધ વર્તે તો પણ તેને અનુકૂળ રીતે બદલો વાળે છે, અને ત્રીજો વર્ગ તો પ્રણય-વ્યવહારમાં વિરોધ કરતો નથી કે અનુકૂળ જવાબ પણ વાળતો નથી. આવા ત્રણ વર્ગોમાં આપ કોને પસંદ કરો છો, અથવા કોને પ્રામાણિક ગણો છો?"

જવાબમાં, કૃષ્ણ બોલ્યા, "મારી વહાલી સખીઓ! જે મનુષ્યો સામા પક્ષે કરેલા પ્રણય-વ્યવહારનો કેવળ બદલો વાળે છે, તેઓ તદ્દન વેપારીઓ જેવા છે. પ્રણયપ્રસંગોમાં સામા પક્ષ પાસેથી જેટલું તેમને મળે છે, એટલું જ તેઓ પાછું આપે છે. વ્યાવહારિક દૃષ્ટિએ એમાં સ્નેહનો પ્રશ્ન નથી એ કેવળ વેપાર-વ્યવહાર છે, અને તેમાં કેવળ સ્વાર્થપરાયણતા છે. જ્યારે મનુષ્યોમાં બીજો વર્ગ વધુ સારો છે, કારણ કે સામા પક્ષે વિરોધ હોવા છતાં, સ્નેહ કરે છે; એ લોકોમાં પ્રણયવ્યવહારની જરા સરખી અસર ન હોય છતાં, એ લોકો પેલા વેપારીઓ કરતાં વધારે સારા છે. જ્યારે મા-બાપ, તેમનાં બાળકો તેમની ઉપેક્ષા કરે છતાં, તેમને ચાહે છે; એવા પ્રસંગે હૃદયનો સ્નેહ જોઈ શકાય છે. ત્રીજો વર્ગ તો નથી બદલો આપતો, કે નથી ઉપેક્ષા કરતો – આ વર્ગના બે પેટા-વિભાગ છે : એક સ્વયં સંતુષ્ટ – એમને સામી વ્યકિતના સ્નેહની જરૂર નથી. તેઓ આત્મારામ એટલે કેવળ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના વિચારમાં જ લીન થયેલ હોય છે. કોઈ પણ વ્યકિત તેમને ચાહે છે કે નહિ, તેની તેઓ દરકાર કરતા નથી. બીજા વિભાગમાં કૃતઘ્ની લોકો આવે છે. તેઓ કઠોરહૃદયી ગણાય છે.

આ વિભાગના માણસો વડીલો સામે બળવો પોકારે છે. દા.ત., સ્નેહાળ મા-બાપ પાસેથી સર્વ વસ્તુઓ પ્રાપ્ત કરવા છતાં, તેઓ કઠોર જ રહે છે, અને બદલો ચૂકવતા નથી. આ વિભાગમાં રહેલા લોકો 'ગુરુદ્રુહ' ગુરુદ્રોહી તરીકે જાણીતા છે. તેઓ માતા-પિતા અથવા આધ્યાત્મિક ગુરુ પાસેથી કૃપા મેળવે છે, છતાં તેમની પ્રત્યે બેપરવા રહે છે."

કૃષ્ણે ગોપીઓના એવા પ્રશ્નોનો પણ પરોક્ષ રીતે જવાબ આપ્યો, કે જે પ્રશ્નોમાં કૃષ્ણ તેમની સાથે ઉચિત વ્યવહાર કરતા નહોતા. કૃષ્ણ બોલ્યા કે પોતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હોવાથી સ્વયં સંતુષ્ટ છે. કોઈ પણ મનુષ્યના સ્નેહની એમને જરૂર નથી, પરંતુ સાથે સાથે તેમણે એમ પણ જણાવ્યું કે તેઓ કૃતઘ્ની નથી.

કૃષ્ણે આગળ ચાલતાં જણાવ્યું, "મારી વહાલી સખીઓ! સંભવ છે કે તમને મારા શબ્દો અને કાર્યથી દુઃખ થયું હશે, પરંતુ તમારે એ જાણવું જ જોઈએ કે કેટલીક વાર હું મારા ભક્તોના મારી સાથેના વ્યવહારનો બદલો વાળતો નથી. મારા ભક્તો મારામાં અત્યંત આસક્ત થયેલા છે, એમ જાણવા છતાંય કેટલીક વાર તેમનો મારા પ્રત્યે રહેલો સ્નેહ વધારે ને વધારે તીવ્ર બનાવવા હું તેમની લાગણીઓનો જવાબ યોગ્ય રીતે વાળતો નથી. જો તેઓ મને સહેલાઈથી મેળવી શકતા હોય તો, તેઓ એમ વિચારે કે "કૃષ્ણ તો સહેલાઈથી મળે તેવા છે." એટલે ઘણી વાર હું જવાબ વાળતો નથી. જો મનુષ્ય પાસે પૈસા ન હોય અને થોડાક સમય પછી થોડીક સંપત્તિ એકઠી થાય અને છેવટે એને એ ગુમાવી દે, તો તેને ગુમાવી દીધેલી મિલકત વિષે, ચોવીસે કલાક વિચાર આવ્યા કરશે. તે જ પ્રમાણે મારા ભક્તોનો સ્નેહ વધારવા માટે, કેટલીક વાર હું તેમને ખોવાઈ ગયેલો લાગું છું; પરંતુ તેઓ મને ભૂલી જવાને બદલે, મારા પ્રત્યેની તેમની સ્નેહાળ લાગણીઓ પ્રબળ બનાવે છે. વહાલી સખીઓ! ઘડીભર પણ એવો વિચાર ન કરશો કે તમારી સાથે હું સાધારણ ભક્તોની જેમ વ્યવહાર કરી રહ્યો છું. તમે કોણ છો, એ હું જાણું છું. તમે સર્વ પ્રકારની સામાજિક અને ધાર્મિક ફરજો વિસારી દીધી છે, તમે તમારાં મા-બાપ સાથેના સર્વ સંબંધો કાપી નાખ્યા છે. સામાજિક પ્રણાલિકાઓ અને ધાર્મિક ફરજોની પરવા કર્યા વિના, તમે મારી પાસે આવીને મારી ઉપર સ્નેહ રાખ્યો છે. હું તમારો એટલો બધો ઋણી છું, કે હું તમારી પ્રત્યે સાધારણ ભક્તો જેવું વર્તન કરી શકતો નથી. હું તમારાથી દૂર હતો, એવો વિચાર ન કરતાં. હું તમારી સન્મુખ જ હતો. હું એટલું જ જોયા કરતો હતો કે મારી ગેરહાજરીમાં તમે મારા વિષે કેટલાં ચિંતાતુર હતાં. કૃપા કરી મારામાં દોષ ન જોશો. તમે મને આટલો બધો વહાલો માનો છો એટલે, મારાથી કાંઈક ખોટું થયું હોય, તો મને ક્ષમા કરો. સ્વર્ગીય ગ્રહોના દેવતાઓના જીવનસમય પર્યંત હું પ્રયત્ન કરું, તો પણ, તમારા મારી પ્રત્યેના અસ્ખલિત સ્નેહનો બદલો વાળી શકું તેમ નથી. મારા માટે, તમારા સ્નેહનો બદલો ચૂકવવો, અથવા તમારા સ્નેહ બદલ આભાર પ્રગટ કરવો અશક્ય છે. એટલે, તમારી પોતાની શુદ્ધ પ્રવૃત્તિઓ દ્વારા સંતુષ્ટ રહો. કૌટુંબિક સંબંધોને લીધે ઉત્પન્ન થતી અત્યંત કપરી મુસીબતોને વટાવી, જીવનમાં ધડો લેવા જેવો સ્નેહ તમે મારા માટે દર્શાવ્યો છે. કૃપા કરી તમારા ઉચ્ચ અનુકરણીય ચારિત્ર્યમાં સંતુષ્ટ

રહો, કારણ કે મારા માટે તમારું ઋણ ચૂકવવું શકય નથી." વૃંદાવનના ભકતોએ પ્રગટાવેલું ભકિતમય સેવાવાળું અનુકરણીય ચારિત્ર્ય સર્વોત્તમ પ્રકારની શુદ્ધ ભકિત છે. પ્રમાણભૂત શાસ્ત્રમાં એવો આદેશ આપેલો છે, કે ભકિતમય સેવા અહૈતુક અથવા અપ્રતિહત હોવી જોઈએ. આનો અર્થ એ કે રાજકીય કે ધાર્મિક પ્રણાલિકાઓ દ્વારા કૃષ્ણની ભકિતમય સેવા ન થઈ શકે. ભકિતમય સેવાની ભૂમિકા હંમેશાં દિવ્ય છે. ખાસ કરીને ગોપીઓએ શુદ્ધ ભકિતમય સેવા દર્શાવી—એટલે સુધી કે કૃષ્ણ સ્વયં તેમના આભારી રહ્યા. શ્રી ચૈતન્ય મહાપ્રભુએ એમ કહ્યું છે, કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સન્મુખ જવામાં બીજી બધી પદ્ધતિઓ કરતાં, વૃંદાવનવાસી ગોપીઓએ દર્શાવેલી ભકિતમય સેવા ચડિયાતી છે.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'ગોપીઓનાં ગીતો' નામના એકત્રીસમા
અધ્યાયના ભકિતવેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૩૨. રાસલીલાનું વર્ણન

પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણને, પોતાને શાંત કરવા માટે બોલતા સાંભળીને, ગોપીઓને અત્યંત હર્ષ થયો; અને તેમના શબ્દો સાંભળીને તેમજ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના ચરણ અને હાથનો સ્પર્શ થવાથી તેઓની તીવ્ર વિરહ-વેદના સંપૂર્ણ રીતે શમી ગઈ. આ પછી, ભગવાને રાસલીલાની શરૂઆત કરી. જયારે એક પુરુષ ઘણી કન્યાઓની વચમાં રહી નૃત્ય કરે છે, ત્યારે તેને રાસનૃત્ય કહે છે. આમ કૃષ્ણે ત્રણે લોકમાં અત્યંત સુંદર અને ભાગ્યશાળી કન્યાઓ સાથે નૃત્ય શરૂ કર્યું. કૃષ્ણ પ્રત્યે અત્યંત આકર્ષાયેલી વૃંદાવનની ગોપીઓએ તેમના હાથમાં હાથ મૂકી નૃત્ય કર્યું.

કૃષ્ણની રાસલીલાને સમાજના નૃત્ય કે સમૂહનૃત્ય જેવા કોઈ પણ પ્રકારના ભૌતિક નૃત્ય સાથે સરખાવી શકાય તેમ નથી. રાસલીલા સંપૂર્ણપણે આધ્યાત્મિક પ્રયોગ છે. એ વસ્તુને સાબિત કરવા માટે, યોગેશ્વર કૃષ્ણે પોતાની જાતનો ઘણાં સ્વરૂપોમાં વિસ્તાર કર્યો, અને પ્રત્યેક ગોપી સાથે ઊભા રહી, પોતાના હાથ બંને બાજુએ ઊભેલી ગોપીઓના ખભે મૂકી તેમની સાથે નૃત્ય કરવા લાગ્યા. કૃષ્ણે કરેલા રહસ્યપૂર્ણ વિસ્તારને ગોપીઓ જોઈ શકી નહિ, કારણ કે તેમાંની દરેકે દરેક જણને કૃષ્ણ એક જ દેખાયા હતા. દરેક ગોપીને થયું કે કૃષ્ણ પોતાની એકલીની સાથે જ રાસલીલા ખેલી રહ્યા હતા. સ્વર્ગના જે દેવતાઓ ગોપીઓ સાથે કૃષ્ણની અદ્‌ભુત રાસલીલા જોવા અધીરા હતા, તેઓ પોતપોતાનાં વિમાનોમાં આ સ્થળ ઉપર આકાશમાં ઊડી રહ્યા હતા. પોત-પોતાની પત્નીઓ સહિત ગાંધર્વ અને કિન્નર લોકો રાસ ખેલનારાંને ઉદ્દેશીને ગીતો ગાવા અને પુષ્પો વરસાવવા લાગ્યા.

જયારે કૃષ્ણ અને ગોપીઓ એક સાથે રાસ રમતાં હતાં, ત્યારે તેમની ઘંટડીઓ, ઘરેણાં અને બંગડીઓના રણકારમાંથી અત્યંત સુખદ સંગીતમય ધ્વનિ પ્રસરી રહ્યો હતો. એમ લાગતું હતું કે કીમતી રત્નોવાળા સુવર્ણના હારની મધ્યમાં લીલા રંગનું નીલમણિ હોય તેવા કૃષ્ણ શોભતા હતા. કૃષ્ણ અને ગોપીઓ રાસ રમતાં હતાં, ત્યારે તેમણે અસામાન્ય શારીરિક લક્ષણો પ્રગટ કર્યાં — તેમના પગની ગતિ, એક-બીજા પર રાખેલા પોતપોતાના હાથ, તેમની

ભ્રમરભંગી, ગતિ, તેમનું હાસ્ય, ગોપીઓના સ્તન અને તેમનાં વસ્ત્રોનાં હલન-ચલન, તેમનાં કાનોનાં લોળિયાં-લટકણિયાં, ગાલ, પુષ્પોથી શોભતા વાળ—એ સર્વે, તેઓ એક બીજા સાથે રહી ગાન અને નૃત્ય કરી રહ્યાં હતાં ત્યારે, વાદળ, મેઘગર્જના, બરફ અને વીજળીના ચમકારાની જેમ શોભતાં હતાં. ઘનશ્યામ કૃષ્ણનાં શારીરિક લક્ષણો જાણે ખરેખર વાદળોનો સમૂહ હોય, તેમનાં ગીતો મેઘગર્જના હોય, ગોપીઓનું સૌંદર્ય બરાબર આકાશમાં ચમકતી વીજળી હોય; તેમના મુખ પર છવાયેલાં સ્વેદ બિંદુઓ વરસતા કરા હોય, તેવાં લાગતાં હતાં. આ રીતે કૃષ્ણ અને ગોપીઓ સંપૂર્ણ રીતે રાસ ખેલ્યાં.

કૃષ્ણને વધારે ને વધારે ભોગવવાની ગોપીઓની ઈચ્છાથી, તેમની ગરદન રક્તરંગી થઈ ગઈ. તેમને સંતોષવા માટે, તેઓ ગાતી હતી ત્યારે, કૃષ્ણ તાલબદ્ધ રીતે તાળીઓ વગાડવા લાગ્યા. હકીકતમાં સમગ્ર વિશ્વ કૃષ્ણના ગાનથી ગૂંજી ઊઠ્યું; પરંતુ વિવિધ પ્રકારના જીવાત્માઓ, આનું મૂલ્યાંકન વિવિધ રીતે કરે છે. ભગવદ્ ગીતામાં આનો સ્વીકાર થયો છે: ये यथा माम् प्रपद्यन्ते। કૃષ્ણ નૃત્ય કરે છે અને દરેક જીવાત્મા પણ નાચે છે. પરંતુ ભૌતિક જગત અને આધ્યાત્મિક જગતમાં ચાલી રહેલા નૃત્યમાં ભેદ છે. શ્રી ચૈતન્ય ચરિતામૃત ગ્રંથના કર્તાએ આ વસ્તુ સમજાવી છે: તેમાં એ કહે છે કે કૃષ્ણ મુખ્ય નર્તક છે અને દરેક મનુષ્ય તેમનો સેવક છે. દરેક મનુષ્ય કૃષ્ણના નૃત્યની નકલ કરવાનો પ્રયત્ન કરે છે, પરંતુ જેઓ ખરેખર કૃષ્ણભાવનામય છે, તેઓ કૃષ્ણના નૃત્યનો સાચો પ્રત્યુત્તર વાળે છે. તેઓ સ્વતંત્ર રીતે નૃત્ય કરવાનો પ્રયત્ન કરતા નથી, જ્યારે ભૌતિક જગતમાં રહેલા લોકો પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણની નકલ કરવાનો પ્રયત્ન કરે છે. જીવાત્માઓ કૃષ્ણની માયાના માર્ગદર્શન પ્રમાણે નૃત્ય કરે છે અને પોતાની જાતને કૃષ્ણ જેવી માને છે; પરંતુ હકીકત એવી નથી. કૃષ્ણભાવનામાં આવી ગેરસમજ થતી નથી, કારણ કે કૃષ્ણભાવનામય મનુષ્ય જાણે છે કે કૃષ્ણ એ સર્વોચ્ચ સ્વામી છે, અને દરેક મનુષ્ય તેમનો સેવક છે. દરેક મનુષ્યે, પૂર્ણ પુરુષોત્તમ. પરમેશ્વરના બરોબરીઆ થવા માટે, કે તેમની નકલ કરવા માટે નહિ, પરંતુ કૃષ્ણને પ્રસન્ન કરવા માટે નૃત્ય કરવાનું છે. ગોપીઓ ભગવાનને રીઝવવા માગતી હતી, એટલે જેમ જેમ કૃષ્ણ ગાતા ગયા, તેમ તેમ તેઓ આ પ્રમાણે કહેતી ગઈ, "સરસ! સરસ!" આમ તેમણે તેમને આવકાર અને પ્રોત્સાહન આપ્યું. કેટલીક વાર તેઓ કૃષ્ણને પ્રસન્ન કરવા મધુર ગીત ગાતી, અને પ્રભુ તેમનું ગીત સાંભળી, તેનો પ્રશંસાપૂર્વક પ્રત્યુત્તર વાળતા.

જ્યારે કેટલીક ગોપીઓ રાસખેલનથી અને શરીરનું હલનચલન થવાથી ખૂબ થાકી ગઈ, ત્યારે કૃષ્ણના ખભે પોતાના હાથથી ટેકો લેવા લાગી; પછી તેમના અંબોડા છૂટી ગયા, વાળ વિખેરાઈ ગયા અને પુષ્પો જમીન પર પડી ગયાં. જ્યારે તેમણે પોતાના હાથ કૃષ્ણના ખભે મૂક્યા, ત્યારે તેમના શરીર પર ધારણ કરેલાં કમળ તથા બીજાં સુગંધીદાર પુષ્પો અને ચંદનમાંથી પ્રસરી રહેલી સુવાસથી ગોપીઓ અત્યંત અભિભૂત બની ગઈ. તેઓમાં ભગવાન પ્રતિ અનહદ આકર્ષણ જાગ્યું અને તેઓ એક-બીજાને ચુંબન કરવા લાગ્યાં. કેટલીક ગોપીઓએ કૃષ્ણના એક ગાલ પરથી બીજા ગાલ સુધી પોતાનાં મુખ ફેરવી સ્પર્શ

કર્યો, ત્યારે કૃષ્ણ પોતાના મુખમાંથી આરોગેલું પ્રસાદીનું પાન તેમને આપવા લાગ્યા, અને એક બીજાના મુખમાં રહેલાં પાનનો તથા અધરામૃતના આસ્વાદનો વિનિયોગ કર્યો. આવાં પાન-સોપારી સ્વીકારીને ગોપીઓએ આધ્યાત્મિક ઉન્નતિ સાધી.

ગોપીઓ દીર્ઘ સમય સુધી ગીત અને નૃત્ય કરવાથી થાકી ગઈ. કૃષ્ણ તેમની સાથે નૃત્ય કરતા હતા, તેથી તેમણે પોતાનો થાક ઓછો કરવા માટે કૃષ્ણના હાથ પોતાના ભરાવદાર સ્તન પર મૂક્યા. કૃષ્ણના હાથ અને ગોપીઓના સ્તન અખંડ શુકનિયાળ છે, એટલે તેઓનો સંયોગ થવાથી તેઓ બંને જણાં આધ્યાત્મિક રીતે ઉન્નત બન્યાં. ગોપીઓએ ભાગ્યલક્ષ્મીના પતિ કૃષ્ણનો એવો સંસર્ગ માણ્યો કે તેઓ પોતાના કુત્યવી પતિઓને વિસરી ગઈ અને પ્રભુના હાથનું આલિંગન થવાથી તથા તેમની સાથે નૃત્ય અને ગાન કરવાથી તેમને બીજી બધી જ વસ્તુઓનું વિસ્મરણ થયું. ગોપીઓ સાથેની કૃષ્ણની રાસલીલાના સૌંદર્યનું વર્ણન શ્રીમદ્ ભાગવતમ્‌માં આ પ્રમાણે કરવામાં આવ્યું છે: તેમના બંને કાનોમાં કમળપુષ્પો હતાં અને તેમનાં મુખ ચંદનના લેપથી સુશોભિત હતાં. તેમણે તિલક કર્યાં હતાં અને તેમના હસતા મુખ પર સ્વેદ બિંદુઓ હતાં. તેમના પગનાં ઝાંઝરની ઘુઘરીઓ અને બંગડીઓ રણકાર કરતી હતી. તેમની વેણીમાં પરોવેલાં પુષ્પો કૃષ્ણના ચરણ-કમળમાં પડી રહ્યાં હતાં, અને તેઓ અત્યંત ધન્યતા અનુભવી રહ્યાં હતાં.

બ્રહ્મસંહિતામાં કહ્યું છે એ પ્રમાણે, આ સર્વ ગોપીઓ કૃષ્ણની અંતરંગ શક્તિનો વિસ્તાર છે. બાળક જેમ અરીસામાં પોતાના શરીરનું પ્રતિબિંબ જોઈ હર્ષ પામે, તેમ કૃષ્ણ પોતાના હાથ વડે તેમનો સ્પર્શ કરી, અને તેમનાં પ્રસન્ન નયનોને નિહાળી, ગોપીઓને હર્ષ પમાડતા હતા. જ્યારે કૃષ્ણે તેમના શરીરના વિવિધ ભાગોને સ્પર્શ કર્યો ત્યારે, ગોપીઓને આધ્યાત્મિક શક્તિથી પુનઃ ચેતન મળ્યું હોય એમ લાગ્યું. તેમણે પોતાનાં શિથિલ થઈ ગયેલાં વસ્ત્રોને વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કર્યો, છતાં એને સરખાં કરી ન શકી. કૃષ્ણના સંગમાં તેઓ ભાન ભૂલી ગઈ, ત્યારે તેમની વાળની લટો અને વસ્ત્રો અવ્યવસ્થિત હતાં અને તેમના અલંકારો શિથિલ થયા હતા.

જ્યારે કૃષ્ણ રાસોત્સવમાં ગોપીઓનો સંગ માણી રહ્યા હતા, ત્યારે આશ્ચર્યચકિત બનેલા દેવતાઓ અને દેવીઓ આકાશમાં ટોળે મળ્યાં. ચંદ્ર કેટલેક અંશે કામાસક્ત બની રાસ જોવા લાગ્યો અને આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો. ગોપીઓએ કૃષ્ણ પોતાના પતિ થાય એવી પ્રાર્થના કાત્યાયની દેવીને કરેલી, તેથી હવે કૃષ્ણ ઘણાં સ્વરૂપો ધારણ કરી ગોપીઓના સાચા પતિ હોય તેમ તેમને ભોગવી, તેમની ઈચ્છાઓને પૂરી કરતા હતા.

શ્રીલ શુકદેવ ગોસ્વામીએ એવી સમજૂતી આપી છે કે કૃષ્ણ સ્વયં પૂર્ણ છે. તે આત્મારામ છે, તેમને પોતાના સંતોષ માટે કોઈ પણ વ્યક્તિની જરૂર નથી. કૃષ્ણ પોતાના પતિ થાય એવું ગોપીઓ ઈચ્છતી હતી, તેથી કૃષ્ણે તેમની ઈચ્છા પૂરી કરી. કૃષ્ણે જોયું કે ગોપીઓ તેમની સાથે નૃત્ય કરતાં થાકી ગઈ હતી, તેથી તેમણે તરત જ પોતાનો હાથ તેમના મુખ પર ફેરવ્યો, એટલે તેમનો થાક ઓછો થયો. કૃષ્ણના સૌજન્યપૂર્ણ

આતિથ્યસત્કારનો બદલો વાળવા માટે, ગોપીઓ તેમના પ્રત્યે સ્નેહપૂર્વક નિહાળવા લાગી. કૃષ્ણના હાથના મંગળમય સ્પર્શથી તેઓમાં હર્ષોલ્લાસ છવાયો. તેમના હસતા ગાલ પણ સૌંદર્યથી ચમકી રહ્યા અને તેઓ દિવ્ય ભાવાવેશમાં આવી કૃષ્ણનાં યશોગાન કરવા લાગી. શુદ્ધ ભક્તો તરીકે, ગોપીઓ જેમ જેમ કૃષ્ણનો સંગ ભોગવતી ગઈ, તેમ તેમ તેમના યશથી અધિક તેજસ્વી બની. તેઓ પ્રતિભાવ દાખવીને કૃષ્ણની દિવ્ય લીલાનાં યશોગાન ગાઈ, તેમને સંતોષવા માગતી હતી. કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સર્વ સ્વામીઓના પણ સ્વામી છે. તેથી ગોપીઓ, પોતાના ઉપર કૃષ્ણે જે અસામાન્ય કૃપા દર્શાવી હતી તે બદલ, તેમની સ્તુતિ કરવા માગતી હતી.

કૃષ્ણ અને ગોપીઓએ રાસલીલાને લીધે લાગેલા થાકને ઓછો કરવા યમુનાના જળમાં પ્રવેશ કર્યો. ગોપીઓએ કૃષ્ણના શરીરને આલિંગન કરેલું, તેથી તેમણે ગળામાં પહેરેલા કમળ–પુષ્પના હાર નીચે પડી જઈ વેરવિખેર થયા હતા અને તેમના સ્તન ઉપરનું કુમકુમ લાગવાથી એ પુષ્પો રાતાં બન્યાં હતાં. આ પુષ્પોમાંથી મધ લેવા માટે ભમરા ગુંજન કરતા હતા. જેમ હાથી પોતાની ઘણી સહચરી હાથણીઓને લઈ સરોવરનાં જળમાં પ્રવેશે, તેમ કૃષ્ણે ગોપીઓની સાથે યમુનાજીના જળમાં પ્રવેશ કર્યો. જળક્રીડા કરતી વખતે કૃષ્ણ અને ગોપીઓ પોતાનું સાચું સ્વરૂપ ભૂલી ગયાં અને એક બીજાના સંગનો આનંદ કરતાં કરતાં, રાસલીલાને લીધે લાગેલો થાક હળવો કરવા લાગ્યાં. સર્વે ગોપીઓ હસતાં હસતાં કૃષ્ણના શરીર પર જળ ઉછાળવા લાગી — કૃષ્ણને આથી આનંદ થયો. કૃષ્ણ જ્યારે હાસ્ય-વિનોદ કરતા હતા અને જળ ઉછાળીને આનંદ ભોગવી રહ્યા હતા ત્યારે, સ્વર્ગના દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. આ પ્રમાણે દેવતાઓએ, સર્વોચ્ચ ભોક્તા કૃષ્ણ અને યમુનાના જળમાં ગોપીઓ સાથે તેમણે કરેલાં લીલા-ચરિત્રોની — અભૂતપૂર્વ સર્વશ્રેષ્ઠ રાસલીલાની પ્રશંસા કરી.

આ પછી, કૃષ્ણ ભગવાન અને ગોપીઓ જળમાંથી બહાર આવ્યાં અને યમુનાના કાંઠે વિહાર કરવા લાગ્યાં. આ સમયે મીઠો મધુર પવન વાતો હતો અને ચારે બાજુ જળમાં અને સ્થળમાં વિવિધ પ્રકારનાં પુષ્પોની સુવાસ પ્રસરી રહી હતી. યમુનાકાંઠે વિહાર કરી રહેલા કૃષ્ણે વિવિધ પ્રકારનાં ગીતો ગાયાં. આમ તેમણે શરદ ઋતુની શીતળ ચાંદનીમાં ગોપીઓનો સંગ માણ્યો.

ખાસ કરીને શરદઋતુમાં કામવાસના ઉત્તેજિત થાય છે, પરંતુ કૃષ્ણના ગોપીઓ સાથેના સંબંધમાં આશ્ચર્યજનક વસ્તુ એ હતી કે એમાં કામવાસનાનો કોઈ પ્રશ્ન જ ન હતો. જેમ શુકદેવ ગોસ્વામીએ ભાગવત-વર્ણનમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે તેમ, अवरुद्ध सौरतः । એટલે કામવાસનાનું સંપૂર્ણપણે નિયમન કરીને રાસખેલન થયું હતું. કૃષ્ણ ભગવાનના ગોપીઓ સાથેના રાસ અને ભૌતિક જગતના જીવાત્માઓમાં થતાં નૃત્યો વચ્ચે ભેદ છે. રાસલીલા અને કૃષ્ણ તથા ગોપીઓ વચ્ચેના વ્યવહાર વિષે પાછળથી ગેરસમજ ન થાય તે માટે, શુકદેવ ગોસ્વામીને શ્રીમદ્ ભાગવતમ્‌ના શ્રોતા પરીક્ષિત મહારાજે કહ્યું, "કૃષ્ણ,

ધર્મના નિર્યંત્રિત સિદ્ધાંતોની પ્રતિષ્ઠા કરવા અને વધતા જતા અધર્મને ડામવા પૃથ્વી પર અવતર્યા; પરંતુ સંભવ છે કે કૃષ્ણ અને ગોપીઓના વર્તનથી ભૌતિક જગતમાં અધાર્મિક સિદ્ધાંતોને પ્રોત્સાહન મળે. મને કેવળ આશ્ચર્ય થાય છે કે, તેઓ આવી રીતે મધ્યરાત્રિએ બીજા પુરુષોની પત્નીઓ સાથે કેમ સંબંધ ભોગવે છે?" શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત મહારાજના આ વિધાનને આવકાર આપતાં જણાવ્યું, કે –માયાવાદી નિર્વિશેષવાદીઓ પોતાની જાતને કૃષ્ણની હરોળમાં મૂકી યુવાન છોકરીઓ અને સ્ત્રીઓનો સંગ ભોગવે છે તેવા—હલકટ અને નીચ કૃત્ય સાથે કૃષ્ણની આ લીલાને ન સરખાવી શકાય.

પાયાના વૈદિક સિદ્ધાંતો કોઈ પણ દિવસ મનુષ્યને પોતાની પત્ની સિવાયની બીજી સ્ત્રી સાથે કામ-સંબંધ ભોગવવાની રજા આપતા નથી. કૃષ્ણે ગોપીઓનું કરેલું મૂલ્યાંકન આ નિયમોનું સ્પષ્ટ રીતે ઉલ્લંઘન કરી રહેલું લાગે છે. પરીક્ષિત મહારાજ શુકદેવ ગોસ્વામી પાસેથી આખીય પરિસ્થિતિ સમજ્યા, છતાં કૃષ્ણ અને ગોપીઓ વચ્ચે રમાયેલી રાસલીલાનાં દિવ્ય લક્ષણ સ્પષ્ટ રીતે સમજવા માટે તેમણે આશ્ચર્ય વ્યક્ત કર્યું. પ્રાકૃત-સહજિયાઓ ઉચ્છૃંખલપણે અન્ય સ્ત્રીઓ સાથે સંબંધ કરી રહ્યા છે, તેને કાબૂમાં રાખવા, આ વસ્તુ ઘણી અગત્યની છે. પરીક્ષિત મહારાજે પોતાના વિધાનમાં કેટલાક એવા અગત્યના શબ્દો ટાંક્યા છે, કે જેનું સ્પષ્ટીકરણ જરૂરી છે. પ્રથમ શબ્દ છે जुगुप्सितम् । જુગુપ્સિતમ્ એટલે નિંદ્ય. પરીક્ષિત મહારાજે વ્યક્ત કરેલી શંકા આ પ્રમાણે હતી: પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણે ધાર્મિક સિદ્ધાંતોની પ્રતિષ્ઠા કરવા સ્વયં અવતાર ધર્યો છે, છતાં રાત્રિ પૂરી થતાં સુધી બીજાઓની પત્નીઓ સાથે ભેગા મળીને શા માટે તેમણે ચુંબન, આલિંગન અને નૃત્ય કર્યાં? વૈદિક આદેશો પ્રમાણે આની છૂટ નથી. વળી જ્યારે ગોપીઓ તેમની પાસે પ્રથમ આવી, ત્યારે તેમણે તેમને પોતાને ઘેર પાછા ફરવાની સૂચના આપી. બીજા પુરુષોની પત્નીઓ અથવા જુવાન કન્યાઓને બોલાવવી અને તેમની સાથે નૃત્ય કરવું, એ ખરેખર વેદો પ્રમાણે નિંદાપાત્ર છે. કૃષ્ણે આવું શા માટે કર્યું હશે?

અહિયાં બીજો શબ્દ વપરાયો છે તે છે आप्तकाम । સંભવ છે કે કેટલાક એવું માની લે કે કૃષ્ણ જુવાન કન્યાઓમાં અત્યંત આસક્ત હતા, પરંતુ પરીક્ષિત મહારાજ જાણતા હતા કે આ શક્ય ન હતું. કૃષ્ણ કામાતુર હોઈ શકે નહિ. પ્રથમ તો, ભૌતિક ગણત્રી પ્રમાણે તેઓ કેવળ આઠ વરસના હતા. એ ઉંમરે છોકરો કામાસક્ત ન જ હોઈ શકે. આપ્તકામનો અર્થ એવો છે કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર આત્મસંતુષ્ટ છે. તેઓ કામાસક્ત હોય તો પણ, તેમને પોતાની વાસનામય ઈચ્છાઓને સંતોષવા બીજાઓની મદદ લેવાની જરૂર હોતી નથી. બીજો મુદ્દો એ છે કે, પોતે કામાસક્ત ન હોવા છતાં, સંભવ છે કે ગોપીઓની વાસનામય લાલસાઓને લીધે, લલચાયા હોય; પરંતુ પરીક્ષિત મહારાજે બીજા શબ્દનો ઉપયોગ કર્યો છે 'યદુપતિ'. આ શબ્દ એમ સૂચવે છે કે કૃષ્ણ યદુવંશમાં સર્વશ્રેષ્ઠ ગુણવાન વ્યક્તિ છે. યદુવંશના રાજાઓ અત્યંત પવિત્ર ગણાતા હતા અને તેમના વંશજો પણ એવા જ હોવા જોઈએ. એવા કુટુંબમાં જન્મ ધારણ કરેલા કૃષ્ણને ગોપીઓ લલચાવી શકે એમ કેમ બને?

એટલે એવા નિર્ણય પર આવીએ છીએ કે કૃષ્ણ માટે કોઈ પણ અધમ વસ્તુ કરવી એ શક્ય ન હતું. પરંતુ, પરીક્ષિત મહારાજના મનમાં, કૃષ્ણે એવું કામ શા માટે કર્યું, એવી શંકા હતી, એનો હેતુ શો હતો? પરીક્ષિત મહારાજે, જ્યારે શુકદેવ ગોસ્વામીને 'સુવ્રત' એમ કહી સંબોધન કર્યું, ત્યારે આ બીજા શબ્દનો ઉપયોગ કર્યો હતો. સુવ્રત એટલે જેણે પવિત્ર કાર્યો કરવાની પ્રતિજ્ઞા લીધી છે તે. શુકદેવ ગોસ્વામી સુશિક્ષિત બ્રાહ્મણ હતા અને આવા સંજોગોમાં કામવૃત્તિઓમાં રાચવું, એમના માટે શક્ય ન હતું. બ્રહ્મચારીઓ માટે આ વસ્તુ સંપૂર્ણરીતે નિષિદ્ધ છે, તો પછી શુકદેવ ગોસ્વામી જેવા બ્રહ્મચારી વિષે તો શું કહેવું? પરંતુ, રાસલીલાના સંજોગો અત્યંત રહસ્યપૂર્ણ હતા, એટલે પરીક્ષિત મહારાજે શુકદેવ ગોસ્વામીને સ્પષ્ટીકરણ માટે જિજ્ઞાસાભાવે પ્રશ્ન પૂછ્યો હતો. શુકદેવ ગોસ્વામીએ તરત જ જવાબ આપ્યો કે સર્વોચ્ચ નિયંતા ધાર્મિક સિદ્ધાંતોનું ઉલ્લંઘન કરે, એ તો એમનું મહાન સામર્થ્ય કહેવાય. દા.ત., અગ્નિ કોઈ પણ અધમ વસ્તુનો નાશ કરે છે, એ અગ્નિની મહત્તાની પ્રગટ શક્તિ સૂચવે છે; તે જ પ્રમાણે સૂર્ય, મૂત્ર અથવા મળમાંથી જળ ચૂસે છે, છતાં અશુદ્ધ થતો નથી. ઊલટું સૂર્ય-પ્રકાશની અસરને લીધે, અશુદ્ધ તથા ચેપવાળી થયેલી જગા, નીરોગી અને તંદુરસ્ત બને છે.

સંભવ છે કે કોઈ એવી દલીલ કરે કે, કૃષ્ણ સર્વોચ્ચ સત્તા છે, તેથી તેમની પ્રવૃત્તિઓને અનુસરવી જોઈએ. આ પ્રશ્નના જવાબમાં શુકદેવ ગોસ્વામીએ અત્યંત સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે, ईश्वराणाम् । અથવા સર્વોચ્ચ નિયંતા. સંભવ છે કે ઘણીવાર પોતાની સૂચનાઓનો એ પોતે અનાદર કરે; પરંતુ આ વસ્તુ તો સ્વયં નિયંતા માટે જ શક્ય છે, અનુયાયીઓ માટે નહિ. નિયંતાની અપ્રાસંગિક અને અસ્વાભાવિક પ્રવૃત્તિઓની નકલ કોઈ દિવસ થઈ શકે નહિ. શુકદેવ ગોસ્વામીએ એવી ચેતવણી આપી કે એવા બદ્ધ અનુયાયીઓ કે જે ખરેખર આવા નિયમ નીચે નથી, તેમણે કોઈ પણ દિવસ નિયંતાની અસામાન્ય પ્રવૃત્તિઓની નકલ કરવી જોઈએ નહિ. સંભવ છે કે માયાવાદી તત્ત્વજ્ઞાની પોતે, જાતે ભગવાન અથવા કૃષ્ણ હોવાનો ખોટો દાવો કરે, પરંતુ હકીકતમાં તે કૃષ્ણ જેવાં કામ કરી શકતો નથી. તે પોતાના અનુયાયીઓને રાસ-લીલાની ખોટી નકલ કરવા સમજાવી શકે, પરંતુ ગોવર્ધન પર્વત ધારણ કરવા માટે, તે અસમર્થ જ રહેવાનો ભૂતકાળમાં અમને માયાવાદી પાખંડીઓના ઘણા અનુભવો થઈ ચૂક્યા છે, જેમાં તેમણે રાસલીલા ભોગવવા માટે પોતાની જાતને કૃષ્ણ તરીકે દર્શાવવાનો ઢોંગ કર્યો હતો ઘણા દાખલાઓમાં તેમને સરકારે અટકાવ્યા હતા, અને કેદ કરી શિક્ષા પણ કરી હતી ઓરિસ્સામાં ભક્તિવિનોદ ઠાકુર પણ, વિષ્ણુના કહેવાતા અવતાર કે જે જુવાન છોકરીઓ સાથે રાસલીલાની નકલ કરી રહ્યા હતા, તેમને શિક્ષા કરેલી. જ્યારે એ વેશધારી સામે ઘણી ફરિયાદો થયેલી, ત્યારે ભક્તિવિનોદ ઠાકુર મેજિસ્ટ્રેટ હતા, અને સરકારે તેમને એ પાખંડીઓને ઠેકાણે લાવવાની કામગીરી સોંપેલી. તેમણે તેમને ખૂબ કડક શિક્ષા કરેલી. કોઈ પણ મનુષ્ય રાસલીલા—નૃત્યની નકલ ન કરી શકે. શુકદેવ ગોસ્વામી એવી ચેતવણી આપે છે, કે મનુષ્યે એની નકલ કરવાનો વિચાર સરખો પણ ન કરવો જોઈએ.

તેઓ સ્પષ્ટપણે જણાવે છે, કે જો કોઈ કેવળ મૂર્ખાઈથી કૃષ્ણની રાસલીલાની નકલ કરવાનો પ્રયત્ન કરશે, તો શંકર ભગવાને ઝેરનો દરિયો પીધેલો તેની નકલ કરવા જતા માનવીની જેમ, તેનું મૃત્યુ થશે. શંકર ભગવાને વિષસાગરનું પાન કર્યું, અને પોતાના ગળામાં જ રાખ્યું. ઝેરથી તેમનું ગળું નીલ-વાદળી બની ગયું; અને પરિણામે શંકર ભગવાન નીલકંઠ કહેવાયા; પરંતુ જો કોઈ સાધારણ મનુષ્ય શંકર ભગવાનની જેમ, ઝેર પીવાનો કે ગાંજો ફૂંકવાનો પ્રયત્ન કરશે, તો તે સર્વથા નિષ્ફળ જશે, અને ઘણા થોડા સમયમાં મૃત્યુ પામશે.

ગોપીઓ સાથેનો કૃષ્ણ ભગવાનનો વ્યવહાર વિશિષ્ટ સંજોગોમાં થયો હતો. મોટા ભાગની ગોપીઓ, તેમના આગલા જીવનમાં મહાન સંતો અને વેદોના અધ્યયનમાં નિષ્ણાત હતી, અને જયારે કૃષ્ણ ભગવાન રામચંદ્ર ભગવાન તરીકે પ્રગટ થયા હતા, ત્યારે તેમને ભોગવવા માગતી હતી. રામચંદ્ર ભગવાને તેમને એવું વરદાન આપેલું કે, જયારે પોતે બીજા અવતારમાં કૃષ્ણ તરીકે પ્રગટ થશે, ત્યારે તેમની વાસનાઓ પૂર્ણ કરશે. એટલે કૃષ્ણ ભગવાનના પ્રાગટ્યને ભોગવવાની વાસના ઘણા દીર્ઘ સમય પૂર્વેની હતી. તેથી તેઓએ કાત્યાયની દેવી પાસે જઈને, કૃષ્ણ તેમના પતિ થાય એવું વરદાન માગેલું. બીજા ઘણા સંજોગો પણ કૃષ્ણની સર્વોચ્ચ સત્તા સાબિત કરે છે, અને દર્શાવે છે કે તેમને ભૌતિક જગતનાં નીતિ અને નિયમો બંધનકર્તા નથી. વિશિષ્ટ પ્રસંગોમાં પોતાના ભક્તોને લાડ લડાવવા ભગવાન પોતાની ઈચ્છા અનુસાર વર્તે છે. તેમને માટે જ આ શક્ય છે, કારણ કે તેઓ સર્વોચ્ચ નિયંતા છે. સામાન્ય જનસમાજે ભગવદ્ ગીતામાં દર્શાવાયેલા બોધનું પાલન કરવું જોઈએ, અને કૃષ્ણ ભગવાનની રાસલીલાની નકલ કરવાની સ્વપ્નેય કલ્પના ન કરવી જોઈએ.

કૃષ્ણે ગોવર્ધનગિરિને ધારણ કર્યો, મોટા મોટા અસુરો, પૂતના અને બીજાઓની હત્યા કરી, એ સર્વ સ્પષ્ટ રીતે અસામાન્ય પ્રકારની પ્રવૃત્તિઓ છે. તે જ પ્રમાણે રાસલીલા એ પણ અસામાન્ય પ્રવૃત્તિ છે, અને કોઈ પણ સાધારણ માણસ તેની નકલ કરી શકે નહિ. અર્જુન જેવા પોતાની વ્યાવસાયિક ફરજમાં રોકાયેલા સાધારણ માણસે, કૃષ્ણના સંતોષ માટે, પોતાની ફરજ અદા કરવી જોઈએ. એ વસ્તુ એની શક્તિ અનુસારની છે. અર્જુન યોદ્ધો હતો, અને કૃષ્ણ પોતાના સંતોષ માટે, તેની પાસે યુદ્ધ કરાવવા માગતા હતા પહેલાં તે લડવા માટે તૈયાર ન હતો, છતાં સમજાવટથી તે સંમત થયો. સાધારણ મનુષ્યોએ કર્તવ્યપાલન કરવાનું હોય છે. તેમણે આંધળું સાહસ કરવું ન જોઈએ. કોઈએ કૃષ્ણની નકલ કરવા રાસલીલામાં રાચવું ન જોઈએ, નહિ તો તેનો નાશ થાય. મનુષ્યોએ ખાત્રીપૂર્વક જાણવું જોઈએ, કે ગોપીઓને વરદાન દેવા માટે કૃષ્ણે જે કાંઈ કર્યું, એમાં અંગત સ્વાર્થ ન હતો. ભગવદ્ગીતામાં જણાવ્યા પ્રમાણે, न माम् कर्माणि लिम्पन्ति । કૃષ્ણ પોતાની પ્રવૃત્તિઓનાં પરિણામ કોઈ દિવસ ભોગવતા નથી કે સહન કરતા નથી. એટલે તેમના માટે અધાર્મિક રીતે કામ કરવું શક્ય નથી. તેમની સર્વ પ્રવૃત્તિઓ અને ધાર્મિક સિદ્ધાંતો દિવ્ય છે. ભૌતિક પ્રકૃતિના ગુણોથી તે નિર્લેપ રહે છે. તેઓ માનવસમાજમાં હોય કે સ્વર્ગીય ગ્રહોના દેવસમાજમાં હોય, કે અધમ કોટિના જીવનમાં હોય—તેઓ સર્વ

જીવાત્માઓના નિયંતા છે. તેઓ સર્વ જીવાત્માઓના અને ભૌતિક પ્રકૃતિના સર્વોચ્ચ નિયંતા હોવાથી, તેમને ધાર્મિક કે અધાર્મિક સિદ્ધાંતો સાથે કાંઈ લેવા-દેવા નથી.

શુકદેવ ગોસ્વામી આગળ વધીને નિર્ણય તારવે છે, કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણને પોતાના હૃદયમાં રાખીને, સર્વ પ્રકારના બદ્ધ જીવનમાંથી મુકત થયેલા મહાન સંતો અને ભકતો વાસનામય ભૌતિક પ્રકૃતિમાં ભ્રમણ કરી શકે છે. આ રીતે ભૌતિક પ્રકૃતિમાં રહેલા સુખ-દુ:ખના નિયમોને તેઓ આધીન થતા નથી. એટલે કે કૃષ્ણ કે જે પોતાની અંતરંગ શક્તિ વડે પ્રગટ થાય છે, તે કર્મના કાયદાને આધીન બને એ કેવી રીતે શકય છે?

ભગવદ્ ગીતામાં ભગવાન સ્પષ્ટપણે જણાવે છે કે, જ્યારે જ્યારે પોતે પ્રગટ થાય છે, ત્યારે તે પોતાની અંતરંગ શકિતથી એમ કરે છે—સાધારણ જીવાત્માઓની જેમ તેમને કર્મના નિયમાનુસાર શરીર ધારણ કરવાની ફરજ પડતી નથી. બીજા દરેક જીવાત્માને પોતાનાં પૂર્વનાં કૃત્યો પ્રમાણે, અમુક વિશિષ્ટ પ્રકારનું શરીર સ્વીકારવાની ફરજ પડે છે; પરંતુ જ્યારે કૃષ્ણ પ્રગટે છે, ત્યારે તેઓ હંમેશાં સદેહે પ્રગટ થાય છે. પોતાના ભૂતકાળનાં કૃત્યો પ્રમાણે તેમને શરીર ધારણ કરવાની ફરજ પડતી નથી. તેમનું શરીર પોતાના દિવ્યાનંદ માટે પોતાની અંતરંગ શક્તિ દ્વારા બનેલું વાહન છે. તેમને કર્મના કાયદાનું બંધન નથી. માયાવાદીઓને પ્રકૃતિના કાયદા પ્રમાણે ફરજ પડતી હોવાથી, અમુક પ્રકારનું શરીર સ્વીકારવું પડે છે. એટલે ભગવાન અથવા કૃષ્ણ સાથે તેઓ એક છે, એવો તેમનો દાવો કેવળ સૈદ્ધાંતિક છે. આવા માણસો કૃષ્ણની બરોબરીઆ હોવાનો દાવો કરે અને રાસલીલામાં રાચી તેઓ સામાન્ય જનસમાજ માટે ભયજનક પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે. પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણ, ગોપીઓ અને તેમના પતિદેવોના શરીરમાં પરમાત્મા તરીકે હંમેશાં હાજર રહે છે. કઠ ઉપનિષદમાં સ્વીકાર થયા મુજબ, તે સર્વ જીવાત્માઓના માર્ગદર્શક છે. नित्यो नित्यानाम् चेतनः चेतनानाम् । પરમાત્મા, જીવાત્માને કામ કરવાનું માર્ગદર્શન આપે છે અને પરમાત્મા સર્વ પ્રવૃત્તિઓના કર્તા અને દ્રષ્ટા છે.

ભગવદ્ ગીતામાં એ વસ્તુનો સ્વીકાર થયેલો છે, કે કૃષ્ણ દરેક મનુષ્યના હૃદયમાં વિરાજમાન છે, અને તેમનામાંથી સર્વ કર્મો, સ્મૃતિ અને વિસ્મૃતિ પ્રગટે છે. તેઓ વૈદિક જ્ઞાન દ્વારા જાણી શકાય તેવા આદિ પુરુષ છે. તેઓ વેદાંત તત્ત્વજ્ઞાનના કર્તા છે, અને વૈદિક તત્ત્વજ્ઞાન સંપૂર્ણ સારી રીતે જાણે છે. કહેવાતા વેદાંતીઓ અથવા માયાવાદીઓ, કૃષ્ણને જે તે સ્થિતિમાં સમજી શકતા નથી; તેઓ બિનઅધિકૃત રીતે, કૃષ્ણનાં કૃત્યોની નકલ કરીને, અનુયાયીઓને કેવળ ગેરમાર્ગે દોરે છે. સર્વ મનુષ્યના પરમાત્મા કૃષ્ણ દરેક મનુષ્યના શરીરમાં હંમેશાં વસે છે. એટલે જ્યારે એ કોઈ પણ મનુષ્યને નિરખે છે કે ભેટે છે, ત્યારે મર્યાદાનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી.

કેટલાક પૂછે છે કે કૃષ્ણ ખરેખર સ્વયં સંતુષ્ટ છે ખરા? અને હોય તો પણ, તેમણે ગોપીઓ સાથે લીલા-ચરિત્રો એવી રીતે શા માટે કરવાં જોઈએ, કે જેથી દુનિયાના કહેવાતા નીતિજ્ઞોને ખલેલ પહોંચે? આનો જવાબ એ છે, કે તેમની આવી પ્રવૃત્તિઓ દ્વારા

પતિત બદ્ધાત્માઓ પ્રતિ વિશિષ્ટ કૃપા વરસે છે. ગોપીઓ પણ પ્રભુની અંતરંગ શક્તિનો જ વિસ્તાર છે; પરંતુ કૃષ્ણ રાસલીલા પ્રગટ કરવા માગતા હતા, તેથી તેઓ સાધારણ મનુષ્ય તરીકે પ્રગટ થયા. ભૌતિક જગતમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે રહેલા જાતીય આકર્ષણમાં, અંતિમ સિદ્ધિ તરીકે, આનંદ પ્રગટ થાય છે. પુરુષ કેવળ સ્ત્રીઓના આકર્ષણ માટે અને સ્ત્રી કેવળ પુરુષોના આકર્ષણ માટે જીવે છે—ભૌતિક જીવનનો એ પાયાનો સિદ્ધાંત છે. જે ક્ષણે આવાં આકર્ષણ જાગે છે, તે જ ક્ષણે લોકો ભૌતિક જગતમાં વધારે અને વધારે બંધાતા જાય છે. તેમના ઉપર વિશિષ્ટ કૃપા દર્શાવવા માટે, કૃષ્ણે આવી રાસલીલા પ્રગટ કરી હતી—તેમાં બદ્ધજીવોને આકર્ષવાનો જ હેતુ હતો. તેઓ કામવૃત્તિના કારણે અત્યંત આકર્ષાય છે, તેથી તેઓ જો કૃષ્ણ સાથે એવું જ જીવન જીવે તો, ભૌતિક સ્થિતિમાંથી મુક્ત બને. શ્રીમદ્ ભાગવતમ્‌ના બીજા સ્કંધમાં પરીક્ષિત મહારાજ સમજાવે છે. કે કૃષ્ણ ભગવાનનાં લીલા-ચરિત્રો અને પ્રવૃત્તિઓ, બદ્ધજીવો માટે ઔષધિ છે. જો તેઓ કૃષ્ણ વિષે કેવળ શ્રવણ કરે, તો પણ ભૌતિક વ્યાધિમાંથી મુક્ત બને છે. જેઓ ભૌતિક આનંદમાં આસક્ત રહે છે, જેઓ કામશાસ્ત્ર વિષેનું સાહિત્ય વાંચવાથી ટેવાયેલા છે, તેઓ પણ જો ગોપીઓ સાથેનાં કૃષ્ણનાં દિવ્ય લીલા-ચરિત્રોનું શ્રવણ કરે તો ભૌતિક-વાસનામાંથી મુક્તિ મેળવે છે.

તેમણે કોની પાસેથી કેવી રીતે શ્રવણ કરવું, તેની સમજૂતી શુકદેવ ગોસ્વામીએ આપેલી છે; પરંતુ મુશ્કેલી એ છે કે આખુંયે જગત માયાવાદીઓથી ભરાઈ ગયું છે. આવા લોકો શ્રીમદ્ ભાગવતમ્‌ના ધંધાદારી વ્યાખ્યાતાઓ બની ગયા છે અને માયાવાદી તત્ત્વજ્ઞાનની અસર સમજ્યા વિના જનસમુદાય આવા માણસો પાસેથી શ્રવણ કરે છે, ત્યારે તેઓ મૂંઝાય છે. સામાન્ય જન-સમાજમાં રાસલીલાની ચર્ચા ન થવી જોઈએ, એવી ભલામણ કરવામાં આવે છે, કારણ કે તેમના પર માયાવાદી તત્ત્વજ્ઞાનની પકડ હોય છે; પરંતુ આધ્યાત્મિક પ્રગતિ કરી હોય, તેમની પાસેથી શ્રોતાઓ જો ખરેખર શ્રવણ કરે, તો તેઓ કૃષ્ણ ભાવનામય ઉચ્ચ સ્થિતિને પામે અને વાસનામય ભૌતિક જીવનમાંથી મુક્ત બને.

બીજો અગત્યનો મુદ્દો એ છે કે, જે ગોપીઓએ કૃષ્ણ સાથે નૃત્ય કરેલું, તે સર્વે તેમના ભૌતિક દેહે ન હતી. તેમણે પોતાના આધ્યાત્મિક દેહે કૃષ્ણ સાથે નૃત્ય કર્યું હતું. તેમના સર્વ પતિદેવોને લાગેલું કે તેમની ધર્મ પત્નીઓ તેમના પડખે સૂઈ રહી હતી. ગોપીઓના કહેવાતા પતિદેવો પર, કૃષ્ણની બહિરંગ શક્તિની અસરનો પ્રભાવ પડી ચૂક્યો હતો, એટલે આ શક્તિના કારણે તેઓ સમજી ન શક્યા, કે તેમની પત્નીઓ કૃષ્ણ સાથે નૃત્ય કરવા ગઈ હતી. એટલે કૃષ્ણે બીજાની પત્નીઓ સાથે નૃત્ય કર્યું, એવો આરોપ કયા આધારે મૂકી શકાય ? ગોપીઓનાં શરીરો તો તેમના પતિદેવોનાં હતાં અને એ તો શય્યામાં પડી રહ્યાં હતાં, જ્યારે કૃષ્ણનાં અવિભાજ્ય આધ્યાત્મિક સ્વરૂપો તેમની સાથે નૃત્ય કરી રહ્યાં હતાં. કૃષ્ણ સર્વોચ્ચ પુરુષ—સંપૂર્ણ ચૈતન્ય છે; અને તેમણે ગોપીઓનાં આધ્યાત્મિક શરીરો સાથે નૃત્ય કર્યું હતું. એટલે, કૃષ્ણ પર કોઈ પણ રીતે આરોપ મૂકવાનું કારણ નથી.

રાસ-નૃત્ય, પૂરું થયા પછી, રાત્રિ બ્રાહ્મ મુહૂર્તમાં બદલાઈ ગઈ. ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે, બ્રહ્માજીની રાત્રિ અત્યંત દીર્ઘ સમયવાળી હોય છે. બ્રાહ્મમુહૂર્ત સૂર્યોદય થતાં પહેલાં દોઢ કલાક પહેલાં શરૂ થાય છે. એવી ભલામણ કરવામાં આવી છે, કે મનુષ્યે એ સમયે પથારીમાંથી ઊઠી જવું જોઈએ અને દૈનિક સ્નાનવિધિ પતાવ્યા પછી, મંગલા-આરતી અને 'હરેકૃષ્ણ' મંત્રનું રટણ કરવા, આધ્યાત્મિક પ્રવૃત્તિઓમાં જોડાવું જોઈએ. આધ્યાત્મિક પ્રવૃત્તિઓના પાલન માટે, આ સમય ખૂબ જ સગવડભર્યો છે. જ્યારે એવી ધન્ય ક્ષણ આવે છે ત્યારે, કૃષ્ણ ગોપીઓને ત્યાંથી જતા રહેવાનું જણાવે છે. ગોપીઓ તેમનો સંગ છોડી જવા તૈયાર ન હતી. પરંતુ, તેઓ કૃષ્ણને સંપૂર્ણ રીતે સમર્પિત હતી, તેથી જે ક્ષણે કૃષ્ણે તેમને ઘેર જવા જણાવ્યું, કે તરત જ, તેઓ ત્યાંથી વિદાય થઈ ઘેર પાછી ફરી. શુકદેવ ગોસ્વામી રાસલીલાનો ઉપસંહાર કરતી વખતે એવા નિર્ણય પર આવે છે, કે જે મનુષ્ય વિષ્ણુ-સ્વરૂપ કૃષ્ણ અને તેમની બહિરંગ શક્તિના વિસ્તારરૂપ ગોપીઓનાં લીલા-ચરિત્રોનું યોગ્ય સ્થાનેથી શ્રવણ કરે, તો અત્યંત ભયજનક પ્રકારના વ્યાધિઓ તથા કામાસક્તિમાંથી મુક્ત થાય. જે મનુષ્ય ખરેખર રાસલીલાનું શ્રવણ કરે, તો તે સંપૂર્ણપણે કામવાસનાથી મુક્ત થાય, અને આધ્યાત્મિક સમજણની સર્વોચ્ચ ભૂમિકા સુધી પહોંચી જાય, સામાન્ય રીતે તેઓ માયાવાદી હોવાથી અને માયાવાદીઓ પાસેથી શ્રવણ કરવાને લીધે, લોકો વધારે ને વધારે કામી-જીવનમાં ડૂબતા જાય છે. બદ્ધાત્માએ અધિકૃત આધ્યાત્મિક ગુરુ પાસેથી રાસલીલાનું શ્રવણ કરવું જોઈએ અને તેમની પાસેથી જ તાલીમ લેવી જોઈએ, જેથી પોતે સમગ્ર પરિસ્થિતિ સમજી શકે. આમ કરવાથી મનુષ્ય આધ્યાત્મિક જીવનના સર્વોચ્ચ સ્થાન સુધી પહોંચી શકે છે, નહિ તો એમાં લપટાઈ રહે છે. ભૌતિક વાસના એ એક પ્રકારનો હૃદયનો વ્યાધિ છે, અને બદ્ધ જીવાત્માઓને એ ભૌતિક વાસનારૂપી હૃદય-રોગ મટાડવા માટે એવી સલાહ આપવામાં આવે છે, કે તેમણે યોગ્ય વ્યક્તિ પાસેથી શ્રવણ કરવું જોઈએ. નિર્વિશેષવાદી બદમાશો પાસેથી શ્રવણ કરવું કોઈ પણ રીતે યોગ્ય નથી. જો મનુષ્ય સાચા ગુરુ પાસેથી સાચી સમજણ સાથે શ્રવણ કરે, તો તેની સ્થિતિ જુદી જ થશે.

શુકદેવ ગોસ્વામીએ, જે મનુષ્ય આધ્યાત્મિક જીવનની તાલીમ પામી ચૂક્યો હોય, તેના માટે *શ્રદ્ધાન્વિત્* શબ્દનો ઉપયોગ કર્યો છે. શ્રદ્ધા અથવા વિશ્વાસ એ પ્રારંભ છે. કૃષ્ણ એ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન સર્વોચ્ચ પરમાત્મા છે, એવી શ્રદ્ધા જે મનુષ્યમાં વિકાસ પામી છે, તે જ શ્રવણ અને કીર્તન બંને કરી શકે છે. વળી શુકદેવજી *અનુશ્રુણુયાત્* શબ્દનો ઉપયોગ કરે છે. દરેકે શિષ્યપરંપરા પ્રમાણે શ્રવણ કરવું જોઈએ. *અનુ* એટલે નીચે પ્રમાણે, અને 'અનુ' એટલે હંમેશાં. આમ દરેક મનુષ્યે હંમેશાં શિષ્યપરંપરાથી શ્રવણ કરવું જોઈએ. કોઈ રખડતા ધંધાદારી કથાકાર, માયાવાદી અથવા સાધારણ માણસ પાસેથી શ્રવણ કરવું ન જોઈએ. *અનુશ્રુણુયાત્* એટલે એવા અધિકૃત મનુષ્ય પાસેથી કાનાએ સાંભળવું જોઈએ, કે જે શિષ્યપરંપરા પ્રમાણે ઊતરી આવ્યો હોય અને હંમેશાં

કૃષ્ણભાવનામાં લીડાયેલો હોય. મનુષ્ય આ પ્રમાણે સાંભળવાની ઈચ્છા દર્શાવે. તો જ તેની ચોક્કસ અસર થાય. રાસલીલાનું શ્રવણ કરીને, મનુષ્ય આધ્યાત્મિક જીવનની સર્વોચ્ચ સ્થિતિ પર પહોંચી શકે છે.

શુકદેવ ગોસ્વામી 'ભક્તિમ્' અને 'પરામ્' એવા બે વિશિષ્ટ-શબ્દોનો ઉપયોગ કરે છે. 'ભક્તિમ્ પરામ્' એટલે નવદીક્ષિત અવસ્થા કરતાં ઉચ્ચ કક્ષાની ભક્તિમય સેવાનું પાલન. જેઓ કેવળ મંદિરમાં થતા પૂજન પ્રતિ આકર્ષાય છે, પરંતુ ભક્તિમય તત્ત્વજ્ઞાન જાણતા નથી, તેઓ નવદીક્ષિત અવસ્થામાં છે. એવા પ્રકારની ભક્તિ, પરિપૂર્ણ ભૂમિકાવાળી ન કહેવાય. ભક્તિની પૂર્ણ ભૂમિકા અથવા ભૌતિક સેવા ભૌતિક વાસનાથી સદંતર મુક્ત છે. વાસના ફેલાવવામાં અત્યંત ભયજનક રીતે કામ કરતું બળ, એ કામાસક્તિ અથવા વાસનામય જીવન છે. ભક્તિમ્ પરામ્ એટલે ભક્તિમય સેવા એટલી બધી બળવાન છે કે મનુષ્ય આ માર્ગમાં વધારે વિકાસ કરે, તો તેના ભૌતિક જીવન-વિષયક આકર્ષણનો લોપ થાય છે. જે મનુષ્ય રાસલીલા નૃત્યનું શ્રવણ કરીને ખરેખર લાભ મેળવે છે, તે ચોક્કસ દિવ્ય સ્થિતિ પ્રાપ્ત કરે છે. તે પોતાના હૃદયમાં રહેલી સર્વ વાસનાઓ અને તેના અંકુરો ચોક્કસ રીતે નિર્મૂળ કરે છે.

શ્રીલ વિશ્વનાથ ચક્રવર્તિ ઠાકુર જણાવે છે, કે ભગવદ્ ગીતા પ્રમાણે બ્રહ્માજીનાં રાત્રિ અને દિવસ આપણા ૪૩,૦૦,૦૦૦ સૌર-વર્ષોને ૧,૦૦૦ની સંખ્યા વડે ગુણીએ એટલાં લાંબાં થાય. વિશ્વનાથ ચક્રવર્તિ ઠાકુર પ્રમાણે, રાસલીલા બ્રહ્માની રાત્રિ જેટલા દીર્ઘ સમય પર્યંત ચાલી હતી, પરંતુ ગોપીઓ એ સમજી ન શકી. તેમની ઈચ્છા પૂરી કરવા માટે કૃષ્ણે રાત્રિ આટલા લાંબા સમય સુધી લંબાવેલી. કોઈક પૂછે છે કે, આ વસ્તુ કેવી રીતે શક્ય બની? તો વિશ્વનાથ ચક્રવર્તિ ઠાકુર આપણને યાદ કરાવે છે, કે નાના સરખા દોરડાથી બંધાયેલ કૃષ્ણ પોતાની માતાને પોતાના મુખમાં સમગ્ર વિશ્વનું દર્શન કરાવી શક્યા, એ વસ્તુ કેવી રીતે શક્ય બની? જવાબ એમ છે કે, તેઓ પોતાના ભક્તોની પ્રસન્નતા અર્થે કંઈ પણ કરી શકે છે. તે જ પ્રમાણે, ગોપીઓ કૃષ્ણને ભોગવવા માગતી હતી, એટલે તેમને આટલા લાંબા દીર્ઘ સમય માટે તક આપવામાં આવેલી. આ વસ્તુ તેમણે આપેલા વચન પ્રમાણે બનેલી. જ્યારે કૃષ્ણે ગોપીઓનાં વસ્ત્રો હરી લીધેલાં, ત્યારે તેઓ યમુના-કિનારે ચિરઘાટ પર સ્નાન કરી રહી હતી. તે વખતે કૃષ્ણે ભવિષ્યમાં કોઈક રાત્રિએ તેમની ઈચ્છા પૂરી કરવાનું વચન આપેલું. એટલે, એક રાત્રે, તેમણે કૃષ્ણ સાથે, પોતાના પ્રિયતમ પતિ તરીકે, આનંદ ભોગવ્યો. પણ, એ રાત સાધારણ રાત ન હતી—એ તો બ્રહ્માજીની રાત હતી અને લાખો વર્ષો સુધી ચાલેલી. કૃષ્ણ સર્વોચ્ચ નિયંતા છે, એટલે તેમના માટે દરેક વસ્તુ શક્ય છે.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'રાસલીલાનું વર્ણન' નામના બત્રીસમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૩૩. વિદ્યાધરની મુક્તિ અને શંખાસુરનો સંહાર

એક વાર નંદ મહારાજના નેતૃત્વ નીચે વૃંદાવનવાસી ગોવાળિયાઓને અંબિકા વન જઈને શિવરાત્રિ મહોત્સવ ઊજવવાની ઈચ્છા થઈ. રાસલીલા શરદ ઋતુમાં ઊજવાયેલી, અને ત્યાર પછી બીજો મોટો ઉત્સવ હોળી અથવા 'દોલયાત્રા'નો ઉત્સવ આવે છે. દોલયાત્રા અને રાસલીલાના ઉત્સવો વચ્ચે શિવરાત્રિ નામે અગત્યનો ઉત્સવ આવે છે. આ ઉત્સવ ખાસ કરીને શૈવ લોકો, એટલે કે શિવજીના ભકતો ઊજવે છે. કેટલીક વાર વૈષ્ણવો પણ આ ઉત્સવ ઊજવે છે, કારણ કે તેઓ શંકર ભગવાનને સર્વશ્રેષ્ઠ વૈષ્ણવ તરીકે સ્વીકારે છે; પરંતુ કૃષ્ણના ભકતો શિવરાત્રિની વિધિ અત્યંત નિયમિત રીતે કરતા નથી. આવા સંજોગોમાં, શ્રીમદ્ ભાગવતમમાં એમ કહ્યું છે કે, નંદ મહારાજના નેતૃત્વ નીચે ગોવાળિયાઓએ "એક સમયે ઈચ્છા કરી." એનો અર્થ એવો છે, કે તેઓ નિયમિત રીતે શિવરાત્રિનો ઉત્સવ ઊજવતા ન હતા; પરંતુ એક વખત કેવળ જિજ્ઞાસાને લીધે અંબિકા-વનમાં જવાની તેમણે ઈચ્છા કરી. અંબિકા-વન ગુજરાત પ્રાંતમાં આવેલું છે. એમ કહેવાય છે કે અંબિકા-વન સરસ્વતી નદીના તટ પર આવેલું છે; ભારતમાં મોટાંમોટાં યાત્રાનાં ધામો ગંગા, જમુના, સરસ્વતી, ગોદાવરી, નર્મદા, કાવેરી વગેરે સુંદર નદીઓ પર આવેલાં છે. અંબિકા વન સરસ્વતી નદીના કિનારે હતું, અને સર્વ ગોવાળિયાઓ અને નંદ મહારાજ ત્યાં ગયા.

તેમણે અત્યંત ભક્તિભાવે શંકર ભગવાન અને અંબિકા-દેવીની પૂજા શરૂ કરી. એવી સામાન્ય પ્રથા છે, કે જ્યાં જ્યાં શંકર ભગવાનનું મંદિર હોય, ત્યાં અંબિકા અથવા દુર્ગા-માતાનું મંદિર હોવું જોઈએ; કારણ કે અંબિકા શંકર ભગવાનનાં પત્ની છે અને સતી સ્ત્રીઓમાં તેમનું સર્વોત્તમ, સર્વશ્રેષ્ઠ સ્થાન છે. તે પોતાના પતિને છોડીને બીજે ક્યાંય રહેતાં નથી. અંબિકા-વનમાં પહોંચ્યા પછી, વૃંદાવનના ગોવાળિયાઓએ સર્વ પ્રથમ સરસ્વતી નદીમાં સ્નાન કર્યું. તીર્થાટન માટે નીકળેલા મનુષ્ય માટે તીર્થધામમાં સ્નાન કરવાનો અને કયારેક મુંડન કરાવવાનો મહિમા છે. સ્નાન કર્યા પછી તેમણે દેવતાઓની પૂજા કરી અને પવિત્ર સ્થળોમાં દાન કર્યું.

વૈદિક વિધિ પ્રમાણે, બ્રાહ્મણોને દાન અપાય છે. વૈદિક શાસ્ત્રોમાં એમ કહ્યું છે, કે કેવળ બ્રાહ્મણો અને સંન્યાસીઓ જ દાન સ્વીકારી શકે છે. વૃંદાવનવાસી ગોવાળિયાઓએ સુવર્ણનાં ઘરેણાં અને સુંદર હારથી શણગારેલી ગાયોનું દાન કર્યું. બ્રાહ્મણોને કોઈ પ્રકારની ધંધાકીય પ્રવૃત્તિ કરવાની હોતી નથી, એથી તેમને દાન અપાય છે. ભગવદ્ ગીતામાં વર્ણવ્યા પ્રમાણે, બ્રાહ્મણો એમના બ્રાહ્મણ તરીકેના વ્યવસાયમાં રોકાયેલા હોવા જોઈએ. જેમ કે, તેઓ વિદ્વાન હોવા જોઈએ અને તેમણે તપશ્ચર્યા અને પ્રાયશ્ચિત્તો કરવાં જોઈએ. વળી તેઓ સુશિક્ષિત હોય તે પૂરતું નથી, પરંતુ તેમણે બીજાઓને જ્ઞાન આપવું જોઈએ. બ્રાહ્મણોનો અર્થ એવો નથી કે તેઓ એકલા જ બ્રાહ્મણો રહે; તેમણે બીજા બ્રાહ્મણો પણ બનાવવા જોઈએ. જે કોઈ મનુષ્ય બ્રાહ્મણોનો શિષ્ય થવા સંમત થતો હોય, તેને બ્રાહ્મણ થવાની તક મળવી જોઈએ. બ્રાહ્મણ હંમેશાં વિષ્ણુ ભગવાનના પૂજનમાં રોકાયેલો રહે છે. એટલે, બ્રાહ્મણોને સર્વ પ્રકારનું દાન સ્વીકારવાનો અધિકાર છે; પરંતુ જો બ્રાહ્મણોને જરૂર કરતાં વધારે દાન મળ્યું હોય તો, તેમણે તેનું વિતરણ વિષ્ણુસેવામાં કરવું જોઈએ. એટલે, વૈદિક શાસ્ત્ર પ્રમાણે દરેક મનુષ્યને એવી સલાહ આપવામાં આવી છે, કે તેણે બ્રાહ્મણોને દાન કરવું; અને આમ કરવાથી વિષ્ણુ ભગવાન અને સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે.

યાત્રાળુઓ સ્નાન કરે છે, દેવતાનું પૂજન કરે છે, અને દાનધર્મ બજાવે છે; વળી તેમને એક દિવસ માટે ઉપવાસ કરવાની સલાહ આપવામાં આવે છે. તેમણે યાત્રાના સ્થળ પર જઈને ઓછામાં ઓછા ત્રણ દિવસ રહેવું જોઈએ. પ્રથમ દિવસે તેમણે ઉપવાસ કરવો અને રાતના થોડું જળ પીવું; કારણ કે જળથી ઉપવાસ ભાગતો નથી.

નંદ મહારાજના નેતૃત્વ નીચે ગોવાળિયાઓએ સરસ્વતી નદીના કિનારે આખો દિવસ ઉપવાસ કર્યો અને રાત્રે થોડું જળપાન કરી સૂઈ ગયા; પરંતુ જ્યારે તેઓ આરામ કરી રહ્યા હતા ત્યારે નજીકના જંગલમાંથી એક મોટો સર્પ આવ્યો અને તે ક્ષુધાતુર હોવાથી નંદ મહારાજને ગળી જવા લાગ્યો. અસહાય બનેલા નંદ પોકારવા લાગ્યા, "મારા વહાલા દીકરા કૃષ્ણ, કૃપા કરીને આવ અને મને આ ભયમાંથી બચાવ! આ સર્પ મને ગળી જાય છે!" જ્યારે નંદ મહારાજ મદદ માટે બૂમો પાડવા લાગ્યા ત્યારે સર્વ ગોવાળિયાઓ ઊભા થયા અને જોયું તો એક મોટો સર્પ નંદ મહારાજને ગળી રહ્યો હતો. તેમણે તરત જ બળતાં લાકડાં લીધાં અને સર્પને ખતમ કરી નાંખવા માટે તેને મારવા લાગ્યા. સળગતાં લાકડાંનો માર ખાવા છતાં નંદ મહારાજને ગળી રહેલો સર્પ, એમને છોડી દેતો ન હતો.

તે સમયે કૃષ્ણ તે સ્થળે પ્રગટ થયા, અને પોતાના ચરણકમળથી સર્પને સ્પર્શ કર્યો. કૃષ્ણના ચરણકમળનો સ્પર્શ થવાથી તરત જ સર્પની કાંચળી સરી પડી અને 'વિદ્યાધર' નામે અત્યંત સુંદર દેવ પ્રગટ થયા. તેમનાં શારીરિક લક્ષણો એટલાં બધાં સુંદર હતાં કે તેઓ પૂજનીય લાગ્યા. તેમના શરીરમાંથી પ્રભાવ અને જ્યોતિ પ્રસરી રહ્યાં હતાં અને તેમણે સુવર્ણની સેરવાળો હાર પહેર્યો હતો. તેમણે કૃષ્ણ ભગવાનને વંદન કર્યાં અને તેમની સમક્ષ અત્યંત નમ્રતાપૂર્વક ઊભા રહ્યા. ત્યાં કૃષ્ણે એમને પૂછ્યું, "તમે અત્યંત સુંદર

દેવ દેખાવ છો અને ભાગ્યદેવીની તમારા પર કૃપા થઈ હોય એમ લાગે છે; પરંતુ તમે એવાં કેવાં અધમ કૃત્યો કરેલાં કે તમને આવું સર્પનું શરીર મળેલું?" આથી દેવતાએ પોતાના પૂર્વ-જીવનનું વૃત્તાંત શરૂ કર્યું.

તે બોલ્યા, "મારા વહાલા પ્રભુ, મારા પૂર્વ જીવનમાં મારું નામ વિદ્યાધર હતું અને મારા સૌંદર્ય માટે હું સારાયે જગતમાં પ્રખ્યાત હતો. મારું સમૃદ્ધ વ્યક્તિત્વ હોવાથી, હું મારા વિમાનમાં સર્વત્ર પ્રવાસ કરતો. પ્રવાસ કરતી વખતે મેં મહાન સંત અંગિરાને જોયા. તેઓ અત્યંત કદરૂપા હતા. મને મારા સૌંદર્યનું ખૂબ અભિમાન હતું, તેથી હું તેમની સામે જોઈને હસ્યો. આવા પાપ-કર્મને લીધે, એ મહાન સંતે મને સર્પ થવાનો શાપ આપ્યો.

અહિયાં દરેક મનુષ્યે એ યાદ રાખવું જોઈએ કે કૃષ્ણની કૃપા થયા પહેલાં ભૌતિક દૃષ્ટિએ મનુષ્ય ગમે તેવી ઊર્ધ્વ ગતિને પામ્યો હોય, તો પણ હંમેશાં તે ભૌતિક પ્રકૃતિના ગુણો નીચે કામ કરતો હોય છે. વિદ્યાધર ભૌતિક દૃષ્ટિએ ઊર્ધ્વગતિને પામેલા દેવતા હતા, અને તે અત્યંત સુંદર હતા. તેમનું ભૌતિક સ્થાન ઘણું ઉચ્ચ હતું, અને સર્વત્ર વિમાની પ્રવાસ કરવાને શક્તિમાન હતા; પરંતુ પછીના જન્મમાં તેમને સર્પ થવાનો શાપ લાગ્યો. જો કોઈ પણ મનુષ્ય ભૌતિક રીતે ગમે તેટલો આગળ વધેલો હોય, પરંતુ તે સાવચેત ન રહે તો તેને અધમ યોનિમાં જન્મવું પડે છે. માનવ-શરીર મળ્યા પછી, મનુષ્યનું કદી અધઃપતન થતું નથી, એ વસ્તુ ગેરસમજભરી છે. વિદ્યાધર પોતે કહે છે કે પોતે દેવ હોવા છતાં, સર્પ થવાનો શાપ લાગ્યો હતો; પરંતુ તેમને કૃષ્ણના ચરણકમળનો સ્પર્શ થયેલો, તેથી તેઓ તરત જ કૃષ્ણભાવનામય બન્યા હતા. આથી તેમણે એટલો તો સ્વીકાર કર્યો કે, તેમનું પૂર્વજીવન ખરેખર તદ્દન પાપમય હતું. કૃષ્ણભાવનામય મનુષ્ય જાણે છે, કે પોતે હંમેશાં કૃષ્ણનો દાસાનુદાસ છે અને અત્યંત મુલ્લક છે; અને તે જે કંઈ સત્કર્મ કરે છે તે કૃષ્ણની અને આધ્યાત્મિક ગુરુની કૃપાને લીધે થાય છે.

વિદ્યાધર દેવતાએ કૃષ્ણને વાત કરતાં જણાવ્યું, "મને મારા શરીરના અપ્રતિમ સૌંદર્યનો અત્યંત ગર્વ હોવાથી, મેં મહાન સંત અંગિરસના કદરૂપા શરીર પ્રત્યે ઉપહાસ કર્યો. તેમણે મને મારા પાપ બદલ શાપ આપ્યો, તેથી હું સર્પ બન્યો. હવે મને સમજાય છે કે સંતનો શાપ એ શાપ જ ન હતો, તે મારા માટે મહાન આશીર્વાદ હતો. તેમણે મને શાપ ન આપ્યો હોત, તો મને સર્પનું શરીર ન મળત, અને ભગવાનના ચરણકમળની લાત ખાવા ન મળત. આમ ન બન્યું હોત તો હું સર્વ ભૌતિક વાસનાઓમાંથી મુક્ત થયો ન હોત."

ભૌતિક જગતમાં ચાર વસ્તુઓ ખૂબ કીમતી છે. ખાનદાન કુટુંબમાં જન્મ, શ્રીમંત બનવું, અત્યંત વિદ્વાન થવું અને ખૂબ સુંદર હોવું—આ બધી ભૌતિક સંપત્તિઓ ગણાય છે. દુર્ભાગ્યે કૃષ્ણભાવના વિના, આવી ભૌતિક સંપત્તિઓ ઘણી વાર પાપ અને અધઃપતનનું કારણ બને છે. વિદ્યાધર દેવતા હોવા છતાં, અને તેમને સુંદર શરીર મળ્યું હોવા છતાં, ગર્વને લીધે તેમને સર્પનું નિંદ્ય શરીર મળ્યું. સર્પ અત્યંત ઘાતકી અને તેજોદ્વેષી જીવાત્મા ગણાય છે; પરંતુ જે મનુષ્યો બીજાઓ પ્રત્યે તેજોદ્વેષી હોય છે, તેઓ તો સર્પ કરતાં પણ

જ્યારે દુર્ગુણી ગણાય છે. સર્પને મંત્રોચ્ચાર અને ઔષધિથી વશ કરી શકાય કે નિયમનમાં લઈ શકાય; પરંતુ જો કોઈ મનુષ્ય તેવો ખલ હોય તો તેને કોઈ પણ રીતે વશ કરી શકાતો નથી.

વિદ્યાધરે આગળ ચાલતાં જણાવ્યું, "મારા વહાલા પ્રભુ! હવે હું ધારું છું કે મને સર્વ પ્રકારની પાપી પ્રવૃત્તિઓમાંથી મુક્તિ મળી છે, તેથી મારા ધામ - સ્વર્ગ લોકમાં પાછા ફરવાની આપની પાસે હું રજા માગું છું." આ વિનંતી એમ દર્શાવે છે, કે જો સકામ પ્રવૃત્તિઓમાં આસક્ત થયેલા લોકોને ઉચ્ચ સુખ-સગવડ ભોગવવાની ભાવના હોય, તો તેઓ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની ઈચ્છા વિના પોતાના જીવનનું અંતિમ ધ્યેય સિદ્ધ કરી શકતા નથી. ભગવદ્ ગીતામાં પણ એમ કહે છે, કે મંદ બુદ્ધિવાળા લોકો પણ ભૌતિક લાભો મેળવવા ઈચ્છે છે, અને પરિણામે વિવિધ પ્રકારના દેવતાઓને પૂજે છે. પરંતુ, તેઓને આમ દેવો પાસેથી મળતું વરદાન કૃષ્ણ અથવા વિષ્ણુ ભગવાનની મંજૂરીથી જ મળે છે. દેવતાઓ પાસે ભૌતિક લાભ આપવાની સત્તા નથી. જો કોઈ મનુષ્ય ભૌતિક વરદાનમાં આસક્ત બને, તો તે પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણની પૂજા કરીને તેમની પાસે તે માગી શકે છે. કૃષ્ણ ભૌતિક વરદાન આપવા માટે પણ પૂરતા શક્તિશાળી છે. પરંતુ, અહીં દેવતાઓ પાસે ભૌતિક વરદાન માગવામાં અને કૃષ્ણ પાસે માગવામાં એક ભેદ છે. ધ્રુવ મહારાજે ભૌતિક વરદાન મેળવવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની પૂજા કરી; પરંતુ જ્યારે તેમને ખરેખર સર્વોચ્ચ પ્રભુની કૃપા મળી અને તેમનાં દર્શન થયાં, ત્યારે તેમને એટલો બધો સંતોષ થયો કે તેમણે કોઈ પણ પ્રકારનું ભૌતિક વરદાન સ્વીકારવાની ના પાડી. બુદ્ધિશાળી મનુષ્ય દેવતાઓની કૃપા યાચતો નથી, કે તેમની પૂજા કરતો નથી; એ પ્રત્યક્ષ રીતે કૃષ્ણભાવનામય બને છે, અને તેને જો કોઈ પ્રકારનો ભૌતિક લાભ મેળવવાની લાલસા જાગે, તો તે દેવતાઓને નહિ પણ કૃષ્ણને જણાવે છે.

સ્વર્ગલોકમાં પાછા ફરવાની કૃષ્ણની રજાની રાહ જોતો વિદ્યાધર બોલ્યો, "મેં આપનાં ચરણકમળનો સ્પર્શ કર્યો છે, તેથી મારાં સર્વ પ્રકારનાં ભૌતિક દુ:ખો નાશ પામ્યાં છે. આપ સર્વ યોગીઓમાં સૌથી શક્તિશાળી છો, અને આદિ પુરુષ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન છો. આપ સર્વ ભક્તોના માલિક છો. અને ગ્રહમંડળોના પાલક છો એટલે હું આપની રજા માગું છું. આપ મારી સંપૂર્ણ શરણાગતિ સ્વીકારશો. મને બરાબર ખબર છે કે આપના પવિત્ર નામનું સંકીર્તન કરવામાં સતત રોકાયેલાં મનુષ્યોને સર્વ પાપી પરિણામોમાંથી મુક્તિ મળે છે, અને જે ભાગ્યશાળી મનુષ્યોને આપના ચરણકમળનો વ્યક્તિગતરીતે સ્પર્શ થાય છે, તેમની મુક્તિ વિષે શંકા નથી. એટલે મને ખાત્રી છે કે આપનાં ચરણ-કમળનો સ્પર્શ થવાથી જ બ્રાહ્મણના શાપમાંથી હવે મને મુક્તિ મળી છે."

આ રીતે, વિદ્યાધરે કૃષ્ણ ભગવાન પાસેથી ઉચ્ચ ગ્રહલોકમાં — પોતાને ઘેર પાછા ફરવાની રજા માગી. એ મળ્યા પછી, તેણે ભગવાનની પ્રદક્ષિણા કરી અને તેમને સન્માન-પૂર્વક વંદન કરી, પોતે સ્વર્ગલોકમાં પાછો ફર્યો. આમ નંદ મહારાજ પણ સર્પના ગળી જવાના તત્કાળ ભયથી મુક્ત બન્યા.

જે ગોવાળિયાઓ શંકર ભગવાન અને અંબિકાની પૂજાની ક્રિયાકાંડાત્મક વિધિ કરવા માટે આવેલા, તેમણે પોતાનું કામ પૂરું કર્યું અને વૃંદાવન પાછા ફરવાની તૈયારી કરી. તે વખતે તેમને કૃષ્ણની આશ્ચર્યજનક પ્રવૃત્તિઓનું સ્મરણ થયું. વિદ્યાધરની મુક્તિના પ્રસંગનું વર્ણન કરી, તેઓ કૃષ્ણમાં વધારે આસક્ત થયા. તેઓ ભગવાન શિવજી અને અંબિકાની પૂજા કરવા માટે આવેલા, પરંતુ તેઓ કૃષ્ણ પ્રત્યે વધારે ને વધારે આસક્ત થયા. તે જ પ્રમાણે ગોપીઓએ પણ કૃષ્ણમાં આસક્ત થવા માટે, કાત્યાયની દેવીની વધારે ને વધારે પૂજા કરી. ભગવદ્ ગીતામાં એમ કહ્યું છે કે જે લોકો કાંઈક અંગત લાભ મેળવવા માટે શંકર ભગવાન, બ્રહ્માજી, ઈન્દ્ર કે ચંદ્રની પૂજા કરવામાં આસક્ત રહે છે, તેઓ મંદ બુદ્ધિવાળા છે, અને જીવનનો સાચો હેતુ ભૂલી ગયા છે. પરંતુ, વૃંદાવનવાસી ગોવાળિયા સાધારણ મનુષ્યો ન હતા. તેઓ જે કાંઈ કરતા તે કૃષ્ણ માટે કરતા. જો કોઈ મનુષ્ય કૃષ્ણમાં વધારે આસક્ત થવા માટે, શંકર ભગવાન કે બ્રહ્મા જેવા દેવતાઓની પૂજા કરે, તો તે યોગ્ય છે; પરંતુ જો કોઈ મનુષ્ય દેવતાઓ પાસે કાંઈક લાભ માટે જાય, તો તે નિંદનીય છે.

આ પ્રસંગ પછી, એક રઢિયાળી રાતે, જેમનામાં અકળ શક્તિ છે એવા કૃષ્ણ અને તેમના મોટાભાઈ બલરામ, બંને વૃંદાવનના જંગલમાં ગયા. તેમની સાથે વ્રજભૂમિની ગોપીઓ પણ ગઈ અને ત્યાં તેઓ પરસ્પર આનંદ કરવા લાગ્યાં. વ્રજવાસી યુવાન ગોપીઓએ સુંદર વસ્ત્રો પહેર્યાં હતાં. ઘસેલા ચંદનનો લેપ કર્યો હતો અને પુષ્પોનો શણગાર સજ્યો હતો. ઝળહળતા તારાઓથી ઘેરાયેલો ચંદ્રમા આકાશમાં પ્રકાશી રહ્યો હતો. મલ્લિકા પુષ્પોની સુવાસ પ્રસરાવતો મંદ મંદ પવન વાતો હતો અને ભમરા સુવાસને લીધે ઉન્મત્ત બન્યા હતા. આવા ખુશનુમા વાતાવરણનો લાભ લઈને કૃષ્ણ અને બલરામ અત્યંત મધુર કંઠે ગાવા લાગ્યા. ગોપીઓ તેમના તાલબદ્ધ ગાનથી એટલી બધી સ્તબ્ધ બની ગઈ, કે તેઓ લગભગ પોતાનું ભાન વીસરી ગઈ. તેમના કેશકલાપ વિખરાઈ ગયા. તેમનાં વસ્ત્રો શિથિલ થયાં. અને તેમના હાથ જમીન પર ઢળવા લાગ્યા.

જ્યારે તેઓ એટલી બધી સ્તબ્ધ—લગભગ ઘેલી બની રહી હતી ત્યારે, સ્વર્ગલોકના ખજાનચી કુબેરનો અસુર મિત્ર તે સ્થળે નજરે પડ્યો. આ અસુરનું નામ શંખાસુર હતું, કારણ કે તેના મસ્તક પર શંખને મળતું આવતું કીમતી રત્ન હતું. જે રીતે કુબેરના બંને પુત્રો પોતાની સંપત્તિ અને ઐશ્વર્યને લીધે ગર્વિષ્ટ બન્યા હતા અને તેમણે નારદમુનિની હાજરીની પરવા કરી ન હતી, તેમ આ શંખાસુર ભૌતિક ઐશ્વર્યને લીધે ઘમંડી બન્યો હતો. તેને થયું કે કૃષ્ણ અને બલરામ જેવા સાધારણ ગોપ બાળકો ઘણી સુંદર છોકરીઓ સાથે આનંદ કરી રહ્યા હતા. સામાન્ય રીતે ભૌતિક જગતમાં પૈસાપાત્ર માણસ એમ ધારે છે કે, સર્વ સુંદર સ્ત્રીઓ પોતાના માટે ભોગવવા લાયક છે. શંખાસુરને પણ એવો વિચાર આવ્યો કે તે કુબેરની ધનાઢ્ય જાતિનો માણસ છે, તેથી કૃષ્ણ અને બલરામ જેવાએ નહિ, પરંતુ એના જેવાએ ઘણી ઘણી સુંદર કન્યાઓના સંગમાં મજા કરવી જોઈએ. એટલે તેણે તેમની પર

સંગા જમાવવાનો નિર્ણય કર્યો. તે કૃષ્ણ-બલરામ તથા વ્રજવાસી ગોપીઓ પાસે આવ્યો અને છોકરીઓને ઉત્તર દિશામાં લઈ જવા લાગ્યો. કૃષ્ણ અને બલરામની હાજરીમાં, તે તેમનો માલિક અને સ્વામી હોય એમ, તેણે તેમને હુકમ કર્યો. ગોપીઓ શંખાસુર દ્વારા બળજબરીપૂર્વક લઈ જવાતી હતી ત્યારે, તેઓ કૃષ્ણ અને બલરામના રક્ષણ માટે એમનાં નામ લઈને પોકારવા લાગી. બંને ભાઈઓ તરત જ પોતાના હાથમાં મોટી લાકડીઓ લઈને તેમની પાછળ પાછળ જવા લાગ્યા. "ગભરાવ નહિ, ગભરાવ નહિ," તેમણે ગોપીઓને બૂમ મારી, "અમે આ અસુરને શિક્ષા કરવા તરત જ આવીએ છીએ." તેઓ ઝડપથી શંખાસુર પાસે પહોંચ્યા અને શંખાસુરે જોયું કે બંને ભાઈઓ અત્યંત બળવાન હતા, તેથી તે ગોપીઓનો સાથ છોડી, પોતાનો જીવ બચાવવા ભાગ્યો; પરંતુ કૃષ્ણ તેને જવા દે તેમ ન હતા. ગોપીઓને બલરામની સંભાળ નીચે છોડી, પ્રભુ પોતે શંખાસુર જ્યાં જ્યાં નાઠો ત્યાં ત્યાં તેની પાછળ પાછળ ગયા. કૃષ્ણ અસુરના મસ્તક પરથી શંખના જેવું કીમતી રત્ન લેવા માગતા હતા. થોડે દૂર સુધી તેઓ તેની પાછળ પડયા પછી તેને પકડી પાડયો અને તેના મસ્તકમાં જોરથી મૂઠી મારી તેને ખતમ કરી નાંખ્યો. વ્રજની સર્વ ગોપીઓની હાજરીમાં, તેમણે પોતાના મોટા ભાઈ બલરામને કીમતી રત્ન ભેટ તરીકે આપ્યું.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'વિદ્યાધરની મુક્તિ અને શંખાસુરનો સંહાર' નામના તેત્રીસમા અધ્યાયના ભક્તિવેદાંત ભાવાર્થો પૂરા થયા.



# ૩૪. ગોપીઓની વિરહવેદના

વૃંદાવનવાસી ગોપીઓ કૃષ્ણમાં એટલી બધી આસક્ત હતી કે રાતના કેવળ રાસલીલા કરવાથી તેમને સંતોષ ન થયો. તેઓ તેમની સાથે એક બનવા અને દિવસ દરમ્યાન પણ તેમનો સંબંધ માણવા માગતી હતી. જ્યારે કૃષ્ણ જંગલમાં પોતાના ગોપ બાળમિત્રો અને ગાયોને લઈને ગયા, ત્યારે ગોપીઓ ભૌતિક રીતે સાથે ન ગઈ; છતાં તેમનાં હૃદય કૃષ્ણની સાથે ગયાં. આમ — તેમનાં હૃદય હરાઈ જવાથી અને પ્રભુના વિરહની તીવ્ર લાગણીઓને લીધે, તેઓ સંબંધ માણવાને શક્તિમાન થઈ. ચૈતન્ય મહાપ્રભુજી અને તેમની પ્રત્યક્ષ શિષ્યપરંપરાના ગોસ્વામીઓના શિક્ષણ પ્રમાણે, આવી વિરહ-વેદનાવાળી તીવ્ર લાગણીઓ આપણને થવી જોઈએ. જ્યારે કૃષ્ણ સાથે આપણો ભૌતિક સંબંધ ન હોય ત્યારે, આપણે પ્રભુની સાથે, ગોપીઓની જેમ, વિરહની લાગણી દ્વારા એક થઈ શકીએ છીએ. કૃષ્ણનાં દિવ્ય સ્વરૂપ, ગુણ, લીલા-ચરિત્રો અને તેમનું મિત્રમંડળ, સર્વ તેમની સાથે એકરૂપ છે. ભક્તિમય સેવાના નવ વિવિધ પ્રકારો છે. વિરહની લાગણીઓ દ્વારા કૃષ્ણની ભક્તિમય સેવાથી ભક્ત સર્વોચ્ચ પરિપૂર્ણ સ્થિતિ સુધી, એટલે કે, ગોપીઓની સ્થિતિ સુધી પહોંચી શકે છે.

છ ગોસ્વામીઓને શ્રીનિવાસ આચાર્યે કરેલી પ્રાર્થનામાં એમ કહેવામાં આવ્યું છે. કે તેઓ સરકારી નોકરીની ભૌતિક સમૃદ્ધિ અને જીવનની રાજકીય પરિસ્થિતિ છોડી દઈને વૃંદાવન ગયેલા. ત્યાં તેઓ ઘેર ઘેર ભિક્ષા માગીને સાધારણ ભિક્ષુકો જેવું જીવન જીવેલા. ગોપીઓની વિરહની લાગણીઓથી તેઓ એટલા બધા સભર હતા કે ક્ષણે ક્ષણે તેઓ દિવ્યાનંદ ભોગવતા. તે પ્રમાણે જ્યારે ચૈતન્ય મહાપ્રભુજી જગન્નાથપુરીમાં ગયા, ત્યારે તેઓ કૃષ્ણવિરહથી વ્યથિત લાગણીઓવાળાં રાધારાણીરૂપે હતા. જે લોકો મધ્વગૌડિય શિષ્ય-પરંપરાના છે, તેમણે કૃષ્ણવિરહવ્યથાની લાગણીઓમાં રહીને, પ્રભુના દિવ્ય સ્વરૂપનું પૂજન કરવું જોઈએ, અને તેમના દિવ્ય શિક્ષણની, તેમનાં લીલા-ચરિત્રોની, તેમના ગુણોની, તેમના મિત્રમંડળ અને સાથીઓની ચર્ચા કરવી જોઈએ. આધ્યાત્મિક ગુરુઓએ સર્વોચ્ચ ભક્તિમય પૂર્ણત્વ પ્રાપ્ત કરવાનું શિક્ષણ આપવું જોઈએ. ભગવાનની સેવામાં જોડાયેલા રહી, સતત વિરહની વેદના અનુભવવી, એ કૃષ્ણ-ભાવનાની પરિપૂર્ણતા છે.

ગોપીઓ અંદરો અંદર કૃષ્ણ સંબંધી ચર્ચા કરતી. તેઓના વાર્તાલાપ આ પ્રમાણે હતા: "મારી વહાલી સખીઓ!" એક ગોપી કહેતી, "તમને ખબર છે કે જ્યારે કૃષ્ણ જમીન પર સૂઈ રહે છે, ત્યારે તે પોતાની ડાબી કોણી પર ટેકો દઈ આરામ કરે છે, અને પોતાનું મસ્તક ડાબા હાથમાં રાખે છે. પોતાની આકર્ષક ભ્રમર અને પોતાની નાજુક આંગળીઓ બંસરીવાદન વખતે આમ તેમ ફેરવે છે. તેઓ એટલું બધું સુંદર વાતાવરણ ખડું કરે છે, કે સ્વર્ગલોકના દેવતાઓ પોતાની પત્નીઓ અને પ્રિયતમાઓ સાથે વિમાનમાં બેસી, અવકાશમાં પ્રવાસ કરતાં હોય ત્યારે, બંસરીના ધ્વનિથી સ્તબ્ધ બની જાય છે. વિમાનોમાં બેઠેલી દેવાંગનાઓને પોતાનાં ગીતો અને સંગીત વિષયક અપૂર્ણતાને લીધે ખૂબ શરમ આવે છે. એટલું જ નહિ, પરંતુ તેમના દાંપત્યસ્નેહથી આર્ત બને છે અને તેમના કેશકલાપ તથા સખત રીતે બાંધેલાં વસ્ત્રો તરત જ શિથિલ થઈ જાય છે."

બીજી ગોપી બોલી, "મારી વહાલી સખીઓ! કૃષ્ણ એટલા બધા સુંદર છે કે ભાગ્યદેવી હંમેશાં તેમના વક્ષસ્થલ પર વિરાજે છે. તેઓ સુવર્ણના હારથી શોભે છે. અનેક ભક્તોના હૃદયને ઉષ્માથી ભરી દેવા માટે, સુંદર કૃષ્ણ પોતાનું બંસીવાદન કરે છે. ત્રાસ સહન કરી રહેલા જીવાત્માઓના તેઓ એકમાત્ર સાથી છે. જ્યારે તેઓ પોતાનું બંસીવાદન કરતા હોય છે, ત્યારે વૃંદાવનની સર્વ ગાયો અને બીજાં પશુઓના મુખમાં રહેલા ઘાસના કલ્લા ત્યાં જ રહી જાય છે અને તે ચાવવાનું બંધ કરે છે. તેમના કાન અદ્ધર થઈ જાય છે, અને તેઓ સ્તબ્ધ બને છે. તેઓ જીવંત દેખાતાં નથી, પરંતુ ચીતરેલાં પ્રાણીઓ જેવાં લાગે છે. કૃષ્ણનું બંસીવાદન એટલું બધું આકર્ષક હોય છે, કે પશુઓ પણ મુગ્ધ થાય છે. એટલે આપણા જેવાની તો વાત જ શી કરવી!!!"

બીજી ગોપી બોલી, "મારી વહાલી સખીઓ! જ્યારે કૃષ્ણ પોતાના મસ્તકમાં મોરપિચ્છ ખોસીને, તથા વૃંદાવનનાં ખનીજ દ્રવ્યોના લેપથી દેહનો શણગાર કરીને પસાર થાય છે, ત્યારે જીવંત પશુઓ અને સાથે સાથે વૃંદાવનની નદીઓ તથા સરોવરો જેવા જડ પદાર્થો પણ સ્તબ્ધ બની જાય છે. તેમના શરીરને કરેલા પત્ર તથા પુષ્પોના શણગારને લીધે, તે કોઈક મુખ્ય નાયક જેવા દીસે છે. જ્યારે તે બલરામની સાથે બંસીવાદન કરી ગાયોને બોલાવે છે, ત્યારે યમુના નદીનાં જળ થંભી જાય છે અને તેમનાં ચરણકમળની રજ વાયુ સાથે આવે તેની રાહ જુએ છે. યમુના-નદી અમારા જેવી દુર્ભાગી છે, તેને કૃષ્ણની કૃપા મળતી નથી. જેમ આપણે હતાશ થયેલાં હોઈએ છીએ ત્યારે રુદન બંધ કરીએ છીએ, તે પ્રમાણે નદી પણ, કૃષ્ણ માટે પોતાનાં મોજાં અટકાવીને સ્તબ્ધ બને છે.

કૃષ્ણની ગેરહાજરીમાં ગોપીઓ સતત આંસુ વહાવતી હતી. કેટલીક વાર, જ્યારે તેઓ કૃષ્ણ આવી રહ્યા છે તેવું ધારતી, ત્યારે તેમનું રુદન અટકતું. પરંતુ, જ્યારે તેઓ જોતી, કે કૃષ્ણ આવી રહ્યા ન હતા, ત્યારે વળી પાછી હતાશ બની જતી અને રુદન કરતી. કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું આદિ સ્વરૂપ અને સર્વ વિષ્ણુસ્વરૂપોનું મૂળ છે, અને ગોપબાળકો સર્વે દેવતાઓ છે. વિષ્ણુ ભગવાન હંમેશાં શંકર ભગવાન, બ્રહ્માજી, ઈંદ્ર, ચંદ્ર

અને બીજાઓથી ઘેરાયેલા રહી હંમેશાં પૂજાય છે. જયારે કૃષ્ણ વૃંદાવનના જંગલમાં થઈ અથવા ગોવર્ધન-પર્વત પર પ્રવાસ કરતા, ત્યારે ગોપબાળકો તેમની સાથે રહેતા. ચાલતાં ચાલતાં કેવળ પોતાની ગાયોને બોલાવવા માટે, તેઓ પોતાનું બંસીવાદન કરતા. તેમનો કેવળ સંપર્ક થવાથી વૃક્ષો, છોડ અને જંગલની બીજી વનસ્પતિ તરત જ કૃષ્ણભાવનામય થતી. કૃષ્ણભાવનામય મનુષ્ય કૃષ્ણ માટે દરેક વસ્તુનો ભોગ આપે છે. વૃક્ષો અને છોડવાઓનો વધારે ભાવનામય વિકાસ ન થયેલો હોવા છતાં કૃષ્ણ અને તેમના મિત્રોના સંપર્કથી તેઓ પણ કૃષ્ણભાવનામય બને છે. પછી તેઓ તેમની પાસે જે કંઈ હોય એ દરેક વસ્તુનું, એટલે કે તેમનાં ફળ, પુષ્પ અને તેમની ડાળીઓમાંથી અસ્ખલિત ભાવે ઝરી રહેલા મધનું સમર્પણ ઈચ્છે છે.

જયારે કૃષ્ણ યમુના-કિનારે વિહાર કરતા ત્યારે, તેમના કપાળમાં કરેલા તિલકને લીધે તેઓ સુંદર રીતે શોભતા. તેમણે જંગલનાં વિવિધ પ્રકારનાં પુષ્પોનો હાર પહેર્યો હતો. ચંદનનો લેપ તથા તુલસી-દળ ધારણ કર્યાં હતાં. વાતાવરણમાં રહેલી સમૃદ્ધિ તથા મીઠી મધુર અમૃતમય સુગંધીને લીધે, ભ્રમરો પાગલ બની ગયા હતા. તે ભમરાઓના ગુંજારવથી પ્રસન્ન થયેલા કૃષ્ણ, પોતાનું બંસીવાદન કરતા. આ બંને ધ્વનિ એક થવાથી સાંભળવામાં એટલા બધા મધુર લાગતા કે જળચરો, બગલા, હંસ, બતક અને બીજાં પંખીઓ મુગ્ધ બની જતાં. તરવા અને ઊડવાનું ભૂલી જઈ તેઓ સ્તબ્ધ થઈ જતાં ને પોતાની આંખો બંધ કરી કૃષ્ણ-પૂજામાં ધ્યાનમગ્ન બની દિવ્યાનંદ ભોગવતાં.

એક ગોપી બોલી, "મારી વહાલી સખી! કૃષ્ણ અને બલરામે લટકણિયાં-કુંડળ અને મોતીના હાર સહિત સુંદર વસ્ત્રાલંકાર સજ્યા છે. તેઓ ગોવર્ધન-પર્વતના શિખર પર સ્વયં આનંદ-પ્રમોદ કરી રહ્યા છે. જયારે કૃષ્ણ પોતાના બંસીવાદન દ્વારા સમગ્ર પ્રગટ વિશ્વને મુગ્ધ કરી રહ્યા હોય, ત્યારે દરેક વસ્તુ દિવ્ય ભાવાવેશમાં લીન થયેલી લાગે છે. જયારે તે બંસીવાદન કરે છે, ત્યારે તેમના ભયથી વાદળાં પોતાની મોટી ગર્જના બંધ કરી દે છે. ઊલટું, તેમની બંસીના ધ્વનિમાં ખલેલ કરવાને બદલે તેઓ મૃદુ અવાજ કરી, તેમના મિત્ર કૃષ્ણને અભિનંદન આપે છે."

કૃષ્ણ વાદળના મિત્ર ગણાય છે; કારણ કે, જયારે જયારે લોકોને સંતાપ થાય છે, ત્યારે વાદળ અને કૃષ્ણ તેમને સંતોષ આપે છે: અસહ્ય ગરમી પડવાથી જયારે લોકો અત્યંત અકળાઈ જાય છે, ત્યારે વાદળ વરસાદ વરસાવી તેમને સંતોષ આપે છે. તે જ પ્રમાણે જયારે ભૌતિક યાતનાઓની પ્રજવલિત જવાળામાં ભૌતિક જીવન જીવતા લોકો સંતપ્ત થાય છે, ત્યારે કૃષ્ણ તેમને શાંતિ આપે છે. વળી, વાદળ અને કૃષ્ણ બંનેનો એક સરખો વર્ણ હોવાથી, બંને જાણે મિત્રો ગણાય છે. પોતાનાથી ઉચ્ચ કક્ષાના મિત્રને અભિનંદન આપવાની ઈચ્છાથી, વાદળ જળને બદલે, ધીખતા સૂર્યના તાપથી તેમનું રક્ષણ કરવા, તેમના મસ્તક ઉપર નાનાં-નાનાં પુષ્પો વરસાવતાં.

એક ગોપીએ યશોદામાતાને કહ્યું, "મારી વહાલી માતા! ગોપબાળકોમાં તમારો પુત્ર ઘણો ચતુર છે. ગાયો કેમ ચરાવવી, અને વાંસળી કેમ વગાડવી એવી વિવિધ પ્રકારની સર્વ કળાઓ તે જાણે છે. તે પોતાની બંસરી પોતાના હોઠ પર મૂકી સ્વરચિત ગીતો ગાય છે. તે સવારે કે સાંજે, જ્યારે જ્યારે બંસરી વગાડતા હોય, ત્યારે ભગવાન શંકર, બ્રહ્મા, ઈન્દ્ર અને ચંદ્ર જેવા સર્વ દેવતાઓ પોતાનાં મસ્તક નમાવે છે, અને ખૂબ ધ્યાનપૂર્વક સાંભળે છે. તેઓ અત્યંત સુશિક્ષિત અને નિષ્ણાત હોવા છતાં, કૃષ્ણના બંસીવાદનની સંગીતકલાને સમજી શકતા નથી. તેઓ કેવળ ધ્યાનપૂર્વક સાંભળે છે અને સમજવાનો પ્રયત્ન કરે છે. આથી તેઓ અત્યંત ક્ષુબ્ધ બને છે, એથી વિશેષ કાંઈ નહિ."

બીજી ગોપી બોલી, "મારી વહાલી સખી! જ્યારે કૃષ્ણ પોતાની ગાયો સાથે પાછા ફરે છે ત્યારે તેમના પગના તળિયાની છાપ - ધ્વજ, વજ્ર, ત્રિશૂળ, કમળ-પુષ્પ વગેરે પામીને, ગાયોના ભ્રમણથી વ્યથિત થયેલી પૃથ્વીનું દુ:ખ હળવું થાય છે. કૃષ્ણ અત્યંત લલિત ચાલથી ચાલે છે અને બંસી ધારણ કરે છે. તેમને જોતાંની સાથે જ, તેમનો સંગ ભોગવવા અમે કામાતુર બનીએ છીએ. તે સમયે અમારી અન્ય પ્રવૃત્તિઓ અટકી જાય છે. બરાબર વૃક્ષોની જેમ અત્યંત સ્થિર બની અમે ઊભાં રહીએ છીએ, ત્યારે અમે કેવાં લાગીએ છીએ, એ પણ ભૂલી જઈએ છીએ."

કૃષ્ણ પાસે હજારો ગાયો હતી, અને તેમના રંગ પ્રમાણે તેમનું વર્ગીકરણ કરવામાં આવ્યું હતું. વિવિધ રંગો પ્રમાણે તેમનાં જુદાં જુદાં નામ પાડવામાં આવેલાં. જ્યારે કૃષ્ણ ગોચરોનાં મેદાનમાંથી પાછા ફરતા હોય, ત્યારે તે સર્વે ગાયોને એકઠી થયેલી જોતા. એકસો આઠ ગોપીઓના પ્રતિનિધિ તરીકે વૈષ્ણવો એકસો આઠ મણકાવાળી માળા ફેરવે છે. તે પ્રમાણે કૃષ્ણ પણ ગાયોના એકસો આઠ જુદા જુદા વર્ગોની ગણતરી કરતા.

એક ગોપી તેની સખીને કૃષ્ણનું વર્ણન કરતાં કહે છે, "જ્યારે કૃષ્ણ પાછા ફરે છે, ત્યારે તે કંઠે તુલસી-દળનો હાર ધારણ કરે છે, ગોપમિત્રના ખભે પોતાનો હાથ મૂકે છે, અને પોતાની દિવ્ય બંસરી વગાડવી શરૂ કરે છે. કાળિયારની હરણીઓ, વીણાના ધ્વનિને મળતો આવતો પ્રભુની બંસીનો નાદ સાંભળી અત્યંત મુગ્ધ બને છે. હરણાં જ્યારે કૃષ્ણ પાસે આવે છે, ત્યારે પોતાનાં રહેઠાણ અને સ્વામીને ભૂલીને શાંત અને સ્થિર થઈ મુગ્ધ બની ઊભાં રહે છે. આપણે જેમ કૃષ્ણના દિવ્ય ગુણોના સાગરમાં તલ્લીન થઈ મંત્રમુગ્ધ બની જઈએ છીએ, તેમ હરણીઓ તેમની બંસીના ધ્વનિથી ઉલ્લાસિત બને છે."

બીજી ગોપીએ યશોદા માતાને કહ્યું, "મારી વહાલી માતા! જ્યારે તમારો પુત્ર ઘેર પાછો ફરે છે, ત્યારે તે પોતે કુંદ-પુષ્પોની કળિઓનો શણગાર સજે છે. પોતાના મિત્રોને જાગૃત અને રાજી કરવા, તે પોતાની બંસરી વગાડે છે. દક્ષિણમાંથી વાતી વાયુલહરી સુગંધીદાર અને અત્યંત શીતલ હોવાને લીધે, વાતાવરણને પ્રસન્નકારક બનાવે છે. ગાંધર્વ અને સિદ્ધ જેવા દેવતાઓ આ વાતાવરણનો લાભ લે છે, અને પોતાની શરણાઈ તથા ઢોલ વગાડી કૃષ્ણને પ્રાર્થનાઓ કરે છે. વ્રજભૂમિ તથા વૃંદાવનવાસીઓ પ્રત્યે

કૃષ્ણ ખૂબ કૃપાળુ છે. જ્યારે તેઓ પોતાની ગાયો તથા મિત્રો સાથે પાછા ફરે છે, ત્યારે ગોવર્ધન-ગિરિધારી તરીકે તેમનું સ્મરણ થાય છે. આ તકનો લાભ લઈને, ભગવાન બ્રહ્માજી અને શિવજી જેવા અત્યંત સર્વોચ્ચ સ્થાન પર બેઠેલા દેવતાઓ, પોતાની સંધ્યાકાળની પ્રાર્થનાઓ કરવા માટે નીચે ઊતરી આવે છે અને કૃષ્ણના ગુણનાં યશોગાન ગાઈ રહેલા ગોપબાળકોમાં સામેલ થાય છે."

"કૃષ્ણને દેવકીના ગર્ભરૂપી સાગરમાં જન્મેલા ચંદ્ર સાથે સરખાવાય છે. જ્યારે સાંજના તે પાછા ફરે છે ત્યારે એમ લાગે છે કે તેઓ થાકી ગયા છે, છતાંય તેઓ વૃંદાવનવાસીઓને પોતાની મંગળમય હાજરીથી રાજી કરવાનો પ્રયત્ન કરે છે. જ્યારે પુષ્પોનો હાર પહેરી કૃષ્ણ પાછા ફરે છે ત્યારે તેમનું મુખ સુંદર દેખાય છે. બરાબર હાથીના જેવી ચાલથી તેઓ વૃંદાવનમાં ચાલે છે, અને ધીરે ધીરે પોતાના ઘરમાં પ્રવેશ કરે છે. તેમના પાછા ફરતી વખતે વૃંદાવનવાસી પુરુષો, સ્ત્રીઓ અને ગાયો તરત જ દિવસની પ્રખર ગરમી ભૂલી જાય છે."

કૃષ્ણનાં દિવ્ય ચરિત્રો અને પ્રવૃત્તિઓના આવા વર્ણનનું, વૃંદાવનમાં પ્રભુની ગેરહાજરી દરમ્યાન, ગોપીઓ હંમેશાં સ્મરણ કરતી. તેઓ કૃષ્ણના આકર્ષણ વિષે આપણને આછો ખ્યાલ આપે છે. દરેક મનુષ્ય અને દરેક વસ્તુના કૃષ્ણ પ્રત્યેના સ્વાભાવિક ખેંચાણને આકર્ષણ તરીકે વર્ણવાય છે. જે લોકો કૃષ્ણ-ભાવનામાં તલ્લીન થવાનો પ્રયત્ન કરી રહ્યા હોય, એમના માટે ગોપીઓનો દાખલો ખૂબ જ ધડો લેવા લાયક છે. મનુષ્ય કેવળ કૃષ્ણનું સ્મરણ કરીને જ, તેમની સાથે એક થઈ શકે છે. દરેક મનુષ્યમાં બીજા કોઈકને ચાહવાની વૃત્તિ હોય છે. કૃષ્ણભાવનામાં કૃષ્ણ પોતે સ્નેહ-પાત્ર તરીકે કેન્દ્રવર્તી સ્થાને છે. 'હરે કૃષ્ણ' મંત્રનો સતત જાપ કરીને, અને કૃષ્ણનાં દિવ્ય ચરિત્રોનું સ્મરણ કરીને, મનુષ્ય પૂરેપૂરો કૃષ્ણભાવનામય બને છે, અને પોતાનું જીવન ઊર્ધ્વગામી તથા ફળદાયી બનાવે છે.

આમ 'કૃષ્ણ' ગ્રંથના 'ગોપીઓની વિરહવેદના' નામના ચોત્રીસમા
અધ્યાયના ભક્તિ-વેદાંત ભાવાર્થો સમાપ્ત થયા.



# ૩૫. કંસ કૃષ્ણને બોલાવવા અક્રૂરને મોકલે છે

વૃંદાવન હંમેશાં કૃષ્ણના વિચારોમાં તલ્લીન રહેતું. દરેક મનુષ્ય તેમનાં લીલા ચરિત્રોનું સ્મરણ કરતું અને દિવ્યાનંદના સિંધુમાં હંમેશાં ડૂબેલું રહેતું. પરંતુ ભૌતિક જગત એટલું બધું દુષ્ટ છે કે વૃંદાવનમાં અસુરો કે રાક્ષસો શાંત પરિસ્થિતિને ખળભળાવી મૂકવાનો પ્રયત્ન કરતા.

અરિષ્ટાસુર નામે એક અસુર મોટા વિશાળ શરીર અને શિંગડાંવાળા આખલાનું રૂપ લઈને ગામમાં દાખલ થયો અને પોતાની ખરીથી પૃથ્વી ખોદવા લાગ્યો. જ્યારે રાક્ષસ વૃંદાવનમાં દાખલ થયો, ત્યારે જાણે ધરતીકંપ થયો હોય તેમ આખી ધરતી ધ્રૂજી ઊઠી. તેણે ભયાનક ગર્જનાઓ કરી અને નદી તરફની જમીન ખોદી નાખ્યા પછી, તે મુખ્ય ગામમાં પ્રવેશ્યો. આખલાની ભયજનક ગર્જના એટલી બધી વિકરાળ હતી કે કેટલીક સગર્ભા ગાયો અને સ્ત્રીઓને ગર્ભપાત થઈ ગયા. તેનું શરીર એટલું બધું મોટું બળવાન અને મજબૂત હતું કે પહાડની આજુબાજુ જેમ વાદળાં ઘૂમે તેમ તેના શરીરની આજુબાજુ વાદળો ઘૂમતાં હતાં. અરિષ્ટાસુરે એટલા બધા બિહામણા સ્વરૂપે વૃંદાવનમાં પ્રવેશ કર્યો, કે આ પ્રચંડ અસુરને જોઈને સર્વ સ્ત્રીઓ અને પુરુષો મોટા ભયથી થથરી ગયાં અને ગાયો અને બીજાં પશુઓ તો ગામ છોડીને નાઠાં.

પરિસ્થિતિ અત્યંત ત્રાસજનક બની અને વૃંદાવનવાસીઓ મોટા સાદે બૂમો પાડવા લાગ્યાં "કૃષ્ણ! કૃષ્ણ! કૃપા કરી અમને બચાવો!" કૃષ્ણે જોયું કે ગાયો દોડાદોડ કરી રહી હતી, તેથી તેમણે તરત જ જવાબ આપ્યો, "ડરો નહિ, ડરો નહિ." પછી તે અરિષ્ટાસુર સમક્ષ ગયા અને બોલ્યા, "તું અત્યંત અધમ કોટિનો જીવાત્મા છે. ગોકુલવાસીઓને તું શા કામ ડરાવે છે? તને આવા કામથી શો લાભ થશે? જો તું મારી સત્તાને પડકારવા આવ્યો હોય, તો હું તારી સાથે લડવા તૈયાર છું." આ રીતે કૃષ્ણે અસુરની સામે પડકાર કર્યો. અસુર કૃષ્ણના શબ્દો સાંભળી ખૂબ ગુસ્સે થયો, છતાં કૃષ્ણ પોતાનો હાથ મિત્રના ખભા ઉપર રાખી આખલા સામે ઊભા રહ્યા. આથી આખલો ગુસ્સામાં આવી જઈ કૃષ્ણ તરફ

આગળ વધવા લાગ્યો. પોતાની ખરીઓ વડે પૃથ્વી ખોદી રહેલા અરિષ્ટાસુરે તેની પૂંછડી ઊંચી કરી. એટલે એમ લાગ્યું કે જાણે વાદળાં પૂંછડીની આજુબાજુ ભ્રમણ કરી રહ્યાં ન હોય! તેની આંખો લાલાશભરી હતી અને ગુસ્સામાં આમ તેમ ફરતી હતી પોતાનાં શિંગડાં કૃષ્ણ તરફ આગળ કરી ઈન્દ્રના વજ્રની જેમ તેણે કૃષ્ણ પર હુમલો કરવાની શરૂઆત કરી, પરંતુ કૃષ્ણે તરત જ તેનાં શિંગડાં પકડયાં અને અત્યંત વિશાળકાય હાથી જેમ નાનાસરખા હેરાન કરી રહેલા હાથીને ધક્કો મારી પાછો હઠાવે તેમ તેને દૂર ફેંક્યો. અસુર ખૂબ થાકી ગયેલો લાગ્યો અને તેના શરીરમાંથી પરસેવાના રેલા નીકળવા માંડયા, પરંતુ તેણે હિંમત ધરી અને તે ઊભો થયો. તેણે ફરીથી ખૂબ બળપૂર્વક આવેશમાં આવી જઈ કૃષ્ણ પર હુમલો કર્યો. કૃષ્ણ પર ધસી જતાં તે ભારે શ્વાસે કાંપતો હતો કૃષ્ણે ફરીથી તેનાં શિંગડાં પકડયાં અને તરત જ તેને જમીન પર પછાડી તેનાં શિંગડાં ભાંગી નાંખ્યાં. જેમ મનુષ્ય જમીન પર પડેલા ભીના કપડાને નીચોવે, તેમ કૃષ્ણ તેના શરીરને લાતો મારવા માંડયા. આમ કૃષ્ણની લાતોનો પ્રહાર થવાથી અરિષ્ટાસુર ગબડવા લાગ્યો. અને પોતાના પગ જોરજોરથી હલાવવા લાગ્યો. તેના શરીરમાંથી લોહી વહેવા લાગ્યું અને ઝાડો-પેશાબ છૂટી ગયાં, તેની આંખો બહાર નીકળી આવી અને છેવટે તે મરણને શરણ થયો.

સ્વર્ગીય ગ્રહોમાં રહેલા દેવતાઓ કૃષ્ણની આશ્ચર્યજનક સિદ્ધિઓ બદલ પુષ્પોનો વરસાદ વરસાવવા લાગ્યા. કૃષ્ણ વૃંદાવનવાસીઓના પ્રાણ તથા આત્મા હતા અને આખલાના વેશમાં આવેલા અસુરનો નાશ કર્યા પછી, તેઓ સર્વની આંખોનું આકર્ષણ-કેન્દ્ર બન્યા. તેઓ બલરામની સાથે વિજય-નાદ કરતા કરતા વૃંદાવન ગામમાં પ્રવેશ્યા અને ત્યાંના વતનીઓએ તેમને અને બલરામને અત્યંત ઉત્સાહપૂર્વક વધાવ્યા. જ્યારે કોઈ મનુષ્ય કંઈક ચમત્કારિક કૃત્ય કરી બતાવે છે, ત્યારે તેનાં સગાંસંબંધીઓ અને મિત્રો સ્વાભાવિક રીતે હર્ષોલ્લાસમાં આવી જાય છે.

આ પ્રસંગ બન્યા પછી, મુનિવર્ય નારદે કૃષ્ણનું રહસ્ય ખુલ્લું કર્યું. નારદ મુનિને સામાન્ય રીતે દેવતાઓ અથવા દેવતાઓની સમાન ભૂમિકા પર રહેલા લોકો જ જોઈ શકે છે, તેથી તેઓ 'દેવદર્શન' તરીકે જાણીતા છે. કંસ કોઈ પણ રીતે દેવતાઓની સમાન ભૂમિકા પર ન હતો, છતાં કંસે તેમનાં દર્શન કર્યાં. જો કે કંસ સાક્ષાત્ કૃષ્ણને પણ જોઈ શકયો, તેથી નારદમુનિને જોવાનો તો કોઈ પ્રશ્ન જ રહેતો નથી. પરંતુ સામાન્ય રીતે ભગવાન અને તેમના ભક્તોનાં દર્શન કરવા માટે નિષ્કપટ આંખો જોઈએ. અલબત્ત, શુદ્ધ ભક્તના સહવાસથી મનુષ્યને અજ્ઞાત સુકૃતિ તરીકે ઓળખાતો અદૃશ્ય લાભ મળી શકે છે. પોતે કેવી રીતે વિકાસ કરી રહ્યો છે, તે સમજી શકતો નથી, પરંતુ ભગવાનના ભક્તનાં દર્શન કરીને વિકાસ કરે છે. નારદમુનિનો હેતુ જેમ બને તેમ જલદીથી બધાં કાર્યો પતાવી દેવાનો હતો. એમ લાગ્યું કે કૃષ્ણ અસુરોના વધ કરવા પ્રગટ થયા હતા અને કંસ અસુરોમાં મુખ્ય હતો નારદજી બધી વસ્તુઓનો ઝડપી નિકાલ લાવવા માગતા હતા એટલે તરત જ

કંસની પાસે બધી સત્ય ઘટના જણાવવા ગયા. નારદજીએ કંસને કહ્યું, "વસુદેવનો આઠમો પુત્ર તારી હત્યા કરનાર છે. કૃષ્ણ એ આઠમો પુત્ર છે. વસુદેવનું આઠમું સંતાન પુત્રી છે, એમ કહી તેમણે તને ગેરમાર્ગે દોર્યો છે. હકીકતમાં નંદ મહારાજની પત્ની યશોદાને દીકરી જન્મી હતી અને વસુદેવે એ પુત્રીની અદલાબદલી કરવાથી તું છેતરાઈ ગયો. બલરામની જેમ કૃષ્ણ વસુદેવનો દીકરો છે. તારા અત્યંત ઘાતકી સ્વભાવથી ડરી જઈને, વસુદેવજીએ તારી નજરથી દૂર લઈ જઈ, વૃંદાવનમાં તેને યુક્તિપૂર્વક સંતાડયો છે." નારદજીએ આગળ વધતાં કંસને માહિતી આપી, "કૃષ્ણ અને બલરામ નંદ મહારાજની સારસંભાળ નીચે અજ્ઞાતવાસ કરે છે. જેટલા તારા અસુર મિત્રોને તેં જુદાં જુદાં બાળકોને મારી નાંખવા માટે વૃંદાવન મોકલ્યા, તે સૌને કૃષ્ણ અને બલરામે હણી નાંખ્યા છે."

જે ક્ષણે કંસે નારદમુનિ પાસેથી આ સમાચાર સાંભળ્યા કે તરત જ પોતાની તીક્ષ્ણ તલવાર ખેંચી અને વસુદેવજીએ કરેલી છેતરપિંડી બદલ એમની હત્યા કરવા તૈયાર થયો; પરંતુ નારદજીએ તેને શાંત પાડયો. તેઓ બોલ્યા, "તને કંઈ વસુદેવજી તો મારવાના છે નહિ, એટલે તેમની હત્યા કરવા આટલો બધો અધીરો શું કામ થાય છે? એના કરતાં તો કૃષ્ણ અને બલરામની હત્યા કરવાનો પ્રયત્ન કરે તો તે વધારે સારું." પરંતુ પોતાનો ગુસ્સો શાંત કરવા માટે કંસે વસુદેવજી તથા તેમની પત્નીને કેદ કર્યાં અને તેમને લોઢાની સાંકળો પહેરાવી. નવી માહિતી પ્રમાણે કંસે તરત જ કેશી અસુરને બોલાવ્યો અને તેને કૃષ્ણ અને બલરામને તરત જ બોલાવી લાવવા વૃંદાવન જવા જણાવ્યું. ખરેખર તો કંસે કેશીને વૃંદાવન મોકલી, કૃષ્ણ અને બલરામ દ્વારા તેની હત્યા કરાવી તેને મુક્તિ અપાવી. પછી કંસે હાથીઓને કેળવવામાં નિષ્ણાતો, ચાણૂર, મુષ્ટિક, શલ, તોશલ વગેરેને બોલાવ્યા અને તેમને કહ્યું, "મારા વહાલા મિત્રો, ધ્યાનપૂર્વક મને સાંભળવાનો પ્રયત્ન કરો. વૃંદાવનમાં નંદ મહારાજને ઘેર કૃષ્ણ અને બલરામ નામના બે ભાઈઓ છે. હકીકતમાં તો તે બંને જણા વસુદેવજીના દીકરા છે. તમે જાણો છો કે, કૃષ્ણ મારી હત્યા કરશે એવું નિર્માણ થયેલું છે, એવી ભવિષ્યવાણી છે, એટલે તમે કુસ્તી-દંગલ માટે તૈયારી કરો, એવી તમને હવે મારી વિનંતી છે. દેશના વિવિધ ભાગોમાંથી, લોકો આ ઉત્સવ જોવા આવશે. એ બંને છોકરાને અહીંયાં લાવવાની વ્યવસ્થા કરીશ અને તમે કુસ્તીના મેદાનમાં તેમને ખતમ કરી નાંખવાનો પ્રયત્ન કરજો." આજે પણ ઉત્તર ભારતનાં મૂળ રહેવાસીઓ કુસ્તી-દંગલ જોવામાં મઝા લે છે; વળી શ્રીમદ્ ભાગવતમાં જણાવેલાં વિધાનો પરથી એમ લાગે છે કે, પાંચ હજાર વર્ષ પૂર્વે કુસ્તીની હરીફાઈ લોકપ્રિય હતી. કંસે કુસ્તી-દંગલની સ્પર્ધા ગોઠવવાની અને લોકોને નિમંત્રણ આપવાની યોજના ઘડી કાઢી. તેણે હાથીને કેળવનારાઓને બોલાવીને કહ્યું, "કુવલયાપીડ નામના હાથીને અવશ્ય લાવજો અને તેને કુસ્તી દંગલના દરવાજા પાસે ઊભો રાખજો. કૃષ્ણ અને બલરામ જોવા આવે કે તરત જ તેમને પકડી લેવા પ્રયત્ન કરી ખતમ કરી નાંખજો."

કંસે તેના મિત્રોને પશુઓનું બલિદાન આપી શંકર ભગવાનનું પૂજન કરવા માટે ધનુર્યજ્ઞ તથા શુકલ પક્ષની ચૌદશે કરાતા ચતુર્દશી-યજ્ઞની તૈયારી કરવા જણાવ્યું.

એકાદશી પછી ત્રણ દિવસે આ દિવસ આવે છે અને શંકર ભગવાનની પૂજા માટે એ દિવસ નક્કી કરવામાં આવ્યો છે. શંકર ભગવાનના જુદા જુદા અંશોમાં કાળભૈરવ નામે ઓળખાતો અંશ છે. અસુરો શંકર ભગવાનના આ સ્વરૂપને પશુઓનું બલિદાન દઈ પૂજે છે. આ પ્રથા વૈદ્યનાથધામ નામે જાણીતા એક સ્થળે ભારતમાં પ્રચલિત છે. અહીં અસુરો કાલભૈરવ દેવને પશુઓનું બલિદાન ચઢાવે છે. કંસ આવા આસુરી વર્ગનો હતો. વળી સાથે સાથે તે નિષ્ણાત મુત્સદ્દી પણ હતો. એટલે તેણે કૃષ્ણ અને બલરામની હત્યા કરવા માટે પોતાના અસુર મિત્રોને ઝડપથી તૈયાર કર્યા.

જે યદુવંશમાં વસુદેવજીના પુત્ર તરીકે કૃષ્ણ જન્મ્યા હતા એ જ વંશમાં જન્મેલા અક્રૂરને તેણે બોલાવ્યા. જ્યારે અક્રૂર કંસને મળવા આવ્યા, ત્યારે તેણે ખૂબ વિવેકપૂર્વક તેમની સાથે હાથ મિલાવ્યા અને કહ્યું, "વહાલા અક્રૂર! ભોજ અને યદુવંશમાં ખરેખર તમારાથી વધારે સારો બીજો કોઈ મિત્ર મારે નથી. તમે અત્યંત ઉદાર-ચરિત્ર મનુષ્ય છો. એટલે એક મિત્ર તરીકે હું તમારી પાસે યાચના કરું છું. ઈન્દ્ર રાજા વિષ્ણુ ભગવાનનું જેમ શરણ સ્વીકારે, તે જ રીતે ખરેખર હું તમારે શરણે આવ્યો છુ. હું તમને વિનંતી કરું છું કે તમે તત્કાળ વૃંદાવન જાવ અને કૃષ્ણ તથા બલરામ નામે બે છોકરાઓને શોધી કાઢો. તેઓ નંદમહારાજના પુત્રો છે. એ છોકરાઓ માટે આ સુંદર રથ મેં વિશિષ્ટ રીતે તૈયાર કરાવ્યો છે. તેમાં તેમને લઈ ઝડપથી અહીં આવો, એટલી જ આપને મારી વિનંતી છે. આ બંને છોકરાઓને ખતમ કરવાની મારી યોજના છે. તેઓ જેવા આ દરવાજામાં આવે તે જ સમયે કુવલયાપીડ નામનો મોટો હાથી તેમની રાહ જોતો ઊભો હશે. શક્ય હશે તો તે તેમને ખતમ કરી નાંખશે, પણ જો કદાચ કોઈ કારણસર તેઓ છટકી જાય, તો તેઓ પાછળથી મલ્લોને મળશે અને એ લોકો એમને મારી નાંખશે, એવી મારી યોજના છે. આ બંને છોકરાઓની હત્યા કર્યા પછી વૃષ્ણી તથા ભોજ વંશોના ટેકેદારો વસુદેવ અને નંદની હું હત્યા કરીશ. વળી મારા પિતા ઉગ્રસેન અને તેમના ભાઈ દેવકને પણ હું મારી નાંખીશ, કારણ કે તેઓ ખરેખર મારા દુશ્મનો છે અને મારી રાજરમત તેમજ રાજકારણમાં તેઓ અવરોધકર્તા છે. આમ મારા સર્વ દુશ્મનોને હું નિર્મૂળ કરીશ. જરાસંધ મારા સસરા છે અને મહાન વાનર દ્વિવિદ મારો મિત્ર છે. તેમની મદદથી દુનિયાની ધરતી પર જે કોઈ રાજાઓ દેવતાઓને ટેકો આપે છે, તે સર્વને હણી નાખવા મારા માટે સહેલા થઈ પડશે. મારી આવી યોજના છે. આમ હું સર્વ પ્રતિસ્પર્ધીઓથી મુક્ત થઈશ; અને આખી દુનિયા પર કોઈ પણ જાતની હરકત વિના રાજ્ય કરીશ. કદાચ તમને ખબર હશે કે શંબર, નરકાસુર અને બાણાસુર મારા ગાઢ મિત્રો છે અને જ્યારે દેવતાઓને મદદ કરનાર રાજાઓ સામે હું યુદ્ધ કરીશ, ત્યારે તેઓ મને નોંધપાત્ર મદદ કરશે. એમ ખરેખર મારા સર્વ દુશ્મનોથી મને મુક્તિ મળશે. એટલે કૃપા કરીને જલદીથી વૃંદાવન જાઓ અને સુંદર મથુરાને જોવા તથા કુસ્તી દંગલની મજા માણવા, એ છોકરાઓને અહીંયાં આવવા પ્રોત્સાહન આપો."

કંસની આવી યોજના સાંભળીને અક્રૂરજીએ જવાબ આપ્યો, "મારા વહાલા રાજન, તમારી મુત્સદ્દીગીરીપૂર્વકની પ્રવૃત્તિઓમાં અવરોધ કરતાં તત્ત્વોને ખતમ કરી નાંખવા માટે તમે અત્યંત સર્વોત્તમ યોજના ઘડી છે; પરંતુ તમારે વિવેકબુદ્ધિનો થોડોક ઉપયોગ કરવો જોઈએ, નહિ તો તમારી યોજના ફળદાયી નહિ નીવડે. છેવટે તો મનુષ્ય ધારે છે કંઈક અને પ્રભુ કરે છે કંઈક. આપણે મોટી મોટી યોજનાઓ ઘડીએ, પરંતુ જો પરમેશ્વરને તે મંજૂર ન હોય તો તે નિષ્ફળ જશે. આ ભૌતિક જગતમાં રહેલ દરેક મનુષ્ય જાણે છે કે, દરેક વસ્તુ વિષે અંતિમ નિર્ણયાત્મક બળ પારલૌકિક શકિત છે. મનુષ્ય પોતાની ફળદ્રૂપ બુદ્ધિથી ગમે તેવી મોટી યોજનાઓ ઘડે, પરંતુ તેને સુખ અને દુ:ખનાં ફળ ભોગવવાં પડે છે; પરંતુ મારે તમારી દરખાસ્તનો વિરોધ કરવાનો નથી. એક મિત્ર તરીકે હું તમારી આજ્ઞાનું પાલન કરીશ અને તમારી ઈચ્છા પ્રમાણે કૃષ્ણ તથા બલરામને અહિયાં લઈ આવીશ."

પોતાના મિત્રોને જુદી જુદી રીતે સૂચનાઓ આપ્યા પછી, અક્રૂર કંસથી છૂટા પડયા અને વૃંદાવન ગયા.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "કંસ કૃષ્ણને બોલાવવા અક્રૂરને મોકલે છે" નામે પાંત્રીસમા પ્રકરણના ભકિતવેદાંત ભાવાર્થ પૂરા થયા.

---



# ૩૬. કેશી દાનવ અને વ્યોમાસુરનો વધ

કંસની સૂચના મળ્યા પછી, કેશી અસુરે ભયંકર ઘોડાનું રૂપ ધારણ કર્યું એની વિપુલ કેશવાળી ફરકાવતો અને પોતાની ખરી વડે પૃથ્વીને ખોદતો તે વૃંદાવન-પ્રદેશમાં પ્રવેશ્યો. તે હણહણાટ કરી આખી દુનિયાને ત્રાસ આપવા લાગ્યો. કૃષ્ણે જોયું કે અસુર પોતાની પૂંછડીને આકાશમાં ગોળ ગોળ વાદળાની જેમ અદ્ધર ઘુમાવી અને હણહણાટી કરી, વૃંદાવનવાસીઓને ગભરાવી રહ્યો હતો. કૃષ્ણ સમજી ગયા કે ઘોડો લડવા માટે પોતાને આહ્‌વાન આપી રહ્યો હતો. ભગવાને એનું આહ્‌વાન સ્વીકાર્યું અને કેશી અસુર સામે જઈને ઊભા રહ્યા. જેવો તેમણે તેને લડવા માટે બોલાવ્યો કે તરત ઘોડો સિંહની ગર્જના જેવો ભયંકર અવાજ કરતો કૃષ્ણ તરફ આગળ વધવા લાગ્યો. કેશી ખૂબ ઝડપથી ભગવાન તરફ ધસી ગયો અને પોતાના બળવાન, વેગીલા તથા પથ્થર જેવા કઠણ પગથી તેમને કચડી નાંખવા પ્રયત્ન કર્યો. જો કે કૃષ્ણે તરત જ તેના પગ પકડી લીધા અને તેને મૂંઝવી નાંખ્યો. કૃષ્ણે થોડા ગુસ્સે થઈને ઘોડાને આજુબાજુ નિપુણતાથી ચક્કર ચક્કર ફેરવ્યો થોડાંક ચક્કર માર્યા પછી, ગરુડ જેમ મોટા સર્પને ઉછાળીને ફેંકી દે, તેમ તેને સો વાર દૂર ફેંક્યો. કૃષ્ણે તેને દૂર ફેંક્યો તેથી ઘોડો તરત જ મરણતોલ બની ગયો. પરંતુ થોડીવારમાં જ તે ભાનમાં આવ્યો અને આ વખતે મોં પહોળું રાખી અત્યંત આવેશ તથા બળપૂર્વક કૃષ્ણ તરફ ધસ્યો. જે ક્ષણે કેશી ત્યાં પહોંચ્યો કે તરત જ કૃષ્ણે પોતાનો ડાબો હાથ ઘોડાના મુખમાં ખોસી દીધો. કૃષ્ણનો હાથ તેને ધગધગતા લોખંડના સળિયા જેવો લાગ્યો. એટલે તેને અતિશય વેદના થઈ અને તરત જ તેના દાંત નીકળી પડ્યા ઘોડાના મુખમાં રહેલા કૃષ્ણના હાથનું કદ એકાએક વધવા લાગ્યું, એટલે કેશીનું ગળું રૂંધાઈ ગયું. જ્યારે એ મોટો ઘોડો રૂંધાવા લાગ્યો, કે તરત જ તેનું આખુંયે શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું અને તે પોતાના પગ આમતેમ પછાડવા લાગ્યો. તેના છેલ્લા શ્વાસ વખતે, તેની બંને આંખના ડોળા બહાર નીકળી પડ્યા, તે સાથે મળમૂત્ર થઈ ગયાં અને તેના પ્રાણ ચાલ્યા ગયા. ઘોડાનું મરણ થવાથી, તેનું મુખ ઢીલું પડ્યું અને કૃષ્ણ,

તકલીફ વગર, પોતાનો હાથ બહાર ખેંચી શક્યા. આટલી સહેલાઈથી કેશી અસુરનો વધ થયો તેથી કૃષ્ણને આશ્ચર્ય ન થયું, પરંતુ દેવતાઓ આશ્ચર્ય પામ્યા અને ખૂબ અહો-ભાવથી તેમણે કૃષ્ણ પર પુષ્પોનો વરસાદ વરસાવ્યો.

આ બનાવ બન્યા પછી, સર્વ ભક્તોમાં શ્રેષ્ઠ ભક્ત નારદમુનિ એકાંત જગાએ કૃષ્ણના દર્શને આવ્યા અને તેમની સાથે વાત કરવા લાગ્યા. તેમણે કહ્યું, "મારા વહાલા ભગવાન કૃષ્ણ! આપ સર્વોચ્ચ પરમાત્મા, સર્વરહસ્યપૂર્ણ શક્તિઓના સર્વોચ્ચ નિયામક, સમગ્ર વિશ્વના નાથ, સર્વવ્યાપી, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. આપ પ્રગટ વિશ્વનું આશ્રયસ્થાન, સર્વ-ભક્તોના સ્વામી અને દરેક મનુષ્યના નાથ છો. અગ્નિ જેમ દરેકે દરેક કાષ્ઠમાં છુપાયેલો હોય છે તેમ આપ સર્વ જીવાત્માઓના હૃદયમાં પરમાત્મા તરીકે ગુપ્તરીતે વસો છો. જીવા-ત્માઓની સર્વ પ્રવૃત્તિઓના આપ સાક્ષી છો અને આપ તેમના સર્વોચ્ચ નિયામક છો. આપ સ્વયં પૂર્ણ છો; સર્જન પહેલાં આપનું અસ્તિત્વ હતું અને આપની શક્તિથી આપે સમગ્ર ભૌતિક વિશ્વનું સર્જન કર્યું છે. આપની સંપૂર્ણ યોજના પ્રમાણે, ભૌતિક પ્રકૃતિના ગુણોના આંતર્ સંબંધોથી આ ભૌતિક જગતનું સર્જન થયું છે અને આપનાથી જ તેમનું પોષણ અને વિનાશ થાય છે. આ બધી પ્રવૃત્તિઓની આપને કોઈ અસર થતી નથી; છતાં આપ અખંડ સર્વોચ્ચ નિયામક છો. મારા વહાલા પ્રભુ! આ પૃથ્વી પર ખરેખર આસુરી સ્વભાવવાળા કહેવાતા રાજાઓનો સંહાર કરવા માટે આપે આ પૃથ્વી પર સ્વયં અવતાર ધારણ કર્યો છે. આવા પાખંડી લોકો રાજવીય વેશભૂષામાં રહી લોકોને ઠગી રહ્યા છે. આ ભૌતિક જગતમાં ધાર્મિક સિદ્ધાંતોનું રક્ષણ કરવા માટે અને અનિચ્છનિય દુષ્ટોનો વિનાશ કરવા માટે આપ અવતરો છો, એ વચન સિદ્ધ કરવા આપ પ્રગટ થયા છો. મારા વહાલા પ્રભુ! એટલે મને ખાત્રી છે કે પરમ દિવસે અસુરો જેવા કે ચાણૂર, મુષ્ટિક અને બીજા મલ્લો, હાથીઓ અને કંસ સુદ્ધાંને આપનાથી હણાયેલા હું જોઈશ. આ પછી મને આશા છે કે શંખ, યવન, મૂર અને નરકાસુર જેવા બીજા અસુરોનો સંહાર પણ જોવાને હું શક્તિમાન થઈશ. વળી હું એ પણ જોઈશ કે આપ સ્વર્ગલોકમાંથી પારી-જાત પુષ્પ કેવી રીતે લાવો છો અને સ્વયં ઈન્દ્રરાજને કેવી રીતે હરાવો છો."

નારદમુનિએ આગળ જણાવ્યું, "મારા વહાલા પ્રભુ! આપ ક્ષત્રિયોના શૌર્યની કિંમત ચૂકવી, ઉચ્ચ સિદ્ધાંતવાળા રાજાઓની કુંવરીઓને કેવી રીતે પરણો છો એ પણ હું જોવાને શક્તિમાન થઈશ." જ્યારે જ્યારે કોઈ ક્ષત્રિય, મહાન રાજાની અતિરૂપવતી અને ગુણવાન રાજકન્યાને પરણવા માગે, ત્યારે તેણે પોતાના પ્રતિસ્પર્ધાઓ સાથે લડીને વિજય મેળવવો જોઈએ. ત્યાર પછી જ તેને એ કુંવરીનો હાથ કન્યાદાનમાં મળે છે."

નારદ મુનિએ કહ્યું, "હું એ પણ જોઈશ કે આપ નૃગરાજાને નરક જેવી સ્થિતિમાંથી કેવી રીતે ઉદ્ધારશો. આ લીલા આપ દ્વારકામાં કરશો. હું એ જોવાને શક્તિમાન થઈશ કે આપ આપનાં પત્ની અને સામંતક રત્ન કેવી રીતે મેળવશો અને બીજા ગ્રહમાં મોકલવામાં આવી ચૂકેલા બ્રાહ્મણના પુત્રને આપ મૃત્યુલોકમાંથી કેવી રીતે બચાવશો. ત્યાર પછી હુ એ

જોવાને શકિતમાન થઈશ કે આપ પૌન્ડ્રક અસુરનો વધ કરો છો અને કાશીના રાજાને ભસ્મીભૂત કરો છો. આપ યુધિષ્ઠિર મહારાજના પક્ષે રહીને ચેદીના રાજા અને દંતવક્રને મોટી લડાઈઓમાં કેવી રીતે હણી નાંખો છો, તે હું જોઈશ. આ ઉપરાંત, આપના દ્વારકાના વસવાટ દરમ્યાન આપની બીજી ઘણી શૌર્યભરી પ્રવૃત્તિઓ મને જોવા મળશે. વળી આપની કૃપાથી થયેલી આ સર્વ પ્રવૃત્તિઓનાં યશોગાન મોટા મોટા કવિઓ અનંત કાળ સુધી ગાશે અને કુરુક્ષેત્રના રણમેદાનમાં આપના મિત્ર અર્જુનના સારથી તરીકે આપ ભાગ લેશો; તથા અજિત મૃત્યુના અવતાર સનાતન કાળદેવ તરીકે આપ યુદ્ધ માટે ભેગા થયેલા સર્વ દુષ્ટોને હરાવશો. એ યુદ્ધ ભૂમિમાં વિપુલ પ્રમાણમાં લશ્કરી શકિતનો ક્ષય મને જોવા મળશે. મારા પ્રભુ! આપનાં ચરણકમળમાં મારાં સન્માનપૂર્વક વંદન સ્વીકારશો. આપ સંપૂર્ણ સચ્ચિદાનંદમય સ્થિતિમાં સ્થિત થયેલા છો. આપ સ્વયં સંપૂર્ણ છો અને સર્વ ઈચ્છાઓથી મુકત છો. આપની અંતરંગ શકિત પ્રગટ કરીને આપે માયાની અસર પ્રસરાવી છે. કોઈ પણ વ્યકિત આપની અમર્યાદિત શકિતનું માપ કાઢી શકે તેમ નથી. મારા વહાલા પ્રભુ! આપ સર્વોચ્ચ નિયંતા છો. આપ પોતાની અંતરંગ શકિતને આધીન છો. આપના કોઈ પણ સર્જનને આપ આધીન છો, એમ વિચારવું નિરર્થક છે."

"આપે યદુવંશ અથવા વૃષ્ણી–વંશમાં જન્મ ધર્યો છે. પૃથ્વીના પટ ઉપર સચ્ચિદાનંદમય 'આદિ સ્વરૂપે આપે ધરેલો અવતાર આપની પોતાની જ લીલા છે. આપ કેવળ આપના સિવાય બીજી કોઈ વસ્તુને આધીન નથી એટલે હું આપનાં ચરણકમળમાં સન્માનપૂર્વક આપને વંદન કરું છું."

નારદ મુનિ સામાન્ય જનસમાજને ખાત્રી કરાવવા માગતા હતા કે કૃષ્ણ સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે. તેમનું યદુવંશમાં પ્રાગટય, અથવા અર્જુન સાથેની મૈત્રી જેવી તેમની પ્રવૃત્તિઓનાં પરિણામો ભોગવવા તેમને ફરજ પાડી શકાય એમ નથી તે સર્વે ચરિત્રો છે. કૃષ્ણ માટે તે કેવળ ખેલ છે, પરંતુ આમારા માટે એ બધી સાચી વાસ્તવિક ઘટનાઓ છે.

કૃષ્ણ ભગવાનને આ પ્રમાણે સન્માનપૂર્વક વંદન કર્યા પછી, નારદમુનિ રજા લઈને ચાલી નીકળ્યા. કેશી અસુરની હત્યા કર્યા પછી, જાણે કાંઈ ન બન્યું હોય તેમ, કૃષ્ણ ગાયો ચરાવવા પાછા ફર્યા. આમ કૃષ્ણ વૃંદાવનમાં પોતાના મિત્રો ગોપ બાળકો, તથા ગોપીઓ સાથે પોતાનાં દિવ્ય લીલાચરિત્રોમાં વ્યસ્ત રહે છે, પરંતુ કોઈક કોઈક વાર વિવિધ પ્રકારના અસુરોની હત્યા કરીને, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે અસામાન્ય શકિત પ્રગટ કરે છે. ત્યાર પછીથી એ મોડી સવારે કૃષ્ણ પોતાના ગોપ બાળમિત્રોને લઈ ગોવર્ધન પર્વતના શિખર પર રમવા માટે ગયા. તેઓ ચોર અને કોટવાળની રમત રમતા હતા. કેટલાક છોકરાઓ કોટવાળ બન્યા, કેટલાક ચોર બન્યા, અને કેટલાકે ઘેટાંનો પાઠ ભજવ્યો. આ પ્રમાણે જયારે તેઓ બાળ-સુલભ લીલા કરતા હતા, ત્યારે વ્યોમાસુર નામે એક (આકાશમાં ઊડનાર) અસુર તે સ્થળે પ્રગટ થયો તે મય નામે બીજા મોટા અસુરનો દીકરો હતો આ અસુરો ચમત્કારિક જાદુ કરી શકે છે. વ્યોમાસુર ગોપ-બાળક તરીકે આવી ચોરનો વેશ

લઈ ઘેટાંનો પાઠ ભજવતા ઘણા છોકરાઓને હરી ગયો. એક પછી એક એમ લગભગ બધા છોકરાઓને ઉપાડી જઈને તેણે પર્વતની ગુફાઓમાં મૂકી દીધા અને શિલાઓથી ગુફાઓની બખોલ ઢાંકી દીધી. અસુર જે ચાલાકી કરી રહ્યો હતો, તે કૃષ્ણના ધ્યાનમાં આવી ગઈ. એટલે સિંહ જેમ ઘેટાંને પકડે, બરાબર તે જ રીતે તેમણે તેને પકડ્યો. બંધનમાંથી છટકવા અસુર પોતાની જાતનો ડુંગરની જેમ વિસ્તાર કરવા લાગ્યો; પરંતુ કૃષ્ણે તેને પોતાના બંધનમાંથી છટકવા ન દીધો. પછી તરત જ અત્યંત બળપૂર્વક તેને જમીન પર પછાડ્યો અને કતલખાનામાં પશુનો વધ થાય એમ તેનો વધ કર્યો. વ્યોમાસુરનો સંહાર કર્યા પછી, કૃષ્ણ ભગવાને પોતાના સર્વ મિત્રોને પર્વતની ગુફાઓમાંથી બહાર કાઢ્યા. તેમના મિત્રો અને દેવતાઓએ આવાં આશ્ચર્યજનક કૃત્યો બદલ કૃષ્ણની પ્રશંસા કરી. પછી તેઓ પોતાની ગાયો અને મિત્રોને લઈ વૃંદાવન પાછા ફર્યા.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "કેશી દાનવ અને વ્યોમાસુરનો વધ" નામે છત્રીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ પૂરા થયા.

---



# ૩૭. વૃંદાવનમાં અક્રૂરનું આગમન

કૃષ્ણે કરેલા વ્યોમાસુરના વધનો નારદમુનિએ ઉલ્લેખ કર્યો નથી, એનો અર્થ એમ કે જે દિવસે કેશી અસુરનો વધ થયેલો એ જ દિવસે વ્યોમાસુરનો સંહાર થયેલો. કેશી અસુરનું મરણ વહેલી સવારે થયેલું અને ત્યાર પછી છોકરાઓ ગોવર્ધન-પર્વત પર ગાયો ચરાવવા ગયેલા અને ત્યાં વ્યોમાસુર મરણ પામેલો. બંને અસુરો સવારના પહોરમાં મરણ પામેલા. કંસે અક્રૂરને સાંજ સુધીમાં વૃંદાવન જઈ પહોંચવા વિનંતી કરેલી. કંસની સૂચના સ્વીકાર્યા પછી અક્રૂર બીજે દિવસે સવારે રથમાં બેસી વૃંદાવન જવા નીકળ્યા. અક્રૂરજી સ્વયં ભગવાનના મહાન ભક્ત હોવાથી, વૃંદાવન જતાં જતાં, ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ભક્તો હંમેશાં શ્રીકૃષ્ણના ચિંતનમાં તલ્લીન રહે છે, તેમ અક્રૂર કૃષ્ણ ભગવાનનાં કમળનયનનું સતત ચિંતન કરી રહ્યા હતા.

તેમને ખબર ન હતી કે કોણ જાણે કેટલીય જાતનાં પુણ્ય તેમણે કર્યાં હશે, કે જેથી આજે તેઓ કૃષ્ણ ભગવાનના દર્શને જવાની તકનો લાભ મેળવી રહ્યા છે. અક્રૂરને થયું, જો કૃષ્ણની ઈચ્છા હશે તો પોતાને તેમનાં દર્શન થશે. અક્રૂર સ્વગત વિચારવા લાગ્યા કે મોટા મોટા રહસ્યવાદી યોગીઓ જેમના દર્શનને ઝંખે છે, એવા કૃષ્ણના દર્શને તેઓ જઈ રહ્યા છે. તેમને આત્મવિશ્વાસ હતો કે એ દિવસે પોતાનાં ભૂતકાળનાં બધાં જ પાપ નાશ પામશે અને પોતાનો સદ્‌ભાગી માનવદેહ સફળ થશે. વળી અક્રૂરને વિચાર આવ્યો કે કૃષ્ણ તથા બલરામને પાછા બોલાવવાની અને ભગવાનનાં દર્શન કરવાની અનુકૂળતા કરી આપીને કંસે તેમના પર મોટો ઉપકાર કર્યો હતો. અક્રૂર ફરી વિચાર કરવા લાગ્યા કે કૃષ્ણના ચરણકમળના તેજસ્વી નખનાં દર્શન કરીને જ પહેલાં મોટા મોટા સંતો અને સાધુ પુરુષો ભૌતિક જગતમાંથી મુક્તિ પામેલા.

"એ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાધારણ માનવના સ્વરૂપે હાલમાં અહીં અવતર્યા છે અને તેમનાં પ્રત્યક્ષ દર્શન કરવાનું મને મોટું સદ્‌ભાગ્ય સાંપડયું છે," એમ અક્રૂરે વિચાર્યું. બ્રહ્માજી જેવા મોટા મોટા દેવતાઓ, નારદજી અને શંકર ભગવાન જેમનું પૂજન કરે છે અને

જે વૃંદાવનની ધરતી પર ભ્રમણ કરી રહ્યા છે તથા જે ગોપીઓના કુંમકુંમથી આચ્છાદિત થયેલા સ્તનયુગલનો સ્પર્શ કરે છે, એવાં ચરણકમળનાં દર્શનની અપેક્ષાએ તેઓ અત્યંત રોમાંચિત થયા. તેમને થયું, "હું એટલો બધો ભાગ્યશાળી છું કે આજ એજ ચરણ-કમળોનાં દર્શન કરવાને હું શકિતમાન થઈશ અને ખરેખર કપાળ તથા નાસિકા પર તિલક કરેલા એવા કૃષ્ણના સુંદર મુખનાં દર્શન કરી શકીશ. હું તેમનું હાસ્ય અને તેમના વાંકડિયા કાળા વાળ જોઈ શકીશ, આ તક મને મળશે એની મને ખાત્રી છે. કારણ, હરણાંને મારી જમણી બાજુએ થઈને આજે પસાર થતાં હું જોઉં છું. આજે વૈકુંઠલોકના આધ્યાત્મિક રાજ્યના સૌંદર્યનાં દર્શન કરવાં મારા માટે ખરેખર શકય બનશે. કારણ, કૃષ્ણ સર્વોચ્ચ વિષ્ણુ છે અને તેમણે પોતે સ્વેચ્છાપૂર્વક અવતાર લીધો છે. તે સર્વ સૌંદર્યના સરોવર છે, એટલે મારી આંખો આજે સંપૂર્ણ રીતે ધરાઈ જશે."

અક્રૂરે જોયું કે કૃષ્ણ ભગવાન સર્વોચ્ચ વિષ્ણુ છે એ શંકા વગરની વસ્તુ છે. ભગવાન વિષ્ણુ ભૌતિક શકિત પર દૃષ્ટિપાત કરે છે અને ભૌતિક વિશ્વનું પ્રાગટય થાય છે. વિષ્ણુ ભગવાન આ ભૌતિક જગતના સર્જનહાર હોવા છતાં, પોતાની શકિતને કારણે ભૌતિક શકિતની અસરથી તે મુકત છે — પોતાની અંતરંગ શકિત દ્વારા તે ભૌતિક શકિતના અંધકારને ભેદી શકે છે. તે જ પ્રમાણે, આદિ વિષ્ણુ એવા કૃષ્ણે પોતાની અંતરંગ શકિતનો વિસ્તાર કરીને, વૃંદાવન-વાસીઓનું સર્જન કર્યું. બ્રહ્મસંહિતામાં એ વસ્તુનો પણ સ્વીકાર થયેલો છે કે કૃષ્ણનાં ઐશ્વર્ય અને ધામ તેમની અંતરંગ શકિતના વિસ્તાર છે. એ જ અંતરંગ શકિત પૃથ્વી પર વૃંદાવન તરીકે પ્રગટ થઈ છે, જેને સ્વયં કૃષ્ણ પોતાનાં માતા પિતા અને પોતાના મિત્રો, ગોપબાળકો અને ગોપીઓના સંસર્ગમાં ભોગવે છે. અક્રૂરના વિધાન પરથી એટલું સ્પષ્ટ થાય છે કે કૃષ્ણ ભૌતિક પ્રકૃતિના ગુણોથી પર, એટલે કે દિવ્ય છે. તેથી ભગવાનની ભકિતમય સેવામાં જોડાયેલા વૃંદાવનવાસીઓ પણ દિવ્ય છે.

અક્રૂરને પણ ભગવાનનાં દિવ્ય લીલા-ચરિત્રોની આવશ્યકતા વિષે વિચાર આવ્યો. તેમને થયું કે કૃષ્ણની દિવ્ય પ્રવૃત્તિઓ, ઉપદેશો, ગુણ અને લીલાચરિત્રો સામાન્ય જન-સમાજના સૌભાગ્ય માટે છે. લોકો ભગવાનનાં દિવ્ય સ્વરૂપ, ગુણ, લીલાચરિત્ર અને ઐશ્વર્યની ચર્ચા કરીને સતત કૃષ્ણભાવનામાં રહી શકે છે. એ રીતે સમગ્ર વિશ્વ ખરેખર મંગળમય જીવન જીવી શકે છે અને શાંતિમય વિકાસ સાધી શકે છે. પરંતુ, કૃષ્ણભાવના વિનાની સંસ્કૃતિ તો મરેલા મડદાનો શણગાર છે. મડદાને સુંદર રીતે શણગારો, પરંતુ ચેતના વગરના શણગાર નિરર્થક છે. કૃષ્ણભાવનાવિહીન માનવસમાજ નિરુપયોગી અને નિષ્પ્રાણ છે.

અક્રૂરને થયું, "પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ યદુવંશના વંશજોમાંના એક તરીકે હાલમાં પ્રગટ થયા છે. તેમણે ઘડેલા કાયદા એ જ ધાર્મિક સિદ્ધાંતો છે. જેઓ આ કાયદાને બંધનકર્તા માને છે તેઓ દેવતાઓ છે અને જેઓને એ બંધનકર્તા નથી તે અસુરો છે. જે દેવતાઓ ભગવાનના કાયદા પ્રત્યે અત્યંત વફાદાર છે, તેમને રક્ષણ આપવા માટે તેમણે સ્વયં અવતાર ધર્યો છે. દેવતાઓ અને ભગવાનના ભકતો કૃષ્ણના કાયદાને બંધનકર્તા માનવામાં

પ્રસન્નતા અનુભવે છે અને કૃષ્ણ પણ તેમની સર્વ પ્રકારે રક્ષા કરવામાં પ્રસન્ન થાય છે. કૃષ્ણ દ્વારા ભક્તોની કરાતી રક્ષા, અસુરોનો વધ વગેરે કૃષ્ણની પ્રવૃત્તિઓનો ભગવદ્ ગીતામાં ઉલ્લેખ થયો છે અને હંમેશાં તેના શ્રવણ અને કીર્તનથી માનવમાત્રનું હિત થાય છે. ભગવાનની યશસ્વી પ્રવૃત્તિઓનું ભક્તો અને દેવતાઓ ઉત્તરોત્તર વધારે ને વધારે સંકીર્તન કરશે."

"કૃષ્ણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, સર્વ આધ્યાત્મિક ગુરુઓના આધ્યાત્મિક ગુરુ છે, તેઓ સર્વ પતિત આત્માઓના ઉદ્ધારક અને ત્રણેય લોકના સ્વામી છે. દરેક મનુષ્ય, ભગવાન પ્રત્યે સ્નેહથી ઉભરાઈ જતાં નયનો વડે, તેમનાં દર્શન કરવાને શકિતમાન બને છે. આજે એવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં દર્શન કરવાને હું શકિતમાન થઈશ કે જેમણે પોતાના દિવ્ય સૌંદર્યથી દેવી ભાગ્યલક્ષ્મીને પોતાની પાસે રહેવા સતત આકર્ષ્યાં છે. હું વૃંદાવનમાં પહોંચીશ તે જ ક્ષણે હું આ રથમાંથી ઊતરી પડીશ અને સર્વ જીવાત્માઓ અને ભૌતિક-પ્રકૃતિના સ્વામી સર્વોચ્ચ પ્રભુની સન્મુખ લાંબો થઈને સન્માનપૂર્વક દંડવત્ પ્રણામ કરીશ. મોટા મોટા રહસ્યવાદી યોગીઓ, કૃષ્ણનાં ચરણકમળનું હંમેશાં પૂજન કરે છે, તેથી હું પણ તેમના ચરણકમળની પૂજા કરીશ અને ગોપ બાળકોની જેમ વૃંદાવનમાં તેમના મિત્રો-માંનો એક મિત્ર બનીશ. જ્યારે હું એ રીતે ભગવાન શ્રીકૃષ્ણનું વંદન કરીશ, ત્યારે ખરેખર તેઓ પોતાના નિર્ભયકારી હસ્તકમળ મારા મસ્તક પર મૂકશે. જે સર્વ બદ્ધ જીવાત્માઓ પ્રભુના ચરણકમળનું શરણું સ્વીકારે છે, તેમની પ્રભુ સહાય કરે છે. એવા સર્વ લોકો કે જેઓ ભૌતિક જગતથી ડરે છે તેમના જીવનનું અંતિમ ધ્યેય કૃષ્ણ છે; અને ખરેખર જ્યારે હું તેમને મળીશ ત્યારે તેઓ મને તેમના ચરણકમળનો આશ્રય આપશે. મારા મસ્તક પર તેઓ પોતાનાં હસ્તકમળ મૂકી સ્પર્શ કરે, એની હું ઝંખના કરી રહ્યો છું."

આ રીતે અક્રૂરે કૃષ્ણના હસ્તે આશીર્વાદની અપેક્ષા રાખી. તેમને ખબર હતી કે સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ, એ ત્રણે લોકના સ્વામી અને સ્વર્ગના રાજા ઈન્દ્રે અર્પણ કરેલા થોડા જળનો કૃષ્ણે સ્વીકાર કરીને તેમને આશીર્વાદ આપેલા. તે જ પ્રમાણે બલિ મહારાજે વામનદેવને ત્રણ પગલાં જમીનનું દાન કર્યું અને થોડું જળ ભગવાન વામનદેવને અર્પણ કર્યું. કૃષ્ણે તેનો સ્વીકાર કરીને ઈન્દ્રનું સ્થાન આપ્યું. જ્યારે ગોપીઓ કૃષ્ણ સાથે રાસનૃત્ય કરી રહ્યા પછી થાકી ગઈ, ત્યારે કૃષ્ણે પોતાનો કમલ-પુષ્પ જેવો સુવાસિત હાથ ગોપીઓના મોતીના દાણા જેવાં સ્વેદ બિંદુઓથી છવાયેલાં મુખ પર ફેરવ્યો, એટલે તરત જ ગોપીઓમાં તાજગી આવી. આમ અક્રૂર કૃષ્ણના સર્વોચ્ચ હાથના આશીર્વાદની અપેક્ષા રાખી રહ્યા હતા. જો મનુષ્યો કૃષ્ણભાવના અપનાવે તો કૃષ્ણનો હાથ તે દરેકને આશીર્વાદ આપવા માટે શકિતમાન છે. જો કોઈ મનુષ્ય સ્વર્ગના રાજા જેવા ભૌતિક સુખની અપેક્ષા રાખતો હોય, તો તેને કૃષ્ણના હાથે આશીર્વાદ મળી શકે છે. જો મનુષ્યને ભૌતિક જગતના દુ:ખમાંથી મુકિત જોઈતી હોય, તો તેને કૃષ્ણના હાથે એમના પણ આશીર્વાદ મળી શકે છે. જો કોઈ પણ મનુષ્યને કૃષ્ણમાં દિવ્ય પ્રેમ હોય અને તે ભગવાનના દિવ્ય શરીરનો સ્પર્શ અને વ્યકિત-ગત સંપર્ક ઈચ્છતો હોય, તો તેને પણ તેમના હાથના આશીર્વાદ મળે છે

તેમ છતાં કૃષ્ણના શત્રુ કંસે પોતાને આ કામગીરી સોંપેલી તેથી અક્રૂરના મનમાં ડર હતો. તેમને થયું, "હું દુશ્મનના દૂત તરીકે કૃષ્ણને મળવા માટે જઈ રહ્યો છું." અને તે જ વખતે એમને થયું, "કૃષ્ણ દરેકે દરેક મનુષ્યના હૃદયમાં પરમાત્મા તરીકે બિરાજે છે, એટલે તેમને મારા હૃદયભાવ વિષે ખબર હોવી જોઈએ." કૃષ્ણના દુશ્મન કંસને અક્રૂરમાં વિશ્વાસ હતો, પરંતુ તેમનું હૃદય પવિત્ર હતું. તેઓ કૃષ્ણના શુદ્ધ ભકત હતા. કેવળ કૃષ્ણને મળવા માટે જ તેમણે કંસના ગુસ્સાનું જોખમ ખેડયું. તેમને ખાત્રી હતી કે તેઓ કંસના પ્રતિનિધિ તરીકે જઈ રહ્યા હતા, પરંતુ કૃષ્ણ તેમને દુશ્મન તરીકે ગણશે નહિ, "જો કે હું કંસના દૂત તરીકે પાપી કાર્ય કરવા માટે જઈ રહ્યો છું, પરંતુ જ્યારે હું પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સન્મુખ જઈશ, ત્યારે હું બે હાથ જોડીને અત્યંત નમ્રતાપૂર્વક તેમની સમક્ષ ઊભો રહીશ. ખરેખર, તેઓ મારી ભકિતમયવૃત્તિ જોઈ રાજી થશે, અને સંભવ છે કે તેઓ સ્નેહપૂર્ણ સ્મિત કરીને મારી તરફ જોઈને, સર્વ પ્રકારનાં પાપોનાં પરિણામોથી મને મુકત કરશે. ત્યાર પછી, હું દિવ્ય સચ્ચિદાનંદમય ભૂમિકા સુધી પહોંચીશ. કૃષ્ણ મારા હૃદયને ઓળખે છે, એટલે નિઃશંક રીતે જ્યારે હું તેમની સન્મુખ જઈશ, ત્યારે તે મને આલિંગન દેશે. હું માત્ર યદુવંશનો એક સભ્ય નથી, પરંતુ અણિશુદ્ધ નિર્મળ ભકત છું. તેમના સ્નેહપૂર્ણ આલિંગનથી મારા શરીર, હૃદય અને આત્મા પર છવાયેલાં, મારા ભૂતકાળના જીવનનાં કર્મ અને તેનાં પરિણામો પણ સંપૂર્ણ રીતે સ્વચ્છ થશે. જ્યારે અમારો સદેહે સ્પર્શ થશે, ત્યારે હું તરત જ અત્યંત નમ્રતાપૂર્વક બે હાથ જોડી ઊભો થઈશ. ખરેખર, કૃષ્ણ અને બલરામ મને બોલાવીને કહેશે, 'અક્રૂર કાકા!' અને તે જ સમયે મારું સમગ્ર જીવન ધન્ય થશે. જ્યાં સુધી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર મનુષ્યનો સ્વીકાર ન કરે ત્યાં સુધી, તેનું જીવન સફળ થઈ શકતું નથી."

અહીં એ વસ્તુ સ્પષ્ટ રીતે જણાવેલી છે કે દરેક મનુષ્યે સેવા અને ભકિત દ્વારા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સ્વીકૃતિ મેળવવા પ્રયત્ન કરવો જોઈએ. કારણ, જો એ ના મળે તો માનવજીવન નિષ્ફળ જાય. ભગવદ્-ગીતામાં જણાવ્યા પ્રમાણે સર્વોચ્ચ પ્રભુ — પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, દરેક મનુષ્ય પ્રત્યે સમદૃષ્ટિ રાખે છે. તેમને કોઈ મિત્રો કે દુશ્મનો નથી. જે ભકત ભકિતભર્યા પ્રેમ દ્વારા તેમની સેવા કરે છે, તે ભકત પ્રત્યે તેઓનું વલણ વધુ હોય છે. વળી ભગવદ્ ગીતા સ્પષ્ટ રીતે જણાવે છે કે, ભકત દ્વારા પ્રગટ થતી ભકિતમય સેવાને સર્વોચ્ચ પ્રભુ આવકારે છે. અક્રૂરને થયું કે યજમાનની ભાવના પ્રમાણે ફળ દેનાર, સ્વર્ગ લોકમાં આવેલા કલ્પવૃક્ષ સમા કૃષ્ણ હતા. પૂર્ણ પુરુષોત્તમ, પરમેશ્વર એ દરેક વસ્તુનું મૂળ છે. ભકતે ભગવાનની કેવી રીતે સેવા કરવી અને કેમ કરીને તેમની સ્વીકૃતિ પ્રાપ્ત કરવી એ જાણવું જ જોઈએ. તેથી ચૈતન્ય ચરિતામૃતમાં એવી સમજૂતી આપવામાં આવી છે કે મનુષ્યે આધ્યાત્મિક ગુરુ અને કૃષ્ણની એક સાથે સેવા કરવી જોઈએ, અને એ રીતે કૃષ્ણભાવનામાં પ્રગતિ કરવી જોઈએ. આધ્યાત્મિક ગુરુ કૃષ્ણના પ્રગટ પ્રતિનિધિ છે. એટલે આધ્યાત્મિક ગુરુના માર્ગદર્શન નીચે કરવામાં આવતી કૃષ્ણની સેવા અધિકૃત સેવા છે. શ્રી વિશ્વનાથ ચક્રવર્તી ઠાકુર કહે છે કે જ્યારે મનુષ્ય આધ્યાત્મિક ગુરુને સંતોષ આપે છે,

ત્યારે તે સર્વોચ્ચ પ્રભુને પણ સંતોષે છે. આ વસ્તુ તદ્દન સરકારી ખાતાની નોકરી જેવી છે મનુષ્યને વિભાગીય વડાના નિરીક્ષણ નીચે કામ કરવાનું હોય છે. જો વિભાગીય વડાને અમુક કર્મચારીની સેવાથી સંતોષ થાય તો આપમેળે જ તેને બઢતી મળે છે અને પગારમા વધારો થાય છે.

પછી અક્રૂરે વિચાર કર્યો, "જ્યારે કૃષ્ણ અને બલરામ મારી પ્રાર્થનાઓથી રાજી થશે ત્યારે તેઓ મારો હાથ પકડશે અને અવશ્ય પોતાને ઘેર લઈ જઈ, સર્વ પ્રકારના આતિથ્યથી મારું સ્વાગત કરશે અને મને ચોક્કસ કંસ તથા તેમના મિત્રોની પ્રવૃત્તિઓ વિષે પૂછશે"

આ રીતે સ્વફલ્કના પુત્ર અક્રૂર મથુરામાંથી તેમના પ્રયાણ દરમ્યાન કૃષ્ણનું ધ્યાન ધરી રહ્યા હતા. તેઓ સાંજ પડે વૃંદાવન પહોંચ્યા. આખો પ્રવાસ પૂરો થયો ત્યાં સુધી અક્રૂરને કેટલું અંતર કપાયું તેની ખબર જ ન પડી જ્યારે તે વૃંદાવન પહોંચ્યા, ત્યારે સૂર્ય આથમતો હતો. જેવા તે વૃંદાવનની હદમાં પ્રવેશ્યા, તેવા તેમણે ગાયોનાં પગલાંની ખરીની અને કૃષ્ણનાં પગલાંની ધજા, ત્રિશૂળ, વજ્ર તથા કમળ પુષ્પવાળી છાપો જોઈ. કૃષ્ણનાં પગલાંની છાપ જોઈને, અક્રૂર તરત જ સન્માનપૂર્વક રથમાંથી નીચે ઊતર્યા. તેઓ દિવ્ય ભાવાવેશમાં આવી ગયા; તેમની આંખોમાં અશ્રુ ઊભરાતાં હતાં અને તેમનું શરીર ધ્રૂજતું હતું. કૃષ્ણના ચરણકમળની રજનું દર્શન થતાં, અત્યંત હર્ષોલ્લાસમાં આવી ગયેલા અક્રૂર જમીન પર ચત્તા પડયા અને આમતેમ આળોટવા લાગ્યા.

અક્રૂરનો વૃંદાવનનો પ્રવાસ દૃષ્ટાન્તરૂપ છે. જે મનુષ્ય વૃંદાવનની મુલાકાતે જવા માગતો હોય, તેણે અક્રૂરના આદર્શ પગલાને અનુસરવું જોઈએ, અને હંમેશાં ભગવાનનાં લીલાચરિત્રો તથા પ્રવૃત્તિઓનું ચિંતન કરવું જોઈએ. જે ક્ષણે વ્યક્તિ વૃંદાવનની હદમાં પ્રવેશે, ત્યારે તેણે તરત જ પોતાની ભૌતિક પદવી અને કીર્તિનો ખ્યાલ કર્યા સિવાય, વૃંદાવનની રજનો પોતાના શરીરે લેપ કરવો જોઈએ. નરોત્તમદાસ ઠાકુરે પોતાના વિખ્યાત ગીતમાં ગાયું છે, "विषय चारिया कबे शुद्ध हबे मन:। જ્યારે મારું મન ભૌતિક ઇન્દ્રિયગમ્ય સુખોપભોગોની વાસનામાંથી મુક્ત થઈ શુદ્ધ થશે, ત્યારે હું વૃંદાવનની યાત્રા કરવાને શક્તિમાન થઈશ" ખરેખર તો મનુષ્ય ટિકિટ ખરીદીને વૃંદાવન જઈ શકતો નથી. અક્રૂરે વૃંદાવન-ધામ જવાની રીત બતાવી છે.

જ્યારે અક્રૂર વૃંદાવનમાં પ્રવેશ્યા ત્યારે તેમણે જોયું કે કૃષ્ણ અને બલરામ ગાયોના દોહન વખતે નિરીક્ષણ કરવામાં રોકાયેલા હતા. કૃષ્ણે પીતામ્બર અને બલરામે વાદળી વસ્ત્ર પહેર્યાં હતાં. અક્રૂરે એ પણ જોયું કે, કૃષ્ણનાં નયન શરદઋતુનાં પ્રફુલ્લ કમળપુષ્પ જેવાં અત્યંત મનોહર હતાં. તેમણે કૃષ્ણ અને બલરામને તેમના યૌવનની વસંતમાં જોયા. બંનેની દેહાકૃતિ એક સરખી હોવા છતાં, કૃષ્ણ શ્યામ વર્ણના અને બલરામ શ્વેતવર્ણા હતા. બંને જણા દેવી ભાગ્યલક્ષ્મીનું આશ્રયસ્થાન હતા. તેઓ સુગ્રથિત દેહ, સુંદર હાથ અને પ્રસન્નવદનવાળા હતા. તેઓ અનેક હાથી જેવા બળવાન હતા. તેમનાં ચરણની છાપ જોયા પછી,

અક્રૂરે કૃષ્ણ અને બલરામજીનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં. તેઓ અત્યંત પ્રતિષ્ઠિત વ્યકિતઓ હોવા છતાં, હસતા વદને તેમને નિરખી રહ્યા હતા. અક્રૂર સમજી શકયા કે કૃષ્ણ અને બલરામ જંગલમાં ગાયો ચારીને પાછા ફર્યા હતા. તેમણે સ્નાન કરીને સ્વચ્છ ધોયેલાં વસ્ત્રો પહેર્યાં હતાં અને કીમતી રત્નોના અછોડા તથા પુષ્પના હાર ધારણ કર્યા હતા. તેમના શરીર પર ચંદનનો લેપ કરવામાં આવ્યો હતો. અક્રૂર તેમના ભૌતિક દેહ અને ચંદન તથા પુષ્પોની સુવાસથી અત્યંત પ્રસન્ન થયા. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ તેમજ તેમના અંશાવતાર બલરામનાં દર્શન થવાથી તેમણે પોતાની જાતને અત્યંત ભાગ્યશાળી માની. કારણ, તેમને ખબર હતી કે કૃષ્ણ આદિ સર્જનહાર હતા.

બ્રહ્મસંહિતામાં જણાવ્યા પ્રમાણે, કૃષ્ણ આદિ પુરુષ અને સર્વકારણના કારણ છે. અક્રૂર સમજી શકયા કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાની સૃષ્ટિનો ઉદ્ધાર કરવા તથા ધાર્મિક સિદ્ધાંતોની પુનઃ પ્રતિષ્ઠા કરવા અને અસુરોનો વિનાશ કરવા જન્મ્યા છે. પોતાના શરીર-માંથી નિસરતા પ્રકાશના ધોધ વડે તેઓ નીલમણી અને રૂપાના પર્વતની જેમ, દુનિયાના અંધકારનો નાશ કરી રહ્યા હતા. અચકાયા સિવાય અક્રૂર પોતાના રથમાંથી તરત જ નીચે ઊતર્યા અને કૃષ્ણ તથા બલરામની સન્મુખ ભૂમિ પર દંડવત્ પ્રણામ કર્યા. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ચરણકમળનો સ્પર્શ કરી, તેઓ દિવ્ય ભાવાવેશથી ઊભરાઈ રહ્યા. તેમનો કંઠ રૂંધાઈ ગયો અને તેઓ કાંઈ જ બોલી ન શકયા. કૃષ્ણની દિવ્ય હાજરીને લીધે તેમની આંખો-માંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. જાણે બોલવાની કે જોવાની સર્વ શકિતઓ ગુમાવી બેઠા હોય તેમ તેઓ દિવ્યાનંદમાં સ્તબ્ધ બની ગયા. પોતાના ભકતો પ્રત્યે અત્યંત કૃપાળુ એવા કૃષ્ણ ભગવાને અક્રૂરને પોતાના હાથથી ઊંચકયા તથા તેમને ભેટયા. એમ લાગ્યું કે કૃષ્ણ ભગવાન અક્રૂર પ્રત્યે અત્યંત સંતુષ્ટ હતા. બલરામ પણ અક્રૂરને ભેટયા. તેમનો હાથ પકડીને કૃષ્ણ તથા બલરામ પોતાના દીવાનખાનામાં તેમને લઈ ગયા, તેમજ ત્યાં બેસવા માટે ખૂબ સુંદર બેઠક અને ચરણપ્રક્ષાલન માટે જળ આપ્યાં. વળી તેમણે મધ તથા બીજી સાધનસામગ્રીથી તેમનું પૂજન કર્યું. જ્યારે અક્રૂર આમ સ્વસ્થ બની બેઠા, ત્યારે કૃષ્ણે તથા બલરામે તેમને ગૌદાન કર્યું અને ખૂબ સ્વાદિષ્ટ ભોજન પીરસ્યું. અક્રૂરે આનંદથી એનો સ્વીકાર કર્યો. ભોજનવિધિ પતી ગયા પછી બલરામે અક્રૂરને પાનસોપારી, મુખવાસ તેમજ ખૂબ શાંતિ અને પ્રસન્નતા માટે ચંદનનો લેપ પણ આપ્યાં. કૃષ્ણ ભગ-વાને સ્વયં, જ્યારે બીજાઓ આપણે ઘેર અતિથિ આવે ત્યારે તેમનું કેવી રીતે સ્વાગત કરવું તે શીખવવા, વૈદિક વિધિ પ્રમાણે બરાબર આતિથ્ય-સત્કાર કરી બતાવ્યું. વૈદિક આદેશ એવો છે કે મહેમાન જો દુશ્મન હોય, તો પણ તેનું સ્વાગત સારી રીતે થવું જોઈએ, જેથી તેને યજમાન તરફથી જરા સરખી પણ અગવડ ન પડે. જો યજમાન ગરીબ માણસ હોય, તો તેણે કાંઈ નહિ તો બેસવા માટે ઘાસની સાદડી અને પીવા માટે જળનો પ્યાલો આપવો જોઈએ. કૃષ્ણ અને બલરામે પોતાના ઉચ્ચ મોભાને અનુરૂપ અક્રૂરનું સ્વાગત કર્યું.

આ પ્રમાણે અક્રૂરનું સારી રીતે સ્વાગત કરીને તેમને બેસાડયા પછી કૃષ્ણના પાલક પિતા નંદ મહારાજ બોલ્યા, "મારા વહાલા અક્રૂર ! તમારી પાસેથી હું શું માહિતી માંગું ? મને ખબર છે કે અત્યંત ઘાતકી અનેઆસુરી સ્વભાવનો કંસ તમારું રક્ષણ કરે છે તેનું રક્ષણ, જે પશુઓના ભવિષ્યમાં વધ કરવાનો હોય એવા કતલખાનાના માલિકના રક્ષણ નીચે રહેલા પશુઓ જેવું છે. કંસ એટલો બધો સ્વાર્થી છે કે તેણે પોતાના સગા ભાણેજોની કતલ કરી છે, એટલે પ્રામાણિક રીતે હું કેવી રીતે માની શકું કે તે મથુરાનાં નગરજનોનું રક્ષણ કરે છે?" આ વિધાન ખૂબ જ અર્થભર્યું છે. જો રાજ્યના રાજકીય અથવા વહીવટી વડાઓને કેવળ અંગત સ્વાર્થમાં જ રસ હોય, તો તેઓ નગરજનોનું ક્ષેમ-કલ્યાણ કદી કરી ન શકે.

નંદ મહારાજાએ અક્રૂરને પ્રસન્ન ચિત્તે આવા શબ્દો કહ્યા કે તરત જ અક્રૂર મથુરાથી વૃંદાવન સુધીના પ્રવાસનો આખા દિવસનો થાક ભૂલી ગયા.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "વૃંદાવનમાં અક્રૂરનુ આગમન" નામે સાડત્રીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા

---



# ૩૮. અક્રૂરની વળતી મુસાફરી અને યમુના નદીમાં વિષ્ણુલોકની મુલાકાત

કૃષ્ણ ભગવાન અને નંદમહારાજે અક્રૂરનું ઉષ્માભર્યું સ્વાગત કર્યું અને રાતના સુવાની સગવડ કરી આપી. બલરામ તથા કૃષ્ણ બંને ભાઈઓ, પોતાનું સાંજનું ખાણું લેવા ગયા ત્યારે અક્રૂર પોતાની પથારી પર બેઠા અને મનમાં મનમાં વિચારવા લાગ્યા કે મથુરાથી વૃંદાવન આવતી વખતે એમણે જે કાંઈ ભાવનાઓ સેવેલી તે સર્વ પરિપૂર્ણ થઈ. કૃષ્ણ ભગવાન લક્ષ્મીપતિ છે; પોતાના પવિત્ર ભક્તથી પ્રસન્ન થઈ, ભક્તની ગમે તે પ્રકારની ઈચ્છા પૂરી કરે છે. પરંતુ સાચો ભક્ત ભગવાન પાસે પોતાના અંગત લાભ માટે કશું માંગતો નથી.

સાંજના વાળુ કર્યા પછી કૃષ્ણ અને બલરામ અક્રૂર પાસે રાત્રે મળવા માટે આવ્યા, ત્યારે કૃષ્ણે પોતાના મામા કંસ વિષે પૂછયું, "તેમનો મિત્ર સાથેનો વ્યવહાર કેવો છે? મારાં સગાંવહાલાં મજામાં છે?" વળી તેમણે કંસની યોજનાઓ વિષે પણ પૃચ્છા કરી. પછી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે અક્રૂરને જણાવ્યું કે તેમના આગમનથી સૌને હર્ષ થયો હતો. વળી તેમને પૂછયું, "અમારાં બધાં સગાંવહાલાં અને મિત્રો ક્ષેમકુશળ અને સ્વસ્થ છે કે નહિ?" કૃષ્ણે કહ્યું કે તેમના મામા કંસના હાથમાં રાજ્યનું સંચાલન હતું, તેથી તેઓને અત્યંત ખેદ થતો હતો; કારણ કે કંસ સર્વ રાજ્ય-વહિવટકર્તાઓમાં અત્યંત અરાજકતાવાદી વ્યકિત હતો, અને જ્યાં સુધી એનું રાજ્ય હશે, ત્યાં સુધી નગરવાસીઓ કોઈ પ્રકારના સુધારાની અપેક્ષા ન રાખી શકે. પછી કૃષ્ણ બોલ્યા, "મારા પિતાશ્રીને મારી સાથેની સગાઈને કારણે, ઘણી ઘણી મુસીબતોમાંથી પસાર થવું પડયું છે. વળી આજ કારણે તેમણે બીજા ઘણા પુત્રો ગુમાવ્યા છે. હું મારી જાતને એટલી ભાગ્યશાળી ગણું છું કે આપ મારા મિત્ર અને સગા તરીકે પધાર્યા છો. વહાલા મિત્ર અક્રૂર! વૃંદાવન આવવાનો આપનો હેતુ મને કૃપા કરીને જણાવો."

આમ પૂછયા પછી, યદુવંશી અક્રૂરે કૃષ્ણના પિતા વસુદેવજીની હત્યા કરવાના કંસના પ્રયત્ન સહિત મથુરામાં તાજેતરમાં બની રહેલા સર્વ પ્રસંગોનું વર્ણન કર્યું. વસુદેવને ત્યાં કૃષ્ણનો જન્મ થયો છે એવું રહસ્ય નારદજીએ ખુલ્લું કર્યા પછી બનેલા બનાવોનું તેમણે વર્ણન કર્યું. નદ મહારાજના ઘરમાં તેમની પાસે બેસી, અક્રૂરે કંસની બાબતમાં બનેલા સર્વ વૃત્તાંતો કહ્યા. તેમણે જણાવ્યું કે નારદજી કસને કેવી રીતે મળ્યા અને વૃંદાવન આવવા માટે કંસે પોતાને પ્રતિનિધિ તરીકે કેવી રીતે મોકલ્યા. અક્રૂરે કૃષ્ણને સમજાવ્યું કે કૃષ્ણનો જન્મ થતાંની સાથે જ તેમની મથુરાથી વૃંદાવનમાં અદલાબદલી કરેલી અને કંસે મોકલેલા સર્વ અસુરોનો કૃષ્ણે નાશ કરેલો; એ બધી વાતો નારદે કંસને જણાવેલી. ત્યાર પછી અક્રૂરે વૃંદાવન આવીને તેમને મથુરા પાછા લઈ જવાનો પોતાનો હેતુ સમજાવ્યો. આ બધી તૈયારીઓ સાંભળ્યા પછી, વિરોધીઓને ખતમ કરી નાંખવામાં અત્યંત નિષ્ણાત એવા બલરામ તથા કૃષ્ણ, કંસની યોજના સાંભળી મનમાં ને મનમાં હસ્યા.

મથુરામાં ધનુર્યજ્ઞનો મહોત્સવ ઉજવાઈ રહ્યો છે તેમાં સર્વ ગોપબાળકોને ભાગ લેવા માટે નિમંત્રણ આપવા નંદ મહારાજને તેમણે જણાવ્યું. તેઓ સૌ ત્યાં ઉત્સવમાં ભાગ લેવા જાય એવી કંસની ઈચ્છા હતી. કૃષ્ણના કહેવાથી નંદ મહારાજે તરત જ ગોપબાળકોને બોલાવ્યાં અને સર્વપ્રકારની દૂધની વાનગીઓ અને દૂધ એ પ્રસંગે ભેટ તરીકે લઈ જવા માટે ભેગાં કરવા જણાવ્યું. વળી તેમણે અધિકારીને, સર્વ ગ્રામ્યવાસીઓને કસના થઈ રહેલા મહાન ધનુર્યજ્ઞના સમારંભ વિષે માહિતી પહોંચાડવા અને તેમાં ભાગ લેવા બોલાવવા વૃંદાવનના સેનાપતિને સૂચના આપી. નંદ મહારાજે ગોપબાળકોને જણાવ્યું કે તેઓ બીજી સવારે નીકળશે. તેથી એમણે ગાયો અને આખલાઓને મથુરા લઈ જવાની તૈયારીઓ કરી.

જ્યારે ગોપીઓએ જોયું કે અક્રૂર કૃષ્ણ અને બલરામને મથુરા લઈ જવા આવ્યા હતા, ત્યારે તેઓ ચિંતાથી પરવશ બની ગઈ. તેમાંની કેટલીક તો એટલી બધી શોકાતુર થઈ ગઈ કે તેમનાં મુખ કાળાં પડી ગયાં. હૃદયના ધબકારા વધવા લાગ્યા અને ઊના નિઃશ્વાસ નાંખવા લાગી તેમણે જોયું કે તેમના કેશ અને વસ્ત્રો શિથિલ થઈ ગયાં હતાં. કૃષ્ણ અને બલરામ મથુરા જાય છે એ સમાચાર સાંભળતાં જ ઘરકામમાં રોકાયેલી બીજી સ્ત્રીઓએ જાણે એકાએક મોત પોકારતું હોય અને આ દુનિયા જાણે તરત જ છોડી દેવાની હોય તેની માફક સાનભાન ભૂલી ગઈ અને કામકાજ અટકાવી દીધું. કૃષ્ણના વિરહથી વ્યથિત થયેલી બીજી ગોપીઓ એકાએક મૂર્છાવશ બની. કૃષ્ણના આકર્ષક હાસ્ય અને તેમની સાથેની વાતચીતોનું સ્મરણ કરીને ગોપીઓ વેદનાથી અત્યંત ઢીકી પડી ગઈ. તેઓ સૌ ભગવાનનાં લક્ષણોનું સ્મરણ કરવા લાગી; એ વૃંદાવનમાં કેવી રીતે ભ્રમણ કરતા હતા, કેવી રીતે હાસ્યવિનોદ કરતા હતા, કેવી રીતે સર્વનાં હૃદય હરી લેતા હતા કૃષ્ણનો વિચાર કરતાં કરતાં અને તેમનાથી અવશ્ય વિરહ થશે, એવી વ્યથાને કારણે સર્વ ગોપીઓ ધડકતાં, ભારે હૈયે એકઠી થઈ. કૃષ્ણના વિચારમાં સંપૂર્ણ રીતે તલ્લીન થવાથી તેમની આંખોમાંથી આંસુ ઝરવા લાગ્યાં અને તેમણે નીચે પ્રમાણે વાતચીત શરૂ કરી.

"હે વિધાતા, તું કેટલો ઘાતકી છે! બીજાઓ પ્રત્યે કેવી રીતે દયા દર્શાવવી તેની તને ખબર નથી. તારી ગોઠવણને કારણે મિત્રો એકબીજાના સંપર્કમાં આવે છે, પરંતુ તેમની ઇચ્છાઓ પરિપૂર્ણ થાય તે પહેલાં તો તું તેમને છૂટા પાડે છે. હે પ્રારબ્ધ! આ તો બરાબર બાળકોની નિરર્થક રમતો જેવું છે. જેમના શ્યામ વાંકડિયા વાળ, વિશાળ કપાળ અને સુંદર નાસિકાને શોભાવે છે, જેમનું હાસ્ય હંમેશાં ભૌતિક જગતની યાતનાઓ ઓછી કરે છે, એવા સુંદર કૃષ્ણનું દર્શન કરાવવાની તું વ્યવસ્થા કરે છે અને પછીથી તેમનો વિરહ થાય એવો પ્રબંધ કરે છે, એ કેટલું ઘૃણાસ્પદ છે? હે વિધાતા! તું કેટલો ઘાતકી છે? પણ અત્યંત આશ્ચર્યજનક વસ્તુ તો એ છે કે, હાલમાં તું અક્રૂર 'એટલે ક્રૂર નહિ એવા' રૂપે આવ્યો છે. શરૂઆતમાં કૃષ્ણના સુંદર મુખનાં દર્શન કરવા માટે આવી આંખો આપવામાં તેં જે કરામત બતાવેલી તેની અમે કદર કરતાં, પરંતુ હવે, અમે કૃષ્ણનાં ફરી દર્શન ન કરી શકીએ એટલે તદ્દન મૂર્ખ પ્રાણીની જેમ, તું અમારી આંખોને ખેંચી કાઢવાનો પ્રયત્ન કરે છે. વળી નંદમહારાજનો પુત્ર પણ ખૂબ ઘાતકી છે! તેને તો નિત્ય નવા નવા મિત્રો જોઈએ! તેને કોઈ પણ વ્યક્તિ સાથે લાંબો સમય મૈત્રી રાખવી ગમતી નથી. અમે વૃંદાવનવાસી ગોપીઓ અમારાં ઘર, મિત્રો, સગાં-સંબંધીઓ સર્વેને ત્યજી દઈને કૃષ્ણની સેવિકાઓ બન્યાં છીએ, પરંતુ તે અમારી અવગણના કરીને દૂર દૂર જઈ રહ્યા છે. અમે તેમની સંપૂર્ણપણે શરણાગતિ સ્વીકારી છે, છતાં તેઓ અમારી તરફ નજર પણ નાંખતા નથી. હવે મથુરાની સર્વ યુવાન કન્યાઓને તક મળશે. તેઓ કૃષ્ણના આગમનની રાહ જોઈ રહી છે. તેઓ કૃષ્ણના મીઠા, મધુર, હસતા મુખનો આનંદ માણશે અને તેના મધનું પાન કરશે. અમને ખબર છે કે કૃષ્ણ અત્યંત સ્થિરચિત્ત અને દૃઢ નિર્ણયવાળા છે, છતાં અમને ભય છે કે મથુરાની યુવાન છોકરીઓનાં સુંદર મુખ જોતાં જ તે પોતાનું ભાન ભૂલી જશે. અમને ડર છે કે તેઓ કૃષ્ણ પર સત્તા ચલાવશે, એટલે અમે સાદી ગ્રામ્ય કન્યાઓ હોવાથી અમને ભૂલી જશે. તેઓ અમારી પ્રત્યે માયા નહિ રાખે, તેથી કૃષ્ણ વૃંદાવન પાછા ફરે એવી આશા અમે રાખતાં નથી. તેઓ મથુરાવાસી કન્યાઓનો સંગ છોડશે નહિ."

ગોપીઓ મથુરા—નગરીમાં થનાર મોટા સમારંભો વિષે કલ્પના કરવા લાગી: 'કૃષ્ણ શેરીઓમાં થઈને પસાર થશે અને નગરની નારીઓ અને યુવાન કન્યાઓ પોતપોતાના ઘરના ઝરૂખામાંથી તેમનાં દર્શન કરશે.' તે સમયે મથુરામાં દશાર્હ, ભોજ, અંધક અને સાત્વત વગેરે વિવિધ જાતિઓ રહેતી હતી. જે કુળમાં કૃષ્ણ પ્રગટ થયેલા, એ યદુવંશની જ એ જુદી જુદી શાખાઓ હતી. તેઓ સૌ કૃષ્ણના આગમનની ધારણા રાખી રહ્યાં હતાં. એ બાબત નિશ્ચિત હતી કે ભાગ્યદેવી લક્ષ્મીના આશ્રયસ્થાન તથા સર્વાનંદ તેમજ દિવ્ય ગુણોના સરોવર શ્રીકૃષ્ણ મથુરા નગરીની મુલાકાતે જતા હતા.

ત્યારે ગોપીઓ અક્રૂરની પ્રવૃત્તિઓને નિંદવા લાગી. તેમણે કહ્યું કે તે તેમના પ્રિયતમ, અને સર્વની આંખોના આનંદદાતા એવા કૃષ્ણને લઈ જતા હતા. અક્રૂર તેમને

એની જાણ કર્યા વિના કે આશ્વાસન આપ્યા સિવાય કૃષ્ણને એમની દૃષ્ટિથી દૂર લઈ જતા હતા. અક્રૂરે આટલા બધા ઘાતકી બનવું જોઈતું ન હતું, પરંતુ તેમણે તેમની પ્રત્યે અનુકંપા રાખવી જોઈતી હતી. ગોપીઓ આગળ કહેવા લાગી : "સૌથી વધારે આશ્ચર્ય-જનક બાબત તો એ છે કે નંદનંદન કૃષ્ણ જરા પણ વિચાર કર્યા સિવાય ક્યારનાયે રથમાં ચઢી બેઠા છે. એ ઉપરથી એમ લાગે છે, કે એ બહુ બુદ્ધિશાળી નથી. સંભવ છે કે એ કદાચ વધારે બુદ્ધિશાળી હોય—પરંતુ તે વધારે સંસ્કારી નથી. કૃષ્ણ તો ઠીક, પણ સર્વ ગોવાળિયાઓ પણ એટલા બધા કહ્યાગરા છે કે તેઓ ક્યારનાયે મથુરા જવા માટે આખલા અને વાછરડાંને જોતરી રહ્યા છે વૃંદાવનમાં વડીલો પણ નિર્દય છે. તેઓ અમારી વેદનાનો જરા સરખો વિચાર કરતા નથી અને કૃષ્ણને મથુરા જતા અટકાવતા નથી. દેવતાઓ પણ અમારી પ્રત્યે ખૂબ નિષ્ઠુર છે, તેઓ કૃષ્ણને મથુરા જતા અટકાવતા નથી."

ગોપીઓએ દેવતાઓને વાવાઝોડું, તોફાન કે મુશળધાર વરસાદ જેવી કંઈક કુદરતી આફતો ઊભી કરવા માટે પ્રાર્થનાઓ કરી. પછી તેઓ વિચાર કરવા લાગી: "આપણા વડિલો અને વાલીઓ અહીં છે, છતાં આપણે સૌ કૃષ્ણને મથુરા જતા જાતે જઈને અટકાવીશું. આ સક્રિય પગલાં લીધા સિવાય આપણી પાસે બીજો કોઈ વિકલ્પ નથી. કૃષ્ણને આપણી નજરથી દૂર કરવા દરેક જણ આપણું વિરોધી બન્યું છે. કૃષ્ણ વિના, આપણાથી પળવાર પણ જીવી શકાય તેમ નથી." આમ જે રસ્તે થઈને કૃષ્ણનો રથ પસાર થવાનો હતો, તેને અવરોધવાનું ગોપીઓએ નક્કી કર્યું. તેઓ અંદરોઅંદર વાતો કરવા લાગી: "કૃષ્ણ સાથેની રાસલીલામાં આપણે ઘણી લાંબી રાત્રી પસાર કરી હતી, જો કે આપણને તો તે ક્ષણ જેવી લાગી હતી. આપણે તેમનું મધુર સ્મિત નિહાળતાં હતાં, તેમને આલિંગન દેતાં અને તેમની સાથે વાર્તાલાપ કરતાં. હવે જો તે આપણાથી દૂર જાય તો આપણે એક ક્ષણભર પણ કેવી રીતે જીવી શકીશું? દિવસ પૂરો થયા પછી, સંધ્યા સમયે શ્રીકૃષ્ણ પોતાના મોટાભાઈ બલરામ તથા પોતાના મિત્રો સાથે ઘેર પાછા ફરતા. તેમનાં મુખ ગાયોની ખરીઓથી ઊડેલી રજથી લેપાઈ જતાં તે હસતા, પોતાની બંસરી વગાડતા અને આપણી તરફ કૃપાદૃષ્ટિથી જોતા. આપણે તેમને કેવી રીતે ભૂલી શકીશું? કૃષ્ણ આપણા જીવન અને પ્રાણ છે. આપણે એમને કેવી રીતે ભૂલી શકીશું? અહર્નિશ ઘણી ઘણી રીતે તેમણે આપણાં હૃદય હરી લીધાં છે. અને જો તે દૂર જાય તો, આપણે જીવતાં રહીએ એવી શક્યતા જ નથી." આ રીતે વિચાર કરતી ગોપીઓ, કૃષ્ણ વૃંદાવન છોડી જવાથી અત્યંત વ્યથિત બની ગઈ. તેઓ પોતાનું મન કાબુમાં રાખી ન શકી, અને "હે વહાલા દામોદર! હે પ્રિય માધવ!" એવાં વિવિધ નામો પોકારીને રડવા લાગી.

કૃષ્ણની વિદાય પહેલાં ગોપીઓએ આખી રાત રુદન કર્યું સૂર્યોદય થયો કે તરત જ અક્રૂર સવારની સ્નાનવિધિ પતાવી રથમાં બેઠા અને કૃષ્ણ તથા બલરામને લઈ મથુરા જવા નીકળી પડ્યા. નંદ મહારાજ તથા ગોવાળિયા બળદ—ગાડાને સજ્જ કરી, તેમાં

દહીં, દૂધ, ઘી, વગેરે તથા દૂધની વાનગીઓ ભરેલાં માટીનાં પાત્રો મૂકી, કૃષ્ણ અને બલરામના રથની પાછળ પાછળ જવા લાગ્યા. કૃષ્ણે સર્વ ગોપીઓને તેમનો માર્ગ નહિ અવરોધવા કહ્યા છતાં, તેઓ રથની આજુબાજુ વીંટળાઈ વળી અને દયાજનક નેત્રોથી કૃષ્ણને જોવા ઊભી રહી. ગોપીઓની વ્યથા જોતાં કૃષ્ણને ખૂબ જ લાગી આવ્યું, પરંતુ નારદજીએ ભવિષ્યવાણી ભાખી હતી તે પ્રમાણે મથુરા જવું એ તેમને માટે કર્તવ્ય હતું, એટલે કૃષ્ણે ગોપીઓને આશ્વાસન આપ્યું. તેમણે તેમને આટલી બધી દુ:ખી ન થવા જણાવ્યું. અને કહ્યું કે તેમનું કામકાજ પૂરું થયા પછી, તે તરત જ પાછા ફરશે. પરંતુ તેઓ એમ સમજાવવાથી પાછી વળે તેમ ન હતું; પરંતુ રથ તો પશ્ચિમ દિશામાં જવા લાગ્યો. જેમ જેમ તે આગળ વધ્યો, તેમ તેમ ગોપીઓનાં મન જવાય તેટલાં તેમની પાછળ પાછળ ગયાં. રથનો ધ્વજ દેખાતો બંધ પડયો ત્યાં સુધી તેમણે એકીટસે જોયા કર્યું; છેવટે તેમને દૂર દૂર રથની રજ ઊડતી દેખાઈ. ગોપીઓ જ્યાં સુધી રથ દેખાતો બંધ પડયો ત્યાં સુધી પોતાના સ્થાનમાંથી તલભાર ચલિત ન થઈ. તેઓ આલેખેલાં ચિત્રોની જેમ સ્તબ્ધ ઊભી રહી. સર્વ ગોપીઓએ નક્કી માન્યું કે કૃષ્ણ વહેલા પાછા ફરનાર ન હતા, તેથી અત્યંત હતાશ થઈ ગયેલા હૃદયે તેઓ પોતપોતાને ઘેર પાછી ફરી. કૃષ્ણની ગેરહાજરીથી અત્યંત વ્યથિત થયેલી તેઓ રાત અને દિવસ કેવળ તેમનાં લીલા-ચરિત્રોનો જ વિચાર કર્યા કરતી અને એમાંથી કાંઈક આશ્વાસન મેળવતી.

અક્રૂર અને બલરામની સાથે ભગવાન રથમાં બેસીને યમુના—કાંઠે ખૂબ ઝડપથી આવ્યા. યમુનાજીમાં સ્નાન કરીને, કોઈ પણ મનુષ્ય કેવળ પોતાની પાપી પ્રવૃત્તિઓનાં પરિણામ ક્ષીણ કરી શકે છે. કૃષ્ણ અને બલરામે નદીમાં સ્નાન કરી, પોતાનાં મુખ સ્વચ્છ કર્યાં. યમુનાનાં સ્ફટિકના જેવાં સ્વચ્છ પારદર્શક જળનું પાન કરીને તેઓ ફરીથી રથમાં બેઠા. રથ મોટાં વૃક્ષોની છાયામાં ઊભો રાખ્યો હતો તેમાં બંને ભાઈઓ બેસી ગયા. પછી અક્રૂરે પણ યમુનામાં સ્નાન કરવાની રજા માગી. વૈદિક વિધિ પ્રમાણે નદીમાં સ્નાન કરી ઓછામાં ઓછું કેડ—સમાન પાણી સુધી ઊભા રહી, ગાયત્રીમંત્ર ભણવો જોઈએ. અક્રૂર જ્યારે નદીમાં ઊભા રહ્યા હતા ત્યારે, તેમણે તરત જ બલરામ અને કૃષ્ણને જળમાં દીઠા. તેમને ત્યાં જોઈને તે આશ્ચર્ય પામ્યા. કારણ, એમને ખાત્રી હતી કે તે બંને તો રથમાં હતા. તેઓ ક્ષુબ્ધચિત્ત થવાથી, તરત જ જળની બહાર આવ્યા અને છોકરાઓ જ્યાં હતા ત્યાં ગયા. અહીં પણ તેઓ તો પહેલાંની જેમ જ રથમાં બેઠેલા હતા. એ જોઈને આશ્ચર્ય થયું. જ્યારે તેમને રથમાં જોયા ત્યારે, અક્રૂરને નવાઈ લાગવા માંડી કે તેઓ તેમને જળમાં તો નહિ જોતા હોય? એટલે વળી પાછા તેઓ નદીએ ગયા. આ સમયે તેમણે કેવળ બલરામ અને કૃષ્ણને જ નહિ પરંતુ ઘણા દેવતાઓ, સિદ્ધો, ચારણો અને ગાંધર્વોને પણ ત્યાં જોયા. તેઓ સૌ શયન કરી રહેલા ભગવાનની સમક્ષ ઊભા હતા. વળી તેમણે સહસ્ર ફણાવાળા શેષનાગનાં પણ દર્શન કર્યાં. શેષનારાયણે વાદળી વસ્ત્રો ધારણ કર્યાં હતાં, અને તેમની ગ્રીવાનો રંગ શ્વેત હતો. શ્વેતરંગી શેષનારાયણ બરાબર

હિમાચ્છાદિત પર્વત જેવા દેખાયા. શેષનાગના વ્યવસ્થિત ખોળામાં અક્રૂરે કૃષ્ણને ચતુર્ભુજ સ્વરૂપે અત્યંત ગંભીર બની બેઠેલા જોયા. તેમનાં નયન કમળપુષ્પની, રતાશ પડતી પાંદડી જેવાં હતાં.

અર્થાત્, પાછા ફર્યા પછી, અક્રૂરે બલરામને શેષનાગ તરીકે અને કૃષ્ણને મહાવિષ્ણુ તરીકે રૂપાંતરિત થયેલા જોયા. તેમણે જોયું કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અત્યંત મોહક હાસ્ય હસી રહ્યા હતા. તેઓ સર્વને સુખદાયક હતા, અને દરેકની તરફ નિહાળી રહ્યા હતા. તેઓ પોતાની ઊર્ધ્વ નાસિકા, વિશાળ ભાલ, વિસ્તીર્ણ કર્ણ અને રંતુબડા હોઠને લીધે સુંદર દેખાતા હતા. ઘૂંટણ સુધી લંબાયેલા તેમના હાથ ખૂબ મજબૂત હતા. તેમના ખભા ઊંચા હતા અને તેમની છાતી વિશાળ અને શંખના આકારની હતી. તેમની નાભિ ઊંડી અને તેમના પેટ પર ત્રિવલિ હતી. તેમની કમર સ્ત્રીના નિતંબજેવી પહોળી અને મોટી હતી. તેમની સાથળો હાથીની સૂંઢને મળતી આવતી. તેમના પગના બીજા ભાગો, સાંધા, તદ્દન નીચેના પહોંચા, સર્વે ખૂબ જ સુંદર હતા. તેમના ચરણના નખમાંથી ઝળહળતી જ્યોતિ પ્રસરતી હતી અને તેમના અંગૂઠા કમળપુષ્પની પાંદડીઓ જેવા સુંદર હતા. તેમનો મુગટ અત્યંત કીમતી રત્નોથી શોભતો હતો, અને કમરની ફરતે સુંદર કંદોરો પહેર્યો હતો. વિશાળ છાતી પર ઉપવીત ધારણ કર્યું હતું; તથા બંને હાથમાં કડાં અને હાથના ઉપરના ભાગમાં કેયૂર (બાજુબંધ) પહેર્યાં હતાં. તેમણે ઘૂંટી પર નૂપુર પહેર્યાં હતાં. તેમનું સૌંદર્ય જાજવલ્યમાન હતું. અને તેમની હથેળી કમળ-દળ જેવી લાગતી હતી તેમના ચાર હાથોમાં વિષ્ણુનાં પ્રતીકો જેવાં શંખ, ગદા, ચક્ર અને પદ્મ ધારણ કરેલાં હતાં, તેથી તે અધિક શોભતા હતા. તેમના વૃક્ષઃસ્થલ પર વિષ્ણુનાં વિશિષ્ટ ચિન્હો હતાં, અને તેમણે તાજો પુષ્પહાર પહેર્યો હતો. આમ તેઓ પોતે સંપૂર્ણતઃ અત્યંત સુંદર દેખાતા હતા. અક્રૂરે ભગવાનને ચાર કુમારો સનક, સનાતન, સનંદ અને સનતકુમાર તથા સુંનંદ અને નંદ જેવા બીજા ગાઢ મિત્રો અને બ્રહ્માજી તથા શંકર જેવા દેવતાઓથી વીંટળાયેલા જોયા. નવ મહાન વિદ્વાન મહર્ષિઓ ત્યાં હતા, અને પ્રહ્‌લાદજી તથા નારદજી જેવા ભક્તો નિર્મળ હૃદયે અને શુદ્ધ શબ્દો વડે પ્રભુની પ્રાર્થના કરતા હતા. દિવ્ય પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન કરીને, અક્રૂર તરત જ ખૂબ ભકિતભાવમાં લીન થયા. તેમના સમગ્ર શરીરે દેવી ધ્રુજારી થઈ રહી હતી. ઘડીભર તો તે અત્યંત ઉત્તેજિત અને અસ્વસ્થ બની ગયા, પરંતુ તેમણે પોતાની નિર્મળ ચેતના જાળવી રાખી અને પ્રભુની સન્મુખ પોતાનું મસ્તક નમાવ્યું. તે હાથ જોડીને, ગદ્‌ગદ્ કંઠે ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા.

આમ "કૃષ્ણ ભાગ–૧ ના "અક્રૂરનું પાછા ફરવું અને યમુના નદીમાં વિષ્ણુલોકની મુલાકાત" નામે આડત્રીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા



# ૩૯. અક્રૂરની સ્તુતિ

અક્રૂરે આ પ્રમાણે સ્તુતિ કરી: "મારા વહાલા પ્રભુ, હું અહીં આદરપૂર્વક વંદન કરી રહ્યો છું. કારણ, આપ સર્વ કારણોના સર્વોચ્ચ કારણ, આદિ અખંડ ભગવાન નારાયણ છો. આપની નાભિમાંથી કમળપુષ્પ ખીલે છે અને એ કમળપુષ્પોમાંથી વિશ્વના સર્જનહાર બ્રહ્માનો જન્મ થયો છે. બ્રહ્માજી આ વિશ્વના કારણ છે, એટલે આપ સર્વ કારણના કારણ છો. આપના શરીરમાંથી પ્રગટ વિશ્વનાં સર્વ તત્ત્વો—પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, ઈથર, અહંકાર અને સર્વ ભૌતિક શકિત તેમજ પ્રકૃતિ, તટસ્થ શકિત, જીવાત્માઓ, મન, ઈંદ્રિયોના વિષયો અને સમગ્ર વિશ્વની પ્રવૃત્તિઓનું સંચાલન કરી રહેલા દેવતાઓ પ્રગટ થાય છે. આપ દરેક વસ્તુમાં રહેલા પરમાત્મા છો, પરંતુ આપના દિવ્ય સ્વરૂપને કોઈ જાણી શકતું નથી. આ ભૌતિક જગતમાં રહેલી દરેક વ્યકિત પર ભૌતિક પ્રકૃતિના ગુણોની અસર થાય છે. ભૌતિક પ્રકૃતિની અસરથી પ્રભાવિત થયેલા ભગવાન બ્રહ્માજી જેવા દેવતાઓ પણ આ ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિવાળા પ્રગટ વિશ્વથી પર રહેલા આપના દિવ્ય સ્વરૂપને બરાબર ઓળખી શકતા નથી. મોટા મોટા સંત પુરુષો અને રહસ્યવાદી યોગીઓ, સર્વ જીવાત્માઓ, સમગ્ર પ્રગટ વિશ્વ અને દેવતાઓના આદિ કારણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર એવા આપનું પૂજન કરે છે. તે આપને સંપૂર્ણ સ્વરૂપ તરીકે પૂજે છે. કેટલાક વિદ્વાન બ્રાહ્મણો ઋગ્‌વેદની ક્રિયાકાંડિય વિધિઓ દ્વારા આપને પૂજે છે. વિવિધ દેવતાઓના નામથી તેઓ વિવિધ પ્રકારના યજ્ઞોમાં બલિદાન આપે છે; અને બીજા કેટલાક દિવ્ય જ્ઞાનમય, જયોતિનું પૂજન કરવા રસિયા લોકો પણ છે. તેઓ અત્યંત શાંત છે અને સર્વ પ્રકારની ભૌતિક પ્રવૃત્તિઓ ત્યજી દેવા માગે છે. તેઓ આપને પ્રાપ્ત કરવા જ્ઞાનયોગમાં દર્શાવ્યા પ્રમાણે, આપના વિષે તત્ત્વચિંતન જેને જ્ઞાનયોગ કહે છે તેમાં રોકાયેલા છે."

"વળી ભાગવત તરીકે જાણીતા ભકતો પણ છે, કે જે આપનું પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે પૂજન કરે છે. પંચરાત્ર—પદ્ધતિથી બરાબર દીક્ષા લીધા પછી તેઓ પોતાના શરીર પર તિલકનો શણગાર કરી વિષ્ણુમૂર્તિનાં આપનાં વિવિધ સ્વરૂપોનું પૂજન કરે છે. વળી જુદા જુદા આચાર્યના અનુયાયીઓ જેઓ શિવમાર્ગીઓ તરીકે જાણીતા છે, તેઓ આપનું શંકર ભગવાનના સ્વરૂપે પૂજન કરે છે."

ભગવદ્ ગીતામાં એમ કહ્યું છે, કે દેવતાઓનું પૂજન એ સર્વોચ્ચ પ્રભુની પરોક્ષ પૂજા છે. પરંતુ આવી પૂજા રૂઢિ પ્રમાણે નથી; કારણ, પૂજનીય પરમાત્મા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નારાયણ છે. બ્રહ્માજી અને શિવજી જેવા દેવતાઓના અવતારો ભૌતિક ગુણોવાળા છે, અને તેઓ નારાયણના શરીરમાંથી પ્રગટ થયા છે. હકીકતમાં, સર્જન પહેલાં નારાયણ એટલે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સિવાય બીજા કોઈનું અસ્તિત્વ ન હતું. દેવતાઓનું પૂજન એ નારાયણના પૂજનની બરાબરી કરી શકે તેમ નથી.

અક્રૂર બોલ્યા, "દેવતાઓના સર્વ ભક્તોનાં મન વિશિષ્ટ દેવ તરફ કેન્દ્રિત થયેલાં હોય છે, વળી આપ દેવતાઓ સહિત સર્વ જીવાત્માઓમાં પરમાત્મા તરીકે રહેલા હોવાથી, દેવતાઓનું પૂજન આપનું પરોક્ષ પૂજન છે. કેટલીકવાર વર્ષાઋતુમાં પહાડો પરથી નીચે વહી રહ્યા પછી નાનીનાની નદીઓ સાગર પ્રત્યે પહોંચવામાં નિષ્ફળ જાય છે; કેટલીક સાગરને પહોંચે છે અને કેટલીક નથી પહોંચતી. તે જ પ્રમાણે દેવતાઓના પૂજકો આપને પહોંચી શકે કે ન પણ પહોંચે, એની કોઈ ખાત્રી હોતી નથી. તેમની સફળતા તેમના પૂજનના બળ પર આધાર રાખે છે."

વૈદિક સિદ્ધાંત પ્રમાણે, જ્યારે પૂજક અમુક દેવતાનું પૂજન કરે છે ત્યારે, તે નારાયણ અર્થાત્ યજ્ઞેશ્વરની અમુક પ્રકારની વિધિ પણ કરે છે. ભગવદ્ ગીતામાં સ્પષ્ટપણે એમ કહ્યું છે કે દેવતાઓ નારાયણ અથવા શ્રીકૃષ્ણની સંમતિ વિના તેમના પૂજકોની ભાવના પૂરી કરી શકતા નથી. ભગવદ્ ગીતામાં मया दैव विहितान् हि तान् । એવા શબ્દો વાપર્યા છે, એનો અર્થ એ કે સર્વોચ્ચ પ્રભુની સંમતિ મળ્યા પછી દેવતાઓ કંઈક વરદાન આપી શકે છે. જ્યારે દેવપૂજકને સાચી સમજ આવે છે, ત્યારે તે આ પ્રમાણે દલીલ કરે છે : "સર્વોચ્ચ પ્રભુની સંમતિ મળ્યા પછી જ, જો દેવતા વરદાન આપી શકતા હોય તો, સીધે સીધી સર્વોચ્ચ પ્રભુની પૂજા કેમ ન કરવી?" દેવતાઓના પૂજકો કદાચ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પાસે આવી શકે, પરંતુ જેઓ દેવતાને સર્વસ્વ માને છે, તેઓ અંતિમ ધ્યેય સુધી પહોંચી શકતા નથી.

અક્રૂરે પ્રાર્થના ચાલુ રાખી: "મારા વહાલા પ્રભુ, આખુંયે જગત સત્ત્વ, રજસ્ અને તમસ્ નામે ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિથી વ્યાપેલું છે. આ ભૌતિક જગતમાં રહેલ ભગવાન બ્રહ્માજીથી માંડીને સ્થાવર, છોડ અને વૃક્ષો સુધી દરેકે દરેક જીવાત્મા આ ગુણોથી ઢંકાયેલા છે. મારા વહાલા પ્રભુ! હું આપને મારા આદરપૂર્વક પ્રણામ કરું છું. કારણ, આપ ત્રણેય ગુણોની અસરથી પર છો. આપના સિવાય, દરેક મનુષ્યને ત્રિગુણાત્મક મોજાં ઘસડી જાય છે. મારા વહાલા પ્રભુ! અગ્નિ આપનું મુખ છે, પૃથ્વી આપનાં ચરણ છે, સૂર્ય આપનું નયન છે, આકાશ આપની નાભિ છે, દિશાઓ આપના કર્ણ છે, અવકાશ આપનું મસ્તક છે, દેવતાઓ આપની ભુજાઓ છે, સાગરો અને મહાસાગરો આપનું પેટ છે અને પવન તથા હવા આપનાં બળ અને શક્તિ છે. સર્વ છોડ અને વનસ્પતિ આપના શરીર પરના કેશ છે, વાદળો આપના વાળ છે. પહાડો આપનાં હાડકાં અને નખ છે. દિવસો અને રાત્રિ આપની પાંપણોની ઉઘાડબંધ થવાની ક્રિયા છે. સર્જનહાર પ્રજાપતિ આપનાં ગુહ્યાંગો છે, અને વર્ષા આપનું વીર્ય છે."

"મારા વહાલા પ્રભુ! વિવિધ કક્ષાના દેવતાઓ સહિત સર્વ જીવાત્માઓ, વિવિધ કક્ષા-વાળા ઉમરાવો, રાજાઓ અને બીજા જીવાત્માઓ વિષે એમ માની શકાય કે તેઓ આપનામાં આશ્રય કરી રહ્યા છે. પૂર્ણ સ્વરૂપના અવિભાજ્ય અંશ તરીકે મનુષ્ય આપને અનુભવજન્ય જ્ઞાનથી ઓળખી શકતો નથી. મનુષ્ય એટલું જ સમજી શકે છે કે આપનું દિવ્ય સ્વરૂપ એવો મહાસાગર છે, જેમ કદમ-વૃક્ષના ફૂળમાંથી નાની નાની જીવાતો પ્રગટે છે તેવી રીતે તેમાં વિવિધ પ્રકારના જીવાત્માઓ સમાયેલા છે. મારા વહાલા પ્રભુ, આપ જે જે પ્રકારનાં અખંડ સ્વરૂપો અને અવતારો ધારણ કરો છો અને આ જગતમાં પ્રગટ થાવ છો એ સર્વનો હેતુ સર્વ જીવાત્માઓને અજ્ઞાન, મિથ્યાત્વ અને દુઃખમાંથી છોડાવવાનો છે. એટલે સર્વ લોકો આપના અવતારો અને લીલાચરિત્રોની કદર કરે છે અને આપની પ્રવૃત્તિઓનાં અખંડ યશોગાન ગાય છે. આપનાં સ્વરૂપો અને અવતારો કેટલા છે, તેનું કોઈથી મૂલ્યાંકન થઈ શકે તેમ નથી, વળી કોઈ પણ મનુષ્ય આપનામાં રહેલાં બ્રહ્માંડોની સંખ્યાનું મૂલ્યાંકન કરી શકે તેમ નથી."

"એટલે વિશ્વપ્રલય વખતે મત્સ્યાવતાર તરીકે પ્રગટ થયેલા એવા આપને, આપ સર્વ-કારણના કારણ હોવાથી, હું સન્માનપૂર્વક વંદન કરું છું. મધુ અને કૈટભ નામના બે અસુરોની હત્યા કરનાર એવા આપના હયગ્રીવાવતારને હું સન્માનપૂર્વક વંદન કરું છું. મોટા મંદાર પર્વતને ધારણ કરી રહેલા એવા આપના વિશાળકાય કૂર્માવતારને હું સન્માનપૂર્વક વંદન કરું છું. ગર્ભોદક જળમાં ડૂબી ગયેલ પૃથ્વીના ગ્રહનો ઉદ્ધાર કરનાર આપના વરાહ અવતારને હું સન્માનપૂર્વક વંદન કરું છું. નાસ્તિકોના ત્રાસવાળી ભયજનક સ્થિતિમાંથી સર્વ પ્રકારના ભક્તોનો ઉદ્ધાર કરનાર હે નરસિંહદેવ! હું આપને સન્માનપૂર્વક વંદન કરું છું. પોતાનાં ચરણકમળનો કેવળ વિસ્તાર કરીને ત્રણેય લોકને આંબી જનાર વામન દેવ પ્રભુ, આપને હું સન્માનપૂર્વક વંદન કરું છું. જગતના વિશ્વાસઘાતી વહિવટકર્તાઓની હત્યા કરવા માટે પ્રગટ થનાર હે ભૃગુનાથ! હું આપને સન્માનપૂર્વક વંદન કરું છું. રાવણ જેવા રાક્ષસોનો સંહાર કરવા માટે પ્રગટ થયેલ હે રામચંદ્રજી હું આપને સન્માનપૂર્વક વંદન કરું છું. રઘુવંશમાં મુખ્ય પુરુષ એવા હે ભગવાન રામચંદ્રજી, સર્વ ભક્તો આપની પૂજા કરે છે. ભગવાન વસુદેવ, ભગવાન સંકર્ષણ, ભગવાન પ્રદ્યુમ્ન અને ભગવાન અનિરુદ્ધ તરીકે પ્રગટ થનાર હે પ્રભુ હું આપને સન્માનપૂર્વક વંદન કરું છું. નાસ્તિકો અને અસુરોની મતિ મૂંઝવી નાંખવા માટે પ્રગટ થનાર હે ભગવાન બુદ્ધ! હું આપને સન્માનપૂર્વક વંદન કરું છું. જેઓ વૈદિક નિયંત્રણાત્મક સિદ્ધાંતોની મર્યાદાનું પાલન કરતા નથી એવા મ્લેચ્છો તરીકે અધમાધમ પરિસ્થિતિમાં પતિત થયેલા કહેવાતા રાજપુરુષોને શિક્ષા કરવા કલ્કિ તરીકે પ્રગટ થયેલા હે પ્રભુ, હું આપને વંદન કરું છું."

"મારા વહાલા પ્રભુ, આ ભૌતિક જગતમાં રહેલ દરેક મનુષ્ય આપની માયાવી શક્તિથી બદ્ધ છે. જીવાત્માને જૂઠી રીતે સાંકળવાથી અને મિથ્યા કબજો ભોગવવાને લીધે ઉદ્ભવેલી અસરથી, દરેક મનુષ્ય સકામ પ્રવૃત્તિઓ અને કર્મબંધનની અસરવાળા માર્ગે થઈ એક

શરીર છોડી બીજું શરીર ધારણ કરતો રહે છે. મારા વહાલા પ્રભુ, આ બદ્ધ જીવાત્માઓમાં હું પણ કાંઈ અપવાદ નથી. મારા વહાલા પ્રભુ, મારું ઘર, પત્ની, બાળકો, મુલક, માલમિલકત અને તેની અસરો, એ બધાંના કબજા ભોગવટાને લીધે મને મારામાં મિથ્યા-સુખ જણાય છે. આ રીતે જાણે કે હું સ્વપ્નસૃષ્ટિમાં કામ કરી રહ્યો છું. કારણ, આમાંનું કશું જ સ્થાયી નથી. આવા વિચારોને સ્થાયી અને સત્ય સમજી એમાં હંમેશાં તલ્લીન રહેવાને લીધે હું મૂર્ખ છું. મારા વહાલા પ્રભુ, મારા મિથ્યા પરિચયને લીધે દરેકે દરેક અલ્પજીવી વસ્તુ, જેવી કે ભૌતિક શરીર એ આધ્યાત્મિક ન હોવા છતાં અને સર્વ પ્રકારની દુ:ખદ પરિસ્થિતિઓનું કારણ હોવા છતાં મેં તેને સ્વીકારી છે. જીવન પરત્વેના આવા વિચારોથી ક્ષુબ્ધ થયેલો હું હંમેશાં દ્વૈત વિચારોમાં ડૂબેલો રહું છું અને સર્વ પ્રકારના દૈવી સુખના સરોવર આપને હું ભૂલી ગયો છું. હું આપના દૈવી સંબંધથી જ છૂટો પડયો છું, અને જેમ કોઈક મૂર્ખ પ્રાણી જળથી પુષ્ટ થયેલી વનસ્પતિવાળું જળાશય છોડી દઈને રણમાં જળની શોધ કરવા ફાંફાં મારે એના જેવી જ મારી દશા છે. બદ્ધાત્માઓ પોતાની તરસ છીપાવવા માગે છે પરંતુ જળ ક્યાંથી મેળવવું એની એમને ખબર નથી. જળાશયવાળી જગા ત્યજીને મારા વહાલા પ્રભુ! સકામ પ્રવૃત્તિઓ અને તેમનાં પરિણામોથી આકર્ષાયેલ, અને જેની પર બેલગામ ઈન્દ્રિયો સવાર થઈ રહી છે એવા મારા મનનું સંચાલન કરવાને હું સદંતર અશક્ત નીવડયો છું. મારા વહાલા પ્રભુ, ભૌતિક જગતમાં બદ્ધાવસ્થામાં રહેલો કોઈ મનુષ્ય આપના ચરણકમળની કદર કરી શકતો નથી. પરંતુ કોઈ ને કોઈ કારણસર હું આપના ચરણકમળની સન્મુખ આવ્યો છું, અને મને આમાં આપની નિષ્કારણ કૃપા દેખાય છે. આપ સર્વોચ્ચ નિયામક હોવાથી, કોઈ પણ રીતે વર્તી શકો છો. આમ મને સમજાય છે કે જ્યારે મનુષ્ય જન્મ—મરણના ફેરાવાળા માર્ગથી મુક્ત થવાનો અધિકારી બને છે ત્યારે, આપની કેવળ નિષ્કારણ કૃપાથી જ આપની નિષ્કારણ ભક્તિમય સેવામાં જોડાવા માટે વધારે વિકાસ કરે છે."

અક્રૂરે ભગવાન સમક્ષ પ્રણિપાત કર્યા અને બોલ્યા, "મારા વહાલા પ્રભુ, આપનું દિવ્ય અખંડ સ્વરૂપ, સંપૂર્ણ રીતે જ્ઞાનમય છે. આપના સ્વરૂપ પર મનુષ્ય મન સ્થિર કરીને જ, દરેકે દરેક વસ્તુને સંપૂર્ણ જ્ઞાન સહિત સંપૂર્ણ રીતે સમજી શકે છે, કારણ કે સર્વ જ્ઞાનના આપ આદિ કારણ છો. આપ સર્વોચ્ચ શક્તિશાળી અને સર્વ પ્રકારની શક્તિઓને ધારણ કરનાર છો. આપ સર્વોચ્ચ બ્રહ્મન્, સર્વોચ્ચ પુરુષ, સર્વોચ્ચ નિયંતા અને ભૌતિક શક્તિઓના સ્વામી છો. આપ સમગ્ર સર્જનનું આશ્રયસ્થાન હોવાથી હું આપને સન્માનપૂર્વક વંદન કરું છું. આપ સર્વવ્યાપી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. વળી આપ દરેક મનુષ્યના હૃદયમાં પરમાત્મા તરીકે રહી કાર્ય કરવા માટે માર્ગદર્શન આપો છો. હવે મારા પ્રભુ, હું સંપૂર્ણપણે આપના શરણે આવ્યો છું, કૃપા કરી આપ મને રક્ષણ આપો."

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "અક્રૂરની સ્તુતિ" નામે ઓગણચાલીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા



# ૪૦. કૃષ્ણ મથુરામાં પ્રવેશ કરે છે.

જ્યારે અક્રૂર પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની પ્રાર્થનાઓ કરી રહ્યા હતા, ત્યારે જેમ કોઈ નાટકનો નિષ્ણાત નટ પોતાનાં વસ્ત્ર બદલી નાંખે અને મૂળ સ્વરૂપ ધારણ કરે, તેમ ભગવાન જળમાંથી અદૃશ્ય થયા. વિષ્ણુમૂર્તિના અદૃશ્ય થયા પછી, અક્રૂર જળમાંથી બહાર આવ્યા. પોતાની બાકીની ક્રિયાકાંડાત્મક પ્રવૃત્તિ પતાવી દીધા પછી, તેઓ બલરામ અને કૃષ્ણના રથ નજીક આવ્યા અને આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયા. કૃષ્ણે પૂછયું કે જળ કે સ્થળમાં તેમણે કંઈક અદ્‌ભુત જોયેલું? અક્રૂર બોલ્યા, "મારા વહાલા પ્રભુ! આ જગતમાં પૃથ્વી, જળ કે આકાશમાં બની રહેલી આશ્ચર્યજનક વસ્તુઓ ખરેખર આપના વિશ્વરૂપમાં પ્રગટ થઈ રહી છે. એટલે જ્યારે મને આપનાં દર્શન થયાં છે ત્યારે એવી કઈ આશ્ચર્યજનક વસ્તુઓ છે કે જે મેં જોઈ નથી?" આ વિધાન એવા વૈદિક શ્લોકને સ્પષ્ટ કરે છે કે જે મનુષ્ય કૃષ્ણને જાણે છે, તે દરેક વસ્તુ જાણે છે. અને જેણે કૃષ્ણનાં દર્શન કર્યાં છે તેણે ઘણી આશ્ચર્યજનક વસ્તુઓ જોઈ છે. અક્રૂરે કહેવાનું ચાલુ રાખ્યું, "મારા વહાલા પ્રભુ, આપના દિવ્ય સ્વરૂપ કરતાં કોઈ પણ વસ્તુ વધારે આશ્ચર્યજનક ન હોઈ શકે. જ્યારે મને આપના દિવ્ય સ્વરૂપનાં દર્શન થયાં હોય, ત્યારે જોવાનું બાકી શું રહે?"

આમ કહ્યા પછી, તરત જ અક્રૂરે રથ ઉપાડયો. દિવસ આથમવા આવ્યો, ત્યારે તેઓ લગભગ મથુરાની નજીક પહોંચ્યા. વૃંદાવનથી મથુરા પ્રવાસ કરતી વખતે રસ્તે જતાં જે જે લોકોએ કૃષ્ણ અને બલરામને જોયા તેઓ ફરી ફરીને તેમને નિરખવાની લાલચ ત્યજી ન શક્યા. દરમ્યાન નંદ અને ઉપનંદની રાહબરી નીચે બીજા વૃંદાવનવાસીઓ, નદીઓ અને જંગલોમાં થઈને ક્યારનાયે મથુરા પહોંચી ગયા હતા અને તેઓ કૃષ્ણ અને બલરામના આગમનની રાહ જોઈ રહ્યા હતા. મથુરાના દરવાજા સુધી પહોંચીને કૃષ્ણ તથા બલરામ રથમાંથી ઊતરી પડયા અને અક્રૂરને ભેટયા. કૃષ્ણે અક્રૂરને જણાવ્યું, "હવે તમારે ઘેર જવું હોય તો જાઓ, કારણ કે અમે તો અમારા સાથીઓ સાથે મથુરામાં પ્રવેશ કરીશું." અક્રૂરે જવાબ આપ્યો, "મારા વહાલા પ્રભુ, તમને છોડી હું એકલો મથુરા જઈ શકીશ નહિ. હું આપને શરણે આવેલો સેવક છું. કૃપા કરી મને દૂર કરવાનો પ્રયત્ન કરશો નહિ.

કૃપા કરી આપ આપના મોટાભાઈ અને ગોપ બાળમિત્રોને સાથે લઈ મારી સાથે ચાલો અને મારું ઘર પાવન કરો. મારા વહાલા પ્રભુ, જો આપ આવશો તો આપના ચરણ-કમળની રજથી મારું આંગણું પાવન થશે. આપના ચરણકમળના પરસેવામાંથી નીકળી રહેલું ગંગાજળ પિતૃઓ, અગ્નિદેવ અને બીજા સર્વ દેવતાઓ સહિત દરેક મનુષ્યને શુદ્ધ કરે છે. બલિ મહારાજ આપના ચરણકમળને પખાળીનેજ પ્રખ્યાત બન્યા છે અને તેમનાં સર્વ સગાં વહાલાંઓએ ગંગાજળનો સ્પર્શ થવાથી સ્વર્ગલોક પ્રાપ્ત કરેલ છે. બલિ મહારાજ જાતે સર્વ પ્રકારની ભૌતિક સમૃદ્ધિઓ ભોગવીને મુક્તિની સર્વોચ્ચ સર્વશ્રેષ્ઠ સ્થિતિવાળી ઊર્ધ્વ-ગતિને પહોંચ્યા હતા. ગંગાજળ ત્રણેય લોકને પાવન કરે છે, એટલુંજ નહિ પરતુ શંકર ભગવાનના મસ્તક પરથી વહે છે. હે સર્વ દેવોના સર્વોચ્ચ પ્રભુ ! હે બ્રહ્માંડના સ્વામી ! હું આપને સન્માનપૂર્વક પ્રણામ કરું છું."

આ સાંભળીને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણે જવાબ આપ્યો, "અક્રૂર,! યદુ રાજવંશના તેજોદ્વેષી સર્વ અસુરોનો સંહાર કર્યા પછી જ મારા મોટાભાઈ બલરામ સાથે તમારે ઘેર અવશ્ય આવીશ. આ રીતે હું મારાં સર્વ સગાં-સંબંધીઓને પ્રસન્ન કરીશ." પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના આવા શબ્દો સાંભળીને અક્રૂર કાંઈક નિરાશ થયા, પરંતુ આજ્ઞાનો અનાદર ન કરી શકયા, એટલે તે મથુરામાં પ્રવેશ્યા. કૃષ્ણના આગમન વિષે કંસને ખબર આપી, અને પછી પોતાના ઘેર ગયા.

અક્રૂરના વિદાય થયા પછી, કૃષ્ણ ભગવાન, બલરામ અને ગોપ બાળકો શહેર જોવા માટે મથુરામાં પ્રવેશ્યા. તેમણે પ્રથમ કક્ષાના આરસમાંથી સુંદર રીતે બનાવેલો દરવાજો અને શુદ્ધ સુવર્ણમાંથી બનાવેલાં બારણાં જોયાં. ચારે બાજુએ ભવ્ય બગીચા હતા, અને કોઈ દુશ્મન સહેલાઈથી પ્રવેશ ન કરી શકે એટલા માટે સારાયે નગરની આજુબાજુ તોપો ગોઠવેલી હતી. તેમણે જોયું કે જ્યાં સામસામે ચાર રસ્તા મળતા હતા એવા ચોકમાં સુવર્ણ-જડિત શણગાર કરેલો હતો. વળી ઘણા શ્રીમંત માણસોનાં ઘર, જાણે કોઈ એક જ ઈજનેરે બનાવ્યાં હોય તેવાં એક સરખી બાંધણીવાળાં દેખાતાં હતાં. ઘરોને કીમતી રત્નોથી શણગારેલાં હતાં. અને દરેક ઘરને વૃક્ષો, ફળફળાદિ અને પુષ્પોવાળી સુંદર વાડીઓ હતી. ઘરના બગીચાઓ, ફરસબંધીઓ અને ઝરૂખાઓ પર રેશમી વસ્ત્રો, રત્નો અને મૂલ્યવાન મોતીઓનું ભરતકામ કરી સુંદર શણગાર કર્યો હતો. ઝરૂખાઓની બારીઓ આગળ કબૂતરો અને મોર ચાલતા અને મધુર અવાજ કરતા જણાતા. શહેરમાં અનાજના વેપારીઓની દુકાનો વિવિધ પ્રકારનાં પુષ્પો, હારતોરા, નવજાત ઘાસ અને ખીલેલાં ગુલાબથી શણગારવામાં આવી હતી ઘરોનાં મુખ્ય પ્રવેશદ્વારો પાસે જળના કુંભ હતા. અને ચારે બાજુએ જળ અને દહીંના મિશ્રણનો છંટકાવ કરેલો હતો. બારણા પર વિવિધ પ્રકારના સળગાવેલા દિવાઓની સાથે રાખેલાં પુષ્પોની શોભા અનેરી હતી. અને ઘરોનાં સર્વ બારણાં પર તાજાં આમ્રપત્રો અને રેશમી તોરણોનો પણ શણગાર સજાવેલો હતો.

જ્યારે કૃષ્ણ, બલરામ અને ગોપ બાળકો મથુરાનગરીમાં આવી પહોંચ્યાં ત્યારે, એ સમાચાર સર્વત્ર પ્રસર્યા અને સર્વ નગરવાસીઓ એકઠાં થયાં. નગરની સ્ત્રીઓ અને કન્યાઓ તેમનાં દર્શન કરવા તરત જ ઘરનાં છાપરાં પર ચઢી. તેઓ અત્યંત અધીર બની કૃષ્ણ અને બલરામના આગમનની રાહ જોઈ રહ્યાં હતાં. કૃષ્ણ અને બલરામને જોવાની અત્યંત અધીરાઈથી સ્ત્રીઓએ વસ્ત્રો પણ બરાબર પહેર્યાં નહિ. કેટલીકે વસ્ત્રો એક જગાએ પહેરવાને બદલે બીજી જગાએ પહેર્યાં. કેટલીકે પોતાની આંખો એક જ બાજુએ આંજી. કેટલીકે એક જ પગની ઘૂંટી પર ઝાંઝર પહેર્યાં. વળી કેટલીક તો લટકણિયાં-લોળિયાં બંને બાજુએ પહેરવાનાં ભૂલી ગઈ. આમ ઉતાવળે ઉતાવળે, પોતાની જાતને બરાબર શણગાર્યા વિના છાપરાં પર ચઢી કૃષ્ણને જોવા આવી. કેટલીક બપોરે પોતાનું ભોજન જમી રહી હતી, પરંતુ તે કૃષ્ણ અને બલરામ નગરમાં આવી પહોંચ્યા છે, એ વાત સાંભળતાં જ જમવાનું છોડી દઈ એકદમ છાપરે દોડી. કેટલીક સ્નાનગૃહમાં સ્નાન કરી રહી હતી, પરંતુ પોતાનું સ્નાન જેમતેમ પૂરું કરી તેઓ પણ શ્રીકૃષ્ણ અને બલરામને જોવા આવી. ધીરે ધીરે પસાર થઈ રહેલા અને મંદ મંદ હસતા કૃષ્ણ ભગવાને તેમનાં હૃદય હરી લીધાં. આજે ભાગ્યલક્ષ્મીનો સ્વામી ગજની જેમ શેરીઓમાં થઈને પસાર થઈ રહ્યો હતો. ઘણા સમયથી મથુરાવાસી સ્ત્રીઓએ કૃષ્ણ તથા બલરામ અને તેમનાં અસામાન્ય લક્ષણો વિષે સાંભળેલું, અને તેઓ તેમની પ્રત્યે અત્યંત આકર્ષાઈને તેમને જોવાને અધીરી બની હતી. હવે જ્યારે તેઓએ ખરેખર કૃષ્ણ અને બલરામને શેરીમાંથી પસાર થઈ રહેલા અને મંદ હાસ્ય હસતા જોયા, ત્યારે સ્ત્રીઓનો હર્ષ પરાકાષ્ટાએ પહોંચ્યો. જ્યારે તેમણે તેમનાં સાક્ષાત્ દર્શન કર્યાં, ત્યારે તેમણે શ્રીકૃષ્ણ અને બલરામને પોતાના હૃદયમાં પધરાવ્યા અને તેમને ધરાઈ ધરાઈને આલિંગન કર્યાં. દિવ્ય ભાવાવેશમાં તેમને રોમાંચ થયો. તેમણે કૃષ્ણ વિષે સાંભળ્યું હતું, પરંતુ તેમનાં દર્શન કર્યાં ન હતાં, પણ હવે તેમની ઝંખના ઓછી થઈ. મથુરાના રાજમહાલયોનાં છાપરાં પર ચડેલી સ્ત્રીઓએ કૃષ્ણ અને બલરામ પર પુષ્પવૃષ્ટિ કરી. જ્યારે એ ભાઈઓ શેરીઓમાં થઈને પસાર થઈ રહ્યા હતા ત્યારે, આસપાસના વિસ્તારમાં રહેતા બ્રાહ્મણોએ ચંદન અને પુષ્પ વડે તેમનું સન્માનપૂર્વક સ્વાગત કરી શહેરમાં આવકાર આપ્યો. મથુરાના બધા રહેવાસીઓ વૃંદાવનવાસીઓની ઊર્ધ્વ અને શુદ્ધ પ્રવૃત્તિઓ વિષે અંદરોઅંદર વાતચીત કરવા લાગ્યા. મથુરાવાસીઓને એવા વિચારથી આશ્ચર્ય થયું કે વૃંદાવનના ગોવાળિયાઓએ આગલા જન્મમાં કેટલાં બધાં પવિત્ર કામો કર્યાં હશે કે તેઓ કૃષ્ણ અને બલરામનાં અહર્નિશ દર્શન કરવાને શક્તિમાન હતા.

જ્યારે કૃષ્ણ અને બલરામ આ રીતે પસાર થઈ રહ્યા હતા ત્યારે તેમણે એક ધોબી અને રંગારાને જોયો. કૃષ્ણે પ્રસન્ન થઈને તેની પાસેથી કંઈક સુંદર વસ્ત્ર માગ્યું. વળી તેમણે એવું વચન આપ્યું કે જો ધોબી એમને અત્યંત સુંદર રંગેલું વસ્ત્ર આપશે તો તે ખૂબ રાજી થશે, અને તેના સૌભાગ્યનો પાર નહિ રહે. જો કે કૃષ્ણ કાંઈ યાચક કે કપડાં-લત્તાંની જરૂરવાળા ન હતા, છતાં આવી વિનંતી કરી એમણે એમ દર્શાવ્યું, કે દરેક મનુષ્યે

ભગવાનને જે જે જોઈએ એ સર્વ અર્પણ કરવા તત્પર રહેવું જોઈએ. એવો કૃષ્ણ-ભાવનાનો હેતુ છે.

દુર્ભાગ્યે આ ધોબી કંસનો સેવક હતો, એટલે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ ભગવાનની માગણીનો મર્મ એ ન સમજી શક્યો. દુર્જનના સંગનું આ પરિણામ છે. જે પૂર્ણ-પુરુષોત્તમ પરમેશ્વરે તેને સમસ્ત સૌભાગ્યનું વચન આપેલું, તેમને તરત જ વસ્ત્ર અર્પણ કરી શકાયાં હોત, પરંતુ કંસ જેવા પાપી અસુરનો સેવક હોવાથી તે દરખાસ્ત સ્વીકારી ન શક્યો. રાજી થવાને બદલે તે ખૂબ ગુસ્સે થયો અને તેણે ભગવાનની વિનંતીનો આવા શબ્દો કહી અસ્વીકાર કર્યો, "જે વસ્ત્રો રાજાજીને પહેરવાનાં છે એ તમારાથી માગી જ કેમ શકાય ?" પછી ધોબી, કૃષ્ણ અને બલરામને શીખામણ આપવા લાગ્યો, "મારા વહાલા-છોકરાઓ! રાજાજીની માલિકીની વસ્તુઓ માગવાની ભવિષ્યમાં હિંમત ન કરશો, એ અવિવેક કહેવાય. નહિ તો, સરકારી માણસો તમને શિક્ષા કરશે. તેઓ તમને પકડી જશે અને તમને સજા કરશે તો તમે મુસીબતમાં મુકાશો. મને આ બાબતનો પ્રત્યક્ષ અનુભવ છે. જે કોઈ મનુષ્ય રાજાની મિલકતનો ગેરકાયદેસર ઉપયોગ કરવા માગે તેને ખૂબ કડક શિક્ષા થાય છે."

દેવકીનંદન કૃષ્ણ ભગવાન, આ સાંભળીને, ધોબી પર અત્યંત ગુસ્સે થયા, અને તેના મસ્તક પર પોતાના હાથના આગલા પંજાથી એવા જોરથી મુક્કી મારી કે તેનું મસ્તક ધડથી જુદું થઈ ગયું. ધોબી મરણ પામીને પૃથ્વી પર ઢળી પડયો. આ રીતે કૃષ્ણ ભગવાને એવું વિધાન સ્પષ્ટ કર્યું કે, પોતાના શરીરના કોઈ પણ અવયવથી પોતાની ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાને એ શકિતમાન છે. તલવાર લીધા સિવાય કેવળ પોતાના હાથથી તેમણે ધોબીનું મસ્તક કાપી નાંખ્યું. આ વસ્તુ સાબિત કરે છે કે, સર્વોચ્ચ પ્રભુ સર્વ શકિતમાન છે. એ જે કોઈ વસ્તુ કરવા માગે, તે બહારની મદદ વિના કરી શકે છે.

આ ભયાનક પ્રસંગ બની ગયા પછી, ધોબીના માણસો તરત જ વસ્ત્રો ત્યાં જ પડયાં રહેવા દઈ વિખરાઈ ગયા. કૃષ્ણ અને બલરામે એનો કબજો લઈ પોતાની ઈચ્છા પ્રમાણે વસ્ત્રો પહેર્યાં. કેટલાંક વસ્ત્રો ગોપબાળકોએ તેમની ઈચ્છા પ્રમાણે ધારણ કર્યાં. બાકી રહેલાં વસ્ત્રો ત્યાં જ પડી રહ્યાં. ત્યાર પછી તેમણે આગળ પ્રયાણ શરૂ કર્યું. દરમ્યાન એક દરજી-ભકતે સેવા કરવાની તક ઝડપી, અને શ્રીકૃષ્ણ તથા બલરામ માટે એ કાપડમાંથી સુંદર વસ્ત્રો તૈયાર કર્યાં. આમ સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરવાને લીધે રંગીન વસ્ત્રો ધારણ કરેલા હાથીઓની જેમ કૃષ્ણ અને બલરામ પૂર્ણિમાની રાત્રીના ઘનશ્યામ ચંદ્ર જેવા જણાયા. કૃષ્ણ દરજી ઉપર ખૂબ પ્રસન્ન થયા અને તેને સારૂપ્ય મુકિતનું વરદાન આપ્યું. સારૂપ્ય મુકિત એટલે મનુષ્યનો દેહ છોડયા પછી, તે મુકત બને અને બરાબર વૈકુંઠ ગ્રહોમાં રહેલા ચતુર્ભુજ નારાયણ જેવું શરીર તેને પ્રાપ્ત થાય. તેમણે એવું પણ વરદાન આપ્યું કે, જેટલા સમય સુધી તે જીવશે તેટલો સમય પૂરતા પ્રમાણમાં ઈન્દ્રિયગમ્ય ભોગો ભોગવી શકાય એટલી સમૃદ્ધિ કમાશે. આ પ્રસંગ પછી કૃષ્ણે સિદ્ધ કર્યું કે, ઈન્દ્રિયગમ્ય ભોગો

ભોગવવામાં, અથવા ભૌતિક સુખો ભોગવવામાં કૃષ્ણભાવનામય ભક્તોને અગવડ નહિ પડે. આવી વસ્તુઓ માટે તેમને પૂરતા પ્રમાણમાં સગવડ મળી રહેશે, વળી આ જીવન ત્યજી દીધા પછી વૈકુંઠલોક અથવા કૃષ્ણલોક-ગોલોક-વૃંદાવનમાં આધ્યાત્મિક ગ્રહોમાં તેમને જવાની રજા મળશે.

સુંદર રીતે વસ્ત્રો સજયા પછી, કૃષ્ણ અને બલરામ સુદામા નામના માળીને ત્યાં ગયા. તેઓ એના ઘરના આંગણામાં પ્રવેશ્યા કે તરત જ માળી બહાર આવ્યો અને અત્યંત ભક્તિ તથા સન્માનપૂર્વક તેણે દંડવત્ પ્રણામ કર્યા. કૃષ્ણ અને બલરામને બેસવા માટે સુંદર જગા આપી, અને ચંદનના લેપથી મિશ્રિત કરેલાં પુષ્પો અને પાનસોપારી લાવવાની તેના નોકરને આજ્ઞા કરી. માળીના સ્વાગતથી ભગવાન ખૂબ જ સંતોષ પામ્યા.

માળીએ ભગવાનને ખૂબ જ નમ્રતા અને દીનતાપૂર્વક પ્રાર્થના કરતાં જણાવ્યું, "મારા વહાલા પ્રભુ! તમે મારે ત્યાં પધાર્યા છો, તેથી હું માનું છું કે મારા સર્વ પિતૃઓ અને પૂજય વડિલો પ્રસન્ન થયા છે, અને મુક્તિ પામ્યા છે. મારા વહાલા પ્રભુ! આપ આ પ્રગટ વિશ્વનાં સર્વ કારણોના સર્વોચ્ચ કારણ છો, પરંતુ આ પૃથ્વીના રહેવાસીઓના લાભાર્થે આપ આપનાં આંશિક સ્વરૂપો સહિત આપના ભક્તોનું રક્ષણ કરવા અને અસુરોનો વિનાશ કરવા પ્રગટ થયા છો. સર્વ જીવાત્માઓના મિત્ર તરીકે આપ સમદૃષ્ટિથી વર્તો છો, આપ પરમાત્મા છો, અને મિત્ર અને દુશ્મન વચ્ચે ભેદ જોતા નથી, પરંતુ આપના ભક્તોને તેમની ભક્તિમય પ્રવૃત્તિઓના વિશિષ્ટ લાભ આપી, આપ પ્રસન્ન રહો છો. મારા પ્રભુ! હું પ્રાર્થના કરું છું કે આપ મારી પાસે જે કાંઈ કરાવવા ચાહતા હો તે કૃપા કરીને જણાવો, કારણ હું આપનો સદા કાળનો સેવક છું. આપ મને કંઈક સેવા કરવાની રજા આપશો તો મારા પર અત્યંત ઉપકાર થશે." કૃષ્ણ તથા બલરામને પોતાના નિવાસ સ્થાનમાં જોઈ સુદામા માળી હૃદયમાં અત્યંત આનંદ પામ્યો અને આમ પોતાની અંતરતમ ભાવના પ્રમાણે એણે વિવિધ પુષ્પોના બે સર્વોત્તમ હાર પહેરાવ્યા, અને પ્રભુને ભેટ તરીકે અર્પણ કર્યા. કૃષ્ણ તથા બલરામ તેની નિષ્કપટ સેવા જોઈને ખૂબ પ્રસન્ન થયા, અને કૃષ્ણે તેને આશીર્વાદ તથા વરદાન આપ્યાં. આવું વરદાન પ્રભુ શરણાગતોને આપવા હંમેશાં તત્પર રહે છે. માળીને આવું વરદાન મળ્યું, ત્યારે તેણે પ્રભુ પાસે યાચના કરી કે, તે તેમનો સનાતન સેવક રહી ભક્તિમય સેવા કરે, અને આવી સેવા દ્વારા પ્રાણીમાત્રનું ભલું કરે. આથી, એટલું સ્પષ્ટ થાય છે કે, ભગવાનના ભક્તે કૃષ્ણભાવનામાં રહી ભક્તિમય સેવા દ્વારા કેવળ પોતાનો વિકાસ કરી સંતુષ્ટ રહેવું ન જોઈએ. તેણે બીજાઓના કલ્યાણ અર્થે કામ કરવા તત્પર રહેવું જોઈએ. વૃંદાવનના છ ગોસ્વામીઓએ આ પ્રસંગનું અનુસરણ કર્યું હતું. એટલે તેમની પ્રાર્થના-લોકાનામ્ હિતકારિણૌ માં જણાવ્યું છે કે, વૈષ્ણવો અથવા ભગવાનના ભક્તો સ્વાર્થી હોતા નથી. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પાસેથી વરદાન તરીકે તેમને જે કાંઈ મળે છે એ બીજાં સર્વ મનુષ્યોમાં વહેંચવા માગે છે. એ સમગ્ર માનવ-સમાજ માટે કરવામાં આવતી સર્વશ્રેષ્ઠ હિતકારી

પ્રવૃત્તિઓ છે. માળીથી સંતુષ્ટ થયેલા કૃષ્ણ ભગવાને તેની સ્વેચ્છા મુજબ વરદાન આપ્યું, એટલું જ નહિ પરંતુ તેને સર્વપ્રકારની ભૌતિક સમૃદ્ધિ, કૌટુંબિક વૈભવ, દીર્ઘજીવન અને આ ભૌતિક જગતમાં જે કાંઈ ભોગ ભોગવવાની તેની ઈચ્છા હતી તે સર્વ તેને આપ્યું.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "કૃષ્ણ મથુરામાં પ્રવેશે છે" નામે ચાળીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૪૧ યજ્ઞમંડપમાં ધનુષ્યભંગ

માળીના ત્યાંથી વિદાય થયા પછી કૃષ્ણ અને બલરામે એક ખૂંધી યુવાન સ્ત્રી – કુબ્જાને ચંદનનો લેપ થાળીમાં લઈ શેરીમાંથી પસાર થતી જોઈ. કૃષ્ણ સર્વાનંદના સરોવર છે, એટલે પેલી કુબ્જા સ્ત્રીની મશ્કરી કરી તે પોતાના સાથીઓને હર્ષ આપવા માગતા હતા. કૃષ્ણે આમ કહીને તેને બોલાવી, "હે ઊંચી જુવાન સ્ત્રી, તું કોણ છે? તારા હાથમાં આ ચંદનનો લેપ લઈ કોના માટે જાય છે, તે મને કહે જોઈએ. હું માનું છું કે, આ ચંદન તારે મને અર્પણ કરવું જોઈએ. અને જો એ પ્રમાણે કરીશ તો હું તને ખાત્રી આપું છું કે, તારું ભાગ્ય ખીલી ઊઠશે." કૃષ્ણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે તેથી તેમને ખૂંધ વિષે પૂરેપૂરું જ્ઞાન હતું, પણ તેઓ એમ પૂછીને એવું સમજાવવા માગતા હતા કે, અસુરની સેવાથી કાંઈ લાભ ન હતો. મનુષ્ય કૃષ્ણ અને બલરામની સેવા કરે તો એ વધારે સારું અને તો જ પાપનાપરિણામોમાંથીતેને છુટકારો મળે.

પેલી સ્ત્રીએ કૃષ્ણને જવાબ આપ્યો, "મારા વહાલા શ્યામસુંદર! વહાલા સુંદર કૃષ્ણ! તમે જાણો કે હું કંસને ત્યાં નોકરાણી તરીકે કામ કરું છું. હું તેમને હંમેશાં ચંદનનો લેપ પહોંચાડું છું. આવી સુંદર વસ્તુ મળવાથી રાજા મારા પર અત્યંત પ્રસન્ન રહે છે, પરંતુ હવે હું જોઉં છું કે આપ બે ભાઈઓ સિવાય ચંદનના લેપથી બીજા કોઈની વધારે સારી સેવા થઈ શકે તેમ નથી." કૃષ્ણ અને બલરામનાં સુંદર લક્ષણો, તેમની વાતચીત, તેમનું હાસ્ય, તેમનો દૃષ્ટિપાત અને બીજી પ્રવૃત્તિઓથી મુગ્ધ થયેલી તે કુબ્જા તેમના શરીર પર ખૂબ જ સંતોષ અને ભકિતભાવે ચંદનના લેપનું મર્દન કરવા લાગી. બંને દૈવી યાચકો કૃષ્ણ અને બલરામ, કુદરતી રીતે જ સુંદર અને દેખાવડા મુખારવિંદવાળા હતા, અને તેમણે રંગીન વસ્ત્રો સુંદર રીતે ધારણ કર્યા હતાં. તેમના શરીરનો ઉપલો ભાગ અહર્નિશ અત્યંત આકર્ષક લાગતો અને જયારે એ કુબ્જાએ તેમના શરીરે ચંદનનું મર્દન કર્યું, ત્યારે તેઓ અધિક સુંદર દેખાયા. કૃષ્ણ આ સેવાથી અત્યંત પ્રસન્ન થયા, અને તેઓ તેને કેવી રીતે બદલો આપવો એનો વિચાર કરવા લાગ્યા. બીજા શબ્દોમાં કહીએ તો પ્રભુનું ધ્યાન આકર્ષવા માટે, કૃષ્ણભાવનામય ભકતે ખૂબ જ સ્નેહ અને ભકિતપૂર્વક તેમની સેવા કરવી

જોઈએ. કૃષ્ણની પ્રત્યે દિવ્ય સ્નેહાળ સેવામાં જોડાયા વિના કૃષ્ણ ભગવાન બીજા કોઈ પણ કૃત્યથી પ્રસન્ન થતા નથી. આવો વિચાર કરીને કૃષ્ણ ભગવાને પોતાના પગનાં આંગળાં એ ખૂંધી સ્ત્રીના પગના પહોંચા પર દબાવ્યાં, અને પોતાની આંગળીઓ તેના ગાલ પર રાખી, દાઢી પકડીને એને સીધી કરવા આંચકો માર્યો. તરત જ એ કુબ્જા સ્ત્રી વિશાળ નિતંબ, પાતળી કમર, સુંદર અને સરસ રીતે ગોઠવાયેલા સ્તન-યુગલવાળી સુંદર સીધી ટટાર કન્યા દેખાઈ. કૃષ્ણ કુબ્જાની સેવાથી પ્રસન્ન થયા, અને તેને પ્રભુના હાથનો સ્પર્શ થયો એટલે તે સ્ત્રીઓમાં સર્વશ્રેષ્ઠ સુંદર કન્યા બની. આ પ્રસંગ દર્શાવે છે કે, કૃષ્ણની સેવા કરીને ભક્ત તરત જ સર્વશ્રેષ્ઠ ઊર્ધ્વ સ્થિતિએ પહોંચે છે. સર્વ બાબતોમાં, ભક્તિમય સેવા એટલી પ્રબળ છે કે, જે કોઈ મનુષ્ય તેને અપનાવે છે તે સર્વ દૈવી ગુણો વડે અલંકૃત બને છે. કૃષ્ણ એ ખૂંધી સ્ત્રી પ્રત્યે તેના સૌંદર્યથી નહિ, પરંતુ તેની સેવાથી આકર્ષાયા હતા; જે ક્ષણે તેણે તેમની સેવા કરી કે તરત જ તે સર્વશ્રેષ્ઠ સુંદર સ્ત્રી બની. કૃષ્ણભાવનામય વ્યક્તિએ અધિકૃત કે સુંદર હોવાની જરૂર નથી; કૃષ્ણભાવનામય બન્યા પછી અને કૃષ્ણની સેવા કર્યા પછી, મનુષ્ય ખૂબ જ અધિકૃત અને સુંદર બને છે.

કૃષ્ણની કૃપાથી એ સ્ત્રી જ્યારે સર્વશ્રેષ્ઠ સુંદરી બની ગઈ, ત્યારે પોતે સ્વાભાવિક રીતે કૃષ્ણની ઉપકારવશ હોય એમ તેને લાગ્યું. વળી તે પ્રભુના સૌંદર્ય પ્રતિ આકર્ષાઈ. જરા પણ સંકોચ પામ્યા વિના, તેણે પ્રભુના વસ્ત્રનો પાલવ પકડયો અને તે ખેંચવા લાગી. તે કામાતુર બની હતી, અને તેણે કબૂલ કર્યું કે તે કામ-વાસનાઓની ઈચ્છાથી ઉત્તેજિત બની ગઈ હતી. તે શેરીમાં હતી, અને નજીકમાં કૃષ્ણના મોટાભાઈ અને તેમના મિત્રો હતા તે વાત તે ભૂલી ગઈ.

તેણે કૃષ્ણની પાસે સ્પષ્ટ દરખાસ્ત મૂકી : "મારા વહાલા વીર પુરુષ! આ રીતે હું તમને જવા નહિ દઈ શકું. તમારે મારે ત્યાં આવવું પડશે. તમારા સૌંદર્ય પ્રત્યે મને ખૂબ આકર્ષણ થયું છે. તમે નરશ્રેષ્ઠ છો, એટલે મારે તમારું સારી રીતે સ્વાગત કરવું જોઈએ. તમારે મારા પ્રત્યે ઘણી લાગણી દાખવવી જોઈએ." આમ ખુલ્લા શબ્દોમાં તેણે કૃષ્ણને પોતાને ઘેર આવવાની અને પોતાની કામના સંતોષવાની દરખાસ્ત મૂકી. અલબત્ત, કૃષ્ણ, પોતાના મોટાભાઈ બલરામના સાંનિધ્યમાં કંઈક અસ્વસ્થ થયા, પરંતુ તે જાણતા હતા કે એ કન્યા સરળ ચિત્તવાળી અને મુગ્ધા હતી; એટલે તેના શબ્દો સાંભળી તે કેવળ મંદ મંદ હસ્યા પોતાના ગોપ બાળમિત્રોને જોઈને તેમણે કન્યાને જવાબ આપ્યો, "મારી વહાલી સુંદર કન્યા! તારા આમંત્રણથી હું અત્યંત પ્રસન્ન થયો છું, અને મારું અહીંનું બીજું કાર્ય પૂરું કર્યા પછી તારે ઘેર હું જરૂર આવીશ. મારા જેવા પુરુષ માટે તારા જેવી સુંદર કન્યા આશ્વાસન માટે એકમાત્ર સાધન છે, પરંતુ હું મારે ઘેરથી દૂર છું, અને પરણેલો નથી. ખરેખર, એક યોગ્ય સખી તરીકે તું મને સર્વ પ્રકારની માનસિક મુંઝવણોમાં શાંતિ આપી શકીશ." કૃષ્ણે આ રીતે મધુર શબ્દોથી કન્યાને સંતુષ્ટ કરી. તેને ત્યાં રહેવા દઈને, તેઓ શેરીમાંથી જ્યાં નગરજનો વિવિધ પ્રકારની ભેટ-સોગાદો, ખાસ

કરીને પાન સોપારી, પુષ્પો અને ચંદન વગેરે લઈને તેમનું સ્વાગત કરવા તત્પર હતા, એવા મુખ્ય બજાર તરફ ગયા.

બજારમાં વેપારીઓએ અત્યંત સન્માનપૂર્વક કૃષ્ણ અને બળરામનું સ્વાગત કર્યું. કૃષ્ણ શેરીમાંથી પસાર થતા હતા ત્યારે, આજુબાજુનાં ઘરોમાંથી સ્ત્રીઓ દર્શન કરવા આવી પહોંચી અને કેટલીક યુવાન સ્ત્રીઓ તો તેમના સૌંદર્યથી અત્યંત મુગ્ધ બની લગભગ મૂર્છાવશ બની. તેમના કેશ અને સુબદ્ધ રીતે બાંધેલાં વસ્ત્રો શિથિલ થઈ ગયાં, અને તેઓ ક્યાં ઊભી રહી હતી એ પણ ભૂલી ગઈ.

ત્યાર પછી કૃષ્ણે યજ્ઞ માટેની જગ્યાના સ્થાન વિષે નગરજનોને પૂછ્યું. કંસે ધનુર્યજ્ઞ ઊજવવાની તૈયારી કરી હતી, અને આ વિશિષ્ટ યજ્ઞના પ્રતીક તરીકે યજ્ઞના સિંહાસન પાસે મોટું ધનુષ્ય રાખ્યું હતું. ધનુષ્ય ઘણું મોટું, અદ્ભુત અને આકાશમાં દેખાતા મેઘધનુષ્ય જેવું હતું. આ યજ્ઞસ્થાને કંસરાજાના ઘણા સૈનિકો અને રક્ષકો એ ધનુષ્યનું રક્ષણ કરી રહ્યા હતા. જેવા કૃષ્ણ અને બલરામ ધનુષ્યની નજીક ગયા, ત્યારે તેમને વધારે નજીક નહીં જવા માટે ચેતવણી આપવામાં આવી, પરંતુ કૃષ્ણે આ ચેતવણીની અવગણના કરી. તે બળપૂર્વક ત્યાં ગયા અને તરત જ પોતાના ડાબા હાથમાં મોટું ધનુષ્ય લીધું. લોકોની હાજરીમાં ધનુષ્યનો ટંકાર કરી તેને ખેંચ્યું, અને ખેતરમાં હાથી શેરડીનો સાંઠો ભાંગી નાખે, તે જ રીતે વચમાંથી તેના બે કકડા કરી નાંખ્યા. ત્યાં ઊભેલા દરેક જણે કૃષ્ણની શક્તિની પ્રશંસા કરી. ધનુષ્યભંગના અવાજે આકાશ અને ધરતી ગાજી ઊઠયાં. કંસે પણ તે અવાજ સાંભળ્યો. જ્યારે શું બન્યું હતું તેની કંસને ખબર પડી ત્યારે તે પોતાની જિંદગી માટે થરથરવા લાગ્યો. ધનુષ્યના જે રક્ષકો નજીકમાં દેખરેખ રાખી રહ્યા હતા તે ખૂબ ગુસ્સે થયા. તેણે પોતાના માણસોને હથિયાર ઉઠાવવા હુકમ કર્યો, અને કૃષ્ણ તરફ બૂમ-બરાડા પાડીને ધસવા લાગ્યો, "તેને પકડો! તેને ખતમ કરો! ખતમ કરો!" કૃષ્ણ અને બલરામ ઘેરાઈ ગયા. જ્યારે તેમણે રક્ષકોના ધમકીભર્યા અવાજ સાંભળ્યા, ત્યારે તેઓ ગુસ્સે થયા, અને ભાંગેલા ધનુષ્યના બે ટૂકડા ઉપાડીને તેમણે સર્વ રક્ષકોને ઝૂડવા માંડયા. આવી ધમાચકડી ચાલતી હતી ત્યારે કંસે રખેવાળોની મદદે નાની લશ્કરી ટૂકડી મોકલી, પરંતુ કૃષ્ણ અને બલરામ બંને તેમની સામે પણ લડયા અને તેમને મારી નાંખ્યા.

આ બનાવ પછી, કૃષ્ણ યજ્ઞની વેદી તરફ આગળ ન વધ્યા, પરંતુ દરવાજેથી બહાર નીકળી તેમના તંબૂઓ તરફ ગયા. રસ્તામાં મથુરા નગરીનાં વિવિધ સ્થાન અત્યંત આનંદ-પૂર્વક નિહાળ્યાં. કૃષ્ણની પ્રવૃત્તિઓ અને અદ્ભુત સામર્થ્ય જોઈને, મથુરાના સર્વ નગર-જનો બંને ભાઈઓને મથુરામાં પધારેલા દેવતાઓ તરીકે ગણવા લાગ્યા. અને તેમણે ખૂબ જ ચકિત બનીને તેમના પ્રત્યે જોયું. બંને ભાઈઓ કંસના કાયદા-કાનૂનની પરવા કર્યા વિના રસ્તામાં તદ્દન બેફિકર રહી ઘૂમવા લાગ્યા.

સાંજ પડી ત્યારે કૃષ્ણ અને બલરામ પોતાના ગોપમિત્રો સાથે નગર બહાર, જ્યાં તેમનાં ગાડાં એકઠાં કર્યાં હતાં ત્યાં ગયા. આમ કૃષ્ણ અને બલરામે કંસ સાથે, પોતાના આગમન વિષે કેટલીક ઔપચારિક વિધિ પતાવી. આથી કંસ સમજી શક્યો કે બીજે દિવસે યજ્ઞશાળામાં કેવા કઠોર ભયનો તેણે મુકાબલો કરવાનો હતો.

જ્યારે કૃષ્ણ અને બલરામ વૃંદાવનથી મથુરા જતા હતા ત્યારે, ભાગ્યલક્ષ્મી અને શુદ્ધ ભક્તો જેમની પૂજા કરે છે એવા શ્રીકૃષ્ણના અદ્‌ભુત સૌંદર્યનાં દર્શન કરવાં, એ મથુરાના નગરજનોનું કેટલું મોટું સદ્‌ભાગ્ય હતું, એની વૃંદાવનવાસીઓ કલ્પના કરતા હતા. વૃંદાવનવાસીઓની એવી વિલક્ષણ કલ્પના ખરેખર સાકાર થઈ હતી, કારણ મથુરાના નગરજનો કૃષ્ણનાં દર્શન કરી અત્યંત પ્રસન્ન થયા હતા.

જ્યારે કૃષ્ણ પોતાની છાવણીમાં પાછા ફર્યા, ત્યારે સેવકોએ તેમનાં ચરણકમળ પખાળ્યાં, સુંદર બેઠક આપી અને સ્વાદિષ્ટ ભોજનના થાળ અને દૂધ પીરસ્યાં. સાંજનું ભોજન પતાવ્યા પછી, બીજા દિવસના કાર્યક્રમનો વિચાર કરતાં કરતાં, તેઓ ખૂબ શાંતિથી આરામ લેવા લાગ્યા. આમ તેમણે ત્યાં રાત્રિ પસાર કરી.

બીજી બાજુએ, ધનુષ્યભંગ, તથા રખેવાળો અને સૈનિકોના કૃષ્ણે કરેલા સંહારની વાત કંસના સમજવામાં આવી, ત્યારે તેને એવી આછી પ્રતીતિ થઈ કે દેવકીનો આઠમો પુત્ર પ્રગટ થઈ ચૂક્યો હતો અને હવે પોતાનું મરણ અનિવાર્ય હતું. પોતાના અનિવાર્ય મૃત્યુનો વિચાર કરતાં કરતાં તે આખી રાત આરામ પણ કરી શક્યો નહિ. તેને ઘણાં અશુભ સ્વપ્ન દેખાવા લાગ્યાં, અને તે સમજી શક્યો કે નગરની હદમાં પ્રવેશી ચૂકેલા કૃષ્ણ અને બલરામ મૃત્યુના દૂતો હતા. કંસને જાગ્રત અવસ્થામાં અને સ્વપ્નમાં વિવિધ પ્રકારના અપશુકનો થવા લાગ્યા. જ્યારે તેણે અરીસામાં જોયું, ત્યારે તેનું મસ્તક, ખરેખર હોવા છતાં, તેને દેખાયું નહિ. તે આકાશમાં સૂર્ય-ચંદ્ર બેવડી સંખ્યામાં જોવા લાગ્યો, જો કે હકીકતમાં તેમની સંખ્યા એક જ હતી. વળી પોતાના પડછાયામાં તેને છિદ્રો દેખાવા લાગ્યાં અને તેને કાનમાં ગંભીર ગણગણાટનો અવાજ સંભળાયો. તેની સામે રહેલાં વૃક્ષો તેને સુવર્ણનાં બનેલાં જણાયાં. વળી તે રજ કે કાદવવાળી માટીમાં પોતાનાં પગલાં ન જોઈ શક્યો. સ્વપ્નમાં તેણે વિવિધ પ્રકારનાં ભૂત-પ્રેતોને ગધેડાથી ખેંચાતી ગાડીમાં બેઠેલાં જોયાં. ઉપરાંત તેને કોઈક માણસે ઝેર આપ્યું અને તે એ પીતો હતો, એવું પણ સ્વપ્નું આવ્યું. વળી પોતાના આખાયે શરીર પર તેલ ચોપડીને અને પુષ્પહાર ધારણ કરીને તે નગ્નસ્વરૂપે જઈ રહ્યો હતો, એવું તેને સ્વપ્ન આવ્યું. આમ કંસે જાગૃત અને નિદ્રા-અવસ્થામાં વિવિધ પ્રકારનાં મૃત્યુનાં ચિહ્નો જોયાં. તેથી તે સમજી શક્યો કે તેનું મૃત્યુ નિશ્ચિત હતું, અને આમ અત્યંત ચિંતાગ્રસ્ત બની તે રાત્રિએ આરામ કરી ન શક્યો. રાત્રિ પૂરી થયા પછી, તે કુસ્તીદંગલની તૈયારીમાં લાગી ગયો.

કુસ્તીદંગલનો અખાડો સુંદર રીતે સ્વચ્છ કરી ધજા-તોરણો અને પુષ્પોથી શણગારવામાં આવ્યો હતો. ઢોલ વગાડીને સ્પર્ધાનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું. મંચ ધજા અને પતાકાઓને લીધે અધિક સુંદર લાગતો હતો. રાજાઓ, બ્રાહ્મણો અને ક્ષત્રિયો જેવા સન્માનિત સદ્‌ગૃહસ્થો માટે વિવિધ પ્રકારના ઝરૂખાઓ ગોઠવવામાં આવ્યા હતા. જુદા જુદા રાજાઓ માટે સિંહાસનો નિશ્ચિત કરવામાં આવ્યાં હતાં. વળી બીજાઓ માટે પણ બેઠકોની વ્યવસ્થા કરવામાં આવી હતી. આખરે કંસ બીજા પ્રધાનો અને ઉચ્ચ અધિકારીઓની સાથે આવી પહોંચ્યો અને પોતાના માટે જ ખાસ તૈયાર કરવામાં આવેલા ઊંચા મંચ પર બેઠો. તે સર્વ સરકારી સત્તાધીશોની મધ્યમાં હતો, છતાં દુર્ભાગ્યે તેના હૃદયમાં મરણના ભયથી ધબકારા વાગતા હતા. ઘાતકી મૃત્યુને તો કંસ જેવી સમર્થ વ્યકિતની પણ પરવા હોતી નથી. જ્યારે મૃત્યુ આવે છે, ત્યારે તેને કોઈ પણ મનુષ્યના ઉચ્ચ હોદ્દાની દરકાર હોતી નથી.

દરેક વસ્તુની તૈયારી પૂરી થઈ, ત્યારે કુસ્તીબાજો પ્રેક્ષક-સમુદાય સમક્ષ પોતાનું ચાતુર્ય બતાવવા કુસ્તીના મેદાનમાં આવ્યા. તેમણે ભભકાભર્યાં વસ્ત્રાભૂષણો સજ્યાં હતાં. તેમનામાં ચાણૂર, મુષ્ટિક, શલ, કૂટ અને ટોશલ જેવા કેટલાક ખ્યાતનામ કુસ્તીબાજો હતા. વાદ્ય-સંગીતના અવાજથી પ્રોત્સાહિત બનેલા તેઓ અત્યંત ચપળતાપૂર્વક પસાર થયા. કંસે નંદના નેતૃત્વ નીચે વૃંદાવનથી આવેલા સર્વ ગોવાળિયાઓનું પણ સ્વાગત કર્યું. તેમણે પોતાની સાથે લાવેલ દૂધની વાનગીઓ કંસને ભેટ ધરી અને પછી પોતાને માટે ખાસ તૈયાર કરેલા મંચ પર રાજાની બાજુએ પોતપોતાની બેઠકો લીધી.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "યજ્ઞમંડપમાં ધનુષ્યભંગ નામે એકતાલીસમા પ્રકરણના ભકિતવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૪૨. કુવલયાપીડ હાથીનો વધ

કૃષ્ણે અને બલરામે સ્નાન અને બીજી સર્વે પ્રાતઃકાળની વિધિ પતાવી, પછી કુસ્તીદંગલના મંડપમાંથી નગારાં વાગતાં સાંભળ્યાં, ત્યારે તેમણે તરત જ રમત જોવા માટે તે સ્થળ પર જવાની તૈયારી કરી. કૃષ્ણ અને બલરામ કુસ્તી થવાની હતી તે મંડપના દરવાજે પહોંચ્યા, ત્યારે તેમણે મહાવત જેની સંભાળ લેતો હતો તે કુવલયાપીડ નામનો મોટો હાથી જોયો. મહાવત હાથીને દરવાજા પાસે ઊભો રાખીને કૃષ્ણ-બલરામનો પ્રવેશ ઈરાદાપૂર્વક અટકાવી રહ્યો હતો. કૃષ્ણ મહાવતનો હેતુ સમજી ગયા, અને પોતાની કેડ બાંધીને હાથી સાથે લડાઈ કરવાની તૈયારી કરી. તેમણે મેઘગર્જના જેવા ગંભીર અવાજે મહાવતને કહ્યું, "અરે દુષ્ટ મહાવત, રસ્તો છોડ, અને મને દરવાજામાંથી જવા દે. જો તું મારો રસ્તો અટકાવીશ, તો તને અને તારા હાથીને યમરાજને ઘેર પહોંચાડી દઈશ."

કૃષ્ણે આમ મહાવતનું અપમાન કર્યું, એટલે તે ખૂબ ગુસ્સે થયો અને પહેલેથી જ ઘડી કાઢેલી યોજના અનુસાર કૃષ્ણને પડકાર કરવા તેણે હાથીને હુમલો કરવા ઉશ્કેર્યો. આથી હાથી સાક્ષાત્ મૃત્યુની જેમ કૃષ્ણ તરફ ધસ્યો, અને પ્રભુને સૂંઢથી પકડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ કૃષ્ણ અત્યંત ચપળતાથી હાથીની પાછળ ફરી ગયા. પોતાની સૂંઢની આગળ જ જોવાને શક્તિમાન હોવાથી હાથી પોતાના પગની પાછળ સંતાયેલા કૃષ્ણને જોઈ ન શક્યો, પરંતુ તેમને પોતાની સૂંઢથી પકડવાનો પ્રયત્ન કર્યો. ખૂબ ઝડપથી ખસી જઈને કૃષ્ણ એની પકડમાંથી છટકી ગયા, અને વળી પાછા હાથી પાછળ દોડયા, અને તેની પૂંછડી પકડી લીધી. એની પૂંછડી પકડીને કૃષ્ણ હાથીને ખેંચવા લાગ્યા, અને જેમ ગરુડ ક્ષુલ્લક સર્પને ઘસડે, તેમ તેને લગભગ પચીસ વાર દૂર ખેંચી ગયા. પોતાના બચપણમાં વાછરડાની પૂછડી પકડીને જેવી રીતે ખેંચતા તે રીતે કૃષ્ણે હાથીને આ બાજુથી પેલી બાજુ - જમણેથી ડાબે ખેંચ્યો. આ પછી કૃષ્ણ હાથીની સામે ગયા અને એને જોરથી થપ્પડ મારી, પછી તરત જ હાથીની દૃષ્ટિ સામેથી

દૂર સરી ગયા અને એની પીઠ પાછળ દોડયા. પછી, જમીન પર ઢળી પડીને, કૃષ્ણ હાથીના બંને પગ આગળ આવી ગયા, અને તેને આમતેમ ડગાવી નાંખ્યો. કૃષ્ણ તરત જ ઊભા થયા. પરંતુ તેઓ હજી નીચે જ પડી રહ્યા છે એમ સમજી, હાથીએ પોતાના દંતૂશળ કૃષ્ણના શરીરને વીંધી નાંખવા જમીન પર બળજબરીથી ખોસ્યા. હાથીને અત્યંત ત્રાસ અને ગુસ્સો થવા છતાં તેની ઉપર સવાર થયેલા મહાવતે તેને સતાવીને ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો. તેથી હાથી પાગલ બની કૃષ્ણ તરફ દોડયો. જેવો તે નજીક આવ્યો કે તરત જ કૃષ્ણે તેનો દંતૂશળ પકડયો અને હાથીને જમીન સરસો ખેંચ્યો. હાથી અને મહાવત પડી ગયા એટલે કૃષ્ણ કૂદીને હાથીની પીઠ પર ચઢી ગયા અને પીઠ ભાંગી નાંખી, તેમજ મહાવતને પણ મારી નાંખ્યો. હાથીને ખતમ કર્યા પછી, કૃષ્ણે એક દંતૂશળ પોતાના ખભે મૂકયું. સ્વેદ-બિંદુઓથી શોભાયમાન તથા હાથીના લોહીથી રંગાયેલા તેમને અત્યંત આનંદ થયો, અને તેઓ કુસ્તી–દંગલના મંડપ તરફ જવા લાગ્યા. ભગવાન બલરામે હાથીનું બીજું દંતૂશળ પોતાના ખભા પર મૂકયું, અને પોતાના ગોપ બાળમિત્રો સાથે તેઓ મેદાનમાં પ્રવેશ્યા.

જ્યારે કૃષ્ણ, બલરામ તથા તેમના મિત્રો સહિત કુસ્તીદંગલના મેદાનમાં પ્રવેશ્યા ત્યારે, જુદા જુદા રસ (સંબંધો)થી સંકળાયેલા વિવિધ પ્રકારના લોકોને તેઓ વિવિધ સ્વરૂપે દેખાયા. કૃષ્ણ પ્રતિકૂળ અને સાનુકૂળ સર્વ પ્રકારના રસો અને સર્વ પ્રકારના આનંદોના સરોવર છે. કુસ્તીબાજોને કૃષ્ણ બરાબર વજ્ર જેવા જણાયા. સામાન્ય જનસમુદાયને તેઓ સર્વોત્તમ સુંદર વ્યકિત દેખાયા. સ્ત્રી–સમુદાયને તેઓ અત્યંત આકર્ષક નર, અને સાક્ષાત્ કામદેવસમા જણાયા, અને એથી તેમની કામાસકિત તીવ્ર બની. ત્યાં હાજર રહેલા ગોવાળિયાઓને પોતાના જ ગામ વૃંદાવનમાંથી આવેલા પોતાના સગા તરીકે જણાયા. ત્યાં હાજર રહેલા ક્ષત્રિય રાજવીઓને એક અત્યંત બળવાન સત્તાધારી દેખાયા. કૃષ્ણનાં માતાપિતા નંદ અને યશોદાને તેઓ અત્યંત સ્નેહાળ બાળક જણાયા. ભોજ-વંશના રાજા કંસને તેઓ સાક્ષાત્ યમરાજરૂપે દેખાયા. મંદ બુદ્ધિવાળા માણસોને તેઓ અત્યંત અસમર્થ વ્યકિત જણાયા. ત્યાં હાજર રહેલા યોગીઓને તેઓ પરમાત્મા જણાયા. વૃષ્ણિ–વંશના સભ્યોને તેઓ અત્યંત તેજસ્વી વંશજ જણાયા. આમ ત્યાં હાજર રહેલા વિવિધ પ્રકારના મનુષ્યોની વિવિધ પ્રકારે પ્રશંસા પામેલા કૃષ્ણ, બલરામ તથા પોતાના ગોપ બાળમિત્રો સહિત કુસ્તીદંગલના મંડપમાં પ્રવેશ્યા. કૃષ્ણે કુવલયાપીડ હાથીને મારી નાંખ્યો છે એમ સાંભળીને કંસને કૃષ્ણની અત્યંત ભયાનકતા વિષે શંકા ન રહી. તેને તેમનો ખૂબ જ ડર લાગ્યો. કૃષ્ણ તથા બલરામના હાથ લાંબા હતા. તેમણે સુંદર રીતે વસ્ત્રો સજ્યાં હતાં, અને ત્યાં હાજર રહેલા સર્વ જનસમુદાયને તેઓ આકર્ષક લાગ્યા. તેઓ જાણે નાટકના તખ્તા પર વેશ ભજવવા જઈ રહ્યા હોય તેવી વેશભૂષા તેમણે કરી હતી, તેથી તેમણે સર્વ મનુષ્યોનું ધ્યાન આકર્ષ્યું.

મથુરા નગરના રહેવાસીઓએ જ્યારે પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણનાં દર્શન કર્યાં, ત્યારે તેઓ ખૂબ હર્ષિત થયા, અને જાણે સ્વર્ગના અમૃતનું પાન કરી રહ્યા હોય તેમ અતૃપ્ત દૃષ્ટિથી તેમના મુખને નીરખવા લાગ્યા. કૃષ્ણના દર્શનથી તેમને એટલો બધો હર્ષ થયો કે તેમને લાગ્યું કે તેઓ કૃષ્ણના મુખારવિંદના દર્શનામૃતનું પાન કરી રહ્યાં હતાં, એટલું જ નહિ પરંતુ ભગવાન તથા બલરામને પોતાના બાહુપાશમાં આલિંગન દેતાં દેતાં તેમના શરીરમાંથી પ્રસરતી સુવાસ સૂંઘતાં સૂંઘતાં તેમનાં અંગોને સ્પર્શી રહ્યાં હતાં. તેઓ અંદરોઅંદર બંને દિવ્ય બંધુઓ વિષે વાતો કરવા લાગ્યાં. ઘણા લાંબા સમયથી તેમણે કૃષ્ણ અને બલરામના સૌંદર્ય અને પ્રવૃત્તિઓ વિષે સાંભળ્યું હતું, પરંતુ હવે પ્રત્યક્ષ રીતે તેઓ તેમનાં દર્શન કરી રહ્યાં હતાં. તેમને થયું કે કૃષ્ણ તથા બલરામ બંને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નારાયણના અંશાવતારો હતા અને વૃંદાવનમાં પ્રગટ થયા હતા.

મથુરાનાં નગરજનો કૃષ્ણનાં લીલાચરિત્રો—વસુદેવજીને ત્યાં પુત્ર તરીકે જન્મ, ગોકુળમાં નંદ મહારાજ તથા તેમનાં ધર્મપત્નીની સંભાળ નીચે તેઓ ઉછર્યા અને તેમના મથુરાગમનમાં કારણભૂત સર્વ પ્રસંગોનું રટણ કરવા લાગ્યાં. તેમણે રાક્ષસી પૂતના અને વંટોળિયાની જેમ ચઢી આવેલા તૃણાવર્તના સંહાર વિષે વાતો કરી. યમલ-અર્જુન વૃક્ષોના સ્વરૂપે રહેલા જોડકા ભાઈઓનું પણ તેમને સ્મરણ થયું. મથુરાના નગરજનો અંદરોઅંદર બોલવા લાગ્યા : "વૃંદાવનમાં કૃષ્ણ તથા બલરામે શંખાસુર, કેશી, ધેનુકાસુર અને બીજા ઘણા અસુરોની હત્યા કરી હતી. વળી કૃષ્ણે તો પ્રલયકારી દાવાનળના મુખમાંથી વૃંદાવનના સર્વ ગોવાળિયાઓને પણ બચાવેલા. તેમણે યમુનાના જળમાં રહેલા કાલિય નાગને શિક્ષા કરેલી અને સ્વર્ગના રાજા ઈન્દ્રનું મિથ્યાભિમાન ઉતાર્યું હતું. કૃષ્ણે તો ગોવર્ધન પર્વત સતત સાત દિવસ સુધી એક જ હાથે ધારણ કરી ગોકુળ ગામના લોકોને મુશળધાર વરસાદ, વંટોળિયા અને વાવાઝોડાથી બચાવેલા." વળી તેઓ બીજી જીવંત પ્રવૃત્તિઓનું પણ સ્મરણ કરવા લાગ્યા કે વૃંદાવનની ગોપીઓ કૃષ્ણનું સૌંદર્ય નીરખીને અને એમની પ્રવૃત્તિઓમાં ભાગ લઈને એટલી બધી પ્રસન્ન થયેલી કે તેઓ પોતાનાં ભૌતિક જીવનનાં કાર્યો ભૂલી ગયેલી. કેવળ કૃષ્ણને નીરખીને અને એમનો જ વિચાર કરીને તેઓ સર્વ પ્રકારનો થાક વીસરી ગયેલી. મથુરાનાં નગરજનો આ પ્રમાણે વાતો કરતાં યદુવંશની ચર્ચા કરી રહ્યાં હતાં કે, આ વંશમાં કૃષ્ણના પ્રગટ થવાથી, યદુઓ સમગ્ર વિશ્વમાં સર્વશ્રેષ્ઠ તેજસ્વી કુટુંબ તરીકે ગણાશે. આમ જ્યારે તેઓ કૃષ્ણ અને બલરામની પ્રવૃત્તિઓ વિષે વાતો કરતા હતા ત્યારે તેમણે કુસ્તીદંગલની જાહેરાત કરતાં વિવિધ પ્રકારનાં વાજિંત્રોના સૂરો સાંભળ્યા.

ત્યારે વિખ્યાત કુસ્તીબાજ ચાણૂર, કૃષ્ણ તથા બલરામ સાથે વાત કરવા લાગ્યો. તે બોલ્યો, "મારા વહાલા કૃષ્ણ અને બલરામ! અમે તમારી ભૂતકાળની પ્રવૃત્તિઓ વિષે સાંભળ્યું છે. તમે મહાન વીર પુરુષો છો. એટલે જ રાજાએ તમને આમંત્રણ આપ્યું છે. અમે સાંભળ્યું છે કે તમારા હાથ ખૂબ બળવાન છે. રાજાજી તેમજ અહિંયાં ઉપસ્થિત

રહેલાં સર્વ પ્રજાજનોને તમારી કુસ્તીની કળાનું પ્રદર્શન જોવાની ઈચ્છા છે. દરેક પ્રજાજન આજ્ઞાંકિત હોવો જોઈએ અને તેણે રાજકર્તાનું મન રીઝવવું જોઈએ, એ રીતે કામ કરીને નાગરિકને સર્વ પ્રકારનું સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. જે કોઈ મનુષ્ય આજ્ઞાંકિત રીતે કામ કરવાની પરવા કરતો નથી તે રાજાના ક્રોધને લીધે દુ:ખી થાય છે. તમે ગોપબાળકો છો, અને અમે સાંભળ્યું છે કે જંગલમાં ગાયો ચરાવતી વખતે તમે એક બીજા સાથે કુસ્તી કરવાની મજા માણો છો, એટલે તમે સૌ અમારી સાથે કુસ્તીમાં ઊતરો, જેથી રાજાજી સહિત ઉપસ્થિત રહેલી સર્વ પ્રજા પ્રસન્ન થાય એવું અમે ઈચ્છીએ છીએ!"

કૃષ્ણ તરત જ ચાણૂરના વિધાનનો મર્મ સમજી ગયા, અને તેમણે તેની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી, પરંતુ સમય અને સંજોગો  અનુસાર તે આ પ્રમાણે બોલ્યા, "તમે ભોજ-રાજાની પ્રજા છો, અને તમે જંગલમાં રહો છો. અમે પણ પરોક્ષ રીતે તેમની પ્રજા જ છીએ, અને જેટલું શક્ય બને તેટલું તેમને રાજી કરવાનો પ્રયત્ન કરીએ છીએ. કુસ્તીની આ દરખાસ્ત એમની મોટી કૃપારૂપ છે, પરંતુ વસ્તુ એમ છે કે, અમે ફક્ત .છોકરાઓ છીએ. અમે ધારીએ છીએ કે અમારા માટે અમારા જેટલા જ શક્તિશાળી અને સરખી ઉંમરના પુરુષો સાથે યુદ્ધમાં ઊતરવાનું મળે તો વધુ સારું, પરંતુ આપના જેવા મોટા કુસ્તીબાજો સાથે અમે લડાઈમાં ઉતરીએ એ પ્રેક્ષકોની દૃષ્ટિએ યોગ્ય ન ગણાય. એ તેમના ધાર્મિક સિદ્ધાંતોનું વિરોધી લાગશે." આમ કૃષ્ણે સૂચવ્યું કે ખ્યાતનામ બળવાન કુસ્તીબાજોએ કૃષ્ણ અને બલરામને લડવાનું આહ્વાન આપવું ન જોઈએ.

આના જવાબમાં ચાણૂર બોલ્યો, "મારા વહાલા કૃષ્ણ! તમે નાના બાળક નથી કે નવજુવાન નથી, એ અમે સમજી શકીએ છીએ. તમારા મોટાભાઈ બલરામની જેમ તમે દરેક મનુષ્ય માટે દિવ્ય છો. તમે કુવલયાપીડ હાથીને ક્યારનોય મારી નાંખ્યો છે. એ હાથી બીજા હાથીઓને પણ લડાઈમાં હરાવવાને શક્તિશાળી હતો. તમે અદ્‌ભુત રીતે તેનો વધ કર્યો છે. તમારી શક્તિને લીધે, અમારામાંના બળવાન કુસ્તીબાજો સાથે સ્પર્ધામાં ઊતરવું તમારા માટે યોગ્ય છે, એટલે હું તમારી સાથે કુસ્તી કરવા માગું છું, અને તમારા મોટાભાઈ બલરામ મુષ્ટિક સાથે કુસ્તીમાં ઊતરશે."

આમ 'કૃષ્ણ ભાગ–૧"ના "કુવલયાપીડ હાથીનો વધ" નામે બેતાલીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૪૩. કંસનો વધ

કંસના કુસ્તીબાજોએ પોતાનો નિશ્ચય જણાવ્યા પછી મધુસૂદન પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ ચાણૂર સાથે અને રોહિણીપુત્ર બલરામ મુષ્ટિક સાથે સ્પર્ધામાં ઊતર્યા. કૃષ્ણ તથા ચાણૂરે અને બલરામ તથા મુષ્ટિકે સામસામે હાથમાં હાથ અને પગમાં પગ ભિડાવ્યા, અને વિજયી થવા માટે દરેકે બીજાને દબાવવાની શરૂઆત કરી. તેઓ હાથમાં હાથ, પિંડી સાથે પિંડી, મસ્તક સામે મસ્તક, છાતીની સાથે છાતી અથડાવી એકબીજા સાથે કુસ્તી કરવા લાગ્યા. જેમ જેમ તેઓ એક બીજાને એક જગાએથી બીજી જગાએ ઘસડવા માંડયા, તેમ તેમ લડાઈની તીવ્રતા વધતી ગઈ. એકબીજાને પકડી, તેને જમીન પર જોરથી પછાડતા અને બીજા તરત જ પાછળથી ધસી આવી, સામાને આગળથી પકડી તેને પકડમાં લઈ ચિત કરવાનો પ્રયત્ન કરતા. એમ ક્ષણે ક્ષણે લડાઈની ઉત્તેજના વધવા લાગી. એકબીજાને પકડી પકડીને, ઘસડી ઘસડીને, અને ટક્કર લગાવીને, હાથમાં હાથ અને પગમાં પગ ભરાવીને તેઓ કુસ્તી કરતા હતા. જેમ જેમ દરેક ખેલાડી પોતાના પ્રતિસ્પર્ધીને હરાવવા માટે મરણિયો થઈ ચિત કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતો, તેમ તેમ પક્ષકારો વચ્ચે થઈ રહેલી કુસ્તીની કલા ઉત્તમ રીતે પ્રગટ થઈ રહી હતી.

પરંતુ કુસ્તીના મેદાનમાં પ્રેક્ષકગણને પૂરતો સંતોષ ન હતો; કારણ પ્રતિસ્પર્ધીઓ એક બીજાને યોગ્ય જણાતા ન હતા. તેમની દૃષ્ટિએ કૃષ્ણ તથા બલરામ, પથ્થર જેવા કઠણ અને રાક્ષસી શરીર ધરાવતા ચાણૂર તથા મુષ્ટિક જેવા કુસ્તીબાજો સામે તદ્દન છોકરાઓ હતા. કૃષ્ણ તથા બલરામ પ્રત્યે સહાનુભૂતિને કારણે પ્રેક્ષકગણનો મોટા ભાગનો સમુદાય તેમની તરફેણમાં આ રીતે વાતચીત કરવા લાગ્યો: "વહાલા મિત્રો! આમાં જોખમ છે." બીજો બોલ્યો, "રાજાજીની સામે જ બે અસમાન પ્રતિસ્પર્ધીઓ વચ્ચે કુસ્તી લડાઈ રહી છે." પ્રેક્ષકગણમાં પોતાની આનંદની લાગણી રહી ન હતી. તેઓ બળવાન અને દુર્બળની વચ્ચે થઈ રહેલી લડાઈને પ્રોત્સાહન આપી ન શક્યા. એક બોલ્યો "મુષ્ટિક અને ચાણૂર વજ્ર તથા મોટા પહાડ જેવા મજબૂત છે, જ્યારે કૃષ્ણ તથા બલરામ બંને જણા

ખૂબ કુમળી વયના નાજુક છોકરાઓ છે. આ પ્રેક્ષાગારમાંથી ન્યાયનો સિદ્ધાંત તદ્દન મરી પરવાર્યો છે. જે લોકો ન્યાયના સુસંસ્કૃત સિદ્ધાંતો વિષે સભાન હશે તેઓ આવી અજુગતી લડાઈ જોવા હાજર નહિ રહે. આવા કુસ્તીદંગલમાં ભાગ લઈ રહેલા એ લોકો ખરેખર સમજુ નથી, એટલે તેઓ બોલે કે મૌન સેવે છતાં તેઓને તેમની પાપી પ્રવૃત્તિઓનો બદલો મળવાનો છે." સભાગૃહમાં વળી બીજો માણસ બોલ્યો, "પરંતુ મારા વહાલા મિત્રો! કૃષ્ણના મુખ સામે તો જરા જુઓ. દુશ્મનની પાછળ પડવાને લીધે એમના મુખ પર સ્વેદ બિંદુઓ છવાયાં છે, અને તેમનું મુખ જળબિંદુઓથી શોભાયમાન કમળપુષ્પ જેવું લાગે છે. વળી તમે જોઈ શકો છો કે બલરામ પ્રભુનું મુખ ખાસ કરીને આટલું બધું સુંદર કેવી રીતે બન્યું છે? મુષ્ટિક સાથે તે જબરદસ્ત કુસ્તી કરી રહ્યા છે, તેથી તેમનું શ્વેત વદન રકતવર્ણું લાગે છે."

સભાગૃહમાં બેઠેલી સ્ત્રીઓ પણ એક બીજીને આ પ્રમાણે સંબોધન કરવા લાગી: "વહાલી સખીઓ! કલ્પના તો કરો, જ્યાં પુષ્પના હાર વડે હંમેશાં શોભતા તેમજ પોતાના ભાઈ બલરામ સાથે ગાયો ચરાવતા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર રહે છે, અને જ્યાં તેઓ હંમેશાં પોતાના ગોપ બાળમિત્રોથી વીંટળાયેલા હોય છે તથા દિવ્ય બંસરીવાદન કરે છે, તે વૃંદાવનધામ કેટલું બધું ભાગ્યશાળી છે! શંકર ભગવાન અને બ્રહ્માજી તેમજ ભાગ્યદેવી લક્ષ્મીજી જેવા મોટા મોટા દેવતાઓ જેમનું પૂજન કરે છે, એવા કૃષ્ણ તથા બલરામનાં ચરણકમળનાં સતત દર્શન કરીને વૃંદાવનવાસીઓ ખરેખર ભાગ્યશાળી બને છે. વ્રજવાસી ગોપ કન્યાઓએ કેટલાં બધાં પુણ્ય કર્યાં હશે કે તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને ભોગવવા માટે, તેમજ તેમના દિવ્ય શરીરના અપ્રતિમ સૌંદર્યનું પાન કરવા માટે શકિતમાન થઈ! આપણે તેનું મૂલ્યાંકન કરી શકતાં નથી. પ્રભુનું સૌંદર્ય અતુલ્ય છે. તેમના દેહની કાંતિ અથવા દેહવર્ણના સૌંદર્ય સાથે બરોબરી કરી શકે તેવું, કે તેમનાથી ચડિયાતું બીજું કોઈ નથી. કૃષ્ણ તથા બલરામ સર્વ સંપત્તિ, શકિત, સૌંદર્ય, કીર્તિ, જ્ઞાન અને ત્યાગ — એ સર્વ પ્રકારના સામર્થ્યના ભંડાર છે. ગોપીઓ એટલી બધી ભાગ્યશાળી છે કે, સવારના પહોરમાં ગોદોહનથી માંડીને, કે ડાંગર છડવાની શરૂઆત કરે ત્યારથી, અથવા માખણ વલોવે ત્યારથી માંડીને તે દિવસના ચોવીસે કલાક કૃષ્ણનાં દર્શન અને ચિંતન કરી શકે છે. જ્યારે તેઓ પોતાનાં ઘર સાફ કરતી હોય ત્યારે, અથવા પોતાના ઓરડા ધોતી વખતે તેઓ હંમેશાં કૃષ્ણના વિચારમાં જ તલ્લીન રહે છે."

મનુષ્ય બીજા કોઈ પ્રકારની ભૌતિક પ્રવૃત્તિમાં રહેલો હોય છતાં તે કૃષ્ણ-ભાવનામય પ્રવૃત્તિ કેવી રીતે કરી શકે એનું ગોપીઓ ઉત્તમ દૃષ્ટાંત છે. કૃષ્ણ વિષેના વિચારમાં સતત તલ્લીન રહેવાથી, મનુષ્યને ભૌતિક પ્રવૃત્તિઓની વાસના નડતી નથી. આથી જ ગોપીઓ રહસ્યમય સર્વોચ્ચ યૌગિક ભૂમિકામાં એટલે કે સંપૂર્ણ રીતે સમાધિમાં રહે છે. ભગવદ્ ગીતામાં એમ સ્વીકારેલું છે કે, જે મનુષ્ય કૃષ્ણ વિષે સતત વિચાર કરે છે,

તે સર્વ યોગીઓમાં પ્રથમ કક્ષાનો યોગી છે. એક સ્ત્રીએ બીજીને કહ્યું, "મારી વહાલી સખીઓ, આપણે ગોપીઓની પ્રવૃત્તિઓને દરેક જીવાત્મામાં રહેલા સર્વોચ્ચ પરમાત્માની પવિત્ર પ્રવૃત્તિઓ તરીકે સ્વીકારવી જોઈએ. શ્રી કૃષ્ણ ભગવાન જયારે સમજયા કે સભાગૃહમાં એકઠી થયેલી સ્ત્રીઓ તેમને માટે ખૂબ ચિંતાતુર હતી, ત્યારે તેમણે કુસ્તી ચાલુ નહિ રાખવાનો અને કુસ્તીબાજોને તરત જ ખતમ કરી નાખવાનો નિર્ણય કર્યો. કૃષ્ણ અને બલરામનાં માતા-પિતા, નંદ મહારાજ, યશોદા તથા વસુદેવ-દેવકી પોતાનાં બાળકોની અનંત શકિત વિષે જાણતાં ન હોવાથી તેઓ પણ અત્યંત ચિંતાતુર હતાં. જે રીતે પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણ ચાણૂર સાથે કુસ્તી લડતા હતા, તે જ પ્રમાણે બલરામ પ્રભુ કુસ્તીબાજ મુષ્ટિક સાથે લડી રહ્યા હતા. કૃષ્ણ ભગવાન ચાણૂરને અત્યંત ક્રૂર લાગ્યા, અને પ્રભુએ તેને તરત જ ત્રણ મુક્કી મારી. આથી પ્રેક્ષકો સ્તબ્ધ થઈ ગયા. મહાન કુસ્તીબાજને આમ મુક્કી વાગવાથી, જેમ એક બાજ બીજા પર આક્રમણ કરી તૂટી પડે તેમ ચાણૂરે પોતાની છેલ્લી તક ઝડપી લીધી, અને કૃષ્ણ પર આક્રમણ કર્યું. પોતાના બંને હાથ ભેગા કરીને તે કૃષ્ણની છાતીમાં મારવા લાગ્યો, પરંતુ જેમ કોઈ ગજને પુષ્પનો હાર મારવાથી કાંઈ અસર થતી નથી, તેમ કૃષ્ણ ભગવાનને એની જરા સરખી પણ અસર ન થઈ. કૃષ્ણે ચાણૂરના બંને હાથ ઝડપથી પકડી લીધા, અને તેને ચક્કર-ચક્કર ઘુમાવવા લાગ્યા. આમ કેવળ કેન્દ્રત્યાગી બળને કારણે ચાણૂરના પ્રાણ ઊડી ગયા. પછી કૃષ્ણે તેને જમીન સરસો ફેંક્યો. ચાણૂર ઈન્દ્રની ધજાની જેમ ઢળી પડયો, અને તેણે સુંદર રીતે કરેલો વસ્ત્રાભૂષણોનો શણગાર આમ તેમ વિખેરાઈ ગયો.

મુષ્ટિકે બલરામ પર હુમલો કર્યો અને બલરામે ખૂબ જોરથી વળતો ફટકો માર્યો. મુષ્ટિક ધ્રૂજી ઊઠયો અને તેના મોંમાંથી લોહીની ઊલટી થઈ. અત્યત દુઃખી થઈ તેણે પ્રાણ ગુમાવ્યો અને વાવાઝોડાથી વૃક્ષ તૂટી પડે તેમ તૂટી પડયો. બંને મલ્લોના વધ પછી કૂટ નામે કુસ્તીબાજ આગળ આવ્યો. ભગવાન બલરામે તેને તરત જ પોતાના ડાબા હાથે પકડયો અને ખૂબ આસાનીથી તેને ખતમ કર્યો. પછી શલ નામનો બીજો મલ્લ આગળ આવ્યો અને કૃષ્ણે તરત જ તેને લાત મારી તેનું માથું ભાંગી નાંખ્યું. તોશલ નામે બીજો મલ્લ આગળ આવ્યો અને એ પણ એ જ રીતે માર્યો ગયો. આમ કૃષ્ણ અને બલરામે મોટા મોટા સર્વ મલ્લોને મારી નાંખ્યા, અને બાકી રહેલા મલ્લો પોતાના જીવ બચાવવા પ્રેક્ષાગારમાંથી નાસવા લાગ્યા. કૃષ્ણ તથા બલરામના ગોપ બાળમિત્રો તેમની પાસે આવ્યા અને ખૂબ હર્ષપૂર્વક તેમને અભિનંદન આપ્યાં. ઢોલ વાગતાં હતાં, ત્યારે તેઓ વિજયની વાતો કરતા હતા, કૃષ્ણ તથા બલરામના પગમાં ઝાંઝરની ઘંટડીઓ રણકતી હતી.

ત્યાં એકઠા થયેલા સર્વ લોકો અત્યંત દિવ્ય ભાવાવેશમાં આવી જઈ તાળીઓ પાડવા લાગ્યા, કોઈ તેઓના હર્ષની મર્યાદા સમજી ન શકયું. ત્યાં હાજર રહેલા બ્રાહ્મણો દિવ્ય ભાવાવેશમાં આવી જઈ કૃષ્ણ અને બલરામની પ્રશંસા કરવા લાગ્યા. કેવળ કંસ અત્યંત ઉદાસ હતો, તેણે કૃષ્ણના માનમાં તાળીયે ન પાડી અને આશીર્વાદ પણ ન આપ્યા. કૃષ્ણના

વિજયને વધાવતાં નગારાંના નાદથી તે રોષે ભરાયો અને મલ્લો ખતમ થઈ ગયા કે પ્રેક્ષાગાર છોડીને નાસી ગયા તે જોઈને અત્યંત ગમગીન બની ગયો. એટલે તેણે તરત જ નગારાં વગાડવાં બંધ કરવાનો હુકમ કર્યો, અને પોતાના મિત્રોને આ પ્રમાણે સંબોધવા લાગ્યો: "હું વસુદેવના આ બંને પુત્રોને મથુરામાંથી તત્કાળ હાંકી કાઢવા હુકમ આપું છું. તેમની સાથે આવેલાં ગોપ બાળકોને લૂંટી લેવાં અને તેમની સર્વ સંપત્તિ છીનવી લેવી. નંદ મહારાજે કરેલા કપટી વર્તન બદલ તેમને તત્કાળ કેદ કરો અને ખતમ કરી નાંખો. દુષ્ટ વસુદેવને પણ તત્કાલ મારી નાંખો. મારા દુશ્મનોને હંમેશાં મારી ઈચ્છા-વિરુદ્ધ ટેકો આપનાર મારા પિતા ઉગ્રસેનને પણ મારી નાંખો."

જ્યારે કંસ આ રીતે બોલ્યો ત્યારે, કૃષ્ણ ભગવાન તેની ઉપર ખૂબ ગુસ્સે થયા અને એક ક્ષણમાં જ તે કંસ રાજાના ઉચ્ચ સ્થાન પર કૂદી પડયા. કંસ કૃષ્ણના હુમલાનો જવાબ વાળવા તૈયાર હતો, કારણ તેને પ્રારંભથી જ ખબર હતી કે કૃષ્ણના હાથે પોતાનું મૃત્યુ થવાનું હતું. તેણે તરત જ પોતાની તલવાર મ્યાનમાંથી બહાર ખેંચી, અને કૃષ્ણનો પડકાર ઝીલવા માટે ઢાલ તથા તલવાર વડે સજ્જ થઈને ઊભો. કંસે પોતાની તલવાર જેવી આમતેમ—ઊંચેનીચે વીંઝવા માંડી કે તરત જ સર્વોચ્ચ શક્તિશાળી ભગવાન કૃષ્ણે તેને અત્યંત બળપૂર્વક પકડયો. સમગ્ર વિશ્વના આશ્રયસ્થાન અને જેના નાભિકમળમાંથી સમગ્ર વિશ્વનું સર્જન થયું છે એવા, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે તરત જ કંસના મસ્તક ઉપરના મુગટને લાત મારીને પાડી નાંખ્યો. તેના લાંબા વાળ પોતાના હાથમાં પકડી જોરથી ખેંચ્યા અને પછી તેના આસન પરથી તેને ઊંચકીને કુસ્તી-દંગલ માટે તૈયાર કરવામાં આવેલા મંચ પર ખેંચી લાવ્યા. કૃષ્ણે પોતાની છાતી ફુલાવી અને કંસને ઉપરા ઉપરી મુક્કીઓ મારવા લાગ્યા. કેવળ પ્રભુની મુક્કીના પ્રહારથી જ કંસે પોતાના પ્રાણ ત્યજયા.

કંસ મૃત્યુ પામ્યો છે એની એનાં માતા-પિતાને ખાત્રી કરાવવા, સિંહ જેમ હાથીને મારી નાંખીને ઘસડે તેમ, કૃષ્ણ ભગવાને કંસને ઘસડયો. આ જોતાં કેટલાક પ્રેક્ષકોએ કરેલા હર્ષોલ્લાસને લીધે અને બીજાઓના કરુણ આક્રંદને લીધે, ચારે બાજુએથી ગગનભેદી અવાજ થવા લાગ્યા. જે દિવસથી કંસે સાંભળેલું કે દેવકીના આઠમા પુત્રના હાથે તેનો વધ થશે ત્યારથી દિવસના ચોવીસે કલાક ખાતાં, ચાલતાં, શ્વાસ લેતાં તે કેવળ હંમેશાં કૃષ્ણનો સતત વિચાર કર્યા કરતો. એટલે સ્વાભાવિક રીતે તેને મુક્તિનું વરદાન મળ્યું. ભગવદ્ ગીતામાં કહ્યું છે કે सदा तद् भाव भावितः। મનુષ્ય હંમેશાં જે જાતના વિચારોમાં ડૂબેલો રહેતો હોય તે પ્રમાણે, તેને પછીનું જીવન પ્રાપ્ત થાય છે. કંસ હંમેશાં સુદર્શન ચક્ર સાથેના કૃષ્ણનો-એટલે કે શંખ, ગદા, ચક્ર, પદ્મધારી નારાયણનો વિચાર કર્યા કરતો હતો.

આધારભૂત અભિપ્રાય પ્રમાણે મરણ પછી, કંસને સારૂપ્ય-મુક્તિ મળી. એટલે કે તેને (વિષ્ણુ) નારાયણના જેવું સ્વરૂપ પ્રાપ્ત થયું. વૈકુંઠલોકમાં સર્વ રહેવાસીઓનાં શારીરિક લક્ષણો નારાયણના જેવાં જ હોય છે. કંસને, તેના મરણ પછી, મુક્તિ મળી; અને તેને વૈકુંઠલોકનું ઉચ્ચ સ્થાન મળ્યું. આ પ્રસંગ પરથી આપણે સમજી શકીએ છીએ કે જો મનુષ્ય પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના દુશ્મન તરીકે વિચાર કરે તો પણ તેને મુક્તિ મળે છે અને વૈકુંઠલોકમાં સ્થાન પણ મળે છે, તો પછી કૃષ્ણ ભગવાનને અનુકૂળ વિચારોમાં હંમેશાં તલ્લીન રહેતા શુદ્ધ ભક્તોની તો વાત જ શી કરવી? એટલે સુધી કે કૃષ્ણે વધ કર્યો હોય તેવા શત્રુઓ પણ મુક્તિ પામે છે અને નિર્વિશેષ બ્રહ્મ-જ્યોતિમાં લીન થાય છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સર્વથા સુંદર હોવાથી, જે કોઈ મનુષ્ય તેમને વિશે દુશ્મન કે મિત્ર તરીકે વિચાર કરે તેને મુક્તિ મળે છે, પરંતુ ભક્તની મુક્તિ અને શત્રુની મુક્તિ એક જ પ્રકારની હોતી નથી. સામાન્ય રીતે શત્રુને સાયુજ્ય મુક્તિ મળે છે, અને કેટલીકવાર તેને સારૂપ્ય મુક્તિ પણ મળે છે.

કંસને આઠ ભાઈઓ હતા. એ સર્વે તેના કરતાં નાના હતા. તેમાં કંક મુખ્ય હતો. જ્યારે તેમને પોતાના મોટાભાઈના માર્યા ગયાના સમાચાર મળ્યા કે તરત જ તેઓ અત્યંત ગુસ્સામાં આવી કૃષ્ણનો વધ કરવા માટે એમની તરફ એક સાથે ધસ્યા. કંસ અને તેના ભાઈઓ સર્વે, કૃષ્ણના મામાઓ હતા, કારણ કે એ બધા કૃષ્ણનાં માતા, દેવકીના ભાઈઓ હતા. કૃષ્ણે કંસનો વધ કર્યો, એટલે કે પોતાના મામાને મારી નાંખ્યા, એ કર્મ વૈદિક આદેશોના નિયમ વિરુદ્ધનું હતું, પરંતુ કૃષ્ણ સર્વ વૈદિક આદેશોથી પર છે. એ કેવળ અનિવાર્ય પ્રસંગોમાં વૈદિક આદેશોનું ઉલ્લંઘન કરે છે. કૃષ્ણ સિવાય બીજા કોઈથી કંસનો વધ થઈ શકે એમ ન હતું, એટલે તેને મારવાની કૃષ્ણને ફરજ પડી હતી. કંસના બાકી રહેલા આઠ ભાઈઓની બાબતમાં, તેમને ખતમ કરવાની જવાબદારી બલરામે પોતે લીધી. બલરામની માતા રોહિણી વસુદેવની પત્ની હોવા છતાં કંસની બહેન ન હતી; એટલે બલરામે કંસના આઠેય ભાઈઓના વધ કરવાની જવાબદારી લીધી અને બલરામે તત્કાળ હાથમાં આવે તે હથિયાર લીધું. તેમના હાથમાં ફક્ત હાથીદાંત હતો, તેનાથી સિંહ હરણના ટોળાને ખતમ કરી નાંખે તેમ, તેમણે આઠે ભાઈઓને એક પછી એક મારી નાંખ્યા. આમ કૃષ્ણ તથા બલરામે એ વિધાનની પ્રતીતિ કરાવી કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શુદ્ધાત્માઓનું રક્ષણ કરતા અને દેવતાઓના દુશ્મન દુષ્ટ અસુરોનો સંહાર કરતા જણાય છે.

ઉચ્ચ ગ્રહોમાં રહેલા દેવતાઓ, કૃષ્ણ અને બલરામને અભિનંદન આપવા પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. દેવતાઓમાં ભગવાન બ્રહ્માજી અને શિવ જેવા સમર્થ વ્યક્તિત્વ ધરાવતા દેવતાઓ પણ હતા. એ સૌ કંસના મૃત્યુની ઉજવણી કરવા માટે એકઠા મળ્યા. સ્વર્ગ-લોકમાંથી દુંદુભિ વાગ્યાં, પુષ્પવૃષ્ટિ થઈ, અને દેવાંગનાઓ દિવ્ય ભાવાવેશમાં નૃત્ય કરવા લાગી.

પોતાના પતિનું એકાએક મરણ થવાથી કંસ તથા તેના આઠ ભાઈઓની પત્નીઓ અત્યંત ઉદાસ અને અસ્વસ્થ થઈ કપાળ કૂટી કૂટીને ચોધાર આંસુએ રડવા લાગી. વળી

તેઓ મોટા સ્વરે આક્રંદ કરીને પોતાના પતિદેવોનાં શબને આલિંગન કરવા લાગી. કંસ તથા તેના ભાઈઓની પત્નીઓ વિલાપ કરતાં કરતાં શબને ઉદ્દેશીને કહેવા લાગી, "અમારા વહાલા પતિદેવો, તમે અત્યંત કૃપાળુ છો અને તમારા આશ્રિતોના રક્ષણહાર છો. તમારા મરણ પછી, તમારાં ઘરબાર, બાળકો અને અમે સૌ ખતમ થયેલાં છીએ. હવે અમે બિલકુલ શુકનિયાળ દેખાતાં નથી. તમારા મરણને લીધે, ધનુર્યજ્ઞ જેવા મંગળમય પ્રસંગો ઊજવવાના હતા તે સર્વ ખલાસ થઈ ગયા. અમારા વહાલા પતિદેવો, તમે નિર્દોષ લોકો પ્રતિ દુર્વ્યવહાર કરતા હતા, અને તેના પરિણામે જ તમારો વિનાશ થયો છે. આ વસ્તુ અનિવાર્ય છે, કારણ જે મનુષ્ય નિર્દોષ માણસને પીડે છે તેની શિક્ષા કુદરતના નિયમ અનુસાર થાય જ છે. અમને ખબર છે કે શ્રી કૃષ્ણ ભગવાન પૂર્ણ પુરુષોત્તમ છે. તે દરેક વસ્તુના સર્વોચ્ચ સ્વામી તથા સર્વોચ્ચ ભોક્તા છે. તેથી જે કોઈ મનુષ્ય પ્રભુની સત્તાનો દુરુપયોગ કરે છે, તે કદી સુખી થઈ શકતો નથી, અને છેવટે તમારી જેમ જ તેમનું મરણ થાય છે."

કૃષ્ણ પોતાની મામીઓ પ્રત્યે દયાળુ અને લાગણીશીલ હોવાથી, તેમણે તેમને શક્ય એટલો દિલાસો આપ્યો. શ્રી કૃષ્ણની અંગત દેખરેખ નીચે મરણોત્તર વિધિઓ કરવામાં આવી. કારણ તે સર્વ મૃતાત્માઓ રાજકુમારો હતા અને કૃષ્ણ તેમના ભાણેજ હતા. આ વ્યવહાર પૂરો થયા પછી, કૃષ્ણ તથા બલરામે કંસે કેદ કરેલાં પોતાનાં પિતા-માતા વસુદેવ તથા દેવકીજીને તરત જ મુક્ત કર્યાં. કૃષ્ણ તથા બલરામ પોતાનાં માતાપિતાનાં ચરણમાં પડ્યા, અને તેમની પ્રાર્થનાઓ કરી. કૃષ્ણ, વસુદેવ તથા દેવકીજીના પુત્ર હોવાથી તેમણે ઘણી યાતના સહન કરેલી; કૃષ્ણને કારણે જ કંસ તેમને ત્રાસ આપતો હતો. દેવકી તથા વસુદેવ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રી કૃષ્ણની એ સર્વોચ્ચ સ્થિતિ વિષે પૂરેપૂરાં વાકેફ હતાં, છતાં પણ, કૃષ્ણે તેમના ચરણસ્પર્શ કર્યા, દંડવત્ કર્યા, અને પ્રાર્થનાઓ કરી, છતાં તેમણે તેમને આલિંગન ન કર્યું, પરંતુ પૂર્ણ પુરુષોત્તમ ભગવાનને શ્રાવણ કરવા કેવળ ઊભાં રહ્યાં. વસુદેવ તથા દેવકીને ત્યાં તેમના પુત્ર તરીકે શ્રીકૃષ્ણ જન્મ્યા છતાં તેઓ તેમની સ્થિતિ વિષે સભાન હતાં.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "કંસનો વધ" નામે તેંતાલીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૪૪. કૃષ્ણ પોતાના ગુરુપુત્રને પાછો મેળવે છે.

કૃષ્ણે જોયું કે વસુદેવ તથા દેવકી તેમને સન્માનપૂર્વક વંદન કરી ઊભાં હતાં કે તરત જ તેમણે પોતાની યોગમાયાના પ્રભાવને વિસ્તાર્યો એટલે તેઓ કૃષ્ણ તથા બલરામ પ્રત્યે પોતાનાં બાળકોની જેમ સ્નેહ દાખવી શક્યાં. ભૌતિક જગતમાં હોય છે તેમ, માયાની અસર નીચે જુદા જુદા જીવાત્માઓમાં માતા, પિતા અને બાળકો વચ્ચે જેમ સંબંધ સ્થાપી શકાય તેમ યોગમાયાની અસરથી ભક્ત, પૂર્ણ પુરુષોત્તમ પરમાત્મા સાથે પોતાના સંતાન તરીકે સંબંધ સ્થાપી શકે છે. પોતાની યોગમાયા દ્વારા આવી પરિસ્થિતિનું સર્જન કરીને, કૃષ્ણ તથા તેમના મોટાભાઈ બલરામે સાત્વત-વંશના અત્યંત તેજસ્વી પુત્રો તરીકે, વસુદેવ અને દેવકીજીને અત્યંત નમ્રતા અને સન્માનપૂર્વક સંબોધન કર્યું, "અમારાં વહાલાં માતા પિતા! તમે હંમેશાં અમારા જીવનની રક્ષા કરવા અત્યંત ચિંતાતુર રહ્યાં છો, છતાં તમે અમને તમારાં બાળક તરીકે અથવા તમારા છોકરાઓ તરીકે કે કિશોર બનેલા પુત્રો તરીકે અમારો સંગ માણી શક્યાં નથી." કૃષ્ણે પરોક્ષ રીતે યશોદાના માતૃત્વ અને નંદમહારાજના પિતૃત્વની અત્યંત યશસ્વી સંબંધ તરીકે પ્રશંસા કરી, કારણ કૃષ્ણ તથા બલરામ તેમને પેટે જન્મેલા પુત્રો નહિ હોવા છતાં, નંદ તથા યશોદાએ ખરેખર તેમનાં બાળલીલા-ચરિત્રો માણેલાં. સ્વયં પ્રકૃતિની યોજના અનુસાર દેહધારી જીવાત્માઓની બાલ્યાવસ્થાને માતા-પિતા માણે છે. પશુઓની બાબતમાં પણ માતા-પિતાને બચ્ચાં પ્રત્યે વાત્સલ્ય હોય છે. પોતાનાં બાળકોની પ્રવૃત્તિઓથી મુગ્ધ થઈને તેઓ તેમની સુખાકારીની ખૂબ સંભાળ રાખે છે. વસુદેવ તથા દેવકીની બાબતમાં પણ એમ બન્યું કે તેઓ પોતાના પુત્રો કૃષ્ણ તથા બલરામની રક્ષા વિષે હંમેશાં ચિંતાતુર રહેતાં, અને એટલા માટે જ કૃષ્ણના પ્રાગટ્ય પછી, તેમનું તત્કાળ બીજે ઘેર સ્થળાંતર કરવામાં આવ્યું હતું. બલરામનું પણ દેવકીના ગર્ભમાંથી રોહિણીના ગર્ભમાં સ્થળાંતર કરવામાં આવેલું.

વસુદેવ તથા દેવકીજી, કૃષ્ણ અને બલરામના રક્ષણ માટે અત્યંત ચિંતાતુર હોવા છતાં, તેઓ તેમનાં બાળચરિત્ર માણી ન શક્યાં. કૃષ્ણ બોલ્યા, "દુર્ભાગ્યે, અમારાં પોતાનાં માતાપિતા પોતાને ઘેર અમને ઉછેરી, લાડ લડાવી, અમારી બાલ્યાવસ્થા માણી ન શક્યાં.

અમારાં વહાલાં માતા અને પિતા! જે માતા-પિતા પાસેથી ભૌતિક સ્થિતિના લાભ ભોગવવા માટે આ શરીર મળ્યું છે, એવા મનુષ્યે પોતાનાં માતાપિતાનું ઋણ ચૂકવવું જોઈએ. વૈદિક આદેશ પ્રમાણે આ માનવસ્વરૂપ સર્વ પ્રકારની ધાર્મિક પ્રવૃત્તિઓના પાલન માટે, સર્વ પ્રકારની ઈચ્છાઓને પરિપૂર્ણ કરવા માટે, અને સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત કરવા માટે મનુષ્યને પ્રેરે છે. આ શરીર માતા તથા પિતાના સહચારનું ફળ છે. દરેક મનુષ્યે પોતાનાં માતા-પિતાનું ઋણ સ્વીકારવું જોઈએ, અને સમજવું જોઈએ કે પોતે તેમનું ઋણ ચૂકવી શકે તેમ નથી. જો દીકરો મોટો થયા પછી પોતાનાં કર્મ દ્વારા અથવા સંપત્તિનો વ્યય કરીને પોતાનાં માતા-પિતાને સંતોષવાનો પ્રયત્ન ના કરે તો, તેના મરણ પછી યમરાજા તેને જરૂર શિક્ષા કરે છે, અને પોતાનું માંસ ખાવાની ફરજ પાડે છે. જો મનુષ્ય પોતાનાં વૃદ્ધ માતા-પિતા બાળકો, આધ્યાત્મિક ગુરુ, બ્રાહ્મણો અને બીજા આશ્રિતોની કાળજી રાખવા અથવા તેમનું રક્ષણ કરવા માટે શક્તિમાન હોય છતાં, એ રીતે વર્તે નહિ તો, તે જીવી રહેલો હોવા છતાં મરી પરવાર્યો છે, એમ ગણાય છે. મારાં વહાલાં માતા અને પિતા! તમે અમારા રક્ષણ માટે હંમેશાં અત્યંત ચિંતાતુર રહ્યાં છો, પરંતુ દુર્ભાગ્યે અમે આપની કોઈ પ્રકારે સેવા કરી શક્યા નથી. આજ દિન સુધી અમે અમારો સમય નિરર્થક બગાડયો છે. અમારા કાબૂ બહારનાં કારણોને લીધે, અમે આપની સેવા ન કરી શક્યા. માતાજી અને પિતાજી! અમારી તે પાપમય પ્રવૃત્તિઓ બદલ અમને ક્ષમા કરો."

જ્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નિર્દોષ બાળકની જેમ અત્યંત મધુર શબ્દોથી બોલતા હતા ત્યારે, વસુદેવ અને દેવકીજી બંને જાણાં વાત્સલ્ય ઉભરાવાથી મુગ્ધ બની ગયાં, અને તેમને અત્યંત હર્ષપૂર્વક ભેટયાં. તેમને ખૂબ આશ્ચર્ય થયું અને તેઓ કૃષ્ણના શબ્દોનો જવાબ આપી ન શકયાં, કે કાંઈ બોલી પણ ન શક્યાં, પરંતુ તેમને અને બલરામને અત્યંત વહાલપૂર્વક ભેટયા અને આંખોમાંથી અસ્ખલિત અશ્રુધારા વરસાવતાં શાંત રહ્યાં.

આમ પોતાનાં પિતા તથા માતાને દિલાસો આપી દેવકીજીના વહાલસોયા પુત્ર તરીકે પ્રગટ થયેલા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાના દાદા ઉગ્રસેન પાસે ગયા અને ઉગ્રસેન હવે યદુઓના રાજ્યના રાજા બનશે એવી જાહેરાત કરી. કંસ યદુઓના રાજ્ય પર પોતાના પિતાને કેદ કરી, તેમની જ હાજરીમાં બળપૂર્વક રાજ્ય કરતો હતો, પરંતુ કંસના મરણ પછી કંસના પિતા મુક્ત થયા અને તેમને યદુરાજ્યના રાજા તરીકે જાહેર કરાયા. એમ લાગે છે કે, એ દિવસોમાં પશ્ચિમ ભારત નાનાં નાનાં ઘણાં રાજ્યોમાં વહેંચાયેલું હતું અને તેમાં યદુ, અંધક, વૃષ્ણિ તેમજ ભોજ-વંશના લોકો રાજ્ય કરતા હતા. ઉગ્રસેન મહારાજા ભોજવંશના હતા; એટલે કૃષ્ણે પરોક્ષ રીતે જાહેર કર્યું કે ભોજવંશના રાજા બીજાં નાનાં નાનાં રાજ્યોના સમ્રાટ તરીકે ગણાશે, તેમણે ઉગ્રસેન મહારાજાને, પોતે તેમની પ્રજા હોવાથી તેમના પર રાજ્ય કરવાનું જણાવ્યું. સંતતિ અને નાગરિકો બંને માટે પ્રજા શબ્દ વપરાય છે, એટલે કૃષ્ણ, ઉગ્રસેન મહારાજાના પૌત્ર તરીકે અને યદુવંશના સભ્ય તરીકે પ્રજા હતા. તેમણે ઉગ્રસેન મહારાજાનું રાજ્ય સ્વેચ્છાપૂર્વક સ્વીકાર્યું. તેમણે ઉગ્રસેનને માહિતી આપી: "યદુવંશના

રાજાઓ, યયાતિના શાપને લીધે રાજગાદીની સામે બળવો નહિ કરે આપના સેવકો તરીકે અમારાથી બનતી સેવા એ જ અમારી પ્રસન્નતા હશે. અમારા તરફથી આપને મળી રહેલા સહકારને લીધે, આપની સ્થિતિ વધારે મજબૂત અને ઉચ્ચ બનશે. એટલે બીજા વંશના રાજાઓ પોતપોતાની ખંડણી ભરવામાં પાછી પાની નહિ કરે. અમારા વડે આપનું રક્ષણ થવાથી સ્વર્ગલોકના દેવતાઓ પણ આપનું સન્માન કરશે. મારા દેવલોક પામેલા કંસ મામાના ભયથી, વહાલા દાદાજી! યદુ, વૃષ્ણિ, અંધક, મધુ, દશાર્હ અને કુકુર વંશના સર્વ રાજાઓ અત્યંત ચિંતાતુર અને અસ્વસ્થ રહેતા. હવે આપ તેમને સલામતીની ખાતરી આપી, તે સૌને શાંત કરી શકો છો."

પડોશી દેશના રાજાઓ કંસના ભયને લીધે પોતાનાં ઘરબાર ત્યજી, દેશના દૂર દૂરના મુલકોમાં રહેતા હતા, પરંતુ હવે કંસના મરણ પછી અને ઉગ્રસેનનો રાજા તરીકે ફરીથી અભિષેક થવાથી પડોશી રાજાઓને સર્વ પ્રકારની ભેટ સોગાદો અને સગવડો આપવામાં આવી. તેથી તેઓ પોતપોતાને ઘેર પાછા ફર્યા આ સુંદર રાજ્ય-વ્યવસ્થા પછી, મથુરાનાં નગરજનો કૃષ્ણ તથા બલરામનાં બાહુબળનું રક્ષણ મળવાથી પ્રસન્નતાપૂર્વક મથુરામાં રહેવા લાગ્યાં. કૃષ્ણ તથા બલરામની હાજરીમાં યોગ્ય સરકાર મળવાને લીધે, મથુરાવાસીઓને પોતાની ભૌતિક ઈચ્છાઓ તેમજ જરૂરિયાતો પૂરી થવાથી સંપૂર્ણ સંતોષ થયો; અને કૃષ્ણ તથા બલરામનાં હમેશાં પ્રત્યક્ષ દર્શન થવાથી, તેઓ સર્વપ્રકારનાં દુન્યવી દુ:ખો સંપૂર્ણપણે ભૂલી ગયાં. તેઓ જે ક્ષણે સુંદર વસ્ત્રો સજીને આમતેમ અને મંદ મંદ સ્મિત કરતા કૃષ્ણ તથા બલરામને શેરીમાંથી બહાર નીકળતા જોતાં કે તરત જ નગરવાસીઓ મુકુંદનાં પ્રત્યક્ષ દર્શન કરીને, દિવ્ય ભાવાવેશમાં આવી જતાં. મુકુન્દ એટલે કે જે મુકિત અને દિવ્ય સુખ પ્રદાન કરે છે તે. કૃષ્ણની ઉપસ્થિતિથી એવું ચૈતન્ય પ્રસરતું કે, મથુરાની જુવાન પ્રજાની વાત બાજુએ રાખીએ તો પણ, મથુરાના વૃદ્ધ લોકોને પણ તેમનાં નિયમિત દર્શન થતાં, તેમનાં યૌવન તથા શકિતને લીધે, સંપૂર્ણપણે બળ મળતું.

નંદ મહારાજ તથા યશોદા પણ મથુરામાં રહેતાં હતાં; કારણ કે કૃષ્ણ તેમજ બલરામ પણ ત્યાં રહેતા હતા, પરતુ કેટલાક સમય પછી નંદ-જશોદાને વૃંદાવન પાછા જવાની ઈચ્છા થઈ. કૃષ્ણ બલરામ તેમની સમક્ષ ગયા તથા અત્યંત સ્નેહ તેમજ લાગણીપૂર્વક નંદ તથા યશોદાને ભેટ્યા, અને કૃષ્ણ આ પ્રમાણે બોલવા લાગ્યા, "વહાલા પિતાજી અને માતાજી! હું વસુદેવ તથા દેવકીને ત્યાં જન્મેલો હોવા છતાં આપ જ અમારાં સાચાં માતા તથા પિતા રહ્યાં છો; કારણ કે અમારા જન્મ અને બાળપણથી માંડીને આપે જ અમને અત્યંત વહાલ તેમજ સ્નેહપૂર્વક ઉછેર્યા છે. કોઈ પણ મનુષ્ય પોતાની સંતતિને જેટલો સ્નેહ આપી શકે, એના કરતાં પણ વધારે સ્નેહ આપે અમારી પ્રત્યે ઠાલવ્યો છે. હકીકતમાં આપ જ અમારાં પિતા અને માતા છો; કારણ કે અમે કેવળ અનાથ જેવા હતા ત્યારથી જ, આપે અમને પોતાનાં બાળકોની જેમ ઉછેર્યા છે. કેટલાંક ચોક્કસ કારણોસર અમારા પિતા તથા માતાએ અમને ત્યજી દીધેલા ત્યારે આપે અમારું રક્ષણ કર્યું. મારા વહાલા પિતાજી અને

માતાજી, હું જાણું છું કે અમને અહિયાં છોડીને તમે વૃંદાવન પાછાં ફરશો ત્યારે તમને વિરહનું દુ:ખ સાલશે, પરંતુ કૃપા કરી એટલી ખાત્રી રાખજો કે, હું મારા સાચા પિતા અને માતા, વસુદેવ તથા દેવકી, અને બીજાં સગાં સંબંધીઓ તેમજ કુટુંબીજનોને કાંઈક સંતોષ આપ્યા પછી તરત જ વૃંદાવન પાછો આવવા નીકળીશ." કૃષ્ણ તથા બલરામે નંદ તેમજ યશોદાને મધુર શબ્દોથી સંતોષ આપ્યો, અને વિવિધ પ્રકારનાં વસ્ત્રાભૂષણ તથા સારી રીતે તૈયાર કરવામાં આવેલાં વાસણો આપી સંતુષ્ટ કર્યા; એટલું જ નહિ પરંતુ તેમની સાથે વૃંદાવનથી જે કોઈ મિત્રો અને પડોશીઓ મથુરા આવ્યા હતા, તે સૌને શક્ય એટલા સંતુષ્ટ કર્યા. બલરામ તથા કૃષ્ણ પ્રત્યેના અત્યંત વાત્સલ્યભાવને લીધે, નંદ મહારાજની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં; અને તે તેમને ભેટયા અને ગોવાળિયાઓની સાથે વૃંદાવન જવા ચાલી નીકળ્યા.

આ પછી વસુદેવજીએ પોતાના પુત્રનો બીજા જન્મના પ્રતીકસમો (જનોઈ) ઉપનયન-વિધિ નક્કી કર્યો. એ માનવ સમાજના ઉચ્ચવર્ણ માટે જરૂરી છે. વસુદેવજીએ પોતાના કુટુંબના ગોરને તથા વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા અને કૃષ્ણ તેમજ બલરામના પવિત્ર ઉપવીત-સંસ્કાર ખૂબ ધામધૂમથી ઊજવ્યા. આ વિધિ દરમ્યાન વસુદેવજીએ બ્રાહ્મણોને દાનમાં વિવિધ પ્રકારના સુવર્ણના અલંકારો અને રેશમી વસ્ત્રથી શણગારેલી ગાયો દાનમાં આપી. પહેલાં કૃષ્ણ તથા બલરામના જન્મ વખતે વસુદેવજીને ઈચ્છા થયેલી કે બ્રાહ્મણોને ગાયો દાનમાં આપવી, પરંતુ કંસે તેમને કેદ કરેલા હોવાથી તેમણે એ દાન ફક્ત એમના મનથી જ કરેલું. હવે કંસનું મરણ થવાથી બ્રાહ્મણોને ખરેખર ગાયો આપવામાં આવી પછી બલરામ તથા કૃષ્ણના પવિત્ર ઉપનયન (યજ્ઞોપવીત) સંસ્કાર સારી રીતે ઊજવવામાં આવ્યા, અને તેમણે ગાયત્રી મંત્રનો ઉચ્ચાર વારંવાર કર્યો. પવિત્ર ઉપવીત (યજ્ઞોપવીત) સંસ્કાર થઈ ગયા પછી શિષ્યોને ગાયત્રી-મંત્ર ભણાવવામાં આવે છે, આમ બલરામ તથા કૃષ્ણે આ ગાયત્રી-મંત્રનો મંત્રોચ્ચાર કરી કર્તવ્ય સારી રીતે પૂરું કર્યું. જે કોઈ મનુષ્ય આ મંત્રનું રટણ કરે છે, તેણે અમુક સિદ્ધાંતો અને પ્રતિજ્ઞાઓથી બંધાવું પડે છે. બલરામ તથા કૃષ્ણ બંનેમાં દિવ્ય વ્યક્તિત્વ હોવા છતાં તેમણે નિયંત્રણાત્મક સિદ્ધાંતોનું ચુસ્ત રીતે પાલન કર્યું. તેમના કુટુંબના ગોર ગર્ગાચાર્ય, જે સામાન્ય રીતે ગર્ગ મુનિ તરીકે જાણીતા છે, યદુવંશના આચાર્ય છે, તેમણે બંને જણાને આ યજ્ઞોપવીત સંસ્કાર કરાવ્યા. વૈદિક સંસ્કાર પ્રમાણે દરેક સન્માનિત વ્યક્તિને આચાર્ય અથવા આધ્યાત્મિક ગુરુ હોય છે. જ્યાં સુધી આચાર્ય મનુષ્યને દીક્ષા આપીને તેને બરાબર તાલીમ ન આપે ત્યાં સુધી તે સંપૂર્ણ રીતે સંસ્કારી મનુષ્ય ગણાતો નથી. એટલે એમ કહેવાય છે કે, જે આચાર્ય પાસે જાય છે તેને ખરેખર સંપૂર્ણ જ્ઞાન મળે છે. કૃષ્ણ ભગવાન તથા બલરામ તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હોવાથી સર્વ શિક્ષણ અને જ્ઞાનના ગુરુ હતા. તેમને માટે આધ્યાત્મિક ગુરુ અથવા આચાર્ય પાસે જવાની જરૂર ન હતી; છતાં, સાધારણ મનુષ્યોને શીખવવા તેમણે પણ આ આધ્યાત્મિક જ્ઞાનનો સ્વીકાર કરવા આધ્યાત્મિક ગુરુને અપનાવ્યા.

એવી પ્રથા છે કે મનુષ્યે ગાયત્રી-મંત્રની દીક્ષા લીધા પછી, આધ્યાત્મિક જીવનમાં તાલીમ લેવા કેટલાક સમય માટે આચાર્યની સંભાળ નીચે, ઘેરથી દૂર રહેવા જવું પડે છે. આચાર્યની સંભાળ નીચે રહેલા બ્રહ્મચારી માટે ઘણા નીતિ-નિયમો છે. તેથી કૃષ્ણ ભગવાન અને બલરામ બંને જણાએ ઉત્તર ભારતમાં પોતાના આધ્યાત્મિક ગુરુ સાંદીપનિ મુનિને ત્યાં રહી, આવા નિયંત્રણાત્મક સિદ્ધાંતોનું કડક રીતે પાલન કરેલું. વૈદિક આદેશો પ્રમાણે આધ્યાત્મિક ગુરુનું સન્માન થવું જોઈએ, અને તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સમાન ભૂમિકા પર ગણાવા જોઈએ. કૃષ્ણ તથા બલરામ બંને જણાએ આ સિદ્ધાંતોનું ખૂબ જ ભક્તિભાવે ચુસ્તપણે પાલન કર્યું. બ્રહ્મચર્યવ્રત પાળ્યું અને આમ પોતાને વૈદિક જ્ઞાન શીખવી રહેલા પોતાના આધ્યાત્મિક ગુરુને સંતોષ આપ્યો. ખૂબ સંતુષ્ટ થયેલા સાંદીપનિ મુનિએ તેમને વૈદિક જ્ઞાનમાં રહેલી સર્વ આંટીઘૂંટીઓ અને ઉપનિષદો જેવું પૂરક સાહિત્ય શીખવાડ્યું. કૃષ્ણ તથા બલરામ ક્ષત્રિયો હોવાથી તેમને યુદ્ધ-વિજ્ઞાન, રાજકારણ તેમજ ગણિતશાસ્ત્રમાં વિશિષ્ટ તાલીમ આપવામાં આવી. રાજકારણમાં જ્ઞાનના છ વિભાગો છે: સુલેહ કેમ કરવી, યુદ્ધ કેમ કરવું, શાંતિ કેમ સ્થાપવી, ભાગલા પાડીને રાજ્ય કેમ કરવું, આશ્રય કેમ આપવો વગેરે સર્વ બાબતો કૃષ્ણ, તથા બલરામને સંપૂર્ણ સમજૂતી સાથે શીખવવામાં આવી.

નદીના જળનું મૂળ સાગર છે. સાગરના જળનું બાષ્પીભવન થવાથી વાદળ બંધાય છે, અને એ જ જળ વર્ષાના રૂપે પૃથ્વીની સપાટી પર સર્વત્ર વરસે છે. પછી નદીઓ દ્વારા સાગર તરફ પાછું ફરે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ અને બલરામ સર્વ પ્રકારના જ્ઞાનના મૂળ સ્રોત છે; પરંતુ તેઓ સામાન્ય માનવ બાળકો તરીકે લીલા કરતા હતા તેથી તેમણે એવો દાખલો બેસાડયો કે દરેક મનુષ્યે જ્ઞાનપ્રાપ્તિ માટે સત્ય સાધન અપનાવવું જોઈએ. આમ તેઓ આધ્યાત્મિક ગુરુ પાસેથી જ્ઞાન મેળવવા સંમત થયા.

ગુરુ પાસેથી ફક્ત એક જ વખત સાંભળ્યા પછી કૃષ્ણ તથા બલરામ સર્વ કલાઓ અને વિજ્ઞાન શીખી લેતા. ચોસઠ દિવસ અને ચોસઠ રાત્રિમાં તો માનવ-સમાજમાં જરૂરી એવી સર્વ આવશ્યક કલાઓ તેમજ વિજ્ઞાન તેઓ શીખ્યા. દિવસના સમયે તેઓ ગુરુ પાસેથી જે તે વિષયના પાઠ શીખતા, અને ગુરુ પાસે ભણી રહ્યા પછી, રાત પડે ત્યારે તેઓ જ્ઞાનના તે વિભાગમાં નિષ્ણાત બનતા.

સર્વ પ્રથમ તેઓ કેમ ગાવું, ભજનોની રચના કેમ કરવી, અને જુદા જુદા રાગ-રાગણીઓ કેમ ઓળખવાં એ શીખ્યા. તેઓ અનુકૂળ તથા પ્રતિકૂળ ઉચ્ચારો તેમજ છંદો, વિવિધ પ્રકારના સૂર તથા રાગ કેવી રીતે ગાવા, અને વિવિધ પ્રકારનાં ઢોલ, મૃદંગના તાલને કઈ રીતે અનુસરવું, એ શીખ્યા. તેઓ તાલ, લય અને વિવિધ રાગો સાથે નૃત્ય કેમ થાય તે શીખ્યા. તેઓ નાટક કેમ લખાય તે શીખ્યા, અને વિવિધ પ્રકારની ગ્રામ્ય કલાઓથી માંડીને સર્વોચ્ચ પરિપૂર્ણ ભૂમિકા સુધીનાં વિવિધ પ્રકારનાં ચિત્રો કેમ દોરાય તે શીખ્યા. વળી તેઓ મુખ પર તિલક અને કપાળ તથા ગાલ પર વિવિધ પ્રકારનાં

ટપકાંનો કેવી રીતે શણગાર થાય તે શીખ્યા. તેઓ જમીન પર ચોખા અને લોટના મિશ્રણની લુગદી બનાવી કેવી રીતે રંગરોગાન થાય તે શીખ્યા. આવાં ચિતરામણ ગૃહસ્થોના ઘરમાં, અથવા મંદિરમાં ઉજવાતી મંગલમય વિધિમાં અત્યંત લોકપ્રિય હોય છે તેઓ પુષ્પો વડે વિશ્રામસ્થાન કેવી રીતે બનાવવું અને કાપડ તથા પાંદડાંમાં રંગીન ચિત્રો દોરી કેવી રીતે શણગારવાં તે શીખ્યા. વળી તેઓ અલંકારોમાં વિવિધ પ્રકારનાં મૂલ્યવાન રત્નોને કેવી રીતે જડવાં એ શીખ્યા. જળ ભરેલા ઘડામાંથી વાદ્યસંગીત ઉત્પન્ન કરવાની કલા તેઓ શીખ્યા. તેમાં ઘડાઓનાં જુદાં જુદાં પ્રમાણ અનુસાર જળ ભરવામાં આવે છે. એટલે જ્યારે સંગીતકાર ઘડાને ટકોરા મારે છે ત્યારે એમાંથી વિવિધ પ્રકારનો સૂર ઉત્પન્ન થાય છે, અને જ્યારે ઘડા પર એક સાથે ટકોરા મારે છે ત્યારે એમાંથી મધુર રસથી ભરેલો ધ્વનિ ઉત્પન્ન થાય છે. વળી તેઓ મિત્રો સાથે સ્નાન કરી રહ્યા પછી વધેલા જળને નદી કે સરરોવરમાં કઈ રીતે નાંખવું તે પણ શીખ્યા. આવી શણગાર-કલા ગ્રીષ્મ ઋતુમાં વૃંદાવનનાં વિવિધ મંદિરોમાં આજે પણ જોવા મળે છે. એને ફૂલવાડી કહે છે. મંચ, સિંહાસન, દીવાલો તેમજ છત એ બધાંને સંપૂર્ણ રીતે શણગારવામાં આવે છે, અને મધ્યમાં રાખેલા પુષ્પના ફુવારામાંથી આછી આછી સુગંધી પ્રસરે છે. આવા પુષ્પના શણગારથી, ગ્રીષ્મઋતુની ગરમીથી ત્રાસી ઊઠેલા લોકોને તાજગી મળે છે.

કૃષ્ણ તથા બલરામ માથાના વાળ જુદી જુદી પ્રણાલિકાઓ પ્રમાણે કેવી રીતે ઓળવા અને મસ્તક ઉપર મુગુટ વિવિધ રીતે કેવી રીતે જુદી જુદી સ્થિતિમાં પહેરવો એ કળા પણ શીખ્યા. તેઓ નાટકના મંચ પર કઈ રીતે અભિનય કરવો, નાટકના કલાકારોને કર્ણ પર પુષ્પોનો શણગાર સજી કેવી રીતે સુશોભિત કરવા અને જળમિશ્રિત ચંદનના રસનો છંટકાવ કરી કેવી રીતે સુગંધી પ્રસરાવવી, એ શીખ્યા. જાદુના ખેલ કેવી રીતે કરવા એ કલા પણ તેઓ ભણ્યા. જુદા જુદા ક્ષેત્રમાં બહુરૂપીની કલા જાણીતી છે. આ કલા પ્રમાણે મનુષ્ય પોતે એવી રીતે વસ્ત્રાલંકાર સજે કે કે, તે જો તેના મિત્ર પાસે જાય તો તે પણ ઓળખી શકતો નથી. જુદા જુદા સમયે ઉપયોગમાં આવે એવાં પીણાં કેવી રીતે બનાવવાં તે શીખ્યા. તેઓ શરબતો, સ્વાદ અને ઘેનની અસરો વિષે પણ શીખ્યા. પાતળા દોરા વડે ટીંગાવેલી પાતળી દોરીઓ કુશળતાપૂર્વક કેવી રીતે ફેરવવી અને તંતુવાદ્ય, જેવાં કે વીણા, સીતાર, તાનપૂરો વગેરેના તાર કેવી રીતે સાંધવા તેમજ મધુર કરુણાપૂર્ણ ધ્વનિ કેવી રીતે ઉત્પન્ન કરવો, તે શીખ્યા. તેઓ જુદા જુદા કોયડા કેમ ગોઠવવા અને એમાંથી કેમ જવાબ શોધવો, એ પણ શીખ્યા. મૂર્ખ વિદ્યાર્થી પણ ઝડપથી અક્ષરજ્ઞાન વાંચતાં અને લખતાં શીખી શકે એવાં પુસ્તકોના વાચનની કલા તેઓ ભણ્યા. નાટકનો અભ્યાસ કરી નાટક કેમ ભજવવું એ કળા તેઓ શીખ્યા. શબ્દવ્યૂહ હરીફાઈમાં દેખાય છે તેવા કોયડાઓ, જેમાં ન જણાતા શબ્દો ખાલી જગામાં મૂકી પૂરા અર્થવાળા શબ્દો ગોઠવાય છે, તે કેવી રીતે બનાવવા એ કળા પણ શીખ્યા.

ચિત્રમય સાહિત્ય કેવી રીતે આલેખવું એ પણ તેઓ શીખ્યા. દુનિયાના કેટલાક દેશોમાં ચિત્રમય સાહિત્ય આજે પણ પ્રચલિત છે. વાર્તા ચિત્રો દ્વારા સમજાવવામાં આવે છે. દા.ત., મનુષ્ય ઘેર જઈ રહ્યો છે, એ દર્શાવવા મનુષ્ય અને ઘરનાં ચિત્ર દોરવામાં આવે છે. કૃષ્ણ તથા બલરામ સ્થાપત્યકલા એટલે રહેવાનાં મકાનો કેવી રીતે બાંધવાં એ કલા પણ શીખ્યા. વળી રંગની ગુણવત્તા તથા ઓજસ્‌ના અભ્યાસથી કિંમતી રત્નો પારખવાની કલા પણ તેઓ ભણ્યા. પછી તેઓ સુવર્ણ તેમજ રૂપાનાં આભૂષણો ઘડવાની કલા શીખ્યા. તેઓ ખનિજ-દ્રવ્યના સંશોધન માટે જમીનનો અભ્યાસ કરવાની કલા શીખ્યા. હાલમાં ભૂસ્તર-પરીક્ષા મોટું વિશિષ્ટ વિજ્ઞાન ગણાય છે, પરંતુ પહેલાં સાધારણ માણસ માટે પણ એ સામાન્ય જ્ઞાન ગણાતું. તેઓ વનસ્પતિ અને છોડવાનો અભ્યાસ કરવાની અને તત્ત્વોમાંથી ઔષધ તૈયાર કરવાની કલા શીખ્યા. વિવિધ પ્રકારના છોડની જાતિનો અભ્યાસ કરીને, તેઓ જુદા જુદા છોડના બીજમાંથી વિવિધ પ્રકારનાં ફળ કેવી રીતે પ્રાપ્ત કરવાં એ કલા શીખ્યા. તેઓ ઘેટા અને કૂકડાને કેળવીને રમતગમતો માટે યુદ્ધની તાલીમ કેમ આપવી, એ શીખ્યા. તેઓ પોપટને કેમ બોલતાં શીખવવું અને મનુષ્યોના પ્રશ્નોના કેવી રીતે જવાબ આપાવવા એવી શિક્ષણકલા શીખ્યા.

તેઓ વ્યાવહારિક માનસશાસ્ત્ર શીખ્યા પોતાની સ્વેચ્છા પ્રમાણે બીજી વ્યકિતના મન પર કેવી રીતે અસર ઉપજાવવી અને આમ તેને એ પ્રમાણે કામ કરવા પ્રેરવો એવી સંમોહન વિદ્યા શીખ્યા. કેટલીકવાર આને વશીકરણ કહે છે. તેઓ વાળ ધોતાં, વિવિધ પ્રકારના રગે રંગતાં અને જુદી જુદી રીતે ઓળતાં શીખ્યા. તેઓ બીજા કોઈકનું પુસ્તક હકીકતમાં જોયા વિના એમાં શું લખ્યું છે, તે કહેવાની કળા ભણ્યા. બીજાની મુઠ્ઠીમાં શું સમાયેલું છે, તે કહેવાનું શીખ્યા. કેટલીકવાર બાળકો આ કલાની નકલ કરે છે, પરંતુ તેઓ તદ્દન ખરી રીતે તે કરી શકતાં નથી. એક બાળક પોતાની મુઠ્ઠીમાં કંઈક વસ્તુ રાખીને પોતાના મિત્રને પૂછે છે, "અંદર શું છે, એ તું મને કહી શકીશ ?" અને મિત્ર કંઈ સૂચન કરે છે, છતા તે એ વિષે સ્પષ્ટ રીતે જણાવી શકતો નથી; પરંતુ એવી પણ એક કલા છે, જેનાથી મનુષ્ય મુઠ્ઠીમાં શું પકડયું છે, એ સ્પષ્ટ રીતે સમજી શકે અને કહી શકે.

કૃષ્ણ તથા બલરામ જુદા જુદા દેશોની ભાષાઓ બોલતાં અને સમજતાં શીખ્યા. તેઓ મનુષ્યોની ભાષા શીખ્યા, એટલું જ નહિ પરંતુ કૃષ્ણ તો પશુઓ અને પંખીઓ સાથે પણ વાત કરી શકતા ગોસ્વામીઓએ સંશોધન કરેલા વૈષ્ણવ-સાહિત્યમાં આવો પુરાવો જોવા મળે છે. તેઓ પુષ્પોમાંથી વાહનો અને વિમાનો કેમ બનાવવાં એ શીખ્યા. રામાયણમાં એમ કહ્યું છે કે, રાવણને હરાવ્યા પછી રામચંદ્રજીએ પુષ્પક નામના વિમાનમાં બેસી લંકાથી (ઉત્તર) ભારતવર્ષ સુધી ઉડ્ડયન કર્યું હતું પછી કૃષ્ણ ચિહ્નો જોઈને ભવિષ્યના પ્રસંગો કહેવાની કલા શીખ્યા. 'ખનાર વચન' નામે જાણીતા પુસ્તકમાં વિવિધ પ્રકારનાં ચિહ્નો તથા શુકનોનું વર્ણન આવે છે. જ્યારે કોઈ બહાર જતુ હોય અને સામેથી પાણી ભરેલું પાત્ર (બેડું) લઈને નીકળતું કોઈ દેખાય તો એ ખૂબ જ શુભ શુકન ગણાય, પરંતુ

જો કોઈ મનુષ્ય ખાલી વાસણ સાથે જોવામાં આવે તો એ ખૂબ શુભ શુકન ન કહેવાય. એ પ્રમાણે જો કોઈ મનુષ્ય ગાયને ધાવતું વાછરડું જુએ તો એ શુભ શુકન કહેવાય. આવી નિશાનીઓ સમજવાનું પરિણામ એ છે કે, મનુષ્ય એનાથી ભવિષ્યના પ્રસંગો કહી શકે છે. કૃષ્ણ આ વિજ્ઞાન શીખ્યા. વળી કૃષ્ણ માતૃકા રચવાની કલા પણ શીખ્યા. માતૃકા એ આંકડા, અથવા અક્ષરનો કોયડો છે. એમાં એક જ લીટીમાં ત્રણ અક્ષરો હોય છે. અને કોઈ પણ બાજુએથી ત્રણ આંકડાનો સરવાળો કરીએ તો નવ થાય. માતૃકા જુદા જુદા પ્રકારના હોય છે અને તેમનો ઉપયોગ જુદા જુદા હેતુઓ માટે થાય છે.

કૃષ્ણ હીરા જેવાં કિંમતી નંગ અને તેને કાપવાની કળા શીખ્યા. વળી પોતાના મનમાં તત્કાલ કાવ્ય રચી સવાલ અને જવાબ તૈયાર કરવાની કલા શીખ્યા. તેઓ ભૌતિક સંયોજનો અને વિઘટનોનાં કાર્ય અને પ્રત્યાઘાતનું વિજ્ઞાન ભણ્યા. તેઓ માનસરોગ ચિકિત્સકની કલા શીખ્યા. આવો મનુષ્ય બીજા માણસના મનમાં થતી માનસિક વૃત્તિઓને સમજી શકે છે. તેઓ મનુષ્યની ઈચ્છાઓ કેવી રીતે સંતોષવી એ શીખ્યા. ઈચ્છાઓ પૂરી થવી ખૂબ જ મુશ્કેલ હોય છે; વળી જો કોઈ મનુષ્ય અવાસ્તવિક વસ્તુની ઈચ્છા રાખે અને તે કોઈ દિવસ પરિપૂર્ણ ન થઈ શકે, તો આવી ઈચ્છા દબાવી શકાય કે સંતુષ્ટ રહી શકાય એની પણ એક કલા છે. આ કલાથી મનુષ્ય બ્રહ્મચર્ય-અવસ્થામાં પણ ઘણીવાર પ્રગટ થતી કામોત્તેજના જ્યારે જ્યારે ઉત્તેજીત થાય ત્યારે તેને પણ દબાવી શકે છે. આ કલાથી મનુષ્ય દુશ્મનને પણ પોતાનો મિત્ર બનાવી શકે છે; અથવા ભૌતિક અણુની પ્રત્યક્ષ અસરનું પરિવર્તન બીજી વસ્તુઓમાં કરી શકે છે.

કૃષ્ણ ભગવાન તથા બલરામ કલા અને વિજ્ઞાનના સર્વ જ્ઞાનના સરોવર હોવાથી તેમણે પોતાના ગુરુની જે કાંઈ ઈચ્છા હોય તેનો બદલો વાળી, તેમની સેવા કરવાની તત્પરતા બતાવીને પોતાની સંપૂર્ણ સમજશકિત દર્શાવી. ગુરુ અથવા આધ્યાત્મિક ગુરુને વિદ્યાર્થી આવું વળતર આપે તેને ગુરુ-દક્ષિણા કહે છે. એ ખૂબ જ જરૂરી છે કે, વિદ્યાર્થીને જે કાંઈ ભૌતિક કે આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત થયું હોય, તેના બદલામાં તેણે ગુરુને સંતોષ આપવો. જ્યારે કૃષ્ણ અને બલરામે આ રીતે પોતાની સેવાની દરખાસ્ત મૂકી ત્યારે, ગુરુ સાંદીપનિ મુનિએ પણ કાંઈક અત્યંત અસામાન્ય, કંઈક જે કોઈ પણ સામાન્ય વિદ્યાર્થી આપી ન શકે તેવું તેમની પાસેથી માગવાનો ડહાપણભર્યો વિચાર કર્યો. એટલે તેમણે તેમની પાસેથી શું માગવું એ વિષે પોતાની ધર્મપત્ની સાથે ચર્ચા કરી. તેઓ કૃષ્ણ તથા બલરામની અસાધારણ શક્તિઓ ક્યારનાય જોઈ શકયા હતા. તેમજ એમના સમજવામાં એ આવેલું કે બંને છોકરાઓ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હતા. તેથી તેમણે પોતાનો પુત્ર જે પ્રભાસક્ષેત્રના કિનારે દરિયામાં ડૂબી ગયો હતો તે પાછો માગ્યો. જ્યારે કૃષ્ણ અને બલરામે તેમના ગુરુ પાસેથી સાંભળ્યું કે પ્રભાસક્ષેત્રના કિનારે તેમના પુત્રનું મૃત્યુ થયેલું કે તરત જ તેઓ પોતાના રથમાં બેસી

દરિયા તરફ ઊપડયા. કિનારે આવી પહોંચતાં, સાગરના અધિષ્ઠાતાદેવ પાસે પોતાના ગુરુનો પુત્ર પાછો માગ્યો. સાગરદેવ તરત જ પ્રભુ સમક્ષ પ્રગટ થયા અને અત્યંત નમ્રતા-પૂર્વક તેમનું સર્વપ્રકારે સન્માનપૂર્વક પૂજન કર્યું.

ભગવાન બોલ્યા, "કેટલાક સમય પહેલા તેં અમારા ગુરુના પુત્રને ડુબાડી દીધો છે, તેને પાછો સોંપવાની હું તને આજ્ઞા કરું છું."

દરિયા-દેવે જવાબ આપ્યો, "હકીકતમાં હું એ છોકરાને ઉપાડી ગયો નથી, પરંતુ પંચજન નામનો રાક્ષસ તેને હરી ગયો હતો. આ મોટો રાક્ષસ સામાન્ય રીતે શંખાકારે જળમાં ઊંડે ઊંડે રહે છે. તે તેને ગળી ગયેલો હોવાથી સંભવ છે કે તમારા ગુરુનો પુત્ર એ રાક્ષસના પેટમાં હોય."

આ સાંભળીને, કૃષ્ણે જળમાં ઊંડે ડૂબકી મારી, અને પંચજન રાક્ષસને પકડયો. તેને એ જગ્યાએ જ ખતમ કરી નાંખ્યો, પરંતુ તેના પેટમાં પણ પોતાના ગુરુનો પુત્ર જોઈ ન શકયા. એટલે તેમણે રાક્ષસનું શંખાકાર શબ ઉપાડયું અને પ્રભાસક્ષેત્રને કાંઠે રાખેલા પોતાના રથ તરફ પાછા ફર્યા. ત્યાંથી તેઓ મૃત્યુના અધિષ્ઠાતા યમરાજના નિવાસસ્થાન 'સંયમની' તરફ ગયા. પોતાના મોટાભાઈ બલરામ જે હલાયુધ તરીકે જાણીતા છે તેમને સાથે રાખી કૃષ્ણ ત્યાં આવ્યા અને પોતાનો શંખ ફૂંકયો.

અવાજ સાંભળીને યમરાજ પ્રગટ થયા અને તેમણે કૃષ્ણને સન્માનપૂર્વક વંદન કર્યું. યમરાજ, કૃષ્ણ તથા બલરામ કોણ છે એ સમજી શકયા, એટલે તેમણે તરત જ ભગવાન સમક્ષ પોતાની નમ્ર સેવાનું નિવેદન કર્યું. કૃષ્ણ પૃથ્વીના પટ પર સાધારણ મનુષ્ય તરીકે પ્રગટ થયા હતા, પરંતુ હકીકતમાં કૃષ્ણ તથા બલરામ દરેક જીવાત્માના હૃદયમાં પરમાત્મા તરીકે વસી રહ્યા છે. તેઓ સ્વયં વિષ્ણુ છે, પરંતુ તેઓ તદ્દન સાધારણ બાળકો તરીકે લીલા કરતા હતા. યમરાજે પ્રભુને પોતાની સેવાઓ અર્પણ કરવાની વાત મૂકી, એટલે કૃષ્ણે તેમની પાસે પોતાના ગુરુનો પુત્ર, કે જે પુત્ર તેમના કર્મના ફળ તરીકે આવેલો હતો, તેને પાછો માંગ્યો. કૃષ્ણે કહ્યું, "મારા રાજ્યને સર્વોચ્ચ માનતા હો તો, મારા ગુરુના પુત્રને તત્કાળ પાછો સોંપી દો."

યમરાજે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને પુત્ર પાછો સોંપ્યો. કૃષ્ણ તથા બલરામ તેને તેના પિતા પાસે લાવ્યા. ભાઈઓએ તેમના ગુરુને પૂછયું, "હવે અમારી પાસે બીજી કોઈ વધારે વસ્તુની ઈચ્છા છે?" ગુરુએ જવાબ આપ્યો, "મારા વહાલા દીકરાઓ, તમે મારા ખાતર પૂરતું કામ કરી બતાવ્યું છે અને મને સંપૂર્ણપણે સંતોષ થયો છે. જે મનુષ્યને તમારા જેવા શિષ્યો હોય તેને વધારે અપેક્ષા રહે ખરી ? મારા વહાલા બાળકો ! તમે હવે ઘેર જઈ શકો છો. તમે દર્શાવેલી આ યશસ્વી કારકિર્દી સારાયે જગતમાં હંમેશને માટે પ્રખ્યાત થશે. તમે સર્વ આશીર્વાદથી પર છો, અને છતાં તમને આશીર્વાદ આપવા

એ મારો ધર્મ છે. હું તમને આશીર્વાદ આપું છું કે, તમે જે કાંઈ બોલશો તે, વેદ-વાણીની જેમ અખંડ તાજું ગણાશે. તમારું શિક્ષણ કેવળ આ વિશ્વમાં જ નહિ, આ યુગમાં જ નહિ, પરંતુ સર્વ સ્થળો અને યુગોમાં માન્ય ગણાશે અને ઉત્તરોત્તર નવીન અને મહત્ત્વનું ગણાશે." પોતાના ગુરુના આ આશીર્વાદથી કૃષ્ણ ભગવાનની ભગવદ્ ગીતા હંમેશને માટે વધારે ને વધારે ચેતનપ્રદ રહી છે, અને તે આ વિશ્વમાં જ નહિ પરંતુ બીજા ગ્રહો અને બ્રહ્માંડોમાં પણ અત્યંત જાણીતી બની છે.

કૃષ્ણ અને બલરામ પોતાના ગુરુની આજ્ઞા માથે ચડાવી, પોતાના રથમાં બેસી તરત જ ઘેર પાછા ફર્યા. તેમણે પવનના જેવી ઝડપી ગતિથી અને વાદળાં ગર્જતાં હોય એવા મોટા અવાજ સાથે પ્રયાણ કર્યું. કૃષ્ણ તથા બલરામને ઘણા સમયથી જોયા નહોતા એવા સર્વ મથુરાવાસીઓ તેમને જોઈને પ્રસન્ન થયા. જેમ મનુષ્યને પોતાની ખોવાઈ ગયેલી મિલકત પાછી મળતાં હર્ષ થાય તેમ તેઓને હર્ષ થયો.

આમ "કૃષ્ણ ભાગ–૧"ના "કૃષ્ણ પોતાના ગુરુપુત્રને પાછો મેળવે છે" નામે ચુંવાલીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૪૫. ઉદ્ધવ વૃંદાવનની મુલાકાત લે છે.

નંદ મહારાજ, કૃષ્ણ તથા બલરામ વિના વૃંદાવન પાછા ફર્યા. ગોપબાળકો અને પુરુષો જ તેમની સાથે હતા. ગોપીઓ, યશોદામાતા, શ્રીમતી રાધારાણી, સર્વ વૃંદાવનનાં વતનીઓ અને રહેવાસીઓ માટે એ અત્યંત હૃદયદ્રાવક દૃશ્ય હતું. ઘણા ભક્તોએ, કૃષ્ણના વૃંદાવનથી વેગળાપણા વિષે સમાધાનકારી વલણ અપનાવવાનો પ્રયત્ન કર્યો છે; કારણ કે નિષ્ણાતોના અભિપ્રાય પ્રમાણે, કૃષ્ણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વૃંદાવન બહાર એક ડગલું પણ કોઈ દિવસ મૂકતા નથી. તેઓ હંમેશાં ત્યાં જ વસે છે. નિષ્ણાત ભક્તોની સમજૂતી એમ દર્શાવે છે કે કૃષ્ણ હકીકતમાં વૃંદાવન બહાર હતા જ નહિ; તેઓ વચન આપ્યા પ્રમાણે નંદ મહારાજની સાથે પાછા આવેલા.

જ્યારે તેઓ અક્રૂરજી દ્વારા હંકારાતા રથમાં બેસી મથુરા જતા હતા અને ગોપીઓએ વાસ્તવિક રીતે માર્ગ રોકી રાખ્યો હતો ત્યારે, કૃષ્ણે તેમને ખાત્રી આપેલી કે મથુરામાં જેવું પોતાનું કામકાજ પૂરું થશે કે તરત જ તેઓ પાછા ફરશે. તેમણે તેમને આટલું બધું મૂંઝાવાની ના પાડી હતી અને આ રીતે તેમણે તેમને શાંત કરી હતી; પરંતુ જ્યારે તેઓ નંદ મહારાજની સાથે પાછા ન ફર્યા ત્યારે એમ લાગ્યું કે, તેમણે તેમને છેતરી, અથવા પોતાનું વચન પાળ્યું નહિ, પરંતુ નિષ્ણાત ભક્તો એવા નિર્ણય પર આવ્યા છે કે, કૃષ્ણ કદી અસત્યભાષી કે વિશ્વાસઘાતી ન હતા. કૃષ્ણ પોતાના મૂળ સ્વરૂપે નંદ મહારાજની સાથે પાછા ફર્યા, અને ગોપીઓ તેમજ યશોદા માતા સાથે પોતાના ભાવસ્વરૂપમાં રહ્યા. કૃષ્ણ તથા બલરામ પોતાના મૂળ સ્વરૂપે મથુરામાં રહેલા નહિ, પરંતુ વાસુદેવ તથા સંકર્ષણ તરીકે પોતાના અંશાવતાર તરીકે રહેલા. સાચા કૃષ્ણ અને બલરામ એમના ભવસ્વરૂપે વૃંદાવનમાં હતા, જ્યારે તેઓ પ્રભવ અને વૈભવ સ્વરૂપે મથુરામાં પ્રગટ થયેલા. કૃષ્ણના અગ્રગણ્ય નિષ્ણાત ભક્તોનો આ અનુભવ છે. જ્યારે નંદ મહારાજ વૃંદાવન પાછા ફરવાની તૈયારી કરતા હતા ત્યારે, તેમની અને કૃષ્ણ તથા બલરામ વચ્ચે એવી ચર્ચા થયેલી કે છોકરાઓ નંદજીના વિયોગમાં રહી શકશે. આમ એકબીજાની સંમતિથી છૂટા રહેવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો.

વસુદેવ તથા દેવકીજી, કૃષ્ણ તેમજ બલરામનાં સાચાં માતા પિતા હતાં. તેઓ હવે તેમને કંસના મરણને લીધે પોતાની પાસે રાખવા માગતાં હતાં. કંસ જ્યારે જીવતો હતો ત્યારે તેમને વૃંદાવનમાં નંદ મહારાજના રક્ષણ નીચે રાખવામાં આવ્યા હતા. હવે, સ્વાભાવિક રીતે, કૃષ્ણ તથા બલરામના પિતાજી અને માતાજી તેમને ખાસ કરીને શુદ્ધિકરણ માટે પ્રયોજવામાં આવેલા યજ્ઞોપવીત સંસ્કાર માટે પોતાની પાસે રાખવા માગતાં હતાં. વળી તેઓ તેમને યોગ્ય શિક્ષણ આપવા ઈચ્છતાં હતાં, કારણ પિતાનું આ કર્તવ્ય છે. બીજું પણ એક કારણ હતું કંસના સર્વ મિત્રો મથુરાની બહાર રહીને મથુરા પર હુમલો કરવાની યોજના ઘડી રહ્યા હતા. એ કારણે પણ કૃષ્ણની હાજરી અનિર્વાય હતી. દંતવક્ર અને જરાસંધ જેવા દુશ્મનો વૃંદાવનમાં જઈ, ત્યાં અશાંતિ ફેલાવે એવું કૃષ્ણ ઈચ્છતા ન હતા. જો કૃષ્ણ વૃંદાવન જાય તો, આ દુશ્મનો કેવળ મથુરા પર જ હુમલો નહિ કરે પરંતુ વૃંદાવન પણ જશે, અને વૃંદાવનના શાંતિપ્રિય રહેવાસીઓને હેરાન કરશે, તેથી કૃષ્ણે મથુરામાં રહેવાનો નિર્ણય કર્યો અને નંદ મહારાજ વૃંદાવન પાછા ગયા. વૃંદાવન-વાસીઓને કૃષ્ણના વિરહનું દુઃખ થતું હતું. છતાં, આમ કૃષ્ણ પોતાનાં લીલાચરિત્રો દ્વારા તેમની પાસે હંમેશાં વિદ્યમાન હતા. અને આથી જ તેઓ દિવ્ય આનંદમાં રહેતા.

કૃષ્ણ વૃંદાવનથી મથુરા ગયા હતા એટલે વૃંદાવનવાસીઓ અને ખાસ કરીને યશોદા, નંદ મહારાજ, શ્રીમતી રાધારાણી, ગોપીઓ અને ગોપબાળકો એક માત્ર કૃષ્ણનો જ વિચાર કરતાં હતાં તેઓ વિચારતાં, "કૃષ્ણ આ માર્ગે રમત રમતા, કૃષ્ણ પોતાની વાંસળી વગાડતા, કૃષ્ણ અમારી સાથે હાસ્યવિનોદ કરતા અને અમને આલિંગન દેતા!" આને લીલા-સ્મરણ કહે છે, અને મહાન ભકતોમાં કૃષ્ણના લીલા-સ્મરણ વિષે આગ્રહ રાખવામાં આવે છે. જ્યારે ચૈતન્ય મહાપ્રભુજી પુરીમાં હતા ત્યારે કૃષ્ણના લીલા-સ્મરણ વિશેનો આનંદ માણતા. જેઓ ભકિતમય સેવાની સર્વોચ્ચ સ્થિતિમાં રહીને દિવ્યાનંદ ભોગવતા હોય તેઓ હંમેશાં કૃષ્ણનાં દિવ્ય ચરિત્રોનું સ્મરણ કરીને, તેમની સાથે રહી શકે છે. શ્રી વિશ્વનાથ ચક્રવર્તી ઠાકુરે 'કૃષ્ણભાવનામૃત' નામે દિવ્ય સાહિત્ય આપ્યું છે. એ સાહિત્ય કૃષ્ણનાં દિવ્ય ચરિત્રોથી સભર છે. આવાં પુસ્તકોનું વાચન કરીને ભકતો કૃષ્ણભાવનામાં તલ્લીન રહી શકે છે. કૃષ્ણલીલા વિષે કોઈ પણ પુસ્તક, આ પુસ્તક "કૃષ્ણ : પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર" અને અમારું અન્ય પુસ્તક "ચૈતન્ય મહાપ્રભુનો દિવ્ય ઉપદેશ" પણ હકીકતમાં, કૃષ્ણની વિરહવેદનાથી વ્યથિત ભકતો માટે ખરેખર આશીર્વાદસમાન છે.

કૃષ્ણ તથા બલરામ વૃંદાવન પાછા ન ફર્યા તેનું સમાધાન આ રીતે થઈ શકે: તેમણે વૃંદાવન પાછા ફરવાનું પોતે આપેલું વચન તોડેલું નહિ, તેમજ તેઓ ગેરહાજર રહેલા નહિ, પરંતુ તેમની હાજરી મથુરામાં અનિવાર્ય હતી.

દરમ્યાન કૃષ્ણના પિતરાઈ બંધુ ઉદ્ધવ દ્વારકાથી કૃષ્ણના દર્શને આવેલા, તેઓ વસુદેવના ભત્રીજા હતા, અને કૃષ્ણના લગભગ સમવયસ્ક હતા. તેમનાં શારીરિક લક્ષણો લગભગ

કૃષ્ણને બરાબર મળતાં આવતાં પોતાના ગુરુના ઘેરથી પાછા ફરેલા કૃષ્ણ પોતાના અત્યંત વહાલા અંતરંગ મિત્ર ઉદ્ધવને જોઈને ખૂબ રાજી થયા તેઓ વૃંદાવનવાસીઓની તીવ્ર વિરહવ્યથાને શાંત પાડવાનો સંદેશો આપી ઉદ્ધવને વૃંદાવન મોકલવા માગતા હતા.

ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે ये यथा माम् प्रपद्यन्ते। તેમ કૃષ્ણ અત્યંત સાનુકૂળ છે. ભક્તિમય સેવામાં ભકતે કરેલા વિકાસના પ્રમાણમાં તે પ્રત્યુત્તર વાળે છે. ગોપીઓ દિવસના ચોવીસે કલાક કૃષ્ણ વિષે ચિંતન કરતી હતી. વળી કૃષ્ણ પણ હંમેશાં ગોપીઓ, યશોદામાતા, નંદમહારાજ અને વૃંદાવનવાસીઓનું, પોતે દૂર રહેવા છતાંય, સ્મરણ કરતા હતા. તેઓ સમજી શકેલા કે તે બધાં આધ્યાત્મિક દૃષ્ટિએ કેટલાં બધાં વ્યથિત હતાં! અને એટલે જ તેમણે આશ્વાસનનો સંદેશો લઈને ઉદ્ધવજીને તરત જ મોકલ્યા.

ઉદ્ધવજીનું, વૃષ્ણી-વંશમાં લગભગ કૃષ્ણના જેવી જ સમાન ભૂમિકામાં સર્વશ્રેષ્ઠ ગુણિયલ વ્યકિતત્વ ધરાવનાર તરીકે, વર્ણન આવે છે. તેઓ મોટા મિત્ર હતા. સ્વર્ગીય ગ્રહોના ગુરુ, ધર્માચાર્ય અને બૃહસ્પતિના પ્રત્યક્ષ શિષ્ય હોવાને લીધે, તેઓ અત્યંત બુદ્ધિશાળી તેમજ દૃઢ નિર્ણયશકિતવાળા હતા. બૌદ્ધિક દૃષ્ટિબિંદુથી તેઓ ઉચ્ચ કક્ષાના અધિકૃત વ્યકિત હતા. ઉદ્ધવજી કૃષ્ણના ખૂબ જ સ્નેહાળ મિત્ર હોવાને લીધે, ત્યાં પ્રસરી રહેલી ઉચ્ચ કક્ષાની દિવ્યાનંદપૂર્ણ ભકિતમય સેવાનું અધ્યયન કરવા તેમને વૃંદાવન મોકલવા માગતા હતા. જો કોઈ મનુષ્યને ઉચ્ચ પ્રકારનું ભૌતિક શિક્ષણ મળ્યું હોય, અને તે બૃહસ્પતિનો શિષ્ય હોય તો પણ ગોપીઓ તથા વૃંદાવનવાસીઓ પાસેથી કૃષ્ણ પ્રત્યે સર્વોચ્ચ કક્ષાનો પ્રેમ કેવી રીતે થઈ શકે તે હજી તેમને શીખવાનું હતું. વૃંદાવનવાસીઓને શાંત પાડવાનો સંદેશો લઈ ઉદ્ધવજીને મોકલવામાં કૃષ્ણે ઉદ્ધવજી પ્રત્યે વિશિષ્ટ કૃપા દર્શાવેલી.

કૃષ્ણનું નામ હરિ છે, હરિ એટલે શરણે આવેલા આત્માઓનાં સર્વપ્રકારનાં દુ:ખ હરી લે છે તે. શ્રી ચૈતન્ય મહાપ્રભુજી જણાવે છે કે, ગોપીઓએ જે ઊર્ધ્વ પ્રકારની સેવાભકિતનો સાક્ષાત્કાર કરેલો એવા પ્રકારની સેવાભકિત કદી પણ થઈ શકે તેમ નથી. ગોપીઓની વ્યથા વિષે અત્યંત ચિંતાતુર બનેલા કૃષ્ણે ઉદ્ધવજી સાથે વાત કરી અને તેમને વૃંદાવન જવા નમ્રતાપૂર્વક વિનંતી કરી. ઉદ્ધવજીના હાથમાં તેમના પોતાના હાથ રાખી તેમણે કહ્યું, "મારા વહાલા વિવેકી મિત્ર ઉદ્ધવ! કૃપા કરી તમે હમણાં જ વૃંદાવન જાવ, અને મારાં માતા-પિતા, નંદ મહારાજ તથા યશોદા દેવી, અને ગોપીઓને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરજો. તેઓ અત્યંત વેદના સહન કરવાને લીધે ખૂબ જ વ્યથિત છે. તેમની પાસે જઈ સંદેશો આપો. મને આશા છે કે તેમનું દુ:ખ કાંઈક ઓછું થશે. ગોપીઓ હંમેશાં મારા વિચારમાં જ તલ્લીન રહે છે. તેમણે દેહ, ઈચ્છા, જીવન અને આત્મા પણ (કૃષ્ણને) મને અર્પણ કર્યાં છે. મને કેવળ ગોપીઓ માટે જ નહિ, પરંતુ એવી હરકોઈ વ્યકિત, જેણે મારા માટે સમાજ, મૈત્રી, સ્નેહ, અને અંગત સગવડો ત્યજી દીધાં છે, તેમના માટે હું

ચિંતાતુર રહુ છું. આવા ઉચ્ચ કક્ષાના ભક્તોની રક્ષા કરવી, એ મારો ધર્મ છે. તેઓ મારા વિષેના વિચારોમાં હમેશાં તલ્લીન રહેવાથી મારા વિરહને લીધે ઉદ્ભવેલી અતિશય ચિંતાને લીધે, અત્યંત વ્યથિત અને લગભગ મરેલાં જેવાં રહે છે. હું ઘણા થોડા સમયમાં જ એમની પાસે પાછો જવાનો છું, એ જ માન્યતાથી એમણે પોતાના પ્રાણ ટકાવી રાખ્યા છે."

કૃષ્ણની વિનંતીથી ઉદ્ધવ પોતાના રથમાં બેસી, ગોકુળ લઈ જવાનો સંદેશો લઈ નીકળી પડયા. જયારે ગાયો ગોચરમાંથી ઘર તરફ પાછી ફરતી હતી, ત્યારે એટલે કે ગોરજ-સમયે તેઓ વૃંદાવન પહોંચ્યા. ગાયોની ખરીથી ઊછળતી રજથી ઉદ્ધવજી અને તેમનો રથ આચ્છાદિત હતાં. તેમણે આખલાને ગાયો સાથે સંભોગ કરવાની ઈચ્છાથી દોડતા જોયા; દૂધથી ભરાયેલાં આંચળોવાળી બીજી ગાયો વાછરડાંને પયપાન કરાવવા તેમની પાછળ દોડતી હતી. ઉદ્ધવજીએ જોયું કે, સમગ્ર વૃંદાવનભૂમિ શ્વેત ગાયો અને વાછરડાંથી સભર હતી. સારાયે ગોકુળમાં ગાયો આમ તેમ દોડાદોડ કરતી હતી, અને તેમને દોહવાનો અવાજ સંભળાતો હતો. વૃંદાવનમાં દરેકેદરેક ઘર, સૂર્યદેવ અને અગ્નિદેવની પૂજા માટે શણગારવામાં આવ્યું હતું. વળી ત્યાં અતિથિ, ગાયો, બ્રાહ્મણો અને દેવતાઓના સત્કારની વ્યવસ્થા હતી. દરેક ઘરનું વાતાવરણ શુદ્ધ કરવા ધૂપ અને દીપ સળગાવવામાં આવ્યાં હતાં. સારાયે વૃંદાવનમાં સુંદર પુષ્પના હાર, ઊડતાં પંખીઓ અને ગુંજારવ કરતા ભમરા નજરે પડતાં હતાં. સરોવરો કમળપુષ્પો, બતકો અને હંસોથી સભર દેખાતાં હતાં.

ઉદ્ધવજીએ નંદ મહારાજના ઘરમાં પ્રવેશ કર્યો, ત્યારે વાસુદેવના પ્રતિનિધિ તરીકે તેમનું સ્વાગત થયું. નંદ મહારાજે તેમને આસન આપ્યું, અને મથુરાનાં બીજાં કુટુંબીજનોએ, કૃષ્ણ તથા બલરામ વિષેના લાવેલા સંદેશાઓ વિષે પૂછયું. તેઓ સમજી ગયાં હતાં કે, ઉદ્ધવજી ભગવાન કૃષ્ણના અત્યંત વિશ્વાસુ મિત્ર હોવાને લીધે શુભ સંદેશા લઈને આવ્યા હશે. "મારા વહાલા ઉદ્ધવ! મારા મિત્ર વસુદેવ હવે કેવી રીતે જીવન વીતાવે છે? હવે તો તે કંસના કેદખાનામાંથી છૂટી ગયા છે, એટલે હમણાં તો તે પોતાના મિત્રો અને બાળકો, કૃષ્ણ તથા બલરામથી વીંટળાયેલા રહે છે. હવે તે ખરેખર ખૂબ સુખી હશે. મને તેમના અને તેમની સુખાકારીના સમાચાર કહો. કંસ જેવા અત્યંત અધમ અસુરનો વધ થવાથી અમને ખૂબ સુખ થયું છે. તે કંસ યદુઓ, તેમના મિત્રો અને સગાંવહાલાંનાં કુટુંબીજનો પ્રત્યે હંમેશાં તેજોદ્વેષી હતો. પરંતુ હવે તેની પાપી પ્રવૃત્તિઓને લીધે તે મરણ પામ્યો, અને પોતાના સર્વ ભાઈઓ સાથે સ્વધામ પહોંચ્યો."

"કૃપા કરીને હવે અમને જણાવો કે કૃષ્ણ પોતાના પિતા, માતા, મિત્રો અને વૃંદાવનમાં રહેલા સાથીઓને યાદ કરે છે? તેને પોતાની ગાયો, ગોપીઓ, ગોવર્ધન-પર્વત, વૃંદાવનનાં ઘાસ ચરાવવાનાં મેદાનો વગેરે સંભારવાં ગમે છે? કે હવે તે આ બધું ભૂલી ગયા છે? શું હવે સંભવ છે કે તે પોતાના મિત્રો અને સગાંવહાલાં તરફ પાછા આવશે, કે જેથી અમે તેમનું ઊંચી નાસિકા અને કમલ જેવાં નયનવાળું સુંદર મુખ ફરીથી જોઈ શકીએ. તેમણે અમને જંગલના દવમાંથી, યમુનાજીમાં રહેલા મોટા કાલિય નાગથી, અને

બીજા ઘણા ઘણા અસુરોથી બચાવેલા એ અમને યાદ આવે છે, અને અમને સામાન્ય રીતે એવો વિચાર આવે છે કે, તેમણે અમારું કેટલી બધી ભયજનક પરિસ્થિતિમાંથી રક્ષણ કરેલું? મારા વહાલા ઉદ્ધવ! જ્યારે વૃંદાવનમાં વસતા કૃષ્ણનું મનોહર મુખ, આંખો અને તેમણે અહીંયાં વૃંદાવનમાં કરેલી વિવિધ લીલાઓ યાદ આવે છે, ત્યારે અમારા હૃદયમાં એટલા બધા ભાવો ઊભરાય છે કે અમારી સર્વ પ્રવૃત્તિઓ અટકી જાય છે. અમને એટલો જ વિચાર આવે છે કે કૃષ્ણ કેવા હતા, કેમ હસતા, અને કેવી રીતે અમને નીરખતા? જ્યારે જ્યારે અમે યમુના અને વૃંદાવનનાં બીજાં સરોવરોના તટ પર અથવા ગોવર્ધન પર્વત નજીક કે ગોચર પરથી પસાર થઈએ છીએ, ત્યારે અમને પૃથ્વીના પટ પર હજી પણ કૃષ્ણનાં ચરણોની છાપ દેખાય છે. અમે તેમને એ જગાઓમાં રમતા હોય તેવું સ્મરણ કરીએ છીએ. કારણ, તેઓ સતત ત્યાંની મુલાકાતો લેતા. જ્યારે અમારા મનમાં તેમની આકૃતિ પ્રગટ થાય છે કે તરત જ એમના વિચારમાં મગ્ન બની જઈએ છીએ."

"તેથી અમને લાગે છે કે કૃષ્ણ તથા બલરામ સ્વર્ગના મુખ્ય દેવતાઓ હોવા જોઈએ, અને તેઓ પૃથ્વી પર વિશિષ્ટ કર્તવ્ય કરવા માટે સાધારણ છોકરાઓ તરીકે અમારી સમક્ષ પ્રગટ થયા હશે. ગર્ગમુનિએ કૃષ્ણની કુંડળી બનાવતી વખતે આવી જ ભવિષ્યવાણી ઉચ્ચારેલી. જો કૃષ્ણમાં મહાન વ્યક્તિત્વ ના હોય, તો ૧૦,૦૦૦ હાથીઓનું બળ ધરાવનાર કંસને કેવી રીતે મારી શકે? વળી કંસ ઉપરાંત ત્યાં અત્યંત બળવાન મલ્લો અને કુવલયાપીડ જેવો વિશાળ-કાય હાથી હતો. જેમ સિંહ સાધારણ પશુને હણે તેમ તેણે આ સર્વ પશુઓ અને અસુરોનો સંહાર કર્યો. વળી એ કેટલું બધું આશ્ચર્યકારક કહેવાય કે, ત્રણ તાડ વૃક્ષો જોડીને બનાવેલા મોટા ભારે ધનુષ્યને એક હાથે પકડી ખૂબ ઝડપથી ભાંગી નાંખ્યું! વળી ગોવર્ધન-પર્વતને એક હાથે ઉપાડી, સતત સાત દિવસ સુધી અદ્ધર ઊંચકી રાખ્યો, એ પણ કેટલું બધું અદ્‌ભુત કહેવાય. વળી તેણે પ્રલંબાસુર, ધેનુકાસુર તથા અરિષ્ટાસુર, તૃણાવર્ત અને બકાસુર જેવા સર્વ અસુરોનો સંહાર કર્યો, તે કેટલું બધું આશ્ચર્યજનક કહેવાય. તેઓ એટલા બધા બળવાન હતા કે સ્વર્ગલોકના દેવતાઓ પણ તેમનાથી ડરતા, પરંતુ કૃષ્ણે તેમને ખૂબ જ સહેલાઈથી રમતમાં ખતમ કરી નાંખેલા!"

ઉદ્ધવ સમક્ષ, કૃષ્ણની અસામાન્ય પ્રવૃત્તિઓ વિષે વર્ણન કરતી વખતે, ધીરે ધીરે લાગણીઓ ઊભરાવાથી નંદ મહારાજ અસ્વસ્થ બની ગયા અને કાંઈ વધારે બોલી ન શક્યા. યશોદામાતાની બાબતમાં એમ બન્યું કે તે પોતાના પતિની બાજુએ બેસીને, કશુંયે બોલ્યા સિવાય કૃષ્ણનાં લીલાચરિત્રો સાંભળી રહ્યાં હતાં. તે અસ્ખલિતભાવે અશ્રુ વહાવતાં હતાં, અને તેમના સ્તનમાંથી દૂધ ઊભરાયે જતું હતું. જ્યારે ઉદ્ધવજીએ જોયું કે નંદ મહારાજ અને યશોદાજી તો પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણના વિચારોમાં ન કલ્પી શકાય એવી ઉત્તેજનાથી રોમાંચિત બની રહ્યાં હતાં, અને જ્યારે તેમણે પ્રભુ પ્રત્યેના તેમના અસામાન્ય કોટિના સ્નેહનો અનુભવ કર્યો, ત્યારે તેઓ પણ અત્યંત રોમાંચિત થવાથી આ પ્રમાણે બોલવા લાગ્યા, "મારાં વહાલાં માતા યશોદાજી અને નંદ મહારાજ! આપ માનવજાતિમાં સર્વશ્રેષ્ઠ

સન્માનિત વ્યક્તિઓ છો, કારણ આપના સિવાય આવા દિવ્ય બ્રહ્માનંદમાં કોઈ ધ્યાન-મગ્ન થઈ શકે તેમ નથી."

કૃષ્ણ તથા બલરામ બંને, જેમાંથી સમગ્ર બ્રહ્માંડ પ્રગટ થયું છે, એવા આદિ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. તેઓ સર્વ વ્યક્તિઓમાં સર્વશ્રેષ્ઠ છે. તે બંને ભૌતિક સર્જનનું અસરકારક કારણ છે. કૃષ્ણ તથા બલરામના નિયંત્રણ નીચે કામ કરી રહેલા પુરુષ-અવતારો દ્વારા થઈ રહેલા સંચાલન અનુસાર ભૌતિક-પ્રકૃતિ કામ કરી રહી છે. પોતાના આંશિક પ્રતિનિધિ રૂપે તેઓ સર્વ જીવાત્માઓના હૃદયમાં પ્રવેશે છે. તેઓ સર્વ પ્રકારનાં જ્ઞાન તથા સર્વ પ્રકારની વિસ્મૃતિના કારણભૂત છે. ભગવદ્ ગીતાના પાંચમા અધ્યાયમાં આ વસ્તુ સ્પષ્ટ થયેલી છે: "હું દરેક મનુષ્યના હૃદયમાં વિદ્યમાન છું, તેમજ મનુષ્યને સ્મરણ અને વિસ્મરણ કરાવું છું. હું વેદાંતનો આદિ રચયિતા છું, અને વેદોનો સાચો જ્ઞાતા છું." જો મરણ વખતે, મનુષ્ય પોતાનું શુદ્ધ મન ઘડીભર પણ શ્રીકૃષ્ણમાં સ્થિર કરે તો તે આ ભૌતિક શરીર ત્યજી દેવાને શક્તિમાન બને છે, અને જેમ સૂર્ય સર્વ પ્રકારની તેજસ્વિતા સાથે ઊગે છે, તેમ પોતાનો મૂળ આધ્યાત્મિક દેહ ધારણ કરે છે. આ રીતે પોતાના જીવનમાંથી પસાર થઈ રહેલો તે તરત જ દિવ્યલોક — વૈકુંઠમાં પ્રવેશે છે. કૃષ્ણ-ભાવનામય પ્રવૃત્તિનું આવું પરિણામ છે.

આ વર્તમાન શરીરમાં જ્યારે આપણે તંદુરસ્ત સ્થિતિ અને તંદુરસ્ત મનવાળા હોઈએ ત્યારે, જો આપણે કૃષ્ણ-ભાવનામય પ્રવૃત્તિની ટેવ પાડીએ, અને પવિત્ર મહામંત્ર 'હરે કૃષ્ણ'નું રટણ કરીએ તો મરણ વખતે શ્રીકૃષ્ણ પ્રતિ આપણું મન સ્થિર રહે, એવી દરેક શક્યતા આપણને જણાશે. જો એટલું બની શકે તો આપણું જીવન કોઈ પણ શંકા વિના સફળ થાય. તે જ પ્રમાણે જો આપણે આપણું મન ભૌતિક ભોગ ભોગવવા માટે સકામ પ્રવૃત્તિઓમાં હમેશાં રોકાયેલું રાખીએ, તો સ્વાભાવિક રીતે મરણ વખતે આપણને આવી પ્રવૃત્તિઓનો વિચાર આવ્યા કરે, અને ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિનાં દુ:ખો સહન કરવા માટે સર્જિત, બદ્ધ શરીરમાં પ્રવેશ કરવાની આપણને ફરજ પડે. એટલે કૃષ્ણ-ભાવનામાં હમેશાં તલ્લીન રહેવું એ નંદમહારાજ, યશોદા અને ગોપીઓએ દર્શાવ્યા પ્રમાણે વૃંદાવનવાસીઓ માટેની ઉચ્ચ કક્ષા હતી. જો આપણે ઝીણામાં ઝીણી વિગત પ્રમાણે તેમનાં પગલાંને કેવળ અનુસરીએ તો આપણું જીવન ચોક્કસ સફળ થાય જ, અને આપણને આધ્યાત્મિક રાજ્ય — વૈકુંઠમાં પ્રવેશ મળે.

ઉદ્ધવજીએ આગળ કહ્યું, "મારાં વહાલાં યશોદા માતા અને નંદ મહારાજ! આ રીતે તમે નિર્વિશેષ બ્રહ્મન્‌ના કારણરૂપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નારાયણના દિવ્ય સ્વરૂપમાં તમારું મન સંપૂર્ણપણે અને એક ચિત્તે સ્થિર કર્યું છે. બ્રહ્મજ્યોતિ એ કેવળ નારાયણના શરીરમાંથી નીકળતી જ્યોતિ છે, અને તમે હમેશાં કૃષ્ણ તથા બલરામના દિવ્ય વિચારમાં લીન રહો છો, તેથી હવે તમારે શું પ્રવૃત્તિ કરવાની બાકી રહે છે? હું કૃષ્ણ પાસેથી એ મુજબના સમાચાર લાવ્યો છું કે, તેઓ થોડા સમયમાં વૃંદાવન આવશે અને પોતાની

અંગત હાજરીથી આપને બંનેને સંતોષ આપશે. કૃષ્ણે વચન આપ્યું છે કે, મથુરામાં તેમનું કામ પૂરું થયા પછી તેઓ વૃંદાવન પાછા ફરશે. તેઓ આ વચન ચોક્કસ પૂરું કરશે. એટલે હે સર્વ ભાગ્યશાળીઓમાં શ્રેષ્ઠ! આપને બંનેને મારી વિનંતી છે કે, કૃષ્ણની વિરહથી આપ દિલગીર ન થશો."

"આપ દિવસના ચોવીસે કલાક હમેશાં એમના અસ્તિત્વનો અનુભવ કરો છો, અને છતાં તે આવશે અને તમને ટૂંક સમયમાં મળશે. હકીકતમાં તે સર્વત્ર વિદ્યમાન છે, અને લાકડામાં રહેલા અગ્નિની જેમ દરેક મનુષ્યના હૃદયમાં વસે છે. કૃષ્ણ પરમાત્મા છે; એટલે તેમનો કોઈ દુશ્મન નથી, કે મિત્ર નથી. કોઈ તેમનો બરોબરીઓ નથી કે કોઈ તેમનાથી ઊંચે કે નીચે નથી. હકીકતમાં તેમને પિતા, માતા, ભાઈ અથવા સગાં નથી. વળી તેમને સમાજ, મૈત્રી કે પ્રેમની ભૂખ નથી. તેમનું શરીર ભૌતિક નથી, તેઓ કદી સાધારણ મનુષ્યની જેમ પ્રગટ થતા નથી, કે જન્મ લેતા નથી. સાધારણ જીવાત્માઓને પોતાના આગલા જીવનની પ્રવૃત્તિઓ પ્રમાણે જન્મ લેવાની ફરજ પડે છે; જ્યારે તેમની જેમ પ્રભુ ઊંચી કે નીચી યોનિમાં પ્રગટ થતા નથી. તેઓ પોતાના ભકતને કેવળ રક્ષણ આપવા માટે જ પોતાની અંતરંગ શકિત દ્વારા પ્રગટ થાય છે. શ્રીકૃષ્ણ ઉપર ભૌતિક પ્રકૃતિના ગુણોની કદી અસર થતી નથી, પણ જ્યારે તેઓ આ ભૌતિક જગતમાં પ્રગટ થાય છે ત્યારે તેઓ ભૌતિક પ્રકૃતિના ગુણોના આવરણ નીચે રહેલા સાધારણ જીવાત્મા સમા લાગે છે. હકીકતમાં, તેઓ આ ભૌતિક સર્જનના નિરીક્ષક છે, અને ભૌતિક પ્રકૃતિના ગુણોની અસર તેમના પર થતી નથી. તે સમગ્ર પ્રગટ વિશ્વનું સર્જન, પોષણ અને વિનાશ કરે છે. કૃષ્ણ તથા બલરામને સાધારણ મનુષ્યો જેવા સમજવા એ આપણી તદ્દન ભૂલ છે. જેમ દૃષ્ટિદોષવાળા માણસોને આખી દુનિયા ગોળ ગોળ ફરતી લાગે, તેવા આપણે છીએ. પ્રભુ તો કોઈનાયે પુત્ર નથી. હકીકતમાં તે દરેક મનુષ્યના પિતા, માતા અને સર્વોચ્ચ નિયામક છે. આમાં કોઈ પણ પ્રકારની શંકાને સ્થાન નથી. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને છોડીને તેમની બહાર જે કાંઈ અનુભવાય છે, જે કાંઈ વસ્તુનું અસ્તિત્વ થઈ ચૂક્યું છે, જે કાંઈ વસ્તુનું અસ્તિત્વ નથી, ભવિષ્યમાં જે કાંઈ વસ્તુ અસ્તિત્વમાં આવશે — પછી તે સૂક્ષ્માતિસૂક્ષ્મ અથવા ગમે તેટલી મોટી હશે, તો પણ તેમાંના કોઈનું અસ્તિત્વ અન્યત્ર નહિ હોય. દરેક વસ્તુ એમનામાં આધાર રાખે છે, પરંતુ તેઓ દરેક પ્રગટ વસ્તુના સંસર્ગથી બહાર છે."

આમ, નંદ અને ઉદ્ધવે શ્રીકૃષ્ણ વિષે ચર્ચા કરવામાં આખીયે રાત પસાર કરી. સવારના પહોરમાં ગોપીઓએ આરતી પ્રગટાવીને તથા દહીં અને માખણનો છંટકાવ કરીને આરતી ઉતારવા માંડી. મંગળા-આરતી પૂરી થયા પછી તેઓ જાતે દહીંમાંથી માખણ વલોવવાના કામમાં પરોવાઈ. જ્યારે ગોપીઓ આ પ્રમાણે રોકાયેલી હતી ત્યારે, તેમના અલંકારો દીવાના પ્રકાશથી વધુ ઝળહળી ઊઠેલા લાગ્યા. વલોણું, તેમના હાથ, લટકણીયાં, બંગડીઓ, તેમનાં સ્તનયુગલ દરેક વસ્તુ ગતિ કરી રહી હતી, અને તેમના મુખ પર કુંકુમ છાંટવાને લીધે ઊગતા સૂર્યની જેમ લાલાશ પડતું ઓજસ્ જણાતું હતું. દહીં વલોવતી વખતે, તેમણે

કૃષ્ણનાં યશોગાન ગાયાં. બંને પ્રકારનો કંપનયુક્ત ધ્વનિ આકાશમાં ઊંચે ચડવા લાગ્યો, અને સમગ્ર વાતાવરણમાં પવિત્રતા પ્રસરી. સૂર્યોદય થયા પછી, ગોપીઓ નંદ મહારાજ અને યશોદાને સન્માનપૂર્વક પોતાની અંજલિ આપવા આવતી. પરંતુ જ્યારે તેમણે બારણે ઊભેલો ઉદ્ધવજીનો સોનાનો રથ જોયો ત્યારે, તેઓ અંદરોઅંદર તપાસ કરવા લાગી. આ રથ ક્યાંથી આવ્યો ? એ કોની માલિકીનો છે ? કેટલીકે વળી તપાસ કરી કે જે અક્રૂર કૃષ્ણને લઈને આઘે જતા રહ્યા હતા, તે પાછા તો નહિ ફર્યા હોય ? અક્રૂર પ્રત્યે તેઓ જરાય પ્રસન્ન ન હતી, કારણ કૃષ્ણની સેવામાં જોડાયેલા હોવાથી તે તેમને મથુરા નગરીમાં લઈ ગયેલા. સર્વ ગોપીઓએ અનુમાન કર્યું કે અક્રૂર બીજી કોઈ ઘાતકી યોજના સાથે ફરીથી આવ્યા હોવા જોઈએ. પરંતુ તેમણે વિચાર્યું, "હવે તો આપણા સર્વોચ્ચ પ્રભુ કૃષ્ણ વિના આપણે નર્યા મડદાં છીએ. આવાં મડદાંને લઈ જઈને હવે તે શું કરશે ?" તેઓ આ રીતે વાતો કરી રહી હતી ત્યારે ઉદ્ધવજી સવારની સ્નાનવિધિ પતાવી, પ્રાર્થનાઓ કરી, મંત્રોચ્ચાર કરતા તેમની સમક્ષ આવ્યા.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "ઉદ્ધવ વૃંદાવનની મુલાકાત લે છે" નામે પિસ્તાળીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૪૬. કૃષ્ણે ગોપીઓને મોકલેલો સંદેશો

જ્યારે ગોપીઓએ ઉદ્ધવજીને જોયા ત્યારે તેમણે જોયું કે તેમનાં લક્ષણ લગભગ શ્રીકૃષ્ણનાં લક્ષણને બરાબર મળતાં આવતાં હતાં. અને તે સમજી શક્યાં કે તે કૃષ્ણના મહાન ભક્ત હતા. તેમના હાથ ખૂબ લાંબા હતા, અને તેમની હથેળી બરાબર કમળ-પુષ્પની પાંદડીઓને મળતી હતી. તેમણે પીળા રંગનાં વસ્રો અને કમળ-પુષ્પોનો હાર ધારણ કર્યો હતો. તેમનું મુખ અત્યંત સુંદર હતું. ઉદ્ધવજી સારૂપ્ય-મુક્તિ પ્રાપ્ત કરીને અને ભગવાનના જેવાં જ શારીરિક લક્ષણો મેળવીને લગભગ શ્રીકૃષ્ણ જેવા જ લાગતા હતા. કૃષ્ણના વિયોગમાં ગોપીઓ વહેલી સવારે પોતાનો ધર્મ સમજીને યશોદા માતાજીની મુલાકાતે આવ્યા કરતી. તેઓ જાણતી કે નંદ મહારાજ અને યશોદામાતા હમેશાં અત્યંત ઉદાસ રહેતાં, એટલે-વૃંદાવનની આ સર્વશ્રેષ્ઠ મહાનુભાવ વયોવૃદ્ધ વ્યક્તિઓ પાસે આવવામાં અને તેમનું સન્માન કરવામાં પોતાનો પ્રથમ ધર્મ સમજતી. કૃષ્ણના મિત્રોને જોઈને નંદ અને યશોદાને સ્વયં કૃષ્ણ મળ્યા હોય તેવો સંતોષ થતો, અને ગોપીઓ પણ નંદ તથા યશોદાને જોઈ પ્રસન્ન થતી.

જ્યારે ગોપીઓએ જોયું કે ઉદ્ધવજીનાં શારીરિક લક્ષણો પણ કૃષ્ણ જેવાં જ હતાં, ત્યારે તેમને થયું કે તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને સંપૂર્ણપણે શરણે ગયેલો આત્મા હોવો જોઈએ. તેઓ ચિંતન કરવા લાગી, "કૃષ્ણના જેવો જ દેખાતો આ છોકરો કોણ હશે? કૃષ્ણની જેમ જ તેમની આંખો કમલપત્ર જેવી, નાસિકા એવી જ અણિયાળી અને મુખ એવું જ સુંદર લાગે છે. તેઓ એમની જેમ જ હસી રહ્યા છે. સર્વ બાબતોમાં તે શ્યામસુંદર કૃષ્ણ જેવા દેખાય છે. વળી તેમણે કપડાં પણ કૃષ્ણની જેમ જ પહેર્યાં છે. આ છોકરો ક્યાંથી આવ્યો હશે? તેને પત્ની તરીકે વરનાર ભાગ્યશાળી કન્યા કોણ હશે? આમ અંદરો-અંદર વાતો કરતી વખતે તેઓ તેમના વિષે જાણવાને અત્યંત અધીરી બની, અને તેઓ સરળચિત્ત ભોળી ગ્રામ-કન્યાઓ હોવાથી ઉદ્ધવને ઘેરી વળી.

જ્યારે ગોપીઓ સમજી કે ઉદ્ધવજી કૃષ્ણનો સંદેશો લઈને આવ્યા હતા, ત્યારે તેઓ ખૂબ રાજી થઈ, અને તેમને એકાંત જગ્યાએ બોલાવી બેસાડ્યા. તેઓ એમની સાથે ખૂબ

છૂટથી વાતો કરવા માગતી હતી, અને અજાણ્યા માણસોની વચમાં સંકોચ થાય એ તેમને ગમતું ન હતું. તેઓ અત્યંત દીન ભાવે નમ્ર શબ્દોથી તેમનું સ્વાગત કરવા લાગી. "અમે જાણીએ છીએ કે તમે કૃષ્ણના સૌથી અગત્યના રહસ્યમંત્રી છો, એટલે તેમણે તેમના પિતા તથા માતાને આશ્વાસન આપવા માટે તમને વૃંદાવન મોકલ્યા છે. કૌટુંબિક સ્નેહ ખૂબ પ્રબળ છે, એવું અમે સમજી શકીએ છીએ. મોટા મોટા સંત પુરુષો પણ જીવનમાં ત્યાગી-જીવન અપનાવ્યા પછી કુટુંબીજનોને છોડી શકતા નથી. એટલે કૃષ્ણે તેમનાં માતા અને પિતા પાસે તમને મોકલ્યા છે; નહિ તો તેમને વૃંદાવનનું હવે કામ નથી. હવે તો તે શહેરમાં છે. વૃંદાવન જેવા ગામડા વિષે અથવા ગાયો ચરાવવાનાં મેદાનો વિશે જાણવાથી એમને શો લાભ? આ વસ્તુઓ હવે કૃષ્ણને જરા પણ ઉપયોગી નથી, કારણ કે તે નગરવાસી બન્યા છે."

"ખરેખર, જે પોતાનાં કુટુંબીજનો ન હોય એવાં માણસોની એમને પરવા નથી. જેઓ કૌટુંબિક સંબંધની બહાર હોય, અને ખાસ કરીને તેમજ વિશિષ્ટ રીતે બીજાઓની સ્ત્રીઓની જેમ આસક્ત હોય' એવી વ્યક્તિઓની તેમણે શા માટે ચિંતા કરવી જોઈએ? જેમ ભમરાને પુષ્પોમાંથી મધ મળી શકે એમ હોય, ત્યાં સુધી જ રસ હોય છે, તેમ કૃષ્ણને એમની વાસના સંતુષ્ટ થાય ત્યાં સુધી જ એમનામાં રસ પડે છે. એ વસ્તુ અત્યંત સ્વાભાવિક રીતે મનુષ્ય-સ્વભાવમાં જોવા મળે છે કે પોતાનો યાર પૈસા ગુમાવી બેસે તો વેશ્યા એની જરા પણ પરવા કરતી નથી. એ જ પ્રમાણે જો નગરજનોને લાગે કે સરકાર સંપૂર્ણપણે તેમનું રક્ષણ કરવામાં નિષ્ફળ નીવડી છે, તો તે દેશને ત્યજી દે છે. વિદ્યાર્થી શિક્ષણ પૂરું થયા પછી શિક્ષક અને શાળા સાથેનો પોતાનો સંબંધ ત્યજી દે છે. શ્રીમંત માણસ પોતાના યજમાન પાસેથી બદલો મેળવ્યા પછી તેને તજી દે છે. જ્યારે ફળની મોસમ પૂરી થાય છે, ત્યારે પંખીઓને વૃક્ષમાં રસ રહેતો નથી. શ્રીમંત યજમાનને ઘેર જમ્યા પછી મહેમાન તેની સાથેનો પોતાનો સંબંધ ત્યજી દે છે. જંગલમાં દવ લાગ્યા પછી, જ્યારે લીલા ઘાસની અછત ઊભી થાય ત્યારે, હરણ અને બીજાં પશુઓ જંગલ છોડી દે છે. એ જ પ્રમાણે માણસ પોતાની સખીને ભોગવ્યા પછી તેની સાથેનો પોતાનો સંબંધ કાપી નાંખે છે." આ રીતે, સર્વ ગોપીઓ ઘણી ઘણી ઉપમાઓનો ઉલ્લેખ કરી પરોક્ષ રીતે કૃષ્ણ પર આરોપ મૂકવા લાગી.

ઉદ્ધવજી સમજ્યા કે વૃંદાવનની સર્વ ગોપીઓ તો કેવળ શ્રીકૃષ્ણ અને તેમની બાલસુલભ પ્રવૃત્તિઓના વિચારમાં જ તલ્લીન રહે છે. કૃષ્ણ તેમજ ઉદ્ધવની વાતો કરતાં કરતાં તેઓ ઘરના કામકાજની પ્રવૃત્તિઓ ભૂલી ગઈ. જેમ જેમ તેઓને કૃષ્ણમાં વધારે ને વધારે રસ પડવા લાગ્યો, તેમ તેમ તેઓને પોતાની જાતનું પણ વિસ્મરણ થયું.

ગોપીવૃંદમાં શ્રીમતી રાધારાણી નામે એક ગોપી હતી, તેને શ્રીકૃષ્ણ સાથે ગાઢ સંબંધ હોવાથી તેમના વિચારમાં એટલી બધી તલ્લીન રહેતી કે તે તો ખરેખર ત્યાં ઊડતા અને પોતાના ચરણ-કમળનો સ્પર્શ કરવા પ્રયત્ન કરતા ભમરા સાથે વાતો કરવા લાગી. જ્યારે

બીજી ગોપી કૃષ્ણના દૂત ઉદ્ધવજી સાથે વાતો કરી રહી હતી ત્યારે, શ્રીમતી રાધા રાણીએ ભમરાને કૃષ્ણનો દૂત જાણી તેની સાથે આ પ્રમાણે વાતો કરવી શરૂ કરી, "હે ભમરા! તું પુષ્પોમાંથી મધનું પાન કરવાને ટેવાયેલો છે, અને એટલે જેમનો સ્વભાવ તારા જેવો જ છે એવા કૃષ્ણના દૂત તરીકે કામ કરવાનું તેં પસંદ કર્યું છે. મેં જોયું છે કે મારી સાથે સ્પર્ધામાં ઊતરનાર બીજી કોઈ કન્યાનાં સ્તનયુગલ દબાવતી વખતે તેની પર ચોપડેલું કુમકુમ કૃષ્ણના પુષ્પહાર પર પડેલું. એને લીધે તારી મૂછો રક્તરંગી કુમકુમવાળી લાગે છે. તું એ પુષ્પનો સ્પર્શ થતાં અતિશય ગર્વિષ્ટ બન્યો છે અને તારી મૂછો રક્તવર્ણી બની છે. તું અહિયાં મારા માટે સંદેશો લાવ્યો છે. તું મારા ચરણનો સ્પર્શ કરવા આતુર છે. પરંતુ મારા વહાલા ભ્રમર! હું તને ચેતવણી આપું છું કે તું મારો સ્પર્શ ન કરતો! તારા વિશ્વાસઘાતી સ્વામી તરફનો કોઈ સંદેશો મારે સાંભળવો નથી. તું વિશ્વાસઘાતી સ્વામીનો અવિશ્વસનીય સેવક છે." સંભવ છે કે શ્રીમતી રાધારાણીએ સંદેશ-વાહક ઉદ્ધવની ટીકા કરવા માટે ભમરા સાથે ઈરાદાપૂર્વક માર્મિક સંબોધન કર્યું હોય. પરોક્ષ રીતે શ્રીમતી રાધારાણીએ જોયું કે, ઉદ્ધવજીનાં શારીરિક લક્ષણો કૃષ્ણને મળતાં આવતાં હતાં, એટલું જ નહિ પરંતુ તેઓ પોતે કૃષ્ણ જેવા જ લાગતા હતા. આ રીતે, તેમણે દર્શાવ્યું કે ઉદ્ધવજી સ્વયં કૃષ્ણ જેવા જ અવિશ્વાસપાત્ર હતા. શ્રીમતી રાધારાણી કૃષ્ણ અને તેમના દૂતો પ્રત્યે શા માટે અસંતુષ્ટ હતાં, તેનાં વિશિષ્ટ કારણો આપવા માગતાં હતાં.

તેમણે ભમરાને સંબોધન કર્યું, "તારા સ્વામી કૃષ્ણ પણ તારા જેવા જ ગુણવાળા છે. તું એક પુષ્પ પર બેસે છે અને તેમાંથી થોડું મધ લઈ તરત જ ઊડી જાય છે, અને બીજા પુષ્પ પર બેસી સ્વાદ ચાખે છે. તું બરાબર તારા માલિક કૃષ્ણ જેવો જ છે. તે અમને પોતાના અધર-સ્પર્શનો સ્વાદ લેવાની તક આપે છે અને પછી તરત જ છટકી જાય છે. મને ખબર છે કે, કમલ-પુષ્પની મધ્યમાં હમેશાં રહેનાર ભાગ્યદેવી—લક્ષ્મી નિરંતર શ્રીકૃષ્ણની સેવામાં જોડાયેલાં રહે છે, પણ હું સમજી શકતી નથી કે તે કૃષ્ણથી આટલાં બધાં મુગ્ધ કેમ થતાં હશે. તેમનાં સાચાં લક્ષણો જાણવા છતાં તેઓ તેમને વળગેલાં રહે છે. અમારી બાબતમાં એમ કહી શકાય કે ભાગ્યદેવી—લક્ષ્મી કરતાં અમે વધારે બુદ્ધિશાળી છીએ; કારણ કે કૃષ્ણ અથવા તેમના દૂતોથી હવે પછી અમે છેતરાવાનાં નથી."

નિષ્ણાતોના અનુભવ પ્રમાણે, ભાગ્યદેવી—લક્ષ્મી એ શ્રીમતી રાધારાણીનું ગૌણ સ્વરૂપ છે. શ્રીકૃષ્ણના વિષ્ણુમૂર્તિરૂપે અસંખ્ય વિસ્તારો છે. તે જ રીતે તેમની અંતરંગ શકિત રાધારાણીના ભાગ્યલક્ષ્મી જેવા અસંખ્ય વિસ્તારો છે. એટલે ભાગ્યદેવી—લક્ષ્મી હમેશાં ગોપીઓના ઉર્ધ્વસ્થાન સુધી પહોંચવા આતુર રહે છે.

શ્રીમતી રાધારાણીએ આગળ જણાવ્યું : "અરે! હે બેવકૂફ ભમરા! તું મને સંતોષ આપવાનો પ્રયત્ન કરે છે, અને કૃષ્ણનાં યશોગાન ગાઈ બદલાની અપેક્ષા રાખે છે, પરંતુ એ મિથ્યા પ્રયત્ન છે. અમારું સર્વસ્વ નાશ પામ્યું છે. અમારાં ઘરબાર અને કુટુંબોથી અમે દૂર છીએ. કૃષ્ણ વિષે અમે ખૂબ જ સારી રીતે જાણીએ છીએ. તારા કરતાં અમને વધારે

ખબર છે. એટલે તું જે કાંઈ હકીકતો બનાવટ કહીને કહીશ એ અમારે માટે તો જૂની પુરાણી વાર્તાઓ રહેવાની. હવે તો કૃષ્ણ નગરમાં છે અને અર્જુનના મિત્ર તરીકે સારી રીતે જાણીતા છે. હવે તેમને ઘણી નવી સખીઓ છે, અને એમના સંગમાં એ ખૂબ સુખી હશે, એ વિષે શંકા નથી; કારણ કે તેમના સ્તનયુગલમાં પ્રજ્વળી રહેલી વાસનાઓને કૃષ્ણે સંતુષ્ટ કરી હોવી જોઈએ. એટલે હવે તેઓ સુખમાં છે. જો તું ત્યાં જઈને કૃષ્ણનાં યશોગાન ગાય તો તેઓ રાજી થઈને તને બદલો આપશે. તું ખુશામતખોરની જેમ ખુશામત કરીને મને સાંત્વન આપવાનો પ્રયત્ન કરે છે. એટલે તેં મારા ચરણમાં તારું મસ્તક મૂક્યું છે, પણ તું જે કરામત અજમાવી રહ્યો છે, તેની મને ખબર છે. મને ખબર છે કે સૌથી વધારે ચાલાક કૃષ્ણ પાસેથી સંદેશાવાહક તરીકે તું આવી પહોંચ્યો છે, એટલે કૃપા કરી મારો કેડો છોડ."

"હું સમજી શકું છું કે સામસામે ઘર્ષણમાં ઊતરેલા પક્ષોને એકઠા કરવામાં તું ખૂબ નિષ્ણાત છે. પરંતુ એ જ વખતે તારે જાણવું જોઈએ કે હું તારા પર કે તારા સ્વામી કૃષ્ણ પર વિશ્વાસ મૂકી શકું તેમ નથી. અમે અમારાં કુટુંબો, પતિદેવો, બાળકો અને સગાંવહાલાં કેવળ કૃષ્ણ માટે જ ત્યજ્યાં છે, અને છતાં તેમને કોઈ પ્રકારનું ઋણ દેખાતું નથી. અમે જાણે મરી પરવાર્યાં હોઈએ તેમ તેમણે અમને ત્યજી દીધાં છે. તું માને છે કે હવે એમના પર અમે ફરીથી વિશ્વાસ મૂકી શકીએ? અમે જાણીએ છીએ કે કૃષ્ણ જુવાન સ્ત્રીઓના સંપર્ક સિવાય લાંબો સમય રહી શકતા નથી. એ એમનો સ્વભાવ છે. તેઓ હવે નિર્દોષ ગોપકન્યાઓની વચમાં ગામડામાં રહેતા ન હોવાથી તેમને મથુરામાં અગવડ લાગે છે. તેઓ સુધરેલા સમાજમાં છે, એટલે જુવાન કન્યાઓ સાથે મૈત્રી બાંધવામાં એમને મુશ્કેલી લાગતી હશે. કદાચ તારા અહિંયાં આવવામાં ફરીથી પ્રચાર કરવાનો અથવા અમને ત્યાં લઈ જવાનો એમનો હેતુ છે, પરંતુ કૃષ્ણે અમે ત્યાં જઈએ એવી અપેક્ષા શા માટે રાખવી જોઈએ? તેઓ કેવળ વૃંદાવન કે મથુરાની જ નહિ, પરંતુ સમગ્ર બ્રહ્માંડની બીજી સર્વ કન્યાઓને લલચાવવામાં મહા ઉસ્તાદ છે. તેમનું આશ્ચર્યજનક મોહક હાસ્ય એટલું બધું આકર્ષક છે અને તેમની પાંપણોની ગતિ એટલી બધી સુંદર છે કે સ્વર્ગલોક, પૃથ્વી-લોક કે પાતાળલોકમાંથી તેઓ કોઈ પણ સ્ત્રીને બોલાવી શકે છે. સર્વ ભાગ્યલક્ષ્મીઓમાં સર્વશ્રેષ્ઠ મહાલક્ષ્મી તેમની કંઈક સેવા કરવા ઝંખે છે. વિશ્વની આ સર્વ સ્ત્રીઓની તુલનામાં અમે તે કોણ? અમે અત્યંત ક્ષુલ્લક છીએ.

"કૃષ્ણ સ્વયં અત્યંત ઉદાર ચરિત હોવાની જાહેરાત કરે છે અને મોટા મોટા સંત પુરુષો તેમની પ્રશંસા કરે છે. એમના સદ્‌ગુણોની પૂરેપૂરી કિંમત ત્યારે જ અંકાય કે જ્યારે તેઓ અમારા જેવી પતિત અને તરછોડાયેલી સ્ત્રીઓ પ્રત્યે કેવળ કૃપા દર્શાવે." ઓ બિચારા સંદેશાવાહક! તું તો મંદબુદ્ધિ સાધારણ સેવક છે. તને કૃષ્ણ વિષે કંઈ વધારે ખબર નથી. તેઓ તેમના આ જન્મ અને આગલા જન્મોમાં પણ કેટલા કૃતઘ્ની અને કઠોર હૈયાના રહ્યા છે, એ બધું અમે અમારાં દાદીમા પૌર્ણમાસી પાસેથી સાંભળ્યું છે. તેમણે અમને માહિતી આપી છે કે, આ જન્મ પહેલાં કૃષ્ણ એક ક્ષત્રિય કુટુંબમાં જન્મેલા, અને

રામચંદ્ર તરીકે જાણીતા થયેલા. એ જન્મમાં તેમના મિત્રના દુશ્મન, વાલીનો ક્ષત્રિયધર્મ પ્રમાણે વધ કરવાને બદલે તેમણે ફક્ત શિકારીની જેમ તેને હણી નાંખેલો. શિકારી પહેલાં સંતાઈ જવાય તેવી સલામત જગા શોધે છે, અને પછીથી પશુની સામે આવ્યા વિના તેનો વધ કરે છે. એટલે રામચંદ્ર ભગવાને એક ક્ષત્રિય તરીકે વાલી સામે સામસામે આવીને લડવું જોઈતું હતું, પરંતુ તેમના મિત્રની ઉશ્કેરણીથી, તેમણે વૃક્ષની ઓથે રહી, તેને ખતમ કર્યો. આમ ક્ષત્રિયના ધાર્મિક સિદ્ધાંતોમાંથી તેઓ વિચલિત થયા. તેઓ સીતાજીના સૌંદર્યમાં એટલા બધા આસક્ત હતા કે, તેમણે રાવણની બહેન શુર્પણખાનાં નાક અને કાન કાપી તેને કદ્રૂપી સ્ત્રી બનાવી દીધી. શુર્પણખાએ તેમની સાથે કામેચ્છાથી જોડાવાની દરખાસ્ત મૂકેલી, અને એક ક્ષત્રિય તરીકે તેમણે તેને સંતોષ આપવો જોઈતો હતો, પરંતુ તેઓ એટલા બધા સ્વાર્થી નીવડયા કે, તેઓ સીતાદેવીને ભૂલી ન શકયા અને શુર્પણખાને બેડોળ બનાવી. તેમના ક્ષત્રિય તરીકેના જન્મ પહેલાં, તેમણે બ્રાહ્મણના છોકરા તરીકે જાણીતા વામનદેવનો જન્મ લીધેલો અને બલિ મહારાજ પાસે યાચના કરેલી. બલિ મહારાજ એટલા બધા ઉદાર હતા કે, પોતાની પાસે જે કંઈ હતું એ સઘળું તેમને આપી દીધું, છતાં વામનદેવ તરીકે રહેલા કૃષ્ણે કૃતઘ્નતાપૂર્વક તદ્દન કાગડાની જેમ તેમને કેદ કર્યા, અને પાતાળલોકમાં નીચે ધકેલી દીધા. અમે કૃષ્ણ વિષે એ બધું જાણીએ છીએ કે, એ કેટલા બધા કૃતઘ્ની છે! પણ અહિંયાં એક મુશ્કેલી છે: તે આટલા બધા ઘાતકી અને પાષાણ હૈયાના હોવા છતાં, તેમના વિષેની વાતો પડતી મૂકવી અમારા માટે ખૂબ જ મુશ્કેલ બને છે. આ વાતચીત બંધ કરવાને અમે અશક્ત છીએ, પરંતુ મોટા મોટા સંતો અને સાધુપુરુષો પણ એમના સ્તવનમાં રચ્યાપચ્યા રહે છે. અમે વૃંદાવનવાસી ગોપીઓ આ શામળિયા સાથે હવે વધારે પ્રમાણમાં મૈત્રી સંબંધ રાખવા માગતી નથી, પરંતુ અમને સમજાતું નથી કે તેમની પ્રવૃત્તિઓનું સ્મરણ અને રટણ છોડી દેવાને અમે કેવી રીતે સમર્થ બનીએ?"

શ્રીકૃષ્ણ સંપૂર્ણ છે, એટલે તેમનાં સત્કર્મોની જેમ તેમનાં કહેવાતાં દુષ્કૃત્યો પણ આહ્લાદજનક છે. ગોપીઓ જેવાં સંતો અને મહાન ભકતો કોઈ પણ સંજોગોમાં કૃષ્ણને છોડી શકે તેમ નથી. એટલે ચૈતન્ય મહાપ્રભુએ પ્રાર્થના કરી, "હે કૃષ્ણ, તું મુકત અને સર્વ બાબતોમાં સ્વતંત્ર છે. તું મને આલિંગન દે અથવા તારા ચરણ નીચે કચડી નાખ—તને જે કાંઈ ગમે તે કરજે. મારા આખા જીવન દરમ્યાન મને દર્શન દીધા વિના મને હૃદયભગ્ન બનાવી શકે છે, પરંતુ તું જ મારા સ્નેહનું એકમાત્ર પાત્ર છે."

શ્રીમતી રાધારાણીએ આગળ જણાવ્યું, "મારા અભિપ્રાય મુજબ કોઈ પણ મનુષ્યે શ્રીકૃષ્ણ વિષે શ્રવણ કરવું ન જોઈએ. કારણ જે ક્ષણે તેમના દિવ્ય ચરિતામૃતનું બિન્દુ કાનમાં પડે છે કે તરત જ મનુષ્ય દ્વૈતભાવ, આકર્ષણ અને અસ્વીકારની ભૂમિકા પરથી ઊર્ધ્વ ગતિને પામે છે. ભૌતિક આસકિતના આકર્ષણથી સદંતર મુકત થયેલ મનુષ્ય, આ ભૌતિક જગત, કુટુંબ, ઘર, પત્ની, બાળકો અને ભૌતિક દૃષ્ટિએ દરેક મનુષ્યને વહાલી હોય તેવી દરેક વસ્તુ ત્યજી દે છે. આમ મનુષ્ય સર્વ પ્રકારની ભૌતિક સંપત્તિમાંથી મુકત થઈને,

પોતાનાં સગાંવહાલાં અને પોતાની જાતને દુઃખી-દુઃખી કરે છે. પછી તે માનવદેહે કે જીવનની બીજી યોનિઓમાં, અરે! પક્ષીરૂપે પણ કૃષ્ણની શોધમાં પાછળ પાછળ ભટકે છે. કૃષ્ણને—તેમનાં નામ, તેમના ગુણ, તેમનાં સ્વરૂપ, તેમનાં લીલા-ચરિત્રો, તેમની સાધન-સામગ્રી અને તેમના મિત્ર મંડળને—ખરેખર સમજવાં અત્યંત મુશ્કેલ છે."

શ્રીમતી રાધારાણીએ કૃષ્ણના એ કાળા દૂતને જણાવવાનું ચાલુ રાખ્યું, "કૃપા કરી કૃષ્ણ વિષે હવે કાંઈ વધારે વાત ન કરતો. એના કરતાં બીજી કોઈ વસ્તુ વિષે વાત કરે તો વધારે સારું. અમે ક્યારનાંયે શિકારીના મધુર કંપનયુક્ત સંગીતને સાંભળી મુગ્ધ બનેલાં, જંગલમાં ભ્રમણ કરતાં કાળાં ટપકાંવાળાં હરણાંની જેમ હંમેશને માટે ખતમ થઈ ગયાં છીએ. એ જ પ્રમાણે, અમે કૃષ્ણના મધુર શબ્દો સાંભળીને મુગ્ધ થયાં છીએ અને ફરી ફરીને તેમના પગના અંગુઠાના નખમાંથી નીકળતાં કિરણોનો જ વિચાર કરી રહ્યાં છીએ. તેમના સહવાસ માટે અમે વધારે ને વધારે આતુર બની રહ્યાં છીએ. એટલે હું તને વિનંતિ કરું છું કે કૃષ્ણ વિષે કોઈ પણ પ્રકારની વધુ વાત કરતો નહિ."

ભ્રમરદૂત સાથે થયેલી રાધારાણીની વાતચીત અને કૃષ્ણ પરનો આરોપ તેમજ એ જ વખતે પ્રભુ વિષેની વાતચીત બંધ કરવાની અશક્તિ—એ સર્વોચ્ચ કક્ષાનાં દિવ્યાનંદદર્શક લક્ષણ છે, જે મહાભાવ તરીકે જાણીતાં છે. આવા દિવ્ય મહાભાવનું પ્રાગટ્ય રાધારાણી અને તેમની સખીઓ જેવી વ્યક્તિઓમાં જ જોવા મળે. શ્રીલ રૂપ ગોસ્વામી અને વિશ્વનાથ ચક્રવર્તી ઠાકુર જેવા મહાન આચાર્યોએ શ્રીમતી રાધારાણીનાં આ મહાભાવ પ્રવચનોનું પૃથક્કરણ કર્યું છે, અને તેમણે વિવિધ પ્રકારની લાગણીઓ જેવી કે ઉદ્ઘૂર્ણા, અસ્વસ્થ ઉત્તેજીત અવસ્થા, અને જલ્પપ્રતિજલ્પ એટલે જુદી જુદી રીતે વાર્તાલાપ કરવો એ બધાંનું વર્ણન કર્યું છે. રાધારાણીમાં પ્રભુપ્રેમ અથવા અત્યંત જાજવલ્યમાન રત્ન અથવા ઉજ્જવલ વિજ્ઞાન દેખાય છે. જ્યારે રાધારાણી ભ્રમર સાથે વાતચીત કરતાં હતાં અને ભ્રમર આમ તેમ ઊડી રહ્યો હતો, એટલામાં તે તેમની દૃષ્ટિ સામેથી તરત જ અદૃશ્ય થઈ ગયો. કૃષ્ણનો વિરહ થવાથી જે રાધારાણી સંપૂર્ણ શોકમગ્ન અવસ્થામાં હતાં, અને ભ્રમર સાથે વાતો કરીને દિવ્યાનંદ ભોગવી રહ્યાં હતાં, પરંતુ જે ક્ષણે ભ્રમર અદૃશ્ય થયો ત્યારે તેમને થયું કે સંદેશાવાહક ભ્રમર, કૃષ્ણ પાસે જઈને તેમની વિરુદ્ધમાં કરેલી સર્વ વાતો કહી દેશે, એ વિચારે તે લગભગ ગાંડાં જેવાં થઈ ગયાં. તેમને થયું "કૃષ્ણ એ સાંભળીને ખરેખર ખૂબ જ દિલગીર થશે," આ રીતે તેમનામાં બીજા પ્રકારનો દિવ્યભાવાવેશ ખૂબ જ પ્રમાણમાં ઊભરાવા લાગ્યો.

દરમ્યાન આમતેમ ઊડી રહેલો ભ્રમર વળી પાછો તેમની દૃષ્ટિ સમક્ષ પ્રગટ થયો. તેમને થયું, "કૃષ્ણ હજી મારા પ્રત્યે માયાળુ છે. દૂતે આવા ભાંગફોડિયા સંદેશાઓ આપવા છતાં, તેઓ એટલા બધા કૃપાળુ છે કે, મને તેમની પાસે લઈ જવા માટે તેમણે ભ્રમરને ફરીથી મોકલ્યો છે." આ વખતે શ્રીમતી રાધારાણી, કૃષ્ણ-વિરુદ્ધ કંઈ પણ ન બોલી જવાય એટલા માટે અત્યંત સાવચેત હતાં. તે બોલ્યાં, "મારા વહાલા મિત્ર! હું તારું સ્વાગત

કરુ છું, કૃષ્ણ એટલા બધા કૃપાળુ છે કે, તેમણે તને ફરીથી મોકલ્યો છે. કૃષ્ણ મારી પ્રત્યે એટલા બધા ભલા અને સ્નેહાળ છે કે, તેં તેમની પાસે જઈને તેમની વિરુદ્ધ મારો સંદેશો આપેલો, છતાં સદ્ભાગ્યે તેમણે તને પાછો મોકલ્યો છે. મારા વહાલા મિત્ર! તારે જે કાંઈ જોઈતું હોય તે તું મારી પાસે માંગ. તું મારી પ્રત્યે આટલો બધો લાગણીવાળો છે, તેથી હું તને કોઈ પણ વસ્તુ આપીશ. તેઓ અહિયાં આવવાને શકિતમાન નથી, તેથી તું મને કૃષ્ણની પાસે લઈ જવા માટે આવ્યો છે. તેઓ મથુરામાં નવી સખીઓથી ઘેરાયેલા રહે છે. પણ તું તો નાનો સરખો જીવ છે. તું મને ત્યાં કેવી રીતે લઈ જઈ શકીશ? જ્યારે કૃષ્ણ આરામ લઈ રહ્યા હોય અને ભાગ્યદેવી લક્ષ્મી તેમના વક્ષસ્થળને અઢેલીને તેમને આલિંગન દઈ રહ્યાં હોય, ત્યારે તું કૃષ્ણ સાથે મારો મેળાપ કરાવવા મને મદદ કરવામાં કેવી રીતે શક્તિમાન થઈશ? કાંઈ વાંધો નહિ. મારા ત્યાં જવા વિષે, અથવા તને મોકલવા વિષેની આ બધી વસ્તુઓ આપણે ભૂલી જઈએ. કૃપા કરીને મને એટલું જણાવ કે મથુરામાં કૃષ્ણ કેવી રીતે જીવન નિર્ગમન કરી રહ્યા છે? મને કહે કે તે પોતાના પાલક પિતા નંદ મહારાજ, પોતાનાં સ્નેહાળ યશોદામાતા, તેમના ગોપ બાળમિત્રો અને અમારા જેવી ગોપ સખીઓને હજી પણ યાદ કરે છે? મને ખાત્રી છે કે, તે અમારા વિષે કોઈકવાર ગીત ગાતા હશે. અમે કોઈ પણ પ્રકારના વળતરની આશા વિના તેમની સેવિકાઓ તરીકે સેવા કરી છે. એવી કોઈ શકયતા છે કે કૃષ્ણ પાછા આવીને અમને આલિંગન કરશે? તેમના શરીરના અવયવો અગરની સુગંધથી હંમેશાં સુવાસિત રહે છે. કૃપા કરી કૃષ્ણને આ બધા પ્રશ્નો પૂછજે."

ઉદ્ધવ નજીકમાં ઊભા હતા, અને તેમણે જાણે કૃષ્ણની પાછળ લગભગ પાગલ બની ગયાં હોય તેવાં રાધારાણીને આ રીતે વાત કરતાં સાંભળ્યાં. ગોપીઓ મહાભાવ પ્રેમના સર્વોચ્ચ પ્રકારના દિવ્યાનંદમાં રહી કૃષ્ણ વિષે વિચાર કરવાને કેવી રીતે ટેવાયેલી હતી, તે જોઈ તેઓ અત્યંત આશ્ચર્ય પામ્યા. તેઓ કૃષ્ણ પાસેથી લિખિત સંદેશો લાવ્યા હતા, અને હવે તેઓ ગોપીઓને શાંત પાડવા માટે તેમની સમક્ષ રજૂ કરવા માગતા હતા. તે બોલ્યા "મારી વહાલી ગોપીઓ! તમારું માનવ-જીવનનું ધ્યેય હવે સફળ થયું છે. તમે સર્વ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં અદ્ભુત ભકતો છો; એટલે તમે સર્વ પ્રકારના લોકો વડે પૂજાવા માટે અધિકારી છો. ત્રણેય લોકમાં તમે પૂજનીય છો; કારણ કે તમારાં મન વાસુદેવ, કૃષ્ણના વિચારમાં અદ્ભુત રીતે તલ્લીન બનેલાં છે. તેઓ દાન આપવું, કડકપણે પ્રતિજ્ઞા-પાલન કરવું, કડક પ્રાયશ્ચિત્તો કરવાં અને બલિ માંટે યજ્ઞ પ્રગટાવવા વગેરે સર્વ પ્રકારની પુણ્યશાળી પ્રવૃત્તિઓ અને ક્રિયાકાંડાત્મક યજ્ઞોનું અંતિમ ધ્યેય છે. વિવિધ પ્રકારના મંત્રોનાં ઉચ્ચારણ, વેદોનું વાચન, ઈન્દ્રિયનિગ્રહ અને ધ્યાનમાં મન સ્થિર કરવું વગેરે પ્રવૃત્તિઓની પાછળ તે જ એક હેતુ છે. જીવનમાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાની અને આત્મ-સાક્ષાત્કાર કરવાની વિવિધ પ્રકારની ઘણી પદ્ધતિઓમાંની આ થોડી ઘણી પદ્ધતિઓ છે. પરંતુ હકીકતમાં તેઓનો ઉપયોગ કૃષ્ણનો સાક્ષાત્કાર કરવા માટે જ અને પોતાની જાતને

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની દિવ્ય સ્નેહાળ સેવામાં જોડવા માટે જ કરવામાં આવે છે. ભગવદ્ ગીતામાં પણ આ અંતિમ સૂચન છે. પરંતુ આત્મસાક્ષાત્કાર માટે વિવિધ પ્રકારની પદ્ધતિઓનું વર્ણન કર્યા પછી, છેવટે શ્રીકૃષ્ણે સલાહ આપી છે કે મનુષ્યે દરેક વસ્તુ ત્યજી દઈને, કેવળ તેમને શરણે જવું જોઈએ. બીજી સર્વ પદ્ધતિઓ છેવટે કૃષ્ણના ચરણકમળમાં કેવી રીતે શરણાગતિ સ્વીકારવી એ જ શીખવે છે. ભગવદ્ ગીતા પણ કહે છે કે, ખંતીલો મનુષ્ય ઘણા જન્મોના અંતે બુદ્ધિ અને તપશ્ચર્યાથી આત્મસાક્ષાત્કારની પદ્ધતિનો અમલ કરીને, આ શરણે જવાની પદ્ધતિમાં પૂર્ણતા પ્રાપ્ત કરે છે."

ગોપીઓના જીવનમાં આવી તપશ્ચર્યાની પરાકાષ્ટા સંપૂર્ણ રીતે વ્યક્ત થયેલી હોવાથી ઉદ્ધવજીને તેમની દિવ્ય સ્થિતિ જોઈને સંપૂર્ણ રીતે સંતોષ થયો. તેઓ કહેવા લાગ્યા: "મારી વહાલી ગોપીઓ! તમે કૃષ્ણના સંબંધમાં જે રીતે સ્વભાવ કેળવ્યો છે તે રીતે મોટા મોટા સંતો અને સાધુ પુરુષો પણ કેળવી શકતા નથી. તમે જીવનમાં સર્વોચ્ચ પરિપૂર્ણતા પ્રાપ્ત કરી છે. તમારા માટે એ વસ્તુ અત્યંત આશ્ચર્યજનક છે કે તમે તમારું મન કૃષ્ણમાં સ્થિર કર્યું છે અને તમારાં કુટુંબ, ઘર, સગાંવહાલાં, પતિદેવો અને બાળકો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને ખાતર ત્યજી દીધાં છે અને કેવળ એકલા કૃષ્ણને જ મેળવવાનો નિર્ણય કર્યો છે. તમારું મન પરમાત્મા કૃષ્ણમાં હવે સંપૂર્ણ રીતે તલ્લીન થયેલું છે. એટલે સ્વાભાવિક રીતે તમારામાં વિશ્વસ્નેહ વિકાસ પામ્યો છે. હું ધારું છું કે, તમારી કૃપાથી તમને આ સ્થિતિમાં જોવાની મળેલી અનુકૂળતા બદલ હું જાતે અત્યંત ભાગ્યશાળી છું."

જ્યારે ઉદ્ધવજીએ કહ્યું કે, તે કૃષ્ણનો સંદેશો લાવ્યા હતા ત્યારે, પોતાની સર્વોચ્ચ સ્થિતિ વિષે સાંભળવાને બદલે, તેમને સંદેશો સાંભળવામાં વધારે રસ પડયો. પોતાની ઉચ્ચ સ્થિતિની પ્રશંસા સાંભળવી તેમને બહુ ગમી નહિ. ઉદ્ધવજી કૃષ્ણ પાસેથી જે સંદેશો લાવ્યા હતા તે સાંભળવાની આતુરતા તેમણે બતાવી. ઉદ્ધવજી બોલ્યા, "મારી વહાલી ગોપીઓ! તમે સૌ આટલી બધી મહાન અને નમ્ર ભક્તો છો, તેથી ખાસ કરીને આ સંદેશો લઈને મને તમારી પાસે મોકલવામાં આવ્યો છે. શ્રીકૃષ્ણે મને ખાસ કરીને મોકલ્યો છે, કારણ કે હું તેમનો સર્વશ્રેષ્ઠ વિશ્વાસુ સેવક છું." કૃષ્ણ પાસેથી ઉદ્ધવજી જે લિખિત સંદેશો લાવ્યા હતા તે તેમણે ગોપીઓને ન આપ્યો, પરંતુ તેમણે તેમની સમક્ષ તે વાંચી સંભળાવ્યો. આ સંદેશાનું લખાણ ખૂબ જ ગંભીર હતું, એટલે કેવળ ગોપીઓ જ નહિ પરંતુ સર્વ અનુભવી તત્ત્વજ્ઞાનીઓ પણ સમજી શકે કે સર્વોચ્ચ પ્રભુની સર્વ વિવિધ પ્રકારની શકિતઓમાં તેમનો પ્રભુ-પ્રેમ કેટલો ગૂઢ રીતે સંકળાયેલો હતો. વૈદિક માહિતી પ્રમાણે એમ સમજાય છે કે સર્વોચ્ચ પ્રભુમાં વિવિધ શકિતઓ રહેલી છે. परास्य शक्तिर् विविधैव श्रूयते। વળી ગોપીઓ કૃષ્ણની આટલી બધી ગાઢ, અંગત સખીઓ હોવાથી જ્યારે કૃષ્ણ ગોપીઓ માટે સંદેશો લખતા હતા ત્યારે, તેઓ એટલા બધા અસ્વસ્થ થયા હતા કે સ્પષ્ટપણે તેઓ લખી ન શકયા. બૃહસ્પતિના શિષ્ય ઉદ્ધવજી અત્યંત તીક્ષ્ણ બુદ્ધિવાળા હોવાથી, લિખિત સંદેશો આપવાને બદલે, વ્યકિતગત રીતે તે વાંચીને સમજાવવામાં તેમણે ડહાપણ માન્યું.

ઉદ્ધવજીએ કહેવાનું ચાલુ રાખ્યું: "પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના આ શબ્દો છે, "મારી વહાલી ગોપીઓ! મારી વહાલી સખીઓ! કૃપા કરીને એટલું જાણજો કે હું સર્વવ્યાપી છું, એટલે કોઈ પણ સંજોગોમાં કોઈ પણ સ્થળે, કોઈ પણ સમયે, આપણી વચ્ચેનો વિરહ અશક્ય છે."

ભગવદ્ ગીતાના નવમા અને સાતમા બંને અધ્યાયોમાં શ્રીકૃષ્ણની સર્વવ્યાપકતા વિષે સમજૂતી આપવામાં આવી છે. શ્રીકૃષ્ણ પોતાના નિર્વિશેષ સ્વરૂપે સર્વવ્યાપી છે; દરેક વસ્તુ તેમના પર આધાર રાખે છે, પણ તેઓ દરેક જગાએ વ્યક્તિગત રીતે હાજર નથી. વળી સાતમા અધ્યાયમાં એમ કહ્યું છે કે, પાંચ સ્થૂળ તત્ત્વો—પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ; અને ત્રણ સૂક્ષ્મ તત્ત્વો—મન, બુદ્ધિ અને અહંકાર; સર્વે તેમની નીચલી કક્ષાની શક્તિ છે. પરંતુ જીવાત્મા તરીકે ઓળખાતી એક બીજી ચડિયાતી શક્તિ પણ છે. જીવાત્માઓ પણ શ્રીકૃષ્ણના પ્રત્યક્ષ અવિભાજ્ય અંશ છે. એટલે શ્રીકૃષ્ણ ભૌતિક અને આધ્યાત્મિક શક્તિઓના મૂળમાં છે. તેઓ દરેક વસ્તુમાં કાર્ય-કારણ ભાવે જોડાયેલા છે. કેવળ ગોપીઓ જ નહિ, પરંતુ સર્વ જીવાત્માઓ શ્રીકૃષ્ણ સાથે સર્વ સંજોગોમાં અતૂટ બંધને હંમેશને માટે સંકળાયેલા છે. પરંતુ ગોપીઓ કૃષ્ણ સાથેના સંબંધમાં સંપૂર્ણ સહચાર ધરાવે છે, જ્યારે માયાના આવરણ નીચે રહેલા જીવાત્માઓ કૃષ્ણ વિશે ભૂલકણા છે. તે જાતે એમ ધારે છે કે, વિભિન્ન જીવાત્માઓને શ્રીકૃષ્ણ સાથે સંબંધ નથી.

કૃષ્ણપ્રેમ અથવા કૃષ્ણભાવના વસ્તુઓને જે તે સ્થિતિમાં સત્ય સ્વરૂપે સમજવા માટેની સંપૂર્ણ ભૂમિકા છે. આપણાં મન કદી ખાલી પડતાં નથી. મન સતત કંઈ ને કંઈ વિચારમાં રોકાયેલું હોય છે, અને આવા વિચારનું વિષયવસ્તુ કૃષ્ણની શક્તિનાં આઠ તત્ત્વોને છોડીને બહાર જતું નથી. જે કોઈ મનુષ્ય સર્વ વિચારોના તાત્ત્વિક પ્રકારને સમજે છે, તે હકીકતમાં ડાહ્યો મનુષ્ય છે, અને તે શ્રીકૃષ્ણને શરણે જાય છે. ગોપીઓ જ્ઞાનની પૂર્ણ ભૂમિકાનું વિશિષ્ટ દૃષ્ટાંત છે. તેઓ કેવળ તર્કવાદી નથી. તેમનાં મન હમેશાં કૃષ્ણમાં રહે છે. મન કેવળ શ્રીકૃષ્ણની શક્તિ જ છે; બીજું કશું જ નથી. હકીકતમાં જો કોઈ મનુષ્ય વિચાર કરે, સંવેદનશીલ બને, કાર્ય કરે, અને ઇચ્છા-શક્તિ દર્શાવે, તો તે કૃષ્ણથી ભિન્ન રહી શકતો નથી, પરંતુ જે ભૂમિકા પર રહીને પોતાનો અખંડ સંબંધ સમજી શકે છે. તેને કૃષ્ણભાવના કહે છે. જે સ્થિતિમાં રહી મનુષ્ય કૃષ્ણ સાથેના પોતાના અખંડ સંબંધને સમજી શકતો નથી એ વ્યાધિગ્રસ્ત સ્થિતિ, એટલે વાસનામય ભૂમિકા, અથવા માયા છે. ગોપીઓ શુદ્ધ દૈવી જ્ઞાનની ભૂમિકા પર રહેલી હોવાને લીધે, તેમનાં મન હંમેશાં કૃષ્ણભાવનાથી સભર હોય છે. દા.ત., અગ્નિ અને વાયુ વચ્ચે જુદાપણું નથી, તેવી રીતે કૃષ્ણ અને જીવાત્માઓ વચ્ચે ભેદ નથી. જ્યારે જીવાત્માઓ કૃષ્ણને ભૂલે છે, ત્યારે તેઓ તેમની સામાન્ય સ્થિતિમાં હોતા નથી. ગોપીઓની બાબતમાં એમ કહે છે કે, તેઓ હમેશાં કૃષ્ણ વિષે જ વિચાર કરે છે, તેથી તેઓ જ્ઞાનની સંપૂર્ણ ભૂમિકા પર સ્થિર થયેલી છે. કહેવાતા અનુભવી તત્ત્વજ્ઞાનીઓ ઘણીવાર એમ વિચારે છે કે ભક્તિમાર્ગ એ તો મંદબુદ્ધિ લોકો માટે નક્કી કરવામાં આવ્યો

છે, પરંતુ જ્યાં સુધી કહેવાતો જ્ઞાની મનુષ્ય ભક્તિની ભૂમિકા પર સ્થિર થતો નથી, ત્યાં સુધી તેનું જ્ઞાન નિશ્ચિત રીતે અશુદ્ધ અને અપૂર્ણ હોય છે. હકીકતમાં મનુષ્ય કૃષ્ણના વિરહમાં પ્રેમ જાળવી રાખે, તો ભગવાન સાથેના તેના અખંડ સંબંધની પૂર્ણ ભૂમિકા બને. પરંતુ એ પણ એક ભ્રમણા છે, કારણ કે પ્રભુ સાથે વિયોગ થઈ શકતો નથી. ગોપીઓને કોઈ પણ દિવસ કૃષ્ણનો વિયોગ થયેલો નહિ. તાત્ત્વિક દૃષ્ટિબિંદુથી જોતાં પણ વિરહ ન હતો.

પ્રગટ વિશ્વ પણ શ્રીકૃષ્ણ કરતાં ભિન્ન નથી. "મારા કરતાં કોઈ પણ વસ્તુ જુદી નથી. સમગ્ર પ્રગટ વિશ્વ મારામાં રહ્યું છે, અને મારાથી જુદું નથી. સર્જન પહેલાં, મારું અસ્તિત્વ હતું." એ વસ્તુની વૈદિક સાહિત્યમાં સ્વીકૃતિ છે. સર્જન પહેલાં, કેવળ નારાયણ હતા. બ્રહ્માજી કે શિવજી જેવા કોઈ તેમના નીચલી કક્ષાના અધિકારીઓ ન હતા, ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિ વડે આ પ્રગટ વિશ્વનું સર્જન થયેલું છે. બ્રહ્માજી રજોગુણના અવતાર છે. એમ કહેવાય છે કે, બ્રહ્માજીએ આ વિશ્વનું સર્જન કર્યું. પરંતુ બ્રહ્મા તો દ્વિતીય કક્ષાના સર્જક છે. આદિ સ્રષ્ટા નારાયણ છે. શંકરાચાર્યે પણ આનો સ્વીકાર કરેલો છે. नारायणः परोऽव्यक्तात् । નારાયણ આ વિશ્વસર્જનથી પર છે, અને દિવ્ય છે.

શ્રીકૃષ્ણ પોતાની જાતનો વિવિધ અવતારોમાં વિસ્તાર કરી સમગ્ર વિશ્વનું સર્જન, પોષણ અને વિનાશ કરે છે. દરેક વસ્તુ કૃષ્ણ છે, અને દરેક વસ્તુ કૃષ્ણ પર આધાર રાખે છે, પરંતુ તેમને ભૌતિક શક્તિથી સમજી શકાતા નથી. ભૌતિક શક્તિને માયા અથવા મિથ્યાશક્તિ કહે છે. પરંતુ ભૌતિક શક્તિમાં શ્રીકૃષ્ણનું સર્વ સંજોગોમાં પગલે પગલે પ્રમાણ મળે છે. ગોપીઓમાં જ્ઞાનની પરિપૂર્ણ ભૂમિકા વિદ્યમાન છે. શ્રી કૃષ્ણ પ્રગટ વિશ્વથી હમેશાં ભિન્ન છે, છતાં તે તેમના પર સંપૂર્ણપણે આધીન છે; એટલે જીવાત્મા પણ પોતાના ભૌતિક બદ્ધ જીવનથી સદંતર જુદા છે. ભૌતિક શરીરનો વિકાસ આધ્યાત્મિક જીવનના પાયા પર થયો છે. ભગવદ્ ગીતામાં સમગ્ર પ્રગટ વિશ્વના જીવાત્માઓની માતા તરીકે અને પિતા તરીકે કૃષ્ણનો સ્વીકાર થયેલો છે. માતાના ગર્ભમાં જીવાત્માનું બીજ મૂકી, પિતા તેને સગર્ભા બનાવે છે તેમ, ભૌતિક પ્રકૃતિના ગર્ભમાં શ્રીકૃષ્ણ સર્વ જીવાત્માઓનું બીજ મૂકે છે. તેઓ પોતપોતાની, વિવિધ, સકામ પ્રવૃત્તિઓ પ્રમાણે વિવિધ પ્રકારના દેહ ધારણ કરે છે. સર્વ સંજોગોમાં જીવાત્મા, આવા ભૌતિક બદ્ધ જીવનથી જુદો છે.

જો આપણે આપણા પોતાના શરીરનો અભ્યાસ કરીએ, તો આપણે સમજી શકીએ છીએ કે, જીવાત્મા આવા શારીરિક બંધનથી હમેશાં જુદો કેવી રીતે રહે છે. ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિના આંતરસંબંધો પ્રમાણે શરીરનું દરેક કાર્ય થાય છે. શરીરોમાં ક્ષણે ક્ષણે થઈ રહેલાં પરિવર્તનો આપણે જોઈ શકીએ છીએ, પરંતુ આધ્યાત્મિક જીવાત્મા સર્વ પરિવર્તનોથી મુક્ત છે. મનુષ્ય ભૌતિક પ્રકૃતિનાં કાર્યોમાં, નથી સર્જન કરતો, નથી વિનાશ કરતો કે નથી ડખલ કરતો. એટલે જીવાત્મા ભૌતિક શરીરથી બદ્ધ છે, અને જાગૃત, સુષુપ્ત અને નિદ્રાવસ્થામાં—એમ ત્રણેય તબક્કાઓમાં બદ્ધ છે. મન, જીવનના ત્રણે તબક્કાઓમાં થઈને

કામ કરી રહ્યું છે; નિદ્રાવસ્થા અથવા સ્વપ્નાવસ્થામાં રહેલા જીવાત્મા અમુક વસ્તુને સત્ય તરીકે લેખે છે, અને એની જાગૃત અવસ્થામાં એ જ વસ્તુ એને અસત્ય ભાસે છે. એટલે એવા નિર્ણય પર આવીએ છીએ કે, અમુક સંજોગોમાં તે અમુક વસ્તુઓને સત્ય તરીકે સ્વીકારે છે અને બીજા સંજોગોમાં એ એ જ વસ્તુને મિથ્યા ગણે છે. સાંખ્ય-યોગી અથવા અનુભવી તત્ત્વજ્ઞાની માટે આ બાબતો અભ્યાસની વસ્તુ છે. સાચો નિર્ણય તારવવા માટે, સાંખ્ય-યોગીઓ કઠોર તપ અને પ્રાયશ્ચિત્તો કરે છે. તે ઇન્દ્રિયનિગ્રહની અને ત્યાગની તાલીમ લે છે.

જીવનનું અંતિમ ધ્યેય નિશ્ચિત કરવાના આ વિવિધ માર્ગોને નદીઓ સાથે સરખાવવામાં આવે છે. શ્રીકૃષ્ણ સાગર છે. જેમ નદીઓ સાગરમાં મળે છે તે પ્રમાણે જ્ઞાનના સર્વ પ્રયત્નો શ્રીકૃષ્ણ પ્રતિ વહે છે. ઘણા ઘણા જન્મો સુધી પ્રયત્ન કર્યા પછી જ્યારે મનુષ્ય હકીકતમાં શ્રીકૃષ્ણ પાસે આવે છે, ત્યારે તેને પૂર્ણ ભૂમિકા પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણ ભગવદ્ ગીતામાં કહે છે, "સર્વ મનુષ્યો મારો સાક્ષાત્કાર કરવા માટેનો માર્ગ અપનાવી રહ્યાં છે, પરંતુ જો તેઓ કોઈ પણ પ્રકારની ભકિત વગરના માર્ગો અપનાવે તો તેમનો પ્રયત્ન કેવળ બોજારૂપ નીવડે છે." क्लेशो ऽधिकतराम् तेषाम्। જ્યાં સુધી મનુષ્ય ભકિતમાર્ગ સુધી ન પહોંચે ત્યાં સુધી કૃષ્ણને સમજી શકતો નથી.

ગીતાજીમાં ત્રણ માર્ગો બતાવવામાં આવ્યા છે: કર્મયોગ, જ્ઞાનયોગ અને ભકિતયોગ. જેઓ સકામ પ્રવૃત્તિઓમાં ખૂબ જ આસકત છે, તેમને એવાં કર્મ કરવાની સલાહ આપવામાં આવે છે, જેના વડે તેમને ભકિત પ્રાપ્ત થાય. જેઓ અનુભવજન્ય તત્ત્વજ્ઞાનમાં આસકત બની વિહ્વળ થયા છે, તેમને પણ ભકિતનો સાક્ષાત્કાર કરવાની સલાહ આપવામાં આવે છે. કર્મયોગ સાધારણ કર્મથી જુદો છે; અને જ્ઞાનયોગ જ્ઞાનથી ભિન્ન છે. છેવટે ભગવદ્ ગીતામાં ભગવાને જણાવ્યા પ્રમાણે भक्त्या माम् अभिजानाति। ભકિતમય સેવા કરીને જ મનુષ્ય શ્રીકૃષ્ણને સમજી શકે છે. ગોપીઓએ ભકિતમય સેવાની પૂર્ણ ભૂમિકા પ્રાપ્ત કરેલી, કારણ તેઓ કૃષ્ણને છોડીને કોઈ વસ્તુની દરકાર કરવા માગતી ન હતી. વેદોમાં જણાવવામાં આવેલી સ્વીકૃતિ પ્રમાણે, यस्मिन् एव विज्ञाते सर्वम् एव विज्ञातं भवन्ति। આનો અર્થ એવો કે કેવળ શ્રીકૃષ્ણને જાણવાથી બીજાં સર્વ પ્રકારનાં જ્ઞાન આપોઆપ પ્રાપ્ત થાય છે.

શ્રીકૃષ્ણે પત્રમાં આગળ જણાવ્યું છે, "પૂર્ણત્વ વિષેના દિવ્ય જ્ઞાનની તમારે હવે જરૂર રહી નથી. તમારા જીવનની શરૂઆતથી માંડીને તમે જ મારામાં સ્નેહ રાખવા ટેવાયેલાં છો." જે મનુષ્યો ભૌતિક જીવનમાંથી મુકિત ચાહતા હોય, તેમને ઉદ્દેશીને પરમ સત્યના જ્ઞાનની આવશ્યકતા વિશિષ્ટ રીતે દર્શાવવામાં આવી છે. પરંતુ જે મનુષ્યે કૃષ્ણપ્રેમ પ્રાપ્ત કર્યો છે તે ક્યારનોયે મુકિતની ભૂમિકા પર પહોંચી ગયેલો છે. ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે જે કોઈ મનુષ્ય અવિશુદ્ધ ભકિતમય સેવામાં જોડાય છે, તેને મુકિતની દિવ્ય ભૂમિકા પ્રાપ્ત

લપેલી ગણાય છે. ગોપીઓ હકીકતમાં ભૌતિક જીવનને લગતાં કોઈ પણ દુઃખો સહન કરી રહી ન હતી, પરંતુ તેઓ કૃષ્ણના વિરહથી વ્યથિત હતી. એટલે કૃષ્ણે કહ્યું, "મારી વહાલી ગોપીઓ! મારામાં રહેલા તમારા અભૂતપૂર્વ સ્નેહમાં વૃદ્ધિ કરવા માટે, મેં મારી જાતને તમારાથી હેતુપૂર્વક જુદી પાડી છે, અને આ વસ્તુ મેં એટલા માટે કરી છે કે, જેથી મારામાં તમારું ધ્યાન સતત રહે."

ગોપીઓ ધ્યાનની પૂર્ણ ભૂમિકામાં હોય છે. સામાન્ય રીતે યોગીઓને ભક્તિમય સેવાની પ્રવૃત્તિ કરતાં ધ્યાનમાં વધારે રસ હોય છે, પરંતુ તેઓને ખબર નથી કે ભક્તિની પૂર્ણ ભૂમિકા એ જ યોગપદ્ધતિની પૂર્ણ સિદ્ધિ છે. ભગવદ્ ગીતામાં ગોપીઓના કૃષ્ણ વિષેના સતત ધ્યાનને સર્વશ્રેષ્ઠ યોગ કહ્યો છે. કૃષ્ણને સ્ત્રીસ્વભાવની બરાબર ખબર હતી. જ્યારે સ્ત્રીનો પ્રિયતમ દૂર હોય ત્યારે તે તેને વિષે ધ્યાનપૂર્વક વિચાર કરે છે; અને તે તેની સમક્ષ હાજર રહે છે. કૃષ્ણ ગોપીઓના વર્તન દ્વારા શિક્ષણ આપવા માગતા હતા. જે મનુષ્ય ગોપીઓની જેમ સતત ધ્યાનમગ્ન રહે છે તેને શ્રી કૃષ્ણનાં ચરણકમળ નિશ્ચિત રીતે પ્રાપ્ત થાય છે.

ચૈતન્ય મહાપ્રભુજી સામાન્ય જનસમાજને વિપ્રલંભ-પદ્ધતિ શીખવતા હતા. આ પદ્ધતિમાં વિરહવ્યથામાં રહી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સેવા કરવાની હોય છે. છ ગોસ્વામીઓ પણ વિરહમાં રહી, ગોપીઓની જેમ કૃષ્ણભક્તિ શીખવતા હતા. ગોસ્વામીઓ વિષેની શ્રીનિવાસ આચાર્યની પ્રાર્થનાઓમાં આ વસ્તુ સ્પષ્ટ રીતે સમજાવી છે. શ્રીનિવાસ આચાર્યે કહ્યું છે કે, ગોસ્વામીઓ હમેશાં ગોપીઓની જેમ દિવ્ય સ્નેહ-સિંધુમાં તલ્લીન રહેતા. તેઓ જ્યારે વૃંદાવનમાં રહેતા ત્યારે, કૃષ્ણની શોધમાં વિલાપ કરતા, "ક્યાં છે શ્રીકૃષ્ણ? ક્યાં છે ગોપીઓ? તમે ક્યાં છો શ્રીમતી રાધારાણી?" તેમણે કદી ન કહ્યું, "હવે અમે રાધા અને કૃષ્ણનાં દર્શન કર્યાં છે, અને પરિણામે અમારા જીવનનું ધ્યેય પૂરું થયું છે." તેમનું જીવનધ્યેય હંમેશ અપૂર્ણ રહેલું; તેઓ કદી રાધા અને કૃષ્ણને મળેલા નહિ, રાસનૃત્ય સમયે જે ગોપીઓ કૃષ્ણ સાથે રાસલીલામાં ભાગ ન લઈ શકેલી, તેમણે કૃષ્ણ વિષે કેવળ વિચાર કરતાં કરતાં પોતાના દેહ ત્યજી દીધેલા. શ્રીકૃષ્ણનાં ચરણકમળ પ્રાપ્ત કરવા માટે વિરહવેદનામાં વ્યથિત રહી કૃષ્ણભાવનામાં તલ્લીન રહેવું એ સૌથી ઝડપી પદ્ધતિ છે. શ્રીકૃષ્ણના વ્યક્તિગત વિધાનથી, ગોપીઓને વિરહની લાગણીઓના સામર્થ્ય વિષે પ્રતીતિ થયેલી. તેઓ હકીકતમાં કૃષ્ણપૂજાની દૈવી પદ્ધતિનો અનુભવ કરતી હતી, તેથી તેમને ઘણી શાંતિ મળેલી, અને તે સમજવાથી સુખી થયેલી.

ગોપીઓ આ પ્રમાણે બોલવા લાગી: "અમે સાંભળ્યું છે કે, યદુવંશને તકલીફ આપવામાં હમેશાં કારણભૂત હતો તેવા કંસ રાજાનો વધ કરવામાં આવ્યો છે. અમારા માટે આ સારા સમાચાર છે, એટલે અમને આશા છે કે યદુવંશના સભ્યો જે પોતાના ભક્તોની સર્વ કામનાઓ પૂરી કરી શકે છે, એવા શ્રી કૃષ્ણના સહવાસમાં ખૂબ જ સુખી છે. મારા વહાલા ઉદ્ધવ! તમે અમને જણાવો કે, મથુરાના ઉચ્ચ કક્ષાના સુસંસ્કૃત સમાજની કન્યાઓની વચમાં રહેલા કૃષ્ણ ઘણી વાર અમારો વિચાર કરે છે કે નહિ? અમને ખબર છે કે,

મથુરાની સ્ત્રીઓ અને કન્યાઓ ગ્રામ-કન્યાઓ નથી. તેઓ જાગૃત અને સુંદર છે. તેમની લજ્જાભરી દૃષ્ટિ અને બીજાં સ્ત્રીસુલભ લક્ષણો કૃષ્ણને અત્યંત પ્રસન્ન કરતાં હશે. અમને એ વસ્તુની બરાબર ખબર છે કે, કૃષ્ણ સુંદર સ્ત્રીઓના વર્તન વિષે હમેશાં રસિક રહ્યા છે. એટલે એમ લાગે છે કે, તેઓ મથુરાવાસી સ્ત્રીઓની જાળમાં સપડાયેલા છે. મારા વહાલા ઉદ્ધવ! તમે અમને કૃપા કરીને જણાવો કે જ્યારે શ્રીકૃષ્ણ બીજી સ્ત્રીઓની વચ્ચે હોય છે ત્યારે તે અમને કદીક યાદ કરે છે?"

બીજી ગોપીઓ જિજ્ઞાસાપૂર્વક પૂછવા લાગી: "વૃંદાવન અત્યંત સુંદર રીતે દીપી ઉઠેલું એવી એ સમયની ચાંદની અને કૌમુદીથી ભરપૂર પુષ્પો પેલી રાત્રિનું તેમને સ્મરણ છે? કૃષ્ણ અમારી સાથે નૃત્ય કરતા હતા ત્યારે તેમના ચરણની ઘૂઘરીઓના ઝંકારથી વાતાવરણ રણકી ઊઠતું. ત્યારે અમે પ્રસન્નતાપૂર્વક વાતોનો વિનિમય કરતાં. એ મધુર રાત્રિનું એમને સ્મરણ છે? અમને એ રાત્રિ યાદ આવે છે અને અમે વિરહવ્યથા અનુભવીએ છીએ. કૃષ્ણનો વિરહ થતાંની સાથે જ અમારા શરીરમાં જાણે દવ લાગ્યો હોય તેમ અમે ઉત્તેજિત થઈએ છીએ. જેમ આકાશમાં રહેલાં વાદળો વરસાદ વરસાવીને જંગલના દવને બુઝાવે છે, તેમ તેઓ વૃંદાવન પાછા આવી વિરહાગ્નિ શમાવવાનો દરખાસ્ત મૂકે છે?"

બીજી ગોપી બોલી, "કૃષ્ણે પોતાના દુશ્મનને હણી નાંખ્યો છે, અને તેણે કંસનું રાજ્ય જીતી લઈ વિજય મેળવ્યો છે. સંભવ છે કે, અત્યાર સુધીમાં તેમણે રાજકન્યા સાથે લગ્ન કર્યું હોય, અને તેમનાં સગાંવહાલાં અને મિત્રોમાં સુખચેનથી રહેતા હોય. એટલે તેમણે વૃંદાવન ગામ આવવાની શું જરૂર હોય?"

બીજી ગોપી બોલી, "શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, ભાગ્યલક્ષ્મીના પતિ અને સ્વયં સંતુષ્ટ છે. તેમને વૃંદાવનના જંગલમાં અમારા જેવી કન્યાઓ અથવા મથુરા નગરીની કન્યાઓનું કોઈ કામ નથી. તે મહાન પરમાત્મા છે; તેમને અમારામાંથી કોઈની સાથે અહિંયાં કે ત્યાં કોઈ જાતની લેવાદેવા નથી."

બીજી ગોપી બોલી, "કૃષ્ણ વૃંદાવન પાછા આવે એવી આશા રાખવી અમારા માટે વધુ પડતી છે. એટલે અમારે એને બદલે નિરાશામાં સુખ માણવાનો પ્રયત્ન કરવો જોઈએ. મહાન વેશ્યા પિંગળાએ કહ્યું છે કે, નિરાશા એ સર્વશ્રેષ્ઠ આનંદ છે. અમે સર્વે આ બધી વસ્તુઓ જાણીએ છીએ, છતાં પણ કૃષ્ણના પાછા આવવાની આશા છોડી દેવી અમારા માટે અત્યંત મુશ્કેલ છે. જે કૃષ્ણના વક્ષસ્થળ પર, તેમની અનિચ્છા હોવા છતાં, ભાગ્યદેવી લક્ષ્મી હમેશાં નિવાસ કરે છે, એવા તેમની સાથે થયેલી એકાંત વાર્તા કોણ ભૂલી શકે તેમ છે? મારા વહાલા ઉદ્ધવ! વૃંદાવન નદીઓ, જંગલો અને ગાયોની ધરતી છે. અહીં બંસરીનો નાદ સંભળાય છે, અને કૃષ્ણે પોતાના મોટા ભાઈ બલરામ સાથે રહી અમારા સંસર્ગમાં આનંદિત વાતાવરણ ભોગવ્યું હતું. આમ વૃંદાવનનું વાતાવરણ અમને હંમેશાં કૃષ્ણ અને બલરામનું અહર્નિશ સ્મરણ કરાવે છે. વૃંદાવનધામમાં ભગવાનના ચરણની પડેલી છાપ એ

ભાગ્યલક્ષ્મીનું નિવાસસ્થાન છે, પરંતુ આવી નિશાનીઓ કૃષ્ણ સાથે અમારો મેળાપ કરાવવામાં મદદ કરે તેમ નથી."

ગોપીઓએ આગળ વધીને એવા વિચારો પ્રગટ કર્યા કે, વૃંદાવન તો હજુ પણ સર્વ-સમૃદ્ધિ અને સૌભાગ્યથી સભર હતું. ભૌતિક જરૂરિયાતોને લાગેવળગે છે ત્યાં સુધી, વૃંદાવનમાં એવી કોઈ અછત કે જરૂરિયાત વર્તાતી નથી, પરંતુ આવી સમૃદ્ધિ હોવા છતાં, તેઓ કૃષ્ણ અને બલરામને ભૂલી શક્યાં નથી.

"અમે હંમેશાં સુંદર કૃષ્ણનાં વિવિધ આકર્ષક લક્ષણોનું, તેમના વિહારોનું તેમનાં હાસ્ય અને તેમની હાસ્યચાતુરીનું સતત સ્મરણ કરી રહ્યાં છીએ. કૃષ્ણના વ્યવહારને લીધે અમે સર્વે ખોવાઈ ગયાં છીએ, અને તેમનું વિસ્મરણ અમારા માટે અશક્ય છે. અમે એવા ઉદ્‌ગાર સાથે તેમની હંમેશાં પ્રાર્થના કરી રહ્યાં છીએ કે, "વહાલા પ્રભુ! વહાલા ભાગ્ય-લક્ષ્મીના પતિ! વહાલા વૃંદાવનના નાથ! વહાલા દીનદુ:ખી ભક્તોના મુક્તિદાતા! હાલમાં અમારું પતન થઈ ચૂક્યું છે, અને સાથે દુ:ખના દરિયામાં ડૂબી રહ્યાં છીએ. એટલે કૃપા કરી, વૃંદાવન પાછા આવો અને આ દયાજનક પરિસ્થિતિમાંથી અમને છોડાવો."

કૃષ્ણના વિરહથી વ્યથિત થયેલી ગોપીઓની દિવ્ય અલૌકિક સ્થિતિનો ઉદ્ધવજીએ સૂક્ષ્મ રીતે અભ્યાસ કર્યો, અને તેમને થયું કે, કૃષ્ણનાં લીલાચરિત્રોનું વારંવાર રટણ કરવું એ ડહાપણનું કામ છે. ભૌતિકવાદીઓ ભૌતિક દુ:ખોના પ્રજ્જવલિત અગ્નિમાં હંમેશાં સળગી રહેલી સ્થિતિમાં હોય છે. ગોપીઓ પણ કૃષ્ણના વિરહની તેજોમય દિવ્ય આગમાં સળગી રહી હતી. પરંતુ જે જાજવલ્યમાન અગ્નિ ગોપીઓને ભસ્મી રહ્યો હતો તે ભૌતિક જગતના અગ્નિ કરતાં જુદો છે. ગોપીઓ હમેશાં કૃષ્ણનો સંગ ઈચ્છે છે, જ્યારે ભૌતિક-વાદી મનુષ્ય ભૌતિક સગવડોનો લાભ લેવા માગે છે.

વિશ્વનાથ ચક્રવર્તી ઠાકુરે એમ કહ્યું છે કે, કૃષ્ણે ગોપ-બાળકોને જંગલમાં પ્રજ્જવલી ઊઠેલા દવની જવાળાઓમાંથી ઘડીભરમાં બચાવેલા તે વખતે તેમની આંખો બંધ હતી. તે પ્રમાણે, ઉદ્ધવજીએ ગોપીઓને સલાહ આપી કે, તેઓ પણ તેમની આંખો બંધ કરે, અને શરૂઆતથી જ માંડીને થયેલા તેમના કૃષ્ણ સાથેના સંબંધની પ્રવૃત્તિઓનું ધ્યાન ધરે કે તરત જ તે બચી શકે તેમ હતી. બહારથી કૃષ્ણનાં લીલાચરિત્રોનાં વર્ણન ઉદ્ધવજી પાસેથી સાંભળીને અને અંદરથી એમનાં લીલાચરિત્રોનું સ્મરણ કરીને ગોપીઓ તેમને સાક્ષાત્‌ નિહાળી શકતી હતી. ઉદ્ધવની સૂચનાથી ગોપીઓ સમજી શકી કે કૃષ્ણ તેમનાથી જુદા ન હતા. તેઓ કૃષ્ણ વિષે સતત સ્મરણ કરી રહેલી હોવાથી, મથુરામાં રહેલા કૃષ્ણ પણ તેમનું હંમેશાં સ્મરણ કરી રહ્યા હતા.

ઉદ્ધવજીના સંદેશા અને સૂચનોએ ગોપીઓને તત્કાળ મૃત્યુમાંથી ઉગારી લીધી, અને ગોપીઓએ ઉદ્ધવજીના વરદાનનો સ્વીકાર કર્યો. વ્યાવહારિક દૃષ્ટિએ ઉદ્ધવજીએ ગોપીઓના આધ્યાત્મિક ગુરુ અને મહર્ષિ તરીકે કામ કરેલું, અને તેમણે, જેમ તેઓ કૃષ્ણની પૂજા

કરે, તેમ બદલામાં ઉદ્ધવજીની પૂજા કરેલી. અધિકૃત શાસ્ત્રોમાં એવી ભલામણ કરવામાં આવી છે કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સમાન ભૂમિકામાં આધ્યાત્મિક ગુરુનું પૂજન થવું જોઈએ, કારણ કે ગુરુ પ્રભુના અત્યંત વિશ્વસનીય સેવક છે, અને મોટા સત્તાવાળાઓ પણ એમ સ્વીકારે છે કે, આધ્યાત્મિક ગુરુ શ્રીકૃષ્ણનું બહિરંગ સ્વરૂપ છે. ગોપીઓને કૃષ્ણ પોતાની સાથે જ છે એવો સાક્ષાત્કાર થવાથી તેમની દિવ્ય પ્રજ્જ્વલી રહેલી સ્થિતિમાંથી તેમની વેદના ઓછી થઈ. આંતરિક દૃષ્ટિએ તેઓ પોતાના હૃદયમાં પ્રભુના સહચારનું સ્મરણ કરતી હતી, અને બાહ્ય દૃષ્ટિએ ઉદ્ધવજીએ તેમને નિર્ણયાત્મક સૂચનો દ્વારા કૃષ્ણની કદર કરવામાં સહાય કરી હતી.

શાસ્ત્રોમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને અધોક્ષજ તરીકે વર્ણવ્યા છે. એ શબ્દ એમ સૂચવે છે કે, તેઓ ભૌતિક ઈન્દ્રિયોને અગોચર છે. જો કે તેઓ ભૌતિક ઈન્દ્રિયોને અગોચર છે છતાં તે દરેક મનુષ્યના હૃદયમાં વિદ્યમાન છે. અને સાથોસાથ તેમના સર્વવ્યાપી લક્ષણ બ્રહ્મન્ દ્વારા તે સર્વવ્યાપક છે. પરમ સત્યનાં ત્રણ દિવ્ય લક્ષણો (ભગવાન એટલે કે સર્વોચ્ચ પરમેશ્વર, પરમાત્મા એટલે કે એક દેશે સ્થિત પરમાત્મા, અને સર્વ વ્યાપક બ્રહ્મન્)નો સાક્ષાત્કાર કેવળ શ્રીમદ્ ભાગવતમ્‌માં વર્ણવ્યા પ્રમાણે ગોપીઓના ઉદ્ધવજી સાથે થયેલા મિલન વખતે થયેલી ગોપીઓની સ્થિતિનું અધ્યયન કરીને જ થઈ શકે.

શ્રીનિવાસ આચાર્ય કહે છે કે, છ ગોસ્વામીઓ હમેશાં ગોપીઓની પ્રવૃત્તિઓના વિચારમાં તલ્લીન રહેતા. શ્રી ચૈતન્ય મહાપ્રભુએ ગોપીઓની પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની પૂજન-પદ્ધતિને સર્વશ્રેષ્ઠ ગણવાની ભલામણ કરી છે. શ્રીલ શુકદેવ ગોસ્વામીએ પણ એવી ભલામણ કરી છે કે, જે કોઈ મનુષ્ય ગોપીઓ અને શ્રીકૃષ્ણ વચ્ચે થયેલા વ્યવહારનું યોગ્ય સાધન દ્વારા શ્રવણ કરશે અને તેમાં દર્શાવેલી સૂચનાઓને અનુસરશે, તેઓ ભકિતમય સેવાની સર્વશ્રેષ્ઠ ઊર્ધ્વ સ્થિતિને પ્રાપ્ત કરશે; અને ભૌતિક ભોગની આસકિત ત્યજી દેવાને શકિતમાન બનશે.

ઉદ્ધવજીની સૂચનાથી સર્વ ગોપીઓને આશ્વાસન મળેલું, અને તેમણે તેમને વૃંદાવનમાં થોડા દિવસ વધારે રહી જવા વિનંતી કરેલી. ઉદ્ધવજીએ તેમની દરખાસ્ત સ્વીકારેલી અને તેઓ થોડા દિવસો માટે નહિ પણ થોડા મહિનાઓ માટે ત્યાં રહી ગયેલા, તે હંમેશાં તેમને કૃષ્ણ અને તેમનાં લીલાચરિત્રોના દિવ્ય સંદેશાવાળા વિચારમાં તલ્લીન રાખતાં, અને ગોપીઓ પણ કૃષ્ણ સાથે પ્રત્યક્ષ સંબંધ અનુભવતી હતી. જયારે ઉદ્ધવજી વૃંદાવનમાં રહ્યા ત્યારે, ત્યાંના રહેવાસીઓએ તેમનો સત્‌સંગ માણ્યો. તેમણે જેમ જેમ કૃષ્ણની પ્રવૃત્તિઓની ચર્ચા કરી તેમ તેમ દિવસો ઘડીપળની જેમ પસાર થવા લાગ્યા. વૃંદાવનનું પ્રાકૃતિક વાતાવરણ, જેમાં યમુના નદી, વિવિધ ફળોથી સુંદર સુશોભિત ઉદ્યાનો, ગોવર્ધન પર્વત, ગુફાઓ, ખીલી રહેલાં પુષ્પો, એ સર્વના સમૂહે ઉદ્ધવજીને કૃષ્ણનાં લીલાચરિત્રોનું વર્ણન કરવાની પ્રેરણા આપી. જે રીતે (વૃંદાવનના રહેવાસીઓ) કૃષ્ણ સાથેનો સંબંધ ભોગવે એ જ રીતે એમણે ઉદ્ધવજી સાથે સંબંધ માણ્યો.

ગોપીઓના વલણથી ઉદ્ધવજી આકર્ષાયા હતા, કે તેઓ શ્રીકૃષ્ણમાં સંપૂર્ણપણે આસકત હતી. અને ગોપીઓની કૃષ્ણ વિષેની ચિંતા જોઈ ઉદ્ધવજીને પ્રેરણા મળતી હતી તેઓ તેમને સન્માનપૂર્વક અંજલિ આપવા લાગ્યા અને તેમના દિવ્ય ગુણોની પ્રશંસાનાં ગાન આ પ્રમાણે કરવા લાગ્યા, "જેમણે માનવજીવન ધારણ કર્યું હોય એવા સર્વ જીવાત્માઓમાં ગોપીઓ, પોતાના જીવનના ધ્યેયમાં અભૂતપૂર્વ રીતે સફળ થયેલી છે. તેમના વિચાર કૃષ્ણનાં ચરણકમળમાં સંપૂર્ણ રીતે લીન છે. મોટા મોટા સંતો અને સાધુ પુરુષો પણ શ્રીકૃષ્ણ, જે સ્વયં મુકુંદ, એટલે મુક્તિદાતા છે, તેમનાં ચરણકમળના ધ્યાનમાં તલ્લીન થવાનો પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ ગોપીઓએ સ્નેહપૂર્વક ભગવાનને સ્વીકારેલા માટે, તેઓને સામાન્ય રીતે આવી ટેવ પડેલી છે. તેઓ કોઈ પણ પ્રકારની યૌગિક તાલીમ પર આધાર રાખતી નથી. ઉપસંહારમાં એટલું જ કહેવાનું કે, જે મનુષ્યે ગોપીઓની જીવનસ્થિતિ પ્રાપ્ત કરી છે, તેણે ભગવાન બ્રહ્માજી તરીકે અથવા બ્રાહ્મણકુટુંબમાં જન્મ લેવાની અથવા બ્રાહ્મણ તરીકે દીક્ષા લેવાની જરૂર નથી."

શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્ ગીતામાં કરેલા વિધાનને શ્રી ઉદ્ધવજીએ સ્વીકૃતિ આપી કે, કોઈ મનુષ્ય શૂદ્ર અથવા નીચલી કોટિનો હોય તો પણ તે સત્યહેતુ ખાતર પ્રભુનું શરણ સ્વીકારે તો તેને જીવનની સર્વોચ્ચ ધ્યેયસિદ્ધિ મળશે. ગોપીઓએ સમગ્ર જગત માટે ભક્તિનું ધોરણ દર્શાવ્યું છે. ગોપીઓનાં પગલાંનું અનુસરણ કરીને, એટલે શ્રીકૃષ્ણ વિષે સતત વિચાર કરીને, મનુષ્ય આધ્યાત્મિક જીવનની સર્વોચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરી શકે છે. ગોપીઓ કોઈ ઉચ્ચ કોટિના સંસ્કારી કુટુંબમાં જન્મી ન હતી; તે ગોવાળિયાઓને ત્યાં જન્મી હતી, અને છતાં તેમણે સર્વોચ્ચ કૃષ્ણપ્રેમ વિકસાવ્યો હતો. આત્મસાક્ષાત્કાર અથવા પ્રભુનો સાક્ષાત્કાર કરવા માટે ઉચ્ચ કુટુંબમાં જન્મ લેવાની જરૂર નથી. જરૂર માત્ર એક જ વસ્તુની રહે છે કે, ઈશ્વરી પ્રેમમાં દિવ્યાનંદપૂર્ણ વિકાસ કરવો. કૃષ્ણભાવનામાં પૂર્ણત્વ પ્રાપ્ત કરવા માટે શ્રીકૃષ્ણની સ્નેહાળ સેવામાં સતત જોડાયા સિવાય બીજા કોઈ ગુણની જરૂર નથી. શ્રીકૃષ્ણ સર્વોચ્ચ અમૃત અને સર્વાનંદના સરોવર છે. કૃષ્ણભાવના અપનાવવાનું ફળ અમૃતના પાન જેવું જ છે; મનુષ્યને તે વિષે જ્ઞાન હોય કે ના હોય, તો પણ તે કામ કરશે. કૃષ્ણભાવનાનો સક્રિય સિદ્ધાંત દરેક જગાએ તેની મેળે જ પ્રગટ થશે. મનુષ્ય ક્યાં અને કેવી રીતે જન્મ લે છે, તેની કાંઈ કિંમત નથી. એટલું નિશ્ચિતપણે સમજવું કે, જે કોઈ મનુષ્ય કૃષ્ણભાવના અપનાવે છે, તેને કૃષ્ણ પોતાનું વરદાન આપે છે. ગોપીઓએ ગોવાળિયાઓના કુટુંબમાં જન્મ લીધેલો હોવા છતાં, તેમને એવું સર્વશ્રેષ્ઠ વરદાન મળ્યું કે જે સ્વયં ભાગ્યલક્ષ્મી, અને કમલપુષ્પના જેવા શારીરિક સ્વરૂપે રહેલા સ્વર્ગના દેવતાઓ પણ ખરેખર કદી પ્રાપ્ત કરી શકેલા નહિ. ગોપીઓ એટલી બધી ભાગ્યશાળી છે કે, રાસલીલા દરમ્યાન શ્રીકૃષ્ણે સ્વયં તેમને પોતાના હાથથી આલિંગેલી. કૃષ્ણે તેમને મુખ પર મુખ લગાડી ચુંબન કરેલું. ગોપીઓ સિવાય ખરેખર ત્રિભુવનની કોઈ પણ સ્ત્રીઓ માટે આવી સિદ્ધિ મેળવવી શક્ય નથી.

ઉદ્ધવજીએ ગોપીઓની મહાનુભાવ સ્થિતિની કદર કરી તેમને પગે પડીને તેમના ચરણની રજ મસ્તકે ચડાવવાની અને દંડવત્ પ્રણામ કરવાની ઈચ્છા દર્શાવી. પરંતુ તેમના ચરણની રજ ગોપીઓ પાસે માગવાની એ હિંમત ન કરી શક્યા; કદાચ ગોપીઓને તે સ્વીકાર્ય ન પણ હોય. એટલે તેમણે ગોપીઓ ન જાણે તે રીતે, એમના ચરણની રજ મસ્તક પર ચડાવવાની ભાવના કરી. તેઓ તો વૃંદાવનની ધરતી પર કેવળ ઘાસનો ક્ષુલ્લક સમૂહ અથવા વનસ્પતિ બનવા ઇચ્છતા હતા.

ગોપીઓને કૃષ્ણ પ્રત્યે એટલું બધું આકર્ષણ થયેલું કે, તેઓ તેમની બંસરીનો નાદ જ્યારે સાંભળતી, ત્યારે પોતાનાં કુટુંબ, બાળકો, માનમોભો, સ્ત્રીસુલભ સંકોચ ત્યજી દેતી અને જ્યાં કૃષ્ણ ઊભા હોય તે જગાએ દોડી જતી. તેઓ રસ્તા પર કે જંગલોમાંથી પસાર થઈ રહી છે કે કેમ તેનો વિચાર કરતી નહિ. અદૃશ્ય રીતે તેમના ચરણની રજ નાનાં નાનાં તણખલાં અને વૃંદાવનની વનસ્પતિ પર પડતી. ગોપીઓના ચરણની રજ પર પોતાનું મસ્તક મૂકી શકવાની હિંમત ન થવાથી ઉદ્ધવજીએ ઘાસના જથ્થાની અથવા વનસ્પતિની જાતિમાં જન્મ લેવા ઝંખના કરી, જેથી તેઓ ગોપીઓના ચરણની રજ પામવાને શક્તિમાન થઈ શકે.

જે ગોપીઓએ કૃષ્ણના ચરણકમળ પર પોતાનાં ઉચ્ચ સુંદર ભરાવદાર સ્તનયુગલ મૂકીને પોતાની જાતને સર્વ પ્રકારની ભૌતિક લાલસાઓમાંથી છોડાવી હતી, અને જેમનું મોટા મોટા યોગીઓ પોતાના હૃદયમાં ધ્યાન કરે છે, તેમજ બ્રહ્માજી અને શંકર ભગવાન જેવા મહાનુભાવ દેવતાઓ પણ જે સ્થિતિ પ્રાપ્ત કરી શકતા નથી, એવી અસામાન્ય સૌભાગ્ય વાળી સ્થિતિને પ્રાપ્ત કરેલી, એવી સૌ ગોપીઓની કદર ઉદ્ધવજીએ કરી. આમ ઉદ્ધવજી ગોપીઓના ચરણની રજ દ્વારા સન્માનિત થવાને સતત પ્રાર્થના કરવા લાગ્યા. કૃષ્ણનાં દિવ્ય લીલાચરિત્રોનું ગોપીઓએ કરેલું સંકીર્તન સારાયે ત્રિભુવનમાં ઉજવાઈ રહ્યું છે.

વૃંદાવનમાં કેટલાક દિવસ રહ્યા પછી, ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણ પાસે પાછા જવાની ઇચ્છા દર્શાવી, અને તેમણે નંદ મહારાજ તથા યશોદા પાસેથી વિદાય થવાની રજા માગી. તેમણે ગોપીઓ સાથે વિદાય-મુલાકાત યોજી અને તેઓની પણ રજા લઈને પોતાના રથમાં બેસી મથુરા જવા નીકળ્યા.

જ્યારે ઉદ્ધવજી જવાની તૈયારી કરતા હતા ત્યારે, નંદ મહારાજ તથા યશોદા સહિત સર્વ વૃંદાવનવાસીઓ તેમને વિદાય આપવા આવ્યાં, અને વૃંદાવનમાં ઉત્પન્ન થતી વિવિધ પ્રકારની કીમતી વસ્તુઓની તેમને ભેટ આપી. શ્રીકૃષ્ણ પ્રત્યેની તેમની તીવ્ર કામનાને લીધે, આંખમાંથી આંસુ વહાવતાં તેમણે પોતાની લાગણીઓ પ્રગટ કરી. તેઓ બધાં ઉદ્ધવજી પાસે વરદાન ઈચ્છતાં હતાં. તેઓ હમેશાં શ્રીકૃષ્ણની યશસ્વી પ્રવૃત્તિઓનું સ્મરણ કરવા ચાહતાં હતાં, અને તેમનાં મન હમેશાં પ્રભુનાં ચરણકમળમાં સ્થિર રહે, તેમના શબ્દ કૃષ્ણનાં યશોગાન ગાવામાં હમેશાં જોડાયેલા રહે, અને પોતાના દેહથી તેઓ હમેશાં વંદન તેમજ સતત સ્મરણ કરતાં રહે એવી ઈચ્છા કરી. વૃંદાવનવાસીઓની પ્રાર્થના

આત્મસાક્ષાત્કાર કરવા માટેનો અજોડ પ્રયોગ છે. એ પદ્ધતિ ખૂબ સાદી છે — મનને હમેશાં કૃષ્ણનાં ચરણકમળમાં સ્થિર કરવું, બીજી કોઈ પણ બહારની વસ્તુ પર લક્ષ આપ્યા સિવાય કૃષ્ણ વિષે હમેશાં વાતો કરવી, અને કૃષ્ણની સેવામાં અહર્નિશ પોતાના શરીરને જોડી રાખવું. વિશિષ્ટ રીતે જોઈએ તો, આ માનવ-જીવનમાં દરેક મનુષ્યે પોતાનું જીવન, પોતાનાં સાધનો, વાણી અને બુદ્ધિ પ્રભુની સેવામાં જોડવાં જોઈએ. આવા પ્રકારની પ્રવૃત્તિઓથી મનુષ્ય પૂર્ણત્વની સર્વોચ્ચ ભૂમિકા સુધી ઊર્ધ્વગામી બની શકે છે, એવો શાસ્ત્રકારોનો નિર્ણય છે.

વૃંદાવનવાસીઓ બોલ્યા: "સર્વોચ્ચ પરમેશ્વરની ઈચ્છાથી અને અમારાં પોતાનાં કર્મનાં ફળ અનુસાર, અમારો જન્મ ભલે ગમે ત્યાં થાય, અમે ક્યાં જન્મીએ છીએ એની કોઈ કિંમત નથી, પરંતુ અમારી પ્રાર્થના એટલી જ છે કે, અમે કેવળ કૃષ્ણ-ભાવનામાં જોડાયેલાં રહીએ." શ્રીકૃષ્ણ ભગવાનનો શુદ્ધ ભક્ત, કોઈ દિવસ સ્વર્ગ-લોકમાં જ નહિ, પરંતુ વૈકુંઠ અથવા ગોલોક વૃંદાવનમાં જવાની ઈચ્છા પણ રાખતો નથી, કારણ એને પોતાના વ્યક્તિગત સંતોષની કામના નથી. શુદ્ધ ભક્ત સ્વર્ગ અને નરકને સમાન ભૂમિકા પર ગણે છે. શ્રીકૃષ્ણ વગરનું સ્વર્ગ એ નરક છે, અને શ્રીકૃષ્ણ-વાળું નરક એ સ્વર્ગ છે. વૃંદાવનના શુદ્ધ ભક્તોની પૂજાનું યોગ્ય રીતે સન્માન કરી, ઉદ્ધવજી પોતાના સ્વામી શ્રીકૃષ્ણને મળવા મથુરા પાછા ફર્યા. કૃષ્ણ તથા બલરામને દંડવત્ પ્રણામ કર્યા પછી, તેઓ વૃંદાવનવાસીઓની અદ્‌ભુત ભક્તિમય સેવાનું વર્ણન કરવા લાગ્યા. વૃંદાવનવાસીઓએ આપેલી સર્વ ભેટો તેમણે કૃષ્ણના પિતા વસુદેવ અને તેમના દાદા ઉગ્રસેનને અર્પણ કરી.

આમ "કૃષ્ણ ભાગ–૧"ના "કૃષ્ણે ગોપીઓને મોકલેલો સંદેશો" નામે છેંતાલીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૪૭. શ્રીકૃષ્ણ પોતાના ભક્તોને પ્રસન્ન કરે છે.

ઉદ્ધવજીના વૃંદાવન જઈ આવ્યા પછી ઘણા દિવસો સુધી, કૃષ્ણે તેમની પાસેથી પોતાના પિતા તથા માતા અને ગોપીઓની સ્થિતિ વિષે સર્વ પ્રકારની ઝીણવટભરી વિગતો સાંભળી. ગોપીઓને આપેલા કૃષ્ણના સંદેશા અને સૂચનાઓથી ગોપીઓને દિલાસો આપવાને ઉદ્ધવજી શકિતમાન થયા, તેથી શ્રીકૃષ્ણ ભગવાન સંપૂર્ણ સંતોષ પામ્યા.

ત્યાર પછી જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન મથુરા નગરીમાં પ્રવેશ કરતા હતા, ત્યારે જે ખૂંધી સ્ત્રી કુબ્જાએ તેમને ચંદન અર્પણ કરીને પ્રસન્ન કરેલા તેને ઘેર જવાનો કૃષ્ણે નિર્ણય કર્યો. ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે શ્રીકૃષ્ણ હમેશાં પોતાના ભકતોને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરે છે, અને ભકતો શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરે છે. જે રીતે ભકતો પોતાના હૃદયમાં શ્રીકૃષ્ણનું હમેશાં સ્મરણ કરે છે, તે પ્રમાણે શ્રીકૃષ્ણ સ્વયં પોતાના હૃદયમાં- પોતાના ભકતોનું સ્મરણ કરે છે. જ્યારે કુબ્જા સુંદર, સમાજકન્યા (ગણિકા) બની ગઈ, ત્યારે તે કૃષ્ણને પોતાને ત્યાં બોલાવી તેમનું સ્વાગત કરી, પોતાની અનોખી રીતે તેમનું પૂજન કરવા ઈચ્છતી હતી. સામાન્ય રીતે સમાજકન્યાઓ (ગણિકાઓ) પોતાના ઘરાકોને પોતાનું શરીર અર્પણ કરી પુરુષ જાતિને આનંદ કરાવી તેમને સંતોષવા મથે છે. આ સમાજકન્યા કુબ્જા હકીકતમાં તો શ્રીકૃષ્ણ સાથે પોતાની વિષય વાસનાને સંતોષવાની ઈચ્છાથી પરવશ બની ગઈ હતી. જ્યારે કૃષ્ણે કુબ્જાને ઘેર જવાની ઈચ્છા દર્શાવી ત્યારે એમના મનમાં ઈન્દ્રિય-ઉપભોગની બિલકુલ ઈચ્છા ન હતી કૃષ્ણને ચંદનનો લેપ અર્પણ કરીને કુબ્જાએ તેમની ઈન્દ્રિયોને ક્યારનીયે સંતુષ્ટ કરેલી કુબ્જાની ઈન્દ્રિયોને સંતોષવાના બહાના હેઠળ, પ્રભુએ હકીકતમાં પોતાની ઈન્દ્રિયોના સંતોષ માટે નહિ, પરંતુ તેને શુદ્ધ ભકત બનાવી દેવા માટે, તેને ઘેર જવાનો નિર્ણય કર્યો હજારો અને લાખો ભાગ્યલક્ષ્મીઓ હમેશાં શ્રીકૃષ્ણની સેવા કરે છે, એટલે તેમને કાંઈ સમાજ-કન્યા (ગણિકા) પાસે જઈ પોતાની ઈન્દ્રિયોને સંતોષવાની ઈચ્છા ન રહે, પરંતુ તેમણે ત્યાં જવાનો નિર્ણય કર્યો કહેવાયું છે કે, ચંદ્ર કંઈ કુટિલ માણસના આંગણામાંથી

પોતાનો પ્રકાશ પાછો ખેંચી લેતો નથી. તે જ પ્રમાણે મનુષ્યે ભગવાનની સેવા, કામ-વાસનાથી, ગુસ્સાથી, ભયથી કે શુદ્ધ સ્નેહથી કરી હોય છતાં શ્રીકૃષ્ણ કોઈ પણ મનુષ્ય પ્રત્યે પોતાની દૈવી કૃપા દર્શાવવાની કદી ના કહેતા નથી. ચૈતન્ય—ચરિતામૃતમાં એમ કહ્યું છે કે, જે કોઈ મનુષ્ય શ્રીકૃષ્ણની સેવા કરવા માગે, અને સાથે સાથે તેની પોતાની કામવાસના સંતોષવાની ઈચ્છા રાખે તો, શ્રીકૃષ્ણ એવો વ્યવહાર કરશે કે, ભક્ત પોતાની આસક્તિપૂર્ણ ઈચ્છા ભૂલી જશે, અને સંપૂર્ણ શુદ્ધ બની ભગવાનની સતત સેવામાં રોકાયેલો રહેશે.

પોતે ભૂતકાળમાં આપેલું વચન પૂરું કરવા માટે, કૃષ્ણ, ઉદ્ધવજી સાથે કુબ્જાને ઘેર ગયા. જ્યારે કૃષ્ણ તેને ઘેર પહોંચ્યા ત્યારે પુરુષની કામવાસના ઉત્તેજિત થાય તે રીતે ઘરને સંપૂર્ણ રીતે શણગારવામાં આવ્યું હતું. ત્યાં ઘણાં નગ્ન ચિત્રો ગોઠવવામાં આવ્યાં હતાં. તેની છત મોતીના આછોડાવાળા ભરતકામથી સુશોભિત છત્ર અને ધજાઓથી શણગારવામાં આવી હતી. વળી ત્યાં આરામદાયક પલંગો અને તકિયાવાળી ખુરશીઓ હતી. ઓરડામાં પુષ્પના હારનો શણગાર કરવામાં આવ્યો હતો. સળગાવેલા ધૂપને લીધે ચોતરફ સુગંધી પ્રસરી રહી હતી. સુગંધીદાર જળનો છંટકાવ કરેલો હતો, અને ઓરડા સુંદર દીવાઓના પ્રકાશથી ઝગમગી રહ્યા હતા.

જ્યારે કુબ્જાએ જોયું કે શ્રીકૃષ્ણ ભગવાન પોતે, મુલાકાતે આવવાનું વચન પૂર્ણ કરવા માટે પોતાને ઘેર પધાર્યા છે ત્યારે તરત જ તેમના સ્વાગત માટે સુખાસનમાંથી ઊભી થઈ. પોતાની ઘણી સખીઓથી વીંટળાયેલી તેણે કૃષ્ણ સાથે અત્યંત સન્માન અને વિવેકપૂર્વક વાતચીત શરૂ કરી. પ્રભુને બેસવા માટે સુંદર જગા આપ્યા પછી, તેણે પોતાના મોભાને અનુરૂપ રીતે, શ્રીકૃષ્ણ ભગવાનની પૂજા કરી. એ જ પ્રમાણે કુબ્જા અને તેની બહેન-પણીઓએ ઉદ્ધવજીનું પણ સ્વાગત કર્યું, પરંતુ તે શ્રીકૃષ્ણ સાથે સમાન ભૂમિકાવાળા ન હતા, એટલે તે કેવળ જમીન પર બેઠા.

જેમ મનુષ્ય આવી સ્થિતિમાં કરે છે, તે પ્રમાણે, સમય બગાડયા સિવાય, કૃષ્ણ કુબ્જાના શયનખંડમાં પધાર્યા. દરમ્યાન કુબ્જાએ સ્નાન કર્યું, અને પોતાના શરીરને ચંદનનો લેપ કર્યો. પછીથી તેણે સુંદર વસ્ત્રો, કિંમતી ઝવેરાત, ઘરેણાં અને પુષ્પના હારથી પોતાની જાતને સજાવી. પાન, સોપારી અને બીજી મઘમઘતી સામગ્રી ચાવીને અને પોતાના શરીર પર સુગંધીદાર તેલનો છંટકાવ કરીને તે કૃષ્ણ સમક્ષ હાજર થઈ. જે શ્રીકૃષ્ણ ભગવાન, ભાગ્યલક્ષ્મીના પતિ માધવ તરીકે પણ ઓળખાય છે, તેમની સમક્ષ પોતે હસતા વદને, સ્ત્રી-સુલભ લજ્જાથી ભરેલાં પોતાનાં ચંચળ નયનોને લાલિત્યપૂર્ણ રીતે નચાવતી ઊભી રહી. જ્યારે શ્રીકૃષ્ણે જોયું કે કુબ્જા તેમની સમક્ષ આવતાં સંકોચાતી હતી, ત્યારે તેમણે તરત જ કંગનથી શોભતો તેનો હાથ પકડયો. અત્યંત સ્નેહપૂર્વક પોતાની સન્મુખ ખેંચીને તેને બાજુમાં બેસાડી. પૂર્ણ પુરુષોત્તમ પ્રભુને પહેલેથી જ ચંદનનો લેપ અર્પણ કરેલી કુબ્જા, સર્વ પ્રકારના પાપના પરિણામોથી મુક્ત થઈ, પ્રભુને ભોગવવા

માટે અધિકારિણી બની હતી. ત્યાર પછી તેણે શ્રીકૃષ્ણનાં ચરણકમળ પકડીને, વાસનારૂપી અગ્નિથી પ્રજ્વલી રહેલાં પોતાનાં સ્તનયુગલ પર મૂકયાં. શ્રીકૃષ્ણના ચરણકમળની પ્રખર સુવાસ સુંઘતાંની સાથે જ, તે સર્વ વાસનાપૂર્ણ ઇચ્છાઓથી તરત મુકત બની. આમ શ્રીકૃષ્ણને પોતાનાં બંને બાહુઓ વડે આલિંગન કરવાની, અને તેથી શ્રીકૃષ્ણ પોતાને ઘેર મહેમાન બનીને આવે, એવી દીર્ઘ સમયથી સેવેલી કામના પૂર્ણ કરવાની તેને છૂટ મળી.

ભગવદ્ ગીતામાં કહ્યું છે કે, સર્વ પ્રકારની ભૌતિક પાપમય પ્રવૃત્તિઓથી મુકત બન્યા સિવાય, મનુષ્ય ભગવાનની દિવ્ય સ્નેહાળ સેવામાં જોડાઈ શકતો નથી. કેવળ શ્રીકૃષ્ણને ચંદનનો લેપ અર્પણ કરીને કુબ્જાને આ પ્રમાણે બદલો મળ્યો. તેણે બીજી કોઈ રીતે શ્રીકૃષ્ણની પૂજા કરવા માટે તાલીમ લીધેલી ન હતી. એટલે તે ધંધાકીય રીતે પ્રભુને સંતોષ આપવા માગતી હતી. ભગવદ્ ગીતામાં સ્વીકૃતિ મળ્યા પ્રમાણે, મનુષ્ય પોતાના ધંધામાં રહીને પણ ભગવાનની પૂજા કરી શકે છે. પરંતુ આ પૂજન કેવળ ભગવાનની પ્રસન્નતા માટે જ હૃદયથી થવું જોઈએ. પછી કુબ્જાએ કૃષ્ણને કહ્યું, "મારા વહાલા મિત્ર! કાંઈ નહિ તો થોડા દિવસ તમે અને તમારા કમળનયન મિત્ર મારી સાથે રહો અને આનંદ કરો. હું તમને તરત જ જવા નહિ દઉં. કૃપા કરી, મારી વિનંતી સ્વીકારો."

વૈદિક ઋચાઓમાં જણાવ્યા પ્રમાણે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની અનંત પ્રકારની શકિતઓ છે. નિષ્ણાતોના અભિપ્રાય પ્રમાણે, જેમ શ્રીમતી રાધારાણી ભગવાનની ચિત્ત—શકિતનાં પ્રતિનિધિ છે તે પ્રમાણે, કુબ્જા શ્રીકૃષ્ણની પુરુષ—શકિતની પ્રતિનિધિ છે. તેણે શ્રીકૃષ્ણને થોડા દિવસ પોતાની સાથે રહેવા માટે વિનંતી કરી, પરંતુ કૃષ્ણે તેને નમ્રતા-પૂર્વક સમજાવ્યું કે તેમના માટે ત્યાં રહેવું શકય નં હતું. શ્રીકૃષ્ણ આ ભૌતિક જગતની પ્રસંગોપાત મુલાકાત લે છે, છતાં તેમનો આધ્યાત્મિક જગત સાથેનો સંબંધ સનાતન છે. શ્રીકૃષ્ણ હમેશાં વૈકુંઠગ્રહો અથવા ગોલોક—વૃંદાવન ગ્રહમાં નિરંતર વસે છે. આધ્યાત્મિક જગતમાં રહેલી તેમની હાજરીને પારિભાષિક શબ્દોમાં પ્રકટ-લીલા કહે છે.

કુબ્જાને મધુર શબ્દોથી સંતોષ આપ્યા પછી, શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને લઈ પોતાના મુકામ પર પાછા ફર્યા. શ્રીમદ્ ભાગવતમ્‌માં એવી ચેતવણી છે કે, શ્રીકૃષ્ણ મુખ્ય વિષ્ણુતત્ત્વ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હોવાથી એમની સહેલાઈથી પૂજા થઈ શકતી નથી. શ્રીકૃષ્ણની પૂજા અથવા તેમની સાથેનો સંબંધ એ બહુ સહેલી વસ્તુ નથી. વિશિષ્ટ રીતે જોઈએ તો, જે ભકતો શ્રીકૃષ્ણ પ્રત્યે દૈહિક પ્રણયભાવથી આસકત હોય, તેમના માટે એ ચેતવણી છે. તેમના માટે શ્રીકૃષ્ણ સાથે પ્રત્યક્ષ સંબંધ સાધી, ઇન્દ્રિયજન્ય વાસનાઓને તૃપ્ત કર-વાની ભાવના રાખવી, એ સારું નથી. હકીકતમાં ભોગ ભોગવવાની પ્રવૃત્તિ ભૌતિક છે. આધ્યાત્મિક જગતમાં ચુંબન અને આલિંગન જેવા ઉપચારોને સ્થાન છે, પરંતુ ભૌતિક જગતમાં જેમ જણાય છે તેવી એ ઇન્દ્રિય-ભોગ ભોગવવાની પદ્ધતિ નથી. આ ચેતવણી

ખાસ કરીને સહજિયા તરીકે જાણીતા લોકો જે શ્રીકૃષ્ણને સાધારણ મનુષ્ય તરીકે ગણે છે, એમને ઉદ્દેશીને આપવામાં આવી છે. તેઓ વિકૃત રીતે વિષય—સંબંધ ભોગવવા ઝંખે છે. આધ્યાત્મિક સંબંધમાં ઈન્દ્રિયોનો સંતોષ અત્યંત ક્ષુલ્લક ગણાય છે. જો કોઈ મનુષ્ય શ્રીકૃષ્ણ સાથે વિકૃત ઈન્દ્રિયસુખ ભોગવવા માટે સંબંધ સ્થાપવા માગે તો એ મંદ બુદ્ધિવાળો કહેવાય. તેના સ્વભાવને સુધારવાની જરૂર રહે છે.

થોડા સમય પછી, શ્રીકૃષ્ણે અક્રૂરજીના ઘરની મુલાકાત લેવા આપેલું વચન પાળ્યું. અક્રૂરજી કૃષ્ણના સેવક હતા, અને શ્રીકૃષ્ણ તેમની પાસે કંઈક સેવાની અપેક્ષા રાખતા હતા. તેઓ બલરામ પ્રભુ અને ઉદ્ધવજી બંનેને સાથે લઈ અક્રૂરને ત્યાં ગયા. જ્યારે કૃષ્ણ, બલરામ અને ઉદ્ધવજી અક્રૂરના ઘર તરફ જતા હતા, ત્યારે અક્રૂરજી સામા આવ્યા. ઉદ્ધવને ભેટ્યા, અને તેમણે શ્રીકૃષ્ણ ભગવાન અને બલરામને નમન કરી સન્માન-પૂર્વક વંદન કર્યું. શ્રીકૃષ્ણ, બલરામ અને ઉદ્ધવજીએ પણ સન્માનપૂર્વક સામું વંદન કર્યું, અને અક્રૂરજીએ તેમને બેસવા માટે યોગ્ય બેઠકો લેવા જણાવ્યું. સૌ શાંતિથી બેઠા પછી, અક્રૂરજીએ તેમનાં ચરણ પખાળી એ ચરણોદક પોતાના મસ્તક પર છાંટ્યું. પછી વિધિવત્ પૂજા દરમ્યાન તેમણે સુંદર પુષ્પો અને ચંદન અર્પણ કર્યાં. તે ત્રણેયને અક્રૂરના વર્તનથી અત્યંત સંતોષ થયો. પછી અક્રૂરજીએ પોતાનું મસ્તક જમીન પર અડાડી શ્રીકૃષ્ણને વંદન કર્યાં. ત્યાર બાદ શ્રીકૃષ્ણના ચરણકમળને પોતાના ખોળામાં લઈને હળવે-હળવે તળાંસવા લાગ્યા. જ્યારે અક્રૂરજીને શ્રીકૃષ્ણ તથા બલરામની હાજરીથી સંપૂર્ણ સંતોષ થયો, ત્યારે તેમની આંખો શ્રીકૃષ્ણ માટે સ્નેહનાં આંસુથી ઊભરાઈ ગઈ અને તેમણે આ પ્રમાણે પ્રાર્થનાઓ કરવાની શરૂઆત કરી.

"મારા વહાલા પ્રભુ શ્રીકૃષ્ણ! આપે કંસ તથા તેના સાથીઓને હણી નાંખીને અત્યંત કૃપા કરી છે. તેથી આપે સારાંયે યદુવંશના કુટુંબને સૌથી મહાન આપત્તિમાંથી ઉગાર્યું છે. મહાન યદુવંશના આપે કરેલા બચાવનું તેઓ હમેશાં સ્મરણ કરશે. મારા વહાલા પ્રભુ શ્રીકૃષ્ણ તથા બલરામ! જેમાંથી દરેક વસ્તુ પ્રગટ થઈ છે, એવા તમે આદિ પુરુષ છો. આપ સર્વ કારણોનું મૂળ કારણ છો. આપનામાં અકળ શકિત છે, અને આપ સર્વવ્યાપી છો. આપના વિના સ્થૂળ કે સૂક્ષ્મ કાર્ય કે કારણ હોતાં નથી. વેદોના અધ્યયનથી જેમનો સાક્ષાત્કાર થાય છે, એવા આપ સર્વોચ્ચ બ્રહ્મન્ છો. આપની અકળ શકિતથી, આપ અમને વાસ્તવમાં દૃષ્ટિગોચર થાવ છો. આપ પોતાની શકિતથી આ પ્રગટ વિશ્વનું સર્જન કરો છો, અને આપ સ્વયં તેમાં પ્રવેશ કરો છો વિવિધ પ્રકારનાં શરીરોમાં વ્યકત થતી દરેક વસ્તુમાં પાંચ પ્રકારનાં ભૌતિક તત્ત્વ—પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ વહેંચાયેલાં છે, તે પ્રમાણે, આપ એકલા જ આપની પોતાની શકિતથી ઉત્પન્ન કરેલાં વિવિધ પ્રકારનાં શરીરોમાં પ્રવેશ કરો છો. આપ વ્યકિત-ગત આત્મા તરીકે અને સાથે સાથે મુકત પરમાત્મા તરીકે, શરીરમાં પ્રવેશો છો. આપની બહિરંગ શકિતના ઉદ્ભવથી ભૌતિક શરીરનું સર્જન થયું છે. જીવાત્માઓ, એટલે વ્યકિત-

ગત આત્માઓ, આપના અવિભાજ્ય અંશો છે, અને પરમાત્મા આપનું એકદેશીય પ્રતિનિધિત્વ છે. આ ભૌતિક શરીર, જીવાત્મા અને પરમાત્મા મનુષ્યના સમગ્ર વ્યક્તિત્વને ઘડે છે, પરંતુ મૂળ સ્વરૂપે તેઓ એક જ સર્વોચ્ચ પ્રભુની સર્વ પ્રકારની વિવિધ શક્તિઓ છે."

"સત્ત્વ, રજસ્ અને તમસ્‌વાળી ત્રિગુણાત્મક પ્રકૃતિના આંતર સંબંધો દ્વારા આપ ભૌતિક જગતમાં સર્જન, પોષણ અને વિનાશ કરો છો. આપના ઉપર ભૌતિક ગુણોની પ્રવૃત્તિઓની અસર થતી નથી, કારણ કે વ્યક્તિગત જીવાત્માઓની બાબતમાં બને છે તેમ, આપના સર્વોચ્ચ જ્ઞાનનું કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી."

જે પ્રમાણે સર્વોચ્ચ પ્રભુ આ ભૌતિક સર્જનમાં પ્રવેશે છે અને આમ સર્જન, પોષણ અને વિનાશ પોતપોતાને યોગ્ય સમયે ચાલ્યા કરે છે, તે પ્રમાણે અવિભાજ્ય અંશ જીવાત્મા ભૌતિક તત્ત્વોમાં પ્રવેશ કરી, તેના માટે સર્જેલું ભૌતિક શરીર ધારણ કરે છે. ભગવાન અને જીવાત્મા વચ્ચેનો ભેદ એવો છે કે, જીવાત્મા સર્વોચ્ચ પ્રભુનો અવિભાજ્ય અંશ છે, અને ભૌતિક ગુણોના આંતર સંબંધો દ્વારા તે આવિષ્કાર પામે છે શ્રીકૃષ્ણ પરબ્રહ્મન્ અથવા સર્વોચ્ચ બ્રહ્મન્ સંપૂર્ણ રીતે જ્ઞાનમય હોવાને લીધે આવી પ્રવૃત્તિઓથી લેપાતા નથી. શ્રીકૃષ્ણનું નામ અચ્યુત છે, એટલે તેમનું કોઈ દિવસ પતન થતું નથી. ભૌતિક કર્મ દ્વારા શ્રીકૃષ્ણના આધ્યાત્મિક સ્વરૂપનું જ્ઞાન કદી ઢંકાતું નથી, જ્યારે અવિભાજ્ય અંશ જીવાત્માનું સ્વરૂપ ભૌતિક કર્મ દ્વારા લેપાય છે. વ્યક્તિગત જીવાત્માઓ ભગવાન સાથે અખંડ જોડાયેલા છે. મૂળ અગ્નિરૂપ શ્રીકૃષ્ણના સૂક્ષ્મ તણખાઓની જેમ તેઓ બુઝાઈ જાય તેવા હોય છે.

અક્રૂરે કહેવાનું ચાલુ રાખ્યું: "આપનું દિવ્ય સ્વરૂપ ભૌતિક શક્તિ વડે બનેલું છે એમ માની મંદબુદ્ધિ—વર્ગના લોકો ગેરસમજ કરે છે. એ વિચાર આપને જરાય લાગુ પડે તેમ નથી. હકીકતમાં આપ સંપૂર્ણપણે આધ્યાત્મિક છો, અને આપ અને આપના શરીર વચ્ચે ભેદ નથી. આને કારણે આપના બદ્ધ કે મુક્ત હોવાનો પ્રશ્ન ઊભો થતો નથી. જીવનની કોઈ પણ અવસ્થામાં આપ સદાય મુક્ત રહો છો ભગવદ્ ગીતામાં કહ્યા પ્રમાણે, 'કેવળ મૂર્ખાઓ અને લુચ્ચાઓ આપને સાધારણ મનુષ્ય ગણે છે.' અમારા અપૂર્ણ જ્ઞાનને લીધે આપને ભૌતિક પ્રકૃતિથી બદ્ધ, અને અમારામાંના એક ગણવાની ભૂલ કરીએ છીએ. જ્યારે લોકો વેદોના મૂળ જ્ઞાનથી આડા ફંટાય છે, ત્યારે તેઓ સાધારણ જીવાત્માઓને આપના સ્વરૂપ જેવા સમજે છે. આ ધરતી પર એવા સત્ય જ્ઞાનની પુનઃ પ્રતિષ્ઠા કરવા માટે આપે આપના મૂળ સ્વરૂપે અવતાર લીધો છે, કે જેથી જીવાત્માઓ સર્વોચ્ચ પરમેશ્વરને પોતાના જેવા અથવા પોતાના બરોબરીઆ ન સમજે. મારા વહાલા પ્રભુ! આપ શુદ્ધ સત્ત્વમાં હમેશાં સ્થિર રહો છો નાસ્તિક તત્ત્વજ્ઞાન એમ સાબિત કરવાનો પ્રયત્ન કરે છે, કે ભગવાન અને જીવાત્માઓ એક જ છે. એથી ઊલટું સાચા વૈદિક જ્ઞાનની પુનઃ પ્રતિષ્ઠા કરવા માટે આપનું પ્રાગટ્ય જરૂરી છે મારા વહાલા ભગવાન કૃષ્ણ! આ સમયે આપ વસુદેવને ઘેર, આપના આંશિક અવતાર

શ્રી બલરામને સાથે રાખી, તેમના પુત્ર તરીકે પ્રગટ થયા છો. વિશાળ સૈન્યની શકિત ધરાવતા સર્વ નાસ્તિક રાજકુટુંબોનો વિનાશ કરી નાંખવાનું આપનું જીવનધ્યેય છે. આપ જગતનો ભાર ઓછો કરવા માટે સ્વયં અવતર્યા છો, અને આ હેતુ પૂર્ણ કરવા માટે યદુવંશને, તેમના એક કુટુંબી તરીકે પ્રગટ થઈને, અજવાળ્યો છે."

"મારા વહાલા પ્રભુ! આજે આપની હાજરીથી મારું ઘર પવિત્ર થયું છે. હું દુનિયામાં સર્વશ્રેષ્ઠ ભાગ્યશાળી મનુષ્ય થયો છું. વિવિધ પ્રકારના સર્વ દેવતાઓ, પિતૃઓ તેમજ જીવાત્માઓ, રાજાઓ અને સમ્રાટો, સર્વ માટે, આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પૂજનીય છો અને દરેક વસ્તુમાં રહેલા પરમાત્મા તરીકે, આપ મારે ઘેર પધાર્યા છો. આપના ચરણ-કમળમાં રહેલું જળ ત્રણેય લોકને શુદ્ધ કરે છે, અને હવે આપ કૃપા કરી મારા મુકામે પધાર્યા છો. વ્યાવહારિક દૃષ્ટિએ, સુશિક્ષિત લોકોમાં ત્રિભુવનમાં એવો કોણ છે જે આપના ચરણકમળનું રક્ષણ નહિ સ્વીકારે અને આપને શરણે નહિ આવે? એવો કોણ હશે જે એમ સમજે કે આપની અથવા આપના ભક્તોની જેમ કોઈ પણ વત્સલ થઈ શકે? છતાં એટલો બધો મૂર્ખ કોણ હોય કે જે આપનો ભક્ત થવાની આનાકાની કરે? સમગ્ર વેદના સાહિત્યમાં એમ જાહેર થયેલું છે કે, આપ દરેક જીવાત્માના અંતરંગ મિત્ર છો. ભગવદ્ ગીતામાં આનો સ્વીકાર થયો છે. सुहृदम् सर्व भूतानाम् । આપ આપના ભક્તોની ઈચ્છા પૂરી કરવાને સંપૂર્ણ શકિતમાન એવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. આપ દરેક મનુષ્યના સાચા મિત્ર છો. આપના ભક્તોને આપની જાત સમર્પિત કરવા છતાં, આપની આદિ શકિતને કોઈ બાધ આવતો નથી. આપની શકિતનો વ્યાપ નથી તો ઘટતો કે નથી તો વધતો."

"મારા વહાલા પ્રભુ! મોટા મોટા રહસ્યવાદીઓ, યોગીઓ અને દેવતાઓ માટે આપની ગતિ-વિધિ સમજવી ઘણી મુશ્કેલ છે. તેઓ આપની સમક્ષ આવી શકતા નથી આપે આપની નિષ્કારણ કૃપાથી જ મારે ઘેર પધારવાનું કબૂલ કર્યું છે. મારા ભૌતિક જગતના પ્રવાસમાં આ સૌથી વધારે શુભ ઘડી છે. કેવળ આપની કૃપાથી હું એટલુ તો સમજી શકું છું, કે મારું ઘર. મારી પત્ની મારાં બાળકો અને દુન્યવી કબજા ભોગ-વટાની મારી વસ્તુઓ, ભૌતિક જીવનમાં જોડનારાં વિવિધ પ્રકારનાં બંધન છે. કૃપા કરી એની ગ્રંથી (ગાંઠ) છોડો અને આ મિથ્યા સમાજ, મૈત્રી અને સ્નેહની જંજાળમાંથી મને બચાવો."

શ્રીકૃષ્ણ ભગવાન અક્રૂરની પ્રાર્થનાઓથી અત્યંત પ્રસન્ન થયા. તેમનું હાસ્ય અક્રૂ-રને વધારે ને વધારે મુગ્ધ કરી રહ્યું હતું. ભગવાને તેમને આ પ્રમાણે જવાબ આપ્યો: "મારા વહાલા અક્રૂર! તમે આટલા આધીન હોવા છતાં, હું તમને મારા પિતા, ગુરુ અને હિતેચ્છુ મિત્રની ઉચ્ચ ભૂમિકામાં ગણું છું. એટલે તમે મારા માટે પૂજનીય છો, અને મારા કાકા હોવાથી મને હમેશાં તમારું રક્ષણ મળશે. તમે મારું પોષણ કરો એવું હું ઈચ્છું છું કારણ કે હું તમારાં પોતાનાં બાળકોમાંનો જ એક છું. આવા લોહીના સંબંધની

વાત બાજુએ રાખીએ તો પણ તમે હમેશાં પૂજનીય છો. જે કોઈ મનુષ્યને પરમ સૌભાગ્ય જોઈતું હોય તો તેણે તમારા જેવી વ્યક્તિનું સન્માનપૂર્વક વંદન કરવું જોઈએ. તમે દેવતાઓ કરતાં પણ મહાન છો. જ્યારે લોકોને ઈન્દ્રિયગમ્ય સુખ ભોગવવાની ઈચ્છા જાગે, ત્યારે તે દેવતાનું પૂજન કરવા જાય છે. દેવતાઓનું પૂજન ભક્તો કરી રહે, ત્યાર પછી તેઓ તેમને વરદાન આપે છે. પરંતુ અક્રૂરજી જેવા ભક્ત સર્વ શ્રેષ્ઠ આશીર્વાદ આપવા માટે હમેશાં તૈયાર હોય છે. સાધુ-પુરુષ અથવા ભક્ત કોઈ પણ મનુષ્યને આશીર્વાદ આપવા માટે મુક્ત હોય છે, જ્યારે દેવતાઓ પૂજન થઈ રહ્યા પછી આશીર્વાદ આપી શકે છે. મનુષ્ય યાત્રાના ધામનો લાભ ત્યાં જઈને લઈ શકે છે, અમુક દેવતાનું પૂજન કરીને ઈચ્છા પૂરી થવામાં લાંબો સમય નીકળી જાય છે, પરંતુ મારા વહાલા અક્રૂર, તમારા જેવા સંતપુરુષો ભક્તોની સર્વ કામનાઓ તરત જ પૂરી કરે છે. મારા વહાલા અક્રૂર, તમે હમેશાં મારા મિત્ર અને હિતેચ્છુ રહ્યા છો. તમે અમારા વિકાસ માટે કામ કરવાને હમેશાં તત્પર રહો છો, એટલે કૃપા કરીને હસ્તિનાપુર જાવ અને પાંડવો માટે શું તૈયારીઓ થઈ રહી છે તે જુઓ."

કૃષ્ણ, પાંડુના દીકરાઓ વિષે જાણવા માટે અત્યંત ચિંતાતુર હતા, કારણ કે તદ્દન નવયુવાન વયે, તેમણે તેમના પિતા ગુમાવ્યા હતા. પોતાના ભક્તો પ્રત્યે અત્યંત મિત્ર-ભાવ હોવાને લીધે કૃષ્ણ તેમના વિષે જાણવાને અધીરા હતા. એટલે તેમણે અક્રૂરને ખરી પરિસ્થિતિની માહિતી મેળવવા હસ્તિનાપુર મોકલ્યા. કૃષ્ણ કહેવા લાગ્યા, "મેં સાંભળ્યું છે કે પાંડુ રાજાના મરણ પછી તેમના જુવાન દીકરાઓ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ પોતાની વિધવા માતા સહિત ધૃતરાષ્ટ્રની દેખભાળ નીચે આવ્યા છે, કારણ કે તેઓ તેમના વડિલ તરીકે તેમની સંભાળ રાખનાર છે. પરંતુ મેં સાંભળ્યું છે કે, ધૃતરાષ્ટ્ર કેવળ જન્મથી અંધ છે એટલું જ નહિ, પરંતુ પોતાના ઘાતકી પુત્ર દુર્યોધન પ્રત્યેના સ્નેહમાં પણ અંધ છે. પાંચ પાંડવો પાંડુ રાજાના દીકરાઓ છે, પરંતુ ધૃતરાષ્ટ્ર પોતાની યોજનાઓ અને યુક્તિઓને લીધે પાંડવો પ્રત્યે અનુકૂળ નથી. મહેરબાની કરી ત્યાં જાવ, અને ધૃતરાષ્ટ્ર પાંડવો સાથે કેવો વ્યવહાર કરી રહ્યા છે તેનો અભ્યાસ કરો. તમારી માહિતી મળ્યા પછી પાંડવોના હિતાર્થે મારે શું કરવું એનો હું વિચાર કરીશ." આ રીતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણે અક્રૂરજીને હસ્તિનાપુર જવા આજ્ઞા કરી અને પછીથી બલરામ તેમજ ઉદ્ધવ સહિત ઘેર પાછા ફર્યા.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના શ્રીકૃષ્ણ પોતાના ભક્તોને પ્રસન્ન કરે છે" નામે સુડતાલીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા



# ૪૮. અપંગી ધૃતરાષ્ટ્ર

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણનો હુકમ થવાથી અક્રૂરજીએ હસ્તિનાપુરની મુલાકાત લીધી. આજે જેને આપણે નવી દિલ્હી કહીએ છીએ, તેના વિષે એમ કહેવાય છે, કે તે હસ્તિનાપુર હતું. નવી દિલ્હીનો અમુક ભાગ આજે પણ ઈન્દ્રપ્રસ્થ તરીકે જાણીતો છે, અને સામાન્ય રીતે પ્રજા તેને પાંડવોની જૂની રાજધાની તરીકે ઓળખે છે. હસ્તિનાપુર નામ જ એમ સૂચવે છે કે ત્યાં ઘણા હસ્તિઓ, એટલે કે હાથીઓ હતા. પાંડવો ઘણા હાથીઓને નગરમાં રાખતા, એટલે તે હસ્તિનાપુર કહેવાતું. હાથીઓ રાખવા એ અતિશય ખર્ચાળ કામ છે. એટલે ઘણા હાથીઓને રાખનારું રાજ્ય અત્યંત શ્રીમંત હોવું જોઈએ. આમ હસ્તિનાપુર હાથી, ઘોડા, રથો અને બીજા ઐશ્વર્યોથી સભર હતું. જ્યારે અક્રૂરજી હસ્તિનાપુર પહોંચ્યા ત્યારે તેમણે નગરમાં સર્વ પ્રકારનું ઐશ્વર્ય નિહાળ્યું. હસ્તિનાપુરના રાજાઓ સારાયે જગત પર રાજ્યકર્તા રાજવીઓ લેખાતા. સમગ્ર રાજ્યમાં તેમની કીર્તિ ચોમેર પ્રસરેલી હતી. તેમનું વહિવટીતંત્ર વિદ્વાન બ્રાહ્મણોની સુંદર સલાહ પ્રમાણે ચાલતું.

અત્યંત ઐશ્વર્યપૂર્ણ રાજધાનીને જોયા પછી, અક્રૂરજી ધૃતરાષ્ટ્રને મળ્યા. વળી તેમણે ભીષ્મ પિતામહને તેમની સાથે બેઠેલા જોયા. તેમને મળ્યા પછી તેઓ વિદુરજી અને ત્યાર બાદ તેમનાં બહેન કુંતીને મળવા ગયા. પછીથી તેમણે વારાફરતી સોમદત્તના દીકરાને અને બાહ્‌લીકના રાજા,દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, કર્ણ અને સુયોધન (સુયોધન એ દુર્યોધનનું બીજું નામ છે)ને જોયા. તે પાંચ પાંડવ બંધુઓ, બીજા મિત્રો અને શહેરમાં વસતાં સગાંસંબંધીઓને મળ્યા. અક્રૂરજી ગાન્દીના દીકરા તરીકે જાણીતા હતા, એટલે જેને જેને તે મળ્યા તે તેમને મળીને રાજી થયા. તેમનું સ્વાગત કરાયા પછી તેમને સારી બેઠક આપવામાં આવતી અને તેઓ પોતાનાં સગાંવહાલાંની સુખાકારી અને બીજી પ્રવૃત્તિઓ વિષે સર્વ પ્રકારે જિજ્ઞાસાપૂર્વક પૃચ્છા કરતા.

શ્રીકૃષ્ણ ભગવાને અક્રૂરને હસ્તિનાપુરની મુલાકાતે મોકલ્યા હતા, એટલે એમ સમજી શકાય કે તે આંટીઘૂંટીવાળી પરિસ્થિતિને સમજવામાં અત્યંત બુદ્ધિશાળી હતા. પાંડુના

દીકરાઓ હોવા છતાં, પાંડુ રાજાના મરણ પછી ધૃતરાષ્ટ્ર સિંહાસનનો ગેરકાયદેસર કબજો જમાવી રહ્યા હતા. અક્રૂરજી ત્યાં રહીને સમગ્ર પરિસ્થિતિનું અધ્યયન કરવા માગતા હતા. તે એટલું સારી રીતે સમજી શકયા કે પ્રપંચી ધૃતરાષ્ટ્ર તેમના પોતાના દીકરાઓ પ્રત્યે વધુ પડતો પક્ષપાત કરી રહ્યા હતા. હકીકતમાં ધૃતરાષ્ટ્રે ક્યારનુંય રાજ્ય પડાવી લીધું હતું, અને હવે પાંચ પાંડવ ભાઈઓને દૂર કરવા માટે ઉશ્કેરણી કરીને યોજના ઘડી રહ્યા હતા. અક્રૂરજીને એ પણ ખબર હતી કે દુર્યોધનના નેતૃત્વ નીચે કામ કરી રહેલા ધૃતરાષ્ટ્રના સર્વ દીકરાઓ અત્યંત કુટિલ રાજપુરુષો હતા. ભીષ્મ અને વિદુરની સારી શિખામણ પ્રમાણે ધૃતરાષ્ટ્ર કામ કરતા ન હતા, પરંતુ કર્ણ, શકુનિ અને અન્ય માણસોની-અવળી શિખામણ પ્રમાણે ચાલતા હતા. અક્રૂરજીએ સમગ્ર રાજકીય પરિસ્થિતિનું અધ્યયન કરવા માટે હસ્તિનાપુરમાં થોડાક મહિના રહેવાનો નિર્ણય કર્યો.

ધીમે ધીમે અક્રૂરે કુંતી અને વિદુરજી પાસેથી જાણ્યું કે પાંચ પાંડવોના યુદ્ધકળા વિષયક અગાધ જ્ઞાનને કારણે અને તેમણે શારીરિક શકિતમાં અત્યંત વિકાસ સાધ્યો હોવાને લીધે ધૃતરાષ્ટ્ર અત્યંત અસહિષ્ણુ અને તેજોદ્વેષી બન્યા હતા. પાંડવો સાચા, ઉદાર ચરિત, વીર પુરુષો હતા, અને તેમનામાં ક્ષત્રિયોના સર્વ સદ્ગુણો નજરે ચડતા હતા. વળી તેઓ નગરજનોની સુખાકારીનો હમેશાં વિચાર કરનાર જવાબદાર રાજકુમારો હતા. અક્રૂરને એ પણ ખબર પડી કે, પોતાના પ્રપંચી પુત્રની સલાહ પ્રમાણે ધૃતરાષ્ટ્રે પાંડવોને ઝેર આપીને મારી નાંખવાનો પ્રયત્ન કરેલો.

અક્રૂરજી, કુંતીના પિતરાઈઓમાંના એક હતા. એટલે તેમને મળ્યા પછી કુંતીએ પોતાના પિયરનાં સગાંસંબંધી વિષે જિજ્ઞાસાભરી પૂછપરછ શરૂ કરી. પોતાના પિયરનો વિચાર કરતાં કરતાં તે રડવા લાગ્યાં. તેમણે અક્રૂરને પૂછયું, કે તેમના પિતા, માતા, ભાઈઓ, બહેનો અને બીજા મિત્રો તેમને યાદ કરતાં હતાં ? તેમણે ખાસ કરીને પોતાના યશસ્વી ભત્રીજાઓ કૃષ્ણ અને બલરામ વિષે પૃચ્છા કરી. તેમણે પૂછયું: "પોતાના ભકતો પ્રત્યે પ્રેમાળ એવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણ મારા પુત્રોને યાદ કરે છે? બલરામ અમને યાદ કરે છે?" કુંતી વાઘની વચ્ચે રહેલી હરિણીની જેમ મનમાં ડરતાં હતાં, અને હકીકતમાં એમની સ્થિતિ જ એવી હતી. પોતાના પતિ પાંડુ રાજાના મરણ પછી પાંચ પાંડવ બાળકોની જવાબદારી તેમના પર આવી પડેલી. ધૃતરાષ્ટ્ર સદા તેમને બધાંને ખતમ કરી નાંખવાની યોજના કર્યા કરતા. તેથી જુદા જુદા વાઘોની વચ્ચે ગરીબડું નિર્દોષ પશુ જીવતું હોય એ જ રીતે તે રહેતાં હતાં. શ્રીકૃષ્ણ ભગવાનનાં ભકત હોવાને લીધે તે હમેશાં એમનો જ વિચાર કરતાં. એમને આશા હતી કે, એક દિવસ કૃષ્ણ આવશે અને તેમને પોતાની ભયભરી પરિસ્થિતિમાંથી બચાવશે. તેમણે અક્રૂરજીને પૂછયું, કે ધૃતરાષ્ટ્ર અને તેમના પુત્રોની પ્રપંચી નીતિમાંથી પિતૃવિહોણા પાંડવોએ કેવી રીતે છૂટવું, એની સલાહ આપવા માટે આવવાનો વિચાર કૃષ્ણ કરે છે કે કેમ? અક્રૂરજી સાથે આ બધા પ્રસંગો વિષે વાત કરતાં તેમની અસહાયતા જણાઈ અને ઉદ્ગાર સરી

પડયો: "મારા વહાલા કૃષ્ણ! મારા વહાલા કૃષ્ણ! તમે સર્વોચ્ચ યોગી અને વિશ્વના પરમેશ્વર છો. સમગ્ર વિશ્વના તમે સાચા હિતેચ્છુ છો. મારા વહાલા ગોવિંદ! આ સમયે તમે મારાથી દૂર છો. તમારા ચરણકમળમાં શરણે આવવા હું પ્રાર્થના કરું છું. અત્યારે પિતૃહીન મારા પાંચ પુત્રો સાથે હું અત્યંત વ્યથા અનુભવી રહી છું. હું પૂરે-પૂરું સમજી શકું છું કે આપના ચરણકમળને છોડીને બીજું કોઈ શરણું કે આશ્રયસ્થાન નથી. આપનાં ચરણકમળ સર્વ દુઃખી જીવોને મુક્ત કરી શકે છે, કારણ કે આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. કેવળ આપની કૃપાથી જ મનુષ્ય વારંવાર થતા જન્મ અને મરણના બંધનમાંથી સલામત રહી શકે છે. મારા વહાલા કૃષ્ણ! આપ સર્વોચ્ચ શુદ્ધ પરમાત્મા અને સર્વ યોગીઓમાં યોગેશ્વર છો. હું શું કહી શકું? હું તો કેવળ આપને સન્માનપૂર્વક વંદન કરું છું. આપને સંપૂર્ણ રીતે શરણે આવેલા ભક્ત તરીકે મારો સ્વીકાર કરો."

કૃષ્ણ તેમની સમક્ષ હાજર ન હતા, છતાં તેમની હાજરી પ્રત્યક્ષ હોય એ રીતે કુંતાજીએ તેમને પ્રાર્થના કરી. જે કોઈ મનુષ્ય કુંતીના પગલાને અનુસરવા માંગતો હોય એના માટે આ શક્ય છે. કૃષ્ણને દરેક જગાએ સદેહે હાજર રહેવાની જરૂર હોતી નથી. તે પોતાની આધ્યાત્મિક શક્તિથી ખરેખર સર્વવ્યાપી છે, અને મનુષ્યે હૃદયપૂર્વક ફક્ત તેમને શરણે જવાનું છે. જ્યારે કુંતીજી શ્રીકૃષ્ણ આગળ પોતાની પ્રાર્થનાઓ દ્વારા સર્વ લાગણીઓ ઠાલવી રહ્યાં હતાં, ત્યારે તે પોતાની જાતને સંભાળી ન શક્યાં, અને અક્રૂરજીની સન્મુખ મોટે અવાજે વિલાપ કરવા લાગ્યાં. વિદુરજી પણ હાજર હતા, અને અક્રૂરજી તથા વિદુરજી બંને જણાને પાંડવોની માતા પ્રત્યે અત્યંત સહાનુભૂતિ જાગી. કુંતાના પુત્રો યુધિષ્ઠિર, અર્જુન અને ભીમનાં યશોગાન ગાઈ તેઓ દિલાસો આપવા લાગ્યા. તેમના પુત્રો અસાધારણ રીતે શક્તિશાળી હતા, તેમ કહી તેમણે કુંતાને શાંત પાડયાં. તે પુત્રો યમરાજ, ઈન્દ્ર અને વાયુ જેવા મોટા મોટા દેવોથી જન્મેલા હોવાને લીધે, તેમણે તેમની બાબતમાં જરા પણ અસ્વસ્થ થવાની જરૂર ન હતી.

કુંતી અને તેમના પાંચ પુત્રો જે રીતે છેલ્લી પરિસ્થિતિમાં મુકાયા હતા તેની માહિતી કૃષ્ણને આપવા માટે પાછા ફરવાનો અક્રૂરજીએ નિર્ણય કર્યો. પહેલાં, જે ધૃતરાષ્ટ્ર પોતાના પુત્ર પ્રત્યે આટલી બધી તરફદારી કરતા અને પાંડવો પ્રત્યે પ્રતિકૂળ રીતે વર્તતા હતા તેમને સારી શિખામણ આપવાનો તેમણે વિચાર કર્યો. જ્યારે કુંતાજી અને ધૃતરાષ્ટ્ર, મિત્રો અને સગાંવહાલાંની વચમાં બેઠાં હતાં, ત્યારે અક્રૂરજીએ તેમને 'વાચિત્રવીર્ય' એમ કહી સંબોધવાની શરૂઆત કરી. વાચિત્રવીર્ય એટલે વિચિત્રવીર્યનો દીકરો. ધૃતરાષ્ટ્રના પિતાનું નામ વિચિત્રવીર્ય હતું. પરંતુ ધૃતરાષ્ટ્રને ખરેખર વિચિત્રવીર્યે ઉત્પન્ન કર્યા ન હતા. તે વ્યાસદેવથી ઉત્પન્ન થયેલા પુત્ર હતા. પ્રાચીન કાળમાં એવી એક પ્રથા હતી કે, જો પુરુષ સંતાન ઉત્પન્ન કરવાને અશક્ત નીવડે તો, તેનો ભાઈ તેની ભાભીના ગર્ભમાં બાળક ઉત્પન્ન કરી શકતો. કળિયુગમાં હવે એ પ્રથા નિષિદ્ધ ગણાય છે. અક્રૂરજીએ

ધૃતરાષ્ટ્રને માર્મિક રીતે 'વારચિત્રવીર્ય' કહ્યા, કારણ કે હકીકતમાં તેમના પિતાએ તેમને ઉત્પન્ન કર્યા ન હતા. તે વ્યાસદેવના પુત્ર હતા. જ્યારે દિયરે ભાભીથી પુત્ર ઉત્પન્ન કર્યો હોય ત્યારે બાળક પર પતિનો દાવો રહેતો, પરંતુ હકીકતમાં બાળકને પતિએ ઉત્પન્ન કરેલું હોય નહિ. આ માર્મિક કટાક્ષ એમ સૂચવે છે કે, ધૃતરાષ્ટ્રનો વારસાથી રાજગાદી મેળવવાનો દાવો જૂઠો હતો. હકીકતમાં પાંડુનો પુત્ર સાચો રાજા હતો, અને પાંડુના દીકરા પાંડવોની હાજરીમાં ધૃતરાષ્ટ્રે રાજગાદીનો કબજો જમાવવો નહોતો જોઈતો.

પછી અક્રૂરજી બોલ્યા, "મારા વહાલા વિચિત્રવીર્યના પુત્ર! તમે ગેરકાયદેસર રીતે પાંડવોનું રાજ્ય પડાવી લીધું છે. ગમે તેમ, એક યા બીજા કારણે તમે હવે ગાદી પર છો, એટલે તમને સલાહ આપવાની હું રજા માગું છું કે, તમે કૃપા કરીને નૈતિક અને ધાર્મિક સિદ્ધાંતો પ્રમાણે રાજ ચલાવો. જો તમે એમ કરશો અને તમારી પ્રજાને એ રીતે શિક્ષણ આપવાનો પ્રયત્ન કરશો તો તમારું નામ અને કીર્તિ અમર થશે." અક્રૂરજીએ એવો ઈશારો કર્યો, કે પોતાના ભત્રીજા પાંડવો પ્રત્યે તેઓ ગેરવર્તાવ કરી રહ્યા હતા, છતાં તેઓ એમની પ્રજા હતા. "તમે જો તેમના પ્રત્યે ગાદીના માલિકો તરીકે વર્તાવ ન કરી શકતા હો તો, તમારી પ્રજા તરીકે તમે વર્તાવ કરો. એટલે કે તેઓ તમારા પુત્રો હોય એ રીતે તમારે તટસ્થ રીતે તેમના ક્ષેમકુશળનો વિચાર કરવો જોઈએ; પરંતુ તમે આ સિદ્ધાંતને અનુસરવાને બદલે, જો કેવળ ઊલટી રીતે વર્તશો, તો તમે તમારી પ્રજામાં અણમાનીતા થઈ પડશો, અને પછીના જન્મમાં તમારે નરકની સ્થિતિ ભોગવવી પડશે. એટલે મને આશા છે, કે તમે તમારા પુત્રો અને પાંડુના પુત્રો પ્રત્યે સમભાવે વર્તશો." અક્રૂરજીએ એવો ઈશારો કર્યો, કે જો ધૃતરાષ્ટ્ર પાંડવો અને તેમના પુત્રો પ્રત્યે સમભાવે નહિ વર્તે તો પિતરાઈઓ બે છાવણીઓમાં વહેંચાઈ જશે અને લડાઈ ફાટી નીકળશે, એ વિષે શંકા નથી. પાંડવોને પક્ષે ન્યાય છે, એટલે તેઓ વિજયી નીવડશે, અને ધૃત-રાષ્ટ્રના પુત્રોનો વધ થશે. અક્રૂરજીએ ધૃતરાષ્ટ્રને આ ભવિષ્યવાણી કહેલી.

આગળ વધીને અક્રૂરજીએ ધૃતરાષ્ટ્રને સલાહ આપી, "આ ભૌતિક જગતમાં કાઈ પણ મનુષ્ય અખંડ સાથી બની રહી શકતું નથી. સંજોગવશાત્ આપણે કુટુંબ, સમાજ, કોમ કે રાષ્ટ્રમાં ભેગા થઈએ છીએ, પરંતુ અંતે આપણામાંના દરેક જણે શરીર ત્યજી દેવાનું છે, એટલે આપણને વિયોગ થવાનો છે. એથી મનુષ્યે કુટુંબીજનો પ્રત્યે વધુ પડતા સ્નેહાળ ન થવું જોઈએ!" ધૃતરાષ્ટ્રનો સ્નેહ પણ અયોગ્ય હતો અને એમાં ઝાઝી બુદ્ધિ પ્રદર્શિત થતી ન હતી. ખુલ્લા શબ્દોમાં અક્રૂરજીએ ધૃતરાષ્ટ્રને સૂચવ્યું કે વસ્તુસ્થિતિ વિષેના ઘોર અજ્ઞાનને લીધે, તેઓ કૌટુંબિક સ્નેહમાં અંધ બન્યા હતા. આપણે કુટુંબ, સમાજ કે રાષ્ટ્રમાં એકત્રિત થયેલા છીએ એવો દેખાવ થવા છતાં આપણામાંના દરેક મનુષ્ય માટે વ્યકિતગત ભાવિ નિશ્ચિત છે. દરેક મનુષ્ય પોતાના ભૂતકાળના વ્યકિતગત કર્મ પ્રમાણે જન્મ ધરે છે. એટલે દરેક મનુષ્યે વ્યકિતગત રીતે પોતાના કર્મનાં ફળ ભોગવવાનાં કે સહન કરવાનાં છે. સકામ પ્રવૃત્તિ દ્વારા મનુષ્યનું ભાવિ સુધરી શકે એવી કોઈ શક્યતા

નથી. કેટલીકવાર એમ બને છે કે વ્યકિતના પિતા અન્યાયી રીતે સંપત્તિ એકઠી કરે છે અને પિતાએ લોહી-પસીનો એક કરી મિલકત ભેગી કરેલી હોવા છતાં પુત્ર તેને ઉડાવી દે છે, જાણે નાનકડી દરિયાની માછલી મોટી વૃદ્ધ માછલીના ભૌતિક શરીરને ફાડી ખાતી ના હોય! આખરે મનુષ્ય પોતાના કુટુંબ, સમાજ, કોમ અને રાષ્ટ્રના સંતોષ માટે ગેર-કાયદેસર સંપત્તિ એકઠી કરી શકે નહિ. ભૂતકાળમાં ઘણાં મોટાં મોટાં સામ્રાજ્યો વિસ્તાર પામ્યાં હતાં છતાં આજે તેમની નિશાની સુદ્ધાં રહી નથી, કારણ કે પછીના વંશવારસો-એ તેમની સંપત્તિ ઉડાવી મારેલી. એ વસ્તુ આ સિદ્ધાંતનું તાદૃશ ઉદાહરણ છે. જે મનુષ્ય સકામ પ્રવૃત્તિઓના સૂક્ષ્મ કાયદાને જાણતો નથી અને નૈતિક તથા ધાર્મિક સિદ્ધાંતોને નેવે મૂકે છે, તેને પોતાની પાપમય પ્રવૃત્તિઓનાં પરિણામો સહન કરવાં પડે છે. અન્યાયથી ભેગી કરેલી તેની સંપત્તિ અને માલમિલકત બીજો કોઈ પડાવી લે છે, અને તે નારકી જીવનના અત્યંત અંધકારમય પ્રદેશમાં જાય છે. એટલે મનુષ્યે તેના ભાવિ પ્રમાણે તેને જે કાંઈ મળ્યું હોય તેનાથી વધારે એકઠું કરવાનો પ્રયત્ન કરવો ન જોઈએ; નહિ તો હકીકતમાં તે સ્વાર્થમાં અંધ બની જશે. પોતાનું હિત સાધવાને બદલે, તે બિલ-કુલ ઊલટી રીતે પોતાના અધ:પતનની દિશામાં કામ કરશે.

અક્રૂરજીએ કહેવાનું ચાલુ રાખ્યું: "મારા વહાલા ધૃતરાષ્ટ્ર! આ ભૌતિક જગતની વાસ્તવિક હકીકત વિષે તમે અંધ ન બનો, એવી સલાહ આપવાની હું રજા માગું છું. ભૌતિક બદ્ધ જીવનને, પછી તે સુખી હોય કે દુ:ખી, સ્વપ્ન તરીકે સ્વીકારવાનું હોય છે. મનુષ્યે પોતાનાં મન અને ઈન્દ્રિયોનો નિગ્રહ કરવાનો અને કૃષ્ણભાવનામાં રહી આધ્યા-ત્મિક વિકાસ માટે ખૂબ જ શાંતિપૂર્વક સજાગ રહી કામ કરવાનો પ્રયત્ન કરવો ઘટે." ચૈતન્ય–ચરિતામૃતમાં એમ કહ્યું છે, કે કૃષ્ણભાવનામાં રહેલા મનુષ્ય સિવાયનો બીજો દરેક મનુષ્ય હમેશાં માનસિક રીતે અસ્વસ્થ અને અત્યંત ચિંતાતુર હોય છે. એટલે સુધી કે જેઓ મુક્તિ માટે અથવા બ્રહ્મ–જ્યોતિમાં લીન થવા માટે અથવા રહસ્યમય શકિત દ્વારા પૂર્ણતા પામવા માટે પ્રયત્ન કરતા હોય છે, તેમને પણ મનની શાંતિ મળતી નથી. કૃષ્ણના શુદ્ધ ભકતો કૃષ્ણ થવા માગતા નથી. તેઓને તો કેવળ તેમની સેવાથી જ સંતોષ હોય છે. કેવળ સંપૂર્ણ રીતે કૃષ્ણભાવનામાં રહીને જ સાચી શાંતિ અને મનની સ્થિરતા પ્રાપ્ત થઈ શકે છે."

અક્રૂરજી પાસેથી નૈતિક શિખામણ સાંભળીને ધૃતરાષ્ટ્રે જવાબ આપ્યો: "મારા વહાલા અક્રૂર! મને સારી શિખામણો આપવામાં તું અત્યંત ઉદાર છે, પરંતુ દુર્ભાગ્યે હું તેને સ્વીકારી શકું તેમ નથી. જેનું મરણ નિશ્ચિત છે એવી વ્યકિતને અમૃત આપવા છતાં તે અમૃતનો ઉપયોગ કરી શકતો નથી. હું સમજી શકું છું કે તમારી શિખામણ ખૂબ જ કીમતી છે. દુર્ભાગ્યે આકાશમાં ચમકતી વીજળી સ્થિર રહેલાં વાદળમાં સ્થિર રહેતી નથી, તેમ તે મારા ચંચળ મનમાં સ્થિર રહી શકતી નથી. હું એટલું જ સમજી શકું છું કે કોઈ પણ મનુષ્ય પરમેશ્વરની ઈચ્છાને ઓળંગી શકતો નથી. હું સમજું છું કે પૂર્ણ

પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણ, આ પૃથ્વી પર વધી રહેલો બોજો ઓછો કરવા માટે યદુઓના કુટુંબમાં અવતર્યા છે."

ધૃતરાષ્ટ્રે અક્રૂરને ઈશારો કર્યો, કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણમાં તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી, પરંતુ સાથે સાથે તેઓ પોતાના કુટુંબીજનો પ્રત્યે અત્યંત પક્ષપાતી હતા. કૃષ્ણ તેમના કુટુંબના સર્વ સભ્યોને હરાવનારા હતા, અને આવી નિરાધાર સ્થિતિમાં ધૃતરાષ્ટ્રને શ્રીકૃષ્ણનાં ચરણોમાં શરણું લેવાનું હતું. ભકત પ્રત્યે પોતાની વિશિષ્ટ કૃપા દર્શાવવા માટે કૃષ્ણ સામાન્ય રીતે તેની ભૌતિક વાસનાઓવાળા સર્વ વિષયો હરી લે છે. આમ ભૌતિક રીતે તે ભકતને બળપૂર્વક નિરાધાર સ્થિતિમાં મૂકી, તેની પાસે કૃષ્ણના ચરણકમળને સ્વીકાર્યા વિના બીજો વિકલ્પ રહેવા દેતા નથી. કુરુક્ષેત્રનું યુદ્ધ પૂરું થયા પછી, ધૃતરાષ્ટ્રની બાબતમાં ખરેખર આમ જ બન્યું હતું.

ધૃતરાષ્ટ્ર તેમની સમક્ષ બની રહેલી બે આરસપરસ વિરોધી વસ્તુઓને સમજી શકયા. તે સમજી શકયા કે શ્રીકૃષ્ણ દુનિયાના સર્વ બિનજરૂરી બોજાને દૂર કરવા માટે અવતર્યા હતા. પોતાના પુત્રો નિરર્થક બોજારૂપ હતા, એટલે તેમણે ધાર્યું કે તેમનો વધ થશે. તે જ વખતે પોતાના પુત્ર પ્રત્યે પોતાના અયોગ્ય સ્નેહની ઉપેક્ષા ન કરી શકયા. આ બન્ને આરસપરસ વિરોધી વસ્તુને સમજવાથી તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને વંદન કરવા લાગ્યા: "ભૌતિક જગતમાં દેખાતા આરસપરસ વિરોધી માર્ગો સમજવા અત્યંત મુશ્કેલ છે. તેઓ કેવળ સર્વોચ્ચ પરમેશ્વરની અકળ યોજના દર્શાવે છે, એમ માનવું જ પડે. સર્વોચ્ચ પરમેશ્વર પોતાની અકળ શકિતથી આ ભૌતિક વિશ્વનું સર્જન કરે છે, તેમાં પ્રવેશે છે, અને ત્રિગુણાત્મક પ્રવૃત્તિને કાર્યરત કરે છે. જ્યારે દરેક વસ્તુ ઉત્પન્ન થાય છે, ત્યારે તેઓ નાનામાં નાના અણુ અને પ્રત્યેક જીવાત્મામાં પ્રવેશે છે. કોઈ પણ મનુષ્ય સર્વોચ્ચ પરમેશ્વરની અમાપ યોજનાઓને સમજી શકતો નથી." આ વિધાન સાંભળ્યા પછી અક્રૂરજી સ્પષ્ટ રીતે સમજી શકયા કે, પોતાના પુત્રો પ્રત્યેના પક્ષપાતને લીધે પાંડવો તરફની ઓરમાયા વર્તનની નીતિ તે બદલનાર નથી. તેમણે હસ્તિનાપુરમાં પોતાના મિત્રોની તરત જ રજા લીધી અને યદુઓના રાજ્યમાં પોતાને ઘેર પાછા ફર્યા. ઘેર આવી પહોંચ્યા પછી તેમણે હસ્તિનાપુરમાં બની રહેલી વાસ્તવિક પરિસ્થિતિ અને ધૃતરાષ્ટ્રના ઈરાદાઓ વિષે શ્રીકૃષ્ણ ભગવાન અને બલરામને તાદૃશ ચિતાર આપ્યો. અક્રૂરજીને શ્રીકૃષ્ણે હસ્તિનાપુરની પરિસ્થિતિનો અભ્યાસ કરવા માટે મોકલ્યા હતા. ભગવાનની કૃપાથી તે સફળ થયા હતા, તેથી તેમણે શ્રીકૃષ્ણને વાસ્તવિક પરિસ્થિતિની માહિતી આપી.

આમ "કૃષ્ણ ભાગ–૧"ના "પ્રપંચી ધૃતરાષ્ટ્ર 'નામે અડતાલીસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા



# ૪૯. કૃષ્ણ દ્વારકાનો કિલ્લો બંધાવે છે.

કંસના મૃત્યુથી એની બે પત્નીઓ વિધવા બની. વેદની સંસ્કૃતિ અનુસાર સ્ત્રી કદી સ્વતંત્ર હોતી નથી. તેના જીવનમાં ત્રણ તબક્કા હોય છે: બાળપણમાં સ્ત્રીઓ પોતાના પિતાના રક્ષણમાં રહેવું જોઈએ, યુવાન સ્ત્રીઓ પોતાના યુવાન પતિના રક્ષણ નીચે રહેવું જોઈએ અને તેના પતિનું મૃત્યુ થાય ત્યારે, તેણે કાં તો પોતાનાં મોટાં થયેલાં બાળકોના રક્ષણ નીચે રહેવું જોઈએ અથવા જો મોટાં બાળકો ન હોય તો વિધવાઓ પોતાના પિતાને ત્યાં પાછા જવું જોઈએ અને વિધવા રૂપે પોતાના પિતાના રક્ષણ નીચે રહેવું જોઈએ. કંસના મૃત્યુ પછી વિધવા બનેલી તેની પત્નીઓ એમના પિતાને આશરે ગઈ. કંસને બે રાણીઓ હતી. એક હતી અસ્તિ અને બીજી હતી પ્રાપ્તિ; તેઓ બંને તે સમયે મગધરાજ નામે ઓળખાતા બિહારના રાજા જરાસંધની પુત્રીઓ હતી. પિતાને ઘેર જઈને બંનેએ સમજાવ્યું કે કંસના મૃત્યુને કારણે પોતાની કેવી વિચિત્ર દશા થઈ હતી. કંસની કતલને કારણે થયેલી તેમની દયાજનક દશા વિશે સાંભળીને મગધરાજ જરાસંધે તે જ ક્ષણે નક્કી કર્યું કે તે જગતમાંથી યદુવંશનો નાશ કરશે. તેણે નિશ્ચય કર્યો કે કૃષ્ણે કંસને મારી નાંખ્યો હતો તેથી આખા યદુવંશને હણી નાંખવો જોઈએ.

હજારો રથ, ઘોડા, હાથી અને પાયદળ સહિતની અસંખ્ય સામગ્રી સાથે મથુરા ઉપર આક્રમણ કરવા, તે તૈયારીઓ કરવા લાગ્યો. કંસના વધનું વેર લેવા માટે જરાસંધે આવી તેર લશ્કરી ટુકડીઓ તૈયાર કરી, પોતે એ સમગ્ર સૈન્ય-શકિત સાથે યદુ-રાજાઓની રાજધાની મથુરા ઉપર ચઢી આવ્યો અને તેને ઘેરો ઘાલ્યો. શ્રીકૃષ્ણ કે જે સામાન્ય માનવી જેવા દેખાતા હતા તેમણે જોયું કે જરાસંધનું વિશાળ સૈન્ય, કોઈ પણ ક્ષણે કિનારાને ગળી જવા તત્પર સાગર જેવું જણાતું હતું. તેમણે એ પણ જોયું કે મથુરાનાં રહેવાસીઓ ભયભીત થઈ ગયાં હતાં. અવતાર તરીકેના એમના જીવનકાર્ય (મિશન)ના સંદર્ભમાં તત્કાલીન ઊભી થયેલી પરિસ્થિતિને કેવી રીતે હલ કરવી તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. આ પૃથ્વી ઉપર વધી ગયેલો ભાર ઓછો કરવાનું એમનું જીવનકાર્ય હતું, તેથી તેમણે, એટલા બધા પાળા, રથ, હાથીઓ, અને અશ્વોનો સામનો કરવાની તક

ઝડપી લીધી. જરાસંધનું લશ્કરી બળ તેમની સામે દેખાયું અને તેમણે જરાસંધના સમગ્ર સૈન્યને હણી નાંખવાનું નક્કી કર્યું, કે જેથી તે પાછો જઈને પોતાના સૈન્યની તાકાતને ફરીથી વ્યવસ્થિત કરી શકે નહિ.

જયારે કૃષ્ણ ભગવાન એ રીતે વિચારતા હતા, ત્યારે સારથી, શસ્ત્રો, પતાકા, અને બીજાં સાધનો સહિતના બે રથ અંતરિક્ષમાંથી તેમને માટે આવ્યા. કૃષ્ણે તેમની સામે હાજર થયેલા તે બે રથ જોયા અને તરત જ પોતાના અનુચર ભાઈ બલરામ કે જે સંકર્ષણ પણ કહેવાય છે તેમને સંબોધન કર્યું, "મારા વહાલા ભાઈ! તમે તો આર્યશ્રેષ્ઠ છો, તમે વિશ્વના માલિક છો, અને ખાસ કરીને તો તમે યદુવંશના સંરક્ષક છો. યદુ-વંશના સભ્યો જરાસંધના સૈન્યોનો જ મોટો ભય અનુભવે છે, અને તેઓ ઘણા શોકાતુર છે. તેમનું સંરક્ષણ કરવા માટે લશ્કરી સરંજામ સાથેનો તમારો રથ પણ અહીં છે. તેથી તમને તમારા રથમાં બેસવા અને આ સૈનિકો સહિત શત્રુની સમગ્ર સૈન્ય-શક્તિનો વિનાશ કરવા હું તમને વિનવું છું. સ્વાભાવિક રીતે જ આ પૃથ્વી ઉપરનાં બિનજરૂરી દુષ્ટ પરિબળોના ભારને દૂર કરવા અને શુદ્ધ ભક્તોનું રક્ષણ કરવા આપણે બંને આ પૃથ્વી પર અવતર્યા છીએ, તેથી આપણું જીવનકાર્ય પાર પાડવાની તક આપણને મળી છે. આપણે એ માટેનું કાર્ય કરીએ." અને આમ, યદુરાજ દશાર્હના વંશજ કૃષ્ણ તથા બલરામે, જરાસંધની તેર લશ્કરી ટુકડીઓનો વિનાશ કરવાનું નક્કી કર્યું.

કૃષ્ણ જે રથમાં ચઢયા તે રથના સારથી દારુક હતા. સાથે નાનું સૈન્ય હતું, અને શંખ-નાદ કરતા તે મથુરા નગરીની બહાર આવ્યા. એ વિચિત્ર હતું કે દુશ્મનપક્ષનું સૈન્યબળ વધારે મોટું હતું, છતાં કૃષ્ણના શંખનાદની ધ્રુજારી સાથે જ તેમનાં હૃદય ધ્રુજી ઊઠયાં. જયારે જરાસંધે બલરામ તથા કૃષ્ણ બંનેને જોયા ત્યારે એના હૃદયમાં સહેજ સહાનુભૂતિ જાગી, કારણ કે કૃષ્ણ-બલરામ બંને તેના દૌહિત્ર (દીકરીના પુત્ર) થતા હતા. તેણે ખાસ કરીને કૃષ્ણને પુરુષાધમ એટલે કે પુરુષોમાં અધમ કહીને સંબોધ્યા. ખરેખર તો સર્વ વેદશાસ્ત્રોમાં કૃષ્ણ પુરુષોત્તમ એટલે કે પુરુષોમાં શ્રેષ્ઠ કહેવાય છે; પરંતુ મહાપંડિતોએ પુરુષાધમ શબ્દનો એવો અર્થ કર્યો છે: "જે સર્વ પુરુષો-વ્યક્તિઓને નીચે પાડે છે તે." ખરેખર તો કોઈ પણ વ્યક્તિ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની બરાબરી કરી શકે નહિ, અથવા એમનાથી ચઢિયાતી હોઈ શકે નહિ.

જરાસંધે કહ્યું, "કૃષ્ણ તથા બલરામ જેવા છોકરાઓ સાથે યુદ્ધ કરવાથી તેની મોટી અપકીર્તિ થશે." કૃષ્ણે કંસનો વધ કર્યો હતો, તેથી જરાસંધે તેમને સગાના ઘાતક કહ્યા. કંસે પોતાના ઘણા ભાણેજોની હત્યા કરી હતી, તેમ છતાં જરાસંધે એ ધ્યાનમાં લીધું નહિ, પણ કૃષ્ણે તેના મામા કંસનો વધ કર્યો હતો, તેથી જરાસંધે કૃષ્ણની ટીકા કરવાનો પ્રયત્ન કર્યો. એ રાક્ષસી વ્યવહારની રીત છે. રાક્ષસો પોતાના દોષ શોધવાનો પ્રયત્ન કરતા નથી, પણ તેમના મિત્રોના દોષ શોધવા પ્રયત્ન કરે છે. જરાસંધે કૃષ્ણની એવી ટીકા કરી કે તે ક્ષત્રિય નથી, પણ વૈશ્ય છે. વૈશ્યો સામાન્ય રીતે ગુપ્તો

કહેવાય છે, અને ગુપ્ત શબ્દનો અર્થ 'છૂપા' પણ થાય છે. એ રીતે કૃષ્ણને નંદ મહારાજે છૂપા રાખ્યા હતા અને ઉછેર્યા હતા. જરાસંધે કૃષ્ણ પર ત્રણ દોષના આક્ષેપ કર્યા, કે તેમણે પોતાના મામાનો વધ કર્યો, તે બચપણમાં છુપાઈને રહ્યા અને તે પોતે ક્ષત્રિય પણ ન હતા. અને તેથી તેમની સાથે યુદ્ધ કરવામાં જરાસંધને શરમ આવતી હતી.

પછી તે બલરામ તરફ ફર્યો અને તેમને સંબોધન કર્યું, "ઓ બલરામ! જો તારી ઈચ્છા હોય તો તું પણ કૃષ્ણની સાથે રહીને યુદ્ધ કરી શકે છે, અને જો તારામાં ધીરજ હોય તો તું મારાં બાણથી મૃત્યુ પામવાની રાહ જો. એ રીતે તું સ્વર્ગમાં જઈ શકીશ." ભગવદ્ ગીતામાં જણાવ્યું છે કે યુદ્ધ કરવામાં ક્ષત્રિયને બેય રીતે લાભ થાય. જો કોઈ ક્ષત્રિય યુદ્ધમાં વિજય પામે તો તે વિજયના પરિણામને ભોગવી શકે છે, પણ જો તે યુદ્ધમાં હણાઈ જાય તો તે સ્વર્ગનું રાજ્ય પામે છે.

જરાસંધ તે રીતે બોલ્યો પછી કૃષ્ણે જવાબ આપ્યો, "મારા વહાલા રાજા જરાસંધ, જે વીરપુરુષો હોય છે તે કદી વધારે વાતો કરતા નથી. તેના બદલે તેઓ પોતાની શકિત બતાવે છે. તું ઘણી વાતો કરે છે, તેથી એમ લાગે છે કે આ લડાઈમાં મૃત્યુ પામવાની તને ખાત્રી છે. હવે વધારે વખત તારી વાતો સાંભળવાની અમને દરકાર નથી, કારણ કે જે વ્યકિત મરવાની હોય, અથવા તો જે ખૂબ દુઃખી હોય તેના શબ્દો સાંભળવા નિરર્થક છે. કૃષ્ણ સાથે યુદ્ધ કરવા જરાસંધે મોટા સૈન્યથી તેમને બધી બાજુએથી ઘેરી લીધા, અને ધૂળ તથા વાદળાંવાળી હવાથી સૂર્ય પણ ઢંકાઈ ગયેલો જણાયો. તે જ રીતે સર્વોચ્ચ સૂર્ય જેવા કૃષ્ણ જરાસંધના સૈન્યથી છવાઈ ગયા. કૃષ્ણ તથા બલરામના રથ, ગરુડ તેમજ તાડવૃક્ષનાં ચિહનોથી અંકિત હતા. મથુરાની સર્વ સ્ત્રીઓ એ અદ્‌ભુત યુદ્ધ જોવા માટે મકાનો અને મહેલોની અગાશીએ ચઢી હતી, પરંતુ જયારે કૃષ્ણનો રથ જરાસંધના સૈન્યથી ઘેરાઈ ગયો, ત્યારે તેમાંની કેટલીક બેભાન બની ગઈ. કૃષ્ણે જોયું કે પોતે જરાસંધના સૈન્યવડે ઘેરાઈ ગયા છે, અને પોતાના નાના સૈન્યને તેઓ સતાવે છે, તેથી તેમણે તરત જ સારંગ નામનું પોતાનું ધનુષ્ય ઉપાડયું.

તેમણે પોતાના ભાથામાંથી તીર લેવા માંડયાં અને એક પછી એક ધનુષ્યની પણછ ઉપર ચઢાવીને શત્રુઓ તરફ ફેંકવા માંડયાં. તે એટલાં બધાં લક્ષ્યવેધી હતાં કે જરાસંધના હાથીઓ, ઘોડા અને પગપાળા સૈનિકો તરત જ માર્યા ગયા. કૃષ્ણે એકધારાં છોડેલાં બાણ સળગતા અગ્નિના વંટોળ જેવાં લાગતાં હતાં, તેમણે જરાસંધની સર્વ સેનાને હણી નાંખી. જયારે કૃષ્ણે પોતાનાં બાણ છોડયાં ત્યારે તેનાથી હાથીઓનાં માથાં કપાઈ ગયાં અને તે એક પછી એક ઢળી પડવા લાગ્યા. તે જ રીતે બધા જ અશ્વો મરાયા અને રથ પણ તેમની ધ્વજાઓ સાથે ધરાશાયી થયા. તે જ પ્રમાણે સર્વ મહારથીઓ અને સારથીઓ પણ હણાયા. લગભગ બધા જ પગપાળા યોદ્ધાઓનાં માથાં, હાથ અને પગ કપાઈ જવાથી તેઓ મૃત્યુ પામ્યા. આમ હજારો હાથીઓ અને અશ્વો હણાયા અને એમનું લોહી નદીનાં મોજાંની જેમ વહેવા લાગ્યું. તે નદીમાં માણસોના કપાયેલા હાથ સાપ

જેવા, એમનાં માથાં કાચબા જેવાં અને હાથીઓનાં મડદાં નાના ટાપુ જેવાં જણાયાં. મરેલા ઘોડા શાર્ક (માછલી) જેવા દેખાયા. પરમેશ્વરની ઈચ્છાની ગોઠવણથી ત્યાં ઐશ્વર્ય-થી ભરપૂર લોહીની નદી બની ગઈ. પગપાળા સૈનિકોના હાથ સમુદ્રના છોડવાની જેમ તરતા હતા તેમજ સૈનિકોનાં તરતાં ધનુષ્ય એ નદીનાં મોજાં જેવાં દેખાયાં, અને સૈનિકો તથા સેનાપતિઓનાં ઉપરથી નીકળી પડેલાં રત્નો એ નદીમાં વહેતા અનેક કાંકરા જેવાં દેખાયાં.

ભગવાન બળરામ, કે જે સંકર્ષણ તરીકે પણ જાણીતા છે તે, પણ પોતાની ગદાથી એવી વીરતાપૂર્વક લડયા કે કૃષ્ણે સર્જેલી લોહીની નદી ઊભરાઈ ગઈ. એ ભયાનક અને ત્રાસદાયક દૃશ્ય જોઈને જે કાયર હતા તે ખૂબ ભયભીત થઈ ગયા અને જે શૂરવીર હતા તે એ બે ભાઈની વીરતા વિશે એક બીજા સાથે વાતો કરવા લાગ્યા. જો કે જરાસંધ મહાસાગર જેવડા સૈન્યથી સજજ હતો છતાં કૃષ્ણ તથા બલરામના યુદ્ધે આખી પરિસ્થિતિને એક ભયાનક દૃશ્યમાં પલટી નાંખીને અસામાન્ય યુદ્ધ આપ્યું. સામાન્ય બુદ્ધિવાળા માનવી તો એની કલ્પના પણ કરી ન શકે કે એ કેવી રીતે થયું; પરંતુ જેની ઈચ્છા અનુસાર દરેક વસ્તુ શકય બને છે તેવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની લીલા તરીકે આવાં કાર્યોને નિહાળીએ ત્યારે જ તે સમજી શકાય છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તો પોતાની ઈચ્છાથી જ આ સમગ્ર સૃષ્ટિને સર્જે છે, ટકાવે છે અને વિલય કરે છે. શત્રુ સાથે યુદ્ધ કરતાં, સંહારનું આવું વિશાળ દૃશ્ય સર્જવું એ કાંઈ એટલું બધું આશ્ચર્યકારક નથી. તેમ છતાં કૃષ્ણ તથા બલરામ માનવના સ્વરૂપે જરાસંધ સાથે યુદ્ધ કરતા હતા તેથી એ બાબત અદ્ભુત લાગતી હતી.

જરાસંધના બધા સૈનિકો હણાયા, અને તે એકલો જ જીવતો રહ્યો. એ ક્ષણે તે અત્યંત હતાશ થઈ ગયો. એક સિંહ બીજા સિંહને પકડે તેમ શ્રી બળરામે તેને તરત જ કેદ કર્યો; પરંતુ જયારે ભગવાન બળરામ જરાસંધને વરુણપાશ અને બીજાં સામાન્ય દોરડાંથી બાંધતા હતા ત્યારે, કૃષ્ણ ભગવાને, પોતાના મનમાં બીજી યોજના હોવાથી, તેને બાંધવાની બળદેવજીને ના કહી. પછી કૃષ્ણે જરાસંધને છોડયો. એક મહાન વીર યોદ્ધા તરીકે જરાસંધ ખૂબ શરમિંદો બન્યો, અને તેણે નિશ્ચય કર્યો કે હવે પોતે રાજા તરીકે રહેશે નહિ, પરંતુ રાજવીપદનો ત્યાગ કરશે અને કઠોર તપસ્યા તથા વ્રત આદરી ધ્યાન ધરવા માટે વનમાં જશે તેમ છતાં, જયારે બીજા રાજવી મિત્રો સાથે તે પાછો ફરતો હતો, ત્યારે નિવૃત્ત નહિ થવા, પણ નજીકના ભવિષ્યમાં કૃષ્ણ સાથે ફરીથી લડાઈ કરવા સૈન્યબળ એકઠું કરવા તેમણે સલાહ આપી જરાસંધના રાજ-મિત્રોએ તેને જણાવવાનું શરૂ કર્યું કે સામાન્ય રીતે તો યદુ રાજાઓના બળથી જરાસંધને હરાવવો એ શકય ન હતું, પરંતુ કમનસીબને કારણે જ એનો પરાજય થયો હતો. રાજવીઓએ જરાસંધને પ્રોત્સાહિત કર્યો. તેમણે કહ્યું કે એણે આપેલું યુદ્ધ ખરેખર વીરતાભર્યું હતું, તેથી એણે પોતાના

પરાજયને ખૂબ ગંભીર ગણવો જોઈએ નહિ, કારણ કે તે પોતાની ભૂતકાળની ભૂલોને લીધે થયો હતો. આખરે તો તેના યુદ્ધમાં કોઈ ખામી ન હતી.

આ રીતે, મગધ પ્રાંતનો રાજા જરાસંધ, પોતાનું સઘળું સૈન્ય ગુમાવીને પોતે કેદ કરાયો અને પછી મુક્ત કરાયો એવી અપમાનિત થઈને પોતાના રાજ્યમાં પાછો ફર્યો, બીજું કંઈ જ કરી શક્યો નહિ. આમ કૃષ્ણ ભગવાને જરાસંધના સૈનિકોને જીત્યા. જો કે કૃષ્ણનું સૈન્ય, જરાસંધના સૈન્યની સરખામણીમાં ઘણું નાનું હતું, છતાં એનો અંશ પણ ગુમાવાયો ન હતો, જ્યારે જરાસંધના બધા જ માણસો માર્યા ગયા હતા.

તે વખતે સ્વર્ગના દેવતાઓ ખૂબ આનંદ પામ્યા અને તેમણે ભગવાનની સ્તુતિનાં ગાન કરીને તથા તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરીને તેમનું બહુમાન કર્યું. તેમણે એ વિજયનાં ખૂબ વખાણ કર્યાં. જરાસંધ પોતાના રાજ્યમાં પાછો ફર્યો, તેથી મથુરા નગરી એક જોરદાર હુમલાના ભયમાંથી સલામત બની. મથુરાના નાગરિકોએ સૂત તથા માગધ જેવા વ્યાવસાયિક ગવૈયા અને સરસ કાવ્યો રચી શકનાર કવિઓની એક મંડળી બનાવી અને તેઓ કૃષ્ણ ભગવાનના ભવ્ય વિજયનાં સ્તવન કરવા લાગ્યા. તે વિજય પછી જ્યારે કૃષ્ણ ભગવાન નગરીમાં પ્રવેશ્યા ત્યારે ઘણાં રણશિંગાં, શંખ અને ઢોલ વગાડવામાં આવ્યાં અને ભેરી, તૂર્ય, વીણા, બંસી તથા મૃદંગ જેવાં વાદ્યોના સૂર ગૂંજી રહ્યા—એ બધાથી સરસ સત્કાર થયો. કૃષ્ણના પ્રવેશ વખતે આખા નગરને ખૂબ સ્વચ્છ કરવામાં આવ્યું હતું. બધી જ વિવિધ શેરીઓ અને રસ્તા ઉપર પાણીનો છંટકાવ કરાયો હતો તેમજ નાગરિકો આનંદિત થયા હોવાથી તેમણે પોતાનાં ઘર, રસ્તા તથા દુકાનોને ધજા-પતાકાઓથી શણગાર્યાં હતાં. અસંખ્ય સ્થળોએ બ્રાહ્મણોએ વેદ-મંત્રો ભણ્યા. લોકોએ ચોક, પ્રવેશદ્વાર, શેરીઓ ને પોળોને સુશોભિત કર્યાં. ઉત્સવની લાગણીથી સુંદર રીતે શણગારેલા મથુરા નગરમાં જ્યારે કૃષ્ણ પ્રવેશતા હતા ત્યારે સત્કારવિધિને વધારે મંગળ બનાવવા મથુરાની નારીઓ તથા બાળાઓએ વિવિધ પ્રકારના પુષ્પહાર બનાવ્યા, અને એ વિજયને વધારે ઉલ્લાસભર્યો બનાવવા વેદની પ્રણાલિકા અનુસાર તાજા લીલા ઘાસથી મિશ્રિત યોગુર્ત લઈને આહીંતહીં વેર્યાં. જ્યારે કૃષ્ણ શેરીઓમાંથી પસાર થયા ત્યારે મહિલાઓ તથા સ્ત્રીઓ ખૂબ પ્રેમપૂર્વક વંદન કરવા લાગી. કૃષ્ણ તથા બલરામ રણભૂમિમાંથી કાળજીપૂર્વક એકત્ર કરેલી વિવિધ પ્રકારની મોજડીઓ, અલંકારો તેમજ રત્નો લેતા આવ્યા અને રાજા ઉગ્રસેનને તે ભેટ ધર્યાં. આ રીતે કૃષ્ણે પોતાના પિતામહ પ્રત્યે માન દર્શાવ્યું, કારણ કે તે વખતે ઉગ્રસેન યદુવંશના રાજા તરીકે સિંહાસને બિરાજતા હતા.

મગધરાજ જરાસંધે મથુરા નગરીને ઘેરો ઘાલ્યો હતો એટલું જ નહિ પણ એ જ રીતે એટલી જ સંખ્યાવાળાં સૈન્યો સાથે તેણે મથુરા ઉપર સત્તર વખત હુમલો કર્યો. તે દરેકે દરેક વખત પરાજય પામ્યો, અને તેના બધા જ સૈનિકો કૃષ્ણથી હણાઈ ગયા, અને દરેક વખતે એ જ રીતે તેને નિરાશ થઈને પાછા જવું પડયું. દરેક વખતે યદુવંશના રાજાઓ જરાસંધને એ જ રીતે કેદ કર્યો અને ફરીથી એવી જ અપમાનજનક રીતે મુક્ત કર્યો, અને દરેક વખતે જરાસંધ નિર્લજ્જ રીતે ઘેર પાછો ફર્યો.

જ્યારે જરાસંધ એક વખતે આવા એક હુમલાનો પ્રયત્ન કરતો હતો, ત્યારે મથુરાના કોઈ દક્ષિણ ભાગનો યવન રાજા યદુવંશના વૈભવથી આકર્ષાયો અને તેણે પણ એ નગર પર હુમલો કર્યો. એમ કહેવાય છે કે કાળયવન નામે ઓળખાતા એ યવનોના રાજાને હુમલો કરવા નારદે પ્રેર્યો હતો. આ વાત વિષ્ણુ-પુરાણમાં વર્ણવાઈ છે. યદુવંશના ગોર ગર્ગ-મુનિ ઉપર એક વખતે તેમના બનેવીએ કટાક્ષ કર્યો. જ્યારે યદુકુળના રાજકર્તાઓએ એ કટાક્ષ સાંભળ્યો ત્યારે તેઓ ગર્ગમુનિ સામે હસ્યા. તેથી ગર્ગમુનિ યદુરાજાઓ ઉપર ગુસ્સે થયા. યદુવંશ માટે ખૂબ ભયંકર વ્યક્તિને ઉત્પન્ન કરવા તેમણે વિચાર્યું, તેથી તેમણે ભગવાન શંકરને પ્રસન્ન કર્યા અને તેમની પાસેથી એક પુત્રનું વરદાન મેળવ્યું. તેમણે એક યવન રાજાની પત્નીને પેટે, આ પુત્ર, કાલયવનને જન્માવ્યો. આ કાલયવને નારદને પૂછ્યું, "જગતમાં સૌથી શક્તિશાળી રાજાઓ કોણ છે?" નારદે જણાવ્યું કે યાદવો સૌથી શક્તિશાળી હતા. જ્યારે જરાસંધ અઢારમી વખત હુમલો કરતો હતો, ત્યારે તે જ વખતે આ રીતે માહિતી મેળવીને કાળયવને મથુરા ઉપર હુમલો કર્યો. કાળયવન પોતાને યોગ્ય કોઈ સમોવડિયા પૃથ્વીપતિ સાથે યુદ્ધ કરવા ખૂબ આતુર હતો, પણ એને કોઈ જડયો નહોતો; પરંતુ નારદ પાસેથી મથુરાની માહિતી મેળવીને, તેણે એ નગર ઉપર હુમલો કરવાનું ડહાપણભર્યું માન્યું. જ્યારે તેણે મથુરા ઉપર હુમલો કર્યો, ત્યારે તે પોતાની સાથે ત્રણ કરોડ યવન સૈનિકો લાવ્યો હતો. જ્યારે આ રીતે મથુરા ઘેરાઈ ગયું ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે વિચારવા માંડયું કે જરાસંધ તથા કાલયવન જેવા બે ભયંકર શત્રુઓના હુમલાનો ભય જાગ્યો હતો ત્યારે યદુવંશ કેવી આપત્તિમાં આવી પડયો હતો! સમય ઘણો ઘટતો જતો હતો. કાળયવને મથુરાને ચારે તરફથી ઘેરી લીધું હતું, અને એવી ધારણા હતી કે પહેલા સત્તર પ્રયત્નો વખતે જેટલી સંખ્યામાં સૈનિકો લાવ્યો હતો, તેટલા સૈન્યની સામગ્રી સાથે જરાસંધ પણ બીજે જ દિવસે આવી પહોંચશે. કૃષ્ણને ખાત્રી હતી કે જ્યારે મથુરાને કાળયવને ઘેરો ઘાલ્યો હતો ત્યારે જરાસંધ મથુરાને જીતી લેવાની તકનો લાભ લેશે જ. તેથી મથુરાનાં વ્યૂહાત્મક સ્થાનોના રક્ષણ માટે સાવચેતીનાં પગલાં લેવાનું ડહાપણભર્યું માન્યું. જો કૃષ્ણ તથા બળરામ બન્ને કાળયવન સાથે લડવા-માં એક જગાએ રોકાયેલા હોય તો જરાસંધ બીજી જગાએથી આવીને સમગ્ર યાદવ-વંશ ઉપર હુમલો કરે અને વેર વાળે. જરાસંધ ઘણો શક્તિશાળી હતો, અને સત્તર વખત તેને પરાજિત કરાયો હતો, તેથી વેરવૃત્તિથી યદુવંશના લોકોને મારી નાંખે કે કેદ કરીને પોતાના રાજ્યમાં લઈ જાય. તેથી જ્યાં કોઈ પણ બેપગું પ્રાણી—માનવ કે દાનવ પ્રવેશી ન શકે એવી જગાએ એક ભયંકર કિલ્લો બાંધવાનું કૃષ્ણે નક્કી કર્યું, અને પોતાનાં સગાંને ત્યાં રાખવાનું નક્કી કર્યું કે જેથી તે પોતે શત્રુ સાથે યુદ્ધ કરવા માટે છૂટા રહી શકે. એમ લાગે છે કે પહેલાં દ્વારકા પણ મથુરા રાજ્યનો એક ભાગ હતું, કારણ કે શ્રીમદ્ ભાગવતમ્‌માં જણાવ્યું છે કે કૃષ્ણે સમુદ્રમાં કિલ્લો બાંધ્યો. કૃષ્ણે જે કિલ્લો બંધાવેલો તેના અવશેષો દ્વારકાના ઉપસાગરમા હજીયે છે.

તેમણે સો પ્રથમ છન્નુ ચોરસ માઈલ જગાની આજુબાજુ કોટ ચણાવ્યો. એની દીવાલ સમુદ્રમાં હતી. અવશ્ય તે અદ્‌ભુત હતી, અને તેનું આયોજન તથા બાંધકામ વિશ્વકર્માએ કર્યું હતું. કોઈ સામાન્ય સ્થપતિ (આર્કિટેક્ટ) દરિયામાં આવો કિલ્લો બાંધી શકે નહિ, પરંતુ વિશ્વકર્મા જેવા સ્થપતિ, કે જે દેવતાઓના ઈજનેર ગણાય છે, તે વિશ્વના કોઈ પણ ભાગમાં આવી અદ્‌ભુત કારીગરી કરી શકે છે. જો પરમ પુરુષોત્તમ પરમેશ્વર, વિશાળ ગ્રહોને વજનરહિત સ્થિતિમાં અંતરિક્ષમાં તરતા મૂકી શકે, તો દરિયામાં છન્નુ ચોરસ માઈલની જગા રોકતા કિલ્લાનું સ્થાપત્ય બાંધવાનું કાર્ય અવશ્ય કાંઈ વધારે આશ્ચર્ય-જનક ન હતું.

શ્રીમદ્‌ ભાગવતમ્‌માં એમ કહેવાયું છે કે સમુદ્રમાં વિકસાવેલા આ સારી રીતે બાંધેલા નગરને નિયમિત આયોજનવાળા રસ્તા, શેરીઓ અને પોળો હતાં. ત્યાં સુઆયોજિત રસ્તા, પોળો અને શેરીઓ હતાં એટલું જ નહિ, ત્યાં સુઆયોજિત માર્ગો અને પ્રખ્યાત કલ્પવૃક્ષ કે ઈચ્છિત વસ્તુ આપનાર વૃક્ષોથી ભરપૂર ઉદ્યાનો પણ હતાં. આ કલ્પવૃક્ષ, ભૌતિક જગતનાં અન્ય વૃક્ષો જેવાં નથી. એ કલ્પવૃક્ષો તો દિવ્યલોકમાં મળે છે. કૃષ્ણના સર્વશ્રેષ્ઠ મનોબળથી દરેક વસ્તુ શક્ય બને છે, તેથી કૃષ્ણે બંધાવેલા દ્વારકા નગરમાં આ કલ્પવૃક્ષો રોપવામાં આવ્યાં હતાં. એ નગર ઘણા મહેલો અને ગોપુર અથવા મોટા દરવાજાથી પણ ભરપૂર હતું. કેટલાંક મોટાં મંદિરોમાં હજીયે આવાં ગોપુર જોવા મળે છે. તે ખૂબ ઊંચાં હોય છે, અને અત્યંત કલાત્મક ચાતુર્યથી બાંધાયેલાં હોય છે. આવા મહેલો તથા દરવાજા ઉપર કળશ (જળકુંભ) હતા. દરવાજા ઉપરના અથવા મહેલોમાંના આવા કળશો શુભ શુકનવાળા મનાય છે.

લગભગ બધા જ મહેલો ગગનચુંબી હતા. દરેકે-દરેક ઘરમાં સોના તથા ચાંદીનાં મોટાં વાસણો હતાં અને ભોંયરાંમાં અન્નના ભંડારો હતા, તેમજ ઓરડામાં ઘણાં સુવર્ણ પાત્રો હતાં. શયન-ખંડોમાં બધે જ રત્નો જડેલાં હતાં, અને ભોંય ઉપર મરકત મણિની લાદી હતી. શહેરના દરેક ઘરમાં યાદવોથી પૂજાતી વિષ્ણુ-મૂર્તિ હતી. રહેણાકનાં મકાનોની વ્યવસ્થા એવી હતી કે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો વગેરે જ્ઞાતિના અલગ મહોલ્લા હતા. એ ઉપરથી લાગે છે કે તે વખતે પણ જ્ઞાતિપ્રથા અસ્તિત્વમા હતી. નગરની મધ્યમાં, રાજા ઉગ્રસેન માટે ખાસ બંધાવેલું નિવાસસ્થાન હતું. સર્વ નિવાસોમા આ સ્થાન ખૂબ ઝાકઝમાળ હતું.

જ્યારે દેવોએ જોયું કે કૃષ્ણ પોતાની પસંદગીનું એક ખાસ નગર બાંધતા હતા, ત્યારે તેમણે સ્વર્ગનું પવિત્ર પારિજાત પુષ્પ આ નવા નગરમાં વાવવા માટે મોકલ્યું. વળી તેમણે એક વિધાનસભા-સુધર્મા પણ મોકલી. એ વિધાનસભાનો ખાસ ગુણ એવો હતો કે એમાંની કોઈ પણ સભામાં ભાગ લેનાર વૃદ્ધાવસ્થાની અશક્તિથી મુક્ત રહે. વરુણ દેવતાએ પણ એક અશ્વ ભેટ મોકલ્યો. કાળા કાન સિવાય તેનું આખું શરીર શ્વેત હતું અને તે મન જેટલી ઝડપે દોડી શકતો હતો. દેવોના ભંડારી કુબેરે ભૌતિક ઐશ્વર્યની

આઠ પરિપૂર્ણતાઓની કક્ષા-સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની કળાની ભેટ ધરી. આ રીતે દરેક દેવે પોતાની વિવિધ શકિત અનુસાર પોતાની ભેટ મોકલવા માંડી. તેત્રીસ કરોડ દેવતાઓ છે, અને તેમનામાંથી દરેકને આ વિશ્વની વ્યવસ્થાનું ખાસ ખાતું સોંપવામાં આવ્યું છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાની પસંદગીનું નગર બાંધતા હતા, તેમાં પોતાની ભેટ મોકલીને એ દ્વારકા નગરને વિશ્વમાં અજોડ બનાવવાની તક સર્વ દેવોએ ઝડપી લીધી. આથી બેશક સાબિત થાય છે કે દેવો અસંખ્ય છે; પરંતુ એમાંના કોઈ પણ કૃષ્ણથી સ્વતંત્ર નથી. ચૈતન્ય-ચરિતામૃતમાં જણાવ્યું છે તે મુજબ કૃષ્ણ પરમેશ્વર છે, અને બીજા બધા સેવકો છે. તેથી જ્યારે કૃષ્ણ ભગવાન આ વિશ્વમાં હાજર હોય ત્યારે તેમની સેવા કરવાની દરેક સેવકે તક લીધી. દરેકે અને ખાસ કરીને કૃષ્ણભાવનાવાળી વ્યકિતઓએ, આ દૃષ્ટાન્તને અનુસરવું જોઈએ, કારણ કે તેમણે પોતપોતાની શકિતઓથી કૃષ્ણની સેવા કરવી જોઈએ.

જ્યારે યોજના અનુસાર નવું નગર પૂરેપૂરું બંધાઈ ગયું, ત્યારે સર્વ મથુરાના વાસીઓને ત્યાં લાવીને વસાવ્યા અને શ્રી બલરામને નગરપતિ નીમ્યા. ત્યાર પછી તેમણે બલરામ સાથે મસલત કરી અને (લોકોએ અર્પેલી) કમળપુષ્પોની માળાઓ સ્વીકારતા કૃષ્ણ, કોઈ પણ જાતનું શસ્ત્ર ધારણ કર્યા વગર, કાળયવન કે જે મથુરા નગરીને ઘેરો ઘાલીને પડયો હતો તેનો મુકાબલો કરવા નગરની બહાર આવ્યા.

કાળયવને તો કૃષ્ણને કદી જોયા જ ન હતા, તેથી જ્યારે કૃષ્ણ શહેરની બહાર નીકળ્યા ત્યારે પીતાંબરધારી કૃષ્ણ તેને અસામાન્ય રીતે સુંદર દેખાયા. તેના એકત્રિત સૈનિકો વચ્ચેથી પસાર થતા કૃષ્ણ આકાશમાં એકઠાં થયેલાં વાદળો વચ્ચેથી વિહરતા ચંદ્ર જેવા જણાયા. શ્રીકૃષ્ણના વક્ષસ્થલ (છાતી) ઉપર રહેલાં વિશિષ્ટ ચિહ્ન — શ્રીવત્સની રેખાઓ તથા તે ધારણ કરતા હતા તે કૌસ્તુભ મણિ જોવાનું સૌભાગ્ય કાલયવનને પ્રાપ્ત થયું. ગમે તેમ પણ કાળયવને, તેમનો સુદૃઢ દેહ, ચાર ભુજા, અને નવી ખીલેલી કમલપાંખડી જેવાં નયનોવાળા વિષ્ણુસ્વરૂપે, તેમનાં દર્શન કર્યાં. સુંદર લલાટ અને મુખારવિંદ, સ્મિત કરતાં ચંચળ નયન અને ડોલાયમાન કુંડળવાળા કૃષ્ણ પરમાનંદપૂર્ણ દેખાયા. કૃષ્ણનાં દર્શન કર્યા પહેલાં, કાળયવને નારદજી પાસેથી તેમના વિશે સાંભળ્યું હતું, અને નારદે કરેલાં વર્ણનો હવે તેને પ્રત્યક્ષ જણાયાં. તેણે, છાતી પર કૃષ્ણનું વિશિષ્ઠ ચિહ્ન અને રત્નો, કમળપુષ્પોની તેમની મનોહર માળા, તેમનાં કમળનયન અને તે જ રીતે સુંદર શારીરિક લક્ષણો જોયાં. એ ઉપરથી એને લાગ્યું કે તે પોતે વાસુદેવ હશે, કારણ કે તેણે નારદ પાસેથી પહેલાં સાંભળેલાં સર્વ વર્ણન પ્રમાણે સર્વ બાબતો કૃષ્ણમાં હતી. કાળયવનને ખૂબ આશ્ચર્ય થયું કે હાથમાં કોઈ પણ હથિયાર વિના અને રથ વિના તે આવતા હતા. તે ફકત પગપાળા હતા. કાળયવન તેમની સાથે યુદ્ધ કરવા આવ્યો હતો, તેમ છતાં કોઈ પણ શસ્ત્ર ધારણ નહિ કરવાનો તેનો સિદ્ધાંત હતો. તેણે કૃષ્ણ સાથે હાથોહાથ લડી લેવાનું નક્કી કર્યું હતું. આ રીતે તે કૃષ્ણને પકડવા અને તેમની સાથે લડવા તૈયાર થયો.

તેમ છતાં કાળયવન સામે જોયા વિના કૃષ્ણ આગળ ચાલ્યા અને તેમને પકડવાની ઈચ્છાથી કાળયવન તેમની પાછળ દોડવા લાગ્યો. આમ તે ઝડપથી દોડતો હોવા છતાં કૃષ્ણને પકડી શક્યો નહિ. મહાન યોગીઓએ પ્રાપ્ત કરેલા મનના વેગથી પણ કૃષ્ણને પકડી ન શકાય. તેમને તો ફક્ત સેવા-ભક્તિથી જ વશ કરી શકાય, અને કાળયવન સેવા-ભક્તિ કરતો ન હતો, તે છતાંય કૃષ્ણને પકડવા માગતો હતો, આથી તે તેમને પકડી શક્યો નહિ. પણ તેણે તેમની પાછળ દોડવાનું ચાલુ રાખ્યું.

કાળયવન ખૂબ ઝડપથી દોડવા લાગ્યો. તે વિચારતો હતો, "હવે હું એમની વધારે પાસે છું. હું તેમને પકડી પાડીશ." પણ તે પકડી શક્યો નહિ. કૃષ્ણ તેને ખૂબ દૂર દોરી ગયા, અને તે એક ટેકરીની ગુફામાં પ્રવેશ્યા. કાળયવને વિચાર્યું કે કૃષ્ણ પોતાની સાથે લડવાનું ટાળતા હતા, અને તેથી ગુફાનો આશરો લેતા હતા. તે તેમની પાછળ પડતાં કહેવા લાગ્યો, "અરે ઓ કૃષ્ણ! મેં સાંભળેલું કે યદુવંશમાં જન્મેલા તમે મોટા વીરપુરુષ છો, પણ હું જોઉં છું કે તમે તો ખરેખર કાયરની જેમ યુદ્ધથી દૂર ભાગો છો, એ તમારી કીર્તિ અને કુળની પરંપરાને છાજતું નથી." કાળયવન પાછળ પડી ગયો હતો, ખૂબ ઝડપથી દોડ્યા હતો, તેમ છતાં તે કૃષ્ણને પકડી શક્યો નહિ, કારણ કે તે પાપી જીવન નાં સર્વ બંધનોમાંથી મુક્ત થયો ન હતો.

વેદની સંસ્કૃતિ પ્રમાણે, જે કોઈ વ્યક્તિ બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો જેવી ઉચ્ચજાતિઓ તથા શૂદ્રો આદિના નિયામક સિદ્ધાંતોને અનુસરતી નથી, તે મ્લેચ્છ કહેવાય છે. વેદની સામાજિક વ્યવસ્થા એવી રીતે ગોઠવાયેલી છે કે શૂદ્ર તરીકે સ્વીકારાયેલા લોકો પણ સંસ્કાર આપવા શુદ્ધીકરણની ક્રિયા તરીકે ઓળખાતી સંસ્કૃતિની પ્રગતિ વડે ધીમે ધીમે બ્રાહ્મણની ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરી શકે છે. વેદશાસ્ત્રોનો અર્થ છે કે કોઈ પણ વ્યક્તિ ફક્ત જન્મને કારણે જ બ્રાહ્મણ કે મ્લેચ્છ બનતી નથી, જન્મથી તો દરેક જણ શૂદ્ર તરીકે સ્વીકારાય છે. મનુષ્યે શુદ્ધીકરણની ક્રિયાઓથી પોતાની જાતને બ્રાહ્મણ-જીવનની ઉચ્ચ કક્ષાએ લઈ જવાની છે. જો તે તેમ ન કરે અને પોતાની જાતની વધારે અવગતિ કરે તો તે મ્લેચ્છ કહેવાય છે. કાળયવન મ્લેચ્છો તથા યવનોના વર્ગનો હતો. તે પાપી પ્રવૃત્તિઓથી બદ્ધ હતો, તેથી કૃષ્ણને પહોંચી શક્યો નહિ. ઉચ્ચ વર્ગના લોકોને જે બાબતોની મના કરવામાં આવી છે—અનૈતિક જાતીય જીવન (વ્યભિચાર)માં મગ્ન રહેવું, માંસાહાર, જુગાર અને નશાખોરી—તે મ્લેચ્છો તથા યવનોના જીવનમાં વણાઈ ગયાં છે. આવી પાપી પ્રવૃત્તિઓથી બદ્ધ માણસ પ્રભુ-સાક્ષાત્કારના પંથે કોઈ પ્રગતિ કરી શકે નહિ. ભગવદ્ગીતા ખાત્રી આપે છે કે પાપકર્મોનાં ફળથી પૂર્ણ રીતે મુક્ત બની હોય, તે વ્યક્તિ જ સેવા-ભક્તિ કે કૃષ્ણભાવનામાં વ્યસ્ત બની શકે છે.

જ્યારે કૃષ્ણ તે ટેકરીની ગુફામાં પ્રવેશ્યા, ત્યારે કાળયવન કઠોર શબ્દો બોલતો બોલતો તેમની પાછળ ગયો. કૃષ્ણ એકાએક તે અસુરની નજર સામેથી અંતર્ધાન થઈ ગયા, પરંતુ કાળયવન પાછળ ગયો અને ગુફામાં પ્રવેશ્યો. સૌ પ્રથમ તેણે એક માનવીને

ગુફામાં સૂઈ રહેલો જોયો. કાળયવન કૃષ્ણ સાથે લડવા ખૂબ આતુર હતો, પરંતુ જ્યારે તેણે કૃષ્ણને જોયા નહિ, અને તેને બદલે ફક્ત એક માણસને સૂતેલો જોયો, ત્યારે તેણે ધાર્યું કે કૃષ્ણ ગુફામાં સૂતા હતા. કાળયવન પોતાના બાહુબળથી ખૂબ ગર્વિષ્ઠ અને મદોન્મત્ત બન્યો હતો, તેણે વિચાર્યું કે કૃષ્ણ લડવાનું ટાળતા હતા. તેથી તેણે સૂતેલા માણસને જોરથી લાત મારી. એ સૂતેલો માણસ ઘણા લાંબા સમયથી ત્યાં સૂતેલો હતો. જ્યારે તે કાળયવનની લાતથી જાગી ગયો ત્યારે તેણે તરત જ પોતાની આંખો ઉઘાડી અને ચારે દિશામાં જોવા માંડયું. છેવટે તેણે નજીક ઊભેલા કાળયવનને જોવા માંડયો. આ માણસને અકાળે જગાડવામાં આવ્યો હતો, તેથી તે ખૂબ ગુસ્સે થયો હતો, અને જ્યારે તેણે ક્રોધાવેશથી કાળયવન પ્રત્યે દૃષ્ટિ કરી ત્યારે તેની આંખમાંથી અગ્નિની જવાળાઓ નીકળી અને ક્ષણમાં જ કાળયવન બળીને ભસ્મ થયો.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "કૃષ્ણ દ્વારકાનો કિલ્લો બંધાવે છે" નામે ઓગણપચાસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૫૦. મુચુકુન્દની મુક્તિ

જ્યારે પરીક્ષિત મહારાજે કાલયવનના પ્રસંગમાં સાંભળ્યું કે તે બળીને ભસ્મ થઈ ગયો હતો, ત્યારે તેમણે શુકદેવ ગોસ્વામીને એ ઊંઘી રહેલા માણસ વિષે પ્રશ્ન પૂછયો, "તે કોણ હતો? તે કેમ ઊંઘી ગયો હતો? તેણે એટલી બધી શકિત એકાએક કેવી રીતે પ્રાપ્ત કરી હતી કે તેના દૃષ્ટિપાત માત્રથી કાલયવન બળીને ભસ્મ થઈ ગયો? તે ટેકરી પર ગુફામાં જઈને શા માટે સૂઈ રહ્યો હતો?" આમ શુકદેવ ગોસ્વામીને ઘણા પ્રશ્નો પૂછવામાં આવ્યા, અને શુકદેવજીએ પણ આ પ્રમાણે જવાબ આપ્યા:

"મારા વહાલા રાજન! જે ઈક્ષ્વાકુ રાજાના વંશના ઘણા મહાન કુટુંબમાં રામચંદ્ર ભગવાન જન્મ્યા હતા, એ જ વંશમાં માંધાતા નામે જાણીતા મહારાજાના કુંવર તરીકે આ માણસ જન્મ્યો હતો. તે પોતે પણ મહાત્મા હતો, અને મુચુકુન્દ તરીકે જાણીતો હતો. મુચુકુન્દ બ્રાહ્મણ-સંસ્કૃતિના વૈદિક સિદ્ધાંતોનો ચુસ્ત અનુયાયી હતો, અને વચન-પાલનમાં સત્યવાદી હતો. તે એટલો બધો બળવાન હતો કે ઈન્દ્ર અને બીજા દેવતાઓ પણ અસુરો સાથેની લડાઈમાં તેની મદદની યાચના કરતા, અને આ રીતે તે ઘણી વાર અસુરોની સામે રહી દેવતાઓનું રક્ષણ કરતો.

દેવતાઓના મુખ્ય સેનાપતિ કાર્તિકેય હતા. મુચુકુન્દની લડાયક શકિતથી તેમને ખૂબ જ સંતોષ હતો. પરંતુ એક વાર તેમણે, રાજાને અસુરો સામેની લડાઈમાં અતિશય પરિશ્રમ થવાથી, યુદ્ધ બંધ કરીને આરામ લેવા જણાવ્યું. સેનાપતિ કાર્તિકેયે મુચુકુન્દ રાજાને સંબોધન કર્યું, "મારા વહાલા રાજા, તમે દેવતાઓની ખાતર દરેક વસ્તુનું બલિદાન આપ્યું છે. દુશ્મનોના રંજાડથી મુકત એવું અત્યંત સુંદર તમારું રાજય હતું. તમે એ રાજય છોડી દીધું. તમારી સમૃદ્ધિ અને મિલકતો પ્રત્યે પણ તમે બેદરકાર રહ્યા છો અને કોઈ દિવસ પોતાની અંગત મહત્ત્વાકાંક્ષા પૂરી કરવાની દરકાર કરી નથી. તમારા રાજયમાંથી દીર્ઘ સમય સુધી ગેરહાજર રહીને દેવતાઓ તરફથી તમે અસુરો સાથે યુદ્ધમાં સંડોવાયેલા રહ્યા છો, તેથી તમારું કુટુંબ, બાળકો, સગાંવહાલાં, મંત્રીઓ, સર્વ સમય

નુસાર જતાં રહ્યાં છે. સમય અને ભરતી કોઈની પણ રાહ જોતાં નથી. હવે જો તમે ઘેર પાછા ફરશો તો પણ ત્યાં કોઈ રહેતું નથી. સમયની અસર અત્યંત બળવાન હોય છે. તમારાં સૌ સગાંવહાલાં સમયાનુસાર ચાલ્યાં ગયાં છે. સમય એટલો બધો બળવાન અને સમર્થ છે, કે તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો પ્રતિનિધિ ગણાય છે. એટલે સમય સર્વ-શ્રેષ્ઠ બળિયા કરતાં વધારે બળવાન કહેવાય છે. સમયના પ્રભાવથી સૂક્ષ્મ વસ્તુઓમાં કોઈ પણ મુશ્કેલી વિના પરિવર્તન થઈ શકે છે. કોઈ પણ મનુષ્ય સમયની પદ્ધતિ પર નિયંત્રણ કરી શકતું નથી. જે રીતે પશુઓને તાલીમ આપનાર પોતાની સ્વેચ્છા પ્રમાણે પશુઓને તાલીમ આપે છે, તેમ સમય પો... સ્વેચ્છા પ્રમાણે વસ્તુઓમાં દાખલ થાય છે. સર્વોચ્ચ કાળે નિયંત્રિત કરેલી યોજનાનું કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી."

આમ દેવતાઓએ મુચુકુન્દને સંબોધીને, તેમણે મુક્તિના વરદાન સિવાય તે રાજી થાય તેવું કોઈ પણ પ્રકારનું વરદાન માગવા જણાવ્યું. મુક્તિનું વરદાન પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિષ્ણુ સિવાય કોઈ પણ જીવાત્મા આપી શકતો નથી. એટલે વિષ્ણુ ભગવાન અથવા શ્રીકૃષ્ણનું નામ મુકુન્દ છે, કેમ કે તેઓ મુક્તિપ્રદાન કરી શકે છે.

મુચુકુન્દ રાજા ઘણાં વર્ષોથી સૂતા ન હતા. તે યુદ્ધના કર્તવ્યપાલનમાં રોકાયેલા હતા, અને તેથી તેઓ અત્યંત થાકી ગયા હતા. એટલે જ્યારે દેવતાઓએ આશીર્વાદ આપ-વાની દરખાસ્ત મૂકી ત્યારે મુચુકુન્દને કેવળ ઊંઘવાનો વિચાર આવ્યો. તેમણે આ પ્રમાણે જવાબ આપ્યો: "મારા વહાલા કાર્તિકેય, સર્વશ્રેષ્ઠ દેવ, હવે હું સૂઈ જવા માગું છું, અને મારે આપની પાસેથી એવું વરદાન જોઈએ છે કે, જે કોઈ મનુષ્ય ઊંઘી રહેલા મને કસમયે જગાડી ખલેલ કરવાનો પ્રયત્ન કરે તેને કેવળ મારી નજરથી બાળી શકું, તેવી શક્તિ મને આપો. કૃપા કરી મને આવું વરદાન આપો." દેવતા સંમત થયા અને તેમણે એવું પણ વરદાન આપ્યું કે તે સંપૂર્ણ આરામ લેવાને શક્તિમાન થાય. પછી મુચુકુન્દ રાજાએ પર્વતની ગુફામાં પ્રવેશ કર્યો. કાર્તિકેયના આશીર્વાદના બળથી, મુચુકુન્દના કેવળ દૃષ્ટિપાતથી કાલયવન બળીને ભસ્મ થઈ ગયો. જ્યારે પ્રસંગ પૂરો થયો ત્યારે ભગ-વાન શ્રીકૃષ્ણ મુચુકુન્દ રાજા પાસે આવ્યા. હકીકતમાં કૃષ્ણ તેને તેના તપસ્વી જીવન-માંથી મુક્ત કરવા ગુફામાં પ્રવેશેલા, પરંતુ તેઓ પહેલાં તેની સમક્ષ પ્રગટ ન થયા. તેમણે એવી યોજના કરી કે કાલયવન તેમની પહેલાં આવે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની પ્રવૃત્તિઓનો એવો રસ્તો છે: એ એક જ વસ્તુ એવી રીતે કરે છે કે જેનાથી બીજા ઘણા હેતુઓ સિદ્ધ થાય. તેઓ ગુફામાં ઊંઘી ગયેલા મુચુકુન્દને મુક્તિ આપવા માગતા હતા, અને સાથે સાથે જે કાલયવને મથુરા નગરી પર હુમલો કરેલો તેની હત્યા પણ કરવા માગતા હતા. આ કૃત્યથી તેમણે સર્વ હેતુઓ સિદ્ધ કર્યા.

જ્યારે શ્રીકૃષ્ણ મુચુકુન્દ સમક્ષ પ્રગટ થયા, ત્યારે રાજાએ પીતાંબર ધારણ કરેલા, વક્ષઃસ્થલ પર શ્રીવત્સના લાંછનવાળા અને ગળાની આજુબાજુ લટકતા કૌસ્તુભ મણિવાળા તેમને જોયા. જેમના ગળેથી ઘૂંટણ સુધી વૈજયંતી માળા લટકતી હતી તેવા

ચતુર્ભુજ વિષ્ણુ-સ્વરૂપે શ્રીકૃષ્ણ તેમની સમક્ષ પ્રગટ થયા. તેઓ અત્યંત તેજસ્વી જણાતા હતા. તેમના વદન પર સુમધુર હાસ્ય રમી રહ્યું હતું, અને તેમના બંને કાનમાં સુંદર રત્નજડિત કુંડળો લટકી રહ્યાં હતાં. શ્રીકૃષ્ણ માનવીય કલ્પનાથી પર અત્યંત સુંદર દેખાતા હતા. તેઓ કેવળ આ રીતે પ્રગટ થયા એટલું જ નહિ પરંતુ તેમણે અત્યંત તેજસ્વી રીતે મુચુકુન્દ પર મનોહર દૃષ્ટિપાત કર્યો. પૂર્ણ પુરુષોત્તમ પુરાણતમ હોવા છતાં તેઓ એક નવયુવાન જેવા સ્ફૂર્તિવાળા અને મુકત હરણના જેવી ગતિવાળી જણાયા. તેઓ અત્યંત શકિતશાળી લાગતા હતા. એમની શકિત એટલી બધી શ્રેષ્ઠ અને મહાન છે, કે મનુષ્યમાત્રને તેમનો ડર લાગવો જોઈએ.

જયારે મુચુકુન્દે શ્રી કૃષ્ણના અનુપમ લાવણ્યનાં દર્શન કર્યાં, ત્યારે પ્રભુનું સ્વરૂપ જોઈને તે આશ્ચર્ય પામ્યા, અને ખૂબ જ નમ્રતાપૂર્વક પ્રભુને પૂછવા લાગ્યા: "મારા વહાલા પ્રભુ! હું આપને પૂછી શકું, કે આ પર્વતની ગુફામાં આપ કેવી રીતે આવ્યા? આપ કોણ છો? હું જોઈ શકું છું કે આપનાં ચરણો કમળનાં ફૂલ જેવાં મૃદુ છે, જંગલના કાંટાળા અને વાડોથી ભરેલા માર્ગમાં આપ કેવી રીતે ચાલી શકયા? મને આ જોઈને કેટલું આશ્ચર્ય થાય છે! એટલે આપ સ્વયં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, સર્વ શકિતમાન પ્રભુ તો નથી? પ્રજવલી રહેલા પ્રકાશ અને અગ્નિનું આદિ કારણ તો આપ નથી? કે પછી સૂર્ય, ચંદ્ર અથવા સ્વર્ગના રાજા ઈન્દ્ર જેવા મોટા મોટા દેવતાઓમાંના આપને કોઈ એક ગણી શકું? કે બીજા કોઈ ગ્રહના અધિષ્ઠાતા દેવ તો આપ નથી?"

મુચુકુન્દને એ વસ્તુની સારી રીતે ખબર હતી કે દરેક ઉચ્ચ કક્ષાના ગ્રહમંડળને અધિષ્ઠાતા દેવ હોય છે. હાલના જમાનાના જે માણસો વિચારે છે કે કેવળ પૃથ્વીના ગ્રહમાં જ જીવાત્માઓ વસે છે અને બીજા બધા ગ્રહો ખાલી છે, એવો એ અજ્ઞાની ન હતો. શ્રીકૃષ્ણ કોઈ અજાણ્યા ગ્રહના અધિષ્ઠાતા દેવ છે એવું મુચુકુન્દનું પૂછવું તદ્દન યોગ્ય છે. પોતે ભગવાનના શુદ્ધ ભકત હતા, એટલે મુચુકુન્દ રાજા તરત જ સમજી ગયા કે આવા અત્યંત ઐશ્વર્યમય સ્વરૂપે પ્રગટ થયેલા શ્રીકૃષ્ણ ભગવાન, કોઈ ભૌતિક ગ્રહોમાંના અધિષ્ઠાતા દેવ ન હોઈ શકે, જેમનાં ઘણાં ઘણાં વિષ્ણુ સ્વરૂપો છે તેવા પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણ જ હોવા જોઈએ. એટલે તેમને પુરુષોત્તમ વિષ્ણુ ભગવાન તરીકે સ્વીકાર્યા. તે઼ઓ પણ જોઈ શકયા કે પ્રભુની હાજરીથી પર્વતની ગુફાનો ગાઢ અંધકાર અદૃશ્ય થઈ ગયો હતો. એટલે તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સિવાય બીજા કોઈ હોય એ શકય ન હતું. તેમને એ વસ્તુની સારી રીતે ખબર હતી કે જ્યાં જ્યાં ભગવાન પોતાનાં દિવ્ય નામ, ગુણ, સ્વરૂપ, ઈત્યાદિ વડે વ્યકિતગત રીતે હાજર રહે છે, ત્યાં કોઈ પણ પ્રકારે અજ્ઞાનરૂપી અંધકાર સંભવી ન શકે. તેઓ અંધારામાં રાખવામાં આવેલ દીપક સમા છે, જે તરત જ અંધારી જગાને પ્રકાશિત કરે છે.

મુચુકુંદ રાજા કૃષ્ણ ભગવાનના સ્વરૂપને જાણવા માટે અત્યંત ઉત્સુક બન્યા એટલે તેઓ બોલ્યા, "હે માનવ-શ્રેષ્ઠ! જો આપ એમ ધારતા હો કે આપનું સ્વરૂપ જાણવા

માટે મારામાં યોગ્યતા છે, તો કૃપા કરી આપ કોણ છો તે મને જણાવો. આપના પૂર્વજો કોણ હતા? આપનો ધર્મ શો છે, અને આપની કૌટુંબિક પ્રણાલિકા શી છે?" વળી ભગવાનને પોતાની ઓળખ આપવી પણ મુચુકુન્દ રાજાને યોગ્ય લાગ્યું અથવા બીજી રીતે તેમને પ્રભુનો પરિચય માગવાનો અધિકાર ન હતો. શિષ્ટાચાર એવો છે કે નીચલી કક્ષાની વ્યકિત ઉચ્ચ કક્ષાની વ્યકિતને પોતાનો સાચો પરિચય આપ્યા સિવાય તેમના પરિચય વિષે પ્રશ્ન ન પૂછી શકે. એટલે મુચુકુન્દ રાજાએ કૃષ્ણ ભગવાનને માહિતી આપી, "મારા વહાલા પ્રભુ, મારે આપને મારી ઓળખ આપવી જોઈએ. હું ઈક્ષ્વાકુ રાજાના અત્યંત તેજસ્વી વંશમાંથી ઊતરી આવેલો છું, પરંતુ વ્યકિતગત રીતે હું મારા પૂર્વજ જેટલો મહાન નથી. મારું નામ મુચુકુન્દ છે. મારા પિતાશ્રીનું નામ માંધાતા હતું. અને મારા દાદાનું નામ મહારાજ યુવનાશ્વ હતું. ઘણાં હજારો વર્ષો સુધી આરામ ન લેવાને લીધે હું અત્યંત થાકી ગયો હતો અને આને લીધે મારા શરીરનાં સર્વ ગાત્ર શિથિલ થઈ જવાથી કામ કરવાને લગભગ અશકત બની ગયાં હતાં. મારી શકિત પુનઃ પ્રાપ્ત કરવા માટે આ એકાંત ગુફામાં હું આરામ કરી રહ્યો હતો, પરંતુ મારી અનિચ્છા છતાં કોઈક અજાણ્યા માણસે મને બળપૂર્વક ઉઠાડયો. આવા ગુનાહિત કૃત્ય બદલ કેવળ તેની પ્રત્યે મારો દૃષ્ટિપાત થવાથી જ તે બળીને ભસ્મ થયો છે. સદ્‌ભાગ્યે આપના ભવ્ય અને સુંદર સ્વરૂપનું હું દર્શન કરી શકું છું, એટલે હું ધારું છું કે આપ જ મારા દુશ્મનની હત્યાનું કારણ છો. મારા વહાલા પ્રભુ, મારે કબૂલ કરવું જોઈએ કે મારી આંખોને માટે અસહ્ય એવી આપના શરીરમાંથી પ્રસરતી જ્યોતિને લીધે હું આપને સારી રીતે જોઈ શકતો નથી. મને એવું સારી રીતે જણાય છે, કે આપનામાંથી નિસરતી જ્યોતિની અસરથી મારું સમગ્ર શરીર ક્ષીણ થઈ રહ્યું છે. હું સમજી શકું છું કે સર્વ જીવાત્માઓના પૂજન માટે આપ તદ્દન યોગ્ય છો."

મુચુકુંદ રાજાને, પોતાના સ્વરૂપનું દર્શન કરીને પોતાનો પરિચય જાણવા માટે એટલા બધા અધીરા થયેલા જોઈને, શ્રીકૃષ્ણ ભગવાન સ્મિત કરીને આ પ્રમાણે જવાબ દેવા લાગ્યા: "મારા વહાલા રાજન્! મારા જન્મ, સ્વરૂપ, અંતર્ધાનપણું અને પ્રવૃત્તિઓ વિષે જણાવવું વાસ્તવિક દૃષ્ટિએ અશકય છે. કદાચ તમે જાણો છો કે મારા અંશાવતાર, અનંત દેવનાં અમર્યાદિત મુખ છે. અને અનંત સમયથી તે મારાં નામ, કીર્તિ, ગુણ-લીલાઓ, પ્રાગટ્ય, અંતર્ધાન અને અવતાર વિષે સંપૂર્ણ રીતે વર્ણન કરવાનો પ્રયત્ન કરી રહ્યાં છે, પરંતુ તેઓ પૂરું કરવાને શકિતમાન થતાં નથી. એટલે મારાં નામ અને સ્વરૂપ કેટલા છે, તે સારી રીતે જણાવવું શકય નથી. એક ભૌતિક વૈજ્ઞાનિક માટે પૃથ્વીના ગ્રહના બંધારણમાં કેટલા અણુ-પરમાણુઓ વપરાય છે એનું મૂલ્યાંકન કરવું સંભવે છે, પરંતુ મારાં અમર્યાદિત નામ, સ્વરૂપ, અને પ્રવૃત્તિઓનું તેનાથી વર્ણન થઈ શકે તેમ નથી. ઘણા સંતપુરુષો અને તપસ્વીઓ મારાં વિવિધ સ્વરૂપ અને પ્રવૃત્તિઓની નોંધ બનાવવા પ્રયત્ન કરે છે છતાં તેઓ પૂરી નોંધ બનાવવામાં નિષ્ફળ

નીકળ્યા છે. પરંતુ તમે મારા વિષે જાણવા માટે આટલા બધા અધીરા છો એટલે, તમને નમ્રતાપૂર્વક જણાવું છું, કે હાલમાં આ પૃથ્વી પર સામાન્ય જનસમાજમાં પ્રવર્તતા આસુરી સિદ્ધાંતોને નિર્મૂળ કરવા માટે અને વેદોમાં દર્શાવેલ ધાર્મિક સિદ્ધાંતોની પુન:પ્રતિષ્ઠા કરવા માટે હું પ્રગટ થયો છું. આ વિશ્વના અધિષ્ઠાતા દેવ બ્રહ્માજીએ મને આ હેતુ સિદ્ધ કરવા માટે આમંત્રણ આપ્યું છે, અને આમ હું યદુવંશમાં તેમના એક કુટુંબીજન તરીકે હાલમાં પ્રગટ થયો છું. મેં યદુવંશમાં વસુદેવના પુત્ર તરીકે વિશિષ્ટ રીતે જન્મ લીધો છે, એટલે લોકો મને વસુદેવના પુત્ર વાસુદેવ તરીકે જાણે છે. તમને એ પણ ખબર હશે કે જે કંસ આગલા જન્મમાં કાલનેમિ તરીકે જાણીતો હતો તેનો મેં વધ કર્યો છે. વળી પ્રલંબાસુર અને બીજા ઘણા અસુરોને મેં મારી નાંખ્યા છે. તેમણે મારી સામે દુશ્મનો જેવું વર્તન કર્યું, એટલે મેં તેમની હત્યા કરી છે. જે અસુર તમારી સમક્ષ ઊભો રહેલો તેણે પણ મારી દુશ્મનાવટ કરી હતી, અને તમે અત્યંત કૃપા કરી તેની પર દૃષ્ટિપાત કરી તેને બાળીને ભસ્મ કરી નાંખ્યો છે. મારા વહાલા રાજન્ મુચુકુન્દ, તમે મારા પરમ ભક્ત છો અને કેવળ મારી નિષ્કારણ કૃપા દર્શાવવા હું આ સ્વરૂપે પ્રગટ થયો છું. હું મારા ભક્તો પ્રત્યે અત્યંત સ્નેહાળ રહું છું અને તમારી વર્તમાન સ્થિતિ પહેલાં તમારા આગલા જીવનમાં તમે મારા પરમ ભક્ત તરીકે વર્તેલા અને મારી નિષ્કારણ કૃપા માટે પ્રાર્થના વાચેલી એટલે હું તમારી ઇચ્છા પૂરી કરવા માટે તમારી સમક્ષ આવ્યો છું. હવે તમે મને હૃદયપૂર્વક નીરખી શકો છો. મારા વહાલા રાજન્, આશીર્વાદ માગી શકો છો, અને હું તમારી ઇચ્છા પરિપૂર્ણ કરવા તૈયાર છું. જે કોઈ મનુષ્ય મારે શરણે આવે છે તેની સર્વ ઇચ્છાઓ મારી કૃપાથી પરિપૂર્ણ થવી જ જોઈએ એવો મારો સિદ્ધાંત છે."

શ્રીકૃષ્ણ ભગવાને મુચુકુંદ રાજાને વરદાન માગવા ફરમાવ્યું, એટલે રાજાને અત્યંત હર્ષ થયો, અને તેમને તરત જ ગર્ગ મુનિએ ભાખેલી ભવિષ્યવાણી યાદ આવી; જેમાં તેમણે ઘણા સમય પહેલાં જણાવેલું કે વૈવસ્વત મનુના અઠ્ઠાવીસમા યુગમાં શ્રીકૃષ્ણ ભગવાન આ ગ્રહ પર અવનાર લેશે. જે ક્ષણે તેમને આ ભવિષ્યવાણીનું સ્મરણ થયું કે તરત જ એ સમજ્યા કે તેમની સમક્ષ સર્વોચ્ચ પુરુષ સાક્ષાત્ નારાયણ સ્વયં શ્રીકૃષ્ણ ભગવાનરૂપે ઊભા હતા, તરત જ તે તેમના ચરણકમળમાં ઢળી પડયા અને આ પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યા:

"મારા વહાલા પ્રભુ! હે પૂર્ણ પુરુષોત્તમ, હું સમજી શકું છું કે આ ગ્રહ પર વસનારા સર્વ જીવાત્માઓ તમારી બહિરંગ શક્તિથી ભ્રમિતચિત્ત અને ઇન્દ્રિયગમ્ય વાસનાઓના સુલભ સંતોષ માટે મુગ્ધ થયેલા છે. ભ્રામક પ્રવૃત્તિઓમાં સંપૂર્ણ રીતે રોકાયેલા હોવાને લીધે તેઓ તમારા ચરણકમળનું પૂજન કરતાં અચકાય છે. અને તેઓ તમારા ચરણકમળના શરણે જવાના લાભ વિષે અજ્ઞાત હોવાથી ભૌતિક જગતનાં વિવિધ પ્રકારનાં દુ:ખોને આધીન બને છે. તેઓ મૂર્ખામીથી વિવિધ પ્રકારની દુ:ખદ સ્થિતિને

ઉત્પન્ન કરનાર કહેવાતા સમાજ, મૈત્રી અને સ્નેહમાં આસક્ત છે. આપની બહિરંગ શકિતથી ભ્રમિતચિત્ત થયેલાં બંને સ્ત્રી અને પુરુષ એમ દરેક જણ ભૌતિક જગતમાં, આસક્ત છે અને સર્વે છેતરપીંડી કરનાર અને છેતરાઈ રહેલા મહાન સમાજમાં રહી એક બીજાની સામે છેતરપીંડીવાળી પ્રવૃત્તિઓમાં રાચે છે. આ મૂર્ખ માણસોને ખબર નથી કે આ માનવજીવન મેળવવાને તેઓ કેટલા બધા ભાગ્યશાળી થયા છે અને તેઓ આપના ચરણકમળનું પૂજન કરતાં અચકાય છે. આપની બહિરંગ શકિતની અસરથી તેઓ કેવળ ભૌતિક પ્રવૃત્તિઓના ઝાકઝમાળ આભાસમાં આસક્ત છે. તેઓ કહેવાતા સમાજ, મૈત્રી અને પ્રેમમાં, અંધારા કૂવામાં પડેલાં પશુઓની જેમ આસક્ત છે." અંધારા કૂવાનો દાખલો એટલા માટે આપવામાં આવ્યો છે કે ઘણી વાર ખેતરોમાં એવા કૂવાઓ હોય છે, જે વર્ષોથી વપરાયા ન હોય, અને જેમની પર ઘાસ છવાયેલું હોય છે. જંગીબડાં પશુઓ તેથી અજાણ હોવાથી તેવા કૂવામાં પડે છે, અને જો કોઈ તેમને બચાવે નહિ તો મરણને શરણ થાય છે. ઘાસનાં જૂજ તણખલાંઓથી આકર્ષિલાં પશુઓ અંધારા કૂવામાં પડીને મરણ પામે છે, તે જ પ્રમાણે માનવજીવનની અગત્ય સમજ્યા વિના મૂર્ખ લોકો કેવળ ઈન્દ્રિયગમ્ય સુખો ભોગવવા માટે તેને વેડફી નાંખે છે, અને કોઈ પણ જાતનો ઉપયોગી હેતુ સિદ્ધ કર્યા સિવાય નિરર્થક મરણ પામે છે.

"મારા વહાલા પ્રભુ, હું આ ભૌતિક પ્રકૃતિના સાર્વત્રિક કાનૂનમાં અપવાદ નથી. હું એવા મૂર્ખ મનુષ્યોમાંનો જ એક છું, કે જેણે પોતાનો સમય નિરર્થક બગાડયો છે. અને મારી સ્થિતિ ખાસ કરીને મુશ્કેલ છે. રાજવી કુટુંબનો નબીરો હોવાથી, સાધારણ મનુષ્યો કરતા હું વધારે ઘમંડી હતો સાધારણ મનુષ્ય આ શરીર અથવા પોતાના કુટુંબનો માલિક થવાનો પ્રયત્ન કરે છે, પરંતુ મેં તો મારું વિચારક્ષેત્ર વધારે વિસ્તીર્ણ બનાવ્યું હતું. મારે આખી દુનિયાના માલિક બનવુ હતું અને ઇન્દ્રિયગમ્ય સુખભોગોના વિચારમાં હું એટલો બધો ઘમંડી બની ગયો કે જીવન વિષેનો મારો દૈહિક ખ્યાલ વધારે ને વધારે બળવાન બનો ગયો. ઘર, સ્ત્રી, બાળકો, સંપત્તિ અને દુનિયાના માલિક થવાની મારી આસકિત વધારે ને વધારે તીવ્ર બની, હકીકતમાં તે અમર્યાદિત બની. એટલે હું મારી ભૌતિક જીવનની પરિસ્થિતિના વિચારોમાં હમેશાં આસક્ત રહેતો"

"એટલે, મારા વહાલા પ્રભુ! મારા કીમતી જીવનનો મોટો ભાગ કોઈ પણ લાભ વિના મેં બરબાદ કર્યો છે, મારા જીવન પરત્વેની ગેરસમજ તીવ્ર થવાથી લોહી અને હાડકાંના બનેલા આ ભૌતિક શરીર વિષે, જાણે એમાં જ બધું આવી ગયું હોય એમ, વિચાર કરવા લાગ્યો; અને મારા મિથ્યાભિમાનમાં જેમ કોઈ કૂતરો પોતાની જાતને માનવ-સમાજનો રાજા માની બેસે તેના જેવો હું હતો. શારીરિક-જીવન વિષેની આવી ગેરસમજને લીધે, મારી લશ્કરી તાકાત વડે, સૈનિકો, રથો, હાથીઓ, ઘોડાઓ સહિત સારીયે દુનિયામાં પ્રવાસ કરવા લાગ્યો. ઘણા મદદનીશ સેનાપતિઓને લીધે અને સત્તાના ઘમંડને લીધે મારા હૃદયમાં હમેશાં વિરાજેલા મારા સર્વોત્તમ ગાઢ મિત્ર સમા આપ પરમાત્માને હું

જોઈ ન શક્યો. મેં તમારી પરવા કરી નહિ. આ મારી કહેવાતી અતિ ઉચ્ચ ભૌતિક સ્થિતિનો દોષ હતો. હું ધારું છું કે મારી જેમ સર્વ જીવાત્માઓ આધ્યાત્મિક સાક્ષાત્કાર વિષે બેદરકાર હોય છે, અને વિચારમાં ને વિચારમાં હમેશાં સંપૂર્ણ રીતે ચિંતાતુર રહે છે: 'શું કરવાનું છે? હવે પછી શું?' વગેરે. પરંતુ અમે ભૌતિક વાસનાઓથી દૃઢ રીતે બંધાયેલા હોવાને લીધે અમારું પાગલપણું જે તે સ્થિતિમાં ચાલુ રહે છે."

"અમારા ભૌતિક વિચારમાં અમે આટલા બધા તલ્લીન રહેવા છતાં, આપનું જ એક સ્વરૂપ, અનિવાર્ય સમય, હમેશાં પોતાના કર્તવ્ય વિષે સાવચેત રહે છે; અને જે ક્ષણે નિર્ધારિત સમય પૂરો થાય છે, તે જ ક્ષણે અમારાં ભૌતિક સ્વપ્નાંઓની સર્વ પ્રવૃત્તિઓ અટકી જાય છે. જેમ ભૂખ્યો કાળો સર્પ કોઈ પણ પ્રકારની દયા વિના નાના ઉંદરડાને ઝડપથી ગળી જાય તેમ સમય રૂપે આપ અમારી સર્વ પ્રવૃત્તિઓનો અંત લાવો છો. ઘાતકી અને અનિવાર્ય સમયના કાર્યને લીધે, જીવન દરમ્યાન સુવર્ણનાં ઘરેણાંથી હમેશાં શણગારાયેલ રહેતું રાજાનું શરીર, જે સુંદર ઘોડા જોડેલા રથમાં અથવા સુવર્ણનાં ઘરેણાંથી સુંદર રીતે સુશોભિત હાથીની પીઠ પર સવારી કરતું અને માનવ-સમાજમાં રાજા તરીકે પ્રસિદ્ધ થયેલું, તેવું રાજવી શરીર એક દિવસ સડી જાય છે, અને કાં તો કીડાઓ અને જીવડાં તેનું ભોજન કરે છે કે કાં તો તે બળીને ખાખ થાય છે અથવા પશુની વિષ્ટા બને છે." જ્યારે મનુષ્ય જીવંત હોય ત્યારે આ સુંદર શરીર મોહક લાગે, પરંતુ મરણ પછી રાજાના શરીરને પણ પશુ ખાઈ જાય છે અને એટલે તે વિષ્ટા બને છે. અથવા તેને સ્મશાનગૃહમાં બાળી મૂકવામાં આવે છે અને તેની રાખ થઈ જાય છે કે પછી તેની જમીનમાં કબર બનાવવામાં આવે છે, જેમાંથી વિવિધ પ્રકારનાં જંતુઓ ઊભાં થાય છે.

"મારા વહાલા પ્રભુ! મૃત્યુ પછી અમે આ અનિવાર્ય કાળના સંપૂર્ણ નિયંત્રણ નીચે આવીએ છીએ, એટલું જ નહિ પરંતુ જીવન જીવતા હોઈએ ત્યારે પણ જુદી રીતે એ પ્રમાણે જ બની રહ્યું હોય છે. દા.ત. સંભવ છે કે હું શક્તિ-શાળી રાજવી હોઉં અને છતાં, દુનિયા પર વિજય મેળવીને ઘેર પાછા આવતી વખતે હું ઘણી ભૌતિક પરિસ્થિતિઓને આધીન થતો હોઉં છું. સંભવ છે કે જ્યારે હું વિજયી બનીને પાછો આવતો હોઉં ત્યારે હાથ નીચેના સર્વ રાજાઓ આવે અને મારું સન્માન કરે, પણ જે ક્ષણે હું મારા રાજમહાલના અંતઃગૃહમાં પ્રવેશ કરું ત્યારે હું રાણીઓના હાથમાં રમકડું બનું છું અને મારી ઈન્દ્રિયોની ભૂખ સંતોષવા સ્ત્રીઓના ચરણમાં પડવું પડે છે. જીવનનો ભૌતિક માર્ગ એટલો બધો ગૂંચવણ ભરેલો છે કે ભૌતિક આનંદ માણતા પહેલાં મનુષ્યને એટલું બધું સખત કામ કરવું પડે છે કે આનંદપ્રમોદ માટે ભાગ્યે જ તક મળે છે. અને આવી ભૌતિક સુખ-સગવડોવાળી સુવાની ભોગવવા માટે મનુષ્ય કઠોર જીવન અને તપશ્ચર્યા કરી સ્વર્ગ-લોકની ઉચ્ચ સ્થિતિને પામવી પડે છે. જો કોઈ મનુષ્યનો, ખૂબ શ્રીમંત અથવા રાજવી-કુટુંબમાં, જન્મ થાય તો પણ પોતાની સ્થિતિમાં હમેશાં

સ્થિરતા જાળવવા માટે અને વિવિધ પ્રકારના યજ્ઞો કરીને અને દાન કરીને પછીના જીવનની તૈયારી કરવા માટે હમેશાં સચિંત હોય છે. જીવનમાં રાજવીય વૈભવ હોય તો પણ મનુષ્ય કેવળ રાજકીય વહીવટને લીધે સંપૂર્ણ રીતે ચિંતાતુર હોય છે, એટલું જ નહિ પરંતુ સ્વર્ગ-લોકમાં જવા માટે પણ પોતે ચિંતિત હોય છે.

"એટલે ભૌતિક જંજાળમાંથી બહાર નીકળવું ખૂબ જ મુશ્કેલ છે. પરંતુ કોઈક ને કોઈક કારણે જો આપની કૃપા થાય તો કેવળ આપની કૃપાથી શુદ્ધ ભકતના સંપર્કની તેને તક આપવામાં આવે છે. ભૌતિક બદ્ધ જીવનની ગુંચાલમાંથી શરૂ થતી મુકિતની આ શરૂઆત છે. મારા વહાલા પ્રભુ, કેવળ શુદ્ધ ભકતોના સહવાસથી આપ જે ભૌતિક અને આધ્યાત્મિક જગતના નિયંતા છો તેમનાથી મનુષ્ય સપડાય છે. આપ સર્વ શુદ્ધ ભકતોના સર્વોચ્ચ લક્ષ્ય છો. અને શુદ્ધ ભકતોના સંપર્કથી મનુષ્ય પોતાનામાં રહેલા આપના વિષેના ગુપ્ત સ્નેહને ખીલવે છે. એટલે શુદ્ધ ભકતોના સહવાસમાં રહીને કૃષ્ણ—ભાવનાનો કરેલો વિકાસ આ ભૌતિક જંજાળમાંથી મુકિતનું કારણ બને છે."

"મારા વહાલા પ્રભુ, આપ એટલા બધા કૃપાળુ છો, કે આપના મહાન ભકતો સાથે સંપર્ક સાધતાં હું અચકાઉં છું, છતાં ગર્ગમુનિ જેવા શુદ્ધ ભકતના મારા નજીવા સહવાસના પરિણામે આપે મારા પર આત્યંતિક કૃપા દર્શાવી છે. કેવળ આપની નિષ્કારણ કૃપાથી જ મારી સર્વ ભૌતિક સમૃદ્ધિ, મારુ રાજ્ય, અને મારું કુટુંબ મેં ગુમાવ્યાં છે. હું નથી ધારતો કે આપની નિષ્કારણ કૃપા વિના આ બધી જંજાળમાંથી હું મુકત થઈ શકયો હોત. રાજા અને મહારાજાઓ જીવનની રાજવીય સ્થિતિને ભૂલવા માટે કઠોર જીવન સ્વીકારે છે, પરંતુ આપની નિષ્કારણ કૃપાથી હું રાજવીય સ્થિતિમાંથી કયારનોય મુકત બની ચૂકયો છું બીજા રાજાઓ રાજયની આસકિત અને કુટુંબમાંથી ત્યાગમાર્ગની કઠોરતા સ્વીકારીને છૂટવા માટે અથાગ પરિશ્રમ કરે છે, પરંતુ આપની કૃપાથી મારે સંન્યાસી થવાની કે ત્યાગની તાલીમ લેવાની જરૂર નથી."

"મારા વહાલા પ્રભુ, એટલે આપના ચરણકમળ જે પ્રાપ્ત કરવાની સર્વ પ્રકારની ભૌતિક વાસનાઓમાંથી મુકત થયેલા શુદ્ધ ભકતોની મહત્ત્વાકાંક્ષા હોય છે, તેમની દૈવી સ્નેહાળ સેવામાં કેવળ જોડવા માટે હું આપને પ્રાર્થના કરું છું. આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો અને આપ મને મુકિત સુદ્ધાં મારે જે કાંઈ જોઈતું હોય તે આપી શકો છો, પણ એવો કયો મૂર્ખ હશે કે જે આપને પ્રસન્ન કર્યા પછી આપની પાસેથી આ ભૌતિક જગતની જંજાળમાં કારણભૂત બને એવું કંઈક માગે? હું નથી ધારતો કે કોઈ ડાહ્યો માણસ આપની પાસેથી આવા આશીર્વાદ માગે! એટલે હું આપને શરણે જાઉં છું, કારણ કે આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. આપ દરેક મનુષ્યના હૃદયમાં રહેલા પરમાત્મા છો અને આપ નિર્વિશેષ બ્રહ્મજયોતિ છો. ઉપરાંત, આપ આ ભૌતિક જગત પણ છો, કારણ કે આ ભૌતિક જગત આપની બહિરંગ શકિતનું પ્રગટ સ્વરૂપ છે. એટલે કોઈ પણ દૃષ્ટિબિંદુથી વિચાર કરતાં આપ દરેક મનુષ્ય માટે સર્વોચ્ચ આશ્રય છો. કોઈ

પણ મનુષ્ય ભૌતિક અથવા આધ્યાત્મિક ભૂમિકા પર હોય તો પણ તેણે આપના જ ચરણકમળમાં આશ્રય લેવો જોઈએ. એટલે મારા પ્રભુ, હું આપને આધીન થાઉં છું. અનંત જન્મો સુધી હું ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિની યાતનાઓ સહન કરતો આવ્યો છું અને હવે હું થાકયો છું. હું કેવળ મારી ઈન્દ્રિયોથી દોરાતો હતો, અને મને કદી સંતોષ મળતો નહિ; એટલે હું આપનાં ચરણકમળ જે ભૌતિક વાસનાઓ દ્વારા ઉત્પન્ન થતી સર્વ પ્રકારની યાતનાઓને દૂર કરવામાં અને સર્વ પ્રકારની શાંતિમય પરિસ્થિતિ ઉત્પન્ન કરવામાં સહાયક છે તેમને શરણે જાઉં છું. મારા વહાલા પ્રભુ, આપ દરેક જણના પરમાત્મા છો, અને આપ દરેક વસ્તુ સમજી શકો છો. હવે હું ભૌતિક વાસનાના ચેપ-માંથી મુકત થયો છું. આ ભૌતિક જગત ભોગવવાની કે આપની આધ્યાત્મિક જ્યોતિમાં લીન થવાની કે હૃદયમાં સ્થિત આપના પરમાત્મા-રૂપનું ધ્યાન કરવાની પણ મારી ઈચ્છા નથી, કારણ મને ખબર છે કે કેવળ આપને શરણે આવવાથી, હું અત્યંત શાંત અને સ્થિરચિત્ત રહીશ."

મુચુકુન્દ રાજાનું આવું વિધાન સાંભળીને શ્રીકૃષ્ણ ભગવાને જવાબ આપ્યો, "મારા વહાલા રાજન્! તમારું વિધાન સાંભળી હું અત્યંત પ્રસન્ન થયો છું. આ ગ્રહની સર્વ જમીનોના તમે રાજા હતા. પરંતુ એ જોઈને મને આશ્ચર્ય થાય છે, કે તમારું મન હવે સર્વ ભૌતિક વાસનાઓથી મુકત બન્યું છે. તમે ભકિતમય સેવા કરવા માટે યોગ્ય છો. એ જોઈને હું અત્યંત રાજી થયો છું કે મેં તમને મારી પાસેથી કોઈ પણ પ્રકારના આશીર્વાદ માગવાની તક આપી છતાં તમે ભૌતિક ફળની પ્રાપ્તિ માટે લાભ ન લીધો. હું સમજી શકું છું કે, મારામાં તમારું મન પરોવાયેલું છે અને કોઈ ભૌતિક દોષને લીધે ચિત્ત ભ્રમિત થયું નથી.

"ભૌતિક ગુણો ત્રણ પ્રકારના છે. સત્ત્વ, રજસ્ અને તમસ્. જ્યારે કોઈ પણ મનુષ્યમાં રજોગુણ અને તમોગુણના મિશ્રણનું પ્રાધાન્ય થાય છે ત્યારે આ ભૌતિક જગતમાં સગવડ ભોગવવાની વિવિધ પ્રકારની મલિનતાઓ અને કામવાસનાઓ જાગે છે. જયારે તે સત્ત્વગુણ પ્રધાન બને છે ત્યારે તે વિવિધ પ્રકારનાં કઠોર વ્રતો અને તપ વડે પોતાની જાતને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. જ્યારે મનુષ્ય સાચી બ્રાહ્મણની ભૂમિકા પર પહોંચે છે ત્યારે તે ભગવાનના અસ્તિત્વમાં વિલીન થવા ઝંખે છે, પરંતુ જ્યારે મનુષ્ય ભગવાનના ચરણ-કમળમાં કેવળ સેવા કરવાની ઈચ્છા રાખે છે, ત્યારે તે આ ત્રણેય ગુણોથી પર દિવ્ય બને છે. શુદ્ધ કૃષ્ણભાવનામય મનુષ્ય સર્વ ભૌતિક ગુણોથી હમેશાં મુકત હોય છે. મારા વહાલા રાજન્, આપે ભકિતમય સેવામાં કેટલો વિકાસ કર્યો છે એની કસોટી કરવા માટે જ મેં તમને કોઈ પણ પ્રકારનું વરદાન માગવા જણાવ્યું. હવે હું જોઈ શકું છું કે આપ શુદ્ધ ભકતોની ભૂમિકા પર છો. કારણ આ ભૌતિક જગતની કામવાસનાઓ અથવા કોઈ પણ પ્રકારના લોભથી આપનું મન ચલિત થતું નથી. જે યોગી ઈન્દ્રિય-નિગ્રહ કરીને પોતાની જાતને ઊર્ધ્વગામી બનાવવા માગે છે અને

જેઓ પ્રાણાયામની તાલીમ લઈ મારે વિષે ધ્યાન કરે છે, તેઓ ભૌતિક વાસનાઓમાંથી સંપૂર્ણ રીતે મુક્ત થતા નથી. કેટલાક પ્રસંગોમાં જોવામાં આવ્યું છે કે જેનું ભૌતિક પ્રલોભન મળે છે, કે તરત જ આવા યોગીઓ ફરીથી ભૌતિક ભૂમિકા પર નીચા ઊતરી આવે છે."

વિશ્વામિત્ર મુનિનો તાદૃશ દાખલો આ વિધાનની પૂર્તિ કરે છે. મહાન યોગી વિશ્વામિત્ર મુનિએ પ્રાણાયામની તાલીમ લીધેલી, પરંતુ સ્વર્ગલોકની અપ્સરા મેનકાએ તેમની મુલાકાત લીધી ત્યારે તે સર્વ સંયમ ખોઈ બેઠા અને તેનાથી શકુંતલા નામની દીકરી ઉત્પન્ન કરી, પરંતુ હરિદાસ ઠાકુર જેવા શુદ્ધ ભક્તને વેશ્યાઓએ આવી સર્વ લાલચો દેખાડી છતાં કાંઈ અસર ન થઈ.

શ્રીકૃષ્ણ ભગવાને આગળ ચાલતાં જણાવ્યું, "મારા વહાલા રાજન્, હું તમને વિશિષ્ટ આશીર્વાદ આપું છું, કે તમે હમેશાં મારો વિચાર કરશો. આમ ભૌતિક ગુણોથી લેપાયા વિના ભૌતિક જગતમાં મુક્ત રીતે ભ્રમણ કરવાને શક્તિમાન થશો" ભગવાનનું વિધાન સૂચવે છે, કે જે કોઈ મનુષ્ય કૃષ્ણભાવનામાં રહી આધ્યાત્મિક ગુરુના માર્ગદર્શન પ્રમાણે ભગવાનની દિવ્ય ભક્તિમય સેવામાં જોડાય છે તેને ભૌતિક ગુણોનો ચેપ કોઈ દિવસ લાગતો નથી.

ભગવાન બોલ્યા, "મારા વહાલા રાજન્, તમે ક્ષત્રિય હોવાથી શિકારમાં અને રાજકીય પ્રવૃત્તિઓમાં પશુવધ કરવાના અપરાધો કર્યા છે. શુદ્ધ થવા માટે તમે જાતે ભક્તિયોગની તાલીમ લો અને તમારું મન મારામાં હમેશાં પરોવાયેલું રાખો. થોડાક જ સમયમાં તમે આવી અધમ પ્રવૃત્તિઓના સર્વ પ્રત્યાઘાતોમાંથી મુક્ત થશો." આ વિધાન પરથી એમ લાગે છે કે ક્ષત્રિયોને શિકારમાં પશુવધ કરવાની છૂટ હોવા છતાં તેઓ બીજા પાપમય પ્રત્યાઘાતોના ચેપથી મુક્ત નથી. એટલે મનુષ્ય બ્રાહ્મણ, વૈશ્ય કે ક્ષત્રિય એમ ગમે તે હોય પરંતુ જીવનને અંતે દરેકને ભગવાનની સેવામાં સંપૂર્ણ રીતે જોડાવા માટે સંન્યાસ લેવાનું સૂચવવામાં આવે છે, જેથી તે ભૂતકાળના જીવનના સર્વ પાપમય પ્રત્યાઘાતોમાંથી મુક્ત બની શકે.

પછી ભગવાને મુચુકુન્દ રાજાને ખાત્રી આપી, "આવતા જન્મમાં તમે ઉચ્ચ કક્ષાના વૈષ્ણવ તરીકે એટલે કે બ્રાહ્મણશ્રેષ્ઠ તરીકે જન્મ લેશો અને તમારો એક માત્ર ઉદ્યમ ભગવાનની દિવ્ય સેવામાં જોડાઈને રહેવાનો હશે."—દરેક વૈષ્ણવ પ્રથમ વર્ગનો બ્રાહ્મણ છે. જે મનુષ્ય અધિકૃત બ્રાહ્મણના ગુણ પ્રાપ્ત કરતો નથી તે વૈષ્ણવની ભૂમિકા સુધી પહોંચતો નથી. જ્યારે મનુષ્ય વૈષ્ણવની ભૂમિકા સુધી પહોંચે છે, ત્યારે તે સર્વ જીવાત્માઓ માટેની કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં સંપૂર્ણ રીતે જોડાય છે. જીવાત્માઓ માટે સર્વશ્રેષ્ઠ કલ્યાણકારી પ્રવૃત્તિ કૃષ્ણ-ભાવનાના પ્રચારની છે. એટલે અહીં જણાવાયું છે કે જેમના પર ભગવાનની વિશિષ્ટ કૃપા ઉતરેલી છે તેઓ સંપૂર્ણ રીતે કૃષ્ણભાવનામય બને છે તેઓ વૈષ્ણવ તત્ત્વજ્ઞાનના પ્રચારકાર્યમાં જોડાય છે.

આમ "કૃષ્ણ ભાગ-૧"ના "મુચુકુન્દની મુક્તિ" નામે પચાસમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા



# ૫૧. રણછોડ-કૃષ્ણ

ઇક્ષ્વાકુકુળના વિખ્યાત વંશજ મુચુકુન્દ ઉપર જ્યારે કૃષ્ણ ભગવાને કૃપા કરી, ત્યારે મુચુકુન્દે ગુફામાં ભગવાનની પ્રદક્ષિણા કરી ને પછી તે બહાર આવ્યા. ગુફામાંથી બહાર આવતાં જ મુચુકુન્દે જોયું કે માનવજાતની વ્યક્તિઓનું કદ આશ્ચર્યજનક રીતે વામણું થઈ ગયું હતું. તેમજ વૃક્ષોનું કદ પણ ઘણું નાનું થઈ ગયું હતું. તેથી મુચુકુન્દ તરત જ સમજી શક્યા કે તે વખતે કળિયુગ ચાલતો હતો. તેણે પોતાનું ધ્યાન ચૂક્યા વિના તે ઉત્તર તરફ ચાલવા લાગ્યા. છેવટે ગંધમાદન નામે ઓળખાતા પર્વત પાસે તે આવી પહોંચ્યા. એમ જણાયું કે તે પર્વત ઉપર ચંદન તથા બીજાં પુષ્પોનાં વૃક્ષો હતાં અને ત્યાં આવનાર કોઈ પણ વ્યક્તિને આનંદ પમાડતાં હતાં. એ ગંધમાદન પર્વતના પ્રદેશમાં રહીને, તપસ્યા તથા વ્રત કરીને પોતાનું શેષ જીવન વિતાવવાનું તેમણે નક્કી કર્યું. જ્યાં નર-નારાયણનાં નિવાસ આવેલાં છે, તેવા હિમાલયના છેક ઉત્તરના ભાગમાં આ સ્થાન આવેલું છે. આ સ્થાન હજીયે હયાત છે, અને તે બદરિકાશ્રમ કહેવાય છે. ભૌતિક જગતનાં બધાં જ સુખ-દુઃખ તથા બધી પ્રવૃત્તિઓ ભૂલી જઈને, બદરિકાશ્રમમાં તેઓ કૃષ્ણ ભગવાનની સેવામાં લાગી ગયા. કૃષ્ણ ભગવાન પણ મથુરા નગરીના નજીકના પ્રદેશમાં પાછા ફર્યા અને કાલયવનના બધા સૈનિકો સાથે લડવા લાગ્યા, અને એક પછી એક બધાને તેમણે હણી નાંખ્યા. ત્યાર પછી તેમણે તેમનાં શરીર પરનાં આભૂષણો એકઠાં કર્યાં અને તેમની દેખરેખ નીચે કદાવર માણસો તેને ગાડાંમાં ભરીને દ્વારકામાં પાછાં લાવ્યા.

તે દરમ્યાન, જરાસંધે ફરીથી મથુરા ઉપર આક્રમણ કર્યું હતું, અને આ વખતે ત્રેવીસ અક્ષૌહિણી જેટલી મોટી સંખ્યામાં સૈનિકોનાં લશ્કર લાવ્યો હતો.

રાજા જરાસંધના આ મોટાં લશ્કરીદળોના હુમલાથી મથુરાને બચાવવા કૃષ્ણ ભગવાન ઇચ્છતા હતા. સૈનિકોની વધારે જાનહાનિ ન થાય તે માટે અને બીજું અગત્યનું કામ કરવાનું હોવાથી કૃષ્ણ ભગવાન લડયા વિના જ રણભૂમિ છોડી ગયા. ખરેખર તો તે જરાય ગભરાયા નહોતા, છતાં જરાસંધના મોટી સંખ્યાના સૈન્ય તથા સામગ્રીથી ગભરાયેલા સામાન્ય માનવી જેવો તેમણે દેખાવ કર્યો. કોઈ પણ આયુધ વિના તેમણે

રણ છોડયું. જો કે તેઓશ્રીનાં ચરણો કમળદળ જેવાં નાજુક હતાં, છતાં તેઓ ઘણે દૂર સુધી પગે ચાલતા ગયા.

આ વખતે, જરાસંધે માન્યું કે પોતાની લશ્કરી તાકાતથી કૃષ્ણ તથા બળદેવ ખૂબ ડરી ગયા હતા, અને રણભૂમિમાંથી નાસી જતા હતા. તેથી તે પોતાના સર્વ રથ, અશ્વ તથા પાયદળ સાથે તેમની પાછળ પડયો. કૃષ્ણ તથા બલરામને તેણે સામાન્ય માનવી માન્યા અને તે કૃષ્ણનાં કાર્યોને માપવાનો પ્રયત્ન કરતો હતો. કૃષ્ણ રણછોડ કહેવાય છે. રણછોડનો અર્થ એવો થાય છે કે જેણે રણભૂમિ છોડી છે તે. ભારતમાં અને ખાસ કરીને ગુજરાતમાં કૃષ્ણનાં ઘણાં મંદિર છે, કે જે રણછોડજીનાં મંદિર તરીકે જાણીતાં છે. સામાન્ય રીતે તો જો કોઈ રાજા યુદ્ધ કર્યા વિના રણમાંથી નાસી જાય તો તે કાયર ગણાય છે, પરંતુ કૃષ્ણે લડયા વિના આ લીલા કરી તો પણ ભકતો તેમની ભક્તિ કરે છે. દાનવો હમેશાં ભગવાનના ઐશ્વર્યને માપવાનો પ્રયત્ન કરે છે, પરંતુ ભકત કદી પણ તેમની શક્તિ કે તેમના ઐશ્વર્યને માપવા પ્રયત્ન કરતો નથી. તે તો હમેશાં તેમને શરણે જાય છે, અને તેમની પ્રાર્થના કરે છે. સાચા ભકતનાં પગલાંને અનુસરીને આપણે જાણી શકીએ છીએ, કે રણછોડ-કૃષ્ણે ડરને કારણે રણ છોડયું ન હતું, પરંતુ બીજા કોઈ હેતુસર છોડયું હતું. આગળ બતાવાશે તેમ એમનાં ભાવિ પત્ની રુકિમણીએ મોકલેલો ખાનગી પત્ર વાંચવાનો તેમનો હેતુ હતો. રણભૂમિ છોડી જવાનું કૃષ્ણનું કાર્ય એમનાં છ ઐશ્વર્યો વ્યકત કરવાનું હતું કૃષ્ણ સર્વશકિતમાન, સર્વસંપત્તિવાન, સર્વકીર્તિમાન, સર્વબુદ્ધિમાન અને સર્વ-સૌંદર્યવાન છે, તે જ રીતે તે સર્વત્યાગી પણ છે. શ્રીમદ્ ભાગવત સ્પષ્ટ રીતે જણાવે છે કે પૂરેપૂરી સૈન્યશકિત હોવા છતાં તેમણે રણભૂમિ છોડી. પોતાના સૈન્ય સિવાય પણ, પહેલાં સત્તર વખતની જેમ, તે પોતે એકલા જરાસંધના સૈન્યને હરાવવા સમર્થ હતા: તેથી રણભૂમિનો તેમણે કરેલો ત્યાગ તો એમની સર્વોત્તમ ત્યાગશકિતનું જ એક દૃષ્ટાંત છે.

ઘણું અંતર કાપ્યા પછી તે ભાઈઓએ પોતે થાકી ગયા હોય તેવો દેખાવ કર્યો. પોતાનો થાક ઉતારવા તે બંને દરિયાની સપાટીથી ઘણા માઈલ ઊંચા એક પર્વત ઉપર ચઢયા. સતત વર્ષાને કારણે તે પર્વત પ્રવર્ષણ કહેવાતો. એનું શિખર, ઈંદ્રે મોકલેલાં વાદળોથી હમેશાં આચ્છાદિત રહેતું. જરાસંધે તો માની લીધું કે પોતાના સૈન્યબળથી જ એ બંને ભાઈઓ ડરી ગયા હતા અને પર્વતની ટોચ ઉપર છુપાઈ ગયા હતા. પહેલાં તો લાંબા વખત સુધી શોધાશોધ કરીને તેણે તેમને શોધી કાઢવા પ્રયત્ન કર્યો, પરંતુ જયારે એમાં નિષ્ફળતા મળી, ત્યારે એ શિખરની આજુબાજુ આગ લગાડીને તેમને ફૂસાવીને મારી નાંખવાનું તેણે નક્કી કર્યું. તેથી તેણે એ શિખરની ચારેબાજુ તેલ રેડયું અને તેને આગ ચાંપી. જયારે જવાળાઓ વધારે ને વધારે ફેલાવા લાગી, ત્યારે કૃષ્ણ અને બળરામ એ પર્વતના શિખરેથી નીચે અઠ્ઠાસી માઈલ જેટલું અંતર કૂદીને જમીન પર આવ્યા. આમ જયારે શિખર બળતું હતું ત્યારે કૃષ્ણ તથા બળરામ જરાસંધની દૃષ્ટિએ પડયા વિના છટકી ગયા. જરાસંધે નિર્ણય કર્યો કે તે બંને ભાઈ બળીને ભસ્મ થઈ ગયા

હતા, તેથી હવે યુદ્ધ કરવાની જરૂર ન હતી. પોતાના પ્રયત્નોમાં પોતે સફળ થયો છે એમ માનીને તે પોતાના મગધ રાજ્યમાં આવેલા ઘેર પાછો ફર્યો. કૃષ્ણ અને બલરામ ચારેબાજુ સાગર વચ્ચે આવેલી દ્વારકાનગરીમાં ધીમે ધીમે પાછા ફર્યા.

ત્યાર પછી, શ્રી બલરામ આનર્ત દેશના રાજા રૈવતની કુંવરી રેવતી સાથે પરણ્યા. શ્રીમદ્ ભાગવતમ્‌ના નવમા સ્કંધમાં એ સમજાવ્યું છે. બળદેવના લગ્ન પછી, કૃષ્ણ રુક્મિણી સાથે પરણ્યા. રુક્મિણી, વિદર્ભ નામે ઓળખાતા પ્રદેશના રાજા ભીષ્મકની કુંવરી હતી. કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વાસુદેવ છે, તેમ રુક્મિણી લક્ષ્મીનાં સર્વશ્રેષ્ઠ અધિષ્ઠાત્રી મહાલક્ષ્મી છે. ચૈતન્ય ચરિતામૃતમાં પ્રમાણિત કર્યા પ્રમાણે કૃષ્ણ અને શ્રી રાધા-રાણી એક સાથે આવિર્ભાવ પામે છે. કૃષ્ણ, વિવિધ વિષ્ણુ-તત્ત્વોના સ્વરૂપે પ્રગટે છે, અને શ્રીમતી રાધારાણી વિવિધ શક્તિતત્ત્વોના સ્વરૂપોમાં ધનલક્ષ્મીનાં અનેક સ્વરૂપે પ્રગટે છે.

વૈદિક પરંપરા અનુસાર લગ્નના આઠ પ્રકારો છે. સર્વોત્તમ લગ્ન પ્રથા અનુસાર વર તથા કન્યાનાં માતાપિતા લગ્નની તિથિ નક્કી કરે છે. પછી રાજવી રીતે વર કન્યાના ઘેર જાય છે, અને બ્રાહ્મણો, ગોરો અને સગાંઓની હાજરીમાં વરને કન્યાનું દાન દેવાય છે. એ સિવાય ગાંધર્વ અને રાક્ષસલગ્ન જેવી બીજી લગ્નપ્રથાઓ પણ છે. રુક્મિણીનાં લગ્ન કૃષ્ણ સાથે રાક્ષસ-પદ્ધતિથી થયાં, કારણ કે કૃષ્ણે શિશુપાળ, જરાસંધ, શાલ્વ વગેરે જેવા પ્રતિસ્પર્ધીઓની હાજરીમાં રુક્મિણીનું હરણ કર્યું હતું. જ્યારે રુક્મિણીનું કન્યાદાન શિશુપાલને દેવાતું હતું ત્યારે લગ્નમંડપમાંથી કૃષ્ણે, જેમ ગરુડ દાનવો પાસેથી અમૃતનો કુંભ ઝુંટવી લે તે રીતે, રુક્મિણીને ઝડપી લીધી. રાજા ભીષ્મકની એકની એક કન્યા રુક્મિણી અજોડ સૌંદર્યવતી હતી. તે રુચિરાનના નામે ઓળખાતી. રુચિરાનનાનો અર્થ એવો છે કે જેનું મુખ ખૂબ સુંદર અને કમળ જેવું પ્રફુલ્લ હોય તેવી સ્ત્રી.

કૃષ્ણભક્તો હમેશાં ભગવાનની લીલાઓનું શ્રવણ કરવા ઉત્સુક હોય છે. તેમની યુદ્ધ કરવાની, હરણ કરવાની તથા રણમાંથી નાસી જવાની સર્વ લીલાઓ દિવ્ય છે, કારણ કે તે દિવ્ય કક્ષાએ થાય છે, અને તેના શ્રવણમાં ભક્તો દિવ્ય રસ દાખવે છે. ભગવાનની કેટલીક લીલાઓનું શ્રવણ કરાય અને બીજી લીલાઓનું શ્રવણ ટાળી દેવાય એવો તફાવત ભક્તના મનમાં હોતો નથી. તેમ છતાં પ્રાકૃત સહજિયા નામે ઓળખાતા કેટલાક કહેવાતા ભક્તોનો એક વર્ગ છે. તેઓ ગોપીઓ સાથેની કૃષ્ણની રાસ-લીલાનું શ્રવણ કરવામાં ખૂબ રસ લે છે, પરંતુ દુશ્મનો સાથેના યુદ્ધની કૃષ્ણની લીલા-ઓમાં રસ લેતા નથી. તેઓ જાણતા નથી કે કૃષ્ણની યુદ્ધ લીલાઓ અને ગોપીઓ સાથેની મિત્રતાભરી લીલાઓ એક સરખી દિવ્ય છે, કારણ કે તે દિવ્ય ભૂમિકાએ કરાય છે. શ્રીમદ્ ભાગવતમ્‌માં વર્ણવેલી કૃષ્ણની દિવ્ય લીલાઓના શરણભાવે થતા શ્રવણમાં સાચા ભક્તોને રસ પડે છે.

રુક્મિણી સાથેના કૃષ્ણના લગ્નની કથા આ મુજબ વર્ણવાય છે: વિદર્ભના રાજા, ભીષ્મક મહારાજા ખૂબ નિષ્ણાત અને ભક્ત રાજા હતા. તેમને પાંચ પુત્ર અને એક-

માત્ર પુત્રી હતી. પહેલા પુત્રનું નામ રુકમી, બીજાનું નામ રુકમરથ, ત્રીજાનું રુકમબાહુ, ચોથાનું રુકમકેશ અને સૌથી નાનાનું, પાંચમાનું નામ રુકમમાલી હતું. તે ભાઈ-ઓની યુવાન બહેન રુક્મિણી હતી. તે સુંદર તથા પવિત્ર હતી, અને કૃષ્ણ ભગવાનને વરવા અવતરી હતી. નારદમુનિ વગેરે જેવા સંતો અને મુનિઓ ભીષ્મક રાજાના મહેલની મુલાકાત લેતા, તેથી સ્વાભાવિક રીતે જ તેમની સાથે વાર્તાલાપ કરવાની તક રુક્મિણીને મળતી, અને એ રીતે તેને કૃષ્ણ વિશે માહિતી મળી. કૃષ્ણનાં છ ઐશ્વર્યો વિશે તેને માહિતી મળી, અને માત્ર તેમના વિશેની વાતો સાંભળીને જ તેમનાં ચરણકમળોને શરણે જઈને તેમની પત્ની બનવાની તેને અભિલાષા થઈ. કૃષ્ણે પણ રુક્મિણી વિશે સાંભળ્યું હતું. તે સર્વ દિવ્ય સદ્‌ગુણો, બુદ્ધિ, ઉદારતા, અપ્રતિમ સૌંદર્ય, અને નૈતિક ચારિત્ર્યનો ભંડાર હતી. તેથી કૃષ્ણે નક્કી કર્યું કે તે પોતાની પત્ની બનવાને પાત્ર હતી. રાજા ભીષ્મકનાં સર્વ કુટુંબીજનો તથા સગાંઓ નક્કી કર્યું કે રુક્મિણીને કૃષ્ણ સાથે વરાવવી. તેમ છતાં તેના મોટાભાઈ રુકમીએ બીજાંની ઈચ્છાને અવગણીને રુક્મિણીનાં લગ્ન, કૃષ્ણના કટ્ટર શત્રુ શિશુપાળ સાથે ગોઠવ્યાં. જ્યારે શ્યામ નેત્રોવાળી, સુંદર રુક્મિણીએ એ ગોઠવણ વિશે સાંભળ્યું ત્યારે તે તરત જ ખૂબ ઉદાસ બની; તેમ છતાં રાજપુત્રી હોવાથી તે રાજનીતિ પણ જાણતી હતી, તેથી તેણે નક્કી કર્યું કે માત્ર ઉદાસ બનવાથી કોઈ અર્થ સરશે નહિ. કોઈક પગલાં તરત જ ભરવાં જોઈએ. કેટલીક વિચારણા પછી, તેણે કૃષ્ણને સંદેશો મોકલવાનું નક્કી કર્યું, અને પોતે છેતરાય નહિ માટે તેણે એક સંનિષ્ઠ બ્રાહ્મણને પોતાના સંદેશવાહક તરીકે પસંદ કર્યો. આવા સંનિષ્ઠ બ્રાહ્મણ હમેશાં વફાદાર અને વિષ્ણુભક્ત હોય છે. તેથી વિલંબ કર્યા વિના તે બ્રાહ્મણને દ્વારકા મોકલ્યો.

દ્વારકાના દરવાજે જઈને તે બ્રાહ્મણે પોતાના આવ્યાના સમાચાર દરવાનને જણાવ્યા, અને દરવાન જ્યાં કૃષ્ણ સોનાના સિંહાસન ઉપર બેઠા હતા ત્યાં તેને લઈ ગયો. એ બ્રાહ્મણને રુક્મિણીના દૂત બનવાની તક સાંપડી હતી તેથી તેને સર્વ કારણોના કારણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં દર્શન કરવાનું સદ્‌ભાગ્ય સાંપડયું હતું. બ્રાહ્મણ તો સર્વ સામાજિક વિભાગો-વર્ણોના આધ્યાત્મિક ગુરુ છે. દરેક વ્યક્તિને વૈદિક વ્યવહાર-પદ્ધતિ શીખવવા માટે કૃષ્ણ ભગવાન તરત જ ઊભા થયા અને તે બ્રાહ્મણને પોતાના સિંહાસને બેસવા વિનંતી કરી. જ્યારે બ્રાહ્મણ સુવર્ણ-સિંહાસને બેઠો, ત્યારે જેવી રીતે દેવો કૃષ્ણની સેવા કરે તેવી જ રીતે ભગવાન શ્રીકૃષ્ણે તેની પૂજા કરવા માંડી. આ રીતે તેમણે દરેકને શીખવ્યું કે પોતાના ભક્તની સેવા તો ખુદ પોતાની સેવા કરતાં પણ વધારે અમૂલ્ય છે.

યથા સમયે તે બ્રાહ્મણે સ્નાન કર્યું, ભોજન સ્વીકાર્યું અને સંપૂર્ણ સુંવાળી રેશમી શય્યા ઉપર આરામ કરવા લાગ્યો. શ્રીકૃષ્ણ ભગવાન નીરવ રીતે તેની પાસે ગયા અને ખૂબ સન્માન પૂર્વક એ બ્રાહ્મણના પગ પોતાના ખોળામાં લીધા અને તેને તળાંસવા લાગ્યા. આ રીતે કૃષ્ણે બ્રાહ્મણ પાસે હાજર થઈને કહ્યું, “મારા વહાલા ભૂદેવ! હું આશા રાખું છું કે તમે કોઈ પણ હરકત વિના તમારા ધર્મસિદ્ધાંતોનું અનુસરણ કરતા

હશે અને તમારું મન પણ હમેશાં સ્વસ્થ રહેતું હશે." સમાજમાં વિવિધ વર્ણોના લોકો વિવિધ વ્યવસાયોમાં રોકાયેલા હોય છે અને જ્યારે કોઈ વ્યકિત અમુક બીજી વ્યકિતના ક્ષેમકુશળ વિશે પૃચ્છા કરે, ત્યારે તે વ્યકિતના વ્યવસાયની દૃષ્ટિએ કરવી જોઈએ. તેથી જ્યારે કોઈ બ્રાહ્મણના કુશળ પૂછે, ત્યારે એ પ્રશ્નોની શબ્દ-રચના એના જીવનની પરિસ્થિતિ અનુસાર હોવી જોઈએ કે જેથી એને ક્ષુબ્ધ ન કરે. શાંત માનસ જ સત્યનિષ્ઠ, પવિત્ર, તટસ્થ, સંયમી અને સહિષ્ણુ બનવાનો પાયો છે. આ રીતે જ્ઞાન પ્રાપ્ત કરીને અને જીવનમાં એના વ્યવહારુ ઉપયોગ સમજીને વ્યકિતને પરમ સત્યની ઝાંખી થાય છે. બ્રાહ્મણ જાણતો હતો કે કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. છતાંય તેણે વૈદિક સમાજની પ્રણાલિકાની દૃષ્ટિએ ભગવાનની સન્માનપૂર્ણ સેવાનો સ્વીકાર કર્યો. ભગવાન શ્રીકૃષ્ણ એક માનવી જેવી જ લીલા કરતા હતા; સમાજ-વ્યવસ્થાના ક્ષત્રિયવર્ણના હોવાથી અને યુવાન તરુણ હોવાથી આવા બ્રાહ્મણ પ્રત્યે સન્માન વ્યકત કરવાનો તેમનો ધર્મ હતો.

ભગવાન કૃષ્ણે આગળ કહ્યું, "હે બ્રાહ્મણશ્રેષ્ઠ! તમારે હમેશાં સંતોષ રાખવો જોઈએ, કારણ કે જો બ્રાહ્મણ હમેશાં આત્મસંતુષ્ટ હોય તો તે પોતાની ફરજોમાંથી ચલાયમાન થશે નહિ. માત્ર પોતાના ધર્મને વળગી રહેવાથી જ દરેક વ્યકિત, અને ખાસ કરીને બ્રાહ્મણો પોતાની સર્વ મનોકામનાઓની સર્વોચ્ચ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. જો કોઈ વ્યકિતની સમૃદ્ધિ સ્વર્ગના રાજા ઈંદ્ર જેટલી હોય, છતાં જો તેને સંતોષ ન હોય તો તેને એક લોકમાંથી બીજા લોકમાં અવશ્ય ભટકવું પડે છે. એવી વ્યકિત કોઈ પણ સંજોગોમાં સુખી થઈ શકતી નથી, પરંતુ જો એક માનવીનું મન સંતુષ્ટ હોય, તો તેનું ઉચ્ચ સ્થાન છિનવાઈ જાય તો પણ ગમે ત્યાં અને સર્વત્ર રહીને પણ તે સુખી થઈ શકે."

કૃષ્ણે બ્રાહ્મણને આપેલો આ ઉપદેશ ખૂબ સૂચક છે. એનો ભાવાર્થ એ છે કે સાચા બ્રાહ્મણે કોઈ પણ પરિસ્થિતિમાં વ્યગ્ર બનવું ન જોઈએ. કળિયુગના આ અર્વાચીન યુગમાં કહેવાતા બ્રાહ્મણો શૂદ્ર અથવા શૂદ્રથીયે તિરસ્કરણીય દશાને પામ્યા છે, અને તેમ છતાંયે નિષ્ણાત બ્રાહ્મણો ગણાવા ઈચ્છે છે. ખરેખર તો નિષ્ણાત બ્રાહ્મણ પોતાના ધર્મોને જ વળગી રહે છે, અને શૂદ્ર કે શૂદ્રથીયે નીચી કક્ષાના લોકોના ધર્મોનો કદી સ્વીકાર કરતા નથી. પ્રમાણભૂત શાસ્ત્રોમાં એવી સલાહ આપવામાં આવી છે કે મુશ્કેલ પરિસ્થિતિ હોય તો, કોઈ બ્રાહ્મણ કદાચ ક્ષત્રિયનો અથવા વૈશ્યનો વ્યવસાય પણ સ્વીકારે; પરંતુ એણે શૂદ્રનો વ્યવસાય કદી પણ સ્વીકારવો ન જોઈએ. ભગવાન કૃષ્ણે જાહેર કર્યું કે જો બ્રાહ્મણ ચુસ્ત રીતે પોતાના ધાર્મિક સિદ્ધાંતોને વળગી રહે તો તેણે પ્રતિકૂળ પરિસ્થિતિથી કદીયે મુંઝાવું ન જોઈએ. ઉપસંહાર કરતાં કૃષ્ણ ભગવાને કહ્યું, "બ્રાહ્મણો-અને વૈષ્ણવોને હું હમેશાં આદરથી વંદન કરું છું, કારણ કે બ્રાહ્મણો સર્વદા આત્મસંતુષ્ટ હોય છે, અને વૈષ્ણવો સદાયે માનવસમાજની ખરેખરી કલ્યાણકારી પ્રવૃત્તિઓમાં રોકાયેલા હોય છે.

તેઓ આમ જનતાના ઉત્તમ મિત્રો છે; મને ખોટા અભિમાનથી મુક્ત હોય છે અને એમની માનસિક પરિસ્થિતિ હમેશાં શાંતિપૂર્ણ હોય છે. પછી કૃષ્ણ ભગવાન બ્રાહ્મણના રાજ્યમાં રાજાઓ (ક્ષત્રિયો) વિશે જાણવા ઇચ્છતા હતા. તેથી તેમણે પૃચ્છા કરી કે તે રાજ્યની બધી પ્રજા સુખી હતી કે કેમ? રાજ્યમાં લોકો સાથેના વર્તાવ ઉપરથી રાજાની લાયકાતની તુલના કરી શકાય છે. જો પ્રજા બધી વાતે સુખી હોય તો એમ સમજી લેવાય કે રાજા પ્રામાણિક છે અને તેની ફરજો સાચી રીતે બજાવે છે. કૃષ્ણે કહ્યું કે જેના રાજ્યમાં પ્રજા સુખી હોય તે રાજા તેમને ઘણા પ્રિય છે. અલબત્ત કૃષ્ણ સમજી શક્યા હતા કે બ્રાહ્મણ એક ખાનગી સંદેશો લઈને આવ્યો હતો. તેથી તેમણે કહ્યું, "જો તમને વાંધો ન હોય તો તમારા આગમનનો હેતુ જણાવવા હું મંજૂરી આપું છું." આ રીતે ભગવાન સાથેની આધ્યાત્મિક લીલાથી ખૂબ પ્રસન્ન થઈને, પોતે જે કારણે આવ્યો હતો અને કૃષ્ણને મળ્યો હતો એ વિશેની તેણે બધી વાત કરી. રુક્મિણીએ લખેલો પત્ર તેણે કાઢ્યો અને કહ્યું, "રાજકુમારી રુક્મિણીએ આમ લખ્યું છે.........."મારા વહાલા કૃષ્ણ! ઓ અચ્યુત સર્વશ્રેષ્ઠ સુંદર, જે કોઈ મનુષ્ય આપના દિવ્ય સ્વરૂપ અને લીલા-ચરિત્રોનું પોતાના કાનથી શ્રવણ કરે છે એ તરત જ આપના નામ, કીર્તિ અને ગુણમાં લીન બને છે, આમ એનાં સર્વ ભૌતિક દુ:ખો વિરમી જાય છે, અને પોતાના હૃદયમાં આપનું સ્વરૂપ પધરાવે છે. આપના વિષેના આવા દિવ્ય સ્નેહથી, તે અંતઃકરણમાં હમેશાં આપનું દર્શન કરે છે, અને આ રીતે તેની સર્વ કામનાઓ પૂરી થાય છે. તે જ પ્રમાણે મેં આપના દિવ્ય ગુણો વિષે સાંભળ્યું છે. મારા વિચારો આમ સીધે સીધા પ્રગટ કરવામાં સંભવ છે, કે હું નિર્લજ્જ ભાસું, પરંતુ આપે મને પરવશ કરીને મારા હૃદયને હરી લીધું છે. સંભવ છે કે આપને શંકા જાય કે હું અપરિણીત યુવાન કન્યા છું, તેથી આપને મારામાં શિથિલ ચારિત્રની શંકા જાગે; પરંતુ મારા વહાલા મુકુન્દ, આપ સર્વશ્રેષ્ઠ નરસિંહ અને પુરુષોત્તમ છો. જેણે પોતાના ઘર બહાર પગ મૂક્યો નથી એવી કોઈ પણ કન્યા અથવા શ્રેષ્ઠ સતીત્વવાળી સ્ત્રી પણ આપના અપ્રતિમ ચારિત્ર્ય, જ્ઞાન, સમૃદ્ધિ, અને સ્થિતિને અનુલક્ષીને આપને વરવાની ઇચ્છા દર્શાવે. હું જાણું છું કે આપ લક્ષ્મીજીના સ્વામી છો અને આપ ભક્તો પ્રત્યે અત્યંત કૃપાળુ છો; એટલે મેં આપની સનાતન દાસી થવાનો નિર્ણય કર્યો છે. મારા વહાલા પ્રભુ! હું આપના ચરણ-કમળમાં મારું જીવન અને પ્રાણ સમર્પણ કરું છું. મેં આપને મારા મનથી વરેલા પતિ તરીકે સ્વીકાર્યા છે, એટલે હું આપને વિનંતી કરું છું કે આપ મને આપની પત્ની તરીકે સ્વીકારો. હે કમળનયન! આપ સર્વોચ્ચ શક્તિમાન છો હવે હું આપની છું. જો સિંહ માટેની ભોગ્ય વસ્તુને શિયાળ ઉપાડી જતું હોય, તો તે હાસ્યાસ્પદ વસ્તુ કહેવાય. એટલે શિશુપાળ અને એના જેવા બીજા રાજવીઓ મને ઉપાડી જાય તે પહેલાં, મારી આપને વિનંતી છે, કે આપ તરત જ મારી સંભાળ લો. મારા વહાલા પ્રભુ, મેં મારા આગલા જન્મમાં કૂવા ખોદાવવા, અથવા વૃક્ષો ઉગાડવા જેવાં લોકકલ્યાણનાં કામો કર્યાં હોવાં જોઈએ, અથવા બ્રાહ્મણો અને વૈષ્ણવો જેવા ઉચ્ચ કક્ષાના આધ્યાત્મિક ગુરુ-

દેવની સેવા અને ક્રિયાકાંડાત્મક વિધિઓ અને યજ્ઞો ઊજવવા જેવાં પવિત્ર કાર્યો કર્યાં હશે. આવી પ્રવૃત્તિઓથી કદાચ મેં પૂર્ણ પુરુષોત્તમ નારાયણને પ્રસન્ન કર્યા હશે. આમ હોય તો, બલરામ પ્રભુના બંધુ એવા ભગવાન શ્રીકૃષ્ણ! કૃપા કરી અહીં આવો અને મારું પાણિગ્રહણ કરો, જેથી શિશુપાળ અને તેના સાગરિતો મારો સ્પર્શ ન કરે."

શિશુપાળ સાથે રુક્મિણીનું લગ્ન ક્યારનુંયે નક્કી થઈ ચૂક્યું હતું; એટલે તેણે પોતાનું હરણ કરી જવાની શ્રીકૃષ્ણને સૂચના કરી, જેથી એ બદલી શકાય. આ પ્રકારનાં લગ્ન કે જેમાં કન્યાને બળજબરીથી ઉપાડી જવામાં આવે છે એ પ્રકારને રાક્ષસ-વિવાહ કહે છે, અને ક્ષત્રિયો કે વહિવટકર્તાઓ કે વીરજાતિના પુરુષોમાં પ્રચલિત છે. બીજે દિવસે પોતાનું લગ્ન નક્કી થઈ ચૂક્યું હતું એટલે કૃષ્ણને તેણે સૂચના કરી કે ગુપ્તવેશે આવીને પોતાનું હરણ કરી જાય અને પછી શિશુપાલ તથા મગધના રાજા જેવા મિત્ર રાજવીઓ સાથે યુદ્ધ કરે. કોઈ કૃષ્ણને જીતી શકે તેમ નથી, અને નિશ્ચિત રીતે તે જ વિજયી થશે, એટલે વિચાર કરીને તેમણે પ્રભુનું 'અજિત', એટલે 'જીતી ન શકાય એવા' કહી સંબોધન કર્યું. જો રાજમહેલમાં લડાઈ કરાય તો સ્ત્રીઓ સહિત પોતાનાં ઘણાં કુટુંબીજનો ઘવાય અથવા મૃત્યુ પામે, તેમ તેમ ન કરવા રુક્મિણીએ કૃષ્ણને જણાવ્યું, જે રીતે કોઈ દેશનો રાજા પોતાનો હેતુ સિદ્ધ કરવા માટે મુત્સદ્દીગીરીભર્યા માર્ગો અપનાવવાનો વિચાર કરે, તે જ પ્રમાણે રુક્મિણીએ રાજકન્યા હોવાથી આવી બિનજરૂરી અને અનિચ્છનીય હત્યા નિવારી શકાય એવું સૂચન કરીને પોતાના મુત્સદ્દીપણાનો ખ્યાલ તેમને આપ્યો.

તેણે સમજાવ્યું કે પોતાના કુટુંબમાં લગ્ન પહેલાં પોતાનાં કુળદેવી દુર્ગાદેવીના મંદિરે જઈ દર્શન કરવાની કૌટુંબિક પ્રણાલિકા હતી. (મોટા ભાગે ક્ષત્રિય રાજાઓ ચુસ્ત વૈષ્ણવો હોવાથી વિષ્ણુ ભગવાનની રાધાકૃષ્ણ અથવા લક્ષ્મીનારાયણ સ્વરૂપે પૂજા કરતા હતા; પરંતુ પોતાના ભૌતિક સુખ માટે દુર્ગાદેવીની પણ પૂજા કરતા. પરંતુ જેમ કેટલાક મંદબુદ્ધિના માણસો દેવતાઓને વિષ્ણુતત્ત્વની સમાન ભૂમિકા પર રહેલા સર્વોચ્ચ પરમેશ્વર તરીકે ગણે છે, તેવી ભૂલ ક્ષત્રિય રાજાઓ કદી કરતા નહિ.) પોતાનાં-સગાં-વહાલાંની બિનજરૂરી હત્યા થાય તે નિવારવા રુક્મિણીએ એવી સૂચના કરી કે જ્યારે પોતે રાજમહેલમાંથી મંદિરે જતી હોય, અથવા પોતે ઘેર પાછી ફરતી હોય ત્યારે પોતાનું હરણ કરી જવાનું ખૂબ સરળ પડશે.

શિશુપાળ મહારાજાનો પુત્ર હોવાથી પોતાની સાથે લગ્ન કરવા લાયક હતો, છતાં પોતે ભગવાનને વરવા શા માટે આતુર હતી તે પણ રુક્મિણીએ સમજાવ્યું. તેણે કહ્યું, કે પોતાના માનવા મુજબ કોઈ પણ વ્યક્તિ કૃષ્ણ કરતાં અધિક નથી. અરે! મહાદેવ તરીકે જાણીતા ભગવાન શંકર પણ ચઢિયાતા નથી; કારણ કે શંકર ભગવાન પણ ભૌતિક જગતના તમોગુણના પાશમાંથી મુક્ત બનવા કૃષ્ણ ભગવાનને પ્રસન્ન કરવા ઝંખે છે. શિવજી પોતે સર્વ મહાત્માઓમાં શ્રેષ્ઠ હોવા છતાં, વિષ્ણુ ભગવાને પોતાના અંગુઠાથી પાડેલા છિદ્રમાંથી ભૌતિક લોકમાં અવતરતી ગંગાના જળને શંકર ભગવાન પવિત્ર બનવા માટે પોતાના મસ્તક ઉપર ધારણ કરે છે. શંકર ભગવાન તમોગુણના અધિકારી છે. તેથી પોતાની જાતને દિવ્ય સ્થિતિમાં

રાખવા તે વિષ્ણુ ભગવાનનું સદા ધ્યાન ધરે છે. તેથી રુકિમણીને એ વાતની બરાબર ખબર હતી કે કૃષ્ણની કૃપા મેળવવી એ સહેલું કામ નથી. જો શંકર ભગવાન જેવાને પણ આ હેતુ સિદ્ધ કરવા, પોતાની જાતને પવિત્ર બનાવવી પડતી હોય તો, રુકિમણી માટે તો કેવળ ક્ષત્રિય રાજકન્યા હોવાને લીધે એ કામ મુશ્કેલ બને. આમ તેણે પોતાનું જીવન કઠોર વ્રત અને પ્રાયશ્ચિત્ત કરવામાં, એટલે ઉપવાસો કરવા અને દેહને સુખ સગવડો વિના ચલાવી લેવા વગેરેમાં સમર્પણ કરવાની ઈચ્છા કરી. જો આ પ્રવૃત્તિઓ દ્વારા આ જીવનમાં કૃષ્ણની કૃપા ન મળે એવી શક્યતા હોય, તો તે ભવોભવ એમ કરવા તૈયાર થાત. ભગવદ્ ગીતામાં એમ કહ્યું છે કે ભગવાનના શુદ્ધ ભકતો ભક્તિમય સેવા દૃઢતાપૂર્વક કરે છે. રુકિમણી દેવીએ વ્યકત કરેલો આવો નિર્ણય એ શ્રીકૃષ્ણની કૃપા મેળવવાની એક માત્ર કિંમત છે, અને કૃષ્ણભાવનામાં રહી અંતિમ સિદ્ધિ પ્રાપ્ત કરવાનો એક્માત્ર માર્ગ છે.

રુકિમણી દેવીનું વિધાન કૃષ્ણને સમજાવ્યા પછી બ્રાહ્મણ બોલ્યો: "મારા વહાલા યદુપતિ! કૃષ્ણ, હું રુકિમણી પાસેથી આપના માટે આ અંગત સંદેશો લાવ્યો છું; હવે એને આપની વિચારણા માટે આપની સમક્ષ રજૂ કર્યો છે. યોગ્ય વિચારણા કર્યા પછી, આપની ઈચ્છા પ્રમાણે આપ કરી શકો છો, પરંતુ આપ કંઈ કરવા ઈચ્છતા હો તો એ તરત જ કરજો. પગલાં લેવા માટે હવે વધારે સમય નથી."

આમ "કૃષ્ણ ભાગ-૧'ના "રણછોડ કૃષ્ણ" નામે એકાવનમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૫૨. કૃષ્ણ રુક્મિણીનું હરણ કરે છે.

રુક્મિણીનું વિધાન સાંભળીને કૃષ્ણ ભગવાન ખૂબ પ્રસન્ન થયા. એમણે તરત જ બ્રાહ્મણને અભિનંદ્યો અને બોલ્યા: "મારા વહાલા બ્રાહ્મણ! હું એ સાંભળીને અત્યંત રાજી થાઉં છું, કે રુક્મિણી મને પરણવા આતુર છે, કેમકે હું પણ એનું પાણિગ્રહણ કરવા આતુર છું. મારું મન હમેશાં ભીષ્મકની દીકરીના વિચારમાં તલ્લીન રહે છે, અને મને તેના વિચાર આવ્યા કરવાથી કેટલીક વખત રાતના મને ઊંઘ આવતી નથી. હું સમજી શકું છું, કે રુક્મિણીના મોટાભાઈએ મારા પ્રત્યેના તેજોદ્વેષને લીધે, તેનું લગ્ન શિશુપાળ સાથે નક્કી કર્યું છે; એટલે એ સર્વ રાજાઓને બોધપાઠ આપવાનો મેં નિર્ણય કર્યો છે. જેમ સાધારણ લાકડાનો કાર્યક્ષમ રીતે ઉપયોગ કર્યા પછી, તેને સળગાવી તેમાંથી અગ્નિ પ્રગટ કરાય છે, તેમ આ અસુર રાજાઓ સાથે યુદ્ધ કર્યા પછી, હું તેમની વચ્ચેથી રુક્મિણીને લઈ આવીશ."

રુક્મિણીના લગ્નદિન વિશે જાણીને કૃષ્ણ તરત જ ચાલી નીકળવા અધીરા બન્યા. તેમણે પોતાના સારથી દારુકને રથને ઘોડા જોડવા અને વિદર્ભ રાજ્ય તરફ જવાની તૈયારી કરવા જણાવ્યું. આ હુકમ સાંભળીને તરત જ સારથી કૃષ્ણના ચાર વિશિષ્ટ ઘોડાઓ લઈ આવ્યો. પદ્મપુરાણમાં આ ઘોડાઓનાં નામ અને વર્ણન આવે છે. પ્રથમ શૈબ્ય, લીલાશ પડતા રંગનો હતો; બીજો સુગ્રીવ, બરફ જેવા ભૂખરા રંગનો હતો; ત્રીજો મેઘપુષ્પ, નવા મેઘના રંગ જેવો હતો, અને છેલ્લો બલાહક રાખોડી રંગનો હતો. જ્યારે ઘોડાઓને ધૂંસરીએ જોડયા અને રથ ઊપડવા માટે સજ્જ થયો કે તુરત કૃષ્ણે બ્રાહ્મણને રથમાં ચઢવામાં મદદ કરી, પોતાની પાસે બેસાડયો. તરત જ તેઓ દ્વારકાથી નીકળ્યા, અને એક જ રાતમાં વિદર્ભ દેશ જઈ પહોંચ્યા. દ્વારકાનું રાજ્ય ભારતના પશ્ચિમ કિનારે છે, અને વિદર્ભ તદ્દન ઉત્તરમાં છે. તે બે વચ્ચે એક હજાર માઈલથી ઓછું અંતર નથી, પરંતુ ઘોડાઓ એટલા બધા ઝડપી હતા કે એક જ રાતમાં અથવા બહુ તો બાર જ કલાકમાં પોતાના ગંતવ્ય સ્થાન કુંડિનપુરમાં તેઓ આવી પહોંચ્યા.

ભીષ્મક રાજા પોતાની પુત્રી શિશુપાળને પરણાવવા માટે ઉત્સુક ન હતો, પરંતુ એ માટેની વાતચીત કરનાર પોતાના સૌથી મોટા પુત્ર પ્રત્યેની પોતાની આસક્તિને લીધે આ

લગ્નસંબંધ સ્વીકારવાની તેને ફરજ પડી હતી. એક કર્તવ્ય માનીને તે લગ્નપ્રસંગે નગરને શણગારી રહ્યા હતા અને પ્રસંગને અત્યંત સફળ બનાવવા ખૂબ નિષ્ઠાથી કામ કરી રહ્યા હતા. શેરીઓમાં ચારે બાજુએ જળ છાંટવામાં આવ્યું હતું, નગર ખૂબ સુંદર રીતે સ્વચ્છ જણાતું હતું. ભારત (વિષુવવૃત્તની ઉત્તરે) કર્કવૃત્ત ઉપર આવેલું હોવાથી વાતાવરણ હમેશાં સૂકું રહે છે. આને લીધે શેરીઓ અને રસ્તાઓ પર હમેશાં ધૂળ જામે છે; એટલે લોકો દિવસમાં ઓછામાં ઓછું એક વખત અને કલકત્તા જેવાં મોટાં નગરોમાં દિવસમાં બે વાર જળ છાંટે છે. કુન્ડિનપુરના માર્ગો ધજાઓ તથા તોરણોથી શણગારવામાં આવ્યા હતા, અને અમુક અમુક ચોકમાં દરવાજાઓ તૈયાર કરવામાં આવ્યા હતા. આખા નગરની શોભા અનેરી હતી. ધોયેલાં સ્વચ્છ વસ્ત્રો ધારણ કરેલાં નગરવાસી નરનારીઓ ચંદનના લેપ, મોતીની માળા અને પુષ્પહારથી સુશોભિત હતાં, તેથી સૌંદર્ય વૃદ્ધિ પામેલું જણાતું હતું. ચારે બાજુએ ધૂપદીપ સળગવાને લીધે અને અગરની સુવાસથી વાતાવરણ મઘમઘતું હતું. ધર્મગુરુઓ અને બ્રાહ્મણોને જમાડીને તૃપ્ત કર્યા અને ધર્મવિધિ પ્રમાણે તેમને પૂરતા પ્રમાણમાં સંપત્તિ તથા ગાયોનું દાન કરવામાં આવ્યું. આ રીતે તેઓ વૈદિક શ્લોકોના મંત્રોચ્ચાર કરતા હતા. રાજકન્યા રુક્મિણી, અપ્રતિમ સૌંદર્યવતી હતી. તે અત્યંત પવિત્ર હતી અને તેના દાંત સુંદર હતા. મંગળમય પવિત્ર નાડાછડી તેના કાંડે બાંધેલી હતી. તેણે વિવિધ પ્રકારનાં રત્નોના અલંકાર પહેર્યા હતા, અને લાંબા રેશમી વસ્ત્રથી પોતાના દેહના ઉપલા તથા નીચલા ભાગને ઢાંકયા હતા. વિદ્વાન પંડિતો સામવેદ, ઋગ્વેદ અને યજુર્વેદમાંથી મંત્રોચ્ચાર કરી, તેનું રક્ષણ કરી રહ્યા હતા. ત્યાર પછી બ્રાહ્મણોએ અથર્વ વેદમાંથી મંત્રોચ્ચાર કર્યા, અને વિવિધ ગ્રહોની અમંગળ યુતિને (મેળાપને) શાંત કરવા અગ્નિમાં આહુતિ આપી.

જયારે આવી વિધિ ઉજવાતી હોય, ત્યારે ભીષ્મક રાજા, બ્રાહ્મણો અને ધર્માચાર્યો સાથે વ્યવહાર કરવામાં અત્યંત અનુભવી હતો. તેમણે વિશાળ પ્રમાણમાં સુવર્ણ, રૂપું, ગોળ-મિશ્રિત અનાજ અને સુવર્ણનાં ઘરેણાંથી શણગારેલી ગાયોનું દાન કરીને બ્રાહ્મણોનું વિશિષ્ટ રીતે સન્માન કર્યું. શિશુપાળના પિતા, દમઘોષે પોતાના કુટુંબના ઉજજવળ ભાવિ માટે સર્વ પ્રકારની ક્રિયાકાંડાત્મક વિધિઓ કરી. શિશુપાળના પિતા દમઘોષ નગરજનોની અસ્તિત્વને નિર્મૂળ કરવાની પોતાની ચડિયાતી શકિતને માટે જાણીતા હતા. દમ એટલે કચડી નાંખવું અને ઘોષ એટલે પ્રખ્યાત; આમ તેઓ નગરજનોને નિયંત્રણમાં રાખવા માટે પ્રખ્યાત હતા. દમઘોષે વિચાર્યું કે જો કૃષ્ણ લગ્નવિધિમાં વિઘ્ન પહોંચાડવા આવે તો તે નિશ્ચિત રીતે તેમને પોતાની લશ્કરી તાકાતના જોરે ખતમ કરી નાંખશે. એટલે વિવિધ પ્રકારની મંગળમય વિધિઓ કરીને, દમઘોષે મદસ્રાવી તરીકે જાણીતી પોતાની લશ્કરી ટુકડીઓને એકત્ર કરી. તેણે સુવર્ણના અછોડાવાળા હારથી શણગારેલા ઘણા હાથીઓ, અને તે જ રીતે શણગારેલા ઘોડાઓ તથા રથોને તૈયાર રાખ્યા. પોતાના પુત્ર અને બીજા સાથીઓને લઈ દમઘોષ કુંડિનપુર જતો હતો. ત્યારે એમ લાગતું હતું કે પોતે લગ્ન કરાવવા જતો હતો એ વાત સહેજ ભૂલી જઈને જાણે મુખ્યત્વે યુદ્ધ કરવા જતો હોય એવો ઇરાદો જણાતો હતો.

જ્યારે ભીષ્મક રાજાએ જાણ્યું કે દમઘોષ અને તેમની મંડળી આવી પહોંચી છે, ત્યારે તે નગરના પાદરે તેમનું સ્વાગત કરવા ગયો. નગરના દરવાજા બહાર ઘણા બગીચાઓમાં મહેમાનોને ઊતરવા માટે સ્વાગતની તૈયારીઓ ચાલતી હતી. વૈદિક લગ્ન-વિધિ પ્રમાણે કન્યાના પિતા વરરાજાના સઘળા સંબંધીઓનું સ્વાગત કરે છે, અને લગ્ન પૂરું થાય ત્યાં સુધી યોગ્ય જગ્યાઓ તેમને દે કે ત્રણ દિવસ સુધી ઉતારાની સગવડ આપે છે. દમઘોષની મંડળીમાં હજારો માણસો હતા. એમાં જરાસંધ, દંતવક્ર, વિદૂરથ અને પૌન્ડ્રક જેવા અગ્રગણ્ય રાજાઓ તથા મહાનુભાવો પણ હતા. એ રહસ્ય જગજાહેર હતું કે રુક્મિણીને કૃષ્ણ સાથે પરણાવવાની હતી, પરંતુ તેના મોટા ભાઈ રુક્મીએ તેનું વેવિશાળ શિશુપાળ સાથે નક્કી કર્યું હતું. વળી એવી પણ અફવા પ્રચલિત થઈ હતી કે રુક્મિણીએ કૃષ્ણ પાસે સંદેશ-વાહક મોકલ્યો હતો; એટલે સૈનિકોને એવી શંકા ગઈ કે સંભવ છે કે કૃષ્ણ રુક્મિણીનું હરણ કરવાનો પ્રયત્ન કરી અશાંતિ ફેલાવે, એટલે તેઓ ભયમુક્ત ન હતા. તેથી, કૃષ્ણ કન્યાનું હરણ કરી જાય તો તેમને અટકાવવા તેઓ સૌ ઉગ્ર યુદ્ધ આપવા માટે તૈયાર હતા. શ્રી બલરામને સમાચાર મળ્યા કે કેવળ એક જ બ્રાહ્મણને લઈ કૃષ્ણ કુંડિનપુર જવા નીકળ્યા હતા. તેમણે એમ પણ સાંભળ્યું કે શિશુપાળ વિશાળ સંખ્યામાં સૈનિકો લઈ ત્યાં સજ્જ હતો. કૃષ્ણ પર એ લોકો હુમલો કરશે એવી શંકા પડવાથી બલરામ રથ, પાયદળ, ઘોડા અને હાથીઓની બળવાન લશ્કરી ટુકડીઓ લઈ કુંડિનપુરની નજીકમાં જઈ પહોંચ્યા હતા.

દરમ્યાન રાજમહેલમાં રુક્મિણી કૃષ્ણના આવવાની આશા રાખી રહી હતી, પરંતુ જ્યારે કૃષ્ણ કે પોતાના સંદેશા સાથે મોકલેલો બ્રાહ્મણ દેખાયો નહિ, ત્યારે તે અત્યંત ચિંતાતુર બની અને પોતે કેટલી બધી કમનસીબ છે તેનો વિચાર કરવા લાગી, "આજ અને આવતીકાલના લગ્નની વચમાં એક જ રાત બાકી છે, અને બ્રાહ્મણ કે શ્યામસુંદર બેમાંથી કોઈ પાછું ફર્યું નથી. અને આનું કોઈ કારણ બરાબર સમજાતું નથી." કંઈક નિરાશા સાથે તેણે વિચાર્યું કે કદાચ કૃષ્ણને તેમનાથી અસંતુષ્ટ થવાનું કારણ મળ્યું હોય અને પોતાની યોગ્ય દરખાસ્ત અસ્વીકાર્ય હશે, પરિણામે બ્રાહ્મણ હતાશ થઈ ગયો હશે અને પાછો નહિ આવ્યો હોય. વિલંબ થવાનાં જુદાં જુદાં કારણોનો પોતે વિચાર કરી રહી હતી, છતાં ક્ષણે ક્ષણે તે તેમના આગમનની આશા રાખતી હતી.

વળી રુક્મિણી આગળ એમ વિચારવા લાગી, કે ભગવાન બ્રહ્માજી, શિવજી અને દુર્ગાદેવી જેવા દેવતાઓ પોતાના ઉપર અપ્રસન્ન થયા હશે. સામાન્ય રીતે એમ કહેવાય છે કે જ્યારે દેવતાઓનું પૂજન યોગ્ય રીતે થતું નથી, ત્યારે તેઓ કોપે છે. દા.ત., જ્યારે ઈન્દ્રે જોયું કે વૃંદાવનવાસીઓ પોતાનું પૂજન કરતાં ન હતાં, (કારણ કે કૃષ્ણે ઈન્દ્રયજ્ઞ અટકાવેલો) ત્યારે તે અત્યંત ગુસ્સે થયો અને તેમને શિક્ષા કરવાની ઈચ્છા કરી. આમ રુક્મિણી વિચાર કરતાં હતાં કે પોતે શંકર ભગવાન કે બ્રહ્માજીનું સારી રીતે પૂજન નહિ કર્યું હોય, તેથી સંભવ છે કે તેઓ ગુસ્સે થયા હોય અને તેમણે

પોતાની યોજના છિન્નભિન્ન કરવાનો પ્રયત્ન કર્યો હોય. તે જ પ્રમાણે તેને થયું કે શિવજીની પત્ની દુર્ગાદેવીએ પોતાના પતિનો પક્ષ લીધો હશે. શંકર ભગવાન રુદ્ર તરીકે અને તેમનાં પત્ની રુદ્રાણી તરીકે જાણીતાં છે. રુદ્રાણી અને રુદ્ર વિશે એવા ઉલ્લેખ છે કે તેઓ બીજાઓને દુ:ખદ પરિસ્થિતિમાં મૂકવાને અને સદા રુદન કરાવવા ટેવાયેલાં છે. રુક્મિણી હિમાલયની પુત્રી ગિરિજા એટલે દુર્ગાદેવીનો વિચાર કરી રહી હતી. હિમાલય પર્વત ખૂબ શીતળ અને સખત છે, અને તેને થયું કે દુર્ગાદેવી પણ કઠોર હૈયાનાં અને શીતળ હતાં. રુક્મિણી હજી તો નાની બાલિકા જેવી જ હતી. ઉત્કંઠામાં જુદા જુદા દેવો વિષે તેણે એવું વિચાર્યું. કૃષ્ણને પોતાના પતિ તરીકે મેળવવા ગોપીઓ કાત્યાયની દેવીનું પૂજન કરે છે. તે જ પ્રમાણે રુક્મિણી ભૌતિક લાભ મેળવવા માટે નહિ, પરંતુ કૃષ્ણની પ્રાપ્તિની બાબતમાં વિવિધ પ્રકારના દેવતાઓ વિષે વિચાર કરી રહી હતી. કૃષ્ણની કૃપા મેળવવા માટે કરાતી દેવોની પ્રાર્થના અસ્થાને નથી. વળી રુક્મિણી સંપૂર્ણ રીતે કૃષ્ણના વિચારમાં તલ્લીન હતી.

તે એ રીતે વિચાર કરીને આશ્વાસન લેતી હતી કે ગોવિંદના આવવાનો સમય હજી પૂરો થઈ ગયો નથી, છતાં તેને થતું કે પોતે ખોટી આશા રાખે છે. તેની આંખમાંથી આંસુ ઝરવા લાગ્યાં; અને જ્યારે તે અસ્ખલિત રીતે વેગથી પડવા લાગ્યાં, ત્યારે તેણે અસહાય બનીને પોતાની આંખો બંધ કરી. જ્યારે રુક્મિણી આવા ઊંડા વિચારમાં હતી, ત્યારે તેના શરીરનાં વિવિધ અંગોમાં મંગળ-શુકનો પ્રગટ થયાં. તેની ડાબી આંખનાં પોપચાં, તેના હાથ અને સાથળો ફરકવા લાગ્યાં. શરીરનાં આ અંગો ફરકે તો સમજવું કે કંઈક વિશિષ્ટ ઉત્તમ બાબત બનશે. એમ આ શુભ શુકનો છે.

તે જ વખતે અત્યંત ચિંતાતુર એવી રુક્મિણીએ બ્રાહ્મણ દૂતને જોયો. કૃષ્ણ સર્વ જીવાત્માઓમાં રહેલા પરમાત્મા હોવાથી રુક્મિણીની ચિંતા સમજી શકયા હતા. એટલે પ્રભુ પણ આવી પહોંચ્યા છે કે નહિ તે જાણવા માટે રુક્મિણીએ બ્રાહ્મણને મહેલની અંદર બોલાવ્યો. જ્યારે રુક્મિણીએ બ્રાહ્મણને જોયો ત્યારે તરત જ તેને પોતાનાં અંગો ફરકતાં હતાં તેના શુભ શુકનનો ખ્યાલ આવ્યો અને તરત જ તે ઉત્સાહિત થઈ. તેણે હસીને બ્રાહ્મણને પૂછ્યું કે કૃષ્ણ આવી પહોંચ્યા હતા કે નહિ. બ્રાહ્મણે જવાબ આપ્યો કે યદુપુત્ર કૃષ્ણ આવી પહોંચ્યા હતા. વળી કૃષ્ણે અવશ્ય તેનું હરણ કરવાનું વચન આપ્યું છે, એમ કહી બ્રાહ્મણે એને હિંમત આપી. બ્રાહ્મણના સંદેશાથી રુક્મિણી એટલી બધી પ્રસન્ન થઈ કે તેણે પોતાની દરેક વસ્તુ તેને દાનમાં આપવાની ઈચ્છા રાખી; પરંતુ ભેટ આપવા લાયક એવી કોઈ યોગ્ય વસ્તુ નહિ જડવાથી તેણે તેમને સન્માનપૂર્વક પ્રણામ કર્યા. પૂજ્યને સન્માનપૂર્વક પ્રણામ કરવાનો હેતુ એ જ છે કે પૂજ્ય વ્યકિતને વંદન કરી પોતાનું ઋણ વ્યકત કરાય છે. તેવી હમેશાં પોતે બ્રાહ્મણની ઋણી રહેશે એમ કહેવાનો રુક્મિણીનો આશય હતો. જે કોઈ મનુષ્ય આ બ્રાહ્મણની જેમ દેવીની કૃપા મેળવે છે, તે નિ:શંક રીતે ભૌતિક સમૃદ્ધિ મેળવવામાં હમેશાં સુખી થાય છે.

જ્યારે ભીષ્મક રાજાએ સાંભળ્યું કે કૃષ્ણ અને બલરામ આવ્યા હતા, ત્યારે તેમણે પોતાની દીકરીના લગ્નોત્સવમાં ભાગ લેવાનું તેમને આમંત્રણ આપ્યું. તરત જ તેમણે પોતાના સૈનિકોને લઈ યોગ્ય ઉદ્યાનગૃહમાં ઉતારો આપવાની અને તેમનું સ્વાગત કરવાની તૈયારી કરી. વૈદિક પ્રણાલિકા મુજબ રાજાએ કૃષ્ણ અને બલરામને મધ તથા તાજાં ધોયેલાં વસ્ત્ર અર્પણ કર્યાં. તેમણે કૃષ્ણ, બલરામ અને જરાસંધ જેવા રાજાઓનો આતિથ્ય સત્કાર કર્યો એટલું જ નહિ, પરંતુ તેમણે બીજા ઘણા રાજાઓ અને રાજકુમારોનું સ્વાગત પણ પોતાની વ્યક્તિગત શક્તિ, ઉંમર અને ભૌતિક સમૃદ્ધિને અનુરૂપ રીતે કર્યું. જિજ્ઞાસા અને આતુરતાપૂર્વક કુંડિનપુરની જનતા કૃષ્ણ અને બલરામ સમક્ષ એકઠી મળી અને તેમની સૌંદર્ય સુધાનું પાન કરવા લાગી. આંખમાં આંસુ સાથે, તેમણે તેમનું મૌન વંદન કર્યું. શ્રીકૃષ્ણ ભગવાન રુક્મિણીને યોગ્ય હતા એમ વિચારીને તેઓ ખૂબ પ્રસન્ન થયા. તેઓ કૃષ્ણ અને રુક્મિણીના લગ્ન માટે એટલા બધા આતુર હતા કે તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા: "મારા વહાલા પ્રભુ! આપ પ્રસન્ન થાવ એવાં કોઈ પણ પુણ્ય કાર્યો અમે કર્યાં હોય તો અમારા પર કૃપા કરો અને રુક્મિણીનો હાથ સ્વીકારો." એમ લાગે છે કે રુક્મિણી અત્યંત લોકપ્રિય રાજકન્યા હતી અને તેના પત્યેના ગાઢ સ્નેહને લીધે, સર્વ નગરજનો તેનું સર્વોત્તમ સૌભાગ્ય ઈચ્છવા લાગ્યાં. દરમ્યાન સુંદર વસ્ત્રોથી સજ્જ થયેલી રુક્મિણી, રખેવાળોના રક્ષણ સાથે પોતાને ઘેરથી નીકળી દુર્ગાદેવી-અંબિકા માતાનાં દર્શન કરવા આવી

વૈદિક સંસ્કૃતિની શરૂઆતથી જ મંદિરમાં દુર્ગાપૂજન ચાલ્યું આવે છે. ભગવદ્-ગીતામાં 'વેદ-વાદ-રત' નામનો મનુષ્યનો વર્ગ છે. તેઓ મંદિરમાં જઈ પૂજન કરવામાં માનતા નથી, પરંતુ કેવળ વૈદિક ક્રિયાકાંડાત્મક વિધિમાં માને છે. આવા મૂર્ખ લોકો અહીં એટલી નોંધ લે કે કૃષ્ણ અને રુક્મિણીનાં લગ્ન થયે પાંચ હજાર કરતાં વધારે વર્ષો થઈ ગયાં છતાં ત્યારે પણ દેવપૂજાની પ્રથા હતી. ભગવદ્ ગીતામાં ભગવાન કહે છે: यान्ति देवव्रता देवान्। "દેવતાઓના પૂજારીઓ દેવતાઓના ધામમાં જાય છે." ત્યારે ઘણા લોકો દેવતાઓને પૂજતા અને ઘણા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની પ્રત્યક્ષ પૂજા કરતા. મુખ્યત્વે ભગવાન બ્રહ્માજી, શિવજી, ગણેશ, સૂર્ય ભગવાન, અને દુર્ગાદેવીને ઉદ્દેશીને દેવપૂજનવિધિ થતો. રાજવી-કુટુંબો શંકર ભગવાન અને દુર્ગાદેવીની પણ પૂજા કરતાં. હલકી કોટિના મૂર્ખ લોકો બીજા નાના નાના દેવતાઓને પૂજતા, પરંતુ બ્રાહ્મણો અને વૈષ્ણવો તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિષ્ણુ ભગવાનને જ પૂજે છે. ભગવદ્ ગીતામાં દેવપૂજાની અવગણના કરવામાં આવી છે, પરંતુ એનો નિષેધ નથી. તેમાં એ વસ્તુ સ્પષ્ટ રીતે જણાવવામાં આવી છે કે માણસોનો મંદબુદ્ધિ વર્ગ ભૌતિક લાભ માટે વિવિધ પ્રકારના દેવતાઓને પૂજે છે ત્યારે બીજી બાજુએ રુક્મિણી પોતે લક્ષ્મીદેવી હોવા છતાં દુર્ગાદેવીના મંદિરે ગયેલી; કારણ તેઓ એમનાં કુળદેવી હોવાથી તેમનું ત્યાં પૂજન થતું. શ્રીમદ્ ભાગવતમ્‌માં એમ કહ્યું છે કે રુક્મિણી, દુર્ગાદેવીના

મંદિર તરફ જઈ રહી હતી, છતાં તેના હૃદયમાં, તે શ્રીકૃષ્ણના ચરણકમળનું સતત ધ્યાન કરી રહી હતી. એટલે કે સાધારણ મનુષ્ય ભૌતિક લાભની યાચના માટે જે ઈચ્છાથી મંદિરમાં જાય છે, એ રીતે રુક્મિણી મંદિરમાં જઈ રહી ન હતી. તેનું એકમાત્ર લક્ષ્યબિંદુ શ્રીકૃષ્ણ હતા. જ્યારે લોકો અન્ય દેવતાના મંદિરમાં જાય છે, ત્યારે પણ, તેમનું લક્ષ્ય કેવળ કૃષ્ણ હોય છે, કારણ કે કૃષ્ણ જ દેવતાઓને પણ ભૌતિક લાભપ્રદાન કરવા માટે શક્તિમાન બનાવે છે.

જ્યારે રુક્મિણી મંદિર તરફ જવા લાગી ત્યારે તે શાંત અને ગંભીર હતી. તેની સાથે તેની માતા અને તેની સખી હતાં. બ્રાહ્મણપત્ની તેમની વચ્ચે હતી અને આજુબાજુ રાજ્યના અંગરક્ષકો હતા. (ભાવિ કન્યા દેવમંદિરે જાય એવી પ્રથા આજે પણ ભારતમાં પ્રચલિત છે.) જ્યારે એમનો વરઘોડો આગળ વધતો હતો ત્યારે ઘણા સંગીતના સૂર સંભળાતા હતા. ઢોલ, શંખ અને વિવિધ પ્રકારનાં રણશીંગાં, જેવાં કે પણવો, તુર્ય, ભેરી વગેરેના સૂરની મિલાવટ મંગળમય હતી એટલું જ નહિ પણ સાંભળનારને અત્યંત પ્રિય હતી. ત્યાં હજારોની સંખ્યામાં પૂજ્ય બ્રાહ્મણપત્નીઓ હાજર હતી. આ સર્વ સ્ત્રીઓએ યોગ્ય અલંકાર ધારણ કરી અત્યંત સુંદર વસ્ત્રો સજ્યાં હતાં, તેમણે શંકર ભગવાન તથા દુર્ગાદેવીની પૂજા કરવા રુક્મિણીને પુષ્પહાર, ચંદનનો લેપ અને વિવિધ પ્રકારનાં રંગીન વસ્ત્રો આપ્યાં હતાં. આ સ્ત્રીઓમાં કેટલીક અત્યંત વૃદ્ધ હતી અને દુર્ગાદેવી તથા શંકર ભગવાનની સ્તુતિ કેવી રીતે કરાય એ બરાબર જાણતી હતી. એટલે રુક્મિણી તથા અન્ય સ્ત્રીઓ સાથે એ બ્રાહ્મણપત્નીઓએ કુળદેવી સમક્ષ આ પ્રાર્થનાઓ કરી.

રુક્મિણીએ દેવીની સ્તુતિ કરતી વખતે કહ્યું, "વહાલાં દુર્ગાદેવી! હું આપને અને આપનાં બાળકોને આદરપૂર્વક પ્રણામ કરું છું. દુર્ગાદેવીને ચાર પ્રખ્યાત બાળકો છે: બે દીકરીઓ—લક્ષ્મી દેવી તથા વિદ્યાદેવી સરસ્વતી અને બે પ્રખ્યાત પુત્રો—ગણેશ ભગવાન અને કાર્તિકેય ભગવાન. તે સૌ દેવતાઓ અને દેવીઓ ગણાય છે. તેમનાં પ્રખ્યાત બાળકો સહિત દુર્ગાદેવીની પૂજા થાય છે, તેથી રુક્મિણીએ એ જ રીતે વિશિષ્ટ પ્રકારે તેમનું આદરપૂર્વક પૂજન કર્યું, પરંતુ તેની પ્રાર્થનાઓ જુદા પ્રકારની હતી. સાધારણ લોકો દુર્ગાદેવીની ભૌતિક સંપત્તિ, કીર્તિ, લાભ, શક્તિ વગેરે માટે પ્રાર્થના કરે છે, પરંતુ કૃષ્ણ પોતાના પતિ થાય એવી ઈચ્છા રુક્મિણીએ દર્શાવી, અને પોતાના ઉપર પ્રસન્ન થઈ આશીર્વાદ આપવા દેવીને પ્રાર્થના કરી. તે કેવળ કૃષ્ણની જ ઝંખના કરતી હતી, એટલે તેનું દેવ-પૂજન વખોડી ન શકાય. રુક્મિણીએ પ્રાર્થના કરતી વખતે વિવિધ સામગ્રી ધરાવી તેમાં મુખ્યત્વે જળ, વિવિધ પ્રકારના દીપકો, અગરબત્તી, વસ્ત્રો, હાર અને ઘીમાંથી બનાવેલી પૂરી તથા કચોરી જેવી વિવિધ પ્રકારની ખાદ્ય વાનગીઓ હતી. તદુપરાંત એમાં ફળ, શેરડી, પાન-સોપારી તથા તેજાના અર્પણ કરાયા. અત્યંત ભક્તિપૂર્વક વૃદ્ધ બ્રાહ્મણ-સ્ત્રીઓના માર્ગદર્શન પ્રમાણે રુક્મિણીએ આ બધું

વિધિપૂર્વક દેવીને અર્પણ કર્યું. આ વિધિ પૂરો થયા પછી, મહિલાઓએ રુકિમણીને બાકી રહેલો પ્રસાદ અર્પણ કર્યો. તેણે ખૂબ આદરપૂર્વક એ સ્વીકાર્યો. ત્યાર પછી રુકિમણીએ મહિલાઓ અને દુર્ગાદેવીને વંદન કર્યાં. જ્યારે દેવ-પૂજન પૂરું થયું ત્યારે રુકિમણી એક સખીનો હાથ પકડી અન્ય સખીઓ સાથે મંદિરમાંથી નીકળી.

લગ્ન માટે કુન્ડિનપુરમાં આવેલા સર્વ રાજકુમારો અને મુલાકાતીઓ રુકિમણીને જોવા મંદિર બહાર એકઠા થયા. તેમાંયે ખાસ કરીને રાજકુમારો તેને જોવા માટે અત્યંત આતુર હતા; કારણ કે સૌને ખરેખર એમ જ હતું કે રુકિમણી પત્ની તરીકે પોતાને પ્રાપ્ત થશે. રુકિમણીને જોતાં જ સ્તબ્ધ બની ગયેલા તેઓને લાગ્યું કે સર્વ મહાન વીર રાજકુમારોને સ્તબ્ધ કરી મૂકવા માટે જ સર્જનહારે તેને વિશિષ્ટ રીતે ઘડી હતી. તેનું શરીર સુદૃઢ અને કમર પાતળી હતી. તેના હોઠ ગુલાબી અને આંખો લીલી તથા મુખ સુંદર હતું. વિખરાયેલી વાળની લટો તથા વિવિધ પ્રકારનાં લટકણીયાં તેના સૌંદર્યમાં વૃદ્ધિ કરતાં હતાં, તેના પગની ફરતે રત્નજડિત ઝાંઝર હતાં. મોટા કવિઓના વર્ણન પ્રમાણે કોઈ કલાકારે સંપૂર્ણ રીતે ચિત્ર આલેખ્યું હોય એવું રુકિમણીના શરીરનું તેજ અને સૌંદર્ય લાગતું હતું. રુકિમણીનાં સ્તનયુગલ થોડાંક જ ઉન્નત હતાં તેમ વર્ણવ્યું છે, તે ઉપરથી એમ માની શકાય કે તેની ઉંમર તેર કે ચૌદ વર્ષથી વધારે ન હતી. તેનું સૌંદર્ય ખાસ કરીને કૃષ્ણનું ધ્યાન આકર્ષવા માટે જ હતું. જો કે રાજકુમારો તેની મનોહર દેહાકૃતિ નિરખી રહ્યા હતા, પરંતુ તેથી રુકિમણી બિલકુલ ગર્વિષ્ઠ ન બની. તેનાં ચંચળ નયન આમ તેમ ફરતાં હતાં અને એક નિર્દોષ બાળાની જેમ તે અત્યંત મધુર સરળ હાસ્ય હસતી ત્યારે, તેના દાંત કમળપુષ્પની જેમ શોભતા હતા. કૃષ્ણ કોઈ પણ ઘડીએ પોતાનું હરણ કરી જશે, એવી આશાએ તે અત્યંત ધીમી ગતિએ પોતાના ઘેર જવા લાગી. તેના પગની ચાલ પ્રફુલ્લ હંસ જેવી હતી, અને તેના ઝાંઝરની ઘૂઘરીઓ મધુર રીતે રણકતી હતી.

આગળ જણાવ્યું છે તેમ ત્યાં એકઠા થયેલા મોટા મોટા વીર રાજકુમારો રુકિમણીનું સૌંદર્ય જોઈ સ્તબ્ધ બની ગયા હતા, તેઓ લગભગ બેહોશ થઈ ગયા હતા. અત્યંત કામાતુર બનેલા તેઓ પોતાના સૌંદર્ય સાથે રુકિમણીના સૌંદર્યની સરખામણી કરી, તેના હાથની અત્યંત ઝંખના કરવા લાગ્યા, પરંતુ રુકિમણીને એમાંથી કોઈમાં રસ ન હતો. એના હૃદયમાં તો કેવળ કૃષ્ણ આવીને ક્યારે પોતાનું હરણ કરી જાય એની જ ઝંખના હતી. જેવી તે પોતાના ડાબા હાથની આંગળી પરના અલંકારો વ્યવસ્થિત કરવા લાગી કે તેની દૃષ્ટિ રાજકુમારો ઉપર પડી, અને એકાએક તેણે શ્રીકૃષ્ણને તેમની વચમાં હાજર રહેલા જોયા. રુકિમણીએ પહેલાં કૃષ્ણને કદી જોયેલા નહિ છતાં તે હમેશાં તેમનું સ્મરણ કરતી હતી તેથી રાજવી-મંડળમાં તેમને ઓળખવામાં મુશ્કેલી પડી નહિ. કૃષ્ણને બીજા રાજકુમારો સાથે કાંઈ લેવા દેવા ન હોવાથી, તેમણે તરત જ ગરુડના પ્રતીકવાળી ધ્વજાથી શોભતા પોતાના રથમાં રુકિમણીને ઉપાડી લેવાની

તક ઝડપી લીધી અને પછી જેમ સિંહ શિયાળવાંની વચમાંથી હરણને ઉપાડી જાય તે રીતે અત્યંત નિર્ભયપણે રુક્મિણીને લઈને તે ધીમે ધીમે આગળ વધ્યા તે દરમ્યાન બલરામ, યાદવ સૈનિકો સાથે તે સ્થળે આવી પહોંચ્યા.

જે જરાસંધે કૃષ્ણના હાથે ઘણીવાર પરાજયનો માર ખાવાનો અનુભવ કર્યો હતો તે ગર્જના કરવા લાગ્યો: "આમ કેમ? કૃષ્ણ કોઈ પણ જાતના પ્રતિકાર સિવાય રુક્મિણીનું હરણ કરી જાય છે! આપણે બહાદુર બાણાવળીઓ થયા તેનો શો અર્થ? મારા વહાલા રાજકુમારો જુઓ તો ખરા! આવા કૃત્યથી આપણે આપણી પ્રતિષ્ઠા ગુમાવીએ છીએ. આ તો શિયાળ સિંહના શિકારને ઉપાડી જાય તેવું છે."

આમ "કૃષ્ણ ભાગ–૧"ના "કૃષ્ણ રુક્મિણીનું હરણ કરે છે" નામે બાવનમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૫૩. કૃષ્ણ સર્વ રાજકુમારોને હરાવે છે અને રુક્મિણીને દ્વારિકામાં પોતાને ઘેર લઈ જાય છે

જરાસંધની રાહબરી નીચે સર્વ રાજકુમારો કૃષ્ણે કરેલા રુક્મિણીના અપહરણને લીધે અત્યંત ગુસ્સે થયા. રુક્મિણીના સૌંદર્યથી સ્તબ્ધ થયેલા તેઓ પોતાના ઘોડા અને હાથીઓ પરથી પડી ગયા હતા, પરંતુ હવે તેઓ ઊભા થઈ યોગ્ય રીતે શસ્ત્રાસ્ત્ર સજવા લાગ્યા. પોતાનાં ધનુષ્યબાણ ઉપાડીને તેઓ તેમના રથ, ઘોડા અને હાથીઓ પર આરૂઢ થયા અને કૃષ્ણનો પીછો પકડયો. યદુવંશના સૈનિકો પાછા ફર્યા અને તેમને આગળ વધતા અટકાવવા માટે તેમનો સામનો કર્યો. બંને લડાયક સૈન્યો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. કૃષ્ણની સામે થયેલા, યુદ્ધકળામાં અત્યંત પ્રવીણ એવા રાજકુમારોની નેતાગીરી જરાસંધે લીધી હતી. મેઘ પર્વત ઉપર જોરથી મુશળધાર વરસાદ વરસાવે તેમ તેમણે યદુવંશના સૈનિકો ઉપર બાણવર્ષા શરૂ કરી. પર્વત સન્મુખ એકત્ર થયેલું વાદળ ઝડપથી આગળ વધી શકતું નથી, તેથી અન્ય કોઈ પણ સ્થાન કરતાં વરસાદનો મારો પહાડ પર જ જોરદાર રીતે થાય છે.

કૃષ્ણને હરાવવા માટે કૃતનિશ્ચયી અને રુક્મિણીને તેમના બંધનમાંથી ફરીથી મુક્ત કરવાની ઇચ્છાવાળા, સામનો કરી રહેલા રાજકુમારો શકય એટલા ઝનૂનથી પ્રભુની સામે લડયા. કૃષ્ણની નજીક બેઠેલી રુક્મિણીએ યદુવંશના સૈનિકોનાં મુખ પર ધસી આવતાં શત્રુનાં બાણોના વરસાદને નિહાળ્યો. 'કેવળ પોતાને માટે ખેડેલા મોટા જોખમ બદલ પોતાની કૃતઘ્નતા દર્શાવવા ભયગ્રસ્ત બનેલી રુક્મિણી કૃષ્ણના મુખ તરફ નિહાળવા લાગી. પોતાનાં ચંચળ નયનોથી તે અત્યંત ગમગીન દેખાતી હતી, તેથી કૃષ્ણ તરત જ તેના મનની વાત સમજી ગયા. તેમણે તેને આવા શબ્દોથી હિંમત આપી: "મારી વહાલી રુક્મિણી! તું ચિંતા ન કરીશ. કૃપા કરીને એટલી ખાત્રી રાખજે કે યાદવ-સૈનિકો થોડી જ વારમાં સર્વ દુશ્મન-સૈનિકોનો સંહાર કરી નાંખશે."

જ્યારે કૃષ્ણ રુકિમણી સાથે વાત કરી રહ્યા હતા, ત્યારે સંકર્ષણ અને ગદાધર તરીકે પણ જાણીતા ભગવાન બળરામના નેતૃત્વ નીચેના યાદવ સૈનિકોના સેનાપતિઓએ દુશ્મન સૈનિકોની આક્રમકવૃત્તિને સહન કરી નહિ અને તેમના ઘોડા, હાથીઓ અને રથો પર બાણોનો મારો ચલાવવા લાગ્યા જેમ લડાઈ આગળ વધી તેમ દુશ્મન–છાવણીના રાજકુમારો અને સૈનિકો તેમના ઘોડા, રથ અને હાથીઓ પરથી નીચે પડવા લાગ્યા. થોડાક સમયમાં તો જાણે યુદ્ધનું મેદાન લાખોની સંખ્યામાં છૂટાં પડેલાં શિરસ્ત્રાણ તથા કુંડળથી શોભતાં મસ્તકોથી છવાઈ ગયું. ધનુષ્યબાણ અને ગદા વાળા હાથ એક સાથે કાપી નાંખવામાં આવ્યા; મસ્તકો અને ઘોડાઓની થપ્પીઓ થઈ ગઈ પાયદળના સર્વ સૈનિકો તથા તેમના હાથી, ઘોડા અને ગર્દભ પણ ધરણીપર ઢળી પડયા. તેમનાં મસ્તક કપાઈને છૂટાં પડેલાં હતાં.

જરાસંધની રાહબરી નીચેના દુશ્મનોએ જ્યારે જોયું કે કૃષ્ણના સૈનિકો તેમને ધીમે ધીમે હરાવી રહ્યા હતા, ત્યારે શિશુપાળની ખાતર લડાઈ હારી જવામાં તેમને શાણપણ ન લાગ્યું. વળી શિશુપાળ પોતે પણ કૃષ્ણના હાથમાંથી રુકિમણીને બચાવવા માટે લડયો હોત, પરંતુ જ્યારે તેના સૈનિકોએ જોયું કે શિશુપાળ કૃષ્ણ સાથે લડવા માટે પૂરતો સબળ ન હતો, ત્યારે તેમણે પોતાના લશ્કરને બિનજરૂરી રીતે વેડફી દેવાનું માંડી વાળ્યું તેમણે યુદ્ધ બંધ કર્યું, અને તે વિખરાઈ ગયા.

ઔપચારિક રીતે કેટલાક રાજકુમારો શિશુપાળ પાસે ગયા. પોતાની પત્નીને ગુમાવી બેઠેલા માનવી જેવો શિશુપાલ અત્યંત નિરુત્સાહ થઈ ગયેલો દેખાયો તેનું મોઢું લેવાઈ ગયુ હતું. તેની સર્વ શકિતઓ હણાઈ ગઈ હતી; અને તેના દેહની કાંતિ ઊડી ગઈ હતી તેથી તેઓ શિશુપાળને આ પ્રમાણે સંબોધન કરવા લાગ્યા: "મારા વહાલા શિશુપાળ! આમ હતાશ ન બનો. તમે રાજપુત્ર તથા યોદ્ધાઓના અગ્રણી છો. તમારા જેવી વ્યકિત માટે સુખ કે દુ:ખનો કોઈ પ્રશ્ન જ નથી; કારણ કે એવી કોઈ પણ સ્થિતિ ચિરસ્થાયી નથી. હિંમત રાખો. આવી અલ્પજીવી મુશ્કેલીથી નિરાશ ન થાવ. આખરે તો આપણે સર્વોચ્ચ સૂત્રધાર નથી. જેમ જાદુગરના હાથમાં કઠપૂતળીઓ નાચે છે તેમ આપણે સૌ પરમેશ્વરની ઈચ્છા પ્રમાણે નૃત્ય કરી રહ્યા છીએ; અને કેવળ તેની ઈચ્છાથી જ આપણે સુખ અથવા દુ:ખ ભોગવીએ છીએ. તે સર્વ સંજોગોમાં સમાન છે."

આ બધી નિષ્ફળતાની આપત્તિ રુકિમણીના મોટાભાઈ, રુકમીના તેજોદ્વેષી સ્વભાવને લીધે હતી. રુકિમણીનો વિવાહ શિશુપાળ સાથે નક્કી કર્યા પછી, કૃષ્ણ દ્વારા તેની બહેનનું બળપૂર્વક હરણ થયેલું જોઈને, રુકમી હતાશ થઈ ગયો. તેથી તે અને તેનો મિત્ર, બનનાર બનેવી શિશુપાળ, પોતપોતાને ઘેર પાછા ફર્યા. ઉશ્કેરાયેલા રુકમીએ અંગત રીતે કૃષ્ણને પાઠ ભણાવવાનો નિર્ણય કર્યો. તેણે કેટલાક હજાર હાથીઓ, ઘોડા, રથો અને પાયદળવાળું લશ્કરી 'તાકાતથી' સુસજ્જ એવું મોટું સૈન્ય સજ્જ કર્યું, અને કૃષ્ણની પાછળ પાછળ દ્વારકા તરફ તે જવા લાગ્યો. પોતાની પ્રતિષ્ઠા દર્શાવવા રુકમી, પાછા ફરી રહેલા સર્વ રાજાઓને, વચન

આપવા લાગ્યો "તમે મારી બહેન રુક્મિણીને શિશુપાળ સાથે પરણાવવામાં મદદ ન કરી શક્યા, પરંતુ કૃષ્ણ રુક્મિણીનું હરણ કરી જાય તેમ હું થવા ન દઈ શકું. હું તેને પાઠ ભણાવીશ હવે હું ત્યાં જાઉં છું." ને પોતે સેનાપતિ બન્યો અને ઉપસ્થિત રહેલા સર્વ રાજકુમારો સમક્ષ તેણે પ્રતિજ્ઞા લીધી: "જ્યાં સુધી હું યુદ્ધમાં કૃષ્ણનો વધ કરું અને મારી બહેનને તેના પંજામાંથી પાછી ન લાવું, ત્યાં સુધી હું મારી રાજધાની કુંડિનપુર પાછો નહિ ફરું હું તમારી સમક્ષ આ પ્રતિજ્ઞા લઉં છું, અને હું કેવી રીતે ને પૂરી કરું છું એ તમે જોશો" આવા બધા બડાઈથી ભરેલા શબ્દોથી ઘાંટા પાડીને રુક્મી તરત જ પોતાના રથમાં બેઠો, અને કૃષ્ણની પાછળ રથ હંકારવા પોતાના સારથિને જણાવ્યું. તેણે કહ્યું, "મારે એની સાથે તત્કાળ લડવું છે ક્ષત્રિયો સાથે લડવાની તેની ચાલાકીને લીધે, એ ગોવાળિયો છોકરો ખૂબ અભિમાની બન્યો છે, પરંતુ આજે હું તેને સરસ પાઠ ભણાવીશ. તેણે મારી બહેનનું હરણ કરવાનું ઉચ્છૃંખલપણું દાખવ્યું છે, તેથી હું તેને ખરેખર પાઠ શીખવીશ" આ મંદબુદ્ધિવાળો રુક્મી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની શકિત તથા પ્રવૃત્તિઓની સીમાથી અજાણ્યો હોવાને લીધે ઉદ્ધત માણસની જેમ બખાળા કરવા લાગ્યો.

એની અત્યંત મૂર્ખાઈમાં તે તરત જ કૃષ્ણની સન્મુખ આવી વારવાર કહેવા લાગ્યો, "એક ક્ષણ ઊભો રહે અને મારી સામે યુદ્ધ કર!" આમ કહ્યા પછી, પોતાનું ધનુષ્ય ખેંચીને તેણે કૃષ્ણના શરીરને સીધેસીધા ત્રણ વેગીલાં બાણ માર્યાં. પછી તેણે કૃષ્ણની યદુવંશના સૌથી અધમાધમ વશજ કહીને નિંદા કરી અને તેમને પોતાની સામે એક જ ક્ષણ ઊભા રહેવા જણાવ્યું, જેથી એ એમને સ્વાદ ચખાડી શકે. "યજ્ઞ માટેનું પવિત્ર ઘી જેમ કાગડો ઝૂંટવી જાય તેમ તું મારી બહેનને હરી લાવ્યો છે. તને તારી લશ્કરી શકિતનો કેવળ ઘમંડ છે, પણ તું યુદ્ધના સિદ્ધાંતો પ્રમાણે લડી શકે તેમ નથી. તેં મારી બહેનનું હરણ કર્યું છે તેથી હું તારો મિથ્યા ઘમંડ દૂર કરીશ. જ્યાં સુધી હું તને મારાં તીરોથી કાયમને માટે ધરાશાયી ન બનાવું, ત્યાં સુધી જ તું મારી બહેનને તારા કબજે રાખી શકીશ."

શ્રીકૃષ્ણ ભગવાને રુક્મીના આવા ગાંડપણ ભર્યા શબ્દો સાંભળીને તરત જ તીર મારી રુક્મીના ધનુષ્યની પણછ કાપી નાંખી અને બીજું તીર મારી ન શકે એવો લાચાર બનાવી દીધો તરત જ રુક્મીએ બીજું ધનુષ્ય લઈ કૃષ્ણને બીજાં પાંચ બાણ માર્યાં. બીજી વાર રુક્મીએ હુમલો કર્યો તેથી કૃષ્ણે ફરીથી તેના ધનુષ્યની પણછ કાપી નાંખી. રુક્મીએ ત્રીજુ ધનુષ્ય લીધું અને કૃષ્ણે ફરીથી એની પણ એવી જ દશા કરી. આ વખતે રુક્મીને પાઠ ભણાવવા માટે તેમણે તેને છ બાણ અને ત્યાર પછી આઠ બાણ માર્યાં. પ્રભુનાં ચાર બાણથી રુક્મીના ચારેય ઘોડા મૃત્યુ પામ્યા અને બીજા બાણથી સારથિ હણાયો. બાકી રહેલાં ત્રણ બાણથી રુક્મીના રથનો ઉપલો ભાગ ધ્વજ સહિત તૂટી પડયો.

બધાં બાણ ખલાસ થઈ જવાથી રુક્મીએ તલવાર ઢાલ, ત્રિશૂળ, ભાલો જેવાં અને એવાં બીજાં, હાથોહાથની લડાઈમાં વપરાય એવાં, શસ્ત્રો લીધાં, પરંતુ કૃષ્ણે તત્કાળ એ

બધાને પણ એ જ રીતે તોડી નાખ્યાં પોતાના પ્રયત્નમાં વારવાર નિષ્ફળ જવાને લીધે, હતાશ થયેલા રુકમીએ છેવટે પોતાની તલવાર ખેંચી, અને પતંગિયું જેમ અગ્નિમાં ઝપલાવે એમ અત્યંત ઝડપથી કૃષ્ણ તરફ દોડયો. જેવો રુકમી કૃષ્ણ પાસે પહોંચ્યો કે તરત જ તેમણે તેના શસ્ત્રને કાપી નાંખ્યું આ વખતે કૃષ્ણે પોતાની તીક્ષ્ણ તલવાર ખેંચી અને તે તરત જ તેને મારી નાખવા ધસ્યા, પરંતુ રુકમીની બહેન રુક્મિણીને ખ્યાલ આવી ગયો કે આ વખતે કૃષ્ણ પોતાના ભાઈને માફ નહિ કરે, તેથી તે ભગવાનનાં ચરણકમળમાં પડી, ભયથી થરથરતાં ખૂબ જ દુ:ખભર્યા સ્વરે પોતાના પતિને વિનંતી કરવા લાગી

રુક્મિણીએ પહેલાં કૃષ્ણને "યોગેશ્વર" કહીને સંબોધ્યા. યોગેશ્વર એટલે જેમનામાં અમોઘ ઐશ્વર્ય તથા શકિત છે તે. કૃષ્ણમાં અમોઘ ઐશ્વર્ય અને શકિત છે, જયારે રુક્મિણીના ભાઈ પાસે તો કેવળ મર્યાદિત લશ્કરી તાકાત હતી કૃષ્ણ અમાપ છે, જયારે તેનો ભાઈ તેના જીવનમાં પગલે પગલે સીમિત (વામણો) હતો. એટલે રુકમીની સરખામણી કૃષ્ણની અમર્યાદિત શકિત સમક્ષ ઉપસ્થિત રહેલા ક્ષુલ્લક જીવડા સાથે પણ કરી શકાય તેમ ન હતી. વળી રુક્મિણીએ કૃષ્ણને પરમેશ્વર તરીકે સંબોધ્યા. બ્રહ્મા, શિવજી, ઈન્દ્ર અને ચંદ્ર જેવા ઘણા સમર્થ દેવતાઓ છે. શ્રીકૃષ્ણ આ સર્વ દેવતાઓના પ્રભુ છે. જયારે રુક્મિણીનો ભાઈ કેવળ સાધારણ મનુષ્ય જ નહિ, પરંતુ નરાધમ હતો, કારણ કે હકીકતમાં તેને કૃષ્ણ વિષે સમજ ન હતી. અર્થાત્ જે મનુષ્યને શ્રીકૃષ્ણ વિષે વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ નથી એ માનવ-સમાજમાં સૌથી અધમાધમ છે. વળી રુક્મિણીએ શ્રીકૃષ્ણને સમગ્ર પ્રગટ વિશ્વના સ્વામી "જગત્પતિ" તરીકે સંબોધ્યા. તેમની સરખામણીમાં રુક્મિણીનો ભાઈ તદ્દન સાધારણ રાજકુમાર જ હતો.

આમ, રુક્મિણીએ રુકમીની સ્થિતિની કૃષ્ણ સાથે સરખામણી કરી અને કૃષ્ણ પાસે પોતાના લગનના મંગળ મુહૂર્ત પહેલાં જ ભાઈની હત્યા ન કરવા તથા ક્ષમા આપવા પોતાના પતિને અત્યંત લાગણીભર્યા શબ્દોમાં વિનંતી કરી બીજા શબ્દોમાં કહીએ તો તેણે એક સ્ત્રી તરીકેની પોતાની સાચી ભાવના વ્યકત કરી. જે ક્ષણે પોતાનું લગ્ન બીજા પુરુષ સાથે ઊજવવાનું હતું તે જ ક્ષણે, કૃષ્ણ જેવા પતિ પોતાને મળતાં, તેને હર્ષ થયેલો, પરતુ પોતાનો મોટો ભાઈ કે જે પોતાની નાની બહેનને ખૂબ ચાહતો હતો અને પોતાની ગણતરી મુજબ વધારે સારા પુરુષ સાથે પરણાવવા માગતો હતો, એ ભાઈનું અવસાન થાય એવું એ ઈચ્છતી ન હતી. જયારે રુક્મિણી પોતાના ભાઈના જીવન માટે કૃષ્ણને પ્રાર્થના કરતી હતી, ત્યારે તેનું આખું શરીર કંપતું હતું. ચિંતામાં તેનું મુખ લેવાઈ ગયું, તેનું ગળું રૂંધાઈ ગયું અને ધ્રૂજવાથી તેના શરીરના અલંકારો શિથિલ થઈને જમીન પર પડી વેરાઈ ગયા. શ્રીકૃષ્ણ ભગવાનને તરત જ અનુકંપા થઈ આવી અને તેમણે મૂર્ખ રુકમીનો વધ કરવાનું માંડી વાળ્યું, પરંતુ સાથે જ તે એને કંઈક હળવી શિક્ષા કરવા માગતા હતા, એટલે તેમણે વસ્ત્રનો એક કકડો લઈ તેને બાંધ્યો અને વચ્ચે વચ્ચે થોડાં થોડાં રહેવા દઈને તેની મૂછો, દાઢી અને વાળ કાપી કાઢયાં.

જ્યારે કૃષ્ણ, રુકમી સાથે આ રીતે વર્તના હતા ત્યારે સ્વયં બલરામની નેતાગીરી નીચે યાદવ સૈનિકોએ જેમ સરોવરમાં રહેલો હાથી કમળ-પુષ્પના ક્ષુલ્લક તાંતણાની પરવા કરતો નથી તેમ રુકમીના લશ્કરની સમગ્ર શકિતને છિન્નભિન્ન કરી નાંખી. અર્થાત્ જળ-સરોવરમાં સ્નાન કરતો હાથી, જેમ કમલ-પુષ્પની આખી જાળ તોડી નાંખે, તેમ યદુઓની લશ્કરી તાકાતે રુકમીનાં સૈન્યોને કચરી નાંખ્યાં. પરંતુ જ્યારે યાદવ સેનાપતિઓ કૃષ્ણને જોવા પાછા આવ્યા, ત્યારે તેમને રુકમીની સ્થિતિ જોઈ આશ્ચર્ય થયું. ખાસ કરીને બલરામ પ્રભુને, તાજેતરમાં તેમના ભાઈ સાથે પરણેલાં તેમનાં ભાભી પ્રત્યે લાગણી થઈ આવી. રુક્મિણીને પ્રસન્ન કરવા માટે બલરામે જાતે જઈ રુકમીનાં બંધન છોડી નાંખ્યાં, અને કૃષ્ણના મોટાભાઈ બલરામે ભાભીને પ્રસન્ન કરવા માટે કૃષ્ણને કેટલાક ઠપકાના શબ્દો કહ્યા: "કૃષ્ણ, તમારું કામ જરાય સંતોષજનક નથી," તેમણે કહ્યું, "આ કામ આપણા કુટુંબની પ્રણાલિકાઓથી તદ્દન હલકું થયું છે! કોઈ માણસના વાળ કાપી નાંખવા અને તેની મૂછો અને દાઢી મૂંડી નાંખવી એ લગભગ તેના પ્રાણ લીધા બરાબર છે. રુકમીએ ગમે તેમ ભલેને કર્યું હોય, હવે તે આપણા કુટુંબીજન અને તમારા સાળા થયા. તેથી તમારે એની આવી દશા કરવી જોઈતી ન હતી."

આ પછી તેને શાંત પાડવા માટે, બલરામ પ્રભુએ રુક્મિણીને કહ્યું, "તમારા ભાઈ ખૂબ કદરૂપા જણાય છે, તેથી તમારે દિલગીર થવાની જરૂર નથી. દરેક મનુષ્યને તેનાં પોતાનાં કર્મનાં પરિણામો સહન કરવાં કે ભોગવવાં પડે છે." બલરામ પ્રભુ રુક્મિણી પર એવી છાપ પાડવા માગતા હતા, કે તેનો ભાઈ પોતે કરેલાં કર્મ પ્રમાણે પરિણામો ભોગવતો હોવાથી રુક્મિણીએ દિલગીર થવાની જરૂર ન હતી. આવા ભાઈ પ્રત્યે વધુ પડતો સ્નેહ બતાવવાની જરૂર ન હોય. વળી પાછા બલરામ પ્રભુ કૃષ્ણ તરફ વળ્યા અને બોલ્યા, "મારા વહાલા કૃષ્ણ! જો કોઈ સગો આવી ભૂલ કરી બેસે અને તેની હત્યા કરવા જેવું જણાય તો પણ તેને ક્ષમા આપવી જોઈએ. પરંતુ જ્યારે આવા સગાને પોતાના દોષનું ભાન થાય, ત્યારે એ ભાન જ એને મરણસમું લાગે છે, એટલે તેની હત્યા કરવાની જરૂર નથી." ફરીથી તે રુક્મિણી તરફ વળ્યા અને તેને જણાવ્યું કે માનવ-સમાજમાં ક્ષત્રિય માટે વર્તમાન ફરજ એવી રીતે નિર્ણિત થયેલી છે કે યુદ્ધના સિદ્ધાંતો પ્રમાણે પોતાનો સગો ભાઈ પણ વિરોધપક્ષે જઈ શત્રુ બને તો ક્ષત્રિય પોતાના ભાઈની હત્યા કરતાં પણ અચકાતો નથી. અર્થાત્ બલરામ પ્રભુ રુક્મિણીને એમ સૂચવવા માગતા હતા, કે તેઓ બંને જણા સગપણમાં એક બીજાના સાળા બનેવી થતા હોવા છતાં, યુદ્ધમાં એક બીજા પ્રત્યે દયા ન બતાવવામાં રુકમી અને કૃષ્ણ બંને સાચા હતા. શ્રી બલરામે રુક્મિણીને માહિતી આપવી ચાલુ રાખી કે ક્ષત્રિયો ભૌતિક જીવનપદ્ધતિનાં વિશિષ્ટ પ્રતીકો છે. તેથી જ્યારે જ્યારે ભૌતિક માલિકીનો પ્રશ્ન ઊભો થાય છે ત્યારે તેઓ ગર્વિષ્ટ બને છે. એટલે જ્યારે યુદ્ધમાં સંડોવાયેલા બે ક્ષત્રિયો વચ્ચે રાજ્ય, જમીન, સંપત્તિ, સ્ત્રીઓ, પ્રતિષ્ઠા કે શકિતની બાબતમાં યુદ્ધ થાય છે, ત્યારે તેઓ એક બીજાને અત્યંત તિરસ્કૃત સ્થિતિમાં મૂકી

દે છે. બલરામે રુક્મિણીને એવી શિખામણ આપી કે જે રુકમીએ આટલા બધા માણસોમાં દુશ્મનાવટ ઊભી કરી હતી તેવા ભાઈ પ્રત્યેનો રુક્મિણીનો સ્નેહ સામાન્ય ભૌતિકવાદી મનુષ્યમાં ગેરસમજ પ્રેરતો હતો. વળી તેના ભાઈનું બીજા મિત્રો સાથેનું વર્તન કોઈ પણ રીતે પ્રશંસનીય ન હતું, અને છતાં એક સાધારણ સ્ત્રીની જેમ રુક્મિણી તેના પ્રત્યે વધુ પડતી સ્નેહાળ હતી. રુકમી તેનો ભાઈ બનવા લાયક ન હતો. આમ છતાં રુક્મિણી તેના પ્રત્યે ઉદાર હતી.

બલરામે આગળ જણાવ્યું, "એ ઉપરાંત માણસ તટસ્થ છે, મિત્ર છે કે શત્રુ છે એવો વિચાર તો ભૌતિક દૃષ્ટિબિંદુથી જીવનને જોતા લોકો જ સામાન્ય રીતે કરતા હોય છે. આવા મૂર્ખ માણસો સર્વોચ્ચ પ્રભુની માયા-શક્તિથી ભ્રમમાં પડે છે. કોઈ પણ ભૌતિક દેહમાં રહેલો જીવાત્મા એક સરખા જ શુદ્ધ ગુણ ધરાવે છે; પરંતુ જે લોકો પૂરતા પ્રમાણમાં બુદ્ધિશાળી નથી, તેઓ જ શુદ્ધ આત્માના ભૌતિક શરીરોના આવરણને કારણે માનવો અને પશુઓ, સુશિક્ષિત અને અશિક્ષિત, શ્રીમંત અને ગરીબ વગેરે દેખીતા ભેદ નિહાળે છે. શારીરિક દૃષ્ટિએ દેખાતા આવા ભેદ, વિવિધ પ્રકારના બળતણમાંથી પ્રગટતા અગ્નિના દેખીતા ભેદ જેવા છે. બળતણનું કદ તથા આકાર ગમે તે હોય, છતાં એમાંથી પ્રગટ થતા અગ્નિમાં આકાશ કે કદની દૃષ્ટિએ એવી કોઈ વિવિધતા હોતી નથી. તેમ આકાશમાં પણ આકાર કે કદની કોઈ ભિન્નતા નથી."

આ રીતે બલરામે આધ્યાત્મિક બોધ આપીને તેને શાંત કરી. તેમણે આગળ જણાવ્યું કે: "આ શરીર ભૌતિક વિશ્વનો ભાગ છે. પદાર્થ સાથે સંબંધમાં આવવાથી જીવાત્મા અથવા ચૈતન્ય-આત્મા, ભ્રામક ભોગવિલાસને કારણે એક દેહમાંથી બીજા દેહમાં સ્થાનાંતર કરે છે, અને એ ભૌતિક જીવ (અસ્તિત્વ) તરીકે ઓળખાય છે. ભૌતિક સર્જન સાથેના, જીવાત્માના આ સંબંધને ઉદ્ભવ કે નાશ હોતાં નથી. મારાં વહાલાં સુશીલ ભાભી! જેવી રીતે, આંખની દૃષ્ટિ તેમજ ભૌતિક જગતનાં સ્વરૂપોનું કારણ સૂર્યનો પ્રકાશ છે, તેમ આ ભૌતિક શરીરનું કારણ ચૈતન્ય-આત્મા છે. જીવાત્માના ભૌતિક જગત સાથેના સંપર્કને સમજવામાં સૂર્ય-પ્રકાશ તથા ભૌતિક જગતનાં દૃષ્ટાંત તદ્દન યોગ્ય છે. સવારમાં સૂર્યોદય થાય છે, પછી ગરમી તથા પ્રકાશ આખા દિવસ દરમ્યાન ધીરે ધીરે વિસ્તરતાં જાય છે. સૂર્ય સર્વ ભૌતિક સર્જન, તેના આકારો તથા સ્વરૂપનું કારણ છે; સૂર્યને કારણે જ અણુઓનું સર્જન તેમજ વિસર્જન થાય છે. પરંતુ જે ક્ષણે સૂર્યાસ્ત થાય છે, તે ક્ષણે સમગ્ર જગતનો સૂર્ય સાથેનો સંબંધ રહેતો નથી, કેમકે સૂર્ય એક જગાએથી બીજી જગાએ પસાર થઈ ગયો હોય છે. જ્યારે સૂર્ય પૂર્વ-ગોળાર્ધમાંથી પશ્ચિમ-ગોળાર્ધમાં જાય છે, ત્યારે સૂર્યપ્રકાશને કારણે થતી પ્રતિક્રિયાનું પરિણામ પૂર્વ-ગોળાર્ધમાં હોય જ છે, પરંતુ સૂર્યનો પ્રકાશ ફરીથી પશ્ચિમ-ગોળાર્ધમાં દૃશ્યમાન થાય છે. તે જ પ્રમાણે જીવાત્મા, વિશિષ્ટ સંયોગોમાં વિવિધ દેહ, અને વિવિધ પ્રકારના દૈહિક સંબંધો સ્વીકારે છે કે સર્જે છે; પરંતુ જે ક્ષણે તે વર્તમાન શરીર ત્યજી દે છે અને બીજું શરીર સ્વીકારે છે, ત્યારે તેને પહેલાંના શરીર સાથે કોઈ સંબંધ

રહેતો નથી. તે જ રીતે, જીવાત્મા જે બીજું શરીર સ્વીકારે, તેની સાથે પણ તેને કોઈ લેવા દેવા હોતી નથી. તે આવા શરીરના વાસનામય સંબંધથી હમેશાં મુક્ત છે. એટલે નિર્ણય એવો થાય છે, કે જેમ ચંદ્રપ્રકાશની વૃદ્ધિ કે ક્ષય સાથે ચંદ્રમાને સંબંધ નથી, તેમ શરીરના સર્જન કે વિસર્જન સાથે જીવાત્માને સંબંધ નથી. જ્યારે આપણે ચંદ્રને વૃદ્ધિ પામતો જોઈએ છીએ, ત્યારે આપણને એવો ખોટો આભાસ થાય છે કે ચંદ્રનો વિકાસ થતો જાય છે અને જ્યારે ચંદ્રનું બિંબ ઘટતું દેખાય છે ત્યારે આપણને લાગે છે કે ચંદ્ર ક્ષીણ થતો જાય છે. હકીકતમાં ચંદ્ર હમેશાં એ જ સ્થિતિમાં હોય છે, નજરે દેખાતી એની વૃદ્ધિ તથા ક્ષય સાથે એને કોઈ પણ જાતનો સંબંધ નથી.

દુન્યવી જીવનની ચેતનાને નિદ્રાવસ્થા અને સ્વપ્નાવસ્થા સાથે સરખાવી શકાય. જ્યારે મનુષ્ય ઊંઘી જાય છે, ત્યારે એને ઘણાં અવાસ્તવિક સ્વપ્નાં આવે છે અને સ્વપ્નના પરિણામે તે વિવિધ પ્રકારનાં સુખ અને દુઃખ અનુભવે છે. તે જ પ્રમાણે જ્યારે મનુષ્યને દુન્યવી જીવનની ચેતનાની સ્વપ્નાવસ્થા હોય છે, ત્યારે ભૌતિક જગતમાં રહીને તે દેહપ્રાપ્તિની અસરો સ્વીકારે છે, અને પછીથી ત્યજી દે છે. કૃષ્ણભાવના આવી ભૌતિક ભાવનાથી ઊલટી છે. અર્થાત્ જ્યારે મનુષ્ય કૃષ્ણભાવનાની ભૂમિકા સુધી પહોંચે છે, ત્યારે તે જીવન પરત્વેના આવા જૂઠા ખ્યાલથી મુક્ત થાય છે."

આ રીતે શ્રી બલરામે રુક્મિણીને આધ્યાત્મિક બોધ આપ્યો. તેમણે પોતાનાં ભાભીને આ રીતે સંબોધ્યાં: "મધુર સ્વભાવવાળાં મંદહાસિની રુક્મિણી! અજ્ઞાનજન્ય અસત્ય વિચારોથી ઉદ્વેગ ન પામતાં, કેવળ ખોટા ખ્યાલોને લીધે જ મનુષ્ય દુઃખી થાય છે, પરંતુ આવું દુઃખ વાસ્તવિક જીવન વિષે તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવાથી તરત જ નાશ પામે છે. તેથી કેવળ એ જ અવસ્થામાં રહી સુખી થાઓ."

શ્રી બલરામ પાસેથી આવી સરસ શિખામણ સાંભળીને રુક્મિણી તરત જ શાંત અને સુખી થઈ, અને પોતાના ભાઈ રુક્મીનું અધઃપતન જોઈને અત્યંત અસ્વસ્થ થયેલી તે ફરીથી માનસિક રીતે સ્વસ્થ થઈ. રુક્મીની બાબતમાં એમ છે કે તેની પ્રતિજ્ઞા પૂરી થઈ નથી કે તેનું જીવનધ્યેય સફળ થયું નથી. તે શ્રીકૃષ્ણને હરાવવા અને પોતાની બહેનને છોડાવવા માટે પોતાના સૈનિકો અને સૈન્ય સાથે ઘેરથી નીકળ્યો હતો, પરંતુ ઊલટાનું તેણે પોતાના સર્વ સૈનિકો અને લશ્કરી તાકાત ગુમાવ્યાં. અંગત રીતે તેનું ખૂબ જ અધઃપતન થઈ ચૂક્યું હતું, અને એ સ્થિતિમાં તે અત્યંત ગમગીન બન્યો, પરંતુ પ્રભુકૃપાથી તે સ્થિરતાપૂર્વક પોતાના મૂળ ધ્યેય પ્રતિ જીવનને દોરી શક્યો. તે ક્ષત્રિય હતો, એટલે પોતે કૃષ્ણને માર્યા સિવાય અને પોતાની બહેનને છોડાવ્યા સિવાય પોતાની રાજધાની કુન્ડિનપુર પાછો નહિ ફરે એવી લીધેલી પ્રતિજ્ઞા તેને યાદ હતી, પણ એમાં તો પોતે નિષ્ફળ ગયો, એટલે તેણે આવેશમાં આવી જઈ પોતાની રાજધાનીમાં પાછા નહિ ફરવાનો નિર્ણય કર્યો, અને ભોજકટ નામે ઓળખાતા ગામડામાં એક નાની ઝૂંપડી બાંધી પોતાનું બાકીનું જીવન ગાળવા માટે ત્યાં રહેવા લાગ્યો.

સર્વ વિરોધી તત્ત્વોને હરાવ્યા પછી, અને રુક્મિણીનું હરણ કરી ગયા પછી કૃષ્ણ તેને પોતાની રાજધાની દ્વારકામાં લાવ્યા અને વૈદિક વિધિ અનુસાર તેની સાથે લગ્ન કર્યું. આ લગ્ન પછી કૃષ્ણ દ્વારકા મુકામે યદુઓના રાજા થયા. તેમના રુક્મિણી સાથેના લગ્ન-પ્રસંગે, સર્વ રહેવાસીઓ આનંદિત થયા અને દરેક ઘરમાં મોટા ઉત્સવો કર્યા. દ્વારકાના નગરજનો એટલા બધા પ્રસન્ન થયેલા કે તેમણે શક્ય એટલાં અત્યંત સુંદર વસ્ત્રાલંકાર ધારણ કર્યા અને પોતાની શક્તિ અનુસાર કૃષ્ણ તથા રુક્મિણીના નવ-પરિણીત યુગલને ભેટ—સોગાદો આપવા ગયા. યદુપુરી અથવા દ્વારકાનાં સર્વ ઘરોને ધજા, પતાકા અને પુષ્પોથી શણગારવામાં આવ્યાં. આ પ્રસંગે પ્રત્યેક ઘરને વિશિષ્ટ રીતે આજોડ દરવાજો ઊભો કરવામાં આવ્યો અને દરવાજાની બંને બાજુઓ જળ ભરેલા મોટા કળશ મૂકવામાં આવ્યા. અત્યંત ઊંચા પ્રકારના સુગંધના પ્રસરવાથી સમગ્ર શહેર મઘમઘી ઊઠયું, અને પ્રત્યેક ઘરને હજારો દીપકો વડે શણગારવાથી આખી રાત્રિ પ્રકાશિત બની ગઈ.

શ્રીકૃષ્ણ ભગવાનના રુક્મિણી સાથેના લગ્ન-પ્રસંગે સમગ્ર શહેર અત્યંત હર્ષોલ્લાસમાં આવી ગયું. શહેરમાં દરેક જગાએ ઠેર ઠેર કેળ અને સોપારીનાં વૃક્ષો રોપવામાં આવ્યાં. શુભ-પ્રસંગોએ આ બંને વૃક્ષો અત્યંત શુકનિયાળ ગણાય છે. એ સમયે વિવિધ મિત્ર-રાજાઓને પોતાની પીઠ પર બેસાડી લાવેલા ઘણા હાથીઓનો સમૂહ ત્યાં એકત્રિત થયો. હાથીનો એવો સ્વભાવ છે કે જ્યારે જ્યારે તેને કેટલાક નાના છોડવા કે વૃક્ષો દેખાય કે તરત જ પોતાના જાગૃત રમતિયાળ સ્વભાવથી તે વૃક્ષોને મૂળમાંથી ખેંચી કાઢી આમતેમ ફેંકે છે. આ પ્રસંગે એકઠા થયેલા હાથીઓએ પણ કેળ અને સોપારીનાં વૃક્ષો છૂટાં છવાયાં ફેંકયાં, પરંતુ આવી મદમસ્ત અવસ્થાને લીધે, હાથીઓએ આમ તેમ વૃક્ષો ફેંકવા છતાં સમગ્ર શહેર અત્યંત સુંદર દેખાયું.

પાંડવો અને કૌરવો જેવા મિત્ર રાજાઓના પ્રતિનિધિ તરીકે ધૃતરાષ્ટ્ર, પાંચ પાંડવ-ભાઈઓ, દ્રુપદ રાજા, સંતર્દન રાજા તેમજ રુક્મિણીના પિતા ભીષ્મક આવેલા. કૃષ્ણ રુકમિણીનું હરણ કરી ગયેલા એટલે શરૂઆતમાં બંને કુટુંબોમાં થોડી ગેરસમજ થયેલી, પરંતુ શ્રી બલરામ વિદર્ભના રાજા પાસે ગયા અને ઘણા સંતપુરુષોએ આગ્રહ કર્યો તેથી તે કૃષ્ણ તથા રુકમિણીના લગ્ન-પ્રસંગમાં ભાગ લેવા તૈયાર થયા હતા. કૃષ્ણે હરણ કર્યું, તે પ્રસંગથી વિદર્ભ રાજ્યમાં બધા ખુશ ન હતા, છતાં ક્ષત્રિયોમાં હરણ કરી જવાની પ્રથા તદ્દન સ્વાભાવિક હતી હકીકતમાં તો લગભગ બધાં જ લગ્નોમાં હરણ કરી જવાની પ્રથા વધારે પ્રચલિત હતી ગમે તેમ પણ, ભીષ્મકનો વિચાર પ્રારંભથી જ પોતાની સુંદર કન્યા કૃષ્ણને પરણાવવાનો હતો. એક યા બીજી રીતે તેમનો એ હેતુ સિદ્ધ થયો અને તેથી તેમનો મોટો દીકરો યુદ્ધમાં પરાજિત થયો હોવા છતાં, ભીષ્મક લગ્ન-પ્રસંગે હાજર રહેવા તૈયાર થયેલા પદ્મ-પુરાણમાં એમ કહ્યું છે, કે નંદ મહારાજ અને વૃંદાવનના ગોપબાળકોએ પણ લગ્ન-પ્રસંગમાં ભાગ લીધેલો. કુરુ, શૃંજય, કેકય, વિદર્ભ અને

કુંતિનાં રાજ્યોમાંથી રાજાઓ પોતાનાં સર્વ લાવલશ્કર અને સાજસરંજામ સહિત આ પ્રસંગે આવ્યા.

'કૃષ્ણે રુક્મિણીના કરેલા હરણ' પ્રસંગનાં કાવ્યો રચાયાં, અને ભાટચારણો જેવા વ્યવસાયી લોકો સર્વ સ્થળે તેનું ગાન કરતા. ત્યાં એકત્રિત થયેલ સર્વ રાજાઓ અને ખાસ કરીને તેમની કન્યાઓ કૃષ્ણના સૌંદર્ય અને વીરતાની વાતો સાંભળીને આશ્ચર્યચકિત તથા અત્યંત પ્રસન્ન થતી. આ રીતે, દ્વારકા નગરનાં સર્વ મુલાકાતીઓ અને નગરજનો, કૃષ્ણ તથા રુક્મિણીનો સંગ થયેલો જોઈ, હર્ષાન્વિત થયાં. અર્થાત્ દરેક વ્યક્તિના પોષણહાર અને ભાગ્યલક્ષ્મી સંલગ્ન બન્યાં, અને સર્વ લોકો અત્યંત આનંદ પામ્યાં.

આમ "કૃષ્ણ ભાગ–૧"ના "કૃષ્ણ સર્વ રાજકુમારોને હરાવે છે અને રુક્મિણીને દ્વારિકામાં પોતાને ઘેર લઈ જાય છે" નામે ત્રેપનમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.



# ૫૪. કૃષ્ણ અને રુક્મિણીને ત્યાં પ્રદ્યુમ્નનો જન્મ

એમ કહેવાય છે કે જે વસુદેવ, ભગવાનનો અવિભાજ્ય અંશ છે અને જેને શંકર ભગવાને પહેલાં બાળીને ભસ્મ કરી નાંખેલો તે કામદેવ રુક્મિણીના ગર્ભમાં કૃષ્ણ ભગવાનથી જન્મ પામ્યો. આ કામદેવ એ સ્વર્ગલોકનો દેવતા છે અને ખાસ કરીને કામોત્તેજના ઉત્પન્ન કરવાને સમર્થ હોય છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણના વિવિધ કક્ષાઓવાળા અંશો છે, પરંતુ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ કૃષ્ણના ચાર વિસ્તાર છે અને તે વિષ્ણુ-કક્ષાના છે. અથવા દેવતા કામદેવ કે જેમણે રુક્મિણીના ગર્ભમાં પછીથી જન્મ લીધેલો તેમનું નામ પણ પ્રદ્યુમન હતું, પરંતુ એ વિષ્ણુ-કક્ષામાં આવેલા પ્રદ્યુમ્ન નથી. તે જીવતત્ત્વ શ્રેણીમાં આવે છે, પરંતુ તેમનામાં રહેલી દેવતાઓની કક્ષાની વિશિષ્ટ શક્તિને લીધે, પ્રદ્યુમ્નમાં રહેલી ઉચ્ચ શક્તિના તે અવિભાજ્ય અંશ હતા. ગોસ્વામીઓનો એવો નિર્ણય છે. એટલે જ્યારે શંકર ભગવાને ગુસ્સામાં આવી કામદેવને બાળીને ભસ્મ કરી નાંખ્યો, ત્યારે તે વાસુદેવના શરીરમાં વિલીન થયો, અને ફરીથી દેહ ધારણ કરવાની તેની ઇચ્છાથી સ્વયં શ્રીકૃષ્ણ ભગવાને તેને જન્મ આપ્યો; ભગવાનના શરીરમાંથી સીધેસીધું રુક્મિણીમાં તેનું ગર્ભાધાન થયું અને શ્રીકૃષ્ણના દીકરા તરીકે પ્રગટ થઈને તે પ્રદ્યુમ્ન નામે પ્રખ્યાત થયેલો. શ્રીકૃષ્ણ ભગવાને તેને પ્રત્યક્ષ રીતે જન્મ આપેલો એટલે તેના મોટા ભાગના ગુણો શ્રીકૃષ્ણ ભગવાન જેવા જ હતા.

એક શંબર નામનો અસુર હતો. તે આ પ્રદ્યુમ્નથી મૃત્યુ પામશે એવું નિર્માણ હતું શંબર-અસુરને પોતાના ભાવિની ખબર હતી, અને જે ક્ષણે તેને ખબર પડી કે પ્રદ્યુમ્નનો જન્મ થયો છે, કે તરત તેણે સ્ત્રીનો વેશ લીધો, અને એ બાળકના જન્મ પછી દશ જ દિવસની અંદર તેને પ્રસૂતિગૃહમાંથી ઊઠાવી ગયો. અસુરે તેને ઉપાડીને સીધો દરિયામાં ફેંકી દીધો, પરંતુ "જેની રક્ષા શ્રીકૃષ્ણ કરે છે તેને કોઈ મારી શકતું નથી; અને જે શ્રીકૃષ્ણ દ્વારા મરવાને સર્જાયો છે, તેની કોઈ રક્ષા કરી શકતું નથી," એ કહેવત અનુસાર જ્યારે પ્રદ્યુમ્નને દરિયામાં ફેંકી દેવામાં આવ્યો કે તરત જ એક મોટી માછલી તેને ગળી ગઈ. પાછળથી કોઈક માછીમારની જાળમાં આ માછલી સપડાઈ

અને તે શંબર-અસુરને વેચવામાં આવી. અસુરના રસોડામાં માયાવતી નામે એક દાસી હતી. પુરાણા સમયે એ સ્ત્રી રતિ તરીકે ઓળખાતી કામદેવની પત્ની હતી. જ્યારે તે માછલી શંબર-અસુરને આપવામાં આવી ત્યારે તેના રસોઈયાઓ, માછલીનું સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરવા માટે તેને લીધી. અસુરો અને રાક્ષસોને માંસ માછલી અને બીજી બિનશાકાહારી વાનગીઓ ખાવાની ટેવ હોય છે. તે જ પ્રમાણે બ્રાહ્મણ અને ક્ષત્રિય પિતાને ઘેર જન્મેલા હોવા છતાં રાવણ, કંસ અને હિરણ્યકશિપુ જેવા બીજા અસુરો વિવેક વિના આવો માંસાહાર કરતા. આ પ્રથા ભારતમાં હજુ સુધી પ્રચલિત છે, અને માંસાહારી અને મત્સ્યાહારી લોકો સામાન્ય રીતે અસુરો અને રાક્ષસો કહેવાય છે. જ્યારે રસોઈઓ માછલી કાપતો હતો ત્યારે તેણે માછલીના પેટમાં સુંદર બાળક જોયું, અને તરત જ તેણે રસોડાનું કામકાજ સંભાળતી તેમજ પોતાના હાથ નીચે કામ કરતી માયાવતીને તે સોંપ્યું. આવું સુંદર બાળક માછલીના પેટમાં કેવી રીતે રહી શક્યું, તેનું તેને આશ્ચર્ય થયું અને આ પરિસ્થિતિથી તે મૂંઝાઈ ગઈ. એટલામાં સંતશિરોમણિ નારદજી ત્યાં પ્રગટ થયા, અને પ્રદ્યુમ્નના જન્મ વિષે તેમજ શંબર આ બાળકને ઉપાડી ગયેલો તથા તેને દરિયામાં ફેંકી દીધેલું વગેરે વસ્તુસ્થિતિ સમજાવી. આ રીતે, જે માયાવતી આગલા જન્મમાં કામદેવની પત્ની રતિ હતી, તેને આખીયે વાત તેમણે કહી સંભળાવી. પોતે આગલા જન્મમાં કામદેવની પત્ની હતી એ વાતની માયાવતીને ખબર હતી. શંકર ભગવાનના ગુસ્સાથી પોતાનો પતિ બળીને ભસ્મ થયા પછીથી, તે ભૌતિક સ્વરૂપે ફરીથી પાછો આવશે, એવી આશા તે હમેશાં રાખી રહી હતી. આ સ્ત્રી રસોડામાં દાળ અને ભાત તૈયાર કરતી હતી ત્યારે આ સુંદર બાળક પોતાની પાસે આવ્યું કે તરત જ તે પોતાનો પતિ કામદેવ છે એમ એ સમજી ગઈ, એટલે સ્વાભાવિક રીતે તેની સંભાળ લઈ તેને ખૂબ વહાલથી સ્નાન કરાવવા લાગી. આ બાળકનો અદ્‌ભુત વિકાસ થયો અને ખૂબ ટૂંકા સમયમાં તે અત્યંત સુંદર નવયુવાન બન્યો. તેનાં નયન કમળપુષ્પની પાંખડીઓ જેવાં હતાં, તેના હાથ ઘૂંટણ સુધી લંબાયેલા હતા, અને જે કોઈ સ્ત્રીને તે જોવા મળતો, તે તરતજ તેના શારીરિક સૌંદર્યથી મુગ્ધ બની જતી.

માયાવતી એ સમજી શકી, કે તેનો પૂર્વજન્મનો પતિ કામદેવ, પ્રદ્યુમ્ન તરીકે જન્મ લઈ, આવા સુંદર યુવાન તરીકે વિકાસ પામ્યો છે. તેથી તે પણ ધીરે ધીરે મુગ્ધ અને કામાતુર બની આ પુરુષ પ્રત્યે પોતાના સ્ત્રીસુલભ આકર્ષણ દ્વારા મંદ હાસ્ય કરતી કરતી કામ-સંબંધ માટે તેની સમક્ષ પોતાની આતુરતા પ્રગટ કરતી. એટલે એમણે તેને પૂછ્યું, “પહેલાં તો તમે મારી માતાની જેમ અને સ્નેહ કરતાં, અને હવે વિષયાસક્ત સ્ત્રીની જેમ ઇચ્છા દર્શાવો છો તો એવું પરિવર્તન થવાનું શું કારણ?” પ્રદ્યુમ્ન પાસેથી આવું વિધાન સાંભળીને રતિએ જવાબ દીધો, “મારા વહાલા સાહેબ! તમે શ્રીકૃષ્ણ ભગવાનના પુત્ર છો. તમારા જન્મને દશ દિવસ પણ પૂરા થયેલા નહિ, ત્યાં તો શંબર-અસુર તમને ઉપાડી ગયેલો, અને પછીથી તમને દરિયામાં નાંખી દીધેલા.

ત્યા એક માછલી તમને ગળી ગયેલી આ પ્રમાણે તમે મારી સંભાળ નીચે આવ્યા; પરંતુ હકીકતમાં તમારા પૂર્વ જન્મમાં તમે કામદેવ અને હું આપની પત્ની રતિ હતાં. એટલે પ્રણયસંબંધ કરવાની મારી ઇચ્છા જરાય અસંગત નથી. શંબર તમારી હત્યા કરવા માગતો હતો. તે તો વિવિધ પ્રકારની ચમત્કારિક વિદ્યાઓનો જાણકાર છે, એટલે એ તમારી હત્યા કરવાનો ફરીથી પ્રયત્ન કરે તે પહેલાં, કૃપા કરી તમારી દૈવી શકિત વડે, શકય એટલી ઝડપથી તેને ખતમ કરો. શંબર-રાક્ષસ તમને ઊઠાવી ગયેલો, ત્યારથી તમારાં માતુશ્રી, રુકિમણી દેવી પોતાના સંતાનને ગુમાવીને કોયલની જેમ અત્યંત કરુણ દશા ભોગવી રહ્યાં છે. તે તમારા પ્રત્યે અત્યંત સ્નેહાળ છે, અને તેમની પાસેથી તમને ઉપાડી જવામાં આવ્યા ત્યારથી તે, પોતાનું વાછડું ગુમાવી બેઠેલી ગાયની જેમ, અત્યંત કલ્પાંત કરે છે."

માયાવતીને અલૌકિક જ્ઞાન હતું. સામાન્ય રીતે અલૌકિક શકિતઓને માયા કહે છે અને અલૌકિક શકિતઓથી ઉપર બીજી ચડિયાતી શકિત મહામાયા તરીકે ઓળખાય છે. માયાવતીને મહામાયાની રહસ્યભરી શકિત વિશે જ્ઞાન હતું અને તેણે શંબર-અસુરની રહસ્યમય શકિતઓને હરાવવા માટે આવી વિશિષ્ટ શકિતથી પ્રદ્યુમ્નને સજ્જ કર્યો. આમ પોતાની પત્ની પાસેથી દિવ્ય શકિત પામીને તરત જ પ્રદ્યુમ્ન શંબર સમક્ષ ગયો, અને તેને લડવાનું આહવાન આપ્યું. પ્રદ્યુમ્ને તેને અત્યંત કડક શબ્દોમાં સંબોધવાની શરૂઆત કરી જેથી તેનું મન ઉશ્કેરાઈ જાય અને તે લડવા માટે તૈયાર થાય. પ્રદ્યુમ્નના શબ્દોથી અપમાનિત થયેલા શંબર-અસુરને, જાણે સર્પને કોઈકે પગથી લાત મારી હોય તેવી લાગણી થઈ. બીજું પશુ કે મનુષ્ય તેને લાતનો પ્રહાર કરે એ સર્પ સહન કરી શકતો નથી અને તે પ્રતિસ્પર્ધીને તરત જ ડંખ દે છે.

શંબરને પ્રદ્યુમ્નના શબ્દોથી જાણે લાત વાગી હોય તેવું થયું. તેણે તરત જ પોતાના હાથમાં ગદા ઉપાડી અને તે પ્રદ્યુમ્ન સામે લડવા તત્પર થયો. જેમ પહાડને વજ્રનો માર વાગે તેમ ખૂબ જ ગુસ્સામાં તેણે પ્રદ્યુમ્નને પોતાની ગદાવડે મારવા માંડયો. તે અસુર સાથે સાથે હાંકવા અને વાદળની જેમ ગર્જના કરવા લાગ્યો. પ્રદ્યુમ્ને પોતાની ગદા વડે પોતાની જાતનું રક્ષણ કર્યું, અને પ્રસંગોપાત્ત તે અસુરને ખૂબ ફટકારતો ગયો. આ રીતે શંબરાસુર અને પ્રદ્યુમ્ન વચ્ચે અત્યંત તુમુલ યુદ્ધ થયું.

પરંતુ શંબરાસુર રહસ્યપૂર્ણ શકિતની કલા જાણતો હોવાથી, આકાશમાં અદ્ધર ઊડી શકતો અને બ્રાહ્યાવકાશમાં રહી લડતો. 'મય' નામના એક બીજા અસુર પાસેથી શંબરાસુર ઘણી માયાવી શકિતઓ શીખેલો. આમ તેણે પોતાની જાતને આકાશમાં અદ્ધર ઉડાડી અને પ્રદ્યુમ્નના શરીર પર વિવિધ પ્રકારનાં અણુશસ્ત્રો ફેંકવા લાગ્યો. શંબરાસુરની રહસ્યમય શકિતનો સામનો કરવા માટે, પ્રદ્યુમ્ને કાળા જાદુની (મેલી વિદ્યાની) શકિતથી ભિન્ન એવી મહાવિદ્યા તરીકે જાણીતી બીજી ગૂઢ શકિતનું સ્મરણ કર્યું. મહાવિદ્યા ગૂઢ શકિતનું બંધારણ સત્ત્વગુણના પાયા પર થયું છે. પોતાનો દુશ્મન ભયંકર છે એમ સમજી શંબરે

ગુહ્યક, ગાંધર્વ, પિશાચ, સર્પ અને રાક્ષસોના અધિકારમાં રહેલી વિવિધ પ્રકારની આસુરી ગૂઢ શક્તિઓની સહાય લીધી. તે અસુરે પોતાની ગૂઢ શક્તિઓ પ્રગટ કરી અને અલૌકિક શક્તિના શરણે ગયો, પરંતુ પ્રદ્યુમ્ન મહાવિદ્યાની ચડિયાતી શક્તિવાળી શક્તિથી તેને દૂર કરવા સમર્થ થયો. જ્યારે શંબરાસુર દરેક રીતે પાછો પડ્યો, ત્યારે પ્રદ્યુમ્ને પોતાની તીક્ષ્ણ તલવાર લઈ તરત જ તે અસુરનું, કિંમતી રત્નો તથા મુગુટથી સુશોભિત મસ્તક કાપી નાંખ્યું. આમ જ્યારે પ્રદ્યુમ્ને તે અસુરનો વધ કર્યો, ત્યારે ઉચ્ચ ગ્રહમંડળ સ્વર્ગમાં વસનારા સર્વ દેવતાઓ એમના પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.

પ્રદ્યુમ્નની પત્ની, માયાવતી બાહ્યાવકાશમાં પ્રવાસ કરી શકતી, એટલે તે બને હવાઈ માર્ગે થઈને તેમના પિતાની રાજધાની દ્વારકા સીધાં પહોંચી ગયાં. શ્રીકૃષ્ણ ભગવાનના રાજમહેલ ઉપર તેઓ આવ્યાં અને ચમકતી વીજળીવાળા વાદળની જેમ નીચે ઊતરી આવ્યાં. રાજમહેલની અંદરનો ભાગ અંતઃપુર કહેવાય છે. પ્રદ્યુમ્ન અને માયાવતીએ ત્યાં ઘણી સ્ત્રીઓને જોઈ, અને તેઓ એમની પાસે ગયાં. જ્યારે સ્ત્રીઓએ ઘનશ્યામ વસ્ત્રો ધારણ કરેલા ઘણા લાંબા (આજાનુ) બાહુવાળા વાંકડિયા વાળ, સુંદર આંખો તથા હસતા ગુલાબી મુખવાળા, ઝવેરાત અને ઘરેણાંથી સુશોભિત પ્રદ્યુમ્નને જોયા ત્યારે તે શ્રીકૃષ્ણથી ભિન્ન વ્યક્તિ છે એમ સમજી ન શકી. શ્રીકૃષ્ણના આકસ્મિક આગમનથી તેમને મોટું વરદાન મળ્યું હોય એમ લાગ્યું. તેથી તેઓ રાજમહેલના જુદા જુદા ખૂણામાં સંતાઈ જવા લાગી.

પરંતુ સ્ત્રીઓએ જોયું કે શ્રીકૃષ્ણમાં રહેલાં બધાં જ લક્ષણો પ્રદ્યુમ્નના વ્યક્તિત્વમાં જણાતાં ન હતાં તેથી જિજ્ઞાસાપૂર્વક પાછી આવી ને તેમને તથા તેમની પત્ની માયાદેવીને જોવા લાગી. તે અત્યંત સુંદર હતા તેથી તે સર્વે કલ્પના કરવા લાગી કે એ કોણ હશે? સર્વ સ્ત્રીઓમાં કમલનયની રુક્મિણી દેવી તો આ સ્ત્રીના જેટલાં જ સુંદર હતાં. પ્રદ્યુમ્નને જોતાંની સાથે જ સ્વાભાવિક રીતે તેમને પોતાનો પુત્ર યાદ આવ્યો અને માતૃવાત્સલ્યથી તેમના સ્તનમાંથી ધાવણ વહેવા લાગ્યું. ત્યાર પછી તેઓ આશ્ચર્ય પામ્યાં, કે આ સુંદર જુવાન છોકરો કોણ હશે? તે અત્યંત સુંદર વ્યક્તિ દેખાય છે. આવા સરસ છોકરાને પોતાના ગર્ભમાં ધારણ કરીને જન્મ આપનાર યુવતી કેટલી બધી ભાગ્યશાળી હશે? અને જે યુવતી તેની સાથે આવી છે એ કોણ હશે? તેઓ કેવી રીતે ભેગાં મળ્યાં હશે? પ્રસૂતિગૃહમાંથી મારા પોતાના દીકરાને કોઈક ઉપાડી ગયેલું, તેનું સ્મરણ કરતાં હું ફક્ત અનુમાન કરી શકું છું કે જો તે ક્યાંક જીવતો હોય તો, તે આ સમયે આ છોકરા જેટલો મોટો થયો હોત! કેવળ અંતઃસ્ફુરણાથી રુક્મિણી સમજી શક્યાં, કે પ્રદ્યુમ્ન તેમનો પોતાનો ખોવાયેલો પુત્ર હતો. તેમણે એટલું પણ નિરીક્ષણ કર્યું, કે પ્રદ્યુમ્ન શ્રીકૃષ્ણ ભગવાનને દરેક રીતે મળતો આવતો હતો. તેનામાં શ્રીકૃષ્ણનાં સર્વ લક્ષણો કેવી રીતે આવ્યાં એ વિચારતાં તે આશ્ચર્યમાં સ્તબ્ધ થઈ ગયાં. એટલે તે વધુ દૃઢતાપૂર્વક વિચાર કરવા લાગ્યાં કે મોટી ઉંમરનો થયેલો આ છોકરો તેમનો પોતાનો જ

પુત્ર હોવો જોઈએ, કારણ તેના પ્રત્યે તેમનામાં અત્યંત સ્નેહ ઊભરાતો હતો, અને એક શુભ શુકનના ચિહ્ન તરીકે તેમનો ડાબો હાથ ફરકી રહ્યો હતો.

તે ક્ષણે, શ્રીકૃષ્ણ ભગવાન તેમનાં માતા પિતા દેવકી અને વસુદેવજી સહિત તે સ્થળે પ્રગટ થયા. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણ દરેક વસ્તુ સમજી ગયા, છતાં એ સ્થિતિમાં તે મૌન રહ્યા. તેમ છતાં શ્રીકૃષ્ણ ભગવાનની ઇચ્છાથી સંત શિરોમણિ નારદજી પણ ત્યાં પ્રગટ થયા અને સર્વ પ્રસંગોનો સ્ફોટ કરવા લાગ્યા — પ્રદ્યુમ્નને પ્રસૂતિ-ગૃહમાંથી કેવી રીતે ઉપાડી જવામાં આવેલો, કેવી રીતે એ મોટો થયેલો, આગલા જન્મમાં કામદેવની પત્ની રતિ હતી તે માયવતી સાથે ત્યાં આવ્યો હતો — એ સર્વ બાબતોનો ફોડ પાડવા લાગ્યા. જ્યારે પ્રદ્યુમ્ન રહસ્યમય રીતે ગુમ થયેલો તેની વાત, અને તે કેવી રીતે ઊછરીને મોટો થયો એ પ્રસંગ દરેક જણે સાંભળ્યો, ત્યારે તેઓ સર્વે આશ્ચર્યમાં સ્તબ્ધ બની ગયાં; કારણ તેમણે માની લીધેલું કે દીકરો મરણ પામ્યો છે, તેથી તેના પાછા ફરવાની આશા લગભગ મૂકી દીધેલી એ સંજોગોમાં તે પાછો મળ્યો. જ્યારે તેઓ સમજ્યાં કે પ્રદ્યુમ્ન જાતે હાજર હતો, ત્યારે તેઓ અત્યંત હર્ષપૂર્વક તેનું સ્વાગત કરવા લાગ્યાં. દેવકી, વસુદેવ, શ્રીકૃષ્ણ ભગવાન, બલરામ પ્રભુ, રુક્મિણી અને કુટુંબની સર્વ સ્ત્રીઓ અને સર્વ કુટુંબીજનો એક પછી એક પ્રદ્યુમ્ન અને તેની પત્ની માયાવતી બંનેને આલિંગન દેવા લાગ્યાં. જ્યારે પ્રદ્યુમ્નના પુનરાગમનના સમાચાર સમગ્ર દ્વારકા નગરીમાં ફરી વળ્યા ત્યારે આશ્ચર્યચકિત થયેલાં સર્વ નગરજનો ખોવાયેલા પ્રદ્યુમ્નને અત્યંત આતુરતાપૂર્વક મળવા આવવા લાગ્યાં. તેઓ કહેવા લાગ્યાં, "મરેલો છોકરો પાછો આવ્યો છે, એનાથી વધારે સુખદ બીજું શું હોઈ શકે?"

શ્રી શુકદેવ ગોસ્વામીએ સમજાવ્યું છે, કે શરૂઆતમાં પ્રદ્યુમ્નની સર્વ માતાઓ અને અપર માતાઓ વગેરે મહેલવાસીઓએ પ્રદ્યુમ્નને જોઈને માનેલું કે તે કૃષ્ણ છે, અને તેની સાથે પ્રણયસંબંધ ભોગવવાની ઇચ્છાથી તેઓ લજ્જિત બનેલી. એ વિષે એટલું જ સમજાવવાનું કે પ્રદ્યુમ્નનો વ્યકિતગત દેખાવ તદ્દન કૃષ્ણના જેવો જ છે. વળી ખરેખર તો તે સ્વયં કામદેવ હતો, એટલે જ્યારે પ્રદ્યુમ્નની માતાઓ અને બીજી સ્ત્રીઓએ જે રીતે ગેરસમજ કરી, તેમાં આશ્ચર્યનું કોઈ કારણ ન હતું. આ વિધાન પરથી એટલું સ્પષ્ટ છે, કે પ્રદ્યુમ્નનાં શારીરિક લક્ષણો કૃષ્ણનાં લક્ષણોને એટલાં બધાં મળતાં આવતાં હતાં કે તેમની માતાઓએ પણ ભૂલ કરી કે તે શ્રીકૃષ્ણ છે.

આમ "કૃષ્ણ ભાગ–૧"ના "કૃષ્ણ અને રુક્મિણીને ત્યાં પ્રદ્યુમ્નનો જન્મ" નામે ચોપનમા પ્રકરણના ભક્તિવેદાંત ભાવાર્થ સમાપ્ત થયા.

['કૃષ્ણ ગ્રંથ પહેલો' સમાપ્ત]



# ૫૫ સ્યમંતક મણિની વાર્તા

દ્વારકાધામની હદમાં સત્રાજિત નામે રાજા હતો. તે સૂર્યદેવનો મહાન ભક્ત હોવાથી, સૂર્યે તેને સ્યમંતક નામના મણિની ભેટ વરદાનમાં આપેલી. આ સ્યમંતક મણિને લીધે, સત્રાજિત રાજા અને યદુવંશ વચ્ચે ગેરસમજ થયેલી. પાછળથી સત્રાજિતે સ્વેચ્છાપૂર્વક પોતાની પુત્રી સત્યભામા અને સ્યમંતક મણિ શ્રીકૃષ્ણને અર્પણ કરી વસ્તુસ્થિતિ થાળે પાડેલી. સ્યમંતક મણિને કારણે ફક્ત સત્યભામા જ નહિ, પરંતુ જાંબવાનની દિકરી જાંબવતી પણ શ્રીકૃષ્ણને વરાવેલી. પાછલા પ્રકરણમાં વર્ણન કરવામાં આવ્યું છે, તે પ્રમાણે પ્રદ્યુમ્નના જન્મ પહેલાં આ બંને લગન થયાં હતાં. સત્રાજિત રાજાએ યદુવંશનો કેવી રીતે અપરાધ કર્યો, તેમજ પાછળથી સાચી વસ્તુનું તેને કેવી રીતે ભાન થયું, અને શ્રીકૃષ્ણને પોતાની દીકરી તથા સ્યમંતક મણિ કેવી રીતે અર્પણ કર્યાં એનું વર્ણન આ પ્રમાણે છે:

સત્રાજિત રાજા સૂર્યદેવનો મહાન ભક્ત હતો, તેથી ધીરે ધીરે તે તેમની સાથે અત્યંત મૈત્રીપૂર્ણ સંબંધોથી જોડાયો. સૂર્યનારાયણ તેના પર અત્યંત પ્રસન્ન હતા, એટલે તેમણે સ્યમંતક નામે અજોડ મણિ તેને અર્પણ કર્યો. સત્રાજિત પોતાને ગળે પહેરેલા માદળિયા (લોકીટ)માં આ મણિ રાખતો ત્યારે તે બરાબર સૂર્યનારાયણની પ્રતિકૃતિ જેવો દેખાતો. આ મણિ પહેરીને તે દ્વારકા નગરીમાં પ્રવેશ કરતો ત્યારે લોકો વિચારતા કે સૂર્યનારાયણ પોતે શ્રીકૃષ્ણને મળવા નગરમાં આવ્યા છે. તેમને ખબર હતી, કે શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હોવાથી કેટલીકવાર દેવતાઓ તેમની મુલાકાતે આવતા. એટલે જ્યારે સત્રાજિત દ્વારકા નગરની મુલાકાતે આવતો, ત્યારે શ્રીકૃષ્ણ સિવાય સર્વ નગરજનો તેને સાક્ષાત સૂર્ય-નારાયણ સમજતા. દરેક વ્યક્તિ એ સત્રાજિત રાજાને ઓળખતી હતી, છતાં સ્યમંતક મણિમાંથી ઝગઝગી રહેલા પ્રકાશને લીધે, તે ઓળખી શકાતો ન હતો.

એકવાર તે સૂર્યનારાયણ છે એવી ભૂલ કરીને દ્વારકાના અગ્રગણ્ય નગરજનોએ તરત જ કૃષ્ણ પાસે જઈને તેમને જણાવ્યું કે, સૂર્ય નારાયણ તેમનાં દર્શને આવ્યા હતા. એ સમયે શ્રીકૃષ્ણ શેતરંજ રમતા હતા. દ્વારકાના અગ્રગણ્ય નાગરિકમાંથી એક જણે આમ કહ્યું:

"આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. આપના નારાયણ અથવા વિષ્ણુ આંશિક અવતારોમાં આપ ચતુર્ભુજ સ્વરૂપે વિવિધ પ્રકારનાં પ્રતીકો-શંખ, ચક્ર, ગદા, પદ્મ-ધારણ કરી રહ્યા છો. હકીકતમાં આપ દરેક વસ્તુના સ્વામી છો, પરંતુ આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નારાયણ હોવા છતાં આપ વૃંદાવનમાં, જેઓ કોઈક વાર તમને દોરડાથી બાંધતાં તે યશોદા માતાના પુત્ર તરીકે ભાગ ભજવવા અવતર્યા છો, અને તેથી 'દામોદર' એવો નામકરણ વિધિ થયો છે."

દ્વારકાનાં નગરજનોએ શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ નારાયણ છે એવો સ્વીકાર કરેલો અને એમણે કરેલા એ સ્વીકારને મહાન માયાવાદી તત્ત્વજ્ઞાની નેતા શંકરાચાર્યે પાછળથી અનુમોદન આપેલું. ભગવાન નિર્વિશેષ છે, એમ સ્વીકારી તેમણે પ્રભુના અંગત સ્વરૂપનો અસ્વીકાર નહિ કરેલો. તેઓ એવો અર્થ ધરાવતા કે ભૌતિક જગતમાં રહેલી દરેક વસ્તુનું સ્વરૂપ સર્જન, પોષણ અને વિનાશને આધીન છે; પરંતુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નારાયણનું સ્વરૂપ ભૌતિક નહિ હોવાથી તે આવી મર્યાદાઓને આધીન નથી. જે મંદબુદ્ધિ-લોકો કૃષ્ણને સાધારણ મનુષ્ય સમજે છે, તેમને ખાત્રી કરાવવા માટે શંકરાચાર્યે કહ્યું, કે ભગવાન નિર્વિશેષ છે. નિર્વિશેષપણું એટલે તેઓ આ ભૌતિક સ્થિતિવાળા મનુષ્ય નથી. તે ભૌતિક શરીર વગરના દિવ્ય વ્યકિત છે.

દ્વારકાનાં નગરજનો કૃષ્ણ ભગવાનને કેવળ દામોદર તરીકે જ નહિ, પરંતુ ગોવિંદ, કે ગાયો અને વાછરડાં પ્રત્યે અત્યંત સ્નેહાળ કૃષ્ણ કહી સંબોધતાં; અને કૃષ્ણ સાથે પોતાના ગાઢ સંબંધ દર્શાવવા માટે, તેમને યદુનંદન તરીકે સંબોધતા. તે યદુવંશમાં જન્મેલા વસુદેવના પુત્ર હતા. આ રીતે દ્વારકાનાં નગરજનોએ સાર તારવ્યો કે શ્રીકૃષ્ણ સમગ્ર વિશ્વના સર્વોચ્ચ પરમેશ્વર છે, તેથી તેઓ એ રીતે સંબોધન કરતા. દ્વારકાના લોકો ત્યાંના નગરજનો બની શ્રીકૃષ્ણને દરરોજ જોવાને શકિતમાન હોવાને લીધે અભિમાન લઈ શ્રીકૃષ્ણને જુદી જુદી રીતે સંબોધન કરતા.

જ્યારે સત્રાજિત દ્વારકા નગરીની મુલાકાતે આવતો ત્યારે નગરજનો શો વિચારે [illegible] તા કે [illegible] કૃષ્ણ દ્વારકામાં સાધારણ મનુષ્યની જેમ જીવન જીવી રહ્યા હતા, છતાં દેવતાઓ [illegible] આવતા હતા. [illegible] તેમણે શ્રીકૃષ્ણ ભગવાનને માહિતી આપી, કે જેમના [illegible] જ્યોતિ પ્રસરતી હતી, એવા સૂર્યનારાયણ તેમનાં દર્શને આવતા હતા [illegible] નગરજનોએ એટલું સ્વીકાર્યું, કે દ્વારકામાં સૂર્યનારાયણનું આગમન અત્યંત [illegible] હતું કારણ સમગ્ર વિશ્વમાં પથરાયેલા જે લોકો, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની [illegible] કરી રહ્યા હતા તેઓને ખબર પડી ગઈ હતી કે પ્રભુ પોતે યદુવંશના કુટુંબમાં પ્રગટ થયા છે અને દ્વારકામાં તેમના એક કુટુંબીજન તરીકે જીવન જીવી રહ્યા છે. આમ આ પ્રસંગે નગરજનોએ પોતાનો હર્ષ વ્યકત કર્યો. પોતાના નાગરિકોનું કથન સાંભળીને સર્વવ્યાપક (વિષ્ણુ) પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણે માત્ર સ્મિત કર્યું નાગરિકો પ્રત્યે પ્રસન્ન થયેલા કૃષ્ણે તેમને જણાવ્યું કે જે વ્યકિતનું સૂર્યનારાયણ તરીકે તેમણે વર્ણન કર્યું

હતું તે ખરેખર તો રાજા સત્રાજિત હતો, અને સૂર્યનારાયણ પાસેથી મેળવેલા અમૂલ્ય મણિની સમૃદ્ધિ બતાવવા તે દ્વારકાની મુલાકાતે આવ્યો હતો.

પરંતુ સત્રાજિત શ્રીકૃષ્ણના દર્શને નહોતો આવ્યો. સ્યામંતક મણિ પ્રાપ્ત થવાથી તે કર્તવ્યવિમૂઢ બની ગયો હતો. તેની પૂજા માટે નિયુક્ત કરેલા બ્રાહ્મણો પાસે તેણે મણિની પ્રતિષ્ઠા કરાવી. મંદબુદ્ધિ-મનુષ્ય ભૌતિક વસ્તુનું પૂજન કરે છે, એનું આ દૃષ્ટાન્ત છે. ભગવદ્ ગીતામાં એમ કહ્યું છે, કે મંદબુદ્ધિ મનુષ્યો પોતાની સકામ પ્રવૃત્તિઓમાંથી તાત્કાલિક ફળ મેળવવા માટે, આ વિશ્વમાં ઉત્પન્ન થયેલા દેવતાઓને પૂજે છે. 'ભૌતિક-વાદી' એટલે કે જે મનુષ્ય ભૌતિક જગતમાં ઈંદ્રિયગમ્ય સુખો ભોગવવામાં સંકળાયેલો છે તે. શ્રીકૃષ્ણે પહેલાં સ્યામંતક મણિ માગ્યો હતો, છતાં સત્રાજિત રાજાએ તે પ્રભુને આપેલો નહિ, અને પૂજન કરવા માટે એ મણિની પ્રતિષ્ઠા કરી. એ મણિનું પૂજન કોણ ના કરે? સ્યામંતક મણિ એટલો બધો શક્તિમાન હતો, કે તે રોજ વિપુલ પ્રમાણમાં સુવર્ણ ઉત્પન્ન કરતો. સુવર્ણના જથ્થાનું વજન 'ભાર' નામના માપથી ગણાય છે. વૈદિક કોષ્ટક પ્રમાણે એક ભાર એટલે સોળ પાઉન્ડ સુવર્ણ થાય. એક મણ બરાબર બ્યાસી પાઉંડ. એ મણિ હમેશાં એકસો સીત્તેર પાઉન્ડ સુવર્ણ ઉત્પન્ન કરતો. તે ઉપરાંત વૈદિક સાહિત્યમાંથી એમ જાણવા મળે છે, કે દુનિયાના જે ભાગમાં એ મણિની પૂજા થાય, ત્યાં દુષ્કાળ પડવાની શક્યતા હોતી નથી, એટલું જ નહિ પરંતુ જ્યાં જ્યાં એ મણિ રહેતો હોય ત્યાં ત્યાં મહામારી કે અન્ય રોગ જેવી અમંગળ વસ્તુની શક્યતા રહેતી નથી.

શ્રીકૃષ્ણ ભગવાન દુનિયાને એમ શીખવવા માગતા હતા, કે સર્વોત્તમ વસ્તુ રાષ્ટ્રના સર્વોચ્ચ વડાને અર્પણ કરવી જોઈએ. ઉગ્રસેન ઘણા વંશોના અધિપતિ—રાજા હતા, અને કૃષ્ણના દાદા પતા હતા. એટલે કૃષ્ણે સ્યામંતક મણિ, ઉગ્રસેન રાજાને અર્પણ કરવા સત્રાજિતને જણાવ્યું. કૃષ્ણે દલીલ કરી, કે શ્રેષ્ઠ વસ્તુ રાજાને અર્પણ કરવી જોઈએ; પરંતુ સત્રાજિત દેવતાઓનો પૂજારી હોવાથી, ભૌતિકવાદી બની ગયો હતો, અને કૃષ્ણની વિનંતિનો સ્વીકાર કરવાને બદલે, દરરોજ એકસો સીત્તેર પાઉન્ડ સુવર્ણ મેળવવા માટે, મણિનું પૂજન કરવાનું તેણે વધારે યોગ્ય માન્યું. જે ભૌતિકવાદીઓને હમેશાં આટલા વિશાળ જથ્થામાં સુવર્ણ મળતું હોય, તેમને કૃષ્ણભાવનામાં રસ હોતો નથી. એટલે કેટલીક વાર, પોતાની વિશિષ્ટ કૃપા દર્શાવવા માટે, કૃષ્ણ આવા મનુષ્ય પાસેથી ભૌતિક સંપત્તિનો વિશાળ સંગ્રહ પડાવી લે છે, અને આમ તેને શુદ્ધ ભક્ત બનાવે છે. પરંતુ સત્રાજિતે કૃષ્ણની આજ્ઞાનું પાલન કર્યું નહિ અને તેમને મણિ અર્પણ કર્યો નહિ.

આ પ્રસંગ પછી સત્રાજિતના નાના ભાઈએ સમૃદ્ધિનું પ્રદર્શન કરવા માટે મણિ લઈને પોતાના ગળામાં પહેર્યો અને ઘોડાની પીઠ પર સવાર થઈ પોતાના ભૌતિક વૈભવનું પ્રદર્શન કરતો તે જંગલમાં ગયો. જ્યારે પ્રસેન નામથી જાણીતો, સત્રાજિતનો ભાઈ જંગલમાં આમતેમ ફરતો હતો, ત્યારે એક મોટા સિંહે તેના પર હુમલો કરી, તેને અને તે જે ઘોડા પર સવારી

કરી રહ્યો હતો તે ઘોડાને બંનેને મારી નાંખ્યા અને રત્ન પોતાની ગુફામાં લઇ ગયો. ગોરિલા રાજા જાંબવાને આ સમાચાર સાંભળ્યા, પછી તેણે ગુફામાં જઈ સિંહને મારી નાંખ્યો અને મણિ લઈ લીધો. રામચંદ્ર ભગવાનના સમયથી જાંબવાન પરમ ભક્ત બન્યો હતો, એટલે તેણે એ કીમતી મણિને જરૂરી માન્યો નહિ તેથી પોતાના નાના પુત્રને, તે રમકડા તરીકે રમવા આપ્યો.

નગરમાં જ્યારે સત્રાજિતનો નાનો યુવાન ભાઈ પ્રસેન જંગલમાંથી મણિ સાથે પાછો ન ફર્યો, ત્યારે સત્રાજિત ખૂબ ઉશ્કેરાયો. તેના ભાઈને સિંહે મારી નાંખેલો, અને સિંહને જાંબવાને મારી નાંખેલો, એ વાતની તેને ખબર ન હતી. એથી એને બદલે એને એમ થયું કે કૃષ્ણે એ મણિ માગવા છતાં પોતે તેમને તે ન આપ્યો, તેથી કૃષ્ણે પ્રસેન પાસેથી બળજબરીપૂર્વક પડાવી લઈને, તેને મારી નાંખ્યો હોવો જોઈએ. સત્રાજિતે આ વિચારને અફવાના રૂપે દ્વારકાના પ્રત્યેક ભાગમાં પ્રસરાવ્યો. કૃષ્ણે પ્રસેનને મારી નાંખી, તેની પાસેથી મણિ પડાવી લીધો છે, એવી ખોટી અફવા સર્વત્ર ફેલાઈ ગઈ. કૃષ્ણ એવી ફજેતી માટે તૈયાર ન હતા, અને એટલે દ્વારકાના કેટલાક નગરજનોને પોતાની સાથે રાખી, જંગલમાં જઈ, સ્યામંતક મણિ શોધી લાવવાનું તેમણે નક્કી કર્યું. દ્વારકાના અગ્રણીઓ સાથે કૃષ્ણ સત્રાજિતના ભાઈ પ્રસેનની શોધમાં ગયા અને તેમણે તેને સિંહથી હણાયેલો મૃત અવસ્થામાં જોયો. સાથે સાથે સામાન્ય રીતે ઋક્ષ નામે ઓળખાતા જાંબવાને મારી નાંખેલા સિંહને પણ કૃષ્ણે શોધી કાઢયો. એમ જણાયું, કે ઋક્ષે કોઈ પણ હથિયાર વિના હાથ વડે સિંહને મારી નાંખ્યો હતો. કૃષ્ણ તથા દ્વારકાના નગરજનોએ, ત્યાર પછીથી જંગલમાંથી ઋક્ષના ઘર તરફ જતો કહેવાતો, તે મોટો ભૂગર્ભ માર્ગ શોધી કાઢયો. કૃષ્ણને લાગ્યું કે દ્વારકાવાસીઓને ભૂગર્ભ-માર્ગેથી પ્રવેશ કરતાં ડર લાગશે, એટલે તેમણે તેમને બહાર રહેવા જણાવ્યું, અને તેઓ પોતે જાંબવાન ઋક્ષને મળવા માટે અંધારા ભૂગર્ભ માર્ગમાં પ્રવેશ્યા. તેમાં પ્રવેશ્યા પછી કૃષ્ણે ઋક્ષના બાળકને રમકડા તરીકે રમવા આપેલો અત્યંત અમૂલ્ય સ્યામંતક મણિ જોયો, અને બાળક પાસેથી તે મણિ લેવા માટે પોતે ત્યાં જઈને ઊભા રહ્યા. જ્યારે ઋક્ષના બાળકની તહેનાતમાં રહેલી પરિચારિકાએ કૃષ્ણને તેની સન્મુખ જોયા, ત્યારે તે અમૂલ્ય સ્યામંતક મણિ ઉપાડી જશે એવું માની ડરી ગઈ. તે ભયભીત બની મોટા અવાજે ચીસો પાડવા લાગી.

પરિચારિકાનો અવાજ સાંભળી, જાંબવાન અત્યંત ગુસ્સામાં ત્યાં આવ્યો. ખરું જોતાં તો જાંબવાન શ્રીકૃષ્ણ ભગવાનનો મહાન ભક્ત હતો, પરંતુ તે અત્યંત ગુસ્સામાં હોવાથી પોતાના માલિકને ઓળખી ન શક્યો. તેણે શ્રીકૃષ્ણને સાધારણ મનુષ્ય તરીકે માની લીધા. આ ઉપરથી આપણા મનમાં ભગવદ્-ગીતાના એક વિધાનનું સ્મરણ થાય છે, જેમાં ભગવાન અર્જુનને કામ, ક્રોધ તથા લોભ ત્યજી દઈને, આધ્યાત્મિક ભૂમિકા સુધી પહોંચવાનું જણાવે છે. કામ, ક્રોધ, તથા લોભ હૃદયમાં સમાન્તર ભાવે વહે છે, અને આધ્યાત્મિક માર્ગના વિકાસને અવરોધે છે.

પોતાના સ્વામીને ઓળખી નહિ શકવાથી, જાંબવાને તેમને યુદ્ધનું આહ્વાન આપ્યું. કૃષ્ણ તથા જાંબવાન વચ્ચે ભયાનક યુદ્ધ થયું. તેમાં તેઓ એકબીજાની સામે ગીધની જેમ તૂટી પડયા. જ્યારે કોઈ ખાઈ શકાય તેવું મડદું નજરે ચઢે કે તરત જ ગીધ શિકાર પર મન મૂકીને તૂટી પડે છે. કૃષ્ણ તથા જાંબવાન પ્રથમ હથિયારથી, પછીથી પથ્થરથી, ત્યાર બાદ મોટાં મોટાં વૃક્ષોથી, છેવટે હાથોહાથ અને અંતે એક બીજાને મુક્કીઓ મારી-મારીને લડવા લાગ્યા અને વાદળાંના કડાકાની જેમ મુક્કાઓના અવાજ કરવા લાગ્યા દરેકને પ્રતિસ્પર્ધી સામે વિજય મેળવવાની આશા હતી, પરંતુ લડાઈ તો દિવસોના દિવસો સુધી રાત અને દિવસ અવિરત ચાલુ રહી. આ રીતે લડાઈ અઠ્ઠાવીસ દિવસ પર્યંત ચાલી.

એ જમાનામાં જાંબવાન સૌથી વધારે બળવાન વ્યક્તિ ગણાતો હતો, છતાં તેના શરીરનાં ગાત્રોના સાંધા ઢીલા થઈ ગયા, અને શ્રીકૃષ્ણ ભગવાનના સતત મુક્કાના મારથી તે હકીકતમાં નિર્બળ બની ગયો. પોતાના સારાયે શરીર પર પરસેવો છવાઈ જવાથી, અને અત્યંત થાક લાગવાથી જાંબવાન આશ્ચર્ય પામ્યો કે તેને દુર્બળ કરી નાંખતો આ પ્રતિ-સ્પર્ધી કોણ હતો? જાંબવાન પોતાના અલૌકિક બળથી તદ્દન પરિચિત હતો, છતાં જ્યારે તે કૃષ્ણના મારથી થાકી ગયો ત્યારે તે સમજી ગયો, કે શ્રીકૃષ્ણ અન્ય કોઈ નહિ પરંતુ પોતાના આરાધ્યદેવ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા. આ પ્રસંગ ભક્તો માટે વિશિષ્ટ રીતે અર્થ-સૂચક છે. શરૂઆતમાં જાંબવાન કૃષ્ણને ન સમજી શક્યો, કારણ કે તેની દૃષ્ટિ ભૌતિક આસક્તિને લીધે ઢંકાઈ ગયેલી હતી. તેને પોતાના દીકરા તથા અત્યંત અમૂલ્ય સ્યામંતક મણિમાં આસક્તિ હતી. તે શ્રીકૃષ્ણને મણિ અર્પણ કરવા માટે તૈયાર ન હતો. હકીકતમાં તો કૃષ્ણ ત્યાં આવીને મણિ લઈ જવા માગે છે એ વિચારે તે ગુસ્સે થયો. આ ભૌતિક સ્થિતિ છે; મનુષ્યનું શરીર અત્યંત બળવાન હોવા છતાં તે શ્રીકૃષ્ણને સમજી શકતો નથી.

ગમ્મત ખાતર, કૃષ્ણ પોતાના ભક્ત સાથે, દેખાવના યુદ્ધમાં ઊતરવા માગતા હતા. શ્રીમદ્ ભાગવતમ્‌નાં પાનાં ઉપરથી આપણને ખબર છે કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરમાં મનુષ્યના જેવી સર્વ વૃત્તિઓ અને ભાવો રહેલ હોય છે. કેટલીકવાર લીલામય પ્રકૃતિથી, પોતાની શારીરિક શક્તિ પ્રદર્શિત કરવા માટે, તે યુદ્ધ લડવા ઈચ્છે છે અને જ્યારે એમની એવી ભાવના થાય છે, ત્યારે તેઓ પોતાના કોઈ એક યોગ્ય ભક્તને એનો લહાવો લેવા માટે પસંદ કરે છે. કૃષ્ણ જાંબવાન સાથે બનાવટી યુદ્ધ કરી, આવો લહાવો લેવા માંગતા હતા. ભલે જાંબવાન સ્વભાવે ભક્ત હતો, પરંતુ શ્રીકૃષ્ણ વિષે અજાણતાં પણ તે ભગવાનની પોતાની શારીરિક શક્તિ દ્વારા સેવા કરી રહ્યો હતો. કૃષ્ણ યુદ્ધથી પ્રસન્ન થયા એ જ ક્ષણે જાંબવાન તરત જ સમજ્યો, કે તેના પ્રતિસ્પર્ધી બીજા કોઈ નહિ, પરંતુ સાક્ષાત્ પરમેશ્વર પોતે હતા. ઉપસંહારમાં એટલું જ જણાવવાનું કે તે પોતાની સેવા દ્વારા શ્રીકૃષ્ણને જાણી શક્યો. શ્રીકૃષ્ણ કેટલીકવાર યુદ્ધથી પણ સંતુષ્ટ થાય છે.

એટલે જાંબવાને ભગવાનને જણાવ્યું, "મારા વહાલા પ્રભુ! આપ કોણ છો તે હવે હું સમજી શકું છું. આપ દરેક મનુષ્યની શક્તિ, સંપત્તિ, ખ્યાતિ, સૌંદર્ય, ડહાપણ અને

ત્યાગના મૂળ કારણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન વિષ્ણુ છે." જાંબવાનના આ વિધાનને વેદાંતસૂત્રમાં સ્વીકૃતિ મળેલી છે. તેમાં સર્વોચ્ચ પ્રભુ દરેક વસ્તુના મૂળ તરીકે જાહેર કરાયા છે. જાંબવાને શ્રીકૃષ્ણ ભગવાનને સર્વોચ્ચ પ્રભુ, વિષ્ણુ ભગવાન તરીકે ઓળખ્યા: "મારા વહાલા પ્રભુ! આપ વિશ્વ-પ્રવૃત્તિઓના સર્જકોના પણ સર્જનહાર છો." અસાધારણ બુદ્ધિવાળી વ્યક્તિની પ્રવૃત્તિઓથી આશ્ચર્ય પામેલા સાધારણ માણસ માટે આ વિધાન ખૂબ સમજવા જેવું છે. મહાન વૈજ્ઞાનિકોનાં સંશોધનો જોઈને સાધારણ માણસને આશ્ચર્ય થાય છે, પરંતુ જાંબવાનનું વિધાન એવો સ્વીકાર કરે છે, કે વૈજ્ઞાનિક ભલે ઘણી આશ્ચર્યજનક વસ્તુઓનો સર્જક હોય, પરંતુ કૃષ્ણ વૈજ્ઞાનિકના પણ સર્જનહાર છે. તેઓ કોઈ એક વૈજ્ઞાનિકના નહિ, પણ સમગ્ર વિશ્વમાં પથરાયેલા લાખો-કરોડો વૈજ્ઞાનિકોના સર્જનહાર છે. જાંબવાને આગળ જણાવ્યું, "આપ કેવળ સર્જકોના સર્જનહાર નથી; પરંતુ કહેવાતા સર્જકો — જે ભૌતિક અણુઓનો કાર્યક્ષમ રીતે ઉપયોગ કરી રહ્યા છે, તેના પણ આપ સર્જનહાર છો." વૈજ્ઞાનિકો ભૌતિક અણુઓ અને ભૌતિક પ્રકૃતિના નિયમોનો ઉપયોગ કરે છે અને કાંઈક અદ્‌ભુત કામ કરે છે, પરંતુ હકીકતમાં આવા નિયમો અને અણુઓ પણ શ્રીકૃષ્ણનું જ સર્જન છે. હકીકતમાં આ વસ્તુ વૈજ્ઞાનિક સમજ છે; પરંતુ મંદબુદ્ધિ-માણસો સમજવાનો પ્રયત્ન કરતા નથી કે વૈજ્ઞાનિકની બુદ્ધિનું કોણે સર્જન કર્યું. તેઓ તો કેવળ વૈજ્ઞાનિકની શોધ અથવા એનું આશ્ચર્યજનક સર્જન જોઈને જ સંતોષ પામે છે.

જાંબવાને કહેવાનું ચાલુ રાખ્યું: "મારા વહાલા પ્રભુ! જે કાળતત્ત્વ સર્વ ભૌતિક-અણુઓનું સંયોજન કરે છે, એ પણ આપનું જ પ્રતિનિધિ છે. આપ સર્વોચ્ચ કાળ છો, જેમાં સર્વ પ્રકારનું સર્જન થાય છે, પોષણ થાય છે અને છેવટે તેનો વિલય થાય છે કેવળ ભૌતિક અણુઓ અને કાળ-ઘટકો જ નહિ, પરંતુ જે મનુષ્યો અણુઓ અને સર્જનના લાભોનો કાર્યક્ષમ ઉપયોગ કરે છે, તેઓ પણ આપના અવિભાજ્ય અંશ છે. એટલે જીવાત્મા સ્વતંત્ર સર્જક નથી. સાચા દૃષ્ટિબિંદુથી સર્વ ઘટકોનું અધ્યયન કરી મનુષ્ય જોઈ શકે છે, કે આપ સર્વોચ્ચ નિયામક તથા દરેક વસ્તુના નાથ છો. મારા વહાલા પ્રભુ! એટલે હું સમજી શકું છું, કે જેમને હું રામચંદ્ર ભગવાન તરીકે પૂજું છું, તે જ આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. મારા નાથ, રામચંદ્રજી સાગર ઉપરથી સેતુ બાંધવા માગતા હતા, ત્યારે મેં જાતે જોયેલું કે મારા નાથના કેવળ દૃષ્ટિપાતથી આખોયે સાગર કેવો ખળભળી ઊઠેલો. અને જ્યારે આખો સાગર ખળભળી ઊઠયો, ત્યારે મગરો, વ્હેલ્સ, તિમિંગિલ જેવા બધા જીવાત્માઓ ત્રાસી ઊઠેલા (સાગરમાં રહેલી તિમિંગિલ માછલી વ્હેઈલ જેવાં મોટાં જળચરોને એક જ કોળિયામાં ગળી જાય છે). આ રીતે રામચંદ્ર ભગવાને માર્ગ આપવાની અને આજે જે ટાપુ સિલોન તરીકે જાણીતો છે એ લંકા ટાપુ સુધી સમુદ્ર પાર કરવાની છૂટ આપવાની સાગરને ફરજ પડેલી. કન્યાકુમારી ભૂશિરથી સિલોન સુધી સાગર માર્ગે આ પુલ બાંધવામાં આવેલો તેની માહિતી આજે પણ સર્વ માણસોમાં જાણીતી છે. સેતુનું બાંધકામ

થઈ ગયા પછી, રાવણના રાજ્યને ચારે બાજુએથી સળગાવી મૂકવામાં આવેલું. રાવણ સાથેના યુદ્ધ દરમ્યાન, આપનાં તીક્ષ્ણ બાણોથી તેનાં અંગે અંગ કપાઈને ટુકડા થઈ ગયેલાં, અને એનું મસ્તક પૃથ્વી પર ઢળી પડેલું. હવે મને સમજાય છે, કે આપ રામચંદ્ર ભગવાન સિવાય અન્ય કોઈ નથી. અન્ય કોઈનામાં આટલું બધું અમાપ સામર્થ્ય હોઈ શકે નહિ; અન્ય કોઈ મને આ રીતે હરાવી શકે તેમ નથી."

જાંબવાનની પ્રાર્થનાઓ અને વિધાનોથી શ્રીકૃષ્ણ ભગવાનને સંતોષ થયો, અને તેથી તેની શારીરિક પીડા હળવી કરવા માટે, પ્રભુ, પોતાની કમળપત્ર જેવી હાથની હથેળી જાંબવાનના સમગ્ર શરીર પર ફેરવવા લાગ્યા. તેથી મહાયુદ્ધને લીધે ચડેલો જાંબવાનનો થાક તરત જ ઊતરી ગયો. ત્યાર પછી શ્રીકૃષ્ણ ભગવાને જાંબવાનને રાજા તરીકે સંબોધન કર્યું, કારણ જંગલનો ખરો રાજા સિંહ નહિ, પરંતુ જાંબવાન જ સાચોસાચ રાજા હતો; કારણ કે કોઈ પણ હથિયાર લીધા સિવાય પોતાના ખાલી હાથે જાંબવાને સિંહનો વધ કરેલો. શ્રી કૃષ્ણે જાંબવાનને માહિતી આપી કે તેની પાસેથી સ્યામંતક મણિની માગણી કરવા તેઓ આવ્યા હતા, કારણ કે સ્યામંતક મણિના ગુમ થવાથી મંદબુદ્ધિ-લોકોમાં તેમનું નામ બદનામ થતું હતું. કૃષ્ણે તેને એ વસ્તુ સ્પષ્ટ જણાવી કે, એ ફજેતીમાંથી બચવા માટે તેઓ મણિ લેવા ત્યાં આવ્યા હતા. જાંબવાન સમગ્ર પરિસ્થિતિ સમજી ગયો અને ભગવાનને પ્રસન્ન કરવા માટે તરત જ તેણે સ્યામંતક મણિ પાછો આપ્યો, એટલું જ નહિ પરંતુ, પોતાની પરણવાયોગ્ય કન્યા જાંબવતીને ભગવાન પાસે લાવી, તેમને અર્પણ કરી.

કૃષ્ણ સાથે જાંબવતીના લગ્નનો અને સ્યામંતક નામના પ્રખ્યાત મણિને અર્પણ કરવાનો પ્રસંગ પર્વતની ગુફામાં જ પૂરો થયો. કૃષ્ણ અને જાંબવાન વચ્ચે લગાતાર અઠ્ઠાવીસ દિવસ સુધી યુદ્ધ ચાલ્યું; પરંતુ દ્વારકાવાસીઓ તો ભૂગર્ભ-માર્ગની બહાર બાર દિવસ સુધી જ રહ્યા, અને ત્યાર પછી તેમણે નક્કી કર્યું, કે કાંઈક અનિચ્છનીય બની ગયું હશે. તેઓ સમજી ન શક્યા, કે હકીકતમાં નિશ્ચિતપણે શું બની રહ્યું હતું. તેથી અત્યંત ઉદાસ બની, થાકીને, તેઓ દ્વારકા નગરીમાં પાછા ફર્યા.

શ્રીકૃષ્ણનાં માતુશ્રી દેવકીજી, તેમના પિતાશ્રી વસુદેવ અને તેમનાં પટરાણી રુક્મિણી સહિત કુટુંબનાં સર્વ સભ્યો બીજાં બધાં મિત્રો, સગાંવહાલાં અને મહેલમાં વસનારાં સર્વે એ જ્યારે જોયું, કે નગરજનો શ્રીકૃષ્ણ વિના જ ઘેર પાછા ફર્યા છે, ત્યારે તેઓ અત્યંત ઉદાસ થઈ ગયાં. શ્રીકૃષ્ણ પ્રત્યેના પોતાના કુદરતી સ્નેહને કારણે, તેઓ સત્રાજિતને કડવાં વેણ કહેવા લાગ્યાં, કારણ શ્રીકૃષ્ણના અંતર્ધાન થવામાં તે કારણભૂત હતો. તેમણે ચંદ્રભાગા દેવી પાસે જઈ શ્રીકૃષ્ણના પાછા ફરવા માટે પ્રાર્થના કરી. દ્વારકાનાં નગરજનોની પ્રાર્થનાથી દેવી સંતુષ્ટ થયાં, અને તેમણે તરત જ તેમની પાસે વરદાન માગવા જણાવ્યું. તે જ વખતે શ્રીકૃષ્ણ પોતાની નવવધૂ જાંબવતી સહિત ત્યાં પ્રગટ થયા, અને દ્વારકાનાં સર્વ નગરજનો તથા કૃષ્ણનાં સગાંવહાલાં હર્ષાન્વિત થયાં. દ્વારકાવાસીઓને પોતાનું કોઈક મૃત્યુ પામેલું આમજન પાછું આવ્યું હોય, તેવો હર્ષ થયો. દ્વારકાવાસીઓએ એવો નિર્ણય કર્યો હતો કે

લડાઈને લીધે કૃષ્ણ મહાન મુસીબતોમાં સપડાઈ ગયા હતા. તેથી તેમના પાછા ફરવા વિષે તેઓ લગભગ નિરાશ થઈ ગયા હતા, પરંતુ જ્યારે તેમણે જોયું, કે શ્રીકૃષ્ણ તો ખરેખર જાતે જ નહિ, પરંતુ નવવધૂ જાંબવતીને લઈ પાછા ફર્યા છે, તેથી તરત જ તેમણે બીજો મહોત્સવ કર્યો.

પછી ઉગ્રસેન રાજાએ, સર્વ અગ્રણી રાજાઓ તથા મુખ્ય સરદારોની સભા બોલાવી. તેમણે સત્રાજિતને પણ આમંત્રણ આપ્યું અને શ્રીકૃષ્ણે જાંબવાન પાસેથી મણિ પુનઃપ્રાપ્ત કર્યો એ પ્રસંગ આખી સભા સમક્ષ વર્ણવ્યો. કૃષ્ણ સત્રાજિત રાજાને અમૂલ્ય મણિ પાછો સોંપવા માગતા હતા, પરંતુ સત્રાજિત શરમિંદો બન્યો, કારણ કે તેણે કૃષ્ણને બિનજરૂરી રીતે બદનામ કર્યા હતા. તેણે પોતાના હાથમાં મણિ લીધો; પરંતુ નત મસ્તકે તે મૌન ઊભો રહ્યો. રાજાઓ તથા સરદારોની સભામાં કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય મણિ લઈને તે ઘેર પાછો ફર્યો. પછી તેણે વિચાર્યું કે શ્રીકૃષ્ણને બદનામ કરવાનું જે અધમ કાર્ય પોતાનાથી થઈ ગયું હતું, તેમાંથી પોતે કેવી રીતે મુક્ત થઈ શકે. તેણે કૃષ્ણનો ખૂબ ગંભીર અપરાધ કર્યો હતો એ વિષે તે સભાન હતો, અને શ્રીકૃષ્ણ તેના ઉપર પ્રસન્ન થાય એવો ઉપાય શોધવાની તેને ફરજ પડી હતી.

સત્રાજિત રાજા સ્યામતંક મણિ જેવી ભૌતિક વસ્તુની લાલચમાં સપડાવાથી, પોતે જે ચિંતા મૂર્ખાઈથી ઉપસ્થિત કરી હતી, તેમાંથી મુક્ત થવા આતુર હતો. સત્રાજિત શ્રીકૃષ્ણ પ્રત્યે કરેલા અપરાધથી ખરેખર અત્યંત વ્યથિત થયો હતો, અને પ્રામાણિક રીતે તે ભૂલ સુધારવા માગતો હતો. તેના અંતરાત્મામાં શ્રીકૃષ્ણે તેને સદ્‌બુદ્ધિ આપી, અને સત્રાજિતે મણિ તથા તેની સુંદર કન્યા સત્યભામા ભગવાનને અર્પણ કરવાનો નિશ્ચય કર્યો. પરિસ્થિતિને હળવી કરવા માટે બીજો કોઈ વિકલ્પ ન રહેવાથી, તેણે કૃષ્ણ તથા પોતાની સુંદર કન્યાના લગ્નસમારંભની તૈયારી કરી. તેણે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને મણિ તથા પોતાની પુત્રી કન્યાદાનમાં આપ્યાં. સત્યભામા એટલી બધી સુંદર અને સદ્‌ગુણી હતી, કે ઘણા રાજકુમારોએ સત્યભામાના હાથની માગણી કરેલી, છતાં સત્રાજિત યોગ્ય જમાઈ માટે રાહ જોઈ રહ્યો હતો. કૃષ્ણકૃપાથી તેણે પોતાની કન્યાને પ્રભુ સાથે વરાવવાનો નિર્ણય કર્યો.

સત્રાજિતથી પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણ ભગવાને જણાવ્યું કે તેમને સ્યામતંક મણિની કોઈ જરૂર ન હતી. "જે મંદિરમાં તેને રાખ્યો હતો, ત્યાં જ રહેવા દેવો." વળી તેમણે કહ્યું, "આપણામાંનો દરેક જણ મણિ પાસેથી લાભ પ્રાપ્ત કરશે. દ્વારકા નગરીમાં મણિ રાખવાથી દુકાળ, મહામારી, પ્રખર ગરમી કે કડકડતી ઠંડીના ઉપદ્રવ થશે નહિ."



# ૫૬ સત્રાજિત તથા શતધન્વાનો વધ

અક્રૂરજીએ હસ્તિનાપુરની મુલાકાત લીધા પછી, અને કૃષ્ણને પાંડવોની સ્થિતિ વિષે માહિતી આપ્યા પછી, પરિસ્થિતિ વધુ વણસી. પાંડવોને લાક્ષાગૃહમાં મોકલવામાં આવ્યા અને પછી તેને આગ લગાડી દીધી. તેથી દરેક વ્યક્તિ એમ સમજી કે પાંડવો, તેમનાં માતા કુંતીજી સહિત મરણ પામ્યા. શ્રીકૃષ્ણ ભગવાન તથા બલરામને પણ આ માહિતી મોકલવામાં આવી. અંદરોઅંદર મસલત કર્યા પછી, તેમણે હસ્તિનાપુર જઈ પોતાનાં સગાંવહાલાં પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાનું નક્કી કર્યું. કૃષ્ણ તથા બલરામ ચોક્કસ રીતે જાણતા હતા કે સર્વ-કારી અગ્નિથી પાંડવોનું મરણ થવું સંભવી શકે જ નહિ; પરંતુ આવું જ્ઞાન હોવા છતાં તેઓએ હસ્તિનાપુર જઈ દુ:ખમાં સહભાગી થવાનો વિચાર કર્યો. હસ્તિનાપુર આવ્યા પછી કૃષ્ણ તથા બલરામ, સર્વપ્રથમ ભીષ્મદેવ પાસે ગયા, કારણ કે તે કુરુવંશમાં મુખ્ય વ્યક્તિ હતા. ત્યાર પછી તેઓ વિદુર, ગાંધારી, તથા દ્રોણને મળ્યા. કુરુવંશના બીજા લોકો ઉદાસ ન હતા, કારણ કે પાંડવો તથા તેમની માતાની હત્યા થાય એવું તે ઈચ્છતાં હતાં, પરંતુ ભીષ્મ જેમના શિરછત્ર હતા, તેવાં કેટલાંક કુટુંબીજનો આ પ્રસંગથી ખરેખર અત્યંત ઉદાસ થયાં હતાં તેથી કૃષ્ણ તથા બલરામે ખરી વસ્તુ-સ્થિતિનો ઘટસ્ફોટ કર્યા સિવાય દુ:ખમાં સમભાગી થઈ શોક વ્યક્ત કર્યો.

જ્યારે કૃષ્ણ તથા બલરામ દ્વારકા નગરીથી દૂર હતા ત્યારે સત્રાજિત પાસેથી સ્યમંતક મણિ પડાવી લેવાનું કાવતરું ઘડાતું હતું. શતધન્વા મુખ્ય કાવતરાખોર હતો.—બીજાઓની સાથે, શતધન્વા સત્રાજિતની સુંદર કન્યા સત્યભામાને પરણવા માગતો હતો. સત્રાજિતે વચન આપેલું કે તે પોતાની સુંદર પુત્રી વિવિધ ઉમેદવારોને કન્યા-દાનમાં આપશે, પરંતુ પાછળથી તેણે નિર્ણય બદલ્યો, અને સત્યભામા સહિત સ્યમંતક મણિ શ્રીકૃષ્ણને આપી દીધો. સત્રાજિતને તેની દીકરી સાથે મણિ આપવાની ઈચ્છા હતી નહિ, અને શ્રીકૃષ્ણે, તેના માનસથી પરિચિત હોવાને લીધે, તેની કન્યા સ્વીકારી, પરંતુ મણિ પાછો આપ્યો. કૃષ્ણ પાસેથી મણિ પ્રાપ્ત કર્યા પછી તે સંતોષ પામ્યો, અને તે તેને હમેશાં પોતાની પાસે

રાખતો. પરંતુ કૃષ્ણ તથા બલરામની ગેરહાજરીમાં અક્રૂરજી અને કૃતવર્મા સહિત કૃષ્ણ ભગવાનના ઘણા ભકતોએ સત્રાજિત પાસેથી મણિ લઈ લેવાનું કાવતરું કર્યું. કૃષ્ણ માટે મણિ મેળવવા માટે અક્રૂર અને કૃતવર્મા કાવતરામાં જોડાયા. તેમને ખબર હતી કે કૃષ્ણને મણિ જોઈતો હતો અને સત્રાજિતે તે યોગ્ય રીતે અર્પણ કર્યો ન હતો. બીજાઓ આ કાવતરામાં એટલા માટે જોડાયેલા કે તેમને સત્યભામા સાથે હસ્તમેળાપ કરવામાં નિરાશા સાંપડેલી. તેમાંના કેટલાકે મણિ લેવા માટે સત્રાજિતની હત્યા કરવા માટે શતધન્વાને ઉશ્કેર્યો.

સામાન્ય રીતે એવો પ્રશ્ન ઉઠાવવામાં આવે છે, કે અક્રૂરજી જેવા મહાન ભકત આવા કાવતરામાં કેમ સામેલ થયા? તેમજ કૃતવર્મા ભગવાનના ભકત હોવા છતાં કાવતરામાં કેમ જોડાયા? જીવગોસ્વામી અને બીજા મહાન શ્રદ્ધેય મહાનુભાવો એવો જવાબ આપે છે, કે અક્રૂરજી મહાન ભકત હોવા છતાં વૃંદાવનવાસીઓએ તેમને પોતાની વચમાંથી શ્રીકૃષ્ણને લઈ જવા બદલ શાપ આપેલો. આ રીતે તેમની લાગણીઓને આઘાત પહોંચવાથી પાપી માણસોએ તૈયાર કરેલા કાવતરામાં અક્રૂરજીને જોડાવાની ફરજ પડેલી. એજ પ્રમાણે કૃતવર્મા ભકત હતા, પરંતુ કંસ સાથેના તેમના આંતરિક સંબંધને લીધે, તેમના ઉપર આવા પાપમય પ્રત્યાઘાતની અસર થયેલી, અને તે પણ કાવતરામાં જોડાયેલા.

સર્વ કાવતરાખોરોથી પ્રોત્સાહિત થઈને, શતધન્વા એક રાત્રિએ સત્રાજિતના ઘરમાં પ્રવેશ્યો અને જ્યારે સત્રાજિત ઊંઘતો હતો, ત્યારે તેની હત્યા કરી. શતધન્વા અધમ ચારિત્ર્યવાળો પાપી માણસ હતો. પોતાની પાપાચારી પ્રવૃત્તિઓને લીધે તે ઘણા દિવસ જીવે તેમ ન હતું, તેથી તેણે સત્રાજિત જ્યારે ઘેર ઊંઘી ગયો હોય, ત્યારે તેની હત્યા કરવાનો નિર્ણય કર્યો હતો. જ્યારે તે સત્રાજિતની હત્યા કરવા માટે ઘરમાં પ્રવેશ્યો ત્યારે ત્યાં રહેલી સર્વ સ્ત્રીઓ ઊંચા અવાજે રુદન કરવા લાગી. અને તેમણે પુષ્કળ વિરોધ કર્યો, છતાં કસાઈ જેમ કતલખાનામાં પશુની હત્યા કરે તેમ શતધન્વાએ જરા પણ અચકાયા વિના સત્રાજિતને ઘાતકી રીતે મારી નાંખ્યો. કૃષ્ણ પોતાને ત્યાં ગેરહાજર હતા, એટલે તેમનાં પત્ની સત્યભામા સત્રાજિતની હત્યા થઈ તે રાત્રે ત્યાં (પિયરમાં) હાજર હતાં, તેથી તે રડવા લાગ્યાં, "મારા વહાલા પિતાજી, મારા વહાલા પિતાજી! કેવી ક્રૂર રીતે આપની હત્યા કરવામાં આવી છે!" સત્રાજિતનું શબ તરત જ અગ્નિસંસ્કાર માટે ખસેડવામાં આવેલું નહિ; કારણ સત્યભામા શ્રીકૃષ્ણ પાસે હસ્તિનાપુર જવા માગતાં હતાં. એટલે શરીરને તેલની ટાંકીમાં જાળવી રાખવામાં આવ્યું, જેથી કૃષ્ણ પાછા ફરે ત્યારે સત્રાજિતના શબને જુએ, અને શતધન્વાની સામે કડક પગલાં ભરે. તરત જ સત્યભામા શ્રીકૃષ્ણને પોતાના પિતાની થયેલી કરપીણ હત્યા વિષે માહિતી આપવા હસ્તિનાપુર જવા ઊપડયાં.

જ્યારે સત્યભામાએ શ્રીકૃષ્ણને એમના સસરાની હત્યા વિષે વાત કરી, ત્યારે તે સાધારણ માનવીની જેમ વિલાપ કરવા લાગ્યા. વળી તેમનો વિલાપ એય એક વિચિત્ર વસ્તુ છે. શ્રીકૃષ્ણ-ભગવાનને આઘાત પ્રત્યાઘાત સાથે કોઈ જાતની લેવા દેવા નથી, પરંતુ તેઓ મનુષ્ય તરીકેનો ભાગ ભજવી રહ્યા હોવાથી, તેમણે વિરહથી વ્યથિત સત્યભામા પ્રત્યે

પોતાની પૂરી સહાનુભૂતિ દર્શાવી, અને તેમની આંખો પોતાના સસરાના મરણના સમાચારથી આંસુથી ઊભરાઈ ગઈ. તે સાથ વિલાપ કરવા લાગ્યા: "અરે, કેટલા બધા દુ:ખદ પ્રસંગો બન્યા છે!" આ રીતે કૃષ્ણનાં પત્ની સત્યભામા સહિત કૃષ્ણ તથા બલરામ બંને જણા તરત જ દ્વારકા પાછા ફર્યા અને શતધન્વાના વધ કરવાની તેમજ મણિ પાછો મેળવવાની યોજના કરવા લાગ્યા. શતધન્વા શહેરનો મોટો બહારવટિયો હોવા છતાં, તે શ્રીકૃષ્ણની શક્તિથી સાન્ત્વન કરતો, અને એટલે તેમના આવતાંની સાથે તે અત્યંત ભયભીત બની ગયો.

પોતાની હત્યા કરવાની કૃષ્ણની યોજનાનો ખ્યાલ આવવાથી, એ તરત જ કૃતવર્માને શરણે ગયો; પરંતુ તેમની પાસે જતાં જ કૃતવર્મા બોલ્યા, "હું શ્રીકૃષ્ણ ભગવાન અને બલરામની સામે કોઈ દિવસ થઈ શકીશ નહિ, કારણ તેઓ સાધારણ મનુષ્ય નથી. તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. બલરામ તથા શ્રીકૃષ્ણની સામે જો કોઈ અપરાધ કરે તો તે મરણમાંથી કેવી રીતે છટકી શકે? કોઈ પણ મનુષ્ય તેમના ગુસ્સાથી છટકી શકે તેમ નથી." આગળ વધીને કૃતવર્માએ કહ્યું, "ઘણા અસુરો બળવાન કંસને મદદ કરતા હતા, છતાં તે કૃષ્ણના ગુસ્સાથી છટકી ન શક્યો, અને જે જરાસંધ કૃષ્ણથી અઢાર વખત હારી ગયો હતો, અને જેને દરેક વખતે નિરાશ થઈ યુદ્ધમાંથી પાછા ભાગવું પડયું હતું, તેની તો વાત જ શું કરવાની હોય!"

જ્યારે કૃતવર્માએ શતધન્વાને મદદ કરવાની ના પાડી, ત્યારે તેણે અક્રૂરજી પાસે જઈને મદદની યાચના કરી. વળી અક્રૂરજીએ જવાબ આપ્યો, "બલરામ અને કૃષ્ણ બંને જણા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, અને જે કોઈ તેમની અમર્યાદિત શક્તિને જાણે છે, તે તેમનો સામનો કરવાની અથવા લડવાની હિંમત કરી શકે તેમ નથી." તેમણે આગળ વધીને શતધન્વાને જણાવ્યું, "કૃષ્ણ તથા બલરામ એટલા બધા બળવાન છે, કે તેઓ કેવળ પોતાની ઈચ્છાથી સમગ્ર બ્રહ્માંડ-વિશ્વનું સર્જન, પોષણ અને વિલય કરે છે. દુર્ભાગ્યે ભ્રામક શક્તિથી મુંઝવણમાં પડેલા લોકો કૃષ્ણની શક્તિને સમજી શકતા નથી, પરંતુ સમગ્ર બ્રહ્માંડ-વિશ્વ સંપૂર્ણ રીતે તેમના નિયંત્રણ નીચે છે." તેમણે ઉદાહરણ આપ્યું કે કેવળ સાત વર્ષની વયે શ્રીકૃષ્ણે ગોવર્ધન પર્વત ઊંચકીને, બાળક જેમ નાનકડી છત્રી ઉપાડી રાખે તેમ, સાત દિવસ સુધી સતત ધારણ કરી રાખ્યો હતો. અક્રૂરજીએ શતધન્વાને સ્પષ્ટ રીતે જણાવ્યું, કે સર્વ કારણના આદિ કારણ અને સર્જનથી દરેક વસ્તુના પરમાત્મા શ્રીકૃષ્ણને પોતે હંમેશાં અત્યંત સન્માનપૂર્વક વંદન કરે છે. જ્યારે અક્રૂરજીએ શતધન્વાને શરણ આપવાની ના પાડી, ત્યારે તેણે સ્યમંતક મણિ અક્રૂરજીના હાથમાં પાછો આપવાનું નક્કી કર્યું. ત્યાર પછી એક રાતમાં ચારસો માઈલ કાપી શકે તેવા અત્યંત ઝડપી ઘોડા પર સવાર થઈને શહેર છોડીને તે નાઠો.

જ્યારે કૃષ્ણ તથા બલરામને શતધન્વાના નાસી જવાના સમાચાર મળ્યા ત્યારે ગરુડની નિશાનીવાળા પોતાના રથમાં આરૂઢ થઈને તેની પાછળ પડયા. કૃષ્ણ ખાસ કરીને શતધન્વા પર ગુસ્સે થયેલા, કારણ તેણે સત્રાજિત જેવી ઉચ્ચ વ્યક્તિની હત્યા કરેલી. તેથી તેઓ

તેને મારી નાંખવા માગતા હતા. સત્રાજિત સગપણમાં શ્રીકૃષ્ણના સસરા થતા હતા અને શાસ્ત્રોમાં એવી આજ્ઞા છે, કે જે કોઈ મનુષ્ય વડીલની વિરુદ્ધ બળવો પોકારે અથવા ગુરુદ્રોહી બને તો તેણે કરેલા ગુના માટે તેનો વધ કરવો જોઈએ. શતધન્વાએ પોતાના સસરાને મારી નાંખેલા એટલે કોઈ પણ રીતે તેની હત્યા કરવાનું શ્રીકૃષ્ણે નક્કી કરેલું.

શતધન્વાનો ઘોડો થાકી ગયો અને મિથિલાના ઉદ્યાન પાસે મરણ પામ્યો. ઘોડાની મદદ મેળવવાને અશક્તિમાન બનેલો શતધન્વા અત્યંત વેગથી દોડવા લાગ્યો. શતધન્વાના ન્યાય ખાતર કૃષ્ણ તથા બલરામે પણ પોતાનો રથ ત્યજી દીધો અને શતધન્વાની પાછળ પગપાળા દોડવા લાગ્યા. જ્યારે શતધન્વા તથા કૃષ્ણ બંને જણા પગપાળા દોડતા હતા, ત્યારે કૃષ્ણે પોતાનું ચક્ર લઈ શતધન્વાનું મસ્તક છેદી નાંખ્યું. શતધન્વાના મરણ પછી કૃષ્ણે તેના વસ્ત્રમાં સ્યામંતક મણિ શોધ્યો પણ તે જડયો નહિ. ત્યાર પછી તેઓ બલરામ પ્રતિ પાછા ફર્યા અને બોલ્યા, "આપણે આ માણસને નિષ્પ્રયોજન મારી નાંખ્યો છે, કારણ એના શરીર ઉપર મણિ તો દેખાતો નથી." શ્રી બલરામે સૂચવ્યું: "મણિ દ્વારકામાં બીજા કોઈ માણસના કબજામાં રહેલો હોવો જોઈએ! એટલે તમે પાછા ફરો અને શોધો તો વધારે સારું." બલરામે કેટલાક દિવસ માટે મિથિલા નગરીમાં રહેવાની ઈચ્છા પ્રગટ કરી, કારણ તે રાજાની સાથે આંતરિક મૈત્રીપૂર્ણ સંબંધ ધરાવતા હતા. એટલે કૃષ્ણ દ્વારકા પાછા ફર્યા અને બલરામ મિથિલા નગરીમાં દાખલ થયા.

જ્યારે મિથિલાના રાજાએ પોતાના શહેરમાં શ્રી બલરામનું આગમન થયેલું જોયું, ત્યારે તેઓ અત્યંત ખુશ થયા, અને તેમણે ભારે સન્માન અને આતિથ્ય-સત્કાર કરી તેમનું સ્વાગત કર્યું. તેમણે બલરામજીને પ્રસન્ન કરવા તેમને ઘણી અમૂલ્ય ભેટ-સોગાદો આપી. એ સમયે મિથિલાના રાજા જનક મહારાજાના માનવંતા મહેમાન તરીકે શ્રી બલરામ કેટલાંક વર્ષો સુધી નગરમાં રહ્યા. એ સમયે ધૃતરાષ્ટ્રના મોટા પુત્ર દુર્યોધને બલરામ પાસે જઈ તેમની પાસેથી ગદાયુદ્ધ કરવાની કલા શીખવાની તક ઝડપી લીધી.

શતધન્વાના વધ પછી કૃષ્ણ દ્વારકા પાછા ફર્યા અને પોતાની પત્ની સત્યભામાને પ્રસન્ન કરવા તેમણે તેના પિતાના હત્યારા શતધન્વાના મરણના સમાચાર આપ્યા. વળી તેમણે તેને એમ પણ જણાવ્યું કે મણિ તેના કબજામાં જોવા ન મળ્યો. ત્યાર પછીથી ધાર્મિક વિધિ અનુસાર સત્યભામા સહિત શ્રીકૃષ્ણે પોતાના સદ્ગત સસરાની સર્વ પ્રકારની મરણોત્તર ક્રિયાઓ કરી. તે વિધિમાં સર્વ મિત્રો તથા કુટુંબનાં સગાંસંબંધીઓ ભેગાં થયાં. સત્રાજિતને મારી નાંખવાના કાવત્રામાં જેમણે આગળપડતો ભાગ લીધેલો, તે અક્રૂરજી તથા કૃતવર્માએ તેની હત્યા કરવા માટે શતધન્વાને ઉશ્કેરેલો, પરંતુ જ્યારે તેમણે કૃષ્ણના હાથે શતધન્વાના હણાયાના સમાચાર સાંભળ્યા, અને જ્યારે ખબર પડી કે કૃષ્ણ દ્વારકા પાછા ફરી રહ્યા છે, ત્યારે તેઓ બંને જણાએ તરત જ દ્વારકા ત્યજી દીધું. દ્વારકાનાં નગરજનોને એમ લાગ્યું કે નગરમાંથી અક્રૂરજીની ગેરહાજરીને લીધે મહામારી અને કુદરતી આપત્તિઓ શરૂ થઈ. આ એક પ્રકારનો વહેમ હતો, કારણ જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન

ત્યાં હાજર હતા, ત્યારે મહામારી, દુષ્કાળ કે એવા કોઈ પ્રકારની કુદરતી આપત્તિ આવેલી નહિ; પરંતુ અક્રૂરજીની ગેરહાજરીમાં દ્વારકામાં કેટલોક ઉપદ્રવ થયેલો. એકવાર કાશી દેશમાં વારાણસી નગરીની હદમાં કારમો દુકાળ પડેલો, ત્યારે હકીકતમાં બિલકુલ વરસાદ પડેલો નહિ. તે વખતે કાશીના રાજાએ ગાન્દિની નામે જાણીતી પોતાની દીકરીનું લગ્ન અક્રૂરજીના પિતા શ્વફલ્ક સાથે નક્કી કરેલું. જયોતિષશાસ્ત્રીની સલાહ પ્રમાણે કાશીના રાજાએ આમ કરેલું. અને હકીકતમાં એમ બનેલું, કે શ્વફલ્ક સાથે થયેલા રાજાની દિકરીના લગ્ન પછી તે પ્રદેશમાં પૂરતા પ્રમાણમાં વરસાદ આવેલો. શ્વફલ્કની અલૌકિક શકિતના પ્રભાવે, તેનો પુત્ર અક્રૂર પણ એટલો જ શકિતશાળી ગણાયેલો. અને લોકોના મનમાં એવો ખ્યાલ હતો, કે જયાં જયાં અક્રૂરજી અથવા તેમના પિતા હોય, ત્યાં ત્યાં આવી કુદરતી આપત્તિ-દુષ્કાળ કે અનાવૃષ્ટિ થાય નહિ. જે રાજયમાં દુષ્કાળ, મહામારી, અસહ્ય ગરમી કે કડકડતી ઠંડી ના પડે, અને જયાં લોકો માનસિક, આધ્યાત્મિક તથા શારીરિક રીતે સુખી હોય, એ રાજય સુખી ગણાય છે. જે ક્ષણે ત્યાં કંઈ ઉપદ્રવ થતો લાગે, તે ક્ષણથી નગરમાં કોઈ શુકનિયાળ વ્યકિતની ગેરહાજરીના કારણને લીધે એમ બન્યું છે એમ લોકો માને છે. આમ, એવી અફવા ચાલી કે અક્રૂરજીની ગેરહાજરીને લીધે અપશુકનિયાળ વસ્તુઓ બનતી. અક્રૂરજીના ચાલી નીકળ્યા પછી, નગરના કેટલાક વડીલો એવો પણ વિચાર કરવા લાગ્યા, કે સ્યામંતક મણિની ગેરહાજરીને લીધે અમંગળકારી ચિહ્નો જણાવા લાગ્યાં હતાં. જયારે લોકોએ ફેલાવેલી આવી અફવાઓ શ્રીકૃષ્ણ ભગવાને સાંભળી ત્યારે તેમણે કાશી દેશમાંથી અક્રૂરજીને બોલાવવાનું નક્કી કર્યું. અક્રૂર શ્રી કૃષ્ણના કાકા હતા, એટલે જયારે તેઓ દ્વારકા પાછા ફર્યા, ત્યારે સર્વ પ્રથમ શ્રીકૃષ્ણ ભગવાને અગ્રણી વ્યકિતને છાજે એ રીતે તેમનું સ્વાગત કર્યું. શ્રીકૃષ્ણ દરેક મનુષ્યના હૃદયમાં રહેલા પરમાત્મા છે. તેમને દરેક મનુષ્યના હૃદયમાં ચાલી રહેલી દરેક હિલચાલની ખબર છે. અક્રૂરજીએ શતધન્વાની સાથે જે કાવતરું કરેલું એ વિષે દરેક બાબતની તેમને જાણ હતી. એટલે, તેઓ હસીને અક્રૂરજીને સંબોધન કરવા લાગ્યા.

તેમને મુખ્ય ઉદારચરિત મનુષ્યોમાંના એક તરીકે સંબોધન કરી, કૃષ્ણ બોલ્યા, "મારા વહાલા કાકા, મને એ વસ્તુની કયારનીયે ખબર છે, કે શતધન્વાએ સ્યામતક મણિ તમારી પાસે રાખેલો હાલમાં સ્યામંતક મણિ માટે કોઈ સીધા ઉમેદવાર નથી, કારણ સત્રાજિત રાજાને કોઈ પુત્ર નથી, તેમની પુત્રી સત્યભામા આ મણિ માટે ખૂબ આતુર નથી, પરતુ તેનો ભાવિ પુત્ર સત્રાજિતનો દૌહિત્ર વારસાને લગતા નિયામક સિદ્ધાંતો અનુસાર સંભવ છે કે મણિ પ્રાપ્ત કરવા માટે કાયદેસરનો હકદાર બને." આ વિધાન પરથી શ્રીકૃષ્ણ ભગવાને જણાવ્યું, કે સત્યભામા સગર્ભા થઈ ચૂકયાં હતાં, અને તેનો પુત્ર મણિ મેળવવા માટે સાચો હકદાર હતો, અને એ નિ:શંક રીતે તેમની પાસેથી મણિ પ્રાપ્ત કરનાર હતો

કૃષ્ણે કહેવાનું ચાલુ રાખ્યુ, "આ મણિ એટલો બધો શકિતશાળી છે, કે કોઈ સાધારણ માણસ તેને રાખવાને શકિતમાન નથી મને ખબર છે, કે આપ કામકાજમા અત્યંત પવિત્ર

છો. એટલે તમારી પાસે મણિ રહે, તો તેનો વિરોધ કરવાનો હોય નહિ. મુશ્કેલી એક જ છે અને તે એ કે મારા મોટાભાઈ બલરામજી મારા વિચાર સાથે સંમત થતા નથી, કે તમારી પાસે મણિ હોય. એટલે તમારા જેવા વિશાળ હૃદયવાળા મનુષ્યને એટલી વિનંતી કરવાની, કે મારાં બીજાં સગાંવહાલાં સમક્ષ એ મણિ મને બતાવો, કે જેથી તેઓ શાંત પડે. તમારી પાસે મણિ છે, એનો તમારાથી અસ્વીકાર થઈ શકે તેમ નથી, કારણ વિવિધ પ્રકારની અફવાઓથી અમે સમજી શકીએ છીએ કે તમારી સમૃદ્ધિમાં ઘણો વધારો થયો છે અને તમે સુવર્ણની મજબૂત વેદી પર યજ્ઞો ઊજવી રહ્યા છો." મણિની સમૃદ્ધિ જાણીતી હતી: જ્યાં મણિ હોય ત્યાં તેનો કબજેદાર લગભગ નવ મણ શુદ્ધ સુવર્ણ હમેશાં મેળવી શકે. અક્રૂરજીને એટલા પ્રમાણમાં સુવર્ણ મળી રહ્યું હતું, અને અત્યંત ઉદારતાપૂર્વક યજ્ઞોત્સવોમાં તેનું વિતરણ કરી રહ્યા હતા. કૃષ્ણ ભગવાને સુવર્ણના ઉડાઉ ખર્ચ ઉપરથી સ્પષ્ટ કર્યું, કે સ્યામંતક મણિ તેમના કબજામાં હોવાનો અચૂક પુરાવો હતો.

જ્યારે શ્રીકૃષ્ણ ભગવાને મૈત્રીભાવે અને મીઠાશથી અક્રૂરજીના મનની સાચી હકીકત વિષે ખ્યાલ આપ્યો, ત્યારે અક્રૂરજી સમજ્યા કે શ્રીકૃષ્ણ પાસે કશું જ છુપાવી શકાય તેમ નથી, એટલે તેઓ વસ્ત્રમાં ઢંકાયેલો અને સૂર્યની જેમ ઝળહળતો અમૂલ્ય મણિ લઈ આવ્યા અને તે શ્રીકૃષ્ણને અર્પણ કર્યો. શ્રીકૃષ્ણ ભગવાને પોતાના હાથમાં સ્યામંતક મણિ લીધો અને ત્યાં ઉપસ્થિત રહેલાં સર્વ સગાંવહાલાં અને મિત્રોને એ બતાવ્યો, અને ત્યાર પછી ફરીથી તેમની હાજરીમાં એ અક્રૂરજીને પાછો આપ્યો, જેથી તેમને ખબર પડે કે હકીકતમાં અક્રૂરજીએ એને દ્વારકામાં રાખ્યો હતો.

સ્યામંતક મણિની આ વાર્તા અત્યંત ભાવાર્થવાળી છે. શ્રીમદ્ ભાગવતમ્‌માં એમ કહ્યું છે, કે જે કોઈ મનુષ્ય સ્યામંતક મણિની વાર્તા સાંભળે અથવા તેનું વર્ણન કરે અથવા કેવળ તેનું સ્મરણ કરે, તો તે સર્વ પ્રકારની અપકીર્તિ અને સર્વ પાપિષ્ટ પ્રવૃત્તિઓથી મુક્ત થાય છે અને આમ તેને સર્વોચ્ચ પરમ શાંતિ મળે છે.



# ૫૭ શ્રીકૃષ્ણ પાંચ રાણીઓને પરણ્યા.

એક એવી મોટી અફવા પ્રચલિત બનેલી કે ધૃતરાષ્ટ્રના કાવતરાને લીધે લાક્ષાગૃહમાં પાંચ પાંડવો કુન્તી માતા સાથે હતા, તેઓ આગના અકસ્માતથી બળી જવાને લીધે મૃત્યુ પામ્યા; પરંતુ પાછળથી દ્રૌપદીના લગ્ન—પ્રસંગે પાંચે ભાઈઓની ભાળ મળી. એટલે વળી પાછી બીજી અફવા ફેલાઈ, કે પાંડવો અને તેમનાં માતુશ્રી મરણ પામ્યાં ન હતાં. તે અફવા હોવા છતાં હકીકત બની ચૂકી હતી. તેઓ પોતાની રાજધાની હસ્તિનાપુર પાછાં ફર્યાં. અને લોકોએ તેમને પ્રત્યક્ષ જોયાં. જ્યારે આ સમાચાર શ્રીકૃષ્ણ અને શ્રીબલરામને મળ્યા, ત્યારે શ્રીકૃષ્ણ તેમને અંગત રીતે મળવા માગતા હતા. તેથી તેમણે હસ્તિનાપુર જવાનું નક્કી કર્યું.

આ વખતે કૃષ્ણે, એક રાજકુમાર તરીકે, પોતાની સાથે પોતાના સેનાપતિ યુયુધાન અને બીજા સૈનિકો સહિત, હસ્તિનાપુરની સત્તાવાર મુલાકાત લીધી. તે શહેરની મુલાકાત લેવાનું નિમંત્રણ તેમને આપવામાં આવ્યું ન હતું, છતાં પોતાના મહાન ભક્તો માટેના સ્નેહને કારણે જ પાંડવોને મળવા તે ગયેલા. પાંડવોને આગળથી જણાવ્યા સિવાય જ તે તેમની મુલાકાતે ગયેલા, તેથી તેમને જોયા કે તરત જ પાંડવો પોતપોતાના આસન ઉપરથી ઊભા થયા. કૃષ્ણને મુકુંદ કહે છે; કારણ કે કોઈ પણ વ્યક્તિ તેમના સતત સંપર્કમાં આવે છે, અથવા સંપૂર્ણ કૃષ્ણ—ભાવનાથી એમનાં દર્શન કરે છે, કે તરત જ તે ભૌતિક ચિંતાઓથી મુક્ત બને છે. એટલું જ નહિ, પરંતુ તેને સર્વ દિવ્ય પરમાનંદ પ્રાપ્ત થાય છે,

કૃષ્ણનો સત્કાર કરતાં જ પાંડવો, જાણે કે બેભાન અવસ્થામાંથી અથવા મૃત-અવસ્થામાંથી જાગ્યા હોય તેમ, નવજીવન પામ્યા. જ્યારે કોઈ માણસ બેભાન અવસ્થામાં પડયો હોય ત્યારે તેની ઇંદ્રિયો તથા તેના શરીરનાં અંગો સક્રિય હોતાં નથી, પરંતુ જ્યારે તે ફરીથી ભાનમાં આવે છે, ત્યારે તરત જ ઇંદ્રિયો અત્યંત જીવંત બને છે. શ્રીકૃષ્ણ ભગવાન તે દરેકને ભેટયા અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના સ્પર્શથી બધા પાંડવો તરત જ સર્વ ભૌતિક પ્રવૃત્તિઓનાં કર્મફળમાંથી મુક્ત બન્યા અને તેથી દિવ્ય આનંદથી સ્મિત કરવા લાગ્યા.

કૃષ્ણ ભગવાનના મુખારવિંદનાં દર્શન કરવાથી દરેક વ્યકિત આધ્યાત્મિક રીતે સંતુષ્ટ બને છે. શ્રીકૃષ્ણ ભગવાન, જોકે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા, છતાં તે સામાન્ય માનવીનો પાઠ ભજવતા હતા, એથી તરત જ તેમણે યુધિષ્ઠિર તથા ભીમનો ચરણસ્પર્શ કર્યો, કારણ કે તે બંને તેમના મોટા પિતરાઈ હતા સમવયસ્ક મિત્ર તરીકે અર્જુન કૃષ્ણને ભેટયા, ત્યારે બે નાના ભાઈઓ સહદેવ તથા નકુલે આદર દર્શાવવા કૃષ્ણનાં ચરણકમલનો સ્પર્શ કર્યો. પાંડવો તેમજ શ્રીકૃષ્ણ ભગવાનના દરજ્જાને યોગ્ય સામાજિક રિવાજ અનુસાર અન્યોન્ય સત્કાર-વિધિ પછી કૃષ્ણને એક ઉચ્ચ આસન આપવામાં આવ્યું. જયારે તે પોતાના આસને આરામથી બેઠા ત્યારે યુવાન અને અત્યંત સુંદર નવપરિણીતા દ્રૌપદી, સ્રીસહજ લાલિત્ય પૂર્વક આદર સત્કાર કરવા કૃષ્ણ સમક્ષ આવી. કૃષ્ણ સાથે હસ્તિનાપુર આવેલા સર્વ યાદવોનો પણ ખૂબ આદર-સત્કાર કરાયો; ખાસ કરીને સાત્યકિ કે યુયુધાનને પણ એક સરસ આસન આપવામાં આવ્યું. આ રીતે જયારે દરેકે પોતાને યોગ્ય બેઠક લીધી ત્યારે પાંચ પાંડવ-ભાઈઓએ શ્રીકૃષ્ણ ભગવાનની નજીકની બેઠક લીધી.

પાંચ ભાઈઓને મળ્યા પછી શ્રીકૃષ્ણ ભગવાન જાતે જ, પાંડવોનાં માતાજી અને પોતાનાં ફોઈ, શ્રીમતી કુંતીદેવીની મુલાકાતે ગયા. ફોઈ પ્રત્યે આદર વ્યકત કરતાં કૃષ્ણે તેમનો ચરણસ્પર્શ કર્યો કુંતીદેવીની આંખો ભીની થઈ, અને અત્યંત પ્રેમથી લાગણીવશ બનીને તે કૃષ્ણને ભેટયાં. પછી તેમણે પોતાનાં પિયરનાં કુટુંબીજનો, પોતાના ભાઈ વસુદેવ, તેમનાં પુત્રી, અને અન્ય કુટુંબીઓના કુશળ-સમાચાર પૂછયા. તે જ રીતે કૃષ્ણે પણ પાંડવ કુટુંબની કુશળતાના સમાચાર પોતાનાં ફોઈને પૂછયા જો કે કુંતીદેવી કૃષ્ણ સાથે સગાઈ-સંબંધથી સંકળાયેલાં હતાં, છતાં તેમને મળ્યા પછી તરત જ સમજયાં કે કૃષ્ણ તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા. તેમને પોતાના જીવનની ભૂતકાળની વિપત્તિઓ અને તેમાંથી પાંડવો તથા પોતાને કેવી રીતે બચાવેલાં તેનું સ્મરણ થયું. તે સારી રીતે સમજી ગયાં કે ધૃતરાષ્ટ્ર તથા તેમના પુત્રોએ આયોજન કરેલા અગ્નિના અકસ્માતમાંથી કોઈ પણ વ્યકિત કૃષ્ણની કૃપા વગર તેમને બચાવી શકી ન હોત તેમણે અવરુદ્ધ કંઠે કૃષ્ણ-સમક્ષ પોતાના જીવનના ભૂતકાળનો ઈતિહાસ કહેવાનું શરૂ કર્યું.

શ્રીમતી કુંતીદેવીએ કહ્યું, "મારા વહાલા કૃષ્ણ! અમારા વિશે માહિતી મેળવવા તમે મારા ભાઈ અક્રૂરને મોકલ્યા હતા, તે દિવસ મને યાદ છે. એનો અર્થ એ છે કે તમે સ્વાભાવિક રીતે જ હમેશાં અમારું ધ્યાન રાખો છો. જયારે તમે અક્રૂરને મોકલ્યા ત્યારે હું સમજી શકી કે અમારા માટે ભયની શકયતા ન હતી. જયારે તમે અક્રૂરને અમારી પાસે મોકલ્યા ત્યારથી અમારા જીવનમાં સર્વ સદ્‌ભાગ્યનો પ્રારંભ થયો. ત્યારથી મને ખાત્રી થઈ છે કે અમે અરક્ષિત નથી. અમારા કુટુંબી કૌરવોથી અમે વિવિધ પ્રકારની ભયજનક પરિસ્થિતિમાં મુકાઈએ, છતાં મને શ્રદ્ધા છે કે તમે અમારું ધ્યાન રાખો છો, અને હમેશાં અમને ક્ષેમકુશળ રાખો છો. જે ભકતો આપનું માત્ર સ્મરણ જ કરે છે, તે સર્વ ભૌતિક ભયોથી પર બની જાય છે, તો પછી જેનું તમે અંગત ધ્યાન રાખો છો એવાં અમારું તો

શું કહેવું? તેથી મારા વહાલા કૃષ્ણ! દુર્ભાગ્યનો તો કોઈ પ્રશ્ન જ નથી; આપની કૃપાથી અમે હમેશાં શુભ પરિસ્થિતિમાં જ હોઈએ છીએ; પરંતુ આપ અમારા ઉપર ખાસ દયા વરસાવો છો, તેથી લોકોએ ભૂલથી એમ માનવું જોઈએ નહિ કે તમે કેટલાક પ્રત્યે પક્ષપાત કરો છો, અને બીજા પ્રત્યે ધ્યાન આપતા નથી. તમે એવો ભેદભાવ કરતા નથી. તમારે મન કોઈ પ્રિયપાત્ર નથી કે કોઈ શત્રુ નથી. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે તમે સર્વ પ્રત્યે સમાનદૃષ્ટિ રાખો છો; અને દરેક વ્યકિત તમારા ખાસ રક્ષણનો લાભ લઈ શકે છે. સાચી વાત તો એ છે કે આપ સર્વ પ્રત્યે સમાનદૃષ્ટિ રાખો છો, છતાં જે હમેશાં આપનુ સ્મરણ કરે છે, તેવા ભકતો પ્રત્યે તમારું મન ઢળેલું હોય છે. ભકતો તમારી સાથે પ્રેમના બંધનથી સંકળાયેલા છે. તેમ હોવાથી તેઓને એક ક્ષણ પણ તમારું વિસ્મરણ થઈ શકે નહિ. તમે દરેકના અંતરમાં વસો છો; પરંતુ ભકતો સર્વદા તમારું સ્મરણ કરે છે, તેથી તમે તે રીતે જ તેનો પ્રતિભાવ દર્શાવો છો. જો કે માતાને સર્વ બાળકો ઉપર વાત્સલ્યભાવ હોય છે, છતાં જે તેના ઉપર સંપૂર્ણ રીતે આધાર રાખતું હોય, તેવા બાળકની ખાસ સંભાળ તે રાખે છે મારા વહાલા કૃષ્ણ! હું અવશ્ય જાણું છું કે તમે દરેકના અંતરમાં વસો છો, તેથી તમે તમારા અસહાય ભકતો માટે હમેશાં શુભ પરિસ્થિતિ સર્જો છો."

પછી રાજા યુધિષ્ઠિરે પણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તેમજ સર્વના વિશ્વવ્યાપી મિત્ર તરીકે કૃષ્ણની સ્તુતિ કરી; પરંતુ કૃષ્ણ, પાંડવોની ખાસ સંભાળ રાખતા હતા તેથી યુધિષ્ઠિર મહારાજે કહ્યું, "મારા વહાલા કૃષ્ણ! અમે જાણતાં નથી કે અમે પૂર્વજન્મમાં એવાં કયાં પુણ્યકાર્ય કર્યા હશે કે જેથી તમે અમારા ઉપર આટલા બધા દયાળુ અને કૃપાળુ છો. અમે સારી રીતે જાણીએ છીએ કે જે યોગીઓ તમને પ્રાપ્ત કરવા હમેશાં તમારું ધ્યાન ધરે છે, તેઓ પણ આવી કૃપા પ્રાપ્ત કરવી, અથવા આપની વ્યકિતગત સંભાળ પામવી મુશ્કેલ ગણે છે. હું સમજી શકતો નથી, કે તમે અમારા ઉપર આટલા બધા દયાળુ શાથી છો? અમે યોગીઓ નથી, પણ ઊલટાં અમે તો ભૌતિક વાસનાઓ ઉપર આસકિતવાળાં છીએ. અમે તો રાજકારણ તેમજ દુન્યવી બાબતોનો વ્યવહાર કરતાં ગૃહસ્થી છીએ અને ખબર નથી કે તમે અમારા ઉપર આટલા બધા દયાળુ કેમ છો!"

રાજા યુધિષ્ઠિરે વિનંતી કરી તેથી ચોમાસાના ચાતુર્માસ હસ્તિનાપુરમાં ગાળવા કૃષ્ણ સંમત થયા. વર્ષાઋતુના ચાર મહિના ચાતુર્માસ કહેવાય છે. એ સમયગાળા દરમ્યાન ખાસ કરીને ધર્મોપદેશકો અને બ્રાહ્મણો એક જગાએ વસે છે અને ધાર્મિક સિદ્ધાંતોને ચુસ્ત રીતે પાળીને જીવન વિતાવે છે. જો કે શ્રીકૃષ્ણ ભગવાન આવા નિયામક સિદ્ધાંતોથી પર છે, છતાં પાંડવો પ્રત્યેના સ્નેહને કારણે, તે હસ્તિનાપુરમાં રહેવા કબૂલ થયા. હસ્તિનાપુરમાં કૃષ્ણના આ નિવાસનો લાભ લઈને, એ શહેરના સર્વ નાગરિકોને વારંવાર તેમના દર્શનનો લાભ મળ્યો, અને શ્રીકૃષ્ણ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરવાથી તેઓ દિવ્ય પરમાનંદમાં મગ્ન થઈ ગયાં.

જ્યારે કૃષ્ણ પાંડવો સાથે રહેતા હતા, ત્યારે એક દિવસ તેમણે અને અર્જુને વનમાં શિકારે જવાની તૈયારી કરી. તે બંને, હનુમાનની આકૃતિવાળા રથમાં બેઠા. અર્જુનના ખાસ રથ પર હમેશાં હનુમાનની આકૃતિ હોય છે, તેથી તેમનું એક નામ કપિધ્વજ પણ છે. (કપિ એટલે હનુમાન, અને ધ્વજ એટલે ધજા.) આ રીતે અર્જુન પોતાનું ધનુષ્ય તેમજ અમોઘ બાણ લઈને વનમાં ગયા. તેમણે યોગ્ય સંરક્ષક કવચ (બખ્તર) ધારણ કર્યાં, કારણ કે ઘણા શત્રુઓને હણવાની તાલીમ તેમને લેવાની હતી. ખાસ કરીને, જ્યાં ઘણા વાઘ, ગેંડા અને બીજાં વિવિધ પ્રાણીઓ વસતાં હતાં તેવા વનપ્રદેશમાં તે ગયા. કૃષ્ણ પશુઓનો વધ કરવાની તાલીમ લેવા અર્જુન સાથે ગયેલા નહિ, કારણ કે તેમને કોઈ પણ બાબતની તાલીમ લેવાની જરૂર નથી, તે સ્વનિર્ભર છે. અર્જુન કેવી તાલીમ લે છે, તે જોવા કૃષ્ણ તેમની સાથે ગયા. કારણ કે ભવિષ્યમાં અર્જુનને ઘણા શત્રુઓને હણવાના હતા. વનમાં પ્રવેશીને ઘણા વાઘ, રીંછ, સિંહ, જંગલી પાડા અને ગવયો( એક જાતનાં જંગલી પ્રાણી), ગેંડા, હરણ, સસલાં જેવાં બીજાં ઘણાં પ્રાણીઓને તીરથી વીંધીને મારી નાંખ્યાં. યજ્ઞમાં બલિદાન આપવા યોગ્ય કેટલાંક મરેલાં પ્રાણીઓને નોકરો સાથે રાજા યુધિષ્ઠિર પાસે મોકલ્યાં. જંગલમાં થતી હરકતો અટકાવવા વાઘ તથા ગેંડા જેવાં હિંસક પ્રાણીઓને હણી નાંખ્યાં. ઘણા ઋષિમુનિઓ અને સંતપુરુષો વનમાં વસતા હોવાથી, વનોને શાંતિપૂર્વક રહી શકાય તેવાં રાખવાની ક્ષત્રિય રાજાઓની ફરજ છે.

શિકારને કારણે અર્જુન થાકી ગયો તથા તૃષાતુર બન્યો, અને તેથી તે કૃષ્ણ સાથે યમુના-નદીને કિનારે ગયો. જ્યારે બંને કૃષ્ણો એટલે કે કૃષ્ણ તથા અર્જુન (જેમ દ્રૌપદી કૃષ્ણા કહેવાય છે, તેમ અર્જુનને પણ કેટલીક વખત કૃષ્ણ કહે છે) યમુનાના કિનારે પહોંચ્યા ત્યારે તેમણે હાથ, પગ અને મોં ધોયાં અને યમુનાનાં સ્વચ્છ જળ પીધાં. તેઓ આરામ કરતા હતા અને પાણી પીતા હતા ત્યારે ઉંમરલાયક થયેલી એક સુંદર કન્યાને કિનારે એકલી ફરતી જોઈ. કૃષ્ણે પોતાના મિત્ર અર્જુનને આગળ જઈને એ છોકરી કોણ હતી, તે પૂછવા જણાવ્યું. કૃષ્ણની આજ્ઞાથી અર્જુન તરત જ તે કન્યા પાસે જઈ પહોંચ્યો. તે કન્યા ખૂબ સુંદર હતી. અર્જુને પૂછ્યું, "પ્રિય બાળા! ઉન્નત સ્તનવાળી તું ખૂબ સુંદર છે – તું કોણ છે, એ હું પૂછી શકું? તને એકલી અહીં ફરતી જોઈને અમને ખૂબ આશ્ચર્ય થયું છે. અહીં આવવાનો તારો હેતુ કયો છે? અમે ફક્ત એવું જ ધારી લઈએ છીએ કે તું યોગ્ય પતિની શોધમાં છે. જો તને વાંધો ન હોય તો તારો હેતુ જણાવી શકે છે. હું તને સંતોષ આપવા પ્રયત્ન કરીશ"

તે સુંદર કન્યા સાક્ષાત્ યમુના નદી હતી. તેણે જવાબ આપ્યો, "શ્રીમાન્, હું સૂર્યદેવની પુત્રી છું અને શ્રી વિષ્ણુ ભગવાનને મારા પતિ તરીકે પ્રાપ્ત કરવા, હાલમાં હું તપ અને વ્રત કરું છું હું ધારું છું કે તે પૂર્ણ પુરુષોત્તમ છે, અને મારા પતિ થવા તદ્દન યોગ્ય છે મે આ રીતે મારી અભિલાષા જણાવી કારણ કે તમે એ જાણવા માગતા હતા"

તે કન્યાએ આગળ કહ્યું, "વહાલા શ્રીમાન, હું જાણું છું કે તમે વીર અર્જુન છો. તેથી હું આગળ કહું કે હું વિષ્ણુ સિવાય બીજા કોઈને મારા પતિ તરીકે સ્વીકારીશ નહિ, કારણ કે એકમાત્ર તે સર્વ જીવોના સંરક્ષક અને સર્વ જીવાત્માઓના મુકિતદાતા છે. જો તમે વિષ્ણુ ભગવાનને મારા ઉપર પ્રસન્ન થવાની પ્રાર્થના કરશો તો હું તમારી આભારી થઈશ." તે કન્યા-યમુના સારી રીતે જાણતી હતી કે અર્જુન શ્રીકૃષ્ણ ભગવાનનો મહાન ભકત હતો, અને જો તે પ્રાર્થના કરે તો કૃષ્ણ તેની વિનંતીને કદી નકારે નહિ. કૃષ્ણ પાસે સીધેસીધા જવામાં કયારેક નિષ્ફળતા મળે, પરંતુ તેમના ભકત દ્વારા શ્રીકૃષ્ણ પાસે જવામાં અવશ્ય સફળતા મળે છે. તેણે અર્જુનને આગળ જણાવ્યું, "મારું નામ કાલિન્દી છે, અને હું યમુનાનાં જળમાં રહું છું. મારા પિતાએ ખૂબ પ્રેમથી એક ખાસ નિવાસસ્થાન જળમાં બંધાવી આપ્યું છે, અને જયાં સુધી હું શ્રી કૃષ્ણ ભગવાનને મેળવું નહિ, ત્યાં સુધી જળમાં રહેવાની મેં પ્રતિજ્ઞા કરી છે." જો કે કૃષ્ણ સર્વમાં રહેલા પરમાત્મા તરીકે દરેક વસ્તુ જાણતા હતા, છતાં અર્જુન તે કન્યા-કાલિન્દીનો સંદેશો કૃષ્ણ પાસે તરત જ લઈ ગયા. વધારે ચર્ચા કર્યા સિવાય, કૃષ્ણે તરત જ કાલિન્દીનો સ્વીકાર કર્યો અને તેને રથમાં બેસી જવા જણાવ્યું. પછી તે બધાં યુધિષ્ઠિર પાસે ગયાં.

ત્યાર બાદ, યોગ્ય ભવનના આયોજન અને બાંધકામ માટે સ્વર્ગના સામ્રાજયમાં રહેતા દૈવી ઈજનેર, મહાન સ્થપતિ વિશ્વકર્માની મદદ મળે તેમ કરવા રાજા યુધિષ્ઠિરે કૃષ્ણ પાસે માગણી કરી. કૃષ્ણે તરત જ વિશ્વકર્માને તેડું મોકલ્યું, અને રાજા યુધિષ્ઠિરની ઈચ્છા અનુસાર એક અદ્‌ભુત નગર બાંધવાની તેમને ફરજ પાડી. જયારે તે નગર બંધાયું, ત્યારે મહારાજા યુધિષ્ઠિરે ત્યાં થોડા દિવસ વધારે રહેવા કૃષ્ણને વિનંતિ કરી, કે જેથી તેમના સહવાસનો આનંદ પામી શકાય. શ્રીકૃષ્ણ ભગવાને મહારાજા યુધિષ્ઠિરની વિનંતિ સ્વીકારી અને ત્યા થોડાક દિવસ વધારે રહ્યા.

તે સમય દરમ્યાન, રાજા ઈંદ્રની માલિકીના ખાંડવવન અર્પણ કરવાની લીલામાં તે વ્યસ્ત રહ્યા. કૃષ્ણ તે અગ્નિદેવને અર્પણ કરવા માગતા હતા. ખાંડવવનમાં ઘણી વિવિધ ઔષધિઓ થતી હતી, અને કાયાકલ્પ (પુનઃ યુવાન બનવા) માટે અગ્નિ તેનું ભક્ષણ કરવા માગતો હતો. તેમ છતાં અગ્નિએ સીધે સીધો ખાંડવવનને સ્પર્શ ન કર્યો, પરંતુ સહાય માટે તેણે કૃષ્ણને વિનંતી કરી. અગ્નિ જાણતો હતો કે પહેલાં પોતે કૃષ્ણને સુદર્શન ચક્ર આપ્યું હતું તેથી તે પોતાના ઉપર ખૂબ પ્રસન્ન હતા. તેથી અગ્નિને સંતુષ્ટ કરવા કૃષ્ણ અર્જુનનો સારથી બન્યા અને બંને ખાંડવવન તરફ ગયા. અગ્નિએ ખાંડવવનનું ભક્ષણ કર્યું (પાન કર્યું) ત્યાર પછી તે ખૂબ ખુશ થયો. આ વખતે તેણે ગાંડિવ નામે ઓળખાતું એક વિશિષ્ટ ધનુષ્ય, ચાર શ્વેત અશ્વો, એક રથ, તેમજ કોઈ પણ યોદ્ધો જેનો પ્રતિકાર ન કરી શકે એવી શકિતવાળો — જાદુઈ મનાતાં બે વિશિષ્ટ બાણવાળો-એક અક્ષય ભાથો (તીર મૂકવાની કોથળી) આપ્યાં. જયારે અગ્નિદેવ ખાંડવવનને સ્વાહા (ભક્ષણ) કરી જતા હતા, ત્યારે એ સર્વભક્ષી અગ્નિમાંથી અર્જુને ત્યાં રહેતા એક મય નામના દાનવને બચાવેલો. તે કારણે

પાંડવોનો તે દાનવ અર્જુનનો મહાન મિત્ર બની ગયો, અને અર્જુનને પ્રસન્ન કરવા માટે, તેણે વિશ્વકર્માએ બાંધેલા નગરમાં એક સરસ સભાગૃહ બનાવ્યું. આ સભાગૃહમાં કેટલાક ખૂણા એટલા બધા મૂંઝવી નાંખે એવા હતા કે જ્યારે દુર્યોધન તે ગૃહની મુલાકાતે આવ્યો ત્યારે ભુલાવામાં પડયો, અને પાણી હોય ત્યાં જમીન માની તેમજ જમીનને પાણી માની બેઠો. આ રીતે પાંડવોના ઐશ્વર્યથી દુર્યોધન અપમાનિત થયો, અને તેથી તે તેમનો કટ્ટર શત્રુ બન્યો.

થોડા દિવસ પછી કૃષ્ણે દ્વારકા જવા માટે યુધિષ્ઠિરની રજા માગી. જ્યારે તેમણે રજા આપી, ત્યારે કૃષ્ણ પોતાની સાથે હસ્તિનાપુરમાં રહેતા યાદવોના નેતા સાત્યકિ સાથે પોતાના દેશ ગયા. પાછા ફર્યા પછી, કાલિન્દી સાથે લગ્ન કરવા માટેનું શુભ મુહૂર્ત જોવરાવવા ઘણા વિદ્વાન જયોતિષીઓની કૃષ્ણે સલાહ લીધી, અને પછી તેમણે ખૂબ દબદબાથી કાલિન્દી સાથે લગ્ન કર્યું. આ લગ્નવિધિથી બંને પક્ષનાં સગાં-સંબંધીને આનંદ થયો, અને તે બધાંએ એ મહાન પ્રસંગને સારી રીતે માણ્યો.

હાલમાં ઉજ્જૈન તરીકે ઓળખાતા અવંતીપુરના વિન્દ તથા અનુવિન્દ નામના રાજાઓ હતા. તે બંને રાજાઓ દુર્યોધનની સત્તા નીચે હતા. તેમને મિત્રવિંદા નામે એક બહેન હતી. તે ખૂબ લાયકાતવાળી, ભણેલી અને સદ્‌ગુણી કન્યા હતી તે કૃષ્ણની એક ફોઈની પુત્રી હતી. તે સ્વયંવરમાં રાજાઓમાંથી એકને પસંદ કરવાની હતી, પરંતુ કૃષ્ણને પતિ તરીકે પસંદ કરવાની તેની તીવ્ર ઈચ્છા હતી. તેને પતિ પસંદ કરવાના સ્વયંવરની સભામાં, ગમે તેમ પણ કૃષ્ણ હાજર હતા, અને સર્વ રાજકુમારોની હાજરીમાં જ કૃષ્ણ મિત્રવિન્દાનું બળજબરીથી હરણ કરી ગયા. કૃષ્ણનો સામનો નહિ કરી શકવાથી, રાજકુમારો ફક્ત એકબીજાનાં મોં સામે જોતા રહી ગયા.

આ બનાવ પછી, કોશલ દેશની રાજકન્યાને કૃષ્ણ પરણ્યા. કોશલ પ્રાન્તનો રાજા નગ્નજિત નામે ઓળખાતો. તે ખૂબ પવિત્ર હતો, અને વેદની ધર્મક્રિયાઓ અનુસાર વિધિઓ અનુસરતો. તેની પરમ સૌંદર્યવતી કન્યાનું નામ સત્યા હતું. કેટલીક વખત સત્યાને નાગ્નજિતી પણ કહેતા, કારણ કે તે રાજા નગ્નજિતની પુત્રી હતી. રાજા નગ્નજિતની ઈચ્છા હતી, કે પોતે પાળેલા સાત મદમસ્ત અને ખૂબ જોરાવર આખલાને જે હરાવે તેની સાથે પોતાની કન્યાનો હસ્તમેળાપ કરાવવો. રાજકુમાર કક્ષાની કોઈ વ્યક્તિ એ સાત આખલાને હરાવી શકેલી નહિ અને તેથી સત્યાના હસ્ત મેળવવાનો દાવો કોઈ પણ કરી શકેલું નહિ. તે સાત આખલા ખૂબ જબરા હતા, અને તે કોઈ રાજકુંવરની ગંધ પણ ભાગ્યે જ સહી શકતા. ઘણા રાજકુંવરો તે રાજ્યમાં ગયા અને તેમણે આખલાઓને વશ કરવા પ્રયત્ન કર્યો, પરંતુ તેમને વશ કરવાને બદલે તે બધા પોતે જ હારી ગયા. આના સમાચાર આખા દેશમાં પ્રસરી ગયા, અને જ્યારે કૃષ્ણે સાંભળ્યું કે ફક્ત સાત આખલાને હરાવીને જ સત્યાને પ્રાપ્ત કરી શકાય તેમ છે, ત્યારે તે પોતે કોશલ રાજ્યમાં જવા તૈયાર થયા. તેમણે ઘણા સૈનિકો સાથે, અયોધ્યા તરીકે ઓળખાતા એ રાજ્યની સત્તાવાર રાજકીય મુલાકાત લીધી.

કૃષ્ણ પોતાની કન્યાના હાથની માગણી કરવા આવ્યા છે એમ જ્યારે કોશલના રાજાએ જાણ્યું, ત્યારે તે ખૂબ ખુશ થયો. ખૂબ સન્માન અને દબદબા સાથે, તેણે કૃષ્ણનો પોતાના રાજ્યમાં સત્કાર કર્યો. જ્યારે કૃષ્ણ તેમની પાસે આવ્યા ત્યારે તેણે તેમને યોગ્ય આસન તથા સત્કારની વસ્તુઓ આપ્યાં. તે દરેક વસ્તુ ખૂબ ભવ્ય લાગી, અને કૃષ્ણે પણ તેમને પોતાના ભાવિ સસરા માનીને આદર સાથે પ્રણામ કર્યા.

જ્યારે રાજા નગ્નજિતની કન્યા સત્યાએ જાણ્યું કે કૃષ્ણ પોતે એને પરણવા માટે આવ્યા હતા, ત્યારે તે ખૂબ ખુશ થઈ, કે મહાલક્ષ્મીના પતિ પોતે જ તેનો સ્વીકાર કરવા આવ્યા હતા. લાંબા સમયથી તેણે કૃષ્ણને વરવાની અભિલાષા સેવી હતી, અને પોતાનો ઈચ્છિત વર પ્રાપ્ત કરવા, તે વ્રત કરતી હતી. પછી તે વિચારવા લાગી, "જો મેં મારી સર્વ શક્તિથી કોઈ પુણ્યકાર્યો કર્યાં હોય, અને મેં જો કૃષ્ણને જ પતિ તરીકે પામવા વિચાર્યું હોય, તો મારી એ ચિરકાળથી સેવેલી ઈચ્છા પૂરી કરવા કૃષ્ણ કૃપા કરે." તેણે માનસિક રીતે વિચારતાં પ્રાર્થનાઓ કરવા માંડી, "હું જાણતી નથી, કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કેવી રીતે મારા ઉપર પ્રસન્ન થાય. તે સર્વના સ્વામી અને ભગવાન છે. જેમનું સ્થાન પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરથી બીજું છે તેવાં દેવી મહાલક્ષ્મી તેમજ શંકર ભગવાન, ભગવાન બ્રહ્મા, તથા વિવિધ ગ્રહોના ઘણા દેવતાઓ પણ હમેશાં તે પરમેશ્વરને સાદર પ્રણામ કરે છે, અને એ ભગવાન પણ પોતાના ભક્તોની ઈચ્છાઓ પરિપૂર્ણ કરવા માટે, કેટલીક વાર, વિવિધ અવતારો ધારણ કરીને આ પૃથ્વી ઉપર અવતરે છે, એ એટલા બધા ભવ્ય અને મહાન છે, કે તેમને કેવી રીતે સંતુષ્ટ કરવા તે હું જાણતી નથી." તેણે વિચાર્યું કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તો, તેમની અકારણ કૃપાને કારણે જ ભક્ત ઉપર પ્રસન્ન થાય, નહિ તો તેમને પ્રસન્ન કરવાની બીજી કોઈ રીત નથી. ચૈતન્ય મહાપ્રભુજીએ પોતાના શિક્ષાષ્ટકના શ્લોકમાં એ જ રીતે પ્રાર્થના કરી છે, "હે મારા પ્રભુ! હું આપનો સનાતન સેવક છું. કોઈક કારણવશાત્ હું આ ભૌતિક અસ્તિત્વમાં આવી પડયો છું. જો આપ મારો ઉદ્ધાર કરો, અને આપના ચરણકમળની રજ બનાવો, તો આપના આ સનાતન સેવક ઉપર મોટો ઉપકાર થશે." સેવાભાવની નમ્ર ભાવનાથી જ કૃષ્ણ પ્રસન્ન થઈ શકે. સદ્‌ગુરુના માર્ગદર્શન નીચે, આપણે ભગવાનની જેમ જેમ વધારે સેવા કરીએ, તેમ તેમ આપણે પ્રભુ-પ્રાપ્તિના માર્ગે વધારે ને વધારે પ્રગતિ કરીએ. તેમની સેવા કરીએ તેના બદલામાં ભગવાન પાસેથી આપણે કોઈ કૃપા કે દયા માગી શકીએ નહિ. તે આપણી સેવા સ્વીકારે કે ન સ્વીકારે, પરંતુ પ્રભુને પ્રસન્ન કરવાનો એકમાત્ર માર્ગ સેવાની ભાવના દ્વારા જ છે, અને બીજો કોઈ નથી.

રાજા નગ્નજિત એક પવિત્ર રાજા હતો જ, અને કૃષ્ણ તેમના મહેલમાં આવ્યા તેથી તે પોતાનાં સર્વ જ્ઞાન અને શક્તિથી તેમની સ્તુતિ કરવા લાગ્યો. તેમણે ભગવાન પાસે આ રીતે પોતાની લાગણી વ્યક્ત કરી: "મારા વહાલા પ્રભુ! આ સર્વ પ્રગટ વિશ્વના આપ સ્વામી છો, અને આપ નારાયણ છો, અન્ય સર્વે જીવંત પ્રાણીઓ છે. આપ તો

આત્મનિર્ભર છો, અને આપના અંગત ઐશ્વર્યથી સંતુષ્ટ છો, તો હું કોઈ પણ વસ્તુ કેવી રીતે સમર્પી શકું? અને એવા સમર્પણથી કેવી રીતે પ્રસન્ન કરી શકું? એ શકય જ નથી. કારણ કે હું તો તુચ્છ જીવાત્મા છું. ખરેખર તો, આપની કોઈ સેવા કરવાની મારી શકિત જ નથી."

શ્રીકૃષ્ણ, સર્વ જીવાત્માઓમાં રહેલા પરમાત્મા છે, એટલે એ નગ્નજિતની દીકરી સત્યાનું મન સમજી શકયા. નગ્નજિત રાજાએ શ્રીકૃષ્ણ ભગવાનને બેસવાનું આસન આપ્યું, ભોજન આપ્યું, અને ઉતારો આપી તેમનું સન્માનપૂર્વક પૂજન કર્યું, તેથી તેઓ અત્યંત પ્રસન્ન થયા. આમ તે કદર કરનાર હોવાથી કન્યા તથા કન્યાના પિતા બંને તેમને પોતાના અંગત સગા તરીકે સ્વીકારવા આતુર હતાં. તેમણે સ્મિત કર્યું અને તે ગંભીર અવાજે બોલ્યા, "મારા વહાલા રાજન્ નગ્નજિત! તમે જાણો છો, કે રાજ્યકુટુંબમાં રહેલો કોઈ પણ માણસ, જે પોતાની પદવીમાં નિયમિત હોય તેવો કોઈ પણ રાજવી, સામો માણસ ગમે તેવો અગ્રગણ્ય કે ગુણિયલ હોય તો પણ તેની પાસેથી કોઈ પણ વસ્તુ કદી માગશે નહિ. સામા મનુષ્ય પાસેથી, ક્ષત્રિય શબ્દ [illegible]વી માગણી કરે, તેનો સુશિક્ષિત વેદના અનુયાયીઓએ ઈરાદાપૂર્વક નિષેધ કર્યો છે. [illegible] પોતાનો આ નિયમ તોડે તો તેના કૃત્યને સુશિક્ષિત વિદ્વાનો નિંદ્ય ગણે છે; પરંતુ [illegible] સખત નિયંત્રણાત્મક સિદ્ધાંતો હોવા છતાં, તમે કરેલા મોટા મોટા સ્વાગતના બદલામાં આપણા સંબંધની પ્રતિષ્ઠા કરવા માટે, આપની સુંદર કન્યાના હાથની હું માગણી કરું છું. આપ જાણીને પ્રસન્ન થશો, [illegible] આપની પુત્રીનો સ્વીકાર કરીને બીજી કોઈ વસ્તુ બદલા તરીકે આપવાની [illegible] કૌટુંબિક પ્રણાલિકા નથી. તેને આપવા માટે તમે કોઈ કિંમત માગો તો એ અમે આપી [illegible] એમ નથી." અર્થાત્ સાત આખલાઓને હરાવવાની શરતમાં પાર ઊતર્યા સિવાય [illegible] તે રાજા પાસેથી સત્યાનો હાથ મેળવવા આતુર હતા.

શ્રીકૃષ્ણ ભગવાનનું [illegible] નગ્નજિત રાજા બોલ્યો, "મારા વહાલા પ્રભુ! આપ સર્વાનંદ, સર્વેશ્વર અને સર્વ [illegible] છો. ભાગ્યદેવી લક્ષ્મીજી આપના વક્ષ-સ્થળ ઉપર હંમેશાં રહે છે. [illegible] પુત્રી માટે બીજો વધારે સારો પતિ બીજો કોણ હોઈ શકે? [illegible] અને મારી પુત્રી [illegible] હંમેશાં આ તક મેળવવા પ્રાર્થના કરી છે. આપ [illegible] છો. આપ [illegible] ને એટલું સમજો છો, કે પ્રારંભથી જ મેં જે કસોટી [illegible] ઉમેદવારને મારી દીકરી પરણાવ-વાની મેં પ્રતિજ્ઞા કરી છે. મારા [illegible] જમાઈરાજની સ્થિતિ અને શકિતનું માપ કાઢવા માટે જ [illegible] શરત મૂકી [illegible] શ્રીકૃષ્ણ ભગવાન છો, અને આપ સર્વ વીર પુરુષોમાં મુખ્ય છો [illegible] છે. [illegible] કોઈ પણ જાતની મુશ્કેલી વિના આ સાતે આખલાઓને [illegible] સુધી કોઈ પણ રાજકુમાર એમને વશ કરી [illegible] એમને વશ કરવાનો પ્રયત્ન કર્યો છે, તેણે ફકત પોતાના [illegible]

નગ્નજિત રાજાએ પોતાની વિનંતીમાં આગળ જણાવ્યું: "કૃષ્ણ! જો આપ કૃપા કરીને, સાત આખલાઓને નાથો અને કાબૂમાં લાવો, તો નિ:શંક રીતે મારી પુત્રી સત્યાના મનવાંછિત પતિ તરીકે આપની પસંદગી થશે." આ વિધાન સાંભળીને કૃષ્ણ સમજી શકયા, કે તે રાજા પોતાની પ્રતિજ્ઞાનો ભંગ થવા દેવા માગતા નહોતા. આથી તેમની ઈચ્છા પૂરી કરવા માટે તેમણે પોતાની કમર કસી અને આખલાઓ સાથે લડવા તૈયાર થયા. તેમણે તરત જ પોતાની જાતનું સાત કૃષ્ણોમાં વિભાજન કર્યું, અને તેમાંના દરેક જણે તરત જ એક એક આખલાને પકડયો અને દરેકના નાકમાં નથ ચડાવી. આમ જાણે રમતવાત હોય, તેમ તેમને વશ કર્યા.

કૃષ્ણે પોતાની જાતનું સાત સ્વરૂપે કરેલું રૂપાંતર અત્યંત અર્થવાળું છે. નગ્નજિતની દીકરી સત્યાને ખબર હતી, કે કૃષ્ણ બીજી ઘણી સ્ત્રીઓને કયારનાયે પરણી ચૂકયા હતા; અને છતાં તે કૃષ્ણમાં મુગ્ધ હતી. તેને પ્રોત્સાહિત કરવા માટે કૃષ્ણે પોતાની જાતનો સાત સ્વરૂપોમાં વિસ્તાર કર્યો. કહેવાનું તાત્પર્ય એ છે, કે શ્રીકૃષ્ણ એક છે, પરંતુ તેમના વિસ્તારો અમર્યાદિત છે. તેઓ હજારો સ્ત્રીઓને પરણેલા, છતાં એનો અર્થ એમ નથી, કે જયારે તે એક પત્ની સાથે ઉપસ્થિત હોય, ત્યારે બીજી તેમના સંગથી વિમુખ હતી. કૃષ્ણ પોતાનો વિસ્તાર કરી દરેકે દરેક સ્ત્રી સાથે સહચાર ભોગવી શકતા.

જયારે કૃષ્ણે આખલાઓના નાકમાં નથ નાંખીને પોતાને વશ કર્યા, ત્યારે તેમની શકિત અને અભિમાન જોતજોતામાં ખતમ થયાં. જે કંઈ નામ અને ખ્યાતિ આખલાઓએ પ્રાપ્ત કરેલી તે નાશ પામી. જયારે કૃષ્ણે આખલાને નાથ્યા, ત્યારે જેમ બાળક લાકડાના બનેલા આખલાના રમકડાને ખેંચે તેમ તેમણે તેમને બળપૂર્વક ખેંચ્યા. કૃષ્ણનો આ વિજય જોઈને નગ્નજિત રાજા અત્યંત આશ્ચર્ય પામ્યો, અને તરત જ અત્યંત પ્રસન્ન થઈ પોતાની કન્યા સત્યાને કૃષ્ણ સમક્ષ લાવીને તેમને અર્પણ કરી. કૃષ્ણે પણ તરત જ સત્યાનો પોતાની પત્ની તરીકે સ્વીકાર કર્યો. ત્યાર પછી ખૂબ ધામધૂમથી લગ્ન ઉજવાયું. પોતાની પુત્રી સત્યાને કૃષ્ણ જેવા પતિ મળ્યા, તેથી નગ્નજિત રાજાની રાણીઓ પણ અત્યંત ખુશ થઈ. આ મંગળ પ્રસંગે રાજા તથા રાણીઓ અત્યંત પ્રસન્ન થયેલાં, તેથી લગ્નના આનંદમાં આખા શહેરમાં સર્વત્ર ઉત્સવ ઉજવાયો. દરેક જગાએ શંખ, નગારાં અને બીજાં વાજિંત્રોના ધ્વનિ, અને ગીતોના અવાજ સંભળાવા લાગ્યા. વિદ્વાન બ્રાહ્મણોએ નવપરિણીત યુગલ પર પોતાના આશીર્વાદ વરસાવ્યા, હર્ષોલ્લાસમાં સર્વ નગરજનોએ રંગબેરંગી વસ્ત્રો તથા અલંકારો ધારણ કર્યા. નગ્નજિત રાજા એટલો બધો પ્રસન્ન થયો, કે તે પોતાની પુત્રી અને જમાઈને આ પ્રમાણે પહેરામણી આપવા લાગ્યો.

સર્વ પ્રથમ તેણે દશહજાર ગાયો, અને યોગ્ય વસ્ત્રોથી સુસજજ તથા ગળા સુધી ઘરેણાંથી સુશોભિત ત્રણ હજાર દાસીઓનું દાન આપ્યું. ભારતમાં ખાસ કરીને ક્ષત્રિય રાજાઓમાં આજે પણ પહેરામણીની પ્રથા પ્રચલિત છે. વળી જયારે ક્ષત્રિય રાજકુમારનું લગ્ન થાય, ત્યારે કન્યાની સાથે તેની જ સમવયસ્ક ઓછામાં ઓછી એક ડઝન દાસીઓ મોકલાય છે

ગાયો અને દાસીઓનું દાન કર્યા પછી, વધારામાં રાજાએ નવ હજાર હાથીઓ, અને તે હાથીઓ કરતાં સો ગણા રથ અર્પણ કરી પહેરામણીને સમૃદ્ધ કરી. આનો અર્થ એ, કે તેમણે ૯,૦૦,૦૦૦ રથ અર્પણ કર્યા અને તેમણે રથ કરતાં સો ગણા અશ્વ, એટલે કે ૯,૦૦,૦૦,૦૦૦ ઘોડા અર્પણ કર્યા. તેમજ ઘોડા કરતાં સો ગણાં દાસ-દાસી અર્પણ કર્યાં. રાજદરબારમાં આ દાસ અને દાસીઓ જાણે તેમનાં પોતાનાં બાળકો અથવા પોતાનાં કુટુંબીજનો હોય એવી રીતે સર્વ પ્રકારે તેમની સંભાળ રખાતી.

વર્ણવ્યા અનુસાર પહેરામણી આપીને કોશલદેશના રાજાએ પોતાની કન્યા તથા મહાન જમાઈને રથમાં બેસાડયા. અને સુસજ્જ સૈન્ય દળના રક્ષણ નીચે, તેમને ઘેર જવાની રજા આપવામાં આવી. જ્યારે તેઓ પોતાના નવા ઘર તરફ ઝડપથી પ્રવાસ કરતા હતા, ત્યારે રાજાનું હૃદય તેમના માટે સ્નેહથી ઊભરાતું હતું

સત્યા અને કૃષ્ણના લગ્ન થયાં તે પહેલાં, નગ્નજિત રાજાના આખલાઓ સાથે ઘણી સ્પર્ધાત્મક હરીફાઈઓ થઈ હતી, અને યદુવંશના બીજા ઘણા રાજકુમારો તેમજ બીજા વંશના લોકોએ પણ સત્યાનો હાથ જીતવા પ્રયત્ન કર્યો હતો જ્યારે બીજા વંશના હતાશ થયેલા રાજકુમારોએ સાંભળ્યું, કે આખલાઓને નાથી, સત્યાનો હાથ મેળવવામા કૃષ્ણ સફળ થયા, ત્યારે સ્વાભાવિક રીતે જ તેઓ તેના દ્વેષી બન્યા જ્યારે કૃષ્ણ દ્વારકા તરફ પ્રવાસ કરતા હતા, ત્યારે સર્વ હતાશ થયેલા તથા હારી ગયેલા રાજકુમારો તેમને ઘેરી વળ્યા, અને એ પાછી ફરતી જાન પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યા જ્યારે તેમણે કૃષ્ણની જાન પર હુમલો કર્યો, અને બાણોનો અસ્ખલિત મુશળધાર વરસાદ વરસાવ્યો, ત્યારે કૃષ્ણના સર્વોત્તમ મિત્ર અર્જુને પડકાર ઝીલ્યો અને તે એકલાએ જ, પોતાના મહાન મિત્ર કૃષ્ણને તેમના લગ્ન-પ્રસંગે પ્રસન્ન કરવા માટે, ખૂબ સહેલાઈથી તેમને દૂર ભગાડી મૂકયા. અર્જુને તરત જ ગાંડીવ નામનું પોતાનું ધનુષ્ય હાથમાં લીધું અને સર્વ રાજકુમારોની પાછળ પડયો; નાનાં નાનાં બીજાં સર્વ પશુઓની પાછળ સિંહ પડે કે તરત જ એ બધાં નાસી જાય તેમ અર્જુને, એક પણ મનુષ્યનો વધ કર્યા સિવાય, એ સર્વ કુમારોને પાછા તગેડી મૂકયા. ત્યાર બાદ યદુવંશીઓમાં અગ્રણી એવા શ્રીકૃષ્ણ ભગવાન, પોતાની નવવધૂ અને વિશાળ પહેરામણી સાથે અત્યંત દબદબાપૂર્વક દ્વારકા નગરીમાં પ્રવેશ્યા. પછી કૃષ્ણ પોતાની પત્ની સાથે અત્યંત શાંતિપૂર્વક ત્યાં રહ્યા.

કૃષ્ણના પિતાનાં બહેન, શ્રુતકીર્તિ નામે એક બીજાં ફોઈ હતાં, તેમનું લગ્ન કેકય રાજ્યમાં થયેલું હોવાથી, તે ત્યાં રહેતાં હતાં તેમને ભદ્રા નામે એક દીકરી હતી. ભદ્રા પણ કૃષ્ણને પરણવા માગતી હતી, અને તેના ભાઈઓ તેનું તેમને બિનશરતે સમર્પણ કર્યું. કૃષ્ણે તેને પણ પોતાની ધર્મપત્ની તરીકે સ્વીકારી. ત્યાર પછી કૃષ્ણ મદ્રાસ રાજ્યના રાજાની દીકરીને પરણ્યા. તેનું નામ લક્ષ્મણા હતું લક્ષ્મણામાં સર્વ સદ્‌ગુણો હતા ગરુડ જેમ અસુરોના હાથમાંથી અમૃતનો કુંભ ઝૂંટવી જાય, તે રીતે કૃષ્ણ

બળજબરીપૂર્વક તેની સાથે પરણ્યા. સ્વયંવરમાં એકઠા થયેલા બીજા ઘણા રાજકુમારોની હાજરીમાં કૃષ્ણે એનું હરણ કર્યું હતું.

સ્વયંવર એ એવો પ્રસંગ છે, કે જેમાં ઘણા રાજાઓની સભામાંથી, કન્યા પોતાનો પતિ પસંદ કરી શકે.

આ પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, કૃષ્ણે, પાંચ કન્યાઓ સાથે કરેલાં, લગ્નનું વર્ણન પૂરતું નથી. તેમના ઉપરાંત પણ કૃષ્ણને બીજી હજારો પત્નીઓ હતી ભૌમાસુર નામના એક અસુરનો વધ કરી કૃષ્ણ બીજી હજારો સ્ત્રીઓને પરણેલા. આ હજારો કન્યાઓ ભૌમાસુરના રાજમહાલયમાં કેદમાં હતી, અને કૃષ્ણે તેમને છોડાવી તેમની સાથે લગ્ન કરેલાં



# ૫૮. ભૌમાસુર દાનવની મુક્તિ

ભૌમાસુરે સોળ હજાર રાજકુમારીઓને જુદા જુદા રાજ્યોના રાજમહાલયોમાંથી ઉઠાવી જઈને કેવી રીતે કેદ કરેલી, અને આશ્ચર્યજનક શક્તિ ધરાવતા સર્વોચ્ચ પ્રભુ શ્રીકૃષ્ણે તેને કેવી રીતે મારી નાંખ્યો તેનું વર્ણન શુકદેવ ગોસ્વામીએ શ્રીમદ ભાગ-વતમ્‌માં પરીક્ષિતરાજાને સંભળાવ્યું છે. સામાન્ય રીતે અસુરો હમેશાં દેવતાઓની વિરુદ્ધ હોય છે આ ભૌમાસુર દૈત્યે અત્યંત બળવાન બનીને બળજબરીથી વરુણ દેવના સિંહા-સન પરથી છત્ર ઝૂટવી લીધેલું વળી તેણે દેવતાઓની માતા અદિતિ પાસેથી કાનનાં કુંડળ પણ લઈ લીધેલાં તેણે સ્વર્ગના મેરુ પર્વતના કેટલાક ભાગ પર વિજય મેળવેલો, અને ત્યાં મણિ-પર્વત નામે જાણીતા પ્રદેશ પર કબજો કરેલો એટલે સ્વર્ગ-લોકના રાજા ઈન્દ્ર ભૌમાસુર વિરુદ્ધ ફરિયાદ કરવા માટે શ્રીકૃષ્ણ ભગવાન પાસે દ્વારકા આવેલા

સ્વર્ગના રાજા ઈન્દ્રની ફરિયાદ સાંભળીને, શ્રીકૃષ્ણ ભગવાન પોતાની પત્ની સત્યભામા સહિત, તરત જ ભૌમાસુરના સ્થાનક તરફ જવા નીકળ્યા. બંને જણ ગરુડની પીઠ પર સ્વાર થઈ ઊડતાં ઊડતાં, ભૌમાસુરની રાજધાની પ્રાગ્‌જ્યોતિષપુરમાં આવ્યાં પ્રાગ-જ્યોતિષપુર નગરમાં પ્રવેશ કરવો એ સહેલું કામ ન હતું, કારણ કે તેની આજુબાજુ ઘણી સારી રીતે કિલ્લેબંધી કરવામાં આવેલી. નગરની ચારે દિશાઓમાં ચાર વિરાટ કિલ્લાઓ તેનું રક્ષણ કરતા હતા, અને ચારે બાજુઓથી ભયંકર સૈન્યબળ એનું સંરક્ષણ કરતું હતું પછીની હરોળમાં નગર-ફરતે પાણીની નહેર હતી. ઉપરાંત, આજુબાજુ વીજળીના તારની વાડ વીંટળાયેલી હતી. ત્યાર પછી કિલ્લો અનિલ નામે વાયુમય પદાર્થથી સુરક્ષિત હતો. તે પછી, મુર નામના અસુરે બાંધેલી તીક્ષ્ણ કાંટાવાળી તારની જાળી આવતી હતી. એમ જણાય છે, કે આજના વૈજ્ઞાનિક વિકાસની દૃષ્ટિએ વિચાર કરીએ તો પણ, નગરની સંરક્ષણાત્મક વ્યવસ્થા ઘણી સારી હતી

જ્યારે કૃષ્ણ આવ્યા, ત્યારે તેમણે પોતાની ગદાના પ્રહારથી સર્વ કિલ્લાઓના ભાંગીને ટૂકડા કરી નાંખ્યા, અને કૃષ્ણનાં તીરોના અવિરત હુમલાથી ત્યાંનું સૈન્યબળ આમ તેમ

છિન્નભિન્ન થઈ ગયું. પોતાના અત્યંત તેજસ્વી સુદર્શન ચક્રથી તેમણે ચાલુ વીજળીની હદ, પાણીની લહેર અને વાયુ પદાર્થથી તૈયાર કરેલી હરોળ, એ સર્વે તદ્દન નકામાં કરી નાંખ્યાં અને મુર અસુરે તૈયાર કરેલી વીજળીની સમગ્ર વ્યવસ્થા તેમણે તોડી પાડી. પોતાના શંખ-ધ્વનિથી મોટા મોટા યોદ્ધાઓનાં હૃદયો જ નહિ, પરંતુ ત્યાં ગોઠવવામાં આવેલાં લડાયક યંત્રોને પણ ભાંગી નાંખ્યાં. એ જ પ્રમાણે તેમણે પોતાની અજિત ગદા વડે નગર ફરતે કોટ પણ ભાંગી નાંખ્યો.

સમગ્ર વિશ્વના પ્રલય સમયે જેમ વજ્રનો કડાકો થાય તેમ, તેમના શંખનો ધ્વનિ ગાજ્યો. મુર દાનવ શંખનાદ સાંભળતાં જ પોતાની નિદ્રામાંથી જાગી ઊઠયો અને શું બન્યું હતું, એ જોવા માટે જાતે જ બહાર આવ્યો. તેને પાંચ મસ્તક હતાં, અને ઘણા લાંબા સમયથી તે જળમાં રહેતો હતો. મુર દાનવ, પ્રગટ-વિશ્વના પ્રલય વખતે, ઝળહળતા સૂર્યના જેવો જાજવલ્યમાન હતો, અને તેનો સ્વભાવ પ્રજ્જ્વલિત અગ્નિ જેવો ઉગ્ર હતો. તેના શરીરમાંથી નીસરતો પ્રકાશ એટલો બધો તેજસ્વી હતો, કે તેને નરી આંખે જોવામાં મુશ્કેલી પડે. જ્યારે તે બહાર આવ્યો, ત્યારે તેણે સર્વ પ્રથમ પોતાનું ત્રિશૂળ ઉપાડયું, અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરફ એ ધસવા લાગ્યો. જેમ મોટો સર્પ ગરુડ ઉપર આક્રમણ કરે, તેમ મુર દાનવે હુમલો કર્યો. તે અત્યંત ક્રોધાવેશમાં આવી ગયેલો, અને જાણે ત્રિભુવનને ગળી જવા તૈયાર થયો હોય તેવો તે દેખાતો હતો. સર્વ પ્રથમ તેણે પોતાનું ત્રિશૂળ ઘુમાવીને કૃષ્ણના વાહન ગરુડ પર હુમલો કર્યો, અને તેનાં પાંચ મુખોથી તે સિંહની જેમ ગર્જના કરવા લાગ્યો. તેના મુખમાંથી ઉદ્‌ભવેલી ગર્જના બધે વાતાવરણમાં ફેલાઈ આખી દુનિયામાં પ્રસરી એટલું જ નહિ, પરંતુ બાહ્યાવકાશમાં ઉપર નીચે અને આજુબાજુ દશે દિશાઓમાં સંભળાઈ. આ રીતે સમગ્ર બ્રહ્માંડમાં તે અવાજ રણકવા લાગ્યો.

શ્રીકૃષ્ણ ભગવાને જોયું, કે મુર દાનવનું ત્રિશૂળ ક્રમશ: પોતાના વાહન ગરુડ તરફ ધસી રહ્યું હતું. તેથી તરત જ પોતાનાં હસ્ત-કૌશલ્યથી તેમણે બે તીર ઉપાડયાં, અને ત્રિશૂળ તરફ છોડીને તેના કાપીને ટૂકડાં કરી નાંખ્યા. સાથે જ ઘણાં બાણોનો ઉપયોગ કરી મુર દાનવનાં મુખોને વીંધી નાંખ્યાં. જ્યારે તેણે જોયું, કે તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના સામે બાજી હારી રહ્યો છે, ત્યારે મુર દાનવે તરત જ અત્યંત આવેશમાં આવી જઈ, પોતાની ગદા ઉપાડી, પ્રભુને ફટકારવા ગયો. પરંતુ પોતાની સમક્ષ તે આવે તે પહેલાં તો શ્રીકૃષ્ણ ભગવાને તેમની પોતાની ગદાથી મુરની ગદાના ભાંગીને ટૂકડા કરી નાંખ્યા. શસ્ત્ર વગરના અસુરે પોતાના બળવાન હાથ વડે કૃષ્ણ પર હુમલો કરવાનો નિર્ણય કર્યો, પરંતુ ભગવાને પોતાના સુદર્શન ચક્રની મદદથી તરત જ તેના શરીરમાંથી તેનાં પાંચ મસ્તક કાપીને છૂટાં પાડી દીધાં. જેમ ઈન્દ્રના વજ્રના આઘાતથી પર્વતનું શિખર સાગરમાં પડે તેમ તે અસુર જળમાં નીચે પડ્યો.

મુર દાનવને સાત પુત્રો હતા, તામ્ર, અંતરિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન્ અને સાતમો અરુણ. તેઓ સર્વે પોતાના પિતાના મરણથી ઉશ્કેરાયા અને વેરવૃત્તિથી ઝનૂને ચડયા. અને વેર વાળવા માટે તેમણે અત્યંત આવેશમાં આવી જઈ કૃષ્ણ સાથે લડવાની તૈયારી કરી. તેઓ જરૂરી શસ્ત્રોથી સજ્જ થયા અને પીઠ નામના બીજા અસુરને લડાઈમાં સર-સેનાપતિ તરીકે નીમ્યો. ભૌમાસુરની આજ્ઞાથી સર્વેએ એકત્રિત થઈ કૃષ્ણ પર હુમલો કર્યો.

જ્યારે તેઓ શ્રીકૃષ્ણ ભગવાનની નજીક આવ્યા, ત્યારે તે તેમની ઉપર તલવારો, ગદા, ભાલા, બાણો અને ત્રિશૂળ જેવાં ઘણી જાતનાં શસ્ત્રોનો વરસાદ વરસાવવા લાગ્યા, પરંતુ તેમને ખબર ન હતી, કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની તાકાત અમર્યાદિત અને અજિત છે. કૃષ્ણે પોતાનાં બાણો વડે ભૌમાસુરના માણસોનાં સર્વ શસ્ત્રોને ઘાસની જેમ કાપી નાંખ્યાં. ત્યાર પછી, કૃષ્ણે પોતાનાં અસ્ત્ર તેમની સામે ફેંકયાં, તેથી ભૌમાસુરનો સર-સેનાપતિ પીઠ તેના સાથીઓ સહિત પરાજયી થયો. તેમના લશ્કરી પોશાક ફાટી ગયા, અને તેમનાં મસ્તક, પગ, હાથ અને સાથળ કપાઈ ગયાં, તેઓ સર્વેને યમલોકના રાજા યમરાજની પાસે મોકલવામાં આવ્યા.

ભૌમાસુર નરકાસુર તરીકે પણ જાણીતો હતો, કારણ કે તે પૃથ્વીમાતાનો પુત્ર હતો. જ્યારે તેણે જોયું કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં શસ્ત્રોના મારથી યુદ્ધના મેદાનમાં તેના સર્વ સૈનિકો, સેનાપતિઓ અને યોદ્ધાઓ ખતમ થઈ ગયા, ત્યારે તે ભગવાન પ્રત્યે અત્યંત ગુસ્સે ભરાયો. ત્યાર પછી તે વિશાળ સંખ્યામાં હાથીઓને લઈ નગરની બહાર નીકળી આવ્યો. આ હાથીઓનો જન્મ અને ઉછેર દરિયાકિનારે થયેલો. તે સર્વે અત્યંત મદોન્મત્ત હતા. જ્યારે તેઓ બહાર આવ્યા, ત્યારે તેમણે જોયું, કે સૂર્યની પાસે વીજળીના પ્રકાશથી ચમકતા શ્યામ વાદળ સમા શ્રીકૃષ્ણ ભગવાન અને તેમનાં પત્ની આકાશાવકાશમાં સુંદર રીતે સ્થિર થયેલાં હતાં. ભૌમાસુર દાનવ જે શસ્ત્રથી એક જ સપાટે સેંકડો સૈનિકોને ખતમ કરી શકતો તેવું શતઘ્ની નામનું શસ્ત્ર ઝડપથી તેણે છોડયું. અને તરત જ તેનાં સર્વ માણસોએ પણ પોતપોતાના શસ્ત્ર પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સામે છોડયાં. શ્રીકૃષ્ણ ભગવાને પીંછાંવાળાં પોતાના બાણો છોડીને પેલાં બધાં શસ્ત્રોની તાકાત તોડી નાંખી. આ યુદ્ધનું પરિણામ એ આવ્યું, કે ભૌમાસુરના સર્વ સૈનિકો અને સેનાપતિઓ જમીન પર ઢળી પડયા, અને તેમના હાથ, પગ અને મસ્તકો ધડમાંથી કપાઈ ગયાં તેમના સર્વે ઘોડા અને હાથીઓ પણ તેમની સાથે નીચે ઢળી પડયા. આ રીતે ભગવાનનાં બાણોના પ્રત્યાઘાતથી ભૌમાસુરે છોડેલાં સર્વ શસ્ત્રોના ટૂકડે ટૂકડા થઈ ગયા

ભગવાન ગરુડજીની પીઠ પર બેસી લડતા હતા, અને ગરુડજી પણ પોતાની પાંખ વડે ઘોડા તથા હાથીઓને ફટકારી ફટકારીને તેમજ પોતાના નખ અને તીક્ષ્ણ ચાંચ વડે તેમનાં મસ્તક પર પ્રહાર કરીને, ભગવાનને મદદ કરી રહ્યા હતા તેમના પર ગરુડજીએ

કરેલા હુમલાને લીધે હાથીઓને અતિશય પીડા થતી હતી, અને તેઓ સર્વે યુદ્ધના મેદાનમાંથી વેરવિખેર થઈ જતા હતા. એકલો ભૌમાસુર યુદ્ધના મેદાનમાં ઊભો રહ્યો, અને કૃષ્ણ સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેણે જોયું, કે કૃષ્ણનું વાહન ગરુડ પોતાના સૈનિકો તથા હાથીઓમાં જબરદસ્ત ખળભળાટ મચાવી રહ્યું હતું, એટલે અત્યંત ગુસ્સામાં આવીને, જેની શકિત સામે વજ્ર પણ પાછું પડે એવી પોતાની શકિતથી, તેણે ગરુડજી પર પ્રહાર કર્યા. સદ્‌ભાગ્યે ગરુડજી સાધારણ પક્ષી ન હતા, તેથી જેમ મોટા હાથીને પુષ્પહારની અસર ન અનુભવાય, તેમ ગરુડજી ભૌમાસુરના પ્રહાર સહન કરવા લાગ્યા.

આમ ભૌમાસુરે આવીને જોયું કે તેની કોઈ પણ જાતની ચાલાકી કૃષ્ણ પર ચાલી શકે તેમ નથી, એટલે તેને ખ્યાલ આવ્યો, કે કૃષ્ણને મારવાના તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ જશે છેવટે તેણે પોતાના હાથમાં ત્રિશૂળ લઈ પ્રભુને મારવાનો પ્રયત્ન કરી જોયો. કૃષ્ણ એટલા બધા નિપુણ હતા, કે ભૌમાસુર તેના ત્રિશૂળને સ્પર્શ કરે એ પહેલાં તો તીક્ષ્ણ સુદર્શન ચક્ર વડે તેનું મસ્તક કાપી નાખ્યું. કુંડળ અને મુગુટોથી ઝળહળતું તેનું મસ્તક યુદ્ધના મેદાનમાં પડયું. શ્રીકૃષ્ણ ભગવાને ભૌમાસુરને મારી નાંખ્યો તે પ્રસંગે અસુરનાં સર્વે સગાં-વહાલાં હતાશ બની આક્રંદ કરવા લાગ્યાં, અને સાધુ પુરુષો ભગવાનની ઉદારચરિત યશસ્વી પ્રવૃત્તિઓનાં યશોગાન ગાવા લાગ્યા. આ તક ઝડપી લઈને સ્વર્ગના દેવતાઓ પણ પ્રભુ પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા

આ સમયે પૃથ્વીમાતા તેમના વ્યકિતરૂપે શ્રીકૃષ્ણ ભગવાન સમક્ષ પ્રગટ થયાં અને વૈજયંતી રત્નોની માળાથી તેમનું અભિવાદન કર્યું વળી તેમણે સુવર્ણ અને રત્નજડિત ઝળહળતાં અદિતિનાં કુંડળ પાછાં આપ્યાં. તદ્‌ઉપરાંત તમણે વરુણનું છત્ર તેમજ બીજું કીમતી રત્ન શ્રીકૃષ્ણને ભેટ આપ્યું. આ પછી પૃથ્વીમાતા તેમના વ્યકિતરૂપે જગત્‌પતિ, સર્વોચ્ચ પ્રભુ શ્રીકૃષ્ણને પ્રાર્થનાઓ કરવા લાગ્યાં, કે જેમનું સર્વ મહાનુભાવ દેવતાઓ પણ હમેશાં પૂજન કરતા. તેમણે સન્માનપૂર્વક દંડવત્ પ્રણામ કર્યા, અને મહાન ભકિતપૂર્વક દિવ્યાનંદમાં આવી જઈ કહેવા લાગ્યાં:

"શંખ, ગદા, ચક્ર અને પદ્મ એવાં ચાર પ્રકારનાં પ્રતીકો સાથે હમેશાં વિદ્યમાન અને સર્વ દેવોના દેવ એવા ભગવાનને હું આદરપૂર્વક મારાં દંડવત્ પ્રણામ કરું છું. કૃપા કરીને આપ મારા સાદર દંડવત્ પ્રણામ સ્વીકારો. મારા વહાલા પ્રભુ! આપ પરમાત્મા છો, અને આપના ભકતોની અભિલાષાઓ પૂરી કરવા, ભકતોની પૂજનવિધિની ભાવનાને અનુરૂપ આપના વિવિધ પ્રકારના દિવ્ય અવતારો લઈને પૃથ્વી પર અવતાર ધારણ કરો છો. કૃપા કરી, સન્માનપૂર્વક મારા દંડવત્ સ્વીકારો."

"વહાલા પ્રભુ! આપની નાભિમાંથી કમલપુષ્પ ખીલે છે, વળી આપ હમેશાં કમલપુષ્પના હારથી શોભો છો. આપનાં નયન કમલપુષ્પની પાંદડીની જેમ હમેશાં પ્રફુલ્લ રહે છે, તેથી તેઓ બીજાનાં નયનોને સર્વ રીતે પ્રસન્ન કરે છે. આપનાં ચરણકમળ

મેશાં તેમનું પૂજન કરે છે, અને
એટલે હું આપને વારંવાર મારાં

ઞાન, અને ત્યાગ રહેલાં છે; આપ
સર્વવ્યાપી હોવા છતાં આપ વસુ-
મારા સન્માનપૂર્વક દંડવત્ પ્રણામ
પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. કેવળ
ન્માનપૂર્વક દંડવત્ પ્રણામ કરું છું.
ગ્ર વિશ્વના પિતા છો. સર્વ પ્રકાર-
છો. આપનાથી આ પ્રગટ વિશ્વ
ાથા પરિણામ છો. એટલે કૃપા કરી

એ ત્રણ દેવતાઓ આપનાથી મુક્ત
ઉત્પાત ઊભી થાય છે, ત્યારે આપ
આ પ્રગટ વિશ્વનું પોષણ કરવાની
એવા આપ, આપની જાતનો વિષ્ણુ
મોગુણના દેવતા ભગવાન શંકર તરીકે
વનો પ્રલય કરો છો. આવી ત્રિગુણા-
દિવ્ય સ્થિતિ હમેશાં જળવાઈ રહે છે.
ત્રિગુણાત્મક પ્રકૃતિની જાળમાં કદી

ક પ્રકૃતિ, વિશ્વના પિતા, તથા સનાતન
નો સંયોગ કર્યો છે. પરંતુ આપ હમેશાં
વહાલા પ્રભુ! હે પૂર્ણ પુરુષોત્તમ પર-
ાયુ અને આકાશ એ પાંચ વિષયેન્દ્રિયો,
ને સમગ્ર ભૌતિક શક્તિ—આ વાસ્તવિક
વસ્તુ આપના પર આધાર રાખે છે દરેક
પણ વસ્તુ આપનાથી છૂટી પાડી શકાય
ાથી કોઈ પણ ભૌતિક વસ્તુનું આપનામાં
વસ્તુ આપની સાથે એક, છતાં આપનાથી
આપનાથી છૂટી પાડવાનો પ્રયત્ન કરે છે.

કરેલા હુમલાને લીધે હાથીઓને અતિશય પીડા થતી હતી, અને તેઓ સર્વે યુદ્ધના મેદાનમાંથી વેરવિખેર થઈ જતા હતા. એકલો ભૌમાસુર યુદ્ધના મેદાનમાં ઊભો રહ્યો, અને કૃષ્ણ સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેણે જોયું, કે કૃષ્ણનું વાહન ગરુડ પોતાના સૈનિકો તથા હાથીઓમાં જબરદસ્ત ખળભળાટ મચાવી રહ્યું હતું, એટલે અત્યંત ગુસ્સામાં આવીને, જેની શક્તિ સામે વજ્ર પણ પાછું પડે એવી પોતાની શક્તિથી, તેણે ગરુડજી પર પ્રહાર કર્યા. સદ્‌ભાગ્યે ગરુડજી સાધારણ પક્ષી ન હતા, તેથી જેમ મોટા હાથીને પુષ્પહારની અસર ન અનુભવાય, તેમ ગરુડજી ભૌમાસુરના પ્રહાર સહન કરવા લાગ્યા.

આમ ભૌમાસુરે આવીને જોયુ કે તેની કોઈ પણ જાતની ચાલાકી કૃષ્ણ પર ચાલી શકે તેમ નથી, એટલે તેને ખ્યાલ આવ્યો, કે કૃષ્ણને મારવાના તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ જશે છેવટે તેણે પોતાના હાથમાં ત્રિશૂળ લઈ પ્રભુને મારવાનો પ્રયત્ન કરી જોયો. કૃષ્ણ એટલા બધા નિપુણ હતા, કે ભૌમાસુર તેના ત્રિશૂળને સ્પર્શ કરે એ પહેલાં તો તીક્ષ્ણ સુદર્શન ચક્ર વડે તેનું મસ્તક કાપી નાખ્યું. કુંડળ અને મુગુટોથી ઝળહળતું તેનું મસ્તક યુદ્ધના મેદાનમાં પડયું શ્રીકૃષ્ણ ભગવાને ભૌમાસુરને મારી નાંખ્યો તે પ્રસંગે અસુરનાં સર્વે સગાં-વહાલાં હતાશ બની આક્રંદ કરવા લાગ્યાં, અને સાધુ પુરુષો ભગવાનની ઉદારચરિત યશસ્વી પ્રવૃત્તિઓનાં યશોગાન ગાવા લાગ્યા આ તક ઝડપી લઈને સ્વર્ગના દેવતાઓ પણ પ્રભુ પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા

આ સમયે પૃથ્વીમાતા તેમના વ્યક્તિરૂપે શ્રીકૃષ્ણ ભગવાન સમક્ષ પ્રગટ થયાં અને વૈજયંતી રત્નોની માળાથી તેમનું અભિવાદન કર્યું વળી તેમણે સુવર્ણ અને રત્નજડિત ઝળહળતાં અદિતિનાં કુંડળ પાછાં આપ્યાં. તદુપરાંત તેમણે વરુણનું છત્ર તેમજ બીજું કીમતી રત્ન શ્રીકૃષ્ણને ભેટ આપ્યું. આ પછી પૃથ્વીમાતા તેમના વ્યક્તિરૂપે જગત્‌પતિ, સર્વોચ્ચ પ્રભુ શ્રીકૃષ્ણને પ્રાર્થનાઓ કરવા લાગ્યાં, કે જેમનું સર્વ મહાનુભાવ દેવતાઓ પણ હમેશાં પૂજન કરતા તેમણે સન્માનપૂર્વક દંડવત્ પ્રણામ કર્યા, અને મહાન ભક્તિપૂર્વક દિવ્યાનંદમા આવી જઈ કહેવા લાગ્યાં:

"શંખ, ગદા, ચક્ર અને પદ્મ એવાં ચાર પ્રકારનાં પ્રતીકો સાથે હમેશાં વિદ્યમાન અને સર્વ દેવોના દેવ એવા ભગવાનને હું આદરપૂર્વક મારાં દંડવત્ પ્રણામ કરું છું. કૃપા કરીને આપ મારા સાદર દંડવત્ પ્રણામ સ્વીકારો. મારા વહાલા પ્રભુ! આપ પરમાત્મા છો, અને આપના ભક્તોની અભિલાષાઓ પૂરી કરવા, ભક્તોની પૂજનવિધિની ભાવનાને અનુરૂપ આપના વિવિધ પ્રકારના દિવ્ય અવતારો લઈને પૃથ્વી પર અવતાર ધારણ કરો છો. કૃપા કરી, સન્માનપૂર્વક મારા દંડવત્ સ્વીકારો."

"વહાલા પ્રભુ! આપની નાભિમાંથી કમલપુષ્પ ખીલે છે, વળી આપ હમેશાં કમલપુષ્પના હારથી શોભો છો. આપનાં નયન કમલપુષ્પની પાંદડીની જેમ હમેશાં પ્રફુલ્લ રહે છે, તેથી તેઓ બીજાનાં નયનોને સર્વ રીતે પ્રસન્ન કરે છે. આપનાં ચરણકમળ

નાજુક અને મૃદુ હોવાથી, આપના શુદ્ધ ભક્તો હમેશાં તેમનું પૂજન કરે છે, અને તેઓ તેમના કમળ જેવા હૃદયને સંતુષ્ટ કરે છે. એટલે હું આપને વારંવાર મારાં સન્માનપૂર્વક દંડવત્ કરું છું."

"આપનામાં સર્વ પ્રકારના ધર્મ, કીર્તિ, મિલકત, જ્ઞાન, અને ત્યાગ રહેલાં છે; આપ એ પાંચ પ્રકારના ઐશ્વર્યનું આશ્રયસ્થાન છો. આપ સર્વવ્યાપી હોવા છતાં આપ વસુદેવજીના પુત્ર તરીકે પ્રગટ થયા છો. એટલે કૃપા કરી મારા સન્માનપૂર્વક દંડવત્ પ્રણામ સ્વીકારો. આપ સર્વ કારણોના સર્વોચ્ચ કારણ અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. કેવળ આપ જ સર્વ જ્ઞાનના સરોવર છો. હું આપને મારા સન્માનપૂર્વક દંડવત્ પ્રણામ કરું છું. વ્યક્તિગત રીતે આપ અજન્મા છો, છતાં આપ સમગ્ર વિશ્વના પિતા છો. સર્વ પ્રકારની શક્તિઓના આશ્રયદાતા અને તેમનું સરોવર છો. આપનાથી આ પ્રગટ વિશ્વ ઉદ્ભવ્યું છે, અને આપ આ પ્રગટ વિશ્વના કારણ તથા પરિણામ છો. એટલે કૃપા કરી મારા સન્માનપૂર્વક દંડવત્ સ્વીકારો."

"મારા વહાલા પ્રભુ! બ્રહ્મા, વિષ્ણુ અને શિવ, એ ત્રણ દેવતાઓ આપનાથી મુક્ત નથી. જ્યારે પ્રગટ વિશ્વ ઉત્પન્ન કરવાની જરૂરિયાત ઊભી થાય છે, ત્યારે આપ રજોગુણી બ્રહ્માને પ્રગટ કરો છો; જ્યારે આપને આ પ્રગટ વિશ્વનું પોષણ કરવાની ઈચ્છા થાય છે, ત્યારે સર્વ સત્ત્વગુણોના સાગર એવા આપ, આપની જાતનો વિષ્ણુ ભગવાનમાં વિસ્તાર કરો છો. તે જ પ્રમાણે આપ તમોગુણના દેવતા ભગવાન શંકર તરીકે પ્રગટ થાઓ છો, અને આ રીતે આપ સમગ્ર વિશ્વનો પ્રલય કરો છો. આવી ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિનું સર્જન કરવા છતાં આપની દિવ્ય સ્થિતિ હમેશાં જળવાઈ રહે છે. આપ સાધારણ જીવાત્માઓની જેમ, આવી ત્રિગુણાત્મક પ્રકૃતિની જાળમાં કદી સપડાતા નથી."

"હે મારા પ્રભુ! ખરેખર તો આપ જ ભૌતિક પ્રકૃતિ, વિશ્વના પિતા, તથા સનાતન સમય છો, જેમણે પ્રકૃતિ તેમજ ભૌતિક સર્જકનો સંયોગ કર્યો છે. પરન્તુ આપ હમેશાં આ સર્વ ભૌતિક પ્રવૃત્તિઓમાં દિવ્ય છો. મારા વહાલા પ્રભુ! હે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, મને ખબર છે કે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ વિષયેન્દ્રિયો, મન, ઈંદ્રિયો અને તેમના દેવતાઓ, અહંકાર અને સમગ્ર ભૌતિક શક્તિ—આ વાસ્તવિક વિશ્વમાં રહેલી દરેક સજીવ અને નિર્જીવ વસ્તુ આપના પર આધાર રાખે છે. દરેક વસ્તુ આપનામાંથી ઉદ્ભવેલી છે, એટલે કોઈ પણ વસ્તુ આપનાથી છૂટી પાડી શકાય તેમ નથી, પરંતુ આપની સ્થિતિ દિવ્ય હોવાથી કોઈ પણ ભૌતિક વસ્તુનું આપનામાં આરોપણ થઈ શકે તેમ નથી. એટલે દરેક વસ્તુ આપની સાથે એક, છતાં આપનાથી ભિન્ન છે; અને જે તત્ત્વજ્ઞાનીઓ દરેક વસ્તુ આપનાથી છૂટી પાડવાનો પ્રયત્ન કરે છે, એમના દૃષ્ટિબિંદુમાં તેઓ ખરેખર ભૂલ કરે છે"

"મારા વહાલા પ્રભુ! આપને હું જણાવવાની રજા લઉં છું કે ભગદત્ત નામનો આ છોકરો મારા પુત્ર ભૌમાસુરનો પુત્ર છે. તે પોતાના પિતાના મરણના ભયાનક દૃશ્યથી અત્યંત મૂંઝાઈ ગયો છે, અને વર્તમાન સ્થિતિના ડરથી અત્યંત બેબાકળો બની ગયો છે, એટલે હું તેને આપના ચરણકમળને શરણે લાવી છું. હું આપને વિનંતી કરું છું કે આપ આ છોકરાને આપને શરણે લો અને તેને આપના ચરણકમળથી આશીર્વાદ આપો. એને હું આપની પાસે એટલા માટે લાવી છું, કે તે પોતાના પિતાની સર્વ પાપી પ્રવૃત્તિઓના પ્રત્યાઘાતોમાંથી મુક્ત બને."

જ્યારે કૃષ્ણ ભગવાને પૃથ્વીમાતાની પ્રાર્થનાઓ સાંભળી, ત્યારે એમણે તેને સર્વ ભયગ્રસ્ત પરિસ્થિતિમાંથી મુક્ત થવાની ખાત્રી આપી. તેમણે ભગદત્તને કહ્યું, "ડરીશ નહિ." પછી તેઓ ભૌમાસુરના સર્વ પ્રકારના ઐશ્વર્યયુક્ત રાજમહાલયમાં પ્રવેશ્યા. ભૌમાસુરના મહાલયમાં શ્રીકૃષ્ણે ૧૬૧૦૦ યુવાન રાજકન્યાઓ જોઈ, જેમને અપહરણ કરીને ત્યાં કેદ કરી હતી. રાજકન્યાઓએ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણને રાજમહાલયમાં પ્રવેશ કરતા જોયા કે તરત જ તેઓ પ્રભુનું સૌંદર્ય જોઈ મુગ્ધ બની ગઈ અને તેમની નિષ્કારણ કૃપા માટે પ્રાર્થના કરી. તેમણે જરા પણ અચકાયા સિવાય શ્રીકૃષ્ણ ભગવાનને પોતાના પતિ તરીકે સ્વીકારવાનો મનમાં નિર્ણય કર્યો. તેઓ દરેક ભાગ્યવિધાતાને પ્રાર્થના કરવા લાગી કે કૃષ્ણ પોતાના પતિ થાય. નિષ્ઠા અને ગંભીરતાથી તેમણે શ્રીકૃષ્ણના ચરણકમળમાં પોતાના હૃદયથી નિર્મળ ભક્તિભાવે પ્રાર્થના કરી. દરેક મનુષ્યના હૃદયમાં રહેલા પરમાત્મા શ્રીકૃષ્ણ એમની નિષ્કામ ભાવના સમજી શક્યા, અને તેઓ તે સૌને પોતાની પત્નીઓ તરીકે સ્વીકારવા સંમત થયા. આમ તેમણે તેમના માટે યોગ્ય સામગ્રી તથા અલંકારોની વ્યવસ્થા કરી, અને તેમાંની દરેકને પાલખીમાં બેસાડી દ્વારકા નગરીમા મોકલવામાં આવી. કૃષ્ણે રથો, ઘોડા, રત્નો અને ખજાના સહિત અમર્યાદિત સંપત્તિ રાજમહેલમાંથી એકઠી કરી તેમાં તેમણે ચાર ચાર દાંતવાળા પચાસ સફેદ હાથી પણ સ્વીકારીને તે સૌને દ્વારકા મોકલી આપ્યા.

આ પ્રસંગ પૂરો થયા પછી, શ્રીકૃષ્ણ ભગવાન અને સત્યભામા સ્વર્ગીય ગ્રહોની રાજધાની અમરાવતીમાં પ્રવેશ્યાં, અને તરત જ ઈન્દ્ર મહારાજ તથા તેમની પત્ની શચીદેવીના રાજમહેલમાં દાખલ થયાં. ત્યાં તે બંનેએ તેમનું સ્વાગત કર્યું. પછી કૃષ્ણે અદિતિનાં કુંડળ ઈન્દ્રને ભેટ આપ્યાં.

જ્યારે કૃષ્ણ અને સત્યભામા ઈન્દ્રની રાજધાનીમાંથી પાછાં ફરતાં હતાં, ત્યારે શ્રીકૃષ્ણે સત્યભામાને પારિજાત પુષ્પ છોડ આપવાનું વચન આપેલું તેનું સ્મરણ સત્યભામાએ કરાવ્યું. સ્વર્ગમાં આવ્યા તે તક સ્વીકારીને, તેમણે પારિજાતનો છોડ ઉખાડી લીધો અને ગરુડજીની પીઠ પર મૂક્યો. એક વાર નારદજીએ પારિજાતનું પુષ્પ કૃષ્ણનાં પટરાણી શ્રી રુક્મિણીદેવીને ભેટ આપેલું. આથી, સત્યભામાના મનમાં લઘુતાગ્રંથી ઉત્પન્ન થયેલી; એટલે તેમણે પણ કૃષ્ણ પાસે પુષ્પની અપેક્ષા રાખેલી. કૃષ્ણ સર્વ સહપત્નીઓ (શોક્યો)ના સ્પર્ધાત્મક

સ્ત્રીસુલભ સ્વભાવથી પરિચિત હતા, તેથી તેઓ હસ્યા. તેમણે તરત જ સત્યભામાને કહ્યું, "તું એક જ પુષ્પ શા માટે માગે છે? હું તને પારિજાત પુષ્પનું આખું વૃક્ષ લાવી આપીશ"

હકીકતમાં કૃષ્ણ પોતાની ધર્મપત્ની સત્યભામાને પોતાની સાથે ઈરાદાપૂર્વક લઈ ગયેલા, જેથી તે પોતાના હાથે પારિજાત લઈ શકે; પરંતુ ઈન્દ્ર સહિત સ્વર્ગલોકના દેવતાઓ અત્યંત ગુસ્સે થયા. તેમની રજા વગર સત્યભામાએ પૃથ્વીલોકમાં જોવા ના મળે એવો પારિજાતનો છોડ ઉખેડી લીધો, તેથી બીજા દેવતાઓ સહિત ઈન્દ્રે છોડ લઈ જવા બદલ કૃષ્ણ તથા સત્યભામાનો વિરોધ કર્યો, પરંતુ પોતાની કૃપાપાત્ર પત્ની સત્યભામાને પ્રસન્ન કરવા માટે કૃષ્ણ દૃઢનિશ્ચયી અને અડગ રહ્યા. એટલે દેવતાઓ અને કૃષ્ણ વચ્ચે યુદ્ધ થયું. હમેશની જેમ, કૃષ્ણ વિજયી નીવડયા, અને પોતાની પત્નીએ પસંદ કરેલો પારિજાત છોડ શ્રીકૃષ્ણ વિજયપૂર્વક આ પૃથ્વી પર, દ્વારકામાં લઈ આવ્યા. આ પછી, સત્યભામાના રાજમહેલના ઉદ્યાનમાં આ છોડ ઉગાડયો. આ અસામાન્ય વૃક્ષથી, સત્યભામાનું ઉદ્યાનગૃહ અસામાન્ય સૌંદર્યથી ખીલી ઊઠયું. પારિજાતનું વૃક્ષ પૃથ્વીના ગ્રહ પર ઊમટી આવવાથી એની સુવાસ પણ પૃથ્વી પર આવી અને સ્વર્ગીય હંસો પણ તેની આ સુવાસ તથા મધની શોધમાં ઊડીને પૃથ્વી પર આવવા લાગ્યા.

શુકદેવ ગોસ્વામી જેવા મહાન સંતોને શ્રીકૃષ્ણ પ્રત્યે ઈન્દ્રરાજાએ કરેલું વર્તન અનુચિત લાગ્યું. ભૌમાસુરે પહેલાં લઈ લીધેલાં ઈન્દ્રરાજાની માતાનાં કુંડળ તેમને ભેટ આપવા શ્રી કૃષ્ણ ભગવાન, પોતાની નિષ્કારણ કૃપાથી, સ્વર્ગલોકના અમરાવતી નગરમાં આવ્યા હતા. તેથી ઈન્દ્ર તેમને પ્રાપ્ત કરીને અત્યંત પ્રસન્ન થયા હતા, પરંતુ જ્યારે કૃષ્ણે સ્વર્ગલોકનો પુષ્પનો છોડ ત્યાંથી ઉપાડયો, ત્યારે ઈન્દ્ર તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. અગાઉ ઈન્દ્રનો અંગત સ્વાર્થ હતો, ત્યારે તેણે શ્રીકૃષ્ણનાં ચરણકમળમાં મસ્તક નમાવી નમાવીને પ્રાર્થનાઓ કરેલી, પણ જે ક્ષણે તેનો હેતુ પાર પડયો તે જ ક્ષણે તે બીજી જાતનો જીવ બની ગયો. ભૌતિકવાદીઓ સાથેનો વ્યવહાર એવો જ હોય છે. ભૌતિકવાદીઓને હમેશાં કેવળ પોતાના લાભમાં જ રસ હોય છે. એ હેતુથી તેઓ કોઈ પણ મનુષ્યનું કોઈ પણ પ્રકારે સન્માન કરે છે, પરંતુ જેવો તેમનો વ્યકિતગત હેતુ સિદ્ધ થાય છે, કે તરત જ મિત્ર મટી જાય છે. આવો સ્વાર્થી સ્વભાવ આ ગ્રહના શ્રીમંત--વર્ગમાં જોવા મળે છે, એટલું જ નહિ પરંતુ ઈન્દ્ર અને બીજા દેવતાઓ જેવી વ્યકિતઓમાં પણ તે જોવા મળે છે. અતિ સંપત્તિ પ્રાપ્ત કરીને મનુષ્ય સ્વાર્થી બને છે. સ્વાર્થી માણસ કૃષ્ણભાવના અપનાવવા તૈયાર થતો નથી, અને શુકદેવ ગોસ્વામી જેવા મહાન ભકતો તેને ધિક્કારે છે. બીજા શબ્દોમાં, કહીએ તો દુન્યવી સંપત્તિઓનો અતિરેક કૃષ્ણભાવનાના વિકાસ માટે મોટું દૂષણ છે.

ઈન્દ્રને હરાવ્યા પછી, કૃષ્ણે ભૌમાસુરના કેદખાનામાંથી લાવવામાં આવેલી ૧૬,૧૦૦ રાજકન્યાઓ સાથે લગ્ન કરવાની તૈયારી કરી. પોતાની જાતનો ૧૬,૧૦૦ સ્વરૂપે વિસ્તાર કરી, તેઓ એક સાથે એક જ મંગળમય ઘડીએ જુદા જુદા રાજમહેલોમાં તેમની સાથે પરણ્યા. આમ એમણે એ સત્ય સાબીત કર્યું, કે બીજું કોઈ નહિ પરંતુ શ્રીકૃષ્ણ

એકલા જ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હોવાથી તેમના માટે કશું અશક્ય નથી. તે સર્વશક્તિમાન, સર્વવ્યાપક તથા અવિનાશી છે, અને આમ હોવાથી આ લીલાચરિત્રમાં કશું જ આશ્ચર્યજનક નથી. શ્રીકૃષ્ણની ૧૬,૦૦૦ રાણીઓ હતી, તેમના કરતાં વધારે પ્રમાણમાં સર્વ રાજમહેલો, યોગ્ય ઉદ્યાનોથી, રાચરચીલાથી અને બીજી સાધન સામગ્રી વડે સજ્જ હતા, જેનો જોટો આખી દુનિયામાં જોવા મળે તેમ નથી. શ્રીમદ્ ભાગવતમ્‌ની આ વાર્તામાં કશી અતિશયોક્તિ નથી. કૃષ્ણની સર્વ રાણીઓ ભાગ્યદેવી લક્ષ્મીના અંશવિસ્તારો હતી. કૃષ્ણ તેમની સાથે વિવિધ મહેલોમાં રહેતા, અને જે રીતે એક સાધારણ મનુષ્ય પોતાની પત્ની પ્રત્યે વર્તન કરે, તે રીતે તે તેમની સાથે વર્તન કરતા.

આપણે એ હંમેશાં યાદ રાખવું જોઈએ કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાધારણ મનુષ્યની જેમ લીલા-ચરિત્ર કરતા હતા; પરંતુ તેમણે ૧૬ હજાર સ્ત્રીઓ સાથે ૧૬ હજાર કરતાં વધારે રાજમહેલોમાં એક સાથે લગ્ન કરીને, પોતાનું અસામાન્ય ઐશ્વર્ય દર્શાવેલું, છતાં તેમણે તેમની સામે એક સાધારણ મનુષ્યની જેમ વર્તન કરેલું, અને સાધારણ ઘરોમાં જોવા મળતા, પતિપત્ની વચ્ચેના સંબંધોનું ચુસ્તપણે અનુસરણ કરેલું. એટલે પરબ્રહ્મ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં લક્ષણ સમજવાં અત્યંત મુશ્કેલ છે. તે એટલે સુધી કે બ્રહ્માજી જેવા દેવતાઓ તથા બીજા પણ ભગવાનનાં દિવ્ય લીલાચરિત્રોમાં ઊંડા ઉતરવાને અશક્ત છે. કૃષ્ણની પત્નીઓ એટલી બધી ભાગ્યશાળી હતી કે તેમના પતિ તરીકે તેમણે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને પ્રાપ્ત કરેલા, પરંતુ તેમના પતિનું વ્યક્તિત્વ બ્રહ્મા જેવા દેવતાઓને પણ અગમ્ય હતું.

પતિ-પત્ની તરીકેના તેમના વ્યવહારમાં કૃષ્ણ તથા તેમની રાણીઓ હસતાં, વાતો કરતાં, આનંદપ્રમોદ કરતાં, એક બીજાને આલિંગન આપતાં વગેરે, વગેરે, અને તેમનો પ્રણય-સંબંધ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો ગયો. આ રીતે શ્રીકૃષ્ણ તથા રાણીઓએ તેમના ગૃહસ્થાશ્રમી જીવનમાં દિવ્ય સુખ ભોગવ્યું. તદુપરાંત જો દરેકેદરેક રાણીની સેવામાં હજારો દાસીઓ હતી, તેવી સર્વ રાણીઓ શ્રીકૃષ્ણની વ્યક્તિગત રીતે સંભાળ રાખતી. જ્યારે તે રાજમહેલમાં પ્રવેશ કરતા, ત્યારે તે કૃષ્ણને વ્યક્તિગત રીતે મળતી. તેઓ તેમને સુંદર પલંગ પર બેસાડી તેમનાં ચરણ-કમળ ગંગાજળથી પખાળી, પાન સોપારી અર્પણ કરી, તેમની પગચંપી કરી, તેમને સર્વ પ્રકારે પૂજવા માટેની સાધન સામગ્રી અર્પણ કરી, તેમનું સ્વાગત કરતી. આ રીતે, તેઓ ઘેરથી દૂર રહેવાને લીધે ઉત્પન્ન થયેલો થાક દૂર કરવામાં તેમને મદદ કરતી. તેઓ તેમને સુંદર રીતે પંખો નાંખતી, સુવાસિત ચંદનની વનસ્પતિનું તેલ અર્પણ કરી, પુષ્પહારથી સુશોભિત કરી, તેમના વાળ ઓળી, તેમને આરામ કરવા માટે પથારી જણાવી, અંગત રીતે સ્નાન કરાવી, અને સુંદર સ્વાદિષ્ટ ભોજન જમાડી, સંતુષ્ટ કરતી. આ સર્વ કાર્ય દરેકે દરેક રાણી અંગત રીતે કરતી. તેઓ દાસી માટે રાહ જોતી નહિ. બીજા શબ્દોમાં કૃષ્ણ અને તેમની વિવિધ રાણીઓ આ પૃથ્વી પર આદર્શ ગૃહસ્થ-જીવન દર્શાવતાં.



# ૫૯ કૃષ્ણ અને રુકિમણી વચ્ચેનો વાર્તાલાપ

બ્રહ્માથી માંડી ક્ષુલ્લક (કીડી) સુધીના સર્વ જીવાત્માઓને સર્વજ્ઞાન-પ્રદાતા, શ્રીકૃષ્ણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર એક વખતે રુકિમણીના શયનખંડમાં બેઠા હતા, રુકિમણી પોતાના હાથ નીચેની દાસીઓ સાથે શ્રીકૃષ્ણ ભગવાનની સેવા કરી રહ્યાં હતાં. શ્રીકૃષ્ણ, રુકિમણીના પલંગ પર બેઠા હતા, અને દાસીઓ તેમને ચામર ઢોળતી હતી.

શ્રીકૃષ્ણ ભગવાનનો રુક્મિણી સાથેનો સંપૂર્ણ પતિ તરીકેનો વ્યવહાર, એ પરમેશ્વરના સર્વોચ્ચ પૂર્ણત્વનું સંપૂર્ણ પ્રગટ સ્વરૂપ છે. ઘણા તત્ત્વજ્ઞાનીઓ સંપૂર્ણ સત્યના વિચારને, પ્રભુ આમ કરી શકે કે તેમ કરી શકે એ રીતે ઉપજાવી કાઢે છે. તેઓ ભગવાનના અવતારનો, અથવા માનવસ્વરૂપે રહેલા સર્વોચ્ચ પરમ સત્યનો અસ્વીકાર કરે છે. પરંતુ વાસ્તવિક રીતે હકીકત જુદી છે: ભગવાન આપણી અપૂર્ણ ઈન્દ્રિયોની પ્રવૃત્તિઓને આધીન નથી. તેઓ સર્વ શક્તિમાન, સર્વવ્યાપક, પૂર્ણ પુરુષોત્તમ છે; એટલે તેઓ તેમના ઉચ્ચ વિચારથી કેવળ સમગ્ર પ્રગટ વિશ્વનું સર્જન, પોષણ અને વિનાશ જ કરતા નથી, પરંતુ તેઓ પોતાના જીવનનું સર્વોચ્ચ કાર્ય સિદ્ધ કરવા માટે સાધારણ મનુષ્યની જેમ અવતાર પણ ધારણ કરી શકે છે. ભગવદ્ ગીતામાં કહ્યું છે, કે જ્યારે માનવ—સમાજની ધંધાદીય પ્રવૃત્તિઓના સંચાલનમાં મુશ્કેલી ઊભી થાય છે, ત્યારે તેઓ અવતરે છે. તેમને બહારના કોઈપણ માધ્યમ દ્વારા પ્રગટ થવાની ફરજ પડતી નથી, પરંતુ તેમની પોતાની અંતરંગ શક્તિથી માનવપ્રવૃત્તિઓમાં સદ્ધર્મની સ્થાપના કરવા માટે અને સાથે જ માનવ-સંસ્કૃતિની વિકાસયાત્રામાં ઉપદ્રવ કરી રહેલાં તત્ત્વોને નિર્મૂળ કરવા માટે ભગવાન અવતાર ધારણ કરે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં દિવ્ય લીલા-ચરિત્રોના આ સિદ્ધાંત અનુસાર તેઓ શ્રીકૃષ્ણના રૂપે પોતાના અખંડ સ્વરૂપે યદુવંશમાં અવતર્યા.

રુકિમણીનો રાજમહેલ આશ્ચર્યજનક રીતે બનાવવામાં આવેલો. મોતીઓના હારથી સુશોભિત ઝીણી દોરી વડે ઘણા ચંદરવા છત પરથી લટકતા હતા અને આખાયે મહેલ કિમતી રત્નોના પ્રકાશથી ઝળહળી ઊઠયા હતો. બહારમાં થતાં અત્યંત સુવાસિત પુષ્પો અને

ચમેલીની ઘણી પુષ્પવાટિકાઓ તેમાં હતી. ખીલી રહેલાં પુષ્પો સહિત, આ બધા છોડના સમૂહ મહેલના સૌંદર્યમાં વૃદ્ધિ કરતા હતા. અને પુષ્પોની તીવ્ર સુગંધને લીધે, વૃક્ષોની આજુબાજુ ગુંજારવ કરતા ભ્રમરાના સમૂહો ઘૂમતા, અને બારીમાં કોતરેલી નકશીમાંથી મનોહર ચાંદની પ્રકાશતી. વળી ત્યાં ઘણાં પારિજાતનાં જથ્થાબંધ વૃક્ષો હતાં, અને તેમની ઉપર થઈને વહી રહેલો મંદ મંદ પવન સર્વત્ર પુષ્પોની સુવાસ પ્રસરાવતો. મહેલની દીવાલોમાં સુગંધીદાર ધૂપસળી સળગતી, અને તેનો સુગંધીદાર ધૂમાડો બારીઓનાં છિદ્રો દ્વારા બહાર પ્રસરતો. ઓરડામાં દૂધના ફીણ જેવી સફેદ ચાદરોથી ઢંકાયેલાં ગોદડાંઓ હતાં. બિછાનાં દૂધના ફીણ જેવાં સ્વચ્છ અને પોચાં હતાં. આ સ્થિતિમાં, શ્રીકૃષ્ણ ભગવાન ખૂબ જ આરામથી બેસતા, અને રુકિમણી તથા તેમની દાસીઓની સેવા સ્વીકારતા.

રુકિમણી તેમના પતિ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સેવા કરવાની તક પ્રાપ્ત કરવા હમેશાં ખૂબ આતુર રહેતાં. તેથી તેઓ ભગવાનની વ્યક્તિગત રીતે સેવા કરવા ઈચ્છતાં, અને દાસીના હાથમાંથી લીધેલા ચામરના હાથા વડે ચામર ઢાળતાં. ચામરનો હાથો કીમતી રત્નો જડીને સુશોભિત કરેલો, તથા સુવર્ણનો બનાવેલો હતો, અને રુકિમણી જ્યારે પ્રભુને પંખો નાંખતાં, ત્યારે સૌંદર્યમાં અનેરી વૃદ્ધિ થતી, કારણ કે તેમની બધી આંગળીઓ રત્નજડિત વીંટીવાળી હોવાથી સુંદર દેખાતી. વળી, તેમના પગોમાં પહેરેલાં ઝાંઝરની ઘૂઘરીઓ અને રત્નોનો, તેમની સાડીઓની ઘડીમાં થઈને, આવતો રણકાર ખૂબ મધૂર સંભળાતો. રુકિમણીનાં ભરાવદાર સ્તનયુગલ કેસર અને કુંકુમ ચોપડેલાં હતાં. આમ તેમના ઢંકાયેલા સ્તનમાંથી નીસરતા રકતરંગી પ્રતિબિંબથી તેમના સૌંદર્યમાં અધિક વૃદ્ધિ થતી. તેમના નિતંબનો નીચલો ભરાવદાર ભાગ રત્નજડિત પટાથી સુશોભિત હતો, અને તેમના ગળે અત્યંત પ્રકાશથી ઝળહળતું લોકિટ લટકતું હતું. આ બધા ઉપરાંત, પોતાના પુત્રો પુખ્ત વયના થયેલા હોવા છતાં, જ્યારે તે શ્રીકૃષ્ણ ભગવાનની સેવામાં જોડાતાં, ત્યારે તેમનું શારીરિક સૌંદર્ય ત્રિભુવનમાં અજોડ લાગતું. જો આપણે એમના સુંદર મુખનો વિચાર કરીએ, તો એમ લાગે કે તેમના મસ્તક પરના વાંકડિયા વાળ, કાનમાંથી લટકતાં સુંદર કુંડળ, તેમના મુખનું સ્મિત અને તેમનો સુવર્ણનો અછોડો, સર્વે એકઠાં મળીને સુધાવર્ષણ કરી રહ્યાં હતાં, અને એ વસ્તુ નિશ્ચિત રીતે સાબિત થયેલી, કે જે રુકિમણી નારાયણના ચરણકમળની સેવામાં હમેશાં જોડાયેલાં તેઓ આદિ ભાગ્યલક્ષ્મી સિવાય બીજાં કોઈ હતાં નહિ.

મહાન આધારભૂત વિભૂતિઓ એમ સ્વીકારે છે, કે કૃષ્ણ અને રુકિમણીનાં લીલા-ચરિત્રો, સર્વ પ્રકારના ગુણગણાલંકૃત નારાયણ તથા લક્ષ્મીનાં લીલા-ચરિત્રોનાં પ્રગટ સ્વરૂપો હતાં વૃંદાવનમાં થયેલાં રાધાકૃષ્ણનાં ચરિત્રો સાદાં અને ગ્રામ્ય હતાં, અને દ્વારકામાં થતાં ચરિત્રો શહેરના સભ્ય-સમાજમાં દેખાતાં લક્ષણોયુકત હતાં. આમ વૃંદાવન અને દ્વારકાનાં લીલા-ચરિત્રોમાં ભિન્નત્વ હતું. રુકિમણીનાં લક્ષણ કલ્પી ન શકાય એવાં તેજસ્વી હતાં, અને કૃષ્ણને તેમના વર્તનથી અત્યંત સંતોષ થતો.

કૃષ્ણે એવો અનુભવ કરેલો, કે જ્યારે નારદમુનિએ રુકિમણીને પારિજાત પુષ્પ અર્પણ કર્યું, ત્યારે સત્યભામાને તેમનાં સહપત્ની રુકિમણીની ઈર્ષ્યા આવેલી અને તરત જ તેમણે કૃષ્ણ પાસે એવાજ પુષ્પની માગણી કરેલી. વાસ્તવમાં તેમને આખા વૃક્ષનુ વચન ના મળે ત્યાં સુધી તે શાંત થાય એમ ન હતાં. કૃષ્ણે એ જ વસ્તુ ખરેખર કરી બતાવી સ્વર્ગ-લોકમાંથી એ વૃક્ષ પૃથ્વીના ગ્રહ પર લાવવામાં આવ્યુ. આ પ્રસંગ પછી, કૃષ્ણને એવી આશા હતી, કે સત્યભામાને પારિજાતનું સંપૂર્ણ વૃક્ષ મળશે તેથી રુકિમણી પણ કાંઈક વસ્તુ માગશે, પરંતુ રુકિમણીએ તો આ પ્રસંગ વિષે કોઈ પણ જાતનો ઉલ્લેખ ન કર્યો, કારણ તે ગંભીર અને તેમની સેવામાં સહજ રીતે સંતુષ્ટ હતાં. કૃષ્ણ એમને થોડાં ઉશ્કેરાયેલાં જોવા માગતા હતા, એટલે તેમણે રુકિમણીના સુંદર મુખને કુપિત દશામાં જોવાની કરામત કરી કૃષ્ણને ૧૬,૧૦૦ કરતાં વધારે રાણીઓ હતી, છતાં તે તેમાંની દરેક સાથે કૌટુંબિક સ્નેહથી વર્તતા, તેઓ પોતાની અને પોતાની પત્ની વચ્ચે એવી વિશિષ્ટ પરિસ્થિતિનું સર્જન કરતા, કે પત્ની પ્રણય-ક્રોધાવેશમાં આવી તેમની ટીકા કરે, અને કૃષ્ણ આથી હર્ષ પામે. આ રીતે, કૃષ્ણને રુકિમણીમાં કોઈ પ્રકારનો દોષ દેખાયેલો નહિ, કારણ કે તે ઘણી મહાન હતી અને તેમની સેવામાં સદા સંલગ્ન રહેતી હતી. તેમણે તેની સાથે હસતાં હસતાં ખૂબ જ સ્નેહપૂર્વક આ રીતે બોલવાની શરૂઆત કરી. રુકિમણી શકિતશાળી ભીષ્મક રાજાની પુત્રી હતી, તેથી કૃષ્ણે, તેને આ વખતે રુકિમણી તરીકે સંબોધન કર્યું નહિ, પરંતુ તેમણે 'રાજકુમારી' કહી સંબોધન કર્યું: "મારી વહાલી રાજકુમારી! એ વસ્તુ ખૂબ જ આશ્ચર્યજનક છે, કે રાજકીય મંડળમાંથી ઘણી મોટી મોટી વ્યકિતઓ તમારી સાથે લગ્ન કરવા માગતી હતી તેઓ સર્વે રાજાઓ ન હોવા છતાં, તે સર્વની પાસે રાજાના જેટલું જ ઐશ્વર્ય અને સમૃદ્ધિ હતાં; તેઓમાં સારા, વિવેકી, સુશિક્ષિત, પ્રતિષ્ઠિત રાજાઓ હતા; તેઓ સુંદર શારીરિક લક્ષણો અને વ્યકિતગત સદ્‌ગુણોવાળા, ઉદાર-ચરિત, અત્યંત બળવાન અને દરેક દૃષ્ટિએ પ્રગતિશીલ હતા. તેઓ કોઈ પણ રીતે અયોગ્ય ન હતા, તદુપરાંત તમારા પિતાશ્રી તથા ભાઈને આવા લગ્નમાં વાંધો ન હતો. ઊલટું, તેમણે તો ગૌરવપૂર્વક જણાવેલું, કે તેઓ તમારું લગ્ન શિશુપાલ સાથે કરશે; આ લગ્નને તમારાં માતાપિતાએ સંમતિની મહોર મારેલી. શિશુપાલ મોટો રાજા હતો, અને તમારા સૌંદર્ય પાછળ એટલો બધો લુબ્ધ અને ઘેલો થયેલો, કે જો તેણે તમારી સાથે લગ્ન કર્યું હોત, તો હું ધારું છું કે તે તમારી સાથે તમારા આજ્ઞાંકિત સેવક તરીકે હમેશાં રહ્યો હોત."

"શિશુપાલના અંગત ગુણોની સરખામણીમાં હું કાંઈ નથી — તમે જાતે જ એટલું સમજી શકો છો. તમે શિશુપાલ સાથેના લગ્નનો અસ્વીકાર કરી શિશુપાલની સરખામણીમાં નીચલી કક્ષાના મારા જેવાનો સ્વીકાર કર્યો, તેથી મને આશ્ચર્ય થાય છે. હું ધારું છું, કે તમારો પતિ થવા માટે હું તદ્દન અયોગ્ય છું, કારણ તમે ખૂબ જ સુંદર, સમજદાર, ગંભીર અને ગુણિયલ છો. શું હું આપની પાસેથી એ જાણી શકું, કે મારામાં એવું શું છે કે જેના કારણે આપ મારો સ્વીકાર કરવા લલચાયાં? અલબત્ત, હવે હું તમને મારાં સુંદર ધર્મપત્ની તરીકે

સંબોધી શકું છું, પરંતુ આપને મારી સાચી સ્થિતિ વિષે માહિતી આપવી રહી, કે પેલા સર્વ રાજકુમારો જે આપને પરણવા માગતા હતા તેમના કરતાં હું ઊતરતી કક્ષાનો છું."

"સર્વ પ્રથમ તો તમે જાણતાં હશો, કે જરાસંધથી હું એટલો બધો ડરી ગયેલો, કે હું ધરતી પર રહેવાની હિંમત ના કરી શકયો અને આમ દરિયાના પાણીની અંદર મેં આ નિવાસસ્થાન બાંધ્યું. આ ભેદ કંઈ મારે બીજાને સમજાવવાનો હોય નહિ, પરંતુ તમારે એ જાણવું જોઈએ, કે મારામાં ખાસ વીરત્વ નથી, હું બીકણ છું અને તેમનાથી ડરું છું. છતાં હું સહીસલામત નથી, કારણ ધરતી પરના સર્વ રાજાઓ મારા શત્રુઓ છે. મેં તેમની સાથે ઘણી રીતે લડતા રહીને મારી જાતે આવી દુશ્મનાવટ ઊભી કરી છે. મારો બીજો દોષ એ છે, કે હું દ્વારકાના સિંહાસન પર બેઠેલો હોવા છતાં, મારો કોઈ સીધેસીધો દાવો નથી. મારા કંસ મામાનો વધ કરીને મેં રાજ્ય લીધું છે, પરંતુ રાજ્ય તો મારા દાદાને મળનાર હતું; એટલે ખરેખર તો મારી પાસે રાજ્યનો કબજો નથી. એ ઉપરાંત, જીવનમાં મારે નિશ્ચિત ધ્યેય નથી. લોકો મને ઘણી સારી રીતે સમજી શકતા નથી, કે મારા જીવનનું અંતિમ ધ્યેય શું છે? તેઓ એટલું બરાબર જાણે છે, કે હું વૃંદાવનમાં ગોપબાળક હતો. લોકો એમ ધારતા, કે હું મારા પાલક પિતા નંદ મહારાજના પગલે પગલે ચાલીશ, અને શ્રીમતી રાધારાણી તથા વૃંદાવન ગામની તેની સર્વ સખીઓ પ્રત્યે વફાદાર રહીશ; પરંતુ એટલામાં તો મેં તેમને ત્યજી દીધાં. મારે પ્રખ્યાત રાજકુમાર થવું હતું, છતાં હું કોઈ રાજ્ય મેળવી શકયો નહિ, કે રાજાની જેમ રાજ્ય કરી શકયો નહિ. જીવન પરત્વેના મારા અંતિમ ધ્યેય વિષે લોકો ક્ષુબ્ધ બની જાય છે; હું ગોપબાળક છું કે રાજકુમાર, હું નંદમહારાજનો દીકરો છું કે વસુદેવનો, એ તેઓ જાણતા નથી. મારા જીવનમાં મારું નિશ્ચિત ધ્યેય ન હોવાથી લોકો મને રખડેલ કહે છે. એટલે મને આશ્ચર્ય થાય છે, કે આવા રખડેલ પતિને તમે શા માટે પસંદ કર્યો હશે."

"આ ઉપરાંત મારી રીતભાત સભ્ય સમાજમાં શોભે તેવી નથી. પુરુષે એક પત્નીથી સંતોષ માનવો જોઈએ, પરંતુ તમે જોઈ શકો છો કે હું ઘણીવાર પરણ્યો છું, અને મારે ૧૬,૦૦૦ કરતાં વધારે પત્નીઓ છે. હું શિષ્ટ પતિ તરીકે સર્વને પ્રસન્ન કરી શકતો નથી. તેમની સાથેનું મારું વર્તન બહુ સારું ન કહી શકાય. વળી હું જાણું છું, કે તમે એ વિષે ખૂબ જ સભાન છો. કેટલીકવાર હું એવી સ્થિતિ સર્જું છું કે મારી પત્નીઓને એનાથી બહુ સુખ ન થાય. મારા બાળપણમાં હું ગામડામાં ઉછરેલો તેથી હું શહેરી જીવનના શિષ્ટાચારથી સારી રીતે પરિચિત નથી. મીઠા મીઠા શબ્દો અને સદ્‌ભાવ દર્શાવી પત્નીને કેમ રીઝવવી એ હું જાણતો નથી. મને વ્યાવહારિક અનુભવ પરથી એમ લાગે છે કે જે કોઈ સ્ત્રી મારાં પગલાંને અનુસરે છે અથવા મારા પ્રત્યે આકર્ષાય છે, તેને છેવટે તેના સમગ્ર શેષ જીવનમાં રડવું પડે છે. વૃંદાવનમાં ઘણી ગોપીઓ મારી પ્રત્યે આકર્ષાયેલી, અને હવે મેં તેમને ત્યજી દીધી છે. તેઓ જીવન તો જીવે છે, પરંતુ મારા વિયોગમાં કેવળ રુદન કર્યા કરે છે. અક્રૂર અને ઉદ્ધવ પાસેથી મેં સાંભળ્યું છે, કે જયારથી મેં વૃંદાવન છોડયું

છે, ત્યારથી મારા સર્વ ગોપ બાળમિત્રો, ગોપીઓ, રાધારાણી અને મારા પાલક પિતા નંદ મહારાજ મારે માટે સતત રુદન કર્યા જ કરે છે. મેં વૃંદાવન સદાને માટે છોડી દીધું છે, અને હવે હું દ્વારકામાં રાણીઓમાં રોકાયેલો રહું છું, પરંતુ તમારામાંના કોઈની સાથે મારું વર્તન વખાણવા જેવું નથી. તેથી તમે એ સહેલાઈથી સમજી શકો છો, કે મારામાં ચારિત્ર્યની ચંચળતા છે; હું વિશ્વાસપાત્ર પતિ નથી. મારામાં આકર્ષણ થવાનું પરિણામ એક જ છે, કેવળ વિરહી જીવન મેળવવું.

"મારી વહાલી સુંદર રાજકુમારી! તને કદાચ એ પણ ખબર હશે, કે હું સદાય નિર્ધન છું, મારો જન્મ થતાંની સાથે જ, તદ્દન અકિંચન અવસ્થામાં મને નંદ મહારાજના ઘેર લઈ જવામાં આવેલો અને કેવળ ગોપબાળક તરીકે મારો ઉછેર થયેલો. મારા પાલક પિતા પાસે લાખો ગાયો હતી, પણ એમાંની એક પણ ગાય મારી માલિકીની ન હતી. મને તો કેવળ એમની સંભાળ રાખવાની અને ચરાવવાની જવાબદારી સોંપવામાં આવેલી, પરંતુ હું માલિક ન હતો. અહીંયાં પણ હું કોઈ પણ વસ્તુનો માલિક નથી, પરંતુ હમેશનો અકિંચન છું. આવી નિર્ધન અવસ્થા માટે શોક કરવાનું કોઈ પણ કારણ નથી; ભૂતકાળમાં મારી પાસે કાંઈ ન હતું, એટલે હાલમાં મારી પાસે કાંઈ ન હોય તો તેથી હું શું કામ શોક કરું? વળી તમે એ પણ નોંધી રાખશો કે મારા ભક્તો ખૂબ શ્રીમંત માણસો નથી; તેમની પાસે ઘણી ઓછી દુન્યવી સંપત્તિ છે. દુન્યવી સંપત્તિ ધરાવનાર ઘણા શ્રીમંત માણસોને મારી ભક્તિ અથવા કૃષ્ણભાવનામાં રસ હોતો નથી. આથી ઊલટું જે મનુષ્ય પરાણે અથવા સંજોગો-વશાત્ નિર્ધન બને અને જો તેને તક મળે તો તેને મારામાં રસ જાગે છે. જે લોકોને પોતાની સંપત્તિનો ગર્વ છે, તેમને મારા ભક્તોનો સહવાસ થાય તો પણ તેઓ મારી ભાવનાનો લાભ લેતા નથી. અર્થાત્ માનવજાતિના વધારે ગરીબ-વર્ગને, સંભવ છે કે, મારામાં કંઈક રસ હોય, પરંતુ વધારે શ્રીમંત-વર્ગને રસ હોતો નથી. એટલે હું ધારું છું કે, તમે મારી પસંદગી કરી તે વધારે બુદ્ધિપૂર્વકની ન હતી. તમારા પિતા અને ભાઈએ આપેલી તાલીમને લીધે, તમે વધારે બુદ્ધિશાળી દેખાવ છો, પરંતુ અંતે તો તમારો જીવનસાથી પસંદ કરવામાં તમે મોટી ભૂલ કરી છે."

"પણ એમાં કાંઈ વાંધો નહિ; તદ્દન ન આવીએ એના કરતાં મોડા પડીએ તે વધારે સારું. સમૃદ્ધિ, કૌટુંબિક પ્રણાલિકા, સંપત્તિ, સૌંદર્ય, શિક્ષણ આ સર્વ બાબતોમાં જે તદ્દન બરાબરીઓ હોય એવો યોગ્ય પતિ તમારે પસંદ કરવો જોઈએ. તમે જે કંઈ ભૂલો કરી હોય તેને ભૂલી જવી જોઈએ. હવે તમે તમારો ભાવિ ઉજ્જવળ કારકિર્દીવાળો જિંદગીનો માર્ગ શોધી કાઢો. સામાન્ય રીતે મનુષ્ય પોતાની કક્ષા કરતાં ઊંચી અથવા નીચી કક્ષાના માણસ સાથે લગ્નસંબંધ બાંધતો નથી. વિદર્ભરાજની વહાલી દીકરી! તમારા લગ્ન પહેલાં તમે બરાબર વિચાર કર્યો હોય એમ હું ધારતો નથી. આમ તમે મને તમારા પતિ તરીકે પસંદ કરવામાં ગેરસમજ કરી છે. તમે ભૂલથી મારા ખૂબ જ ઉજ્જવળ ચારિત્ર્ય વિષે સાંભળ્યું હશે, પરંતુ હકીકતમાં હું એક ભિક્ષુકથી વિશેષ કાંઈ જ ન હતો. મને અને મારી

સાચી સ્થિતિને જોયા સિવાય, કેવળ મારા વિષે વાતો સાંભળીને, તમે મને તમારા પતિ તરીકે પસંદ કર્યો એ વસ્તુ બરાબર થઈ નથી. એટલે હું તમને સલાહ આપું છું કે, કદી ન અવાય તેના કરતાં થોડા મોડા અવાય તો તે વધારે સારું. મોટા મોટા ક્ષત્રિય રાજકુમારોમાંથી તમે હવે કોઈ એકને પસંદ કરો, તમે તમારા જીવનસાથી તરીકે તેને સ્વીકારી અને નકારી શકો છો."

કૃષ્ણ રુક્મિણીને એવે વખતે છૂટા-છેડા આપવાની વાત સમજાવી રહ્યા હતા, જ્યારે રુક્મિણીનાં બાળકો ઘણી મોટા ઉંમરનાં થઈ ચૂક્યાં હતાં. એટલે કૃષ્ણે રુક્મિણી પાસે મૂકેલી આખી દરખાસ્ત કંઈક અણધારી હોય એમ લાગે છે, કારણ વૈદિક સંસ્કૃતિ પ્રમાણે પતિ અને પત્નીના છૂટાછેડા લેવાતા ન હતા! વળી રુક્મિણી માટે આવી પરિપક્વ વયે, જ્યારે તેના ઘણા દીકરાઓએ લગ્ન કરી નાંખેલાં તે વખતે, એ શક્ય પણ ન હતું. કૃષ્ણની દરેકે દરેક દરખાસ્ત રુક્મિણીને ગાંડપણભરી જણાયેલી, અને કૃષ્ણ આવી વાતો બોલી શકે, તેથી તેમને આશ્ચર્ય થયેલું. રુક્મિણીનો સ્વભાવ સરળ હોવાને લીધે કૃષ્ણ-વિરહના વિચારે તેમની ચિંતા ઉત્તરોત્તર વધવા લાગી:

કૃષ્ણે જણાવ્યું: "છેવટે તો તમારે તમારા ભાવિ-જીવન માટે તૈયારી કરવાની છે. એટલે હું સલાહ આપું છું કે, તમે આ જીવન અને પછીના જીવનમાં તમને મદદ કરી શકે એવો કોઈ મનુષ્ય પસંદ કરો, કારણ કે હું મદદ કરવામાં તદ્દન અસમર્થ છું. મારી વહાલી સુંદર રાજકુંવરી! તમને ખબર તો છે, કે શિશુપાલ, શાલ્વ, જરાસંધ, દંતવક અને તમારા મોટા ભાઈ રુક્મી એ સૌ રાજવંશી માણસો મારા દુશ્મનો છે, તેમને હું બિલકુલ ગમતો નથી. તેઓ તેમના હૃદયના ઊંડાણમાંથી મને ધિક્કારે છે. આ સર્વ રાજવીઓ એમની દુન્યવી સંપત્તિને લીધે અતિશય ઘમંડી બન્યા છે, અને એમની પાસે જે કોઈ મનુષ્ય જાય, તેમની પરવા કરતા નથી. એમને કેટલાક પાઠ ભણાવવા માટે હું તમને તમારી ભાવના પ્રમાણે ઉપાડી લાવવા સંમત થયો હતો. બીજી રીતે કહું તો તમે મને લગન પહેલાં ચાહતાં હતાં, છતાં મને તમારી પ્રત્યે હકીકતમાં પ્રેમ નથી."

"હું આગળથી સમજાવી ગયો છું કે મને પતિ-પત્ની વચ્ચેના પ્રણયમાં કે કૌટુંબિક જીવનમાં ઝાઝો રસ નથી. સ્વભાવથી જ મને કૌટુંબિક જીવન, પત્ની, બાળકો, ઘર અને સંપત્તિમાં વધારે રસ નથી. જેમ મારા ભક્તો આવી સર્વ દુન્યવી વસ્તુઓ પ્રત્યે હમેશાં બેદરકાર હોય છે, હું પણ તેવોજ છું. હકીકતમાં મને આત્મસાક્ષાત્કારમાં રસ છે. તેથી આ કૌટુંબિક જીવનમાં નહિ પણ તેનાથી મને હર્ષ થાય છે." આમ પોતાનું વિધાન રજૂ કર્યા પછી, શ્રીકૃષ્ણ ભગવાન એકાએક અટકી ગયા.

શુકદેવ ગોસ્વામી જેવી મહાન આધારભૂત વ્યક્તિ એવી ટીકા કરે છે, કે કૃષ્ણ હમેશાં રુક્મિણી સાથે પોતાનો મોટા ભાગનો સમય પસાર કરતા, અને કૃષ્ણ તેમને ઘડીભર છૂટાં મૂકતા ન હતા, તેથી તેમને થોડો ઘણો ગર્વ હતો. પરંતુ કૃષ્ણને તેમના કોઈ પણ ભક્તો

અભિમાની બને એ ગમતુ નથી. જે ક્ષણે તેમને ભકત એમ કરતા લાગે કે તરત જ તે કંઈક યુકિત-પ્રયુકિત કરી એ ગર્વને નિર્મૂળ કરે છે. આ બાબતમાં પણ કૃષ્ણે ઘણી વાતો કહી કે જે રુકિમણી માટે સાંભળવી દુઃખદ હતી. કૃષ્ણ ફકત એવો નિર્ણય તારવી શકયા કે રુકિમણી પોતાની સ્થિતિ વિષે એવાં ગર્વિષ્ઠ બન્યાં હતાં કે, કૃષ્ણ તેમને કોઈ પણ ઘડીએ વેગળાં મૂકી દે.

રુકિમણી એટલાં તો સભાન હતાં કે તેમનો પતિ કોઈ સાધારણ મનુષ્ય ન હતો તે ત્રિભુવનનાથ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા. જે રીતે તે બોલતા હતા, તે ઉપરથી તેમને ભગવાનનો વિરહ થશે એ ભયથી એ ડરી ગયાં, કારણ તેમણે પહેલાં કૃષ્ણને આવા કઠોર શબ્દો બોલતા સાંભળેલા નહિ. કૃષ્ણના વિધાનના એક પણ શબ્દનો જવાબ આપ્યા સિવાય, જાણે શોકના સાગરમાં ડૂબી રહ્યાં હોય તેમ અતિશય ચિંતામાં તે કેવળ રડી પડયાં. પોતાના અંગૂઠાના નખ, કે જેમાંથી ધરતી પર લાલ તેજસ્વી કિરણો પ્રસરી રહ્યાં હતાં, તેનાથી શાંતિપૂર્વક જમીન ખોતરવા લાગ્યાં. તેમની આંખમાંથી વહી જતાં આંસુઓ તેમની પાંપણો પર આંજેલા કાજળના તેલ સાથે ભળીને તેમના સ્તન—યુગલ પર ચોળેલા કુમકુમ અને કેસરને ધોવા લાગ્યાં. અતિશય ચિંતાને લીધે રુંધાઈ ગયેલા કંઠને લીધે, તેઓ એક પણ શબ્દ બોલી ન શકયાં, અને નીચી નજરે પૂતળીની જેમ સ્તબ્ધ બની ઉભાં રહ્યાં અત્યંત દુઃખ, ભય અને રડવાને કારણે તેમની સર્વ તર્ક-શકિત ટૂંકી થઈ ગઈ, અને એકાએક શરીરનું વજન ઘટતાં તે એટલું બધું દુબળું થઈ ગયું કે કાંડા પર પહેરેલી બંગડીઓ ઢીલી પડી. જે ચામરના હાથાથી તેઓ કૃષ્ણની સેવા કરી રહ્યાં હતાં, તે તરત જ તેમના હાથમાંથી નીચે પડી ગયો. તેમની બુદ્ધિ અને સ્મરણશકિત કુંઠિત થઈ ગયાં, અને તેમણે ભાન ગુમાવી દીધું. તેમના મસ્તક પર વ્યવસ્થિત રીતે ઓળેલા વાળ આડાઅવળા વિખેરાઈ ગયા, અને પવનના ઝપાટાથી તૂટી પડેલા કેળવૃક્ષની જેમ તે સીધેસીધાં પડી ગયાં.

શ્રીકૃષ્ણ ભગવાનને તરત જ ખ્યાલ આવ્યો કે, રુકિમણીએ તેમના શબ્દો મશ્કરીરૂપે ગણી કાઢયા ન હતા. એમણે એનો ખૂબ જ ગંભીર અર્થ ઘટાવ્યો હતો, અને પ્રભુ સાથે તત્કાળ વિરહ થશે એની તીવ્ર ચિંતામાં તે આ સ્થિતિમા આવી પડયાં. શ્રીકૃષ્ણ ભગવાન - સ્વાભાવિક રીતે પોતાના ભકતો પ્રત્યે સ્નેહાળ રહે છે, અને રુકિમણીની સ્થિતિ જોઈને તેમનું હૃદય તરત જ આર્દ્ર બન્યું. તરત જ તેઓ તેમના પ્રત્યે લાગણીવશ બન્યા કૃષ્ણ અને રુકિમણી વચ્ચેનો સંબંધ એ લક્ષ્મી-નારાયણના જેવો સંબંધ હતો; એટલે તેઓ તેમની સમક્ષ ચતુર્ભુજ નારાયણ—સ્વરૂપે પ્રગટ થયા. તેઓએ પોતાની શય્યા પરથી નીચે ઊતરી પોતાના હાથથી તેમને અધ્ધર ઊંચકયાં, તેમના મુખ પર પોતાના શીતળ હાથ મૂકયા અને તેમના મસ્તકે વિખરાયેલા વાળ પર હાથ ફેરવવા લાગ્યા. શ્રીકૃષ્ણ ભગવાને પોતાના હાથ વડે રુકિમણીનાં આંસુથી ભીંજાયેલાં સ્તન લૂછી નાંખ્યાં. તેમના પત્નીના રુકિમણીના સ્નેહનું ગાંભીર્ય સમજી તેમણે તેમને પોતાની છાતી સરસાં ચાંપ્યાં.

કોઈ પણ વ્યક્તિ સમજી શકે એવી વસ્તુની વિચારણીય ગોઠવણી કરવામાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ખૂબ જ નિપુણાત છે, અને આથ તેમણે પહેલાં જે કહ્યું હતું તે શબ્દો તેમણે પાછા ખેંચવાનો પ્રયત્ન કર્યો. તેઓ સર્વ ભક્તોનું એકમાત્ર આશ્રયસ્થાન છે, અને તેથી પોતાના શુદ્ધ ભક્તોને કેવી રીતે સંતોષવા એ સારી રીતે જાણે છે. કૃષ્ણ સમજી ગયા કે તેમણે કરેલી મશ્કરીનો રુક્મિણીએ અવળો અર્થ ઘટાવ્યો છે, તેથી તેમની મૂંઝવણ દૂર કરવા માટે તેઓ વળી પાછા આ પ્રમાણે બોલવા લાગ્યા:

"મારી વહાલી વિદર્ભરાજકુમારી, મારી વહાલી રુક્મિણી, કૃપા કરી મારા બોલવાનો અવળો અર્થ ન કરતાં. આ પ્રમાણે મારી પ્રત્યે કઠોર ન બનો. મને ખબર છે કે, તમે કેટલી બધી સહૃદયતાથી અને ગંભીરપણે મારામાં આસક્ત છો; તમે મારાં સનાતન અર્ધાંગિની છો. જે શબ્દોથી તમે ઘવાયાં, એ તો હકીકતમાં અવાસ્તવિક હતા. મારે તમને થોડાંક ચીડવવાં હતાં; મારે તમારી આવી મજાક કરી, તમારી પાસેથી બે શબ્દો બોલાવવા હતા, દુર્ભાગ્યે તમે એને ગંભીર ગણી કાઢયા. હું એ બદલ ખૂબ જ દિલગીર છું. મેં એવી આશા રાખેલી કે મારા વિચારો સાંભળી તમારા હોઠ ગુસ્સામાં ફફડી જશે, અને તમે ઘણા ઘણા શબ્દોથી મને શિક્ષા કરશો. હે પૂર્ણ પ્રેમમૂર્તિ! મને સ્વપ્ને પણ એવી કલ્પના નહોતી કે, તમારી સ્થિતિ આવી થશે. મને આશા હતી કે તમે મારા કથનનો બદલો લેવા તમારી અંગારા ઝરતી આંખોથી મારી સામે જોશો, જેથી હું ક્રોધાવેશને લીધે સુંદર દેખાતા તમારા મુખનું પાન કરી શકું."

"મારી વહાલી રૂપસુંદર પત્ની, તમને ખબર છે કે આપણે ગૃહસ્થાશ્રમીઓ છીએ. આપણે ઘરસંસારની ઘણી ઘણી જવાબદારીઓમાં હમેશાં વ્યસ્ત હોઈએ છીએ, એટલે આપણી વચ્ચે મજાક મશ્કરીના શબ્દોની ઈચ્છા રાખવી જોઈએ. ગૃહસ્થજીવનમાં એ આપણા માટે આનંદની પરાકાષ્ઠા છે. હકીકતમાં ગૃહસ્થાશ્રમીઓ રાત અને દિવસ અતિશય મહેનત કરે છે, પરંતુ જ્યારે તેઓ પતિ અને પત્ની તરીકે ભેગાં મળે અને ઘણી ઘણી રીતે આનંદ પ્રમોદ કરે કે તરત તેમનો દિવસભરનો થાક ઓછો થઈ જાય છે." જેમ એક સાધારણ ગૃહસ્થાશ્રમી પોતાની પત્ની સાથે ઠઠ્ઠામશ્કરી કરી વિનોદ કરે તે પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાન પોતાના મનોભાવ વ્યક્ત કરવા માગતા હતા. એટલે તેમણે મજાકના શબ્દો અતિશય ગંભીર રીતે ન ગણવા રુક્મિણીને વિનંતી કરી.

આ રીતે, શ્રીકૃષ્ણ ભગવાને રુક્મિણીને પોતાના મીઠા શબ્દોથી શાંત પાડયાં ત્યારે તેઓ સમજી શક્યાં કે તેમના પતિએ કહેલા પહેલાંના શબ્દો ગંભીર અર્થમાં જણાવવામાં આવેલા નહિ, પરંતુ અંદરોઅંદર વિનોદવૃત્તિ જગાડવા માટે જ બોલાયેલા. એટલે કૃષ્ણના શબ્દો સાંભળીને તેઓ શાંત થયાં. ધીરે ધીરે કૃષ્ણના વિયોગનો સર્વ ભય દૂર થયો, અને તેઓ તેમના સ્વાભાવિક રીતે હસતા વદને, ખૂબ જ પ્રફુલ્લ બની તેમની સામે જોઈ રહ્યાં. તેઓ બોલ્યાં, "મારા વહાલા કમલનયન પ્રભુ! આપણું બંનેનું જોડું સંપૂર્ણ રીતે બંધ-

બેસતું નથી એવું તમારું કથન તદ્દન સાચું છે. મારા માટે તમારી સાથે સમોવડિયા થવું શકય નથી, કારણ તમે અમર્યાદિત સર્વોચ્ચ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને સર્વ ગુણોના સરોવર છો. મારાથી તમારી બરોબરી કેવી રીતે થાય? તમે સર્વ મહત્તાના સ્વામી, ત્રણે ગુણોના નિયામક, અને બ્રહ્માજી તથા શંકર ભગવાન જેવા મોટા દેવતાઓ માટે પૂજય છો. તેથી તમારી સાથે સરખામણી શકય-જ નથી. મારી બાબતમાં વસ્તુ એમ છે કે, હું ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિનું સર્જન છું. ભૌતિક પ્રકૃતિના ત્રણેય ગુણ ભકિતમય સેવાના વિકસિત માર્ગમાં અવરોધકર્તા છે. આપની સાથે મારી કયારે અને કયાં સરખામણી થઈ શકે? મારા વહાલા નાથ! તમે એ વાત પણ ખરી કહી છે કે, રાજાઓથી ડરી જઈ તમે સાગરના જળમાં આશ્રય લીધો છે, પરંતુ આ ભૌતિક જગતનો રાજા કોણ છે? હું નથી ધારતી કે કહેવાતાં રાજકુટુંબો ભૌતિક જગતના રાજાઓ છે. ભૌતિક જગતના રાજાઓ તો ભૌતિક પ્રકૃતિનાં ત્રણ ગુણો છે. તેઓ હકીકતમાં ભૌતિક જગતના નિયંતા છે. તમે દરેક મનુષ્યના હૃદયના ઊંડાણમાં રહેલા પરમાત્મા છો, અને ત્યાં રહી તમે હમેશાં ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિના સંસર્ગથી સદંતર દૂર રહો છો, એ વિષે શંકા નથી."

"તમે જણાવો છો કે તમે દુન્યવી રાજાઓ સાથે હમેશાં શત્રુતા રાખો છો, પરંતુ એ દુન્યવી રાજાઓ કોણ છે? હું ધારું છું કે ઈન્દ્રિયો દુન્યવી રાજાઓ છે. એ અત્યંત વિકરાળ છે, અને દરેક મનુષ્ય પર નિયમન રાખે છે. ખરેખર તમે આવી ભૌતિક ઈન્દ્રિયો પ્રતિ શત્રુતા રાખો છો. આપના પર કોઈ દિવસ ઈન્દ્રિયોની સત્તા ચાલતી નથી; ઊલટું, આપ ઈન્દ્રિયોના સ્વામી હૃષીકેશ છો. મારા વહાલા પ્રભુ! તમે કહ્યું છે કે, તમારી પાસે બિલકુલ રાજય સત્તા નથી, એ પણ ખરું છે. તમે તો ભૌતિક જગતના આધિપત્યવિહોણા છો, પરંતુ તમારા ચરણકમળમાં કંઈક આસકત તમારા સેવકો પણ ભૌતિક જગતનું આધિપત્ય ત્યજી દે છે, કારણ કે તેઓ ભૌતિક સ્થિતિને, આધ્યાત્મિક વિકાસને રૂંધી નાંખનાર સૌથી વધારે અંધકારમય પ્રદેશરૂપ ગણે છે. તમારા સેવકોને ભૌતિક આધિપત્ય ગમતું નથી, તો પછી તમારા વિષે શું કહેવાનું હોય? મારા વહાલા પ્રભુ, તમે એવું વિધાન કરો છો કે, તમને સાધારણ મનુષ્યની જેમ જીવનમાં કોઈ નિશ્ચિત ધ્યેય નથી, એ વાત પણ તદ્દન સાચી છે. મોટા મોટા સંત પુરુષો તરીકે જાણીતા તમારા મહાન ભકતો અને સેવકો એવી અવસ્થામાં રહે છે કે કોઈ તેમના જીવનના હેતુ વિષે સમજી ન શકે. તેઓ માનવ-સમાજમાં પાગલ અને એકલ-વિહારી ગણાય છે. સાધારણ મનુષ્ય માટે તેમનું જીવનધ્યેય રહસ્યપૂર્ણ રહે છે; નીચામાં નીચી કક્ષાનો મનુષ્ય તમને કે તમારા સેવકને ઓળખી શકતો નથી. વાસનામય જીવન જીવતો મનુષ્ય તમારાં કે તમારા ભકતોનાં લીલા-ચરિત્રોની કલ્પના પણ કરી શકતો નથી. હે અમર્યાદિત પ્રભુ! જયારે તમારા ભકતોની પ્રવૃત્તિઓ અને સાધનાઓ સાધારણ મનુષ્ય માટે રહસ્યમય રહે છે ત્યારે તેઓ તમારા હેતુ અને પરિશ્રમને કેવી રીતે સમજી શકે? સર્વ પ્રકારની શકિતઓ અને ઐશ્વર્ય તમારી સેવાઓમાં જોડાયેલાં છે, છતાં તેઓ તમારા આશ્રયે રહ્યાં છે."

"તમે તમારી જાતને નિર્ધન તરીકે વર્ણવો છો, પરંતુ આ સ્થિતિ ગરીબ અવસ્થા નથી. વિશ્વમાં તમારા વિના બીજું કાંઈ નથી, એટલે તમારે કોઈ વસ્તુને મેળવવાની જરૂર રહેતી નથી. તમે તમારી જાતે સર્વસ્વ છો. બીજાઓની જેમ તમારે બહાર જઈ કોઈ પણ વસ્તુ ખરીદવાની જરૂર નથી. તમે સંપૂર્ણ છો એટલે તમારામાં સર્વ વિરોધી વસ્તુઓનું યોગ્ય સંયોજન થાય છે. તમારા કબજામાં કોઈ વસ્તુ નથી, પરંતુ તમારા કરતાં કોઈ પણ મનુષ્ય વધારે શ્રીમંત નથી. ભૌતિક જગતમાં કોઈ પણ મનુષ્ય પ્રાપ્તિ વિના શ્રીમંત થઈ શકતો નથી. આપ સંપૂર્ણ ઈશ્વર છો તેથી નિર્ધન હોવા છતાં સાથે જ સર્વશ્રેષ્ઠ શ્રીમંત હોવાની યોજના આપ રચી શકો છો. વેદોમાં કહ્યું છે કે, તમારા હાથ અને પગ ભૌતિક ન હોવા છતાં ભક્તો દ્વારા ભક્તિમય સેવામાં અર્પણ કરાયેલી દરેક વસ્તુનો તમે સ્વીકાર કરો છો. તમારે ભૌતિક આંખો કે કાન નથી, પરંતુ તમે દરેક વસ્તુ દરેક સ્થળે જોઈ શકો છો, અને તમે દરેક વસ્તુનું દરેક સ્થળે શ્રવણ કરી શકો છો. તમારી પાસે કોઈ વસ્તુ નથી, છતાં જેમનું બીજાઓ પૂજન કરે છે તે મોટા મોટા દેવતાઓ તમારી કૃપા મેળવવા પ્રયત્ન કરે છે. તમે ગરીબોની કક્ષામાં કેવી રીતે આવી શકો?"

"મારા વહાલા પ્રભુ! તમે એ પણ જણાવ્યું છે કે, માનવસમાજનો સૌથી વધુ શ્રીમંત–વર્ગ આપનું પૂજન કરતો નથી. આ પણ ખરું છે, કારણ કે ભૌતિક સંપત્તિના ગર્વથી છકી ગયેલા માણસો તેમની ઇન્દ્રિયોની તૃપ્તિ માટે જ તેમની મિલકત વાપરવાનો વિચાર કરે છે. જ્યારે દારિદ્ર્યથી પીડાતો માણસ શ્રીમંત બને છે ત્યારે, તે ઇન્દ્રિયોની તૃપ્તિ માટે યોજના ઘડે છે. તે પોતાના પરિશ્રમની મિલકતનો ઉપયોગ કેવી રીતે કરવો એ વિષેના અજ્ઞાનને લીધે આમ કરે છે. બહિરંગ શક્તિથી મુગ્ધ બનેલો તે વિચારે છે કે, પોતાની સંપત્તિનો ઉપયોગ ઇન્દ્રિયોના સંતોષ માટે યોગ્ય રીતે થઈ રહ્યો છે, અને આમ તે દિવ્ય સેવા પ્રત્યે ઉદાસીન રહે છે. મારા વહાલા પ્રભુ! તમે કહ્યું છે કે નિર્ધન લોકો તમને ખૂબ જ વહાલા છે; તમારો ભક્ત સર્વ વસ્તુ ત્યજી દઈને કેવળ તમને જ પ્રાપ્ત કરવા માગે છે. એટલે હું જોઉં છું કે જેમની પાસે કોઈ ભૌતિક સંપત્તિ હોતી નથી એવા નારદમુનિ જેવા મોટા સંત હજી સુધી તમને વહાલા રહ્યા છે અને આવા માણસો તમારા સિવાય બીજા કશાની દરકાર કરતા નથી."

"મારા વહાલા પ્રભુ! તમે કહ્યું કે, સમાન, સામાજિક દરજ્જાવાળા, સૌંદર્ય, શક્તિ, સંપત્તિ, પ્રભાવ અને ત્યાગમાં સમાનતા ધરાવતા મનુષ્યો વચ્ચેનું લગ્ન યોગ્ય નીવડી શકે. પરંતુ જીવનની આવી પરિસ્થિતિ કેવળ તમારી કૃપાથી જ શક્ય નીવડે. તમે સર્વ ઐશ્વર્યના સર્વોચ્ચ સંપૂર્ણ મૂળ છો. મનુષ્યોને જીવનમાં જે કાંઈ શ્રીમંતાઈ પ્રાપ્ત થાય છે, એ સર્વ આપના દ્વારા જ પ્રાપ્ત થાય છે. વેદાંતસૂત્રમાં વર્ણન આવે છે તે પ્રમાણે जन्माद्यस्य यतः। તમે એવા સર્વોચ્ચ સ્રોત છો, જ્યાંથી દરેક વસ્તુ પ્રગટે છે. તમે સર્વાનંદ સરોવર છો. એટલે, જ્ઞાનપરાયણ લોકો કેવળ આપની પ્રાપ્તિ ઝંખે છે, બીજું કાંઈ જ નહિ. તમારી કૃપા મેળવવા તેઓ દરેક વસ્તુ, એટલે સુધી કે બ્રહ્મન્‌નો દિવ્ય સાક્ષાત્કાર પણ ત્યજી દે છે

તમે જીવનના સર્વશ્રેષ્ઠ અંતિમ ધ્યેય છો. તમે જીવાત્માઓના સર્વ હિતોના સરોવર છો. જેઓ સાચા અર્થમાં શુભેચ્છકો છે, તેઓ કેવળ તમારી કામના કરે છે, અને આ કારણથી તેઓ સિદ્ધિ પ્રાપ્ત કરવા દરેક વસ્તુ ત્યજી દે છે. એટલે તેઓ તમારો સાથ મેળવવાને યોગ્ય છે. કૃષ્ણભાવનામય પ્રવૃત્તિઓમાં કામ કરી રહેલા સેવકો અને માલિકો વિજાતીય આકર્ષણને લીધે ભૌતિક સમાજમાં ભોગવવાં પડતાં સુખ અને દુ:ખને આધીન નથી; એટલે દરેક સ્ત્રી કે પુરુષે તમારા સેવકો અને માલિકોના સમાજમાં સંબંધ રાખવો જોઈએ. તમે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો; કોઈ તમારાથી ચડિયાતો નથી, કોઈ તમારી સાથે બરોબરીપણું કરી શકે તેમ નથી. જે સમાજરચનામાં તમે કેન્દ્રસ્થાને સર્વોચ્ચ પુરુષ તરીકે સેવા પામતા હો અને બીજા સર્વે તમારા સેવકો તરીકે કામ કરી રહ્યા હોય એ રચના સંપૂર્ણ કહેવાય. આવા સંપૂર્ણ રચનાવાળા સમાજમાં દરેક મનુષ્ય શાશ્વત રીતે સુખ અને આનંદમાં રહી શકે છે.

"મારા પ્રભુ, તમે કહ્યું છે કે, કેવળ ભિખારીઓ તમારાં યશોગાન ગાય છે અને એ સંપૂર્ણ રીતે સાચું પણ છે. પણ એ ભિખારીઓ કોણ છે? એ ભિખારીઓમાંના સર્વે ઉચ્ચ ગુણગુણાલંકૃત ભક્તો, મુક્તાત્માઓ અને સંન્યાસી જીવન જીવનારાઓ છે. તેઓ સૌ મહાત્માઓ અને ભક્તો છે. એમને તમારાં યશોગાન ગાવા સિવાય બીજો કોઈ વ્યવસાય નથી. આવા મોટા અપરાધીઓ સૌથી વધારે દુષ્ટ અપરાધીને પણ માફ કરી શકે છે. આ બધા કહેવાતા ભિક્ષુકો ભૌતિક જગતમાં સર્વ પ્રકારની યાતનાઓ સહન કરીને, આધ્યાત્મિક જીવનમાં પ્રગતિ કરી રહ્યા છે. મારા વહાલા પતિ! તમે એવું ન માનતા કે મેં મારા અલ્પ અનુભવને લીધે તમને મારા પતિ તરીકે સ્વીકાર્યા છે; હકીકતમાં, મેં સર્વે મહાત્માઓનું અનુસરણ કર્યું છે. મેં આ મહાન સાધુઓના માર્ગનું અનુસરણ કરી તમારા ચરણકમળમાં મારું જીવન અર્પણ કરવાનો નિર્ણય કર્યો છે."

"તમે કહ્યું કે, તમે નિર્ધન છો; એ પણ ખરું કે તમે તમારા સર્વસ્વનું આ મહાત્માઓ અને ભક્તોમાં સંપૂર્ણ રીતે વિતરણ કરો છો. આ હકીકત ખૂબ સારી રીતે જાણીને ભગવાન બ્રહ્માજી અને રાજા ઈન્દ્ર જેવી મહાન વ્યક્તિઓને મે નકારી કાઢી મારા પ્રભુ, મહાન કાળ કેવળ તમારા માર્ગદર્શનને અનુસરે છે. કાળ એટલો બળવાન અને સમર્થ છે કે, આંખના પલકારામાં કોઈ પણ જગ્યાએ સૃષ્ટિમાં સર્વનાશ રેલાવી શકે છે. આ સર્વ ઘટકોને ગણતરીમાં લેતાં, મને લાગેલું કે, મને પરણવા માગતા જરાસંધ, શિશુપાલ અને એમના જેવા બીજા રાજવીઓ સાધારણ જંતુઓ કરતાં વધારે અગત્યના ન હતા."

"મારા વહાલા સર્વશક્તિમાન વસુદેવનંદન! તમે જણાવો છો કે મોટા મોટા સર્વ રાજાઓથી ડરી જઈને આપે સમુદ્રના જળમાં આશ્રય લીધો છે, તો એ વસ્તુમાં મારા અનુભવ પ્રમાણે આપ વિરૂદ્ધ વકતવ્ય દર્શાવો છો. હકીકતમાં મેં જોયું છે કે, આપે આ સર્વ રાજાઓની હાજરીમાં મારું બળજબરીથી હરણ કરેલું. મારા લગ્ન-પ્રસંગે, આપના ધનુષની પણછને ખેંચીને આપે ખૂબ જ સહેલાઈથી બીજા બધાને હાંકી કાઢયા અને કૃપા

કરીને મને આપના ચરણકમળમાં આશરો આપેલો. જેમ સિંહ આંખના પલકારામાં બીજા નાનાં નાનાં પશુઓને નસાડી મૂકી પોતાના શિકારનો ભોગ બળપૂર્વક પ્રાપ્ત કરે, તેમ તમે મારું હરણ કરેલું. એનો તાદૃશ્ય ચિતાર હજી સુધી મારા મનમાં ખડો થાય છે."

"મારા વહાલા કમલનયન પ્રભુ! સ્ત્રીઓ અને બીજા મનુષ્યો તમારા ચરણકમળનો આશ્રય લઈ પોતાના દિવસો કેવળ વિરહમાં ગુજારે છે, એવું તમારું વિધાન હું સમજી શકતી નથી. જગતના ઈતિહાસમાંથી આપણે જોઈ શકીએ છીએ કે અંગ, પૃથુ, ભરત, યયાતિ અને ગય જેવા જગતમાં મોટામોટા સમ્રાટો થઈ ગયા, તેમની ઉચ્ચ સ્થિતિનો મુકાબલો કરી શકે એવા પ્રતિસ્પર્ધીઓ કોઈ ન હતા, પરંતુ આપના ચરણકમળની કૃપા પ્રાપ્ત કરવા માટે તે બધા પોતાની ઉચ્ચ સ્થિતિ ત્યજીને, તપસ્વીજીવન તથા પ્રાયશ્ચિત્તો માટે જંગલમાં ગયેલા. જ્યારે આપના ચરણકમળનું શરણું સ્વીકારીને, એમણે આવી સ્થિતિ સ્વેચ્છાપૂર્વક પસંદ કરી, એટલે શું એવો અર્થ થઈ શકે કે તેઓ વિરહમાં વિલાપ કરી રહ્યા હતા?"

"મારા વહાલા પ્રભુ! તમે મને સલાહ આપી કે આપનો સાથ ત્યજી, છૂટા-છેડા લઈ, હું બીજા કોઈ રાજાને પસંદ કરી શકું છું. પરંતુ, મારા વહાલા પ્રભુ, મને એ વસ્તુની સંપૂર્ણ માહિતી છે કે તમે સર્વ સદ્ગુણોના સરોવર છો. નારદમુનિ જેવા મોટા મોટા સંતપુરુષો હમેશાં કેવળ તમારા દિવ્ય ગુણોનાં યશોગાન ગાય છે. જો કોઈ મનુષ્ય કેવળ આવા સંત-પુરુષોનું શરણું સ્વીકારે તો તે તરત જ સર્વ ભૌતિક વાસનાઓમાંથી મુક્ત બને છે, અને તમારી સેવાનો પ્રત્યક્ષ સંસર્ગ થવાથી ભાગ્યલક્ષ્મી તેના પર સર્વ આશીર્વાદ વરસાવવા સંમત થાય છે. આ સંજોગોમાં, એવી કઈ મૂર્ખ સ્ત્રી હશે કે જે પ્રમાણભૂત સૂત્રોનો દ્વારા તમારા યશનું શ્રવણ કરી અને એક યા બીજા પ્રકારે તમારા ચરણકમળનો આસ્વાદ માણ્યો હોય છતાં જન્મ, જરા, વ્યાધિ અને મરણથી હમેશાં ડરતી હોય તેવી ભૌતિક જગતની અન્ય વ્યક્તિને પરણવા તૈયાર થાય? એટલે મેં તમારાં ચરણકમળનો સ્વીકાર વગર વિચાર્યે કર્યો જ નથી, પરંતુ પરિપક્વ અને ઝીણવટપૂર્વક નિર્ણય કર્યા પછી જ મેં આ પગલું લીધું છે. મારા વહાલા પ્રભુ! તમે ત્રણેય લોકના સ્વામી છો. તમે આ લોક તેમજ પરલોકમાં રહેલા તમારા સર્વ ભક્તોની સર્વ ભાવના પૂરી કરી શકો છો, કારણ કે તમે દરેક વ્યક્તિના પરમાત્મા છો. તેથી જ એક માત્ર યોગ્ય વ્યક્તિ ગણીને, મેં તમને મારા પતિ તરીકે પસંદ કર્યા છે. તમે મને મારી સકામ પ્રવૃત્તિઓનાં પરિણામો ભોગવવા માટે ગમે તે જીવયોનિમાં નાંખો; મને એની બિલકુલ પરવા નથી. મારી એકમાત્ર મહત્ત્વાકાંક્ષા એટલી જ છે કે, હું તમારા ચરણકમળમાં હમેશાં બંધાયેલી રહું, કારણ તમે તમારા ભક્તજનોને સ્વપ્નવત્ ભૌતિક જગતમાંથી મુક્ત કરી શકો છો, અને હમેશાં તમારા ભક્તજનોમાં તમારી જાતની લહાણી કરવા માટે તત્પર રહો છો."

"મારા વહાલા પ્રભુ! તમે મને શિશુપાલ, જરાસંધ, અથવા દંતવક્ર જેવા કોઈ રાજવીને પસંદ કરવા માટે સલાહ આપી છે, પરંતુ આ દુનિયામાં તેમનું શું સ્થાન છે? જેમ

વાણીએ જોડેલો બળદ રાતદિવસ ફર્યા કરે—સખત પરિશ્રમ કર્યા કરે—તેમ તેઓ હમેશાં પોતાનું ગૃહસ્થી જીવન ટકાવી રાખવા માટે સખત પરિશ્રમમાં રોકાયેલા રહે છે. તુલના કરીએ તો તેઓ ભાર ઉપાડતા ગધેડા રહે છે. હમેશાં કૂતરાની જેમ તેમની ફજેતી થાય છે, અને તેઓ બિલાડીઓની જેમ કૃપણ હોય છે. તેમણે પોતાની જાતને પોતાની સ્ત્રીઓના ગુલામો તરીકે વેચી દીધી છે. જે કોઈ દુર્ભાગી સ્ત્રીએ તમારા યશ કદી ન સાંભળ્યા હોય તે આવા માણસને પોતાના પતિ તરીકે સ્વીકારે, પરંતુ જે સ્ત્રીએ તમારા વિષે જાણ્યું છે — કે કેવળ આ જગતમાં જ નહિ, પરંતુ ભગવાન બ્રહ્માજી અને શંકર ભગવાન જેવા મોટા મોટા દેવતાઓનાં સ્થાનકોમાં પણ તમારી પ્રશંસા થાય છે—એવી સ્ત્રી તમને છોડીને બીજા કોઈ પણ મનુષ્યને પોતાના પતિ તરીકે નહિ સ્વીકારે. આ ભૌતિક જગતમાં રહેલો મનુષ્ય કેવળ મડદા જેવો છે. હકીકતમાં, બાહ્ય દૃષ્ટિએ, આ દેહ જીવાત્મા પર ચડેલું ઢાંકણ છે, આ શરીર દાઢી અને મૂછો, શરીર પરની રૂંવાટી, આંગળીઓના નખ અને મસ્તકના વાળ વડે શણગારાયેલી ચામડાની થેલી છે. આ સુશોભિત થેલીમાં માંસપેશીઓનાં ગૂંચળાં, હાડકાંના ઢગ અને લોહીનાં ખાબોચિયાં ભરેલાં છે, વળી એમાં મળ, મૂત્ર, લાળ, પિત્ત અને અશુદ્ધ વાયુ એકઠા થયેલા છે, તેમજ એમાં વિવિધ પ્રકારના જીવ-જંતુઓ પોતાનો આહાર મેળવે છે. કોઈ મૂર્ખ સ્ત્રી જ આવા શબને પોતાના પતિ તરીકે સ્વીકાર કરે અને તદ્દન અણસમજુ હોય તે જ તેને પોતાના વહાલા સાથી તરીકે સ્વીકારી, તેની સાથે સ્નેહ કરે. આ વસ્તુ એટલા માટે સંભવે છે કે, આવી સ્ત્રીએ કોઈ દિવસ તમારા ચરણકમળને સ્પર્શતી અખંડ આશીર્વાદ અર્પતી રજનો આનંદ માણ્યો નથી.

"મારા વહાલા કમલનયન સ્વામી! તમે સ્વયં સંતુષ્ટ છો, તેથી હું રૂપવતી છું કે ગુણિયલ છું એની તમે દરકાર કરતા નથી તમને એની બિલકુલ પરવા નથી. તમારી અનાસક્તિ મને જરાય આશ્ચર્યજનક લાગતી નથી—એ તદ્દન સ્વાભાવિક છે. કોઈ પણ સ્ત્રીની સ્થિતિ કે સૌંદર્ય ગમે તેટલાં ઉચ્ચ કેમ ન હોય, પરંતુ તમે એનામાં આસક્ત થતા નથી. તમે મારામાં આસક્ત હો કે ના હો પરંતુ મારી ભક્તિ અને ધ્યાન તમારા ચરણકમળમાં હમેશાં રોકાયેલાં રહેશે. ભૌતિક રજોગુણ એ પણ તમારું સર્જન છે, અને જયારે તમે ઉત્તેજિત બની મારા તરફ દૃષ્ટિપાત કરો છો, ત્યારે હું તેને મારા જીવનના સર્વશ્રેષ્ઠ આશીર્વાદ તરીકે સ્વીકારું છું. આવી મંગળમય ક્ષણો માટે જ હુ અભિલાષા રાખું છું."

કૃષ્ણ ભગવાને તેમના પ્રત્યે ક્રોધમાં પ્રણય જાગ્રત કરવા માટે જે જે શબ્દ વાપરેલા તે દરેક વિષે રુક્મિણીનું વિધાન અને સ્પષ્ટીકરણ સાંભળીને કૃષ્ણે રુક્મિણીને આ પ્રમાણે સંબોધ્યાં: "મારાં વહાલાં, ચારિત્ર્યશીલ, સદ્ધર્મચારિણી! મારાં વહાલાં રાણી, હું તમારી પાસેથી આવી સમજાવટની અપેક્ષા રાખતો હતો, અને કેવળ આવા હેતુથી જ આવા શબ્દો મશ્કરીમાં બોલેલો, કે જેથી સાચા દૃષ્ટિબિંદુ વિષે તમે છેતરાઈ જાઓ. હવે મારો હેતુ સફળ થયો છે., અને તમે મારા પ્રત્યેક શબ્દ વિશે જે આશ્ચર્યજનક સમજૂતી આપી છે તે તદન સાચી છે અને તેને હું મંજૂર રાખું છું. હે સર્વશ્રેષ્ઠ રૂપવતી રુક્મિણી! તમે મારાં અત્યંત

વહાલાં પત્ની છો. તમને મારામાં કેટલો બધો સ્નેહ છે, એ જોઈ મને ખૂબ હર્ષ થાય છે. કૃપા કરી એટલું સ્વીકારજો કે તમારી મહત્ત્વાકાંક્ષા અથવા ભાવના અથવા અપેક્ષા ગમે તેવી હોય, પરંતુ હું હમેશાં તમારી સેવામાં રહેલો છું. અને એ પણ એક હકીકત છે કે, મારા ભક્તજનો, મારા વહાલસોયા મિત્રો અને સેવકો, હમેશાં ભૌતિક વાસનાઓથી મુક્ત જ હોય છે, પરંતુ ખૂબી તો એ છે કે તેઓ કોઈ દિવસ મારી પાસેથી આવી મુકિત યાચતા નથી. મારા ભક્તજનોને મારી સેવા અંગીકાર કર્યા સિવાય બીજી કોઈ પણ વસ્તુની ભાવના કદી હોતી નથી; અને છતાં, જો કે, તેઓ મારી પાસેથી કાંઈક દિવ્ય વસ્તુની અપેક્ષા રાખે છે. તેઓ સંપૂર્ણ રીતે મારે આધીન હોય છે, તેવી આવી મહત્ત્વાકાંક્ષા અને ઈચ્છાઓ ભૌતિક બંધનનું કારણ બનવાને બદલે, આ ભૌતિક જગતમાંથી મુકિતનું સાધન બને છે."

"મારી વહાલી ચારિત્ર્યશીલ અને પુણ્યશાળી પત્ની, કડક ચારિત્ર્યના પાયા પર મેં તમારા પતિ તરીકે તમારા સ્નેહની ચકાસણી કરી છે, અને તમે પરીક્ષામાં ખૂબ સારી રીતે સફળ થયાં છો. તમારા ચારિત્ર્ય સાથે જે બિલકુલ બંધ-બેસતા ન હોય એવા ઘણા ઘણા શબ્દો ઉચ્ચારીને મેં તમને હેતુપૂર્વક ઉશ્કેરી મૂક્યાં છે, પરંતુ એ જોઈને મને આશ્ચર્ય થાય છે કે નિશ્ચિત સ્થિર બિંદુએથી મારામાં રહેલી તમારી ભકિત જરા સરખી પણ શિથિલ થઈ નથી. મારાં વહાલાં પત્ની! આ ભૌતિક જગતમાં મુકિત સહિત સર્વ વરદાનોનો હું દાતા છું અને કેવળ હું જ ભૌતિક જગતમાં ચાલુ રહેલું જીવન અટકાવી, તેને પોતાના ઘેર, એટલે પ્રભુને ઘેર બોલાવી શકું છું. જે મનુષ્યની મારામાં રહેલી ભકિત નિર્મળ નથી તે અમુક ભૌતિક લાભ માટે જ મારું પૂજન કરે છે, જેથી કરીને, ભૌતિક જગતમાં રહી સુખ ભોગવી શકે અને વિજાતીય સંબંધમાં ઉપલબ્ધ અંતિમ આહ્‌લાદ ભોગવી શકે. જે કોઈ મનુષ્ય આવાં ભૌતિક સુખ ભોગવવા માટે તપસ્વી અને કઠોર પ્રાયશ્ચિત્તવાળું જીવન જીવે છે, તે ખરેખર મારી બહિરંગ શકિતના આવરણમાં ઢંકાયેલો છે. જે મનુષ્યો ભૌતિક લાભ અને ઈન્દ્રિય-તૃપ્તિ ભોગવવા માટે જ મારી ભકિતમય સેવા કરે છે તેઓ અત્યંત મૂર્ખ છે. વિજાતીય સંબંધમાંથી નિષ્પન્ન થતું ભૌતિક સુખ ભૂંડ અને કૂતરા જેવી અત્યંત હલકી યોનિમાં પણ સુલભ હોય છે. કોઈ પણ મનુષ્યે આવા સુખ માટે મારી પાસે આવવાનો પ્રયત્ન કરવો ન જોઈએ, કારણ એ વસ્તુ તો જીવનની નારકીય સ્થિતિમાં પણ સુલભ હોય છે. એટલે જે લોકો કેવળ ભૌતિક સુખ ભોગવવા મથે છે અને જેમને મારી પરવા નથી, એવા લોકો નારકીય સ્થિતિ ભોગવતા રહે એ જ વધારે સારું."

જીવ માત્રમાં ભૌતિક વાસના એટલી બધી પ્રબળ હોય છે કે દરેકે દરેક જીવ ભૌતિક સુખ મેળવવા રાત દિવસ સતત પરિશ્રમ કરે છે અને ધર્મપરાયણતા, કઠોર જીવન પ્રાયશ્ચિત્ત, માનવતાવાદ, પરોપકાર, રાજકારણ, વિજ્ઞાન એ દરેક વસ્તુઓનો દેખાવ કરી કોઈ પણ ભૌતિક લાભનો સાક્ષાત્કાર કરવાનો હેતુ રાખે છે. ભૌતિક લાભમાં તાત્કાલિક સિદ્ધિ મેળવવા, ભૌતિકવાદીઓ સામાન્ય રીતે વિવિધ દેવતાઓને પૂજે છે, અને ભૌતિક વાસનાઓના વશી-

કરણથી મુગ્ધ થયેલા તેઓ કેટલીકવાર ભગવાનની ભકિતમય સેવા કરે છે. કેટલીકવાર એમ બને છે કે જો મનુષ્ય ભગવાનની હૃદયથી સેવા કરે અને સાથે જ આકાંક્ષાઓ જાળવી રાખે તો ભગવાન તેના પર અત્યંત કૃપા કરી ભૌતિક સુખનાં સાધન દૂર કરે છે. ભૌતિક સુખ ભોગવવાનો કોઈ માર્ગ ન જોતાં ભકત સંપૂર્ણરીતે પોતાની જાતને શુદ્ધ ભકિતમય સેવામાં જોડે છે.

કૃષ્ણ ભગવાને આગળ જણાવ્યું, "મારાં પટરાણી! હું એટલું સ્પષ્ટ રીતે સમજી શકું છું કે, તમારામાં કોઈ ભૌતિક અભિલાષા નથી; તમારો એક માત્ર હેતુ મારી સેવા કરવાનો છે, અને તમે શુદ્ધ નિષ્કામ સેવામાં ઘણા સમયથી જોડાયેલાં છો. કેવળ અતિશુદ્ધ ભકિતમય સેવાવાળું જીવન જ ભકતને આ ભૌતિક જગતમાંથી મુકિત આપે છે; એટલું જ નહિ પરંતુ, તે મારી અખંડ સેવામાં જોડાઈ શકે તે માટે તેને આધ્યાત્મિક-જગતમાં ઊર્ધ્વગતિએ ચડાવે છે. ભૌતિક સુખમાં આસકત જનો આવી સેવા કરી શકતા નથી. જે સ્ત્રીઓનાં હૃદય અશુદ્ધ અને ભૌતિક વાસનાઓથી ભરેલાં હોય છે, તેઓ મહાન ભકતો હોવાનો બાહ્ય આડંબર કરી ઈન્દ્રિયતૃપ્તિ માટે વિવિધ સાધનો અજમાવે છે."

"મારા વહાલાં માનનીય પત્નીશ્રી! મારે હજારો પત્નીઓ છે, પરંતુ તેમાંનું કોઈ પણ તમારા કરતાં મને વધારે સ્નેહ કરતું હોય એમ હું માનતો નથી. તમારી અસામાન્ય સ્થિતિનું હું તમને ઉદાહરણ આપું કે તમારા લગ્ન પહેલાં તમે મને કોઈ પણ દિવસ જોયેલો નહિ; તમે કેવળ ત્રાહિત વ્યકિત પાસેથી મારા વિષે સાંભળેલું, અને છતાં મારામાં રહેલી તમારી શ્રદ્ધા એટલી બધી સ્થિર થયેલી કે ઘણા ઘણા ગુણિયલ શ્રીમંત અને સુંદર રાજાઓના સાનિધ્યમાં પણ, તમે એમાંની કોઈ પણ વ્યકિતને તમારા પતિ તરીકે ન અપનાવતા તમે મને પ્રાપ્ત કરવાનો આગ્રહ રાખેલો. તમે સર્વ હાજર રહેલા રાજાઓને નકાર્યા, અને ખૂબ નમ્રતાપૂર્વક ખાનગી પત્ર લખી તમારું હરણ કરી જવા જણાવેલું. જયારે હું તમારું હરણ કરી જતો હતો, ત્યારે તમારા મોટાભાઈ રુકમીએ હિંસાત્મક રીતે પ્રતિકાર કરી મારી સાથે યુદ્ધ કર્યું. યુદ્ધના પરિણામે મેં તેને નિષ્ઠુર રીતે હરાવી તેનું શરીર કદરૂપું કર્યું. અનિરુદ્ધના લગ્ન–સમયે, જયારે અમે શેતરંજની રમત રમતા હતા ત્યારે, તમારા ભાઈ રુકમી સાથે ચર્ચાસ્પદ મુદ્દા પર સંઘર્ષ થયો, અને છેવટે મારા મોટાભાઈ બલરામે તેને ખતમ કરી નાંખ્યો આ પ્રસંગે પણ તમે વિરોધમાં એક હરફ પણ ઉચ્ચારેલો નહિ, તે જોઈ મને આશ્ચર્ય થયેલું તમને મારો વિરહ થશે એની મોટી ચિંતામાં એક પણ શબ્દ બોલ્યા સિવાય, તમે સર્વ પરિણામો સહન કર્યાં. મારાં વહાલાં પત્ની. આટલું બધું મૌન જાળવવાના પરિણામે તમે મને શાશ્વત સમય માટે ખરીદી ચૂકયાં છો; હું તમારા અખંડ નિયમન નીચે આવી ચૂકયા છું. તમે તમારું હરણ કરી જવા માટે તમારો દૂત મોકલી મને આમંત્રણ આપેલું, અને જયારે તમે જોયું કે, ત્યાં આવવામાં મને સહેજ મોડું થયું કે તરત જ તમને આખું જગત શૂન્ય ભાસેલું. એ વખતે તમે નિર્ણય કર્યો કે, તમારું સુંદર શરીર બીજી કોઈ પણ વ્યકિતને સ્પર્શ કરવાપાત્ર ન હતું, એટલે હું આવી રહ્યો નથી એવા વિચારે તમે આત્મહત્યા કરી તરત જ એ શરીરનો અંત લાવવા માગતાં હતા મારા વહાલાં રુકિમણી! માત્ર પ્રત્યે તમારા

આટલો બધો ઉદાત્ત સ્નેહ મારા આત્મામાં હમેશને માટે વણાયેલો રહેશે. મને લાગે છે ત્યાં સુધી મારામાં રહેલી તમારી નિષ્ઠાભક્તિ બદલ હું તમને બદલો ચૂકવી શકું એવી શક્તિ મારામાં નથી."

પૂર્ણપુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણને કોઈ પણ વ્યક્તિના પતિ, પુત્ર કે પિતા થવાની લાલસા નથી, કારણ કે દરેક વસ્તુ તેમની માલિકીની છે, અને તેમના નિયમન નીચે કામ કરે છે. તેમને પોતાના સંતોષ માટે કોઈ પણ વસ્તુની જરૂર નથી. તે સ્વયં સંતુષ્ટ આત્મારામ છે; તે કોઈની પણ મદદ સિવાય સર્વ સુખ પ્રાપ્ત કરી શકે છે. જ્યારે ભગવાન મનુષ્યનો પાઠ ભજવવા માટે અવતરે છે, ત્યારે તે પતિ, પુત્ર, મિત્ર અથવા શત્રુ તરીકે સર્વાંગ સંપૂર્ણ ભાગ ભજવે છે. એટલે જ્યારે તે રાણીઓના અને ખાસ કરીને રુકિમણીજી જેવાં રાણીના સંપૂર્ણ પતિ તરીકે ભાગ ભજવી રહ્યા હતા ત્યારે તેમણે સંપૂર્ણ રીતે મધુર રસથી ભરપૂર પ્રણયરસ માણ્યો હતો.

વૈદિક સંસ્કૃતિ પ્રમાણે ઘણી પત્નીઓ રાખવાની છૂટ હોવા છતાં, કોઈ પણ પત્ની પ્રત્યે ખરાબ વર્તન ન થવું જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો, જો મનુષ્ય આદર્શ ગૃહસ્થાશ્રમી તરીકે સર્વ પત્નીઓને સમાન ભૂમિકા પર સંતોષ આપવાને સમર્થ હોય તો જ તે અનેક પત્નીઓ કરી શકે, નહિ તો ન કરી શકે. શ્રીકૃષ્ણ ભગવાન જગદ્‌ગુરુ છે; એટલે એમને પત્નીની જરૂર ન હોવા છતાં, તેમને જેટલી પત્નીઓ હતી એટલાં સ્વરૂપોમાં તેમણે પોતાનો વિસ્તાર કરેલો, અને તેઓ તે સમયના સમાજના કાયદા-કાનૂન અને પ્રણાલિકાઓ તેમજ વૈદિક આદેશો પ્રમાણે નિયામક સિદ્ધાંતો, નીતિનિયમો અને જવાબદારીઓનું વહન કરીને એક આદર્શ ગૃહસ્થાશ્રમી તરીકે તેમની સાથે રહેલા. પોતાની ૧૬૧૦૮ પત્નીઓ માટે તેમણે એક જ વખતે જુદા જુદા રાજમહાલયો, હરવા-ફરવાનાં સ્થાનો, અને પોતપોતાને અનુકૂળ વાતાવરણ રાખેલાં. આમ ભગવાન એક હોવા છતાં તેમણે ૧૬૧૦૮ સ્વરૂપે આદર્શ ગૃહસ્થાશ્રમી તરીકે પોતાની જાત પ્રગટ કરેલી.



# ૬૦. કૃષ્ણ-કુટુંબની વંશાવળી

કૃષ્ણને ૧૬૧૦૮ પત્નીઓ હતી, અને તે દરેક પત્નીને દશ પુત્રો હતા. શકિત, સૌંદર્ય, ડહાપણ, કીર્તિ, સંપત્તિ અને ત્યાગ એ સર્વેમા તેમના પિતાજી જેવું જ ઐશ્વર્ય તેમને પ્રાપ્ત થયું હતું. "જેવા પિતા તેવા પુત્ર." શ્રીકૃષ્ણની સર્વે ૧૬૧૦૮ પત્નીઓ રાજકુમારીઓ હતી, અને જ્યારે દરેકે જોયું કે કૃષ્ણ હમેશાં પોતાના મહેલમાં જ હાજર રહેતા, અને ઘર છોડીને કયાંય જતા નહિ, તેથી તેમને થતું કે કૃષ્ણ તેમનામાં અત્યંત આસક્ત, કહ્યાગરા કંથ હતા. તેમાંની દરેક રાણી એમ વિચારતી કે કૃષ્ણ તેમના અત્યંત વફાદાર પતિ હતા. પરંતુ હકીકતમાં કૃષ્ણને તેમનામાંના કોઈમાં આકર્ષણ ન હતું, પરંતુ દરેક એમ જ વિચારતી કે પોતે એકલી જ કૃષ્ણની પત્ની હતી, અને તેમને અત્યંત વહાલી હતી. પરંતુ શ્રીકૃષ્ણ ભગવાન આત્મારામ સ્વયં સંતુષ્ટ છે, એટલે તેમને કોઈ વહાલું કે અળખામણું ન હતું; તેઓ સર્વ પત્નીઓ પ્રત્યે સમાન હતા, અને તેમને પ્રસન્ન કરવા માટે તદ્દન સંપૂર્ણ પતિ જેવો વ્યવહાર રાખતા. તેમના માટે તો એક પણ પત્નીની જરૂર ન હતી. હકીકતમાં તે સ્ત્રીઓ હોવાથી શ્રીકૃષ્ણની ઉચ્ચ સ્થિતિ કે તેમના વિષેનું સત્ય સમજી શકતી નહિ.

કૃષ્ણની સર્વ ધર્મપત્નીઓ અનુપમ સૌંદર્યવતી હતી, અને શ્રીકૃષ્ણનાં કમળનયન, સુંદર મુખ, લાંબા હાથ, વિશાળ કર્ણો, મૃદુ હાસ્ય, વિનોદી વાર્તાલાપ અને મધુર શબ્દોથી તેઓ સર્વે આકર્ષાતી. કૃષ્ણના આવા પ્રભાવથી પ્રભાવિત થયેલી તે સર્વે, અત્યંત આકર્ષક રીતે વસ્ત્રાલંકાર સજી પોતાના નારી-સુલભ લાલિત્યથી તેમનું આકર્ષણ કરતી. તેઓ શ્રીકૃષ્ણની અંદર રહેલી કામ-ભાવનાઓને જાગૃત કરવા મૃદુ સ્મિત-હાસ્ય કરી, ભ્રમરોને નચાવી પ્રણયભાવનાં તીક્ષ્ણ બાણોથી પ્રયત્ન કરતી, છતાં તેઓ કૃષ્ણનું મન કે તેમની જાતીયક્ષુધા ઉશ્કેરી શકતી નહિ. આનો અર્થ એમ થાય છે કે, કૃષ્ણે બાળકો ઉત્પન્ન કરવાની ઈચ્છા સિવાય પોતાની ઘણી પત્નીઓમાંથી કોઈ પત્ની સાથે વિજાતીય સંબંધ કરેલો નહિ.

દ્વારકાની રાણીઓ એટલી ભાગ્યશાળી હતી કે શ્રીકૃષ્ણને પોતાના પતિ અને અંગત સાથી તરીકે પામી શકી, છતાં બ્રહ્માજી જેવા ઉચ્ચ દેવતાઓ પામી શકતા નથી. તેઓ પતિ અને પત્ની તરીકે સાથે રહ્યાં, અને એક આદર્શ પતિ તરીકે કૃષ્ણ એમની સાથે એવો વ્યવહાર રાખતા કે તેમનાં હાસ્ય, વિનોદ, વાર્તાલાપ અને અરસપરસના મિલનથી ક્ષણે ક્ષણે દૈવી આનંદની વૃદ્ધિ થતી. દરેકે દરેક પત્નીને સેંકડો અને હજારોની સંખ્યામાં દાસીઓ હતી, પરંતુ જ્યારે કૃષ્ણ પોતાની હજારો પત્નીઓના મહેલોમાં દાખલ થતા ત્યારે, દરેક જણ અંગત રીતે કૃષ્ણને સુંદર આસન પર બેસાડી સર્વ સાધન-સામગ્રી વડે તેમનું પૂજન કરી, વ્યક્તિગત રીતે તેમનાં ચરણકમળનું પ્રક્ષાલન કરી, તેમને પાનબીડું અર્પણ કરી, તેમનો થાક ઉતારવા પગચંપી કરી, તેમને પંખાથી પવન નાંખી, સ્વસ્થ કરી, સર્વપ્રકારના સુગંધીદાર ચંદનનો લેપ, તેલ અને પ્રસાધનની વસ્તુઓ અર્પણ કરી, તેમને ગળે પુષ્પમાળા પહેરાવી, તેમના વાળ ઓળી, પલંગ પર લઈ જઈ શયન કરાવી, તથા તેમના સ્નાનકાર્યમાં મદદ કરી તેમનું સ્વાગત કરતી. આમ દરેક રીતે અને ખાસ કરીને શ્રીકૃષ્ણ જમવા બેઠા હોય ત્યારે દરરોજ તેમની સેવા કરતી. તેઓ હમેશાં ભગવાનની સેવામાં મગ્ન રહેતી.

કૃષ્ણની ૧૬૧૦૮ રાણીઓમાંથી દરેકે દરેકને દશ દશ પુત્રો હતા. અહીં નીચે પ્રમાણે પહેલી આઠ પટરાણીઓથી થયેલા પુત્રોની નોંધ આપી છે. રુકિમણીથી કૃષ્ણને દશ પુત્રો હતા: પ્રદ્યુમ્ન, ચારુદેષ્ણ, સુદેષ્ણ, ચારુદેહ, સુચારુ, ચારુગુપ્ત, ભદ્રચારુ, ચારુચંદ્ર, વિચારુ અને ચારુ,એમ દશ પુત્રો થયા હતા. તેમાંથી કોઈ તેમના દૈવી પિતા શ્રીકૃષ્ણ ભગવાનના સદ્‌ગુણોથી ઉતરતા ન હતા. તે જ પ્રમાણે સત્યભામાને દશ દીકરા હતા. તેમનાં નામ આ પ્રમાણે છે: ભાનુ, સુભાનુ, સ્વર્ભાનુ, પ્રભાનુ, ભાનુમાન, ચંદ્રભાનુ, બૃહદ્‌ભાનુ, અતિભાનુ, શ્રીભાનુ અને પ્રતિભાનુ. બીજી રાણી જાંબવતીને સાંબ આદિ દશ પુત્રો હતા. તેમનાં નામ આ પ્રમાણે છે: સાંબ, સુમિત્ર, પુરુજિત, શતજિત, સહસ્રજિત, વિજય, ચિત્રકેતુ, વસુમાન, દ્રવિડ અને ક્રતુ. શ્રીકૃષ્ણ ભગવાન ખાસ કરીને જાંબવતીના પુત્રો પ્રત્યે વધારે સ્નેહાળ હતા. નગ્નજિત રાજાની પુત્રી, તેમની ધર્મપત્ની સત્યાથી તેમને દશ પુત્રો હતા. તેઓ આ પ્રમાણે છે. વીર, ચંદ્ર, અશ્વસેન, ચિત્રગુ, વેગવાન, વૃષ, આમ, શંકુ, વસુ અને કુંતિ. તેઓ સર્વેમાં કુંતિ ખૂબ જ બળવાન હતો. કાલિન્દીથી કૃષ્ણને દશ પુત્રો થયા. તે આ પ્રમાણે છે: શ્રુત, કવિ, વૃષ, વીર, સુબાહુ, ભદ્ર, શાન્તિ, દર્શ, પૂર્ણમાસ તથા નાનામાં નાનો સોમક. પોતાની બીજી પત્ની, મદ્રાસ દેશના રાજાની દીકરી લક્ષ્મણાથી તેમને દશ પુત્રો થયા. તેમનાં નામ આ પ્રમાણે છે: પ્રઘોષ, ગાત્રવાન, સિંહ, બલ, પ્રબલ, ઊર્ધ્વગ, મહાશકિત, સહ, ઓજ અને અપરાજિત. તે જ પ્રમાણે તેમની બીજી પત્ની મિત્રવિન્દાથી તેમને દશ પુત્રો હતા. તે આ પ્રમાણે છે: વૃક, હર્ષ, અનિલ, ગૃધ્ર, વર્ધન, અન્નાદ, મહાંશ, પાવન, વહ્નિ અને ક્ષુધિ. તેમની બીજી પત્ની ભદ્રાથી તેમને દશ પુત્રો હતા, તેમનાં નામ આ પ્રમાણે છે: સંગ્રામજિત, બૃહત્સેન, શૂર, પ્રહરણ, અરિજિત, જય, સુભદ્ર, વામ, આયુ અને સત્યક. આ મુખ્ય આઠ પટરાણીઓ ઉપરાંત કૃષ્ણને બીજી ૧૬૧૦૦ પત્નીઓ હતી અને એ સર્વમાં દરેક જણને દશ પુત્રો હતા.

રુકિમણીનો સૌથી મોટો પુત્ર પ્રદ્યુમ્ન તેના જન્મથી જ માયાવતીને પરણ્યો હતો, અને પાછળથી તેના રુકમી મામાની પુત્રી રુકમવતીને પરણ્યો હતો. આ રુકમવતીથી પ્રદ્યુમ્નને અનિરુદ્ધ નામે પુત્ર હતો. આ રીતે કૃષ્ણના કુટુંબમાં કૃષ્ણ, તેમની પત્નીઓ, તેમના પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રોના પુત્રોનો સરવાળો કરીએ તો એક અબજ કુટુંબીજનોનો સમાવેશ થતો.

કૃષ્ણની પ્રથમ પત્ની રુકિમણીના મોટાભાઈ રુકમીને, કૃષ્ણ સાથેની લડાઈમાં ખૂબ ત્રાસ અને અપમાન થવાથી, લાગી આવેલું. પરંતુ રુકિમણીની વિનંતીથી તેનું જીવન બચી ગયેલું ત્યાર પછી રુકમી કૃષ્ણ સામે અંદરોઅંદર ખૂબ જ બળ્યોઝળ્યો રહેતો અને તેમની પ્રત્યે હમેશાં દુશ્મનાવટ દાખવતો. તેમ છતાં, તેની પુત્રીનાં લગ્ન કૃષ્ણના પુત્ર સાથે અને તેની પૌત્રીનાં લગ્ન કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધ સાથે થયેલાં. જ્યારે પરીક્ષિત મહારાજે આ હકીકત શુકદેવ ગોસ્વામી પાસેથી સાંભળી ત્યારે એમને કાંઈક આશ્ચર્ય થયેલું, "મને આશ્ચર્ય થાય છે કે રુકમી અને કૃષ્ણની વચ્ચે અંદરોઅંદર આટલો બધો વેરભાવ હતો છતાં તેમનાં વંશજો વચ્ચે લગ્નસંબંધ થવાથી ફરીથી એક કેવી રીતે થઈ શકયા?" પરીક્ષિત મહારાજ આ પ્રસંગનું રહસ્ય જાણવા માટે જિજ્ઞાસુ હતા, અને તેથી તેમણે શુકદેવ ગોસ્વામીને ફરીથી પૂછ્યું. શુકદેવ ગોસ્વામી વ્યવહારકુશળ યોગી હતા, એટલે એમની અંતર્દૃષ્ટિમાંથી કશું છુપાવી શકાતું નહિ. શુકદેવ ગોસ્વામી જેવા પૂર્ણયોગી ભૂત, ભવિષ્ય અને વર્તમાન ચીવટ-પૂર્વક જોઈ શકે છે. એટલે આવા યોગીઓ અથવા ચમત્કારિકો પાસેથી કશું છુપાવી શકાતું નથી. જયારે પરીક્ષિત મહારાજે શુકદેવ ગોસ્વામીને પૂછયું ત્યારે, શુકદેવ ગોસ્વામીએ આ પ્રમાણે જવાબ આપ્યો.

કૃષ્ણનો મોટો પુત્ર, રુકિમણીથી જન્મેલો પ્રદ્યુમ્ન સાક્ષાત્ કામદેવ હતો તે એટલો બધો સુંદર અને આકર્ષક હતો કે, રુકમીની પુત્રી રુકમવતી તેના સ્વયંવર વખતે, પ્રદ્યુમ્નને છોડી બીજા કોઈ પુરુષને પતિ તરીકે પસંદ ન કરી શકી. તેથી, સ્વયંવર પ્રસંગે તેણે બીજા સર્વ રાજાઓની હાજરીમાં પ્રદ્યુમ્નને વરમાળા પહેરાવી. રાજાઓની વચ્ચે લડાઈ ફાટી નીકળી, છેવટે પ્રદ્યુમ્ન વિજયી નીવડયો, અને તેથી રુકમીને પોતાની રૂપવતી કન્યા તેને પરણાવવાની ફરજ પડી. જો કે રુકમીના હૃદયમાં ઊંડે ઊંડે દુશ્મનાવટની આગ હમેશાં પ્રજવળ્યા કરતી હતી. કારણ કે કૃષ્ણે તેની બહેન રુકિમણીનું હરણ કરી તેનું આપમાન કર્યું હતું. તેથી જયારે તેની પુત્રીએ પ્રદ્યુમ્નને તેના પતિ તરીકે પસંદ કર્યો ત્યારે, પોતાની બહેન રુકિમણીને પ્રસન્ન કરવા માટે લગ્નપ્રસંગે ના ન પાડી શકયો. અને તેથી પ્રદ્યુમ્ન રુકમીનો ભાણેજ થયો. ઉપર વર્ણવેલા દશ પુત્રો ઉપરાંત, રુકિમણીને વિશાળ નયનવાળી એક સુંદર કન્યા હતી. તેનું લગ્ન કૃતવર્માના પુત્ર બલિ સાથે કરવામાં આવેલું

રુકમી કૃષ્ણનો કટ્ટો દુશ્મન હતો, છતાં તેને પોતાની બહેન રુકિમણી પ્રત્યે ખૂબ જ સ્નેહ હતો, અને તે તેને સર્વ પ્રકારે પ્રસન્ન રાખવા માગતો હતો. એટલા માટે જયારે રુકિમણીના પૌત્ર અનિરુદ્ધનું લગ્ન લેવાનું હતું ત્યારે રુકમીએ પોતાની પૌત્રી રોચના અનિરુદ્ધને અર્પણ કરી. વૈદિકસંસ્કૃતિમાં નજીકના પિતરાઈઓ વચ્ચે થતાં આવાં લગ્નોને

અનુમોદન આપવામાં આવતું નથી, પરંતુ રુક્મિણીને પ્રસન્ન કરવા માટે રુકમીએ પોતાના પુત્રી અને પૌત્રીને કૃષ્ણના પુત્ર અને પૌત્ર સાથે પરણાવી. આ રીતે જ્યારે અનિરુદ્ધ સાથે રોચનાના લગ્નની વાત નક્કી થઈ ત્યારે, અનિરુદ્ધની સાથે દ્વારકાથી મોટી જાન નીકળી. તેમણે ભોજકટ પહોંચે ત્યાં સુધી પ્રવાસ કર્યો, રુકમીની પોતાની બહેનનું કૃષ્ણે હરણ કરેલું ત્યારથી તેણે આ જગ્યા કબજે કરેલી. આ જાનમાં અગ્રણી વડીલો તરીકે દાદા કૃષ્ણ ભગવાન, બલરામ પ્રભુ, કૃષ્ણનાં પહેલાં ધર્મપત્ની રુક્મિણી, તેમનો પુત્ર પ્રદ્યુમ્ન, જાંબવતીનો પુત્ર સાંબ અને બીજા ઘણાં સગાંવહાલાં અને કુટુંબીજનો હતાં. તેઓ ભોજકટ નગરે પહોંચ્યાં અને ત્યાં લગ્ન-પ્રસંગ શાંતિથી ઊજવાયો.

કલિંગના રાજા રુકમીના મિત્ર હતા, અને તેમણે બલરામની સાથે શેતરંજ રમવાની અને રમતમાં તેમને હરાવવાની ખોટી સલાહ આપી. ક્ષત્રિય રાજાઓમાં શેતરંજ, સ્પર્ધા અને જુગાર અસામાન્ય ન હતાં. જો કોઈ વ્યકિત મિત્રને શેતરંજ રમવા માટે સ્પર્ધામાં ઊતરવાનું જણાવે તો, મિત્ર સ્પર્ધાનો અસ્વીકાર કરી શકતો નહિ. શ્રી બલરામજી શેતરંજના ઉસ્તાદ ખેલાડી ન હતા, અને આ વસ્તુની કલિંગના રાજાને ખબર હતી. એટલે બલરામને શેતરંજ રમવા માટે આહ્‌વાન કર્યું. રુકમીને કૃષ્ણનાં કુટુંબીજનો સામે વેર લેવાની સલાહ આપવામાં આવી. શ્રી બલરામજી શેતરંજમાં ઉસ્તાદ ન હોવા છતાં, રમતગમતોમાં ખૂબ ઉત્સાહી હતા. તેમણે રુકમીનો પડકાર ઝીલ્યો અને રમત રમવા બેઠા. સુવર્ણમહોરો સાથે હારજિત શરૂ થઈ, અને સર્વ પ્રથમ સો મહોરોથી, ત્યારપછી એક હજાર મહોરોથી અને છેવટે દશ હજાર મહોરોથી રમત ચાલી. દરેક વખતે બલરામ હારી જતા અને રુકમી વિજયી નીવડતા.

શ્રી બલરામના હારી જવાથી કલિંગના રાજાને કૃષ્ણ અને બલરામની ટીકા કરવાની તક મળી. આમ કલિંગરાજ બલરામની સાથે વાતો કરતાં કરતાં મશ્કરી કરવા અને હેતુપૂર્વક હસવા લાગ્યો. બલરામ રમતમાં હારી ગયેલા, તેથી આવી ઉપહાસયુકત મશ્કરીઓ સામે કંઈક અસહિષ્ણુ હતા. તે કંઈક ઉશ્કેરાયા અને જ્યારે રુકમીએ ફરીથી બલરામને પડકાર ફેંકયો ત્યારે, તેમણે ૧,૦૦,૦૦૦ સુવર્ણ મુદ્રાની હોડ મૂકી. સદ્‌ભાગ્યે આ વખતે બલરામ જીત્યા. બલરામજી વિજયી નીવડયા છતાં, રુકમીએ કપટપૂર્વક જાહેર કર્યું કે, બલરામ હાર્યા હતા, અને પોતે રમત જીતી ગયો હતો. આવા જુઠ્ઠાણાથી બલરામજીને રુકમી ઉપર ખૂબ ગુસ્સો ચડયો. તેમનો ઉશ્કેરાટ એટલો બધો ત્વરિત અને વિકરાળ હતો કે, જાણે પૂર્ણિમાને દિવસે દરિયામાં ભરતીમાં મોજાં ઊછળવા લાગ્યાં. સ્વાભાવિક રીતે બલરામની આંખોમાં રતાશ આવી ગઈ, અને જ્યારે તે ઉશ્કેરાયા અને ગુસ્સે થયા ત્યારે તેમની આંખો લાલઘુમ બની ગઈ. આ વખતે પણ તેમણે ફરી હોડમાં ૧,૦૦,૦૦,૦૦૦ મહોરો મૂકી.

શેતરંજના નિયમો અનુસાર વળી પાછા બલરામ જીત્યા, પરંતુ રુકમીએ ફરી લુચ્ચાઈથી દાવો કર્યો કે પોતે જીતી ગયો હતો. ત્યાં હાજર રહેલા રાજાઓને રુકમીએ એ કહેતાં ખાસ કરીને કલિંગના રાજાનું નામ પોકાર્યું. તે સમયે આ ઝઘડા દરમ્યાન આકાશવાણી થઈ;

તેમાં જાહેર કરાયું કે પ્રામાણિક દૃષ્ટિએ સર્વ રીતે વિચારતાં આ રમતમાં ખરેખરા વિજેતા બલરામ હોવા છતાં તેમના પ્રત્યે કટુવચનો બોલાતાં હતાં, અને રુકમી જીત્યો એ વાત સદંતર ખોટી હતી.

આવી દૈવી વાણી હોવા છતાં રુકમીએ એવો આગ્રહ જારી રાખ્યો કે બલરામ હારી ગયા હતા. આવી તેની અતિશય જીદને લીધે એમ લાગતું હતું કે તેના માથે મોત ભમતું હતું. પોતાના મિત્રની અવળી સલાહથી ઘમંડમાં આવી ગયેલા તેણે આકાશવાણીને પણ ઝાઝું મહત્ત્વ ન આપ્યું, અને તે બલરામજીની ટીકા કરવા લાગ્યો. તે બોલ્યો, "મારા વહાલા બલરામજી! તમે બંને ભાઈઓ સામાન્ય ગોવાળિયા છો, એટલે તમે ગાયો ચરાવવામાં કાબેલ હશો, પરંતુ યુદ્ધના મેદાનમાં બાણ વર્ષાવવામાં કે શેતરંજની રમતમાં તમે કેવી રીતે નિષ્ણાત હોઈ શકો? આ કલા તો રાજ-કુટુંબોમાં જ સારી રીતે જાણીતી છે." રુકમીનાં આવાં મર્મભિદી વચનો સાંભળીને, અને ત્યાં ઉપસ્થિત રહેલા બીજા સર્વ રાજાઓના ખડખડાટ હાસ્યને સાંભળીને બલરામ પ્રભુ, સળગતા અંગારાની જેમ ઉશ્કેરાઈ ગયા. તેમણે તરત જ પોતાના હાથમાં ગદા લીધી, અને કાંઈ લાંબી લપ્પન-છપ્પન કર્યા સિવાય, રુકમીના માથામાં મારી. એ એક જ પ્રહારથી રુકમી તરત જ નીચે ઢળી પડ્યો અને મૃત્યુ પામ્યો આમ અનિરુદ્ધના લગ્નના મંગળ પ્રસંગે બલરામે રુકમીને હણી નાંખ્યો.

આવી બાબતો ક્ષત્રિય-સમાજમાં છેક જ અસામાન્ય નથી. કલિંગના રાજાને લાગ્યું કે હવે પોતાની ઉપર હુમલો થશે, તેથી ભયભીત બનીને તે ત્યાંથી નાઠો, પરંતુ નાસી જતાં તે થોડાં ડગલાં પણ ગયો નહિ, ત્યાં તો બલરામજીએ તેને તરત જ પકડી પાડયો, અને બલરામ તથા કૃષ્ણની ટીકા સાંભળીને તે દાંત કાઢીને હસતો હતો તેથી પોતાની ગદાથી તેના બધા જ દાંત તોડી નાંખ્યા. બીજા જે રાજાઓ કલિંગના રાજાને તેમજ રુકમીને ટેકો આપતા હતા, તેમને પણ પકડીને બલરામે પોતાની ગદાથી તેમના હાથપગ ભાંગીને ખોખરા કર્યા. તેઓએ સામનો કરવાનો પ્રયત્ન પણ ન કર્યો અને ત્યાંથી નાસી છૂટવામાં જ ડહાપણ માન્યું.

બલરામ અને રુકમીના સંઘર્ષ દરમ્યાન શ્રીકૃષ્ણ ભગવાને એક હરફ પણ ઉચ્ચાર્યો નહોતો, કારણ કે તેમને ખબર હતી કે જો તે બલરામને ટેકો આપશે તો રુકિમણીને દુઃખ થશે અને જો તે કહે કે રુકમીનો વધ અનૈતિક હતો. તો બલરામને દુઃખ થશે. તેથી શ્રીકૃષ્ણ ભગવાન પોતાના પૌત્રના લગ્ન-પ્રસંગે, પોતાના સાળા રુકમીનું મૃત્યુ થયું છતાં શાંત રહ્યા. તેમણે બલરામ કે રુકમી સાથેના પોતાના સ્નેહ-સંબંધમાં આંચ આવવા દીધી નહિ. ત્યાર પછી વરકન્યાને વિધિપૂર્વક રથમાં બેસાડવામાં આવ્યાં અને જાન સાથે બધાં દ્વારકા પાછાં જવા નીકળ્યાં. મધુસૂદન ભગવાન શ્રી કૃષ્ણ વરની જાનનું રક્ષણ કરતા હતા. એમ તેઓ રુકમીની રાજધાની ભોજકટ છોડીને સુખપૂર્વક દ્વારકા જવા નીકળ્યા.



# ૬૧ ઉષા અને અનિરુદ્ધનું મિલન

જેને કારણે શ્રીકૃષ્ણ ભગવાન અને શિવ ભગવાન વચ્ચે મોટી લડાઈ થઈ, તે ઉષા અને અનિરુદ્ધનું મિલન ખૂબ રહસ્યભર્યું અને રસપૂર્ણ છે. મહારાજ પરીક્ષિત એ આખી કથા સાંભળવા માગતા હતા. તેથી શુકદેવજીએ તેનું આ રીતે વર્ણન કર્યું, "મારા પ્રિય રાજા! તમે બલિરાજાનું નામ સાંભળ્યું જ હશે. જેમણે પોતાનું સર્વસ્વ—એટલે કે આખું જગત — વિષ્ણુના અવતાર ઠીંગણા બ્રાહ્મણ વામન ભગવાનને દાનમાં આપી દીધેલું, એવા એ મહાન ભક્ત હતા. તે બલિરાજાને એકસો પુત્રો હતા, અને તે બધામાં બાણાસુર સૌથી મોટો હતો."

મહારાજ બલિનો પુત્ર મહાન વીર બાણાસુર ભગવાન શિવનો મહાન ભક્ત હતો અને હમેશાં તેમની સેવા કરવા તત્પર રહેતો. તેની ભક્તિને લીધે તેને સમાજમાં ઉચ્ચ સ્થાન મળેલું, અને દરેક રીતે સન્માન કરાતું. તે ખરેખર ખૂબ બુદ્ધિશાળી તથા ઉદાર પણ હતો અને તેની સર્વ પ્રવૃત્તિઓ પ્રશંસાને પાત્ર હતી, કારણ કે તે પોતાના વચન અને માનભર્યા શબ્દમાંથી વિચલિત થતો નહિ. તે ખૂબ સત્યનિષ્ઠ હતો અને પોતાની પ્રતિજ્ઞામાં અચળ રહેતો. તે દિવસોમાં તે શોણિતપુર નામના શહેર ઉપર રાજ્ય કરતો હતો. શંકર ભગવાનની કૃપાથી બાણાસુરને હજાર હાથ હતા. વળી તે એટલો બધો શક્તિશાળી બન્યો કે રાજા ઈન્દ્ર જેવા દેવ પણ ખૂબ આજ્ઞાંકિત સેવક તરીકે તેની સેવા કરતા.

ઘણા સમય પહેલાં, શંકર ભગવાન જેને કારણે નટરાજ કહેવાય છે, તે તાંડવનૃત્ય કરતા હતા, ત્યારે બાણાસુર પોતાના હજાર હાથથી ડમરુ વગાડીને તેમના નૃત્યમાં તાલ આપતો હતો. ભગવાન શિવ આશુતોષ તરીકે જાણીતા છે, કારણ કે તે ખૂબ સહેલાઈથી પ્રસન્ન થાય છે, અને વળી ભક્તો ઉપર પણ તે ખૂબ લાગણી રાખે છે. જે વ્યક્તિઓ તેમનું શરણ સ્વીકારે છે, તેમના તે મહાન સંરક્ષક છે, અને આ ભૌતિક જગતમાં રહેલા સર્વ જીવોના તે સ્વામી છે. બાણાસુર ઉપર પ્રસન્ન થવાથી તેમણે કહ્યું, "હું તારા ઉપર ખૂબ પ્રસન્ન થયો છું, માટે મારી પાસેથી જે માગવું હોય તે તું માગી શકે છે." બાણાસુરે

જવાબ આપ્યો, "મારા વહાલા ભગવાન! જો આપની ઈચ્છા હોય તો, મારા શત્રુઓના હાથમાંથી મારું સંરક્ષણ કરવા આપ મારા નગરમાં વસો."

એક વખતે બાણાસુર, ભગવાન શિવની પૂજા કરવા માટે આવ્યો. પોતાના મુગુટવડે સૂર્ય જેવાં પ્રકાશિત ભગવાન શિવનાં ચરણકમળોનો સ્પર્શ કરીને તેણે તેમને પ્રણામ કર્યા આદર સહ પ્રણામ કરતાં કરતાં બાણાસુરે કહ્યું, "હે મારા વહાલા ભગવાન! જે કોઈની અભિલાષા પૂરી થઈ ન હોય, તે આપનાં ચરણ-કમળોનું શરણ સ્વીકારીને પોતાની અભિલાષા પૂર્ણ કરી શકે છે. તે કલ્પવૃક્ષ જેવાં છે. તેમની પાસેથી હરકોઈ વ્યક્તિ પોતાની ઇચ્છિત વસ્તુ મેળવી શકે છે. હે મારા વહાલા પ્રભુ! આપે મને એક હજાર હાથ આપ્યા છે, પણ તેનાથી શું કરવું તે મને સમજાતું નથી. મને ક્ષમા કરો, પરંતુ એમ લાગે છે કે હું લડવામાં એનો યોગ્ય ઉપયોગ કરી શકતો નથી. આ ભૌતિક જગતના પિતા એવા આપના સિવાય મારી સાથે લડવા માટે સમર્થ મને બીજું કોઈ મળતું નથી. કેટલીક વખત મારા હાથથી યુદ્ધ કરવાની વૃત્તિ મારામાં જાગે છે અને હું યોગ્ય યોદ્ધાને શોધી કાઢવા જાઉં છું. કમભાગ્યે મારી અસામાન્ય શક્તિ જાણીને દરેક વ્યક્તિ નાસી જાય છે. મારે યોગ્ય હરીફ નહિ મળવાથી મૂંઝાઈ જઈને, હું મારા હાથ પર્વતો સાથે અફાળીને મારા હાથની ચળને સંતોષું છું. આ રીતે હું ઘણા પર્વતોનો ભાંગીને ભૂક્કો કરી નાખું છું.

ભગવાન શિવને સમજાયું કે પોતે આપેલું વરદાન બાણાસુર માટે મુશ્કેલીરૂપ બન્યું છે તેથી તેને સંબોધન કર્યું, "ઓ લુચ્ચા! તું લડવા માટે ખૂબ આતુર છે, પણ કોઈ લડનાર નથી, તેથી તને ચિંતા થાય છે. જો કે તું ધારે છે કે જગતનાં મારા સિવાય અન્ય કોઈ તારી સાથે લડનાર નથી, પરંતુ હું કહું છું કે આખરે એવી સમર્થ વ્યક્તિ તને જડશે. તે સમયે તારા દિવસો પૂરા થશે અને ત્યારે તારો વિજયધ્વજ ફરકશે નહિ ત્યારે તારી મિથ્યા કીર્તિના ટુકડે ટુકડા થઈ જશે!"

ભગવાન શિવનાં વચનો સાંભળીને બાણાસુર પોતાની શક્તિથી ખૂબ ગર્વિષ્ટ બન્યો. તેને રાહત થઈ કે કોઈક તો તેના ટુકડે ટુકડા કરી શકશે. પછી બાણાસુર ખૂબ આનંદ સાથે ઘેર પાછો ફર્યો, અને પોતાની તાકાતને તોડવા માટે કોઈ યોગ્ય યોદ્ધો આવે તે દિવસની રાહ જોવા લાગ્યો - તે એવો મૂર્ખ દાનવ હતો. એમ લાગે છે કે મૂર્ખ દાનવી માણસો બિનજરૂરી રીતે ભૌતિક સમૃદ્ધિથી વધારે પડતી શક્તિ પ્રાપ્ત કરે છે ત્યારે એ સમૃદ્ધિનું પ્રદર્શન કરવા ચાહે છે, અને એવી સમૃદ્ધિ ખતમ થઈ જાય ત્યારે જ સંતોષ પામે છે. એનો અર્થ એ છે કે કૃષ્ણભાવનાના લાભથી અજાણ હોવાથી, સાચા હેતુ માટે પોતાની શક્તિનો વિકાસ કેવી રીતે કરવો તે તેઓ જાણતા નથી. ખરેખર તો બે પ્રકારના માણસો હોય છે, એક તો કૃષ્ણભાવનાવાળા અને બીજા કૃષ્ણભાવનાથી વિમુખ. કૃષ્ણભાવના વગરના માણસો સામાન્ય રીતે દેવોની ભક્તિ કરે છે, જ્યારે કૃષ્ણભાવનાવાળી વ્યક્તિઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની ભક્ત હોય છે. કૃષ્ણભાવનામય ભક્ત પોતાનું સર્વસ્વ ભગવાનની ભક્તિમાં પ્રયોજે છે. કૃષ્ણભાવના વગરના લોકો પોતાની શક્તિ

ઈન્દ્રિયોના ઉપભોગમાં વાપરે છે—બાણાસુર આવા માણસોનું સંપૂર્ણ દૃષ્ટાંત છે. તે પોતાની અસામાન્ય લડવાની શક્તિનો ઉપયોગ પોતાના સંતોષ માટે કરવા આતુર હતો. પોતાની સાથે દ્વંદ્વયુદ્ધ કરનાર કોઈ વ્યક્તિ નહિ મળવાથી તે પોતાના હાથ પર્વતો ઉપર પછાડીને તેના ટુકડે-ટુકડા કરી નાંખતો. તેથી વિરુદ્ધ રીતે, અર્જુનમાં લડવાની અસામાન્ય શક્તિ હતી, પણ તે તેનો ઉપયોગ ફક્ત કૃષ્ણ માટે જ કરતો.

બાણાસુરને એક ખૂબ સુંદર પુત્રી હતી. તેનું નામ હતું ઉષા. જ્યારે તે પરણાવવા લાયક થઈ, અને પોતાની ઘણી સખીઓ સાથે ઊંઘતી હતી, ત્યારે એક રાત્રે તેને સ્વપ્ન આવ્યું કે પોતાના પડખામાં અનિરુદ્ધ હતો અને તે તેની સાથે સંભોગ માણતી હતી, જો કે તેણે પહેલાં કદી તેને જોયો ન હતો કે તેના વિશે કાંઈ સાંભળ્યું પણ ન હતું. તે મોટેથી આશ્ચર્યના ઉદ્‌ગાર કાઢતી સ્વપ્નમાંથી જાગી ગઈ, "હે મારા વહાલા પ્રિયતમ! તમે ક્યાં છો?" આ રીતે પોતાની બીજી સખીઓ સામે ખુલ્લી પડી જવાથી તે સહેજ શરમાઈ ગઈ. ઉષાની સખીઓમાંથી એક સખી, બાણાસુરના મુખ્ય પ્રધાનની પુત્રી ચિત્રલેખા હતી. ચિત્રલેખા અને ઉષા ગાઢ સખીઓ હતી. તેથી ખૂબ જિજ્ઞાસાથી ચિત્રલેખાએ પૂછ્યું, "મારી વહાલી સુંદર રાજકુમારી! હજી સુધી તું કોઈ યુવાન છોકરા સાથે પરણી નથી, તેમજ તે હજી સુધી કોઈ યુવકોને જોયા પણ નથી. તેથી તારા આવા ઉદ્‌ગારોથી મને આશ્ચર્ય થાય છે. તું કોની શોધ કરે છે? તારે યોગ્ય પાત્ર કોણ છે?"

ચિત્રલેખાની પ્રશ્નાવલી સાંભળીને ઉષાએ જવાબ આપ્યો, "મારી વહાલી સખી! મેં મારા સ્વપ્નમાં એક સરસ યુવક જોયો. તે ખૂબ ખૂબ સુંદર છે. તેનો વર્ણ શ્યામ છે. તેનાં નેત્ર બરાબર કમળની પાંદડી જેવાં છે, અને તેણે પીતાંબર ધારણ કર્યાં છે. તેના હાથ ઘણા લાંબા છે અને તેની દેહાકૃતિ એટલી મોહક છે કે કોઈ પણ કન્યા એના પ્રત્યે આકર્ષાય. એમ કહેતાં હું ગૌરવ અનુભવું છું કે આ સુંદર યુવાન મને ચુંબન કરતો હતો. અને હું એમનાં ચુંબનોના અમૃતનો આસ્વાદ અનુભવતી હતી. મને જણાવતાં દિલગીરી થાય છે કે એ પછી તરત જ તે અદૃશ્ય થઈ ગયો, અને હું નિરાશાના વમળમાં ફેંકાઈ ગઈ. મારી પ્રિય સખી! હું મારા હૃદયેશ્વર એવા એ અદ્‌ભુત યુવાનને શોધી કાઢવા ખૂબ આતુર છું."

ઉષાનું કહેવાનું પૂરું થતાં તરત જ ચિત્રલેખાએ જવાબ આપ્યો, "હું તારી મૂંઝવણ સમજી શકું છું; અને હું તને ખાત્રી આપું છું કે જો એ છોકરો આ ત્રણે લોક - સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં હશે તો હું તારા સંતોષ માટે તેને શોધી કાઢીશ. જો તું તારા સ્વપ્નામાંથી તેને ઓળખી શકે તો હું તારા હૃદયની શાંતિ લાવીશ. હવે હું કેટલાંક ચિત્રો દોરું, જેને નિહાળીને જ્યારે તારા ઈચ્છિત સ્વામીનું ચિત્ર શોધી કાઢે કે તરત જ મને જણાવજે. તે ગમે ત્યાં હોય તેનો કોઈ વાંધો નહિ, તેને અહીં લાવવાની કળા હું જાણું છું. તેથી તું તેને ઓળખી કાઢે કે તરત જ હું એને લાવવા માટેની વ્યવસ્થા કરીશ."

વાત કરતાં કરતાં ચિત્રલેખાએ સ્વર્ગલોકના નિવાસી દેવોનાં, પછી ગાંધર્વોનાં, સિદ્ધોનાં ચારણોનાં, પન્નગ(નાગ)નાં, દૈત્યોનાં, વિદ્યાધરોનાં અને યક્ષોનાં તેમજ માનવોનાં ચિત્રો દોર્યાં (શ્રીમદ્ ભાગવતમ્ અને બીજાં વેદ-શાસ્ત્રોનાં કથનો સાબિત કરે છે કે દરેકે દરેક ગ્રહ-(લોક)માં વિવિધ પ્રકારના જીવો છે. તેથી આ પૃથ્વી સિવાય બીજે કયાંય જીવ-સૃષ્ટિ નથી એમ ખાત્રીથી કહેવું એ મૂર્ખાઈભર્યું છે). ચિત્રલેખાએ ઘણાં ચિત્રો દોર્યાં. એમાંનાં કેટલાંક કૃષ્ણના પિતા વસુદેવ, કૃષ્ણના દાદા શૂરસેન, શ્રી બલરામ, શ્રી કૃષ્ણ અને બીજા ઘણા સહિત વૃષ્ણિવંશનાં ચિત્રો પણ હતાં. જ્યારે ઉષાએ પ્રદ્યુમ્નનું ચિત્ર જોયું ત્યારે તે સહેજ લજ્જા પામી, પરંતુ જ્યારે તેણે અનિરુદ્ધનું ચિત્ર જોયું ત્યારે પોતે જે પુરુષને શોધતી હતી તેને ઓળખીને તે એટલી બધી શરમાઈ ગઈ તેણે તરત જ માથું નીચું નમાવી દીધું અને સ્મિત કર્યું. પોતાનું ચિત્ત જે પુરુષે ચોરી લીધું હતું, તેના ચિત્ર તરીકે તેણે ચિત્રલેખાને ઓળખાવ્યું.

ચિત્રલેખા એક મહાન ગૂઢ શકિતવાળી યોગિની હતી અને ઉષાએ ચિત્રને ઓળખી કાઢયું કે તરત જ, જો કે બંનેમાંથી કોઈએ તેને કદીયે જોયો ન હતો, કે ઓળખતાં ન હતાં છતાં ચિત્રલેખા તરત જ સમજી શકી કે તે ચિત્ર કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધનું હતું. તે જ રાત્રે તે આકાશમાં ઊડીને થોડા જ સમયમાં દ્વારકા કે જેનું સંરક્ષણ કૃષ્ણ કરતા હતા, ત્યાં પહોંચી. તે મહેલમાં પ્રવેશી અને તેણે અનિરુદ્ધને શયનખંડમાં એક ઐશ્વર્યપૂર્ણ પલંગમાં ઊંઘી ગયેલો જોયો. પોતાની ગૂઢ શકિતથી તરત જ ઊંઘતો ને ઊંઘતો જ શોણિતપુરમાં ઉપાડી લાવી કે જેથી ઉષા પોતાના ઇચ્છિત પતિને મળી શકે તરત જ ઉષા સુખથી પ્રફુલ્લ બની ગઈ અને ખૂબ મોટા સંતોષથી અનિરુદ્ધનો સંગ માણવા લાગી.

ઉષા તથા ચિત્રલેખા રહેતાં હતાં તે મહેલ એટલો દુર્ગમ હતો કે, કોઈ પુરુષ અંદર પ્રવેશે કે જોઈ શકે તે પણ અશકય હતું. ઉષા અને અનિરુદ્ધ ન મહેલમાં સાથે રહેવા લાગ્યાં, અને દિવસે દિવસે અનિરુદ્ધ પ્રત્યેનો ઉષાનો પ્રેમ ચાર-ચાર ગણો વધવા લાગ્યો. ઉષા પોતાનાં અમૂલ્ય વસ્ત્રાલંકાર, પુષ્પ, હાર, અત્તર તેમજ સુગંધી પદાર્થોથી અનિરુદ્ધને ખુશ કરતી તેના પલંગ પાસેના આસનની નજીક નિવાસસ્થાનને યોગ્ય સર્વ સામગ્રી હતી - દૂધ અને શરબત જેવાં મધુર પીણાં તથા ચાવી જવાય કે ગળી જવાય તેવા સરસ ખાદ્યપદાર્થો હતા. તે સૌથી વધારે તો ઉષાએ મીઠા શબ્દો અને ખૂબ આભારવશ બનાવે તેવી સેવાથી તેને ખુશ કર્યો. જાણે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હોય તેમ અનિરુદ્ધની ઉષાએ સેવા કરી. ઉષાએ પોતાની ઉત્તમ સેવાથી અનિરુદ્ધને બીજી બધી વસ્તુઓ ભુલાવી દીધી અને જરાય ચલાય-માન ન થાય એ રીતે પોતાના ઉપર તેનું ધ્યાન અને પ્રેમ આકર્ષી શકી. પ્રેમ અને સેવાના આવા વાતાવરણમાં અનિરુદ્ધ પોતાની જાતને તદ્દન ભૂલી ગયો અને પોતે કેટલા દિવસથી પોતાના સાચા ઘરથી દૂર રહ્યો હતો તે સંભારી શકયો નહિ.

સમય જતાં, ઉષાના અંગમાં એવાં શારીરિક ચિહ્નો દેખાવા લાગ્યાં કે જેના ઉપરથી સમજી શકાય કે તે કોઈ પુરુષ મિત્ર સાથે સંભોગ કરતી હશે. એ ચિહ્નો એવાં સ્પષ્ટ

હતાં કે તેના કાર્યને કોઈથી છુપાવી ન શકાય. અનિરુદ્ધના સંગમાં ઉષા હંમેશાં આનંદમાં રહેતી અને તેના સંતોષની સીમા જણાતી ન હતી. તેથી મહેલના દરવાન અને ચોકીદાર સહેલાઈથી ધારી શક્યા કે ઉષા કોઈ પુરુષ—મિત્ર સાથે સંબંધ રાખતી હતી. વાત આગળ વધે તેની રાહ જોયા સિવાય તેમણે પોતાના માલિક બાણાસુરને જાણ કરી. વેદની સંસ્કૃતિ અનુસાર, જો કોઈ કુંવારી છોકરી કોઈ પુરુષ સાથે સંબંધ રાખે તો તેના કુટુંબને મોટું કલંક ગણાતું. તેથી રક્ષકોએ સાવચેતીપૂર્વક પોતાના માલિકને જણાવ્યું કે ઉષામાં કલંકિત ચિહ્નો વિકસતાં હતાં. તે નોકરોએ તેમના સ્વામીને એ પણ જણાવ્યું કે કોઈ પણ યુવાન મહેલમાં પ્રવેશ કરે નહિ માટે પોતે રાતદિવસ સાવધ હતા, અને ઘરની ચોકી કરવામાં જરાય બેદરકાર હતા નહિ. પોતે એટલા બધા સાવધ હતા કે કોઈ પણ પુરુષ તે મહેલમાં શું થાય છે તે જોવા માટે પણ શકિતમાન ન હતો. આથી ઉષા કોઈની સાથે સંબંધ રાખતી હતી તેથી તેમને આશ્ચર્ય થતું હતું. તેઓ તેનું કારણ શોધી શકતા ન હતા, તેથી તેમણે આખી પરિસ્થિતિ તેમના માલિકને નિવેદિત કરી હતી.

પોતાની પુત્રી ઉષા હવે કુમારિકા રહી ન હતી તે સમજતાં જ બાણાસુરને આંચકો લાગ્યો. તેનો મોટો ભાર તેના હૃદય ઉપર આવી પડયો, તેથી વિલંબ કર્યા સિવાય તે ઉષા રહેતી હતી ત્યાં ધસી ગયો. તેણે જોયું કે ઉષા અને અનિરુદ્ધ ત્યાં બેઠાં હતાં તેમજ વાતો કરતાં હતાં. ઉષા અને અનિરુદ્ધ એક બીજાની સાથે ખૂબ સુંદર દેખાતાં હતાં, કારણ કે અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન કે જે સ્વયં કામદેવ હતા, તેમનો પુત્ર હતો. બાણાસુરે જોયું કે ઉષા અને અનિરુદ્ધ એકબીજા માટે સુયોગ્ય જોડું હતું, તેમ છતાં કુટુંબની આબરૂ ખાતર તેને તેમનું મિલન ગમ્યું નહિ. બાણાસુર સમજી શકયો નહિ કે તે છોકરો ખરેખર કોણ હતો. તેણે એ હકીકતની કદર કરી કે ઉષાએ પસંદ કરેલા આ છોકરા કરતાં બીજો કોઈ વધારે સુંદર ત્રણે લોકમાં મળત નહિ. અનિરુદ્ધનો વર્ણ તેજસ્વી અને શામળો હતો. તેણે પીતાંબર પહેર્યાં હતાં અને તેની આંખો તદ્દન કમળની પાંદડી જેવી હતી. તેના હાથ ખૂબ લાંબા હતા, અને તેને સુંદર વાંકડિયા આસમાની વાળ હતા. તેનાં કુંડળનાં તેજસ્વી કિરણો તેમજ હોઠ પરનું તેનું મોહક સ્મિત ખરેખર પરવશ કરે તેવાં હતાં. છતાં બાણાસુર ખૂબ ગુસ્સે થયો.

જ્યારે બાણાસુરે તેને જોયો ત્યારે અનિરુદ્ધ ઉષા સાથે રમવામાં વ્યસ્ત હતો. અનિરુદ્ધે સરસ રીતે વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને ઉષાએ વિવિધ સુંદર પુષ્પોની માળા તેને પહેરાવેલી હતી. સ્ત્રીઓનાં સ્તન ઉપર ચોપડેલો લાલ કંકુનો ભૂકો તે માળા ઉપર અહીંતહીં નજરે પડતો હતો, તેથી સૂચવાતું હતું કે ઉષાએ એને આલિંગન આપ્યું હતું. પોતાની હાજરીમાં પણ અનિરુદ્ધ શાંતિથી ઉષાની આગળ બેઠો હતો, તેથી બાણાસુરને આશ્ચર્યથી આંચકો લાગ્યો. ગમે તેમ પણ અનિરુદ્ધ સમજી ગયો કે તેનો ભાવિ સસરો તેના ઉપર જરાય ખુશ નહોતો અને તે હુમલો કરવા માટે મહેલમાં સૈનિકો એકઠા કરતો હતો.

ત્યારે બીજું કોઈ હથિયાર નહિ જડવાથી અનિરુદ્ધે એક મોટો લોખંડનો સળિયો લીધો અને બાણાસુર તથા તેના સૈનિકો સામે ઊભો રહ્યો. તેણે મક્કમ રીતે પેંતરો લીધો. તે

બતાવવનું હતું કે જો તેના ઉપર હુમલો થશે તો તે લોખંડના સળિયાથી બધાય સૈનિકોને ભોંયભેગા કરી દેશે. બાણાસુર તથા તેની લશ્કરી ટુકડીએ જોયું કે તે છોકરો, અમોઘ દંડ સહિત યમરાજ જેવો જ તેમની સમક્ષ ઊભો હતો. હવે બાણાસુરની આજ્ઞાથી તે સૈનિકોએ અનિરુદ્ધને પકડીને કેદ કરવા બધી બાજુએથી પ્રયત્ન કર્યો. જ્યારે તેમણે નજીક આવવાની ધૃષ્ટતા કરી ત્યારે અનિરુદ્ધે લોખંડના સળિયાથી તેમને ઘા લગાવ્યા. તેથી તેમનાં માથાં પગ, હાથ, સાથળ ભાંગી ગયાં અને તેઓ ભોંયભેગા થવા લાગ્યા. જેમ બાજના ટોળાનો નેતા ભસતાં કૂતરાંને એક પછી એક મારી નાંખે તેમ તેણે તે બધા સૈનિકોને મારી નાંખ્યા. આ રીતે અનિરુદ્ધ મહેલમાંથી છટકી શકયો.

બાણાસુર લડવાની વિવિધ કળા જાણતો હતો, અને ભગવાન શિવની કૃપાથી તે જાણતો હતો કે સામનો કરતા શત્રુને નાગપાશ-નાગના ફં. ..ડ કેવી રીતે કેદ કરવો. તેથી અનિરુદ્ધ મહેલની બહાર આવ્યો ત્યારે પકડાઈ ગયો. જ્યારે ઉષાને સમાચાર મળ્યા કે પોતાના પિતાએ અનિરુદ્ધને કેદ કર્યો છે, ત્યારે તે શોક અને મૂંઝવણથી પરવશ બની ગઈ. તેની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં અને પોતાની જાત ઉપર કાબૂ રાખી શકી નહિ. તેથી તે મોટેથી રડવા લાગી.



# ૬૨. કૃષ્ણ ભગવાન બાણાસુર સાથે યુદ્ધ કરે છે

વર્ષાઋતુના ચાર માસ વીતી ગયા છતાં અનિરુદ્ધ પાછો ન ફર્યો ત્યારે યદુવંશના બધા સભ્યોમાં ખળભળાટ મચી ગયો. છોકરો કેવી રીતે ખોવાઈ ગયો તે તેઓ સમજી શક્યા નહિ. સદ્ભાગ્યે એક દિવસે મહર્ષિ નારદ આવ્યા અને તેમણે તે મહેલમાંથી અનિરુદ્ધના અદૃશ્ય થવા વિશે કુટુંબને વાત કરી. બાણાસુરના સામ્રાજ્યની રાજધાનીના શહેર શોણિતપુરમાં અનિરુદ્ધને કેવી રીતે ઉઠાવી જવાયો અને જો કે અનિરુદ્ધે યોદ્ધાઓને હરાવ્યા તેમ છતાં તેને બાણાસુરે કેવી રીતે નાગપાશથી કેદ કર્યો, તે તેમણે સમજાવ્યું. આ સમાચાર પૂરેપૂરા વિગતવાર આપવામાં આવ્યા અને એ વાત જાહેર થઈ. પછી કૃષ્ણ પ્રત્યે ખૂબ લાગણી રાખનાર, યદુવંશના બધા સભ્યોએ શોણિતપુર ઉપર હુમલો કરવા તૈયારી કરી. પ્રદ્યુમ્ન, સાત્યકિ, ગદ, સામ્બ, સારણ, નંદ, ઉપનંદ અને ભદ્ર સહિતના બધા જ યાદવ અગ્રણીઓ એકઠા મળ્યા અને અઢાર અક્ષૌહિણી સૈન્યની જમાવટ કરી. ત્યાર પછી તે બધા શોણિતપુર ગયા અને સૈનિકો, હાથી, ઘોડા, રથો વડે તેને ઘેરી લીધું.

બાણાસુરે સાંભળ્યું કે યાદવ યોદ્ધાઓ આખા શહેર ઉપર હુમલો કરતા હતા અને કિલ્લાની વિવિધ દીવાલો, દરવાજા તેમજ નજીકના બગીચાને તોડી પાડતા હતા. ખૂબ ગુસ્સે થઈને તેણે તરત જ પોતાના યોદ્ધાઓ કે જે યાદવોના સમોવડિયા હતા, તેમને જઈને સામનો કરવા આજ્ઞા કરી. શિવ ભગવાન એટલા બધા દયાળુ હતા કે તે જાતે જ સૈન્યના મુખ્ય સેનાપતિ તરીકે પોતાના વીર પુત્રો કાર્તિકેય અને ગણપતિ સાથે આવ્યા. પોતાના પ્રિય આખલા નંદીશ્વર ઉપર બેસીને ભગવાન શિવ, કૃષ્ણ ભગવાન અને બળરામ સામેના યુદ્ધમાં દોરવણી આપવા લાગ્યા. આપણે ફક્ત કલ્પના જ કરી શકીએ કે એ યુદ્ધ કેવું ભયંકર હતું—એક બાજુએ ભગવાન શિવ પોતાના શૂરવીર પુત્રો સાથે અને સામી બાજુએ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ ભગવાન તથા તેમના મોટાભાઈ શ્રી બળરામજી. એ યુદ્ધ એવું ભયંકર હતું કે જે કોઈએ તે જોયું તે આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયા અને એમના શરીરે રોમાંચ થઈ ગયાં. ભગવાન શિવ, કૃષ્ણ ભગવાન સાથે સીધે સીધું યુદ્ધ

કરતા હતા, પ્રદ્યુમ્ન કાર્તિકેય સાથે લડવામાં રોકાયેલા હતા, અને બલરામ ભગવાન બાણાસુરના મુખ્ય સેનાપતિ કુમ્ભાણ્ડ કે જેને કૂપકર્ણ મદદ કરતો હતો, તેની સાથે લડવામાં રોકાયા હતા. કૃષ્ણનો પુત્ર સામ્બ, બાણાસુરના પુત્ર સાથે લડતો હતો અને યાદવોના મુખ્ય સેનાપતિ સાત્યકિ સાથે બાણાસુર યુદ્ધ કરતો હતો. આ રીતે યુદ્ધ શરૂ થયું

તે યુદ્ધના સમાચાર આખા વિશ્વમાં પ્રસરી ગયા શિવ ભગવાન, કૃષ્ણ ભગવાન અને તેમના સહાયકોનું યુદ્ધ જોવા માટે આતુર હોવાથી ઉચ્ચ કક્ષાના ગ્રહ(સ્વર્ગ)માંથી બ્રહ્મા જેવા દેવતાઓ, મહર્ષિઓ તેમજ સંતપુરુષો, સિદ્ધો, ચારણો એ બધા પોતાનાં વિમાનોમાં બેસીને રણભૂમિ ઉપર ઘૂમતા હતા. વિવિધ પ્રકારનાં શક્તિશાળી ભૂતો પ્રેતો, પ્રમથો, ગુહ્યકો, ડાકિનીઓ, પિશાચો, કૂષ્માણ્ડો, વેતાળો, વિનાયકો, અને બ્રહ્મરાક્ષસો ભગવાન શિવની સેવામાં રહે છે, તેથી શિવજી ભૂતનાથ કહેવાય છે (એ બધા પ્રકારનાં ભૂતોમાં બ્રહ્મરાક્ષસો સૌથી વધારે શક્તિશાળી હોય છે બ્રાહ્મણો જ્યારે ભૂતયોનિને પામે છે, ત્યારે બ્રહ્મરાક્ષસો બને છે)

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે પોતાના વનુષ્ય શારઙ્ગધનુષી મારીને આ બધાંય ભૂતોને રણભૂમિમાંથી સરળતાથી હાંકી કાઢયાં, ત્યારે ભગવાન શિવે પોતાનાં જુદાં જુદાં શસ્ત્રો કૃષ્ણ ભગવાન સામે છોડયાં. કૃષ્ણ ભગવાને જરાય મુશ્કેલી વિના, સામાં શસ્ત્રો વડે, તે બધાં શસ્ત્રોનો મુકાબલો કર્યો તેમણે એટમ બોમ્બ જેવા બ્રહ્માસ્ત્રનો સામનો પ્રતિબ્રહ્માસ્ત્રથી કર્યો અને પવનાસ્ત્રનો સામનો પર્વતાસ્ત્રથી કર્યો. જ્યારે ભગવાન શિવે ભયંકર વંટોળ ફેલાવનું અસ્ત્ર છોડયું ત્યારે ભગવાન કૃષ્ણે તેનાથી તદન વિરોધી તત્ત્વોવાળું પર્વતાસ્ત્ર છોડયું તેણે તે વંટોળને ત્યાંને ત્યાં જ નિષ્ફળ બનાવી દીધો તે જ રીતે જ્યારે ભગવાન શિવે બળબળતું અગ્નિ-અસ્ત્ર છોડયું ત્યારે કૃષ્ણે તેનો વરુણાસ્ત્રથી પ્રતિકાર કર્યો.

છેવટે ભગવાન શિવે પોતાનું વ્યક્તિગત હથિયાર, જે પાશુપત-અસ્ત્ર કહેવાય છે તેને છોડયું, ત્યારે તરત જ કૃષ્ણે નારાયણ-અસ્ત્રથી તેનો સામનો કર્યો પછી ભગવાન શિવ, કૃષ્ણ સાથે લડવામાં ક્રોધિત થઈ ગયા ત્યારે કૃષ્ણે લાગ જોઈને જૃમ્ભકાસ્ત્ર છોડયું. જ્યારે આ અસ્ત્ર છોડાય છે, ત્યારે શત્રુઓ ખૂબ થાકી જાય છે, લડવાનું બંધ કરે છે અને બગાસાં ખાવા લાગે છે પરિણામે શંકર ભગવાન એટલા બધા થાકી ગયા કે લડવાનું છોડીને બગાસાં ખાવા લાગ્યા. હવે કૃષ્ણ ભગવાન શંકરના આક્રમણ તરફથી પોતાનું લક્ષ બાણાસુરના પ્રયત્નો તરફ વાળી શકયા, અને તેઓ પોતાની તરવારો તથા ગદાઓથી બાણાસુરના અંગત સૈનિકોનો સંહાર કરવા લાગ્યા. તે દરમ્યાન કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્ન દેવતાઓના સેનાપતિ કાર્તિકેય સાથે ભયંકર યુદ્ધ કરતા હતા. કાર્તિકેય ઘાયલ થયા અને તેમના શરીરમાંથી પુષ્કળ લોહી વહેવા લાગ્યું. એવી સ્થિતિમાં તે રણભૂમિમાંથી જતા રહ્યા અને લડવાને બદલે પોતાના વાહન મોરની પીઠ ઉપર બેસીને દૂર ચાલ્યા ગયા તે જ રીતે ભગવાન બલરામ પોતાની ગદાના ફટકા વડે, બાણાસુરના સરસેનાપતિ કુમ્ભાણ્ડને ફટકારતા હતા તે જ પ્રમાણે કૂપકર્ણ પણ ઘાયલ થયો અને તે તથા કુંભાણ્ડ બંને રણભૂમિમાં પડયા. તેમના

સેનાપતિ સરકુનોદ ઘાયલ થયો હતો. તેથી માર્ગદર્શન વિના બાણાસુરના બધા સૈનિકો અહીંતહીં વિખરાઈ ગયા.

જ્યારે બાણાસુરે જોયું કે પોતાના સૈનિકો અને સેનાપતિઓનો પરાજય થયો છે, ત્યારે તેનો ગુસ્સો વધી ગયો. તેથી તેને કૃષ્ણના સરસેનાપતિ સાત્યકિ સાથે યુદ્ધ બંધ કરવાનું ડહાપણ લાગ્યું અને તેને બદલે કૃષ્ણ ઉપર સીધું આક્રમણ કર્યું. હવે પોતાના હજાર હાથનો ઉપયોગ કરવાની તક મળી હતી, તેથી તે ૫૦૦ ધનુષ્ય અને ૨૦૦૦ બાણનો ઉપયોગ કરીને કૃષ્ણ તરફ ધસ્યો. આવી મૂર્ખ વ્યક્તિ કૃષ્ણની શક્તિનું માપ કાઢી શકે નહિ. તરત જ જરાય મુશ્કેલી સિવાય કૃષ્ણે, બાણાસુરનાં બધાં જ ધનુષ્યોના બે-બે ટુકડા કરી નાંખ્યા અને એને આગળ વધતો અટકાવવા માટે તેના રથના ઘોડાને ભોંયભેગા કરી દીધા. પછી રથના ટુકડે ટુકડા કરી નાંખ્યા. આમ કર્યા પછી કૃષ્ણે પોતાના શંખ પાંચજન્યનો ધ્વનિ કર્યો.

કોટરા નામની એક દેવી હતી, બાણાસુર એની પૂજા કરતો હતો અને એ બંનેનો સંબંધ માતા-પુત્ર જેવો હતો. બાણાસુરનું જીવન ભયમાં હતું તેથી તે કોટરા માતા બેચેન બની અને તેથી તે સ્થળે તે પ્રગટ થઈ. નગ્ન શરીર અને વિખરાયેલા વાળ સાથે તે કૃષ્ણ ભગવાન સામે આવી ઊભી રહી. શ્રી કૃષ્ણને આ નગ્ન સ્ત્રીને જોવી ગમી નહિ. તેથી તેને જોવાનું ટાળવા માટે તેમણે પોતાનું મોં ફેરવી લીધું. કૃષ્ણના હુમલામાંથી નાસી છૂટવાની આ તક બાણાસુરને મળી તેથી તે રણભૂમિમાંથી નાસી ગયો. તેનાં ધનુષ્યોની બધી જ પણછો છેદાઈ ગઈ હતી, અને તેની પાસે રથ કે સારથી હતાં નહિ, તેથી પોતાના નગરમાં પાછા ફરવા સિવાય તેનો કોઈ ઉપાય ન હતો. રણભૂમિમાં તેણે સર્વસ્વ ગુમાવ્યું હતું.

કૃષ્ણનાં બાણથી ખૂબ સંતાપ પામેલાં, શંકરનાં ગણ અને ભૂતો, પ્રેતો અને રાક્ષસો રણભૂમિમાંથી નાસી ગયાં ત્યારે ભગવાન શિવે એમનો અંતિમ ઉપાય અજમાવ્યો. તેમણે તેમનું 'શિવજ્વર' નામનું મૃત્યુ-શસ્ત્ર છોડયું. આત્યંતિક ઉષ્ણતામાનને કારણે તે વિનાશ સર્જે છે. એમ કહેવાય છે કે આ સૃષ્ટિના પ્રલય સમયે સૂર્ય આકાશમાં છે તેના કરતાં બાર ગણો વધારે દાહક બને છે. આ બાર ગણા ઉષ્ણતામાનને 'શિવજ્વર' કહે છે. જ્યારે મૂર્તિમંત શિવજ્વરને છોડવામાં આવ્યો ત્યારે તેને ત્રણ માથાં તથા ત્રણ પગ હતા. અને જ્યારે તે કૃષ્ણ તરફ આવ્યો ત્યારે લાગ્યું કે તે દરેક વસ્તુને બાળીને ભસ્મ કરનારો દેખે. તે એટલો બધો શક્તિશાળી હતો કે દશે દિશામાં તેણે અગ્નિની જ્વાળાઓ ફેલાવી, અને કૃષ્ણે નિહાળ્યું કે તે ખાસ કરીને પોતાની સામે જ આવતો હતો.

જેમ શિવજ્વર શસ્ત્ર છે, તેવું નારાયણ-જ્વર પણ શસ્ત્ર છે. નારાયણ-જ્વર આત્યંતિક શીતળતાનું પ્રતીક છે. જ્યારે અત્યંત ગરમી પડે ત્યારે કોઈ ગમે તેમ કરીને તેને સહી શકે, પરંતુ જ્યારે આત્યંતિક ઠંડી હોય ત્યારે દરેક વસ્તુ તૂટી પડે છે. દરેક વ્યક્તિ મૃત્યુ સમયે આનો ખરેખર અનુભવ કરે છે: મૃત્યુ સમયે શરીરનું ઉષ્ણતામાન પહેલાં તો ૧૦૭ અંશ

જેટલું વધી જાય છે, અને પછી આખું શરીર મૃત્યુ પામે છે અને તરત જ બરફ જેવું ઠંડું થઈ જાય છે. શિવજ્વરનો પ્રતિકાર કરવા માટે નારાયણ-જ્વર સિવાય બીજું કોઈ શસ્ત્ર નથી.

જ્યારે કૃષ્ણ ભગવાને જોયું કે ભગવાન શિવે શિવ-જ્વર છોડયો છે ત્યારે નારાયણ-જ્વર છોડવા સિવાય એમને બીજો કોઈ ઉપાય ન હતો. ભગવાન શ્રીકૃષ્ણ, આદિ નારાયણ અને નારાયણ-જ્વર શસ્ત્રના નિયંત્રક છે. જ્યારે નારાયણ-જ્વર છોડવામાં આવ્યો ત્યારે તે બે 'જ્વર' વચ્ચે મોટી લડાઈ થઈ. જ્યારે આત્યંતિક ગરમીનો પ્રતિકાર આત્યંતિક ઠંડીથી કરવામાં આવે ત્યારે તે સ્વાભાવિક છે કે ગરમ ઉષ્ણતામાન ક્રમશઃ ઓછું થાય છે, અને શિવજ્વર તેમજ નારાયણજ્વરની લડાઈમાં એમ જ બન્યું ધીમે ધીમે શિવજ્વરનું ઉષ્ણતામાન ઓછુ થયું અને શિવજ્વર ભગવાન શિવ પાસેથી મદદ મેળવવા પોકારવા લાગ્યો પરંતુ નારાયણજ્વર સામે મદદ કરવા માટે ભગવાન શિવ અસમર્થ હતા ભગવાન શિવ પાસેથી મદદ નહિ મળી શકવાથી શિવજ્વર સમજી ગયો કે નારાયણ શ્રીકૃષ્ણ ભગવાનને પોતે શરણે જવા સિવાય બીજા બચવાનો ઉપાય ન હતો. દેવોમાં સૌથી મહાન ભગવાન શિવ તેને મદદ કરી શક્યા નહિ તો પછી બીજા નાના દેવોની તો વાત જ શી કરવી? અને તેથી છેવટે શિવજ્વર કૃષ્ણને પ્રણામ કરીને પ્રાર્થના કરતો કરતો તેમને શરણે ગયો કે જેથી કૃપા કરીને તે પોતાનું રક્ષણ કરે

શિવ ભગવાન તથા કૃષ્ણ ભગવાનનાં અંતિમ શસ્ત્રો વચ્ચેની લડાઈના આ પ્રસંગથી એ સિદ્ધ થાય છે કે જો કૃષ્ણ કોઈનું રક્ષણ કરે તો તેને કોઈ મારી શકતું નથી, પરંતુ જો કૃષ્ણ કોઈનું રક્ષણ ન કરે તો કોઈ જ તેને બચાવી ન શકે. ભગવાન શિવ મહાદેવ — દેવોમાં સૌથી શ્રેષ્ઠ — કહેવાય છે કેટલીક વખત ભગવાન બ્રહ્માને સૌથી મોટા દેવ ગણવામા આવે છે, કારણ કે તે સર્જન કરે છે, જ્યારે ભગવાન શિવ, બ્રહ્માએ કરેલા સર્જનનો વિનાશ કરે છે, પરંતુ ભગવાન બ્રહ્મા તેમજ ભગવાન શિવ એ બંને એ એક જ પ્રકારની શક્તિ ધરાવે છે, પરંતુ તેમાંથી કોઈ પોષણ કરી શકતા, જીવાડી શકતા નથી. તેમ છતાં વિષ્ણુ ભગવાન તો પોષણ કરે છે, એટલું જ નહિ પરંતુ સર્જન પણ કરે છે. શિવ ભગવાનને બ્રહ્માએ સર્જ્યા છે કે જન્મ આપ્યો છે. આ રીતે શિવજ્વર સમજી ગયો કે કૃષ્ણ કે નારાયણ સિવાય બીજું કોઈ તેને મદદ કરી શકે તેમ નહોતું. તેથી તે સાચી રીતે જ શ્રી કૃષ્ણ ભગવાનને શરણે ગયો, અને હાથ જોડીને નીચે પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યો:

"મારા વહાલા ભગવાન! હુ સન્માનપૂર્વક આપને પ્રણામ કરું છું, કારણ કે આપની શક્તિઓ અસીમ છે આપની શક્તિને કોઈ પહોંચી શકે તેમ નથી અને એ રીતે આપ સર્વના પરમેશ્વર છો સામાન્ય રીતે તો લોકો ભગવાન શિવને આ જગતમાં સૌથી શક્તિશાળી વ્યક્તિ માને છે, પરંતુ ભગવાન શિવ સર્વશક્તિમાન નથી આપ સર્વશક્તિમાન છો. આ હકીકત છે. મૂળ ચેતના અથવા જ્ઞાન આપ જ છો. કોઈ ભૌતિક વસ્તુ ઘણી શક્તિશાળી હોય, પરંતુ જ્ઞાન કે ચેતનાના સ્પર્શ વિના તે કાર્ય કરી શકતી નથી એક ભૌતિક યંત્ર ઘણુ

રસાયણી કે અદ્‌ભુત હોય, પણ એને જાણનાર કોઈ ચેતનવંત વ્યકિતના સ્પર્શ સિવાય તે ભૌતિક યંત્ર સર્જન કરવા માટે નકામું છે. મારા ભગવાન! આપ સંપૂર્ણ જ્ઞાનસ્વરૂપ છો અને આપના વ્યકિતત્વમાં રજમાત્ર ભૌતિક કલુષિતતાઓનો સ્પર્શ નથી. સમગ્ર સૃષ્ટિનો વિનાશ કરવાની પોતાની વિશિષ્ટ શકિતને કારણે ભગવાન શિવ એક શકિતશાળી દેવ ભલે હોય અને તે જ રીતે ભગવાન બ્રહ્મા સમગ્ર વિશ્વનું સર્જન કરી શકે છે તેથી શકિતશાળી ભલે હોય, પરંતુ ખરેખર તો બ્રહ્મા કે ભગવાન શિવ આ વ્યકત ભૌતિક સૃષ્ટિના મૂળ કારણ નથી. આપ જ પરમ સત્ય પરબ્રહ્મ છો, અને આપ જ મૂળ કારણ છો. આ ભૌતિક સૃષ્ટિનું મૂળ કારણ, નિર્ગુણ બ્રહ્મ તો આપમાં વસે છે. ભગવદ્ ગીતામાં પ્રતિપાદિત કરાય છે તેમ નિર્ગુણ બ્રહ્મ તો કૃષ્ણ ભગવાન પોતે જ છે. આ બ્રહ્મ તો સૂર્યના ગોળામાંથી પ્રસરતા સૂર્યના પ્રકાશ જેવા છે, તેથી નિર્ગુણ બ્રહ્મ એ મૂળ કારણ નથી. સર્વ વસ્તુઓનું મૂળ કારણ તો કૃષ્ણનું અનન્ત પરમેશ્વર સ્વરૂપ છે. સર્વ ભૌતિક ક્રિયાઓ અને પ્રતિક્રિયાઓ — કર્મ અને તેનાં ફળ — નિર્ગુણ બ્રહ્મમાં થાય છે. પરંતુ સગુણ બ્રહ્મ એટલે કે કૃષ્ણના સ્વરૂપમાં તો કર્મ અને ફળ હોતાં નથી. હે મારા ભગવાન! તેથી આપનો દેહ તો સંપૂર્ણ રીતે જ્ઞાનમય, સંપૂર્ણ રીતે પરમ આનંદસ્વરૂપ અને ભૌતિક કલુષિતતાઓથી પર છે."

"ભૌતિક પ્રકૃતિના ત્રણ ગુણનાં કર્મ તથા તેનાં ફળ તો આ ભૌતિક દેહમાં હોય છે અને તત્ત્વોમાં કાળ(સમય)નું તત્ત્વ તો સૌ તો મહત્તત્ત્વ અને બીજાં બધાં તત્ત્વોથી ચઢિયાતું છે, કારણ કે આ ભૌતિક સૃષ્ટિને કાળના સંયોગનો વિસ્તાર કહે છે. આ રીતે પ્રકૃતિતત્ત્વ અસ્તિત્વમાં આવે છે, અને પ્રકૃતિ પ્રગટે છે. તેની સાથે જ કર્મ-ફળ દૃશ્યમાન થાય છે. આ કર્મફળની પ્રવૃત્તિના પરિણામે જીવ દેહ ધારણ કરે છે. એ અમુક ચોક્કસ પ્રકારનો સ્વભાવ પામે છે, કે જે એક સૂક્ષ્મ શરીરમાં ટકાવેલો હોય છે, અને પ્રાણ, અહં, મન ઇંદ્રિયો તેમ તેમજ પાંચ મૂળ તત્ત્વોથી બનેલો સ્થૂળ દેહ પામે છે. પછી તે બધાં એક પ્રકારનું શરીર સર્જે છે, પાછળથી જેમાં આત્મા એક પછી એક દેહાંતર કરે છે, તેવાં બીજાં વિવિધ શરીરોનું મૂળ અથવા કારણ બને છે. આપની અપરા શકિતનાં સંયુકત કાર્યોથી આ બધાં તત્ત્વો પ્રગટે છે. આ બધાં વિવિધ તત્ત્વોનાં કર્મ તથા ફળથી અલિપ્ત એવા આપ આ બાહ્ય શકિતનું કારણ છો; અને ભૌતિકશકિત — માયાશકિત આપને આવરી કરજ પાડી શકતી નથી, તેવા આપ દિવ્ય છો; તેથી આપ તો પરમ શકિતરૂપ છો. આ ભૌતિક દૂષિતતાઓથી આપ પરમ મુકિતદાતા છો. તેથી હું સર્વ શરણો છોડીને, આપનાં ચરણકમળોમાં શરણે આવું છું."

"હે મારા વહાલા ભગવાન! માનવસ્વરૂપે વસુદેવના પુત્ર તરીકેનો પાઠ ભજવવાનો આપનો અવતાર, આપની પૂર્ણ સ્વતંત્ર લીલાઓમાંનો એક છે. આપના ભકતોના લાભ તેમજ અભકતોના પરાજય માટે આપ અનેક અવતારો ધારણ કરો છો. માનવપ્રગતિની યોજનામાં જયારે અસંગતિઓ જાગે છે, ત્યારે તરત જ આપ પ્રગટ થાવ છો; એમ ભગવદ્ ગીતામાં આપેલા વચનને પૂર્ણ કરવા માટે આપ આવા અવતારો ધારણ કરો છો.

જ્યારે અનિયમિત સિદ્ધાંતોથી ગેરવ્યવસ્થા જાગે છે, ત્યારે હે વહાલા પ્રભુ! આપની પરાશક્તિ-અંતરંગ શક્તિથી આપ પ્રગટો છો. આપનું મુખ્ય કાર્ય દેવો તથા આધ્યાત્મિક દૃષ્ટિવાળા લોકોનું સંરક્ષણ કરવાનું અને સંવર્ધન કરવાનું તથા ભૌતિક કાયદા તેમજ વ્યવસ્થાનું ધોરણ જાળવી રાખવાનું છે. આવા કાયદા અને વ્યવસ્થાની જાળવણી સાથે જ દુષ્ટો તથા દાનવોનો સંહાર કરવાનું આપનું કાર્ય તદ્દન બંધબેસતું જ છે. આ પહેલી જ વાર આપ અવતર્યા છો એવું નથી. એમ સમજી લેવાનું છે કે પહેલાં પણ આપે ઘણી ઘણી વાર અવતાર ધારણ કર્યા છે."

"મારા વહાલા પ્રભુ ! હું નિવેદન કરવાની વિનંતિ કરું છું કે આપે છોડેલા નારાયણ-જ્વરથી હું અત્યંત પવિત્ર થયો છું. તે અવશ્ય ખૂબ શીતળતા અર્પે છે, છતાં સાથે સાથે જ તે અત્યંત ભયંકર તેમજ અમારા બધા માટે અસહ્ય છે. મારા વહાલા ભગવાન! જ્યાં સુધી કોઈ વ્યક્તિ ભૌતિક કામનાઓના જાદુને કારણે કૃષ્ણ ભગવાનને ભૂલી જાય છે અને આપનાં ચરણકમળોના અંતિમ આશ્રયને ભૂલી ગયો હોય છે ત્યારે આ ભૌતિક દેહધારી વ્યક્તિ, ભૌતિક પ્રકૃતિના ત્રણ દુ:ખદ ગુણોને કારણે વ્યગ્ર બને છે. વ્યક્તિ આપનું શરણ ગ્રહણ કરતી નથી, તે કારણે તે સતત રીતે દુ:ખી થયા કરે છે."

શિવજ્વરની સ્તુતિ સાંભળીને કૃષ્ણ ભગવાને જવાબ આપ્યો, "હે ત્રિશીર્ષ (ત્રણ માથા વાળા), તારા નિવેદનથી હું પ્રસન્ન થયો છું. ખાત્રી રાખ કે હવે નારાયણજ્વર તરફથી તારે કાંઈ સહન કરવું નહિ પડે. નારાયણજ્વર તરફના ભયમાંથી તું મુક્ત થયો છું એટલું જ નહિ, પરંતુ જે કોઈ વ્યક્તિ ભવિષ્યમાં શિવજ્વર તથા નારાયણજ્વર વચ્ચેના આ યુદ્ધનું માત્ર સ્મરણ જ કરશે તે પણ સર્વ પ્રકારના ભયોમાંથી મુક્ત બનશે." પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું કથન સાંભળીને શિવજ્વરે ભગવાનનાં ચરણકમળોમાં આદરસહ પ્રણામ કર્યા અને ત્યાંથી તે ચાલ્યો ગયો.

તે દરમ્યાન બાણાસુર કોઈ ને કોઈ રીતે પોતાની હતાશામાંથી અને ફરીથી શક્તિ એકઠી કરીને લડવા માટે પાછો ફર્યો. આ વખતે રથમાં બેઠેલા કૃષ્ણ ભગવાનની સામે, પોતાના હજાર હાથમાં વિવિધ પ્રકારનાં હથિયાર લઈને બાણાસુર આવ્યો. બાણાસુર ઘણો જ ઉશ્કેરાઈ ગયો હતો તેણે પોતાનાં વિવિધ શસ્ત્રોનો ધોધ વરસાદની ઝડીની માફક કૃષ્ણ ઉપર વહાવ્યો. જ્યારે કૃષ્ણે બાણાસુરનાં શસ્ત્રોને બંધમાંથી ધસતા ધોધની જેમ પોતાની તરફ આવતાં જોયાં ત્યારે તેમણે તીક્ષ્ણ ધારવાળું પોતાનું સુદર્શન ચક્ર લીધું અને એ અસુરના હજાર હાથ, જેમ માળી ધારદાર કાપણીથી ઝાડની ડાળીઓ કાપે તેમ, એક પછી એક કાપવા માંડયા જ્યારે ભગવાન શિવે જોયું કે પોતાની સમક્ષ જ પોતાના ભક્તને બચાવી શકાતો ન હતો, ત્યારે તેમને ભાન આવ્યું અને તે જાતે ભગવાન કૃષ્ણ સમક્ષ આવ્યા અને નીચે પ્રમાણે પ્રાર્થના કરીને તેમને શાંત પાડવા માંડયા

ભગવાન શંકરે કહ્યું, "મારા વહાલા ભગવાન! વેદની ઋચાઓ વડે પ્રાર્થનાને યોગ્ય છો જે વ્યક્તિ તમારા વિષે અજ્ઞાન છે તે આપના સનાતન ધામમાં રહેલા આપ

આપના દિવ્ય પ્રકાશની પાછળ રહેલા છો ને જેઓ આ સિવાય નિર્ગુણ બ્રહ્મજ્યોતિને અંતિમ સર્વોચ્ચ પરમ સત્ય માને છે. મારા વહાલા ભગવાન! તેથી જ આપને પરબ્રહ્મ કહે છે. ભગવદ્ ગીતામાં આ પરબ્રહ્મ શબ્દથી આપને ઓળખાવ્યા છે. જો કે આપ આકાશની માફક વિભુ (સર્વત્ર વિસ્તરેલા), અને કોઈ પણ લૌકિક વસ્તુથી અલિપ્ત છો, છતાં જેમનું હૃદય સર્વ લૌકિક પાપોથી મુક્ત છે એવા સંતો આપના દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકે છે. માયાવાદીઓની દૃષ્ટિએ આપનું સર્વોચ્ચ સ્વરૂપ એવું છે કે આકાશ આપની નાભિ જેવું છે, અગ્નિ આપનું મુખ છે, અને જળ એ આપનું વીર્ય છે. સ્વર્ગીય ગ્રહો આપનું મસ્તક છે, સર્વ દિશાઓ આપના કાન છે, ઉર્વી (પૃથ્વી) ગ્રહ આપનાં ચરણકમળ છે, ચંદ્ર આપનું મગજ અને સૂર્ય આપનું નેત્ર છે. મારો સંબંધ છે તેમ હું આપનું અહમ્ છું. સાગર આપનું ઉદર અને સ્વર્ગના રાજા ઇંદ્ર આપના હાથ છે. વૃક્ષો અને છોડ આપના શરીરના વાળ છે. વાદળ આપના મસ્તકનાં ઝુલ્ફાં છે, અને ભગવાન બ્રહ્મા આપની બુદ્ધિ છે. પ્રજાપતિ તરીકે ઓળખાતા સર્વ જન્મદાતાઓ આપના પ્રતિનિધિઓનાં પ્રતીક છે. ધર્મ એ આપનું હૃદય છે. નિર્વિશેષવાદીઓ આપના પરબ્રહ્મ સ્વરૂપનું આ રીતે દર્શન કરે છે, પરંતુ અંતે આપ તો પુરુષોત્તમ છો. આપના પરમ સ્વરૂપની નિર્ગુણ વાસ્તવિકતાઓ તો આપની શક્તિનો એક નાનકડો વિસ્તાર જ છે. આપ મૂળ અગ્નિ જેવા છો, અને આપના પ્રકાશ તથા ગરમી એ આપના વિસ્તાર છે."

ભગવાન શિવે કહેવાનું ચાલુ રાખ્યું, "મારા વહાલા પ્રભુ! જો કે આપ આખા વિશ્વમાં વ્યક્ત છો, છતાં આ વિશ્વના વિવિધ વિભાગો આપના શરીરનાં વિવિધ અંગો છે, અને આપની અગમ્ય શક્તિ વડે આપ એક સાથે જ એક સ્થળે તેમજ આખા વિશ્વમાં રહેલા છો. બ્રહ્મસંહિતામાં એમ કહેલું અમને પ્રાપ્ત થાય છે કે, જો કે આપ આપના સ્થાન ગોલોક—વૃંદાવનમાં હંમેશાં વસો છો તેમ છતાં, આપ સર્વત્ર હાજર રહો છો. ભગવદ્ ગીતામાં જણાવ્યા અનુસાર, જે ભક્તો આખા વિશ્વ માટે સદ્ભાવ ધરાવે છે, તેમના પરિત્રાણ માટે આપ અવતાર ધારણ કરો છો. બધા જ દેવતાઓ, આપની કૃપાથી જ, આ વિશ્વની વિવિધ બાબતોનું સંચાલન કરે છે. આ રીતે ઉપરની સાત ગ્રહમાળાઓ આપની કૃપાથી જ પોષાય છે. આ સૃષ્ટિના પ્રલય—સમયે પણ આપની શક્તિનાં સર્વ વ્યક્ત સ્વરૂપો, ભલે તે દેવ, માનવ અથવા નીચી યોનિના સ્વરૂપમાં હોય છતાં, આપનામાં પ્રવેશે છે, અને આપનાં સર્વ પ્રસારોનાં સર્વ તાત્ત્વિક તેમજ દૂર દૂરનાં કાર્યો, જીવનનાં વિશિષ્ટ વલણો સિવાય આપનામાં સમાઈ જાય છે. છેવટે તો આપની અને બીજી કોઈ વસ્તુ વચ્ચે સમાન કક્ષાએ કે આપના હાથ નીચેની કક્ષાએ કોઈ જોડની શક્યતા નથી. આપ એક સાથે જ આ પ્રસારો અને એના અંશોના પણ કારણ છો. આપ પરમ પૂર્ણ છો, આપ અદ્વિતીય છો. પ્રાકૃતિક સ્વરૂપમાં ત્રણ સ્થિતિઓ હોય છે: જાગૃત અવસ્થા, સ્વપ્નમાં અર્ધ-જાગૃત અવસ્થા, અને બેભાન અવસ્થા; પરંતુ આપ તો જીવનની આ લૌકિક અવસ્થાથી પર દિવ્ય અવસ્થાવાળા છો. તેથી આપનું અસ્તિત્વ એક જુદા પરિમાણવાળું

છે, અને આપનું પ્રગટવું કે અદૃશ્ય થવું, એ આપના પોતાના સિવાય બીજા કશા ઉપર આધાર રાખતું નથી. આપ દરેક વસ્તુનું પરમ કારણ છો, પરંતુ આપને માટે કોઈ કારણ નથી. આપ પોતે જ આપના પ્રાગટય કે વિલયનું કારણ છો મારા ભગવાન! આપની દિવ્ય સ્થિતિ હોવા છતાં આપનાં છ પ્રકારનાં ઐશ્વર્યનું દર્શન કરાવવા અને આપની દિવ્ય શક્તિઓ જાહેર કરવા આપ મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, કેશવ વગેરે આપના વિવિધ અવતારોમાં સગુણરૂપે પ્રગટો છો, અને આપના અંશો તરીકે આપ જુદા જુદા જીવો તરીકે પણ જુદા જુદા સ્વરૂપે પ્રગટયા છો. આપની આંતરિક પરાશક્તિથી આપ વિષ્ણુના જુદા જુદા અવતારો રૂપે પણ પ્રગટો છો, અને આપની અપરા શક્તિથી આપ આ સૃષ્ટિરૂપે પણ પ્રગટ થાય છો.

"વાદળઘેર્યો દિવસ હોય ત્યારે સામાન્ય માનવોની નજરે સૂર્ય ઢંકાઈ ગયેલો લાગે છે. પરંતુ વાસ્તવિક રીતે તો સૂર્યના પ્રકાશથી વાદળા સર્જાય છે. તેથી જો કે આખું આકાશ વાદળથી છવાઈ જાય છતાં ખરેખર તો સૂર્ય કદી ઢંકાઈ જતો નથી. તે જ રીતે અલ્પબુદ્ધિ મનુષ્યો કહે છે કે ઈશ્વરનું અસ્તિત્વ નથી પરંતુ જયારે જયારે વિવિધ પ્રકારના જીવો અને તેમની પ્રવૃત્તિઓ દૃશ્યમાન થાય છે, ત્યારે બુદ્ધિશાળી વર્ગના લોકો, દરેક અણુમાં તેમજ આપની અપરા તેમજ બહિરંગ તથા તટસ્થ શક્તિના માધ્યમ દ્વારા આપનાં દર્શન કરે છે. આપના ખૂબ પ્રબુદ્ધ ભક્તો, આપની અમર્યાદ શક્તિની પ્રવૃત્તિઓને અનુભવે છે, પરંતુ જે લોકો આપની અપરા શક્તિ—બાહ્ય શક્તિના કામણથી ભુલાવામાં પડેલા છે, તેઓ પોતાને આ ભૌતિક જગત સાથે એકરૂપ માને છે, અને સમાજ, મિત્રતા તથા પ્રેમમાં આસક્ત બને છે. આ રીતે તેઓ ભૌતિક જીવનના ત્રિગુણાત્મક દુઃખોને ભેટે છે, અને સુખ-દુઃખના દ્વંદ્વને પાત્ર બને છે. તેઓ કેટલીક વખત આસક્તિના સાગરમાં ડૂબી જાય છે, અને કેટલીક વખત એમાંથી બહાર કઢાય છે"

"મારા વહાલા ભગવાન! આપની દયા અને કૃપા હોય તો જ, જીવાત્મા, જેનાથી ભૌતિક જીવનનાં દુઃખોમાંથી બહાર નીકળવાની તક મળે એવા માનવજીવનને પામે છે. તેમ છતાં જેને માનવ-દેહ મળ્યો હોય પણ પોતાની ઈંદ્રિયોને સંયમમાં ન રાખે તે ઈંદ્રિયોપભોગમાં ઘસડાઈ જાય છે; તેમ થતાં તે આપના ચરણકમળનું શરણ ગ્રહણ કરતો નથી, અને તેથી આપની સેવાભક્તિમાં વ્યસ્ત રહી શકતો નથી. આવી વ્યક્તિનું જીવન ઘણું જ દુર્ભાગી છે અને જે કોઈ એવું અંધકાર ભર્યું જીવન જીવે છે તે અવશ્ય પોતાની જાતને છેતરે છે, અને તેથી જ અન્યને પણ છેતરે છે. તેથી કૃષ્ણભાવના વગરનો માનવ-સમાજ ધુતારા અને છેતરાયેલા લોકોનો સમાજ છે

"મારા ભગવાન! આપ તો ખરેખર સર્વ જીવોના પ્રિયતમ પરમાત્મા છો, અને સર્વ વસ્તુઓના સર્વોચ્ચ નિયામક છો જે માનવી હંમેશાં માયામાં ફસાયેલો છે તે આખરી મૃત્યુથી ડરે છે. જે માણસ માત્ર ઈંદ્રિયોપભોગમાં આસક્ત હોય છે, તે સ્વેચ્છાએ જ દુઃખપૂર્ણ જીવન સ્વીકારે છે અને એથી ઈંદ્રિય-સુખના ભ્રામક ચમકાર

પાછળ ભટકે છે. તે ખરેખર સૌથી મૂર્ખ માનવી છે, કારણ કે તે અમૃતને છોડીને ઝેર પીએ છે. મારા વહાલા ભગવાન! મારા અને ભગવાન બ્રહ્મા સહિત સર્વ દેવો, તેમજ જેમણે પોતાનાં હૃદયમાંથી ભૌતિક આસક્તિ કાઢી નાંખી છે તેવા પવિત્ર ઋષિઓ અને મહાન સંતોએ પણ સંપૂર્ણ રીતે આપનાં ચરણકમળનું શરણ સ્વીકાર્યું છે. અમે બધાએ આપનું શરણ લીધું છે, કારણ કે અમે આપને પુરુષોત્તમ પરમેશ્વર તથા અમારા બધાના પ્રિયતમ, જીવન અને આત્મા તરીકે સ્વીકાર્યા છે. આપ આ બ્રહ્માંડના આદિ કારણ છો, આપ જ પરમ પાલક છો અને આપ જ તેના વિસર્જનનું કારણ પણ છો. આપ દરેકના સમાન છો અને દરેક જીવના શાન્તિપૂર્ણ પરમ મિત્ર છો. અમારા સૌને માટે આપ જ પ્રાર્થના માટેનું પરમ પાત્ર છો મારા વહાલા ભગવાન! અમને સૌને આપની દિવ્ય પ્રેમાળ સેવામાં સદૈવ રહેવા દો, કે જેથી અમે આ ભૌતિક બંધનોમાંથી મુક્ત થઈએ."

"મારા ભગવાન! અંતમાં હુ આપને જણાવુ કે આ બાણાસુર મને ખૂબ વહાલો છે તેણે મારી ઘણી અમૂલ્ય સેવા કરી છે. તેથી તે હમેશાં સુખી રહે તેમ હું ઈચ્છું છું. તેના ઉપર પ્રસન્ન થઈને મેં તેને સલામતીની ખાત્રી આપી છે મારા પ્રભુ! હુ આપને પ્રાર્થના કરું છું કે જેથી જેવી રીતે તેના પૂર્વજ પ્રહ્લાદ મહારાજ અને બલિ મહારાજ ઉપર આપ પ્રસન્ન હતા તેવી રીતે બાણાસુર ઉપર પણ પ્રસન્ન થાવ."

ભગવાન શિવની પ્રાર્થના સાંભળીને કૃષ્ણ ભગવાને તેમને પણ ભગવાન કહીને સંબોધન કર્યું અને કહ્યું, "મારા વહાલા ભગવાન શિવ! હુ આપનુ નિવેદન સ્વીકારું છું, અને બાણાસુર વિશેનું આપનું નિવેદન પણ મેં સ્વીકાર્યું છે. હું જાણું છું કે આ બાણાસુર બલિ મહારાજનો પુત્ર છે, અને તેથી હું એને મારી નાંખી શકુ નહિ, કારણ કે એવું મારુ વચન છે. પ્રહ્લાદ મહારાજને મેં વરદાન આપેલું કે, એમના કુટુંબમાં જે પેદા થશે તે બધા જ દાનવોમાંથી કોઈને હું કદી હણીશ નહિ. તેથી આ બાણાસુરને મારી નાંખ્યા વિના, મેં તેની મિથ્યા કીર્તિને દૂર કરવા માત્ર તેના હાથને છેદી નાંખ્યા છે. તે મોટી સંખ્યામાં જે સૈનિકો નિભાવતો હતો તે આ પૃથ્વી ઉપર ભારરૂપ બન્યા હતા તે ભારને બને તેટલો ઓછો કરવા મેં તેમનો સંહાર કર્યો છે. હવે તેને ચાર હાથ બાકી રહ્યા છે, અને હવે તે ભૌતિક સુખદુઃખની અસર પામ્યા વિના અમર રહેશે. હું જાણું છું કે તે આપ ભગવાનનો મુખ્ય ભક્ત છે તેથી હવે આપ ખાત્રી રાખો કે હવે પછી તેને કોઈ પણ વસ્તુથી ભય પામવાની જરૂર નથી."

જ્યારે ભગવાન કૃષ્ણે આ રીતે વરદાન આપ્યું ત્યારે બાણાસુર ભગવાન પાસે આવ્યો અને જમીન ઉપર માથું લગાડીને પગે લાગ્યો. તેણે પોતાની પુત્રી ઉષા સાથે અનિરુદ્ધને એક સરસ રથમાં બેસાડીને લઈ આવીને ભગવાન કૃષ્ણ પાસે હાજર કરવાની તરત જ વ્યવસ્થા કરી. એ પછી ભગવાન શિવના આશીર્વાદને કારણે ખૂબ ઐશ્વર્યવાન બનેલાં ઉષા તેમજ અનિરુદ્ધને ભગવાન કૃષ્ણે પોતાના અધિકારમાં લીધાં. આ રીતે

એક અક્ષૌહિણી સૈનિકોની ટુકડીને પોતાની આગળ કરીને કૃષ્ણે દ્વારકા તરફ પ્રયાણ કર્યું. તે દરમ્યાન ખૂબ ઐશ્વર્યવાળાં ઉષા તથા અનિરુદ્ધને લઈને ભગવાન કૃષ્ણ પાછા ફરે છે એવા સમાચાર સાંભળીને દ્વારકાના લોકોએ શહેરનો ખૂણેખૂણો ધ્વજ, પતાકા અને માળાઓથી શણગાર્યો. બધા જ રાજમાર્ગો અને ચોક ઉપર ચંદનલેપ તથા પાણીનો છંટકાવ કર્યો. સર્વત્ર ચંદનની સુવાસ પ્રસરી રહી. પોતાના મિત્રો અને સગાંવહાલાં સહિત સર્વ પ્રજાજનોએ ખૂબ દમામ તથા ઉલ્લાસપૂર્વક કૃષ્ણ ભગવાનનો સત્કાર કર્યો. તે વખતે ભગવાનને આવકારવા શંખ, ઢોલ તથા રણશિંગાના ધ્વનિ ગાજી રહ્યા. આ રીતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાની રાજધાનીમાં પ્રવેશ્યા.

શુકદેવ ગોસ્વામીએ રાજા પરીક્ષિતને ખાત્રી આપી કે ભગવાન શિવ અને કૃષ્ણ ભગવાન વચ્ચેના યુદ્ધનું વર્ણન બીજાં યુદ્ધો જેવું જરાય અમંગળ નથી. એથી ઊલટું જો કોઈ ભગવાન શિવ તથા કૃષ્ણ ભગવાન વચ્ચેની આ લડાઈના વર્ણનનું સ્મરણ કરે, તો તે આ જીવન—સંઘર્ષમાં ક્યાંય કદીયે પરાજય અનુભવશે નહિ.

બાણાસુરના કૃષ્ણ સાથેના યુદ્ધ તેમજ પછીથી તેના બચાવનો આ પ્રસંગ ગીતાનાં વચનો સાથે સુસંગત છે કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણની મંજૂરી સિવાય, દેવોના ભક્ત કોઈ પણ વરદાન પામી શકતા નથી. આ વર્ણનમાં અહીં આપણે જોઈ શકીએ છીએ કે, જો કે બાણાસુર ભગવાન શિવનો મહાન ભક્ત હતો છતાં, જ્યારે તે કૃષ્ણ વડે મૃત્યુની અણી ઉપર હતો ત્યારે ભગવાન શિવ તેને બચાવી શક્યા નહિ; પરંતુ ભગવાન શિવે પોતાના ભક્તને બચાવવા ભગવાન કૃષ્ણને વિનંતિ કરી, ત્યારે તેને ભગવાને મંજૂર રાખી. એવો કૃષ્ણનો અધિકાર છે. આ સંબંધમાં ભગવદ્ ગીતામાં એવા સ્પષ્ટ શબ્દો વપરાયા છે કે मयैव विहितान् हि तान् । એનો અર્થ એવો થાય છે કે પરમેશ્વરની મંજૂરી વિના કોઈ પણ દેવ પોતાના ભક્તને વરદાન આપી શકે નહિ.



# ૬૩. નૃગ રાજાની વાર્તા

એક દિવસે કૃષ્ણ ભગવાનનાં કુટુંબીજનો—સામ્બ, પ્રદ્યુમ્ન, ચારુભાનુ અને ગદ વગેરે તથા યદુવંશના સર્વ રાજકુમારો, દ્વારકા પાસે આવેલા એક વનમાં પર્યટનમાં ગયા. એમના પરિભ્રમણ દરમ્યાન તે બધાને તરસ લાગી. તેથી તે જંગલમાં તેમણે પાણી મળે તેવી જગાની તપાસ આરંભી. જ્યારે તેઓ એક કૂવા પાસે આવી પહોંચ્યા ત્યારે તેમણે જોયું કે તે કૂવામાં પાણી હતું નહિ, પરંતુ એને બદલે એમાં એક જીવતું પ્રાણી હતું. એ એક વિશાળ ગરોળી હતી. તે અદ્‌ભુત પ્રાણીને જોઈને તે બધા આશ્ચર્ય પામ્યા. તેઓ સમજી ગયા કે એ પ્રાણીને એમાં ફસાવી દીધું હતું અને તે પોતાની મેળે એમાંથી છટકી શકે તેમ ન હતું. તેથી તે બધાએ દયાને કારણે તે વિશાળ ગરોળીને તે કૂવામાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો. તેમણે ઘણી રીતે પ્રયત્ન કર્યા છતાં કમભાગ્યે તેઓ તે ગરોળીને બહાર કાઢી શક્યા નહિ.

જ્યારે તે બધા રાજકુમારો ઘેર પાછા આવ્યા, ત્યારે તેમણે તે વાત કૃષ્ણ ભગવાન પાસે વર્ણવી. કૃષ્ણ ભગવાન બધા જ જીવોના મિત્ર છે, તેથી પોતાના પુત્રોની વિનંતી સાંભળીને તેઓ જાતે જ કૂવા પાસે ગયા અને ફકત પોતાનો ડાબો હાથ લંબાવીને તે વિશાળ ગરોળીને સરળતાથી બહાર કાઢી. શ્રી કૃષ્ણ ભગવાનના હાથનો સ્પર્શ થયો કે તરત જ તે વિશાળ ગરોળીનું પહેલાંનું સ્વરૂપ જતું રહ્યું અને સ્વર્ગલોકના નિવાસી એક સુંદર દેવતારૂપે તે દેખાઈ. તેના શરીરનો વર્ણ સોનાના રસ જેવો ચમકતો હતો, તેણે સુંદર વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને પોતાની ડોકમાં કિંમતી અલંકારો ધારણ કર્યા હતા.

તે દેવને ગરોળીનું શરીર શા માટે ધારણ કરવું પડેલું તે કૃષ્ણથી કાંઈ અજાણ્યું ન હતું, પરંતુ તેમ છતાં બીજાને માહિતી મળે માટે ભગવાને પૂછ્યું, "મારા વહાલા સદ્‌ભાગી દેવ! હવે હું જોઉં છું કે તમારું શરીર અત્યંત સુંદર અને તેજસ્વી છે. તમે કોણ છો? અમે કલ્પના કરી શકીએ છીએ કે તમે સ્વર્ગલોકના એક ઉત્તમ દેવતા છો. તમે સર્વ સદ્‌ભાગ્ય પામો. હું ધારું છું કે આવી પરિસ્થિતિમાં આવી પડવા તેને યોગ્ય તમે નથી. તમારાં ભૂતકાળના કર્મોને લીધે જ તમને ગરોળીનું જીવન મળ્યું હશે. છતાં તમે આવી

પરિસ્થિતિમાં કેવી રીતે આવી પડયા તે સાંભળવા હું ઇચ્છું. જો તમને લાગતું હોય કે એ રહસ્ય તમે પ્રગટ કરી શકો તેમ છો તો તમે કોણ છો તે કૃપા કરીને અમને કહો."

એ ગરોળી ખરેખર તો નૃગ રાજા હતી. જયારે તેમને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે પૂછ્યું, ત્યારે સૂર્ય જેવા ઝળહળતા મુગટવાળું પોતાનું મસ્તક જમીન ઉપર લગાડીને તરત જ તેમણે ભગવાનને પ્રણામ કર્યા. આ રીતે સૌ પ્રથમ પરમેશ્વરને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા પછી તેમણે કહ્યું, "મારા વહાલા ભગવાન! રાજા ઇક્ષ્વાકુનો હું પુત્ર છું. હું નૃગ રાજા છું. જો આપે તે દાનવીર સ્વર્ગવાસી પુરુષની વાત કદી સાંભળી હોય, તો મને ખાત્રી છે કે આપે મારું નામ જરૂર સાંભળ્યું હશે. મારા ભગવાન! આપ સાક્ષી છો. માનવીએ ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં કરેલાં નાનામાં નાનાં કાર્યોને આપ જાણો છો. આપની અનંત દૃષ્ટિમાંથી કાંઈ પણ છુપાવી શકાય નહિ. તેમ છતાંય આપે મારી હકીકત સમજાવવા મને આજ્ઞા કરી છે તેથી હું મારી આખી વાર્તા વર્ણવીશ."

રાજા નૃગે, પોતાની કર્મકાંડની પ્રવૃત્તિઓને કારણે થયેલી અવનતિનો ઈતિહાસ કહેવા માંડયો. તે ખૂબ દાનવીર વૃત્તિનો હતો, અને એણે એટલી બધી ગાયો દાનમાં આપી હતી કે એની સંખ્યા પૃથ્વી ઉપરની રેતીના કણ જેટલી, આકાશના તારા અને વરસાદનાં ટીંપાં જેટલી થાય વેદના ક્રિયાકાંડની વિધિ અનુસાર જે માણસ દાનવીર હોય તેણે બ્રાહ્મણોને ગાયો આપવી એવી આજ્ઞા છે. નૃગ રાજાએ જણાવ્યું કે તે એ સિદ્ધાંતને ચુસ્ત રીતે અનુસર્યો તેમ છતાં તેની ક્રિયામાં સહેજ ક્ષતિ થવાથી તેને ગરોળીનો જન્મ લેવો પડયો. તેથી ભગવદ્ ગીતામાં ભગવાને ભલામણ કરી છે કે જે દાનવીર હોય અને પોતાના દાનનાં ફળ મેળવવા ઇચ્છતો હોય તો તેણે કૃષ્ણને પ્રસન્ન કરવા ભેટ ધરવી જોઈએ. દાન આપવું એટલે કે પુણ્ય પ્રવૃત્તિઓ કરવી. પુણ્યકાર્યોને પરિણામે દરેકને ઉચ્ચલોક પ્રાપ્ત થાય છે, પણ ઉચ્ચલોક પ્રાપ્ત કર્યા પછી તેનું કદી પતન નહિ થાય તેવી કોઈ બાંયધરી નથી. તેને બદલે નૃગ રાજાના દૃષ્ટાન્ત ઉપરથી નિશ્ચિત રીતે સાબિત થાય છે કે સકામ કર્મો ભલેને ખૂબ પવિત્ર કાર્યો હોય છતાં આપણને અનંત સુખભરી જિંદગી આપી શકતાં નથી; ભગવદ્ ગીતામાં જણાવ્યા અનુસાર પવિત્ર કે અપવિત્ર કાર્યોનાં ફળ, જો તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને અર્પણ ન કર્યા હોય તો, અવશ્ય બંધનમાં નાંખે છે.

રાજા નૃગે આગળ કહ્યું કે દાનમાં આપેલી ગાયો કોઈ સામાન્ય ગાયો ન હતી. એ દરેક ખૂબ યુવાન હતી અને ફક્ત એક જ વાર વાછરડાને જન્મ આપ્યો હતો. તે દૂધથી ભરપૂર, ખૂબ શાન્ત સ્વભાવની અને તંદુરસ્ત હતી. તે બધી જ ગાયો, કાયદેસર રીતે કમાયેલા ધનથી ખરીદવામાં આવી હતી. અને વળી તેમનાં શિંગડાં ઉપર સોનાનાં પતરાં મઢેલાં હતાં, તેમની ખરીઓમાં ચાંદીની તકતીઓ લગાડેલી હતી અને મોતી તેમજ હાર ભરેલાં રેશમી વસ્ત્રોથી આચ્છાદિત હતી. તેમણે કહ્યું કે આ શણગારેલી ગાયો કોઈ તુચ્છ વ્યકિતને આપવામાં નહોતી આવી, પરંતુ તે શ્રેષ્ઠ બ્રાહ્મણોને વહેંચવામાં આવી હતી. તેમણે એ બ્રાહ્મણોને સુંદર વસ્ત્રો અને નાનાં આભૂષણોથી શણગારેલા હતા. તે બ્રાહ્મણો સારી રીતે

પારંગત હતા અને તેમાંથી કોઈ પણ પતિત ન હતા, વળી તેમનાં કુટુંબીજનોને જીવન જરૂરિયાતની વસ્તુઓની જરૂર હતી. સાચો બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યની જેમ એશઆરામી જીવન માટે કદી પણ ધનનો સંગ્રહ કરતો નથી; પરંતુ પોતે હમેશાં અકિંચન અવસ્થામાં રહે છે, કારણ કે તે જાણે છે કે ધનથી મન ભૌતિક જીવનરીતિ તરફ આકર્ષાય છે. આવું જીવન જીવવાનું વ્રત સાચા બ્રાહ્મણો લીધેલું હોય છે, અને આ બધા બ્રાહ્મણો એવું ઉચ્ચ વ્રત પાળતા હતા. તેઓ વેદોના જ્ઞાનમાં વિદ્વાન હતા, વિદ્વાન બ્રાહ્મણોની ઉચ્ચ કક્ષા અનુસાર તેઓ પોતાના જીવનમાં જરૂરી જપ તથા તપ કરતા હતા, તેઓ ઉદાર હતા. તેઓ સર્વ પ્રત્યે મિત્રભાવ રાખતા, અને સૌથી વધારે તો તે બધા યુવાન તથા વિદ્વાન બ્રાહ્મણ તરીકે કાર્ય કરવા માટે લાયક હતા. ગાયો ઉપરાંત તેમને જમીન, સુવર્ણ, ઘર, ઘોડા અને હાથીઓ આપવામાં આવ્યા હતા. જે અપરિણીત હતા તેમને પત્નીઓ, દાસીઓ, અનાજ, ચાંદી, વાસણો, વસ્ત્રો, રત્નો, ઘરનું રાચરચીલું, રથ વગેરે આપવામાં આવ્યાં. એ દાન વેદની વિધિ અનુસાર સરસ રીતે યજ્ઞરૂપે કરવામાં આવ્યાં હતાં. તે રાજાએ એમ પણ જણાવ્યું કે તેણે બ્રાહ્મણોને દાન આપ્યાં એટલું જ નહિ, પણ તેણે કૂવા ખોદાવ્યા, રસ્તા ઉપર વૃક્ષો રોપાવવાં અને રાજમાર્ગો ઉપર સરોવરો બનાવવા જેવાં બીજાં પુણ્યકાર્યો પણ કર્યાં હતાં.

તે રાજાએ આગળ કહ્યું "એ બધું કરવા છતાં, કમનસીબે બ્રાહ્મણોની ગાયોમાંથી એક ગાય મારી અન્ય ગાયોમાં આવી ગઈ. હું એ જાણતો ન હતો તેથી મેં તે બીજા બ્રાહ્મણને આપી. જ્યારે બીજો બ્રાહ્મણ તે ગાયને લઈ જતો હતો, ત્યારે તેના પહેલા માલિકે તે ગાય પોતાની હતી એવો દાવો કરીને કહ્યું, "આ ગાય પહેલાં મને આપવામાં આવી હતી તો તમે એને કેમ લઈ જાવ છો?" આ રીતે તે બે બ્રાહ્મણો વચ્ચે દલીલો અને લડાઈ થઈ, અને તે મારી પાસે આવ્યા અને મારા ઉપર આરોપ મૂક્યો કે મેં પહેલાં દાનમાં આપેલી ગાય પાછી લઈ લીધી હતી. કોઈને કાંઈક આપી દઈને પાછું લઈ લેવું અને ખાસ કરીને બ્રાહ્મણ સાથે એવો વર્તાવ કરવો તે મોટું પાપ મનાય છે. જ્યારે બંને બ્રાહ્મણોએ રાજાને એ એકજ પ્રકારની ફરિયાદ કરી ત્યારે તે કેવળ આશ્ચર્યમાં પડી ગયો કે એમ કેમ બન્યું? તેથી ઝઘડાના કારણરૂપ તે ગાયના બદલામાં દરેકને એક લાખ ગાયો આપવાની દરખાસ્ત કરી. તેણે વિનંતિ કરી કે તે પોતે તેમનો સેવક હતો અને કાંઈક ભૂલ થઈ ગઈ હતી. આ રીતે, એ ભૂલને સુધારવા માટે તેણે વિનંતિ કરી કે તેઓ એ ગાયને બદલે પોતાની દરખાસ્ત સ્વીકારવા કૃપા કરે. રાજાએ ખૂબ વિનમ્રતાથી તે બ્રાહ્મણોને વિનંતિ કરી કે પોતાની ભૂલને કારણે તેઓ પોતાને નરકમાં ન નાંખે. બ્રાહ્મણોની મિલકત બ્રહ્મસ્વ કહેવાય છે, અને મનુસ્મૃતિના કાયદા અનુસાર તે સરકારથી પણ લઈ ન શકાય. બંને બ્રાહ્મણોએ કહ્યું કે તે ગાય તેમની પોતાની છે અને કોઈ પણ શરતે તેને પાછી લઈ ન શકાય. તે બંનેમાંથી કોઈએ તેને બદલે એક લાખ ગાયો લેવાની ના પાડી. આ રીતે રાજાની દરખાસ્તનો અસ્વીકાર કરીને બંને બ્રાહ્મણો, પોતાની કાયદેસરની મિલકત પડાવી લીધી છે એમ માનીને ગુસ્સામાં મહેલમાંથી ચાલ્યા ગયા.

આ બનાવ પછી જ્યારે રાજા નૃગને દેહત્યાગનો સમય આવ્યો ત્યારે તેને મૃત્યુના અધિષ્ઠાતા યમરાજ સમક્ષ લઈ ગયા. યમરાજે તેને પૂછયું કે તે પ્રથમ પુણ્યકાર્યોનું ફળ ભોગવવા ઇચ્છતા હતા કે પાપકાર્યોનું ફળ ભોગવવા ઇચ્છતા હતા. યમરાજે એવું પણ સૂચવ્યું કે રાજાએ ઘણાં પુણ્યકાર્યો અને દાન કર્યાં હતાં તેથી નૃગ રાજાના સુખોપભોગની સીમા તે જાણતા ન હતા. રાજાનાં ભૌતિક સુખોનો ખરેખર કોઈ પાર જ ન હતો, પરંતુ યમરાજાની સૂચના છતાં તે મૂંઝવણમાં પડયો. તેણે પહેલા પાપકાર્યોનું ફળ ભોગવવા અને પછી પુણ્ય કાર્યોનું ફળ મેળવવા ઇચ્છા બતાવી, તેથી તરત જ યમરાજે તેને ગરોળી બનાવી દીધો.

નૃગ રાજા ઘણા લાંબા સમય સુધી એક મોટી ગરોળી તરીકે રહ્યા. તેમણે કૃષ્ણ ભગવાનને કહ્યું, "મારા વહાલા ભગવાન! એ અધમ દશામાં પણ હું હમેશાં ચિંતન કરતો હતો, અને મારી સ્મરણશક્તિ કદી પરવશ બની ન હતી." રાજા નૃગના આ વિધાન ઉપરથી એમ લાગે છે કે જે લોકો સકામ કાર્યો કરે છે, અને કાંઈક ભૌતિક લાભ ઇચ્છે છે તે વધારે બુદ્ધિવાળા નથી. મૃત્યુના અધિષ્ઠાતા યમરાજે પસંદગી કરવા આપી તેથી નૃગ રાજા પોતાના પુણ્ય-કાર્યોનું ફળ પહેલાં સ્વીકારી શકયા હોત. તેને બદલે તેમણે વિચાર્યું કે પહેલાં પાપકાર્યોના ફળ મેળવીને પછી કોઈ પણ ખલેલ વગર પુણ્યકાર્યોનાં ફળ ભોગવવા વધારે સારાં હતા. એકંદરે તેમણે કૃષ્ણભાવના વિકસાવી ન હતી. કૃષ્ણ ભાવનાવાળી વ્યક્તિ ભગવાન કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ વિકસાવે છે, પણ પુણ્યકાર્યોનો કે પાપિષ્ટ કાર્યોનો નહિ. તેથી તેને એવા કાર્યોનાં ફળ ભોગવવાં પડે છે. બ્રહ્મસંહિતામાં જણાવ્યા અનુસાર ભકતને ભગવાનની કૃપાથી સકામ કાર્યોના ફળ ભોગવવા પડતા નથી.

જયે તેમ પણ પોતાનાં પુણ્યકાર્યોને લીધે નૃગ રાજાએ ભગવાનના દર્શનની ઇચ્છા રાખી હતી. તેણે આગળ કહ્યુ, "મારા વહાલા ભગવાન મારી મહેચ્છા હતી કે હુ કોઈક દિવસ આપનાં સાક્ષાત્ દર્શન કરું. હું ધારું છું કે શાસ્ત્રોક્તવિધિ અને દાનનાં કાર્યો કરવાનુ મારું વલણ આપનાં સાક્ષાત્ દર્શન કરવાની મારી તીવ્ર મહેચ્છા સાથે જળ્યુ, તેથી હુ એક ગરોળી બન્યો છતાં મારા પૂર્વભવમાં હુ કોણ હતો તેનું સ્મરણ જળવાઈ રહ્યુ." આવી જે વ્યક્તિ પોતાના પૂર્વભવનું સ્મરણ જાળવી રાખે છે, તે જાતિ-સ્મર કહેવાય છે. "મારા વહાલા પ્રભુ! આપ તો દરેકના હૃદયમાં વસતા પરમાત્મા છો. એવા ઘણા અગમ્યવાદી યોગીઓ છે, કે જેઓ વેદો અને ઉપનિષદો દ્વારા આપનાં દર્શન કરે છે. આપની સાથે એકાત્મ થવાની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે તેઓ પોતાના હૃદયોમાં આપનુ ધ્યાન ધરે છે. જો કે આવી ઉચ્ચ સ્થિતિ પામેલા સંતજનો પોતાના અંતરમાં સતત આપનું દર્શન કરે છે, છતા તેઓ આપનાં સાક્ષાત્ દર્શન કરી શકતા નથી. તેથી હુ આપનાં સાક્ષાત્ દર્શન કરી શકું માટે મને ઘણું આશ્ચર્ય થાય છે. હું જાણુ છુ કે હું ઘણી પ્રવૃત્તિઓ — ખાસ કરીને રાજા તરીકેની પ્રવૃત્તિઓમાં રોકાયેલો હતો. જો કે હું એશ-આરામ અને સમૃદ્ધિ વચ્ચે રહેતો અને ભૌતિક જીવનનાં સુખ તથા દુ:ખ ભોગવતો છતા હું થોડો અંધ ...

હતો કે આપનાં સાક્ષાત્ દર્શન કરી શક્યો. હું જાણું છું ત્યાં સુધી, જ્યારે વ્યક્તિ ભૌતિક જીવનમાંથી મુક્તિ પામે છે, ત્યારે જ આ રીતે આપનાં દર્શન કરે છે."

નૃગ રાજાએ પોતાનાં પાપકર્મોનું ફળ ભોગવવાનું પહેલાં પસંદ કર્યું ત્યારે પુણ્ય-કાર્યોમાં થયેલી ભૂલ માટે તેને ગરોળીનું શરીર આપવામાં આવ્યું. એ રીતે તેને સૌરલોકના મહાન દેવ જેવી ઉચ્ચ કક્ષાએ મોકલી શકાયા નહિ. તેમ છતાં એમનાં પુણ્યકાર્યો સાથે તે કૃષ્ણનો વિચાર કરતા તેથી તેમને ગરોળીના દેહમાંથી જલદી મુક્તિ અપાઈ અને એક દેવનો દેહ આપવામાં આવ્યો. પરમેશ્વરને જે લોકો ભજે છે, જે લોકો ભૌતિક સમૃદ્ધિ ઇચ્છે છે તેમને શક્તિશાળી દેવોનું સ્વરૂપ મળે છે. કેટલીક વખત આવા દેવો પણ પુરુષોત્તમ પરમેશ્વરનાં સાક્ષાત્ દર્શન કરી શકે છે. તેમ છતાં તેઓ વૈકુંઠલોકના આધ્યાત્મિક રાજ્યમાં પ્રવેશ મેળવવા પાત્ર બનતા નથી. તેમ છતા, જો દેવો ભગવાનના ભક્ત બની રહે તો તેમને બીજી તક મળે અને તેઓ વૈકુંઠલોકમાં પ્રવેશ મેળવે.

એક દેવસ્વરૂપ પામીને નૃગ રાજાએ પછી ભગવાનનું સ્મરણ કરતાં કરતાં કહ્યું, "મારા વહાલા ભગવાન, આપ સર્વોચ્ચ પરમેશ્વર છો, અને બધા દેવતાઓ આપને ભજે છે. આપ કોઈ જીવાત્મા નથી પરંતુ આપ પરમ પુરુષ, પુરુષોત્તમ છો. સર્વ જીવોના સુખનું મૂળ સ્રોત આપ છો; તેથી આપ ગોવિંદ કહેવાય છો. જેમણે ભૌતિક દેહ પ્રાપ્ત કર્યા છે તેમના અને જેમણે હજી ભૌતિક દેહ પ્રાપ્ત કર્યા નથી, તે સર્વના આપ સ્વામી છો." (જેમણે હજી ભૌતિક શરીર પ્રાપ્ત કર્યું ન હોય તેવા જીવોમાં પ્રેત હોય છે કે જે ભૂતાવળના વાતાવરણમાં રહેતા દુષ્ટાત્માઓ આ ભૌતિક જગતમાં ભટક્યા કરે છે.) "આપ મારા ભગવાન અચ્યુત છો. આપ સર્વનિયંતા અને સર્વ જીવોમાં સૌથી પવિત્ર છો. આપ દરેકના હૃદયમાં વસો છો. આપ જ સર્વ જીવોનું આશ્રયસ્થાન નારાયણ છો. સર્વ જીવોનાં હૃદયમાં રહેલા આપ દરેકની ઇંદ્રિયોની પ્રવૃત્તિઓના સર્વોચ્ચ નિયંતા છો, તેથી આપને હૃષીકેશ કહે છે."

"મારા સર્વોત્તમ પરમેશ્વર! આપે મને આ દેવનું શરીર આપ્યું છે તેથી મારે કોઈ દિવ્ય ગ્રહમાં જવું પડે. તેથી હું આપની દયા માટે પ્રાર્થના કરું છું કે ભલે આપ મને કોઈ પણ જીવસ્વરૂપ કે ગ્રહલોકમાં સ્થળાંતર કરાવો છતાં મને એવા આશીર્વાદ મળે કે હું આપનાં ચરણકમળનું કદી વિસ્મરણ ન કરું. આપ સર્વત્ર મહાવિષ્ણુ છો. આપ સર્વ-સ્થાને કાર્ય તેમજ કારણ રૂપે રહેલા છો. આપ સર્વ કારણોનું કારણ છો અને આપની શક્તિ તથા સત્તા અગાધ છે. આપ સનાતન સત્ય અને પરમ પુરુષોત્તમ પરમેશ્વર તેમજ પરમ બ્રહ્મ છો. તેથી હું આપને વારંવાર મારા સાદર પ્રણામ કરું છું. મારા વહાલા પ્રભુ! આપનો દેહ દિવ્ય આનંદ તથા જ્ઞાનથી ભરપૂર છે અને આપ સનાતન છો. આપ સર્વ યોગ-શક્તિઓના સ્વામી છો, તેથી આપ યોગેશ્વર તરીકે ઓળખાઓ છો. કૃપા કરીને આપ મને આપનાં ચરણકમળની તુચ્છ રજ તરીકે સ્વીકારો."

સ્વર્ગીય લોકમાં પ્રવેશતાં પહેલાં નૃગ રાજાએ ભગવાનની પ્રદક્ષિણા કરી. તેમણે પોતાનો મુગટ ભગવાનનાં ચરણકમળને અડાડીને તેમની સમક્ષ પ્રણામ કર્યા સ્વર્ગીય ગ્રહોમાંથી આવેલું વિમાન જોઈને, તેમને તેમાં બેસવાની ભગવાને રજા આપી. નૃગ રાજાની વિદાય પછી કૃષ્ણ ભગવાને રાજાની બ્રાહ્મણ-ભક્તિ તથા દાનવૃત્તિ અને વેદશાસ્ત્રોની વિધિને અનુસરવાની વૃત્તિની પ્રશંસા કરી. તેથી એવી ભલામણ કરવામાં આવે છે કે જે કોઈ સીધિ-સીધી રીતે ભગવાનનો ભક્ત ન થઈ શકે તો તેણે વૈદિક જીવન-સિદ્ધાંતોને અનુસરવું જોઈએ. તે સીધિસીધા દિવ્ય સામ્રાજ્યમાં તેની ઉન્નતિ કરીને અથવા આડકતરી રીતે સ્વર્ગલોક કે જ્યાંથી દિવ્ય લોકમાં સ્થળાંતર કરવાની આશા છે ત્યાં મોકલીને ભગવાનનાં દર્શન કરવા સમર્થ બનાવશે.

આ વખતે કૃષ્ણ ભગવાન ક્ષત્રિયવર્ણનાં પોતાનાં સગાં વચ્ચે હતા. તેમને નૃગ રાજાની દૃષ્ટાંતરૂપ વર્તણુકથી ઉપદેશ આપવા તેમણે કહ્યું, "જો કે ક્ષત્રિય રાજા અગ્નિ જેવો શકિત-શાળી હોય છતાં બ્રાહ્મણની મિલકત પડાવી લેવી અને તેનો પોતાના હેતુ માટે ઉપયોગ કરવો તે શકય નથી જો એમ હોય તો કોઈ સામાન્ય રાજા કે જે ખોટી રીતે પોતાની જાતને આ ભૌતિક જગતમાં સૌથી વધારે શકિતમાન માને છે તે તો બ્રાહ્મણની મિલકત કેવી રીતે પચાવી પાડી શકે? હું ધારું છું કે ઝેર ખાવું એ પણ બ્રાહ્મણોની મિલકત લઈ લેવા જેટલું ભયાનક નથી સામાન્ય ઝેરનો ઉપાય હોય છે, તેથી વ્યકિત ઝેરની અસર-માંથી મુકત બની શકે છે! પરંતુ જો કોઈ બ્રાહ્મણની મિલકત લઈ લેવાનું ઝેર લે, તો તે ભૂલ માટે કોઈ ઉપાય નથી નૃગ રાજા એનું સંપૂર્ણ ઉદાહરણ હતા. તે ખૂબ શકિતશાળી અને ઘણા પવિત્ર હતા છતાં અજાણપણે બ્રાહ્મણની ગાય પડાવી લેવાની નાની ભૂલને કારણે તેમને ગરોળીનો અવતાર લેવાની શિક્ષા થઈ. સામાન્ય ઝેર તો જે લોકો તેને ખાય છે તેને જ અસર કરે છે, અને સામાન્ય અગ્નિ ઉપર તો માત્ર પાણી છાંટીને જ તેને ઠારી શકાય છે, પણ બ્રાહ્મણની આધ્યાત્મિક શકિતથી પ્રગટાવેલો અરણી—અગ્નિ તો એવા બ્રાહ્મણને ઉશ્કેરનાર વ્યકિતના આખા કુટુંબને બાળીને ભસ્મ કરે છે. (પુરાણા સમયમાં બ્રાહ્મણો દીવાસળી અથવા બીજા બાહ્ય અગ્નિથી યજ્ઞનો અગ્નિ પ્રગટાવતા ન હતા, પરંતુ 'અરણી' કહેવાતા શકિતશાળી મંત્ર વડે પ્રગટાવતા હતા.) જો કોઈ બ્રાહ્મણની મિલકતનો સ્પર્શ પણ કરે તો ત્રણ પેઢી સુધી તેની પાયમાલી થાય છે તેમ છતાં જો કોઈ બ્રાહ્મણની મિલકત પરાણે પડાવી લે તો, લેનારના પહેલાંની દસ પેઢી અને તેની પછીની દસ પેઢી પાયમાલ થાય છે સામે પક્ષે જો કોઈ વૈષ્ણવ કે ભગવાનનો ભક્ત બને તો તેના જન્મ પહેલાંની દસ પેઢી અને તેની પછીની દસ પેઢીની મુકિત થશે."

ભગવાન કૃષ્ણે કહેવાનું ચાલુ રાખ્યું. "પોતાની મિલકત, કીર્તિ અને સત્તાથી અભિમાની બનેલો કોઈ મૂર્ખ રાજા જો બ્રાહ્મણની મિલકત પડાવી લેવા ઇચ્છે, તો સમજી લેવું કે તેવો રાજા પોતાનો નરકનો માર્ગ જ મોકળો કરે છે તે જાણતો નથી કે એવા મૂર્ખાઈભર્યા કાર્ય માટે તેને કેટલું સહન કરવું પડશે. જે કોઈ વ્યકિત મોટા કુટુંબના આધારરૂપ ખૂબ ઉદાર

બ્રાહ્મણની મિલકત પડાવી લે તો એ પડાવી લેનાર વ્યક્તિ, કુંભીપાક નામના નરકમાં પડે છે અને પોતે જ નરકમાં પડે છે એટલું જ નહિ પણ એનાં કુટુંબીજનોને પણ એવી દુ:ખદાયક સ્થિતિવાળું જીવન સ્વીકારવું પડે છે. બ્રાહ્મણોને દાનમાં અપાયેલી અથવા બ્રાહ્મણે આપેલી મિલકત જે કોઈ પડાવી લે છે, તેને નરકમાં કીડા સ્વરૂપે ઓછામાં ઓછાં ૬૦,૦૦૦ વર્ષ રહેવાની શિક્ષા થાય છે; તેથી હું મારાં અહીં રહેલાં સર્વ સગાંને સૂચના આપું છું કે ભૂલથી પણ બ્રાહ્મણની મિલકત લઈને તમારા આખા કુટુંબને કલંકિત કરશો નહિ. આવી કોઈ મિલકત બળજબરીથી લઈ લેવાની વાત જવા દો પણ જે કોઈ એવી મિલકત લઈ લેવા મનથી પણ ઈચ્છશે તો તેનું આયુષ્ય ઓછું થશે, શત્રુઓથી તેનો પરાજય થશે અને રાજસત્તા વિહીન બનીને જ્યારે તે આ દેહનો ત્યાગ કરશે ત્યારે સર્પ બનશે. સર્પ અન્ય સર્વ જીવોને તકલીફ આપે છે. મારા વહાલા પુત્રો અને સગાઓ! હું તેથી તમને સલાહ આપું છું કે જો બ્રાહ્મણો તમારા ઉપર ગુસ્સે થાય અને અપશબ્દો ઉચ્ચારે કે તમને કાપી નાંખે તો પણ તમારે એનું વેર વાળવું નહિ. તેને બદલે તમારે સ્મિત કરવું, તેને સહન કરવું અને બ્રાહ્મણને માન આપવું. તમે સારી રીતે જાણો છો કે હું પોતે પણ, દિવસમાં ત્રણ વખત બ્રાહ્મણોને બહુમાન સહ પ્રણામ કરું છું. તેથી તમારે મારી સૂચના અને ઉપદેશને અનુસરવું જોઈએ. જે કોઈ તેને અનુસરશે નહિ તેને હું ક્ષમા નહિ કરું અને એને શિક્ષા કરીશ. રાજા નૃગના ઉદાહરણ ઉપરથી તમારે શીખવું જોઈએ કે જે કોઈ વ્યક્તિ અજાણતાં પણ બ્રાહ્મણની મિલકત પડાવી લે છે તે પોતાની જાતને દુ:ખદાયક પરિસ્થિતિવાળા જીવનમાં મૂકે છે."

આ રીતે ભગવાન કૃષ્ણ, કે જે બદ્ધ જીવોને પવિત્ર બનાવવામાં હમેશા રોકાયેલા છે તેમણે, ફક્ત પોતાનાં કુટુંબીજનોને અને દ્વારકાના વાસીઓને જ નહિ પરંતુ માનવ-સમાજના સર્વ સભ્યોને પણ ઉપદેશ આપ્યો. ત્યાર પછી ભગવાન પોતાના મહેલમાં પ્રવેશ્યા.



# ૬૪ બલરામ ભગવાન વૃંદાવનની મુલાકાત લે છે.

બલરામ ભગવાન પોતાનાં માતાપિતા નંદ મહારાજ તથા યશોદાને જોવા માટે ખૂબ ઉત્સુક બન્યા તેથી ખૂબ ઉત્સાહથી તે એક રથમાં બેસીને વૃંદાવન જવા નીકળ્યા. ઘણા સમયથી વૃંદાવનવાસીઓ કૃષ્ણ અને બલરામને જોવા આતુર હતાં. જ્યારે બલરામ ભગવાન વૃંદાવન પાછા ફર્યા ત્યારે બધાં ગોપબાળો અને ગોપીઓ મોટાં થઈ ગયાં હતાં. તેમ છતાં જ્યારે તે બધાં બળદેવજીને મળ્યાં અને તેમને ભેટયાં તે રીતે બળદેવજીએ પણ તેમને તે જ રીતે વળતાં આલિંગન દીધાં. ત્યાર પછી તેઓ નંદ મહારાજ તથા યશોદા પાસે આવ્યા અને તેમને સાદર પ્રણામ કર્યા. ત્યારે યશોદામાતા અને નંદ મહારાજે પણ તેમને વળતા આશીર્વાદ આપ્યા. તેમણે બલરામજીને જગદીશ્વર અથવા જે દરેકને પાળે છે તેવા જગતના સ્વામી તરીકે સંબોધ્યા એનું કારણ એ છે કે કૃષ્ણ તથા બલરામ બંને સર્વ જીવોના પાલનહાર છે તેમ છતાં એમની ગેરહાજરીને કારણે નંદ અને જશોદા ઘણી મુશ્કેલીમાં મુકાયાં હતાં. ખૂબ લાગણીવશ બનીને તેમણે બલરામને આલિંગન દીધું તથા તેમને પોતાના ખોળામાં બેસાડીને તે સતત રડવા લાગ્યાં અને પોતાના આંસુથી બલરામને ભીંજવી દીધા ત્યાર બાદ બલરામ ભગવાને વડીલ ગોવાળોને પ્રણામ કર્યા અને યુવાન ગોવાળોના પ્રણામ સ્વીકાર્યા આ રીતે તેમની જુદી જુદી ઉંમર તેમજ સંબંધ અનુસાર બલરામ ભગવાને તેમની સાથે સખ્યભાવ દર્શાવ્યો; તેમણે પોતાના સમવયસ્ક મિત્રોને અભિનંદ્યા અને અટ્ટહાસ્ય સાથે તેમને દરેકને ભેટયા.

ગોવાળો અને ગોપબાળો, ગોપીઓ તેમજ નંદ અને યશોદાએ તેમનો સત્કાર કર્યો ત્યાર પછી બલરામ ભગવાન સંતુષ્ટ થઈને બેઠા, અને બધાં તેમને વિટળાઈ વળ્યાં. પહેલાં બલરામજીએ તેમના ક્ષેમકુશળના સમાચાર પૂછયા અને પછી તે બધા તેમને ઘણા લાંબા સમયે મળતાં હતાં તેથી તેમણે બલરામજીને વિવિધ પ્રશ્નો પૂછયા કૃષ્ણ ભગવાનનાં કમળનયનથી પરવશ બનીને વૃંદાવનવાસીઓએ તેમના માટે પોતાનું સર્વસ્વ સમર્પી દીધું હતુ. કૃષ્ણ તરફના પ્રેમની ઇચ્છાને કારણે તેમણે કદીએ સ્વર્ગલોકની પ્રાપ્તિ કે પરમ સત્ય સાથે એકરૂપ થવા માટે બ્રહ્મના ઐશ્વર્યમાં લીન થવાનું પણ ઇચ્છયું ન હતું.

તેઓને વૈભવશાળી જીવનનો આનંદ ભોગવવામાં પણ રસ ન હતો; પરંતુ તેઓ ગામડામાં ગોવાળજીવન જીવવામાં સંતોષ રાખતા હતા. તેઓ હમેશાં કૃષ્ણના વિચારોમાં તલ્લીન રહેતા અને કોઈ વ્યક્તિગત લાભ ઈચ્છતા ન હતા. તેઓ સર્વે એટલા બધા કૃષ્ણપ્રેમમાં લીન હતા કે જ્યારે કૃષ્ણની ગેરહાજરીમાં તેમના વિષે પ્રશ્નો પૂછતા હતા ત્યારે તેઓ ગળગળા થઈ ગયા હતા.

પ્રથમ નંદમહારાજ અને યશોદામાતાએ પૂછયું, "મારા વ્હાલા બલરામ! વસુદેવ જેવા અમારા મિત્રો અને બીજાઓનાં કૌટુંબિક જીવન ક્ષેમ-કુશળ છે ને? હવે તમે અને કૃષ્ણ બાળબચ્ચાંવાળા ઉંમરલાયક ગૃહસ્થાશ્રમીઓ છો, તમે કોઈક વાર તમારાં ગરીબ માતાપિતા નંદમહારાજ અને યશોદાદેવીને યાદ કરો છો ખરા? તમે પાપી કંસરાજાનો વધ કર્યો, અને તેનાથી હેરાન કરાયેલા અમારા મિત્ર વસુદેવ તેમજ બીજાઓને હાલમાં છોડી મૂકવામાં આવ્યા છે એ ઘણા સારા સમાચાર છે. વળી તમે અને કૃષ્ણ જરાસંધ અને કાલયવન, કે જે હાલમાં મૃત્યુ પામ્યો છે, તેને હરાવીને દ્વારકાના કિલ્લામાં રહો છો એ પણ ઘણા સારા સમાચાર મળ્યા છે.

જ્યારે ગોપીઓ આવી પહોંચી ત્યારે, બલરામ પ્રભુએ તેમના પ્રત્યે સ્નેહાળ દૃષ્ટિ કરી. જે ગોપીઓ કૃષ્ણ તથા બલરામની લાંબી ગેરહાજરીને લીધે શૂન્યમનસ્ક બની ગયેલી હતી તે ખૂબ હર્ષ પામી અને બંને ભાઈઓના ક્ષેમકુશળ પૂછવા લાગી. તેમણે બલરામને ખાસ કરીને પૂછયું, "ખરેખર કૃષ્ણ દ્વારકા નગરીની ભભકાભરી સ્ત્રીઓથી ઘેરાઈને આનંદ ભોગવી રહ્યા હતા કે નહિ? કોઈક વાર તે તેમના પિતા નંદ, માતા યશોદા અને વૃંદાવનના બીજા જે જે મિત્રો સાથે ઘણી ગાઢ રીતે સંકળાયેલા તે બધાંને યાદ કરે છે? કૃષ્ણ પોતાની યશોદા માતા પાસે અહીં આવે એવી કોઈ યોજના છે? પછી તેમના વિરહથી વ્યથિત કરુણ હાલત ભોગવતી ગોપીઓને યાદ કરે છે? સંભવ છે કે કૃષ્ણ દ્વારકાની સંસ્કારી સ્ત્રીઓની વચ્ચે રહીને અમને ભૂલી ગયા હોય! પરંતુ અમારી બાબતમાં વસ્તુ એમ છે કે, હજી પણ અમે કૃષ્ણનું સ્મરણ કરતાં કરતાં પુષ્પો વીણી લાવી હાર બનાવીએ છીએ પરંતુ તે આવતા નથી તેથી અમે અમારો સમય કેવળ રુદન કરવામાં પસાર કરીએ છીએ. જો તે અહીં આવે અને અમારો બનાવેલો આ હાર સ્વીકારે તો કેવું સારું! વહાલા દશાર્હ-વંશજ બલરામ પ્રભુ! તમે જાણો છો કે, કૃષ્ણની મૈત્રીના બદલામાં અમે દરેક વસ્તુ ત્યજી દીધી છે. મોટા દુઃખમાં પણ મનુષ્ય કુટુંબીજનોનો સંબંધ જવા દેતો નથી, પરતુ બીજાઓ માટે એ વસ્તુ અશકય હોવા છતાં અમે અમારાં માતા-પિતા, બહેનો અને સગાવહાલાંને ત્યજી દીધાં, પરંતુ અમારા ત્યાગની બિલકુલ પરવા કર્યા વિના, કૃષ્ણ એકાએક અમને છોડી દઈને ચાલી નીકળ્યા. તેમણે કોઈ પણ પ્રકારનો ગંભીર વિચાર કર્યા વિના અમારો ઘનિષ્ઠ સંબંધ કાપી નાંખ્યો અને તે પરદેશ ચાલ્યા ગયા. પરતુ, એ એટલા બધા હોશિયાર અને ચતુર હતા કે તેમણે અતિશય સુંદર શબ્દો બનાવી કાઢયા. તેમણે કહેલું, 'મારી વહાલી ગોપીઓ! કૃપા કરી તમે ચિંતા ન કરશો. તમારી સેવાઓનો બદલો પાછો વાળવો મારા

માટે અશક્ય છે.' આખરે તો અમે સ્ત્રીઓ રહી, એટલે અમે એને કેવી રીતે માની ન શકીએ ? હવે અમે સમજી શકીએ છીએ કે તેઓ તેમના મીઠામીઠા શબ્દોથી અમને કેવળ છેતરી રહ્યા હતા."

કૃષ્ણની વૃંદાવનમાંની ગેરહાજરીનો વિરોધ કરતાં બીજી ગોપી કહેવા લાગી, "મારા વહાલા બલરામજી, અલબત્ત અમે ગ્રામ-કન્યાઓ છીએ, એટલે કૃષ્ણ અમને એ રીતે છેતરી શકે છે, પરંતુ દ્વારકાની સ્ત્રીઓની બાબતમાં શું ? તમે એમ ન ધારતા કે તેઓ અમારા જેવી મૂર્ખ છે ! અમને ગામડાંની સ્ત્રીઓને કૃષ્ણ ઊંધે રસ્તે દોરી શકે, પરંતુ દ્વારકા નગરીની સ્ત્રીઓ અતિશય હોશિયાર અને બુદ્ધિશાળી છે. એટલે આવી શહેરની સ્ત્રીઓને કૃષ્ણ ઊંધે રસ્તે દોરી શકે, અને પોતાના શબ્દોમાં વિશ્વાસ બેસાડી શકે તો તેથી મને ખરેખર આશ્ચર્ય થશે."

પછી બીજી ગોપી બોલવા લાગી. તેણે કહ્યું, "મારી વહાલી સખી, શબ્દોનો ઉપયોગ કરવામાં કૃષ્ણ બહુ ચતુર છે. કોઈ પણ મનુષ્ય એમની સાથે એ કળામાં બરોબરી કરી શકે તેમ નથી. એ એવા રંગબેરંગી શબ્દોને બનાવી કાઢી એવું મીઠું મીઠું બોલે છે કે કોઈ પણ સ્ત્રીનું હૃદય જીતી જાય. તે ઉપરાંત, તેમણે અત્યંત આકર્ષક રીતે હાસ્ય હસવાની કળા સંપૂર્ણ રીતે હસ્તગત કરી છે, તેથી તેમનું હાસ્ય જોતાં જ સ્ત્રીઓ તેમની પાછળ પાગલ બને છે, અને કોઈ પણ રીતે અચકાયા સિવાય પોતાની જાતનું સમર્પણ કરે છે."

આ સાંભળીને બીજી ગોપી બોલી, "મારી વહાલી સખીઓ કૃષ્ણ વિષે વાતો કરવાથી શો ફાયદો? તમને જો ખરેખર વાતચીત કરી સમય પસાર કરવામાં રસ હોય, તો ચાલો આપણે એમને છોડીને બીજા વિષય પર વાત કરીએ. જો કઠોર સ્વભાવના કૃષ્ણ આપણને ત્યજીને પોતાનો સમય પસાર કરી શકતા હોય, તો આપણે આપણો સમય કૃષ્ણને છોડીને કેમ પસાર ન કરી શકીએ? અલબત્ત કૃષ્ણ આપણા સિવાય પોતાના દિવસો ખૂબ સુખ-પૂર્વક પસાર કરી રહ્યા છે, પરંતુ ફેર એટલો જ છે કે તેમના સિવાય આપણે આપણા દિવસો ખૂબ સુખમાં પસાર કરી શકતાં નથી"

જ્યારે ગોપીઓ આ રીતે, વાતચીત કરતી હતી ત્યારે, કૃષ્ણ માટેની તેમની લાગણીઓ વધારે ને વધારે તીવ્ર થવા લાગી, અને તેઓ કૃષ્ણનું હાસ્ય, કૃષ્ણના પ્રણયશબ્દો, તેમનું આકર્ષક મુખારવિંદ, તેમનાં લક્ષણો, અને તેમનું આલિંગન વગેરેનો અનુભવ કરી રહી હતી પોતાની બ્રહ્માનંદમય લાગણીઓના પ્રભાવથી તેમને થયું કે કૃષ્ણ વ્યક્તિગત રીતે હાજર થઈ તેમની સમક્ષ નૃત્ય કરી રહ્યા હતા કૃષ્ણવિષયક તેમનાં મધુર સ્મરણોથી, તેઓ પોતાના આંસુ ખાળી ન શકી અને વધારે વિચાર કર્યા વિના રડવા લાગી.

અલબત્ત, બલરામ પ્રભુ ગોપીઓની બ્રહ્માનંદભરી લાગણીઓ સમજી શક્યા અને તેથી તે તેમને શાંત પાડવા ઇચ્છતા હતા. તે સમાધાન કરવામાં નિષ્ણાત હતા, અને આમ ગોપીઓ પ્રત્યે અત્યંત સન્માનપૂર્વક વર્તન કરી, શ્રીકૃષ્ણની વાર્તા એવી કલાત્મક રીતે

વર્ણવવા લાગ્યા કે ગોપીઓને સંતોષ થયો. વૃંદાવનમાં ગોપીઓને સંતુષ્ટ રાખવા માટે બલરામ પ્રભુ ત્યાં આગળ ચૈત્ર (માર્ચ-એપ્રિલ) અને વૈશાખ (એપ્રિલ-મે) બંને માસ સુધી સતત રહ્યા. આ બંને માસ દરમ્યાન તેઓ સ્વયં ગોપીઓની વચમાં જ રહેતા, અને તેમની દાંપત્યસ્નેહની ભાવના તૃપ્ત કરવા માટે તેમની સાથે વૃંદાવનમાં દરેક રાત્રિ પસાર કરતા. આમ બલરામે સળંગ બે માસ ગોપીઓ સાથે રાસોત્સવ કર્યો. આ વસંતઋતુ હતી તેથી યમુના-કિનારે વિવિધ પુષ્પોની અને ખાસ કરીને કૌમુદી તરીકે જાણીતાં પુષ્પોની સુવાસ પ્રસરાવતો શીતળ અને મંદ વાયુ વાઈ રહ્યો હતો. આકાશમાં અને સર્વત્ર ચાંદની પ્રસરેલી હતી — આથી યમુનાકિનારો અત્યંત તેજસ્વી અને પ્રસન્નતાદાયક લાગતો હતો, અને બલરામ પ્રભુ ત્યાં રહેલી ગોપીઓ સાથે આનંદ ભોગવી રહ્યા હતા

વરુણ નામના દેવતાએ પોતાની પુત્રી વારુણીને વૃક્ષની બખોલમાંથી ટપકતા મધના સ્વરૂપમાં મોકલી. આ મધને લીધે સમગ્ર જંગલમાં સુગંધી પ્રસરવા લાગી, અને આ મધ—વારુણીની મધુર સુવાસને લીધે બલરામજી મુગ્ધ બની ગયા. બલરામજી અને ગોપીઓ વારુણીના સ્વાદથી અત્યંત આકર્ષિત બની, તેઓએ ભેગાં મળી એનું પાન કર્યું. આવા નૈસર્ગિક પીણા — વારુણીનું પાન કરતી વખતે બધી ગોપીઓએ બલરામ પ્રભુનાં ગુણગાન ગાયાં, અને વારુણીના પાનથી જાણે ઉન્મત્ત બની ગયા હોય તેમ બલરામ પ્રભુએ ખૂબ હર્ષ અનુભવ્યો. તેમની આંખો હર્ષોલ્લાસમાં ગોળ ગોળ ફરવા લાગી. તેમનાં અંગોમાં પુષ્પોના લાંબા હારથી સુશોભિત હતા. અને સમગ્ર વાતાવરણ આવા દિવ્યતાઓને લીધે જાણે મોટો સુખમય આનંદોત્સવ હોય એમ જણાતું. બલરામ પ્રભુ સુંદર રીતે સ્મિત કરતા, અને તેમના મુખ પર ઊપસેલાં સ્વેદબિંદુઓ સવારના પહોરનાં શીતલ ઝાકળબિંદુ સમાં લાગતાં.

જ્યારે બલરામ આવી આનંદમય સ્થિતિમાં હતા ત્યારે તેમણે યમુનાના જળમાં ગોપીઓનો સંગ ભોગવવાની ઈચ્છા કરી. એટલે તેમણે યમુનાજીને પોતાની નજીક બોલાવ્યાં. પરંતુ બલરામજી પ્રમત્ત છે એમ માની તેણે તેમની આજ્ઞાની દરકાર ન કરી. યમુનાજીએ પોતાના હુકમની દરકાર ન કરી તેથી બલરામપ્રભુ અત્યંત અપ્રસન્ન થયા. તેઓ તરત જ નદી પાસેની જમીન ઉપર પોતાનું હળ ચલાવી લીસોટા કરવા માંડતા હતા. બલરામ પ્રભુ પાસે બે આયુધ છે: હળ અને ગદા, અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે એ એમની સેવા લે છે. આ પ્રસંગે તે યમુનાજીને બળપૂર્વક ખેંચી લાવવા માગતા હતા, તેથી તેમણે પોતાના હળની મદદ લીધી. તેમણે યમુનાને શિક્ષા કરવાની ઈચ્છા કરી, કારણ તેણે હુકમનું પાલન ન કર્યું. તેમણે યમુનાજીને સંબોધ્યાં: "અરે, કમનસીબ નદી! તેં મારા હુકમની દરકાર ન કરી. હવે હું તને પાઠ ભણાવીશ! તું સ્વેચ્છાપૂર્વક મારી પાસે ન આવી. હવે મારા હળની મદદ વડે, હું તને બળપૂર્વક બોલાવીશ. હું તને સેંકડો છૂટાં છવાયાં ઝરણાંમાં વહેંચી નાંખીશ!"

જ્યારે આ પ્રમાણે, યમુનાજીને ધમકી મળી ત્યારે તે બલરામજીની શક્તિથી ખૂબ ડરી ગયાં, અને તરત જ વ્યક્તિગત રીતે આવી તેમનાં ચરણકમળમાં વંદન કરી આ પ્રમાણે

પ્રાર્થના કરી "મારા વહાલા પ્રભુ બલરામ! તમે અત્યંત બળવાન વ્યક્તિ છો, અને તમે દરેક જણને પ્રસન્ન કરો છો. દુર્ભાગ્યે હું તમારી યશસ્વી ઊર્ધ્વસ્થિતિ ભૂલી ગઈ; પરંતુ હવે મને ભાન આવ્યું છે, અને મને સ્મરણ થાય છે કે તમારા શેષ નાગકેના આધિક વિસ્તારથી જ તમારા મસ્તક પર સર્વ ગ્રહમંડળની યોજનાઓ ધારણ કરો છો. તમે સમગ્ર વિશ્વનું ધારકબળ છો. મારા વહાલા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર! તમે છ ઐશ્વર્યોથી પૂર્ણ છો અને તમારા સર્વશક્તિમાનપણાનું વિસ્મરણ થવાથી મે ભૂલથી તમારા હુકમનો અનાદર કર્યો, અને આમ, હું મોટી અપરાધી બની પરંતુ મારા વહાલા પ્રભુ, તમે કૃપા કરી એટલું જાણજો કે હું તમારી શરણાગત છું. તમે તમારા ભક્તો પ્રત્યે અત્યંત સ્નેહાળ રહો છો, એટલે કૃપા કરી મારી ઉદ્ધતાઈ અને ભૂલ માફ કરો, અને તમારી નિષ્કારણ કૃપા કરી હવે મને મુક્ત કરો."

આવું નમ્ર વર્તન પ્રગટ કરવાથી યમુનાજીને ક્ષમા મળી, અને જ્યારે તે નજીક આવ્યા ત્યારે જેમ હાથી ઘણી હાથણીઓ સાથે ક્રીડા કરે તે રીતે બલરામ ભગવાને જળમાં ગોપીઓ સાથે તરીને આનંદપ્રમોદ કરવાની ઇચ્છા દર્શાવી. લાંબા સમય પછી બલરામ ભગવાન પૂર્ણ સંતોષથી આનંદ માણી જ્યારે તે જળમાંથી બહાર આવ્યા ત્યારે તરત જ ભાગ્યલક્ષ્મીએ તેમને સુંદર વાદળી વસ્ત્ર અને સુવર્ણનો કીમતી અછોડો અર્પણ કર્યા. યમુનાજીમાં સ્નાન કર્યા બાદ બલરામ પ્રભુએ વાદળી વસ્ત્રો ધારણ કર્યા અને સુવર્ણ અલંકારોનો શણગાર કર્યો, તેથી તે સર્વ મનુષ્યોને અત્યંત આકર્ષક જણાયા. બલરામ પ્રભુ શ્વેત રંગના છે, અને તેમણે યોગ્ય રીતે વસ્ત્રાલંકાર સજ્યા હતા, એટલે સ્વર્ગલોકના ઇન્દ્ર રાજાના શ્વેત હાથીના જેવા જ બરાબર જણાતા હતા. બલરામ પ્રભુએ હળથી પાડેલા ચીરાને લીધે હજી પણ યમુના નદીની ઘણી પ્રશાખાઓ છે. આજે પણ યમુના નદીની આ સર્વ શાખાઓ બલરામ પ્રભુના સર્વશક્તિમાનપણાનો યશ ગાય છે

બલરામ પ્રભુ અને ગોપીઓએ લાગલાગટ બે મહિના સુધી ભેગાં મળી દિવ્ય લીલા કરી અને સમય એટલો બધો ઝડપથી પસાર થઈ ગયો કે જાણે એક જ રાત વીતી હોય તેમ લાગ્યું બલરામ પ્રભુની હાજરીમાં, વૃંદાવનની સર્વ ગોપીઓને તથા રહેવાસીઓને પહેલાં શ્રીકૃષ્ણ ભગવાન અને બલરામ પ્રભુ બંને જણાની હાજરીમાં જેટલો હર્ષ થતો એટલો હર્ષ થયો.



# ૬૫ પૌન્ડ્રક અને કાશીના રાજાની મુક્તિ

પૌન્ડ્રક રાજાની વાર્તા ખૂબ રસદાયક છે, કારણ કે હમેશાં એવા ઘણા ઘણા દુષ્ટ અને મૂર્ખ માણસો હોય છે કે જેઓ પોતાની જાતને ભગવાન ગણે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણ ભગવાનની હાજરીમાં પણ આવો એક મૂર્ખ માણસ હતો. તેનું નામ પૌન્ડ્રક હતું, અને તે પોતાની જાતને ભગવાન તરીકે જાહેર કરવા ઇચ્છતો હતો. જ્યારે વૃંદાવનમાં બલરામ પ્રભુ ગેરહાજર હતા ત્યારે કરૂષ દેશના રાજા પૌન્ડ્રકે મૂર્ખાઈ અને ઘમંડને લીધે શ્રીકૃષ્ણ ભગવાન પાસે એક દૂત મોકલ્યો. શ્રીકૃષ્ણ ભગવાન પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે સ્વીકારાયેલા છે, અને પૌન્ડ્રક રાજાએ એક દૂત દ્વારા એવો સીધો-સીધો પડકાર ફેંક્યો કે કૃષ્ણ વાસુદેવ નથી, પરંતુ પૌન્ડ્રક પોતે વાસુદેવ છે. વર્તમાન સમયમાં આવા બદમાશોના ઘણા મૂર્ખ અનુયાયીઓ હોય છે. તે જ પ્રમાણે એ દિવસોમાં પણ ઘણા મૂર્ખ માણસોએ પૌન્ડ્રકને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે સ્વીકારેલો. તે પોતાની સાચી સ્થિતિ વિષે મૂલ્યાંકન કરી શકેલો નહિ, તેથી પૌન્ડ્રક પોતાના વિષે પોતે ભગવાન વાસુદેવ હોવાનો ખોટો ખ્યાલ રાખતો. આમ દૂતે કૃષ્ણ સમક્ષ જાહેર કર્યું કે, પોતાની નિષ્કારણ કૃપાથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર રાજા પૌન્ડ્રક પૃથ્વી પર સર્વ દુ:ખી મનુષ્યોના ઉદ્ધાર (મુક્તિ) માટે અવતર્યા હતા.

બીજા ઘણા મૂર્ખ મનુષ્યોથી ઘેરાયેલો હોવાને લીધે, આ બદમાસ પૌન્ડ્રકે ખરેખર એવો નિર્ણય તારવેલો કે તે સ્વયં પુરુષોત્તમ વાસુદેવ હતો. આવો નિર્ણય ખરેખર બાલિશ છે. જ્યારે બાળકો રમત રમતાં હોય ત્યારે તેઓ પોતાનામાંથી એકને રાજા બનાવે છે, અને આ પ્રમાણે પસંદ કરાયેલ બાળક એમ વિચાર કરે છે કે તે પોતે રાજા છે. તે જ પ્રમાણે અજ્ઞાનને લીધે ઘણા મૂર્ખ માણસો બીજા મૂર્ખને ભગવાન તરીકે પસંદ કરે છે, અને પછી જાણે બાળરમત અથવા માણસોના મતદાનથી ભગવાનનું સર્જન થતું હોય એમ બદમાસ લોકો પોતાની જાતને ભગવાન સમજે છે. આવા ખોટા ખ્યાલને લીધે પોતાની જાતને સર્વોચ્ચ પ્રભુ ગણાવીને પૌન્ડ્રકે દ્વારકામાં શ્રીકૃષ્ણના પ્રભાવને પડકાર કરવા માટે દૂત મોકલ્યો. દૂત દ્વારકામાં શ્રીકૃષ્ણની રાજસભામાં પહોંચ્યો, અને તેણે પોતાના માલિક પૌન્ડ્રકે આપેલો સંદેશો પહોંચાડયો. આ સંદેશામાં નીચે પ્રમાણે વિગતો હતી:

"હું એક જ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વાસુદેવ છું. કોઈ પણ મનુષ્ય મારી સાથે સ્પર્ધા કરી શકે તેમ નથી. મારી અસીમ નિષ્કારણ કૃપા વડે દુઃખી બદ્ધ જીવો પ્રત્યે દયા આવવાથી મેં પૌન્ડ્રક રાજા તરીકે અવતાર લીધો છે. તમે વગર આધારે વાસુદેવનું બિરુદ ખોટી રીતે પડાવી લીધું છે. પરંતુ તમારે આવા ખોટા વિચારનો ફેલાવો કરવો નહિ. તમારે તમારી પદવી ત્યજી દેવી. હે યાદવ! ખોટી રીતે ધારણ કરેલાં વાસુદેવ તરીકેનાં સર્વ પ્રતીકો તમારે ત્યજી દેવાં, અને આ પદ છોડી દીધા પછી અહીં આવીને મારે શરણે થાઓ. જો તમારા સ્થૂળ ઉચ્છૃંખલપણાને લીધે તમે મારા શબ્દોની દરકાર નહિ કરો તો હું મારી સાથે લડાઈ માટે તમને પડકાર ફેંકું છું. હું તમને યુદ્ધ માટે આહ્વાન આપું છું, જેનું પરિણામ નિર્ણયાત્મક બનશે."

ઉગ્રસેન રાજા સહિત બીજા સર્વ રાજદરબારીઓએ પૌન્ડ્રકે મોકલેલો સંદેશો સાંભળ્યો, અને તેઓ દીર્ઘકાળ સુધી ખડખડાટ હસ્યા. સર્વ રાજદરબારીઓનું મોટા અવાજે ખડખડ હાસ્ય પૂરું થયા પછી કૃષ્ણે એનો આનંદ માણી દૂતને આ પ્રમાણે જવાબ વાળ્યો, "હે પૌન્ડ્રકના દૂત! તું તારા માલિક પાસે મારો સંદેશો લઈ જઈ શકે છે: તે મૂર્ખ દુષ્ટ છે. હું એને સ્પષ્ટ રીતે બદમાસ કહું છું, અને હું તેની સૂચનાઓને અનુસરવાનો ઈન્કાર કરું છું. હું વાસુદેવનાં પ્રતીકો અને ખાસ કરીને મારું ચક્ર કોઈ પણ દિવસ નહિ છોડું. હું આ ચક્રનો ઉપયોગ ફક્ત રાજા પૌન્ડ્રક પર નહિ પરંતુ તેના સર્વ અનુયાયીઓનો પણ સંહાર કરવામાં કરીશ. હું આ પૌન્ડ્રક અને તેના મૂર્ખ સાથીદારોનો નાશ કરીશ, કે જેઓનો સમાજ ફક્ત છેતરનારા અને છેતરાવાવાળાની ટોળકીનો બનેલો છે. જ્યારે આવાં પગલાં લેવાશે ત્યારે હે મૂર્ખ રાજા, તારું મોઢું શરમ અને લજ્જાને લીધે તારે ઢાંકી દેવું પડશે. જ્યારે મારું ચક્ર તારા મસ્તકને તારા ધડથી જુદું કરી નાંખશે, ત્યારે ગીધ, બાજ અને ગરુડ જેવાં માંસાહારી પક્ષીઓ તેને વીંટળાઈ વળશે. તે સમયે તારા જણાવ્યા પ્રમાણે હું તારું શરણું સ્વીકારું એને બદલે તું આ હલકી કોટિનાં પંખીઓની દયાને પાત્ર થઈશ. એ સમયે, તારા ફેંકી દેવાયેલા શરીરની મજા માણતાં કૂતરાં તેને ખાઈ જશે.'

દૂત શ્રીકૃષ્ણ ભગવાનનો સંદેશો પોતાના માલિક પૌન્ડ્રક પાસે લઈ ગયો. તેણે આ બધું અપમાન ધીરજપૂર્વક સહન કર્યું. વધારે વિલંબ કર્યા સિવાય શ્રીકૃષ્ણ ભગવાન તરત જ પોતાના રથમાં બેસી દુષ્ટ પૌન્ડ્રકને શિક્ષા કરવા માટે નીકળ્યા. તે સમયે કરૂષનો રાજા પોતાના મિત્ર કાશીના રાજાને ત્યાં રહેતો હતો, તેથી કૃષ્ણે સમગ્ર કાશી શહેરને ઘેરી લીધું.

પૌન્ડ્રક રાજા મહાન યોદ્ધો હતો અને જે ક્ષણે તેણે કૃષ્ણના આક્રમણ વિષે સાંભળ્યું તે જ ક્ષણે પોતાની બે અક્ષૌહિણી સેનાને લઈ નગર બહાર આવ્યો. કાશીનો રાજા પૌન્ડ્રક રાજાનો પણ મિત્ર હતો, અને તે પણ ત્રણ અક્ષૌહિણી સેના લઈ બહાર આવ્યો. જ્યારે બંને રાજાઓ શ્રીકૃષ્ણ ભગવાન સાથે યુદ્ધ કરવા સામે આવ્યા ત્યારે તેમણે પહેલી જ વાર પૌન્ડ્રકને જોયો. કૃષ્ણે જોયું કે પૌન્ડ્રક શંખ, ગદા, ચક્ર, અને પદ્મનાં પ્રતીકો ધારણ કરી શણગારાયેલો હતો. તેણે સારંગ-ધનુષ્ય હાથમાં ધારણ કર્યું હતું, અને તેની છાતી પર

શ્રીવત્સનું ચિહ્ન હતું. તેણે ગળામાં નકલી કૌસ્તુભમણિ ધારણ કર્યો હતો, અને ડોકમાં ભગવાન વાસુદેવની બરાબર નકલ થઈ શકે એટલા માટે પુષ્પનો હાર પહેર્યો હતો. તેણે પીળા રંગનાં રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં, અને કૃષ્ણની બરાબર નકલ કરવા માટે પોતાના રથ ઉપરની ધજામાં ગરુડનું ચિહ્ન રાખ્યું હતું. તેના મસ્તક પર ખૂબ જ કીમતી મુગટ હતો, અને તેનાં કુંડળ તલવાર-માછલીની જેમ તેજસ્વીપણે ચળકતાં હતાં. પરંતુ સમગ્રપણે એનો પહેરવેશ અને શણગાર કૃષ્ણની આબેહૂબ નકલ હતાં. કોઈ પણ માણસ એ સમજી શકેલું કે તે તખ્તા પર બનાવટી પોશાક પહેરી વાસુદેવનો ભાગ ભજવી રહ્યો હતો. જ્યારે શ્રીકૃષ્ણ ભગવાને પૌન્ડ્રકને પોતાની અદા અને વસ્ત્રોની નકલ કરતાં જોયો, ત્યારે તે હસવું ખાળી ન શક્યા અને આવી ધરાઈને તેઓ હસ્યા.

પૌન્ડ્રક રાજાની બાજુએ રહેલા સૈનિકોએ પોતાનાં શસ્ત્ર કૃષ્ણ પર વરસાવવા માંડયાં. આ શસ્ત્રોમાં ત્રિશૂળ, ગદા, ભાલા, તલવારો, ખંજર, બાણો, વાંસ વગેરેનો સમાવેશ થતો હતો. આ શસ્ત્રો ઊછળતાં મોજાંની જેમ ઊડતાં ઊડતાં આવ્યાં, અને કૃષ્ણે તેમને છેદી નાંખ્યાં. તેમણે શસ્ત્રોના ટુકડા કરી નાંખ્યા એટલું જ નહિ પરંતુ આ બ્રહ્માંડના પ્રલય દરમ્યાન પ્રલયકારી અગ્નિ જેમ દરેક વસ્તુને બાળીને ભસ્મીભૂત કરે છે, તેમ પૌન્ડ્રકના સૈનિકો અને સેનાપતિઓને ખતમ કરી નાંખ્યા. કૃષ્ણનાં શસ્ત્રોથી સામા પક્ષે હાથી, રથ, ઘોડા અને પગપાળું સૈન્ય વેરવિખેર થઈ ગયું. આખું રણમેદાન પ્રાણીઓ અને રથોના ભાગોથી છવાઈ ગયું. જ્યાં-ત્યાં ઘોડાઓ, હાથીઓ, માણસો, ગધેડાં, અને ઊંટો પડેલાં હતાં. સર્વ રીતે વિનાશ વર્તાવાયેલી રણભૂમિ વિશ્વના પ્રલય-સમયે શંકર ભગવાને કરેલા તાંડવ-નૃત્ય સમી લાગતી હતી, છતાં કૃષ્ણના પક્ષના સૈનિકોને આ જોઈને અત્યંત ઉત્સાહ ચડ્યો અને તેઓ વધારે બળથી લડયા.

આ સમયે શ્રીકૃષ્ણ ભગવાને પૌન્ડ્રકને કહ્યું, "પૌન્ડ્રક, તેં વિષ્ણુનાં પ્રતીકો અને ખાસ કરીને મારું ચક્ર છોડી દેવા વિનંતી કરેલી. હવે એ હું તને આપું છું. સાવધાન રહેજે! તું મારી નકલ કરીને તારી જાતને વાસુદેવ તરીકે ખોટી રીતે જાહેર કરે છે, એટલે તારા કરતાં બીજો કોઈ મોટો મૂર્ખ નથી." કૃષ્ણના આવા વિધાનથી એટલું સ્પષ્ટ છે કે કોઈ બદમાશ પોતાની જાતને ભગવાન તરીકે જાહેર કરે તો તે માનવસમાજમાં મોટામાં મોટો મૂર્ખ કહેવાય. કૃષ્ણે આગળ જણાવ્યું, "પૌન્ડ્રક, હવે હું તને આવું મિથ્યા પ્રતિનિધિત્વ છોડી દેવા માટે ફરજ પાડું છું. તું મને તારે શરણે લાવવા માગતો હતો, હવે આ તારો વારો છે. હવે આપણે યુદ્ધ કરીશું. અને જો હું હારી જાઉં અને તું વિજયી બને તો અવશ્ય હું તારે શરણે આવીશ." આ રીતે પૌન્ડ્રકને ખૂબ કડક શબ્દોમાં શિક્ષા કરી એક બાણ મારી તેના રથના ચૂરેચૂરા કરી નાંખ્યા. જેમ ઇન્દ્ર પોતાના વજ્રના પ્રહારથી પર્વતનાં શિખરો તોડી પાડે તેમ શ્રીકૃષ્ણે પોતાના ચક્રથી પૌન્ડ્રકનું મસ્તક તેના ધડમાંથી છૂટું પાડયું. એ પ્રમાણે તેમણે કાશીના રાજાને પણ પોતાનાં બાણોથી હણી નાંખ્યો. શ્રીકૃષ્ણ ભગવાને ખાસ કરીને કાશીના રાજાનું મસ્તક કાશી નગરીમાં જ પડે એવી ગોઠવણ કરી, જેથી તેનાં સગાં-

વહાવ્યાં અને કુટુંબીજનો તેને જોઈ શકે. જેમ વંટોળિયો કમલપત્રને આમતેમ ઉડાડે એવું કૃષ્ણે અહીં કર્યું. કૃષ્ણ ભગવાને પૌન્ડ્રક અને તેમના મિત્ર કાશીરાજને યુદ્ધભૂમિમાં મારી નાંખ્યા પછી તેઓ રાજધાની દ્વારકામાં પાછા ફર્યા.

જયારે શ્રીકૃષ્ણ ભગવાન દ્વારકા નગરીમાં પાછા ફર્યા, ત્યારે સ્વર્ગીય ગ્રહોમાંથી સર્વ સિદ્ધો ભગવાનનાં યશોગાન ગાઈ રહ્યા હતા. પૌન્ડ્રકની બાબતમાં વસ્તુ એમ છે કે, ગમે તેમ પણ, તે હમેશાં ભગવાન વાસુદેવ જેવાં બનાવટી વસ્રો ધારણ કરી પોતે ભગવાન છે, એવો વિચાર કર્યા કરતો, અને તેથી પૌન્ડ્રકને પાંચ પ્રકારની મુક્તિઓમાંથી સારૂપ્ય મુક્તિ પ્રાપ્ત થઈ. આમ તેને વૈકુંઠ ગ્રહોમાં જવાનું મળ્યું, જયાં ભકતો ભગવાન વિષ્ણુની જેમ ચાર પ્રતીકો સાથે ચતુર્ભુજ સ્વરૂપે તેમના જેવાં જ શારીરિક લક્ષણો ધરાવે છે. હકીકતમાં તેનું સમગ્ર ધ્યાન વિષ્ણુસ્વરૂપ પર કેન્દ્રિત થયેલું, પરંતુ તેણે પોતાને વિષે વિષ્ણુ ભગવાન હોવાનો વિચાર કર્યો, તે અપરાધ હતો; પરંતુ કૃષ્ણે તેનો વધ કર્યા પછી તે અપરાધ પણ ઘટી ગયો. આમ તેને સારૂપ્ય મુક્તિ મળી અને ભગવાનના જેવું જ સ્વરૂપ તેને પ્રાપ્ત થયું.

જયારે કાશીના રાજાનું મસ્તક નગરના દરવાજામાં થઈને ફેંકી દેવામાં આવ્યું, ત્યારે લોકોએ ભેગા થઈ એ આશ્ચર્યજનક વસ્તુ જોઈ. તેઓ સ્તબ્ધ બની ગયા. જયારે તેમણે ત્યાં કુંડળ જોયાં ત્યારે તેઓ સમજી શકયા કે એ કોઈ મનુષ્યનું મસ્તક હતું. તેમણે એ મસ્તક કોનું હોવું જોઈએ તેનું અનુમાન કરવા માંડયું. કેટલાંકને થયું કે તે કૃષ્ણનું મસ્તક હતું, કારણ કે કૃષ્ણ કાશીરાજના દુશ્મન હતા; અને તેમણે એવી ગણત્રી કરી કે કાશીના રાજાએ કૃષ્ણનું મસ્તક નગરમાં નાંખી દીધું હશે, જેથી લોકોને દુશ્મનના મરાયાનો હર્ષ થાય. પરંતુ છેવટે એમ જણાયું કે આ મસ્તક તો કૃષ્ણનું નહિ પરંતુ ખુદ કાશીરાજનુ હતું. જયારે એની ખાત્રી કરવામાં આવી ત્યારે કાશીના રાજાની રાણીઓ તરત જ ત્યાં પહોંચી ગઈ અને પોતાના પતિનું મરણ થવાથી વિલાપ કરવા લાગી. તેઓ રડતાં રડતાં કહેવા લાગી, "મારા વહાલા નાથ, તમારા મરણથી અમે નિર્જીવ મુડદાં બની ગયાં છીએ."

કાશીના રાજાને સુદક્ષિણ નામે એક પુત્ર હતો. મરણ સંબંધી ક્રિયાકાંડાત્મક વિધિ પતી ગયા પછી તેણે પ્રતિજ્ઞા લીધી કે, કૃષ્ણ તેના પિતાના દુશ્મન હોવાથી તે કૃષ્ણને હણી પોતાના પિતા પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરશે. એટલે વિદ્વાન ધર્મગુરુની મદદ લઈ તે શંકર ભગવાન-મહાદેવજીની પૂજા કરવા લાગ્યો. કાશી-દેશના રાજા વિશ્વનાથ (શંકર ભગવાન) છે. આજે પણ વારાણસીમાં ભગવાન વિશ્વનાથનું મંદિર વિદ્યમાન છે, અને હમેશાં હજારો યાત્રાળુઓ આ મંદિરમાં ભેગાં થાય છે. સુદક્ષિણની પૂજાથી શંકર ભગવાન અત્યંત પ્રસન્ન થયા હતા, અને પોતાના ભકતને તેઓ આશીર્વાદ આપવા માંગતા હતા. સુદક્ષિણનો હેતુ કૃષ્ણની હત્યા કરવાનો હતો, એટલે તેણે તેમને મારી નાંખી શકે એવી વિશિષ્ટ શકિત માટે પ્રાર્થના કરી. બ્રાહ્મણો દ્વારા મદદ કરાયેલા સુદક્ષિણને શંકર ભગવાને એવી સલાહ આપી કે તેણે દુશ્મનનો વધ કરવા માટે એને લગતી ક્રિયાકાંડાત્મક વિધિ કરવી. આ વિધિનો ઉલ્લેખ કેટલાંક તંત્રોમાં પણ આવે છે. શંકર ભગવાને સુદક્ષિણને

એવી માહિતી આપી કે, જો મેલી ક્રિયાકાંડાત્મક વિધિ યોગ્ય રીતે ઊજવવામાં આવે તો તેથી દક્ષિણાગ્નિ નામે આસુરી બળ પ્રગટ થશે, અને તેની કોઈ પણ આજ્ઞાનું બરાબર પાલન કરશે. પરંતુ સુપાત્ર બ્રાહ્મણ સિવાય બીજા કોઈની હત્યા કરવા માટે તેને કામે લગાડવો પડશે. આવા પ્રસંગે તેને શંકર ભગવાનના પ્રેત સાથીઓનો સાથ મળશે, અને પોતાના દુશ્મનનો વધ કરવાની સુદક્ષિણની ભાવના ફળીભૂત થશે.

જ્યારે શંકર ભગવાને સુદક્ષિણને એ રીતે કામ કરવાનું પ્રોત્સાહન આપ્યું ત્યારે તેને વિશ્વાસ બેઠો કે પોતે કૃષ્ણનો વધ કરવા માટે શક્તિમાન થશે. તપ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી તેણે ધર્માચાર્યોની મદદથી મંત્રોચ્ચારની મેલી વિદ્યા શરૂ કરી. આ પછી અગ્નિમાંથી મોટું રાક્ષસી સ્વરૂપ બહાર આવ્યું. તેના વાળ, દાઢી અને મૂછ તપાવેલા તાંબાના રંગનાં હતાં. આ સ્વરૂપ અત્યંત મોટું અને વિકરાળ હતું. જેવો એ રાક્ષસ અગ્નિમાંથી બહાર આવ્યો કે તરત જ તેની આંખોની પાંપણોમાંથી ધગધગતા અંગારા જેવી આંખો બહાર ધસી પડતી હતી. તેની આંખની પાંપણોના હલનચલનથી એ વિશાળકાય અગ્નિમૂર્તિ રાક્ષસ વધારે ને વધારે વિકરાળ દેખાયો. તે પોતાના લાંબા તીક્ષ્ણ દાંત બતાવતો બતાવતો પોતાની લાંબી જીભ બહાર કાઢી હોઠની બંને બાજુએ ફેરવતો હતો. તે નગ્ન હતો, અને અગ્નિની જેમ પ્રજ્વળી રહેલું મોટું ત્રિશૂળ તેણે ધારણ કર્યું હતું. યજ્ઞના અગ્નિમાંથી બહાર આવ્યા પછી, હાથમાં ત્રિશૂળ પકડીને તે ઊભો રહ્યો. સુદક્ષિણની ઉશ્કેરણીથી રાક્ષસ પોતાના સેંકડો પ્રેત સાથીઓને લઈ રાજધાની દ્વારકા તરફ જવા નીકળ્યો, અને એમ લાગતું હતું કે તે બહારના બધા પ્રદેશને ભસ્મીભૂત કરી નાંખવાનો હતો. તેના ચાલવાના લીધે પૃથ્વીની સપાટી ધ્રુજતી હતી. જ્યારે તે દ્વારકા નગરીમાં દાખલ થયો ત્યારે જંગલનો દવ જોઈ, પશુઓમાં ધ્રાસકો ફેલાય એમ સર્વ રહેવાસીઓના મનમાં ફાળ પડી.

તે વખતે કૃષ્ણ પોતાના દરબારમાં બેસી શેતરંજ રમી રહ્યા હતા. સર્વ દ્વારકાવાસીઓએ તેમની પાસે જઈ તેમને સંબોધન કર્યું, "હે વહાલા ત્રિભુવનનાથ, અગ્નિના જેવો એક મોટો મૂર્તિમાન રાક્ષસ સમગ્ર દ્વારકા નગરીને બાળી નાંખવા તૈયાર થયો છે. કૃપા કરી અમને બચાવો." આમ, ભગવાન શ્રીકૃષ્ણને મળી, દ્વારકાનાં સર્વે રહેવાસીઓ પ્રભુને વિનંતી કરવા લાગ્યાં કે, આખા શહેરનો વિનાશ કરવા માટે દ્વારકા આવી પહોંચેલા એ અગ્નિસ્વરૂપ રાક્ષસથી અમારું રક્ષણ કરો.

કૃષ્ણ ભગવાન, જે ખાસ કરીને પોતાના ભક્તોનું રક્ષણ કરતા રહે છે તેમણે મોટા અગ્નિમૂર્તિ રાક્ષસની હાજરીને લીધે અત્યંત ખળભળી ઊઠેલી દ્વારકાની સમગ્ર પ્રજાને જોઈ. તેઓ તરત જ હસવા લાગ્યા, અને તેમણે સૌને ખાત્રી આપી, "ચિંતા ન કરો, હું તમારું સર્વ રીતે રક્ષણ કરીશ." પૂર્ણ પુરુષોત્તમ શ્રી પરમેશ્વર, શ્રીકૃષ્ણ સર્વવ્યાપક છે. તે દરેક મનુષ્યના હૃદયમાં છે, અને તે પ્રગટ વિશ્વના સ્વરૂપે બહાર પણ છે. તેઓ સમજી શક્યા કે અગ્નિમૂર્તિ રાક્ષસ, શંકર ભગવાનનું સર્જન હતું અને તેને હટાવવા માટે પોતાના સુદર્શન ચક્રને જરૂરી પગલાં લેવા તેમણે હુકમ કર્યો. વિશ્વના 'પ્રલય સમયે, જે રીતે

અગ્નિ પ્રગટ થાય એ રીતે લાખો સૂર્યોને એકઠા કરવાથી ઉત્પન્ન થતી પ્રચંડ જયોતિના જેવું બળવાન સુદર્શન ચક્ર પ્રગટ થયું. પોતાના સ્વપ્રકાશથી સુદર્શન ચક્ર, પૃથ્વીની સપાટી અને બાહ્યાવકાશમાં એટલે સમગ્ર વિશ્વમાં ઝળહળવા લાગ્યું. પછી સુદર્શન ચક્ર શંકર ભગવાને મોકલેલા અગ્નિમૂર્તિ રાક્ષસને થીજવી દેવા લાગ્યું. આ રીતે, કૃષ્ણ ભગવાનના સુદર્શન-ચક્રથી અગ્નિમૂર્તિ રાક્ષસ કાબૂમાં આવ્યો, અને દ્વારકા નગરીનો વિનાશ કરવાના તેના પ્રયત્નમાં નિષ્ફળ જવાથી તે પાછો ફર્યો.

દ્વારકાને આગ લગાડવામાં નિષ્ફળ ગયેલો તે અસુર કાશીરાજના પ્રદેશ વારાણસી પાછો ગયો. પોતાના પાછા ફરવાના પરિણામે સર્વ ધર્માચાર્યો કે જેમણે પોતાના સ્વામી સાથે મેલી મંત્રવિદ્યા શીખવવામાં મદદ કરી હતી તે સર્વે તથા સુદક્ષિણ પોતે રાક્ષસની વિકરાળ જાજવલ્યમાન જયોતિથી બળીને ભસ્મ થઈ ગયા. તંત્રમાં શીખવવામાં આવેલી મેલી વિદ્યાના મંત્રના સિદ્ધાંતો પ્રમાણે મંત્ર જો દુશ્મનની હત્યા કરવામાં નિષ્ફળ જાય તો, તેના માટે કોઈ પણ મનુષ્યની હત્યા અનિવાર્ય હોવાથી, તે એના મૂળ સર્જકને ખતમ કરી નાંખે છે. સુદક્ષિણ સર્જક હતો, અને ધર્માચાર્યોએ તેને મદદ કરેલી, એટલે તે સર્વેને બાળીને ભસ્મ કરી મૂકયા. આસુરી માર્ગો આવા છે: અસુરો પ્રભુને મારવા માટે કોઈ વસ્તુનું સર્જન કરે તો એ જ શસ્ત્રથી જાતે જ મરણ પામે છે.

અગ્નિમૂર્તિ અસુરની પાછળ જઈ રહેલું સુદર્શન ચક્ર વારાસણીમાં પણ પ્રવેશ્યું. વારાણસી નગરી ઘણા લાંબા સમયથી અત્યંત સમૃદ્ધ અને મહાન હતી. આજે પણ વારાણસી નગર ખૂબ જ સમૃદ્ધ અને પ્રખ્યાત છે, અને ભારતનાં અગત્યનાં નગરોમાંનું એક છે. તે વખતે ત્યાં મોટા મોટા રાજમહેલો, રાજસભા, બજારો અને દરવાજા હતા. વળી રાજ-મહેલો અને દરવાજા પાસે ખૂબ જ અગત્યનાં વિશાળ સ્મૃતિ-મંદિરો હતાં. જે જે જગાએ માર્ગો એક બીજાને મળતા હોય ત્યાં ત્યાં ચોટાંમાં પ્રવચન માટે વ્યાસપીઠો હતી. વળી ત્યાં એક ટંકશાળ હતી. અને ત્યાં મોટા મોટા હાથી, ઘોડા, રથ, અનાજના ભંડારો અને ખાદ્યોની વહેંચણી માટે વ્યવસ્થા હતી. વારાણસી નગરીમાં આ બધાં ભૌતિક ઐશ્વર્ય અને સમૃદ્ધિ ઘણા લાંબા સમય સુધી રહેલાં, પરંતુ કાશીનો રાજા અને તેનો પુત્ર સુદક્ષિણ, કૃષ્ણ ભગવાનના વિરોધી હોવાથી વિષ્ણુ ભગવાનના સુદર્શન ચક્રે (કૃષ્ણ ભગવાનના સુદર્શનચક્રે) આ સર્વ અગત્યની જગાઓને સળગાવી દઈને આખા નગરમાં સર્વનાશ ફેલાવ્યો. અર્વાચીન સમયમાં બોંબ નાખવાને લીધે થતા પ્રલય કરતાં આ પ્રલય વધારે વિનાશક હતો. સુદર્શન ચક્ર આ પ્રમાણે પોતાની ફરજ બજાવ્યા પછી દ્વારકામાં શ્રીકૃષ્ણ ભગવાન પાસે પાછું આવ્યું.

કૃષ્ણના સુદર્શન ચક્રે વારાણસી પર વર્તાવેલા કાળા કેરનું વર્ણન દિવ્ય અને મંગળમય છે. જે કોઈ મનુષ્ય આ વાર્તાનું વર્ણન કરે છે, અથવા જે કોઈ મનુષ્ય આ વાર્તાને શ્રદ્ધા અને ધ્યાનપૂર્વક સાંભળે છે તે પાપકાર્યોના સર્વ પ્રત્યાઘાતોમાંથી મુકત થાય છે. શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત મહારાજને આ વાર્તા સંભળાવી છે — તેમણે એ વિષે ખાત્રી આપી છે



# ૬૬ વાનર દ્વિવિદની મુક્તિ

જેમ જેમ શુકદેવ ગોસ્વામી, પરીક્ષિત રાજાને, કૃષ્ણ ભગવાનનાં દિવ્ય લીલા-ચરિત્રો અને લક્ષણો સંભળાવતા ગયા, તેમ તેમ તેનું શ્રવણ કરવાથી, તેનાં શ્રવણ કરવાનો ઉત્સાહ વધારે ને વધારે વધ્યો. ત્યાર પછીથી શુકદેવ ગોસ્વામીએ બલરામ પ્રભુએ મારી નાંખેલા વાનર દ્વિવિદની વાર્તાનું વર્ણન કર્યું.

આ વાનર ભૌમાસુર કે નરકાસુરનો મિત્ર હતો. એ ભૌમાસુરે આખા જગતમાંથી સોળ હજાર રાજકુંવરીઓનું હરણ કરેલું તેથી તેને કૃષ્ણે મારી નાંખ્યો હતો. દ્વિવિદ સુગ્રીવ રાજાનો મંત્રી હતો. તેનો ભાઈ મૈન્દ અત્યંત બળવાન વાનર રાજા હતો. જ્યારે દ્વિવિદ વાનરે કૃષ્ણ ભગવાન દ્વારા પોતાના મિત્ર ભૌમાસુરના મરાયાની વાત સાંભળી ત્યારે તેણે ભૌમાસુરના વધનો બદલો લેવા માટે સમગ્ર દેશમાં તોફાન જગાવવાની યોજના ઘડી. સર્વપ્રથમ તેનો મુખ્ય હેતુ ગામડાં, નગરો, ઔદ્યોગિક સ્થળો, ખાણો તેમજ દૂધઉત્પાદન, ખેતીવાડી અને ગૌરક્ષાની પ્રવૃત્તિઓમાં સંકળાયેલા વૈશ્યોની વસાહતોને આગ લગાડવાનો હતો. કેટલીક વાર તે મોટા પહાડને મૂળમાંથી ઉખેડી નાંખતો અને તેના ટુકડે ટુકડા કરી નાંખતો. આ રીતે તેણે સમગ્ર દેશમાં અને ખાસ કરીને કચ્છ પ્રદેશમાં જબરદસ્ત અશાંતિ પ્રવર્તાવી. દ્વારકા નગરી કચ્છ પ્રદેશમાં હતી, અને કૃષ્ણ ભગવાન આ નગરમાં રહેતા હતા. તેથી દ્વિવિદે ખાસ કરીને તેને અશાંતિનું લક્ષ્ય બનાવ્યું.

દ્વિવિદ ૧૦,૦૦૦ હાથીઓ જેટલો બળવાન હતો. કેટલીક વાર તે દરિયા-કિનારે જતો, અને પોતાના બળવાન હાથ વડે સાગરમાં એટલો બધો ખળભળાટ કરી મૂકતો કે પાડોશમાં આવેલાં નગરો અને ગામડાંમાં પૂર ઊભરાતું. ઘણીવાર તે મોટા મોટા સંત પુરુષો અને મહર્ષિઓના આશ્રમમાં જતો અને તેમનાં સુંદર ઉદ્યાનો અને વાડીઓને તોડી-ફોડીને છિન્ન ભિન્ન કરી મોટો ઉપદ્રવ સર્જતો. તે એ રીતે ફક્ત અંધાધૂંધી ફેલાવતો એટલું જ નહિ પરંતુ પવિત્ર યજ્ઞની વેદીમાં મળમૂત્ર કરતો. આમ તે સમગ્ર વાતાવરણ દૂષિત કરી મૂકતો. વળી સ્ત્રીઓ ને પુરુષો બંનેને તેમને રહેવાની જગ્યાઓમાંથી ઉપાડી જઈ પર્વતોની

ગુહાઓમાં પૂરીને, જેમ ભૃંગી જીવડાં ઘણી માખીઓ અને બીજાં જીવડાંને કેદ કરી ઉપાડી જઈ જે વૃક્ષમાં તે રહેતાં હોય તેનાં છિદ્રોમાં મૂકી દે, તે પ્રમાણે તેમને ગુફામાં મૂકી, ગુફા-દ્વારોને મોટી મોટી શિલાઓથી ઢાંકી દેતો. આમ નિરંતર રીતે તે દેશના કાયદા અને વ્યવસ્થાનું ઉલ્લંઘન કરતો. એટલું જ નહિ પરંતુ. તે કેટલીક વાર ઘણા ઉમરાવ કુટુંબોની સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરતો.

આમ તે સમગ્ર દેશમાં મોટો ખળભળાટ મચાવી રહ્યો હતો. તેવામાં કોઈક વખત રૈવતક પર્વત પરથી આવતો અતિશય મધુર સંગીતનો અવાજ તેણે સાંભળ્યો, અને તે એ પર્વતના પ્રદેશમાં દાખલ થયો. ત્યાં તેણે નારંગાનમાં રોકાયેલી ઘણી સુંદર યુવાન કન્યાઓની મધ્યમાં રહેલા અને તેમનો સંગ ભોગવી રહેલા બલરામ પ્રભુને જોયા. તે બલરામ પ્રભુના શરીરનાં સુંદર લક્ષણો, તેમના પ્રત્યેક સુંદર અવયવો અને તેમના પર કમળપુષ્પના હારનો શણગાર જોઈ મુગ્ધ બન્યો. તે જ પ્રમાણે હાજર રહેલ સર્વ યુવાન કન્યાઓએ સુંદર વસ્ત્રાલંકાર અને પુષ્પહાર ધારણ કરેલા હોવાથી તેમનું સૌંદર્ય ખૂબ ખીલી રહ્યું હતું. બલરામ પ્રભુ વારુણી-પીણાના પાનને લીધે અત્યંત ઘેનમાં આવી ગયેલા દેખાતા હતા, અને તેમની આંખો પ્રમત્ત અવસ્થામાં ગોળ ગોળ ફરતી હતી. બલરામ પ્રભુ અનેક હાથણીઓની મધ્યમાં હાથીઓનો રાજા શોભે તેવા લાગતા હતા.

આ દ્વિવિદ નામનો વાનર વૃક્ષ પર ચઢીને એક ડાળી પરથી બીજી પર કૂદકા મારી શકતો. કેટલીક વાર તે ડાળીઓને આંચકા આપી "કિલ, કિલ" એવો વિચિત્ર પ્રકારનો અવાજ કાઢતો, તેથી બલરામ પ્રભુને એમના ખુશનુમા વાતાવરણમાં મોટો ભંગ પડ્યો. કેટલીક વાર દ્વિવિદ, સ્ત્રીઓની સામે આવી જતો અને વિવિધ પ્રકારના વિચિત્ર ચાળા કરતો યુવાન સ્ત્રીઓ સ્વભાવે દરેક વસ્તુને હાસ્ય-વિનોદની દૃષ્ટિએ જોવા ટેવાયેલી હોય છે, તેથી જ્યારે વાનર તેમની સન્મુખ આવ્યો ત્યારે, તેમણે તેને ગંભીરતાથી ન લીધો, પરંતુ તેને કેવળ હસી કાઢ્યો. પરંતુ વાનર એટલો બધો જંગલી હતો કે, બલરામજીની હાજરીમાં પણ તે સ્ત્રીઓને પોતાના શરીરનાં નીચલાં અંગો બતાવવા લાગ્યો, અને કેટલીક વાર તેની આંખની ભમરો ચઢાવીને દાંત કાઢતો સ્ત્રીઓની સામે આવતો. તેણે બલરામની હાજરીમાં પણ સ્ત્રીઓ પ્રત્યે અસભ્ય વર્તન કર્યું. બલરામ પ્રભુનું નામ જ એમ સૂચવે છે કે તે ફક્ત શક્તિશાળી છે એટલું જ નહિ પરંતુ, તે અસામાન્ય શક્તિ પ્રગટ કરવામાં હર્ષ અનુભવે છે. એટલે તેમણે પથ્થર ઉપાડી દ્વિવિદ તરફ ફેંક્યો, પરંતુ વાનરે પથ્થરના પ્રહારને યુક્તિથી ચૂકાવી દીધો. બલરામનું અપમાન કરવા માટે, વાનરે વારુણી ભરેલો માટીનો કુંભ લઈ લીધો, તેથી દ્વિવિદને નશો ચઢ્યો. તે કારણે પોતાની મર્યાદિત શક્તિથી બલરામ અને તેમની સાથે રહેલી યુવાન કન્યાઓનાં બધાં અમૂલ્ય વસ્ત્રો ચીરવા લાગ્યો તે એટલો બધો પાગલ બનેલો કે તેણે વિચાર્યું કે બલરામ તેને શિક્ષા કરવા માટે કાંઈ જ કરી શકે તેમ નથી, તેથી તેણે બલરામજી અને તેમની સખીઓને ત્રાસ આપવાનું ચાલુ રાખ્યું

જ્યારે બલરામ પ્રભુએ જાતે જ વાનરે કરેલા ઉપદ્રવ જોયા અને સાંભળ્યું કે તે ક્યારનોય સમગ્ર દેશમાં ઘણી ઘણી તોફાની પ્રવૃત્તિઓ કરી ચૂક્યો હતો, ત્યારે તે ખૂબ ગુસ્સે થયા અને તેમણે તેને મારી નાંખવાનું નક્કી કર્યું. તરત જ તેમણે પોતાના હાથમાં ગદા લીધી. વાનર સમજી ગયો કે હવે બલરામ પોતાના પર હુમલો કરશે, તેથી બલરામનો હુમલો નિષ્ફળ કરવા માટે તેણે તરત જ એક વૃક્ષ મૂળમાંથી ઉપાડી અત્યંત વેગપૂર્વક બલરામ પ્રભુ પાસે આવી તેમના માથા ઉપર ફટકાર્યું, પરંતુ બલરામ પ્રભુએ તો તરત જ એ મોટું વૃક્ષ પકડી લીધું અને મોટા પહાડની જેમ તે અડગ રહ્યા, અને બદલો લેવા માટે સુનંદ નામની પોતાની ગદા ઉપાડી અને એનાથી વાનરને ફટકારવા લાગ્યા. વાનરનું મસ્તક સખત રીતે ઘવાયું. તેના મસ્તકમાંથી બહુ વેગપૂર્વક લોહીનો પ્રવાહ છૂટ્યો, પરંતુ તેથી તો મોટા પર્વતમાંથી નીકળી રહેલા મેંગેનીઝના પ્રવાહી ઝરણાની જેમ તેના સૌંદર્યમાં વધારો થયો. બલરામની ગદાના પ્રહારે તે જરા પણ અસ્વસ્થ ન થયો. આથી ઊલટું તેણે તરત જ બીજું મોટું એક વૃક્ષ ઉપાડ્યુ, અને તેનાં બધાં પાંદડાં તોડી નાંખી, તેનાથી તે બલરામના મસ્તકને ફટકારવા લાગ્યો. પરંતુ બલરામે પોતાની ગદાથી વૃક્ષના ટુકડે ટુકડા કરી નાંખ્યા. આથી વાનર ખૂબ ગુસ્સે થયો હોવાથી તેણે પોતાના હાથમાં બીજું વૃક્ષ લીધું અને બલરામ પ્રભુના શરીરને ફટકા મારવા લાગ્યો, પણ બલરામ પ્રભુએ વળી પાછા વૃક્ષના ટુકડા કરી નાંખ્યા. એમ યુદ્ધ ચાલુ રહ્યું. દરેક વખતે વાનર બલરામને ફટકારવા મોટું વૃક્ષ લઈ આવતો અને દરેક વખતે બલરામ પ્રભુ પોતાની ગદાના પ્રહારથી વૃક્ષના ટુકડે ટુકડા કરી નાંખતા. દ્વિવિદ વાનર બીજી દિશામાંથી બીજું વૃક્ષ લઈ આવતો અને એ જ રીતે બલરામ પર પાછો હુમલો કરતો. આવી સતત લડાઈને પરિણામે જંગલ વૃક્ષો વિહોણું બન્યું. જ્યારે વધારે વૃક્ષો ન મળી શક્યાં, ત્યારે દ્વિવિદે ટેકરીઓની સહાય લઈ વરસાદ વરસતો હોય તેમ પથ્થરનાં ગચ્ચાં બલરામ પ્રભુના શરીર પર ફેંક્યાં. બલરામ પ્રભુએ પણ મોટા હર્ષોલ્લાસમાં આવી જઈ એ મોટા મોટા પથ્થરોને ભાંગીને નાના નાના કાંકરા કરી નાંખ્યા. સર્વ વૃક્ષો અને પથ્થરો ગુમાવી બેઠેલો વાનર હવે બલરામજીની નજીક જઈ પોતાના બળવાન મુક્કા ઉગામવા લાગ્યો. પછી મોટા બળપૂર્વક બલરામ પ્રભુની છાતી પર પ્રહાર કરવા લાગ્યો. તે સમયે બલરામ પ્રભુ અત્યંત ગુસ્સે થયા. જ્યારે વાનર બંને હાથથી તેમને ફટકારી રહ્યો હતો ત્યારે પ્રભુ પ્રતિકારમાં પોતાનાં હળ અને ગદા જેવાં શસ્ત્રોથી તેને ફટકારતા નહિ, પરંતુ વાનરની છાતીના હાંસડીના હાડકા પર પોતાની મૂઠીથી ફટકા મારવા માંડ્યા. દ્વિવિદ માટે આ ફટકા મરણઘાતક નીવડ્યા, તેને તરત જ લોહીની ઊલટી થઈ અને તે અચેતન બની જમીન પર ફસડાઈ પડ્યો. જ્યારે વાનર પડી ગયો ત્યારે એમ લાગ્યું કે સર્વ ટેકરીઓ અને જંગલો ભાંગીને છિન્ન ભિન્ન થઈ ગયા

આ ભયંકર પ્રસંગ પછી ઉચ્ચ ગ્રહ-મંડળોમાંથી સર્વ સિદ્ધો, મોટા મોટા સંતપુરુષો અને સાધુઓ બલરામ પ્રભુની ઉપર પુષ્પ-વર્ષા કરવા લાગ્યા, અને બલરામ પ્રભુના સર્વોચ્ચપણાના યશોગાનનો નાદ કર્યો. તેઓ સર્વે મંત્રોચ્ચાર કરવા લાગ્યા, "બલરામ

પ્રભુનો જય હો! ચાલો આપણે એમના ચરણકમળમાં દંડવત્ પ્રણામ કરીએ. આ મહાન અસુર દ્વિવિદનો વધ કરી તેમણે આ જગતમાં મંગળમય યુગ પ્રવર્તાવ્યો છે." બાહ્યાવકાશ-માંથી પણ આવો વિજયસૂચક ઉલ્લાસપૂર્ણ ધ્વનિ સંભળાયો. દ્વિવિદ જેવા મોટા અસુરની હત્યા કરવાથી પુષ્પવૃષ્ટિ અને વિજયના જય-ધ્વનિથી પૂજાયેલા બલરામ પોતાની રાજધાની દ્વારકા પાછા ફર્યા.



# ૬૮ સાંબનું લગ્ન

ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને લક્ષ્મણા નામની પરણાવવા લાયક એક કન્યા હતી. તે કુરુવંશમાં અત્યંત સુશિક્ષિત હોવાથી ઘણા રાજકુમારો તેને પરણવા ઝંખતા હતા. આવા પ્રસંગોમાં સ્વયંવરનો વિધિ કરવામાં આવે છે, અને કન્યા તેની પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનો પતિ પસંદ કરે છે. લક્ષ્મણાના સ્વયંવર-પ્રસંગે જ્યારે કન્યાને પોતાનો પતિ પસંદ કરવાનો હતો ત્યારે સાંબ ત્યાં ગયો હતો. સાંબ શ્રીકૃષ્ણ ભગવાનની એક પટરાણી જાંબ-વતીનો પુત્ર હતો. આ છોકરો અતિશય માવડિયો હોવાથી તેનું નામ સાંબ પાડવામાં આવેલું. સાંબ નામ બતાવે છે કે આવો પુત્ર તેની માતાને ખૂબ લાડકો હોય છે. અમ્બા એટલે માતા અને સ એટલે સાથે. એટલે આ વિશિષ્ટ નામ તેની માતા સાથેના તેના હંમેશના ઘનિષ્ઠ સંબંધને લીધે આપવામાં આવેલું. અને એ જ કારણથી તે જાંબવતીસુત તરીકે પણ ઓળખાતો. આગળ દર્શાવ્યા પ્રમાણે શ્રીકૃષ્ણના સર્વ પુત્રો પોતાના મહાન પિતા કૃષ્ણ ભગવાનની જેમ અધિકારી હતા. લક્ષ્મણા સાંબ પ્રત્યે રુચિ ધરાવતી નહિ છતાં તે દુર્યોધનની પુત્રીને ઇચ્છતો હતો. એટલે સાંબે સ્વયંવરસભામાંથી લક્ષ્મણાનું બળજબરીપૂર્વક હરણ કર્યું.

સાંબ સભાગૃહમાંથી લક્ષ્મણાને બળજબરીપૂર્વક હરી ગયો, એટલે ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, વિદુર, ઉજ્જવલ, અર્જુન વગેરે કુરુવંશના સભ્યોને લાગ્યું કે, સાંબ જેવો છોકરો તેમની પુત્રીનું હરણ કરી જાય એ એમની કૌટુંબિક પ્રણાલિકા માટે અપમાન હતું. સૌને ખબર હતી કે સાંબને પતિ તરીકે સ્વીકારવાની લક્ષ્મણાને જરા પણ અભિરુચિ ન હતી, અને તેને મન-ગમતો પતિ પસંદ કરવાની તક મળી નહિ. એને બદલે આ છોકરો બળજબરીથી એનું હરણ કરી જતો હતો. એટલે તેમણે નક્કી કર્યું કે તેને શિક્ષા થવી જ જોઈએ. તેમણે સૌએ એકી અવાજે જાહેર કર્યું કે તે અત્યંત ઉચ્છૃંખલ હતો અને તેણે કુરુઓની કૌટુંબિક પ્રણા-લિકાને ધોકો પહોંચાડ્યો હતો. એટલે કુરુકુટુંબના વડીલોની સલાહ પ્રમાણે તે સૌએ તેનો વધ કરવાનો નહિ, પરંતુ તેને કેદ કરવાનો નિર્ણય કર્યો. વળી તેઓ એવા નિર્ણય પર આવ્યા કે સાંબ લક્ષ્મણાનો સ્પર્શ કરી ચૂક્યો હોવાથી કન્યાનું લગ્ન સાંબ સિવાયના છોકરા સાથે થઈ શકશે નહિ. (વૈદિક રિવાજ પ્રમાણે જો કોઈ છોકરો કન્યાનો ઉપભોગ

કરે તો તેનું લગ્ન અથવા અર્પણ બીજા કોઈ છોકરાને ન થઈ શકે. જે છોકરાએ બાજા છોકરાનો સંગ કર્યો હોય, તેની સાથે લગ્ન કરવા બીજું કોઈ તૈયાર થાય નહિ.) કુટુંબના ભીષ્મ જેવા મોટા વડીલોએ તેને કેદ કરવા ઇચ્છયું. કુરુવંશના સર્વ સભ્યો અને ખાસ કરીને મોટા મોટા લડવૈયાઓ સાંબને પાઠ ભણાવવા માટે એકઠા મળ્યા, અને આ નાની લડાઈમાં કર્ણને સેનાપતિ બનાવવામાં આવ્યો.

જ્યારે સાંબને કેદ કરવા માટે યોજના ઘડાઈ રહી હતી ત્યારે કુરુઓએ અંદરોઅંદર મસલત કરી કે તેને કેદ કરવાથી યદુવંશના સભ્યો તેમના પર ખૂબ ગુસ્સે થશે. યદુઓ પડકાર ઝીલી તેમની સાથે યુદ્ધ કરે એવી દરેક શકયતા હતી, પરંતુ તેમણે એવો પણ વિચાર કર્યો, "જો તેઓ અમારી સાથે યુદ્ધ કરવા અહિયાં આવશે તો તેઓ શું કરી શકશે? યદુવંશના સભ્યો કુરુવંશીઓનો મુકાબલો કરી શકે તેમ નથી, કારણ કે કુરુવંશના રાજાઓ તો સમ્રાટો છે, જ્યારે યદુવંશના રાજાઓ તો પોતાની જમીનજાગીર ભોગવવાને જ સમર્થ છે." કુરુઓએ વિચાર કર્યો, "તેમનો પુત્ર અહીં કેદ કરાયેલો છે, તેથી જો તેઓ અમારી સામે અહીં પડકાર ફેંકીને આવે તો અમે યુદ્ધ સ્વીકારીશું. આપણે સૌ એમને એવો પાઠ ભણાવીશું કે જેમ ચમત્કારિક યોગપદ્ધતિમાં પ્રાણાયામ દ્વારા ઇન્દ્રિયો પર નિયમન થાય છે તે પ્રમાણે તેઓ સ્વાભાવિક રીતે દબાણથી કાબૂમાં આવશે." (ચમત્કારિક યોગની યાંત્રિક પદ્ધતિમાં શરીરની અંદર રહેલા વાયુઓનું નિયમન થાય છે અને ઇન્દ્રિયોને કાબૂમાં લઈ ભગવાન વિષ્ણુ પર તેમનું ધ્યાન કેન્દ્રિત કરવા સિવાય બીજી કોઈ વસ્તુ પર તેમને વિચલિત થવા દેવામાં આવતી નથી.)

ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર જેવા કુરુવંશના વડીલોની સંમતિ મેળવી અને સલાહસૂચન કરી, મહાન યોદ્ધા ભીષ્મદેવની રાહબરી નીચે છ મહાન યોદ્ધાઓ કર્ણ, શલ, ભૂરિશ્રવા, યજ્ઞકેતુ, અને કન્યાના પિતા દુર્યોધન વગેરે મહારથીઓએ તે છોકરા સાંબને કેદ કરવાનો પ્રયત્ન કર્યો. દરેકની લડાયક શક્તિ પ્રમાણે, યોદ્ધાઓને મહારથી, એકરથી અને રથી વગેરે વિવિધ પ્રકારની કક્ષાઓમાં વહેંચી નાંખવામાં આવે છે. આ મહારથીઓ હજારો માણસો સાથે એકલે હાથે યુદ્ધ કરી શકતા. આવા સૌ સાંબને કેદ કરવા એકઠા થયા. સાંબ પણ મહારથી હતો, પરંતુ તે એકલો હોવાથી તેણે બીજા છ મહારથીઓ સાથે યુદ્ધ કરવાનું હતું. પરંતુ તેને પકડવા માટે તેની પાછળ આવી રહેલા કુરુવંશના મહાન યોદ્ધાઓને જોઈને પણ તે અડગ રહ્યો.

તે એકલો જ તેમના તરફ વળ્યો, અને જેમ સિંહ બીજાં પશુઓની સામે દૃઢતાપૂર્વક અડગ બની ઊભો રહે તેમ પોતાનું સુંદર ધનુષ લઈ તે તેઓની તરફ વળ્યો. કર્ણ લશ્કરનો અગ્રેસર હોવાથી સાંબ સામે તેણે પડકાર ફેંકયો, "અલ્યા તું ભાગી કેમ જાય છે?" ઊભો રહે, અમે તને પાઠ ભણાવીશું!" ક્ષત્રિયને ઊભા રહી લડવા માટે પડકાર ફેંકાય ત્યારે તે ભાગી જઈ શકતો નથી—તે લડે જ છે. એટલે જે ક્ષણે સાંબ પડકાર સ્વીકારી તેમની સન્મુખ એકલો જઈને ઊભો કે તરત જ સર્વ મહાન યોદ્ધાઓએ બાણોનો વરસાદ

વરસાવી તેને હતપ્રભ કરી નાંખ્યો, પરંતુ જેમ ઘણાં ઘણાં શિયાળવાં અને વરુઓ પાછળ પડવાથી કોઈ દિવસ સિંહ ડરી જતો નથી, તેમ કૃષ્ણ ભગવાનનો પુત્ર હોવાથી, અકળ સામર્થ્ય ધરાવતો, તે યદુવંશનો યશસ્વી પુત્ર સાંબ તેની સામે કુરુવંશના યોદ્ધાઓ અયોગ્ય રીતે બાણો છોડતા હતા તેથી અતિશય ગુસ્સે થયો. તે ખૂબ કૌશલ્યપૂર્વક તેમની સાથે લડયો. સર્વપ્રથમ તેણે જુદાં જુદાં છ બાણોથી છ રથીઓમાંના એકે એક જણને વિંધી નાંખ્યા. બીજાં ચાર બાણો મારી એક એક બાણથી દરેક રથને જોડેલા ચાર ચાર ઘોડાઓને ખતમ કરી નાંખ્યા. એક બાણ રથી માટે, બીજું એક કર્ણ અને બીજા તેજસ્વી યોદ્ધાઓ માટે છોડયું. જ્યારે સાંબ છછ મહાન યોદ્ધાઓ સામે એકલે હાથે આટલી બધી કુનેહપૂર્વક લડી રહ્યો હતો, ત્યારે તે સૌએ એ છોકરાની અદ્‌ભુત શકિતની કદર કરી. લડાઈ દરમ્યાન તેમણે એ વસ્તુનો ખુલ્લંખુલ્લા સ્વીકાર કર્યો કે આ છોકરો સાંબ અદ્‌ભુત હતો. પરંતુ યુદ્ધ તો ક્ષાત્રત્વ અનુસાર ચાલી રહ્યું હતું, એટલે તે સૌએ ભેગા મળી એ અયોગ્ય હોવા છતાં, તેમણે ભાંગીને છિન્ન ભિન્ન થયેલા તેના રથમાંથી સાંબને ઊતરી જવાની ફરજ પાડી. આ છ યોદ્ધાઓમાંથી ચાર જણાએ સાંબના ચાર ઘોડાઓને ખતમ કરી નાંખવાની જવાબદારી લીધી અને તેમાંના એક જણે સાંબના ધનુષ્યની દોરી કાપી નાંખવાની યોજના કરી કે જેથી તે એમની સાથે બિલકુલ લડી શકે નહિ. આમ સક્રમ લડતના અંતે ખૂબ મુશ્કેલીમાં મુકાયેલો સાંબ રથવિહોણો બની જવાથી તેઓ તેને કેદ કરવાને સમર્થ થયા. આમ કુરુવંશના યોદ્ધાઓએ આ મહાન વિજય પ્રાપ્ત કર્યો અને પોતાની પુત્રી લક્ષ્મણાને તેનાથી દૂર લઈ ગયા. ત્યાર પછી તેઓ મોટા વિજયનાદ સાથે હસ્તીનાપુર નગરમાં પ્રવેશ્યા.

મહર્ષિ નારદે તરત જ તે સમાચાર યાદવોને પહોંચાડયા કે સાંબને કેદ કરવામાં આવ્યો હતો, અને તેમને બધી હકીકત કહી સંભળાવી. છ યોદ્ધાઓએ અયોગ્ય રીતે સાંબને કેદ કર્યો હતો તે સાંભળી યાદવો ખૂબ ગુસ્સે થયા અને યદુવંશના રાજા તેમજ વડા, ઉગ્રસેનની રજાથી તેમણે કુરુવંશની રાજધાની પર આક્રમણ કરવાનું નક્કી કર્યું.

બલરામને એ વસ્તુની બરાબર ખબર હતી કે કલિયુગમાં લોકો જરા સરખી ઉશ્કેરણી થતાં એકબીજા સાથે લડવા તત્પર થાય છે, તેથી કુરુવંશ અને યદુવંશ જેવા બે મહાન વંશો કલિયુગની અસરથી પ્રભાવિત થયેલા હોવા છતાં અંદરો અંદર લડી મરે એ વિચાર એમને રુચ્યો નહિ. તેમણે શાણો વિચાર કર્યો, "તેમની સાથે યુદ્ધ કરવાને બદલે, હું ત્યાં જાઉં, પરિસ્થિતિ જોઉં, અને અંદરોઅંદર સમાધાન કરી, જો લડાઈનો અંત લાવી શકાય તો પ્રયત્ન કરી જોઉં." બલરામનો વિચાર એવો હતો કે જો કુરુવંશને સાંબ સાથે તેની પત્ની લક્ષ્મણાને મુક્ત કરવા પ્રેરી શકાય તો લડાઈનું નિવારણ થઈ શકે. એટલે તેઓ યદુવંશના કેટલાક વડીલો, વિદ્વાન ધર્મગુરુઓ અને બ્રાહ્મણોને લઈ હસ્તિનાપુર જવા તરત જ સુંદર રથ તૈયાર કરાવી નીકળી પડયા. તેમને વિશ્વાસ હતો કે કુરુવંશના સભ્યો આ લગ્નમાં સંમત થશે અને અંદરો-અંદર લડી મરવાથી દૂર રહેશે. બલરામ પ્રભુ યદુવંશના વડીલો

અને વિદ્વાન બ્રાહ્મણોને લઈ આ રથમાં હસ્તિનાપુર જવા નીકળ્યા ત્યારે, નિર્મળ આકાશમાં ચકચકિત તારાઓની મધ્યમાં ચંદ્ર શોભે તેવા લાગતા હતા. જ્યારે બલરામ પ્રભુ હસ્તિનાપુરની નજીકમાં આવ્યા ત્યારે તેઓ અંદર પ્રવેશ્યા નહિ, પરંતુ નગર બહાર નાના ઉદ્યાનગૃહમાં પોતાનો પડાવ નાંખ્યો. ત્યાર પછીથી તેમણે ઉદ્ધવને કહ્યું કે તમે કુરુવંશના નેતાઓને મળો અને તેઓ યદુવંશ સાથે લડવા ઇચ્છે છે કે સમાધાન કરવા ઇચ્છે છે એની તપાસ કરો. ઉદ્ધવ કુરુવંશના નેતાઓને મળવા ગયા અને તે ભીષ્મદેવ, ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય, બલિ, દુર્યોધન અને બાહ્લિક જેવા અગત્યના સભ્યોને મળ્યા. તેઓનું યોગ્ય સન્માન કર્યા પછી, તેમણે તેમને એવી માહિતી આપી કે, બલરામ પ્રભુ નગરના દરવાજા બહાર ઉદ્યાનમાં આવી પહોંચ્યા છે.

કુરુવંશના નેતાઓ, ખાસ કરીને ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનને સારી રીતે ખબર હતી કે બલરામ પ્રભુ પોતાના કુટુંબના મોટા હિતેચ્છુ હતા, તેથી તેઓ ખૂબ હર્ષ પામ્યા. આ સમાચાર સાંભળીને તેમને અપાર હર્ષ થયો, અને તેથી તેમણે તરત જ ઉદ્ધવનું સ્વાગત કર્યું. બલરામ પ્રભુનું યોગ્ય રીતે સ્વાગત કરવા માટે તેમણે પોતાના હાથમાં મંગળ સામગ્રી લીધી અને નગરના મુખ્ય દરવાજે તેમને મળવા ગયા. તેમની સન્માનિત પદવી પ્રમાણે દાનમાં તેમણે સુંદર ગાયો અને અર્ઘ્ય (જેમાં આરાત્રિક જળ, મધ, માખણ વગેરેની મિષ્ટ ખાદ્યસામગ્રી અને ચંદનમિશ્રિત પુષ્પ અને હારવાળી વસ્તુઓ હોય છે તે) આપી બલરામ પ્રભુનું સ્વાગત કર્યું. તે સર્વને બલરામ પ્રભુના પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકેના ઉચ્ચ પદનો ખ્યાલ હતો, એટલે તેમણે ભગવાન સમક્ષ તેમનાં મસ્તકો નમાવી સન્માનપૂર્વક નમન કર્યું. એક બીજાની સુખાકારી પૂછીને તે સૌએ અન્યોન્ય સ્વાગત કર્યું, અને એ બધી વિધિ પતી ગયા પછી, બલરામ પ્રભુ ખૂબ ધીરજથી અને મોટા અવાજે તેઓને સમજાવવા માટે નીચે પ્રમાણેના શબ્દો બોલ્યા: "મારા વહાલા મિત્રો! આ વખતે હું સર્વશક્તિમાન રાજા ઉગ્રસેનના હુકમથી તમારી પાસે એક દૂત તરીકે આવ્યો છું, એટલે કૃપા કરી ધ્યાનથી અને ખૂબ જ કાળજીપૂર્વક આજ્ઞા સાંભળો. એક ક્ષણ પણ બગાડ્યા સિવાય કૃપા કરીને તે આજ્ઞાનું પાલન કરવાનો પ્રયત્ન કરો. ઉગ્રસેન રાજા એ વસ્તુ ખૂબ જ સારી રીતે જાણે છે કે તમે કુરુવંશી યોદ્ધાઓએ નિર્દોષ સાંબ એકલો હતો છતાં તેની સામે અયોગ્ય રીતે યુદ્ધ કર્યું અને ખૂબ મુશ્કેલી અને યુક્તિ-પ્રયુક્તિથી તમે એને કેદ કર્યો અમે સૌએ આ સમાચાર સાંભળ્યા, પરંતુ આપણા સૌમાં અંદરોઅંદર ગાઢ સંબંધ હોવાથી અમે બિલકુલ ઉશ્કેરાયા નહિ. હું નથી ધારતો કે આપણા ઘનિષ્ટ સંબંધમાં કાંઈ હરકત ઊભી થવી જોઈએ; લડાઈ-ટંટામાં બિનજરૂરી રીતે સંડોવાયા સિવાય આપણે આપણો મૈત્રીસંબંધ ચાલુ રાખવો જોઈએ. એટલે કૃપા કરીને સાંબને તત્કાળ મુક્ત કરો અને તેની પત્ની લક્ષ્મણાની સાથે તેને મારી સમક્ષ લાવો."

જ્યારે બલરામ પ્રભુએ સંપૂર્ણ રીતે વીરત્વભર્યા, સર્વોચ્ચ અને વિવિધ શબ્દો આજ્ઞાસૂચક અવાજે સંભળાવ્યા ત્યારે, કુરુવંશના નેતાઓએ તેમના વિધાનની કદર ન

કરી. ઊલટું, એ સર્વે ઉશ્કેરાયા, અને ખૂબ ગુસ્સામાં તેઓ બોલ્યા: "અરે! આ શબ્દો છે તો ખૂબ આશ્ચર્યજનક, પરંતુ કલિયુગને બિલકુલ મળતા આવે તેવા છે; નહિ તો બલરામ આવું અવળું કેવી રીતે બોલી શકે? બલરામની ભાષા અને અવાજ તદ્દન કેવળ તોછડાં છે, અને આ યુગના પ્રભાવે એમ લાગે છે કે, જે મસ્તક પર મુગટ ચડાવવો જોઈએ તેને પગને અનુકૂળ જોડા પહેરાવાઈ રહ્યા છે. આપણે યદુવંશ સાથે લગ્નસંબંધે જોડાયેલા છીએ, પરંતુ આને લીધે તે સૌને આપણી સાથે આહાર, વિહાર અને નિદ્રાની અનુકૂળતા કરી આપવામાં આવી છે; હવે તેઓ આ વિશિષ્ટ અધિકારનો લાભ લઈ રહ્યા છે. આપણે તેમને રાજય કરવા માટે આપણા રાજયમાંથી ટુકડો કાઢી આપેલો તે પહેલાં વ્યાવહારિક રીતે એમની પાસે કશી જ ભૂમિ ન હતી, અને હવે તેઓ આપણને હુકમ ફરમાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આપણે યદુવંશને ચામર, પંખો, શંખ, શ્વેત છત્ર, મુગટ, સિંહાસન, આસન, શૈયા અને રાજમંડળને અનરૂપ એવાં રાજયનાં પ્રતીકોનો ઉપયોગ કરવા માટે સંમતિ આપી છે. તેઓએ આપણી હાજરીમાં આવી રાજકીય સાધન સામગ્રીનો ઉપયોગ કરવો જોઈતો ન હતો, પરંતુ આપણે આપણા કૌટુંબિક સંબંધોને લીધે તેમને રોકયા નહિ. હવે તેઓ આપણને કામ કરવા માટે આજ્ઞા કરવા જેવી ઉદ્ધતાઈ દર્શાવી રહ્યા છે. કાંઈ નહિ, આટલી ઉદ્ધતાઈ પૂરતી છે! આપણે હવે આ વસ્તુઓને આગળ વધવા દેવી જોઈએ નહિ, અને આપણે આવા રાજદરબારના પ્રતીકોનો ઉપયોગ કરવાની પણ તેમને છૂટ આપવી જોઈએ નહિ. આ સર્વ વસ્તુઓને પાછી લઈ લઈએ તો ઘણું સારું; સર્પને દૂધ પાઈ ઉછેરવો અયોગ્ય કહેવાય, કારણ કે આવી રીતે દયા રાખવાથી કેવળ તેનું ઝેર વધે છે. જેમણે યદુવંશનું આટલું સુંદર રીતે ભરણપોષણ કર્યું છે, તેની જ સામે થવાનો હવે તે પ્રયત્ન કરી રહ્યો છે. તેમની સમૃદ્ધ સ્થિતિ આપણી ભેટસોગાદો, અને આપણા દયાળુ સ્વભાવને આભારી છે, અને છતાં તેઓ એટલા બધા નિર્લજ્જ છે કે તેઓ આપણને હુકમ કરી રહ્યા છે. આ બધી પ્રવૃત્તિઓ કેટલી દુ:ખદ છે! ભીષ્મ, દ્રોણાચાર્ય અને અર્જુન જેવા કુરુવંશના સભ્યો મંજૂર ન કરે તો જગતની કોઈ પણ વ્યકિત કાંઈ પણ ભોગવી શકતી નથી. જે રીતે સિંહની હાજરીમાં શિયાળ આનંદ ભોગવી શકતો નથી, તે પ્રમાણે આપણી ઈચ્છા વિના, ઈન્દ્ર રાજાના નેતૃત્વવાળા સ્વર્ગના દેવતાઓ પણ જીવનનો આનંદ ભોગવી શકતા નથી. એટલે સાધારણ મનુષ્યોની તો વાત જ શી કરવી!" હકીકતમાં કુરુવંશના સભ્યો પોતાનાં ઐશ્વર્ય, રાજપાટ, અમીરાત, કૌટુંબિક પ્રણાલિકા, મહાન યોદ્ધાઓ, કુટુંબીજનો અને વિપુલ રીતે વિસ્તાર પામેલા સામ્રાજયને લીધે અત્યંત ઘમંડી બન્યા હતા, તેઓ સભ્ય અને સંસ્કારી સમાજમાં પ્રચલિત એવી સાધારણ વિધિઓનું પણ પાલન કરતા નહિ. અને બલરામ પ્રભુની હાજરીમાં તેઓ યદુવંશ માટે અપમાનજનક શબ્દો બોલ્યા. અસભ્ય રીતે આમ કહીને તેઓ તેમની નગરી હસ્તિનાપુર પાછા ફર્યા.

બલરામ પ્રભુએ તેમના અપમાનજનક શબ્દો સહિષ્ણુતાથી સાંભળ્યા, અને તેમનું અવિવેકી વર્તન જોયા કર્યું; પરંતુ બલરામજીના દેખાવ પરથી એમ લાગતું હતું કે એ

પોતાના મુગટ પર કૃષ્ણના ચરણકમળની રજ ચઢાવવામાં પોતાની જાતને મહા ભાગ્યશાળી ગણે છે. મોટા મોટા દેવતાઓ જેવા કે ભગવાન બ્રહ્મા, શંકર ભગવાન તથા મહાલક્ષ્મી અને મારા જેવા પણ તેમના આધ્યાત્મિક સ્વરૂપના કેવળ અંશો છે અને છતાં તમે એમ માનો છો કે તેઓ રાજવી-પ્રતીકોનો ઉપયોગ કરવા માટે અથવા રાજસિંહાસન પર બેસવા માટે અયોગ્ય છે? અરે, એ વસ્તુ કેટલી બધી દુ:ખદ છે કે, આ મૂર્ખાઓ અમને યદુવંશના સભ્યોને જોડા જેવા, અને પોતાની જાતને મુગટ સમા ગણે છે. હવે એટલું સ્પષ્ટ છે કે કુરુવંશના આ અગ્રણીઓ પોતાની દુન્યવી સંપત્તિ અને ઐશ્વર્યને લીધે પાગલ બન્યા છે. તેમણે જણાવેલા પ્રત્યેક વિધાનમાં કેવળ ગાંડપણભરી દરખાસ્તો હતી. મારે એમની સામે તત્કાળ પગલાં ભરવાં જોઈએ, અને તેમની સાન ઠેકાણે લાવવી જોઈએ. જો હું તેમની સામે પગલાં ના ભરું તો તે મારા માટે અયોગ્ય કહેવાય. એટલે આજે જ હું દુનિયામાંથી કુરુવંશનું નામનિશાન ભૂંસી નાંખીશ. હું તત્કાળ તેમને ખતમ કરીશ!" આ પ્રમાણે બોલતી વખતે, બલરામ પ્રભુ એટલા બધા ઉશ્કેરાયેલા જણાયા કે તેમને જોતાં એમ લાગતું કે જાણે તેઓ સમગ્ર વિશ્વને બાળીને ભસ્મ કરી નાંખશે. તે દૃઢતાથી ઊભા થયા અને પોતાનું ધનુષ્ય હાથમાં લઈ તેનાથી પૃથ્વી પર આઘાત કરવા લાગ્યા. તેથી હસ્તિનાપુરની નગરી પૃથ્વીથી છૂટી પડી. ત્યાર પછી બલરામ પ્રભુ એ નગરને ગંગા નદીનાં વહી રહેલાં જળ તરફ ઘસડવા લાગ્યા. આના લીધે, જાણે ધરતીકંપ થયો હોય એમ, સારાયે હસ્તિનાપુરમાં મોટી ધ્રૂજારી થઈ અને એમ લાગ્યું કે આખું નગર ખતમ થઈ જશે.

જ્યારે કુરુવંશના સર્વ સભ્યોએ જોયું કે તેમનું શહેર ગંગાજીના જળમાં પડવાની અણી પર હતું અને જ્યારે તેમણે સાંભળ્યું કે તેમનાં નગરજનો મોટી ચિંતામાં ચીસાચીસ કરી રહ્યાં હતાં, ત્યારે તરત જ તેમને ભાન થયું અને શું બની રહ્યું છે તેનો ખ્યાલ આવ્યો. આમ બીજી એક ક્ષણની પણ રાહ જોયા સિવાય તેઓ પોતાની પુત્રી લક્ષ્મણાને આગળ કરી લાવ્યા. વળી જે સાંબે તેનું બળજબરીથી હરણ કરી જવાનો પ્રયત્ન કરેલો તેને લક્ષ્મણાની આગળ કરી ત્યાં લાવ્યા. કુરુવંશના સર્વ સભ્યો બલરામ પ્રભુની સન્મુખ હાથ જોડી એ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની ફક્ત માફી માંગતા ઊભા રહ્યા. હવે સાચો અર્થ તારવી તેઓ બોલ્યા: "હે બલરામ પ્રભુ! તમે સર્વ સુખના સરોવર છો. તમે સમગ્ર વિશ્વની સ્થિતિના પોષક અને તેના આધાર છો. દુર્ભાગ્યે અમે સૌ તમારી અકળ શક્તિઓ વિષે અજાણ હતા. વહાલા પ્રભુ! કૃપા કરી અમને અત્યંત મૂર્ખ ગણો; અમારી બુદ્ધિ ભ્રમિત છે અને યોગ્ય રીતે કામ આપતી નથી, એટલે અમે તમારી પાસે આવી તમારી ક્ષમા યાચના કરીએ છીએ. કૃપા કરી અમને માફ કરજો. તમે સમગ્ર પ્રગટ વિશ્વના આદિ-સર્જક, પોષણહાર અને વિનાશક છો, અને છતાં તમારી સ્થિતિ હમેશાં દિવ્ય છે. હે સર્વ-શક્તિમાન પ્રભુ! મોટા મોટા સંતો તમારા વિષે વાતો કરે છે. તમે આદિ સૂત્રધાર (કઠપૂતળી નચાવનાર) છો, અને જગતમાં દરેક વસ્તુ તમારાં રમકડાં જેવી છે. હે અસીમ પ્રભુ! દરેક વસ્તુ પર તમારી સત્તા છે, અને બાળકની રમતની જેમ તમે તમારા મસ્તક પર સર્વ

ક્રોધાવેશથી પ્રજ્જ્વલી રહ્યા હતા, અને અત્યંત વેરથી બદલો લેવાનો વિચાર કરી રહ્યા હતા. તેમનાં શરીરનાં અંગો એટલાં બધાં ઉશ્કેરાઈ ગયાં હતાં કે, કોઈ પણ મનુષ્ય માટે તેમની સામે જોવું અશક્ય હતું. તેઓ મોટા અવાજે હસી પડયા અને કહ્યું: "એ ખરું છે કે જ્યારે મનુષ્યને પોતાના કુટુંબ, ઐશ્વર્ય, સૌંદર્ય અથવા ભૌતિક વિકાસને લીધે અતિશય ઘમંડ થાય છે, ત્યારે તે કદી શાંત જીવન જીવવા માગતો નથી, પરંતુ તે બીજા સર્વેની સાથે સંઘર્ષમાં ઊતરવા ચહે છે. આવા માણસને સદ્વર્તન કે શાંતિમય જીવનનો સદુપદેશ આપવો એ નકામું છે, પરંતુ હકીકતમાં એવા માણસને શિક્ષા કરવા માટે માર્ગો અને સાધનો શોધવાં જોઈએ." સામાન્ય રીતે ભૌતિક સમૃદ્ધિને લીધે, મનુષ્ય તદ્દન પશુ જેવો બને છે, અને પશુને શાંતિથી રહેવાની સૂચના આપવી નિરર્થક છે. તેનો એકમાત્ર ઉપાય શિક્ષા—ચૌદમું રતન છે. બીજા શબ્દોમાં કહીએ તો પશુઓને નિયમમાં રાખવાનું એકમાત્ર સાધન લાકડી છે. "જુઓ તો ખરા, કુરુવંશના સભ્યો કેટલા બધા ઉદ્ધત બની ગયા છે! સ્વયં શ્રીકૃષ્ણ ભગવાન સુદ્ધાં યદુવંશના બીજા સર્વે સભ્યો ગુસ્સે થાય તેમ હોવા છતાં હું શાંતિમય સમાધાન ઇચ્છતો હતો. તેઓ કુરુવંશના સમગ્ર રાજ્ય પર હુમલો કરવાની તૈયારી કરી રહ્યા હતા, પરંતુ મેં તેમને શાંત પાડયા અને કોઈ પણ જાતના સંઘર્ષ વિના આ પ્રસંગનો નિકાલ લાવવા અહીં સુધી આવવાની તકલીફ લીધી. છતાં આ દુષ્ટો આ રીતે વર્તે છે! એટલું સ્પષ્ટ છે કે તેમને શાંતિમય સમાધાન જોઈતું નથી, પરંતુ તેઓ હકીકતમાં યુદ્ધખોરો છે. અત્યંત ગર્વથી યદુવંશ માટે અપશબ્દો બોલી તેમણે મારું વારંવાર અપમાન કર્યું છે."

"સ્વર્ગના રાજા ઇન્દ્ર પણ યદુવંશની આજ્ઞાને બંધનકર્તા ગણે છે, અને તમે ભોજ, વૃષ્ણિ, અંધક, અને યાદવોના નેતા ઉગ્રસેન રાજાને નાની સરખી ટુકડીનો નેતા ગણો છો! તમારો નિર્ણય આશ્ચર્યજનક છે! જે ઉગ્રસેન રાજાના હુકમને ઇન્દ્રરાજા પણ તાબે થાય છે એનીયે તમે પરવા કરતા નથી. યદુવંશની ઉચ્ચ કક્ષાનો વિચાર કરો. તેમણે સ્વર્ગીય ગ્રહના બંને રાજસભા તથા પારિજાત વૃક્ષનો બળજબરીથી ઉપયોગ કર્યો છે; અને છતાં તમે ધારો છો કે તેઓ તમને આજ્ઞા કરી શકતા નથી? તમે એટલો પણ વિચાર કરી શકતા નથી કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, શ્રીકૃષ્ણ ભગવાન, ઉચ્ચ રાજ્યસિંહાસન પર બેસી દરેક મનુષ્યને હુકમ આપી શકે. કાંઈ નહિ! જો તમે આ જ રીતે વિચાર કરતા હો, તો તમને સરસ પાઠ ભણાવવાની જરૂર છે. તમે ડહાપણભર્યું વિચાર્યું છે કે યદુવંશ ચામર પંખો, શ્વેત છત્ર, રાજ્યસિંહાસન અને બીજી રાજકીય સાધનસામગ્રી જેવાં રાજદરબારનાં પ્રતીકોનો ઉપયોગ ન કરે. આનો અર્થ શું એવો થાય છે કે, સમગ્ર વિશ્વના સ્વામી અને મહાલક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ ભગવાન પણ રાજવી સાધન-સામગ્રીનો ઉપયોગ ન કરી શકે? મોટા મોટા સર્વ દેવતાઓ કૃષ્ણના ચરણકમળની રજ પૂજે છે. આખી દુનિયામાં ગંગાજળ વહે છે છતાં, તેમનાં ચરણકમળમાંથી વહેવાને લીધે તેના કાંઠાઓ મોટાં મોટાં યાત્રાધામો બની ચૂકયા છે. સર્વ ગ્રહોના મુખ્ય દેવતાઓ તેમની સેવામાં રોકાયેલા છે, અને તેઓ

ગ્રહમંડળો ધારણ કરો છો. જ્યારે પ્રલયનો સમય આવે છે ત્યારે તમે સમગ્ર પ્રગટ વિશ્વને તમારામાં સમાવો છો. તે સમયે કશું રહેતું નથી. પરંતુ કારણ-સમુદ્રમાં મહાવિષ્ણુ તરીકે રહો છો. અમારા વહાલા પ્રભુ! તમે તમારા દિવ્ય સ્વરૂપે ફક્ત વિશ્વની સ્થિતિનું પોષણ કરવા માટે આ પૃથ્વી પર તમારો દિવ્ય દેહ ધારણ કર્યો છે. તમે સર્વ ઈર્ષા, તેજોદ્વેષ અને દુશ્મનાવટથી પર છો.' શિક્ષા તરીકે પણ તમે જે કાંઈ કરો છો તે સમગ્ર ભૌતિક જગત માટે મંગળમય હોય છે. અમે તમારું સન્માનપૂર્વક પૂજન કરીએ છીએ, કારણ કે તમે અવિનાશી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સર્વ ઐશ્વર્ય અને શક્તિના સરોવર છો. હે અગણિત વિશ્વના સર્જનહાર, ચાલો અમે લાંબા થઈ તમને ફરી ફરીને સન્માનપૂર્વક દંડવત્ પ્રણામ કરીએ. હવે અમે સંપૂર્ણપણે તમારે શરણે આવ્યા છીએ. એટલે કૃપા કરી અમારા પ્રત્યે કૃપાળુ બનો, અને અમને તમારો આશ્રય આપો." જ્યારે ભીષ્મદેવદાદાથી માંડી અર્જુન અને દુર્યોધન સુધીના સર્વ કુરુવંશના અગ્રણી સભ્યોએ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રી બલરામ પ્રભુને એ રીતે સન્માનપૂર્વક પ્રાર્થનાઓ કરી ત્યારે તરત જ તે શાંત પડયા અને તેમને ખાત્રી આપી કે ભયનું કોઈ કારણ ન હતું, અને તેમણે ચિંતા કરવી નહિ.

મોટા ભાગે ક્ષત્રિય રાજાઓમાં લગ્ન પહેલાં વર અને કન્યાના પક્ષોમાં અમુક પ્રકારની લડાઈ કરવાની પ્રથા હતી. જ્યારે સાંબ લક્ષ્મણાનું બળપૂર્વક હરણ કરીને જતો હતો, ત્યારે કુરુવંશના વડીલોને ખરેખર તેના માટે તે યોગ્ય પાત્ર જોઈ હર્ષ થયેલો. પરતુ તેઓ તેનું વ્યક્તિગત બળ જોવા માટે તેની સાથે લડયા, અને યુદ્ધ વિષેના નીતિ નિયમોની પરવા કર્યા વિના તે સૌએ તેને કેદ કર્યો. જ્યારે યદુવંશે સાંબને કુરુ(કૌરવો)ના બંધનમાંથી છોડાવવાનું નક્કી કર્યું, ત્યારે બલરામ પ્રભુ એ બાબતના નિકાલ માટે જાતે આવ્યા, અને એક બળવાન ક્ષત્રિય તરીકે તેમણે સાંબને તત્કાળ મુક્ત કરવાનો હુકમ આપ્યો. કૌરવોને છીછરા સ્વભાવને લીધે આ હુકમથી અપમાન લાગ્યું, તેથી તેમણે બલરામ પ્રભુની સત્તા સામે પડકાર ફેંક્યો. તેઓ કેવળ તેમની અકળ શક્તિનું પ્રદર્શન જોવા માંગતા હતા. આમ ખૂબ જ હર્ષ પામી તેમણે તેમની પુત્રી સાંબને આપી અને આખી વાત પતી ગઈ. દુર્યોધન પોતાની પુત્રી લક્ષ્મણા પ્રત્યે વત્સલ હોવાને લીધે, સાંબની સાથે તેને ખૂબ ધામધૂમપૂર્વક પરણાવી; અને તેની પહેરામણીમાં તેણે ઓછામાં ઓછા સાઠ વર્ષની ઉંમરના ૧,૨૦૦ હાથીઓ પ્રથમ આપ્યા, ત્યાર પછી તેણે ૧૦,૦૦૦ સુંદર ઘોડા, સૂર્ય પ્રકાશની જેમ ઝગહળતા ૬,૦૦૦ રથો અને સુવર્ણ અલંકારોથી સુશોભિત ૧,૦૦૦ દાસીઓ આપી. યદુવંશના સૌથી અગ્રણી સભ્ય બલરામ પ્રભુએ સાંબના—વરપક્ષના વકીલ તરીકે કામગીરી બજાવી અને ખૂબ પ્રસન્ન થઈ પહેરામણી સ્વીકારી. કુરુપક્ષેથી તેમનું મોટું સ્વાગત થતાં જ બલરામ પ્રભુને અત્યંત સંતોષ થયો, અને નવપરિણીત યુગલને સાથે લઈ તેમણે પોતાની રાજધાની દ્વારકા તરફ પ્રયાણ કર્યું.

બલરામ પ્રભુ વિજયકૂચ કરતા કરતા દ્વારકા પહોંચ્યા ત્યાં તે પોતાના સર્વ ભક્તો અને મિત્રો એવા ઘણા નગરજનોને મળ્યા. જ્યારે તેઓ સર્વે એકઠા થયા ત્યારે બલરામ

પ્રભુનો લગ્નનો આખો પ્રસંગ વર્ણવ્યો; અને બલરામ પ્રભુએ હસ્તિનાપુર નગરને કેવી રીતે ધ્રુજાવ્યું એ સાંભળી તેઓ આશ્ચર્ય પામ્યા. શુકદેવ ગોસ્વામીએ એ વસ્તુનો સ્વીકાર કર્યો છે, હસ્તિનાપુરનો પ્રદેશ જ આજે નવી દિલ્હી તરીકે જાણીતો છે, અને શહેરમાં થઈને વહી રહેલી યમુના તરીકે ઓળખાતી નદી એ દિવસોમાં ગંગા તરીકે જાણીતી હતી. જીવ ગોસ્વામી જેવી પ્રમાણભૂત વ્યક્તિઓ પાસેથી પણ એ વસ્તુનો સ્વીકાર થયો છે કે, ગંગા તથા યમુના જુદા જુદા તબક્કામાં વહેતી એક જ નદી છે. હસ્તિનાપુરથી વૃંદાવન સુધી વહી રહેલા ગંગાના ભાગને યમુના કહે છે, કારણ કે શ્રીકૃષ્ણ ભગવાનની દિવ્ય લીલાઓથી તે પવિત્ર બની છે. યમુનાજી તરફ ઢળતો હસ્તિનાપુરવાળો ભાગ વર્ષાઋતુમાં જળબંબાકાર થાય છે, અને બલરામે નગરને ગંગાજીમાં ડુબાડી દેવાની આપેલી ધમકીનું દરેક મનુષ્યને સ્મરણ કરાવે છે.



# ૬૮ મહર્ષિ નારદ કૃષ્ણ ભગવાનના વિવિધ નિવાસોની મુલાકાત લે છે.

મહર્ષિ નારદે સાંભળ્યું કે, નરકાસુર અથવા કેટલીક વાર ભૌમાસુર તરીકે ઓળખાતા અસુરને મારી નાંખ્યા પછી, શ્રીકૃષ્ણ ભગવાન ૧૬,૦૦૦ સ્ત્રીઓને પરણ્યા હતા. નારદજીને આશ્ચર્ય થયું કે શ્રીકૃષ્ણ ભગવાને પોતાની જાતનો ૧૬,૦૦૦ સ્વરૂપે વિસ્તાર કર્યો હતો, અને એક જ વખતે જુદા જુદા રાજમહેલોમાં આ સ્ત્રીઓને પરણ્યા હતા. શ્રીકૃષ્ણ આટલી બધી પત્નીઓ સાથે પોતાનો ગૃહસ્થાશ્રમ કેવી રીતે ચલાવતા હતા, એના વિષે જિજ્ઞાસા થવાથી નારદજીએ આ લીલા જોવા માટે કૃષ્ણના વિવિધ નિવાસોમાં જવાનો વિચાર કર્યો. જ્યારે નારદજી દ્વારકા આવ્યા ત્યારે, તેમણે વિવિધ રંગવાળાં વિવિધ પુષ્પોથી સભર ઉદ્યાનો અને ઉપવનો તથા વિવિધ પ્રકારનાં ફળોથી લદાયેલી વાડીઓને જોઈ. સુંદર પંખીઓના કલરવ અને મોરોના ટહુકા આનંદ ઉપજાવતા હતા. ત્યાં નીલ અને રાતાં કમળપુષ્પોથી સભર નાના-મોટા કદનાં સરોવરો હતાં. કોઈ કોઈ જગાએ વિવિધ પ્રકારની પોયણીઓ પથરાયેલી હતી. સરોવરો સુંદર હંસ અને સારસ પંખીઓથી ભરેલાં હતાં. તેમનાં ટોળાંનો કલરવ ચારે બાજુ પ્રતિધ્વનિત થઈ રહ્યો હતો. નગરમાં પ્રથમ કક્ષાના આરસથી ચણવામાં આવેલા અને રૂપાના દરવાજાઓ તથા બારણાંવાળા, મોટા મોટા ૯,૦૦,૦૦૦ રાજમહેલો હતા. મકાનો અને રાજમહેલોના સ્તંભ પર પારસમણિ અને નીલમણિ જેવાં રત્નોનું જડતરકામ કરવામાં આવ્યું હતું, અને ફરસબંધીમાંથી સુંદર પ્રકાશ ફેલાવતા રાજમાર્ગો, શેરીઓ, ગલીઓ, બજારો અને ચોટાં એ સર્વ સુશોભિત રીતે શણગારવામાં આવ્યા હતાં. સમગ્ર શહેર રહેવાનાં મકાનો, રાજસભાઓ અને મંદિરોથી સભર હતું, અને એ સર્વ સ્થાનોમાં વિવિધ પ્રકારનું સુંદર શિલ્પકામ કરવામાં આવ્યું હતું. આ બધાને લીધે દ્વારકા નગરી વૈભવશાળી જણાતી. ઘટાદાર વૃક્ષો વચ્ચે આવેલા રાજમાર્ગો, એકબીજાને વીંધતાં ચાર રસ્તાનાં ચોટાં, ગલીઓ, શેરીઓ અને રહેવાના દરેક મકાનમાં ઊંબરા સુદ્ધાં અતિશય સ્વચ્છ હતાં. દરેક રસ્તાની બંને બાજુએ વૃક્ષારોપણ કરવામાં આવ્યું હતું, અને અમુક અમુક પ્રમાણમાં નિયમિત અંતરે મોટાં મોટાં વૃક્ષો રોપેલાં હોવાથી વટેમાર્ગુઓને સૂર્યનો તાપ નડતો નહોતો.

આ મહાન સુંદર દ્વારકા નગરીમાં પૂર્ણ પુરુષોત્તમ, ભગવાન શ્રીકૃષ્ણને રહેવાનાં ઘણા જ નિવાસસ્થાન હતાં. દુનિયાના રાજા મહારાજાઓ તેમનું ફક્ત પૂજન કરવા માટે આ રાજ-મહેલોની મુલાકાતે આવતા. દેવતાઓના સ્થપતિ, વિશ્વકર્માએ અંગત રીતે ધ્યાન આપી, એનો કલામય નકશો તૈયાર કરેલો, અને રાજમહેલોની રચનામાં તેણે પોતાની સમગ્ર શક્તિ અને બુદ્ધિ ખર્ચી નાંખેલી. રહેવાના આ મહેલોની સંખ્યા ૧૬,૦૦૦ કરતાં પે વધારે હતી. એમાંના દરેકે દરેક રાજમહેલમાં શ્રીકૃષ્ણ ભગવાનની વિવિધ રાણીઓ રહેતી હતી. મહર્ષિ નારદ આવા એક મહેલમાં પ્રવેશ્યા અને જોયું કે, ગુલાબી રંગના સ્તંભો અને છતો પર સુંદર રત્નજડિત કામ કરવામાં આવેલું. વિવિધ પ્રકારના નીલમણિનો શણગાર કરેલો હોવાને લીધે સ્તંભ વચ્ચેની કમાનો અને દીવાલો પ્રકાશમય જણાતી. સમગ્ર રાજમહેલને વિશ્વકર્માએ બનાવેલાં ઘણાં હાંડી-ઝુમ્મર તથા મોતીઓના હાર વડે સુંદર શણગાર કરેલો. હાથીદાંતથી બનાવેલાં આસન અને બીજાં રાચરચિલાં પર સુવર્ણ અને હીરાનું જડતર કરવામાં આવેલું. રત્નજડિત દીવા મહેલમાંથી અંધકારનો નાશ કરતા. ખૂબ જ સુગંધીદાર ધૂપદીપ સળગવાને લીધે સુગંધીદાર ધુમાડો બારીઓમાંથી પ્રસરી રહ્યો હતો. ટોડલે બેઠેલા મોરલા સુગંધીને લીધે ભ્રમિતચિત્ત બની તેમને વાદળાં માની લઈ હર્ષોલ્લાસમાં આવી જઈ નૃત્ય કરતા. સર્વ દાસીઓએ સુવર્ણના અછોડા, બંગડીઓ અને સુંદર સાડીઓનો શણગાર સજ્યો હતો. વળી ત્યાં ઘણા સેવકોએ પણ ઝભ્ભા, પાઘડીઓ, અને રત્નજડિત કુંડળ પહેર્યાં હતાં. આ સુંદર સેવકો વિવિધ પ્રકારનાં ગૃહકાર્યોમાં રોકાયેલા હતા.

નારદજીએ જોયું કે, કૃષ્ણ ભગવાન અનેક રાજમહેલનાં અધિષ્ઠાત્રી રુક્મિણી દેવી સાથે બેઠા હતા, અને દેવીના હાથમાં ચામર હતું. ત્યાં આગળ એકસરખી સુંદર અને કેળવાયેલી તેમજ સમવયસ્ક એવી હજારો દાસીઓ હતી, છતાં રુક્મિણી દેવી જાતે જ કૃષ્ણ ભગવાનને પંખો નાંખી રહ્યાં હતાં. શ્રીકૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન હોવાથી નારદજી પણ તેમની પૂજા કરે છે. છતાં તેમણે નારદજીને જેવા રાજમહેલમાં દાખલ થતા જોયા કે તરત જ કૃષ્ણ રુક્મિણીના પલંગ પરથી નીચે ઉતર્યા અને તેમનું સન્માન કરવા ઊભા થયા. કૃષ્ણ ભગવાન સમગ્ર જગતના ગુરુ છે, અને નારદમુનિ જેવા સંતપુરુષનું સન્માન દરેક જણે કેવી રીતે કરવું, તે દર્શાવવા માટે કૃષ્ણે પોતાનો મુગટ જમીન સરસો અડાડી નીચા નમી તેમને વંદન કર્યાં. કૃષ્ણે નીચા નમી ફક્ત વંદન કર્યું એટલું જ નહિ પરંતુ, તેમણે નારદજીના ચરણસ્પર્શ પણ કર્યા અને હાથ જોડી તેમને પોતાના આસન પર બેસવા વિનંતી કરી. સર્વ ભક્તો કૃષ્ણ ભગવાન પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું પૂજન કરે છે. દરેક મનુષ્ય માટે તે ખાસ પૂજનીય આધ્યાત્મિક ગુરુ છે. તેમનાં ચરણમાંથી પ્રગટ થઈ રહેલાં ગંગાજી ત્રિભુવનને પવિત્ર કરે છે. સર્વ વિદ્વાન બ્રાહ્મણો તેમની પૂજા કરે છે, અને તેથી તે બ્રહ્મણ્ય દેવ કહેવાય છે.

બ્રહ્મણ્ય એટલે કે જે મનુષ્યમાં નીચે જણાવેલાં બ્રાહ્મણનાં પૂરેપૂરાં લક્ષણો હોય તે: સત્યવાદીપણું, આત્મસંયમ, પવિત્રતા, ઈન્દ્રિયો પર સ્વામિત્વ, સરળપણું વ્યાવહારિક રીતે

ઉપાર્જન કરેલું પૂર્ણ જ્ઞાન, ભક્તિમય સેવામાં જોડાવું. કૃષ્ણ ભગવાન જાતે જ આ સર્વ ગુણો ધરાવતા અને જે મનુષ્યોમાં આવા ગુણો હોય છે તે તેમનું પૂજન કરે છે. શ્રીકૃષ્ણ ભગવાનનાં હજારો અને લાખો નામો છે—તેમનામાં દિવ્ય ગુણો હોવાથી આ સર્વ નામો તેમનું સ્વરૂપ દર્શાવવા માટે પાડવામાં આવ્યાં છે.

દ્વારકામાં શ્રીકૃષ્ણ ભગવાને પૂર્ણ મનુષ્યની લીલાઓ કરેલી, એટલે જ્યારે તેમણે સંત નારદજીનાં ચરણ પખાળીને, ચરણામૃત પોતાના માથે ચડાવ્યું ત્યારે, નારદજી સારી રીતે જાણતા હતા કે ભગવાન સંતપુરુષોનું કેવી રીતે સન્માન થઈ શકે એ દરેક મનુષ્યને શીખવવા માગે છે, તેથી તેમણે તેનો વિરોધ ન કર્યો. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ, આદિ નારાયણ અને સર્વ જીવાત્માઓના સનાતન મિત્ર છે, તેથી તેમણે વૈદિક નિમંત્રણાત્મક સિદ્ધાંતો પ્રમાણે સંત નારદજીનું પૂજન કર્યું. મીઠાં વચનામૃતોથી તેમનું સ્વાગત કરી, તેમણે નારદજીને ભગવાન તરીકે સંબોધ્યા. જે વ્યક્તિ સ્વયં સંતુષ્ટ, સર્વ પ્રકારનાં જ્ઞાન, ત્યાગ, સામર્થ્ય, કીર્તિ, સૌંદર્ય અને એવાં જ બીજાં ઐશ્વર્ય ધરાવતી હોય તેને ભગવાન કહેવાય. તેમણે નારદજીને વિશિષ્ટ રીતે પૂછ્યું, "આપની સેવામાં હું શું કરી શકું?"

નારદજીએ જવાબ આપ્યો, "મારા વહાલા પ્રભુ! આપનું આવું માયાળુ વર્તન બિલકુલ આશ્ચર્યજનક નથી, કારણ કે તમે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને સર્વ યોનિના જીવાત્મા-ઓના સ્વામી છો. તમે સર્વ જીવાત્માઓના સર્વોચ્ચ સખા છો, પરંતુ સાથે જ દુર્જનો અને તેજોદ્વેષી લોકોને શિક્ષા કરનાર સર્વોચ્ચ શાસક છો. મને ખબર છે કે આપે સમગ્ર વિશ્વના સુયોગ્ય સંચાલન માટે આ ધરતી પર અવતાર ધારણ કર્યો છે. એટલે બીજા કોઈ માધ્યમ દ્વારા પરાણે તમારું પ્રાગટ્ય થયું નથી; પરંતુ તમે કેવળ સ્વેચ્છાપૂર્વક પ્રગટ થવાનો અને અંતર્ધાન થવાનો વિચાર કરો છો. મારું એ મહદ્‌ભાગ્ય છે, કે આજે હું આપના ચરણકમળના દર્શન કરવાને શક્તિમાન થયો છું. જે કોઈ મનુષ્યને તમારા ચરણકમળમાં આસક્તિ જાગે છે, તે આપની સર્વોચ્ચ તટસ્થ ભૂમિકા સુધી ઊર્ધ્વગામી બને છે, અને ભૌતિક પ્રકૃતિના ગુણોથી અલિપ્ત રહે છે. મારા વહાલા પ્રભુ! તમે અસીમ છો; તમારાં ઐશ્વર્યને મર્યાદા નથી. ભગવાન બ્રહ્માજી અને શંકર ભગવાન જેવા મોટા મોટા દેવતાઓ હમેશાં તમને તેમના હૃદયમાં રાખી તમારું ધ્યાન ધરે છે. જે બદ્ધજીવો ભૌતિક જગતના અંધારા કૂવામાં પડેલા છે, તેઓ કેવળ તમારા ચરણકમળનો સ્વીકાર કરી આ સનાતન બંધનમાંથી મુક્ત બની શકે છે. આમ તમે સર્વ બદ્ધજીવોના એકમાત્ર આશ્રય છો. મારા વહાલા પ્રભુ! તમે કૃપા કરીને મને પૂછ્યું છે કે તમે મારા માટે શું કરી શકો છો. આના જવાબમાં હું એટલી જ વિનંતી કરું છું કે, હું તમારાં ચરણકમળને કોઈ પણ સમયે ભૂલું નહિ. હું ગમે ત્યાં હોઉં તેની મને પરવા નથી, પરંતુ હું પ્રાર્થના કરું છું કે મને તમારાં ચરણકમળનું સતત સ્મરણ રહે એવો અનુગ્રહ કરો.

મહર્ષિ નારદજીએ ભગવાન પાસે જે વરદાન માગ્યું એ સર્વ શુદ્ધ ભક્તો માટે આદર્શ પ્રાર્થના છે. શુદ્ધ ભક્ત કોઈ દિવસ ભગવાન પાસે કોઈ પ્રકારનું ભૌતિક કે આધ્યાત્મિક

વરદાન માગતો નથી, પરંતુ તે એટલી જ પ્રાર્થના કરે છે કે, જીવનની કોઈ પણ અવસ્થામાં તેને ભગવાનના ચરણકમળનું વિસ્મરણ ન થાય. શુદ્ધ ભક્ત સ્વર્ગમાં હોય કે નરકમાં એની પરવા કરતો નથી. એને જો ભગવાનના ચરણકમળનું સતત સ્મરણ રહ્યા કરે તો તે ગમે ત્યાં જાય તો પણ તેને સંતોષ રહે છે. શ્રી ચૈતન્ય મહાપ્રભુજીએ પણ પોતાના શિક્ષાષ્ટકમાં એવા જ પ્રકારની પ્રાર્થના શીખવી છે. એમાં એમણે સ્પષ્ટપણે એટલું જણાવ્યું છે કે, જન્મોજન્મ ભક્તિમય સેવા એ એકમાત્ર ઇચ્છા છે. શુદ્ધ ભક્ત જન્મ-મરણના ફેરા સુદ્ધાંત અટકાવવા માંગતો નથી. શુદ્ધ ભક્તને જીવનની વિવિધ યોનિઓમાં વારંવાર જન્મ લેવો પડે એમાં એને કાંઈ વાંધો નથી. તેની એક માત્ર મહત્ત્વાકાંક્ષા એટલી જ છે કે, જીવનની કોઈ પણ અવસ્થામાં તેને ભગવાનના ચરણકમળનું વિસ્મરણ ન થાય.

રુક્મિણીના રાજમહેલમાંથી નીકળ્યા પછી નારદજી કૃષ્ણ ભગવાનની અંતરંગ શક્તિ યોગમાયાની પ્રવૃત્તિઓ જોવા માંગતા હતા; એટલે તે બીજી રાણીના મહેલમાં ગયા. ત્યાં તેમણે જોયું કે કૃષ્ણ ભગવાન પોતાની વહાલી પત્ની અને ઉદ્ધવજી સાથે શેતરંજ રમતા હતા. ભગવાને તરત જ પોતાની બેઠક પરથી ઊભા થઈ નારદ મુનિને પોતાના અંગત આસન પર બેસવા જણાવ્યું. ભગવાને રુક્મિણીના રાજમહેલમાં સ્વાગત કરવા માટે જેટલી સાધન સામગ્રી હતી એટલી બધી સામગ્રી વડે તેમણે તેમનું ફરીથી પૂજન કર્યું. તેમનું યોગ્ય રીતે પૂજન કર્યા પછી જાણે કૃષ્ણ ભગવાનને ખબર જ ન હોય કે રુક્મિણીના રાજમહેલમાં શું બનેલું એ રીતે તેમણે વર્તન કર્યું. એટલે તેમણે નારદજીને જણાવ્યું, "મારા વહાલા મહર્ષિ! આપનાં પુનિત પગલાં અહીં પડે છે ત્યારે, આપ સ્વયંપૂર્ણ હો છો. અમે ભલે ગૃહસ્થાશ્રમીઓ છીએ છતાં હમેશાં ઊણપ ભોગવતા રહીએ છીએ, છતાં આપ સ્વયં-સંતુષ્ટ હોવાથી આપને કોઈની સહાયની જરૂર વર્તાતી નથી. આ સંજોગોમાં અમે આપનું શું સ્વાગત કરીએ? અને શક્ય હોય તે અમે આપને શું આપી શકીએ? પરંતુ આપ પુનિત બ્રાહ્મણ છો એટલે કંઈક ને કંઈક જે કાંઈ શક્ય હોય તે આપને ધરવું એ અમારો ધર્મ છે. એટલે આપ કૃપા કરી અમને હુકમ ફરમાવો કે આપના માટે હું શું કરી શકું?"

નારદજીને ભગવાનની લીલા વિષે દરેક બાબતની ખબર હતી. તેથી ચર્ચામાં ઊતર્યા સિવાય તેઓ ભગવાનની લીલાઓ વિષે ખૂબ આશ્ચર્ય પામી મૌન જાળવી રાજમહેલમાંથી નીકળી જ પડયા. ત્યાર પછી તે બીજા રાજમહેલમાં પ્રવેશ્યા. આ વખતે નારદજીએ જોયું કે કૃષ્ણ ભગવાન પોતાનાં નાનાં બાળકોને એક સ્નેહાળ પિતા તરીકે લાડ લડાવી રહ્યા હતા. ત્યાંથી તેઓ બીજા રાજમહેલમાં પ્રવેશ્યા અને જોયું કે કૃષ્ણ ભગવાન પોતાના સ્નાન-કર્મ માટે તૈયાર થતા હતા. આ રીતે મહર્ષિ નારદજીએ કૃષ્ણ ભગવાનની રાણીઓને રહેવાના ૧૬,૦૦૦ મહેલોમાંથી એકે એક મહેલની મુલાકાત લીધી, અને તેમાંના દરેકમાં તેમણે કૃષ્ણને વિવિધ કાર્યોમાં રોકાયેલા જોયા.

એક જગાએ તેમણે જોયું કે ગૃહસ્થાશ્રમીઓ માટે નિર્ધારિત વેદોક્ત વિધિ પ્રમાણે શ્રીકૃષ્ણ યજ્ઞમાં બલિ અર્પણ કરી રહ્યા હતા. બીજી જગ્યાએ કૃષ્ણ ભગવાનને પંચયજ્ઞ

કરતા જોયા, જે ગૃહસ્થાશ્રમીઓ માટે ફરજિયાત છે. આ યજ્ઞને પંચ-શૂન યજ્ઞ કહે છે. જાણે કે અજાણે દરેક મનુષ્ય, ખાસ કરીને ગૃહસ્થાશ્રમી, પાંચ પ્રકારની પાપમય પ્રવૃત્તિઓ કરે છે. આપણે જળ ભરેલા ઘડામાંથી જળ લઈએ છીએ ત્યારે, અંદર રહેલાં ઘણાં જંતુઓ મરી જાય છે. તે જ પ્રમાણે આપણે ઘંટીથી દળતા હોઈએ ત્યારે અથવા જમવા બેસીએ છીએ ત્યારે ઘણાં જંતુઓ મરી જાય છે. કચરો વાળતી વખતે અથવા અગ્નિ પ્રગટાવતી વખતે આપણાથી ઘણાં જંતુઓ મરણ પામે છે, અને જ્યારે આપણે શેરીમાંથી પસાર થતા હોઈએ છીએ ત્યારે, આપણાથી ઘણી કીડીઓ અને બીજી જીવાત મરણ પામે છે. સભાનપણે કે અભાનપણે આપણે સમગ્ર વિવિધ પ્રવૃત્તિઓમાં હત્યા કરીએ છીએ. એટલે દરેક ગૃહસ્થાશ્રમીનો એ ધર્મ છે કે, આવી પાપમય પ્રવૃત્તિઓના પ્રત્યાઘાતમાંથી પોતાની જાતને છોડાવવા માટે પંચશૂન યજ્ઞ કરવો.

એક મહેલમાં કૃષ્ણ ભગવાન ક્રિયાકાંડાત્મક યજ્ઞની પૂર્ણાહુતિ પછી બ્રાહ્મણોને ભોજન કરાવવામાં જોડાયેલા હતા. બીજા મહેલમાં નારદજીએ જોયું કે કૃષ્ણ મૌનપૂર્વક ગાયત્રી-મંત્રનો ઉચ્ચાર કરી રહ્યા હતા, અને ત્રીજામાં તેમણે જોયું કે ઢાલ તથા તલવાર વડે તે યુદ્ધની તાલીમ લેતા હતા. કેટલાક મહેલોમાં કૃષ્ણ ભગવાન હાથી કે ઘોડા પર સ્વાર થયેલા અથવા રથમાં બેઠેલા અથવા આમતેમ વિહાર કરતા જોવામાં આવ્યા. બીજી જગાએ તેઓ પોતાના પલંગમાં આરામ કરતા જણાયા, અને બીજા કોઈ ઠેકાણે તેમના વિવિધ ભક્તો દ્વારા પ્રાર્થનાઓથી પ્રશંસા કરાતા અને પોતાના આસને બેઠેલા જણાયા. કેટલાક મહેલોમાં તેઓ વહીવટકર્તાઓ જેવા કે ઉદ્ધવજી અને બીજાઓ સાથે અગત્યની ધંધાકીય વાતોમાં સલાહ સૂચન કરી રહેલા જણાયા. એક મહેલમાં સ્નાનગૃહમાં ઘણી યુવાન વીરાંગના-ઓથી વીંટળાયેલા અને આનંદ કરતા જણાયા. બીજા મહેલમાં તેઓ બ્રાહ્મણોને સારી રીતે શણગારેલી ગાયોનું દાન કરતા જોવાયા, અને બીજા મહેલમાં તેઓ પુરાણો અથવા મહા-ભારતનાં વર્ણનોનું શ્રવણ કરી રહેલા દેખાયા. પુરાણો, મહાભારત વગેરે વિશ્વના ઇતિહાસના અગત્યના પ્રસંગો દ્વારા સાધારણ મનુષ્યોમાં વૈદિક જ્ઞાન પ્રસરાવવાનું પૂરક સાહિત્ય છે. કેટલીક જગાએ ભગવાન કૃષ્ણ અમુક પત્નીના સંસર્ગમાં રહી તેની સાથે હાસ્ય-વિનોદ કરી રહેલા જણાયા. બીજી કોઈ જગાએ તેઓ ધાર્મિક ક્રિયાકાંડની પ્રવૃત્તિઓમાં પોતાની પત્ની સાથે રોકાયેલા દેખાયા. ગૃહસ્થાશ્રમીઓ માટે વિવિધ અર્ચાઓને પહોંચી વળવા માટે તેમની આર્થિક સંપત્તિમાં વધારો કરવો જરૂરી હોવાથી કૃષ્ણ આર્થિક વિકાસોની બાબતમાં કોઈ જગાએ રોકાયેલા લાગ્યા. કેટલીક જગાએ તે શાસ્ત્રોના નિયામક સિદ્ધાંતો પ્રમાણે કૌટુંબિક જીવન ભોગવી રહેલા જણાયા.

એક મહેલમાં તે આ ભૌતિક બ્રહ્માંડોને પેલે પાર રહેલા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પર પોતાનું મન કેન્દ્રિત કરીને ધ્યાનાવસ્થામાં બેઠેલા હોય તેમ જોવાયા. આધારભૂત શાસ્ત્રોમાં મનુષ્ય માટે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિષ્ણુ પર મન સ્થિર કરવા માટે ધ્યાનની ભલામણ કરવામાં આવી છે. કૃષ્ણ ભગવાન સ્વયં આદિ વિષ્ણુ છે, પરંતુ તેમણે મનુષ્ય

તરીકેનો ભાગ ભજવ્યો, એટલે તેઓ ધ્યાન કોને કહેવાય એ પોતાના અંગત વર્તન દ્વારા નિશ્ચિતપણે શીખવી રહ્યા હતા. કેટલીક જગ્યાએ શ્રીકૃષ્ણ ભગવાન વડીલોને તેમની ઇચ્છા પ્રમાણે વસ્તુઓ પૂરી પાડતા જોવામાં આવ્યા. બીજી કેટલીક જગ્યાએ નારદજીએ જોયું કે, કૃષ્ણ ભગવાન યુદ્ધ વિષયક ચર્ચાઓ કરવામાં રોકાયેલા હતા, અને બીજી કોઈક જગ્યાએ શત્રુઓ સાથે શાંતિની સુલેહ કરી રહ્યા હતા. કેટલીક જગ્યાએ કૃષ્ણ ભગવાન પોતાના મોટાભાઈ બલરામ પ્રભુ સાથે સર્વોચ્ચ માનવસમાજ માટે છેવટની મંગળમય પ્રવૃત્તિઓ વિષે ચર્ચા કરી રહેલા દેખાયા. નારદજીએ જોયું કે કૃષ્ણ ભગવાન યોગ્ય સમયે પોતાના પુત્રો અને પુત્રીઓને અનુરૂપ કન્યાઓ અને પુરુષો સાથે પરણાવવાના કામમાં રોકાયેલા હતા, અને લગ્ન-સમારંભો ખૂબ જ ધામધૂમપૂર્વક ઉજવાઈ રહ્યા હતા. એક મહેલમાં તેઓ પોતાની પુત્રીઓને વિદાય કરી રહેલા અને બીજા મહેલમાં તે પુત્રવધૂનું સ્વાગત કરી રહેલા જણાયા. આવી ધામધૂમ અને સમારંભો જોઈ સારાયે શહેરની પ્રજા આશ્ચર્ય પામી.

કેટલીક જગ્યાએ ભગવાન પોતાના ફક્ત ગુણાવતારો એવા દેવતાઓને સંતુષ્ટ કરવા માટે વિવિધ પ્રકારના યજ્ઞો ઉજવવામાં રોકાયેલા જણાયા. કેટલીક જગ્યાએ જનતાના લાભાર્થે પાણીની સગવડ માટે ઊંડા કૂવા ખોદાવવાના, આરામગૃહો અને અજાણ્યા મહેમાનો માટે બાગબગીચાઓ, સંત પુરુષો માટે મોટાં મોટાં મંદિરો અને મઠો તૈયાર કરાવવાના કામમાં રોકાયેલા દેખાયા. ગૃહસ્થાશ્રમીઓએ પોતાની ભૌતિક ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે કરવાના આ બધા કેટલાક વેદોક્ત ધર્મો દર્શાવ્યા છે. કેટલીક જગ્યાએ કૃષ્ણ એક ક્ષત્રિય રાજા તરીકે અત્યંત સુંદર સીંધી ઘોડા પર સવાર થઈને જતા અને વનનાં પશુઓનો શિકાર કરી રહેલા જોવાયા. વૈદિક નિયમો પ્રમાણે, ક્ષત્રિયોને યજ્ઞમાં પશુઓની આહુતિ આપવા માટે અથવા જંગલમાં શાંતિ જાળવવા માટે અમુક અમુક પ્રસંગે નિર્ધારિત કરેલાં પશુઓનો શિકાર કરવા માટે છૂટ આપવામાં આવી છે. ક્ષત્રિયોને આ શિકાર કરવાની કળા શીખવાની છૂટ હતી, કારણ કે તેમણે સમાજમાં શાંતિ સ્થાપવા માટે નિર્દય રીતે તેમના દુશ્મનોને મારવા જ પડે છે. એક જગ્યાએ મહાન સંત નારદજીએ જોયું કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને ચમત્કારિક શક્તિઓના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાન પોતાનું રોજિંદું વસ્ત્ર—પરિધાન બદલી વેશપલટો કરી રાજમહેલોમાં અને નગરના વિવિધ નગરજનોના હેતુઓ સમજવા માટે જાસુસ તરીકે કામ કરી રહ્યા હતા.

સંત નારદજીએ સર્વ જીવાત્માઓમાં રહેલા પરમાત્મા એવા પરમેશ્વરની આ બધી પ્રવૃત્તિઓ જોઈ અને આમ તેઓ સાધારણ મનુષ્ય તરીકે ભાગ ભજવી પોતાની અંતરંગ શક્તિની પ્રવૃત્તિઓને પ્રગટ કરી રહ્યા હતા. તેઓ પોતાની અંદરોઅંદર હસી રહ્યા હતા. તેઓ ભગવાનને આ પ્રમાણે સંબોધન કરવા લાગ્યા: "સર્વ યોગશક્તિઓના મારા વહાલા પ્રભુ! મહાન યોગીઓની ધ્યાનાવસ્થાના હેતુ, તમારી યોગશક્તિની મર્યાદા ભગવાન બ્રહ્મા અને શંકર ભગવાન જેવા યોગીઓ માટે પણ ખરેખર અકળ છે. પરંતુ તમારી કૃપાથી,

તમારા ચરણકમળની દિવ્ય સ્નેહાળ સેવામાં હું હમેશાં જોડાયેલો હોવાથી, આપ કૃપાળુએ આપની અંતરંગ શક્તિની ક્રિયાઓ મારી સમક્ષ પ્રગટ કરી છે. મારા વહાલા પ્રભુ! તમે સર્વ માટે પૂજનીય છો, અને સર્વ ચૌદે બ્રહ્માંડના અધિષ્ઠાતા દેવો ને દેવતાઓ તમારી દિવ્ય કીર્તિ વિષે સંપૂર્ણ રીતે જાણકાર છે. હવે કૃપા કરી મને તમારા આશીર્વાદ એવી રીતે આપો કે તમારી દિવ્ય લીલાઓનાં યશોગાન ગાતો ગાતો હું સમગ્ર બ્રહ્માંડમાં પ્રવાસ કરવાને શક્તિમાન બનું."

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, શ્રીકૃષ્ણ ભગવાને નારદજીને આ પ્રમાણે જવાબ આપ્યો: "મારા વહાલા નારદ! હે દેવર્ષિ, તમે જાણો છો કે, હું ધર્મના સર્વ સિદ્ધાંતોને સંપૂર્ણ રીતે અનુસરનાર અને સર્વોચ્ચ ગુરુ તેમજ આવા સિદ્ધાંતોનો સર્વોચ્ચ દાખલ કરનાર છું. આખી દુનિયાને શીખવવા તથા લોકોએ કેવી રીતે વર્તવું, જોઈએ તે પ્રત્યક્ષ બતાવવા માટે હું અંગત રીતે આવા ધાર્મિક સિદ્ધાંતોનોનું પાલન કરી રહ્યો છું. મારા વહાલા પુત્ર મારી એવી ઈચ્છા છે કે, મારી અંતરંગ શક્તિનાં આવાં દર્શન કરી તમે જરાય ભ્રમિત-ચિત્ત ન થશો."

માનવ ભૌતિક જગતના બંધનમાં જકડાયેલો હોવા છતાં, પોતાનું ગૃહસ્થાશ્રમી-જીવન કેવી રીતે શુદ્ધ કરી શકે એ બતાવવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ઘર-સંસારને લગતાં પોતાનાં કહેવાતાં કામકાજમાં પરોવાયેલા હતા. હકીકતમાં, કોઈ પણ વ્યક્તિને ગૃહસ્થી-જીવનને કારણે, ભૌતિક અસ્તિત્વને લગતું કામકાજ ચાલુ રાખવાની ફરજ થઈ પડે છે. પરંતુ ભગવાન ગૃહસ્થાશ્રમીઓ પ્રત્યે ખૂબ જ દયાળુ હોવાથી સાધારણ ગૃહસ્થ-જીવનને પવિત્ર કરવાનો માર્ગ તેમણે દર્શાવ્યો. કૃષ્ણ સર્વ પ્રવૃત્તિઓનું કેન્દ્ર છે, તેથી, કૃષ્ણ-ભાવનામય ગૃહસ્થાશ્રમીનું જીવન વૈદિક આદેશો કરતાં દિવ્ય છે, અને સ્વાભાવિક રીતે જ પવિત્ર છે.

આમ નારદજીએ એકલા કૃષ્ણને પોતાના અંશાવતારો દ્વારા ૧૬,૦૦૦ મહેલોમાં રહેતા જોયા. પોતાની અકળ શક્તિને લીધે તેઓ પ્રત્યેક રાણીના મહેલમાં દૃશ્યમાન હતા. કૃષ્ણ ભગવાનમાં અમર્યાદિત શક્તિ છે. કૃષ્ણ ભગવાનની અંતરંગ શક્તિનું ફરી ફરીને દર્શન કરી નારદજી અનહદ આશ્ચર્ય પામ્યા. શ્રીકૃષ્ણ ભગવાને જાણે તેઓ સ્વયં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સાંસારિક જીવનના ચાર સિદ્ધાંતોમાં પોતે અતિશય આસક્ત હોય તે રીતે, પોતાના અંગત દૃષ્ટાંતથી વર્તન કરી બતાવ્યું. માનવસમાજના આધ્યાત્મિક વિકાસ માટે ભૌતિક જગતના આ ચાર સિદ્ધાંતો જરૂરી છે, અને કૃષ્ણ ભગવાનને જરૂર ન હોવા છતાં, લોકો પોતાના અંગત હિત માટે તેમનાં પગલાંનું અનુસરણ કરે એટલા માટે તેમણે પોતાના ગૃહસ્થાશ્રમની પ્રવૃત્તિઓ પ્રગટ કરી કૃષ્ણ ભગવાને મહર્ષિ નારદને દરેક રીતે સંતોષ આપ્યો. નારદજી દ્વારકામાં ભગવાનની લીલાઓ જોઈ પ્રસન્ન થયા, અને એ રીતે તે છૂટા પડયા.

દ્વારકામાં કૃષ્ણ ભગવાનની પ્રવૃત્તિઓનું વર્ણન કરી શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત રાજાને સમજાવ્યું કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, શ્રીકૃષ્ણ ભગવાન પોતાની અંતરંગ શક્તિના માધ્યમથી આ ભૌતિક જગતમાં કેવી રીતે અવતરે છે અને અંગત રીતે એવા સિદ્ધાંતો રજૂ કરે છે જો તેનું અનુસરણ થાય તો, મનુષ્ય-જીવનનું અંતિમ ધ્યેય પ્રાપ્ત કરી શકે. દ્વારકામાં ૧૬,૦૦૦ કરતાં વધારે રાણીઓ હાસ્ય અને સેવા દ્વારા તેમજ પોતાના સ્ત્રીસુલભ આકર્ષક ગુણો દ્વારા, ભગવાનની દિવ્ય સેવામાં જોડાયેલી હતી; અને જે રીતે સંપૂર્ણ પતિ ગૃહસ્થાશ્રમી-જીવન ભોગવે તે જ રીતે ભગવાન પ્રસન્ન ચિત્તે તેમની સાથે એવું વર્તન કરતા હતા. મનુષ્યે નિશ્ચિતપણે જાણવું જોઈએ કે શ્રીકૃષ્ણ ભગવાન સિવાય કોઈ પણ મનુષ્યથી આવી લીલા થઈ શકે તેમ નથી. શ્રીકૃષ્ણ ભગવાન સમગ્ર પ્રગટ વિશ્વના સર્જન, પોષણ અને પ્રલયના આદિ કારણ છે. જે કોઈ મનુષ્ય દ્વારકામાં ભગવાને કરેલી લીલાના વર્ણનનું ધ્યાનપૂર્વક શ્રવણ કરે છે અથવા કૃષ્ણભાવનામય પ્રવૃત્તિના પ્રચારકને ટેકો આપે છે, તેને ખરેખર કૃષ્ણ ભગવાનનાં કમલચરણામૃતનું પાન કરવું અને મુક્તિપથ પસાર કરવો ખૂબ જ સુગમ થઈ પડશે અને આમ તે ભક્તિમય સેવામાં જોડાશે.



# ૬૯ શ્રીકૃષ્ણ ભગવાનની દૈનિક પ્રવૃત્તિઓ

વૈદિક મંત્રો ઉપરથી આપણે શીખીએ છીએ કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને કાંઈ કરવાપણું છે નહીં, 'न तस्य कार्यम् कारणम् च विद्यते'... જો પરમેશ્વરને કંઈ કરવાપણું ન હોય તો પછી આપણે પરમેશ્વરની પ્રવૃત્તિઓ વિશે કેવી રીતે બોલી શકીએ? આગલા પ્રકરણ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે કૃષ્ણ ભગવાન કરે છે, તે રીતે કોઈ કાર્ય કરી શકતું નથી. આપણે આ હકીકત સ્પષ્ટ રીતે નોંધવી જોઈએ કે, ભગવાનની પ્રવૃત્તિઓને અનુસરવું જોઈએ, પરંતુ તેની નકલ થઈ શકતી નથી. દા. ત. કૃષ્ણના ગૃહસ્થાશ્રમી તરીકેના આદર્શ જીવનને અનુસરી શકાય છે, પરંતુ, જો કોઈ મનુષ્ય અનેક સ્વરૂપે વિસ્તાર પામીને કૃષ્ણની નકલ કરવા ઇચ્છે તો તે શક્ય નથી. તેથી, આપણે હમેશાં યાદ રાખવું જોઈએ કે ભગવાન તરીકેનો પાઠ ભજવે છે છતાં સાથે સાથે 'તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકેની સ્થિતિ પણ જાળવી રાખે છે. કૃષ્ણ ભગવાનના તેમની પત્નીઓ સાથેના વ્યવહારને સાધારણ જેવા માનીને આપણે અનુસરી શકીએ છીએ, પરંતુ એક જ સમયે સોળ હજાર પત્નીઓ સાથે તેમણે કરેલા વ્યવહારની નકલ ન કરી શકીએ. સારાંશ એ છે કે, આદર્શ ગૃહસ્થાશ્રમી થવા માટે કૃષ્ણ ભગવાને જે રીતે તેમની દૈનિક પ્રવૃત્તિઓ કરી, તે પગલાનું અનુસરણ કરવું જોઈએ, પરંતુ આપણા જીવનના કોઈ પણ તબક્કે આપણે તેમની નકલ કરી શકીએ નહીં.

કૃષ્ણ ભગવાન તેમની સોળ હજાર પત્નીઓ સાથે શયન કરતા, પરંતુ તે અત્યંત વહેલી સવારે, સૂર્યોદય પહેલાં ત્રણ કલાકે શય્યામાંથી ઊઠી જતા. કુદરતની યોજના પ્રમાણે કૂકડાનો કૂકડે કૂક અવાજ બ્રાહ્મ મુહૂર્તમા સમયની ચેતવણી આપે છે. એલાર્મ ઘડિયાળની જરૂર નથી. વહેલી સવારમાં, જેવો કૂકડો બોલે કે તરત જ એમ સમજવાનું કે પથારીમાંથી ઊઠવાનો સમય થયો છે. કૂકડાનો અવાજ સાંભળતાં જ, કૃષ્ણ શય્યામાંથી બેઠા થતા, પરંતુ તે વહેલા ઊઠે તો તેમની પત્નીઓને ખાસ ગમતું નહીં. કૃષ્ણની પત્નીઓ તેમનામાં

એટલી બધી આસક્ત હતી કે તેમને આલિંગન દઈને શયન કરતી. પરંતુ જે સમયે કૂકડા બોલતો તે જ ક્ષણે કૃષ્ણની પત્નીઓ અત્યંત દિલગીર થતી અને તરત જ અવાજ પ્રત્યે નારાજ થતી.

દરેક મહેલના પ્રાંગણના ઉદ્યાનમાં પારિજાતનાં પુષ્પો હતાં. પારિજાત પ્રાકૃત પુષ્પ નથી. આપણને યાદ છે કે કૃષ્ણ સ્વર્ગમાંથી વૃક્ષો લાવેલા અને પોતાના સર્વ મહેલોમાં રોપેલાં, વહેલી સવારે, આછી પવનની લહરી પારિજાત પુષ્પની સુવાસ વહી લાવતી, અને કૃષ્ણ પથારીમાંથી ઊઠતાંની સાથે જ તેની સુગંધ ગ્રહણ કરતા. આ સુવાસને લીધે, મધમાખીઓ તેમનો ગુંજારવ શરૂ કરતી, અને પંખીઓ પણ તેમનો મધુર કલરવ શરૂ કરતાં. આ સર્વેનો એકત્રિત ધ્વનિ કૃષ્ણની સ્તુતિઓમા રોકાયેલા વ્યાવસાયિક કીર્તનકારોના જેવો લાગતો. કૃષ્ણ ભગવાનનાં પટરાણી શ્રીમતી રુક્મિણીદેવી જાણતાં હતાં કે સમગ્ર દિવસમાં બ્રાહ્મમુહૂર્ત અત્યંત મંગળમય સમય છે, પરંતુ બ્રાહ્મમુહૂર્ત થતાંની સાથે જ પથારીમાંથી તરત જ ઊઠી જતાં. આદર્શ ગૃહસ્થાશ્રમી પોતાની પત્નીને આલિંગન દઈ ગમે તેટલા સુખપૂર્વક તેની સાથે શય્યામાં સૂતો હોય, છતાં તેણે વહેલી સવારે ઊઠવાનું કૃષ્ણના વર્તન ઉપરથી શીખવું જોઈએ.

પથારીમાંથી ઊઠયા પછી કૃષ્ણ ભગવાન મુખ, હાથ અને પગ પ્રક્ષાલન કરતા અને તરત જ બેસીને પોતાનું ધ્યાન ધરતા. પરંતુ, એનો અર્થ એવો નથી કે આપણે પણ બેસીને આપણા આત્માનું ધ્યાન કરવું જોઈએ. આપણે તો કૃષ્ણ – રાધાકૃષ્ણનું ધ્યાન ધરવું જોઈએ, એ જ સાચું ધ્યાન છે. કૃષ્ણ સ્વયં કૃષ્ણ છે, તેથી તે આપણને શીખવતા હતા કે, બ્રાહ્મમુહૂર્તનો ઉપયોગ રાધાકૃષ્ણના ધ્યાન માટે થવો જોઈએ. આમ કરવાથી કૃષ્ણ અત્યંત સંતુષ્ટ થાય છે, અને જો આપણે બ્રાહ્મમુહૂર્તનો સમય રાધા અને કૃષ્ણનું ધ્યાન ધરવામાં કરીએ અને સમગ્ર માનવસમાજને સવારમાં વહેલા ઊઠવાનું અને તરત જ કૃષ્ણ ભાવનામાં પ્રવૃત્ત થવાનું શીખવવા માટે, શ્રી રુકિમણીદેવી અને કૃષ્ણ આદર્શ ગૃહસ્થ તરીકે કેવી રીતે વર્ત્યાં તેનો વિચાર કરીશું, તો કૃષ્ણ ભગવાન પણ ખૂબ સંતુષ્ટ થશે અને તે જ રીતે આપણને પણ દિવ્ય આનંદ અને સંતોષ પ્રાપ્ત થશે. રાધાકૃષ્ણના સનાતન સ્વરૂપના ધ્યાન અને હરેકૃષ્ણ મંત્રના સંકીર્તન એ બે વચ્ચે ભેદ નથી. કૃષ્ણના ધ્યાનને સંબંધ છે ત્યાં સુધી તેમને પોતાનું સ્વયં ધ્યાન કરવા સિવાય બીજો વિકલ્પ ન હતો. ધ્યાનનો હેતુ બ્રહ્મ, પરમાત્મા અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું ધ્યાન ધરવાનો છે. પરંતુ કૃષ્ણ સ્વયં એ સર્વે ત્રણેય છે. તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન છે. એકદેશીય પરમાત્માસ્વરૂપ એ તેમની અંશકલા છે, અને ભગવાનના દિવ્ય દેહમાંથી પ્રગટ થતી આત્મજ્યોતિ એ સર્વવ્યાપી બ્રહ્મ છે. તેથી કૃષ્ણ હમેશાં એક છે, અને તેમના માટે ભેદકારક વસ્તુ નથી. સાધારણ મનુષ્ય અને કૃષ્ણ વચ્ચે આ ભેદ છે. સાધારણ મનુષ્ય માટે ઘણી વિશેષતાઓ હોય છે. સાધારણ રીતે જીવાત્મા તેના દેહથી ભિન્ન છે, અને

તે બીજી જીવ જાતિઓથી ભિન્ન છે. એક માનવી બીજા માનવી કરતા, અને પશુઓ કરતાં ભિન્ન છે તેના પોતાના શરીરમા પણ, વિવિધ શારીરિક અવયવો છે. આપણને હાથ, પગ છે, પરંતુ આપણા હાથ આપણા પગથી જુદા છે. હાથ પગનું કામ કરી શકતો નથી, તેમ જ પગ હાથનું કામ કરી શકતો નથી ચક્ષુઓ કાનની જેમ સાંભળી શકતાં નથી તેમ કાન ચક્ષુઓની જેમ જોઈ શકતા નથી આ સર્વ ભેદો પારિભાષિક રીતે स्वजित्य विजित्य કહેવાય છે.

શરીરનો એક અવયવ બીજા અવયવની જેમ કામ કરી શકતો નથી એ દૈહિક મર્યાદાનો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની બાબતમાં સદંતર અભાવ છે તેમના શરીર અને સ્વય તેમની વચ્ચે ભેદ નથી. એ સંપૂર્ણ રીતે દિવ્ય છે, અને તેથી તેમના દેહ અને આત્મા વચ્ચે ભૌતિક ભેદ નથી એવી જ રીતે તે તેમના લાખ્ખો અવતારો અને આંશિક અવતારોથી ભિન્ન નથી. બલદેવ કૃષ્ણના પ્રથમ વિસ્તાર છે. અને બલદેવમાથી સકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધનો વિસ્તાર થયો છે, સકર્ષણમાંથી વળી પાછો નારાયણનો વિસ્તાર થયો છે, અને નારાયણમાંથી સંકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ સ્વરૂપે દ્વિતીય, ચતુર્વ્યૂહ રચાયો છે. તે જ રીતે કૃષ્ણના અસંખ્ય અવતારો છે, પરતુ તેઓ સર્વે એક છે. કૃષ્ણના નૃસિંહ ભગવાન, વરાહ ભગવાન, મત્સ્ય ભગવાન અને કૂર્મ ભગવાન જેવા ઘણા અવતારો છે. પરંતુ, કૃષ્ણના મનુષ્યના જેવા બે હાથવાળા આદિસ્વરૂપ અને વિશાળકાય પશુ-સ્વરૂપોના અવતારો વચ્ચે ભેદ નથી. તેમ જ તેમના દેહના એક અવયવના કાર્ય તથા બીજા અવયવના કાર્ય વચ્ચે કોઈ ભેદ નથી. તેમના હાથ તેમના ચરણ જેવું કામ કરી શકે છે. તેમનાં ચક્ષુઓ તેમના કાનનું કામ કરી શકે છે, અથવા તેમની નાસિકા તેમના શરીરના બીજા અવયવ જેવુ કાર્ય કરી શકે છે. કૃષ્ણનું સૂંઘવાનું અને ભોજન કરવાનું અને શ્રવણ કરવાનું એ સર્વે એક જ છે આપણા જેવા મર્યાદિત જીવાત્માઓને અમુક હેતુ માટે આપણા શરીરના વિશિષ્ટ અવયવોનો ઉપયોગ કરવો પડે છે, પરંતુ કૃષ્ણ માટે આવો ભેદ નથી બ્રહ્મસહિતામાં એમ કહ્યુ છે, अंगानि यस्य सकलेन्द्रियवृत्ति: તે ભગવાન એક અવયવથી બીજા કોઈ પણ અવયવની પ્રવૃત્તિઓ કરી શકે છે આમ કૃષ્ણ અને તેમના વ્યક્તિત્વનો પૃથક્કરણાત્મક અભ્યાસ કરીને, એવો નિર્ણય કરાય છે, કે તે સ્વયં પૂર્ણ છે. તેથી જ્યારે તે ધ્યાન કરે છે ત્યારે સ્વય પોતાના વિશે ધ્યાન કરે છે સાધારણ મનુષ્યો દ્વારા કરાતું, આત્મધ્યાન જે સસ્કૃતમા सोऽहम् કહેવાય છે, તે કેવળ નકલ છે. કૃષ્ણ સ્વય પોતાનું ધ્યાન કરી શકે છે. કારણ તે પરિપૂર્ણ છે, પરન્તુ આપણે તેમની નકલ કરી શકીએ નહીં. અને આપણે સ્વસ્થ ચિત્તે ધ્યાન ધરી શકીએ નહીં. આપણા દેહને ઉપાધિ છે. કૃષ્ણના દેહને ઉપાધિ નથી. કૃષ્ણનો દેહ પણ કૃષ્ણ જ છે. કૃષ્ણથી પર એવી કોઈ વસ્તુનું અસ્તિત્વ જ નથી. જે કાંઈ કૃષ્ણમાં છે તે પણ કૃષ્ણ છે તેવી તે સર્વોચ્ચ—અવિનાશી, સનાતન અથવા પરમ સત્યસ્વરૂપ છે.

કૃષ્ણનું અસ્તિત્વ સાપેક્ષ અસ્તિત્વ નથી. કૃષ્ણ સિવાયની બીજી દરેક વસ્તુ સાપેક્ષ સત્ય છે, પરંતુ કૃષ્ણ પરમ સત્ય પરમેશ્વર છે, કૃષ્ણ તેમની સ્વસ્થિતિ માટે તેમના સિવાય બીજી કોઈ વસ્તુ ઉપર આધાર રાખતા નથી, જ્યારે આપણું અસ્તિત્વ સાપેક્ષ છે. દા. ત. જ્યારે સૂર્ય, ચંદ્ર અથવા વીજળીનો પ્રકાશ હોય ત્યારે જ આપણે જોઈ શકીએ છીએ. તેથી પ્રકાશ પણ સાપેક્ષ છે. તેમને પ્રકાશવાળા જોઈએ છીએ તેથી જ તેમની પ્રવૃત્તિઓ બીજા કોઈ મનુષ્યના મૂલ્યાંકન પર અથવા બીજા કોઈ મનુષ્યની મદદ ઉપર આધાર રાખતી નથી, તે મર્યાદિત સમય અને સ્થળથી પર છે, અને તે સમય તથા સ્થળ કરતાં દિવ્ય છે. તેથી ભગવાન મર્યાદિત પ્રવૃત્તિઓવાળી ભ્રામક માયાથી આચ્છાદિત થતા નથી. વૈદિક સાહિત્યમાં આપણે જોઈએ છીએ કે પૂર્ણ પુરુષોત્તમ ભગવાનની બહુવિધ શક્તિઓ છે. આવી સર્વ શક્તિઓ તેમનામાંથી પ્રગટ થયેલી હોય છે, તેથી ભગવાન અને તેમની શક્તિઓ વચ્ચે ભેદ નથી તેમ છતાં કેટલાક તત્ત્વજ્ઞાનીઓ કહે છે, કે જ્યારે કૃષ્ણ અવતરે છે ત્યારે. તે ભૌતિક દેહ ધારણ કરે છે; તે વસ્તુ સ્વીકારીએ તોપણ એટલું તો તારતમ્ય કાઢવું પડે કે ભૌતિક શક્તિ ભગવાનથી ભિન્ન હોવાથી એમનો દેહ ભૌતિક રીતે કામ કરતો નથી. તેથી ભગવદ્‌ગીતામાં એમ કહ્યું છે, કે ભગવાન તેમની પોતાની અંતર્ગત શક્તિ – આત્મમાયાથી પ્રગટ થાય છે.

કૃષ્ણને પરમબ્રહ્મ કહે છે કારણ સર્જન, પોષણ અને પ્રલયના કારણ છે. ભગવાન બ્રહ્મા, વિષ્ણુ ભગવાન અને શિવ ભગવાન આ ભૌતિક ગુણોના વિવિધ વિસ્તારો છે. આ સર્વ ભૌતિક ગુણો, બદ્ધ જીવો ઉપર અસર કરી શકે છે, પરંતુ કૃષ્ણની ઉપર આવી ક્રિયા કે પ્રતિક્રિયા નથી, કારણ આ સર્વ ગુણો એક જ સાથે તેમનાથી એક અને ભિન્ન છે. કૃષ્ણ સ્વયં કેવળ 'સચ્ચિદાનંદ વિગ્રહ:' જ્ઞાન અને આનંદનું સનાતન સ્વરૂપ છે, અને તેમની અકળ મહત્તાને કારણે તે પરમબ્રહ્મ કહેવાય છે. બ્રહ્મન્ અથવા પરમાત્મા અથવા ભગવાન વિશેનું તેમનું ધ્યાન કેવળ સ્વયં પોતાને વિશે હોય છે. અને નહીં કે પોતાનાથી પર બીજી કોઈ વસ્તુ વિશે. એટલે સાધારણ જીવોથી આ ધ્યાનની નકલ ન થઈ શકે.

પોતાનું ધ્યાન ધર્યા પછી ભગવાન વહેલી સવારે શુદ્ધ, પવિત્ર કરેલા જળથી સ્નાન કરતા. ત્યાર પછી તેઓ ધોયેલાં વસ્ત્રો પહેરતા, શરીરે ઉપવસ્ત્ર (ખેસ) ધારણ કરતા અને ત્યાર પછીથી પોતાની દૈનિક – ધાર્મિક વિધિઓમાં લાગી જતા. પોતાની અનેકવિધ ધાર્મિક ફરજોમાં, પ્રથમ ફરજ યજ્ઞમાં આહુતિ આપવાની અને મૌન રાખીને ગાયત્રીમંત્રનો પાઠ કરવાની હતી. એક આદર્શ ગૃહસ્થાશ્રમી તરીકે કૃષ્ણ ભગવાન જરા પણ ચલિત થયા વિના, ગૃહસ્થાશ્રમીની સર્વ ધાર્મિક ફરજો અદા કરતા. જ્યારે સૂર્યોદય થાય ત્યારે, ભગવાન સૂર્યનારાયણની વિશિષ્ટ પ્રાર્થનાઓ કરતા, વૈદિક ગ્રંથોમાં જણાવાયેલું સૂર્યનારાયણ અને

બીજા દેવતાઓનું વર્ણન કૃષ્ણ ભગવાનના દેહના વિવિધ ભાગો તરીકે કરાયુ છે અને, ગૃહસ્થાશ્રમીની ફરજ છે કે તેણે દેવતાઓ અને મહર્ષિઓ તેમ જ પિતૃઓનું તર્પણ કરવું

ભગવદ્‌ગીતામાં કહ્યું છે તેમ, ભગવાનને આ દુનિયામાં કાંઈ પણ — કોઈ પણ વિશિષ્ટ કર્તવ્ય બજાવવાનું નથી છતાં તે આ ભૌતિક જગતમાં, સાધારણ મનુષ્યની જેમ આદર્શ જીવન જીવે છે. વૈદિક, ધાર્મિક સિદ્ધાંતો પ્રમાણે ભગવાન દેવતાઓનું સન્માન કરતા. જે નિયામક સિદ્ધાંતથી દેવતાઓ અને પિતૃઓનું પૂજન થાય છે તે તર્પણ કહેવાય છે. તર્પણ કરવું એટલે પ્રસન્ન કરવુ. સભવ છે કે મનુષ્યના પિતૃઓને બીજા ઘરમાં જન્મ ધરવો પડે, પરંતુ તર્પણવિધિ કરવાથી, તેઓ જ્યાં હોય ત્યા અત્યંત સુખી થાય છે. ગૃહસ્થાશ્રમીનું કર્તવ્ય છે કે તેણે તેનાં કુટુંબીજનોને સુખી કરવાં, અને આ તર્પણ પ્રથાને અનુસરીને તે તેના પિતૃઓને પણ સુખી બનાવી શકે છે. એક પૂર્ણ દષ્ટાન્તરૂપ ગૃહસ્થાશ્રમી તરીકે કૃષ્ણ ભગવાન આ તર્પણ પ્રથાને અનુસરતા અને પોતાના વયોવૃદ્ધ કુટુંબીજનોને આદરપૂર્વક પ્રણામ કરતા.

તેમનું બીજું કર્તવ્ય બ્રાહ્મણોને ગૌદાન આપવાનું હતું. કૃષ્ણ ભગવાન તેર હજાર ચોર્યાસી ગાયોનું દાન કરતા, તેમાંની પ્રત્યેક ગાય, રેશમી ચાદર, મોતીઓની માળા, સુવર્ણથી જડેલાં તેમનાં શીંગડાં અને સુવર્ણથી જડેલી ખરીઓથી સુશોભિત હતી. પ્રથમ વાર જન્મેલાં વાછરડાને લીધે તે સર્વે દૂધથી ભરપૂર હતી અને તે અત્યંત નમ્ર તથા શાંત હતી બ્રાહ્મણોને ગૌદાન કરતી વખતે પ્રત્યેકને સુંદર રેશમી વસ્ત્રો, મૃગચર્મ તથા પૂરતા પ્રમાણમા તલનું પણ દાન કરાતું. ભગવાન સામાન્ય રીતે 'गो-ब्राह्मण हिताय च' તરીકે જાણીતા છે. એટલે ગાયો અને બ્રાહ્મણોનું હિત જોવું, એ તેમનું પ્રથમ કર્તવ્ય છે આમ તે ઐશ્વર્યપૂર્ણ રીતે સર્વ સામગ્રીથી શણગારેલી ગાયોનું બ્રાહ્મણોને દાન કરતા. ત્યાર પછીથી સર્વ જીવોના કલ્યાણની કામના કરીને તે દૂધ, અગ્નિ, મધ, ઘી (શુદ્ધ કરેલું માખણ), સુવર્ણ, રત્નો અને અગ્નિ જેવી મગળમય વસ્તુઓને સ્પર્શ કરતા. ભગવાનના પોતાના દિવ્ય દેહને કારણે, સપૂર્ણ સ્વરૂપવાળા હોવાને લીધે કુદરતી રીતે અત્યંત સુંદર છે, છતાં તે સ્વયં પીતાંબર અને કૌસ્તુભમણિની કઠી ગળામાં ધારણ કરતા, અને પુષ્પહાર ધારણ કરતા. તેમના શરીરને ચંદનનો લેપ કરતા અને એવા જ પ્રકારનાં બીજાં પ્રસાધનો તથા અલંકારોથી સ્વયં વિભૂષિત થતા એમ કહેવાય છે કે ભગવાનના દિવ્ય દેહ ઉપરના અલંકારો સ્વયં અલંકૃત બનતા. આ રીતે શણગાર સજ્યા પછીથી ભગવાન, ગાય તથા વાછરડાની આરસની પ્રતિમા પ્રત્યે દૃષ્ટિ કરતા, અને શંકર ભગવાન જેવા દેવો અથવા ભગવાનના મદિરોના દર્શને જતા. ઘણા બ્રાહ્મણો સવારનો નાસ્તો કરતાં પહેલાં હમેશાં પરમેશ્વરના દર્શને આવતા. તેઓ દર્શન માટે આતુર હતા અને તેઓ તેમનું સ્વાગત કરતા.

કૃષ્ણ ભગવાનનું બીજું કાર્ય શહેરના અને રાજમહાલયનાં વિવિધ જ્ઞાતિનાં સર્વ પ્રકારનાં મનુષ્યોને રાજી કરવાનું હતું. તેઓ તેમની વિવિધ ઇચ્છાઓને પરિપૂર્ણ કરી તેમને

સુખી કરતા, અને તેમને સુખી જોઈને ભગવાનને અત્યંત આનંદ થતો. જે પુષ્પના હાર, પાન-સોપારી, ચંદન અને બીજા સુગંધી પ્રસાદનો પ્રભુને અર્પણ કરવામાં આવતાં, તે સર્વનું વિતરણ બ્રાહ્મણોને, ત્યાર પછી સ્નેહયુક્ત કુટુંબીજનોને, ત્યાર બાદ રાણીઓને, ત્યાર પછીથી મંત્રીઓને કરતા, અને ત્યાર પછી પણ જે એમાંથી કંઈક બાકી રહે તો તેઓ પોતાના અંગત ઉપયોગમાં લેતા. ભગવાન આ સર્વે દૈનિક ફરજો અને પ્રવૃત્તિઓમાંથી પરવારી જાય ત્યાર પછી, તેમનો સારથિ દારુક તેમનો અદ્‌ભુત રથ લાવીને ભગવાનની સમક્ષ બન્ને હાથ જોડીને ઊભો રહેતો, અને જણાવતો કે રથ તૈયાર છે અને કૃષ્ણ ભગવાન રાજમહેલથી બહાર ફરવા નીકળતા. ત્યાર બાદ જેમ સૂર્યનારાયણ સવારના પહોરમાં તેમના રથમાં બેસીને દુનિયા પર ઝગઝગતાં કિરણો પ્રસરાવતા પ્રસરાવતા જતા જણાય છે. તે પ્રમાણે ભગવાન પણ ઉદ્ધવ તથા સાત્યકી સહિત રથમાં બેસીને નીકળતા. જ્યારે ભગવાન પોતાના રાજમહાલયોથી વિદાય થવાની તૈયારીમાં હોય ત્યારે, સર્વ રાણીઓ તેમની પ્રત્યે સ્ત્રીસુલભ હાવભાવ કરતી. ભગવાન સસ્મિત તેમનાં અભિનંદનનો પ્રત્યુત્તર વાળતા, અને તેમનાં હૃદયોને હરી લેતા, જેથી તેમને પ્રભુના વિયોગની લાગણી થતી

ત્યાર પછીથી પ્રભુ સુધર્મા નામે રાજસભામાં પ્રવેશ કરતા. આપણે એટલું યાદ રાખીએ કે સુધર્મા રાજસભાગૃહ સ્વર્ગમાંથી લાવવામાં આવ્યું હતું. આ રાજસભાગૃહનું વિશિષ્ટ લક્ષણ એ હતું, કે જે કોઈ તેમાં પ્રવેશ કરે તે ભૂખ, તરસ, વિષાદ, ભ્રમણા, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ જેવાં છ પ્રકારનાં ભૌતિક દુઃખોથી મુક્ત થતા. આ બધી ભૌતિક જીવનની જંજાળો છે, અને જે કોઈ સુધર્મા રાજસભાગૃહમાં રહે તો તેને આ છ ભૌતિક જંજાળોની અસર થતી નહીં. ભગવાન ૧૬,૦૦૦ મહેલોમાંથી વિદાય લેતા એક સ્વરૂપવાળા બની યદુવંશના બીજા સભ્ય સાથે સુધર્મા સભાગૃહમાં પ્રવેશ કરતા. રાજસભાગૃહમાં પ્રવેશ કર્યા પછી તેઓ ઉચ્ચ રાજસિંહાસન પર બિરાજતા, ત્યારે તેમના દેહમાંથી દિવ્ય જ્યોતિના જાજ્વલ્યમાન કિરણો પ્રસરતાં જણાતાં. યદુવંશના સર્વ પરાક્રમી પુરુષોની મધ્યમાં રહેલા કૃષ્ણ, આકાશમાં બહુવિધ તારકોથી વિંટળાયેલા પૂર્ણિમાના ચંદ્ર જેવા જણાતા. રાજસભાગૃહમાં ધંધાદારી વિદૂષકો, નૃત્યકારો, સંગીતકારો અને નર્તકીઓ હતાં, અને જેવા પ્રભુ પોતાના રાજસિંહાસન પર બિરાજતા કે તરત જ પ્રભુને પ્રસન્ન કરી આનંદ આપવા પોતપોતાનું કાર્ય શરૂ કરતાં. સર્વ પ્રથમ પ્રભુ અને તેમના સાથીઓ તેમના વાર્તાવિનોદથી આનંદ પામે તે રીતે વિદૂષકો વાર્તાવિનોદ શરૂ કરતા. અને સવારના વાતાવરણમાં તાજગી આવે, ત્યાર પછીથી નાટ્યકારો તેમનો ભાગ ભજવતા, અને નર્તિકાઓ તેમની કલાત્મક મુદ્રાઓનું નિદર્શન કરાવતી. આ સર્વે કાર્યોમાં મૃદંગ તથા પખવાજ તાલબદ્ધ રીતે વગાડવામાં આવતાં અને તેમાં વીણા, બંસીવાદન અને ઘંટડીઓનો મધુર રણકાર ભળતો. આ સંગીતમય વાતાવરણમાં મંગલમય શંખ ધ્વનિ ઉમેરાતો. સૂત અને માગધ જેવા ધંધાદારી પ્રશસ્તિકારો સ્તુતિ કરતા અને બીજા તેમની નૃત્યકલાનું નિદર્શન કરાવતા. આ રીતે ભક્તો,

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની આદરપૂર્વક સ્તુતિ કરતા. કેટલીક વાર વિદ્વાન બ્રાહ્મણો વૈદિક ઋચાઓ ગાતા અને તેમના સર્વોત્તમ જ્ઞાન અનુસાર ઉપસ્થિત સજ્જનોને તે સમજાવતા, અને એમાના કેટલાક પ્રખ્યાત રાજાઓની પ્રવૃત્તિઓના જૂના ઈતિહાસનાં કાવ્યો સંભળાવતા ભગવાન અને તેમના સાથીઓ તે સાંભળીને અત્યંત પ્રસન્ન થતા.

તે સમયે, રાજસભાના સર્વ સભ્યોને અપરિચિત એવી એક વ્યક્તિનુ રાજસભાગૃહના દરવાજે આગમન થયું. ભગવાન શ્રીકૃષ્ણની રજા મળવાથી દરવાને તેને રાજસભાગૃહમાં પ્રવેશ કરવા દીધો. તેને ભગવાનની સમક્ષ ઉપસ્થિત કરવાનો હુકમ કરવામાં આવ્યો હતો એ મનુષ્યે ઉપસ્થિત થઈને ભગવાનને બે હાથ જોડીને સન્માનપૂર્વક પ્રણામ કર્યા. એક પ્રસગે જ્યારે જરાસંધ રાજાએ બીજાં સઘળાં રાજ્યો જીતી લીધાં ત્યારે ઘણા રાજાઓએ જરાસંધ સમક્ષ પોતાનાં મસ્તક નમાવ્યાં નહીં, એના પરિણામે ૨૦,૦૦૦ જેટલા તે રાજાઓને કેદ કરવામાં આવ્યા હતા. દ્વારપાળ દ્વારા તેને ભગવાન શ્રીકૃષ્ણ સમક્ષ લાવવામાં આવેલો એ મનુષ્ય આ સર્વે જેલમાં પુરાયેલા કેદી રાજાઓનો પ્રતિનિધિ દૂત હતો. ભગવાન સન્મુખ એ મનુષ્યને રજૂ કરવામાં આવતાં, તેણે નીચે પ્રમાણે વાસ્તવિક પરિસ્થિતિ સમજાવવાની શરૂઆત કરી:

"મારા વહાલા પ્રભુ! આપ દિવ્યાનંદ અને જ્ઞાનના સનાતન સ્વરૂપ છો. આથી, આપ મનના તર્કવિતર્કથી અથવા આ જગતનાં ભૌતિકવાદી મનુષ્યોના વાચિક વર્ણનથી પર છો, પણ જે લોકોએ આપના ચરણકમળમાં સંપૂર્ણ શરણું સ્વીકાર્યું છે, તેમનાથી આપનો યશ અંશત જાણી શકાય, અને આપની કૃપાથી કેવળ એવા જ ભક્તો દુન્યવી યાતનાઓથી મુક્ત થઈ શકે છે મારા વહાલા પ્રભુ! હું આવા શરણાગત જીવોમાંનો એક નથી હજી સુધી હું આ ભૌતિક જગતની ભ્રમણા અને દ્વૈતમાં પડેલો છું તેથી મેં આપના ચરણકમળમાં શરણાગતિ લીધી છે, કારણ કે મને જન્મ અને મરણના ફેરાનો ડર છે. મારા વહાલા પ્રભુ! હુ ધારુ છુ કે મારા જેવા ઘણા જીવો સકામ પ્રવૃત્તિઓ અને તેના પરિણામજન્ય ફળરૂપી પ્રત્યાઘાતોમાં સનાતન કાળથી સપડાયેલા છે. જોકે ભક્તિમય સેવા હૃદયને પ્રસન્ન કરે છે, અને મનુષ્યોના અસ્તિવ માટે અત્યત મગલમય છે, છતાં તેઓ ભક્તિમય સેવાનું પાલન કરવાની તમારી સૂચનાને અનુસરવાનુ વલણ ધરાવતા નથી. એથી ઊલટુ, તેઓ કૃષ્ણભાવનામય જીવનના માર્ગથી વિમુખ છે, અને તેઓ આ ભૌતિક જગતની માયાની શક્તિથી પ્રેરાયેલા ત્રણેય લોકમા રઝળે છે.

"મારા વહાલા પ્રભુ! આપની કૃપા અને આપની સર્વ શક્તિઓનું મૂલ્યાકન કોણ કરી શકે? જે ભૌતિકવાદીઓ સતત મૂંઝાયેલા અને હતાશ હોય છે તેમની અનત વાસનાઓને હઠાવવા માટે આપ સનાતન સમય સુધી અજેયબળ તરીકે હમેશા વિદ્યમાન રહો છો તેથી હુ સનાતનકાળસ્વરૂપ એવા આપનુ સન્માનપૂર્વક પૂજન કરું છું. મારા વહાલા પ્રભુ! આપ સર્વ જગતના માલિક છો અને આપે આપના પૂર્ણાવતાર બલરામ પ્રભુ સાથે

સ્વયં અવતાર ધારણ કર્યો છે, એમ કહેવાય છે, કે આપનું આ અવતાર તરીકેનું પ્રાગટ્ય ભક્તોનું અને શ્રદ્ધાળુઓનું રક્ષણ કરવાના અને દુષ્ટોનો વિનાશ કરવાના આશયથી થયું છે. આ સંજોગોમાં જરાસંધ જેવા દુષ્ટો આપની સત્તા સામે થઈને જીવનની આવી વિષમ પરિસ્થિતિમાં અમને કેવી રીતે મૂકી શકે? અમે આવી પરિસ્થિતિમાં મૂંઝાઇ ગયા છીએ. અને તે કેવી રીતે સંભવિત છે તે સમજી શકતા નથી. સંભવ છે કે અમારાં ભૂતકાળનાં દુષ્કૃત્યોના કારણે અમને આવી મુશ્કેલીમાં મૂકવા જરાસંધને મોકલવામાં આવ્યો હોય, પરંતુ અમે પ્રગટશાસ્ત્રોમાંથી સાંભળ્યું છે, કે જે કોઈ મનુષ્ય આપના ચરણકમળમાં શરણાગતિ સ્વીકારે છે તે તરત જ પાપમય જીવનના પ્રત્યાઘાતોથી મુક્ત બને છે. તેથી સર્વ કેદી રાજાઓ તરફથી હૃદયપૂર્વક આપની શરણાગતિ સ્વીકારવા માટે મને મોકલવામાં આવ્યો છે. અમે હવે અમારા જીવનના સાચા નિર્ણય પર આવ્યા છીએ. અમારી રાજકીય સ્થિતિ કેવળ અમારી ભૂતપૂર્વ પવિત્ર પ્રવૃત્તિઓનું પરિણામ છે. જે રીતે જરાસંધ દ્વારા થયેલી જેલની યાતનાઓ અમારી ભૂતકાળની પાપિષ્ટ પ્રવૃત્તિઓનું પરિણામ છે. હવે અમને સમજાય છે કે પવિત્ર અને અપવિત્ર બંને પ્રવૃત્તિઓનાં પરિણામો ક્ષણિક હોય છે. અને આ બદ્ધ જીવનમાં કદી સુખી થઈ શકતા નથી. આ ભૌતિક શરીર, ભૌતિક પ્રકૃતિના ગુણો દ્વારા અમને મળ્યું છે, અને આને કારણે અમે ખૂબ જ ચિંતાતુર છીએ. જીવનની ભૌતિક સ્થિતિ, કેવળ આ નિર્જીવ શરીરનો બોજો ખેંચવા માટે છે. સકામ પ્રવૃત્તિઓના પરિણામે, આ શરીરો માટે, બોજો ખેંચનારા પશુઓની જેમ અમારે કામ કરવું પડે છે, અને બદ્ધ જીવન જીવવાની ફરજ પડવાથી, અમે કૃષ્ણભાવનામય આનંદદાયક જીવન ત્યજી દીધું છે. હવે અમને સમજાય છે કે અમે અત્યંત મૂર્ખ મનુષ્યો છીએ અમારા અજ્ઞાનને લીધે ભૌતિક કર્મફળના પ્રત્યાઘાતોની જાળમાં ફસાયા છીએ. તેથી જરાસંધના સ્વરૂપે શક્ય બનેલાં સકામ કાર્યોની જાળમાંથી અમને રાહત આપી શકો છો. વહાલા પ્રભુ! આપ જાણો છો કે જરાસંધમાં દસ હજાર હાથીઓના જેટલું બળ છે, અને તેના એ બળથી જેમ સિંહ ઘેટાંના ટોળાંને સ્તબ્ધ કરે તેમ તેના એ બળથી તેણે અમને કેદ કર્યા છે. મારા વહાલા પ્રભુ! આપ જરાસંધ સાથે અઢાર વખત યુદ્ધ કરી ચૂકયા છો, તેમાં તેની અસામાન્ય બળવાન સ્થિતિ હોવા છતાં તેને સત્તર વખત આપે હરાવ્યો છે. પણ આપની અઢારમી લડાઇમાં આપે આપનું માનવીય વર્તન પ્રગટ કર્યું, અને એથી જાણે આપ હારી ગયા હો તેમ બતાવ્યું. મારા વહાલા પ્રભુ! અમે ખૂબ જ સારી રીતે જાણીએ છીએ કે, જરાસંધ કોઈ પણ સમયે આપને હરાવી શકે તેમ નથી. કારણ આપનાં શક્તિ, સામર્થ્ય, સાધનો અને સત્તા સર્વે અમર્યાદિત છે. કોઈ પણ આપની બરોબરી કરી શકે અથવા આપની ઉપરવટ જઈ શકે તેમ નથી. અઢારમી લડાઈમાં જરાસંધ દ્વારા થયેલી હારનો દેખાવ કેવળ આપનું માનવીય ચરિત્ર દર્શાવે છે. દુર્ભાગ્યે મૂર્ખ જરાસંધ આપની કરામતો સમજી નથી શકયો અને તે તેની ભૌતિક શક્તિ તથા પ્રતિષ્ઠાને કારણે મદમાં છકી ગયો છે. તે બરાબર જાણે છે કે અમે આપની સમર્થ સત્તા નીચે કામ કરી

રહેલા આપના ભક્તો છીએ, છતા જાણીબૂઝીને, તેણે અમને કેદ કર્યા છે અને જેલમા પૂર્યા છે

"હવે મેં આપને અમારી દુઃખદ પરિસ્થિતિ સમજાવી છે તેથી આપ એ વિશે વિચાર કરો અને આપને જે યોગ્ય લાગે તે કરો. આ સર્વ કેદ કરાયેલા રાજાઓના દૂત અને પ્રતિનિધિ તરીકે મેં આપશ્રીની સમક્ષ મારી હકીકત રજૂ કરી છે. અને આપને પ્રાર્થનાઓ કરી છે. સર્વે રાજાઓ આપના દર્શન કરવા ખૂબ જ આતુર છે. જેવી તેઓ સર્વે આપના ચરણકમળની વ્યક્તિગત રીતે શરણાગતિ સ્વીકારી શકે. મારા વહાલા પ્રભુ! તેમના પર કૃપા કરો અને તેમના ક્ષેમકુશળ માટે કાર્ય કરો."

જે ક્ષણે કેદ કરાયેલા રાજાઓના દૂત પ્રભુની સમક્ષ તેમની વિનંતી રજૂ કરતા હતા, તે જ ક્ષણે મહર્ષિ નારદ પણ ત્યાં આવી પહોંચ્યા. તેઓ મહર્ષિ હતા તેથી, તેમના વાળ સુવર્ણની જેમ ઝળહળતા હતા, અને જ્યારે તેમણે રાજસભાગૃહમાં પ્રવેશ કર્યો ત્યારે જાણે સૂર્યનારાયણ રાજસભાની મધ્યમાં પ્રત્યક્ષ રીતે ઉપસ્થિત થયા હોય તેવા જણાયા. ભગવાન કૃષ્ણ તો ભગવાન બ્રહ્મા અને ભગવાન શિવજી જેવાના પણ સ્વામી છે. પરંતુ તેમણે જે ક્ષણે જોયું કે નારદ ઋષિ આવ્યા છે, ત્યારે તરત જ તેઓ પોતાના પ્રધાનો અને મંત્રીઓ સહિત નારદ ઋષિનું સ્વાગત કરવાં માટે અને મસ્તક નમાવીને તેમનું સન્માનપૂર્વક પૂજન કરવા માટે તરત જ ઊભા થયા. મહર્ષિ નારદ આરામદાયક આસને બિરાજ્યા. સંતપુરુષનું સ્વાગત કરવાની વિધિ પ્રમાણે ભગવાન કૃષ્ણે સર્વ સામગ્રી સહિત તેમનું પૂજન કર્યું. જ્યારે તેઓ નારદજીને સંતોષ આપવાનો પ્રયત્ન કરતા ત્યારે ભગવાન કૃષ્ણ તેમના મધુર અને નૈસર્ગિક કંઠસ્વરથી નીચે પ્રમાણે શબ્દો બોલ્યા :

"મારા વહાલા દેવર્ષિ! હું ધારું છું કે ત્રણેય લોકમાં સઘળું ક્ષેમકુશળ છે. આ વિશ્વનાં ગ્રહમંડળોમાં, ઊર્ધ્વલોકમાં, મધ્યલોકમાં કે અધઃલોકમાં, એમ સમગ્ર અવકાશમાં આપ દરેક સ્થળે પ્રવાસ કરવા માટે સંપૂર્ણ અધિકારી છો. સદ્‌ભાગ્યે, જ્યારે અમે આપને મળીએ છીએ, ત્યારે અમે આપની પાસેથી ત્રણેય લોકની સર્વ માહિતી ખૂબ જ સહેલાઈથી મેળવી શકીએ છીએ. પરમેશ્વરની પ્રગટ સૃષ્ટિમાં આપના જ્ઞાનથી અજાણ્યું હોય એવું કશું નથી. શું પાંડવો ક્ષેમકુશળ છે? અને હાલમાં યુધિષ્ઠિર રાજાની શું યોજના છે? આપ કૃપા કરીને મને જણાવશો કે હાલમાં તેઓ શું કરવા ઇચ્છે છે?"

મહર્ષિ નારદ આ પ્રમાણે બોલ્યા, "મારા વહાલા પ્રભુ! સર્વોચ્ચ પ્રભુએ સર્જેલી પ્રગટ પ્રકૃતિ વિશે આપે કહ્યું, પરંતુ હું જાણું છું કે આપ સર્વવ્યાપી સર્જનહાર છો. આપની શક્તિઓ એટલી બધી વિસ્તીર્ણ અને અકળ છે, કે સકળ વિશ્વના સ્વામી બ્રહ્મા જેવી સમર્થ વ્યક્તિઓ પણ આપની અકળ શક્તિને પામી શકતી નથી.

મારા વહાલા પ્રભુ! અગ્નિ દરેક વ્યક્તિમાં વિદ્યમાન છે, પરંતુ તેને પ્રત્યક્ષ રીતે કોઈ જોઈ શકતું નથી. તે જ પ્રમાણે આપ આપની અકળ શક્તિથી, દરેક વ્યક્તિના

હ્રદયમાં પરમાત્મા તરીકે વિદ્યમાન છો. બદ્ધ જીવનમાં, દરેક જીવ ભૌતિક પ્રકૃતિના ત્રણે ગુણોની મર્યાદામાં રહેલો છે. આમ લોકો તેમનાં ભૌતિક ચક્ષુઓથી દરેક જગ્યાએ આપની હાજરી જોવાને અશક્તિમાન છે, પરંતુ આપની કૃપાથી, મે આપની સકળ શક્તિના કાર્ય ઘણી વાર જોયાં છે, અને તેથી, જ્યારે આપ આપનાથી બિલકુલ અજાણ નહીં એવા પાંડવો વિશે સમાચાર પૂછો છો, ત્યારે આપની જિજ્ઞાસાથી મને જરાય આશ્ચર્ય થતું નથી. મારા વહાલા પ્રભુ! આપની અકળ શક્તિથી, આપ આ પ્રગટ વિશ્વ સર્જો છો, તેનું પાલન કરો છો, અને તેનો ફરીથી વિનાશ કરો છો. કેવળ આપની અકળ શક્તિથી જ આધ્યાત્મિક જગતના' છાયારવરૂપ જેવું આ ભૌતિક જગત, વાસ્તવિક જણાય છે. આપની ભાવિ યોજના શું છે તે કોઈ સમજી શકતું નથી. આપની દિવ્ય સ્થિતિ વિશે દરેક વ્યક્તિ હમેશાં અજ્ઞાત રહે છે. મારી બાબતમાં ફક્ત એટલું જ કે, હુ ફરી ફરીને આપનું સન્માનપૂર્વક પૂજન કરી શકું છું. દૈહિક જ્ઞાનમર્યાદામાં દરેક વ્યક્તિ ભૌતિક વાસનાઓથી પ્રેરાયેલી રહે છે, અને આમ દરેક વ્યક્તિ જન્મ અને મરણના ફેરામાં એક પછી એક નવાં નવાં ભૌતિક શરીરો વિકસાવે છે. જીવન સંબંધી આવા વિચારોમા લીન એવો મનુષ્ય ભૌતિક શરીરના બંધનમાંથી કેવી રીતે બહાર નીકળવું એ જાણતો નથી. આપની નિષ્કારણ કૃપાથી, મારા પ્રભુ, આપ આપની વિવિધ દિવ્ય જાજવલ્યમાન અને યશસ્વી લીલાઓ પ્રગટ કરવા અવતરો છો. તેથી સન્માનપૂર્વક આપનું પૂજન કરવા સિવાય બીજો વિકલ્પ મારી પાસે નથી. મારા વહાલા પ્રભુ, આપ સર્વોચ્ચ પરમબ્રહ્મન્ છો, અને જે રીતે રંગમચ પર નટ તેના મૂળ સ્વરૂપથી ભિન્ન પાઠ ભજવે છે, તે જ રીતે સાધારણ મનુષ્ય જેવા આપના લીલાચરિત્રો આપની કુશળતાપૂર્વકની કરામત છે. આપની ફોઈના પુત્રો, પાંડવોના શુભેચ્છક તરીકે આપે પૃચ્છા કરી છે, અને તેથી હું આપને તેમના ઇરાદાઓ વિશે જણાવું. હવે કૃપા કરીને મને સાંભળો. આપને જણાવવાનું કે યુધિષ્ઠિર રાજા પાસે સર્વોચ્ચ ગ્રહમંડળ—બ્રહ્મલોકમાં મેળવવાને શક્ય હોય, એ સર્વ ભૌતિક ઐશ્વર્ય છે. તેમને ભૌતિક ઐશ્વર્યની ઝખના કરવા જેવું હવે કાંઈ રહ્યું નથી. અને છતાં તેઓ આપને મળવા તેમ જ આપને પ્રસન્ન કરવા રાજસૂય યજ્ઞ ઊજવવા ઇચ્છે છે.

નારદે કૃષ્ણ ભગવાનને માહિતી આપી કે "યુધિષ્ઠિર રાજા એટલા બધા સમૃદ્ધ છે કે આ પૃથ્વીના ગ્રહ પર તેમણે બ્રહ્મલોકનું સર્વ ઐશ્વર્ય પ્રાપ્ત કર્યુ છે. તે સપૂર્ણ સંતુષ્ટ છે. અને તેમને વધારે કોઈ વસ્તુની જરૂર નથી. તે દરેક રીતે પૂર્ણ છે. પરતુ આપની નિષ્કામ કૃપા પ્રાપ્ત કરવા માટે અને આપનુ પૂજન કરવા ઇચ્છે છે. તેથી આપ તેમની ઇચ્છાઓ પરિપૂર્ણ કરો, એવી મારી આપને વિનંતી છે. મારા વહાલા પ્રભુ! યુધિષ્ઠિર રાજા દ્વારા રચાનાર આ મહાન યજ્ઞમાં સર્વે દેવતાઓ અને દુનિયાના ખ્યાતનામ રાજાઓનું મિલન થશે.

"મારા વહાલા પ્રભુ! આપ સર્વોચ્ચ બ્રહ્મન્ પરમેશ્વર છો. જે મનુષ્ય શ્રવણ, કીર્તન અને સ્મરણના નિર્ધારીત નિયમોનું પાલન કરીને, આપની ભક્તિમય સેવામા

પોતાની જાતને જોડે છે, તે ભૌતિક પ્રકૃતિના ગુણોના શ્રેયથી અવશ્ય મુક્ત થાય છે તો પછી જે લોકોને આપનાં દર્શન કરવાની અને આપનો સ્પર્શ કરવાની પ્રત્યક્ષ તક છે, તેમના વિશે તો વાત જ શી કરવી? મારા વહાલા પ્રભુ! આપ દરેક મંગલમય વસ્તુના પ્રતીક છો આપનાં દિવ્ય નામ અને કીર્તિ ઉચ્ચ, મધ્યમ અને નિમ્ન લોક સહિત સમગ્ર વિશ્વમા પ્રવર્તે છે. આપના ચરણકમળને પ્રક્ષાલન કરતુ દિવ્ય જળ, સ્વર્ગમા મદાકિની, પાતાળમા ભોગવતી અને આ પૃથ્વીલોકમાં ગગા તરીકે જાણીતુ છે. આ પવિત્ર, દિવ્ય જળ જે જે જગ્યાએ થઈને વહે છે તેને તેને શુદ્ધ કરે છે આ પવિત્ર, દિવ્ય જળ સમગ્ર વિશ્વમા વહે છે."

મહર્ષિ નારદ દ્વારકાની સુધર્મા રાજસભામાં આવ્યા, તે પહેલાં જ, ભગવાન કૃષ્ણ અને તેમના મંત્રીઓ જરાસંધની રાજધાની ઉપર કેવી રીતે હુમલો કરી શકાય, એનો વિચાર કરતા હતા. તેઓ આ વિષયમાં ગંભીરપણે વિચાર કરતા હતા તેથી, ભગવાન કૃષ્ણે મહારાજ યુધિષ્ઠિરે યોજેલા મહાન રાજસૂય યજ્ઞમા હાજરી આપવા જવું એવી નારદજીની દરખાસ્તે તેમને કંઈ અસર કરી નહીં. કૃષ્ણ ભગવાન, ભગવાન બ્રહ્મા જેવા રાજવીના પણ રાજવી છે, તેથી તેઓ તેમના સાથીઓની ઈચ્છાઓ સમજી શક્યા. તે કારણે તેમને શાત પાડવા માટે, તેમણે ઉદ્ધવને હસતા હસતાં કહ્યુ, "મારા વહાલા ઉદ્ધવ! તમે મારા વિશ્વસનીય શુભેચ્છક મિત્ર તો છો જ, તેથી હું દરેક વસ્તુને તમારી દ્વારા જોવા ઇચ્છુ છું, કારણ કે હુ માનું છુ કે તમારી સલાહ હમેશાં સાચી હોય છે. હું માનું છુ કે તમે સમગ્ર પરિસ્થિતિ સંપૂર્ણપણે સમજો છો તેથી હુ તમારો અભિપ્રાય જાણવા માગું છું. મારે શુ કરવુ જોઈએ? મને તમારામા વિશ્વાસ છે અને તેથી તમે જે કાઈ સલાહ આપશો તે પ્રમાણે હું વર્તીશ."

ઉદ્ધવ જાણતા હતા કે કૃષ્ણ ભગવાન સાધારણ મનુષ્યની જેમ વર્તન કરતા હતા, છતા તેઓ ભૂત, વર્તમાન અને ભવિષ્યની દરેક વસ્તુ જાણતા હતા. પરંતુ ભગવાન તેમની સલાહ લેતા હતા તેથી, ઉદ્ધવજીએ ભગવાનની સેવા કરવાના ઉદ્દેશથી બોલવાની શરૂઆત કરી.



# ૭૦ ઇંદ્રપ્રસ્થ નગરમાં ભગવાન કૃષ્ણ

મહર્ષિ નારદ તથા કૃષ્ણ ભગવાનના બીજા સર્વ સાથીઓની હાજરીમાં ઉદ્ધવજીએ પરિસ્થિતિનો વિચાર કર્યો અને પછીથી તે આ પ્રમાણે બોલ્યા, "મારા વહાલા પ્રભુ! સર્વ પ્રથમ હું કહેવાની રજા માગું છું કે આપની ફોઈના પુત્ર, રાજા યુધિષ્ઠિર મહાન રાજસૂય યજ્ઞ ઊજવવાની તૈયારી કરે છે, તેથી તેમને સંતુષ્ટ કરવા માટે હસ્તિનાપુર જવા મહર્ષિ નારદ મુનિએ આપને વિનંતી કરી છે તેથી, હું ધારું છું, કે આ મહાન સાહસમાં રાજાને મદદ કરવા આપે તત્કાળ ત્યાં જવું જોઈએ. જોકે મહર્ષિ નારદ મુનિએ પાઠવેલા નિમંત્રણનો પ્રથમ સ્વીકાર કરવો તદ્દન જરૂરી છે, છતાં મારા પ્રભુ, શરણે આવેલા જીવને રક્ષણ આપવું એ આપનો ધર્મ છે. આપણે સમગ્ર પરિસ્થિતિ સમજીએ તો, બને હેતુઓ સિદ્ધ થશે. સર્વ રાજાઓ પર વિજય ન મેળવે ત્યાં સુધી, કોઈ રાજસૂય યજ્ઞ ઊજવી શકે નહીં. અર્થાત્ એ સમજવાનું છે કે યુદ્ધખોર રાજા જરાસંધ પર વિજય મેળવ્યા સિવાય રાજા યુધિષ્ઠિર આ મહાયજ્ઞ ઊજવી શકે નહીં.

જેણે સર્વ દિશાઓમાં વિજય પ્રાપ્ત કર્યો હોય તે જ રાજસૂય યજ્ઞ કરી શકે છે. તેથી, બંને હેતુઓ સિદ્ધ કરવા માટે સર્વ પ્રથમ આપણે જરાસંધનો વધ કરવાનો છે. હું વિચારું છું, કે જો આપણે "યેન કેન પ્રકારેણ" જરાસંધ પર વિજય પ્રાપ્ત કરી શકીએ તો પછી સ્વાભાવિક રીતે જ આપણા હેતુઓ સિદ્ધ થશે. કેદી રાજાઓની મુક્તિ થશે, અને ખૂબ જ હર્ષપૂર્વક, જરાસંધે કેદ કરેલા નિર્દોષ રાજાઓને બચાવ્યા હોવાથી આપની દિવ્ય કીર્તિ પ્રસરશે તેનો આનંદ આપણે માણી શકીશું.

"પરંતુ જરાસંધ રાજા સાધારણ મનુષ્ય નથી. જરાસંધનું શારીરિક બળ ૧૦,૦૦૦ હાથીઓ જેટલું છે. તેથી તે મહાન યોદ્ધાઓ માટે પણ મુશ્કેલીરૂપ બન્યો છે. આ રાજા પર વિજય મેળવી શકે એવી કોઈ વ્યક્તિ હોય, તો તે કેવળ ભીમસેન છે કારણ તેનામાં

પણ ૧૦,૦૦૦ હાથીઓનું બળ છે. કેવળ ભીમસેન એકલો જ તેની સાથે યુદ્ધ કરે તો ઘણું ઉત્તમ કહેવાય. જેથી ઘણા સૈનિકોનો બિનજરૂરી સંહાર કરવાની જરૂર ન રહે સૈન્યદળ સાથે આવે, ત્યારે તેને જીતવો ખૂબ જ મુશ્કેલ થઈ પડશે. તેથી આપણે પરિસ્થિતિને વધારે અનુરૂપ યોજના ઘડવી જોઈએ. આપણે જાણીએ છીએ કે જરાસંધ રાજાને બ્રાહ્મણો પ્રત્યે અત્યંત ભક્તિભાવ છે. તે તેમના પ્રત્યે અત્યંત દાનપરાયણ છે, તે બ્રાહ્મણોની કોઈ પણ યાચનાનો કદી અસ્વીકાર કરતો નથી. તેથી હું ધારું છું કે ભીમસેને બ્રાહ્મણનો વેશ લઈ જરાસંધ પાસે જવું જોઈએ, અને તેની પાસેથી ભિક્ષાની માગણી કરવી જોઈએ, અને ત્યાર પછી અંગત રીતે દ્વન્દ્વ યુદ્ધ કરવા આહ્‌વાન આપવું જોઈએ. વળી ભીમસેનના વિજયને માટે, હું ધારું છું કે આપે પણ તેની સાથે જવું જોઈએ જો આપની હાજરીમા લડાઈ થાય તો મને ખાતરી છે ે ેવળ આપની હાજરીથી જ ભીમસેન વિજયી નીવડશે, કારણ કે આપની હાજરીથી જ દરેક અસંભવિત વસ્તુ સભવિત બને છે જેમ કે ભગવાન બ્રહ્મા વિશ્વને સર્જે છે અને ભગવાન શિવ તેનો પ્રલય કરે છે.

"હકીકતમાં, આપ સમગ્ર પ્રગટ વિશ્વનું સર્જન અને વિનાશ કરો છો, ભગવાન બ્રહ્મા અને ભગવાન શિવ તો બાહ્યદષ્ટિએ નિમિત્ત કારણરૂપ છે. અદશ્ય કાળ તો કેવળ આપનું નિર્વિશેષ સ્વરૂપ છે. હકીકતમાં સર્જન અને પ્રલય એ જ કરે છે. દરેક વસ્તુ કાળ તત્ત્વના નિયંત્રણ નીચે છે. જો આપના અંશાવતાર એવા ભગવાન બ્રહ્મા અને ભગવાન શિવ દ્વારા આવા આશ્ચર્યજનક કાર્યો કરાવે તો, શું ભીમસેન આપની વ્યક્તિગત હાજરીથી જ જરાસંધને નહીં જીતી શકે? મારા વહાલા પ્રભુ! જ્યારે જરાસધનો વધ થશે ત્યારે, કેદ કરાયેલા સર્વ રાજાઓની રાણીઓ આપની કૃપાથી મુક્ત કરાયેલા તેમના પતિદેવોને જોઈને કેટલી હર્ષ પામશે? તે સર્વ આપના યશ ગાવા માંડશે. શંખાસુરના હાથમાંથી મુક્તિ મળતાં ગોપીઓ ખુશ થયેલી તે જ રીતે તેઓ પ્રસન્ન થશે સર્વે મહર્ષિઓ, હાથીઓમાં રાજા ગજેન્દ્ર લક્ષ્મીદેવી, સીતા અને આપનાં માતાપિતા સુધ્ધાંત, સર્વે આપની નિષ્કારણ કૃપાથી મુક્તિ પામ્યાં હતાં. એ રીતે અમને પણ મુકિત મળી છે. અમે આપની દિવ્ય પ્રવૃત્તિમાં યશોગાન હમેશાં કરીએ છીએ.

"તેથી, હું ધારું છું કે જરાસંધના વધનું કામ પ્રથમ હાથ ધરીએ તેનાથી સ્વાભાવિક રીતે જ બીજી ઘણી સમસ્યાઓ હલ થશે. કેદ કરાયેલા રાજાઓ પુણ્યકાર્યોથી અથવા જરાસધના પાપોથી હસ્તિનાપુરમાં યોજાઈ રહેલા રાજસૂય યજ્ઞની ઉજવણી તો થશે જ.

"મારા પ્રભુ! એમ જણાય છે કે આપ સ્વયં આ મહાયજ્ઞની ઉજવણીમાં ભાગ લેવા હસ્તિનાપુર જશો, જેથી જરાસંધ અને શિશુપાલ જેવા અસુર રાજાઓને જીતી શકાય. કેદ કરાયેલ પુણ્યશાળી રાજવીઓને મુક્તિ મળે, અને સાથે જ મહાન રાજસૂય યજ્ઞ ઊજવી શકાય. આમ સર્વ મુદ્દાઓનો વિચાર કરતાં હું ધારું છું કે આપે તત્કાળ હસ્તિનાપુર તરફ પ્રયાણ કરવું જોઈએ."

ઉદ્ધવની આ સલાહ રાજસભામાં ઉપસ્થિત રહેલા સર્વેએ સ્વીકારી, અને દરેક વ્યક્તિએ વિચાર્યું કે ભગવાન કૃષ્ણનું હસ્તિનાપુરગમન સર્વ દૃષ્ટિએ લાભકર્તા નીવડશે. મહર્ષિ નારદ, યદુવંશના વયોવૃદ્ધ વડીલ અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સ્વયં શ્રીકૃષ્ણ એમ સર્વેએ ઉદ્ધવના વિધાનને ટેકો આપ્યો. ત્યાર પછી ભગવાન કૃષ્ણે તેમના પિતાશ્રી વસુદેવ અને દાદા ઉગ્રસેનની રજા લીધી, અને તેઓએ તરત જ તેમના સેવકો દારુક તથા જૈત્રને હસ્તિનાપુર તરફ પ્રયાણ કરવાની તૈયારી કરવાની આજ્ઞા કરી. જ્યારે દરેક વસ્તુની તૈયારી થઈ ગઈ ત્યારે, ભગવાન કૃષ્ણે યદુરાજા, ઉગ્રસેન, તથા બલરામ પ્રભુની વિદાય લીધી, અને તેમની રાણીઓ, કુંવરો તથા અન્ય જરૂરી માલસામાન પહેલેથી મોકલાવી દઈ, તેઓ ગરુડચિહ્નઅંકિત ધ્વજાવાળા તેમના રથ ઉપર આરૂઢ થયા

શોભાયાત્રા નીકળતાં પહેલાં, ભગવાન કૃષ્ણે મહર્ષિ નારદને વિવિધ પ્રકારે પૂજવા-લાયક વસ્તુઓનો અર્ઘ્ય અર્પણ કરી સંતુષ્ટ કર્યા. નારદજી કૃષ્ણના ચરણકમળમાં પ્રણામ કરવા ઇચ્છતા હતા, પરંતુ ભગવાન માનવચરિત કરી રહ્યા હતા તેથી, તેમણે મનોમન તેમનું પૂજન કર્યું અને ભગવાનના દિવ્ય સ્વરૂપને હૃદયમાં ધારણ કરીને તેમણે રાજસભા-માંથી આકાશમાર્ગે પ્રયાણ કર્યું. સામાન્ય રીતે નારદ ઋષિ પૃથ્વીના પટ ઉપર કદી નીકળી ફરતા નથી, પરંતુ બાહ્યાવકાશમાં પ્રવાસ કરે છે. નારદજીના ગમન પછી, ભગવાન કૃષ્ણે કેદી રાજાઓ તરફથી આવેલા દૂતને સંબોધન કર્યું. તેમણે તેને જણાવ્યું કે તેઓએ ચિંતા કરવાની જરૂર નથી. તેઓ ઘણા ટૂંકા સમયમાં મગધના રાજા જરાસંધના વધની તૈયારી કરશે. આમ તેઓએ સર્વ કેદી રાજાઓ અને દૂતને શુભેચ્છા પાઠવી. ભગવાન કૃષ્ણ પાસેથી આ ખાતરી મળ્યા પછી, દૂત કેદી રાજાઓ પાસે પાછો ગયો અને ભગવાનના ભાવિ આગમનના સુખદ સમાચાર તેઓને જણાવ્યાં. સમાચાર સાંભળી સર્વે રાજાઓ આનંદમાં આવી ગયા અને પ્રભુના આગમનની આતુર બની રાહ જોવા લાગ્યા.

હાથીઓ, ઘોડેસવારો, પગપાળા અને એવા જ બીજા રાજવીય પાર્ષદો સહિત બીજા ઘણા રથો સાથે ભગવાન કૃષ્ણનો રથ આગળ વધવા લાગ્યો. ઢોલ, નગારા, શરણાઈઓ, શંખ અને ભેરી એ સર્વનો ઉચ્ચ મંગલમય ધ્વનિ સર્વ દિશાઓમાં પ્રસરવા લાગ્યો. ભગવાન કૃષ્ણનાં આદર્શ પત્ની મહાલક્ષ્મી રુકિમણીદેવીના નેતૃત્વ નીચે સોળ હજાર રાણીઓએ પોતપોતાના પુત્રો સહિત, ભગવાન કૃષ્ણનું અનુસરણ કર્યું. તેમણે અમૂલ્ય વસ્ત્રો અને સુશોભિત ઘરેણાં ધારણ કર્યા હતાં, અને તેમના દેહને ચંદનનો લેપ લગાડયો હતો. તેમ જ સુગંધીમય પુષ્પોના હાર પહેર્યા હતા. રેશમી ધજાઓ અને સુવર્ણની પટીઓથી સુશોભિત પાલખીઓમાં બેસીને, તે તેમના યશસ્વી પતિ, ભગવાન કૃષ્ણને અનુસર્યા. પગપાળા સૈનિકોના હાથમાં ઢાલ, તલવારો તથા ભાલા હતાં, અને રાણીઓના રાજકીય અંગરક્ષકો તરીકે કામ કરતા હતા. સરઘસની પાછલી હરોળમાં બીજા સર્વે અનુ-યાયીઓની પત્ની અને બાળકો હતાં, અને ત્યાં બીજી ઘણી સમાજસેવિકાઓ અનુસરી

રહાં હતો ભાર ઊંચકનારાં પશુઓમાં આખલા, પાડા, ખચ્ચરો અને ગધેડાંઓ તંબૂ, પથારીઓ અને શેતરંજીઓનો બોજો ઉપાડયો હતો અને પાછળ અનુસરી રહેલી સ્ત્રીઓ ઊંટો પર સજાવેલી વિવિધ પાલખીઓમાં બેઠી હતી. આ નયનરમ્ય વરઘોડા સાથે સાથે જનતાનો ધ્વનિ થતો હતો અને વિવિધ રંગી ધજાઓ, છત્ર તથા ચામર અને વિવિધ પ્રકારનાં શસ્ત્રો, વસ્ત્રો, અલંકારો, માથાના ટોપ અને લશ્કરી સરંજામને લીધે શોભામાં અભિવૃદ્ધિ થતી હતી સૂર્યના પ્રકાશમાં પ્રતિબિંબિત થતો વરઘોડો ઊછળતાં મોજાં તથા મોટાં મોટાં માછલાંથી ભરપૂર એવા સાગરસમો જણાતો હતો. આ રીતે ધીરે ધીરે ભગવાન કૃષ્ણના વરઘોડાએ આનર્ત (ગુજરાત), સૌવીર (સૌરાષ્ટ્ર), રાજસ્થાનનું મહા રણ અને ત્યાર પછીથી કુરુક્ષેત્ર વટાવીને હસ્તિનાપુર(નવી દિલ્હી)ની દિશામાં પ્રયાણ કર્યું. એ રાજ્યની અંદર ઘણા પર્વતો, નદીઓ, ગામડાં, મહાનગરો, લીલી હરિયાળી અને ખનિજ દ્રવ્યોથી ભરપૂર ખેતરો હતાં. વરઘોડો ને ' માર્ગમાં આ સર્વ સ્થળોએથી પસાર થયો. હસ્તિનાપુરના માર્ગે ભગવાને, સરસ્વતી તથા દૃષ્વતી એ બે મોટી નદીઓ પસાર કરી. ત્યાર પછી તેમણે પાંચાલ અને મત્સ્યના પ્રદેશો પસાર કર્યા. આ રીતે છેવટે તેઓ ઇન્દ્રપ્રસ્થ આવી પહોંચ્યા.

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણનો પ્રેક્ષકગણ કંઈ સામાન્ય પ્રકારનો નથી. તેથી જ્યારે યુધિષ્ઠિર રાજાએ સાંભળ્યું કે ભગવાન કૃષ્ણ તેમની રાજધાની હસ્તિનાપુરમાં આવી પહોંચ્યા હતા ત્યારે અત્યંત આનંદોલ્લાસમાં રોમાંચિત થયા, અને ભગવાનનું યથોચિત સ્વાગત કરવા માટે, તે તરત જ નગરની બહાર આવ્યા. તેમણે સંગીતનાં વિવિધ વાદ્યો વગાડવાની અને ગીતો ગાવાની આજ્ઞા કરી અને નગરના વિદ્વાન બ્રાહ્મણો વેદોની ઋચાઓ ઉચ્ચ સ્વરે ગાવા લાગ્યા.

ભગવાન કૃષ્ણ ઇન્દ્રિયોના સ્વામી ઋષિકેશ તરીકે જાણીતા છે. અને ઇન્દ્રિયો ચૈતન્યમાં વિલીન બને એ જ રીતે યુધિષ્ઠિર રાજા તેમનું સ્વાગત કરવા અગ્રેસર થયા. યુધિષ્ઠિર રાજા કૃષ્ણના વડીલ પિતરાઇ બંધુ હતા. સ્વાભાવિક રીતે તેમને ભગવાન પ્રત્યે ગાઢ સ્નેહ હતો, અને તેમને જોતાંની સાથે જ તેમનું હૃદય ગાઢ સ્નેહ તથા મમતાથી ઊભરાઈ ગયું. ઘણા દિવસોથી તેમને ભગવાનનાં દર્શન થયા ન હતાં, તેથી તેમને તેમની સન્મુખ ઘણા સમય પછી ઉપસ્થિત થયેલા જોઈને પોતાની જાતને ભાગ્યશાળી માની તે રાજા યુધિષ્ઠિર કૃષ્ણ ભગવાનને અત્યંત પ્રેમપૂર્વક ફરી ફરી ભેટવા લાગ્યા.

ભગવાન કૃષ્ણનું સનાતન સ્વરૂપ લક્ષ્મીદેવીનું સનાતન સ્થાન છે. જેવું યુધિષ્ઠિર રાજાએ તેમને આલિંગન આપ્યું કે તરત જ, તે ભૌતિક અસ્તિત્વની સર્વ અસરથી મુક્ત થયા. તેમને તરત જ દિવ્યાનંદ થયો, અને તે સુખના સાગરમાં ડૂબી ગયા. તેમની આંખોમાં અશ્રુ આવ્યાં અને તેમનું શરીર દિવ્યાનંદમાં કંપવા લાગ્યું. પોતે આ ભૌતિક

જગતમાં જીવતા હતા એ વસ્તુ તે સદંતર ભૂલી ગયા. એ પછીથી, ભગવાન કૃષ્ણ તેમના પોતાના મામાના દીકરા છે એ વિચારે પાંડવોના બીજા ભાઈ ભીમસેન હસી પડયા. તથા તેમને આલિંગન આપ્યું અને આમ તે દિવ્યોલ્લાસમાં એવા ડૂબી ગયા. ભીમસેન પણ ઘડીભર દિવ્યોલ્લાસમાં એવા અભિભૂત થઈ ગયા કે પોતાનું ભૌતિક અસ્તિત્વ ભૂલી ગયા. ભગવાન કૃષ્ણ સ્વયં બીજા ત્રણ પાંડવો, અર્જુન, નકુલ અને સહદેવને ભેટયા. એ ત્રણેય ભાઈઓની આંખો પણ આંસુઓથી છલકાઈ ગઈ, અને અર્જુન ફરી ફરીને કૃષ્ણને ભેટવા લાગ્યો, કારણ કે તે બંને પરમ મિત્રો હતા. ભગવાન કૃષ્ણે આલિંગન આપ્યા પછીથી, બંને નવયુવાન પાંડવ બંધુઓ, તેમનું સન્માનપૂર્વક પૂજન કરવા માટે તેમના ચરણકમળમાં ઢળી પડયા.

ત્યાર પછીથી ભગવાન કૃષ્ણએ ત્યાં ઉપસ્થિત રહેલા બ્રાહ્મણો તેમ જ કુરુવંશના વયોવૃદ્ધ સભ્યો, ભીષ્મ, દ્રોણ અને ધૃતરાષ્ટ્રને પ્રણામ કર્યા. ત્યાં કુરુ, સંજય અને કૈકય જેવા જુદા જુદા રાજ્યના રાજવીઓ હતા, અને ભગવાન કૃષ્ણે તેમની સાથે અભિવાદનની આપ-લે કરી, બ્રાહ્મણો સહિત સૂતો, માગધો અને બંદિતી જેવા વ્યવસાયી ગાયકોએ ભગવાનની આદરપૂર્વક પ્રશસ્તિઓ ગાવાની શરૂ કરી. કલાકારો તથા ગાંધર્વો જેવા ગવૈયાઓ તેમ જ રાજ્યના વિદૂષકોએ નગારાં, શંખ, દુંદુભિ, વીણા, મૃદંગ અને રણશિંગા વગાડવાની શરૂઆત કરી, અને તેમણે ભગવાનને પ્રસન્ન કરવા પોતાની નૃત્યકલાનું દિગ્દર્શન કરાવ્યું. આમ સર્વખ્યાત પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણે દરેક દૃષ્ટિએ ઐશ્વર્યપૂર્ણ એવા મહાનગર હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો. જ્યારે ભગવાન કૃષ્ણ નગરમાં પ્રવેશ કરતા હતા ત્યારે ત્યાં ઉપસ્થિત સર્વે લોકો, અંદર અંદર પ્રભુના દિવ્યનામ, ગુણ, સ્વરૂપ વગેરેની પ્રશંસા કરતા કરતા પ્રભુના યશની વાતો કરતા હતા.

હસ્તિનાપુરમાંના માર્ગો, શેરીઓ અને ગલીઓમાં મદોન્મત્ત હાથીઓની સૂંઢોમાંથી સુગંધીદાર જળનો સર્વત્ર છંટકાવ કરવામાં આવ્યો હતો. નગરનાં વિવિધ સ્થળોમાં મકાનો અને શેરીઓ રંગબેરંગી ધજાઓ તથા પતાકાઓથી શોભતાં હતાં. સામસામી દિશાઓમાંથી અગત્યના માર્ગો મળતા હોય એવા ચાર રસ્તા પર આવેલા દરવાજાને સુવર્ણથી મઢીને સુશોભિત કરવામાં આવ્યા હતા. આ સુંદર શણગારોને લીધે નગરનું ઐશ્વર્ય અલૌકિક લાગતું હતું. આ મહોત્સવમાં ભાગ લેવા સર્વ નગરજનો રંગબેરંગી નવાં વસ્ત્રો પરિધાન કરી સુશોભિત શણગારો સજી પુષ્પના હાર ધારણ કરી, અને સુગંધિત અત્તરોથી સુગંધ પ્રસરાવતા પ્રસરાવતા આમતેમ એકત્રિત થતા, પ્રત્યેક ઘરની દીવાલો, સ્થંભો, પાયા અને જુદા જુદા ખૂણાઓમાં સેંકડો અને હજારો દીપકોથી દેદિપ્યમાન કરાયા હતા, અને દૂર દૂરથી જ્યોતિ પ્રસરાવતા દીપકો દીપાવલિના ઉત્સવની યાદ કરાવતા હતા. (દિવાળી હિન્દુ પંચાંગ પ્રમાણે નવું વર્ષ શરૂ થતાં ઉજવાતું વિશિષ્ટ પર્વ) મકાનોની દીવાલોની અંદર

સુગંધિત અગરબત્તીઓ બળતી હતી અને બારીમાંથી નીકળતી ધૂપની સુવાસ સમગ્ર વાતાવરણને અત્યંત પ્રસન્ન બનાવતી હતી. દરેક મકાન પર ધ્વજાઓ ફરફરતી હતી, અને અગાસીઓમાં ગોઠવાયેલા સુવર્ણ જળકુંભો અત્યંત તેજસ્વી રીતે ઝળહળતા હતા.

આમ ભગવાન કૃષ્ણે પાંડવોના નગરમાં પ્રવેશ કર્યો અને સુંદર વાતાવરણથી તે હર્ષ પામ્યા, અને ધીરે ધીરે આગળ વધ્યા. જ્યારે દરેક ઘરની સુંદર કન્યાઓએ સાંભળ્યું કે અદ્વિતીય, અદ્‌ભુત દર્શનીય, ભગવાન કૃષ્ણ માર્ગ પરથી પસાર થતા હતા, ત્યારે તેઓ આ વિખ્યાત પ્રભુનું દર્શન કરવા માટે અત્યંત આતુર બની. તેઓ તેમનું દર્શન કરવાની ઉતાવળમાં અધીરી થવાથી, તેમના અંબોડા શિથિલ થયા અને તેમની ચુસ્ત રીતે પહેરેલી સાડીઓ પણ ઢીલી થઈ ગઈ. તેમણે તેમનાં ઘરકામ ત્યજી દીધાં, અને જે સ્ત્રીઓ પોતપોતાના પતિદેવો સાથે શયનગૃહમાં પોઢી ગઈ હતી, તેમણે તેનો તત્કાળ ત્યાગ કર્યો અને સીધી ભગવાન કૃષ્ણના દર્શનાર્થે શેરીઓમાં નીકળી પડી.

હાથી, ઘોડા, રથ અને પદાતિઓની શોભતી યાત્રાનું દૃશ્ય અત્યંત ભીડાભીડવાળું હતું. કેટલીક સ્ત્રીઓ ટોળાંમાં બરાબર જોઈ ન શકાય, એથી ઘરના છાપરે ચઢી ગઈ. તેઓ ભગવાન કૃષ્ણને તેમની હજારો રાણીઓ સહિત પસાર થતા જોઈ હર્ષ પામી. તેઓ વરઘોડા પર પુષ્પોનો વરસાદ વરસાવવા લાગી, અને તેમણે ભગવાન કૃષ્ણને મનોમન આલિંગન કર્યું અને હૃદયપૂર્વક તેમનું પૂર્ણ સ્વાગત કર્યું. જ્યારે, તેમણે ઘણા તારલાઓથી વીંટાયેલા પૂર્ણિમાના ચંદ્ર સમા એવા કૃષ્ણને તેમની અનેક રાણીઓની મધ્યમાં દર્શન કર્યાં ત્યારે તેઓ અંદરોઅંદર વાતચીત કરવા લાગી.

એક કન્યાએ બીજી કન્યાને કહ્યું: "વહાલી સખી, આ રાણીઓએ કોણ જાણે કેવાંય પુણ્યો કર્યાં હશે, કે તેઓ કૃષ્ણના હસતા મુખ અને સ્નેહાળ દૃષ્ટિને નીરખવાનો આનંદ હમેશાં પ્રાપ્ત કરી રહી છે, એનું અનુમાન કરવું અત્યંત મુશ્કેલ છે." ભગવાન કૃષ્ણ આ રીતે માર્ગમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યારે, થોડા થોડા સમયને અંતરે કેટલાક શ્રીમતો, આદરણીય અને પાપમુક્ત શ્રીમંત નગરજનો, નગર તરફથી સ્વાગત કરવા માટે ભગવાનને મગલમય વસ્તુઓ અર્પણ કરતા. આમ લોકો નમ્ર સેવકો તરીકે તેમનું પૂજન કરતા હતા

ભગવાન કૃષ્ણે રાજમહાલયમાં પ્રવેશ કર્યો ત્યારે, સર્વ સ્ત્રીઓ તેમનું દર્શન થતાં જ, સ્નેહથી પરવશ બની તેમણે તેમની પ્રત્યે સ્નેહ વરસાવતી દૃષ્ટિથી કૃષ્ણનું સ્વાગત કર્યું અને ભગવાન કૃષ્ણે સ્મિત કરીને તેમની લાગણીઓ અને સ્વાગતનો સ્વીકાર કર્યો. જ્યારે પાંડવોની માતા કુંતીએ તેમના ભત્રીજા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન કૃષ્ણનાં દર્શન કર્યાં ત્યારે સ્નેહ અને લાગણીઓથી દ્રવી ગયાં. તે તરત જ તેમની શય્યા છોડીને

ઊભાં થયાં, અને તેમની પુત્રવધૂ દ્રૌપદી સાથે તેમની સમક્ષ ઉપસ્થિત થયા અને, માતૃસ્નેહ ઊભરાતાં તેમણે આલિંગન કર્યું. રાજા યુધિષ્ઠિરે કૃષ્ણને મહેલમાં પ્રવેશ કરાવ્યો, કે તરત જ હર્ષોલ્લાસમાં એટલા બધા મૂંઝાઈ ગયા કે તે યોગ્ય રીતે કૃષ્ણનું સ્વાગત કરવા માટે અને પૂજન કરવા માટે તે સમયે શું કરવું તે લગભગ ભૂલી ગયા.

ભગવાન કૃષ્ણે કુન્તી અને બીજી વયોવૃદ્ધ સ્ત્રીઓનું આનંદપૂર્વક સન્માન અને વંદન કર્યાં. તેમની નાની બહેન સુભદ્રા, દ્રૌપદી સાથે ત્યાં ઊભાં હતાં, અને બન્ને જણાંએ ભગવાનના ચરણકમળનું સન્માનપૂર્વક પૂજન કર્યું. દ્રૌપદી તેમનાં સાસુની સૂચના-અનુસાર વસ્ત્રો, આભૂષણો અને પુષ્પહારો લાવ્યાં, અને રાણી રુક્મિણી, સત્યવતી, ભદ્રા, જાંબવતી, કાલિંદી, મિત્રવિંદા, લક્ષ્મણા અને સેવાપરાયણ સત્યાનું સ્વાગત કર્યું. ભગવાન કૃષ્ણની આઠ પટરાણીઓનું પ્રથમ સ્વાગત કરવામાં આવ્યું અને ત્યાર પછીથી બાકીની બીજી રાણીઓનું યથોચિત સ્વાગત કર્યું. યુધિષ્ઠિર રાજાએ કૃષ્ણના વિરામ માટે તૈયારીઓ કરી અને જોયું, કે તેમની સાથે આવનાર સર્વે એટલે તેમની રાણીઓ, તેમના સૈનિકો, તેમના મંત્રીઓ અને સાધનો સર્વેને યથાયોગ્ય સ્થાન મળ્યાં હતાં. એમણે એવી યોજના કરી હતી કે તેઓ પાંડવોના મહેમાનો તરીકે રહે તે દરમ્યાન દરરોજ આવનવા સ્વાગતનો અનુભવ થાય.

આ જ સમય દરમ્યાન, ભગવાન કૃષ્ણે અર્જુનની મદદથી અગ્નિદેવને સંતુષ્ટ કરવા, ખાંડવવનનું ભક્ષણ કરવા અગ્નિને રજા આપી. વનમાં આગ લાગી ત્યારે, જંગલમાં સંતાતા ફરતા મયદાનવને કૃષ્ણે બચાવ્યો. આમ બચી જતાં, મયદાનવને કૃષ્ણ ભગવાન અને પાંડવો પ્રત્યે આભારની લાગણી થઈ અને તેણે હસ્તિનાપુર નગરીમાં આશ્ચર્યજનક રાજ્યસભા બાંધી. આ રીતે, યુધિષ્ઠિર રાજાને પ્રસન્ન કરવા માટે, ભગવાન કૃષ્ણ હસ્તિનાપુર નગરીમાં કેટલાક મહિનાઓ સુધી રહ્યા. તેમના વસવાટ દરમ્યાન, તે આમતેમ વિહરવાનો આનંદ લેવા નીકળતા. તે અર્જુન સાથે રથમાં બેસીને નીકળતા, અને ઘણા યોદ્ધાઓ તથા સૈનિકો તેમને અનુસરતા.



# ૭૧ રાજા જરાસંધની મુક્તિ

આદરણીય પુરુષો, નગરજનો, મિત્રો, સગાંવહાલાં, બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈષ્ણવોની મહાન રાજ્યસભામાં યુધિષ્ઠિર રાજાએ તેમના ભાઈઓ સહિત, સર્વની ઉપસ્થિતિમાં ભગવાન કૃષ્ણને પ્રત્યક્ષ રીતે આ પ્રમાણે સંબોધન કર્યું : "મારા વહાલા પ્રભુ મહારાજ રાજસૂય યજ્ઞ નામે જાણીતો યજ્ઞ ઊજવનારા છે, અને આ યજ્ઞ સર્વ યજ્ઞોનો રાજા ગણાય છે. આ યજ્ઞ ઊજવીને, આ ભૌતિક જગતમાં આપના શક્તિદત્ત પ્રતિનિધિઓ, એટલે સર્વ દેવતાઓને, હું સંતુષ્ટ કરવા ઇચ્છું છું, અને મારી ઇચ્છા છે કે આપ આ મહાન સાહસમાં કૃપા કરીને મદદ કરશો, જેથી એ સફળ રીતે પૂરો થઈ શકે. અમને પાંડવોને છે ત્યાં સુધી, દેવતાઓ પાસેથી અમારે કાંઈ માંગવાનું નથી. આપના ભક્તો હોવાથી અમે વ્યક્તિગત રીતે સંપૂર્ણ રીતે સંતુષ્ટ છીએ. આપે ભગવદ્ગીતામાં કહ્યું છે કે ભૌતિક વાસનાઓથી ભ્રમિતચિત્ત થયેલા લોકો દેવતાઓનું પૂજન કરે છે પરંતુ અમારો હેતુ જુદો છે. હું આ રાજસૂય યજ્ઞ ઊજવીને દેવતાઓને એ દર્શાવવા આમંત્રણ આપું છું કે તેમની પાસે આપનાથી સ્વતંત્ર સત્તા નથી. તેઓ સર્વે આપના સેવકો છે, અને આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. ઓછા જ્ઞાનવાળા મૂર્ખ લોકો આપને સાધારણ મનુષ્ય ગણે છે. કેટલીક વાર તેઓ આપનામાં દોષ નીરખવાનો પ્રયત્ન કરે છે, અને કેટલીક વાર તેઓ આપની કીર્તિ કરે છે. તેથી હું આ રાજસૂય યજ્ઞ ઊજવવા ઇચ્છું છું. ભગવાન બ્રહ્મા, ભગવાન શિવ અને બીજા સ્વર્ગ લોકના યશસ્વી દેવતાઓથી માંડીને સર્વ દેવતાઓને આમંત્રણ આપવા ઇચ્છું છું, વળી વિશ્વના સર્વ ભાગોમાંથી આવેલા દેવતાઓની એ મહાન રાજસભામાં હું પુરવાર કરવા ઇચ્છું છું કે આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો અને દરેક મનુષ્ય આપનો સેવક છે.

"મારા વહાલા પ્રભુ! જેઓ સતત કૃષ્ણભાવનામાં રહે છે, અને આપના ચરણ-કમળનો અથવા આપની પાદુકાઓનો વિચાર કરે છે, તેઓ ચોક્કસ રીતે ભૌતિક જીવનની

સર્વ કલુષિતતાથી મુક્ત થાય છે. જે મનુષ્યો સંપૂર્ણ રીતે કૃષ્ણભાવનામાં આપની સેવામાં જોડાયેલા રહે છે, જે કેવળ આપનું ધ્યાન કરે છે તે અથવા જે આપની પ્રાર્થનાઓ કરે છે, તેઓ પવિત્ર આત્માઓ છે. કૃષ્ણભાવનામાં નિરંતર રોકાયેલા હોવાથી, આવા મનુષ્યો વારંવાર થતા જન્મ અને મરણની ઘટમાળથી મુક્ત થાય છે. તેઓ ભૌતિક જગતથી મુક્ત અથવા ભૌતિક ઐશ્વર્ય સુધ્ધાંત ભોગવવા ઇચ્છતા નથી. કૃષ્ણ ભગવાનની પ્રવૃત્તિઓથી તેઓની ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે. અમારી બાબતમાં તો અમે સંપૂર્ણપણે આપનાં ચરણકમળને શરણે આવેલા છીએ, અને આપની કૃપાથી અમે એવા સદ્ભાગી છીએ કે આપનાં પ્રત્યક્ષ રીતે દર્શન કરવાને ભાગ્યશાળી છીએ. તેથી, સ્વાભાવિક રીતે અમને ભૌતિક ઐશ્વર્યની ઝંખના નથી. વેદશાસ્ત્રોનો એ ડહાપણભર્યો નિર્ણય છે, કે આપ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. આ હકીકત પ્રસ્થાપિત કરવાની મારી ઇચ્છા છે. તદુપરાંત પૂર્ણ પરમેશ્વર પુરુષોત્તમ તરીકેની સ્વીકૃતિ અને આપની સાધાર શક્તિશાળી ઐતિહાસિક વ્યક્તિ તરીકેની સ્વીકૃતિ વચ્ચેનો ભેદ હું જગતને દર્શાવવા ઇચ્છું છું. જેવી રીતે મનુષ્ય કેવળ વૃક્ષના મૂળને જળસિંચન કરીને સમગ્ર વૃક્ષની ડાળીઓ, કૂંપળો, પત્ર અને પુષ્પોનું તે પોષણ કરી શકે છે, એ જ રીતે, હું મનુષ્ય કેવળ આપના ચરણકમળનું શરણું સ્વીકારીને જીવનમાં સર્વોચ્ચ પૂર્ણત્વની પ્રાપ્તિ કરી શકે છે. હું જગતને એમ જણાવવા ઇચ્છું છું કે જો મનુષ્ય કૃષ્ણભાવનામય જીવન અપનાવે તો, તેનું જીવન ભૌતિક અને આધ્યાત્મિક બંને રીતે પરિપૂર્ણ થાય છે.

"આનો અર્થ એવો નથી થતો કે આપ કૃષ્ણભાવનામય વ્યક્તિ પ્રત્યે પક્ષપાત ધરાવો છો. અને કૃષ્ણભાવનાથી વિમુખ વ્યક્તિ પ્રત્યે બેપરવાહ છો. આપ દરેક મનુષ્ય પ્રત્યે સમભાવે વર્તો છો; એવું આપે જાહેર કર્યું છે. આપ એક વ્યક્તિ પ્રત્યે પક્ષપાતી બનો અને બીજાઓ પ્રત્યે બેપરવાહ રહી શકો નહીં. કારણ આપ દરેક મનુષ્યના હૃદયમાં પરમાત્મા તરીકે બિરાજો છો અને તેમની સકામ પ્રવૃત્તિઓનાં કર્મ અનુસાર ફળ આપો છો. દરેક જીવાત્માને તેની ઇચ્છા પ્રમાણે આ ભૌતિક જગતનો ઉપયોગ કરવાની તક આપો છો. પરમાત્મા તરીકે આપ જીવાત્મા સાથે તેના શરીરમાં વસો છો, અને તેને તેનાં કર્મોનું ફળ આપો છો, તેમ જ કૃષ્ણભાવના વિકસાવીને, આપની સેવાભક્તિ તરફ વળવાની તક આપો છો. આપ ખુલ્લી રીતે જાહેર કરો છો કે મનુષ્યે બીજી સર્વ પ્રવૃત્તિઓ ત્યજી દઈને, આપને શરણે આવવું જોઈએ, અને તેને તેનાં પાપોનાં પરિણામોથી રાહત આપીને તેને તમારે મનવાંછિત ફળ આપનારા કલ્પવૃક્ષ સમા છો. દરેક મનુષ્ય સર્વોચ્ચ પૂર્ણત્વ પ્રાપ્ત કરવાને મુક્ત છે, પરંતુ જો મનુષ્યની એવી ઇચ્છા ન હોય તો, આપ એને નિમ્નકક્ષાનું ફળ આપો તો એ આપનો પક્ષપાત નથી.

યુધિષ્ઠિર રાજાનું આવું વિધાન સાંભળીને કૃષ્ણ ભગવાને આ પ્રમાણે પ્રત્યુત્તર વાળ્યો, "મારા વહાલા રાજા યુધિષ્ઠિર, હે શત્રુઓના વિનાશક, હે ન્યાયની જીવંત મૂર્તિ,

રાજસૂય યજ્ઞ કરવાના તમારા નિર્ણયને હું સંપૂર્ણ રીતે ટેકો આપું છું. આ યજ્ઞ ઊજવવાથી, માનવ સંસ્કૃતિના ઇતિહાસમાં આપનું શુભ નામ હંમેશને માટે પ્રસ્થાપિત થશે. મારા વહાલા રાજન્, હું તમને જણાવું છું કે તમે આ યજ્ઞ કરો એવી, આપના પૂર્વજો, દેવતાઓ, આપનાં સગાંસંબંધીઓ અને મારા સહિત સર્વ મિત્રોની ઇચ્છા છે. વળી હું ધારું છું કે તેનાથી અનેક જીવો સંતુષ્ટ થશે. પરંતુ જરૂરી હોવાથી મારે આપને વિનંતી કરવાની કે આપ સર્વપ્રથમ દુનિયાના સર્વ રાજાઓ ઉપર વિજય પ્રાપ્ત કરો અને આ મહાયજ્ઞ ઊજવવા માટે જરૂરી સર્વ સામગ્રી એકઠી કરો. મારા વહાલા રાજા યુધિષ્ઠિર, તમારા ચારે ભાઈઓ વરુણ, ઇન્દ્ર વગેરે દેવતાઓના પ્રત્યક્ષ પ્રતિનિધિઓ છે. (એમ કહેવાય છે કે ભીમનો જન્મ વરુણદેવથી અને અર્જુનનો જન્મ ઇન્દ્રદેવથી થયો હતો, જ્યારે યુધિષ્ઠિર પોતે યમરાજાથી જન્મ્યા હતા.) તમારા ભાઈઓ મહાન નરવીરો છે, અને તમે અત્યંત પવિત્ર તથા આત્મસંયમી રાજા છો, અને તેથી તમે ધર્મરાજા તરીકે જાણીતા છો. તમે સર્વે મારી ભક્તિમય સેવામાં એવા સફળ નીવડેલા છો કે સ્વાભાવિક રીતે તમે મારી બરાબરી કરી શકો તેમ છો."

ભગવાન શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર રાજાને કહ્યું કે, જે મનુષ્યે પોતાની ઇન્દ્રિયો ઉપર વિજય મેળવ્યો હોય છે, તેના સ્નેહથી પોતે જિતાય છે. જે મનુષ્યે તેની ઇન્દ્રિયો ઉપર વિજય મેળવ્યો નથી, તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને જીતી શકતો નથી. ભક્તિમય સેવાનું આ રહસ્ય છે. ઇન્દ્રિયો ઉપર વિજય મેળવવો, એટલે તેમને ભગવાનની સેવામાં નિરંતર જોડવી. સર્વે પાંડવોનો વિશિષ્ટ ગુણ એ હતો કે તેઓ નિરંતર ભગવાનની સેવામાં તેમની ઇન્દ્રિયોને રોકાયેલી રાખતા. જે મનુષ્ય તેની ઇન્દ્રિયોને આમ સેવામાં જોડે છે, તે પવિત્ર બને છે, અને પવિત્ર થયેલી ઇન્દ્રિયો દ્વારા મનુષ્ય વાસ્તવિક રીતે ભગવાનની સેવા કરી શકે છે. આમ પ્રેમપૂર્ણ દિવ્ય સેવા દ્વારા ભક્તથી ભગવાન જિતાય છે.

કૃષ્ણ ભગવાને કહેવાનું ચાલુ રાખ્યું, "શક્તિશાળી દેવતાઓ સહિત, વિશ્વના ત્રણે લોકમાં એવો કોઈ મનુષ્ય નથી કે જે સંપત્તિ, શક્તિ, કીર્તિ, સૌંદર્ય, જ્ઞાન તથા ત્યાગ – આ છ પ્રકારના ઐશ્વર્યમાં મારા ભક્ત કરતાં ચડિયાતો હોય. તેથી, તમે દુનિયાના રાજવીઓ ઉપર વિજય મેળવવા ઇચ્છતા હો તો, તેઓ વિજયી નીવડે તેવી કોઈ શક્યતા નથી."

જ્યારે ભગવાન શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર રાજાને આ રીતે પ્રોત્સાહિત કર્યા ત્યારે, દિવ્ય ઉલ્લાસમાં રાજાનું મુખ પ્રફુલ્લિત પુષ્પની જેમ ઝળકી ઊઠ્યું, અને આમ તેમણે તેમના નાના ભાઈઓને, સર્વ દિશાઓના જગતભરના રાજાઓ ઉપર વિજય મેળવવાની આજ્ઞા કરી. ભગવાન કૃષ્ણે જગતના સર્વ વિરોધી દુર્જનોને શિક્ષા કરવાનું અને પોતાના શ્રદ્ધાળુ ભક્તોની રક્ષા કરવાનું ધર્મકાર્ય બજાવવા માટે પાંચ પાંડવોને શક્તિપ્રદાન કર્યું હતું. તેથી, વિષ્ણુસ્વરૂપે ભગવાન પોતાના ચાર હાથમા ચાર પ્રકારનાં શસ્ત્રો ધારણ કરે છે

બે હાથમાં કમલ તથા શંખ રાખે છે, અને બીજા બે હાથમાં ગદા તેમ જ ચક્ર ધારણ કરે છે. ગદા તથા ચક્ર નાસ્તિકો માટે છે, પરંતુ ભગવાન પરમ પરમેશ્વર છે, તેથી તેમનાં સર્વ શાસ્ત્રોનાં પરિણામજન્ય કાર્યો એકસરખાં જ છે. ગદા અને ચક્રથી તે દુષ્ટ્યા ક્રનાશઓને શિક્ષા કરે છે, જેથી તેઓ સભાન બને અને સમજે કે તેઓ કંઈ સર્વેસર્વા નથી. તેઓની ઉપર એક પરમેશ્વર છે. વળી શંખનાદ કરી કમલપુષ્પથી આશીર્વાદ આપી, તે ભક્તોને ખાતરી આપે છે, કે ગમે તેવી મોટી આપત્તિમાં પણ તેમને કોઈ જીતી શકે તેમ નથી. ભગવાન કૃષ્ણની સૂચનાથી ખાતરી મળવાથી યુધિષ્ઠિર રાજાએ તેમના સૌથી નાના ભાઈ, સહદેવને, શૃંજય જાતિના સૈનિકોને લઈ, દક્ષિણનાં રાજ્યો જીતી લેવા હુકમ કર્યો. તે જ પ્રમાણે તેમણે નકુલને મત્સ્ય દેશના સૈનિકોને લઈ, પશ્ચિમના રાજાઓને જીતવા હુકમ કર્યો. તેમણે અર્જુનને કેકય દેશના સૈનિકો સાથે, ઉત્તર પ્રદેશના રાજાઓને જીતવા મોકલ્યા, અને ભીમસેનને મદ્રદેશ(મદ્રાસ)ના સૈનિકોની સાથે પૂર્વના રાજાઓને જીતવાનો હુકમ આપ્યો.

એટલું નોંધીએ કે યુધિષ્ઠિર રાજાએ, તેમના નાના ભાઈઓને, વિવિધ દિશાઓ જીતવા માટે મોકલીને, યુધિષ્ઠિર રાજા વાસ્તવિક રીતે રાજાઓ સામે યુદ્ધ જાહેર કરવા નહોતા ઇચ્છતા. હકીકતમાં, ભાઈઓએ જણાવેલ રાજાઓને, યુધિષ્ઠિર રાજાની રાજસૂય યજ્ઞ કરવાની ભાવના વિશે જણાવવા માટે વિવિધ દિશાઓમાં પ્રયાણ કર્યું. આમ રાજાઓને ખબર આપવામાં આવી કે તેમણે રાજસૂય યજ્ઞના આયોજન માટે કરવેરા ભરવાના રહેશે. મહારાજા યુધિષ્ઠિરને કર ભરવાનો અર્થ એવો થાય છે કે એ રાજાઓ તેમના સાર્વભૌમત્વને સ્વીકાર્યું છે. જો એ પ્રમાણે વર્તવાનો કોઈ રાજા અસ્વીકાર કરે તો, અવશ્ય યુદ્ધ થતું. તેમના પ્રભાવ અને બળના જોરે ભાઈઓએ વિવિધ દિશાઓમાં રહેતા સર્વ રાજાઓ ઉપર વિજય મેળવ્યો, અને તેઓ પૂરતા પ્રમાણમાં કરવેરા તથા ભેટસોગાદો લાવવાને શક્તિમાન થયા. તેમના ભાઈઓ તે યુધિષ્ઠિર રાજા પાસે લાવ્યા.

પરંતુ યુધિષ્ઠિર રાજાએ સાંભળ્યું કે મગધના રાજા જરાસંધે તેમનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું નથી, તેથી તે અત્યંત ચિંતાતુર હતા. યુધિષ્ઠિર રાજાની ચિંતા જોતાં, કૃષ્ણ ભગવાને જરાસંધ રાજા ઉપર વિજય મેળવવાની ઉદ્ધવજીએ સમજાવેલી યોજનાનો તેમને ખ્યાલ આપ્યો. ભીમસેન, અર્જુન તથા કૃષ્ણ ભગવાન બ્રાહ્મણનો વેશ ધારણ કરીને જરાસંધ રાજાની રાજધાની ગિરિવ્રજ જવા નીકળ્યા. ઉદ્ધવજીએ આ યોજના કરી હતી, અને હવે તેનો વાસ્તવિક અમલ થતો હતો.

જરાસંધ રાજા અત્યંત કર્તવ્યપરાયણ ગૃહસ્થ હતો, અને તેને બ્રાહ્મણો પ્રત્યે ખૂબ જ પૂજ્યભાવ હતો. તે મહાન યોદ્ધો અને ક્ષત્રિય રાજા હતો, છતાં તે વૈદિક આજ્ઞાઓનું

કદી ઉલ્લંઘન કરતો નહીં. વૈદિક વિધિઓ પ્રમાણે બ્રાહ્મણો બીજી સર્વ જ્ઞાતિઓના આધ્યાત્મિક ગુરુઓ ગણાય છે, ભગવાન કૃષ્ણ, ભીમસેન અને અર્જુન હકીકતમાં ક્ષત્રિય હતા, પરંતુ તે સર્વેએ બ્રાહ્મણનો વેશ ધારણ કર્યો હતો, અને જે સમયે રાજા જરાસંધ બ્રાહ્મણોને દાન આપતા અને તેમનું સ્વાગત કરતા હતા, એ સમયે તેઓ જરાસંધ પાસે ગયા.

કૃષ્ણ ભગવાને એક બ્રાહ્મણના વેશે રાજાને કહ્યું, "અમે સર્વ રીતે આપનો યશ ઇચ્છીએ છીએ. આપના રાજ્યમાં ત્રણે મહેમાનો તરીકે આવ્યા છીએ, અને અમે ઘણે દૂર દૂરથી આવીએ છીએ. અમે આપની પાસે ભિક્ષા યાચવા આવ્યા છીએ, અને અમને આશા છે કે અમે આપની પાસે જે કંઈ યાચના કરીએ, તે આપ કૃપા કરી અમને આપશો. અમે આપના સદ્ગુણો વિશે જાણીએ છીએ. સહિષ્ણુ મનુષ્યો ગમે તેટલી આપત્તિમાં પણ હંમેશાં સહન કરવા તત્પર રહે છે. જેવી રીતે ગુનેગાર અત્યંત ઘાતકી કૃત્યો કરવા તત્પર રહે છે, તેમ આપના જેવા મહાન દાનવીર જે કોઈ વસ્તુ માગવામાં આવે તે તરત જ આપો છો. આપના જેવી મહાન વ્યક્તિ માટે, સંબંધી અને પરાયા માણસો વચ્ચે ભેદ નથી. વિખ્યાત માનવી હંમેશને માટે, તેના મૃત્યુ પછીથી પણ જીવતા રહે છે. તેથી, જે કોઈ મનુષ્ય તેનું શુભ નામ અને કીર્તિ પ્રસરતી રહે તેવાં શુભ કાર્યો કરવાને સંપૂર્ણ રીતે યોગ્ય અને શક્તિમાન હોય, છતાં તે રીતે કાર્યો ન કરે તો મોટા પુરુષોની દૃષ્ટિએ તિરસ્કરણીય બને છે. આવા મનુષ્યનો તિરસ્કાર જેટલો કરીએ તેટલો ઓછો અને આવી રીતે દાન દેવાનું સ્વીકારે નહીં તેથી તે તેના સમગ્ર જીવન દરમિયાન નિંદાપ છે. આપ નામદારે હરિશ્ચન્દ્ર, રંતિદેવ, ડુંગરનાં ખેતરોમાંથી દાણા વીણી લાવીને જમનાર મુદ્ગલ, જેમણે કબૂતરનું જીવન બચાવવા માટે પોતાના શરીરમાંથી માંસ કાઢી આપ્યું હતું તેવા મહાન શિબિ મહારાજ જેવા મહાનુભાવોનાં ગૌરવભર્યાં નામ સાંભળ્યાં હશે. આ મહાપુરુષોએ આ ક્ષણિક અને નાશવંતનું કૃષ્ણે બ્રાહ્મણ વેશમાં જણાવ્યું કે કીર્તિ અમર છે, પરંતુ શરીર નાશવંત છે. જો કોઈ મનુષ્ય, તેના નાશવંત દેહનું બલિદાન આપીને અમર નામના અને કીર્તિ પ્રાપ્ત કરી શકે તો, તે માનવ સંસ્કૃતિના ઇતિહાસમાં અત્યંત આદરણીય વ્યક્તિ બને છે.

જ્યારે અર્જુન તથા ભીમની સાથે બ્રાહ્મણનો વેશ ધારણ કરીને બોલતાં નોંધ લીધી કે તે ત્રણેય જણા ખરેખર બ્રાહ્મણો જેવા જણાતા ન હતા. (તેમનાં શરીર પરની) સામુદ્રિક ચિહ્નો પરથી જરાસંધ સમજી શક્યા કે તેઓ ક્ષત્રિયો હતા. તેમના ખભા પર ધનુષ્ય ધારણ કર્યું હોવાની છાપ હતી. તેમનાં શરીરનો બાંધો સુંદર હતો અને તેમનો અવાજ ગંભીર તથા સત્તાવાહી હતો. તેથી તેણે ચોક્કસ સાર કાઢયો કે તેઓ બ્રાહ્મણો નથી પરંતુ તે એમ પણ વિચારતા હતા કે પોતે તેમને પહેલાં ક્યાંક જોયા હતા. આ

ત્રણે પુરુષો ક્ષત્રિયો હતા, છતાં તેઓ તેના બારણે બ્રાહ્મણોની જેમ ભિક્ષા માગવા આવ્યા હતા તેથી જરાસંધે નક્કી કર્યું કે તેઓ ક્ષત્રિયો હોવા છતાં પોતે તેમની ઈચ્છાઓ પરિપૂર્ણ કરશે. તેણે આ રીતે વિચાર્યું કારણ કે પોતાની સમક્ષ ભિક્ષુકો તરીકે આવવાથી તેમનું સ્થાન હલકું પડયું હતું. તેણે વિચાર્યું: "આ સંજોગોમાં તેમને કોઈ પણ વસ્તુ આપવા હું તૈયાર છું. એટલે સુધી કે જો તેઓ મારું શરીર માગે તોપણ હું તેમને તે આપતાં રાચકાઈશ નહીં." આ બાબતમાં તે બલિ મહારાજાને વિશે વિચારવા લાગ્યો. વિષ્ણુ ભગવાન બ્રાહ્મણ વેશે યાચક તરીકે બલિની સન્મુખ ઉપસ્થિત થયેલા, અને તે રીતે તેમણે તેનું સર્વ ઐશ્વર્ય અને રાજ્ય ખૂંચવી લીધાં. ઈન્દ્ર બલિ મહારાજથી હારી જઈ તેનું રાજપાટ ગુમાવી બેઠો હતો. તેના લાભાર્થે તેમણે આમ કરેલું. બલિ મહારાજ છેતરાયા હતા, પરંતુ તેઓ દાનમાં કોઈ પણ વસ્તુ અને બધી વસ્તુઓ આપવાને શક્તિમાન મહાન ભક્ત તરીકેની તેમની કીર્તિ આજે પણ ત્રણે લોકમાં વખણાય છે. બલિ મહારાજા અનુમાન કરી શકયા કે તે બ્રાહ્મણ સ્વયં વિષ્ણુ ભગવાન હતા અને તે ઈન્દ્ર માટે પોતાનું ઐશ્વર્યપૂર્ણ રાજ્ય છીનવી લેવા માટે તેની સમક્ષ આવ્યા હતા. બલિના આધ્યાત્મિક ગૃહ અને કુટુંબના પુરોહિત શુક્રાચાર્યે તેને આ વિશે વારંવાર ચેતવણી આપી છતાં બલિ, બ્રાહ્મણ જે કાંઈ ઈચ્છે તેનું દાન દેતાં અચકાતા નહીં, અને છેવટે તેમણે દરેક વસ્તુ તે બ્રાહ્મણને દીધી. જરાસંધે વિચાર્યું, "જો આ નાશવંત દેહનું બલિદાન દેવાથી અમર કીર્તિ પ્રાપ્ત કરી શકતો હોઉં તો મારે એ હેતુ માટે કાર્ય કરવું જ જોઈએ એવો મારો દૃઢ નિશ્ચય છે. જે ક્ષત્રિય બ્રાહ્મણના લાભાર્થે જીવન જીવતો નથી તેના જીવનને ખરેખર ધિક્કાર છે."

હકીકતમાં જરાસંધ રાજા બ્રાહ્મણોને દાન આપવામાં અત્યંત ઉદાર હતા. અને તેમણે ભગવાન કૃષ્ણ, ભીમ તથા અર્જુનને જણાવ્યું: "મારા વહાલા બ્રાહ્મણો! તમારી જે કાંઈ ઈચ્છા હોય તે તમે મારી પાસેથી માગી શકો છો. તમારી એવી ઈચ્છા હોય તો, તમે મારું મસ્તક પણ લઈ શકો છો, હું તે આપવાને તૈયાર છું."

ત્યાર પછી, કૃષ્ણ ભગવાને જરાસંધને આ પ્રમાણે સંબોધન કર્યું: "મારા વહાલા રાજન્! કૃપા કરીને એટલું નોંધી રાખજો કે અમે ખરેખર બ્રાહ્મણો નથી, તેમ જ ખાદ્ય પદાર્થો કે અનાજની ભિક્ષા યાચવા પણ આવ્યા નથી. અમે સર્વે ક્ષત્રિયો છીએ, અને અમે તમારી પાસે દ્વંદ્વયુદ્ધની માગણી કરવા આવ્યા છીએ. અમને આશા છે કે તમે આ દરખાસ્ત સાથે સંમત થશો. તમે એટલું પણ નોંધી લેશો કે અત્રે પાંડુ રાજાના દ્વિતીય પુત્ર ભીમસેન અને પાંડુના તૃતીય પુત્ર અર્જુન પણ ઉપસ્થિત છે. મારી બાબતમાં તમે જાણી લો કે હું તમારો જૂનો દુશ્મન, પાંડવોનો પિત્રાઈ બંધુ, કૃષ્ણ છું."

જ્યારે કૃષ્ણ ભગવાને તેમનો છદ્મવેશ (છૂપો વેશ) ખુલ્લો કર્યો, ત્યારે જરાસંધ રાજા ખડખડાટ હસવા લાગ્યો, અને ત્યાર પછીથી ખૂબ ગુસ્સામાં આવીને ગંભીર અવાજે બોલી ઊઠયો : "અરે મૂર્ખાઓ! તમે મારી સાથે લડવા ઇચ્છતા હો, તો હું તત્કાળ તમારી વિનંતી મંજૂર રાખું છું. પરંતુ કૃષ્ણ, હું જાણું છું કે તમે ડરપોક છો. હું તમારી સાથે લડવાનો ઇન્કાર કરું છું, કારણ કે જ્યારે તમે લડાઈમાં મારી સાથે આવો છો, ત્યારે તમે અત્યંત મૂંઝાઈ જાઓ છો. મારા ડરથી, તમે તમારી મથુરા નગરી સાથે લડવાનો મારે અસ્વીકાર કરવો જોઈએ. અર્જુનની બાબતમાં એમ છે, તે મારા કરતાં વધારે યુવાન છે, અને બરોબરિયો યોદ્ધો નથી તે હું જાણું છું. હું તેની સાથે લડવાનો અસ્વીકાર કરું છું, કારણ કે તે કોઈ પણ રીતે મારો બરોબરિયો પ્રતિસ્પર્ધી નથી. ભીમસેનની બાબતમાં હું એમ ધારું છું તે મારી સાથે લડવા માટે યોગ્ય પ્રતિસ્પર્ધી છે." આ રીતે બોલ્યા પછી તરત જ જરાસંધ રાજાએ ભીમસેનને અત્યંત વજનદાર ગદા આપી. તેણે પોતે બીજી લીધી, અને આ રીતે તેઓ સર્વે લડવા માટે શહેરના કિલ્લાની બહાર ગયા.

ભીમસેન અને રાજા જરાસંધ બંને લડવા લાગ્યા, અને પોતપોતાની વજ્ર જેવી શક્તિશાળી ગદાઓ વડે એકબીજા પર સખ્ત પ્રહાર કરવા લાગ્યા કારણ કે તે બંને લડવા માટે અત્યંત આતુર હતા. તે બંને ગદાયુદ્ધમાં પ્રવીણ યોદ્ધાઓ હતા, અને એકબીજા ઉપર પ્રહાર કરવાની તેમની કળા એવી સુંદર હતી કે તે બંને તખ્તા ઉપર નૃત્ય કરતા નાટયકલાકારો જેવા લાગ્યા. જ્યારે જરાસંધ અને ભીમસેનની ગદાઓ જોરથી સામસામી અથડાતી ત્યારે બે લડતા હાથીઓના દંતૂશળની અથડામણ જેવો અવાજ, વીજળીના તોફાનમાં થતા વજ્રપાત જેવો અવાજ થતો હતો. જ્યારે બે હાથીઓ શેરડીના ખેતરમાં સામસામા લડતા હોય ત્યારે, તેમાંનો દરેક હાથી ખેતરમાંથી શેરડીનો સાંઠો ખેંચી કાઢીને પોતાની સૂંઢમાં સખત પકડીને એકબીજા પર પ્રહાર કરે છે. દરેક હાથી તેના શત્રુના ખભા, હાથ, હાંસડી, છાતી, સાથળ, કમર અને પગ ઉપર સખત પ્રહારો કરે છે અને આ રીતે શેરડીના સાંઠાના કૂચેકૂચા થઈ જાય છે. તે જ રીતે, જરાસંધ અને ભીમસેને વાપરેલી બધી જ ગદાઓ ભાંગી ગઈ, અને તેથી બંને દુશ્મનો તેમના જોરદાર મુક્કાવાળા હાથ વડે લડવા તૈયાર થયા. જરાસંધ અને ભીમસેન બંને ખૂબ જ ક્રોધમાં આવી ગયા હતા. તેથી તેઓ એકબીજાને મુક્કા મારવા લાગ્યા. લોખંડના સળિયા અથડાવાથી જેવો અવાજ થાય, અથવા વીજળીના કડાકાનો જેવો અવાજ થાય તેવો અવાજ તેમના મુષ્ટિ-પ્રહારને લીધે થતો હતો, અને બે હાથીઓ લડતા હોય તેવા જણાતા હતા. તેમ છતાં દુર્ભાગ્યે તે બંનેમાંથી કોઈ પ્રતિસ્પર્ધીને હરાવી શકતું નહીં, કારણ કે બંને જણા બળમાં બરોબરિયા હતા અને તેમની યુદ્ધકળા પણ સમાન હતી. તેઓ એકબીજા ઉપર સતત પ્રહાર કરતા હતા, છતાં જરાસંધ કે ભીમસેન બંનેમાંથી કોઈ થાકતું ન હતું કે હાર સ્વીકારતું ન હતું. દિવસની લડાઈના અંતે રાત્રે બંને જણા જરાસંધના મહેલમાં મિત્રો તરીકે

રહેતા, અને બીજે દિવસે તેઓ વળી પાછા લડાઈ લડતા. આ રીતે તેમની લડાઈમા સત્તાવીસ દિવસ વીતી ગયા.

અઠ્ઠાવીસમે દિવસે ભીમસેને કૃષ્ણને કહ્યું, "મારા વહાલા કૃષ્ણ! મારે ખુલ્લા દિલે કબૂલ કરવું જોઈએ કે હું જરાસંધને જીતી શકતો નથી." તેમ છતાં કૃષ્ણ ભગવાન જરાસંધના જન્મનું રહસ્ય જાણતા હતા. બે જુદી જુદી માતાઓમાંથી બે જુદા જુદા (અડધિયાં) ભાગો રૂપે જરાસંધનો જન્મ થયો હતો. જ્યારે તેના પિતાએ જોયું કે બાળક નકામું હતું ત્યારે તેણે બંને ભાગ જંગલમાં ફેંકી દીધા. પછીથી જરા નામની શ્યામ હૃદયવાળી ડાકણને તે જડયા. તેણે બાળકનાં બંને અડધિયાં ઉપરથી નીચે સુધી બરાબર સાંધી દીધા. આની ખબર હોવાથી તે જરાસંધનો વધ કેવી રીતે કરવો તે કૃષ્ણ જાણતા હતા. તેમણે ભીમસેનને સૂચવ્યું કે જરાસંધના શરીરનાં બે જુદાં જુદાં અડધિયાંનું જોડાણ કરીને તેને સજીવન કરવામાં આવેલો, તેથી એ બંને ભાગ છૂટા પાડીને, તેનો વધ થઈ શકશે. આમ ભગવાન શ્રીકૃષ્ણે ભીમસેનના શરીરમાં પોતાની શક્તિનું પ્રદાન કર્યું. અને જરાસંધનો વધ કેવી રીતે થઈ શકે તેની કરામત વિશે તેને માહિતી આપી. કૃષ્ણ ભગવાને તરત જ વૃક્ષમાંથી એક ડાંખળી ચૂંટી લીધી, અને પોતાના હાથમાં લઈ તેના બે ચીરા કર્યા. આ રીતે તેમણે ભીમસેનને ઈશારો કર્યો કે જરાસંધનો વધ કેવી રીતે થઈ શકે. ભગવાન કૃષ્ણ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, સર્વશક્તિમાન છે, અને જો તે કોઈનો વધ કરવા ઈચ્છે તો, કોઈ એ વ્યક્તિને બચાવી શકે નહીં, તે જ રીતે જો તે કોઈ વ્યક્તિને બચાવવા ઈચ્છે તો તેની કોઈ હત્યા કરી શકે નહીં.

કૃષ્ણ ભગવાન તરફથી સૂચન મેળવીને ભીમે જરાસંધના પગ પકડયા અને તેને જમીન ઉપર ફેંકયો. જેવો જરાસંધ જમીન પર પટકાયો કે તરત જ ભીમસેને જરાસંધનો એક પગ ધરતી સરસો દબાવ્યો અને પોતાના બંને હાથથી બીજા પગને પકડી લીધો.

આ રીતે જરાસંધને પકડીને, તેમણે તેનું શરીર ગુદાથી મસ્તક સુધી ચીરી નાખ્યું. જેમ હાથી વૃક્ષની ડાળીને બે ભાગમાં ચીરી નાખે છે, તેમ ભીમસેને જરાસંધના શરીરને ચીરી નાખ્યું. પાસે ઊભેલા પ્રેક્ષકોએ જોયું કે જરાસંધનું શરીર બે અડધિયાંમાં ચિરાઈ ગયું હતું, તેથી દરેક અરધી બાજુને એક પગ, એક સાથળ, એક વૃષણ, એક સ્તન, અરધી કરોડ, અરધી છાતી, એક હાંસડીનું હાડકું, એક હાથ, એક આંખ, એક કાન, અને અડધું મુખ હતાં.

જે ક્ષણે જરાસંધના મૃત્યુના સમાચાર જાહેર થયા તે જ ક્ષણે મગધના સર્વ નગરજનો ચિત્કાર કરવા લાગ્યા, "અરેરે! અભિનંદન આપવા માટે ભીમસેનને ભેટયા. જોકે જરાસંધ મરાયો હતો છતાં કૃષ્ણ કે બંને પાંડવ ભાઈઓમાંથી કોઈએ રાજગાદી પર

અધિકાર ન માગ્યો. જરાસંધનો વધ કરવામાં તેમનો હેતુ વિશ્વશાંતિના યોગ્ય અમલ વિરુદ્ધ ઉપદ્રવ અટકાવવાનો હતો. અસુર હંમેશાં ઉત્પાતો સરજે છે, જ્યારે દેવતા હંમેશાં વિશ્વમાં શાંતિ જાળવવાનો પ્રયત્ન કરે છે. કૃષ્ણ ભગવાનનું જીવનકાર્ય સજ્જનોને રક્ષણ આપવાનો અને શાંતિનો ભંગ કરતા અસુરોનો નાશ કરવાનો છે. તેથી કૃષ્ણ ભગવાને સહદેવ નામના જરાસંધના પુત્રને તરત જ બોલાવ્યો અને શાસ્ત્રોક્ત વિધિ અનુસાર તેના પિતાના સિંહાસન પર બેસવા અને શાંતિથી રાજ્ય કરવા માટે તેને કહ્યું. કૃષ્ણ ભગવાન સમગ્ર પ્રગટ વિશ્વના સ્વામી છે, અને દરેક મનુષ્ય શાંતિમય જીવન જીવે તથા કૃષ્ણભાવનામય પ્રવૃત્તિમાં જોડાય એમ તેઓ ઇચ્છે છે. સહદેવને ગાદીએ બેસાડયા પછી, જરાસંધે કારણ વિના કેદ કરેલા સર્વ રાજાઓ તથા રાજકુમારોને ભગવાને મુક્ત કર્યા.



# ૭૨ કૃષ્ણ ભગવાન હસ્તિનાપુર નગરમાં પાછા ફરે છે

જરાસંધના મૃત્યુ પછી, કૃષ્ણ ભગવાને મુક્ત કર્યા તે રાજાઓ અને રાજકુમારો વિશ્વના વિવિધ પ્રદેશોના રાજકર્તાઓ હતા. જરાસંધ લશ્કરી સામર્થ્યની દૃષ્ટિએ એટલો બધો બળવાન હતો કે તેણે આ ૨૦,૮૦૦ રાજકુમાર અને રાજાઓ ઉપર વિજય મેળવ્યો હતો. એ સર્વેને ખાસ કરીને કિલ્લા સ્વરૂપે બાંધવામાં આવેલી પર્વતની ગુફામાં કેદ કરવામાં આવ્યા હતા. જ્યારે તેઓ કૃષ્ણ ભગવાનની કૃપાથી મુક્ત કરાયા, ત્યારે તેઓ અત્યંત દુ:ખી જણાતા હતા, તેમનાં વસ્ત્રો ચીંથરેહાલ હતાં, અને યોગ્ય શારીરિક સંભાળના અભાવે તેમનાં મુખ લગભગ સુકાઈ ગયાં હતાં. તેઓ ભૂખથી અત્યંત દુર્બળ બન્યા હતા અને તેમના મુખ ઉપરથી સર્વ સૌંદર્ય તથા ઓજસ ઊડી ગયું હતું. લાંબો સમય રાજા જરાસંધની જેલમાં રહેવાથી, રાજાઓનાં શરીરનો પ્રત્યેક અવયવ ઢીલો અને અપંગ બની ગયો હતો, પરંતુ જીવનની દુ:ખદ પરિસ્થિતિ ભોગવી રહ્યા છતાં, તેઓને, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિષ્ણુને સ્મરણ કરવાની તક મળી હતી.

હવે તેમની સન્મુખ, આકાશમાં ચઢી આવેલા નવોદિત મેઘવર્ણ (ઘનશ્યામ) ભગવાન શ્રીકૃષ્ણના દિવ્ય દેહનાં તેમણે દર્શન કર્યાં. તેઓ તેમની સન્મુખ સુંદર રીતે પીતામ્બર-ધારી સ્વરૂપે પ્રગટ થયા. તેઓ ચતુર્ભુજ વિષ્ણુસ્વરૂપે હતા, અને શંખ, ગદા, ચક્ર તથા પદ્મ ધારણ કર્યાં હતાં. તેમના વક્ષસ્થળ પર સુવર્ણની રેખાઓ હતી અને તેમની છાતી પરની ડીંટડીઓ કમલપુષ્પના ચંદા સમી જણાતી હતી. તેમનાં ચક્ષુઓ કમલપુષ્પની પાંદડીઓ જેવાં પ્રફુલ્લ હતાં, અને તેમનું સ્મિત કરતું મુખ સનાતન શાંતિ તથા સમૃદ્ધિનાં પ્રતીકો પ્રગટાવતું જણાયું. તેમનાં ઝળહળતાં કુંડળ સુંદર રીતે સજાવેલાં હતાં, અને તેમનો મુગુટ કીમતી રત્નોથી જડેલો હતો. ભગવાનના દેહ પર ધારણ કરેલાં મુક્તાહાર, પહોંચી

અને બાજુબંધ એ બધાં દિવ્ય સૌંદર્યથી ઝળહળી રહ્યાં હતાં. તેમના વક્ષસ્થળ પર લટકતો કૌસ્તુભમણિ અત્યંત તેજથી ઝળહળતો હતો, અને ભગવાને એક સુંદર પુષ્પહાર ધારણ કર્યો હતો. એટલી બધી યાતનાઓ પછી, રાજાઓ તથા રાજકુમારોએ કૃષ્ણ ભગવાનનાં સુંદર દિવ્ય લક્ષણોનાં દર્શન કર્યાં ત્યારે જાણે તેઓ ચક્ષુઓ દ્વારા અમૃતનું પાન કરી રહ્યા હતા, ભગવાનના દેહને તેમની જિહ્વાઓથી ચાટી રહ્યા હતા, તેમની નાસિકાઓ દ્વારા તેમના દેહનો પરિમલ સૂંઘી રહ્યા હતા, અને તેમના હાથથી તેમને આલિંગન કરી રહ્યા હતા, તેથી તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સન્મુખ હોવાના કારણે જ તેમનાં પાપકર્મોનાં સર્વ ફળ ધોવાઈ ગયાં, તેથી તેઓ મુક્ત બને ભગવાનનાં ચરણકમળોમાં સ્વયં ઢળી પડયા. ભગવદ્ગીતામાં કહ્યું છે કે જ્યાં સુધી મનુષ્ય સર્વ પ્રકારનાં પાપકર્મોના ફળથી મુક્ત ન બને ત્યાં સુધી કોઈ મનુષ્ય પૂર્ણપણે ભગવાનનાં ચરણકમળને શરણે જઈ શકતો નથી. જે રાજકુમારોએ કૃષ્ણ ભગવાનનાં દર્શન કર્યાં, તેઓ સર્વ તેમની ભૂતકાળની યાતનાઓ ભૂલી ગયા. હાથ જોડીને ભક્તિભાવપૂર્વક તેઓ આ પ્રમાણે કૃષ્ણ ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા:

"વહાલા પ્રભુ, હે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, હે દેવાધિદેવ, આપના ભક્તો સંપૂર્ણ રીતે આપને શરણે આવે છે. તેથી આપ તેમનાં દુઃખો તત્કાળ દૂર કરી શકો છો. હે વહાલા કૃષ્ણ ભગવાન, હે સનાતન સચ્ચિદાનંદ પ્રભુ, આપ અવિનાશી છો, અને અમે આપનાં ચરણકમળમાં આદરપૂર્વક પ્રણામ કરીએ છીએ. આપની નિષ્કારણ કૃપાથી અમે જરાસંધના કેદખાનામાંથી મુક્ત થયા છીએ, પરંતુ આપ આ ભૌતિક જગતની માયાજાળનાં બંધનોથી અમને મુક્ત કરો, એવી પ્રાર્થના કરીએ છીએ. તેથી કૃપા કરીને નિરંતર ચાલતા જન્મ અને મરણના ચક્રથી અમને મુક્ત કરો. જીવનની દુઃખદ ભૌતિક પરિસ્થિતિમાં અમે સંપૂર્ણ ડૂબી ગયેલા એનો અમને હવે પૂરતો અનુભવ થયો છે, અને એની કડવાશ ચાખ્યા પછી, અમે આપના ચરણકમળનું શરણું સ્વીકારવા આવ્યા છીએ. વહાલા પ્રભુ, હે મધુસૂદન! હવે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ કે જરાસંધનો જરાય દોષ ન હતો, આપની નિષ્કારણ કૃપાથી જ ખરેખર તો રાજ્યો છીનવી લેવામાં આવ્યાં હતાં, કારણ કે અમે સ્વયં રાજકર્તાઓ રાજાઓ કહેવડાવવામાં અત્યંત અભિમાની બન્યા હતા. જે કોઈ સત્તાધીશ અથવા રાજા મિથ્યા પ્રતિષ્ઠા અને સત્તાના મોહમાં ઘમંડી બને છે તેને પોતાનું વાસ્તવિક બંધારણીય સ્વરૂપ તથા શાશ્વત જીવનને સમજવાની તક મળતી નથી. આવા મૂર્ખા કહેવાતા સત્તાધીશો અને રાજાઓ આપની માયાશક્તિના પ્રભાવથી પોતાની સત્તાના મદમાં નિરર્થક ઘમંડી બને છે. તેઓ રણમાં મૃગજળને જળાશય જોનારા મૂર્ખ મનુષ્ય જેવા જ છે. મૂર્ખ મનુષ્યો વિચારે છે કે તેમની ભૌતિક સંપત્તિ તેમનું રક્ષણ કરશે, અને જેઓ ઇન્દ્રિયોની વાસનાઓ ભોગવવામાં તલ્લીન છે, તેઓ આ ભૌતિક જગતને—અનંત ભોગવિલાસના ધામ તરીકે ખોટી રીતે માને છે. હે પ્રભુ, હે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, અમારે એટલું

સ્વીકારવું જોઈએ કે, આ પહેલાં અમે અમારી ભૌતિક સમૃદ્ધિઓથી છકી ગયા હતા. અમારા સૌમાં એકબીજા પ્રત્યે દ્વેષ હતો અને એકબીજા પર વિજય મેળવવા ઇચ્છતા હતા, તેવા અમે સર્વે સર્વાધિકાર મેળવવાની ધૂનમાં ઘણા ઘણા નાગરિકોના જીવનના ભોગે પણ સર્વે યુદ્ધો કરતા."

આ રાજકીય શક્તિનો રોગ છે કે જ્યારે કોઈ રાજા અથવા રાષ્ટ્ર ભૌતિક ઐશ્વર્યથી સમૃદ્ધ બને છે, ત્યારે તે લશ્કરી આક્રમણ દ્વારા બીજાં રાષ્ટ્રો પર આધિપત્ય મેળવવા ઇચ્છે છે. તે જ પ્રમાણે વ્યાપારી લોકો અમુક પ્રકારના વ્યાપાર પર ઇજારો ભોગવવા અને બીજી વ્યાપારી પેઢીઓ પર નિયંત્રણ કરવા ઇચ્છે છે. મિથ્યા પ્રતિષ્ઠાથી પતન પામેલો, ભૌતિક ઐશ્વર્યથી મદોન્મત્ત બનેલો માનવસમાજ, કૃષ્ણભાવનામય જીવન જીવવાનો પ્રયત્ન કરવાને બદલે, અંધાધૂંધી સરજે છે, અને શાંત જીવનમાં અવરોધ કરે છે. આમ મનુષ્યો સ્વાભાવિક રીતે જ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન વિષ્ણુની કૃપા પ્રાપ્ત કરવાનો જીવનનો વાસ્તવિક હેતુ ભૂલી જાય છે.

રાજાઓએ કહેવાનું ચાલુ રાખ્યું, "હે પ્રભુ, અમે અમારી રાજકીય મહેચ્છાઓને સંતુષ્ટ કરવા માટે જ, નગરજનોની હત્યા કરવાના અને તેમનો નિરર્થક રીતે નાશ થાય તે રીતે તેમને લલચાવવાના ઘૃણાસ્પદ કાર્યમાં જ રોકાયેલા હતા. અમે એવો વિચાર કરતા નહીં કે વિનાશક કાળ આપ અમારી સન્મુખ સદાય વિદ્યમાન છો. અમે એવા મૂર્ખ હતા કે અમે અમારા પોતાના આવી રહેલા મૃત્યુને ભૂલી જઈને અમે બીજાઓના મૃત્યુનું કારણ બન્યા. પરંતુ વહાલા પ્રભુ, આપના પ્રતિનિધિસ્વરૂપ, કાળતત્ત્વનો પ્રતિશોધ અવશ્ય અજેય છે. કાળતત્ત્વનો પ્રભાવ એવો પ્રબળ છે, કે કોઈ વ્યક્તિ તેની અસરથી છટકી શકતી નથી, એથી અમને અમારાં ઘાતકી કૃત્યોનાં ફળ મળ્યાં છે, અને હવે અમે સર્વ સમૃદ્ધિથી વંચિત થયા છીએ, અને શેરીમાંના ભિખારીઓની જેમ આપની સમક્ષ ઊભા છીએ. અમારી એવી પરિસ્થિતિમાં અમારી ઉપરની આપની નિષ્કારણ કૃપા જ જણાય છે, કારણ કે અમે મિથ્યાભિમાની બની ગયા હતા, અને અમારું ભૌતિક ઐશ્વર્ય તો આપની ઇચ્છાથી ક્ષણમાત્રમાં છીનવી લઈ શકાય છે, એવું હવે અમે સમજી શકીએ છીએ. કેવળ આપની નિષ્કારણ કૃપાથી અમે હવે આપના ચરણકમળનું ધ્યાન ધરવાને સમર્થ થયા છીએ. આ અમારો સૌથી મોટો લાભ છે. વહાલા પ્રભુ, એ દરેકને સુવિદિત છે કે શરીરમાં રોગો ઉત્પન્ન થાય છે અને હવે અમે વૃદ્ધ થયા છીએ, અમારી શારીરિક શક્તિનો ગર્વ કરવાને બદલે, દિવસે દિવસે વધારે ને વધારે નિર્બળ થતા જઈએ છીએ. અમને ઇન્દ્રિયગમ્ય ભોગો ભોગવવામાં અથવા ભૌતિક દેહ દ્વારા મળતાં મિથ્યા સુખો ભોગવવામાં રસ રહ્યો નથી. આપની કૃપાથી, હવે અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે, ભૌતિક-સુખ પાછળ ભટકવું, એ રણમાં મૃગજળના પાણીની શોધ કરવા જેવું છે. અમને સ્વર્ગલોકમાં લઈ જનારા મોટા મોટા યજ્ઞો ઊજવવા વગેરે પવિત્ર

પ્રવૃત્તિઓનાં ફળ મેળવવામાં અમને રસ રહ્યો નથી. હવે અમે સમજીએ છીએ કે કદાચ સ્વર્ગલોકમાં ઉચ્ચ પ્રકારનું ભૌતિક જીવન બાહ્ય દૃષ્ટિએ અત્યંત ગમે, પરંતુ હકીકતમાં આ ભૌતિક જીવનમાં કોઈ પ્રકારનું સુખ હોઈ શકે નહીં. અમે આપને પ્રાર્થના કરીએ છીએ કે, આપનાં ચરણકમળની દિવ્ય સ્નેહાળ સેવામાં કેવી રીતે જોડાવું એનો ઉપદેશ આપવાની અમારા પર કૃપા કરો, જેથી આપની સાથેના અમારા સનાતન સંબંધનું અમને કદી વિસ્મરણ ન થાય. અમે ભૌતિક જગતની ઘટમાળમાંથી મુક્તિ ઇચ્છતા નથી આપની ઈચ્છાનુસાર અમે જીવનની કોઈ પણ જાતિમાં જન્મ લઈએ, એનો વાંધો નહીં. અમે કેવળ એટલી પ્રાર્થના કરીએ કે, અમે આપનાં ચરણકમળને કોઈ પણ સંજોગોમા વીસરીએ નહીં: વહાલા પ્રભુ, અમે હવે આપનાં ચરણકમળમાં સન્માનપૂર્વક પ્રણામ કરીને આપને શરણે આવીએ છીએ, કારણ આપ વસુદેવના પુત્ર સર્વોચ્ચ પ્રભુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ છો. દરેક મનુષ્યના હૃદયમાં આપ પરમાત્મા છો, અને આપ ભૌતિક જગતની સર્વ દુ:ખદ પરિસ્થિતિ હરી લેનાર ભગવાન હરિ છો. વહાલા પ્રભુ, આપનું નામ ગોવિંદ એટલે સર્વ આનંદનું સરોવર છે. જે મનુષ્ય આપની ઈન્દ્રિયોને સંતુષ્ટ કરવામા જોડાય છે, તે સ્વાભાવિક રીતે જ તેની પોતાની ઈન્દ્રિયોને પણ સંતુષ્ટ કરે છે, અને તેથી આપ ગોવિંદ તરીકે જાણીતા છો. વહાલા પ્રભુ, આપ આપના ભક્તોનાં સર્વ દુ:ખોનો અંત લાવવા માટે આપ હંમેશાં વિખ્યાત છો. આપ આપના શરણાગત સેવક તરીકે અમારો સ્વીકાર કરો."

જરાસંધના કેદખાનામાંથી મુક્ત કરાયેલા રાજાઓની પ્રાર્થનાઓ સાંભળ્યા પછી, શરણાગત જીવોના હંમેશના રક્ષણહાર અને ભક્તજનો માટે કૃપાના સાગર શ્રીકૃષ્ણ ભગવાને ગંભીર તથા અર્થસભર પોતાની દિવ્ય મધુર વાણીમાં તેમને જવાબ આપ્યો. તેમણે કહ્યુ, "મારા વહાલા રાજાઓ, હું તમારા પર મારા આશીર્વાદ વરસાવું છું. આજથી તમે અવશ્યપણે મારી સેવામય ભક્તિમાં જોડાયેલા રહેશો. હું તમને તમારી ભાવના પ્રમાણે આ આશીર્વાદ આપું છું. તમે મારી પાસેથી જાણી લો, કે હું તમારાં હૃદયોમાં પરમાત્મા તરીકે નિરંતર વિરાજું છું, અને હવે તમે મારી તરફ અભિમુખ થયા છો, તેથી. દરેકના સ્વામી તરીકે તમને હંમેશાં સારી સલાહ આપીશ કે જેથી મારુ કદી વિસ્મરણ ન થાય અને તમે ક્રમે ક્રમે સ્વધામ પરમેશ્વર પાસે આવો. મારા વહાલા રાજાઓ, ભૌતિક ભોગો ભોગવવાના તમારા સર્વ વિચારો ત્યજી દેવાનો, અને તેને બદલે મારી ભક્તિમય સેવા પ્રત્યે વળવાનો તમારો નિર્ણય હકીકતમાં તમારા સૌભાગ્યનું ચિહ્ન છે હવે પછીથી તમને કલ્યાણકારી પરમાનંદમય જીવન પ્રાપ્ત થશે. તમે તમારી પ્રાર્થનામાં મારા વિશે જે કહ્યું છે તે સાચું છે. તેની હું ખાતરી આપું છું કે સંપૂર્ણ રીતે કૃષ્ણ ભાવનામય જીવન ન જીવનારની ભૌતિક ઐશ્વર્યપૂર્ણ સ્થિતિ તેના અધ:પતનનું, અને માયાવી શક્તિનો ભોગ બનવાનું કારણ બને છે. ભૂતકાળમાં હૈહય, નહુષ, વેન, રાવણ અને નરકાસુર જેવા

ઘણા બળવાખોર રાજાઓ થઈ ગયા. તેમાંના કેટલાક દેવો અને કેટલાક દાનવો હતા. પરંતુ તેમની સ્થિતિ વિશેની ખોટી સમજના કારણે તેમના ગૌરવપ્રદ સ્થાનથી પતન પામ્યા, અને આમ તેઓ પોતપોતાના રાજ્યના રાજવીઓ તરીકે રહી શક્યા નહીં.

"બદ્ધ જીવનની હિંસામાં અટવાયેલા એવા તમારે દરે કેસમજવું જોઈએ કે દરેક ભૌતિક વસ્તુમાં પ્રારંભબિંદુ (જન્મ) વૃદ્ધિ, ક્ષય અને છેવટે વિલય (મૃત્યુ) હોય છે. સર્વ ભૌતિક શરીરો આ છ શરતોને આધીન છે, અને આ શરીર દ્વારા જે બધી સાપેક્ષ વસ્તુઓ સંચિત થાય, તે બધી આખરે અવશ્ય નાશ પામવાને સરજાયેલી છે. તેથી, કોઈ પણ મનુષ્યે નાશવંત વસ્તુઓમાં આસક્ત થવું જોઈએ નહીં. જ્યાં સુધી મનુષ્ય આ ભૌતિક શરીરમાં હોય, ત્યાં સુધી તેણે દુન્યવી વ્યવહારોમાં અત્યંત સાવચેત થવું ઘટે. કેવળ મારી દિવ્ય સ્નેહાળ સેવામાં જોડાવું, અને પોતાના જીવનના વિશિષ્ટ સ્થાન માટે નિર્દિષ્ટ કરાયેલાં કર્તવ્યોનું પાલન કરવું, તે જ આ જગતમાં સૌથી સંપૂર્ણ જીવનમાર્ગ છે. તમને લાગેવળગે છે ત્યાં સુધી તમે સર્વે ક્ષત્રિય કુટુંબોમાંથી આવો છો, તેથી તમારે રાજકીય પ્રણાલિકાઓમાં નિર્દિષ્ટ કર્તવ્યો અનુસાર પ્રામાણિક રીતે જીવન જીવવું જોઈએ, અને તમારે તમારા નગરજનોને સર્વ રીતે સુખી કરવા જોઈએ. ક્ષત્રિય જીવનનું ઉચ્ચ ધોરણ જાળવી રાખો. ઇન્દ્રિયભોગને કારણે બાળકોને જન્મ ન આપતા, પરંતુ માત્ર કલ્યાણની જવાબદારી સ્વીકારો. દરેક વ્યક્તિ તેના પૂર્વજીવનને લીધે, આ ભૌતિક જગતમાં જન્મ ધરે છે, અને આમ જન્મ અને મૃત્યુ, દુઃખ અને સુખ, નફો અને નુકસાન વગેરે કુદરતના અફર કાયદાને આધીન બને છે. કોઈ પણ મનુષ્યે આ દ્વંદ્વોથી વિચલિત થવું નહીં, પરંતુ હંમેશાં મારી સેવામાં સ્થિર બનવું. અને એ રીતે આમ મનની સમતુલા જાળવવી તથા મને સર્વ વસ્તુઓ મેં આપી છે, એમ વિચારી સર્વ સંજોગોમાં સંતુષ્ટ રહેવું. વળી મારી ભક્તિમય સેવામાંથી જરા પણ ચલિત થવું નહીં. આમ મનુષ્ય આ ભૌતિક પરિસ્થિતિમાં પણ અત્યંત સુખપૂર્ણ અને શાંત જીવન જીવી શકે છે. બીજા શબ્દોમાં કહીએ, તો મનુષ્યે હકીકતમાં આ ભૌતિક શરીર અને તેનાં પરિણામો વિશે ખરેખર ઉદાસીન થવું ઘટે. અને તેમની જરા સરખી પણ અસર પોતાને ન થવા દેવી. તેણે તેના દિવ્ય આત્માના સ્વાર્થમાં જ સંપૂર્ણ રીતે સંતુષ્ટ થવું ઘટે, અને પરમાત્માની સેવામાં જોડાવું જોઈએ. તેણે તેનું મન એકમાત્ર મારામાં જ પરોવવું જોઈએ કે જેથી તેણે કેવળ મારો જ ભક્ત બનવું જોઈએ. કેવળ મારું જ ભજન કરવું અને કેવળ મને જ આદરસહ પ્રણામ કરવા જોઈએ. દરેક વ્યક્તિ આ અજ્ઞાનના મહાસાગરને ખૂબ સહેલાઈથી ઓળંગી શકે છે અને અંતે મારી પાસે આવે છે. સારાંશ કે તમારું જીવન નિરંતર મારી સેવામાં જોડાયેલું રહેવું જોઈએ."

રાજાઓ અને રાજકુમારોને ઉપદેશ આપ્યા પછી કૃષ્ણ ભગવાને તરત જ તેમની આરામ માટે વ્યવસ્થા કરી અને ઘણાં દાસદાસીઓને તેમની સંભાળ રાખવા જણાવ્યું.

કૃષ્ણ ભગવાને જરાસંધ રાજાના પુત્ર સહદેવને રાજાઓની સર્વ જરૂરિયાતો પૂરી પાડવા અને સર્વ રીતે તેમનું સન્માન અને માન જાળવવા જણાવ્યું. કૃષ્ણ ભગવાનના આદેશ અનુસાર, સહદેવે તેમને સર્વ પ્રકારે માન આપ્યું. અને તેમને અલકારો, વસ્ત્ર, આભૂષણો, હારં અને બીજી સામગ્રીઓની ભેટ ધરી. સ્નાન કરીને સુંદર વસ્ત્રોથી વિભૂષિત થયેલા રાજાઓ સુખી અને વિનમ્ર જણાયા. ત્યાર પછીથી તેમને સુંદ' ખાદ્ય-સામગ્રી આપવામાં આવી કૃષ્ણ ભગવાને તેમની રાજવી સ્થિતિને અનુરૂપ તેમની સગવડ માટેની દરેક વસ્તુની સરભરા કરી. કૃષ્ણ ભગવાને તેમની સાથે અત્યંત કૃપાપૂર્વક વર્તન કર્યું. તેથી તેમને અત્યત સુખ થયું. અને તેમનાં તેજસ્વી મુખ વર્ષાઋતુ વીતી ગયા પછી, આકાશમાં ચમકતા તારાઓની જેમ જણાયાં. તેમણે સર્વેએ સુદર વસ્ત્રો પરિધાન કર્યાં હતા શણગાર સજ્યા હતા, અને તેમના કુંડળ ઝળહળતાં હતાં. ત્યાર પછી તે દરેકને સુશોભિત ઘોડાઓથી ખેંચાતા અને સુવર્ણ તથા રત્નોથી જડેલા રથમાં બેસાડયા. દરેકની સરભરા થયેલી જોઈને કૃષ્ણ ભગવાને મધુર કંઠે, તેમને પોતપોતાના રાજ્યોમાં પાછા ફરવા જણાવ્યું. વિશ્વના ઇતિહાસમાં અજોડ એવી અત્યંત ઉદારતાથી કૃષ્ણ ભગવાને જરાસધના પંજામાં સપડાયેલા સર્વ રાજાઓને મુક્ત કર્યા, એથી સંપૂર્ણ રીતે સતુષ્ટ થયેલા રાજવીઓ, ભગવાનના પવિત્ર નામનું સંકીર્તન કરતા કરતા, તેમના પવિત્ર સ્વરૂપનુ ધ્યાન ધરતા અને તેમના પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકેના દિવ્ય લીલા ચરિત્રોનો યશ ગાવા લાગ્યા. આમ, ભક્તિમય સેવામાં જોડાયેલા તેઓ તેમનાં પોતપોતાનાં રાજ્યોમાં પાછા ફર્યા. તેમનાં રાજ્યોના નગરજનો તેમને પાછા આવેલા જોઈ ખૂબ જ પ્રસન્ન થયા અને જ્યારે તે લોકોએ કૃષ્ણ ભગવાનના દયામય વ્યવહાર વિશે સાંભળ્યું, ત્યારે તે બધા અત્યંત સુખી થયા. રાજાઓએ કૃષ્ણ ભગવાને આપેલા ઉપદેશ પ્રમાણે તેમનાં રાજ્યોમાં કામકાજનું સંચાલન કરવા માડયું. અને એ સર્વે રાજાઓ તથા તેમની પ્રજાઓએ તેમના દિવસો અત્યંત સુખપૂર્વક વિતાવ્યા. કૃષ્ણભાવનામય સમાજનું આ જીવંત દૃષ્ટાંત છે. જો દુનિયાની પ્રજા સમગ્ર માનવસમાજનુ તેમના ભૌતિક અને આધ્યાત્મિક વિકાસ માટે તેમના ભૌતિક ગુણો પ્રમાણે ચાર વિભાગમાં વિભાજન કરે, અને કૃષ્ણને મધ્યસ્થાને રાખીને ભગવદ્-ગીતામાં જણાવ્યા પ્રમાણે કૃષ્ણની સૂચનાઓનું પાલન કરે, તો સમગ્ર માનવસમાજ નિ:શક રીતે સુખી થશે. આ પ્રસંગ પરથી આપણે આ પદાર્થપાઠ લેવાનો છે.

ભીમસેન દ્વારા જરાસંધનો વધ કરાવીને જરાસંધના પુત્ર સહદેવ દ્વારા યોગ્ય રીતે સન્માન પામીને કૃષ્ણ ભગવાન ભીમસેન અને અર્જુનની સાથે હસ્તિનાપુર નગરમાં પાછા ફર્યા. જ્યારે તેઓ હસ્તિનાપુરના પાદરમા પહોંચ્યા, ત્યારે તેમણે પોતપોતાનો શંખધ્વનિ કર્યો અને શંખધ્વનિ સાંભળીને કોણ આવતું હતું, તે સમજીને તરત જ દરેક વ્યક્તિ હર્ષ પામી. શંખધ્વનિ સાંભળતાં જ કૃષ્ણના શત્રુઓ અત્યંત દિલગીર થયા. ઇન્દ્રપ્રસ્થનાં નગરજનોનાં હૃદય કૃષ્ણનો શંખધ્વનિ સાંભળતાં જ હર્ષ પામ્યાં. કારણ તે

જાણી ગયા કે જરાસંધનો વધ થયો હતો. હવે યુધિષ્ઠિર દ્વારા ઊજવાનારો રાજસૂય યજ્ઞ લગભગ નિશ્ચિત બન્યો. ભીમસેન, અર્જુન તથા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ, રાજા યુધિષ્ઠિર સમક્ષ આવ્યા અને તેમનું સન્માન કર્યું. યુધિષ્ઠિર રાજાએ જરાસંધના વધનું વર્ણન અને રાજાઓની મુક્તિનું વર્ણન એકાગ્ર ચિત્તે સાંભળ્યાં. તેમણે જરાસંધનો વધ કરવા કૃષ્ણ ભગવાને અજમાવેલી યુક્તિપ્રયુક્તિનું વર્ણન પણ સાંભળ્યું. રાજા યુધિષ્ઠિરને કૃષ્ણ પ્રત્યે સ્વાભાવિક રીતે જ સ્નેહ હતો. પરંતુ આ વાત સાંભળ્યા પછી તેમનો કૃષ્ણ પ્રત્યેનો સ્નેહ વધારે દૃઢ બન્યો. તેમની આંખોમાંથી હર્ષોલ્લાસનાં આંસુ વહેવા લાગ્યાં અને તેઓ એટલા બધા અભિભૂત બની ગયા કે તે મોટે ભાગે કંઈ બોલી પણ શક્યા નહીં.



# ૭૩ શિશુપાલની મુક્તિ

જરાસંધના પ્રસંગની વિગતો સાંભળીને રાજા યુધિષ્ઠિર ખુશ થયા, અને તે આ પ્રમાણે બોલ્યા, "હે ચિદાનંદ તથા જ્ઞાનના સનાતન સ્વરૂપ, મારા વહાલા કૃષ્ણ! આ ભૌતિક જગતની પ્રવૃત્તિઓના સર્વ ઉચ્ચ સંચાલકો, ઇન્દ્રરાજા સહિત ભગવાન બ્રહ્માજી અને શિવ ભગવાન પણ આપનો આદેશ મેળવવા અને તેનું પાલન કરવા હંમેશા આતુર રહે છે, અને જ્યારે જ્યારે તેઓ આવા આદેશ મેળવવાને ભાગ્યશાળી બને છે ત્યારે, તેઓ તરત જ તેને સ્વીકારે છે અને તેમનાં હૃદયમાં રાખે છે. હે કૃષ્ણ, આપ અસીમ છો, અને જોકે અમે કેટલીક વાર અમારી જાતને દુનિયાના રાજવીઓ અને સત્તાધીશો હોવાનું માનીએ છીએ, અને અમારી તુચ્છ સ્થિતિ વિશે મિથ્યાભિમાન રાખીએ છીએ, છતાં અમારું હૃદય અત્યંત દરિદ્ર છે. હકીકતમાં અમને આપ દ્વારા શિક્ષા થાય એ યોગ્ય ગણાય, પરંતુ આશ્ચર્ય તો એ છે, કે અમને શિક્ષા કરવાને બદલે આપ અમારા આદેશ સૌજન્ય અને કૃપાથી સ્વીકારો છો અને તેમનું યોગ્ય રીતે પાલન કરો છો. બીજાઓને અત્યંત આશ્ચર્ય થાય છે, કે આપ સાધારણ મનુષ્યનો ભાગ ભજવી શકો છો, પરંતુ અમે સમજી શકીએ છીએ કે આપ, નાટકના કલાકારની જેમ, આ પ્રવૃત્તિઓ કરો છો.

જેમ ઉદય અને અસ્ત સમયે સૂર્ય એક જ સરખા ઉષ્ણતામાનવાળો રહે છે, બરાબર એ જ પ્રમાણે, આપની વાસ્તવિક સ્થિતિ હંમેશાં એટલી જ ઉચ્ચ રહે છે. જોકે સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતના ઉષ્ણતામાનમાં આપણે તફાવત અનુભવીએ છીએ, છતાં સૂર્યના ઉષ્ણતામાનમાં કદી ફેરફાર થતો નથી. આપ હંમેશાં દિવ્ય અને તટસ્થ સ્થિતિમાં રહેલા છો, તેથી આપ ભૌતિક પ્રવૃત્તિની કોઈ પણ સ્થિતિથી પ્રસન્ન થતા નથી કે વ્યગ્ર બનતા નથી. આપ પરમબ્રહ્મ પરમેશ્વર છો, અને આપના માટે કોઈ સાપેક્ષ તત્ત્વો નથી. મારા વહાલા માધવ! આપ કદી કોઈ મનુષ્યથી પરાજિત થતા નથી. "આ હું છું," "આ તમે છો," "આ મારું છે," "આ તમારું છે." એવા ભૌતિક ભેદભાવ આપનામાં

નથી. આવા ભેદભાવો દરેક મનુષ્યના જીવનમાં દૃષ્ટિગોચર થાય છે, એટલે સુધી કે પશુઓમાં પણ તે છે. પરંતુ જેઓ શુદ્ધ ભક્તો છે તેઓ આ મિથ્યાભેદોથી મુક્ત બને છે. આપના ભક્તોમાં આવા ભેદભાવોનો અભાવ છે, તેથી તે આપનામાં સંભવી ન શકે."

આ રીતે કૃષ્ણને સંતુષ્ટ કર્યા પછી, યુધિષ્ઠિર રાજાએ રાજસૂય યજ્ઞ કરવાની તૈયારી કરી. તેમણે સર્વ અધિકૃત બ્રાહ્મણો અને ઋષિઓને યજ્ઞોમાં ભાગ લેવા આમંત્રણ આપ્યું અને તેમને પુરોહિતોની વિવિધ જગાએ નીમીને યજ્ઞશાળાનો અધિકાર સોંપ્યો. જે અત્યંત નિષ્ણાત બ્રાહ્મણોને અને ઋષિઓને તેમણે આમંત્રણ આપ્યું હતું તેમનાં નામ આ પ્રમાણે છે. કૃષ્ણ, દ્વૈપાયન, વ્યાસદેવ, ભરદ્વાજ, સુમંતુ, ગૌતમ, અસિત, વશિષ્ઠ, જૈમિનિ, ક્રતુ, પૈલ, પરાશર, ગર્ગ, વૈશંપાયન, અથર્વા, કશ્યપ, ધૌમ્ય, પરશુરામ, શુક્રાચાર્ય, આસુરી વિતિહોત્ર, મધુચ્છંદ, વીરસેન અને અકૃતવ્રણ. આ સર્વ બ્રાહ્મણો અને ઋષિઓ ઉપરાંત, તેમણે દ્રોણાચાર્ય, કુરુઓના દાદાને નિમંત્ર્યા. વળી તેમણે દુર્યોધન આદિ ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રોને નિમંત્ર્યા, અને મહાન ભક્ત વિદુરને પણ આમંત્રણ આપવામાં આવ્યું. યુધિષ્ઠિર રાજાએ યોજેલા આ મહાન યજ્ઞકાર્યને નિહાળવા માટે જુદા જુદા ભાગોમાંથી રાજાઓને તેમના મંત્રીઓ અને સચિવો સહિત, આમંત્રણ આપવામાં આવ્યું હતું, અને વિદ્વાન બ્રાહ્મણો, પરાક્રમી ક્ષત્રિયો, સમૃદ્ધ વૈશ્યો અને વિશ્વાસુ શૂદ્રો—એ સર્વ નગરજનોએ આ પ્રસંગે મુલાકાત લીધી.

યજ્ઞની જવાબદારી સંભાળી રહેલા બ્રાહ્મણો, પુરોહિતો તથા યજ્ઞવિધિ સંભાળતા ઋષિઓએ હમેશની જેમ સુવર્ણના હળ વડે યજ્ઞશાળાની રચના કરી, અને વૈદિક વિધિઓ અનુસાર તેમણે એ મહાન યજ્ઞના યજમાન તરીકે યુધિષ્ઠિર રાજાને દીક્ષા આપી. ઘણાં વર્ષો પહેલાં, જ્યારે વરુણે આવો યજ્ઞ કરેલો ત્યારે, યજ્ઞના સર્વ પાત્રો સુવર્ણનાં બનાવેલાં હતાં. તે જ પ્રમાણે યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞમાં જરૂરી સર્વ પાત્રો સુવર્ણનાં હતાં.

યુધિષ્ઠિર રાજાએ યોજેલા એ મહાન યજ્ઞમાં ભાગ લેવા માટે ભગવાન બ્રહ્મા, ભગવાન શિવ અને સ્વર્ગના રાજા ઇન્દ્ર તેમના સાથીઓ સહિત, તેમ જ ગાંધર્વલોક, સિદ્ધલોક, યમલોક, તપોલોક, નાગલોક, યક્ષલોક, રાક્ષસલોક, પક્ષીલોક અને મારણલોક વગેરે ઉચ્ચ ગ્રહમંડળના અગ્રગણ્ય દેવતાઓ તેમ જ વિખ્યાત રાજાઓ સહિત સર્વે યુધિષ્ઠિર રાજાના નિમંત્રણથી હાજર રહ્યા હતા. ત્યાં એકઠા થયેલા સર્વ આદરણીય ઋષિમુનિઓ, રાજાઓ અને દેવતાઓએ સર્વાનુમતે સંમતિ દર્શાવી કે યુધિષ્ઠિર રાજા રાજસૂય યજ્ઞ ઊજવવાની જવાબદારી લેવાને તદ્દન સમર્થ હતા. આ બાબતે કોઈનામાં મતભેદ ન હતો. સર્વેને યુધિષ્ઠિર રાજાની સ્થિતિ વિશે સંપૂર્ણ ખ્યાલ હતો, કારણ તે ભગવાન કૃષ્ણના મહાન ભક્ત હોવાથી, તેમના માટે કોઈ પણ સિદ્ધિ અસામાન્ય ન હતી. યુધિષ્ઠિર મહારાજાએ યોજેલો યજ્ઞ ઘણા જૂના યુગમાં વરુણદેવે ઊજવેલા યજ્ઞ જેવો જ બરાબર થાય એ

વિશે વિદ્વાન બ્રાહ્મણો અને પુરોહિતોએ ધ્યાન રાખ્યું. વૈદિક વિધિ પ્રમાણે, જ્યારે જ્યારે યજ્ઞની તૈયારી થતી હોય ત્યારે, યજ્ઞમાં ભાગ લઈ રહેલી વ્યક્તિઓને સોમરસ અર્પણ કરાય છે. સોમરસ એક પ્રકારનું જીવનપ્રદ પીણું છે. સોમરસ કાઢવાના દિવસે, યુધિષ્ઠિર રાજાએ અત્યંત માનપૂર્વક યજ્ઞની ઔપચારિક વિધિઓમા થતી કોઈ ભૂલને શોધી કાઢવા માટે રોકેલા ખાસ પુરોહિતનો સત્કાર કર્યો. ખ્યાલ એવો છે કે વૈદિક મન્ત્રો સંપૂર્ણ રીતે ઉચ્ચારવા જોઈએ અને તેનું ગાન કરતી વખતે (ઉદાત્ત, અનુદાત્ત, સ્વરભારનું) યોગ્ય ઉચ્ચારણ થવું જોઈએ. જો આ કાર્યમા રોકાયેલા પુરોહિતો કોઈ ભૂલ કરે તો ધ્યાન રાખનાર કે નિરીક્ષક પુરોહિત તરત જ તે વિધિની ભૂલ સુધારે છે, અને એથી ઔપચારિક વિધિઓનું સપૂર્ણ રીતે પાલન કરાય છે. જો તેનુ સંપૂર્ણ રીતે પાલન ન થાય તો, યજ્ઞ ઇચ્છિત ફળ આપી શકતો નથી. આ કળિયુગમાં, આવા વિદ્વાન બ્રાહ્મણો અથવા પુરોહિત સુલભ નથી. તેથી આવા સર્વ યજ્ઞો નિષિદ્ધ ગણાયા છે. શાસ્ત્રોએ નિર્દિષ્ટ કરેલો એકમાત્ર યજ્ઞ હરેકૃષ્ણ મંત્રનું સકીર્તન છે.

બીજો અગત્યનો વિધિ એ છે કે આવા યજ્ઞપ્રસંગે એકત્રિત થયેલી સભામાં સર્વશ્રેષ્ઠ ઉચ્ચ વ્યક્તિને પ્રથમ અર્ઘ્ય અપાય છે. યુધિષ્ઠિરના યજ્ઞની સર્વ તૈયારીઓ પૂરી થયા પછી બીજો મુદ્દો એ હતો કે આ પ્રસંગે પ્રથમ કોને અર્ઘ્ય આપવો જોઈએ? આ વિશિષ્ટ વિધિને અગ્રપૂજા કહેવાય છે. અગ્ર એટલે પ્રથમ અને પૂજા એટલે પૂજન. આ અગ્રપૂજા પ્રમુખની થતી ચૂંટણીના જેવી જ છે યજ્ઞસભામાં સર્વે સભાસદો અત્યંત ઉચ્ચ કક્ષાના હતા. કેટલાકે અગ્રપૂજા સ્વીકારનાર સંપૂર્ણ વ્યક્તિ તરીકે એક વ્યક્તિનુ નામ સૂચવ્યું અને બીજાએ વળી બીજા કોઈકનુ નામ સૂચવ્યું.

જ્યારે આ વસ્તુનો નિર્ણય ન થઈ શક્યો ત્યારે સહદેવે કૃષ્ણ ભગવાનની તરફેણમાં બોલવાનું શરૂ કર્યું. તેણે કહ્યુ, “કૃષ્ણ ભગવાન, યદુવંશમાં સર્વશ્રેષ્ઠ વ્યક્તિ છે, અને તેમના ભક્તોના રક્ષણહાર છે. તેઓ આ સભામાં શ્રેષ્ઠ વ્યક્તિ છે તેથી હું માનું છુ કે સર્વ પ્રથમ અર્ઘ્ય મેળવનાર વ્યક્તિ તરીકેનું માન વિના વિરોધે તેમને આપવું જોઈએ ભગવાન બ્રહ્મા, ભગવાન શિવ, સ્વર્ગના રાજા ઈન્દ્ર અને બીજા ઘણા ઉચ્ચ કક્ષાના મહાનુભાવો આ સભામા વિદ્યમાન છે, છતાં કાળ, દેશ, સમૃદ્ધિ, શક્તિ, કીર્તિ, વિદ્વત્તા, ત્યાગ અથવા બીજી કોઈ પણ દૃષ્ટિએ કોઈ પણ મનુષ્ય કૃષ્ણનો સમોવડિયો અથવા તેમનાથી ચડિયાતો થઈ શકે તેમ નથી. જે કાંઈ સમૃદ્ધિસભર મનાય છે, તે મૂળ કૃષ્ણમાં વિદ્યમાન છે. જેમ ભૌતિક શરીરના વિકાસનો પાયાનો સિદ્ધાંત, વ્યક્તિગત આત્મા છે તે જ પ્રમાણે કૃષ્ણ આ પ્રગટ વિશ્વમાં પરમાત્મા છે. સર્વ પ્રકારની વૈદિક વિધિઓ – જેવી કે યજ્ઞો કરવા, યજ્ઞમાં આહુતિ આપવી, વૈદિક મન્ત્રોનું ગાન અને રહસ્યમય યોગની ક્રિયાઓ કરવી – એ સર્વેનો હેતુ કૃષ્ણનો સાક્ષાત્કાર કરવાનો છે ભલે કોઈ મનુષ્ય સકામ પ્રવૃત્તિઓના

માર્ગને અથવા આધ્યાત્મિક કલ્પનાઓના માર્ગને અનુસરે, પરંતુ આખરી મંતવ્ય-સ્થાન કૃષ્ણ છે, આત્મસાક્ષાત્કાર કરવા માટેના સર્વ પ્રામાણિક ઉપાયો કૃષ્ણને સમજવા માટે છે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, કૃષ્ણ વિશે કહેવું બિનજરૂરી છે, કારણ કે તમારામાંથી દરેક વ્યક્તિ પરબ્રહ્મ ભગવાન કૃષ્ણને જાણે છે. તેમના માટે શરીર અને આત્મા, શક્તિ અને શક્તિશાળી, શરીરનો એક ભાગ અને બીજા ભાગ વચ્ચેના ભૌતિક ભેદો નથી. દરેક વ્યક્તિ કૃષ્ણનો અંશભાગ છે. તેથી, કૃષ્ણ અને સર્વ જીવો વચ્ચે કોઈ ગુણાત્મક ભેદ નથી. દરેક વસ્તુ કૃષ્ણની ભૌતિક અને આધ્યાત્મિક શક્તિમાંથી પ્રગટે છે. કૃષ્ણની શક્તિઓ અગ્નિની ગરમી અને પ્રકાશ જેવી છે, ગરમી તથા પ્રકાશના ગુણ અને સ્વયં અગ્નિ વચ્ચે ભેદ નથી.

તદુપરાંત, કૃષ્ણ તેમના શરીરના કોઈ પણ ભાગથી ઇચ્છે તેવી કોઈ પણ વસ્તુ કરી શકે છે. આપણે આપણા શરીરના અમુક અવયવોની મદદથી અમુક જ કાર્ય કરી શકીએ છીએ, પરંતુ કૃષ્ણ ભગવાન તો તેમના શરીરના કોઈ પણ ભાગથી દરેક વસ્તુ અને કોઈ પણ વસ્તુ કરી શકે છે; અને તેમનો દિવ્ય દેહ જ્ઞાન અને આનંદમય છે, તેથી તેમને છ પ્રકારનાં ભૌતિક પરિવર્તનો જન્મ, જીવન, વૃદ્ધિ, કર્મો, જર્જરિત થવું, (ક્ષય) અને વિનાશ વગેરેમાંથી પસાર થવું પડતું નથી. કોઈ પણ બહારની સહાય વિના તેઓ સર્જન, પોષણ અને પ્રલય પામતી હરકોઈ વસ્તુના સર્વોચ્ચ કારણ છે. કેવળ કૃષ્ણની કૃપાથી જ, દરેક મનુષ્ય (ધર્મ) ધાર્મિક કર્મોમાં (અર્થ) આર્થિક સ્થિતિના વિકાસમાં (કામ) ઇન્દ્રિયોની તૃપ્તિમાં અને છેવટે (મોક્ષ) ભૌતિક બંધનથી મુક્તિ પ્રાપ્ત કરવામાં રોકાયેલો છે. પ્રગતિશીલ જીવનના ચાર સિદ્ધાંતોનું પાલન માત્ર કૃષ્ણની કૃપાથી જ થઈ શકે છે. તેથી આ મહાયજ્ઞમાં સર્વ પ્રથમ તેમનું પૂજન થવું જોઈએ, અને કોઈએ તેમાં અસંમતિ દર્શાવવી ન જોઈએ. જેવી રીતે મૂળમાં જલસિંચન કરવાથી, ડાળીઓ, કૂંપળો, પત્રો અને પુષ્પોને સ્વાભાવિક રીતે જળસિંચનનો લાભ થાય છે, અથવા જઠરમાં ભોજન આપવાથી, શરીરના સર્વ અવયવોને સ્વાભાવિક રીતે પુષ્ટિ મળે છે, અને વિકાસ થાય છે. તેમ કૃષ્ણનું પ્રથમ પૂજન કરવાથી, આ સભામાં ઉપસ્થિત રહેલ દરેક વ્યક્તિ – મોટા મોટા દેવતાઓ સુધ્ધાં – સંતુષ્ટ થશે. જો કોઈ વ્યક્તિ દાનપરાયણ હોય તો, કેવળ કૃષ્ણને દાન કરવું ઘણું ઉત્તમ છે. કારણ કે દરેકના વિશિષ્ટ શરીર અથવા અલગ વ્યક્તિત્વથી નિરપેક્ષ રીતે કૃષ્ણ જ તેનામાં વિદ્યમાન રહેલા પરમાત્મા છે. દરેક જીવમાં કૃષ્ણ જ પરમાત્મારૂપે વિદ્યમાન છે, અને જો આપણે તેમને સંતુષ્ટ કરી શકીએ તો, સ્વાભાવિક રીતે જ દરેક જીવ સંતુષ્ટ થાય છે."

સહદેવ કૃષ્ણનો મહિમા જાણવા જેટલો સદ્‌ભાગી હતો, અને ટૂંકમાં તેમનું વર્ણન કરી રહ્યા પછી, તેણે પ્રવચન બંધ કર્યું. આ વચન પૂરું થતાં જ તે મહાન યજ્ઞસભામાં ઉપસ્થિત રહેલા સર્વ સદસ્યોએ તાળીઓનો ગડગડાટ કરીને સહદેવના શબ્દોને સતત

અનુમોદન આપ્યું અને કહ્યું, "તમે જે કાંઈ કહ્યું તે સપૂર્ણ સાચું છે." યુધિષ્ઠિર રાજાએ સર્વ ઉપસ્થિત સજ્જનોની સંમતિ સાંભળીને, અને ખાસ કરીને તેમાં બાહ્મણો અને વિદ્વાન ઋષિ-મુનિઓની સંમતિને કારણે વૈદિક આદેશોના નિયામક સિદ્ધાંતો પ્રમાણે કૃષ્ણ ભગવાનનું પૂજન કર્યું. સર્વ પ્રથમ યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઈઓ, પત્નીઓ, બાળકો, બીજાં સગાંસંબંધીઓ અને મંત્રીઓ સાથે રહીને કૃષ્ણ ભગવાનનાં ચરણકમળનું પ્રક્ષાલન કર્યું, અને તે જળથી પોતાના મસ્તક ઉપર સિંચન કર્યું.

આ પછી કૃષ્ણ ભગવાનને વિવિધ પ્રકારનાં પીતામ્બરો અને વિપુલ પ્રમાણમાં રત્નો તથા રાલંકારો શ્રીકૃષ્ણના ઉપયોગ માટે તેમને અર્પણ કર્યાં.

પોતાના એકમાત્ર પ્રિય પાત્ર કૃષ્ણનું સન્માન કરતાં યુધિષ્ઠિર રાજાને એટલો બધો હર્ષ થયો કે તેમની આંખોમાંથી દડદડ હર્ષાશ્રુ ઝરવા લાગ્યાં, અને કૃષ્ણ ભગવાનનાં સારી રીતે દર્શન કરવાની ઈચ્છા હોવા છતાં તે જોઈ ન શક્યા. આમ, યુધિષ્ઠિર રાજાએ કૃષ્ણ ભગવાનનું પૂજન કર્યું તે સમયે તે સભામંડપમા ઉપસ્થિત રહેલા સર્વ સભ્યો બે હાથ જોડીને ઊભા થયા અને "જય! જય! નમ:! નમ:!" એમ કીર્તન કરવા લાગ્યા. જ્યારે સર્વે કૃષ્ણને વંદન કરવા માટે સમૂહમાં જોડાયા ત્યારે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ.

એ સભામાં, રાજા શિશુપાળ પણ હાજર હતો. તે ઘણાં કારણોસર, ખાસ કરીને રુક્મિણીના લગ્નપ્રસંગે કૃષ્ણ તેનું હરણ કરી ગયા હતા તેથી કૃષ્ણનો કટ્ટો દુશ્મન હતો, તેથી તે કૃષ્ણને અર્પણ કરાતું આવું સન્માન અને તેમના ગુણોનું યશોગાન સહન ન કરી શક્યો. પ્રભુના મહિમાના શ્રવણમાં સુખી થવાને બદલે તે અત્યંત ગુસ્સે થયો. જ્યારે દરેક વ્યક્તિએ ઊભા થઈને કૃષ્ણનું સન્માન કર્યું ત્યારે શિશુપાલ પોતાના આસને બેસી રહ્યો પરંતુ કૃષ્ણનું સન્માન કરાતાં જ્યારે તે ગુસ્સે થયો, ત્યારે તે તરત જ ઊભો થઈ ગયો, અને તેનો હાથ ઊંચો કરીને, કૃષ્ણ ભગવાનની વિરુદ્ધ અત્યંત કડક ભાષામાં અને નિર્ભયપણે બોલવા લાગ્યો. તે એવી રીતે બોલ્યો કે કૃષ્ણ ભગવાન તેને અત્યંત સ્પષ્ટ રીતે સાંભળી શક્યા :

'સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,' હવે હું વેદોક્ત વિધાનની પ્રશંસા કરી શકું છું કે, છેવટે તો કાળતત્ત્વ જ અગ્રગણ્ય ઘટક છે તેની વિરુદ્ધ સર્વ પ્રયત્નો કરવા છતાં કાળતત્ત્વ વિરોધ વિના તેની પોતાની યોજનાઓ પાર પાડે છે. દા. ત. વ્યક્તિ જીવવા માટે પોતાનાથી બને તેટલો શ્રેષ્ઠ પ્રયત્ન કરે, પરંતુ જ્યારે મૃત્યુનો સમય આવે છે ત્યારે કોઈ તેને રોકી શકતું નથી. હુ અહીંયાં જોઉં છું કે આ સભામંડપમાં ઘણા મહાનુભાવો હાજર છે, પરંતુ સમયનો પ્રભાવ એટલો બળવાન છે, કે કૃષ્ણ વિશે મૂર્ખામીભર્યું બોલનાર એક છોકરાના વિધાનથી તેઓ ગેરમાર્ગે દોરવાયા છે. અહીં ઘણા વિદ્વાન ઋષિમુનિઓ અને

વયોવૃદ્ધ વ્યક્તિઓ હાજર છે, છતાં તેમણે એક મૂર્ખ છોકરાના વિધાનને સ્વીકાર્યું છે, એનો અર્થ એ કે કાળના પ્રભાવથી આ સભામાં ઉપસ્થિત રહેલી આવી આદરણીય વ્યક્તિઓની બુદ્ધિ પણ ગેરમાર્ગે દોરવાઈ શકે છે. હુ અત્રે ઉપસ્થિત સર્વ આદરણીય વ્યક્તિઓ સાથે સંપૂર્ણ રીતે સંમત થાઉં છું કે, સર્વ પ્રથમ પૂજનીય વ્યક્તિની પસંદગી માટે તેઓ પૂરતા સમર્થ છે, પરંતુ જેણે કૃષ્ણની આટલી બધી પ્રશંસા કરી છે અને યજ્ઞમા પ્રથમ પૂજનીય વ્યક્તિ તરીકે સ્વીકારવા કૃષ્ણ યોગ્ય વ્યક્તિ છે, એવી ભલામણ કરી છે તેવા સહદેવ જેવા છોકરા સાથે હુ સંમત થઈ શકતો નથી. હું જોઈ શકું છુ કે આ સભામાં એવી ઘણી વ્યક્તિઓ છે, જેમણે મહાન વ્રત કર્યાં છે, જેઓ અત્યંત વિદ્વાન છે અને જેમણે ઘણી તપસ્યાઓ કરેલી છે. તેમના જ્ઞાન અને માર્ગદર્શન વડે તેઓ ભૌતિક જગતની યાતનાઓથી પીડાતા મનુષ્યોને મુક્તિ આપી શકે છે. અસીમ જ્ઞાન ધરાવતા મહર્ષિઓ અને આત્મસાક્ષાત્કાર કરનાર ઘણી વ્યક્તિઓ અને બ્રાહ્મણો પણ અત્રે ઉપસ્થિત છે અને તેથી હું માનું છું કે તેમનામાંના કોઈ એકની પ્રથમ પૂજનીય વ્યક્તિ તરીકે પસંદગી થઈ શકી હોત, કારણ તેઓ મોટા દેવતાઓ, રાજાઓ અને સમ્રાટો માટે પણ પૂજનીય છે. હું સમજી શકતો નથી કે આ ગોવાળ છોકરા કૃષ્ણને તમે કેવી રીતે પસંદ કરી શકયા, અને આ બીજી સર્વે મહાન વ્યક્તિઓને બાજુએ રાખી. હું વિચારું છું કે કૃષ્ણ તો કાગડા કરતાં કાંઈ ચડિયાતો નથી. તેથી તે આ મહાયજ્ઞમાં પૂજા સ્વીકારવા યોગ્ય કેવી રીતે બની શકે.

"હજી સુધી આપણે ચોક્કસપણે નક્કી કરી શકતા નથી કે આ કૃષ્ણની જ્ઞાતિ કઈ છે? અથવા તેનો સાચો વ્યવસાય ક્યો છે?" હકીકતમાં કૃષ્ણની કોઈ જ્ઞાતિ નથી, તેમ જ તેને કોઈ વ્યાવસાયિક કર્તવ્ય કરવાનું નથી. વેદોમાં કહ્યું છે કે પરમેશ્વરને તેનું કોઈ નિર્ધારિત કર્તવ્ય કરવાનું હોતું નથી. તેને જે કાંઈ કરવાનુ હોય તે તેની વિવિધ શક્તિઓ દ્વારા કરાય છે.

શિશુપાળે કહેવાનું ચાલુ રાખ્યું, "કૃષ્ણ ઉચ્ચ કુળનો નથી. તે એવો સ્વતંત્ર છે કે, તેના ધાર્મિક જીવનના સિદ્ધાંતો વિશે કોઈ જાણતું નથી. એમ લાગે છે કે તે સર્વ ધાર્મિક સિદ્ધાંતોની મર્યાદાથી પર છે. તે હમેશાં સ્વેચ્છાપૂર્વક વર્તે છે, તે વૈદિક આદેશો તથા નિયામક સિદ્ધાંતોની પરવા કરતો નથી. તેથી તેનામાં સર્વ સદ્ગુણોનો અભાવ છે." શિશુપાળે કૃષ્ણ વૈદિક આદેશોની મર્યાદામાં નથી એમ કહી પરોક્ષ રીતે તેમની પ્રશંસા કરી. તેનુ કહેવું સાચું છે કારણ તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. તેમનામાં ગુણો નથી તેનો અર્થ એ કે કૃષ્ણમાં ભૌતિક ગુણો નથી; કારણ કે તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, તેથી તે પ્રણાલિકાઓ કે સામાજિક અથવા રાજકીય સિદ્ધાંતોની પરવા કર્યા સિવાય સ્વતંત્ર રીતે કાર્ય કરે છે.

શિશુપાળે આગળ કહ્યું, "આ સંજોગોમાં તે યજ્ઞમાં સૌ પ્રથમ પૂજનનો સ્વીકાર કરવા માટે કેવી રીતે યોગ્ય થઈ શકે ? કૃષ્ણ એવો મૂર્ખ છે કે વૈદિક સંસ્કૃતિને અનુસરનારા વિદ્વાન બ્રહ્મજ્ઞાની—મનુષ્યોની વસ્તીવાળી મથુરા તેણે ત્યજી દીધી અને જ્યા વેદોની વાતો સુધ્ધાં પણ થતી નથી તેવા સમુદ્રમાં તેણે આશ્રય લીધો. ખુલ્લામા રહેવાને બદલે, તેણે જળમાં કિલ્લો બાંધ્યો છે અને જ્યાં વૈદિક જ્ઞાનની ચર્ચા થતી નથી તેવા વાતાવરણમા તે રહે છે અને જ્યારે જ્યારે તે કિલ્લાની બહાર આવે છે ત્યારે તે ધાડપાડુ ચોર અને દુષ્ટની જેમ નાગરિકોને ત્રાસ આપે છે."

એ સભામાં કૃષ્ણની સર્વોચ્ચ પ્રથમ પૂજનીય વ્યક્તિ તરીકે પસંદગી થઈ, તેથી શિશુપાળ પાગલ બની ગયો અને તે એટલી બધી બેજવાબદાર રીતે બોલ્યો કે તેણે તેનું સર્વ સૌભાગ્ય ગુમાવી દીધું હોય તેમ લાગ્યું. ભાગ્ય રૂઠવાથી શિશુપાળ કૃષ્ણનું વધારે ને વધારે અપમાન કરવા લાગ્યો અને કૃષ્ણ ભગવાને વિરોધ કર્યા વિના તેને ધીરજથી સાંભળ્યો. જ્યારે શિયાળનાં ટોળાં ચિત્કાર કરતાં હોય ત્યારે, જેમ સિંહ તેની પરવા કરતો નથી, તેમ કૃષ્ણ ઉશ્કેરાયા વિના શાંત રહ્યા. શિશુપાળે કરેલા એક પણ આક્ષેપનો કૃષ્ણના થોડાક સાથીઓ સિવાયના સભામાં ઉપસ્થિત રહેલા સર્વ સભ્યો અત્યંત ઉશ્કેરાઈ ગયા કારણ કે દરેક આદરણીય વ્યક્તિનું કર્તવ્ય છે કે તેણે ભગવાન અથવા તેના ભક્તની નિંદા સહન ન કરવી. તેમાંના કેટલાકને લાગ્યું કે પોતે શિશુપાળની વિરુદ્ધ યોગ્ય પગલાં લઈ શકે તેમ ન હતા. તે લોકો વધારે આક્ષેપો સાભળવા ન પડે માટે પોતાના કાને પોતાના હાથ દઈને વિરોધરૂપે સભામંડપમાંથી ચાલ્યા ગયા. આ રીતે તેઓ શિશુપાળના કાર્યને વખોડતા સભામંડપ છોડીને ચાલ્યા ગયા. એવો વેદનો આદેશ છે, કે જ્યારે જ્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની નિંદા થતી હોય, ત્યારે ત્યારે દરેક વ્યક્તિએ ત્યાંથી તરત ચાલ્યા જવું જોઈએ. જો તે તેમ ન કરે તો તેનું પુણ્ય પરવારી જાય છે અને જીવનની નિમ્ન સ્થિતિમાં તેનું અધઃપતન થાય છે.

ઉપસ્થિત રહેલા કુરુવંશ, મત્સ્યવંશ, કેકયવંશ અને સૃંજય વંશના સર્વ રાજાઓ અત્યંત ગુસ્સે થયા અને શિશુપાળનો વધ કરવા તેમણે તેમની તલવારો તથા ભાલા લીધા. શિશુપાળ એવો મૂર્ખ હતો કે ઉપસ્થિત રહેલા સર્વ રાજાઓ તેનો વધ કરવા તૈયાર થયા છતાં તે જરા સરખો પણ ઉશ્કેરાયો નહીં. તેણે તેના મૂર્ખ બકવાદની વિગતમાં ઊતરવાની જરા સરખી પણ દરકાર ન કરી; અને જ્યારે તેણે જોયું કે સર્વ રાજવીઓ તેનો વધ કરવા તૈયાર થયા હતા ત્યારે તે તેમની સાથે લડવા ઊભો થયો અને તેણે તેની તલવાર અને ઢાલ લીધાં. જ્યારે કૃષ્ણ ભગવાને જોયું કે તે બધા મંગલ રાજસૂય યજ્ઞની યજ્ઞશાળામા લડાઈ કરશે, ત્યારે તેમણે જાતે તેમને શાંત પાડયા. પોતાની નિર્હેતુક કૃપાથી તેમણે જાતે જ શિશુપાળનો વધ કરવાનો નિર્ણય કર્યો. જ્યારે શિશુપાળ પોતાની

ઉપર હુમલો કરવાની તૈયારી કરતા રાજાઓને ગાળો દેતો હતો ત્યારે કૃષ્ણ ભગવાન અસ્ત્રાની ધાર જેવું તીક્ષ્ણ ચક્ર છોડ્યું અને તરત જ શિશુપાળનું મસ્તક તેના શરીરથી છૂટું પાડી દીધું.

જ્યારે શિશુપાળ આ રીતે હણાયો ત્યારે, એ સભામંડપમાં મોટી ગર્જના ને ચિત્કાર સંભળાયા. તે ગરબડનો લાભ લઈને, શિશુપાળના કેટલાક ટેકેદાર રાજાઓ, તેમનો જીવ બચાવવા ઝડપથી સભામંડપ છોડીને નાસી ગયા. આ સર્વે થવા છતાં, જેમ સળગતી ઉલ્કા પૃથ્વીના પટ ઉપર પડે તેમ સર્વ સભ્યોની ઉપસ્થિતિમાં શિશુપાળનો સદ્‌ભાગી આત્મા કૃષ્ણ ભગવાનના દેહમાં તરત જ વિલીન થયો. તે ચાર કુમારોના શાપથી વૈકુંઠ લોકમાંથી ભૌતિક જગતમાં આવી પડેલા જય અને વિજયની વાર્તા યાદ કરાવે છે. એમના વૈકુંઠ લોકમાં પાછા ફરવા માટે એવી યોજના કરવામાં આવેલી કે ક્રમાનુસાર ત્રણ જન્મ સુધી જય અને વિજય બંને ભગવાનના કટ્ટર શત્રુ તરીકે કામ કરશે અને એ ત્રણે જન્મના અંતે તેઓ ફરીથી વૈકુંઠ લોકમાં પાછા ફરશે અને ભગવાનના સાથીઓ તરીકે સેવા કરશે.

શિશુપાળે કૃષ્ણના દુશ્મન તરીકે કામ કર્યું, પરંતુ તે ક્ષણભર પણ કૃષ્ણભાવનાથી વિમુખ થયો ન હતો. તે નિરંતર કૃષ્ણના વિચારમાં તલ્લીન રહેતો, અને આમ તેને સૌ પ્રથમ સાયુજ્ય એટલે પરમેશ્વરમાં વિલીન થવાની મુક્તિ મળી, અને છેવટે ભગવાન-ની અંગત સેવાના તેના પ્રથમના પદે તે નિયુક્તિ પામ્યો. 'ભગવદ્‌ગીતા' એ હકી-કતની પૂર્તિ કરે છે કે જો મનુષ્ય મૃત્યુ સમયે પરમેશ્વરના વિચારમાં તલ્લીન રહે તો તે પોતાનો ભૌતિક દેહ ત્યજી દીધા પછી પ્રભુના રાજ્યમાં પ્રવેશે છે. શિશુપાલની મુક્તિ પછી યુધિષ્ઠિર રાજાએ યજ્ઞસભામાં હાજર રહેલા સર્વ સભ્યોને ભેટ-સોગાદો આપી. જેમણે યજ્ઞના સંચાલનમાં ભાગ લીધો હતો એવા પુરોહિત અને વિદ્વાન ઋષિમુનિઓને ઘણા મોટા પ્રમાણમાં દક્ષિણા આપી, અને સર્વ નિયત કાર્યો કર્યા પછી તેમણે સ્નાન કર્યું. યજ્ઞને અંતે કરાતું આ સ્નાન પણ વિધિપુરઃસરનું છે. તેને અવભૃથ સ્નાન કહેવાય છે.

આમ, યુધિષ્ઠિર રાજાએ યોજેલા રાજસૂય યજ્ઞને સફળ રીતે પૂર્ણ કરવાને શક્તિ-માન બનાવીને અને તેમના ફોઈના દીકરા તથા સગાંસંબંધી તરફથી વિનંતી થવાથી કૃષ્ણ ભગવાન હસ્તિનાપુર થોડાક મહિના વધારે રોકાયા. કૃષ્ણ ભગવાન હસ્તિનાપુરથી વિદાય લે તે રાજા યુધિષ્ઠિર અને તેમના ભાઈઓને ગમતું ન હતું, પરંતુ કૃષ્ણે દ્વારકા પાછા ફરવા માટે રાજાની રજા મહાપરાણે લીધી, અને એ રીતે પોતાની રાણીઓ તથા પ્રધાનો સાથે ઘેર પાછા ફર્યા.

જય તથા વિજય વૈકુંઠ લોકમાંથી ભૌતિક જગતમાં અધઃપતન પામ્યા તે વાર્તા શ્રીમદ્‌ ભાગવતમ્‌ના સાતમા સ્કંધમાં વર્ણવવામાં આવી છે. શિશુપાળવધનું જય અને

વિજયના વર્ણન સાથે સીધો સંબધ છે, પરંતુ આ પ્રસંગ પરથી આપણને જે સૌથી અગત્યનો બોધ મળે છે તે એ છે કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નિરપેક્ષ હોવાથી, તેમના દુશ્મન તરીકે કાર્ય કરે કે મિત્ર તરીકે કાર્ય કરે છતા દરેકને મોક્ષ આપી શકે છે

ભગવાન કોઈ એક વ્યક્તિ સાથે મિત્રભાવે અને બીજી કોઈ વ્યક્તિ સાથે દુશ્મન-ભાવે વર્તે છે એવી ભૂલભરેલી માન્યતા છે. દુશ્મન અથવા મિત્ર હોવાપણુ હમેશા નિરપેક્ષ ભૂમિકા પર જ હોય છે. એમા કોઈ ભૌતિક તફાવત નથી.

યુધિષ્ઠિર રાજાએ યજ્ઞ પછી સ્નાન કર્યું અને સર્વ વિદ્વાન ઋષિમુનિઓ તથા બ્રાહ્મણોની વચમાં તે ઊભા રહ્યા ત્યારે તે બરાબર સ્વર્ગના રાજા જેવા જણાયા અને આમ અત્યંત સુંદર દેખાયા. યજ્ઞમાં ભાગ લેનારા સર્વ દેવતાઓને પણ યુધિષ્ઠિર રાજાએ પૂરતા પ્રમાણમાં ભેટો આપી, અને ખૂબ જ સંતુષ્ટ થયેલા તેઓ રાજા યુધિષ્ઠિરની પ્રવૃત્તિઓની પ્રશંસા કરતા અને કૃષ્ણ ભગવાનનાં યશોગાન કરતા ચાલ્યા.

જ્યારે શુકદેવ ગોસ્વામી કૃષ્ણ દ્વારા શિશુપાળના વધના આ પ્રસંગોનું વર્ણન અને યુધિષ્ઠિર મહારાજે યોજેલા રાજસૂય યજ્ઞની સફળ પૂર્ણાહુતિનું વર્ણન કરતા હતા ત્યારે તેમણે એ પણ દર્શાવ્યું કે યજ્ઞની સફળ પૂર્ણાહુતિ પછી, એક જ વ્યક્તિ એવી હતી કે જે સુખી ન હતી. તે દુર્યોધન હતો. દુર્યોધન તેના પાપી જીવનને કારણે સ્વભાવે અત્યંત ઈર્ષાળુ હતો અને તે સમગ્ર કુટુંબનો નાશ કરાવવા માટે કુરુવંશમાં જીવતા-જાગતા દીર્ઘકાલીન વ્યાધિના સ્વરૂપે પ્રગટ થયો હતો.

શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત મહારાજને ખાતરી આપી કે કૃષ્ણ ભગવાનનાં લીલા ચરિત્રો – શિશુપાળ તથા જરાસંધના વધ તેમ જ કેદ કરાયેલા રાજાઓની મુક્તિ એ સર્વે દિવ્ય વર્ણનો છે, અને જે કોઈ પ્રમાણભૂત વ્યક્તિ પાસેથી એનું વર્ણન સાંભળે છે તે તત્કાળ તેના જીવનનાં પાપકર્મોના સર્વ પરિણામોથી મુક્ત બને છે.



# ૭૪ રાજસૂય યજ્ઞને અંતે દુર્યોધનને શા માટે અપમાન લાગ્યું ?

યુધિષ્ઠિર રાજા અજાતશત્રુ એટલે જેને કોઈ શત્રુ નથી એવા મનુષ્ય તરીકે ઓળખાતા હતા. જ્યારે યુધિષ્ઠિર રાજાએ યોજેલ રાજસૂય યજ્ઞની સફળ પૂર્ણાહુતિ, સર્વ મનુષ્યો, સર્વ દેવતાઓ, સર્વ રાજાઓ, ઋષિમુનિઓ અને સંતોએ જોઈ, ત્યારે તેઓ અત્યંત સુખી થયા. કેવળ પેલો દુર્યોધન એકલો જ સુખ ન પામ્યો. તેથી પરીક્ષિત મહારાજને આશ્ચર્ય થયું અને તેથી તેમણે એ બાબત સમજાવવા શુકદેવ ગોસ્વામીને વિનંતી કરી.

શુકદેવ ગોસ્વામી બોલ્યા, "મારા વહાલા રાજા પરીક્ષિત, તમારા દાદા રાજા યુધિષ્ઠિર એક મહાન આત્મા હતા, તેમનો મમતાળુ સ્વભાવ દરેક વ્યક્તિને મિત્રની જેમ આકર્ષતો, અને તેથી તે અજાતશત્રુ તરીકે એટલે કે જેમનો કોઈ શત્રુ જ નથી એવા તરીકે જાણીતા હતા. તેમણે કુરુવંશના સર્વ સભ્યોને, રાજસૂય યજ્ઞના સંચાલન માટે જુદાં જુદાં ખાતાં સોંપેલાં. દા. ત, જેમ કે ભીમસેનને રસોડાની જવાબદારી સોંપવામાં આવી, દુર્યોધનને ખજાનચી તરીકે નીમવામાં આવ્યા, સહદેવને સ્વાગતખાતું સોંપવામાં આવ્યું, નકુલને ભંડારની જવાબદારી સુપરત કરાઈ અને અર્જુનને વડીલોની સગવડ સાચવવાની જવાબદારી સોંપવામાં આવી. સૌથી આશ્ચર્યની વસ્તુ તો એ હતી કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે આવતા સર્વ મહેમાનોના ચરણ-પ્રક્ષાલનની જવાબદારી સ્વીકારી, સૌભાગ્યલક્ષ્મી રાણી દ્રૌપદીએ ભોજન પીરસવાની જવાબદારી સ્વીકારી અને કર્ણ દાન-પરાયણ વ્યક્તિ તરીકે વિખ્યાત હતો, તેથી તેને દાનખાતું સુપરત કરાયું. આ રીતે રાજસૂય યજ્ઞની પ્રવૃત્તિઓના વહીવટ માટે સાત્યકી, વિકર્ણ, હાર્દિક્ય, વિદુર, ભૂરીશ્રવા અને બાહલિક વગેરે સર્વેને વિવિધ ખાતાઓ સુપરત કરાયાં તેઓ બધા રાજા

યુધિષ્ઠિર પ્રત્યે એટલા બધા ગાઢ સ્નેહબંધનથી બંધાયેલા હતા કે, તેઓ કેવળ તેમને પ્રસન્ન કરવા જ ઇચ્છતા હતા.

કૃષ્ણ ભગવાનની કૃપાથી શિશુપાળ મરણ પામીને આધ્યાત્મિક અસ્તિત્વમાં વિલીન થઈ ગયો. ત્યાર પછીથી અને રાજસૂય યજ્ઞની પૂર્ણાહુતિ થયા પછી જ્યારે સર્વ મહેમાનો, મિત્રો અને શુભેચ્છકોને યથાયોગ્ય સન્માન કરવામાં આવ્યું અને ભેટો અર્પણ થઈ ત્યાર પછી યુધિષ્ઠિર રાજા ગંગાજીમાં સ્નાન કરવા ગયા. હસ્તિનાપુર નગર આજે યમુના નદીના કિનારે આવેલું છે અને શ્રીમદ્ ભાગવતમ્‌ના કથન અનુસાર યુધિષ્ઠિર રાજા ગંગાજીમાં સ્નાન કરવા ગયા, તે દર્શાવે છે કે, પાંડવના સમય દરમિયાન યમુના નદી ગંગાજી તરીકે પણ જાણીતા હતાં. જ્યારે રાજા અવભૃથ સ્નાન કરતા હતા ત્યારે, મૃદંગ, શંખ, ઢોલ, તાસાં અને રણશિંગાં જેવાં વિવિધ પ્રકારના સંગીતવાદ્યોનો ધ્વનિ ગુંજતો હતો. ઉપરાંત નર્તકીઓનાં ઝાંઝરનો ઝણકાર થતો હતો. ઘણા વ્યવસાયી ગાયકોની મંડળીઓ વીણા, બંસરી, ઘંટ અને કાંસીજોડા વગાડતી હતી, અને આમ આકાશમાં તુમુલ ધ્વનિ ગુંજતો હતો. શૃંજય, કામ્બોજ, કુરુ, કેકય અને કોશલ જેવાં ઘણા રાજ્યો-માંથી આવેલા રાજવી મહેમાનો, તેમના વિવિધ ધ્વનિઓ અને દબદબાભેર શણગારેલા હાથીઓ, રથો, અશ્વો અને સૈનિકો સાથે હાજર હતા. તે સૌની શોભાયાત્રા પસાર થતી હતી, અને યુધિષ્ઠિર રાજા તેમાં સૌથી આગળ હતા. પુરોહિતો, ધર્મગુરુઓ અને બ્રાહ્મણો જેવા કારોબારીના સદસ્યો યજ્ઞ કરતા હતા, અને તે સર્વે ઊંચા અવાજે વેદ-ઋચાઓનું ગાન કરતા હતા. દેવતાઓ, પિતૃલોક તથા ગાંધર્વલોકના રહેવાસીઓએ તેમ જ ઘણા ઋષિમુનિઓ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરતા હતા. પોતાના શરીરને સુગંધી અને પુષ્પનાં અત્તરોથી મર્દન કરેલાં, હસ્તિનાપુર, ઇન્દ્રપ્રસ્થના નરનારીઓએ, સુંદર રંગબેરંગી વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને પુષ્પહારો, રત્નો અને આભૂષણોનો શણગાર સજી સુશોભિત બન્યાં હતા. તે સર્વે ઉત્સવનો આનંદ માણતાં હતાં, અને એકબીજા ઉપર જળ, તેલ, દૂધ, માખણ અને દહીં જેવાં પ્રવાહી દ્રવ્યો છાંટતા હતા. વળી કેટલાક તો એકબીજાના શરીર ઉપર એ દ્રવ્યોનું મર્દન કરતાં હતાં. આ રીતે તેઓ એ પ્રસંગને માણતા હતા. ગણિકાઓ પણ પુરુષોનાં શરીરો પર આ પ્રવાહી દ્રવ્યનું આનંદપૂર્વક મર્દન કરતી હતી. અને પુરુષો પણ એ જ રીતે સામો પ્રતિભાવ દર્શાવતા હતા. સર્વે પ્રવાહી દ્રવ્યોમાં હળદર તથા કેસર ઘોળવામાં આવ્યાં હતાં, અને તેમનો રંગ ચમકદાર પીળો લાગતો હતો.

આ મહોત્સવ ઊજવવા માટે ઘણી દેવીઓ વિવિધ વિમાનોમાં બેસીને આવી હતી અને આકાશમાં દૃશ્યમાન થતી હતી. એ જ પ્રમાણે રાજકુટુંબની રાણીઓ દબદબા-પૂર્વક શણગાર સજીને વિવિધ પાલખીઓમાં બેસીને ચોમેર અંગરક્ષકોથી રક્ષાતી આવી

પહોંચી. આ સમય દરમિયાન પાંડવોના મામાના પુત્ર કૃષ્ણ ભગવાન અને તેમના ખાસ મિત્ર અર્જુન રાણીઓનાં શરીર ઉપર રંગ છાંટતા હતા તેથી રાણીઓ શરમાઈ ગઈ. પરંતુ સાથે જ તેમના સુંદર હાસ્યથી તેમનાં મુખ ચમકી ઊઠયાં, તેમનાં શરીર ઉપર પ્રવાહી રંગ પડવાથી તેમણે પહેરેલી સાડીઓ સંપૂર્ણ રીતે ભીંજાઈ ગઈ હતી. ભીનાં વસ્ત્રોને લીધે તેમનાં સુંદર શરીરના વિવિધ અવયવો, ખાસ કરીને સ્તન તથા કમર, અંશત: દૃશ્યમાન થતાં હતાં. રાણીઓ પણ રંગથી ભરેલી ડોલો લઈ આવી, અને તેમના દિયરોના શરીર ઉપર છાંટવા લાગી. જ્યારે તેઓ આવી ઉલ્લાસપૂર્ણ પ્રવૃત્તિઓમાં રોકાયેલી હતી ત્યારે તેમના વાળ વીખરાઈ ગયા અને તેમના દેહને સુશોભિત કરતાં પુષ્પો ખરી પડવા લાગ્યાં. જ્યારે કૃષ્ણ ભગવાન, અર્જુન અને રાણીઓ આમ ઉલ્લાસભરી પ્રવૃત્તિઓમાં મગ્ન હતાં ત્યારે જેમનાં દિલ વિશુદ્ધ ન હતાં તેવાં મનુષ્યો કામવાસનાથી ઉત્તેજિત બન્યાં. બીજા શબ્દોમાં કહીએ તો શુદ્ધ પુરુષો અને સ્ત્રીઓ વચ્ચે આવું વર્તન યોગ્ય છે પરંતુ ભૌતિક વાસનાઓવાળાં મનુષ્યો કામવાસનાપૂર્ણ બને છે.

ઉત્તમ ઘોડાઓ જોડેલા ભવ્ય રથમાં બેઠેલા રાજા યુધિષ્ઠિર, દ્રૌપદી અને બીજી રાણીઓ સહિત હાજર હતા. યજ્ઞનો ઉત્સવ એટલો બધો સુંદર હતો કે જાણે સ્વયં રાજસૂય યજ્ઞ પોતે યજ્ઞની પ્રવૃત્તિઓ સાથે ઊભો હતો.

રાજસૂય યજ્ઞને અનુસરીને પત્નીસંયાજ તરીકે જાણીતી વેદિક વિધિ થતી. યજમાન પોતાની પત્ની સાથે આ યજ્ઞ કરતો, અને યુધિષ્ઠિર રાજાના પુરોહિતોએ પણ તેને યોગ્ય રીતે કરેલો. જ્યારે રાણી દ્રૌપદી અને યુધિષ્ઠિર રાજા તેમનું અવભૃથ સ્નાન કરતાં હતાં ત્યારે હસ્તિનાપુરનાં નગરજનો તેમ જ દેવતાઓ, આનંદ-ઉલ્લાસથી નગારાં વગાડવા લાગ્યા અને તેમણે શરણાઈવાદન શરૂ કર્યું અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ. જ્યારે રાજા અને રાણીઓએ ગંગાજીમાં તેમનું સ્નાન પૂરું કર્યું ત્યારે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રોએ તથા સર્વ જ્ઞાતિના બીજા બધા નગરજનોએ ગંગાજીમાં સ્નાન કર્યું. વૈદિક સાહિત્યમાં ગંગાસ્નાનની ભલામણ કરવામાં આવી છે કારણ કે આ રીતે સ્નાન કરવાથી મનુષ્ય સર્વ પાપના ફળથી મુક્ત બને છે. હજુ પણ ભારતમાં અને ખાસ કરીને અમુક શુભ પર્વે આ વસ્તુ પ્રચલિત છે. આવા પર્વના સમયે લાખો મનુષ્યો ગંગાજીમાં સ્નાન કરે છે.

સ્નાનવિધિ પતાવ્યા પછી યુધિષ્ઠિર રાજાએ નવું રેશમી વસ્ત્ર અને શાલ ધારણ કર્યાં અને સ્વયં કીમતી રત્નોનો શણગાર સજ્યો. રાજાએ સ્વયં વસ્ત્રાભૂષણોનો શણગાર સજ્યો એટલું જ નહીં પરંતુ યજ્ઞમાં ભાગ લેનાર સર્વ ધર્માચાર્યો અને બીજાઓને પણ તેમણે વસ્ત્રાલંકાર આપ્યાં. આ રીતે યુધિષ્ઠિર રાજાએ તે સર્વેનું પૂજન કર્યું. તે હમેશાં તેમના મિત્રો, તેમનાં કુટુંબીજનો, તેમનાં સગાંવહાલાં, તેમના શુભેચ્છકો અત્રે

હાજર રહેલા બીજા બધાનું પૂજન કરતા, અને રાજા યુધિષ્ઠિર ભગવાન નારાયણના મહાન ભક્ત હોવાથી અથવા તેઓ વૈષ્ણવ હતા તેથી દરેક વ્યક્તિ સાથે સારી રીતે કેમ વર્તવું તે જાણતા હતા. દરેક વ્યક્તિમાં ઈશ્વરતત્ત્વ જોવાનો માયાવાદી, તત્ત્વજ્ઞાનીઓનો પ્રયત્ન એકત્વ પ્રતિ લઈ જનારો કૃત્રિમ માત્ર છે. પરંતુ વૈષ્ણવ અથવા ભગવાન નારાયણનો ભક્ત દરેક જીવમાં પરમેશ્વરનો અવિભાજ્ય અંશ જુએ છે. તેથી બીજા જીવો પ્રત્યેનું વૈષ્ણવી વર્તન નિરપેક્ષ ભૂમિકા પર છે. કોઈ પણ વ્યક્તિ તેના શરીરના એક અવયવ પ્રત્યે બીજા અવયવથી ભિન્ન વર્તાવ કરી શકતો નથી કારણ તે સર્વે એક જ શરીરના ભાગ છે, તેવી જ રીતે વૈષ્ણવ મનુષ્ય તથા પશુમાં ભેદભાવ રાખતો નથી. કારણ કે તે બંનેમાં આત્મા અને પરમાત્માને એકસાથે વિરાજેલા જુએ છે.

જ્યારે દરેક વ્યક્તિઓ સ્નાન કરીને તાજગી અનુભવી પછી તેણે રેશમી વસ્ત્રો, રત્નજડિત કુંડળ, પુષ્પહાર, પાઘડી, લાંબો ખેસ અને મોતીની કંઠીઓ ધારણ કર્યાં ત્યારે તે બધા સ્વર્ગના દેવતાઓ સમાન દેખાતા હતા. ખાસ કરીને સ્ત્રીઓએ અત્યંત સુંદર રીતે વસ્ત્રાભૂષણ પહેર્યાં હતાં. તેથી તેમને વિષે આ વસ્તુ સત્ય હતી. દરેક સ્ત્રીએ કમરની આજુબાજુ સુવર્ણની કટિમેખલા પહેરી હતી. તે સર્વે સ્મિત કરતી હતી. યથાયોગ્ય સ્થાને તિલકની સાથે વાંકડિયા વાળ વિખરાયેલા હતા. એ બનેનું સુભગ મિલન અત્યંત આકર્ષક દેખાતું હતું.

અત્યંત સંસ્કારી એવા પુરોહિતો, બ્રાહ્મણો, જેમણે યજ્ઞમાં મદદ કરી હતી તેવા બ્રાહ્મણો, સર્વ વર્ણના નગરજનો, રાજાઓ, દેવતાઓ, ઋષિમુનિઓ, સંતોઅને પિતૃલોકના નાગરિકો વગેરે રાજસૂય યજ્ઞમાં ભાગ લીધેલાં સર્વ મનુષ્યો યુધિષ્ઠિર રાજાના વ્યવહારથી અત્યંત સંતુષ્ટ થયાં અને તેઓ આનંદપૂર્વક પોતાના મુકામ તરફ વિદાય થયા. તેમને ઘેર પાછા ફરતી વખતે, તેઓએ યુધિષ્ઠિર રાજાના વ્યવહાર વિષે વાતો કરી, અને તેમની મહત્તા વિશે સતત વાતો કર્યા પછી પણ, જેમ મનુષ્ય અમૃતનું પાન વારવાર કરે અને છતાં કદી સંતુષ્ટ ન થાય, તે પ્રમાણે તેમને કદી સંતોષ થયો નહીં. બીજા સર્વે વિદાય થયા પછી યુધિષ્ઠિર મહારાજે કૃષ્ણ ભગવાન સહિત પોતાના અંતરંગ મિત્રમંડળને જવા દેવાની રજા ન આપીને રોકી રાખ્યા. કૃષ્ણ ભગવાન રાજા યુધિષ્ઠિરની વિનંતીનો અસ્વીકાર કરી ન શક્યા. તેથી સાંબ અને બીજા, યદુવંશના સર્વ વીરોને તેમણે પાછા મોકલ્યા, તેઓ સર્વે દ્વારકા પાછા ફર્યા, અને કૃષ્ણ ભગવાન સ્વયં રાજાને પ્રસન્ન રાખવા ત્યાં રહ્યા.

આ ભૌતિક જગતમાં દરેક મનુષ્યને અમુક પ્રકારની મનોકામના પૂર્ણ કરવાની ઇચ્છા હોય છે, પરંતુ પોતાને સંપૂર્ણ સંતોષ થાય તે રીતે પોતાની ઇચ્છાઓ પરિપૂર્ણ કરવાને તે શક્તિમાન થતો નથી. પરંતુ યુધિષ્ઠિર રાજા, કૃષ્ણ પ્રત્યેની તેમની અત:

ભક્તિને લીધે, રાજસૂય યજ્ઞનું આયોજન કરીને સફળતાપૂર્વક તેમની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ કરી શકયા. રાજસૂય યજ્ઞની ઉજવણીના વર્ણન પરથી એમ જણાય છે કે આવું કાર્ય ઐશ્વર્યપૂર્ણ ઇચ્છાઓનો મહાસાગર છે. સાધારણ મનુષ્ય માટે આવો સાગર તરી જવો શકય નથી, છતાં ભગવાન કૃષ્ણની કૃપાથી યુધિષ્ઠિર રાજા તે અત્યંત સહેલાઈથી પાર કરવાને શક્તિમાન બન્યા, અને આમ સર્વે ચિંતાઓથી તે મુક્ત બન્યા.

જ્યારે દુર્યોધને જોયું કે યુધિષ્ઠિર મહારાજ રાજસૂય યજ્ઞ કર્યા પછી અત્યંત પ્રખ્યાત બન્યા હતા અને દરેક પ્રકારે સંપૂર્ણ રીતે સંતુષ્ટ હતા, ત્યારે તે ઈર્ષાની આગમાં ભડભડ બળવા લાગ્યો. કારણ તેના મનમાં હમેશાં ઝેર ભરેલું હતું. પાંડવો માટે મયદાનવે રાજમહેલ બાંધેલો તે એક બાબતથી તેને ઈર્ષા થતી હતી. એ રાજમહેલ તેની મૂંઝાઈ જવાય તેવી કલાત્મક કારીગરીને કારણે અત્યુત્તમ હતો, અને મોટા મોટા રાજકુમારો, રાજાઓ અથવા અસુર નેતાઓના મોભાને અનુરૂપ હતો. એ મહાન રાજમહેલમાં પાંડવો તેમનાં કુટુંબીજનો સાથે રહેતાં હતાં, અને રાણી દ્રૌપદી તેમનાં પતિદેવોની અત્યંત શાંતિથી સેવા કરતાં હતાં, અને એ દિવસોમાં કૃષ્ણ ભગવાન પણ ત્યાં રહેતા હતા. તેથી તેમની હજારો રાણીઓએ તે મહેલને શણગાર્યો હતો. ભારે સ્તનવાળી અને પાતળી કમરવાળી રાણીઓ જ્યારે મહેલમાં ફરતી અને તેમની ગતિ સાથે પગનાં ઝાંઝરનો અત્યંત મધુર રણકાર થતો, ત્યારે સમગ્ર મહેલ સ્વર્ગનાં રાજ્યો કરતાંય વધારે ઐશ્વર્યપૂર્ણ જણાતો. તેમના સ્તનના થોડાક ભાગ પર કેસરની રજનો છંટકાવ થયેલો, તેથી તેમના સ્તન ઉપરની મોતીની કંઠીઓ રક્તવર્ણી દેખાતી. રાણીઓ તેમનાં મોટાં કર્ણફૂલો અને વિખરાતા વાળને લીધે અત્યંત સુંદર દેખાતી. યુધિષ્ઠિર રાજાના રાજમહેલમાં આવી સુંદરીઓને જોયા પછી દુર્યોધનને અદેખાઈ થઈ. તે ખાસ કરીને દ્રૌપદીનું સૌન્દર્ય જોઈને ઈર્ષાળુ અને કામી બન્યો, કારણ કે પાંડવો સાથેના તેના લગ્નની શરૂઆતથી જ તેને વિશિષ્ટ આકર્ષણ થયા કરતું. દ્રૌપદીના લગ્નના સ્વયંવરમાં દુર્યોધન પણ હાજર હતો અને બીજા રાજકુમારો સાથે તે દ્રૌપદીના સૌન્દર્યથી અત્યંત મુગ્ધ બન્યો હતો, પરંતુ તેને પ્રાપ્ત કરવામાં નિષ્ફળ ગયો હતો.

એક સમયે યુધિષ્ઠિર રાજા, મયદાનવે બાંધેલા રાજમહેલમાં સુવર્ણના સિંહાસન પર વિરાજ્યા હતા, તેમના ચાર ભાઈઓ, બીજા સગાંસંબંધીઓ તેમ જ તેમના મહાન શુભેચ્છક પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ હાજર હતા અને યુધિષ્ઠિર રાજાનું ભૌતિક ઐશ્વર્ય ભગવાન બ્રહ્મા કરતાંય વધારે જણાતું હતું. જ્યારે તે તેમના મિત્રોથી વિંટળાઈને સિંહાસન ઉપર બેઠા હતા, અને ગાયકો સુંદર ગીતો ગાઈને તેમની સ્તુતિ કરતા હતા ત્યારે દુર્યોધન, તેના નાના ભાઈ સાથે રાજમહેલમાં આવ્યો. દુર્યોધન મુગટથી શોભતો હતો, અને તેણે હાથમાં તલવાર ધારણ કરી હતી. તે હમેશાં ઈર્ષા અને આવેશના મનોભાવમાં

રહેતો અને તેથી તે જરાસરખી ઉશ્કેરણીથી તે દ્વારપાળો સાથે ઉગ્રતાથી બોલ્યો અને ગુસ્સે થયો તે જળ અને સ્થળ વચ્ચેનો ભેદ-પારખવામાં નિષ્ફળ ગયો તેથી ગુસ્સે થયો હતો. મયદાનવની કરામતથી જુદી જુદી જગ્યાએ રાજમહેલનું સુશોભન એ રીતે કરવામા આવ્યું હતું કે જે માણસ એ કરામત ન જાણતું હોય તે જળને સ્થળ, અને સ્થળને જળ માની લે. દુર્યોધન પણ આ કરામતથી ભ્રમમાં પડયો અને જ્યારે જળને સ્થળ માનીને સામે જતો હતો ત્યારે તે પડી ગયો. આમ જ્યારે દુર્યોધન તેની મૂર્ખતાથી પડી ગયો હતો, તે પ્રસંગે રાણીઓએ હસી પડીને આનંદ માણ્યો. યુધિષ્ઠિર રાજા દુર્યોધનની લાગણીઓ સમજી શક્યા. તેથી તેમણે રાણીઓને હસતી રોકવાનો પ્રયત્ન કર્યો, પરંતુ કૃષ્ણ ભગવાને સૂચન કર્યું કે યુધિષ્ઠિર રાજાએ તેમને આ પ્રસંગે મજા કરતાં અટકાવવી જોઈએ નહીં. કૃષ્ણની ઇચ્છા હતી કે આ રીતે દુર્યોધનને મૂર્ખ બનાવાય અને એ સર્વે તેનું મૂર્ખ વર્તન જોઈ આનંદ કરે. જ્યારે દરેક જણે હાંસી ઉડાવી, ત્યારે દુર્યોધનને અત્યંત અપમાન લાગ્યું અને તેના રોમ ગુસ્સામાં ઊભા થઈ ગયા. આમ અપમાન થવાથી તે નતમસ્તકે તરત જ મહેલ ત્યજી ચાલ્યો ગયો. તે શાંત રહ્યો અને તેણે પ્રતિકાર ન કર્યો. આમ જ્યારે દુર્યોધન ક્રોધાવેશમાં ચાલ્યો ગયો ત્યારે, દરેક જણને આ પ્રસંગથી દુ:ખ થયું અને યુધિષ્ઠિર રાજા પણ અત્યત દિલગીર થયા પરંતુ આ બધા બનાવો બનવા છતાં, કૃષ્ણ શાંત હતા. તેઓ પ્રસંગની તરફેણમાં કે વિરુદ્ધમાં કાંઈ બોલ્યા નહીં. એમ જણાયું કે કૃષ્ણ ભગવાનની સર્વોચ્ચ ઇચ્છાથી જ દુર્યોધનના ચિત્તમાં ભ્રમ ઉપજ્યો હતો, અને કુરુવંશની બે શાખાઓ વચ્ચે આમ દુશ્મનાવટની શરૂઆત થઈ. એમ જણાય છે કે કૃષ્ણના કાર્યક્ષેત્રમાં જગતનો ભાર ઉતારવાના જીવનકાર્યની કૃષ્ણની યોજનાનો એ ભાગ હતો.

પરીક્ષિત રાજાએ શુકદેવ ગોસ્વામી પાસે એ જાણવા માગેલું કે મહાન રાજસૂય યજ્ઞની પૂર્ણાહુતિ પછી દુર્યોધનને શા માટે સંતોષ થયો ન હતો. શુકદેવ ગોસ્વામીએ આ રીતે તેની સમજૂતી આપી.



# ૭૫ શાલ્વ અને યાદવો વચ્ચેનું યુદ્ધ

જ્યારે શુકદેવ ગોસ્વામી, કૃષ્ણ ભગવાને સાધારણ મનુષ્ય તરીકે પાઠ ભજવતાં કરેલી વિવિધ પ્રવૃત્તિઓનું વર્ણન કરતા હતા ત્યારે તેમણે યદુવંશ અને શાલ્વ નામના અસુરો વચ્ચેની લડાઈના ઇતિહાસનું પણ વર્ણન કર્યું. તેણે ગમે તેમ પણ સૌભ નામનું અદ્‌ભુત વિમાન મેળવ્યું હતું. શાલ્વ રાજા શિશુપાળનો ગાઢ મિત્ર હતો. જ્યારે શિશુપાળ રુક્મિણીને પરણવા ગયેલો ત્યારે શાલ્વ વરપક્ષમાંનો એક જાનૈયો હતો. જ્યારે યદુવંશના સૈનિકો અને સામા પક્ષના રાજાઓ વચ્ચે યુદ્ધ થયું ત્યારે શાલ્વને યદુવંશના સૈનિકોએ હરાવ્યો હતો. પરંતુ તેની હાર થવા છતાં, તેણે સર્વ રાજાઓ સમક્ષ પ્રતિજ્ઞા લીધી હતી કે તે ભવિષ્યમાં સમગ્ર જગતને યાદવવિહોણું કરશે. રુક્મિણીના લગ્ન-પ્રસંગે લડાઈમાં શાલ્વની હાર થઈ ત્યારથી તેના મનમાં કૃષ્ણ ભગવાન પ્રત્યે અવિસ્મરણીય ઈર્ષા ભરી રાખી હતી અને હકીકતમાં, તે મૂર્ખ હતો, કારણ કે તેણે કૃષ્ણનો વધ કરવાનું વચન આપ્યું હતું.

સામાન્ય રીતે આવા મૂર્ખ અસુરો, તેની અધમ યોજનાઓના અમલ માટે ભગવાન શિવ જેવા દેવતાનું શરણ લે છે, અને આમ શાલ્વે બળ પ્રાપ્ત કરવા, ભગવાન શિવજીના ચરણકમળનું શરણું લીધું. તેણે દરરોજ મૂઠી ભરીને રાખ સિવાય બીજું કાંઈ ન ખાવું એવું કઠોર વ્રત આદર્યું. પાર્વતીપતિ, ભગવાન શિવ સામાન્ય રીતે જ અત્યંત દયાળુ છે, અને જો કોઈ મનુષ્ય તેમને પ્રસન્ન કરવા કઠોર તપશ્ચર્યા આદરે તો તે, ખૂબ જલદી સંતુષ્ટ થાય છે. તેથી શાલ્વે એક વર્ષ સુધી તપશ્ચર્યા ચાલુ રાખી. ત્યાર પછીથી શિવ ભગવાન તેનાથી પ્રસન્ન થયા અને તેનું ઇચ્છિત વરદાન યાચવા જણાવ્યું.

શાલ્વે ભગવાન શિવ પાસે એવા હવાઈ જહાજનું ઇનામ માગ્યું કે જે એટલું મજબૂત હોય કે કોઈ દેવતા, અસુર, મનુષ્ય, ગાંધર્વ, નાગ અથવા કોઈ રાક્ષસ પણ તેનો નાશ ન કરી શકે. ઉપરાંત તેણે એવી ઇચ્છા પ્રગટ કરી કે એ હવાઈ જહાજ

એવું હોવું જોઈએ કે જ્યાં ઉડાડવાની ઇચ્છા હોય ત્યાં કોઈ પણ જગ્યાએ અને દરેક જગ્યાએ ઊડવાને શક્તિમાન બને અને તે ખાસ કરીને યદુવંશ માટે અત્યંત ભયજનક અને જોખમી પુરવાર થાય. ભગવાન શંકરે તેને તરત જ વરદાન આપ્યું, અને આ લોખંડી વિમાન બનાવવા માટે મયદાનવની મદદ લીધી, અને તે એટલું બધું મજબૂત હતુ કે કોઈ મનુષ્ય તેને તોડી શકે નહીં. તે લગભગ મોટા નગરસમુ, અત્યંત મોટું યંત્ર હતુ. અને તે એટલે બધે ઊંચે અને ઝડપી ગતિથી ઊડી શક્તું કે તે ક્યાં હતું એ જોવું લગભગ અશક્ય હતું અને તેથી તેની ઉપર હુમલો કરવાનો તો કોઈ પ્રશ્ન જ ઊભો થતો ન હતો. જોકે બહાર અંધકાર હોય તોપણ તેનો ચાલક તેને દરેક જગ્યાએ અને ગમે ત્યાં ઉડાડી શકતો. આવું આશ્ચર્યજનક વિમાન પ્રાપ્ત કરીને શાલ્વે દ્વારકા નગરી તરફ ઉડાડયું, કારણ વિમાન મેળવવાનો તેનો મુખ્ય હેતુ, તેણે જે યદુઓની નગરી પ્રત્યે સતત વેરવૃત્તિ રાખી હતી તેની ઉપર હુમલો કરવાનો હતો.

આમ શાલ્વે દ્વારકાનગરી પર કેવળ હુમલો કર્યો એટલું જ નહીં પણ તેણે નગરીને અસંખ્ય પાયદળથી પણ ઘેરી લીધી. ભૂમિ ઉપર રહેલા સૈનિકો નગરનાં સુંદર સ્થળો ઉપર હુમલા કરવા લાગ્યા. તેઓ નગરના દરવાજા, રાજમહેલો, અને બહુમાળી મકાનો, નગરની આજુબાજુના કિલ્લાની ઊંચી ઊંચી દીવાલો અને જ્યાં લોકો મનોરંજન માટે એકઠા થતા એવી સુંદર જગ્યાઓ તેમ જ સ્નાનાગારોનો વિનાશ કરવા લાગ્યા. જ્યારે સૈનિકો જમીન ઉપર હુમલો કરતા હતા ત્યારે વિમાન મોટા મોટા પથ્થરો, વૃક્ષના થડ, વજ્રો, ઝેરી સર્પો અને બીજી ઘણી ભયાનક વસ્તુઓ નાખવા લાગ્યું. શાલ્વે નગરમાં એટલો બધો જોરદાર વંટોળ જગાવ્યો કે ધૂળથી આચ્છાદિત આકાશને લીધે સમગ્ર દ્વારકામાં અંધકાર વ્યાપ્યો. ઘણાં વર્ષો પૂર્વે, ત્રિપુરાસુરે પૃથ્વી પર કરેલા ઉપદ્રવની જેમ શાલ્વે સમગ્ર દ્વારકાનગરી ઉપર આફત ઉતારી. દ્વારકાપુરીનાં નગરજનોને એટલો બધો ત્રાસ થયો કે, તેઓ ઘડીભર પણ શાંતિ પામ્યા નહીં.

પ્રદ્યુમ્ન જેવા સેનાપતિના નેતૃત્વ નીચે દ્વારકાનગરીના મહાન વીરોએ શાલ્વના સૈનિકો તથા વિમાન પર પ્રતિઆક્રમણ કર્યું. જ્યારે તેણે નગરજનોની અત્યંત વિપત્તિ જોઈ ત્યારે પ્રદ્યુમ્ને નગરજનોને સલામતીની ખાતરી આપી. હિંમત આપતાં તત્કાળ તેના સૈનિકોને તૈયાર કર્યા અને સ્વયં રથમાં બેઠો. તેના હુકમને અનુસરીને, સાત્યકી, ચારુદેષ્ણ અને સાંબ પ્રદ્યુમ્નના સર્વ ભાઈઓ તેમ જ અક્રૂર, કૃતવર્મા, ભાનુવિંદ, ગદ, શુક અને સારણ જેવા ઘણા યોદ્ધાઓ — શાલ્વ સાથે યુદ્ધ કરવા નગરની બહાર આવ્યા. તે સર્વે મહાન યોદ્ધાઓ હતા. એમાંનો પ્રત્યેક યોદ્ધો હજારો મનુષ્યો સાથે લડી શકતો, સર્વે જરૂરી શસ્ત્રોથી, સંપૂર્ણ રીતે સજ્જ અને સેંકડો તથા હજારો રથ, હાથીઓ અને પાળા સૈનિકોથી સજ્જ હતા. જૂના સમયમાં દેવો અને દાનવોની વચ્ચે થયેલા યુદ્ધની

જેમ બંને પક્ષો વચ્ચે યુદ્ધ શરૂ થયું. યુદ્ધ અત્યંત ભયાનક હતું અને જે કોઈએ યુદ્ધનું વિકરાળ સ્વરૂપ નિરખ્યું તેને રોમાંચ થઈ ગયો.

સૌભના રાજા, શાલ્વના વિમાનના અગમ્ય પ્રદર્શન સામે પ્રદ્યુમ્ને તરત જ પ્રતિકાર કર્યો. વિમાનની ગૂઢ શક્તિથી શાલ્વે રાત્રિના જેવો ગાઢ અંધકાર પ્રગટ કર્યો, પરંતુ પ્રદ્યુમ્ન અચાનક ઊગતા સૂર્ય જેવો દેખાયો. જેમ સૂર્યોદય થતાં રાત્રિનો અંધકાર તરત જ નાશ પામે છે તેમ પ્રદ્યુમ્ન પ્રગટ થતાં જ શાલ્વે દર્શાવેલી શક્તિ તદ્દન નિષ્ફળ નીવડી. પ્રદ્યુમ્નના પ્રત્યેક બાણને છેડે સુવર્ણનું પીછું હતું, અને તીરને બીજે છેડે લોખંડની તીક્ષ્ણ ધાર હતી. આવાં પચીસ બાણો છોડીને, પ્રદ્યુમ્ને શાલ્વના સર-સેનાપતિને સખત ઈજા કરી. ત્યાર પછીથી તેણે શાલ્વ તરફ એકસો બાણ છોડયા. આ પછીથી તેણે એક પછી એક તીર છોડીને દરેક સૈનિકને વીંધી નાંખ્યો, અને તેણે દરેક સારથિની સામે દસ દસ બાણ છોડીને તેમને મારી નાખ્યા. અશ્વો અને હાથીઓ જેવા વાહનોમાં બેઠેલા પ્રત્યેકની સામે ત્રણ ત્રણ તીરો છોડીને તેમને મારી નાખ્યા. જ્યારે યુદ્ધના મેદાનમાં ઉપસ્થિત રહેલા દરેક મનુષ્યે પ્રદ્યુમ્નનું આવું અદ્‌ભુત પરાક્રમ જોયું ત્યારે બંને બાજુઓના મહાન યોદ્ધાઓ તેના પરાક્રમની પ્રશંસા કરવા લાગ્યા.

પરંતુ હજી શાલ્વનું વિમાન અત્યંત રહસ્યપૂર્ણ હતું. તે એટલું બધું અસામાન્ય હતું કે કેટલીકવાર આકાશમાં ઘણાં વિમાનો દેખાતાં અને કેટલીકવાર તેમાંનું એક પણ દેખાતું નહીં. કેટલીકવાર તે દશ્યમાન થતું અને કેટલીકવાર તે અદૃશ્ય થઈ જતું. અને યાદવ યોદ્ધાઓ તે વિશિષ્ટ વિમાનના સ્થાન વિશે ગૂંચવાઈ જતા. કેટલીકવાર તેઓ જમીન પર વિમાનને જોતા અને કેટલીકવાર તેઓ તેને આકાશમાં ઊડતું જોતા. કેટલીકવાર તેમને વિમાન ટેકરીના શિખર ઉપર વિરામ કરતું દેખાતું અને કેટલીકવાર તે જળમાં તરતું દેખાતું. આ અદ્‌ભુત વિમાન, પવનમાં ઊડતા આગિયાની જેમ આકાશમાં ઊડતું હતું — તે ઘડીભર પણ સ્થિર નહોતું રહેતું. પરંતુ વિમાનનું ભેદી ઉડ્ડયન થવા છતાં, શાલ્વ તેના વિમાન અને સૈનિકો સાથે જ્યાં જ્યાં દેખાતો ત્યા ત્યાં યાદવ સેનાપતિઓ અને યાદવ સૈનિકો તરત જ તેની તરફ ધસી જતા. યદુવંશના સૈનિકો દ્વારા છોડાયેલાં બાણો સૂર્ય જેવાં તેજસ્વી અને સૂર્યની જિહ્વા જેવા ભયાનક હતાં. યદુવશના વીરો દ્વારા છોડાયેલાં બાણોના સતત મારાને લીધે, શાલ્વના પક્ષે લડતા સર્વે સૈનિકો તરત જ હેરાનપરેશાન થઈ ગયા અને શાલ્વ પોતે પણ આ બાણોના હુમલાથી બેભાન બન્યો

શાલ્વના પક્ષે લડનારા સૈનિકો અને યોદ્ધાઓ પણ અત્યંત બળવાન હતા અને તેમનાં છોડાયેલાં બાણોએ પણ યાદવવીરોને પણ ત્રાસ આપ્યો, પરંતુ હજી પણ યાદવો એટલા બળવાન અને દૃઢનિશ્ચયી હતા કે તેઓ તેમની વ્યૂહરચનાથી જરાય

વિચલિત ન થયા. યદુવંશના વીરોએ નિર્ણય કર્યો કે ક્ત તો યુદ્ધભૂમિમાં મૃત્યુ પામવુ અથવા વિજય મેળવવો. તેમને એ હકીકત વિષે વિશ્વાસ હતો કે જો તેઓ યુદ્ધમાં મરણ પામશે તો તેઓ સ્વર્ગમા જશે અને જો તેઓ વિજયી થશે, તો તેઓ પૃથ્વીને ભોગવશે. શાલ્વના સરસેનાપતિનું નામ દ્યુમાન હતું. તે અત્યત બળવાન હતો અને તેને પ્રદ્યુમ્નના પચીસ તીરોનો પ્રહાર થવા છતાં, તેણે તેની વિકરાળ ગદાથી પ્રદ્યુમ્ન ઉપર હુમલો કર્યો. અને તેના પર એટલા જોરથી પ્રહાર કર્યો કે પ્રદ્યુમ્ન બેભાન થયો તરત જ ત્યા પોકાર થયો, "હવે તે મરણ પામ્યો, હવે તે મરણ પામ્યો" પ્રદ્યુમ્નની છાતી પર વાગેલ ગદાનો પ્રહાર એવો અત્યંત કઠોર હતો, કે સાધારણ મનુષ્યની છાતીને ચીરી નાખે.

દારૂકનો પુત્ર પ્રદ્યુમ્નનો રથ હાંકતો હતો. શાસ્ત્રના યુદ્ધ સંબધી નિયમ અનુસાર રથમા બેઠેલા સારથિ અને યોદ્ધાઓએ સહકારથી કામ કરવાનું હોય છે. આમ હોવાથી યુદ્ધભૂમિ પર ખેલાઈ રહેલા ભયજનક અને કટોકટીભર્યા યુદ્ધ દરમિયાન રથમાં બેસેલા યોદ્ધાની સંભાળ રાખવાનુ સારથિનું કર્તવ્ય હતું તેથી દારૂક યુદ્ધભૂમિમાંથી પ્રદ્યુમ્નના શરીરને દૂર લઈ ગયો બે કલાક પછી એ શાત સ્થળમા પ્રદ્યુમ્ન ફરી ભાનમાં આવ્યો. તેણે જોયું કે તે યુદ્ધભૂમિ કરતાં બીજી જગ્યાએ હતો ત્યારે તેણે સારથિને ધિક્કાર સાથે કહ્યુ :

"અરે, તેં અત્યંત નિંદ્ય કામ કર્યું છે! તું મને યુદ્ધભૂમિમાંથી દૂર શા માટે લઈ આવ્યો? મારા વહાલા સારથિ મેં એવું કદી પણ સાભળ્યું નથી કે અમારા કુટુંબમાંથી કોઈએ યુદ્ધભૂમિ છોડી નથી. આમ દૂર લઈ જઈને તેં મારી જબરદસ્ત અપકીર્તિ કરી છે એમ કહેવાશે કે જ્યારે યુદ્ધ ચાલતું હતું, ત્યારે મેં યુદ્ધભૂમિ ત્યજી દીધી; મારા વહાલા સારથિ! તારી ઉપર આક્ષેપ મૂકવો જોઈએ કે તું બીકણ અને બાયલો છે! મને કહે હું મારા બલરામ કાકા પાસે અને મારા પિતા કૃષ્ણ પાસે કેવી રીતે જઈ શકું? અને હું તેમને શું કહું? દરેક જણ મારી વાતો કરશે અને કહેશે કે હું યુદ્ધભૂમિમાંથી નાસી ગયો. જો તેઓ મારી પાસેથી જવાબ માગે તો મારો જવાબ શું હશે? મારી સાળી મને મહેણાં મારી મારી મજાક ઉડાવશે, "મારા વહાલા વીર, તમે આવા ભીરુ ક્યાથી બન્યા? તમે આવા નપુંસક કેવી રીતે બન્યા? સામે પક્ષે ઊભેલા યોદ્ધાઓની સમક્ષ તમે આવી નીચી કક્ષાએ કેવી રીતે ઊતરી પડ્યા?" મારા વહાલા સારથિ હું ધારું છુ કે મને યુદ્ધભૂમિમાંથી ખસેડીને તમે મારો મોટો અપરાધ કર્યો છે."

પ્રદ્યુમ્નના સારથિએ જવાબ આપ્યો, "મારા વહાલા પ્રભો! હું ઇચ્છું છું કે તમે ચિરંજીવી થાઓ. હુ માનું છું કે મેં કંઈ ખોટું કર્યું નથી, કારણ જ્યારે રથમાં બેસેલો યોદ્ધો કટોકટીમાં આવી પડે, ત્યારે યોદ્ધાને મદદ કરવી તે સારથિનું કર્તવ્ય છે. "મારા

વહાલા પ્રભો ! યુદ્ધવિષયક પ્રવૃત્તિઓમાં આપ પૂરેપૂરા સમર્થ છો. કટોકટીની સ્થિતિમાં સારથિ અને યોદ્ધાની અરસપરસ ફરજ છે કે તેમણે એકબીજાને રક્ષણ આપવું. યુદ્ધના નિયામક સિદ્ધાંતો વિશે હું સંપૂર્ણ રીતે સાવધ હતો અને મેં મારી ફરજ બજાવી. દુશ્મને એકાએક તેની ગદાથી આપની ઉપર એવો સખત પ્રહાર કર્યો કે આપે ચેતના ખોઈ નાખી. આપ આપના દુશ્મનોથી ઘેરાયેલી વિકટ સ્થિતિમાં હતા તેથી મેં કર્યું તે પ્રમાણે કામ કરવાની મને ફરજ પડી.''



# ૭૬ શાલ્વની મુક્તિ

પોતાના સારથિ, દારૂકના પુત્ર સાથે વાત કર્યા પછી, પ્રદ્યુમ્ન સાચી પરિસ્થિતિ સમજી શક્યો, અને તેથી પોતાના હાથ અને મુખ ધોઈને સ્વસ્થ બન્યો. ધનુષ્ય અને બાણોથી યોગ્ય રીતે સજ્જ થઈને તેણે તેના સારથિને—શાલ્વનો સરસેનાપતિ ઊભો હતો, તે જગ્યાએ તેણે લઈ જવા જણાવ્યું. યુદ્ધભૂમિ પર પ્રદ્યુમ્નની ટૂંકી ગેરહાજરી દરમિયાન, શાલ્વનો સરસેનાપતિ, દ્યુમાન પ્રદુવંશના સૈનિકોનાં સ્થાનો કબજે કરતો હતો. યુદ્ધભૂમિ પર આવતાં જ પ્રદ્યુમ્ને તેને અટકાવ્યો અને તેણે આઠ બાણ માર્યાં. ચાર બાણોથી પ્રદ્યુમ્ને શાલ્વના ચાર અશ્વો મારી નાખ્યા, એક બાણથી તેના સારથિને ખતમ કર્યો અને બીજા બાણથી તેના ધનુષ્યના બે ટુકડા કરી નાખ્યા, અને ત્રીજા બાણથી તેની ધ્વજાના ટુકડેટુકડા કરી નાખ્યા અને બીજા એક બાણથી તેણે તેનું માથું શરીરથી છૂટું પાડી દીધું.

બીજા મોરચા પર ગદ, સાત્યકી, અને સાંબ જેવા વીરો શાલ્વના સૈનિકોને ખતમ કરવામાં રોકાયા હતા. વિમાનમાં શાલ્વની સાથે રહેતા સૈનિકો પણ યુદ્ધમાં હણાયા, અને તેઓ સમુદ્રમાં પડી ગયા. દરેક પક્ષ સામા પક્ષ ઉપર સખત પ્રહારો કરવા લાગ્યો. યુદ્ધ વિકરાળ અને ભયજનક હતું, અને સતત સત્તાવીસ દિવસ સુધી ચાલુ રહ્યું. જ્યારે દ્વારકાનગરીમાં યુદ્ધ ચાલતું હતું ત્યારે કૃષ્ણ, પાંડવો તથા યુધિષ્ઠિર રાજા સાથે ઈન્દ્રપ્રસ્થમાં રહેતા હતા. યુધિષ્ઠિર રાજાએ ઊજવેલા રાજસૂય યજ્ઞ પછી અને શિશુપાળના વધ પછી શાલ્વ સાથે આ યુદ્ધ લડાયું જ્યારે કૃષ્ણ ભગવાને જાણ્યું કે દ્વારકાનગરી ઉપર મોટો ભય આવી પડયો હતો, ત્યારે પાંડવ કુટુંબના વડીલો અને ખાસ કરીને તેમનાં ફોઈ કુંતીદેવીની તેમણે રજા લીધી અને તરત જ તેમણે દ્વારકા તરફ પ્રયાણ કર્યું.

કૃષ્ણ ભગવાન વિચારવા લાગ્યા કે જ્યારે શિશુપાળનો વધ થયા પછી પોતે બલરામ સાથે હસ્તિનાપુર આવીને રહ્યા હતા, ત્યારે શિશુપાળના માણસોએ દ્વારકા ઉપર

હુમલો કર્યો હોવો જ જોઈએ. દ્વારકા પહોંચતાં જ કૃષ્ણ ભગવાને જોયું કે સમગ્ર નગર મોટા ભયમાં હતું. તેમણે બલરામજીને નગરના સંરક્ષણ માટે વ્યૂહાત્મક સ્થાન ઉપર મૂક્યા અને તેમણે સ્વયં તેમના સારથિ દારૂકને ઊપડવાની તૈયારી કરવા જણાવ્યું તે બોલ્યા, "દારૂક, કૃપા કરીને તમે જ્યાં શાલ્વ છે ત્યાં મને તરત જ લઈ જાવ. તમે જાણી લો કે શાલ્વ અત્યંત બળવાન, ગૂઢ મનુષ્ય છે. તેનો જરા સરખો ભય ન રાખશો." જે ક્ષણે દારૂકને કૃષ્ણ ભગવાન તરફથી તેમનો આદેશ મળ્યો કે તરત જ તેણે અત્યંત ઝડપથી શાલ્વ તરફ રથ ચલાવ્યો.

કૃષ્ણ ભગવાનના રથ પર ગરુડના ચિહ્નથી અંકિત ધજા હતી અને યાદવ સૈનિકો તથા યોદ્ધાઓએ જેવો એ ધ્વજ જોયો કે તરત જ તેઓ સમજી શક્યા કે કૃષ્ણ ભગવાન યુદ્ધભૂમિ પર આવ્યા હતા. આ સમયે શાલ્વના લગભગ બધા સૈનિકો મરી પરવાર્યા હતા. પરંતુ જ્યારે શાલ્વે જોયું કે કૃષ્ણ યુદ્ધભૂમિ પર આવી પહોંચ્યા હતા ત્યારે તેણે આકાશમાંથી મહાબળવાન શસ્ત્ર છોડયું અને તેથી (ઉલ્કા) ખરતા તારા જેવો ભયંકર અવાજ થયો. એ શસ્ત્ર એટલું બધું તેજસ્વી હતું કે સમગ્ર આકાશ તેને લીધે ઝળહળી ઊઠયું, પરંતુ જે ક્ષણે કૃષ્ણ ભગવાન પ્રગટ થયા તે જ ક્ષણે તેમણે પોતાના બાણ છોડીને તે શસ્ત્રના સેંકડો અને હજારો ટુકડા કરી નાખ્યા.

કૃષ્ણ ભગવાને શાલ્વ ઉપર સોળ બાણો છોડી પ્રહાર કર્યો અને જેમ સૂર્ય સમગ્ર સ્વચ્છ આકાશને પોતાના અસંખ્ય અણુપરમાણુ જેવા કિરણોથી અભિભૂત કરી નાખે છે તેમ, તેમણે બાણોની વૃષ્ટિ કરીને વિમાનને અભિભૂત કરી નાખ્યું. શાલ્વે કૃષ્ણ ભગવાન જ્યાં સારંગ ધનુષ્ય ધારણ કરતા હતા તે ડાબા પડખે જોરથી પ્રહાર કર્યો, પરિણામે કૃષ્ણ ભગવાનના હાથમાંથી સારંગ ધનુષ્ય પડી ગયું. ધનુષ્યની આ પડવાની બાબત ખરેખર આશ્ચર્યજનક હતી. જે મહાનુભાવો તથા દેવતાઓ શાલ્વ અને કૃષ્ણ વચ્ચે ચાલતા યુદ્ધને અવલોકતાં હતા તેઓ અત્યંત ઉદ્વિગ્ન બન્યા અને તેઓ ઉદ્‌ગાર કાઢવા લાગ્યા, "અરેરે! અરેરે!"

શાલ્વે માન્યું કે તે વિજયી થયો હતો, અને ગર્જના કરતા અવાજે કૃષ્ણ ભગવાનને આ પ્રમાણે સંબોધન કરવા લાગ્યો, "હે કૃષ્ણ, અમારી હાજરીમાં બળજબરી-પૂર્વક રુક્મિણીનું અપહરણ કરી ગયો હતો. તેં મારા મિત્ર શિશુપાળને ગૂંચવી નાખ્યો અને સ્વયં રુક્મિણીને પરણી ગયો અને યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞમાં મોટા સભા-મંડપમાં મારો મિત્ર શિશુપાળ કંઈક બેધ્યાન હતો ત્યારે તેં તેની હત્યા કરવાની તક ઝડપી લીધી. દરેક મનુષ્ય માને છે તું મોટો યોદ્ધો છે, અને કોઈ મનુષ્ય તને જીતી શકે તેમ નથી તો હવે તારે તારી શક્તિ સાબિત કરવાની છે. હું ધારું છું કે જો તું મારી સમક્ષ ઊભો રહીશ, તો મારા તીક્ષ્ણ બાણોથી તને એવી જગ્યાએ મોકલીશ કે જ્યાંથી તું કદી પાછો ફરીશ નહીં."

એનો કૃષ્ણ ભગવાને જવાબ આપ્યો, "મૂર્ખ શાલ્વ, તું નિરર્થક બકવાદ કરે છે. તું જાણતો નથી કે તારા મરણની ઘડી તારા મસ્તક ઉપર ક્યારની ઝઝૂમે છે જે ખરે-ખરા વીર નરો હોય છે તે વધુ બોલતા નથી. તે વીરત્વભર્યા કાર્યોથી વાસ્તવિક દર્શન કરાવી તેમની શક્તિ સાબિત કરે છે." 'આમ કહ્યા પછી, કૃષ્ણ ભગવાને ગુસ્સાના આવેશમાં તેમની ગદાથી શાલ્વની હાંસડી ઉપર એવો જોરથી પ્રહાર કર્યો કે તેને આન-રિક રક્તસ્રાવ થવા લાગ્યો અને કડકડતી ઠંડીથી તે થીજી ગયો હોય અને ભાગી પડયો હોય તેમ ધ્રૂજવા લાગ્યો. પરંતુ કૃષ્ણ તેની ઉપર ફરી પ્રહાર કરી શકે તે પહેલાં તેની ગૂઢ શક્તિથી અદૃશ્ય થઈ ગયો.

થોડીક જ ક્ષણોમાં એક રહસ્યમય અજાણ્યો પુરુષ કૃષ્ણ ભગવાનની સન્મુખ આવ્યો. મોટે અવાજે રુદન કરતાં પ્રભુના ચરણકમળમાં નમીને તેણે કહ્યુ કે "આપના' પિતા વસુદેવના અત્યંત વહાલા પુત્ર છો. તેથી આપનાં માતુશ્રી દેવકીએ આપની પાસે એ કમનસીબ સમાચાર આપવા મોકલ્યો છે કે શાલ્વે તમારા પિતાશ્રીને કેદ કર્યા છે અને જેમ કસાઈ નિષ્ઠુરપણે કોઈ પ્રાણીને લઈ જાય તેમ તે તેમને લઈ ગયો છે. જ્યારે કૃષ્ણ ભગવાને અજાણ્યા મનુષ્ય પાસેથી આ કમનસીબ સમાચાર સાંભળ્યા ત્યારે પહેલાં તો તે સામાન્ય મનુષ્યની જેમ વ્યથિત થયા તેમના મુખ ઉપર શોક છવાઈ ગયો અને તે કરુણ સ્વરે રુદન કરવા લાગ્યા, "એ કેવી રીતે બની શક્યું? મારા ભાઈ બલરામ પ્રભુ ત્યાં છે, અને કોઈ પણ વ્યક્તિ માટે બલરામજી પર વિજય મેળવવો અશક્ય છે. તેમને દ્વારકા નગરીની જવાબદારી સોંપવામાં આવી છે, અને હું જાણું છુ કે તે હમેશાં સાવધ હોય છે. તો પછી શાલ્વ કેવી રીતે નગરમા સહેલાઈથી પ્રવેશ કરી શક્યો? અને મારા પિતાશ્રીને કેદ કરી શક્યો? શાલ્વ ગમે તે હોય, પરંતુ તેની શક્તિ મર્યાદિત છે, તેથી તે બલરામજીના સામર્થ્ય સામે વિજય મેળવી શક્યો અને આ માણસ વર્ણવે છે તેમ મારા પિતાજીને કેવી રીતે લઈ જઈ શક્યો? અરેરે! છેવટે તો ભાગ્ય અત્યંત બળવાન છે."

જ્યારે શ્રીકૃષ્ણ આમ વિચારતા હતા ત્યારે, શાલ્વ બરાબર તેમના પિતાશ્રી વસુદેવ જેવા જ દેખાતા એક મનુષ્યને કેદ કરીને લાવ્યો. આ સર્વ શાલ્વની ગૂઢ શક્તિના સર્જન હતા.

શાલ્વ કૃષ્ણને સંબોધવા લાગ્યો, "હે દુષ્ટ કૃષ્ણ, જો જેમણે તને જન્મ આપ્યો છે અને જેમની કૃપાથી તું હજીયે જીવે છે, તે તારા પિતા આ રહ્યા. હવે તું જો કે હું હમણાં કેવી રીતે તારા પિતાનો વધ કરું છું. તારામાં જો જરાય શક્તિ હોય, તો તેમને બચાવવાનો પ્રયત્ન કર." ગૂઢ જાદુગર જેવા શાલ્વે કૃષ્ણ ભગવાનની સન્મુખ આ રીતે જણાવીને તરત જ માયાવી વસુદેવનું મસ્તક કાપી નાખ્યું અને જરા પણ અચકાયા

વિના તે મૃતદેહને ઉપાડી જઈને તેના વિમાનમાં ચડી બેઠો. કૃષ્ણ ભગવાન સ્વતંત્ર પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, પરંતુ તે સાધારણ મનુષ્યનો પાઠ ભજવી રહ્યા હતા, તેથી જાણે કે તેમણે ખરેખર તેમના પિતાને ગુમાવ્યા હોય તેમ, એક ક્ષણભર માટે તે અત્યંત ઉદાસ થઈ ગયા, પરંતુ તે બીજી જ ક્ષણે સમજી શક્યા કે તેમના પિતાજીનું પકડાવવું અને મરણ પામવું, તે તો મયદાનવ પાસેથી શાલ્વે શીખેલી ભેદી શક્તિનું નિદર્શન હતું. તેમને સાચું ભાન થતાં, તેઓ જોઈ શક્યા કે ત્યાં કોઈ દૂત ન હતો અને તેમના પિતાજીનું મસ્તક પણ ન હતું, પરંતુ જે વિમાન આકાશમાં ઊડતું હતું તેમાં તો એકલો શાલ્વ જ હતો. ત્યાર પછીથી ભગવાન શાલ્વનો વધ કરવાનો વિચાર કરવા લાગ્યા.

મહાન પ્રમાણભૂત વ્યક્તિઓ અને સંતપુરુષોમાં કૃષ્ણના પ્રત્યાઘાત એક ચર્ચાસ્પદ મુદ્દો છે. સર્વશક્તિ અને જ્ઞાનના સરોવર પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ, આવી રીતે મૂંઝાયેલા ચિત્તવાળા કેવી રીતે બને? વિલાપ, અત્યંત શોક અને મૂંઝવણ એ બધાં બદ્ધ આત્માવાળી વ્યક્તિનાં લક્ષણો છે, પરંતુ સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વ ઐશ્વર્યપૂર્ણ પરમેશ્વરને આવી વસ્તુઓ કેવી રીતે અસર કરી શકે? ખરેખર તો કૃષ્ણ ભગવાન રહસ્યમય કરામતથી દોરવાઈ ગયા હોય તે બિલકુલ શક્ય નથી. તે સામાન્ય મનુષ્યનો પાઠ ભજવીને તેમની લીલા કરતા હતા. મહાન સંતપુરુષો અને ઋષિમુનિઓ કૃષ્ણ ભગવાનના ચરણકમળની ભક્તિમય સેવામાં જોડાયેલા છે, અને જેમણે એ રીતે આત્મસાક્ષાત્કારનું સર્વશ્રેષ્ઠ પૂર્ણત્વ પ્રાપ્ત કર્યું છે તેઓ જીવનની દૈહિક માન્યતાની મૂંઝવણોથી પર બની ગયા હોય છે. આવા સંતપુરુષો માટે કૃષ્ણ ભગવાન જીવનનું અંતિમ લક્ષ્ય છે. તો પછી કૃષ્ણ, શાલ્વની રહસ્યમય કરામતથી કેવી રીતે ક્ષુભિત ચિત્ત બન્યા? સારાંશ એ છે કે કૃષ્ણ ભગવાનની ક્ષુબ્ધાવસ્થા તેમના પરમેશ્વર તરીકેના વ્યક્તિત્વનું બીજું એક ઐશ્વર્ય હતું.

જ્યારે શાલ્વે માન્યું કે કૃષ્ણ તેની ભેદી કરામતોના દર્શનથી ક્ષુબ્ધ બન્યા હતા ત્યારે પ્રોત્સાહિત થઈને પ્રભુ પર વધારે જોસ અને બળથી બાણોની વૃષ્ટિ કરી તેમની પર હુમલો કર્યો પરંતુ શાલ્વનો ઉત્સાહ, આગમાં ઝડપથી ઝંપલાવતા પતંગિયા સાથે સરખાવી શકાય. કૃષ્ણ ભગવાને, અગાધ શક્તિથી બાણોનો મારો ચલાવીને કવચ, ધનુષ્ય અને રત્નજડિત મુગુટ એ સર્વના ટુકડા કરી નાંખ્યા. તેમણે શાલ્વને ઘાયલ કર્યો. કચડી નાંખે તેવો ફટકો વાગવાથી શાલ્વના આશ્ચર્યજનક વિમાનના ટુકડા થઈ ગયા અને તે સમુદ્રમાં પડી ગયું. શાલ્વ અત્યંત સાવચેત હતો, તેથી વિમાની અકસ્માતનો ભોગ બનવાને બદલે તે જમીન ઉપર કૂદી પડયો. વળી પાછો કૃષ્ણ ભગવાન તરફ ધસી ગયો. જ્યારે શાલ્વ તેની ગદા લઈ કૃષ્ણ પર ઝડપથી હુમલો કરવા માટે દોડયો, ત્યારે કૃષ્ણ

ભગવાને તેનો હાથ કાપી નાખ્યો અને તે હાથ ગદા સહિત જમીન પર પડયો. છેવટે તેની હત્યા કરવાનો નિર્ણય કરી ભગવાને ભૌતિક જગતના પ્રલય વખતે પ્રકાશના જાજવલ્યમાન સૂર્ય જેવું તેમનું તેજસ્વી આશ્ચર્યજનક ચક્ર લીધું. જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન શાલ્વનો વધ કરવા માટે પોતાનું ચક્ર લઈ ઊભા થયા ત્યારે તેઓ પર્વત ઉપર ઊગતા રક્તવર્ણ સૂર્ય સમાન જણાયા. પછીથી કૃષ્ણ ભગવાને તેનું મસ્તક કાપી નાખ્યું અને કુંડળ મુગુટ સહિત મસ્તક જમીન ઉપર પડયું. આ રીતે, જેમ સ્વર્ગના રાજા ઇન્દ્રે વત્રાસુરનો વધ કર્યો હતો તે જ રીતે શાલ્વનો પણ વધ થયો.

જ્યારે શાલ્વનો વધ થયો ત્યારે સર્વ સૈનિકો અને અનુયાયીઓ રુદન કરવા લાગ્યા : "અરેરે! અરેરે!" જ્યારે શાલ્વના માણસો આમ રુદન કરતા હતા ત્યારે સ્વર્ગમાંથી દેવતાઓએ કૃષ્ણ ઉપર પુષ્પવૃષ્ટિ કરી. દુંદુભિ અને રણશિંગાં વગાડીને વિજય જાહેર કર્યો, એ જ ક્ષણે દંતવક્ર જેવા શિશુપાળના બીજા મિત્રો, શિશુપાળના મૃત્યુનું વેર લેવા કૃષ્ણ સાથે યુદ્ધ કરવા તે જ સ્થળે દેખાયા. જ્યારે દંતવક્ર કૃષ્ણ ભગવાનની સામે આવ્યો ત્યારે તે અત્યંત ગુસ્સામા હતો.



# ૭૭ દંતવક્ર, વિદુરથ અને રોમહર્ષણનો વધ

શિશુપાળ, શાલ્વ અને પૌન્ડ્રના મૃત્યુ પછી, દંતવક્ર નામના બીજા મૂર્ખ અસુર રાજાએ, તેના મિત્ર શાલ્વના મૃત્યુનું વેર લેવા કૃષ્ણનો વધ કરવાની ઇચ્છા કરી. તે એટલો બધો ઉશ્કેરાઈ ગયો હતો કે યોગ્ય શસ્ત્રસરંજામ અને રથ પણ લીધા સિવાય જાતે એકલો જ યુદ્ધના મેદાનમાં આવ્યો તેનું એક માત્ર શસ્ત્ર, તેનો લાલચોળ, ભયંકર ક્રોધ હતો. તેણે તેના હાથમાં ફક્ત ગદા જ લીધી હતી, પરંતુ તે એટલો બધો જોરાવર 'હતો કે જ્યારે તે ચાલતા ત્યારે દરેક વ્યક્તિને પૃથ્વી ધ્રૂજતી લાગતી. જ્યારે કૃષ્ણ ભગવાને તેને અત્યંત વીરતાથી પોતાની સન્મુખ આવતો જોયો ત્યારે તે તરત જ પોતાના રથમાંથી નીચે ઊતર્યા, કારણ કે લશ્કરી પ્રણાલિકામાં એવો નિયમ હતો કે બે સમોવડિયા વચ્ચે જ લડાઈ થઈ શકે. દંતવક્રને એકલો અને ફક્ત ગદાથી સજ્જ થયેલો જાણીને, કૃષ્ણ ભગવાને તે જ રીતે પ્રતિભાવ આપ્યો, અને પોતાની ગદા લઈને સ્વયં સજ્જ થયા. જ્યારે કૃષ્ણ દંતવક્રની સન્મુખ ગયા ત્યારે, જેમ દરિયાનાં વિકરાળ મોજાંને કિનારો અટકાવી દે, તેમ દંતવક્રની વીરત્વભરી આગેકૂચ તરત જ અટકી પડી.

ત્યારે કરુશનો રાજા દંતવક્ર તેની ગદા સાથે દૃઢતાપૂર્વક ઊભો રહ્યો, અને કૃષ્ણ ભગવાન પ્રત્યે આ પ્રમાણે બોલ્યો, "હે કૃષ્ણ! આપણે એકબીજાની સન્મુખ પ્રત્યક્ષ આવી ઊભા છીએ, તે ખૂબ આનંદની વાત છે. અને સદ્ભાગ્યની તક છે. મારા વહાલા કૃષ્ણ, આખરે તો, તમે મારા સનાતન પિતરાઈ છો અને મારે તમને આ રીતે મારી નાખવા ન જોઈએ, પરંતુ દુર્ભાગ્યે તમે મારા મિત્ર શાલ્વની હત્યા કરીને મોટી ભૂલ કરી છે. તદુપરાંત તમને મારા મિત્રને મારી નાખીને સંતોષ થયો નથી, પરંતુ હું જાણું છું કે મારી પણ હત્યા કરવા ઇચ્છો છો. તમારો દૃઢ નિશ્ચય હોવાથી, મારે મારી ગદાથી તમને ચીરી નાખી ટુકડેટુકડા કરવા જોઈએ. કૃષ્ણ, તમે મારા સગા છો તેથી જેમ મનુષ્ય વાઢકાપ કરાવીને તેના શરીર પરનું તાપોડિયું (ગૂમડું) દૂર કરે તે જ રીતે મારે આજે

તમારો વધ કરવો જ જોઈએ. હું મારા મિત્રોનો હમેશાં અત્યંત ઋણી છું અને તેથી હું મારી જાતને મારા વહાલા મિત્ર શાલ્વનો ઋણી ગણું છું. માત્ર તમારો વધ કરીને તેનું મારી પ્રત્યેનું ઋણ ચૂકવી શકુ."

'જેમ હાથીનો મહાવત તેના અંકુશનો પ્રહાર કરીને પ્રાણીને નિયંત્રણમાં રાખવાનો પ્રત્યન કરે છે તેમ દંતવક્રે કડક શબ્દોથી કૃષ્ણને કાબૂમાં રાખવાનો પ્રયત્ન કર્યો. તેનો બડબડાટ પૂરો થયા પછી, તેણે કૃષ્ણના મસ્તક ઉપર તેની ગદાથી પ્રહાર કર્યો અને સિંહની જેમ ગર્જના કરી પરંતુ દંતવક્રની ગદાથી સખત પ્રહાર થવા છતાં, કૃષ્ણ એક તસુ પણ ડગ્યા નહીં કે તેમને કંઈ દુ:ખ પણ થયું નહીં તેમની કૌમોદકી ગદા લઈને અને અત્યંત કુશળતાપૂર્વક ધસીને કૃષ્ણે દંતવક્રની છાતી પર એવો ભયાનક પ્રહાર કર્યો કે દંતવક્રના હૃદયના બે ટુકડા થઈ ગયા. પરિણામે, દંતવક્રને લોહીની ઊલટી થવા લાગી. તેના વાળ વિખરાઈ ગયા, અને તે તેનાં હાથ અને પગ ફેલાવીને જમીન ઉપર પડયો. થોડીક જ મિનિટોમાં દંતવક્રનો મૃતદેહ જ જમીન ઉપર રહ્યો. (તેના પ્રાણ ઊડી ગયા હતા) આમ જેમ શિશુપાળના મૃત્યુ વખતે બન્યું હતું તેમ, દંતવક્રના મૃત્યુ પછી સર્વ મનુષ્યોની ઉપસ્થિતિમાં એક નાનોસરખો દિવ્ય પ્રકાશ કણ તે અસુરના દેહમાંથી બહાર આવ્યો અને અત્યત આશ્ચર્યજનક રીતે કૃષ્ણ ભગવાનના દેહમાં વિલીન થઈ ગયો.

દંતવક્રનો ભાઈ વિદુરથ નામે હતો તે દંતવક્રના મૃત્યુથી અત્યંત શોકમાં ડૂબી ગયો. તે વિદુરથ અત્યંત-દુ:ખ અને ક્રોધમાં દીર્ઘશ્વાસોચ્છ્વાસથી હાંફવા લાગ્યો અને તરત જ પોતાના ભાઈનું વેર લેવા તે પણ તેના હાથમાં તલવાર અને ઢાલ લઈને કૃષ્ણ ભગવાનની સન્મુખ હાજર થયો. તે કૃષ્ણને તત્કાળ મારવા ઇચ્છતો હતો. જ્યારે કૃષ્ણ ભગવાને જાણ્યું કે વિદુરથ તેની તલવારથી તેમને ઘા કરવાની તક શોધતો હતો ત્યારે તેમણે તેમના અસ્રા જેવા તીક્ષ્ણ સુદર્શન ચક્રનો ઉપયોગ કર્યો અને વિલંબ કર્યા સિવાય તેમણે મુગુટ તથા કુંડળ સહિત વિદુરથનું મસ્તક કાપી નાખ્યું.

આ રીતે શાલ્વનો વધ કરીને અને તેના આશ્ચર્યજનક વિમાનનો નાશ કર્યા પછીથી દંતવક્ર તથા વિદુરથનો વધ કરીને છેવટે કૃષ્ણ ભગવાન પોતાની નગરી દ્વારકામા પ્રવેશ્યા. કૃષ્ણ સિવાય બીજી કોઈ પણ વ્યક્તિ આ મહાન વીરોનો વધ કરી શકી ન હોત, અને તેથી સ્વર્ગમાંથી સર્વ દેવતાઓ તેમ જ પૃથ્વીના પટ ઉપર રહેલા સર્વ મનુષ્યો કૃષ્ણનાં યશોગાન ગાવા લાગ્યા. મોટા ઋષિમુનિઓ અને તપસ્વીઓ, સિદ્ધ અને ગાંધર્વ લોકના રહેવાસીઓ, વિદ્યાધરો તરીકે ઓળખાતા નિવાસીઓ, વાસુકી અને મહાનાગ લોકો, સુંદર દેવદૂતો, પિતૃલોકના નિવાસીઓ, યક્ષો, કિન્નરો અને ચારણો સ⸺ તેમની ઉપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને મહાઉલ્લાસમાં તેમના વિજયનાં યશોગાન ગાવા લાગ્યા. સમગ્ર શહેરને અત્યંત ભવ્ય રીતે શણગારીને, દ્વારકાએ મોટો ઉત્સવ ઊજવ્યો,

અને જ્યારે કૃષ્ણ ભગવાન નગરમાંથી પસાર થયા ત્યારે વૃષ્ણીવંશના સર્વે સભ્યો અને યદુવંશના પરાક્રમી વીરો અત્યંત આદરપૂર્વક ભગવાનની પાછળ પાછળ ચાલ્યા. જે કૃષ્ણ ભગવાન સર્વ રહસ્યમય શક્તિના અને સર્વ પ્રગટ વિશ્વના સ્વામી છે તેમનાં આ કેટલાક દિવ્ય લીલાચિત્રો છે. જે મૂર્ખ પશુ જેવા લોકો કેટલીક વાર ધારે છે કે કૃષ્ણ હારી જાય છે પરંતુ વાસ્તવમાં તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે અને કોઈ પણ વ્યક્તિ તેમને હરાવી શકતી નથી. તે હમેશાં દરેક વ્યક્તિ ઉપર વિજયી બને છે. તે એકમાત્ર પરમેશ્વર છે અને બીજા સર્વે તેમની આજ્ઞાનું પાલન કરનારા સેવકો છે.

એક સમયે બલરામ પ્રભુએ સાંભળ્યું કે કુરુવંશમાં બે પ્રતિસ્પર્ધી પક્ષો જેમાં એકનું નેતૃત્વ દુર્યોધન પાસે અને બીજાનું નેતૃત્વ પાંડવો પાસે હતું તેમની વચ્ચે યુદ્ધ થવાનું છે, યુદ્ધ અટકાવવા માટે કેવળ એક મધ્યસ્થી થવાનો વિચાર બલરામજી પ્રભુને ગમ્યો. બંને પક્ષોમાંથી કોઈ પણ પક્ષે સક્રિય ભાગ નહીં લઈ શકવાની વાત અસહ્ય લાગવાથી, જુદાં-જુદાં પવિત્ર તીર્થધામોની યાત્રાએ જવાના બહાના નીચે દ્વારકાથી વિદાય થયા. સર્વ પ્રથમ તેમણે પ્રભાસક્ષેત્ર તરીકે જાણીતા યાત્રાધામની મુલાકાત લીધી. તેમણે ત્યાં સ્નાન કર્યું, અને તેમણે સ્થાનિક બ્રાહ્મણોને પ્રસન્ન કર્યા અને વેદની વિધિ પ્રમાણે દેવતાઓ, પિતૃઓ, મહાન ઋષિમુનિઓ અને સામાન્ય લોકોનું તર્પણ કર્યું. એવી તીર્થસ્થાનોની યાત્રા કરવાની વૈદિક પદ્ધતિ છે. આ પછી કેટલાક આદરણીય બ્રાહ્મણો સાથે સરસ્વતી નદીના કિનારે આવેલાં વિવિધ સ્થળોની મુલાકાત લેવાનો તેમણે નિર્ણય કર્યો, તેમણે ક્રમે ક્રમે પૃથુદક, બિંદુસર, ત્રિતકૂપ, સુદર્શન-તીર્થ, વિશાલ-તીર્થ, બ્રહ્મતીર્થ અને ચક્રતીર્થ જેવાં સ્થળોની મુલાકાત લીધી. આ ઉપરાંત તેમણે પૂર્વ તરફ વહેતી સરસ્વતી નદીના કિનારે આવેલાં સર્વ પવિત્ર સ્થળોની મુલાકાત પણ લીધી. ત્યાર પછી તેમણે યમુના અને ગંગાજીના કિનારે આવેલાં સર્વે મુખ્ય તીર્થસ્થળોની મુલાકાત લીધી. આમ ફરતા ફરતા તે નૈમિષ્યારણ્ય નામના પવિત્ર સ્થળે આવ્યા.

આ પવિત્ર સ્થળ નૈમિષારણ્ય આજે પણ ભારતમાં વિદ્યમાન છે અને પ્રાચીન સમયમાં ખાસ કરીને આધ્યાત્મિક જીવન તથા આત્મસાક્ષાત્કાર માટે એકઠા મળતા મહાન ઋષિમુનિઓ તેમ જ સંતપુરુષોનાં સંમેલનો માટે તેનો ઉપયોગ થતો. જ્યારે બલરામ પ્રભુએ એ સ્થળની મુલાકાત લીધી ત્યારે આધ્યાત્મવાદીઓની મહાસભા વડે મહાન યજ્ઞ કરવામાં આવતો હતો. આવી સભાઓનું હજારો વર્ષો સુધી ચાલુ રહે એવું એનું આયોજન થતું જ્યારે બલરામ પ્રભુ આવ્યા ત્યારે સભાના સર્વે સદસ્યો મહાન ઋષિ-મુનિઓ, તપસ્વીઓ, બ્રાહ્મણો અને વિદ્વાન પંડિતો તરત જ તેમની બેઠક ઉપરથી ઊભા થયા અને બલદેવજીનું અત્યંત આદરપૂર્વક સન્માન કર્યું. કેટલાકે તેમને સન્માનપૂર્વક પ્રણામ કર્યા અને જે વડીલ ઋષિમુનિઓ અને બ્રાહ્મણો હતા, તેમણે ઊભા થઈ

તેમને આશીર્વાદ આપ્યા. આ ઔપચારિક વિધિ પતી ગયા પછી બલરામ પ્રભુને યોગ્ય આસન આપવામાં આવ્યું અને ઉપસ્થિત રહેલી દરેક વ્યક્તિએ તેમનું પૂજન કર્યું. સભામાં દરેક વ્યક્તિ બલરામની સન્મુખ ઊભી થઈ કારણ તેઓ જાણતા હતા કે તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. કેળવણી અથવા શિક્ષણનો અર્થ એવો છે કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને સમજવા. તેથી જોકે બલરામ પ્રભુ પૃથ્વી ઉપર ક્ષત્રિય તરીકે પ્રગટ થયા હતા પરંતુ સર્વ બ્રાહ્મણો અને ઋષિમુનિઓ ઊભા થયા કારણ કે બલરામ પ્રભુ કોણ હતા તે તેઓ જાણતા હતા.

બલરામ પ્રભુ તેમના સ્થાને વિરાજ્યા અને તેમનું પૂજન કરાયું ત્યાર પછી દુર્ભાગ્યે બલરામે જોયું કે (પરમેશ્વરના સાહિત્ય અવતાર) વ્યાસદેવનો શિષ્ય રોમહર્ષણ, હજી સુધી વ્યાસાસન ઉપર બેસી રહ્યો. તેમની બેઠક ઉપરથી ઊભો ન થયો તેમ જ બલરામપ્રભુનું સન્માન પણ ન કર્યું. તે વ્યાસાસન ઉપર બેઠો હતો, તેથી તેણે મૂર્ખામીપૂર્વક સ્વયં વિચાર્યું કે પોતે ભગવાન કરતાં વધારે મહાન છે, તેથી તે પોતાની બેઠક ઉપરથી નીચે ઊતર્યો ન હતો અથવા તેણે ભગવાનને વંદન કર્યું ન હતું. ત્યાર પછીથી બલરામ પ્રભુએ રોમહર્ષણનો ઇતિહાસ તપાસ્યો. તેનો જન્મ બ્રાહ્મણ સ્ત્રી અને ક્ષત્રિય પુરુષથી એટલે સૂત કુટુંબમાં એટલે સંકર કુટુંબમાં થયો હતો. તેથી રોમહર્ષણે બલરામને જો ક્ષત્રિય ગણ્યા હોય તોપણ તેણે ઊંચા આસન ઉપર બેસી રહેવુ જોઈતું ન હતું. બલરામ પ્રભુએ વિચાર્યું કે તેની જન્મસ્થિતિ જોતાં રોમહર્ષણે ઉચ્ચ આસન સ્વીકારવું જોઈતું ન હતુ. કારણ કે ત્યાં ઘણા વિદ્વાન બ્રાહ્મણો અને સંતો, ઋષિમુનિઓ ઉપસ્થિત હતા. બલરામ પ્રભુએ એવું પણ નિહાળ્યું કે રોમહર્ષણ તેના ગૌરવાન્વિત આસન ઉપરથી નીચે ન ઊતર્યો, એટલું જ નહીં પરંતુ જ્યારે બલરામજી સભામાં પ્રવેશ્યા ત્યારે તેણે ઊભા થઈને તેમનુ સન્માન પણ ન કર્યું. બલરામ પ્રભુને રોમહર્ષણની ઉદ્ધતાઇ ન ગમી, અને તે તેમની પર અત્યંત ગુસ્સે થયા.

જ્યારે વ્યક્તિ વ્યાસાસન ઉપર બેઠી હોય ત્યારે સામાન્ય રીતે સભામાં પ્રવેશની અમુક વ્યક્તિનું સ્વાગત કરવા માટે ઊભા થવાની જરૂર રહેતી નથી, પરતુ આ પ્રસગે પરિસ્થિતિ જુદી જ હતી. કારણ કે બલરામ પ્રભુ સામાન્ય મનુષ્ય ન હતા. તેથી, જો સર્વ બ્રાહ્મણોએ રોમહર્ષણની વ્યાસાસન ઉપર નિયુક્તિ કરી હતી છતાં તેમણે ઉપસ્થિત રહેલા બીજા વિદ્વાન ઋષિમુનિઓ તથા બ્રાહ્મણોના વર્તનને અનુસરવાની જરૂર હતી અને તેણે જાણવું જોઈતું હતું કે બલરામ પ્રભુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે સાધારણ મનુષ્યની બાબતમાં આવું સન્માન ન કરાય તોપણ ભગવાનનુ સન્માન તો હમેશાં થવુ જ જોઈએ કૃષ્ણ અને બલરામનું પ્રાગટ્ય ખાસ કરીને ધાર્મિક સિદ્ધાંતોની પુનઃસ્થાપના માટે છે. ભગવદ્‌ગીતામાં વિધાન કરાયું છે તેમ પૂર્ણ પુરુષોત્તમને શરણે જવુ

તે સર્વોચ્ચ ધાર્મિક સિદ્ધાંત છે, શ્રીમદ્‌ભાગવતમ્‌મા પણ એમ સિદ્ધ થયુ છે કે ભગવાન-ની સેવામાં જોડાવું તે જ ધર્મનુ સર્વશ્રેષ્ઠ પૂર્ણત્વ છે.

જ્યારે બલરામ પ્રભુએ જોયું કે સૂત રોમહર્ષણ પોતે વેદોનું અધ્યયન કરવા છતા સર્વશ્રેષ્ઠ ધર્મનો સિદ્ધાત સમજ્યો નથી ત્યારે બલરામજી નિશ્ચિતપણે તેની ભૂમિકાને ટેકો આપી ન શક્યા. સૂત રોમહર્ષણને સંપૂર્ણ બ્રાહ્મણ થવાની તક આપવામાં આવી હતી. પરંતુ પૂર્ણ પુરુષોત્તમ સાથેની તેની ખરાબ વર્તણૂકને લીધે, તેની હલકી કક્ષાના જન્મનું તરત જ સ્મરણ કરાયું. સૂત રોમહર્ષણને બ્રાહ્મણોનું સ્થાન અપાયું હતુ પરંતુ તે બ્રાહ્મણ કુટુંબમાં જન્મ્યો ન હતો. તે પ્રતિલોમ કુટુંબમાં જન્મ્યો હતો. વૈદિક માન્યતા અનુસાર સંકર કુટુંબના વારસાના બે પ્રકાર છે. તે અનુલોમ અને પ્રતિલોમ કહેવાય છે. જ્યારે પુરુષને હલકી વર્ણની સ્ત્રી સાથે સંયોગ થાય છે ત્યારે તેમની સંતતિ અનુલોમ કહેવાય છે. પરંતુ જ્યારે પુરુષનો સંયોગ ઊંચી જ્ઞાતિની સ્ત્રી સાથે થાય છે ત્યારે તેમની સંતતિ પ્રતિલોમ કહેવાય છે. સૂતરોમહર્ષણ પ્રતિલોમ કુટુંબનો હતો, કારણ કે તેના પિતા ક્ષત્રિય અને તેની માતા બ્રાહ્મણ હતી. રોમહર્ષણનો આધ્યાત્મિક સાક્ષાત્કાર સંપૂર્ણ ન હતો તેથી બલરામ પ્રભુએ તેના પ્રતિલોમ વારસાનું સ્મરણ કર્યું. ખ્યાલ એવો છે કે કોઈ પણ મનુષ્યને બ્રાહ્મણ થવાની તક આપી શકાય છે પરંતુ જો તે ખરેખર સાક્ષાત્કાર વિના બ્રાહ્મણની સ્થિતિમાં અયોગ્ય ઉપયોગ કરે, તો બ્રાહ્મણ તરીકેનું તેનું ઊર્ધ્વસ્થાન સાચુ નથી.

સૂત રોમહર્ષણમાં સાક્ષાત્કારની ખામી જોયા પછી, તેને મિથ્યાભિમાન માટે શિક્ષા કરવાનું બલરામપ્રભુએ નક્કી કર્યું તેથી બલરામપ્રભુએ કહ્યું, “આ માણસ મૃત્યુદંડની શિક્ષાને પાત્ર છે; કારણ તેનામાં ભગવાન વ્યાસદેવના શિષ્ય હોવાની સારી લાયકાત છે અને એ ગૌરવશાળી મહાનુભાવ પાસેથી સર્વે વેદશાસ્ત્રોનું અધ્યયન કર્યું છે છતાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની ઉપસ્થિતિમાં તે વિનમ્ર ન હતા.” ભગવદ્-ગીતામાં જણાવ્યા પ્રમાણે, જે મનુષ્ય વાસ્તવમાં બ્રાહ્મણ હોય અને અત્યંત શિક્ષિત હોય તેણે સ્વાભાવિક રીતે અત્યંત વિનમ્ર પણ થવું જોઈએ. સૂત રોમહર્ષણની બાબતમાં એમ છે કે તે અત્યંત શિક્ષિત હતા અને તેમને બ્રાહ્મણ થવાની તક આપવામાં આવી હતી છતાં તે વિનમ્ર નહોતા બન્યા. આથી આપણે સમજી શકીએ છીએ, કે જ્યારે મનુષ્ય ભૌતિક સંપત્તિને લીધે મિથ્યાભિમાની બને છે, ત્યારે તે બ્રાહ્મણને અનુરૂપ વિનમ્ર વર્તન રાખી શકતો નથી. આવા મનુષ્યનું જ્ઞાન સર્પની ફણાને સુશોભિત કરતા, મૂલ્યવાન રત્ન જેવું છે, ફણા પર કીમતી રત્ન હોવા છતાંયે સર્પ હંમેશા સર્પ છે અને સાધારણ સર્પની જેમ તે ભયા-નક છે. જો મનુષ્ય શાંત અને નમ્ર નથી બનતો તો વેદો અને પુરાણોનું તેનું સર્વે અધ્યયન અને શાસ્ત્રોનું તેનું વિશાળ જ્ઞાન, કેવળ બાહ્ય પોશાક રંગમંચ ઉપર નૃત્ય કરતા

નાટકીય કલાકારના વેશ જેવું છે. બલરામ પ્રભુ આમ વિચાર કરવા લાગ્યા, "જે લોકો અંતરમાં અશુદ્ધ છે પરંતુ બાહ્ય રીતે પોતાની જાતને અત્યંત શિક્ષિત અને ધાર્મિક બતાવવાનો ઢોંગ કરે છે તેવા જૂઠા મનુષ્યોને શિક્ષા કરવા માટે હું પ્રગટ થયો છું. આવા મનુષ્યને વધારે પાપકર્મો કરતા અટકાવવા તેમનો વધ કરું તે યોગ્ય છે. બલરામ પ્રભુએ કુરુક્ષેત્રના યુદ્ધમાં ભાગ લેવાનું માંડી વાળ્યું પરંતુ તેમની સ્થિતિના કારણે ધાર્મિક સિદ્ધાંતો-ની પુનઃ પ્રતિષ્ઠા કરવી એ તેમનું પ્રથમ કર્તવ્ય હતું. તેથી આ મુદ્દાઓનો વિચાર કરતાં બલરામ ભગવાને દર્ભ ઘાસની એક સળી હતી તે મારીને જ રોમહર્ષણનો વધ કર્યો, કેટલીકવાર જો કોઈ પ્રશ્ન પૂછે કે બલરામ પ્રભુએ કેવળ કુશ ઘાસનું તણખલું મારીને સૂત રોમહર્ષણનો કેવી રીતે વધ કર્યો તો તેનો જવાબ શ્રીમદ્ ભાગવતમ્‌માં ભગ-વાનના શબ્દનો ઉપયોગ કરીને આપવામાં આવ્યો છે કે ભગવાનની સ્થિતિ હંમેશા દિવ્ય છે, અને તે સર્વ શક્તિમાન છે, અને તેથી, તે ભૌતિક કાયદા અને સિદ્ધાંતોને વશ થયા સિવાય, તેમને જે ગમે તે કરી શકે છે. આમ કેવળ દર્ભ ઘાસનું તણખલું સૂત રોમહર્ષણને મારીને તેમનો વધ કરવાનું તેમના માટે શક્ય હતું.

સૂત રોમહર્ષણના મૃત્યુ સમયે, ઉપસ્થિત હતી તે દરેક વ્યક્તિ અત્યંત વ્યથિત થઈ, અને ત્યાં મોટા સાદે રૂદન થવા લાગ્યું. ઉપસ્થિત રહેલા સર્વ બ્રાહ્મણો અને ઋષિમુનિ-ઓને ખબર હતી કે બલરામ પ્રભુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા પરંતુ તેઓ પ્રભુનાં કાર્યોનો વિરોધ કરતાં અચકાયા નહીં, અને તેમણે નમ્રતાપૂર્વક નિવેદન કર્યું, "અમારા વહાલા પ્રભુ અમે માનીએ છીએ કે આપનું આ કાર્ય ધાર્મિક સિદ્ધાંતોને અનુરૂપ નથી. વહાલા પ્રભુ યદુનંદન, અમે આપને જણાવવાની રજા લઈએ છીએ કે અમે બ્રાહ્મણોએ સૂત રોમહર્ષણને આ મહાન યજ્ઞના સમય દરમિયાન ગૌરવશાળી પદ પર વિરાજમાન કર્યા હતા અમે ચૂંટણી કરીને તેમને વ્યાસાસન પર નિયુક્ત કર્યા હતા અને જ્યારે કોઈ વ્યક્તિ વ્યાસાસન પર વિરાજે છે, ત્યારે તેમના માટે ઊભા થઈને અન્ય વ્યક્તિનું સ્વાગત કરવુ એ યોગ્ય નથી. તદુપરાત અમે રોમહર્ષણને સંપૂર્ણ રીતે શાંતિમય જીવન પ્રદાન કર્યું હતુ આ સર્વે જાણ્યા સિવાય, આપે તેની હત્યા કરી છે તેથી અમે માનીએ છીએ કે આપે બ્રહ્મહત્યા જેવુ કાર્ય કર્યું છે. પતિત ઉદ્ધારક વહાલા પ્રભુ અમે નિશ્ચિતપણે જાણીએ છીએ કે આપ સર્વ વૈદિક સિદ્ધાંતોના જ્ઞાતા છો આપ સર્વ દિવ્ય શક્તિના સ્વામી છો તેથી સાધારણ રીતે વૈદિક આદેશ આપના વ્યક્તિત્વને લાગુ પડી શકે નહીં પરંતુ અમે વિનંતી કરીએ કે આ સૂત રોમહર્ષણની આવી હત્યા કરવા માટે આપ કૃપા કરીને પ્રાયશ્ચિત કરીને બીજાઓ પ્રત્યેની નિષ્કારણ કૃપા દર્શાવો પરંતુ આપે તેમની હત્યા કરવા બદલ કેવા પ્રકારનું પ્રાયશ્ચિત કરવું જોઈએ તે અમે સૂચવતા નથી. અમે એટલુ જ સૂચવીએ કે આપે એ રીતનું પ્રાયશ્ચિત કરવું જોઈએ કે જેથી બીજાઓ આપના કાર્યને અનુસરી શકે. મહાન વ્યક્તિઓ જે કાર્ય કરે છે તેને સાધારણ મનુષ્ય અનુસરે છે"

પ્રભુએ જવાબ આપ્યો, "હા, મારે આ કાર્ય માટે પ્રાયશ્ચિત કરવું જોઈએ જે મારે માટે ઉચિત હોય. પરંતુ સંભવ છે કે બીજાઓ માટે તે યોગ્ય ન હોય, તેથી, હું વિચારું છું કે પ્રમાણભૂત સદ્‌ગ્રંથોના આદેશ પ્રમાણે યોગ્ય પ્રાયશ્ચિત કરવું તે મારું કર્તવ્ય છે. સાથે સાથે હું આ સૂત રોમહર્ષણને સજીવન કરીને દીર્ઘજીવન, પૂરતી શક્તિ, અને ઇન્દ્રિયો-ની સંપૂર્ણ શક્તિ આપીશ. એટલું જ નહીં પરંતુ જો તમારી ઇચ્છા હોય તો તમે તેના માટે બીજી કોઈ પણ વસ્તુની ઇચ્છા રાખતા હો તો, મને તે પરિપૂર્ણ કરતાં આનંદ થશે. તમારી ઇચ્છાઓ પરિપૂર્ણ કરવા આ સર્વ વરદાનો આપતાં મને અત્યંત આનંદ થશે.

બલરામ પ્રભુનું વિધાન નિર્વિવાદપણે સિદ્ધ કરે છે કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કોઈ પણ રીતે કાર્ય કરવાને મુક્ત છે, પરંતુ એમ પણ વિચારી શકાય કે તેમણે સૂત રોમહર્ષણની કરેલી હત્યા અયોગ્ય હતી પરંતુ તે તરત જ સર્વને વધારે લાભદાયક રીતે પોતાના કાર્યનું નિવારણ કરી શકયા. તેથી કોઈ પણ વ્યક્તિએ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના કાર્યનું અનુસરણ ન કરવું જોઈએ. તેણે કેવળ ભગવાનના આદેશને અનુસરવું જોઈએ. સર્વ ઉપસ્થિત મહાન વિદ્વાન ઋષિમુનિઓને લાગ્યું કે બલરામ પ્રભુનું કાર્ય તે લોકોને અનુચિત લાગ્યું હતું પરંતુ પ્રભુ તરત જ વધારે ફાયદાકારક બદલો આપવાને શક્તિમાન હતા. છતાં સૂતરોમહર્ષણના વધના કાર્યથી તેમના જીવન કાર્યથી ચલિત ન થાય તેવું ઇચ્છતા હતા તેથી તે સર્વેએ પ્રાર્થના કરી, "અમારા વહાલા પ્રભુ! ભલે સૂત રોમહર્ષણનો વધ કરવા આપે કુશના હથિયારનો અસામાન્ય ઉપયોગ કર્યો. તે જેમ છે તેમ રહેવા દો, આપને તેનો વધ કરવાની ઇચ્છા હતી, તેથી તેમને પુનર્જિવિત કરવા યોગ્ય નથી, વળી સાથે સાથે આપને એટલું યાદ રહે કે અમે ઋષિમુનિઓ અને બ્રાહ્મણોએ સ્વેચ્છા-પૂર્વક તેને દીર્ઘજીવન બક્ષ્યું હતું. તેથી આવું વરદાન નિષ્ફળ ન બનાવી શકાય." આમ સભામાં સર્વે વિદ્વાન બ્રાહ્મણોની વિનંતી સંદિગ્ધ હતી. કારણ તેઓ આ મહાયજ્ઞની પૂર્ણાહુતિ સુધી રોમહર્ષણ સૂત દીર્ઘાયુષી રહે તેવું તેમને આપેલું વરદાન સંપૂર્ણ રીતે જાળવવા માગતા હતા, પરંતુ સાથે સાથે તેઓ બલરામ દ્વારા કરવામાં આવેલો તેનો વધ નિષ્ફળ જાય તેમ ઇચ્છતા ન હતા.

તેથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે તેમની ગૌરવશાળી સ્થિતિને અનુરૂપ સમસ્યાનો ઉકેલ કર્યો, અને કહ્યું બાળક પિતાના દેહમાંથી ઉદ્‌ભવે છે, તેથી વેદોનો આદેશ છે કે પુત્ર પિતાનો પ્રતિનિધિ છે. તેથી હું કહું છું કે સૂત રોમહર્ષણના પુત્ર સૂત ઉગ્રશ્રવાને હવે પછીથી તેમના પિતાનુ સ્થાન મળવું જોઈએ, અને પુરાણોમાંથી વાંચન ચાલુ રાખવું જોઈએ, વળી તમે રોમહર્ષણ માટે દીર્ઘજીવન ઇચ્છો છો તેથી આ વરદાનનું તેના પુત્રને સ્થળાંતર થશે. આપે અર્પણ કરેલ સર્વ સુવિધાઓ-દીર્ઘજીવનવાળું, કોઈ પણ પ્રકારની અશાંતિ વિનાનું, સરસ અને તંદુરસ્ત શરીર પુત્ર ઉગ્રશ્રવાને પ્રાપ્ત થશે.

પછી બલરામ પ્રભુએ સર્વ ઋષિમુનિઓ અને બ્રાહ્મણોને વિનંતી કરી કે રોમહર્ષણના પુત્રને અર્પણ કરાયેલા વરદાન સિવાય તેમણે તેમની પાસેથી બીજું કોઈ વરદાન માંગવું જોઈએ, અને તરત જ પરિપૂર્ણ કરવા તે તત્પર રહેશે. આમ ભગવાને પોતાની જાતને સાધારણ ક્ષત્રિય તરીકે રજૂ કરી અને જણાવ્યું કે રોમહર્ષણનો તેમણે કરેલા વધ બદલ પોતે કઈ રીતે પ્રાયશ્ચિત કરી શકે, તેની તેમને ખબર ન હતી પરંતુ તેઓ જે કંઈ સૂચન કરશે, તેનો સ્વીકાર કરતાં તેમને ખુશી થશે.

બ્રાહ્મણો ભગવાનનો હેતુ સમજી શકયા, અને આમ, તેમણે સૂચવ્યું કે તેમને સૌને લાભ થાય તે રીતે ભગવાન તેમના કાર્યનુ પ્રાયશ્ચિત કરે. તેઓ બોલ્યા, "અમારા વહાલા પ્રભુ! બલ્વલ નામનો એક અસુર છે. તે ઇન્દ્રનો પુત્ર છે, પરતુ તે અત્યંત બળવાન અસુર છે, અને તે દરેક પૂર્ણિમા તથા અમાવાસ્યાની મધ્યરાત્રીએ આ પવિત્ર યજ્ઞસ્થળની મુલાકાત લે છે, અને અમારા આ યજ્ઞકાર્યમાં મોટો ઉપદ્રવ કરે છે. હે દશાર્હ કુટુંબવંશજ, અમે સર્વે આ અસુરનો વધ કરવા માટે આપને વિનવીએ છીએ. અમે માનીએ છીએ કે જો આપ કૃપા કરીને તેનો વધ કરો, તો તે અમારા માટે આપનું પ્રાયશ્ચિત થશે. તે અસુર અવારનવાર અહીં આવે છે, અને પરૂ, લોહી, મળ, મૂત્ર અને મદ્ય જેવી ભ્રષ્ટ, અપવિત્ર વસ્તુઓ વિપુલ પ્રમાણમાં ફેંકે છે, અને તે અમારી ઉપર આવી ગંદકી વરસાવીને આ પવિત્ર સ્થળને અપવિત્ર કરે છે. બલ્વલનો વધ કર્યા પછી આપ, બાર માસ સુધી સર્વે યાત્રાધામોનો પ્રવાસ ચાલુ રાખશો. અને એ રીતે આપ એ હત્યાની અસરથી સંપૂર્ણ રીતે મુક્ત થશો એવો અમે સૂચવેલો ઉપાય છે."



# ૭૯ બલ્વલની મુક્તિ અને બલરામ પ્રભુની તીર્થયાત્રાઓ

બલરામ પ્રભુ બલ્વલ અસુરને મળવા માટે સ્વયં તૈયાર થયા. જે સમયે સામાન્ય રીતે અસુર પવિત્ર સ્થળ ઉપર હુમલો કરતો ત્યારે મોટું વાવાઝોડું ફૂંકાતું, સમગ્ર આકાશ રજથી આચ્છાદિત થઈ જતું અને વાતાવરણ ગંદી વાસથી ગંધાઈ ઊઠતું. આ પછી તરત જ યજ્ઞસ્થળ ઉપર મળ, મૂત્ર, અને બીજી અપવિત્ર વસ્તુઓનો મુશળધાર વરસાદ વરસાવતો. આ હુમલા પછી, અસુર જાતે તેના હાથમાં મોટું ત્રિશૂળ લઈને આવતો જણાતો. તે વિશાળકાય હતો અને તેનું કાળું શરીર કોલસાના મોટા ઢગલા સમું લાગતું. જેવો બલરામ પ્રભુએ અસુરને જોયો કે તરત જ તે તેની ઉપર હુમલો કરવાને તૈયાર થયા. પ્રથમ તે વિચાર કરવા લાગ્યા કે આ વિશાળ અસુરના ટુકડેટુકડા કેવી રીતે કરી શકે ? બલરામ પ્રભુએ તેમનાં હળ તથા ગદા મંગાવ્યાં, અને તે તેમની સન્મુખ તરત જ પ્રગટ થયાં. બલ્વલ અસુર આકાશમાં ઊડતો હતો, અને તક મળતાંની સાથે જ, બલરામ પ્રભુએ તેમના હળથી તેને નીચે ખેંચ્યો અને ક્રોધમાં પોતાની ગદાથી અસુરનું મસ્તક ભાગી નાખ્યું. બલરામનો ફટકો વાગતાં જ, અસુરનું કપાળ ચિરાઈ ગયું. તેના કપાળમાંથી પુષ્કળ પ્રમાણમા લોહી વહેવા લાગ્યું, અને તે મોટા અવાજે ચીસો પાડવા લાગ્યો. આ રીતે પવિત્ર બ્રાહ્મણોમાં મોટો ઉપદ્રવ કરનાર અસુર ધરતી ઉપર ઢળી પડયો. જેમ મોટા પર્વતનું કપાઈ ગયેલું રક્તવર્ણું શિખર વજ્ર પડતાં જમીન ઉપર પડીને ચૂરેચૂરા થઈ જાય તે રીતે તે રાક્ષસ પડયો. નૈમિષારણ્યના રહેવાસીઓ, વિદ્વાન ઋષિમુનિઓ અને બ્રાહ્મણો આ જોતાં અત્યંત રાજી થયાં, અને તેમણે પ્રભુને અંતરથી આશીર્વાદ આપ્યા અને સર્વે સંમત થયા કે બલરામ પ્રભુએ આદરેલો કોઈ પણ પ્રયત્ન નિષ્ફળ જતો નથી. જેમ અસુરો ઉપર વિજય મેળવનાર ઈન્દ્રને દેવતાઓએ સ્નાન કરાવ્યું હતું, તેમ તે સમયે ઋષિમુનિઓ અને બ્રાહ્મણોએ બલરામ પ્રભુને શ્રેષ્ઠ નવાં વસ્ત્રો તથા અલંકારો તેમ જ સનાતન

કાળ સુધી ટકી રહે તેવી, કદી ન કરમાય તેવી સર્વ સૌંદર્યમયી, કમલપુષ્પની વિજય-માળા, બલરામ પ્રભુને અર્પણ કરીને, તેમનું બહુમાન કર્યું.

આ પ્રસંગ પછી, બલરામ પ્રભુએ નૈમિષારણ્યમાં એકઠા થયેલા બ્રાહ્મણોની રજા લીધી. અને, બીજા બ્રાહ્મણોની સાથે નદીના કિનારે ગયા. આ પવિત્ર સ્થળમાં સ્નાન કર્યા પછી, તેમણે સરયૂ નદી તરફ પ્રયાણ કર્યું, અને નદીના મૂળની જગાની મુલાકાત લીધી. તે સરયૂ નદીના કિનારે પ્રવાસ કરવા લાગ્યા, અને ક્રમે ક્રમે ત્રણ નદીઓના સંગમ ઉપર, એટલે કે ગંગા, જમના અને સરસ્વતીનું મિલન થાય છે તે સ્થાને પ્રયાગમાં પહોંચ્યા અત્રે પણ તેમણે સ્નાન કર્યું. સ્થાનિક મંદિરોમાં જઈ ભગવાનની પૂજા કરી, અને વેદશાસ્ત્રોના આદેશ અનુસાર પિતૃઓ અને ઋષિમુનિઓનું તર્પણ કર્યું. ધીમે ધીમે તે ઋષિના આશ્રમે પહોંચ્યા અને ત્યાંથી ગોમતી નદીના તીરે ગડકી ગયા. આ પછીથી તે શોણ નદીને તીરે આવ્યા. (શોણ નદી આજે પણ બિહાર પ્રાંતમાં મોટી નદીઓમાંની એક નદી છે.) તેમણે ત્યાં પણ સ્નાન કર્યું અને વૈદિક વિધિઓ કરી. તેમણે તેમનો પ્રવાસ જારી રાખ્યો, અને ક્રમે ક્રમે તીર્થધામ ગયાજી આવ્યા. ત્યાં વિષ્ણુ ભગવાનનું ભવ્ય મંદિર છે. તેમના પિતાશ્રી વસુદેવની સલાહ મુજબ, આ વિષ્ણુમંદિરમાં તેમના પિતૃઓનું તેમણે તર્પણ કર્યું. અહીંયાંથી તેમણે બંગાળના અખાતને મળતા પવિત્ર ત્રિકોણાકાર પ્રદેશમાં પ્રવાસ કર્યો. આ પવિત્ર સ્થળ ગંગાસાગર કહેવાય છે, અને દર વર્ષે માઘ માસમાં પ્રયાગમા ઋષિમુનિઓનો મેળો ભરાય છે, તેમ જાન્યુઆરી માસને અંતે દર વર્ષે ત્યાં સંતો અને પવિત્ર મનુષ્યોનો મેળો ભરાય છે.

ગંગાસાગરમાં સ્નાન તેમ જ ધાર્મિક વિધિથી પરવાર્યા પછી બલરામ પ્રભુએ મહેન્દ્ર પર્વત તરફ પ્રયાણ કર્યું. આ સ્થળે, તે કૃષ્ણ ભગવાનના અવતાર પરશુરામને મળ્યા, અને તેમને વંદન કરી તેમનું સન્માન કર્યું. આ પછીથી તેઓએ ક્રમે ક્રમે દક્ષિણ અને ગોદાવરી તીરની મુલાકાત લીધી. ગોદાવરી નદીમાં સ્નાન કરીને અને જરૂરી ધાર્મિક વિધિઓ કર્યા પછીથી, તેમણે બીજી નદીઓની મુલાકાતો લીધી—વેણા, પંપા અને ભીમરથી નદીના તીરે કાર્તિકેય નામના દેવ છે. કાર્તિકેયની મુલાકાત લીધા પછી, બલરામ પ્રભુએ ક્રમે ક્રમે મહારાષ્ટ્ર પ્રાંતમાં આવેલા યાત્રાધામ શૈલપુર પ્રતિ પ્રયાણ કર્યું. મહારાષ્ટ્ર પ્રાંતમાં શૈલપુર સૌથી મોટા જિલ્લાઓમાંનો એક જિલ્લો છે. ત્યાર પછીથી તેમણે ક્રમે ક્રમે દ્રવિડ દેશ પ્રતિ પ્રયાણ કર્યું. દક્ષિણ ભારત પંચદ્રવિડ નામથી પાંચ વિભાગમાં વહેંચાયેલું છે. ઉત્તર ભારત પણ પંચગિરિ નામથી પાંચ વિભાગમાં વહેંચાયેલું છે. અર્વાચીન યુગમાં સર્વે અગ્રગણ્ય આચાર્યો, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, માધવાચાર્ય, વિષ્ણુસ્વામી અને નિમ્બાર્ક સ્વયં દ્રાવિડ દેશમાં પ્રગટ થયા હતા. પંચગિરિ દેશના એક વિભાગ બંગાળમાં ચૈતન્ય મહાપ્રભુજી પ્રગટ થયા.

દક્ષિણ ભારત અથવા દ્રાવિડમાં સૌથી અગત્યનું યાત્રાધામ સામાન્યતે બાલાજી તરીકે જાણીતું વેંકટાચલ છે. આ સ્થળની મુલાકાત લીધા પછી, બલરામ પ્રભુએ

રેણુકંચી તરફ પ્રયાણ કર્યું, અને ત્યાંથી તે કાવેરી નદી પ્રતિ ગયા. તેમણે કાવેરી નદીમાં સ્નાન કર્યું. પછીથી તે ક્રમે ક્રમે રંગક્ષેત્રમાં પહોંચ્યા. રંગક્ષેત્ર, દુનિયામાં સૌથી મોટું મંદિર છે, અને રંગનાથમાં વિષ્ણુ ભગવાનનો ઉત્સવ થાય છે. રંગનાથનું આવું જ મંદિર વૃંદાવનમાં છે, પરંતુ તે રંગક્ષેત્રના મંદિર જેટલું મોટું નથી.

વિષ્ણુકંચી જતી વખતે, બલરામ પ્રભુએ શિવકંચીની પણ મુલાકાત લીધી. રંગક્ષેત્રની મુલાકાત પછીથી, તે દક્ષિણ ભારતની મથુરા નામે સામાન્ય રીતે જાણીતી મથુરા નગરી પ્રત્યે આગળ વધ્યા. આ સ્થળની મુલાકાત લીધા પછીથી, તેમણે ક્રમે ક્રમે સેતુબંધ પ્રતિ પ્રયાણ કર્યું. સેતુબંધ ઉપર રામચંદ્ર ભગવાને ભારત તથા લંકા(સિલોન)ને જોડતો પથ્થરનો પુલ બાંધ્યો હતો. આ વિશિષ્ટ રીતે પવિત્ર સ્થળમાં બલરામ પ્રભુએ સ્થાનિક બ્રાહ્મણ પુરોહિતોને દસ હજાર ગાયોનું દાન કર્યું. એવો વૈદિક રિવાજ છે કે જ્યારે શ્રીમંત યાત્રાળુ કોઈ યાત્રાધામે જાય છે ત્યારે તે સ્થાનિક પુરોહિતોને અશ્વો, ગાયો, અલંકારો અને વસ્ત્રોનું દાન કરે છે. યાત્રાધામોમાં પ્રવાસ કરવાની અને જીવનજરૂરી સર્વ વસ્તુઓનું સ્થાનિક બ્રાહ્મણોને દાન કરવાની પ્રથા આ કળિયુગમાં મહદ્અંશે ક્ષીણ થઈ છે. વૈદિક સંસ્કૃતિનું પતન થવાથી, પ્રજાનો વધારે શ્રીમંત વર્ગ, આવાં યાત્રાધામોથી હાલમાં આકર્ષાતો નથી, અને આવા યાત્રાળુઓ ઉપર આધાર રાખનારા પુરોહિત બ્રાહ્મણોનું પણ તેમના મુલાકાતીઓને મદદ કરવાના વ્યાવસાયિક કર્તવ્યમાં પતન થયું છે. યાત્રાધામોમાં આ બ્રાહ્મણ પુરોહિતો 'પંડા' અથવા 'પંડિત' તરીકે ઓળખાય છે. આનો અર્થ એ કે તેઓ પહેલાં અત્યંત વિદ્વાન બ્રાહ્મણો હતા અને મુલાકાતીઓને ત્યાં આવવાના હેતુ વિષે ખૂબ જ વિગતવાર માર્ગદર્શન આપતા, અને આમ મુલાકાતીઓ તથા પુરોહિતોને અરસપરસના સહકારથી લાભ થતો.

શ્રીમદ્ ભાગવતમ્‌ના વર્ણન ઉપરથી એ સ્પષ્ટ થાય છે, કે જ્યારે બલરામ પ્રભુ વિવિધ યાત્રાધામોની મુલાકાત લેતા હતા ત્યારે, વૈદિક પ્રથાને યોગ્ય રીતે અનુસરતા હતા. સેતુબંધમાં ગૌદાન કરીને, બલરામ પ્રભુએ કૃતમાલા અને તામ્રપર્ણી નદીઓ પ્રતિ પ્રયાણ કર્યું. આ બંને નદીઓ પવિત્ર હોવાથી ત્યાં ઉત્સવ થાય છે, અને બલરામ પ્રભુએ સ્નાન કર્યું. અને ત્યાર પછીથી તેમણે મલય પર્વત ઉપર પ્રયાણ કર્યું. એમ કહેવાય છે કે ત્યાં આવેલા શિખરોમાંનું એક મલય ટેકરીઓ તરીકે ઓળખાતા સાત શિખરોમાંનું એક છે એમ કહેવાય છે. મહર્ષિ અગત્સ્ય ત્યાં રહેતા હતા, અને બલરામ પ્રભુએ તેમની મુલાકાત લીધી, અને તેમની સમક્ષ પ્રણામ કરીને તેમનું સન્માન કર્યું. મુનિના આશીર્વાદ લઈ બલરામ પ્રભુએ, મુનિની સંમતિથી હિંદી મહાસાગર પ્રતિ પ્રયાણ કર્યું.

કન્યાકુમારી તરીકે જાણીતા સ્થાનમાં દુર્ગાદેવીનું મોટું મંદિર છે. આ કન્યાકુમારીના મંદિરે રામચંદ્ર ભગવાન પણ પધાર્યા હતા. અને તેથી એમ સમજવાનું કે આ મંદિર

લાખો વર્ષોથી વિદ્યમાન છે. ત્યાંથી બલરામ પ્રભુ ફાલ્ગુન તીર્થ તરીકે જાણીતા યાત્રા-ધામની મુલાકાતે ગયા. તે હિંદી મહાસાગર અથવા દક્ષિણ સાગરના તીરે આવેલુ છે. ફાલ્ગુન તીર્થમાં ઉત્સવ થાય છે, કારણ કે વિષ્ણુ ભગવાન સનાતન સ્વરૂપે ત્યાં શયન કરે છે. બલરામ પ્રભુ ફાલ્ગુન તીર્થથી બીજા જાણીતા યાત્રાધામ પંચાપસરસની મુલાકાતે ગયા. ત્યાં પણ તેમણે નિર્દિષ્ટ નિયમો અનુસાર સ્નાન કર્યું. અને ધાર્મિક વિધિઓ કરી. આ સ્થળ પણ વિષ્ણુ ભગવાનની સમાધિ તરીકે પૂજાય છે. તેથી ત્યાં બલરામ પ્રભુએ સ્થાનિક બ્રાહ્મણોને દશ હજાર ગાયોનું દાન કર્યું.

બલરામ પ્રભુ કન્યાકુમારી થઈને, કેરળ પ્રતિ વળ્યા. દક્ષિણ ભારતમાં આવેલો દક્ષિણ કેરળ નામથી જાણીતો કેરળ પ્રદેશ આજે પણ વિદ્યમાન છે. આ સ્થળની મુલાકાત પછી, જ્યાં શિવ ભગવાનનું નિરંતર પૂજન કરાય છે તેવા ગોકર્ણતીર્થમાં પધાર્યા. ત્યાર પછીથી બલરામ પ્રભુએ, સંપૂર્ણ રીતે જળથી વિંટળાયેલા દેવીના મંદિરની મુલાકાત લીધી. તે ટાપુથી તે શૂરપાર્ક નામના સ્થળે ગયા. આ પછીથી તેમણે તાપી, પયોષ્ણી, અને નિર્વિન્ધ્યા તરીકે જાણીતી નદીઓમાં સ્નાન કર્યું. અને તે દંડકારણ્ય તરીકે જાણીતા વનમાં આવ્યા. વનવાસ દરમિયાન રામચંદ્ર ભગવાન આ જ દંડકારણ્ય વનમાં રહ્યા હતા. ત્યાર પછીથી બલરામ પ્રભુ મધ્ય ભારતમાં આવેલી સૌથી મોટી નર્મદા નદીને તીરે આવ્યા. પવિત્ર નર્મદાને તીરે, મહિષ્મતી તરીકે જાણીતું યાત્રાસ્થળ છે. ત્યાં નિર્દિષ્ટ વિધિવત્ સ્નાન કર્યા પછી, બલરામ પ્રભુ પ્રભાસતીર્થ કે જ્યાંથી તેમણે તેમની યાત્રા શરૂ કરી હતી ત્યાં પાછા ફર્યા.

જ્યારે બલરામ પ્રભુ પ્રભાસતીર્થ પાછા ફર્યા ત્યારે, તેમણે બ્રાહ્મણો પાસેથી સાંભળ્યુ કે કુરુક્ષેત્રના યુદ્ધમાં મોટા ભાગના ક્ષત્રિયોનો સંહાર થયો હતો. પૃથ્વીનો ભાર ઓછો થયો હતો. એ સાંભળીને બલરામે નિરાંત અનુભવી મહત્ત્વાકાંક્ષી ક્ષત્રિય રાજાઓએ સર્જેલ લશ્કરી તાકાતનો બોજો હળવો કરવા માટે, કૃષ્ણ ભગવાન તથા બલરામ પ્રભુ આ પૃથ્વી ઉપર પ્રગટ થયા હતા તદ્દન જીવનજરૂરી વસ્તુઓથી સંતુષ્ટ ન થતાં, મહત્ત્વા-કાંક્ષી લોકો વધુ પડતી માંગો સર્જે છે, અને તેમની અનૈતિક વાસનાઓનો નિર્ણય કરાય છે. જેમ કે દુષ્કાળ, વિગ્રહ, મરકી અને તેના જેવી જ બીજી કુદરતી આપત્તિઓ બલરામ પ્રભુએ સાંભળ્યું કે મોટા ભાગના ક્ષત્રિયોનું મરણ થવા છતાં પાંડવ કૌરવો હજી પણ યુદ્ધમાં રોકાયેલા હતા. તેથી જે દિવસે ત્યાં ભીમસેન અને દુર્યોધન દ્વન્દ્વયુદ્ધ ખેલવાના હતા, તે યુદ્ધભૂમિમાં તે પાછા ફર્યા. તે બંનેના શુભેચ્છક તરીકે, બલરામે ઇચ્છયુ કે તેઓ અટકી જાય, પરંતુ તેઓ અટક્યા નહીં.

જ્યારે બલરામ પ્રભુ દૃષ્ટિ સન્મુખ આવ્યા ત્યારે યુધિષ્ઠિર રાજા તથા તેમના યુવાન ભાઈઓ નકુલ, સહદેવ, તેમ જ કૃષ્ણ ભગવાન અને અર્જુને તરત જ તેમનું આદર-

પૂર્વક પૂજન કર્યું. પરંતુ તેઓ બિલકુલ બોલ્યા નહીં. બલરામ પ્રભુ દુર્યોધન પ્રતિ કંઈક મમતાળુ હતા, અને દુર્યોધને બલરામજી પાસેથી ગદાયુદ્ધની કળા શીખેલી તેથી તેઓ શાંત રહ્યા. આમ, જ્યારે યુદ્ધ ચાલતું હતું ત્યારે, યુધિષ્ઠિર રાજા અને બીજાઓએ વિચાર્યું કે સંભવ છે કે દુર્યોધનની તરફેણમાં કંઈક કહેવા માટે બલરામ ત્યાં આવ્યા અને તેથી તેઓ મૌન રહ્યા. પરંતુ દુર્યોધન તથા ભીમસેન ગદાયુદ્ધ માટે અત્યંત ઉત્સુક હતા, અને વિશાળ પ્રેક્ષકગણોની મધ્યમાં તે એકબીજા ઉપર પ્રહાર કરવાની કળાથી પ્રહાર કરવાનો પ્રયત્ન કરતા હતા. અને આવો પ્રયત્ન કરતા તેઓ નૃત્ય કરતા હોય તેમ જણાતા હતા. પરંતુ તેઓ નૃત્ય કરતા જણાયા હોવા છતાં તે સ્પષ્ટ હતું કે તેઓ બંને અત્યંત ક્રોધાતુર હતા.

યુદ્ધ અટકાવવા ઇચ્છતા, બલરામ પ્રભુએ કહ્યું, "મારા વહાલા રાજા દુર્યોધન અને ભીમસેન, તમે બંને મહાન યોદ્ધાઓ છો અને જગતમાં મહાન વીરો તરીકે જાણીતા છો, પરંતુ હજી હું માનું છું કે ભીમસેન દૈહિક શક્તિમાં ચઢિયાતો છે. બીજી બાજુ દુર્યોધન ગદાયુદ્ધની કલામાં ચઢિયાતો છે. આ દૃષ્ટિએ વિચાર કરતાં મારો અભિપ્રાય એવો છે કે તમારામાંનો કોઈ પણ યુદ્ધકલામાં બીજા કરતાં ઊતરતો નથી. આ સંજોગોમાં, તમારામાંનો એકબીજાથી હારી જાય એવી તક ઘણી ઓછી છે. તેથી હું તમને તમારો સમય આ રીતે યુદ્ધમાં વેડફી ન નાખવા વિનંતી કરું છું. હું ઇચ્છું છું કે તમે આ બિનજરૂરી યુદ્ધથી અટકો."

બલરામ પ્રભુએ ભીમસેન અને દુર્યોધન બંનેને આપેલાં આ સરસ સૂચનો તેઓ બંનેના સરખા લાભમાં હતાં. તેઓ બંને એકબીજાની સામે ક્રોધમાં એટલા બધા ભભૂકી ઊઠયા હતા કે, તેમને લાંબા સમયથી ચાલી આવેલી શત્રુતા જ યાદ રહી. દરેક જણ બીજાની હત્યા કરવાનું જ વિચાર કરતો હતો, અને તેમણે બલરામ પ્રભુની સૂચનાને ખાસ મહત્ત્વ ન આપ્યું. તેઓ બંને, એકબીજા સામે થયેલા કડક આક્ષેપો અને દુષ્ટ વર્તન યાદ કરવામાં પાગલ બની ગયા હતા. બલરામ પ્રભુ તેમના થનાર ભાવિને સમજી શકવાને શક્તિમાન હોવાથી આ બાબતમાં વધુ આગળ જવાને ખાસ આતુર ન હતા. તેથી તેમણે ત્યાં થોભવાને બદલે દ્વારકા નગરી પાછા ફરવાનો નિર્ણય કર્યો.

જ્યારે તે દ્વારકા પાછા ફર્યા ત્યારે રાજા ઉગ્રસેન અને વયોવૃદ્ધ પુરુષોના નેતૃત્વ નીચે સગાંવહાલાં અને મિત્રોએ મોટા હર્ષથી તેમનું સ્વાગત કર્યું. તે સર્વે બલરામ પ્રભુનું સ્વાગત કરવા આગળ આવ્યા. આ પછીથી તે ફરીથી પવિત્ર સ્થળ નૈમિષારણ્યની યાત્રાએ ગયા. ઋષિમુનિઓ, સાત્ત્વિક વ્યક્તિઓ અને બ્રાહ્મણો સર્વેએ ઊભા થઈને તેમનું સ્વાગત કર્યું. તેઓ સમજ્યા કે બલરામ પ્રભુ, ક્ષત્રિય હોવા છતાં, હવે યુદ્ધના વ્યવસાયમાંથી મુક્ત થયા હતા. શાંતિવાંચ્છુ બ્રાહ્મણો અને ઋષિમુનિઓ આથી અત્યંત રાજી થયા. તેઓ સર્વે

બલરામને અત્યંત સ્નેહપૂર્વક ભેટયા અને નૈમિષારણ્યના પવિત્ર સ્થળ ઉપર, વિવિધ પ્રકારના યજ્ઞો કરવા તેમને સમજાવ્યા. વાસ્તવમાં બલરામ પ્રભુનો વ્યવસાય સાધારણ મનુષ્ય માટે નિર્દિષ્ટ કરાયેલા યજ્ઞો ઊજવવાનો ન હતો, કારણ કે તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, અને તેથી તે આવા સર્વ યજ્ઞોના ભોક્તા છે. આમ હોવાથી યજ્ઞ ઊજવવાનો તેમનો હેતુ અનુસરણીય છે. વેદોના આદેશ પ્રમાણે કેવી રીતે વર્તવું જોઈએ એ જ શીખવવાનો હતો.

પૂર્ણ પુરુષોત્તમ બલરામે નૈમિષારણ્યમાં એકઠા થયેલા ઋષિમુનિઓ અને સાત્ત્વિક મનુષ્યોને એવો બોધ આપ્યો કે પ્રગટ સંબંધ વિષે મનુષ્યે સમગ્ર વિશ્વને કેવી રીતે સ્વીકારવું જોઈએ, અને તેણે પૂર્ણત્વનો સર્વ શ્રેષ્ઠ આદર્શ પ્રાપ્ત કરવા માટે વિશ્વ સાથે કેવી રીતે સંબંધ બાંધવો, તેમ જ સમગ્ર પ્રગટ વિશ્વ પૂર્ણ પુરુષોત્તમને આધીન છે, તથા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, તેમના પરમાત્મા તરીકેના વિશિષ્ટ કાર્યથી સૂક્ષ્મથી સૂક્ષ્મ અણુમા પણ સર્વ વ્યાપક છે.

ત્યાર પછીથી બલરામ પ્રભુએ ધાર્મિક વિધિઓથી પરવાર્યા પછી જે સ્વીકારાયેલું છે, તે અવભૃથ સ્નાન કર્યું. સ્નાન કરી રહ્યા પછી તેમણે સ્વયં નવાં રેશમી વસ્ત્રો ધારણ કર્યાં અને તેમનાં સગાંવહાલાં અને મિત્રોની વચમાં, સુંદર અલંકારો પહેરી સ્વયં વિભૂષિત થયા ત્યારે તે આકાશમાં તારાઓથી વિંટળાયેલા પૂર્ણિમાના ચંદ્રસમા પ્રકાશમાન જણાયા. બલરામ પ્રભુ સ્વયં પરમેશ્વર અનંત છે. તેથી તો મન, બુદ્ધિ અથવા દેહની મર્યાદાથી પર છે. તે બરાબર મનુષ્ય તરીકે અવતર્યા અને તેમનાં લીલાચરિત્રો તરીકે સમજાવી શકીએ છીએ. કોઈ મનુષ્ય તેમનાં લીલાચરિત્રોના દીર્ઘદર્શનોની મર્યાદાનું જરા સરખું પણ મૂલ્યાંકન કરી શકતું નથી, કારણ તે સર્વશક્તિમાન છે. બલરામ પ્રભુ આદિવિષ્ણુ છે, તેથી જે કોઈ મનુષ્ય બલરામ પ્રભુનાં લીલાચરિત્રોનું સ્મરણ કરે તે નિશ્ચિતપણે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો મહાન ભક્ત થાય છે.



# ૭૯ વિપ્ર સુદામા સાથે કૃષ્ણ ભગવાનનું મિલન

પરીક્ષિત રાજા શુકદેવજી ગોસ્વામી પાસેથી કૃષ્ણ ભગવાન અને બલરામ પ્રભુએ કરેલાં લીલાચરિત્રોનું વર્ણન શ્રવણ કરતા હતા. આ લીલાચરિત્રો, સાંભળવામાં દિવ્ય આનંદ પમાડે તેવાં છે. અને પરીક્ષિત મહારાજે શુકદેવ ગોસ્વામીને આ પ્રમાણે સંબોધન કર્યું: "મારા વહાલા પ્રભુ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ એક સાથે મુક્તિ અને પ્રભુ-પ્રેમના દાતા છે. જે કોઈ મનુષ્ય ભગવાનનો ભક્ત બને છે તે સહજ રીતે જરા સરખો પણ ખાસ પ્રયત્ન કર્યા વિના મુક્તિ પ્રાપ્ત કરે છે. પ્રભુ અમર્યાદિત છે, અને આમ, સમગ્ર પ્રગટ વિશ્વનું સર્જન, પોષણ તથા પ્રલય કરવાની તેમની લીલાઓ અને પ્રવૃત્તિઓ અમર્યાદિત છે. હું તેથી તેમનાં બીજાં લીલાચરિત્રો જેમના વિશે હજી સુધી કંઈ બોલ્યા નથી તેનું શ્રવણ કરવા ઇચ્છું છું. મારા વહાલા સ્વામી! આ ભૌતિક જગતમાં રહેલા બધા આત્માઓ ઇન્દ્રિયોના ભોગો દ્વારા પ્રાપ્ત થતા સુખની ઝંખના કરતાં હતાશ થયા છે. ભૌતિક ભોગો ભોગવવાની આવી વાસનાઓ હંમેશાં બદ્ધ આત્માઓના હૃદયને વીંધી નાખે છે. પરંતુ મને, વાસ્તવિક રીતે અનુભવ થઈ રહ્યો છે, કે કૃષ્ણ ભગવાનનાં લીલાચરિત્રોનો દિવ્ય વિષય મનુષ્યોને ભૌતિક પ્રવૃત્તિઓ દ્વારા નીપજતી આવી ઇન્દ્રિયતૃપ્તિની અસર થતાં, તેનું નિવારણ કેવી રીતે કરી શકે છે? હું જાણું છું કે કોઈ પણ બુદ્ધિશાળી મનુષ્ય ભગવાનનાં લીલાચરિત્રોનું ફરી ફરીને શ્રવણ કરવાની આ પદ્ધતિને નકારી શકતો નથી, કેવળ એમનું શ્રવણ કરવાથી જ મનુષ્ય હંમેશાં દિવ્ય આનંદમાં તન્મય રહે છે. આમ મનુષ્ય ભૌતિક ઇન્દ્રિયગમ્ય સુખથી આકર્ષાશે નહીં."

આ વિધાનમાં, મહારાજ પરીક્ષિતે બે અગત્યના શબ્દોનો ઉપયોગ કર્યો છે, વિષણ્ણ: અને વિશેષજ્ઞ:, વિષણ્ણ: એટલે 'ઉદાસીન' ભૌતિક મનુષ્યો સંપૂર્ણ રીતે સંતુષ્ટ થવા માટે ઘણા માર્ગો અને ઘણાં સાધનો શોધે છે, પરંતુ વાસ્તવમાં તેઓ ઉદાસીન રહે છે. એવો પણ મુદ્દો ઉઠાવી શકાય કે કેટલીકવાર અધ્યાત્મવાદીઓ પણ ઉદાસીન રહે છે, પરંતુ

પરીક્ષિત મહારાજે વિશેષજ્ઞ શબ્દનો ઉપયોગ કર્યો છે. બે પ્રકારના આધ્યાત્મવાદીઓ છે, દા. ત. નિર્વિશેષવાદીઓ અને સાકારવાદીઓ જે સાકારવાદીઓ, દિવ્ય વૈવિધ્યમા રસ ધરાવે છે તેમને વિશેષજ્ઞ શબ્દ લાગુ પડે છે. ભક્તો સર્વોચ્ચ પ્રભુની અંગત પ્રવૃત્તિઓના વર્ણનનું શ્રવણ કરીને હર્ષ પામે છે. જ્યારે ભગવાનના નિર્વિશેષ લક્ષણથી વધારે આકર્ષાયેલા નિરાકારવાદીઓ, વાસ્તવમાં ભગવાનની વ્યક્તિગત પ્રવૃત્તિઓથી ઉપરછલ્લી રીતે આકર્ષાય છે આમ હોવાથી ભગવાનનાં લીલાચરિત્રોનો સંસર્ગ થવા છતા, નિર્વિશેષવાદીઓ તેના લાભને સપૂર્ણ રીતે સમજી શકતા નથી, અને આમ તેઓ તેમની સકામ પ્રવૃત્તિઓને લીધે ભૌતિકવાદીઓ પ્રત્યે ઉદાસ રહે છે.

પરીક્ષિત રાજાએ કહેવાનું ચાલુ રાખ્યું, "ભગવાનના દિવ્ય ગુણોનું વર્ણન કરીને જ વક્તૃત્વ શક્તિનું પૂર્ણત્વ પામી શકાય. મનુષ્ય જ્યારે બંને હાથ વડે ભગવાનની સેવામાં જોડાઈ જાય ત્યારે જ હાથ વડે કાર્ય કરવાની તેની શક્તિ સફળ બને તે જ પ્રમાણે, જો મનુષ્ય કેવળ સંપૂર્ણપણે કૃષ્ણ ભાવનામાં મગ્ન રહીને માત્ર કૃષ્ણનો જ વિચાર કરે તો જ તેનું મન શુદ્ધ થાય. આનો અર્થ એવો નથી કે મનુષ્યે અત્યંત વિચારવંત બનવું જોઈએ. પરંતુ દરેકે માત્ર સમજવું જોઈએ કે પરમ સત્ય કૃષ્ણ પોતાના એકદેશીય પરમાત્માસ્વરૂપ દ્વારા વિસ્તીર્ણ થઈને સર્વવ્યાપક બને છે. જો મનુષ્ય એટલો જ વિચાર કરે કે કૃષ્ણ પરમાત્મા તરીકે સર્વ વ્યાપક છે, અને અણુમાં પણ રહેલો છે તો તે મનનાં વિચાર, લાગણીઓ તથા ઇચ્છાશક્તિને સંપૂર્ણ બનાવી શકે. શુદ્ધ ભક્ત, ભૌતિક આંખોથી જે રીતે દેખાય છે એ રીતે ભૌતિક જગતને જોતો નથી. પરંતુ તે દરેક જગાએ પોતાના પૂજનીય ભગવાનના અસ્તિત્વને તેમના પરમાત્મા સ્વરૂપના લક્ષણ તરીકે નીરખે છે."

પરીક્ષિત મહારાજે આગળ બોલતાં જણાવ્યું કે, શ્રવણક્રિયાને કેવળ ભગવાનની દિવ્ય પ્રવૃત્તિઓનું શ્રવણ કરવામાં રોકવાથી સંપૂર્ણ થઈ શકે. તેમણે આગળ વધીને જણાવ્યું કે, જ્યારે મસ્તક નીચે નમીને પ્રભુને અથવા તેમના પ્રતિનિધિને વંદન કરવામાં જોડાય, ત્યારે મસ્તકનું કાર્ય પૂર્ણતાને પામી શકે. ભગવાન દરેક મનુષ્યના હૃદયમાં પરોક્ષરૂપે રહેલા છે. એટલે શરીર ભગવાનનું મંદિર છે, એવો વિચાર કરી ઉચ્ચ કક્ષાનો–પ્રગતિકારી ભક્ત, દરેક જીવાત્માને વંદન કરે છે. પરંતુ સર્વ મનુષ્યો માટે, જીવનના એ તબક્કે તત્કાળ પહોંચવું શકય નથી, કારણ કે એ તબક્કો પ્રથમ કક્ષાના ભક્ત માટે નિર્ધારિત થયેલો છે. બીજી કક્ષાના ભક્ત/વૈષ્ણવો અથવા ભગવાનના ભક્તોને કૃષ્ણના પ્રતિનિધિઓ તરીકે ગણે છે, અને પ્રાથમિક દશામાં રહેલો નવદીક્ષિત અથવા તૃતીય કક્ષાનો ભક્ત પોતાનું મસ્તક મંદિરમાં રહેલા દેવનાને અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના પ્રત્યક્ષ પ્રગટ સ્વરૂપ એવા આધ્યાત્મિક ગુરુને નમાવે. ભક્ત નવદીક્ષિત દશામાં, મધ્યસ્થ દશામાં, અથવા સંપૂર્ણ રીતે વિકસિત

દશામાં હોય, છતાં એ દરેક ભગવાન અથવા તેમના પ્રતિનિધિને વંદન કરી મસ્તકનું કાર્ય સંપૂર્ણ કરી શકે છે. એ જ રીતે, તે ભગવાન અથવા તેમના પ્રતિનિધિનાં દર્શન કરીને તે પોતાની આંખોના કર્તવ્યને પૂર્ણ કરી શકે છે. આ રીતે દરેક મનુષ્ય શરીરના જુદા જુદા અવયવોની પ્રવૃત્તિઓને કેવળ ભગવાન અથવા તેમના પ્રતિનિધિઓની સેવામાં જ જોડીને તેમને સર્વોચ્ચ સંપૂર્ણ ભૂમિકામાં લાવી શકે છે. જો મનુષ્ય, બીજું કાંઈ વધારે કરવાને શક્તિમાન ન હોય, તો તે કેવળ ભગવાન અને તેમના પ્રતિનિધિને વંદન કરે અને ભગવાન અથવા ભક્તના ચરણકમળને પખાળેલા જળ — એટલે — ચરણામૃતનું પાન કરે.

પરીક્ષિત મહારાજનાં વિધાન સાંભળીને શુકદેવ ગોસ્વામી ભક્તિમય દિવ્યાનંદમાં લીન બની ગયા, કારણ પરીક્ષિત રાજાને વૈષ્ણવ તત્ત્વજ્ઞાન વિશે વિસ્તૃત જ્ઞાન હતું. શુકદેવ ગોસ્વામી ભગવાનની પ્રવૃત્તિઓમાં ક્યારનાય જોડાયેલા હતા, અને જ્યારે પરીક્ષિત મહારાજે તેમને વધારે ને વધારે વર્ણન કરવા જણાવ્યું, ત્યારે તેમને શ્રીમદ્ ભાગવતમ્‌ના વર્ણનમાં ઘણો આનંદ થવા લાગ્યો.

કૃષ્ણ ભગવાનને એક ખૂબ જ સારા બ્રાહ્મણ મિત્ર સુદામા હતા. શુદ્ધ બ્રાહ્મણ તરીકે, તે દિવ્યજ્ઞાનમાં અતિ ઉચ્ચ સ્થિતિ પામ્યા હતા, અને પોતાના વિકસિત જ્ઞાનને લીધે, તેમને ભૌતિક વિષયોના ભોગમાં બિલકુલ આસક્તિ ન હતી. એટલે તે ખૂબ જ શાંત હતા. અને પોતાની ઇન્દ્રિયો ઉપર સંપૂર્ણ સયમ પ્રાપ્ત કરેલો હતો. અર્થાત્ તે બ્રાહ્મણ શુદ્ધ ભક્ત હતા. જો મનુષ્ય શુદ્ધ ભક્ત ન હોય તો, તે જ્ઞાનનું સર્વોચ્ચ ધોરણ પ્રાપ્ત કરી શકતો નથી. ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે, જો મનુષ્ય જ્ઞાનમાં પૂર્ણત્વ પામેલો હોય, તો તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું શરણું સ્વીકારે છે. બીજા શબ્દોમાં કહીએ તો, જો કોઈ મનુષ્યે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સેવામાં પોતાના જીવનનું સમર્પણ કર્યું હોય, તો તેણે પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એમ કહેવાય. પૂર્ણ જ્ઞાનના પરિણામે મનુષ્ય જીવનના ભૌતિક વ્યવહારોથી મુક્ત થાય છે. આવી અનાસક્તિ, એટલે ભૌતિક ભોગવિલાસ પ્રતિ હમેશાં આકર્ષાયેલી રહેલી ઇન્દ્રિયો પર સપૂર્ણ સયમ. ભક્તની ઇન્દ્રિયો શુદ્ધ બને છે, અને એ તબક્કામાં ઇન્દ્રિયો ભગવાનની સેવામા પરોવાય છે, એ ભક્તિમય સેવાનું પૂર્ણ કાર્યક્ષેત્ર છે.

કૃષ્ણ ભગવાનનો એ બ્રાહ્મણ મિત્ર ગૃહસ્થાશ્રમી હતો, પરંતુ તે અત્યંત સુખ-સગવડવાળા જીવન માટે સંપત્તિ-સંચય કરવામાં રોકાયેલો ન હતો; એટલે પોતાના પ્રારબ્ધવશાત્ તેને સ્વાભાવિક રીતે જે કાંઈ ઉપાર્જિત થાય તેનાથી તે સંતુષ્ટ રહેતો. આ પૂર્ણ જ્ઞાનની નિશાની છે પૂર્ણ જ્ઞાની જાણે છે કે તેના પ્રારબ્ધમાં લખ્યા પ્રમાણે

જ તે સુખી થઈ શકે છે, તેથી વધારે નહીં. આ ભૌતિક જગતમાં દરેક મનુષ્ય અમુક પ્રમાણમાં દુ:ખ અને અમુક પ્રમાણમાં સુખ ભોગવવાને સરજાયેલો છે. દરેક જીવાત્મા માટે સુખ અને દુ:ખનું પ્રમાણ પહેલેથી જ નિર્માણ થઈ ચૂકયું હોય છે. જીવનના ભૌતિક વ્યવહારના સુખને કોઈ પણ વ્યક્તિ વધારી કે ઘટાડી શકતી નથી. તેથી તે બ્રાહ્મણ વધારે ભૌતિક સુખ પ્રાપ્ત કરવા જાતે પ્રયત્ન કરતા નહીં, પરંતુ પોતાનો સમય કૃષ્ણભાવનાની પ્રવૃત્તિનો વિકાસ કરવામાં ગાળતા. બાહ્ય દૃષ્ટિએ તે અત્યંત ગરીબ જણાતા. કારણ કે તેમનાં વસ્ત્રો કીમતી ન હતાં. અને તે પોતાની પત્નીને માટે મોઘાં વસ્ત્રો લાવી શકતા નહીં. વળી તેમની ભૌતિક પરિસ્થિતિ સમૃદ્ધ નહીં હોવાથી તેઓ પેટપૂરતું ખાઈ પણ શકતા નહીં. આ. તે અને તેમની પત્ની બંને જણાં દૂબળાં પડી ગયેલાં લાગતાં પત્ની પોતાની અંગત સગવડ વિશે બહુ ચિંતા કરતી ન હતી, પરંતુ તેને પોતાના આવા પવિત્ર બ્રાહ્મણ પતિ માટે લાગી આવતું તે પોતાની નબળી તબિયતને લીધે ધ્રૂજતી હતી અને તેને પોતાના પતિ ઉપર હુકમ ચલાવવો ગમતો નહીં છતાં, તે આ પ્રમાણે બોલી :

"મારા વહાલા સ્વામી! મને ખબર છે કે તમારા અંગત મિત્ર કૃષ્ણ ભગવાન લક્ષ્મીદેવીના પતિ છે. તમે પણ કૃષ્ણ ભગવાનના ભક્ત છો, અને ભગવાન હમેશાં પોતાના ભક્તને મદદ કરવા માટે તૈયાર રહે છે. જો તમે એમ ધારતા હો, કે તમે ભગવાનની ભક્તિમય સેવા કોઈ પણ રીતે કરતા નથી તો પણ, તમે તેમને શરણે ગયેલા છો, વળી ભગવાન શરણાગત-આત્માઓના રક્ષક છે. તદુપરાંત મને ખબર છે કે, કૃષ્ણ ભગવાન વૈદિક સસ્કૃતિ અનુસાર આદર્શ વ્યક્તિ છે. તેઓ હમેશાં બ્રાહ્મણ સંસ્કૃતિના પક્ષપાતી છે અને વિદ્વાન – તેમ જ સંત, બ્રાહ્મણો પ્રતિ અત્યંત દયાળુ છે. તમે સર્વશ્રેષ્ઠ ભાગ્યશાળી મનુષ્ય છો; કારણ જો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તમારા મિત્ર છે. તમારા જેવી વ્યક્તિઓ માટે કૃષ્ણ ભગવાન એકમાત્ર શરણું છે. કારણ કે તમે સંપૂર્ણ રીતે તેમને શરણે ગયા છો! તમે વિદ્વાન સંત છો. અને તમે તમારી ઇન્દ્રિયોનો સંપૂર્ણ નિગ્રહ કર્યો છે. આ સંજોગોમાં કૃષ્ણ ભગવાન તમારું એકમાત્ર આશ્રયસ્થાન છે. એટલે કૃપા કરીને તેમની પાસે જાઓ. મને ખાતરી છે કે, તેઓ તત્કાળ તમારી દરિદ્ર અવસ્થાને સમજશે. વળી તમે ગૃહસ્થાશ્રમી પણ છો; તેથી ધન ન હોવાથી તમે દરિદ્ર સ્થિતિમાં રહો છો, પરંતુ જે ક્ષણે કૃષ્ણ ભગવાન તમારી સ્થિતિ સમજશે, તે જ ક્ષણે, એ તમને ચોક્કસ એટલી બધી સંપત્તિ આપશે કે જેથી તમે ખૂબ જ સુખસગવડમાં રહી શકશો. હાલમાં કૃષ્ણ ભગવાન ભોજ, વૃષ્ણિ અને અંધક વંશોના રાજવી છે, અને મેં સાંભળ્યું છે કે, તેઓ કદી પોતાની રાજધાની દ્વારકા છોડીને જતા નથી, તેઓ બહારની પ્રવૃત્તિઓ

કર્યા સિવાય ત્યાં રહે છે. તેઓ એટલા બધા દયાળુ અને ઉદારચરિત છે કે જે કોઈ મનુષ્ય તેમને શરણે આવે છે કે તેમને તેઓ તરત જ દરેક વસ્તુ, પોતાની જાત સુધ્ધાં આપે છે. જો તેઓ અંગત રીતે પોતાના પ્રાણ સુધ્ધાં પોતાના ભક્તને આપવાને તત્પર રહે, તો તમને થોડી ભૌતિક સંપત્તિ આપે તેમાં કશું જ આશ્ચર્યજનક નથી. અલબત્ત, જો ભક્ત સારી રીતે સ્થિર ન થયો હોય, તેઓ તેને વધારે પ્રમાણમાં ભૌતિક સંપત્તિ આપતા નથી. પરંતુ હું ધારું છું કે, તમારી બાબતમાં તેઓ સંપૂર્ણ સારી રીતે સમજે છે કે તમે ભક્તિમય સેવામાં કેટલા બધા પ્રવૃત્ત છો. એટલે જીવનની મૂળભૂત જરૂરિયાતો માટે થોડેક ભૌતિક લાભ તમને આપતાં એ અચકાશે નહીં.

આ રીતે, તે બ્રાહ્મણપત્નીએ અત્યંત દીન અને શરણ્યભાવે ફરીફરીને તેમને કૃષ્ણ ભગવાન પાસે જવા વિનંતી કરી. બ્રાહ્મણ(સુદામા)ને થયું કે, કૃષ્ણ ભગવાન પાસેથી કોઈ ભૌતિક લાભ માગવાની જરૂર ન હતી, પરંતુ તેમની પત્નીએ વારંવાર કરેલી વિનંતીઓનો તે અનાદર ન કરી શક્યા. આ ઉપરાંત તેમણે વિચાર્યું કે જો હું ત્યાં જઈશ તો હું સ્વયં ભગવાનનાં દર્શન કરવાને શક્તિમાન થઈશ, જોકે હું તેમની પાસેથી કોઈ પણ ભૌતિક વસ્તુઓ નહીં માગું, તોપણ તેમનાં દર્શનની મહાન તક મને પ્રાપ્ત થશે. જ્યારે તેમણે પોતાના મિત્ર કૃષ્ણ પાસે જવાનો નિર્ણય કર્યો ત્યારે તેમણે પોતાની પત્નીને પૂછ્યું કે કૃષ્ણને અર્પણ થઈ શકે એવું કાંઈ ઘરમાં છે કે કેમ? કારણ કે તેમણે પોતાના મિત્ર માટે કંઈક ભેટ તો લઈ જવી જોઈએ. તરત જ તેમની પત્નીએ ચાર મૂઠી છડેલા ચોખા પોતાની પડોશણને ત્યાંથી લાવીને, તરત જ રૂમાલ જેવા નાના લૂગડાના કકડામાં મૂકીને બાધ્યા, અને કૃષ્ણને અર્પણ કરવા માટે પોતાના પતિને આપ્યા. વધારે સમય રાહ જોયા સિવાય બ્રાહ્મણ સુદામાએ તે ભેટ સાથે લીધી, અને પોતાના પ્રભુના દર્શનાર્થે દ્વારકા જવા નીકળ્યા. જ્યારે તે દ્વારકા જવા પ્રયાણ કરતા હતા, ત્યારે પોતે કૃષ્ણ ભગવાનનાં દર્શન કરવાને કેવી રીતે શક્તિમાન થશે, એના વિચારમાં તલ્લીન હતા. તેમના પોતાના હૃદયમાં કૃષ્ણ વિના બીજો કોઈ વિચાર ન હતો.

યદુવંશના રાજાઓના રાજમહાલયોમાં પ્રવેશવું અલબત્ત ઘણું મુશ્કેલ હતું. પરતુ બ્રાહ્મણોને મુલાકાતે આવવાની છૂટ હતી, અને જ્યારે કૃષ્ણ ભગવાનના બ્રાહ્મણ મિત્ર સુદામા ત્યાં ગયા, ત્યારે બીજા બ્રાહ્મણો સાથે તેમને ત્રણ લશ્કરી છાવણીઓમાં થઈને પસાર થવું પડ્યું. દરેક છાવણીમાં ઘણા મોટા દરવાજા હતા, અને તેમાં થઈને તેમને પસાર થવાનું હતું. દરવાજાઓ તથા છાવણીઓ વટાવ્યા પછી કૃષ્ણ ભગવાનની સોળ હજાર રાણીઓને રહેવા માટે સોળ હજાર મોટા રાજમહેલો હતા, તે બ્રાહ્મણ

સુદામા આવા અત્યંત દબદબાપૂર્વક શણગારેલા એક રાજમહેલમાં પ્રવેશ્યા, જ્યારે તે આ સુંદર મહેલમાં પ્રવેશ્યા ત્યારે, તેમને લાગ્યું કે પોતે દિવ્યાનંદ-સિંધુમાં તરી રહ્યા છે. તેમને થયું કે જાણે પોતે એ દિવ્યસિંધુમાં સતત ડૂબકી મારીને સપાટી પર આવતા હતા.

તે સમયે કૃષ્ણ ભગવાન રુકિમણી રાણીના મહેલમાં પલંગ પર બિરાજ્યા હતા. ઘણે દૂરથી પણ તેઓ એ બ્રાહ્મણને પોતાના ઘર તરફ આવતા જોઈ શકયા, અને તેમને પોતાના મિત્ર તરીકે ઓળખી ગયા. કૃષ્ણ ભગવાન તરત જ પોતાની બેઠક છોડીને પોતાના બ્રાહ્મણમિત્રના સ્વાગત માટે આગળ આવ્યા, અને તેમને મળતાની સાથે જ પોતાની બન્ને ભુજાઓથી દબાવીને પ્રેમથી ભેટયા. કૃષ્ણ ભગવાન સર્વ દિવ્યાનંદનુ સરોવર છે. છતાં તેમને પોતાને પણ એ ગરીબ બ્રાહ્મણને ભેટીને અત્યંત આનંદ થયો. કારણ કે તેઓ પોતાના અત્યંત પ્રિય મિત્રને મળતા હતા. કૃષ્ણ ભગવાને તેમને પોતાના પલગ પર બેસાડયા, અને તેમને અર્ધ્ય કરવા માટે સર્વ પ્રકારના ફળ અને પીણાં પોતે જાતે લાવી આપ્યાં. આવું વર્તન આદરણીય અતિથિના સ્વાગત-માટે યોગ્ય ગણાય છે. શ્રીકૃષ્ણ ભગવાન પરમ શુદ્ધ છે. પરતુ તે સાધારણ મનુષ્યનો પાઠ ભજવતા હતા, તેથી તેમણે તરત જ પોતાના મિત્ર એવા સુદામા બ્રાહ્મણના ચરણનું જલથી પ્રક્ષાલન કર્યું અને એ ચરણોદક લઈને તેમણે પોતાના મસ્તક ઉપર ચઢાવ્યું, ત્યાર પછી ભગવાને તે બ્રાહ્મણના શરીર પર ચંદન, અગર અને કેસર જેવાં વિવિધ પ્રકારનાં સુગંધીદાર દિવ્ય લેપ વડે અંગલેપન કર્યું. તેમણે તરત જ જુદી જુદી જાતના સુગંધીદાર ધૂપ સળગાવ્યા અને સામાન્ય રીતે જેમ બને છે તેમ, તેમણે દીપમાલા પ્રગટાવીને તેમની આરતી ઉતારી. આ પ્રમાણે તેમનું યોગ્ય સ્વાગત કર્યા પછી, અને સુદામાને ભોજન કરાવ્યા પછી, કૃષ્ણ ભગવાન બોલ્યા, "મારા વહાલા મિત્ર, તમે મને મળવા અહીંયાં આવ્યા, એને મારું પરમ સદ્ભાગ્ય ગણું છું."

તેઓ અત્યંત ગરીબ હોવાથી સુદામાએ સુંદર વસ્ત્રો પહેરેલા નહીં તેમના વસ્ત્ર મેલાં અને ફાટયાં-તૂટયા હતાં, અને તેમનુ શરીર પણ અત્યંત દુર્બળ અને ક્ષીણ હતુ. તેઓ ખાસ સુઘડ દેખાતા ન હતા અને તેમના દૂબળા શરીરને લીધે તેમના હાડકા પણ સ્પષ્ટ રીતે દેખાતાં હતાં મહાલક્ષ્મી—રુકિમણીદેવી—સ્વયં તેમને ચામર ઢોળવા લાગ્યા, પરંતુ આ રીતે તે બ્રાહ્મણનું સ્વાગત કરતા કૃષ્ણ ભગવાનના વર્તનથી રાજમહેલમાં બીજી રાણીઓને આશ્ચર્ય થયું કે, કૃષ્ણ ભગવાન, આ વિશિષ્ટ બ્રાહ્મણનુ સ્વાગત કરવા માટે કેવા અધીરા બન્યા હતા. એ ગરીબ મેલાઘેલા અને ચીંથરેહાલ બ્રાહ્મણનું કૃષ્ણ ભગવાન સ્વયં જે રીતે સ્વાગત કરતા હતા, તે જોઈ તેમને આશ્ચર્ય થવા લાગ્યું; પરંતુ તે જ વખતે તેમને ખ્યાલ આવ્યો કે બ્રાહ્મણ સાધારણ જીવાત્મા ન હતા. તે રાણીઓએ વિચાર્યું કે તેમણે મોટાં પુણ્યકાર્યો કરેલાં હોવા જોઈએ, નહીં

નો મહાલક્ષ્મીના પતિ સ્વયં કૃષ્ણ ભગવાન તેમની આટલી બધી સંભાળ અને સેવા શા માટે કરે? તે રાણીઓને વધારે આશ્ચર્ય તો એ જોઈને થયું કે, કૃષ્ણ ભગવાનના પલંગ પર એ બ્રાહ્મણને બેસાડવામાં આવ્યા હતા. તેમને ખાસ કરીને એ જોઈ આશ્ચર્ય થયેલું, કે કૃષ્ણ ભગવાન જેમ પોતાના મોટાભાઈ બલરામજીને ભેટે તે પ્રમાણે સુદામાને ભેટેલા. કારણ કે કૃષ્ણ ભગવાન તો કેવળ રુકિમણી અને બલરામને જ આવું આલિંગન દેતા, બીજા કોઈને નહીં.

બ્રાહ્મણનુ સુંદર રીતે સ્વાગત કરીને અને પોતાની સુંવાળી ગાદીવાળી શય્યા પર બેસાડીને કૃષ્ણ ભગવાન બોલ્યા, "મારા વહાલા મિત્ર! તું અત્યંત બુદ્ધિશાળી મનુષ્ય છે, અને ધાર્મિક જીવનના સિદ્ધાંતો વિશે તું સારી રીતે જાણે છે. હું માનું છું કે, આપણા ગુરુને ઘેર તારું શિક્ષણ પૂરું કર્યા પછી અને તેમને પૂરતી ગુરુદક્ષિણા આપ્યા પછી, તેં તારે ઘેર આવીને યોગ્ય સ્ત્રી સાથે લગ્ન કર્યાં હશે. મને બરાબર ખબર છે કે, શરૂઆતથી જ જીવનના ભૌતિક માર્ગમાં તને બિલકુલ આસક્તિ ન હતી, અને તને ભૌતિક રીતે અત્યંત સમૃદ્ધ થવાની ઈચ્છા પણ ન હતી, તેથી તને હમેશાં નાણાંભીડ રહી છે. આ ભૌતિક જગતમાં, ભૌતિક સમૃદ્ધિમાં અનાસક્ત હોય એવા લોકો ક્વચિત્ જોવા મળે છે. આવા અનાસક્ત લોકોને, ઈન્દ્રિયોની તૃપ્તિ માટે સમૃદ્ધિ કે સંપત્તિ-સંચયની લેશમાત્ર ઈચ્છા હોતી નથી, પરંતુ કેટલીકવાર તેઓ ગૃહસ્થાશ્રમી જીવનનું નિદર્શન કરવા માટે જ સંપત્તિ એકત્રિત કરતા જોવામાં આવે છે. તેઓ બતાવે છે કે, સંપત્તિના યોગ્ય વિતરણ દ્વારા મનુષ્ય આદર્શ ગૃહસ્થાશ્રમી અને સાથે જ મહાન ભક્ત કેવી રીતે બની શકે? આવા આદર્શ ગૃહસ્થાશ્રમીઓ મારાં પગલાંને અનુસરતા અનુયાયીઓ ગણાય છે. મારા વહાલા બ્રાહ્મણ મિત્ર! આપણા આશ્રમમાંના અભ્યાસ જીવનના એ સર્વ દિવસો તને યાદ આવે છે કે, જ્યારે હું અને તું આશ્રમમાં સાથે રહેતા હતા. હકીકતમાં આપણા જીવનમાં તેં અને મેં જે કાંઈ જ્ઞાન મેળવ્યું છે એ આપણા વિદ્યાર્થીજીવનમાંથી પ્રાપ્ત થયેલું છે.

જો મનુષ્યને યોગ્ય ગુરુના માર્ગદર્શન નીચે વિદ્યાર્થીજીવનમાં પૂરતું શિક્ષણ મળે તો ભવિષ્યમાં તેનું જીવન સફળ થાય છે. તે ખૂબ જ સહેલાઈથી અજ્ઞાનરૂપી સાગરને તરી શકે છે. અને તે માયાની મિથ્યા શક્તિને આધીન થતો નથી. મારા વહાલા મિત્ર! દરેક મનુષ્યે પોતાના પિતાને પોતાના પ્રથમ ગુરુ ગણવા જોઈએ. કારણ કે મનુષ્ય પોતાના પિતાની કૃપાથી જ આ શરીર પ્રાપ્ત કરે છે. એટલે પિતા કુદરતી રીતે જ આધ્યાત્મિક ગુરુ છે. આપણા બીજા આધ્યાત્મિક ગુરુ એમને કહેવાય કે જે આપણને આધ્યાત્મિક જ્ઞાનની દીક્ષા આપે, અને મારી જેમ જ એમનું પણ પૂજન થવું જોઈએ. આધ્યાત્મિક ગુરુ એક કરતાં વધારે હોઈ શકે. જે આધ્યાત્મિક ગુરુ, શિષ્યોને આધ્યાત્મિક વિષયનું શિક્ષણ આપે છે એ શિક્ષા-ગુરુ

કહેવાય છે. અને જે આધ્યાત્મિક ગુરુ વિધિપૂર્વક શિષ્યને દીક્ષા આપે છે તે દીક્ષા-ગુરુ કહેવાય છે. આ બંને પ્રકારના ગુરુઓ મારા પ્રતિનિધિઓ છે. સંભવ છે કે ઘણા આધ્યાત્મિક ગુરુઓ શિક્ષા આપતા હોય, પરંતુ આધ્યાત્મિક દીક્ષા-ગુરુ તો એક જ હોય છે. જે મનુષ્ય આવા આધ્યાત્મિક ગુરુઓનો લાભ લે છે અને તેમની પાસેથી યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી ભૌતિક ભવસાગરને તરે છે, તેને વિશે એમ સમજવું કે તેણે પોતાના માનવજીવનનો સદ્‌ઉપયોગ કર્યો છે. તેનામાં એવું વ્યાવહારિક જ્ઞાન છે, તે આધ્યાત્મિક પૂર્ણત્વ પ્રાપ્ત કરવા માટે અને પાછા પ્રભુના ધામમાં જવાના જીવનના અંતિમ ધ્યેયને કેવળ આ માનવજીવનમાં જ સિદ્ધ કરી શકાય છે.

મારા વહાલા મિત્ર! હું દરેક મનુષ્યના હૃદયમાં રહેલો પરમાત્મા છુ, અને મારી એવી આજ્ઞા છે કે માનવસમાજે વર્ણાશ્રમધર્મના સિદ્ધાંતોનું પાલન કરવું જોઈએ. ભગવદ્‌ગીતામાં જણાવ્યું છે, તે પ્રમાણે ગુણ અને કર્મની દષ્ટિએ માનવ-સમાજના ચાર વર્ણ થવા જોઈએ. તે જ પ્રમાણે, દરેક મનુષ્યે પોતાનું જીવન ચાર ભાગમાં વહેંચવું જોઈએ. મનુષ્યે જીવનનો પ્રથમ ભાગ સુપાત્ર વિદ્યાર્થી બની ઉચિત જ્ઞાન પ્રાપ્ત કરવામાં અને બ્રહ્મચર્યનું પાલન કરવામાં પસાર કરવો જોઈએ, જેથી મનુષ્ય ઇન્દ્રિયગમ્ય ભોગોની તૃપ્તિમાં રાચ્યા સિવાય આધ્યાત્મિક ગુરુની સેવામાં પોતાનું સમગ્ર જીવન સમર્પી શકે. બ્રહ્મચારીએ તપશ્ચર્યા અને વ્રતવાળું જીવન જીવવું જોઈએ. ગૃહસ્થાશ્રમીનો અર્થ એવો છે કે એણે ઇન્દ્રિયભોગના જીવનને નિયમિત બનાવવું જોઈએ. પરંતુ કોઈ પણ મનુષ્યે જીવનના ત્રીજા તબક્કામાં ગૃહસ્થા-શ્રમી તરીકે રહેવું ન જોઈએ. એ તબક્કામાં પહેલાં જે રીતે બ્રહ્મચારી તરીકેના જીવનમાં તપસ્વી જીવન અને વ્રતો કરેલાં એવું જ જીવન મનુષ્યે ફરી પાછું શરૂ કરવુ જોઈએ. જીવનના ભૌતિક માર્ગની આસક્તિમાંથી મુક્ત થયા પછી મનુષ્ય સન્યાસાશ્રમ સ્વીકારે.

દરેક મનુષ્યના હૃદયમાં રહેલા જીવાત્માઓના પરમાત્મા તરીકે, જીવનની વ્યવસ્થામા દરેક તબક્કે, દરેક મનુષ્યની પ્રવૃત્તિનું હું નિરીક્ષણ કરું છુ. મનુષ્ય ગમે તે ભૂમિકામા હોય, પરતુ જ્યારે હુ જોઉં છું કે તે આધ્યાત્મિક ગુરુની આજ્ઞા પ્રમાણે, નિષ્ઠાભરી અને પ્રામાણિક રીતે ફરજ બજાવે છે અને આમ આધ્યાત્મિક ગુરુની સેવામા પોતાના જીવનનું સમર્પણ કરે છે, તો એ મનુષ્ય મને અત્યંત વહાલો લાગે છે બ્રહ્મચર્ય અવસ્થાને લાગેવળગે છે ત્યાં સુધી મનુષ્ય જો આધ્યાત્મિક ગુરુના માર્ગદર્શન નીચે બ્રહ્મચર્ય પાળી શકે તો તે અત્યંત યોગ્ય વ્યવહાર કહેવાય, પરતુ જો બ્રહ્મચારીના જીવનમાં મનુષ્યને કામના વિકારો પીડતા હોય તો પોતાના આધ્યા-ત્મિક ગુરુની રજા લઈ ગુરુની ઇચ્છાને તૃપ્ત કરી તેણે નીકળી જવુ જોઈએ વૈદિક

વિધિ પ્રમાણે, આધ્યાત્મિક ગુરુને અપાયેલું દાન ગુરુ-દક્ષિણા કહેવાય છે. પછી શિષ્યે ગૃહસ્થાશ્રમી-જીવનનો—અને ધર્મવિધિ પ્રમાણે ધર્મ-પત્નીનો—સ્વીકાર કરવો જોઈએ.

પોતાના વિદ્વાન બ્રાહ્મણ મિત્ર સાથેની વાતચીત દરમ્યાન કૃષ્ણ ભગવાને આપેલી આ સૂચનાઓ માનવસમાજની દોરવણી માટે ખૂબ જ આદર્શ છે. માનવ સંસ્કૃતિની પદ્ધતિ જેમાં વર્ણાશ્રમ ધર્મને સ્થાન ન અપાતું હોય, એ કેવળ મિથ્યાડંબરી પશુસમાજ છે. સ્ત્રી કે પુરુષ એકલવાયો રહી કામસુખ ભોગવતો ફરે એ માનવસમાજમાં કોઈ દિવસ સ્વીકાર્ય ગણાતાં નથી. કાં તો મનુષ્યે બ્રહ્મચર્યાશ્રમના સિદ્ધાંતોનું ચુસ્તપણે પાલન કરવુ જોઈએ અથવા આધ્યાત્મિક ગુરુની સંમતિ લઈ પરણવું જોઈએ. એકલવાયું જીવન જીવતા અનૈતિક કામસંબંધ ભોગવવા એ પશુજીવન છે, પશુઓ માટે લગ્નસંસ્થા હોતી નથી

અર્વાચીન સમાજ, માનવજીવનનો આદર્શ પરિપૂર્ણ કરવાનું ધ્યેય રાખતો નથી. માનવજીવનનો આદર્શ પાછા ઘેર, પ્રભુ પાસે પાછા જવાનો છે. આ આદર્શ સિદ્ધ કરવા માટે, વર્ણાશ્રમ-ધર્મનું પાલન કરવું જોઈએ. જ્યારે એ ધર્મનું શિસ્તબદ્ધ રીતે અને હૃદયથી પાલન થાય ત્યારે, જીવનનો હેતુ ચરિતાર્થ થાય છે. જો સર્વોચ્ચ વ્યવસ્થાના માર્ગદર્શન વિના એનું પરોક્ષ રીતે પાલન કરવામાં આવે, તો તેનાથી માનવસમાજ ખળભળી ઊઠે એવી સ્થિતિ ઉત્પન્ન થાય છે, અને ત્યાં શાંતિ તથા સમૃદ્ધિ હોતી નથી.

કૃષ્ણે પોતાના બ્રાહ્મણ મિત્ર સાથે વાતચીત ચાલુ રાખી : "મારા વહાલા મિત્ર હું ધારું છું કે આપણે વિદ્યાર્થી-જીવનમાં હતા, એ દિવસો દરમ્યાન આપણે જે પ્રવૃત્તિઓ કરતા, એ તને યાદ આવતી હશે. તને યાદ હશે કે એક વાર આપણે ગુરુપત્નીની આજ્ઞાથી જંગલમાં લાકડાં લેવા ગયેલા. જ્યારે આપણે સૂકાઈ ગયેલાં લાકડાં એકઠાં કરતા હતા ત્યારે, સંજોગોવશાત્ આપણે ગીચ જગલમાં પ્રવેશ્યા, અને ભૂલા પડયા, અને અચાનક ધૂળની ડમરી ચડી આવી, અને આકાશમાં વાદળાં ઊભરાવા લાગ્યાં, અને વીજળી તથા મેઘ-ગર્જના થવા લાગી, અને સૂર્યાસ્ત થયો અને આપણે અંધાગ જંગલમાં ભૂલા પડયા હતા. આ પછીથી ખૂબ મુશળધાર વરસાદ પડયો હતો તે યાદ આવે છે? હકીકતમાં એ વર્ષા ન હતી, પરતુ એક પ્રકારનો પ્રલય હતો ધૂળની ડમરી અને ભારે વરસાદને લીધે આપણે અત્યંત વ્યથિત થવા લાગ્યા. અને જે જે દિશા તરફ આપણે ગયા, ત્યાંથી આપણે મૂંઝાઈને પાછા ફર્યા. આવી દુ:ખદ્ર પરિસ્થિતિમાં આપણે એકબીજાના હાથમાં હાથ લઈને પાછા ફરવાનો પ્રયત્ન કર્યો, આપણે એ રીતે આખીયે રાત્રિ પસાર કરી, અને વહેલી સવારે આશ્રમમાં આપણા ગુરુદેવને આપણી ગેરહાજરીની ખબર પડી ત્યારે, આપણને શોધવા તેમણે પોતાના બીજા શિષ્યોને મોકલ્યા. ગુરુજી પણ તેમની સાથે આવ્યા અને જ્યારે તેઓ જંગલમાં આપણી પાસે પહોંચ્યા ત્યારે તેમણે આપણને અત્યત દુ:ખદ સ્થિતિમાં જોયા.

"આપણા ગુરુદેવે ખૂબ જ લાગણીપૂર્વક આપણને જણાવ્યુ કે, "મારા વહાલાં બાળકો ! આ વસ્તુ ખૂબ જ આશ્ચર્યજનક છે, કે તમે મારે માટે આટલી બધી મુશ્કેલીઓ સહન કરી છે દરેક મનુષ્યને સૌ પ્રથમ પોતાના શરીરની સભાળ રાખવાનો વિચાર આવે છે, પરતુ તમે તમારા ગુરુ પ્રત્યે એટલા બધા ભલા અને શ્રદ્ધાળુ છો કે, શારીરિક સગવડની દરકાર કર્યા વિના, તમે મારે ખાતર આટલુ બધું કષ્ટ ઉઠાવ્યુ છે. તમારા જેવા સુપાત્ર વિદ્યાર્થીઓને જોઈને મને ખુશી થાય છે કે તમે તમારા આધ્યાત્મિક ગુરુની પ્રસન્નતા માટે કોઈ પણ જાતની તકલીફ ઉઠાવવા તૈયાર રહેશો સુપાત્ર શિષ્ય માટે પોતાના આધ્યાત્મિક ગુરુનું ઋણ ચૂકવવા માટેનો એ યોગ્ય માર્ગ છે આધ્યાત્મિક ગુરુની સેવામા પોતાના જીવનનુ સમર્પણ કરવુ, એ શિષ્યનો ધર્મ છે મારા વહાલા બાળકો ! હુ તમારા કાર્યથી અત્યત પ્રસન્ન થયો છુ અને તમને અતરના આશીર્વાદ આપુ છુ કે તમારી સર્વ ભાવનાઓ અને મહત્ત્વાકાક્ષાઓ પરિપૂર્ણ થાય, અને મારી પાસેથી પ્રાપ્ત કરેલું વૈદિક જ્ઞાન હમેશને માટે તમારા સ્મરણમાં રહો. જેથી પ્રત્યેક ક્ષણે તમે વૈદિક ઉપદેશનુ સ્મરણ કરી શકો. અને વગર મુશ્કેલીએ તેમા દર્શાવેલા ઉપદેશની નોધ લઈ શકો આમ તમે આ જીવનમા કે પછીના જીવનમા કોઈ દિવસ નિરાશ નહીં બનો"

શ્રીકૃષ્ણે આગળ ચાલતાં જણાવ્યુ કે, "મારા વહાલા મિત્ર ! આપણે જ્યારે આપણા આધ્યાત્મિક ગુરુના આશ્રમમા હતા તે વખતના આવા ઘણા પ્રસંગોનું તને સ્મરણ થતું હશે ! આપણે બને એટલુ સમજી શકેલા કે આધ્યાત્મિક ગુરુના આશીર્વાદ મેળવ્યા સિવાય કોઈ પણ મનુષ્ય સુખી થઈ શકતો નથી આધ્યાત્મિક ગુરુની કૃપાથી અને તેમના આશીર્વાદથી મનુષ્ય શાતિ અને સમૃદ્ધિ પ્રાપ્ત કરી શકે છે, અને માનવજીવનનો સર્વોચ્ચ હેતુ પરિપૂર્ણ કરવાને શક્તિમાન બને છે."

એ વિદ્વાન બ્રાહ્મણમિત્રે આ સાભળીને જવાબ આપ્યો, "મારા વહાલા કૃષ્ણ! તમે સર્વોચ્ચ પ્રભુ છો, તથા પ્રત્યેક મનુષ્યના સર્વશ્રેષ્ઠ આધ્યાત્મિક ગુરુ છો, અને હુ તમારી સાથે આપણા ગુરુના આશ્રમમા રહેવા જેટલો ભાગ્યશાળી હતો, તેથી હુ ધારુ છુ કે, નિશ્ચિત કરેલી વૈદિક વિધિઓની બાબતમા મારે કઈ વિશેષ કરવાપણુ નથી મારા વહાલા પ્રભુ! વૈદિક ઋચાઓ, ક્રિયાકાડાત્મક વિધિઓ, ધાર્મિક પ્રવૃત્તિઓ, આર્થિક વિકાસ, કામ-તૃપ્તિ અને મુક્તિ સુધ્ધાત માનવજીવનની પૂર્ણત્વ માટેની બીજી સર્વ જરૂરિયાતો એ સર્વ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર એવા આપનામાથી ઉદ્ભવે છે. જીવનની સર્વે વિવિધ પ્રકારની પ્રક્રિયાઓનો અંતિમ અર્થ એટલો જ છે કે તમારા વ્યક્તિત્વ વિશે સમજ મેળવવી બીજા શબ્દોમાં કહીએ તો તમારા દિવ્ય સ્વરૂપના વિવિધ વિભાગો છે, અને છતાં તમે ગુરુના આશ્રમમાં અમારી સાથે રહીને, વિદ્યાર્થી તરીકેનો પાઠ ભજવેલો આનો અર્થ એમ થાય કે તમે આ સર્વ લીલાચરિત્રો કેવળ તમારી પ્રસન્નતા અર્થે અને આદર્શ જીવનના દષ્ટાંતરૂપે આચરેલાં હતાં, નહીં તો તમારા માટે મનુષ્યજીવનનો પાઠ ભજવવાની જરૂર ન હતી



# ૮૦ કૃષ્ણ ભગવાને સુદામા બ્રાહ્મણને આપેલું વરદાન

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણ ભગવાન સર્વ જીવાત્માઓના અંતર્યામી પરમાત્મા હોવાથી દરેક મનુષ્યના હૃદયને સંપૂર્ણપણે જાણે છે. તેઓ ખાસ કરીને બ્રાહ્મણ ભક્તો પ્રત્યે પક્ષપાતવાળા છે. વળી કૃષ્ણ ભગવાન બ્રહ્મણ્ય દેવ કહેવાય છે, એનો અર્થ એ કે, બ્રાહ્મણો તેમનું પૂજન કરે છે. તેથી એમ સમજી શકાય કે જે ભક્ત સંપૂર્ણ રીતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને શરણે ગયો હોય, તેણે કયારનીયે બ્રાહ્મણની પાત્રતા પ્રાપ્ત કરી છે. બ્રાહ્મણ બન્યા સિવાય મનુષ્ય સર્વોચ્ચ બ્રહ્મને–કૃષ્ણ ભગવાનને – પામી શકતો નથી. ખાસ કરીને કૃષ્ણ પોતાના ભક્તોનાં દુ:ખોને નિર્મૂળ કરવાના કામમા રોકાયેલા રહે છે. અને તે નિષ્ઠાવાન ભક્તોના એકમાત્ર આશ્રયરૂપ છે.

કૃષ્ણ ભગવાન ઘણા લાંબા સમય સુધી વિપ્ર સુદામા સાથે પોતાના ભૂતકાળના સંબંધને લગતા વાર્તાલાપમાં રોકાયા, ત્યાર પછીથી જૂના મિત્રની સાથે હાસ્યવિનોદ કરવાની ઇચ્છાથી કૃષ્ણ ભગવાને હસતાં હસતાં પૂછયું, "મારા વહાલા મિત્ર! તમે મારા માટે શું લાવ્યા છો? તમારી પત્નીએ મારા માટે કાંઈ સુંદર ખાવાનુ મોકલ્યું છે?" જ્યારે કૃષ્ણ ભગવાન પોતાના મિત્રને સંબોધન કરતા હતા ત્યારે, તેમની સામે જોતાં જોતા ખૂબ જ સ્નેહપૂર્વક સ્મિત કરતા હતા. તેમણે આગળ ચાલતાં જણાવ્યું : "મારા વહાલા મિત્ર! તમે તમારે ઘેરથી મારે માટે કંઈક ભેટસોગાદ લાવ્યા હશો જ."

કૃષ્ણ ભગવાને જાણ્યુ કે સુદામાને ભગવાનને અર્પી ન શકાય એવા છડેલા મૂઠીભર તાંદુલ તેમને અર્પણ કરવામાં સંકોચ થતો હતો, તેથી વિપ્ર સુદામાનું મન સમજી જઈને ભગવાન બોલ્યા, "મારા વહાલા મિત્ર! ખરેખર મને કોઈ વસ્તુની જરૂરિયાત નથી, પરંતુ જો મારો ભક્ત સાધારણ ક્ષુલ્લક વસ્તુ પણ સ્નેહથી અર્પણ કરે, તો હુ તે

અત્યંત પ્રસન્નતાપૂર્વક સ્વીકારું છું. એથી ઊલટું જે મનુષ્ય મારો ભક્ત ન હોય, અને જો તે મને કીમતી વસ્તુઓ અર્પણ કરે છે તોપણ હું તે સ્વીકારતો નથી હકીકતમાં તો મને ભક્તિભાવે અર્પણ કરેલી વસ્તુઓનો જ હું સ્વીકાર કરું છું, જો એમ ન હોય તો, વસ્તુ ગમે તેટલી કીમતી હોય, પરંતુ હું એને સ્વીકારતો નથી. જો મારો ભક્ત અત્યંત તુચ્છ વસ્તુઓ – નાનકડું પુષ્પ, નાનુ સરખુ પાન, કે શુદ્ધ સ્વચ્છ જળ – મને અર્પણ કરે અને એમાં ભક્તિભાવ રહેલો હોય તો, હું પ્રસન્ન થઈને કેવળ એવી વસ્તુને જ સ્વીકારુ છુ, એટલું જ નહીં પરંતુ હુ અત્યંત પ્રસન્નતાપૂર્વક તેને આરોગું છું"

કૃષ્ણ ભગવાને વિપ્ર સુદામાને ખાતરી આપી કે, તે જે તાંદુલ તમે ઘેરથી લાવ્યા છો એ પોતે ખૂબ રાજી થઈને જમશે. પરંતુ વિપ્ર સુદામાને ખૂબ સંકોચ થતો હતો એટલે ભગવાનને એ તાંદુલ અર્પણ કરતી વખતે તેઓ ખૂબ જ મૂંઝાયા અને વિચાર કરતા હતા કે "હું કૃષ્ણને આવી ક્ષુલ્લક વસ્તુઓ કેવી રીતે અર્પણ કરી શકું?" અને તેમણે માત્ર પોતાનું મસ્તક નમાવ્યું. પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાન, દરેક મનુષ્યના હૃદયમાં રહેલી દરેક પ્રકારની ભાવનાને જાણે છે. તેમને મનુષ્યમાત્રના નિર્ણય અને તેની જરૂરિયાતની જાણ છે. એટલે વિપ્ર સુદામાનું તેમને ત્યાં આગમનનુ કારણ તેઓ જાણી ગયા હતા. તેમને ખબર હતી કે અતિશય ગરીબાઈને લીધે સુદામા પોતાની પત્નીની વિનવણીથી ત્યાં આવ્યા હતા. સુદામા તેમના ગાઢ મિત્ર હતા અને સુદામાનો તેમના પ્રત્યેનો મિત્રપ્રેમ ભૌતિક લાભની કોઈ પણ ઇચ્છાથી અશુદ્ધ થયેલો નથી એની એમને ખબર હતી કે, "સુદામા મારી પાસે કોઈ વસ્તુની યાચના કરવા માટે આવ્યા નથી, પરંતુ તેમની પત્નીની વિનવણીને લીધે, તે મારી પાસે કેવળ તેને પ્રસન્ન કરવા માટે જ આવ્યા છે." એટલે કૃષ્ણ ભગવાને નિર્ણય કર્યો કે, સ્વર્ગના રાજા ઇન્દ્ર પણ કલ્પી શકે, એના કરતા પણ વધુ ભૌતિક સમૃદ્ધિ વિપ્ર સુદામાને આપીશ.

ત્યાર પછીથી તેમણે ગરીબ બ્રાહ્મણના ખભે લટકાવેલી તેમની પોટલી ઝૂંટવી લઈ તાંદુલની પોટલી ખોલી અને બોલ્યા, "આ શું છે? મારા વહાલા મિત્ર! તમે મારા માટે સુંદર સ્વાદિષ્ટ તાદુલ લાવ્યા છો!" તેમણે સુદામા વિપ્રને એમ કહીને પ્રોત્સાહન આપ્યું, "હું ધારું છું કે, આ મૂઠીભર તાંદુલથી કેવળ મને જ નહીં, પરંતુ સમગ્ર વિશ્વને સંતોષ થશે." કૃષ્ણના આ વિધાનથી એમ સમજવાનું કે દરેક વસ્તુનુ આદિ મૂળ, સમગ્ર સૃષ્ટિના મૂળમા છે. જેમ વૃક્ષના મૂળમાં જલસિંચન કરવાથી, વૃક્ષના પ્રત્યેક ભાગમા પાણી ફરી વળે છે, તેમ કૃષ્ણને અર્પણ કરેલુ અથવા કૃષ્ણ માટે કરેલી કોઈ પણ ક્રિયા, દરેક મનુષ્ય માટે સર્વશ્રેષ્ઠ અને સુખદાયી ગણી શકાય, કારણ આ પ્રકારના આવા અર્પણના લાભનુ વિતરણ સમગ્ર વિશ્વમાં વ્યાપ્ત થાય છે, સર્વ જીવાત્માઓમા કૃષ્ણપ્રેમનુ વિતરણ થાય છે

જ્યારે કૃષ્ણ ભગવાન સુદામા વિપ્ર સાથે વાત કરી રહ્યા હતા ત્યારે, તેમણે તેમની પોટલીમાંથી એક કોળિયો લીધો, અને જ્યારે તેઓ બીજો કોળિયો જમવા જાય છે, કે તરત જ મહાલક્ષ્મી રુક્મિણી દેવીએ ભગવાનનો હાથ પકડીને એમને પૌંઆ આરોગતા અટકાવ્યા. કૃષ્ણના હાથનો સ્પર્શ કર્યા પછી રુક્મિણી બોલ્યાં, "મારા વહાલા પ્રભુ! જેણે આપને પૌંઆ અર્પણ કર્યા છે, તેમાંથી આપે સ્વીકારેલો એક કોળિયો પણ આ જીવનમા તેને ખૂબ જ સમૃદ્ધ બનાવવા માટે, અને પછીના જીવનમાં તેની સમૃદ્ધિ જાળવી રાખવા પૂરતો છે. મારા પ્રભુ! તમે તમારા ભક્ત પ્રત્યે એટલા બધા દયાળુ છો કે, તમે આવા એક જ કોળિયાથી અત્યંત પ્રસન્ન થાઓ છો, અને આપની પ્રસન્નતાથી ભક્તને આ જીવન અને પછીના જીવન માટે સમૃદ્ધ થવાની ખાતરી મળે છે." આ એમ સૂચવે છે કે, જ્યારે કૃષ્ણ ભગવાનને સ્નેહપૂર્વક તથા ભક્તિભાવથી જે અન્ન અર્પણ કરાય છે અને જ્યારે તે પ્રસન્ન થઈ ભક્ત પાસેથી એનો સ્વીકાર કરે છે, ત્યારે મહાલક્ષ્મી રુક્મિણીદેવી તે ભક્ત પ્રત્યે પોતાને એટલી બધી ઋણી સમજે છે કે, તે સ્વયં ભક્તને ઘેર જઈ એને દુનિયામાં દુર્લભ એવા અત્યંત વૈભવ સંપન્ન મહાલયમાં રૂપાંતર કરી તેને અક્ષય સમૃદ્ધિ આપે છે જો મનુષ્ય નારાયણને બહોળા પ્રમાણમાં પ્રસાદ જમાડે તો, મહાલક્ષ્મીદેવી, સ્વાભાવિક રીતે જ એના ઘરનાં મહેમાન બને છે, એટલે એનો અર્થ એમ કે, તેનું ઘર સમૃદ્ધ થાય છે. વિદ્વાન સુદામા બ્રાહ્મણે એ રાત્રિ કૃષ્ણ ભગવાનના મહેલમાં પસાર કરી, અને જ્યારે તેઓ ત્યાં હતા તે દરમ્યાન જાણે તેઓ વૈકુંઠલોકમાં વસી રહ્યા હોય એમ એમને લાગેલું. હકીકતમાં તે વૈકુંઠમાં જ રહેતા હતા. કારણ કે જ્યાં જ્યાં આદિનારાયણ કૃષ્ણ ભગવાન અને મહાલક્ષ્મી રુક્મિણીદેવી રહેતાં હોય એ સ્થાન આધ્યાત્મિકગૃહ વૈકુંઠલોકથી જુદું રહેતું નથી.

વિદ્વાન બ્રાહ્મણ સુદામા કૃષ્ણ ભગવાનને ત્યાં હતા, તે ઉપરથી તે તેમની પાસેથી કાંઈ મૂલ્યવાન વસ્તુ પ્રાપ્ત કરવા આવ્યા હોય એમ જણાતું ન હતું, પરંતુ તેમણે ભગવાન પાસેથી કોઈ વસ્તુ માગેલી નહીં. બીજે દિવસે સવારે સુદામા પોતાને ઘેર જવા નીકળ્યા અને એ દરમ્યાન કૃષ્ણે કરેલી તેમની આગતાસ્વાગતાનો સતત વિચાર કરતા હતા અને તેઓ યાદ કરીને દિવ્ય સુખમા ડૂબી ગયા હતા. ઘેર જતી વખતે આખાયે માર્ગ દરમ્યાન તેઓ કેવળ કૃષ્ણ ભગવાને કરેલા પોતાની સાથેના વ્યવહાર સબંધી જ સ્મરણ કરી રહ્યા હતા, અને ભગવાનનાં દર્શન થવાથી તેઓ ખૂબ જ સુખી જણાતા હતા.

બ્રાહ્મણ સુદામા આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા : "બ્રાહ્મણોના અત્યત પ્રિય ભક્ત એવા કૃષ્ણ ભગવાનના દર્શન અત્યંત પ્રસન્ન કરનારાં છે. બ્રાહ્મણ–સંસ્કૃતિના તેઓ કેટલા બધા મહાન ચાહક છે! તેઓ સ્વયં સર્વોચ્ચ બ્રહ્મ છે, પરંતુ તેઓ બ્રાહ્મણો સાથે તેવી જ રીતે વર્તે છે. વળી તે બ્રાહ્મણોનું એટલું બધું સન્માન કરે છે, કે તે મહાલક્ષ્મી રુક્મિણી

સિવાય કોઈ પણ મનુષ્યને કદી પોતાના હૃદય સાથે આલિંગન આપતા નથી. છતાં તેમણે મારા જેવા ગરીબ બ્રાહ્મણને હૃદય સરસો ચાંપ્યો. મારા જેવા ગરીબ બ્રાહ્મણ, અને મહાલક્ષ્મી રુક્મિણીના એકમાત્ર આશ્રય એવા સર્વોચ્ચ કૃષ્ણ ભગવાન વચ્ચે સરખામણી કેવી રીતે થઈ શકે? અને છતાં મને એક બ્રાહ્મણ મિત્ર ગણીને તેમણે પોતાના બંને દિવ્ય હાથોથી હૃદય સરસો ચાંપવામાં પ્રસન્નતા અનુભવી છે. કૃષ્ણ ભગવાન મારા પ્રત્યે એટલા બધા દયાળુ હતા કે જે પલંગ પર 'રુક્મિણી મહાલક્ષ્મી શયન કરે છે, એના ઉપર બેસવાની તેમણે મને રજા આપી. તેમણે મને પોતાના સગા ભાઈ જેવો જ ગણ્યો તેમનું મારા ઉપરનું ઋણ હું કેવી રીતે અદા કરી શકું? જ્યારે હું થાકેલો હતો, ત્યારે મહાલક્ષ્મી શ્રીમતી રુક્મિણીદેવી, તેમના સ્વહસ્તે મને ચામર ઢોળીને પવન નાંખવા લાગ્યાં તેમણે શ્રીકૃષ્ણ ભગવાનનાં પટરાણી તરીકેની પોતાની ઉચ્ચ ગૌરવશીલ સ્થિતિનો પણ કોઈ વિચાર ન કર્યો. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર મારી સેવા કરતા હતા કારણ કે તેમને બ્રાહ્મણો પ્રત્યે પ્રેમ અને ઉચ્ચ ભાવના છે, અને મારી પગચંપી કરીને, અને તેમના સ્વહસ્તે જમાડીને તેમણે મારું વ્યાવહારિક રીતે પૂજન કર્યું! સ્વર્ગલોક અથવા મુક્તિ, અથવા સર્વ પ્રકારનું ભૌતિક ઐશ્વર્ય, અથવા રહસ્યમય યોગવિદ્યામાં પૂર્ણત્વ પ્રાપ્ત કરવા ઝંખનાર સમગ્ર વિશ્વમાંનો પ્રત્યેક મનુષ્ય કૃષ્ણ ભગવાનનાં ચરણકમળ પૂજે છે પરંતુ ભગવાન મારી પ્રત્યે એટલા બધા દયાળુ હતા કે તેમણે એવો વિચાર કર્યો કે, હું દરિદ્રી મનુષ્ય છું, અને મારી પાસે થોડો પણ પૈસો આવશે તો સંભવ છે, કે હું સંપત્તિના મદમાં છકી જઈશ અને ભૌતિક સમૃદ્ધિ પાછળ પાગલ બની જઈ તેમને ભૂલી જઈશ, એવા વિચારથી તેમણે મને એક ફૂટી બદામ પણ ન આપી"

સુદામા બ્રાહ્મણનું વિધાન સાચું છે. જો સાધારણ મનુષ્ય ખૂબ ગરીબ હોય, અને ભૌતિક ઐશ્વર્યની પ્રાપ્તિ માટે પ્રભુને પ્રાર્થના કરે, અને જો તે એક યા બીજા કારણસર ભૌતિક ઐશ્વર્યથી સમૃદ્ધ બને, તો તરત જ તે ભગવાન પ્રત્યેનું પોતાનું ઋણ ભૂલી જાય છે એટલે, ભગવાન પોતાના ભક્તને જ્યાં સુધી તે અત્યંત નિર્ધન અવસ્થામાં ન મુકાય ત્યાં સુધી તેને સંપત્તિ આપતાં નથી, એમ બદલે, જો નવદીક્ષિત ભક્ત ભગવાનની ખૂબ જ હૃદયપૂર્વક સેવા કરે અને સાથે સાથે ભૌતિક ઐશ્વર્યની કામના કરે તો પ્રભુ તેને તે મેળવવામાથી વંચિત રાખે છે.

આ રીતે વિચાર કરતા કરતાં તે વિદ્વાન બ્રાહ્મણ, ધીરે ધીરે પોતાને ઘેર પહોંચ્યા, પરંતુ ત્યાં પહોંચતાં જ તેમણે જોયું કે દરેક વસ્તુ આશ્ચર્યજનક રીતે બદલાઈ ગઈ હતી. તેમણે જોયું કે તેમની ઝૂંપડીની જગાએ અગ્નિના જેવો દેદીપ્યમા અને સૂર્ય કે ચંદ્રની જેમ ઝગારા મારતા રત્નો તથા હીરા-માણેક જડેલો મોટો રાજમહાલય હતો ત્યાં બીજા નાનામોટા અનેક રાજમહાલયો હતા, એટલું જ નહીં પરંતુ, થોડે થોડે અંતરે સુંદર સુશોભિત ઉદ્યાનોમાં ઘણાં સુંદર સ્ત્રીપુરુષો વિહરતા હતાં, એ ઉદ્યાનોમાં સુંદર કમળોથી

સુશોભિત જળાશયો હતાં. વળી ત્યાં વિવિધરંગી પક્ષીઓનાં ટોળાં પણ હતાં. પોતાની ઝૂંપડીના નિવાસસ્થાનનું આવું આશ્ચર્યજનક પરિવર્તન થઈ ગયેલું જોતાં સુદામા સ્વગત વિચારવા લાગ્યા, "આ બધું પરિવર્તન થયેલું મને કેમ દેખાય છે? આ જગા મારી છે કે બીજા કોઈની માલિકીની છે? જ્યાં હું રહેતો હતો એ જ આ જગા હોય તો, તેમાં આટલું બધું આશ્ચર્યજનક પરિવર્તન કેવી રીતે થયું હશે?"

જ્યારે તે વિદ્વાન બ્રાહ્મણ આવો વિચાર કરી રહ્યા હતા ત્યારે દેવતાઓ જેવાં લક્ષણો-વાળાં સુંદર સ્ત્રીપુરુષોનું વૃંદ સંગીતકારોને લઈને તેમનું સ્વાગત કરવા આવી પહોંચ્યું. સર્વે મંગળગીતો ગાતાં હતાં. પોતાના પતિના આગમનના સમાચાર સાંભળી તે બ્રાહ્મણ પત્ની અત્યંત હર્ષઘેલી બની, અને ખૂબ જ ઉતાવળમાં તે પણ રાજમહેલમાંથી બહાર આવી. તે બ્રાહ્મણપત્ની એટલી બધી સુંદર જણાતી હતી કે સાક્ષાત્ લક્ષ્મીદેવી તેનું સ્વાગત કરવા માટે આવી પહોંચ્યાં હોય એમ લાગતું હતું. જે ક્ષણે તેણે પોતાના પતિને પોતાની સમક્ષ આવેલા જોયા, ત્યારે તેનાની આંખોમાંથી આનંદનાં અશ્રુ વહેવા લાગ્યાં. તેથી તેનો અવાજ એટલો બધો ગદ્‌ગદ થઈ ગયો કે, તે પોતાના પતિને સંબોધન પણ ન કરી શકી. તેણે કેવળ દિવ્યાનંદનો ભાવ અનુભવી પોતાની આંખો બંધ કરી, પરંતુ અત્યંત ભાવપૂર્વક, તેણે પોતાના પતિને નીચા નમી પ્રણામ કર્યા અને મનોમન તેમને આલિંગન કરવાનો વિચાર કર્યો. તેણે ગળામાં સુવર્ણનો હાર અને શરીર પર બીજા અલંકારોનો સંપૂર્ણ શણગાર સજ્યો હતો, અને દાસીઓની વચ્ચે ઊભી રહેલી તે વિમાનમાંથી ઊતરી રહેલી કોઈ સ્વર્ગીય દેવી સમાન દેખાતી હતી. પોતાની પત્ની આટલી બધી સુંદર છે તે જોઈ સુદામા આશ્ચર્ય પામ્યા અને ખૂબ જ પ્રેમપૂર્વક એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના તે પોતાની પત્ની સાથે મહેલમાં પ્રવેશ્યા.

જ્યારે સુદામા મહેલમાં તેમના અંગત નિવાસસ્થાનમાં પ્રવેશ્યા ત્યારે તેમણે જોયું કે એ કેવળ નિવાસસ્થાન નહીં પરંતુ સ્વર્ગના રાજા ઇન્દ્રના મહાલય જેવો ભવ્ય હતો તે મહેલ ઘણા રત્નજડિત સ્તંભોથી સુશોભિત લાગતો હતો. હાથીદાંતની બનાવેલી બેઠકો અને પલંગો પર સુવર્ણ તથા રત્નોનું જડતર કામ કરવામાં આવ્યું હતું અને પલંગ ઉપર બિછા-વેલી ગાદીઓ દૂધના ફીણ જેવી શ્વેત તેમ જ કમળનાં પુષ્પ જેવી કોમળ હતી. સુવર્ણ-ના સળિયામાંથી બનાવેલાં ઘણાં ચામરો લટકતાં હતાં. વળી કમળપુષ્પ જેવા સુશોભિત જાતજાતના ચંદરવા બાંધેલા દેખાતા હતા. તેની ચારે બાજુએ મોતીની માળાઓ લટકતી હતી. પ્રથમ પંક્તિના સ્ફટિક અને નીલમણિના જડતરવાળું મહાલયોનું બાંધકામ કરવામાં આવેલું હતું, મહેલની સર્વ સ્ત્રીઓના હાથમાં કીમતી રત્નોથી બનાવેલા દીપકો શોભતા હતા. રત્નો તથા દીપકની જ્યોતિ મિશ્રિત થવાથી આશ્ચર્યજનક સુંદર તેજસ્વી પ્રકાશ પથરાતો હતો. જ્યારે એ બ્રાહ્મણે જોયું કે પોતાની સ્થિતિમાં આમૂલ પરિવર્તન થયું છે

જાને પોતે કોઈ સમૃદ્ધ વ્યક્તિ જેવો બની ગયો છે, અને જ્યારે તે આવા ત્વરિત પરિવર્તનના કારણ વિશે નિર્ણય ન કરી શક્યા ત્યારે આ કેવી રીતે બન્યુ તેનો ખૂબ જ ગંભીરપણે વિચાર કરવા લાગ્યા.

તે વિચાર કરવા લાગ્યા કે, "મારા જીવનની શરૂઆતથી હું ઘોર ગરીબાઈ સહન કરતો આવ્યો છું, એટલે આવી મહાન અને આકસ્મિક સમૃદ્ધિનુ કારણ શુ હોઈ શકે? આમાં મને મારા મિત્ર યદુવંશ–શિરોમણિ એવા શ્રીકૃષ્ણ ભગવાનની જ સર્વ પ્રકારે કૃપાદૃષ્ટિ દેખાય છે. એ સિવાય આવું આશ્ચર્યજનક પરિવર્તન અસંભવિત છે. ખરેખર, ભગવાન શ્રીકૃષ્ણની નિષ્કારણ કૃપાનું જ પરિણામ છે. અને આ રીતે તેઓ હંમેશા છ પ્રકારના ઐશ્વર્યથી યુક્ત રહે છે. તેઓ પોતાના ભક્તનું મન સમજી શકે છે, અને ભક્ત પોતાની ઇચ્છા પ્રમાણે સંતોષપૂર્વક ભોગવે ત્યાં સુધી ભગવાન ભક્તની ઇચ્છાઓને પરિપૂર્ણ કરે છે. આ સર્વે મારા મિત્ર કૃષ્ણ ભગવાનનો જ અનુગ્રહ છે મહાસાગરને જળ-થી ભરી દેનાર વાદળો કરતાંય, મારા સુંદર ઘનશ્યામ મિત્ર ઘણા વધારે ઉદાર છે દિવસ દરમ્યાન વરસાદ ન વરસાવીને ખેડૂતને હેરાન કર્યા સિવાય, વાદળો રાત્રે ખેડૂતને સંતુષ્ટ કરવા માટે ઉદાર વૃષ્ટિ કરે છે, અને છતાં જ્યારે ખેડૂત સવારના જાગે છે ત્યારે, તે વિચારે છે કે, હજી સુધી પૂરતો વરસાદ થયો નથી, તે જ પ્રમાણે, ભગવાન દરેક મનુષ્યની યોગ્યતા પ્રમાણે તેની અભિલાષા પૂર્ણ કરે છે. અને છતાંય જે મનુષ્ય કૃષ્ણ ભાવનામય થતો નથી, તે વિચારે છે કે ભગવાનની અર્પેલી સર્વ ભેટો પોતાની ઇચ્છા કરતાં ઓછી છે. તેથી ઊલટુ જ્યારે પ્રભુને પોતાના ભક્ત તરફથી નાનીસરખી વસ્તુ પણ સ્નેહ સહિત પ્રાપ્ત થાય છે ત્યારે તે તેને અમૂલ્ય ગણી તેનો પ્રેમથી સ્વીકાર કરે છે મેં એક કોળિયો જ પૌંઆ આપ્યા, એના બદલામાં તેમણે સ્વર્ગના રાજા ઇન્દ્ર કરતાયે વધારે સમૃદ્ધિ મને આપી છે."

ખરેખર, જ્યારે ભક્ત ભગવાનને જે વસ્તુ સમર્પણ કરે છે, તેની તેમને જરૂરત હોતી નથી, કારણ કે તેઓ તો સ્વયં સંતુષ્ટ અને પરિપૂર્ણ છે. ભક્ત ભગવાનને જે વસ્તુ અર્પણ કરે છે તે તેના પોતાના સ્વાર્થ માટે જ કરે છે, કારણ કે, ભગવાનને ભક્તે અર્પણ કરેલી વસ્તુ અર્પણ કર્યા કરતાં લાખોગણી વધારે કરીને પાછી આપે છે મનુષ્ય ભગવાનને અર્પણ કરીને ખોટ ખાનારો બનતો નથી. પરંતુ તે અનેક પ્રકારે લાભકર્તા બને છે. પોતે કૃષ્ણના અત્યંત ઋણી છે એમ સુદામાને લાગતાં તેમણે વિચાર્યું, "હું કૃષ્ણ ભગવાન સાથે મૈત્રી-સંબંધ બાંધવા, તેમની સેવામાં જોડાવા, અને જન્મોજન્મ સંપૂર્ણ રીતે તેમના શરણે જવા માટે પ્રાર્થના કરું છું મને કોઈ સમૃદ્ધિની ઇચ્છા નથી હું માત્ર તેમની સેવાને ભૂલી ન જાઉં તેમ ઇચ્છું છું. હું તો કેવળ તેમના શુદ્ધ ભક્તના સાથે સંબંધ બાંધવાની ભાવના રાખુ છું મારાં મન તથા મારી બધી પ્રવૃત્તિઓ હંમેશા

તેમની સેવામાં જોડાયેલાં રહો. અજન્મા એવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણ જાણે છે કે, અઢળક સમૃદ્ધિ હોવાને લીધે ઘણી મહાનુભાવ વ્યક્તિઓનું તેમના સ્થાનમાંથી પતન થઈ ગયું છે, એટલે જ્યારે તેમનો કોઈ ભક્ત તેમની પાસેથી કંઈક સંપત્તિની યાચના કરે, ત્યારે કેટલીકવાર પ્રભુ એ આપતા નથી. તેઓ પોતાના ભક્તોની ખૂબ જ કાળજી રાખે છે. જો ભક્તિમય સેવામાં કે અપરિપક્વ અવસ્થામાં રહેલા ભક્તને વધારે સપત્તિ આપવામાં આવે તો ભૌતિક જગતમાં મળેલી તેની ઉચ્ચ સ્થિતિને લીધે તેનુ પતન થાય છે, તેથી ભગવાન તેને સંપત્તિ આપતા નથી. ભગવાનની પોતાના ભક્ત પરની નિષ્કારણ કૃપાનું આ બીજું પ્રગટ પ્રમાણ છે. એમનો પ્રથમ હેતુ એટલો જ છે કે, ભક્તનું પતન ન થવું જોઈએ. પોતાના અપરિપક્વ પુત્રના હાથમાં વધુ પડતી સંપત્તિ આપનાર શુભેચ્છક પિતાના જેવી તેમની સ્થિતિ છે. પરંતુ જ્યારે પુત્ર મોટો અને જવાબદારી સમજનાર થાય છે અને સંપત્તિની સાચવણી કેવી રીતે કરવી તે જવાબદારીને સમજે છે ત્યારે તેના પિતા સંકોચ વિના પોતાનો આખોયે ખજાનો પુત્રને સોંપે છે.

તે વિદ્વાન બ્રાહ્મણે એવો નિર્ણય કર્યો કે, પ્રભુ પાસેથી મળેલી સપત્તિનો વ્યય પોતાના ઇન્દ્રિયગમ્ય સુખોપભોગ માટે ન થવો જોઈએ, પરંતુ તે સપત્તિ જેમણે આપી છે તે ભગવાનની સેવામાં જ વાપરવી જોઈએ. તે બ્રાહ્મણે પોતાને મળેલી સંપત્તિ સ્વીકારી. પરંતુ એમાં ઇન્દ્રિયજન્ય ભોગની તેમ જ વિષયોની અનાસક્તિ અને પૂર્ણત્યાગની ભાવના હતી. આથી તે પોતાની પત્ની સાથે ખૂબ જ શાંતિપૂર્વક, સમગ્ર ઐશ્વર્યયુક્ત સુખસગવડોને પ્રભુનો પ્રસાદ માની ભોગવવા લાગ્યા. પ્રભુને અર્પણ કરવામાં આવેલા વિવિધ પ્રકારના પ્રસાદને તે પ્રસન્નચિત્તે જમતા. તે જ પ્રમાણે જો આપણને પ્રભુની કૃપાથી ભૌતિક કીર્તિ, સત્તા, સમૃદ્ધિ કે શિક્ષણ અને સૌન્દર્ય જેવું ઐશ્વર્ય પ્રાપ્ત થયુ હોય તો, તે સર્વ પ્રભુની પ્રસાદીરૂપે છે, એવો વિચાર કરીને એને ધર્મપૂર્વક પ્રભુની અનન્ય શ્રદ્ધાથી મળ્યુ છે એમ માનવું જોઈએ. અને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કૃષ્ણની અનુકપાથી મળેલી ભૌતિક સંપત્તિનો ઉપયોગ આપણી ઇન્દ્રિયોના ભોગ માટે નહીં, પરંતુ તેમની સેવા માટે થવો જોઈએ એ વિદ્વાન બ્રાહ્મણ સુદામા એ જ સ્થિતિમાં રહ્યા અને એમના જીવનમાં ઐશ્વર્ય ઘટવાને બદલે, તેમનો કૃષ્ણ ભગવાન પ્રત્યેનો સ્નેહ દિવસે દિવસે વધવા લાગ્યો ભૌતિક સમૃદ્ધિ સપત્તિ જે હેતુથી વપરાય છે એ અનુસાર તે અધઃપતન અથવા ઊર્ધ્વગમનનું કારણ બની શકે છે. જો સંપત્તિનો ઉપયોગ ઇન્દ્રિયતૃપ્તિ માટે કરાય, તો તે અધઃપતનનું કારણ બને છે, અને જો તેનો ઉપયોગ પ્રભુની સેવામાં થાય, તો તેના સાર્વત્રિક કલ્યાણનું કારણ બને છે.

મિત્ર સુદામા સાથેના કૃષ્ણ ભગવાનના વ્યવહાર પરથી એટલું સ્પષ્ટ થાય છે કે, જે મનુષ્યમાં બ્રાહ્મણના ગુણો હોય છે, તેની પ્રત્યે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પ્રસન્ન રહે

છે. વિપ્ર સુદામા જેવા અધિકૃત બ્રાહ્મણ સ્વાભાવિક રીતે કૃષ્ણ ભગવાનના ભક્ત છે, એટલે એમ કહેવાય છે કે 'ब्राह्मणो वैष्णव:' બ્રાહ્મણ વૈષ્ણવ છે અથવા કેટલીકવાર એમ કહેવાય છે, 'ब्राह्मणः पण्डित' એટલે બ્રાહ્મણ પંડિત હોય છે. બ્રાહ્મણ મૂર્ખ કે અશિક્ષિત ન હોઈ શકે. એટલે બ્રાહ્મણોમા બે વિભાગ છે વૈષ્ણવો અને પંડિતો કેઓ કેવળ વિદ્વાન છે, તેઓ પંડિતો છે, છતાયે તે ભગવાનના ભક્તો કે વૈષ્ણવો નથી હોતા, તેથી ખાસ કરીને કૃષ્ણ ભગવાન તેમનાથી પ્રસન્ન નથી, કેવળ વિદ્વાન બ્રાહ્મણ તરીકેની પાત્રતા હોવી, એ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને આકર્ષવા માટે પૂરતું નથી શ્રીમદ્ ભગવદ્‌ગીતા અને શ્રીમદ્ ભાગવતમ્ જેવાં શાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણે, બ્રાહ્મણ કેવળ સુશિક્ષિત હોય એટલું જ પૂરતુ નથી, પરંતુ સાથે જ તે કૃષ્ણ ભગવાનનો ભક્ત પણ હોવો જોઈએ. વિપ્ર સુદામા એનું તાદશ્ય દષ્ટાન છે. તે સર્વ પ્રકારની ભૌતિક ઇન્દ્રિયો અને સુખભોગો પ્રતિ અનાસક્ત એવા અધિકૃત બ્રાહ્મણ હતા, અને સાથે જ કૃષ્ણ ભગવાનના મહાન ભક્ત હતા કૃષ્ણ ભગવાન સર્વ યજ્ઞ અને પ્રાયશ્ચિત્તના ભોક્તા હોવાથી, વિપ્ર સુદામા જેવા બ્રાહ્મણ પ્રતિ અત્યંત રુચિ ધરાવે છે, અને આપણે કૃષ્ણ ભગવાનના ખરેખરા વર્તન પરથી જોયુ છે કે, તેઓ બ્રાહ્મણને કેવી રીતે હૃદયથી અપનાવે છે એટલે સુદામા વિપ્ર જેવા બ્રાહ્મણ વૈષ્ણવ બનવુ તે માનવ – પૂર્ણત્વની આદર્શ ભૂમિકા છે.

વિપ્ર સુદામાને સાક્ષાત્કાર થયો કે, કૃષ્ણ ભગવાન અજેય હોવા છતા તેઓ પોતાના ભક્તો દ્વારા મળેલા પરાજયને સ્વીકારવા સમત થાય છે સુદામાને એ વસ્તુ સ્પષ્ટ સમજાઈ કે કૃષ્ણ ભગવાન પોતાના પ્રત્યે કેટલા બધા દયાળુ હતા, અને તેથી તે હમેશા સતત કૃષ્ણનો જ વિચાર કરતાં કરતા ભાવવિભોર બની જતા કૃષ્ણ ભગવાન સાથેના આવા અવિચ્છિન્ન સબધથી તેમના હૃદયમાં જે કાઈ ભૌતિક વાસનામય અધકાર છવાયો હતો તે સંપૂર્ણ રીતે નાશ પામ્યો, અને ઘણા ટૂક સમયમા, જીવનમાં પરિપૂર્ણ ભૂમિકાએ પહોચ્યા હતા બધા જ સત પુરુષોનું જે અતિમ લક્ષ્ય છે, તેવા આધ્યાત્મિક લોકમાં તેઓ સ્થાનાનર કરી ગયા શ્રી શુકદેવ ગોસ્વામીએ કહ્યું છે કે, સર્વ મનુષ્યોમાથી જે કોઈ વિપ્ર સુદામા તથા કૃષ્ણ ભગવાનનો ઇતિહાસ વાચશે કે સાભળશે, તેમને સમજાશે કે કૃષ્ણ ભગવાન સુદામા જેવા બ્રાહ્મણ ભક્તો પ્રત્યે કેટલા બધા સ્નેહાળ અને દયાળુ છે. એટલે જે કોઈ મનુષ્ય આ ઇતિહાસ સાંભળે છે, તે ધીરે ધીરે વિપ્ર સુદામાની જેમ અધિકારી ભક્ત બને છે, અને એ પ્રમાણે કૃષ્ણ ભગવાનના દિવ્ય રાજ્યમા તેનું સ્થાનાંતર થાય છે.



# ૮. કૃષ્ણ ભગવાન અને બલરામ વૃંદાવન-વાસીઓને મળે છે

એક સમયે જ્યારે કૃષ્ણ ભગવાન અને બલરામ પોતાના મહાનગર દ્વારકામાં શાંતિપૂર્વક નિવાસ કરતા હતા, ત્યારે બ્રહ્માના એક દિવસના અંતે અથવા દરેક કલ્પને અંતે ક્વચિત જ જોવામાં આવે એવો સૂર્યગ્રહણનો પ્રસંગ બન્યો. દરેક કલ્પના અંતે સૂર્ય મોટાં વાદળોથી છવાઈ જાય છે, અને મુશળધાર વર્ષા સ્વર્ગલોક સુધીના નીચલી કક્ષામાં રહેલ ગ્રહમંડળની યોજનાઓને ભરી દે છે. ખગોળશાસ્ત્રની ગણતરી અનુસાર આ મહાન ગ્રહણ થવાનું હતું એ વિશે લોકોને માહિતી આપવામાં આવેલી. અને તેથી દરેકે-દરેક સ્ત્રીપુરુષે કુરુક્ષેત્રમાં સમન્તપંચક તરીકે જાણીતા પવિત્ર સ્થાનમા એકઠા થવાનો નિર્ણય કર્યો.

સમંતપંચક તીર્થનો ઉત્સવ ઊજવાય છે. કારણ કે પરશુરામ ભગવાને એકવીસ વખત પૃથ્વીને નક્ષત્રિય કર્યા પછી મહાયજ્ઞો ઊજવેલા પરશુરામ ભગવાને સમંતપંચકના સ્થાન પર પાંચ મહાસરોવરો ખોદ્યાં અને તેમને આ લોહીથી ભરી દીધાં. પરશુરામ ભગવાન, વિષ્ણુ તત્ત્વ છે. ઈશોપનિષદ્‌માં જણાવ્યા પ્રમાણે, કોઈ પણ પાપી પ્રવૃત્તિની વિષ્ણુ તત્ત્વને અસર થતી નથી, પરંતુ પરશુરામ ભગવાન સંપૂર્ણ રીતે શક્તિશાળી અને શુદ્ધ હોવાથી પોતાનું આદર્શ ચરિત્ર દર્શાવવા માટે, તેમણે ક્ષત્રિયોની હત્યારૂપી કહેવાતી પાપમય પ્રવૃત્તિઓનો પશ્ચાત્તાપ કરવા માટે, સમંતપંચક મુકામે મહાયજ્ઞ કર્યો પરશુરામ ભગવાને પોતાના દાખલા ઉપરથી એવું સિદ્ધ કર્યું કે, કેટલીકવાર વધ કરવાની કલા જરૂરી હોવા છતાં સારી નથી. પરશુરામ ભગવાને વિચાર્યું કે પોતે ક્ષત્રિયોના પાપપૂર્ણ વધ માટે ગુનેગાર હતા. એટલે આવા અધમ ગુનાહિન કૃત્યો બદલ આપણે કેટલા બધા ગુનેગાર હોઈએ છીએ. આમ, સમગ્ર વિશ્વમાં સનાતન કાળથી માંડીને જીવહત્યાનો નિષેધ કરાયો છે.

સૂર્યગ્રહણના પ્રસંગનો લાભ લઈને, સર્વ અગ્રગણ્ય વ્યક્તિઓએ, તે પવિત્ર યાત્રા ધામની મુલાકાત લીધી. એમાંની કેટલીક અગ્રગણ્ય વ્યક્તિઓ જે નીચે આ પ્રમાણે જણા-વવામાં આવી છે. અક્રૂર, વસુદેવ અને ઉગ્રસેન હતા, યુવાન પેઢીમાં પ્રદ્યુમ્ન, સાંબ અને યદુવંશના બીજા ઘણા સભ્યો, પોતપોતાનું કર્તવ્યપાલન કરતી વખતે થઈ ગયેલી પાપ-મય પ્રવૃત્તિઓનું પ્રાયશ્ચિત્ત કરવાના દષ્ટિબિંદુથી ત્યાં આવ્યા હતા. યદુવંશના લગભગ બધા જ સભ્યો ત્યાં ગયેલા તેથી પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધ, યાદવોના સરસેનાપતિ કૃતવર્મા તથા સુચંદ્ર શુક તથા સારણ નગરરક્ષા કરવા માટે દ્વારકામાં રહેલા

યદુવંશના સર્વ સભ્યો કુદરતી રીતે ખૂબ જ સુંદર હતા, અને વળી આ પ્રસગે તો તેમણે સુવર્ણના અછોડા તથા પુષ્પહારનું સુયોગ્ય સુશોભન કરેલુ, વળી તેઓ કીમતી વસ્રો ધારણ કરીને પોતપોતાનાં શસ્રોથી સજ્જ થયેલા, તેથી તેમનાં કુદરતી સૌંદર્ય અને વ્યક્તિત્વમાં સોગણો વધારો થયેલો. યદુવંશના સભ્યો દેવતાઓનાં વિમાનો જેવા, દબદબાપૂર્વક સુશોભિત કરેલા, અને મહાસાગરનાં મોજાંની જેમ ઊછળતા મોટા મોટા ઘોડા-ઓથી ખેંચાતા રથોમા કુરુક્ષેત્ર આવ્યા. વળી તેમાંના કેટલાક યાદવો, આકાશમાં ભ્રમણ કરતાં વાદળો જેવા મજબૂત, ગજરાજો પર સવાર થઈને આવ્યા. વિદ્યાધરોના જેવાં લક્ષણો ધરાવતા સુંદર પુરુષો વડે ઊંચકતી સુંદર પાલખીઓમાં બેસાડીને તેમની પત્નીઓને લાવવામાં આવી. સ્વર્ગના દેવતાઓની સભાની જેમ તે સમગ્ર મંડળી શોભની હતી.

કુરુક્ષેત્રમાં આવ્યા પછી, યદુવંશના સભ્યોએ આત્મનિગ્રહ કરી શાસ્રોની આજ્ઞા પ્રમાણે વિધિપૂર્વક સ્નાન કર્યું અને તેમણે પાપમય પ્રવૃત્તિઓના પ્રત્યાઘાતોરૂપી ફળોને નિર્મૂળ કરવા માટે સમગ્ર ગ્રહણકાળ દરમ્યાન ઉપવાસ કર્યો. સર્વ યાદવોએ ગ્રહણના સમય દરમ્યાન શક્ય એટલું દાન કરવાના વૈદિક રિવાજ પ્રમાણે, બ્રાહ્મણોને સેંકડો ગાયોનું દાન કર્યું. એ બધી ગાયો સુંદર વસ્રો તથા અલકારોથી શણગારેલી હની. તેમાંયે ગાયોના પગમાં સુવર્ણની ઘૂઘરીઓવાળી ઝાંઝર અને ગળામાં પુષ્પહાર હતા એ એમનું વિશિષ્ટ લક્ષણ હતું.

સર્વ યાદવોએ પરશુરામ ભગવાને તૈયાર કરાવેલા સરોવરમા ફરીથી સ્નાન કર્યું અને ત્યાર પછીથી કેવળ ઘીમાં તૈયાર કરેલું સ્વાદિષ્ટ ભોજન બ્રાહ્મણોને ધરાઈ ધરાઈને જમાડયા. વૈદિક રિવાજ પ્રમાણે બે પ્રકારના ખોરાક હોય છે એક અપકવાન્ન અને બીજું પક્વાન્ન ગણાય છે. અપક્વાન્નમાં કાચાં શાકભાજી કે રાંધ્યા વિનાનું અનાજ હોતું નથી. પરંતુ તેમાં અન્નને ઉકાળવામાં આવે છે. જ્યારે પક્વાન્ન ઘીમાં બને છે રોટલી, દાળ, ભાત અને સાદાં શાકભાજી ને ફળ અને સલાડની જેમ અપક્વ ખોરાક કહે છે પરંતુ પૂરી, કચોરી, સમોસા, લાડુ વગેરેને પક્વાન્ન કહે છે. યાદવોએ ઉજવેલી ધાર્મિક વિધિ બાહ્ય દષ્ટિએ કર્મીઓ દ્વારા ઊજવાતી ક્રિયાકાંડાત્મક પ્રવૃત્તિઓને મળતી આવતી હતી. જ્યારે કર્મી કંઈક ક્રિયાકાંડાત્મક વિધિ કરે છે ત્યારે, સારી સ્થિતિ, સારી પત્ની

સારું ઘર, સારાં બાળકો અથવા વધુ સંપત્તિ વગેરે, ઈન્દ્રિયોને સુખદાયક વસ્તુઓ પ્રાપ્ત કરવાની તેની મહત્ત્વાકાંક્ષા હોય છે. પરંતુ યાદવોની મહત્ત્વાકાંક્ષા જુદી હતી. તેમની મહત્ત્વાકાંક્ષા કૃષ્ણની ભક્તિ અને તેમનામાં અચળ શ્રદ્ધા રાખવાની હતી. યદુવંશના સર્વ સભ્યો મહાન ભક્ત હતા. આથી સંચિત કરેલાં પવિત્ર કર્મોનાં ઘણા જન્મો પછી, તેમને કૃષ્ણ ભગવાન સાથે સંસર્ગ રાખવાની તક આપવામાં આવી હતી. કુરુક્ષેત્રના યાત્રાધામમાં તેમણે જઈને કરેલું સ્નાન અથવા સૂર્યગ્રહણ દરમ્યાન નિયામક સિદ્ધાંતોનું પાલન, અથવા બ્રાહ્મણોને જમાડવા – તેમની આ સર્વ પ્રવૃત્તિઓમા તેઓ કેવળ કૃષ્ણભક્તિનો વિચાર કરતા. તેમનો આદર્શ પૂજનીય પ્રભુ કૃષ્ણ હતા, એ સિવાય બીજું કોઈ નહીં.

બ્રાહ્મણોને જમાડયા પછી, યજમાનમાં રિવાજ છે કે, તેઓ તેમની રજા લઈ પ્રસાદ સ્વીકારે છે. આમ બ્રાહ્મણોની રજાથી યદુવંશના સર્વ સભ્યોએ બપોરનું ભોજન લીધું. ત્યાર પછીથી મોટાં મોટાં ઘટાદાર વૃક્ષો નીચે વિશ્રામ કરવા માટે તેમણે જગાઓ પસંદ કરી, અને પૂરતો આરામ લીધા પછી, તેમનાં સગાંવહાલાં, મિત્રો તથા ઘણા ખંડિયા રાજાઓ તેમ જ સત્તાધીશો જેવા મુલાકાતીઓને મળવાની તૈયારી કરી. એમાં મત્સ્ય દેશ, ઉશીનર દેશ, કોશલ દેશ, વિદર્ભ દેશ, કુરુ દેશ, શૃંજય દેશ, કાંબોજ દેશ, કેકયદેશ, અને બીજાં ઘણાં રાષ્ટ્રો તથા રાજ્યોના સત્તાધીશો હતા. કેટલાક સત્તાધીશો વિરોધી પક્ષના અને કેટલાક મિત્રો હતા. પરંતુ સર્વ કરતાં વધારે તો વૃંદાવનના મુલાકાતીઓ સૌથી વધારે અગ્રગણ્ય હતા. નંદ મહારાજની રાહબરી નીચે વૃંદાવનવાસીઓ કૃષ્ણ અને બલરામના વિયોગમાં ખૂબ જ ચિંતાતુર હતા. સૂર્યગ્રહણનો લાભ લઈ તેઓ સર્વે તેમના શ્વાસ અને પ્રાણસમા કૃષ્ણ અને બલરામને મળવા આવેલા.

વૃંદાવનવાસીઓ, યાદવોના શુભેચ્છકો, તથા ગાઢ મિત્રો હતા. ઘણા લાંબા વિયોગ પછી, બંને પક્ષો વચ્ચે આ હૃદયસ્પર્શી મિલન થયું. યાદવો અને વૃંદાવનવાસીઓને એક-બીજાને મળવાથી અને વાતચીત કરવાથી એટલો બધો હર્ષ થયો કે ત્યાં એક અભૂતપૂર્વ દૃશ્ય સરજાયું. દીર્ઘ વિયોગ પછી મિલન થવાથી તેઓ સર્વે હર્ષથી ઉલ્લસિત બન્યા. તેમનાં હૃદય ધબકવા લાગ્યાં. અને તેમનાં વદન નવવિકસિત કમળપુષ્પોની જેમ શોભવા લાગ્યાં. તેમની આંખોમાંથી હર્ષાશ્રુનાં બિંદુઓ પડતાં હતાં અને તેમનાં શરીરે રોમાંચ થયો, અને એમનાં અત્યંત દિવ્યોલ્લાસને લીધે તેઓ થોડી વાર તો અવાક્ બની ગયા. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ સુખસાગરમાં ડૂબવા લાગ્યા.

જ્યારે પુરુષોનું મિલન એ રીતે થતુ હતુ ત્યારે, સ્ત્રીઓ પણ એકબીજાને એ જ રીતે મળતી હતી. તેઓ એકબીજાને ખૂબ જ સખ્યભાવે મૃદુ સ્મિત કરીને અને એક-બીજાને ખૂબ જ હર્ષપૂર્વક નિહાળીને આલિંગન કરતી હતી. જ્યારે તેઓ પોતપોતાના બાહુઓ વડે આલિંગન કરતાં હતાં, ત્યારે તેમના સ્તનયુગલ પર લેપન કરેલા કેસર તથા

કુમકુમ એકબીજાને લાગતાં હતાં અને તેઓ સર્વે સ્વર્ગીય આનંદ ભોગવી રહ્યા હતા. આવા હૃદયસ્પર્શી આલિંગનને લીધે, તેમના ગાલ પરથી અશ્રુધારા વહેવા લાગી. નાનાઓ વડીલોને વંદન કરી રહ્યા હતા. અને વડીલો નાની વ્યક્તિઓ પર પોતાના આશીર્વાદ વરસાવતા હતા. આમ તેઓ એકબીજાનું સ્વાગત કરતા કરતા એકબીજાની સુખાકારી પૂછી રહ્યા હતા પરંતુ છેવટે તેમની સર્વ વાતોમા કેવળ કૃષ્ણનો વિષય ઉપસ્થિત થતો. સર્વ પાડોશીઓ અને સગાંવહાલાં કૃષ્ણ ભગવાનની આ દુનિયામાંની લીલાઓ સાથે સંકળાયેલા હતા, અને આમ કૃષ્ણ તેમની સર્વ પ્રવૃત્તિઓનુ મધ્યબિંદુ હતા તેઓની જે કોઈ પ્રવૃત્તિઓ ઊજવાતી – સામાજિક, રાજકીય, ધાર્મિક અથવા પ્રણાલિકાગત – તે સર્વે દિવ્ય હતી.

માનવજીવનનું સાચુ ઊર્ધ્વીકરણ જ્ઞાન અને ત્યાગ પર અવલંબે છે. શ્રીમદ્ ભાગવતમ્‌ના પ્રથમ સ્કંધમા જણાવ્યા પ્રમાણે કૃષ્ણની કરેલી ભક્તિમય સેવા સ્વાભાવિક રીતે પૂર્ણ જ્ઞાન અને ત્યાગ ઉત્પન્ન કરે છે. યદુવંશનાં કુટુંબીજનો અને વૃંદાવનના ગોવાળિયાઓનું મન કૃષ્ણમાં સ્થિર થયેલું હતું. સર્વ જ્ઞાનનો સાર એ છે, તન અને મન કૃષ્ણમાં સ્થિર થયેલા હોવાથી, તેઓ સ્વાભાવિક રીતે સર્વ ભૌતિક પ્રવૃત્તિઓમાંથી મુક્ત થયેલા હતા. શ્રીલ રૂપ ગોસ્વામીએ દર્શાવ્યા પ્રમાણે જીવનનો આ તબક્કો યુક્ત-વૈરાગ્ય કહેવાય છે એટલે જ્ઞાન અને ત્યાગનો અર્થ શુષ્ક તત્ત્વચિંતન અથવા પ્રવૃત્તિઓનો ત્યાગ નથી. ઊલટું, મનુષ્યે કૃષ્ણના સંબંધે જ બોલવું અને કાર્ય કરવું ઘટે. કુરુક્ષેત્રના આ મિલનમા કુંતીદેવી અને વસુદેવ, બંને ભાઈબહેન પોતપોતાના પુત્રો અને પુત્રવધૂઓ, પત્નીઓ, બાળકો, બીજાં કુટુંબીજનો દીર્ઘ વિયોગ પછી મળ્યાં.

અંદરોઅંદરની વાતચીત દ્વારા તેઓ સર્વે થોડી વારમાં પોતાના ભૂતકાળનાં દુ:ખો ભૂલી ગયાં. ખાસ કરીને કુંતીદેવીએ પોતાના ભાઈ વસુદેવને આ પ્રમાણે સંબોધન કર્યું, "મારા વહાલા ભાઈ, હું ખૂબ જ દુર્ભાગી છું. કારણ કે મારી એક પણ ઇચ્છા કોઈ દિવસ ફળીભૂત થઈ નથી; નહીં તો સર્વગુણસંપન્ન એવો તમારા જેવો સંત ભાઈ હોવા છતાં હું મારા જીવનની દુ:ખદ પરિસ્થિતિમા મારા દિવસો કેવી રીતે પસાર કરી રહી હતી એ વિશે તમે મને કાંઈ પૂછ્યું જ નહીં. એમ કેવી રીતે બન્યુ?" એમ જણાય છે કે, કુંતીદેવી ધૃતરાષ્ટ્ર અને દુર્યોધનની દુષ્ટ યોજનાઓ મુજબ, તેમને અને તેમના પુત્રોને દેશવટો દેવામાં આવેલો એ દુ:ખદ દિવસોનું સ્મરણ કરી રહ્યાં હતા. તેમણે કહેવાનું ચાલુ રાખ્યુ : "મારા વહાલા બધુ હું સમજુ છુ, કે જ્યારે પ્રારબ્ધ કોઈ મનુષ્યની વિરુદ્ધ જતું હોય ત્યારે, તેનો સૌથી નિકટનો સગોસંબંધી પણ તેને ભૂલી જાય છે. આવા સંજોગોમા મનુષ્યનો પિતા, તેની માતા, અથવા તેના પોતાનાં બાળકો પણ તેને ભૂલી જાય છે. એટલે મારા વહાલા ભાઈ, હું તારા પર આક્ષેપ કરતી નથી

વસુદેવે તેની બહેનને જવાબ આપ્યો : "મારી વહાલી બહેન, દિલગીર ન થતી, મને એ રીતે ઠપકો ના આપ. આપણે હંમેશા એટલું યાદ રાખવું જોઈએ કે આપણે સર્વ પ્રારબ્ધના નિયંત્રણ નીચે કામ કરતા રમકડાં છીએ. દરેક મનુષ્યના ઉપર પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનુ નિયંત્રણ ચાલે છે. કેવળ તેના નિયંત્રણ નીચે જ સર્વ પ્રકારની સકામ પ્રવૃત્તિઓ અને પરિણામજનક પ્રત્યાઘાતો ઉદ્ભવે છે. મારી વહાલી બહેન, તને ખબર છે કે, કંસ રાજાએ અમને ખૂબ જ હેરાન કરેલા અને તેની સતામણીને લીધે, અમે આમતેમ વિખેરાઈ ગયાં હતાં. અમે હંમેશાં સંપૂર્ણ રીતે ચિંતાતુર રહેતા. ફક્ત છેલ્લા દિવસોમાં ઈશ્વરકૃપાથી જ અમે અમારાં પોતાનાં સ્થાનકોમાં પાછાં ફર્યા છીએ."

આ વાર્તાલાપ પછી, વસુદેવ તેમ જ ઉગ્રસેન તેમને મળવા આવેલા રાજાઓને મળ્યા. અને તેઓએ તેમનું ખૂબ સ્વાગત કર્યું. કૃષ્ણ ભગવાનને તે સ્થળે જોઈને સર્વ મુલાકાતીઓને દિવ્યાનંદ થયો, અને તેઓ અત્યંત શાંતિ પામ્યા. તેમાં કેટલાક અગ્રણી મુલાકાતીઓ આ પ્રમાણે હતા : ભીષ્મદેવ, દ્રોણાચાર્ય, ધૃતરાષ્ટ્ર, દુર્યોધન, ગાંધારી અને તેમના પુત્રો. યુધિષ્ઠિર રાજા સાથે તેમનાં પત્ની, પાંડવો અને કુંતાજી, સંજય, વિદુર, કૃપાચાર્ય, કુંતીભોજ, વિરાટ, નગ્નજિત, રાજા પુરુજિત, દ્રુપદ, શલ્ય, ધૃષ્ટકેતુ, કાશીરાજા, દમઘોષ, વિશાલાક્ષ, મિથિલાના રાજા, મદ્ર દેશના રાજા, કેકયના રાજા, યુધામન્યુ સુશર્મા, બાહલિક તથા તેના પુત્રો, અને યુધિષ્ઠિર રાજાને આધીન એવા બીજા ઘણા સત્તાધીશો.

જ્યારે તેમણે કૃષ્ણ ભગવાનનાં, તેમની હજારો રાણીઓ સાથે દર્શન કર્યા, ત્યારે, પૂર્ણ સૌંદર્ય અને દિવ્ય ઐશ્વર્યનાં દર્શન થવાથી સંપૂર્ણ સંતોષ પામ્યા. ત્યાં હાજર રહેલા સર્વેએ વ્યક્તિગત રીતે બલરામ પ્રભુ તથા કૃષ્ણની મુલાકાત લીધી, અને પ્રભુ દ્વારા જેમનુ યોગ્ય રીતે સ્વાગત કરાયું છે એવા તેઓ યદુવંશના સભ્યો, તેમાંયે ખાસ કરીને કૃષ્ણ અને બલરામનાં યશોગાન ગાવા લાગ્યા. ઉગ્રસેન ભોજલોકોના રાજા હોવાથી તે મુખ્ય યાદવ ગણાતા અને તેથી મુલાકાતીઓ તેમને વિશિષ્ટ રીતે સંબોધતા: "રાજાધિરાજ ઉગ્રસેન, ભોજલોકોના રાજા, હકીકતમાં આ દુનિયામાં યાદવ લોકો જ સર્વ રીતે સંપૂર્ણ છે. તમારો યશ દશે દિશાઓમાં વ્યાપ્ત હજો! તમારા પૂર્ણત્વની વિશિષ્ટ પરિસ્થિતિ-એવી છે કે, જે કૃષ્ણ ભગવાનની પ્રાપ્તિ માટે ઘણા ઘણા રહસ્યવાદી યોગીઓએ ઘણાં ઘણાં વર્ષો સુધી કઠોર તપશ્ચર્યા કરીને અને પ્રાયશ્ચિત્તોમાંથી પસાર થવું પડે છે તેવા ભગવાન શ્રીકૃષ્ણનાં તમે હંમેશાં દર્શન કરો છો. તમે સર્વે ક્ષણે ક્ષણે કૃષ્ણ ભગવાનના પ્રત્યક્ષ સંબંધમાં રહો છો.

"સર્વ વૈદિક ઋચાઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણનાં યશોગાન ગાય છે. કૃષ્ણ ભગવાનનાં ચરણકમળને ધોવાને લીધે ગંગાજળ પોતે પવિત્ર ગણાય છે. વૈદિક સાહિત્ય

કેવળ કૃષ્ણ ભગવાનના આદેશો છે. સર્વ વેદોના અધ્યયનનો હેતુ કૃષ્ણજ્ઞાન છે, તેથી, કૃષ્ણના વચન અને તેમનાં લીલાચરિત્રોનો સંદેશ હંમેશાં શુદ્ધ કરે છે. સમય અને સજોગોની અસરને લીધે, આ જગતનું સમગ્ર ઐશ્વર્ય લગભગ સંપૂર્ણ રીતે ખતમ થઈ ચૂક્યું હતું, પરંતુ કૃષ્ણ આ ગ્રહ પર પ્રગટ થયેલા તેથી તેમના ચરણકમળના સ્પર્શથી સર્વ મંગળમય ચિહ્નો વળી પાછાં પ્રગટ થયાં છે. તેમની હાજરીને લીધે, આપણી સર્વ મહત્ત્વાકાંક્ષાઓ અને ભાવનાઓ ધીરે ધીરે પરિપૂર્ણ થાય છે. હે રાજાધિરાજ ભોજરાજ, તમે યદુવંશ સાથે લગ્નસંબંધી અને લોહીના સંબંધે પણ જોડાયેલા છો. પરિણામે, તમે કૃષ્ણ ભગવાન સાથે સતત સંપર્કમાં રહો છો, અને તમને કોઈ પણ સમયે તેમનું દર્શન કરવામાં મુશ્કેલી નડતી નથી. કૃષ્ણ ભગવાન તમારી સાથે ફરે છે, તમારી સાથે વાતચીત કરે છે, તમારી સાથે બેસે છે, તમારી સાથે આરામ કરે છે, અને તમારી સાથે જમવા બેસે છે. યદુઓ નરકના માર્ગે લઈ જનારી દુન્યવી પ્રવૃત્તિઓમા હંમેશાં રોકાયેલા જણાય છે, પરંતુ વિષ્ણુશ્રેણીમા રહેલા સર્વજ્ઞ, સર્વવ્યાપ્ત, સર્વ શક્તિમાન એવા આદિ પુરુષ શ્રીકૃષ્ણ ભગવાનની હાજરીને લીધે, તમે સર્વે હકીકતમાં સર્વ ભૌતિક વાસનાઓમાંથી મુક્ત થયા છો અને મુક્તિ તથા બ્રહ્મજ્યોતિની દિવ્ય સ્થિતિમાં સ્થિર થયા છો."

જ્યારે નંદ મહારાજે સાંભળ્યું કે કૃષ્ણ કુરુક્ષેત્રમાં સૂર્યગ્રહણને લીધે હાજર રહેશે, ત્યારે તેમના નેતૃત્વ નીચે વૃંદાવનવાસીઓએ પણ ત્યાં જવાનો નિર્ણય કર્યો. અને તેથી સર્વ યાદવો ત્યાં ઉપસ્થિત થયા હતા. નંદરાજાએ બળદગાડામાં તેમનો સર્વ જરૂરી માલસામાન ભરીને સર્વ વૃંદાવનવાસીઓને સાથે લઈને પોતાના વહાલા પુત્રો બલરામ પ્રભુ અને કૃષ્ણ ભગવાનને મળવા આવ્યા હતા. જ્યારે વૃંદાવનના ગોવાળિયાઓ કુરુ-ક્ષેત્રમાં આવ્યા ત્યારે, યદુવંશના સર્વ સભ્યો અત્યંત પ્રસન્ન થયા. જે ક્ષણે તેમણે વૃંદાવન-વાસીઓને જોયા કે તરત, તેમનું સ્વાગત કરવા માટે તેઓ ઊભા થયા, અને એમ લાગ્યું કે તેમને પોતાનું નવીન જીવન પ્રાપ્ત થયું. બંને જણા મિલનને માટે અત્યંત વ્યાકુળ હતા અને જ્યારે તેઓ ખરેખર આગળ આવ્યા અને મળ્યા, ત્યારે ખરેખર તેમણે એકબીજાને હૃદયસ્પર્શી આલિંગન કર્યું, અને ઘણા સમય સુધી ભેટી રહ્યા.

વસુદેવે નંદ મહારાજને જોયા કે તરત જ, તે કૂદીને તેમની તરફ દોડી ગયા, અને અત્યંત વહાલપૂર્વક તેમને ભેટયા. વસુદેવ પોતાના ભૂતકાળનું ઈતિહાસનું વર્ણન કરવા લાગ્યા—તેમને કંસ રાજાએ કેવી રીતે કેદ કરેલા, તેમનાં બાળકોની કેવી રીતે હત્યા કરેલી, અને કૃષ્ણનો જન્મ થયા પછી તેઓ નંદ મહારાજ તથા તેમનાં રાણી યશોદાએ કૃષ્ણ તથા બલરામને તેમનાં પોતાનાં બાળકો તરીકે કેવી રીતે ઉછેરેલાં. તે જ પ્રમાણે બલરામ પ્રભુ અને કૃષ્ણ નંદરાજા તથા યશોદા માતાને પણ ભેટયા. અને ત્યાર પછીથી નીચા નમી તેમણે તેમના ચરણકમળમાં વંદન કર્યું નદ અને યશોદા પ્રત્યેના તેમના ગાઢ પ્રેમને લીધે,

કૃષ્ણ ભગવાન અને બલરામનો કંઠ રુંધાઈ ગયો. અને ક્ષણભર તો તેઓ બોલી ન શક્યા. અત્યંત ભાગ્યશાળી એવા નંદરાજ અને યશોદામાતાએ પોતાના પુત્રોને પોતાના ખોળામાં લીધા અને ધરાઈ ધરાઈને તેમને આલિંગન કર્યું. કૃષ્ણ તથા બલરામનો વિયોગ થવાથી, નંદરાજ તથા યશોદા બંને ઘણાં દીર્ઘકાળ સુધી ઊંડી વેદનામાં ડૂબી ગયાં હતાં. હવે, તેમને મળ્યા પછી, અને તેમને આલિંગન કર્યા પછી, તેમની સર્વ યાતનાઓ લુપ્ત થઈ.

આ પછીથી, કૃષ્ણનાં માતા દેવકી, અને બલરામનાં માતાજી રોહિણી, બને યશોદા-માતાને વહાલથી ભેટયાં. તે બોલ્યાં, "વહાલાં યશોદારાણી, તમે અને નંદ મહારાજ અને અમારાં ઘનિષ્ટ મિત્રો છો અને જ્યારે જ્યારે અમને તમારું સ્મરણ થાય છે, ત્યારે ત્યારે તરત જ તમારી મૈત્રીપૂર્ણ પ્રવૃત્તિઓના વિચારે અમે અભિભૂત થઈએ છીએ. અમે તમારા એટલા બધા ઋણી છીએ કે, તમે કરેલા ઉપકારના બદલામા સ્વર્ગના રાજાનું ઐશ્વર્ય તમને પાછું આપીએ, તોપણ તમારા મૈત્રીપૂર્ણ વર્તનનો બદલો પૂરતા પ્રમાણમાં વાળી શકાય તેમ નથી. તમે અમારી પ્રત્યે દર્શાવેલી તમારી સૌજન્યપૂર્ણ વર્તણૂક કોઈ દિવસ ભૂલીશું નહીં. જ્યારે કૃષ્ણ અને બલરામનો જન્મ થયો ત્યારે, તેઓ તેમના સાચા પિતા અને માતાને જોઈ શકે તે પહેલાં તેમને તમારી સંભાળ નીચે મૂકવામાં આવેલા. અને પંખીઓ માળામાં રહેલાં પોતાનાં બચ્ચાંની માવજત કરે એમ, તમે એમને તમારાં પોતાનાં બાળકોની જેમ ઉછેરીને મોટાં કરેલાં. તમે તેમને સુંદર રીતે જમાડીને, ઉછેરીને સ્નેહ રાખ્યો છે, અને તેમના લાભાર્થે ઘણી ઘણી મંગળમય ધાર્મિક વિધિઓ ઊજવી છે.

"હકીકતમાં તેઓ અમારા પુત્રો નથી; તેઓ તમારા છે, નંદ મહારાજ અને તમે, કૃષ્ણ તથા બલરામના સાચાં માતા અને પિતા છો. તેઓ જ્યાં સુધી તમારી સંભાળ નીચે હતા, ત્યાં સુધી તેમને જરાસરખી મુશ્કેલી પડી નથી. તમારા રક્ષણ નીચે તેઓ સર્વ પ્રકારના ભયમાંથી સંપૂર્ણ રીતે મુક્ત હતા. તમે તેમના માટે લીધેલી અત્યંત સ્નેહપૂર્વકની સંભાળ તમારી ઉચ્ચ સ્થિતિને તદ્દન અનુરૂપ છે. અત્યંત ખાનદાન મહાનુભાવો પોતાના પુત્રો અને બીજાના પુત્રો વચ્ચે ભેદબુદ્ધિ રાખતા નથી. અને નંદ મહારાજ તેમ જ તમારા કરતા બીજી કોઈ વધારે ખાનદાન વ્યક્તિ ન હોઈ શકે."

વૃંદાવનની ગોપીઓની બાબતમા વસ્તુ એમ હતી કે તેઓ, પોતાના જીવનની શરૂઆતથી માંડીને જ કૃષ્ણથી વિયોગ કશું જ જાણતી નહીં. કૃષ્ણ તથા બલરામ તેમના શ્વાસ અને પ્રાણ હતા. ગોપીઓને કૃષ્ણ પ્રત્યે એટલો બધો પ્રેમ હતો કે આંખની પાંપણ દૃષ્ટિમાં અવરોધ કરે એવો પલકભરનો વિયોગ પણ તે સહન કરી શકતી નહીં શરીરના સર્જનહાર બ્રહ્માને તેઓ ઠપકો આપતી, કારણ કે એણે આંખની પાંપણોને મૂર્ખામીથી ઉઘાડવાસ કરતી બનાવીને એટલી પલક પૂરતો કૃષ્ણદર્શનમાં અવરોધ કરેલો.

તેઓ ઘણાં વરસો સુધી કૃષ્ણથી જુદી રહેલી, તેથી જ્યારે ગોપીઓ નંદ મહારાજ અને યશોદામાતા સાથે આવી, ત્યારે કૃષ્ણદર્શનથી તેમને તીવ્ર દિવ્યાનદ થયો. ગોપીઓ ફરીથી કૃષ્ણનાં દર્શન માટે એટલી બધી આતુર હતી, કે એની કોઈ કલ્પના કરી શકે તેમ નથી કૃષ્ણ તેમને દષ્ટિગોચર થયા કે તરત જ, તેમણે પ્રભુને પોતાની આંખો દ્વારા હૃદયમાં ઉતાર્યા, અને તેમને અંતરમાં સંપૂર્ણ રીતે ધરાઈ ધરાઈને આલિંગન કર્યું. તેઓ કૃષ્ણને કેવળ મનોમય આલિંગન કરી રહી હતી, પરંતુ તે દિવ્યાનંદને લીધે એટલી બધી હર્ષોલ્લાસિત બની, કે થોડા સમય માટે તો તે પોતાની જાતને સદતર ભૂલી ગઈ. કેવળ મનોમય રીતે કૃષ્ણને આલિંગન કરીને તે બધી જે દિવ્ય સમાધિમાં આવી ગઈ, એ સ્થિતિ પૂર્ણ પુરુષોત્તમનુ અહર્નિશ ધ્યાન ધરતા, મોટા મોટા યોગીઓ માટે પણ પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. કૃષ્ણ સમજી શકયા, કે ગોપીઓ તેમનાં મનમા તેમને આલિંગન કરીને ઉલ્લાસિત બનતી હતી અને તેથી, તેઓ દરેક મનુષ્યના હૃદયમા વિદ્યમાન હોવા છતા, તેમણે પણ પોતાના અાતરમાંથી આલિંગનનું આદાનપ્રદાન કર્યું

કૃષ્ણ, યશોદામાતા અને તેમની બીજી માતાઓ, દેવકી તથા રોહિણી સાથે બેઠેલાં હતાં, પરંતુ જ્યારે માતાઓ વાર્તાલાપમાં ગૂથાઈ, ત્યારે ભગવાન એ તકનો લાભ લઈ, ગોપીઓને મળવા માટે એકાંત જગ્યાએ ગયા, ગોપીઓ પાસે ગયા કે તરત જ, ભગવાન હસવા લાગ્યા, અને તેમને આલિંગન કર્યા પછી, અને તેમને ક્ષેમકુશળ પૂછીને, આ પ્રમાણે કહીને તેમને હિંમત આપવા લાગ્યા, "મારી વહાલી સખીઓ, તમે જાણો છો કે, બલરામ પ્રભુ અને મેં જાતે ફક્ત અમારાં સગાંવહાલાં અને કુટબીજનોને પ્રસન્ન કરવા માટે જ વૃંદાવન ત્યજ્યુ હતું અમે અમારા દુશ્મનો સાથે યુદ્ધમાં રોકાયેલા હતા તેથી જ અમારી પ્રત્યે ગાઢ પ્રેમ અને લાગણી રાખતા તમને ભૂલી જવાની ફરજ પડેલી. હું સમજી શકું છું કે મારા એ કાર્યને લીધે હું તમારી પ્રત્યે કૃતઘ્ન બન્યો છુ, છતા તમે મને વફાદાર છો. અમે તમને પાછળ મૂકીને જતા રહેલા છતા તમે અમારા વિશે વિચાર કરતાં હતાં કે નહીં તે વિશે હું પૂછી શકું છું? મારી વહાલી ગોપીઓ, શું તમને, હુ તમારી પ્રત્યે કૃતઘ્ની નિવડયો, એ વિચારે હવે મારુ સ્મરણ કરવું ગમતુ નથી? તમારી સાથેના મારા ગેરવર્તનને શુ ગંભીર ગણો છો?

આખરે તમારે એ જાણવું જોઈએ કે નિયના, તેની ઇચ્છા પ્રમાણે કાર્ય કરે છે, એટલે આપણો વિયોગ, પ્રારબ્ધથી નિર્માયેલો હતો તે વિવિધ મનુષ્યોને પોતાની ઇચ્છા પ્રમાણે એકબીજાના સસર્ગમા લાવે છે, અને ફરીથી તેમને છૂટા પાડે છે. કેટલીક વાર આપણે જોઈએ છીએ કે વાદળ અને વા-વટોળ થાય ત્યારે સૂક્ષ્મ રજના અણુઓ અને રૂના પૂમડા એકબીજામાં ભળી જાય છે, અને વંટોળિયો શમી જતા પછીરજનાં સર્વે અણુઓ તથા રૂ છૂટા પડીને વિવિધ જગાએ વિખરાઈ જાય છે. તે જ પ્રમાણે પરમેશ્વર દરેક

વસ્તુનો સર્જનહાર છે. વિવિધ સ્વરૂપે દેખાતી વસ્તુઓ તેમની શક્તિઓ છે. તેમની સર્વોચ્ચ ઇચ્છાથી કેટલીક વાર આપણે એકઠાં મળીએ છીએ અને કેટલીક વાર જુદાં પડીએ છીએ. એટલે આપણે એવા નિર્ણય પર આવી શકીએ કે આખરે તો આપણે સંપૂર્ણ રીતે તેમની ઇચ્છાને આધીન છીએ.

સદ્ભાગ્યે, તમને મારામાં ગાઢ સ્નેહ જાગ્યો છે. મારી સાથે સહચારની દિવ્ય ભૂમિકા પ્રાપ્ત કરવાનો એ એક જ માર્ગ છે. જે કોઈ જીવાત્માને મારામાં આવો અવિશુદ્ધ ભક્તિમય સ્નેહ જાગે છે, એ ચોક્કસ રીતે આખરે ઘેરે ભગવાન પાસે પાછો જાય છે. અર્થાત્ મારી પ્રત્યે શુદ્ધ ભક્તિમય સેવા અને સ્નેહ એ સર્વોચ્ચ મુક્તિના કારણ છે.

"મારી વહાલી ગોપી સખીઓ, તમારે મારી પાસેથી એટલું જાણવું જોઈએ, કે દરેક જગાએ કેવળ મારી શક્તિ કામ કર્યા કરે છે. દા. ત. એક માટીનો ઘડો જુઓ. એમાં પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ અને આકાશના સંયોજન વિના બીજું કશું જ નથી. તેના પ્રારંભ પહેલાં અને તેની વિદ્યમાન અવસ્થામાં અને તેના નાશ પછી, તેનું ભૌતિક સંયોજન એનું એ જ રહે છે. જ્યારે સર્જન થાય છે, ત્યારે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ વડે માટીનો ઘડો બનાવાય છે; જ્યારે ઘડો વિદ્યમાન હોય છે ત્યારે, તેનું સંયોજન એ જ હોય છે, અને જ્યારે તે ભાંગી જઈને નાશ પામે છે, ત્યારે તેનાં વિવિધ તત્ત્વો ભૌતિકશક્તિના વિવિધ ભાગો તરીકે જળવાય છે. તે જ પ્રમાણે, આ પ્રગટ વિશ્વની ઉત્પત્તિ, તેનું વિદ્યમાનપણુ અને તેના પ્રલય પછી રહેલી દરેકેદરેક વસ્તુ મારી શક્તિનું કેવળ વિવિધ સ્વરૂપ છે. અને મારાથી શક્તિ ભિન્ન નથી. એટલે એવો નિર્ણય તારવવાનો કે હું દરેક વસ્તુમાં રહ્યો હોઉં છું.

"એ જ રીતે, જીવાત્માનું શરીર પાંચ તત્ત્વોના સંયોજન સિવાય બીજું કાંઈ નથી. અને ભૌતિક સ્થિતિમાં રહેલો જીવાત્મા પણ મારો સનાતન અંશ છે. જીવાત્માના પોતાના સર્વોચ્ચ ભોક્તા તરીકેના મિથ્યા ખ્યાલને લીધે ભૌતિક સ્થિતિના બંધનમાં મુકાયો છે. જીવાત્માનો જૂઠો અહંકાર ભૌતિક વિશ્વની કેદનું કારણ છે. હું, સર્વોચ્ચ પરમ સત્ય હોવાથી જીવાત્મા અને તેના ભૌતિક દેહથી નિરાળો દિવ્ય છું. ભૌતિક અને આધ્યાત્મિક બંને શક્તિઓ મારા સર્વોચ્ચ નિયંત્રણ નીચે કામ કરે છે. મારી વહાલી ગોપીઓ! હું તમને વિનંતી કરું છું કે આ રીતે વ્યગ્ર બનવાને બદલે તમે દરેક વસ્તુને તાત્ત્વિક દૃષ્ટિ અપનાવીને સ્વીકારો. પછી જ તમે સમજશો કે તમે હમેશાં મારામાં રહેલાં છો અને આપણા એકબીજાના વિયોગને માટે વિલાપનું કોઈ કારણ નથી."

ગોપીઓને કૃષ્ણ ભગવાને આપેલી આ અગત્યની સૂચનાનો ઉપયોગ કૃષ્ણ ભાવનામાં રહેલા સર્વ ભક્તોએ કરવો ઘટે. સમગ્ર તત્ત્વજ્ઞાન એકસાથે એકતા અને

વૈવિધ્યના પાયા પર અકળ રીતે રચાયું છે. ભગવદ્‌ગીતામાં ભગવાન કહે છે કે તેઓ પોતાના નિર્વિશેષસ્વરૂપે દરેક જગ્યાએ હાજર છે. દરેક વસ્તુ ભગવાનમા રહેલી છે. પરંતુ તેઓ દરેક જગ્યાએ વ્યક્તિગત રીતે હાજર નથી. પ્રગટ વિશ્વ કૃષ્ણશક્તિનું પ્રગટ સ્વરૂપ છે, બીજું કંઈ જ નહીં, અને શક્તિશાળીથી શક્તિ ભિન્ન નથી, એટલે કશું જ કૃષ્ણથી ભિન્ન નથી. જ્યારે આવી પૂર્ણ ભાવના, કૃષ્ણ ભાવના, ગેરહાજર હોય છે ત્યારે, આપણે કૃષ્ણથી છૂટા પડીએ છીએ. પરંતુ સદ્‌ભાગ્યે, જો આપણામાં આ કૃષ્ણભાવના હોય તો આપણે કૃષ્ણથી છૂટાં પડતા નથી. ભક્તિમય સેવાની પ્રક્રિયા એ કૃષ્ણભાવનાનો પુનરુદ્ધાર છે, અને જો ભક્ત ભૌતિક શક્તિને સમજવા જેટલો ભાગ્યશાળી હોય, તો તે કૃષ્ણથી છૂટો પડતો નથી, એટલે ભૌતિક શક્તિ અને તેના ઉપાર્જનને ભગવાનની સેવામાં લગાડી શકે છે. પરંતુ કૃષ્ણભાવનાની ગેરહાજરીમાં, વિસ્મૃત જીવાત્મા પોતે કૃષ્ણનો અવિભાજ્ય અંશ હોવા છતાં, પોતાની જાતને ભૌતિક જગતથી ભૌતિક સ્થિતિમાં ખોટી રીતે મૂકે છે અને, ભૌતિક જંજાળમાં સંડોવાયેલાં એવાં તેને ભૌતિકશક્તિ દ્વારા તેનું ભૌતિક અસ્તિત્વ ચાલુ રાખવાની ફરજ પડે છે. આ વસ્તુને ભગવદ્‌ગીતામાં પણ સ્વીકૃતિ મળેલી છે. જીવાત્માને ભૌતિક શરીર દ્વારા કામ કરવાની ફરજ પડે છે, છતાં તે એવો મિથ્યા વિચાર કરે છે કે, તે સર્વ પ્રકારે કર્તાહર્તા અને સર્વોચ્ચ ભોક્તા છે.

જો ભક્ત સંપૂર્ણ રીતે જાણે કે અર્ચાવિગ્રહ અથવા મંદિરમાં રહેલી કૃષ્ણ ભગવાનની મૂર્તિ એ બરાબર પોતે જ એટલે સચ્ચિદાનંદ વિગ્રહ કૃષ્ણ સ્વયં છે, તો મંદિરમાં તેના દ્વારા થતી દેવસેવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની પ્રત્યક્ષ સેવા છે. તે જ પ્રમાણે સ્વયં મંદિર અને મંદિરની સાધન-સામગ્રીઓ પ્રભુને ધરાવેલુ અન્ન એ કંઈ પણ કૃષ્ણથી જુદું નથી. આચાર્યોએ નિર્ધારિત કરેલા નીતિનિયમોનું દરેકે પાલન કરવું જ જોઈએ. અને આમ ઉચ્ચકક્ષાના માર્ગદર્શન નીચે, આ ભૌતિક જગતમાં પણ કૃષ્ણ સાક્ષાત્કાર સંપૂર્ણ રીતે શક્ય બને છે

કૃષ્ણે એકસાથે એકત્વ અને અનેકત્વવાળા દર્શાવેલા આ તત્ત્વજ્ઞાનમા ગોપીઓને બોધ આપ્યા પછી, ગોપીઓ હમેશાં કૃષ્ણભાવનામા રહી અને આમ તે સર્વે ભૌતિક વાસનામાંથી મુક્ત બની. જે લોકો ભૌતિક જગતના ભોક્તા તરીકે પોતાની જાતને રજૂ કરે છે એવી જીવાત્માની ભાવના જીવકોશ કહેવાય છે. જીવકોશનો અર્થ મિથ્યા અહંકારનું બધન એવો થાય છે. કેવળ ગોપીઓ નહીં, પરંતુ જે કોઈ મનુષ્ય કૃષ્ણની આવી સૂચનાઓને અનુસરે છે, તે તરત જ જીવકોશ બંધનમાંથી મુક્ત બને છે. સંપૂર્ણ કૃષ્ણભાવનામાં રહેલો મનુષ્ય હમેશાં મિથ્યા અહંકારથી મુક્ત રહે છે; તે દરેક વસ્તુને કૃષ્ણની સેવામાં લગાડે છે, અને કોઈ પણ સમયે તે કૃષ્ણથી છૂટો પડતો નથી.

એટલે ગોપીઓએ કૃષ્ણને પ્રાર્થના કરી, વહાલા કૃષ્ણ ! સર્જનહાર બ્રહ્માનું જન્મ-સ્થળ, આદિ કમળપુષ્પ તમારી નાભિમાંથી પ્રગટ થયું છે. કોઈ મનુષ્ય તમારા પદ કે ઐશ્વર્યનું મૂલ્યાંકન કરી શકે તેમ નથી, તેથી કરીને સર્વ યૌગિક શક્તિના નિષ્ણાતો એવા સર્વશ્રેષ્ઠ વિચારશીલ માણસો માટે પણ એ હમેશાં રહસ્યપૂર્ણ રહે છે. પરંતુ ભૌતિક સૃષ્ટિના અંધારા કૂવામાં પડેલો બદ્ધાત્મા ખૂબ જ સહેલાઈથી કૃષ્ણ ભગવાનના ચરણકમળનું શરણું લઈ શકે છે. આમ તેમની મુક્તિ નિશ્ચિત કરવામાં આવી છે." ગોપીઓએ આગળ ચલાવ્યું : "વહાલા કૃષ્ણ, અમે હમેશાં અમારા કૌટુંબિક કામકાજમાં સંકળાયેલાં હોઈએ છીએ. એટલે અમે વિનંતી કરીએ છીએ કે તમે અમારા હૃદયમાં સૂર્યોદયની જેમ રહો, અને એ તમારું મોટામાં મોટું વરદાન હશે."

ગોપીઓ હમેશાં મુક્તાત્મા છે, કારણ કે તેઓ સંપૂર્ણ રીતે કૃષ્ણભાવનામાં રહે છે. તેઓ કેવળ વૃન્દાવનમાં ઘરને લગતા કામકાજની જંજાળમાં ફસાયેલા હોવાનો દેખાવ કરે છે. દીર્ઘ વિરહ થયો હોવા છતાં, વૃન્દાવનવાસી ગોપીઓને કૃષ્ણની સાથે તેમની રાજધાની દ્વારકા જવાના વિચારમા રસ ન હતો. તેઓ વૃન્દાવનની પ્રવૃત્તિમાં રહેવા માગતી હતી. અને આમ પોતાના જીવનને પગલે પગલે કૃષ્ણની હાજરીની અનુભૂતિ ઇચ્છતી હતી. તેમણે તરત જ કૃષ્ણને વૃન્દાવન પાછા આવવાનું આમંત્રણ આપ્યું. ગોપીઓની આવી દિવ્ય લાગણીમય અવસ્થા, ચૈતન્ય મહાપ્રભુના ઉપદેશનો પાયાનો સિદ્ધાંત છે. શ્રી ચૈતન્ય મહાપ્રભુજીએ ઊજવેલો રથયાત્રાનો ઉત્સવ, એ કૃષ્ણને વૃન્દાવન પાછા લઈ જવાની લાગણીપ્રધાન પ્રક્રિયા છે. શ્રીમતી રાધારાણીએ દ્વારકાના રાજકીય ઐશ્વર્યથી ભરપૂર વાતાવરણમાં, કૃષ્ણ સાથે આનંદ ભોગવવાની ના પાડેલી, પરંતુ વૃન્દાવનના મૌલિક વાતાવરણમાં તેમની સાથે સંબંધ ભોગવવાની ઇચ્છા કરેલી કૃષ્ણ ભગવાન ગોપીઓ પ્રત્યે ખૂબ જ પ્રેમાળ હોવાને લીધે, કોઈ દિવસ વૃન્દાવન છોડીને દૂર જતા નથી, વળી ગોપીઓ તથા બીજા વૃન્દાવનવાસીઓ સંપૂર્ણ રીતે કૃષ્ણ ભાવનામાં સંતુષ્ટ રહે છે.



# ૮૨ દ્રૌપદી કૃષ્ણની રાણીઓને મળે છે

ઘણા મુલાકાતીઓ કૃષ્ણદર્શન માટે આવેલા. અને એમાં યુધિષ્ઠિર રાજાની રાહબરી નીચે પાંડવો પણ હતા. ગોપીઓ સાથે વાતચીત કર્યા પછી, અને તેમને સૌથી વધારે આશીર્વાદ આપ્યા પછી, કૃષ્ણ ભગવાન યુધિષ્ઠિર રાજા અને તેમના દર્શને આવેલાં બીજાં સગાસબંધીઓનું સ્વાગત કરવા લાગ્યા. સર્વ પ્રથમ તેમણે તેમની પાસેથી જાણવા માગ્યું કે તેમની સ્થિતિ મગળમય હતી કે કેમ? હકીકતમા, જે કોઈ મનુષ્ય કૃષ્ણ ભગવાનના ચરણકમળનું દર્શન કરે છે, એના માટે દુર્ભાગ્યનો કોઈ પ્રશ્ન જ ઉદ્‌ભવનો નથી, પરંતુ જ્યારે કૃષ્ણ ભગવાને ઔપચારિક રીતે યુધિષ્ઠિર રાજા પાસેથી તેમની સુખાકારી વિશે જાણવા માંગ્યું, ત્યારે રાજાને આવા સ્વાગતથી અત્યંત ખુશી થઈ. અને ભગવાનને આ પ્રમાણે સંબોધન કરવા લાગ્યા. "મારા વહાલા પ્રભુ કૃષ્ણ ભગવાન' સંપૂર્ણ કૃષ્ણ ભાવનામાં રહેલી મહાન વ્યક્તિઓ અને ભક્તો હમેશા તમારા ચરણકમળનો વિચાર કરે છે અને દિવ્ય રસામૃતનુ પાન કરીને સપૂર્ણ રીતે સંતુષ્ટ રહે છે. તેમણે સતત પાન કરેલુ અમૃત કેટલીકવાર તમારી દિવ્ય પ્રવૃત્તિઓના વર્ણનરૂપે બહાર આવીને બીજાઓ પર એનો અભિષેક થાય છે ભક્તના મુખમાંથી નીસરી રહેલુ અમૃત એટલુ બધુ શક્તિશાળી હોય છે કે જો કોઈ મનુષ્યને તેનું જ્ઞાન કરવાની યોગ્ય તક આપે તો તે તરત જ જન્મ અને મરણના સતત પ્રવાસમાંથી મુક્ત બને છે. તમારા વ્યક્તિત્વની અમારી વિસ્મૃતિને લીધે, અમારું ભૌતિક જગત ઉદ્‌ભવે છે. પરંતુ દુર્ભાગ્યે, [illegible] મનુષ્યને તમારા યશનુ શ્રવણ કરવાનો વિશિષ્ટાધિકાર આપે, તો તરત જ વિસ્મૃતિનો અંધકાર નાશ પામે છે, એટલે મારા વહાલા પ્રભુ' જે મનુષ્ય તમારી [illegible] પ્રવૃત્તિઓનું શ્રવણ કરવામાં સતત રોકાયેલો રહે, તો તેના દુર્ભાગ્યની [illegible] હોઈ શકે?

"અમે સંપૂર્ણ રીતે તમારે શરણે આવ્યા છીએ અને તમારા ચરણકમળ સિવાય, અમારે બીજું શરણું નથી. તેથી અમને હમેશાં અમારા સૌભાગ્ય વિશે આત્મવિશ્વાસ છે. મારા વહાલા પ્રભુ, તમે અમર્યાદિત જ્ઞાન અને દિવ્ય સુખના સાગર છો. માનસિક રીતે ઉદ્‌ભવેલી પ્રવૃત્તિનું પરિણામ ભૌતિક જીવનના ત્રણ પ્રકારના અલ્પજીવી તબક્કાઓમાં વિદ્યમાન છે—જાગૃતિ, તંદ્રા અને ગાઢ નિદ્રામાં — પરંતુ આ પરિસ્થિતિ કૃષ્ણ ભાવનામાં રહી શકતી નથી. આવા સર્વ પ્રત્યાઘાતો કૃષ્ણ ભાવનાની તાલીમ દ્વારા નિષ્ફળ નીવડે છે. તમે સર્વ મુક્ત મનુષ્યોનું અંતિમ લક્ષ્ય છો. કેવળ તમારી સ્વતંત્ર ઇચ્છાથી તમારી પોતાની અંતરંગ શક્તિ, યોગમાયા દ્વારા તમે આ પૃથ્વી પર અવતર્યા છો અને જીવનના વૈદિક સિદ્ધાંતોની પુનઃપ્રતિષ્ઠા માટે તમે કેવળ સાધારણ મનુષ્ય તરીકે પ્રગટ થયા છો. તમે સર્વોચ્ચ મનુષ્ય હોવાથી, મનુષ્ય સંપૂર્ણ રીતે તમારે શરણે આવ્યો છે તેના માટે કોઈ પ્રકારનું દુર્ભાગ્ય હોઈ ન શકે."

જ્યારે કૃષ્ણ ભગવાન વિવિધ પ્રકારના મુલાકાતીઓ સાથે મળવામાં રોકાયેલા હતા, અને જ્યારે તેઓ ભગવાનની પ્રાર્થનાઓ કરી રહ્યા હતા ત્યારે, કુરુ તથા યદુવંશની સ્ત્રીઓએ એકબીજાને મળવાની અને કૃષ્ણ ભગવાનનાં દિવ્ય લીલાચરિત્રો વિશે વાતો કરવાની તક ઝડપી. સર્વ પ્રથમ દ્રૌપદીએ - કૃષ્ણ ભગવાનની પત્નીઓ પાસેથી જાણવા માગ્યું, અને તેમને સંબોધન કર્યું: "મારી વહાલી રુકિમણી, ભદ્રા, જાંબવતી, સત્યા, સત્યભામા, કાલિન્દી, શૈબ્યા, લક્ષ્મણા, રોહિણી તથા કૃષ્ણ ભગવાનની બીજી પત્નીઓ કૃપા કરીને અમને જણાવો કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ ભગવાને, તેમની પત્નીઓ તરીકે તમારો સ્વીકાર કરીને, સાધારણ મનુષ્યની જેમ લગ્નવિધિ પ્રમાણે કેવી રીતે લગ્ન કર્યાં?"

આ પ્રશ્નનો પટરાણી રુકિમણીદેવીએ જવાબ આપ્યો, "મારી વહાલી દ્રૌપદી, એ વ્યાવહારિક રીતે નિર્ણિત થયેલી ઘટના હતી કે, જરાસંધ જેવા રાજકુમારો અને બીજા મારું લગ્ન શિશુપાળ રાજા સાથે કરાવવા માગતા હતા. અને હમેશની જેમ, લગ્નસમારંભ દરમ્યાન હાજર રહેલા સર્વ રાજાઓ જે કોઈ પ્રતિસ્પર્ધી લગ્ન અટકાવવાની હિંમત કરે તેની સામે તેઓ બખ્તર અને શસ્ત્રથી સજ્જ થઈ ઊભા હતા, પરંતુ જેમ સિંહ ટોળામાંથી શિયાળને ઉપાડી જાય, એમ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે મારું હરણ કર્યું, પરંતુ કૃષ્ણ ભગવાન માટે આ અત્યંત આશ્ચર્યજનક કાર્ય ન હતું. કારણ કે જે કોઈ મનુષ્ય આ દુનિયામાં સૌથી મોટો વીર કે રાજા હોવાનો દાવો કરે, તે ભગવાનના ચરણકમળની સમક્ષ નીચી કક્ષાનો છે. સર્વ રાજાઓ પોતાનો મુગુટ કૃષ્ણના ચરણકમળમાં લગાડે છે. મારી વહાલી દ્રૌપદી, મારી એવી શાશ્વત-ઇચ્છા છે કે, સર્વ સુખ અને સૌન્દર્યના સરોવર એવા કૃષ્ણ ભગવાનની સેવામાં હું જન્મોજન્મ જોડાયેલી રહું. આ મારા જીવનની એકમાત્ર ઇચ્છા અને મહત્ત્વાકાંક્ષા છે."

ત્યાર પછી, સત્યભામા બોલવા લાગ્યાં, તેમણે કહ્યું, "મારી વહાલી દ્રૌપદી! મારા પિતાશ્રીને તેમના ભાઈ, પ્રસેનના મરણથી અત્યંત આઘાત લાગેલો અને તેમણે કૃષ્ણ ભગવાન પર પોતાના ભાઈને મારી નાખ્યાનો અને સ્યમંતક મણિ ચોરી જવાનો આરોપ મૂકેલો. હકીકતમાં જાંબવાને એ લઈ લીધેલો. કૃષ્ણ ભગવાન, પોતાના શુદ્ધ ચરિત્રની પ્રતિષ્ઠા કરવા, જાંબવાન સાથે લડયા. અને સ્યમંતક મણિ તેની પાસેથી મુક્ત કરીને, પાછળથી મારા પિતાશ્રીને સોંપવામા આવેલો. મારા પિતાશ્રી, તેમના ભાઈના મરણ બદલ કૃષ્ણ ભગવાન સામે કરેલા આક્ષેપોને લીધે અત્યત લજ્જિત થયા. સ્યમંતક મણિ પાછો મેળવીને તેમને પોતાની ભૂલ સુધારવી વધુ ડહાપણભરી લાગી. તેથી તેમણે બીજાઓને લગ્નમાં મારો હાથ આપવાનુ વચન આપેલું, છતાં તેમણે કૃષ્ણના ચરણકમળમાં રત્ન અને મારી જાત સ્વાધીન કર્યાં, અને આ પ્રમાણે મારો તેમની સેવિકા અને પત્ની તરીકે સ્વીકાર કરાયો.

આ પછી જાંબવતીએ દ્રૌપદીના પ્રશ્નનો જવાબ આપ્યો. તે બોલી, "મારી વહાલી દ્રૌપદી! જ્યારે કૃષ્ણ ભગવાને ઋક્ષોના રાજા મારા પિતા જાંબવાન પર હુમલો કર્યો ત્યારે મારા પિતાને ખબર ન પડી કે કૃષ્ણ ભગવાન, સીતા-પતિ રામચંદ્ર ભગવાન, અને તેમના પૂર્વના સ્વામી હતા. કૃષ્ણ ભગવાનના સ્વરૂપને ન ઓળખી શકવાને લીધે, મારા પિતાએ તેમની સાથે સતત સત્તાવીસ દિવસ સુધી યુદ્ધ કર્યું, ત્યાર પછી તેઓ અત્યંત થાકીને લોથપોથ થઈ ગયા, એટલે તે સમજી શકયા કે ભગવાન રામચંદ્ર સિવાય તેમને કોઈ હરાવી શકે તેમ ન હતું તેથી તેમણે તેમના પ્રતિસ્પર્ધી કૃષ્ણ ભગવાન એ રામચંદ્ર ભગવાન જ હોવા જોઈએ. આમ તેમને સાચો ખ્યાલ આવ્યો અને માત્ર સ્યમંતક મણિ પાછો સુપરત કર્યો એટલું જ નહીં, પરંતુ ભગવાનને સંતુષ્ટ કરવા માટે, તેમણે ભગવાનની પત્ની તરીકે પરણાવવા માટે મને અર્પણ કરી. આ રીતે ભગવાન સાથે મારું લગ્ન થયું અને આમ જન્મોજન્મ કૃષ્ણની દાસી તરીકે જીવન જીવવાની મારી ઇચ્છા પરિપૂર્ણ થઈ

ત્યાર પછી કાલિન્દી બોલી, "મારી વહાલી દ્રૌપદી! કૃષ્ણ ભગવાન મારા પતિ થાય એટલા માટે મેં ખૂબ જ તપશ્ચર્યા અને વ્રતો કરેલાં. જ્યારે કૃષ્ણ ભગવાનને આ હકીકતનો ખ્યાલ આવ્યો, ત્યારે તેઓ અત્યંત કૃપા કરીને તેમના મિત્ર અર્જુનને સાથે લઈને મારી પાસે આવ્યા અને તેમની પત્ની તરીકે મારો સ્વીકાર કર્યો. ત્યાર પછીથી કૃષ્ણ ભગવાન મને યમુના-કિનારે લઈ ગયા અને ત્યારથી માંડીને મારી નિયુક્તિ કૃષ્ણ ભગવાનના ઘરમાં સાફસૂફી માટે થયેલી છે. અને પ્રભુ મારી પ્રત્યે તેમની પત્ની તરીકે વર્તે છે"

આ પછી મિત્રવિન્દા બોલી, "મારી વહાલી દ્રૌપદી! મારા સ્વયંવર પ્રસંગે રાજકુમારો

મોટી સંખ્યામાં એકઠા થયેલા. એ સભામાં કૃષ્ણ ભગવાન પણ ઉપસ્થિત હતા. તેમણે ત્યાં ઉપસ્થિત રહેલા સર્વ રાજકુમારોને હરાવી, તેમની દાસી તરીકે મારો સ્વીકાર કર્યો. જે રીતે સિંહ કૂતરાના ટોળામાંથી હરણને ઉઠાવી જાય, બરાબર એ જ રીતે, તરત જ તેઓ મને દ્વારકા લાવેલા. કૃષ્ણ ભગવાન મને દ્વારકા લાવેલા ત્યારે, મારા ભાઈઓ તેમની સાથે યુદ્ધ કરવા માગતા હતા, પણ પછી તેઓ હારી ગયેલા. આમ કૃષ્ણની જન્મોજન્મ દાસી થવાની મારી ઇચ્છા પરિપૂર્ણ થઈ."

આ પછી સત્યાએ દ્રૌપદીને આ રીતે સંબોધન કર્યું, "મારી વહાલી દ્રૌપદી ! મારા પિતાશ્રીએ મારા સ્વયંવર પ્રસંગે સભા ભરેલી અને ભાવિ ઉમેદવારોની શક્તિ તથા પરાક્રમની કસોટી કરવા માટે મારા પિતાએ એવી શરત મૂકેલી કે દરેક જણે, લાંબાં લાંબાં વાંકડિયાં શિંગડાંવાળા, સાત વિકરાળ આખલાઓ સાથે યુદ્ધ કરવું. ઘણા પરાક્રમી આશાસ્પદ ઉમેદવારોએ આખલાઓને હરાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ દુર્ભાગ્યે, તેઓ સર્વે સખત રીતે ઘવાયા, અને તેઓ હારી જઈ, વિકલાંગ શરીરવાળા બની, પોતાને ઘેર પાછા ફર્યા. જ્યારે કૃષ્ણ ભગવાન આવ્યા અને આખલાઓ સાથે લડયા ત્યારે આખલા તેમની પાસે કેવળ રમકડાં જેવા લાગતા હતા. તેમણે આખલાઓને પકડી, તેમનાં દરેકનાં નસકોરાંમાં દોરડાં નાખી નાથી દઈને બાંધ્યા. જેમ બકરીનાં નાનાં નાનાં બચ્ચાં ખૂબ જ સહેલાઈથી બાળકોના કબજામાં આવે તેમ આખલા તેમના કાબૂમાં આવ્યા. મારા પિતાએ અત્યંત પ્રસન્ન થઈ કૃષ્ણ ભગવાન સાથે મોટા દબદબાપૂર્વક મારાં લગ્ન કરાવ્યાં, અને મારા કન્યાદાનમાં સૈનિકો, ઘોડા, રથ અને હાથીઓની ઘણી ટુકડીઓ, અને સાથે સાથે સેંકડો દાસીઓ પણ આપી. આમ કૃષ્ણ ભગવાન મને તેમની રાજધાની દ્વારકામાં લાવ્યા. પાછા વળતાં ઘણા રાજકુમારોએ ફરી હુમલો કર્યો. પરંતુ કૃષ્ણ ભગવાને તે સર્વેને હરાવ્યા. અને આમ એક સેવિકા તરીકે મને તેમના ચરણકમળની સેવા કરવાનો વિશિષ્ટાધિકાર મળ્યો."

આ પછી ભદ્રાએ બોલવાની શરૂઆત કરી, તે બોલી, "મારી વહાલી દ્રૌપદી ! કૃષ્ણ ભગવાન મારા મામાના દીકરા થાય. સદ્‌ભાગ્યે, મને તેમના ચરણકમળની લગની લાગી. જ્યારે મારા પિતાને મારી આ લાગણીઓ સમજાઈ ત્યારે, તેમણે વ્યક્તિગત રીતે, કૃષ્ણ ભગવાન સાથે મારું લગ્ન કરવા અને તેમને કન્યાદાનમાં એક અક્ષૌહિણી સેના, ઘણી દાસીઓ અને બીજી રાજદ્વારી સાધનસામગ્રી અર્પણ કરવાની ગોઠવણ કરી. હું જાણતી નથી કે, હું જન્મોજન્મ કૃષ્ણ ભગવાનનો આશ્રય પ્રાપ્ત કરવાને શક્તિમાન થઈશ કે કેમ, પરંતુ હજી હું પ્રભુને પ્રાર્થના કરું છું કે, મારો જન્મ ભલેને ગમે ત્યાં થાય, પરંતુ મને તેમના ચરણકમળનું વિસ્મરણ ન થાય."

ત્યાર પછીથી લક્ષ્મણા બોલ્યા, "મારી વહાલી રાણી દ્રૌપદી ' મહર્ષિ નારદજીને કૃષ્ણ ભગવનનાં લીલાચરિત્રોને ગાતા મે ઘણી વાર સાંભળ્યા છે જ્યારે મેં નારદજીને એમ કહેતાં સાંભળ્યા કે મહાલક્ષ્મીજી પણ કૃષ્ણ ભગવાનના ચરણકમળ પ્રતિ આકર્ષિયા, ત્યારે હુ પણ ભગવાનનાં ચરણકમળ પ્રતિ આકર્ષાઈ. હુ હમેશાં એમના વિશે વિચાર કર્યા કરું છુ. અને આમ મારુ તેમના પ્રત્યેનુ આકર્ષણ વધતું જાય છે મારી વહાલી રાણી, મારા પિતા' મારા પ્રત્યે અત્યત વત્સલ હતા. જ્યારે તેઓ સમજ્યા કે, હું કૃષ્ણ પ્રત્યે આકર્ષાયેલી હતી, ત્યારે તેમણે એક યોજના ઘડી તેમની યોજના તમારા પિતાશ્રીએ ઘડેલી યોજના જેવી જ હતી, સ્વયંવર દરમ્યાન આશાસ્પદ લગનના ઉમેદવારોએ માછલીની આખમાં તીર મારી વીંધી નાખવાનુ હતું. તમારા અને મારા સ્વયંવર વચ્ચે એવો ભેદ હતો કે તમારી બાબતમા માછલી ખુલ્લી રીને છત પરથી, નજરે જોઈ શકાય એ રીત લટકતી રાખવામાં આવેલી પરંતુ મારી બાબતમા માછલીને કાપડથી ઢાકી દેવામા આવેલી. અને જળ ભરેલા ઘડામાં કાપડના પ્રતિબિંબ પરથી જ એ જોઈ શકાતી. મારા સ્વયંવરનું એ વિશિષ્ટ લક્ષણ હતું."

આ યોજનાના સમાચાર સમગ્ર જગતમાં પ્રસરી વળ્યા. અને જ્યારે રાજકુમારોએ એ વિશે સાંભળ્યું, ત્યારે સર્વ દિશાઓમાથી તેઓ બખ્તરથી સજ્જ થઈ, અને પોતાના લશ્કરી નિષ્ણાતોના માર્ગદર્શન સાથે મારા પિતાશ્રીની રાજધાનીમા આવ્યા તેમાંની દરેક વ્યક્તિ મને જીતી, પોતાની પત્ની બનાવવા માગતી હતી તેથી એક પછી એક માછલીના આખને ભેદવા માટેનું જે તીર અને ધનુષ્ય રાખેલું તે ઉઠાવતા. ઘણા તો ધનુષ્યના બે છેડાની સાથે ધનુષ્યની પણછ પણ ચઢાવી શકતા નહીં, અને માછલીને ભેદવાનો પ્રયત્ન કર્યા સિવાય જ ધનુષ્યને હતું તે સ્થિતિમા જ મૂકી ચાલ્યા જતા. કેટલાકે ખૂબ જ મુશ્કેલીપૂર્વક દોરીને એક છેડેથી બીજા છેડા સુધી ખેંચી, અને બીજા છેડાની દોરી ચડાવવા અસમર્થ રહ્યા તેથી તેઓ એકએક એ કમાન જેવા ધનુષ્યથી નીચે પટકાઈ પડયા. મારી વહાલી રાણી, તમને એ જાણીને આશ્ચર્ય થશે કે, મારા સ્વયંવરની સભામાં ઘણા પ્રખ્યાત રાજાઓ અને વીર પુરુષો આવ્યા હતા. જરાસંધ, અંબષ્ટ શિશુપાલ, ભીમસેન, દુર્યોધન અને કર્ણ જેવા પરાક્રમી વીરો, અલબત્ત, ધનુષ્યની દોરી ચડાવવામા સફળ બનેલા. પરતુ માછલી ઢાકેલી હોવાથી, અને તેઓ પ્રતિબિંબમાથી તેને પકડવામાં અશક્ત હોવાથી તેઓ માછલીને ભેદી ન શક્યા. પાડવોનો સુપ્રસિદ્ધ પરાક્રમી નાયક અર્જુન જળમાથી માછલીનું પ્રતિબિંબ જોવાને શક્તિમાન હતો અત્યંત સાવધાનપણે તે માછલીનું સ્થાન શોધીને તીર મારી શક્યો, પરંતુ તે યોગ્ય સ્થળે માછલીને વીંધી ન શક્યો. તેનું તીર માછલીને વાગ્યું અને બીજા સર્વે રાજકુમારો કરતા તે વધારે સારો પુરવાર થયો.

જે જે રાજકુમારોએ લક્ષ્યને વીંધી નાખવાનો પ્રયત્ન કર્યો, એ સર્વે પોતાના

પ્રયત્નમાં નિષ્ફળ જવાથી હતાશ થયા. અને કેટલાક ઉમેદવારો તો પ્રયત્ન કર્યા સિવાય એ જગાએથી ચાલતા થયા, પરંતુ છેવટે જ્યારે કૃષ્ણ ભગવાને ધનુષ્ય ઉપાડયું, ત્યારે તે નાનું બાળક જેમ રમકડાથી રમે એમ ખૂબ જ સહેલાઈથી ધનુષ્યની પણછ ચડાવવાને શક્તિમાન થયા. તેમણે ધનુષ્ય સજ્જ કર્યું અને જળમાં દેખાતી માછલી સામે એક જ વખત દૃષ્ટિપાત કરી, તેમણે તીર માર્યું. અને આંખ વીંધાયેલું માછલું એકાએક નીચે પડયું. ખગોળશાસ્ત્રની ગણતરી મુજબ મંગળમય અભિન્ન નક્ષત્રમાં, મધ્યાહ્ન સમયે કૃષ્ણ ભગવાનનો વિજય સંપૂર્ણ થયો. તે સમયે સમગ્ર વિશ્વમાં "જય જય!"નો નાદ સંભળાયો, અને સ્વર્ગના દેવતાઓનાં દુંદુભિનો અવાજ આકાશમાંથી સંભળાયો. બધા દેવતાઓ હર્ષાન્વિત બની ગયા, અને પૃથ્વી પર પુષ્પ-વૃષ્ટિ કરવા લાગ્યા.

"તે સમયે હું સ્પર્ધાના ક્ષેત્રમાં પ્રવેશી અને ચાલતાં ચાલતાં મારા પગનાં નૂપુરનો રણકાર અત્યંત મધુર રીતે ગુંજી રહ્યો હતો. મેં નવાં રેશમી વસ્ત્રો સુંદર રીતે ધારણ કરેલાં અને મારા કેશમાં પુષ્પોનો શણગાર કરેલો. વળી કૃષ્ણ ભગવાનના વિજયને લીધે, મારામાં દિવ્યોલ્લાસ છવાયેલો. અને હું અત્યંત પ્રસન્ન બની હસતી હતી. મારા હાથમાં રત્ન-જડિત સુવર્ણનો હાર અવારનવાર ચમકતો હતો. મારા વાંકડિયા વાળથી વિંટળાયેલું મારું મુખ, મારાં વિવિધ કુંડળના પ્રતિબિંબથી તેજસ્વી પ્રકાશમાં ઝળહળી રહ્યું હતું. આંખના પલકારામાં મેં સર્વ પ્રથમ, ઉપસ્થિત રહેલા સર્વ રાજકુમારોને જોયા. અને જ્યારે હું મારા સ્વામી પાસે પહોંચી ત્યારે, મેં તેમના ગળામાં સુવર્ણનો હાર ખૂબ ધીમેથી પહેરાવ્યો. હું તમને ક્યારનીયે જણાવી ચૂકી છું કે શરૂઆતથી જ મારું મન 'કૃષ્ણ ભગવાનમાં આકર્ષાયેલું હતું. અને તેથી પ્રભુને હાર પહેરાવતાં મારો મોટો વિજય થયો હોય એમ મને લાગ્યું. મેં પ્રભુના ગળે મારો હાર આરોપ્યો, ત્યારે મૃદંગ, પટહ, શંખ, નગારાં, ઢોલ અને બીજાં વાદ્યોનો જબરદસ્ત સંયોજિત અવાજ એકાએક સંભળાયો. અને સંગીતની સાથે સાથે નિષ્ણાત નર્તકો તથા નર્તકીઓ નૃત્ય કરવા લાગ્યાં. અને ગાયકો મધુર અવાજે ગાવા લાગ્યા.

મારી વહાલી દ્રૌપદી! જ્યારે મેં કૃષ્ણ ભગવાનનો મારા પૂજ્ય પતિ તરીકે સ્વીકાર કર્યો, અને તેમણે પણ મને પોતાની દાસી તરીકે અપનાવી, ત્યારે હતાશ બનેલા રાજ-કુમારોએ જબરદસ્ત ગર્જનાઓ કરી. તેમની કામનાઓને લીધે તેઓ સર્વે અત્યંત ઉત્તેજિત બનેલા, પરંતુ તેમની દરકાર કર્યા સિવાય મારા પતિએ તેમના ચતુર્ભુજ નારાયણ સ્વરૂપે તરત જ મને ચાર સર્વોત્તમ ઘોડાઓ જોડેલ' રથમાં ઊંચકી લીધી. રાજ-કુમારો તરફથી સામનો થશે, એમ ધારવાથી તેમણે પોતાનુ બખ્તર સજ્યું, અને સારંગ નામનું પોતાનું ધનુષ્ય ઉપાડયું, પરતુ અમારા રથના સુપ્રસિદ્ધ સારથિ, દારુકે એક ક્ષણનો

પણ વિલંબ કર્યા સિવાય સુંદર રથને દ્વારકા નગરી તરફ હંકાર્યો. આમ સર્વ રાજકુમારોની હાજરીમાં, જેમ ટોળાંમાંથી સિંહ હરણને ઉપાડી જાય, એ જ રીતે, અત્યંત ઝડપથી, મારુ હરણ થયું હતું પરંતુ, કેટલાક રાજકુમારો અમને આગળ વધતાં અટકાવવા માગતા હતા. અને આમ યોગ્ય શસ્ત્રોથી સજ્જ થયેલ એવા તેમણે, જેમ કૂતરા સિંહની આગળ વધતી જતી કૂચનો વિરોધ કરવાનો પ્રયત્ન કરે, એમ અમારો સામનો કર્યો. તે વખતે, કૃષ્ણ ભગવાનના સારંગ ધનુષ્યમાંથી છૂટેલાં તીરને લીધે, કેટલાક કુમારોએ ડાબા હાથ, કેટલાકે પોતાનાં પગ, અને કેટલાકે પોતાનાં મસ્તકો અને પ્રાણ ગુમાવ્યા, અને બીજા રણભૂમિમાંથી નાઠા.

ત્યાર પછીથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિશ્વની સર્વોત્તમ સુપ્રસિદ્ધ નગરી એવી રાજધાની દ્વારકામાં પ્રવેશ્યા, અને તેઓ જ્યારે ન... પ્રવેશ્યા ત્યારે ઝળહળતા સૂર્ય જેવા જણાયા. એ પ્રસંગે સમગ્ર દ્વારકાનગરીમાં ભારે પ્રમાણમાં સુશોભનો કરવામાં આવેલાં. સમગ્ર દ્વારકામાં એટલી બધી ધજાઓ, તોરણો અને કમાનો રચવામાં આવેલાં કે સૂર્યનો તડકો પણ પ્રવેશી શકેલો નહીં. મેં તમને ક્યારનુંયે જણાવ્યું છે, કે મારા પિતા મારી પ્રત્યે અત્યંત સ્નેહાળ હતા, અને જ્યારે તેમણે જોયું કે કૃષ્ણ ભગવાનને મારા પતિ તરીકે પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા પરિપૂર્ણ થઈ હતી ત્યારે, ખૂબ જ ઉત્સાહમાં તેઓ પોતાના મિત્રો અને સગાંવહાલાંમાં કીમતી વસ્ત્રાલંકારો, પલંગો, બેસવાના ગાલીચા જેવી વિવિધ પ્રકારની ભેટસોગાદો વહેંચવા લાગ્યા. કૃષ્ણ ભગવાન હંમેશાં સ્વયં સંતુષ્ટ છે. પરંતુ મારા પિતાશ્રીએ સ્વેચ્છાપૂર્વક મારા પતિને કન્યાદાનમાં સંપત્તિ, સૈનિકો, હાથીઓ, રથ, ઘોડા અને ક્વચિત જ જોવા મળે એવાં ઘણાં મૂલ્યવાન શસ્ત્રો અર્પણ કર્યાં. તેમણે આ સર્વે પ્રભુને ખૂબ જ ઉત્સાહપૂર્વક અર્પણ કર્યાં. મારાં વહાલાં રાણી, તે સમયે હું એટલી કલ્પના કરી શકી કે મેં મારા પૂર્વજન્મમાં કેટલાંક આશ્ચર્યજનક પુણ્ય કાર્યો કર્યાં હોવાં જોઈએ, અને પરિણામે હું આ જીવનમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ઘરમાં એમની દાસીઓમાંની એક દાસી બની શકં. છું."

જ્યારે કૃષ્ણ ભગવાનની સર્વ પટરાણીઓએ પોતપોતાના વક્તવ્ય સમાપ્ત કર્યાં ત્યારે બીજી ૧૬,૦૦૦ રાણીઓની પ્રતિનિધિ રોહિણી, કૃષ્ણની પત્નીઓ બનવાના તેમના પ્રસંગો વર્ણવવા લાગી.

"મારી વહાલી રાણી, જ્યારે ભૌમાસુરં સમગ્ર જગત પર વિજય મેળવતો હતો ત્યારે, તેણે જે જે સ્થળે રાજાઓની સુંદર કન્યાઓ હતી, એ સર્વેને એકઠી કરી, તેમને પોતાના રાજમહેલમાં અમારી સાથે કેદમાં નાંખતો. જ્યારે અમારા કેદના સમાચાર કૃષ્ણ ભગવાનને પહોંચ્યા, ત્યારે તે ભૌમાસુર સાથે લડ્યા અને અમને મુક્ત કરી. કૃષ્ણ ભગવાને ભૌમાસુર તથા તેના સર્વ સૈનિકોનો સંહાર કર્યો. ભગવાનને તો એક પણ સ્ત્રીની

જરૂર ન હતી, તેમ છતાં, અમારી વિનંતીથી તેઓ અમને સર્વને સોળે હજારને પરણ્યા. મારી વહાલી રાણી, અમારી એક માત્ર યોગ્યતા એટલી જ હતી કે અમે હંમેશાં કૃષ્ણ ભગવાનના ચરણકમળનો જ વિચાર કર્યા કરતી, કારણ એ એક જ માર્ગ એવો છે, જે મનુષ્યને વારંવાર થતા જન્મમરણના બંધનમાથી મુક્ત કરે છે. મારી વહાલી રાણી દ્રૌપદી, કૃપા કરીને અમારું એટલું કહ્યું માનો કે, અમે રાજપાટ, સામ્રાજ્ય અથવા સ્વર્ગીય ભોગોથી ભરેલા સ્થાન જેવા કોઈ પણ ઐશ્વર્યની પાછળ નથી. હમોને આવું ભૌતિક ઐશ્વર્ય ભોગવવાની ઇચ્છા નથી, અમે યૌગિક પૂર્ણત્વ કે ભગવાન બ્રહ્માજી જેવી ઉચ્ચ ગુણિયલ સ્થિતિ પ્રાપ્ત કરવા માગતાં નથી. સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય અથવા સાયુજ્ય જેવી વિવિધ પ્રકારની મુક્તિઓમાંથી પણ એકે અમે ઇચ્છતાં નથી. અમે આવા કોઈ પણ ઐશ્વર્ય પ્રત્યે કોઈ પણ રીતે આકર્ષાયા નથી. અમારી એક માત્ર મહત્ત્વાકાંક્ષા એટલી જ છે કે જન્મોજન્મ અમારા મસ્તક પર કૃષ્ણ ભગવાનના ચરણકમળ પર ચોંટેલી રજ ધારણ કરીએ. મહાલક્ષ્મી પણ પોતાના સ્તનયુગલ પર લેપન કરેલા સુગધીદાર કેસરની સાથે એ રજ ચડાવી રાખવા માગતાં. અમે પણ કેવળ કૃષ્ણ ભગવાન ગોપ બાળ સ્વરૂપે વૃંદાવનની ધરતી પર પ્રવાસ કરતા હોય ત્યારે તેમના ચરણકમળ નીચે એકત્ર થતી રજ ઇચ્છીએ છીએ. ખાસ કરીને ગોપીઓ તથા ગોવાળિયાઓ સુધ્ધાં અને આદિવાસી પછાત જાતિની સ્રીઓ, હમેશાં વૃંદાવનની શેરીઓમાં ઘાસ અને તણખલાં થવા તેમ જ કૃષ્ણના ચરણકમળ નીચે છુંદાવા ઇચ્છે છે. મારી વહાલી રાણી, આ રીતે અમે બીજી કોઈ ઝંખના રાખ્યા સિવાય, અમે જન્મોજન્મ રહેવા ઇચ્છીએ છીએ"



# ૮૩ વાસુદેવે કરેલી યજ્ઞવિધિ

સૂર્યગ્રહણ દરમિયાન કુરુક્ષેત્રમા કુન્તી, ગાંધારી, દ્રૌપદી, સુભદ્રા અને બીજા ઘણા રાજાઓની રાણીઓ, તેમ જ વૃંદાવનની ગોપીઓ વગેરે મહિલાઓ ઉપસ્થિત હતી. જ્યારે કૃષ્ણ ભગવાનની વિવિધ રાણીઓ, તેમનું લગ્ન કેવી રીતે થયુ, અને કૃષ્ણ ભગવાને તેમની પત્નીઓ તરીકે પોતાનો સ્વીકાર કર્યો તેની રજૂઆત કરતી હતી, ત્યારે કુરુવંશની સર્વ સ્ત્રીઓ આશ્ચર્યચકિત થઈ હતી કૃષ્ણ ભગવાન પ્રત્યે સર્વ રાણીઓને સ્નેહમાં કેવી લગની હતી એ વિચારે તેમના મનમાં પૂરેપૂરી પ્રશંસા જાગી જ્યારે તેમણે કૃષ્ણ પ્રત્યેના રાણીઓના ગાઢ સ્નેહ વિશે સાંભળ્યુ ત્યારે, તેઓ પોતાની આંખોમા ઊભરાતા આંસુઓને રોકી ન શકી

જ્યારે સ્ત્રીઓ અંદરોઅંદર વાર્તાલાપમા રોકાયેલી હતી અને પુરુષો પણ એ જ રીતે વાતચીતમાં ગૂંથાયેલા હતા, ત્યારે કૃષ્ણ ભગવાન તથા બલરામના દર્શનાર્થે સર્વ દિશાઓમાંથી આવેલા લગભગ સર્વ અગ્રગણ્ય ઋષિમુનિઓ અને સાધુસંતો ત્યાં આવી પહોચ્યા આ ઋષિમુનિઓમા—દ્વૈપાયન વ્યાસ, મહર્ષિ નારદ, ચ્યવન, દેવલ, અસિત, વિશ્વામિત્ર, શતાનંદ, ભરદ્વાજ, ગૌતમ, પોતાના શિષ્યો સહિત ભગવાન પરશુરામ, વસિષ્ઠ, ગાલવ, ભૃગુ, પુલસ્ત્ય, કશ્યપ, અત્રિ, માર્કંડેય, બૃહસ્પતિ, દ્વિત, ત્રિત, એકત, બ્રહ્માના ચાર કુમાર પુત્રો સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર, અંગીરા અને અગસ્ત્ય, યાજ્ઞવલ્ક્ય, અને વામદેવ મુખ્ય હતા

જે સમયે ઋષિમુનિઓ અને સાધુસંતો આવી પહોચ્યા ત્યારે યુધિષ્ઠિર મહારાજ સહિત સર્વ રાજાઓ પાંડવો તેમ જ કૃષ્ણ ભગવાન તરત જ પોતાના આસનો ઉપરથી ઊભા થયા, અને વિશ્વવંદ્ય સન્માનિત ઋષિમુનિઓને નીચા નમી વંદન કર્યાં પછીથી, ઋષિમુનિઓનુ યોગ્ય રીતે સન્માન કર્યું તેમ જ આસનો આપવામાં આવ્યાં

અને તેમના ચરણ ધોવા જળ અર્પણ કરાયું. સ્વાદિષ્ટ ફળફળાદિ, પુષ્પહાર, ધૂપ અને ચંદનનો લેપ અર્પણ કર્યાં, અને કૃષ્ણ તથા બલરામ સહિત સર્વ રાજાઓએ વૈદિક વિધિ અને નિયમો પ્રમાણે એ ઋષિમુનિઓનું પૂજન કર્યું. જ્યારે સર્વ ઋષિમુનિઓ શાંતિથી બિરાજ્યા ત્યારે, ધર્મનું રક્ષણ કરવા અવતરેલા કૃષ્ણ ભગવાન સર્વ રાજાઓ તરફથી તેમને સંબોધવા લાગ્યા. જ્યારે કૃષ્ણે બોલવું શરૂ કર્યું ત્યારે, સર્વે તેમને સાંભળવા માટે આતુર બની ઋષિમુનિઓનું સ્વાગત કરતી વખતે ભગવાન જે શબ્દો કહે એ સમજવા માટે શાંત થયા.

કૃષ્ણ ભગવાન આમ બોલ્યા : "એકઠા થયેલા ઋષિમુનિઓ અને સાધુસંતોનો વિજય હો! આજે અમને સૌને એમ લાગે છે કે અમારાં જીવન ધન્ય બન્યાં છે. આજે અમને જીવનનું ઇચ્છિત ધ્યેય પ્રાપ્ત થયું છે, કારણ કે ઉચ્ચ કક્ષાના સર્વ મુક્તાત્મા ઋષિ-મુનિઓ અને સાધુસંતો, જેમનું દર્શન સ્વર્ગના મોટા મોટા દેવતાઓ પણ ઝંખે છે, એવા ઉચ્ચ કક્ષાના સર્વે મુક્તાત્મા ઋષિમુનિઓ અને સાધુસંતોનું દર્શન કરી રહ્યા છીએ. ભક્તિમય સેવામાં નવીસવી વ્યક્તિઓ અને મંદિરમાં રહેલા દેવતાનું સન્માનપૂર્વક પૂજન કરનાર પરંતુ દરેક મનુષ્યના હૃદયમાં રહેલા પરમાત્માનો સાક્ષાત્કાર નહીં કરી શકનાર લોકો અને જેઓ પોતાની કામવાસના પૂર્ણ કરવા માટે વિવિધ પ્રકારના દેવતાઓની માત્ર પૂજા જ કરે છે. તેઓ આ ઋષિમુનિઓની અગત્ય સમજવાને અશક્તિમાન છે. તેઓ આવા ઋષિમુનિઓનું સાક્ષાત્ દર્શન કરીને, તેમના ચરણકમળનો સ્પર્શ કરીને, સુખાકારી વિશે તપાસ કરીને અથવા તેમનું ખંતપૂર્વક પૂજન કરીને, તેમના સ્વાગતનો લાભ લઈ શકતા નથી."

નવાસવા ભક્તો અથવા ધાર્મિક લોકો મોટા મહાત્માઓની અગત્ય સમજી શકતા નથી. તેઓ વિધિપૂર્વક મંદિરમાં જાય છે અને દેવતાઓને સન્માનપૂર્વક વંદન કરે છે. ત્યાર પછી જ્યારે મનુષ્યનું દિવ્ય ભાવનામય ભૂમિકા પર ઊર્ધ્વગમન થાય છે ત્યારે, મનુષ્ય, મહાત્માઓ અને ભક્તોની અગત્ય સમજી શકે છે, અને એ ભૂમિકામાં ભક્ત તેમને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરે છે. એટલે કૃષ્ણ ભગવાને કહ્યું કે, નવદીક્ષિત શિષ્ય, સંતપુરુષો, ભક્તો અને સાધુઓની 'અગત્ય સમજી શકતો નથી.

કૃષ્ણે આગળ બોલતાં જણાવ્યું, "મનુષ્ય પવિત્ર તીર્થસ્થાનોનો પ્રવાસ કરીને, અને ત્યાં સ્નાન કરીને તેમ જ મંદિરમાં જઈ દેવતાઓનાં દર્શન કરીને, સ્વયં શુદ્ધ થઈ શકતો નથી; પરંતુ જો મનુષ્ય પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના પ્રતિનિધિ મહાત્મા કે મહાન ભક્તને મળે તો તરત જ તેનું શુદ્ધીકરણ થાય છે. શુદ્ધ થવા માટે અગ્નિ, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જળ, વાયુ, આકાશ અને મનનું પૂજન કરવાનો આદેશ છે. એ સર્વ તત્ત્વો અને તેમના અધિષ્ઠાતા દેવતાઓનું પૂજન કરીને મનુષ્ય ઈર્ષાની અસરથી મુક્ત થઈ શકે છે, પરંતુ

ઈર્ષાળુ માણસનાં સર્વ પાપ મહાત્માની માત્ર સેવા કરવાથી તરત જ નિર્મૂળ થઈ શકે છે મારા વહાલા સન્માનિત ઋષિમુનિઓ! અને માનનીય રાજાઓ! તમે એટલુ મારુ કહેવાનુ માનજો કે જે કોઈ મનુષ્ય – કફ, પિત્ત અને વાયુ – એ ત્રણ તત્ત્વવાળાં આ ભૌતિક શરીરને જ આત્મા માને છે, અને પોતાના કુટુંબ તથા સગાંવહાલાંને પોતાનાં સમજે છે, તેમ જ ભૌતિક વસ્તુઓને પૂજનીય ગણી સ્વીકારે છે; અથવા કેવળ સ્નાન કરવા યાત્રાના પવિત્ર ધામોમા જાય છે, પરંતુ મહાનુભાવો, ઋષિમુનિઓ અને મહાત્માઓનો કોઈ દિવસ સંપર્ક સાધતો નથી, આવો માણસ માનવદેહધારી હોવા છતાં ગધેડા જેવો કેવળ પશુ છે."

જ્યારે પરમેશ્વર શ્રીકૃષ્ણ ભગવાન આમ ખૂબ જ ગંભીરપણે પ્રવચન કરતા હતા ત્યારે, સર્વ ઋષિમુનિઓ અને સાધુસંતોમાં નીરવ શાંતિ છવાઈ રહી. જીવનના સંપૂર્ણ તત્ત્વજ્ઞાન વિશે આટલુ ટૂંકાણમા કૃષ્ણને બોલતાં સાભળી તેમને આશ્ચર્ય થયું. જ્યા સુધી મનુષ્યનું જ્ઞાન વિકસે નહીં, ત્યાં સુધી તે પોતાના શરીરને પોતાની જાત, તેનાં કુટુંબીજનોને પોતાના લોહીના સગા સમજે છે, અને પોતાની જન્મભૂમિને પૂજનીય ગણે છે જીવનના આવા ખ્યાલને લીધે રાષ્ટ્રવાદની વિચારસરણીનો જન્મ થયો છે. કૃષ્ણ ભગવાન આવા વિચારોને ધિક્કારતા. વળી તેઓ જે માણસો કેવળ પવિત્ર યાત્રાધામોમાં સ્નાન કરવા જાય છે, અને ત્યાં રહેતા મોટા ભક્તો અને મહાત્માઓ સાથે સંપર્ક સાધવાની તક સાધ્યા વિના પાછા વળે છે, એવાઓને પણ ભગવાન ધિક્કારે છે. આવા મનુષ્યોને તદન મૂર્ખ પશુ, ગર્દભની સાથે સરખાવવામાં આવે છે. જે લોકોએ થોડા સમય માટે કૃષ્ણ ભગવાનનું પ્રવચન સાંભળ્યું તેમણે તે વિશે વિચાર કર્યો, અને તેઓ એવા નિર્ણય પર આવ્યા કે કૃષ્ણ ભગવાન સાચેસાચ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા, અને જેમ સાધારણ મનુષ્યને પોતાના ભૂતકાળનાં કૃત્યોના પ્રત્યાઘાતોનાં પરિણામ ભોગવવા માટે વિશિષ્ટ પ્રકારનું શરીર મળ્યું હોય એ રીતે ભાગ ભજવી રહ્યા હતા. તેઓ સાધારણ મનુષ્યની જેમ બાહુજન સમાજને કેવળ એમ શીખવવા માટે આવાં લીલાચરિત્રો કરતા હતા કે માનવજીવનમાં પૂર્ણત્વ પ્રાપ્ત થઈ શકે એવું જીવન કેવી રીતે જીવી શકાય.

કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે એવો નિર્ણય કર્યા પછી ઋષિમુનિઓ આ રીતે તેમને સંબોધન કરવા લાગ્યા: "વહાલા પ્રભુ, માનવસમાજના માર્ગદર્શકો એવા અમે, જીવન વિશેનું તત્ત્વજ્ઞાન ધરાવીએ એવી આશા રખાય છે, અને છતાં તમારી બહિરંગ શક્તિના આકર્ષણથી અમે ભ્રમિત ચિત્ત બનીએ છીએ સાધારણ મનુષ્ય જેવું તમારુ વર્તન જોઈ અમને આશ્ચર્ય થાય છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકેનું તમારું સાચુ સ્વરૂપ ઢંકાઈ જાય છે, અને તેથી અમને તમારાં લીલાચરિત્રો સર્વ રીતે આશ્ચર્યજનક લાગે છે.

અમારા વહાલા પ્રભુ, જે રીતે પૃથ્વી વિવિધ પ્રકારના પથ્થરો, વૃક્ષો અને વિવિધ પ્રકારના નામવાળાં સ્વરૂપો ઉત્પન્ન કરે છે અને છતાં, એનું સ્વરૂપ હોય તેવું જ રહે છે, તેમ તમારી પોતાની શક્તિથી વિવિધ પ્રકારનાં નામ અને સ્વરૂપ ધારણ કરી રહેલાં પ્રગટ વિશ્વનાં તમે સર્જન, પોષણ અને વિલય કરો છો. તમે તમારી શક્તિ દ્વારા વિવિધ પ્રકારનાં સ્વરૂપો પ્રગટ કરો છો. પરંતુ એ સર્વ કૃત્યોથી તમારી પર કોઈ અસર થતી નથી. અમારા વહાલા પ્રભુ, અમે તમારી આશ્ચર્યજનક પ્રવૃત્તિઓ જોઈને કેવળ દિઙ્મૂઢ બનીએ છીએ. તમે આ સમગ્ર ભૌતિક જગતમાં દિવ્ય છો અને સર્વ જીવાત્માઓમાં રહેલા પરમેશ્વર તેમ જ પરમાત્મા છો. છતાં તમારા ભક્તોની રક્ષા કરવા અને દુર્જનોનો નાશ કરવા તમે તમારી અંતરંગશક્તિથી, આ પૃથ્વી ઉપર પ્રગટ થાઓ છો. ભૌતિક શક્તિના દીર્ઘ સહચારને લીધે માનવસમાજ સનાતન ધર્મના જે સિદ્ધાંતોને ભૂલી ગયો હોય છે, તેની પુનઃ પ્રતિષ્ઠા આવા પ્રાગટ્યથી કરો છો. અમારા વહાલા પ્રભુ, ગુણ અને કર્મ અનુસાર માનવસમાજની સામાજિક વ્યવસ્થાઓ અને આધ્યાત્મિક પરિસ્થિતિઓના તમે સર્જનહાર રહો છો, અને જ્યારે જ્યારે સિદ્ધાંતવિહોણા લોકોની અવળી દોરવણીને લીધે આવી વ્યવસ્થામાં ભંગાણ પડે છે, ત્યારે તમે પ્રગટ થાઓ છો અને તેમને વ્યવસ્થિત કરો છો.

"વહાલા પ્રભુ, વૈદિકજ્ઞાન તમારા શુદ્ધ હૃદયની અભિવ્યક્તિ છે. તપશ્ચર્યા, વેદોના અધ્યયન અને ધ્યાનપરાયણ યોગ દ્વારા, તમારા પ્રગટ અને અપ્રગટ સ્વરૂપોવાળા તમારો વિવિધ પ્રકારે સાક્ષાત્કાર થાય છે. સમગ્ર વાસ્તવિક જગત તમારી નિર્વિશેષ શક્તિનું પ્રગટ સ્વરૂપ છે, પરંતુ તમે સ્વયં આદિ પૂર્ણ પુરુષોત્તમ તરીકે ત્યાં અપ્રગટ રહો છો. તમે પરમાત્મા અને નિર્વિશેષ બ્રહ્મ છો. તેથી બ્રાહ્મણ સંસ્કૃતિમાં સ્થિર થયેલો મનુષ્ય તમારા દિવ્ય સ્વરૂપનું સત્ય સમજી શકે છે. આમ તમે હંમેશાં બ્રાહ્મણોનું સન્માન કરો છો. અને તમે બ્રાહ્મણ-સંસ્કૃતિના સર્વ અનુયાયીઓમાં સર્વોચ્ચ સ્થાને ગણાઓ છો. એટલે તમે બ્રહ્મણ્યદેવ તરીકે જાણીતા છો. અમારા વહાલા પ્રભુ, તમે સૌભાગ્યની પરાકાષ્ઠા અને સર્વે ઋષિમુનિઓનું અંતિમ આશ્રયસ્થાન છો. એટલે અમે સર્વે માનીએ છીએ કે તમારા મિલનથી અમને અમારા જીવન, શિક્ષણ, તપશ્ચર્યા અને દિવ્ય જ્ઞાનપ્રાપ્તિમાં પૂર્ણત્વ પ્રાપ્ત થયું છે. હકીકતમાં, તમે સર્વ દિવ્ય પ્રાપ્તિઓનું અંતિમ લક્ષ્ય છો.

"અમારા વહાલા પ્રભુ, તમારા અસીમ જ્ઞાનનો કોઈ પાર નથી. તમારું સ્વરૂપ દિવ્ય અને પરમાનંદ તથા જ્ઞાનમાં શાશ્વત રહેનારું છે. તમે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, પરબ્રહ્મ અને પરમાત્મા છો. તમારી અંતરંગ શક્તિ યોગમાયાના કામણથી ઢંકાયેલા એવા તમે તમારી અમર્યાદિત શક્તિઓને હાલ અલ્પ સમય માટે છુપાવી રહ્યા છો, પરંતુ તેમ છતાંયે અમે તમારી સર્વોચ્ચ સ્થિતિ સમજી શકીએ છીએ, અને તેથી અમે સર્વે તમને સન્માનપૂર્વક વંદન કરીએ છીએ. વહાલા પ્રભુ, સાધારણ મનુષ્યના વેશમાં તમે દૈવી

ઐશ્વર્યભર્યું તમારું સાચું સ્વરૂપ છુપાવીને તમારાં લીલાચરિત્રોનો આનંદ માણી રહ્યા છો; તેથી અહીંયાં ઉપસ્થિત રહેલા સર્વ રાજાઓ, જે તમારી સાથે સતત હળેમળે છે, તમારી સાથે જમે છે, અને તમારી સાથે બેસે છે તેવા યાદવો સુધ્ધાં બધા જ સર્વ કારણોના આદિ કારણ, સર્વમાં રહેલા પરમાત્મા અને સમગ્ર સર્જનના મૂળ કારણ એવા આપને સમજી શકતા નથી.

"જ્યારે કોઈ મનુષ્યને રાત્રે સ્વપ્ન આવે છે, ત્યારે તેને, સ્વપ્નમાં ઉદ્ભવેલી કપોલ-કલ્પિત આકૃતિઓ સાચી જણાય છે, અને સ્વપ્નમા દેખાયેલું કાલ્પનિક શરીર તેને પોતાનું સાચું શરીર લાગે છે. થોડા સમય માટે તો મનુષ્ય સ્વપ્નાવસ્થામાં ઉદ્ભવેલા એ શરીરને લીધે એ શરીર ઉપરાંત, જાગ્રત અવસ્થામાં બીજું શરીર રહેલું છે, એ ભૂલી જાય છે. તે જ પ્રમાણે જાગ્રત અવસ્થામાં પણ, ગૂંચવાઈ ગયેલો બદ્ધ જીવાત્મા ઇન્દ્રિયોના ભોગને સાચું સુખ ગણે છે.

ભૌતિક શરીરના ઇન્દ્રિયગમ્ય સુખોની પ્રક્રિયાથી દિવ્યાત્મા ઢંકાઈ જાય છે, અને તેની ચેતના ભૌતિક રીતે વાસનામય બને છે. આવી ભૌતિકવાસનાને લીધે મનુષ્ય પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને સમજી શકતો નથી. સર્વ મહાન રહસ્યવાદી યોગીઓ યૌગિક પદ્ધતિ-વાળી પરિપક્વ તાલીમ દ્વારા કૃષ્ણભાવનાને સજીવન કરવાનો પ્રયત્ન કરે છે, અને આમ તમારા ચરણકમળને સમજીને, તમારા દિવ્ય સ્વરૂપનું ધ્યાન કરે છે. આ રીતે પાપી પ્રવૃત્તિ-ઓનાં સંચિત મૂળ નિર્મૂળ થાય છે. એમ કહેવાય છે કે ગંગાજીનું જળ મનુષ્યનાં ઢગલાબંધ પાપોને ધોઈ નાખે છે. પરંતુ ગંગાજળ કેવળ તમારા ચરણકમળને લીધે યશસ્વી બન્યું છે. ગંગાજળ, આપ ભગવાનના ચરણકમળના પરસેવારૂપે વહે છે. અને અમે સૌ એટલા ભાગ્યશાળી છીએ કે આજે અમે પ્રત્યક્ષ રીતે તમારા ચરણકમળનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયા છીએ વહાલા પ્રભુ, અમે સર્વે શરણાગત આત્માઓ તમારા ભક્તો છીએ; એટલે, કૃપા કરી કૃપાળુ બનીને તમારી નિષ્કારણ કૃપા અમારી પર વરસાવો, અમે સારી રીતે જાણીએ છીએ કે, જે લોકો તમારી ભક્તિમય સેવામા સતત રોકાઈને મુક્ત બન્યા છે, તેમને ભૌતિક પ્રકૃતિના ગુણોનો લેપ જરા પણ સ્પર્શતો નથી; આમ તેઓ આધ્યાત્મિક જગતમા પ્રભુના રાજ્યમા ઊર્ધ્વગામી થવા પાત્ર બન્યા છે."

•

કૃષ્ણ ભગવાનની પ્રથમ પ્રાર્થનાઓ કર્યા પછી, ઉપસ્થિત રહેલા ઋષિમુનિઓ ધૃતરાષ્ટ્ર રાજા અને યુધિષ્ઠિર રાજાની સંમતિ લઈ, પોતપોતાના આશ્રમોમાં જવા માગતા હતા. પરંતુ, તે સમયે, કૃષ્ણ ભગવાનના પિતા અને સર્વ પવિત્ર મનુષ્યોમાં અત્યંત સુ-પ્રસિદ્ધ વસુદેવજી ઋષિમુનિઓ પાસે આવ્યા, અને તેમના ચરણમા દંડવત્ પ્રણામ કરી વસુદેવ બોલ્યા, "મારા વહાલા ઋષિમુનિઓ, તમે દેવતાઓ કરતા વધારે પૂજ્ય છો,

એટલે હું સન્માનપૂર્વક તમને વદન કરું છું. જો તમારી ઇચ્છા હોય તો તમે મારી એક વિનંતી સ્વીકારો એમ હું ઇચ્છુ છું. જો તમે કૃપા કરીને બીજી સર્વ પ્રવૃત્તિઓના પ્રત્યાઘાતોને નિર્મૂળ કરી શકો એવી સર્વોચ્ચ સકામ પ્રવૃત્તિઓ મને સમજાવશો તો હું તેને મોટા આશીર્વાદ ગણીશ."

મહર્ષિ નારદજી સર્વ ઋષિમુનિઓના અગ્રણી હતા તે ત્યાં ઉપસ્થિત હતા; એટલે તેમણે બોલવાની શરૂઆત કરી. તેમણે કહ્યું, "મારા વહાલા ઋષિમુનિઓ, એને સમજવું અત્યંત મુશ્કેલ નથી. કારણ કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના પિતા બનેલા વસુદેવ પોતાના પરમ સૌજન્ય તથા સાદાઈને કારણે કૃષ્ણને પોતાના પુત્ર તરીકે સ્વીકારી, તેમની સુખાકારી વિશે આપણને પ્રશ્ન પૂછવા પ્રેરાય છે. એમ કહેવાય છે કે, અતિ પરિચયમાંથી અવજ્ઞા ઉત્પન્ન થાય છે. આથી, કૃષ્ણ પોતાના પુત્ર હોવાથી વસુદેવજી કૃષ્ણને અહોભાવ અને સન્માનની નજરે જોતા નથી. કેટલીકવાર એમ જણાય છે કે, ગંગા-કિનારે રહેનારા લોકો ગંગાજીને અતિશય મહત્ત્વનાં ગણતા નથી. અને તેઓ સ્નાનવિધિ કરવા માટે દૂર દૂર યાત્રાનાં સ્થળમાં જાય છે. સર્વ પ્રકારે અજોડ યોગેશ્વર કૃષ્ણ ભગવાન અહીં ઉપસ્થિત હોવાથી વ્યક્તિગત રીતે હાજર છે. તેથી વસુદેવે અમને બોધ આપવાની માગણી કરાવવાની જરૂર નથી.

"કૃષ્ણ ભગવાન પર સર્જન, પોષણ, અને પ્રલયની પ્રક્રિયાની અસર થતી નથી. તેમના જ્ઞાન પર તેમનાથી ઉપરવટ એવા કોઈ પણ માધ્યમ દ્વારા કોઈ દિવસ અસર થતી નથી, સમયના પ્રવાહમાં થઈ રહેલા ભૌતિક ગુણોના આંતર સંબંધોથી તે ઉશ્કેરાતા નથી. જ્ઞાનથી પૂર્ણ એવું એમનું દિવ્ય સ્વરૂપ અજ્ઞાન, ગર્વ, આસક્તિ, ઈર્ષા, અથવા ઇન્દ્રિયગમ્ય સુખભોગોને લીધે, કોઈ દિવસ ઉત્તેજિત થતું નથી. તેમનું જ્ઞાન શુદ્ધ અથવા અશુદ્ધ પ્રવૃત્તિઓને લગતા કર્મના નિયમને કોઈ દિવસ આધીન નથી; ત્રિગુણાત્મક ભૌતિક શક્તિની એની પર અસર થતી નથી. કોઈ પણ મનુષ્ય તેમના કરતાં ચઢિયાતો કે તેમનો સમોવડિયો નથી. કારણ કે તે સર્વોચ્ચ સત્તાધીશ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે.

"સાધારણ બદ્ધ મનુષ્ય કદાચ એવો વિચાર કરે કે, બદ્ધાત્મા ભૌતિક ઇન્દ્રિયો, મન અને બુદ્ધિથી ઢંકાયેલો હોવા છતાં, કૃષ્ણનો સમોવડિયો છે, પરંતુ કૃષ્ણ ભગવાન સૂર્ય જેવા છે, કારણ સૂર્ય બાહ્ય વાદળ, બરફ અથવા ઝાકળ અથવા બીજા ગ્રહોથી કોઈ દિવસ ઢંકાતા નથી. છતાં એમ ઢંકાતા હોય-એવું બાહ્યદૃષ્ટિએ લાગે છે. જ્યારે મંદ બુદ્ધિવાળા માણસની આંખો આવી અસર નિહાળે છે ત્યારે, તેઓ સૂર્ય અદૃશ્ય છે એમ વિચારે છે. તે જ પ્રમાણે ઇન્દ્રિયોથી પ્રભાવિત થયેલા અને ભૌતિક સુખભોગોમાં આસક્ત મનુષ્યોને, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિષે સ્પષ્ટ ખ્યાલ હોતો નથી."

ત્યાર પછી કૃષ્ણ ભગવાન, બલરામ અને બીજા ઘણા રાજાઓની ઉપસ્થિતિમાં ત્યાં રહેલા ઋષિમુનિઓ વસુદેવને સંબોધન કરવા લાગ્યા, અને વસુદેવે કરેલી વિનંતી અનુસાર તેઓ તેમને બોધ આપવા લાગ્યા: "મનુષ્યે કર્મના પ્રત્યાઘાત રૂપી દુઃખ અને તેને સકામ પ્રવૃત્તિઓમાં પ્રેરતી વાસનાઓને નિર્મૂળ કરવા માટે વિષ્ણુ ભગવાનને શ્રદ્ધા તથા ભક્તિથી પૂજવા માટે નિર્ધારિત યજ્ઞો કરવા જોઈએ. વિષ્ણુ ભગવાન સર્વ યજ્ઞ-વિધિઓનાં પરિણામોનો લાભ આપનારા છે. મહાનુભાવ મનુષ્યો તથા સંતોને ભૂત, વર્તમાન તેમ જ ભવિષ્ય, એવા સમય ઘટકના ત્રણેય તબક્કાઓ વિશે પૂરતા પ્રમાણમાં દિવ્ય દૃષ્ટિનો અનુભવ હોય છે, અને તેમણે પ્રગટ શાસ્ત્રો રૂપી દૃષ્ટિથી દરેક વસ્તુને સ્પષ્ટ રીતે જોવાને શક્તિમાન હોવાથી સર્વાનુમતે એવી ભલામણ કરી છે કે, મનુષ્યે હૃદયમાં સંચિત થયેલી, ભૌતિક વાસનામય રજને શુદ્ધ કરવા માટે તેમ જ મુક્તિનો માર્ગ ચોખ્ખો કરવા માટે અને એમ કરીને, દિવ્યાનંદ પ્રાપ્ત કરવા માટે, તેણે વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવા જોઈએ. વિવિધ સામાજિક વર્ણો(બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય)માંના દરેક મનુષ્ય જેઓ ગૃહસ્થા-શ્રમી જીવન જીવતા હોય, તેમના માટે આદિ પુરુષ પુરુષોત્તમ તરીકે જાણીતા, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિષ્ણુના પૂજનની, એક માત્ર મંગળમય માર્ગ તરીકે ભલામણ કર-વામાં આવી છે.

"સર્વ પ્રકારની ભૌતિક વાસનાને નિર્મૂળ કરવાની એક માત્ર પ્રક્રિયા તરીકે મનુષ્યે વિષ્ણુ ભગવાનની ભક્તિમય સેવામાં જોડાવું જોઈએ. આ રીતે, આત્મનિગ્રહી મનુષ્ય, પોતે ગૃહસ્થાશ્રમી જીવન જીવી રહ્યો હોય ત્યારે પણ, ત્રણ પ્રકારની ભૌતિક વાસનાઓ – જેવી કે ભૌતિક સંપત્તિ પ્રાપ્ત કરવાની, સ્ત્રી અને બાળકોનું સુખ ભોગવવાની, અને ઉચ્ચ ગ્રહોમા જવાની વાસના – ત્યજી દેવી જોઈએ. પ્રસંગોપાત્ત તે ગૃહસ્થાશ્રમી જીવન ત્યજી દઈને અને જીવનમાં ત્યાગ-માર્ગ સ્વીકારીને સ્વયં ભગવાનની ભક્તિમય સેવામાં સંપૂર્ણપણે જોડાઈ શકે છે. દરેક મનુષ્ય જોકે બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય તરીકે જીવનની ઉચ્ચ પરિસ્થિતિમા જન્મ્યો હોય, તો તે અવશ્ય દેવતાઓ, સંતપુરુષો, પૂર્વજો, જીવાત્માઓ વગેરેનો ઋણી છે. અને આ સર્વ ઋણ અદા કરવા માટે, મનુષ્યે યજ્ઞોનું યજન, વૈદિક સાહિત્યનું અધ્યયન, અને ધાર્મિક ગૃહસ્થાશ્રમી જીવનમાં બાળકોની ઉત્પત્તિ કરવાની હોય છે. જો કોઈ મનુષ્ય પોતાનું ઋણ અદા કર્યા સિવાય ત્યાગ-માર્ગ સ્વીકારે તો, અવશ્ય તેનું તેની સ્થિતિમાંથી પતન થાય છે. આજે તમે તમારા પૂર્વજો તથા ઋષિમુનિઓનું તમારું ઋણ ચૂકવી દીધું છે. હવે યજ્ઞોનું યજન કરી, તમે દેવતાઓના ઋણમાંથી તમારી જાતને મુક્ત કરી રહ્યા છો, અને આમ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો સંપૂર્ણ આશ્રય લઈ શકો છો. મારા પ્રિય વસુદેવ, ચોક્કસ તમે તમારા આગલા જન્મોમાં ઘણાં ઘણાં પુણ્ય કર્યાં હશે, ત્યારે જ તમે ચૂક્યા છો, નહીં તો, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ અને બલરામના પિતા તમે કેવી રીતે બની શકો?"

સાધુચરિત વસુદેવે સર્વ ઋષિમુનિઓ પાસેથી શ્રવણ કર્યા પછી, તેમના ચરણકમળમાં સન્માનપૂર્વક વંદન કર્યું. આ રીતે, તેમણે ઋષિમુનિઓને પ્રસન્ન કર્યા, અને ત્યાર પછીથી તેમણે તેમને યજ્ઞો કરવા માટે પસંદ કર્યા. જ્યારે ઋષિમુનિઓની યજ્ઞોના ઋત્વિજો તરીકે પસંદગી કરવામાં આવી, ત્યારે તેઓએ પણ પોતાના પક્ષે વસુદેવને એ તીર્થધામમાં યજ્ઞો કરવા માટે જરૂરી સાધનસામગ્રી એકઠી કરવા સમજાવ્યું. આમ વસુદેવને યજ્ઞો શરૂ કરવા સમજાવાયું, અને યદુવંશના સર્વે સભ્યોએ સ્નાન કર્યું. અત્યંત સુંદર રીતે વસ્ત્રોની સજાવટ કરી, પોતાના શરીરે સુંદર રીતે અલંકારો સજ્યા અને પોતાનાં અંગ પર કમળપુષ્પોની માળાઓ ધારણ કરી. સુંદર વસ્ત્રો ધારણ કરીને અલંકારો અને સુવર્ણના હારના શણગાર સજીને વસુદેવની સ્ત્રીઓ યજ્ઞમાં આહુતિ આપવા માટે જરૂરી વસ્તુઓ પોતાના હાથમાં લઈ યજ્ઞશાળામાં આવી.

જ્યારે દરેક વસ્તુની તૈયારી થઈ ગઈ, ત્યારે, મૃદંગ, શંખ, ઢોલ, અને બીજાં સંગીતનાં વાદ્યોનો ધ્વનિ સંભળાયો. વ્યવસાયી નર્તકો અને નર્તકીઓ નૃત્ય કરવા લાગ્યાં. ધંધાદારી સંગીતકારો, સૂતો અને માગધો, ગીત ગાઈને સ્તુતિ કરવા લાગ્યા. અત્યંત મધુર કંઠસ્વરવાળા ગંધર્વો અને તેમની સ્ત્રીઓ ઘણાં મંગળમય ગાન ગાવા લાગ્યાં. વસુદેવે પોતાની આંખમાં કાજળ આંજ્યું, પોતાના શરીર પર માખણ ચોળ્યું, અને ત્યાર પછીથી દેવકીની રાહબરી નીચે અઢાર પત્નીઓ સાથે ઋત્વિજોની સમક્ષ, અભિષેક-વિધિથી શુદ્ધ થવા બેઠા. પુરાણા સમયમાં ચંદ્ર અને તારાઓની બાબતમાં કરાયેલું તે પ્રમાણે, શાસ્ત્રોક્ત સિદ્ધાંતો પ્રમાણે, આ સર્વ વિધિઓનું ચુસ્તપણે પાલન કરવામાં આવ્યું. વસુદેવજીએ યજ્ઞની દીક્ષા લીધી. તેથી તેમણે મૃગચર્મ ધારણ કર્યું પરંતુ તેમની સર્વ સ્ત્રીઓએ અત્યંત સુંદર સાડીઓ, બંગડીઓ, હાર, ઝાંઝર, કર્ણફૂલ અને બીજાં ઘણાં આભૂષણ ધારણ કરેલાં. સ્વર્ગના રાજા આવા યજ્ઞ કરતી વખતે જેમ શોભે, બરાબર તે જ રીતે પોતાની સ્ત્રીઓથી વીંટળાયેલા વસુદેવજી સુંદર જણાયા.

તે સમયે જ્યારે કૃષ્ણ ભગવાન તથા બલરામ પ્રભુ પોતપોતાનાં પત્નીઓ, બાળક અને સગાંવહાલાં સાથે એ મહાયજ્ઞમંડપમાં બેઠાં ત્યારે, એમ જણાયું કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાના સર્વ અવિભાજ્ય અંશ એવા જીવાત્માઓ તેમ જ વિવિધ ઐશ્વર્યયુક્ત વિરાજમાન હતા. આપણે શાસ્ત્રોમાંથી સાંભળ્યું છે કે, કૃષ્ણ ભગવાનની ઘણી શક્તિઓ અને વિભાગો છે, પરંતુ હાલમાં યજ્ઞમંડપમાં- સર્વ કોઈ સાથેસાથ અનુભવ કરી શક્યાં, કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સનાતન કાળને વિશે પોતાની વિવિધ શક્તિઓ સહિત કેવી રીતે વિરાજે છે. તે સમયે કૃષ્ણ ભગવાન નારાયણ પ્રભુ તરીકે જણાયા, અને બલરામ પ્રભુ સંકર્ષણ, સર્વ જીવાત્માઓના સરોવર તરીકે જણાયા.

વસુદેવે જ્યોતિષ્ટોમ, દર્શ અને પૂર્ણમાસ જેવા વિવિધ પ્રકારના યજ્ઞો કરીને વિષ્ણુ ભગવાનને સંતુષ્ટ કર્યા. આ યજ્ઞોમાંના કેટલાકને પ્રાકૃત કહે છે. અને કેટલાક સૌર્યસત્ર અથવા વૈકૃત તરીકે જાણીતા છે. ત્યાર પછી, અગ્નિહોત્ર તરીકે જાણીતા બીજા યજ્ઞો પણ કરવામાં આવ્યા અને નિર્ધારિત કરેલી વસ્તુઓ યોગ્ય રીતે અર્પણ કરવામાં આવી. આ રીતે વિષ્ણુ ભગવાન પ્રસન્ન થયા. અગ્નિમાં આહુતિ આપવાનો અંતિમ હેતુ, વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવાનો છે, પરંતુ આ કળિયુગમાં યજ્ઞોમાં આહુતિ આપવા માટે વિવિધ પ્રકારની વસ્તુઓ એકઠી કરવી અત્યંત મુશ્કેલ છે. લોકોની પાસે જરૂરી સાધનસામગ્રી એકઠી કરવા જેટલા સાધન નથી. અથવા આવા યજ્ઞો માટેનું આવશ્યક જ્ઞાન કે તે ઊજવવા તરફનું વલણ પણ નથી. એટલે, આ કળિયુગમાં જ્યારે લોકો અત્યંત દુર્ભાગી, સંપૂર્ણ રીતે ચિંતાગ્રસ્ત અને વિવિધ પ્રકારની આપત્તિઓથી ઘેરાયેલા રહેતા હોય, ત્યારે કેવળ સંકીર્તન યજ્ઞપદ્ધતિની જ યજ્ઞ તરીકે ભલામણ કરવામાં આવી છે. સંકીર્તન યજ્ઞની શ્રી ચૈતન્ય મહાપ્રભુ દ્વારા, પૂજનની જ એકમાત્ર ભલામણ આ યુગમાં કરવામાં આવી છે.

વિવિધ યજ્ઞ કર્યા પછી, વસુદેવે ઋત્વિજોને વિપુલ સંપત્તિ, વસ્ત્રો, અલંકારો, ગાયો, જમીન અને દાસીઓ અર્પણ કર્યાં. ત્યાર પછીથી, વસુદેવની સર્વ સ્ત્રીઓએ અવભૃથ સ્નાન કર્યું, અને પત્નીસંયાજ તરીકે જાણીતી યજ્ઞની ફરજોમાં ભાગ લીધો. સર્વ પ્રકારની જરૂરી સાધનસામગ્રી અર્પણ કર્યા પછી, તેઓ રામહ્રદ તરીકે જાણીતા થયેલા, પરશુરામે બંધાવેલા સરોવરોમાં એકસાથે જઈ સ્નાન કર્યું. વસુદેવ અને એમની પત્નીઓ ને સ્નાન કરી રહ્યા પછી, તેમણે ધારણ કરેલાં સર્વ વસ્ત્રો તથા અલંકારો, ગાન, નૃત્ય, તેમ જ એવી બીજી પ્રવૃત્તિઓમાં રોકાયેલા નીચલી કક્ષાના માણસોને અર્પણ કર્યાં. આપણે એટલી નોંધ લઈએ કે, યજ્ઞની ઉજવણી દરમ્યાન વિપુલ પ્રમાણમાં સંપત્તિનું વિતરણ કરવાની જરૂર રહે છે. શરૂઆતમાં, બ્રાહ્મણો અને ઋત્વિજોને દાન અર્પણ કરાય છે, અને યજ્ઞની ઉજવણી પછી, વસ્ત્રો તથા અલંકારોનું દાન નીચલી કક્ષાના સેવકોને કરાય છે.

વપરાયેલી વસ્તુઓનું ગાયકો અને સૂતો વગેરેને દાન કર્યા પછી નવાં વસ્ત્રાલંકાર ધારણ કરેલા વસુદેવ તથા તેમની સ્ત્રીઓએ, બ્રાહ્મણથી માંડીને કૂતરા સુધ્ધાંને વિપુલ પ્રમાણમાં જમાડયા. આ પછીથી, સર્વ મિત્રો, કુટુંબીજનો, સ્ત્રીઓ અને વસુદેવનાં બાળકો, તેમ જ વિદર્ભ, કોશલ, કુરુ, કાશી, કેકય અને સૃંજય વંશોના સર્વ રાજાઓ તથા સભ્યો એકત્ર થયાં. ધર્મગુરુઓ, દેવતાઓ, સાધારણ જનસમાજ. તથા ચારણો એ સર્વેનું વિશાળ ભેટો અર્પણ કરીને અને સન્માનપૂર્વક તેમને પૂરતા પ્રમાણમાં મદદો આપવામાં આવ્યો. પછીથી ત્યાં એકઠાં થયેલાં સર્વ મનુષ્યોએ મહારાણીના પતિ કૃષ્ણ

ભગવાનની રજા લીધી. અને વસુદેવે ઉજવેલા યજ્ઞની પૂર્ણાહુતિનાં યશોગાન ગાતા ગાતા તેઓ પોતપોતાને ઘેર ગયા.

તે સમયે, જ્યારે ધૃતરાષ્ટ્ર રાજા, વિદુર, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, ભીષ્મદેવ, દ્રોણાચાર્ય, કુંતિ, નકુળ, સહદેવ, નારદ, ભગવાન વ્યાસદેવ અને બીજાં ઘણાં સગાંવહાલાં અને આત્મીયજનો દ્વારા જુદા પડવાની તૈયારીમાં હતાં ત્યારે, તેમને વિયોગ સાલવા લાગ્યો અને તેથી તેઓ યદુવંશના દરેકેદરેક સભ્યને ખૂબ જ લાગણીપૂર્વક ભેટયા. બીજાં ઘણાં જે યજ્ઞમંડપમાં એકઠાં થયાં હતાં, તેઓ પણ છૂટાં પડયાં. આ પછીથી ઉગ્રસેન રાજા સહિત કૃષ્ણ ભગવન અને બલરામ પ્રભુએ ઉગ્રસેન રાજા સહિત નંદ મહારાજની રાહબરી હેઠળ આવેલા વૃન્દાવનવાસીઓને અને ગોવાળિયાઓને, તેમનું પૂજન કરવા અને તેમને પ્રસન્ન કરવા માટે વિપુલ પ્રમાણમાં સર્વ પ્રકારની ભેટો અર્પણ કરીને સંતુષ્ટ કર્યા. પોતાની તીવ્ર મૈત્રીપૂર્ણ લાગણીઓને લીધે, વૃન્દાવનવાસીઓ યદુવંશના સભ્યો સાથે ગણનાપાત્ર સમય સુધી રહ્યા.

આ યજ્ઞ કર્યા પછી, વસુદેવને એટલો સંતોષ થયો કે, તેમના સુખની કોઈ સીમા ન રહી. સર્વ કુટુંબીજનો તેમની સાથે હતાં અને તેમની હાજરીમાં તેમણે નંદ મહારાજના હાથ પકડયા અને તેમને આમ સંબોધન કર્યું : “મારા વહાલા બંધુ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે સ્નેહના બંધન તરીકે જાણીતી, બંધનની મોટી બેડી ઉત્પન્ન કરી છે. હું ધારું છું કે મોટા મોટા ઋષિમુનિઓ અને સાધુઓ માટે આવા સ્નેહના બંધનને કાપવું અત્યંત મુશ્કેલ છે. મારા વહાલા બંધુ, તમે મારી પ્રત્યે, સ્નેહની એવી લાગણીઓ દર્શાવી છે જે હું પાછી વાળવા શક્તિમાન નથી. તેથી, હું ધારું છું કે હું કૃતઘ્ની છું. તમે સંતપુરુષોને છાજે તેવાં જ લક્ષણો દર્શાવ્યાં છે, પરંતુ હું તેનો કોઈ દિવસ બદલો વાળવાને શક્તિમાન નહીં થાઉં. તમારા મૈત્રીપૂર્ણ વ્યવહારનો બદલો વાળવા માટે મારી પાસે સાધન નથી. છતાં મને વિશ્વાસ છે કે તમારું સ્નેહનું બંધન કદી જર્જરિત નહીં થાય. તમને બદલો આપવાની મારી અશક્તિ હોવા છતાં, તમારો મૈત્રીપૂર્ણ સંબંધ તો ચાલુ રહેવો જ જોઈએ. મને આશા છે કે મારી આવી અશક્તિ બદલ તમે મને ક્ષમા કરશો.

“મારા વહાલા બંધુ, હું કારાવાસમાં પડયો તેની શરૂઆતમાં હું એક મિત્ર તરીકે તમારી સેવા ન કરી શકયો, અને હાલની ક્ષણે હું ખૂબ સમૃદ્ધ છું. મારી ભૌતિક સમૃદ્ધિને લીધે, હું અંધ બન્યો છું, તેથી આ સમયે પણ હું તમને સંતોષ આપી શકતો નથી, મારા વહાલા બંધુ, તમે એટલા સરસ અને નમ્ર છો કે તમે બીજાંઓનું સર્વ રીતે સન્માન કરો છો, પરંતુ તમે તમારા પોતાના માટે કોઈ પણ રીતે માન મેળવવાની દરકાર કરતા નથી. જે મનુષ્યે જીવનમાં મંગળમય વિકાસ કરવો હોય, તેણે એટલી બધી ભૌતિક

સંપત્તિ એકઠી ન કરવી કે જેથી તે અંધ બને, અને મદમાં છકી જાય, પરંતુ તેણે પોતાના મિત્રો તથા સગાંવહાલાંની સંભાળ રાખવી ઘટે."

જ્યારે વસુદેવ આ રીતે નંદ મહારાજ પ્રતિ બોલતા હતા ત્યારે, તેઓ નંદ મહારાજની મૈત્રીપૂર્ણ ગાઢ લાગણીઓ અને તેમને માટે નંદ રાજાએ આદરેલી પરમાર્થી પ્રવૃત્તિઓથી પ્રભાવિત થયા. આથી, તેમની આંખો આંસુઓથી ઊભરાઈ અને તે રુદન કરવા લાગ્યા પોતાના મિત્ર વસુદેવને પ્રસન્ન કરવાની ઇચ્છાથી, અને કૃષ્ણ ભગવાન તથા બલરામના સ્નેહના બંધનથી બંધાયેલા હોવાથી, નંદ મહારાજે તેમના સહવાસમાં ત્રણ માસ ગાળ્યા. આ સમયને અંતે, સર્વ યાદવોએ વૃંદાવનવાસીઓને પ્રસન્ન કરવા માટે તેઓ ધરાઈ જાય એટલા પ્રયત્ન કર્યો. યદુવંશના સભ્યોએ નંદ મહારાજ અને તેમના સાથી-ઓને વસ્ત્રો, અલંકારો તથા બીજી ઘણી વસ્તુઓ અર્પણ કરીને સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો, અને તેઓ સર્વે સંપૂર્ણ રીતે સંતુષ્ટ થયા. ઉદ્ધવજી તથા યદુવંશના બીજા સર્વ સભ્યોએ, પોતપોતાની અંગત વસ્તુઓ નંદ મહારાજ અને તેમના સાથીઓને ભેટ આપી. નંદ મહારાજને આ બધી વિદાયવેળાની ભેટો પ્રાપ્ત થયા પછી, તે અને તેમના સાથીઓ વ્રજભૂમિ, વૃંદાવન જવા નીકળ્યા. પરંતુ વૃંદાવનવાસીઓનાં મન કૃષ્ણ તથા બલરામના સાથે આવ્યા નહીં તેથી તેઓ સર્વે પોતાનાં મન પાછળ મૂકીને વૃંદાવન જવા નીકળ્યા

જ્યારે વૃષ્ણિ કુટુંબના સર્વ સભ્યોએ, પોતાના સર્વ મિત્રો અને મુલાકાતીઓને છૂટા પડતા જોયા ત્યારે, તેમણે નિહાળ્યું કે, વર્ષાઋતુ આવી પહોંચી હતી તેથી તેમણે દ્વારકા પાછા ફરવાનો નિર્ણય કર્યો. તેઓ સંપૂર્ણ રીતે સંતુષ્ટ હતા. કારણ તેઓ કૃષ્ણને પોતાનું સર્વસ્વ ગણતા હતા. જ્યારે તેઓ દ્વારકા પાછા ફર્યા ત્યારે તેઓ વસુદેવજીએ કરેલા યજ્ઞનું વર્ણન, તેમના વિવિધ મિત્રો તથા હિતેચ્છુઓ વચ્ચે થયેલુ તેમનું મિલન, અને બીજા જે કાંઈ વિવિધ પ્રસંગો તેમણે યાત્રાનાં સ્થળોના પ્રવાસ દરમ્યાન થયેલા એનું ખૂબ જ સંતોષપૂર્વક વર્ણન કરવા લાગ્યા



# ૮૪ કૃષ્ણ ભગવાને વસુદેવને કરેલો દિવ્ય ઉપદેશ અને દેવકીના મૃત્યુ પામેલા છ પુત્રોનું પુનરાગમન

એક એવો વૈદિક રિવાજ છે કે, કુટુંબના નાની વયના સભ્યોએ રોજ સવારમાં વડીલોને વંદન કરવું જોઈએ. ખાસ કરીને બાળકે તેમ જ શિષ્યોએ સવારના પહોરમાં માતાપિતા અને આધ્યાત્મિક ગુરુને વંદન કરવું જોઈએ. આ વૈદિક સિદ્ધાંત પ્રમાણે કૃષ્ણ ભગવાન અને બલરામ તેમના પિતાશ્રી વસુદેવ તેમ જ તેમની પત્નીઓને વંદન કરતા. એક દિવસ, કુરુક્ષેત્રમાં યજ્ઞસમારંભ પૂરો થતાં પાછા ફર્યા પછી, જ્યારે કૃષ્ણ ભગવાન અને બલરામ વસુદેવને વંદન કરવા ગયા ત્યારે, વસુદેવે પોતાના બંને પુત્રોની ઉચ્ચ ગૌરવશાળી કક્ષાની કદર કરવાની તક લીધી. વસુદેવને યજ્ઞમંડપમાં ઉપસ્થિત રહેલા મોટા મોટા ઋષિમુનિઓ પાસેથી કૃષ્ણ અને બલરામની કક્ષા સમજવાની તક સાંપડેલી. તેમણે કેવળ ઋષિમુનિઓ પાસેથી શ્રવણ કરેલું એટલું જ નહીં પરંતુ, ઘણા પ્રસંગોમાં, તેમણે સાચેસાચ કૃષ્ણ તથા બલરામ સાધારણ મનુષ્યો ન હતા, એવો અનુભવ કરેલો. એટલું જ નહીં પરંતુ, તેઓ અત્યંત અસામાન્ય હતા, એની પણ પ્રતીતિ કરેલી, આમ તેમને ઋષિમુનિઓના શબ્દોમાં શ્રદ્ધા હતી કે, પોતાના પુત્રો કૃષ્ણ તથા બલરામ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા.

પોતાના પુત્રોમાં દૃઢ શ્રદ્ધા સહિત વસુદેવજીએ તેમને આમ સંબોધન કર્યું: "મારા વહાલા કૃષ્ણ, તમે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સચ્ચિદાનંદ વિગ્રહ છો. અને મારા વહાલા

બલરામ, તમે સર્વ યૌગિક શક્તિઓના સ્વામી સંકર્ષણ છો. મને હવે ખ્યાલ આવ્યો છે કે તમે અનંત છો. તમે બંને, ભૌતિક સૃષ્ટિ અને તેના કારણથી પર એવા સર્વોચ્ચ પુરુષ મહાવિષ્ણુ છો. તમે સર્વેના આદિ નિયંતા છો. તમે આ પ્રગટ વિશ્વનું આશ્રયસ્થાન છો. તમે તેના સર્જક છો. અને વળી તમે તેના સર્જનાત્મક તત્ત્વો પણ છો. તમે આ પ્રગટ વિશ્વના સ્વામી છો. અને હકીકતમાં આ પ્રગટ વિશ્વનું સર્જન કેવળ તમારાં લીલાચરિત્રો માટે જ થયું છે.

"વિવિધ કાળ-સૂત્રો અનુસાર ઉદ્‌ભવતા આ પ્રગટ વિશ્વના આદિથી તે અંત સુધીમાં જણાયેલા વિવિધ ભૌતિક તબક્કાઓ તમે જ છો. કારણ કે, તમે આ સૃષ્ટિના કારણ તેમ જ કાર્ય છો. આ ભૌતિક જગતનાં બે સ્વરૂપો સ્વામી અને સેવક પણ તમે જ છો. અને એ સર્વથી પર એવા સર્વોચ્ચ દિવ્ય નિયામક તમે છો. એટલે, તમે અમારી ઈન્દ્રિયોથી પર છો. તમે અજન્મા અને અપરિવર્તનશીલ પરમાત્મા છો. ભૌતિક શરીરમાં થઈ રહેલા છ પ્રકારનાં પરિવર્તનોની તમારા પર અસર થતી નથી. આ ભૌતિક જગતના આશ્ચર્યજનક વૈવિધ્યનું પણ તમે સર્જન કર્યું છે, અને તમે પ્રત્યેક જીવાત્મામાં, અને અણુપરમાણુ સુધ્ધાંમાં પરમાત્મા તરીકે પ્રવેશ કર્યો છે. દરેક વસ્તુના પોષણહાર પણ તમે જ છો."

"દરેક વસ્તુમાં, કામ કરી રહેલી જીવનશક્તિ અને તેમાંથી ઉદ્‌ભવતી સર્જનશક્તિ સ્વતંત્ર રીતે કામ કરતી નથી. પરન્તુ આ શક્તિઓની પાછળ, રહેલા તમને એટલે સર્વોચ્ચ પુરુષને આધીન છે. તમારી ઇચ્છા વિના, તે કામ કરી શકતી નથી ભૌતિક શક્તિનો પરિચય થઈ શકતો નથી. તમારી ઉત્તેજિત પ્રેરણા મળ્યા વિના તે સ્વતંત્ર રીતે કામ કરી શકતી નથી. ભૌતિક પ્રકૃતિ તમારે આધીન હોવાને લીધે જીવાત્માઓ કેવળ કામ કરવાનો પ્રયત્ન કરી શકે છે. પરંતુ તમારી સંમતિ અને ઇચ્છા વિના તેઓ કોઈ વસ્તુ કરી શકતા નથી અથવા મનવાંછિત પરિણામ પ્રાપ્ત કરી શકતા નથી.

"આદ્યશક્તિ, પણ તમારામાંથી જ પ્રગટી છે. મારા વહાલા પ્રભુ, ચંદ્રનો પ્રકાશ, અગ્નિની ઉષ્મા, સૂર્યનાં કિરણો, તારાઓનો ઝગમગાટ, અત્યંત સામર્થ્ય દર્શાવતો વીજળીનો પ્રકાશ, પર્વતોનું ગુરુત્વ, પૃથ્વીની શક્તિ અને તેના રસાસ્વાદના ગુણો – એ સર્વે તમારા વિવિધ સ્વરૂપો છે. જળનો વિશુદ્ધ સ્વાદ અને સમગ્ર જીવનનું પોષણ કરતી જીવનશક્તિ આપનાં જ લક્ષણો છે. જળ અને એનો સ્વાદ પણ તમે જ છો.

"મારા વહાલા પ્રભુ, શરીરની અંદર રહેલાં પ્રાણતત્ત્વોની વિવિધ શક્તિ દ્વારા, ઇન્દ્રિયોને શક્તિ તેમ જ વિચાર, ઇચ્છા, તથા લાગણીઓની માનસિકશક્તિ, અને શરીરને બળ, ગતિ અને વિકાસ પ્રાપ્ત થાય છે, પરંતુ તેઓ સર્વે વાસ્તવમાં તો તમારાં

શક્તિનાં પ્રગટ સ્વરૂપો છે. બાહ્યાવકાશનો વિશાળ વિસ્તાર તમારા આશ્રયે રહે છે. આકાશમાં આંદોલન, તેની ગર્જના, પરમ ધ્વનિ ૐકાર, અને એક વસ્તુનું બીજીથી ભિન્નત્વ દર્શાવતા વિવિધ શબ્દોની વ્યવસ્થા એ તમારું ધ્વનિ પ્રતીકાત્મક સ્વરૂપ છે. દરેક વસ્તુ તમે છો. ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના નિયંતાઓ, દેવતાઓ, ઇન્દ્રિયોના હેતુ જેવી જ્ઞાનપ્રાપ્તિ અને સાથે સાથે જ્ઞાનનો વિષય એ સર્વે તમે જ છો. બુદ્ધિનો નિર્ણય અને જીવાત્માની કુશાગ્ર સ્મૃતિ પણ તમે છો. તમે આ ભૌતિક જગતના કારણરૂપ અજ્ઞાનમાં રહેલા તમોગુણી સિદ્ધાંત છો. ઇન્દ્રિયોના કારણ રૂપ જાગૃતિ લાવનાર રજોગુણનો અહંકારી સિદ્ધાંત છો. અને ભૌતિક જગતના વિવિધ નિયંત્રણાત્મક દેવતાઓના મૂળ સ્વરૂપ એવા સત્ત્વગુણના અહંકારી સિદ્ધાંત છો. બદ્ધ જીવાત્માને સતત રીતે એક સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમાં ભટકાવનાર ભ્રામક શક્તિ અથવા માયા પણ તમે જ છો.

"મારા વહાલા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર! જે રીતે વિવિધ પ્રકારનાં વૃક્ષો, છોડ અને એના જેવાં જ વિવિધ પ્રકારનાં પ્રગટ સ્વરૂપોનું આદિ કારણ પૃથ્વી છે, તેવી જ રીતે, તમે સર્વ કારણોના આદિ કારણ છો. જે રીતે પૃથ્વીનું તત્ત્વ દરેક વસ્તુમાં રહેલું હોય છે તેમ, તમે આ ભૌતિક વિશ્વમાં પરમાત્મા તરીકે વિદ્યમાન છો. તમે સર્વ કારણોના સર્વોચ્ચ કારણરૂપ સનાતન સિદ્ધાંત છો. હકીકતમાં, દરેક વસ્તુ તમારી એક જ શક્તિનું પ્રગટ સ્વરૂપ છે. ભૌતિક પ્રકૃતિના ત્રણ ગુણ—સત્ત્વ, રજસ્ અને તમસ્—અને તેમની આંતરક્રિયાઓને તમારા માધ્યમ જેવી યોગમાળા તમારી સાથે સાંકળે છે. તેઓ સ્વતંત્ર મનાય છે. પરંતુ હકીકતમાં તો તે તમારા પરમાત્માસ્વરૂપ પર સાચેસાચ આધાર રાખનાર એકત્રિત ભૌતિક શક્તિ છે. તમે દરેક વસ્તુના પરમ કારણ છો તેથી, ભૌતિક પ્રગટ સ્વરૂપમાં વ્યક્ત થતી,—જન્મ, અસ્તિત્વ, વિકાસ, રૂપાંતર, ક્ષય, અને વિલય એ બધી આંતરક્રિયાઓ તમારામાં હોતી નથી. તમારી સર્વોચ્ચ શક્તિ યોગમાયા વિવિધ સ્વરૂપે કામ કરી રહી છે, પરંતુ યોગમાયા તમારી શક્તિ હોવાથી તમે સર્વવ્યાપી છો."

ભગવદ્‌ગીતાના નવમા પ્રકરણમાં આ હકીકતને ખૂબ જ સુંદર રીતે સમજાવવામાં આવી છે, "મારા નિર્વિશેષ સ્વરૂપે, હું સમગ્ર ભૌતિકશક્તિમાં પ્રસરેલો છું. દરેક વસ્તુ મારામાં આધાર રાખે છે, પરંતુ હું ત્યાં નથી". વસુદેવે પણ આ જ વિધાન કર્યું છે. તે સર્વ સ્થળે વિદ્યમાન નથી એમ કહેવાનો અર્થ એવો થાય કે, તે દરેક વસ્તુથી અલિપ્ત છે, જોકે એમની શક્તિ દરેક સ્થળે કામ કરી રહી છે. આ વસ્તુ એક પ્રાકૃત ઉદાહરણ ઉપરથી સમજી શકાય: મોટા ઉદ્યોગમાં સર્વોચ્ચ માલિકની વ્યવસ્થા અથવા શક્તિ, ઉદ્યોગના દરેકેદરેક ખૂણામાં કામ કરતી હોય છે, પરંતુ એનો અર્થ એવો નહીં કે મૂળ માલિક ત્યાં હાજર છે. પરંતુ કામદારને દરેક વિભાગમાં અને દરેક વાતાવરણમાં માલિકની હાજરી જણાય છે. દરેક વિભાગમાં માલિકની ભૌતિક હાજરી કેવળ

ઔપચારિક વિધિ છે. હકીકતમાં, દરેક જગાએ તેની શક્તિ કામ કરી રહી છે. તે જ પ્રમાણે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું સર્વવ્યાપકપણું તેમના ઐશ્વર્યની પ્રવૃત્તિઓમાં જણાય છે. તેથી પરમેશ્વર સાથેની અકળ એકતા અને ભિન્નતાનું તત્ત્વજ્ઞાન દરેક જગાએ સ્વીકારાયેલું છે. ભગવાન એક છે, પરંતુ તેમની શક્તિઓ વિધવિધ છે

વસુદેવ બોલ્યા, "આ ભૌતિક જગત મોટી વહી રહેલી નદી જેવું છે, અને એની લહરીઓ ભૌતિક પ્રકૃતિના સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ છે. આ ભૌતિક શરીર તેમ જ ઇન્દ્રિયો, વિચાર, લાગણી, અને ઇચ્છાની શક્તિઓ અને સુખ, દુ:ખ, આસક્તિ, અને વાસનાના તબક્કાઓ—એ પ્રકૃતિના ત્રણ ગુણોનાં વિવિધ ઉત્પાદનો છે. આ સર્વેમાં આ સર્વે ભૌતિક આંતરક્રિયાઓથી પર એવા તમારા દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકતો નથી, તેવો મૂર્ખ મનુષ્ય સકામ પ્રવૃત્તિઓની જંજાળમાં ફસાયેલો રહે છે અને તે જન્મ તથા મરણની સતત પ્રક્રિયાનો ભોગ બને છે, અને મુક્ત બનવાની એક પણ તક તેને મળતી નથી."

આ વસ્તુ પણ, ભગવદ્ગીતાના ચોથા પ્રકરણમાં ભગવાને વિવિધ રીતે પ્રતિપાદિત કરી છે. એમાં એમ કહ્યું છે કે જે કોઈ મનુષ્ય સર્વોચ્ચ કૃષ્ણ ભગવાનના પ્રાગટ્ય અને પ્રવૃત્તિઓને જાણે છે, તે ભૌતિક પ્રકૃતિના પંજામાંથી મુક્ત થઈ પરમેશ્વર પાસે પાછો જાય છે. એટલે કૃષ્ણનાં દિવ્ય નામ, રૂપ, પ્રવૃત્તિઓ અને ગુણ, આ ભૌતિક પ્રકૃતિના ઉત્પાદન નથી.

વસુદેવે આગળ ચાલતાં જણાવ્યું, "મારા વહાલા પ્રભુ, બદ્ધાત્માની આ સર્વે ત્રુટિઓ હોવા છતાં, જો કોઈ મનુષ્ય કોઈ કારણસર, ભક્તિમય સેવામાં જોડાય, તો તેને આ સુ-સંસ્કારી વિકસિત ભાવનામય મનુષ્યદેહ મળે છે અને તેથી તે ભક્તિમય સેવામાં આગળ પ્રગતિ કરવા માટે શક્તિમાન બને છે. તેમ છતાં, બહિરંગ શક્તિથી અંજાયેલા લોકો સામાન્ય રીતે આ માનવદેહના લાભનો ઉપયોગ કરતા નથી. આમ તેઓ સનાતન સ્વાતંત્ર્યની તક ગુમાવે છે, અને હજારો જન્મને અંતે, તેમણે કરેલો વિકાસ અનાવશ્યક રીતે વેડફી નાંખે છે.

"જીવન પરત્વેના દૈહિક ખ્યાલમાં, મિથ્યા અહંકારને લીધે મનુષ્યદેહની સંતતિ પ્રતિ આસક્તિ રહે છે, અને બદ્ધજીવનમાં રહેલો દરેક મનુષ્ય મિથ્યા સંબંધો અને મિથ્યા સ્નેહમાં ફસાય છે. સમગ્ર જગત ભૌતિક બંધન વિશેની આવી ભ્રામક અસર નીચે સરિ ફરી રહ્યું છે. હું જાણું છું કે તમારા બંનેમાંથી કોઈ જ મારા પુત્રો નથી; તમે આદિ પુરુષ અને સર્જનહાર, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો અને પ્રધાન પુરુષ તરીકે જણાઓ છો. પરંતુ આ પૃથ્વીના પટ .પર, જે ક્ષત્રિય રાજાઓ બિનજરૂરી રીતે પોતાની લશ્કરી

તાકાતમાં વધારો કરે છે તેમનો સંહાર કરીને દુનિયાનો બોજો હળવો કરવા માટે તમે પ્રગટ થયા છો. આ વિશે ભૂતકાળમાં તમે કયારનીય માહિતી મને આપી છે. મારા વહાલા પ્રભુ, તમે શરણાગત આત્માનું આશ્રયસ્થાન અને રંક અને નમ્ર લોકોના સર્વોચ્ચ હિતેચ્છુ છો. મનુષ્યને ભૌતિક સૃષ્ટિની જંજાળમાંથી મુક્તિ આપી શકે તેવાં એક માત્ર તમારાં ચરણકમળમાં હું આશ્રય લઉં છું.

"દીર્ઘકાળ પર્યંત મેં આ શરીરને જ મારી જાત ગણી અને તમે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હોવા છતાં, મેં તમને મારા પુત્ર ગણ્યા. મારા વહાલા પ્રભુ, જે ક્ષણે તમે કંસના કારાગારમાં પ્રગટ થયા, તે જ ક્ષણે, મને એવી માહિતી આપવામાં આવેલી કે, તમે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા, અને તમે ધાર્મિક સિદ્ધાંતોના રક્ષણ માટે તેમ જ અશ્રદ્ધાળુના વિનાશ માટે અવતાર ધર્યો હતો. અજન્મા હોવા છતાં, તમારું જીવનલક્ષ્ય સિદ્ધ કરવા માટે તમે યુગે યુગે અવતરો છો. મારા વહાલા પ્રભુ, જેમ આકાશની અંદર ઘણાં સ્વરૂપો પ્રગટે છે અને અંતર્ધાન થાય છે; તે પ્રમાણે તમે પણ ઘણાં સનાતન સ્વરૂપોમાં પ્રગટો છો અને અંતર્ધાન થાઓ છો. તેથી તમારાં લીલાચરિત્ર અથવા તમારા પ્રાગટ્યના રહસ્યને અને અંતર્ધાનને કોણ સમજી શકે છે! અમારું એકમાત્ર કર્તવ્ય, તમારી સર્વોચ્ચ મહત્તાનો યશ ગાવા માટે હોવો જોઈએ."

જ્યારે વસુદેવ એ રીતે પોતાના દૈવી પુત્રોને સંબોધી રહ્યા હતા ત્યારે, કૃષ્ણ ભગવાન અને બલરામ સ્મિત કરતા હતા. તેઓ પોતાના ભક્તો પ્રત્યે અત્યંત દયાળુ હોય છે. તેમણે કૃપા કરીને વસુદેવના સર્વ મૂલ્યાંકનને સ્મિત કરતાં કરતાં સ્વીકાર્યું, ત્યાર પછીથી કૃષ્ણ વસુદેવનાં સર્વ વિધાનોનો આ રીતે સ્વીકાર કરવા લાગ્યા : મારા વહાલા પિતાજી, તમે ગમે તેમ કહો, આખરે તો અમે તમારા પુત્રો છીએ. અમારા વિષે તમે જે કહ્યું છે તે નિ:શંક રીતે ઉચ્ચ પ્રકારના આધ્યાત્મિક જ્ઞાનની તાત્ત્વિક સમજ છે. હું એને વિના અપવાદે સંપૂર્ણ રીતે સ્વીકારું છું."

વસુદેવ, કૃષ્ણ ભગવાન અને બલરામને પોતાના પુત્રો તરીકે ગણવામાં જીવનનું પૂર્ણત્વ દર્શાવતા હતા, પરંતુ કુરુક્ષેત્રના તીર્થસ્થાને ઉપસ્થિત રહેલા ઋષિમુનિઓએ ભગવાન વિશે એમ કહેલું કે, તે દરેક વસ્તુનું સર્વોચ્ચ કારણ છે. તેથી વસુદેવે એ જ વસ્તુનો કૃષ્ણ અને બલરામ પ્રત્યેના પોતાના સ્નેહને લીધે, કેવળ પુનરુચ્ચાર કર્યો, કૃષ્ણ ભગવાન વસુદેવ સાથેના પિતા અને પુત્ર વચ્ચેના પોતાના સંબંધમાંથી ચલિત થવા માગતા ન હતા; તેથી તેમના જવાબની શરૂઆતમાં જ તેમણે એ હકીકત સ્વીકારી કે, પોતે વસુદેવના સનાતન પુત્ર છે. અને વસુદેવ કૃષ્ણના સનાતન પિતા છે. આ પછીથી કૃષ્ણ ભગવાને તેમના પિતાને સર્વ જીવાત્માઓના આધ્યાત્મિક સ્વરૂપ વિશે માહિતી આપી. તેમણે આગળ ચાલતાં જણાવ્યું, મારા વહાલા પિતા, મારા અને મારા ભાઈ બલરામને માંડીને દરેક મનુષ્ય,

તથા દ્વારકાનાં સર્વ નગરજનો, અને સમગ્ર પ્રગટવિશ્વ તમે જેવું સમજાવ્યું બરાબર એવું જ છે, પરંતુ આપણે સર્વે પણ ગુણાત્મક દૃષ્ટિએ એક છીએ.

કૃષ્ણ ભગવાન વસુદેવ વિશે એવું ઈચ્છતા હતા, કે તેઓ પ્રથમ કક્ષાના ભક્ત તરીકે દરેક વસ્તુનું દર્શન કરે. પ્રથમ કક્ષાનો ભક્ત, સર્વ જીવાત્મા સર્વોચ્ચ પ્રભુના અવિભાજ્ય અંશ છે, અને સર્વોચ્ચ પ્રભુ દરેક મનુષ્યના હૃદયમાં વસે છે એ રીતે જુએ છે, હકીકતમાં, દરેક જીવાત્માનું આધ્યાત્મિક સ્વરૂપ છે, પરંતુ ભૌતિક વિશ્વના સંબંધમાં કોઈ વ્યક્તિની ઉપર ભૌતિક પ્રકૃતિના ગુણોની અસર થાય છે. જીવન પરત્વેના શારીરિક ખ્યાલના આવરણથી, પોતાનો દિવ્યાત્મા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના જેવા જ ગુણ ધરાવે છે, એને ભૂલી જાય છે. મનુષ્ય ભૂલથી, એક વ્યક્તિને બીજી વ્યક્તિ કરતાં, કેવળ તેમના ભૌતિક શારીરિક આવરણમાં ઢંકાયેલા હોવાને લીધે જુદી ગણે છે. શરીરોના સ્વરૂપના આ ભેદને લીધે દિવ્યાત્મા આપણી સમક્ષ ભિન્ન રીતે દેખાય છે.

ત્યાર પછી, કૃષ્ણ ભગવાને પાંચ ભૌતિક તત્ત્વોનો સુંદર દાખલો આપ્યો. જેમ કે આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એ પાંચ ભૌતિક તત્ત્વો ભૌતિક જગતમાં દરેક વસ્તુમાં વિદ્યમાન હોય છે. પછી તે માટીનો ઘડો હોય, પર્વતો હોય, વૃક્ષો હોય કે કુંડળ હોય. આ પાંચ તત્ત્વ વિવિધ પ્રમાણ અને ગુણમાં દરેક વસ્તુમાં રહેલાં છે. પર્વત આ પાંચ તત્ત્વોનું સંયોજિત વિશાળકાય સ્વરૂપ છે. અને નાના સરખા માટીના ઘડામાં પણ નાના કદવાળાં એ જ તત્ત્વો છે. તેથી સર્વ ભૌતિક વસ્તુઓ જુદા જુદા આકાર અને જુદા જુદા કદવાળી હોવા છતાં, તેમનામાં એ જ તત્ત્વો છે. એ જ રીતે, વિષ્ણુતત્ત્વ અને લાખો વિષ્ણુ સ્વરૂપો સહિત કૃષ્ણ ભગવાનથી માંડીને સર્વ જીવાત્માઓ, અને બ્રહ્માજી-થી માંડીને નાની કીડી સુધીનાં વિવિધ સ્વરૂપો ધરાવતા જીવાત્માઓ એ સર્વે ગુણની દૃષ્ટિએ એક જ ચૈતન્ય તત્ત્વ ધરાવે છે. કેટલાકનું કદ મોટું છે, કેટલાકનુ નાનું છે, પરંતુ ગુણાત્મક રીતે, તેઓ એક જ સ્વભાવવાળા છે તેથી ઉપનિષદોમાં એ વસ્તુનો સ્વીકાર થયેલો છે કે, કૃષ્ણ, અથવા પરમેશ્વર સર્વ જીવાત્માઓમાં મુખ્ય છે, અને તે તેમનું પોષણ કરે છે. તેમ જ તેમની જીવનની સર્વ જરૂરિયાતો પૂરી પાડે છે. જો કોઈ મનુષ્ય આ તત્ત્વજ્ઞાન જાણે છે તે પૂર્ણજ્ઞાન ધરાવે છે. વૈદિક ઋચા "तत्त्वमसि" "તું એ જ છે"-નો અર્થ એમ નથી કે દરેક મનુષ્ય ભગવાન છે, પરંતુ દરેક મનુષ્ય ભગવાનના જેવા જ ગુણ ધરાવે છે.

આધ્યાત્મિક જીવનના સમગ્ર તત્ત્વજ્ઞાનનો કૃષ્ણ પાસેથી સંક્ષિપ્ત સારાંશ સાંભ-ળીને, વસુદેવ પોતાના પુત્રોથી અત્યંત પ્રસન્ન થયા. આ પ્રમાણે ઉચ્ચસ્થાન પર જવાથી તે બોલી ન શક્યા, પરંતુ મૌન રહ્યા. દરમ્યાન કૃષ્ણ ભગવાનના ચાહક

દેવકીજી તેમના પતિની બાજુમાં બેઠાં. પહેલાં તેમણે સાંભળ્યું હતું કે, કૃષ્ણ તથા બલરામ બંને જણા તેમના ગુરુ પર એટલા બધા કૃપાળુ હતા કે, તેઓ ગુરુના મરી ગયેલા પુત્રોને મૃત્યુના નિયંતા યમરાજના પાશમાંથી પાછા લાવેલા. દેવકીજીએ આ પ્રસંગ સાંભળેલો, તેથી કંસે મારી નાખેલા તેમના પોતાના પુત્રો વિશે પણ વિચાર કરતાં હતાં અને તેમની યાદ આવવાથી તે અત્યંત ઉદાસ થઈ ગયાં.

પોતાના મૃત્યુ પામેલા પુત્રો પ્રત્યે લાગણી હોવાથી દેવકીજી, કૃષ્ણ ભગવાન તથા બલરામને આ પ્રમાણે વિનંતી કરવા લાગ્યાં : "મારા વહાલા બલરામ, તારું નામ એમ સૂચવે છે કે, તું દરેક મનુષ્યને સર્વ આનંદ અને સર્વશક્તિ પ્રદાન કરે છે. તારી અમર્યાદિત શક્તિને અમારાં મન પહોંચી શકે તેમ નથી. અને મારા વહાલા કૃષ્ણ, તમે સર્વ રહસ્યમય યોગીઓના પણ યોગી છો. હું એ પણ જાણું છું કે તમે બ્રહ્મા જેવા પ્રજાપતિઓ અને તેમના હાથ નીચેના માણસોના સ્વામી છો, અને તમે આદિ પુરુષ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નારાયણ છો. હું એ પણ ચોક્કસ જાણું છું કે તમે અનેક સમયે ગેરમાર્ગે ગયેલા સર્વ પ્રકારના દુર્જનોનો નાશ કરી નાંખવા માટે અવતાર ધારણ કર્યો છે. જેમણે તેમનાં મન અને ઇન્દ્રિયો પર સંયમ ગુમાવ્યો છે, સત્ત્વગુણમાંથી જેમનું પતન થયું છે, અને જેમણે ઉચ્છૃંખલ અને ઉડાઉ જીવન જીવીને ઇરાદાપૂર્વક પ્રગટ શાસ્ત્રોના માર્ગદર્શનની ઉપેક્ષા કરી છે, એવા દુર્જન રાજાઓનો વધ કરીને, દુનિયાનો બોજો હળવો કરવા માટે, તમે પૃથ્વી પર અવતાર ધારણ કર્યો છે. મારા વહાલા કૃષ્ણ, અને ખબર છે કે, પ્રગટ વિશ્વના કારણ સમુદ્રમાં શયન કરી રહેલા મહાવિષ્ણુ, જે આ સમગ્ર વિશ્વનું કારણ છે, તે કેવળ તમારો અંશ વિસ્તાર છે. આ પ્રગટ વિશ્વના સર્જન પોષણ અને વિનાશ તમારા આંશિક વિસ્તાર દ્વારા થાય છે. એટલે હું, સંપૂર્ણપણે તમારા શરણે આવું છું. મેં સાંભળ્યું છે કે, જ્યારે તમે તમારા ગુરુ, સાંદીપનિ મુનિને ગુરુદક્ષિણા આપવા જણાવ્યું અને તેમણે પોતાનો મરી ગયેલો પુત્ર પાછો લાવવા તમને કહ્યું ત્યારે, તરત જ તમે અને બલરામે, ઘણા સમય પહેલાં તે પુત્રો મૃત્યુ પામેલા હતા છતાં તેમને યમરાજની કેદમાંથી લાવેલા. આ કાર્યથી હું એમ સમજું છું કે, તમે સર્વ રહસ્યમય યોગીઓના સર્વોચ્ચ સ્વામી છો, તેથી હું તમને એ જ રીતે મારી ઇચ્છા પૂરી કરવા જણાવું છું. બીજા શબ્દોમાં કહું તો કંસે મારી નાખેલા મારા સર્વ પુત્રોને પાછા લાવવા હું તમને વિનવું છું, તમે તેમને પાછા લાવશો તો જ મારા હૃદયને સંતોષ થશે અને તેમને ફરી એક વાર જોતાં જ મને અત્યંત પ્રસન્નતા થશે."

પોતાની માતાને આ પ્રમાણે બોલતાં સાંભળીને, બલરામ પ્રભુ અને કૃષ્ણે તરત જ યોગમાયાને મદદે બોલાવી અને સુતલ નામે જાણીતા નીચે આવેલા ગ્રહમંડળમાં જવા તે ઊપડયા. પહેલાં પોતાના વામન અવતારમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અસુરોના

રાજા બલિ મહારાજ જેમણે પોતાની પાસે રહેલી દરેક વસ્તુ અર્પણ કરેલી તેવા અસુર રાજા બલિ મહારાજથી સંતુષ્ટ થયેલા. ત્યાર પછીથી બલિ મહારાજને તેમના વસવાટ અને રાજ્ય તરીકે સમગ્ર સુતલ અર્પણ કરવામાં આવેલું. હવે જ્યારે આ મહાભક્ત બલિ મહારાજે જોયું કે બલરામ પ્રભુ અને કૃષ્ણ તેમના ગ્રહમાં આવ્યા છે કે તરત જ તે આનંદસિંધુમાં મગ્ન થઈ ગયા. જેવા તેમણે કૃષ્ણ ભગવાન અને બલરામને પોતાની સમક્ષ જોયા કે તરત જ તે અને તેમનાં સર્વ કુટુંબીજનોએ પોતાની બેઠકો પરથી ઊભા થઈ, ભગવાનના ચરણકમળમાં વંદન કર્યું. બલિ મહારાજે કૃષ્ણ ભગવાન તથા બલરામને તેમની બાજુમાં હતી તે સર્વોત્તમ બેઠક આપી. અને જ્યારે બંને ભગવાન આરામથી બેઠા, ત્યારે તે તેમના ચરણકમળનું પ્રક્ષાલન કરવા લાગ્યા. ત્યાર પછીથી તેમણે પોતાના મસ્તક પર અને પોતાનાં કુટુંબીજનોના મસ્તક પર એ ચરણોદક છાંટ્યું. કૃષ્ણ અને બલરામના ચરણકમળને ધોયેલું જળ ભગવાન બ્રહ્માજી જેવા સૌથી મોટા દેવતાઓને પણ શુદ્ધ કરે છે.

ત્યાર પછીથી, બલિ મહારાજ કીમતી વસ્ત્રો, અલંકારો, ચંદનનો લેપ, પાનસોપારી, દીપક તેમ જ વિવિધ અમૃતના જેવો સ્વાદિષ્ટ ખોરાક લાવ્યા અને પોતાનાં કુટુંબીજનો સાથે તેમણે પ્રભુનું પૂજન કર્યું, અને પોતાની સંપત્તિ તથા દેહ પ્રભુના ચરણકમળમાં અર્પણ કર્યાં. બલિરાજને એટલો બધો દિવ્ય આનંદ થયો કે તેમણે વારવાર પ્રભુના ચરણકમળ પકડી લીધા, અને પોતાની છાતી સરસા ચાંપ્યા. તેમ જ કેટલીક વાર તેમણે પોતાના મસ્તક પર મૂક્યા. અને આ રીતે તેઓ દિવ્ય હર્ષ અનુભવી રહ્યા. તેમનાં નયનમાંથી સ્નેહનાં અશ્રુ ખરેખર વહેવા લાગ્યા અને તેમનાં સર્વ રોમાંચ ખડા થઈ ગયાં. તેઓ અવારનવાર રુંધાતા કંઠે ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા, "મારા વહાલા બલરામ, તમે આદિ અનંત દેવ છો. તમે એટલા મહાન છો કે, અનંત દેવ શેષ અને બીજા દિવ્ય સ્વરૂપો મૂળથી તમારા અને કૃષ્ણ ભગવાનમાંથી પ્રગટ થયાં છે. તમે આદિ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો, અને તમારું સનાતન સ્વરૂપ સર્વાનંદમય અને સંપૂર્ણ રીતે પૂર્ણ જ્ઞાનમય છે. તમે સમગ્ર જગતના સર્જક છો. તમે આદિ જ્ઞાનયોગ અને ભક્તિયોગની પદ્ધતિઓની દીક્ષા દેનારા, અને જ્ઞાનના પ્રસારક છો. તમે પરબ્રહ્મ અને આદિ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો, એટલે હું તમારું સર્વ પ્રકારે પૂજન કરું છું. મારા વહાલા પ્રભુઓ, જીવાત્માઓ માટે તમારા દર્શન ખૂબ જ દુષ્કર છે, પરંતુ જ્યારે તમે તમારા ભક્તો પ્રત્યે કૃપાળુ બનો છો ત્યારે તેમના માટે તમારાં દર્શન સુગમ બને છે આપ કેવળ તમારી નિષ્કારણ કૃપાને કારણે અહીં આવવા અને અમારા જેવા માણસો કે સામાન્ય રીતે રજોગુણ અને તમોગુણથી પ્રભાવિત થયેલા હોય છે, તેમને દૃષ્ટિગોચર થવા તમે સંમત થયા છો.

મારા વહાલા પ્રભુ, અમે દૈત્ય અથવા અસુર જાતિમાંથી આવીએ છીએ. અસુરો અથવા આસુરી પ્રકૃતિના મનુષ્યો—ગંધર્વો, સિદ્ધો, વિદ્યાધરો, ચારણો, યક્ષો, રાક્ષસો,

પિશાચો, પ્રેતલોકો, અને ભૂતો સ્વભાવથી જ તમારું પૂજન કરવા માટે અથવા તમારા ભક્તો થવામાં અશક્તિમાન હોય છે. તેઓ, તમારા ભક્તો થવાને બદલે, કેવળ ભક્તિ-માર્ગમાં અવરોધો કરનાર બને છે. પરંતુ, તેમની વિરુદ્ધમાં, તમે સર્વ વેદોનું પ્રતિનિધિત્વ કરનાર અને વાસનારહિત સૌજન્યમાં સ્થિર થયેલા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છો. તમારું સ્થાન હમેશાં દિવ્ય છે, આ કારણે, અમારામાંના કેટલાક, રજોગુણ અને તમોગુણમાં ઉત્પન્ન થયેલા હોવા છતાં, અમે તમારા ચરણકમળનું શરણું સ્વીકારીને, ભક્તો બન્યા છીએ. અમારામાંના કેટલાક સાચેસાચ શુદ્ધ ભક્તો છે અને અમારામાંના કેટલાકે, ભક્તિ દ્વારા કંઈક પ્રાપ્ત કરવાની ઇચ્છાથી, તમારા ચરણકમળનું શરણું સ્વીકાર્યું છે.

"કેવળ તમારી નિષ્કારણ કૃપાથી, અમે અસુરો, તમારા વ્યક્તિત્વમાં પ્રત્યક્ષ સંબંધે રહ્યા છીએ. આ સંબંધ મોટા મોટા દેવતાઓ માટે પણ શક્ય નથી. કોઈને ખબર નથી કે તમે તમારી યોગમાયા શક્તિ દ્વારા કેવી રીતે કામ કરો છો, એટલે સુધી કે દેવતાઓ પણ, તમારી અંતરંગ શક્તિની પ્રવૃત્તિઓના વિસ્તારની ગણતરી કરી શકતા નથી, એટલે અમારા માટે એ જાણવું કેવી રીતે શક્ય બને? તેથી હું તમારી સમક્ષ મારી નમ્ર પ્રાર્થનાઓ કરું છું. સંપૂર્ણ રીતે તમારે શરણે આવેલા એવા મારી પર કૃપા કરીને દયાળુ બનો. અને મારી પર તમારી નિષ્કારણ કૃપા એવી રીતે દર્શાવો કે હું જ જન્મોજન્મ કેવળ તમારા ચરણકમળને સ્મરી શકું. મારી એકમાત્ર મહત્ત્વાકાંક્ષા એટલી જ છે કે, પરમહંસોની જેમ એકલા એકલા ખૂબ જ શાંતચિત્તે હું અહીંતહીં ભ્રમણ કરતો રહું અને કેવળ તમારા ચરણકમળ પર આધાર રાખું. મારી એવી પણ ભાવના છે કે, જો કોઈ મનુષ્ય સાથે મારો સંપર્ક થાય તો, એ કેવળ શુદ્ધ ભક્ત જ હોય અને બીજું કોઈ નહીં. કારણ કે તમારા શુદ્ધ ભક્તો હમેશાં સર્વ જીવાત્માઓના શુભેચ્છકો હોય છે.

"મારા વહાલા પ્રભુ, તમે સર્વોચ્ચ સ્વામીઓ, અને સમગ્ર જગતના સૂત્રધાર છો, તેથી, કૃપા કરીને, મને તમારી સેવામાં લગાડો, અને એ રીતે મને સર્વ ભૌતિક વાસનાઓમાંથી મુક્ત કરો. તમે મને એ રીતે શુદ્ધ કરી શકો છો, કારણ કે જો કોઈ મનુષ્ય પોતાની જાતને આપ નામદારની સ્નેહાળ સેવામાં જોડે, તો તે તરત જ વેદોમાં જણાવેલા સર્વ પ્રકારના નિયામક સિદ્ધાંતોથી મુક્ત બને છે."

અહીં જે 'પરમહંસ' શબ્દ જણાવ્યો છે તેનો અર્થ થાય છે સર્વોચ્ચ હંસ. એમ કહેવાય છે કે હંસ દૂધ અને પાણીમાંથી દૂધ ખેંચી શકે છે. તે કેવળ દૂધ લઈને, જળ તત્ત્વને નકારી શકે છે, તે જ પ્રમાણે જે મનુષ્ય આ ભૌતિક જગતમાંથી આધ્યાત્મિક તત્ત્વ ખેંચી શકે અને જે એકલો જ આ ભૌતિક જગત પર નહીં પરંતુ, સર્વોચ્ચ આત્મા પર આધાર રાખીને એકાંત જીવન જીવે તે પરમહંસ કહેવાય છે. જ્યારે મનુષ્ય પરમહંસ ભૂમિકા પ્રાપ્ત કરે છે, ત્યારે તે વૈદિક આદેશોના નિયામક સિદ્ધાંતો નીચે હોતો નથી. પરમહંસ કેવળ શુદ્ધ ભક્તોનો સંસર્ગ સ્વીકારે છે, અને બીજા ભૌતિક રીતે

આસક્ત લોકોને ત્યજી દે છે. બીજા શબ્દોમાં કહીએ તો ભૌતિક રીતે આસક્ત હોવાથી જે લોકો પરમહંસની કિંમત સમજી શકતા નથી, પરંતુ સદ્‌ભાગ્યે જેઓ આધ્યાત્મિક ક્ષેત્રમાં વિકાસ પામેલા હોવાથી પરમહંસનું શરણું લે છે, અને તેથી આ પ્રમાણે માનવ-જીવનનું અંતિમ ધ્યેય સંપૂર્ણ રીતે સિદ્ધ કરે છે.

કૃષ્ણ ભગવાને બલિ મહારાજની પ્રાર્થનાઓ સાંભળ્યા પછી, તેઓ આ પ્રમાણે બોલ્યા, "મારા વહાલા અસુરરાજ, સ્વાયંભુવ મનુના યુગમાં મરીચિ નામે પ્રજાપતિએ પોતાની પત્ની ઊર્ણાના ગર્ભમાં છ દેવતાઓને પુત્રોરૂપે ઉત્પન્ન કર્યા. એક સમયે, ભગવાન બ્રહ્માજી પોતાની પુત્રીના સૌંદર્યથી મુગ્ધ થવાથી કામાતુર બની તેની પાછળ પાછળ ગયા. તે સમયે આ છ દેવતાઓએ ભગવાન બ્રહ્માજીના તરફ ધિક્કારથી જોયું, દેવતા-ઓએ બ્રહ્માજીના કૃત્યની કરેલી ટીકા એ તેમનો મોટો અપરાધ હતો, અને આ કારણથી તેમને અસુર હિરણ્યકશિપુના પુત્રો તરીકે જન્મ ધરવાની ફરજ પડેલી. એટલે હિરણ્યકશિપુના આ પુત્રો દેવકીમાતાના ગર્ભમાં મુકાયેલા અને તેમનો જન્મ થતાંની સાથે જ કંસે તેમની એક પછી એક હત્યા કરેલી. મારા વહાલા અસુરરાજ, દેવકી માતા ફરીથી આ છ મૃત્યુ પામેલા પુત્રોને સજીવન થયેલા જોવા આતુર છે. અને કંસના હાથે એમનું વહેલું મરણ થયેલું હોવાને લીધે, અત્યંત વ્યથિત છે. હું જાણું છું કે તેઓ સર્વે તમારી સાથે રહે છે. મારી દેવકી માતાને શાંત કરવા માટે મેં તેમને મારી સાથે લઈ જવાનો નિર્ણય કર્યો છે. મારી માતાને જોયા પછી આ સર્વે છએ બદ્ધાત્માઓ મુક્ત થશે અને આમ તેઓનું સ્થાનાન્તર પોતાના મૂળ ગ્રહમાં થશે. આ છ બદ્ધાત્માઓનાં નામ આ પ્રમાણે છે: સ્મર, ઉદ્‌ગીથ, પરિશ્વંગ, પતંગ, ક્ષુદ્રભૃત, અને ઘૃણી. વળી પાછા તેઓને દેવતાઓ તરીકે તેમનું પહેલાંનું સ્થાન પુનઃ પ્રાપ્ત થશે.

અસુર રાજાને જણાવ્યા પછી કૃષ્ણે બોલવું બંધ કર્યું, અને બલિ મહારાજ પ્રભુ-નો હેતુ સમજ્યા. તેમણે તેમનું ભક્તિભાવથી પૂજન કર્યું, અને ત્યાર પછીથી કૃષ્ણ ભગવાન અને બલરામ પ્રભુ છ બદ્ધાત્માઓને લઈને દ્વારકા નગરી પાછા ફર્યા. અહીં તેમણે તે નાનકડા બાળકોને દેવકી માતાની સમક્ષ હાજર કર્યા. દેવકીમાતાના હૃદયમાં અપાર હર્ષ છવાયો, અને માતૃસ્નેહમાં એટલાં બધાં તરબોળ થયાં કે તરત જ તેમના સ્તનમાંથી દૂધની ધારા વહેવા લાગી. અને તેમણે ખૂબ જ સંતોષપૂર્વક બાળકોને સ્તનપાન કરાવ્યાં. તે તેમને પોતાના ખોળામાં ફરીફરીને લેવા લાગ્યાં, તેમનાં મસ્તક સૂંઘવા લાગ્યાં અને વિચાર કરવા લાગ્યાં, "મારા ખોવાઈ ગયેલાં બાળકોને તેણે પાછાં લાવી આપ્યાં!" થોડા સમય માટે તે વિષ્ણુશક્તિથી અભિભૂત થયાં, અને અપૂર્વ માતૃસ્નેહના આવેગમાં પોતાનાં ખોવાઈ ગયેલાં બાળકો સાથે આનંદ કરવા લાગ્યાં. દેવકીના સ્તનનું દૂધ દિવ્યા-મૃત હતું, કારણ કે એ જ દૂધનું કૃષ્ણ ભગવાને પાન કરેલું.

આથી શ્રીકૃષ્ણ ભગવાનના શરીરના સ્પર્શ થયેલા દેવકીજીનાં સ્તનને ધાવેલાં બાળકો તરત જ આત્મસાક્ષાત્કાર પામેલી વ્યક્તિઓ બની જતાં, એટલે બાળકો કૃષ્ણ-ભગવાન, બલરામ, તેમના પિતા, વસુદેવ અને દેવકીમાતાને વંદન કરવા લાગ્યાં. આ પછીથી, તેમને તરત જ પોતપોતાના સ્વર્ગીય ગ્રહોમાં મોકલવામાં આવ્યા.

તેમની વિદાય પછી, દેવકીજી આશ્ચર્યમાં સ્તબ્ધ બની ગયાં કે એમનાં મૃત્યુ પહેલાં બાળકો પાછાં આવ્યાં હતાં, અને ફરીથી એમને પોતપોતાના ગ્રહોમાં મોકલવામાં આવ્યાં હતાં. તે કૃષ્ણ ભગવાનનાં લીલાચરિત્રોનો એવો વિચાર કરીને, આ પ્રસંગો વિશે સમાધાન કરી શક્યા, કે કૃષ્ણ ભગવાનની સર્વ શક્તિઓ અકળ હોવાને લીધે, કોઈ પણ આશ્ચર્યજનક વસ્તુ બની શકે છે. પ્રભુની અકળ અમર્યાદિત શક્તિઓને સ્વીકાર્યા વિના મનુષ્ય, સમજી શકતો નથી કે કૃષ્ણ ભગવાન પરમાત્મા છે. પોતાની અમર્યાદિત શક્તિઓ દ્વારા તે અમર્યાદિત લીલાચરિત્રો પણ કરે છે, અને કોઈ મનુષ્ય એમનું સંપૂર્ણ વર્ણન કરી શકતો નથી કે તે સર્વેને ઓળખી શકતો નથી. શૌનક ઋષિની રાહબરી નીચેના નૈમિષારણ્યના ઋષિમુનિઓની સમક્ષ શ્રીમદ્ ભાગવતમ્ વિશે કથા કરતાં સૂત ગોસ્વામીએ, આ બાબતમાં નીચે પ્રમાણે પોતાનો ચુકાદો આપ્યો.

"મહર્ષિઓ કૃપા કરીને સમજો કે કૃષ્ણ ભગવાનનાં દિવ્ય ચરિત્રો સર્વે સનાતન છે, તે ઐતિહાસિક પ્રસંગોનાં સાધારણ વર્ણનો નથી. આવાં વર્ણન સ્વયં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાથે એકરૂપ છે. તેથી જે કોઈ મનુષ્ય ભગવાનનાં લીલાચરિત્રોનાં આવાં વર્ણનનું શ્રવણ કરે છે એ તરત જ ભૌતિક વાસનાઓમાંથી મુક્ત બને છે. અને જેઓ શુદ્ધ ભક્ત હોય છે તેઓ આ વર્ણનોનું શ્રવણામૃતની જેમ પાન કરે છે. વ્યાસદેવના ઉચ્ચ કક્ષાના ગૌરવશાળી પુત્ર શુકદેવ ગોસ્વામીએ આવા પ્રસંગોનું વર્ણન કર્યું છે. વળી જે કોઈ મનુષ્ય તેમનું શ્રવણ કરે છે, અને જે કોઈ મનુષ્ય એ એમનું વર્ણન કરીને બીજાને શ્રવણ કરાવે છે, તે કૃષ્ણભાવનામય બને છે. અને કેવળ કૃષ્ણભાવનામય મનુષ્યે પોતાના સ્વધામ – ભગવાનની પાસે જવાને પાત્ર બને છે.



# ૮૫ સુભદ્રાહરણ અને શ્રુતદેવ તથા બહુલાશ્વની કૃષ્ણે લીધેલી મુલાકાત

આ પ્રસંગ સાંભળ્યા પછી પરીક્ષિત રાજા, કૃષ્ણ અને તેમનાં લીલાચરિત્રો વિશે સાંભળવા માટે વધારે ને વધારે જિજ્ઞાસુ થયા અને આમ કૃષ્ણ ભગવાનની ઉશ્કેરણીથી તેમના દાદા અર્જુન અને તેમનાં દાદી સુભદ્રાનું કેવી રીતે હરણ કર્યું એ પૂછયું. અર્જુને સુભદ્રાના કરેલ હરણ અને લગ્ન વિશે જાણવા માટે પરીક્ષિત રાજા અત્યંત અધીરા બન્યા હતા.

આમ, શુકદેવ ગોસ્વામી, આ પ્રમાણે વાર્તાનું વર્ણન કરવા લાગ્યા. એક સમયે તમારા મહાપરાક્રમી દાદા અર્જુન કેટલાંક પવિત્ર યાત્રાધામોની મુલાકાત લઈ રહ્યા હતા, અને જ્યારે તેઓ ચારે બાજુઓ પ્રવાસ કરતા હતા તેવામાં પ્રભાસ ક્ષેત્રમાં આવવાનો પ્રસંગ ઊભો થયો પ્રભાસ ક્ષેત્રમાં તેમણે એવા સમાચાર સાંભળ્યા કે અર્જુનના મામા વસુદેવની દીકરી, સુભદ્રાના લગ્ન વિશે બલરામ પ્રભુ વાતચીત કરતા હતા પરંતુ સુભદ્રાના પિતા વસુદેવ અને ભાઈ કૃષ્ણ, બલરામની સાથે સહમત થતા ન હતા. બલરામ, સુભદ્રાનુ લગ્ન દુર્યોધન સાથે કરવાની તરફેણમાં હતા, પરંતુ અર્જુન સુભદ્રાનું પાણિગ્રહણ કરવા માગતા હતા."

જેમ જેમ અર્જુન, સુભદ્રા અને તેના સૌંદર્ય વિશે વિચાર કરવા લાગ્યો, તેમ તેમ તે તેની સાથે પરણવાના વિચારમા વધારે ને વધારે પરવશ થવા લાગ્યો. અને મનમા યોજના ઘડીને તેણે પોતાના હાથમાં ત્રિદડ રાખીને, પોતે વૈષ્ણવ સંન્યાસીનો વેશ ધારણ કર્યો. માયાવાદી સંન્યાસીઓ એક દડ રાખે છે, જ્યારે વૈષ્ણવ સંન્યાસીઓ ત્રણ દંડ રાખે છે. ત્રિદડ એમ સૂચવે છે કે વૈષ્ણવ સંન્યાસી પોતાના મન, વાણી અને શરીરથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સેવા કરવાની પ્રતિજ્ઞા લે છે. ત્રિદડ—સન્યાસ-પદ્ધતિ ઘણા લાબા સમયથી પ્રચારમા છે. અને વૈષ્ણવ સંન્યાસીઓ ત્રિદંડી કહેવાય છે, અથવા કેટલીક વાર ત્રિદંડી સાધુઓ અથવા ત્રિદડી ગોસ્વામીઓ પણ કહેવાય છે.

સામાન્ય રીતે, સંન્યાસીઓએ પ્રચારાર્થે સમગ્ર દેશમાં ભ્રમણ કરતા રહેવાનું હોય છે. પરંતુ ભારતમાં વર્ષાઋતુના ચાર માસ દરમ્યાન એટલે સપ્ટેમ્બરથી ડિસેમ્બર સુધીમાં તેઓ પ્રવાસ કરતા નથી. પરંતુ એક જગ્યાએ આશ્રય લે છે, અને ત્યાંથી આગળ-પાછળ જતા નથી. સંન્યાસીઓમાં આવું એક જ ઠેકાણે રહેવાનું વ્રત ચાતુર્માસ વ્રત કહેવાય છે. જ્યારે સંન્યાસી એક જગ્યાએ ચાતુર્માસ રહે છે, ત્યારે એ જગાના સ્થાનિક રહેવાસીઓ આધ્યાત્મિક રીતે વિકાસ કરવા માટે તેમની હાજરીનો લાભ લે છે. ત્રિદંડી સંન્યાસીના વેશમાં, અર્જુન ચાર માસ દ્વારકા નગરીમાં રહ્યો, અને સુભદ્રાને પોતાની પત્ની કેવી રીતે બનાવી શકાય એની યોજના ઘડવા લાગ્યો. દ્વારકાવાસીઓ તેમ જ બલરામ પ્રભુ અર્જુનને સંન્યાસી વેશમાં ઓળખી ન શક્યા; તેથી તે સર્વેને સત્ય પરિસ્થિતિ જાણ્યા સિવાય, સંન્યાસીને સન્માન અને વંદન અર્પણ કર્યાં.

એક દિવસ બલરામ પ્રભુએ આ વિશિષ્ટ સંન્યાસીને પોતાને ઘેર બપોરનું ભોજન લેવા આમંત્ર્યા. બલરામજીએ સર્વ પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજન સન્માનપૂર્વક તેમને અર્પણ કર્યાં. અને આ કહેવાતો સંન્યાસી, ધરાઈ ધરાઈને જમવા લાગ્યો. બલરામજીને ઘેર જમતાં જમતાં, અર્જુન મોટા મોટા પરાક્રમી પુરુષો અને રાજાઓને પણ અત્યંત મુગ્ધ કરી દે એવી રૂપવતી સુભદ્રા પ્રત્યે જ જોવા લાગ્યો. પોતાના સ્નેહને લીધે, અર્જુનની આંખો ચમકી ઊઠી, અને તે પોતાની તેજસ્વી આંખોથી તેને નીરખવા લાગ્યો. અર્જુને નિર્ણય કર્યો કે, કોઈ પણ રીતે તે સુભદ્રાને પોતાની પત્ની બનાવશે, અને આ તીવ્ર ઇચ્છાને લીધે તેના મનમાં ઉશ્કેરાટ વ્યાપ્યો.

પરીક્ષિત મહારાજના દાદા અર્જુન સ્વયં અલૌકિક સૌંદર્ય ધરાવતા હતા, અને સુભદ્રાને તેમની દેહાકૃતિ અત્યંત આકર્ષક લાગેલી. સુભદ્રાએ પણ પોતાના મનમાં નિર્ણય કર્યો કે તે માત્ર અર્જુનને જ પોતાના પતિ તરીકે સ્વીકારશે. ભલીભોળી કન્યા હોવાથી તે અર્જુન તરફ જોઈને ખૂબ જ પ્રસન્નતાપૂર્વક સ્મિત કરતી હતી. આમ અર્જુન પણ તેમની તરફ વધારે ને વધારે આકર્ષાયો. આ રીતે સુભદ્રાએ અર્જુનને પોતાની જાત સમર્પિત કરી, અને અર્જુને પણ કોઈ પણ રીતે તેને પરણવાનો નિર્ણય કર્યો. દિવસના ચોવીસે કલાક તે સુભદ્રાને પોતાની પત્ની કેવી રીતે બનાવવી તેના એક માત્ર ખ્યાલમાં તલ્લીન રહેતો. તે સુભદ્રાને મેળવવાના વિચારમાં અસ્વસ્થ રહેતો અને ઘડી પણ તેના મનમાં શાંતિ ન હતી.

એક સમયે સુભદ્રા, રથમાં બેસીને મંદિરમાં દેવતાઓના દર્શને રાજમહેલમાંથી બહાર આવી, અર્જુને આ તક ઝડપી લીધી, અને વસુદેવ દેવકીની રજાથી, તેણે તેનું હરણ કર્યું. સુભદ્રાના રથમાં દાખલ થઈને તે જાતે લડવા તૈયાર થયો. પોતે પોતાનું ધનુષ્ય સજ્જ કરીને અને પોતાનાં બાણો ચઢાવીને પોતાને પકડવાના હુકમે સાથે આવેલા

સૈનિકોને દૂર રાખી અર્જુન સુભદ્રાનું હરણ કરી ગયો. જ્યારે આ પ્રમાણે અર્જુન સુભદ્રાનુ હરણ કરી જતો હતો ત્યારે, સુભદ્રાનાં સગાંસંબંધીઓ અને કુટુંબીજનો રુદન કરવા લાગ્યાં. પરંતુ જેમ સિંહ પોતાનો ભાગ પડાવી જતો રહે, તેમ તે સુભદ્રાને લઈને ચાલ્યો ગયો. જ્યારે બલરામ પ્રભુને એનો ઘટસ્ફોટ થયો કે કહેવાતો સંન્યાસી અર્જુન હતો, અને માત્ર સુભદ્રાનું હરણ કરી જવા માટે, તેણે આવી યોજના ઘડી હતી, ત્યારે તે ખૂબ જ ગુસ્સે થયો. જેમ પૂર્ણિમાને દિવસે સાગરનાં મોજાં ઊછળે તેમ બલરામ પ્રભુ ખૂબ જ ક્ષુબ્ધ થયા.

કૃષ્ણ ભગવાન અર્જુનની તરફેણમાં હતા; તેથી, બીજાં કુટુંબીજનો સાથે, તેમણે તેમના ચરણમાં પડીને, અને તેમને અર્જુનને માફ કરવા જણાવી બલરામ પ્રભુને શાંત પાડયા. ત્યાર પછીથી બલરામ પ્રભુને પ્રતીતિ થઈ, કે સુભદ્રા અર્જુનમાં આસક્ત હતી અને તેઓ એમ જાણીને પ્રસન્ન થયા કે તે અર્જુનને પોતાનો પતિ બનાવવા માગતી હતી. એ પ્રસંગનું સમાધાન થયું અને નવપરીણિત યુગલને રાજી કરવા, વિપુલ પ્રમાણમાં સંપત્તિ, હાથીઓ, રથ, ઘોડા, દાસ અને દાસીઓનું કન્યાદાન આપવા બલરામ પ્રભુ તૈયાર થયા.

પરીક્ષિત મહારાજ કૃષ્ણ વિશે સાંભળવા માટે અત્યંત અધીરા હતા, અને તેથી, અર્જુને કરેલા સુભદ્રાના હરણનું વર્ણન પૂરું કરી, શુકદેવ ગોસ્વામી આ પ્રમાણે બીજી વાર્તાનું વર્ણન કરવા લાગ્યા.

વિદેહની રાજધાની, મિથિલા નગરીમાં એક બ્રાહ્મણ ગૃહસ્થ હતો. શ્રુતદેવ નામનો આ બ્રાહ્મણ કૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત હતો. સંપૂર્ણ રીતે કૃષ્ણભાવનામય હોવાને લીધે, અને ભગવાનની સેવામાં હંમેશાં જોડાયેલો રહેવાથી, તે માનસિક રીતે સંપૂર્ણ શાંત અને સર્વ ભૌતિક આકર્ષણથી મુક્ત હતો. તે અત્યંત વિદ્વાન હતો અને સંપૂર્ણ રીતે કૃષ્ણ ભાવનામય રહેવા સિવાય, તેને બીજી કોઈ કામના ન હતી. તે ગૃહસ્થાશ્રમનું પાલન કરી રહ્યો હતો છતાં તેણે કોઈ દિવસ પોતાના જીવનનિર્વાહ માટે કંઈક કમાવાની મહેનત લીધેલી નહીં. વધુ પડતી મહેનત કર્યા સિવાય જે કાંઈ આવી મળે તેનાથી તે સંતુષ્ટ રહેતો, અને કોઈ ને કોઈ કારણસર તે એ રીતે જીવન જીવતો. દરરોજ જોઈતા પ્રમાણમાં જ તે જીવનની જરૂરિયાતો પ્રાપ્ત કરતો, અને તેથી વિશેષ નહીં; એનું નસીબ એવું હતું. બ્રાહ્મણને તેની જરૂરિયાત કરતાં વધારે કમાવાની તૃષ્ણા ન હતી. અને આમ પ્રગટ શાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણે, બ્રાહ્મણો માટેના નિયામક સિદ્ધાંતોનું શાંતિથી પાલન કરતો.

સદ્‌ભાગ્યે, મિથિલાનો રાજા પણ એ બ્રાહ્મણના જેવો જ ભક્ત હતો. આ પ્રખ્યાત રાજવીનું નામ બહુલાશ્વ હતું. એક સારા રાજવી તરીકે તેની પ્રતિષ્ઠા ઘણી સારી રીતે જામેલી હતી, અને ઇન્દ્રિયોની તૃપ્તિ માટે તે પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા બિલકુલ

મહત્ત્વાકાંક્ષી ન હતો. આમ, બ્રાહ્મણ અને બહુલાશ્વ રાજા મિથિલામાં કૃષ્ણ ભગવાનના શુદ્ધ ભક્તો હતા.

કૃષ્ણ ભગવાન આ બંને ભક્તો, બહુલાશ્વ રાજા તથા શ્રુતદેવ બ્રાહ્મણ પર અત્યંત કૃપાળુ હતા, તેથી એક દિવસ તેમણે પોતાના સારથિ દારુકને પોતાનો રથ મિથિલાની રાજધાનીમાં લઈ જવા જણાવ્યું. કૃષ્ણ ભગવાનની સાથે મહાન ઋષિમુનિઓ નારદ, વામદેવ, અત્રિ, વ્યાસદેવ, પરશુરામ, અસિત, અરુણી, બૃહસ્પતિ, કણ્વ, ચ્યવન વગેરે હતા. કૃષ્ણ ભગવાન અને ઋષિમુનિઓ ઘણાં ગામડાં અને નગરોમાંથી પસાર થતા હતા, અને દરેક જગાએ નગરજનો ખૂબ જ સન્માનપૂર્વક તેમનું પૂજન કરી વસ્તુઓની ભેટ અર્પણ કરતા હતા. જ્યારે નગરજનો પ્રભુના દર્શને આવતા અને સર્વે એક જગાએ એકઠા થતા, ત્યારે એમ લાગતું કે સૂર્ય પોતાનાં વિવિધ ગ્રહમંડળો સાથે ઉપસ્થિત હતા. એ પ્રવાસમાં, કૃષ્ણ ભગવાન અને ઋષિમુનિઓ આનર્ત, ધન્વ, કુરુજાંગલ, કંક, મત્સ્ય, પાંચાલ, કુન્તિ, મધુ, કેકય, કોશલ, અર્ણ, રાજ્યોમાંથી પસાર થયા. અને આ સ્થાનોનાં સ્ત્રીઓ અને પુરુષો એ સર્વ નગરજનો કૃષ્ણ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન કરી શક્યાં. આ રીતે, તેમણે હૃદયપૂર્વક સ્નેહથી ધરાઈ ધરાઈને પ્રભુનાં દર્શન કરી દિવ્ય સુખ માણ્યું. અને જ્યારે તેમણે પ્રભુના મુખારવિંદનાં દર્શન કર્યાં ત્યારે તેમને થયું કે તેઓ તેમની આંખો દ્વારા અમૃતનું પાન કરી રહ્યા હતા. જ્યારે તેમણે કૃષ્ણને જોયા, ત્યારે પોતાના જીવન વિશેના સર્વે મિથ્યા વિચારો નાશ પામ્યા. જ્યારે ભગવાન વિવિધ દેશોમાંથી પસાર થતા હતા, અને લોકો તેમની મુલાકાતે આવતા હતા, ત્યારે પ્રભુ તેમની પર માત્ર દૃષ્ટિપાત કરીને તેમને સર્વ પ્રકારે સદ્ભાગી બનાવતા. અને તેમનું સર્વ પ્રકારનું અજ્ઞાન દૂર કરતા. કેટલીક જગાઓમાં, દેવતાઓ પણ મનુષ્યો સાથે આવી મળતા અને તેમણે કરેલાં પ્રભુનાં યશોગાનને લીધે સર્વ અમંગળ વસ્તુઓ સર્વ રીતે નાશ પામતી. આ રીતે, શ્રીકૃષ્ણ ભગવાન ધીરે ધીરે વિદેહ નગરીમાં પહોંચ્યા. જ્યારે ભગવાનના આગમનના સમાચાર નગરજનોને મળ્યા ત્યારે તે સર્વેને અસીમ સુખ મળ્યું. અને તેમને અર્પણ કરવા, પોતપોતાના હાથમાં ભેટસોગાદો લઈ તેમનું સ્વાગત કરવા આવ્યા. જે ક્ષણે તેમણે શ્રીકૃષ્ણ ભગવાનને જોયા, કે તરત જ સૂર્યોદય થતાં કમળપુષ્પ ખીલે, તેમ તેમનાં હૃદય દિવ્યાનંદમાં પુલકિત બન્યાં. પહેલાં તેમણે કેવળ મોટા મોટા ઋષિમુનિઓના નામ સાંભળેલાં, પરંતુ તેમને કોઈ દિવસ જોયેલા નહીં હવે, કૃષ્ણ ભગવાનની કૃપાથી તેમને મહાન ઋષિમુનિઓ તેમ જ સ્વયં ભગવાન બંનેને જોવાની તક મળી

બહુલાશ્વ રાજા અને શ્રુતદેવ બ્રાહ્મણ બરાબર સમજ્યા કે ભગવાન કેવળ તેમની પ્રત્યે અનુકંપા દર્શાવવા ત્યાં આવ્યા હતા તેથી તેઓ તરત જ પ્રભુના ચરણકમળમાં પડયા, અને વંદન કર્યાં. રાજા તથા બ્રાહ્મણ બંનેએ હાથ જોડીને એકસાથે કૃષ્ણ ભગવાન અને સર્વ સંતોને પોતાને ઘેર આમંત્રણ આપ્યું. તે બંનેને પ્રસન્ન કરવા માટે કૃષ્ણ

ભગવાન સ્વયં બે વ્યક્તિઓ તરીકે વિસ્તાર પામ્યા, અને દરેક જણને ઘેર ગયા; પરંતુ રાજા અથવા બ્રાહ્મણ બંનેમાંથી કોઈ સમજી શક્યું નહીં કે ભગવાન બીજાને ઘેર ગયા હતા. બંનેને થયું કે ભગવાન કેવળ તેમને પોતાને ઘેર જ ગયા હતા. તે અને તેમના સાથીઓ બંને ઘરોમાં હાજર હતા, પરંતુ બ્રાહ્મણ તથા ક્ષત્રિય બંનેએ વિચાર્ કર્યો કે, પ્રભુ તેમને જ ઘેર હતા. એ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું દ્વિતીય ઐશ્વર્ય છે. પ્રગટ શાસ્ત્રોમાં આ ઐશ્વર્યનું વૈભવપ્રકાશ તરીકે વર્ણન કર્યું છે. તે પ્રમાણે, જ્યારે કૃષ્ણ ભગવાન ૧૬,૦૦૦ સ્ત્રીઓને પરણ્યા ત્યારે, તેમણે પોતાની જાતનો ૧૬,૦૦૦ સ્વરૂપે વિસ્તાર કરેલો, અને એમાંનું દરેકેદરેક સ્વરૂપ તેમના જેટલું જ બળવાન હતું. તે જ પ્રમાણે, વૃંદાવનમાં જ્યાર બ્રહ્માએ કૃષ્ણનાં ગાયો, વાછરડાં અને ગોપબાળકોનું હરણ કર્યું ત્યારે કૃષ્ણે પોતાની જાતનો ઘણી નવી ગાયો, વાછરડાં તેમ જ ગોપ બાળકોમાં વિસ્તાર કરેલો.

વિદેહ રાજા, બહુલાશ્વ અત્યંત બુદ્ધિશાળી અને પૂરેપૂરા સદ્ગૃહસ્થ હતા. તેમને આશ્ચર્ય થયું કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સહિત આટલા બધા ઋષિમુનિઓ વ્યક્તિગત રીતે એમને ઘેર આવ્યા હતા. તેમને એ વસ્તુની સંપૂર્ણ રીતે ખબર હતી કે બદ્ધાત્મા ખાસ કરીને દુન્યવી પ્રવૃત્તિઓમાં જોડાયેલો હોય તો, તે સો ટકા શુદ્ધ ન હોઈ શકે. જ્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને એમના શુદ્ધ ભક્તો હંમેશાં દુન્યવી વાસનાઓથી દિવ્ય હોય છે એટલે જ્યારે તેમણે જોયું કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ અને સર્વે મહાન ઋષિમુનિઓ તેમને ઘેર હતા, ત્યારે તેમને આશ્ચર્ય થયું, અને તેઓ કૃષ્ણ ભગવાનની નિષ્કારણ કૃપાનો વિચાર કરવા લાગ્યા. પોતાને વિશે અત્યંત ઉપકારી લાગવાથી અને પોતાની સર્વોત્તમ શક્તિ મુજબ પોતાના મહેમાનોનું સ્વાગત કરવાની ઈચ્છાથી તેમણે સુંદર આસનો તથા ગાદી-તકિયા મંગાવ્યા, અને સર્વે ઋષિમુનિઓ સહિત કૃષ્ણ ભગવાન ખૂબ જ આરામપૂર્વક બેઠા. તે સમયે, બહુલાશ્વ રાજાનું મન કોઈ સમસ્યાના કારણે નહીં, પરતુ સ્નેહ તથા ભક્તિના દિવ્ય હર્ષને લીધે, અત્યંત અસ્વસ્થ હતું. ભગવાન તથા તેમના સાથીઓ માટે તેમનું હૃદય સ્નેહમાં સંપૂર્ણ રીતે તરબોળ થયું, અને તેમની આખોમાં દિવ્યાશ્રુ ઊભરાયાં. તેમણે પોતાના દિવ્ય મહેમાનોના ચરણપ્રક્ષાલનની તૈયારી કરી. અને ચરણપ્રક્ષાલન પછી તેમણે તથા તેમનાં કુટુંબીજનોએ પોતાના મસ્તક પર એ ચરણોદકનું સિંચન કર્યું. આ પછી તેમણે મહેમાનોને પુષ્પહાર, ચંદનનો લેપ, ધૂપ, નવાં વસ્ત્રો, અલંકારો, દીપક, ગાયો અને વૃષભ અર્પણ કર્યાં. તેમની રાજવીય સ્થિતિને બરાબર અનુરૂપ રીતે તેમણે તેમાંના દરેક્નું આ રીતે પૂજન કર્યું. જ્યારે સર્વેને ધરાઈ ધરાઈને જમાડવામાં આવ્યા, અને જ્યારે બેસીને ખૂબ જ શાંતિપૂર્વક આરામ કરતા હતા ત્યારે બહુલાશ્વે કૃષ્ણ ભગવાન પાસે આવીને, તેમના ચરણકમળ પકડયા. તેણે ચરણકમળને પોતાના ખોળામાં લઈ, પોતાના હાથે તળાંસતાં તળાંસતા તે મધુર અવાજે ભગવાનનાં યશોગાન કરવા લાગ્યો.

"મારા વહાલા પ્રભુ, તમે સર્વ જીવાત્માઓમાં રહેલા પરમાત્મા છો. અને હૃદયમાં રહેલા સાક્ષી તરીકે દરેક મનુષ્યની પ્રવૃત્તિઓ વિશે પરિચિત રહો છો. આથી, કર્તવ્યબદ્ધ હોવાને લીધે અમે હંમેશાં તમારા ચરણકમળનો વિચાર કરીએ છીએ જેથી અમે તમારી સનાતન સેવામાંથી જરા પણ પ્રમાદ સેવ્યા વિના, એ જ સલામત સ્થિતિમાં રહી શકીએ. તમારા ચરણકમળના, અમારા સતત સ્મરણના પરિણામે, કૃપા કરીને તમે તમારી નિષ્કારણ કૃપા દર્શાવી. મારા સ્થાનની અંગત મુલાકાત લઈ, મારી પર અનુગ્રહ કર્યો છે. અમે સાંભળ્યું છે, કે મારા વહાલા પ્રભુ, તમારાં વિવિધ વિધાનોથી, તમે તમારા શુદ્ધ ભક્તોને બલરામ પ્રભુ અથવા તમારી અહર્નિશ સેવા કરનાર સેવિકા મહાલક્ષ્મી કરતાં પણ વધારે વહાલાં છે, એવું તમે સ્વીકારો છો. તમારા પ્રથમ પુત્ર, અને બલરામ પ્રભુ કરતાં તમારા ભક્તો તમને અધિક વહાલા છે અને મને ખાતરી છે કે, તમે તમારું દૈવીવિધાન સાબિત કરવા માટે તમે કૃપા કરીને મારા નિવાસની મુલાકાત લીધી છે. કૃષ્ણભાવનામાં સતત રહેલા તમારા ભક્તાનો સ્નેહ અને તમારી નિષ્કારણ કૃપા જાણ્યા પછી પણ, લોકો નાસ્તિક અને આસુરી બુદ્ધિવાળા કેવી રીતે રહી શકતા હશે, એ હું કલ્પી શકતો નથી.

"મારા વહાલા પ્રભુ, અમે એ વસ્તુ જાણીએ છીએ કે, તમે એટલા કૃપાળુ અને ઉદાર છો, કે જ્યારે મનુષ્ય કેવળ કૃષ્ણભાવનામાં રહેવા માટે દરેક વસ્તુ ત્યજે છે, ત્યારે તમે કેટલીકવાર એ સર્વાંગી સેવાના બદલામાં તમારી જાતનું સમર્પણ કરો છો. તમે યદુવંશમાં ભૌતિક જગતમાં પાપમય પ્રવૃત્તિઓમાં સબડી રહેલા સર્વ બદ્ધાત્માઓને પુનઃ મુક્ત કરવાના તમારા જીવનધ્યેયને પરિપૂર્ણ કરવા પ્રગટ થયા છો, અને આ પ્રાગટય સમગ્ર જગતમાં હમેશાં પ્રખ્યાત છે. મારા વહાલા પ્રભુ, તમે અસીમ કૃપા અને સ્નેહના સાગર છો. તમારું દિવ્યસ્વરૂપ સચ્ચિદાનંદમય છે. તમારા શ્યામસુંદર કૃષ્ણ સ્વરૂપ વડે, તમે દરેક મનુષ્યના હૃદયને આકર્ષી શકો છો. તમારું જ્ઞાન અસીમ છે, અને બદરીનારાયણમાં કઠોર તપશ્ચર્યા તથા પ્રાયશ્ચિત્ત કરતા તમારા અવતાર નરનારાયણને ભક્તિમય સેવા કેવી રીતે થઈ શકે એ સર્વ લોકોને શીખવવા માટે તમે મોકલ્યા છે. એટલે, કૃપા કરીને, તમારા ચરણકમળમાં મારાં નમ્ર વંદન સ્વીકારશો. મારા વહાલા પ્રભુ, હું તમને, તમારા સાથીઓ, સર્વ ઋષિમુનિઓ અને બ્રાહ્મણોને મારા સ્થાનમાં રહેવા વિનંતી કરું છું. જેથી પ્રખ્યાત નિમિ રાજાનું આ કુટુંબ કંઈ નહીં તો થોડાક દિવસ માટે પણ તમારા ચરણકમળની રજથી પવિત્ર બને." કૃષ્ણ ભગવાન પોતાના ભક્તની વિનંતી નકારી ન શક્યા. અને આમ મિથિલા નગરી અને તેના નગરજનોને પવિત્ર કરવા માટે તેઓ થોડા દિવસ ત્યાં રહ્યા.

દરમ્યાન, એ જ વખતે બ્રાહ્મણ શ્રુતદેવ પણ, કૃષ્ણ ભગવાન અને તેમના સાથીઓનું સ્વાગત કરીને દિવ્યાનંદમાં હર્ષોલ્લાસિત બન્યો. પોતાના મહેમાનોને સુંદર બેઠકો અર્પણ કરીને પોતાના શરીર પર શાલ ઓઢીને તે બ્રાહ્મણ નૃત્ય કરવા લાગ્યો. બિલકુલ શ્રીમંત ન હોવાને લીધે, શ્રુતદેવે માત્ર સાદડીઓ, લાકડાના બાજઠો અને ઘાસની સાદડીઓ પોતાના વિખ્યાત મહેમાનો, કૃષ્ણ ભગવાન અને સંતોને અર્પણ કર્યાં, અને તેણે પોતાની સર્વોત્તમ શક્તિ અનુસાર તેમનું સ્વાગત કર્યું. તે ભગવાન તેમ જ ઋષિમુનિઓ વિશે ઘણી ઉચ્ચ ભૂમિકાએ બોલવા લાગ્યો, અને તેણે તથા તેની પત્નીએ તેમનામાંના દરેક જણના ચરણ ધોયા. આ પછીથી, તે ચરણોદક લઈને પોતાનાં સર્વ કુટુંબીજનો પર છંટકાવ કર્યો. તેથી એમ લાગ્યું કે બ્રાહ્મણ અતિશય ગરીબ હોવા છતાં, તે તે સમયે અત્યંત ભાગ્યશાળી હતો. જ્યારે શ્રુતદેવ કૃષ્ણ ભગવાન અને તેમના સાથીઓનું સ્વાગત કરતો હતો, ત્યારે માત્ર દિવ્ય હર્ષોલ્લાસમાં પોતાની જાતને પણ ભૂલી ગયો. ભગવાન અને તેમના સાથીઓનું સ્વાગત કર્યા પછી તે પોતાની શક્તિ પ્રમાણે ફળફળાદિ, સુગંધીદાર ધૂપ, સુગંધીદાર જળ, સુગંધીદાર માટી, તુલસીપત્ર, કુશઘાસ, અને કમળપુષ્પો લાવ્યો. તે અતિશય મોંઘી વસ્તુઓ ન હતી અને ખૂબ જ સહેલાઈથી તે મેળવી શકાય તેમ હતી. પરંતુ ભક્તિમય સ્નેહથી તે સમર્પિત કરવાને લીધે કૃષ્ણ ભગવાન તેમ જ તેમના સાથીઓએ અત્યંત રાજી થઈને તે વસ્તુઓનો સ્વીકાર કર્યો. બ્રાહ્મણની પત્નીએ દહીં અને ભાત જેવો ખૂબ જ સાદો ખોરાક રાંધ્યો. અને કૃષ્ણ ભગવાન તથા તેમના અનુયાયીઓએ તેનો રાજી થઈને સ્વીકાર કર્યો કારણ કે તે ભક્તિભાવથી અર્પણ કરેલો હતો. જ્યારે કૃષ્ણ ભગવાન અને તેમના સાથીઓ આ રીતે ભોજન કરતા હતા ત્યારે, શ્રુતદેવ બ્રાહ્મણ આમ વિચાર કરતો હતો: "હું ગૃહસ્થજીવનના ઊંડા અંધારા કૂવામાં પડયો છું. અને અત્યંત દુર્ભાગી મનુષ્ય છું, પરંતુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ ભગવાન અને તેમના સાથીઓ, ઋષિમુનિઓ જેમની ઉપસ્થિતિને કારણે જ તે સ્થળ યાત્રાધામ સમું તીર્થસ્થાન બને છે, તેઓ મારે ત્યાં આવવા સંમત થયા એ કેવી રીતે શક્ય બન્યું?" જ્યારે બ્રાહ્મણ આ રીતે વિચાર કરતો હતો, ત્યારે મહેમાનો જમી રહ્યા અને ખૂબ જ શાંતિથી આરામ કરવા આડા પડયા. તે સમયે, શ્રુતદેવ બ્રાહ્મણ, તેની પત્ની, બાળકો અને બીજાં સગાંવહાલાં, પોતાના વિખ્યાત મહેમાનોની સેવા કરવા ત્યાં આવ્યા. કૃષ્ણ ભગવાનના ચરણકમળનો સ્પર્શ કરીને બ્રાહ્મણ કહેવા લાગ્યો:

તે બોલ્યો, "મારા વહાલા પ્રભુ, તમે સર્વોચ્ચ પુરુષ, પુરુષોત્તમ છો અને પ્રગટ તથા અપ્રગટ ભૌતિક સૃષ્ટિમાં દિવ્યપણે રહેલા છો. આ ભૌતિક જગત તેમ જ જીવાત્માઓની પ્રકૃતિ અને તમારી સ્થિતિ સાથે સંબંધ નથી. અમે એ વસ્તુની કદર

કરીએ છીએ કે કેવળ આજે જ મને તમારું સ્મરણ થયું હોય એમ નથી. સૃષ્ટિની શરૂઆતથી જ પરમાત્મા તરીકે સર્વ જીવાત્માઓમાં તમે સંયુક્ત રૂપે રહેલા છો." બ્રાહ્મણનું વિધાન અત્યંત બોધદાયક છે, એ એક હકીકત છે કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે, પોતાના પરમાત્માસ્વરૂપે આ ભૌતિક જગતના સર્જનમાં મહા વિષ્ણુ, ગર્ભોદકશાયી વિષ્ણુ તમે જ ક્ષીરોદકશાયી વિષ્ણુ તરીકે પ્રવેશ કર્યો, અને અત્યત મિત્રભાવે ભગવાન શરીરના બદ્ધાત્માની સાથે બેઠેલા છે, તેથી, શરૂઆતથી માંડીને જ દરેક જીવાત્માની સાથે જ પરમાત્મા રહેલા છે, પરંતુ જીવનની ભૂલભરેલી ભાવનાને લીધે, જીવાત્મા આ સમજી શકતો નથી. પરંતુ જ્યારે એ ભાવનાનું કૃષ્ણ ભાવનામાં પરિવર્તન થાય છે, ત્યારે એ તરત જ સમજી શકે છે કે બદ્ધ જીવાત્માને ભૌતિક જંજાળમાથી બહાર કાઢવા માટે મદદ કરવામાં કૃષ્ણ કેવી રીતે પ્રયત્ન કરી રહ્યા છે.

શ્રુતદેવે આગળ ચાલતાં જણાવ્યું, "મારા વહાલા પ્રભુ, તમે આ ભૌતિક જગતમાં જાણે નિદ્રાવસ્થામાં હો તેમ પ્રવેશ કર્યો છે. નિદ્રાવસ્થામાં બદ્ધ જીવાત્મા મિથ્યા અથવા અલ્પજીવી જગત ઉત્પન્ન કરે છે. તે ઘણી ભ્રામક પ્રવૃત્તિઓમાં રોકાય છે—કેટલીકવાર રાજા બને છે, કેટલીકવાર તેનું ખૂન થાય છે અથવા કેટલીકવાર અજાણ્યા નગરમાં તે જાય છે અને આ સર્વે કેવળ અલ્પજીવી પ્રસંગો છે. તે જ પ્રમાણે, આપ ભગવાન, બાહ્ય દૃષ્ટિએ નિદ્રાવસ્થામાં રહીને, આ ભૌતિક જગતમાં અલ્પજીવી સ્વરૂપ પ્રગટ કરવા માટે દાખલ થાઓ છો. તેમાં તમારી અંગત જરૂરિયાતો હોતી નથી. પરંતુ જે બદ્ધ જીવાત્માઓ, ભોક્તાઓ તરીકે આપ નામદારનું અનુકરણ કરવા માગે છે એમના હિતેચ્છુ તરીકે આપ પ્રવેશ કરો છો. ભૌતિક જગતમાં બદ્ધ જીવાત્માનો ભોગ અલ્પજીવી અને સ્વપ્નમય હોય છે, અને છતાં બદ્ધ જીવાત્મા જાતે પોતાના સ્વપ્નમય સુખભોગ માટે આવી અલ્પજીવી સ્થિતિ ઉત્પન્ન કરવામાં અશક્તિમાન છે. પોતાની ઇચ્છાઓ પરિપૂર્ણ કરવા માટે, તેઓ અલ્પજીવી અને ક્ષણભંગુર હોવા છતાં તમે તેને મદદ કરવા માટે આપ આ અલ્પજીવી વિશ્વમાં પ્રવેશ કરો છો. આમ, ભૌતિક જગતમાં બદ્ધ જીવાત્માના પ્રવેશની શરૂઆતથી માંડીને જ તમે એના સ્થાયી સાથી રહો છો. તેથી, જ્યારે બદ્ધ જીવ શુદ્ધ ભક્તના સંપર્કમાં આવે છે અને તમારાં દિવ્ય લીલાચરિત્રોનું શ્રવણ કરવાની પ્રક્રિયાની શરૂઆત-થી જ તમારી દિવ્ય પ્રવૃત્તિઓનાં યશોગાન ગાઈને મંદિરમાં રહેલા તમારા સનાતન સ્વરૂપનું પૂજન કરીને, તમારી પ્રાર્થનાઓ કરીને, અને તમારી દિવ્ય સ્થિતિ સમજવા માટે ચર્ચામાં ઊતરીને તમારી ભક્તિને અપનાવે તો પછીથી તે ધીરે ધીરે, ભૌતિક જગતની વાસનાઓમાથી મુક્ત બને છે તેનું હૃદય સર્વ પ્રકારની ભૌતિક રજથી મુક્ત થાય છે, અને આમ ધીરે ધીરે તમે ભક્તના હૃદયમાં દૃષ્ટિગોચર થાઓ છો. તમે સતત બદ્ધ જીવ સાથે સંપર્કમાં રહો છો, છતાં જ્યારે તે ભક્તિમય સેવા દ્વારા શુદ્ધ થાય છે ત્યારે જ માત્ર તમે એની સન્મુખ પ્રગટ થાઓ છો. બીજા, જે લોકો વૈદિક આદેશો અથવા

પ્રણાલિકાગત વ્યવહારોને લીધે સકામ પ્રવૃત્તિઓથી ભ્રમિત્ત-ચિત્ત થયા છે, અને જે ભક્તિ-મય સેવા અપનાવતા નથી, તે લોકો જીવન પરત્વેના શારીરિક ખ્યાલના બાહ્ય સુખથી મુક્ત બને છે. તમે આવા માણસોની સન્મુખ પ્રગટ થતા નથી. ઊલટુ તમે તેઓથી ઘણે ઘણે દૂર રહો છો, પરંતુ જે મનુષ્યે તમારી ભક્તિમય સેવામાં જોડાઈને, તમારા પવિત્ર નામનું સતત રટણ કરીને, પોતાનું હૃદય શુદ્ધ કર્યું છે, તે તમને અત્યત સહેલાઈથી, તેના સનાતન સ્થાયી રૂપથી સમજી શકે છે. એમ કહેવાય છે કે, ભક્તના હૃદયમા બેસીને આપ એને એવું માર્ગદર્શન આપો છો, કે જેના વડે તે ખૂબ ઝડપથી પાછો સ્વધામ, તમારી પાસે આવી શકે. તમારાં પ્રત્યક્ષ માર્ગદર્શનથી ભક્તના હૃદયમાં તમારું સ્વરૂપ પ્રગટ થાય છે. કેવળ ભક્ત જ, તરત જ પોતાના હૃદયમાં રહેલા આપના અસ્તિત્વનું મૂલ્યાંકન કરી શકે છે; પરંતુ જે મનુષ્ય જીવન પરત્વે દૈહિક ખ્યાલ રાખે, અને જે ઇન્દ્રિય-ગમ્ય ભોગોમા મચેલો રહેતો હોય, તે હંમેશાં યોગમાયાના પડદાથી ઢંકાયેલો રહે છે. આવા માણસને ખ્યાલ આવી શકતો નથી કે તમે તેના હૃદયમાં તદ્દન સન્મુખ વિરાજમાન છો. જે ભક્ત ન હોય એવા માટે અંતિમ કાળ તરીકે જ આપનું મૂલ્યાંકન થાય છે બિલાડી બચ્ચાને પોતાના મુખમાં રાખી લઈ જાય, અને બિલાડી ઉંદરને પોતાના મુખમા પકડી લઈ જાય એ બે વચ્ચેના ભેદ જેવો જ આ ભેદ છે. બિલાડીના મુખમાં ઉંદરને મરણનો અનુભવ થાય છે જ્યારે બચ્ચાને બિલાડીના મુખમાં માતૃસ્નેહની અનુભૂતિ થાય છે. તે જ પ્રમાણે, તમે દરેક મનુષ્યમાં હાજર છો પરંતુ અભક્તને તમે અંતિમ કરાળ કાળ સમાન લાગો છો. જ્યારે ભક્તને તમે સર્વોચ્ચ ગુરુ અને તત્ત્વજ્ઞાની લાગો છો. એટલે નાસ્તિક પ્રભુની ઉપસ્થિતિને મરણ સમજે છે. પરંતુ ભક્ત હંમેશાં પોતાના હૃદયમાં ભગવાનની હાજરી સમજે છે, તમારું માર્ગદર્શન સ્વીકારે છે, અને ભૌતિક જગતની વાસનાઓથી લેપાયા વિના દિવ્ય જીવન જીવે છે.

"તમે ભૌતિક પ્રકૃતિની પ્રવૃત્તિઓના સર્વોચ્ચ નિયંતા અને નિરીક્ષક છો. નાસ્તિક લોકો કેવળ ભૌતિક પ્રકૃતિની પ્રવૃત્તિઓનુ વર્ણન કરે છે, પરંતુ આપની પાયાની ભૂમિકાને સમજી શકતો નથી; પરંતુ ભક્ત ભૌતિક પ્રકૃતિની પ્રત્યેક ગતિમા તરત જ તમારો હાથ જોઈ શકે છે. આપની કૃપાથી ભક્તની આંખોને યોગમાયાનો પડદો ઢાંકી શકતો નથી. પરંતુ તે નાસ્તિકની આંખોને ઢાંકી શકે છે. જેમ મનુષ્યની આંખો વાદળ વડે ઢંકાવાને લીધે સૂર્યને જોઈ શકતી નથી, તેમ નાસ્તિક તમારું નરી આખે દર્શન કરવાને અશક્તિમાન છે પરંતુ વાદળની ઉપર ઊડી રહેલા લોકો, સૂર્યપ્રકાશને તેજસ્વી રીતે હોય તે સ્થિતિમાં જોઈ શકે છે. મારા વહાલા પ્રભુ, હું તમને આદરપૂર્વક મારાં વદન કરુ છુ. મારા વહાલા સ્વપ્રકાશિત પ્રભુ, હું તમારો સનાતન સેવક છું, તેથી કૃપા કરીને, મને જણાવો કે – હું તમારા માટે શું કરી શકું? જ્યાં સુધી તમે બદ્ધ જીવને દૃષ્ટિગોચર થતા નથી, ત્યાં સુધી ત્રણ પ્રકારના દુઃખો તરીકે ભૌતિક વાસનાની યાતનાઓ તે ભોગવે

છે. પરંતુ કૃષ્ણભાવનામય વિકાસ કરીને જે ક્ષણે તમે દૃષ્ટિગોચર થાઓ છો, કે તરત જ ભૌતિક વિશ્વનાં સર્વ દુ:ખો એકસાથે નાશ પામે છે."

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ કુદરતી રીતે જ પોતાના ભક્તો પ્રત્યે અત્યંત સ્નેહાધીન રહે છે. જ્યારે તેમણે શુદ્ધભક્તિ વિશેની શ્રુતદેવની પ્રાર્થનાઓ સાંભળી, ત્યારે ભગવાન અત્યંત પ્રસન્ન થયા. અને તરત જ તેના હાથ પકડીને તેને આ પ્રમાણે સંબોધવા લાગ્યા : "મારા વહાલા શ્રુતદેવ, આ સર્વે ઋષિમુનિઓ અને સંતપુરુષોએ અહીંયાં અંગત રીતે તમને મળવા આવીને તમારા પર અત્યંત સ્નેહ દર્શાવ્યો છે. તમારે માટે આ તક ખૂબ જ નસીબવંતી છે એમ સમજવું જોઈએ. તેઓ એટલા બધા કૃપાળુ છે, કે તેઓ મારી સાથે પ્રવાસ કરી રહ્યા છે, અને જે જે જગ્યાએ તેઓ જાય છે ત્યાં તેઓ તરત જ સમગ્ર વાતાવરણને પોતાની ચરણરજના સ્પર્શથી જ દિવ્ય બનાવે છે. લોકો ભગવાનના મંદિરમાં જવાને ટેવાયેલા હોય છે. વળી તેઓ યાત્રાનાં પવિત્ર ધામોની મુલાકાત લે છે. ઘણા દિવસો સુધી સ્પર્શ અને પૂજન જેવી પ્રવૃત્તિઓના દીર્ઘ સંબંધ પછી, તેઓ ધીરે ધીરે શુદ્ધ થાય છે. પરંતુ મહાન સંતો અને સાધુ પુરુષોની અસર એટલી મહાન હોય છે કે તેમનું દર્શન થતાંની સાથે જ તે સંપૂર્ણ રીતે શુદ્ધ બને છે.

"ઉપરાંત, સંત પુરુષોની કૃપા પ્રાપ્ત કર્યાથી યાત્રી યાત્રાઓને અતિશુદ્ધ શક્તિ અથવા વિવિધ દેવતાઓનું પૂજન પ્રાપ્ત થાય છે. ત્યાં સંતપુરુષોની હાજરીને લીધે એ પવિત્ર સ્થળ યાત્રાધામ બને છે. મારા વહાલા શ્રુતદેવ, જ્યારે મનુષ્યનો જન્મ બ્રાહ્મણ તરીકે થાય છે, ત્યારે તરત જ તે સર્વ મનુષ્યોમાં ઉત્તમ બને છે. અને જો આવો બ્રાહ્મણ સ્વયં સંતુષ્ટ રહીને, કઠોર તપસ્યા કરે, વેદોનું અધ્યયન કરે અને બ્રાહ્મણ તરીકેનો ધર્મ સમજી મારી ભક્તિમય સેવામાં જોડાય – અર્થાત્ જો બ્રાહ્મણ વૈષ્ણવ બને તો – તેની મહત્તા કેટલી આશ્ચર્યજનક નીવડે! મારું ચતુર્ભુજ નારાયણ તરીકેનું સ્વરૂપ બ્રાહ્મણ, વૈષ્ણવ જેટલું મને પ્રસન્નકર્તા અથવા વહાલું નથી. બ્રાહ્મણ એટલે "જે વૈદિક જ્ઞાનમાં નિષ્ણાત છે તે." બ્રાહ્મણ પૂર્ણ જ્ઞાનનું પ્રતીક છે, અને હું સર્વ દેવતાઓનું સંપૂર્ણ પ્રગટ સ્વરૂપ છું. મંદ-બુદ્ધિ વર્ગના લોકો મને સર્વોચ્ચ જ્ઞાન તરીકે સમજતા નથી કે બ્રાહ્મણ-વૈષ્ણવની અસરને સમજી શકતા નથી. તેથી તેઓ ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિની અસર નીચે આવે છે. અને એ રીતે મારી તથા મારા શુદ્ધ ભક્તોની ટીકા કરે છે. બ્રાહ્મણ-વૈષ્ણવ અથવા બ્રાહ્મણની ભૂમિકા પર સ્થિર થઈ ચૂકેલો ભક્ત, તેના હૃદયમાં મારો સાક્ષાત્કાર કરી શકે છે, અને તેથી તે નિશ્ચિતપણે એવા નિર્ણય પર આવે છે, કે સમગ્ર પ્રગટ વિશ્વ અને તેનાં વિધવિધ સ્વરૂપો ભગવાનની વિધવિધ શક્તિઓનાં પરિણામો છે. આમ તેને સમગ્ર ભૌતિક પ્રકૃતિ, સર્વ ભૌતિક શક્તિ વિશે સ્પષ્ટ ખ્યાલ હોય છે અને આવો ભક્ત દરેક કાર્યમાં કેવળ મને જ નીરખે છે, અને બીજું કાંઈ જ નીરખતો નથી.

"મારા વહાલા શ્રુતદેવ એટલે તમે આવા સર્વે મહાન સંત પુરુષો, બ્રાહ્મણો અને ઋષિમુનિઓને મારા અધિકૃત પ્રતિનિધિઓ તરીકે સ્વીકારી શકો છો. તેમને શ્રદ્ધાપૂર્વક

પૂજવાથી તમે વધારે ખંતપૂર્વક મારું પૂજન કરી શકશો. મારું પૂજન કરો, એના કરતાં મારા ભક્તોના પૂજનને વધારે સારું ગણું છું. જે કોઈ મનુષ્ય મારા ભક્તોનું પૂજન કર્યા સિવાય, પ્રત્યક્ષ રીતે મારું પૂજન કરવાનો પ્રયત્ન કરે તો, એવા પૂજનમાં મોંઘા-મૂલી વસ્તુઓ અર્પણ કરવામાં આવી હોય તોપણ, હું એનો સ્વીકાર કરતો નથી."

આ રીતે પ્રભુના માર્ગદર્શન નીચે શ્રુતદેવ બ્રાહ્મણ અને મિથિલાના રાજા બંનેએ કૃષ્ણ તથા તેમના અનુયાયીઓ, મહાન સંતો અને સાધુચરિત બ્રાહ્મણોનું સર્વેએ એક સરખી અગત્યની આધ્યાત્મિક ભૂમિકાએ હોય એ રીતે પૂજન કર્યું. છેવટે બ્રાહ્મણ અને રાજાએ દિવ્ય લોકમાં સ્થાનાન્તર કરી સર્વોચ્ચ લક્ષ્ય પ્રાપ્ત કર્યું. ભક્ત કૃષ્ણ ભગવાન સિવાય બીજા કોઈને ઓળખતા નથી, અને કૃષ્ણ પોતાના ભક્ત પ્રતિ સૌથી વધારે સ્નેહાળ રહે છે. કૃષ્ણ ભગવાન શ્રુતદેવ બ્રાહ્મણને ઘેર તેમ જ બહુલાશ્વ રાજાના રાજમહેલમાં બંને જગાએ રહ્યા. અને અત્યંત ઉદારપણે પોતાનું દિવ્યજ્ઞાન આપવાનો અનુગ્રહ કરી, તે પોતાની રાજધાની દ્વારિકા પાછા ગયા.

બહુલાશ્વ રાજા અને શ્રુતદેવ બ્રાહ્મણ વિશેના આ પ્રસંગ પરથી આપણે એવો બોધ લેવાનો છે કે બને જણાનો સ્વીકાર પ્રભુએ સમાન ભૂમિકા પર કર્યો હતો. કારણ કે બંને શુદ્ધ ભક્તો હતા. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરફથી પ્રાપ્ત થયેલો આ સાચો અધિકાર છે. કારણ કે આ સમયની એવી એક પ્રણાલિકા પડેલી છે કે, ક્ષત્રિય અથવા બ્રાહ્મણ કુટુંબમાં જન્મ થવાથી મનુષ્ય, ખોટી રીતે ઘમંડી બને છે. જોકે, જન્મ સિવાય આવા માણસોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય તરીકેના ગુણ હોતા નથી. પરંતુ શાસ્ત્રોમાં જે પ્રમાણે કહ્યુ છે તેમ, कलौ शूद्रसंभव: "આ કળિયુગમાં દરેક મનુષ્ય શૂદ્ર છે." આમ એટલા માટે બને છે, કારણ કે માતાના ગર્ભાધાનથી માંડીને તે મનુષ્યના મરણ સુધી કરવામાં આવતી, સંસ્કારો તરીકે જાણીતી, શુદ્ધીકરણની વિધિઓ કરવામાં આવતી નથી. કોઈ પણ મનુષ્યનું અમુક જ જ્ઞાતિના એટલે ખાસ કરીને વધારે ઉચ્ચ જ્ઞાતિના બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્ય – સભ્ય તરીકે કેવળ જન્મના અધિકારથી જ વર્ગીકરણ ન થઈ શકે જો મનુષ્યનું ગર્ભાધાન સંસ્કાર અથવા બીજપ્રદાન પ્રક્રિયા દ્વારા શુદ્ધીકરણ કરવામાં ન આવે તો, તરત જ તેનું શૂદ્રમાં વર્ગીકરણ થાય છે. કારણ કે કેવળ શૂદ્રો જ શુદ્ધીકરણની પ્રક્રિયામાંથી પસાર થતા નથી. કૃષ્ણભાવનામય શુદ્ધીકરણની પ્રક્રિયા વિનાનું વિજાતીય સંબંધવાળું જીવન કેવળ શૂદ્રો અથવા પશુઓને ઉત્પન્ન કરનારી ગર્ભાધાન-ક્રિયા છે, પરંતુ કૃષ્ણભાવના એ સર્વોચ્ચ પૂર્ણત્વ છે, તેના વડે દરેક મનુષ્ય વૈષ્ણવની ભૂમિકા સુધી પહોંચી શકે છે. આમાં બ્રાહ્મણના સર્વ ગુણોનો સમાવેશ થાય છે. વૈષ્ણવોને કામસંબંધ, નશાકારી વસ્તુઓનું સેવન, જુગાર અને ભોજન તરીકે માંસાહાર જેવી ચાર પ્રકારની પાપમય પ્રવૃત્તિઓમાંથી મુક્ત કરવાની તાલીમ અપાય છે. કોઈ પણ મનુષ્ય આવા પ્રાથમિક ગુણો પ્રાપ્ત કર્યા સિવાય બ્રાહ્મણની ભૂમિકા સુધી પહોંચી શકતો નથી, અને અધિકૃત બ્રાહ્મણ બન્યા સિવાય મનુષ્ય શુદ્ધ ભક્ત થઈ શકતો નથી.



# ૮૬ મૂર્તિમાન વેદોએ કરેલી સ્તુતિ

પરીક્ષિત રાજાએ શુકદેવ ગોસ્વામી પાસેથી દિવ્ય વિષય સમજવા માટે ખૂબ જ અગત્યના વિષય વિશે જિજ્ઞાસા દર્શાવી. તેમનો પ્રશ્ન હતો, "સામાન્ય રીતે વૈદિકજ્ઞાન ભૌતિક જગતના ત્રિગુણાત્મક વિષયો વિશે ચર્ચા કરે છે. એટલે તે ત્રણે ગુણોથી દુર્ગમ એવા દિવ્ય વિષયને કેવી રીતે પહોંચી શકે છે? મન ભૌતિક છે અને શબ્દનો નાદ ભૌતિકનાદ છે. એટલે મનના વિચારોને ભૌતિક ધ્વનિ દ્વારા પ્રગટ કરનારું વૈદિક જ્ઞાન દિવ્યત્વ સુધી કેવી રીતે પહોંચી શકે? વિષયવસ્તુના વર્ણનમાં, તેના પ્રાગટ્યનું કારણ, તેના ગુણ અને તેની પદ્ધતિઓના વર્ણનની જરૂર રહે છે. આવું વર્ણન તો ભૌતિક મનથી કેવળ વિચાર કરીને જ અને ભૌતિક શબ્દધ્વનિ દ્વારા જ થઈ શકે. બ્રહ્મ અથવા પરમ સત્યને ભૌતિક ગુણ હોતા નથી. તેથી આપણી વક્તવ્ય શક્તિ ભૌતિક ગુણોથી પર જતી નથી. પછી તમારા શબ્દો દ્વારા તમે બ્રહ્મ અથવા પરમ સત્યનું વર્ણન કેવી રીતે કરી શકો? હું સમજી શકતો નથી કે, આવા ભૌતિક .ધ્વનિના પ્રતિપાદનથી દિવ્યત્વ સમજવું કેવી રીતે શક્ય છે?"

પરીક્ષિત રાજાની જિજ્ઞાસાનો હેતુ શુકદેવ ગોસ્વામી પાસેથી એમ સમજવાનો હતો કે, વેદો છેવટે પરમ સત્યને નિર્વિશેષ કે વ્યક્તિવિશેષ તરીકે વર્ણવે છે. પરમ સત્યનું જ્ઞાન ત્રણ સ્વરૂપે વિકાસ પામે છે – નિર્વિશેષ બ્રહ્મ, દરેક મનુષ્યના હૃદયમાં રહેલા એકદેશીય પરમાત્મા અને અંતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણ.

વેદો ત્રણ પ્રકારની પ્રવૃત્તિઓના વિભાગોની ચર્ચા કરે છે: ૧. કર્મકાંડ અથવા વૈદિક આદેશ પ્રમાણે કરવાની પ્રવૃત્તિઓ, આનાથી ધીરે ધીરે મનુષ્યનું શુદ્ધીકરણ થાય છે. અને તે પોતાની સાચી સ્થિતિ સમજે છે. ૨. બીજું જ્ઞાનકાંડ એટલે તર્કપ્રધાન વિચારસરણી પ્રમાણે પરમ સત્યને સમજવાની પ્રક્રિયા છે. અને ૩. ત્રીજું ઉપાસનાકાંડ અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને કેટલીકવાર પૂજન કરવાની ભલામણ એટલા માટે

કરવામાં આવી છે, કે સાધક, દેવતાઓ તથા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વચ્ચેનો સંબંધ સમજીને પૂજન કરે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ઘણા અંશ છે. કેટલાક સ્વ-અંશ અથવા વ્યક્તિગત વિસ્તારો કહેવાય છે, અને કેટલાક વિભિન્ન અંશ, એટલે જીવંત આત્માઓ કહેવાય છે. આ સર્વે સ્વાંશ તેમ જ વિભિન્નાંશ આદિ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં પ્રગટ સ્વરૂપો છે. સ્વાંશ વિસ્તારો વિષ્ણુ તત્ત્વ કહેવાય છે. જ્યારે વિભિન્નાંશ વિસ્તારોને જીવતત્ત્વ કહે છે. વિવિધ દેવતાઓ જીવતત્ત્વ છે. સામાન્ય રીતે બદ્ધાત્માઓ ભૌતિક જગતની પ્રવૃત્તિઓમાં ઇન્દ્રિયોની તૃપ્તિ માટે મૂકવામાં આવે છે. તેથી, ભગવદ્‌ગીતામાં જણાવ્યા પ્રમાણે, જેઓ વિવિધ પ્રકારના ઇન્દ્રિયગમ્ય ભોગોમાં અત્યંત આસક્ત હોય એમના નિયંત્રણ માટે, કેટલીકવાર દેવતાઓના પૂજનની ભલામણ કરવામાં આવે છે. દા.ત. જે મનુષ્યો માંસાહારમાં અત્યંત આસક્ત હોય તેમના માટે વૈદિક આદેશ એવી ભલામણ કરે છે કે, કાલિદેવીના સ્વરૂપનું પૂજન કર્યા પછી, અને પશુઓમાં એક માત્ર બકરાનું કર્મકાંડના નિયમો પ્રમાણે બલિદાન આપીને, યજમાનોને માંસાહારની રજા આપી શકાય. આમાં મનુષ્યને માંસાહારનું ઉત્તેજન આપવાનો વિચાર નથી, પરંતુ જે મનુષ્ય માંસાહારનો અત્યાગ્રહી હોય તેને અમુક નિયંત્રણાત્મક શરતોને આધીન રહી, તેને છૂટ આપવાનો છે. એટલે, દેવતાઓનું પૂજન એ પરમ સત્યનું પૂજન નથી; પરંતુ દેવતાઓનું પૂજન કરીને મનુષ્ય ધીરે ધીરે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને પરોક્ષ રીતે સ્વીકારતો જાય છે. ભગવદ્‌ગીતામાં આવી સ્વીકૃતિને અવિધિ તરીકે વર્ણવે છે. અવિધિ એટલે જે બરાબર અધિકૃત નથી તે. દેવપૂજન અધિકૃત નથી, એટલે નિર્વિશેષવાદીઓ પરમ સત્યના નિર્વિશેષ લક્ષણ પર વિશેષ ધ્યાન આપે છે. પરીક્ષિત રાજાનો પ્રશ્ન એવો હતો કે વૈદિક જ્ઞાનનું અંતિમ લક્ષ્ય શું છે?—તેમાં પરમ સત્યનાં નિર્વિશેષ લક્ષણો પર ધ્યાન કેન્દ્રિત કરાય કે વ્યક્તિ વિશેષ લક્ષણ પર છેવટે તો પરમાત્માનાં સવિશેષ અને નિર્વિશેષ બંને લક્ષણો આપણા ભૌતિક ખ્યાલથી ઉપર છે. પરમ સત્યનુ નિર્વિશેષ લક્ષણ, કૃષ્ણના સવિશેષ શરીરનાં કિરણો જ છે. કૃષ્ણના વ્યક્તિગત શરીરનાં આ કિરણો પ્રભુના સર્જન પર સર્વત્ર પ્રસરેલાં છે અને આ જ્યોતિનો જે ભાગ ભૌતિક વાદળાથી છવાયેલો છે તેને ત્રિગુણાત્મક ભૌતિક ગુણો—સત્ત્વ, રજસ્ અને તમસ્‌વાળું પ્રગટ વિશ્વ કહે છે. ભૌતિક જગત તરીકે ઓળખાતા વાદળિયા ભાગમાં રહેલા મનુષ્યો, તર્કપ્રધાન પદ્ધતિ દ્વારા પરમ સત્ય વિશે કેવો ખ્યાલ બાંધી શકે?

પરીક્ષિત રાજાના પ્રશ્નના જવાબમાં, શુકદેવ ગોસ્વામીએ જવાબ આપ્યો કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે એક શરીરમાંથી બીજા શરીરમાં પ્રવેશ કરવા માટે ઇન્દ્રિયગમ્ય ભોગોની તૃપ્તિના હેતુ માટે, અને સાથે સાથે ભૌતિક બંધનમાંથી મુક્તિની છૂટ મળે એ હેતુથી મન, ઇન્દ્રિયો અને પ્રાણનું સર્જન કર્યું છે. બીજા શબ્દોમાં કહીએ તો ઇન્દ્રિયો, મન અને પ્રાણબળનો ઉપયોગ, ઇન્દ્રિયની તૃપ્તિ માટે, તથા એક શરીરમાંથી નીસરી બીજામાં પ્રવેશ કરવા માટે, તેમ જ મુક્તિ માટે થઈ શકે. વૈદિક આદેશો કેવળ નિયામક સિદ્ધાંતો પ્રમાણે,

બદ્ધ જીવાત્માઓને ઇન્દ્રિયસુખની તક આપે છે, અને તેમ કરીને વળી તેમને જીવનની વધારે ઉચ્ચ સ્થિતિમાં ઊર્ધ્વગમન કરવાની પણ તક આપે છે; છેવટે, જો ભાવના શુદ્ધ થાય, તો મનુષ્ય એની મૂળ સ્થિતિ પ્રાપ્ત કરે છે. અને સ્વધામમાં પ્રભુની પાસે જાય છે.

પ્રાણશક્તિ બુદ્ધિમાન છે. એટલે મનુષ્યે પોતાની બુદ્ધિનો ઉપયોગ મન તથા ઇન્દ્રિયો પર કરવાનો છે. જ્યારે બુદ્ધિનો સદુપયોગ કરવાથી મન તથા ઇન્દ્રિયો શુદ્ધ થાય છે, ત્યારે બદ્ધજીવો મુક્ત બને છે, નહીં તો, જો મન અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં બુદ્ધિનો સદુપયોગ ન થાય તો બદ્ધાત્મા કેવળ ઇન્દ્રિયસુખ માટે, એક શરીરમાંથી બીજામાં ભ્રમણ કરવાનું ચાલુ રાખે છે. શુકદેવ ગોસ્વામીના જવાબમાં એક બીજો મુદ્દો સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યો છે, કે પ્રભુએ વ્યક્તિગત જીવંત આત્માનાં મન, ઇન્દ્રિયો તથા બુદ્ધિ ઉત્પન્ન કર્યાં છે કે સ્વયં જીવાત્માઓ કદી તે ઉત્પન્ન કરાયાં હોય એમ કહ્યું નથી. જેમ સૂર્ય–કિરણોના તેજસ્વી અણુ-પરમાણુઓ સૂર્ય સાથે હમેશાં વિદ્યમાન રહે છે, તેમ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના અવિભાજ્ય અંશ તરીકે જીવાત્માઓ સનાતન કાળ રહે છે. બદ્ધ જીવાત્માઓ પરમેશ્વરના ભાગ તરીકે સનાતન કાળને માટે જોડાયેલાં છે, છતાં કેટલીકવાર તે અજ્ઞાનરૂપી અંધકારમાં જીવન પરત્વેના ભૌતિક ખ્યાલનાં વાદળમાં રહેલા છે. સમગ્ર વૈદિક પ્રક્રિયા વ્યક્તિને અંધકારમય સ્થિતિમાંથી ઊંચે ચઢાવવા માગે છે. છેવટે, જ્યારે બદ્ધ જીવનાં મન અને ઇન્દ્રિયો સંપૂર્ણ રીતે શુદ્ધ થાય છે ત્યારે તે કૃષ્ણ ભાવના તરીકે કહેવાતી મૂળ સ્થિતિમાં આવે છે. તેને મુક્તિ કહે છે.

વેદાંતસૂત્રમાં પ્રથમ સૂત્ર અથવા કલમમાં પરમ સત્ય વિશે પૂછવામાં આવે છે. अथातो ब्रह्म जिज्ञासा। પરમ સત્યનું લક્ષણ શું છે? બીજા સૂત્રમાં જવાબ અપાય છે કે, પરમ સત્યનું લક્ષણ એવું છે કે, તે દરેક વસ્તુનું મૂળ કારણ છે. આપણે જીવનની આ ભૌતિક સ્થિતિમાં પણ, જે કાંઈ અનુભવીએ છીએ તે કેવળ તેનું જ પ્રાગટ્ય છે. પરમ સત્યે મન, ઇન્દ્રિયો અને બુદ્ધિનું સર્જન કર્યું. એનો અર્થ એ છે કે, પરમ સત્ય મન, બુદ્ધિ તથા ઇન્દ્રિયવિહોણું સત્ય નથી. બીજા શબ્દોમાં કહીએ તો તે નિર્વિશેષ નથી. "ઉત્પન્ન કર્યું" એનો અર્થ થાય છે કે તેનામાં દિવ્ય બુદ્ધિ છે. દા. ત. જ્યારે પિતા બાળકને ઉત્પન્ન કરે છે ત્યારે પિતાને ઇન્દ્રિયો હોય છે તેવી જ બાળકમાં ઇન્દ્રિયો હોય છે. પિતાને હાથ અને પગ છે, તેથી બાળક હાથ અને પગવાળું થાય છે. આથી કેટલીક વાર એમ કહેવાય છે કે મનુષ્યને પ્રભુની પ્રતિમા મુજબ ઘડવામાં આવ્યો છે. એટલે પરમ સત્ય, દિવ્ય મન, ઇન્દ્રિયો અને બુદ્ધિ ધરાવનાર સર્વોચ્ચ વ્યક્તિ છે. જ્યારે ભૌતિક વાસનાઓમાંથી મનુષ્યનાં મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો શુદ્ધ થાય છે ત્યારે, તે પરમ સત્યના આદિ સ્વરૂપને એટલે આદિ મનુષ્યને સમજી શકે છે.

વૈદિક પ્રક્રિયા ધીરે ધીરે બદ્ધ જીવને તમોગુણમાંથી રજોગુણમાં, અને રજોગુણમાંથી સત્ત્વગુણમાં ઊંચે ચઢાવે છે. સત્ત્વગુણમાં વસ્તુઓને જે તે સ્થિતિમાં સમજવા માટે પૂરતો પ્રકાશ

હોય છે. દા. ત. પૃથ્વીમાંથી વૃક્ષ ઊગે છે અને વૃક્ષના લાકડાંમાંથી અગ્નિ પ્રગટાવવામાં આવે છે. દહનની એ પ્રક્રિયામાં સર્વ પ્રથમ આપણે ધુમાડો જોઈએ છીએ, અને પછી બીજા તબક્કામાં ગરમી, અને ત્યાર પછી અગ્નિ જોઈએ છીએ. જ્યારે ત્યાં સાથેસાથ અગ્નિ હોય ત્યારે આપણે તેનો વિવિધ હેતુઓ માટે ઉપયોગ કરી શકીએ છીએ, એટલે, અગ્નિ અંતિમ લક્ષ્ય છે. તે જ પ્રમાણે જીવનની સ્થૂળ ભૌતિક અસ્વથામાં તમોગુણ ખૂબ આગળ પડતો હોય છે જંગલી અવસ્થામાંથી સંસ્કારી જીવનમાં પ્રયાણ કરતી વખતે, એટલે કે સંસ્કૃતિના ક્રમિક વિકાસ દરમ્યાન, અજ્ઞાન ક્ષીણ થાય છે, અને જ્યારે મનુષ્ય સંસ્કારી જીવનમાં પ્રસ્થાપિત થાય છે ત્યારે, તે રજોગુણમાં આવ્યો એમ કહેવાય છે. જંગલી જીવનના તબક્કામાં, અથવા અજ્ઞાન અવસ્થામાં, ઈન્દ્રિયો અત્યંત અસત્યપણે તૃપ્ત કરાય છે. જ્યારે રજોગુણ અથવા જીવનના સુસંસ્કૃત તબક્કામાં ઇન્દ્રિયો ઔપચારિક રીતે, એટલે બાહ્યાડંબરી વર્તનથી સંતુષ્ટ કરવામાં આવે છે; પરંતુ જ્યારે મનુષ્ય સત્ત્વગુણમાં ઊર્ધ્વગામી બને છે ત્યારે, મનુષ્ય સમજી શકે છે કે, ઈન્દ્રિયો અને મન તો કેવળ વિકૃત ભાવનાઓથી આચ્છાદિત થયેલાં હોવાથી ભૌતિક પ્રવૃત્તિઓમાં રોકાયેલાં છે. જ્યારે આ વિકૃત ભાવનાને ધીરે ધીરે કૃષ્ણ ભાવનામાં રૂપાંતરિત થાય છે ત્યાર પછીથી મુક્તિ માર્ગ ખૂલે છે. એટલે એનો અર્થ એવો નથી કે, મનુષ્યો ઇન્દ્રિયો અને મન દ્વારા પરમ સત્ય પ્રાપ્ત કરવામાં અશક્તિમાન છે. એને બદલે એવા નિર્ણય પર આવીએ છીએ કે ઈન્દ્રિયો, મન તથા બુદ્ધિ વાસનામય સ્થૂળ તબક્કામાં હોવાથી, પરમ સત્યના સ્વરૂપને સમજી શકતાં નથી. પરંતુ, જ્યારે ઈન્દ્રિયો, મન, અને બુદ્ધિ શુદ્ધ થાય છે ત્યારે તેઓ પરમ સત્યને યથાર્થ સ્વરૂપે સમજી શકે છે. આ શુદ્ધીકરણની પ્રક્રિયાને ભક્તિમય સેવા અથવા કૃષ્ણભાવના કહે છે.

ભગવદ્‌ગીતામાં એમ સ્પષ્ટ કહ્યું છે કે, કૃષ્ણને સમજવા એ વૈદિક જ્ઞાનનો હેતુ છે. અને શરણાગતિની પ્રક્રિયાથી શરૂઆત કરીને ભક્તિમય સેવા દ્વારા કૃષ્ણ સમજાય છે. ભગવદ્‌ગીતામાં જણાવ્યા પ્રમાણે મનુષ્યે કૃષ્ણ વિશે હમેશાં વિચાર કરવાનો રહે છે. મનુષ્યે હમેશાં કૃષ્ણ પ્રત્યે સ્નેહપૂર્ણ સેવા કરવાની છે. કેવળ આ પ્રક્રિયા દ્વારા જ મનુષ્ય કોઈ પણ પ્રકારની શંકા વગર પ્રભુના રાજ્યમાં પ્રવેશ કરી શકે છે.

જ્યારે મનુષ્ય ભક્તિમય સેવાની પ્રક્રિયા દ્વારા સત્ત્વગુણમાં જાગ્રત બને છે, ત્યારે તે રજોગુણ અને તમોગુણમાંથી મુક્ત થાય છે. 'आत्मने' શબ્દ સૂચવે છે કે, એ બ્રાહ્મણની પાત્રતા સૂચવતી એવી ભૂમિકા છે કે જેમાં મનુષ્યને 'ઉપનિષદો' નામે ઓળખાતા વૈદિક સાહિત્યનું અધ્યયન કરવાની તક મળે છે. ઉપનિષદો પરમેશ્વરના વિવિધ ગુણોનું વિવિધ રીતે વર્ણન કરે છે. પરમ સત્ય, પરમેશ્વર નિર્ગુણ કહેવાય છે, એનો અર્થ એવો નથી કે, એમનામાં ગુણ નથી. એમનામાં ગુણો છે તેથી જ બદ્ધ જીવોમાં ગુણો રહેલા છે. ઉપનિષદોના અધ્યયનનો હેતુ ભૌતિક રજોગુણ અને તમોગુણથી વિરુદ્ધ પરમ સત્યના દિવ્ય ગુણને

સમજવાનો છે. એ વૈદિક જ્ઞાનનો માર્ગ છે. સનકની રાહબરી નીચે રહેલા ચાર કુમારો જેવા મોટા મોટા સંતપુરુષો આવા વૈદિક જ્ઞાનના સિદ્ધાંતોને અનુસર્યા અને ધીરે ધીરે નિર્વિશેષ જ્ઞાનમાંથી પરમેશ્વરના વ્યક્તિગત પૂજનની ભૂમિકા સુધી આવ્યા. એટલે એવી ભલામણ કરવામાં આવે છે કે, આપણે મહાનુભાવ પુરુષોનું અનુસરણ કરવું જોઈએ. શુકદેવ ગોસ્વામી પણ આવા એક મહાનુભાવ પુરુષ છે. અને તેમનો પરીક્ષિત મહારાજની જિજ્ઞાસાને સંતોષવા અપાયેલો જવાબ સ્વીકૃત છે. જે મનુષ્ય આવા મહાનુભાવ પુરુષોને પગલે પગલે અનુસરે છે તે ચોક્કસ રીતે અત્યંત સહેલાઈથી મુક્તિને માર્ગે જઈ શકે છે. અને છેવટે પાછા સ્વધામ એટલે પ્રભુ પાસે પહોંચી જાય છે. આ માનવજીવનને સફળ કરવાનો એ માર્ગ છે. શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત મહારાજને કહેવાનું ચાલુ રાખ્યું. તે બોલ્યા, "મારા વહાલા રાજન્, હું આ બાબતમાં એક સરસ વાર્તા વર્ણવીશ. આ વાર્તા અગત્યની છે, કારણ કે એનો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નારાયણ સાથે સંબંધ છે. આ વર્ણનમાં નારાયણ ઋષિ અને દેવર્ષિ નારદ વચ્ચેનો વાર્તાલાપ છે. નારાયણ ઋષિ હિમાલયના પહાડોમાં આદ્યાપિ-પર્યંત બદરિકાશ્રમમાં વસે છે અને નારાયણના અંવતાર તરીકે સ્વીકૃત પામ્યા છે. એક વાર દેવતાઓમાં મહાન મુનિ અને મહાન ભક્ત નારદ વિવિધ ગ્રહોમાં પ્રવાસ કરતા હતા, ત્યારે બદરિકાશ્રમમાં તપસ્વી નારાયણને અંગત રીતે મળીને તેમનું વંદન કરવાની તેમને ઇચ્છા થઈ. ભગવાનના અવતાર એવા મહાન સંત નારાયણ ઋષિ, ભારતવર્ષના લોકોને ભગવાન પાસે પાછા જવા માટે, સર્વોચ્ચ પરિપૂર્ણ ભૂમિકા કેવી રીતે પ્રાપ્ત થઈ શકે એ સમજાવવા માટે સૃષ્ટિની શરૂઆતથી જ મોટાં મોટાં વ્રત અને કઠોર તપશ્ચર્યાઓ કરતા હતા. તેમનાં તપ અને વ્રતો માનવજાતિ માટે દૃષ્ટાંતરૂપ છે.

બદરિકાશ્રમ હિમાલય પર્વતોની સૌથી વધારે ઉત્તર દિશામાં આવેલો છે, અને તે હમેશાં બરફથી આચ્છાદિત હોય છે. ગ્રીષ્મ ઋતુમાં જ્યારે હિમવર્ષા બહુ કઠોર નથી હોતી, ત્યારે ધાર્મિક ભારતવાસીઓ આ સ્થળની યાત્રાએ જાય છે. એક વાર ભગવાનના અવતાર નારાયણ ઋષિ કલાભગામ તરીકે જાણીતા ગામડામાં ઘણા ભક્તોની વચમાં વિરાજમાન હતા. અલબત્ત, તેમની સાથે બેઠેલાઓ પણ કાંઈ સામાન્ય ઋષિમુનિઓ ન હતા, અને વળી મહર્ષિ નારદજી પણ ત્યાં આવ્યા. નારાયણને સાદર પ્રમાણ કર્યા પછી, પરીક્ષિત રાજાએ જે સવાલ શુકદેવ ગોસ્વામીને પૂછેલો, બરાબર એ જ નારદજીએ તેમને પૂછ્યો. જ્યારે નારદજીએ નારાયણ ઋષિને પોતાનો પ્રશ્ન પૂછ્યો, ત્યારે ઋષિએ પણ પોતાના પૂર્વજોના પગલાને અનુસરીને જવાબ આપ્યો. જનલોક તરીકે જાણીતા ગ્રહમાં એ જ પ્રશ્ન કેવી રીતે ચર્ચાયેલો એની વાર્તાનું તેમણે વર્ણન કર્યું. ચંદ્ર, શુક્ર વગેરેની જેમ જનલોક એ સ્વર્ગલોકના ગ્રહની ઉપર એક ગ્રહ છે. આ ગ્રહમાં ઋષિમુનિઓ અને સાધુપુરુષો રહે છે અને તેઓ પણ બ્રહ્મ અને તેના સાચા સ્વરૂપ વિશે એ જ મુદ્દા પર જ્ઞાન-ચર્ચા કરતા હતા.

મહર્ષિ નારદજીએ બોલવાનું શરૂ કર્યું. તેઓ બોલ્યા, "મારા વહાલા નારદ, હું તમને ઘણા ઘણા પુરાણા સમયે બનેલી એક વાર્તા કહીશ એક વાર સ્વર્ગના ગ્રહોના વતનીઓની મોટી સભા થઈ, અને ચાર કુમારો—સનત, સનંદન, સનક અને સનાતન કુમાર—જેવા આમાં લગભગ સર્વે અગત્યના બ્રહ્મચારીઓ ઉપસ્થિત રહેલા. પરમસત્ય બ્રહ્મ વિશે જ્ઞાન વિશેની તેમની ચર્ચા હતી. તમે તે સભામાં હાજર રહેતા નહીં, કારણ કે તમે શ્વેતદ્વીપ ટાપુમાં રહેતા મારા વિસ્તાર અનિરુદ્ધના દર્શને ગયેલા. આ સભામા સર્વ મહર્ષિઓ અને બ્રહ્મચારી-ઓએ, તમે જે પ્રશ્ન મને પૂછયો છે એના વિશે, અત્યંત વિસ્તારપૂર્વક ચર્ચા કરેલી અને એ અત્યંત સરસ હતી. ચર્ચા એટલી બધી સૂક્ષ્મ હતી કે, ઉઠાવવામાં આવેલા અટપટા પ્રશ્નોનો જવાબ આપવાને વેદો પણ અશક્ત હતા.

જે પ્રશ્ન નારદજીએ જનલોકની એ સભામાં ઉઠાવેલો એની જ ચર્ચા એ સભામાં થયેલી એમ નારાયણ ઋષિએ નારદજીને કહ્યું. શિષ્યપરંપરા દ્વારા સમજવાનો આ માર્ગ છે. પરીક્ષિત મહારાજને શુકદેવ ગોસ્વામી પાસે મોકલવામાં આવ્યા. શુકદેવ ગોસ્વામીએ નારદજીને વસ્તુસ્થિતિ જણાવી અને તેમણે નારાયણ ઋષિને એ જ રીતે પ્રશ્ન પૂછયો. વળી તેમણે એ જ વસ્તુ જનલોક ગ્રહમાં રહેતી, પોતાના કરતાંયે વધારે ઉચ્ચ કક્ષાની પ્રમાણભૂત વ્યક્તિઓ સમક્ષ રજૂ કર્યો, અહીં સનક, સનાતન, સનતકુમાર અને સનંદન—એ ચારે કુમારો વચ્ચે એની ચર્ચા થઈ. આ ચાર બ્રાહ્મણો વેદો અને શાસ્ત્રોમાં અધિકૃત વિદ્વાનો છે તેમના તપસ્વી જીવન અને વ્રતો દ્વારા તેમનું અસીમ વિપુલ જ્ઞાન તેમના ઊર્ધ્વ આદર્શ ચારિત્ર્યમાં પ્રગટ થાય છે. તેઓ અત્યંત મિલનસાર તથા વિનમ્ર સ્વભાવ છે, અને તેમની દૃષ્ટિએ મિત્રો, શુભેચ્છકો તથા જ શત્રુઓ વચ્ચે ભેદ નથી. દિવ્ય સ્થિતિમાં સ્થિર હોવાને લીધે, કુમારો જેવી વ્યક્તિઓ, સર્વ ભૌતિક ગણતરીઓથી પર હોય છે. અને ભૌતિક દ્વંદ્વો પ્રત્યે હમેશાં તટસ્થ રહે છે. ચાર ભાઈઓ વચ્ચે થયેલી ચર્ચાઓમાં તેમાંના એક સનંદને બોલવા માટે પસંદ કરવામાં આવ્યા. અને બીજા ભાઈઓ શ્રવણ કરવા માટે શ્રોતાઓ બન્યા.

સનંદને કહ્યું, સમગ્ર પ્રગટ વિશ્વના પ્રલય પછી સંપૂર્ણ શક્તિ અને સમગ્ર સર્જન અણુપરમાણુ રૂપે ગર્ભોદકશાયી વિષ્ણુના દીર્ઘકાળપર્યંત, નિદ્રાવશ હોય છે. અને જ્યારે ફરીથી સર્જનની જરૂરિયાત ઊભી થાય છે ત્યારે, મૂર્તિમંત વેદો ભગવાનની આજુબાજુ ઉપસ્થિત થઈ, ભગવાનનાં આશ્ચર્યજનક દિવ્ય લીલાચરિત્રોનું વર્ણન કરતાં કરતાં તેમનાં યશોગાન શરૂ કરે છે. જેમ રાજા સવારમાં ઊંઘતા હોય, અને નક્કી કરાયેલા ભાટચારણો તેમના શયનખંડની આજુબાજુ ભેગા થઈ, તેમનાં પરાક્રમોની ગાથા શરૂ કરે અને રાજા પોતાની યશસ્વી પ્રવૃત્તિઓને સાંભળતાં સાંભળતાં ધીરે ધીરે જાગે, તેમ અહીં પણ બરાબર એવું જ છે.

એ વૈદિક ગાયકો અથવા મૂર્તિમંત વેદો આ ગાય છે: "હે અજિત, તમે સર્વોચ્ચ વ્યક્તિ છો. કોઈ તમારું બરોબરિયું નથી, અથવા કોઈ તમારા કરતાં વધારે મહાન નથી. કોઈ પણ મનુષ્ય, ભગવાનની પ્રવૃત્તિઓ કરતાં વધારે યશસ્વી ન હોઈ શકે. તમારો સર્વ પ્રકારે વિજય હો! તમારો સર્વ પ્રકારે વિજય હો! તમારા પોતાના દિવ્ય સ્વભાવથી તમે સંપૂર્ણ રીતે સર્વે છ ઐશ્વર્યથી યુક્ત છો. આથી, તમે સર્વ બદ્ધાત્માઓને માયાની પકડમાંથી મુક્ત કરવાને શક્તિમાન છો. હે પ્રભુ, અમે રોમાંચિત બની પ્રાર્થના કરીએ છીએ કે તમે કૃપા કરીને એ પ્રમાણે કરો. સર્વ જીવાત્માઓ, તમારા અવિભાજ્ય અંશ હોવાથી, સ્વાભાવિક રીતે જ સચ્ચિદાનંદમય છે, પરંતુ તેઓ પોતાના દોષથી, તમારી સર્વોચ્ચ ભોક્તા તરીકેની નકલ કરવાનો પ્રયત્ન કરે છે, આમ તેઓ તમારા સર્વોચ્ચપણાને બેવફા નીવડે છે, અને અપરાધીઓ બને છે. વળી તેમના અપરાધને કારણે, તમારી ભૌતિક શક્તિઓ તેમને વશ કરે છે; આમ, તેમના સચ્ચિદાનંદમય દિવ્ય ગુણો, ત્રિગુણાત્મક ભૌતિક વાદળાંથી ઢંકાયા છે. ત્રિગુણાત્મક ભૌતિક ગુણો વડે બનેલું આ પ્રગટ વિશ્વ બદ્ધજીવો માટેનું કેદખાનું છે. બદ્ધજીવો ભૌતિક બંધનમાંથી છટકવા માટે સખત પરિશ્રમ કરે છે, અને જીવનની તેમની વિવિધ પરિસ્થિતિઓ પ્રમાણે તેમને વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ પ્રાપ્ત થાય છે, પરંતુ આ સર્વે પ્રવૃત્તિઓ તમારા જ્ઞાન પર અવલંબન રાખે છે. કેવળ તમારી કૃપાથી પ્રેરાઈને જ શુદ્ધ પ્રવૃત્તિઓ થઈ શકે છે. તેથી, તમારાં ચરણકમળનો આશ્રય સ્વીકાર્યા સિવાય, મનુષ્ય ભૌતિક શક્તિની અસરથી ઉપરવટ જઈ શકતો નથી. હમેશાં બદ્ધજીવો તમને સમજી શકે એટલા માટે, અમે મૂર્તિમંત વેદો તેમને મદદ કરવા હમેશાં તમારી સેવામાં જોડાયેલા છીએ."

મૂર્તિમંત વેદોની પ્રાર્થના એમ વર્ણવે છે કે, તેઓ બદ્ધજીવોને કૃષ્ણ વિજ્ઞાન પ્રાપ્ત કરવામાં મદદ કરવા સર્જાયેલા છે. સર્વ શ્રુતિઓ અથવા મૂર્તિમંત વેદોએ, ફરી ફરીને પ્રભુના યશ ગાયા, "જય હો! જય હો!" આ એમ સૂચવે છે કે, પ્રભુની તેમના ગુણોને લીધે પ્રશંસા થાય છે. તેમના સર્વ ગુણોમાં, બદ્ધ જીવોને માયાની પકડમાંથી મુક્ત કરવાનો ફરી ફરીને દાવો કરનારી તેમની નિષ્કારણ કૃપા, એ સૌથી અગત્યનો ગુણ છે.

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પ્રત્યેના તેમના સનાતન સંબંધની તેમને વિસ્મૃતિને લીધે, તેઓ વિવિધ પ્રકારનાં શરીરોવાળા અસંખ્ય જીવાત્માઓ છે. કેટલાક જંગમ અને કેટલાક એક જ સ્થાનમાં સ્થિર રહેલા સ્થાવર જીવાત્માઓ છે. જ્યારે જીવાત્મા કૃષ્ણની સ્થિતિની નકલ કરીને, ભૌતિક શક્તિ પર આધિપત્ય મેળવવા માગે છે ત્યારે, તે તરત જ ભૌતિક શક્તિના બંધનમાં બંધાય છે અને તેની વાસના પ્રમાણે વિવિધ પ્રકારની ૮૪,૦૦,૦૦૦ યોનિઓમાંથી વિવિધ જન્મો તેને મળે છે. ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિની યાતનાઓ ભોગવવા છતા, ભ્રમિત ચિત્ત જીવાત્મા મિથ્યાપણે, પોતાની દૃષ્ટિમાં દેખાતી સર્વ વસ્તુઓનો પોતાની

જાતને સ્વામી સમજે છે. જે ભૌતિક શક્તિ ત્રિવિધ ભૌતિક ગુણોનું પ્રતિનિધિત્વ કરે છે, તેના જાદુથી મંત્રમુગ્ધ બનેલો જીવાત્મા એટલો બધો સપડાય છે કે, સર્વોચ્ચ પ્રભુની કૃપા વિના તેના માટે મુક્ત થવું બિલકુલ શક્ય નથી. જીવાત્મા તેના પોતાના પ્રયત્નથી ભૌતિક પ્રવૃત્તિની અસર પર વિજય મેળવી શકતા નથી, પરંતુ ભૌતિક પ્રકૃતિ પરમેશ્વરના નિયંત્રણ નીચે કામ કરતી હોવાથી, ભગવાન તેની મર્યાદા બહાર રહે છે. તેમના સિવાય બ્રહ્માથી માંડીને કીડી સુધીના સર્વ જીવાત્માઓ ભૌતિક પ્રકૃતિના સંબંધથી જિતાયેલા છે.

તેમનામાં સંપત્તિ, શક્તિ, કીર્તિ, સૌંદર્ય જ્ઞાન અને ત્યાગ એમ છ પ્રકારનાં ઐશ્વર્ય સંપૂર્ણ રીતે રહેલાં છે. તેથી ભગવાન એકલા જ ભૌતિક પ્રકૃતિના જાદુથી પર છે. જ્યાં સુધી જીવાત્મા કૃષ્ણ-ભાવનામાં સ્થિર ન થાય, ત્યાં સુધી તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સન્મુખ જઈ શકતો નથી, પરંતુ પ્રભુ પોતાની સર્વ શક્તિ દ્વારા પરમાત્મા તરીકે અંદર રહી, માર્ગદર્શન આપી શકે છે. ભગવદ્‌ગીતામાં પ્રભુ સલાહ આપે છે કે, તમે જે કાંઈ કરો, મારા માટે કરો; તમે જે કાંઈ જમો એ સર્વ પ્રથમ મને અર્પણ કરો, તમે જે કાંઈ દાન આપવા માગતા હો તે પ્રથમ મને અર્પણ કરો; અને તમે જે કાંઈ તપ કે વ્રતો કરવા માગો, તે મને ઉદ્દેશીને કરો.” આ રીતે, કર્મીઓને ધીરે ધીરે કૃષ્ણભાવના ખીલવવા માટે માર્ગદર્શન અપાય છે. તે જ રીતે કૃષ્ણ ભગવાન તત્ત્વજ્ઞાનીઓને બ્રહ્મ અને માયા વચ્ચેના ભેદ વિશે માર્ગદર્શન આપીને ધીરે ધીરે પોતાની સન્મુખ ખેંચે છે. છેવટે જ્યારે મનુષ્ય જ્ઞાનમાં પરિપક્વ થાય છે ત્યારે, તે કૃષ્ણને આશ્રયે આવે છે. ભગવદ્‌ગીતામાં કૃષ્ણ કહે છે, “ઘણા ઘણા જન્મો પછી, ડાહ્યો તત્ત્વજ્ઞાની મારે શરણે આવે છે. યોગીઓને પણ હૃદયમાં કૃષ્ણ વિશે ધ્યાન કરવાનું માર્ગદર્શન અપાય છે, અને આવી કૃષ્ણભાવનામય સતત પ્રક્રિયા દ્વારા, યોગી ભૌતિક શક્તિના બંધનમાંથી મુક્ત બને છે; પરંતુ, ભગવદ્‌ગીતામાં જણાવ્યા પ્રમાણે, ભક્તો તદ્દન શરૂઆતથી જ ભક્તિમય સેવામાં સ્નેહપૂર્વક જોડાય છે, તેથી ભગવાન તેમને એવી રીતે માર્ગદર્શન આપે છે કે, તેઓ મુશ્કેલીમાં મુકાયા વિના કે આડા ફંટાયા વિના પ્રભુની સન્મુખ જઈ શકે. કેવળ પ્રભુકૃપાથી જ જીવાત્મા બ્રહ્મ, પરમાત્મા અને ભગવાનની સાચી સ્થિતિ સમજી શકે છે.

મૂર્તિમંત વેદોનાં વિધાન એવો સ્પષ્ટ ખ્યાલ આપે છે કે, વેદશાસ્ત્રો કેવળ કૃષ્ણને સમજવા માટે મળ્યાં છે. ભગવદ્‌ગીતામાં એટલું સ્વીકારાયેલું છે કે, સર્વ વેદમાં કેવળ કૃષ્ણને જ સમજવાના છે. કૃષ્ણ હમેશાં ભૌતિક જગત કે આધ્યાત્મિક જગતમાં આનંદ ભોગવી રહ્યા છે કારણ તેઓ સર્વોચ્ચ ભોક્તા છે તેમના માટે ભૌતિક જગત અને આધ્યાત્મિક જગત વચ્ચે ભેદ નથી, ભૌતિક જગત સાધારણ જીવાત્માઓના માર્ગમાં અવરોધકર્તા છે, કારણ કે તેઓ તેના નિયંત્રણ નીચે છે, પરંતુ કૃષ્ણ, ભૌતિક જગતના નિયામક હોવાથી, તેના અવરોધો સાથે એમ કોઈ જાતનો સંબંધ નથી એટલે ઉપનિષદોના

વિવિધ ભાગોમાં વેદો જાહેર કરે છે : "પરબ્રહ્મ સનાતન અને સચ્ચિદાનંદમય છે, પરંતુ એક પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર દરેક જીવાત્માના હૃદયમાં વસે છે." પોતાના સર્વવ્યાપકપણાને લીધે, તેઓ જીવાત્માઓના હૃદયમાં પ્રવેશ કરવાને શક્તિમાન છે એટલું જ નહીં પરંતુ અણુ-પરમાણુ સુધ્ધાંમાં તે પ્રવેશે છે. પરમાત્મા તરીકે જીવાત્માઓની સર્વ પ્રવૃત્તિઓના તે નિયામક છે. તેઓ સવેમાં રહે છે, અને તેમની સ્વેચ્છા પ્રમાણે તેમને કામ કરવાની છૂટ આપીને તેમની પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કરે છે. અને વળી તેઓને વિવિધ પ્રવૃત્તિઓનાં ફળ આપે છે. તે સર્વ વસ્તુઓની પ્રાણશક્તિ છે, તેમ છતાં તે ભૌતિક ગુણોમાં દિવ્ય છે. તે સર્વ શક્તિમાન છે; તે દરેક વસ્તુ ઉત્પન્ન કરવામાં નિષ્ણાત છે. અને પોતાના ચડિયાતા કુદરતી જ્ઞાનને લીધે તેઓ દરેક મનુષ્યને પોતાના નિયંત્રણ નીચે લાવી શકે છે. આથી, તે દરેક મનુષ્યના સ્વામી છે. તે કેટલીકવાર પૃથ્વીના પટ પર પ્રગટે છે, પરંતુ તે સાથોસાથ સર્વ પદાર્થમાં રહેલા છે. પોતાના વિવિધ સ્વરૂપે વિસ્તાર કરવાની ભાવનાથી તેમણે ભૌતિક શક્તિ પર દૃષ્ટિપાત કર્યો, અને એ રીતે અસંખ્ય જીવાત્માઓ પ્રગટ થયા. દરેક વસ્તુ તેમની ઉચ્ચ શક્તિથી ઉત્પન્ન થયેલી છે, અને તેમના સર્જનમાં રહેલી દરેક વસ્તુ, ખોડખાંપણ વિનાની સંપૂર્ણ જણાય છે.

જેઓ આ ભૌતિક જગતમાંથી મુક્ત થવા ઝંખતા હોય, તેમણે સર્વ કારણોના આદિ કારણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને પૂજવા જોઈએ. તે, જેમાંથી વિવિધ પ્રકારના માટીના ઘડાં ઉત્પન્ન થાય છે એવા પૃથ્વીના સમગ્ર દ્રવ્ય જેવા ભગવાન છે. ઘડા પૃથ્વીની માટીમાંથી બને છે, તેઓ પૃથ્વી પર રહે છે, અને નાશ થયા પછી, છેવટે તેમના અણુઓ પૃથ્વીમાં લીન થાય છે. સર્વોચ્ચ પ્રભુ સર્વ વિવિધ વસ્તુઓના આદિ કારણ છે, પરંતુ નિર્વિશેષવાદીઓ ખાસ કરીને એવા વૈદિક વિધાન પર ભાર મૂકે છે કે, सर्वम् खलु इदम् ब्रह्म "દરેક વસ્તુ બ્રહ્મ છે." નિર્વિશેષવાદીઓ સર્વોચ્ચ કારણ બ્રહ્મમાંથી પ્રગટ થઈ રહેલી વિવિધ વસ્તુઓને લક્ષમાં લેતા નથી. તેઓ કેવળ એટલો જ વિચાર કરે છે કે, દરેક વસ્તુ બ્રહ્મમાંથી પ્રગટે છે, અને પ્રલય પછી બ્રહ્મમાં લીન થાય છે. અને પ્રાગટયનો વચગાળાનો તબક્કો પણ બ્રહ્મ છે. જોકે માયાવાદીઓ એમ માને છે કે પોતાના પ્રાગટય પહેલાં વિશ્વ બ્રહ્મ હતું. તેના સર્જન પછી પણ તે બ્રહ્મ રહે છે. અને તેના વિનાશ પછી તે બ્રહ્મમાં લીન થાય છે, છતાં તેઓ બ્રહ્મ શું છે તે જાણતા નથી. બ્રહ્મસંહિતામાં આ હકીકતનું સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે કે, જીવાત્માઓ દેશ, કાળ તેમ જ અગ્નિ, પૃથ્વી, આકાશ, જળ અને મન જેવાં ભૌતિક તત્ત્વો ભૂર્, ભુવ:, સ્વ: તરીકે જાણીતું ગોવિંદે પ્રગટાવેલું પ્રગટ વિશ્વ છે, તે ગોવિંદની શક્તિ પર વિકસે છે. અને વિલય પછી, તે ગોવિંદમાં પ્રવેશે છે. અને ત્યાં એ જળવાઈ રહે છે એટલે ભગવાન બ્રહ્માજી કહે છે, "સર્વ કારણના કારણ આદિપુરુષ ભગવાન ગોવિંદનું હું પૂજન કરું છું."

બ્રહ્મન્ શબ્દ સૂચવે છે કે તે સર્વમાં મહાન અને દરેક વસ્તુના પોષક. નિર્વિશેષ વાદીઓ આકાશની મહત્તાથી આકર્ષાય છે. છતાં પોતાના ઉપરચોટિયા જ્ઞાનને લીધે, તેઓ કૃષ્ણની મહત્તા પ્રત્યે આકર્ષાતા નથી, પરંતુ આપણા વ્યાવહારિક જીવનમાં આપણે મનુષ્યની મહત્તાથી આકર્ષાઈએ છીએ, અને નહીં કે, મોટા પહાડના વિશાળ કદથી. હકીકતમાં પરબ્રહ્મનું પદ કેવળ કૃષ્ણને લાગુ પડે છે. એટલે ભગવદ્‌ગીતામાં અર્જુને એમ સ્વીકાર્યું છે કે, કૃષ્ણ ભગવાન પરમ બ્રહ્મ, અથવા દરેક વસ્તુનું આશ્રયસ્થાન છે.

કૃષ્ણ પોતાના અસીમ જ્ઞાન, અમર્યાદિત શક્તિ, અમર્યાદિત સામર્થ્ય, અમર્યાદિત પ્રભાવ, અમર્યાદિત સૌંદર્ય અને અમર્યાદિત ત્યાગને લીધે પરબ્રહ્મ છે. તેથી બ્રહ્મન્ શબ્દ કેવળ કૃષ્ણને લાગુ પડે છે. અર્જુન એમ સ્વીકારે છે કે, નિર્વિશેષ બ્રહ્મ કૃષ્ણના દિવ્ય સ્વરૂપમાંથી પ્રગટી રહેલી જ્યોતિ છે. તેથી કૃષ્ણ પરબ્રહ્મ છે. દરેક વસ્તુ બ્રહ્મ પર આધાર રાખે છે, પરંતુ સ્વયં બ્રહ્મ પોતે જ કૃષ્ણ પર અવલંબે છે. તેથી કૃષ્ણ આધાર અંતિમ બ્રહ્મન્ અથવા ·પરબ્રહ્મ છે. કૃષ્ણની બહિરંગ શક્તિ તરીકે ભૌતિક તત્ત્વોનો સ્વીકાર થાય છે, કારણ કે પોતાના અંતરંગ સંબંધોથી કૃષ્ણને આધીન એવું વિશ્વ પ્રગટે છે, અને પ્રલય પછી વળી પાછું તે કૃષ્ણના શરીરમાં અંતરંગ શક્તિ તરીકે પ્રવેશે છે. એટલે કૃષ્ણ પ્રાગટય અને વિલય બંનેનું કારણ છે.

सर्वम् खलु इदम् ब्रह्म એટલે દરેક વસ્તુ કૃષ્ણ છે, અને એ મહાભાગવતોનું દૃષ્ટિબિંદુ છે. તેઓ દરેક વસ્તુ કૃષ્ણ સંબંધે નિહાળે છે. નિર્વિશેષવાદીઓ એવી દલીલ કરે છે કે, કૃષ્ણે પોતાની જાતનું ઘણી વસ્તુઓમાં રૂપાંતર કર્યું. તેથી દરેક વસ્તુ કૃષ્ણ છે, અને દરેક વસ્તુની પૂજા તેમની પૂજા છે. આવી મિથ્યા દલીલનો જવાબ કૃષ્ણે ભગવદ્‌ગીતામાં આપ્યો છે. દરેક વસ્તુ કૃષ્ણશક્તિનું રૂપાંતર છે, પરંતુ એ દરેક સ્થળે હાજર નથી. તેઓ એક જ સાથે હાજર અને ગેરહાજર છે. પોતાની શક્તિથી તેઓ સર્વત્ર હાજર છે, પરંતુ શક્તિશાળી તરીકે તેઓ સર્વત્ર હાજર નથી. આવી એક સાથેની હાજરી અને ગેરહાજરી, આપણી વર્તમાન ઈન્દ્રિયોને અકળ છે, પરંતુ ઈશોપનિષદની શરૂઆતમાં એની સ્પષ્ટ સમજૂતી આપી છે. તેમાં એમ જણાવ્યું છે કે, સર્વોચ્ચ પ્રભુ એટલા બધા સંપૂર્ણ છે કે, અસીમ શક્તિઓ અને તેમનાં રૂપાંતરો કૃષ્ણમાંથી પ્રગટે છે, છતાં કૃષ્ણના વ્યક્તિત્વ પર, એનાથી લેશ માત્ર અસર થતી નથી તેથી, કૃષ્ણ સર્વ કારણના કારણ હોવાથી બુદ્ધિશાળી લોકોએ તેમના ચરણકમળનું શરણ લેવું જોઈએ.

કૃષ્ણ, કેવળ તેમને શરણે જવાની સલાહ દરેક મનુષ્યને આપે છે, અને એ વૈદિક બોધનો પંથ છે. કૃષ્ણ સર્વ કારણોના કારણ છે, તેથી સર્વ પ્રકારના ઋષિમુનિઓ અને સાધુપુરુષો ·નિયંત્રણાત્મક સિદ્ધાંતોનું પાલન કરીને તેમનું પૂજન કરે છે. જ્યારે ધ્યાનની જરૂર ઊભી થાય છે ત્યારે, મહાનુભાવ વ્યક્તિઓ કૃષ્ણના દિવ્ય સ્વરૂપનું ધ્યાન

ધરે છે. આ રીતે, મન કૃષ્ણમય હોવાને લીધે સ્વાભાવિક રીતે જ મુગ્ધ થયેલા ભક્તો કેવળ કૃષ્ણનો વિચાર કરે છે.

કૃષ્ણ વિશેની વાર્તા અથવા કૃષ્ણના ગાનને કીર્તન કહે છે. ચૈતન્ય મહાપ્રભુજી પણ ભલામણ કરે છે કે કીર્તનીય: સદા હરિ: તનો અર્થ એ કે હમેશાં કૃષ્ણનો વિચાર કરવો. તેમને વિશે વાત કરવી અને બીજું કાંઈ જ નહીં. એને કૃષ્ણભાવના કહે છે. કૃષ્ણભાવના એવી ઊર્ધ્વગામી છે કે, જે કોઈ મનુષ્ય આ પ્રક્રિયા અજમાવે છે તે, મુક્તિના ખ્યાલથી પણ દૂર, સુદૂર, જીવનના સર્વોચ્ચ પૂર્ણત્વ સુધી પહોંચે છે, તેથી, ભગવદ્‌ગીતામાં કૃષ્ણ દરેક મનુષ્યને એવી સલાહ આપે છે કે, તેમનો વિચાર કરવો, તેમની ભક્તિમય સેવા કરવી, તેમનું પૂજન કરવું, અને તેમને વંદન કરવું. આ રીતે, ભક્ત સંપૂર્ણ રીતે કૃષ્ણમય બને છે અને હમેશાં કૃષ્ણભાવનામય રહેવાથી છેવટે તે કૃષ્ણ પાસે પાછો જાય છે.

જોકે વેદોએ કૃષ્ણના વિવિધ પ્રકારના અવિભાજ્ય અંશો તરીકે વિવિધ દેવતાઓના પૂજનની ભલામણ કરી છે, એટલે એમ સમજવાનું છે કે, આવી સૂચનાઓ હજી સુધી ભૌતિક ઇન્દ્રિયોના સુખભોગો પ્રત્યે આકર્ષાયેલા મંદ બુદ્ધિવર્ગના લોકોને ઉદ્દેશીને કરવામાં આવી છે; પરંતુ જે મનુષ્ય સાચેસાચ માનવજીવનના ધ્યેયમાં સંપૂર્ણ પરિપૂર્ણત્વ ઇચ્છે છે, તેણે કેવળ કૃષ્ણ ભગવાનનું પૂજન કરવું જોઈએ. અને તેથી વસ્તુ-સ્થિતિ સરળ થશે તેમ જ સંપૂર્ણ રીતે માનવજીવનની સિદ્ધિ વિશે ખાતરી મળશે. આકાશ, જળ અને જમીન ભૌતિક જગતના સર્વે અવિભાજ્ય અંશ છે, પરંતુ જ્યારે મનુષ્ય, કઠણ જમીન પર ઊભો રહે છે, ત્યારે તે આકાશ અથવા જળમાં રહેવા કરતાં તેની સ્થિતિ વધારે સહીસલામત હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો પરમાત્મા અથવા નિર્વિશેષ બ્રહ્મનો આશ્રય, કૃષ્ણભાવનામાં રહી કૃષ્ણનું પ્રત્યક્ષ શરણું લેવા જેવો સલામત માર્ગ નથી. એટલે જ્ઞાનીઓ અથવા યોગીઓની સ્થિતિ કૃષ્ણભક્તોની સ્થિતિ જેવી સલામત નથી. એટલે કૃષ્ણ ભગવાને ભગવદ્‌ગીતામાં સલાહ આપી છે કે જેણે પોતાનું ભાન ગુમાવ્યું હોય એ જ મનુષ્ય દેવતાઓનું પૂજન અપનાવે છે. નિર્વિશેષ બ્રહ્મમાં આસક્ત થયેલા મનુષ્યો વિશે, શ્રીમદ્‌ભાગવતમ્ જણાવે છે, "મારા વહાલા પ્રભુ, જે લોકો માનસિક તર્ક-વિતર્ક દ્વારા પોતાને વિશે મુક્ત હોવાનો વિચાર કરે છે, તેઓ હકીકતમાં તમારા ચરણ-કમળનું શરણું શોધવાને અશક્ત હોવાથી ભૌતિક પ્રકૃતિની વાસનાઓથી મુક્ત થયા નથી, પરંતુ તેઓ નિર્વિશેષ બ્રહ્મમાં અસ્તિત્વની દિવ્ય સ્થિતિમાં ઊર્ધ્વગામી બને છે. તેથી તેઓ નિશ્ચિત રીતે ઉચ્ચ ગૌરવશાળી સ્થિતિમાંથી પતન પામે છે. કારણ કે તેમણે તમારા ચરણકમળની ઝંખના પ્રત્યે ઉપેક્ષા સેવી છે." એટલે કૃષ્ણ ભગવાન સલાહ આપે છે કે, દેવતાઓને પૂજનારા બહુ બુદ્ધિશાળી હોતા નથી, કારણ કે તેઓ કેવળ અલ્પજીવી, ક્ષણ-

ભંગુર પરિણામો તારવે છે. મંદ બુદ્ધિ માણસોના પ્રયત્નો જેવા તેમના પ્રયત્નો છે. પરંતુ ભગવાન એવી ખાતરી આપે છે, કે તેના ભક્તને એવું પતન થવાનો કોઈ ભય નથી.

મૂર્તિમંત વેદોએ પ્રાર્થના ચાલુ રાખી: "વહાલા પ્રભુ, સર્વદેશીય દૃષ્ટિબિંદુઓથી વિચાર કરતાં, જો મનુષ્યે પોતાનાથી ઉચ્ચ એવી બીજી કોઈ વ્યક્તિને પૂજવી હોય તો, કેવળ સદ્‌વર્તનથી મનુષ્યે તમારા ચરણકમળની પૂજાને વળગવું જોઈએ કારણ કે તમે સર્જન, પોષણ, અને વિલયના સર્વોપરી નિયંતા છો. તમે ત્રિભુવન, એટલે ભૂર્, ભુવ: અને સ્વ:ના નિયંતા છો. તમે ઉપરના અને નીચેના ચૌદે લોકના નિયંતા છો. દેવતાઓ અને આધ્યાત્મિક જ્ઞાનમાં આગળ વધેલા મનુષ્યો હંમેશાં તમારાં દિવ્ય લીલાચરિત્રોનું શ્રવણ અને કીર્તન કરવામાં રોકાયેલા રહે છે, કારણ કે આ વસ્તુમાં પાપી જીવનનાં સંચિત પરિણામોને નિર્મૂળ કરવાનું વિવિધ સામર્થ્ય રહેલું છે. હકીકતમાં બુદ્ધિશાળી મનુષ્યો તમારી અમૃતમય પ્રવૃત્તિઓના સિંધુમાં ડૂબકી મારે છે. તેમનું અત્યંત ધીરજપૂર્વક શ્રવણ કરે છે. આમ તેઓ તરત જ ભૌતિક ગુણોની વાસનામાંથી મુક્ત બને છે. તેમને આધ્યાત્મિક જીવનના વિકાસમાં કઠોર તપશ્ચર્યાઓ અને વ્રતો કરવાનાં હોતાં નથી. તમારાં દિવ્ય લીલાચરિત્રોનું રટણ અને શ્રવણ આત્મસાક્ષાત્કાર માટે સૌથી સહેલો માર્ગ છે, કેવળ નમ્રતાપૂર્વક દિવ્ય ઉપદેશનું શ્રવણ કરીને, મનુષ્યનું હૃદય સર્વ મલિન વસ્તુઓથી મુક્ત બને છે. આમ કૃષ્ણ ભાવના ભક્તના હૃદયમાં સ્થિર બને છે.

"મહાન પ્રમાણરૂપ ભીષ્મદેવે પણ એવો અભિપ્રાય આપ્યો છે કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના શ્રવણ અને કીર્તનની પ્રક્રિયા, સર્વ વૈદિક વિધિઓનો સાર છે. વહાલા પ્રભુ, જે ભક્ત કેવળ ભક્તિમય પ્રવૃત્તિઓની પ્રક્રિયા દ્વારા, ખાસ કરીને શ્રવણ અને કીર્તન કરીને, પોતાની જાતને ઊર્ધ્વગામી બનાવવા માગે છે, તે ઘણા થોડા સમયમાં વિશ્વનાં દ્વંદ્વભાવોની પકડમાંથી બહાર આવે છે. આ રીતે વ્રતો અને કઠોર તપની પ્રક્રિયાથી ભક્તના હૃદયમાં રહેલા પરમાત્મા અત્યત પ્રસન્ન થાય છે, અને ભક્તને માર્ગદર્શનો આપે છે જેથી તે પાછો સ્વધામ, પાછો – પ્રભુ પાસે જઈ શકે ભગવદ્‌ગીતામાં એમ કહ્યું છે કે જે મનુષ્ય પોતાની સર્વ પ્રવૃત્તિઓને અને ઇન્દ્રિયોને ભગવાનની ભક્તિમય-સેવામાં જોડે છે, તે સંપૂર્ણ રીતે શાંત બને છે કારણ કે તેની સાથે રહેલા પરમાત્મા સંતુષ્ટ બને છે. આમ ભક્ત સર્વ પ્રકારના દ્વંદ્વભાવો જેવા કે ગરમી અને ઠંડી, માન અને અપમાન, વગેરેથી પર બને છે. સર્વ પ્રકારના દ્વૈત ભાવોમાથી મુક્ત થયેલો તે દિવ્યાનંદ ભોગવે છે. અને તે ભાતિક અસ્તિત્વને લગતી ચિંતાઓ અને જવાબદારીઓ જરા પણ ભોગવતો નથી. ભગવદ્‌ગીતા એમ સ્વીકારે છે કે, કૃષ્ણભાવનામા હમેશાં તલ્લીન રહેલા ભક્તને પોતાના પોષણ અને રક્ષણની ચિંતા હોતી નથી. કૃષ્ણભાવનામાં સતત તલ્લીન રહેલો હોવાથી, છેવટે તે સર્વોચ્ચ પૂર્ણત્વ પ્રાપ્ત કરે છે. ભૌતિક જગતમાં કોઈ પણ જવાબદારીઓ કે ચિંતાઓ

વિના તે અત્યંત શાંતિપૂર્વક અને આનંદથી રહે છે, અને આ શરીર ત્યજી દીધા પછી, તે પાછો સ્વધામ ભગવાન પાસે જાય છે. ભગવદ્‌ગીતામાં પ્રભુ એમ સ્વીકારે છે, "મારું પરમ ધામ એવું દિવ્ય સ્થાન છે કે ત્યાં ગયેલો મનુષ્ય, આ ભૌતિક જગતમાં પાછો ફરતો નથી. જે કોઈ મનુષ્ય, સનાતન ધામમાં, મારી વ્યક્તિગત ભક્તિમય સેવામાં જોડાઈને સર્વોચ્ચ પૂર્ણત્વ પ્રાપ્ત કરે છે, તે માનવજીવનની સર્વોચ્ચ પૂર્ણતા સુધી પહોંચે છે, અને તેને દુ:ખી ભૌતિક જગતમાં ફરી પાછા આવવાનું રહેતું નથી.

"મારા વહાલા પ્રભુ, એ વસ્તુ અનિવાર્ય છે કે, જીવાત્માઓ શ્રવણ તેમ જ કીર્તન જેવી નિર્ધારિત પદ્ધતિઓ દ્વારા, હંમેશાં ભક્તિમય સેવા અર્પણ કરીને, અને તમારી આજ્ઞાનું પાલન કરીને, કૃષ્ણભાવનામાં જોડાયેલા રહે. જે મનુષ્ય કૃષ્ણભાવના અને ભક્તિમય સેવામાં ન જોડાય તો તેનું દેખીતું જીવન નિરર્થક નીવડે છે. સામાન્ય રીતે, એટલું સ્વીકાર્ય છે, કે જે મનુષ્ય શ્વાસ લેતો હોય તો તે જીવંત છે, પરંતુ કૃષ્ણભાવના વિહોણા મનુષ્યને લુહારની દુકાનમાં રહેલી ધમણ જોડે સરખાવી શકાય. ચામડાના થેલાવાળી મોટી ધમણ પણ હવા લે છે અને બહાર કાઢે છે. વળી જે મનુષ્ય કેવળ કૃષ્ણભાવના અને સ્નેહપૂર્ણ ભક્તિમય સેવા અપનાવ્યા વિના હાડકાં અને ચામડાંની થેલીમાં રહેતો હોય, તે ધમણ કરતાં વધારે સારો નથી. તે જ પ્રમાણે, નાસ્તિકના જીવનના દીર્ઘકાળને દીર્ઘકાળના વૃક્ષ સાથે, તેની અતિશય ખા ખા કરવાની ખાઉધરી ટેવને કૂતરાં અને ભૂંડની ટેવો સાથે, અને તેની કામ સંબંધ ભોગવવાના ઉન્માદને ભૂંડ તથા બકરાં સાથે સરખાવવામાં આવે છે.

"અભૌતિક જગતમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે મહાવિષ્ણુ તરીકે પ્રવેશ કર્યો, તેથી પ્રગટ વિશ્વ શક્ય બન્યું છે. મહાવિષ્ણુના દૃષ્ટિપાતથી, સમગ્ર ભૌતિક શક્તિ ઉત્તેજિત બને છે, અને ત્યાર પછી જ આ ભૌતિક ગુણોની આંતર પ્રવૃત્તિઓ ચાલે છે. એટલે એવો નિર્ણય તારવવો જોઈએ કે, આપણે જે કાંઈ ભૌતિક ગુણો ભોગવવા માટે પ્રયત્ન કરીએ, તે પણ કેવળ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની કૃપાને લીધે છે.

"શરીરમાં અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને છેલ્લે આનંદમય તરીકે જાણીતા વિવિધ પ્રકારના પાંચ વિભાગો છે. જીવનની શરૂઆતમાં, દરેક જીવાત્મા ખોરાક વિશે સભાન હોય છે. સુંદર ખોરાક મળવાથી બાળક અથવા પશુને સંતોષ થાય છે. જે ભાવનામય ભૂમિકામાં, વિપુલ પ્રમાણમાં આહાર લેવાનું લક્ષ્ય હોય છે તેને અન્નમય કહે છે. અન્ન એટલે ખોરાક. એ પછી, મનુષ્યજીવન જીવવાની ભાવનામાં રહે છે. જો મનુષ્ય હુમલાનો કે નાશ થવાના ભોગ બન્યા સિવાય પોતાનું જીવન જીવી શકે, તો મનુષ્ય પોતે સુખી છે એમ માને છે. આ ભૂમિકાને પ્રાણમય અથવા જિજીવિષાની ભાવનાવાળી

ભૂમિકા કહે છે. આ ભૂમિકા પછી, મનુષ્ય માનસિક ભૂમિકામાં સ્થિર થાય છે, તે ભાવનાને મનોમય કહે છે. પ્રાથમિક રીતે ભૌતિક સંસ્કૃતિ અન્નમય, પ્રાણમય અને મનોમય આવા ત્રણ તબક્કાઓમાં સ્થિર થયેલી છે. સંસ્કારી મનુષ્યોની પ્રથમ ચિંતા આર્થિક વિકાસ સંબંધી છે. વિનાશ પામવા સામે રક્ષા કરવી એ બીજી ચિંતા છે અને ત્યાર પછીથી જીવનનાં મૂલ્યો વિશે માનસિક તર્ક-વિતર્ક અથવા તત્ત્વ ચિંતનાત્મક વલણ એ ત્રીજી ચિંતા છે.

"જે તાત્ત્વિક જીવનની ઉત્ક્રાંતિવાદી પ્રક્રિયાથી મનુષ્ય બૌદ્ધિક જીવનની ભૂમિકા સુધી પહોંચે, અને એમ સમજે કે, તે પોતે આ ભૌતિક શરીર નથી, પરંતુ દિવ્ય આત્મા છે, ત્યારે, આધ્યાત્મિક જીવનની ઉત્ક્રાંતિ દ્વારા તે સર્વોચ્ચ પ્રભુ અને પરમાત્માને સમજે છે. જ્યારે મનુષ્ય ભગવાનની સાથેનો પોતાનો સંબંધ ખીલવે છે અને ભક્તિમય સેવાનું પાલન કરે છે, ત્યારે જીવનની એ ભૂમિકા કૃષ્ણભાવના અથવા આનંદમય ભૂમિકા કહેવાય છે. આનંદમય જીવન સચ્ચિદાનંદમય સનાતન જીવન છે. વેદાંત સૂત્રમાં કહ્યું છે તે પ્રમાણે આનન્દ મયો..................સાત! પરમ બ્રહ્મ અને ગૌણ બ્રહ્મ એટલે કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને જીવાત્માઓ, બંને કુદરતી રીતે, આનંદમય હોય છે. જ્યાં સુધી જીવાત્મા, જીવનની નીચલી કક્ષાની ચાર ભૂમિકાઓ, અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમયમાં રહેલા હોય, ત્યાં સુધી તેઓ ભૌતિક જીવનની અવસ્થામાં રહેલા ગણાય છે. પરંતુ જે ક્ષણે મનુષ્ય આનંદમય ભૂમિકામાં પહોંચે છે કે તરત જ એ મુક્તાત્મા બને છે. ભગવદ્ગીતામાં આનંદમય ભૂમિકાને બ્રહ્મભૂત ભૂમિકા તરીકે દર્શાવી છે. એમાં એમ કહ્યું છે કે, જીવનની બ્રહ્મભૂત ભૂમિકામાં ચિંતા કે ઝંખના હોતાં નથી. જ્યારે મનુષ્ય સર્વ જીવાત્માઓ પ્રત્યે સમભાવે વર્તે છે, અને ત્યાર પછીથી તે જ્યારે કૃષ્ણભાવનામય ભૂમિકાનો વિસ્તાર કરે છે અને જેમાં મનુષ્ય હમેશાં પૂર્ણ પુરુ-ષોત્તમ પરમેશ્વરની સેવાની ઝંખના કરે છે ત્યારથી આ ભૂમિકા શરૂ થાય છે. ભક્તિમય સેવાના વિકાસ માટેની આ ઝંખના અને ભૌતિક જગતમાં ઇન્દ્રિયોના સુખ-ભોગો ભોગવવાની ઝંખના સમાન નથી. અર્થાત્ આધ્યાત્મિક જીવનમાં ઝંખના રહે છે પરંતુ તે શુદ્ધ થાય છે. જ્યારે આપણી ઇન્દ્રિયો શુદ્ધ બને છે ત્યારે, તેઓ સર્વ ભૌતિક તબક્કાઓ જેવા કે અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમયમાંથી મુક્ત બને છે, અને તેઓ સર્વોચ્ચ ભૂમિકા—આનંદમય, અથવા કૃષ્ણભાવનામાં રહેલા સુખદ જીવનમાં સ્થિર થાય છે. માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ આનંદમયને સર્વોચ્ચમાં વિલીન થવાની અવસ્થા ગણે છે. તેમની દૃષ્ટિએ આનંદમય અવસ્થા એટલે પરમાત્મા અને વ્યક્તિગત આત્મા એક બને છે તે પરંતુ સાચી હકીકત એ છે કે, એકત્વનો અર્થ એમ નહીં કે, મનુષ્યનું સર્વોચ્ચમાં ડૂબી જવું, અને તેના પોતાના આગવા વ્યક્તિત્વનું વિસર્જન થવા દેવું. આધ્યાત્મિક અસ્તિત્વમાં ડૂબી જવું એટલે જીવાત્માને, સત્ચિત્મય પરમેશ્વર

સાથે ગુણાત્મક એકતાનો સાક્ષાત્કાર થવો; પરંતુ જ્યારે મનુષ્ય ભક્તિમય સેવામાં જોડાય છે ત્યારે સર્વોચ્ચ આનંદમય ભૂમિકા પ્રાપ્ત કરે છે. ભગવદ્‌ગીતામાં એનો સ્વીકાર થયો છે. मद्भक्तिं लभते पराम् જ્યારે પરમેશ્વર અને ગૌણ જીવાત્માઓની વચ્ચે પ્રણય શરૂ થાય છે ત્યારે આનંદમય ભૂમિકા પૂર્ણ થાય છે. જ્યાં સુધી મનુષ્ય જીવનની આનંદમય ભૂમિકા પર ન પહોંચે, ત્યાં સુધી તેના શ્વાસોચ્છ્‌વાસ લુહારની દુકાનની ધમણ જેવા છે; તેનો જીવનકાળ વૃક્ષની જિંદગી જેવો રહે છે. અને તે ઊંટો, ભૂંડ અને કૂતરાં જેવાં નીચલી કક્ષાનાં પશુઓ કરતાં વધારે સારો હોતો નથી.

નિઃશંક રીતે, જીવાત્માનો કોઈ પણ તબક્કે નાશ થતો નથી, પરંતુ નીચલી યોનિના જીવો, દુઃખદ સ્થિતિમાં રહે છે, જ્યારે સર્વોચ્ચ પ્રભુની ભક્તિમય સેવામાં જોડાયેલો મનુષ્ય જીવનની આનંદમય ભૂમિકામાં રહે છે. ઉપર વર્ણવેલા વિવિધ તબક્કાઓ સર્વે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના સંબંધોમાં દર્શાવવામાં આવ્યા છે. સર્વ સંજોગોમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને જીવાત્માઓનું અસ્તિત્વ હોય છે, ભેદ એટલો જ છે કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હમેશાં આનંદમય ભૂમિકામાં હોય છે. જ્યારે ગૌણકક્ષાના જીવાત્માઓ, સર્વોચ્ચ પ્રભુના સૂક્ષ્માતિસૂક્ષ્મ અણુઓ હોવાને લીધે, તેમના માટે જીવનના બીજા તબક્કાઓમાં પતન થવાનો સંભવ રહે છે. પરમેશ્વર અને જીવાત્માઓ સર્વ તબક્કાઓમાં વિદ્યમાન હોવા છતાં, આપણે બંધનમાં હોઈએ કે મુક્તિમાં હોઈએ પણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર આપણા જીવન પરત્વેના ખ્યાલ વિશે દિવ્ય રહે છે. પરમેશ્વરની કૃપાથી સમગ્ર પ્રગટ વિશ્વ શક્ય બને છે. ભગવાનની કૃપાથી તે વિદ્યમાન રહે છે અને જ્યારે તેનો નાશ થાય છે ત્યારે, તે પરમેશ્વરના અસ્તિત્વમાં વિલીન થાય છે. આથી સર્વોચ્ચ પ્રભુ સર્વ કારણોનું કારણ, સર્વોચ્ચ અસ્તિત્વ છે, એટલે આપણે એવા નિર્ણય પર આવીએ છીએ કે કૃષ્ણભાવનામય વિકાસ વિના મનુષ્યનું જીવન કેવળ સમયની બરબાદી નીવડે છે.

જેઓ અત્યંત ભૌતિકવાદીઓ છે અને આધ્યાત્મિક જગતની સ્થિતિ સમજી શકતા નથી, તેઓ કૃષ્ણના ધામને સમજી શકતા નથી. આવા મનુષ્યો માટે મહાન ઋષિમુનિઓએ યોગપ્રક્રિયાની ભલામણ કરી છે. જેથી મનુષ્ય નાભિ વિશે ધ્યાન, એટલે કે મૂલાધાર અથવા મણિપૂરક ધ્યાન પરથી ધીરે ધીરે ઉદય સાધે છે. મૂલાધાર અને મણિપૂરક એ પારિભાષિક શબ્દો છે. સ્થૂળ ભૌતિકવાદી મનુષ્યો એમ માને છે કે, આર્થિક વિકાસ સર્વશ્રેષ્ઠ અગત્યની વસ્તુ છે, કારણ કે તેઓ એવો ખ્યાલ ધરાવે છે કે, જીવાત્માનું પોષણ કેવળ ખાનપાનમાં જ સમાયેલું છે. આવા સ્થૂળ ભૌતિકવાદીઓ એ ભૂલી જાય છે કે, આપણે મન ફાવે તેટલું જમી શકીએ છીએ ખરા. પરંતુ જો અનાજ ન પચે તો તેને લીધે અપચો અને ખાટા ઓડકારની મુશ્કેલીઓ

ઊભી થાય છે. તે પરિસ્થિતિમાં ખોરાક પોતે જીવનના સાત્ત્વિક બળનું કારણ નથી ખોરાકના પાચન માટે આપણે ભગવદ્ગીતામાં જણાવ્યા પ્રમાણે વૈશ્વાનર નામે ઓળખાતી બીજી ચડિયાતી શક્તિનો આશ્રય લેવો પડે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સર્વ વ્યાપક છે, તેથી તેમની વૈશ્વાનાર તરીકેની હાજરી અસામાન્ય નથી.

હકીકતમાં કૃષ્ણ દરેક જગ્યાએ વ્યાપ્ત છે. તેથી, વૈષ્ણવો પોતાના શરીર પર વિષ્ણુ મંદિરોનાં ચિહ્નો ધારણ કરે છે. પ્રથમ તે નાભિ પર તિલકનું ચિહ્ન કરે છે. ત્યાર પછીથી છાતી પર, ત્યાર પછીથી હાંસડીઓની વચમાં, ત્યાર પછીથી કપાળ પર અને ધીરે ધીરે તે મસ્તકના શિખર પર, એટલે કે બ્રહ્મરંધ્ર પર ચિહ્ન અંકિત કરે છે. વૈષ્ણવના શરીર પર અંકિત કરાયેલાં તેર તિલકનાં ધામ આ પ્રમાણે જાણીતાં છે. કપાળ પર કેશવ ભગવાનનું મંદિર છે. નાભિ પર નારાયણ પ્રભુનું મંદિર છે. છાતી પર માધવ પ્રભુનું મંદિર છે. અને ગળા પર બે હાંસડીઓની મધ્યમાં ગોવિંદ પ્રભુનું મંદિર છે. કમરની જમણી બાજુએ વિષ્ણુ ભગવાનનું મંદિર છે. જમણા હાથ પર મધુસૂદન પ્રભુનું મંદિર છે. અને હાંસડીઓની જમણી બાજુએ ત્રિવિક્રમ પ્રભુનું મંદિર છે. તે જ પ્રમાણે કમરની ડાબી બાજુએ વામનદેવ પ્રભુનું મંદિર છે. ડાબા હાથ પર શ્રીધરનું મંદિર છે. હાંસડીની ડાબી બાજુએ હૃષીકેશનું મંદિર છે, પીઠના ઉપલા ભાગમાં પદ્મનાભ તરીકે જાણીતું મંદિર છે. અને પીઠના નીચલા ભાગમાં દામોદર તરીકે જાણીતું મંદિર છે. મસ્તકની ટોચ પરનું મંદિર વિશ્વદેવ કહેવાય છે. શરીરના વિવિધ વિભાગોમાં રહેલી ભગવાનની આ સ્થિતિ વિશે ધ્યાનની પ્રક્રિયા થાય છે; પરંતુ જેઓ વૈષ્ણવો નથી તેમના માટે મહાન સંતો જીવન પરત્વેના શારીરિક જ્ઞાન વિશે ધ્યાનની ભલામણ કરે છે.— આંતરડાં વિશે, હૃદય વિશે, ગળા વિશે, પાંપણ વિશે, કપાળ વિશે, અને ત્યાર પછીથી મસ્તકના શિખર વિશે ધ્યાન ધરવું પછી મહર્ષિ અરુણની શિષ્યપરંપરામાં થઈ ગયેલા સંતો હૃદય વિશે ધ્યાન કરે છે, કારણ કે, હૃદયમાં જીવાત્માની સાથે પરમાત્મા પણ રહે છે. ભગવદ્ગીતામાં પંદરમા અધ્યાયમાં આનો સ્વીકાર થયેલો છે. ત્યાં ભગવાન કહે છે, "હું દરેક મનુષ્યના હૃદયમાં રહેલો છું."

વૈષ્ણવો પ્રભુની સેવા માટે શારીરિક રક્ષાને ભક્તિમય સેવાનો ભાગ ગણે છે, પરંતુ સ્થૂળ ભૌતિકવાદીઓ શરીરને આત્મા તરીકે સ્વીકારે છે. તેઓ શરીરના વિવિધ વિભાગો વિશે મણિપૂરક દહર, અને હૃદય વગેરે સ્થાન વિશે ધ્યાન ધરીને યૌગિક પ્રક્રિયા દ્વારા ધીરે ધીરે મસ્તકના શિખર બ્રહ્મરંધ્ર સુધી પહોંચીને પૂજન કરે છે. યોગ-વિદ્યાની તાલીમ પ્રમાણે જેણે પૂર્ણત્વ પ્રાપ્ત કર્યું છે તે પ્રથમ વર્ગનો યોગી બ્રહ્મરંધ્ર દ્વારા છેવટે ભૌતિક અથવા આધ્યાત્મિક જગતના કોઈ પણ ગ્રહમાં જઈ શકે છે. શ્રીમદ્-ભાગવતના બીજા સ્કંધમાં યોગી બીજા ગ્રહમાં પોતાની જાતનું કેવી રીતે સ્થાનાન્તર કરે છે, એનું અત્યંત તાદૃશ્ય વર્ણન આપવામાં આવ્યું છે.

આ બાબતમાં, શુકદેવ ગોસ્વામીએ એવી ભલામણ કરી છે કે શરૂઆતના તાલીમાર્થીઓએ ભગવાનના વિશ્વરૂપનું, એટલે કે વિરાટ પુરુષનું પૂજન કરવું જોઈએ. જે મનુષ્ય દેવતા અથવા અર્ચા સ્વરૂપે એકસરખી સફળતાપૂર્વક ભગવાનનું પૂજન થઈ શકે એમ ન માનતો હોય, અથવા જે આવા સ્વરૂપનું ધ્યાન ન કરી શકતો હોય, તેને ભગવાનના વિશ્વરૂપનું પૂજન કરવાની સલાહ આપવામાં આવે છે. વિશ્વના નીચલા પાતાળ ભાગને ભગવાનના વિશ્વરૂપના પગ અને ચરણ ગણવામાં આવે છે, વિશ્વનો મધ્યભાગ ભગવાનની નાભિ કે પેટ ગણાય છે, જનલોક અને મહદ્‌લોક જેવાં ઉચ્ચ ગ્રહમંડળો પ્રભુનું હૃદય ગણાય છે અને સર્વોચ્ચ ગ્રહમંડળ યોજનારૂપ બ્રહ્મલોક પ્રભુના મસ્તકનું શિખર ગણાય છે. મહર્ષિઓએ યજમાનની સ્થિતિ પ્રમાણે, વિવિધ ક્રિયાઓની ભલામણ કરી છે, પરંતુ સર્વ ધ્યાનપરાયણ અને યૌગિક પ્રક્રિયાઓનો અંતિમ હેતુ સ્વધામ, પાછા પ્રભુ પાસે જવાનો છે. ભગવદ્‌ગીતામાં જણાવ્યા પ્રમાણે જે કોઈ મનુષ્ય કૃષ્ણના ધામ, સર્વોચ્ચ ગ્રહ અથવા વૈકુંઠ ગ્રહો સુધી પહોંચે છે, તે કોઈ દિવસ જીવનની આ ભૌતિક દુ:ખદ સ્થિતિમાં ફરી પાછો આવતો નથી.

એટલે, વૈદિક સલાહ એવી છે કે, મનુષ્યે તેના સર્વ પ્રયત્નોનું એકમાત્ર લક્ષ્યબિંદુ વિષ્ણુના ચરણકમળનું રાખવું જોઈએ. तद् विष्णोः परमं पदम् વિષ્ણુલોક, અથવા વિષ્ણુગ્રહો સર્વ ભૌતિક ગ્રહોથી પર રહ્યા છે. આ વૈકુંઠ ગ્રહો સનાતનધામ તરીકે જાણીતાં છે, અને તેઓ અનંત છે. તેઓ આ ભૌતિક જગતનો નાશ થવા છતાં પણ કોઈ દિવસ નાશ પામતા નથી. એટલે નિર્ણય એવો થાય છે કે, જો મનુષ્ય પરમેશ્વરનું પૂજન કરીને, પોતાના જીવનધ્યેયમાં સફળ ન થાય અને પાછો પ્રભુ પાસે ન જાય, તો પછીથી એમ સમજવાનું કે માનવજીવનનો મુખ્ય હેતુ પરિપૂર્ણ કરવામાં તે નિષ્ફળ નીવડયો છે.

મૂર્તિમંત વેદોએ કરેલી પ્રભુની બીજી પ્રાર્થના મનુષ્યની વિવિધ જીવન યોનિઓમાં પ્રવેશ કરવા વિશે છે. ભગવદ્‌ગીતાના ચૌદમા પ્રકરણમાં એમ કહ્યું છે કે, જીવનની પ્રત્યેક યોનિઓ અને સ્વરૂપમાં, સર્વોચ્ચ પ્રભુનો અવિભાજ્ય દિવ્ય અંશ રહેલો છે. સ્વયં ભગવાન ગીતાજીમાં એવો દાવો કરે છે કે, તેઓ સર્વ સ્વરૂપો અને યોનિઓમાં બીજદાતા પિતા છે. અને તેથી તેઓ સર્વેને ભગવાનના પુત્રો ગણવા જ જોઈએ. સર્વોચ્ચ પ્રભુનો દરેક મનુષ્યનાં હૃદયમાં પરમાત્મા તરીકેનો પ્રવેશ, કેટલીક વાર પરમેશ્વર અને જીવાત્માઓને સમાનતાની ભૂમિકા પર જોનારા નિર્વિશેષવાદીઓ ક્ષુબ્ધ બને છે. તેઓ એમ વિચારે છે કે, પરમેશ્વર વ્યક્તિગત આત્માઓ ધરાવતા વિવિધ દેહોમાં પ્રવેશે છે, તેથી ભગવાન અને વ્યક્તિગત આત્માઓ વચ્ચે ભેદ નથી. તેઓનો પડકાર છે કે વ્યક્તિગત જીવાત્માઓએ પરમાત્મા અથવા સર્વોચ્ચ આત્માનું શા માટે પૂજન કરવું જાઈએ?

તેમના મંતવ્ય અનુસાર, પરમાત્મા અને વ્યક્તિગત આત્મા એક જ ભૂમિકા પર છે. તેઓ એક છે અને તેમની અંદરોઅંદર કોઈ ભેદ નથી. પરંતુ પરમાત્મા અને વ્યક્તિગત આત્મા વચ્ચે ભેદ છે અને ભગવદ્‌ગીતાના પંદરમા અધ્યાયમા આની સમજૂતી આપવામા આવી છે. એમાં ભગવાન કહે છે કે, તે એ જ શરીરમા જીવાત્માની સાથે રહ્યા છે, ને ઉચ્ચ છે. તેથી શરીરમા રહેલા જીવાત્માને તે બુદ્ધિ પ્રદાન કરે છે અથવા માર્ગદર્શન આપે છે. ગીતામા એવું સ્પષ્ટ રીતે જણાવ્યું છે, કે ભગવાન વ્યક્તિગત આત્માને બુદ્ધિ-પ્રદાન કરે છે. અને એ પરમાત્માની અસરને સ્મૃતિ તથા વિસ્મૃતિ બને સંભવે છે કોઈ પણ મનુષ્ય પરમાત્માની સંમતિ વિના સ્વતંત્રપણે કામ કરી શકતો નથી તેથી પરમાત્મા યાદ કરાવે તે પ્રમાણે, વ્યક્તિગત આત્મા પોતાનાં ભૂતપૂર્વ કર્મો અનુસાર કાર્ય કરે છે. વિસ્મૃતિ વ્યક્તિગત આત્માનું લક્ષણ છે, પરંતુ હૃદયમાં રહેલા પરમાત્માની હાજરી, તેના ભૂતપૂર્વ જન્મમાં તે શું કરવા માગતો હતો તેનું તેને સ્મરણ કરાવે છે લાકડામા રહેલો અગ્નિ પ્રગટે તેમ વ્યક્તિગત જીવાત્માની બુદ્ધિ પ્રગટ થાય છે. અગ્નિ હમેશાં અગ્નિ છે, પરંતુ લાકડાના કદના પ્રમાણમા તેનુ કદ પ્રગટ થાય છે. તે જ પ્રમાણે, જો જીવાત્મા પરમાત્મા સાથે ગુણાત્મક રીતે એક હોય, તો તેના વર્તમાન શરીરની મર્યાદાઓ પ્રમાણે, તે પોતાની જાતને પ્રગટ કરે છે

પરમેશ્વર અથવા પરમાત્મા એકરસ છે, તેમ કહેવાય છે. એક એટલે એક, અને રસ એટલે સ્વાદ. પરમાત્માની દિવ્ય સ્થિતિ સચ્ચિદાનંદમય છે. જ્યારે ભગવાન દરેક વ્યક્તિગત શરીરમાં રહેલા વ્યક્તિગત આત્માના સાક્ષી અને સલાહકાર બને છે, ત્યારે તેમની એ રસમય તરીકેની સ્થિતિમાં જરાય ફેર પડતો નથી.

ભગવાન બ્રહ્માજીથી માંડીને કીડીઓ સુધીનો વ્યક્તિગત આત્મા, પોતાના વર્તમાન સ્વરૂપને અનુરૂપ પોતાની આધ્યાત્મિક શક્તિ પ્રગટ કરે છે. નીચલી કક્ષાનાં પશુઓ અને મનુષ્યોના શરીરમાં રહેલા વ્યક્તિગત જીવાત્માઓની સાથે દેવતાઓ એક જ શ્રેણીમા આવે છે. એટલે બુદ્ધિશાળી મનુષ્યો બદ્ધ શરીરમા પ્રગટ થઈ રહેલા શ્રીકૃષ્ણના સૂક્ષ્માતિ-સૂક્ષ્મ પ્રતિનિધિઓ સમા વિવિધ દેવતાઓનું પૂજન કરતા નથી. વ્યક્તિગત આત્મા શરીરના આકાર અને બંધારણના પ્રમાણમાં જ પોતાની શક્તિ અને અવ્યક્ત શક્તિઓ પ્રગટ કરી શકે છે; પરંતુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કોઈ પણ પ્રકારના રૂપાંતર વિના કોઈ પણ આકાર કે સ્વરૂપમા પોતાનું સંપૂર્ણ ઐશ્વર્ય પ્રગટ કરી શકે છે. માયાવાદી તત્ત્વજ્ઞાનીઓની સંશોધનાત્મક ટીકા એમ દર્શાવે છે કે ભગવાન અને વ્યક્તિગત આત્મા એક અને અદ્વિતીય છે. તે માન્યતાનો સ્વીકાર થઈ શકતો નથી. કારણ કે વ્યક્તિગત આત્માને વિવિધ પ્રકારના શરીરોના વિકાસ પ્રમાણે પોતાના શક્તિ અને સામર્થ્યને ખીલવવાના હોય છે બાળકના શરીરમા રહેલો વ્યક્તિગત આત્મા પુખ્ત વયના મનુષ્યના જેવી સંપૂર્ણ શક્તિ અને સામર્થ્ય દર્શાવી શકતો નથી, પરંતુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર

કૃષ્ણ તો પોતાની માતાના ખોળામાં બાળકની જેમ સૂઈ રહ્યા હોવા છતાં, પૂતના અને બીજા અસુરો, જે તેમની પર હુમલો કરવાનો પ્રયત્ન કરતા હતા, તેમને ખતમ કરી નાખીને પોતાની સંપૂર્ણ શક્તિ તથા સામર્થ્ય પ્રગટ કરી શક્યા. તેથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની આધ્યાત્મિક શક્તિને એકરસ અથવા અપરિવર્તનશીલ કહે છે. તેથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર એકમાત્ર પૂજનીય વિષય છે, અને આ વસ્તુ ભૌતિક પ્રકૃતિના બળથી નિર્લેપ એવા મનુષ્યોમાં સંપૂર્ણ રીતે જાણીતી છે. બીજા શબ્દોમાં, કેવળ મુક્તાત્માઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને પૂજી શકે છે. મંદ બુદ્ધિ માયાવાદીઓ એવો વિચાર કરીને દેવતાઓનું પૂજન કરે છે કે, દેવતાઓ અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સમકક્ષ છે.

મૂર્તિમંત વેદોએ પ્રણામ કરવાનું ચાલુ રાખ્યું અને તેમણે પ્રાર્થના કરી "વહાલા ભગવાન! ઘણા ઘણા જન્મો પછી, જેઓ સાચેસાચ જ્ઞાની બન્યા છે, તેઓ સંપૂર્ણ જ્ઞાન સહિત તમારા ચરણકમળની સેવા કરે છે." આ વસ્તુ ભગવદ્‌ગીતામાં પણ સ્વીકારાયેલી છે. એમાં ભગવાન કહે છે, કે ઘણા ઘણા જન્મો પછી, મહાન આત્મા અથવા મહાત્મા એમ જાણે છે કે, વાસુદેવ, કૃષ્ણ સર્વ કારણોના કારણ છે, અને તેથી તેમને શરણે જાય છે. વેદોએ આગળ ચાલતાં જણાવ્યું: "આગળ સમજાવ્યું છે તે પ્રમાણે, ભગવાને આપણને મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો આપ્યાં છે, તેથી જ્યારે આવાં સાધન ખરેખર શુદ્ધ થાય છે, ત્યારે તે સર્વેને પ્રભુની ભક્તિમય સેવામાં જોડયા સિવાય બીજો વિકલ્પ રહેતો નથી. ભૌતિક પ્રકૃતિઓમાં મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોનો દુરુપયોગ એ જીવાત્માને, જીવનની વિવિધ યોનિઓમાં ફસાવાનું કારણ છે. જીવાત્માનાં કૃત્યો અનુસાર વિવિધ પ્રકારનાં શરીરો અર્પણ કરાય છે, અને જીવાત્માની ભાવના પ્રમાણે ભૌતિક પ્રકૃતિ તેમને ઉત્પન્ન કરે છે. જીવાત્મા અમુક પ્રકારનું શરીર ઝંખે છે અને તેને યોગ્ય બને છે, તેથી પરમાત્માની આજ્ઞા પ્રમાણે, ભૌતિક પ્રકૃતિ તેને તે પ્રદાન કરે છે.

શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધમાં એવી સમજૂતી આપવામાં આવી છે કે નિયંતાના નિયંત્રણ નીચે જીવાત્માને પુરુષના વીર્યમાં મૂકવામાં આવે છે અને અમુક પ્રકારનું શરીર વિકસાવવા માટે અમુક સ્ત્રીના ગર્ભમાં તેને પિચકારીની જેમ દાખલ કરાય છે. જીવાત્મા પોતાની ઇન્દ્રિયો, બુદ્ધિ, મન વગેરેને તેની પોતાની સ્વેચ્છા મુજબ વિશિષ્ટ રીતે ઉપયોગમાં લે છે અને આવું વિશિષ્ટ પ્રકારનું શરીર ખીલવીને, તે પીંજરામાં તે પુરાય છે. આ રીતે જીવાત્મા વિવિધ પરિસ્થિતિઓ અને સંજોગો પ્રમાણે, દેવતા, મનુષ્ય અથવા પશુ શરીર જેવી જીવનની વિવિધ યોનિઓમાં સ્થિર થાય છે.

વૈદિક સાહિત્યમાં એવી સમજૂતી આપવામાં આવી છે કે, જીવનની વિવિધ યોનિઓમાં સપડાયેલા જીવાત્માઓ સર્વોચ્ચ પ્રભુના અવિભાજ્ય અંશ છે. માયાવાદી

તત્ત્વજ્ઞાનીઓ જીવાત્માને પરમાત્મા તરીકે ગણવાની ભૂલ કરે છે. પરંતુ હકીકતમાં તો પરમાત્મા જીવાત્માના મિત્ર તરીકે તેની સાથે બેસે છે. એ પરમાત્મા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું એકદેશીય સ્વરૂપ છે. અને તે પરમાત્મા અને વ્યક્તિગત જીવાત્મા બંને શરીરમાં રહેલા છે. તેથી કેટલીક વાર એવી ગેરસમજ પ્રવર્તે છે કે, બંનેમાં ભેદ નથી; પરંતુ વ્યક્તિગત આત્મા અને પરમાત્મા વચ્ચે અવશ્ય ભેદ છે, અને વરાહ પુરાણમાં આ પ્રમાણે સમજૂતી આપવામાં આવી છે : પરમેશ્વરના બે પ્રકારના અંશ છે : જીવાત્માને વિભિન્નાંશ કહે છે. અને પરમાત્માને અથવા પરમેશ્વરના આંશિક વિસ્તારને સ્વાંશ કહે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો આંશિક વિસ્તાર સ્વાંશ, સ્વયં પૂર્ણ પુરુષોત્તમ જેટલો જ સમર્થ છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની શક્તિ અને પરમાત્મા તરીકેના તેમના આંશિક વિસ્તારની શક્તિ વચ્ચે જરા સરખો ભેદ નથી. પરંતુ વિભિન્નાંશ પ્રભુની શક્તિનો અવિભાજ્ય સૂક્ષ્માતિસૂક્ષ્મ અંશ છે. નારાયણપંચરાત્ર જણાવે છે કે, જીવાત્માઓ સર્વોચ્ચ પ્રભુની તટસ્થ શક્તિ હોવાને લીધે નિઃશંકપણે સ્વયં પ્રભુ જેવા જ આધ્યાત્મિક અસ્તિત્વના ગુણ ધરાવે છે. પરંતુ તેઓ ભૌતિક ગુણોથી ખચાયેલા છે. ભૌતિક ગુણોની અસર નીચે આવવાને લીધે સૂક્ષ્મ આત્માને જીવ કહે છે. કેટલીક વાર પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સર્વ મંગળકારી શિવ તરીકે પણ જાણીતા છે. એટલે શિવ અને જીવ વચ્ચેનો ભેદ એવો છે કે, સર્વ મંગળમય પૂર્ણ પુરુષોત્તમ ભગવાન કોઈ દિવસ ભૌતિક ગુણોથી લેપાતા નથી. જ્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના સૂક્ષ્માતિસૂક્ષ્મ અણુઓ ભૌતિક પ્રકૃતિના ગુણોની અસરથી પ્રભાવિત બને છે.

વિશિષ્ટ જીવાત્માના દેહમાં રહેલો પરમાત્મા, ભગવાનનો અંશ વિસ્તાર છે, તેથી તે વ્યક્તિગત જીવાત્મા માટે પૂજનીય છે. તેથી મોટા મોટા ઋષિમુનિઓના નિર્ણય અનુસાર કે, વ્યક્તિગત જીવાત્મા પોતાનું ધ્યાન, એ પરમાત્મા સ્વરૂપ(વિષ્ણુ)ના ચરણ-કમળમાં કેન્દ્રિત કરી શકે, એ રીતે ધ્યાનયોગની પ્રક્રિયાની રચના કરવામાં આવી છે સમાધિનું એ સાચું સ્વરૂપ છે. જીવાત્મા પોતાના સ્વપ્રયત્નથી ભૌતિક બંધનોમાથી મુક્ત થઈ શકતો નથી. એટલે તેણે પરમેશ્વર અથવા પોતાની અંદર રહેલા પરમાત્માના ચરણ-કમળની ભક્તિમય સેવામાં જોડાવું જોઈએ. શ્રીમદ્ભાગવતની ટીકા લખનાર મહાન વિવેચક શ્રીધર સ્વામીએ આ બાબતમાં સુંદર શ્લોક રચ્યો છે, એનો સારાંશ આ પ્રમાણે છે · "મારા વહાલા પ્રભુ, હું તમારો સનાતન કાળનો અવિભાજ્ય અંશ છું; પરંતુ તમારા-માંથી જ પ્રગટ થયેલી ભૌતિક શક્તિઓમાં હું સપડાયો છુ સર્વ કારણોના કારણ તરીકે તમે પરમાત્મા તરીકે મારા શરીરમાં પ્રવેશ કર્યો છે. અને મને તમારી સાથે સર્વોચ્ચ જ્ઞાન-મય આનંદમય જીવન જીવવાનો મારો વિશિષ્ટ અધિકાર છે. તેથી મારા વહાલા પ્રભુ, કૃપા કરીને મને તમારી પ્રેમપૂર્ણ સેવા કરવાની આજ્ઞા કરો જેથી હું ફરીથી દિવ્યાનંદ-મય મારી મૂળ સ્થિતિને પ્રાપ્ત કરી શકું"

મહાન વ્યક્તિઓ એમ સમજે છે કે, ભૌતિક જગતમાં સપડાયેલો જીવાત્મા પોતાના સ્વપ્રયત્ને મુક્ત થઈ શકતો નથી. આવી મહાન વ્યક્તિઓ દૃઢ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક પ્રભુની દિવ્ય સ્નેહપૂર્ણ સેવામાં જોડાય છે. એવો મૂર્તિમંત વેદોનો નિર્ણય છે.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું : "વહાલા પ્રભુ, પરમ સત્યનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું ઘણું મુશ્કેલ છે. આપશ્રી પતિતાત્માઓ પ્રત્યે કેટલા કૃપાળુ છો કે તમે વિવિધ અવતારોમાં પ્રગટ થાઓ છો, અને વિવિધ પ્રવૃત્તિઓ કરો છો. વળી તમે ભૌતિક જગતની ઐતિહાસિક વ્યક્તિઓ તરીકે પણ પ્રગટ થાઓ છો. અને તમારાં ચરિત્રોનું વૈદિક સાહિત્યમાં અત્યંત સુંદર વર્ણન કરાયું છે. આ લીલાચરિત્રો દિવ્યાનંદ સિંધુ સમા આકર્ષક છે સાધારણ જીવોના યશ જેમાં ગવાયા હોય, એવાં વર્ણનો સાંભળવા તરફ સાધારણ જનસમાજનું કુદરતી વલણ હોય છે, પરંતુ જ્યારે તેમને તમારાં સનાતન લીલાચરિત્રો દર્શાવતા વૈદિક સાહિત્યમાં આકર્ષણ થાય છે, ત્યારે તેઓ સાચેસાચ દિવ્યાનંદ-સિંધુમાં ડૂબકી મારે છે. જેમ જગ સરોવરમાં ડૂબકી મારીને થાકેલો તાજગી અનુભવે છે, તેમ ભૌતિક પ્રવૃત્તિઓથી અત્યંત થાકી ગયેલો બદ્ધ જીવ સ્ફૂર્તિવાળો બનીને તમારાં લીલાચરિત્રોના દિવ્ય સાગરમાં કેવળ ડૂબકી મારીને ભૌતિક પ્રવૃત્તિઓનો સર્વ થાક વીસારી દે છે. અને પ્રસંગોપાત્ત તે આનંદસિંધુમાં ડૂબેલો રહે છે. એટલે, અત્યંત બુદ્ધિશાળી ભક્તો આત્મસાક્ષાત્કાર માટે ભક્તિમય સેવા અને ભક્તિમય જીવનની નવ પ્રકારની વિવિધ પ્રક્રિયાઓમાં, અને ખાસ કરીને શ્રવણ તથા કીર્તનમાં સતત રોકાયા સિવાયનું બીજું કોઈ સાધન અજમાવતાં નથી. તમારાં દિવ્ય લીલાચરિત્રોનું શ્રવણ તથા કીર્તન કરીને તમારા ભક્તો, મુક્તિ અથવા પરમેશ્વરના અસ્તિત્વમાં વિલીન થવાથી ઉદ્‌ભવતા દિવ્યાનંદની પરવા કરતા નથી. આવા ભક્તોને કહેવાતી મુક્તિમાં રસ હોતો નથી, અને સાચેસાચ તેઓને ઇન્દ્રિયતૃપ્તિ માટે સ્વર્ગીય ગ્રહો તરફ ઊંચે લઈ જનારી ભૌતિક પ્રવૃત્તિઓમાં પણ રસ હોતો નથી. શુદ્ધ ભક્તો કેવળ પરમ હંસો, અથવા મહાન મુક્ત ભક્તોનો સહચાર જ શોધે છે, જેથી તેઓ તમારા યશનું સતત શ્રવણ તથા કીર્તન કરી શકે. આ હેતુથી શુદ્ધ ભક્તો કૌટુંબિક જીવન, કહેવાતા સમાજથી મૈત્રી અને સ્નેહની ભક્તિ સુખ-સગવડો અને જીવનની સર્વ પ્રકારની સુખ-સગવડો સુધ્ધાંનું બલિદાન આપવા માટે તૈયાર રહે છે. જેમણે તમારા યશસ્વી કીર્તનના દિવ્ય ધ્વનિ 'હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે', 'હરે રામ હરે રામ, રામ રામ, હરે હરે'ના ભક્તિ રસામૃતનું પાન કર્યું છે, તેઓ બીજા આધ્યાત્મિક આનંદ અથવા ભૌતિક સુખસગવડોની પરવા કરતા નથી, કારણ કે શુદ્ધ ભક્તો તે બધાંને શેરીમાં પડેલા તણખલા જેવાં ક્ષુલ્લક ગણે છે."

"મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું : "વહાલા કૃષ્ણ, જ્યારે મનુષ્ય સંપૂર્ણ કૃષ્ણભાવનામાં રહી, પોતાનાં મન, ઇન્દ્રિયો તેમ જ બુદ્ધિને ભક્તિમય સેવામાં સમર્પે

છે. ત્યારે તે બધાનું શુદ્ધીકરણ થાય છે. અને ત્યારે તેનુ મન તેનુ મિત્ર બને છે, નહીં તો, તેનું મન હમેશાં તેનું દુશ્મન રહે છે જ્યારે મન ભગવાનની ભક્તિમય સેવામાં જોડાય ત્યારે તે જીવાત્માનો ઘનિષ્ઠ મિત્ર બને છે, કારણ કે, પછીથી મન પરમેશ્વર વિશે હમેશાં વિચાર કરી શકે છે. આપશ્રી, સનાતન કાળ માટે જીવાત્માને વહાલા છો, તેથી જ્યારે મન તમારા વિચારમાં પરોવાય છે ત્યારે, મનુષ્ય જન્મોજન્મ જે વસ્તુની ઝંખના કરી રહ્યો હતો તે પ્રાપ્ત થવાથી તેને તરત જ મહાન સંતોષ થાય છે જ્યારે આ રીતે મનુષ્યનું મન પૂર્ણ પુરુષોત્તમનાં ચરણકમળમાં સ્થિર થાય છે ત્યારે, તે કોઈ પ્રકારનુ નીચલી કક્ષાનું પૂજન અથવા આત્મસાક્ષાત્કાર માટે નીચલી કક્ષાની પ્રક્રિયા અપનાવતો નથી. દેવતાનું પૂજન કરવાનો પ્રયત્ન કરીને અથવા આત્મસાક્ષાત્કાર માટે બીજી કોઈ પ્રક્રિયા અજમાવીને જીવાત્મા જન્મ અને મરણના ચક્રનો ભોગ બને છે, અને એ જીવાત્મા કૂતરાં તથા બિલાડાં જેવી અધમ કોટિની યોનિઓમાં પ્રવેશીને કેટલુ અધઃપતન પામે છે તેનો કોઈ અંદાજ કાઢી શકતું નથી

શ્રી નરોત્તમદાસ ઠાકુરે એમ ગાયું છે કે, જે મનુષ્યો ભગવાનની ભક્તિમય સેવા અપનાવતા નથી પરંતુ ફિલસૂફીભર્યા તર્કવિતર્કો—તેમ જ સકામ પ્રવૃત્તિઓથી આકર્ષાય છે, તેઓ આવા કર્મનાં પરિણામો રૂપી ઝેરનું પાન કરે છે. આવા મનુષ્યોને જીવનની વિવિધ યોનિઓમાં જન્મ લેવાની અને માંસાહાર તેમ જ કેફી પદાર્થોના સેવનની અધમ પ્રવૃત્તિઓ અપનાવવાની ફરજ પડે છે. સામાન્ય રીતે ભૌતિક મનુષ્યો નાશવંત ભૌતિક દેહની સેવા કરે છે અને શરીરમા રહેલા દિવ્યાત્માનું કલ્યાણ ભૂલી જાય છે. કેટલાક લોકો શારીરિક સુખ-સગવડની સુધારણા માટે ભૌતિક વિજ્ઞાનનુ શરણું લે છે, અને કેટલાક સ્વર્ગીય ગ્રહો સુધીના ઉદ્ધારને માટે દેવતાઓનું પૂજન અપનાવે છે. દિવ્યાત્માનું હિત ભૂલી જઈને તેમના જીવનનું ધ્યેય ભૌતિક શરીરને સગવડવાળું બનાવવાનું છે. વેદ-શાસ્ત્રામાં આવા મનુષ્યોને આત્મઘાતી તરીકે વર્ણવવામા આવ્યા છે. કારણ કે ભૌતિક દેહ તેમ જ તેની સગવડો જીવાત્માને જન્મ તથા મરણની પ્રક્રિયામાં સતત ભટકવાની અને પ્રસગોપાત્ત ભૌતિક યાતનાઓ સહન કરવાની ફરજ પાડે છે. જીવનનું માનવ-સ્વરૂપ એ મનુષ્ય માટે પોતાની સ્થિતિ સમજવાની એક તક છે. અને અત્યત બુદ્ધિશાળી મનુષ્ય આડા ફંટાયા સિવાય, ભગવાનની સેવામાં પોતાના મન, ઇન્દ્રિયો તેમ જ શરીરને જોડવા માટે, ભક્તિમય સેવામા જોડાય છે.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું : "વહાલા પ્રભુ, જીવનમાં સર્વોચ્ચ પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકે એવા ગહન અને અત્યંત બુદ્ધિશાળી ઘણા રહસ્યવાદી યોગીઓ છે. તેઓ પ્રાણાયામ વડે શરીરમાં રહેલા પ્રાણોનું નિયમન કરીને, પોતાની જાતને યૌગિક પ્રક્રિયામા જોડે છે વિષ્ણુ સ્વરૂપમા પોતાનું મન સ્થિર કરીને, તેમ જ ઇન્દ્રિયોનો અત્યંત

નિગ્રહ કરીને તેઓ યોગવિદ્યાની તાલીમ લે છે, પરંતુ અત્યંત પરિશ્રમભર્યાં તપસ્વી જીવનવ્રત અને નીતિ-નિયમોનું પાલન કરીને તે લોકો, તમારી પ્રત્યે દુશ્મનાવટભર્યું વલણ રાખનાર વ્યક્તિઓ જેવું જ અંતિમ લક્ષ્ય પ્રાપ્ત કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો યોગીઓ અને મોટા જ્ઞાની તત્ત્વચિંતકો બંને, છેવટે તો, ભગવાનના કટ્ટર શત્રુ, અસુરો દ્વારા પણ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થઈ શકે એવી, નિર્વિશેષ બ્રહ્મજ્યોતિ પ્રાપ્ત કરે છે. કંસ, શિશુપાલ, અને દંતવક્ર જેવા અસુરો પણ બ્રહ્મજ્યોતિ પ્રાપ્ત કરે છે, કારણ તેઓ (શત્રુરૂપ પણ) સતત પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું ધ્યાન કરે છે. ગોપીઓ જેવી સ્ત્રીઓ કૃષ્ણ પ્રત્યે આસક્ત બનેલી અને તેમના સૌન્દર્યથી મુગ્ધ બનેલી અને કૃષ્ણ પ્રત્યેનું તેમનું માનસિક ધ્યાન કેવળ વાસનાઓથી પ્રેરાયેલું હતું. અજગર જેવા સુંદર ગોળાકાર બાહુઓ વડે કૃષ્ણ પોતાને આલિંગન કરે, એવી ભાવના તેમણે સેવેલી. તે જ પ્રમાણે, વૈદિક ઋચાઓ છે, અને અમે પણ અમારું મન, કેવળ ભગવાનના ચરણકમળમાં અમારું મન કેન્દ્રિત કરીએ છીએ. ગોપીઓ જેવી સ્ત્રીઓ વાસનાથી પ્રેરાઈને તમારું ધ્યાન કરે છે. અને અમે તમારા ચરણકમળમાં અમારા સ્વધામ ભગવાન પાસે જવા માટે ધ્યાન કરીએ છીએ. તમારા શત્રુઓ પણ, તમારો વધ કેવી રીતે કરાય, એનો વિચાર કરતાં તમારું ધ્યાન કરે છે. અને યોગીઓ તમારી નિર્વિશેષ જ્યોતિ પ્રાપ્ત કરવા માટે જ મોટાં વ્રત અને તપશ્ચર્યાઓ અપનાવે છે. વિવિધ પ્રકારની સર્વ વ્યક્તિઓ વિવિધ રીતે કેન્દ્રિત કરે છે. છતાં તેમને પોતપોતાની વિવિધ રુચિ અનુસાર આધ્યાત્મિક પૂર્ણત્વ પ્રાપ્ત થાય છે. કારણ કે તમે તમારા સર્વ ભક્તો પ્રત્યે એકસરખા છો."

શ્રીધર સ્વામીએ આ બાબતમાં એક સુંદર શ્લોક રચ્યો છે : "મારા વહાલા પ્રભુ, તમારા ચરણકમળના વિચારમાં જ હમેશાં રોકાયેલા રહેવું ઘણું મુશ્કેલ છે. જે જે મહાન ભક્તોએ તમારો સ્નેહ ક્યારનોય પ્રાપ્ત કર્યો છે, અને જે તમારી દિવ્ય પ્રેમ-ભક્તિની સેવામાં જોડાયેલા છે, તેમના માટે એ વસ્તુ શક્ય છે. મારા વહાલા પ્રભુ, હું ઇચ્છું છું કે મારું મન કોઈક ને કોઈક પ્રકારે, કાંઈ નહીં તો થોડા સમય માટે પણ તમારા ચરણકમળમાં જોડાયેલું રહે."

વિવિધ પ્રકારના અધ્યાત્મવાદીઓની આધ્યાત્મિક પૂર્ણતાને પ્રાપ્ત કરવાને લગતી વાતો સમજાવવામાં આવી છે ત્યાં ભગવાન કહે છે કે, જેટલા પ્રમાણમાં ભક્ત ભગવાનનું શરણું સ્વીકારે છે, તેટલા પ્રમાણમાં ભગવાન ભક્તને પૂર્ણત્વ પ્રદાન કરે છે. નિર્વિશેષ-વાદીઓ, યોગીઓ અને ભગવાનના શત્રુઓ, પ્રભુની દિવ્ય જ્યોતિમાં પ્રવેશે છે, પરંતુ વ્યક્તિ વિશેષવાદી વૃન્દાવનવાસીઓના પગલાંને અનુસરતા, અથવા ભક્તિમય સેવાના માર્ગનું ચુસ્તપણે અનુસરણ કરતા વ્યક્તિવાદીઓ કૃષ્ણના ધામ ગોલોક વૃન્દાવન અથવા વૈકુંઠગ્રહો સુધી ઊર્ધ્વગતિ કરે છે. નિર્વિશેષવાદીઓ અને વ્યક્તિ વિશેષવાદીઓ એ બંને

આધ્યાત્મિક અવકાશ અથવા આધ્યાત્મિક રાજ્યમાં પ્રવેશે છે, પરંતુ, નિર્વિશેષવાદીઓને નિર્વિશેષ બ્રહ્મજ્યોતિમાં તેમનું સ્થાન આપવામાં આવે છે. જ્યારે વ્યક્તિવિશેષવાદીઓને, ભગવાનની સેવા કરવાની, તેમની વિવિધ રુચિ અનુસાર વૈકુંઠલોક અથવા વૃન્દાવનલોકમાં સ્થાન અપાય છે.

મૂર્તિમંત વેદોએ જણાવ્યું કે આ ભૌતિક જગત્‌ના સર્જન પછી જન્મેલા મનુષ્યો પોતાના ભૌતિક જ્ઞાનનો વિસ્તાર કરીને, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના અસ્તિત્વને સમજી શકે તેમ નથી. જેમ અમુક કુટુંબમાં જન્મેલો કોઈ એક મનુષ્ય વર્તમાન પેઢીના જન્મ પહેલાં થઈ ગયેલા તેના પ્રપિતામહની સ્થિતિને સમજી શકતો નથી, તેમ સનાતનકાળને માટે દિવ્ય લોકમા રહેતા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નારાયણ અથવા કૃષ્ણને સમજવાને આપણે અશક્તિમાન છીએ. ભગવદ્‌ગીતાના આઠમા અધ્યાયમાં એમ સ્પષ્ટ રીતે કહ્યું છે કે, દિવ્યલોકમાં એટલે કે સનાતનધામમાં સનાતનકાળથી રહેલા પરમેશ્વરને માત્ર સેવા-ભક્તિ દ્વારા જ પ્રાપ્ત કરી શકાય છે.

ભૌતિક સૃષ્ટિની બાબતમાં તો એમ છે કે, બ્રહ્મા પ્રથમ સર્જાયેલ વ્યક્તિ છે. બ્રહ્મા પહેલાં આ ભૌતિક જગતમાં કોઈ જીવંત પ્રાણી હતું નહીં; ગર્ભોદકશાયી વિષ્ણુની નાભિમાંથી ખીલેલા કમલપુષ્પ પર બ્રહ્મા નહોતા જન્મ્યા ત્યાં સુધી તે શૂન્ય અને અંધકારમય હતું. ગર્ભોદકશાયી વિષ્ણુ કારણોદકશાયી વિષ્ણુના વિસ્તાર છે. કારણોદકશાયી સંકર્ષણના વિસ્તાર છે. અને સંકર્ષણ બલરામના વિસ્તાર છે. બલરામજી કૃષ્ણ ભગવાનના પ્રથમ વિસ્તાર છે. બ્રહ્માના સર્જન પછી બે પ્રકારના દેવતાઓ જન્મેલા : સનક, સનાતન, સનંદ અને સનત્કુમાર એ ચાર ભાઈઓ જેવા દેવતાઓ કે જે જગતના ત્યાગમાર્ગના પ્રતિનિધિઓ છે અને મરીચ તથા તેમના વંશજો જેવા દેવતાઓ કે જેઓ આ ભૌતિક જગતમાં ભોગ ભોગવવા માટે સર્જાયેલા છે. આવા બે પ્રકારના દેવતાઓ માંથી સર્વ મનુષ્યો સુધ્ધાં બીજા સર્વ જીવોનું ધીરે ધીરે સર્જન થયું. આમ આ ભૌતિક જગતમાં બ્રહ્મા સહિત સર્વ દેવતાઓ અને સર્વ રાક્ષસો વગેરે સર્વ જીવાત્માઓ અર્વાચીન ગણાય છે. આનો અર્થ એ કે તેઓ એક સર્વે તાજેતરમાં જ જન્મેલા હતા. તેથી જેમ તાજેતરમાં જ એક કુટુંબમાં જન્મેલો મનુષ્ય પોતાના દૂરના પૂર્વજની સ્થિતિ સમજી શકતો નથી તેમ આ ભૌતિક જગતમાં રહેલો કોઈ પણ મનુષ્ય આધ્યાત્મિક જગતમાં પરમેશ્વરની સ્થિતિ સમજી શકતો નથી, કારણ કે ભૌતિક જગતનું કેવળ તાજેતરમાં જ સર્જન થયું છે. ભૌતિક જગતનાં સર્વે પ્રગટ સ્વરૂપો દા. ત. કાળતત્ત્વ જીવાત્માઓ, વેદો તેમ જ સ્થૂળ અને સૂક્ષ્મ અણુઓ એ સર્વેનું અસ્તિત્વ દીર્ઘકાળથી હોવા છતાં તેમનું સર્જન અમુક અમુક તબક્કે થયું છે. આ સર્જિત પરિસ્થિતિમાં ઉત્પન્ન કરવામાં આવેલી અથવા વિશ્વનું આદિ કારણ સમજવા માટે સાધનરૂપે સ્વીકારાયેલી કોઈ પણ વસ્તુ અર્વાચીન ગણાય છે.

એટલે સકામ પ્રવૃત્તિઓ તત્ત્વજ્ઞાનના તર્કો અથવા રહસ્યમય યોગ દ્વારા આત્મ-સાક્ષાત્કાર અથવા ભગવાનનો સાક્ષાત્કાર કરવાની પ્રક્રિયા દ્વારા કોઈ પણ વ્યક્તિ દરેક વસ્તુના સર્વોચ્ચ કારણ પ્રતિ ખરેખર જઈ શકતી નથી. જ્યારે સૃષ્ટિનો સંપૂર્ણપણે પ્રલય થાય છે, જ્યારે વેદો કાળતત્ત્વ, સ્થૂળ અને સૂક્ષ્મ ભૌતિક તત્ત્વોનું અસ્તિત્વ હોતું નથી અને જ્યારે સર્વ જીવાત્માઓ અપ્રગટ અવસ્થામાં નારાયણમાં આશ્રય કરે છે ત્યારે આ સર્વે ઉત્પાદનની પ્રક્રિયાઓ નિષ્ફળ અને નકામી નીવડે છે અને કામ કરી શકતી નથી, પરંતુ ભક્તિમય સેવા સનાતન દિવ્યલોકમાં સનાતનકાળ સુધી ચાલે છે, તેથી સેવાભક્તિ જ આત્મસાક્ષાત્કાર અથવા ભગવાનનો સાક્ષાત્કાર કરવાની વાસ્તવિક પ્રક્રિયા છે. અને જો મનુષ્ય આ પ્રક્રિયા અપનાવે તો તે પ્રભુ સાક્ષાત્કારની સાચી પ્રક્રિયા પ્રાપ્ત કરી શકે. એટલે શ્રીલ શ્રીધર સ્વામીએ આ બાબતમાં એક શ્લોક રચ્યો છે. એમાં એવો વિચાર વ્યક્ત થાય છે કે, દરેક વસ્તુના આદિકારણ એવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર એટલા બધા મહાન અને અસીમ છે કે જીવાત્મા માટે કોઈ પણ ભૌતિક પ્રાપ્તિ દ્વારા તેઓને સમજી શકાય તેમ નથી. એટલે દરેક મનુષ્યે સનાતનકાળને માટે તેમની ભક્તિમય સેવામાં જોડાવા માટે પ્રાર્થના કરવી જોઈએ, જેથી પ્રભુકૃપાથી મનુષ્ય સૃષ્ટિના આદિકારણને સમજી શકે. સૃષ્ટિનું આદિકારણ પરમેશ્વર, પોતાની જાતને કેવળ ભક્તો સમક્ષ જ પ્રગટ કરે છે. ભગવદ્ગીતાના ચોથા અધ્યાયમાં ભગવાન અર્જુનને કહે છે: "મારા વહાલા અર્જુન, તમે મારા ભક્ત અને ગાઢ મિત્ર હોવાથી, મને સમજવાની પ્રક્રિયા હું તમારી સમક્ષ પ્રગટ કરું છું, અર્થાત્ સૃષ્ટિનું સર્વોચ્ચ કારણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર આપણા પોતાના પ્રયત્નથી જ સમજી શકાતા નથી. આપણે તેમને સેવા-ભક્તિ દ્વારા પ્રસન્ન કરવાના છે, અને પછીથી તે આપણી સમક્ષ પ્રગટ થશે. પછી આપણે તેમને અમુક દરજ્જે સમજી શકીએ. એવા વિવિધ પ્રકારના તત્ત્વજ્ઞાનીઓ છે કે જેમણે પોતાના માનસિક તર્ક-વિતર્ક દ્વારા સર્વોચ્ચ કારણને સમજવાનો પ્રયત્ન કર્યો છે. સામાન્ય રીતે, આવા તર્ક-વિતર્ક કરનાર, છ પ્રકારના તત્ત્વજ્ઞાનીઓ છે, અને તેઓ ષડ્-દર્શન કહેવાય છે. આ સર્વે તત્ત્વજ્ઞાનીઓ નિર્વિશેષવાદીઓ છે અને તેઓ માયાવાદીઓ તરીકે જાણીતા છે. તેમાંના દરેક જણે પોતપોતાનો અભિપ્રાય પ્રતિષ્ઠિત કરવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ તેઓ સર્વેને પાછળથી સમાધાન કર્યું અને જણાવ્યું છે કે, સર્વ અભિપ્રાયો એક જ ધ્યેય તરફ દોરી જાય છે, અને તેથી દરેક અભિપ્રાય સાચો છે. પરંતુ મૂર્તિમંત વેદોની પ્રાર્થનાઓ પ્રમાણે, એમાંની એક પણ સાચી નથી; કારણ કે તેમની જ્ઞાનની પ્રક્રિયાનું સર્જન અલ્પજીવી ભૌતિક જગતમાં થયેલું છે. તેઓ સર્વેએ સાચો મુદ્દો ગુમાવ્યો છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અથવા પરમ સત્ય સેવા-ભક્તિ દ્વારા જ સમજી શકાય છે.

મીમાંસકો તરીકે જાણીતા, જૈમિની જેવા ઋષિમુનિઓ દ્વારા જેમના પ્રતિનિધિઓ છે તેવા તત્ત્વજ્ઞાનીઓના એક વર્ગે એવો નિર્ણય કર્યો છે કે, દરેક વ્યક્તિએ પુણ્યકર્મો

અથવા નિર્ધારિત ફરજોમાં જોડાવું જોઈએ અને આવાં કર્મો તે વ્યક્તિને સર્વોચ્ચ પૂર્ણત્વ પ્રતિ દોરી જશે, પરંતુ આ વસ્તુનો વિરોધ ભગવદ્‌ગીતાના નવમા અધ્યાયમાં કૃષ્ણ ભગવાને કર્યો છે. તે કહે છે કે, પુણ્યકાર્યો મનુષ્યનું સ્વર્ગીય ગ્રહો સુધી ઊર્ધ્વગમન કરી શકે, પરંતુ જે ક્ષણે મનુષ્યનાં પુણ્યકાર્યોનો સંચય સમાપ્ત થાય કે તરત જ તેને સ્વર્ગીય ગ્રહોમાં રહેલ ભૌતિક સમૃદ્ધિના ઉચ્ચસ્તરનું સુખ ત્યજી દેવું પડે છે. અને તરત જ ફરીથી નીચલા ગ્રહ કે જ્યાં જીવનકાળ ટૂંકો છે, અને ભૌતિક સુખભોગનું ધોરણ હલકી કક્ષાનું છે તેમાં પતન થાય છે. ગીતામાં વપરાયેલા શબ્દો, શબ્દશઃ એવા છે કે क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति । તેથી પુણ્યકાર્યો મનુષ્યને પરમ સત્ય પ્રતિ દોરી જશે. એવો મીમાંસક તત્ત્વજ્ઞાનીઓનો નિર્ણય સાચો નથી. જોકે શુદ્ધ ભક્તનું વલણ સ્વાભાવિક રીતે જ પુણ્યકાર્યો કરવા તરફ હોય છે, પરંતુ કોઈ મનુષ્ય કેવળ પુણ્ય પ્રવૃત્તિઓ કરીને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની કૃપા પ્રાપ્ત કરી શકતો નથી. સંભવ છે કે શુદ્ધ પ્રવૃત્તિઓ રજોગુણ અને તમોગુણના કારણે ઉત્પન્ન થયેલી વાસનાઓને શુદ્ધ કરે. પરંતુ જે ભક્ત ભગવદ્‌ગીતા, શ્રીમદ્‌ભાગવતમ્ અને એવાં ધર્મશાસ્ત્રોના સ્વરૂપે પ્રભુના દિવ્ય સંદેશનું શ્રવણ કરવામાં સતત રોકાયેલો હોય, એને આ કૃપા સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થાય છે. ભગવદ્‌ગીતામાંથી આપણે સમજીએ છીએ કે જે મનુષ્ય શુદ્ધ પ્રવૃત્તિઓનું ધોરણ બરાબર જાળવી ન શકતો હોય, તોપણ જો તે સંપૂર્ણ રીતે ભક્તિમય સેવામાં જોડાયેલો રહે, તો તે આધ્યાત્મિક પૂર્ણત્વના પથ ઉપર સારી રીતે સ્થિર થયેલો ગણી શકાય, વળી ભગવદ્‌ગીતામાં એમ પણ કહ્યું છે, કે જે વ્યક્તિ શ્રદ્ધા અને સ્નેહ સહિત સેવાભક્તિમાં જોડાયેલો હોય તેને અંદરથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું માર્ગદર્શન મળે છે. ભગવાન સ્વયં મનુષ્યના હૃદયમાં રહેલા દિવ્ય ગુરુ અથવા પરમાત્મા તરીકે ભક્તને એવું યોગ્ય માર્ગદર્શન આપે છે કે જેના વડે તે ધીરે ધીરે પ્રભુ પાસે પાછો જઈ શકે. મીમાંસક તત્ત્વજ્ઞાનીઓનો નિર્ણય જે વ્યક્તિને સાચી સમજ પ્રતિ દોરી શકે, એવો ખરેખર સાચો નિર્ણય નથી.

તે જ પ્રમાણે, સાંખ્ય તત્ત્વજ્ઞાનીઓ, આધિભૌતિક તત્ત્વજ્ઞાનીઓ અથવા ભૌતિક વૈજ્ઞાનિકો છે. તેઓ પોતાની સંશોધનાત્મક વૈજ્ઞાનિક પદ્ધતિ અનુસાર આ પ્રગટ વિશ્વનું અધ્યયન કરે છે અને પ્રગટ વિશ્વના સર્જનહાર એવા ભગવાનની સર્વોચ્ચ સત્તાને સ્વીકારતા નથી. ઊલટું, તેઓ એવો ખોટો નિર્ણય તારવે છે કે, સર્જન આદિ ભૌતિક તત્ત્વોનો પ્રત્યાઘાત છે. પરંતુ ભગવદ્‌ગીતા આ સિદ્ધાંતને સ્વીકારતી નથી. તેમાં એવું સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે, વિશ્વવ્યાપી પ્રવૃત્તિઓની પાછળ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો દોરીસંચાર છે. આ હકીકતને असद् वा इदम् अग्र आसीत् એવા આદેશથી સમર્થન આપે છે આનો અર્થ એવો છે કે આ પ્રગટ વિશ્વની પહેલાં પણ સર્જનનું કારણ અસ્તિત્વમાં હતું. આથી, ભૌતિક તત્ત્વો ભૌતિક સર્જનનાં કારણ હોઈ ન શકે, પરંતુ ભૌતિક

તત્ત્વોને ભૌતિક કારણો તરીકે સ્વીકારવામાં આવ્યાં છે, છતાં અંતિમ કારણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. તેથી ભગવદ્‌ગીતા કહે છે કે ભૌતિક પ્રકૃતિ કૃષ્ણના માર્ગદર્શન નીચે કામ કરે છે.

નાસ્તિક સાંખ્યવાદી તત્ત્વજ્ઞાનીઓનો નિર્ણય એવો છે, કે ભૌતિક જગતની અસરો અલ્પજીવી અથવા ભ્રામક છે, તેથી કારણ પણ ભ્રામક છે. સાંખ્ય તત્ત્વજ્ઞાનીઓ શૂન્યવાદની તરફેણમાં છે, પરંતુ વાસ્તવિક હકીકત એવી છે, કે આદિ કારણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, અને આ પ્રગટ વિશ્વ તેમની ભૌતિક શક્તિનું અલ્પજીવી પ્રગટ રૂપ છે. જ્યારે આ અલ્પજીવી સર્જનનો પ્રલય થાય છે, ત્યારે પણ તેના કારણરૂપ દિવ્ય-લોકનું સનાતન અસ્તિત્વ, જેની તે સ્થિતિમાં ચાલુ રહે છે. અને તેથી જ દિવ્ય લોક સનાતન ધામ, સનાતન નિવાસસ્થાન કહેવાય છે. તેથી સાંખ્ય તત્ત્વજ્ઞાનીઓનો નિર્ણય પ્રમાણભૂત નથી.

ગૌતમ અને કણાદના નેતૃત્વ નીચે પણ તત્ત્વજ્ઞાનીઓ છે. તેમણે ભૌતિક તત્ત્વોના કારણ અને પરિણામ વિષે અત્યંત સૂક્ષ્મ રીતે અધ્યયન કર્યું છે અને છેવટે તેઓ એવા નિર્ણય પર આવ્યા છે કે, વિશ્વનું આદિ કારણ, અણુ સંયોજન છે. વર્તમાન ભૌતિક વૈજ્ઞાનિકો, પણ આ પરિણામવાદના સિદ્ધાંતોના પુરસ્કર્તા ગૌતમ અને કણાદ્‌નાં પગલાંને અનુસરે છે. પરંતુ આ સિદ્ધાંતને ટેકો આપી શકાય તેમ નથી, કારણ કે જડ તત્ત્વો, દરેક વસ્તુની અંદર રહેલું મૂળ કારણ હોતાં નથી, આ વસ્તુ ભગવદ્‌ગીતા, શ્રીમદ્‌ભાગવતમ્ તેમ જ વેદોમાં સ્વીકારાયેલી છે. એમાં એમ કહ્યું છે एको नारायण आसीत् કેવળ નારાયણ જ સૃષ્ટિ પહેલાં વિદ્યમાન હતા. શ્રીમદ્‌ભાગવતમ્ અને વેદાંત સૂત્ર પણ જણાવે છે કે આદિકારણ ચૈતન્યપૂર્ણ છે, અને આ વિશ્વમાં રહેલી દરેક વસ્તુને પ્રત્યક્ષ તથા પરોક્ષ રીતે જાણે છે. ભગવદ્‌ગીતામાં કૃષ્ણ કહે છે: अहं सर्वस्य "હું દરેક વસ્તુનું આદિકારણ છું." અને मत्तः सर्वं प्रवर्तते । "મારામાંથી જ દરેક વસ્તુ અસ્તિત્વમાં આવે છે." એટલે સંભવ છે કે અણુ-પરમાણુઓ ભૌતિક જગતના પાયાનાં સંયોજનો હોય, પરંતુ આ અણુઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરમાંથી પ્રગટે છે. આમ ગૌતમ અને કણાદના તત્ત્વજ્ઞાનને ટેકો આપી શકાય તેમ નથી.

તે જ પ્રમાણે, અષ્ટાવક્ર અને પાછળથી આવેલા શંકરાચાર્ય વગેરેના નેતૃત્વવાળા નિર્વિશેષવાદીઓ નિર્વિશેષ બ્રહ્મજ્યોતિને દરેક વસ્તુના કારણ તરીકે સ્વીકારે છે. તેમના સિદ્ધાંત પ્રમાણે ભૌતિક જગત ક્ષણિક અને ભ્રામક છે, જ્યારે નિર્વિશેષ બ્રહ્મજ્યોતિ સત્ય છે. પરંતુ આ સિદ્ધાંતનો પણ કોઈ રીતે સ્વીકાર થઈ શકે તેમ નથી, કારણ સ્વયં ભગવાન ભગવદ્‌ગીતામાં કહે છે, કે આ બ્રહ્મજ્યોતિ ભગવાનના વ્યક્તિત્વ પર અવલંબે છે. બ્રહ્મ-

સંહિતામાં એમ પણ સ્વીકારાયેલું છે, કે બ્રહ્મજ્યોતિએ કૃષ્ણમાંથી પ્રગટ થતાં અંગત, શારીરિક કિરણો છે. આદિ કારણ સર્વથા સંપૂર્ણ, ચૈતન્યમય, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ગોવિંદ છે.

નિર્વિશેષવાદીઓનો અત્યંત ભયજનક સિદ્ધાંત એવો છે, કે જ્યારે ભગવાન અવતાર ધારણ કરે છે, ત્યારે તે ભૌતિક પ્રકૃતિના ત્રણે ગુણોએ ઉત્પન્ન કરેલું ભૌતિક શરીર સ્વીકારે છે. ચૈતન્ય મહાપ્રભુજીએ આ માયાવાદી સિદ્ધાંતને અત્યંત ઘાતક ગણી તિરસ્કાર્યો છે. તેમણે કહ્યું છે કે, જે કોઈ મનુષ્ય ભગવાનના દિવ્ય શરીરને આ ભૌતિક પ્રકૃતિથી બનેલું માને છે તે વિષ્ણુનાં ચરણકમળોમાં સૌથી મોટો અપરાધ કરે છે. તે જ પ્રમાણે, ભગવદ્‌ગીતામાં એમ પણ કહ્યું છે કે જ્યારે ભગવાન મનુષ્ય સ્વરૂપે અવતાર ધારણ કરે છે, ત્યારે કેવળ મૂર્ખાઓ અને લુચ્ચાઓ જ તેમની અવજ્ઞા કરે છે. કૃષ્ણ ભગવાન, રામ ભગવાન અને ચૈતન્ય મહાપ્રભુજી સાથેસાથ માનવસમાજમાં મનુષ્ય તરીકે ભ્રમણ કરે છે.

મૂર્તિમંત વેદો નિર્વિશેષ ખ્યાલને અત્યંત ગેરરજૂઆત તરીકે તિરસ્કાર કરે છે. બ્રહ્મસંહિતામાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના શરીરને આનંદ–ચિન્-મય-રસ તરીકે વર્ણન કરાયું છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને દિવ્ય દેહ હોય છે, અને ભૌતિક દેહ હોતો નથી. તેઓ પોતાના શરીરના કોઈ પણ ભાગ દ્વારા કોઈ પણ વસ્તુ ભોગવી શકે છે, અને તેથી તે સર્વશક્તિમાન છે. આપણા ભૌતિક શરીરના અવયવ અમુક જ કામ કરે છે, જેમ કે હાથ ગ્રહણ કરે છે, પરંતુ તેઓ દર્શન કે શ્રવણ કરી શકતા નથી. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું શરીર આનંદ-ચિન્-મય-રસ અથવા સત્-ચિદ્-આનંદ-વિગ્રહ છે. તે દરેક વસ્તુ ભોગવી શકે છે, અને પોતાના કોઈ પણ અવયવ વિના દરેક વસ્તુ કરી શકે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને બદ્ધજીવના સમોવડિયા ગણવાની ભાવનાથી ભગવાનનો દિવ્યદેહ ભૌતિક છે એમ સ્વીકાર કરવામાં આવે છે. બદ્ધાત્માનું શરીર ભૌતિક છે. તેથી, જો ભગવાનનું શરીર પણ ભૌતિક હોય તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને જીવાત્માઓ એક જ છે, એવા સિદ્ધાંતનો અત્યંત સહેલાઈથી પ્રચાર થઈ શકે.

વાસ્તવિક રીતે જ્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અવતાર ધારણ કરે છે, ત્યારે તેઓ પોતાનાં વિવિધ લીલાચરિત્રો પ્રગટ કરે છે, અને યશોદા માતાના ખોળામાં સૂઈ રહેલા અને અસુરો સાથે કહેવાતા પુખ્તવયના દેહથી યુદ્ધ કરી રહેલા એવા ભગવાન વચ્ચે કોઈ પણ ભેદ નથી. તેઓ જેટલા સામર્થ્યથી પોતાની યુવાનીમાં દંતવક્ર, શિશુપાલ અને બીજા અસુરો સામે લડેલા એ જ સામર્થ્યથી તેઓ બાળસ્વરૂપે પણ પૂતના, તૃણાવર્ત, અઘાસુર જેવા અસુરો સામે લડેલા. ભૌતિક જીવનમાં, બદ્ધજીવ જે ક્ષણે પોતાનું શરીર બદલે છે, તે જ ક્ષણે, તે પોતાના ભૂતકાળના શરીરની. દરેક વસ્તુ

ભૂલી જાય છે, પરંતુ ભગવદ્ગીતામાંથી આપણે સમજીએ છીએ, કે કૃષ્ણનું શરીર સચ્ચિદાનંદમય હોવાથી, લાખો વર્ષો પૂર્વે સૂર્યનારાયણને ભગવદ્ગીતાનો બોધ આપેલો તેની તેમને વિસ્મૃતિ થયેલી નહીં. તેથી પ્રભુ પુરુષોત્તમ તરીકે જાણીતા છે, કારણ કે તેમનું ભૌતિક અને આધ્યાત્મિક શરીર દિવ્ય છે. તે સર્વ કારણના કારણ છે એટલે તે આધ્યાત્મિક જગતના કારણ છે, અને સાથે સાથે ભૌતિક જગતના પણ કારણ છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સર્વશક્તિમાન અને સર્વજ્ઞ છે તેથી ભૌતિક શરીર સર્વશક્તિશાળી અથવા સર્વજ્ઞ ન હોઈ શકે. એટલે, પ્રભુનું શરીર અવશ્ય ભૌતિક નથી. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભૌતિક જગતમાં ભૌતિક દેહ ધારણ કરી પધારે છે. એવા માયાવાદી સિદ્ધાંતનું કોઈ પણ રીતે સમર્થન થઈ શકે તેમ નથી.

એવો નિર્ણય તારવી શકાય કે, ભૌતિક તત્ત્વજ્ઞાનીઓના સર્વ સિદ્ધાંતો, સ્વપ્નમાં કરાતા નિર્ણયોની જેમ, ક્ષણિક સ્વપ્નમય સૃષ્ટિમાંથી તારવવામાં આવે છે. આવા નિર્ણયો આપણને પરમ સત્ય તરફ ખરેખર ન દોરી શકે. પરમ સત્યનો સાક્ષાત્કાર ભક્તિપૂર્ણ સેવા દ્વારા જ થઈ શકે. ભગવદ્ગીતામાં ભગવાન જણાવે છે, भक्त्या माम् अभिजानाति- "કેવળ ભક્તિમય સેવા દ્વારા જ વ્યક્તિ મને સમજી શકે છે." આ બાબતમાં શ્રીલ શ્રીધર સ્વામીએ સુંદર કાવ્ય રચ્યું છે, એમાં તેઓ જણાવે છે: "મારા વહાલા પ્રભુ, ભલે બીજાઓ જૂઠી દલીલ અને શુષ્ક તર્કવિતર્કો વડે મહાન ફિલસૂફીભર્યાં સંશોધનોથી સિદ્ધાંતની રચના કરે. તેઓ પોતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના જ્ઞાનવિહીન હોવા છતાં જાણે કે પોતે મહાન વિદ્વાન પંડિતો હોય એવો મિથ્યાડંબર કરી અજ્ઞાનરૂપી અંધકાર અને ભ્રમણામાં ભટક્યા કરે. મારી બાબતમાં વસ્તુ એમ છે કે હું સર્વ સુંદર પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર—માધવ, વામન, ત્રિનયન, સંકર્ષણ, શ્રીપતિ અને ગોવિંદનાં પવિત્ર નામોનું માત્ર સંકીર્તન કરીને જ હું મુક્ત થવા ઇચ્છું છું. કેવળ તેમના દિવ્ય નામનું કીર્તન કરીને જ મને આ ભૌતિક સૃષ્ટિની વાસનામાંથી મુક્ત થવા દો."

આ રીતે મૂર્તિમંત વેદોએ કહ્યું, "મારા વહાલા પ્રભુ, જ્યારે જીવાત્મા કેવળ તમારી કૃપાથી, તમારા ઉચ્ચ, દિવ્ય, ગૌરવશાળી સ્વરૂપ વિશે સાચા નિર્ણય પર આવે છે, ત્યારે તે માનસિક તર્ક-વિતર્ક કરનારાઓ અથવા કહેવાતા તત્ત્વજ્ઞાનીઓએ ઉત્પન્ન કરેલા વિવિધ સિદ્ધાંતોની દરકાર કરતો નથી. આમાં ગૌતમ, કણાદ અને કપિલ(નિરીશ્વર)ના તર્ક-પ્રધાન સિદ્ધાંતો વિશે ઉલ્લેખ છે. વાસ્તવમાં તો બે કપિલ છે: એક કપિલ કર્દમ મુનિના પુત્ર છે અને તે ભગવાનના અવતાર છે, અને બીજા અર્વાચીન સમયના નાસ્તિક છે. સ્વાયંભુવ મનુના સમય દરમ્યાન થઈ ગયેલા, કર્દમ મુનિના પુત્ર, સ્વયં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભગવાન કપિલ સાથે ઘણી વાર નાસ્તિક કપિલનું ખોટી રીતે આરોપણ થાય છે. પરમેશ્વરના અવતાર કપિલ ભગવાન ઘણાં ઘણાં વર્ષો પૂર્વે થઈ ગયા; અર્વાચીન યુગ

વિવસ્વત્ મનુનો પુત્ર છે. જ્યારે ભગવાન કપિલ સ્વાયંભુવ મનુના સમય દરમ્યાન પ્રગટેલા.

માયાવાદી તત્ત્વજ્ઞાન અનુસાર, આ પ્રગટ જગત અથવા ભૌતિક જગત મિથ્યા અથવા માયા છે – ખોટું છે. ब्रह्म सत्यं जगत् मिथ्या – એ એમનો ઉપદેશેલો સિદ્ધાંત છે. તેમની માન્યતા અનુસાર કેવળ બ્રહ્મજ્યોતિ સત્ય છે, અને પ્રગટ વિશ્વ મિથ્યા અથવા ખોટું છે. પરંતુ વૈષ્ણવ તત્ત્વજ્ઞાન પ્રમાણે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે, કારણ સ્વરૂપે આ પ્રગટ વિશ્વ ઉત્પન્ન કર્યું છે. ભગવદ્ગીતામાં ભગવાન કહે છે કે પોતે આ ભૌતિક જગતમાં પોતાના આંશિક વિભાગ દ્વારા પ્રવેશે છે. અને એ રીતે સૃષ્ટિ સર્જાય છે. વળી વેદોમાંથી પણ આપણે સમજી શકીએ છીએ, કે આ અસત્ અથવા અલ્પજીવી પ્રગટ વિશ્વ, પરમસત્ અથવા વાસ્તવિકતામાંથી પ્રગટે છે. વળી વેદાંત સૂત્રમાંથી પણ એમ સમજાય છે કે, દરેક વસ્તુ પરબ્રહ્મમાંથી પ્રગટ્યા છ. આથી વૈષ્ણવો આ પ્રગટ વિશ્વને મિથ્યા ગણતા નથી. વૈષ્ણવ તત્ત્વજ્ઞાની આ ભૌતિક જગતમાં રહેલી દરેક વસ્તુને પરમેશ્વરના સંબંધ સાથે નિહાળે છે

શ્રીલ રૂપ ગોસ્વામીએ ભૌતિક જગત વિશેના આ ખ્યાલની અત્યંત સુંદર સમજૂતી આપી છે. તેમણે કહ્યું છે કે ભૌતિક જગત એ પણ પરમેશ્વરનું પ્રગટ સ્વરૂપ છે, એવું જ્ઞાન નહીં હોવાથી આ ભૌતિક જગતને મિથ્યા અથવા ખોટું ગણીને કરેલા ત્યાગનું વ્યાવહારિક મૂલ્ય નથી, પરંતુ વૈષ્ણવો આ દુનિયા સાથેની આસક્તિથી મુક્ત છે; કારણ કે સામાન્ય રીતે ભૌતિક જગતને ઇન્દ્રિયોના સુખના વિષય તરીકે સ્વીકારાય છે, છતાં વૈષ્ણવો ઇન્દ્રિયોના ભોગોની તરફેણમાં નથી. તેથી, તેઓ ભૌતિક પ્રવૃત્તિઓમાં આસક્તિ રાખતા નથી. વૈદિક આદેશોના નિયામક સિદ્ધાંતો પ્રમાણે વૈષ્ણવ, આ ભૌતિક જગતને સ્વીકારે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર દરેક વસ્તુનું આદિકારણ છે. તેથી વૈષ્ણવ આ ભૌતિક જગતમાં રહેલી દરેક વસ્તુને કૃષ્ણના સંબંધમાં નીરખે છે. આવા વિકસિત જ્ઞાન દ્વારા દરેક વસ્તુ દિવ્ય બની જાય છે. અર્થાત્ ભૌતિક જગતમાં રહેલી દરેક વસ્તુ દિવ્ય હોય છે જ, પરંતુ આપણા જ્ઞાનના અભાવથી આપણે વસ્તુઓને ભૌતિક સ્વરૂપમાં જોઈએ છીએ.

મૂર્તિમંત વેદોએ એવું દૃષ્ટાંત આપ્યું કે સુવર્ણની પાછળ પડેલા લોકો સુવર્ણનાં કર્ણફૂલ, સુવર્ણની બંગડીઓ અથવા સુવર્ણથી બનેલી બીજી કોઈ પણ વસ્તુનો આકાર મૂળ સુવર્ણ કરતાં વિવિધ પ્રકારનો હોય તેથી વસ્તુઓનો અસ્વીકાર કરતા નથી. સર્વ જીવાત્માઓ પરમેશ્વરના અવિભાજ્ય અંશ છે અને ગુણાત્મક રીતે એક છે, પરંતુ એક જ મૂળ કારણ સુવર્ણમાંથી, ઉત્પન્ન કરેલાં, વિવિધ પ્રકારના ઘણા અલંકારોની જેમ, ચોર્યાસી

લાખ જીવનયોનિઓમાં તેમની રચના કરવામાં આવી છે. જેમ સુવર્ણમાં રસ ધરાવનાર મનુષ્ય વિવિધ આકારવાળા સર્વ સુવર્ણ અલંકારોને સ્વીકારે છે, તેમ સર્વ જીવાત્માઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના જેવા જ ગુણો ધરાવે છે. એમ જાણીને વૈષ્ણવો, સર્વ જીવાત્માઓને પ્રભુના સનાતન સેવકો તરીકે સ્વીકારે છે. એટલે, એક વૈષ્ણવ તરીકે મનુષ્યની પાસે આવા અવળે રસ્તે ગયેલા બદ્ધ જીવાત્માઓને પાછા બોલાવી, તેમને કૃષ્ણ ભાવનાની તાલીમ આપી, અને તેમના સ્વધામ પાછા પ્રભુ પાસે લઈ જવા, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સેવા કરવાની સંપૂર્ણ તક રહેલી છે. હકીકત એમ છે, કે જીવાત્માઓનાં મન હવે આવા ભૌતિક ગુણોથી અસ્વસ્થ થવા લાગ્યાં છે, એટલે જીવાત્માઓ જાણે સ્વપ્નમાં હોય તેમ એક શરીર-માંથી બીજા શરીરમાં સ્થાનાન્તર કર્યા કરે છે. પરંતુ જ્યારે તેઓની ભાવના, કૃષ્ણ-ભાવનામાં રૂપાંતરિત થાય છે, ત્યારે તેઓ તરત જ કૃષ્ણને પોતાના હૃદયમાં સ્થિરતાપૂર્વક પધરાવે છે. ત્યારે તેમનો મુક્તિપથ સ્વચ્છ બને છે. સર્વ વેદોમાં, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર અને જીવાત્માઓ એક જ ગુણધર્મચૈતન્ય, અથવા આધ્યાત્મિક ગુણવાળા કહેવાય છે. પદ્મપુરાણમાં પણ સ્વીકારાયેલી છે. એમાં એમ કહ્યું છે કે, બે પ્રકારના આધ્યાત્મિક જીવો છે; એકને જીવ કહે છે અને બીજાને પરમેશ્વર કહે છે. ભગવાન બ્રહ્માજીથી માંડીને એક કીડી પર્યંત સર્વ જીવાત્માઓ જીવો છે. જ્યારે જનાર્દન અથવા ચતુર્ભુજ વિષ્ણુ ભગવાન છે. આત્મા શબ્દ કેવળ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને જ લાગુ પાડી શકે તેમ છે. પરંતુ જીવાત્માઓ તેમના અવિભાજ્ય અંશ છે, તેથી કેટલીક વાર આત્મા શબ્દ તેઓને પણ લાગુ પડે છે. એટલે જીવંત વસ્તુઓ જીવાત્મા અને પરમેશ્વર પરમાત્મા કહેવાય છે. પરમાત્મા અને જીવાત્મા બંને આ ભૌતિક જગતમાં છે, અને તેથી આ ભૌતિક જગતનો હેતુ ઇન્દ્રિયોના ભોગો કરતાં કંઈક બીજો છે. ઇન્દ્રિય સુખ ભરપૂર જીવનનો ખ્યાલ મિથ્યા છે, પરંતુ આ ભૌતિક જગતમાં પણ પરમાત્મા પ્રત્યેની જીવાત્માની સેવાનો ખ્યાલ જરાય મિથ્યા નથી. કૃષ્ણભાવનામય મનુષ્ય આ હકીકત વિશે સંપૂર્ણ વાકેફ છે, અને તેથી તે આ ભૌતિક ભક્ત આ ભૌતિક જગતમાં જગતને મિથ્યા ગણતો નહીં, પરંતુ દિવ્ય સેવાની સાચી હકીકત ગણીને તે વર્તે છે. એટલે તે કોઈ પણ વસ્તુને ભૌતિક ગણી નકારતો નથી; પરંતુ પ્રત્યેક વસ્તુને પ્રભુની સેવા જોડે સાંકળે છે, અને જે કોઈ વસ્તુનો તે ઉપયોગ કરે છે, તે પ્રભુસેવામાં વપરાવાને લીધે, આધ્યાત્મિક રીતે શુદ્ધ બને છે.

શ્રીધર સ્વામીએ આ બાબતમાં સુંદર શ્લોક રચ્યો છે : "આ ભૌતિક જગત, જેને કેટલાક મિથ્યા ગણે છે, એમાં પણ વાસ્તવિક રીતે પ્રગટ થઈ ચૂકેલા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું હું પૂજન કરું છું. જ્ઞાનના અભાવને કારણે, આ ભૌતિક જગત વિષે મિથ્યાત્વ-નો ખ્યાલ ઉદ્ભવે છે, પરંતુ કૃષ્ણભાવનામાં રહેલો વિકસિત મનુષ્ય દરેક વસ્તુમાં

પૂર્ણ પુરુષોત્તમને નીરખે છે. આ સાચેસાચ વૈદિક સૂત્રનો સાક્ષાત્કાર છે. सर्वत्र सर्वम् खल्लु इदं ब्रह्म "દરેક વસ્તુ ખરેખર બ્રહ્મ છે."

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું: "વહાલા પ્રભુ, મંદબુદ્ધિ મનુષ્યો આત્મસાક્ષાત્કાર માટે બીજા માર્ગો અપનાવે છે, પરંતુ જ્યાં સુધી મનુષ્ય સપૂર્ણ શુદ્ધ ભક્ત બનતો નથી, ત્યાં સુધી, જન્મ અને મરણના વારંવાર થતા આંટાફેરાને અટકાવવાની અથવા ભૌતિક વાસનામાંથી શુદ્ધ થવાની તેને તક મળતી નથી. અમારા વહાલા પ્રભુ, દરેક વસ્તુ તમારી વિવિધ શક્તિઓ પર [illegible] છે; અને વેદોમાં જણાવ્યા પ્રમાણે તમારો દરેક વસ્તુને ટેકો છે. (एकोवहनांयो विदधाति कामान्) તેથી આપ કૃપાળુ સર્વ જીવાત્માઓ, દેવતાઓ, મનુષ્યો અને પશુઓના સમર્થક અને પોષક છો. તમે દરેક વસ્તુને આધાર આપો છો. અર્થાત્, તમે સમગ્ર વિશ્વનું મૂળ છો. તેથી જેઓ આડા ફંટાયા વિના, તમારી ભક્તિમય સેવામાં જોડાય છે, તે હંમેશા તમને પૂજે છે. આવા ભક્તો સાચેસાચ વિશ્વવૃક્ષના મૂળમાં જળસિંચન કરે છે. તેથી ભક્તિમય સેવા દ્વારા મનુષ્ય કેવળ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને જ નહીં પરંતુ, બીજા સર્વેને સંતુષ્ટ કરે છે, કારણ કે તે દરેક મનુષ્યનું પોષણ કરે છે અને આધાર આપે છે. તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના સર્વવ્યાપી લક્ષણને સમજે છે, તેથી ભક્ત અત્યંત વ્યાવહારિક, પારમાર્થિક અને અવાચરણી હોય છે. કૃષ્ણભાવનામાં સંપૂર્ણ રીતે જોડાયેલા આવા શુદ્ધ ભક્તો, જન્મમરણના ફેરાને અત્યંત સહેલાઈથી જીતે છે, અને એટલે સુધી કે તેઓ મૃત્યુના મસ્તક પરથી કૂદી જાય છે.

ભક્ત કોઈ દિવસ મરણ કે પોતાના શરીરના પરિવર્તનથી ડરતો નથી; તેની ભાવના કૃષ્ણભાવનામાં પરિણમે છે, અને જો તે પ્રભુ પાસે પાછો ન જાય, અને તે બીજાં ભૌતિક શરીર ધારણ કરે તોપણ, તેને ડરવું કારણ નથી. ભરત મહારાજનો દાખલો પ્રત્યક્ષ છે. તે બીજા જન્મમાં હરણ બન્યા, ત્યાર પછીના જીવનમાં તેઓ સર્વ ભૌતિક વાસનામાંથી સંપૂર્ણપણે મુક્ત થયા, અને પ્રભુના ધામમાં તેમનું ઊર્ધ્વગમન થયું. એટલે, ભગવદ્‌ગીતા એમ સ્વીકારે છે કે, કદી ભક્તની હાર થતી નથી. ભક્ત માટે દિવ્ય રાજ્યમાં સ્વધામ, પાછા પ્રભુ પાસે જવાનો માર્ગ નિશ્ચિત થયેલો છે. જો એક જન્મમાં ભક્તનું પતન થાય તોપણ, તેની કૃષ્ણભાવનાના સાતત્યને લીધે, તે આગળ ને આગળ પ્રભુ પાસે જઈ પહોંચે ત્યાં સુધી તેનું ઊર્ધ્વગમન થાય છે. શુદ્ધ ભક્ત કેવળ પોતાના વ્યક્તિગત અસ્તિત્વને શુદ્ધ કરે છે. એટલું જ નહીં પરંતુ જે કોઈ તેનો શિષ્ય બને છે તે પણ છેવટે શુદ્ધ થઈ વગર મુસીબતે પ્રભુના ધામમાં જવાને શક્તિમાન બને છે. શુદ્ધ ભક્ત મૃત્યુથી પર બને છે એટલું જ નહીં, પરંતુ, તેના અનુયાયીઓ પણ વગર મુસીબતે એમ કરી શકે

છે. ભક્તિમય સેવાનું સામર્થ્ય એટલું બધું મહાન છે કે, અજ્ઞાનસિંધુ પાર કરવામાં શુદ્ધ ભક્ત પોતાના દિવ્યબોધથી અજ્ઞાનસિંધુ પાર કરાવવામાં વ્યક્તિમાં વિદ્યુતીકરણ કરી શકે છે.

વળી શુદ્ધ ભક્ત તેના શિષ્યને જે બોધ આપે છે તે અત્યંત સરળ હોય છે કોઈ પણ મનુષ્યને શુદ્ધ ભક્તનાં પગલાંને અનુસરવામાં કોઈ પણ મુશ્કેલી નડતી નથી. જે કોઈ મનુષ્ય ભગવાન બ્રહ્માજી, શંકર ભગવાન, કુમારો, મનુ, કપિલ, પ્રહ્‌લાદ મહારાજ, જનકરાજા, શુકદેવ ગોસ્વામી, યમરાજ વગેરે ભગવાનના અધિકૃત ભક્તો પાસેથી શિષ્ય-પરંપરાને અનુસરે છે તે અત્યંત સહેલાઈથી, મુક્તિદ્વારને ખૂલતાં જુએ છે. સામે પક્ષે, જેઓ ભક્ત નથી, પરંતુ જેઓ જ્ઞાન, યોગ અને કર્મ જેવી આત્મસાક્ષાત્કાર માટેની અચોક્કસ પ્રક્રિયાઓમાં જોડાયેલા છે, તેમનામાં વાસનાઓ હજી પણ રહી ગઈ હોય એમ જણાય છે. આવા વાસનામય મનુષ્યો આત્મસાક્ષાત્કારમાં વિકાસ પામેલા દેખાય છે, છતાં, પોતાની જાતને પણ મુક્ત કરી શકતા નથી. એટલે, એમને અનુસરનારી બીજી વ્યક્તિઓ વિશે તો કહેવાનું જ શું હોય? આવા નાસ્તિકોને સાંકળે બાંધેલાં પશુઓ સાથે સરખાવવામાં આવે છે, કારણ કે અમુક પ્રકારની શ્રદ્ધાની ઔપચારિક વિધિઓની મર્યાદાની બહાર જવાને તેઓ શક્તિમાન નથી. ભગવદ્‌ગીતામાં તેઓને વેદ-વાદ તરીકે તિરસ્કાર્યા છે. તેઓ એમ સમજી શકતા નથી કે વેદો સત્ત્વ, રજ અને તમોમય ભૌતિક પ્રકૃતિની પ્રવૃત્તિઓ વિશે ચર્ચા કરે છે.

કૃષ્ણ ભગવાને અર્જુનને એવી સલાહ આપી કે મનુષ્યે વેદોમાં બતાવેલી ફરજોની ઉપરાંત પણ કૃષ્ણભાવનામય ભક્તિમય સેવા અપનાવવાની હોય છે. ભગવદ્‌ગીતામાં એમ કહ્યું છે કે, निस्त्रैगुण्यो भवार्जुन। કેવળ વૈદિક વિધિઓથી પર થવાનો પ્રયત્ન કર." વૈદિક ક્રિયાકાંડાત્મક વિધિઓની ઉપર ભક્તિમય સેવાવાળી દિવ્ય સ્થિતિ છે. ભગવદ્‌ગીતામાં ભગવાન સ્પષ્ટપણે જણાવે છે કે જે મનુષ્યો તેમની નિષ્કામ ભક્તિમય સેવામાં જોડાયેલા છે. તેઓ બ્રહ્મમાં સ્થિર થયા છે. સાચો બ્રહ્મસાક્ષાત્કાર એટલે કૃષ્ણ-ભાવના અને ભક્તિમય સેવામાં જોડાયેલા છે તેઓ બ્રહ્મમાં સ્થિર થયા છે. સાચો બ્રહ્મ-સાક્ષાત્કાર એટલે કૃષ્ણભાવના અને ભક્તિમય સેવામાં જોડાણ. એટલે ભક્તો સાચા બ્રહ્મચારીઓ છે, કારણ કે તેમની પ્રવૃત્તિઓ હમેશાં કૃષ્ણભાવના અને ભક્તિમય સેવામાં જોડાયેલી છે.

એટલે કૃષ્ણભાવનામય પ્રવૃત્તિ એ સર્વ પ્રકારના ધાર્મિક મનુષ્યોને ખૂબ જ પ્રમાણભૂત રીતે આ પ્રવૃત્તિમાં જોડાવા નિમંત્રણ આપે છે. જેથી પ્રભુપ્રેમ કેવી રીતે

થઈ શકે અને આમ શાસ્ત્રોક્ત આદેશનાં સર્વ સૂત્રો તથા વિધિઓને ઓળંગી શકાય એની મનુષ્યોને તાલીમ મળે. જે મનુષ્ય રૂઢિચુસ્ત ધાર્મિક સિદ્ધાંતોની મર્યાદાને ઓળંગી શકતો નથી તેને તેના માલિકે સાંકળથી બાંધેલા પશુ સાથે સરખાવાય છે. ભગવાનને ઓળખવા અને પ્રભુ પ્રત્યે રહેલા મનુષ્યના શુદ્ધ સ્નેહને વિકસાવવો એ સર્વ ધર્મનો હેતુ છે. જો મનુષ્ય કેવળ ધાર્મિક સિદ્ધાંતો અને સૂત્રોને વળગી રહે અને પ્રભુપ્રેમની સ્થિતિ સુધી તેનું ઊર્ધ્વગમન ન થાય તો તે સાંકળે બાંધેલા પશુની સાથે સરખાવાય છે. બીજા શબ્દોમાં કહીએ તો જો મનુષ્ય કૃષ્ણભાવનામય ના બને તો, ભૌતિક વિશ્વની વાસનાઓમાંથી મુક્ત થવાને પાત્ર તે બનતો નથી.

શ્રીલ શ્રીધર સ્વામીએ એક સુંદર શ્લોક રચ્યો છે: "ભલે બીજાઓ કઠોર તપ કરે, બીજાઓ ભલેને પર્વતોનાં શિખરે પરથી કૂદી પડીને પોતાનો પ્રાણ ત્યજી દે, ભલેને બીજાઓ મુક્તિ મેળવવા ઘણાં ઘણાં પવિત્ર તીર્થધામોની યાત્રાએ જાય, અથવા ભલેને તેઓ વેદશાસ્ત્રો અને તત્ત્વજ્ઞાનના ઊંડા અધ્યયનમાં તલ્લીન થાય, ભલેને રહસ્યવાદી યોગીઓ તેમની ધ્યાનપરાયણ સેવામાં મગ્ન બને, અને ભલેને વિવિધ સંપ્રદાયો બિન-જરૂરી વાણી-વિલાસ કરતા રહે, કે સર્વોત્તમ તત્ત્વ ક્યાં છે, પરંતુ એ એક હકીકત છે કે જ્યાં સુધી મનુષ્ય કૃષ્ણભાવનામય બની ભક્તિમય સેવામાં જોડાતો નથી, અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની કૃપા પ્રાપ્ત કરતો નથી ત્યાં સુધી તે ભૌતિક ભવસિંધુ પાર કરી શકતો નથી." એટલે બુદ્ધિશાળી મનુષ્યે સર્વ રૂઢિચુસ્ત વિચારોને તિલાંજલિ આપવી અને વાસ્તવિક મુક્તિ માટે કૃષ્ણભાવનામય પ્રવૃત્તિમાં જોડાવું.

મૂર્તિમંત વેદોએ તેમની પ્રાર્થનાઓમાં આગળ ચાલતાં જણાવ્યું "મારા વહાલા પ્રભુ, વેદોમા તમારા નિર્વિશેષ લક્ષણની સમજૂતી આપી છે: "તમારે હાથ નથી, પરંતુ તમને અર્પણ કરેલા સર્વ અર્ઘ્ય તમે સ્વીકારો છો. તમારે પગ નથી, પરંતુ તમે કોઈ પણ વ્યક્તિ કરતા વધારે ઝડપથી ચાલી શકો છો. તમારે આંખો નથી, પરંતુ તમે ભૂત, ભવિષ્ય અને વર્તમાનના જે કોઈ પ્રસંગો હોય તેને જોઈ શકો છો. તમારે કાન નથી, પરંતુ તમે જે કોઈ વસ્તુ કહેવાતી હોય તેને સાંભળી શકો છો. વળી તમારે મન નથી, પરંતુ તમે દરેક વ્યક્તિ અને તેના ભૂત, ભવિષ્ય અને વર્તમાનની પ્રવૃત્તિઓને જાણો છો, અને છતાં, તમે કોણ છો એ કોઈ જાણતું નથી. તમે દરેક વ્યક્તિને જાણો છો, પરંતુ તમને કોઈ પણ વ્યક્તિ ઓળખતી નથી; તેથી તમે સૌથી પુરાણા અને પુરુષોત્તમ પરમેશ્વર છો"

તે જ પ્રમાણે, વેદોના બીજા ભાગમાં કહ્યું છે: "તમારે કાંઈ કરવાપણું નથી તમે તમારાં જ્ઞાન અને સામર્થ્યમાં એટલા બધા પરિપૂર્ણ છો કે, કેવળ તમારી ઇચ્છાથી

દરેક વસ્તુ પ્રગટ થાય છે કોઈ પણ વ્યક્તિ તમારો સમોવડિયો અથવા તમારાથી મહાન નથી. અને દરેક વ્યક્તિ તમારા સનાતન સેવક તરીકે કામ કરી રહી છે." આમ વૈદિક વિધાનો એવું વર્ણન કરે છે કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને આંખો, કાન, મન કશું જ નથી, અને છતાં તે પોતાની શક્તિઓ દ્વારા કામ કરી શકે છે અને સર્વ જીવાત્મા-ઓની જરૂરિયાતો પરિપૂર્ણ કરે છે. ભગવદ્‌ગીતામાં જણાવ્યા પ્રમાણે તેમના હાથ અને પગ સર્વત્ર છે; તેઓ સર્વ વ્યાપક છે. દરેકના હૃદયમાં વિરાજમાન પરમાત્માના માર્ગદર્શન પ્રમાણે સર્વ જીવાત્માઓના હાથ, પગ, કાન અને આંખો કામ અને ગતિ કરે છે. જ્યાં સુધી પરમાત્મા વિદ્યમાન ન હોય ત્યાં સુધી હાથ અને પગ સક્રિય હોઈ શકતા નથી. પરંતુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર એટલા મહાન, સ્વતંત્ર અને પરિપૂર્ણ છે કે, આંખો, પગ અને કાન વિના પણ, તે પોતાની પ્રવૃત્તિઓ માટે બીજાઓ પર આધારિત નથી. આથી ઊલટું, બીજાઓ પોતપોતાની વિવિધ ઇન્દ્રિયોની પ્રવૃત્તિઓ માટે તેમની પર અવલંબિત છે. જ્યાં સુધી પરમાત્મા જીવાત્માઓને પ્રેરણા અને માર્ગદર્શન ન આપે ત્યાં સુધી તે કામ કરી શકતો નથી.

હકીકત એવી છે કે, આખરે તો પરમ સત્ય એ સર્વોચ્ચ પુરુષ છે, પરંતુ પોતાની વિવિધ શક્તિઓ દ્વારા તે કામ કરી રહ્યા છે એ જોવાનું સ્થૂળ ભૌતિકવાદીઓ માટે શક્ય ન હોવાથી તેઓ તેમને નિર્વિશેષ તરીકે સ્વીકારે છે. જેમ કે નિરીક્ષણ કરી શકે છે. અને એ સમજી શકે છે કે, તેની સુયોગ્ય રંગ મિલાવટ આકાર વગેરેમાં કલાકારે સૂક્ષ્માતિસૂક્ષ્મ ધ્યાન આપ્યું છે. ખીલી રહેલાં વિવિધ પુષ્પોનાં રંગીન ચિત્રોમાં કલાકારની નિપુણતા સ્પષ્ટ રીતે તરી આવે છે, પરંતુ સ્થૂળ ભૌતિકવાદી પ્રકૃતિમાં ખીલી રહેલાં સાચાં પુષ્પોરૂપી કલાકૃતિ પ્રગટાવવામાં ભગવાનનો હાથ જોઈ શકાતો નથી તેથી એવો નિર્ણય તારવે છે કે પરમ સત્ત્વ નિર્વિશેષ છે. હકીકતમા, તો તે પૂર્ણ વ્યક્તિત્વ ધરાવે છે, પરંતુ તે સ્વતંત્ર છે. તેને વ્યક્તિગત રીતે, પીંછી વડે પુષ્પોને રંગ કરવાની જરૂર રહેતી નથી, પરંતુ તેમની શક્તિઓ એટલી બધી આશ્ચર્યજનક રીતે કામ કરી રહી છે કે, એમ લાગે છે કે જાણે કોઈ કલાકારની મદદ વિના પુષ્પો અસ્તિત્વ ધારણ કરે છે. મંદ બુદ્ધિ લોકો પરમ સત્ય વિશે નિર્વિશેષ દૃષ્ટિબિંદુ ધરાવે છે, કારણ કે જ્યાં સુધી મનુષ્ય પ્રભુની સેવામાં જોડાતો નથી ત્યાં સુધી, તે સર્વોચ્ચ કઈ રીતે કામ કરી રહ્યો છે તે સમજી શકતો નથી–તે ભગવાનના નામને પણ જાણી શકતો નથી. માત્ર મનુષ્યના સેવાપરાયણ વલણ દ્વારા જ પરમેશ્વરની પ્રવૃત્તિઓ અને વ્યક્તિગત લક્ષણો પ્રગટ થાય છે.

ભગવદ્‌ગીતામાં એ સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું છે કે ભોક્તાર યજ્ઞ તપસામ્–પ્રભુ સર્વ પ્રકારના યજ્ઞ અને સર્વ તપોનાં પરિણામોના ભોક્તા છે. ત્યાર પછીથી ભગવાન

ફરીથી કહે છે, સર્વ-લોક-મહેશ્વરમ્ "હું સર્વ ગ્રહોનો સ્વામી છુ." તેથી કરીને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સ્થિતિ એવી જ છે. તેઓ વૃંદાવનમાં વિદ્યમાન છે. અને પોતાના સનાતન સાથીઓ, ગોપીઓ અને ગોપબાળકોના સહચારમા દિવ્યાનદ ભોગવે છે, પરંતુ તેમની શક્તિઓ તેમના માર્ગદર્શન પ્રમાણે સમગ્ર સૃષ્ટિમા કામ કરી રહી છે તેઓ પોતાના સનાતન લીલાચરિત્રોમાં અડચણ થવા દેતા નથી.

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાની અકળ શક્તિઓ દ્વારા એકસાથે નિર્વિશેષભાવે અને વ્યક્તિભાવે કામ કરે છે. તેને માનવી પોતાની ભક્તિમય સેવા દ્વારા જ સમજી શકે છે. ભગવાન મહારાજાધિરાજની જેમ જ કામ કરી રહ્યા છે. અને લાખો રાજાઓ તથા મુખ્ય અધિકારીઓ તેમની સત્તા નીચે કામ કરી રહ્યા છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સર્વોચ્ચ, સ્વતંત્ર, નિયંતા છે. અને દેવતાઓ જેવા કે ભગવાન બ્રહ્માજી, શંકર ભગવાન, સ્વર્ગના રાજા ઈન્દ્ર, ચંદ્ર અને સૂર્ય ગ્રહના રાજાઓ એ સર્વે તેમના માર્ગદર્શન અનુસાર કામ કરે છે વેદોમાં એ વસ્તુ સ્વીકારાયેલી છે કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ડરથી સૂર્ય પ્રકાશે છે, પવન ફૂંકાય છે, અને અગ્નિ ઉષ્માનું વિતરણ કરે છે. ભૌતિક જગતમાં રહેલી ભૌતિક પ્રકૃતિ સર્વ પ્રકારની અને જંગમ વસ્તુઓ ઉત્પન્ન કરે છે. પરંતુ તેમાંની કોઈ સર્વોચ્ચ પ્રભુના માર્ગદર્શન વિના સ્વતંત્ર રીતે કામ કે સર્જન કરી શકતા નથી. જેમ તાબેદાર રાજાઓ સમ્રાટને વાર્ષિક ખંડણી ભરે તે જ રીતે તેઓ સર્વે ખંડિયા રાજાઓની જેમ વર્તન કરે છે.

વૈદિક આદેશ જણાવે છે કે દરેક જીવાત્મા પરમેશ્વરને ધરાવેલા અન્નમાંથી બાકી રહેલો પ્રસાદ જમીને જીવન જીવે છે. મોટા મોટા યજ્ઞો વિશે એવો આદેશ છે, કે યજ્ઞના સર્વોચ્ચ અધિષ્ઠાતા દેવ તરીકે નારાયણે હાજર રહેવું જોઈએ. અને યજ્ઞ ઉજવાયા પછી બાકી રહેલા પ્રસાદનું દેવતાઓમાં વિતરણ થવું જોઈએ. એને યજ્ઞભાગ કહે છે. દરેક દેવતાઓ માટે અમુક યજ્ઞભાગ જુદો રાખવામાં આવે છે અને તે એને પ્રસાદમ્ તરીકે સ્વીકારે છે. ઉપસંહારમાં એટલું જણાવવાનું કે, દેવતાઓ સ્વતત્ર રીતે શક્તિશાળી નથી. વિવિધ કાર્યવાહકો તરીકેની તેમની નિમણૂક, પૂર્ણ પુરુષોતમ પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે થાય છે. અને તે દેવતાઓ યજ્ઞમાંથી શેષ વધેલો પ્રસાદમ્ જમે છે. તેઓ પરમેશ્વરની આજ્ઞા ને તેમની યોજનાનો અમલ કરે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પશ્ચાદ્‌ભૂમિકામાં રહે છે. અને બીજાઓ તેમનું આજ્ઞાપાલન કરે છે. એથી કેવળ બાહ્ય દૃષ્ટિએ એવું જણાય છે કે ભગવાન નિર્વિશેષ છે. આપણી સ્થૂળ ભૌતિક રીતે આપણે એવો ખ્યાલ કરી શકતા નથી કે, પરમેશ્વર ભૌતિક પ્રકૃતિની નિર્વિશેષ પ્રવૃત્તિઓથી કેવી રીતે પર છે. તેથી પ્રભુ ભગવદ્‌ગીતામાં સમજાવે છે, કે તેમના કરતાં કોઈ ચડિયાતી સત્તા નથી, અને

નિર્વિશેષ બ્રહ્મ તો તેમનાં વ્યક્તિગત કિરણોરૂપે તેમની સત્તા નીચે છે. તેથી શ્રીપાદ શ્રીલ શ્રીધર સ્વામીએ આ બાબતમાં સુંદર શ્લોક રચ્યો છે : ભૌતિક ઇન્દ્રિયો નથી છતાં જેમના માર્ગદર્શન નીચે સર્વ ભૌતિક ઇન્દ્રિયો કામ કરી રહી છે, એવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને વંદન કરવા દો. તેઓ સર્વ ભૌતિક ઇન્દ્રિયો અથવા અંતઃકરણની સર્વોચ્ચ શક્તિ છે. તેઓ દરેક વસ્તુ ભજવનારા નટવર છે. તેથી તેઓ દરેક મનુષ્ય માટે પૂજનીય છે, એવા એ પરમેશ્વરને હું મારાં સન્માનપૂર્વક વંદન કરું છું."

ભગવદ્ગીતામાં સ્વયં કૃષ્ણ જાહેર કરે છે કે, તે પુરુષોત્તમ છે. એટલે કે પરમ પુરુષ છે. પુરુષ એટલે વ્યક્તિ અને ઉત્તમ એટલે પરમ અથવા દિવ્ય છે, વળી ભગવદ્-ગીતામાં ભગવાન જાહેર કરે છે, કે તેઓ સર્વ ચેતન અને જડ પદાર્થોમાં દિવ્ય છે, તેથી તેઓ પુરુષોત્તમ તરીકે જાણીતા છે. બીજી જગાએ પ્રભુ કહે છે કે, જેમ સર્વવ્યાપી આકાશમાં હવા રહેલી છે તેમ, દરેક વ્યક્તિ તેમનામાં રહેલી છે અને દરેક વ્યક્તિ તેમના માર્ગદર્શન નીચે કામ કરી રહી છે.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં પ્રાર્થના કરતાં જણાવ્યું, "અમારા વહાલા પ્રભુ, તમે સર્વ પ્રતિ સમદૃષ્ટિવાળા છો. અને અમુક પ્રકારના જીવાત્મા પ્રત્યે પક્ષપાત ધરાવતા નથી. તમારા અવિભાજ્ય અંશ એવા સર્વ જીવાત્માઓ જીવનની જુદી જુદી સ્થિતિ પરત્વે સુખ કે દુઃખ ભોગવે છે. તેઓ અગ્નિના તણખા સમા છે. જેમ આગના ભડકા પર તણખા નૃત્ય કરે, તેમ સર્વ જીવાત્માઓ તમારા આધારથી નૃત્ય કરે છે. તમને જે જે વસ્તુની ઇચ્છા હોય, એ દરેક તમે પૂરી પાડો છો, અને છતાં તમે તેમની સુખદ કે દુઃખદ સ્થિતિ માટે જવાબદાર નથી. જીવાત્માઓના વિવિધ વિભાગો હોય છે – દેવતાઓ, મનુષ્યો, વૃક્ષો, પંખીઓ, પશુઓ, સૂક્ષ્મ જંતુઓ, કીટકો, (કીડા) જીવડાં અને જળચરો – અને એ સર્વે તમારા પર આધાર રાખીને જીવનમાં સુખ અથવા દુઃખ ભોગવી રહ્યા છે. બે પ્રકારના જીવાત્માઓ છે. એક પ્રકારને નિત્યમુક્ત એટલે હંમેશના સ્વતંત્ર કહે છે. જ્યારે બીજા પ્રકારને નિત્યબદ્ધ કહે છે. નિત્યમુક્ત જીવાત્માઓ દિવ્યલોકમાં વસે છે અને નિત્યબદ્ધ ભૌતિક જગતમાં રહે છે.

"દિવ્યલોકમાં રહેલા ભગવાન અને જીવાત્માઓ આગના તણખાની જેમ પોતાની મૂળ સ્થિતિમાં પ્રગટ રહેલા છે, પરંતુ ભૌતિક જગતમાં ભગવાન પોતાનાં નિર્વિશેષ લક્ષણો વડે સર્વ વ્યાપક છે, સળગતી આગમાંથી ઊડેલા કેટલાક તણખાઓ પડી જાય છે, અને પોતાનો મૂળ પ્રકાશ ગુમાવે છે, તેમ જીવાત્માઓએ પોતાની કૃષ્ણભાવના ગુમાવી હોય છે. કેટલાક તણખા સૂકા ઘાસ પર પડે છે. અને એ રીતે બીજો મોટો ભડકો કરે છે. આ વસ્તુ તુચ્છ અને નિર્દોષ જીવાત્માઓ પ્રતિ લાગણીશીલ સેવા શુદ્ધ ભક્તોને લાગુ પડે

છે. શુદ્ધ ભક્ત, બદ્ધાત્માઓના હૃદયમાં કૃષ્ણભાવનાની જ્યોતિ પ્રગટાવે છે, અને તેથી આ ભૌતિક જગતમાં આધ્યાત્મિક જગતનો ઝળહળતો અગ્નિ પ્રગટ થાય છે. કેટલાક તણખા જળમાં પડે છે; એટલે તેઓ પોતાનો મૂળ પ્રકાશ પણ ગુમાવે છે અને લગભગ બૂઝાઈ જાય છે. જે જીવાત્માઓ સ્થૂળ ભૌતિકવાદીઓ વચ્ચે પોતાનો જન્મ ધારણ કરે છે, તેમની મૂળ કૃષ્ણભાવના લગભગ નાશ પામે છે. તેમની સાથે સરખામણી કરાય, કે કેટલાક તણખા જમીન પર પડે છે અને ન તો સળગી રહેલી કે ન તો બૂઝાઈ ગયેલી સ્થિતિમા રહે છે. એટલે કે તેઓ વચલે માર્ગે રહે છે. આમ કેટલાક જીવાત્માઓ કૃષ્ણભાવના વિહોણા હોય છે, કેટલાક કૃષ્ણભાવનામય તથા સાથે સાથે એ વિહોણા અને કેટલાક સાચેસાચ કૃષ્ણભાવનામાં સ્થિર થયેલા હોય છે. ઉચ્ચ ગ્રહમાં રહેલા દેવતાઓ જેવા કે બ્રહ્માજીથી માંડીને ઇન્દ્ર, ચંદ્ર, સૂર્યનારાયણ, ચંદ્રનારાયણ અને બીજા વિવિધ દેવતાઓ એ સર્વે કૃષ્ણભાવનામય છે. માનવ-સમાજ દેવતાઓ અને પશુઓની વચ્ચેની કક્ષાનો છે તેમાંથી કેટલાક વત્તાઓછા પ્રમાણમાં કૃષ્ણભાવનામય છે, અને કેટલાક સંપૂર્ણ રીતે કૃષ્ણભાવના વિહોણા છે. ત્રીજી કક્ષાના જીવાત્માઓ જેવાં કે પ્રાણીઓ, પશુઓ, છોડવા, વૃક્ષો, જળચરો – એ સૌ કૃષ્ણભાવનાને સંપૂર્ણપણે ભૂલી ગયા છે. વેદોમાં જણાવેલો સળગી રહેલા અગ્નિના તણખાનો દાખલો વિવિધ પ્રકારના જીવાત્માઓને સમજવા માટે અત્યંત અનુરૂપ છે. પરંતુ બીજા સર્વ જીવાત્માઓથી પર, સર્વ ભૌતિક પરિસ્થિતિમાંથી હંમેશના મુક્ત એવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, કૃષ્ણ બીજા સર્વ જીવાત્માઓથી પર છે.

"એવો પ્રશ્ન ઉઠાવી શકાય કે જીવનની વિવિધ સ્થિતિમાં જીવાત્માઓનું શા માટે પતન થાય છે. આ પ્રશ્નના જવાબમાં પ્રથમ આપણે એમ સમજવાનું છે, કે જીવાત્માઓ માટે તક જેવી કોઈ વસ્તુની અસર હોતી નથી. તક અથવા નસીબ જડ વસ્તુઓ માટે હોય છે. વૈદિક સાહિત્ય પ્રમાણે, જીવાત્માઓને જ્ઞાન હોય છે, અને આમ તેઓ ચૈતન્ય એટલે જ્ઞાનમય કહેવાય છે. એટલે વિવિધ વાતાવરણવાળી તેમની પરિસ્થિતિ આકસ્મિક નથી. તેમનામાં જ્ઞાન છે, એટલે એ વસ્તુ એમની સ્વેચ્છા પ્રમાણે બને છે. ભગવદ્ગીતામાં ભગવાન કહે છે, "દરેક વસ્તુ ત્યજી દે, અને કેવળ મારે શરણે આવ." પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના સાક્ષાત્કારની આ પ્રક્રિયા દરેક વ્યક્તિ માટે શ્રેષ્ઠ છે, પરંતુ એ વસ્તુની પસંદગીનો આધાર અમુક જીવાત્મા પર રહેલો છે, કે તેણે આ દરખાસ્ત સ્વીકારવી કે નકારવી. ભગવદ્ગીતાના છેલ્લા વિભાગમાં કૃષ્ણ ભગવાને અર્જુનને અસંદિગ્ધ રીતે જણાવ્યું છે, "પ્રિય અર્જુન, હવે મેં તને દરેક વસ્તુ કહી છે. હવે તું એને સ્વીકારવાનું પસંદ કરે છે કે નહીં, તેની પર દરેક વસ્તુ આધાર રાખે છે." તે જ પ્રમાણે, જે જીવાત્માઓ આ ભૌતિક જગતમાં આવ્યા છે, તેમણે તેમની સ્વેચ્છા મુજબ આ

ભૌતિક જગતમાં આનંદ ભોગવવાની પસંદગી દર્શાવી છે, એવું નથી કે કૃષ્ણે તેમને આ ભૌતિક જગતમાં મોકલ્યા છે. ભૌતિક જગત એવા જીવાત્માઓના ભોગ માટે ઉત્પન્ન કરવામાં આવ્યું છે કે જેઓ જાતે સર્વોચ્ચ ભોક્તા થવા માગે છે. વૈષ્ણવતત્ત્વજ્ઞાન પ્રમાણે, જ્યારે જીવાત્મા પોતાની ઇન્દ્રિયોને તૃપ્ત કરવા ઇચ્છે છે, અને ભગવાનની સેવાનું વિસ્મરણ કરે છે, ત્યારે તેને તેની ઇચ્છા પ્રમાણે સ્વતંત્ર રીતે ભૌતિક જગતમાં કામ કરવાની તક અપાય છે, અને તેથી જીવન માટે એવી સ્થિતિ ઉત્પન્ન કરે છે કે જેમાં તે આનંદ કરે છે અથવા દુ:ખ ભોગવે છે. આપણે એ નિશ્ચિતપણે જાણવું જોઈએ કે ભગવાન અને જીવાત્મા બંને સનાતન કાળથી જ્ઞાતા છે. ભગવાન કે જીવાત્માઓનાં જન્મ અને મરણ હોતાં નથી. જ્યારે સર્જન થાય છે, ત્યારે એનો અર્થ એવો નથી કે જીવાત્માઓને ઉત્પન્ન કરાયા છે. ભગવાન બદ્ધજીવોને કૃષ્ણભાવનામય ઉચ્ચ ભૂમિકા પર તેમની જાતને ઊર્ધ્વગામી બનવાની તક આપવા માટે આ ભૌતિક જગત ઉત્પન્ન કરે છે. જો બદ્ધજીવ આ તકનો લાભ ન લે તો, આ ભૌતિક જગતના પ્રલય પછી તે નારાયણના શરીરમાં પ્રવેશે છે અને સર્જનનો બીજો સમય ન થાય ત્યાં સુધી ગાઢ નિદ્રામાં પોઢે છે.

"આ બાબતમાં વર્ષાઋતુનો દાખલો અત્યંત યોગ્ય છે. વર્ષાને, સર્જનના માધ્યમ તરીકે ગણી શકાય, કારણ કે વરસાદ વરસ્યા પછી, વિવિધ પ્રકારની વનસ્પતિના ઉત્પાદન માટે ભીનાં ખેતરો અનુકૂળ હોય છે. તે જ પ્રમાણે ભૌતિક પ્રકૃતિ પરત્વેના ભગવાનના દૃષ્ટિપાતથી સર્જન થાય છે, ત્યારે વરસાદ વરસ્યા પછી જેમ વિવિધ પ્રકારની વનસ્પતિ ઊગે છે તેમ, વિવિધ પ્રકારની જીવંત પરિસ્થિતિઓમાં જીવાત્માઓ તરત જ ઉત્પન્ન થાય છે. વરસાદ એક છે, પરંતુ વિવિધ વનસ્પતિઓનું સર્જન વૈવિધ્યપૂર્ણ છે, વરસાદ સમગ્ર ખેતર પર સમભાવે વરસે છે, પરંતુ બીજ વાવ્યા પ્રમાણે વિવિધ પ્રકારના સ્વરૂપવાળી અને વિવિધ આકારવાળી વિવિધ વનસ્પતિ ઊગી નીકળે છે. તે જ પ્રમાણે, આપણી ભાવનાનાં બીજ વૈવિધ્યપૂર્ણ છે. દરેક જીવાત્માને વિવિધ પ્રકારની તૃષ્ણા હોય છે, અને એ વાસનારૂપી બીજ અમુક પ્રકારના શરીરને ઉત્પન્ન થવામાં કારણભૂત બને છે. આ વસ્તુ રૂપ ગોસ્વામીએ પાપ-બીજ શબ્દ દ્વારા સમજાવી છે. પાપ આચરે તે પાપી. આપણી સર્વ ભૌતિક વાસનાઓને પાપ-બીજ અથવા પાપમય વાસનાઓના બીજ તરીકે ગણવાની છે. ભગવદ્‌ગીતા એમ સમજાવે છે કે, આપણે સર્વોચ્ચ પ્રભુના શરણે જતા નથી, એ આપણી પાપમય વાસના છે એટલે પ્રભુ ભગવદ્‌ગીતામાં કહે છે, "હું પાપમય વાસનાઓના પરિણામજન્ય કૃત્યોથી તને રક્ષણ આપીશ." આ પાપમય વાસનાઓ વિવિધ પ્રકારનાં શરીરોમાં પ્રગટ થાય છે. તેથી કોઈ મનુષ્ય પરમેશ્વરને અમુક પ્રકારના જીવાત્માને અમુક પ્રકારનું શરીર આપ્યું અને બીજા જીવાત્માને બીજા પ્રકારનું શરીર આપ્યું એવો આક્ષેપ મૂકી શકે તેમ નથી. ચોરાસી લાખ યોનિનાં સર્વ શરીર

વ્યક્તિગત જીવાત્માઓની માનસિક સ્થિતિ પ્રમાણે આવે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, તેમની ઇચ્છા પ્રમાણે તેમને કેવળ કામ કરવાની તક આપે છે. તેમ જીવાત્માઓ પ્રભુએ આપેલી સગવડનો લાભ લઈને કામ કરે છે.

"તે સાથે જ તેઓ પ્રભુના દિવ્ય શરીરમાંથી ઉત્પન્ન થયા છે. પ્રભુ અને જીવાત્માઓ વચ્ચેનો આ સંબંધ વૈદિક સાહિત્યમાં વર્ણવ્યો છે. જેમાં એમ કહ્યું છે કે પરમેશ્વર પોતાનાં સર્વ બાળકોને તેમની ઇચ્છા પ્રમાણે તેમને જન્મ આપીને તેમનું પોષણ કરે છે. દા. ત. ભગવદ્ગીતામાં ભગવાન કહે છે, "હું સર્વ જીવાત્માઓનો બીજ-દાયક પિતા છું." એ વસ્તુ સમજવી અત્યંત સહેલી છે, પિતા બાળકોને જન્મ આપે છે, પરંતુ બાળકો તેમની સ્વેચ્છા પ્રમાણે કામ કરે છે, તેથી પિતા પોતાનાં બાળકોના જુદા જુદા ભાવિ વિષે કોઈ દિવસ જવાબદાર નથી. દરેક બાળક પિતાની મિલકત અને સલાહનો લાભ લઈ શકે છે, પરંતુ સર્વ બાળકો માટે એક જ પ્રકારનો વારસો અને સલાહ હોવા છતાં, તેમની વિવિધ વાસનાઓને લીધે દરેક બાળક વિવિધ પ્રકારનું જીવન સર્જે છે અને તેના પરિણામે સુખ કે દુઃખ ભોગવે છે. તે જ પ્રમાણે ભગવદ્-ગીતાના સૂચનો દરેક મનુષ્ય માટે સરખાં છે; દરેક મનુષ્યે પરમેશ્વરને શરણે જવું જોઈએ. તેથી તે તેમની સંભાળ લેશે, પાપમય પ્રત્યાઘાતોમાંથી તેમને રક્ષણ આપશે. ભગવાનના સર્જનમાં સર્વ જીવાત્માઓને જીવન જીવવાની સગવડો અપાય છે. ધરતી, જળ અથવા આકાશમાં જે કાંઈ છે, તે સર્વ જીવાત્માઓ માટે સરખી રીતે અપાય છે. તેઓ પરમેશ્વરના સર્વ પુત્રો છે, તેથી દરેક મનુષ્ય ભગવાને આપેલી ભૌતિક સગવડો ભોગવી શકે છે. પરંતુ દુર્ભાગી જીવાત્માઓ અંદરોઅંદર લડાલડ કરીને જીવનની પ્રતિ-કૂળ સ્થિતિ ઉત્પન્ન કરે છે. આવા સંઘર્ષ અને જીવનની સાનુકૂળ તથા પ્રતિકૂળ પરિ-સ્થિતિઓ ઉત્પન્ન કરવાની જવાબદારી કાંઈ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની નથી, પરંતુ જીવાત્માઓની છે. તેથી, જો જીવાત્મા ભગવદ્ગીતામાં જણાવ્યા પ્રમાણે ભગવાનના બોધનો લાભ લે, તો પછી તેમનું જીવન ઊર્ધ્વગામી થાય છે. અને તેઓ પાછા પ્રભુ પાસે જઈ શકે છે.

"કોઈ એવી દલીલ કરે કે પ્રભુએ આ ભૌતિક જગતનું સર્જન કર્યું છે. તેથી તે તેની સ્થિતિ માટે જવાબદાર છે. ખરેખર, તો ભગવાન આ ભૌતિક જગતના સર્જન અને પોષણ માટે પરોક્ષ રીતે જવાબદાર છે; પરંતુ તે જીવાત્માઓની વિવિધ સ્થિતિ માટે કોઈ કદી જવાબદાર નથી. આ ભૌતિક જગતના ભગવાનના સર્જનને, વાદળના વનસ્પતિના સર્જન સાથે સરખાવાય છે. વર્ષાઋતુમાં વાદળ વિવિધ પ્રકારની વનસ્પતિ ઉત્પન્ન કરે છે. વાદળ પૃથ્વીપટ પર જળ વરસાવે છે, પરંતુ એ પૃથ્વીને કદી પ્રત્યક્ષ સ્પર્શ કરતું નથી. તે જ પ્રમાણે, ભગવાન ભૌતિક શક્તિ પર કેવળ દૃષ્ટિપાત કરીને આ ભૌતિક

જગત ઉત્પન્ન કરે છે. વેદોમાં આનો સ્વીકાર કરાયો છે. તેમણે ભૌતિક પ્રકૃતિ પર દૃષ્ટિપાત કર્યો, અને આમ સર્જન થયું." ભગવદ્‌ગીતામાં એમ પણ સ્વીકારાયેલું છે કે ભૌતિક પ્રકૃતિ પર પોતાનો દિવ્ય દૃષ્ટિપાત કરી, સ્થાવર અને જંગમ, સચેતન અને અચેતન એવા વિવિધ પ્રકારના વૈવિધ્યપૂર્ણ જીવોનું સર્જન કરે છે.

એટલે, ભૌતિક જગતના સર્જનને પ્રભુનાં લીલાચરિત્રોમાંની એક લીલા તરીકે સ્વીકારી શકાય. તેને ભગવાનની એક લીલા કહેવાનું કારણ એ છે કે તેઓ જ્યારે જ્યારે ઈચ્છા થાય ત્યારે આ ભૌતિક જગત ઉત્પન્ન કરે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની આ ઈચ્છા એ પણ તેમની બાબતમાં કેવળ કૃપા છે, કારણ કે તેઓ બદ્ધ જીવાત્માઓને પોતાની મૂળ ભાવના વિકસાવવા માટે, અને એ રીતે પ્રભુ પાસે પાછા જવા માટે, બીજી તક આપે છે. તેથી કોઈ મનુષ્ય આ ભૌતિક જગતને ઉત્પન્ન કરવા માટે સર્વોચ્ચ પ્રભુને દોષ આપી શકે તેમ નથી.

"આપણે જેની ચર્ચા કરીએ છીએ તે વિષયમાંથી, નિર્વિશેષવાદીઓ અને વ્યક્તિવિશેષવાદીઓ વચ્ચેનો ભેદ સ્પષ્ટ રીતે સમજી શકીએ. નિર્વિશેષવાદી ખ્યાલ સર્વોચ્ચના અસ્તિત્વ પરમેશ્વરમાં વિલીન થવાની ભલામણ કરે છે. અને શૂન્યવાદી તત્ત્વજ્ઞાન સર્વભૌતિક વૈવિધ્યને શૂન્ય ગણવાની ભલામણ કરે છે. આ બંને તત્ત્વજ્ઞાન માયાવાદ તરીકે જાણીતા છે. સાથેસાથે, જ્યાં સુધી બીજું સર્જન ન થાય ત્યાં સુધી, જીવાત્માઓ નારાયણના શરીરમાં વિલીન થાય છે. તેથી આ પ્રગટ વિશ્વનો અંત આવે છે, અને એ શૂન્ય બને છે, અને આને નિર્વિશેષ અવસ્થા કહી શકાય, પરંતુ આ સ્થિતિઓ સનાતન કાળ હોતી નથી. ભૌતિક જગતના વૈવિધ્યનું સમાપ્ત થવું, અને પરમેશ્વરના શરીરમાં જીવાત્માઓનું વિલીન થવું એ સ્થાયી નથી. કારણ કે સર્જન ફરીથી થવાનું છે. અને જે જીવાત્માઓ કૃષ્ણભાવના વિકસાવ્યા સિવાય પરમેશ્વરના શરીરમાં વિલીન થાય છે, તેઓ જ્યારે બીજું સર્જન થશે ત્યારે ફરીથી આ જગતમાં પ્રગટ થશે. ભગવદ્‌ગીતા એ હકીકતનો સ્વીકાર કરે છે કે આ ભૌતિક જગતનું સર્જન થાય છે, અને વિનાશ થાય છે. આ વસ્તુ અસ્ખલિતપણે ચાલુ રહે છે, અને જ્યારે ભૌતિક સૃષ્ટિ વ્યક્ત થાય છે ત્યારે કૃષ્ણભાવના વિહોણા બદ્ધજીવો ફરીફરીને પાછા આવે છે. જો આવા બદ્ધાત્માઓ આ તકનો લાભ લે, અને પ્રભુના પ્રત્યક્ષબોધ પ્રમાણે કૃષ્ણભાવનાનો વિકાસ કરે તો તેઓનું આધ્યાત્મિક જગતમાં સ્થાનાન્તર થાય છે. અને તેમને ભૌતિક જગતમાં પાછા આવવું પડતું નથી. તેથી, એમ કહેવાય છે કે, શૂન્યવાદીઓ અને નિર્વિશેષવાદીઓ ખાસ બુદ્ધિશાળી હોતા નથી; કારણ કે તેઓ પ્રભુના ચરણકમળમાં શરણું લેતા નથી. તેઓ મંદબુદ્ધિ હોવાથી, એ શૂન્યવાદીઓ અને ભૌતિકવાદીઓ કાં તો નિર્વાણની ભૂમિકા

અથવા બ્રહ્મત્વ પ્રાપ્ત કરવા વિવિધ પ્રકારનાં કઠોર તપ કરે છે. નિર્વાણભૂમિકા, એટલે જીવનની ભૌતિક સ્થિતિ સમાપ્ત થવી, અને બ્રહ્મપ્રાપ્તિ એટલે પ્રભુના શરીરમાં વિલીન થઈ એકત્વ પામવું.

ચૈતન્યચરિતામૃતમાં, ગ્રંથકર્તા કૃષ્ણદાસ કવિરાજ ગોસ્વામીએ સર્વ વેદશાસ્ત્રોનું અધ્યયન કરીને અને સર્વ પ્રમાણભૂત વ્યક્તિઓ પાસેથી શ્રવણ કરીને પોતાનો એવો અભિપ્રાય આપ્યો છે, કે કૃષ્ણ એક માત્ર સર્વોચ્ચ સ્વામી છે. અને સર્વ જીવાત્માઓ તેમના સનાતન સેવકો છે. મૂર્તિમંત વેદોની પ્રાર્થનાઓમાં તેમનું વિધાન સ્વીકારાયેલું છે. એટલે નિર્ણય એમ થાય છે કે, દરેક મનુષ્ય પૂર્ણ પુરુપોત્તમ પરમેશ્વરના નિયંત્રણ નીચે હોવાથી તે પ્રભુના સર્વોચ્ચ માર્ગદર્શન નીચે સેવા કરી રહ્યો છે, અને દરેક મનુષ્ય પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરથી ડરે છે. તેમના ભયને લીધે, પ્રવૃત્તિઓનું સારી રીતે પાલન થાય છે, દરેક મનુષ્યની સ્થિતિ પરમેશ્વરને આધીન છે, પરંતુ પ્રભુની દૃષ્ટિમાં જીવાત્મા-ઓ પ્રતિ પક્ષપાત નથી. તેઓ તદ્દન અમર્યાદિત આકાશસમા છે; જેમ આગના તણખા આગમાં નૃત્ય કરે છે, તે પ્રમાણે સર્વ જીવાત્માઓ અમર્યાદિત આકાશમાં ઊડી રહેલાં પખીઓ જેવા છે. તેમાંના કેટલાક ઘણે ઉંચે ઊડે છે. કેટલાક એમનાથી થોડે નીચે અને વળી બીજા કેટલાક તેમનાથી પણ નીચે ઊડે છે. વિવિધ પંખીઓ પોત-પોતાની ઊડવાની શક્તિ અનુસાર વિવિધ સ્થિતિમાં રહી ઉડ્ડયન કરે છે, પરંતુ આકાશને આ શકિત સાથે કોઈ પણ જાતની લેવાદેવા નથી. વળી ભગવદ્ગીતામાં પણ, ભગવાન એમ સ્વીકારે છે કે તેઓ વિવિધ જીવાત્માઓને તેમની શરણાગતિના પ્રમાણમાં વિવિધ સ્થાન સોંપે છે. પૂર્ણ પુરુપોત્તમ પરમેશ્વર તરફથી અપાતો આ સપ્રમાણ બદલો છે, પક્ષપાત નથી, તેથી, જીવાત્માઓ જુદી જુદી સ્થિતિમાં, જુદા જુદા વાતાવરણમા અને જીવનની વિવિધ પ્રકારની યોનિઓમાં રહેવા છતાં, તેઓ સર્વે હંમેશાં પૂર્ણ પુરુ-પોત્તમ પરમેશ્વરના નિયંત્રણ નીચે છે, અને છતાં તેમની પોતપોતાની વિવિધ જીવત સ્થિતિ માટે ભગવાન કદી જવાબદાર હોતા નથી. મનુષ્યે પોતાની જાતને સર્વોચ્ચ પ્રભુ સાથે સરખાવવાનો વિચાર કરવો એ મૂર્ખતા અને કૃત્રિમતા છે, અને કોઈ વ્યક્તિએ પ્રભુનાં દર્શન કર્યાં નથી, એમ ધારવું તે વધારે મોટી મૂર્ખતા છે. દરેક વ્યક્તિ પ્રભુને તેમના વિવિધ સ્વરૂપે નીરખે છે; ભેદ એટલો જ છે કે, આસ્તિક પ્રભુને સર્વોચ્ચ પ્રભુ તરીકે, અત્યંત વહાલા કૃષ્ણ તરીકે નીરખે છે અને નાસ્તિક પરમ સત્યને અંતિમ મૃત્યુ તરીકે નીરખે છે.

મૂર્તિમંત વેદોએ પ્રાર્થના કરવાનું ચાલુ રાખ્યું, "અમારા વહાલા પ્રભુ, સર્વ વૈદિક માહિતીમાથી એમ સમજાય છે, કે તમે સર્વોચ્ચ નિયંતા છો, અને સર્વ જીવાત્માઓનું નિયંત્રણ કરો છો ભગવાન તથા જીવાત્માઓ બંને નિત્ય સનાતન કહેવાય છે, અને

તેથી ગુણાત્મક રીતે બન્ને એક છે, પરંતુ એકવચનમાં કહેવાતા નિત્ય અથવા પરમેશ્વર નિયંતા છે, જ્યારે બહુવચનમાં કહેવાતો નિત્ય જીવોનું નિયમન કરાય છે. વ્યક્તિગત રીતે નિયંત્રિત જીવાત્મા શરીરમાં રહે છે, પરંતુ પરમાત્મા વ્યક્તિના આત્માનું નિયંત્રણ કરી રહ્યા છે એવા વેદોનો નિર્ણય છે. જો વ્યક્તિગત આત્માનું નિયંત્રણ પરમાત્મા ન કરતા હોય, તો કોઈ વ્યક્તિ એ વૈદિક ઋચા કેવી રીતે સમજાવી શકે, કે જીવાત્મા પોતાના ભૂતકાળનાં કર્મોની અસર ભોગવતો અને સહન કરતો એક દેહમાંથી બીજા દેહમાં સ્થાનાન્તર કર્યા કરે છે. કેટલીક વાર તેને જીવનની ઊંચી ભૂમિકા પર ચડાવવામાં આવે છે, અને કેટલીક વાર તેને જીવનની નીચલી ભૂમિકા પર ઉતારી મૂકવામાં આવે છે. આમ પરમાત્મા બદ્ધ જીવોનું નિયંત્રણ કરે છે, એટલું જ નહીં પરંતુ, ભૌતિક પ્રકૃતિ પણ તેમનું નિયંત્રણ કરીને તેમને બાંધે છે. પરમાત્મા જીવાત્માઓ સાથેનો નિયંત્રિત અને નિયંતા વચ્ચેનો સંબંધ નિશ્ચિત રીતે એમ સાબિત કરે છે, કે જોકે પરમાત્મા સર્વવ્યાપક છે, પરંતુ જીવાત્માઓ કોઈ દિવસ સર્વવ્યાપક હોતા નથી. જો સર્વ વ્યક્તિગત આત્માઓ સર્વવ્યાપક હોત, તો નિયંત્રિત બનવાનો કોઈ પ્રશ્ન જ ઊભો ન થાત. પરમાત્મા અને વ્યક્તિગત જીવાત્મા બંનેને સમકક્ષ દર્શાવતો સિદ્ધાંત એ એટલા માટે અશુદ્ધ નિર્ણય છે, અને કોઈ પણ ડાહ્યો મનુષ્ય એને સ્વીકારતો નથી. ઊલટું, મનુષ્યે સર્વોચ્ચ સનાતન અને ગૌણ સનાતન વચ્ચેના ભેદ સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ."

એટલે મૂર્તિમંત વેદોએ એવો ઉપસંહાર કર્યો, હે પ્રભુ, તમે સનાતન છો અને તમારા મર્યાદિત નિશ્ચિત તત્ત્વ, જીવાત્માઓ પણ સનાતન છે. અમર્યાદિત સનાતનનું સ્વરૂપ કેટલીક વાર વિશ્વરૂપ ગણાય છે. અને ઉપનિષદો જેવાં વેદશાસ્ત્રોમાં મર્યાદિત સનાતન સ્વરૂપ જીવાત્માઓનું તાદૃશ્ય વર્ણન કર્યું છે. એમાં એમ કહે છે કે, જીવાત્માઓનું મૂળ આધ્યાત્મિક સ્વરૂપ, વાળના અગ્રભાગના એક હજારમા ભાગ જેટલું છે. એમ કહ્યું છે કે, આત્મા અણુઓમાં પણ અણુ સમાન અને સૌથી મહાનમાં પણ મહાન છે. ભગવાનના સનાતન અવિભાજ્ય અંશ વ્યક્તિગત જીવાત્માઓ સૂક્ષ્માતિસૂક્ષ્મ છે. આપણી ભૌતિક ઇન્દ્રિયો વડે મહત્‌માં મહત્‌ એવા સર્વોચ્ચ ભગવાનને, કે સૂક્ષ્માતિ-સૂક્ષ્મ એવા વ્યક્તિગત આત્માને જોઈ શકતા નથી. એમ આપણે સર્વશ્રેષ્ઠ મહત્‌ અને સૂક્ષ્માતિસૂક્ષ્મ સ્વરૂપ વિશે વૈદિક સાહિત્યના પ્રમાણભૂત સમર્થન દ્વારા સમજવાનું વેદશાસ્ત્રો જણાવે છે કે, જીવાત્માના શરીરમાં પરમાત્મા વિરાજમાન છે. અને અંગૂઠા જેટલું તેનું મોટું કદ છે. એટલે એવી દલીલ થઈ શકે કે, કીડીના હૃદયમાં અંગૂઠાના કદ જેટલી કોઈ વસ્તુ કેવી રીતે રહી શકે? જવાબ એમ છે કે જીવાત્માના શરીરના પ્રમાણે પરમાત્માનું માપ આ અંગૂઠા જેટલું ગણવામાં આવ્યું છે. એટલે, સર્વ સંજોગોમા,

પરમાત્મા અને વ્યક્તિગત જીવાત્મા એકસરખા રહી શકતા નથી, પરંતુ તેઓ બંને જીવાત્માના ભૌતિક શરીરમાં પ્રવેશે છે, હૃદયમાં રહેલા પરમાત્મા વ્યક્તિગત જીવાત્માનુ નિયંત્રણ કરવા માટે અથવા માર્ગદર્શન આપવા માટે છે. પરંતુ બંને નિત્ય છે, અથવા સનાતન જીવાત્મા હંમેશાં પરમેશ્વરના માર્ગદર્શન નીચે રહે છે.

"એવી દલીલ થઈ શકે કે જીવાત્માઓ ભૌતિક પ્રકૃતિમાંથી જન્મ્યા છે, પરંતુ તેઓ સર્વે એકસરખા અને સ્વતંત્ર છે. છતાં, વેદશાસ્ત્રોમાં એમ કહે છે કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, ભૌતિક પ્રકૃતિને જીવાત્માઓ વડે સગર્ભા કરે છે. અને ત્યાર પછીથી તે જીવો બહાર આવે છે. તેથી, વ્યક્તિગત જીવાત્માઓનું પ્રાગટ્ય હકીકતમાં કેવળ ભૌતિક પ્રકૃતિના કારણે નથી થતું, જે રીતે સ્ત્રીએ ઉત્પન્ન કરેલું બાળક તેનું સ્વતંત્ર ઉપાર્જન નથી. પ્રથમ પુરુષ, સ્ત્રીને ગર્ભવતી કરે છે, અને ત્યાર પછીથી બાળક ઉત્પન્ન થાય છે. આમ, સ્ત્રીએ ઉત્પન્ન કરેલું બાળક પુરુષનો અવિભાજ્ય અંશ છે. એ જ પ્રમાણે, સ્પષ્ટ રીતે ભૌતિક પ્રકૃતિ જીવાત્માઓને ઉત્પન્ન કરે છે, પરંતુ એ સ્વતંત્ર રીતે કરતી નથી. એ તો સર્વોચ્ચ પિતા ભૌતિક પ્રકૃતિને ગર્ભવતી કરે છે, તેથી જીવાત્મા-ઓ વિદ્યમાન છે. એટલે વ્યક્તિગત જીવાત્માઓ પરમેશ્વરના અવિભાજ્ય અંશ નથી, એવી દલીલ ટકતી નથી. દા. ત. શરીરના વિવિધ અવયવો પૂર્ણ શરીર સાથે સમકક્ષ છે એમ ન કહેવાય; એટલું કહેવાય કે સંપૂર્ણ શરીર વિવિધ અવયવોનું નિયમન કરે છે. તે જ પ્રમાણે, સર્વોચ્ચ સંપૂર્ણ પરમેશ્વરના વિવિધ અવયવો હમેશાં ભગવાનને આધીન હોય છે. અને તેનું મૂળ સ્વરૂપ ભગવાન તેનુ હંમેશાં નિયંત્રણ કરે છે. ભગવદ્ગીતામાં એટલું સ્વીકારાયેલું છે, કે જીવાત્માઓ કૃષ્ણના અવિભાજ્ય અંશ છે. 'મમૈવાંશો' તેથી કોઈ પણ મનુષ્ય પરમાત્મા અને વ્યક્તિગત આત્મા એક જ શ્રેણીના છે એ સિદ્ધાંત નહીં સ્વીકારે. તે બંને ગુણાત્મક રીતે સમકક્ષ છે. પરંતુ પ્રમાણની દૃષ્ટિએ પરમાત્મા હમેશાં પરમેશ્વર છે. અને વ્યક્તિગત આત્મા હમેશાં પરમાત્માને આધીન છે એવો વેદોનો નિર્ણય છે.

આ સંબંધમાં વપરાયેલા બે અર્થપૂર્ણ શબ્દો છે યન્મય અને ચિન્મય. સંસ્કૃત વ્યાકરણમાં મય શબ્દનો ઉપયોગ સ્થિતિ–અંતર અને પૂર્તિના અર્થમાં પણ થાય છે. માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ યન્મય અથવા ચિન્મય શબ્દનો અર્થ એવી રીતે કરે છે કે જીવાત્મા હમેશાં પરમેશ્વરનો સમકક્ષ છે, પરંતુ મનુષ્યે એટલો વિચાર કરવો જોઈએ કે આ 'મયત્' પ્રત્યય પૂર્ણતા માટે કે સ્થિત્યંતર માટે વપરાયો છે. જીવાત્મા કોઈ દિવસ કોઈ પણ વસ્તુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના જેટલા પ્રમાણમાં પ્રાપ્ત કરી શકતો નથી. એટલે, આ 'મયત્' પ્રત્યયનો ઉપયોગ એવી રીતે ન થઈ શકે કે જીવાત્મા સ્વાવલંબી છે વ્યક્તિગત જીવાત્મામાં કોઈ દિવસ પૂરતું જ્ઞાન હોતું નથી નહીં તો તે માયા અથવા

ભૌતિકશક્તિના નિયમન નીચે કેવી રીતે આવી શકે? એટલે જીવાત્માના કદના પ્રમાણ પૂરતા જ એ શબ્દ સ્વીકારી શકાય. પરમેશ્વર અને જીવાત્મા બંને વચ્ચેની આધ્યાત્મિક એકતાને કોઈ દિવસ અદ્વૈત તરીકે સ્વીકારી શકાય તેમ નથી. દરેક જીવાત્મા વ્યક્તિ છે. જો અદ્વૈત એકત્વને સ્વીકારીએ તો, એક વ્યક્તિગત આત્માની મુક્તિથી બીજા સર્વ વ્યક્તિગત આત્માઓને તરત જ મુક્તિ મળી જાય, પરંતુ હકીકત એવી છે કે, દરેક વ્યક્તિગત આત્મા ભૌતિક જગતમાં જુદી જુદી રીતે સુખ અને દુ:ખ ભોગવી રહ્યો છે. વળી મયત્ શબ્દ સ્થિત્યંતર અર્થમાં પણ વપરાય છે. અથવા કેટલીક વાર એનો ઉપયોગ આકસ્મિક ઉત્પત્તિ તરીકે થાય છે. બ્રહ્મે પોતે વિવિધ પ્રકારનાં શરીર સ્વીકાર્યાં છે, અને આ તેની લીલા અથવા ચરિત્ર છે, એવો નિર્વિશેષવાદી સિદ્ધાંત છે. પરંતુ વિવિધ પ્રકારની જીવંત પરિસ્થિતિઓમાં સેંકડો અને હજારો જીવનયોનિઓ છે. દા.ત. મનુષ્યો, દેવતાઓ, પશુઓ, પંખીઓ, પ્રાણીઓ અને જો એ સર્વે સર્વોચ્ચ પરમ સત્ય – પરમેશ્વર – ના વિસ્તાર હોત તો, મુક્તિનો પ્રશ્ન જ ન રહેત, કારણ કે બ્રહ્મન્ હમેશનો મુક્ત છે. માયાવાદીઓએ એક બીજું એવું અર્થઘટન કર્યું છે કે, દરેક યુગમાં વિવિધ પ્રકારનાં શરીરો પ્રગટ થાય છે. અને જ્યારે યુગ પૂરો થાય છે ત્યારે બ્રહ્મન્ – વિસ્તારનાં વિવિધ શરીરો સ્વાભાવિક રીતે જ એક બને છે, અને વિવિધ પ્રકારનાં સર્વ પ્રગટ સ્વરૂપોનો અંત આવે છે. પછી, આ સિદ્ધાંત પ્રમાણે બીજા યુગમાં બ્રહ્મન્ ફરીથી વિવિધ સ્વરૂપોમાં વિસ્તાર કરે છે. જો આપણે આ સિદ્ધાંત સ્વીકારીએ તો બ્રહ્મન્ પરિવર્તનશીલ બને છે, પરંતુ આ સ્વીકારી શકાય નહીં. વૈદિક સૂત્રમાંથી આપણે સમજીએ છીએ કે બ્રહ્મન્ સ્વભાવથી આનંદમય છે. એટલે તે દુ:ખને આધીન એવી પરિસ્થિતિવાળા શરીરમાં પોતાની જાતનું રૂપાંતર ન કરી શકે. હકીકતમાં, બ્રહ્મન્‌ના અવિભાજ્ય અંશ એવા જીવાત્માઓ સૂક્ષ્માતિસૂક્ષ્મ અણુઓ હોવાથી મિથ્યા માયામાં ઢંકાય એવી શક્યતા રહે છે. આગળ જણાવી ગયા તે પ્રમાણે, બ્રહ્મન્‌ના પરમાણુઓ અગ્નિમાં આનંદનૃત્ય કરી રહેલા તણખાઓ સમાન છે. પરંતુ તેઓ અગ્નિમાંથી ધુમાડો બને એવી શક્યતા રહે છે, પરંતુ ધુમાડો અગ્નિની બીજી સ્થિતિ છે. ભૌતિક જગત તદ્દન ધુમાડા જેવું છે, અને દિવ્ય જગત ભડકે બળતા અગ્નિ જેવું છે. મિથ્યા શક્તિની અસરથી અસંખ્ય જીવાત્માઓ આધ્યાત્મિક જગતમાંથી ભૌતિક જગતમાં નીચે પડે, એવી શક્યતાઓ રહેલી છે. વળી એ પણ શક્ય છે કે જીવાત્મા સાચું જ્ઞાન વિકસાવીને ભૌતિક જગતની વાસના-માંથી સંપૂર્ણ રીતે છૂટીને મુક્ત બને.

અસુરોનો એવો સિદ્ધાંત છે કે પુરુષ સાથેના સંસર્ગથી ભૌતિક પ્રકૃતિ અથવા પ્રકૃતિ-માંથી જીવાત્માઓ ઉત્પન્ન થાય છે, આ સિદ્ધાંત પણ સ્વીકારી શકાય એમ નથી કારણ કે ભૌતિક પ્રકૃતિ અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર બંને સનાતનકાળથી વિદ્યમાન છે. ભૌતિક પ્રકૃતિ-અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર બંનેમાંથી એકેયને જન્મવાપણું નથી. પરમેશ્વર

અજ, અથવા અજન્મા તરીકે જાણીતા છે. તે જ પ્રમાણે ભૌતિક પ્રકૃતિ વળી અજા કહેવાય છે. આ બંને શબ્દ—અજ અને અજાનો અજન્મા એવો અર્થ થાય છે. ભૌતિક પ્રકૃતિ અને પરમેશ્વર બંને અજન્મા છે, એટલે તેઓ જીવાત્માઓને ઉત્પન્ન કરી શકે એ શક્ય નથી. કેટલીક વાર હવાના સંસર્ગથી જળમાં અસંખ્ય પરપોટા ફૂટે છે, તે પ્રમાણે, ભૌતિક પ્રકૃતિ અને પરમેશ્વરના સંસર્ગથી આ ભૌતિક જગતમાં જીવાત્માઓ પ્રગટે છે. જળમાં રહેલા પરપોટાઓ વિવિધ આકાર ધરાવે છે. તે જ પ્રમાણે ભૌતિક જગતમાં રહેલા જીવાત્માઓ પણ ભૌતિક પ્રકૃતિના ગુણોથી પ્રભાવિત થયા હોવાથી, વિવિધ આકાર અને પરિસ્થિતિઓ સર્જે છે. આથી, એવો નિર્ણય તારવવો અનુચિત ન ગણાય કે આ ભૌતિક જગતમાં પ્રગટ થયેલા જીવાત્માઓ મનુષ્યો, દેવતાઓ, પ્રાણીઓ, પંખીઓ, પશુઓ જેવા વિવિધ આકારવાળાં સ્વરૂપો ધારણ કરે છે. સર્વે પોતપોતાની વિવિધ વાસનાઓને અનુરૂપ પોતપોતાનાં શરીર પ્રાપ્ત કરે છે. કોઈ એમ ન કહી શકે કે તેમનામા આવી વાસનાઓનો ઉદય ક્યારે થયો. અને તેથી એમ કહેવાય છે 'अनादि कर्म.' — ભૌતિક અસ્તિત્વનું કારણ અગોચર છે. કોઈને ખબર નથી કે ભૌતિક જીવન ક્યારે શરૂ થયું, પરંતુ એ એક હકીકત છે કે, તેની ક્યાંક ને ક્યાંક શરૂઆત થયેલી હોવી જોઈએ, કારણ કે દરેક જીવાત્મા અસલ સ્વરૂપે દિવ્ય સ્ફુલિંગ (તણખો) છે. જેમ અગ્નિમાંથી તણખા જમીન પર પડે ત્યારે એની શરૂઆત થયેલી ગણાય છે. તે જ પ્રમાણે, આ ભૌતિક જગતમાં આવનારા જીવાત્માઓની શરૂ-આત થયેલી હોવી જોઈએ. પરંતુ ક્યારે થઈ એ કોઈ કહી શકે તેમ નથી. પ્રલય-કાળ દરમ્યાન, આ જીવાત્માઓ ભગવાનના દિવ્ય અસ્તિત્વમાં, જાણે ગાઢ નિદ્રામાં સૂતા હોય એમ ડૂબેલા રહે છે, પરંતુ ભૌતિક પ્રકૃતિ પર પ્રભુત્વ મેળવવાની મૂળ ભાવના દબાતી નથી. ફરીથી જ્યારે પ્રગટ વિશ્વ સર્જાય છે ત્યારે તેઓ એ જ વાસનાઓને પરિપૂર્ણ કરવા માટે બહાર આવે છે અને તેથી તેઓ વિવિધ જીવયોનિમાં પ્રગટ થાય છે.

પ્રલય સમયે સર્વોચ્ચમાં થતા આવા વિલીનીકરણને મધ સાથે સરખાવાય છે. મધ-પૂડામાં વિવિધ પ્રકારના સ્વાદવાળાં પુષ્પો અને ફળફળાદિના સત્ત્વને સંઘરવામાં આવે છે. જ્યારે કોઈ મધ પીએ છે ત્યારે, તે ક્યા પુષ્પમાંથી ક્યા પ્રકારનું મધ એકઠું કરાયેલું તેનો ભેદ પારખી શકતો નથી. છતાં મધના સ્વાદ પરથી આપણે એટલું તારવીએ છીએ કે, મધ એક સ્વાદનું નથી પરંતુ વિવિધ સ્વાદોનો સમૂહ છે. બીજો દાખલો લઈએ. વિવિધ નદીઓ છેવટે સમુદ્રના જળમાં ભળે છે, પરંતુ એનો અર્થ એવો નથી કે તેથી નદીઓની વ્યક્તિગત અસ્મિતા લુપ્ત થાય છે. ગંગા અને યમુનાનાં જળ સમુદ્રના જળમાં ભળે છે, પરંતુ તેમ છતાં, ગંગા અને યમુનાના વહેણની અસ્મિતા જળવાઈ રહે છે પ્રલય વખતે વિવિધ જીવાત્માઓનું બ્રહ્મમા વિલીનીકરણ, વિવિધ પ્રકારોના શરીરોનું વિલીની-કરણ સૂચવે છે, પરંતુ તેમની વિવિધ રુચિઓ સહિત, જીવાત્માઓ, જ્યાં સુધી ભૌતિક

જગતનું બીજું સર્જન ન થાય ત્યાં સુધી વ્યક્તિગત રીતે બ્રહ્મમાં ડૂબેલા રહે છે. જેમ સાગરનું ખારું જળ અને ગંગાનું મીઠું જળ જુદાં છે અને આ ભેદ સતત ચાલુ રહે છે, તેમ પ્રલય સમયે તેઓ ડૂબીને એક જણાતા હોવા છતાં સર્વોચ્ચ પ્રભુ અને જીવાત્માઓ વચ્ચેનો ભેદ ચાલુ રહે છે. એટલે નિર્ણય એવો થાય છે, કે જ્યારે જીવાત્માઓ ભૌતિક પરિસ્થિતિઓની સર્વ વાસનાઓમાંથી મુક્ત બને છે, ત્યારે પણ તેઓ દિવ્ય રાજ્યમાં ડૂબે છે. પરંતુ પરમેશ્વર સાથેના સંબંધની તેમની વ્યક્તિગત રુચિની અસ્મિતા ચાલુ રહે છે.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું, અમારા વહાલા પ્રભુ, અમારો એવો નિર્ણય છે, કે તમારી ભૌતિક શક્તિ દ્વારા સર્વ જીવાત્માઓમાં આકર્ષણ થાય અને પોતાની જાતને ભૂલથી ભૌતિક પ્રકૃતિના ઉત્પાદન માનવાને લીધે તમારી સાથેના સનાતન સંબંધની વિસ્મૃતિ થાય. પરિણામે એક પ્રકારના શરીરમાંથી બીજા પ્રકારના શરીરમાં ભ્રમણ કરી રહ્યા છે. અજ્ઞાનને લીધે આ જીવાત્માઓ વિવિધ જીવયોનિઓમાં પોતાની જાતને એકરૂપ સમજે છે, અને ખાસ કરીને જ્યારે તેમને માનવજીવન પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓ પોતાની જાતને મનુષ્યોના અમુક વર્ગ સાથે અથવા અમુક રાષ્ટ્ર અથવા જાતિ અથવા કહેવાતા ધર્મ સાથે સાંકળીને પોતાનો પરિચય આપે છે, અને આપ કૃપાળુ સાથેનો સનાતન સેવકો તરીકેનો તેમનો સાચો પરિચય તેઓ ભૂલી જાય છે. જીવન પરત્વેના આવા ખોટા ખ્યાલથી તેઓ જન્મમરણના વારંવાર થતા ફેરાના ચક્રમાં પડે છે. એમાંના ઘણા લાખો મનુષ્યોમાંથી જો કોઈ મનુષ્ય શુદ્ધ ભક્તો સાથે સંબંધ બાંધવા જેટલો બુદ્ધિશાળી હોય તો, તેને કૃષ્ણભાવના સમજાય છે, અને ભૌતિક ગેરસમજની મર્યાદામાંથી તે બહાર આવે છે.

ચૈતન્ય ચરિતામૃતમાં શ્રી ચૈતન્ય મહાપ્રભુજીએ એટલું સ્વીકાર્યું છે, કે જીવાત્માઓ આ વિશ્વમાં વિવિધ યોનિમાં ભ્રમણ કરી રહ્યા છે, પરંતુ તેમાંનો કોઈ, આધ્યાત્મિક ગુરુ અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણની કૃપાથી, પૂરતા પ્રમાણમાં બુદ્ધિશાળી થાય તો, તે કૃષ્ણભાવનામાં પોતાનું ભક્તિમય જીવન શરૂ કરે છે. એમ કહેવાય છે કે, *हरिं विना न मृतिम तरन्ति:* પૂર્ણ પુરુષોત્તમની મદદ વિના કોઈ પણ વ્યક્તિ વારંવાર થતા જન્મ અને મરણના પંજામાંથી બહાર જઈ શકતો નથી. બીજા શબ્દોમાં કહીએ તો કેવળ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર જ, બદ્ધ જીવોને જન્મ અને મરણના વારંવાર થતા ફેરામાંથી ઉગારી શકે છે.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું: "સમયની અસર – ભૂત, ભવિષ્ય અને વર્તમાન – અને ભૌતિક દુ:ખો જેવાં કે પ્રખર તાપ, કડકડતી ઠંડી, જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ, એ સર્વે કેવળ તમારા ભ્રૂભંગ છે. દરેક વસ્તુ તમારા માર્ગદર્શન નીચે કામ કરી રહી છે." ભગવદ્‌ગીતામાં એમ જણાવ્યું છે, કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણના માર્ગદર્શન નીચે સર્વ ભૌતિક પ્રવૃત્તિ ચાલ્યા કરે છે. જે મનુષ્યો તમારા શરણે આવ્યા નથી,

એમના માટે ભૌતિક જીવનને લગતી સર્વ પરિસ્થિતિઓ પ્રતિકૂળ સંજોગો નીવડે છે, પરંતુ સંપૂર્ણ રીતે કૃષ્ણભાવનામય થયેલા, શરણાગત આત્માઓ માટે આ વસ્તુઓ ભયનું કારણ બની શકે નહીં. ભગવાન નૃસિંહદેવ પ્રગટ થયા ત્યારે પ્રહ્લાદ મહારાજ તેમનાથી બિલકુલ ડરેલા નહીં, તેમના નાસ્તિક પિતાએ તેમને સાક્ષાત્ યમરાજ તરીકે જોયા અને તેમનો વધ થયો. તેથી, હિરણ્યકશિપુ જેવા નાસ્તિક માટે નૃસિંહ દેવ ભગવાન મરણસમા ભાસે છે, પરંતુ પ્રહ્લાદ જેવા ભક્તો પ્રત્યે તેઓ હંમેશાં કૃપાળુ અને સર્વાનંદ—સરોવર રહે છે. એટલે શુદ્ધ ભક્તો જન્મ, જરા, વ્યાધિ અને મૃત્યુથી ડરતા નથી.

શ્રીપાદ શ્રીધર સ્વામીએ એક સુંદર કાવ્ય રચ્યું છે, તેનો સારાંશ આ પ્રમાણે છે : "મારા પ્રભુ, હું ભૌતિક જીવનની પરિસ્થિતિઓના કારણે હંમેશાં અસ્વસ્થ રહેલો જીવાત્મા છું. ભૌતિક વિશ્વના રહેંસી નાખનાર ચક્રે મારા ટુકડા કરી નાખ્યા છે. આ ભૌતિક જગતમાં રહેતાં, મારાથી થયેલી વિવિધ પાપમય પ્રવૃત્તિઓને લીધે હું ભૌતિક પ્રત્યાઘાતોની ભડભડતી આગમાં સળગી રહ્યો છું. ગમે તેમ કરીને પણ હુ તમારા ચરણકમળને શરણે આવ્યો છું. કૃપા કરીને મને સ્વીકારો અને મને રક્ષણ આપો." શ્રીલ નરોત્તમદાસ ઠાકુર પણ આ પ્રમાણે પ્રાર્થના કરે છે : "મારા પ્રભુ, હે વૃષભાનુસુતા-(રાધારાણી)ના સાથી નંદનંદન હું જીવનની અત્યંત ભૌતિક યાતનાઓ સહન કર્યા પછી, તમારા ચરણકમળને શરણે આવ્યો છું, અને પ્રાર્થના કરું છું કે તમે કૃપા કરીને મારા પ્રત્યે લાગણીશીલ બનો. કૃપા કરીને મને લાત ન મારતા, કારણ કે મારે તમારા સિવાય બીજુ શરણું નથી."

સારાશ એ છે કે ભક્તિયોગ અથવા ભક્તિમય સેવા સિવાય પ્રભુનો સાક્ષાત્કાર કે આત્મસાક્ષાત્કાર કરવાની પ્રક્રિયા અત્યત મુશ્કેલ છે, તેથી સંપૂર્ણ કૃષ્ણભાવનામા રહી ભક્તિમય સેવા કરવી, એ ખાસ કરીને આ યુગમાં ભૌતિક બદ્ધ જીવનની વાસનામાંથી મુક્ત થવાનો એકમાત્ર માર્ગ છે. જેઓ કૃષ્ણભાવનામય નથી, તેઓ પોતાનો સમય કેવળ બરબાદ કરી રહ્યા છે, અને તેમની પાસે આધ્યાત્મિક જીવનનું નક્કર પ્રમાણ હોતું નથી

રામચદ્ર ભગવાન એમ કહે છે, "જે કોઈ મનુષ્ય મારે શરણે આવે છે અને નિશ્ચિતપણે એવો નિર્ણય કરે છે કે તે, મારા કુદરતી વલણ અનુસાર મારો સનાતન સેવક છે, તો હું તેને હમેશાં સલામતી અને શ્રદ્ધા પ્રદાન કરું છું." તે જ પ્રમાણે કૃષ્ણ ભગવાન ભગવદ્‌ગીતામાં કહે છે, ભૌતિક પ્રકૃતિની અસર અનુલંઘનીય છે, પરંતુ જે કોઈ મનુષ્ય મારે શરણે આવે છે તે નિશ્ચિત રીતે ભૌતિક પ્રકૃતિની અસરને ઓળંગી શકે છે" નાસ્તિકોના સિદ્ધાંતોને નિર્મૂળ કરવા માટે દલીલબાજીમાં ઊતરવામાં ભક્તોને બિલકુલ રસ

હોતો નથી. પોતાનો સમય બરબાદ કરવાને બદલે તેઓ હંમેશાં સંપૂર્ણ કૃષ્ણભાવનામાં રહી પોતાની જાતને દિવ્ય સ્નેહાળ સેવામાં જોડે છે.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું : "અમારા વહાલા પ્રભુ, મહાન રહસ્યવાદી સંમત છે કે મનરૂપી હાથી અને ઇન્દ્રિયોના વંટોળિયા પર યોગીઓનો સંપૂર્ણ કાબૂ હોય, પરંતુ જ્યાં સુધી તેઓ આધ્યાત્મિક અધિકૃત ગુરુનું શરણું લેતા નથી ત્યાં સુધી, તેઓ ભૌતિક અસરના ભોગ બને છે, અને આત્મ-સાક્ષાત્કારના તેમના પ્રયત્નમાં કોઈ દિવસ સફળ થતા નથી. આવા ગેરરસ્તે દોરવાયેલા મનુષ્યોને કપ્તાન વગરના વહાણમાં સફર કરી રહેલા વેપારીઓ સાથે સરખાવાય છે. એટલે, કોઈ પણ વ્યક્તિ પોતાના વ્યક્તિગત પ્રયત્નો દ્વારા ભૌતિક પ્રકૃતિની પકડમાંથી મુક્ત થઈ શકતી નથી. મનુષ્યે આધ્યાત્મિક અધિકૃત સદ્‌ગુરુને સ્વીકારવાના હોય છે, અને તેમના માર્ગદર્શન પ્રમાણે કામ કરવાનું હોય છે. તો જ ભૌતિક પરિસ્થિતિના અજ્ઞાનને તેના માટે પાર કરવું શક્ય બને છે. શ્રીપાદ શ્રીધર સ્વામીએ આ બાબતમાં સુંદર કાવ્ય રચ્યું છે, જેમાં એ કહે છે, "હે સર્વકૃપાળુ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના પ્રતિનિધિ આધ્યાત્મિક સદ્‌ગુરુ, મારું મન સંપૂર્ણ રીતે તમારા ચરણકમળને શરણે ક્યારે આવશે? ત્યારે જ કેવળ તમારી કૃપાથી હું આધ્યાત્મિક જીવનને અવરોધતાં સર્વ વિઘ્નોમાંથી રાહત મેળવવાને શક્તિમાન બનીશ અને હું સુખદ જીવનમાં સ્થિર થઈશ."

હકીકતમાં, દિવ્યાનંદમય સમાધિમાં અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સેવામાં સતત જોડાઈને ભગવાનમાં લીન થઈ શકાય છે, અને જ્યારે મનુષ્ય આધ્યાત્મિક અધિકૃત સદ્‌ગુરુના માર્ગદર્શન નીચે કામ કરે ત્યારે જ તે આવી ભક્તિમય સેવાવાળી સતત્ પ્રવૃત્તિ ઊજવી શકે છે. એટલે વેદો એવી સલાહ આપે છે, કે મનુષ્યે ભક્તિમય સેવાનું વિજ્ઞાન જાણવા માટે પોતાની જાતને આધ્યાત્મિક અધિકૃત સદ્‌ગુરુને આધીન કરવી જોઈએ. આધ્યાત્મિક અધિકૃત સદ્‌ગુરુ એ જ હોય છે, જે શિષ્યપરંપરા દ્વારા ભક્તિમય સેવાનું વિજ્ઞાન પ્રાપ્ત કરે છે. આ આધ્યાત્મિક પરંપરાને શ્રોત્રિયમ્ કહે છે, આધ્યાત્મિક સદ્‌ગુરુનું પ્રાથમિક લક્ષણ એમ હોય છે કે, તેમણે શિષ્યપરંપરા દ્વારા સો ટકા ભક્તિયોગમાં સિદ્ધિ પ્રાપ્ત કરી હોય. કેટલીક વાર લોકો આધ્યાત્મિક સદ્‌ગુરુને સ્વીકારવામાં બેદરકાર રહે છે, અને એને બદલે તેઓ રહસ્યમય યોગની તાલીમ દ્વારા આત્મસાક્ષાત્કાર માટે પ્રયત્ન કરે છે, પરંતુ એમાં મોટા મોટા યોગીઓ વિશ્વામિત્ર જેવાનું પણ પતન થયાના ઘણા દાખલાઓ બન્યા છે. અર્જુને ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે મનોનિગ્રહ ફૂંકાઈ રહેલા વંટોળિયાને અટકાવવા જેવો અવ્યવહારુ માર્ગ છે. કેટલીક વાર મનને મદોન્મત્ત હાથી સાથે સરખાવાય છે. આધ્યાત્મિક સદ્‌ગુરુના માર્ગદર્શનને અનુસર્યા સિવાય, મનુષ્ય મન અને ઇન્દ્રિયો પર કાબૂ મેળવી શકતો નથી. અર્થાત્, જો મનુષ્ય રહસ્યમય યોગની તાલીમ

લે અને આધ્યાત્મિક સદ્‌ગુરુને ન સ્વીકારે તો તે ચોક્કસ નિષ્ફળ જશે. તે પોતાનો કીમતી સમય કેવળ બરબાદ કરશે. વૈદિક આદેશ એવો છે કે કોઈ મનુષ્ય આચાર્યના માર્ગદર્શન વિના સંપૂર્ણ જ્ઞાન મેળવી શકતો નથી. आचार्यवान् पुरुषो वेद જે મનુષ્યે આચાર્ય સ્વીકાર્યા છે તે વસ્તુને તે સાચી રીતે સમજે છે પરમ સત્ય દલીલો વડે સમજી શકતુ નથી. જે મનુષ્યે સંપૂર્ણ બ્રાહ્મણની ભૂમિકા પ્રાપ્ત કરી હોય, એ સ્વાભાવિક રીતે જ ત્યાગી બને છે, તે ભૌતિક-લાભ માટે પ્રયત્ન કરતો નથી, કારણ કે તે આધ્યાત્મિક જ્ઞાન દ્વારા એવા નિર્ણય પર આવ્યો હોય છે કે આ જગતમાં ત્રુટિ નથી. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે દરેક વસ્તુ પૂરતા પ્રમાણમાં આપી છે, એટલે સાચો બ્રાહ્મણ ભૌતિક પૂર્ણત્વ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરતો નથી; ઊલટું, તે અધિકૃત આધ્યાત્મિક સદ્‌ગુરુ પાસે જઈ તેમની આજ્ઞાનું પાલન કરે છે. ब्रह्मनिष्ठम् એ આધ્યાત્મિક સદ્‌ગુરુની પાત્રતા છે, અને એનો અર્થ એ કે તેમણે બીજી સર્વ પ્રવૃત્તિઓ ત્યજી દીધી છે. અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણ માટે કામ કરવા માટે જ પોતાનું જીવન સમર્પ્યું છે. જ્યારે અધિકૃત વિદ્યાર્થી અધિકૃત આધ્યાત્મિક સદ્‌ગુરુ પાસે જાય છે, ત્યારે તે નમ્રતાપૂર્વક આધ્યાત્મિક સદ્‌ગુરુને પ્રાર્થના કરે છે, "મારા પ્રભુ, કૃપા કરી મને તમારા શિષ્ય તરીકે સ્વીકારો અને મને એવી તાલીમ આપો કે હું આત્મસાક્ષાત્કારની બીજી સર્વ પ્રકારની પ્રક્રિયાઓને ત્યજી દઈને કેવળ કૃષ્ણભાવનામય ભક્તિમય સેવા કરવાને શક્તિમાન બનું.

ભગવાનની દિવ્ય ભક્તિમય સેવામાં આધ્યાત્મિક સદ્‌ગુરુના માર્ગદર્શન પ્રમાણે જોડાયેલો ભક્ત આ પ્રમાણે ચિંતન કરે છે, "મારા પ્રભુ, તમે આનંદસરોવર છો. તમે વિદ્યમાન છો એટલે સમાજ, મૈત્રી અને સ્નેહમાંથી નિષ્પન્ન થતા ક્ષણભંગુર આનંદનો ઉપયોગ શો? જે મનુષ્યો પરમ આનંદના સરોવરથી અજ્ઞાત છે, તેઓ ઇન્દ્રિયોના ભોગમાંથી આનદ મેળવવાનો મિથ્યા પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ આ તો મિથ્યા અને સ્વપ્નમય છે આ બાબતમાં મહાન વૈષ્ણવભક્ત અને કવિ, વિદ્યાપતિ કહે છે, "મારા પ્રભુ, સમાજ, મૈત્રી અને સ્નેહમાં, ભૌતિક ખ્યાલ રહેલો હોવા છતાં, એમાં કંઈક આનંદ હોય છે, એ વિશે શંકા નથી, પરંતુ આવો આનંદ મારા રણદ્વીપ સમા હૃદયને સંતોષ આપી શકતો નથી." રણમાં, સાગરની—જળની જરૂર રહે છે, પરતુ જો એક જળબિંદુ જ રણમા ઢોળાય તો, આવા જળની શું કિંમત રહે? તે જ પ્રમાણે, આપણા ભૌતિક હૃદય ઘણી ઘણી વાસનાઓથી સભર હોય છે. અને આ મૈત્રીપૂર્ણ અને સ્નેહસબધવાળા ભૌતિક સમાજમાં પૂર્ણ થઈ શકતી નથી. જ્યારે આપણા હૃદય પરમ આનંદ સરોવરમાથી આનદ ભોગવવાનુ શરૂ કરે છે, ત્યાર પછી જ આપણે સંતુષ્ટ થઈ શકીએ છીએ. એ દિવ્ય સતોષ સંપૂર્ણ કૃષ્ણભાવનામય ભક્તિમય સેવામાં જ સંભવે છે.

મૂર્તિમત્ વેદોએ આગળ ચાલતાં જણાવ્યું · "અમારા પ્રભુ, તમે સચ્ચિદાનંદ વિગ્રહ, એટલે જ્ઞાનમય, આનંદમય? સનાતન સ્વરૂપ છો, અને જીવાત્માઓ તમારા વ્યક્તિત્વના

અવિભાજ્ય અંશ છે, તેથી તેઓ તેમની કુદરતી અવસ્થામાં હોય ત્યારે તમારા વિશે સંપૂર્ણ જ્ઞાતા હોય છે. આ ભૌતિક જગતમાં જે કોઈ વ્યક્તિએ આવી કૃષ્ણભાવના વિકસાવી હોય તે જીવનના ભૌતિક માર્ગમાં તદ્દન રસ ધરાવતો નથી. કૃષ્ણભાવનામય મનુષ્યને કૌટુંબિક જીવન અથવા સમૃદ્ધ જીવનવાળી પરિસ્થિતિમાં રસ હોતો નથી, અને તેને તો કેવળ થોડી-ઘણી પોતાની શારીરિક જરૂરિયાત મેળવવાની જ જરૂર રહે છે. અર્થાત્ તેને ઇન્દ્રિયસુખમા બિલકુલ રસ રહ્યો હોતો નથી. માનવજીવનનું પૂર્ણત્વ જ્ઞાન અને ત્યાગ પર નિર્ભર છે પરંતુ કૌટુંબિક જીવનમાં રહેલા આવા જ્ઞાન અને ત્યાગની ભૂમિકા સુધી પહોંચાડવાનો પ્રયત્ન કરવો અત્યંત મુશ્કેલ છે, એટલે કૃષ્ણભાવનામય મનુષ્યો, ભક્તો અથવા પવિત્ર તીર્થ-ધામોના સંપર્કનો આશ્રય લે છે. આવા મનુષ્યો પરમાત્મા અને વ્યક્તિગત જીવાત્માઓ વચ્ચેના સંબંધ વિશે વાકેફ છે, અને તેઓ કોઈ દિવસ જીવન પરત્વે શારીરિક ખ્યાલ ધરાવતા નથી. તેઓ પોતાના હૃદયમાં હંમેશાં સંપૂર્ણ કૃષ્ણભાવના સંઘરી રાખે છે. તેથી તેઓ એટલા શુદ્ધ થયેલા છે, કે તેઓ જે કોઈ જગાએ જાય છે, તે યાત્રાનું પવિત્ર ધામ બની જાય છે. અને તેમનું ચરણોદક, આ ભૌતિક જગતમાં ભટકતા ઘણા પાપાચારી મનુષ્યોને મુક્ત કરવાને શક્તિમાન છે.

જ્યારે પ્રહ્‌લાદ મહારાજને તેમના નાસ્તિક પિતાએ, તે જે કાંઈ ભણ્યા એમાંથી અત્યંત સારી બાબતનું વર્ણન કરવાનું જણાવ્યું, જ્યારે તેમણે તેમના પિતાને જવાબ આપ્યો કે, જો ભૌતિકવાદી મનુષ્ય અલ્પજીવી અને સાપેક્ષ સત્યમાં સંકળાયેલો હોવાને લીધે હંમેશાં સંપૂર્ણ રીતે ચિંતાગ્રસ્ત રહેતો હોય, તો કૌટુંબિક જીવનનો આંધળો કૂવો છોડી દઈને, પરમેશ્વરના આશ્રય માટે જંગલમાં જવું એ તેને માટે સર્વોત્તમ માર્ગ છે. જેઓ સાચેસાચ શુદ્ધ ભક્તો હોય છે, તેઓની મહાત્માઓ, અથવા પૂર્ણજ્ઞાન ધરાવતા મહાનુ-ભાવો અથવા મહાન સંતો તરીકે પ્રસિદ્ધિ થાય છે. તેઓ હંમેશાં સર્વોચ્ચ પ્રભુ અને તેમના ચરણકમળનો વિચાર કરે છે, અને તેઓ સ્વાભાવિક રીતે મુક્ત બને છે. એ સ્થિતિમાં હંમેશાં રહેલા ભક્તો પર ભગવાનની અકળ શક્તિનું વિદ્યુતીકરણ થાય છે, અને આમ તે સ્વયં ભગવાન તેમના અનુયાયીઓ અને ભક્તો માટે મુક્તિનું કારણ બને છે. કૃષ્ણભાવનામય મનુષ્યનું સંપૂર્ણ રીતે આધ્યાત્મિક દૃષ્ટિએ વિદ્યુતીકરણ થાય છે, અને તેથી, જે વ્યક્તિ આવા શુદ્ધ ભક્તનો આશ્રય અથવા સ્પર્શ કરે છે, તેનું પણ ભક્તની જેમ જ આધ્યાત્મિક વિદ્યુતીકરણ થાય છે. આવા ભક્તો કદીયે ભક્તિસમૃદ્ધિથી છકી જતા નથી. સામાન્ય રીતે, સારો વારસો, શિક્ષણ, સૌંદર્ય અને સંપત્તિ ભૌતિકસમૃદ્ધિમાં ગણાય છે. સંભવ છે કે ભગવાનના ભક્તમાં આ ભૌતિક સમૃદ્ધિમાંની ચારે વસ્તુઓ હોય, પરંતુ તેને આવી વિશિષ્ટ વસ્તુઓની પ્રાપ્તિ હોવાનો ગર્વ ક્યારેય થતો નથી. ભગવાનના મહાન ભક્તો સમગ્ર જગતમાં તીર્થના એક ધામમાંથી બીજા ધામમાં યાત્રા કરતા હોય છે

ત્યારે તેમના માર્ગમાં તેઓ ઘણા બદ્ધ જીવોને મળે છે, અને પોતાના સંપર્કોથી તથા દિવ્યજ્ઞાનના વિતરણથી તેમને મુક્ત કરે છે. તેઓ વૃંદાવન, મથુરા, દ્વારકા, જગન્નાથપુરી અને નવદ્વીપમાં વસે છે, કારણ કે કેવળ ભક્તો જ આવી જગાઓમાં એકઠા થાય છે. આ રીતે, તેઓ સંતસમાગમનો લાભ લે છે, અને આવા સમાગમથી ભક્તો કૃષ્ણભાવનામા વધારે ને વધારે વિકાસ સાધે છે. કૃષ્ણભાવના વિહોણા સાધારણ ગૃહસ્થાશ્રમી જીવનમાં આવો વિકાસ શક્ય નથી.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું: "અમારા પ્રભુ, અધ્યાત્મવાદીઓમાં નિર્વિશેષવાદીઓ અને વ્યક્તિવિશેષવાદીઓ એમ બે વર્ગો છે. નિર્વિશેષવાદીઓનો અભિપ્રાય એવો છે, કે આ ભૌતિક જગત મિથ્યા છે અને કેવળ પરમ સત્ય, (પરમેશ્વર) વાસ્તવિક છે. પરંતુ, વ્યક્તિ વિશેષવાદીના દૃષ્ટિબિંદુ પ્રમાણે, ભૌતિક જગત અત્યંત અલ્પજીવી હોવા છતાં અસત્ય નથી, પણ વાસ્તવિક છે. આવા અધ્યાત્મવાદીઓરો પોતપોતાના તત્ત્વજ્ઞાનની સત્ય તરીકે પ્રતિષ્ઠા કરવા વિવિધ દલીલો રજૂ કરી છે. હકીક્તમાં તો ભૌતિક જગત એકસાથે સત્ય અને અસત્ય છે. દરેક વસ્તુ સર્વોચ્ચ પરમ સત્યનો વિસ્તાર છે, તેથી તે સત્ય છે, અને ભૌતિક જગતનું અસ્તિત્વ અલ્પજીવી છે, તેનું સર્જન થાય છે, અને તેનો વિનાશ થાય છે, તેથી તે અસત્ય છે. અસ્તિત્વ વિશે તેની વિવિધ પરિસ્થિતિઓ હોવાને લીધે પ્રગટ વિશ્વને કોઈ નિર્ધારિત સ્થિર સ્થાન નથી. જે લોકો આ ભૌતિક જગતને મિથ્યા તરીકે સ્વીકારવા દલીલો કરે છે, તે સામાન્ય રીતે ब्रह्म सत्य जगत् मिथ्या ઉક્તિ દ્વારા ઓળખાય છે. તેઓ એવી દલીલ કરે છે, કે ભૌતિક જગતની દરેક વસ્તુ પદાર્થમાંથી તૈયાર થાય છે. દા. ત. માટીના ઘડા, રકાબીઓ અને ગોળા વગેરે ઘણી વસ્તુઓ માટીમાંથી બને છે. તેમના વિનાશ પછી આ વસ્તુઓનું બીજી ઘણી ભૌતિક વસ્તુઓમાં રૂપાંતર થાય છે; પરંતુ સર્વ પ્રસંગોમાં તેમનુ માટી તરીકેનું અસ્તિત્વ કાયમ રહે છે. માટીનો કુંજો ભાંગી જાય, તો તેમાથી પ્યાલા કે રકાબીમાં તેનું રૂપાંતર થઈ શકે છે, પરતુ રકાબી, પ્યાલો અથવા જળના કુંજા તરીકે, માટી તો એના મૂળ સ્વરૂપે વિદ્યમાન રહે છે. તેથી, જળનો કુંજો, પ્યાલો અથવા રકાબીના સ્વરૂપ મિથ્યા છે, પરંતુ માટી તરીકેનું તેમનું અસ્તિત્વ સત્ય છે. આ નિર્વિશેષવાદીઓનુ મંતવ્ય છે. આ પ્રગટ વિશ્વ નિશ્ચિત રીતે પરમ સત્યમાંથી ઉત્પન્ન થાય છે, પરંતુ તેનુ અસ્તિત્વ અલ્પજીવી છે, તેથી તે અસત્ય છે, નિર્વિશેષવાદીઓની સમજ એવી છે કે, હંમેશાં વિદ્યમાન રહેલું પરમ સત્ય જ સત્ય છે, પરંતુ બીજા અધ્યાત્મવાદીઓના અભિપ્રાય પ્રમાણે પરમ સત્યમાંથી ઉત્પન્ન થયેલુ આ ભૌતિક જગત પણ સત્ય છે. નિર્વિશેષવાદીઓની પ્રતિ દલીલ એવી છે કે, ભૌતિક જગત વાસ્તવિક નથી, કારણ કે કેટલીક વાર એમ જણાય છે કે, પદાર્થ દિવ્યાત્મામાંથી ઉત્પન્ન થાય છે. અને કેટલીક વાર દિવ્યાત્મા પદાર્થમાંથી ઉત્પન્ન થાય છે.

આમ માનનારા તત્ત્વજ્ઞાનીઓ એવી દલીલ રજૂ કરે છે કે ગાયનું છાણ જડ વસ્તુ છે, પરંતુ કેટલીક વાર એમ જણાય છે કે છાણમાંથી વીંછીઓ બહાર આવે છે. તે જ રીતે, જીવંત શરીરમાંથી નખ અને વાળ જેવી જડ વસ્તુઓ બહાર આવે છે એટલે, અમુક વસ્તુમાંથી ઉત્પન્ન થયેલી વસ્તુઓ હંમેશા એકસરખી હોતી નથી. આ દલીલના સમર્થન પ્રમાણે માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ એમ પ્રતિષ્ઠિત કરે છે કે, આ પ્રગટ વિશ્વ, ખરેખર પરમ સત્યમાંથી ઉદ્ભવેલું છે, પરંતુ પ્રગટ વિશ્વમાં આવશ્યક રીતે સત્ય રહેલું નથી. તેથી આ દષ્ટિબિંદુ પ્રમાણે, પરમ સત્ય બ્રહ્મને સત્ય તરીકે સ્વીકારવું જોઈએ. જ્યારે પ્રગટ વિશ્વ પૂર્ણ સત્યનું ઉત્પાદન હોવા છતાં, સત્ય તરીકે સ્વીકારી શકાય તેમ નથી.

પરંતુ ભગવદ્ગીતામાં માયાવાદી તત્ત્વજ્ઞાનીના આ દૃષ્ટિબિંદુને અસુરો અથવા રાક્ષસોનું દૃષ્ટિબિંદુ જણાવવામાં આવ્યું છે. ભગવાન ભગવદ્ગીતામાં કહે છે, असत्यम् अप्रतिष्ठम् ते जगत् आहुर्नोश्वरम्। આ પ્રગટ વિશ્વ વિશે અસુરોનું દષ્ટિબિંદુ એવું છે, કે સમગ્ર સર્જન મિથ્યા છે. અસુરો એમ વિચારે છે કે, પદાર્થની કેવળ આંતરક્રિયા એ સર્જનનું મૂળ છે, 'અને કોઈ નિયંતા કે પ્રભુ નથી. પરંતુ હકીકતમાં સાચી વાત નથી. ભગવદ્ગીતાના સાતમા પ્રકરણમાથી આપણે એમ સમજીએ છીએ કે પંચ સ્થૂળ તત્ત્વ – પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ અને આકાશ – વત્તા (ત્રણ) સૂક્ષ્મતત્ત્વો – મન, બુદ્ધિ અને મિથ્યા અહંકાર – તે આઠ પરમેશ્વરની વિભક્ત શક્તિઓ છે. આ નીચલી કક્ષાની બહિરંગ શક્તિની ઉપર, જીવાત્માઓ તરીકે ઓળખાતી આધ્યાત્મિક શક્તિ છે, અને તે જીવાત્માઓ પણ પ્રભુની ઉચ્ચ શક્તિ છે. સમગ્ર પ્રગટ વિશ્વ નીચલી અને ઉચ્ચ કક્ષાની શક્તિઓનું સંયોજન છે, અને શક્તિઓના મૂળ સ્રોત પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની ઘણી ઘણી વિવિધ પ્રકારની વિવિધ શક્તિઓ છે.

વેદોમાં તેનો સ્વીકાર થયો છે. परास्य शक्तिर्विविधैव श्रूयते। ભગવાનની દિવ્ય શક્તિઓ વૈવિધ્યપૂર્ણ છે. અને આવુ વૈવિધ્ય સર્વોચ્ચ પ્રભુમાંથી પ્રગટ થયું છે તેથી તેઓ મિથ્યા ન હોઈ શકે. ભગવાન સનાતન છે, તેમ તેમની શક્તિઓ સનાતન છે. કેટલીક શક્તિઓ અલ્પજીવી છે – કેટલીક વાર પ્રગટ અને કેટલીક વાર અપ્રગટ સ્વરૂપે –પરંતુ એનો અર્થ એમ નથી કે તે મિથ્યા છે. દૃષ્ટાંત આપી શકાય કે જ્યારે ક્રોધાવેશમાં મનુષ્ય જે વસ્તુઓ કરે છે તે જીવનની તેની સ્વાભાવિક સ્થિતિમાં કરેલી વસ્તુઓ કરતાં જુદી હોય છે, પરંતુ કેવળ ક્રોધાવેશ પ્રગટ થાય અને અદૃશ્ય થાય, એનો અર્થ એમ નહીં કે ક્રોધાવેશ મિથ્યા છે. આમ, આ જગત મિથ્યા છે એવી માયાવાદી તત્ત્વજ્ઞાનીઓની દલીલ વૈષ્ણવ તત્ત્વજ્ઞાનીઓ સ્વીકારતા નથી. સ્વયં ભગવાન એવું પ્રતિપાદન કરે છે કે આ ભૌતિક જગતની પાછળ કોઈ સર્વોચ્ચ કારણ નથી, ભગવાન નથી, અને દરેક વસ્તુ માત્ર પદાર્થની આંતરક્રિયાઓનું સર્જન છે એવી માન્યતા તો અસુરોની માન્યતા છે.

કેટલીક વાર માયાવાદી તત્ત્વજ્ઞાની સર્પ અને દોરડાની દલીલ રજૂ કરે છે. સંધ્યાના અંધારામાં કેટલીક વાર ગૂંચળું વળેલા દોરડાને અજ્ઞાનથી સર્પ માની લેવાય છે; પરંતુ દોરડાને સર્પ ગણવાની ભૂલ કરાય, એનો અર્થ એવો નથી કે દોરડું અથવા સર્પ મિથ્યા છે, અને તેથી આ ભૌતિક જગતનું મિથ્યાત્વ દર્શાવવા માટે માયાવાદીઓએ રજૂ કરેલું આ દૃષ્ટાંત પ્રમાણભૂત નથી જ્યારે વસ્તુને હકીકત તરીકે સ્વીકારીએ પરંતુ સાચેસાચ તેનુ અસ્તિત્વ ન હોય તો જ, તેને મિથ્યા કહેવાય, પરંતુ જો અમુક વસ્તુને બીજી કોઈ વસ્તુ તરીકે ભૂલથી સ્વીકારીએ તો એનો અર્થ એમ નહીં, કે એ અસત્ય છે. વૈષ્ણવ તત્ત્વજ્ઞાનીઓ આ ભૌતિક જગતને માટીના ઘડા સાથે સરખાવીને, અત્યંત બંધબેસતો દાખલો આપે છીએ જ્યારે આપણે માટીના ઘડાને જોઈએ છીએ, ત્યારે તરત જ એ અદૃશ્ય થતો નથી, અને બીજી કોઈક વસ્તુમાં ફેરવાઈ જતો નથી સંભવ છે કે એ અલ્પજીવી હોય, પરંતુ માટીના ઘડાનો જળ લાવવા માટે ઉપયોગ થાય છે, અને આપણે સતત તેને માટીના ઘડા તરીકે જોઈએ છીએ. એટલે, માટીનો ઘડો અલ્પજીવી છે, અને તે મૂળ માટી કરતા જુદો છે છતાં આપણે એમ કહી શકતા નથી કે તે મિથ્યા છે. એટલે, આપણે એવો નિર્ણય તારવવો જોઈએ કે સમગ્ર માટી અને માટીનો ઘડો બંને સત્ય છે, કારણ કે એકબીજાનું ઉત્પાદન છે ભગવદ્‌ગીતામાંથી આપણે સમજીએ છીએ કે, આ પ્રગટ વિશ્વના પ્રલય પછી શક્તિપૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરમાં પ્રવેશે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાની વૈવિધ્યપૂર્ણ શક્તિઓ સહિત સનાતનકાળ વિદ્યમાન રહે છે. ભૌતિક સર્જન પ્રભુમાંથી ઉત્પન્ન થયું છે, તેથી આપણે એમ ન કહી શકીએ કે આ પ્રગટ વિશ્વ કંઈક શૂન્ય વસ્તુનું સર્જન છે. કૃષ્ણ શૂન્ય નથી. જ્યારે જ્યારે આપણે કૃષ્ણ વિશે બોલીએ ત્યારે, તેઓ પોતાનાં સ્વરૂપ, ગુણ, નામ, મંડળ અને સાધનસામગ્રી સહિત વિદ્યમાન હોય છે. એટલે, કૃષ્ણ નિર્વિશેષ નથી. દરેક વસ્તુનું મૂળ કારણ શૂન્ય અથવા નિર્વિશેષ નથી, પરંતુ સર્વોચ્ચ પુરુષ છે. અસુરો ભલે એમ કહે કે આ ભૌતિક જગત પ્રભુ અથવા નિયંતા વિનાનું અનીશ્વર છે, પરંતુ છેવટે આવી દલીલો ટકી શકતી નથી. માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ જે એવો દાખલો આપે છે, કે નખ અને વાળ જેવી જડ વસ્તુ જીવંત શરીરમાંથી બહાર આવે છે એ જરાય પ્રબળ દલીલ નથી. નખ અને વાળ નિઃશંક જડ છે, પરંતુ તેઓ સચેતન જીવાત્મામાંથી આવતા નથી પરંતુ જડ ભૌતિક શરીરમાંથી આવે છે. તે જ પ્રમાણે ગાયના છાણમાંથી વીંછી નીકળે છે એવી દલીલ— એટલે કે જીવાત્મા પદાર્થમાંથી આવે છે એવી દલીલ— પણ પ્રમાણભૂત નથી. ગાયના છાણમાંથી બહાર આવતો વીંછી એ ચોક્કસ જીવાત્મા છે. પરંતુ જીવાત્મા ગાયના છાણમાંથી પ્રગટ થતો નથી. કેવળ જીવાત્માનું ભૌતિક શરીર અથવા વીંછીનું શરીર ગાયના છાણમાંથી બહાર નીકળે છે ભગવદ્‌ગીતામાંથી આપણે સમજીએ છીએ, તે પ્રમાણે ભૌતિક પ્રકૃતિમાં જીવાત્માઓના અણુઓનું ગર્ભાધાન થાય છે, અને પછીથી તેઓ બહાર આવે છે.

ભૌતિક પ્રકૃતિ વિવિધ સ્વરૂપવાળા જીવાત્માના શરીરને તૈયાર કરે છે, પરંતુ જીવાત્માને સ્વયં પરમાત્મા ઉત્પન્ન કરે છે. નિશ્ચિત પરિસ્થિતિમાં માતા અને પિતા જીવાત્મા માટે જરૂરી એવું શરીર પ્રદાન કરે છે, પોતાની વિવિધ ભાવનાઓ પ્રમાણે જીવાત્મા એક શરીર ત્યજી બીજામાં પ્રવેશે છે. જીવાત્માના એક શરીરમાંથી બીજા શરીરમાં પ્રવેશ વખતે તેની સાથે સાથે મન, બુદ્ધિ અને અહંકારની સૂક્ષ્મ ભાવના જાય છે, અને ઉચ્ચ વ્યવસ્થા પ્રમાણે જીવાત્માને અમુક પ્રકારના ભૌતિક શરીરના ગર્ભમાં મૂકવામાં આવે છે, અને ત્યાર પછીથી તે એવું જ શરીર વિકસાવે છે, તેથી દિવ્યાત્મા પદાર્થમાંથી ઉત્પન્ન થતો નથી, પરંતુ ઉચ્ચ વ્યવસ્થા અનુસાર તે વિશિષ્ટ પ્રકારનું શરીર ધારણ કરે છે. આપણા વર્તમાન અનુભવ મુજબ, આ ભૌતિક જગત જડ અને ચેતનાનું સંયોજન છે. ચેતન પદાર્થને ગતિ આપે છે. ચૈતન્ય આત્મા (જીવંત આત્મા) અને પદાર્થ સર્વોચ્ચ પ્રભુની વિવિધ શક્તિઓ છે.. સર્વોચ્ચ સનાતન અથવા સર્વોચ્ચ સત્યની ઉત્પાદન કરેલી બંને શક્તિઓ છે, તેથી તેઓ વાસ્તવિક છે; તેઓ મિથ્યા નથી. જીવાત્મા, પરમેશ્વરનો અવિભાજ્ય અંશ છે, તેથી તે સનાતન કાળને માટે વિદ્યમાન છે. એટલે, જન્મ અથવા મરણ વિશે કોઈ પ્રશ્ન હોઈ શકે નહીં. ભૌતિક શરીરને લીધે કહેવાતાં જન્મ અને મરણ ઉદ્ભવે છે. વૈદિકસૂત્ર सर्वं खल्विदं ब्रह्म એનો અર્થ એમ છે કે બંને શક્તિઓ પરમ બ્રહ્મમાંથી પ્રગટી છે તેથી, જેનો આપણે અનુભવ કરીએ છીએ તે દરેક વસ્તુ બ્રહ્મથી ભિન્ન નથી.

ભૌતિક જગતના અસ્તિત્વ વિશે ઘણી દલીલો છે, પરંતુ વૈષ્ણવ તત્ત્વજ્ઞાનવાળો નિર્ણય સર્વોત્તમ છે. માટીના ઘડાનુ દૃષ્ટાંત અત્યંત યોગ્ય છે : માટીના ઘડાનું સ્વરૂપ અલ્પજીવી હોય છે, પરંતુ એની પાછળ વિશિષ્ટ હેતુ છે. જળને એક જગાએથી બીજે લઈ જવું એ માટીના ઘડાનો હેતુ છે. એ જ પ્રમાણે, આ ભૌતિક શરીર અલ્પજીવી છે છતાં તેનો વિશિષ્ટ ઉપયોગ છે. સર્જનની શરૂઆતથી, અનાદિ કાળથી સંચિત કરેલી ભાવનાઓ પ્રમાણે જીવાત્માને વિવિધ પ્રકારનાં ભૌતિક શરીરોને વિકસાવવાની તક આપવામાં આવે છે. માનવશરીર એવી વિશિષ્ટ તક છે કે જેમાં વિકસિત સ્વરૂપવાળી ભાવનાનો ઉપયોગ થઈ શકે.

કેટલીક વાર માયાવાદીઓ તત્ત્વજ્ઞાનીઓ એવી દલીલ કરે છે કે, જો આ ભૌતિક જગત સત્ય હોય તો ગૃહસ્થાશ્રમીઓને આ ભૌતિક જગતનો સંબંધ ત્યજી દેવાની અને સંન્યાસ સ્વીકારવાની શા માટે સલાહ આપવામાં આવે છે, પરંતુ વૈષ્ણવ તત્ત્વજ્ઞાનનું સંન્યાસ વિશેનું દૃષ્ટિબિંદુ એવું નથી, કે જગત મિથ્યા છે, તેથી મનુષ્યે ભૌતિક પ્રવૃત્તિઓ ત્યજી દેવી જોઈએ. વસ્તુઓ પાસેથી જે રીતે અપેક્ષા રખાય છે, એ રીતે તેમનો

ઉપયોગ કરવો એ વૈષ્ણવ સંન્યાસનો હેતુ છે. શ્રીલ રૂપ ગોસ્વામીએ આ ભૌતિક જગત સાથેના આપણા વ્યવહાર વિશે બે સૂત્ર આપ્યાં છે. જ્યારે વૈષ્ણવ જીવનનો આ ભૌતિક માર્ગ ત્યજે છે, અને સંન્યાસ ધારણ કરે છે, ત્યારે તે વખતે તેનો ખ્યાલ ભૌતિક જગતના મિથ્યાત્વનો હોતો નથી; પરંતુ ભગવાનની સેવામાં દરેક વસ્તુનું સમર્પણ કરી સંપૂર્ણ રીતે પોતાની જાતને ભક્તિમાં જોડવાનો ખ્યાલ હોય છે. તેથી શ્રીલ રૂપ ગોસ્વામી આ સૂત્ર આપે છે કે, મનુષ્ય ભૌતિક જગત પ્રત્યે અનાસક્ત રહેવો જોઈએ; કારણ કે ભૌતિક આસક્તિ નિરર્થક છે. સમગ્ર ભૌતિક જગત, સમગ્ર પ્રગટ વિશ્વ, ભગવાન, કૃષ્ણની માલિકીનું છે, તેથી દરેક વસ્તુનો ઉપયોગ કૃષ્ણ માટે થવો જોઈએ, અને ભક્ત ભૌતિક વસ્તુઓ પ્રત્યે અનાસક્ત હોવો જોઈએ. આ વૈષ્ણવ સંન્યાસનો હેતુ છે. ભૌતિકવાદી ઇન્દ્રિયસુખ માટે જગતને વળગે છે. વૈષ્ણવ સંન્યાસી પોતાના અંગત ઇન્દ્રિયસુખ માટે કોઈ વસ્તુ સ્વીકારતો નથી. પરંતુ દરેક વસ્તુનો ઉપયોગ ભગવાનની સેવામાં કરવાની કલા જાણે છે. એટલે શ્રીલ રૂપ ગોસ્વામીએ માયાવાદી સંન્યાસીઓની ટીકા કરી છે. કારણ કે દરેક વસ્તુની પ્રભુની સેવા માટે ઉપયોગિતા છે, એમ માયાવાદીઓ જાણતા નથી. આથી ઊલટું, તેઓ જગતને મિથ્યા જાણે છે અને આમ ભૌતિક જગતની વાસનાઓમાંથી મુક્ત થયા હોવાનો મિથ્યા વિચાર સેવે છે. દરેક વસ્તુ પરમેશ્વરની શક્તિનો વિસ્તાર છે, તેથી એ વિસ્તાર પરમેશ્વર જેટલો સત્ય છે.

ભૌતિક જગત કેવળ અલ્પ સમય માટે પ્રગટ થાય છે. તેનો અર્થ એવો નથી કે એ મિથ્યા છે અથવા પ્રાગટ્યનું મૂળ મિથ્યા છે. તેના પ્રાગટ્યનું મૂળ સત્ય છે, એટલે પ્રાગટ્ય પણ સત્ય છે, પરંતુ તેનો ઉપયોગ કેવી રીતે કરવો એ મનુષ્યે જાણવું જોઈએ. એ જ દાખલાનો ઉપયોગ કરી શકાય: અલ્પજીવી માટીનો ઘડો સમગ્ર માટીમાંથી ઉત્પન્ન થાય છે, પરંતુ જ્યારે તેનો યોગ્ય હેતુ માટે ઉપયોગ થાય, ત્યારે માટીનો ઘડો મિથ્યા નથી. 'માટીના ઘડાની અલ્પજીવી રચનાનો ઉપયોગ કેવી રીતે થઈ શકે તે ડાહ્યો માણસ જાણે છે. તે જ પ્રમાણે ભૌતિક જગતની અલ્પજીવી રચનાનો ઉપયોગ કેવી રીતે થઈ શકે તે વસ્તુ વૈષ્ણવ તત્ત્વજ્ઞાનીઓ જાણે છે. જ્યારે માટીના ઘડાનો ખોટા હેતુ માટે ઉપયોગ થાય, ત્યારે તે મિથ્યા કહેવાય. તે જ પ્રમાણે જ્યારે આ માનવશરીર અથવા ભૌતિક જગતનો ઉપયોગ મિથ્યા ઇન્દ્રિયસુખ માટે થાય ત્યારે તે મિથ્યા કહેવાય, પરંતુ જ્યારે આ માનવશરીર અને ભૌતિક સર્જનનો ઉપયોગ પરમેશ્વરની સેવામાં થાય ત્યારે તેમની પ્રવૃત્તિઓ મિથ્યા હોતી નથી. એટલે ભગવદ્‌ગીતામાં એટલું સ્વીકારાયેલું છે કે, આ શરીર અને ભૌતિક જગતને ભગવાનની સેવામાં જોડવા માટે થોડીઘણી સેવા પણ કરી હોય, તો તે મનુષ્યને જીવનના સૌથી ગંભીર ભયમાંથી ઊગારે છે.

જ્યારે તેઓનો યોગ્ય રીતે ઉપયોગ થાય. ત્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરમાંથી

ચઢિયાતી અથવા ઊતરતી કક્ષાની શક્તિઓ મિથ્યા હોતી નથી. સકામ પ્રવૃત્તિઓની બાબતમાં વસ્તુ એમ છે કે, તેઓ મુખ્યત્વે ઇન્દ્રિયગમ્ય ભોગોની ભૂમિકા પર રચાયેલી હોય છે. એટલે વિકસિત કૃષ્ણભાવનામય મનુષ્ય તેમને અપનાવતો નથી. સકામ પ્રવૃત્તિઓનાં પરિણામ મનુષ્યને વધારે ઉચ્ચ ગ્રહમંડળ સુધી લઈ જઈ શકે છે, પરંતુ ભગવદ્‌ગીતામાં જેમ કહેવાયું છે તેમ મૂર્ખ મનુષ્યો સ્વર્ગીય રાજ્યમાં તેમના શુદ્ધ પ્રવૃત્તિઓનાં પરિણામો ભોગવ્યા પછી, નીચલી કક્ષાના આ ગ્રહમંડળમાં ફરીથી પાછા આવે છે. અને ત્યાર પછીથી ફરીથી ઉચ્ચ ગ્રહમંડળમાં જવાનો પ્રયત્ન કરે છે. જેમ વર્તમાન સમયમાં ઘણા ભૌતિકવાદી વૈજ્ઞાનિકો ચંદ્રના ગ્રહ સુધી જવાઆવવાનો પ્રયત્ન કરવામાં પોતાનો સમય વેડફે છે, તેમ તેઓ પણ જવાઆવવાની તકલીફનો એક જ લાભ પ્રાપ્ત કરે છે. જેઓ આવી પ્રવૃત્તિઓમાં લાગેલા હોય છે, તેમને મૂર્તિમંત વેદો, અંધ પરંપરા અથવા વેદની ક્રિયાકાંડાત્મક વિધિઓના અનુયાયીઓ તરીકે વર્ણન કરે છે. આવી વિધિઓ વિશે વેદોમાં ચોક્કસ રીતે વિધાન કરવામાં આવ્યાં છે, પરંતુ બુદ્ધિશાળી વર્ગના મનુષ્યો માટે તેઓ કરાયાં નથી. જે મનુષ્યો ભૌતિક સુખભોગમાં અત્યંત આસક્ત છે, તેઓ ઉચ્ચકક્ષાના ગ્રહમંડળો સુધી જવાના ઉજ્જવળ ભાવિ વિશે જ મોહ રાખે છે. અને તેથી તેઓ આવી ક્રિયાકાંડાત્મક ક્રિયાઓ આદરે છે, પરંતુ જે મનુષ્ય બુદ્ધિશાળી છે અથવા જે મનુષ્યે વસ્તુ – વસ્તુઓને સાચા સ્વરૂપે નીરખવા માટે અધિકૃત આધ્યાત્મિક ગુરુનું શરણું લીધું છે તે સકામ પ્રવૃત્તિઓ અપનાવતો નથી, પરંતુ પોતાની જાતને પ્રભુની દિવ્ય પ્રેમભક્તિની સેવામાં જોડે છે. જે મનુષ્યો ભૌતિક કારણો માટે, ભક્તો ન હોવાને લીધે, વૈદિક ક્રિયાકાંડાત્મક વિધિઓ કરે છે, તેઓ પાછળથી ભ્રમિત ચિત્ત બની જાય છે. એનો તાદૃશ્ય દાખલો આપી શકાય. જેની પાસે લાખો ડૉલરની ચલણી નોટો હોય છે તેવો બુદ્ધિશાળી માણસ સંપૂર્ણ રીતે બરાબર જાણે છે કે ચલણી નાણું પોતે તે ખાલી કાગળ જ છે. છતાં તેનો ઉપયોગ કર્યા સિવાય તે નાણું રાખતો નથી. જ્યારે મનુષ્યની પાછળ ચલણી નાણાંની લાખો ડૉલરની નોટો હોય છે, ત્યારે હકીકતમાં તેની પાસે કેવળ કાગળિયાનો મોટો ઢગલો જ હોય છે. પરંતુ જો તે અમુક હેતુસર તેનો ઉપયોગ કરે તો તેને લાભ થાય છે. તે જ પ્રમાણે સંભવ છે કે, આ ભૌતિક જગત કાગળિયાની જેમ મિથ્યા હોય, પરંતુ તેને તેના યોગ્ય લાભ પણ હોય છે. ચલણી નાણું કાગળ હોવા છતાં તેને સરકાર પ્રગટ કરે છે, તથી તેની પૂરેપૂરી કિંમત હોય છે, તે જ પ્રમાણે આ ભૌતિક જગત મિથ્યા હોય કે અલ્પજીવી હોય પરંતુ તે પરમેશ્વરનું સર્જન છે તેથી તેની સંપૂર્ણ કિંમત છે. વૈષ્ણવ તત્ત્વજ્ઞાની આ ભૌતિક જગતની સંપૂર્ણ કિંમત કબૂલ કરે છે, અને એનો કેવી રીતે ઉપયોગ થાય એ જાણે છે. જ્યારે માયાવાદી તત્ત્વજ્ઞાની ચલણી નાણાંને મિથ્યા કાગળ સમજવાની ભૂલથી તેને ત્યજી દે છે અને તે સંપત્તિનો ઉપયોગ કરી શકતા નથી. એટલે શ્રીલ રૂપ ગોસ્વામી એમ જાહેર

કરે છે કે, જો મનુષ્ય આ ભૌતિક જગતને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સેવા કરવાના સાધન તરીકેની અગત્યતાનો વિચાર ન કરતાં, તેને ત્યજી દે છે તો આવા ત્યાગની બહુ ઓછી કિંમત રહે છે. જે મનુષ્ય ભૌતિક જગતમાં આસક્ત નથી, તે ભગવાનની સેવા માટે આ ભૌતિક જગતની વાસ્તવિક કિંમત સમજે છે. અને જે મનુષ્ય ભૌતિક જગતને ઇન્દ્રિયગમ્ય સુખભોગો માટે સ્વીકારતો નથી તે સાચો ત્યાગ-માર્ગી છે. આ ભૌતિક જગત પરમેશ્વરની ભૌતિક શક્તિનો વિસ્તાર છે. તેથી તે સાચું છે. જેમ સર્પ અને દોરડાના દૃષ્ટાંત પરથી કેટલીક વાર નિર્ણય તારવવામાં આવે છે, તેમ તે મિથ્યા નથી.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું, "મંદ બુદ્ધિ મનુષ્યોને પ્રગટ વિશ્વ મિથ્યા જણાય છે, કારણ કે તેનું અલ્પજીવી અસ્તિત્વ અત્યંત ચંચળ છે." માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ પ્રગટ વિશ્વની ચંચળતાનો લાભ લઈને એવી પોતાની માન્યતા સાબિત કરવા જાય છે. વૈદિક માન્યતા પ્રમાણે, સર્જન પહેલાં આ જગતનું અસ્તિત્વ ન હતું. અને પ્રલય પછી પ્રગટ જગતનું અસ્તિત્વ નહીં હોય. શૂન્યવાદીઓ પણ આવી વેદ-આજ્ઞાનો લાભ લે છે, અને આ ભૌતિક જગતનું કારણ શૂન્ય છે એવો નિર્ણય તારવે છે, પરંતુ એ શૂન્ય છે. વેદઆજ્ઞા કહેતી નથી. વૈદિક આદેશ સર્જન અને પ્રલયના કારણની વ્યાખ્યા આપે છે કે य तो वा इमानि भूतानि जायन्ते "તેમનામાંથી આ પ્રગટ વિશ્વ ઉદ્ભવ્યું છે અને પ્રલય પછી તેમનામાં દરેક વસ્તુનો લય થવાનો છે." આ જ વસ્તુ વેદાંતસૂત્રમાં સમજાવવામાં આવી છે, અને શ્રીમદ્ભાગવતમ્‌ના પ્રથમ પ્રકરણમાં પ્રથમ શ્લોકમાં **जन्माद्यस्य** શબ્દથી એમ કહ્યું છે કે, તેમાંથી જ સર્વ વસ્તુઓ ઉદ્ભવે છે. આ સર્વ વૈદિક આદેશો એમ દર્શાવે છે કે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરમાંથી આ પ્રગટ જગત ઉદ્ભવ્યું છે, અને જ્યારે તેનો પ્રલય થાય છે ત્યારે તે તેમાં ડૂબી જાય છે. એ જ વસ્તુનો ભગવદ્ગીતામાં સ્વીકાર કરે છે, કે બહિરંગ માયા આ અથવા બહિરંગ શક્તિ તરીકે જાણીતી વિશિષ્ટ શક્તિ, ચંચળ સ્વભાવની હોવા છતાં પરમેશ્વરની શક્તિ છે, અને આમ તે મિથ્યા ન હોઈ શકે. તે કેવળ મિથ્યા જણાય છે. માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ એવો નિર્ણય કરે છે કે, પ્રારંભમાં ભૌતિક પ્રકૃતિનું અસ્તિત્વ નથી, અને પ્રલય પછી તે અદૃશ્ય થાય છે, એટલે તે મિથ્યા છે. માટીના ઘડા અને રકાબીઓના દાખલા પરથી વૈદિક વિચારનું સ્પષ્ટીકરણ થાય છે. પરમ સત્યનાં અમુક ગૌણ ઉપાર્જનો અલ્પજીવી છે, પરંતુ પરમેશ્વરની શક્તિ અનંત છે. માટીનો ઘડો અથવા પાણીનો કુંજો ભાંગી જાય અથવા રકાબી અથવા ઘડા જેવા બીજા આકારમાં એવું રૂપાંતર થાય છે, પરંતુ એનું મૂળ કારણ અથવા ભૌતિક પાયો, માટી તો એની એ જ રહે છે. આ પ્રગટ વિશ્વના પાયાનો સિદ્ધાંત હમેશાં એક જ છે. બ્રહ્મ અથવા પરમ સત્ય. તેથી માયાવાદી તત્ત્વજ્ઞાનીઓએ તારવેલો જગત મિથ્યા છે એ સિદ્ધાંત કેવળ માનસિક

કપોલકલ્પિત વસ્તુ છે, પ્રગટ વિશ્વ ચંચળ અને અલ્પજીવી છે એનો અર્થ એવો નહીં કે તે મિથ્યા છે. 'મિથ્યા'ની વ્યાખ્યા એવી થાય કે જેનું અસ્તિત્વ કદી હતું જ નહીં, કે કેવળ નામમાત્રમાં જ તેનું અસ્તિત્વ હતું. દા. ત. ઘોડાનાં ઈંડાં અથવા આકાશકુસુમ અથવા સસલાનું શિંગડું એવી વસ્તુઓ છે, જેનું અસ્તિત્વ કેવળ નામમાત્રમાં છે. હકીકતમાં નથી. હકીકતમાં ઘોડાનાં ઈંડાં, સસલાનાં શીંગડાં, આકાશમાં ઊગતા પુષ્પો હોતાં નથી. એવી ઘણી વસ્તુઓ છે, જેનું અસ્તિત્વ નામ અથવા કલ્પનામાં હોય છે, પરંતુ સાચેસાચ વાસ્તવિક રીતે જે હોતી નથી. આવી વસ્તુઓને મિથ્યા કહી શકાય. પરંતુ વૈષ્ણવ આ ભૌતિક જગત અલ્પજીવી હોવાથી તે પ્રગટ થાય છે, અને ફરીથી તેનો પ્રલય થાય છે, એટલી હકીકત પરથી તેને મિથ્યા ગણતો નથી.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું, "પરમાત્મા અને વ્યક્તિગત આત્મા અથવા પરમાત્મા અને જીવાત્મા એક જ વૃક્ષ પર બેઠેલાં બે પંખીઓની જેમ એક જ શરીરમાં બંને જણા વિરાજમાન છે, છતાં તેમને કોઈ પણ સંજોગોમાં સમકક્ષ ન કહી શકાય. વેદોમાં જાહેર કર્યા પ્રમાણે આ બંને પંખીઓ મિત્રો તરીકે બેઠેલાં હોવા છતાં સમકક્ષ નથી, એક કેવળ સાક્ષી છે. આ પક્ષી ઉચ્ચ આત્મા અથવા પરમાત્મા છે. અને બીજું પંખી વૃક્ષનું ફળ જમે છે એ જીવાત્મા છે. જ્યારે વિશ્વ પ્રગટે છે ત્યારે જીવાત્મા પોતાના આગલા ભવની સકામ પ્રવૃત્તિઓ પ્રમાણે વિવિધ સ્વરૂપે અવતરે છે અને પોતાના સાચા જીવન વિષેની તેની દીર્ઘ વિસ્મૃતિને લીધે, ભૌતિક પ્રકૃતિના કાનૂન પ્રમાણે મળેલા અમુક પ્રકારના સ્વરૂપને તે પોતાના સ્વરૂપ તરીકે ઓળખાવે છે. ભૌતિક સ્વરૂપ પ્રાપ્ત કર્યા પછી, તે પ્રકૃતિનાં વિવિધ પ્રકારનાં ભૌતિક દુ:ખોને આધીન બને છે અને ભૌતિક જગતમાં પોતાનું અસ્તિત્વ ચાલુ રાખવા એ પ્રમાણે કાર્ય કરે છે. આવા અજ્ઞાનમાં તે અટવાઈ રહેલો હોય છે ત્યારે, તેની સૂક્ષ્માતિસૂક્ષ્મ અવસ્થામાં રહેલી કુદરતી સમૃદ્ધિનો લગભગ ક્ષય પામે છે. પરંતુ, પરમાત્મા અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં ઐશ્વર્ય તે આ ભૌતિક જગતમાં પ્રગટ થાય છે, છતાં ક્ષીણ થતાં નથી. ભગવાન પોતાની પાસે સર્વ ઐશ્વર્ય અને સંપૂર્ણ પૂર્ણત્વ હોવા છતાં, પોતાની જાતને જગતની સર્વ વિટંબણાઓથી અળગી રાખે છે. બદ્ધજીવ ભૌતિક જગતમાં સપડાયેલો હોય છે. જ્યારે પરમાત્મા અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, જેમ સર્પ પોતાની કાંચળી ત્યજી દે છે તેમ જરા પણ મમતામાં લપટાયા વિના એ વિટંબણાઓ ત્યજી દે છે. પરમાત્મા અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, સદ્ ઐશ્વર્ય, અષ્ટ સિદ્ધિ અને અષ્ટગુણ તરીકે જાણીતાં પોતાનાં કુદરતી ઐશ્વર્ય જાળવે છે.

પોતાના ઉપરછલ્લા જ્ઞાનને લીધે, માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ એ હકીકત ભૂલી જાય છે કે, કૃષ્ણ હમેશાં છ પ્રકારનાં ઐશ્વર્યથી, આઠ પ્રકારના દિવ્ય ગુણોથી અને આઠ

પ્રકારના પૂર્ણત્વથી સભર હોય છે. તેમનું ઐશ્વર્ય એવું અનંત છે કે, કોઈ પણ વ્યક્તિ સંપત્તિ, શક્તિ, સૌન્દર્ય, કીર્તિ, જ્ઞાન અને ત્યાગમાં તેના કરતાં ચઢિયાતો નથી. કૃષ્ણના આઠ દિવ્ય ગુણોમાં પ્રથમ એ છે કે, તે ભૌતિક જગતની વાસનાઓથી હમેશાં અસ્પૃશ્ય છે. આ વસ્તુ ઈશોપનિષદમાં પણ દર્શાવવામાં આવી છે. अपापविद्धम् જેવી રીતે સૂર્ય કોઈ પણ મલિનતાથી અશુદ્ધ થતો નથી, તે રીતે પરમેશ્વર પણ કોઈ પાપમય પ્રવૃત્તિઓથી કોઈ દિવસ અશુદ્ધ થતા નથી. તે જ પ્રમાણે, જોકે કૃષ્ણનાં કાર્યો કોઈ કોઈ વાર અશુદ્ધ દેખાય, છતાં તેઓ કોઈ દિવસ આવાં કાર્યોથી અશુદ્ધ બનતા નથી. કૃષ્ણ કદી મૃત્યુ પામતા નથી એ એમનો બીજો દૈવી ગુણ છે. ભગવદ્-ગીતામાં ચોથા પ્રકરણમાં ભગવાન અર્જુનને એવી માહિતી આપે છે કે, આ ભૌતિક જગતમાં તેમના અને અર્જુનના ઘણા અવતાર થયેલા, પરંતુ તેમને એકલાને જ ભૂત, ભવિષ્ય અને વર્તમાનની આવી સર્વ પ્રવૃત્તિઓનું સ્મરણ છે. આનો અર્થ એમ છે કે, તેઓ કદી મૃત્યુ પામતા નથી. મરણથી વિસ્મૃતિ થાય છે. આપણે મરણ પામીએ છીએ ત્યારે આપણાં શરીર બદલાય છે. એ વિસ્મૃતિ છે. પરંતુ કૃષ્ણને કોઈ દિવસ વિસ્મૃતિ થતી નથી. તે ભૂતકાળમાં બનેલી દરેક વસ્તુને યાદ રાખી શકે છે. નહીં તો તેઓ એવું કેવી રીતે યાદ રાખી શકત કે, તેમણે સૂર્યનારાયણ વિવસ્વાનને ભગવદ્ગીતામાં જણાવેલી યોગવિદ્યા શીખવેલી? એટલે કૃષ્ણ કદી મૃત્યુ પામતા નથી. વળી તે કોઈ દિવસ વૃદ્ધ થતા નથી. જ્યારે કૃષ્ણ ભગવાન કુરુક્ષેત્રના રણક્ષેત્રમાં આવેલા ત્યારે, તેઓ પ્રપિતામહ હતા, છતાં તે વૃદ્ધ જણાતા ન હતા. કૃષ્ણ કોઈ પણ પાપી પ્રવૃત્તિઓથી લેપાતા નથી, કૃષ્ણ કોઈ દિવસ મૃત્યુ પામતા નથી. કૃષ્ણ કોઈ દિવસ વૃદ્ધ થતા નથી. કૃષ્ણ કોઈ પણ દુ:ખ કે વિલાપને આધીન થતા નથી. કૃષ્ણ કોઈ દિવસ ભૂખ્યા થતા નથી. અને તે કોઈ દિવસ તરસ્યા થતા નથી એ જે કંઈ ઝંખે છે એ સંપૂર્ણ રીતે ન્યાયપુરઃસરનું હોય છે, અને તેઓ જે કંઈ નિર્ણય કરે છે તેને કોઈ મનુષ્ય બદલી શકતો નથી. કૃષ્ણમાં દૈવીગુણો છે. એ ઉપરાંત કૃષ્ણ યોગેશ્વર તરીકે જાણીતા છે. તેમનામાં રહસ્યમય યોગની શક્તિઓની સગવડે અથવા અણિમા સિદ્ધિ એટલે કે અણુમાં પણ અણુ થવાનું સામર્થ વગેરે સર્વ ઐશ્વર્ય ધરાવે છે. બ્રહ્મસંહિતામાં એમ કહ્યું છે, કે કૃષ્ણ અણુમાં પણ પ્રવેશે છે. अण्डान्तरस्थ परमाणु च यान्तरस्थम् - તે જ પ્રમાણે ગર્ભોદકશાયી વિષ્ણુ તરીકે કૃષ્ણ આ વિરાટ વિશ્વમાં રહેલા છે, અને તેઓ મહાવિષ્ણુ તરીકે, એટલો વિરાટ દેહ ધારણ કરીને કારણ સમુદ્રમાં સૂતા છે કે જ્યારે તે શ્વાસ કાઢે છે, ત્યારે તેમના શરીરમાંથી લાખો અને કરોડો વિશ્વ પ્રગટે છે. આ મહિમા સિદ્ધ કહેવાય છે. વળી કૃષ્ણમાં લઘિમા સિદ્ધિનું પૂર્ણત્વ પણ છે. તે સૌથી વધારે હલકા વજનના થઈ શકે છે. ભગવદ્ગીતામાં એમ કહ્યું છે કે, કૃષ્ણ આ વિશ્વમાં પ્રવેશે છે અને અણુમાં પ્રવેશે છે, તેથી સર્વ ગ્રહો અવકાશમાં તરે છે. એ વજનહીન-

પણાની સમજૂતી છે. વળી કૃષ્ણમાં પ્રાપ્તિનું પૂર્ણત્વ છે. તેમને જે કંઈ ગમતું હોય, તે તેઓ પ્રાપ્ત કરી શકે છે. તે પ્રમાણે, તેમની પાસે નિયંત્રણાત્મક શક્તિ અથવા 'ઇશિતા'ની સગવડ છે. તેથી તે સર્વોચ્ચ નિયંતા પરમેશ્વર કહેવાય છે. તદુપરાંત કૃષ્ણ કોઈ પણ વ્યક્તિને પોતાના પ્રભાવ નીચે લાવી શકે છે. આને 'વશિતા' કહે છે.

કૃષ્ણ સર્વ ઐશ્વર્ય, દિવ્ય ગુણો અને રહસ્યમય શક્તિઓથી સંપન્ન છે. કોઈ સાધારણ જીવાત્માની સરખામણી તેમની સાથે થઈ શકે તેમ નથી. એટલે જીવાત્મા અને પરમાત્મા સમકક્ષ છે. એવો માયાવાદીઓનો સિદ્ધાંત એ કેવળ ભ્રામક છે. એટલે એવો નિર્ણય થાય છે કે, કૃષ્ણ પૂજનીય છે, અને બીજા સર્વ જીવાત્માઓ કેવળ તેમના સેવકો છે. આ સમજને આત્મસાક્ષાત્કાર કહે છે. કૃષ્ણના સનાતન સેવક હોવાના દાસ્ય-ભાવ સિવાયનો, કોઈ પણ વ્યક્તિનો બીજો કોઈ પણ સાક્ષાત્કાર માયાપ્રેરિત હોય છે. એમ કહેવાય છે કે જીવાત્માને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાથે સમકક્ષ ગણાવવાનો પ્રયત્ન કરવો, એ માયાનો આખરી પ્રપંચ છે. માયાવાદી તત્ત્વજ્ઞાની પોતે પરમેશ્વરનો સમકક્ષ છે એવો દાવો કરે છે, પરંતુ તે ભૌતિક જંજાળમાં શા સારુ પડયો છે, તેનો જવાબ આપી શકતો નથી. જો તે પરમેશ્વર હોય તો અશુદ્ધ પ્રવૃત્તિઓએ તેને કેવી રીતે લલચાવ્યો છે, અને તેથી તે કર્મના કાયદાની વિટંબણાઓમાં મુકાયો છે. જ્યારે માયાવાદીઓને આ વિશે પૂછવામાં આવે છે ત્યારે તેઓ યોગ્ય જવાબ આપી શકતા નથી. મનુષ્ય પૂર્ણ પુરુષોત્તમનો સમકક્ષ છે, એમ માનવું એ પાપમય જીવનનું બીજું લક્ષણ છે. જ્યાં સુધી મનુષ્ય સર્વ પાપમય પ્રવૃત્તિઓથી સંપૂર્ણપણે મુક્ત ન થાય, ત્યાં સુધી તે કૃષ્ણ-ભાવનામય બની શકતો નથી. માયાવાદીઓ સર્વોચ્ચ પ્રભુ સાથે એક હોવાનો દાવો કરે છે, એ હકીકત જ એમ સૂચવે છે કે, તે હજી સુધી પાપમય પ્રવૃત્તિઓના પ્રત્યાઘાત-માંથી મુક્ત થયો નથી. શ્રીમદ્‌ભાગવતમ્ આવા મનુષ્યને ગર્વિશુદ્ધ બુદ્ધયા કહે છે. આનો અર્થ એ છે કે તેઓ પોતાની જાત વિશે ખોટી રીતે મુક્ત થયેલા માને છે અને સાથે જ તેઓ પોતાને વિશે પરમસત્ય પરમેશ્વરના સમોવડિયા સમજે છે. તેથી તેમની બુદ્ધિ શુદ્ધ નથી.

મૂર્તિમંત વેદોએ કહ્યું કે જો યોગીઓ અને જ્ઞાનીઓ પોતાની જાતને પાપમય વાસનાઓમાંથી મુક્ત ન કરે તો તેમની આત્મસાક્ષાત્કાર માટેની વિશેષ પ્રક્રિયા કદી સફળ થાય નહીં. મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું, "માન વહાલા પ્રભુ, જો પાપી મનુષ્ય પાપમય વાસનાઓને મૂળમાંથી સંપૂર્ણ રીતે દૂર કરવાની દરકાર ન કરે તો પરમાત્મા વ્યક્તિગત આત્માની સાથે જ બેઠેલા હોવા છતાં તેઓ પરમાત્માનો અનુભવ નહીં કરી શકે. સમાધિ અથવા ધ્યાનનો અર્થ જ એ, કે મનુષ્યે સ્વયં પોતાનામાં પરમાત્માનાં દર્શન કરવાનાં છે. જે મનુષ્ય પરમાત્માને જોઈ શકતો નથી, તે પાપના પ્રત્યાઘાતોમાંથી

મુક્ત થઈ શક્તો નથી. જો કોઈની પાસે તેના હારમાં રત્નજડિત મણિ હોય, છતાં એ ભૂલી જાય, તો એના વિષે લગભગ એમ જ કહેવાય કે, તે તેની પાસે નથી. તે જ પ્રમાણે જો વ્યક્તિગત આત્મા ધ્યાન કરે, પરંતુ હકીકતમાં પોતાની અંદર રહેલા પરમાત્માની હાજરીનો અનુભવ ન કરી શકે, તો તેણે પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો નથી, જે મનુષ્યોએ આત્મસાક્ષાત્કારનો માર્ગ અપનાવ્યો છે, તેમણે એટલા માટે જ માયાની અસરથી દૂર રહેવા ખૂબ જ સાવચેત રહેવું જોઈએ. શ્રીલ રૂપ ગોસ્વામી જણાવે છે કે, ભક્ત સર્વ પ્રકારની ભૌતિક વાસનાઓમાંથી સંપૂર્ણપણે મુક્ત હોવો જોઈએ. કર્મ અને જ્ઞાનનાં પરિણામજનક કૃત્યોથી ભક્તે લેપાવું ન જોઈએ. મનુષ્યે કેવળ કૃષ્ણને સમજવાના છે, અને તેમની ભાવનાઓને અનુરૂપ રીતે વર્તવાનું છે. એને શુદ્ધ ભક્તિમય ભૂમિકા કહે છે. જે માયાવાદીઓને ઇન્દ્રિયગમ્ય સુખોની વાસનામય ભાવનાઓ હજીયે છે તેઓ તેમના પ્રયત્નમાં કોઈ દિવસ સફળ થતા નથી તેમ જ વ્યક્તિગત આત્મામાં રહેલા પરમાત્માનો સાક્ષાત્કાર કરી શક્તા નથી. આથી કહેવાતા યોગીઓ અને જ્ઞાનીઓ જેઓ માનસિક તર્કવિતર્ક કરીને અથવા મર્યાદિત રહસ્યપૂર્ણ શક્તિને પ્રગટ કરીને વિવિધ પ્રકારના ઇન્દ્રિયોના સુખમાં પોતાનો સમય કેવળ બરબાદ કરી રહ્યા છે, તેઓ બદ્ધ જીવનમાંથી કોઈ દિવસ મુક્ત નહીં થાય, અને વારંવાર થતા જન્મ તથા મરણના ક્લેશ ક્ર્યા કરશે. આવા મનુષ્યો માટે આ જીવન અને પછીનું જીવન વિટંબણાનું કારણ બને છે. આવા પાપી મનુષ્યો આ જીવનમા ક્યારનાયે યાતનાઓ ભોગવી રહ્યા છે અને તેઓ આત્મ-સાક્ષાત્કારમાં પૂર્ણ નથી તેથી, પછીના જીવનમાં વધારે ને વધારે ઘોર આપત્તિથી ઘેરાયેલા રહેશે. પૂર્ણત્વ પ્રાપ્ત કરવાના સર્વ પ્રયત્નો કરવા છતાં, ઇન્દ્રિયોના ભોગની વાસનાઓથી બંધાયેલા આવા યોગીઓ, આ જન્મમાં અને આવતા જન્મમાં સતત દુઃખો ભોગવ્યા કરશે.

શ્રીલ વિશ્વનાથ ચક્રવર્તી ઠાકુર આ બાબતમાં એવી ટીકા કરે છે કે આત્મસાક્ષાત્કાર માટે પોતાનાં ઘર ત્યજી દેનાર ત્યાગી જીવન જીવતા સંન્યાસીઓ અને માનવીઓ જે પોતે પ્રભુની ભક્તિમય સેવામાં ન જોડાય, પરંતુ શિક્ષણવિષયક સંસ્થાઓ, ઇસ્પિતાલો, મઠો સુધ્ધાં, દેવળો અથવા દેવતાઓના મંદિરો શરૂ કરવા જેવાં પારમાર્થિક કાર્ય કરવા લલચાય, તો તેઓ પણ આ અને પછીના જીવનમાં આવી પ્રવૃત્તિઓ બદલ કેવળ મુશ્કેલી સિવાય બીજું કંઈ નહીં મેળવી શકે. જે સંન્યાસીઓ આ જીવનનો લાભ કૃષ્ણનો સાક્ષાત્કાર કરવા માટે લેતા નથી, તેઓ કેવળ જીવનના ત્યાગમાર્ગની મર્યાદા બહારની પ્રવૃત્તિઓમાં પોતાનો સમય અને શક્તિ બરબાદ કરે છે, પરંતુ વિષ્ણુમંદિરના બાંધકામ જેવી પ્રવૃત્તિઓ કરવા પાછળ વપરાતી ભક્તની શક્તિઓ નિષ્ફળ જતી નથી. આવી પ્રવૃત્તિઓને કૃષ્ણાર્થે અખિલ ચેષ્ટા અથવા કૃષ્ણને પસંદ કરવાની વૈવિધ્યપૂર્ણ પ્રવૃત્તિઓ કહે છે. પારમાર્થિક મનુષ્યોનું શાળાનું મકાન શરૂ કરવાનું અને ભક્તનું મંદિર બાંધવાનું કામ સમકક્ષ નથી.

પારમાર્થિક મનુષ્યનું શિક્ષણવિષયક સંસ્થા શરૂ કરવાનું કાર્ય સંભવ છે, કે શુદ્ધ પ્રવૃત્તિવાળું હોય પરંતુ તેને કર્મના કાયદા નડે છે. જ્યારે વિષ્ણુમંદિરનું બાંધકામ ભક્તિમય સેવા છે.

ભક્તિમય સેવા કોઈ દિવસ કર્મના કાયદાની મર્યાદામાં આવતી નથી. ભગવદ્-ગીતામાં એમ કહે છે કે ભક્તો ભૌતિક પ્રકૃતિના ત્રિગુણાત્મક પ્રત્યાઘાતોથી પર રહે છે. અને બ્રહ્મ-સાક્ષાત્કારની ભૂમિકામાં સ્થિર થાય છે: ब्रह्मभूयाय कल्पते — ભગવદ્ગીતા કહે છે કે, सगुणान् समतीत्यैतान् ब्रह्मभूयायकल्पते । પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ભક્તો ભૌતિક પ્રકૃતિના ત્રિગુણાત્મક પ્રત્યાઘાતોથી પર છે, અને તેઓ દિવ્ય બ્રહ્મની ભૂમિકા પર સ્થિર થાય છે. ભક્તો આ જીવન અને પછીના જીવન એમ બંનેમાં મુક્ત થાય છે. યજ્ઞ અથવા વિષ્ણુ અથવા કૃષ્ણ માટે ભૌતિક જગતમાં કરેલું કોઈ પણ કાર્ય મુક્ત ગણાય છે, પરંતુ અચળ એટલે અચ્યુત પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના સંબંધ વિના કર્મના કાનૂનના પરિણામજન્ય કૃત્યોને અટકાવવાની કોઈ શક્યતા નથી. કૃષ્ણભાવનામય જીવન એટલે જીવનમુક્તિ. સારાંશ એ છે કે પ્રભુકૃપાથી, ભક્ત આ અને પછીના જન્મમાં મુક્ત થાય છે. જ્યારે કર્મીઓ, જ્ઞાનીઓ અને યોગીઓ આ કે પછીના ભવમાં કોઈ દિવસ મુક્ત થતા નથી.

મૂર્તિમંત વેદોએ આગળ ચાલતાં જણાવ્યું: "વહાલા પ્રભુ, જે કોઈ મનુષ્ય, તમારી કૃપાથી, તમારાં ચરણકમળનો યશ સમજ્યા છે તે ભૌતિક સુખ અને દુ:ખ પ્રતિ સમદ્રષ્ટા છે. જ્યાં સુધી આપણે ભૌતિક જગતમાં વિદ્યમાન છીએ, ત્યાં સુધી ભૌતિક યાતનાઓ અનિવાર્ય છે. પરંતુ ભક્ત આવાં કૃત્યો અને પ્રત્યાઘાતો, જે શુદ્ધ અને અશુદ્ધ પ્રવૃત્તિ-ઓના ફળસ્વરૂપ હોય છે, એમની પ્રત્યે પોતાનું ધ્યાન આડું જવા દેતો નથી. વળી સાધા-રણ જનસમાજમાં તેનાં વખાણ કે નિંદા થાય, તો તેથી તે નથી તો પ્રસન્ન થતો કે નથી વ્યથા પામતો. કેટલીક વાર સાધારણ જનસમાજ ભક્તની ખૂબ જ પ્રશંસા કરે છે, કારણ કે તેની પ્રવૃત્તિઓ દિવ્ય છે. અને કેટલીક વાર તેની વિરુદ્ધ પ્રતિકૂળ ટીકા માટે કોઈ કારણ ન હોય તોપણ તેની ટીકા થાય છે. શુદ્ધ ભક્ત હંમેશાં સાધારણ મનુષ્યોની પ્રશંસા કે ધિક્કાર પ્રતિ ઉદાસીન રહે છે. હકીકતમાં ભક્તની પ્રવૃત્તિઓ દિવ્ય ભૂમિકા પર હોય છે. ભૌતિક પ્રવૃત્તિઓમાં રોકાયેલા મનુષ્યોનાં પ્રશસા કે ધિક્કારમાં તેને રસ નથી. આમ જો ભક્ત પોતાની દિવ્ય સ્થિતિ જાળવી શકે તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરે આ અને પછીના ભવ માટે તેની મુક્તિની ખાતરી આપી છે. શુદ્ધ ભક્તોના સહવાસમાં રહી, જુદી જુદી અવસ્થાઓમાં અને જુદા જુદા અવતારોમાં ભગવાને કરેલી યશસ્વી પ્રવૃત્તિઓનું કેવળ શ્રવણ કરવાથી, આ ભૌતિક જગતમાં ભક્તની દિવ્ય સ્થિતિ જળવાય છે.

કૃષ્ણભાવનામય પ્રવૃત્તિ આ સિદ્ધાંતના પાયા પર રચાઈ છે. શ્રીલ નરોત્તમદાસ ઠાકુરે ગાયું છે, "મારા વહાલા પ્રભુ, આગળના આચાર્યોએ જણાવ્યા પ્રમાણે તમારી

દિવ્ય સ્નેહાળ સેવામાં મને જોડાવા દો. અને મને શુદ્ધ ભક્તોના સહવાસમા જીવવા દો મારી એ જન્મોજન્મની ભાવના છે." અર્થાત્ ભક્ત મુક્ત થયો છે કે નહીં તેની ઝાઝી દરકાર કરતો નથી પરંતુ તે કેવળ ભક્તિમય સેવા વિશે સચિંત છે. ભક્તિમય સેવાનો અર્થ એવો કે, તે વ્યક્તિ આચાર્યોની સંમતિ વિના સ્વતંત્ર રીતે કંઈ જ કરતો નથી શ્રીલ રૂપ ગોસ્વામીના આદિ આગળના આચાર્યો કૃષ્ણભાવનામય કાર્યોનું માર્ગદર્શન કરે છે આ સિદ્ધાંતોનું પાલન કરી રહેલા ભક્તમંડળમાં, ભક્ત પોતાની દિવ્ય સ્થિતિ સંપૂર્ણ રીતે જાળવવાને શક્તિમાન બને છે.

ભગવદ્ગીતામાં ભગવાન કહે છે કે, જે ભક્ત પ્રભુને સંપૂર્ણ રીતે જાણે છે તે તેમને અત્યંત વહાલો છે. ચાર પ્રકારના શુદ્ધ મનુષ્યો ભક્તિમય સેવા અપનાવે છે. જો મનુષ્ય શુદ્ધ હોય તો પછી, તે પોતાની દુઃખદ સ્થિતિમાં પ્રભુ પાસે પોતાનું દુઃખ હળવું કરવા જાય છે. જો શુદ્ધ મનુષ્યને ભૌતિક મદદની જરૂર હોય તો તે વળી આવી મદદ માટે ભગવાનને પ્રાર્થના કરે છે. જો શુદ્ધ મનુષ્ય પ્રભુના વિજ્ઞાન વિશે સાચેસાચ જિજ્ઞાસુ હોય તો તે પણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન, કૃષ્ણની સન્મુખ જાય છે. તે જ પ્રમાણે, જે શુદ્ધ મનુષ્યને કૃષ્ણ વિજ્ઞાન જાણવાની જિજ્ઞાસા હોય તે પણ પ્રભુ પાસે જાય છે. આ ચાર પ્રકારના મનુષ્યોમાં છેલ્લા ભક્ત વિશે ભગવદ્ગીતામાં સ્વયં શ્રીકૃષ્ણ ભગવાને પ્રશંસા કરી છે. જે મનુષ્ય પરમેશ્વરના વૈજ્ઞાનિક જ્ઞાન વિશે પરિચિત આગલા આચાર્યોના પગલાંનું અનુસરણ કરીને પૂર્ણજ્ઞાન અને ભક્તિસહિત કૃષ્ણને સમજવાનો પ્રયત્ન કરે, તો તે પ્રશંસનીય છે. આવો ભક્ત સમજી શકે છે કે, પ્રભુની સર્વોચ્ચ ઇચ્છાથી સાનુકૂળ અને પ્રતિકૂળ એવી, જીવનની સર્વ પરિસ્થિતિઓનું નિર્માણ થયું છે. અને જ્યારે તેણે સંપૂર્ણ રીતે પરમેશ્વરના ચરણકમળમાં આશ્રય લીધો હોય ત્યારે, તે જીવનની સાનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિની દરકાર કરતો નથી. ભક્ત પ્રતિકૂળ પરિસ્થિતિને પણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની વિશિષ્ટ કૃપા લેખે છે. હકીકતમાં ભક્ત માટે પ્રતિકૂળ પરિસ્થિતિઓ હોતી નથી. એ ઉપસ્થિત થઈ રહેલી દરેક વસ્તુને પ્રભુની ઇચ્છા પ્રમાણે ઘણી સાનુકૂળ સમજે છે. અને જીવનની કોઈ પણ પરિસ્થિતિમાં પોતાની ભક્તિમય સેવાના પાલનમાં જ કેવળ ઉત્સાહી રહે છે. ભગવદ્ગીતામાં ભક્તિમય વલણ સમજાવવામાં આવ્યું છે : જીવનના પ્રતિકૂળ સંજોગોથી ભક્ત કોઈ દિવસ દુઃખી થતો નથી કે સાનુકૂળ સંજોગોથી હર્ષ પામતો નથી. ભક્તિમય સેવાના ઉચ્ચ તબક્કાઓમાં ભક્તને કોણ સક્રિય છે, અને કોણ નિષ્ક્રિય છે, તેની નોંધ સાથે સંબંધ હોતો નથી. આચાર્યોનાં પગલાંનું અનુસરણ કરીને આવી સ્થિતિ જાળવી શકાય. શુદ્ધ ભક્ત આચાર્યોનાં પગલાંનું અનુસરણ કરે છે, તેથી, ભક્તિમય સેવા પ્રવૃત્તિમાં એ જે કાંઈ કાર્ય કરે, એને દિવ્ય ભૂમિકા પર થયેલા કાર્ય તરીકે સમજવાનું છે. એટલે કૃષ્ણ ભગવાન આપણને સૂચના આપે છે કે આચાર્ય ટીકાથી પર છે. નવદીક્ષિત ભક્તે

પોતાની જાતને આચાર્ય સાથે એક જ ભૂમિકા પર ન ગણવી જોઈએ, એટલું સ્વીકાર્ય છે, કે આચાર્યો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાથે એક જ ભૂમિકા પર છે, અને આમ, નવદીક્ષિત ભક્ત કૃષ્ણ અથવા તેમના પ્રતિનિધિ આચાર્યની કોઈ પણ પ્રકારની પ્રતિકૂળ ટીકા ન કરવી ઘટે.

આમ મૂર્તિમંત વેદોએ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની વિવિધ રીતોએ પૂજા કરી, પ્રાર્થના દ્વારા પરમેશ્વરનું કીર્તન કરવું એટલે તેમના દિવ્યગુણ, લીલાચરિત્રો અને પ્રવૃત્તિઓનું વર્ણન કરવું. પરંતુ ભગવાનનાં ચરિત્ર અને ગુણ અસીમ છે. પ્રભુના સર્વ ગુણોનું સ્મરણ કરવું એ આપણા માટે શક્ય નથી. તેથી, મૂર્તિમંત વેદોએ પોતાની સર્વોત્તમ શક્તિ પ્રમાણે પૂજન કર્યું અને છેવટે તેઓ આ પ્રમાણે બોલ્યા:

"અમારા વહાલા પ્રભુ, સર્વોચ્ચ ગ્રહ, બ્રહ્મલોકના અધિષ્ઠાતા દેવ ભગવાન બ્રહ્માજી અને સ્વર્ગલોકના અધિષ્ઠાતા દેવ ઈન્દ્ર રાજા, તેમ જ સૂર્યલોક તથા ચંદ્રલોક વગેરેના અધિષ્ઠાતા દેવતાઓ, સર્વે આ ભૌતિક જગતના અત્યંત વિશ્વસનીય સૂત્રધારો છે, પરંતુ તેમને તમારા વિશે અતિ અલ્પ જ્ઞાન છે. તો પછી સાધારણ મનુષ્યો અને માનસિક તર્ક-વિતર્ક કરનારાઓની તો વાત જ શી કરવી? કોઈ પણ મનુષ્ય માટે આપ કૃપાળુના અમર્યાદિત દિવ્યગુણોની ગણતરી કરવી શક્ય નથી. માનસિક તર્ક-વિતર્ક કરનારાઓ અને ઉચ્ચ ગ્રહમંડળમાં રહેનારા દેવતાઓ સુધ્ધાં, કોઈ પણ મનુષ્ય ખરેખર તમારા સ્વરૂપ અને લક્ષણના વિસ્તારનું મૂલ્યાંકન કરવાને શક્તિમાન નથી. અમે એમ ધારીએ છીએ કે, આપ કૃપાળુને પણ આપના દિવ્ય ગુણોનું સંપૂર્ણ જ્ઞાન નથી. તેનું કારણ એ છે કે તમે અસીમ છો. તમારા વિશે એમ કહેવું કે તમને તમારા વિશે જ્ઞાન નથી એ યોગ્ય નથી: પરંતુ એ વસ્તુ વ્યવહારુ રીતે સમજાય તેવું છે, કારણ કે તમારા ગુણો, શક્તિઓ અને જ્ઞાન અસીમ હોવાથી તમારું જ્ઞાન અને તમારી શક્તિઓના વિચારો વચ્ચે અનંત સ્પર્ધા ચાલે છે."

ખ્યાલ એવો છે કે, પ્રભુ અને તેમનું જ્ઞાન બંને અસીમ હોવાથી જે ક્ષણે પ્રભુને પોતાની કેટલીક શક્તિઓનું જ્ઞાન થાય છે ત્યારે તેમને ખ્યાલ આવે છે કે, તેમનામાં હજી વધારે શક્તિઓ છે. આ રીતે, તેમની શક્તિઓ અને જ્ઞાન બંને વધે છે. તેઓ બંને અસીમ હોવાથી તેમની શક્તિઓનો અંત નથી, અને શક્તિઓને સમજવાના જ્ઞાનનો પણ અંત નથી. નિ:શંક રીતે ભગવાન સર્વજ્ઞ છે. પરંતુ મૂર્તિમંત વેદો કહે છે, તે પ્રમાણે સ્વયં ભગવાનને પણ ભગવાનની શક્તિઓની પૂરી મર્યાદા વિશે જ્ઞાન નથી. આનો અર્થ એમ નથી કે, પ્રભુ સર્વજ્ઞ નથી. જ્યારે અમુક મનુષ્યને સત્ય હકીકત અજાણી હોય છે ત્યારે એને અજ્ઞાન અથવા જ્ઞાનનો અભાવ કહે છે, પરંતુ આ વસ્તુ ભગવાનને લાગુ પડે તેમ

નથી; કારણ કે તે સ્વયં સંપૂર્ણ રીતે જાણે છે, પરંતુ તેમની શક્તિઓ અને પ્રવૃત્તિઓ તો હજી પણ વધ્યે જ જાય છે. એટલે એ સમજવા માટે તેમનું જ્ઞાન પણ વધ્યે જ જાય છે. બંને અમર્યાદિત રીતે વધે જાય છે, અને એનો અંત નથી, એ અર્થમાં એમ કહી શકાય કે સ્વયં ભગવાનને પણ પોતાની શક્તિઓ અને ગુણોની મર્યાદાનું જ્ઞાન નથી.

ભગવાન, તેમની શક્તિઓ અને પ્રવૃત્તિઓના વિસ્તાર કેટલા અસીમ છે, એનો અડસટ્ટો કોઈ ડાહ્યો અને ગંભીર જીવાત્મા કાઢી શકે છે. વેદશાસ્ત્રોમાં એમ કહ્યું છે કે જ્યારે મહા વિષ્ણુ પોતાની યોગનિદ્રામાં શ્વાસ બહાર કાઢે છે ત્યારે, તેમાંથી અગણિત બ્રહ્માંડો ઉદ્ભવે છે. અને જ્યારે ફરીથી શ્વાસ લે છે, ત્યારે અગણિત બ્રહ્માંડો તેમના દેહમાં પ્રવેશે છે. એટલે આપણે તો એવી કલ્પના કરવાની રહી કે આપણા મર્યાદિત જ્ઞાન પ્રમાણે આ બ્રહ્માંડો અસીમ રીતે વિસ્તાર પામ્યાં છે, અને એ એટલાં બધાં મહાન છે કે, પ્રગટ વિશ્વનાં પાંચ સ્થૂળ તત્ત્વ, પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ — જ વિશ્વમાં છે, એટલું જ નહીં પરંતુ, સમસ્ત બ્રહ્માંડના સાત વિભાગમાં પણ વ્યાપ્ત છે. અને દરેક વિભાગ આગલા વિભાગ કરતાં દશગણો મોટો છે. આ રીતે, દરેકેદરેક વિશ્વ અત્યંત સલામત રીતે વ્યવસ્થિત કરેલું છે. અને આવાં અસંખ્ય વિશ્વ છે. મહા વિષ્ણુના દિવ્યશરીરનાં અસંખ્ય છિદ્રોમાં આ સર્વે વિશ્વ તરે છે. એમ કહેવાય છે, કે જેમ હવામાં પંખીઓની સાથે સાથે હવામાં તરી રહેલા રજના અણુ-પરમાણુની ગણતરી થઈ શકતી નથી, તેમ ભગવાનના દિવ્ય શરીરનાં છિદ્રોમાં તરી રહેલાં અસંખ્ય વિશ્વોની ગણતરી થઈ શકતી નથી. આ કારણથી વેદો જણાવે છે, કે હે પ્રભુ, આપણી જ્ઞાનમર્યાદાથી ઉપરવટ છે. **અવાઙ્ મનસ-ગોચરઃ** ભગવાનની લંબાઈ અને પહોળાઈનો વિસ્તાર સમજવો, એ આપણી વાણી કે માનસિક તર્ક-વિતર્કની મર્યાદાની બહારની વસ્તુ છે. એટલે, જે મનુષ્ય ખરેખર જ્ઞાની અને ડાહ્યો છે તે પ્રભુનો સમકક્ષ હોવાનો દાવો કરતો નથી, પરંતુ આત્મા અને પદાર્થ વચ્ચેનો ભેદ પાડીને પ્રભુને સમજવાનો પ્રયત્ન કરે છે. પછી મનુષ્ય આવા સંભાળપૂર્વકના ભેદ સ્પષ્ટ રીતે સમજી શકે છે કે જોકે ભગવાનને બંને શક્તિઓ સાથે સંબંધ છે છતાં પરમેશ્વર એ ચડિયાતી અને ઊતરતી શક્તિઓ કરતાં દિવ્ય છે, ભગવદ્ગીતામા કૃષ્ણ ભગવાન સમજાવે છે કે, દરેક વસ્તુ તેમની શક્તિ પર આધાર રાખે છે, પરંતુ તે શક્તિથી જુદા અથવા ભિન્ન છે.

કેટલીકવાર કુદરતને પ્રકૃતિ અને જીવાત્માઓને પુરુષ એમ ઓળખવામાં આવે છે. સમગ્ર પ્રગટ વિશ્વ પ્રકૃતિ અને પુરુષનું સંયોજન છે. પ્રકૃતિ આદિ કારણ છે, અને જીવાત્માઓ પરિણામ કારણ છે. બંને કારણ ભેગાં થઈને, આ પ્રગટ વિશ્વરૂપી પરિણામો સર્જે છે. જ્યારે મનુષ્ય આ પ્રગટ વિશ્વ વિષે સત્ય નિર્ણય તારવવા જેટલો ભાગ્યશાળી નીવડે છે ત્યારે તથા એની અંદર રહેલી દરેક પરિવર્તનશીલ વસ્તુને સ્વયં પૂર્ણ પુરુષોત્તમ

પરમેશ્વર દ્વારા પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ઉદ્ભવેલી જાણે છે. તેથી બ્રહ્મસંહિતામાં એવો નિર્ણય કરાયો છે કે, ईश्वरः परमः कृष्णः सच्चिदानंदविग्रहः अनादिरादिर्गोविन्दः सर्वकारणकारणम्। ઘણો વિચાર અને ગણતરી કર્યા પછી જ્યારે મનુષ્યે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય, ત્યારે એ એવા નિર્ણય પર આવે છે કે કૃષ્ણ અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સર્વ કારણના આદિ કારણ છે. પરમેશ્વરનો વ્યાપ – એટલે તે – આટલા લાંબા છે કે આટલા પહોળા છે – વિશે એવો તર્કવિતર્ક કર્યા સિવાય – અથવા તાત્ત્વિક ચિંતનમાં પડયા સિવાય, મનુષ્યે બ્રહ્મસંહિતામાંથી એવો નિર્ણય તારવવો જોઈએ सर्वकारणकारणं "કૃષ્ણ, અથવા પરમેશ્વર સર્વકારણના કારણ." અને જ્ઞાનનું પૂર્ણત્વ છે.

આમ બ્રહ્માથી ઉત્પન્ન થયેલા પોતાના સર્વ ભાઈઓ સમક્ષ સનંદને શિષ્ય-પરંપરા પ્રમાણે સર્વ પ્રથમ મૂર્તિમંત વેદોએ ગર્ભોદશાયી વિષ્ણુને કરેલી વેદસ્તુતિનું વર્ણન કર્યું. શરૂઆતમાં ચાર કુમારો – બ્રહ્માના ચાર પ્રથમ પુત્રો હોવાથી તેઓ પૂર્વજાત તરીકે જાણીતા છે. ભગવદ્ગીતામાં એમ કહ્યું છે કે, શિષ્યપરંપરા – પદ્ધતિ સ્વયં કૃષ્ણથી શરૂ થાય છે. તે જ પ્રમાણે, અહીંયાં, મૂર્તિમંત વેદોની પ્રાર્થનામાં એમ સમજવાનું છે કે, પરંપરા – પદ્ધતિ ભગવાન નારાયણ ઋષિથી શરૂ થાય છે. આપણે એટલું યાદ રાખવું જોઈએ કે કુમાર સનંદને આ વેદસ્તુતિનું વર્ણન કર્યું છે અને નારાયણ ઋષિએ બદરિકાશ્રમમાં આ વર્ણનનો પુનરુચ્ચાર કર્યો છે. નારાયણ ઋષિ કઠોર તપશ્ચર્યા કરી આત્મસાક્ષાત્કાર કરવાનો માર્ગ આપણને બતાવે છે. આ યુગમાં ચૈતન્ય મહાપ્રભુજીએ સ્વયં પોતે શુદ્ધ ભક્તનો ભાગ ભજવીને શુદ્ધ ભક્તિમય સેવાનો માર્ગ દર્શાવ્યો છે. તે જ પ્રમાણે, ભૂતકાળમાં ભગવાન નારાયણ ઋષિ, કૃષ્ણના અવતાર હતા. અને તેમણે હિમાલયની ગિરિમાળાઓમાં કઠોર તપશ્ચર્યા કરેલી. શ્રી નારદ મુનિ એમની પાસેથી શ્રવણ કરતા હતા. એટલે જેમ સનંદન કુમારે વેદસ્તુતિમાં જેવું વર્ણન કર્યું હતું તેમ નારાયણ ઋષિએ નારદ મુનિને જણાવેલ એવા વિધાન પરથી એમ સમજવાનું છે, કે એકલા પરમેશ્વર જ સર્વોપરી છે અને બીજા સર્વે તેમના સેવકો છે.

ચૈતન્ય ચરિતામૃતમાં એમ કહ્યું છે, 'एकेला ईश्वर कृष्ण 'માત્ર કૃષ્ણ જ પરમેશ્વર છે.' आर सर्व भृत्य: "બીજા સર્વે તેમના સેવકો છે." यारे यैछे नाचाय, से तैछे नृत्य: 'પરમેશ્વર તેમની ઈચ્છાઓ પ્રમાણે સર્વ જીવાત્માઓને વિવિધ પ્રવૃત્તિઓમાં જોડી રહ્યા છે, અને આમ તેઓ પોતાની વિવિધ શક્તિઓ અને વૃત્તિઓ પ્રગટ કરી રહ્યા છે." આમ વેદસ્તુતિ તો જીવાત્માઓ તેમની વિવિધ શક્તિઓ અને વૃત્તિઓ વચ્ચે રહેલા સંબંધ વિષે આદિ સૂચના છે. જીવાત્મા માટે આત્મસાક્ષાત્કારની સર્વોચ્ચ ભૂમિકા, એ આ ભક્તિમય જીવનની પ્રાપ્તિ છે. મનુષ્ય જ્યાં સુધી સંપૂર્ણ રીતે ભૌતિક વાસનામાંથી મુક્ત થતો નથી, ત્યાં સુધી તે ભક્તિમય જીવન અથવા

કૃષ્ણભાવનામાં જોડાઈ શક્તો નથી નારાયણ ઋષિએ નારદ મુનિને એવી માહિતી આપી, કે સર્વ વેદો અને—ચાર વેદો, ઉપનિષદો અને પુરાણો જેવાં વેદશાસ્ત્રો, પ્રભુની દિવ્ય પ્રેમભક્તિની સેવા કરવાનું શીખવે છે. આ બાબતમાં નારાયણ ઋષિએ એક વિશિષ્ઠ શબ્દ 'રસ'નો ઉપયોગ કર્યો છે. ભક્તિમય સેવામાં ભગવાન અને જીવાત્મા વચ્ચેના વિનિમયરૂપી સેવાના પાયાના સિદ્ધાંત તરીકે અથવા માધ્યમ તરીકે, આ રસ રહેલો છે. વેદોમા રસનું વર્ણન 'ईशावास्य' તરીકે પણ થાય છે. 'પરમેશ્વર સર્વાનદ સરોવર છે' પુરાણો, વેદો. ઉપનિષદો, વેદાંતસૂત્રો વગેરે વેદશાસ્ત્રો જીવાત્માઓને રસની ભૂમિકા કેવી રીતે પ્રાપ્ત થાય તે શીખવે છે. વળી ભાગવતમ્ એ પણ જણાવે છે કે મહાપુરાણ(શ્રીમદ્ભાગવતમ્)માં સર્વ વેદશાસ્ત્રોના રસનો સાર રહેલો છે. निगम-कल्प-तरोर्गलितं फल भागवतं વૈદિક સાહિત્યના કલ્પવૃક્ષનાં પરિપક્વ ફળનો પરિપક્વ રસ એ ભાગવતમ્ છે.

આપણે જાણીએ છીએ કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્વાસ મૂકે છે તે સાથે જ ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ—એ ચાર વેદો પ્રગટ થયા અને સાથે સાથે મહાભારત અને સર્વ પુરાણો જે જગતનો ઈતિહાસ પણ ગણાય છે, તે પણ પ્રગટ થયા. પુરાણો અને મહાભારત જેવા વૈદિક ઈતિહાસોને પાંચમો વેદ પણ કહે છે.

વેદ-સ્તુતિના શ્લોકો સર્વ વૈદિક જ્ઞાનનો સારાંશ ગણાય છે. ચાર કુમારો અને બીજા સર્વ અધિકૃત સંતપુરુષો સંપૂર્ણ રીતે જાણે છે કે, કૃષ્ણભાવનામય સેવા-ભક્તિ વેદશાસ્ત્રોનો સારાંશ છે, અને તેઓ બાહ્યાવકાશમાં ભ્રમણ કરતા કરતા વિવિધ ગ્રહોમાં આનો પ્રચાર કરે છે. આમાં એમ કહ્યું છે કે, નારદ મુનિ સહિત આવા સંતો ક્વચિત જ જમીન પર પ્રવાસ કરે છે; તેઓ સતત બાહ્યાવકાશમાં પ્રવાસ કરે છે.

નારદજી અને કુમારો જેવા ઋષિમુનિઓ, બદ્ધ જીવોને ઉપદેશ આપવા, અને દુનિયામાં લોકોનો ઉદ્યમ ઈન્દ્રિયોના ભોગો ભોગવવામાં નથી, પરંતુ નવેસરથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની મૂળભૂત ભક્તિમય સ્થિતિમાં સ્થિર થવામાં છે. એમ સમજાવવા માટે સમગ્ર વિશ્વમાં પ્રવાસ કરે છે. કોઈ ને કોઈ કારણસર જ્યારે તણખા અગ્નિમાથી બહાર ઝરે છે, ત્યારે તેઓ પોતાનું કુદરતી તેજ ગુમાવે છે. આથી એ વસ્તુ સાબિત થાય છે કે, જીવાત્માઓ મહા-અનલ(મોટા અગ્નિ)માંથી ઝરી રહેલા તણખાઓની જેમ આ ભૌતિક જગતમાં આવે છે. જીવાત્મા કૃષ્ણની નકલ કરવા જાય છે અને ભૌતિક પ્રકૃતિ પર પોતાનું આધિપત્ય જમાવવા પ્રયત્ન કરે છે; આમ તે પોતાની મૂળ સ્થિતિ, પોતાની તેજસ્વી શક્તિ, પોતાનું આધ્યાત્મિક સ્વરૂપ ગુમાવે છે, પરંતુ જો જીવાત્મા કૃષ્ણભાવના અપનાવે તો તેને, તેની મૂળ સ્થિતિ પ્રાપ્ત થાય છે. સંત પુરુષો, નારદજી તથા કુમારો જેવા સાધુઓ સમગ્ર વિશ્વમાં પ્રજાને શિક્ષણ આપવા અને તેમના શિષ્યોને

ભક્તિમય સેવાની પ્રક્રિયાનો પ્રચાર કરવા ઉત્સાહિત કરવા માટે, સમગ્ર વિશ્વમાં ભ્રમણ કરી રહ્યા છે, કે જેથી સર્વ બદ્ધ જીવો પોતાની મૂળ ભાવના અથવા કૃષ્ણભાવનાને સજીવન કરવાને શક્તિમાન બને અને એ રીતે ભૌતિક જીવનની દુઃખદ સ્થિતિમાંથી રાહત પ્રાપ્ત કરે.

શ્રી નારદ મુનિ નૈષ્ઠિક બ્રહ્મચારી છે. ચાર પ્રકારના બ્રહ્મચારીઓ હોય છે. તેમાં પ્રથમ 'સાવિત્ર' કહેવાય છે. સાવિત્ર એટલે એવા બ્રહ્મચારીએ દીક્ષા લીધી અને પવિત્ર યજ્ઞોપવીતવિધિ પછી ઓછામાં ઓછા ત્રણ દિવસ બ્રહ્મચર્ય પાળવું જોઈએ. બીજો 'પ્રાજાપત્ય' બ્રહ્મચારી કહેવાય છે. આ બ્રહ્મચારી દીક્ષા લીધા પછી ઓછામાં ઓછું એક વર્ષ સુધી કડક બ્રહ્મચર્યનું પાલન કરે છે. ત્યાર પછીનો ત્રીજો 'બ્રહ્મબ્રહ્મચારી' કહેવાય છે. આ બ્રહ્મચારી દીક્ષાના સમયથી વેદશાસ્ત્રોનું અધ્યયન પૂરું થાય ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળે છે. ત્યાર પછીની (ચોથી) નૈષ્ઠિક બ્રહ્મચારીની છે. આ બ્રહ્મચારી તેના સમગ્ર જીવન દરમ્યાન બ્રહ્મચર્ય પાળે છે. આમાંથી પ્રથમ ત્રણ ઉપક્રમ છે. એ પ્રકારના બ્રહ્મચારીઓ, બ્રહ્મચર્યનો સમય પૂરો થયા પછી પરણી શકે છે. નૈષ્ઠિક બ્રહ્મચારી કામ-સંબંધનો સંપૂર્ણપણે ત્યાગ કરે છે. તેથી કુમારો અને નારદ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ તરીકે જાણીતા છે. જીવનમાં બ્રહ્મચર્યની યોજના ખાસ કરીને એ દૃષ્ટિએ લાભકારી છે, કે તેનાથી સ્મરણશક્તિ અને નિર્ણયશક્તિ વૃદ્ધિ પામે છે. ખાસ કરીને આ બાબતમાં એમ જણાવવામાં આવ્યું છે કે, નારદજી નૈષ્ઠિક બ્રહ્મચારી હતા, તેથી તેઓ જે કંઈ પોતાના આધ્યાત્મિક ગુરુ પાસેથી સાંભળતા, તે યાદ રાખી શકતા; અને તે કોઈ દિવસ ભૂલતા નહીં. જે મનુષ્ય દરેક વસ્તુ સતત યાદ રાખે છે, તેને શ્રુતધર કહે છે. શ્રુતધર બ્રહ્મચારી પુસ્તકો અને નોંધોનો ઉલ્લેખ કર્યા સિવાય જે કંઈ સાંભળે છે, તે શબ્દે-શબ્દ ફરીથી બોલી શકે છે. મહર્ષિ નારદજીમાં આ ગુણ છે, અને તેથી, નારાયણ ઋષિ પાસેથી ઉપદેશ પ્રાપ્ત કરીને, તેઓ સમગ્ર જગતમાં ભક્તિમય સેવાનું તત્ત્વજ્ઞાન પ્રસરાવવા સમગ્ર જગતમાં ઘૂમે છે. આવા મહાન ઋષિમુનિઓ દરેક વસ્તુ યાદ કરી શકે છે તેથી, તેઓ અત્યંત વિચારશીલ, આત્મસાક્ષાત્કારને પામેલા અને પ્રભુસેવામાં સંપૂર્ણ રીતે સ્થિર થયેલા હોય છે. આમ, મહર્ષિ નારદજી પોતાના આધ્યાત્મિક ગુરુ નારાયણ ઋષિ પાસેથી શ્રવણ કરીને સંપૂર્ણ રીતે સાક્ષાત્કાર પામ્યા. તે સત્યમાં પ્રતિષ્ઠિત થયા, અને એમને એટલો બધો આનંદ થયો કે, એમને નારાયણ ઋષિને નીચેની પ્રાર્થનાઓ કરી:

વળી નૈષ્ઠિક બ્રહ્મચારીને 'વીરવ્રત' પણ કહે છે. નારદ મુનિએ નારાયણ ઋષિને કૃષ્ણ-અવતાર તરીકે સંબોધન કર્યું અને તેમણે વિશિષ્ટ રીતે બદ્ધ જીવોના સર્વોચ્ચ શુભેચ્છક તરીકે તેમને સંબોધ્યા. ભગવદ્‌ગીતામાં એમ કહ્યું છે કે, કૃષ્ણ ભગવાન

પોતાના ભક્તોનું રક્ષણ કરવા અને નાસ્તિકોનો વિનાશ કરવા જ યુગે યુગે અવતરે છે. નારાયણ ઋષિ પણ, કૃષ્ણાવતાર હોવાથી બદ્ધ જીવોના શુભેચ્છક તરીકે સંબોધાય છે. ભગવદ્‌ગીતામાં જણાવ્યા પ્રમાણે દરેક મનુષ્યે જાણવું જોઈએ કે, કૃષ્ણ જેવો કોઈ શુભેચ્છક નથી. દરેક મનુષ્યે એમ સમજવું જોઈએ કે કૃષ્ણ ભગવાન દરેક મનુષ્યનાં શુભેચ્છક છે અને તે કૃષ્ણનું શરણું લેવું જોઈએ. આ રીતે કોઈ એક તેની સર્વ પ્રકારે રક્ષા કરવાને શક્તિમાન છે એમ જાણીને મનુષ્યે સંપૂર્ણપણે શ્રદ્ધાળુ અને સંતુષ્ટ થવું ઘટે. સ્વયં કૃષ્ણ તેમના અવતારો અને તેમના આંશિક વિસ્તારો સર્વે બદ્ધ જીવોના સર્વશ્રેષ્ઠ શુભેચ્છકો છે, પરંતુ કૃષ્ણ તો અસુરોના પણ શુભેચ્છક છે, કારણ તેમની હત્યા કરવા માટે વૃન્દાવન આવેલા એ સર્વ અસુરોને તેમણે મોક્ષ આપ્યો; તેથી કૃષ્ણની કલ્યાણકારી પ્રવૃત્તિઓ સંપૂર્ણ છે. કારણ કે જ્યારે તે અસુરનો વિનાશ કરે છે, અથવા ભક્તની રક્ષા કરે છે. ત્યારે પણ તેમની પ્રવૃત્તિઓ એક અને અજોડ રહે છે. એમ કહેવાય છે કે, રાક્ષસી પૂતનાને પણ કૃષ્ણની માતા જેટલું જ ઉચ્ચ સ્થાન આપવામાં આવેલું. જ્યારે કૃષ્ણ અસુરનો વધ કરે છે, ત્યારે તેમ જાણવું જોઈએ કે, આનાથી અસુરને સર્વશ્રેષ્ઠ રીતે લાભ થાય છે, પરંતુ ભગવાન શુદ્ધ ભક્તની હમેશાં રક્ષા કરે છે.

પોતાના આધ્યાત્મિક ગુરુનું સન્માન કર્યા પછી, નારદ મુનિ વ્યાસદેવના આશ્રમમાં ગયા અને સમગ્ર વૃત્તાંત પોતાના શિષ્યને કહ્યો. આમ, વ્યાસદેવે નારદ મુનિનું પોતાના આશ્રમમાં યોગ્ય રીતે સ્વાગત કર્યું, અને તેમને અત્યંત સુખદ આસન પર બેસાડયા પછી, તે નારદ ઋષિ પાસેથી તેમણે જે સાંભળેલું તેનું તેઓ વર્ણન કરવા લાગ્યા. આ રીતે શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત મહારાજને વૈદિક જ્ઞાનના સારાંશ અને વેદોમાં દર્શાવેલા અંતિમ લક્ષ વિષે તેમના પ્રશ્નોના જવાબ આપીને માહિતગાર કર્યા. જીવનમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના દિવ્ય આશીર્વાદ પ્રાપ્ત કરવાનું અને એ રીતે ભગવાનની સ્નેહાળ સેવામાં જોડાવાનું છે. મનુષ્યે શુકદેવ ગોસ્વામી અને શિષ્યપરંપરા દ્વારા આવેલા સર્વ વૈષ્ણવોના પગલે પગલે અનુસરવાનું છે અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હરિ, ભગવાન કૃષ્ણને સન્માનપૂર્વક વંદન કરવાનું છે. મધ્વ સંપ્રદાય, રામાનુજ સંપ્રદાય, વૈષ્ણવ સંપ્રદાય અને નિમ્બાર્ક સંપ્રદાય જેવા વૈષ્ણવ પરંપરાના ચાર સંપ્રદાયો સર્વ વૈદિક નિર્ણયાનુસાર સંમત થાય છે કે, મનુષ્યે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને શરણે જવું જોઈએ. વેદશાસ્ત્રો બે વિભાગમાં વહેંચાયેલાં છે. શ્રુતિઓ અને સ્મૃતિઓ. શ્રુતિઓ એટલે ચાર વેદો, ઋક્, સામ્, અથર્વ, યજુષ્ અને ઉપનિષદો. અને જેમાં ભગવદ્‌ગીતા સમાયેલી છે એવા મહાભારત જેવા પુરાણો એ સ્મૃતિઓ છે. આ સર્વનો નિર્ણય એવો છે કે, મનુષ્યે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણને જોઈએ તે પરમ પુરુષ, અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. તેમના નિરીક્ષણ નીચે ભૌતિક પ્રકૃતિ કામ કરે છે, જેથી વિશ્વનું સર્જન, પોષણ અને વિનાશ થાય છે. સર્જન પછી, પરમેશ્વર બ્રહ્મા, વિષ્ણુ

અને શંકર ભગવાન તરીકે ત્રણ અવતાર ધારણ કરે છે. એ સર્વ ભૌતિક પ્રકૃતિના ત્રણ ગુણોની જવાબદારી લે છે, પરંતુ અંતિમ માર્ગદર્શન વિષ્ણુ ભગવાનના હાથમાં છે. ભૌતિક પ્રકૃતિની ત્રિગુણાત્મક સંપૂર્ણ પ્રવૃત્તિઓનું સંચાલન પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણના માર્ગદર્શન નીચે ચાલે છે. ભગવદ્‌ગીતા, ન્યાયદર્શન અને સાક્ષાત્ વેદોમાં આની સ્વીકૃતિ મળે છે.

નાસ્તિક સાંખ્યવાદી તત્ત્વજ્ઞાનીઓ પોતાની દલીલો એ રીતે રજૂ કરે છે કે, પ્રકૃતિ અને પુરુષથી આ ભૌતિક પ્રગટ વિશ્વ ઉદ્‌ભવ્યું છે. તેઓ દલીલ કરે છે કે, પ્રકૃતિ અને ભૌતિક શક્તિથી ભૌતિક કારણ અને પરિણામજન્ય કારણ બને છે, પરંતુ કૃષ્ણ સર્વ કારણોના કારણ છે. તેઓ સર્વ ભૌતિક અને પરિણામજન્ય કારણોના કારણ છે. પ્રકૃતિ અને પુરુષ અંતિમ કારણ નથી. બાહ્ય દૃષ્ટિએ એમ લાગે છે કે, પિતા અને માતાના સંયોગથી બાળક જન્મે છે. પરંતુ પિતા અને માતા બંને લોકોનું અંતિમ કારણ કૃષ્ણ છે. તેથી આદિ કારણ અથવા સર્વ કારણોના કારણ તરીકે તેમનો બ્રહ્મસંહિતામાં સ્વીકાર થયો છે.

ભૌતિક પ્રકૃતિમાં પરમેશ્વર અને જીવાત્માઓ બંને પ્રવેશે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણ પોતાના આંશિક વિસ્તારોમાંથી એક કલાથી ક્ષિરોદકશાયી વિષ્ણુ અને કારણ — સમુદ્રમાં સૂઇ રહેલા વિરાટ વિષ્ણુ અથવા મહા વિષ્ણુ તરીકે પ્રગટ થાય છે. ત્યાર પછીથી મહા વિષ્ણુના અતિ વિરાટ સ્વરૂપમાંથી ગર્ભોદકશાયી વિષ્ણુ પ્રત્યેક વિશ્વમાં વિસ્તરે છે. તેમનામાંથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ વિસ્તરે છે. સર્વ જીવાત્માઓના હૃદય અને અણુપરમાણુ સહિત સર્વ ભૌતિક તત્ત્વોમાં વિષ્ણુ પ્રવેશે છે. બ્રહ્મસંહિતામાં अण्डान्तरस्थ – परमाण – च यान्तरस्थम् । તે ભગવાન આ વિશ્વમાં અને પ્રત્યેક અણુમાં પણ છે.

જીવાત્માને, વિવિધ યોનિઓ અને સ્વરૂપોમાંથી મળેલું નાનકડું ભૌતિક શરીર હોય છે અને એ જ પ્રમાણે સમગ્ર વિશ્વ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું ભૌતિક શરીર જ છે. બીજું કંઈ નથી. શાસ્ત્રોમાં આ શરીરને વિરાટરૂપ તરીકે વર્ણવે છે. જે રીતે વ્યક્તિગત જીવાત્મા પોતાના અમુક શરીરનું પોષણ કરે છે, તે રીતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સમગ્ર પ્રગટ વિશ્વ અને એમાં રહેલી દરેક વસ્તુનું પોષણ કરે છે. જે ક્ષણે વ્યક્તિગત ભૌતિક જીવાત્મા ભૌતિક શરીર ત્યજે છે, કે તરત જ એ મૃત શરીર નાશ પામે છે, તે જ પ્રમાણે જે ક્ષણે વિષ્ણુ ભગવાન પ્રગટ વિશ્વ ત્યજે છે ત્યારે, દરેક વસ્તુ નાશ પામે છે. કેવળ જ્યારે વ્યક્તિગત જીવાત્મા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને શરણે જાય છે ત્યારે તેની ભૌતિક જીવનમાંથી મુક્તિ નિશ્ચિત બને છે. આને ભગવદ્‌ગીતામાં સ્વીકૃતિ મળી છે : मामेव प्रपद्यन्ते मायामेतां तरन्ति ते । એટલે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને શરણે જવું એ મુક્તિનું કારણ છે, અને એ સિવાય બીજું કશું

જ નથી. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને શરણે ગયા પછી ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિથી મુક્ત થયેલો જીવાત્મા કેવો હોય છે તે ઓરડામાં ઊંઘી ગયેલા મનુષ્યના ઉદાહરણ પરથી સમજાય છે. જ્યારે મનુષ્ય ઊંઘી જાય છે ત્યારે દરેક જણ જુએ છે કે, તે ઓરડામાં હાજર છે, પરંતુ હકીકતમાં મનુષ્ય સ્વયં એ શરીરમાં નથી, કારણ કે ઊંઘી જતી વખતે મનુષ્ય પોતાના શારીરિક અસ્તિત્વને વીસરી જાય છે. પરંતુ બીજાઓ જુએ છે કે તેનું શરીર વિદ્યમાન છે. તે જ પ્રમાણે પ્રભુની ભક્તિમય સેવામાં જોડાયેલા મુક્ત મનુષ્યને સંભવ છે કે, બીજાઓ ભૌતિક જગતમાં ગૃહસ્થાશ્રમની ફરજો અદા કરી રહેલા મનુષ્ય તરીકે જુએ; પરંતુ તેની ભાવના કૃષ્ણમાં સ્થિર થયેલી હોવાથી, તે આ જગતમાં રહેતો નથી. જેમ ઊંઘતા મનુષ્યની પ્રવૃત્તિઓ તેની જાગ્રત અવસ્થામાં થતી શારીરિક પ્રવૃત્તિઓ કરતાં ભિન્ન હોય છે, બરાબર તે જ રીતે ભક્તની પ્રવૃત્તિઓ ભિન્ન છે. ભગવદ્‌ગીતામાં એ સ્વીકાર્ય છે કે, ભગવાનની દિવ્ય પ્રેમભક્તની સેવામાં સારો એવો સમય પસાર કરી રહેલો ભક્ત, ભૌતિક પ્રકૃતિની ત્રિગુણાત્મક અસરથી ક્યારનોય મુક્ત થઈ ચૂક્યો છે, તે ક્યારનોય આધ્યાત્મિક સાક્ષાત્કારની બ્રહ્મન ભૂમિકા પર સ્થિર થયો છે, પરંતુ તે શરીરમાં અથવા ભૌતિક જગતમાં જીવંત ભાસે છે.

પોતાના 'ભક્તિ રસામૃત સિંધુ'માં શ્રીલરૂપ ગોસ્વામીએ જણાવ્યું છે કે, જે મનુષ્યની એકમાત્ર ભાવના પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સેવા કરવાની છે, તે સંભવ છે ભૌતિક જગતમાં કોઈ પણ સ્થિતિમાં રહેલો જણાય, પરંતુ તેને 'જીવન-મુક્ત' સમજવાનો છે, એનો અર્થ એ કે તે શરીર અથવા ભૌતિક જગતમાં રહેલો હોવા છતાં તેને મુક્ત ગણવાનો છે. એટલે, ઉપસંહારમાં એટલું જ જણાવવાનું કે, કૃષ્ણભાવનામાં સંપૂર્ણ રીતે જોડાયેલો મનુષ્ય મુક્ત મનુષ્ય છે. હકીકતમાં આવા મનુષ્યને ભૌતિક જગત સાથે કોઈ જાતની લેવાદેવા નથી. જેઓ કૃષ્ણભાવના વિહોણા છે, તેઓ કર્મીઓ અથવા જ્ઞાનીઓ કહેવાય છે અને તેઓ શારીરિક તથા માનસિક ભૂમિકા પર ભમ્યા કરે છે અને આમ મુક્ત નથી. આ સ્થિતિને कैवल्य – निरस्त – योनि કહે છે. દિવ્ય ભૂમિકા પર સ્થિર થયેલો મનુષ્ય જન્મ અને મરણના વારંવાર થતા ફેરામાંથી મુક્ત બને છે. ભગવદ્‌ગીતાના ચોથા અધ્યાયમાં પણ આનો સ્વીકાર થયો છે. કેવળ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર શ્રીકૃષ્ણના દિવ્ય સ્વભાવને જાણીને જ જન્મ અને મરણના પુનઃ પુનઃ થતા ફેરામાંથી મનુષ્ય મુક્ત બને છે, અને પોતાનું વર્તમાન શરીર ત્યજ્યા પછી, તે પાછો સ્વધામ પ્રભુ પાસે પાછો જાય છે. આવો સર્વ વેદોનો નિર્ણય છે. આમ મૂર્તિમંત વેદોએ કરેલી પ્રાર્થનાઓ સમજ્યા પછી, મનુષ્યે કૃષ્ણ ભગવનના ચરણકમળનું શરણ લેવું જોઈએ.



# ૮૭ શંકર ભગવાનની મુક્તિ

કૃષ્ણના મહાન ભક્ત તરીકે, પરીક્ષિત રાજા ક્યારનાયે મુક્ત થઈ ચૂક્યા હતા, પરંતુ તેઓ શુકદેવ ગોસ્વામીને વિવિધ પ્રશ્નો પૂછતા હતા. આગલાં પ્રકરણમાં પરીક્ષિત રાજાનો પ્રશ્ન હતો, "વેદોનું અંતિમ ધ્યેય શું છે?" અને શુકદેવ ગોસ્વામીએ સનંદનથી માંડીને નારાયણ ઋષિ, નારદ, વ્યાસદેવ અને પછી તેમણે પોતે મેળવેલા જ્ઞાન પ્રમાણે એટલે શિષ્યપરંપરા પ્રમાણે પ્રમાણભૂત વર્ણનો દ્વારા સમજૂતી આપી. નિર્ણય એવો થયો કે, વેદોનું અંતિમ લક્ષ્ય ભક્તિ અથવા ભક્તિમય સેવા છે. નવદીક્ષિત ભક્ત એવો પ્રશ્ન પૂછી શકે છે, "જો જીવનનું અંતિમ ધ્યેય અથવા વેદોનો નિર્ણય મનુષ્યને ભક્તિમય સેવાની ભૂમિકા સુધી ઊંચે લઈ જવાનો હોય તો એવું શા માટે જાણવા મળે છે કે, સામાન્ય રીતે વિષ્ણુ ભગવાનનો ભક્ત ભૌતિક રીતે સમૃદ્ધ હોતો નથી. જ્યારે શંકર ભગવાનનો ભક્ત અત્યંત સમૃદ્ધ જણાય છે. "આ હકીકતના સ્પષ્ટીકરણ માટે પરીક્ષિત મહારાજે શુકદેવ ગોસ્વામીને પૂછયું : "મારા વહાલા શુકદેવ ગોસ્વામી, સામાન્ય રીતે એમ જણાય છે કે, મનુષ્ય અસુર અથવા દેવતાઓના ગમે તે સમાજમાં હોય - પરંતુ જો તેઓ શંકર ભગવાનની પૂજા કરતા હોય તો તે ભૌતિક રીતે અત્યંત સમૃદ્ધ હોય છે, પરંતુ શંકર ભગવાન સ્વયં તદ્દન અકિંચન મનુષ્ય જેવું જીવન જીવે છે. બીજી તરફ જે વિષ્ણુ ભગવાન મહાલક્ષ્મીના નિયંતા છે, તેમના ભક્તો અત્યંત સમૃદ્ધ જણાતા નથી. અને કેટલીક વાર તેઓ સંપૂર્ણ રીતે ભૌતિક સંપત્તિ વગર પણ જીવન જીવતા જણાય છે. શંકર ભગવાન વૃક્ષ નીચે અથવા હિમાલય પર્વતના બરફમાં રહે છે. તેઓ પોતાને માટે મકાન પણ બાંધતા નથી, તેમ છતાં શંકર ભગવાનને પૂજનારા ખૂબ જ શ્રીમંત હોય છે. પરંતુ કૃષ્ણ અથવા વિષ્ણુ ભગવાન વૈકુંઠમાં હોય કે આ ભૌતિક જગતમાં હોય, પરંતુ અત્યંત સમૃદ્ધિ ભોગવે છે. પરંતુ તેમના ભક્તો દરિદ્રથી પીડાતા જણાય છે. આમ શા માટે?"

પરીક્ષિત મહારાજનો આ પ્રશ્ન અત્યંત બુદ્ધિપૂર્વકનો છે. ઉદાહરણ તરીકે શંકર ભગવાન અને વિષ્ણુ ભગવાનના બંને ભક્તવૃન્દોમાં હમેશાં એકમતી હોતી નથી. આજે પણ ભારતમાં બંને ભક્ત-વૃંદ એકબીજાની ટીકા કરે છે, અને ખાસ કરીને દક્ષિણ ભારતમાં તો રામાનુજ આચાર્ય અને શંકરાચાર્યના અનુયાયીઓ વૈદિક નિર્ણય સમજવા માટે પ્રસંગોપાત્ત સભાઓ યોજે છે. સામાન્ય રીતે, આવી સભાઓમાં, રામાનુજ આચાર્યના અનુયાયીઓ વિજયી નીવડે છે. પરિક્ષીત મહારાજ શુકદેવ ગોસ્વામીને આ પ્રશ્ન પૂછીને પરિસ્થિતિ સ્પષ્ટ કરવા માગતા હતા. શંકર ભગવાનના ભક્તો અત્યંત સમૃદ્ધ જણાય છે, પરંતુ તેઓ ગરીબ મનુષ્ય જેવું જીવન જીવે છે, જ્યારે કૃષ્ણ અથવા વિષ્ણુ ભગવાન હમેશાં સમૃદ્ધ હોય છે, અને છતાં તેમના ભક્તો ગરીબાઈથી પીડિત જણાય છે. આ સ્થિતિ વિવેકબુદ્ધિવાળા મનુષ્યને પરસ્પર વિરોધી અને મૂંઝવનારી લાગે છે.

શુકદેવ ગોસ્વામીએ શંકર ભગવાન અને વિષ્ણુ ભગવાનની પૂજાને લગતા દેખીતા વિરોધ વિષે પરીક્ષિત રાજાના જિજ્ઞાસાભર્યા પ્રશ્નનો જવાબ આપવા માંડયો. શંકર ભગવાન ભૌતિક શક્તિના સ્વામી છે. દુર્ગાદેવી ભૌતિક શક્તિનાં પ્રતિનિધિ છે, અને શંકર ભગવાન તેમના પતિ થાય છે, દુર્ગાદેવી શંકર ભગવાનના સંપૂર્ણ નિયંત્રણ નીચે છે, એટલે એમ સમજવાનું કે શંકર ભગવાન આ ભૌતિક શક્તિના સ્વામી છે. ભૌતિક શક્તિ, સત્ત્વ, રજસ્, અને તમસ્ એમ ત્રિગુણાત્મક રીતે પ્રગટ થાય છે, અને તેથી શંકર ભગવાન આ ત્રણે ગુણના સ્વામી છે. શંકર ભગવાન બદ્ધ જીવના લાભાર્થે આ ગુણોનો સંપર્ક ધરાવે છે, પરંતુ તે સૂત્રધાર છે તેથી એનાથી લેપાતા નથી. બદ્ધ જીવ પર ત્રણ ગુણોની અસર થાય છે, પરંતુ શંકર ભગવાન આ ગુણોના સ્વામી છે તેથી તેમની પર એની અસર થતી નથી.

શુકદેવ ગોસ્વામીનાં વિધાનો પરથી આપણે સમજી શકીએ છીએ કે, જેમ કેટલાક મંદ બુદ્ધિ મનુષ્યો ધારે છે, તેમ વિવિધ દેવતાઓને અને વિષ્ણુ ભગવાનને પૂજવાનાં પરિણામો એકસરખાં નથી. તે સ્પષ્ટ રીતે જણાવે છે કે, શંકર ભગવાનને પૂજવાથી મનુષ્યને અમુક બદલો મળે છે. જ્યારે વિષ્ણુ ભગવાનને પૂજવાથી તેને બીજો બદલો મળે છે. આ વસ્તુ ભગવદ્ગીતામાં પણ સ્વીકારાયેલી છે : જેઓ વિવિધ દેવતાઓને પૂજે છે તેઓને જે તે દેવો આપી શકે તેટલાં જ મનવાંચ્છિત પરિણામો તેમને પ્રાપ્ત થાય છે. તે જ પ્રમાણે, જેઓ ભૌતિક શક્તિને પૂજે છે તેમને આવી પ્રવૃત્તિઓ બદલ યોગ્ય વળતર મળે છે, અને જેઓ પિતૃઓને પૂજે છે, તેમને એવાં જ પરિણામ મળે છે, પરંતુ જેઓ પરમેશ્વર વિષ્ણુ કે કૃષ્ણની પૂજા અથવા સેવા – ભક્તિમાં જોડાયેલા છે તેઓ વૈકુંઠલોક અથવા કૃષ્ણલોકમાં જાય છે. મનુષ્ય શંકર ભગવાન, અથવા બ્રહ્માજી

અથવા બીજા કોઈ દેવતાનું પૂજન કરીને, આધ્યાત્મિક આકાશ – 'પર વ્યોમ'માં અથવા દિવ્યલોકમાં જઈ શકતો નથી.

આ ભૌતિક જગત આ ત્રિગુણાત્મક ભૌતિક પ્રકૃતિનું ઉત્પાદન છે, તેથી આ ત્રણ ગુણોમાંથી સર્વ પ્રકારનું વૈવિધ્યપૂર્ણ સર્જન ઉદ્‌ભવે છે. ભૌતિક વિજ્ઞાનની મદદથી અર્વાચીન સંસ્કૃતિએ ઘણાં યંત્રો અને જીવનનાં સુખસગવડનાં સાધનો ઉત્પન્ન કર્યાં છે, અને છતાં તે કેવળ આ ભૌતિક ગુણોનાં અંતર્ગત કાર્યોનું કેવળ વૈવિધ્ય છે. શંકર ભગવાનના ભક્તો ઘણી ભૌતિક સમૃદ્ધિ મેળવવાને શક્તિશાળી છે, પરંતુ આપણે જાણવું જોઈએ કે, તેઓ કેવળ ત્રણે ગુણથી ઉત્પન્ન થયેલી વસ્તુઓ જ એકઠી કરે છે. એ ત્રણ ગુણોનું ફરી પાછું ગૌણવિભાગીકરણ સોળ વિભાગોમાં થયું છે. જેમ કે દશ ઇન્દ્રિયો(પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો, તેમ જ મન, પંચતત્ત્વ, – પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ અને આકાશ) એ સોળ બાબતો ત્રણ ગુણોનો વધારેલો વિસ્તાર છે. ભૌતિક સુખ અથવા સમૃદ્ધિ એટલે ઇન્દ્રિયોની, અને ખાસ કરીને જનનેન્દ્રિય અને મનની તૃપ્તિ, આપણા માનસિક પ્રયત્નોથી આપણી જનનેન્દ્રિયો અને જીભને મોજ કરાવવા માટે ઘણી ઘણી આનંદદાયક વસ્તુઓને ઉત્પન્ન કરીએ છીએ. આ ભૌતિક જગતમાં જે મનુષ્ય ઇન્દ્રિયો અને જીવનનાં સુખ ભોગવી શકે તેની ઉપરથી એની સમૃદ્ધિનું મૂલ્યાંકન થાય છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો કામ-સુખ ભોગવવા માટે તે કેટલો શક્તિશાળી છે, અને સ્વાદિષ્ટ ભોજનોના રસાસ્વાદને સંતોષવામાં એ કેટલો ચીવટવાળો છે એ રીતે તેનું મૂલ્યાંકન થાય છે, સંસ્કૃતિના ભૌતિક વિકાસ માટે જનનેન્દ્રિય અને સ્વાદેન્દ્રિય આ બે સિદ્ધાંતોના પાયા ઉપર માનસિક આનંદ અનુભવવા માટે સુખોપભોગ માટેની વસ્તુઓનું સર્જન કરવાની અપેક્ષા ઊભી થાય છે. અહીં શુકદેવ ગોસ્વામીએ આપેલા પરીક્ષિત રાજાના પ્રશ્નના જવાબમાં શંકર ભગવાનના સેવકો શા માટે આટલા બધા સમૃદ્ધ હોય છે, એનું કારણ આવી જાય છે.

શંકર ભગવાનના ભક્તો કેવળ ભૌતિક ગુણોની બાબતમાં સમૃદ્ધ હોય છે. હકીકતમાં, આવો કહેવાતો સાંસ્કૃતિક વિકાસ ભૌતિક જગતની જંજાળનું કારણ હોય છે. હકીકતમાં તે વિકાસ નહીં, પરંતુ અધઃપતન છે. એટલે નિર્ણયમાં એટલું જ કે શંકર ભગવાન ત્રણ ગુણોના સ્વામી હોવાથી, તેમના ભક્તોને ઇન્દ્રિયોને સંતુષ્ટ કરવા માટે ગુણોની આંતરક્રિયા દ્વારા ઉત્પન્ન કરેલી વસ્તુઓ અર્પણ કરાય છે, પરંતુ, ભગવદ્‌ગીતામાં કૃષ્ણ ભગવાન પાસેથી આપણને બોધ મળે છે, કે મનુષ્યને ગુણાત્મક અસ્તિત્વથી પર જવાનું છે. निस्त्रैगुण्यो भवार्जुन । ત્રણે ગુણોથી દિવ્ય થવું, એ માનવજીવનનો અંતિમ સિદ્ધાંત છે. જ્યાં સુધી મનુષ્ય, નિસ્ત્રૈ-ગુણ્ય થતો નથી. ત્યાં સુધી

તે ભૌતિક જંજાળમાંથી મુક્ત થઈ શક્તો નથી. અર્થાત્ બાહ્ય દૃષ્ટિએ આવી સુખ-સગવડો સમૃદ્ધ જણાવા છતાં, હકીક્તમાં તો શંકર ભગવાન પાસેથી મળેલી કૃપા બદ્ધ જીવોના લાભાર્થે નથી.

શુકદેવ ગોસ્વામીએ આગળ ચલાવતાં જણાવ્યું : "પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હરિ, ભૌતિક પ્રકૃતિના ત્રણે ગુણમાં દિવ્ય છે." ભગવદ્ગીતામાં એમ કહ્યું છે, કે જે કોઈ મનુષ્ય પ્રભુને શરણે જાય છે, તે ભૌતિક પ્રકૃતિના ત્રણે ગુણનાં નિયંત્રણને ઓળંગે છે. તેથી, હરિભક્તો ત્રણ પ્રકારના ભૌતિક ગુણોના નિયંત્રણથી પર છે, તેથી ચોક્કસ તે સ્વયં દિવ્ય છે. એટલે શ્રીમદ્ ભાગવતમ્માં એમ કહ્યું છે, કે હરિ અથવા કૃષ્ણ આદિ પરમેશ્વર છે પ્રકૃતિ બે પ્રકારની છે. અંતરંગશક્તિ અને બહિરંગશક્તિ અને, કૃષ્ણ આ બંને પ્રકૃતિઓના સ્વામી છે. તેઓ 'સર્વદૃક્' એટલે અંતરંગ અને બહિરંગશક્તિની સર્વ પ્રવૃત્તિઓના દ્રષ્ટા છે. અને તેમનું ઉપદ્રષ્ટા, એટલે સર્વોચ્ચ સલાહકાર તરીકે વર્ણન કરાયું છે. તેઓ સર્વોચ્ચ સલાહકાર હોવાથી સર્વ દેવતાઓથી ઊંચા છે, અને તેઓ કેવળ સર્વોચ્ચ સલાહકારના માર્ગદર્શનને અનુસરે છે. આમ જો વ્યક્તિ ભગવદ્ગીતા અને શ્રીમદ્ભાગવતમ્માં દર્શાવ્યા પ્રમાણે, પરમેશ્વરની સૂચનાઓનું પ્રત્યક્ષ રીતે અનુસરણ કરે તો તે ધીરે ધીરે નિર્ગુણ, અથવા ભૌતિક ગુણોની આંતરિક ક્રિયાથી મુક્ત બને છે. નિર્ગુણ એટલે ભૌતિક સમૃદ્ધિથી મુક્ત થવું. આપણે આગળ જણાવી ગયા તે પ્રમાણે, ભૌતિક સમૃદ્ધિ એટલે ત્રણ પ્રકારના ભૌતિક ગુણોના કાર્ય અને પ્રત્યાઘાતોની વૃદ્ધિ. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું પૂજન કરવાથી મનુષ્ય ભૌતિક સમૃદ્ધિથી ઘમંડી બનવાને બદલે કૃષ્ણભાવનામય જ્ઞાનના આધ્યાત્મિક વિકાસમાં સમૃદ્ધ બને છે. નિર્ગુણ બનવું એટલે શાશ્વત શાંતિ નિર્ભયપણું, ધર્મ, જ્ઞાન અને ત્યાગ પ્રાપ્ત કરવાં, આ સર્વે ભૌતિક ગુણોની વાસનાથી મુક્ત બનવાનાં લક્ષણો છે.

પરીક્ષિત મહારાજના પ્રશ્નના જવાબમા, શુકદેવ ગોસ્વામીએ તેમના દાદા યુધિષ્ઠિર રાજાનો એક ઐતિહાસિક પ્રસંગ ટાંક્યો તેમણે કહ્યું કે, મહાન યજ્ઞમંડપમાં અશ્વમેધ યજ્ઞ પૂરો કર્યા પછી, મહાન પ્રમાણભૂત વ્યક્તિઓની હાજરીમા રાજા યુધિષ્ઠિરે એ જ મુદ્દા પર જિજ્ઞાસાપૂર્વક પ્રશ્ન પૂછયો : શંકર ભગવાનના ભક્તો ભૌતિક રીતે સમૃદ્ધ હોય છે, જ્યારે વિષ્ણુ ભગવાનના ભક્તો સમૃદ્ધ હોતા નથી. એમ શા માટે? શુકદેવ ગોસ્વામીએ વિશિષ્ટ રીતે રાજા યુધિષ્ઠિરનો ઉલ્લેખ કર્યો, "તમારા દાદા એટલે પરીક્ષિત મહારાજને એવો વિચાર કરવા માટે પ્રોત્સાહન મળ્યુ કે તેઓ કૃષ્ણના સગા હતા. અને તેમના દાદાઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાથે ઘનિષ્ઠ રીતે સંકળાયેલા હતા.

કૃષ્ણ હમેશા સ્વભાવથી અત્યંત સંતુષ્ટ રહે છે; પરંતુ જ્યારે યુધિષ્ઠિર મહારાજે આ પ્રશ્ન પૂછયો, ત્યારે તેમને વળી વધારે સંતોષ થયો. કારણ આવા પ્રશ્નો અને જવાબો

સમગ્ર કૃષ્ણભાવનામય સમાજના સાચા અર્થમાં ઘનિષ્ઠ રીતે સંકળાયેલા છે. જ્યારે જ્યારે કૃષ્ણ ભગવાન વિશિષ્ટ ભક્તને કંઈક વસ્તુ વિશે વાત કરે છે, ત્યારે તે માત્ર ભક્તને ઉદ્દેશીને જ થતી નથી. પરંતુ સમગ્ર માનવસમાજને ઉદ્દેશીને થાય છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સૂચનાઓ ભગવાન બ્રહ્માજી, શંકર ભગવાન અન બીજાઓની રાહબરી નીચે રહેલા સર્વ દેવતાઓ માટે પણ અગત્યની છે, અને એ મનુષ્ય, સર્વ જીવાત્માઓના લાભાર્થે આ જગતમાં અવતરેલા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સૂચનાઓનો લાભ ન લે, તો તે અત્યંત દુર્ભાગી કહેવાય.

કૃષ્ણ ભગવાને યુધિષ્ઠિર મહારાજના પ્રશ્નનો નીચે પ્રમાણે જવાબ આપ્યો : "જો હું ભક્ત પ્રત્યે વિશિષ્ટ કૃપા દર્શાવું અને તેની સંભાળ રાખવાની ખાસ કરીને ઇચ્છા રાખું તો સર્વ પ્રથમ હું તેની સંપત્તિ લઈ લઉં છું. જ્યારે ભક્ત અત્યંત નિર્ધન સ્થિતિ અથવા તુલનાત્મક રીતે દરિદ્ર અવસ્થામાં મૂકાય છે, ત્યારે તેનાં સગાંવહાલાં અને કુટુંબીજનોને એનામાં બિલકુલ રસ રહેતો નથી. અને મોટા ભાગના પ્રસંગોમાં તેઓ તેની સાથેનો સંબંધ ત્યજી દે છે. ત્યાર પછી ભક્ત બેવડો દુ:ખી થાય છે. સર્વ પ્રથમ, કૃષ્ણ તેની સંપત્તિ છીનવી લે છે, તેથી તે દુ:ખી થાય છે, અને તેની ઘોર ગરીબ સ્થિતિને લીધે જ્યારે તેનાં સગાવહાલાં તેનો ત્યાગ કરે છે, ત્યારે વળી તે વધારે દુ:ખી થાય છે. પરંતુ આપણે એટલી નોંધ રાખવી ઘટે, કે જ્યારે ભક્ત આ રીતે દુ:ખદ સ્થિતિમાં મુકાય ત્યારે તેનું કારણ તેની ભૂતકાળની અશુદ્ધ પ્રવૃત્તિઓ એટલે કર્મફળ હોતાં નથી; પણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતે જ ભક્તની દુ:ખદ સ્થિતિનું સર્જન કરે છે. તે જ પ્રમાણે, જ્યારે ભક્ત ભૌતિક રીતે સમૃદ્ધ બને ત્યારે એના માટે પણ એની શુદ્ધ પ્રવૃત્તિઓ કારણભૂત હોતી નથી. ભક્ત વધારે ગરીબ હોય કે શ્રીમંત, એ બંને પ્રસંગોમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની ગોઠવણ હોય છે. પોતાના ભક્તને સંપૂર્ણ રીતે પોતાને આધીન બનાવવા માટે અને તેને સર્વ ભૌતિક ફરજોમાંથી મુક્ત કરવા માટે, કૃષ્ણ ખાસ કરીને આ યોજના કરે છે. ત્યાર પછીથી તે પોતાના મન અને શરીરની સર્વ શક્તિઓ—દરેક વસ્તુ—ને પ્રભુસેવામાં જોડી શકે, તે શુદ્ધ ભક્તિમય સેવા છે. એટલે 'નારદ-પંચ-રાત્ર'માં એવી સમજૂતી આપવામાં આવી છે કે, सर्वोपाधि-विनिर्मुक्तः । એટલે સર્વ પરિચયોમાંથી મુક્ત થવું. કુટુંબ, સમાજ, કોમ, રાષ્ટ્ર અથવા માનવસમાજ માટે થતાં સર્વ કર્મ, પરિચય દર્શાવે છે. "હું આ સમાજનો છું," "હું આ કોમનો છું," "હું આ રાષ્ટ્રનો છું." "હું જીવનની આ યોનિમાં છું," આવી સર્વે ઓળખાણો કેવળ પરિચયો જ છે. જ્યારે, વ્યક્તિ પ્રભુકૃપાથી સર્વ પરિચયથી મુક્ત બને છે ત્યારે, તેની ભક્તિમય સેવા સાથેસાથ નૈષ્કર્મ બને છે. જેનાં મનુષ્યના કર્મની બિલકુલ ભૌતિક અસર હોતી નથી, એવી નૈષ્કર્મની સ્થિતિ પ્રત્યે જ્ઞાનીઓ અત્યંત આકર્ષાય છે, જ્યારે ભક્તનાં કર્મ બંધન-મુક્ત

બને છે, ત્યારે તેઓ કર્મ ફલમ્ અથવા સકામ પ્રવૃત્તિઓની શ્રેણીમાં આવતાં નથી. મૂર્તિમંત વેદોઓ અગાઉ સમજાવ્યા પ્રમાણે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર ભક્ત માટે સુખ અને દુઃખનું સર્જન કરે છે. અને તેથી પોતે સુખી છે, કે દુઃખી એની ભક્ત પરવા કરતો નથી, તે ભક્તિમય સેવામાં પોતાનું કર્તવ્ય બજાવે જાય છે. તેનું વર્તન સકામ પ્રવૃત્તિઓના આઘાત અને પ્રત્યાઘાત ઉપજાવનારું જણાય છે, પરંતુ ખરેખર તે કાર્યનાં પરિણામોથી મુક્ત છે.

એવો પ્રશ્ન પૂછી શકાય કે ભક્ત પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરફથી આવી વિટંબણાઓમાં શા માટે મુકાય છે. જવાબમાં એટલું જ કહેવાનું કે કેટલીક વાર જેમ પિતા પોતાના પુત્રો પ્રત્યે કડક બને છે, તેવા જ પ્રકારની ભગવાનની આ ગોઠવણ છે. ભક્ત શરણાગત આત્મા છે, અને ભગવાને તેની જવાબદારી સ્વીકારી છે, તેથી જ્યારે જ્યારે પ્રભુ તેને જીવનની કોઈ પણ સુખદ કે દુઃખદ સ્થિતિમાં મૂકે, ત્યારે એમ સમજવાનું છે, કે આ ગોઠવણ પાછળ પરમેશ્વરની મોટી યોજના છે. દા. ત., કૃષ્ણ ભગવાને પાંડવોને એટલી બધી કપરી સ્થિતિમાં મૂકેલા કે એવું દુઃખ કેમ પડે છે, તે ભીષ્મ દાદા પણ સમજી ન શક્યા, યુધિષ્ઠિર રાજા જેવા સૌથી વધારે પવિત્ર રાજાની રાહબરી નીચે રહેલું સમગ્ર પાંડવ-કુટુંબ જેમાં ભીમ અને અર્જુન જેવા બે મહાન યોદ્ધાઓ હતા. અને સૌથી વધારે તો જેઓ કૃષ્ણ ભગવાનના સર્વે ગાઢ મિત્રો અને સગાંવહાલાં હતાં તેઓ હજી પણ આવી મુશ્કેલીઓમાંથી પસાર થતાં હતાં, એથી તેમણે વિલાપ કર્યો. પરંતુ, પાછળથી એ સિદ્ધ થયું કે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કૃષ્ણએ દુર્જનોનો નાશ કરવાના અને ભક્તજનોનું રક્ષણ કરવાના પોતાના મહાન જીવનહેતુના ભાગ તરીકે આ યોજના ઘડી હતી.

બીજો પ્રશ્ન પણ ઉઠાવી શકાય કે તો ભક્ત પરમેશ્વરની યોજના અનુસાર વિવિધ પ્રકારની સુખદ અને દુઃખદ સ્થિતિઓમાં મુકાય છે, અને સાધારણ મનુષ્ય પોતાના ભૂતકાળનાં કૃત્યોના પરિણામે આવી સ્થિતિમાં મુકાય છે, તો એમાં તફાવત શો છે? ભક્ત સાધારણ કર્મ કરતાં વધારે સારો કેવી રીતે છે? જવાબ એટલો જ કે, કર્મીઓ અને ભક્તો સમકક્ષ નથી. કર્મી જીવનની કોઈ પણ સ્થિતિમાં હોય તોપણ, તેના જન્મ અને મરણના ફેરા ચાલુ રહે છે; કારણ કે તેમાં કર્મ અથવા સકામ પ્રવૃત્તિનું બીજ છે, અને જ્યારે જ્યારે તક મળે ત્યારે તે ફૂલે છે. કર્મના કાયદા પ્રમાણે સાધારણ મનુષ્ય સતત જન્મ અને મરણના વારંવાર ઉપસ્થિત થતા બંધનમાં છુપાયેલો છે, જ્યારે ભક્તનાં સુખદુઃખ કર્મના કાયદા સાથે સંકળાયેલાં ન હોવાથી સર્વોચ્ચ પ્રભુની ક્ષણિક યોજનાનો ભાગ છે અને તેનાથી ભક્ત બંધાતો નથી. જો કર્મી શુભ કર્મો કરે તો, તે સ્વર્ગીય ગ્રહો સુધી ઊર્ધ્વગામી બને છે, અને જો તે અશુદ્ધ વર્તન કરે, તો તે જીવનની નારકીય સ્થિતિમાં

મુકાય છે; પરંતુ ભક્ત, કહેવાતું શુદ્ધ કે અશુદ્ધ વર્તન કરે, તોપણ તેનું આરોહણ કે અવરોહણ થતું નથી, પરંતુ આધ્યાત્મિક રાજ્યમાં તેનું સ્થાનાંતર થાય છે. તેથી ભક્તનાં સુખદુ:ખ અને કર્મીનાં સુખદુ:ખ સમકક્ષ નથી. અજામિલને મુક્ત કરતી વખતે, યમરાજે પોતાના સેવકોને આપેલા ઉપદેશથી આ હકીકતને પુષ્ટિ મળે છે. યમરાજે તેમના અનુયાયીઓને સલાહ આપી કે જે મનુષ્યોએ કોઈ દિવસ ભગવાનના પવિત્ર નામનો ઉચ્ચાર ન કર્યો હોય, કે પ્રભુનાં રૂપ, ગુણ અને લીલા ચરિત્રોનું સ્મરણ કર્યું ના હોય, તેઓની પાસે તેમના ચોકીદાર યમદૂતો મોકલવા જોઈએ. વળી યમરાજે પોતાના સેવકોને કોઈ દિવસ ભક્તોની નજીક નહીં જવાની સલાહ પણ આપી. હકીકતમાં તેમણે પોતાના દૂતોને એવી સલાહ આપી, કે તેમને જો ભક્ત મળે, તો તેમણે તેમનું સન્માનપૂર્વક વંદન કરવું. તેથી આ ભૌતિક જગતમાં રહેલા ભક્તની ઉન્નતિ કે અવનતિનો કોઈ પ્રશ્ન ઊભો થતો નથી. જેમ માતા અને દુશ્મન જે શિક્ષા કરે તેમાં આસમાન-જમીન જેટલો ફેર હોય છે તેમ, ભક્તની અને સાધારણ કર્મીની દુ:ખદ સ્થિતિમાં પણ એવો જ ફેર છે.

અહીંયાં બીજો પ્રશ્ન ઉઠાવી શકાય. જો પ્રભુ સર્વ શક્તિમાન હોય તો તેમણે પોતાના ભક્તને દુ:ખદ સ્થિતિમાં મૂકીને સુધારવાનો શા માટે પ્રયત્ન કરવો જોઈએ? તેના જવાબમાં એટલું જ કે જ્યારે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોતાના ભક્તને દુ:ખદ સ્થિતિમાં મૂકે છે, ત્યારે તેમાં હેતુનો અભાવ હોતો નથી. કેટલીક વાર જો ભક્ત પર દુ:ખ પડે તો તેની કૃષ્ણ પ્રત્યેના અનુરાગની લાગણીઓ ખીલી ઊઠે છે. દા. ત., જ્યારે કૃષ્ણે પાંડવોની રાજધાની છોડી જતાં પહેલાં કુંતી દેવી પાસે પોતાને ઘેર જવા રજા માંગી ત્યારે, તેમણે કહ્યું, "મારા વહાલા કૃષ્ણ, અમારી દુ:ખદ સ્થિતિમાં તમે હંમેશાં અમારી સાથે રહો છો. હવે, જ્યારે અમને રાજસુખ પ્રાપ્ત થયું છે, ત્યારે તમે અમને ત્યજી જાઓ છો એટલે તમને ગુમાવવા પડે એના કરતાં તો હું દુ:ખમય જીવન પસંદ કરું છું." જ્યારે ભક્તો દુ:ખદ પરિસ્થિતિમાં મુકાય છે ત્યારે, તેની ભક્તિમય પ્રવૃત્તિનો વેગ વધતો જાય છે. એટલે, ભક્ત પ્રત્યે વિશિષ્ટ કૃપા દર્શાવવા માટે, કેટલીક વાર પ્રભુ તેને દુ:ખમાં મૂકે છે. તે ઉપરાંત એમ કહેવાય છે કે જે લોકોએ કટુતા ચાખી હોય તેઓ સુખનો આસ્વાદ વધારે સારી રીતે ભોગવે છે. સર્વોચ્ચ પ્રભુ આ ભૌતિક જગતમાં કેવળ પોતાના ભક્તોનું દુ:ખશાંતી રક્ષણ કરવા અવતરે છે. અર્થાત્ જો ભક્તો દુ:ખદ સ્થિતિમાં ન હોત તો પ્રભુ અવતાર ન લેત. અસુરો અથવા દુર્જનોના સંહારની બાબતમાં વસ્તુસ્થિતિ એમ છે કે, જેમ તેમની બહિરંગ શક્તિ દુર્ગાદેવી ઘણા અસુરોનો વધ કરે છે એ જ રીતે પોતાની વિવિધ શક્તિઓ દ્વારા સહેલાઈથી થઈ શકે. એટલે પ્રભુને વ્યક્તિગત રીતે આવા અસુરોના સંહાર માટે આવવાની જરૂર પડતી નથી; પરંતુ જ્યારે તેમનો ભક્ત દુ:ખમાં આવી પડે છે, ત્યારે ભગવાન પધારે છે. નરસિંહદેવ પ્રભુ હિરણ્યકશિપુનો વધ કરવા માટે નહીં, પરંતુ પ્રહ્‌લાદને

મળવા અને તેમને આશીર્વાદ આપવા પ્રગટ થયા. બીજા શબ્દોમાં કહીએ તો પ્રહ્‌લાદ મહારાજ અત્યંત દુઃખમાં આવી પડયા, તેથી પ્રભુ પ્રગટ થયા.

ગાઢ અંધકારમય રાત્રિ વીતી ગયા પછી, જ્યારે છેવટે સવારમાં સૂર્યોદય થાય છે ત્યારે તે ખુશનુમા લાગે છે. જ્યારે પ્રખર ગરમી પડતી હોય ત્યારે ઠંડું જળ ખૂબ જ પ્રસન્નતાદાયક લાગે છે. અને થીજી જવાય એવા શિયાળામાં ગરમ જળ અત્યંત પ્રસન્નકારક બને છે. તે જ પ્રમાણે, ભૌતિક જગતની સ્થિતિ અનુભવ્યા પછી, જ્યારે ભક્ત પ્રભુએ વરદાન રૂપ આપેલા આધ્યાત્મિક સુખનો આહ્‌લાદ માણે છે ત્યારે, તેની સ્થિતિ વધારે પ્રસન્નકર્તા અને આનંદદાયક બને છે.

પ્રભુએ આગળ ચાલતાં જણાવ્યું : "જ્યારે મારા ભક્તની સર્વ ભૌતિક સંપત્તિ નાશ પામે છે અને તેનાં સગાંવહાલાં, મિત્રો અને કુટુંબીજનો તેને ત્યજી દે છે, ત્યારે તેની પાછળ તેની કોઈ સંભાળ રાખનાર ન હોવાથી તે સંપૂર્ણ રીતે ભગવાનના ચરણકમળનો આશ્રય સ્વીકારી લે છે, શ્રી લ. નરોત્તમદાસ ઠાકુરે આ બાબતમાં ગાયું છે : "મારા વહાલા કૃષ્ણ પ્રભુ, હે નંદનંદન, તમે વૃષભાનુ રાજાની પુત્રી શ્રીમતી રાધારાણી સહિત મારી સન્મુખ ઊભા છો. હવે હું તમારા શરણે આવું છું. કૃપા કરી મને સ્વીકારો. કૃપા કરી મને લાત ન મારો. તમારા સિવાય બીજું મારે શરણું નથી."

આમ ભક્ત જ્યારે કહેવાતી દુઃખદ સ્થિતિમાં મૂકાય છે, અને તે સંપત્તિ અને કુટુંબવિહોણો બને છે, ત્યારે તે પોતાની ભૌતિક સમૃદ્ધિવાળી મૂળ સ્થિતિ સજીવન કરવાનો પ્રયત્ન કરે છે. તે ફરીફરીને પ્રયત્ન કરે છે, છતાં કૃષ્ણ ફરીફરીને તેનાં સર્વ સાધનો છીનવી લે છે. આમ છેવટે તે ભૌતિક પ્રવૃત્તિઓથી નિરાશ બની જાય છે, અને સર્વ પ્રયત્નોવાળી હતાશાજનક ભૂમિકામાં તે સંપૂર્ણ રીતે પૂર્ણ પુરુષોત્તમને શરણે જાય છે. પ્રભુ આવા મનુષ્યને ભક્તોનો સંગ કરવાની સલાહ આપે છે. ભક્તોના સહવાસથી તેઓ સ્વાભાવિક રીતે જ પરમેશ્વરની સેવા કરવા તરફ ઢળે છે, અને તરત જ તેમને કૃષ્ણભાવનાનો વિકાસ કરવા માટે પ્રભુ તરફથી સર્વ સગવડો પ્રાપ્ત થાય છે, પરંતુ અભક્તો પોતાના જીવનની ભૌતિક સ્થિતિ જાળવવા અત્યંત સાવચેત હોય છે. તેથી, સામાન્ય રીતે આવા ભક્તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની પૂજા કરવા આવતા નથી, પરંતુ તાત્કાલિક ભૌતિક લાભ માટે, શંકર ભગવાન અથવા બીજા દેવતાઓને પૂજે છે. એટલે ભગવદ્‌ગીતામાં એમ કહ્યું છે કે, कांक्षन्त: कर्मणां सिद्धिं यजन्त इह देवता: । આ ભૌતિક જગતમાં સફળ થવા માટે કર્મીઓ વિવિધ દેવતાઓને પૂજે છે. કૃષ્ણ ભગવાને એમ પણ કહ્યું છે કે, દેવતાઓને પૂજનારા આવા પૂજકો પોતાની બુદ્ધિમાં પરિપક્વ હોતા નથી. તેથી પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ભક્તોને પ્રભુમાં દઢ આસક્તિ હોવાથી મૂર્ખાઈથી દેવતાઓ પાસે જતા નથી.

કૃષ્ણ ભગવાને રાજા યુધિષ્ઠિરને કહ્યું : "મારા ભક્ત પર જીવનની પ્રતિકૂળ સ્થિતિની કોઈ અસર થતી નથી; તે હંમેશાં સ્થિર અને દૃઢ રહે છે. તેથી હું તેને મારું સમર્પણ કરું છું. અને તે સર્વોચ્ચ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે, એટલા માટે હું તેની પર કૃપા કરુ છું." પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કસોટી કરેલા ભક્ત પર જે કૃપા દર્શાવે છે એને બ્રહ્મન્ તરીકે વર્ણવવામાં આવે છે. એ એમ સૂચવે છે કે, એવી મહત્ કૃપા કેવળ સર્વ વ્યાપક મહત્તાની સાથે જ સરખાવી શકાય. બ્રહ્મન્ એટલે અમર્યાદિતપણે મહાન અને અમર્યાદિત રીતે થતો જતો વિસ્તાર. એ રીતે એ કૃપા 'પરમ' સર્વોપરી તરીકે વર્ણવાય છે; કારણ કે આ ભૌતિક જગતમાં તેની સાથે સરખાવી શકાય તેવું કંઈ જ નથી. અને વળી તેને સૂક્ષ્મમ્ અથવા ઘણી જ બારીક પણ કહે છે. કસોટીમાંથી પાર ઉતરેલા ભક્ત પર પ્રભુએ દર્શાવેલી કૃપા કેવળ મહાન અને અમર્યાદિતપણે વિસ્તીર્ણ છે એટલું જ નહીં, પરંતુ તે ભક્ત અને ભગવાન વચ્ચેનો દિવ્ય સ્નેહનો સર્વોત્કૃષ્ટ ગુણ ધરાવે છે. આવી કૃપાને આગળ વધીને ચિન્માત્રમ્ એટલે સંપૂર્ણ રીતે આધ્યાત્મિક ગણી વર્ણવવામાં આવી છે. માત્રમ્ શબ્દનો ઉપયોગ લેશમાત્ર ભૌતિક ગુણો વગરનું સંપૂર્ણ આધ્યાત્મિકપણું સૂચવે છે. કૃપાને સત, સનાતન અને અનંતકમ, અમર્યાદિત કહે છે. ભગવાનના ભક્તને આવો અમર્યાદિત આધ્યાત્મિક લાભ મળે છે, તેથી તેણે દેવતાઓને શા માટે પૂજવા જોઈએ? કૃષ્ણ ભગવાન, શંકર ભગવાન, બ્રહ્મા અથવા બીજા કોઈ ગૌણ દેવતાને પૂજતો નથી તે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની દિવ્ય સેવામાં પોતાની જાતનું સમર્પણ કરે છે.

શુકદેવ ગોસ્વામીએ આગળ ચાલતાં જણાવ્યું ભગવાન બ્રહ્માજી, શંકર ભગવાન વગેરે તેમ જ ઈન્દ્ર ભગવાન, ચંદ્ર, વરુણ અને બીજાઓ સહિત સર્વ દેવતાઓ પોતપોતાના ભક્તોની સારાં અને નરસાં વર્તનથી ખૂબ જલદી પ્રસન્ન થાય છે. અને એ જ રીતે જલદી ગુસ્સે થાય છે, પરંતુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિષ્ણુની બાબતમાં એવું નથી." એનો અર્થ એ કે આ ભૌતિક જગતમાં રહેલો, દેવતાઓ સહિત કોઈ પણ જીવાત્મા ભૌતિક પ્રકૃતિના ત્રણ ગુણો દ્વારા કામ કરવાને પ્રેરાય છે, અને તેથી ભૌતિક જગતમાં રજોગુણ અને તમોગુણ અત્યંત પ્રબળ છે. જે ભક્તોને દેવતાઓના આશીર્વાદ મળે છે, તેઓ પણ ભૌતિક ગુણોથી અને ખાસ કરીને રજોગુણ અને તમોગુણથી પીડાય છે. એટલે શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્ગીતામાં કહ્યું છે કે, દેવતાઓના આશીર્વાદ લેનાર મંદબુદ્ધિ જણાય છે; કારણ કે જ્યારે મનુષ્ય દેવતાઓ પાસેથી વરદાન લે છે ત્યારે, આવાં વરદાનનાં પરિણામ અલ્પજીવી હોય છે. દેવતાઓની પૂજા કરી, ભૌતિક સમૃદ્ધિ પ્રાપ્ત કરવી સહેલી છે, પરંતુ કેટલીક વાર પરિણામ ખતરનાક હોય છે. આથી મંદબુદ્ધિ વર્ગનાં મનુષ્યો, દેવતાઓ પાસેથી પ્રાપ્ત કરેલાં વરદાનોની પ્રશંસા કરે છે. જે મનુષ્યો, દેવતાઓ પાસેથી વરદાન પ્રાપ્ત કરે છે, તેઓ ભૌતિક સમૃદ્ધિને લીધે ધીરે ધીરે અભિમાની બને છે, અને પોતાનું હિત કરનાર પ્રત્યે બેદરકાર રહે છે.

શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત રાજાને આમ સંબોધન કર્યું : "મારા વહાલા રાજન, ભૌતિક જગતના મુખ્ય ત્રણ દેવતાઓ, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ કોઈ પણ મનુષ્યને આશીર્વાદ અથવા શાપ આપવાને શક્તિમાન છે. આ ત્રિપુટીમાં ભગવાન બ્રહ્મા અને શંકર ભગવાન ખૂબ જ સહેલાઈથી સંતુષ્ટ થાય છે, અને સાથે સાથે તેઓ અત્યંત સહેલાઈથી ગુસ્સે પણ થાય છે. જ્યારે તેઓ સંતુષ્ટ થાય છે ત્યારે, તેઓ કોઈ પણ ગણના વિના વરદાન આપે છે, અને જ્યારે તેઓ ગુસ્સે થાય છે, ત્યારે તેઓ કોઈ પણ રીતે વિચાર કર્યા વિના ભક્તને શાપ આપે છે, પરંતુ વિષ્ણુ ભગવાન એવા નથી. વિષ્ણુ ભગવાન અત્યંત વિચારશીલ છે. જ્યારે જ્યારે ભક્ત વિષ્ણુ ભગવાન પાસેથી કોઈ વસ્તુ ઈચ્છે છે ત્યારે, વિષ્ણુ ભગવાન સર્વપ્રથમ એવો વિચાર કરે છે કે છેવટે આવો આશીર્વાદ ભક્તને લાભકર્તા નીવડશે કે નહીં. ભક્ત માટે છેવટે ખતરનાક નીવડે એવું કોઈ વરદાન વિષ્ણુ ભગવાન આપતા નથી. તેઓ પોતાના દિવ્ય સ્વભાવથી હંમેશાં કૃપાળુ રહે છે; તેથી, કોઈ પણ વરદાન આપતા પહેલાં, તે વિચાર કરે છે, કે તે ભક્ત માટે લાભકર્તા નીવડશે કે નહીં. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર એટલે હદ સુધી કૃપાળુ હોય છે, કે જ્યારે એમ જણાય કે તેમણે અસુરને મારી નાંખ્યો છે, અથવા તેઓ ભક્ત ઉપર દેખીતી રીતે ગુસ્સે થયા છે, ત્યારે પણ તેમનાં કૃત્ય હંમેશાં મંગળમય હોય છે. એટલે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સંપૂર્ણ 'ભદ્ર' જાણીતા છે. તેઓ જે કંઈ કરે છે તે સારું હોય છે.

શંકર ભગવાન જેવા દેવતાઓ દ્વારા અપાતા વરદાનની બાબતમાં, મહાન ઋષિમુનિ-ઓએ નીચેનો ઐતિહાસિક પ્રસંગ ટાંક્યો છે : એક વાર શકુનિના પુત્ર વૃકાસુર નામના દૈત્યને વરદાન આપ્યા પછી, જાતે જ અત્યંત ભયપ્રદ સ્થિતિમાં સપડાયા. વૃકાસુર વરદાન મેળવવા માગતો હતો અને ત્રણ પ્રમુખ દેવતાઓમાંથી કોનું પૂજન કરવું તેના નિર્ણય માટે વિચારતો હતો. દરમ્યાન, તેને મહાન સંત નારદજીને મળવાની તક સાંપડી, અને કઠોર તપશ્ચર્યા કરી ઝડપી પરિણામ મેળવવું હોય તો કોનું પૂજન કરવું એ વિષે, તેણે એમની પાસેથી સલાહ માગી. તેણે જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું, "બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ દેવો-માંથી સૌથી વધુ ઝડપથી કોણ પ્રસન્ન થાય તેમ છે." નારદ અસુરની યોજના સમજી ગયા, અને તેમણે તેને સલાહ આપી, "શંકર ભગવાનની પૂજા કરે તો વધારે સારું." તેથી ઝડપથી તને મનવાંછિત ફળ પ્રાપ્ત થશે. શંકર ભગવાન ખૂબ ઝડપથી પ્રસન્ન થાય છે. અને એટલી ઝડપથી અપ્રસન્ન પણ થાય છે. એટલે તમે શંકર ભગવાનને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરો. એટલે નારદજીએ એવા પ્રસંગો ટાંક્યા કે જેમાં રાવણ અને બાણાસુર જેવા અસુરો, પ્રાર્થનાઓ કરી શંકર ભગવાનને પ્રસન્ન કરીને અત્યંત સમૃદ્ધ બન્યા હતા. મહર્ષિ નારદ વૃકાસુરના સ્વભાવથી માહિતગાર હતા તેથી તેમણે વિષ્ણુ અથવા ભગવાન બ્રહ્માજી પાસે જવાની તેને સલાહ ન આપી. વૃકાસુર જેવા મનુષ્યો ભૌતિક દૃષ્ટિએ તમોગુણમાં સ્થિર થયેલા હોવાથી વિષ્ણુ-પૂજનને વળગી શકતા નથી.

નારદજી પાસેથી સૂચના મળ્યા પછી, વૃકાસુર કેદારનાથ ગયો. કેદારનાથ યાત્રા-ધામ હજી કાશ્મીર પાસે વિદ્યમાન છે. ત્યાં લગભગ હંમેશાં બરફ છવાયેલો રહે છે, પરંતુ વર્ષના અમુક ભાગમાં જુલાઈ મહિનામાં, દેવદર્શન શક્ય બને છે, અને દેવતાઓ ત્યાં વંદન કરવા જાય છે. કેદારનાથ શંકર ભગવાનના ભક્ત માટે છે. વૈદિકસિદ્ધાંત પ્રમાણે, જ્યારે દેવતાઓને કંઈક વસ્તુ જમવા માટે અર્પણ કરાય છે, ત્યારે તેનો અગ્નિમાં બલિ અપાય છે. એટલે સર્વ વિધિમાં યજ્ઞ જરૂરી છે. ખાસ કરીને શાસ્ત્રોમાં એમ કહ્યું છે, કે દેવતાઓને કંઈક વસ્તુ જમાડવા માટે અગ્નિ દ્વારા અર્પણ કરાય છે. એટલે વૃકાસુર દૈત્ય કેદારનાથ ગયો. અને શંકર ભગવાનને પ્રસન્ન કરવા માટે અગ્નિ પ્રગટાવ્યો.

શંકરના નામે અગ્નિ પ્રગટાવ્યા પછી, શંકર ભગવાનને પ્રસન્ન કરવા માટે તે અસુર પોતાના શરીરમાંથી માંસના ટુકડા કરી તેમને અર્પણ કરવા લાગ્યો. આ તમોગુણી પૂજાનું દૃષ્ટાંત છે. ભગવદ્ગીતામાં વિવિધ પ્રકારના યજ્ઞો કહ્યા છે. કેટલાક સત્ત્વગુણ પ્રધાન, કેટલાક રજોગુણ પ્રધાન, અને કેટલાક તમોગુણ પ્રધાન હોય છે. તપસ્યા અને પૂજનના વિવિધ પ્રકારો છે, કારણ કે આ દુનિયામાં વિવિધ પ્રકારની પ્રજાઓ છે, પરંતુ અંતિમ તપસ્યા કૃષ્ણભાવના સર્વશ્રેષ્ઠ યોગ અને સર્વશ્રેષ્ઠ તપ છે. ભગવદ્ગીતામાં સ્વીકૃત થયેલી વસ્તુ તરીકે કૃષ્ણને પોતાના હૃદયમાં હંમેશાં રાખવા એ સર્વશ્રેષ્ઠ યોગ છે. અને સંકીર્તન યજ્ઞ કરવો એ સર્વશ્રેષ્ઠ યજ્ઞ છે.

ભગવદ્ગીતામાં એમ કહ્યું છે કે, દેવતાઓના પૂજારીઓએ પોતાનીબુદ્ધિ ગુમાવી દીધી છે. આ પ્રકરણમાં પાછળથી સમજાવવામાં આવશે એ પ્રમાણે વૃકાસુર અલ્પજીવી અને જેમાં ખરેખર તથ્ય ન હોય, એવા હલકી કક્ષાના ભૌતિક વિષય માટે, વૃકાસુર શંકર ભગવાનને સંતોષવા માગતો હતો. અસુરો અથવા તમોગુણી મનુષ્યો દેવતાઓ પાસેથી આવાં વરદાન સ્વીકારશે. તમોગુણવાળા આવા યજ્ઞોના મૂળભૂત વિરોધ તરીકે, વિષ્ણુ ભગવાન અથવા કૃષ્ણની પૂજનવિધિ, અર્ચનવિધિ ખૂબ સાદી છે. ભગવદ્ગીતામાં કૃષ્ણ ભગવાન કહે છે, કે તેઓ ગરીબ અથવા તવંગર કોઈ પણ વ્યક્તિ જે સહેલાઈથી પ્રાપ્ત કરી શકે એવું નાનું સરખું ફળ, પુષ્પ અથવા થોડુંક જળ, પોતાના ભક્ત પાસેથી સ્વીકારે છે. અલબત્ત, શ્રીમંત થોડુંક જળ, ફળનો ટૂકડો કે નાનકડું પાંદડું પ્રભુને અર્પણ કરે એવી એમની પાસેથી અપેક્ષા ન રખાય. શ્રીમંતે પોતાની સ્થિતિને અનુરૂપ અર્પણ કરવું જોઈએ, પરંતુ જો ભક્ત અતિશય દરિદ્ર હોય, તો તેની પાસેથી તુચ્છમાં તુચ્છ ભેટ પણ સ્વીકારશે. ભગવાન વિષ્ણુ અથવા કૃષ્ણની પૂજા ખૂબ સાદી છે, અને આ જગતમાંનો કોઈ પણ મનુષ્ય એને આચરી શકે છે; પરંતુ વૃકાસુરની જેમ તમોગુણવાળી પૂજા અત્યંત મુશ્કેલ અને દુઃખદ છે, એટલું જ નહીં, પરંતુ સમયની નિરૂપયોગી બરબાદી છે. એટલે

ભગવદ્‌ગીતા જણાવે છે, કે દેવતાઓના પૂજારીઓ બુદ્ધિવિહોણા છે. તેમની પૂજનવિધિ અત્યંત મુશ્કેલ છે, અને સાથે જ એમાંથી મળતો લાભ ચંચળ અને અલ્પજીવી હોય છે.

જોકે વૃકાસુરે પોતાનો યજ્ઞ છ દિવસ સુધી ચાલુ રાખ્યો; છતાં તે તેમના લક્ષ્ય, શંકર ભગવાનને અંગત રીતે જોવાને અશક્ત નીવડયો. તે એમને નજરોનજર જોવા અને તેમની પાસેથી વરદાન માગવા માગતો હતો. અહીં અસુર અને ભક્ત વચ્ચે બીજો તફાવત છે. ભક્તને શ્રદ્ધા છે કે, સંપૂર્ણ રીતે ભક્તિમય સેવામાં દેવતાને એ જે કાંઈ અર્પણ કરે છે, તેનો પ્રભુ સ્વીકાર કરે છે. પરંતુ અસુર પોતાના પૂજનીય દેવતાનું પ્રત્યક્ષ દર્શન એટલા માટે કરવા માગે છે, કે તે વરદાન પ્રત્યક્ષ રીતે મેળવી શકે. પરંતુ, ભક્ત, વિષ્ણુ અથવા કૃષ્ણ ભગવાનની પૂજા કોઈ લાભ ખાતર કરવા માગતો નથી. એટલે ભક્તને નિષ્કામ, અથવા 'અકામ' કહે છે. અને અભક્તને 'સર્વકામ' અથવા દરેક વસ્તુનો ઇચ્છુક કહે છે. સાતમે દિવસે, વૃકાસુર અસુરે નક્કી કર્યું, કે તેણે પોતાનું મસ્તક કાપીને શંકર ભગવાનને પ્રસન્ન કરવા તે અર્પણ કરવું. આમ તેણે નજીકના સરોવરમાં જઈને સ્નાન કર્યું, અને પોતાનું શરીર કે વાળ સૂકવ્યા પહેલાં, તે પોતાના મસ્તકનું છેદન કરવા તૈયારી કરવા લાગ્યો. વૈદિક વિધિ પ્રમાણે, યજ્ઞમાં આહુતિ અપાનાર પશુને પ્રથમ સ્નાન કરાવવાનું હોય છે, અને ભીંજાયેલા પશુનું બલિદાન દેવામાં આવે છે. જ્યારે અસુર પોતાના મસ્તકનું છેદન કરવાની તૈયારી કરતો હતો, ત્યારે શંકર ભગવાન અત્યંત અનુકંપાશીલ બન્યા, પરંતુ, આ લાગણી સત્ત્વગુણનું લક્ષણ છે. શંકર ભગવાનને 'ત્રિલિંગ' કહે છે. એટલે તેમના અનુકંપાશીલ સ્વભાવનું પ્રાગટય સત્ત્વગુણનું ચિહ્‌ન છે. પરંતુ દરેક જીવાત્મામાં આ લાગણી રહેલી છે. અસુર યજ્ઞવિધિમાં પોતાનું માંસ અર્પણ કરી રહ્યો હતો, તેથી શંકર ભગવાનને અનુકંપા થઈ. આ અનુકંપા સ્વાભાવિક છે. જ્યારે કોઈ સાધારણ મનુષ્ય પણ, કોઈકને આત્મહત્યા કરતો જુએ તો, તેને બચાવવાનો પ્રયત્ન કરવો તેની ફરજ બને છે. તે સ્વાભાવિક રીતે જ, એ કામ કરે છે. એ માટે તેને વિનંતી કરવાની જરૂર રહેતી નથી. તેથી જ્યારે શંકર ભગવાન અસુરની પાસે તેની આત્મહત્યા અટકાવવા અગ્નિમાંથી પ્રગટ થયા ત્યારે તેમને કાંઈ ઘણી મોટી કૃપા દર્શાવેલી નહીં.

શંકર ભગવાનનો સ્પર્શ થતાં જ, અસુરને આત્મહત્યાની પ્રવૃત્તિમાંથી બચાવી લેવામાં આવ્યો; તરત જ તેની શારીરિક ઇજા પર રૂઝ આવી, અને તેનું શરીર આખું બની ગયું. પછી શંકર ભગવાને અસુરને કહ્યું, "મારા વહાલા વૃકાસુર, તારે તારું મસ્તક છેદવાની જરૂર નથી. તને ગમે તે કોઈ પણ વરદાન મારી પાસેથી માગી શકે છે. અને હું તારી ઇચ્છા ફળીભૂત કરીશ. મને ખબર નથી કે મને પ્રસન્ન કરવા માટે, તું શા માટે તારું મસ્તક કાપી નાખવા માગતો હતો. હું તો થોડું શું જળ અર્પણ કરવાથી પણ પ્રસન્ન થાઉં છું. હકીકતમાં, વૈદિકવિધિ પ્રમાણે, મંદિરમાં શિવલિંગની અથવા શંકર ભગવાનના

સ્વરૂપની પૂજા ખાલી ગંગાજળ અર્પણ કરવાથી પણ થાય છે; કારણ કે એમ કહેવાય છે, કે શંકર ભગવાનના મસ્તક પર ગંગાજળ રેડવાથી શંકર ભગવાન ખૂબ જ પ્રસન્ન થાય છે. સામાન્ય રીતે, ભક્તો શંકર ભગવાન અને દુર્ગાદેવીને અર્પણ કરવા માટે નિર્ધારિત કરાયેલાં ગંગાજળ અને બિલ્વપત્ર અર્પણ કરે છે. એ વૃક્ષનું ફળ પણ શંકર ભગવાનને અર્પણ કરાય છે. શંકર ભગવાને વૃકાસુરને ખાતરી આપી કે, પોતે અત્યંત સાદી પૂજન-વિધિથી પ્રસન્ન થાય છે, તો પછી તે પોતાના મસ્તકછેદન માટે આટલો બધો અધીરો કેમ થયો હતો? વળી પોતાના શરીરના ટુકડા કરી એમની અગ્નિમાં આહુતિ શા માટે આપી રહ્યો હતો? આવા કઠોર તપની જરૂર ન હતી. લાગણી અને સહાનુભૂતિને લીધે શંકર ભગવાન એને ગમે તે મનવાંચ્છિત ફળ આપવા તૈયાર થયા.

જ્યારે શંકર ભગવાને અસુરને આ સગવડ આપવાની તૈયારી બતાવી, ત્યારે તેણે અત્યંત ભયંકર અને તિરસ્કૃત વરદાનની માગણી કરી. અસુર અતિશય પાપી હતો. અને પાપાચારીઓને ખબર હોતી નથી કે દેવતાઓ પાસે ક્યા પ્રકારનું વરદાન માગી શકાય. એટલે તેણે શંકર ભગવાન પાસે એવી શક્તિનું વરદાન માગ્યું કે, તે કોઈ પણ મનુષ્યના મસ્તકને સ્પર્શ કરે કે તરત જ તેમાં ચીરાડ પડે અને એ મરણ પામે. ભગવદ્ગીતામાં અસુરોનું દુષ્કૃતિનઃ અથવા દુર્જનો તરીકે વર્ણન કરાયું છે. કૃતિ એટલે અત્યંત ગુણિયલ. પરંતુ જ્યારે દુષ્વર્ગ ઉમેરાય, ત્યારે એનો અર્થ થાય છે તિરસ્કૃત. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને શરણે જવાને બદલે, દુષ્કૃત્ય કરનારાઓ તિરસ્કૃત ભૌતિક લાભો મેળવવા માટે વિવિધ દેવતાઓનું પૂજન કરે છે. કેટલીક વાર આવા અસુરો ભૌતિક–વૈજ્ઞાનિકો તરીકે સંહારનાં સાધનો શોધે છે. તેઓ મનુષ્યને મરણમાંથી ઉગારવા માટે કોઈક વસ્તુનું સંશોધન કરી પોતાની ગુણિયલ શક્તિ દર્શાવી શકતા નથી, પરંતુ એને બદલે તેઓ મરણની પ્રક્રિયા ઉત્તરોત્તર વધતી જાય એવાં સાધનો શોધે છે. શંકર ભગવાન કોઈ પણ વરદાન આપવા પૂરતા શક્તિશાળી છે. તેથી અસુર માનવસમાજને લાભ થાય એવું કંઈક માગી શક્યો હોત, પરંતુ પોતાના અંગત હિત માટે એણે એવું માગ્યું, કે જે કોઈ મનુષ્યને તેના હાથનો સ્પર્શ થાય તે તરત જ મરણ પામે.

શંકર ભગવાન અસુરનો હેતુ સમજી શક્યા અને તેને જે કોઈ મનવાંછિત વરદાન જોઈતું હોય તે આપવાની ખાતરી આપેલી તે બદલ દિલગીર થયા. તેમણે તેનું વચન પાછું ખેંચવા ન જણાવ્યું, પરંતુ માનવસમાજ માટે આટલું બધું ભયંકર વરદાન તેને આપવાનું હતું તેથી પોતાના હૃદયમાં તે અત્યંત ગમગીન બન્યા. અસુરોનું દુષ્કૃતિનઃ અથવા દુર્જનો તરીકેનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું છે કે, તેમની પાસે સામર્થ્ય અને બુદ્ધિ હોવા છતાં, તેઓ તેનો ઉપયોગ તિરસ્કૃત પ્રવૃત્તિઓ માટે કરે છે. દા. ત. કેટલીક વાર ભૌતિકવાદી અસુરો સંહારક શસ્ત્ર શોધે છે. આવી સંશોધનાત્મક વૈજ્ઞાનિક પદ્ધતિ

કરવા માટે ખરેખર અત્યંત કુશાગ્ર બુદ્ધિ જોઈએ; પરંતુ માનવ સમાજને લાભ થાય એવી કંઈક વસ્તુ શોધવાને બદલે, તેઓ એવું કંઈક શોધે છે, કે જેને માટે દરેક મનુષ્યને હંમેશની ખાતરી મળેલી છે, તે મરણની પ્રક્રિયા ઉત્તરોત્તર ઝડપી બને. તે જ પ્રમાણે, વૃકાસુરે શંકર ભગવાન પાસેથી માનવ સમાજના લાભાર્થે કંઈક વસ્તુ માગવાને બદલે તેણે માનવસમાજ માટે અત્યંત ભયપ્રદ વસ્તુની માગણી કરી. તેથી શંકર ભગવાન પોતાના હૃદયમાં અત્યંત ઉદાસ થયા પરંતુ, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ભક્તો વિષ્ણુ ભગવાન અથવા કૃષ્ણ પાસેથી કોઈ દિવસ કોઈ વરદાન માગતા નથી. અને તેઓ જે કોઈક વસ્તુ ભગવાન પાસેથી માગે તો તે પણ માનવસમાજ માટે ભયજનક કદી હોતી નથી. અસુરો અને ભક્તો, અથવા શંકર ભગવાન અને વિષ્ણુ ભગવાનના ઉપાસકો વચ્ચે એ ભેદ છે.

જ્યારે શુકદેવ ગોસ્વામી વૃકાસુરના ઇતિહાસનું વર્ણન કરતા હતા ત્યારે, તેમણે પરીક્ષિત રાજાનો જન્મ ભરત-કુળમાં થયો હતો, એ દર્શાવવા તેમને ભારત કહી સંબોધ્યા. જ્યારે પરીક્ષિત મહારાજ, પોતાની માતાના ગર્ભમાં હતા, ત્યારે કૃષ્ણ ભગવાને માતાના ગર્ભમાંથી તેમનું રક્ષણ કરેલું. તે જ પ્રમાણે તેઓ પોતાની જાતને બ્રાહ્મણના શાપમાંથી ઉગારવા માટે જણાવી શક્યા હોત, પરંતુ એમણે એમ ન કર્યું, પરંતુ અસુર તો દરેક મનુષ્યને પોતાના હાથનો સ્પર્શ કરી તેને ખતમ કરી, અમર થવા માગતો હતો. શંકર ભગવાન આ સમજી શક્યા. પરંતુ તેમણે આપેલા વચન પ્રમાણે, તેમણે તેને વરદાન આપ્યું.

પરંતુ અસુર અત્યંત પાપાચારી હોવાથી, તેણે તરત જ એવો નિર્ણય કર્યો કે વર-દાનનો ઉપયોગ તે શંકર ભગવાનને મારી નાખવા માટે, અને પોતાની અંગત વાસના સંતોષવા ગૌરી(પાર્વતી)ને પડાવી લેવા માટે કરશે. તેણે તરત જ શંકર ભગવાનના મસ્તક પર પોતાનો હાથ મૂકવાનો નિર્ણય કર્યો. આમ શંકર ભગવાન કઢંગી સ્થિતિમાં મુકાઈ ગયા, કારણ અસુરને આપેલા પોતાના વરદાનથી તે પોતે જ, ભયમાં મુકાઈ ગયા. દેવતાઓ પાસેથી મેળવેલી શક્તિનો ભૌતિકવાદી ભક્ત કેવી રીતે ગેરઉપયોગ કરે છે, એનું આ બીજું દૃષ્ટાંત છે.

વધારે સૂક્ષ્મ રીતે વિચાર કર્યા સિવાય, તરત જ વૃકાસુર અસુર શંકર ભગવાનના મસ્તક પર પોતાનો હાથ મૂકવા તેમની પાસે ગયો. શકર ભગવાન એનાથી એટલા બધા ડરી ગયા કે તેમનું શરીર ધ્રૂજી ઊઠ્યું, અને ધરતી પરથી આકાશમા અને આકાશમાંથી બીજા ગ્રહોમાં, જ્યાં સુધી ઉચ્ચ ગ્રહમંડળો પર, વિશ્વના સીમાડા સુધી તેમણે દોડાદોડ કરી મૂકી. શંકર ભગવાન એક જગા છોડી બીજે નાઠા, પરંતુ વૃકાસુર અસુરે તેમને પકડવા પાછળ પાછળ દોડવાનું ચાલું રાખ્યું. બ્રહ્મા, ઇન્દ્ર અને ચંદ્ર જેવા બીજા ગ્રહોના અધિષ્ઠાતા દેવતાઓ પણ શંકર ભગવાનને આવી રહેલી આપત્તિમાંથી ઉગારવા કોઈ રસ્તો શોધી ન શક્યા. જ્યાં જ્યાં શંકર ભગવાન ગયા ત્યાં ત્યાં બધા કાંઈ બોલ્યા નહીં.

છેવટે શ્વેતદ્વીપ નામે જાણીતા, આ બ્રહ્માંડમાં રહેલા ગ્રહમાં જઈ શંકર ભગવાને વિષ્ણુ ભગવાનનું શરણું સ્વીકાર્યું. શ્વેતદ્વીપ એ બહિરંગ શક્તિની અસરની મર્યાદાથી દૂર એવો સ્થાનિક વૈકુંઠગ્રહ છે. વિષ્ણુ ભગવાન પોતાના સર્વવ્યાપક લક્ષણોથી દરેક સ્થળે રહેલા છે, પરંતુ તેઓ જ્યાં જ્યાં સ્વયં રહે છે, ત્યાં ત્યાં વૈકુંઠનું વાતાવરણ હોય છે. ભગવદ્‌ગીતામાં એમ કહ્યું છે, કે પ્રભુ સર્વ જીવાત્માઓના હૃદયમાં વસે છે. આમ, પ્રભુ ઘણા નિમ્ન કોટિના જીવાત્માઓના હૃદયમાં વસે છે, પરંતુ એનો અર્થ એમ નથી કે તે હલકી યોનિના છે, તેઓ જ્યાં જ્યાં જાય છે તે સ્થળનું રૂપાંતર વૈકુંઠમાં થાય છે. તેથી આ વિશ્વમાં રહેલો, શ્વેતદ્વીપ તરીકે જાણીતો ગ્રહ વૈકુંઠલોક પણ છે. શાસ્ત્રોમાં એમ કહ્યું છે, કે વનના વસવાટો સત્ત્વગુણ પ્રધાન છે. મોટાં મોટાં નગરો, ગામો, અને ગામડાનાં વસવાટો રજોગુણ પ્રધાન છે, અને જ્યાં ગેરકાયદેસર કામસંબંધ, નશાખોરી, માંસાહાર અને જુગારનું પ્રાબલ્ય છે, એવી કુટેવોથી ભરેલા વાતાવરણવાળા વસવાટો તમોગુણ પ્રધાન છે. પરંતુ સર્વ વસવાટોમાં રહેલું, પરમેશ્વરનું વિષ્ણુમંદિર વૈકુંઠમાં છે. મંદિર ક્યાં છે, એ મહત્ત્વનું નથી. પરંતુ મંદિર સ્વયં ગમે ત્યાં હોય તોપણ તે વૈકુંઠ છે. તે જ પ્રમાણે, શ્વેતદ્વીપગ્રહ, ભૌતિક મર્યાદામાં રહેલો હોવા છતાં વૈકુંઠ છે.

ભગવાન શિવ છેવટે શ્વેતદ્વીપ–વૈકુંઠમાં પ્રવેશ્યા. શ્વેતદ્વીપમાં એવા ઘણા મહાન સંત પુરુષો છે કે જે ભૌતિક જગતની ઈર્ષાળુ પ્રકૃતિથી સદંતર મુક્ત છે, અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ, એવા ભૌતિક પ્રવૃત્તિના ચાર સિદ્ધાંતોની મર્યાદાથી પર છે. જે કોઈ વ્યક્તિ વૈકુંઠલોકમાં પ્રવેશે છે તે કદી આ ભૌતિક જગતમાં પાછી આવતી નથી. ભગવાન નારાયણ ભક્તોના પ્રિયતમ તરીકે પ્રખ્યાત છે, અને જે ક્ષણે તે સમજ્યા કે શંકર ભગવાન મહાન ભયમાં હતા ત્યારે, તે બ્રહ્મચારી રૂપે પ્રગટ થયા અને શંકર ભગવાનને મળવા દૂરથી તેમની સામે ગયા. કટિમેખલા, ઉપવીત, મૃગચર્મ બ્રહ્મચારી રાખે છે તે દંડ અને રુદ્રાક્ષની માળા ધારણ કરેલા ભગવાન બરાબર બ્રહ્મચારી જેવા જણાતા હતા. (ચૈદ્રમણકા તુલસી – મણકાથી જુદા હોય છે. શંકર ભગવાનના ભક્તો રુદ્રાક્ષની માળા ધારણ કરે છે.) બ્રહ્મચારીરૂપે ભગવાન નારાયણ, શંકર ભગવાનની સન્મુખ ઊભા. તેમના દેહમાંથી પ્રગટતી ઝગઝગની જ્યોતિથી કેવળ શંકર ભગવાન જ નહીં, પરંતુ વૃકાસુર અસુર પણ આકર્ષાયો.

ભગવાન નારાયણની કેવળ વૃકાસુરની સહાનુભૂતિ અને ધ્યાન આકર્ષવા તેમનું સન્માન અને વંદન કર્યાં. આમ અસુરને વશ કરીને, ભગવાને તેને આ પ્રમાણે સંબોધન કર્યું. "મારા વહાલા શકુનિ પુત્ર તમે અત્યંત દૂરના સ્થળેથી આવતા હો તેમ જણાય છે, તમારો હેતુ શું છે? તમે આટલે બધે દૂર શા માટે આવ્યા છો? હું જોઉં છું કે તમે

તાપથી અત્યંત વ્યાકુળ થઈ ગયા છો. તેથી હું તમને થોડો વિશ્રામો લેવા વિનંતી કરું છું. તમારે બિનજરૂરી રીતે તમારા શરીરને થકવવું ન જોઈએ. દરેક મનુષ્ય તેના શરીરને ખૂબ જ મૂલ્યવાન માને છે, કારણ આ શરીરથી જ તેના મનની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ કરી શકે છે. તેથી, આપણે બિનજરૂરી રીતે આ શરીરને તકલીફ આપવી ન જોઈએ."

બ્રહ્મચારીએ વૃકાસુરના પિતા શકુનિને ઓળખતા હતા, તેની ખાતરી કરાવવા તેને આ રીતે સંબોધન કર્યું, ત્યાર પછીથી વૃકાસુરને ખાતરી થઈ કે બ્રહ્મચારી તેમના કુટુંબની કોઈ જાણીતી વ્યક્તિ હતા, અને તેથી બ્રહ્મચારીના સહાનુભૂતિભર્યા શબ્દોએ તેને અસર કરી. અસુર આરામ કરવાનો પોતાને સમય નથી એવી દલીલ કરે તે પહેલાં ભગવાને તેને શરીરની અગત્ય વિશે માહિતી આપવા માંડી. તેથી અસુરને ખાતરી થઈ કે કોઈ મનુષ્ય ખાસ કરીને અસુર, તેના શરીરને અત્યંત અગત્યનું ગણે છે. આમ વૃકાસુરને તેના શરીરની અગત્ય વિશે શ્રદ્ધા બેઠી. ત્યાર પછીથી, તે અસુરને શાંત કરવા બ્રહ્મચારીએ તેને કહ્યું, "મારા વહાલા પ્રભુ તમે અત્રે આવવાની તકલીફ જે હેતુથી લીધી છે તે મને જણાવવા યોગ્ય હોય અને જણાવો તો સંભવ છે, કે હું તમને મદદ કરવાને શક્તિમાન થઈશ, જેથી તમારો હેતુ સહેલાઈથી પતી જશે. ભગવાને આડકતરી રીતે તેને જણાવ્યું કે ભગવાન સર્વોચ્ચ બ્રહ્મન્ છે, તેથી તે અવશ્ય શંકર ભગવાને સર્જેલી કઢંગી પરિસ્થિતિને સરખી કરવા શક્તિમાન હશે.

બ્રહ્મચારી સ્વરૂપે પધારેલા ભગવાન નારાયણના મધુર શબ્દોથી અસુરને ખૂબ જ સંતોષ થયો, અને શંકર ભગવાને આપેલા વરદાન વિશે જે કાંઈ બન્યું હતું, તે સર્વ છેવટે તેણે જણાવ્યું. ત્યારે ભગવાને અસુરને આ પ્રમાણે જવાબ આપ્યો, "હું જાતે માની શકતો નથી કે શંકર ભગવાન તમને આવું વરદાન આપે, તે સત્ય હોય તો મારા ધારવા પ્રમાણે શંકર ભગવાનની માનસિક સ્થિતિ બરાબર નથી. તે તેમના સસરા દક્ષની સાથે ઝઘડયા હતા, અને તેમણે તેને પિશાચ (પ્રેત) થવાનો શાપ આપ્યો હતો. આમ તે ભૂત અને પ્રેતોના નેતા બન્યા છે. તેથી હું તેમના શબ્દોમાં કોઈ શ્રદ્ધા મૂકી શકતો નથી, પરંતુ હે અસુરરાજ, જો તમને શંકર ભગવાનના શબ્દોમાં હજી પણ શ્રદ્ધા હોય તો તમે પોતે તમારા મસ્તક ઉપર હાથ મૂકીને પ્રયોગ કેમ કરતા નથી? જો વરદાન મિથ્યા ઠરે, પછીથી તમે તરત જ આ અસત્યવાદી ભગવાન શિવને ખતમ કરી શકો છો તેથી ભવિષ્યમાં તે મિથ્યા વરદાન આપવાની હિંમત કરી શકે નહીં."

આ રીતે ભગવાન નારાયણના મધુર શબ્દો અને તેમની ઉચ્ચકક્ષાની માયાના વિસ્તારથી, અસુર ગૂંચવાઈ ગયો અને તે ભગવાન શિવની શક્તિ તથા તેમનાં વરદાનને ખરેખર ભૂલી ગયો. તેથી તે અત્યંત સહેલાઈથી તેનો હાથ તેના મસ્તક ઉપર મૂકવા

લલચાયો. જે ક્ષણે અસુરે તેમ કર્યું, કે તરત જ તેના મસ્તકમાં જાણે વજ્રનો પ્રહાર થયો હોય તેમ, તિરાડ પડી અને તે તરત જ મરણ પામ્યો. સ્વર્ગના દેવતાઓએ, ભગવાન નારાયણનો યશ ગાતા ગાતા તથા તેમનો આભાર માનતા, તેમની ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને તેમણે ભગવાનનું પૂજન કર્યું. વૃકાસુરના મરણ પ્રસંગે, ઉચ્ચલોકના સર્વ નિવાસીઓએ, એટલે કે દેવતાઓ, પિતૃઓ, ગાંધર્વો અને જનલોકના નિવાસીઓ પરમેશ્વર ઉપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.

બ્રહ્મચારી વેષે ભગવાન વિષ્ણુએ ભગવાન શિવને આવી રહેલા ભયથી મુક્ત કર્યા અને સમગ્ર પરિસ્થિતિ બચાવી લીધી. ત્યાર પછીથી ભગવાન નારાયણે ભગવાન શિવને સમાચાર આપ્યા કે આ અસુર વૃકાસુર, તેનાં પાપકર્મોના પરિણામે હણાયો હતો તે તેના પોતાના સ્વામી શિવજી ઉપર પ્રયોગ કરવા ઇચ્છતો હતો, તેથી તે વિશિષ્ટ રીતે પાપી અને અપરાધી હતો. ત્યાર પછીથી ભગવાન નારાયણે ભગવાન શિવજીને કહ્યું, "મારા વહાલા પ્રભુ, જે મનુષ્ય મહાત્માઓનો અપરાધ કરે છે, તે જીવતો રહી શકતો નથી તે તેનાં પોતાનાં પાપકર્મોથી જ હારી જાય છે, અને એ વાત આ તમારો આવો અપરાધ કરનાર આ અસુરની બાબતમાં અવશ્ય સત્ય છે."

આમ, સર્વ ભૌતિક ગુણોથી દિવ્ય, એવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર નારાયણની કૃપાથી, ભગવાન શિવ અસુરથી હણાતાં બચી ગયા. જે કોઈ મનુષ્ય શ્રદ્ધા અને ભક્તિથી આ ઇતિહાસનું શ્રવણ કરે છે, તે નિશ્ચિતપણે ભૌતિક જંજાળ તેમ જ તેના દુશ્મનોની પકડમાંથી મુક્ત થાય છે.



# ૮૮ કૃષ્ણની અપ્રતિમ ઐશ્વર્ય શક્તિ

ઘણા લાંબા સમય પૂર્વે સરસ્વતી નદીને તીરે મહાન ઋષિમુનિઓ એકઠા મળ્યા, અને તેમણે સત્ર યજ્ઞ નામે મહાયજ્ઞ કર્યો. આવી સભાઓમાં ઉપસ્થિત રહેલા મહાન ઋષિમુનિઓ સામાન્ય રીતે વેદ અને તત્ત્વજ્ઞાન વિશે ચર્ચા કરે છે, અને આ વિશિષ્ઠ સભામાં નીચે પ્રમાણે પ્રશ્ન ઉપસ્થિત કરાયો : આ ભૌતિક જગતના અગ્રણ્ય દેવતાઓ ભગવાન બ્રહ્મા ભગવાન વિષ્ણુ અને ભગવાન શિવજી આ વિશ્વની સર્વ પ્રવૃત્તિઓનું સંચાલન કરે છે, પરંતુ તેમનામાં શ્રેષ્ઠ કોણ છે? આ પ્રશ્ન ઉપર ઘણી ચર્ચા થયા પછી ભૃગુએ આ ત્રણ અગ્રગણ્ય દેવતાઓની પરીક્ષા કરવા અને તેમના શ્રેષ્ઠત્વ વિષે સભાજનને માહિતી આપવા માટે ભગવાન બ્રહ્માના પુત્ર મહર્ષિ ભૃગુને નિયુક્ત કરવામાં આવ્યા.

આમ નિયુક્ત થયેલા મહર્ષિ ભૃગુ સર્વ પ્રથમ બ્રહ્મલોકમાં તેમના પિતાજીના નિવાસસ્થાને ગયા. ત્રણ દેવતાઓ, ત્રણ ભૌતિક ગુણો એટલે કે સત્ત્વ, રજસ્ અને તમસ્‌ના નિયંતા છે. ત્રણે અગ્રગણ્ય દેવોમાંથી કોણ સત્ત્વગુણમાં સંપૂર્ણ છે, એની પરીક્ષા કરી નિર્ણય ભૃગુ કરે એવી યોજના ઋષિમુનિઓએ નક્કી કરી હતી. તેથી, જ્યારે ભૃગુ મુનિ તેમના પિતાશ્રી ભગવાન બ્રહ્મા પાસે પહોંચ્યા ત્યારે તેઓ સત્ત્વગુણથી યુક્ત છે કે નહીં, તેની પરીક્ષા કરવાના હેતુથી ભૃગુએ સ્તુતિ કે પ્રણામ કરીને તેમના પિતાશ્રી ભગવાન બ્રહ્માનું જાણી જોઈને પૂજન ન કર્યું. જ્યારે પુત્ર અથવા શિષ્ય તેના પિતા અથવા આધ્યાત્મિક ગુરુ પાસે જાય, ત્યારે તેમનું સન્માન અને યથોચિત સ્તુતિ કરવી, તે તેનું કર્તવ્ય છે, પરંતુ ભૃગુમુનિએ તેમનું હેતુપૂર્વક સન્માન ન કર્યું, જેથી આવી બેદરકારી માટેનો ભગવાન બ્રહ્માજીનો પ્રત્યાઘાત જોઈ શકાય. ભગવાન બ્રહ્મા તેમના પુત્રની ઉદ્ધતાઈથી અત્યંત ગુસ્સે થયા, અને સ્પષ્ટ રીતે ક્રોધાવેશમાં આવી ગયાનાં ચિહ્નો જણાયાં, એટલે સુધી કે તે ભૃગુને શાપ આપી, તેમનો તિરસ્કાર કરવા તૈયાર થયા, પરંતુ ભૃગુ તેમના પુત્ર હતા તેથી ભગવાન બ્રહ્માજીએ પોતાની મહાન બુદ્ધિ વડે પોતાનો

ગુસ્સો કાબૂમાં રાખ્યો. આનો અર્થ એ કે ભગવાન બ્રહ્મામાં રજોગુણ પ્રધાન હોવા છતાં તેમનામાં તેને કાબૂમાં રાખવાની શક્તિ હતી. ભગવાન બ્રહ્માનો ક્રોધ અને તેનો સંયમ કરવાની શક્તિ, અગ્નિ અને જળ જેવાં છે. જળ અગ્નિમાંથી પ્રગટ થાય છે. પરંતુ સાથે સાથે જળથી અગ્નિ સમાવી શકાય છે. તે જ પ્રમાણે રજોગુણ પ્રધાન ભગવાન બ્રહ્મા અત્યંત ક્રોધમાં હતા, છતાં ભૃગુ મુનિ તેમના પુત્ર હોવાથી તેમના આવેશ ઉપર કાબૂ રાખી શક્યા.

ભગવાન બ્રહ્માની કસોટી કર્યા પછી ભૃગુમુનિ સીધા શંકર ભગવાનના નિવાસ-સ્થાન કૈલાસ લોકમાં ગયા. ભૃગુ મુનિ ભગવાન શિવના ભાઈ થતા હતા. તેથી જેવા ભૃગુમુનિ ભગવાન શિવની સન્મુખ ગયા, કે તરત તે અત્યંત રાજી થયા, અને સ્વયં તેમને ભેટવા ઊભા થયા; પરંતુ જ્યારે ભગવાન શિવ નજીક આવ્યા ત્યારે, ભૃગુ મુનિએ તેમને ભેટવા ના કહી. "મારા વહાલા બંધુ," તે બોલ્યા, "તમે હમેશાં અત્યંત મલીન રહો છો. તમે તમારા શરીર ઉપર ભભૂતિ ચોળો છો, તેથી તમે બરાબર સ્વચ્છ રહેતા નથી. કૃપા કરીને મને સ્પર્શ ન કરતા." જ્યારે ભૃગુ મુનિએ તેમના ભાઈ ભગવાન શિવ અત્યંત અસ્વચ્છ છે તેમ કહીને ભેટવાની ના કહી કે તરત જ, શિવજી તેમનો ઉપર અત્યંત રોષે ભરાયા. એમ કહેવાય છે કે શરીર, મન અથવા વાણીથી અપરાધ થાય છે.

ભૃગુ મુનિએ ભગવાન બ્રહ્મા સામે કરેલો પ્રથમ અપરાધ માનસિક અપરાધ હતો. ભગવાન શિવ અસ્વચ્છ ટેવોવાળા છે એવી તેમણે કરેલી અપમાનજનક ટીકા, તે એમનો બીજો અપરાધ, એટલે કે વાણીનો અપરાધ હતો. ભગવાન શિવ તમોગુણ પ્રધાન છે. તેથી જ્યારે તેમણે ભૃગુએ કરેલું અપમાન સાંભળ્યું, ત્યારે તેમની આંખો તરત જ ક્રોધમાં લાલ બની. અદમ્ય ક્રોધમાં, તેમણે તેમનું ત્રિશૂળ ઉપાડ્યું, અને ભૃગુ મુનિને તે મારવા તૈયાર થયા. તે સમયે ભગવાન શિવનાં પત્ની પાર્વતી ત્યાં હાજર હતાં. તેમનું વ્યક્તિત્વ ત્રણે ગુણના મિશ્રણવાળું છે, અને તેથી તે 'ત્રિગુણમયી' કહેવાય છે. આ પ્રસંગે, તેમણે ભગવાન શિવમાં સત્ત્વગુણ જગાડીને પરિસ્થિતિ બચાવી લીધી. તે તેમના પતિના ચરણમાં ઢળી પડયાં, અને તેમના મધુર શબ્દોથી વાતો કરીને ભૃગુ મુનિની હત્યા કરતાં શિવજીને અટકાવ્યા.

ભગવાન શિવજીના ગુસ્સાથી બચેલા ભૃગુ મુનિ સીધા શ્વેતદ્વીપ પહોંચ્યા, જ્યાં ભગવાન વિષ્ણુ પુષ્પશૈય્યામાં પોઢયા હતા, અને તેમનાં પત્ની મહાલક્ષ્મીજી, તેમનાં ચરણકમળને તળાંસતાં હતાં, ત્યાં ભૃગુ મુનિએ તેમના શરીરની ચેષ્ટાથી ભગવાન વિષ્ણુનો અપરાધ કરીને સૌથી મોટું પાપ કર્યું. ભૃગુ મુનિએ કરેલો પ્રથમ અપરાધ માનસિક હતો. બીજો અપરાધ વાચિક હતો અને ત્રીજો અપરાધ શારીરિક હતો. આ વિવિધ અપરાધો

એકબીજાથી ગંભીર પ્રકારના છે. મનથી થયેલો અપરાધ, એ અપરાધ તો છે જ. પરંતુ વાણીથી થયેલો એ જ અપરાધ વધારે ગંભીર છે, જ્યારે એ જ અપરાધ શારીરિક ચેષ્ટાથી થાય છે, ત્યારે સૌથી ગંભીર બને છે. તેથી ભૃગુ મુનિએ મહાલક્ષ્મીજીની ઉપસ્થિતિમાં, ભગવાનના વક્ષ:સ્થળ પર પગથી લાત મારવાનો અપરાધ કરીને સૌથી મોટો અપરાધ કર્યો હતો. અલબત્ત ભગવાન વિષ્ણુ સર્વ કૃપામય છે, કારણ ભૃગુ મુનિ મહાન બ્રાહ્મણ હતા, તેમના કર્મથી વિષ્ણુ ભગવાન ગુસ્સે ન થયા. જો બ્રાહ્મણ ક્યારેક અપરાધ કરે તોપણ તેને ક્ષમા કરવી જોઈએ, અને ભગવાન વિષ્ણુએ એનું દૃષ્ટાંત પૂરું પાડ્યું છે, પરંતુ એમ કહેવાય છે કે આ પ્રસંગના સમયથી દેવી મહાલક્ષ્મીજી બ્રાહ્મણો પ્રત્યે ખાસ સદ્ભાવ રાખતા નથી, અને તેથી લક્ષ્મીદેવી તેમને આપેલું વરદાન પાછું ખેંચી લે છે, એટલે બ્રાહ્મણો સામાન્ય રીતે અત્યંત ગરીબ હોય છે. ભૃગુ મુનિ દ્વારા ભગવાન વિષ્ણુની છાતી ઉપર થયેલો ચરણસ્પર્શ નિશ્ચિત રીતે મોટો અપરાધ હતો. પરંતુ ભગવાન વિષ્ણુ એવા મહાન છે કે તેમણે દરકાર કરી નહીં, કેટલીક વાર કળિયુગમાં કહેવાતા બ્રાહ્મણો એવા અત્યંત અભિમાની બની ગયા હોય છે કે, ભગવાન વિષ્ણુની છાતીને પણ ચરણસ્પર્શ કરી બેસે. પરંતુ જ્યારે ભૃગુ મુનિએ ભગવાન વિષ્ણુની છાતીમાં લાત મારી, ત્યારે વસ્તુ જુદી જ બની, કારણ ભગવાન વિષ્ણુનો સૌથી મોટો અપરાધ થવા છતા, તેઓ ઉદારચરિત્ર હોવાથી, તેમણે એ અપરાધને ગંભીર ન ગણ્યો.

ગુસ્સે થવાને બદલે અથવા ભૃગુમુનિને શાપ આપવાને બદલે ભગવાન વિષ્ણુ, તેમની પત્ની લક્ષ્મીદેવી સહિત તેમની શૈય્યામાંથી તરત જ ઊભા થયા, અને તે બ્રાહ્મણને આદરપૂર્વક પ્રણામ કર્યા. તેમણે ભૃગુ મુનિને આ પ્રમાણે સંબોધન કર્યું : "મારા વહાલા ભૂદેવ, અત્રે આપનું આગમન થતાં, મને મોટો આશીર્વાદ મળ્યો છે. તેથી, કૃપા કરીને થોડો સમય આ ગાદી ઉપર વિરાજો. મારા ભૂદેવ, જ્યારે આપ પ્રથમ પ્રવેશ્યા ત્યારે હું આપનું યથોચિત સન્માન કરી ન શક્યો. તેથી હું અત્યંત દિલગીર છું. મારાથી એ મોટો અપરાધ થયો છે, અને હું આપની ક્ષમા યાચું છું. આપ એવા પવિત્ર અને મહાન છો કે, આપનું પાદપ્રક્ષાલન કરેલું જળ તીર્થસ્થળોને પણ પવિત્ર કરી શકે છે, તેથી મારાં અને મારાં સંબંધીઓનું નિવાસસ્થાન વૈકુંઠલોકને પવિત્ર કરવા હું આપને વિનંતી કરું છું, મારા વહાલા પિતા, હે મહર્ષિ, હું જાણું છું કે આપના ચરણકમળ પુષ્પ સમાન અત્યંત કોમળ છે અને મારી છાતી તો વજ્ર જેવી સખત છે, તેથી મને ભય છે કે મારી છાતીને આપના ચરણની લાત વાગવાથી આપને કંઈક પીડા થતી હશે તેથી આપના ચરણની પીડા હળવી કરવા મને આપના ચરણનો સ્પર્શ કરવા દો." એમ કહીને વિષ્ણુ ભગવાન ભૃગુ મુનિના ચરણ ચાંપવા લાગ્યા.

ભગવાને ભૃગુ મુનિને સંબોધવાનું ચાલુ રાખ્યું, તે બોલ્યા : "મારા વહાલા પ્રભુજી, આપના ચરણસ્પર્શથી મારી છાતી હવે પવિત્ર બની છે, અને હવે મને ખાતરી થઈ

છે કે, મહાલક્ષ્મી ત્યાં નિરંતર નિવાસ કરતાં રાજી થશે." લક્ષ્મીનું બીજું નામ છે, 'ચંચલા', તે એક જ સ્થળે લાંબો સમય રહેતાં નથી. તેથી, આપણે જોઈએ છીએ કે શ્રીમંત માણસનું કુટુંબ કેટલીક વાર થોડીક પેઢી પછી ગરીબ બને છે, અને કેટલીક વાર ગરીબ માણસનું કુટુંબ શ્રીમંત બને છે. મહાલક્ષ્મીજી આ ભૌતિક જગતમાં ચંચળ છે, જ્યારે વૈકુંઠલોકમાં ભગવાનના ચરણકમળમાં નિરંતર વસે છે. લક્ષ્મીજી ચંચલ તરીકે પ્રખ્યાત છે. ભગવાન નારાયણે સૂચન કર્યું કે, સંભવ છે કે, તે તેમના વક્ષસ્થળ ઉપર નિરંતર નિવાસ નહીં કરતા હોય. પરંતુ ભૃગુ મુનિનો પાદસ્પર્શ થવાથી તેમની છાતી હવે પુનિત થવાથી, મહાલક્ષ્મીજી ત્યાંથી ચાલ્યાં જાય તેવી તક તેમને ન હતી; પરંતુ ભૃગુ મુનિ પોતાની અને ભગવાનની કક્ષા સમજી શક્યા, અને તેઓ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના વર્તનથી આશ્ચર્ય પામ્યા. ભગવાનનો આભાર માનતા તેમનો કંઠ રૂંધાયો તેથી તે બોલ્યા, ભગવાનના શબ્દોનો પ્રત્યુત્તર વાળવાને શક્તિમાન ન થયા. તેમની આંખોમાંથી આંસુ ઝરવા લાગ્યાં, અને તે કંઈ બોલી શક્યા નહીં. તે ભગવાન સન્મુખ મૂકભાવે ઊભા રહ્યા.

ભગવાન બ્રહ્મા, ભગવાન શિવ અને ભગવાન વિષ્ણુની કસોટી કર્યા પછી, ભૃગુ મુનિ સરસ્વતી નદીને તીરે આવેલી મહર્ષિઓની સભા પ્રતિ સિધાવ્યા, અને પોતાના અનુભવનું વર્ણન કર્યું. એકાગ્રચિત્તે તેમનું શ્રવણ કર્યા પછીથી, ઋષિમુનિઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે, સર્વ અગ્રગણ્ય દેવતાઓ ઉપર, નિશ્ચિત રીતે વિષ્ણુ સત્ત્વગુણમાં સર્વ શ્રેષ્ઠ છે. શ્રીમદ્ ભાગવતમ્ આ ઋષિમુનિઓને 'બ્રહ્મવાદિનામ્' તરીકે વર્ણવાયા છે. બ્રહ્મવાદિનામ્ એટલે જે પરબ્રહ્મ વિશે વાર્તાલાપ કરે છે, પરંતુ હજી સુધી કોઈ નિર્ણય ઉપર આવી શક્યા નથી. સામાન્ય રીતે બ્રહ્મવાદી શબ્દથી નિર્વિશેષવાદીઓ અથવા વેદોના અભ્યાસીઓનો ઉલ્લેખ કરાય છે. તેથી, એમ સમજવાનું છે કે, એકત્રિત થયેલા સર્વ ઋષિમુનિઓ વેદશાસ્ત્રોના ઉગ્ર અભ્યાસી હતા, પરંતુ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર કોણ છે એ વિષે કોઈ નિશ્ચિત નિર્ણય ઉપર આવ્યા ન હતા.

ભગવાન શિવ, ભગવાન બ્રહ્મા અને ભગવાન વિષ્ણુએ ત્રણે અગ્રગણ્ય દેવતાઓનો ભૃગુ મુનિને થયેલો અનુભવ સાંભળીને, ઋષિમુનિઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે, વિષ્ણુ ભગવાન પરમ સત્ય, પરમેશ્વર છે. શ્રીમદ્ ભાગવતમ્માં કહે છે કે, ભૃગુ મુનિ પાસેથી વિગતવાર હકીકત શ્રવણ કરીને ઋષિમુનિઓ આશ્ચર્ય પામ્યા. ભગવાન બ્રહ્મા અને ભગવાન શિવ તત્કાળ ઉશ્કેરાઈ ગયા હતા. પરંતુ ભગવાન વિષ્ણુ તો ભૃગુ મુનિનો પદ-પ્રહાર થવા છતાં, જરા પણ ઉશ્કેરાયા ન હતા. દૃષ્ટાંત અપાય છે કે નાના નાના દીપકો જરાસરખો પવન વાતાં કદાચ પ્રજ્વલિત થાય છે, પરંતુ સૌથી મોટો દીપક અથવા સૌથી મહાન પ્રકાશના સ્રોત, સૂર્ય ગમે તેટલું મોટું વાવાઝોડું ફૂંકાય તોપણ

કદી ચલાયમાન થતો નથી. ઉત્તેજત પરિસ્થિતિઓમાં સહન કરવાની મનુષ્યની શક્તિ ઉપરથી મહત્તાને મૂલવી શકાય છે. તેથી સરસ્વતી તીરે એકઠા થયેલા ઋષિમુનિઓએ નિર્ણય કર્યો કે જે કોઈ મનુષ્ય સર્વે પ્રકારના ભયમાંથી વાસ્તવિક શાંતિ અને મુક્તિ ઇચ્છતો હોય, તો તેણે વિષ્ણુના ચરણકમળનું શરણું લેવું જોઈએ. જો ભગવાન બ્રહ્મા અને ભગવાન શિવ જરા સરખી ઉત્તેજના થતા તેમની શાંતિ ગુમાવી બેસતા હોય તો, તેઓ તેમના ભક્તોમાં શાંતિ અને સ્થિરતા કેવી રીતે જાળવી શકે? પરંતુ, ભગવાન વિષ્ણુ વિશે ભગવદ્ગીતામાં કહ્યું છે, કે જે કોઈ મનુષ્ય ભગવાન વિષ્ણુ અથવા કૃષ્ણને સર્વોચ્ચ મિત્ર તરીકે સ્વીકારે છે તો તે શાંતિમય જીવનનું શ્રેષ્ઠ પૂર્ણત્વ પ્રાપ્ત કરે છે.

આમ ઋષિમુનિઓએ નિર્ણય કર્યો, વૈષ્ણવ ધર્મના સિદ્ધાંતોનું અનુસરણ કરીને, મનુષ્ય વાસ્તવમાં પૂર્ણ બને છે, પરંતુ જો કોઈ અમુક સંપ્રદાયના સર્વ ધાર્મિક સિદ્ધાંતોને અનુસરે અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર વિષ્ણુ વિશેના જ્ઞાનમાં વિકાસ ન સાધે, તો તેણે પ્રેમપૂર્વક કરેલો સર્વ પ્રયત્ન નિષ્ફળ નીવડે છે. ધાર્મિક સિદ્ધાંતોનો અમલ કરવો એટલે સંપૂર્ણ જ્ઞાનની ભૂમિકા સુધી આવવું. જો મનુષ્ય પૂર્ણ જ્ઞાનની ભૂમિકા ઉપર આવે તો ત્યાર પછીથી તેને ભૌતિક પ્રવૃત્તિમાં રસ નહીં રહે. સંપૂર્ણ જ્ઞાન એટલે મનુષ્યે તેના આત્મા અને પરમાત્માને ઓળખવા. પરમાત્મા અને આત્મા, ગુણાત્મક દૃષ્ટિએ એક હોવા છતાં, તેમનાં સ્વરૂપો ભિન્ન છે. જ્ઞાન વિશે પૃથક્કરણ કરતાં આવું સમજાય છે. 'કેવળ, "હું દ્રવ્ય નથી, હું આત્મા છું." તેમ સમજવું તે પૂર્ણ જ્ઞાન નથી. સાચો ધાર્મિક સિદ્ધાંત ભક્તિમય સેવા અથવા ભક્તિ છે. ભગવદ્ગીતામાં આનો સ્વીકાર કરાયો છે. કૃષ્ણ ભગવાન કહે છે, "બીજા સર્વ ધર્મોને ત્યજી કેવળ મારે શરણે આવ." તેથી, ધર્મ શબ્દ, કેવળ વૈષ્ણવ ધર્મ અથવા ભાગવત ધર્મને લાગુ પડે છે, જેને અનુસરીને બીજા સર્વે સદ્ગુણો અને જીવનનો વિકાસ સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત કરી શકાય છે.

પરમેશ્વરને જાણવા એ શ્રેષ્ઠ સંપૂર્ણ જ્ઞાન છે. ભક્તિમય સેવા કરતાં બીજી કોઈ પ્રક્રિયા દ્વારા તે સમજી શકાતી નથી, તેથી ભક્તિમય સેવાનું પાલન કરીને સંપૂર્ણ જ્ઞાનનું તત્કાળ પરિણામ પ્રાપ્ત કરી શકાય છે. જ્ઞાન પ્રાપ્તિ પછી, મનુષ્યને ભૌતિક જગતમા રસ રહેતો નથી. શુષ્ક તત્ત્વચિંતનથી આમ બનતું નથી. ભક્તોને કેવળ સૈદ્ધાંતિક સમજના કારણે જ નહીં, પરંતુ, પ્રત્યક્ષ અનુભવને કારણે ભૌતિક જગતમાં રસ રહેતો નથી. જ્યારે ભક્ત પરમેશ્વરની અસરનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે તે સ્વાભાવિક રીતે કહેવાતો સમાજ, મૈત્રી અને સ્નેહના સંબંધને ધિક્કારે છે. આ શુષ્ક અનાસક્તિ નથી પરંતુ દિવ્ય રસનો આસ્વાદ માણવાથી જીવનની ઉચ્ચતર ભૂમિકા પ્રાપ્ત કરવાથી થાય છે. શ્રીમદ્ ભાગવતમ્માં આગળ વધીને એમ જણાવાયું છે કે, આવું જ્ઞાન પ્રાપ્ત કર્યા

પછી, અને ભૌતિક ઇન્દ્રિયોપભોગની વાસનાઓમાંથી વિરક્તિ પ્રાપ્ત થયા પછી, ગૂઢ યોગ સાધના દ્વારા અણિમા, લઘિમા તથા પ્રાપ્તિ સિદ્ધિ વગેરે આઠ ઐશ્વર્યો પણ બીજા કોઈ પ્રયત્ન વિના પ્રાપ્ત થાય છે: અંબરિષ રાજા તેનું સંપૂર્ણ દૃષ્ટાંત છે. તે મોટા રહસ્યવાદી યોગી ન હતા, પરંતુ મહાન ભક્ત હતા, છતાં અંબરીષ મહારાજા સાથે મતભેદ થતાં તેમના ભક્તિમય અભિગમ સામે મહાન યોગી દુર્વાસા હારી ગયા. બીજા શબ્દોમાં કહીએ તો, શક્તિ પ્રાપ્ત કરવા માટે ભક્તને રહસ્યમય યોગ પ્રક્રિયાનો અમલ કરવાની જરૂર નથી. જેમ નાનું બાળક શક્તિશાળી પિતાને શરણે કરાય છે, ત્યારે પિતાની સર્વ શક્તિઓ તેની પાછળ 'રહે છે. તેમ ભગવાનની કૃપાથી ભક્તને શક્તિ વરેલી છે.

જ્યારે મનુષ્ય ભગવાનના ભક્ત તરીકે ખ્યાતનામ બને છે ત્યારે તેની ખ્યાતિ કદી નિર્મૂળ થતી નથી. ચૈતન્ય મહાપ્રભુજીને રામાનંદરાય સાથેના વાર્તાલાપ દરમ્યાન પ્રશ્ન પૂછવામાં આવ્યો, "શ્રેષ્ઠ કીર્તિ કઈ ?" ત્યારે રામાનંદે જવાબ આપ્યો કે, "કૃષ્ણ ભગવાનના શુદ્ધ ભક્ત તરીકે જાણીતા થવું તે શ્રેષ્ઠ કીર્તિ છે, તેથી નિર્ણય કરાય છે કે, વિષ્ણુ ધર્મ, અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો ભક્તિમય સેવાધર્મ, વિચારશીલ મનુષ્યો માટે નિર્ધારિત કરાયો છે. વિચારનો વિવેકપૂર્વકનો ઉપયોગ કરીને, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનો વિચાર કરીને, ભૌતિક જગતના સંબંધના મિથ્યા ચેપથી તે મુક્ત થાય છે. અને આમ મનુષ્ય શાંતિ પ્રાપ્ત કરે છે. માનવસમાજના આવા શાંતિપૂર્ણ ભક્તોની અછતના કારણે જગત

સ્થિતિમાં મુકાયું છે. મનુષ્ય જ્યાં સુધી ભક્ત ના બને ત્યાં સુધી, તે સર્વ જીવો સાથ સમકક્ષ બની શક્તો નથી. પશુઓ, મનુષ્યો અને સર્વે જીવાત્માઓને ભક્ત સમભાવે નીરખે છે, કારણ કે તે પ્રત્યેક જીવાત્માને પરમેશ્વરના અવિભાજ્ય અંશ તરીકે નીરખે છે. ઈશ–ઉપનિષદમાં તે સ્પષ્ટ રીતે જણાવાયું છે કે, જે મનુષ્ય જીવાત્માઓને સમભાવે નીરખવાની ભૂમિકા સુધી પહોંચ્યો હોય છે, તે કોઈને ધિક્કારતો નથી, અથવા કોઈના પ્રત્યે પક્ષપાત કરતો નથી. ભક્ત તેની જરૂરિયાત કરતાં વધારે મેળવવા ઝંખના કરતો નથી, તેથી ભક્તો 'અકિંચન' હોય છે, જીવનની કોઈ પણ સ્થિતિમાં ભક્ત સંતુષ્ટ રહે છે. ભક્ત ભક્તિમય સેવામાં જોડાવવાના તેના વિષય સિવાય બીજા સર્વ વિષયોની ભક્ત ઉપેક્ષા કરે છે. આ પ્રકારનું જીવન શ્રેષ્ઠ પૂર્ણત્વની ભૂમિકા છે. જ્યાંથી વ્યક્તિ દિવ્યલોક સ્વધામ પ્રત્યે પરમેશ્વર પાસે પહોંચવા માટે ઊર્ધ્વગામી બની શકે છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના ભક્તો સર્વોચ્ચ ભૌતિક ગુણ, સત્ત્વગુણ પ્રતિ વિશિષ્ટ રીતે આકર્ષાય છે, અને અધિકૃત બ્રાહ્મણો આ સત્ત્વગુણનું પ્રતિનિધિત્વ કરનાર સૂચક પ્રતીક છે. તેથી, જીવનની બ્રાહ્મણ ભૌતિક ભૂમિકામાં ભક્તને આસક્તિ રહે છે. પરમેશ્વર વિષ્ણુમાંથી રજોગુણ અથવા તમોગુણ પ્રગટે છે, પરંતુ તેમને એ ગુણોમાં વધારે રસ હોતો નથી. શ્રીમદ્ ભાગવતમ્માં ભક્તોને "निपुणबुद्धय:" તરીકે વર્ણવાયા છે, એટલે તેઓ તો

મનુષ્યોમાં સર્વશ્રેષ્ઠ બુદ્ધિશાળી વર્ગ છે. રાગ અથવા દ્વેષથી પ્રભાવિત થયા વિના ભક્તો અત્યંત શાંતિપૂર્વક જીવે છે અને રજોગુણ તથા તમોગુણની અસરથી ઉત્તેજિત થતો નથી.

અહીં એવો પ્રશ્ન પૂછી શકાય કે, જો ભક્ત સર્વ ભૌતિક ગુણોથી પર હોય, તો તેણે ભૌતિક જગતમાં રહેલા સત્ત્વગુણમાં શા માટે આસક્ત રાખવી જોઈએ? જવાબ એ છે કે, ભૌતિક પ્રકૃતિમાં સર્વ વિદ્યમાન ગુણોમાં આસક્ત, એવા વિવિધ પ્રકારના મનુષ્યો હોય છે. તમોગુણી મનુષ્યોને રાક્ષસો કહે છે, રજોગુણી લોકોને અસુરો કહે છે, અને સત્ત્વગુણી લોકો સુરો અથવા દેવતાઓ કહેવાય છે. સર્વોચ્ચ પ્રભુના માર્ગદર્શન નીચે, મનુષ્યોના આ ત્રણ વર્ગોનું ભૌતિક પ્રકૃતિ દ્વારા સર્જન કરાય છે, પરંતુ સત્ત્વગુણી લોકોને આધ્યાત્મિક જગતમાં સ્વધામ, પરમેશ્વર પાસે ઊર્ધ્વમાર્ગે જવાની વધારે તક રહે છે.

આમ, સર્વોચ્ચ અધિપતિ દેવતા કોણ છે? એનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરવા, સરસ્વતી નદીને તીરે એકઠા થયેલા સર્વ ઋષિમુનિઓ વિષ્ણુ ભગવાન વિશે સર્વ સંશયોથી મુક્ત થયા ત્યાર પછીથી તેઓ સર્વે સેવા—ભક્તિમાં જોડાયા, અને આમ તેમને મનવાંછિત ફળ પ્રાપ્ત થયાં, તેથી પરમેશ્વર પાસે ગયા.

વાસ્તવમાં જેઓ ભૌતિક જાળથી મુક્ત થવાને આતુર હોય તેમણે શ્રી શુકદેવ ગોસ્વામી દ્વારા શ્રીમદ્ ભાગવતમ્‌ના પ્રારંભમાં અપાયેલા નિર્ણયનો તત્કાળ સ્વીકાર કરવો ઘટે. એમ કહેવાય છે કે, શુકદેવ ગોસ્વામી દ્વારા કહેવાયેલા શ્રીમદ્ ભાગવતમ્‌ના શ્રવણ-મુક્તિ પ્રાપ્ત કરવામાં અત્યંત સહાયક નીવડે છે. સૂત ગોસ્વામીએ એ જ હકીકતને પુષ્ટિ આપી છે: "આ ભૌતિક જગતમાં નિરુદ્દેશ પ્રવાસ કરતી કોઈ પણ વ્યક્તિ શુકદેવ ગોસ્વામી દ્વારા બોલાયેલા અમૃતમય શબ્દોનું શ્રવણ કરવાની દરકાર કરે તો તે, નિશ્ચિતપણે સાચા નિર્ણય ઉપર આવશે, કે કેવળ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની ભક્તિમય સેવાના પાલનથી જ તે નિરંતર એક ભૌતિક શરીરથી બીજામાં પ્રવેશવાના પરિશ્રમને અટકાવવાને શક્તિમાન બનશે. અર્થાત્ મનુષ્ય યોગ્ય શ્રવણ કરીને, વિષ્ણુની પ્રેમભક્તિમય સેવામા થશે. તે નિશ્ચિતપણે આ જીવન ભૌતિક પ્રવાસમાંથી રાહત મેળવવાને શક્તિમાન થશે, અને આ પ્રક્રિયા અત્યંત સરળ છે. મનુષ્યે શ્રીમદ્ ભાગવતમ્ સ્વરૂપે, શુકદેવ ગોસ્વામી દ્વારા બોલાયેલા મધુર શબ્દોનું શ્રવણ કરવું જોઈએ.

સારાંશ કે આપણે ભગવાન શિવ અને ભગવાન બ્રહ્મા જેવા દેવતાઓને પણ ભગવાન વિષ્ણુના સમકક્ષ કદી ન ગણવા. જો આપણે આમ કરીએ તો પછીથી પદ્મપુરાણ પ્રમાણે, આપણે તરત જ નાસ્તિક બનીએ છીએ. હરિવંશ તરીકે જાણીતા વેદશાસ્ત્રમા એમ પણ કહેવાય છે કે, કેવળ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, વિષ્ણુનુ પૂજન થવુ જોઈએ.

હરેકૃષ્ણ મહામંત્ર અથવા આવો કોઈ પણ એક વિષ્ણુમંત્ર, તેનું હમેશાં રટણ કરવું જોઈએ. શ્રીમદ ભાગવતમ્‌ના બીજા સ્કંધમાં, ભગવાન બ્રહ્મા કહે છે, ભગવાન શિવ અને હું પોતે એમ બન્ને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના માર્ગદર્શન નીચે વિવિધ શક્તિથી સંકળાયેલા છીએ. શ્રી ચૈતન્ય ચરિતામૃતમાં પણ એમ કહે છે કે, કેવળ કૃષ્ણ સ્વામી છે, અને જીવનની સર્વ શ્રેણીઓમાં રહેલી દરેક વ્યક્તિ કૃષ્ણનો સેવક જ છે.

ભગવદ્‌ગીતામાં ભગવાને એ સ્વીકાર્યું છે કે, કૃષ્ણથી પર કોઈ સત્ય નથી. શુકદેવ ગોસ્વામી પણ સર્વ વિષ્ણુતત્વ સ્વરૂપોમાં ભગવાન સો ટકા શ્રેષ્ઠ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે એ હકીકતનું ધ્યાન દોરવા માટે, તેમણે કૃષ્ણ ભગવાનની ઉપસ્થિતિમાં બનેલા એક પ્રસંગની વાર્તા વર્ણવી.

એક સમયે, એક બ્રાહ્મણની પત્નીએ એક બાળકને જન્મ આપ્યો. પરંતુ, દુર્ભાગ્યે તેના જન્મ પછી, તેનો જમીન સાથે સ્પર્શ થતાં જ, તે તત્કાળ મરણ પામ્યો. બ્રાહ્મણ પિતાએ મૃત બાળકને ઉપાડયું અને સીધા દ્વારકથી રાજાના મહેલમાં ગયા. બ્રાહ્મણ અત્યંત વ્યથિત હતો, કારણ કે તે બાળક તેનાં યુવાન માતા અને પિતાની હયાતીમાં અકાળ અવસાન પામ્યું હતું. આમ તેનું મન અત્યંત ક્ષુબ્ધ બન્યું હતું. પહેલાના વખતમાં દ્વાપર યુગના સમય સુધી રાજાઓ એવા બનાવ માટે જવાબદાર હતા. જ્યારે કૃષ્ણ ભગવાન વિદ્યમાન હતા ત્યારે, માતાપિતાની હાજરીમાં બાળકનું અકાળ અવસાન થાય, તો તે બદલ રાજા જવાબદાર ગણાતો. તે જ પ્રમાણે રામચંદ્ર ભગવાનના સમય દરમિયાન પણ આવી જ જવાબદારી હતી. શ્રીમદ્ ભાગવતમ્‌ના દશમ સ્કંધમાં અમે સમજાવ્યું છે તેમ, રાજા નગરજનોની સુખસગવડો માટે એટલો બધો જવાબદાર હતો કે, તેને વધુ પડતી ગરમી કે વધુ પડતી ઠંડી પડે છે, તે પણ જોવાનું રહેતું. આમાં રાજાનો કોઈ દોષ ન હતો, છતાં અકાળ અવસાન પામેલા બાળકનો પિતા બ્રાહ્મણ, મહેલના દરવાજે ગયો અને રાજા ઉપર આ પ્રમાણે આક્ષેપ કરવા લાગ્યો.

"વર્તમાન રાજા ઉગ્રસેન બ્રાહ્મણોનો દ્વેષી છે!" આ સંબંધે વપરાયેલો શબ્દ બ્રહ્મદ્વેષ છે. જે મનુષ્ય વેદોનો દ્વેષી છે અથવા જ્યાં અધિકૃત બ્રાહ્મણો અથવા બ્રાહ્મણ જ્ઞાતિનો દ્વેષી છે તે બ્રહ્મદૈત્ય કહેવાય છે. તેથી રાજા ઉપર બ્રહ્મદૈત્ય હોવાનો આરોપ મુકાયો. વળી તે શઠધિ મિથ્યા બુદ્ધિવાળો છે એવો તેની ઉપર આરોપ મુકાયો. રાષ્ટ્રનો કાર્યકારી વડો નગરજનોની સુખસગવડો જોવા માટે અત્યંત બુદ્ધિશાળી હોવો જોઈએ, પરંતુ, બ્રાહ્મણના કહેવા પ્રમાણે રાજા રાજ્ય સિંહાસન ઉપર વિરાજેલો હોવા છતાં, બિલકુલ બુદ્ધિશાળી ન હતો. તેથી તેણે તેને ક્ષુબ્ધ એટલે લોભી પણ કહ્યો. બીજા શબ્દોમાં કહીએ તો લોભિયો રાજા, અથવા રાષ્ટ્રનો કારોબારી વડો લોભી અને સ્વાર્થ-

પરાયણ હોય, તો તેણે પ્રમુખ અથવા પ્રજાના ગૌરવાન્વિત સ્થાન ઉપર બેસવું જોઈએ. પરન્તુ એ સ્વાભાવિક છે કે, જ્યારે તે ભૌતિક ભોગોમાં આસક્ત બને ત્યારે તે સ્વાર્થી બને છે, તેથી અત્રે વપરાયેલો બીજો શબ્દ છે વિષયાત્મતિ'

વળી બ્રાહ્મણે રાજા ઉપર. ક્ષાત્રબંધુ હોવાનો આરોપ મૂક્યો. ક્ષાત્રબંધુ એટલે ક્ષત્રિય કુટુંબમા અથવા રાજ્ય કુટુંબમાં જન્મેલો પરંતુ સવિજય વ્યક્તિઓના અધિકારથી વંચિત મનુષ્ય. રાજાએ બ્રાહ્મણ સંસ્કૃતિના રક્ષણ કાજે અને તેના નાગરિકોના કલ્યાણ માટે અત્યંત જાગૃત રહેવું જોઈએ, તેણે ભૌતિક ભોગમાં આસક્તિને લીધે થતો લોભ રાખવો ન જોઈએ. જો અનધિકૃત વ્યક્તિ પોતે રાજવંશના ક્ષત્રિય હોવાનો દાવો કરે, તો તે ક્ષત્રિય નથી કહેવાનો, પરંતુ ક્ષાત્રબંધુઓ કહેવાય છે. તે જ રીતે, જો મનુષ્ય બ્રાહ્મણ પિતાને ત્યા જન્મ્યો હોય પરંતુ તેનામાં બ્રાહ્મણોના ગુણ ન હોય તો તે બ્રહ્મબંધુ, અથવા દ્વિજબંધુ કહેવાય છે. આનો અર્થ એ કે બ્રાહ્મણ અથવા ક્ષત્રિયનો સ્વીકાર કેવળ જન્મથી થતો નથી. મનુષ્યે વિશિષ્ટ સ્થાન માટે જાતે જ યોગ્યતા મેળવવાની રહે છે. ત્યાર પછીથી જ તે બ્રાહ્મણ અથવા ક્ષત્રિય તરીકે સ્વીકારાય છે.

આમ બ્રાહ્મણે રાજા ઉપર આરોપ મૂક્યો, કે તેનું નવજાત બાળક રાજાના અનધિકારને લીધે મરણ પામ્યું હતું. બ્રાહ્મણે તેને અત્યત અકુદરતી વસ્તુ જણાવી, અને તે માટે તેણે રાજાને જવાબદાર ગણ્યો. આપણે વેદશાસ્ત્રોમાં એ પણ જોઈએ છીએ કે, જો ક્ષત્રિય રાજા બેજવાબદાર બને તો, કેટલીક વાર રાજાશાહીનું સંચાલન કરતું બ્રાહ્મણોનુ સલાહકાર-મડળ તેને ગાદી પરથી ઉઠાડી મૂકતું. આ સર્વે મુદ્દાઓનો વિચાર કરતા એમ જણાય છે કે, વૈદિક સંસ્કૃતિમાં રાજાનુ સ્થાન અત્યત જવાબદાર છે.

તેથી બ્રાહ્મણે કહ્યું, "કોઈ પણ મનુષ્યે રાજાશાહીનુ કેવળ સન્માન કે પૂજન ન કરવુ જોઈએ આવો રાજા તેનો સમય જગલમા શિકાર કરવામાં અને પશુઓની હત્યા કરવામાં અથવા ગુનાહિત પ્રવૃત્તિઓ માટે નાગરિકોની હત્યા કરવામાં વેડફે છે. તેનામા આત્મસયમ કે સદ્ચરિત્ર હોતાં નથી જો નાગરિકો એવા રાજાનું પૂજન કે સન્માન કરે તો, નાગરિકો કદી સુખી થશે નહીં. તેઓ હમેશા ગરીબ, સંપૂર્ણ રીતે ચિંતાતુર તથા શોકગ્રસ્ત અને હમેશાં દુ:ખી રહેશે" અર્વાચીન રાજકારણમાં રાજાનું પદ દૂર કર્યું છે, પરંતુ રાષ્ટ્રપ્રમુખ નાગરિકોનાં સુખસગવડ માટે જવાબદાર ગણાતો નથી.

આ કળિયુગમા રાષ્ટ્રના કર્મચારી વર્ગ, યેન કેન પ્રકારેણ મતો પ્રાપ્ત કરે છે. અને ગૌરવાન્વિત સ્થાન ઉપર ચૂંટાય છે, પરંતુ નગરજનોની સ્થિતિ સંપૂર્ણ રીતે ચિંતાગ્રસ્ત, ચિંતાવ્યસ્ત, દુ:ખ અને અસંતુષ્ટ રીતે ચાલ્યા કરે છે.

- - -

બ્રાહ્મણનો બીજો બાળક પણ મરણ પામેલો જન્મ્યો, અને ત્રીજાની બાબતમા પણ એમ જ બન્યું. તેને નવ બાળકો થયાં, અને તેમાંનું દરેક મરેલું જન્મ્યું હતું, અને ને દરેક વખતે બ્રાહ્મણ રાજા ઉપર આરોપ મૂકવા મહેલના દરવાજે આવેલો. જ્યારે બ્રાહ્મણ દ્વારકાના રાજા ઉપર આરોપ મૂકવા નવમી વખત આવ્યો, ત્યારે અર્જુન કૃષ્ણ પાસે હાજર હતા. રાજા યોગ્ય રીતે બ્રાહ્મણનું રક્ષણ કરતા નથી, તેવો આરોપ સાંભળીને, અર્જુનને જિજ્ઞાસા થઈ તેથી તે બ્રાહ્મણ પાસે આવ્યા. તે બોલ્યા "હે બ્રાહ્મણ! તમે એવું શા માટે કહો છો કે તમારા દેશના નાગરિકોનું રક્ષણ કરવા યોગ્ય ક્ષત્રિયો નથી? શું એવો કોઈ મનુષ્ય પણ નથી, જે ક્ષત્રિય હોવાના બહાને, ધનુષ્ય અને બાણ ધારણ કરી, છેવટે રક્ષણનો દેખાવ તો કરી શકે? તમે એમ માનો છો કે આ દેશમાં રાજ-પુરુષોનું વીરત્વ ભૂલી કેવળ બ્રાહ્મણો પાસે યજ્ઞ ઊજવવામાં રોકાયેલા છે?" આમ અર્જુને સૂચવ્યું કે ક્ષત્રિયોએ આરામમાં બેસી રહી કેવળ વૈદિક વિધિઓ કરવામાં રોકાવું જોઈએ નહીં. એના કરતાં તો તેમણે નાગરિકોનું રક્ષણ કરવા માટે અત્યંત પરાક્રમી બનવું જોઈએ. આધ્યાત્મિક પ્રવૃત્તિઓમાં રોકાયેલા બ્રાહ્મણો પાસેથી કોઈ પ્રકારની ભૌતિક અપેક્ષા ન રાખી શકાય. તેથી ક્ષત્રિયોએ તેમનું રક્ષણ કરવાની જરૂર રહે છે, જેથી તેમને તેમની વ્યાવસાયિક ફરજોનું પાલન કરવામાં ખલેલ ન પડે. અર્જુને કહેવાનું ચાલુ રાખ્યું "જો બ્રાહ્મણો તેમની પત્નીઓ તથા બાળકોનો અનિચ્છનીય વિયોગ અનુભવે અને ક્ષત્રિય રાજા તેમની સંભાળ ન રાખે તો પછી આવા ક્ષત્રિયોને રંગમંચના નટો કરતાં વિશેષ ન ગણી શકાય. પ્રેક્ષકગૃહમાં નાટકો ભજવાતાં હોય ત્યારે, એક નટ રાજાનો પાઠ ભજવી શકે, પરંતુ કોઈ મનુષ્ય આવા નાટકીય રાજા પાસેથી લાભની અપેક્ષા રાખતો નથી. તે જ રીતે જો રાજા અથવા રાષ્ટ્રના કાર્યકારી વડા, સમાજના વડાને રક્ષણ આપી ન શકે, તો તે કેવળ બગઈખોર જ ગણાય. આવા કાર્યકારી વડાઓ, રાષ્ટ્રના આગેવાનોના ગૌરવભર્યાં સ્થાનો મેળવીને, માત્ર પોતાનો જીવનનિર્વાહ જ ચલાવે છે. મારા પ્રભુ, હું વચન આપું છું કે, હું તમારાં બાળકોને રક્ષણ આપીશ, અને જો એમ કરવામાં હું અશક્તિમાન બનું તો અગ્નિની જ્વાળાઓમાં પ્રવેશ કરીશ કે જેથી મારાથી થયેલા પાપનું પ્રાયશ્ચિત્ત થશે."

આ રીતે અર્જુનને બોલતાં સાંભળીને બ્રાહ્મણે પ્રત્યુત્તર વાળ્યો, "હે અર્જુન! બલરામ પ્રભુ હાજર છે, પરંતુ તે મારાં બાળકોને રક્ષણ આપી ન શક્યા, કૃષ્ણ ભગવાન પણ હાજર છે છતાં તે પણ તેમને રક્ષણ આપી ન શક્યા, બીજા પણ ઘણા ધનુષ્ય-બાણ ધારણ કરનારા વીરો છે, પરંતુ તેઓ મારાં બાળકોનું રક્ષણ કરી શક્યા નથી." બ્રાહ્મણે સીધેસીધો ઇશારો કર્યો કે જે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર માટે અશક્ય હતું, તે અર્જુન નહીં કરી શકે. તેને લાગ્યું કે અર્જુન તેમની શક્તિના ગજા ઉપરાંત કંઈક

વચન આપી રહ્યા હતા. બ્રાહ્મણ બોલ્યો, "મને તમારું વચન બિનઅનુભવી બાળક જેવું લાગે છે. હું તમારા વચનમાં શ્રદ્ધા મૂકી શકતો નથી."

ત્યાર પછી અર્જુન સમજી શક્યા કે બ્રાહ્મણે સર્વ ક્ષત્રિય રાજાઓમાંથી વિશ્વાસ ગુમાવ્યો હતો, તેથી તેને હિંમત આપવા અર્જુન સ્વયં તેમના મિત્ર કૃષ્ણ ભગવાનની ટીકા કરતા હોય એમ બોલ્યા, "જ્યારે કૃષ્ણ ભગવાન અને બીજાઓના સાભળતાં અર્જુને આમ કહીને ખાસ કરીને કૃષ્ણ ઉપર હુમલો કર્યો 'મારા વહાલા વિપ્ર! હું કંઈ સંકર્ષણ અથવા કૃષ્ણ અથવા પ્રદ્યુમ્ન, કે અનિરુદ્ધ જેવા કૃષ્ણના કોઈ પુત્ર જેવો નથી. મારું નામ અર્જુન છે, અને હું ગાંડીવ નામનું ધનુષ્ય ધારણ કરું છું. જ્યારે ભગવાન શંકર જંગલમાં શિકાર કરતા હતા ત્યારે મેં તેમને મારી શક્તિથી સંતુષ્ટ કર્યા છે. મારી સામે શિકારી રૂપે પ્રગટ થયેલા ભગવાન શંકર-સાથે મેં યુદ્ધ કરેલું અને જ્યારે મે તેમને મારી શક્તિથી પ્રસન્ન કર્યા હતા ત્યારે તેમણે મને પાશુપતાસ્ત્ર નામનું શસ્ત્ર આપેલું, તેથી મારા શૌર્ય વિષે શકા ન કરો, જો મારે સાક્ષાત્ યમરાજ સાથે લડવું પડશે તોપણ લડીને હું તમારા પુત્રોને પાછા લાવીશ. જ્યારે આવા ગૌરવભર્યા શબ્દોથી અર્જુને બ્રાહ્મણને ખાતરી કરાવી કે, ગમે તેમ પણ તેને શ્રદ્ધા બેઠી, અને તેથી તે પોતાને ઘેર પાછો ફર્યો.

જ્યારે બ્રાહ્મણની પત્ની બીજા એક બાળકને જન્મ આપવાની તૈયારીમા હતી, ત્યારે બ્રાહ્મણ પોકારવા લાગ્યો, "મારા પ્રિય અર્જુન, કૃપા કરીને તરત જ આવો, અને મારા બાળકને બચાવો" તેનો આ પોકાર સાંભળીને તરત જ અર્જુન પવિત્ર જળનો સ્પર્શ કરીને પોતાના બાણ તથા ધનુષ્યને નિર્ભય કરવા પવિત્ર મંત્રોચ્ચાર કરીને, સજ્જ થયા અર્જુને ભગવાન શંકરે ભેટ આપેલું બાણ ખાસ કરીને ગ્રહણ કર્યું, અને બહાર જતી વખતે ભગવાન શંકર, અને તેમની મહાન કૃપાનું સ્મરણ કરવા લાગ્યા. આ રીતે તે તેમના જાણીતા ગાંડીવ ધનુષ્ય તથા બીજાં વિવિધ આયુધોથી સજ્જ થઈને પ્રસૂતિ-ગૃહના દરવાજે ઉપસ્થિત રહ્યા.

એમ જણાય છે કે બ્રાહ્મણને આપેલું તેમનુ વચન પાળવાનુ હોવાથી, તે દ્વારકા છોડીને ક્યાંય ગયા નહીં. જ્યારે બ્રાહ્મણની પત્નીને બાળક જન્મવાની તૈયારી હતી, ત્યારે તેમને બોલાવવામાં આવ્યા, અને બ્રાહ્મણની પત્નીની પ્રસૂતિ સમયે ત્યાં હાજર રહેવા અર્જુન બ્રાહ્મણને ઘેર જતા હતા ત્યારે, તેમણે ભગવાન શંકરનું સ્મરણ કર્યું, પણ તેમના મિત્ર કૃષ્ણનુ સ્મરણ કર્યું નહીં, તેમણે વિચાર્યું કે કૃષ્ણ, બ્રાહ્મણનું રક્ષણ ન કરી શક્યા, તેથી ભગવાન શંકરનું શરણ લેવું વધારે સારું હતું. મનુષ્ય કેવી રીતે દેવતા-ઓનું શરણ ગ્રહે છે તેનુ આ બીજું ઉદાહરણ છે. ભગવાને ગીતામાં સમજાવ્યું છે કે,

कामैस्तैस्तैर्हृतज्ञानः જે મનુષ્ય કામ અને લોભથી બુદ્ધિ ગુમાવે છે તે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરને ભૂલી જાય છે, અને બીજા દેવી–દેવતાઓને શરણે જાય છે, અલબત્ત, અર્જુન સાધારણ જીવ ન હતો, પરંતુ કૃષ્ણ સાથેના તેમના મૈત્રીપૂર્ણ વ્યવહારને લીધે, તેમણે વિચાર્યું કે, કૃષ્ણ બ્રાહ્મણનું રક્ષણ કરવાને અશકિતમાન હતા, તેથી ભગવાન શંકરનું સ્મરણ કરીએ તો વધારે સારું. પાછળથી એમ પુરવાર થયેલું કે, અર્જુને ભગવાન કૃષ્ણનું શરણ ત્યજીને ભગવાન શિવજીનું શરણ લીધું તે સદંતર નિષ્ફળ નીવડયું હતું, પરંતુ અર્જુને વિવિધ મંત્રોચ્ચાર કરીને ઉત્કૃષ્ટ પ્રયત્ન કર્યો, અને સર્વ દિશાઓમાંથી પ્રસૂતિગૃહનું રક્ષણ કરવા પોતાનુ ધનુષ્ય સજજ કર્યું.

બ્રાહ્મણની પત્નીને પુત્ર અવતર્યો, અને તે બાળક હમેશની જેમ રડવા લાગ્યું. પરંતુ થોડી ક્ષણોમાં બાળક તથા અર્જુનનાં તીર આકાશમાં અદશ્ય થઈ ગયાં. એમ લાગે છે કે બ્રાહ્મણનું ઘર કૃષ્ણના નિવાસસ્થાનની નજીકમાં હતું, અને કૃષ્ણ ભગવાન પોતાની સત્તાના વિરોધમાં જે કાંઈ દેખીતી રીતે બનતું હતું તેની મજા માણતા હતા. જેને માટે અર્જુન આટલો બધો ગર્વિષ્ઠ હતો, તે ભગવાન શંકરે આપેલું એક બાણ સહિત સર્વ બાણો, તેમ જ બ્રાહ્મણનું બાળક ઉઠાવી જવાના કરામત તેમણે જ કરી હતી 'तद् भवति अल्पमेधसाम्' અલ્પબુદ્ધિવાળા મનુષ્યો દેવતાઓનું શરણ લે છે, અને વરદાન-ના લાભોથી સંતુષ્ટ બને છે.

કૃષ્ણ-ભગવાન અને બીજાઓની હાજરીમાં બ્રાહ્મણ અર્જુન ઉપર આરોપ મૂકવા લાગ્યો "તમે દરેક જણ મારી મૂર્ખતા જુઓ! મેં નિર્વીર્ય અને મિથ્યા વચનો આપવામાં કુશળ એવા અર્જુનના શબ્દોમાં વિશ્વાસ મૂક્યો. અર્જુનના શબ્દો ઉપર વિશ્વાસ રાખવામાં મેં કેટલી બધી મૂર્ખાઈ કરી હતી! જ્યારે પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, ભગવાન બલરામ અને કૃષ્ણ ભગવાન જેવા પણ નિષ્ફળ ગયા હતા ત્યારે અર્જુને મારા બાળકનું રક્ષણ કરવાનું વચન આપ્યું. જ્યારે આવા મહાનુભાવો પણ મારા બાળકનું રક્ષણ ન કરી શક્યા હોય, તો બીજાઓનું શું ગજું? તેથી હું અર્જુને આપેલા તેના મિથ્યા વચન બદલ, તેનો તિરસ્કાર કરું છું, અને હું તેના તેજસ્વી ગાંડીવ ધનુષ્ય અને ભગવાન બલરામ, ભગવાન કૃષ્ણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ કરતાં પણ વધારે મહાન હોવાની તેની ધૃષ્ટતાને ધિક્કારું છું. કોઈ પણ મનુષ્ય મારા બાળકને બચાવી શકે તેમ નથી, કારણ તે બાળકનું બીજા ગ્રહમાં સ્થળાંતર કરવામાં આવ્યું છે, અર્જુને કેવળ તેની મૂર્ખતાથી જ વિચાર્યું કે અન્ય લોકમાંથી મારા બાળકને તે પાછું લાવી શકશે."

આમ બ્રાહ્મણથી તિરસ્કૃત થયેલો અર્જુન, સ્વયં બ્રાહ્મણનું બાળક શોધવા કોઈ પણ ગ્રહમાં પ્રવાસ કરી શકે તેવી રહસ્યમય યોગ-પૂર્ણતા વડે શક્તિ પ્રાપ્ત કરવામાં સફળ થયો.

એમ જણાય છે કે જેનાથી યોગીઓ કોઈ પણ મનોવાંછિત ગ્રહમાં પ્રવાસ કરી શકે તેવી રહસ્યમય યોગશક્તિ ઉપર પ્રભુત્વ મેળવ્યું હતું. તે સર્વપ્રથમ મૃત્યુદેવ યમરાજના લોકમાં ગયા, ત્યાં તેમણે બ્રાહ્મણના બાળકની શોધ કરી પરંતુ ત્યાં બાળકને મેળવવામાં નિષ્ફળ ગયા. ત્યાર બાદ અર્જુન દેવોના રાજા ઇન્દ્રના લોકમાં ગયા, ત્યાં પણ તે બાળકને મેળવી શક્યા નહીં. ત્યાર બાદ તે અગ્નિલોક, ચંદ્રલોક, વાયુલોક અને વરુણરાજના લોકમાં પણ ગયા અને તે બધે જ ઠેકાણે બાળકની શોધ કરી પણ તેમાં તેમને નિષ્ફળતા પ્રાપ્ત થઈ. ત્યાર બાદ તે નીચેના ગ્રહમંડળમાં એટલે કે રસાતલ લોકમાં ગયા ત્યાં પણ તે બાળક મળ્યું નહીં. છેવટે જ્યાં રહસ્યમય યોગીઓ પણ જઈ શકતા નથી તેવા બ્રહ્મલોકમાં ગયા. ભગવાન કૃષ્ણની અસીમ કૃપાથી અર્જુન આ બધા લોકમાં જઈ આવ્યા પણ બ્રાહ્મણના બાળકને શોધી કાઢવામાં સરિયામ નિષ્ફળતા જ મળી. આમ બધી રીતે નિષ્ફળતા મળવાથી અર્જુને સ્વયં અગ્નિમાં ઝંપલાવવાનો પ્રયત્ન કર્યો, કારણ અર્જુને બ્રાહ્મણને વચન આપ્યું હતું કે જો તે તેનું બાળક પાછુ લાવવામાં નિષ્ફળ નીવડશે તો પોતે આત્મહત્યા કરશે. ભગવાન કૃષ્ણ અર્જુનના ઘનિષ્ઠ મિત્ર હોવાથી તેના પ્રત્યે અત્યંત દયાળુ હતા. ભગવાન કૃષ્ણે અર્જુનને શરમજનક રીતે આમ અગ્નિમાં ન ઝંપલાવવા ભારપૂર્વક જણાવ્યું. કૃષ્ણે કહ્યું કે અર્જુન તેમનો મિત્ર હતો તેથી તે જો હતાશાને કારણે અગ્નિપ્રવેશ કરશે તો તેનો આરોપ પરોક્ષ રીતે તેમના ઉપર આવશે. તેથી ભગવાન કૃષ્ણે અર્જુનને ખાતરી આપી કે તે બાળકને શોધી કાઢશે, માટે આત્મહત્યા કરવાની મૂર્ખાઈ ન કર!

આ રીતે અર્જુનને સંબોધન કરી કૃષ્ણે તેમનો દિવ્ય રથ મંગાવ્યો, અને અર્જુનને સાથે લઈ તેઓ તે રથમાં આરૂઢ થયા. રથ ઉત્તર દિશા તરફ આગળ વધ્યો. સર્વશક્તિમાન પરમેશ્વર ભગવાન કૃષ્ણ વિના પ્રયત્ને બાળકને પાછું લાવી શક્યો હોત, પરંતુ આપણે હમેશાં યાદ રાખવું જોઈએ કે તે કૃષ્ણ ભગવાન મનુષ્યનો અવતાર ધારણ કરી સામાન્ય મનુષ્યની માફક કાર્ય કરી રહ્યા હતા, નિશ્ચિત પરિણામની પ્રાપ્તિ માટે. જેમ સાધારણ મનુષ્યને નિશ્ચિત પરિણામો પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો પડે છે તેમ, સાધારણ મનુષ્ય અથવા પોતાના મિત્ર અર્જુનની જેમ કૃષ્ણ ભગવાને બ્રાહ્મણના બાળકને પાછો લાવવા માટે દ્વારકા ત્યજી માનવસમાજમાં પ્રગટ થઈને, અને મનુષ્ય તરીકેના તેમના લીલા-ચરિત્રો પ્રગટ કરીને કૃષ્ણે નિશ્ચિતપણે દર્શાવ્યું કે તેમના કરતાં એક પણ વ્યક્તિ મહાન ન હતો. "ઇશ્વર મહાન છે." એ પૂર્ણ પુરુષોત્તમની વ્યાખ્યા છે તેથી ઓછામાં ઓછું આ ભૌતિક જગતમાં કૃષ્ણ વિદ્યમાન હતા ત્યારે તેમણે પુરવાર કર્યું કે બ્રહ્માંડમાં તેમનાથી વિશેષ કોઈ બીજી વ્યક્તિ ન હતી.

અર્જુન સાથે રથારૂઢ થઈ, કૃષ્ણ ઘણાં ગ્રહમંડળો પાર કરતા કરતા આગળ વધ્યા. શ્રીમદ્ ભાગવતમ્‌માં આ ગ્રહમંડળો સપ્તદ્વીપ તરીકે વર્ણવાયાં છે. આ સપ્તદ્વીપ

એટલે ટાપુ, આ સર્વ લોક વૈદિક આદિત્યમાં દિવ્ય ગ્રહ તરીકે વર્ણવાયા છે. કેટલીક વાર આપણે જે વસીએ છીએ તેને જંબુદ્વીપ કહે છે. બાહ્યાવકાશ વાયુનો મહાસાગર છે, અને તે મહાસાગરમાં ઘણા ટાપુઓ છે, જે વિવિધ ગ્રહો છે. પ્રત્યેક ગ્રહમાં સમુદ્ર પણ છે. કેટલાક ગ્રહોમાં, એમાં કેટલાક ખારા જળના અને કેટલાકમાં દૂધના સમુદ્ર છે. બીજામાં મધના, તેમ જ ઘી અથવા તેલના સમુદ્રો છે, ત્યાં વિવિધ પ્રકારના પર્વતો પણ છે. પ્રત્યેક ગ્રહમાં નાના પ્રકારનું વાતાવરણ છે.

કૃષ્ણ આ સર્વ ગ્રહોમાંથી પસાર થયા અને વિશ્વના આવરણ સુધી પહોંચ્યા. શ્રીમદ્ ભાગવતમ્માં આવરણને મહાઅંધકાર તરીકે વર્ણવાયું છે. આ ભૌતિક જગત સમગ્રતયા અંધકાર તરીકે વર્ણવાય છે. બાહ્ય અવકાશમાં સૂર્યનો પ્રકાશ હોવાથી તે ઝળહળે છે; પરંતુ સૂર્યપ્રકાશના અભાવે આવરણ સ્વાભાવિક રીતે અંધકારમય છે. જ્યારે કૃષ્ણ આ વિશ્વના આવરણપટ સુધી પહોંચ્યા ત્યારે, તેમના રથને જોડેલા ચાર અશ્વો શૈત, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક સર્વે અંધકારમાં પ્રવેશવાની આનાકાની કરતા જણાયા. આ અચકાવું પણ કૃષ્ણ ભગવાનના લીલાચરિત્રોનું એક અંશ છે. કારણ કૃષ્ણના અશ્વો સામાન્ય નથી. સાધારણ અશ્વો માટે સમગ્ર વિશ્વમાં પ્રવાસ કરવો અને પછીથી બાહ્યાવરણ દર્શાવતા પટોમાં પ્રવેશ કરવો તે શક્ય નથી. કૃષ્ણ દિવ્ય છે, તે જ પ્રમાણે તેમનો રથ, તેમના અશ્વો તેમ જ તેમની સાથે સંકળાયેલી દરેક વસ્તુ પણ આ ભૌતિક જગતના ગુણોથી પર, દિવ્ય છે. આપણે હંમેશા યાદ રાખવું જોઈએ કે કૃષ્ણ સાધારણ મનુષ્યની જેમ ભાગ ભજવી રહ્યા હતા, અને તેમના અશ્વો પણ, કૃષ્ણની ઇચ્છાથી સાધારણ અશ્વોની જેમ અંધકારમાં પ્રવેશવા આનાકાની કરી રહ્યા હતા.

ભગવદ્ગીતાના છેવટના ભાગમાં દર્શાવ્યા પ્રમાણે, કૃષ્ણ યોગેશ્વર તરીકે જાણીતા છે. યોગેશ્વર હરિ: સર્વ રહસ્યમય શક્તિઓ તેમના નિયંત્રણ નીચે છે. આપણા અનુભવમાં આપણે ઘણા સાધારણ મનુષ્યમાં યોગિક શક્તિ જોઈ શકીએ છીએ. કેટલીક વાર તેઓ આશ્ચર્યજનક કામ કરે છે, પરંતુ કૃષ્ણને સર્વ રહસ્યમય શક્તિના માલિક સમજવામાં આવે છે, કે તેથી, જ્યારે તેમણે જોયું કે તેમના અશ્વો અંધકારમાં આગળ વધવા આનાકાની કરતા હતા, ત્યારે તેમણે તરત જ તેમનું સુદર્શન ચક્ર છોડયું. આ ચક્રથી આકાશ સૂર્ય-પ્રકાશથી સહસ્રગણા પ્રકાશે ઝળહળી ઊઠયું. વિષ્ણુના આવરણનો અંધકાર પણ કૃષ્ણનું સર્જન છે અને સુદર્શન ચક્ર કૃષ્ણનું નિરંતર પાર્ષદ છે. આમ સુદર્શન ચક્રને આગળ રાખીને અંધકાર ભેદયો. જેમ રામચંદ્ર ભગવાનના સારંગ ધનુષ્યમાંથી છૂટેલા તીરે રાવણનું લશ્કર વિંધાઈ ગયું હતું તેમ શ્રીમદ્ભાગવતમ્ કહે છે કે સુદર્શન ચક્રે અંધકાર ભેદી નાખ્યો. સુ એટલે અત્યંત સુંદર, અને દર્શન એટલે નિરીક્ષણ, કૃષ્ણ ભગવાનના સુદર્શન ચક્રની કૃપાથી દરેક વસ્તુ અત્યંત સુંદર રીતે જોઈ શકાય છે, અને કોઈ વસ્તુ અંધકારમાં રહેતી

નથી. આમ કૃષ્ણ ભગવાન અને અર્જુને ભૌતિક વિશ્વને આચ્છાદિત કરતો અંધકારમય મહાપ્રદેશ પાર કર્યો.

ત્યાર પછીથી અર્જુને બ્રહ્મજ્યોતિ પ્રકાશને જોયો. બ્રહ્મજ્યોતિ ભૌતિક વિશ્વના આવરણની બહાર સ્થિર છે અને આપણા વર્તમાન ચક્ષુઓથી તે જોઈ શકતા નથી તેથી, આ બ્રહ્મજ્યોતિ કેટલીક વાર અવ્યક્ત કહેવાય છે. આ ભૌતિક જ્યોતિ નિર્વિશેષવાદીઓ તરીકે જાણીતા વેદાંતીઓનું અંતિમ લક્ષ્ય છે. બ્રહ્મજ્યોતિ અનંતપુરમ્, અમર્યાદિત અને અગાધ તરીકે પણ વર્ણવાય છે. જ્યારે કૃષ્ણ ભગવાન અને અર્જુન આ બ્રહ્મજ્યોતિના આ પ્રદેશમાં પહોંચ્યા ત્યારે અર્જુન ઝળહળતો પ્રકાશ ન સહી શક્યા અને તેમણે તેમના ચક્ષુઓ બંધ કર્યાં. ભગવાન કૃષ્ણના અને અર્જુનના બ્રહ્મજ્યોતિ પ્રદેશમાં પહોંચવાનુ વર્ણન હરિવંશમાં આવે છે. વૈદિક સાહિત્યના એ વિભાગમા, કૃષ્ણએ અર્જુનને માહિતી આપી, "મારા વહાલા અર્જુન, તમે જે ઝળહળતી દિવ્ય જ્યોતિ જોઈ રહ્યા છો તે મારા દેહના કિરણો છે. હે ભરત વંશ જ શ્રેષ્ઠ, હું સ્વયં આ બ્રહ્મજ્યોતિ છું." જેમ સૂર્યચક્ર અને સૂર્યપ્રકાશ જુદાં પાડી શકતાં નથી, એ જ પ્રમાણે કૃષ્ણ અને તેમના દેહનાં કિરણો બ્રહ્મજ્યોતિ, છૂટાં પાડી શકતાં નથી. આમ કૃષ્ણએ નિર્દિષ્ટ કર્યું કે તે સ્વયં બ્રહ્મજ્યોતિ છે. આ સ્પષ્ટ રીતે હરિવંશમાં કહેવાયુ છે કે જ્યારે કૃષ્ણ કહે છે, "અહમ્ સહ." બ્રહ્મજ્યોતિ ચિત્કણ તરીકે જાણીતા જીવાણુઓ અથવા આધ્યાત્મિક વિજાણુઓ તરીકે જાણીતા સૂક્ષ્મ અણુઓનો સમૂહ છે. વૈદિક શબ્દ સોહમ્ અથવા અવતરણમ્ હું બ્રહ્મજ્યોતિ છું, 'જીવાત્માઓને પણ લાગુ પાડી શકાય છે. આ જીવાત્માઓ પણ બ્રહ્મજ્યોતિ સાથે સંકળાયેલા હોવાનો દાવો કરી શકે છે. કૃષ્ણ આગળ વધીને હરિવંશમાં સમજાવે છે કે, "આ બ્રહ્મજ્યોતિ મારી આધ્યાત્મિક શકિતનો વિસ્તાર છે."

કૃષ્ણએ અર્જુનને કહ્યું, "બ્રહ્મજ્યોતિ મારી બહિરંગશક્તિ એટલે માયાશકિત મર્યાદાની પર છે." જ્યારે મનુષ્ય આ ભૌતિક જગતમાં સ્થિત થાય છે ત્યારે, તેના માટે બ્રહ્મજ્યોતિનો અનુભવ શક્ય નથી. તેથી ભૌતિક જગતમાં આ જ્યોતિ વ્યક્ત થતી નથી. જ્યારે આધ્યાત્મિક જગતમાં તે વ્યક્ત-અવ્યક્ત શબ્દોનો હેતુ છે. ભગવદ્‌ગીતામાં કહે છે અવ્યકતો વ્યક્તાત સનાતન: આ બંને શક્તિઓ સનાતન સમય સુધી વ્યક્ત રહે છે.

આ પછી, કૃષ્ણ ભગવાન અને અર્જુન વિસ્તીર્ણ આધ્યાત્મિક જળમાં પ્રવેશ્યા. આ આધ્યાત્મિક જળ કર્ણાવર્ણ સમુદ્ર અથવા વિરજા કહેવાય છે. એનો અર્થ એ કે આ સમુદ્ર ભૌતિક જગતના સર્જનનું મૂળ કારણ છે. વૈદિક સાહિત્ય, મૃત્યુંજય તંત્રમાં કારણ સમુદ્ર અથવા વિરજાનું તાદશ્ય વર્ણન છે. એમ કહે છે કે ભૌતિક જગતમાં શ્રેષ્ઠ લોક સત્યલોક અથવા બ્રહ્મલોક છે. તેની ઉપર રૂદ્રલોક અને મહાવિષ્ણુલોક છે. આ મહાવિષ્ણુ-

લોક વિષે બ્રહ્મસંહિતામાં એમ કહેવાય છે, યઃ કારણાય જલે ભજતિ સ્મયોગ: "ભગવાન મહાવિષ્ણુ કારણ સાગરમાં પોઢે છે. જ્યારે તે ઉચ્છ્વાસ બહાર કાઢે છે ત્યારે, અસંખ્ય વિશ્વો અસ્તિત્વમાં આવે છે, અને જ્યારે તે શ્વાસ લે છે ત્યારે, અસંખ્ય વિશ્વો તેમનામાં પ્રવેશે છે." આ રીતે, ભૌતિક જગતનું સર્જન અને પ્રલય થાય છે. જ્યારે ભગવાન કૃષ્ણ અને અર્જુન જળમાં પ્રવેશ્યા ત્યારે એમ જણાયું કે દિવ્ય જ્યોતિર્મય પ્રચંડ વાવાઝોડું ફૂંકાતું રહ્યું હતું, અને કારણ સમુદ્રનાં જળ અત્યંત વેગથી ઊછળી રહ્યાં હતાં. ભગવાન કૃષ્ણની કૃપાથી, અર્જુનને અત્યંત સુંદર કારણસમુદ્ર જોવાનો અજોડ અનુભવ થયો.

અર્જુને કૃષ્ણની સાથે જળમાં વિશાળ મહેલ જોયો. ત્યાં હજારોની સંખ્યામાં કીમતી રત્નજડિત સ્તંભો હતા, અને આ સ્તંભોનો ઝળહળતો પ્રકાશ એટલો સુંદર હતો કે અર્જુન તેનાથી મુગ્ધ બન્યો. એ મહેલમાં અર્જુન અને કૃષ્ણએ અનંત દેવ, અથવા શેષનારાયણના વિશાળ સ્વરૂપનાં દર્શન કર્યાં. ભગવાનના અનંત દેવ શેષનાગ હજારો ફેણવાળા મહાસર્પ છે, અને તેમની પ્રત્યેક ફેણ સુંદર રીતે ઝળહળી રહેલા, કીમતી તેજસ્વી રત્નોથી સુશોભિત કરેલી હતી. અનંતદેવની દરેક ફેણમાં બબ્બે આંખો અત્યંત ભયજનક જણાતી. તેમનું શરીર હિમાચ્છાદિત કૈલાસ પર્વતના શિખરસમું શ્વેતવર્ણું હતું. તેમની ગરદન તેમની જીહ્વાઓની જેમ નિલવર્ણી હતી. આમ અર્જુને શેષનાગ સ્વરૂપનાં દર્શન કર્યાં, અને એ પણ જોયું કે શેષનાગના અત્યંત મૃદુ, શ્વેત શરીર ઉપર, ભગવાન મહાવિષ્ણુ આરામથી શયન કરી રહ્યા હતા. તે સર્વવ્યાપક અને અત્યંત શક્તિશાળી જણાયા, અને અર્જુન સમજી શક્યા કે પુરુષોત્તમ સ્વરૂપ તરીકે જાણીતા એવા એ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર હતા. એ પુરુષોત્તમ, શ્રેષ્ઠ અથવા પૂર્ણ પુરુષોત્તમ તરીકે જાણીતા છે, કારણ આ સ્વરૂપમાંથી ભૌતિક જગતમાં ગર્ભોદકશાયી વિષ્ણુ તરીકે જાણીતું વિષ્ણુનું દ્વિતીય સ્વરૂપ પ્રગટે છે. ભગવાનનું મહાવિષ્ણુનું સ્વરૂપ, પુરુષોત્તમ, ભૌતિક જગતથી પર છે. તે ઉત્તમ તરીકે પણ જાણીતા છે. તમ એટલે અંધકાર અને ઉક્ત એટલે પર દિવ્ય; તેથી, ઉત્તમ એટલે ભૌતિક જગતના સૌથી અંધકારમય પ્રદેશથી પર. અર્જુને જોયું કે પુરુષોત્તમ મહાવિષ્ણુના શરીરનો રંગ, વર્ષાઋતુના નવોદિત વાદળ સમો શ્યામ હતો; તેમણે અત્યંત સુંદર પીત વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેમનું મુખ હંમેશાં સુંદર રીતે હસી રહ્યું હતું, અને તેમનાં કમલપત્ર સમા ચક્ષુઓ અત્યંત આકર્ષક હતાં. ભગવાન મહાવિષ્ણુનો મુગુટ કીમતી રત્નોથી જડેલો હતો, અને તેમના સુંદર કર્ણફૂલ તેમના મસ્તકના વાંકડિયા જુલ્ફાના સૌંદર્યમાં અનેરી વૃદ્ધિ કરતા હતા. ભગવાન મહાવિષ્ણુના આઠ લાંબા હાથ તેમના ઢીંચણ સુધી પહોંચતા હતા. તેમની ગરદન કૌસ્તુભમણિથી સુશોભિત હતી. અને તેમના વક્ષસ્થળ ઉપર શ્રી વત્સનું ચિહ્ન હતું. શ્રી વત્સ એટલે ભાગ્યદેવીનું નિવાસસ્થાન. ભગવાને

તેમના ઢીંચણ સુધી પહોંચે તેવો કમલ પુષ્પનો હાર ધારણ કર્યો હતો. આ લાંબા હારને વૈજયંતી માલા કહે છે.

ભગવાન તેમના અંગત પાર્ષદો નંદ અને સુનંદથી વીંટળાયેલા હતા; અને જીવંત સ્વરૂપે સુદર્શન ચક્ર તેમની સન્મુખ ઉપસ્થિત હતું. વેદોમાં કહે છે તે પ્રમાણે ભગવાનમાં અસંખ્ય શક્તિઓ છે, અને તેઓ પણ ત્યાં સજીવ સ્વરૂપે ઊભેલી હતી. તેમાંની સૌથી વધુ અગત્યની શક્તિઓ આ પ્રમાણે હતી : પુષ્ટિ, અથવા પુષ્ટ કરતી શક્તિ, શ્રી, સૌંદર્ય શક્તિ, પ્રીતિ, ખ્યાતિ પ્રસરાવતી શક્તિ અને અજા, ભૌતિક સર્જનાત્મક શક્તિ. આ સર્વ શક્તિઓ ભૌતિક જગતના વહીવટકર્તાઓમાં આરોપિત થયેલી છે. દા. ત. ભગવાન બ્રહ્મા, ભગવાન શિવ અને ભગવાન વિષ્ણુ, અને સ્વર્ગલોકના રાજાઓ, ઈન્દ્ર, ચંદ્ર, વરુણ અને સૂર્યદેવમાં. બીજા શબ્દોમાં, ભગવાન દ્વારા નિશ્ચિત શક્તિઓ પ્રગટ કરાયેલા આ સર્વ દેવતાઓ પૂર્ણ પુરુષોત્તમની દિવ્ય સ્નેહાળ સેવામાં રોકાયેલા છે. મહાવિષ્ણુસ્વરૂપ કૃષ્ણના દેહનો વિસ્તાર છે. બ્રહ્મસંહિતામાં એમ પણ સ્વીકારાયું છે કે મહાવિષ્ણુ કૃષ્ણનો અંશાંશ વિસ્તાર છે. આ સર્વ વિસ્તારો અને પરમેશ્વર વચ્ચે અભેદ છે; પરંતુ કૃષ્ણ આ ભૌતિક જગતમાં સાધારણ મનુષ્ય તરીકે તેમનાં લીલાચરિત્રો કરવા પ્રગટ થયા, તેથી તેમણે અને અર્જુને તરત જ ભગવાન મહાવિષ્ણુને તેમની સન્મુખ વંદન કરી, તેમનો સત્કાર કર્યો. શ્રીમદ્ ભાગવતમ્‌માં કહે છે કે કૃષ્ણ ભગવાને મહા વિષ્ણુનું સન્માન કર્યું; આનો અર્થ એ કે ભગવાન મહા વિષ્ણુ અને તેમની પોતાની વચ્ચે ભેદ નથી. તેથી જ તેમણે તેમનું પૂજન કર્યું. પરંતુ, કૃષ્ણએ મહાવિષ્ણુનું કરેલું આ પૂજન, અહંગ્રહ-ઉપાસના નથી, જે મનુષ્યો જ્ઞાનયજ્ઞ દ્વારા સ્વયં આધ્યાત્મિક જગતમાં ઊર્ધ્વગમન કરવાનો પ્રયત્ન કરી રહ્યા હોય તેમના માટે અહંગ્રહ-ઉપાસનાની પૂજનવિધિ નિર્દિષ્ટ કરવામાં આવી છે.

ભગવદ્‌ગીતામાં પણ આમ કહે છે : ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्याम् ।

કૃષ્ણ માટે પૂજન કરવાની આવશ્યકતા ન હતી, પરંતુ, તે મહા ગુરુ હોવાથી તેમણે ભગવાન મહા વિષ્ણુનું, કેવી રીતે પૂજન થવું જોઈએ એ વિશે અર્જુનને શીખવ્યું. પરંતુ અર્જુન ભૌતિક અનુભવથી અત્યંત ભિન્ન, એવી દરેક વસ્તુ વાળું અત્યંત વિશાળકાય સ્વરૂપ જોઈને અત્યંત ભય પામ્યો. કૃષ્ણને ભગવાન મહા વિષ્ણુનું પૂજન કરતા જોઈ, તે તરત જ તેમને અનુસર્યો અને ભગવાનની સન્મુખ બે હાથ જોડી ઊભો. આ પછીથી વિશાળ સ્વરૂપવાળા મહા વિષ્ણુ, ખૂબ જ પ્રસન્ન થયા. પ્રસન્નતાપૂર્વક હસ્યા. અને આ પ્રમાણે બોલ્યા :

"મારા વહાલા કૃષ્ણ અને અર્જુન, તમને બંનેને જોવાને હું અત્યંત આતુર હતો, અને તેથી મેં બ્રાહ્મણનાં બાળકોને ઉઠાવી જવાની અને તેમને અત્રે રાખવાની ગોઠવણ

કરી. તમને બંનેને આ મહેલમાં જોવાની હું આશા રાખી રહ્યો હતો. તમે ભૌતિક જગતમાં ભારરૂપ બની રહેલા આસુરી બળને ક્ષીણ કરવા તરીકે પ્રગટ થયા છો. હવે આ સર્વે અનિચ્છનીય અસુરોની હત્યા કર્યા પછીથી, તમે કૃપા કરીને ફરીથી મારી પાસે પાછા આવશો. તમે બંને ઋષિઓ નરદેવ નારાયણના અવતારો છો. તમે સ્વયં, ભક્તોનું રક્ષણ કરવા માટે અને અસુરોનો નાશ કરવા માટે અને ખાસ કરીને શાંતિમય જગતમાં ધાર્મિક સિદ્ધાંતો પ્રસ્થાપિત કરવા માટે સર્વથા સંપૂર્ણ છો. જેથી સ્થિતિ ચાલુ રાખવા અને ખાસ કરીને જગતમાં ધાર્મિક સિદ્ધાંતો સ્થાપવા, સર્વથા સંપૂર્ણ છો. આમ આપ વાસ્તવિક ધર્મના પાયાના સિદ્ધાંતોનું શિક્ષણ આપી રહ્યા છો, જેથી જગતની પ્રજા આપને અનુસરે અને આમ કરીને શાંત અને સમૃદ્ધ બને."

બંને ભગવાન કૃષ્ણ અને અર્જુને ત્યાર પછીથી ભગવાન મહા વિષ્ણુનું પૂજન કર્યું, અને બ્રાહ્મણનાં બાળકોને લઈ પાછા તેઓ જે માર્ગેથી આધ્યાત્મિક જગતમાં પ્રવેશ્યા હતા તે જ માર્ગે થઈ દ્વારકા પધાર્યા. બ્રાહ્મણનાં સર્વ બાળકો યોગ્ય સમયે મોટાં થયાં. દ્વારકા પાછા ફર્યા પછી, કૃષ્ણ ભગવાન અને અર્જુને બ્રાહ્મણને તેના સર્વ દીકરાઓ સુપરત કર્યા.

પરંતુ, અર્જુન, કૃષ્ણ ભગવાનની કૃપાથી, દિવ્યલોકની યાત્રાએ ગયા પછી, ખૂબ જ આશ્ચર્યસ્તબ્ધ બન્યા હતા. અને કૃષ્ણકૃપાથી તે સમજી શકયા કે આ ભૌતિક જગતમાં જે કંઈ ઐશ્વર્ય છે તે તેમનાથી પ્રગટે છે. આ ભૌતિક જગતમાં મનુષ્ય જે કંઈ ઐશ્વર્ય-સ્થાન ભોગવે છે તે કૃષ્ણની કૃપાનું પરિણામ છે. તેથી મનુષ્યે હંમેશા જે કંઈ કૃષ્ણ ભગવાનની કૃપાથી ભોગવે છે એ સર્વ માટે તેમનો સંપૂર્ણ આભાર માની, તેણે હંમેશા કૃષ્ણભાવનામય રહેવું જોઈએ.

કૃષ્ણની કૃપાથી અર્જુનને થયેલો આશ્ચર્યજનક અનુભવ તો આ ભૌતિક જગતમાં કૃષ્ણ ભગવાને કરેલા નિવાસ દરમિયાન, હજારો ચરિત્રોમાંનું એક છે. તે સર્વે અજોડ હતા અને જગતના ઈતિહાસમાં તેનો જોટો નથી. આ સર્વ લીલાચરિત્રો સંપૂર્ણ રીતે પુરવાર કરે છે કે કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, છતાં જ્યારે તે આ ભૌતિક જગતમાં વિદ્યમાન હતા ત્યારે, તેમણે સાધારણ મનુષ્યની જેમ ઘણી દુન્યવી ફરજો બજાવીને, ભાગ ભજવેલો. તેમણે આદર્શ ગૃહસ્થાશ્રમી તરીકે ભાગ ભજવ્યો અને તેમણે સોળ હજાર સ્ત્રીઓ, સોળહજાર મહાલયો અને એક લાખ સાઠ બાળકો હોવા છતાં, તેમણે રાજવીય કુટુંબોએ માનવજાતિના કલ્યાણ માટે ભૌતિક જગતમાં કેવી રીતે રહેવું જોઈએ એ જ તે શીખવવા, તેમણે ઘણા યજ્ઞો કર્યા. એક આદર્શ પરમેશ્વર તરીકે, માનવજાતિમાં સર્વશ્રેષ્ઠ એવા બ્રાહ્મણો-થી માંડીને નિમ્ન કક્ષાના શૂદ્રો સહિત, સર્વ સાધારણ જીવો સહિત દરેક મનુષ્યોની ઇચ્છાઓ

પરિપૂર્ણ કરી. જેમ ઇન્દ્ર રાજા સમગ્ર જગતમાં વરસાદ વરસાવીને સમયાનુસાર દરેક મનુષ્યને સંતુષ્ટ કરે છે, તે પ્રમાણે ભગવાન કૃષ્ણ તેમની નિષ્કારણ કૃપા વરસાવીને દરેક મનુષ્યને સંતુષ્ટ કરે છે. તેમના જીવનનો હેતુ ભક્તોનું રક્ષણ કરવાનો અને અસુર રાજાઓની હત્યા કરવાનો હતો; તેથી, તેમણે લાખોની સંખ્યામાં અસુરોની હત્યા કરી. કેટલાકને તેમણે જાતે હણ્યા. અને તેમાંના કેટલાક કૃષ્ણના પ્રતિનિધિ અર્જુન દ્વારા હણાયા. આ રીતે, તેમણે વિશ્વ પ્રવૃત્તિઓના સંચાલન માટે યુધિષ્ઠિર જેવા ઘણા પવિત્ર રાજાઓને પ્રસ્થાપિત કર્યા. આમ, તેમની દૈવી વ્યવસ્થાથી તેમણે યુધિષ્ઠિર રાજાની કલ્યાણકારી સરકારનું સર્જન કર્યું, અને સર્વત્ર શાંતિની સ્થાપના થઈ.



# ૮૯ કૃષ્ણ ભગવાનનાં લીલાચરિત્રોનું સંક્ષિપ્ત વર્ણન

આધ્યાત્મિક રાજ્યની કૃષ્ણ સાથે વ્યક્તિગત રીતે મુલાકાત લેવાને શક્તિમાન થયા. પાછા ફરેલા અર્જુન અત્યંત આશ્ચર્યચકિત થયા. તેમણે સ્વયં વિચાર્યુ કે તે સાધારણ જીવ હોવા છતાં, કૃષ્ણની કૃપાથી, તેમના માટે આધ્યાત્મિક જગતની વ્યક્તિગત મુલાકાત શક્ય બની હતી. તેમણે આધ્યાત્મિક જગત જોયું હતું. એટલુ જ નહીં પરંતુ ભૌતિક જગતના આદિકારણ એવા મહાવિષ્ણુના પણ વ્યક્તિગત રીતે દર્શન કર્યા હતાં. એમ કહે છે કે કૃષ્ણ કદી વૃંદાવન બહાર જતા નથી.

કૃષ્ણ મથુરામાં સર્વોચ્ચ છે તે દ્વારકામાં ઉચ્ચત્તર છે, અને તે વૃંદાવનમાં સર્વોત્તમ છે. કૃષ્ણના દ્વારકાના લીલાચરિત્રો તેમના વાસુદેવ અંશથી કરાયા છે, અને છતાં મથુરા અને દ્વારકામાં પ્રગટ થયેલા વાસુદેવ અંશ અને વૃંદાવનમાં કૃષ્ણનાં મૂળ પ્રાગટયો વચ્ચે ભેદ નથી. આ ગ્રંથની શરૂઆતમાં આપણે ચર્ચા કરી છે કે જયારે કૃષ્ણ પ્રગટ થાય છે ત્યારે તેમના અવતારો, તેમના અંશો અને તેમનાં અશાંશી સ્વરૂપો તેમની સાથે રહે છે, આમ તેમનાં કેટલાંક વિવિધ ચરિત્રો મૂળ કૃષ્ણ દ્વારા નહીં પરંતુ તેમના વિવિધ અંશો અને તેમના વિવિધ અંશાંશો, અવતારો દ્વારા પ્રગટ કરાય છે. તેથી અર્જુન મૂંઝવણમાં પડયા કે કૃષ્ણ કારણોદકશાયી વિષ્ણુને જોવા માટે આધ્યાત્મિક જગતમા કેવી રીતે જઈ શકયા? શ્રીલ વિશ્વનાથ ચક્રવર્તી ઠાકુરની ટીકાઓમાં આની સંપૂર્ણ રીતે ચર્ચા કરવામાં આવી છે.

મહા વિષ્ણુના પ્રવચન ઉપરથી એમ સમજાય છે કે તે કૃષ્ણનાં દર્શન માટે અત્યંત આતુર હતા. પરંતુ એમ કહી શકાય કે મહા વિષ્ણુ બ્રાહ્મણના પુત્રોને ઉઠાવી ગયા હતા

તેથી, તે નિઃશંક રીતે તેમ કરવા માટે દ્વારકા ગયા હોવા જોઈએ. તેથી તેમણે ત્યાં કૃષ્ણને કેમ ન જોયા? સંભવતઃ એનો જવાબ એ રીતે આપી શકાય કે કૃષ્ણની મરજી વિના આધ્યાત્મિક જગતના સમુદ્રના કારણભૂતના શયન કરી રહેલા મહા વિષ્ણુ પણ કૃષ્ણને જોઈ શકતા નથી. આમ મહા વિષ્ણુ બ્રાહ્મણનાં બાળકોને તેમનો જન્મ થતાં જ એક પછી એક ઉઠાડી ગયા જેથી સાક્ષાત્ કૃષ્ણ તેમને છોડાવવા આવે અને ત્યાર પછીથી મહા વિષ્ણુ ત્યાં તેમનાં દર્શન કરવાને શક્તિમાન બને. જો એમ હોય તો બીજો પ્રશ્ન આ છે : જો મહા વિષ્ણુ કૃષ્ણના દર્શન કરવાને શક્તિમાન ન હોય તો, તેઓ સ્વયં દ્વારકા શા માટે આવ્યા હતા? તેમણે તેમના કોઈ પાર્ષદને બ્રાહ્મણનાં બાળકોને ઉઠાવી જવા શા માટે ન મોકલ્યા? સંભવતઃ એનો જવાબ એમ હોઈ શકે કે કૃષ્ણની ઉપસ્થિતિમાં, દ્વારકાના કોઈ પણ નગરજનને મુશ્કેલીમાં મૂકવું એ અત્યંત મુશ્કેલ છે. તેથી, મહા વિષ્ણુના પાર્ષદો માટે બ્રાહ્મણના પુત્રોને ઉઠાવી જવા શક્ય ન હતું અને તે આમ સ્વયં તેમને લેવા આવ્યા.

બીજો પ્રશ્ન પણ આ રીતે ઉઠાવી શકાય : ભગવાન બ્રાહ્મણદેવ, એટલે બ્રાહ્મણોમાં પૂજનીય દેવ તરીકે જાણીતા છે, તેથી બ્રાહ્મણનો એક પછી એક, નવમો પુત્ર ઉઠાવી જવામાં આવે ત્યાં સુધી, આવી વિષાદમય ભયંકર સ્થિતિમાં, તે બ્રાહ્મણને મૂકવા તૈયાર થયા! જવાબ એ છે કે ભગવાન મહા વિષ્ણુ કૃષ્ણનાં દર્શન માટે એટલા ઉત્સુક હતા કે તે બ્રાહ્મણને પણ વ્યથા પહોંચાડતા અચકાયા નહીં. બ્રાહ્મણને મુસીબતમાં મૂકવો તે નિષિદ્ધ કાર્ય છે, પરંતુ ભગવાન વિષ્ણુ કૃષ્ણનાં દર્શન માટે કોઈ પણ વસ્તુ કરવાને તૈયાર થયા—તે તેમનાં દર્શનાર્થે આટલા બધા ઉત્સુક હતા. બ્રાહ્મણ તેમનો પ્રત્યેક પુત્ર ગુમાવ્યા પછી મહેલના દરવાજે આવતો અને બ્રાહ્મણોનું રક્ષણ કરવાને અશક્તિમાન થયેલા રાજા પર આરોપ મૂકતો અને તેને રાજસિંહાસન ઉપર બેસવાને અયોગ્ય ઠરાવતો. મહા વિષ્ણુની એવી યોજના હતી કે બ્રાહ્મણ વૈશ્ય ક્ષત્રિય કૃષ્ણ ઉપર આરોપ મૂકે, અને કૃષ્ણને તેમને જોવા અને બ્રાહ્મણના પુત્રોને પાછા લઈ જવા આવવાની ફરજ પડી.

છતાં બીજો પ્રશ્ન પણ ઉઠાવી શકાય : જો મહા વિષ્ણુ કૃષ્ણનાં દર્શન કરી શકે તેમ ન હોય તો પછીથી કૃષ્ણને બ્રાહ્મણના પુત્રોને પાછા લઈ જવા માટે છેવટે તેમની સન્મુખ આવવાની કેવી રીતે ફરજ પડી? જવાબ એ છે કે કૃષ્ણ ભગવાન કેવળ બ્રાહ્મણના પુત્રોને લઈ જવા માટે જ ભગવાન મહા વિષ્ણુને જોવા ગયેલા નહીં પરંતુ તે અર્જુનની ખાતર ગયેલા. અર્જુન સાથેની તેમની મૈત્રી એટલી ઘનિષ્ટ હતી કે અર્જુન સ્વયં આગમાં ઝંપલાવીને બળી મરવા તૈયાર થયા ત્યારે કૃષ્ણએ તેમને સંપૂર્ણ રક્ષણ આપવાની ઇચ્છા કરી, પરંતુ અર્જુન જ્યાં સુધી બ્રાહ્મણના પુત્રોને પાછા લાવવામાં ન

આવે તે સિવાય અગ્નિમાં પ્રવેશ કરવાના વિચારથી ચલિત ન થયા. કૃષ્ણે તેમને વચન આપ્યું: "હું બ્રાહ્મણના પુત્રોને પાછા લાવીશ. તમે આત્મહત્યા કરવાનો પ્રયત્ન ન કરો."

જો ભગવાન કૃષ્ણ ભગવાન વિષ્ણુ પાસે કેવળ બ્રાહ્મણના પુત્રો માટે ફરીથી દાવો કરવા માટે જનાર હતા તો પછીથી તેમણે નવમો પુત્ર ઉઠાવી જવામાં આવ્યો ત્યાં સુધી રાહ જોવી જોઈતી ન હતી. પરંતુ જ્યારે ભગવાન મહા વિષ્ણુ નવમો પુત્ર ઉઠાવી ગયા અને તેથી અર્જુન મિથ્યા વચનના ભયે, અગ્નિપ્રવેશ કરવા તૈયાર થયો ત્યારે, ઉપસ્થિત ગંભીર સ્થિતિમાં ભગવાન કૃષ્ણએ અર્જુનની સાથે મહા વિષ્ણુનાં દર્શને જવાનું નક્કી કર્યું. એમ કહે છે કે અર્જુન નર-નારાયણના શક્તિ પ્રદત્ત અવતાર છે. તે કેટલીક વાર તો નર-નારાયણ કહેવાય છે. નર-નારાયણ ભગવાન વિષ્ણુના અંશાવતારમાંનો એક અવતાર છે. તેથી જ્યારે કૃષ્ણ અને અર્જુન ભગવાન વિષ્ણુનાં દર્શને ગયા ત્યારે, એમ સમજવાનું છે કે, અર્જુને, જેમ કૃષ્ણએ, તેમના વાસુદેવ અંશથી તેમના લીલાચરિત્રો દ્વારકામાં પ્રગટ કરેલા, તે પ્રમાણે અર્જુને તેમની નર-નારાયણના અધિકારથી મુલાકાત લીધી.

આધ્યાત્મિક જગતની મુલાકાત પછી અર્જુન નિર્ણય ઉપર આવ્યા કે જે કોઈ મનુષ્ય ભૌતિક અથવા આધ્યાત્મિક જગતોમાં જે કાંઈ ઐશ્વર્ય જોઈ શકે છે. તે સર્વે કૃષ્ણ ભગવાનનું દાન છે. કૃષ્ણ ભગવાન વિવિધ સ્વરૂપે, જેમ કે વિષ્ણુતત્ત્વ આ જીવતત્ત્વ અથવા બીજા શબ્દોમાં સાંશ અથવા વિભિન્ન અંશે પ્રગટ થાય છે, વિષ્ણુતત્ત્વ આ અંશ તરીકે અને જીવ તત્ત્વ વિભિન્ન અંશ તરીકે જાણીતા છે, તેથી, તે, સ્વયં, તેમના વિવિધ દિવ્ય લીલાચરિત્રો તેમને ગમે તેવા સાંશ અથવા વિભિન્ન અંશ સ્વરૂપે પ્રગટ કરે છે, પરંતુ એ તે હજુ સુધી આદિપૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર રહે છે.

શ્રીમદ્ ભાગવતમ્‌ના નવમા સ્કંધના ઓગણીસમાં પ્રકરણના ઉપસંહારમાં કૃષ્ણના લીલાચરિત્રો પ્રગટ થાય છે, અને આ પ્રકરણમાં શુકદેવ ગોસ્વામી, કૃષ્ણ સર્વ ઐશ્વર્ય સહિત દ્વારકામાં કેવી રીતે સુખપૂર્વક રહ્યા તે સમજાવવાની ઇચ્છા કરી, કૃષ્ણના બળનું ઐશ્વર્ય તેમની વિવિધ લીલાઓમાં પ્રગટ થઈ ચૂક્યું છે, અને હવે તેમના નિવાસસ્થાન અને હવે એમ દર્શાવાશે કે તેમના નિવાસસ્થાન દ્વારકામાં તેમની સંપત્તિ અને સૌંદર્યનું ઐશ્વર્ય કેવી રીતે પ્રગટ થાય? આધ્યાત્મિક જગતના કેવળ વિકૃત પ્રતિબિંબ સમા આ ભૌતિક જગતમાં, સર્વશ્રેષ્ઠ ઐશ્વર્યોમાં સંપત્તિ અને સૌંદર્યનું ઐશ્વર્ય શ્રેષ્ઠ ગણાય છે. તેથી, જ્યારે કૃષ્ણ આ ગ્રહમાં પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર તરીકે રહેતા હતા ત્યારે, તેમની સંપત્તિ અને સૌંદર્યના ઐશ્વર્ય ત્રણે લોકમાં અજોડ હતા. કૃષ્ણ સોળ હજાર સુંદર પત્નીઓ ભોગવતા અને એ વસ્તુ અત્યંત અર્થપૂર્ણ છે કે જ્યારે તે દ્વારકા રહેતા ત્યારે તેમનું આ સેંકડો અને હજારો સુંદર પત્નીઓના એકમાત્ર પતિ તરીકે દ્વારકાનિવાસ એ વસ્તુ અત્યંત અર્થપૂર્ણ છે. આ સંબંધે એ વિશિષ્ટ રીતે કહેવાય છે કે

એ કેવળ સોળહજાર પત્નીઓના પતિ હતા. એમ સાંભળવા મળે છે કે જગતના ઈતિહાસમાં શક્તિશાળી રાજા સેંકડો રાણીઓ રાખતા, પરંતુ સંભવ છે કે આવો જ રાજા કેવળ આટલી સ્ત્રીઓનો એકમાત્ર પતિ હોઈ શકે. પરંતુ તે તે સર્વેને એકીવખતે ભોગવે એમ ન બની શકે, કૃષ્ણ તેમની સોળ હજાર પત્નીઓને એકીવખતે ભોગવી શકતા.

કદાચ એમ કહી શકાય કે યોગીઓ તેમના શરીરને ઘણા સ્વરૂપે વિસ્તારી શકે છે. પરંતુ, યોગીઓનો વિસ્તાર અને ભગવાન કૃષ્ણનો વિસ્તાર એક જ નથી. તેથી કેટલીક વાર કૃષ્ણ યોગેશ્વર, સર્વ યોગીઓના માલિક કહેવાય છે. વૈદિક સાહિત્યમાં આપણે જોઈએ છીએ કે યોગી સૌભરિ મુનિ સ્વયંસ્વરૂપે વિસ્તરતા. પરંતુ એ વિસ્તાર દૂરદર્શન વિસ્તાર જેવો હતો. દૂરદર્શની પ્રતિમાના લાખો સ્વરૂપો પ્રગટે છે, પરંતુ આ સ્વરૂપો વિવિધ રીતે કામ કરી શક્તાં નથી, તેઓ કેવળ મૂળ સ્વરૂપનાં પ્રતિબિંબો છે અને કેવળ નાટકની જેમ જ કામ કરી શકે છે. કૃષ્ણનો વિસ્તાર દિગ્દર્શન અથવા યોગીના વિસ્તાર સમો ભૌતિક નથી. જ્યારે નારદે કૃષ્ણના વિવિધ મહેલોની મુલાકાત લીધી, ત્યારે તેમણે કૃષ્ણને, તેમનાં વિવિધ સ્વરૂપે રાણીઓના પ્રત્યેક મહેલમાં વિવિધ રીતે રોકાયેલા જોયા.

એમ પણ કહે છે કે કૃષ્ણ ભાગ્યદેવીના પતિ તરીકે દ્વારકા રહ્યા. રાણી રુક્મિણી ભાગ્યદેવી છે, અને બીજી સર્વ રાણીઓ તેમના વિસ્તારો છે. તે જ રીતે વૃષ્ણિ વંશમાં મુખ્ય એવા કૃષ્ણ ભાગ્યદેવી સાથે સંપૂર્ણ ઐશ્વર્ય ભોગવતા. કૃષ્ણની રાણીઓ નિરંતર યુવાન અને સુંદર વર્ણવાઈ છે. કૃષ્ણને પૌત્રો અને પ્રપૌત્રો હતા, પરંતુ કૃષ્ણ અથવા તેમની રાણીઓ સોળ કે વીસ વર્ષની ઉંમર કરતાં વધારે મોટી જણાતી ન હતી. યુવાન રાણીઓ એટલી સુંદર હતી કે જ્યારે તે નીકળતી ત્યારે આકાશમાં ગતિશીલ વીજળી સમી જણાતી. તેઓ હંમેશા દબદબાપૂર્વક અલંકારો અને વસ્ત્રો ધારણ કરતી અને હંમેશા મહેલોની અગાશીઓમાં નૃત્ય, ગાન અથવા ગેડીદડા જેવી ઉત્સાહવર્ધક રમતો રમતી. ભૌતિક જગતમાં કન્યાઓ દ્વારા થતાં નૃત્યો અને ટેનિસની રમત આદિ પુરુષ પરમેશ્વર, કૃષ્ણ અને તેમની પત્નીઓ દ્વારા થતા મૂળ લીલાચરિત્રોના વિકૃત પ્રતિબિંબો દર્શાવે છે.

દ્વારકાનગરીના માર્ગો અને શેરીઓ હંમેશા, હાથીઓ, અશ્વો, રથો અને પદાતી સૈનિકોથી ભરચક રહેતા. જ્યારે હાથીઓને સેવામાં જોડવામાં આવે છે ત્યારે, તેઓને મદ્યપાન કરાવાય છે અને એમ કહે છે કે દ્વારકામાં હાથીઓને એટલું બધું મદ્યપાન કરાવવામાં આવતું કે તે રસ્તામાં તેનો વિપુલ પ્રમાણમાં છંટકાવ કરતા. અને છતાંય શેરીઓમાં મદોન્મત્ત બની ભ્રમણ કરતા. શેરીઓમાં પસાર થઈ રહેલા પદાતી સૈનિકો વિપુલ પ્રમાણમાં સુવર્ણના અલંકારોથી સુશોભિત બનતા અને અવો તેમ જ સુવર્ણ રથો માર્ગોમાં નીસરતા. દ્વારકાનગરની સર્વ દિશાઓમાં, મનુષ્ય જે જે સ્થળે તેની દૃષ્ટિ

ફેરવતો, ત્યાં ત્યાં હરિયાળાં મેદાનો અને ઉદ્યાનો તેની નજરે પડતાં, અને તેમાંનાં દરેક ફળો અને પુષ્પોના ભારથી લચી રહેલાં વૃક્ષો અને છોડવાઓથી સભર હતું. આટલાં બધાં સુંદર ફળ અને ફલોવાળાં વૃક્ષોને લીધે સર્વ મધુર કલરવ કરતા પંખીઓ અને ગુંજારવ કરતા ભમરાઓ એકઠા મળી મધુર ધ્વનિ પ્રગટ કરતા. આમ દ્વારકાનગરમાં સર્વ ઐશ્વર્ય સંપૂર્ણ રીતે પ્રગટ થતું. યદુવંશના પરાક્રમી વીરો સ્વયં નગરના અત્યંત ભાગ્યવાન નિવાસીઓ હોવાનો વિચાર કરતા, અને વાસ્તવમાં તેઓ સર્વ દિવ્ય સગવડો ભોગવતા.

આ સુંદર દ્વારકા નગરીમાં કૃષ્ણની રાણીઓના સોળ હજાર મહેલો હતા અને ભગવાન કૃષ્ણ, આ સર્વ સગવડોના સર્વોચ્ચ સનાતન ભોક્તા, સ્વયં સોળ હજાર સ્વરૂપોમાં વિસ્તરતા અને તે સોળહજાર મહેલોમાં વિવિધ કૌટુંબિક પ્રવૃત્તિઓમાં એકીસમયે જોડાતા. પ્રત્યેક મહેલમાં સુંદર રીતે સુશોભન કરેલાં ઉદ્યાનો અને સરોવરો હતાં. સરોવરોના સ્ફટીક સમા સ્વચ્છ જળમાં ઘણા નીલ, પિત્ત, શ્વેત, અને રક્તવર્ણ વિવિધ રંગે વિકસિત કમલપુષ્પો હતાં અને સર્વત્ર પવન ફૂંકાવાથી કમલ પુષ્પોમાંથી કેસર જ ઊડતી. સર્વે સરોવરો સુંદર હંસો, બતકો અને સારસ પંખીઓથી સભર હતા, જે પ્રસંગોપાત્ત મધુર અવાજે કલરવ કરતા. ભગવાન શ્રીકૃષ્ણ કેટલીક વાર, તેમની પત્નીઓ સાથે એ સરોવરો અથવા કેટલીક વાર નદીઓમાં પ્રવેશ કરતા. અને તેમની સાથે હર્ષોલ્લાસમાં તરવાના લીલાચરિત્રો કરતા. કેટલીક વાર ભગવાન કૃષ્ણની ભાગ્યદેવીઓ એવી સર્વ રાણીઓ ભગવાનને જળની મધ્યમાં જ્યારે તરતા હોય ત્યારે અથવા સ્નાન કરતા હોય ત્યારે આલિંગન કરતી અને તેમના સ્તનસૌંદર્યને સુશોભિત કરી રહેલું કુમકુમ ભગવાનના વક્ષઃસ્થળને રક્તરંગે સુશોભિત કરતું.

નિર્વિશેષવાદીઓ એમ માનવાની હિંમત કરતા નથી કે આધ્યાત્મિક જગતમાં આવા વિવિધ પ્રકારના ભોગો છે, પરંતુ આધ્યાત્મિક જગતમાં સચ્ચિદાનંદમય આનંદ દર્શાવવા માટે ભગવાન કૃષ્ણ આ ગૃહમાં અવતર્યા, અને દર્શાવ્યું કે આધ્યાત્મિક જગત જીવનની આવી પ્રસન્નદાયક સગવડોથી વંચિત નથી, ભેદ એટલો જ છે કે આધ્યાત્મિક જગતમાં આવી સગવડો સનાતન, નિરંતર મળે છે. જ્યારે ભૌતિક જગતમાં તે કેવળ ક્ષણજીવી વિકૃત પ્રતિબિંબો છે જ્યારે ભગવાન કૃષ્ણ આવા ભોગ ભોગવી રહ્યા હતા ત્યારે, ગાંધર્વો અને વ્યવસાયી સંગીતકારો, મૃદંગ, નગારા, ઢોલ, તંતુવાદ્યો અને પિત્તળના બ્યૂગલોથી, મધુર સંગીતમય કીર્તન કરી તેમનાં યશોગાન ગાતા, અને સમગ્ર વાતાવરણ મહાન ઉત્સવમાં ફેરવાઈ જતું. આ ઉત્સવ પ્રસંગે, કેટલાક વાર ભગવાનની સ્ત્રીઓ, ભગવાનના શરીર ઉપર પિચકારીઓથી જળ છંટકાવ કરતી, અને પ્રભુ એ જ રીતે રાણીઓના શરીરને ભીંજવી નાખતા. જ્યારે કૃષ્ણ અને રાણીઓ સ્વયં આ લીલાઓ કરતા ત્યારે એમ લાગતું કે જાણે સ્વર્ગના રાજા યક્ષરાજ તેમની ઘણી પત્નીઓ સાથે આવાં લીલાચરિત્રો કરી

રહ્યા હતાં. (યક્ષરાજ કુબેર તરીકે પણ જાણીતા છે અને સ્વર્ગલોકના ખજાનચી ગણાય છે.) જ્યારે ભગવાન કૃષ્ણની પત્નીઓ આમ ભીંજાતી ત્યારે તેમના સ્તનયુગલ અને નિતંબમાં સૌંદર્ય અનંત પ્રકારે વૃદ્ધિ પામતું, અને તેમના દિર્ઘકેશ તેમના શરીરના બીજા અવયવોને સુશોભિત કરતા હોય તેમ નીચે પડતા. તેમના કેશમાં ગૂંથેલા સુંદર પુષ્પો પડી જતા, અને ભગવાનના તેમની દ્વારા થતાં જળ છંટકાવથી બાહ્યદ્રષ્ટિએ ત્રસ્ત રાણીઓ તેમની પિચકારી ઝૂંટવી લેવાના બહાને તેમની પ્રત્યે જતી, અને આ પ્રયત્નથી સર્જાતી પરિસ્થિતિમાં તેમને સ્વેચ્છાપૂર્વક તેમની નજીક આવતા, આલિંગન કરી લેતા. આલિંગન થતા ભગવાનની પત્નીઓને તેમના મુખ ઉપર શુદ્ધ દાંપત્ય સ્નેહની અનુભૂતી થતી, અને આથી દિવ્ય આનંદમય વાતાવરણનું સર્જન થતું. જ્યારે રાણીઓના સ્તનયુગલને ભગવાનની ગળે ધારણ કરેલી માળાનો સ્પર્શ થતો ત્યારે, તેમના સમગ્ર શરીર પિત્તવર્ણા કેસર રંગે આચ્છાદિત થતાં. તેમનાં સ્વર્ગીય લીલાચરિત્રોમાં જોડાયેલી રાણીઓ પોતાની જાતને ભૂલી જતી અને તેમના શિથિલ કેશ નદીનાં સુંદર મોજાં સમા દેખાતાં જ્યારે રાણીઓ કૃષ્ણના દેહ ઉપર જળછંટકાવ કરતી અથવા તે રાણીઓના દેહ ઉપર જળછંટકાવ કરતા ત્યારે સમગ્ર પરિસ્થિતિ સરોવરમાં હાથી ઘણી હાથણીઓ સાથે ક્રીડા કરી રહ્યો હોય તેમ જણાતું.

સ્વયં સંપૂર્ણ રીતે આનંદપ્રમોદ ભોગવ્યા પછી રાણીઓ અને ભગવાન કૃષ્ણ જળની બહાર આવતા અને તેમના ત્યજી દેવાયેલા, અતિ મૂલ્યવાન ભીનાં વસ્ત્રોનું વ્યવસાયી ગાયકો અને નર્તકોમાં વિતરણ કરવામાં આવતું. આ ગાયકો અને નર્તકોને, આવા પ્રસંગે રાજાઓ અને રાણીઓ દ્વારા ત્યજી દેવાયેલા મૂલ્યવાન વસ્રો અને અલંકારોના ઇનામો સિવાય બીજું કોઈ જીવનનિર્વાહનું સાધન ન હતું. સમગ્ર સમાજવ્યવસ્થાનું આયોજન એવી સરસ રીતે કરવામાં આવેલું કે બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો જેવા વિવિધ કામવાળા, સમાજના સર્વ સભ્યોને તેમના નિર્વાહ માટે, કમાણી કરવામાં મુશ્કેલી નડતી નહીં. સમાજના વિભાગોમાં સ્પર્ધા થતી નહીં. જ્ઞાતિપ્રથાનો મૂળ વિચાર એ રીતે યોજાયેલો હતો કે અમુક પ્રકારના વ્યવસાયમાં જોડાયેલું અમુક મનુષ્યનું જૂથ વ્યવસાયમાં જોડાયેલા બીજા મનુષ્યોના જૂથ સાથે હરીફાઈ ન કરે.

આ રીતે ભગવાન કૃષ્ણ તેમની સોળહજાર પત્નીઓ સાથે સહચાર ભોગવતા. ભગવાનના જે ભક્તો પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર સાથે દાંપત્ય સ્નેહ ભોગવવા ઇચ્છે છે, તેમનું કૃષ્ણની સ્રીઓ તરીકે ઊર્ધ્વગમન કરાય છે અને કૃષ્ણ તેમના કૃપાળુ વર્તનથી, તેમને હંમેશા તેમનામાં આસક્ત રાખે છે. કૃષ્ણનું તેમની પત્નીઓ સાથેનું વર્તન, તેમની પ્રવૃત્તિઓ, તેમનો તેમની સાથેનો વાર્તાલાપ, તેમનું હાસ્ય, તેમનું આલિંગન, અને તેમના સ્નેહાળ પતિ તરીકેની તેમની બીજી પ્રવૃત્તિઓ તેમને હંમેશા તેમનામાં અત્યંત આસક્ત

રાખતી. જીવનનો એ સર્વોચ્ચ પૂર્ણત્વ છે. જો કોઈ મનુષ્ય હંમેશા કૃષ્ણમાં આસક્ત રહે તો, એમ સમજવાનું કે તે મુક્ત છે અને તેનું જીવન સફળ છે. જો કોઈ ભક્ત કૃષ્ણને અંતઃકરણના ઊંડાણમાંથી ચાહે છે, તેની સાથે કૃષ્ણ એવી રીતે વિનિમય કરે છે કે ભક્ત તેનાથી નિરાસક્ત રહી શકતો નથી. કૃષ્ણ અને તેમના ભક્તો વચ્ચેનું આ વ્યાવહારિક વિનિમય એટલો આકર્ષક છે કે ભક્ત કૃષ્ણ સિવાય બીજા કોઈ વિષય પરત્વે વિચારી શકતો નથી.

સર્વ રાણીઓ માટે કેવળ કૃષ્ણ તેમના પૂજનીય ધ્યેય હતા. તેઓ સર્વે હંમેશા કમલનયન અને સુંદર શ્યામ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર એવા કૃષ્ણના વિચારમાં તલ્લીન હતી. કેટલીક વાર કૃષ્ણના વિચારમાં તેઓ શાંત રહેતી અને ભાવ અને અનુભાવના દિવ્ય ઉલ્લાસમાં તેઓ કેટલીક વાર જાણે ચિત્તભ્રમ થયો હોય તે રીતે બોલતી. કેટલીક વાર, ભગવાન કૃષ્ણની ઉપસ્થિતિમાં પણ, તેઓ તેમણે સરોવર અથવા નદીમાં ભોગવેલા લીલા-ચરિત્રોનું તાદૃશ્ય વર્ણન કરતી. આવી કેટલીક વાતો અત્રે વર્ણવીએ.

"એક રાણી કુરરી પંખી સાથે બોલી, "મારી વહાલી કુરરી, હાલમાં રાતના અત્યંત મોડું થયું છે. દરેક મનુષ્ય સૂઈ ગયો છે. સમગ્ર જગત હમણા શાંત છે. આ સમયે, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર પોઢી રહ્યા છે, પરંતુ તેમનું જ્ઞાન કોઈ પણ સંજોગોમાં ક્ષીણ થતું નથી. પછી શા સારુ તું નિદ્રાવશ થતી નથી? તું શા સારુ આખી રાત્રી દરમિયાન વિલાપ કરી રહી છે? મારી વહાલી સખી, શું મારી જેમ જ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના કમળનયનો તેમના મધુર હાસ્યે અને આકર્ષક શબ્દોએ તું પણ લલચાઈ છે? શું મારી જેમ જ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરના આ વ્યવહારો તારા હૃદયને ભેદે છે? વીંધે છે?

"અરે ચક્વાકી! તેં તારા ચક્ષુઓ શા સારું બંધ કર્યા છે? સંભવત: તારા પરદેશ ગયેલા પતિને શું તું શોધી રહી છે? આવો કરુણ કંઠે વિલાપ શા સારુ કરે છે? અરેરે! એમ જણાય છે કે તું અત્યંત ઉદાસ બની છે. અથવા વાસ્તવમાં શું તું પણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરની સનાતન સેવિકા બનવાની ઇચ્છા રાખે છે? હું પણ વિચારું છું કે તું ભગવાનના અથવા પૂર્ણ પુરુષોત્તમની સનાતન સેવિકા તરીકે થવા ઇચ્છે છો એ શું સાચું છે? હું વિચારું છું કે તું ભગવાનના ચરણકમળમાં માળા મૂકી તારા કેશ ઉપર સજાવવાને ઉત્સુક છે.

અરે મારા વહાલા સમુદ્ર સારાયે દિનરાત તું શા સારુ ગર્જનાઓ કરી રહ્યો છે? તને નિદ્રા ગમતી નથી? હું વિચારું છું કે તારી ઉપર અનિદ્રાના રોગનો હુમલો થયો છે, અથવા જો હું ભૂલતી ન હોઉં તો, મારા વહાલા શ્યામસુંદરે યુક્તિપૂર્વક તારા સ્વાભાવિક સદ્‌ગુણો ગાંભીર્ય અને ધૈર્ય લઈ લીધાં છે. આને લીધે તને મારી જેમ અનિદ્રાનો-

રોગ લાગુ પડ્યો છે તે હકીકત સાચી છે? હા, હું કબૂલ કરું છું કે આ દર્દનો ઈલાજ નથી.

"મારા વહાલા ચંદ્રદેવ, હું વિચારું છું કે તારી ઉપર ક્ષયનો સખત હુમલો થયો છે, આ કારણે તું દિવસે દિવસે દૂબળો પડતો જાય છે. તું મારા પ્રભુ, તું હમણા એટલો બધો દુર્બળ થઈ ગયો છે કે તું મારા નરમ કિરણો રાત્રીના અંધકારનો નાશ કરી શકતા નથી. શું એ સત્ય છે કે મારી જેમ, મારા પ્રભુ શ્યામસુંદરના રહસ્યપૂર્ણ મધુર શબ્દોથી તું પણ સ્તબ્ધ બની છે. શું એ સત્ય છે કે આ સખત ચિંતાથી તુ આટલો બધો ગંભીર છે?

"હે હિમાલય પર્વત પરથી ફૂંકાઈ રહેલા પવનો, મારી કૃષ્ણ મિલનની ઝંખના જગાડવા મને ચીરવતો હોય તેમ તું શા સારુ આતુર બન્યો છે?, મેં તારું શું બગાડ્યું છે! પરમેશ્વરની કુટીલ નીતિથી મને નુકશાન થઈ ચૂક્યું છે તે તું જાણતો નથી! મારા વહાલા હિમાલય પરથી ફૂંકાઈ રહેલા પવનો, કૃપા કરીને એટલું જાણજે કે મારી ઉપર પ્રહારો થઈ ચૂક્યા છે. મને વધારેને વધારે નુકશાન પહોંચાડવાની જરૂર નથી.

"મારા વહાલા સુંદર મેઘ, તારા સુંદર દેહની આભા, મારા અંતરંગ પ્રિયતમ શ્યામસુંદરના દેહની આભાને બરાબર મળતી આવે છે. તેથી, હું વિચારુ છું કે યદુવંશ શિરોમણિ, મારા પ્રભુને તું અત્યંત વહાલો છે અને તારા તેમની પ્રત્યેના અત્યંત સ્નેહને લીધે તું બરાબર મારી જેમ જ, ધ્યાનમાં તલ્લીન છે. હું, શ્યામસુંદર માટે તારું હૃદય ખૂબ જ ચિંતિત રહે છે તેવી રીતે તું તેમના દર્શન માટે અત્યંત આતુર દેખાય છે, અને હું જોઉં છું કે ફક્ત આ કારણે મારી જેમ તારી આંખોમાંથી આંસુનાં બિંદુઓ ઝરી રહ્યાં છે. મારા વહાલા શ્યામ મેઘ, અમારે નિષ્કપટ ભાવે કબૂલ કરવું જોઈએ કે શ્યામસુંદર સાથે ઘનિષ્ટ સંબંધ સ્થાપવો એટલે બિનજરૂરી ચિંતાની ઉપાધિઓ વહોરવી, આના કરતા તો અમને ઘરે વધારે શાંતિ હતી."

સામાન્ય રીતે કોયલ વહેલી પ્રભાતે અથવા રાત્રીના અંતે મધુર કંઠે ગુંજન કરે છે. જ્યારે રાણીઓએ રાત્રીના અંતે કોયલનું ગુંજન સાંભળ્યુ ત્યારે તેઓ બોલી, "વહાલી કોયલ, તારો અવાજ અત્યંત મધુર છે. તારો મધુર અવાજ સાંભળતાં જ, અમને તરત જ શ્યામસુંદર યાદ આવે છે કારણ તારો અવાજ તેમના જેવો જ છે. અમારે નિષ્કપટભાવે કબૂલ કરવું જ જોઈએ કે, તારા અવાજમાં અમૃત ઝરે છે, અને તે એટલું કે શક્તિવર્ધક છે કે, પોતાના અંતરંગ મિત્રના વિરહથી લગભગ મૃત મનુષ્યોને સજીવન કરવાને સમર્થ છે. તેથી અમે તારા અત્યંત ઋણી છીએ. કૃપા કરીને અમને એટલું જણાવ કે અમે તારુ સ્વાગત કેવી રીતે કરી શકીએ? અથવા અમે તારા માટે કંઈક કેવી રીતે કરી શકીએ."

રાણીઓ તે રીતે સતત બોલ્યે જતી હતી, અને તેમણે પર્વતને આ રીતે સંબોધન કર્યું : "વહાલા પર્વત, તું અત્યંત ઉદાર છે. કેવળ તારા ગુરુત્વાકર્ષણથી આ પૃથ્વી યોગ્ય રીતે જળવાઈ રહી છે, અને તું તારી ફરજોનું અત્યંત વિશ્વસનીય રીતે પાલન કરી રહ્યો છે, તેથી તું જાણતો નથી કે ગતિ કેવી રીતે કરવી. તું એટલો ગંભીર છે કે, તું અત્ર-તત્ર ગતિ કરતો નથી, તેમ જ કંઈ કહેતો નથી. ઊલટું, તું હંમેશા વિચારશીલ દેખાય છે. સંભવ છે કે તું હંમેશા અત્યંત ગંભીર અને અગત્યની વિષયવસ્તુ વિશે વિચાર કરી રહ્યો હોય, પરંતુ અમે અત્યંત સ્પષ્ટ રીતે અનુમાન કરી શકીએ છીએ કે તું શાનો વિચાર કરી રહ્યો છે. અમને ખાતરી છે કે અમે અમારા ઉચ્ચ વક્ષ:સ્થલ શા માટે શ્યામસુંદરના ચરણકમળ ઉપર મૂકવા માંગીએ છીએ તેમ, તું તારા ઉચ્ચ શિખરો ઉપર તેમના ચરણકમળને મૂકવા ઇચ્છે છે?"

"વહાલી સૂકી નદીઓ, અમે જાણીએ છીએ કે આ ગ્રીષ્મ ઋતુના કારણે તમારા સર્વેનાં તળ સુકાઈ ગયાં છે અને તમારામાં જળ નથી. તમારું સર્વ જળ સુકાઈ ગયું છે તેથી, તમે નવપલ્લવિત કમલપુષ્પોની જેમ સુંદર નથી. વર્તમાન ક્ષણે તમે અત્યંત દુર્બળ થયેલી દેખાવ છો. તેથી અમે સમજી શકીએ છીએ કે, તમારું સ્થાન બરાબર અમારા જેવું જ છે. શ્યામસુંદરના વિરહમાં સર્વસ્વ ગુમાવ્યું છે અને અમે એમના પ્રસન્ન શબ્દો હવે સાંભળતા નથી. અમારા હૃદય યોગ્ય રીતે કામ કરતાં નથી, અને તેથી અમે સર્વે અત્યંત દુર્બળ થઈ ગયા છીએ. અને તેથી, અમે વિચારીએ છીએ કે, તમે બરાબર અમારા જેવા જ છો. જળ, વરસાવતા વાદળ સમુદ્ર, તમારા પતિ પાસેથી જરા સરખું જળ ન રહેતાં, તમે દુર્બળ થઈ છો." અહીં રાણીઓ દ્વારા અપાયેલું ઉદાહરણ અત્યંત યથોચિત છે. વાદળો દ્વારા સમુદ્ર જળ પૂરું ન પાડે તો નદીઓનાં તળ સુકાય છે. સમુદ્રને નદીનો પતિ ધારવામાં આવે છે. અને તેથી તેની તરફથી તેને મળતી મદદની કલ્પના કરાય છે. જો પતિ તરફથી પત્નીને જીવનજરૂરી વસ્તુઓનો ટેકો ન મળે તો, તે પણ સૂકી નદીની જેમ જ શુષ્ક બને છે.

એક રાણીએ હંસને આ પ્રમાણે સંબોધન કર્યું, "મારા વહાલા હંસ, કૃપા કરીને અહીંયા આવ, અહીંયા આવ. અમે તારું સ્વાગત કરીએ છીએ. કૃપા કરીને બેસ અને થોડું દૂધ લે. મારા વહાલા હંસ, જો તું શ્યામસુંદરનો કોઈ સંદેશો લાવ્યો હોય તો મને કહી શકે છે? હું તને તેમનો સંદેશાવાહક ગણું છું. જો તારી પાસે કોઈ આવા સમાચાર હોય તો કૃપા કરીને મને કહે. અમારા શ્યામસુંદર હંમેશા અત્યંત સ્વતંત્ર છે. તે કોઈ દિવસ કોઈના નિયંત્રણ નીચે આવતા નથી. અમે તેમનું નિયંત્રણ કરવામાં સદંતર નિષ્ફળ નિવડયા છીએ, અમે તને પૂછીએ છીએ, તેઓ સ્વયં સાજા સમા છે? હું તને સમાચાર આપવાની રજા લઉં છું કે શ્યામસુંદર અત્યંત ચંચળ છે. તેમની મૈત્રી હંમેશા ક્ષણજીવી હોય છે, જયા

સરખી ઉત્તેજના થતા, તે તૂટી જાય છે. પરંતુ કૃપા કરીને તું સમજાવ કે તે મારી પ્રત્યે આવા નિષ્ઠુર કેમ છે? પહેલા તે કહેતા કે હું એકલી જ તેમની અંતરંગ પત્ની છું. તે આ ખાતરી યાદ કરે છે? ગમે તેમ, તારું સ્વાગત કરીએ છીએ, કૃપા કરીને બેસી જા. પરંતુ હું તારી શ્યામસુંદર પાસે જવાની વિનવણી સ્વીકારી શકતી નથી. જ્યારે તે મારી પરવા કરતા નથી, તો મારે શા સારુ તેમની પાછળ પાગલ થવું જોઈએ? તને જણાવતાં મને અત્યંત ખેદ થાય છે કે તું દુર્બળ હૃદયવાળા આત્માનો દૂત બન્યો છે. તું મને તેમની પાસે જવા માટે કહે છે; પરંતુ હું જતી નથી. એ શું છે? તું મને એમને મારી પાસે આવવાની વાત કરે છે? તે અત્રે આવીને, મારી તેમની પાસેની દીર્ઘકાળની અપેક્ષા પરિપૂર્ણ કરવાની ઇચ્છા રાખે છે? સારું ત્યારે, તું તેમને અત્રે લાવી શકે છે. પરંતુ તું તેમની સાથે તેમની અત્યંત વહાલી ભાગ્યલક્ષ્મીને તેમની સાથે લાવતો નહીં. તું વિચારે છે કે તે એક ઘડી પણ ભાગ્યલક્ષ્મીનો વિયોગ સહી શકતા નથી? તેઓ એકલા જ, લક્ષ્મી વિના ન આવી શકે. તેમનું વર્તન અત્યંત ખેદજનક છે. શું એમનો અર્થ એ જ કે લક્ષ્મી વગર શ્યામસુંદર સુખી ન થઈ શકે? શું બીજી કોઈ સ્ત્રી સાથે તે સુખી ન થઈ શકે? એનો અર્થ એવો કે ભાગ્યદેવીના અંતરમાં તેમના માટે સ્નેહનો સાગર છલકાય છે, અને અમારામાંના કોઈને તેની સાથે ન સરખાવી શકાય?"

ભગવાન કૃષ્ણની સર્વ પત્નીઓ તેમના વિચારમાં સંપૂર્ણ રીતે તલ્લીન હતી. કૃષ્ણ યોગેશ્વર તરીકે જાણીતા છે, યોગેશ્વર એટલે યોગીઓના માલિક, અને દ્વારકામાં કૃષ્ણની સર્વ પત્નીઓ આ યોગેશ્વરને તેમના હૃદયમાં ધારણ કરતી. સર્વ રહસ્યમય યોગિક શક્તિઓના માલિક બનવાનો પ્રયત્ન કરવાને બદલે, જો મનુષ્ય કેવળ સર્વોચ્ચ યોગેશ્વર કૃષ્ણને તેના હૃદયમાં ધારણ કરે તો તે વધારે સારું. આમ મનુષ્યનું જીવન પૂર્ણ બની શકે છે, અને તેનું પ્રભુના રાજ્યમાં અત્યંત સહેલાઈથી સ્થળાંતર કરી શકાય છે. એમ સમજવાનું છે કે દ્વારકામાં કૃષ્ણની સાથે રહેતી તેમની સર્વ રાણીઓ, કૃષ્ણ સાથે દામ્પત્ય સ્નેહનો સંબંધ પ્રસ્થાપિત કરવા ઇચ્છતી. તેમના આગલા જીવનમાં, અત્યંત મહાન ગૌરવાન્વિત ભક્તો હતી. આમ તેમને તેમની પત્નીઓ બનવાની અને તેમની સાથે નિરંતર સ્નેહસંબંધ ભોગવવાની તક સાંપડી હતી. છેવટે તેઓને, વૈકુંઠલોકમાં સ્થળાંતર કરાવવામાં આવ્યું હતું.

સર્વોચ્ચ પરમ સત્ય પરમેશ્વર કદી નિર્વિશેષ નથી. સર્વે વૈદિક સાહિત્ય તેમના વિવિધ વ્યક્તિગત પ્રવૃત્તિઓ અને લીલાચરિત્રોના દિવ્યકર્મોના યશ ગાય છે. વેદો અને રામાયણમાં કહે છે કે, કેવળ ભગવાનની પ્રવૃત્તિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. વૈદિક સાહિત્યમાં દરેક જગ્યાએ, તેમના યશ ગવાયા છે. સ્ત્રીઓ જેવા, સરળ હૃદયવાળા

લોકો કૃષ્ણ ભગવાનના દિવ્ય લીલાચરિત્રોનું શ્રવણ કરે છે કે તરત જ તેઓ તેમનામાં આકર્ષાય છે. તેથી સરળ હૃદયવાળી સ્ત્રીઓ અને છોકરીઓ અત્યંત સહેલાઈથી કૃષ્ણ-ભાવનામય પ્રવૃત્તિમાં ખેંચાય છે. આમ કૃષ્ણભાવનામય પ્રવૃત્તિમાં ખેંચાયેલો મનુષ્ય પોતાની જાતને સતત નિશ્ચિત રીતે આવી ભાવનામાં રાખે છે અને ગો-લોક વૃન્દાવન, કૃષ્ણ પાસે પાછા જવા, સર્વોચ્ચ મુક્તિ પ્રાપ્ત કરે છે. જો મનુષ્યમાં કેવળ કૃષ્ણભાવના વિકસાવીને મનુષ્યનું આધ્યાત્મિક જગતમાં તેનું સ્થળાંતર કરાવી શકતો હોય તો મનુષ્ય સહેલાઈથી કલ્પના કરી શકે છે કે કૃષ્ણ ભગવાન સાથે વ્યક્તિગત રીતે વાતો કરતી, અને તેમનાં પ્રત્યક્ષ દર્શન કરતી, રાણીઓ કેવી રીતે દિવ્યોલ્લાસ અને આશીર્વાદ ભોગવતી હશે. તેઓ તેમને સ્નાન કરાવવું, તેમને ભોજન કરાવવું, તેમને પ્રસન્ન કરવા અને તેમની સેવા કરવી વગેરે વિવિધ દિવ્ય સેવાઓ દ્વારા તેમની વ્યક્તિગત રીતે સંભાળ રાખતી. આમ કોઈ પણ મનુષ્યની તપશ્ચર્યાઓ દ્વારકાની રાણીઓની સેવા સાથે સરખાવી શકાય તેમ નથી.

શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત મહારાજને માહિતી આપી કે, દ્વારકાની રાણીઓ દ્વારા કરાતાં તપ, પ્રાયશ્ચિત્તો અને તપશ્ચર્યાઓ સાથે આત્મસાક્ષાત્કારની સરખામણી થઈ શકે તેમ નથી. આત્મસાક્ષાત્કારનો હેતુ એક જ છે: કૃષ્ણ. તેથી, કૃષ્ણની રાણીઓના વ્યવહારો પતિ અને પત્ની વચ્ચે થતા સાધારણ વ્યવહારો સમા દેખાય છે, પરંતુ રાણી-ઓની કૃષ્ણ માટે આસક્તિ એ નિરીક્ષણ કરવાનો મુખ્ય મુદ્દો છે. તપશ્ચર્યા અને પ્રાયશ્ચિત્તની સમગ્ર પ્રક્રિયાનો અર્થ ભૌતિક જગતમાં મનુષ્યની અનાસક્તિ અને પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, કૃષ્ણ સાથે આસક્તિ છે. આત્મસાક્ષાત્કારમાં વિકાસ કરી રહેલાં સર્વ મનુષ્યોનું કૃષ્ણ શરણું છે. એક આદર્શ ગૃહસ્થાશ્રમી તરીકે તેઓ તેમની પત્નીઓ સાથે વૈદિક વિધિઓ કરી મંદબુદ્ધિવાળા મનુષ્યોને એટલું જ દર્શાવે છે કે સર્વોચ્ચ પ્રભુ કદી નિર્વિશેષ નથી. કૃષ્ણ તેમની પત્ની અને બાળકો સાથે કેવળ વાસ્તવમાં બદ્ધ આત્મા-ઓને ઉદાહરણ આપવા માટે સર્વ ઐશ્વર્ય ભોગવતા. જ્યાં મનુષ્ય કૃષ્ણને મધ્યમાં રાખે ત્યાં સુધી તે કૌટુંબિક જીવનના વર્તુળમાં પ્રવેશી શકે. દા. ત. યદુવંશજનો કૃષ્ણના કુટુંબમાં રહેતા, અને કૃષ્ણ તેમની સર્વ પ્રવૃત્તિઓમાં મધ્ય સ્થાને હતા.

ત્યાગ મનુષ્યના કૃષ્ણભક્તિમાં વિકાસ જેટલો અગત્યનો નથી. કૃષ્ણ ભાવનામય પ્રવૃત્તિનો આ વિશિષ્ટ હેતુ છે. આપણે એ સિદ્ધાંતનો પ્રચાર કરી રહ્યા છીએ કે, મનુષ્ય સંન્યાસી હોય અથવા ગૃહસ્થ હોય તેનો વાંધો નહીં. તેણે કેવળ કૃષ્ણની આસક્તિમાં વિકાસ કરવો જોઈએ, અને ત્યાર પછીથી તેનું જીવન સફળ થાય છે. ભગવાન કૃષ્ણના પગલાંને અનુસરીને, મનુષ્ય ઇન્દ્રિયગમ્ય ભોગો ભોગવવાના હેતુથી નહીં પરંતુ કૃષ્ણનો સાક્ષાત્કાર કરવા તેમનામાં આસક્તિ રાખી વિકાસ કરીને તેના કુટુંબીજનો સાથે અથવા

સમાજ અથવા રાષ્ટ્રમાં રહી શકે છે. બદ્ધ જીવનમાંથી મુક્ત જીવનમાં ઊર્ધ્વગમન કરવા માટે ચાર સિદ્ધાંતો છે, જેમને પારિભાષિક ભાષામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. (ધર્મ, આર્થિક વિકાસ, ઇન્દ્રિયોના ભોગ અને મુક્તિ) કહે છે. જો મનુષ્ય ભગવાન કૃષ્ણના પરિવારના પગલાંને અનુસરે, તેનું કૌટુંબિક જીવન જીવે તો તેની સર્વ પ્રવૃત્તિઓમાં કૃષ્ણને મધ્યસ્થ રાખી એકીવખતે સફળ થવા માટે આ ચાર સિદ્ધાંતો પ્રાપ્ત કરી શકે છે.

આપણને એ વિદિત થઈ ચૂક્યું છે કે કૃષ્ણને સોળ હજાર એકસો આઠ પત્નીઓ હતી. આ સર્વ પત્નીઓ ગૌરવાન્વિત મુક્ત આત્માઓ હતી, અને એ સર્વેમાં રાણી રુક્મિણી મુખ્ય હતા. રુક્મિણી પછી, બીજી સાત પટરાણીઓ હતી, અને આ આઠ પટ-રાણીઓના પુત્રોનાં નામ કહેવાઇ ચૂક્યાં છે. આ આઠ રાણીઓ ઉપરાંત કૃષ્ણ ભગવાનને બીજી દરેક રાણીથી દસ દસ પુત્રો હતા. આમ કૃષ્ણના આ સર્વે બાળકોની સંખ્યા સોળ હજાર એકસો આઠ ગુણ્યા દસ હતી. મનુષ્યે એ સાંભળીને આશ્ચર્ય પામવાની જરૂર નથી કે કૃષ્ણને આટલા બધા પુત્રો હતા. મનુષ્યે હમેશાં યાદ રાખવું જોઈએ કે કૃષ્ણ પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે, અને તેમનામાં અમર્યાદિત શક્તિઓ રહી છે. તે સર્વ જીવાત્માઓ પોતાના પુત્ર હોવાનો દાવો કરે છે, તેથી તેમને તેમનામાં એક ક્રોડ સાઇઠ લાખ પુત્રો વ્યક્તિગત રીતે આસક્ત હોવા છતાં, આપણને આશ્ચર્ય પામવાનું કોઈ કારણ નથી.

કૃષ્ણના મહાન શક્તિશાળી પુત્રોમા, અઢાર પુત્રો મહારથો હતા. મહારથો એકલા જ હજારો સૈનિકો રથોળા ઘોડેસ્વારો અને હાથીઓ સામે લડી શક્તા. આ અઢાર પુત્રોની ખ્યાતિ અત્યંત વ્યાપક છે, અને લગભગ સર્વે વૈદિક સાહિત્યોમાં વર્ણવાયા છે. આ અઢાર મહાર મહારથ પુત્રોની યાદી આ પ્રમાણે છે, પ્રદ્યુમન, અનિરુદ્ધ, દીપ્તિમાન, ભાનુ, શાંતી, મધુ, બૃહદ્‌ભાનુ, ચિત્રભાનુ, નૃક, અરૂણ, પુતકલ, વેદભાનુ, શૃતેહ દેવ, સુનંદન, ચિત્રબાહુ, વિરૂપબાહુ, કવિ અને નગૃહ, કૃષ્ણના આ અઢાર મહારથો પુત્રોમાં, પ્રદ્યુમ્ન સર્વશ્રેષ્ઠ ગણાય છે. પ્રદ્યુમ્ન રાણી રુક્મિણીના સૌથી જયેષ્ઠ પુત્ર હતા. તેમને તેમના મહાન પિતા ભગવાન કૃષ્ણના સર્વ ગુણોનો વારસો મળ્યો હતો. તે તેમના મામા, રુક્મિણીની પુત્રીને પરણ્યા, અને એ લગ્નથી પ્રદ્યુમ્નને અનિરુદ્ધ નામનો પુત્ર થયો. અનિરુદ્ધ એટલો બળવાન હતો કે તે દસ હજાર હાથીઓ સાથે લડી શકતો. તે તેની દાદી રુક્મિણીનો ભાઈ રુક્મિણીની પૌત્રીને પરણ્યો. આ પિત્રાઇઓ વચ્ચેનો સંબંધ દૂરનો હતો તેથી આવાં લગ્ન અસામાન્ય ન હતાં. અનિરુદ્ધનો પુત્ર વજ્ર હતો. જ્યારે બ્રાહ્મણના શાપથી, સમગ્ર યદુવંશનો નાશ થયો ત્યારે કેવળ વજ્ર જીવતા રહ્યા. વજ્રને પ્રતિબાહુ નામે એક પુત્ર હતો. પ્રતિબાહુનો પુત્ર સુબાહુ નામે હતો. સુબાહુનો પુત્ર શાંતસેન અને શાંતસેનનો પુત્ર શતસેન હતો.

શુકદેવ ગોસ્વામી કહે છે કે યદુવંશના સર્વ સભ્યોને ઘણા બાળકો હતા. જેમ કૃષ્ણને ઘણા પુત્રો, ઘણા પૌત્રો અને પ્રપૌત્રો હતા, તેમ અત્રે દર્શાવાયેલા દરેક રાજાનો આવો જ કૌટુંબિક વિસ્તાર હતો. એ સર્વેને ઘણા બાળકો હતા એટલું જ નહીં પરંતુ સર્વે અસામાન્ય અને ઐશ્વર્યપૂર્ણ હતા. તેમાંનો કોઈ દુર્બળ અથવા અલ્પજીવી ન હતો, એટલું જ નહીં પરંતુ, યદુવંશના સર્વ સભ્યો ભારતીય બ્રાહ્મણ સંસ્કૃતિના પરમ ભક્તો હતા. બ્રાહ્મણ સંસ્કૃતિને જાળવવી અને અધિકૃત બ્રાહ્મણોને રક્ષણ આપવું એ ક્ષત્રિય રાજાઓની ફરજ છે, અને આ સર્વ રાજાઓ અત્યંત સચ્ચાઈથી તેમની ફરજોનું પાલન કરતા. યદુવંશના સભ્યોની સંખ્યા એટલી વધી હતી કે મનુષ્યનું ઘણા હજારો વર્ષોનું આયુષ્ય હોય તોપણ તે દરમિયાન, તેના માટે એ સર્વેનું વર્ણન કરવું અત્યંત દુષ્કર બને. શ્રીલ શુકદેવ ગોસ્વામીએ મહારાજ પરીક્ષિતને માહિતી આપી કે તેમણે વિશ્વાસનીય સાધનો દ્વારા સાંભળેલું કે કેવળ યદુવંશના બાળકોને શીખવવા માટે, લગભગ ત્રણ કરોડ ઈઠ્યાસી લાખ શિક્ષકો અથવા આચાર્યો હતા. જો તેમને તેમના બાળકોને શિક્ષણ આપવા માટે આટલા બધા શિક્ષકોની જરૂર પડે તો, મનુષ્યે કેવળ એટલી જ કલ્પના કરવી રહે કે કુટુંબીજનોની સંખ્યા કેટલી વિશાળ હશે. તેમની લશ્કરી શક્તિ વિષે એમ કહે છે કે કેવળ ઉગ્રસેન રાજા પાસે તેમના અંગત સંરક્ષકો તરીકે દસ લાખ સૈનિકો હતા.

ભગવાન કૃષ્ણનું આ વિશ્વમાં આગમન થયું તે પહેલાં, દેવો અને દાનવો વચ્ચે ઘણાં યુદ્ધો થયેલાં. ઘણા દાનવો લડાઈમાં મરણ પામ્યા, અને તે સર્વેને આ પૃથ્વી ઉપર રાજકુટુંબોમાં જન્મ લેવાની તક સાંપડી હતી. આમ તેમના રાજવીય ગૌરવાન્વિત સ્થાનોને લીધે, આ સર્વ દાનવો અત્યંત મિથ્યાભિમાની બન્યા હતા, અને તેમનો એક માત્ર વ્યવસાય તેમની પ્રજાઓને હેરાન કરવાનો હતો. ભગવાન કૃષ્ણ આ સર્વ અસુર રાજાઓનો વિનાશ કરવા માટે દ્વાપર યુગના અંતે આ લોકમાં પ્રગટ થયા. ભગવદ્ગીતામાં કહે છે તેમ, परित्राणाय साधूनाम्

ભગવાન ભક્તોનું રક્ષણ કરવાને અને દુરાચારીઓનો વિનાશ કરવાને આવે છે. વળી કેટલાક દેવતાઓને ભગવાન કૃષ્ણના દિવ્ય લીલાચરિત્રોમાં મદદ કરવા માટે આ પૃથ્વી ઉપર પ્રગટ થવા કહેવામાં આવ્યું. જ્યારે કૃષ્ણ પ્રગટ થયા ત્યારે, તે તેમના સનાતન પાર્ષદો સહિત પધાર્યા, પરંતુ દેવતાઓને તેમને મદદ કરવા અવતરણ કરવા વિનંતી કરવામાં આવી અને આમ તે સર્વેએ યદુવંશમાં જન્મધારણ કર્યો. દેશના વિવિધ ભાગોમાં યદુવંશની એકસો એક જાતિઓ હતી. તેમના દૈવી સ્થાનને અનુરૂપ આ વિવિધ જાતિઓને અનુરૂપ સર્વ સભ્યો ભગવાન કૃષ્ણનું સન્માન કરતાં, અને એ સર્વે તેમના પરમ ભક્ત હતા. આમ યદુવંશના સર્વ સભ્યો અત્યંત ઐશ્વર્યશાળી, સુખી અને સમૃદ્ધ હતા, અને તેમને ચિંતા ન હતી. ભગવાન કૃષ્ણમાં અંતર્ગત શ્રદ્ધા અને ભક્તિને લીધે, બીજા કોઈ રાજાઓ તેમને કદી હરાવી શકતા નહીં.

તેમનો કૃષ્ણ પ્રેમ તેટલો તીવ્ર હતો કે, બેસતાં, ઊઘતાં, પ્રવાસ કરતાં, વાતો કરતાં. રમત રમતા હોય ત્યારે, સ્વચ્છ કરતા હોય ત્યારે, સ્નાન કરતી વખતે—તેઓ કેવળ કૃષ્ણના વિચારોમાં તલ્લીન રહેતા. અને તેમની શારીરિક જરૂરિયાતો વિશે ધ્યાન ન આપતા. એ ભગવાન કૃષ્ણના શુદ્ધ ભક્તોનું લક્ષણ છે. જેમ જ્યારે મનુષ્ય કોઈ વિશિષ્ટ વિચારમાં સંપૂર્ણ રીતે તલ્લીન બને છે ત્યારે, તેની બીજી શારીરિક પ્રવૃત્તિઓ ભૂલી જાય છે. તે પ્રમાણે યદુવંશજનો તેમની શારીરિક જરૂરિયાતો વિશે યંત્રવત્ કામ કરતા, પરંતુ તેમનું વાસ્તવિક ધ્યાન હમેશાં કૃષ્ણ ઉપર સ્થિર રહેતું. તેમની શારીરિક પ્રવૃત્તિઓ યંત્રવત્ થતી, પરંતુ તેમના મન હમેશાં કૃષ્ણભાવનામાં તલ્લીન રહેતા.

શ્રીલ શુકદેવ ગોસ્વામીએ શ્રીમદ્ ભાગવતમ્‌ના દશમા સ્કંધના નવમા પ્રકરણના ઉપસંહારમાં ભગવાન કૃષ્ણનાં પાંચ વિશિષ્ટ ઐશ્વર્ય દર્શાવ્યાં છે. યદુકુટુંબમાં ભગવાન કૃષ્ણના પ્રાગટ્ય પહેલાં, ગંગા નદી સર્વ વસ્તુઓમાં અત્યંત પવિત્ર ગણાતી: કેવળ ગંગા જળનો સ્પર્શ કરીને અપવિત્ર વસ્તુઓ પણ શુદ્ધ બની શકતી. ભગવાન વિષ્ણુના પગના અંગૂઠામાંથી નીસરતા હોવાને લીધે, ગંગાજીના જળમાં શ્રેષ્ઠ શક્તિ હતી. પરંતુ જ્યારે સર્વોચ્ચ વિષ્ણુ, ભગવાન કૃષ્ણ યદુવંશના કુટુંબમાં પ્રગટ થયા ત્યારે, તેમણે વ્યક્તિગત રીતે યદુઓના સમગ્ર રાજ્યમાં પ્રવાસ કર્યો, અને તેમના યદુવંશ સાથેના ઘનિષ્ઠ સંબંધને કારણે, સમગ્ર કુટુંબ અત્યંત પ્રખ્યાત થયું એટલું જ નહીં પરંતુ શુદ્ધીકરણની ક્રિયામાં ગંગાજળ કરતાંય વધારે અસરકારક નીવડ્યું. આ પ્રથમ ઐશ્વર્ય હતું. ભગવાન કૃષ્ણના પ્રાગટ્યનું બીજું ઐશ્વર્ય એ હતું કે બાહ્ય દૃષ્ટિએ તેમણે ભક્તોનું રક્ષણ કર્યું અને અસુરો-નો વિનાશ કર્યો, પરંતુ ભક્તો અને અસુરો બન્નેએ એક જ પરિણામ પ્રાપ્ત કર્યું. ભગવાન કૃષ્ણ પાંચ પ્રકારની મુક્તિના દાતા છે જેમાંની એક સાયુજ્ય મુક્તિ છે. સાયુજ્ય મુક્તિ એટલે સર્વોચ્ચ સાથે એક થવાની મુક્તિ. જે કંસ જેવા અસુરોને મળી હતી, જ્યારે ગોપીઓને તેમની સાથે વ્યક્તિગત રીતે સહચારની તક મળી હતી. ગોપી-ઓએ ભગવાન કૃષ્ણ સાથે સંભોગ વ્યક્તિગત રીતે જાળવી રાખ્યો, પરંતુ કંસ તેમની નિર્વિશેષ બ્રહ્મજ્યોતિમાં સ્વીકારાયો. બીજા શબ્દોમાં, અસુરો અને ગોપીઓ બંનેને આધ્યા-ત્મિક રીતે મુક્તિ મળી, પરંતુ અસુરો દુશ્મનો હોવાથી અને ગોપીઓ મિત્ર હોવાથી, અસુરોની હત્યા કરાઈ અને ગોપીઓનું રક્ષણ કરાયું.

ભગવાન કૃષ્ણના પ્રાગટ્યનું ત્રીજું ઐશ્વર્ય એ હતું કે ભાગ્યદેવી, ભગવાન બ્રહ્મા ઇન્દ્ર અને ચંદ્ર જેવા દેવતાઓ દ્વારા પૂજાવા છતાં, અને ભગવાન ગોપીઓને વધારે પસંદ કરતા હોવા છતાં, તે હમેશાં ભગવાનની સેવામાં જોડાયેલા રહ્યા. ભાગ્યદેવી, લક્ષ્મીજીએ ગોપીઓ સાથે તેમની સમકક્ષ થવા તેમનાથી બનતો બધો પ્રયત્ન કર્યો, પરંતુ તે સફળ

ન થયા. સામાન્ય રીતે ભગવાન બ્રહ્મા જેવા દેવતાઓથી પૂજાવા છતાં પણ તે સામાન્ય રીતે, તેઓ એક જગ્યાએ રહેતા નથી. પરંતુ કૃષ્ણને વિશ્વાસુ રહ્યા.

ભગવાન શ્રીકૃષ્ણના પ્રાગટ્યનું ચોથું ઐશ્વર્ય તેમના નામના યશ સાથે સંકળાયેલું છે. વૈદિક સાહિત્યમાં કહે છે કે, ભગવાન વિષ્ણુના વિવિધ નામોનું હજારો વાર રટણ કરાવાથી ભગવાન રામના પવિત્ર નામથી ત્રણ વખત રટણ કરવા જેટલા જ લાભો મળે છે. ભગવાન કૃષ્ણના પવિત્ર નામનું એક જ વખત રટણ કરવાથી, મનુષ્યને એક જ લાભ મળે છે. બીજા શબ્દોમાં, વિષ્ણુ અને રામ સહિત, પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં સર્વ પવિત્ર નામોમાં, કૃષ્ણનું પવિત્ર નામ અત્યંત બળવાન છે. તેથી વૈદિક સાહિત્ય કૃષ્ણના પવિત્ર નામના રટણમાં વિશિષ્ટ ભાર મૂકે છે : હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, હરે હરે – હરે રામ હરે રામ, રામ રામ, હરે હરે. આ યુગમાં ચૈતન્ય મહાપ્રભુએ કૃષ્ણના પવિત્ર નામનો મંત્ર રજૂ કર્યો અને બીજા યુગો કરતાં મુક્તિની પ્રાપ્તિ વધારે સરળ બનાવી. બીજા શબ્દોમાં ભગવાન કૃષ્ણ તેમના બીજા અવતારો કરતાં વધારે ઐશ્વર્યપૂર્ણ છે, પરંતુ તેઓ સર્વે સમાન રીતે પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે.

ભગવાન કૃષ્ણના પ્રાગટ્યનું પાંચમું ઐશ્વર્ય એ છે કે તેમણે ભગવદ્ગીતામાં એક જ વિધાન દ્વારા સર્વ ધાર્મિક સિદ્ધાંતોમાં શ્રેષ્ઠ ધાર્મિક સિદ્ધાંત પ્રસ્થાપિત કર્યો કે કેવળ તેમને શરણે જવાથી, મનુષ્ય ધાર્મિક વિધિઓના સર્વ સિદ્ધાંતોનું પાલન કરી શકે છે. વૈદિક સાહિત્યમાં વીસ પ્રકારના ધાર્મિક સિદ્ધાંતો કહ્યા છે, અને તેમાંનો દરેક વિવિધ શાસ્ત્રોમાં વર્ણવાયો છે. પરંતુ ભગવાન કૃષ્ણ આ યુગના પતિત બદ્ધ આત્માઓ પ્રતિ એટલા દયાળુ છે કે તે સ્વયં પ્રગટ થયા અને દરેક વ્યક્તિને સર્વ પ્રકારની ધાર્મિક વિધિઓ ત્યજી દેવા અને કેવળ તેમને શરણે જવા જણાવ્યું. એમ કહે છે કે આ કળિયુગમાં ¾ ધાર્મિક સિદ્ધાંતોનો અભાવ છે. આ યુગમાં ભાગ્યે જ ચોથા ભાગના ધાર્મિક સિદ્ધાંતોનું હાલમાં પાલન થાય છે, પરંતુ ભગવાન કૃષ્ણની કૃપાથી, કળિયુગની આ શૂન્યાવસ્થા કેવળ સંપૂર્ણ રીતે નિર્મૂળ કરાઈ છે એટલું જ નહીં પરંતુ ધાર્મિક પ્રક્રિયાને એટલી સહેલી બતાવાઈ છે કે કેવળ તેમના પવિત્ર નામો, હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, હરે હરે. હરે રામ હરે રામ, રામ રામ, હરે હરેનું રટણ કરીને ભગવાન કૃષ્ણની દિવ્ય સ્નેહાળ સેવામાં જોડાવાથી મનુષ્યનું આધ્યાત્મિક વિશ્વમાં સર્વશ્રેષ્ઠ ગૃહ, ગોલોક વૃન્દાવન સ્થળાંતર થઈ શકે છે. આમ મનુષ્ય તત્કાળ ભગવાન કૃષ્ણના પ્રાગટ્યના લાભનું મૂલ્યાંકન કરી શકે છે. અને સમજી શકે છે કે તેમના પ્રાગટ્યથી દુનિયાના લોકોને આપેલી રાહત બિલકુલ અસામાન્ય ન હતી.

શ્રીલ શુકદેવ ગોસ્વામી આમ નીચે પ્રમાણે તેમના યશનું ગાન કરી ભગવાન કૃષ્ણની શ્રેષ્ઠ ગૌરવાન્વિત સ્થિતિનું વર્ણન કરી ઉપસંહાર કરે છે : "હે ભગવાન કૃષ્ણ,

હે પ્રભુ કૃષ્ણ, તમને સર્વ યશ હજો. તમે પરમાત્મા તરીકે સર્વ મનુષ્યોના હૃદયમાં વિદ્યમાન છો. તેથી તમે જનનિવાસ, એટલે દરેક મનુષ્યના હૃદયમાં રહેનાર તરીકે જાણીતા છો." ભગવદ્‌ગીતામાં સ્વીકારાયું છે તે પ્રમાણે :, ईश्वरः सर्वं भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति। સર્વોચ્ચ પ્રભુ તેમના પરમાત્મા સાથે દરેક મનુષ્યના હૃદયમાં વસે છે. પરંતુ, આનો અર્થ એ નહીં કે કૃષ્ણનું પૂર્ણ પુરુષોત્તમ તરીકે ભિન્ન અસ્તિત્વ નથી. માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ પરબ્રહ્મનું સર્વવ્યાપક લક્ષણ સ્વીકારે છે, પરંતુ, જ્યારે પરબ્રહ્મ અથવા સર્વોચ્ચ, પ્રભુ પ્રગટે છે, ત્યારે તેઓ વિચારે છે કે, તે ભૌતિક પ્રકૃતિના નિયંત્રણ નીચે જણાય છે. ભગવાન કૃષ્ણ દેવકીનંદન તરીકે પ્રગટ થયા, તેથી માયાવાદી તત્ત્વજ્ઞાનીઓ કૃષ્ણને આ ભૌતિક જગતમાં જન્મ લેનાર સાધારણ જીવાત્મા તરીકે સ્વીકારે છે. તેથી શુકદેવ ગોસ્વામી તેમને દેવકી જન્મવાદ વિષે ચેતવણી આપે છે, જેનો અર્થ એ કે કૃષ્ણ દેવકીનાં પુત્ર તરીકે પ્રખ્યાત છે. વાસ્તવમાં તે પરમાત્મા અથવા સર્વવ્યાપક પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર છે. પરંતુ, ભક્તો, આ શબ્દ દેવકી જન્મવાદનો અર્થ જુદી રીતે તારવે છે. ભક્તો સમજે છે કે વાસ્તવિક કૃષ્ણ યશોદા માતાના પુત્ર હતા. કૃષ્ણ સર્વ પ્રથમ દેવીકના પુત્ર તરીકે પ્રગટ થયા; પરંતુ, તેમનું તરત જ યશોદા માતાના ખોળામાં સ્થળાંતર થયું અને યશોદા માતા અને નંદ મહારાજે તેમના બાળલીલાચરિત્રોનો આશ્ચિર્મય આનંદ ભોગવ્યો. આ હકીકતને જ્યારે વસુદેવ નંદ મહારાજ અને યશોદાને કુરુક્ષેત્રમાં મળ્યા ત્યારે, તેમણે સ્વયં કબૂલ પણ કર્યું છે. તેમણે કબૂલ કર્યું કે કૃષ્ણ અને બલરામ વાસ્તવમાં માતા યશોદા અને નંદ મહારાજના પુત્ર હતા. વસુદેવ અને દેવકી કેવળ તેમનાં ઔપચારિક માતાપિતા હતાં. તેમનાં વાસ્તવિક માતાપિતા નંદ અને યશોદા હતાં. એથી શુકદેવ ગોસ્વામીએ ભગવાન કૃષ્ણને દેવકી જન્મવાદ તરીકે સંબોધન કર્યું.

ત્યાર પછીથી શુકદેવ ગોસ્વામી ભગવાનના, યદુ–વર–પરિશતથી સન્માનિત ભગવાન તરીકે, અને વિવિધ પ્રકારના અસુરોના સંહારક તરીકે યશ ગાય છે. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, કૃષ્ણ, તેમની વિવિધ ભૌતિક શક્તિઓને કામે લગાડીને સર્વ અસુરોની હત્યા કરી શક્યા હોત. પરંતુ તેમને મુક્તિનું દાન કરવા માટે તેમણે અંગત રીતે તેમની હત્યા કરવાની ઇચ્છા કરી. કૃષ્ણને આ ભૌતિક જગતમાં અસુરોની હત્યા કરવા માટે આવવાની જરૂર ન હતી. કેવળ તેમની ઇચ્છાથી, તેમના અંગત પ્રયત્ન વિના, સેંકડો અને હજારો અસુરોનો વધ થઈ શક્યો હોત. પરંતુ વાસ્તવમાં તે તેમના શુદ્ધ ભક્તો માટે, માતા યશોદા અને નંદ મહારાજ સાથે બાળલીલા કરવા અને દ્વારકાવાસીઓને પ્રસન્ન કરવા અવતર્યા. અસુરોનો સંહાર કરીને, અને ભક્તોનું રક્ષણ કરીને, ભગવાન કૃષ્ણે સાચો ધાર્મિક સિદ્ધાંત, એટલે કેવળ પ્રભુપ્રેમ પ્રસ્થાપિત કર્યો. પ્રભુપ્રેમના વાસ્તવિક ધાર્મિક સિદ્ધાંતોનું અનુસરણ કરીને સ્થિરચ્ચળ તરીકે જાણીતા જીવાત્માઓ પણ

સર્વ ભૌતિક લેપથી મુક્ત કરાય છે અને આધ્યાત્મિક રાજ્યમાં તેમનું સ્થળાંતર થઈ શકે છે. સ્થિર એટલે વૃક્ષો અને વનસ્પતિ કે જે ચાલી શકતાં નથી તે અને ચલ એટલે ગતિશીલ પશુઓ, વિશિષ્ટ રીતે કહીએ તો, ગાયો, જ્યારે કૃષ્ણ વિદ્યમાન હતા ત્યારે, તેમણે વૃન્દાવન અને દ્વારકામાં વસનારાં વૃક્ષો, વાંદરા અને બીજી વનસ્પતિ તેમ જ જેમણે તેમનાં દર્શન કરેલાં અને સેવા કરેલી એ સૌ પશુઓને મુક્ત કર્યાં.

ખાસ કરીને ભગવાન કૃષ્ણનો ગોપીઓ અને દ્વારકાની રાણીઓને પ્રસન્ન કરવા માટે યશ ગવાય છે. શુકદેવ ગોસ્વામી, ભગવાન કૃષ્ણ તેમના મોહક હાસ્યથી કેવળ વૃન્દાવનની ગોપીઓને જ નહીં, પરંતુ દ્વારકાની રાણીઓને પણ મુગ્ધ કરી દેતા તેથી તેમનો યશ ગાય છે. આ સંબંધે ઉલ્લેખ કરાયેલો યોગ્ય શબ્દ છે વર્ધયન् कामदेवम्! વૃન્દાવનમાં ઘણી ગોપીઓના બાળમિત્ર તરીકે અને દ્વારકામાં ઘણી રાણીઓના પતિ તરીકે, કૃષ્ણે તેમનામાં કામવાસના ઉત્તેજિત કરી. ભગવાનના સાક્ષાત્કાર માટે અથવા આત્મસાક્ષાત્કાર માટે, મનુષ્ય તેમની સાથે ભોગ ભોગવવા ઇચ્છે છે. ભગવાનના સાક્ષાત્કાર —આત્મ સાક્ષાત્કાર માટે મનુષ્યને સામાન્ય રીતે ઘણાં ઘણાં હજારો વર્ષો સુધી કઠોર તપ અને પ્રાયશ્ચિત્તો કરવાં પડે છે, અને ત્યાર પછીથી સંભવ છે કે ભગવાનનો સાક્ષાત્કાર થાય. પરંતુ ગોપીઓ અને દ્વારકાની રાણીઓએ ભગવાન કૃષ્ણને તેમના બાળસખા અથવા પતિ તરીકે ભોગવવાની તેમની કામવાસના વધારીને શ્રેષ્ઠ મુક્તિ પ્રાપ્ત કરી.

આત્મસાક્ષાત્કારના ઇતિહાસમાં ભગવાન કૃષ્ણનું ગોપીઓ અને રાણીઓ સાથેનું વર્તન અજોડ છે. સામાન્ય રીતે લોકો સમજે છે કે, આત્મસાક્ષાત્કાર માટે મનુષ્યે જંગલ અથવા પર્વતોમાં જઈ કઠોર તપશ્ચર્યા અને પ્રાયશ્ચિત્તો કરવાનાં હોય છે. પરંતુ ગોપીઓ અને રાણીઓએ કેવળ દાંપત્યસ્નેહમાં કૃષ્ણમાં આસક્ત[1] રહી, અને કહેવાતું ઇન્દ્રિયગમ્ય સુખ અને ઐશ્વર્ય તેમના સંસર્ગમાં ભોગવી, સર્વ શ્રેષ્ઠ મુક્તિ પ્રાપ્ત કરી, જે મોટા સંતો અને સાત્ત્વિક મનુષ્યો માટે પણ પ્રાપ્ત કરવી અશક્ય છે. તે જ રીતે, કંસ, દંતવક્ર, શિશુપાલ વગેરે અસુરોને પણ આધ્યાત્મિક જગતમાં સ્થળાંતર થવાનો શ્રેષ્ઠ લાભ મળ્યો.

શ્રીમદ્ ભાગવતમ્‌ની શરૂઆતમાં શ્રીલ વ્યાસદેવે સર્વોચ્ચ સત્ય, વાસુદેવ, કૃષ્ણનું આદરપૂર્વક પૂજન કર્યું. તે પછી તેમણે તેમના પુત્ર, શુકદેવ ગોસ્વામીને શ્રીમદ્ ભાગવતમ્‌નો પ્રચાર કરવા શિક્ષણ આપ્યું. આ સંબંધે, શુકદેવ ગોસ્વામી ભગવાનના ભક્ત તરીકે યશદાયી છે. શ્રીલ વ્યાસદેવ, શુકદેવ ગોસ્વામી અને શિષ્ય પરંપરાના સર્વ આચાર્યનાં પગલાંને અનુસરી, જગતની સર્વ પ્રજાએ ભગવાન કૃષ્ણના યશ ગાવા જોઈએ, અને તેમનો શ્રેષ્ઠ હિતાર્થ તેમણે આ કૃષ્ણભાવનામય પ્રવૃત્તિમાં ભાગ લેવો જોઈએ. આ

પ્રક્રિયા સહેલી અને મદદગાર છે. કેવળ હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, હરે હરે—હરે રામ, હરે રામ, રામ રામ, હરે હરે મહામંત્રનું રટણ કરવું. તેથી ચૈતન્ય મહાપ્રભુએ નિર્દેશ કર્યો કે મનુષ્યે ભૌતિક ચડતી અને પડતી પ્રત્યે કઠણ થવું ઘટે. ભૌતિક જીવન અલ્પાયુષી છે, તેથી જીવનમાં ચડતી અને પડતી આવે અને જાય, જ્યારે તે આવે ત્યારે, મનુષ્યે વૃક્ષની જેમ ધૈર્યવાન અને ઘેરીના તણખલાની જેમ નમ્ર અને શિથિલ થવું જોઈએ, પરંતુ તેણે નિશ્ચિત રીતે હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, હરે હરે મંત્ર જપી જાને કૃષ્ણભાવનામાં જોડાવું જોઈએ. પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વર, કૃષ્ણ, સર્વ જીવાત્માઓના પરમાત્મા, તેમની નિષ્કારણ કૃપાથી અવતરી, વિવિધ અવતારો દ્વારા તેમનાં વિવિધ દિવ્ય લીલાચરિત્રો પ્રગટ કરે છે. ભગવાન કૃષ્ણના વિવિધ અવતારોના આકસ્મિક લીલા-ચરિત્રોનું શ્રવણ કરવું એ બધા જીવો માટે મુક્તિની તક છે, અને ભગવાન કૃષ્ણ વ્યક્તિ-ગત રીતે સર્વાકર્ષક હોવાથી, તેમની અત્યંત ઉલ્લાસજનક અને પ્રસન્નદાયક પ્રવૃત્તિઓ વધારે ને વધારે આકર્ષક છે.

શ્રીલ શુકદેવ ગોસ્વામીના પવિત્ર પગલાંને અનુસરી, આ યુગમાં બદ્ધ જીવોના વાચન અને શ્રવણ માટે અમે આ કૃષ્ણ ગ્રન્થ રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે. ભગવાન કૃષ્ણનાં લીલાચરિત્રોનું શ્રવણ કરીને, મનુષ્યને નિશ્ચિત રીતે મુક્તિ પ્રાપ્ત થાય છે અને તેના સ્વગૃહે, પરમેશ્વર પાસે તેનું સ્થળાંતર થઈ શકે છે. શુકદેવ ગોસ્વામીએ નિર્દેશ કર્યો છે કે, જેમ જેમ આપણે ભગવાનનાં દિવ્ય ચરિત્રો અને પ્રવૃત્તિઓનું શ્રવણ કરતા જઈએ છીએ, તેમ તેમ આપણે ક્રમે ક્રમે ભૌતિક રોગની ગાંઠો કાપતા જઈએ છીએ. તેથી, મનુષ્ય જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં પણ, જો તે સચ્ચિદાનંદ સુખ માટે ભગવાનના દિવ્ય રાજ્યમાં ભગવાન કૃષ્ણનો સંગ ઇચ્છે, તો તેણે ભગવાન કૃષ્ણનાં લીલા-ચરિત્રોનું શ્રવણ કરવું અને મહામંત્ર હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, હરે હરે, હરે રામ, હરે રામ, રામ રામ, હરે હરેનું રટણ કરવું જોઈએ.

પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનાં દિવ્ય ચરિત્રો એવાં સમર્થ છે કે, કેવળ આ કૃષ્ણ ગ્રંથનું શ્રવણ, વાચન અને મનન કરી, મનુષ્યનું નિશ્ચિતપણે આધ્યાત્મિક જગતમાં સ્થળાંતર થાય છે. આ જગત સાધારણ રીતે પ્રાપ્ત કરવું અત્યંત મુશ્કેલ છે. ભગવાન કૃષ્ણનાં લીલાચરિત્રોનું વર્ણન એવું આકર્ષક છે કે, આપણને તેનું વારંવાર અધ્યયન કરવા યંત્રવત્ પ્રેરે છે, અને આપણે જેમ જેમ ભગવાનનાં લીલાચરિત્રોનું અધ્યયન કરતા જઈએ છીએ તેમ તેમ, આપણે તેમનામાં આસક્ત બનીએ છીએ. કૃષ્ણની આ અંતઃઆસક્તિ મનુષ્યને તેના સ્થાન ગોલોક—વૃન્દાવન, પ્રતિ લઈ જવામાં અધિકારી બનાવે છે. આગલા પ્રકરણમાંથી આપણે શીખ્યા છીએ કે, ભૌતિક જગતને પાર કરવું એટલે ભૌતિક પ્રકૃતિના કઠોર કાયદાનું ઉલ્લંઘન કરવું. ભૌતિક પ્રકૃતિથી આકર્ષિત મનુષ્યને

ભૌતિક પ્રકૃતિના કઠોર કાયદા રુંધી શકતા નથી. સ્વયં ભગવાને ભગવદ્‌ગીતામાં આ સ્વીકાર્યું છે : ભૌતિક પ્રકૃતિના કઠોર કાયદાને પાર કરવા અત્યંત મુશ્કેલ છે, પરંતુ જો કોઈ ભગવાનને શરણે જાય તો તે અત્યંત સહેલાઈથી આસાન પાર કરી શકે છે. પરંતુ, આધ્યાત્મિક જગતમાં ભૌતિક પ્રકૃતિની અસર થતી નથી. જેમ આપણે શ્રીમદ્‌ ભાગવતમ્‌ના બીજા સ્કંધમાં શીખ્યા છીએ કે દેવતાઓની સામર્થ્ય શક્તિ અને ભૌતિક પ્રકૃતિની અસરનો અભાવ આધ્યાત્મિક જગતમાં સ્પષ્ટ રીતે દીસી આવે છે.

તેથી શ્રીલ શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત મહારાજને બીજા સ્કંધની શરૂઆતમાં સલાહ આપી કે દરેક બદ્ધ જીવે ભગવાનનાં દિવ્ય લીલાચરિત્રોના શ્રવણ અને કીર્તનમાં જોડાવું જોઈએ. વળી શ્રીલ શુકદેવ ગોસ્વામીએ પરીક્ષિત રાજાને માહિતી આપી કે પહેલાંના સમયમાં બીજા ઘણા રાજવીઓ અને સમ્રાટો સ્વગૃહે ભગવાન ધામે જવા માટે, કઠોર તપશ્ચર્યા અને પ્રાયશ્ચિત્તો કરવા જંગલમાં ગયેલા. ભારતમાં હજી પણ ઘણા શિક્ષિત અધ્યાત્મવાદીઓ પોતાનું કુટુંબ ત્યજી અને એકાંતમાં વૃન્દાવનમાં રહી અને સંપૂર્ણ રીતે ભગવાનનાં લીલાચરિત્રોનું શ્રવણ અને કીર્તન કરી લેવાની પ્રથા છે. શ્રીમદ્‌ ભાગવતમ્‌માં આ પદ્ધતિનો નિર્દેશ કરાયો છે અને વૃન્દાવનના છ ગોસ્વામીઓ એને અનુસરેલા. પરંતુ વર્તમાન સમયમાં શ્રી શુકદેવ ગોસ્વામીએ નિર્દિષ્ટ કરેલી આ પ્રક્રિયાની નકલ કરવા માટે જ વૃન્દાવનનું પવિત્ર સ્થળ ઘણા કપટીઓ અને પ્રપંચીઓથી ઊભરાઈ રહ્યું છે. એમ કહે છે કે પહેલાંના સમયમાં ઘણા રાજવીઓ અને સમ્રાટો પણ આ હેતુથી જંગલમાં જતા, પરંતુ શ્રીલ ભક્તિસિદ્ધાંત સરસ્વતી ઠાકુર ગોસ્વામી મહારાજ નિર્દેશ કરતા હતા કે મનુષ્યે અપરિપક્વ વયે આવું એકાંત ભજન ટાળવું.

જો મનુષ્ય શુકદેવ ગોસ્વામીની સૂચનાઓ અનુસાર ફરીથી અપરિપક્વ અવસ્થામાં વૃન્દાવન જાય તો તે વૃન્દાવનમાં રહેવા છતાં પણ માયાનો શિકાર બને છે. વૃન્દાવનમાં આવો અનધિકૃત વસવાટ રોકવા, શ્રીલ ભક્તિસિદ્ધાંત સરસ્વતી ઠાકુરે આ બાબતમાં સુંદર ગીત ગાયું છે, જેનો સાર આ પ્રમાણે છે: "મારા વહાલા મન, વૈષ્ણવ હોવાનો આવો ગર્વ શા માટે? તારું ભગવાનના પવિત્ર નામનું એકાંતમાં પૂજન અને રટણ સસ્તી લોકપ્રિયતાની ઇચ્છા ઉપર સ્થાપેલું છે, અને તેથી તારું પવિત્ર નામરટણ કેવળ ઢોંગ છે. આવી સસ્તી લોકપ્રિયતા માટેની મહત્ત્વાકાંક્ષાની તુલના ડુક્કરના મળ સાથે થઈ શકે. કારણ આવી લોકપ્રિયતા માયાની અસરનો દ્વિતીય વિસ્તાર છે."

મનુષ્ય સસ્તી લોકપ્રિયતા માટે વૃન્દાવન જઈ શકે છે, અને કૃષ્ણભાવનામાં તલ્લીન થવાને બદલે, તે મોટી સંપત્તિ અને સ્ત્રીનો વિચાર કરી શકે છે, જે કેવળ સુખનાં અલ્પજીવી સાધનો છે. વધારે સારું છે કે મનુષ્ય તેની પાસે જે કંઈ સંપત્તિ

અને સાધનો હોય તેમને ભગવાનની સેવામાં જોડે કારણ ઇન્દ્રિયગમ્ય સુખ બદ્ધજીવ માટે નથી.

ઇન્દ્રિયોના સ્વામી હૃષીકેશ, ભગવાન કૃષ્ણ છે. તેથી, ઇન્દ્રિયોને તેમની સેવામાં નિરંતર જોડવી જોઈએ. ભૌતિક ખ્યાતિની બાબતમાં એમ કહીએ કે, રાવણ જેવા ઘણા અસુરો ભૌતિક પ્રકૃતિના કાયદાની વિરુદ્ધ જવા ઇચ્છતા હતા, પરંતુ તે સર્વે નિષ્ફળ ગયા. તેથી ભગવાનની સેવા કર્યા સિવાય, મનુષ્યે મિથ્યા પ્રતિષ્ઠા માટે વૈષ્ણવ તરીકે ઓળખાવવાની આસુરી પ્રવૃત્તિ આચરવી ન જોઈએ. પરંતુ જ્યારે મનુષ્ય ભગવાનની ભક્તિમય સેવામાં સ્વયં જોડાય છે ત્યારે સ્વાભાવિક રીતે તેને વૈષ્ણવ તરીકેની ખ્યાતિ સાંપડે છે. ભગવાનના યશનો પ્રચાર કરવામાં જોડાયેલા ભક્તો પ્રતિ ઈર્ષાળુ બનવાની જરૂર નથી. વૃન્દાવનમાં કહેવાતા સાધુ-સંન્યાસીઓની સલાહનો અમને વ્યાવહારિક અનુભવ છે કે પ્રચારની જરૂર નથી અને વૃન્દાવનમાં એકાંત સ્થળે રહેવું અને પવિત્ર નામનું રટણ કરવું વધારે સારું છે. આવા સાધુ-સંન્યાસી જાણતા નથી કે જો મનુષ્ય પ્રચારકાર્યમાં અથવા પૂર્ણ પુરુષોત્તમ પરમેશ્વરનું યશોગાન કરવામાં જોડાય તો, પ્રચારકની સદ્‌ખ્યાતિ સ્વાભાવિક રીતે તેને અનુસરે છે. તેથી, મનુષ્યે અપરિપક્વ અવસ્થામાં ગૃહસ્થાશ્રમી તરીકેનું પ્રમાણિક જીવન ત્યજીને, વૃન્દાવનમાં વ્યભિચારી જીવન ન જીવવું જોઈએ. ઘર છોડીને કૃષ્ણની શોધમાં જંગલમા જવાનો શ્રીલ શુકદેવ ગોસ્વામીનો નિર્દેશ અપરિપક્વ મનુષ્ય માટે નથી. પરીક્ષિત મહારાજ પરિપક્વ હતા. તેમના ગૃહસ્થાશ્રમી જીવનમાં, અથવા તેમના જીવનની અત્યંત વહેલી શરૂઆતમાં, તે ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિને પૂજતા. તેમની બાલ્યાવસ્થામાં તે ભગવાન કૃષ્ણની મૂર્તિનું પૂજન કરતા, અને પાછળથી, તે ગૃહસ્થાશ્રમી હતા છતાં, તે હમેશાં નિરાસક્ત હતા, અને તેથી જ્યારે તેમને તેમના મરણનો તકાદો મળ્યો ત્યારે, તરત જ ગૃહસ્થાશ્રમી જીવનના સર્વ સંબંધો છોડી દીધા. અને ભક્તોની સાથે શ્રીમદ્ ભાગવતમ્‌નું શ્રવણ કરવા ગંગાને કિનારે બેઠા.

# શ્રી શ્રીમદ્ એ. સી. ભક્તિવેદાંત સ્વામી પ્રભુપાદ રચિત
## પુસ્તકોની યાદી

ગુજરાતીમાં:

૧. શ્રીમદ્ ભાગવતમ્ (૩૦ ગ્રંથોમાં)
૨. શ્રીમદ્ ભગવદ્ ગીતા: તેના મૂળ રૂપે
૩. કૃષ્ણ: પૂર્ણ, પુરુષોત્તમ, પરમેશ્વર (શ્રીકૃષ્ણ ભગવાનની શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધમાં વર્ણવેલી દિવ્ય લીલાઓ: ત્રણ ભાગમાં સોએક રંગીન ચિત્રો સહિત)
૪. શ્રી ચૈતન્ય મહાપ્રભુનો દિવ્ય ઉપદેશ (વીસ રંગીન ચિત્રો સહિત)
૫. શ્રીરૂપ ગોસ્વામીકૃત ઉપદેશામૃત
૬. શ્રી ઈશોપનિષદ્
૭. ભગવદ્ દર્શન (માસિક)
૮. યોગની પૂર્ણતા
૯. કૃષ્ણભાવનાનો વૈજ્ઞાનિક પાયો
૧૦. પૂર્ણ પ્રશ્નો, પૂર્ણ ઉત્તરો

અંગ્રેજીમાં:

ભગવદ્ ગીતા—એઝ ઈટ ઈઝ
શ્રીમદ્ ભાગવતમ્ (સ્કંધ ૧ થી ૧૦; ૩૦ ગ્રંથોમાં)
શ્રી ચૈતન્યચરિતામૃત (સત્તર ગ્રંથોમાં)
ધ નેક્ટર ઑફ ડીવોશન (ભક્તિરસામૃતસિંધુ)
કૃષ્ણ કૉન્શ્યસનેસ—ધિ ટૉપમોસ્ટ યોગ સિસ્ટમ (કૃષ્ણભાવના: યોગની શ્રેષ્ઠ પદ્ધતિ)
પર્ફેક્ટ ક્વેશ્ચન્સ, પર્ફેક્ટ આન્સર્સ (પૂર્ણ પ્રશ્નો અને પૂર્ણ ઉત્તરો)
ટ્રાન્સેન્ડેન્ટલ ટીચિંગ્સ ઑફ પ્રહ્‌લાદ મહારાજ (શ્રી પ્રહ્‌લાદ મહારાજનો દિવ્ય ઉપદેશ)
કૃષ્ણ, ધ રિઝર્વોઈર ઑફ પ્લેઝર (આનંદસરોવર શ્રીકૃષ્ણ)
લાઈફ કમ્સ ફ્રૉમ લાઈફ (જીવન જીવનમાંથી જન્મે છે)
બિયૉન્ડ બર્થ ઍન્ડ ડેથ (જન્મ અને મૃત્યુને પેલે પાર)
ઑન ધ વે ટુ કૃષ્ણ (શ્રી કૃષ્ણના પંથે)
રાજવિદ્યા (ધ કિંગ ઑફ નૉલેજ)
એલિવેશન ટુ કૃષ્ણ કૉન્શ્યસનેસ (કૃષ્ણભાવના પ્રતિ ઉન્નત પ્રયાણ)
કૃષ્ણ કૉન્શ્યસનેસ—ધ મૅચલેસ ગિફ્ટ (કૃષ્ણભાવના: એક અપૂર્વ ભેટ)
બૅક ટુ ગૉડહેડ (માસિક)

આ તમામ પુસ્તકોની સંપૂર્ણ માહિતી માટે લખો.
ભક્તિવેદાંત બૂક ટ્રસ્ટ, હરેકૃષ્ણ લૅન્ડ, જૂહુ રોડ, જૂહુ, મુંબઈ-૫૪
અથવા
ઈસ્કોન, ૭ કૈલાસ સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ—૯

